॥ श्री जिनवराय नमः ॥

શ્રી જ્ઞાતાસૂત્ર – દ્રૌપદીનો અધિકાર

# શારદા - જ્યોત

( સંવત ૨૦૩૦ના માટુંગા ચાતુર્માસનાં વ્યાખ્યાનો )

卐


પ્રવચનકાર

ખંભાત સંપ્રદાયના સ્વ. ગચ્છાધિપતિ બા. બ્ર. પૂ. રત્નચંદ્રજી
મહારાજ સાહેબના સુશિષ્યા શાસન દીપિકા પ્રખર
વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજી

સંપાદક

પૂ. બા. બ્ર. શારદાબાઈ મહાસતીજીના સુશિષ્યાઓ
તત્ત્વચિંતક પૂ. કમળાબાઈ મહાસતીજી તથા
બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી



પ્રકાશકો

પાનાચંદ ડુંગરશીભાઈ તુરખીયા – માટુંગા

અને

મોહનલાલ દીપચંદ શાહ હ. તેમના પુત્રો ( સાયન )

પુસ્તક

# શારદા જ્યોત

પ્રવચનકાર


પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી
પૂ. શારદાબાઈ મહાસતીજી


સંપાદક


પૂ. કમળાબાઈ મહાસતીજી
બા. બ્ર. પૂ. સંગીતાબાઈ મહાસતીજી



પ્રકાશક

(૧) પાનાચંદ ડુંગરશીભાઈ તુરખીયા
૨૧૮ A ભાલચંદ્ર રોડ, કીર્તિમહાલ, ત્રીજે માળે
માટુંગા, મુંબઈ ૧૯ C. R

(૨) મોહનલાલ દીપચંદ શાહ હ. તેમના પુત્રો
સાયન ( મુંબઈ ૨૨ )

મુદ્રક

મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા, નોવેલ્ટી સીનેમા પાસે
અમદાવાદ. ટે. નં. ૨૦૦૧૯

# નમ્ર નિવેદન

ખંભાત સંપ્રદાયના પ્રખર વ્યાખ્યાતા, શાસનદીપિકા, વિદુષી બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજી જેમની વાણીમાં અનોખી તેજસ્વીતા તથા ઓજસ ભર્યા છે અને જેમના નેણમાં અને વેણમાં પ્રેમ, મૈત્રી અને કરૂણાના એવાં મીઠાં ઝરણાં વહે છે કે ગમે તેવો પતિત માણસ પણ પાવન થઈ જાય, ભોગી ત્યાગી બની જાય, સંસારના કાદવ અને કીચડમાં ખૂંચેલો હોય તે બહાર નીકળી જાય. અજ્ઞાન અંધકારમાં અટવાતો હોય તો નવા પ્રકાશને પામે, ભાન ભૂલેલો હોય તો સમજણમાં આવી જાય, પથ્થર જેવો હોય તો પણ પીગળી જાય.

બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજી ૨૦૩૦નું ચાતુર્માસ કરવા માટુંગા પધાર્યા. સામાન્યતઃ બૃહદ મુંબઈમાં માટુંગાને ડોલર એરિયા એટલે સમૃદ્ધ વિસ્તાર કહેવાય છે. તે ભૌતિક રીતે તો ખૂબ સમૃદ્ધ હોવા છતાં પૂ. મહાસતીજીના આત્મસ્પર્શી આધ્યાત્મિક રસથી ભરપૂર, વ્યાખ્યાનોથી માટુંગા ધર્મક્ષેત્રે પણ ડોલર એરિયા બની રહ્યો અર્થાત્ તપ-ત્યાગ અને બ્રહ્મચર્યથી માટુંગા ક્ષેત્રે બૃહદ મુંબઈમાં મોખરે સ્થાન મેળવ્યું. પૂ. મહાસતીજીનું આ ચાતુર્માસ પણ સફળતાના શિખરની ટોચે પહોંચ્યું. એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. પર્યુષણ પર્વ દરમ્યાન પૂ. મહાસતીજીના તપ-ત્યાગ પરના જોરદાર પ્રવચનોથી આકર્ષાઈને નાની સોળ સોળ વર્ષની બાલિકાઓએ માસખમણ કર્યા. છ ઉપવાસથી લઈને ૩૨ ઉપવાસ સુધીની તપશ્ચર્યાનો આંક ૩૦૦ આવ્યો. સારી સંખ્યામાં આજીવન બ્રહ્મચર્યવ્રતના પચ્ચખાણ થયા. આ બધો પ્રતાપ પૂ. મહાસતીજીની વીતરાગવાણીનો છે. ચારે માસ સુધી પૂ. મહાસતીજીના પ્રવચનોમાં હજારોની મેદની ઉભરાતી હતી અને સૌ કોઈ પ્રવચનો સાંભળી ધન્યતા અનુભવતા હતા.

પૂ. મહાસતીજીના પ્રવચનો મુમુક્ષુજનો માટે ખૂબ ઉપયોગી ને ઉપકારી હોવાથી, તે પ્રવચનો, શ્રી સંઘની સાનિધ્યમાં "શારદા જ્યોત"ના નામથી પ્રગટ કરવામાં આવે છે. જેનો લાભ શહેરીજનો, ગ્રામ્યજનો તેમજ જૈનેતરો લઈ શકે. તદુપરાંત વિદેશમાં વસતા જૈન જૈનેતરો પણ પૂ. મહાસતીજીના વ્યાખ્યાનના પુસ્તકોનો લાભ લે છે.

"શારદા જ્યોત" ની ૩૦૦૦ નકલ છપાવવાનું અમારા સંઘે નક્કી કર્યું છે પણ પુસ્તકની એટલી બધી માંગ છે કે જે નમુના રૂપ વહેંચાઈ જશે ને એની માંગ રહ્યા જ કરશે એમ અમને લાગે છે. આ ઉપરથી એમ સમજી શકાય છે કે પૂ. મહાસતીજીની વાણીમાં કેટલું ઓજસ છે ને પ્રવચનો કેટલા લોકપ્રિય બન્યા છે!

પૂ. શારદાબાઈ મહાસતીજીએ જ્ઞાતા ધર્મકથા સૂત્રના ૧૬મા અધ્યયનમાં આવેલ દ્રૌપદીનો અધિકાર સુંદર ભાવવાહી શૈલીમાં વાંચેલ. જેમાં માન અને માયાથી આત્મા

પતનની કેટલી ઊંડી ખાઈમાં ગબડી પડે છે તેનું સુંદર વર્ણન કરેલ છે. ઉપરાંત શીલ મહાત્મ્ય પર સતી ઋષિદત્તાનું ચરિત્ર રોચક શૈલીમાં રસપ્રદ કરૂણરસથી ભરપુર મીઠી ભાષામાં સુણાવ્યું છે જે માનવીને દુઃખોની પરંપરા વચ્ચે સહનશીલતાનું અનુપમ ઉદાહરણ પૂરું પાડે છે.

આ પુસ્તકની પડતર કિંમત અત્યારના કાગળ પ્રીન્ટીંગના ખૂબ જ ભાવવધારા અંગે રૂ. ૨૨–૫૦ જેટલી થવા જાય છે. પરંતુ દાતાઓએ આપેલ સહકારના કારણે આ પુસ્તકની કિંમત માત્ર રૂ. ૭–૫૦ રાખેલ છે જેથી સૌ કોઈ તેનો લાભ લઈ શકે. આ પુસ્તકના **પ્રકાશનમાં જે જે દાતાઓએ ફાળો આપેલ છે અને જેમના સહકારથી આ મોંઘી કિંમતના પુસ્તકના પ્રકાશનમાં આગળ વધી શકાયું છે, તેઓનો હાર્દિક આભાર માનીએ છીએ.** આ પુસ્તક છપાવવાનો પ્રબંધ અમે અમદાવાદમાં કરેલ છે. નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસના માલિક શ્રી. મણીલાલ છગનલાલ શાહે ઘણા જ ટુંકા વખતમાં આ પુસ્તક છાપી આપ્યું છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ.

પુસ્તક છપાવવાનો મોટો યશ સૌરાષ્ટ્ર સ્થા. જૈન સંઘ અમદાવાદના સહમંત્રી અને ધર્મપ્રેમી શ્રી જાદવજીભાઈ મોહનલાલ શાહના ફાળે જાય છે. જેઓએ આ કાર્યમાં શરૂઆતથી અંત સુધી અમને પૂરો સહકાર આપેલ છે.

પ્રુફ સંશોધનના કાર્ય માટે સ્થા. જૈન પત્રના તંત્રી શ્રી જીવણભાઈ સંઘવીનો પણ અમે આભાર માનીએ છીએ કે જેઓએ કાળજીપૂર્વક પ્રુફો વાંચી આપ્યા છે. આ પુસ્તકમાં પ્રેસ દોષ કે દૃષ્ટિ દોષથી રહી ગયેલ ભૂલો માટે શુદ્ધિપત્રક આપેલ છે. તેમ છતાં અન્ય કોઈ ભૂલો રહેવા પામી હોય અથવા પૂ. મહાસતીજીના આશયથી વિરૂદ્ધ આશય જણાયો હોય તો તે વ્યાખ્યાનકારની ભૂલ ન સમજતાં દૃષ્ટિદોષ કે સમજફેર ગણી વાંચકો ભૂલ સુધારી લે અથવા પ્રવચનકારથી સમાધાન મેળવે એ જ અભ્યર્થના.

માટુંગા ( મુંબઈ ૧૯ )
તા. ૨૦–૭–૧૯૭૫

લિ.
શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ, માટુંગા

# આ પુસ્તકમાં સહાય આપનાર દાતાઓની યાદી

શ્રી મણીલાલ શામજીભાઈ વીરાણી
,, છગનલાલ શામજીભાઈ વીરાણી
,, ગીરજાશંકર ખીમચંદ શેઠ
,, ગંભીરચંદ ઉમેદચંદ શાહ
,, ચુનીલાલ મુલજીભાઇ મોટાણી
,, જયંતીલાલ અમૃતલાલ શાહ
,, ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ
,, શીવલાલ ગુલાબચંદ શેઠ
,, ધરમચંદ દેવચંદ પોપટાણી
,, તારાચંદ દીપચંદ અવલાણી
,, કેશવલાલ અમૃતલાલ પારેખ
,, જીવણલાલ ઓધવજી બાખડા
,, નાથાલાલ માણેકચંદ પારેખ
,, રસીકલાલ પ્રભાશંકર શેઠ
,, સકરીબેન પાનાચંદ શેઠ
,, ગીરજાશંકર ઉમીયાશંકર મહેતા
,, જાદવજી ઓધડભાઇ શાહ હ. ચીમનભાઈ
,, રમણીકલાલ શાંતિલાલ શાહ
,, અમુલખ અમીચંદ શાહ
,, છબીલદાસ અમૃતલાલ શાહ
,, અજવાળીબેન રતીલાલ શીવલાલ
,, ચીમનલાલ પ્રેમચંદ ગોપાણી હ. ગુણવંતરાય
,, પરમાણંદ માણેકચંદ મહેતા
,, ભુપતરાય હિંમતલાલ પારેખ
,, માણેકલાલ મગનલાલ બગડીયા

પતનની કેટલી ઊંડી ખાઈમાં ગબડી પડે છે તેનું સુંદર વર્ણન કરેલ છે. ઉપરાંત શીલ મહાત્મ્ય પર સતી ઋષિદત્તાનું ચરિત્ર રોચક શૈલીમાં રસપ્રદ કરૂણરસથી ભરપુર મીઠી ભાષામાં સુણાવ્યું છે જે માનવીને દુઃખોની પરંપરા વચ્ચે સહનશીલતાનું અનુપમ ઉદાહરણ પૂરું પાડે છે.

આ પુસ્તકની પડતર કિંમત અત્યારના કાગળ પ્રીન્ટીંગના ખૂબ જ ભાવવધારા અંગે રૂ. ૨૨–૫૦ જેટલી થવા જાય છે. પરંતુ દાતાઓએ આપેલ સહકારના કારણે આ પુસ્તકની કિંમત માત્ર રૂ. ૭–૫૦ રાખેલ છે જેથી સૌ કોઈ તેનો લાભ લઈ શકે. આ પુસ્તકના **પ્રકાશનમાં જે જે દાતાઓએ ફાળો આપેલ છે અને જેમના સહકારથી આ મોંઘી કિંમતના પુસ્તકના પ્રકાશનમાં આગળ વધી શકાયું છે, તેઓનો હાર્દિક આભાર માનીએ છીએ.** આ પુસ્તક છપાવવાનો પ્રબંધ અમે અમદાવાદમાં કરેલ છે. નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસના માલિક શ્રી. મણીલાલ છગનલાલ શાહે ઘણા જ ટુંકા વખતમાં આ પુસ્તક છાપી આપ્યું છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ.

પુસ્તક છપાવવાનો મોટો યશ સૌરાષ્ટ્ર સ્થા. જૈન સંઘ અમદાવાદના સહમંત્રી અને ધર્મપ્રેમી શ્રી જાદવજીભાઈ મોહનલાલ શાહના ફાળે જાય છે. જેઓએ આ કાર્યમાં શરૂઆતથી અંત સુધી અમને પૂરો સહકાર આપેલ છે.

પ્રુફ સંશોધનના કાર્ય માટે સ્થા. જૈન પત્રના તંત્રી શ્રી જીવણભાઈ સંઘવીનો પણ અમે આભાર માનીએ છીએ કે જેઓએ કાળજીપૂર્વક પ્રુફો વાંચી આપ્યા છે. આ પુસ્તકમાં પ્રેસ દોષ કે દૃષ્ટિ દોષથી રહી ગયેલ ભૂલો માટે શુદ્ધિપત્રક આપેલ છે. તેમ છતાં અન્ય કોઈ ભૂલો રહેવા પામી હોય અથવા પૂ. મહાસતીજીના આશયથી વિરૂદ્ધ આશય જણાયો હોય તો તે વ્યાખ્યાનકારની ભૂલ ન સમજતાં દૃષ્ટિદોષ કે સમજફેર ગણી વાંચકો ભૂલ સુધારી લે અથવા પ્રવચનકારથી સમાધાન મેળવે એ જ અભ્યર્થના.

**માટુંગા ( મુંબઇ ૧૯ )**
તા. ૨૦–૭–૧૯૭૫

લિ.
**શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ, માટુંગા**

# આ પુસ્તકમાં સહાય આપનાર દાતાઓની યાદી

શ્રી મણીલાલ શામજીભાઈ વીરાણી
,, છગનલાલ શામજીભાઈ વીરાણી
,, ગીરજાશંકર ખીમચંદ શેઠ
,, ગંભીરચંદ ઉમેદચંદ શાહ
,, ચુનીલાલ મુલજીભાઇ મોટાણી
,, જયંતીલાલ અમૃતલાલ શાહ
,, ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ
,, શીવલાલ ગુલાબચંદ શેઠ
,, ધરમચંદ દેવચંદ પોપટાણી
,, તારાચંદ દીપચંદ અવલાણી
,, કેશવલાલ અમૃતલાલ પારેખ
,, જીવણુલાલ ઓધવજી બાખડા
,, નાથાલાલ માણેકચંદ પારેખ
,, રસીકલાલ પ્રભાશંકર શેઠ
,, સકરીબેન પાનાચંદ શેઠ
,, ગીરજાશંકર ઉમીયાશંકર મહેતા
,, જાદવજી ઓઘડભાઇ શાહ હ. ચીમનભાઈ
,, રમણીકલાલ શાંતિલાલ શાહ
,, અમુલખ અમીચંદ શાહ
,, છબીલદાસ અમૃતલાલ શાહ
,, અજવાળીબેન રતીલાલ શીવલાલ
,, ચીમનલાલ પ્રેમચંદ ગોપાણી હ. ગુણવંતરાય
,, પરમાણુંદ માણેકચંદ મહેતા
,, ભુપતરાય હિંમતલાલ પારેખ
,, માણેકલાલ મગનલાલ બગડીયા

શ્રી શાન્તિલાલ ભીમજી બાવીસી
,, જીવણલાલ પદમશી સંઘવી
,, પ્રતિમાબહેન દિલીપકુમાર કેશવલાલ પારેખ
,, ધરમશી માધવજી ઝોબાળીયા
,, દલીચંદ કરસનજી કામદાર
,, ઉજમશી કચરાભાઈ શાહ હ. પ્રેમચંદભાઈ
,, ચીમનલાલ હીરાચંદ સાણંદવાળા
,, સોમચંદ જેઠાભાઈ શાહ
,, તારાચંદ વીરચંદ બદાણી
,, નીમચંદ ઠાકરશી શાહ
,, પ્રેમચંદ લક્ષ્મીચંદ દોઢીવાળા
,, વાડીલાલ કપુરચંદ દલાલ
,, હીરાચંદ રૂગનાથ બાટવીયા

# ધર્મપ્રેમી શ્રી પાનાચંદભાઇ ડુંગરશીભાઈ તુરખીયાનો
# પ્રેરક પરિચય

સખાવતી, ઉદારદિલ, ધર્મપ્રવૃત્તિ પ્રત્યે ભારે અભિરુચિ ધરાવનાર, હરકોઈ ઉપયોગી ક્ષેત્રમાં પોતાના દાનનો પ્રવાહ નિરભિમાનપણે વહેવડાવનાર એવા પાનાચંદભાઈ સુરેન્દ્રનગર, મુંબઈ ઉપરાંત અનેક સ્થળોમાં આદરપાત્ર બનેલ છે.

તેઓશ્રી નાની ઉંમરે મુંબઈમાં વ્યવસાય માટે હાથે પગે આવ્યા. અને પોતાના સાહસિક સ્વભાવે ધીરે ધીરે આર્થિક ક્ષેત્રે ઘણા આગળ વધ્યા. તેમણે વ્યાપારમાં જેવી સિદ્ધિ પ્રાપ્ત કરી તેવીજ સિદ્ધિ સામાજિક સેવાના ક્ષેત્રે પણ હાંસલ કરી છે.

શ્રી પાનાચંદભાઇને જયારે જુઓ ત્યારે તેમનો હસમુખો ચહેરો જોવા મળશે. વાણીમાં વિનમ્રતા અને સ્વભાવમાં સહિષ્ણુતા એ તેમના વિશિષ્ઠ ગુણો છે. તેઓ વર્ષો પહેલાં રૂ, ચાંદી અને શેર બજારમાં સારું કમાયા. તેઓ ઉપાર્જિત દ્રવ્યનો સામાજિક ધાર્મિક ક્ષેત્રે સતત્ સદ્ઉપયોગ કરી રહેલ છે. તેમની પાસે કોઈપણ જાહેર ફાળો આવે તો તેમણે કદી ના પાડી નથી એ તેમની ઉદારતાનું ઉદાહરણ છે. ઉપાશ્રય, બોર્ડિંગ, ભોજન શાળા, પુસ્તકાલય, લોન સ્કોલરશીપ, દવાખાના, અનાજ રાહત, પાણીની પરબો, દીક્ષામહોત્સવો વગેરે ભાગ્યેજ એવા ક્ષેત્રો હશે કે જયાં શ્રી પાનાચંદભાઈની દાનસરવાણી ફુલ ને ફૂલની પાંખડી રૂપ નહિ પહોંચી હોય. દા. ત.

બોટાદ સ્થા જૈન છાત્રાલયને રૂ. ૧૧,૧૧૧ લાયબ્રેરી માટે. પાલીતાણા શ્રાવિકાશ્રમ, લીંબડીની મૂર્તિપૂજક બોર્ડિંગ, વ્યાયામ શાળા, મુંબઈમાં જૈન ઉદ્યોગગૃહ, શીવણવર્ગ, ટાઈપ વિભાગ, ફ્રી પુસ્તકો તથા મુંબઈની જીવદયા મંડળી, અંધેરી ઈસ્ટિવેસ્ટમાં દવાખાનું; રાણપુર હોસ્પીટલમાં પેથોલોજી વિભાગ, શંખેશ્વરમાં જૈન ભોજનશાળા; અગાસી તીર્થમાં ભાતુ, વગડીયા, કુકડા, શેખપર, વિરમગામના ઉપાશ્રયો વગેરે અનેકવિધ સ્થળોમાં તેમણે પોતાનો દાન પ્રવાહ વહેવડાવ્યો છે.

સ્વ વતન સુરેન્દ્રનગરમાં પોષધશાળા અને તેમના માતુશ્રીનું સ્મૃતિમંદિર, તથા વીંછીયા દેરાસરમાં પણ તેમની દાનભક્તિ તરી આવે છે. તેમની ધર્મશ્રદ્ધા ઘણી પ્રશંસનીય છે. આજે તેઓ ૩૬ વર્ષથી નિરંતર ચૌવિહાર કરે છે. શ્રી પાનાચંદભાઈના ધર્મપત્ની શ્રીમતી કંચનબહેનનો અને તેમના સુપુત્રોનો આ બધાં દાનો માટે પ્રેરણાનો ઓછો ફાળો નથી.

બા. બ્ર. પ્રખર વ્યાખ્યાતા પૂ. શારદાબાઈ મહાસતીજીના આ પુસ્તક (શારદા જયોત)ના પ્રકાશનમાં શ્રી પાનાચંદ ભાઇએ રૂ. પાંચ હજારનો ઉમદા ફાળો આપ્યો છે.

તેમની દાનવૃત્તિ દિન પ્રતિદિન વિકસિત રહ્યા કરે એ ભાવના ! !

## પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીની

## ૩૬ મી દીક્ષા જયંતી પ્રસંગે માટુંગામાં ગવાયેલ ગીત

(રાગ :- પ્રભુ તારું ગીત મારે ગાવું છે.)

સુવર્ણ દીક્ષા દિન આજે છે,
શારદાબાઈ સ્વામી જેનું નામ જ છે..........સુવર્ણ દીક્ષા દિન..........

વાડીભાઈની વાડીમાં ગુલાબ ખીલ્યું, સકરીબહેનના સંસ્કારનું સિંચન મળ્યું,
સાણંદ શહેરનું રત્ન રે..........સુવર્ણ દીક્ષા..........

રત્નચંદ્ર ગુરૂજી મહાપ્રતાપી, સાણંદ શહેરમાં ચાતુર્માસ પધારી,
શારદાબાઈ સ્વામીને વૈરાગ્ય આવે..........સુવર્ણ દીક્ષા..........

વિરતીનું સુંદર વાવેતર કરી, પાર્વતીબાઈ સ્વામીની શીતળ છાયા મળી,
સોળમા વર્ષે સંયમ ધરે..........સુવર્ણ દીક્ષા..........

વૈશાખ સુદ છઠ્ઠના મંગલ પ્રભાતે, રત્નચંદ્ર ગુરૂજી સંયમ રત્ન આપે,
ખંભાત સંપ્રદાયનું પુષ્પ ખીલે..........સુવર્ણ દીક્ષા..........

રત્નચંદ્ર ગુરૂજીનું રત્ન પ્રકાશ્યું, ખંભાત સંપ્રદાયને રોશન કર્યું,
ગુરૂજીનું નામ ઉજ્જવલ કર્યું..........સુવર્ણ દીક્ષા..........

જ્ઞાન દર્શનની જ્યોત જગાવી, ચારિત્ર તેજે જીવન ઝળકાવી,
દેશોદેશમાં સૌરભ ફેલાવે..........સુવર્ણ દીક્ષા..........

ગુરૂણી મારા પરમ ઉપકારી, જીવન નૈયાના સાચા સુકાની,
તારક ગુરૂણી સદ્‌ભાગ્યે મળ્યા..........સુવર્ણ દીક્ષા..........

શારદાબાઈ સ્વામી શાસનના દીવા, ચીરંજીવી કરો શાસન સેવા,
અમીરસ વાણી વરસાવનારા..........સુવર્ણ દીક્ષા..........

ગુરૂણી અમારા આંખના તારા, જૈન શાસનના મોંઘેરા હીરા,
જુગ જુગ જીવો ગુરૂણી મારા..........સુવર્ણ દીક્ષા..........

માટુંગા સંઘમાં આનંદ આજે, કાંતીઋષી માટુંગા બિરાજે,
૩૬ મી દીક્ષા જયંતી ઉજવે..........સુવર્ણ દીક્ષા દિન..........

વ્યાખ્યાતા આચાર્યશ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબને ખબર પડી કે વાડીલાલભાઈ શ્રાવકનું કન્યારત્ન દીક્ષા લેવાના ભાવ રાખે છે, તેથી તેમણે શારદાબહેનને બોલાવીને કસોટી કરી.

"બહેન! સંયમમાર્ગે વિચરવું કઠીન છે. સંયમ ખાંડાની ધાર છે. સંસારના સુખો છોડવા સહેલાં નથી. બાવીસ પરિષહો સહન કરવા મુશ્કેલ છે. બહેન! તારી ઉંમર સાવ છોટી છે. આત્મોન્નતિનો માર્ગ ઘણી સાધના માગી લે છે. તમે આ બધું કરી શકશો? માતા પિતાની શીતળ છાંય છોડી શકશો? માતાપિતા રજા આપશે?" જુઓ વૈરાગી શારદાબહેનનો જવાબ પણ કેવો વૈરાગ્યભર્યો છે? તેમણે કહ્યું "ગુરૂદેવ! મારી સંપૂર્ણ તૈયારી છે. અંતરના ઊંડાણનો અંતરંગ વૈરાગ્યનો આ રણકાર હતો. જેને મન સંસાર એક અનર્થની ખાણ છે અને જેને છોડવું છે તેને કોણ રોકનાર છે? ક્ષણિક જીવનમાંથી આત્મપ્રકાશ લેવાની મારી અહોનિશ ભાવના છે."

પૂ. ગુરૂદેવને ખાત્રી થઈ કે ખરેખર આ કન્યારત્ન દીક્ષા લઈ જૈનસમાજને અજવાળશે, સંપ્રદાયની શાન વધારશે ને શાસનની શોભા કરશે. આ ચાતુર્માસની અંદર વૈરાગી શારદાબહેને વધુ દૃઢતાથી અને વધુ સમય મેળવીને ધાર્મિક અભ્યાસ શરૂ કરી દીધો. ટૂંક સમયમાં દશવૈકાલિક, ઉત્તરાધ્યયન સૂત્ર અને ઘણા થોકડા કંઠસ્થ કર્યા.

**દૃઢ વૈરાગી શારદાબહેનની કસોટી** :- એક બાજુ શારદાબહેન વૈરાગ્ય પંથે જવામાં આગેકૂચ કરી રહ્યા હતા ત્યારે બીજી બાજુ માતાપિતા તેમના સગપણ માટે વાતો કરતા હતા. વૈરાગ્ય અને સંસારનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. શારદાબહેને દૃઢતાપૂર્વક જણાવી દીધું કે મારા સગપણની વાતો કરશો નહિ. આ સાંભળી માતા-પિતાને ઘણું દુઃખ થયું. માતાપિતાએ અન્નજળનો ત્યાગ કરવાની ધમકી પણ આપી. પણ જેનું મન વૈરાગ્યમાં રમી રહ્યું છે, જેની રગેરગે વૈરાગ્યનો સ્રોત વહી રહ્યો છે, જેના ચિત્તડામાં ચારિત્રમાર્ગની ચટપટી લાગેલી છે એવા દૃઢ વૈરાગીને શી અસર થાય? આખરે માતાપિતાએ કહ્યું કે અત્યારે સોળ વર્ષની ઉંમરે નહિ પણ એકવીસ વર્ષની ઉંમરે દીક્ષા માટે રજા આપીશું. પરંતુ શારદાબહેન સોળ વર્ષની ઉંમરે દીક્ષા લેવામાં જ મક્કમ હતા. તેમણે કહ્યું કે "સત્તર વર્ષના વિમળાબહેનના મૃત્યુને કોઈ રોકી શક્યું નહિ તો આ જિંદગીનો શો ભરોસો છે? મારું મન વૈરાગ્યના રંગે રંગાયેલું છે. તેમાંથી પીછેહઠ થનાર નથી." અંતે માતા, પિતા, સગાવહાલા, કુટુંબીજનોને જણાયું કે શારદાના વિચારો દૃઢ છે આથી રાજીખુશીથી દીક્ષાની આજ્ઞા આપી.

**શારદાબહેનનો ભાગવતી દીક્ષા મહોત્સવ** :- સંવત ૧૯૯૬ના વૈશાખ સુદ છઠ્ઠ ને સોમવારે સાણંદમાં જ તેમના (માતાપિતાના) ઘેરથી ભવ્ય રીતે ખૂબ ધામધૂમથી

શારદાબહેનનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. દીક્ષાવિધિ પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબે કરાવી. ગુરૂદેવ પૂ. રત્નચંદ્રજી મહારાજ અને ગુરૂણી પૂજ્ય પાર્વતીબાઈ મહાસતીજીના શિષ્યા તરીકે તેમને જાહેર કર્યા. શારદાબહેન તથા સાણંદના બીજા બહેન જીવીબહેનની દીક્ષા સાથે થઈ. તે બંનેને મહાસતીજી પૂ. પાર્વતીબાઈ મ.સ.ના શિષ્યાઓ તરીકે જાહેર કરવામાં આવ્યા. જીવીબહેનનું નામ જશુબાઈ મહાસતીજી રાખવામાં આવ્યું અને શારદાબહેનનું નામ બા. બ્ર. શારદાબાઈ મહાસતીજી રાખવામાં આવ્યું. વૈરાગ્ય અને વેવિશાળ વચ્ચેની પાતળી રેખા વિલીન થઈ ગઈ અને વૈરાગ્ય વિજયી બન્યો.

તેમના પૂજ્ય પિતાશ્રી વાડીલાઈ અને માતુશ્રી સકરીબહેન, ભાઈશ્રી નટવરભાઈ, બાબુલાલભાઈ, ભાભી અ. સૌ. નારંગીબહેન, તથા અ. સૌ. ઇન્દીરાબહેન તથા બહેનો અ. સૌ. ગંગાબહેન, અ. સૌ. શાન્તાબહેન, અ. સૌ. હસુમતીબહેન બધા ધર્મપ્રેમી છે અને સંસ્કારી કુટુંબ છે. સાણંદમાં તેમને કાપડનો સારો વહેપાર છે. શારદાબાઈ મહાસતીજીના સંસારી પિતા શ્રીયુત વાડીલાલ છગનલાલ શાહ સંવત ૨૦૨૧ના વૈશાખ સુદ ચોથ ને મંગળવાર તા. ૪-૫-૬૫ના રોજ સાણંદ મુકામે પહેલી વખતના હાર્ટ-ફેલના હુમલાથી અવસાન પામ્યા છે. મૃત્યુની અંતિમ ઘડી સુધી વિશુદ્ધ ભાવો અને મન ધર્મધ્યાનમાં રહ્યું હતું. તેઓશ્રી અને તેમના ધર્મપત્ની તથા પુત્રો, પુત્રવધૂઓ અને પુત્રીઓ બધા મહાસતીજીની સાનિધ્યમાં જેટલા દિવસ રહે તેટલા દિવસ ધર્મ-ધ્યાનમાં વ્યતીત કરતા અને જ્યારે પૂ. મહાસતીજીના દર્શન કરવા આવે ત્યારે શુભ ખાતામાં સારી રકમ ભેટ આપતા.

પૂજ્ય શારદાબાઈ મહાસતીજી મુંબઈથી વિહાર કરી સંવત ૨૦૨૩માં દેશમાં પધાર્યા ત્યારે વિહાર કરતાં કરતાં સંવત ૨૦૨૫માં સાણંદ પધાર્યા. તે વખતે તેમના સંસારી માતુશ્રી સકરીબહેનની તબિયત હાર્ટની ટ્રબલ અને ડાયાબીટીસના કારણે નરમ હતી. અસહ્ય દર્દમાં પણ તેમની સમતા ગજબ હતી. સકરીબહેનના પુત્રો, પુત્રવધૂઓ તથા પુત્રીઓએ તેમની પ્રેમથી અને લાગણીથી જે સેવા કરી છે તે આજના સંતાનો બોધપાઠ લઈ શકે. પૂ. મહાસતીજી જ્યારે સાણંદથી વિહાર કરવાના હતા ત્યારે તેમના સંસારી માતુશ્રી સકરીબહેને કહ્યું કે મહાસતીજી ! આપ ભાવનગર ચાતુર્માસ પધારશો. પછી હવે હું આપના દર્શન નહિ કરી શકું. મારા માટે આપના આ છેલ્લાં દર્શન છે. ત્યારે મહાસતીજીએ કહ્યું કે તમે આમ કેમ બોલો છો ? ત્યારે તેમણે કહ્યું. હવે આ નશ્વર દેહનો ભરોસો નથી. માટે મને ધર્મ-આરાધના કરાવો. પૂ. મહાસતીજી પાસે એક મહીના સુધી સતત શાસ્ત્ર વાંચન સાંભળ્યું. ઘણા પચ્ચખાણ લીધા અને અનેક રીતે પોતાના આત્માની સાધનામાં જોડાવા લાગ્યા. ત્યારપછી પૂ. મહાસતીજીએ ભાવનગર

તરફ વિહાર કર્યો. પછી સંવત ૨૦૨૫ના અષાડ સુદ ૧૧ના રોજ વી. એસ. હોસ્પિ-તાલમાં સાંજના પાંચ વાગે સાગારી સંથારો કરી સમતાભાવે આત્મસાધનામાં મસ્ત રહી, સૌને રડતા મૂકી આ નશ્વર દેહનો તેમણે ત્યાગ કર્યો.

**સંયમી જીવનમાં પ્રગતિ :–** દીક્ષા જીવનની શરૂઆતમાં મહાસતીજી શારદાબાઈ સ્વામીનો ધાર્મિક શાસ્ત્ર-અભ્યાસનો પુરૂષાર્થ પ્રબળ બન્યો. પૂ. ગુરૂદેવ અને પૂ. ગુરૂણીની શીતળ છત્રછાયામાં પૂ. મહાસતીજીએ ઘણું આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. શાસ્ત્રોનું વાંચન કર્યું. સંસ્કૃત-પ્રાકૃત ભાષાનું જ્ઞાન મેળવ્યું. આ જ્ઞાનનો બીજાને લાભ આપતા અલ્પ સમયમાં જ પ્રતિભાશાળી અને વિદુષી તથા પ્રખર વ્યાખ્યાતા તરીકે પૂ. શારદાબાઈ મહાસતીજી ખ્યાતિ પામ્યા.

પૂ. વિદુષી મહાસતીજી જ્યારે વ્યાખ્યાન આપે છે ત્યારે માત્ર વિદ્વતા નહિ પણ આત્માના ચૈતન્યની વિશુદ્ધિનો રણકાર તેમના અંતરના ઊંડાણમાંથી આવે છે. ધર્મના, તત્ત્વના શબ્દાર્થ, ભાવાર્થ, ગુઢાર્થને એવી ધીરગંભીર અને પ્રભાવક શૈલીમાં વિવિધ દૃષ્ટાંતોથી સંભળાવે છે કે શ્રોતાવૃંદ તેમાં તન્મય, ચિન્મય બની જાય છે. અને અપૂર્વ શાંતિથી શારદા સુધાનું રસપાન કરે છે. બાલ બ્રહ્મચારી, વિદુષી, પ્રખર વ્યાખ્યાતા શ્રી શારદાબાઈ મહાસતીજીની વાણીમાં આત્માનો અંતરધ્વનિ આવે છે. અને તે ધ્વનિએ અનેક જીવોને પ્રતિબોધ પમાડયો છે. સુષુપ્ત આત્માઓને ઢંઢોળીને સંયમ માર્ગે દોર્યા છે. ભગવાન મહાવીરના ચાર તીર્થમાંના સાધ્વીતીર્થની સરિતા જ્યારે એના અંતરના નિર્મળ નીરનો (ઉદ્ગારોનો) પ્રવાહ વહેવડાવે છે ત્યારે શ્રોતાવૃંદ એમાં ભીંજાઈ જાય છે અને તપ-ત્યાગ તથા સંયમના માર્ગે જવા પ્રેરાય છે.

**સંયમી જીવનની વિહારયાત્રા :–** અત્યાર સુધીના ૩૫ વર્ષના સંયમી જીવનમાં પૂ. મહાસતીજીનો વિહાર ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રમાં થયો છે. સૌરાષ્ટ્રમાં રાજકોટ, ભાવનગર, ગોંડલ, જેતપુર, જુનાગઢ, જામનગર, સાવરકુંડલા, ધારી, બગસરા, બોટાદ, પાળીયાદ, લીંબડી, વાંકાનેર, થાનગઢ, સૂળી, સાયલા, વઢવાણ, સુરેન્દ્રનગર, જોરાવરનગર, ચૂડા, ધ્રાંગધ્રા વિગેરે સ્થળોમાં તેમના વિહારથી અને તેમના ઉપદેશથી ઘણા આત્માઓએ આજીવન બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરેલ છે. અને સંખ્યાબંધ વ્રત-પચ્ચખાણો થયેલ છે. મહારાષ્ટ્ર પ્રદેશમાં લોનાવાલા, પુના, ઘોડનદી, અહમદનગર; નાસિક, ઈગતપુરી; શ્રીરામપુર; લાસલગાંવ વિગેરે સ્થળોનો શેષકાળ વિહાર કર્યો છે, અને તેમના ઉપદેશથી આ પ્રદેશોમાં અપૂર્વ ધર્મજાગૃતિ આવી છે. ગુજરાતમાં અમદાવાદ; ખંભાત, સાણંદ, સુરત, સાબરમતી, ખેડા વિગેરે ક્ષેત્રોને ચાતુર્માસનો લાભ આપ્યો છે.

પૂ. મહાસતીજીના પ્રતિબોધથી અઢાર બહેનોએ વૈરાગ્ય પામીને તેમની પાસે

રહી હતી. એટલે કાંદાવાડી માટુંગા આદિ સંઘોની વિનંતી અવારનવાર ચાલુ રહી હતી તેથી મુંબઈ સંઘની આગ્રહભરી વિનંતીને માન આપી છ વર્ષમાં પૂ. મહાસતીજીને ફરી વાર મુંબઈ આવવાનું બન્યું ને જનતાના દિલ આનંદથી ઉભરાયા. વાંચકો ! આપ આ ઉપરથી સમજી શકશો કે પૂ. શારદાબાઈ મહાસતીજીએ મુંબઈ નગરીની જનતાના દિલનો પ્રેમ કેટલો સંપાદન કર્યો હશે !

સંવત ૨૦૨૯માં કાંદાવાડી સંઘની આગ્રહભરી વિનંતીને માન આપી પૂ. મહાસતીજીએ કાંદાવાડી ચાતુર્માસ કર્યું. તે ચાતુર્માસમાં મહાસતીજીએ માત્ર બૃહદ્ મુંબઈમાં નહિ પણ સારાયે ભારતમાં દાન, શીલ અને તપમાં અજોડ અને અભૂતપૂર્વ વિક્રમ સ્થાપ્યો. ખંભાત સંપ્રદાયનો, ભગવાન મહાવીરનો અને શાસનનો જયજયકાર કર્યો. પર્વાધિરાજ પર્યુષણ પર્વ દરમ્યાન દાનમાં જુદી જુદી જનકલ્યાણની, માનવતાની અને સહધર્મીવાત્સલ્યની પ્રવૃત્તિઓ માટે રૂ. ૧૦ લાખ ભેગા થયા. તપશ્ચર્યા ૪૫ ઉપવાસથી છકાઈ સુધીની સંખ્યા ૫૦૦ ઉપર પહોંચી. આ રીતે સતીજીના સત્‌ના પ્રભાવે કાંદાવાડીનું ચાતુર્માસ અભૂતપૂર્વ બની ગયું.

સં. ૨૦૩૦માં માટુંગા શ્રી સંઘની આગ્રહભરી વિનંતીને માન આપી પૂ. મહાસતીજી માટુંગા ચાતુર્માસ પધાર્યા. પૂ. મહાસતીજીના પ્રભાવશાળી પ્રવચનથી માનવના હૃદયમાં એવું અનોખું આકર્ષણ થાય છે કે જેથી ચાતુર્માસના પાંચે માસમાં વ્યાખ્યાન હોલ હરહંમેશ ચિક્કાર ભરાયેલો રહ્યો છે. પૂ. મહાસતીજીના દાન-શિયળ-તપ અને ભાવના પરના જોરદાર પ્રવચનોથી માટુંગા શ્રીસંઘમાં તપશ્ચર્યાના પૂર આવ્યા હતા. છ ઉપવાસથી લઈને ૩૨ ઉપવાસ સુધીની સંખ્યાનો આંક ૨૭૫ ઉપર પહોંચ્યો હતો. સોળ સોળ વર્ષની બાલિકાઓએ માસખમણની ઉગ્ર સાધના કરી હતી. દાનવીરોએ દાનનો વરસાદ વરસાવ્યો. તપસ્વીઓએ તપશ્ચર્યા કરી. નવ ભાઈ બહેનોએ સજોડે આજીવન બ્રહ્મચર્યવ્રતની પ્રતિજ્ઞા કરી. આ બધો પ્રભાવ અને યશ પૂ. મહાસતીજીના ફાળે જાય છે. આ વખતનું ચાતુર્માસ માટુંગાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાશે.

વિશેષ આનંદની વાત એ છે કે આપણા પરમ પિતા પ્રભુ મહાવીરની ૨૫૦૦મી નિર્વાણ શતાબ્દિ ઉજવવાનો અદ્‌ભૂત, અનુપમ અવસર પણ પૂ. મહાસતીજીના ચાતુર્માસમાં પ્રાપ્ત થયો. આ પ્રસંગે પૂ. મહાસતીજી ભગવાન મહાવીર સ્વામીના જીવન પ્રસંગો નિત્ય નૂતન શૈલીમાં સમજાવતા ત્યારે શ્રોતાજનોના દિલ હચમચી જતા. અને અઠ્ઠમ-છઠ્ઠ આદિ તપ, ત્યાગ, ધ્યાન આદિ અનેક રીતે સુંદર આરાધનાપૂર્વક એ પ્રસંગની માટુંગામાં ઉજવણી થઈ હતી. આયંબીલ, ઉપવાસ, એકટાણા થઈને કુલ ૫૦૦૦ (પાંચ હજાર) પચ્ચખાણ થયા હતા. આ નિર્વાણ શતાબ્દિ ઉજવવામાં પૂ. મહાસતીજીનો ઘણો પુરુષાર્થ હતો.

પૂ. મહાસતીજીના માટુંગા (પ્રથમ) ચાતુર્માસના વ્યાખ્યાનો શારદાસુધા ભાગ ૧–૨ જેની પ્રત ૮૫૦૦, દાદર ચાતુર્માસના વ્યાખ્યાનો શારદા સંજીવની ભાગ ૧–૨–૩ જેની પ્રત ૬૦૦૦; ઘાટકોપરના વ્યાખ્યાનો શારદા માધુરી ભાગ ૧–૨–૩ જેની પ્રત ૬૦૦૦; રાજકોટ ચાતુર્માસના વ્યાખ્યાનો શારદા પરિમલ ભાગ ૧–૨–૩ સંયુક્ત તેની પ્રત ૨૦૦૦; અમદાવાદ ચાતુર્માસના વ્યાખ્યાનો શારદા સૌરભ ભાગ ૧–૨–૩ પ્રત ૬૦૦૦, મુંબઇ કાંદાવાડી ચાતુર્માસના વ્યાખ્યાનો 'શારદા સરિતા' પ્રત ૩૦૦૦ આટલા પુસ્તકો પૂ. મહાસતીજીના વ્યાખ્યાનના બહાર પડ્યા છે અને તે બધા પુસ્તકો ખલાસ થઇ ગયા છે. જેમ જેમ પુસ્તકો બહાર પડતા ગયા તેમ તેમ જનતાનું આકર્ષણ વધતું ગયું. વાંચકોને આ ઉપરથી ખ્યાલ આવતો હશે કે પૂ. મહાસતીજીના વ્યાખ્યાનોનું કેટલું આકર્ષણ છે! જે પુસ્તકો ખલાસ થઈ ગયા છે તેની એટલી બધી માંગણી છે કે કદાચ ફરીને બહાર પાડવા પડશે.

પૂ. મહાસતીજીના સંવત ૨૦૩૦ના માટુંગા (દ્વિતીય)ના ચાતુર્માસના વ્યાખ્યાનો "શારદા જ્યોત" (ભા. ૧–૨–૩ સંયુક્ત) નામથી ૩૦૦૦ નકલો પ્રકાશિત થતાં તેઓનાં વ્યાખ્યાન પુસ્તકોમાં એક વધુ વ્યાખ્યાન સંગ્રહનો ઉમેરો થાય છે એ આપણા સમાજ માટે સદ્‌ભાગ્યનો વિષય છે.

આ બધો પ્રભાવ બા. બ્ર. વિદુષી પ્રખર વ્યાખ્યાતા પૂ. શારદાબાઇ મહાસતીજીનો છે.

સંવત ૨૦૩૧ના વૈશાખ સુદ છઠના પવિત્ર દિવસે પૂ. મહાસતીજીના સંયમી જીવનના ૩૫ વર્ષ પૂરા થયા છે. બા. બ્ર. વિદુષી પૂ. મહાસતીજીની સંયમ–યાત્રાની આ રજતજયંતિ આપણને સૌને આધ્યાત્મિક માર્ગે જવા દીવાદાંડી રૂપ બની રહો.

પૂ. મહાસતીજીના ચરણકમળમાં અમારા કોટી કોટી વંદન હો.

---

## ખંભાત સંપ્રદાયના સ્વ. પૂજ્ય ગચ્છાધિપતિ ૧૦૦૮ બા. બ્ર. પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ સાહેબના શિષ્યામંડળની નામાવલી

| મહાસતીજીનું નામ | જન્મસ્થળ અને દીક્ષા સ્થળ | દીક્ષા સંવત | માસ તિથિ વાર |
|---|---|---|---|
| ૧. બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજી | સાણંદ | ૧૯૯૬ | વૈશાખ સુદ ૬ સોમવાર |
| ૨. સુભદ્રાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૦૮ | ચૈત્ર સુદ ૧૦ શુક્રવાર |
| ૩. ઈન્દુબાઈ મહાસતીજી | સુરત દીક્ષાસ્થળ નાર | ૨૦૧૧ | અષાઢ સુદ ૫ ગુરૂવાર |
| ૪. બા. બ્ર. વસુબાઈ મહાસતીજી | વીરમગામ | ૨૦૧૩ | માગશર સુદ ૫ શુક્રવાર |
| ૫. બા. બ્ર. કાન્તાબાઈ મહાસતીજી | સાણંદ | ૨૦૧૩ | માગશર સુદ ૧૦ ગુરૂવાર |
| ૬. સદ્‌ગુણાબાઈ મહાસતીજી | લખતર | ૨૦૧૩ | મહા સુદ ૬ બુધવાર |
| ૭. બા. બ્ર. ઈન્દીરાબાઈ મહાસતીજી | સુરત | ૨૦૧૪ | માગશર સુદ ૬ બુધવાર |
| ૮. શાન્તાબાઈ મહાસતીજી | મોડાસર દીક્ષાસ્થળ નાર | ૨૦૧૪ | મહા વદ ૭ સોમવાર |
| ૯. કમળાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૧૪ | વૈશાખ સુદ ૬ શુક્રવાર |
| ૧૦. સ્વ. તારાબાઈ મહાસતીજી | સાબરમતી | ૨૦૧૪ | અષાડ સુદ ૨ ગુરૂવાર |
| ૧૧. બા. બ્ર. ચંદનબાઈ મહાસતીજી | લખતર | ૨૦૧૭ | માગશર સુદ ૬ ગુરૂવાર |
| ૧૨. બા. બ્ર. રંજનબાઇ મહાસતીજી | સાબરમતી દીક્ષાસ્થળ દાદર | ૨૦૨૧ | મહા સુદ ૧૩ રવીવાર |
| ૧૩. બા. બ્ર. નિર્મળાબાઇ મહાસતીજી | ખંભાત દીક્ષાસ્થળ દાદર | ૨૦૨૧ | મહા સુદ ૧૩ રવીવાર |
| ૧૪. બા. બ્ર. શોભનાબાઈ મહાસતીજી | લીંબડી દીક્ષાસ્થળ મલાડ | ૨૦૨૨ | વૈશાખ સુદ ૧૧ રવીવાર |
| ૧૫. મંદાકિનીબાઇ મહાસતીજી | માટુંગા-મુંબઈ | ૨૦૨૩ | મહા સુદ ૮ શનીવાર |
| ૧૬. બા. બ્ર. સંગીતાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૨૩ | વૈશાખ સુદ ૫ રવીવાર |
| ૧૭. બા. બ્ર. હર્ષિદાબાઈ મહાસતીજી | ઘાટકોપર દીક્ષાસ્થળ ભાવનગર | ૨૦૨૬ | વૈશાખ વદ ૧૧ રવીવાર |
| ૧૮. બા. બ્ર. સાધનાબાઈ મહાસતીજી | ખંભાત | ૨૦૨૯ | માગશર સુદ ૨ ગુરૂવાર |
| ૧૯. બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજી | માટુંગા-મુંબઈ | ૨૦૨૯ | વૈશાખ સુદ ૫ સોમવાર |

# શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ–માટુંગા
# શ્રી કાનજી શીવજી જૈન ધર્મ સ્થાનક

*

## શ્રી સંઘ સંચાલિત ખાતાઓ

(૧) શ્રી કેશવલાલ ચુનીલાલ સરૈયા આયંબીલ ખાતું
(૨) શ્રી પ્રભુદાસ ભાણજી હેમાણી સાર્વજનિક જૈન કલીનીક દવાખાનું, પેથોલોજી તથા ડેન્ટલ વિભાગ
(૩) શ્રીમતી ચંપાબેન શાંતિલાલ સંઘવી એકસ રે તથા કન્સલ્ટીંગ વિભાગ
(૪) રામજી અંદરજી શેઠ રામવાડી
(૫) માતુશ્રી ચંપાબાઈ તથા શીવકુંવરબાઈ જૈન ભુવન
(૬) શ્રી નરભેરામ અંદરજી શેઠ જૈન પાઠશાલા માટુંગા–શીવ
(૭) શ્રીમતી નંદકુંવરબેન રસીકલાલ શેઠ હુન્નરશાળા, માટુંગા–શીવ
(૮) શ્રી હેમચંદ જેચંદ જૈન પુસ્તકાલય
(૯) શ્રી રાજેમતી મહિલા મંડળ માટુંગા–શીવ

આ ઉપરાંત સહધર્મી સહાયક ફંડ, જીવદયા ફંડ તથા સાધારણ ફંડ વગેરે ખાતાઓ ચાલે છે.

શ્રી સંઘ સંચાલિત દરેક ખાતાઓ ખૂબ વ્યવસ્થિત રીતે ચાલે છે. આયંબીલ-ખાતામાં બારે માસ આયંબીલ થાય છે. આયંબીલ ખાતામાં શ્રી સંઘના બહેનો ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લે છે.

શ્રી દવાખાના પેથોલોજી તથા ડેન્ટલ તેમજ કન્સલ્ટીંગ વિભાગો ખૂબ સારી રીતે વ્યવસ્થિત ચાલે છે. આ બધાં ખાતાઓમાં સારા પ્રમાણમાં ભાઈ-બહેનો લાભ લે છે. તેમજ ખૂબ સસ્તા દરે આ સંસ્થા લોકોની સેવા કરે છે.

હુન્નરશાળામાં માટુંગા તથા શીવના જૈન ભુવનમાં લગભગ ૩૦૦ થી ૩૫૦ બહેનો લાભ લે છે. સમાજના બહેનોને ખૂબ ઉપયોગી થાય તેવી રીતે આ હુન્નરશાળામાં દરેક વર્ગો ચલાવવામાં આવે છે.

જૈન પાઠશાલા માટુંગા તથા શીવ (સાયન)માં ચાલે છે. શ્રી સંઘના બાળકોને ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. બાળકોને ધાર્મિક શિક્ષણમાં ઉત્સાહ વધે તે માટે અવારનવાર મેળાવડા, પ્રભાવના વગેરે કરવામાં આવે છે.

જૈન પુસ્તકાલયમાં કોઈ પણ જાતની ફી લીધા વગર ધાર્મિક તથા સામાજિક પુસ્તકો વાંચવા મળે છે. આ પુસ્તકાલયનો સારા પ્રમાણમાં લાભ લેવાય છે.

આ ઉપરાંત, શ્રી સહધર્મી સહાયક ફંડમાંથી વાર્ષિક સ્કોલરશીપ તરીકે આપણા સમાજના ભણતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને કોલેજ ફી, સ્કૂલ ફીના રૂા. ૪૦,૦૦૦ (ચાલીસ હજાર) આપવામાં આવે છે. તેમજ આપણા ભાઈઓને અંગત મદદ–મકાન–ભાડું, અનાજ વગેરે આપવામાં આવે છે.

અમોને જણાવતાં અતિ હર્ષ થાય છે કે, સં. ૨૦૩૦માં ખંભાત સંપ્રદાયના ગચ્છાધિપતિ સ્વ. આચાર્ય, પૂ. શ્રી રત્નચંદ્રજી મ. સા.ના સુશિષ્યા, મહાવિદુષી, પ્રખર વક્તા બા. બ્ર. પૂ. શારદાબાઈ મહાસતીજી આદિ ઠાણાઓનું ચાતુર્માસ કરાવેલ.

બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીએ ચાતુર્માસ દરમ્યાન આપેલા વ્યાખ્યાનોનું પુસ્તક શ્રી સંઘે છપાવવાનું નક્કી કરેલ. આ પુસ્તકનું નામ "**શારદા જ્યોત**" રાખવામાં આવેલ છે.

આ પુસ્તક છપાવવામાં શ્રી પાનાચંદ ડુંગરશી તુરખીયા તથા શ્રી મોહનલાલ દીપચંદ શાહ જેમનાં નામો પુસ્તકના પ્રકાશકો તરીકે શ્રી સંઘે આપેલ છે તેમનો તથા આ પુસ્તક છપાવવામાં જે જે દાતાઓએ સહાય કરી છે તે બદલ તેમનો બધાનો આભાર માનીયે છીએ.

લી.

ગંભીરચંદ ઉમેદચંદ શાહ પ્રમુખ (ટ્રસ્ટી)
દલીચંદ કરસનજી કામદાર ઉપપ્રમુખ (ટ્રસ્ટી)
મહાસુખલાલ શીવલાલ શેઠ ખજાનચી (ટ્રસ્ટી)
જયંતીલાલ અમૃતલાલ શાહ મંત્રી (ટ્રસ્ટી)
નવનીતલાલ રામજી શેઠ મંત્રી
કાંતિલાલ ન્યાલચંદ હેમાણી મંત્રી

ક્યારે મળશો હે ભગવાન રે ક્યારે મળશો ?
ક્યારે મળશો હે ગુરૂદેવ રે ક્યારે મળશો ?
ક્યારે મળશો, ક્યારે મળશો, ક્યારે મળશો હે ભગવાન રે ક્યારે મળશો ?
દેખું સવાર સાંજ સોનેરી સમણાં, આવ્યા કે આવી જાશે પ્રભુજી હમણાં,
મારી આંખો કરે ઈંતેજાર રે ક્યારે મળશો........ક્યારે મળશો........
દિલનો દુખાવો દિલમાં દબાવું, કોને મથામણ મનની સુણાવું,
ખાલી કરવો છે હૈયાનો ભાર રે ક્યારે મળશો....ક્યારે મળશો........
થાશે નહિ જો ઝાંખી તમારી, થાકી જશે આ શ્રદ્ધા બિચારી,
એ તો ઝંખે તમારો આધાર, રે ક્યારે મળશો........ક્યારે મળશો....

---

( તર્જ : દેખો એ દીવાનો )

જ્યારે હું બોલાવું ત્યારે આવજો પ્રભુ, મારી મુશીબત મીટાવજો પ્રભુ (૨)
જ્યારે હું બોલાવું ત્યારે આવજો ગુરૂદેવ, મારી મુશીબત મીટાવજો ગુરૂદેવ (૨)
નહીં બોલાવું દોલત માટે કે દર્દોમાં રાહત માટે,
મનમાં જ્યારે જામે લડાઈ, આંતરશત્રુ કરે ચઢાઈ....હો જામે લડાઈ.
ત્યારે મુજને શસ્ત્રો પૂરા પાડજો પ્રભુ........મારી મુશીબત........
પંથ ખૂટે ના, ના અકળાઉં, કંટક વાગે ના ગભરાઉં,
કાંટો પડે ત્યાં હું મુંઝાઉં, કઈ બાજુ હવે આગળ જાઉં....હો હું મુંઝાઉં....
ત્યારે મુજને મારગડો દેખાડજો પ્રભુ....મારી મુશીબત....જ્યારે....
જીવનભર જો સુખ ના આવે, તો પણ મુજને દુઃખ ના થાવે,
અંત સમય જો જીવ ન જાયે, આકુળ વ્યાકુળ મનડું થાયે....હો જીવ ન જાયે....
ત્યારે મુજને શાંતિમાં પોઢાડજો........મારી મુશીબત........જ્યારે........

# શારદા જ્યોત

ભાગ ૧–૨– સંયુક્ત

## સ્વ. મોહનલાલ દીપચંદ શાહ (બોટાદ)

શિશુ વયમાંજ ધર્મના સંસ્કારોનું સિંચન કરીને તેમાં અમને દૃઢ કરીને તથા તમારા પોતાના જ દૃષ્ટાંતથી ધર્મનું આરાધન કરનાર જીવ અંતિમ સમયે પણ કેવી સમાધિ રાખી શકે છે, તેનો દાખલો પૂરો પાડીને અમારામાં દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાન બનાવનાર એવા પ્રાતઃ સ્મરણીય પૂજ્ય પિતાશ્રી ! આપના અમે ભવોભવના ઋણી છીએ. પિતૃ દેવો ભવ.

વાડીલાલ મોહનલાલ શાહ<br>
મનહરલાલ મોહનલાલ શાહ<br>
રમણલાલ મોહનલાલ શાહ

## ગં. સ્વ. પૂ. માતુશ્રી જીવીબેન મોહનલાલ શાહ

માતા સ્નેહ-વાત્સલ્ય અને પ્રેમનું ઝરણું છે. કડવું પીને અમૃત જ વહાવનાર છે. અનુકુળ અથવા પ્રતિ કુળ પ્રસંગોમાં ધૈર્ય રાખી, અમારામાં જ્ઞાન, દાન, ધર્મ, નીતિ-નિષ્કામ નિઃસ્વાર્થ સેવાના સંસ્કારો સિંચી તથા તપ અને ત્યાગનો માર્ગ બતાવી અમારું જે ચારિત્ર ઘડતર કર્યું છે તેવા આપને કોટિ કોટિ વંદન ! માતૃદેવો ભવ.

લી.

વાડીલાલ મોહનલાલ શાહ

મનહરલાલ મોહનલાલ શાહ

રમણલાલ મોહનલાલ શાહ

દાનેશ્વરી શેઠશ્રી શામજી વેલજી વીરાણી રાજકોટ

વહેતા જળ નિર્મળ ભલા, અને ધન દોલત દેતા ભલા—એ સંસ્કાર તમે અમોને ગળથુથીમાં પાયા, સંપત્તિ અને સમૃદ્ધિ, સંપ અને સદાચાર એ તો પુન્યની પ્રસાદી છે. એટલે મળેલી લક્ષ્મી સમાજ કલ્યાણના, જનતા—જનાર્દનના અને સ્વધર્મી વાત્સલ્યના કાર્યોમાં વાપરી પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરવા માટે અમારું જે ચારિત્ર—ઘડતર કર્યું તે માટે અમો સમસ્ત વીરાણી પરિવાર આપના જન્મો જન્મના ઋણી છીએ.

લી.

મણીલાલ શામજી વીરા અને પરિવાર

# સ્વ. પૂ. માતુશ્રી કડવીબાઈ શામજીભાઇ વીરાણી

જેમણે પોતાના સંતાનોમાં લક્ષ્મી, એ તો સંધ્યાના રંગ જેવી, ઝાકળના બુંદ જેવી તથા વિજળીના ચમકારા જેવી ચંચળ છે. એવા સંસ્કારોનું નાનપણથી સિંચન કર્યું. તેમના સુપુત્રોએ આંબો જેમ ફળ આવે અને નીચે નમે તેવી રીતે લખલુટ લક્ષ્મી મળવા છતાં નિષ્કામ અને નિઃસ્વાર્થ ભાવે વિનય અને વિવેકથી સંપત્તિનો સદુપયોગ સ્વધર્મીઓ અને જન કલ્યાણના અનેક કાર્યોમાં કર્યો.

## સ્વ. છગન લ ખ ભાઈ વીરાણી

જેમના દાન વડે જૈન તથા જૈનેતર સમાજની, જન કલ્યાણની તથા માનવતાની અનેકવિધ-પ્રવૃત્તિઓને નવજીવન મળ્યુ છે. તેઓ રાજકોટની અનેક સંસ્થાઓમાં ટ્રસ્ટી તથા ટ્રેઝરર હતા. તેમણે સૌરાષ્ટ્રના ઘણાં સ્થળોએ ઉપાશ્રય, વિરાણી હાઇસ્કૂલ, વીરાણી કન્યા વિદ્યાલય, મુંગા-બહેરાનીશાળા જેવી અનેક સંસ્થાઓમાં મોટું દાન આપ્યું છે, પોતે ઘણા દયાળુ, ધાર્મિક વૃત્તિવાળા અને પ્રેમાળ હતા.

## શ્રી ખીમચંદ ત્રિભોવનદાસ શેઠ

(ઉંમર વર્ષ ૮૬ ઉપલેટા-સૌરાષ્ટ્ર)

જેમણે પોતાના વતનમાં પૂ. સંતસતીઓની ધાર્મિક સેવા કરી છે. ઉપલેટાની પાંજરાપોળ, સાર્વજનિક અંગ્રેજી સ્કુલ, જૈન ધાર્મિક શાળા, જીવદયા ખાતું વગેરે સંસ્થાઓમાં તન, મન, ધનથી સેવા આપી છે. શેઠ કુટુંબનું સદાવ્રત વર્ષોથી ચલાવ્યું છે. અને પોતાનું જીવન અત્યંત સાદાઈથી ધર્મ ભાવનામાં વીતાવે છે.

# શ્રી ગીરજાશંકર ઉમિયાશંકર મહેતા

બી. એ. એલ. એલ. બી.

ભારતમાં આપણા જૈન સમાજમાં જે નવયુવાન ઉદ્યોગપતિઓ છે તેમાંના એક શ્રી ગીજુભાઈ મહેતાને પણ ગણી શકાય.

બાલ્યાવસ્થાથી જ મોરબીમાં ધાર્મિક શિક્ષણ જૈનશાળામાં લીધેલું અને તે સંસ્કારોને કારણે તેઓ આપણા સમાજની વિવિધ ધાર્મિક સેવાઓ આપી રહયા છે. તેઓ તન, મન, ધનથી આપણા સમાજને નવપલ્લવિત રાખી રહયા છે.

શ્રી ગીજુભાઇ ધી બોમ્બે ડ્રગ હાઉસ પ્રા. લી. ના ડીરેકટર છે. અરૂણોદય મીલ્સ (મોરબી)ના ડીરેકટર છે. શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવક સંઘ દાદર (મુંબઈ)ના ટ્રસ્ટી અને ઉપપ્રમુખ છે જૈન કલીનીક મુંબઇ માટુંગા સાથે સંકળાયેલ છે.

તેમનાં સેવા કાર્યોમાં તેમના ધર્મપત્ની અ. સૌ. નલિની બહેન જેઓ ગ્રેજ્યુએટ છે તેમનો પણ સહકાર છે. આવા આદર્શ દંપતી આપણા સમાજની જે સેવા કરી રહેલ છે, તે સમાજ માટે ગૌરવરૂપ છે.

આપે, અમારામાં ધાર્મિક સંસ્કારોનું જે સિંચન કર્યું એનાથી અમારા જીવનને સન્માર્ગે લઈ જવામાં તથા સદાચાર અને નીતિના સુપંથે વિચરવામાં અમે ઘણે અંશે સફળ બન્યા છીએ, એ માટે અમે આપનાં ભવોભવના ઋણી છીએ.

લી.

આપનો સમસ્ત પરિવાર

## શ્રી ચુનીલાલ મુળજીભાઈ મોરાણી
### મુંબઈ

જેમનામાં ધર્મના સંસ્કારો સાથે સ્વભાવની સરળતા અને નિખાલસતાનો સુંદર સુમેળ થયો છે. તેમના હૈયામાં દયા અને દાન સહજ છે. તેઓ દશા શ્રીમાળી જૈન-ભોજનાલયના ટ્રસ્ટી અને ઉપ પ્રમુખ છે. તથા દશા શ્રીમાળી સેવાસંઘના ટ્રસ્ટી છે.

સમાજસેવાના કાર્યોમાં સદાય ઉત્સાહી અને તત્પર છે. તેમનું જીવન સાદગી ભર્યું છે અને પુણ્ય યોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો તેઓ સુંદર સદુપયોગ કરે છે.

# સ્વ. ધરમશી માધવજી ઝોબાળીયા

જેઓ ઘણા લાગણીશીલ, માયાળુ, જૈન સમાજના સેવાભાવી અને ધર્મ પ્રત્યેની અથાગ શ્રદ્ધાવાળા હતા, કાગળના ધંધામાં સારી પ્રગતિ કરી, માટુંગાની તેમજ જૈન સમાજની કેટલીક સંસ્થાઓમાં દાનનો પ્રવાહ વહાવી, અગ્ર ભાગ ભજવ્યો છે. તેમની ધર્મ ભાવના તીવ્ર હતી. પરોઢનાં નિર્મળ અને તેજોમય પ્રકાશિત સૂર્ય–કિરણો જેવાં જીવન મૂલ્યો અને રાગ–અનુરાગથી વંચીત એવા સાદા જીવનની શીખ આપી. ગગનચુંબી મેરૂની ઊંચાઇ સમાન ચારિત્ર, સંસ્કાર. ધર્મભાવના અને પ્રેરણાના પિયુષ પિવડાવ્યા ભગવાન મહાવીરની ચરણરજ એવી નિસ્વાર્થ ભાવના અને કુટુંબીજનો માટે પ્રેમ, સમતા અને ઉદારતા શિક્ષણરૂપે આચરણમાં આપ્યા તેના પરિણામે આજે સદાચારના ચંદરવા નીચે, શીતળ છાંયડે રહી. તમારી આપેલ સમજ અને જ્ઞાનના અનુયાયી થઇ જીવન બસર કરીએ છીએ.

આપના ધર્મપત્નિ<br>
**ચંચળબેન ધરમશી ઝોબાળીયા**<br>
આપનો આજ્ઞાંકિત પુત્ર<br>
**મહેન્દ્રકુમાર ધરમશી ઝોબાળીયા**

## સ્વ. શાહ ઉજમશી કચરાભાઈ (ચુડાવાળા)

(સ્વર્ગવાસ : તા. ૨-૧-૧૯૭૪)

અમારા જીવનમાં આપે ધર્મરૂપી બીજ વાવ્યું, અને સંસ્કાર રૂપી જળનું સિંચન કર્યું તેના ફલ રૂપે આજે અમારા કુટુંબમાં સદ્ગુણોની સૌરભ ફેલાઈ રહી છે. સાધુ-સાધ્વીઓના સેવા તથા ધર્મના મહત્વનાં અને સમાજ સેવાનાં કાર્યો કરવાની તેમજ દાન કરવાની પ્રેરણા એ આપશ્રીના આપેલા સંસ્કારોનો જ પ્રતાપ છે. તે બદલ અમે બધા કુટુંબીજનો આપના ઋણી છીએ.

આપના પુત્રો

પ્રેમચંદ ઉજમશી શાહ

લલ્લુભાઈ ઉજમશી શાહ

હિંમતલાલ ઉજમશી શાહ

કાન્તિલાલ ઉજમશી શાહ

જોડીયા નિવાસી હાલ મુંબઈ સ્વ. શ્રી સોમચંદ મુલજીભાઈ
ધર્મપત્ની ગં. સ્વ. સુરજબેન સોમચંદ ઘોલાણી

## તારાચંદભાઇ દીપચંદભાઇ અવલાણી

જેઓ ઘણા ન્યાયસંપન્ન, દયાળુ લાગણીશીલ, માયાળુ સ્વભાવના છે, તેમણે માતા પિતાના સુસંસ્કારોનું જીવનમાં આચરણ કરી, સત્ય, નીતિ, અને સદાચારની સૌરભથી જીવનને સુવાસિત બનાવ્યું છે. તેઓ ધર્મના અનુરાગી તો હતા તેમાં પ્રખર વ્યાખ્યાતા, મહાવિદુષી બા. બ્ર. પૂ. શારદા બાઇ મહાસતીજીનો સમાગમ થતાં, સોનામાં સુગંધ ભળે તે રીતે આપના જીવનમાં અત્યારે ધર્મદીપકના તેજ ઝળકી રહયા છે. અને આપ ખુબ ધર્માનુષ્ઠાનો કરી, જીવનને સાર્થક બનાવી રહયા છો તેમાં બા. બ્ર. પૂ. શારદાબાઇ મહાસતીજીનો મહાન ઉપકાર છે. માનવકલ્યાણના દરેક કાર્યમાં અને અમારી ધર્મભાવનાઓમાં આપનો હંમેશાં સહકાર અને સહયોગ મળ્યો છે.

આપના જીવનમાં રહેલો ધર્મભાવનાનો વારસો અમારાં જીવનમાં ઉતરે અને સદાચારના ચંદરવા નીચેના શીલને છાંયડે રહી, અમે આપની આપેલી સમજ મુજબ સત્ય ધર્મના અનુયાયી બનીએ, તોજ આપના ઋણમાંથી યત્કિંચિત મુક્ત બની શકીએ.

અ. સૌ. પુષ્પા તારાચંદ અવલાણી
તથા આપના આજ્ઞાંકિત પુત્રો

## સ્વ. શ્રી હિંમતલાલ આનસંગ પારેખ

જેમને રગેરગમાં તથા અણુએ અણુમાં તપશ્ચર્યા, ત્યાગ અને ધર્મભાવના હતા, તેમને અમારી કોટિ કોટિ વંદના. વખતો વખત અમોને અમૂલ્ય જૈન ધર્મનો પ્રકાશ ફેલાવવાની તકો મળતી રહે, જેથી કરીને તમોએ અમારામાં સિંચેલા અગણિત ગુણો તથા ધાર્મિક ભાવનાને ઉત્તરોત્તર વિકસાવી, આપના આત્માને સાધારણ પણ સંતોષની લાગણીનો અનુભવ થવા દઇશું તે પળને અમે ધન્ય માનીશું.

લી

ભુપતરાય હિંમતલાલ પારેખ

તથા ભાઇઓ.

## શ્રી તારાચંદ વીરચંદ બદાણી

ઉંમર વર્ષ ૭૮   ઘુઘરાળા (સૌરાષ્ટ્ર)

બાલ્યવયમાં જ અમારા માતુશ્રી વિદાય થતાં, અમારા ઉછેરનો અસહ્ય બોજ સહેવા સાથે આપે અમારામાં સંસ્કાર, સદાચાર અને ચારિત્રનું સિંચન કર્યું. જ્ઞાની સંતોએ બતાવેલા દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય, એવા ઉત્તમ ગુણોનું સેવન કરતા રહીએ અને એ ગુણોને અમારામાં અને આપણા વિશાળ કુટુંબમાં ઉત્તરોત્તર વિકસાવવાની સતત કાળજી રહે એવી ભાવના સાથે અમે આપના ગુણી આત્માને વંદન કરીએ છીએ.

ધીરજલાલ તારાચંદ બદાણી
ચંદ્રકાન્ત તારાચંદ બદાણી

# સ્વ. મધુકાન્તા પ્રેમચંદ લક્ષ્મીચંદ થાનગઢવાળા

સ્વર્ગવાસ..... તા. ૨૪-૭-૯૩

અમારામાં ધાર્મિક સંસ્કારોનું આપે જે સિંચન કર્યું એનાથી અમારામાં ધર્મ-ભાવના, શુભ નિષ્ઠા, સચ્ચાઇ, દયા અને દાનના સંસ્કારોનું જે સિંચન થયું તેને સમજણ પૂર્વક આચરણમાં મુકી આપનું ઋણ યત્ કિંચિત્ અદા કરી શકયા એનો અમને સંતોષ છે.

પુત્ર વધૂઓ
ઇન્દુમતી જીતેન્દ્ર શાહ
સુરેખા જયેશ શાહ

લી. આપના આજ્ઞાંકિત પુત્રો
જીતેન્દ્ર પ્રેમચંદ શાહ
જયેશ પ્રેમચંદ શાહ

## સ્વ. સંઘવી પદમશી કાનજીભાઈ ધ્રાંગધ્રાવાળા

જન્મ તા. ૨૯-૧૦-૧૮૯૧ ........સ્વર્ગવાસ તા. ૧૮-૩-૧૯૫૪

પિતૃ દેવો ભવ

શિશુવયમાંથી જ આપે અમારા જીવનક્ષેત્રમાં જે ધાર્મિક સંસ્કારોનાં બીજ વાવ્યાં છે અને અમારા જીવનને સદાચાર અને સંસ્કારિતાના પવિત્ર પંથે વાળવી પ્રેરણાના પવિત્ર પાણીનું સિંચન કર્યું છે. તેના ફળ સ્વરૂપે અમારા જીવનમાં આજે સત્ય, નીતિ અને સંત સેવાના સુમનો ખીલ્યાં તે ઉપકારનો બદલો વાળવા અમે સમર્થ નથી. છતાં આપના ઉપકારના ઋણમાંથી મુકત થવા માટે 'ફૂલ નહિં તો ફૂલની પાંખડી' રૂપ ધાર્મિક ક્ષેત્રે કંઈક અર્પણ કરીને અમે કૃતકૃત્ય થયાનો સંતોષ અનુભવીએ છીએ.

લી. આપના ગુણાનુરાગી પુત્ર અને પુત્રવધૂ<br>
જીવણલાલ પદમશી સંઘવી<br>
અ. સૌ. લીલાબેન જીવણલાલ સંઘવી

## સ્વ. શ્રી. રતીલાલ શીવલાલ સખીદા અમદાવાદ.

શ્રી. રતીલાલભાઈ સ્વ.વતન લીંબડીથી અમદાવાદમાં આવી ચાંદીનો પ્રમાણિક ધંધો કરતાં આર્થિક ક્ષેત્રે ઘણા આગળ વધ્યા અને પ્રાપ્ત થયેલ દ્રવ્યનો સમાજહિતાર્થે સદુપયોગ કર્યો તેમાં અજવાળીબેનનો હંમેશા પ્રશંસનીય સહકાર રહ્યો હતો.

અજવાળીબેનનો જન્મ બોટાદના ધર્મપ્રેમી સજ્જન શ્રી. અમૃતલાલ દીપચંદભાઈને ઘેર થયો હતો માતુશ્રીનું નામ જબુબહેન શ્રી. અજવાળી બેનનું લગ્ન શ્રી. રતીલાલભાઈ શીવલાલ સખીદાસ સાથે થયું હતું, બંનેને ધર્મ પ્રત્યે ખૂબ જ અભિરૂચિ હતી. શ્રી રતીભાઈએ પોતાની હયાતીમાં સૌરાષ્ટ્ર સંઘ અમદાવાદને વ્યાખ્યાન હૉલ માટે મોટું દાન આપ્યુ આ ભવ્ય હૉલ પૂરો થાય તે પહેલાં જ તેઓ સ્વર્ગવાસ પામ્યાં; છતાં ગં. સ્વ. અજવાળીબેન પોતાનો દાન પ્રવાહ પોતાના બંધુ શ્રી. જયંતિલાલ અમૃતલાલ શાહ (લોખંડ વાળા–મુંબઈ) ની પ્રેરણાથી વહેતો જ રાખ્યો. તેઓએ લીંબડીમાં કોલેજ માટે સારૂં દાન આપ્યું છે તેમ જ હાલમાં પણ ઉપાશ્રયોના નિર્માણમાં, ધાર્મિક ક્રિયાકાંડોમાં અને સામાજીક ક્ષેત્રોમાં દર વર્ષે દ્રવ્ય વ્યય કરી રહયા છે. અને પોતે પણ ધાર્મિક અને સાદાઈ ભર્યું જીવન ગુજારી રહ્યા છે.

## કેશવલાલભાઇ પારેખ

### વંદન હો અમારા દાદા અને પિતાશ્રીને !

બાલ્યાવસ્થામાં મારા માતુશ્રીનું અવસાન થયું. મારા તથા મારા બેનના લાલન-પાલન, કેળવણી, સંસ્કાર- સિંચનની જવાબદારી મારા મોસાળ ઉપર આવી. મારા પિતામહ ( પૂ. દાદા ) રૂગનાથ આણંદજીભાઇ તુરખીયાએ અમને તેમની ગોદમાં લીધા. તેમના સંતાનો સાથે અમારો ઉછેર થયો. અમારા સંસાર વ્યવહારની જવાબદારી સ્વીકારી અમારા ( ભાઇ-બહેનના ) સારા સ્થળે સારી રીતે લગ્ન કરી આપ્યા તેમજ અમારા સ્વતંત્ર વિકાસમાં પણ તેઓ આજે પણ સક્રીય ફાળો આપી રહ્યા છે.

આજે લોખંડના ધંધામાં હું જે કાર્ય કરી શકયો અને કરી રહયો છું, તે બધું જ તેમને આભારી છે. તેમનો અમારા ઉપરનો ઉપકાર અવર્ણનીય છે

ખરેખર મારી સમગ્ર જીવનયાત્રાના સફળ સુકાની મારા પૂ. કાકા, પૂ. મામા, બાબુભાઈ, મનસુખભાઈ વગેરેનો હું જીવનભર ઋણી છું.

મારા પૂજ્ય પિતાશ્રી સાનુકુળ સ્થિતિ અને સંજોગો છતાં બીજું લગ્ન ન કરતાં અમારા જીવનના ઘડતર અને ચણતરમાં અનેક મુશ્કેલીઓ વેઠી જે સહયોગ આપ્યો તે માટે અમો તેઓના ભવોભવના ઋણી છીએ.

દિલીપ કેશવલાલના વંદન

શ્રી ગંભીરભાઇ ઉમેદચંદ શાહ-માટુંગા

યથા નામા તથા ગુણા : નામ પ્રમાણે ગરવા અને ગંભીર. માટુંગા સંઘના સફળ સુકાની અને સૂત્રધાર

# વ્યાખ્યાન નં. ૧

(અષાડ વદ ૨ ને શુક્રવાર તા. ૫-૭-૧૯૭૪)

## વિષય- "જ્ઞાન એ જીવન છે."

અનંત કરુણાનિધી શાસન સમ્રાટ વીર ભગવાને ભવ્ય જીવોના આત્મ ઉદ્ધારને અર્થે આગમની પ્રરૂપણા કરી. આગમ એ આત્માનો અરિસો છે. દેહના ડાઘ જોવા માટે તમે અરિસામાં જુઓ છો. એ અરિસો બાહ્ય ડાઘ બતાવશે, બાહ્ય દોષોનું દર્શન નહિ કરાવે. આત્માના દોષોનું દર્શન કરવા માટે શાસ્ત્રકાર ભગવાન કહે છે કે આગમમાં દ્રષ્ટિ કરવી પડશે. જો જીવાત્માને આગમની રૂચી થશે તો તેમાં એક એક શબ્દે મૌલિક રત્નો દેખાશે. આગમમાં ઘણા ગહન ભાવો ભરેલા છે. અહીં તમે ગુનો કરશો તો લાંચરૂશ્વત આપીને છૂટી શકશો પણ કર્મના કાયદામાં લાંચ રૂશ્વત નહીં ચાલે. જીવ જેવા શુભ કે અશુભ કર્મો કરશે તેવા તેને ભોગવવા પડશે. માટે પાપથી પાછાં હઠો. કર્મ બાંધતા ખૂબ વિચાર કરો. શ્રાવકનું નામ ધરાવ્યું તેથી વિશેષતા નથી. પણ જો શ્રાવકના ૨૧ ગુણમાંથી એક ગુણ પણ જીવનમાં આવશે તો કંઈક પામી શકશો. પાપભીરૂ હોવું એ પણ એક ગુણ છે. એ ગુણ પ્રગટશે તો આત્મા પાપથી પાછો હઠ્યા વગર નહિ રહે. રસ્તામાં ચાલતાં પગમાં કાંટો ન વાગી જાય તેના માટે જીવની કેટલી સાવધાની છે! જ્ઞાની કહે છે આ કાંટા કરતાં કર્મનો કાંટો જીવનમાં ન વાગી જાય તેનો ડર વધુ રાખજો. દ્રવ્ય કાંટો આ ભવમાં દુઃખ આપશે પણ કર્મો રૂપી ભાવ કાંટા ભવોભવમાં દુઃખ આપશે. જીવે બાંધેલું કર્મ જો આ ભવમાં પૂરું નહીં ભોગવાઈ જાય તો બીજા ભવમાં સાથે આવશે. માટે સમજીને પાપથી દૂર રહો.

ભગવાને ૩૨ સિદ્ધાંતની પ્રરૂપણા કરી. ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ચાર મૂળ સૂત્ર, ચાર છેદ સૂત્ર અને ૩૨મું આવશ્યક સૂત્ર. કંઈકને તો આ સિદ્ધાંતના નામ પણ નહિ આવડતા હોય. જીવને પોતાના પુત્ર પરિવારના નામ આવડે. પેઢી પર ચોપડામાં કયા પાને કોનું નામ છે તે આવડે પણ સિદ્ધાંતના નામ નથી આવડતા. જેમ દીકરો પેઢી પર બેસતો હોય પણ નામું ન જાણતો હોય. ઘરાકને ઓળખતો ન હોય, તો તેને તમે શું કહેશો? જે નાણાં સાથે આવવાના નથી છતાં તેને મેળવવા આટલી જાણકારી જોઈએ છે તો પરલોકમાં જે જીવની સાથે આવનાર છે તેના માટે કેટલી જાણકારી જોઈશે? જો આગમને ન જાણીએ, વ્યાખ્યાનમાં કયું સિદ્ધાંત વંચાય છે તેને પણ જો ન જાણતા હોય તો તમને શું કહેવું? વિચાર કરો. બધું જાણ્યું છે પણ આત્માને નથી જાણ્યો. જીવતત્ત્વ અને અજીવ તત્ત્વને જાણ્યા નથી તો દયા કોની પાળશો?

जो जीवे न याणाइ, अजीवे वि न याणइ।
जीवाजीवे अयाणन्तो, कहं सो नाही उ संजमं॥

દશ૦ સૂ. અ. ૪ ગાથા ૧૨

જે જીવને નથી જાણતો, અજીવને નથી જાણતો, તે દયા કોની પાળશે? પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય, છએ કાયમાં જીવ છે. પહેલાં અન્યદર્શની અપકાય, વનસ્પતિકાયમાં જીવ નહોતા માનતા. પણ હવે વિજ્ઞાને સાબિત કર્યું છે કે અપકાય અને વનસ્પતિકાયમાં પણ જીવ છે. તેથી બધા માનતા થઈ ગયા છે. વિજ્ઞાને તો આજે બતાવ્યું છે પણ ભગવાન તો અનંતકાળથી કહી ગયા છે ને કહેતા આવ્યા છે. જેવો તમારો આત્મા છે તેવો બધાનો આત્મા છે. પૃથ્વી, પાણી, તેઉ, વાઉ અને વનસ્પતિ એ જીવ છે અને બેઇન્દ્રિ, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય અને પંચેન્દ્રિય એ પણ જીવો છે. માટે દરેક જીવોની દયા પાળવી જોઈએ. આજે માનવી પોતાના સુખ માટે બીજા જીવોનો કચ્ચરઘાણ વાળી નાંખે છે. તો પણ તેને પાપ નથી લાગતું એમ માને છે. આ કેટલી અજ્ઞાનતા! આ રીતે અજ્ઞાની માણસ જ્ઞાનીના વચન ઉથલાવી રહ્યો છે. પ્રભુએ સિદ્ધાંતમાં કોઈ જાતની બારી રાખી નથી. સાધક આત્મા વૃદ્ધ હોય, રોગી હોય કે તપસ્વી હોય અને ગૌચરી જતાં થાકી જાય તો ગૃહસ્થની આજ્ઞા લઈને તેના ઘેર બેસવાની ભગવાને છૂટ આપી છે. પણ ગમે તેવા રોગી હોય કે વૃદ્ધ હોય તો પણ સોયના નાકા જેટલો વરસાદ વરસતો હોય તો તેવા વરસાદમાં ગૌચરી જવાની ભગવાને છૂટ આપી નથી. કારણ કે વરસાદમાં ગૌચરી જવાથી અપકાયના જીવોની હિંસા થાય છે. અને તેની પાછળ બીજા ત્રસ જીવોની પણ હિંસા થાય છે. તમે ચાતુર્માસમાં બૂટ ચંપલ ન પહેરો તો કેટલા જીવોની હિંસા થતી અટકી જાય. તમને તમારો જીવ વહાલો છે તેમ દરેક આત્માને સમજો. ભગવાનના સંતો ગમે તેવી સખત ગરમી હોય તો પંખાની કે પવનની ઇચ્છા ન કરે અને ગમે તેવી કડકડતી ઠંડી હોય તો તાપણીની ઇચ્છા પણ ન કરે.

**ના પંખો વીંઝે ગરમીમાં, ના ઠંડીમાં કદી તાપે,**
**ના કાચા જળનો સ્પર્શ કરે, ના લીલોતરીને ચાંપે,**
**નાનામાં નાના જીવ તણું પણ સંરક્ષણ કરનારા...આ છે અણગાર અમારા.**

ભગવાન કહે છે સ્વદયામાં પરદયા રહેલી છે. જેમ તને દુઃખ નથી ગમતું તેમ બીજા જીવોને પણ દુઃખ ન ગમે. ચાતુર્માસમાં કેટલા જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. વરસાદ પડતાની સાથે રસ્તા ઉપર મોટા અળસીયા આદિ અનેક જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. જો ચાલવા આદિ દરેક ક્રિયામાં લક્ષ નહીં રાખે તો તું

કેટલો દંડાઈ જઈશ ! જીવને કર્મ બાંધતી વખતે ખ્યાલ નથી હોતો પણ જ્યારે ભોગવવાનો સમય આવે છે ત્યારે આંસુ પડી જાય છે. માટે સમજીને કર્મ બાંધતી વખતે વિચાર કરો.

ભગવાને ૩૨ સિદ્ધાંત પ્રરુપ્યા. તેમાં છઠ્ઠું અંગ જ્ઞાતાજી સૂત્રના ૧૬મા અધ્યયનમાં નાગેશ્રીનો અધિકાર આવે છે. જીવ પોતાનું લક્ષ ચૂકીને સ્વભાવને છોડી પરભાવમાં જાય અને માન કષાયને આધીન બને ત્યારે કેટલું અહિત કરે છે ! કષાય ચાર છે. ક્રોધ, માન, માયા, લોભ. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન બોલ્યા છે કેઃ–

वमे चत्तारि दोसो उ, इच्छन्तो हियमप्पणो ।

જો આત્માનું હિત ઈચ્છતા હો તો આ ચાર દોષોનું વમન કરી નાંખો. અફીણ–સોમલ એ ઉઘાડું ઝેર છે. ઘીને ૫૦ કે ૧૦૦ વાર ધોઈ નાખો તો એ ખાવામાં સોમલ જેવું કડવું લાગતું નથી પણ ઝેર થઈ જાય છે. જેમ—

**जहा किम्पाग फलाणं परिणामो न सुन्दरो ॥**

કિંપાક વૃક્ષના ફળ ખાવામાં સ્વાદિષ્ટ છે. દેખાવમાં સુંદર છે પણ તે ખાવાથી જીવ અને કાયા જુદા થઈ જાય છે. તેમ ઘી એ છાનું ઝેર છે. તે રીતે કષાયો આત્માનું અહિત કરનારા છે માટે તેનું વમન કરી દેવું જોઈએ.

જંબુસ્વામી સુધર્માસ્વામીને વંદન નમસ્કાર કરીને પૂછે છે હે પ્રભુ ! ૧૬મા અધ્યયનમાં શું ભાવ બતાવ્યા છે ? તે આપ કૃપા કરીને મને કહો. જુઓ, જંબુસ્વામીમાં કેટલો વિનય અને સરળતા છે ! ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રથમ અધ્યયન વિનયનું બતાવ્યું છે. જ્યાં સુધી જીવનમાં નમ્રતા નથી, સરળતા નથી ત્યાં સુધી સમ્યક્ત્વ બોધ બીજ પ્રાપ્તિના લક્ષણ પણ નથી. બહેનો કૂવે પાણી ભરવા જાય ત્યારે પાણી મેળવવા માટે તેને નમવું પડે છે. જો વ્યવહારિક જ્ઞાન બીજા પાસેથી લેવું છે તો પણ કેટલી નમ્રતા જોઈએ છે ! તો આ જ્ઞાન તો આપણા આત્મામાં સ્થાપન કરવું છે તે માટે કેટલો વિનય અને નમ્રતા જોઈશે ? વિનય વગરનું જ્ઞાન ટકી શકતું નથી. આ વિષય લેવાનું મુખ્ય કારણ એ છે કે જીવાત્માની રખડપટ્ટી ઊભી થઈ હોય તો માન કષાયના કારણે થઈ છે.

અહીંયા આપનાર પાત્ર અને જ્ઞાન ઝીલનાર પાત્ર બંનેની જોડી સરસ છે. જ્ઞાન દેનાર સમજપૂર્વક દેતા હોય અને લેનાર પાત્ર આચરણમાં ઉતારતા હોય તો જ્ઞાન લેવા દેવામાં આનંદ આવે. ભગવાન મહાવીરસ્વામી મોક્ષે ગયા પછી પાટાનુપાટે સુધર્માસ્વામી આવ્યા છે. ભગવાનની હાજરીમાં અગ્નિભૂતિ, વાયુભૂતિ અને વ્યક્ત સ્વામી મોક્ષે ગયા છે. અને ઇન્દ્રભૂતિને ભગવાન મોક્ષે ગયા ત્યારે કેવળજ્ઞાન થયું,

તે પછી કેવળી પાટે બેસીને એમ ન કહી શકે કે ભગવાને આમ કહ્યું છે. કારણ કે તીર્થંકર કેવળી અને સામાન્ય કેવળીના જ્ઞાનમાં કાંઇ ફેર નથી. તીર્થંકર કેવળી અને સામાન્ય કેવળીમાં ફેર શું ? અરિહંત કેવળી થવાના આગલા ત્રીજા ભવમાં તીર્થંકર નામ કર્મ બાંધે છે. તેમની પુન્નાઇમાં ફેર હોય છે. તેમને ૩૪ અતિશય હોય છે. તેઓ તીર્થંકરપદવી પામ્યા પછી જૈનશાસનના પ્રવર્તક બને અને ચાર તીર્થની સ્થાપના કરે. ભગવાનની પાટાનુપાટે સુધર્માસ્વામી આવ્યા. તે પણ કેવા હતા ?

**ચૌદ પૂરવધાર કહીએ, જ્ઞાન ચાર વખાણીએ**
**જિન નહિ પણ જિન સરીખા, (એવા શ્રી) સુધર્માસ્વામી જાણીએ.**

જિન નહિ પણ જિન સરીખા, જ્યાં સુધી કેવળ જ્ઞાન ન થાય ત્યાં સુધી જિન ન કહેવાય. જિન થવાના બાકી છે પણ પ્રભુની સરખામણીમાં આવે એવા સુધર્માસ્વામી પોતાના પ્યારા શિષ્ય જંબુસ્વામીને કહે છે કે આયુષ્યમાન જંબુ ! આ સંબોધન કેટલું સુંદર છે ! એને સાંભળવા માત્રથી હૃદયમાં પ્રસન્નતા થાય છે. આયુષ્ય બધાને પ્રિય છે એટલા માટે લોકોમાં પણ 'ચિરંજીવી હો; દીર્ઘાયુષી હો' ઇત્યાદિ આશીર્વાદ પ્રચલિત છે. એક દૃષ્ટિથી ધર્મ, અર્થ, કામ, મોક્ષરૂપ પુરૂષાર્થનો આધાર આયુષ્ય જ છે. દીર્ઘ આયુષ્યવાળી વ્યક્તિ જ એની આરાધના કરી શકે છે. તેથી આયુષ્યમન્ ! એ સંબોધન ઘણું સુંદર અને યોગ્ય છે. એથી સ્પષ્ટ માલમ પડે છે કે ગુરૂના હૃદયમાં શિષ્યના પ્રતિ કેટલું વાત્સલ્ય છે. સુધર્માસ્વામી પોતાના પ્યારા શિષ્ય જંબુસ્વામીને કહે છે કે પ્યારા જંબુ ! મેં આ ભગવાનના મુખારવિન્દથી સાંભળ્યું છે. એનો અભિપ્રાય એ છે કે હું જે કંઈ કહી રહ્યો છું તે મારું નથી પરંતુ ભગવાનનું જ કથન છે. સુધર્માસ્વામી કેટલા ઉત્તમ પુરૂષ હતા ! આજે તો સામાન્ય જાણે તો કહેશે કે હું કહું તે સાચું, મારો મત સાચો છે. પતંગ માને કે હું ઊંચે ચઢું છું મારે દોરના આધારની જરૂર નથી. પણ એને ખબર નથી કે દોર કપાઈ જશે પછી હું ક્યાં પટકાઈ જઈશ ? દોરનો આધાર છે તો હું ઊંચે ચઢી શકું છું. તેમ સુધર્માસ્વામી કહે છે કે હું જે કહું છું તે ભગવાન સિદ્ધાંત પ્રરૂપી ગયા તેના આધારે કહું છું. પણ જેની દૃષ્ટિ જેવી હોય તેવું દેખાય. દરિયા કિનારે ઊભેલો માછીમાર માછલા દેખે, ખારવો મીઠું દેખે, અને રત્ન પારખનારો રત્નો દેખે તેમ હળુકર્મી જીવ તત્ત્વને દેખે, કેટલાકનો ક્ષયોપશમ એટલો બધો હોય છે કે એક વચન પર મંથન કરીને બધાને અનેક ગણું સમજાવવા સમર્થ બની શકે. છતાં તેનામાં જરા પણ અભિમાન ન હોય. તે તો એમ જ વિચારે કે મૂળ સૂત્ર હતું તો બધું શોધ્યું. જિનવાણી રૂપી દોરનો આધાર હતો તો ક્ષયોપશમ થયો. આપ જેમ જેમ સિદ્ધાંત વાંચતા જશો તેમ તેમ આપનો આધ્યાત્મિક

વિકાસ વધતો જશે. પછી આપને અમારે કહેવું નહીં પડે કે આપ આમ કરો. જાણશો, સમજશો, પછી આપને લાગશે કે સંસારનો એક પણ પદાર્થ આદરવા યોગ્ય નથી કે સંસારનું એક સુખ પણ ઈચ્છવા યોગ્ય નથી. તમને તમારી દૃષ્ટિએ થોડું ઘણું સુખ દેખાય છે પણ આધ્યાત્મિક દૃષ્ટિએ તો સુખ છે જ નહિ. આ પૌદ્‌ગલિક સુખ મેળવવા કેટલા કાળનું દુઃખ ઊભું કરો છે.? જ્યારે આત્માને વિવેક થશે ત્યારે તેને સંસારનું સ્વરૂપ સમજાશે અને પછી પાપથી પાછો વળી આત્મા તરફ લક્ષ કરી ભગવાનની વાણી પ્રત્યે રૂચી કરશે અને તે પ્રમાણે ક્રિયા કરશે. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે

दंसण नाण चरित्ते, तव विणए सच्च समिइ त्तीसु।
जो किरियाभाव रुई, सो खलु किरियारुई नाम।

ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૨૫.

દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, વિનય, સત્ય, સમિતિ અને ગુપ્તિ આદિની સહાયતાથી જીવનને શુદ્ધ રાખતા ધર્મારાધના કરવાની ભાવના રાખવી એ ક્રિયારૂચી કહેવાય છે. આ ક્રિયાની જો ભાવરૂચી થાય તો સંસાર ઉપરથી અરૂચી થયા વિના રહે નહિ. અને સંસાર હેય લાગે. જ્યારે ઉપરની ક્રિયાઓ પ્રત્યે અરૂચી થાય તો હેય પણ આદરવા યોગ્ય લાગે. પાપ, આશ્રવ અને બંધ એ છોડવા યોગ્ય છે, એવી જીવને યથાર્થ શ્રદ્ધા થશે તો તે આચરવા તૈયાર નહિ થાય. પછી આસ્રવ અને પાપના કાર્યમાં એક પગલું નહિ ભરે. જીવને તત્ત્વની શ્રદ્ધા થાય તો પોતે સંસારમાં રહેવા છતાં પણ તેને લાગશે કે આમાં રહેવા જેવું નથી. તમને કોઈ કહે કે તમે સંડાસની કોઠીમાં બે ઘડી બેસો તો હું તમને પાંચ હજાર રૂપિયા આપું, તો તમે તેમાં બેસો ખરા? નહીં બેસો. તેમ જ્ઞાની કહે છે કે સંસારની દરેક ક્રિયા આશ્રવની છે. આશ્રવ ગટરની કોઠી જેવો છે. તે જીવને દુર્ગતિમાં લઈ જશે. જેને આશ્રવ એ આશ્રવ સમજાયો છે તે સંસારમાં બેસી રહે નહિ. હા. બે કારણ છે. જેને સંસારની ક્રિયા આશ્રવ રૂપ લાગે છે, સંસારથી ભાગી છૂટવું છે પણ જબરજસ્ત ચારિત્ર મોહનીયના ઉદયે રહેવું પડે છે તો રહે પણ રહેવામાં ફેર હોય છે. તેના જીવનમાં એ જ્ઞાન પ્રાપ્ત થયું છે કે આશ્રવમાંથી સંવરમાં આવવાની જરૂર છે. જેને સમ્યક્‌જ્ઞાન છે, પાપ-પુણ્યનું ભાન છે તેવો આત્મા સંસારમાં રહેવા છતાં લેપાતો નથી. જ્ઞાનની આરાધના કરવાથી આત્માની અમરતા પ્રાપ્ત થાય છે. આજે મનુષ્યો ધન પ્રાપ્તિની આશા, શરીરની તંદુરસ્તીની આશા, અને પુત્ર-પરિવાર વધારવાની આશાનો ક્યારે પણ ત્યાગ કરતો નથી. પરંતુ જ્ઞાન પ્રાપ્તિમાં સહજ કારણ ઉપસ્થિત થાય તો તેનો ત્યાગ કરી દે છે. પરંતુ આ તેની મોટી ભૂલ છે.

આપ શ્રીમંત બનવાને માટે એક એક પૈસાનો સંગ્રહ કરો છો તેમ જ્ઞાન-પ્રાપ્તિ માટે એક એક ક્ષણનો સદુપયોગ કરો. માનવજીવનના અંત સુધી જો જ્ઞાનપ્રાપ્તિનો સમય મળે તો ચૂકવો નહીં જોઈએ. અને ક્યારે પણ નિરાશાનો અનુભવ નહિ કરવો જોઈએ.

એક વખત જૈન દર્શનના મહાન વિદ્વાન વાદીદેવસુરી પાસે એક વૃદ્ધ માણસે દીક્ષા લીધી. દીક્ષા આપ્યા પછી ગુરૂદેવે તેને જ્ઞાન ભણવા માટે કહ્યું. એક જમાનો એવો હતો કે નવકાર મંત્ર ગણનારો પણ દીક્ષા લેતો હતો. દશવૈકાલીક સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે.

**पच्छा वि ते पयाया, खिप्पं गच्छन्ति अमर भवणाइं ।**
**जेसिं पीओ तवो संजमो य, खंती य बंभचेरं च ॥**

**દશ. સૂ. અ. ૪. ગાથા ૨૮**

પાછળ મોટી અવસ્થામાં દીક્ષિત થવા છતાં જેમને તપ. સંયમ, ક્ષમા અને બ્રહ્મચર્ય પ્રિય છે, તેઓ શીઘ્ર દેવલોકમાં જાય છે. તેમની ઉચ્ચગતિ થાય છે. શિષ્યે-ગુરૂની આજ્ઞા શિરોમાન્ય કરી જ્ઞાન પ્રાપ્તિનો આરંભ કર્યો. એક જગ્યાએ એકાંતમાં જઈને એકચિત્તથી ભણે છે. આ શિષ્યને રોજ એકાગ્ર ચિત્તે ભણતો જોઈને એક વ્યક્તિને વિચાર થયો કે આ બુઢો પોપટ શું રામરામ ભણી શકશે? લાવ. તેની મજાક કરું. એમ વિચારી એક દિવસ આ શિષ્ય જ્યાં ભણતા હતા ત્યાં આવીને કહે. આ શું બબડ બબડ કર્યા કરો છો? આ શિષ્ય તો ભણવામાં મસ્ત હતો. ભલેને "अहिंसा संयमो तवो।" આટલું નાનું પદ હોય પણ તેમના માટે તો ઘણું હતું. આ વ્યક્તિએ આ શિષ્ય બનેલા સંતની પાસે એક સાંબેલું લાવીને જમીનમાં ખાડો ખોદીને રોપી દીધું અને પછી રોજ તેને પાણીથી સિંચન કરવા લાગ્યો.

આ વ્યક્તિનું રોજનું આ કાર્ય જોઈ સંતને ખૂબ આશ્ચર્ય થયું અને એક દિવસ પૂછયું. ભાઈ! આ સાંબેલાને રોજ પાણી સીંચવાથી શો લાભ? ત્યારે તે વ્યક્તિએ કહ્યું કે હું રોજ એટલા માટે પાણી સીંચું છું કે તે લીલુંછમ થઈ જાય. અને તેના પર ફળફૂલ આવે. સંત કહે ભાઈ! આ સાંબેલું ક્યારે પણ લીલુંછમ થાય અને તેને ફળ ફૂલ આવે ખરા? તારી ક્રિયા નિરર્થક છે. આ વ્યક્તિએ કહ્યું, કેમ ન આવે? આપના જેવા બુઢા હજુ જ્ઞાનપ્રાપ્ત કરી શકો છો તો આ સાંબેલામાં ફળ ફૂલ કેમ ન આવે? જરૂર આવી શકે છે. આ સંત પોતાની જ્ઞાનપ્રાપ્તિ માટે શંકાશીલ બન્યા અને ગુરૂદેવ પાસે જઈને કહ્યું. ગુરૂદેવ! હવે ઘડપણમાં જ્ઞાન નહીં ચઢે. ત્યારે ગુરૂદેવે કહ્યું-કે શિષ્ય! તમે શંકાશીલ કેમ બન્યા! ત્યારે શિષ્યે કહ્યું. સાંબેલું રોપવાથી ફળફૂલ આવવાના નથી તેમ મને ઘડપણમાં જ્ઞાન પણ નહિ આવે. ગુરૂદેવ

કહે :– શિષ્ય ! સાંબેલું જડ છે ને તું ચેતન છે. સાંબેલાની અને તમારી સરખામણી કેવી રીતે થઈ શકે ? તમે કહો છો કે જડ સાંબેલાને ફળફૂલ ન આવે તેમ ઘડપણમાં જ્ઞાન ન આવડે તો તમારું શરીર ઘરડું થયું છે પણ આત્મા ઘરડો થયો નથી; તો આત્મા પુરુષાર્થ કરે તો શું ન મેળવી શકે ? દ્રવ્યાનુપેક્ષાએ આત્મા નિત્ય છે. શાશ્વત છે. ઘરડા દેહની અંદર ચૈતન્યનો ઉજ્જવલ પ્રકાશ ઝગમગી રહ્યો છે. બાલપણ, યુવાની, ઘડપણ એ બધી શરીરની પર્યાય છે. તમારે નિરાશ થવાનું કોઈ કારણ નથી. હજુ તમે જેટલું જ્ઞાન પ્રાપ્ત કરી લેશો તે તમારા આત્માનો સાથી બની તમારી અનંતયાત્રાનું ભાથું બનીને સદા તમારી સાથે રહેશે. ભગવાને કહ્યું કે "पढमं नाणं तओ दया" ! એક અંગ્રેજી લેખકે પણ કહ્યું છે કે "Knowledge is Life" જ્ઞાન એ જીવન છે. જ્ઞાન વિનાનું જીવન મૃત કલેવર જેવું છે. ગુરૂની સહજ ટકોર થતાં શિષ્યનો આત્મા જાગૃત બની ગયો. અને સ્હેજ પણ નિરાશાનો અનુભવ કર્યા વિના જ્ઞાનપ્રાપ્તિમાં મસ્ત બન્યા. અને કેટલાક સમય બાદ એક મહાન દાર્શનિક વિદ્વાન બની ગયા. માટે જ્ઞાની કહે છે કે આત્માના ક્ષેત્રે આગળ વધવાની જરૂર છે.

જ્ઞાતાજી સૂત્રના ૧૬ મા અધ્યયનમાં કષાય આત્માનું કેટલું અહિત કરનાર છે તે વાત ચાલશે. માન કષાય શું છે તે દ્રૌપદીના જીવને નાગેશ્રીના ભવમાં ખબર ન હતી. એ જૈન કુળમાં જન્મેલી ન હતી કે એને સંસ્કાર હોય. તમે તો જૈન કુળમાં જન્મ્યા છો એટલે વારસાગત જૈનધર્મ મળ્યો છે, છતાં ભાગ્યશાળીઓ લાભ લઈ શકતા નથી. આત્માની ઉણપ ત્યાગના માર્ગમાં છે. ત્યાગના માર્ગમાં પાછળ છો અને પાપના માર્ગમાં આગળ છો. સંસારના દરેક કાર્યો પાપમય છે. તેનું એક પણ કાર્ય પ્રશંસનીય નથી. પણ આત્માના લક્ષે શુદ્ધ ભાવે એક કદમ ભરશો તો પણ લાભ–લાભ અને લાભ જ છે. જ્ઞાતાજી સૂત્રના ૧૬ મા અધ્યયનમાં શું ભાવ ચાલશે તે ભાવ અવસરે કહેવાશે. આજે અમારા મહાન વૈરાગી સ્વ. પૂ. તારાબાઈ મહાસતીજીની નિયત પુણ્યતિથિ છે. તેમનું સંયમી–જીવન જ્ઞાન–દર્શન ચારિત્રરૂપી કુસુમોથી મઘમઘતું હતું. પણ સમય થઈ ગયો હોવાથી બહુ લાંબુ વિવેચન નહિ કરતા ટૂંકમાં કહું છું.

**મહાન વૈરાગી પૂ. તારાબાઈ મહાસતીજીની જીવન ઝરમર :** આકાશમાં તારાઓ ચમકે છે તેમ તારાબાઈ મહાસતીજી મારા શિષ્યામંડળમાં એક ચમકતા તારા હતા. તેમનો જન્મ અમદાવાદ શહેરમાં લુણસાવાડા મોટી પોળમાં થયો હતો. તેમના પિતાનું નામ ઉગરચંદભાઈ અને માતાનું નામ સમરત બહેન હતું. તેમના લગ્ન પણ થયેલા હતા. આ સંસાર તો સંયોગ અને વિયોગના દુઃખથી ભરેલો છે. તદનુસાર તેઓ ૨૪ વર્ષની ઉંમરમાં વિધવા થયા. વિધવા થયા પછી એક વર્ષમાં

અમારો (બા. બ્ર. વિદુષી શારદાબાઈ મહાસતીજીનો) પરિચય થતાં તેઓ ધાર્મિક પ્રવૃત્તિમાં જોડાયા અને વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. મારી દીક્ષા પછી આ બંધી શિષ્યાઓમાં તેઓ સૌથી પ્રથમ વૈરાગ્ય પામેલા હતા. તેમને ચાર પુત્રો હતા. તેઓ નાના હતા. તેમને મોટા કરવાની જવાબદારી પોતાના માથે હતી એટલે ન છૂટકે સંસારમાં રહેવું પડયું પણ અનાસક્ત ભાવે રહી તપ–ત્યાગ અને જ્ઞાન–ધ્યાનમાં મસ્ત રહેતા હતા. આમ કરતાં સૌથી મોટા પુત્રના લગ્ન કરી થોડો સમય સંસારમાં રહી મોટા પુત્રને જવાબદારી સોંપી સંસારની રિદ્ધિ સિદ્ધિ તથા પુત્રોનો મોહ છોડી સંવત ૨૦૧૪માં અષાડ સુદ બીજને દિવસે તેમણે દીક્ષા અંગીકાર કરી. આજે દીક્ષા તો સહુ લે છે પણ બાળકોનો મોહ છોડી દીક્ષા લેવી એ મહાન કઠીન છે. જેવી રીતે પુત્ર–પરિવારના મોહના બંધનો કાપીને શૂરવીર બનીને સંયમ–માર્ગે તેઓ નીકળ્યા હતા, તેવી રીતે અંતિમ સમય સુધી સંયમમાં રક્ત અને મસ્ત રહ્યા હતા.

**નાદુરસ્ત તબિયતમાં સમભાવ :** અમે મુંબઈ આવ્યા ત્યારે સંવત ૨૦૧૮નું પ્રથમ ચાતુર્માસ મુંબઈ કાંદાવાડીમાં, સં. ૨૦૧૯નું માટુંગા, ૨૦૨૦નું દાદર, ૨૦૨૧નું પાર્લા થયું. ત્યાં આસો માસમાં તારાબાઈ મહાસતીજીને કેન્સરનું દર્દ થયું. આવું ભયંકર દર્દ થવા છતાં મુખની પ્રસન્નતા પહેલાનાં જેવી જ હતી. સંયમમાં ખૂબ મક્કમ અને તેમની સમતા પણ ગજબની હતી. સારી ટીટ્રમેન્ટ આપવાથી દર્દ નાબૂદ થયું અને પછી ૨૦૨૨નું ચાતુર્માસ ઘાટકોપર કરી મંદાકિનીબાઈ મહાસતીજીની દીક્ષા પ્રસંગે પોષ વદ દશમના બધા ઠાણા માટુંગા આવ્યા. તે વખતે મહા સુદ બીજના દિવસે તારાબાઈ મહાસતીજીને માથામાં ચસકા ઉપડયા. એ દર્દનું નિદાન કરાવવા માટે માટુંગા શ્રીસંઘે મોટા મોટા સર્જનોને બોલાવ્યા અને ખડેપગે સેવા કરી પણ વેદનીય કર્મ આગળ કોઈનું ચાલ્યું નહિ. પૂ. તારાબાઈ મહાસતીજી ખૂબ સમતાભાવે દર્દ સહન કરતા હતા. તેમના મુખ ઉપર સહેજ પણ ગ્લાનિ ન હતી. જ્યારે જુઓ ત્યારે પ્રસન્ન જ રહેતા.

**અંતિમ સમયના ઉદ્ગારો :** પોતાના કાળધર્મ પામવા અગાઉ ત્રણ દિવસ પહેલાંથી તેમણે મને બધા સંકેત કર્યા હતા. મને પાસે બેસાડીને કહ્યું. મહાસતીજી! આ જીવન ક્ષણભંગુર છે. નશ્વર દેહનો મોહ રાખવા જેવો નથી. હું અઢી દિવસ છું પણ વડી દીક્ષા લેવાની છું. હું એમના ગૂઢ અર્થને સમજી ન શકી. મેં કહ્યું કે વડી દીક્ષા તો સાયન થવાની છે. જો તમારી ઇચ્છા હોય તો માટુંગામાં કરીએ. તો કહે ના, એમ નહિ. હું વડી દીક્ષા લેવાની છું. મને અંતિમ આલોચના કરાવો. તારીખ ૨૪–૨–૬૭થી તેમણે ધૂન બોલવાની શરૂઆત કરી કે **"દેહ મરે છે હું નથી મરતી, અજર અમર પદ મારું"** આ પ્રમાણે પોતે જાતે બોલવા લાગ્યા.

તા ૨૫મીના સવારે મને કહે છે, મહાસતીજી! આજે જે ગૌચરી લાવ્યા હોય તે બધું પતાવી દેજો. કંઈ રાખશો નહિ. આ દેહ વહેલો કે મોડો છોડવાનો છે માટે એની મમતા બહુ ન રાખવી. મને ગોળ ગોળમાં બધું સમજાવી દીધું. આગલા દિવસે મને કહ્યું હતું કે હું કેવી ભાગ્યશાળી છું કે મારા ગુરૂણીના ખોળામાં માથું મૂકીને મારા ગુરૂદેવ પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબ પાસે જઈશ. બરાબર તે પ્રમાણે બન્યું. વ્યાખ્યાનનો સમય થયો એટલે વસુબાઈને વ્યાખ્યાન શરૂ કરવા મોકલ્યા હતા. હું નવ વાગે વ્યાખ્યાનમાં જવા તૈયાર થઈ. દાદર સુધી ગઈ પણ મને કોઈ કહેતું હોય તેમ અવાજ આવ્યો કે તને કહ્યું છે કે હું અઢી દિવસ છું ને તું ક્યાં જાય છે? બે ત્રણ વખત અવાજ આવ્યો એટલે વ્યાખ્યાનમાં ન જતાં પાછી આવી તેમના માથા આગળ બેઠી. તેમણે મારા ખોળામાં માથું મૂક્યું. એમની આત્મરમણતા તો ચાલુ હતી. મને કહે છે મહાસતીજી! હું નથી મરતી મારો દેહ મરે છે. તમે કંઈ જોયું નથી. માટે આપ ખૂબ હિંમત રાખજો. એમ કહી પોતાની જાતે હાથ જોડીને ત્રણ વખત બોલ્યા કે હે આદેશ્વર દાદા! મને તારું શરણું હોજો. એટલે મને એમ થઈ ગયું કે હવે મારા તારાબાઈ ચાલ્યા. એટલે મેં એમને ૯–૪૫ મિનિટે સાગારી સંથારો કરાવ્યો. પ્રત્યાખ્યાન લેતા એમના મુખ ઉપર એટલો બધો હર્ષ થયો કે બસ, હવે મારી ભાવના પૂર્ણ થઈ. વ્યાખ્યાન પૂરું થયેલ એટલે આખો સંઘ હાજર હતો. સંઘ તથા અમે બધા એમને નવકારમંત્રના શરણાં દેતાં હતા. પણ પોતે તો છેલ્લા શ્વાસ સુધી "દેહ મરે છે હું નથી મરતી, અજર અમર પદ મારું" એ ધૂન ચાલુ રાખી. અને તા. ૨૫મીના સવારે ૧૦ ને ૧૦ મિનિટે પોતાની જાતે ધૂન બોલતાં બોલતાં ૪૮ વર્ષની ઉંમરે સાડા આઠ વર્ષની દીક્ષા પર્યાય પાળી નશ્વર દેહનો ત્યાગ કર્યો. દીક્ષા લીધી ત્યારથી એવી ભાવના હતી કે ભલે ઓછું જીવાય પણ હું પંડિતમરણે મરું. એ એમની ભાવના પૂર્ણ થઈ. ટૂંકું જીવન જીવ્યા પણ આત્મસાધના સાધી ગયા.

પૂ. તારાબાઈ મહાસતીજી ખૂબ સરળ, ભદ્રિક, વિનયવાન અને ગુણીયલ હતા. તેઓ સાતમા શિષ્યા હોવા છતાં સંપૂર્ણ જવાબદારી સંભાળતા હતા. આવા પવિત્ર આત્માઓને યાદ કરી તેમના ગુણો જીવનમાં ઉતારવા ઉદ્યમવંત બનીએ એ ભાવના. આજે સૌ સારા સારા વ્રત–પ્રત્યાખ્યાન લેશો તો તેમને સાચી શ્રદ્ધાંજલી આપી કહેવાય.

# વ્યાખ્યાન નં. ૨

અષાઢ વદ ૩ ને શનિવાર તા. ૬-૭-૭૪

## વિષય :- "તિન્નાણં તારયાણં"

શાસનપતિ ભગવાન કરૂણાસાગરે જગતના જીવોના કલ્યાણને અર્થે સિદ્ધાંતમય વાણી પ્રરૂપી. તે ભગવાન કેવા છે? "તિન્નાણં તારયાણં" નમોત્થુણંમાં આ શબ્દ બોલતાં આત્મામાં ઝણઝણાટી થવી જોઈએ. ક્યારેક ઈલેકટ્રીક કરંટ લાગે તેનો સ્પર્શ થઈ જાય તો તમે તરત ત્યાંથી હાથ ખેંચી લો છો પણ ત્યાં ને ત્યાં રાખતા નથી. જેમ ઈલેકટ્રીક કરંટ છે તેમ સંસારનો કરંટ છે. ઈલેકટ્રીક કરંટ લાગે, ત્યારે તરત લાકડાને અડી જાવ તો સોટથી બચી જવાય. તેમ જ્ઞાનીના વચનામૃતો લાકડા સમાન છે. અને સંસાર ઈલેકટ્રીક કરંટ સમાન છે. જેમાં રહેવાથી સોટ લાગે એવા સંસારમાં રહેવા જેવું નથી. સંસાર એ આશ્રવનું ઘર છે. તેમાં જો વીતરાગ વાણીરૂપી લાકડું સાથે હશે તો સોટ લાગતા તમને બચાવી લેશે. દશ શ્રાવકો સંસારમાં રહેવા છતાં એકાવતારીમાં તેમનો નંબર લાગી ગયો. મોક્ષે જવાની મહોર લાગી ગઈ. તે મહોર હવે બદલાવાની નથી. અત્યારે પાંચમાં આરામાં મોક્ષ નથી પણ પુરુષાર્થ કરે તો એકાવતારીમાં નંબર લાગી જાય. પણ નંબર કોનો લાગે? જેને સંસાર વહાલો નથી પણ મોક્ષ વહાલો છે એવા જીવોનો. એક ભાઈ આવીને કહે મારે દેવલોક જોઈએ છે મોક્ષ નથી જોઈતો. મોક્ષમાં જઈ કરવાનું શું? ભાઈ! મોક્ષ માગો તો પણ મળવાનો નથી. સ્વયંપુરુષાર્થ કરવાથી મળવાનો છે. જો મોક્ષ આપવાથી મળતો હોત તો ખુદ ભગવાન મહાવીર સ્વામી પણ પોતાના શિષ્ય જમાલિને શા માટે કિલ્વિષીમાં જવા દેત? માટે પુરુષાર્થ કરવાની જરૂર છે. ભગવાન કેવા છે? "मग्गदयाणं चक्खुदयाणं" ભગવાન મોક્ષમાર્ગને બતાવનાર છે. અને અજ્ઞાની જીવોના જ્ઞાનચક્ષુ ખોલાવનાર છે. પણ કોઈને મોક્ષ આપી શકતા નથી. તે તો પુરુષાર્થથી મેળવાય છે. એક વાર મોક્ષ-તત્ત્વની સાચી રૂચી પ્રગટવી જોઈએ.

વેદાંતવાદીઓ એકાંત ઇશ્વરને કર્તા માને છે. તે કહે છે કે ઇશ્વર બધું કરે છે. સુખદુઃખનો દેનાર પણ ઇશ્વર છે. કોઈ સારું કામ થાય તો ઇશ્વરની કૃપા અને ખરાબ થાય તો પણ ભગવાનને દોષ આપે છે. પણ જૈનદર્શન તેમ નથી માનતું. આપણે રોજ સવારમાં ઉઠીને પુત્ર-પરિવાર-પત્ની, પેઢી આદિને યાદ નથી કરતા પણ બોલીએ છીએ કે, હે ત્રિલોકીનાથ! મને તારું શરણું હો. પત્ની ગમે તેટલી વહાલી હોય તો પણ તેનું શરણું નહીં લેતા પ્રભુનું શરણું લઈએ છીએ. કોઈ વ્યક્તિ તદ્દન નાસ્તિક હોય અને ભગવાનને જરા પણ ન માનતી હોય તો પણ અંતિમ સમયે તેને કોનું શરણું આપો

વીતરાગ વાણીમાં રસ નથી, શ્રદ્ધા નથી ત્યાં સુધી કલ્યાણ નથી, રસ જાગશે તો મોક્ષના મોતી મળશે. પ્રતિક્રમણ જો ભાવસહિત થાય તો કર્મની નિર્જરા થાય. જેમ ભાવ આવતા જાય તેમ ભવ ભાંગતા જાય. પણ હજુ ભવ ભાંગે તેવા ભાવ આવ્યા નથી. ઘણાં કહે છે વીસ વીસ વર્ષોથી સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ કરીએ છીએ, વ્યાખ્યાન સાંભળીએ છીએ. હવે કરવાની શી જરૂર છે? જ્યાં સુધી આરાધનાના ભાવ આવ્યા નથી ત્યાં સુધી કરતાં જ રહેવાનું. નાનો બાળક એકડો ન આવડે ત્યાં સુધી પાટીમાં લીટા દોર્યા કરે છે. લીટા દોરતા દોરતા છેવટે લીટામાંથી એકડો આવડે છે. તેમ આત્મસાધના કરતાં હજી સાધનાના ભાવ નથી આવ્યા. જ્યારે ભાવ આવશે ત્યારે કેવળજ્ઞાન અને કેવળ દર્શન લઈને ઉઠશે. હજુ કંઈ ઠેકાણા નથી ને બોલે છે ઘણું કર્યું. હવે કરવાની શી જરૂર છે? જ્ઞાનીના વચન ખોટા કહીશ તો મૂંગો થઈશ. મૂંગામાં પણ જીભ ન હોય ત્યાં એકેન્દ્રિયમાં જઈશ. માટે મહાપુરૂષો કહે છે કે, સમજવાની તક મળી છે તો તકને ઓળખીને તરી જાવ.

જ્ઞાતાજી સૂત્ર તેમાં ધર્મકથાનુયોગ છે. જેમ બારણાને સાખે બેસાડવા હોય તો ખીલી અને મજાગરા મારવા પડે છે. જો ન મારે તો બારણા બરાબર રહી શકે નહિ.

પરદેશી રાજાની ગુરૂભક્તિ કેટલી હતી? "પ્રભુ! આપ મને મળ્યા ન હોત તો આ ઝેર પચાવવાની શક્તિ મારામાં ક્યાંથી આવત? આપના પાવર હાઉસની આ શક્તિ છે." પાવરહાઉસની બાજુમાં એક ઝૂંપડી હતી. તેમાં ઘોર અંધારું હતું, અને આખું ગામ રોશનીથી ઝગમગે. એક વ્યક્તિએ ઝૂંપડીમાં વસનારને પૂછયું, ભાઈ! આપ પાવરહાઉસની બાજુમાં વસો છો છતાં આપના ઘરમાં અંધારું કેમ છે તો કહે ભાઈ! પાવરહાઉસ બાજુમાં છે પણ કનેકશન લીધું નથી એટલે પ્રકાશ ક્યાંથી હોય! તેમ ભગવાનના શાસનમાં વીતરાગના સંતો પાવરહાઉસ સમાન છે. તમે તેમની બાજુમાં વસો છો છતાં આત્મામાં અંધારું છે. શા માટે? તનનો, મનનો અને આત્મ ભાવનો તાર જોડયો નથી. તંબુરો ગમે તેટલો સરસ હોય, વગાડનારો હોશિયાર હોય પણ તાર ઉપર કથન ન મૂકે તો અવાજ ક્યાંથી નીકળે?

જંબુસ્વામીને જાણવાની કેટલી જિજ્ઞાસા છે! સુધર્માસ્વામી પોતાના પ્યારા શિષ્યને કહે છે કે આયુષ્યમાન્ જંબુ!

**"तेणं कालेणं तेणं समएणं चंपा नामं णयरी होत्था।"**

તે કાળ અને તે સમયમાં ચંપા નામની નગરી હતી. ભગવાનના વચન ત્રણ કાળમાં ફરવાના નથી. ગમે તેટલો કાળ વ્યતીત થઈ જાય. ગમે તેવો યુગ પલટાય દુનિયાના રંગઢંગ, ખાનપાન, રહેણીકરણી, પહેરવેશ બધું બદલાશે પણ જ્ઞાનીના વચન તો શાશ્વત રહેવાના છે. તેમાં મીનમેખ ફેર પડવાનો નથી. જે પ્રશ્ન ભગવાન ઋષ-

ભદેવને પૂછવામાં આવ્યો હોય અને તેનો જે જવાબ ઋષભદેવ પ્રભુ આપે અને એ જ પ્રશ્ન ભગવાન મહાવીરને પૂછવામાં આવે તો તેઓ પણ એ જ જવાબ આપે. આચારાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં કહ્યું છે કે.

**" से बेमि जे अइया, जे य पडुपन्ना, जेय आगमिस्सा अरहंता भगवंतो ते सव्वे एव माइक्खन्ति, एवं भासन्ति, एवं पन्नविंति एवं परुवेन्ति ।"**

સુધર્માસ્વામી તેમના શિષ્ય જંબુસ્વામીને કહે છે કે ભૂતકાળમાં જે તીર્થંકર ભગવાન થઈ ગયા છે, વર્તમાનકાળમાં જે તીર્થંકર છે અને ભવિષ્યકાળમાં જે તીર્થંકર થશે, તેઓ બધા એક સરખું કહે છે, પ્રરૂપણા કરે છે અને એક સરખું જ બોલે છે. કારણ કે કેવળજ્ઞાનીઓના જ્ઞાનમાં કાંઈ ફરક નથી. કેવળજ્ઞાન સર્વેનું સરખું છે.

"तेणं कालेणं" તે સમયની વાત છે. અત્યારના કાળની આ વાત નથી. દશ ક્રોડાક્રોડી સાગરોપમના છ આરા. પહેલો આરો સુષમ-સુષમ, બીજો સુષમ, ત્રીજો દુષમ, ચોથો દુષમ સુષમ, ભગવાન ઋષભદેવ ફક્ત ત્રીજા આરામાં થયા. બાકીના ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા છે. ચોથો આરો દુષમ સુષમ એટલે પહેલા, બીજા અને ત્રીજા આરા કરતાં સુખ ઓછું અને દુઃખ વધારે. છતાં ચોથો આરો ધર્મક્ષેત્રમાં આગળ છે. કોઈ ઘર ધર્મના રંગે ખૂબ રંગાયેલું હોય, જ્યાં ધર્મની વાતો થતી હોય તેવા ઘર જોઈએ ત્યારે દિલમાં ખૂબ આનંદ થાય. અને મનમાં થાય કે આ ઘર ચોથા આરા જેવું ધર્મક્રિયામાં આગળ છે.

ભગવાન ઋષભદેવને યાદ કરીએ છીએ ત્યારે એમ થાય છે કે હે પ્રભુ! તું તો સંસારથી તર્યો અને તારો સંસાર પણ કેવો કે તારા ૯૯ પુત્રો અને બે પુત્રીઓએ દીક્ષા લીધી ને તેઓ પણ મોક્ષે ગયા. પ્રભુ! તું તો ઉજળો અને તારો સંસાર પણ ઉજળો. ભરત મહારાજાના આઠ પટધર પુત્રો પણ મોક્ષમાં ગયા. સાધુ વંદણામાં બોલીએ છીએ કે–

**શ્રી ઋષભદેવના ભરતાદિક સો પુત્ર,**
**વૈરાગ્ય મન આણી, સંયમ લીધો અદ્‌ભૂત,**
**કેવળ ઉપરાજ્યું કરી કરણી કરતૂત,**
**જિનમત દીપાવી સઘળા મોક્ષ પહુંત.**
**શ્રી ભરતેશ્વરના હુઆ પટો ધર આઠ,**
**આદિત્ય જશાદિક પહોંચ્યા શિવપુર વાટ.**

૫૦૦ ધનુષ્યની અવગાહનાવાળા એક સાથે ૧૦૮ જીવો મોક્ષમાં ગયા તે ઋષભદેવના સમયમાં તે ભગવાન ઋષભદેવ અને તેમના ૯૯ પુત્રો અને ભરત મહારાજાના આઠ પુત્રો એમ એકી સાથે ૧૦૮ જીવો મોક્ષમાં ગયા.

આવાગમન પણ રહે. આપ પ્રતિક્રમણમાં બોલો છો કે ધન્ય છે તે ભૂમિને કે જ્યાં સ્વામી દેશના દેતા થકા વિચરતા હશે. ધન્ય તે રાઈસર, તલવર, શેઠ, સેનાપતિ, ગાથાપતિ આદિ જે દેશના સાંભળીને કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન કરી નેત્ર પવિત્ર કરતા હશે, અને દાન દઈ કર પવિત્ર કરતા હશે તેઓને ધન્ય છે. અત્યારે તીર્થંકર નથી પણ તેમનો માર્ગ બતાવનાર તેમના પવિત્ર સંતો વિદ્યમાન છે.

આ ચંપાનગરી પ્રસિદ્ધિ પામેલી હતી. સંસારમાં સર્વ સંયોગો અનુકૂળ હોય તો એ અનુકૂળતામાં જે આરાધના કરી શકાય તે પ્રતિકૂળતામાં ઓછી કરી શકાય. શરીરશક્તિથી હીન થયેલો માનવી શું કરી શકે ? માટે જો તારી શક્તિ છે તો શક્તિનો ઉપયોગ મોક્ષમાર્ગે જવામાં કર. તારી શક્તિ, બળ, વીર્ય, પુરૂષાર્થ મોક્ષે જવામાં ફોરવ. શરીર સારું છે ત્યાં સુધી આરાધના કરી લો. કાલની કોને ખબર છે ! માસખમણુ, સોળભથ્થું, જે કરવું હોય તે કરવા માટે કેડ બાંધીને તૈયાર થઈ જજો. અનુકૂળ સંયોગો છે ત્યાં સુધી કરી લો. માટુંગા નગરી ચંપાનગરી જેવી બનાવવી છે. લોકો માટુંગાને "**ડોલર એરીયા**" કહે છે. અમારે પૈસા સાથે લાગતું વળગતું નથી. પણ આપ તપ કરીને, બ્રહ્મચર્ય આદિ અપનાવીને અમારી પાસેથી એવો ઈલ્કાબ મેળવી લો કે અમે બીજે જઈને કહી શકીએ કે માટુંગા ડોલર એરીયા જ નથી પણ તપ ત્યાગમાં "**આધ્યાત્મિક એરીયા**" છે. માટે પુરૂષાર્થ કરજો. તેમાં પ્રમાદ કરશો નહિ અને આત્માની સાધનામાં જોડાઈ જજો. ભગવાન આપણને તરવાનો માર્ગ બતાવી ગયા. હવે ચંપાનગરીનું શું વર્ણન ચાલશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩

અષાડ વદ ૪ ને રવિવાર તા. ૭-૭-૭૪

**વિષય :- "સંસાર કેવો કારાગાર છે !"**

શાસ્ત્રકાર ભગવાને જગતના જીવોના કલ્યાણને અર્થે, ભવ્ય જીવોના આત્મઉદ્ધારને અર્થે આગમમય વાણી પ્રકાશી. સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી ભગવાનની શાશ્વત વાણી. તમે વર્ષો સુધી આ સાધનાના સ્થાનમાં આવશો પણ જો આગમ પર શ્રદ્ધા મજબૂત નહીં હોય તો કર્મના દળીયા ઉડાડી શકશો નહિ. અને શ્રદ્ધા વિનાની ગમે તેટલી ક્રિયા કરશો તો તે બધી નિષ્ફળ જશે. શ્રદ્ધાપૂર્વકની

ન્યાય કરતા હશો ત્યારે તમારા ઘરના એકી અવાજે માન્ય કરે છે કે ભેદ પડી જાય છે? (શ્રોતામાંથી અવાજ :– બધાને માન્ય હોય એવું ન બને.) આનંદ શ્રાવક સમકિત પામ્યા પહેલા પણ એટલા પ્રમાણિક હતા. તેમનો વ્યવહાર સારો ને સરળ હતો. પણ મિથ્યાત્વ મિથ્યાત્વમાં ફેર હોય છે. જેમ ક્રમ વધતો ગયો તેમ ગુણની શ્રેણી વધતી ગઈ. જેમ કમોદ ખંડાવી તો તેમાંથી ચોખા નીકળ્યા ને ફોતરા ઊડી ગયા. પણ અમુક જે લાલ રંગના ચોખા હતા તેની લાલાશ રહી ગઈ. ચોખામાં હજુ કુસકી ને કણકી છે પણ ડાંગરની અપેક્ષાએ તે ચોખા ઉજળા છે. હવે તે ચોખાને પોલીસ કરવામાં આવે તો ચોખા વધુ શ્વેત બને. પણ હજુ તેમાં કુસકી ને કણકી તો છે છતાં પહેલા ચોખા ઉજળા છે. પણ હજુ સાવ નિર્મળ થયા નથી. તેમ જે ગાઢ મિથ્યાત્વી છે તે લીધેલું મૂકે નહિ અને બીજો પણ મિથ્યાત્વી હોવા છતાં કોઈ સત્ય વાત કરે તો વિચાર કરે કે આનું કથન સત્ય છે કે મારું કથન સત્ય છે? આ રીતે મિથ્યાત્વ મિથ્યાત્વમાં પણ ફેર છે. સંતો રોજ બોલે છે કે આખો સંસાર આશ્રવનું ઘર છે, સંસાર છોડવા જેવો છે. છતાં તમે પકડીને બેસી ગયા છો. તે છોડતા નથી. સંસારમાં અધિક વિષય વાસના કેમ વધે, સંસારનું પોષણ કેમ થાય અને સંસાર ફાલ્યો ફૂલ્યો કેમ રહે, બધા મને સારો કેમ કહે એવી જ ભાવના રહે છે!

જ્ઞાની પુરૂષોએ સંસારને એક ભયંકર કારાગારની ઉપમા આપી છે. ભૌતિક-સુખમાં ભાન ભૂલેલા તથા ભૌતિક સુખના અતિ રાગથી વિટંબણા ભોગવતાં આ સંસારવર્તી જીવોને સજાગ બનાવવા માટે તથા સંસારથી છોડાવવા માટે અને સંસાર કેવો દોષમય અને દુઃખમય છે એ સમજાવવા માટે જ્ઞાની પુરૂષોએ પ્રયત્ન કર્યો છે. રાજા, મહારાજા, શેઠ, શાહુકારો જેમને પુણ્યોદયે ઘણી સામગ્રી મળી છે તેવા જીવોને પણ પ્રભુ સમજાવે છે કે સંસાર એક ભયંકર કારાગૃહ છે. આવું કોણ કહી શકે? જેઓ પોતે સંસારથી તરવા અને અન્ય ભવ્ય જીવોને સંસારથી તારવા વિચરતા હોય તેઓ કહી શકે, જેમની આંખ સામે મોક્ષ હોય તેને. સંસાર ગમે તેવી સુખસામગ્રીવાળો હોય છતાં સંસાર ખરેખર ભૂંડો છે એમ જેને લાગ્યું છે તેઓ જ કહી શકે. તેવા સાધક આત્મા પ્રશંસામાં ન તણાય. સમજુ માણસો તો પોતે જ કહે છે કે અમારા આજના સંસારમાં વખાણવા જેવું છે શું? પહેલાના લોકોને સંસારમાં પણ અનુકૂળતા કેટલી બધી હતી? આજે મોટા મોટા શેઠીયા ગણાતાઓને પણ પ્રાયઃ નોકરોની પણ નોકરી કરવી પડે છે, ગમે તેવા મોટા શેઠને ગમે તેવો નાનો ઓફીસર તતડાવી શકે છે, અને એ શેઠનો નોકર પણ અવસરે એ શેઠને દબાવી શકે છે. આજે ઘણે ઠેકાણે બાપને છોકરાના નોકર કે આશ્રિતની જેમ જીવવું પડે છે. શેઠાણીઓ શેઠના જેટલા હક ભોગવવાની ભાવના સેવતી હોય છે,

શેઠાણી હાથ-પગની થાકેલી એટલે રામાએ તેના ઉપર હુકમ ચલાવી શકે છે. ધનમાં પણ પોતાનું ધન હોવા છતાં પોતાનું નથી એમ કહીને ચલાવવું પડે છે. અને છતાં ચોપડે ધન નથી એવો દેખાવ કરવો પડે છે. બોલો, આવો સંસાર છોડવા જેવો ખરો કે નહીં ? અને મોક્ષ આદરવા યોગ્ય ખરો કે નહીં ?

નવતત્ત્વની વાતો તો ઘણી કરી પણ આચરણમાં કંઈ નથી આવ્યુ. જ્યારે આચરણમાં આવશે ત્યારે પલ્ટો થયા વિના નહિં રહે. નવ તત્ત્વની અંદર જો મોક્ષતત્ત્વની રૂચી થઈ હોય અને આદરવા યોગ્ય લાગ્યો હોય તો મોક્ષ મેળવવા સંસારનો ત્યાગ કરવો પડશે. બોલો શું કરવું છે ? મોક્ષ લેવો છે કે સંસાર રાખવો છે ? (શ્રોતામાંથી અવાજ: મોક્ષ લેવો છે.) જો તમારે મોક્ષ લેવો છે તો તમારી ભાવના અને તમારી બધી ક્રિયાઓ મોક્ષ લક્ષે કરવાની હોય પણ સંસારના લક્ષે કરવાની ન હોય. મોક્ષે જવું છે, કર્મથી મુક્તિ લેવી છે અને ઘાતી અઘાતી કર્મોથી છૂટકારો લેવો છે તો જીવનમાં જરૂર આચરણ કરવું જોઈશે. તમારી એક પણ ક્રિયા સંસાર તરફની ન હોય. અહીંયા વીતરાગવાણી સાંભળવા આવો છો પણ વૃત્તિમાં સંસાર ભર્યો છે કે મારો સંસાર કેમ ફૂલ્યો ફાલ્યો રહે ! કોઈ સાધુ-સાધ્વી સંસારી સુખ માટેના કંઈક મંત્ર તંત્ર કરતા હોય તો આપ દોડીને ત્યાં પહોંચી જશો. "મારા સંસારને જરા પણ આંચ ન આવવી જોઈએ." જો વીતરાગ વાણી સાંભળતાં વૃત્તિમાં સંસાર ભર્યો છે તો તે ધર્મ નથી. સંસારના વિષયોનું પોષણ કરવા માટે, સંસારની વાડી લીલીછમ રાખવા માટે કરાતો ધર્મ એ ધર્મ નથી. વૃત્તિમાંથી વાસના ન જાય ત્યાં સુધી મોક્ષ મળવાનો નથી. અને ત્યાં સુધી એ નામમાં છે પણ આચરણમાં નથી. આપણું ધ્યેય મોક્ષનું હોવું જોઈએ.

આપ ધર્મગુરૂઓ પાસે જાવ, તેમની વ્યાખ્યાન વાણી સાંભળો તો દિલમાં આવો ભાવ આવવો જોઈએ કે હવે મારે બીલકુલ સંસાર જોઈતો નથી. હવે મારા જન્મો કેમ અટકી જાય ? આ ધ્યેય અને આ લક્ષ આવશે તો એક ક્ષણ પણ તમે નકામી નહીં જવા દો. ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રભુ બોલ્યા છે,

**असंखयं जीवियं मा पमायए, जरोवणीयस्स हु नत्थि ताणं ।**
**एवंवियाणाहि जणेपमत्ते, किण्णु विहिंसा अजया गहिन्ति ॥**

ઉ. સૂ. અ. ૪ ગાથા ૧

મહાપુરૂષો શું કહે છે ? આપણું જીવન ક્ષણભંગુર છે. તૂટેલું આયુષ્ય ફરી સંધાતું નથી. માટે ક્ષણનો પણ પ્રમાદ કરવા જેવો નથી. માટે સમજણના ઘરમાં આવી જાત. **"આવતી કાલનો શત્રુ મિત્ર બની જશે પણ પ્રમાદ કદી મિત્ર નહિ બને."** માટે પ્રમાદ છોડવા જેવો છે. પ્રમાદ આત્માના ઘરનો ડાકુ છે. મોટો

છે. સિદ્ધ ક્ષેત્રમાં જવું હોય તો રાણીગરા રૂપિયા જેવા બનો. અત્યારે લોકો ક
કે રાણીગરા એક રૂપિયાની કિંમત દશ-અગિયાર ગણી થાય છે. તમારી (
એટલી થાય તો તમને કેટલો બધો લાભ થઈ જાય! તમારી પાસેથી સાંભળે
કે મહાસતીજી! સંસારમાં કંઈ મઝા નથી. આખી માયા સ્વાર્થની છે. આજે
જોઈએ છીએ કે જ્યાં સુધી નાણાં તરબોળ હોય ત્યાં સુધી સૌ હાજર. પણ ક
ઉદયે નાણાં ચાલ્યા ગયા તો કોઈ સગા નહીં થાય. પાંચ પચ્ચીસ આપવાના તો
રહ્યા પણ આશ્વાસનના બે શબ્દો કહેનાર પણ કોઈ નથી હોતું.

**અકળાવે આ સંસાર મને પણ એની માયા ન છૂટે,**
**હું જાણું છું કે આ દુનિયા સ્વાર્થી થઈને સગપણ રાખે,**
**કાલે જો હું બેહાલ બનું, કોઈ બટકું રોટલી ના આપે,**
**તોય મારા મારા કહેવાની મમતાનો તંતુ ના તૂટે-હાય ના તુટે.**

ઉત્તમ માનવદેહ પામ્યા છો પણ આવી વૃત્તિ હોય તો જીવનમાં માનવતા
પૈસાને મેળવતાં પાપ, સાચવતાં પાપ અને છોડતાં નહિ આવડે તો પણ પાપ!! અ
મેં આટલા પૈસા ભેગા કર્યા, ધંધો વિકસાવ્યો. હવે શું થશે? પુત્ર અબૂઝ અને અ
છે. ધંધો સંભાળી શકે તેવો નથી તો મારા મરણ પછી બધાંનું શું થશે? ર
કહે છે કે હાય હાય કરતા જશો તો હાય હાય થશે. તારા પુત્ર માટે તું શું
શકવાનો છે? મનથી માને છે કે હું મારા છોકરા માટે કરીને જાઉં! તું
વ્યવસ્થિત કરીને જઈશ, તો પણ પાપનો ઉદય થશે તો ચાલ્યું જશે. રાજાઓની ર
પણ ચાલી ગઈ છે.

બંધુઓ! તમારી સ્થિતિનો ખ્યાલ કરો. આમ જોઈએ તો તમારો પુણ્યે
ઘણો છે. પણ એ પુણ્યોદયથી મળેલી સામગ્રીનો ઉપયોગ કેવો કરી રહ્યા છો?
જોતાં તો એમ લાગે કે મહાન પુણ્યોદય હોવા છતાં અને પુણ્યથી સુંદર સાર
મળવા છતાં પણ ધર્મના ભાવ સ્પર્શ્યા છે ખરા? તમારું ભાગ્ય તો એવું છે કે
માટુંગા ક્ષેત્રમાં વગર બોલાવે સાધુ સંતો ખેંચાઈને આવે છે. હું તમને પૂછું
કે અહીં બેઠેલાઓમાંના કોઈને સાધુ-સાધ્વીનો યોગ મળ્યો ન હોય એવું બન્યું
ખરું? આવી સામગ્રીના યોગમાં તમને ધર્મ કરવાનો જે ઉલ્લાસ પ્રગટવો જોઈ
તે પ્રગટ્યો છે ખરો? આ એ બતાવે છે કે તમે ગત જન્મમાં ધર્મ તો કર્યો
પણ ખામીવાળો કરેલો. તત્ત્વજ્ઞાન મેળવવું, તત્ત્વના સ્વરૂપનું શ્રવણ કરવું, તેનું રહ
સમજવું અને ભગવાને જેને હેય કહેલ છે તેનો ત્યાગ કરવો અને જેને ઉપાદેય કા
છે તેને ગ્રહણ કરવું. આવો ધર્મ તમને મોક્ષ સુધી લઈ જશે. માટે જ્ઞાની પુરૂષો
છે કે સંસારની મૂર્છા છોડો ને ધર્મમાં ઉલ્લાસ પ્રગટાવો. જેમ સર્પની દાઢમાં ઝેર હ
છે પણ તેની જીભમાં કે શરીરમાં ઝેર નથી હોતું. વાદીઓ સર્પની દાઢ કાઢી ન

પછી સર્પ આપણા જેવો થઈ જાય, તેમ તમારી દાઢમાં મૂર્છાનું ઝેર ભર્યું છે. સર્પ ઉપાડો ફૂં ફૂં કરે ને તમે છાના ફૂં ફૂં કરો. જેમ સર્પની દાઢમાં ઝેર છે ત્યાં સુધી ભય છે. તેમ તમારી દાઢમાં મૂર્છા છે ત્યાં સુધી સંસાર છે. દાઢમાંથી મૂર્છા ગઈ તો સંસાર ગયો. એ મમત્વ અને અહંકાર ભાવ સંસારમાં રઝળાવે છે.

જ્ઞાતાજી સૂત્રના ૧૬ મા અધ્યયનમાં એ વાત આવશે કે માન કષાય કેવી ભયંકર છૂરી છે! માનને માંચડે ચડેલા કેવળજ્ઞાન પામી શક્યાં નથી. કેટલી અઘોર સાધના હતી છતાં માન હતું તેના કારણે કેવળજ્ઞાન અટકી ગયું હતું. જ્યાં માન ગયું ત્યાં કેવળજ્ઞાન થઈ ગયું. આપણામાં માન કષાય છે' સામે જરા પણ ત્યાગ નથી ને કેવળજ્ઞાન લેવું છે તો ક્યાંથી મળે? માનના કારણે જીવ કેવા કર્મો બાંધી દે છે તેનો હિસાબ નથી. આ અધ્યયનનો મુખ્ય પાયો માન કષાય છે. માન કષાયના કારણે કેટલો સંસાર ઊભો થઈ ગયો. જીવાત્મા બધું સમજ્યો પણ સિદ્ધાંતના હાર્દિક ભાવને સમજ્યો નથી. દ્રૌપદીના જીવને માનકષાયના કારણે રખડવું પડ્યું, તે કારણ મારામાં તો નથી ને?

જીવ શરીરની કેટલી માવજત કરે છે? સામાન્ય ઉધરસ અને શરદી થઈ. દવા કરવા છતાં ઉધરસ ન મટી તો ડર લાગે કે મને ટી.બી. તો નહિ થઈ જાય ને? લોહી ટેસ્ટ કરાવો, એક્સ રે લેવરાવો અને ડૉક્ટર પાસે ચિકિત્સા કરાવો. દેહના દર્દ માટે કેટલી ચિકિત્સા કરાવો છો? તેમ આત્મામાં ક્રોધ–માન–માયા–લોભ આદિ કષાય આવી જાય તો વિચારજો કે મને ભવ રોગ તો લાગુ પડ્યો નથી ને? શરીર માંદુ પડે તો તેના દુર્ગુણોને શોધો છો તેમ માન–માયા–લોભ–રાગ–દ્વેષ ઈર્ષ્યા આદિ જીવનમાં આવે તો સમજી લેજો કે મારામાં દુર્ગુણનો સડો પેઠો છે. આ સડો જીવનમાંથી નહિ કાઢો તો તે ભવિષ્યમાં આગળ વધશે. સડો કેટલો ખરાબ છે, એ કેવી દુર્બુદ્ધિ કરાવે છે તેના પર આપને એક કહાણી કહું.

કરૂણ કહાણી:– માતા અને દીકરો હતાં. દીકરો ત્રણ વર્ષનો થતાં માતા મૃત્યુના બિછાને પોઢી ગઈ. આ ત્રણ વર્ષનો નાનુડો બાલ શું સમજે? તે તો તદ્દન નિર્દોષ. તેને નહીં મારું તારું. નહીં રાગ–દ્વેષ કે નહીં સારું ખોટું. આ ત્રણ વર્ષનું ખીલેલું પુષ્પ જેનામાં માતાએ ત્રણ વર્ષમાં પણ સુંદર સંસ્કારોની સુગંધ પ્રસરાવી હતી. માતાએ સારા સંસ્કારોથી ઘડતર ઘડી બાળકનો બગીચો ખીલવ્યો હતો. જ્યાં દાડમ, પપૈયા, કેળા આદિ અનેક ઝાડો અલગ અલગ હોય તેને બગીચો ન કહેવાય. પણ જ્યાં બધા ઝાડ વ્યવસ્થિત અને સુંદર રીતે ગોઠવેલા હોય તેને બગીચો કહેવાય. તે બગીચામાં તમે સાંજે ફરવા જાવ. જ્ઞાની કહે છે તારે ફરવું હોય તો धम्मा रामे चरे भिक्खु। તું ધર્મરૂપી બગીચામાં વિચર. તમે કીંગ સર્કલના બગીચામાં જઈને બેસશો ત્યાં

લીલીછમ વાડીમાં ફરશો. ત્યાં મેંદીના ઝાડ કાપીને ઘોડા–કૂતરા–વાઘ–સિંહ આદિ અનેક આકારો બનાવ્યા હોય છે. ઘણાં માણસો પોતાના ઘરના કંપાઉન્ડમાં શોભા માટે અનેક ઝાડો રોપે છે. મેંદી વાવે છે. જ્ઞાની કહે છે તમે બાગ નથી બનાવતા પણ આત્મબાગને દુશ્મન બનીને વેરી રહ્યા છો. તું મેંદી નથી કાપતો પણ આત્માના સદ્‌ગુણને કાપી રહ્યો છે. માટે સમજીને કામ કરો.

**"માતાનું પરલોકમાં પ્રયાણ"** : ત્રણ વર્ષના બાળકના જીવનનું ઘડતર ઘડીને માતા ચાલી ગઈ. ચિત્રકારો ચિત્ર દોરે પણ ચિત્રકાર ચિત્રકારમાં ફેર હોય છે. બધા માનવ બુદ્ધિમાં સરખા નથી હોતા. કોઈને એકવાર સમજાવીએ ને આવડી જાય ને કોઈને એક જ વાત ૧૦૦ વાર સમજાવવી પડે. છોકરાનો બાપ વિચાર કરે છે કે આનું અધૂરું ઘડતર હવે મારે ઘડવાનું છે. આ છોકરાને બાલમંદિરમાં દાખલ કર્યો. બધા ખીલખીલાટ કરતા છોકરા પાસેથી માતા શબ્દ સાંભળે. તેથી ઘેર આવી પિતાને પૂછે છે કે મારી માતા કયાં ગઈ છે ? કારણ કે બાળકની માતા મરી ગઈ ત્યારે છોકરાને પાડોશીના ઘરમાં રાખેલો. અગ્નિસંસ્કાર કર્યા પછી ઘેર લાવેલો. માતાને પોતાના સંતાનને જોઈને એનું હૈયું સ્હેજે ભરાઈ આવે તેથી માતાએ કહેલું કે આ બાળકને તમે મારાથી દૂર રાખજો. મારી પાસે લાવશો નહિ, કારણ કે મન તેમાં જતું રહે. એ કોઈ મને ત્રાણ–શરણભૂત થનાર નથી. અને પતિને પણ કહેલું કે જો આપને મારી પાસે રહેવું હોય તો પતિ તરીકે નહિ પણ ધર્મગુરૂ બનીને રહેજો. બાળક માતાને જોતો નથી એટલે પૂછે છે, મારી માતા કયાં ગઈ છે ? ત્યારે પિતા કહે–બેટા ! બહાર ગઈ છે. તો બાળક કહે આટલા બધા દિવસથી ગઈ છે ને હજુ કેમ નથી આવતી ? કારણ કે માતા રોજ સાંજે બાળકને બગીચામાં ફરવા લઈ જતી ને મહાન પુરૂષોના જીવનચરિત્રો સંભળાવતી. રાત્રે નવકારમંત્ર બોલાવતી અને પછી ચંદનબાળા, મહાવીરસ્વામીની આદિ અનેક વાતો કરતી. છેલ્લે દીકરાએ ખૂબ પૂછયું ત્યારે પિતાએ કહ્યું : બેટા ! તારી માતા દુનિયા છોડીને ચાલી ગઈ છે. માતાના વાત્સલ્યનો ભૂખ્યો બાળક કહે, ગમે તેમ કરીને મારી માતા મેળવી આપો. પિતા વિચારે છે કે આને સમજાવવો મુશ્કેલ છે. જે માતા ગઈ તે ફરીને પાછી કયં આવવાની છે !

**"પુત્રની ઝંખના પૂરી કરવા માટે પિતાનો વિચાર"** :

છેવટે બાપે પોતાના મિત્રોને કહ્યું ભાઈ 'આ બાળકને માતા જોઈએ છે. કોઈ પણ રીતે હઠ છોડતો નથી તો આપ સારી સંસ્કારી કન્યા જોઈ આવો. મારે રૂપ–રંગ નથી જોઈતા પણ આ બાળકને માતાનો પ્રેમ આપી શકે તેવી સંસ્કારી કન્યા જોઈએ છે. છેવટે એક છોકરી સાથે આ પિતાનું સગપણ કર્યું. લગ્નના બે દિવસ બાકી છે ત્યારે છોકરીને કોઇ કહેનાર મળ્યું કે બેન, તું હજી ઊગીને ઊભી થાય

છે. નાની છોકરી જેવી છે અને સાસરે જતાં જ તને બા કહેનાર એક છોકરો આગલી પત્નીનો તૈયાર છે. આટલી નાની અને મા બનીને બેસી જઇશ? આવું તેનામાં ઝેર રેડયું એટલે છોકરી હઠ લઇને બેઠી કે મારે લગ્ન કરવા નથી. બાપ ખૂબ સંસ્કારી છે. તેને ખૂબ સમજાવી અને અંતે લગ્ન કર્યા.

આ છોકરી પરણીને સાસરે આવી કે તરત જ માતાના પ્રેમનો ભૂખ્યો બાળક તેને બા કહીને ભેટી પડયો. પણ આ છોકરીએ તેને તરછોડીને ફગાવી દીધો. હું કયાં તારી માતા છું! માટે મને બા ન કહેતો. શું કહું? બેન કહેજે. છોકરો વિચાર કરે છે મારે તો મારી બા જોઇએ છે. નિર્દોષ બાળક ત્યાંથી ચાલ્યો ગયો ને ખૂણામાં બેસી ખૂબ રડયો. પોતાની માતા સાંજ પડે બગીચામાં ફરવા લઈ જતી. નવકાર મંત્ર બોલાવતી. ચંદનબાળાની વાતો કહેતી પણ આ આવેલી માતા પાસેથી કંઇ મળતું નથી. અને બાળક જ્યારે તેને કહે–બા! તું મને ચંદનબાળાની વાતો કહે, નવકારમંત્ર બોલાવ. આ શબ્દો તેને સાંભળવા ન ગમે. તું મને બગીચામાં ફરવા લઇ જા. ત્યારે માતા કહે એ કંઈ ન બને. આવા શબ્દો સાંભળતાં બિચારો નિર્દોષ બાળક ખૂબ રડે છે. પિતાએ પત્નીને કહી દીધું કે નુકશાન થશે તો વેઠીશ પણ બાળકનો પ્રેમ કયારે પણ ન તોડીશ. એટલે પતિ જ્યારે આવે ત્યારે બહારથી દેખાવ કરે, છોકરા પર પ્રેમ બતાવે. છોકરો બાલમંદિરેથી આવે ત્યારે પોતાની માતા તેને વળગી પડતી ને કહેતી બેટા! તું આવ્યો! આજે મને કોઇ બેટા કહેનાર નથી.

આમ કરતાં બે અઢી વર્ષ વીતી ગયા. એકવાર પિતા ઓફીસે ગયા છે ને માતા કોઇ મરી ગયું ત્યાં આભડવા ગઇ છે. તેથી છોકરાએ ટેબલનું ખાનું ખોલીને એક પોસ્ટકાર્ડ કાઢયું ને લખ્યું કે, હે વહાલસોયી માતા! તારા ગયા પછી માતા આવી છે, પણ મને પ્રેમથી બા કહેવા દેતી નથી. તારા જેવો પ્રેમ મને મળતો નથી. મને રાત્રે નવકારમંત્ર બોલાવતી નથી. બગીચામાં ફરવા કોઇ દિવસ લઇ જતી નથી. ને ચંદનબાળાની વાતો કહેતી નથી. હું બાલમંદિરેથી આવું ત્યારે તું પ્રેમથી બેટા કહીને ભેટી પડતી. "બેટા! તારે શું જમવું છે?" આદિ વ્હાલભર્યા શબ્દોથી સ્નેહના સાગરમાં સ્નાન કરાવતી હતી. પણ આ માતા પાસેથી તેમાંનું કાંઇ મળતું નથી માટે હે લાડીલી માતા! આ તારા બાળકને પ્રેમ દેવા જરૂરથી આવ. આ રીતે લખીને તૈયાર કર્યું ને ખીસામાં મૂકવા ગયો ત્યાં માતા આવતી હતી તે દૂરથી જોઈ ગઈ. આવીને છોકરાની બોચી પકડીને કહે છે તેં શું ચોરી કરી છે? છોકરો માતાના આવેશથી ફફડે છે. જેમ બિલ્લીના મુખમાં જતા કબૂતર ફફડે તેમ. બિલાડી જેવી માતાની વૃત્તિ આગળ કબૂતર જેવો ભોળો બાળક ધ્રુજવા લાગ્યો. માતા! મેં કંઈ નથી લીધું. તો કહે તારા ખીસામાં મૂકયું છે તે કાઢ. પોસ્ટકાર્ડ વાંચ્યું. એકેક શબ્દમાં દીકરાએ પોતાનું દિલ ઠાલવ્યું છે. ભગવાનની તથા ચંદનબાળાની

વાતો કોઇ કહેતું નથી, બા કહેવાનો માતૃપ્રેમ મળતો નથી. તેમાં એમ નથી લખ્યું કે માતા મને ખાવા-પીવા નથી આપતી.

**"માતાનો હૃદય પલટો"**: આ પત્ર વાંચતા માતા ધરતી પર ઢળી પડી. અહો! હું કેવી દુષ્ટ! મારી આકૃતિ માનવની છે પણ પ્રકૃતિ પશુની છે. મેં આ બાળકને માતૃપ્રેમ ન આપ્યો ત્યારે તેને પત્ર લખવો પડયો ને? હૃદયનું પરિવર્તન થઇ ગયું. કુમળા ફુલ જેવા બાળકનો પત્ર વાંચતા તે કોમળ બની ગઇ ને બોલી: બેટા! રડીશ નહિ. બેટા શબ્દ સાંભળતાં તેના શરીરમાં ઝણઝણાટી થઇ. દિલમાં તાજગી આવી ગઇ. દીકરા! હું તારી માતા છું. ચાલ બેટા! સ્નાન કરીને જમી લે. પછી ચંદનબાળાની અને ભગવાનની વાતો કરી. બાલમંદિરેથી આવ્યો ત્યારે બાથમાં લઇ લીધો અને બોલી. બેટા! તું આવ્યો? સાંજે બગીચામાં ફરવા લઈ ગઇ, ધર્મકથા સંભળાવી. સાંજે પિતા આવ્યા ત્યારે છોકરો કહે બાપુજી! હવે મને મારી મમ્મી મળી ગઈ. મારી બા મને મળી ગઇ. આ સાંભળી પિતાને ખૂબ સંતોષ થયો.

બંધુઓ! મારો કહેવાનો આશય એ છે કે આજનો ક્રૂર બનેલો માનવી સારા સંયોગો મળતાં દેવ જેવો બની જાય છે. અને ખરાબ સંયોગો મળતાં રાક્ષસ જેવો બની જાય છે. આપણામાં માનવતા પ્રગટાવવી છે. વાટ છે પણ કોડિયું નથી તો દીવો રહેશે કયાંથી? ગમે તેવો પાવરહાઉસ બાજુમાં હોય પણ કનેકશન ન હોય તો પ્રકાશ કયાંથી મળવાનો છે? તેમ માનવજીવન એ કોડિયું છે. તેમાં ભગવાનના વચનામૃતો રૂપી તેલ પૂરાશે તો સમ્યકત્વ રૂપી દીવો પ્રગટયા વિના રહેશે નહીં. જેનો સંસાર આદર્શ છે તે જીવો સંસારને તરી જાય છે. વૈભવ-વિલાસ અને લીલી વાડીથી ઘર સ્વર્ગ નહિ બને પણ જેના ઘરમાં નીતિ છે, પ્રમાણિકતા છે તે ધર્મ સ્વર્ગ છે, તે ઘર સ્વર્ગસમાન બની શકે છે. કૂવામાં હોય તો અવાડામાં આવે તેમ તમારો સંસાર આદર્શ હશે તો પવિત્ર જીવો તેમાંથી નીકળીને સંયમ માર્ગે આવશે. તમારા કુટુંબમાંથી એક આત્મા વૈરાગ્ય પામે તો તે પવિત્ર બનશે. અને તે બીજાને પવિત્ર બનાવશે. આહાર-પાણી, કપડા, છોકરા, છોકરી તમારા ઘરમાંથી આવવાના છે. તમે સાધુ ન બની શકો તો ગૃહસ્થાશ્રમ તો સુંદર બનાવો કે જેને દેવો પણ ઝંખે કે અમારો જન્મ આવા ઉત્તમ ઘરમાં થજો.

આરાધનાના પવિત્ર-મંગલ દિવસો આવી રહ્યા છે. શિયાળામાં એકદમ ઠંડી પડે, ઉનાળામાં ગરમી ઘણી હોય પણ ચોમાસાનો કાળ એ મધ્યમ કાળ છે, બહુ ઠંડી નહિ ને બહુ ગરમી પણ નહિ. એટલે આરાધના કરવાની અનુકૂળતા રહે છે. જીવનમાં સદાચારનો દીપક પ્રગટશે તો આત્મા ઉજ્જવળ બન્યા વિના નહિ રહે. જેમ પત્ર વાંચતાં માતાનું હૃદય પલટાયું તેમ વીતરાગ વાણી સાંભળી આશ્રવને છોડીને સંવરમાં આવો.

જ્ઞાનીઓ કહે છે કે સાધક! તને કીર્તિ આદિ અનુકૂળ ઉપસર્ગ આવે તો તેને આગ સમાન જોજે. ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫મા અધ્યયનમાં બોલ્યા છે કે આગ જેવું કોઈ શસ્ત્ર નથી. કારણ કે કોઈ માણસ પિસ્તોલ લઈને ગોળી છોડે તો જેના પર છોડે તેને વાગે છે પણ બીજાને વાગતી નથી. કોઈ ધારીયું લઈને માણસને મારે તેને વાગે છે, પણ બીજાને વાગતું નથી. આમ દરેક હથિયાર જેને મારે છે તેને વાગે છે, બીજાને વાગતા નથી. જ્યારે આગને બૂઝાવનાર કોઇ ન મળે ને આગ કન્ટ્રોલમાં ન આવે તો બધાને ઝડપમાં લઈ લેશે. તે નહિ જોવે આ સારો છે કે આ ખોટો છે. એટલા માટે ભગવાને કહ્યું છે કે તું અગ્નિકાય આદિના આરંભ સમારંભમાં જોડાઈશ નહીં. એ મહાપાપ અને હિંસાનું કારણ છે, આગ દશે દિશા ઝડપી લે છે માટે ભગવાન બોલ્યા છે કે

**विसप्पे सव्वओ धारे, बहु पाणि विणासणे।**
**नत्थि जोइसमे सत्थे, तम्हा जोइं न दीवए॥**

ઉત્ત. સૂ. અ. ૩૫ ગાથા ૧૨

સર્વત્ર જેની ધારાઓ–શિખાઓ ફેલાયેલી અને જે ઘણા પ્રાણીઓનો નાશ કરનારી છે. એના જેવું બીજું કોઈ શસ્ત્ર નથી. સાધક એવા અગ્નિના આરંભમાં અનુમોદના ન આપે. માટે જ્ઞાની પુરૂષો કહે છે કે હે સાધક! પ્રતિષ્ઠા, કીર્તિ આદિ અનુકૂળ ઉપસર્ગ આવે તો તું તેને આગ જેવા દેખજે. તેમાં જોડાઈશ તો સાધક દશા ભૂલી જઈશ. માટે જો તું પ્રશંસામાં પડ્યો તો સંસારમાં ડૂલ્યો સમજજે. તેથી સમયે સમયે સાવધાન રહેવાની જરૂર છે.

જંબુસ્વામી સુધર્માસ્વામીને વિનયપૂર્વક વંદન નમસ્કાર કરીને પૂછે છે હે પ્રભુ! જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં ભગવાને શું ભાવ પ્રરૂપ્યા છે? જંબુસ્વામીમાં કેટલો વિનય છે! નમ્રતા છે! જ્યાં સુધી નમ્રતા નહિ આવે ત્યાં સુધી ગુણરૂપી પાણી પ્રાપ્ત નહીં કરી શકીએ. સામાન્ય વ્યવહારમાં બહેનો રોટલી બનાવવા માટે લોટ બાંધે છે ત્યારે એ કેટલો કઠણ બાંધે છે! જો ઢીલો બાંધે તો રોટલી સારી બનતી નથી. મહામહેનતે લોટ કઠણ બાંધ્યો હોય છે પણ જ્યારે રોટલી બનાવવી હોય ત્યારે રોટલી બનાવતા પહેલાં કઠણ કણકને પાણી અને તેલ લઈને ટૂંપી ટૂંપીને લીસી અને કૂણી બનાવે છે, તો રોટલી કૂણી થાય છે. આ તો બધે–ઘર ઘરમાં થાય છે. તેમ કર્મની સામે ઝઝૂમવા, કર્મની ભેખડો તોડવા તું ઢીલો ન બનીશ. તેમાં તું ઢીલો બનીશ તો કામ નહીં થાય. પણ કણીક જેવો કઠણ અને શૂરવીર બન. સિદ્ધાંતમાં ચાર ગોળાનો ન્યાય આપ્યો છે. લોખંડનો ગોળો અગ્નિમાં ઓગળી જાય, મીણનો ગોળો અગ્નિ પાસે મૂકીએ તો પણ ઓગળી જાય, લાકડાનો ગોળો અગ્નિમાં નાખવાથી

બળી જાય અને કાચી માટીના ગોળાને અગ્નિમાં નાખવામાં આવે તો વધુ મજબૂત બને છે. તેમ મારા મહાવીરના શ્રાવકો માટીના ગોળા જેવા હોય પણ મીણના, લોખંડના કે લાકડાના ગોળા જેવા ન હોય. તેમની પરીક્ષા થાયતો તેઓ મીણના ગોળાની જેમ ઓગળી ન જાય પણ માટીના ગોળાની જેમ વધુ દઢ બને. કર્મની સામે ઝઝૂમવાનો સમય આવે ત્યારે પાકી માટીના ગોળા જેવા બને. જ્યારે આત્માને કર્મની ફિલોસોફી સમજાવે ત્યારે કર્મબંધન કરતાં પાછો હઠશે. જ્યાં સુધી ઘાતી કર્મની અને અઘાતી કર્મની એક પણ પ્રકૃતિ રહેશે ત્યાં સુધી આત્માનો મોક્ષ નહીં થાય. અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની ચોકડી ગઈ. પણ સંજ્વલનની કષાય હશે ત્યાંસુધી કેવળજ્ઞાન નહીં થાય. સંજ્વલનની કષાય કેટલી અલ્પ છે! સંજ્વલનનો ક્રોધ પાણીમાં દોરેલી લીંટી જેવો છે. પાણીમાં લીંટી દોરો તો તરત ભૂંસાઈ જાય તેટલી કષાય પણ જીવને કેવળજ્ઞાન થતાં અટકાવે છે.

અગિયારમા ગુણસ્થાનકને વીતરાગી ગુણસ્થાનક કહ્યું છે. તેને વીતરાગનો ઈલકાબ મળ્યો છે. ત્યાં એક કણિયા જેટલો લોભ ઢાંકેલો પડયો છે. સમય આવે ને તે નિમિત્ત મળતાં પ્રજ્વલિત થઈ જાય તો ત્યાંથી પડવાઈ થાય. અને ત્યાં કાળ કરે તો અનુત્તર વિમાનમાં જાય અને પડે તો દશમેથી ઉતરતાં પહેલે પણ આવે. પરંતુ આઠમા ગુણસ્થાનકે આવ્યા પછી જો આત્માનો નાદ થાય કે હું શા માટે પડયો? એક કણ જેટલો સૂક્ષ્મ લોભ પણ મારા આત્માને નુકશાનકર્તા બની ગયો તેથી હું પડયો. આમ પશ્ચાત્તાપ કરતાં ચેતનદેવ જાગી જાય તો આઠમા ગુણસ્થાનકે ક્ષપક શ્રેણી માંડે. પછી નવમે દશમે થઈને સીધો બારમે જાય. બારમેથી તેરમે જઈ કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કરે. ૧૧મા ગુણસ્થાનકેથી પડેલો આઠમે આવતા જો ક્ષપક શ્રેણી માંડે તો બારમે જાય ને ત્યાંથી તેરમે ચૌદમે થઈને મોક્ષે જાય.

આગળના સમયમાં એક નિમિત્ત મળતાં જીવો વૈરાગ્યના રંગે રંગાઈ જતા હતા. સગર ચક્રવર્તિના ૬૦,૦૦૦ પુત્રો મરણ પામ્યા. તેમનું નિમિત્ત મળતાં સગર ચક્રવર્તિએ વૈરાગ્ય પામીને દીક્ષા લીધી. નમિરાજર્ષિને દાહ જ્વરનો રોગ થયો, તે મટતો નથી, ત્યારે સ્ત્રીઓ પતિને માટે ચંદન ઘસવા લાગી. ચંદન ઘસતાં કંકણનો અવાજ થતાં મનમાં વિચાર થયો અહો! જ્યાં અનેક છે ત્યાં અવાજ છે, દુઃખ છે અને એક છે ત્યાં શાંતિ અને સુખ છે. આમ કંકણનું નિમિત્ત મળતાં નમિરાજર્ષિ વૈરાગ્ય પામ્યા ને દીક્ષા લઈ લીધી. અનાથી મુનિને રોગ આવ્યો ત્યારે માતા–પિતા પુત્ર, ભાઈ, ભગિની કોઈ રોગમાંથી મુક્ત કરાવી શકયું નહિ. અરે! પોતાની પ્રાણપ્રિય પત્ની જેણે પોતાના પતિ માટે

"अन्नं पाणं च ण्हाणं च, गंधमल्लविलेवणं ।
मए नायमनायं वा, सा बाला नेव भुंजइ ॥

ઉત. સૂ. અ. ૨૦ ગાથા ૨૯

અન્ન પાણીનો ત્યાગ કર્યો હતો. સુગંધી અત્તર, વિલેપન, સ્નાનનો ત્યાગ કર્યો હતો. જે પતિ પ્રત્યે "अणुरत्ता" અત્યંત રાગવાળી હતી. જેની આંખમાંથી "अंसु पुण्णेहिं नयनेहिं ॥" આંસુઓ પડતા હતા. છતાં પણ તે રોગ મટાડવા સમર્થ બની નહીં. તમારી સ્ત્રીઓ આવો ત્યાગ કરે ખરી? (શ્રોતામાંથી અવાજઃ–ક્યાંથી કરે?) સંસારનો ફટકો લાગતાં અનાથી મુનિએ વિચાર કર્યો કે મને રોગમાંથી બચાવવા કોઇ સમર્થ નથી તેથી તે નિમિત્ત મળતાં સંયમની ચિંતવણા કરતા રોગ મટી ગયો ને દીક્ષા લઈને આત્મ કલ્યાણ કર્યું. દેવાનુપ્રિયો! વિચાર કરો. જેને મારા માન્યા છે તે સામાન્ય રોગમાંથી પણ મુક્ત કરાવી શકતા નથી તો જન્મ, જરા અને મરણના રોગમાંથી કેવી રીતે છોડાવી શકશે? મારા શ્રાવકોને સંસારમાં આવા અનેક પ્રસંગો આવી ગયા હશે. તમારા સંસારમાં ક્ષણે ક્ષણે બોધ મળે તેવા પ્રસંગો આવે છે પણ સંસારમાં એવા ગૂંથાઈ ગયા છો કે તેમાંથી નીકળી શકતા નથી.

ગઇ કાલે કહ્યું હતું કે સંસાર એ કારાગાર છે. જેલ છે. પણ તમને એ જેલ જેવો નથી દેખાતો. જેમાં ખાવા–પીવાનું મળે, હરવા ફરવા મળે, પેપર વાંચવા મળે, આવી ફર્સ્ટ કલાસની જેલ હોય. તે જેલમાં આવું સુખ હોય છતાં એને શું કહેશો? (શ્રોતામાંથી અવાજ જેલ જ કહેવાય). તેમ તમારો સંસાર પણ જેલ જ છે. ભલે તમે તેમાં સુખે વસતા હો, ધન–વૈભવ હોય. આલીશાન ભુવન હોય તો પણ એ જેલ છે. પણ હજુ તમને જેલ રૂપે લાગ્યો નથી. જેને સંસાર જેલ રૂપ લાગે તેનો બેડો પાર થયા વિના રહે નહિ. મહાનપુરૂષો જે થઇ ગયા તેમને સંસાર કારાગૃહ દેખાયો તો સંસારથી છૂટકારો લીધે જ છૂટકો કર્યો. સંસાર તો ભયંકર કેદખાનું ગણાય. શા માટે? સંસાર સદાને માટે કષાય રૂપી ભીંતોથી દુર્ભેદ્ય હોય છે. અને એ ભીંતોમાં રાગ અને દ્વેષ રૂપી બારણાં જડેલા હોય છે. આવો બંધિયાર અને નિઃસાર સંસાર જેમાં સાર જેવું કાંઇ હોય નહિ અને વળી તે અજ્ઞાન રૂપી અંધકારથી વ્યાપ્ત છે, તેમાં ઇષ્ટના સંયોગની અને અનિષ્ટના વિયોગની લાલસાઓ પીડતી હોય છે. ઇષ્ટનો સંયોગ ઇચ્છવા છતાં મળે નહિ અને મળેલો ટકે નહિ. અનિષ્ટનો સંયોગ ગમતો ન હોય અને અનિષ્ટ સંયોગના વિયોગની તીવ્ર ઇચ્છા હોય તો અનિષ્ટનો સંયોગ આવી જવા પામે એવું પણ બને. સંસાર રૂપી કારાગૃહમાં પડેલા જીવને ઇષ્ટના સંયોગની અને અનિષ્ટના વિયોગની ભાવના લોખંડની બેડી જેમ જકડી રાખે છે. વિવિધ રોગો અને પીડાઓ ભોગવવી પડે છે. બંધુઓ! હું તમને પૂછું છું કે તમને આ પ્રકારના દુઃખોનો અનુભવ થયો છે કે નહિ? (શ્રોતામાંથી અવાજઃ–ઘણા અનુભવ થયા છે.) જીવો કષાયોથી ઘેરાયેલા છે અને રાગ–દ્વેષ રૂપી અંધકારની જેમ અજ્ઞાનમાં અટવાયા કરે છે. આ ભવમાં કર્મના વશે મળેલા કુટુંબને મારું મારું કરીને તમે પોતાને જ ગાઢ બંધને બાંધી લીધા હોય એમ લાગે છે? વારંવાર

આ અમને અનુકૂળ છે ને આ પ્રતિકૂળ છે એમ થયા કરે છે ને? અનુકૂળને સાચવવાની ચિંતા ને પ્રતિકૂળતાથી ભાગી છૂટવાની ચિંતા તમને બાંધી રાખે છે. તમારા શરીરે રોગ અને હૈયે ભય પણ કેટલા? અને હૈયામાં શોકનો દાહ પણ કેટલો? આ તમારા અનુભવને જે છે તે રીતે વિચારો તો તમને લાગશે કે સંસાર ભયંકર કેદખાનું છે. આમ લાગે ત્યારે સંસારમાંથી છૂટવાનો વિચાર આવે અને તે માટે બને તેટલો પુરૂષાર્થ કરવાનું મન થયા વિના નહિ રહે. સંસાર કારાગૃહ લાગશે ત્યારે મોક્ષની રૂચી થયા વિના નહિ રહે.

દેવાનુપ્રિયો! તમને એવો વિચાર આવે છે કે આ સંસારમાં મને રઝળાવનાર કોણ છે? વિચાર કરતાં જરૂર સમજાશે કે હું કર્મોના સમુહથી ઘેરાયેલો છું, તેથી આ સંસારમાં રખડવું પડે છે. મારા બાંધેલા કર્મો જ મને ક્ષણે ક્ષણે સજા કર્યા કરે છે. કર્મોના સમુહ રૂપી ચોરો હું મોટો હોઉં કે નાનો હોઉં તો પણ સજા કરે છે અને હું નાનો બાળક હોઉં તો એમ નથી વિચારતા કે આ બિચારો બાળક છે માટે એને જવાદો એમ કહીને સજામાંથી મુક્તિ આપતા નથી. પણ કર્મ ભોગવવા જ પડે છે. તમને એમ થાય છે કે હું અનંતાનંત કાળ પૂર્વે હતો અને તે અનંતાનંત કાળમાં દેવગતિમાં અનેકવાર જઇ આવ્યો હોઇશ, મનુષ્યગતિમાં પણ અનેકવાર, તિર્યંચ અને નરકગતિમાં પણ અનેક વાર જઇ આવ્યો હોઇશ. આ ચારે ગતિમાં જે જે વિટંબણાઓ છે તે જીવે અનંતીવાર ભોગવી હશે. આ રીતે ચતુર્ગતિમાં રઝળવાનું મુખ્ય કારણ કર્મોનો સમુહ છે. એ કર્મ સમુહોની પરાધીનતા જીવને ચાર ગતિમાં ભટકાવે છે. આ રીતે જો વિચાર કરીએ તો થશે કે જીવ તારે આમ ને આમ ચાર ગતિમાં ભટકયા કરવાનું છે અને વિટંબણાઓ ભોગવવાની છે? જો જીવ ઉપાર્જેલા કર્મ સમુહોથી મુક્ત નહિ થાય અને નવાં કર્મો બાંધ્યાં કરશે તો સ્થિતિ આવી ને આવી જ રહેવાની. માટે કર્મસમુહોથી છૂટવાનો પુરૂષાર્થ કરવો જોઇએ.

બંધુઓ! હું તમને પૂછું છું કે જીવ અનંતકાળથી રખડી રહ્યો છે તો તેને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો હશે કે નહિ? કદાચ આવ્યો હશે તો સ્થિર ટકયો નહિ હોય. હવે મારે આ જિંદગીમાં પૂર્વે કરેલાં કર્મોની નિર્જરા કરવી છે. અને નવાં કર્મો કેમ ઓછાં બંધાય અને કદાચ બંધાઇ જાય તો તેનો આ ઉદય આ સંસારમાં મને સુખની સામગ્રી એવી આપ્યા કરે કે જે મારી સમાધિમાં સહાયક બને. તે છતાં પણ મારો પુરુષાર્થ તો કર્મસમુહોથી છૂટવાનો કરીશ. આવી લગની લાગશે, પછી પાછળ પત્ની-પરિવારનું શું થશે તેની ચિંતા પણ નહિ કરે અને એ જ વિચારશે કે આ કાયારૂપી પિંજરને છોડીને જવાનું છે તો શા માટે તેનો સદ્દુપયોગ ન કરી લઉં!

નોટને કાલે ઇન્દીરા ૪૦ ટકા ઘટાડી નાંખે તો? પણ જીવની આસક્તિ અને [illegible] છે. મૂર્છા છે ત્યાં રખડપટ્ટી છે. આવા સંસારમાં રહેવા જેવું નથી. સંસાર ન [illegible] શકો તો આસક્તિ તો ઘટાડો, ચાંલ્લા જેવા પ્રસંગમાં દીકરાના જવાથી ચાલતું હોય છતાં બાપ જાય, તે માને કે મારા વગર ન ચાલે. મારે તો જવું જ જોઇએ. પણ જ્ઞાની પુરૂષો કહે છે માન ખાતર તું મુંડાઇ જઇશ. પણ જેને સંસાર બેડી રૂપ લાગ્યો છે તેને તો જવું પડે તો પણ આનંદ ન હોય. મારી ફરજ બજાવવા જવું પડે માટે જાઉં છું. પુત્રના દેહના દર્દ મટાડવા માટે પિતા કેટલા સજાગ છે! પણ દીકરો કંદમૂળ ખાય, ઇંડા ખાય, જેનાથી ભવ વધે છે તેવા ભવ રોગ મટાડવામાં કેમ સાબદા નથી? તમારી પેઢીમાં દીકરો ઉડાઉ નીકળે ને પૈસા ફના કરી નાંખે તો આપ છાપામાં આપી દો કે ફલાણાનો દીકરો તેને અમારી પેઢી પરથી છૂટો કર્યો છે તો હવે કોઇ તેને મારા નામે ધીરશો નહિં, આમ પૈસા ખાતર દીકરાની સગાઇ પણ છોડી પણ પુત્ર આવા પાપ કરે છે માટે આ પેઢીથી છૂટો કરું એવો વિચાર થાય છે? મારે તમને દેવોને વલ્લભ કેવી રીતે કહેવા? વીતરાગ વાણી સાંભળતાં જેનાં રૂંવાડા ખડા થઇ જાય તે તો પુત્રને કહી દે કે તું જો વીતરાગની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલતો હોય તો મારો પુત્ર નથી. તમે દેશ–ગામને સુધારી ન શકો તો ઘર તો સુધારો.

આગમકાર કહે છે કે ભારતી સંસ્કૃતિની જે ભૂમિમાં અનેક મહાપુરૂષો થઈ ગયા તે ભૂમિમાં આજે હિંસાના તાંડવ રચાયાં છે. ભયંકર કતલખાના ખોલાયા છે. અને ચારિત્ર રૂપી સદાચાર જવા બેઠો છે. અન્યદર્શનમાં પણ શિવાજીને ગુરૂ પ્રત્યે અનન્ય શ્રદ્ધા હતી કે મારા ગુરૂ કહે તે સત્ય અને ગુરૂ રામદાસ પણ કેવા ? રામદાસ લગ્નમંડપમાં બેઠા હતા ને ગોર બોલ્યા. **"સમય વર્તે સાવધાન"** આ શબ્દ સાંભળી મંડપમાંથી ઊઠી ગયા ને સ્વામી રામદાસ બની ગયા. ભગવાન સિદ્ધાંતમાં કેટલીવાર બોલ્યા. "समयं गोयम मा पमायए।" એક સમય માત્રનો પ્રમાદ કરશો નહિ. ભગવાન આ વાકય એક-બે વાર નહિ પણ ૩૬ વાર બોલ્યા છે. ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જાણકારને પણ કહ્યું. આ તો ઉત્તમ પુરૂષ હતા. સહજ ભૂલ કરી તો આટલી બધી વાર ટકોર કરી ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કરીશ. આપણો આત્મા તો ઘણી ભૂલો કરી રહ્યો છે છતાં ભૂલનો સુધારનારો મળે તો તે ઝેર જેવો લાગે છે. માટે જ્ઞાની પુરૂષો કહે છે પ્રમાદ છોડીને કારાગાર સમાન દુઃખમય સંસારથી છૂટો. જો જીવ સંસારને નહીં છોડે ને ધર્મનું આચરણ નહીં કરે તો નરક અને તિર્યંચ ગતિ તેના માટે ઊભી જ છે. નરકમાં તો અનંતા દુઃખો રહેલા છે. તિર્યંચગતિમાં પરાધીનતા છે. ગમે તેટલી તરસ લાગી હોય ને સામે પાણી પડયું હોય તો પણ મોઢે શીંકલી બાંધી છે તો કયાંથી પાણી પી શકે? માલિક શીંકલી છોડે તો પાણી પી શકે. ઘણા કહે છે કે નરક કોણે જોઈ છે? નરકની વાત બાજુમાં મૂકો પણ આ સંસારમાં ઘણાં જીવો એવી પીડા ભોગવતા હોય છે કે એને દેખો તો એમ થાય કે આ જીવ બિચારો છૂટે તો સારૂં એમ એના મૃત્યુ ચિંતક બની જઈએ. અહીં નરક નથી છતાં નરક જેવું દુઃખ ભોગવે છે. માટે નરકને માનવી પડશે. કરોડપતિ-એ કરોડ રૂપિયા ભેગા કર્યા પણ એવું દર્દ આવ્યું કે પાણીનું ટીપું પણ ગળે ઉતરતું નથી. માટે સાવધાન થવાની જરૂર છે. પેન્સીલ છોલતી વખતે કેટલો ઉપયોગ રાખો છો કે આ શસ્ત્ર મને હાથમાં વાગી ન જાય. તેમ સંસારમાં રહેતા પણ ઉપયોગ રાખો કે પાપરૂપી શસ્ત્ર મારા આત્માને વાગી ન જાય ! ઉપયોગ પૂર્વક રહેવાથી પણ ઘણા પાપથી હળવા બની શકશો.

જંબુસ્વામી સુધર્માસ્વામીને વિનયપૂર્વક પૂછી રહ્યા છે. સુધર્માસ્વામી કહે છે હે પ્યારા જંબુ ! " तीसेणं चंपाए णयरीए वहिया उत्तरपुरित्थिमे दिसीभाए सुभूमि भाग उज्जाणे होत्था। તે કાળ ને તે સમયે તે ચંપાનગરીની બહાર ઇશાન ખૂણામાં સુભૂમિ ભાગ નામનું ઉદ્યાન હતું.

શાસ્ત્રકાર ભગવાન કહે છે તે કાળ ને તે સમયે એટલે ચોથા આરાની વાત છે. તે સમયે ધરતીમાં રસ કસ પણ સારા હતા. પહેલા આરામાં ત્રણ દિવસે ખાવાની ઈચ્છા થતી. એટલે અઠમ થઈ જાય છતાં લાભ ખરો? લાભ નથી કારણ કે પચ્ચખાણ નથી. બીજા આરામાં બે દિવસે ખાવાની ઇચ્છા થતી. ત્રીજે આરે ચઉથભકતે,

વર્ષના એટલી લાયકાત ધરાવી શકે છે. તો બીજાં શું ન કરી શકે? ચંપાનગરીમાં પ્રભુ પધારે ત્યારે સૌ આત્માનો આનંદ લેવા જતા. જ્યાં સુધી આત્માનો આનંદ નથી આવ્યો ત્યાં સુધી સાચી શાંતિ નહિ મળે. કોઇ વ્યક્તિને દાહ જ્વરનો રોગ થયો હોય ને ઉપરથી ઠંડક કરે તો તે ઠંડક શા કામની? તેમ આત્માને સંસારનો દાહજ્વર થયો છે અને ઉપરથી શરીરને ઠંડક આપ્યા કરે છે તો એ દાહજ્વર મટશે ખરો? દેહના રાગ છોડશું તો આત્માના માલ મેળવશું. માટે આત્મામાં લગની લાગી જવી જોઇએ. માસખમણ છે શા માટે? જો જીવાત્માએ આટલી તાલીમ લીધી હશે તો તે અંતિમ સમયે સંથારો કરી શકશે. કાયામાં રહેવા છતાં કાયાનો રાગ છોડવાનો છે. જ્યાં સુધી જીવ ઔદારિકના કોથળાને નહિ છોડે ને તૈજસના તાર નહીં તોડે ત્યાં સુધી મોક્ષ થઈ શકવાનો નથી, માટે મનને મજબૂત બનાવજો ને આરાધનામાં જોડાઇ જજો. હવે ચંપાનગરીમાં કયા આત્માની વાત ચાલશે ને શું અધિકાર આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.—૫

અષાડ વદ ૬ ને મંગળવાર તા. ૯—૭—૭૪

### વિષય : "પ્રતિક્રમણથી કેવો લાભ?"

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ અને બહેનો!

શાસ્ત્રકાર ભગવંત કરૂણાસાગર ત્રિલોકીનાથના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. તેનો એક શબ્દ પણ જીવ જો રસપૂર્વક સાંભળે તો કર્મની ભેખડો તૂટી જાય. તમારા રાણીગરા રૂપિયા ગણતાં કર્મની ભેખડો નહીં તૂટે પણ કર્મબંધન વધુ મજબુત થશે. પણ વીતરાગ ભગવાનનો એક શબ્દ અણઈચ્છાએ, અણરૂચીએ નહોતો સાંભળવો ને સંભળાઇ ગયો તો જ્યારે મૃત્યુની સજાનો વખત આવ્યો ત્યારે તે સાંભળેલા શબ્દના પ્રતાપે તેના પર શ્રદ્ધા પ્રતીતિ થવાથી તે મૃત્યુના મુખમાંથી બચી ગયો. કોણ? રોહણીઓ ચોર. પછી આ પરિવર્તન કેટલું કામ કરી ગયું? તેમાંથી આગળ વધ્યો. તમે કેટલું સાંભળ્યું, છતાં ઠેરનાઠેર, (શ્રોતામાંથી અવાજ: આગળ વધે ને પછી પાછા હઠે). અણઇચ્છાએ સાંભળ્યું છતાં પછી શ્રદ્ધા થતાં સાધુ બની ગયો. આપને ભગવાનની વાણી પ્રત્યે શ્રદ્ધા જાગશે ત્યારે રસ્તે ચાલ્યા જશો તો પણ તમારી રમણતા તેમાં જ રહેશે. ઓહો પ્રભુ! શું તારી વાત કરવી! તારી વાણીમાં અલૌકિક શક્તિ રહેલી છે. જૈનદર્શન જેવું બીજું કોઇ દર્શન નથી.

જ્યાં સુધી જૈનદર્શન પ્રત્યે રસ નથી, સહાનુભૂતિનો આનંદ નથી ત્યાંસુધી અમારી વાત તમારે ગળે નહીં ઉતરે. જૈન દર્શને જે સૂક્ષ્મ વાત બતાવી છે તેવી સૂક્ષ્મ વાત બીજું કોઇ દર્શન નહીં બતાવે.

આત્મા સમજે તો લાંબા ભવની ને લાંબી વાતની જરૂર નથી પણ હજુ જીવ સમજણમાં આવ્યો નથી. આવો ઉત્તમ માનવભવ મળ્યો તો તેની સાર્થકતા-વિશેષતા શી ? જો જીવ સમજણમાં આવી જાય તો સામટા ભવનો નાશ કરે. લાકડાની મજબૂત ગાંઠને ચીરવા માટે શક્તિશાળી યુવાન જોઇશે. તે ગાંઠ ચીરે ત્યારે રહે. આપણો આત્મા કર્મભૂમિ સંજ્ઞી પંચેન્દ્રિય છે. આ જન્મ કર્મની ગ્રંથીને તોડવા માટે હથિયાર છે. કંઇક જીવો જૈનદર્શન માટે ફાંફાં મારે છે. જ્યારે તમને સહજ મળી ગયું છે. તમારા બાપદાદાઓને એક રૂપિયો કમાતા કેટલી મહેનત પડતી હતી, તમે એથી સારી સ્થિતિમાં આવ્યા અને તમારા દીકરાને તો લીલાલહેર છે. તમે દીકરા માટે ભેગું કર્યું અને તે ખાવા માટે જન્મ્યો. પણ તમારી એ મૂડી સાચી મૂડી નથી. કોઈ ગરીબ બાપે દીકરાને મૂડી નથી આપી પણ વારસાગત ધર્મના સંસ્કાર અને સદ્ગુણની સુવાસ આપી હશે તો ક્રોડોની સંપત્તિ આપી છે. જો દીકરો અજ્ઞાની હશે તો રોશે કે મારા બાપે મને કંઈ નથી આપ્યું, પણ સમજણવાળો નહીં રડે. તે તો સમજે કે આકાશમાં વાદળા આવે ને વિખરાય તેમ પુણ્યોદયથી સંપત્તિ છલકાય ને પાપનો ઉદય થતાં ચાલી જાય તેથી તેમાં ફસાવા જેવું નથી. માટે સંસારમાં રહો તો અલિપ્ત ભાવે રહો. નહીં તો દુર્ગતિમાં જવું પડશે.

તમારે ત્યાં ભલે કરોડોની સંપત્તિ હોય, વૈભવ હોય, ને સોનાની ગાદી પર બેઠા હો પણ જ્ઞાની કહે છે કે પરિગ્રહ એ જીવને ડૂબાડનાર નથી પણ તેના પ્રત્યેની આસક્તિ અને તેના પ્રત્યેની મૂર્છા જીવને ડૂબાડનાર છે. ધનને તમે ૧૧મો પ્રાણ માન્યો છે પણ તે જીવને દુર્ગતિમાં લઇ જશે, માટે સૂકી રેતીના ઢગલા પર બેઠા છો એવી રીતે સંસારમાં રહો અને લક્ષ એ રાખો કે સંસાર છોડે જ મારી સિદ્ધિ છે. સંસારમાં રહેતા સિદ્ધિ મળવાનો નથી માટે સૂકી રેતીના ઢગલાની જેમ રહો એટલે જ્યારે છુટવું હોય ત્યારે છુટી શકાય

સંસાર તરફ દૃષ્ટિ કરીએ ત્યારે એમ થાય છે કે જીવો કઈ સ્થિતિમાં પડયા છે. ધન મેળવવા માટે કેટલું કષ્ટ સહન કરે છે. પરોઢિયે કડકડતી ઠંડીમાં કોઈ કહે કે આપ રોજ સવારે કોઈ ન જાણે તેમ ચાર વાગે આવજો ને મારા બે નંબરના ખાનગી ચોપડા લખી આપજો, તો હું તમને મહિને એક હજાર રૂપિયા આપીશ. તો તે સ્થિતિમાં જવા તૈયાર થાવ કે નહિ ! ( શ્રોતામાંથી અવાજ : ભાગ્યે ના જાય. ) અરે જાય જ. ધનની લોલુપતા એવી છે. ચાર વાગે વહેલા ઊઠીને રોજ જાય તો એને બગાસું કે ઊંઘ ન આવે કે ઉજાગરો પણ ન લાગે. સંતો તમને કહે ભાઈ! સવારે પાંચ વાગે પ્રતિક્રમણ કરવા આવજો. અહીંયા રોજ બે ચાર ભાઈ સૂવે છે તે આપને

પ્રતિક્રમણ કરાવશે. અથવા આપ ઘેર બેસીને કરજો. અહીંયા બહેનોમાંથી રોજ પ્રતિ-ક્રમણ કરનાર આંગળીના વેઢા જેટલા પણ નહિ હોય. પાંચ વાગે ઉઠીને પ્રતિક્રમણ કરવાનું કહીએ ત્યાં મનમાં એમ થાય કે આખા દિવસના થાક્યાપાક્યા રાત્રે ૧૧ વાગે સૂઈ જઈએ તો ઊંઘવા તો સરખું જોઈએ ને? હંમેશાં પાંચ વાગે એટલું વહેલું કેમ ઉઠાય? પૈસા મેળવવા માટે રોજ ચાર વાગે ઉઠવું છે તેથી રાતના ૧૧ વાગ્યા સુધી ગપ્પા મારવાનું બંધ કરી વહેલા સૂઈ જશે. કારણ કે ત્યાં રૂપિયા મળવાના છે. અને પ્રતિક્રમણથી એવું કાંઈ મળવાનું દેખાતું નથી. એટલે શું કામ વહેલા ઉઠે?

બંધુઓ! પ્રતિક્રમણ એટલે શું? એ કોઈ જેવી તેવી ચીજ નથી. તેમાં વિવેક-પૂર્વક સમજણ સહિત પાપની આલોચના કરવાની છે. પાપ ન કરવાની પ્રતિજ્ઞા નહીં હોવાથી જગતના તમામ પાપની છૂટ હોવાને કારણે મન-વચન-કાયાથી અખૂટ પાપકારી વિચારો, પાપકારી વાણી, ક્યાંય ક્રોધ, માન-માયા-લોભ-મમતા આસક્તિ વગેરે ઝળહળતા રહેવાને કારણે અને દુનિયાના અઢળક પદાર્થો અને તેમાં પણ નાના નાના ભાગ ઉપર રાગ હોવાને કારણે જીવને એક દિવસ અને એક રાતમાં એટલા પાપ બંધાયા છે કે એ ધોવા માટે મોટામોટા પર્વતો જેટલા સોનાનું દાન આપે તો પણ ન ધોવાય. પરંતુ એ બધા પાપો શુદ્ધ ભાવે ઉપયોગપૂર્વક પ્રતિક્રમણ કરવાથી ધોવાય છે. દાન કરવાથી ધર્મ થાય. પુણ્યની પ્રાપ્તિ થાય પણ પાપની માફી ન મળે. પ્રતિક્રમણ કરવાથી પાપની માફી મળે છે. બોલો, પ્રતિક્રમણથી કેટલો બધો લાભ મળે? પરંતુ પ્રતિક્રમણનો લાભ પ્રત્યક્ષ દેખાતો નથી એટલે પ્રતિક્રમણ કરવાનું મન ક્યાંથી થાય? કદાચ આપ એમ કહેશો તો હું આપને કહું છું કે ઝાડની શાખા, પાંદડા, ફળ, ફૂલ દેખાય છે પણ તેના મૂળીયાં દેખાતા નથી તો તમે ત્યાં મૂળને માનો છો કે નહિ? (શ્રોતામાંથી અવાજ: માનીએ છીએ.) પવન આવે છે તે દેખાતો નથી. છતાં પણ પવનને માનો છો કે નહીં? તેમ ધર્મના મૂળ ભલે ન દેખાય પણ આજે આપ સુખી દેખાવ છો તે ધર્મના ફળ છે. ધર્મ આરાધના કરતાં સમજણપૂર્વક સત્ આરાધના કરી તો કર્મની નિર્જરા થઈ. અને તેમાં જે સમજણપૂર્વકની આરાધના નથી તો પુણ્ય બંધાયું ને તેના પ્રતાપે આપને આ બધી સુખસામગ્રી મળી. પ્રતિક્રમણનો લાભ નથી સમજતા તેનું કારણ શું? આટલા બધા પાપ સંસારમાં ડગલે ને પગલે લાગે છે, છતાં એનો પસ્તાવો નથી. પસ્તાવો હોય તો મનને એમ થાય કે અહો! એક દિવસ કે એક રાતમાં આવી મોટી અવિરતી, કષાય, પાપયોગ અને રાગ-દ્વેષથી આટલા બધા કર્મ બંધાય છે! એવા પાપનો અને કર્મબંધનનો તીવ્ર પશ્ચાતાપ હોય તો પ્રતિક્રમણ કરવાનું મન જલ્દી થાય. તેથી રાગાદિ પાપ અને અશુભ કર્મો ધોવાઈ જાય છે પણ મોટા પાપ કૃત્યોના કર્મો ધોવા માટે ગુરુની સમક્ષ આલોચના કરી તપ વગેરે પ્રાયશ્ચિત લેવા પડે. તો

એનાથી બંધાએલા કર્મોનો નાશ થઈ જાય. પણ અલ્પ પાપો તો પ્રતિક્રમણ કરવાથી નાશ થાય છે. આવું સુંદર પ્રતિક્રમણ પાંચ વાગે ઊઠીને નથી કરાતું અને સવારે ચાર વાગે ઊઠીને કોઈ લાભની નોકરી હોય તો કરાય છે. કડકડતી ઠંડીમાં પાંચ વાગ્યા કરતાં ચાર વાગે ઊઠીને કામ કરવામાં તો મુશ્કેલી છે છતાં એની સામે પ્રત્યક્ષ લાભ મળતો દેખાવાથી એ કષ્ટ કષ્ટરૂપ નથી લાગતું. જ્યારે પ્રતિક્રમણથી પ્રત્યક્ષ મનમાન્યો લાભ ન દેખાવાથી પ્રતિક્રમણ કરવા માટે પાંચ વાગે ઊઠવાનું પણ કષ્ટરૂપ લાગે છે.

કદાચ તમને પ્રશ્ન થશે કે દિવસભર પાપો કર્યા તેના માટે સાંજે પ્રતિક્રમણ કરવું બરાબર છે પણ રાત્રે ભરઊંઘમાં કયાં પાપ લાગે છે જેથી સવારે પ્રતિક્રમણ કરવું પડે? બંધુઓ! સમજો. રાત્રે પાપ બંધાતા રહેવાનું કારણ અવિરતિ છે. તમે વિરતિમાં આવ્યા નથી. ઊંઘમાં ભલે ક્રોધ કે માન મનમાં આવતું નથી, માયા કે લોભનો વિચાર નથી છતાં જો જાગતાં એ ક્રોધાદિ કષાયને શમાવ્યા નથી અને રાગ-દ્વેષ કષાયાદિનો ભાવ ઊભા રાખ્યા છે તો એ ઊંઘમાં પણ અવ્યક્ત હંમેશાં હોય ને? તેથી પાપ બંધાવાનું છે. મિથ્યાભાવ અટકાવી સમ્યક્ભાવ અથવા સમ્યગ્દર્શન પ્રાપ્ત નથી કર્યું તો ઊંઘમાં પણ એ મિથ્યાભાવ ચાલુ રહે ને? દિવસે જાગતાં પાપ ત્યાગની પ્રતિજ્ઞા કરી નથી. વિરતિ નથી કરી તો પછી ઊંઘમાં અવિરતી ઊભી રહે ને એમાં પાપકર્મ બંધાય એમાં નવાઈ શી? તમે સૂતી વખતે દૃઢ પ્રતિજ્ઞા કરી નથી કે હું હિંસા કરીશ નહિ, કરાવીશ નહિ ને કરતાને અનુમોદન આપીશ નહિ. માટે અવિરતિનું પાપ આવ્યા કરે. રાત્રે ઊંઘમાં પણ વહેપારના વિચાર મનમાં આવ્યા કરે છે. રાત્રે સૂતી વખતે સંથારો નથી કર્યો તો સંસારની બધી ક્રિયાઓ ચાલુ રહેવાની છે તેથી પાપ બંધાવાનું છે.

શ્રાવક તો એવો વિચાર કરે કે અહો! મારા સાધુસંતો! જેઓએ અવિરતિ છોડીને વિરતી અંગીકાર કરેલી છે છતાં તેઓ સવારસાંજ અવશ્ય પ્રતિક્રમણ કરે છે ને હું તો મહાઆરંભ અને મહાપાપમાં પડેલો છું. તો મારે મારી એ ક્ષતિઓ સુધારવા માટે દોષોનું પ્રક્ષાલન કરવું જોઈએ. ભગવાન મહાવીરે તો સૂક્ષ્મ અહિંસા કયાં સુધી કહી છે?

દા. ત. તમે પોષધ અગર સામાયિક લઈને બેઠા છો. ગરમી ઘણી હોવાથી આકુળ-વ્યાકુળ થઈ રહ્યા છો ત્યાં વરસાદના થોડા છાંટા પડયા ને જરા ઠંડો પવન આવ્યો. ત્યાં જીવને થાય કે હાશ! હવે ઠંડક થઈ. શાતા વળી. ત્યાં જ્ઞાની કહે છે ઠંડી હવા શરીરને સારી લાગી એમાં વાઉકાયના જીવોની હિંસા કરવામાં અનુમોદના લાગે. કારણ કે વાઉકાયના જીવો એટલા બધા સૂક્ષ્મ અને કોમળ કાયાના છે કે આપણા શરીર સાથે અથડાતા એ મરી જાય છે. તેથી ઠંડા પવનના જીવો શરીરને સ્પર્શ્યા

અને મર્યા. એમાં જીવે આનંદ માન્યો. તેથી વાઉકાયના અસંખ્ય જીવોની હિંસામાં અનુમોદન થયું. આવું સુંદર જૈન ધર્મ સિવાય બીજો કયો ધર્મ કહે છે?

બીજી વાત કરું. સાધુ ગૌચરી ગયા. ગૌચરી ગરમ મળી, તો ગરમ મળી તેવો વિચાર ન કરાય. કારણ કે સંયમ માર્ગમાં એકેન્દ્રિય જીવોની હિંસા કરું નહિ, કરાવું નહિ ને કરતાને અનુમોદન આપું નહિ એવા પચ્ચખાણ કર્યા છે. એટલે દૂધ-ચાહ ગરમ મળ્યાનો આનંદ માનવામાં અગ્નિકાય જીવોની હિંસામાં અનુમોદના થઈ. માટે ચારિત્રમાં કેટલી બધી સાવધાનીની જરૂર છે! મન તો માંકડું છે અને મનને અનંત-અનંતકાળથી વિષયાનંદનો અભ્યાસ છે. એટલે જો બરાબર સાવધાની ન હોય તો હિંસાનું પાપ લાગી જાય છે. માટે જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે શુદ્ધ ચારિત્ર પાળવું એ ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે. બંધુઓ! આપ એમ નહિ માની લેતા કે ગરમ ચાહ કે રસોઈ મળી એમાં આનંદ માનવામાં સાધુને વાંધો. શ્રાવકને નહિ. કારણ કે શ્રાવકને ક્યાં એકેન્દ્રિય જીવોની હિંસાના ત્યાગનું વ્રત છે? વ્રત હોય તો ભાંગો પડે ને? આ સમજણ તમારી બરાબર નથી. કારણ કે શ્રાવકને ભલે વાંધો ઊભો ન થાય પરંતુ દયાભંગ થવાનો વાંધો તો જરૂર ઊભો થશે. શ્રાવકને એકેન્દ્રિય જીવોની અહિંસાનું વ્રત નથી એનો અર્થ એવો નથી કે દિલમાં એ જીવો પ્રત્યે દયા નહિ રાખવાની.

ભગવાનનો શ્રાવક પાપભીરૂ હોય. તેને ઘરસંસાર ચલાવતાં એકેન્દ્રિય જીવોની હિંસા થઈ જાય તો પણ દિલમાં કમકમાટી આવી જાય. અહો! આ બિચારા જીવોને કે જેમણે મારું કંઈ બગાડયું નથી એમને મારે રેંસી નાખવાના? બિચારા એ જીવોને મારા તરફથી કેટલા કારમા દુઃખ? એ જીવો પ્રત્યે દિલમાં આવી કરુણા-દયાની લાગણી થાય અને એવો હિંસામય સંસાર છોડવાની ભાવના રહ્યા કરે તેને સંસારમાં રહેવું પડે તો ઝેર જેવું લાગે. તમારી પાસે પૈસા ન હોય તો કરજ કરીને પત્નીના દાગીના કરાવો? (શ્રોતામાંથી અવાજ : ન કરાવીએ.) હા, જેને આબરૂની પડી નથી તે કરાવે. તેમ જેને જન્મ-મરણના ફેરા ખટકયા છે તે પાપનો બોજો વધવા દે ખરો? તેનું મન રોજ ઊંચું રહે છે કે ક્યાં સુધી મારે આ પાપમય સંસાર ચલાવવાનો?

**જો એકેન્દ્રિય જીવો પર દયા આવી જાય તો એ જીવોની કત્લેઆમ પર નભતો સંસાર તેને ઝેર જેવો લાગે, ગોઝારો લાગે પણ શીતળ ન લાગે.**

સંસારમાં વસવાટ, સંસારની છાયા શીતળ નથી પણ દઝાડનારી છે. ઉનાળાના ગરમીના દિવસોમાં વૃક્ષની છાયા શીતળ લાગે પણ મકાનના ઉપર મજલે તપી ઉઠેલા ગરમ પતરાની છાયા કેવી લાગે? (શ્રોતામાંથી અવાજ; એ છાયા બાળનારી લાગે અને એ છોડીને ચાલ્યા જવાનું મન થાય.) તેમ સંસારની છાયા ધીખી ઉઠેલા

પતંગના તાપથી ધીખતી છાયા જેવી છે. એમાં જે આત્માને એકેન્દ્રિય જીવો પ્રત્યે દયા છે એ મૈત્રી ભાવ છે.

આપણું પ્રતિક્રમણની વાત ચાલે છે. આખા દિવસના લાગેલા પાપનું પ્રાયશ્ચિત કરવા સાંજે પ્રતિક્રમણ કરીએ છીએ. રાતના અવિરતિના, મિથ્યાત્વ ભાવ વિગેરે લાગેલા પાપનું પ્રાયશ્ચિત કરવા સવારે પ્રતિક્રમણું કરીએ છીએ. તે આલોચના એવી રીતે કરવી જોઈએ કે ફરીને ભૂલ ન થાય. ભગવાન તો કહે છે કે મારા સાધક અને શ્રમણો ! જો તારાથી ભૂલ થઈ જાય તો તું તારા ગુરૂની પાસે જઈને કહેજે. ત્યારે એવો વિચાર ન કરીશ કે હું કેવો સારો કહેવાઉં અને જો હું કહીશ તો મારી ખતવણી કેવી થશે? જ્ઞાની કહે છે કે તું ચૌગતિનો ભય રાખજે પણ માનભંગનો ભય ન રાખીશ. જેને ભવનો ભય લાગે તેને માનભંગનો ભય ન લાગે. જેને તીવ્ર પાપનો પશ્ચાતાપ હોય તેને ગુરૂ આગળ પાપનું પ્રકાશન કરતાં માનભંગનું દુઃખ ન લાગે. તે તો વિચારે કે પરલોકમાં લાગવગથી રજીસ્ટર નહીં મળે, કોઈ તારા ચેક પર સહી નહીં કરી આપે. તેમાં તારે પોતાને જ સહી કરવાની છે. માટે ભલે મારું માન ભંગ થાય, મારું સ્થાન નીચે ઉતરે. એ બધું સહન કરીશ પણ મારા ભવ વધે એ કેમ સહેવાય? જૈન દર્શન કહે છે કે જીવ અઢાર પ્રકારે પાપ બાંધે છે.

સાચી વાત તો એ છે કેટલા પાપ લાગે છે એનું એને ભાન નથી ને લાન કરવું પણ નથી. તો પછી અફસોસ થાય જ કયાંથી? જ્યાં સુધી પાપની ઓળખ નથી, દિલમાં પાપ કર્યાનો પશ્ચાતાપ નથી ત્યાં સુધી એ પાપનો નાશ કરવા પ્રતિક્રમણ કરવાનું મન કયાંથી થાય? જેને પાપ પાપરૂપે સમજાય એ આસ્તિક અને જેને પાપનો વિચાર નથી તે નાસ્તિક. અનંતકાળથી પાપમય જીવનના કારણે તો જીવ સંસારમાં રખડી રહ્યો છે. અહીં મહાન પુણ્યોદયે સંત સમાગમ, શાસ્ત્ર શ્રવણ અને પાપને પાપરૂપે સમજવાના સુયોગ મળ્યા તો પણ જીવને સમજવું નથી કે હું કેટલા પાપ મારા હાથે કરી રહ્યો છું? તો પછી તેનું ભાવિ જીવન કેવું બનશે? આપ ઉપાશ્રયે આવ્યા ને સંત દર્શન કર્યા તેથી જીવન પાપ રહિત બની જશે ને કલ્યાણ થશે, આપ એમ માનો છો? એમ કલ્યાણ નહિ થાય પણ શ્રદ્ધાપૂર્વક સાંભળવાથી ને જીવનમાં આચરણ કરવાથી જીવન નિષ્પાપ બનશે. હા, ઉપાશ્રયે આવવાથી, સંત-દર્શન કરવાથી લાભ મળશે પણ જો શ્રદ્ધાપૂર્વક ત્રણે તત્ત્વની રૂચિ સહિત દર્શન કરશો તો કર્મની નિર્જરા થશે.

બંધુઓ ! આપણા અહોભાગ્ય છે કે જગતને જે પાપોની ખબર નથી એવા પાપની ઓળખ કરાવે એવો જૈન ધર્મ મળ્યો છે. જગતના બીજા ધર્મો વિચાર, વાણી કે વર્તાવથી પાપ બતાવતા હશે, પરંતુ જૈન દર્શન એ વિના પણ આત્માના

અમુક પરિણામથી પણ પાપ બંધાય છે એમ કહે છે. દા. ત. તમે હિંસાનો વર્તાવ ન કરતા હો, હિંસામય વાણી ન બોલતા હો અને હિંસાની વિચારણા પણ ન કરતા હો છતાં પણ તમારા આત્મામાં એવો દૃઢ નિર્ણય નથી કે મારે હિંસાનીબંધી અથવા હિંસાનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ–એવી પ્રતિજ્ઞા નથી તો આત્માના એ અવિરતિના પરિણામ કહેવાય. તેથી પાપ બંધાય છે એમ જૈનદર્શન કહે છે. માટે આપણે હિંસાનો વિચાર પણ ન કરીએ એટલા માત્રથી બસ નથી પરંતુ હિંસાના ત્યાગની પ્રતિજ્ઞા પણ કરવી જોઈએ. પાપને પાપ ન માનવું, હેય ને હેય ન માનવું, ધર્મને ધર્મ ન માનવો, વીતરાગને દેવાધિદેવ ન માનવા ઈત્યાદિ મિથ્યાભાવ છે.

બૌદ્ધ લોકો કહે છે કે જીવ જાતે ન મરાય પણ કોઈએ મારેલો હોય તો તેનું માંસ વાપરી શકાય. એમાં પાપ ન લાગે. પણ ભાઈ! તારા જેવા જો એના ગ્રાહક છે તો તમારા માટે એ મારે છે. એટલે ભલે તમે જાતે હિંસા ન કરી પણ હિંસાને ઉત્તેજન તો આપ્યું, અનુમોદના આપી માટે એ પણ પાપ છે. જૈન દર્શનની આ સૂક્ષ્મતા છે. જૈન ધર્મની વિશેષતા સમજાય તો જરૂરથી લાગશે કે જૈન ધર્મ એ શુદ્ધ ધર્મ છે. મનને એમ થશે કે મારા કેવા અહોભાગ્ય કે આવો સાચો, વાસ્તવિક, સૂક્ષ્મ અને શુદ્ધ ધર્મ મને મળ્યો. જૈન દર્શનના કહેલા કેવા શુદ્ધ, સાચા તત્ત્વ અને સાચો મોક્ષ-માર્ગ ! મનમાં આવું થાય ત્યારે સમ્યગ્ દર્શન પ્રગટ્યા પછી સંસારમાં રહીને કદાચ સૂક્ષ્મ હિંસા કરવી પડે તો કરે, પણ તેમાં તેને આનંદ ન હોય. આ હિંસા પણ કરવા જેવી નથી એમ તેને લાગે. અલ્પ હિંસા હોય તો પણ હિંસા છે તે અહિંસા ન કહેવાય. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય આદિની હિંસા તે હિંસા છે. તેમાંથી છૂટવા જેવું છે. કોઈ, કોઈ પણ જીવને જીવાડવા સમર્થ નથી તો પછી તેને મારવાનો પણ કોઈને અધિકાર નથી. પણ આજે માનવી ત્યાં ભૂલ માનવા તૈયાર નથી. સંસારની ભૂલમાં કાન પકડે છે ને આત્માની ભૂલમાં અક્કડ થઈને ફરે છે. ભલે અહીં વકીલ નથી પણ તું આત્માનો વકીલ બનીને કહેજે કે તારા કરેલાં કર્મો તારે ભોગવવા પડશે.

જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનનો અધિકાર ચાલે છે. ચંપાપુરી નગરી છે. તેના ઈશાન ખૂણામાં સુભૂમિભાગ નામનું ઉદ્યાન છે. તે નગરમાં ઘણા માણસો વસે છે પણ જેનો અધિકાર ચાલવાનો હોય તેને ઉદ્દેશીને મુખ્ય વાત કરાય છે.

" तत्थ णं चंपाए णयरीए तओ माहणा भायरा परिवसन्ति तंजहा सोमे, सोमदत्ते, सोमभूए। "

તે ચંપાનગરીમાં ત્રણ બ્રાહ્મણો વસતા હતા. જેમના નામ સોમ, સોમદત્ત અને

સોમભૂત હતા. એકજ રાશીના નામ હતા. ત્રણે ભાઈઓમાં પ્રેમ ઘણો હતો. આજે ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે પ્રસંગો ઉપસ્થિત નથી થતા ત્યાં સુધી ભાઈભાઈમાં પ્રેમ હોય છે, પણ અશુભ કર્મના યોગે વચ્ચે કોઈ તડ પડાવનાર મળે તો તે પ્રેમ તૂટી જાય છે. આજે સંસારમાં ભાઈ ભાઈના પ્રેમ તોડાવનાર હોય તો પરિગ્રહની આસક્તિ છે. રામ લક્ષ્મણની જોડી કહેવાતી હોય, કૃષ્ણ બલભદ્રની જોડી કહેવાતી હોય તો તેવી જોડી તોડાવનાર હોય તો પરિગ્રહની મૂર્છા છે. ભાઈ ભાઈ લડતા હોય તો તેમાં પણ નિમિત્ત પરિગ્રહ છે. સંજ્ઞીપંચેન્દ્રિયને ૧૦ પ્રાણ હોય છે પણ ધનના મમત્વવાળાને ધન એ ૧૧ મો પ્રાણ છે. અને ૧૧ મો ધનપ્રાણ મેળવવા ૧૦ પ્રાણનું બલિદાન દેવું પડે તો દઈ દે છે. આજે ગાડીઓની નીચે આવીને કંઈક મરી જાય છે. કંઈકના એકસીડન્ટ થઈ જાય છે. આ બધી દોડાદોડી શા માટે? (શ્રોતામાંથી અવાજ :– ધન માટે).

એક માતાના એક ઉદરમાં આળોટેલા બે સંતાન હતા. બંને ભાઈમાં એવો પ્રેમ કે એક ખાય તો બીજો ખાય ને એક ન ખાય તો બીજો ન ખાય. આવા પ્રેમમાં તડ પડાવનાર પરિગ્રહની મૂર્છા છે. તે મૂર્છા જ ઝઘડા કરાવે છે, કલેશ કરાવે છે. આજે દેશ દેશ લડતા હોય. કાશ્મીર માટે પ્રશ્ન ઊભો થાય છે. પાકિસ્તાન કહે કાશ્મીર અમારું ને ભારત કહે કાશ્મીર અમારું. તેના રક્ષણ માટે લાખો રૂપિયા ખર્ચીને સૈનિકો રાખવા પડે છે ને કેટલા ખર્ચ કરવા પડે છે. એક દેશ બીજા દેશને દબાવવા એટમબોંબ, હાઈડ્રોજન બોંબ આદિ હિંસક શસ્ત્રો તૈયાર રાખે છે. અને અનેક જીવોનો વિનાશ સર્જી દે છે. બીજા દેશને ભય બતાવે છે કે જો તું નહીં આપે તો મારી પાસે ઘણું છે. તે હિંસક શસ્ત્રોથી વિનાશને નોતરે છે. આ બધું શા કારણે? એક જમીનના ટુકડા માટે જ ને? એક એટમબોંબ ફેંકે તો દેશોના દેશ સાફ થઈ જાય. અબજો રૂપિયાના આવા હિંસક હથિયારો ઊભા કર્યા છે. ભગવાન બોલ્યા છે કે "खेत्तं वत्थुहिरण्णं च पसवो दास पोरुसं।" ક્ષેત્ર, બગીચા, સોનું, ચાંદી, મહેલ, દાસ, દાસી આ બધા પરિગ્રહ છે. સિદ્ધાંતમાં કોણિકની વાત ચાલી છે કે હાર અને હાથી માટે પદ્માવતીએ કોણિકને ચઢાવ્યો. "તમે મહારાજા, તમારે હાથી નહિ ને મારે હાર નહિ તેમાં આપણું ગૌરવ શું?" એક ચિનગારી મૂકી દીધી. પણ જો કોણિકે એમ કહી દીધું હોત કે મારા બાપે હકથી તેમને હાર અને હાથી આપ્યા છે ને મને રાજ્ય આપ્યું છે. તારાથી આ શબ્દ ન બોલાય. તારું નામ પદ્માવતી તો નામ જેવા ગુણો કેળવ. કમળ જેમ કાદવમાંથી ઊંચે આવીને ખીલે છે તેમ તું પણ સંસારથી અલિપ્ત રહીને કમળની જેમ સુગંધને પ્રસરાવ, એક હાર અને હાથી માટે સ્ત્રીના વચનથી ૧ કરોડ ને ૮૦ લાખ માણસો યુદ્ધમાં યાહોમ થઈ ગયા. પૈસા મેળવવા મોટી મોટી ફેક્ટરીઓ ખોલો છો, મોટા આરંભસમારંભના કાર્યો કરો

છે પણ જ્ઞાની કહે છે અબજો રૂપિયા મેળવશો પણ જતી વખતે ", **ખુલ્લી હથેળી-એ ચાલવું પડશે."** જેનું રાત-દિવસ રક્ષણ કરો છો તે બધું અહીં મૂકીને જવાનું છે. તમને ખાવા જેટલું તો ખુશીથી મળી શકશે પણ તમારે તૃષ્ણાનો ખાડો પૂરો કરવો છે તો તે પૂરો ન થઈ શકે.

ઠાણાંગ સૂત્રમાં ભગવાને ચાર પ્રકારના ખાડા બતાવ્યા છે. **પહેલો ખાડો સાગરનો** : સાગરની અંદર ગમે તેટલી સેંકડો નદીઓ આવીને નીર ઠાલવશે તો પણ સાગર ક્યારેય એમ નહિ કહે કે હવે મારે પાણી નથી જોઈતું. ગમે તેટલી નદીઓ ઠલવાય તો પણ સાગર ભરાતો નથી ને ના પાડતો નથી.

**બીજો ખાડો સ્મશાનનો :** – જ્યાં બાળક, યુવાન, વૃદ્ધ કેટલાની રાખ થઈ ગઈ તો પણ શ્મશાન ક્યારે પણ એમ નથી કહેતું કે હવે અહીં જગ્યા નથી. પણ જ્યારે જુઓ ત્યારે ખાલી ને ખાલી હોય છે.

**ત્રીજો ખાડો પેટનો** :– આ પેટને કેટલું આપ્યું છે? તમે સવારે નાસ્તાપાણી કરીને આવ્યા, ટીફીનબોકસ ભરીને આવ્યા પણ હમણાં જ્યાં બાર વાગશે એટલે ખાવા માટે તૈયાર. સાંજ પડતાં ત્રીજી વાર. તેમાં ગમે તેટલું નાંખશો તો પણ તે ક્યારે ય ના પાડશે નહિ.

**ચોથો ખાડો તૃષ્ણાનો** :– મનુષ્ય સંતોષના ઘરમાં ન આવે તો તેની તૃષ્ણા ક્યારે પણ પૂરી થતી નથી. આ ચાર ખાડા ક્યારે પણ પૂરાતા નથી.

બંધુઓ ! આજે તમારું જીવન જોઈએ તો તમે ગાડીમાં જાવ, ટ્રેઈનમાં જાવ કે બસમાં જાવ પણ જોખમ ખેડીને જીવન જીવવા જેવું છે. તેમાં એકસીડન્ટ થતાં કેટલા મરી જાય છે. આપે પેપરમાં વાંચ્યું હશે કે જાપાનમાં ભયંકર વાવાઝોડું થયું તેમાં ૧૦૧ના જાન ગયા. કેટલા ઘરો દટાઈ ગયા, કેટલા ઘરો પડીને સાફ થઈ ગયા, કેટલા માણસો ડૂબી ગયા. જાપાનમાં એક વર્ષમાં ૫૦ વાર આવું બને છે. આપ મુંબઈના સમાચાર સાંભળો છો કે ચાલુ વરસાદે ઘોડિયામાં સૂતેલા બાળકના પ્રાણ લીધા. કેટલા મા-બાપ ચાલ્યા ગયા, યુવાન ગયા, ઘરડા ગયા, આવા જોખમમાંથી પણ આજે આપ સહીસલામત છો તે આપનું પુણ્ય છે. જેમ ખાળામાં પાણી ભરાય તો નળ સાફ કરી નાંખો કે જેથી પાણી ચાલ્યું જાય તેમ આત્મામાં વિષય-કષાયના, રાગ-દ્વેષના કચરા ભરાઈ ગયા છે. આટલું સાંભળવા છતાં હજુ કેમ કાઢતા નથી ! માટે આત્મામાં સ્થિર થવાની જરૂર છે.

આ બંને ભાઈ એકબીજા વિના ન રહે. પિતા મરણપથારીએ પડેલા છે. તે વિચાર કરે છે કે હું મરવા સૂતો છું તો બધી વહેંચણી કરી લઉં જેથી પાછળ બંને ભાઈઓ લડે નહીં. બધું વહેંચાઈ ગયું પણ વહેંચતા એક વીંટી રહી ગઈ ને પિતાનું હાર્ટ

બેસી ગયું. પિતાના હાથમાં વીંટી હતી તે વહેંચવામાં રહી ગઈ. અગ્નિસંસ્કાર પતાવ્યા બાદ બંને ભાઈઓ ઘરે આવ્યા. મોટો ભાઈ કહે વીંટીનો હક મારો છે ને નાનો કહે–આવી નાની વસ્તુ નાનાને મળે. આ વીંટી કંઈ કિંમતી હીરામાણેકની નહોતી પણ સોનાની હતી. ૨૫) રૂ. ની વીંટીમાં ઝઘડો પડયો. બધી વહેંચણીમાં કોઈએ ન જાણ્યું. પણ વીંટીની વહેંચણીમાં ગામમાં ભવાડો થયો. કોઈ વચ્ચે એવો પડે કે ચીનગારી મૂકીને ખસી જાય. પછી ભલે જે થવું હોય તે થાય. જ્ઞાની કહે છે તને નમો અરિહંતાણં આવડતું હોય તો જ્યાં પાપ બંધાય તેવું હોય તેમાં હકારો ન ભણતાં દૂર રહેજે. જ્યાં ખટપટ ત્યાં સંસાર. માટે જ્ઞાની કહે છે તું સ્ત્રી કથા આદિ ચાર વિકથા ન કર. વિકથા આત્માને વીંધનારી છે ને ગુણનો નાશ કરનારી છે. બંને ભાઈઓને કહે છે હરાજી કરો. હરાજીમાં રૂપિયા એક હજાર થયા. નાનાએ વીંટી લઈ લીધી. વીંટી આવી ઘરમાં પણ સાથે વૈર આવ્યું. પ્રેમના સ્થાને દાવાનળ સળગ્યો. "वेराणु बंधीणि महब्भयाणि।" ભાઈઓને સામું જોવાના સગપણ ન રહ્યા. માટે બંધુઓ! કદાચ હજારની મીલ્કત જતી કરવી પડે તો જતી કરજો. (શ્રોતામાંથી અવાજ :– લાખની જતી કરવી). તમે લાખ જતાં કરો એમ નથી. માટે હજાર કહ્યા તે બરાબર છે. તમને અનુકૂળ પડે તેટલું કહું તો સારું. જો હજાર રૂ. લાવતાં વૈરની જ્વાળા પ્રગટતી હોય તો તે પૈસા ધૂળ છે. વીંટી મેળવતાં પ્રેમ ગયા ને વૈરની જ્વાળા પ્રગટી. જ્ઞાતાજી સૂત્રમાં ત્રણ ભાઈઓનો અધિકાર ચાલશે. વિશેષ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬

અષાડ વદ ૮ ને ગુરૂવાર તા. ૧૧–૭–૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ અને બહેનો!

અનંત ઉપકારી જિનેશ્વર દેવ શ્રી મહાવીર પ્રભુએ કેવળજ્ઞાન અને કેવળદર્શન પામ્યા પછી જગતના જીવોના આત્મકલ્યાણને અર્થે સિદ્ધાંતની પ્રરૂપણા કરી. સમુદ્રમાં જેમ દીવાદાંડી, ખડકો વિગેરે ભયનાં સ્થાનો બતાવી વહાણ તેમજ સ્ટીમરોને માર્ગદર્શન આપે છે તેમ પ્રભુના સિદ્ધાંતો સંસારરૂપ સમુદ્રમાં રાગ–દ્વેષરૂપી ખડકો અને જન્મ–મરણરૂપી ભયના સ્થાનો બતાવી જીવોને માર્ગદર્શન આપે છે. આ સિદ્ધાંતના આલંબનથી ભૂતકાળમાં અનંતા જીવો મોક્ષે ગયા છે, વર્તમાનકાળમાં સંખ્યાતા જીવો મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ મોક્ષે જાય છે ને ભવિષ્યકાળમાં અનંતા જીવો મોક્ષે જશે. જે જીવોના

સદ્‌ભાગ્ય હોય, સુલભબોધી થવાની તૈયારી પર હોય તેને ભગવાનના વચનો સાંભળવા મળે. પછી તેના પર શ્રદ્ધા થાય ને પ્રતીતિ થાય. આગમના એકેક શબ્દો સાંભળતાં જીવને ઉત્સાહ આવવો જોઈએ. પણ હજુ સંસારના કાર્યો કરતાં જેટલો આનંદ આવે છે તેનો અંશ ભાગનો આનંદ વીતરાગ વાણી સાંભળતાં નથી આવ્યો. જીવની આ મોટી ઊણપ છે. તમે વ્યવહારમાં બોલો છો ને કે **"પાનું ફરે ને સોનું ઝરે."** તમે દીકરાને કહો છો ને કે તું ચોપડામાં નજર કર, તેમાં પાનું ફરે ને સોનું ઝરે, ચોપડામાં બધું લખેલું છે. ચોપડાનું પાનું ફરશે ને કદાચ સોનું ઝરશે પણ મોક્ષના મોતી નહીં મળે. જ્યારે આગમના એકેક પાના ફરશે ને મોક્ષના મોતી મળશે. તીર્થંકરો સિદ્ધાંત પ્રરૂપી ગયા, ગણધરોએ ગૂંથ્યા અને આચાર્યોએ લિપિબદ્ધ કર્યા. આત્મા આગમનો એકેક શબ્દ સમજતો જાય તેમ અનંત કર્મોની નિર્જરા કરતો જાય.

બંધુઓ! આજની ગવર્નમેન્ટ તમારા પર કેટલા કાયદા લાવી રહી છે. તમે દાગીના, પૈસા સાચવવા બેંકમાં મૂકી આવો. એ પણ સરકાર ક્યારે જપ્ત કરી લેશે તેની ખબર નથી. આજની સરકારે નવા નવા કાયદાઓ બહાર પાડયા છે, જેથી દલાલો ધ્રુજી ઊઠયા છે અને શરાફ બજારમાં ખળભળાટ મચી ગયો છે. આ ખળભળાટ કેમ થયો? જે નાણાં નાશવંત છે, શાશ્વત નથી. જે પોતાના થવાના નથી તેને પોતાના માન્યા છે, માટે ખળભળાટ થાય છે. ભગવાન કહે છે જીવને સમજણ નહીં તો ક્ષણે ક્ષણે આર્તધ્યાન કરશે. તમે જમવા બેઠા, બહેન દાળમાં મીઠું નાંખવું ભૂલી ગઈ છે તો દાળ મીઠા વગરની જમતાં મનમાં ખટાશ આવી ગઈ. દાળમાં તો કંઈ ઠેકાણું નથી. આટલો વિચાર આવ્યો ત્યાં આર્તધ્યાન થયું. તમે કોઈકને ત્યાં ગયા ને સામાએ તમને આદર ન આપ્યો ત્યાં જીવને થાય છે કે હું આટલા ઉમળકાથી આવ્યો ને આને 'આવો' એટલું બોલવા જેટલો પણ વિવેક નથી. અરે, કદાચ આવો કહેવાને બદલે કહ્યું કે કેમ અત્યારે આવ્યા? તો જીવને કેટલું બધું દુઃખ થાય કે હું આટલી હોંશભેર મળવા આવ્યો ને આણે મારું અપમાન કર્યું? આ બધા વિચારો આવ્યા તે આર્તધ્યાન છે.

મહાન પુરૂષો કહે છે વિચાર કરો. જ્યાં સુધી સત્સંગ નહોતો કર્યો. શાસ્ત્ર-શ્રવણ નહોતું મળ્યું ત્યાં સુધી આર્તધ્યાન ઘણાં કર્યા પણ હવે તો સમજાવનાર સદ્‌ગુરૂઓ મળ્યા છે માટે તું આર્તધ્યાનમાં ન જોડાય. ક્ષણભર વિચાર કરો કે કીડી મંકોડા જેવા નાના જંતુએ એવા કયા ગુના કર્યા છે કે જેથી પગ નીચે કચરાતાં તેમનો કચ્ચરઘાણ વળી જાય છે. ખાટલામાં પડેલા માંકડે તથા બીજી જીવાતે શું ગુનો કર્યો છે કે તમે ડી. ડી. ટી. છંટાવીને મારી નંખાવો છો. બકરા, ઘેટા જેવા ભોળા પ્રાણી નિર્દોષ હોવા છતાં કતલખાને કેટલા કપાઈ રહ્યા છે? આ નિર્દોષ પ્રાણીનો નાશ કરનારને આવો વિચાર આવે છે ખરો કે આ જીવોનો આવો એવો ભયંકર ગુનો નહીં હોવા છતાં એમને કમોતે કેમ મરવું પડે છે? આ જીવોએ તમારું કંઈ

બગાડયું નથી છતાં ઈરાદાપૂર્વક મારી નાંખવાના પ્રયાસ કરો છો તો એ બતાવે છે કે એ જીવોએ આ ભવે પાપ નથી કર્યાં પણ એને પૂર્વભવના ગુન્હા પર કર્મસત્તા આ દંડ આપી રહી છે. તો હું બીજા નિર્દોષ જીવોને મારી નાખવાના ભયંકર ગુના કરું એના પર કર્મસત્તા ઊભી થઈને પરભવમાં મારી શી દશા કરશે? આ વિચાર નથી આવતો, માટે ડી. ડી. ટી. આદિ જંતુનાશક દવાઓ વાપરી અસંખ્ય નિર્દોષ જીવોનો કચ્ચરઘાણ કઢાય છે. ક્ષણિક સુખ માટે જૈનો આવી ક્રૂરતા કરે ખરા? આ જીવો નિર્દોષ હોવા છતાં પૂર્વના ગુનાથી એ અહીં ભયંકર દુઃખની સજા ભોગવે છે. ગુના વિના સજા હોય નહિ માટે ગુના કરવા બંધ કરી દો. નહિતર ગુનાની સજા અવશ્ય ભોગવવી પડશે.

આર્તધ્યાનવાળો જીવ મરીને તિર્યંચમાં જાય છે. દિવસે આર્તધ્યાનના પરિણામ આવ્યા પણ સમજણમાં જીવ જો નહીં ઠર્યો હોય તો રાત્રે પણ આર્તધ્યાનના પરિણામ ચાલુ રહેશે. ભગવાન મહાવીરનો આત્મા સમ્યક્ત્વ પામ્યા પછી પણ નરકમાં ગયો. ભવવનમાં રખડયો તે આર્તધ્યાનનું પરિણામ છે. ભગવાન મહાવીરનો જીવ વિશ્વભૂતિનાં ભવમાં વિશ્વભૂતિ મુનિ મહાવૈરાગી, મહાત્યાગી અને મહાતપસ્વી હતા છતાં પિતરાઈ-ભાઈના મશ્કરીના બોલ પર મન ક્રોધિત થતાં માન કષાયને આધીન બન્યા તો સત્ત્વ ગુમાવ્યું તો પતન કયાં સુધી થયું? માત્ર ગાયને ઉછાળીને અટકયા નહિ. એમણે ગાયને નીચે હાથ પર ઝીલી લઈ ક્ષેમકુશળ મુકી દીધા પછી ત્યાં બળનું નિયાણું કર્યું.

**વિશ્વભૂતિનું નિયાણું:**–વિશ્વભૂતિ મુનિનું અપમાન થતાં મનમાં ગુસ્સો આવતાં એવું નિયાણું કર્યું કે મારા તપ સંયમનું ફળ હોય તો હું પરભવમાં અખૂટ બળનો ધણી થાઉં. શું એ વખતે વિચાર ન રહ્યો કે આ તપ અને સંયમ તો મેં મોક્ષ માટે ગ્રહણ કર્યા છે. તો આવું કેમ ઈચ્છાય? ના, પિતરાઈભાઈએ કરેલા અપમાનના વિચારે મનને ક્રોધિત કરી દીધું. તેથી મગજ શૂન્ય થઈ ગયું. મોક્ષ–બોક્ષ કાંઈ નહિ પણ જો તપ સંયમના ફળથી, બળ મળતું હોય તો મળો. જ્ઞાની કહે છે જ્યાં સુધી સંયોગ ત્યાં સુધી સંસાર. ભગવાને જીવના બે ભેદ બતાવતાં કહ્યું સિદ્ધના જીવ અને સંસારી જીવ. સિદ્ધ ભગવાનની અપેક્ષાએ સાધુ–સાધ્વી પણ સંસારીના ભેદમાં ગણાય. કારણ કે સંયોગ છે ત્યાં સુધી સંસાર છે. જ્યાં સુધી સયોગી છે. મન–વચન અને કાયાના યોગ પ્રવર્તે છે ત્યાં સુધી સંસાર ઊભો છે. મન–વચન અને કાયાના યોગથી મુક્ત બની ૧૪મા ગુણસ્થાનકે ગયો ત્યાં અયોગી અવસ્થા પ્રાપ્ત કરી. ત્યાં પાંચ હ્રસ્વ અક્ષર અ, ઈ, ઉ, ઋ, લૃ એટલો સમય રહી જીવ સિદ્ધક્ષેત્રમાં ચાલ્યો જાય છે. ચૌદમા ગુણસ્થાનકે મન–વચન–કાયાના યોગનો વ્યાપાર બંધ થઈ ગયો છે તો સંસાર છોડવો પડશે. આ વિશ્વભૂતિ મુનિ હોવા છતાં પોતાનું અપમાન થતાં નિયાણું કરી લીધું. તપ–બળ અને સંયમના પ્રભાવે મરીને સાતમા દેવલોકે ગયા પછી ત્રિપૃષ્ઠ વાસુદેવ

થયા અને અખૂટ બળ મેળવ્યું. પરંતુ ત્યાંથી મરીને સીધા સાતમી નરકે ચાલ્યા ગયા.

બંધુઓ! વિશ્વભૂતિના ભવમાં આટલી સાધના કરવા છતાં નિયાણું કરીને સાધનાને ગુમાવી દીધી. પરિણામ શું આવ્યું? પુણ્યની કુંડી વટાવી લીધી ને દુર્ગતિ ખરીદી લીધી. કુંડી વટાવીને વાસુદેવપણું નથી ખરીદયું પણ નરક ખડી કરી દીધી. કારણ કે વાસુદેવ નિયમા નરકમાં જાય. માટે આપને જે શક્તિ–બળ અને વીર્ય મળ્યા તે સંસારના કાર્યમાં નહિં વાપરતા ધર્મકાર્યમાં આત્માની અંદર વાપરો. નામ તેનો નાશ છે. તેરમા ગુણસ્થાનકે જવા ક્રોધ–માન–માયા–લોભ સંપૂર્ણ છોડવા પડશે. જ્યારે આપને આ વાત રૂચશે, ભવફેરા ખટકશે, ત્યારે શાસ્ત્રની વાત ગમશે. પરિણામથી તો આ જીવનું ક્ષણે ક્ષણે ભાવમરણ થઈ રહ્યું છે.

**ક્ષણ ક્ષણ ભયંકર, ભાવમરણે કાં અહો રાચી રહો!**

જેને રોગ ખટકશે તે ઔષધ લેશે. આ તો શરીરના રોગ છે. બધાને રોગ તો સત્તામાં પડેલા છે. અશાતાનો ઉદય થાય ત્યારે બહાર આવે છે. આ રોગ મટાડવા ઓકસીજનના બાટલા રાખશો, દવાખાના ખડા કરી દેશો તો પણ આયુષ્ય પૂરું થયું હશે તો જવાનું તે જવાનું છે.

**"ખાખમેં ખપી જાના બંદા માટીસેં મિલ જાના"**

જો હિંદુ હશે તો તેની રાખ થશે ને મુસલમાન હશે તો માટી થશે. ઔદારિક શરીરનો સ્વભાવ સડણ, પડણ ને વિધ્વંસણનો છે. શરીરમાંથી આત્મા ચાલ્યો જાય છે ત્યારે તે શરીરમાં બે ઘડીમાં અસંખ્ય જીવો ઉત્પન્ન થઈ જાય છે. આ શરીર રોગનું ઘર અને પાપનું પૂતળું છે. જ્ઞાનીની દૃષ્ટિ તો કેટલી શુદ્ધ છે. 'સોળ શણગાર સજેલી સૌંદર્યવાન સ્ત્રીને દેખે ત્યારે તે તો એમ વિચાર કરે કે આ તો કચરો ભરવાની મ્યુનિસિપાલિટીની મોટર છે. તે મોટર બહારથી લાલ ભપકાદાર હોય પણ અંદર કચરો ભર્યો હોય છે. તેમ આ શરીર બહારથી સુંદર દેખાય છે પણ અંદર તો અશુચી ને દુર્ગંધીથી ભરેલું છે. પૌદ્‌ગલિક પદાર્થોનો જો વિચાર કરીએ તો વૈરાગ્ય આવ્યા વિના રહે નહિ. આપ સંતરા–મોસંબી ખાવ છો પણ જ્યારે તેનું વાવેતર કરવાનું હોય ત્યારે તેમાં નાંખવાના ખાતરને આપ જુવો તો મોસંબી–સંતરા ખાવ નહિ. પણ આ તો પુદ્‌ગલનો સ્વભાવ છે. અશુભમાંથી શુભ થયું. આપે ખાધું ને પેટમાં ગયું પછી શુભનું અશુભ થઈ ગયું. આ શરીરની સંગતિ જ એવી છે કે શુભનું અશુભ બનાવી દે.

**જિસકી સંગતિસે અતિ સુંદર, મિષ્ટ સુગંધિત ભોજન ભી,**
**અતિ દુર્ગંધિત કૃમિસે પૂરિત, હોતા ક્ષણમેં હાય સભી.**
**મૂલ્યવાન કપડે ક્ષણભરમેં, તુચ્છ મલિન બનજાતે હૈ,**
**ઐસે મલીન દેહકો સુંદર, કૌન સુઢ બતલાતે હૈ?**

આદિ આત્માની વિભાવ પર્યાય છે. પણ તે તેનો સ્વભાવ નથી. આત્મા વિભાવમાં અનાદિકાળથી અથડાઈ રહ્યો છે ને દુઃખી થઈ રહ્યો છે. નર્ક-નિગોદની તીવ્ર યાતનાઓ અને ભયંકર વેદનાઓનો ભોગ બન્યો છે. અનાદિકાળથી આપણે અનંત. જન્મ મરણ કર્યા તેનું મુખ્ય કારણ આત્માની પર સ્વભાવમાં રમણતા અને પર પરિણતિમાં આસક્તિ.

માનો કે તમે કોઈના ઘેર ગયા અને તેમણે આદર ન દીધો તો આર્તધ્યાન થશે. પણ આજે કેટલા નોકરોને શેઠ વિના કારણે તાડુકતા હોય છે છતાં તે પરવશપણે સહન કરે છે. પણ જીવ સ્વવશે સહન કરતો નથી. જીવને જ્યાં ગરજ હોય ત્યાં બીજા-પાસે નમતો જાય. પણ આ જીવ તારણહાર પ્રભુ પાસે ગયો તો માન લઈને ગયો.

**મન ન ઘવાય તે માટેનો ઉપાય:** મનને એમ થવું જોઈએ કે અહો! મારા જેવા અબૂઝ, ગુણહીનને આ વિશ્વવંદનીય, વિશ્વવિજેતા એવા વીતરાગ પરમાત્મા મળી ગયા! આટલી ઊંચી અને મોંઘા મૂલ્યની વસ્તુ આ અજ્ઞાનીને મળે ખરી? પણ મને મળી છે એ મારા અથાગ ભાગ્યોદયે મળી છે. સાથે વીતરાગના વારસદાર સંત એવા ગુરૂ પણ અથાગ ઉપકાર કરનારા મળ્યા. એમણે મને જન્મોજન્મ ભટકાવે એવા પાપથી બચાવનારો ધર્મ બતાવ્યો. અહાહા! તેમનો કેટલો ઉપકાર! આ જૈન-શાસનનો પણ કેટલો ઉપકાર! મારી પાસે દાન.-શીયળ-તપ-વ્રતનિયમ, જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે સાધનાઓ છે. એ પણ કેટલી ઊંચી મૂલ્યવાન વસ્તુ છે! આ બધું દેવ-ગુરૂ જૈનશાસન, ધર્મસાધના આદિ મારી પાસે અનુષ્ઠાનો કરવા માટે મહાનિધાન છે. પછી એની આગળ સાવતુચ્છ ગણાય એવી સાંસારિક કોઈ પણ વસ્તુ કે સુખસગવડ મળી જાય તો એના પર મારું મન શા માટે કુંઠિત થવું જોઈએ! જેની પાસે વીસ ક્રોડનું નિધાન હોય એને કાચના ચાર ટુકડા બગડે તો એનું મન બગડે છે ખરું! જો આપણને દેવાધિદેવ તીર્થંકર ભગવાન પ્રત્યે, ગુરૂ પ્રત્યે, જૈનશાસન પ્રત્યે અને તેમના બતાવેલ ધર્મ પ્રત્યે અથાગ પ્રેમ હોય તો દુન્યવી કંઈ બગડશે તો પણ મન નહિ ઘવાય.

જે મન મોક્ષ સાધના માટે સૌથી ઊંચું સાધન છે એજ મન મુડદાલ બની જાય તો એ કેટલી મોટી ખોટ? જે માનવ મનની શકિત કેળવીને દુન્યવી બાબતની અસર ન લેતા સાધનામાં એકતાર બનાવી શકાય, વિચાર કરે તો સાધના કરે એવું બનાવી શકાય. એવા મનને નબળું બનાવી દેવાય તો કેટલું બધું ગુમાવવાનું થાય? પિતરાઈ ભાઈએ મશ્કરી કરી એની વિશ્વભૂતિના મન પર ખોટી અસર થઈ. ને માનભંગ થવાથી મન ઘવાયું. શકિત હણાઈ ને મન મુડદાલ બન્યું. અને મોક્ષ માટેની ક્ષમા, સમતા, કરૂણા આદિ ઊંચી સાધનાને ચૂકયા. અરે વધુ શું કહું! મોક્ષ મેળવવાની ઝંખના પણ ગુમાવી! કેટલું મોટું નુકશાન 'મોક્ષની લેશ્યા ભૂલાવે એ શું ઓછું'

નુકશાન છે? એક નાનીશી બાબતમાં અરતિ કરાવે એ અરતિ કેટલી ભયંકર? માટે ખૂબ વિચાર કરવા જેવો છે. સહજ વાતમાં પણ મન કેવું બગાડીએ છીએ! અને તેથી નબળું બનેલું મન કેવા કેવા અનર્થમાં પડશે તેમજ કંચન જેવો ઉત્તમ ભવ કથીર જેવો બનશે એની ચિંતા નહિ?

વિશ્વભૂતિ મુનિએ તપ-સંયમ આદિ અનુષ્ઠાનો કરેલાં તેથી કાળ કરીને સાતમા દેવલોકે તો ગયા અને પછી નિયાણાના બળે અખૂટ બળવાન, મહા સમૃદ્ધ ત્રિપૃષ્ઠ વાસુદેવ તો બન્યા પરંતુ પુણ્ય પાપાનુબંધી લઈને આવ્યા છે ને? એટલે પાપાનુબંધીના ફળ રૂપે જાલિમ મોહ બુદ્ધિમાં પડયા. વિષય વિલાસો અને સત્તાનું ઘણું અભિમાન. કોઈના સ્હેજ ગુના પર કરપીણ સજા કરવાની ક્રૂરતા વિગેરે ભયંકર કષાયો ફાલ્યા ફૂલ્યા.

**ત્રિપૃષ્ઠ વાસુદેવના જીવનનો એક પ્રસંગઃ**-ત્રિપૃષ્ઠ પોતે હજુ વાસુદેવ નથી બન્યા. એમના પિતા પ્રજાપતિ રાજા છે. પોતે કુમાર અવસ્થામાં છે. ત્યાં રાજસભામાં એક મોટા રાજા-પ્રતિ વાસુદેવ તરફથી દૂત આવીને મોટા રાજાનો સંદેશો આપે છે કે અમુક સીમાડામાં ચોમાસામાં કયારેક કયારેક સિંહ નીકળી આવે છે, તેથી ખેડૂતોને ભય રહે છે. એટલે રાજાઓ વારાફરતી રક્ષણ કરે છે તો આ વખતે તમારો વારો છે માટે એનું તમારે રક્ષણ કરવું. આ વખતે સભામાં ત્રિપૃષ્ઠ બેઠેલો છે. આ સાંભળીને તેનું મગજ ગરમ થઈ જાય છે કે આ વળી આવો હુકમ કરનાર કોણ? શું તે આપણને નોકર ગણે છે? આમ ધમધમી તે દૂતને ધૂત્કારી નાંખે છે, પરંતુ પિતાને થાય છે કે આ દૂત જઈને બંધુ રાજાને કહેશે તો લડાઈ થશે ને વૈર વધશે. એટલે કહે છે બેટા! એ તો મારાથી મોટા રાજા છે. એમને એમ ન કહેવાય. તેથી દૂતને સાંત્વન આપીને તે રાજાનો આદેશ સ્વીકારી લે છે. ત્યારે પૂર્વભવમાં અભિમાન મજબૂત કરીને આવ્યા છે તેવો ત્રિપૃષ્ઠ જંપે ખરો? દૂત જ્યારે ગયો ત્યારે તે પાછળથી ગયો ને તેને ખૂબ દમદાટી આપી.

**"એક જન્મમાં કોઇપણ કષાયનું પાકું વાવેતર કર્યા પછીએ પછીના ભવોમાં ફાલવા ફૂલવાનું."** પ્રજાપતિ રાજા સિપાઇઓનો રસાલો લઇને સિંહથી રક્ષણ કરવા જવાની તૈયારી કરે છે, ત્યારે પુત્ર ત્રિપૃષ્ઠ કહે છે પિતાજી! આપ ન જશો. આપને લશ્કર લઈ જવાની કંઈ જરૂર નથી. અમે બે ભાઈ જઈને કામ પતાવી આવીએ છીએ, એમ કહીને બંને ભાઇ રથમાં બેસીને જંગલમાં ગયા. જંગલમાં જઇને ઝુંપડાવાસીઓને કહે છે સિંહ કયાં છે? તે અમને બતાવો. અને તેને બોલાવો. ત્યારે તેઓ કહે ભાઈ! અમે આપને સિંહ કયાંથી બતાવીએ ને બોલાવી આપીએ? તો કહે સિંહ કયારે આવશે? ત્યારે ઝુંપડાવાસીઓ કહે-અમને ખબર નથી. ત્યારે ફરીને પૂછે છે સિંહ કઇ દિશામાંથી આવે છે; ત્યારે તે ઝુંપડાવાસીઓએ તે પર્વતની

દિશા બતાવી એટલે ત્રિપૃષ્ઠે રથ એ બાજુ લેવરાવ્યો. જોજો, નિયાણું કેવું જોર કરે છે? સિંહ દેખાતો નથી એટલે સિંહ ગર્જના કરીને સિંહના સૂરમાં સૂર મેળવ્યો. શા માટે? સિંહને બહાર બોલાવવા માટે. આજે માનવી સિંહની દિશા તરફ જતાં ગભરાય જ્યારે ત્રિપૃષ્ઠને સિંહને સામો બોલાવવો છે. તો વિચારો કે તેમનું બળ કેટલું અથાગ હશે? અખાડો ખેલીને કે સારા સારા વસાણાં કે પાક ખાઈને એ બળ નથી મેળવ્યું પણ તપ અને સંયમથી મેળવ્યું છે. રૂડું રૂપાળું બળ ખાધાપીધાથી નથી મળતું પણ તપ-સંયમથી મળે છે. આજના કળિયુગના ઝેરી વાતાવરણે મન મૂર્છિત કરી નાંખ્યા છે એટલે તપ અને સંયમ પર મન જતું નથી.

**બંધુઓ! જેમ વાઘને વધુ શિકાર મળે તેમ એ વધુ ભૂખ્યો ને ભૂખ્યો રહે છે. તેમ આજે ભોગવિલાસના વધુ સાધનો મળતાં જીવની ભોગવિલાસની ભૂખ વધી ગઈ છે. એટલે તપ અને સંયમ તો સ્વપ્નામાં પણ નથી આવતા!** સંયમ વિના ઉદારતા, સૌમ્યતાનું બળ આવે નહિ અને તપ વિના ક્ષુદ્રતા, તામસીપણું વિગેરે નિર્બળતા જાય નહિ. ત્રિપૃષ્ઠે પૂર્વભવના અથાગ તપ-સંયમથી અગાધ બળ મેળવ્યું છે. એ બળથી સિંહને સામે બોલાવવા સિંહગર્જના કરે છે. બોલાવીને એને શું કરવું છે? મારી નાંખવો છે. સિંહગર્જનાથી સિંહ બહાર આવ્યો ને બે હાથ વડે સિંહને ચીરી નાંખ્યો. પછી મરીને વાસુદેવ હોવાથી નરકે ચાલ્યા ગયા.

આપણે અહીં એટલી વાત સમજવી છે કે વાસુદેવ મરીને નરકે ગયા તેનું કારણ એક જ છે કે અઘોર સાધના કરી સુંદર ચારિત્ર પાળ્યું પણ આર્તધ્યાનનો કાંટો રહી ગયો તો નિયાણું કરી વાસુદેવ થયા ને સિંહને સામેથી બોલાવીને માર્યો. માટે જીવ વિચાર કરજે. તું મનમાં ચઢીશ નહિ. ભગવાન મહાવીર કહે છે હું પોતે ભૂલ્યો તો ડૂલ્યો. મહાવીર ભગવાન સિવાય બીજા કોઈ પાપને પ્રત્યક્ષ નહિ કહે. તેમને માનભંગની કે દુનિયા મારી નિંદા કરશે તેની ચિંતા ન હતી પણ પોતાના પાપનું પ્રક્ષાલન કરવું હતું. પાપના કાંટાને દૂર કરવા હતા. ભગવાન મહાવીર થનાર આત્માએ પોતાના પાપ પ્રગટ કર્યા એ જેવી તેવી વાત નથી. પાપ સાચવો છો ત્યાં સુધી સંસાર ઊભો છે. પાપ ખટકશે તો સંસારમાંથી છૂટવાનું મન થશે. કોઈ ગુપ્ત રોગ લાગુ પડ્યો હોય ને ડોકટર પૂછે કે તમારે આવું કારણ બન્યું છે? તો સત્ય વાત કહી દો, પણ ગુરૂ પાસે પાપ પ્રગટ કરતાં સંકોચ રાખો છો. સમજી લો કે જ્યાં સુધી હૃદયપૂર્વક ખુલ્લું નહિ કહો ત્યાં સુધી સાચું પ્રાયશ્ચિત નહિ થાય. સંતો તો તમને જોશે ને વાત ઉપરથી પારખી લેશે. સંતો જાણે પણ બોલે નહિં. સાચા સંતો માનવીના નેણ, વેણ અને ચાલ ઉપરથી તમને પારખી લે કે આ માનવી આવો છે. તે પરખાયા વગર રહેતો નથી. આપણે વાત ચાલે છે આર્તધ્યાનની. આર્તધ્યાનના કારણે જીવ પાપ ઊભા કરે છે. પણ એ આત્માની વસ્તુ નથી. પર વસ્તુ છે, પર સ્વભાવ છે. આત્માનો સ્વભાવ જ્ઞાતા

અને દ્રષ્ટા છે. આ બધા પુદ્દગલના રંગ છે તેમાં સપડાઈશ નહિ. આ રીતે રહેશે તો નિકાચિત કર્મો નહિ બંધાય અને ભવનો અંત આવશે.

જ્ઞાતાજી સૂત્રનો અધિકાર ચાલે છે. તેમાં ચંપા નગરીમાં સોમ, સોમદત્ત અને સોમભૂત નામના ત્રણ બ્રાહ્મણો હતા. તે સમયમાં તે બ્રાહ્મણો કેવા હતા?

"अड्ढे जाव अपरिभूए जाव रिउवेदे जाव सुपरिनिट्ठिया ।"

"अड्ढे" ઋદ્ધિવંત હતા. તેમને લૂંટફાટનો ભય ન હતો. તમારી જેમ બે નંબરના ચોપડા રાખવાની જરૂર નહોતી, સુખે ખાતા અને આનંદથી રહેતા. આજે તો નાણાં બ્લેક ને જીવન પણ બ્લેક થઈ ગયા છે. શાસ્ત્રકાર ભગવાન બોલે છે તે ત્રણે બ્રાહ્મણો મહાઋદ્ધિવંત અને મહાસુખી હતા. "अपरिभूए" કોઈનાથી પરાભવ પામે તેવા ન હતા. એવા ચતુર, હોંશિયાર અને બુદ્ધિશાળી હતા. તેમણે વહેપારમાં જેટલા નાણાં રોકેલા હતા તેટલા ધરતીમાં દાટેલા હતા, અને તેટલા તિજોરીમાં હતા. આજે નાણાં નથી ધરતીમાં કે નથી તિજોરીમાં, વહેપાર પણ લગભગ પારકા નાણાંથી ચાલે છે. આ ત્રણે બ્રાહ્મણો ધનથી ખૂબ સમૃદ્ધ અને બુદ્ધિથી તથા શક્તિથી કોઈથી પરાભવ પામે તેવા ન હતા. વળી કેવા હતા? "रिउवेदे जाव सुपरिनिट्ठिया ।" પોતાના ધર્મમાં ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ આદિ ચાર વેદોના સારા જ્ઞાતા હતા. વેદાંતમાં પારગામી કોઈના હરાવ્યા હારે તેવા ન હતા. તમે ધનમાં, વહેપારમાં, શક્તિમાં અપરાજીત છો પણ (શ્રોતામાંથી અવાજ: ધર્મમાં નથી). આ ત્રણે ભાઈઓ તેમના સિદ્ધાંતના જાણકાર છે. આજે કંઈક જીવો બહારથી ઉજળા થઈને ફરતા હોય પણ તેમને નવ તત્ત્વના નામ શું કહેવાય તેની પણ ખબર ન હોય. ધર્મ એટલે શું? એટલી પણ ખબર નથી તો શું કરશો? ધર્મનો મર્મ બરાબર સમજ્યા હશો તો ગમે ત્યાં જશો તોપણ આંચ આવશે નહિ. આ ત્રણે ભાઈઓ વેદાંતના જાણકાર હતા. જાણકારીમાં પણ ડહાપણ હતું.

આ ત્રણે બ્રાહ્મણોને ત્રણ સ્ત્રીઓ હતી. તેમના નામ કેવા છે? તે મહત્ત્વભરી વાત છે. જેમનું જીવન જાણવું છે તેમના નામ પણ જાણવા જોઈએ. આ ત્રણે બ્રાહ્મણોને માટે ઋદ્ધિવંત શબ્દ શા માટે લખ્યો? તેઓ ગરીબ નહોતા પણ ઋદ્ધિવંત છે એ વિશેષતા બતાવવા માટે ઋદ્ધિવંત શબ્દ લખ્યો છે. ચંપાનગરીમાં ત્રણ બ્રાહ્મણો આવી સ્થિતિમાં રહે છે. જૈન દર્શન ખૂબ ઉપયોગપૂર્વકનું દર્શન છે. પાપ કરવું, કરાવવું અને અનુમોદવું તેમાં પાપ છે. અને ધર્મ કરવો, કરાવવો અને અનુમોદવો તેમાં લાભ, લાભ ને લાભ છે. જીવ પાપને જાણે છે છતાં પોષે છે. આ સંસારમાં જ્યાં જીવને પાપ લાગે છે ત્યાં આંતરિક અનુમોદના છે. ચટણી વાટતા જો બહેનોને એવો વિચાર આવે કે હું સંસારમાં રહી તો આવા પાપો કરવા પડે છે. ચટણી વાટી તેનું જો દુઃખ થતું હશે તો પાપ ઓછા બંધાશે. પણ એમ વિચાર કરશે કે હું શું કરું? સંસારમાં છું તો કરવું જ પડે ને? ત્યાં વધુ કર્મબંધન થાય છે.

ત્રણે બ્રાહ્મણો ડાહ્યા, સમજુ અને હોંશિયાર છે. તેમને ત્રણ પત્ની છે. બધાનું ભેગું કુટુંબ છે. હવે તેમની પત્નીના નામ શું છે, તથા શું અધિકાર ચાલશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૭

અષાડ વદ ૯ ને શુક્રવાર તા. ૧૨-૭-૭૪

આપણે જ્ઞાતાજી સૂત્રનું સોળમું અધ્યયન ચાલે છે. શાસ્ત્રનું વાંચન, મનન અને ચિંતન શા માટે છે? આત્માને સંસારના ભયથી નિર્ભય બનાવવા માટે. જ્યારે તમને ધર્મ પ્રત્યે રાગ થશે ત્યારે સંસારનો ભય લાગશે અને મુક્તિની ઇચ્છા થશે. તમને સંસાર ભયનું સ્થાન લાગે છે ખરું? કારણ કે એમ જ્યારે લાગશે ત્યારે સમજાશે કે સંસાર એટલે વિષયકષાય અને તેમાં આસકત બને તે સંસાર. તે વિષયકષાય રૂપ સંસાર ભયરૂપ છે. જ્યારે જીવને આ વાત હૈયામાં બેસશે ત્યારે ધર્મનો રસ આવશે. જ્યાં સુધી ધર્મમાં રસ નહિ આવે ત્યાં સુધી તમારી સાધના ફળીભૂત નહિ થઈ શકે. હજુ ભાગ્યવાન છો કે તમને ધર્મના સમજાવનાર સંતો મળી ગયા છે. અસાધ્ય રોગ-વાળાને કોઈ પણ ડોકટર સાજો કરે તેમ છે? (શ્રોતામાંથી અવાજ: ના). પરંતુ ધર્મ, જીવનને અર્પનાર, સંસારી વ્યાધિને હઠાવનાર સંત રૂપી વૈદો હજુ હાજર છે. માટે સમજો. સંસાર ખોટો છે, દુઃખમય અને ભયરૂપ છે. તેમ અંતરમાં પ્રતીતિ થશે ત્યારે સામાયિક, પૌષધ આદિ દરેક સાધના ફળીભૂત થશે

આજે ભાગ્યોદયે આપણને મનુષ્ય જન્મ પ્રાપ્ત થયો છે. અનાદિ સૂક્ષ્મ નિગોદમાં આ આત્મા આંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા શરીરમાં અનંત જીવોની સાથે રહ્યો છે. અનંતાજીવો એકઠા થાય ત્યારે આંગુલના ભાગ જેટલું સૂક્ષ્મ શરીર બનાવી શકે. સાથે ઉપજવાનું, સાથે આહાર અને સાથે જ શ્વાસોચ્છ્વાસ એમાંથી અમુક સંજયાવાળા આગળ વધી શકયા. બાકી બધા એમ જ રહ્યા. એક કંપની એક લાખ ભાગીદારોની છે. એમાંથી ૯૯૯૯૯ દેવાળું કાઢે અને એક જ શાહુકાર રહે. એ કેટલી નસીબદારી હોય ત્યારે બને! જે વખતે જીવ અનંતકાયમાં ગયો હતો તે વખતે તેને મનુષ્યપણું, ત્રસપણું કે બાદરપણું શું ચીજ છે એ ખ્યાલ ન હતો. ત્રસ, બાદર કે મનુષ્યપણાને જાણ્યાવિના એનો વિચાર શી રીતે આવે? અને વિચાર આવ્યા વિના મેળવવાની ઇચ્છા તો થાય જ કયાંથી? કાર્યની ઓળખાણ ન હોય તો કારણની ઇચ્છા કયાંથી થાય? અને પછી અમલમાં મૂકવાની તો વાત જ કયાં રહી? પણ

ભવિતવ્યતાના યોગે આત્મા અહીં સુધી પહોંચી ગયો. તો હવે ક્ષણનો પણ વિલંબ કરવા જેવો ખરો? પ્રમાદ કરી બેસી રહેવા જેવું ખરું? આપણા આત્માએ પ્રમાદમાં ઘણો સમય કાઢયો છે. સંસારમાં પાડનાર કોઈ હોય તો પ્રમાદ છે. આપ પલંગમાં સૂઈ રહો તે પ્રમાદની વાત નથી. પણ મદ, વિષય, કષાય, નિદ્રા, વિકથા આ પાંચ પ્રમાદ જીવને સંસારમાં પાડનાર છે. ધર્મ કરવા છતાં જીવ જો આશ્રવને સેવતો હોય તો તે ધર્મ નથી. દાન દે પણ વિચાર કરે કે હું દાન દઉં તો આવતા ભવમાં મને સુખ મળે. આ તો પૌદ્ગલિક સુખની માગણી કરી છે. આ દાન ન કહેવાય, પણ માંગણી છે. દાન દેતાં પરિગ્રહનો બોજો ઘટવો જોઈએ. કોઈ વ્યક્તિ માથે બે મણ ભાર લઈને જતી હોય તેના માથેથી એક મણ બોજો કોઈ ઉપાડી લે, તો તે શું બોલે? હાશ, સારું થઈ. તેમ કહે ને? સાચું દાન તેને કહેવાય કે જે દીધા પછી તેના પર મમત્વભાવ ન હોય, હું દાન દઉં છું એવો ગર્વ ન હોય. આવું દાન દેવાથી પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરે છે કે જે પુણ્ય ભોગવતાં પાપ ન થાય પણ પુણ્ય થાય. દાન દેવા છતાં જેને અંદરથી પરિગ્રહનો મોહ છૂટયો નથી તેને પુણ્ય બંધાય પણ પાપાનુબંધી પુણ્ય કે જે પુણ્ય ભોગવતાં પાપ થાય.

બંધુઓ! સમ્યકત્વ જોઈએ છે તો ગુણ પ્રગટાવો. સમ્યકત્વ પ્રાપ્તિ જેને થઈ છે તેને સંસારના દરેક પદાર્થો, દરેક વિષયો પ્રત્યે અરૂચી થાય. તેને ઝેરના ઘૂંટડા પીવા અને સંસારના સુખ ભોગવવાં બંને સરખું લાગે. ઝેરના ઘૂંટડા આ જીવન બગાડશે પણ વિષય ભોગરૂપી ઝેરના ઘૂંટડા ભવોભવ બગાડશે. સમ્યકત્વીને જીવનમાં દુઃખ આવે તો પણ એ તો એમ વિચારે કે મેં કર્મ બાંધ્યા છે તે ઉદયમાં આવ્યા છે. માટે ઉદયમાં આવે ત્યારે ઉપયોગ ન ચૂકીશ. શાસ્ત્રવાણી સાંભળવાનું પ્રયોજન શું? દુઃખના સમયમાં, કપરા પ્રસંગોમાં જીવ આર્તધ્યાનમાં જોડાઈ ન જાય. ભગવાન પાર્શ્વનાથની કહાણી આપણે વાંચીએ છીએ. તેમણે આગલા ભવમાં તાપસ પાસે ક્ષમા માંગી. અહો! ગુરૂદેવ! મારી ભૂલ થઈ ગઈ. તમારો દોષ મેં બાપુજીને કહી દીધો તો બાપુજીએ તમને દેશનિકાલ કર્યા અને તમે તાપસપણું લીધું. આમ માફી માંગવા છતાં તાપસને તેમના પર ક્રોધ આવ્યો. અને પથ્થરની શીલા માથા પર ફેંકી. આ પાર્શ્વનાથના જીવે તેમને સામો માર માર્યો નથી. કટુવચન કહ્યા નથી પણ મનમાં એમ થયું કે હું ક્ષમા માંગવા આવ્યો ત્યારે મારી આ દશા કરી! આટલો વિચાર આવ્યો તે આર્તધ્યાન થયું. આર્તધ્યાનવાળો જીવ મરીને તિર્યંચમાં જાય છે. માટે ખૂબ સજાગ રહેવાની જરૂર છે. જેમ કાચા સૂતરે બાંધેલી તલવાર ઝોલા ખાતી હોય ને તમે નીચે બેસો તો ત્યાં કેટલી જાગૃત દશા છે. તેમ આત્માને ક્ષણેક્ષણે આર્તધ્યાન ન થાય તેની જાગૃતિ રાખવી પડશે. તે માટે વર્ષોની જરૂર નથી. ટૂંકી જીંદગીમાં કામ કરી લો. જેમ હંસ દૂધમાં પાણી હોય તો પાણીને છોડી દે છે ને દૂધને ગ્રહણ કરે

છે, તેમ જેના જીવનમાં સમ્યકત્વની ચિનગારી પ્રગટી છે તેને તો લાગશે કે પાણી રૂપ આશ્રવ છોડવા જેવો છે ને દૂધ જેવો સંવર ગ્રહણ કરવા યોગ્ય છે. માટે જાગૃત બનવાની જરૂર છે.

જ્ઞાતાજી સૂત્રમાં બ્રાહ્મણોના નામ આવ્યા. હવે તેમની પત્નીઓના નામ આવશે. આપણે તો એમાંથી કયા દોષો જીવને નુકશાનકારક બન્યા છે તે વિચારીને જીવનમાં જાગવાની જરૂર છે. આત્માની વિભાવ દશા છૂટશે અને સ્વભાવદશા આવશે ત્યારે તમને એમ થશે કે ક્યારે હું આ સંસારથી ભાગું ? સંસાર છોડવાની લગની લાગશે. પ્રભુને પ્રાર્થના કરતાં હૃદયમાં શુદ્ધ ભાવોનું આંદોલન ઉપડશે કે હે પ્રભુ ! તેં સંસારના રાજ ભોગોને ત્યાગ્યા અને હું તો હજુ તેમાં બંધાયેલો છું. હે પ્રભુ ! તમે તો મને આત્માની સરસ ઓળખાણ કરાવી. પરંતુ મારી કેવી અજ્ઞાનતા કે ૨૪ કલાક મારી નજર સામે આત્માને બદલે કાયા અને કુટુંબ, ધનવૈભવ, ખાનપાન અને વહેપાર આવું બધું તરવરે છે. આત્માની હાનિઓ, આત્માને બંધ થવાનાં કારણો, અને દુર્ગતિના કારણો એનો ભય જ નથી લાગતો. ત્રિલોકનાથ ! મને બચાવો. આત્માની સાચી ઓળખાણ કરાવો. મારો આત્મા જે કારણોથી દુર્ગતિમાં જાય એવા આચરણ આચરાઈ જાય ત્યાં મારા દિલને ભયંકર આઘાત લાગે એવું કરો. હે કરૂણાસાગર ! આપે મહાદુષ્ટ, મહાક્રોધી ચંડકૌશિક જેવાને **"સમજ, સમજ"** આદિ શબ્દો કહી કરૂણાનો ધોધ વહાવી આત્માની ઓળખાણ કરાવી. અને પાપથી પાછો વાળી દીધો. ને ધર્મ આરાધનામાં ચઢાવી દીધો. પ્રભુ ! તારી કરૂણા તો અપાર છે. તું તો રાગ-દ્વેષનો વિજેતા બની ગયો અને હું તો હજુ રાગ-દ્વેષની રંગોળીમાં રમી રહ્યો છું. હું સુખનો રાગી છું. તું સુખનો ત્યાગી છે.

**હું સુખનો રાગી છું તું સુખનો ત્યાગી છે, તું વિતરાગી છે.**
**તું ક્યાં ! હું ક્યા !**
**કે હું અજ્ઞાની છું તું કેવળજ્ઞાની છે, અંતર્યામી છે. તું ક્યાં ! હું ક્યાં !**
**હું જન્મ્યો છું એ ધરતીમાં.**
**તું જન્મ્યો તો જે ધરતીમાં ને પહોંચ્યો મુકતમાં.**
**હું તો ભટકું છું, ભવમાં ભટકું છું, તું શિવધામી છે.-તું ક્યાં ! હું ક્યાં !**

હું અજ્ઞાની છું તું કેવળજ્ઞાની છે. પ્રભુ ! તું જે ધરતીમાં જન્મ્યો ને મુક્તિમાં પહોંચ્યો તે ભૂમિમાં હું જન્મ્યો છું છતાં ભટક્યા કરું છું. હવે મારે તારા જેવા વીતરાગ થવું છે. આવી જેના અંતરમાં લગની હોય તે સાચો જૈન કહેવાય. ત્યારે તેનામાં જૈનત્વપણું આવશે. જૈનત્વપણું એટલે રાગ દ્વેષને જીતવાની પ્રવૃત્તિ કરવાની આતુરતા, જીતવાની કેળવણી મેળવવી એનું નામ જૈન. જૈનત્વપણું આવશે ત્યારે એ

વિચારશે કે મારે ગ્રહણ કરવા જેવું શું છે? છોડવા જેવું શું છે? તેનો વિચાર કરશે. સંસારના હિસાબ તો ઘણા કર્યા પણ સમ્યકત્વી આત્મા આત્માનો હિસાબ કરશે.

ચંપા નગરીમાં ત્રણ બ્રાહ્મણો વસે છે. તેમની પત્નીના નામ શું છે તે શાસ્ત્રકાર બતાવે છે. "नागसिरी, भूतसिरी, यक्खसिरी" પહેલી નાગશ્રી, બીજી ભૂતશ્રી અને ત્રીજી યક્ષશ્રી, જેવો ત્રણ ભાઈઓમાં પ્રેમ છે તેવો આ ત્રણ દેરાણી જેઠાણીમાં પ્રેમ છે. સંપ છે ત્યાં સુખ છે. ત્યાં ક્લેશ ઝઘડા થતા નથી. તેથી કર્મબંધનના કારણ પણ ઘણાં ઓછાં થાય છે. આજે દુનિયા કયાં ભૂલી છે? જે દેશોની પાસે કોઈ સાચી મુડી નથી એ દેશ અબજોપતિ, સમૃદ્ધ અને સુખી ગણાય છે. એ કયો દેશ? અમેરિકા અને જેની પાસે અપાર સંપત્તિ છે. એ ગરીબ ગણાય છે, કોણ? ભારત દેશ. આ ધનની વાત નથી પણ સંસ્કૃતિના ધનની વાત છે. જે ભારતમાં અહિંસા, સદાચાર, ન્યાય, નીતિ, પ્રમાણિકતા, અપાર ક્ષમા, ધૈર્ય, ચારિત્ર, બુદ્ધિ હતી એવા દેશને બીજા દેશો ભગવાન સમાન માનતા હતા. એક વખત આ દેશની આટલી ગૌરવવંત ગાથા હતી. અને તેના માટે શાસ્ત્રકાર શું કહે છે. "देवा वि तं नमंसंति" તેમને દેવો પણ નમસ્કાર કરે છે. દેવો તમારા કરતાં સમૃદ્ધિમાં, બળમાં, શક્તિમાં ચઢિયાતા છે. તેઓ મહાવિદેહ ક્ષેત્રમાં જઈ શકે છે ને સીમંધર સ્વામીના દર્શન પણ કરે છે. છતાં અહીં બેઠેલા-તમને નમે છે શા માટે? તેઓ ભલે બધામાં તમારાથી આગળ છે પણ વિરતિમાં આગળ નથી. તમારી પાસે વિરતિ-વ્રત પચ્ચખાણ છે. ત્યાગ છે માટે નમે છે. સમકિતી દેવો ભગવાન પાસે જઈને શ્રુતવાણીનું શ્રવણ કરી શકે છે. પણ વ્રત પચ્ચખાણ કરી શકતા નથી. તિર્યંચો શ્રુતવાણી સાંભળી શકે છે. ભગવાનને પ્રાર્થના કરતાં બોલો છો ને કે હે પ્રભુ! તેં તો પશુને દેવ બનાવ્યો. અહાહા! કાળા કાળોતરા નાગને દેવ બનાવ્યો તો હું કાળોતરા નાગ જેવો તો નથીને! તો હું માનવમાંથી મહામાનવ કેમ ન બની શકું? ચંડકૌશિકે ગમે તેવા ડંખ દીધા પણ પ્રભુ આપનો ભેટો થતાં આપે 'સમજ સમજ' કહ્યું. એટલામાં કેટલું પરિવર્તન! નાગ-નાગણ લાકડામાં બળતા હતા. અર્ધદગ્ધ જેવા બળી ગયા છે ત્યાં પારસનાથ ભગવાને જઈને લાકડામાંથી કાઢીને નાગ નાગણના કાનમાં નમો અરિહંતાણં આદિ પાંચ નવકારમંત્ર કહ્યા.

**પ્રભુએ કાષ્ટ ચીરાવી બચાવ્યા નાગ નાગણને.**
**પરમેષ્ટિમંત્ર સુણાવી, કર્યો ઉદ્ધાર યુગલનો.**
**બન્યા ધરણેન્દ્ર પદ્માવતી મારો નવકાર બેલી છે. (૨)...**
**હજારો મંત્રો શું કરશે મારો નવકાર બેલી છે. (૨)...**

પાંચ નવકારમંત્ર પર શ્રદ્ધા થતાં ધરણેન્દ્ર ને પદ્માવતી બન્યા. નવકારવાળી ગણતા ભાવ આવવા જોઈએ. આ પાંચે પદ ત્યાગી છે કે રાગી? વિરાગી છે કે રાગના સંગી? સંયમી કે અસંયમી? આ પાંચમાંથી પ્રથમના બે તો અકષાયી બની

ગયા છે. તેથી પહેલુંને બીજું પદ લીધું છે. બાકીના ત્રણ કષાયી હોવા છતાં સંસારથી ત્યાગી છે. આ પાંચેની ઉપાસનામાં કલ્યાણ માનનારો હોય તે સાચો **જૈન. જેનું નામ** સાંભળતાં રોમાંચ ખડા થઈ જાય. જેનાં નામ સ્મરણથી કલ્યાણ થાય. **નવકારમંત્ર** ગણતાં જો એવા ભાવ આવે કે પ્રભુ તું વિરાગી બન્યો ને હું રહી ગયો રાગી. આ પદો બોલતાં જો શુદ્ધ ભાવ ઉપડે તો કેવળજ્ઞાન પણ મેળવી શકે છે.

એક વખત મુનિ વિહાર કરીને જતા હતા. પહેલા તો મુનિઓ ઉપાશ્રયમાં ઓછા ઉતરતા. ગામ બહાર નિર્દોષ જગ્યા જોઈને મુનિ ત્યાં ઉતર્યા, આઠ ગુણનો ધણી એકલો વિચરે ને આઠ અવગુણનો ધણી પણ એકલો વિચરે. આ તો આઠ ગુણના ધારક મુનિ છે. આ મુનિ રાત્રે સ્વાધ્યાય, ધ્યાન કરીને સૂતા છે.

**મુનિચર્યાના દર્શનથી પાપબુદ્ધિનો નાશ :** આ ગામમાં આ મુનિને સંસાર-અવસ્થામાં કોઈની સાથે દુશ્મનાવટ થયેલી પણ પછી આ તો સંયમી બની ગયા. પેલા દુશ્મનને મુનિ આવ્યાની ખબર પડી એટલે તેને વૈર યાદ આવતાં આ મુનિને મારવા માટે મારાઓ તૈયાર કર્યા. અને-કહે છે તમે આ મુનિને કોઈ ન જાણે તેમ મારી નાંખો. હું તમને ૨૦૦૦) રૂપિયા આપીશ. વૈરભાવ, કષાય કેટલા ખરાબ છે! આ મારાઓ રાત્રે મુનિને મારવા માટે ગયા. મુનિ સ્વાધ્યાય, ધ્યાન, ક્રિયા પતાવીને સૂતા છે. ભગવાને સાધુને વધુ વખત સ્વાધ્યાય કરવાનું શા માટે કહ્યું છે! કહેવત છે કે "**નવરું મન નખોદ વાળે**" મન નવરું પડે તો કદાચ બીજા અશુભ પરિણામમાં જોડાઈ જાય માટે સંયમને શુદ્ધ રીતે પાળવા સ્વાધ્યાય કરવાનો કહ્યો છે સ્વાધ્યાયમાં મસ્ત રહેતા આશ્રવ આવશે નહિ.

સંત દ્રવ્યથી સૂતેલા છે પણ ભાવથી જાગ્રત છે. ચાંદનીની રાતમાં મારાઓ ઠેઠ ઊંઘતા મુનિ પાસે પહોંચ્યા. ત્યાં સુધી કઈ લેશ્યા છે? આમને મારી નાંખીએ એ જ ને? આ કેટલી જાલિમ પાપ લેશ્યા! સંતને તો આ વાતની જરા પણ ખબર નથી. મારાઓ જોતાં જરા ઊભા છે. ત્યાં સંતને ઊંઘમાં પડખું ફેરવવું છે, તેથી એ રજોહરણ ઉપાડી પોતાનું શરીર અને પડખું ફેરવવાની જગ્યા ધીમેથી પૂંજીલે છે. રખેને શરીરની ઉપર અથવા આ જગ્યાએ કોઈ નાનું જીવજંતુ બેઠું હોય ને એ મરે તો? એમ પૂંજીને પછી પોતે પડખું ફેરવે છે.

**મારાઓની સદ્‌બુદ્ધિઃ**-મારાઓ આ જોઈને આશ્ચર્ય પામી ગયા. શું આ મહાત્માને ઊંઘમાં પણ કાળજી છે કે પોતાનાથી કોઈ સૂક્ષ્મ જંતુ મરે? આવા દયાળુ મુનિ કોઈના ઉપર દ્વેષ ન રાખે. કોઈનું ખરાબ ચિંતવે નહિ ને કોઈનું બગાડે પણ નહિ. તો પછી આમને મારી નાંખવાનું કામ સોંપનારનું પણ શા માટે ખરાબ ચિંતવે? કામ સોંપનારો મૂર્ખ છે પણ આપણે શા માટે મૂર્ખ થવું? આવા જગતકૃપાળુ મુનિની તો સેવા કરવાની હોય કે એમને મારી નાંખવાના હોય? આપણે ૨૦૦૦)

રૂપિયા જોઈતા નથી ને આ મુનિને મારવા નથી. આવા ઘોર પાપ કરીને કમાયેલા પૈસા તો કોને ખબર છે કે કોણ ભોગવશે? પરંતુ એ કમાયેલા પાપથી આપણે તો નરકમાં પટકાવવું પડશે. મુનિ પોતાની મુનિચર્યા, પોતાના ધ્યેયને ન ચૂકયા તો દર્શનનું સારું નિમિત્ત મળતાં પાપ બુદ્ધિ પ્રલય થઈ ગઈ. જો મુનિએ યત્નાપૂર્વક પડખું ન ફેરવ્યું હોત તો મારાઓ ઘા કરવાના હતા પણ મુનિ જીવોની દયા પાળવા ગયા તો મારાઓના મારી નાંખવાના પરિણામ બદલાઈ ગયા અને બે હજાર રૂપિયા જતા કરી દીધા.

આજે માનવી ધનને ૧૧મો પ્રાણ માને છે. તે ૧૧મા પ્રાણનું રક્ષણ કરવા બીજાના પ્રાણોને લૂંટી લે છે. આ પાપ કરીને હું મરીને કઈ ગતિમાં ચાલ્યો જઈશ તેનો વિચાર કરતો નથી. સાથે કંઈ લઈ જવાનું નથી છતાં પાપમાં રચ્યો રહે છે. જેટલો સંસારને પિછાણ્યો છે તેટલો આત્માને પિછાણ્યો નથી. તેથી આત્માને હાનિ થાય તેવાં કાર્યો કરે છે. જુઓ, આ મુનિએ કોઈને બતાવવા માટે નહિ પણ પોતાના આત્માના માટે ભગવાને જે માર્ગ બતાવ્યો છે તેમ કર્યું તો પાપી પલટાઈ ગયા. તેમને પછી રૂપિયા ઝેર જેવા લાગ્યા ને મુનિ અમૃત જેવા લાગ્યા. તમે સંસારને હેય માન્યો છે છતાં અપનાવીને બેસી ગયા છો. સમ્યક્ત્વની એક ચિનગારી પ્રગટશે તો સંસારમાં રહેવા છતાં આનંદ નહિ હોય. રૂક્ષવૃત્તિ હશે. જીવને થશે કે સંસારમાં રહ્યો છું તો પાપ કરવા પડે છે. દુકાને બેસીને અસત્ય બોલવું પડે છે. એટલે સંસાર આશ્રવનું ઘર છે. એક પાપ ન ગમે તેને આ પાપનું ઘર ગમે ખરું? તમારા મુખથી સંસાર ખોટો છે એમ બોલો છો પણ આચરણમાં નથી. અહીં તમારા શિર ઝૂકે છે, પણ હૃદય ઝૂકે તો કામ થઈ જાય. (શ્રોતામાંથી અવાજ:–ઝૂકે તો સારું). અહીં આવો ત્યારે થોડી મીઠાશ આવે છે પણ પછી ખાડમાં પડી જાવ છો. જેમ કરોળીયો પોતે જાતે બંધનમાં બંધાય છે તેમ તમે પણ જાતે બંધનમાં બંધાયા છો. બંધનને જાણો અને તોડો તો ભવોભવના બંધન તૂટશે. તમારો વ્યાખ્યાન સાંભળવાનો સાર શું? સંસાર ખટકવો જોઈએ ને મોક્ષ વહાલો લાગવો જોઈએ તમારે ચિંતવવું જોઈએ કે, "મારે કર્મોથી મુક્ત થઈને મોક્ષમાં જવું છે. ઘાતી કર્મોને તોડવા છે ને અઘાતીથી છૂટવું છે ને સિદ્ધના સુખો મેળવવા છે." આવા ભાવ ઉપડશે ત્યારે તમને મોક્ષની રૂચી થશે. મોક્ષ વહાલો લાગશે. આ સમ્યક્ત્વનો પ્રભાવ છે. જ્ઞાની કહે છે તારી એક ક્ષણ પણ સમજણ વગરની ન જવા દઈશ.

ત્રણ બ્રાહ્મણોની ત્રણ પત્નીના નામ છે નાગશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી, તેઓ ત્રણે "सुकुमार" સુકોમળ હાથ અને પગવાળી હતી. અને બધા અંગો તેમના સુંદર હતા. એટલે સૌંદર્યવાન હતી. આજે ઘણાને રૂપ હોય છે પણ વાન નથી હોતો. વાન હોય છે તો રૂપ નથી હોતું. પોતે સૌંદર્યવાન દેખાય તે માટે પફ–પાવડર, લાલી વિગેરે

લગાડે છે. આ ત્રણ સ્ત્રીઓને કૃત્રિમ રૂપ નથી પણ કુદરતી રીતે મળેલું છે. બ્રાહ્મી અને સુંદરીને કુદરતી રીતે અથાગ રૂપ મળ્યા હતા. છતાં રૂપનો નાશ કરવા અઘોર તપશ્ચર્યા-આયંબીલ આદિ તપ કર્યા અને શરીરને સુક્કે ભૂક્કે કરી નાખ્યું. આવો જ એક પ્રસંગ છે.

**ચારિત્રની કસોટી;**–બે સાધ્વીજી હતા. તેમનું અલૌકિક–અથાગ રૂપ હતું. સંત અને સતીજી ગામમાં ચાતુર્માસ પધાર્યા. ગુરૂ રોજ વ્યાખ્યાન ફરમાવે અને આ સાધ્વીજીઓ સાંભળવા આવે. એક વખત આ સૌંદર્યવાન સાધ્વીઓને જોતાં યુવાન રાજકુમારની દૃષ્ટિ બગડી. મુનિ સમજી ગયા. આજે વ્યાખ્યાનમાં ખોટો રૂપિયો બેઠો છે. ચારિત્રને હીન કરનારો બેઠો છે. સાધ્વીજીઓ ત્યાંથી ઉપાશ્રયે ગયા અને સાંજે પ્રતિક્રમણ, સ્વાધ્યાય, ધ્યાન કરીને સૂઈ ગયા. આ બંને સાધ્વીઓના શિયળ સચવાય તે માટે સંત તેમના ઉપાશ્રયે ચોકી કરવા બેઠા. ભગવાને કહ્યું છે કે તારું શિયળ સાચવવા મધ્યરાત્રે તારે ચાલવું પડે તો ચાલી જજે. આમ તો લઘુનીતિ–વડીનીતિ સિવાય સૂર્યાસ્ત પછી જો એક પગલું ભરે તો પ્રાયશ્ચિત આવે. પણ ચારિત્રના રક્ષણ માટે રાત્રે વિહાર કરવો પડે તો ભગવાને કરવાની છૂટ આપી છે. આ બંને સતીજીઓને સવારે ખબર પડી કે અમારા રૂપ પાછળ યુવાન રાજકુમાર અંધ બન્યો છે તેથી સંતને રાત્રે અહીં બેસવું પડ્યું. હવે આ રૂપ ન જોઈએ. બંને જણાએ સંથારો કરી દીધો. ચારિત્રના રક્ષણ માટે કાયા વોસરાવી દીધી. આ છે સંયમની લગની. સંથારામાં વિશેષ શુદ્ધ બનવા મુનિ ઉપદેશ આપે છે. પેલા રાજકુમારને ખબર પડી કે બંને સાધ્વીજીઓએ મારા નિમિત્તથી સંથારો કરી દીધો. ચારિત્ર માટે દેહનું બલિદાન આપી દીધું. જ્ઞાનીએ કહ્યું છે કે દેહ જતો કરજે પણ ચારિત્રનું રક્ષણ કરજો. અમારા માટે જ આ વાત છે એમ નથી. ભગવાને શ્રાવકને પણ કહ્યું છે કે તમારા જીવનમાં આવો પ્રસંગ આવે તો બધું ચાલ્યું જાય પણ ચારિત્ર જવા ન દેશો. ચંદનબાળા અને ધારિણી માતા રથમાં બેસીને જાય છે ત્યારે સારથીની ધારિણી માતા પર કુદૃષ્ટિ થઈ. ધારિણી દેવીએ સારથીને ખૂબ સમજાવ્યો, પણ ન માન્યો ત્યારે પોતાના શિયળના રક્ષણ માટે જીભ ખેંચીને મરી ગઈ. તમારા માટે પણ આવા ઘણા દાખલા છે. ઇતિહાસના પાને પણ કેટલા દાખલા આવે છે. બાહ્ય રૂપ એ રૂપ નથી, પણ સંયમ રૂપ છે. સંયમ ઉજળો હશે તો તે રૂપ છે.

ત્રણ બ્રાહ્મણની ત્રણે પત્નીઓ સુકોમળ છે. ખૂબ વિશાળ વિચારવાળી છે. આનંદથી રહે છે. પૈસો હોય કે ન હોય પણ સંપ છે ત્યાં જંપ છે. સંપ એ સાચી લક્ષ્મી છે. લક્ષ્મી કદાચ જતી કરવી પડે તો જતી કરજો પણ કકળાટ ન પેસવા દેશો. આ ત્રણે સ્ત્રીઓ આનંદથી, સુખથી, મનુષ્યના સુખો ભોગવતી રહે છે. વધુ ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં-૮

(અષાઢ વદ ૧૦ ને શનિવાર તા. ૧૩-૭-૭૪)

ત્રિલોકીનાથ કરૂણાસાગરે જગતના જીવોના આત્મકલ્યાણને અર્થે આગમ વાણી પ્રકાશી. જ્યારે આત્માને વીતરાગ વાણી પ્રત્યે શ્રદ્ધા થશે ત્યારે આત્મા રણકાર જુદો હશે. ભગવાનની વાણીમાં એટલું ઓજસ અને સામર્થ્ય રહેલું છે કે સાંભળીને પાપી પણ પવિત્ર બની ગયા છે. તે વાણી આજે આપણને મળી છે. વાણી સાંભળીએ છીએ પણ અંતરમાં ઉતારી નથી. અંતરમાં ઉતારી છે તો હ આચરણમાં મૂકી નથી. આ માનવ જન્મની મહત્તા આચરણમાં મૂકવા માટે છે. દે ભગવાનની વાણી સાંભળવા આવે છે. અંતરમાં પ્રતીતિ થાય છે પણ તેઓ અમલ મૂકી શકતા નથી. આચરણમાં લઈ શકતા નથી. તેઓ સમજે છે કે પચ્ચખાણ કરવા જીવને આ લાભ થાય છે અને અપચ્ચખાણથી આટલું નુકશાન થાય છે. ઉત્તરાધ્યય સૂત્રના ૨૯મા અધ્યયનમાં ગૌતમસ્વામી ભગવાનને વિનયપૂર્વક પૂછે છે કે પ્રભુ!

**पच्चक्खाणेणं भंते जीवे किं जणयइ? पच्चक्खाणेणं आसवदाराइं निरुम्भ पच्चक्खाणेणं इच्छानिरोहं जणयइ। इच्छानिरोहं गए य णं जीवे सव्वदव्वेसु विणीयत सीइभूओ विहरइ॥** ઉત્ત. સૂ. અ. ૨૯.

પચ્ચખાણથી જીવને શો લાભ થાય છે? પચ્ચખાણથી જીવ આશ્રવના દ્વારો રૂંધે છે. અને ઈચ્છાનિરોધ કરે છે. ઈચ્છાનિરોધથી જીવ બધા દ્રવ્યોથી તૃષ્ણારહિ થઈને શાંતિથી વિચરે છે. પચ્ચખાણ કરવાથી આશ્રવના દરવાજા બંધ થાય છે. તમા મકાનમાં કચરો ન ભરાઈ જાય તે માટે જિનજરૂરના બારીબારણાં બંધ કરી દો છો અ પડદા પાડી દો છો. ઘરનો કચરો સાફ કરવા માટે જીવની કેટલી જાગૃતિ છે! તે આત્મામાં કચરો ભરવામાં ફુરસદ છે પણ કચરો કાઢવાની ફુરસદ નથી. આત્માન કચરો સાફ કરવા માટે ક્યારે પણ અવકાશ લીધો છે ખરો? (શ્રોતામાંથી અવાજ: ના ઘણા કહે છે કે પચ્ચખાણની શી જરૂર છે? અમારું મન મજબૂત છે. જ્ઞાની કહે તું આવું બોલે છે ત્યાં વીતરાગના વચનની વિરાધના છે. ભગવાનની આજ્ઞામાં વર્તે જીવ આરાધક છે અને વીતરાગની આજ્ઞા વિરુદ્ધ વર્તતો જીવ વિરાધક છે.

જમાલી જેવો તેવો ન હતો. ૧૧ અંગના જાણકાર હતા. મહાન સમર્થ પુરૂષ હત તેમનો ત્યાગ પણ ઘણો હતો. પણ વીતરાગની આજ્ઞાનો એક શબ્દ ઉથલાવ્યો ત ભગવાને કહી દીધું કે તું મારા સમુદાયની બહાર છે. જગતમાં આજે જીવો પા છુપાવવા ફરે છે. એક પાપને ઢાંકવા બીજા ૧૭ પાપ કરવા પડે તો કરે છે.

**પાપ કીધા અઘોર છૂપાવ્યા બહુ, પુણ્ય કીધાનો દેખાવ કીધો બહુ,**
**ભર્યા અંતરમાં ઝેર, બહાર અમૃત પણ વેર,**
**એવા કામો જીવનમાં મેં આચરીયા...શું એ શોધી રહ્યા છે મારા જીનવરીયાં.**

જૈન દર્શનમાં જ્યાં જુઓ ત્યાં મહાન પુરુષોએ પોતાના પાપ જગત સમક્ષ પ્રગટ કર્યા છે, પણ છૂપાવ્યા નથી. જે વીતરાગીની આજ્ઞામાં વર્તે છે તેનો ઉદ્ધાર છે. બંધુઓ! ઓછું થાય તો ઓછું કરજો પણ વીતરાગની આજ્ઞા કયારેય પણ ઉથલાવશો નહિ. આજે કંઈક જીવો હિંસા કરીને ધર્મ માને છે. પણ હિંસા છે ત્યાં ધર્મ નથી. જ્યાં અહિંસા છે ત્યાં ધર્મ છે. અધર્મ કરીને અહિંસા મનાવતા હોય તો તે અહિંસા પણ હિંસા છે. આજે ભગવાનના નામ સ્મરણ નીચે તથા ભકિતના ઓથા નીચે જીવો પાપ કરતા હોય છે. પરંતુ તે ભકિત નથી પણ પાપ છે. જ્યાં સુધી જીનેશ્વરના વચનો પ્રત્યે અનુરાગ નથી, શ્રદ્ધા થઈ નથી, પ્રેમ નથી ત્યાં સુધી જીવ ફાંફા મારે છે ને દોડાદોડી કરે છે. પરંતુ જેને "जिणवयणे अणुरत्ता" જિનેશ્વરના વચનામૃતો પ્રત્યે અનુરાગ છે, જે વીતરાગની આજ્ઞાના ખીલડે રહે છે તેનો ઉદ્ધાર થાય છે. જેમ બહેનો ઘંટીમાં ઘઉં નાંખે છે તો તેમાં જે ઘઉં ઘંટીના ખીલાને અડેલા હોય છે તે પીસાતા નથી. પણ જે ખીલાને છોડે છે તે પીસાઈ જાય છે. તેમ ભગવાનની આજ્ઞાનો ખીલડો છોડી દેનારા, શાસ્ત્રના રહસ્યને નહીં સમજનારા ભટકી રહ્યા છે. માટે પ્રભુની આજ્ઞાના ખીલડે રહો. પતંગનો દોર માલિકના હાથમાં હોય ત્યાં સુધી પતંગ ખીલે છે. પણ દોર કપાઈ ગયા પછી પતંગ કયાં જઈને પડયો તે માલિક જોવા જતો નથી.

બંધુઓ! આ જીવની સંસારમાં રખડપટ્ટી શા માટે છે? ભગવાનની વાણી પ્રત્યે શ્રદ્ધા નથી. સમ્યકત્વ પામવાના સ્થાનને જાણતો નથી. ઓળખતો નથી ત્યાં સુધી મિથ્યાત્વના છ કારણોને સેવી રહ્યો છે. મોક્ષમાં જવા માટે સમ્યગ્દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણ રત્નો છે. સમ્યકત્વ પામ્યા પછી પણ ઉપયોગમાં રહેવાની જરૂર છે. કંઈક સમકિતી જીવ કયારેક ચૂકે છે તેથી તેના માટે અર્ધપુદ્ગલ પરાવર્તનકાળ બતાવ્યો છે. સમકિતી બધા સાવધ રહી શકે એવું કહી શકાય નહિ. સમકિત આવી જાય ને જાગૃતિ ટકી રહે એવા સંયોગ મળી જાય અને તેમાં ફકત ચારિત્ર પામવાનું લક્ષ રહે તો આગળ વધી જાય. પણ બધા સમકિતી માટે એવો નિયમ નથી. જ્ઞાની કહે છે તમે મિથ્યાત્વીનો પરિચય કે મિથ્યાત્વીનો સંગ કરશો નહિ. કારણ કે તેમ કરવાથી સમ્યકત્વ વમી જવાનો પ્રસંગ આવે છે. ક્ષાયોપશમિક સમ્યકત્વ એક બે વાર નહિ પણ અસંખ્યાતી વાર આવે અને અસંખ્યાતી વાર ચાલ્યું જાય. ક્ષાયિક સમકિત આવેલું કયારે પણ જાય નહિ. ક્ષાયક સમકિત ન પામીએ ત્યાં સુધી ક્ષાયોપશમિક સમકિતને મજબૂત બનાવવા સિદ્ધાંતોનું વાંચન અને શ્રવણ કરો.

જગતના સર્વ જીવોને સુખ જોઈએ છે અને તે સુખ મેળવવા દોડાદોડી કરે છે. પણ જ્ઞાની કહે છે સંસારનું સુખ એ સુખ નથી પણ કલ્પિત સુખ છે. (શ્રોતામાંથી અવાજ–સુખાભાસ છે). સંસાર દુઃખ વગરનો નથી. જ્ઞાનીઓએ સંસારને અનંત દુઃખમય તરીકે ઓળખાવ્યો છે. સંસારમાં જે સુખ છે તે કર્મજનિત છે. અને એ કર્મજનિત સુખને જ્ઞાનીઓએ આત્માના દુઃખ તરીકે ઓળખાવ્યું છે. અજ્ઞાનીને સંસારનું સુખ એ સુખ લાગે પણ જ્ઞાનીને તેમાં સુખ દેખાતું નથી. ગમે તેવું તમારું માનેલું સારું સુખ હોય છતાં એ સુખ દુઃખમિશ્રિત છે. તમારું માનેલું સુખ મળી ગયું પણ જન્મનું–જરાનું, મરણનું, વેદનીયનું આદિ દુઃખ તો ઊભા છે. લક્ષ્મી પણ ક્યાં સ્થિર છે! સંસારનું સુખ એવું છે કે એ મેળવવામાં અને મેળવ્યા પછી ભોગવવામાં ને સાચવવામાં દુઃખ ન હોય એવું બને નહિ. અને એ કાયમી તો છે જ નહિ. ક્યાં તો એ તમને છોડીને ચાલી જશે, ક્યાં તો તમારે. એ સુખમાં જે સુખ માનીને બેઠા છો તેને એ સુખ જાય ત્યારે કેટલું દુઃખ થાય છે? સંસારનું ગમે તેટલું સુખ મળ્યું હોય છતાં મને સંપૂર્ણ સુખ મળ્યું છે એવું કહેનાર આ પૃથ્વી પર કોઈ જન્મ્યો નથી. અને એવું કોઈ કહી શકે એ પણ અશક્ય છે. કારણ કે સંસારનું સુખ ગમે તેટલું હોય તોપણ એ સુખ અધૂરું હોય. છતાં તે સુખ બધાને જીવનભર સાથે રહેવાને બંધાતું નથી, અને કદાચ જીંદગી ટકી શકે તોપણ એ સુખી માનવીને સમય આવે ત્યારે મરણ લઈ ગયા વિના રહેતું નથી. જ્ઞાનીના વચન જીવને નહિ સમજાય કે પરિગ્રહ ઘણો વધાર્યો હવે મર્યાદામાં આવવાની જરૂર છે, નહિ તો તૃષ્ણાની આગ સળગી રહી છે. **"જ્યાં દુઃખ છે ત્યાં સંસાર છે, જ્યાં સંસાર છે ત્યાં દુઃખ છે. મોક્ષ ત્યાં સુખ અને સુખ ત્યાં મોક્ષ."**

બંધુઓ! ચક્રવર્તિને સંપૂર્ણ સુખ હોય કે નહિ? ના. ચક્રવર્તિને પણ પૂરું સુખ હોય નહિ. તેને માનસિક દુઃખ ઘણું હોય છે. સનત્કુમારને રોગ થયાની ખબર પડી કે તરત વૈરાગ્ય પામીને નીકળી ગયા. સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તિ મરતાં સુધી ચક્રવર્તિપણામાં રહ્યા તો મરીને નરકે ગયા. વિચાર કરો મારા માટે શી ગતિ છે? ક્ષણિક સુખ મેળવવા ૧૮ પાપ સેવી રહ્યો છું તો મારો આયુષ્યનો દોર તૂટશે ત્યારે આ જીવરૂપી પતંગ ક્યાં જઈને પટકાશે? નરકમાં જીવ જશે તો ત્યાં કોઈ છોડાવવા નહિ આવે, દશ ચક્રવર્તિઓએ ચક્રવર્તિના મહાન સુખોનો ત્યાગ કરી સંયમ લીધો. ગૌચરી જતાં અને પાતરા લેતાં તેઓને એવો વિચાર ન આવ્યો કે ક્યાં મારું ચક્રવર્તિપણું અને ક્યાં ઘેર ઘેર ગૌચરી જવાનું! પણ એવો વિચાર કર્યો કે હું ચક્રવર્તિ બન્યો હતો પણ જ્યારે આત્માનું ચક્રવર્તિપણું પામું, સિદ્ધ, બુદ્ધ, નિરંજન–નિરાકાર બનું ત્યારે મને આત્માનું ચક્રવર્તિ પદ મળ્યું કહેવાય. સુભૂમ નામના ચક્રવર્તિને છ ખંડનું સામ્રાજ્ય પણ ઓછું પડયું. ચક્રવર્તિ બનીને સુભૂમે છ ખંડ તો સાધ્યા

પણ પછી એને સાતમો ખંડ સાધવાનું મન થયું. એના મનમાં એ માન આવ્યું કે બધા ચક્રવર્તિઓએ છ ખંડ સાધ્યા છે. હું પણ છ ખંડ સાધીને બેસી રહું તેમાં મારી વિશેષતા શી ? માટે હવે હું સાતમો ખંડ સાધું. (શ્રોતામાંથી અવાજ:– ભૂખ ન મટી) તો મરીને નરકે ગયો. લોભ અને માનનું દુઃખ એ જેવું તેવું નથી. એ બીજા કેટલાય દુઃખ ઊભા કરે છે. આ તમારા અનુભવની વાત છે. જેની પાસે ૨૫ થી ૫૦ હજાર હોય તેને લાખ મેળવવાનું, લાખ હોય તેને દશ લાખ, દશ લાખ હોય તેને કરોડ અને કરોડ હોય તો અબજોપતિ થવાનું મન થાય છે કે નહિ? મોટા શ્રીમંત બનવાનો અને માનપાન મેળવવાનો ઘણા જીવોને રોગ લાગ્યો છે. જેમ જેમ મળે તેમ તેમ અધિક મેળવવા માટે તૃષ્ણા રૂપી રોગ ફાલ્યો–ફૂલ્યો રહ્યો છે. પૈસો મેળવતાં પાપનો બોજો વધારી રહ્યા છો પણ પાપના સડામાં જવાશે. સંસારમાં આ આગ વચ્ચે ઊભો છે તો તું કેવી રીતે બચી શકીશ ?

ચૌદમા અધ્યયનની વાત છે. વનમાં ઊંચે ઝાડ પર એક પક્ષી બેઠેલું છે. તે વિચાર કરે છે કે આ વનમાં દાવાનળ લાગ્યો છે. વનમાં રહેલા બધા પશુપક્ષીઓ દાવાનળમાં બળી જશે પછી નિરાંતે હું બધું ખાઈશ. એમ માનીને રાજી થાય છે પણ તેને પોતાને ખબર નથી કે એ જવાળામાં હું સપડાઈ જવાનો છું. મારો નંબર બધામાં લાગી જવાનો છે. તેમ પરિગ્રહમાં આસક્ત બનેલા જીવો ધનને મેળવવા કેટલા જીવોના પ્રાણ લૂંટે છે પણ તેને ખબર નથી કે હું કેટલા જીવોના પ્રાણ લૂંટું છું પણ આ કાળરાજા ક્યારે મારા પ્રાણ લૂંટી લેશે તેની ખબર નથી. સૌને જવાનું તો છે, અને જવાનું છે તો બધું મૂકીને જવાનું છે. જો આસક્તિ રહી ગઈ એટલે પાપ અને અનાસક્તિ આવી તો ધર્મ સાથે જવાનો છે. જેને સમ્યક્ત્વ સ્પર્શ્યું હોય તેને તો એમજ થાય કે આ સંસારમાં રહેવા જેવું નથી.

સમ્યક્ત્વ આવ્યા પછી સંતોને પણ ખૂબ ઉપયોગ રાખવો પડે છે. એક મુનિ પોતાની મુનિચર્યાના પાલનમાં ખૂબ દૃઢ હતા. ગૌચરી કર્યા પછી કચરો કાઢે છે. ભૂમિનું પ્રતિલેખન કરતાં આત્મભાવની શુદ્ધિ થતાં અવધિજ્ઞાન પ્રગટ થઈ ગયું. નિમિત્ત તો નાનકડું હતું પણ પરિણામની ધારા ઊંચી હતી. ચાર પ્રત્યેક બુદ્ધ થઈ ગયા.

करकण्डु कलिंगेसु, पंचालेसु य दुम्महो ।
नमी राया विदेहेसु, गन्धारेसु य नग्गइ ॥ ઉત્ત.સૂ.અ. ૧૮ ગાથા ૪૬

કલિંગ દેશમાં કરકંડુ, પંચાલ દેશમાં દુમુખ, વિદેહમાં નમિરાજા અને ગંધાર દેશમાં નિગ્ગઈ રાજા થયા.

નમિરાજર્ષિને કંકણુનો અવાજ સાંભળીને એકત્વ ભાવના ભાવતાં જાતિ સ્મરણ જ્ઞાન થઈ ગયું, નિમિત્ત તો સહજ હતું. તમે કંકણુના ને ઝાંઝરના અવાજ નથી

સાંભળ્યા? (શ્રોતામાંથી અવાજ :- ઘણી વાર સાંભળ્યા). આ બધાને નિમિત્ત તો સહજ મળ્યું પણ ઉપાદાન ઉપડયું તો પામી ગયા.

આ મુનિને અવધિજ્ઞાન થયું. તેમને વિચાર થયો કે દેવલોકના સુખની વાતો તો ઘણી સાંભળી છે તો તે કેવું હશે? દેવલોકમાં શું ચાલે છે એ જોવાનું મન થઈ ગયું. એમણે ઉપયોગ મૂકયો અને જોયું તો શું દેખાયું? પહેલા દેવલોકના ઈન્દ્ર સૌધર્મેન્દ્ર કે જે ૩૨ લાખ વિમાનોનો સ્વામી, આટલા બધા દેવોનો અધિપતિ તે પોતાની રીસાઈ ગયેલી ઈન્દ્રાણીને મનાવતો હતો. ઈન્દ્ર જેવા ઈન્દ્ર પણ ઈન્દ્રાણીને મનાવતા હતા તો કયારે એ ઈન્દ્રાણીને મનાવતા હશે? રાગના વશે દુઃખ પેદા થયું હશે ત્યારે મનાવતા હશે? અવધિજ્ઞાન પામેલા મુનિએ આ દૃશ્ય જોયું અને એમને થયું: વાહરે ઈન્દ્ર! શી તારી દશા છે? વૈરાગ્યનો ભાવ વૃદ્ધિ પામવાને બદલે એમને હસવું આવી ગયું. ચારિત્ર મોહનીય કર્મની ૨૫ પ્રકૃતિ છે. તેમાં ૧૬ કષાય અને નવ નોકષાય. હાસ્ય કષાયમાં આવી જાય! કષાયને મજબૂત કરનારનો કષાય-જેમ મૂળિયાને પાણી સીંચે તેમ તે મજબૂત બને છે, તેમનો કષાય કષાયને મજબૂત બનાવે છે. હાસ્ય આવવાથી પોતાનો ભાવ ગુમાવી દીધો. અને તેથી અવધિજ્ઞાન હીયમાન થઈ ગયું. મુનિને હસવું આવ્યું ને અવિધિજ્ઞાન ગયું. આ રીતે હસવું આવે એ જ્ઞાનનો પ્રભાવ કે અજ્ઞાનનો પ્રભાવ? (શ્રોતામાંથી અવાજ :- અજ્ઞાનનો પ્રભાવ) ઈન્દ્ર ઈન્દ્રાણીને મનાવે એ શું આશ્ચર્યજનક પ્રસંગ છે? મોહના તોફાન તો સંસારમાં ચાલુ છે. એનાથી જે બચે તે ભાગ્યશાળી. મુનિએ સંસારનો સ્વભાવ વિચાર્યો હોત તો કદી પણ એમને હસવું આવત નહિ. એ વખતે એવો વિચાર ન આવ્યો ને હાસ્ય મોહનીયનો ઉદય આવ્યો. જ્ઞાનનું પરિણમન ગયું ને તેથી હસવું આવ્યું.

વ્યાખ્યાન એ સ્વાધ્યાય છે. જેનો જ્ઞાનમાં જેટલો ક્ષયોપશમ હોય તેટલો ખીલે છે. આપ રોજ વ્યાખ્યાન સાંભળવા આવો છો. અમને મનમાં વિચાર આવે કે આ બધાને આટલું સમજાવીએ છીએ છતાં અહીંથી નીકળ્યા ને રસ્તામાં કોઈ મળ્યું તો સંસારની વાતો કરવા મંડી પડે છે. ઘરે જઈને મોહના નચાવ્યા નાચે છે. અને એકબીજા પર ગુસ્સો કરે છે ને જરા પણ સુધરતા નથી. તેવો વિચાર ન લાવવો જોઈએ. પણ અમારે તો સંસારનો સ્વભાવ વિચારવો જોઈએ કે સંસારી જીવો ઉપર મોહનું સામ્રાજ્ય કેવું પ્રવર્તી રહ્યું છે! આત્મા સમ્યક્ત્વ પામીને વમી જાય એવું પણ બને. કર્મશત્રુ એનો ક્ષય કરવાને બદલે આંતર શત્રુઓને દબાવતો ૧૧મા ગુણસ્થાનક સુધી પહોંચી જાય છે. યથાખ્યાત ચારિત્ર પામેલો અને વીતરાગી ગુણસ્થાનકે પહોંચેલો જીવ શા માટે પડે છે? કર્મની પ્રકૃતિનો ક્ષય નથી કર્યો પણ ઉપશમ કર્યો છે માટે પડે છે. સમકિત પામેલો જીવ મુનિ જેવા પરિણામમાં જાય પણ વમી જાય તો અર્ધપુદ્ગલ પરાવર્તન કાળ ભટકે છે. સાધક આત્માની દશા કેવી હોય?

**દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત,**
**તે જ્ઞાનીના ચરણમાં વંદન હો અગણિત.**

દેહમાં રહેવા છતાં પરિણામમાં દેહાતીત–દેહ જુદો છે ને હું જુદો છું. **"શરીર છે ત્યાં સંસાર છે. શરીર નથી ત્યાં સંસાર નથી."** જે સિદ્ધ થાય છે ત્યારે તે શરીર મૃત્યુલોકમાં છોડીને જાય છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬મા અધ્યયનમાં પ્રશ્ન કર્યો છે કે સિદ્ધના જીવો શરીર કયાં છોડીને જાય છે? "कहिं बोन्दि चइत्ता णं?" ત્યારે પ્રભુએ કહ્યું "इहं बोन्दि चइत्ताणं" અહીં–મનુષ્ય લોકમાં શરીર છોડીને લોકના અગ્રભાગ ઉપર જઈને સિદ્ધ થાય છે. માટે શરીર છે ત્યાં સુધી સંસાર, જન્મ–મરણ–વ્યાધિ વિગેરે છે. તમારે સુખ જોઈએ છે કે દુઃખ? (શ્રોતામાંથી અવાજ: સુખ). તો ભગવાને જે સુખના ઉપાયો બતાવ્યા છે તે ઉપાયો આદરવા પડશે. જેમ કોઈ માનવ શેઠને ત્યાં નોકરી કરવા આવ્યો છે પછી શેઠ કહે તેમ જ કરે તો તેને શેઠ નોકરી રાખે ને? પણ જો તે શેઠને એમ કહે કે આપ કહો તેમ નહિ પણ હું કહું તેમ થવું જોઈએ તો નોકરી રાખશે ખરા? (શ્રોતામાંથી અવાજ: અરે કાઢી જ મૂકે.) તેમ ભગવાનના સંતો તમને કહે તેમ કરો તો કલ્યાણ દૂર નથી પણ જો આપ આપમતિથી ચાલશો તો વીતરાગ શાસનની બહાર ફેંકાઈ જશો. સંતો કહે છે તમારે સુખ જોઈએ છે તો આ છે સુખના ઉપાયો. આપ સંસારમાં રહેવા છતાં અલિપ્ત ભાવથી રહો, કષાયની મંદતા કરો અને પરિગ્રહની મમતા ઘટાડો, પરલોકમાં જતી વખતે રાતી પાઈ પણ સાથે લઈ જવાના નથી, જીવ નરકગતિમાં જાય ત્યારે ત્યાં તેને ભયંકર મારકૂટ હોય છે. તેથી પાણીથી ટળવળતો વૈતરણી નદી પાસે જાય તો તે પાણીનો સ્પર્શ પણ જીવને દુઃખ આપે છે. જેની સેવામાં દેવો હાજર હતા તેવા ચક્રવર્તિને પણ નરકમાં પીડા આપતા દુઃખોથી બચાવવા કોઈ ગયું નથી તો તમને તમારી દેવીઓ કયાંથી બચાવશે? પુણ્યની ટાંકી ભરી છે ત્યાં સુધી સૌ ખબર લેશે પછી કોઈ સામું જોનાર નથી. માટે પાપથી પાછા વળો. સમ્યક્ત્વ સ્પર્શ્યું છે તેવો આત્મા સંસારના દરેક ભાવોને જોવે ખરો પણ તેમાં જોડાય નહિ. ધર્મ પામવા માટેની આ મોસમ છે. જ્ઞાની કહે છે:

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ
जाविन्दिया न हायन्ति, ताव धम्मं समायरे ॥ દશ–સૂ. અ–૮ ગાથા ૩૬

જ્યાં સુધી વૃદ્ધાવસ્થા આવી નથી, વ્યાધિઓ વધી નથી, ઈન્દ્રિયો ક્ષીણ થઈ નથી ત્યાં સુધી ધર્મની આરાધના કરી લો.

તારા વેદનીય કર્મો ઉદયમાં નથી આવ્યા ત્યાં સુધી સાધના કરી લે. તમે વ્યવહારમાં બોલો છો ને કે યુવાનીનું રળેલું ઘડપણમાં કામ આવશે. ધન કમાવવાની મોસમમાં ભૂખ–તરસ કેટલું સહન કરો છો? તેમ જ્ઞાની કહે છે, આ માનવભવ

આત્માની કમાણીની મોસમ છે. પણ હજુ માનવ ભવને ઓળખ્યો નથી. છતાં હજુ ભાગ્યશાળી છો કે તમને સમજાવનાર સંતપુરૂષો મળી ગયા છે, તો કમાઈ લો. સાધના કરી લો. જો ચૂકયા તો ડૂબ્યા સમજજો. આ અમારી હોસ્પિતાલ છે. જન્મ–જરા–મરણના ફેરા મટાડવા દર્દીઓ આ હોસ્પિતાલમાં આવે છે. અમે આગમની સુંદર ઔષધિ લઈને બેઠા છીએ. તો તે ઔષધિ લઈને શાસનમાં સ્થિર થજો. જેઓ ભગવાનના સિદ્ધાંતોને જાણી લેશે અને જીવનમાં અપનાવશે તો તેમના ભવના ફેરા ટળ્યા વિના રહેશે નહિ.

જ્ઞાતાજી સૂત્રમાં–ત્રણ બ્રાહ્મણની ત્રણ પત્નિઓ છે. સૌથી મોટીનું નામ નાગશ્રી છે. મોટા થવામાં સાવધાની ઘણી રાખવી પડે છે. જેમ ટ્રેઈનની અપેક્ષાએ પ્લેન ચલાવનારની જવાબદારી વધુ છે. કારણ કે જો પ્લેન પડે તો પ્લેનમાં બેઠેલા બધા માણસોનો નાશ થઈ જાય. પ્લેન કરતાં ટ્રેઈન ચલાવનારની જવાબદારી ઓછી છે તેથી ગાડી ચલાવનારની ઓછી અને તેથી પણ સાઈકલ ચલાવનારની જવાબદારી સાવ ઓછી છે. તેમ ૮૪ લાખ જીવાયોનિમાં ભટકતો જીવ સંજ્ઞી પંચેન્દ્રિય કર્મભૂમિના સ્ટેજ પર આવ્યો છે. આ સમજણના ઘરમાં આવ્યા પછી પણ જો ઉપયોગ ચૂકીશ તો હાડકાં ભાંગી જશે. સાધુને એક ઉપવાસમાં ૧૦૦૦ ઉપવાસનો લાભ કહ્યો છે ને સાધુ જો ભૂલ કરે તો દંડ પણ હજાર ઉપવાસનો આવે છે. છદ્મસ્થની લહેરથી અને મોહનીય કર્મના ઉછાળાથી કદાચ ભૂલ થઈ જાય તો તે ભૂલને ગુરૂ સમક્ષ કહી દે, અને ગુરૂ જે પ્રાયશ્ચિત આપે તેનો પ્રેમથી સ્વીકાર કરે.

આપને મોક્ષના સુખ જોઈએ છે તો તે માટે જ્ઞાનીએ બતાવેલા ઉપાયોને ગ્રહણ કરવા પડશે. એટલું બોલવા માત્રથી સમ્યક્ત્વ આવી જાય એવું નથી. મોક્ષ છે અને મોક્ષના ઉપાય છે. તો કયા ઉપાય મોક્ષ માટે છે એ ઉપાયને જાણીને એના પર શ્રદ્ધા કેળવવી પડશે, એ ઉપાય મારે આચરવો છે એમ થવું જોઈએ. એ વિના સમ્યક્ત્વ નહિ આવે, સાચું સુખ પ્રત્યક્ષ થાય ત્યાગમાં. સામાયિક, પૌષધ, દાન આદિમાં જો રસ પેદા થયો હોય તો મોક્ષનું સુખ પ્રત્યક્ષ થયા વિના રહે નહિ.

નાગેશ્રી જેઠાણી છે. ત્રણે જેઠાણી–દેરાણી આનંદથી રહે છે. જે ઘરમાં વિનય-વિવેક છે, તેમનો સંસાર સ્વર્ગ સમાન છે. અને જે ઘરમાંથી વિનય વિવેક ચાલ્યો ગયો તે સંસાર દાવાનળ છે. માટે પાયો મજબૂત બનાવો, ધર્મનું મૂળ પણ વિનય છે. વિનયી–વિવેકી–સદાચારી સ્ત્રી પોતાના ઘરમાં કદાચ પાપના યોગે ગરીબ હોય છતાં બહાર કોઈને બતાવે નહિ. આ ત્રણે દેરાણી જેઠાણીમાં અરસપરસ હજુ પ્રેમ ઘણો છે. એક બીજાનો વિવેક સાચવે છે. કોઈ કોઈનો વિવેક તોડતા નથી. હજુ તેમના સંસારમાં કલેશ, કંકાસ કે દાવાનળ સળગ્યો નથી. આનંદથી બધા રહે છે. વિશેષ ભાવ અવસરે કહેવાશે.

## ખંભાત સંપ્રદાયના સ્વ. પુ. ગચ્છાધિપતિ છગનલાલજી મહારાજ સાહેબની પુણ્યતિથિ.

આજે તો અમારા પુજ્ય ગુરૂદેવની પુણ્યતિથિ હોવાથી તે ઉપર બે શબ્દો કહું છું. જૈન ધર્મના એક મહાન દીપક પૂ. છગનલાલજી મહારાજ સાહેબ ખંભાતના વતની હતા, તેમના પિતાનું નામ અવલસંગ ને માતાનું નામ રેવાકુંવરબાઈ હતું. તેમને એક બહેન હતા. તેમના પિતાશ્રી નવાબી રાજ્યમાં નોકરી કરતા હતા. પોતે ક્ષત્રિય હતા. તેમને જૈન મિત્રનો સંગ થતાં ઉપાશ્રયે આવવા લાગ્યા. તેમનો આત્મા એવો હળુકર્મી હતો કે સંતના એક વખતના પરિચયથી તે વૈરાગ્ય રંગે રંગાયા. આત્મકલ્યાણની ભાવના જાગૃત થઈ અને હળુકર્મી આત્મા જાગી ઉઠ્યો. પણ એમના કાકા-કાકીએ દીક્ષા નહીં આપવા માટે એમને સંસારની ધૂંસરીમાં જકડાવવા પરાણે લગ્ન કરાવ્યા. પણ જેમનો આત્મા વૈરાગ્યના રંગે રંગાઈ ગયો છે, તેમનું મન કોઈ હિસાબે સંસારમાં ચોંટયું નહીં. અને તેઓ ખંભાત નિવાસી જૈન મિત્રની સાથે નાસી છૂટયાં. તેમણે શ્રી વેણીરામજી મહારાજનો સમાગમ થયો અને મહારાજની પાસે પોતાની વાતની રજૂઆત કરી. મહારાજે કહ્યું કે ભાઈ, જૈન ધર્મના કાયદા અનુસાર રજા વગર દીક્ષા ન અપાય. છેવટે કાકા ઘણી શોધ કરતાં પત્તો મેળવી પોતાના ઘેર લઈ આવ્યા. પણ વૈરાગી કદી છૂપો રહેતો નથી. તેમણે કાકા-કાકીને કહ્યું કે મારી એકેક ક્ષણ જાય છે તે લાખેણી જાય છે. તમે મને રોકો છો શા માટે? શું મારું મૃત્યુ આવશે તેને તમે રોકી શકવાના છો? આપ મારા આત્માનું બગાડો નહીં. આપણા કુળના સદ્‌ભાગ્ય છે કે મને આત્મકલ્યાણનો પંથ જડ્યો છે. હવે મને જલ્દી જવા દો. ક્ષાત્ર તેજના દેદિપ્યમાન શબ્દોએ અદ્‌ભુત અસર કરી. આખરે પત્નીએ અને કુટુંબીએ રજા આપી. સંવત ૧૯૪૪ ના પોષ સુદ ૧૦ દિને ખંભાત સંપ્રદાયના પૂ. હર્ષચંદ્રજી સ્વામી પાસે સુરત મુકામે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. સાધનાના પંથે એક મહાન યોગી આત્મકલ્યાણ સાધવા નીકળ્યો. દીક્ષા બાદ પૂ. ગુરૂદેવને તેમના શિર છત્ર પૂ. ગુરૂદેવનો પાંચ વર્ષના અંતે વિયોગ પડ્યો. સહન-શક્તિના ભંડાર, જૈન ધર્મના યોદ્ધા શ્રી છગનલાલજી મહારાજ સાહેબ. પૂ. શ્રી ભાણજી રખજી મહારાજ તથા પૂ. ગીરધરલાલજી મહારાજ સાથે વિચર્યા. અને સંવત ૧૯૮૩ માં પૂજ્ય પદવીનો ભાર પૂજ્યશ્રીના માથે આવી પડ્યો. પૂ. છગન-લાલજી મહારાજ સાહેબની ગંભીરતા, કાર્યકુશળતા તથા પ્રભાવશાળી વ્યક્તિત્વના પ્રભાવે જેમ ચંદ્ર-સૂર્ય પ્રકાશે છે તેમ ભવ્ય જીવોએ તેમની છત્રછાયા નીચે આશ્રય લીધો અને અનેક જીવો ધર્મ પામ્યા. પૂ. ગુરૂદેવની પ્રભાવશાળી ઓજસભરી વાણીથી તેમને મહાન વિભૂતિરત્ન પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ, તપસ્વી પૂ. છોટાલાલજી મહારાજ, મહાન વિભૂતિ પૂ. આત્મારામજી મહારાજ, સેવાભાવી (ખોડાજી) ખીમ-

ચંદજી મહારાજ તથા મહાન તપસ્વી ફૂલચંદ્રજી મહારાજ જેવા મહાન શિષ્યો થયા. મહાન પૂજ્યશ્રીનાં શિષ્યો પણ મહાન થયા. અત્યારે વિદ્યમાન મહાન વૈરાગી પૂ. કાંતિઋષિજી મહારાજ આદિ ઠાણાઓ પણ પૂ. છગનલાલજી મહારાજ સાહેબના શિષ્યો છે. પૂ. ગુરૂદેવનો જેવો પ્રભાવ હતો તેવો પ્રભાવ આજે તેઓ શાસન પર પાડી રહ્યાં છે.

પૂજ્યશ્રીએ જીવનમાં ઘણાં મહાન કાર્યો કર્યા છે. જૈન શાળા, શ્રાવિકા શાળા આદિ સંસ્થાઓ જ્યાં ન હતી ત્યાં ઊભી કરાવી અને તેને વિકસાવવાનો ઉપદેશ આપી સેવાનું મૂલ્ય સમજાવતાં. તે ઉપરાંત તેઓએ ડગમગતા જૈનોને સ્થિર કરાવવાનું તથા જૈનેતરોને પ્રેમથી જૈનધર્મી બનાવવાનું ઉમદા કામ કર્યું છે. સૌથી પ્રથમ ૧૯૭૫ નું ચાતુર્માસ કાંદાવાડીમાં કર્યું હતું. સંવત ૧૯૭૮ ની સાલમાં અજમેરના બૃહદ સાધુ સંમેલનમાં તેમને આમંત્રણ મળેલું. પોતાના શિષ્યો સાથે ત્યાં જઈને તેમણે પોતાનું સ્થાન શોભાવ્યું. તેમના જેવી મહાન વિભૂતિનો તેમને સમાગમ થયો. તે પૂજ્ય શ્રી અમોલખ ઋષિજી મહારાજ. તેમની પાસેથી શ્રી લવજી સ્વામીના જીવનનો ઇતિહાસ જાણી લીધો, અહીં તેમની જિજ્ઞાસાવૃત્તિ પ્રકાશે છે. તેમને ગોંડલ સંપ્રદાયના પૂજ્ય શ્રી જશાજી મહારાજનો સમાગમ થયો. આ વયોવૃદ્ધ જ્ઞાની પાસેથી આપણા પૂજ્યશ્રીએ પોતાની જિજ્ઞાસાવૃત્તિ દાખવી ઘણું મેળવી લીધું.

પૂજ્યશ્રીના શિષ્યસમુદાયમાં મહાન વિભૂતિ અને પહેલા શિષ્ય બા. બ્ર. પૂ. શ્રી રત્નચંદ્રજી મહારાજ થયા. જેઓ રત્ન સમાન હતા. તેઓ હંમેશા દેદિપ્યમાન રહ્યા. ગુરુ અને શિષ્ય બંને રજપૂત પછી પૂછવું જ શું ? એ મહાન જીવન જીવી આપણને સૌને એક પ્રેરણા આપી ગયા છે. પૂજ્ય શ્રી વયોવૃદ્ધ, અનુભવી, બાહોશ, વિચક્ષણ, વિદ્વાન, શાંત, ગંભીર હતા. પોતાના સુચારિત્રની જ્યોત પ્રસરાવી ૫૧ વર્ષની દીક્ષા પર્યાય પછી આશરે ૭૫ વર્ષની ઉંમરે સંવત ૧૯૯૫ ના વૈશાખ વદી ૧૦ ને શનિવારના ઉમદા પ્રભાતે પોતાનું આત્મકલ્યાણ કરતા કરતા આપણને સૌને છોડી આ ફાની દુનિયામાંથી વિદાય લઈને ચાલી નીકળ્યા.

**હસતે સુખડે મૃત્યુને ભેટયા પૂજ્ય પ્રતાપી ગુરૂદેવ,**
**નમન કરતાં નયન ભીના છે, વિયોગ સાલે છે ગુરૂદેવ,**
**પ્રેરણાની એ જ્વલંત જ્યોતિ, ક્યારે ગઈ બૂઝાઈ,**
**અમ સૌ બાળકોની મિલ્કત, ક્યારે ગઈ લૂંટાઈ !**

સંઘ–સેવા અને પુરુષાર્થ એ એમનો જીવન ઉપદેશ હતો. નવીન સાહસ, નવું બળ, નવી જાગૃતિ, નવું વિધાન, નવીન દોરવણી, આ સર્વ પૂજ્ય શ્રીના સુધારક અને ક્રાંતિમય હૈયે વસેલું હતું. પૂજ્ય શ્રીના જીવનમાંથી કોઈપણ ગુણ અપનાવીએ તો તેમની પુણ્યતિથિ ઉજવી સાર્થક ગણાય.

આ માનવ ભવમાં સમતાની શીલા ઉપર સમજણનો સાબુ લઈ વીતરાગ વાણીના પાણી વડે આત્મા રૂપી કપડા ઉપર લાગેલા ડાઘને ધોઈ નાંખો. અનાદિની દુઃખ-પરંપરા ટાળવા માટે મળેલી તકને વધાવી લો અને સ્વાનુભૂતિનો આનંદ મેળવો. એક ક્ષણનો સ્વાનુભવ હજારો વર્ષોના શાસ્ત્રોના ભણતર કરતાં પણ મહાન છે. આત્મ ભાન વિના હજારો વર્ષો સુધી કરેલા શાસ્ત્રાભ્યાસમાં કર્મ ક્ષય કરવાની તાકાત નથી. તે એક સેકન્ડ માત્રમાં કરેલું આત્મભાન કરી શકે છે. સંસાર સમુદ્રને તરવાનું જો કોઈ સાધન હોય તો સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર છે. જીવ જ્યારે વિભાવથી નિવૃત્ત થઈને સ્વભાવમાં ઠરે છે ત્યારે તેને મોક્ષ મળે છે. આવો અદ્‌ભૂત અનુભવ જીવે કદી કર્યો નથી. જો કર્યો હોત તો આ ભવભ્રમણ અને ભ્રાન્તિ કેમ ટકી શકે? ભગવંતે દિવ્ય ધ્વનિથી ઉપદેશ કર્યો છે. તેના કથનનો સાર સ્વાનુભવ કરીને સ્વરૂપમાં સમાઈ જવું તે છે. આચારાંગ સૂત્રમાં પ્રભુ ફરમાવે છે કે "जे एगं जाणइ से सव्वं जाणइ, जे सव्वं जाणइ से एगं जाणइ।" સૂત્ર નાનું છે પણ તેના રહસ્ય ગૂઢ રહેલા છે. જે એક પોતાના આત્માને જાણે છે તે જગતમાં રહેલા સર્વ પદાર્થોને જાણે છે. જે સર્વ પદાર્થોને જાણે છે તે એક પોતાના આત્માને જાણે છે. જેણે પોતાને નથી જાણ્યો તેણે કંઈ નથી જાણ્યું.

**જાણી જાણીને જાણ્યું તો યે જાણ્યો નહિ જાણનારો રે,**
**એક જાગ્યો ન આતમ તારો, તો નિષ્ફળ છે જન્મારો,**
**અનંત શક્તિનો સ્વામી થઈને બની ગયો બિચારો...એક જાગ્યો,**

શાસ્ત્રકારે સિદ્ધાંતમાં ક્યાંય એમ નથી કહ્યું કે જેને ધન-સંપત્તિ-વૈભવ નથી મળ્યો તેનો જન્મારો નિષ્ફળ છે. પણ જો જાગવાના સમયે તારો આત્મા જાગશે નહિ તો જન્મારો નિષ્ફળ જશે. વહેપાર કેમ કરવો, સંસાર કેમ ચલાવવો વિગેરે બધું જાણ્યું, પણ જે જાણવાનું છે તે નથી જાણ્યું. મૃત્યુલોકમાં આવીને આ માનવજીવન પામીને શું કરવાનું છે? શા માટે આ માનવ ભવ મળ્યો છે તે નથી જાણ્યું. આ જગતમાં આપણો આત્મા સર્વોત્તમ છે. નિશ્ચયથી તે અરિહંત છે, સિદ્ધ છે, આચાર્ય છે, ઉપાધ્યાય છે, સાધુ છે. પંચપરમેષ્ઠી પદનો પરમ વૈભવ તારામાં ભર્યો છે. પણ એની ઓળખાણ નથી. જ્યાં અનંત તૃષ્ણા છે ત્યાં અનંત દુઃખ છે. સ્વર્ગનો મોટો ઈન્દ્ર હોય કે મોટો ચમરબંધી સમ્રાટ હોય કે પછી ભિખારી હોય પણ જેને આત્મસ્વરૂપનું ભાન નથી તે અજ્ઞાની છે. ક્ષણે ક્ષણે તૃષ્ણાના દાહથી બળી રહ્યો છે. માટે હે ચેતન! તું પરમાં જે સુખ માનીને દોડી રહ્યો છે તે અજ્ઞાનને છોડ અને આત્મજ્ઞાનની દિવ્ય જ્યોતિ અંતરમાં પ્રગટાવ. જેને આધ્યાત્મિક શાસ્ત્રોનો રસ લાગ્યો છે તેને બહારના વાંચનનો આનંદ બધો કચરાપેટી જેવો લાગે છે.

બંધુઓ! સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ એટલે મોક્ષ તરફ તમે કદમ ઉઠાવ્યું છે. પછી સર્વવિરતિ નિર્ગ્રંથ દશાની ભૂમિકા ઉપર પુરુષાર્થથી પ્રયાણ કરાય છે. ત્યારપછી ક્રમશઃ વીતરાગ દશા પ્રાપ્ત કરી કેવળજ્ઞાન પામી શકાય છે. કેવળજ્ઞાન પામવાનું મુખ્ય કારણ આત્માનું ભેદ વિજ્ઞાન છે. તેના વિના મોક્ષ નથી. અનાદિકાળથી દેહને આત્મા માનવાની ભૂલ કોણે કરી છે? આત્મા પોતે અજ્ઞાનથી ભૂલ કરે છે અને આત્મા પોતે આત્મજ્ઞાન વડે સુધારી પણ શકે છે. ભૂલ કરે પોતે ને સુધારે બીજા તેમ કદી બનતું નથી. માટે તું તારી પોતાની ભૂલથી અનંત દુઃખ પામ્યો છે. તે ભૂલને આવા દુર્લભ માનવ જન્મમાં તું સુધારી લે. તારી ભૂલ સુધારવા માટે તારે કયાંય પરની સામે જોવાનું નથી. પણ પર ભાવથી પાછા હઠી, વિકારી ભાવોનું વિસર્જન કરી તારા અસલ સ્વરૂપમાં મહાલવાનું અજોડ સાહસ કરવાનું છે. તારા આનંદ સાગરમાં મહાલવાનું અજોડ સાહસ કરવાનું છે. તારા આનંદ સાગરમાં ડૂબકી મારી મરજીવો થઈ સાચા મોતીનો માલ કાઢ. વિભાવના શંખલા અને કોડા વીણે તારું કાર્ય નહિ સધાય. પહેલાં તો આ કાર્ય અઘરું લાગશે. જેમ શિયાળાના દિવસમાં સવારમાં સરિતાના શિતળ જળમાં સ્નાન કરવા પડતા પહેલાં ટાઢ વાય, બીક લાગે, ધ્રુજારી છૂટે પણ હિંમત કરીને પાણીમાં ડૂબકો માર્યા પછી તરવાની મઝા કોઈ જુદી જ આવે, તેમ સ્નેહની રેશમી શાલમાં લપેટાયેલા હોઈએ ત્યાં સુધી તો કદાચ મુક્તિની કલ્પના ન પણ આવે અને આવે તો તે કલ્પનામાંથી જન્મેલી અનેક મૂંઝવણો પણ સાથે આવે. પણ મુક્ત બન્યા પછી જે આનંદ આવે છે અને પ્રમોદથી જે હૈયું પુલકિત બને છે તે શું શબ્દો દ્વારા વર્ણવી શકાય? કલમથી લખી શકાય? માટે એક વાર જીવાત્માએ પ્રચંડ પુરુષાર્થ આદરવો પડશે.

બંધુઓ! આ જીવે બાહ્ય ત્યાગ તો ઘણી વખત કર્યો છે પણ આભ્યંતર ત્યાગ નથી કર્યો. અણગાર કોને કહેવાય?

संजोगा विप्पमुक्कस्स, अणगारस्स भिक्खुणो।
विणयं पाउकरिस्सामि, आणुपुव्विं सुणेह मे॥ ઉત્ત. સૂ. અ. ૧ ગાથા ૧

જે સંયોગોથી વિશેષ પ્રકારે મૂકાયેલા છે તેનું નામ અણગાર. ભગવંત કહે છે સંયોગો બે પ્રકારના છે. એક બાહ્ય ને બીજા આભ્યંતર. તેમાં ઘર બાર, પૈસો, લાડી, વાડી અને દાસ દાસી આદિ બધું છોડવું તેનું નામ બાહ્ય સંયોગો છે. સંયમ લેનાર આત્માએ આ રાજીખુશીથી છોડયું ને બીજાએ પણ છોડયું તે છોડવું પડયું ને છોડયું. કાળ રાજા આવે ત્યારે ઈચ્છા હોય કે ન હોય પણ બધું છોડીને જવું પડે છે. એકે પ્રેમથી રાજીનામું મૂકી દીધું અને બીજાને રાજીનામું આપવું

પડયું. જે આત્મા સમજણપૂર્વક બાહ્ય સંયોગો છોડીને નીકળે છે તેને નીકળતા ધન્ય ધન્ય અને જ્યારે તેનો આત્મા દેહ છોડીને ચાલ્યો જાય ત્યારે પણ ધન્ય ધન્ય. સંસાર છોડીને આવતાં સંયમીની જય ને જતાં પણ જય જય. અને જે સમજણપૂર્વક નથી છોડતાં તેને લોકો હાય હાય કરે છે. માટે જીવનની કિંમત કરતા શીખો. બાહ્ય સંયોગો જીવને અનંતવાર પ્રાપ્ત થયા છે ને છોડયા છે. ઘણાં માણસો પહેલા બર્મામાં રહેતા હતા. જે ત્યાંના વાસી બની ગયા તે ત્યાં રહી શકયા પણ જે ઇન્ડીઅન રહ્યા તેમને બધું મૂકીને ઈન્ડીયામાં ખાલી હાથે આવવું પડયું ને? સુંદર વિદેશી ટાઈપનો બંગલો બંધાવ્યો, ફોરેનનું ફર્નીચર વસાવ્યું. ફોરેનની ગાડી લાવ્યા. અચાનક કાળરાજાના તેડા આવ્યા તે વખતે એમ કહેશો કે મેં આ કેટલી હોંશે વસાવ્યું છે. છ મહિના મને એ બધું ભોગવી લેવાદો તો રોકાવા દેશે? (શ્રોતામાંથી અવાજઃ—ના,) ત્યાં તો તરત જવું પડશે, ત્યાં પણ છોડવું પડયું ને?

એક વખત એક બહેન બાલપણમાં વિધવા થઈ. હું તેને માંગલિક સંભળાવવા ગઈ. તે ખૂબ રડતી હતી. મેં કહ્યું બેન! તું આટલી સમજણી છે ને શા માટે કલ્પાંત કરે છે? તે બહેન કહે મહાસતીજી! મેં તો ફોરેનથી સાડીઓ મંગાવી, હજુ ટાંકો પણ તોડયો નથી ને તમારા શ્રાવકજી ચાલ્યા ગયા. મને થયું કે આ સંસાર કેટલો સ્વાર્થમય છે! સાડીઓ ન પહેરી શકી એનો શોચ કરે છે. સૌ પોતાના સ્વાર્થને રડે છે. પણ માણસને રડતાં નથી. જો એને શોચ થતો હોય તો એવો થવો જોઈએ કે અમારા સુખ માટે કાળા-ધોળા કર્યા, કાળી મજુરીઓ કરી. ભૂખ તરસ પણ ન જોઈ. અરરર! બિચારા માનવ ભવ પામ્યા પણ આત્મસાધના કર્યા વગર ચાલ્યા ગયા. અમારા બધાને માટે બધું કર્યું પણ પોતાના માટે કંઇ જ ન કર્યું! આવી સ્ત્રીઓ તો ભાગ્યેજ કોઇક મળશે. (શ્રોતામાંથી અવાજઃ—ગોતવા જવું પડે). જ્ઞાની દુનિયામાંથી વિદાય લેતા છોડવું પડે છે. અને આ જગતનું સ્વરૂપ સમજે કે અહો! આ બધું વિનશ્વર છે. બધું એક દિવસ ગમે તે રીતે છોડવાનું છે. તો સ્વાધીનતાથી શા માટે ન છોડું! એમ સમજીને બાહ્ય સંસારનો ત્યાગ કરે છે એ પણ છોડે છે પણ દરેકના છોડવામાં ભિન્નતા છે. એક સ્વાધીનપણે સમજીને છોડે છે જ્યારે બીજો પરાધીનપણે છોડે છે. ભગવાન કહે છે કે સ્વાધીનપણે દ્રવ્ય પરિગ્રહનો ત્યાગ કર્યા પછી પણ આભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરવો કઠીન છે. વસ્તુનો ત્યાગ થાય પણ સાથે વૃત્તિનો ત્યાગ કરવો જરૂરી છે. ઉપવાસ તો કર્યા પણ વૃત્તિઓના ઘોડા પારણા તરફ દોડતા હોય તો આવા ઉપવાસ કે બીજો કોઇ ત્યાગ કરવાથી જે લાભ મળવો જોઇએ તે લાભ મળતો નથી. માટે ત્યાગ કરો તો સાચા અર્થમાં ત્યાગ કરો. પ્રભુ પાસે આપણી એ પ્રાર્થના છે કે –

જોયું. અહાહા! આવી સુંદર જોડી! સાધક આત્માને સાધના કરવી સહેલી છે પણ સાધનામાં સ્થિર રહેવું મુશ્કેલ છે. લાખો મણ રૂને અગ્નિની એક ચિનગારી બાળીને સાફ કરી નાખે છે. તેમ અહીં સંભૂતિ મુનિની આટલી સાધના હોવા છતાં ચક્રવર્તિને અને તેની રાણીને જોતાં નિયાણું કર્યું કે મારા તપ અને સંયમનું ફળ હોય તો હું આવતા ભવમાં આના જેવો ચક્રવર્તિ બનું. તે સમયે ચિત્તમુનિએ તેમને ઘણો પ્રતિબોધ આપ્યો. ભાઈ, તું આલોચના કરી લે. છદ્મસ્થ છે, ભૂલ થાય પણ હવે આલોચના કરી લે. આલોચના નહિ કરે તો વિરાધક બનીશ. નિશીથ સૂત્રમાં ભગવાને કહ્યું છે કે સાધુ હોય કે શ્રાવક હોય. છદ્મસ્થપણાની લહેરમાં કદાચ ભૂલ થઈ જાય. પણ પછી એ ભૂલને ગુરૂ સમક્ષ કહીને ગુરૂ આપે તે પ્રાયશ્ચિત પ્રેમથી સ્વીકારે તો પછી હતી તેવી સ્થિતિ પર આવી જાય છે. પણ પ્રાયશ્ચિત એવું ન હોવું જોઈએ કે માટલી ભાંગતા જઈએ ને મિચ્છામિ દુક્કડં દેતા જઈએ. સાંજે પ્રતિક્રમણ કરીને મિચ્છામિ દુક્કડં કરીએ અને સવારે પાછી ભૂલો કરતા રહીએ તેવી ભૂલો ન કરવી જોઈએ.

અહીં બંને મુનિ કાળ કરીને દેવલોકમાં ગયા. સંભૂતિ મુનિનો જીવ બ્રહ્મદત્ત-ચક્રવર્તિપણે જન્મ્યો અને ચિત્ત મુનિ સુખી કુટુંબમાં જન્મીને દીક્ષા લઈ મુનિ બની ગયા. બ્રહ્મદત્તને જાતિ સ્મરણ જ્ઞાન થવાથી પોતાના પાંચ ભવ જોઈ લીધા.

दासा दसण्णे आसी, मिया कालिंजरे नगे।
हंसा मयंगतीराए, सोवागा कासीभूमिए ॥

ઉત્ત. સૂ. અ. ૧૩ ગાથા ૬

આ ભવમાં અમે બંને જુદા પડી ગયા. મારો ભાઈ મને ક્યાં મળશે? તેની ખૂબ શોધ કરાવે છે. મુનિ વિચરતાં વિચરતાં તે નગરીમાં આવી જાય છે. ચિત્ત મુનિના દિલમાં એ ભાવ છે કે પાંચ પાંચ ભવ સુધી સાથે રહેનારો મારો ભાઈ દુર્ગતિમાં ન જવો જોઈએ. ત્યાગી ત્યાગની વાતો કરે છે. ભોગી ભોગની વાતો કરે છે. બ્રહ્મદત્ત કહે છે ભાઈ! હું આવો મોટો ચક્રવર્તિ અને તું ઘર ઘરમાં ભિક્ષા લેવા જાય એ મને શરમ આવે છે. તું તારું સાધુપણું છોડીને મારા મહેલમાં આવ. બીજા મહેલો તો ઘણા હતા પણ પાંચ પ્રકારના મહેલો ઉત્તમ હતા.

उच्चोयए महु कक्के य बंभे, पवेइया आवसहा य रम्मा।
इमं गिहं चित्त धणप्पभूयं, पसाहि पंचाल गुणोववेयं॥

ઉત્ત. સૂ. અ. ૧૩ ગાથા ૧૩

મારે ત્યાં ઉંચ, ઉદય, મધુ, કર્ક અને બ્રહ્મ એવા મારા પાંચ મહેલો કે જે દેવકૃત છે તે મહેલો અને અતુલ ધન સામગ્રી તેમજ શાબ્દિક ભોગ અલંકૃત એવું આ પાંચાલ દેશનું રાજ્ય આપ ભોગવો. તમારો ત્યાગ અને તપ છોડીને મારા આવા

સુંદર મહેલમાં આવો. તમારી જોઈતી બધી સગવડ હું પૂરી પાડીશ. સુંદર સંયમ-માર્ગમાં બ્રહ્મદત્તને દુઃખ દેખાય છે. દરિયા કિનારે માછીમાર માછલા દેખે, ખારવો મીઠું દેખે ને રત્નોનો પારખનાર રત્નો દેખે તેમ ચિત્ત મુનિ કે જેને સંયમ માર્ગમાં રત્નો દેખાયા, જ્યારે બ્રહ્મદત્તને મીઠા સમાન દુઃખો દેખાય છે. ભોગી ત્યાગીને ભોગનું આમંત્રણ આપે છે. કેટલા પ્રલોભનો આપે છે, પણ મુનિના સંયમમાં જરા પણ મચક મારી શકતો નથી. તેની તાકાત નથી કે મુનિના શુદ્ધ સાધુપણામાં એક ખીલી પણ મારી શકે. બ્રહ્મદત્તના વચનો સાંભળીને ચિત્ત મુનિ કહે છે હે બ્રહ્મદત્ત! સાંભળ. જે સુખો માટે મને તું આમંત્રણ આપે છે, તે સુખો મને કેવા લાગે છે!

**सव्वं विलवियं गीयं, सव्वं नट्ट विडम्बिय।**
**सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा ॥**

ઉત્ત. સૂ. અ. ૧૩ ગાથા ૧૬

ચિત્ત મુનિ કહે છે હે બ્રહ્મદત્ત! જે ગીતોને તું આનંદદાયક માની રહ્યો છે તે તારા મનોહર ગીતો મને તરતની વિધવા થયેલી સ્ત્રીના વિલાપ જેવા લાગે છે. આ તારા નાટક મને વિટંબણારૂપ લાગે છે. આ તારા આભૂષણો નિરર્થક ભારરૂપ લાગે છે. અને જે કામભોગોમાં તમે સુખ માની રહ્યા છો તે છેવટે દુઃખદાયક છે. અને તે સર્વેથી અતિ ભયંકર છે. અજ્ઞાની આત્માને સુખમાં દુઃખ દેખાય છે અને જ્ઞાની દુઃખમાં પણ સુખ માને છે. તમને ગાડી–મોટર–લાડી–વાડી મળી જાય એટલે માની લો કે અમે ખૂબ સુખી છીએ, પણ જ્ઞાની કહે છે આ બધી પુદ્‌ગલની માયા છે. જ્યાં પુદ્‌ગલનો રાગ છે ત્યાં સંસારમાં પરિભ્રમણ છે. જ્યારે પુદ્‌ગલનો રાગ ઊઠી જશે અને સ્વાનુ-ભૂતિ થશે ત્યારે આત્મા શહેનશાહનો પણ શહેનશાહ છે અને ત્યારે ગમે તેવી મહેનતે મેળવેલું હશે તો પણ ક્ષણવારમાં છોડી દે છે. ચક્રવર્તિપદ મેળવવા અને છ ખંડ સાધવા ચક્રવર્તિને કેટલા યુદ્ધો કરવા પડયા, કેટલા હિંસાના તાંડવ રચાઈ ગયા અને મહામહેનતે છ ખંડ મેળવ્યા, પણ જ્યારે સાચું સમજાયું કે આ તો મેં હીરો આપીને કાંકરો લીધો છે ત્યારે તેને ક્ષણવારમાં છોડી દઈ સંયમ માર્ગે પ્રયાણ કર્યું. તમે ક્ષણની કિંમત કેટલી કરો છો! ગમે તેટલાં નાણાં દઈ દેશો તો પણ ગયેલી ક્ષણ પાછી મળવાની? મૃત્યુ સમય હોય ત્યારે ડોકટરને શું કહે? હાથ હલાવે એટલું કરી દો. શા માટે? સહી કરાવવા માટે, અંગૂઠો પડાવવા. આ સમયે જો મહાસતીજીને માંગલિક સંભળાવવા બોલાવ્યા હોય તો તેમને પણ ઊભા રાખો. સંસાર કેવો સ્વાર્થમય છે?

ચિત્તમુનિ બ્રહ્મદત્તને ઘણું સમજાવે છે ને કહે છે કે હે ભાઈ! તારી આ સોનાની લગડીઓ, હીરા–મોતીના હાર અને આ સુંદર મહેલાતો તારી સાથે નહિ આવે, એ તારી સંપત્તિ એક સેકન્ડ પણ મૃત્યુને અટકાવી શકે તેમ નથી. તારો આત્મા ગયા

પછી આ તારા સુંદર શરીરને તે બધા ભેગા થઈને જલાવી મૂકશે. પરિગ્રહ તને દુર્ગતિમાં લઈ જશે. માટે ભાઈ! તું સમજી જા. છતાં પણ બ્રહ્મદત્ત ન સમજ્યો, પરિણામે તે નરકે ગયો. બાર ચક્રવર્તિમાં બ્રહ્મદત્ત અને સુભૂમ બે ચક્રવર્તિઓ ભોગને ન છોડવાથી નરકે ગયા છે. બ્રહ્મદત્ત ૭૦૦ વર્ષોના સુખની પાછળ સાતમી નરકે ૩૩ સાગરોપમના દુઃખો ભોગવે છે. કયાં સાતસો વર્ષ અને કયાં તેત્રીશ સાગરોપમ! માટે સ્વમાં ઠરો.

મદાલસા જેવી સદ્‌ગુણી માતાઓ પોતાના પુત્રના જીવન ઘડતરમાં પણ એવા સંસ્કારનું સિંચન કરતી હોય છે કે દીકરા! સૌની વચ્ચે રહેવા છતાં તું એક છે. તારું સ્વરૂપ તો સચ્ચિદાનંદ છે. તું સંસારમાં રહે તો પણ કિનારે ઊભો રહેજે, પણ કાદવમાં જઈશ નહિ. કાદવમાં જઈશ તો ખૂંચી જઈશ. કૃષ્ણ વાસુદેવ ભલે દીક્ષા લઈ શકયા નથી પણ જ્યારે તેઓ ભગવાન નેમનાથ પાસે જાય ને પ્રભુની પાસે જીવોને દીક્ષિત થતા જોવે તો આંખમાંથી આંસુ પડી જતા, પ્રભુ! તારું શરણું પામીને બધા જીવો શ્રેય કરે છે પણ હું રહી ગયો. સંયમ લઈ શકતા નહોતા તેનું મનમાં વેદન હતું. આજે જીવોને વેદન નથી. જો એક વાર સમ્યક્‌ત્વનો સ્પર્શ થઈ જાય તો તેનું જીવન પલટાઈ જાય.

**મરતાં મરતાં પણ માતાની શુભ ભાવના :** એક રાજ કુમાર હતો. એની માતા ખૂબ ધર્મિષ્ઠ હતી. એની ભાવના એવી હતી કે સંસારમાં રહેવા છતાં અલિપ્ત ભાવે રહેવું. પાંચ વર્ષના બાળકને ખૂબ સુંદર સંસ્કાર આપ્યા હતા. મારો દિકરો જો રાજ્યમાં ખૂંચી જશે તો તે દુર્ગતિમાં જશે માટે દીકરો દુર્ગતિમાં ન જાય તેવું કરતી જાઉં પોતાનો સંતાન નરકે ન જાય તે માટે તેની ખૂબ સાવધાની હતી. દીકરો પાંચ વર્ષનો થયો ને માતા મરણ પથારીએ પડે છે. એને તો પુત્રને સંયમી બનાવવાની પ્રેરણા આપવી છે પણ એકનો એક પુત્ર છે. એટલે રાજા આ વાતનો સ્વીકાર નહિ કરે. ત્યારે શું કરવું? પુત્ર મોટો થાય ને સંસારમાં ખૂંચી ન જાય તે માટે એક માદળિયું કરાવી તેમાં ચિઠ્ઠી લખીને કુંવરની ડોકમાં પહેરાવ્યું. પછી માતા મૃત્યુ પામી. આજની માતાઓ એવું વિચારતી હોય છે કે દીકરો મોટો થાય તેને પરણાવું ને હું સાસુ બનું. પણ સાસુ બનતા શ્વાસ અદ્ધર થઈ જશે. રાજાને નવી રાણી પરણાવવા ઘણા સમજાવે છે, પણ રાજા કહે, પત્નીને પતિ એક હોય તો મારે પત્ની પણ એક જ હોય. કાલે સવારે દીકરો મોટો થઈ જશે. પછી શી ચિંતા છે! એટલે રાજાએ લગ્ન ન કર્યા. કુંવર ૨૦ વર્ષનો થયો એટલે રાજગાદી કુંવરને સોંપીને રાજાએ દીક્ષા લઈ લીધી. રાજા કહે, મને સંયમ લેવામાં મહારાણી નિમિત્ત રૂપ બની ગઈ. રાજકુમાર રાજસંપત્તિનો સ્વામી બને છે. કુંવર સત્તાના શિખરે ચઢી ભાન ભૂલ્યો. અને મોજમઝાથી રહેવા લાગ્યો. કર્મસત્તા કોઈને કયાં છોડે છે? ચડતી પડતીના ચમકારા જીવનમાં આવ્યા કરે છે.

રાજકુંવર બત્રીસ-તેત્રીસ વર્ષનો થયો ત્યારે આ રાજાની સામે એક દુશ્મન રાજા ચઢાઈ કરવા આવ્યો. નવયુવાન રાજા ગભરાઈ ગયો. અને એકાએક દુશ્મન રાજા તો રાજમહેલ સુધી આવી ગયો. તેથી રાજકુમાર ભયભીત બનીને જંગલમાં ભાગી ગયો. અને આ રાજ્ય દુશ્મન રાજાને મળી ગયું. આ રાજા એવો ભયભીત બની ગયો છે કે નાના બાળકની જેમ પોક મૂકીને રડવા લાગ્યો. રડવાનું કારણ શું ? રાજ્ય પ્રત્યેની આસક્તિ છૂટી નથી. જે સમજીને છોડે તેને દુઃખ ન થાય. પણ આ તો છોડવું પડયું છે. સુખમાં જેણે ખૂબ એશઆરામ અનુભવ્યો હોય તે દુઃખમાં ધીરજ કયાંથી રાખી શકે ? જે સુખમાં સાવધાન હોય તે દુઃખમાં ધીરજ રાખી શકે. કર્મ રાજાએ ખુદ તીર્થંકર ભગવાનને પણ છોડયા નથી.

**પરમાં સ્વપણાની ભાવનાથી થયેલું દુઃખ** : જંગલમાં એકલો અટૂલો રાજા નિરાધાર બનીને ધ્રુસકે ને ધ્રુસકે રડે છે. "દુશ્મન રાજા મારું રાજ્ય લઈ ગયો. આ મારાથી કેમ સહન થાય ? હવે શું કરીશ ? કયાં જઈશ ?" એમ બોલતો ખૂબ કલ્પાંત કરે છે. હવે મને શું સુખ ? આપઘાત કરીને મરી જાઉં. આપઘાત કરવા ગળે ટૂંપો દેવા જાય છે ત્યાં માદળિયામાં બાંધેલી ચિઠ્ઠી માદળિયું તૂટી જવાથી નીચે પડી. ચિઠ્ઠી જોઈને રાજાને આશ્ચર્ય થયું કે આમાં વળી ચિઠ્ઠી કોણે મૂકી હશે ? ક્ષણવાર બધું દુઃખ ભૂલી ચિઠ્ઠી હાથમાં લઈને ખોલી. એમાં લખેલું લખાણ વાંચ્યું. એમાં શું લખ્યું હતું ? "**આ પણ ટકવાનું નથી**" આ વાકય વાંચતા રાજાનું રડવાનું બંધ થયું અને સુખ પર આનંદની ઊર્મિ આવી ગઈ અહા....હા ! કેવું સુંદર વાકય ? હું ખોટો કલ્પાંત કરું છું. દુઃખના સમયે હિંમત રાખવા મારી માતાએ કેવો સુંદર ઉપદેશ માદળિયામાં બાંધ્યો ? "**મા એ મા, બીજા વગડાના વા**" આ ચિઠ્ઠી મને કહે છે આ દુઃખ લાંબો સમય ટકવાનું નથી. તો પછી મારે શોક શા માટે કરવો જોઈએ ? ઊઠ, ઊભો થા, પુરુષાર્થ કર. રાજામાં હિંમત આવી, કારણ કે તેની દૃષ્ટિ ફરી.

બંધુઓ ! રાજાએ કેવો અર્થ ઘટાવ્યો ? દુઃખના સમયમાં ટૂંકો હિતોપદેશ આશ્વાસનનું કાર્ય કરે છે. એ માતાનું ડહાપણ હતું. પહેલાના માણસો આવો ખ્યાલ બહુ રાખતા. માનવ-જીવનની મહત્તા લક્ષ્મી અને એના ભોગવિલાસો પર નહોતી અંકાતી. રાજાને આટલો ટૂંકો ઉપદેશ સોનેરી થઈ પડયો. તમારા હિસાબના ચોપડાના એકાદ ખૂણે આવું સુવર્ણ-મય વાકય લખતા જાવ કે "**સત્ય નીતિ અને સદાચારનું પાલન કરનારો સદ્‌ગતિ મેળવે છે. લક્ષ્મી માટે આ માનવજીવન નથી**" આટલું લખો તો કોઈક દિવસ આત્માને જાગૃતિ આપશે.

રાજા માદળિયું પાછું ચિઠ્ઠી સહિત ગળે બાંધી ત્યાંથી ઊભો થયો અને બાલ-પણના એક મિત્ર રાજા પાસે ગયો. આ બંને બાલપણમાં સાથે ભણેલા પછી કદી

મળેલા નહિ. આવા મિત્ર રાજા પાસે ગયા. આજના મિત્ર જેવો એ મિત્ર ન હતો કે ખાના પીના મળે ત્યાં સુધી દોસ્તી અને પછી તું તારે ઘેર ને હું મારે ઘેર. સાચો મિત્ર તો એ છે કે દુઃખના સમયમાં સાથ આપે. આ રાજાની કંગાલ જેવી હાલત છે. કપડા ફાટી ગયા છે. પાસે બેસાડીને પૂછયું. મિત્ર! તારા કપડાં આવા કેમ છે! તું તો મોટો રાજા ને તારી આ દશા કેમ? બધી વાત કરી. મિત્ર રાજાએ ખૂબ સહાનુભૂતિ બતાવી. પોતાનું લશ્કર આપ્યું. મિત્રતા આનું નામ કે જેનામાં સામાના દુઃખદ અવસરે મદદ કરવાની તૈયારી હોય. મિત્ર રાજાની સહાયથી તેણે દુશ્મન રાજા ઉપર ચઢાઈ કરી તેને હરાવી પોતાનું રાજ્ય પાછું મેળવી લીધું, અને પહેલા હતું તેમ રાજ્ય બધું સુવ્યવસ્થિત બનાવી દીધું.

એક દિવસ રાજકુમાર સિંહાસને બેઠો છે. એ વખતે એનો પ્રધાન તથા મિત્ર બધાની વચમાં બેસીને કહે છે, અહો! હું કેવો પુણ્યવાન છું કે ગયેલું રાજ્ય પાછું મેળવ્યું. બોલો પ્રધાનજી! મેં રાજ્ય કેવી રીતે મેળવ્યું? પ્રધાન કહે–મિત્રની સહાયથી. પણ મને મિત્રનો સહારો કેવી રીતે મળ્યો? પ્રધાન કહે એ મને ખબર નથી. આપ તે બધી વાત કહો. પ્રધાનજી, આ તો એક ચમત્કારિક ઘટના બની ગઈ. પ્રધાન કહે શો ચમત્કાર! રાજા કહે હું અહીંથી જંગલમાં ગયો. મને કલ્પાંતનો પાર ન હતો. ત્યાં આ માદળિયામાંથી ચિઠ્ઠી નીકળી. તે ચિઠ્ઠી વાંચીને મને હિંમત આવી અને મિત્ર રાજાની સહાયથી રાજ્ય પાછું મેળવ્યું" હવે એ દુશ્મનની તાકાત છે કે અહીં આવી શકે? હવે આપણને ચિંતા નથી. નિરાંતે આનંદ કરો ને મોજમઝા ઉડાવો. પ્રધાન કહે, સાહેબ ચિઠ્ઠીમાં શું લખ્યું હતું? રાજા કહે છે. **"આ પણ ટકવાનું નથી"** એટલું જ લખ્યું હતું. મંત્રીના મનમાં આશ્ચર્ય થયું કે કેટલું સરસ લખાણ છે! પણ રાજાએ આનો અડધો અર્થ ગ્રહણ કર્યો છે. સમ્યકત્વી પ્રધાન કહે મહારાજા! આપે આનો અર્થ શો કર્યો? અરે મંત્રીજી 'આપ આનો અર્થ ન સમજ્યા?' દુઃખ ભલે આવ્યું પણ એ લાંબો સમય ટકવાનું નથી. ઝેર ઉતારનાર ગારૂડી છે તો નાગના ઝેર ઉતરવાના છે. તેમ રાજામાં મિથ્યાત્વના ઝેર ભર્યા છે. તે ઝેરને ઉતારનાર સમ્યકત્વી પ્રધાન મળી ગયો. મંત્રીજી! મેં આ વાકયનો આટલો અર્થ કર્યો, આ જાણ્યું ને અનુભવ્યું પણ ખરું. પ્રધાન કહે રાજન્! ક્ષમા કરજો. આનો અર્થ એટલો નથી. જુઓ, તમે દુઃખમાં હતા ત્યારે ચિઠ્ઠી વાંચીને અર્થ કર્યો કે આ પણ ટકવાનું નથી. હવે તમે સુખના સિંધુમાં મહાલો છો તો પણ લખાણ એનું એ જ રહ્યું ને? તો હવે એનો અર્થ એવો ન થાય કે આ સુખ પણ ટકવાનું નથી? તમારું જીવન, રાજપાટ, વૈભવ વિલાસ બધું વિનશ્વર છે, જેમ દુઃખ ન ટકયું તેમ સુખ પણ લાંબો સમય ટકતું નથી.

રાજા પ્રધાનનો જવાબ સાંભળી ઠરી ગયા. પ્રધાનજીની વાત સાચી છે. મારી

માતાએ આ ચિઠ્ઠી તો સુખના સમયમાં લખેલી છે, વાકયમાં આગળ કયાં દુઃખ શબ્દ લખેલો છે? રાજાના અંતરમાં મંથન ચાલ્યું, એક ટહુકારે રાજા જાગી ગયા. ખરેખર. હું કેવો અજ્ઞાન છું! આ સુખ પણ કયાં ટકવાનું છે? હું ભાન ભૂલ્યો. મંત્રીએ મને સત્ય સ્વરૂપનું ભાન કરાવ્યું. આ રાજવૈભવ, રાણીઓ બધું અસ્થિર છે. તો એ મને છોડીને જાય તે પહેલાં હું એને શા માટે ન છોડી દઉં? એમ વિચાર કરી રાજા સમસ્ત સુખોનો ત્યાગ કરી સંયમી બની ગયા. એક નાનકડા શબ્દનો સાર સમજાતાં સંસાર છોડી ત્યાગના પંથે ચાલી ગયા અને ત્યાં આત્માનું ચતુરંગી સૈન્ય ઊભું કર્યું. દૃષ્ટિ ફરે તો સમ્યકત્વ તો શું ચારિત્ર આવતાં પણ વાર લાગે નહિ. હું તો મારી બહેનોને કહું છું કે તમે તમારા બાળકને માદળિયા પહેરાવો તો આવા પહેરાવજો કે જેથી વારંવાર જન્મમરણના રેંટમાં ચક્કર લગાવવા ન પડે. માટે અવસર મળ્યો છે તો ચૂકવો ન જોઈએ. રાજકુમારની વાત હૃદયમાં ઉતારવા જેવી છે. અનંતકાળથી આથડતા આથડતા મનુષ્ય ભવ પામ્યા તો તેની વિશેષતા કયારે? સમ્યકત્વ પામે ત્યારે. મોક્ષે જવાની ઝંખના જાગે ત્યારે. સમ્યકત્વ પામ્યા પછી જીવ મોડામાં મોડો અર્ધપુદ્ગલપરાવર્તનકાળે મોક્ષમાં જાય છે. અર્ધ-પુદ્ગલપરાવર્તનકાળ એ નાનો–થોડો કાળ નથી. તેમાં પણ અનંતી ઉત્સર્પિણી અને અનંતો અવસર્પિણીકાળ ચાલ્યો જાય છે. સમ્યગ્દૃષ્ટિ આત્માને થાય કે હવે મારે રખડવું નથી. કોઈ રોગ તમને થયો તો ડોકટર જે દવા આપે તે કરો છો કે નહિ? તેમ તમને થાય છે કે મારે ભવના ફેરા મટાડવા છે, માટે ગુરૂદેવ, આપ કહેશો તેમ કરીશ. અમે મોક્ષ આપતા નથી પણ સિદ્ધાંતમાં જે માર્ગ બતાવ્યો છે તે આપને બતાવીએ છીએ. માટે તે માર્ગે ચાલો તો ભવના ફેરા મટી જશે.

એક આત્માને જાણો. આ શરીરથી ભિન્ન કોઈ છે તો તે કોણ છે? હું આત્મા છું, કર્મનો કર્તા અને ભોકતા પણ આત્મા છે. કર્મને બાંધનારો ને કર્મને તોડનારો, ચૌગતિના ફેરા વધારનારો અને તોડનારો પણ આત્મા છે. મિથ્યાદૃષ્ટિ નહિં જાય ત્યાં સુધી સંસાર મીઠો લાગશે અને સમ્યકદૃષ્ટિ આવશે ત્યારે સંસાર કડવો લાગશે. અને ત્યારે સંસારમાંથી બહાર નીકળશો. જ્યારે આત્માને આવી લગની લાગશે ત્યારે ગમે તેવી આફતો કે ઉપસર્ગો આવે ત્યારે જરાપણ વ્યાકુળતા નહિ અનુભવે અને શું કહેશે?

દુર્ગુણને કોઈ કહી આવો, કહી આવો, કોઈ કહી આવો.
સંદેશો મારો દઈ આવો, દઈ આવો કોઈ દઈ આવો.
તારા તાબે થાવું નથી અને દુર્ગતિમાં હવે જાવું નથી....દુર્ગુણને...
ક્રોધને કહેજો આવે લઈ હથિયાર (૨) ઢાલ ક્ષમાની રાખી મેં તૈયાર.
કોઈ ગાળ દે, એને પ્યાર કરું, શક્તિ છતાં સમતા ધરું, પણ ક્રોધી મારે થાવું નથી અને દુર્ગતિમાં હવે જાવું નથી...દુર્ગુણને...

આગ સામે શિતળ બનો. તમે સામાયિકમાં રોજ બોલો છો ને કે "**સિદ્ધા-સિદ્ધિમમદિસંતુ**" જેને સિદ્ધિપદ લેવું હોય તે શું કરે-ક્રોધ-માન-માયા-લોભ આત્માનું અહિત કરનારા છે. માટે ક્રોધને કહેશે તારે આવવું હોય તો ભલે આવ, પણ મેં ક્ષમાની ઢાલ તૈયાર રાખી છે. હવે મારે ક્રોધ કરવો નથી. માન-માયા-લોભ કરવા નથી. અને દુર્ગતિમાં હવે જવું નથી. બોલો તમારે કબૂલ છે ? બહેનો કદાચ શાકમાં મીઠું નાંખવા ભૂલી ગઈ હોય તો તેમને એમ થવું જોઈએ કે મારા સ્વામી આજે ઉપાશ્રયમાં ગયા છે તો આત્માના સ્વામી બનીને આવશે. માટે અહીંથી જતી વખતે નિર્ણય કરજો કે મોળું-મીઠું હશે તો ચલાવી લઈશ, આજે ક્રોધ કરીશ નહિ. દુકાને જઈશ ને કદાચ ગુમાસ્તાએ ભૂલ કરી હશે તો શાંતિથી કહીશ પણ તેના પર સત્તા જમાવીશ નહિ. "રાજ્ય પણ ટકવાનું નથી." આ શબ્દે રાજકુમાર સંસાર છોડીને ત્યાગી બની ગયા. જે શૂરવીર હોય તે સિંહની જેમ છલાંગ મારીને નીકળી જાય ને ગાંડર ઉકરડા ફેંદ્યા કરે. મુંબઈમાં ભૂંડ ઘણાં જોવા મળે છે. તેને સારી વસ્તુ મળે છતાં ઉકરડા ફેંદતો હોય છે, તેમ નહિ સમજેલો જીવ સંસારના ઉકરડા ફેંદી રહ્યો છે. માટે આત્મા તરફ વળો.

મંગલકારી દિવસો આવી રહ્યા છે. સોનાને શુદ્ધ કરવા તેજાબની જરૂર છે. મશીનરી સાફ કરવા પેટ્રોલની જરૂર છે. તેમ જુનાં કર્મોને બાળવા તપની જરૂર છે. અને આવતા કર્મોને રોકવા ચારિત્રની જરૂર છે, માટે ચારિત્ર લેવા જેવું છે. જ્ઞાતાજી સૂત્રમાં ત્રણ સ્ત્રીઓની વાત છે. દેરાણી-જેઠાણી આનંદથી રહે છે. ત્યાં શું બનશે તેના વિશેષ ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૧૦

(અષાડ વદ ૧૨ ને સોમવાર તા. ૧૫-૭-૭૪)

કરૂણાનિધી, શાસન સમ્રાટ, સર્વજ્ઞ ભગવંત, આત્માના અનંત ગુણોને આવરનાર એવા અજ્ઞાન તિમિરને દૂર કરનાર એવા વીતરાગ ભગવંતના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. તેનો એક શબ્દ પણ જો આચરણમાં આવી જાય તો ભવના ભૂક્કા થયા વિના રહે નહિ. વાણી સાંભળી છે ઘણીવાર, પણ સાંભળીને આચરણમાં મૂક્યું નથી. તેનું કારણ શ્રદ્ધામાં ખામી છે. સમ્યકત્વી જીવો જ્યાં સુધી સર્વવિરતિપણામાં ન આવે ત્યાં સુધી તેને અવિરતિ કાળ ખટકતો હોય છે, તેને તો

એ ભાવના હોય કે હું ક્યારે આમાંથી છૂટું? દેશવિરતિપણામાં આવ્યો છું પણ સર્વવિરતિપણું ક્યારે સ્વીકારું? સમ્યકદર્શન આવ્યા પછી સમ્યકજ્ઞાન આવશે ત્યારે વિચાર થશે કે આત્મા કેટલા કાળથી પરિભ્રમણ કરતો કરતો મનુષ્ય ભવ પામ્યો છે. તમે દાદરની બે ચાર સીડી ચઢો તો કહેશો કે થાક લાગ્યો. જ્યારે આ આત્મા અનંત પુદ્ગલ પરાવર્તનકાળથી ભટકતો ભટકતો કેટલી સીડીઓ ચઢી આવ્યો? કેટલો કાળ તેમાં ગુમાવ્યો? દાદરની સીડી ચઢતાં થાક લાગ્યો પણ આ જીવ અનંત કાળથી પુદ્ગલ પરાવર્તનની સીડીઓ ચઢીને આવ્યો છે છતાં હજુ આત્માને તેમાં થાક લાગ્યો નથી. જેમ કોઈ દર્દીને અસાધ્ય રોગ થયો તો ડોકટરને કહેશે ડોકટર! હું રોગથી કંટાળી ગયો છું. મારાથી આ રોગ હવે સહન થતો નથી. ત્યારે ડોકટર કહે તે પ્રમાણે દવા લેશે, પરેજી પાળશે અને કહે કે પડખું નહિ ફેરવવાનું તો પડખું પણ ન ફેરવે. અને અહીં આગળ સામાયિક કરતાં થાક લાગે છે.

**તન દૂર્બલ હોને કે ભય સે, તૂને તપ વ્રત કિયા નહિ,**
**સામાયિક એકાસન કર કે, શુદ્ધ ભાવ રસ પિયા નહિ.**

સામાયિકમાં એકત્વભાવ કેળવીને જે સમભાવનો રસ ઉત્પન્ન થવો જોઈએ તેવો રસ હજુ જાગ્યો નથી. તેમાં એકતાર બન્યો નથી. આત્મભાવમાં સ્થિર ક્યારે થવાય? દેહાધ્યાસ છૂટે ત્યારે. ગજસુકુમારના માથે અંગારા મૂક્યા, ખોપરી ખદખદ થવા લાગી ત્યારની વેદના અને આપણને તેવા પ્રસંગે વેદના થાય તે વેદનામાં કોઈ ફરક નથી, બંનેને વેદના સરખી છે, પણ ગજસુકુમારનો ઉપયોગ વેદનામાં નહોતો, પણ આત્મામાં હતો. આ દેહને પરથી તો ઘણી વાર જલાવ્યો છે. દેહ બળે તેમાં મારું કંઈ બળતું નથી. આજે બહેનોમાં લગભગ નાઈલોનના કપડા થઈ ગયા. તેવા કપડા પહેરીને રસોઈ કરવા બેસે અને જો ઉપયોગ ચૂકે તો બળવું નહોતું છતાં બળી જવાય. ઘણી વાર ક્રોધના આવેશમાં આવીને બહેનો પોતાની જાતે ઘાસલેટ છાંટીને બળી જાય છે. દેહ તો ગજસુકુમારનો બળ્યો અને રસોઈ કરનાર બહેનનો પણ બળ્યો. પણ આવેલા ઉપસર્ગોમાં સમભાવ રાખ્યો, ક્ષમા રાખી તેમના કર્મો ખપી ગયા. તે આત્મભાવમાં સ્થિર રહ્યા તો આત્માનું સાધી ગયા. પણ આ ક્યારે બને? દેહમાં વસવા છતાં દેહ જુદો છે ને હું (આત્મા) જુદો છું. આવા અધ્યવસાય કેળવ્યા હોય તો ઉપસર્ગમાં સ્થિર રહી શકે.

કોઈ વ્યક્તિને બે ત્રણ ટીકી તાવ આવ્યો. સાથે કળતર પણ ખૂબ થાય છે. ઘરના બધા દબાવવા મંડી પડે. કોઈ સહેજ આઘુંપાછું થાય તો લાલચોળ થઈ જાય. આવી સ્થિતિમાં એક વહેપારી આવી ગયો. (શ્રોતામાંથી અવાજ: ત્યારે ઝટ ઊભો

થઈ જાય.). વહેપારીની સાથે વાતો કરવા લાગી જાય. વાતોમાં એવો તરબોળ થઈ જાય કે એના ઘરના બધાને થાય કે શું આમનો તાવ ઉતરી ગયો? ના, તાવ ઉતર્યો નથી પણ તેમનો ઉપયોગ વાતોમાં જોડાયો. તેથી અત્યારે ઉપયોગ વાતોમાં છે, શરીરમાં નથી એટલે દેહનું ભાન ભૂલ્યો. જ્યારે વીતરાગ વાણીનો અને આત્મસ્વરૂપનો રસ જાગશે ત્યારે સંસારનો રસ ભૂલાશે. તમારો જન્મ જે ક્ષેત્રમાં થયો છે તેની મહત્તા કેટલી? જુગલીયાની પાસે સુખ, સુખ ને સુખ છે, સંપત્તિ–વૈભવ છે તેની વાત નથી પણ જે સ્થાનમાંથી મોક્ષે જવાનો નંબર લાગે, અવિરતિમાંથી વિરતિ આવે, ઘાતી અને અઘાતી કર્મોનો ક્ષય કરી શાશ્વત સુખને પમાય તેવા સ્થાનની કિંમત છે. તમારા ઉપાશ્રયમાં ગમે તેટલા સુંદર અને મોંઘા ટાઈલ્સ જડયા હોય પણ તે ભૂમિની ખેડૂતને કિંમત ખરી? ખેડૂતને તો તે ભૂમિની કિંમત કે જે ભૂમિમાં બીજ વાવીને વાવણી કરી શકાય. અને કામમાંથી અનેક ગણું મળે તે ભૂમિની કિંમત. તમારા ટાઈલ્સ પર વાવણી કરી ન શકાય માટે ખેડૂતને ભૂમિની કિંમત નથી. તેમ કર્મભૂમિના ક્ષેત્રની કિંમત કયારે? જીવ સમ્યકત્વ પામે, અવિરતિમાંથી વિરતિભાવમાં આવે, ઘાતી–અઘાતી કર્મોને તોડી શાશ્વતા સ્થાનને પામે ત્યારે. માટે કર્મભૂમિનું સ્થાન મહત્ત્વનું છે.

જીવના ત્રસ અને સ્થાવર બે ભેદ પડે છે. ત્રસ કોને કહેવાય? જે જીવોને ત્રાસ થાય છે અને ત્રાસ થતાં સ્થાનથી ખસે છે તે ત્રસ અને સ્થિર રહે તે સ્થાવર. ત્રસ જીવો હાલેચાલે છે. સ્થાવર જીવોને ઈન્દ્રિય કેટલી હોય? (શ્રોતામાંથી અવાજ : એક સ્પર્શેન્દ્રિય) સ્થાવરમાં જીવે કેટલો કાળ કાઢયો? સંખ્યાતો, અસંખ્યાતો નહિ પણ અનંતો કાળ કાઢયો અને પછી ત્રસકાયમાં આવ્યો. ત્રસકાય જીવો કયાંથી ગણાય! બેઇન્દ્રિયથી લઈને પંચેન્દ્રિય સુધીના જીવો ત્રસ ગણાય. ત્રસકાયમાં આવવું એ જેવી તેવી વાત નથી. ત્રસકાયમાં જીવ વધુમાં વધુ બે હજાર સાગરોપમ રહે છે. સ્થાવરની અપેક્ષાએ ત્રસકાયનો કાળ બહુ અલ્પ છે. ગૌતમ સ્વામીએ આપણા માટે વકીલાત કરીને ભગવાનને પ્રશ્નો પૂછયા છે. જો તેમણે પૂછયા છે તો આપણને જાણવા મળે છે. તેમાં પ્રશ્ન કર્યો કે હે પ્રભુ! સ્થાવર જીવોની અપેક્ષાએ ત્રસકાયનો કાળ કેટલો? ત્યારે પ્રભુ ન્યાય આપીને સમજાવે છે.

જેમ કોઈ સમુદ્રની મધ્યમાં બેટ પર એક ચકલી બેઠી હોય, તે સમુદ્રમાં ચાંચ બોળીને પાણી લે તો કેટલું આવે? બિન્દુ જેટલું. સાગર આગળ બિન્દુ કેટલું કહેવાય? તેમ સ્થાવરની અપેક્ષાએ ત્રસકાયનો કાળ પણ સિંધુમાં બિંદુ જેટલો છે. જો આટલા સમયમાં સાવધાન નહિ બનો તો કયાં પટકાઈ જશો તેનો વિચાર કરજો. માટે સમજીને ત્યાગ માર્ગમાં આવવાની જરૂર છે. કંઈક જીવોને એમ થતું હશે કે મહાસતીજી "સંસાર છોડો, ત્યાગના ઘરમાં આવો" આ સિવાય બીજું વાંચતા નથી.

પણ ભાઈ! આ પેઢી કોની છે? તમારે સાડીઓની દુકાન છે તો તમારી દુકાને જે ગ્રાહક આવશે તેને જુદી જુદી ભારે હલકી બધી સાડીઓ બતાવશો કે દૂધ દહીં બતાવશો? (શ્રોતામાંથી અવાજ: સાડીઓ જ બતાવીએ ને!) તમારી પાસે જે માલ હશે તે બતાવવાના છો. સુખડીયાની દુકાને જશો તો મીઠાઈ બતાવશે. ઝવેરીની દુકાને જશો તો ઝવેરાત બતાવશે તેમ અમારી પેઢીમાં ત્યાગનો માલ છે. આપ દિવસે આવો કે રાત્રે આવો પણ જે સંસાર અમને કારાગાર લાગ્યો તેને મીઠો કેવી રીતે કહીએ? જો સંસાર મીઠો હોત તો તીર્થંકર, ચક્રવર્તિ આદિ મહાન પુરૂષો તેને છોડીને શા માટે નીકળી જાત? જ્યાં સુધી તમારા દિલમાં ખીલી નહિ વાગે કે સંસાર છોડી શકું યા ન છોડી શકું પણ સંસાર છોડવા જેવો તો છે જ, ત્યાં સુધી આપને અમે રોજ કહેવાના. જ્યારે કહેશો કે સંસાર છોડવા જેવો છે એ જીભના ટેરવેથી નહિ પણ અંતરથી બોલશો તો સંસારમાં રહેવા છતાં કર્મબંધનમાં ફેર પડી જશે. એક વાર જીવનમાં સમ્યક્ત્વ આવી જાય પછી વારંવાર કહેવું નહિ પડે. આ તો ભગવાન મહાવીરની પેઢી છે. ત્રિશલાનંદનની દુકાન છે. તેમાં માલ–અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહરૂપી પાંચ રત્નો છે. આજે ગવર્નમેન્ટના કાયદાથી તોફાનો ઊભા થવાનો ખળભળાટ મચી રહ્યો છે. શા માટે? જ્ઞાનીની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલી રહ્યા છે. જો જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે પરિગ્રહની મર્યાદા કરીને જીવીએ તો ખળભળાટ થાય નહિ. ભગવાનની વાણી સાંભળીને મહા પાપી આત્માઓ પુનિત થઈ જાય છે. ભગવાનના એક શબ્દે ચંડકૌશિક સુધરી ગયો. રોજના સાત સાત જીવોની ઘાત કરનારો અર્જુન માળી સુધરી ગયો તો આપણે કેમ ન સુધરી શકીએ?

મંગલકારી તપની આરાધના કરવાના દિવસો આવી રહ્યા છે. જેને સાધના કરવી હોય તે તૈયાર થઈ જજો. બીજા પર્યુષણની રાહ ન જોતાં. જેને ભાવના જાગી હોય તે આરાધના શરૂ કરજો. કારણ કે આપણા જીવનનો ભરોસો નથી. આપણું જીવન ક્ષણભંગુર છે.

कुसग्गे जह ओसबिन्दुए, थोवं चिट्ठइ लम्बमाणए ।
एवं मणुयाण जीवियं, समयं गोयम मा पमायए ॥

ઉત્ત. સૂ. અ. ૧૦ ગાથા ૨

ડાભના પાંદડાના અગ્રભાગ ઉપર રહેલું ઝાકળ બિન્દુ પવનનો ઝપાટો લાગતાં અગર કોઈ હલાવે તો ખરી પડે છે. તેમ મનુષ્યનું જીવન ક્ષણિક છે. માટે ક્ષણ માત્રનો પ્રમાદ ન કરો.

ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના જાણકાર ગૌતમસ્વામીને પણ ભગવાને કહી દીધું કે હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર. ગૌતમસ્વામીને અવધિજ્ઞાન હતું. જો

તેઓ ઉપયોગ મૂકે તો જાણી શકતા હતા. પરંતુ ખાસ ઉપયોગ મૂકતા નહોતા. ગૌતમસ્વામીના જીવનના એ પ્રસંગ છે. ભગવતી સૂત્રનો પાઠ છે. જ્યારે સ્કંદક સંન્યાસીને પિંગળ નિયંઠાએ પાંચ પ્રશ્નો પૂછયા અને પોતે જવાબ આપવા સમર્થ ન બની શકયા ત્યારે મનમાં એવી વિચારધારા ચાલી કે આવો શ્રાવક આટલી શક્તિ ધરાવે ને હું આટલો વેદાંતનો જાણકાર પ્રશ્નનો જવાબ ન આપી શકયો? શ્રાવકમાં આ શક્તિ કયાંથી આવી? એનું મૂળ કયાં છે? સ્કંદક પોતે જાણવાના જિજ્ઞાસુ હતા. ખબર પડી કે પિંગલમાં આ શક્તિ અને પાવર એના ગુરૂનો છે. તો એના ગુરૂ કોણ છે? આ સંન્યાસી જેવો તેવો ન હતો. વેદાંતમાં પારંગત, પોતાના ધર્મમાં નિપુણ હતો. છતાં એટલું દિલમાં હતું કે મારામાં જે શક્તિ ન હોય તે બીજા પાસે લેવા જવામાં નાનપ નથી. ખબર પડી કે પિંગલના ગુરૂ તો તીર્થંકર ભગવાન મહાવીર છે. તો હું ત્યાં જાઉં ને મારા પ્રશ્નોના ખુલાસા કરું. તેણે એટલો વિચાર ન કર્યો કે હું મહાવીર પાસે જઈશ તો લોકો મને શું કહેશે? પણ લાભ કયાં મળે છે? મારે તો લાભ લેવો છે. ભગવાન તો કેવળી હતા. તેમણે તો જોઈ લીધું કે સ્કંદક મારી પાસે આવી રહ્યો છે. આવ્યા પછી પરિણામ શું આવશે તે પણ જાણી લીધું. ભગવાને ગૌતમ સ્વામીને કહ્યું હે ગૌતમ! તારો ગૃહસ્થીપણાનો પરમ મિત્ર અહીં આવી રહ્યો છે. આ સમયે ગૌતમ સ્વામીએ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકયો હોત તો જોઈ શકત કે મારો મિત્ર કોણ છે? પણ શંકાનું સમાધાન કરનારા મહા જ્ઞાની, સમર્થ ગુરૂ બેઠા છે પછી ઉપયોગ મૂકવાની શી જરૂર? જો ગૌતમ સ્વામીએ ઉપયોગ મૂકીને જોયું હોત તો આટલી વિનમ્રતા આવત નહિ. જ્યાં સુધી અહંકાર ગયો નથી ત્યાં સુધી સિદ્ધિ થવાની નથી.

ભગવાનના શાસનમાં દૃષ્ટિ કરો. ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના ધણી છતાં કેટલો વિનય! કેટલી નમ્રતા! ભગવાનને પૂછે છે પ્રભુ! મારો કયો મિત્ર આવે છે? ભગવાને કહ્યું— સ્કંદક સંન્યાસી. ગૌતમ સ્વામીએ એમ ન પૂછયું કે તે શું કરવા આવે છે? શા માટે આવે છે? પણ એમ પૂછયું— પ્રભુ! તે સાધુ થશે કે નહિ? અમને વહાલું શું હોય? (શ્રોતામાંથી અવાજ : સંયમ) તમને પણ સંયમ વહાલો હોવો જોઈએ. તમારા હૃદયમાં ખીલી વાગે કે ન વાગે પણ હથોડા માર્યા કરવાના. ભીંતમાં ખીલી નાખવી હોય તો હથોડા લઈને ભીંતમાં ખીલી નાંખે છૂટકો કરો છો. તેમ તમારા દિલમાં એટલી ચોટ લગાડવી છે કે સર્વથા આશ્રવ રોકયા વગર ત્રણ કાળમાં સિદ્ધિ થવાની નથી. ગૌતમ સ્વામીએ પૂછયું પ્રભુ! સ્કંદક પ્રવજ્યા લેશે? હા. ગૌતમ. આ બધું ગૌતમ સ્વામી જ્ઞાનમાં જોઈ શકતા હતા. પણ જો પોતે જાણી લેત તો વિનય-વિવેક અને નમ્રતાનો પ્રસંગ કયાંથી આવત? વિનય સહિત સમજણપૂર્વકનું ગુરૂ પાસેથી મેળવેલું જ્ઞાન બીજા ભવમાં સાથે આવશે. એટલે ત્યાં સંયોગ મળતાં જ્ઞાન

પ્રગટ થઈ જશે પણ પૈસા પ્રગટ નહિ થાય. માની લો કે તમને જાતિ સ્મરણ જ્ઞાન થયું ને જોયું કે મેં ગત જન્મમાં આ જગ્યાએ ધન દાટેલું છે. હવે ત્યાં ધન લેવા જાવ તો માલિક આપશે કે ધક્કો મારીને કાઢી મૂકશે? (શ્રોતામાંથી અવાજ: અરે, ધક્કો મારીને કાઢી મૂકે, ઊભો રહેવા ન દે.) પુરાવો આપશો તો પણ કાઢી મૂકશે. જેના ઘરમાં વિનય-વિવેક છે તે ઘર સ્વર્ગ જેવું આદર્શ છે. આદર્શ ઘરમાં જન્મેલા સંતાનો પણ આદર્શ હોય છે.

જ્ઞાતાજી સૂત્રમાં-ત્રણ દેરાણી-જેઠાણીમાં વિનય-વિવેક અને નમ્રતા હતી. ગૌતમસ્વામી સ્કંદકની સામે ગયા. વિરતિ અવિરતિ સામે ન જાય. પણ ગૌતમસ્વામી ગયા. જઈને શું કહે છે હે સ્કંદક! હું તારું સ્વાગત કરતો નથી પણ ભવિષ્યમાં તું દીક્ષા લેવાનો છે માટે તારું સ્વાગત કરું છું. સંત-સતીજીને જોઈને તમને આવો ઉલ્લાસ પ્રગટે છે ખરો કે અહો! હું પણ કયારે આ બંધનને છોડીને સાધુ બનીશ? આશ્રવના દ્વાર છોડીને સંયમની સાધના કયારે કરીશ? માટે જીવનમાં ઝડપી થવાની જરૂર છે. ત્રસકાયની અપેક્ષાએ જીવે સ્થાવરમાં અનંતોકાળ કાઢયો. જીવ ત્રસકાયમાં વધુમાં વધુ બે હજાર સાગરોપમ કાળ રહે. માટે ત્યાં સુધીમાં પ્રમાદ છોડી વહેલામાં વહેલી તકે સાધના કરી લેજો. કાલની કોઈને ખબર નથી. 'કાલે કરશું" કહેનારાના ઘણાના કાલને બદલે કાળ આવી ગયા. આજે એક માણસને તમે બજારમાં જોયો હોય ને બીજા દિવસે તે મૃત્યુ પામ્યાના સમાચાર સાંભળવા મળે છે કે નહિ? આયુષ્ય તૂટયા પછી પાંચમની છઠ્ઠ કોઈ કરી શકતું નથી. છતાં શરીરને માટે કેટલું કરો છો? ડોકટર દુકાને જવાની ના પાડે તો દુકાનનો મોહ પણ છોડી દો. ત્યાં ડોકટર કહેશે તેમ કરશો. પણ સંતો ચાતુર્માસમાં તમને પડકારીને કહે- દેવાનુપ્રિયો! ચાતુર્માસના ૧૨૦ દિવસ છે. માટે તે દિવસોમાં સાધના કરી લો. બે હજાર સાગરોપમ કાળ તો ઘડીકમાં ચાલ્યો જશે. અનંતકાળની અપેક્ષાએ ૨૦૦૦ સાગરોપમ કાળ બહુ અલ્પ છે માટે ઘડીને ઓળખો.

"બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તો યે અરે ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો."

આ પદ જીભથી નહિ પણ અંતરથી બોલો. કેટલી પુણ્યની થેલીઓ અર્પણ કરી હશે ત્યારે અકામ નિર્જરા કરતો નિગોદથી નીકળી જીવ અહીં સુધી પહોંચ્યો. તમે કોઈ કિંમતી વસ્તુ લાવ્યા હો તો દીકરાને કહો છો ને કે નાણાંની પેટીઓ આપી ત્યારે આ વસ્તુ મળી છે. માટે એને જેમ તેમ વેડફી નાંખીશ નહિ. તેમ ઘણી સાધનાને અંતે માનવજન્મ મળ્યો છે.

આ ભૂમિ, આ શરીર, આ ધરમ, આ પ્રભુ,
ખૂબ મહેનત કર્યાથી મળ્યું છે બધું.

**કે યુગોથી કરેલી ફળી સાધના, હાથમાંથી તું જોજે સરી જાય ના,
જે મોકો છે અહીં, અરે માનવી! ...આવો મોકો તુજને ક્યાંય
પણ નહિ મળે.**

અથાગ પુણ્યોદયે આર્ય ભૂમિ, માનવ ભવ, વીતરાગનો ધર્મ મળ્યો છે. આવો મોકો તને ફરીને મળવો મહાન દુર્લભ છે. મહાન પુણ્ય રૂપી નાણું આપીને આ કાયા રૂપી નૌકા ખરીદી છે. ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનમાં પણ બોલ્યા છે.

सरीरमाहु नावत्ति, जीवो वुच्चइ नाविओ !
संसारो अण्णवो वुत्तो, जं तरन्ति महेसिणो ॥ ઉત્ત. સૂ. અ.
૨૩ ગાથા ૭૩.

જીવ એ નાવિક છે અને શરીર એ નૌકા છે. સંસાર એ સમુદ્ર છે. અને જે મહર્ષિ છે તે સંસાર સમુદ્રને તરી જાય છે. જો નૌકામાં છિદ્ર પડશે તો આશ્રવના પાણી ભરાશે અને નૌકા ડૂબી જશે. માટે છિદ્ર પડે તો વ્રત-પચ્ચખાણ રૂપી તાળું લગાવી દેજો.

ગૌતમસ્વામીને પ્રભુએ કહ્યું. સ્કંદક પ્રવજ્યાં લેવાનો છે. મોક્ષે જવાનું સર્ટીફિકેટ મેળવવાનો છે તેથી ગૌતમ સ્વામીને ખૂબ આનંદ થયો. તમારે ઘેર ધર્મિષ્ઠ કે જ્ઞાનગોષ્ઠિ કરનાર મિત્ર આવે તો આનંદ થાય કે રોકડીયા દેનાર આવે તો આનંદ થાય? રોકડીયા દેનાર આવે તો તમને વધુ આનંદ થાય.

જ્ઞાતાજી સૂત્રના ૧૬મા અધ્યયનમાં ત્રણે દેરાણી જેઠાણીમાં વિનય છે. સંપ છે. એક બીજાનું માન સાચવે છે. જે ઘરમાં વિનય નથી તે ઘરમાં ભલે લાખો રૂપિયા હોય પણ એક થાળીએ જમી શકતા નથી. વિનય વિનાનું ઘર કલેશનું ઘર છે. એક શેઠે ૧૬ રૂમનો આધુનિક ઢબનો બ્લોક બંધાવ્યો. શેઠ-શેઠાણી-નોકર આદિ બધાના રૂમ અલગ અલગ. પૈસો છે પણ ઘરમાં વિનય નથી. વિનય વિહૂણા કુટુંબના સભ્યો કોઈ કોઈની સાથે પ્રેમથી બોલે પણ નહિ. સામા મળે તો એકબીજાની આંખમાંથી ઝેર વરસે છે. સંપત્તિ છે પણ સંપ નથી. પૂર્વના પુણ્યોદયે લક્ષ્મી અઢળક મળી છે પણ ઘરના માણસો એવા મળ્યા છે કે પોતે સુખ ભોગવતા નથી ને બીજાને સુખ ભોગવવા દેતા પણ નથી. તેમાં શેઠાણીનો રૂઆબ તો એટલો બધો કે શેઠ પણ અકળાઈ જાય. કહેવત છે કે જેના ઘરમાં સ્ત્રી બગડે તેની જીંદગી બગડે છે. દુનિયાની દૃષ્ટિએ આ શેઠ સુખી દેખાય છે પણ મન અશાંત છે. કારણ કે જીવની અજ્ઞાન દશા છે. જો જીવમાં જ્ઞાન હોય તો એવો વિચાર કરે કે કોણ કોનું છે? શેઠ શેઠાણીને કંઈક પૂછવા જાય તો મોં બગાડી નાંખે. શેઠ-શેઠાણીનો મેળ ૩૬ના આંક જેવો છે. જો વિનય આવી જાય તો ૩૬નો આંક ૬૩ બની જાય.

શેઠ વિચાર કરે છે કે પત્નીને કોઈ ઉપાયે સુધારવી તો જોઈશે. પતિ-પત્ની જો પરસ્પર અનુકૂળ ન હોય તો એ ઘર દાવાનળ સમાન છે. શેઠ શેઠાણીને ધર્મ કરવા માટે કહે ત્યારે શેઠાણી કહે-તમે નવરા છો. તમે ધર્મ કરો એટલે બસ છે. મારે તો કાંઈ કરવું નથી. ત્યારે શેઠ હસીને કહે-તું એક કામ કર. આપણા બંગલાની સામે ઝુંપડામાં એક કઠિયારાનું કુટુંબ વસે છે. તો તું ત્રણ દિવસ રોજ એકેક કલાક તેમને ત્યાં બેસવા જજે. ત્યાં તને શાંતિ મળશે. શેઠાણી કહે. શું હું એવા ભિખારીને ત્યાં બેસવા જાઉં ? શેઠે ખૂબ કહ્યું એટલે બીજે દિવસે શેઠાણી કઠિયારાની ઝુંપડી પાસે આવ્યા. તો બારણું અંદરથી બંધ હતું. શેઠાણીએ સાંકળી ખખડાવી એટલે અંદરથી કઠિયારાની સ્ત્રીએ પૂછયું-કોણ છો? શેઠાણીએ પરિચય આપતા કહ્યું : હું છું. આપ સાંકળ ખોલો. ત્યારે કઠિયારાની પત્ની કહે, તમે થોડીવાર ખમી જાવ. મારા પતિદેવ જમવા બેઠા છે. માટે અડધો કલાક લાગશે. શેઠાણી વિચારે છે કે, હું કયાં નવરી છું કે અડધો કલાક ઊભી રહું. એ તો ઘેર રવાના થઈ ગયા. કઠિયારાના ઘરમાં પતિ-પત્ની અને બે બાળકો હતા. મજુરી કરીને પેટનો નિર્વાહ કરતા હતા. પણ પત્ની સુશીલ, વિનયી ને આજ્ઞાંકિત હતી તેથી કુટુંબમાં ખૂબ શાંતિ હતી.

શેઠાણીએ આવીને શેઠને કહ્યું-હું તેને ઘેર ગઈ તો બારણું પણ ન ખોલ્યું ને કહે-અડધો કલાક પછી ખોલીશ. મારા પતિદેવ જમવા બેઠા છે. હવે ફરીને ત્યાં જવાનું કહેશો નહિ. શેઠને થયું-શેઠાણીને સુધારવા મુશ્કેલ છે. ફરીથી શેઠે વિનયથી શેઠાણીને કહ્યું. તું તેને ત્યાં એક વાર તો જઈ આવ. લાખો રૂપિયા ખર્ચતા ન મળે તેવું તને ત્યાં મળશે. શેઠનું કહેવું માની બીજા દિવસે શેઠાણી ગયા. જઈને બારણાની સાંકળ ખખડાવી ત્યારે કઠિયારાની પત્ની કહે-શેઠાણી, તમે આવ્યા તો ભલે આવ્યા પણ આજે મારા સ્વામીની આજ્ઞા નથી. તમે કાલે આવજો. હું મારા સ્વામીની આજ્ઞા લઈ રાખીશ. શેઠાણીએ સ્વામી શબ્દ બે વાર સાંભળ્યો. એટલે ઘેર આવી શેઠને કહે છે કે કઠિયારાની પત્ની સ્વામી-સ્વામી કરે છે તો સ્વામી નામનું કોઇ પ્રાણી છે? (હસાહસ). સ્વામી પ્રભુને કહેવાય ને પતિને સ્વામી કહેવાય. બીજા કોઈને સ્વામી ન કહેવાય. મહાસતીને મહાસતી કહેવાય. સ્વામી ન કહેવાય. શેઠ કહે સ્વામી એટલે જેને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હોય એવો ધણી અથવા ભગવાન. શેઠને શેઠાણીના મુખમાંથી સ્વામી શબ્દ સાંભળવા મળ્યો તેથી ઘણો સંતોષ થયો. રાગ દશા કેવી છે!

ત્રીજા દિવસે શેઠાણી કઠિયારાને ત્યાં ગઈ. ઘર માટીનું છતાં સ્વચ્છ. કહે પધારો શેઠાણી, શેઠાણીને આસન આપીને બેસાડયા ને કહ્યું. તમે જે કામે આવ્યા હોય તે કહો. મારી ઝુંપડીએ આપના પુનિત પગલાં થયાં, મારી ઝુંપડી પાવન થઈ ગઇ. શેઠાણી કહે-હું આપને ત્યાં એક કલાક બેસવા આવી છું. ઝુંપડીમાં સામે એક લાકડી પડેલી જોઈને કહે-બહેન! આ લાકડી કેમ રાખી છે? ત્યારે કઠિયારણ કહે-

મારી સેવામાં કોઈ ખામી જણાય તો મારા સ્વામી મને એ લાકડીથી મારે. હજુ સુધી એવો પ્રસંગ આવ્યો નથી. ભૂલ ન થાય તે માટે હું ખૂબ સાવધાની રાખું છું. આ લાકડી સામે રાખવાથી હું કાયમ સાવધાન રહું છું. એક ગરીબ કુટુંબની સ્ત્રી પાસેથી આજે શેઠાણીને વિનયનો બોધપાઠ મળી ગયો. એટલામાં કઠિયારો આવ્યો. તેને સ્નાન કરવા ગરમ પાણી આપ્યું ને ખૂબ ભક્તિ કરી. પછી બધાએ સાથે પ્રભુની પ્રાર્થના કરી. અને પછી પતિને ખૂબ પ્રેમથી જમાડયા. આ જોઈને શેઠાણીને થયું કે કયાં બંગલામાં રહેવાવાળી હું અને કયાં આ ઝૂંપડામાં રહેનારી! શેઠાણીએ ઘેર જઈને રસોઈ આદિ બધું તૈયાર કરી લીધું. અને પતિને આવવાના ટાઈમે બારણે જઈને ઊભી રહી. શેઠ આવ્યા એટલે કહે–પધારો સ્વામીનાથ! શેઠ–શેઠાણીનો સંસાર પછી તો સ્વર્ગ સમાન બની ગયો.

અહીં આપણે તો એ સમજવું છે કે સમજુ અને સંસ્કારી આત્માનો પરિચય થાય તો પલટો થયા વિના રહે નહિં. શેઠાણીને સારો પરિચય થતાં જીવન સુધરી ગયું. માટે સંગ કરો તો સજ્જનનો કરજો પણ દુર્જનનો સંગ ન કરશો. જીવનમાં પ્રેમથી અને સંપથી રહેતા શીખો. મૃત્યુ તો પાંચ–પચાસ વર્ષે આવશે પણ કષાયના પરિણામમાં જોડાઈને આત્મા ક્ષણે ક્ષણે ભાવ મરણે મરી રહ્યો છે. ક્ષણે ક્ષણે જીવ સાત કે આઠ કર્મો બાંધે છે અને કંઈક નિર્જરે છે. શેઠાણીના સારા વર્તનથી દીકરા–વહુને પણ ભાન થઈ ગયું અને જે સંસાર દાવાનળ જેવો હતો તે સ્વર્ગ સમાન બની ગયો. અને સંસ્કાર અને સદ્‌ગુણના કયારા ખીલી ઉઠયા.

અહીં ત્રણે બ્રાહ્મણની પત્નીઓ આનંદથી હળીમળીને રહે છે. હવે ત્યાં શું બનશે તેના વિશેષ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧

(અષાડ વદ ૧૩ ને મંગળવાર તા. ૧૬–૭–૭૪)

શાસનસમ્રાટ ત્રિલોકીનાથના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત વીર પ્રભુની વાણીમાં કેટલી તાકાત રહેલી છે! જે આપત્તિઓને દૂર કરવા ગમે તેટલે પુરૂષાર્થ કરો છતાં દૂર ન કરી શકો તે વીરવાણી કરી શકે છે. તે સંપત્તિને આપનાર વિપત્તિને ભેદનારી અને ત્રિવિધ તાપને મટાડનારી છે. આવી વીરવાણી પ્રત્યે જ્યાં સુ જીવને અટલ શ્રદ્ધા નથી ત્યાં સુધી તે અમૃત ઘૂંટડા પી શકશે નહિ. એ આગમના શ

આપણા આત્મામાં ઊતરી જાય તો આ ભવે સુખ મળે ને આવતા ભવે પણ સુખ મળે છે. સંસારના દરેક પ્રાણી સુખને ઇચ્છે છે ને સુખ મેળવવા માટે દોડાદોડી કરે છે. જ્ઞાની કહે છે તમારે કયું સુખ જોઈએ છે? ઉભય ભવમાં સુખ મળે તેવું સુખ જોઈએ છે કે વર્તમાન સંસારના ક્ષણિક સુખો મેળવવા પાછળ અનંતુ દુઃખ ઊભું થાય તેવું સુખ જોઈએ છે? (શ્રોતામાંથી અવાજ : ઉભય ભવમાં સુખ મળે તેવું સુખ જોઈએ છે.) જેમ જ્ઞાન વગરનો બાળક પકડેલો શબ્દ મૂકતો નથી તેમ અજ્ઞાની જીવોને સાચું સુખ કયાં છે તે ખબર નથી અને તેને મેળવવા દોટ મૂકી રહ્યો છે. પણ ભગવાનના વચનામૃતો પ્રત્યે વિશ્વાસ બેસશે ત્યારે થશે કે જે તાકાત જડીબુટ્ટીમાં નથી તેથી અનંતી તાકાત ભગવાનના વચનામૃતોમાં છે. જ્યારે વીતરાગના વચનો પર શ્રદ્ધા થશે ત્યારે દિલમાં થશે અહો પ્રભુ! શું તારું સામર્થ્ય છે! શું તારી શક્તિ છે! સાડાબાર વર્ષ ને એક પખવાડિયામાં તમે ભૂખ કરીને ખાધું નથી ને ઊંઘ કરીને સૂતા નથી. તે કેવળજ્ઞાન ઝટપટ મેળવ્યું નથી. કેટલા ભયંકર ઉપસર્ગો આવી ગયા. આ બધાં પરિણામને અંતે જો ઊંઘ આવી ગઈ હોય તો માત્ર બે ઘડી.

ભગવાન ઋષભદેવનું જીવન જોઈએ. તે બધા તો કમાલ કરી ગયા છે. તમારે તો આરામથી રહેવું છે. કમાડને જોડવા ખીલી ખાવી પડે છે. તમારે દુઃખનો એકે ખીલો ખાવો નથી ને મનગમતી મુક્તિ મળતી હોય તો જોઈએ છે. તે કયાંથી મળે? ભગવાન ઋષભદેવે ૧૦૦૦ વર્ષ એવી અઘોર સાધના કરી છે કે જે વાંચતા આપણા રૂંવાડા ખડા થઈ જાય છે. પ્રભુ! કયાં તારી અઘોર સાધના અને કયાં આ પામર જીવડા! ૧૦૦૦ વર્ષોની સાધનામાં તેમને ઊંઘ આવી કેટલી? ફક્ત એક અહો રાત્રી એક વર્ષે કેટલી? ફક્ત ૧ાા મિનિટ. આજે માનવીને રાત્રે ઊંઘ લાવવા માટેની ગોળી ખાવી પડે. ખાધેલું પચાવવા માટે પણ ગોળી. આમ દવાથી જીવન ચાલે છે. પણ વિચાર થાય છે કે આજે મારી ઊંઘ ઊડી ગઈ છે તો આત્મસાધના કરું?

જેને મોક્ષ તત્ત્વની રૂચી થઈ છે, યથાર્થ શ્રદ્ધા થઈ છે તે દેહના દુશ્મન બને અને આત્માના પૂજારી બને. જેને મોક્ષ જોઈએ છે તેને દેહના દુશ્મન બનવું પડશે. તમે મારી હા એ હા ના ભણુશો. સમજો તેટલી હા કહેજો. હું ન સમજું તેથી ખોટું છે એમ પણ ન માનશો. દેહના દુશ્મન શા માટે? તમે પ્રતિક્રમણમાં બોલો છો આ શરીર રત્નના કરંડીયા સમાન છે. સમજાય તો કબૂલ કરજો. આત્મ-સુખના ઈચ્છુક બનવું હશે તો દેહના દુશ્મન બનવું પડશે. સાંભળો. દેહના દુશ્મન શા માટે? દેહના રાગને વશ થઈને તેના પાલનપોષણ માટે માયા કપટ અન્યાય અનીતિ આદિ પાપો કરો છો. મારું શરીર કેમ સારું રહે? દેહને ગરમી ન લાગે માટે પંખા, એરકંડીશન વસાવો. દેહના રાગીઓ ત્યાં સુધી ઇચ્છે છે કે ધર્મસ્થાનકમાં પણ પંખો

નાંખે તો સારું. કેટલો બધો દેહનો રાગ છે? દેહના રાગ નથી ઉતર્યા તે ધર્મ-સ્થાનકમાં પણ એશઆરામ ગોતે છે. ઉનાળાની સખત ગરમીમાં એક ઓફીસેથી બીજી ઓફીસે જવું હોય ત્યાં તાપ નથી લાગતો. સંસારી જીવોના વર્તન જોતાં એમ થાય છે કે આ જીવ માતાના ગર્ભમાં નવ માસ કેવી રીતે રહ્યો હશે? (શ્રોતામાંથી અવાજ: ઊંધા મસ્તકે. ત્યાં ચાલતું નહોતું માટે.) હવે સવળા માથાના થયા એટલે દેહ માંગે તે કરવા મંડી પડયા છે. જો સવળા માથે આડા ચાલશો તો આથી વધુ વાર ઊંધા મસ્તકે લટકવું પડશે. મોક્ષની સાધના માટે દેહ સાચવવો પડે તો સાચવો પણ પાપ કરીને દેહને સાચવતા હોય તો મોક્ષની શ્રદ્ધા ખોટી છે.

આત્માના પુજારી બનવું હશે તો દેહના દુશ્મન બનવું પડશે. દેહને દુશ્મન જોશું તો દેહની સરભરા એવી નહિ કરાય કે જે આપણા આત્માનું અહિત કરનારી હોય. દેહના સુખ માટે શું કરો છો? અનીતિ, પ્રપંચ, જૂઠ, વિશ્વાસઘાત વિગેરે જાલિમ પાપો થઈ રહ્યા છે. આજે ચુંટણીમાં ચૂંટાવા માટે કેટલા કૂડ કપટ ને કેટલા કાવાદાવા થાય છે? કેવળ પૈસા ભેગા કરવા માટે કેવી અનીતિઓ, અન્યાયો, વિશ્વાસઘાત થઈ રહ્યા છે! શા માટે? દેહના સન્માન માટે જ ને?

દેહનો પુજારી એ આત્માનો દુશ્મન છે. જેમ સાવકી માતા પોતાના પુત્રને પ્રેમથી રાખે છે અને શોકયના દીકરાને દુશ્મન દેખે છે. સવારે ઊઠીને એ નાસ્તા પાણી માગે ત્યારે ભભૂકી ઉઠશે કે લો, જાગ્યા ત્યારથી આનો કકળાટ શરૂ થયો. જાણે દુકાળમાંથી ન આવ્યો હોય તેમ ખાઉં ખાઉં કરે છે. પરંતુ પોતાના દીકરા માટે હોંશે હોંશે એના જાગતાં પહેલાં ગરમ નાસ્તો કરી રાખે ને છોકરો જાગે એટલે નાસ્તો કરવા પ્રેમથી બોલાવે. એવું દેહના પ્રેમી અને આત્માના દુશ્મનને બને છે. સવારે ઊઠી આને કહો સામાયિક કરો, પ્રતિક્રમણ કરો, પ્રાર્થના કરો તો દેહના પ્રેમીને કડવું લાગશે. કદાચ જો રોજ કરાવવા માંડયું હશે તો કહેશે સવાર પડી ને આ બબડાટ ચાલ્યો. પરંતુ સવાર પડવા છતાં ઘરવાળા કહે–સૂઈ રહો. હજુ ઊઠવાની વાર છે અથવા જાગતા છાપું મળે, નાસ્તા પાણી મળે તો એ બધું હોંશે હોંશે વધાવી લેવાશે. જેમ પેલી સાવકી માતા પોતાના છોકરા માટે તૈયાર છે પણ શોકયના છોકરા માટે નહિ. તેમ દેહના માટે છે. ધર્મને માનનારો આત્મા દેહનો પૂજારી હોય કે આત્માનો પૂજારી! આપણે બીજાનું જોવાની જરૂર નથી પણ આપણું પોતાનું માપ કાઢવાનું છે. આત્માના સુખના પ્રેમી બનવું હોય તો આત્માના લાભની વસ્તુ ન્યાય-નીતિ-સરળતા, દાન, શીયળ, તપ, ભાવ, સંયમ, ક્ષમા, વિગેરેની હોંશ રાખવી જોઈશે. અને દેહના લાભની વસ્તુ ભોગવિષય, અસંયમ, સત્તા, માન વિગેરેમાં ઠગાવાનું છે એમ સમજીને એમાં ચેતતા રહેવાની જરૂર છે. માટે દેહના દુશ્મન અને આત્માના પૂજારી બનવાની જરૂર છે,

મોક્ષ તત્ત્વની રૂચી કોને થાય ? મોક્ષે જવા માટે લાયક કયા જીવ છે ? મોક્ષ મેળવવા માટે યોગ્યતા કેટલી કેળવવી પડશે ? જે દેહના દુશ્મન બને, આત્મસુખના ઇચ્છુક બને તેને પછી સંસાર પ્રત્યે નિર્વેદભાવ થાય. જ્યાં વેદ છે ત્યાં વિકાર છે. કેવળી થવા માટે પણ અવેદી દશા જોઈશે. જીવ અવેદી થયા પછી કેવળજ્ઞાન પામી શકે છે. સ્ત્રી વેદ, પુરૂષ વેદ અને નપુંસકવેદનો નીકળ્યો જીવ સિદ્ધ થાય છે પણ વેદ છે ત્યાંથી સિદ્ધ થતો નથી. વેદની પ્રધાનતા નથી બતાવી. સંસારની જડને મજબૂત કરનારો વેદ છે. તમે ગૃહસ્થપણામાં બેઠા છો પણ સંસારી. પદાર્થોમાં ઓતપ્રોત ન થતાં વિકારી ભાવનો નાશ કરો. આત્માને મોક્ષ જોઈતો હોય તો દેહનો રાગ ઘટાડવો પડશે. દેહાધ્યાસ છોડવા પડશે. મોક્ષે જવા માટે શરીર સાધન રૂપ છે, પણ તેમાં ફસાઈ જઈને પાપ કરવા તે પાપ છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં સમ્યક્ત્વના ૭૩ બોલની વાત ચાલી છે. તેમાં બીજો બોલ એ છે કે હે પ્રભુ !

**"निव्वेदेणं भन्ते जीवे किं जणयइ ? निव्वेदेणं दिव्वमाणुस्स तिरिच्छएसु कामभोगेसु निव्वेयं हव्वमागच्छइ । सव्व विसएसु विरज्जइ । सव्व विसएसु विरज्जमाणे आरंभ परिग्गह परिच्चायं करेइ । आरंभ परिग्गह परिच्चाय करेमाणे संसार मग्गं वोच्छिन्दइ, सिद्धिमग्गं पडिवण्णे य हवइ ।"**

ઉત્ત. સૂ. અ. ૨૯.

બંધુઓ ! ચિંતન કરો, મનન કરો. હું સમ્યક્ત્વ પામ્યો છું ? સમ્યક્ત્વની સન્મુખ થયો છું ? સમ્યક્ત્વના લક્ષણ મારામાં છે કે નહિ ? મોક્ષતત્ત્વની રૂચી મારામાં પ્રગટી છે ? સમ્યક્ત્વ પામ્યા પછી આત્મા શહેનશાહનો શહેનશાહ છે. તેને મોક્ષે જવાની મહોર વાગી ગઈ. જો સમ્યક્ત્વ વમે નહિ તો ત્રીજે-સાતમે કે મોડામાં મોડો પંદરમા ભવે તો મોક્ષે જાય. અને નરક કે તિર્યંચ ગતિનો બંધ પાડયો ન હોય તો નરક-તિર્યંચમાં જાય નહિ. દેવગતિમાં જાય. દેવમાં પણ ભવનપતિ, વાણવ્યંતર કે જ્યોતિષીમાં ન જાય, પણ વૈમાનિકમાં જાય. જીવના ૫૬૩ ભેદમાં ૧૪ ભેદ નારકીના, ૪૮ ભેદ તિર્યંચના, ૩૦૩ ભેદ મનુષ્યના તે ૧૦૧ સમુર્છિમ મનુષ્યના અપર્યાપ્તા, ૧૦૧ ગર્ભજ મનુષ્યના અપર્યાપ્તા ને પર્યાપ્તા એમ ૩૦૩ ભેદ ને ૯૯ જાતિના દેવના અપર્યાપ્તા ને પર્યાપ્તા એટલે ૧૯૮ ભેદ દેવના. તેના ચાર ભેદ ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક ૧૨ દેવલોક, નવ ગ્રૈવેયક, નવ લોકાંતિક ને પાંચ અનુત્તર વિમાન એ વૈમાનિક દેવમાં ગણાય. સમ્યક્ત્વીનો નંબર જો નરક-તિર્યંચનો બંધ પાડયો ન હોય તો વૈમાનિકમાં તેનો નંબર લાગી જાય. એટલે જેવા તેવા દેવમાં ન જાય પણ મહર્ધિક દેવમાં જાય.

જ્ઞાનીઓ કહે છે જેમ લોહી નસેનસમાં વહી રહ્યું છે તેમ નસેનસમાં, રોમેરોમમાં અને શ્વાસોચ્છ્વાસમાં પોતાના શરીરથી લઈને બીજા પર નિર્વેદ ભાવ આવવો જોઈએ. કર્મના વશે પિંજરામાં પૂરાયો છું છૂટી શકતો નથી. નિર્વેદ ભાવ ક્યાં સુધી લઈ જાય છે? મોક્ષ સુધી પહોંચાડે છે. નિર્વેદથી જીવને શો લાભ થાય છે? નિર્વેદથી દેવ–મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામભોગથી જલ્દી વિરકત થાય છે. ઓફીસે જવામાં કે ધન કમાવવા માટે જલ્દી શબ્દ નથી વાપર્યો. ઓફીસનો ટાઈમ થઈ ગયો હોય તો ગાડી એકદમ સ્પીડમાં ચલાવો છો પણ તેમાં જેટલી તીવ્રતા છે તેટલું પાપ ભર્યું છે. પણ આત્મસાધનામાં જેટલી તીવ્રતા તેટલી કર્મ બંધનમાં મંદતા, અને જેટલી કર્મ-બંધનમાં તીવ્રતા એટલી આત્મસાધનમાં મંદતા. નિર્વેદથી જીવ દેવ–મનુષ્ય અને તિર્યંચ સંબંધી કામ ભોગોથી વિરકત થાય છે. કારણ કે કામભોગ દેવ–મનુષ્ય અને તિર્યંચ ત્રણેમાં છે. નરકમાં વાસના છે પણ મૂર્છા નથી.

ભગવાને સૌથી પ્રથમ કામ ભોગને છોડવાના કહ્યા છે. યાદ રાખો, મકાન મોટું આલેશાન બનાવ્યું હોય પણ તેના ઉપર ધાબુ કે છાપરું નહિ હોય તો એ નહિ શોભે. તેમ તમે બધું કરતા હશો પણ વિષયભોગ વિષના કટોરા જેવા નહિ લાગે તો તમારી ક્રિયાઓ ધાબા વગરના મકાન જેવી લાગશે. લોહીથી ખરડાયેલું કપડું લોહીમાં ધોવાથી સાફ નહિ થાય પણ ઊલ્ટુ બગડવાનું છે. કાદવની કોઠી ઉલેચે કાદવ મળવાનો છે તેમ સંસારના કામભોગોમાં રચ્યો રહીશ તો તેં કાદવ ઉલેચ્યો છે. કર્મબંધન ઘટશે નહિ પણ વધશે. માટે કામભોગથી વિરકત બનો. જેનો સેનાધિપતિ અગર નાયક પકડાઈ ગયો પછી ટોળાનું શું ગજું? તેમ કામભોગ સિંહ જેવા છે. બાકી બધું હાથીના ટોળા જેવું છે. પાંચ ઈન્દ્રિના વિષયોથી રાત–દિવસ આશ્રવ સેવાતો હોય છે. જેમ દારૂડીયો પૈસા ખર્ચીને દારૂ પીવે ને ગાંડો થવાનો ધંધો કરે પછી તે દારૂના નશામાં એલફેલ શબ્દો બોલે. અને કચરાપેટીમાં જઈને પડે તો તેને તમે શું કહો? (શ્રોતામાંથી અવાજઃ–મૂર્ખ). હાથે કરીને પૈસા ખર્ચીને ગાંડો થઈને ફરે છે! જ્ઞાની કહે છે તું પરને ઉપદેશ આપે છે પણ તારી શી દશા છે? આ તો દ્રવ્ય દારૂ છે. પણ મોહનીય કર્મ ભાવ દારૂ છે. જીવ ત્રીસ પ્રકારે મહામોહનીય કર્મ બાંધે છે. આ ત્રીસે એવા છે કે જો ઉપયોગ ચૂકયો તો ભવવનમાં એવો ભમશે કે તેના હાડકા ભાંગી જશે. મમ્મણ શેઠની પાસે કરોડોની સંપત્તિ હોવા છતાં તે નરકે ગયો, કારણ કે તેને મોહનો મૂંઝારો થયો હતો. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. તેમાં ૧૬ કષાયની છે. મુખ્ય કષાય ચાર. ક્રોધ–માન–માયા–લોભ. જેનાથી સંસારનો લાભ થાય તેનું નામ કષાય. જેને મોક્ષ તત્ત્વની રૂચી થઈ હોય, શ્રદ્ધા થઈ હોય તે નિર્વેદ ભાવમાં આવે. સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા એ પાંચ સમ્યક્ત્વના લક્ષણ છે. સમ્યક્ત્વ આવ્યા પછી કદાચ સંસારમાં રહેવું પડે તો રહે, પણ તેનો

ભાવે ભાવના ભાવતાં ભવના ભૂક્કા થઈ જાય. જેમ દુકાન હોય પણ તેમાં માલ ભર્યો ન હોય તો તે દુકાન ન કહેવાય પણ વખાર કહેવાય. જેમ કોઈ તમને રજીસ્ટરથી માલ પેક કરીને મોકલે. તમારી પાસે રજીસ્ટરથી તે માલ આવે, ખોખું ખોલો ને અંદર માલ ન હોય તો ખોખાની શી કિંમત? તમારી ભાવનામાં ભાવનો માલ છે કે નહિ? અંતરથી શ્રદ્ધા નથી કે આ બધું મારે કરવા જેવું છે ત્યાં સુધી ક્રિયાઓ નિષ્ફળ છે.

**ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા,**
**ને ધર્મનો ઉપદેશ લોકને રંજન કરવા મેં કર્યા.**

આ જીવે સાધુ બનીને, શ્રાવક બનીને કેટલા નાટક કર્યા છે! અહીં આવીને સંતોને છેતરવાના કામ કર્યા છે. અને સંત બનીને પરમાત્માને છેતરવાના કામ કર્યા છે. જગતને ઠગતાં આત્મા પોતાને ઠગી રહ્યો છે. પેલા ભાઈ ઉઘરાણી માટે દીક્ષા લેતા ન હતા. જ્યારે ફરીને બાર મહિને તે ગામમાં ગયા ત્યારે પૂછયું. પેલા ભાઈએ દીક્ષા લઈ લીધી? તો કહે ના. એ તો મરી ગયા. ઉઘરાણી કરતાં કાળરાજાએ તેની ઉઘરાણી કરી લીધી. સમ્યક્ત્વના લક્ષણવાળો જીવ શ્રદ્ધાને સ્પર્શી ગયો છે. તેને તો નિશ્ચય થઈ ગયો છે કે સમ્યક્ત્વના બી વગર મોક્ષ નથી. તેથી સંસારથી છૂટવા પ્રયત્ન કરે. તેના દિલમાં ધન ન મળે તેનો આઘાત ન હોય પણ ધર્મ ન થાય તેનો આઘાત લાગે. પણ આજે સંત કરતાં સંતાનો, ધર્મ કરતાં ધન અને પરમેશ્વર કરતાં પૈસો વહાલો લાગ્યો છે. તમને એમ થાય કે ઉપાશ્રયમાં જઈએ, વ્યાખ્યાન સાંભળીએ ને પાંચ માળા ફેરવી લઈએ તેથી મોક્ષ મળી જશે. જો તત્ત્વબોધ પામવાની જિજ્ઞાસાથી અહીં સાંભળવા આવતા હશો તો વીતરાગ વાણી સાંભળતાં હૈયું હચમચી જશે. અને સાંભળ્યા પછી સંસારની માયા ફિક્કી, ભારરૂપ, બંધનરૂપ અને ભયંકર દુઃખદ લાગશે. તત્ત્વજ્ઞાન સાંભળવાની ઇચ્છાને જેવી તેવી ન સમજતા. સમ્યગ્દર્શનનું એ નિશાન છે.

માટે મહાપુરૂષો કહે છે તારા હૃદયને તું સમ્યક્ત્વના રંગથી રંગી દે. એ રંગ કેવો હોય? કોઈ યુવાન પુરૂષ હોય, એને મનગમતી કન્યા મળી ગઈ. ધન-વૈભવ અપાર હોય, સંતાનો પણ સંસ્કારી, લાડી-વાડી અને ગાડી બધું છે. મધુરા ગીતો સાંભળવા મળતા હોય એમાં એને જે રસ અને આનંદ હોય તેના કરતાં અધિક રસ, અધિક આનંદ સમકિતીને ધર્મ સાંભળવામાં હોય. તે સંસારને અસાર ને પાપને ગોઝારો દેખે. ધર્મને તારણહાર અને સારભૂત દેખે. પછી એ ધર્મ સાંભળવામાં એને ઉત્કૃષ્ટ રસ હોય અને પાપની, મોહની, વિષયોની વાતો સુણવામાં જરા પણ રસ ન હોય. એને જો પાપ શ્રવણનો રસ હોય અને ધર્મ શ્રવણમાં રસ ન હોય તો ધર્મ ગમ્યો કેમ કહેવાય? સમ્યક્ત્વ તો દેવ-ગુરૂ-ધર્મનો રાગ અને વિષયોનો વૈરાગ્ય માંગે છે. સમકિતીને દેવ-ગુરૂ ધર્મ સરસ રસદાર લાગે અને વિષયો નીરસ લાગે. જેને દેવ ગુરૂ અને ધર્મ સરસ લાગ્યા છે તેને ધર્મનું તત્ત્વજ્ઞ ન સાંભળવામાં પ્રેમ ન આવે એ બનવા યોગ્ય

નથી. જો શરીરમાં બેચેની લાગે, સુસ્તી રહ્યા કરે તો આરોગ્યનો વાંધો, તેને કોઈ રોગની પીડા છે એમ માનવું પડે. તેમ દેવ-ગુરૂ-ધર્મનું મહાત્મ્ય સાંભળવામાં સુસ્તી અને નિરસતા રહેતી હોય તો સમ્યક્ત્વ રૂપી આરોગ્યનો વાંધો અને તેને મિથ્યાત્વનો રોગ પીડે છે એમ માનવું પડે. શરીરમાં સુસ્તી કે સ્ફૂર્તિ એ રોગ કે આરોગ્યનું માપક યંત્ર બેરોમીટર છે. એમ ધર્મ સાંભળવામાં નિરસતા આવે કે રસ આવે એ મિથ્યાત્વ અથવા સમ્યક્ત્વનું માપકયંત્ર છે. સમ્યક્ત્વની બધી ક્રિયા ભાવસહિત હોય છે. દરેક ક્રિયામાં ભાવ હોવો જોઈએ.

જ્ઞાતાજી સૂત્રમાં ત્રણ બ્રાહ્મણો અને તેમની ત્રણ પત્નીઓ નાગેશ્રી, ભૂતશ્રી અને યક્ષશ્રી ત્રણે ખૂબ સુકુમાલ કાયાવાળી છે. અંગોપાંગ સુંદર છે. કુદરતી સૌંદર્ય મળ્યું છે. મનુષ્યને જેટલા સુખના સાધન જોઈએ તે બધા મોજુદ હતા. તે મેળવવા આકાશ-પાતાળ એક કરવા પડ્યા નહોતા. જન્મ્યા ત્યારથી લક્ષ્મી મળી ચૂકેલી છે. આ જીવો પૂર્વે પુણ્ય કરીને આવ્યા છે જેથી બાપદાદાની લક્ષ્મી ચાલુ રહી છે. તેમને ત્યાં સંપત્તિ, રિદ્ધિ-સિદ્ધિ ને વૈભવ વિલાસો અપાર છે. ત્રણે ભાઈઓ ભેગા છે. એક અવાજે બોલે છે. બધામાં એકીકરણ છે. જેમ દૂધમાં સાકર ભળે તો સ્વાદ આવે પણ છાશનું ટીપું પડે તો ફાટી જાય. તેમ આ કુટુંબ દૂધમાં સાકરની જેમ મળીને પ્રેમથી રહે છે. આ બ્રાહ્મણોની જેમ જેના ઘરમાં પતિ-પત્નીનો એકમત હોય તેની સાથે ધર્મમાં એકમત થાય તો તેમનો રથ ધમધમાટ ચાલે છે. આજે ધર્મના બહાના નીચે કયારેક કષાય આવે તેવા પ્રસંગો ઊભા થઈ જાય છે. પતિને સંસાર હેય છે એમ સમજાઈ ગયું હોય તેથી તેને સંસાર પ્રત્યે નિર્વેદભાવ આવે ત્યારે પત્નીને આ વાત રૂચતી ન હોય તો કલેશ થઈ જાય ને? આ પણ પુણ્યમાં ખામી છે. જે ઘરમાં માતાપિતા અને સંતાનો સંસ્કારી હોય તે ઘરમાં ધર્મનો રંગ કેવો જામે! જ્યાં પ્રભુના સિદ્ધાંતની વાત થતી હોય પણ પૈસાની વાતો ન હોય, સંતો પાસેથી સાંભળેલી વાતોની સુવાસ હોય પણ સંતાનોને કયાં પરણાવવા છે તેની સુવાસ ન હોય. તમે પૈસાવાળાને ભાગ્યવાન કહો છો પણ જ્ઞાનીની દૃષ્ટિએ જેને આત્માની પિછાણ થઈ છે તે ભાગ્યવાન છે. પૈસા મેળવવા માટે તમે કેટલા દુઃખ વેઠ્યા પણ આત્મા માટે કંઈ કર્યું? ત્યાં એમ થાય છે કે આત્મસુખ મેળવવા માટે જે દુઃખ પડશે તે ભોગવી લઈશ, એવો વેગ હજુ ઉપડયો નથી.

એક દિવસની વાત છે. "तएणं तेसिं माहणाणं अन्नया कयाई एगयओसमुवागयाणं जाव इमेयारुवे मिहो कहासमुल्लावे समुप्पज्जित्था।" તેઓ ત્રણે ભાઈ એક સ્થાને બેઠા હતા ત્યારે પરસ્પર આ જાતનો વિચાર કરવા લાગ્યા કે હે દેવાનુપ્રિયો! આપણી પાસે પુષ્કળ પ્રમાણમાં ગણીમ ધરિમ, મેય અને પરિચ્છેદ્ય રૂપ ચારે જાતનું ધન છે.યાવત્ પદ્મરાગ

વગેરે રૂપ સ્થાપત્ય પણ છે. કનક, સુવર્ણ, રત્ન, મણી, મોતી વગેરે બધું છે અને જે કંઈ છે તે એટલું બધું છે કે સાત પેઢી સુધી પણ જો પુષ્કળ પ્રમાણમાં દાન આપવામાં આવે છતાં તે ખૂટશે નહિ. તો આપણે શું કરવું? ત્રણે ભાઈની મિથ્યા દૃષ્ટિ ગઈ નથી તેથી તેમને ભૌતિક સુખોમાં સુખ દેખાય છે, પણ જે આત્માઓ સંતોનો સંગ કરે છે, શાસ્ત્રનું વાંચન કરે છે, ધર્મનું આચરણ કરે છે તેને આપત્તિના સમયમાં સહન કરવાનું બળ મળે છે.

મહાન પુરૂષો કોઈના તરફથી અનિષ્ટ બન્યું હોય તો એના દુઃખને પોતાની અંદર સમાવી લે છે. પરંતુ અનિષ્ટ કરનારની હલકાઈ બહાર ગાતા નથી. સીતાજીને વગર વાંકે માત્ર લોકવાયકાથી દોરાઈને જંગલમાં ત્યજાવી મૂકેલા. છતાં સીતાની મહાનતા એવી કે ત્યાં જંગલમાં આશ્રય આપનાર ધર્મનો બંધવો–રાજા મળી ગયા. એની આગળ રામની કે લોકોની કોઈની હલકાઈ કરી નહિ. અરે! પોતાના વ્હાલસોયા બે પુત્ર લવ અને કુશને પણ પોતાને કેવા દુઃખ પડયા? પુત્રોના પિતાજીએ શું કરેલું? એ વર્ષો સુધી કંઈ ન કહ્યું. બંને પુત્રો ધનુર્ધારી બની ગયા પછી એ બહારથી જાણી લાવ્યા ત્યારે આવીને સીતાને કહે છે.

હે માતા! અમારા પિતાએ તને વગર વાંકે જંગલમાં કાઢી મૂકેલી, એમણે અમને કંઈ કહ્યું નહિ! શું અમારા પિતા આવા હતા? છોકરાઓના મનમાં એમ કે અમારા પિતા જો આવા હોય તો તેમને બતાવી દઈએ. વાંક હોય ને કાઢી હોય તો બરાબર છે, પણ વગર વાંકે કાઢી હોય તો તેમને બતાવી દઈએ. જુઓ, એ માતા શો જવાબ આપે છે? દિકરા! એમાં શું કહેવાનું હોય? તારા પિતાએ મને કંઈ દુઃખ આપ્યું નથી. વગર વાંકે વગડામાં કાઢી નથી પણ મારા કર્મે મને વગડામાં મોકલી છે. મારા કર્મે મને દુઃખ આપ્યું છે. આજે આવું કહેનારી કોઈ સ્ત્રી છે? (શ્રોતામાંથી અવાજ: એને વગડામાં જ કયાં જવાનું છે?) જુઓ, પેટના દીકરા આગળ પણ પતિનું હલકું બોલતી નથી. બોલે તો દીકરાને માતા ઉપર વિશેષ લાગણી ઊભરાય એવા એ માતૃભક્ત છે. પણ બીજાનું હલકું બોલીને પોતાના માટે લાગણી ઊભી કર્યાથી શો ફાયદો? મહાસતીની આ મહાનતા છે કે બીજાનું હલકું બોલી પોતાના માટે લાગણી વધારવાનું ન કરે.

માતા આગળ પુત્રો કહે છે માતા! તું તારા કર્મનો વાંક દેખે છે એ ઠીક છે. પરંતુ અમારા પિતાજીએ લોકવાયકાથી એવો હુકમ કર્યો એ સારું કર્યું છે? કયાં તારી ગંભીરતા ને કયાં એમની જોહુકમી! શું એ એમ સમજે છે કે તારા કોઈ રખેવાળ નહિ માટે ગમેતેમ કાઢી મૂકાય? હવે અમે લડાઈ લડીને બતાવી આપીશું કે સીતા માતાના રખેવાળ તૈયાર થઈ ગયા છે. માટે અમને લડવા જવાની રજા આપ,

ત્યારે સીતા કહે—અરરરર દીકરા! આ શું બોલ્યા? પિતાજી સાથે લડવા જવાનું? પિતાના સુપુત્રો થઈને પિતાની સાથે લડાય? જવું હોય તો જાવ. લડવા માટે નહિ પણ પિતાના ચરણોમાં પડવા! જુઓ સતી સીતાની મહાનતા!

આ મહાનતા છે કે હલકું બોલવાનું શું? હલકું ચિંતવવાની વાત નથી. ઊલ્ટું વગર વાંકે પોતાને વનમાં ત્યજાવી દઈ દુ:ખદ સ્થિતિમાં મૂકનાર પતિને પગે પડવા જવાની સલાહ આપે છે. દિલ વિશાળ બનાવવું હોય તો કેટલી હદ સુધી બનાવી શકાય? આપણે માણસ છીએ ને સીતાજી પણ માણસ છે ને! જેવું આપણું હૃદય એવું એમનું હૃદય! છતાં એમાં કયાંય અધમતા, પરદોષ બુદ્ધિ કે હલકી વિચારણાનું એક કિરણ પણ છે? ના. સીતાજીમાં મહાનતાનો પૂર્ણ પ્રકાશ ઝગમગે છે. વિશાળતાનો વિશાળ વિશુદ્ધ વહેણ વહી રહ્યો છે. સીતામાં સમ્યક્ત્વનો પ્રકાશ કેવો ઝળહળી રહ્યો છે! સીતાજીને વગડામાં મૂકીને સારથી પાછો ફરે છે ત્યારે પૂછે છે રામચંદ્રજીને કંઈ સંદેશો આપવો છે? ત્યારે સીતાજીએ શું કહ્યું, રામને કહેજો લોકોપવાદથી તમે સીતાનો ત્યાગ કર્યો તો ભલે કર્યો પણ **જૈન** ધર્મનો ત્યાગ ન કરશો. તમારી પત્ની આવું કહેશે ખરી? જેમ પૈસાનો ફુગાવો છે તેમ **જૈન** ધર્મનો પણ ફુગાવો થઈ રહ્યો છે. કેટલા પાખંડીના મતો ચાલી રહ્યા છે! ભગવાનના સિદ્ધાંત ઉથલાવાતા હોય, ભગવાનના નામે હિંસાના તાંડવ રચાતા હોય ત્યાં સાચો શ્રાવક બેસી રહે ખરો? ભગવાન મહાવીર તો નિરંજન નિરાકાર થઈ ગયા છે. એમના નામે પાપ ન થવું જોઈએ.

ત્રણે બ્રાહ્મણો ભેગા થઈને શું વિચારણા કરશે અને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૧૨

અષાડ વદ ૧૪ ને બુધવાર તા. ૧૭–૭–૭૪

રાગદ્વેષના વિજેતા, મોક્ષમાર્ગના પ્રણેતા એવા ત્રિલોકીનાથ વીર ભગવાને ભવ્ય જીવોના આત્મ ઉદ્ધારને અર્થે સિદ્ધાંતમય વાણી બતાવી છે. જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનનો અધિકાર ચાલે છે. ઘણો સમય ગયા પછી એક દિવસ ત્રણે ભાઈ ભેગા થઈને વાત કરે છે, વિચાર કરે છે. ત્રણે ભાઈમાં ખૂબ સંપ છે. એકત્રતા છે ને એકમેક થઈને રહે છે. સૌથી મોટાભાઈ જે ફરમાન કરે તે બીજા બંને ભાઈઓ પ્રેમથી સ્વીકારી લે છે. જ્યાં આવો સંપ છે ત્યાં સાચી લક્ષ્મી છે. લક્ષ્મી છે ને સાથે સંપ

પણ એટલો બધો છે કે મોટાભાઈ જે કહે તે આપણા હિત માટે કહે છે એમ માને છે. આ રીતે એક અવાજે ઘરતંત્ર ચાલી રહ્યું છે. તે આનંદનું વર્ણન થઈ શકે તેમ નથી. મોટાભાઈએ બંને ભાઈઓને બોલાવ્યા. જેવા બોલાવ્યા તેવા તરત હાજર થઈ ગયા. આવીને એટલું પણ પૂછતા નથી કે અમને કેમ બોલાવ્યા? અમારું શું કામ પડયું? કંઈ ચર્ચા નહિ. કોઈ પણ કામ હશે માટે અમને બોલાવ્યા હશે. ત્રણે ભાઈઓ ભેગા થઈને બેઠા છે. ત્રણે દેરાણી-જેઠાણીને શંકા નથી થતી કે ત્રણે ભેગા થઈને શું કરી રહ્યા છે? પુણ્યનો ઉદય હોય ત્યાં શંકા ન થાય. જ્યાં વિતર્ક ઊભા થતા હોય ત્યાં પાપનો ઉદય છે. આ ત્રણે દેરાણી-જેઠાણી ખૂબ સમજુ છે, ડાહ્યા છે. તે સમજે છે કે પુરૂષનું કામ પુરૂષ કરે, સ્રીનું કામ સ્રી કરે. તેમાં આપણે માથું મારવાની શી જરૂર! તેઓ ખૂબ આનંદથી રહે છે.

મોટો ભાઈ કહે છે: દેવાનુપ્રિય! આપણી પાસે ધન, વૈભવ, રિદ્ધિ-સિદ્ધિ અપાર છે. ધન પણ કેટલું? સાત પેઢી સુધી સુખે ખાઈ શકે, મઝા કરી શકે ને આનંદથી રહી શકે તેટલું આપણી પાસે ધન છે, અઢળક સંપત્તિ છે. એથી મને એ યોગ્ય લાગે છે કે આપણે બધા દરરોજ એક બીજાને ઘેર અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતના આહારો પુષ્કળ પ્રમાણમાં બનાવડાવીએ અને उवक्खडावित्ता परिभुंज माणाणं विहरित्तए બનાવડાવીને જમીએ. આ રીતે બધાએ એકમત થઈને વાત સ્વીકારી લીધી.

બંધુઓ! આ બ્રાહ્મણોને ઘેર વિપુલ પૈસો છે, સુખ-સામગ્રી બધી પૂરતી છે પણ ત્યાં શું નથી? ધર્મ નથી. કયો ધર્મ નથી? (શ્રોતામાંથી અવાજઃ-જૈન ધર્મ નથી.) અઢળક સમૃદ્ધિ છે. ખાઈપીને આનંદથી રહે છે. બધામાં એકતા ખૂબ છે. પણ સાથે જો જૈન-ધર્મ હોત તો તેઓ એવો વિચાર કરત કે આપણને લક્ષ્મી ઘણી મળી છે. હવે વિશેષ કમાવાની જરૂર નથી. માટે પાપના ધંધા અને આશ્રવના વહેપાર બંધ કરી દઈએ. પણ જૈન ધર્મ નથી એટલે આવા વિચાર કયાંથી આવે? જૈન દર્શન અને અન્ય દર્શનમાં આટલો ફેર છે. જે સમય અને તક મળ્યા છે તે ચૂકશો નહિ. સંસારના વ્યવહાર સંસાર વધારનાર છે. જમવાની વાત, મોજ મઝાની વાતો સંસાર વધારનારી છે. ધર્મની દૃષ્ટિએ એ વાતો પ્રશંસનીય નથી. લાખો રૂપિયા હોય, ધોમ સાહ્યબી હોય, પણ એ પુણ્યના ઠઠારા ભોગવતાં પાપ બંધાય તે પ્રશંસનીય નથી. અહીં એમ જ છે. બધાય પુણ્યના ઉદયે મળેલાં સુખો ભોગવી રહ્યા છે. પણ તે પુણ્ય ભોગવતાં સાથે ધર્મ નથી તેથી પાપ બંધાઈ રહ્યું છે. કારણ કે ત્યાં વાતો સંસારની છે. આ સંસાર કયા કારણે ઊભો છે? તે બંધ કેમ થતો નથી?

रागो य दोसो वि य कम्मबीयं, कम्मं च मोहप्पभवं वयन्ति।
कम्मं च जाइ मरणस्स मूलं, दुक्खं च जाइ मरणं वयन्ति॥

ઉત્ત. સૂ. અ. ૩૨ ગાથા ૭

ભગવાન શું બોલ્યા છે? જ્ઞાનીએ દુઃખના હેતુ કોને કહ્યા? અને તમે દુઃખના હેતુ કોને માનો છો? પૈસા ન હોય, ઇચ્છા પ્રમાણે ધન મળતું ન હોય, અગર તમે જમવા બેઠા અને મનગમતી રસોઈ ન મળે તો શું થાય? (શ્રોતામાંથી અવાજ: દુઃખ થાય.) ઇચ્છિત વસ્તુ પરિપૂર્ણ ન થાય ત્યાં જીવે દુઃખ માન્યું છે. આ જીવની અજ્ઞાન દશા છે. મિથ્યાદૃષ્ટિ છે. સમકિત દૃષ્ટિ નથી. સમ્યક્ દૃષ્ટિ આત્મા શું વિચાર કરે? મેં આજે આ વસ્તુ બનાવવાની કહી હતી અને તે ન બની તો મારે વૃત્તિ સંક્ષેપ તપ થયો. સમ્યક્ દૃષ્ટિ જીવ એમાં આનંદ માનશે. આજે સારો દિવસ ઉગ્યો, હું મારી વૃત્તિને જીતી શકું તેમ નથી, તો આજે સહેજે સહેજે મારી વૃત્તિઓ જીતાઈ ગઈ.

ગજસુકુમારનો દાખલો તો આપે ઘણીવાર સાંભળ્યો છે. ગજસુકુમારના માથા ઉપર સસરા સોમિલે માટીની પાળ બનાવી સળગતા અંગારા મૂકયા ત્યારે શું ભાવ આવ્યા? મારા સસરાએ મને મોક્ષની પાઘડી બંધાવી. મોક્ષની પાઘડી શા માટે કહી? સમ્યક્ દૃષ્ટિ છે. મિથ્યાદૃષ્ટિ નથી. મિથ્યાદૃષ્ટિ જીવ પરનો દોષ દેખે અને સમ્યક્દૃષ્ટિ જીવ સ્વ દોષ દેખે. મોક્ષની પાઘડી કેમ કહી? મોક્ષની પાઘડી એટલા માટે કહી કે ગજસુકુમારે એવો વિચાર કર્યો કે હે મારા નાથ! જો આપ મને મળ્યા ન હોત તો હું આ સંસાર છોડી ન શકત. મારી તો સગાઈ થઈ ગઈ હતી. હું તો સંસારમાં ડૂબવાનો હતો. ત્યારે મને જરા પણ ભાન કે વિવેક કયાં હતો? ત્યાગ કોને કહેવાય તે પણ મને ખબર ન હતી. પ્રભુ! આપની તો અસીમ કૃપા છે. સંસાર રૂપ મહાસમુદ્રમાં ડૂબતા તેં મને બચાવ્યો. નદીમાં કે તળાવમાં કોઇ માણસ ડૂબવાની અણી પર હોય તેને કોઈ બચાવે તો તે તેનો કેટલો ઉપકાર માને! (શ્રોતામાંથી અવાજ:– અનંતો ઉપકાર.) અરિહંત ભગવાન અને નિગ્રંથ ગુરૂનો આપણા ઉપર અસીમ ઉપકાર છે. જ્ઞાની કહે છે કદાચ ચામડી ઉતારવાનો પ્રસંગ આવે તો કબૂલ કરજે પણ ગુરૂના ઉપકારને તું ભૂલીશ નહિ. ગુરૂ તો મહાન મોક્ષમાર્ગના બતાવનારા છે. પણ ડૂબવું કે તરવું એ તો આપણું કામ છે.

પ્રભુ! તેં તો કેવી કૃપા કરી છે કે મારી માંગણીનો સહર્ષ સ્વીકાર કર્યો. અને મને આજ્ઞા આપી. જેમ ભૂખ્યાને ભોજન મળે. આંધળાને આંખ મળે ને જે આનંદ થાય તેવો આનંદ આપની આજ્ઞા મળતાં મારા દિલમાં થયો છે. પ્રભુ! તેં મને આજ્ઞા આપી તો હું શ્મશાનમાં બારમી પડિમા વહન કરવા જઈ શકયો. પણ એવો વિચાર ન કર્યો કે મારામાં યોગ્યતા હતી તો પ્રભુએ મને આજ્ઞા આપી. ગજસુકુમાર મુનિને જોતાં સોમિલને રોષ આવ્યો. અને માથા પર માટીની પાળ બાંધી સળગતા અંગારા મૂકયા ને ભયંકર ઉપસર્ગ આપ્યો. ત્યારે કેવા વિચાર! કેવું આત્મ–મંથન! સોમિલ આવ્યો ને મને ઉપસર્ગ આપ્યો તેથી મને મોક્ષે જવાનું

ગજસુકુમારની દૃષ્ટિ સમ્યક્ છે તો તેની આત્મમસ્તી કેવી અલૌકિક છે. તે આત્માને શું કહે છે હે ચેતન! તને જે ઉપસર્ગ આવ્યો છે તે બે ઘડીનું કામ છે. આ ઉપસર્ગ નથી પણ મોક્ષમાં વહેલા પહોંચવાની સાધના છે. તું તારા ક્ષમાભાવમાં રહેજે. દેહાધ્યાસ છોડી દેજે. આ જે બળી રહ્યું છે તે તારું નથી અને જે તારું છે તે બળવાનું નથી માટે તું તારી સાધનામાં મસ્ત રહેજે. તો તારું કામ થઈ જશે. તારા સસરાએ મોક્ષની પાઘડી બંધાવીને મોક્ષમાર્ગમાં જલ્દી પ્રયાણ કરવા માટે માર્ગ કરી આપ્યો છે. જો ગજસુકુમારમાં સમ્યક્દૃષ્ટિ ન હોત તો આ ઉપસર્ગ વેઠતા અનંતો સંસાર વધારી દેત. કારણ કે દેહ પ્રત્યે રાગ થવાથી ઉપસર્ગ કરનાર વ્યક્તિ પ્રત્યે દ્વેષ થાત. માટે ભગવાને કહ્યું છે કે "रागो य दोसो वि य कम्मबीयं" રાગ અને દ્વેષ એ કર્મનાં બીજ છે. માયા અને લોભ રાગના સંતાન છે. રાગને પોષણ આપનાર છે. ક્રોધ એ મનોદ્વેષનું મૂળ છે. તમે કોઈને ઘેર ગયા ને તમને આવો ન કહ્યું તો મનમાં શું થશે કે હું આટલે સુધી આવ્યો ને મને 'આવો' એટલું પણ ન કહ્યું. મનમાં માન આવ્યું. માન આવ્યું ત્યાં ક્રોધ આવ્યો. અને દ્વેષ ભભૂકી ઉઠયો. બસ હવે એનું નામ દેવું નથી. એના ઘેર જવું નથી. આ કોણે કરાવ્યું? દ્વેષ બુદ્ધિએ. તમારી દૃષ્ટિએ તમને રાગ-દ્વેષ ગમે તેવા દેખાતા હોય પણ જ્ઞાનીની દૃષ્ટિએ એ સંસાર વર્ધક છે. જેમ ખેડૂત ખેતરમાં બી વાવે તો એને અનેકગણું મળે પણ જે ન વાવે તેને શું મળવાનું? તેમ સમ્યક્ત્વનું બીજ વાવે તો મોક્ષની વાવણી થાય. અને રાગ-દ્વેષનું બીજ વાવે તો સંસારની વાવણી થાય. તે સંસારની જડને મજબૂત કરે છે માટે સાવધાની રાખવાની જરૂર છે.

હજુ છદ્મસ્થ દશા છે, ભૂલ થઈ જાય, રાગ-દ્વેષની પરિણતી આવી જાય. કષાય પણ આવી જાય કારણ કે ૧૧મા ગુણસ્થાનકે પણ સૂક્ષ્મ લોભ સત્તામાં પડયો છે. જીવનમાંથી હજુ માન આદિ કષાય નાબૂદ થયા નથી તેથી લ્હેર આવી જાય તો કંટ્રોલ કરી લેજે. અને આત્માને કહેજે-હે આત્મન્! તેં આ શું કર્યું? શું આ તને શોભે છે? આનાથી તારો અનંતો સંસાર ઊભો થશે માટે તું પકડી રાખીશ નહિ કારણ કે પકડી રાખવાથી જીવને ક્ષણે ક્ષણે આર્તધ્યાન થયા કરે છે. આર્તધ્યાન જીવને દુર્ગતિમાં લઈ જશે. માટે કદાચ કષાય આવી જાય તો તું બ્રેક લગાવજે અને ત્યાંથી પાછો વળી જજે. કષાય છોડી દેજે પણ મજબૂત ન બનાવીશ.

રાગ-દ્વેષ જે કર્મના બીજ છે તે બીજ કોણે ઊભું કરાવ્યું? તેની મા મોહનીય કર્મે, મોહનીય કર્મ ડાકૂથી પણ ભૂંડું છે. એ સાચું સૂઝવા દેતું નથી. મોહનીય કર્મ તો ઉપાશ્રયમાં પણ જોર જમાવે છે. ઉપાશ્રયે આવો ત્યાં પણ મનમાં થઈ જાય કે તને કોઈ માન આપે છે? તને કોઈ આગળ બોલાવે છે? ૧૦૦૦ રૂપિયા લખાવવા

હોય ત્યારે આગળ બેસાડે, માન આપે. આ બધી મોહનીય કર્મની પ્રકૃતિ
રાગ–દ્વેષ કર્મનાં બીજ છે. એ મોહમાંથી ઉત્પન્ન થાય છે. મોહના પોષણ
તે કષ્ટ નથી લાગતું, કારણ કે મિથ્યાદૃષ્ટિ જીવને સંસાર સારો લાગે છે.
એક ન્યાય આપું.

તમે એક ગામડામાં બંગલામાં રહો છો. ત્યાં અચાનક એવો ભયંકર
ચઢયો કે ગામની ધૂળ તમારા બંગલામાં આવી જાય. કચરો કાઢતા જાવ ને ધૂળ
જાય. આંખો ધૂળથી ભરાઈ જાય છે. તમે હેરાન પરેશાન થઈ ગયા. ત્રાસ ત્રાસ
ગયો. આ તો ગામમાં વંટોળ હતો એટલે આજુબાજુમાં ઘર પણ હોય છતાં
ભયંકર લાગે. તો તે વગડામાં હોય તો કેટલો ભયંકર લાગે ! આ વંટોળથી ગામમાં
ત્રાસ ત્રાસ થઈ જાય. તેવા સમયે વગડામાં તમને કોઈ જવાનું કહે તો તમે જાવ ખ
(શ્રોતામાંથી અવાજ : કોઈ ન જાય) સાથે તમને બીજી વાત કરું કે આટલો ભય
વંટોળ ચઢયો છે, તમે ત્રાસી ગયા છો, પણ તમને કહેવામાં આવે કે ભાઈ ! જ્યાં વંટે
વાઈ રહ્યો છે તે વગડામાં હીરાની ખાણ છે. જો તમે ત્યાં જઈને થોડા દિવસ વસવ
કરો તો હીરાની ખાણ તમને આપી દેવામાં આવશે. તો આવા સમયે તમે બંગ
પાસ કરો કે વગડો ? (શ્રોતામાંથી અવાજ : અરે તો તો વગડો પાસ કરીએ.) ત્યાં તમ
દુઃખ નહિ લાગે, ત્રાસ નહિ લાગે, કારણ કે ત્યાં હીરાની ખાણ છે. તે ખાણમાંથી કિંમત
રત્નો મળવાના છે. જોયું ને લોભ સંજ્ઞાએ કેટલું જોર કર્યું ? તમને આ ભૌતિક સુ
મળતું હોય તો કહો કેટલા દુઃખ સહન કરવા તૈયાર છો ?

જ્યારે રામે સીતાજીને વનમાં મોકલ્યા, વનવગડામાં એકલા જવું પડયું. કેવું
મોટું દુઃખ ! છતાં આ દુઃખોમાંય સીતાજીએ મનમાં જરા પણ દુઃખ ન લગાડયું.
કલ્પાંત ન કર્યું. એની પાછળ રહસ્ય છૂપાયેલું છે. સીતાજી સમજતા હતા કે રામે
મને હીરાની ખાણ ખોદવા મોકલી છે. મારે તો અહીં પણ મજા છે. આ સંસાર એક
વનવગડો છે. એમાં માનવભવ એક મકાન છે. વગડામાં મકાન હોય એટલે દુઃખ, આપત્તિ
રૂપી વાવંટોળ તો આવે. પરંતુ પાસે માનવદેહ–વાણી–ઇન્દ્રિયો અને મન છે એ હીરાની
ખાણ છે. એમાંથી જો હીરા–માણેક ખોદી લેતા આવડે તો પેલા વાવંટોળથી દુઃખ ન
થાય. એટલે સીતાજી માનતા હતા કે મને હીરાની ખાણ ખોદવા મોકલી છે. માનવ-
કાયારૂપી ખાણમાં હીરા–માણેક કયા છે ? અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ,
વ્રતનિયમ, તપશ્ચર્યા, સંતોની સેવા, વીતરાગ ભગવાનનું સ્મરણ, શાસ્ત્ર સ્વાધ્યાય, સર્વ
જીવો પ્રત્યે મૈત્રીભાવ, વિષયો પ્રત્યે વૈરાગ્યભાવ, ધર્મનો અનહદ રંગ, શુભ વિચારો-
આ બધું હીરા–માણેક છે. મને તો મઝા છે. પૂર્વે કરેલા કર્મો ખપાવવાનો શુભ સમય
મળ્યો છે. એ મારે મન તો હીરાની ખાણ છે. વળી હે સ્વામીનાથ ! આપનાથી જુદી

પડી તો સ્હેજે બ્રહ્મચર્ય પાળવાનો પ્રસંગ મળી ગયો. જો આપ સાથે હોત તો મોજ-શોખમાં પડીને કેવા ચીકણા કર્મો બાંધત! આત્મસાધના કરવા માટે હીરાની ખાણ જેવો માનવભવ મળ્યો છે. કર્મો ઉદયમાં આવ્યા છે તો તું પ્રેમથી ભોગવી લે. સીતાજીએ દુઃખના પ્રસંગોમાં પણ મન-વચન-કાયારૂપી હીરાની ખાણમાંથી યથાશક્તિ આવા હીરા-માણેક કાઢી લેવાનું રાખેલું. તે કર્મની ફિલોસોફી સારી રીતે સમજતા હતા, તેથી આવેલાં કર્મોને સમભાવે ભોગવવામાં મસ્ત હતા. પછી દુઃખના વંટોળથી શા માટે અકળાય? શા માટે દિલમાં દુઃખ ધરે? વનવગડાના દુઃખમાં પણ એમણે મનથી અરિહંતના ચાર શરણાં, તથા કાયા વાણી અને ઇન્દ્રિઓથી ચારિત્ર સાધના અને તપ-સાધનાના વિચારો કર્યા. તેમજ રામ મળ્યા પછી અગ્નિપ્રવેશ કરતાં મનમાં નિશ્ચય કરી લીધો હશે એટલે અગ્નિપરીક્ષા પછી તરત માનવકાયા, વાણી, મનરૂપી હીરાની ખાણમાંથી શ્રેષ્ઠ કોટિના હીરા લેવા માટે એ સંસાર ત્યજી ત્યાગના પંથે ચાલી નીકળ્યા.

બંધુઓ! માનવભવ રૂપી હીરાની ખાણમાં સદ્‌ગુરૂનો સંગ, વીતરાગ વાણીનું શ્રવણ, વ્રત-પચ્ચક્ખાણ આદિ તમને હીરા માણેક જેવા લાગે છે? અને એના બદલે પાપ, પ્રમાદ, આશ્રવ, અજ્ઞાન, ક્રોધ, માન, માયા, લોભ કે જે જીવને સંસારમાં પટકાવે છે તે ધૂળ સમાન છે એવું લાગે છે ખરું? હીરાની ખાણમાંથી હીરા-માણેક મળે અને ધૂળ ને પથરા પણ મળે, પણ જે હીરાની ખાણમાં જઈ હીરા-માણેકને બદલે ધૂળ ને પથરા લાવે એ કેટલી મૂર્ખાઈ! આ માનવદેહથી પ્રભાતે ગાદલામાં ઊંઘ્યા કરવું એ ધૂળ-પથરા કમાવાનું છે, અને પ્રતિક્રમણ કરવું એ હીરામાણેક છે એવું લાગે છે ખરું? વિષય રંગ ખેલવા, પાપમય વાણી બોલવી એ બધું ધૂળ-પથરા છે અને ત્યાગ, તપશ્ચર્યા, સંયમ, વિરતિભાવ, સ્વાધ્યાય, ધ્યાન આદિ હીરામાણેક છે એવું લાગે છે ખરું? જો એવું હજુ લાગતું ન હોય તો પછી મન-વચન-કાયાથી પથરા અને ધૂળ મૂકીને હીરા-માણેક કાઢી લેવાનું તો મન જ ક્યાંથી થાય? સીતાજીએ વનવગડામાં પૂર્વકૃત કર્મ ભોગવવાના સમયને હીરાની ખાણ માની. કેટલી જ્ઞાન દૃષ્ટિ! દુઃખમાં પણ સુખનો અનુભવ.

અહીં ત્રણે ભાઈઓએ ભેગા મળીને નિર્ણય કર્યો કે વારાફરતી એક એક ભાઈના ઘરે વિપુલ રસોઈ બનાવવાની અને બધાએ સાથે જમવાનું અને મોજમઝા કરવાની. પણ આપણે આઠમ-પાખીના ઉપવાસ કરીએ એવો વિચાર ન આવ્યો. પૈસા હતા પણ જૈન ધર્મ ન હતો. જો જૈન ધર્મ હોત તો વિપુલ રસોઈની વાત કરત નહિ. પણ ગરીબોને આશ્રય આપવાનું મન થાત. ગૃહસ્થપણામાં પણ સમ્યક્‌દૃષ્ટિ આવી નથી. ને મિથ્યાદૃષ્ટિ છે ત્યાં સુધી પોતાની વાતો ગમે પણ બીજાની વાતો ગમતી નથી. કારણ કે જીવ સમજણમાં આવ્યો નથી. તમે દિવસે જે વાતનું ચિંતન-મનન કરશો તેવા રાત્રે ઊંઘમાં પડઘા પડશે. જેનો વહેપાર ધમધોકાર ચાલતો હશે અને એનું ચિંતન

તેમાં હશે તો રાત્રે વિચાર પણ વહેપારના આવશે. જે આત્મા ધર્મના રંગે રંગાયેલો છે, એને રાત્રે વિચાર ધર્મના આવશે. જેમાં જેની લગની. કોઈ માણસ દિવસે અભ્યાસમાં ખૂબ લીન હોય, એક ચિત્તથી ભણતો હોય તો રાત્રે ઊંઘમાં પણ ગાથા યાદ આવશે. જો લગની ધર્મસાધનામાં લાગે તો કર્મો ખપવા માંડે. પણ સંસારી જીવોની રટના સંસારના સુખની હોય છે.

એક કાપડના વહેપારી. તે વહેપારમાં ખૂબ મશગૂલ. તેને ત્યાં એક પરદેશી આડતીયો માલ લેવા આવ્યો. વહેપારીએ ઘરમાં કહી દીધું કે આજે મારી જમવાની રાહ ન જોશો. સવારથી સાંજ સુધી આડતીયાને માલ આપ્યો. ત્યાં એને ભૂખ–તરસ પણ નથી લાગતી. રાત્રે જમ્યા ન જમ્યા ને સૂઈ ગયા, કારણ કે આખો દિવસ ઊઠ-બેસ કરી હતી ને કાપડ ફાડફાડ કર્યું હતું. તેથી થાકી ગયો હતો એટલે પથારીમાં પડતાંની સાથે ૨૫૦૦ રૂપિયાની શાલ મોઢે ઓઢીને સૂઈ ગયો. રાત્રે સૂતો છે. ઊંઘમાં પણ "આને આ માલ આપવો છે, છોકરાને કહે પેલો તાકો લાવ, ઘરાકને આ કાપડ ફાડી આપું" એવા વિચારો આવે છે. વિચારોમાં તાકો માની પોતાની ૨૫૦૦ રૂા. ની શાલના બે ચીરા કરી નાખ્યા. રાતમાં આડતીયો જાગી ગયો. તેને થયું કે આ ઊંઘમાં શું ખડખડે છે? બંધુઓ! આ શું કહેવાય? આર્તધ્યાન. જો આવા સમયે આયુષ્યનો બંધ પડે તો કઈ ગતિનો પડે? આડતીયો કહે તમે શું ફાડયું? શેઠાણી કહે, આ શું કર્યું? ત્યારે કહે મેં માલ વેચ્યો છે. અરે શેઠ! તમે તો વહેપારની રટણામાં કિંમતી શાલ ફાડી નાંખી. ત્યાં શેઠની આંખ ઊઘડી ગઈ. અહો! મેં વહેપારની ધૂનમાં શાલ ફાડી નાખી. તમે અહીંથી સામાયિક કરીને જાવ તો તેની રટના રહે છે ખરી? (શ્રોતામાંથી અવાજ : કોઈક વાર રહે) ઝાઝી રટના સંસારની. જો દિવસે સંસારની રટના રાખીશ તો રાત પણ એવી જશે. માટે સમજણના ઘરમાં આવો. જ્યારે સમજણ આવશે, સમ્યકદૃષ્ટિ આવશે ત્યારે બધા સૂતા હશે પણ તું તારી આત્મજાગૃતિમાં જાગતો ચિંતન કરતો હોઈશ કે હે પ્રભુ! મારો સંસાર કેમ ઘટે? આશ્રવ કેમ ઘટે? પાપ કેમ ઘટે? એ રટના હશે તો આવા વિચાર આવશે પણ સંસારનો વ્યાપાર નહિ હોય!

અહીં મોટાભાઈએ જે નક્કી કર્યું તે બે ભાઈઓએ મંજુર કર્યું. ભાઈઓએ મંજુર કર્યું તો એમની પત્નીઓએ પણ મંજુર કર્યું. ઘણી જગ્યાએ ભાઈ, બહેનને પૂછયા વગર કંઈ નક્કી કરી ન શકે. પણ અહીં તો પતિને મંજુર તે પત્નીને મંજુર. પહેલા દિવસે નાગશ્રીના ઘેર, બીજા દિવસે ભૂતશ્રીના ઘેર અને ત્રીજા દિવસે યક્ષશ્રીના ઘેર એમ વારાફરતી જમવાનું ચાલે છે. આમ કરતાં ત્રણેએ વારાફરતી ચાલુ રાખ્યું. ભગવાન કહે છે તું કામ કરતાં પણ ઉપયોગ કરજે. જો ઉપયોગ નહિ રાખે ને કાર્ય કરીશ તો પછી પસ્તાવું પડશે, કદાચ ભૂલ થઈ જાય તો એનો પસ્તાવો કરજે, પણ

એ પસ્તાવો કર્યા પછી એ ભૂલ ફરીને ન થવી જોઈએ. ત્યાં શું બને છે. तए णं तीसे नागसिरीए माहणीए अन्नया भोयणवारए जाए यावि होत्था। કોઈ એક દિવસે નાગશ્રી બ્રાહ્મણીનો ભોજન તૈયાર કરવાનો વારો આવ્યો. તેણે તે દિવસે પુષ્કળ પ્રમાણમાં ચારે જાતના આહારો બનાવ્યા.

રસોઈ બનાવે ત્યાં આરંભ તો છે જ. ઉપયોગ રાખે તો જતના થાય અને ઉપયોગ ન રાખે તો કેટલાય જીવોની હિંસા થઈ જાય. નાગશ્રીને ત્યાં ઘણા માણસો જમવા આવવાના છે. બધી રસોઈ તૈયાર કરાવે છે. તેમાં શાક બનાવવાનો પ્રસંગ ઊભો થયો છે. શાક બનાવતાં પહેલાં શાક ચાખવું જોઈએ. હવે નાગેશ્રી કેવી રીતે બનાવશે ને શું બનશે તેના ભાવ અવસરે.

# વ્યાખ્યાન નં. ૧૩

અષાડ વદ અમાસ ને ગુરૂવાર તા. ૧૮-૭-૭૪

અનંત કરૂણાનિધી શાસનસમ્રાટ વીર ભગવાન કરૂણાસાગરે જગતનું સ્વરૂપ નિહાળીને આપણા ઉપર મહાન કરૂણા કરી કે આ જીવો સંસારમાંથી કેમ બહાર નીકળે, જન્મ-જરા અને મરણના દુઃખમાંથી કેમ છૂટે તે માટે કેવળી ભગવાને જે જોયું, જાણ્યું તે આપણી સમક્ષ રજુ કર્યું. આજે લોકો બોલે છે કે કેવળી હતા ત્યારે માઈક વિગેરે વૈજ્ઞાનિક સાધનો નહોતા તેથી તેમણે શું જોયું? આવું બોલવું તે મિથ્યાત્વ છે. આવું બોલવાથી અનંત કેવળીની અશાતના થાય છે. કેવળી કોને કહેવાય? "सर्व द्रव्य पर्यायेसु केवलस्य।" જે સર્વ દ્રવ્ય અને સર્વ પર્યાયોને જાણે છે, અને જેની કોઈ સીમા નથી એવું ત્રણે કાળનું જ્ઞાન છે, એવા કેવળીઓને અનંતી ચોવીશીમાં પૂછાયેલું વર્તમાનમાં કોઈ પૂછે તો એક જ જવાબ આવશે. ક્યાં આપણી અલ્પબુદ્ધિ! આપણા છિદ્રો ઢાંકવા કેવળીના વચન ઉથલાવવા તૈયાર થઈએ છીએ. આશ્રવના જે ભેદ બતાવ્યા છે તેમાં આ એક ભેદ છે. આપણા સ્વાર્થને પોષવા કેવળીના વચન ઉથલાવીએ તો મોટા પાપનો પ્રવાહ આવે છે, ભગવાને જ્ઞાનથી જેટલું જાણ્યું છે તેટલું બોલી શક્યા નથી. કારણ કે આયુષ્ય મર્યાદિત છે, ભાષા મર્યાદિત છે અને જ્ઞાન અનંત છે. તમારા ઉપાશ્રયના હોલને નિહાળતા એકથી બે મિનિટ લાગશે પણ પછી તેનું વર્ણન કરતાં ઘણો સમય લાગશે. જેટલા સમયમાં ઉપાશ્રયને જોઈ શક્યા તેટલા સમયમાં વાણીથી કહી શકાય નહિ. વાણીથી બોલતા ઘણો સમય લાગશે. ભગવાનનું આયુષ્ય મર્યાદિત હોય છે પણ જોવામાં કંઈ બાકી રાખ્યું નથી. એ તો અનંત જ્ઞાનના ધણી છે.

સંસારમાં જો કોઈ નોકર શેઠના અવર્ણવાદ બોલે તો તેને દુકાનેથી નીચે ઉતરી જવું પડે, અને તેને ફરીને દુકાનમાં રાખે નહિ. તેમ કેવળીના વચન ઉથલાવ્યા તો કેવળીના અવર્ણવાદ બોલ્યા સમાન છે. તેથી જીવને દુર્ગતિમાં જવું પડે છે. આજે જીવોને શ્રદ્ધા નથી, જેને વીતરાગ વચન પ્રત્યે અખૂટ શ્રદ્ધા છે તેનો દેહ તૂટે તો કુરબાન પણ શ્રદ્ધા ના તૂટે. શ્રદ્ધા કયાં સુધી? કાયા પ્રજવલી જાય તો ભલે પણ વીતરાગ વાણી પ્રત્યે જે રૂચી થઈ છે અને યથાર્થ શ્રદ્ધા થઈ છે તે ન તૂટે. "तत्त्वार्थ श्रद्धानं सम्यक्दर्शनम्।" આપણે સમ્યગ્દર્શન વિષે સમજવું છે તો પ્રથમ તેના પાયાને જાણો. સમ્યગ્દર્શન શબ્દ બોલે સમકિત નહિ થઈ જાય પણ પૂરો વિશ્વાસ જોઈશે કે ત્રણ કાળમાં ભલે બધું બદલાય પણ કેવળીના વચન નહિ બદલાય. ભગવાનના વચન પર આટલી શ્રદ્ધા થવી જોશે. નંદીસૂત્રમાં પાઠ છે કે સમ્યક્ દૃષ્ટિ આત્મા રામાયણ, મહાભારત, વૈદ્યક, આદિ ગ્રંથો વાંચશે તો પણ તેને સમ્યક્ રૂપમાં પરિણમશે, અને મિથ્યા દૃષ્ટિ જીવ ભગવતી જેવું મહાન સૂત્ર વાંચશે તો પણ તેને મિથ્યા રૂપમાં પરિણમશે.

સમ્યક્ દૃષ્ટિ મોક્ષ માર્ગમાં છે અને મિથ્યાત્વની મંદતા ન થઈ હોય તેવા તીવ્ર મિથ્યા દૃષ્ટિ જીવો બિચારા ભવમાર્ગમાં છે. વીતરાગ ભગવંતોએ બતાવેલા તત્ત્વોમાં જીવને યથાર્થ શ્રદ્ધા થવી તેનું નામ સમ્યક્દર્શન. સમ્યક્દૃષ્ટિ આત્મા તેવા પ્રકારના કર્મના ઉદયે ભવસમુદ્રમાં રહ્યો હોય પણ તેમાં તે રમતો ન હોય. ગમે તેવા સંસારના વિપુલ સાધનો હોય પણ સમકિતીને તેમાં તીવ્ર આસક્તિ ન થાય. સમકિત હોય ત્યાં ચારિત્રની ભજના છે. કોઈ ચારિત્ર લે અને કોઈ ન લે. પણ તે સંસારના રાગમાં રમતો ન હોય, રહેવું અને રમવું તેમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. રહેવું પડે એ ચારિત્ર મોહનીયનો ઉદય અને રમવું એ મિથ્યાત્વ મોહનીયનો ઉદય. માટે રહેતો હોય પણ રમતો ન હોય તો જીવ ઘણા ઓછા પાપ બાંધે. સમકિતી આત્મા ગમે તેવા વૈભવોની વચમાં રહ્યો હોય પણ તેની અંદરની જ્ઞાનદશા જાગૃત હોય છે. વૈભવો પણ તેને વૈરાગ્યનું નિમિત્ત બને છે, તે ક્ષણે ક્ષણે સંસારની અસારતા ચિંતવતો હોય છે. મિથ્યાદૃષ્ટિ પાપમાં રસથી પ્રવર્તે છે જ્યારે સમકિતી તેમાં પ્રવર્તતો હોવા છતાં બધી પ્રવૃત્તિ ઉદાસીન ભાવે કરતો હોય છે. તેથી બંધ અલ્પ પડે છે.

ભગવાને ભગવતી સૂત્રમાં અસોચ્ચા કેવળીની વાત કરી છે. જંગલમાં રહેનારા સંન્યાસી, તાપસો કે જેઓ નદીના કાંઠે પડ્યા રહેતા હોય, સેવાળ ખાઈને, લાકડાનો વેર ખાઈને રહેતા હોય, સૂર્યની આતાપના લેતા હોય, એવી રીતે કષ્ટ વેઠતાં અકામ નિર્જરા થાય તેના પરિણામે વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય, વિભંગ જ્ઞાનથી પાંચ દેવલોક સુધી જોઈ શકાય તેથી આગળ ન જોઈ શકાય, વિચાર થયો કે જૈન-

દર્શનમાં તો બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન અને તેથી આગળ વધતાં સિદ્ધક્ષેત્ર છે, અને મને તો પાંચ દેવલોક સુધી દેખાય છે. જૈનદર્શન આમ કહે છે તો તે પ્રમાણે જરૂર હશે અને કંઈક છે તો જ કહે છે. માટે જૈનદર્શન કહે છે તે સાચું છે. તેના કહ્યા પ્રમાણે છે. આ રીતે જૈનદર્શન પર સચોટ વિશ્વાસ બેઠો. શ્રદ્ધા થઈ તેથી તેમના જ્ઞાનનો ઉઘાડ થયો, ને પાંચમા દેવલોકથી આગળ જોયું. તેથી અખૂટ શ્રદ્ધા થઈ. ભગવાન ! તારા વચન સાચા છે. સમ્યક્દૃષ્ટિ આવી ગઈ અને ભગવાનના વચન પર શ્રદ્ધા વધી ગઈ. શ્રદ્ધા વધતાં વધતાં ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી. કેવળજ્ઞાન પામ્યા પછી તરત કાળ કરે તો અસોચ્ચા કેવળી કહેવાય. પોતાના ધર્મની શ્રદ્ધા છૂટી અને વીતરાગના વચનો પર સાચી શ્રદ્ધા થઈ તો કેવળજ્ઞાન પામ્યા. માટે સાચા ધર્મની શ્રદ્ધા કરો.

જે ધર્મમાં અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને ત્યાગ વૈરાગ્યની જ્યોત પ્રગટેલી છે તે સાચો ધર્મ છે. જૈન ધર્મ સિવાય અન્ય ધર્મોમાં દૃષ્ટિ કરશો તો તેમાં કંઈક અંશે પણ પાપો છૂપાયેલા દેખાશે. જ્યારે જૈન ધર્મમાં જરા પણ કચાશ નથી. જીવ કર્મો ક્યારે બાંધે છે? ભગવાન કહે છે હું મદમાં ચઢયો તો મારે પણ કર્મનો બદલો દેવો પડયો છે. કરેલાં કર્મો ભોગવ્યા વિના કોઈનો છૂટકારો નથી. ક્યાં અનુત્તર વિમાનના દેવો કે જે એકાંત સમકિતી છે. છ દ્રવ્ય, નય અને નિક્ષેપાના ચિંતનમાં જેમનો જઘન્ય ૩૧ ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ કાળ પસાર થઈ જાય તો ખ્યાલ પણ ન આવે. છતાં તે ભવમાં મોક્ષગામી નથી. સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોનો એક ભવ બાકી છે. ઘાતી કર્મો છે ત્યાં સુધી શિક્ષા મળશે. શી શિક્ષા ? અનુત્તર વિમાનના દેવો હોવા છતાં તેમની સ્થિતિ પૂરી થાય એટલે માતાના ગર્ભમાં આવવું પડશે અને ગર્ભના દુઃખો ભોગવવા પડશે. આ ઓછી શિક્ષા છે! મોટો ચમરબંધી ઇન્દ્ર હોય તો તેને પણ માતાના ગર્ભમાં આવવું પડે. આ છે કર્મના ખેલ! માટે જન્મ-જરા અને મરણના ફેરા અટકાવવા અને ઘાતી કર્મો ઉપર ઘા કરવા પુરુષાર્થ ઉપાડો.

જેમ રોગથી ઘેરાયેલો દર્દી ડોકટર પાસે જાય છે અને રોગ મટાડવા ડોકટર કહે તેમ બધું કરે છે. તેમ ભગવાન પાસે જન્મ-જરા-મરણના રોગથી ઘેરાયેલા જીવો દર્દી છે. જો દર્દીને શ્રદ્ધા હોય કે મને દર્દ થયું છે તો દર્દ મટાડવા પુરુષાર્થ કરે. તેમ જેને જન્મ-મરણના રોગ મટાડવા હશે તે વીતરાગની હોસ્પિતાલમાં આવશે. આ રોગ જેને ખટક્યા છે તે ઘાતી કર્મોને તોડવાનો પુરુષાર્થ કર્યાવિના નહિ રહે. જો લોક વ્યવહારમાં સારો થવા જઈશ તો તું ક્યાં જઈને પડીશ ! પહેલા-બીજા દેવલોકના દેવો દેવલોકથી નીકળીને પૃથ્વી-પાણી-વનસ્પતિ-મનુષ્ય ને તિર્યંચ એ પાંચ દંડકમાં જાય છે. ત્યાં દેવની ધૌમ સાહ્યબી ભોગવતો હોય. બધા દેવ-દેવી 'ખમ્મા

મહારાજા' કરતા હોય, જે હજારો દેવીઓનો સ્વામી હોય તે તિર્યંચમાં ચાલ્યો જાય. ત્યાં કેવું દુઃખ થાય? શોચ કરે કે રડે તો પણ કોઈ તેની પાસે આવે નહિ. જ્યારે દેવને દેવલોકમાંથી ચવવાના છ મહિના બાકી રહે ત્યારે તેની માળા કરમાઈ જાય તેથી તેને ખબર પડે કે હવે મારું આયુષ્ય છ મહિનાનું બાકી છે એટલે ઉપયોગ મૂકીને જોવે કે હું અહીંથી ચ્યવીને કઈ ગતિમાં જવાનો છું? પહેલા-બીજા દેવલોકના દેવતા પાંચ દંડકમાં જાય. પૃથ્વી, પાણી, વનસ્પતિ, મનુષ્ય અને તિર્યંચ. દેવ પાણીમાં ઉત્પન્ન થાય છે. તમે પાણીને ગરમ કરવા ચુલે ચઢાવ્યું અને પછી અગ્નિ પર રેડયું ત્યાં તું મને કેમ મારે છે? અગ્નિમાં શા માટે નાંખે છે? આટલું બોલવાની તે જીવમાં તાકાત છે? નથી. માટે જ્ઞાની કહે છે તારા જીવનનું લક્ષ નહિ રાખે, ધ્યાન નહિ રાખે તો ક્ષણે ક્ષણે આર્તધ્યાનના ભરચક કારણો પડયાં છે. કોઈના ઘેર પ્રસંગ હોય ને તમે ન જઈ શકયા તો ત્યાં પણ આર્તધ્યાનના કારણો ઉપસ્થિત થાય છે. તમે સંસારી સુખને સ્વર્ગ જેવા સુખ માનો છો અને મારું મારું કરીને બેસી ગયા છો, પણ આ તો સળગતો દાવાનળ છે. ચારે બાજું આર્તધ્યાનની આગ સળગેલી છે કે જે જીવને દુર્ગતિમાં લઈ જાય. આવા સમયે આનંદથી બેસી રહેવાનું કેમ ગમે? તિર્યંચના જીવો જેવા કે માંકડ, વાંદા, મચ્છર આદિને પૈસા આપીને દવા છંટાવીને મારી નંખાવે ને પછી હરખાય. મહાવીરનો શ્રાવક આવો હોય? આપ સિદ્ધાંતમાં દૃષ્ટિ કરો. કીડીનું રક્ષણ કરવા પોતાના પ્રાણના બલિદાન દઈ દીધા છે. દેહના રાગથી દેહને પોષવા કેટલા જીવોના ઘાતક બન્યા! જે એકેન્દ્રિય જીવોની દયા પાળતો હોય તે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય, આદિ જીવોને મારવા તૈયાર થાય ખરો? તમે સામાયિકમાં બોલો છો **ઇરિયાવહિયાએ વિરાહણાએ, ગમણાગમણે, ઉષા, ઉત્તિંગ, પણગ, દગ, મટ્ટિ, મક્કડા**-મારા આત્માથી આ કોઈ પણ જીવોનું છેદન-ભેદન થયું હોય, કિલામના ઉપજાવી હોય તો આલોચના કરો છો અને બીજી બાજુ હિંસાનું તાંડવ ઊભું કરો છો. ધર્મ કયાં છે? આ તો ખાલી ખોખું છે.

જ્ઞાની કહે છે બંગલા, ફર્નિચર આદિને મારા માનીને બેઠા છો પણ તારું ઘર કયું? જે ઘરમાંથી તને કયારે પણ બહાર કાઢે નહિ તે સાચું ઘર છે. બાકી બધું પરાયું છે. આ શરીરમાંથી આત્મા અનંતીવાર નીકળ્યો છે. આ શરીર જ્યાં તારું નથી ત્યાં ચાર કોટડાની દિવાલને કયાં મારું માનીને બેસી ગયો છે? તું તારું ઘર છોડીને પારકા ઘર બાંધી રહ્યો છે. જ્ઞાની કહે છે તેં ઘર નથી બાંધ્યું પણ પાપ બાંધ્યું છે. હિંસાનું તાંડવ ઊભું કર્યું છે. કારણ કે ઘર બાંધતા છએ કાયના જીવોની હિંસા થાય છે. સારો ફલેટ લેવા પૈસા મેળવવા કેટલા કાળાધોળા કરો છો? જ્યાં સુખ નથી પણ સુખની ઝંખના છે. ત્યાં સૂવો ત્યારે પણ સંતાપ લઈને સૂવો છો. જેને ઘેર વૈભવની છોળો ઊડતી હતી, અઢળક સમૃદ્ધિ હતી એવા શાલિભદ્ર જેવા

સુખી જીવો વસતા હતા. જેને ભૌતિક કોઈ દુઃખ ન હતું તેવા સમયમાં પણ ભગવાને સંસારને દુઃખની ખાણ કહ્યો. જેમ નાનો બાળક રેતીના કૂબાનો મહેલ બાંધીને હરખાય છે. એના મહેલને જો કોઈ પાટુ મારે અગર હંટરેટમાં ભાંગી નાંખે તો તેનો પિત્તો ગયા વગર રહેતો નથી. એણે કૂબાને ઘર માન્યું ને તમે ચાર દિવાલના ચોકઠાને ઘર માન્યું.

આ સંસારમાં મોહનીય કર્મના ઉદયથી આત્મા પર એવો અંધકાર વ્યાપી ગયો છે કે એ અંધારામાં આત્માનો પ્રકાશ દેખાતો નથી. આત્માને કર્મના બંધને બંધાવું પડે છે. પછી એ કર્મથી અનેક વાતની ગુલામી વેઠવી પડે છે. આ બધું જો જીવને ધ્યાનમાં આવે તો એ બંધનો તોડવાનો ઉપાય શોધે. ત્રિલોકીનાથ કરૂણા સાગર પ્રભુ મહાવીર સ્વામીના પાંચમા ગણધર શ્રી સુધર્માસ્વામીએ જંબુસ્વામી દીક્ષા લઈને આવ્યા ત્યારે શું કહ્યું.

"बुज्झिज्जत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया।"

હે આયુષ્યમન્ જંબુ! તું બંધનને જાણ અને પછી તોડ. સુધર્માસ્વામી આ ક્યારે કહે છે? જંબુસ્વામી ૯૯ ક્રોડ સોનૈયાની સંપત્તિ એક ઘાસના તણખલાની જેમ છોડીને આવેલ છે. જે મા-બાપના પોતે એકના એક પુત્ર હતા. એવા વહાલસોયા માતા પિતાને છોડી ચાલી નીકળ્યા છે. આ ઉપરાંત આઠ અપ્સરા સમાન નવપરિણિત રમણીઓને પડતી મૂકીને સંયમી જીવનમાં આવી ગયા છે. એમના વૈરાગ્યથી ૫૦૦ ચોરો, પોતાના માતા પિતા, આઠ કન્યાઓ અને તેમના માતા પિતા બધાએ વૈરાગ્ય પામી સંયમ માર્ગ સ્વીકાર્યો છે. પોતાની લક્ષ્મીનો વારસદાર કોણ રહેશે એવો વિચાર પણ કર્યો નથી. કારણ કે જે જેને ઝેર માનીને છોડી નીકળ્યા તે ઝેર કોને પીવડાવવા જાય? આટલો બધો ત્યાગ કરીને સંયમ માર્ગે જંબુસ્વામી આવ્યા ત્યારે પ્રભુએ કહ્યું: તું બંધનને જાણ અને પછી તેને તોડવાનો પુરુષાર્થ કર. અહીં વિચાર થાય છે કે આ કયા ભાવે કહ્યું હશે? આટલું બધું છોડ્યું તો હવે કયા બંધનો બાકી રહ્યા? આટલા બધા ભારે લલચાવનારા એવા મોહ માયાના બંધનોનો સર્વત્યાગ કર્યા પછી શું હજુ બંધન ઊભા છે કે જેને ઓળખી લઈ તોડી નાંખવાનું કહે છે!!

હા. જંબુકુમારે ત્યાગ કર્યો એ તો આત્માની બહારના બંધનોનો ત્યાગ કર્યો. બાહ્ય પરિગ્રહ છોડ્યો છે. જીવ બાહ્ય પરિગ્રહ છોડીને આવે પણ અભ્યંતર પરિગ્રહ તો સાથે આવે છે. બાહ્ય પરિગ્રહનો ત્યાગ કર્યો પણ અંદરના રાગ, આસક્તિ, ક્રોધ, માન, માયા, લોભ આદિ કર્મના બંધનો હજુ ઊભાં છે. એને ઓળખી લેવાનું

અને નિરંતર નજર સામે રાખવાનું તેમજ એને તોડવાનું કાર્ય હજુ બાકી છે. જ્યાં સુધી જીવ તેરમા ગુણસ્થાને નથી પહોંચ્યો ત્યાં સુધી ઉત્કૃષ્ટ વૈરાગ્યવાળો આત્મા સાતમા ગુણસ્થાનકે છે. સાતમા ગુણસ્થાનકની સ્થિતિ અંતર્મુહુર્તની છે. એટલે એટલો સમય રહે ને પછી છઠ્ઠે આવતો રહે. એટલે છઠ્ઠે સાતમે ઝુલતો હોય છે. એમ કરતાં શ્રેણી વધી તો આગળ વધ્યો. આઠમા ગુણસ્થાનકે જઈને ક્ષપક શ્રેણી માંડે તો બારમે ગુણસ્થાનકે થઈ પછી તેરમા ગુણસ્થાને પહોંચી જાય એટલે કેવળજ્ઞાન રૂપી લક્ષ્મીને પ્રાપ્ત કરી લે. એટલે સુધર્માસ્વામીએ જંબુસ્વામીને કહ્યું કે, તું બંધનને જાણ અને પછી તોડ. દીક્ષા લઈને બેસી ગયા એટલે પતી જતું નથી. પરંતુ ત્યાંથી આત્માએ આગળ ગુણની શ્રેણીએ ચઢવાનું છે. માનવ જન્મમાં બંધનોને ઓળખી લઈએને નિરંતર નજર સામે રાખવાની તથા એને તોડવાની સગવડ છે. એવી બીજા જન્મમાં નથી. વિચાર કરો, તિર્યંચમાં વિવેક નથી. નરકમાં દુઃખનો પાર નથી તેમ કોઈ ધર્મગુરૂ પણ મળતા નથી. દેવભવમાં પ્રચૂર ભોગવિલાસોની ભરપૂરતા હોવાથી એમો મસ્ત રહે. ત્યાં આ બંધનોને જાણવાનું અને હમેશાં નજર સામે રાખ્યા કરવાનું ક્યાંથી બને? એ સગવડ છે માત્ર મનુષ્ય જન્મમાં. તો અહિંસા, સંયમ અને તપ દ્વારા એને તોડવાનો તું પુરુષાર્થ કર. જ્યારે જીવને મોહનીય કર્મનું સ્વરૂપ સમજાશે ત્યારે તે સંસાર છોડીને નીકળી જશે.

મુંબઈમાં બધી પ્રજા દેશમાંથી આવીને વસી છે. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ આદિ દેશમાંથી પ્રજા આવીને વસી છે. જીવે સમજવાની જરૂર છે. હું ક્યાંથી આવ્યો છું? મારો વસવાટ કાયમનો છે? અહીંથી મારે ક્યાં જવાનું છે? કોડહં, સોડહં અને મોડહં આ ત્રિપદીમાં દુનિયાભરનું બધું જ્ઞાન આવી જાય છે. આજે મનુષ્ય દરેક જગ્યાએ હું ને આગળ કરે છે. પરંતુ હું કોણ તેનું તેને ભાન નથી હોતું. હું કોણ? હું શરીર નહિ. રાગદ્વેષનો કર્તા નહિ, મોહમાં ફસાવનાર નહિ પણ હું એટલે શું, તે આત્માએ વિચારવાની જરૂર છે.

**હું કોણ છું ક્યાંથી થયો, શું સ્વરૂપ છે મારું ખરું,**
**કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરિહરું?**
**એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,**
**તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યા.**

હું કોણ? ધનપતિ? શેઠ? મિલમાલિક? મોટો નેતા? ના, એ નહિ. પણ હું સોડહં. હું સિદ્ધસ્વરૂપી આત્મા છું. સોડહં શબ્દનું ચિંતન કરતાં ગાથાના છેલ્લા પદમાં બોલ્યા તેમ સર્વસિદ્ધાંત તત્ત્વ અનુભવ્યા જેવું અનંતા સિદ્ધોનું સ્વરૂપ છે તેવું તત્ત્વદૃષ્ટિએ મારું સ્વરૂપ છે. હું કર્મોનો કર્તા અને ભોક્તા છું. પરદ્રવ્ય એકે

તારા નથી. જ્યાં સુધી કર્મોથી સંપૂર્ણ મુક્તિ નહિ મળે ત્યાં સુધી આ શરીર મળવાનું છે. શરીર છે તો પીડા છે, બાધા છે, રોગ છે, જન્મ-મરણ છે. શરીર છે તો તેના માટે બધા પાપ કરવા પડે છે. આત્મા દ્રવ્યાનુપેક્ષાએ નિત્ય છે. પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે. આત્મા અસંખ્યાત પ્રદેશી છે. તેના એક પ્રદેશને પણ કોઈ મારી શકે નહિ, છેદન-ભેદન કરી શકે નહિ. ગજસુકુમારના માથે અંગારા મૂકયા ત્યારે આત્માને શું કહ્યું હે ચેતન ! તું તો અમર છે. તારા એક પણ આત્મપ્રદેશને કોઈ બાળી શકશે નહિ. દેહ બળે છે તેમાં તારા આત્માનું કંઈ બળતું નથી. કેટલો આત્મવિશ્વાસ ! બંધુઓ ! ઘંટડી વગાડે મોક્ષ નહિ મળે. નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા તું સિદ્ધ-બુદ્ધ, નિરંજન નિરાકાર છે. સત્તામાં પડેલા કેવળજ્ઞાનને પામવાની લાયકાતવાળો, અસંખ્યાત પ્રદેશી, સુખદુઃખનો જાણુ, સુખદુઃખનો વેદક અને સિદ્ધપદને પામનારો છું. હું સિદ્ધ ભગવંતોની જ્ઞાતિનો છું પણ અનાદિથી કર્મના યોગે સંસારી છું. પુરૂષાર્થથી કર્મના આવરણોને હટાવી દઉં તો હું તે જ છું. આવી રીતે કોડહં અને સોડહંનું જ્ઞાન થઈ જાય પછી મોહ બિચારો કયાં રહી શકે ? એટલે કોડહં અને સોડહંનું જ્ઞાન થતાં મોહનો મૃત્યુઘંટ વાગી જાય છે. મોહ એટલે જેને મોહનીય કર્મ કહેવામાં આવે છે. પ્રકાશની સામે અંધકાર ટકી શકે નહિ તેમ જ્ઞાનની સામે મોહ ટકી શકે નહિ. કોડહં અને સોડહંનું જ્ઞાન થયા પછી મોહ નચાવવા આવે તો પણ આત્મા તેના પંજામાં ફસાતો નથી. જીવ આવું સમજે ત્યારે દુઃખમાં પણ સુખનો અનુભવ કરે છે.

એક વખતનો પ્રસંગ છે. એક બહેન બેઠેલા. તેમના મુખ ઉપર ગ્લાનિ ખૂબ હતી. એ નિરાશ થઈને બેઠી હતી. કોઈએ પૂછયું બહેન ! ભગવાન મહાવીરનું શાસન અને રૂડો જૈનધર્મ મળ્યો છે છતાં આટલા નિરાશાવાદી કેમ છો ? તમને શું દુઃખ છે. બહેન બોલ્યા, સંસાર દુઃખનો ભરેલો છે. એમાં જીવને મોહનીય કર્મ મૂંઝવે છે. જ્ઞાનીઓ બોલ્યા છે કે "अधुवे असासयम्मि संसारम्मि दुक्खपउराए". આ સંસાર અધ્રુવ, અશાશ્વત અને દુઃખથી ભરેલો છે. બહેન કહે, મને ગુરૂ ઘણીવાર સમજાવતા હતા પણ ચોટ લાગી નહિ. દુઃખની ખાણમાં સુખ શોધું એ મારી મૂર્ખાઈ નહિ તો બીજું શું ? કોલસાની ખાણમાંથી હીરા કયાંથી મળે ? બહેન ! તું આવી સુંદર વાત કરે છે તો તને દુઃખ શું છે ? દુઃખ કહું તો ઘણું છે અને ન કહું તો કંઈ નથી.

મારા સાસુ, હું, મારા પતિ અને મારી બે દીકરીઓ એમ પાંચ જણાનું કુટુંબ છે. હું સારા ઘરની અને ખાનદાન કુટુંબની દીકરી છું. મને આવા ગરીબ ઘેર પરણાવે નહિ પણ આજની દુનિયા રૂપને મોહે છે. મારું કુટુંબ શ્રીમંત ને ખાનદાન પણ હું શ્યામ રંગની હતી તેથી આ ગરીબ ઘરમાં આવી. પરણીને સાસરે આવી,

આયુષ્ય તૂટે છે તે બતાવ્યું છે. તેમાં જો મારા સાસુને ધ્રાસકો પડે ને કંઈ બની જાય તો અમારું શું? માટે દરેક વાતને ધીમે ધીમે કહેવી જોઈએ. વહુ આવીને કહે છે બા! હું એકવાર મુંબઈ જઈ આવું અને તમારા દીકરાના સમાચાર મેળવી આવું, મુંબઈ જવું છે. પાસે ગાડીભાડાના પૈસા ભેગા કર્યા. આ એટલી સુશીલ અને ડાહી સ્ત્રી છે કે આવા દુઃખ પડવા છતાં પિતાને જણાવતી નથી. ખાનદાન સ્ત્રીઓ પોતાના સાસરે કદાચ દુઃખ હોય તો પણ પોતાના મા-બાપને જણાવા દે નહિ. આમ ઘણાં દુઃખ વેઠીને મુંબઈ આવે છે. અને પહેલાં પતિ રહેતા હતા તેથી તે એડ્રેસે ત્યાં પહોંચી ગઈ. ત્યારે પાડોશી કહે બહેન! એ ભાઈ હવે અહીં રહેતા નથી. એ તો ઓપેરા હાઉસમાં બંગલો બાંધીને રહે છે. આ સ્ત્રી બંગલો શોધતી શોધતી ત્યાં પહોંચી ગઈ. સ્ત્રીઓને ગમે તેવા કષ્ટ આવે તો દુઃખમાં પણ પતિને ભૂલતી નથી. તેમ પતિએ પત્નીને ન ભૂલવી જોઈએ.

**પતિની શોધમાં** – આ બહેન પતિના બંગલા પાસે આવી. બંગલાનું બારણું ખખડાવે છે ત્યારે બાજુવાળા કહે બહેન! તમે બેલ મારો એટલે ઝટ બારણું ખોલશે. ગામડામાં રહેતી બહેનને શી ખબર પડે? એ તો બંગલો શોધતી શોધતી ફફડતા હૈયે અહીં આવી છે. ઘંટડી વાગી ને બારણું ખોલ્યું. અંદરથી એક બહેન આવીને બોલી, કેમ અહીં આવી છે? આ સ્ત્રી કહે બહેન, તમારા બોલવામાં સભ્યતા નથી. ફલાણા શેઠ અહીં છે? તો કહે, હા, તે આ જ બંગલામાં રહે છે. આમ વાત કરી એટલે તે બંગલામાં દાખલ થઈ ગઈ. અને કહે છે અહીં જે છોકરો રહે છે તે મારો પતિ છે. પેલી ઘરવાળી કહે, તમારો પતિ શેનો? ધણી શું ને વાત શું? તું અહીં કેમ આવી છે! આ રકઝક ચાલે છે એટલામાં એનો પતિ આવી પહોંચ્યો. ત્યારે નવી પત્ની પેલી બહેનને બતાવતાં પૂછે છે આ તમારી પત્ની છે? ત્યારે પતિ શું કહે છે, હું એને ઓળખતો નથી. એને ઘરની બહાર કાઢી મૂક. આવેલી સ્ત્રીને તો ઘરની બહાર કાઢી મૂકી. સ્ત્રી વિચાર કરે છે અહો! આ મારો પતિ! એને વિચાર થયો કે બંગડી વેચીને પતિને પરાયો થવા મ્હોતો મોકલ્યો. એ બહાર બેસી રહી. હમણાં તે ઓફીસે જવા માટે બહાર નીકળશે, ત્યારે વાત કરીશ. એટલામાં પતિ ઓફીસે જવા બહાર નીકળ્યા. ત્યારે કહે પતિ દેવ! પતિ દેવ! મને બીજી ઝંખના નથી. મારો ત્યાગ કર્યો તો ભલે કર્યો પણ જે માતાએ ઘંટીના પૈડા ફેરવી કાળી મજુરી કરી, તમને નાનપણથી મોટા કર્યા, ભણાવ્યા, ગણાવ્યા અને પરણાવ્યા. તે માતાને તો યાદ કરો. ભલે મને ભૂલી જાવ. હું મારું કિસ્મત ફોડી લઈશ. પત્નીએ શબ્દો કહ્યા પણ ગળે ઉતરતા નથી. મારા કર્મો કેવા ભયંકર હશે કે જે પતિમાંથી માનવતા ચાલી ગઈ અને રાક્ષસી વૃત્તિ આવી. ત્રણ દિવસ સુધી ભૂખી તરસી બહાર પડી રહી પણ પતિમાં જરા પણ પરિવર્તન ન થયું અંતે થાકીને પોતાને પીયર આવી.

**નિરાશાવાદી વહુ :**– વહુને આવતી જોઈ સાસુના દિલમાં આનંદ થયો. પૂછે છે વહુ બેટા! દીકરાના શું સમાચાર છે? ત્યારે વહુ કહે–બા! એ મઝામાં છે. ચિંતા કરશો નહિ. તો એ ક્યારે આવશે? પંદર દિવસ પછી આવવાનું કહ્યું છે. આને જુઠું બોલવું પડયું. માતાનો તલસાટ અને દીકરાના સમાચાર સાંભળવાની ઝંખના જોતાં જો સાચું કહેવા જતા કદાચ આ માતાને કંઈક થઈ જાય તો! હવે મારે આ માતાનું રક્ષણ કરવાનું છે. એને સાચવવાની છે. એ મને પણ આશ્વાસન રૂપ છે. મારી યુવાનીમાં રક્ષણરૂપ છે. માતાએ પૂછયું, બેટા! દીકરાએ તને કંઈ ન આપ્યું? તો કહે, ૧૫ દિવસ પછી આવવાના છે એટલે કંઈ આપ્યું નથી. તો બેટા! તું એકલી કેમ આવી? તારે દીકરાની સાથે આવવું હતું ને? બા, આપ અહીં એકલા તેથી આટલા બધા દિવસ આપને એકલા મૂકીને રહેવાનું મારું મન માન્યું નહિ, એટલે હું આવતી રહી. માતાને દીકરાને મળવાની રટણા હતી. અહાહા! માતાએ કેટલા લાડકોડથી ઉછેર્યા, સુંદર સંસ્કાર આપ્યા ને કમાવા મોકલ્યા તો સાવ પરાયા થઈ ગયા. આ જાલિમ સંસારને નવ ક્રોડ નમસ્કાર! આમ નિરાશ થઈને બેઠી હતી ત્યાં નિરાશામાં આશાનું એક કિરણ પ્રગટયું. મનમાં થયું કે પતિ તો બગડયો છે પણ નવી આવનારી સ્ત્રી કેવી છે? સદ્દગુણી છે કે નહિ તેની પરીક્ષા કરું. મારા ચારિત્રને જરા પણ આંચ નહિ આવવા દઉં. રાત્રે ખૂણામાં બેસીને આ સ્ત્રી ખૂબ રડી. અત્યારે કેટલી પડતી દશા આવી ગઈ છે! ચાર ચાર જણનું પૂરું કેવી રીતે કરવું? આનો રડવાનો અવાજ પડોશીએ સાંભળ્યો, અને પડોશી તેના ઘેર આવ્યો ને ૨૦૦ રૂપિયા આપી ગયો ને કહે–બહેન, તારે જોઈએ ત્યારે બીજા લઈ જજે, આ સદ્દગુણી સ્ત્રી કહે. મારે તો ૨૦૦ રૂ. ઘણા છે. એ પણ મને જ્યારે મળશે ત્યારે પાછા આપીશ એવી શરતે લે છે.

**પાડોશીની દુષ્ટ ભાવના :**– આ ભાઈનું આવાગમન વધતું ગયું ને કહે તમારા પૈસા ભરપાઈ કરી દઉં એજ ઝંખના છે. મલિન વૃત્તિને પોષણ કરનારો માનવી શું કહે છે? મારાં પૈસા એ તમારા છે. પારકા ન માનશો. હું પારકો નથી તો પૈસા શા માટે પારકા માનો છો? હું તમારો છું. જ્યારે આ શબ્દો સાંભળ્યા ત્યારે ચારિત્ર માટે જેણે પ્રાણ ધારણ કર્યા છે એવી સતી સ્ત્રીએ તેને કહી દીધું. હું તને સાફ શબ્દોમાં કહું છું કે તું ફરીને અહીં આવીશ નહિ. મારું માથું જશે અથવા તારું માથું જશે, પણ ચારિત્ર નહિ જાય. અંતરના શુદ્ધ ભાવથી નીકળતા શબ્દો સાંભળીને તે ભાઈ ત્યાંથી ભાગી ગયો. તેને લાગ્યું કે અહીં મારું કામ નથી.

સાસુને દીકરો આવશે એમ આશ્વાસન આપતાં છ માસ વીતી ગયા. આ સતી સ્ત્રી વિચાર કરે છે કે હું નવી સ્ત્રી પર પત્ર લખું. એમ કહીને તે નવી સ્ત્રી પર પત્ર લખે છે વહાલી બહેન! તું મારી બહેન છે. હું તારા સંસારી સુખમાં જરા પણ આડી નહિ આવું. પણ આ વહાલસોયી, દીકરાના પ્રેમની ભૂખી માતા રાત–દિવસ

ઝૂરે છે. રડી રડીને એના આંખના રતન સૂકાઈ ગયાં છે, તો બહેન! પતિ ન આવે તો તું સમજાવીને પણ તેમની માતાને મળવા મોકલજે. પત્ર ગયો ને વાંચ્યો. ત્યાં એને થઈ ગયું કે અહો! મને તો આ કંઈ ખબર નહોતી. મારી બહેનના સંસારમાં હું દાવાનળરૂપ બની છું. મેં જ્યારે પતિને પૂછયું ત્યારે તેમણે કહ્યું: લગ્ન કરેલા નથી. તેથી હું તેમની સાથે પરણી, અરર–તે બહેન મળવા આવી તો લાકડી મારીને કાઢી મૂકી છે છતાં લખે છે હું તારા ઘરમાં નોકરડી બનીને રહીશ. અહો! તેની કેટલી વિશાળ ભાવના! ક્યાં તારી પવિત્રતા અને ક્યાં અમારી અધમતા!

# વ્યાખ્યાન નં. ૧૪

( શ્રાવણ સુદ ૧ ને શુક્રવાર તા. ૧૯-૭-૭૪ )

અનંત કરૂણાના સાગર, કરૂણાના કિમિયાગર, ઘનઘાતી કર્મોની ઘટાને વિદારનાર એવા ભગવંતની શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. ભવ્ય જીવોના આત્મઉદ્ધારને અર્થે ભગવાન ફરમાન કરે છે, હે આત્માઓ ! તમે સંસારના રંગરાગથી ભય પામો. સંસારના અને વિષયોના રાગમાં જો રંગાઈ જશો તો દુર્ગતિમાં જશો. માટે આત્માનો, વીતરાગ શાસનનો અને ભગવાનના વચનામૃતોનો રાગ કરો. પણ સંસારનો અને વિષયોનો રાગ કરશો નહિ. એ રાગ જીવને દુર્ગતિમાં લઈ જશે. માટે મહાપુરૂષો કહે છે કે સંસારના રંગરાગ છોડો, જ્યાં સુધી રાગની હોળી નહિ થાય ત્યાં સુધી આત્માની ઉન્નતિ નહિ થાય.

**જ્યાં લગી હૈયું ખેલે રાગની હોળી, ફીકી ફીકી લાગે તારી ત્યાગની ઝોળી,**
**દુનિયાની સંગે, રમું રંગે ઉછરંગે**
**હૈયાને ઠોકર જ્યારે વાગે ત્યારે તારું નામ પ્યારું લાગે...**

જ્યાં સુધી આત્મા રાગની હોળી ખેલે છે ત્યાં સુધી તેને ત્યાગની, વૈરાગ્યની વાતો ફીકી લાગે છે. કારણ કે મિથ્યા દૃષ્ટિ છે. જ્યારે જીવ સમ્યક્ત્વ પામે છે. ત્યારે સમ્યગ્દર્શનના પ્રભાવથી આત્મામાં એટલો નિશ્ચય થઈ જાય છે કે કર્મને બાંધવાવાળો હું છું અને કર્મને તોડવા વાળો પણ હું છું. સમ્યગ્ દૃષ્ટિવાળા દૃઢ શ્રાવકને દેવલોકમાંથી દેવ ઉતરીને ડગાવવા આવે તો પણ એની તાકાત છે કે એને ડગાવી શકે? મોક્ષમાં જવાના જ્ઞાનીએ ત્રણ માર્ગ બતાવ્યા છે. **સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગ :** સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણ મોક્ષમાં જવાના માર્ગ છે. આ ત્રણે માનવજન્મમાં મેળવી શકાય છે. એનાથી મોક્ષ મળે છે. આ સૂત્ર તો તમને બધાને કંઠસ્થ થઈ ગયું છે ને બોલો પણ છો. તો વિચાર કરો કે ફક્ત બોલવા માત્રથી મોક્ષ મળશે ? જો એ સૂત્ર શીખીને બોલવાથી મોક્ષ મળતો હોય તો બધાને કહું. પણ વાણીમાં એક વખત નહિ, અનેક વાર ઉચ્ચાર કર્યા પણ આચારમાં નહિ ઉતરે ત્યાં સુધી કલ્યાણ નહિ થાય. મોક્ષના ઉપાયને જાણી લેવાથી, માની લેવાથી મોક્ષ ન મળે. મોક્ષના ઉપાયને જાણવા જોઈએ, પામવા જોઈએ, અને છેલ્લે આચરવા જોઈએ. ડોકટર દર્દનું નિદાન કરે, તપાસીને દવા આપે પણ એ દવા પીધા વિના રોગ મટે ખરો ?. ( શ્રોતામાંથી અવાજ : ન મટે ). બહેનો સ્વાદિષ્ટ રસોઈ બનાવીને થાળીમાં પીરસે પણ મોંમાં કોળિયા મૂકી ચાવીને ગળે ઉતારે ત્યારે ભૂખ મટે ને ? તે

રીતે ભગવંતે મોક્ષમાં જવાના ત્રણ માર્ગ બતાવ્યા, એ માર્ગને અપનાવવા તે આપણા હાથની વાત છે.

હવે બીજી વાત એ છે કે મોક્ષે જવા માટે સમ્યક્દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેય જોઈએ. જ્યાં સમ્યક્ચારિત્ર હોય ખરું અને ના પણ હોય. જ્યાં સમ્યક્ચારિત્ર હોય ત્યાં સમ્યક્ જ્ઞાનદર્શન હોય. કારણ જે જે આત્માઓ મોક્ષમાં ગયા તેમણે છેલ્લે છેલ્લે ચારિત્ર તો સ્વીકાર્યું છે. દ્રવ્ય ચારિત્ર સ્વીકાર્યું ન હોય તો ભાવચારિત્ર તો આવે જ. વિચાર કરો. મોક્ષમાં જવા માટે શું કરવું જોઈએ. (શ્રોતામાંથી અવાજ : ચારિત્ર લેવું જોઈએ). ખાલી વાતો જ કરવી છે ને ?

એક પોપટ પિંજરામાં બેઠો બેઠો હમેશાં બોલ્યા કરતો કે બિલ્લી આવે ઊડી જાઉં, બિલ્લી આવે ઊડી જાઉં. એના માલિકે એવું શીખવાડી રાખેલું એટલે બોલ્યા કરે, માલિક સમજે કે પોપટ જાગતો છે. પણ બિલ્લી રોજ આવે ને સાંભળે કે આ પોપટ રોજ બોલ્યા કરે છે તો લાવ અજમાશ કરી જોઉં. પિંજરું ખુલ્લું હતું. બિલ્લીએ તરાપ મારી પોપટને પકડયો. પોપટ બિલ્લીના મુખમાં ગયો તો ય એનું એ રટણ ચાલુ રહ્યું. પણ આચરણ ન થયું. તેમ મોઢેથી ખાલી વાતો કર્યા કરશો ને આચરણમાં નહિ મૂકો તો ચતુર્ગતિના ચક્રમાં પીલાઈ જશો. માટે ભગવંત કહે છે કે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આ ત્રણે વસ્તુ જીવનમાં આવે એટલે મોક્ષમાં જવાના એવું નક્કી થઈ જાય. જેના જીવનમાં સમ્યક્ચારિત્ર આવે તેનામાં સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાન હોય પણ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન ન હોય તો સમજવું કે એનું ચારિત્ર એ સમ્યક્ચારિત્ર નથી સમ્યગ્દર્શન અને જ્ઞાન પામેલો આત્મા સમ્યક્ ચારિત્ર મેળવવાનો પ્રયત્ન કરે. દેશવિરતિમાં રહેલો શ્રાવક સર્વવિરતિ રૂપ બનવા માટે પ્રયત્ન કરે. આવો સર્વવિરતિ રૂપ ધર્મ મનુષ્યજન્મ સિવાય બીજે કયાંય પામી શકાય નહિ. માટે ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "दुल्लहे खलु माणुसे भवे।" દુનિયામાં જીવને દુર્લભ કોઈ ચીજ હોય તો માનવભવ છે. માનવ-જન્મ જેવો બીજો કોઈ ઉત્તમ જન્મ નથી. એક તરફ પ્રભુ કહે છે. "जम्मदुक्खं" જન્મ એ દુઃખનું કારણ છે ને બીજી તરફ કહે છે માનવ જન્મ ઉત્તમ છે તેનું કારણ શું ? ભલે જન્મ દુઃખનું નિમિત્ત હોય છતાં આ જન્મ પામીને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર પામી જાય તો દુઃખનું કારણ જન્મ એવો ઉત્તમ બની જાય કે મોક્ષને પમાડે છે.

દેવલોકમાં રહેલા દેવો એકલું સુખ ભોગવતા હોવા છતાં સમ્યક્ત્વીદેવ ચારિત્રને ઝંખતો હોય કે કયારે અહીંથી છૂટું ? અને કયારે માનવ જન્મ પામી સર્વવિરતિ રૂપ ચારિત્રને અંગીકાર કરું. કારણ કે દેવલોકમાં અવિરતિનું જોર ઘણું હોય છે.

એ ભવ એવો હોય છે કે એ સર્વવિરતિ કે દેશવિરતિ પામી શકે નહિ. એક નવકારશી પચ્ચખાણ પણ કરી શકે નહિ. સમકિતી દેવ એવો વિચાર કરે છે કે :-

**આવો અવસર અમને ક્યારે આવશે,**
**ક્યારે પામીશું આર્ય કુળ અવતાર જો,**
**સર્વ દુઃખોનું અંત કરવાનું સ્થાન જ્યાં,**
**જૈન શાસનમાં લેશું સંયમભાર જો...આવો અવસર...**

હે પ્રભુ: રહેવા માટે મહેલ ભલે ના મળે ને નાની શી ઝુંપડી મળે, ખાવા માટે બાજરાનો રોટલો ભલે મળે પણ જ્યાં જૈન ધર્મ હોય, ત્યાગ-વૈરાગ્યની વાતો હોય ત્યાં અમારો જન્મ થજો. જ્યાં લક્ષ્મીની છોળો ઊડતી હોય, રહેવા રાજમહેલ હોય, રોજ મિષ્ટાન્નની મિજબાનીઓ થતી હોય, પણ જ્યાં જૈન ધર્મ ન હોય, વીત-રાગવચનની શ્રદ્ધા ન હોય, ત્યાં અમારો જન્મ ન થજો. મિથ્યા દૃષ્ટિ દેવોને ત્યાંથી ચવવું પડે ત્યારે એ ઝુરે છે. દેવલોકમાં વૈભવ, વિલાસો અપાર વળી દેવનું શરીર પણ કેવું? તેમના શરીરમાં લોહી-માંસ, ચરબી ન હોય, બાલપણ, યુવાની, ઘડપણ કે રોગ આવે નહિ. મિથ્યાદૃષ્ટિ અને સમકિતદૃષ્ટિ દેવોમાં આટલું અંતર પડે છે. મિથ્યા-દૃષ્ટિને દેવલોકમાંથી ચવવાનું થાય ત્યારે એને દુઃખ થાય છે.

દાખલા તરીકે કરોડપતિ શેઠ એક બીજા શ્રીમંતને ઘેર જમવા ગયા. શ્રીમંત શેઠે ખૂબ આવકારપૂર્વક મિષ્ટાન્ન પાણી જમાડયા. તે સમયે બીજી એક વ્યક્તિ આવી તેને રોટલા ને છાશ જમાડયા. તે ભાઈ પહેલાં કરોડપતિ હતા. પણ અત્યારે પાપના ઉદયથી ગરીબ થઈ ગયા છે. તેથી તે આંગણે આવ્યો તેને રોટલો ને છાશ જમાડયા. તેના દિલમાં કેવું દુઃખ થાય? તેની આંખમાં આંસુ આવી ગયા. તે રીતે મહાન સુખમાં પડેલા દેવને દેવલોકના સુખ આગળ મનુષ્યનું સુખ છાશ રોટલા જેવું લાગે છે. તેથી તે ઝુરે છે. ક્યાં મારું દેવલોક અને હું ક્યાં જઈશ? એટલે ઝુરે છે. પણ જો સમ્યક્-દૃષ્ટિ આવી જાય તો કહેશે ભલે મને રોટલો ને છાશ મળે, પણ જે દેવલોકમાં નહોતું મળ્યું તે અહીં મળ્યું છે. દેવલોકના વૈભવની વાત કરતાં સમજાવે છે કે મૃત્યુલોકની દુનિયાની તમામ લક્ષ્મી ભેગી કરો. અરે! તમે જે અમેરિકાને સોનાની ખાણ કહો છો તેવા દેશની અને દુનિયાની બધી લક્ષ્મી ભેગી કરો તો દેવના પગ લુંછણીયામાં જે રત્નો જડયા છે તેની તોલે પણ આવે નહિ. છતાં સમ્યક્દૃષ્ટિ આવે ત્યારે તે રત્નો તેને કાંકરા લાગે છે. ત્યાં સુખ ઘણું છે પણ વ્રત-પચ્ચક્ખાણ નથી. આજે ઘણા લોકો બોલે છે કે પચ્ચકખાણની શી જરૂર છે? (શ્રોતામાંથી અવાજ: મન મજબૂત છે તો બધું છે.) જો પચ્ચકખાણની જરૂર ન હોત તો સિદ્ધાંતમાં પૃચ્છા ન થાત કે હે ભગવાન! पच्चक्खाणेणं भंते जीवे किं जणयइ? પચ્ચક્ખાણની આવશ્યકતા ન હોત તો ચાર જ્ઞાન

અને ચૌદ પૂર્વના ધણી આ પ્રશ્ન પૂછત નહિ. માટે પચ્ચખાણની જરૂર છે. કેવી રીતે? સાંભળો.

તમારા કુટુંબની એક વ્યક્તિ છે. તેને તમે ૫૦ હજાર રૂપિયા આપો ત્યારે સાથે લખાણ કરો છો કે નહિ? (શ્રોતામાંથી અવાજ : પૂરેપૂરું લખાણ કરીએ.) તમે જેને પૈસા આપો છો તે વ્યક્તિ પ્રમાણિક છે અને વિશ્વાસુ છે, છતાં પૈસા આપીને લખાણ શા માટે કરો છો? લખાણની શી જરૂર છે! ત્યાં તમે સમજો છો કે લખાણ કરેલું હશે તો તેને ભરપાઈ કરવાની ચિંતા રહેશે. તેના મનમાં થશે કે મેં જે પૈસા લીધા છે તે મારે વ્યાજસહિત ભરપાઈ કરવા પડશે. કારણ કે લખાણ કરેલું છે. અને જો હું ન આપી શકું તો તે કાયદેસર કોર્ટે ચઢી શકે. પૈસા લીધે છૂટકો કરે. લખાણ થવાથી પૈસા લઈ જનારને દેવાની ચિંતા રહેશે. લખાણથી પૈસાની સહીસલામતી છે. જે નાણાં સાથે આવવાના નથી. જશો ત્યારે છોડીને જવાનું છે. તમે તે પૈસા આપેલા તે લેવા રહેશો કે નહિ તેનો વિશ્વાસ નથી. છતાં આટલું પાકું લખાણ કરો છો. તેમ પચ્ચખાણ એ લખાણ છે. જો પચ્ચખાણનું લખાણ કરી દીધું હશે તો તે ભરપાઈ કરવા પડશે. એટલે લીધેલા પચ્ચખાણ પાળવા પડશે. પચ્ચખાણ વગરની ક્રિયા અકામ છે. ને પચ્ચખાણ સહિતની ક્રિયા સકામ છે. કારણ કે વીતરાગવાણી પ્રત્યે શ્રદ્ધા થઈ તો પચ્ચખાણમાં આવ્યા. શ્રદ્ધા નથી તે તો એમ કહેશે કે અમે પચ્ચખાણને માનતા નથી. આટલું વાણીમાં બોલી ગયા પણ કર્મ કેટલા બંધાશે તેનો જીવને ખ્યાલ નથી. અરે, પેટમાં પાપ નથી, દગો નથી, ફક્ત મજાક કરે છે, છતાં એ મજાક જીવને કયાં લઈ જશે તેની ખબર નથી. માટે સમજીને આત્મા તરફ વળો. કરેલાં કર્મો જીવને અવશ્ય ભોગવવા પડે છે.

કૃષ્ણ મહારાજાની પત્ની રૂક્ષ્મણી જેને આગલા ભવમાં પાપ કરવાની કે મારવાની બુદ્ધિ નહોતી પણ આ ઈંડાં કેવા સરસ છે એમ માનીને હાથમાં લીધા. હાથમાં મેંદી તાજી મૂકેલી તેનો કલર ઇંડાંને લાગી ગયો. ઇંડાંને કોઈ કિલામના ઉપજાવી નથી. મેંદીનો રંગ લાગવાથી ઇંડાંનો કલર બદલાઈ ગયો. રૂક્ષ્મણી તો પછી ઇંડાંને મૂકીને ચાલી ગઈ, પણ ઇંડાંનો રંગ બદલાઈ ગયો છે તેથી 'આ મારા ઇંડાં નથી' એમ માનીને મોરલીએ ૧૨ ઘડી સુધી સેવન કર્યું નહિ. અચાનક વરસાદ થયો ને ઈંડાં પર લાગેલો મેંદીનો રંગ ધોવાઈ ગયો ત્યારે મોરલીને થયું, આ તો મારા ઇંડાં છે. રૂક્ષ્મણીના જીવને ઈંડાંને માતાનો વિયોગ પડાવવાના ભાવ ન હતા. સહજ મજાક કરી તો પોતાને પુત્રનો જન્મ થયો કે પુત્રને તરત દેવ ઉપાડી ગયો. અને મા દીકરાને ૧૨ વર્ષનો વિયોગ થયો. મોરલીને ઇંડાંનો વિયોગ પડાવવાના ભાવ ન હતા. સહજ મજાક હતી છતાં જીવ દંડાઈ ગયો. તો જે જીવ જાણીપીછીને કર્મ કરે છે તેને તો ભોગવવા પડે એમાં શી નવાઈ?

આ સંસાર-પ્રવાહમાં રાતદિવસ મન-વચન અને કાયાનો વહેપાર ચાલી રહ્યો છે. આ ત્રણ દંડથી જીવ દંડાય છે. દંડક નામ શા માટે આપ્યું ? જેમાં જીવ દંડાઈ રહ્યો છે અને તેનો આરો આવતો નથી. એક ગતિમાંથી બીજી ગતિમાં અને બીજી ગતિમાંથી જીવ ત્રીજી ગતિમાં એમ અનાદિકાળથી દંડાઈ રહ્યો છે. માટે મારું તે સાચું છોડીને સાચું તે મારું એમ ગ્રહણ કરો. કેવળી ભગવાનના વચન સત્ય છે. આટલી શ્રદ્ધા થશે ત્યારે સંસારનું પરિભ્રમણ અટકયા વગર રહેશે નહિ.

જ્ઞાતાજી સૂત્રના ચાલુ અધિકારમાં નાગેશ્રી બ્રાહ્મણીને ત્યાં જમવાનો વારો આવ્યો છે. સંસારમાં જશ લેવા માટે નાગેશ્રી એવો વિચાર કરે છે કે હું એવી રસોઈ બનાવું, એવી સામગ્રી બનાવું કે મારી દેરાણીઓ વિચાર કરતી થઈ જાય કે આપણે ગમે તેવી રસોઈ બનાવીએ તો પણ આમની તોલે ન આવે. એમ સમજી વિપુલ રસોઈ બનાવી. શાસ્ત્રકાર શું રસોઈ બનાવી તે વાત નહિ કરે પણ જે બનાવવાથી અધ્યયન રચાઈ ગયું તે શાકની વાત કરશે. અત્યારની જેમ પહેલાં સંકુચિત વૃત્તિ નહોતી એટલે જે રસોઇ બનાવે તેમાં એક ઘર ભળી જાય. (શ્રોતામાંથી અવાજ : ત્યારે આટલી અછત નહોતી) આજે સંસારી જીવોને કેટલું દુઃખ છે. કોઈ સુખી દેખાતું નથી. સાચો સુખી કોણ ?

**नवि सुहि देवता देवलोए, नवि सुही पुढवी पइराया।**
**नवि सुहि सेठ सेणावइए, एगंत सुही मुणी बीतरागी ॥**

ચક્રવર્તિ, શેઠ, સેનાપતિ કે દેવલોકનો ઇન્દ્ર પણ સુખી નથી. પરંતુ ભગવાનની આજ્ઞામાં વિચરતા સંત સાચા સુખી છે.

નાગેશ્રી બ્રાહ્મણીએ મોટું તપેલું ભરીને વિપુલ શાક બનાવ્યું. શાકનું નામ તુંબી. અત્યારે તમારી ભાષામાં દૂધી કહો છો. દૂધી, કાકડી, તુરીયા કોઈક વાર કડવા નીકળી જાય. તુંબીના શાકમાં વિપુલ ઘી, વિપુલ મસાલા, હીંગ, જીરૂ આદિ ભભકાદાર નાખ્યા છે. શાકમાંથી મ્હેંક આવવા લાગી પણ તે સુગંધ સારી આવતી નથી. પોતાનામાં માન ભર્યું છે. તેથી થયું કે જો આ વાત દેરાણી જાણી જશે તો કહેશે કે જેઠાણીને શાક કરતાં પણ આવડતું નથી. શાક તૈયાર થઈ ગયું ત્યારે તેણે તેમાંથી ફક્ત એક ટીપા જેટલું શાક પોતાની હથેળી ઉપર લઇને ચાખ્યું. ચાખવાથી તેને લાગ્યું કે આ શાક તો ખૂબ ખારું છે, ખૂબ કડવું છે, ખાવાલાયક નથી. ભોજનમાં કામ લાગે તેવું નથી, આ તો ઝેર જેવું છે. અભક્ષ્ય અને નાખી દેવા યોગ્ય છે. કડવાશ તો એવી લાગી કે એ કડવાશ કાઢવા સાકર ખાધી તો પણ કડવાશ ન ગઈ. કેવી ભયંકર કડવાશ ! આમ જાણીને તેણે પોતાના મનમાં વિચાર કર્યો અને વિચાર કરતાં તેણે પોતાની જાતને આ પ્રમાણે કહ્યું, "धिरत्थुणं मम नागसिरी, अहन्नाए.

अपुन्नाए, दुभगाए, दुभगसत्ताए दुभगनिंबोलियाए।" મને-નાગેશ્રીને ધિક્કાર છે, હું ખરેખર અધન્યા તેમજ અપુણ્યા છું. હું લોકો દ્વારા આદર મેળવવા લાયક નથી. મારા આ બળને વારંવાર ધિક્કાર છે. મારું આ બળ સાવ નકામું છે. શાક તૈયાર કરવામાં જેટલો મેં શ્રમ કર્યો છે તે બધો નકામો ગયો. જેમ લીમડાની લિંબોળી માણસોની સામે આદર મેળવવા યોગ્ય ગણાતી નથી, તે પ્રમાણે હું પણ માણસો દ્વારા આદર પ્રાપ્ત કરવા લાયક રહી નથી. એટલે હું લોકોની સામે અનાદરણીય થઈ ગઈ છું. એક શાક બગડયું તો કેટલો પશ્ચાતાપ થાય છે. મેં શરદ્કાલિક અથવા સરસ તુંબીના ફળનું હીંગ, જીરૂ વગેરે દ્રવ્યોથી યુક્ત અને ઘી વગેરેથી યુક્ત શાક બનાવ્યું છે. એને તૈયાર કરવામાં મેં વ્યર્થ હીંગ, જીરૂ, મેથી વગેરે તેમજ ઘી વગેરે વસ્તુઓનો દુર્વ્યય કર્યો છે. આપણે અહીં એ સમજવું છે કે શાક ખરાબ થયું એમાં એને કેટલો આઘાત લાગે છે. પોતાને કેટલી હીન માને છે! પણ જ્યારે પાપ કરશે ત્યારે પોતાને અધન્ય, દુર્ભાગી નહિ માને. હવે નાગેશ્રીને શો વિચાર આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે. આજથી વ્યાખ્યાન પછી એક ચરિત્ર શરૂ કરીએ છીએ.

**ચરિત્ર :** ચરિત્ર પણ એવું હોય છે કે જે સાંભળવાથી જીવને વૈરાગ્ય આવી જાય. જગતમાં કોઈ પણ જીવ એવો નથી કે જે સંસારને સ્પર્ચો ન હોય. પણ જે સંસારથી બહાર નીકળે છે, જે પોતાના શીર સાટે પણ શિયળનું રક્ષણ કરે છે તેવા જીવોના ચરિત્ર સુવર્ણાક્ષરે લખાઈ જાય છે. આ ચરિત્ર કરૂણરસથી ભરપૂર છે.

**જંબુ ભરત રથ મર્દન પુરમેં, હેમરથ મહિપાલ,**
**સુયશા રાની સુખદાઈ, સુંદર રૂપરસાલ, યહ ચરિત્ર રસીલા સુનીયે**
**શ્રોતાજનપૂર્ણ પ્રેમસે (૨)**

જંબુદ્વીપના ભરત ક્ષેત્રના મધ્ય ખંડમાં રથમર્દન પુર નામનું નગર છે. ત્યાં હેમરથ રાજા રાજ્ય કરે છે. રાજા કોને કહેવાય? જે પ્રજાનો હિતસ્વી હોય, પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી હોય તેને રાજા કહેવાય. રાજા ન્યાયનીતિથી રાજ કરતા હોવાથી પ્રજા સુખી છે, સંતોષી છે. આ રાજા રાત્રે છૂપાવેશમાં પોતાની પ્રજામાં કોણ દુઃખી છે તે જોવા માટે નીકળે છે. અને દુઃખીના દુઃખ દૂર કરે છે. આ હેમરથ રાજાને સુયશા નામની રાણી છે. આ રાજા-રાણીની જોડી બધી રીતે સંસાર દૃષ્ટિથી અને ધર્મદૃષ્ટિથી શોભી રહી છે. તેમને એક પુત્ર છે તેનું નામ કનક રથ છે. તે ખૂબ શૂરવીર છે. સંસારમાં જેટલો શૂરવીર છે તેટલો આત્મામાં પણ શૂરવીર છે. કહેવત છે કે "**પુત્રના લક્ષણ પારણામાં ને વહુના લક્ષણ બારણામાં.**" આ પુત્ર જન્મ્યો ત્યારથી રડે નહિ અને રડે તો તેને ધર્મકથા કહે, તો તે શાંત થઈ

જતો. તેની માતા 'સૂઈ જા બેટા!' એવા હાલરડા નહોતી ગાતી પણ દીકરા! જાગ, બેટા જાગ. એવા હાલરડા ગાતી હતી. એટલે નાનપણથી સુંદર સંસ્કારનું સિંચન થયું છે. કોઈ સાધુ સંત પોતાને ઘેર આવે તો આ બાળક ખુશી ખુશી થઈ જતો. કનક રથ કુમાર ધીમે ધીમે મોટો થયો. રાજા તેને ભણાવે છે. ભણતાં ભણતાં ૭૨ કળામાં પારંગત થઈ ગયો. પણ કુમાર શું કહે, જ્યાં સુધી ધર્મકળા ન આવડે ત્યાં સુધી આ ૭૨ કળા માટી તુલ્ય છે. એટલે રાજા, કનક રથને ધર્મગુરૂ પાસે ભણવા મોકલે છે. કુમાર ધર્મકળા શીખે છે. એ સમજે છે કે ધર્મકળા મારા જીવનમાં નૌકા રૂપ બનશે. તે ધર્મકળામાં ખૂબ હોંશિયાર બની ગયો. ધર્મકળા જાણનારો આત્મા સંસારમાં રહેવા છતાં ચીકણાં કર્મો નહિ બાંધે. કનક રથ કુમાર યુવાનીના પગથિયે પહોંચ્યો છે.

બીજી બાજુ કંબેરી નગરી કે જે સંગીત વિદ્યામાં ખૂબ જ પ્રખ્યાત બની ગઈ હતી. તેમજ ચર્મવાદ્યો, તંતુવાદ્યો, કાષ્ટવાદ્યો અને કાંસ્યવાદ્યો બનાવનારા અનેક કારીગરોથી આ નગરી પ્રસિદ્ધિ પામેલી હતી.

**કંબેરી નગરી નૃપ કૃતબ્રહ્મ, લવણસુંદરીનાર,**
**પુત્રી નામ રૂખમણી કહીએ, તનદામન અનુસાર....યહ ચરિત્ર.**

કંબેરી નગરીમાં કૃત બ્રહ્મ નામે રાજા છે. તેમને લવણસુંદરી નામની રાણી છે. આ રાજા પોતાની રાણી સાથે નગરીના મધ્યભાગમાં રહેતા હતા. રાજાઓએ પોતાનો નિવાસ જનતાની વચ્ચે રાખવો જોઈએ. તો રાજા જનતાના સુખદુઃખથી વાકેફ બની શકે. રાજા જો દૂર રહે અથવા જનતાના સંપર્કથી વેગળો રહે તો કદી પણ પ્રજાની રક્ષા કરી શકતો નથી. કૃતબ્રહ્મ રાજા જનતાથી દૂર ન પડી જવાય એવા શુભ ભાવથી જનતાની વચ્ચે પોતાના પરિવાર સાથે રહેતા હતા. રાજાનું રાજભવન દ્વાર પ્રજાને માટે ચોવીસે કલાક ખુલ્લુ રહેતું. કૃતબ્રહ્મ રાજા દરેક રીતે સુખી અને સમૃદ્ધ હતા. એમનું રાજ્ય બહુ વિશાળ નહોતું તેમજ વધુ ભૂમિ મેળવવાનો લોભ પણ ન હતો. એમની પાસે સંતોષ રૂપી ધન પુષ્કળ હતું. જ્યાં સંતોષ હોય છે ત્યાં પ્રજાને કદી ખોટ આવતી નથી.

આ રાજાને ત્યાં લવણસુંદરીથી ઉત્પન્ન થએલી ઈંદ્રાણી જેવી રૂપાળી રૂક્ષ્મણી નામની દીકરી છે. રૂપમાં અપ્સરા સમાન સૌંદર્યવાન છે. સ્ત્રીની ૬૪ કળામાં નિપુણાત થએલી છે. તે પણ યૌવન અવસ્થાએ પહોંચી છે. પુત્રી જ્યારે યુવાન થાય ત્યારે તેના માતાપિતાના મનમાં રાતદિવસ તેના માટે ચિંતા થયા કરે છે. માતાને થયું કે મારી દીકરી મોટી થઈ છે. પહેલાના જમાનામાં દીકરી ૧૨ વર્ષની થાય પછી પિતાના મહેલે ન જાય, આ રૂક્ષ્મણી ૧૮ વર્ષની થઈ એટલે માતાએ તેને સોળ

શણગાર સજાવી પિતાને વંદન કરવા મોકલી. રાજાએ રૂક્ષ્મણીને જોઈ અને એટલું થયું કે મારી દીકરી હવે યૌવનમાં આવી છે. માટે તેને લાયક યોગ્ય વર શોધવો જોઈએ. આ માટે રાજા હવે પ્રધાનને બોલાવશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૫

(શ્રાવણ સુદ ૨ ને શનિવાર તા. ૨૦-૭-૭૪)

ત્રિલોકી સાગર, કૃપા સિંધુ, વિશ્વ વિજેતા એવા ભગવાન જગતના જીવોને ઉપદેશ આપતાં બોલ્યા-આ સંસારમાં જીવને દુર્લભમાં દુર્લભ કોઈ વસ્તુ હોય તો માનવભવ છે. જેની પાછળ જીવ રાત-દિવસ દોડી રહ્યો છે તેની મહત્તા નથી બતાવી પણ મહત્તા, દુર્લભતા માનવભવની બતાવી છે. ભગવાન એક બાજુ એમ પણ બતાવે છે કે જન્મ એ દુઃખનું કારણ છે. ચારે ગતિમાંથી કોઈ પણ ગતિમાં જન્મ લેવો એ દુઃખનું કારણ છે તો પછી માનવભવને વખાણ્યો શા માટે? માનવ જન્મ દુઃખનું કારણ હોવા છતાં તે જન્મથી અજન્મ દશા પ્રાપ્ત કરી શકાય છે. મનુષ્ય-ભવ જન્મ જરા અને મરણના દુઃખોને દૂર કરવાની આ એક જડીબુટ્ટી છે. આ દુઃખના કારણો દૂર કરવાને બદલે જો ઊભા કરશો તો તે જન્મ પ્રશંસનીય નથી. મોહનીય કર્મની ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ અને બાકીના સાત કર્મોમાં કોઈની ૩૦ અને કોઈની ૨૦ ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિને એક ક્રોડાક્રોડ સાગરો-પમનાં લાવી દેવાની તાકાત, પાવર મનુષ્ય ભવમાં છે. પણ જો સમકિત પામે તો લાવી શકે, બાકી નહિ. ક્ષાયક સમકિત તો એક વાર આવે ને આવ્યા પછી જાય નહિ એવું ક્ષાયિક સમકિત પામવાની યોગ્યતા આ માનવભવમાં છે. મનુષ્ય જન્મ દુઃખના નિમિત્ત ભૂત હોવા છતાં પણ આ મનુષ્ય જન્મને પામેલો આત્મા જો ધારે તો પોતાના આ જન્મને સુલબ્ધ બનાવી શકે છે. એટલે કે આ જન્મને એ મહા સુખના નિમિત્તભૂત બનાવી શકે છે. પણ એ કયારે બને? જયારે આત્મા સમ્યગ્દર્શનથી શુદ્ધ એવા જ્ઞાનને અને ચારિત્રને પામે ત્યારે.

આપણે સમ્યગ્દર્શન પામવું છે. તે વાત કરવાથી મળી જાય તેવું નથી. સમ્યગ્-દર્શન પામતા પહેલાં શું કરવું જોઈએ? તમારે વહેપાર કરવો હોય તો પણ પહેલાં તેની જાણકારી મેળવો છો. પછી વહેપાર કરો છો. તમારો દીકરો એંજીનીયર થયો હોય તો પણ પહેલા તાલીમ અપાવો છો. પછી સ્વતંત્ર ધંધો કરાવો છો. પણ સીધો

ધંધો કરાવતા નથી. (શ્રોતામાંથી અવાજઃ–અનુભવ કરાવીએ છીએ). તો વિચાર કરો કે માનવજન્મની મહત્તા શા માટે? અનુત્તર વિમાનના દેવો એકાંત સમકિતી હોવા છતાં દેવ ભવ મળવો દુર્લભ છે એમ પ્રભુ ન બોલ્યા. પણ दुल्लहे खलु माणुसे भवे। એમ બોલ્યા. બીજા જન્મમાં જે કેવળજ્ઞાન પામવાની લાયકાત નથી પામ્યા તે પામવી છે.

હમણાં તમારી સામે નાના મહાસતીજી બોલ્યા–ભૃગુ પુરોહિત અને યશા ભાર્યા તેમના બે લાડીલા દીકરા! તમે ક્યાં ગયા હતા? એ માતપિતાનું મન અધીરું અને ભયભીત રહેતું હતું. કારણ કે તેમને જોષીએ કહ્યું છે કે તારે બે દીકરા થશે અને તે બાલ અવસ્થામાં સાધુ બની જશે. તે સાચું પડી જાય તો! બે દીકરા થશે એમ કહ્યું તે ગમ્યું. ત્યારે મનને આનંદ થયો. રૂંવાડા ખડા થઈ ગયા. અને દીકરાના જન્મ થયા ત્યારે પણ શું કહે–વાહ જોષી! તારા જોષ સાચા પડયા. સાથે એવો વિચાર ન આવ્યો કે જો તારા કહેવા પ્રમાણે દીક્ષા લેશે તો હું કેટલી ભાગ્યશાળી બનીશ! તેને ખબર ન હતી કે દેવ જોષી બનીને આવ્યો હતો. દેવોએ છોકરા દીક્ષા લેશે એ વાત કહી તે તેને ન ગમી. કારણ કે મોહ છે.

બંધુઓ! આ સંસાર કીચડનો ભરેલો છે. તેમાં રાગ–દ્વેષના ફુવારા ઊડી રહ્યા છે. એ તમને કોરા પડવા દેતા નથી. જીવને જેટલો સંસાર વહાલો છે, જેટલી સંસારમાં શ્રદ્ધા છે તેટલી આત્માની નથી. જો સમ્યગ્દર્શન પામવું છે તો સમ્યક્ત્વના છ સ્થાનનો વિચાર કરવો જોઈશે. સૌથી પ્રથમ આત્મા છે. આત્મા છે તો નિત્યાનિત્ય છે. જગતમાં એક નાસ્તિકને છોડીને જે આસ્તિક જીવો છે તે આત્મા છે એમ માને છે. આત્મા માન્યા પછી આત્મા કેવો છે એ બાબતમાં ભેદ પડે છે. નિત્યાનિત્ય સ્વરૂપની બાબતમાં જગતનો મોટો ભાગ ભૂલાવામાં પડેલો છે. જે એકાંત નિત્યવાદી છે તે આત્માને એકાંત નિત્ય માને છે. અનિત્ય નથી માનતા. કેટલાક આત્માને એકાંત અનિત્ય માને છે. અનિત્ય હોવાથી પુણ્ય–પાપ કરવાની જરૂર નથી. કારણ કે આત્મા એક ક્ષણે હોય છે ને બીજી ક્ષણે નથી હોતો. તો પછી કરેલાં પાપો કોના નામે જમા કરશો? જે મોક્ષગામી જીવડા છે, જેમને મોક્ષની અભિલાષા છે, જેને કેવળીના વચનામૃતો પ્રત્યે યથાર્થ શ્રદ્ધા છે તે તો એમ માને છે કે દ્રવ્યાનુપેક્ષાએ આત્મા નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે. આત્મા છે તો તે કર્મોનો કર્તા અને કર્મોનો ભોક્તા છે. કર્મને બાંધનારો અને કર્મને તોડનારો આત્મા છે. જે એકાંતવાદી એકેક નયને પકડીને વાત કરી રહ્યા છે તેનો તમે પરિચય કે સંગ કરશો તો તમારું સમ્યક્ત્વ દૂષિત થશે. અને એ સંગને નહિ છોડો તો પછી સમ્યક્ત્વ નાશ પામશે. ઘરના નાણાં નાશ ન થાય તે માટે સાથે ચાવીઓ લઈને ફરો છો. તો આ આત્મઘર લૂંટાઈ જાય છે તેની કંઈ ચિંતા છે? કંઈ ઓળખાણ છે? સામાયિક કરતાં કેવા ભાવ આવે છે? સામાયિકનો રસ આવે છે ખરો? તમે લોગસ્સમાં શું બોલો છો?

" आरुग्ग बोहिलाभं, समाहिवरमुत्तमंदिन्तु, चंदेसुनिम्मलयरा, आईचेसु अहियं, पयासयरा सागरवर गंभीरा, सिद्धासिद्धिं मम दिसन्तु " આટલા બધા શબ્દોમાં છેલ્લે શું બોલો છો? કે મને સિદ્ધિપદ આપો. પણ ત્યાં પહોંચવા માટે બોહિલાભં એટલે પ્રથમ સમ્યક્ત્વની જરૂર છે. મિથ્યાત્વની ગ્રંથી કયારે તૂટે? જ્યાં સુધી મિથ્યાત્વ નહિ જાય ત્યાં સુધી ધર્મ રૂચવો પણ મુશ્કેલ છે. અરે ગાઢ મિથ્યાત્વ હશે ત્યાં સુધી જીવને ધર્મની રૂચી નહિ થવા દે. સાચી શ્રદ્ધામાં ઝેર નાખશે. પાખંડીનો ધર્મ વહાલો લાગશે. પરંતુ આત્મામાં જો એટલું થશે કે અહો, વીતરાગ પ્રભુ! આવું રૂડું તારું શાસન મળ્યું, અનુપમ ધર્મ મળ્યો, અને તારા વચનામૃતોનું પાન કરવા મળ્યું, છતાં હું કંઇ કરી શકતો નથી. આટલું થતું હોય તો પણ સમજજો કે હજુ ભાગ્યસિતારો જાગતો છે, નહિ સમજો તો દુર્ગતિના ખાડામાં ધકેલાઈ જશો. બળતા નાગ નાગણને નવકાર મંત્રની શ્રદ્ધા થઈ તો દેવ અને દેવી બન્યા. ચંડકૌશિકને ભગવાનના એક શબ્દ પર શ્રદ્ધા થતાં પ્રતિબોધ પામી ગયો અને મરીને દેવ થયો. જ્યારે જીવને જન્મ-મરણનો ખટકારો થશે ત્યારે થશે કે મારે નિર્મળ સમ્યક્ત્વ પામવું છે અને પામીને તેને જાળવવું છે. તે માટે આત્માને કેટલી કાળજી રાખવી પડશે! ક્ષણે ક્ષણે જાગૃત રહેવું પડશે. જીવનમાં ધર્મને ઝળહળતો રાખવા માટે કુમારપાળ રાજાનો દાખલો અદ્દભુત છે.

**કુમારપાળ રાજાની બહેનનો અપૂર્વ ધર્મપ્રેમ** :– કુમારપાળ રાજા અઢાર દેશના રાજા હતા. તેઓ શ્રાવક ધર્મ પામી ગયા પછીનો પ્રસંગ છે. એક વખત કુમારપાળ રાજાની બહેન અને બનેવી અર્ણોરાજ સોગઠા રમતા પાસા ફેંકે છે. ચોપાટ રમતાં અર્ણોરાજ સોગઠાને બદલે કહે "**માર માર મુંડીયાને માર**" ત્યારે કુમારપાળ રાજાની બહેન કહે છે, તમે આવું કેમ બોલો છો? મુંડિયા શબ્દથી સાધુની મશ્કરી થાય છે. માટે આપ આવું ન બોલો ને બોલ્યા તેની માફી માંગો. એ મુંડિયા નથી. એમણે કેશના લુંચન સાથે જન્મ-જરા અને મરણના લુંચન કર્યા છે. ભવિષ્યમાં મોક્ષગામી જીવ છે. મુનિને મુંડિયો કહેતાં જઘન્ય બે હજાર ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુ સાધ્વીની ઘોર અશાતના કરી છે. સંતની અશાતના ત્યાં ધર્મની અશાતના અને ધર્મની અશાતના ત્યાં દેવ-ગુરૂ અને ધર્મની અશાતના થાય છે. માટે આપ માંફી માંગો. કોઈ પણ સંપ્રદાયના સંત હોય પણ જે પાંચ મહાવ્રતને વિશુદ્ધ પાળતા હોય તે મારા ભાઈના ગુરૂ છે. મારો ભાઈ બધું સહન કરશે પણ એમના ગુરૂની અશાતના થાય એ સહન નહિ કરે. આ છે સમ્યક્ત્વનું લક્ષણ! જો તમારામાં આટલું પણ ખમીર હશે તો દેવ-ગુરૂ અને ધર્મના અવર્ણવાદ બોલાતા હોય ત્યાં આપ સહન નહિ કરી શકો. છે આટલું ઝનૂન!

ભગવાને શકડાલના મતને અનુસરીને પૂછયું હે શકડાલ! તારા દેખતા તારી

પ્રિયધર્મી. જેને ધર્મ પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય હોય અને જેની ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અડગ હોય. અર્હન્નક શ્રાવકને ધર્મ શ્રદ્ધામાંથી ડગાવવા માટે દેવે ઊંચે ઉછાળ્યો ને કહ્યું કે તું કહે કે મારો ધર્મ ખોટો છે. ત્યારે અર્હન્નકે શું કહ્યું, મારી કાયા જશે તો કુરબાન પણ ત્રણ કાળમાં મારો ધર્મ ખોટો છે એવું તો હું નહિ જ કહું.

**હું કહું છું પ્રતિજ્ઞાથી, ધર્મ ખોટો નહિ બોલું,**
**આવે કષ્ટો ગમે તેવા, મારી શ્રદ્ધાને નહિ ત્યાગું.**
**તમે કષ્ટોની જ્વાળામાં, મારા તનને તપાવી લો......વિનંતી કરું....**

ધર્મનું અપમાન થતું દેખાય, ધર્મ પર જોખમ દેખાય ત્યારે સાચા ધર્મપ્રેમીનું ખમીર ઊછળી ઊઠે છે. અને એ ધર્મની રક્ષા અને ધર્મના સન્માન ખાતર ભારે ભોગ દેવા તૈયાર થઈ જાય છે. હું વિધવા ભલે બનું પણ ધર્મનું અપમાન ન સાંખી લઉં એવી ધર્મધગશ છે. જ્યાં રાણી કુમારપાળ પાસે ગઈ એટલે અર્ણોરાજે સમજી લીધું કે હમણાં મોટી ધાડ આવશે. આ અર્ણોરાજ જેવો તેવો ન હતો. એણે અંદરખાને કુમારપાળના મોટા મોટા સેનાપતિ વિગેરે અમલદારોને ફોડી નાંખ્યા. ને પોતાના બનાવી લીધા. રાજા કુમારપાળ લશ્કર લઈને આવ્યા તો ખરા પરંતુ સવાર થતાં જ્યાં લશ્કરને હલ્લો કરવા આદેશ આપે છે ત્યારે લશ્કર એમ જ ઊભું રહે છે. જો જીવ ધર્મ સમજેલો ન હોય તો આવા સમયે ખેદ આવી જાય. પણ આ રાજા ધર્મ સમજેલો છે એટલે ખેદ નથી આવતો. કારણ કે જ્યાં કષાય છે ત્યાં નિયમા કર્મ બંધાય છે. પણ ધર્મનું ઝનૂન છે એટલે દિલમાં એ છે કે મારા ગુરૂને મુંડિયો કહે તે મારાથી કેમ સહન થાય! કુમારપાળ રાજા હાથી પર બેઠા છે. માવતને પૂછે છે આમ કેમ? ત્યારે માવત કહે છે લશ્કર ફૂટેલું લાગે છે. ત્યારે અત્યારે આપણું કોણ? હું અને હાથી બે આપના છે. કુમારપાળ બધું સમજી ગયા. તે ખૂબ બાહોશ છે. જરા પણ ગભરાયા નહિ. અત્યારે હિંમતથી બને તેટલો પુરુષાર્થ કરવાનો છે.

કુમારપાળ રાજા યુદ્ધના મેદાનમાં જાય છે. તે વિચારે છે કે યુદ્ધ કરીશ તો કેટલા જીવોનો સંહાર થઈ જશે. મારે કોઇ જીવને મારવા નથી. મારે તો અર્ણોરાજ સાથે લડવું છે. કુમારપાળ રાજા કોઈને મનાવવા જતા નથી. કારણ કે જો ફૂટેલા હશે તો મને તેઓ ઊલ્ટા દુશ્મનને સોંપી દેશે. એમ દુશ્મનને સોંપાવામાં જીંદગી-ભરની અપમાનિત દશા અને વધુમાં કાળી કેદ. એના કરતાં તો અહીં જીવ સટોસટના ખેલ ખેલી લેવા દે. કુમારપાળ રાજા માવતને કહે છે. ચિંતા નથી, ગભરાઇશ નહિ. આપણે તો ધર્મનો વિજય કરવા જવું છે. માટે ધર્મના પ્રતાપે આપણો વિજય જરૂર થવાનો. તું સીધો અર્ણોરાજના હાથી પર તરાપ લગાવ. માવતે હાથીને એ પ્રમાણે

**કુમારપાળ રાજાની ઉદારતા અને લોભનિગ્રહ :-** અર્ણોરાજે એક તો ગુરુનું અપમાન કર્યું અને બીજું કુમારપાળના લશ્કરને ફોડ્યું. આ બે ગુના એવા છે કે કુમારપાળ ભલે એને મારી ન નાંખે પણ જિંદગીભર કેદમાં તો રાખી શકત. અને એનું રાજ્ય લઇ લેત. પરંતુ એવો લોભ કર્યો નહિ અને અભયદાન આપી માફી આપીને રાજ્ય પાછું સોંપી દીધું. શું આ એમણે બેનની લાગણીથી કર્યું હશે? જો બહેનની લાગણીથી કર્યું હોત તો નજરકેદી તરીકે રાખીને બધી સગવડ અને સુખ આપત. એમાં બહેનના સુખને વાંધો ન આવત. આ બહેનની લાગણીથી નહિ પણ લોભના નિગ્રહથી રાજ્ય જતું કર્યું.

સમ્રાટ રાજા કુમારપાળની કેટલી ખામોશ! કેટલી વિશાળ દૃષ્ટિ! પોતાના લશ્કરને ફોડી નાંખનાર અર્ણોરાજ પર દયા કરી. એથી આગળ વધી ક્ષમા કરી જીવતદાન આપ્યું અને રાજ્ય પાછું સોંપ્યું. પછી પોતાના અધિકારીઓને પણ કંઇ સજા ન કરી કે ઠપકાના બે શબ્દો પણ કહ્યા નહિ. એમણે તો એમ જ વિચાર્યું કે મારે તો ધર્મનો વિજય મેળવવો હતો તે મળી ગયો. પછી વેરવિરોધ કરવાની જરૂર શી? કેટલું ધર્મનું ઝનૂન અને કેટલી ધર્મ ધગશ! કુમારપાળનું દૃષ્ટાંત નજર સમક્ષ રાખીએ કે ભારે ગુનો કરનારને પણ ક્ષમા આપી શકે તો આપણે મામૂલી ગુનો કરનારને શું ક્ષમા ન

આપી શકીએ? જેનામાં સમ્યક્ દૃષ્ટિ છે તે દેવ-ગુરૂ-ધર્મની નિંદા સહન નહિ કરે. જ્યાં સુધી જીવને વીતરાગ ધર્મનું ઝનૂન નહિ આવે ત્યાં સુધી કર્મના જાળાં ખાખ થવાના નથી. સંસારની માયાજાળ રાગ-દ્વેષ ઘટતા જશે તેમ ધર્મની ધગશ આવશે. શાસ્ત્રકાર ભગવાન બોલ્યા છે:

**दुक्खं हयं जस्स न होइ मोहो, मोहो हओ जस्स न होइ तण्हा ।**
**तण्हा हया जस्स न होइ लोहो, लोहो हओ जस्स न किंचणाइं ॥**

ઉત્ત. સૂ. અ. ૩૨ ગાથા ૮

દુઃખને દૂર કરવું હોય તો જીવને પહેલાં મોહને જીતવો પડશે. મોહ પર વિજય મેળવવો પડશે. મોહને કહી દો કે હું તારામાં ફસાયો તેથી મેં ઘણું દુઃખ ભોગવ્યું. તેં મને ઘણો બગાડ્યો છે. ભટકાવ્યો છે. એ મોહનીય કર્મ ઉપર જીત નહિ મેળવે ને દર્શન સપ્તક (અનંતાનુબંધી ચોકડી, સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય ને મિશ્ર મોહનીય) જશે નહિ ત્યાં સુધી સમ્યક્ત્વ પામી શકતો નથી. મોહનીય તૂટે એટલે બીજા ત્રણ તૂટે. એ ચારે તૂટયા એટલે જીવ ૧૩મા ગુણ-સ્થાનકે પહોંચી ગયો. તેરમું સયોગી કેવળી ગુણસ્થાન છે. ત્યાં મન-વચન-કાયાના યોગ છે. આ યોગથી કર્મ બંધાય છે. **पढम समये बद्धं, बिइअ समए वेइयं, तइय समए निज्जिरियं** તે પહેલા સમયે બાંધે, બીજા સમયે વેદે અને ત્રીજા સમયે નિર્જરી નાંખે છે. ભગવાન કહે છે સયોગીપણું ઊભું છે ત્યાં સુધી રહેવું પડે છે. અયોગી ગુણસ્થાને જાય ત્યારે મન-વચન અને કાયાના વ્યાપાર બંધ થઈ જાય છે. ચૌદમા ગુણસ્થાને શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરવા મન-વચન-કાયાના વ્યાપાર બંધ થાય છે. આટલી અવસ્થાએ પહોંચવા માટે સૌથી પ્રથમ મોહને જીતવો પડશે. મોહ ગયો તેનું દુઃખ ગયું. દુઃખ ગયું ત્યાં તૃષ્ણા ગઈ. જ્યાં તૃષ્ણા છે ત્યાં લોભ સંજ્ઞા પ્રબળ છે. તૃષ્ણા મોહને મજબૂત કરે છે. આ બધા મોહના સગા છે. લોભ ગયો તેની તૃષ્ણા ગઈ. તૃષ્ણા ગઈ તેનો મોહ ગયો. મોહ ગયો ત્યાં બધું દુઃખ ગયું. સર્વ પાપનો બાપ લોભ છે. જે સર્વ અંગમાં વસ્યો છે. તે બધા ગુણોને ખાઈ જાય છે. આર્થિક ધન મેળવવા જીવો કેટલા પાપ કરે છે છતાં તૃષ્ણાનો ખાડો પૂરાતો નથી ને આર્તધ્યાન કરે છે.

નાગેશ્રી બ્રાહ્મણી બોલે છે હું અધન્ય છું, દુર્ભાગી છું, પુણ્યહીન છું, દુર્ભગ સત્વવાળી છું. આ બધા શબ્દો શા માટે બોલે છે? આટલું વિપુલ શાક બનાવ્યું. તેમાં વિપુલ ઘી, વિપુલ મસાલા, સુંદર સ્વાદિષ્ટ વસ્તુઓ નાંખી છે. આ બધું નકામું ગયું ને? તેને લોભ અને મોહ રોવરાવે છે. મોહમાં લોભ અને માન કષાય આવી જાય છે. તેના મનમાં એ માને છે કે મારી દેરાણીઓ જાણશે તો મારી મશ્કરી કરશે.

જેમ કોઈ માનવીને લાખ રૂપિયાનું દેણું છે. તેને દયાળુ દાનવીર શેઠ કહે ભાઈ! તારું બધું દેણું હું માફ કરું છું. ફક્ત એક અધેલીનું દેણું રાખું છું. એ સમયે તે માનવીને કેટલો હર્ષ થાય? તેમ કેવળીના વચનો પર શ્રદ્ધા થઈ જાય તો આટલું દેણું કપાઈ જાય અને અધેલીનું દેણું ચૂકવવા ચારિત્ર માર્ગે આવવા માટે પુરુષાર્થ કરે. શ્રદ્ધા થઈ એટલે સમ્યક્જ્ઞાન આવશે અને પછી જો ચારિત્ર આવી જાય તો કલ્યાણ થઈ જાય. માટે પુરુષાર્થ કરવાની જરૂર છે.

ભગવાન કહે છે અમે મોક્ષ માર્ગના બતાવનાર છીએ પણ કોઈને મોક્ષમાં મૂકનાર નથી. આખા વિશ્વ પર પ્રભુનો અનંતો ઉપકાર છે. રસ્તો ન મળે તો ગમે તેટલી ઝડપથી ચાલનાર મનુષ્ય પણ ક્યાંથી ધારેલા સ્થાને પહોંચી શકવાનો છે? ભૂલા પડેલાને કોઈએ રસ્તો બતાવ્યો હોય તો તેનો કેટલો ઉપકાર માને? આ તો દ્રવ્ય માર્ગની વાત છે. તો મોક્ષમાર્ગ રૂપી ભાવમાર્ગ બતાવનારનો તો કેટલો ઉપકાર માનવો જોઈએ? માટે તીર્થંકરોનો તો આપણા ઉપર અસીમ ઉપકાર છે. તીર્થંકર, કર્મ ખપાવવાનો રસ્તો બતાવી દે પણ અનંત શક્તિના ધણી હોવા છતાં તેઓ બીજા કોઈના કર્મ ખપાવી શકતા નથી. કર્મ ખપાવવા હોય તો તીર્થંકરે બતાવેલા રસ્તે ચાલીને કર્મ ખપાવવા પડશે. તે માટે પોતાના પુરુષાર્થની જરૂર છે.

મહાવીર પ્રભુએ કર્મ ખપાવવા તપની તલવાર અને ક્ષમાની ઢાલ લીધી હતી. સંગમે દુઃખ દેવામાં બાકી નથી રાખ્યું છતાં તેના પર જરાપણ ક્રોધ નથી કર્યો. પ્રભુની શક્તિ શું ઓછી હતી? જે મેરૂ પર્વતને તો શું પણ તેના શિખરને પ્રલયકાળના પવન વાય તો પણ ડોલાવી શકે નહિ તેવા પર્વતને પ્રભુએ એક અંગુઠે હલાવી દીધો.

**અંગુઠે ડુંગર ડોલાવ્યો, સંગમ પર રોષ જરા ન આણ્યો,**
**ડંકા શુભ ધર્મ સનાતન કા, બજવાયા વીર મહાવીરને...**

તો શું સંગમે આટલા ઉપસર્ગો આપ્યા તો ભગવાન તેને કંઈ ન કરી શકત? શું શક્તિ નહોતી? અરે અખૂટ શક્તિ હતી પણ તેમને સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ હતો. અને પોતાના કર્મોને બાળવા હતા તેથી મારનાર પ્રત્યે પણ દ્વેષભાવ ન લાવ્યા. આપણે બોલીએ છીએ.

**"મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું, મુજ હૈયામાં વહ્યા કરે,**
**શુભ થાઓ આ સકલ વિશ્વનું, એવી ભાવના નિત્ય રહે."**

પ્રતિક્રમણમાં પણ રોજ બોલો છો–"ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવિ **ખમંતુ મે, મિત્તીમે સવ્વભૂએસુ વેરં મજ્ઝં ન કેણઇ"** આ વાણી બોલીએ છીએ પણ હજુ ભાવ આવ્યા નથી. જ્યારે આવા ભાવ આવશે ત્યારે ભવના ભુક્કા

દેખાઈ. તેથી મનમાં ભાવના થઈ કે અહો ? આ કાયાની શોભા મારા આત્માથી કે બાહ્ય અલંકારથી ? કાયામાંથી આત્મા ચાલ્યો જાય પછી તે વખતે કાયાને ગમે તેટલા સુંદર દાગીના પહેરાવ્યા હોય છતાં એ કાયા કોડીની, શોભા વિહોણી અને બાળી નાખવા લાયક બને છે. એટલી એની શોભા તો આત્માથી ગણાય. હું કેવો અજ્ઞાન અંધકારમાં પડયો છું કે રોજ સુંદર દાગીનાથી શરીરની શોભા કરી રહ્યો છું. અને એ બનાવટી શોભા કરનારા અલંકારાદિને મારા માની એને સાચવવા મથું છું. પણ ખરેખર જેનાથી દેહ શોભી રહ્યો છે તેવા આત્માની ચિંતા કે મમતા નથી કરતો. આ તો કેવો મોહનો નશો ! મારી શોભા કાયાથી કે કાયાની શોભા મારાથી ? ખોટી ભ્રમણામાં પડીને બાહ્ય નાશવંત અલંકારથી નકલી શોભામાં આત્માની શોભા માની લીધી છે. હું જીવતો છું ત્યાં સુધી આ કાયાની શોભા છે. આત્મા અહીંથી ચાલ્યો જશે પછી કાયાની કંઇ શોભા રહેવાની નથી. આમ અનિત્ય ભાવનામાં આગળ વધતાં શરીર પરથી પણ આસકિત ઊઠી ગઈ. અનાસકત ભાવમાં ચઢયા અને મોહનીય આદિ ઘાતી કર્મના બંધન તૂટતા કેવળજ્ઞાન પામી ગયા. ભગવાન બોલ્યા છે કે આ શરીર કેવું છે ?

इमं सरीरं अणिच्चं, असुइं असुइ संभवं ।
असासया वासमिणं, दुक्खं केसाण भायण ।

ઉત્ત.સૂ.અ. ૧૯ ગાથા ૧૩.

આ શરીર અનિત્ય છે ને અશુચીથી ભરેલું છે. વળી અશાશ્વત અને દુઃખ તથા કલેશનું ભાજન છે. મહાપુરુષોએ આ દુઃખના ભાજનરૂપ શરીરને આત્મ સાધનામાં સહાયક બનાવ્યું. જેમ આજે માનવે રેતીમાંથી તત્ત્વ શોધ્યા છે. માટીની ખાણમાંથી સોનું અને હીરા શોધ્યા છે. તેમ આ નાશવંત શરીરને સાધનામાં સહાયક બને તે રીતે સાચવવું. મોક્ષે જવા માટે આ શરીર સીડીરૂપ છે. સિદ્ધાંતમાં કંઈક દાખલા છે. સંત–સતીજીઓ તપશ્ચર્યા ઘણી કરતા. પછી જ્યારે એમ લાગે કે હવે મારું શરીર ક્ષીણ થઈ ગયું છે. હવે આ શરીર કંઈ કામ કરી શકતું નથી ત્યારે ભગવાન પાસે આવી આજ્ઞા માંગતા અને ભગવાનની આજ્ઞા મળતાં સંથારો કરી દેતા. જીવતા કાયા વોસરાવી દેતા. જ્યારે શરીર દ્વારા આત્મ સાધનાનો માલ મળતો બંધ થાય ત્યારે શરીરને વોસરાવી દેતા.

જ્યારે માનવ મૃત્યુની પથારીએ પડ્યો હોય ત્યારે નમો અરિહંતાણં બોલાવવાને બદલે વીલ કરાવવા બેસી જાય. આખો સંસાર સ્વાર્થનો ભરેલો છે. સંસાર પુણ્ય પાપનો અખાડો છે. અખાડા સિવાય બીજું કાંઇ નથી. પુણ્યથી સુખ મળે ને પાપથી દુઃખ મળે છે, બંધુઓ ! સમજો. તમારી લાખો અબજોની સંપત્તિમાં જે

થઈ જશે. જેમ દહીંનું મંથન કરવાથી માખણ મળે તેમ હૃદયના મંથનપૂર્વકની વાણી નીકળશે તો પાપ વલોવાઇ જશે અને સંવર–નિર્જરા રૂપ માખણ મળશે. સંગમે ભગવાનને છ છ મહિના સુધી ઉપસર્ગો આપ્યા છતાં જરા પણ રોષ નહિ. પરંતુ કરૂણાનો સ્રોત વહાવ્યો. હે સંગમ! તારું શું થશે? તારી કઈ ગતિ થશે? મારનાર વ્યક્તિ પ્રત્યે મૈત્રીભાવ કેળવવો એ સહેલી વાત નથી. જેની સાથે મિત્રતા છે તેને તો બાથમાં લેશો પણ જે ઘા કરે તેને બાથમાં લેશો ત્યારે સાચો મૈત્રી ભાવ કેળવ્યો છે. ભગવાન તો કહે છે કે કોઇ તારો દુશ્મન નથી. "न तं अरीकंठ छेत्ता करेइ।" તું તારા સ્વભાવમાં ઠરીશ તો ગળાનો કાપનારો પણ તારો દુશ્મન નથી. દુશ્મન આવે ને પ્રકૃત્તિમાં સ્હેજ આવેશ આવ્યો તો ત્યાં આર્તધ્યાન થયું. ઘરમાં સંતાનો અવળા રસ્તે ન જાય તે માટે આપનો ફફડાટ હોય તો સારી વાત છે. કારણ કે તેથી સંસ્કાર સુધારવાની વાત છે. પણ તે સિવાય આપ ઘરમાં જાવ અને બધા ફફડતા હોય તો ત્યાં આર્તધ્યાન કરો છો ને બીજાને કરાવો છો. માથું દુઃખે કે પેટમાં દુઃખે ત્યારે કહેશો કે મારી કોઈ ખબર લેતું નથી. ડોકટરને બોલાવતા નથી, કોઈ મારું માથું દબાવતા નથી, તો ત્યાં બીજાને કર્મ બાંધવાના નિમિત્તભૂત બની જાઓ છો. રોગ આવ્યો એ આપણા અશાતા વેદનીયનો ઉદય છે. પણ જો ત્યાં ફફડાટ કરશો તો તમે આર્તધ્યાન કરશો ને બીજાને કરાવવામાં નિમિત્તભૂત બની જશો. ત્યાં તમારા પુરૂષપણાની પ્રધાનતા નથી. એક સમયે પુરૂષ ૧૦૮ સિદ્ધ થાય છે તેમાં જો નંબર લઇ લો તો તમારું પુરૂષપણું સાચું છે. અને જે પુરૂષપણાનું ભાન ભૂલે અને વિષયોમાં ખૂંચી જાય ને મહા–આરંભ, મહા–પરિગ્રહની પાછળ રચ્યોપચ્યો રહે તો સાતમી નરકે ચાલ્યો જાય છે. માટે સાવધાન રહેવાની જરૂર છે. આત્માને સમજાવો કે હે ચેતન! આ મનુષ્યભવ શા માટે મળ્યો છે? કર્મના કાજળને ધોવા માટે અને કર્મબંધનથી છૂટવા માટે, મોક્ષમાર્ગમાં ગમન કરવું છે તો તમારે તેવા સંયોગો આવે તો પણ સૌના પ્રત્યે સમાન દૃષ્ટિ કેળવવી પડશે. ભગવાનની પાસે શક્તિ કેટલી હતી? છતાં શક્તિનો ઉપયોગ કર્મ તોડવામાં કર્યો છે પણ કર્મ બાંધવામાં નથી કર્યો. જો દુશ્મન પ્રત્યે કરૂણાભાવ આવશે તો વૈરભાવનું મૂળિયું નષ્ટ થશે. ને મૈત્રીભાવ આવી જશે. મૈત્રીભાવ આવશે એટલે માધ્યસ્થ ભાવના અને પ્રમોદ ભાવના પણ આવી જશે. ભાવમાં રહે તો મોક્ષ અને ભાવમાં ભૂલે તો દુર્ગતિ.

ભરત ચક્રવર્તિ અરિસાભુવનમાં કેવળજ્ઞાન પામ્યા. કેવી રીતે? ભરત ચક્રવર્તિને અરિસાભુવનમાં વીંટી પડી ગયા પછી આંગળી બુઠ્ઠી લાગી. તેથી વિચાર આવ્યો કે જોઉં તો ખરો કે બધા અલંકાર ઉતારી નાંખ્યા પછી કાયા કેવી શોભે છે? એમણે બધા અલંકાર ઉતારી નાંખ્યા. પછી જોયું તો કાયા સાવ ફિક્કી, શોભા વગરની

દેખાઈ. તેથી મનમાં ભાવના થઈ કે અહો ? આ કાયાની શોભા મારા આત્માથી કે બાહ્ય અલંકારથી ? કાયામાંથી આત્મા ચાલ્યો જાય પછી તે વખતે કાયાને ગમે તેટલા સુંદર દાગીના પહેરાવ્યા હોય છતાં એ કાયા કોડીની, શોભા વિહોણી અને બાળી નાખવા લાયક બને છે. એટલી એની શોભા તો આત્માથી ગણાય. હું કેવો અજ્ઞાન અંધકારમાં પડયો છું કે રોજ સુંદર દાગીનાથી શરીરની શોભા કરી રહ્યો છું. અને એ બનાવટી શોભા કરનારા અલંકારાદિને મારા માની એને સાચવવા મથું છું. પણ ખરેખર જેનાથી દેહ શોભી રહ્યો છે તેવા આત્માની ચિંતા કે મમતા નથી કરતો. આ તો કેવો મોહનો નશો ! મારી શોભા કાયાથી કે કાયાની શોભા મારાથી ? ખોટી ભ્રમણામાં પડીને બાહ્ય નાશવંત અલંકારથી નકલી શોભામાં આત્માની શોભા માની લીધી છે. હું જીવતો છું ત્યાં સુધી આ કાયાની શોભા છે. આત્મા અહીંથી ચાલ્યો જશે પછી કાયાની કંઇ શોભા રહેવાની નથી. આમ અનિત્ય ભાવનામાં આગળ વધતાં શરીર પરથી પણ આસકિત ઊઠી ગઈ. અનાસકત ભાવમાં ચઢયા અને મોહનીય આદિ ઘાતી કર્મના બંધન તૂટતા કેવળજ્ઞાન પામી ગયા. ભગવાન બોલ્યા છે કે આ શરીર કેવું છે ?

इमं सरीरं अणिच्चं, असुइं असुइ संभवं ।
असासया वासमिणं, दुक्खं केसाण भायण ।

ઉત્ત.સૂ.અ. ૧૯ ગાથા ૧૩.

આ શરીર અનિત્ય છે ને અશુચીથી ભરેલું છે. વળી અશાશ્વત અને દુઃખ તથા કલેશનું ભાજન છે. મહાપુરુષોએ આ દુઃખના ભાજનરૂપ શરીરને આત્મ સાધનામાં સહાયક બનાવ્યું. જેમ આજે માનવે રેતીમાંથી તત્ત્વ શોધ્યા છે. માટીની ખાણમાંથી સોનું અને હીરા શોધ્યા છે. તેમ આ નાશવંત શરીરને સાધનામાં સહાયક બને તે રીતે સાચવવું. મોક્ષે જવા માટે આ શરીર સીડીરૂપ છે. સિદ્ધાંતમાં કંઈક દાખલા છે. સંત–સતીજીઓ તપશ્ચર્યા ઘણી કરતા. પછી જ્યારે એમ લાગે કે હવે મારું શરીર ક્ષીણ થઈ ગયું છે. હવે આ શરીર કંઈ કામ કરી શકતું નથી ત્યારે ભગવાન પાસે આવી આજ્ઞા માંગતા અને ભગવાનની આજ્ઞા મળતાં સંથારો કરી દેતા. જીવતા કાયા વોસરાવી દેતા. જ્યારે શરીર દ્વારા આત્મ સાધનાનો માલ મળતો બંધ થાય ત્યારે શરીરને વોસરાવી દેતા.

જ્યારે માનવ મૃત્યુની પથારીએ પડ્યો હોય ત્યારે નમો અરિહંતાણં બોલાવવાને બદલે વીલ કરાવવા બેસી જાય. આખો સંસાર સ્વાર્થનો ભરેલો છે. સંસાર પુણ્ય પાપનો અખાડો છે. અખાડા સિવાય બીજું કાંઇ નથી. પુણ્યથી સુખ મળે ને પાપથી દુઃખ મળે છે, બંધુઓ ! સમજો. તમારી લાખો અબજોની સંપત્તિમાં જે

દેખાઈ. તેથી મનમાં ભાવના થઈ કે અહો ? આ કાયાની શોભા મારા આત્માથી કે બાહ્ય અલંકારથી ? કાયામાંથી આત્મા ચાલ્યો જાય પછી તે વખતે કાયાને ગમે તેટલા સુંદર દાગીના પહેરાવ્યા હોય છતાં એ કાયા કોડીની, શોભા વિહોણી અને બાળી નાખવા લાયક બને છે. એટલી એની શોભા તો આત્માથી ગણાય. હું કેવો અજ્ઞાન અંધકારમાં પડયો છું કે રોજ સુંદર દાગીનાથી શરીરની શોભા કરી રહ્યો છું. અને એ બનાવટી શોભા કરનારા અલંકારાદિને મારા માની એને સાચવવા મથું છું. પણ ખરેખર જેનાથી દેહ શોભી રહ્યો છે તેવા આત્માની ચિંતા કે મમતા નથી કરતો. આ તો કેવો મોહનો નશો ! મારી શોભા કાયાથી કે કાયાની શોભા મારાથી ? ખોટી ભ્રમણામાં પડીને બાહ્ય નાશવંત અલંકારથી નકલી શોભામાં આત્માની શોભા માની લીધી છે. હું જીવતો છું ત્યાં સુધી આ કાયાની શોભા છે. આત્મા અહીંથી ચાલ્યો જશે પછી કાયાની કંઇ શોભા રહેવાની નથી. આમ અનિત્ય ભાવનામાં આગળ વધતાં શરીર પરથી પણ આસકિત ઊઠી ગઈ. અનાસકત ભાવમાં ચઢયા અને મોહનીય આદિ ઘાતી કર્મના બંધન તૂટતા કેવળજ્ઞાન પામી ગયા. ભગવાન બોલ્યા છે કે આ શરીર કેવું છે ?

इमं सरीरं अणिच्चं, असुइं असुइ संभवं ।
असासया वासमिणं, दुक्ख केसाण भायण ।

ઉત્ત.સૂ.અ. ૧૯ ગાથા ૧૩.

આ શરીર અનિત્ય છે ને અશુચીથી ભરેલું છે. વળી અશાશ્વત અને દુઃખ તથા કલેશનું ભાજન છે. મહાપુરુષોએ આ દુઃખના ભાજનરૂપ શરીરને આત્મ સાધનામાં સહાયક બનાવ્યું. જેમ આજે માનવે રેતીમાંથી તત્ત્વ શોધ્યા છે. માટીની ખાણમાંથી સોનું અને હીરા શોધ્યા છે. તેમ આ નાશવંત શરીરને સાધનામાં સહાયક બને તે રીતે સાચવવું. મોક્ષે જવા માટે આ શરીર સીડીરૂપ છે. સિદ્ધાંતમાં કંઈક દાખલા છે. સંત-સતીજીઓ તપશ્ચર્યા ઘણી કરતા. પછી જયારે એમ લાગે કે હવે મારું શરીર ક્ષીણ થઈ ગયું છે. હવે આ શરીર કંઈ કામ કરી શકતું નથી ત્યારે ભગવાન પાસે આવી આજ્ઞા માંગતા અને ભગવાનની આજ્ઞા મળતાં સંથારો કરી દેતા. જીવતા કાયા વોસરાવી દેતા. જ્યારે શરીર દ્વારા આત્મ સાધનાનો માલ મળતો બંધ થાય ત્યારે શરીરને વોસરાવી દેતા.

જ્યારે માનવ મૃત્યુની પથારીએ પડ્યો હોય ત્યારે નમો અરિહંતાણું બોલાવવાને બદલે વીલ કરાવવા બેસી જાય. આખો સંસાર સ્વાર્થનો ભરેલો છે. સંસાર પુણ્ય પાપનો અખાડો છે. અખાડા સિવાય બીજું કાંઇ નથી. પુણ્યથી સુખ મળે ને પાપથી દુઃખ મળે છે, બંધુઓ ! સમજો. તમારી લાખો અબજોની સંપત્તિમાં જે

વિશ્વાસઘાતી થયો. ગુરૂ ઓળવે તે મહાપાપી. ગુરૂનો ઉપકાર ભૂલી જાય તે મહાપાપી. માટે મારે તુંબડીનું રક્ષણ કરવાનું છે. હું તુંબડીનો માલિક નથી પણ રક્ષક છું.

કાકુના પુણ્યનો સિતારો ઝળકયો. જેને રોટીના સાંસા હતા તે શ્રીમંત બની ગયો. એના મુખ ઉપર આનંદ આનંદ છવાઈ ગયો. સોનાની કડાઈ વેચી નાંખી. પૈસા ઘણા મળ્યા. હવે ઝૂંપડી ગમે ખરી? ગામ બહાર એક બંગલો બંધાવ્યો. જીવ સમ્યક્ત્વ પામી જાય તો આ સંસારરૂપી ઝૂંપડી ઉપડી જાય. કાકુ પોતાનો સરસામાન અને તુંબડી લઈને બંગલામાં રહેવા ગયો. હવે તુંબડીને ગમે ત્યાં મૂકતા નથી. એક લોખંડનું પાટિયું લાવીને તેના પર તુંબડી મૂકી. બે ચાર મહિને તુંબડીમાંથી એક ટીપું પડયું ને લોખંડનું પાટીયું સોનાનું થઈ ગયું. હવે કાકુનું જીવન પલ્ટાતું ગયું. પૈસો વધતો ગયો. પુણ્યનો સિતારો જાગ્યો છે તેને ચોરી કરવાના ભાવ નથી. આ તો બે ચાર મહિના થાય એટલે તુંબડીમાં આછી રેખાઓ હોય તે પાતળી થાય એટલે ટીપું પડી જાય. તેની કેટલી પ્રમાણિકતા છે! તેની લેવાની વૃત્તિ નથી. ખોટી દૃષ્ટિ નથી. કાકુ તો એ વિચારતો હતો કે નીતિથી જે મળે તેમાં આનંદ માનવો. અનીતિના દશ દોકડા કરતા નીતિનો એક દોકડો સારો. મારે એ તુંબડી પચાવી પાડવી નથી. બેચાર મહિના જાય ને એક ટીપું પડે. કાકુને તો પૈસાનો પાર ન રહ્યો.

હવે નાનાભાઈએ મોટાભાઈને લાત મારીને કાઢયો હતો તેનું શું થયું હશે? કાકુના મનમાં આ વિચાર આવ્યો. નાનો ભાઈ શું કરતો હશે? પુણ્ય–પાપના ખેલ છે. જેમ નાટકમાં રાજા, પ્રધાન, ભિખારી આદિ જુદા જુદા પાત્ર ભજવે છે તેમ આ કર્મના ખેલ છે. ભાઈની સ્થિતિ કેવી છે તે તપાસ કરવા જાય છે. જઈને જોવે છે તો ભાઈની સ્થિતિ પલટાઈ ગઈ છે. ભગવાન કહે છે ધન આવે ત્યારે છકીશ નહિ ને દુઃખ આવે ત્યારે દીન ન બનીશ. અને શ્રીમંતાઈમાં અભિમાની ન બનીશ. જેમ દરિયામાં ભરતી આવે છે ત્યારે તે ભરતીનું પાણી ઉછળીને આપણા પર છંટાય છે ને પછી ઓટ આવે ત્યારે પાણી ચાલ્યું જાય છે. તેમ લક્ષ્મી ભરતી–ઓટ જેવી છે. પુણ્ય હોય ત્યારે લક્ષ્મીની ભરતી થાય અને પુણ્ય ચાલ્યું જાય ને પાપનો ઉદય થાય ત્યારે લક્ષ્મી ચાલી જાય છે. પુણ્યનો ઉદય હતો ત્યાં સુધી ચક્રવર્તિના સુખો ભોગવ્યા અને પછી જો સંયમ ન લીધો તો નરકે ચાલ્યા ગયા. જીવ પુણ્ય નવ પ્રકારે બાંધે છે અને તેના ફળ ૪૨ પ્રકારે ભોગવે છે.

કાકુ પાતકને ઘેર ગયો. પાતક ઝુંપડી બાંધીને રહ્યો છે. જે ઘરમાં પિતા ન હોય તે ઘરમાં મોટાભાઈને પિતા સમાન ગણવા જોઈએ. આ બાપસમાન મોટાભાઈને નાના ભાઈએ લાત મારીને કાઢી મૂકયો હતો. પણ કાકુ અત્યારે એ કંઈ યાદ કરતો

નથી. તેના દિલમાં માનવતા મ્હેંકી રહી છે. હું સુખી થયો પણ મારા નાના ભાઈની શું સ્થિતિ છે તે મારે જોવી જોઈએ. એ મારી ફરજ છે. ફાકુ પાતકની ઝુંપડીએ ગયો ત્યારે પાતક રડી રહ્યો છે. પાપનો પશ્ચાતાપ કરે છે. મોટાભાઈએ જઈને કહ્યું, ભાઈ! તું શા માટે રડે છે? એમ કહીને બાથમાં લઈ લીધો. ભાઈ! હું તો પાપી છું. મેં તને દુઃખ દેવામાં બાકી રાખ્યું નથી. તને હળ કેમ જોડાય, ખેતી કેમ કરાય તેની ખબર ન હતી છતાં મજુર કરે તેવા વિષમ કામ મેં તારી પાસે કરાવ્યા છે, ત્રણ ત્રણ દિવસ વરસતા વરસાદમાં કામ કરવા મોકલ્યો અને એટલેથી ન પત્યું તો તને લાત મારી. મારા જેવો અધમ પાપી કોણ? હું તો સાવ નિષ્ઠુર બની ગયો હતો. મારી માનવતા ગુમાવી બેઠો હતો. ભાઈ! મને માફ કર. ક્ષમા આપ. મોટાભાઈ કહે-ભાઈ! તું બધું ભૂલી જા. અણસમજણમાં તેં કર્યું તો ભલે કર્યું પણ હવે એને યાદ કરીશ નહિ. તું મારો નાનો ભાઇ છે, હું મોટો છું, એટલે તું મારા દીકરા સમાન છે. તું હવે દિલમાં જરા પણ દુઃખ ધરીશ નહિ. ભાઇ! હવે તમે બધા મારા ઘેર ચાલો. મારું છે તે બધું તારું છે. તારું તે મારું ને મારું તે તારું.

આ સમયે જો મોટાભાઈને કહેવું હોત તો કહી શકત કે મને લાત મારી હતી તે ભૂલી ગયો? હવે તું તારા કર્મો ભોગવ. તું તે દાનનો છે. જો ધર્મ પામ્યા હશો તો આવું નહિ બોલો. પણ એ જ વિચારશો કે મારા ભાઈનો શો દોષ. દોષ મારા કર્મનો. મોટાભાઈએ નાના ભાઈને કહ્યું-હવે તું ગભરાઈશ નહિ. તું, ચાલ મારી સાથે. આપણે બધા સાથે રહીશું. ભાભીની ભાવના ન હોય તો? પણ અહીં તો ભાભીએ ભાઈની ખબર લેવા મોકલ્યા હતા. તેણે કહ્યું હતું કે ધન એ તો હાથનો મેલ છે. લક્ષ્મી આજ છે ને કાલ નથી. એમાં અભિમાન કરવા જેવું નથી. માટે તમે જાવ. ભાઈ સુખી હોય તો રહેવા દેજો અને દુઃખી હોય તો સાથે લેતા આવજો. કેટલી સુંદર ભાવના! બોલો તમારે ગુલાબના ફૂલ જેવા બનવું છે ને? ગુલાબ કરમાઈ જાય, પીસાઈ જાય, ચગદાઈ જાય તો તેની સુગંધ છોડતું નથી. ચંદનને કોઇ કાપે કે બાળે તો પણ તે તો સુગંધ આપે છે.

**ચંદન મારે બનવું છે પ્રભુજી ચંદન મારે બનવું છે.**

આપણું જીવન ચંદન જેવું અને ગુલાબના ફુલ જેવું બનાવવું છે. આ પ્રમાણે પત્નીના કહેવાથી ભાઈ ગયો હતો એટલે એની દૃષ્ટિ પણ સારી હતી. તે નાના ભાઇ-ભાભીને પોતાના ઘરે લઇ આવ્યો. પછી નાનો ભાઈ પણ સુધરી ગયો. બધા ખૂબ પ્રેમથી રહેવા લાગ્યા. બંધુઓ! મારો કહેવાનો આશય એ છે કે નાનો ભાઇ માનમાં ચો ત્યારે મોટાભાઈની પણ કેવી હાલત કરી નાંખી. માટે ક્રોધ-માન-માયા-લોભ છોડવા જેવા છે.

નાગેશ્રીએ પોતાનું માન જાળવવા એવો વિચાર કર્યો કે કડવી તૂંબીનું શાક એક તરફ છૂપાવીને મૂકી દઉં અને તેની જગ્યાએ મીઠી તૂંબડીનું મસાલાદાર શાક બનાવીને મૂકી દઉં.

"एवं संपेहेइ, संपेहित्ता तं सालइय जाव गोवेइ, अन्नं सालइयंमहुरा ल।उयं उवक्खडेइ। આ જાતનો તેણે વિચાર કર્યો. વિચાર કરીને તે શારદિક કડવી તુંબડીના સરસ ઘીમાં વઘારેલા શાકને એક તરફ છૂપાવીને મૂકી દીધું. અને બીજી શારદિક મીઠી તુંબડી-દૂધીનું હીંગ, જીરૂ અને મેથીનો વઘાર કરીને ઉપર ઘી તરતું શાક બનાવ્યું. એટલામાં તો તે ત્રણે બ્રાહ્મણો સ્નાન વગેરેથી પરવારીને ભોજનશાળામાં આવીને પોતપોતાના આસન ઉપર શાંતિથી બેસી ગયા. તેમને બેસતાં જ તેણે તેઓને અશન વગેરે રૂપ ચાર જાતનો આહાર થાળીમાં પીરસ્યો. આહાર જ્યારે પીરસાઈ ગયો ત્યારે તેઓ ત્રણે જમ્યા અને જમી પરવારીને કોગળા વગેરે કરી હાથ મોં સાફ કર્યા. હાથ મોં સાફ કરીને તેઓ ત્રણે પોતપોતાના કામમાં પરોવાઈ ગયા. પેલી વાત છૂપી રહી ગઈ. હવે દેરાણીઓ જમવા આવશે. ત્રણે દેરાણી જેઠાણી જમવા બેસશે અને બધા જમી રહ્યા પછી નાગેશ્રી શું વિચાર કરશે તેના ભાવ અવસરે કહેવાશે. સમય થઈ ગયો છે એટલે આજે ચરિત્ર બંધ છે.

---

## વ્યાખ્યાન નં. ૧૭

શ્રાવણ સુદ ૪ ને સોમવાર તા. ૨૨-૭-૭૪

ત્રિલોકીનાથ જેમણે રાગ-દ્વેષાદિ ભાવોને નિર્મૂળ-નષ્ટ કરી અમૃત રસનો સ્વાદ અનુભવ્યો છે તે એમણે જગતને ઉપદેશ્યો છે. જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં શો અધિકાર ચાલે છે? તે આજે વાંચણી રૂપે, અર્થ રૂપે આપણે ગ્રહણ કરવા તૈયાર થયા છીએ. વ્યાખ્યાન એ સ્વાધ્યાય છે. શ્રદ્ધાપૂર્વક સિદ્ધાંતનો એક શબ્દ જો અંતરમાં દાખલ થઇ જાય તો કામ થઇ જાય. પણ હજુ તેમાં જેવો રસ આવવો જોઇએ તેવો આવ્યો નથી. જેમ કોઈ વ્યક્તિ એક ભૂમિમાં મકાન બનાવવા તૈયાર થયો. મકાનનો પાયો ખોદતાં તે ધરતીમાંથી રત્નનો નિધાન નીકળી જાય તો તેને કેટલો આનંદ થાય? આ રત્નનો નિધાન તો શાશ્વત રહેવાનો નથી. ક્યાં એ ચાલ્યો જશે કાં તો તું એને છોડીને ચાલ્યો જઇશ. આ માનવ જન્મ રૂપી ભૂમિમાંથી સમ્યક્ત્વરૂપ નિધાન પામવા માટે તું વિચાર કર કે હું કેવું જીવન જીવું? કેવો પુરૂપાર્થ કરું? કેવી સાધના કરું કે જેથી મને આ ભૂમિમાં સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર રૂપી ત્રણ રત્નો મળી જાય.

માટે શાસ્ત્રનું વાંચન કરો. નરક તિર્યંચના દુઃખો નજર સામે રાખો તો આત્મા પાપથી પાછો વળશે. પૌષધ કર્યો હોય, સખ્ત ગરમીમાં તરસ ખૂબ લાગી. આ સમયે સમભાવ રહે તો કર્મના ચૂરા થઈ જાય. તમારી તૃષા નરકના જીવોની આગળ કંઇ વિસાતમાં નથી. સૂયગડાંગ સૂત્રમાં નરકનું વર્ણન વાંચતાં આપણું હૈયું કંપી જાય છે એવું વર્ણન આવે છે. અહીં તો કોઇ એક ગુનો કરે કે હજાર ગુના કરે તો એક વાર ફાંસીની શિક્ષા દેવાય છે. પણ કર્મ કહે છે તેટલેથી પતી જતું નથી. તે ગુનાની શિક્ષા હજુ ભોગવવી પડશે, માટે નરકના દુઃખો ભોગવવા જવું ન હોય તો વીતરાગવાણી હૃદયમાં ઉતારો. સામે પાકી કેરી જોઇને તમે કહેશો કે આ કેરી ખૂબ સુંદર, સ્વાદિષ્ટ, મીઠા રસવાળી છે. પરંતુ એનો સ્વાદ કયારે આવે? એનો ટુકડો જીભ પર મૂકી ચાવો ત્યારે ને? જીનેશ્વર ભગવાનની વાણી એવી છે. એને સાંભળ્યા પછી અંતરમાં ઉતારો ત્યારે એ વાણીનો સ્વાદ આવે.

જેમ સોના પર પારો મૂકવામાં આવે તો પારાના અણુ અણુ સોનાની આરપાર ઉતરી જાય, સોનાના પીળા રંગને સફેદ બનાવી દે, સોનાને કાણું પાડી દે અને સોનું રત્નની કે મોતીની જેમ સફેદ ચમકવા માંડે. તે રીતે જો વીતરાગ વાણી પ્રત્યે શ્રદ્ધા થાય, એ વાણીનો એકેક બોલ જો હૈયામાં આરપાર ઉતરી જાય તો મિથ્યાત્વ રૂપ ગ્રંથીનું છેદન થઇ જાય અને આત્મા મોતીની જેમ ચમકવા માંડે. એટલે સમ્યક્ત્વ પામી જાય. માટે સમજો ને પાપથી પાછા વળો. આત્મા પાપભીરૂ બનશે પછી સંસારના સ્વર્ગ જેવા સુખોને પણ ક્ષણવારમાં છોડી દેશે. શ્રાવક ધર્મ પામ્યા પછી, વીતરાગ વાણી સાંભળ્યા પછી, ચૌગતિના દુઃખોને જાણ્યા પછી જો સંસાર તરફની દોટ ચાલુ હશે તો તું કયાં જઇશ? તારી દોટ ચાલુ છે પણ અવળી દિશામાં દોડી રહ્યો છે. જવું છે રાજકોટ ને પુનાની ગાડીમાં બેસશે તો રાજકોટ કયાંથી પહોંચી શકવાનો છે? તેમ જોઇએ છે મોક્ષનું સુખ અને દોટ સંસાર તરફની છે તો કયાંથી સુખ મળશે?

જ્ઞાની કહે છે. તું બધી કળા જાણ પણ જ્યાં સુધી ધર્મકળા જાણી નથી ત્યાં સુધી બધી કળાઓ નકામી છે. "सव्वं कला धम्मकला जागइ।" સર્વ કળામાં ધર્મ કળા શ્રેષ્ઠ છે. એક ધર્મકળા બધી કળાને જીતી જાય છે. ધર્મકળા એટલે શું? ધર્મ પ્રત્યેની અથાગ શ્રદ્ધા, ધર્મનો ઉત્તમ વિવેક અને ધર્મની તારક ક્રિયા. શ્રદ્ધા, વિવેક અને ક્રિયા જેનામાં હોય તેને શ્રાવક કહેવાય. જેનામાં આ ત્રણ વસ્તુ હોય તે ધર્મ-કળાવાળો ગણાય. આજે જગતમાં અનેક પ્રકારના હુન્નરોની તથા બીજી ઘણી કળાઓ

એવી હોય છે કે જે બીજાને ચમત્કાર પમાડી દે. પણ ધર્મકળાની આગળ એ કંઈ વિસાતમાં નથી. ધર્મ એ જગતમાં સર્વોપરિ છે. ધર્મનું સ્થાન સૌથી મોખરે છે. તેની કિંમત આંકી શકાય તેમ નથી. તેનું મહત્ત્વ અને તેનો દરજ્જો અજોડ, અસાધારણ અને અનુપમ છે. ધર્મ દુર્ગતિથી પડતાં બચાવે છે. ને સદ્ગતિમાં લઈ જાય છે. અને અંતે મુક્તિ જેવા સર્વોચ્ચ સુખના સ્થાને હંમેશને માટે આત્માને સ્થાપન કરે છે. ધર્મથી આત્મા સાચા સુખને પ્રાપ્ત કરી શકે છે. ધર્મથી આત્મા પોતાના દબાયેલા ખજાનાને પ્રગટ કરે છે. ધર્મથી સાચી શાંતિ અને આબાદી પ્રાપ્ત થાય છે. ધર્મ રોગ, શોક, દુઃખ અને દારિદ્રય દૂર કરી શકે છે. ધર્મની શક્તિ અજોડ છે. તેનો પ્રભાવ અનોખો છે. મહિમા અપૂર્વ છે. ધર્મકળા આગળ બીજી કોઈ પણ કળા વિસાતમાં નથી.

એક પાખંડી વિદ્વાન કે જે વાક્ચાતુર્યની કળામાં પાવરધો હતો. પરંતુ તે આત્મા, ધર્મ, પુણ્ય, પાપ, સ્વર્ગ કે મોક્ષ કંઈ માનતો ન હતો. આ બધી વાતો તેને અસંમત હતી તેથી બધા તેને નાસ્તિક અસંમત કહેતા હતા. તે નગરમાં એક વિદ્વાન આચાર્ય પધાર્યા. આ પાખંડી સાથે વાદ કરવાને બદલે તેઓ નગર બહાર રહી તપ અને જ્ઞાન-ધ્યાનમાં જોડાઈ ગયા. જ્ઞાનીએ કહ્યું છે કે તું વાદ કરે તો વિવેકીની સાથે કરજે, પણ જો ખોટાની સાથે વાદ કરીશ તો તું ધોવાઈ જઈશ. એટલે મુનિ વાદમાં ન પડયા. પેલો અસંમત માણસ તે મુનિ પાસે પહોંચ્યો. જઈને કહે છે તમે સ્વર્ગ નરકની વાતો કરો છો તો આપ મને તેની સાબિતી આપો તો હું માનું. મુનિ તો પોતાના ધ્યાનમાં મસ્ત છે. સમજણવાળા છે. દશ પ્રકારના યતિ ધર્મને બરાબર પાળનારા છે. જો એ યતિ ધર્મ ન હોય તો દ્રવ્યથી સાધુ દેખાય પણ ભાવથી સાધુ-પણું ચાલ્યું ગયું છે. મુનિ તો ક્ષમા રાખીને ધ્યાનમાં મસ્ત ઊભા છે. એ વિચારે છે કે એ એના ભાવે ને હું મારા ભાવે. મુનિ એક શબ્દ પણ ન બોલ્યા. એટલે ગામમાં જઈને પ્રચાર કરવા માંડયો કે એક સાધુડો આવ્યો છે. તે ધર્મના ધતીંગ કરી રહ્યો છે. તેમની પાસે પોતાને માન્ય આત્મા. ધર્મ, પરલોક, પુણ્ય, પાપ વગેરે સાચા સિદ્ધ કરવાની દલીલો નહોતી એટલે બિચારા શું કરે? વગર વાદ કર્યે નગરની બહાર જઈને બેસી ગયા. આમ નાસ્તિક અસંમતે નિંદા કરવા માંડી છતાં મુનિ પોતાની ધર્મ-કળામાં નિષ્ણાત, તપ તેમજ ધ્યાનના ધર્મમાં લીન જ રહ્યા.

ગુરૂદેવની આવી નિંદા થતી સાંભળી અનેકના દિલ દુભાયા. કોઈ ભોળા જીવ એનાથી કરાતી નિંદામાં સાથ પૂરાવે. કોઈક મુનિ પાસે જઈને બોલી આવે કે તમારો ધર્મ સાચો હોય તો અસંમતની આગળ સાબિત કરી બતાવો ને? કોઈક એમ પણ બોલે કે તમારી શક્તિ નહોતી તો અહીં આવ્યા શું કરવા? પરંતુ ધર્મકળામાં કુશળ મુનિને એ નિંદાની પડી નહોતી. એ તો કાળભાવ જોઈને સ્થિર બેસી રહ્યા છે.

મુનિ કંઈ ન બોલ્યા એટલે કંઈકને લાગે કે અસંમતની વાત સાચી છે. આ અસંમત નગરમાં ફરે છે અને બોલે છે કે જે કોઈ માડી જાયો હોય, તે મારી સાથે વાદ કરે! બંધુઓ! ધર્મકળા વધે કે વાદ કળા? જોજો.

**મુનિના તપનો પ્રભાવ:** ત્યાં એવું બન્યું કે છ દિવસ મુશળધાર વરસાદ પડયો. નદીના નીર બે કાંઠે ઊભરાઈ ગયા ને નગર બહાર પાણીના પૂર ચઢયા. પરંતુ મુનિના ઉગ્ર તપ અને ધ્યાનના પ્રભાવે એમની આસપાસ ફરતી ત્રણ ફૂટ જગ્યા સાવ કોરી. નગરમાં ચારે બાજુ બંબાકાર પાણી અને મુનિની આસપાસ પાણીનું ટીપું પણ નથી. લોકો બધા ધાબામાં જોવા ચઢયા. તો મુનિને ફરતી ત્રણ ફૂટ જગ્યા સાવ કોરી હતી. આ જોઈ લોકો ચમત્કાર પામી ગયા. અને મુનિનો ઘણો યશ ફેલાયો. અને બોલવા લાગ્યા કે હે અસંમત! તારા ઘરે ઢીંચણ સમા પાણી છે અને મુનિ પાસે જગ્યા કોરી છે. તારી શક્તિ હોય તો પાણી ઉતારી નાંખ. દેખ પ્રભાવ કોનો? તારો કે મુનિનો? તું કહેતો હતો કે ધર્મ જેવું છે નહિ. અહીં ધર્મનો પ્રભાવ પ્રત્યક્ષ દેખાય છે. અસંમતને થયું કે મારી આબરૂ ગઈ. તે બળુ બળુ થઈ ગયો. લોકો બધા જઈને મુનિના ચરણમાં પડયા અને તેમની પ્રશંસા કરવા લાગ્યા. પણ આ મુનિને પ્રશંસા પ્રત્યે પ્રેમ નથી કે પરવા નથી. અને નિંદા પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર નથી. ચારે બાજુ મુનિના ગુણ ગવાવા લાગ્યા. તે આ અસંમતથી સહન ન થયું. મુનિની ધર્મકળા એની વાકૂકળાને હરાવી નાખે એ કેમ સહન કરી શકે? તેને થયું કે આ મુનિ જીવતા હશે ત્યાં સુધી મારી અપભાંજના થશે ને તેને માન મળશે, તેના ગુણ ગવાશે માટે તેનો નિકાલ કરું. પોતાની પ્રશંસા માટે સાધુનો નાશ કરવા તૈયાર થયો.

એક રાત્રે બધા સૂતા છે. ત્યારે આ અસંમત પેલા મુનિ પાસે પહોંચી ગયો. મુનિ તો ધ્યાનમાં છે. તેમનું ધ્યાન એવું છે કે કર્મના જાળાં બળીને ભુક્કા થઈ જાય. આ અસંમતવાદીએ દ્વેષબુદ્ધિથી ધ્યાનસ્થ મુનિની આસપાસ લાકડા સળગાવીને કોઈ ન જાણે તેમ પોતે ઘેર જઈને નિરાંતે બેઠો કે હાશ! હવે મુનિ બળીને ખાખ થઈ જશે. પછી લોકોને એમના ગુણ ગાવાના નહિ રહે. અને તેથી મારી નિંદા નહિ થાય. આવા ખરાબ વિચારથી પોષાયેલા દ્વેષના અધમભાવ માણસને કેટલો અધમાધમ બનાવે છે? અસંમત નાસ્તિક, નિરપરાધી મહામુનિને બાળીને ભસ્મ કરી નાંખવાના વિચાર અને પ્રવૃત્તિ કરવા સુધી પહોંચ્યો. એ બળશે કે નહિ એ પરિણામ તો સામાના પુણ્ય-પાપના ઉદય પર આધારિત છે. પરંતુ પોતે તો સામાને બાળી નાખવાની કાળી-અશુભ લેશ્યામાં નરકનાં ભાતાં ભેગાં કરે છે. બીજા પ્રત્યે અધમભાવ કરવાથી એને નુકશાન થશે કે નહિ થાય પણ પોતાને તો પાપ બંધાવાનું નક્કી છે.

તે પણ ત્યાં આવે છે. અસંમત કેવળીએ કહ્યું કે મને કેવળજ્ઞાન પામવામાં નિમિત્ત-ભૂત અને મારો માર્ગ શુદ્ધ કરાવનાર આ મુનિ છે.

બંધુઓ! આ મુનિએ પોતાની ક્ષમા ન છોડી તો એનું પરિણામ કેવું સુંદર આવી ગયું! કેવો યોગ! મુનિના તપના પ્રભાવે નાસ્તિક આસ્તિક થયો. યાવત્ કેવળજ્ઞાન પામ્યો. બધો પ્રતાપ ધર્મકળાનો છે. એટલે કહ્યું છે કે ધર્મકળા બધી કળામાં શ્રેષ્ઠ છે. ધર્મકળા ન હોય તો સ્હેજ નિમિત્ત મળતાં આર્તધ્યાનનો ભડકો થઈ જશે. માટે આત્માએ સમજવાની જરૂર છે.

નાગેશ્રી બ્રાહ્મણીમાં ધર્મકળા ન હતી. ધર્મકળા હોત તો આવું કરવાનો પ્રસંગ ન આવત. ધર્મકળા હોત તો એમ વિચાર કરત કે કદાચ મારી દેરાણી કહેશે તો કહીશ કે મારી ભૂલ થઈ ગઈ. સાધક દશામાં જો ભૂલ થાય અને ગુરૂને કહી દે તો તેનું પાપ ધોવાયા વિના રહે નહિ. સાધક હોય કે સંસારી હોય પણ છદ્મસ્થ ભૂલને પાત્ર છે. પણ ધર્મકળા હશે તો પાપ ગોપવવા તૈયાર નહિ થાય. નાગેશ્રીએ ફરીવાર નવું શાક બનાવ્યું. પણ કરેલા શાક માટે બીજો રસ્તો ન શોધ્યો હોત તો સારું હતું. આ રસ્તો શોધતાં સરવાળે પરિણામમાં શું આવશે તેનો ખ્યાલ ન રાખ્યો.

**દીક્ષા લીધી પ્રભુ પાસે, પણ ઊલ્ટો ચાલ્યો ગોશાળો,**
**અંત સમયે સવળો થાતાં, સુધરી ગયો સરવાળો...છેવટમાં**

ગોશાલકને ભગવાન મહાવીર જેવા પ્રભુ મળ્યા. તેમની સાથે રહ્યો છતાં ન સુધર્યો અને ભગવાનના માર્ગથી ઉલ્ટો ચાલ્યો. છેવટે ભગવાન પર તેજુલેશ્યા મૂકી ત્યારે ભગવાને કહ્યું, હે ગોશાલક! હું હમણાં મરવાનો નથી, પણ આજથી સાતમા દિવસે તારું આયુષ્ય પૂર્ણ થવાનું છે. જ્યારે મરણની બે ઘડી બાકી રહી ત્યારે ગોશાલકને ભાન થઈ ગયું કે ભગવાન સાચા છે ને હું ખોટો છું. ત્યારે પાપનો પશ્ચાતાપ ખૂબ કર્યો તો સરવાળો સુધરી ગયો.

સમ્યક્દૃષ્ટિ પામી ગયો ને દેવલોકે પહોંચી ગયો. માટે જ્ઞાની કહે છે સમજવાની તક મળી છે. તેમાં સમજીને પામી જાવ. જો નહિ સમજો તો છેવટમાં સરવાળામાં શૂન્ય આવશે.

અહીં ત્રણ બ્રાહ્મણો જમીને ગયા.

"तए णं ताओ माहणीओ ण्हायाओ जाव विभूसियाओ तं विपुलं असणं ४ आहारित्ता।" ત્યાર બાદ તે બ્રાહ્મણીઓએ કે જેઓએ પહેલાં સ્નાન કરીને પોતાના શરીરને સુંદર વસ્ત્રોથી શણગાર્યું હતું, તેમણે પુષ્કળ પ્રમાણમાં બનાવવામાં આવેલો

વિશિષ્ટ લાયકાતવાળી હોય ત્યારે વિશિષ્ટ કુમારને શોધવા તરફ દૃષ્ટિ જાય. માટે તું શંકા ન રાખ અને તેને પરણી લે.

બીજે દિવસે કંબેરી નગરીથી આવેલા પ્રતિનિધિમંડળને બોલાવી રાજાએ કહ્યું. રાજકન્યા રૂકમણી સર્વેને પસંદ છે અને મહારાજા સુંદર વાણીની વિનંતીનો હર્ષ પૂર્વક સ્વીકાર કરે છે. કંબેરી નગરીથી આવેલા મંત્રીએ કહ્યું : મહારાજા, અમારા મહારાજાની એ ભાવના છે કે આપ અમારા પર એટલી કૃપા કરો કે યુવરાજ પોતે રૂકમણીનું પાણિગ્રહણ કરવા માટે કંબેરી નગરીમાં પધારે. અમારા રાજા બધાનો ભાવભર્યો સત્કાર કરશે. હેમરથ મહારાજા કહે–ભલે, પિતાના વચન ખાતર કુમાર પરણવા તૈયાર થયો. દશરથ રાજાએ કૈકેયીને વચન આપ્યું હતું. કૈકેયીએ તે વચન રામ જ્યારે રાજ્યસિંહાસને બેસવાના હતા ત્યારે દશરથરાજા પાસે માંગ્યું કે રામ ચૌદ વર્ષ વનવાસ જાય ને મારા ભરતને રાજ્ય મળે. રામચંદ્રજી પિતાનું વચન પાળવા વનવાસની કેડીએ ચાલી નીકળ્યા. વચનની કિંમત હતી. પિતાજીના વચન ઉપર કનકરથને સંતોષ નથી પરંતુ દાક્ષિણ્ય ગુણના લીધે વિચારે છે કે પિતાજીની સામે દલીલબાજી કરવી તે બરાબર નથી. તેથી કર્મ અને ભવિતવ્યતા મુજબ જે થવાનું હોય તે થવા દો. બસ એમ વિચારીને જવા તૈયાર થયો. હેમરથ રાજાએ લગ્નની તૈયારી કરી.

થોડા દિવસ પછી યુવરાજ કનકરથ માતા–પિતાના આશીર્વાદ લઈને મોટા રસાલા સાથે કંબેરીનગરી તરફ વિદાય થયો. રથમર્દનપુરથી કંબેરી નગરી જવાનો રસ્તો ઘણો વિકટ હતો. માર્ગમાં ભયંકર વનો, હિંસક પ્રાણીઓ ખૂબ ત્રાસ આપતા હતા. એટલે આ બધાથી રક્ષણ કરવા માટે મહારાજા હેમરથે પોતાના યુવરાજને વિશાળ અને મજબૂત સૈન્યદળ, હાથીઓ, રથો, અશ્વો, દાસ–દાસીઓ ઘણું આપ્યું હતું. મંત્રીઓ, દાસ–દાસી, હાથી, ઘોડા, રથ આદિ મોટા પરિવારથી કનકરથની જાન એવી લાગતી હતી કે કોઈ બળવાન ક્ષત્રિયપુત્ર વિજયયાત્રા માટે નીકળ્યો છે. હાથીને સુંદર રીતે શણગારીને કનકરથને તેના પર બેસાડી લશ્કરસહિત વિદાય આપે છે. રસાલો ખૂબ આનંદથી આગળ ને આગળ પ્રયાણ કર્યે જાય છે. રોજ સવારે પ્રવાસ શરૂ કરે અને સાંજ પડે એટલે એક જગ્યાએ પડાવ નાંખતા. કનકરથકુમાર રોજ સાંજ પડે એટલે પ્રતિક્રમણ કરવા બેસી જાય, રસાલાના બધા માણસો સૂર્યાસ્ત પહેલાં જમી લેતા. આ રીતે રસાલો આગળ વધી રહ્યો છે. હવે રસ્તામાં શું બનશે તેનો ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૧૮

શ્રાવણ સુદ ૧ ને મંગળવાર તા. ૨૩-૭-૭૪

## માસખમણનું ઘર

અનંતજ્ઞાની મહાપુરૂષો કહે છે કે હે ભવ્ય જીવો! જો તમારે મુક્તિ જોઈતી હોય તો ધર્મની આરાધના કરો. ધર્મની આરાધના કરનારો જીવ જ્યારે મુક્તિ પામવાને યોગ્ય એવા ધર્મની આરાધના કરે ત્યારે મુક્તિ પામે. ત્યાં સુધી તેને જે ભવ કરવા પડે તેમાં પણ તેને સુખની સામગ્રી ઘણી મળે. અને ભવ પણ સારી ગતિના કરે. અને જ્યાં સુધી સંસારમાં રહેવું પડે ત્યાં સુધી સંસારના રાગ કરતાં ધર્મકથાનો રાગ વધુ હોય. અને તે ધર્મકથાના આનંદથી તે આત્માને ભાન થાય કે ખરેખર મોહરૂપી જે વિષ છે તે વિષનો જો કોઈ મારક હોય તો તે માત્ર આત્મસ્વરૂપની ઓળખાણ છે. એટલે આત્મામાં સુંદર તત્ત્વની ઓળખાણ જાગે. તેથી સંવેગના રસરૂપી જે અમૃત છે તે અમૃત આત્મામાં પ્રગટે. અને મોહરૂપી મહાવિષ વિલીન થઈ જાય. અને સંવેગના રસ રૂપી અમૃતનો પ્રવાહ આત્મામાં વહેતો થાય. તે વખતે ભૌતિક સુખની સામગ્રી મળે ત્યારે એવો વિવેક થાય કે અહો! આ તો મારા પુણ્ય-પાપના ફળ છે. પણ એ ઉપાદેય નથી અને જ્યાં મોક્ષની વાત આવે ત્યાં આત્મા એવો આનંદ અનુભવે કે જાણે સાક્ષાત્ મોક્ષ સુખનો અનુભવ ન કરી રહ્યો હોય!

બંધુઓ! ચાર પુરુષાર્થમાં જ્યારે ધર્મ અને મોક્ષમાં રસ જાગશે ત્યારે તમને મોક્ષના સુખની અનુભૂતિ થશે. જ્યારે તમારામાંથી મોહનું ઝેર નીચોવાઈ જશે ત્યારે તમને સંસાર કેવો લાગશે? જે સંસાર તમને સુખનો ભરેલો લાગતો હતો તે દુઃખનો ભરેલો લાગશે. અનિત્ય અને અપૂર્ણ સુખવાળો દેખાશે. આ સંસારનું સુખ હવે મને નથી ગમતું એમ તમને લાગશે ત્યારે તમે સમજજો કે હવે મારામાં સંવેગ પ્રગટ્યો છે અને મોક્ષની ઈચ્છા જોરદાર બની છે.

જ્ઞાતાજી સૂત્રમાં સોળમા અધ્યયનનો અધિકાર સુધર્મા સ્વામીએ તેમના પ્યારા શિષ્ય જંબુસ્વામીને કહ્યો. આપણે એ આગમનું વાંચન કરીએ છીએ. મહાન પુરૂષોએ માનવ જન્મની મહત્તા, વિશેષતા શા માટે બતાવી છે? જન્મોજન્મની સાંકળને તોડવા માટે, પણ તેના આંકડાને મજબૂત બનાવવા માટે નહિ, સાંકળને સંપૂર્ણ તોડી ન શકો તો થોડી ઢીલી તો કરી શકો છો. ગૌતમ સ્વામીએ પ્રભુને વંદન નમસ્કાર કરીને પૂછ્યું, હે પ્રભુ?

> "वंदणएणं भंते जीवे किं जणयइ? वंदणएणं नीयागोयं कम्मं खवेइ, उच्चागोयं कम्मं निबन्धइ।"

ઉત્ત. સૂ. અ. ૨૯

વંદન કરવાથી જીવને શો લાભ થાય છે? વંદન કરવાથી આ જીવ નીચ ગોત્ર કર્મને ખપાવે છે અને ઊંચ ગોત્રને બાંધે છે. આત્માનો પુરુષાર્થ, આત્માની ક્રિયા બધું સમ્યક્‌ત્વના મૂળમાં હોવું જોઈએ. પણ સંસારના મૂળમાં ન હોવું જોઈએ. બધા માનવ પુરુષાર્થ કરે છે. એકનો પુરુષાર્થ દુર્ગતિમાં લઈ જાય છે અને બીજાનો પુરુષાર્થ મોક્ષગતિમાં લઈ જાય છે. એકનો પુરુષાર્થ અવળો છે ને બીજાનો પુરુષાર્થ સવળો છે. બે ત્રણ મહિનાનું નાનું બાળક પણ હાથ-પગ હલાવવાનો પુરુષાર્થ કરે છે. તમે દિવસ અને રાત પુરુષાર્થ કરી રહ્યા છો. શેના માટે? (શ્રોતામાંથી અવાજ: ધન માટે.) "अहो य राओ परितापमाणे" રાત-દિવસ એ પરિતાપના છે. ક્યાંથી મેળવું? રાતના ઊંઘમાં ભણકારા પણ એના આવે છે. જ્યાં સંસારની વાસના છે, સંસારની પ્રવૃત્તિ છે ત્યાં સંસારના મૂળીયા મજબૂત થાય છે. જે સંસારથી પર થવું છે, જન્મ-જરા અને મરણની સાંકળ તોડવી છે તો સૌ પ્રથમ આત્માને નિરખવો જોઇશે. કોઇક દિવસ તો આત્માને પૂછો-હે ચેતનદેવ! તું કોણ છે? તારો શો સ્વભાવ છે? તમારો દીકરો જો એક વર્ષે નાપાસ થયો તો પછી તમે તેને શું કહેશો? તારે એક ચિત્તે ભણવું છે કે રખડવું છે? તમે દીકરાને પડકાર કર્યો. તેનો હિસાબ લો છો, પણ ચેતનદેવને કહો-દીકરો નાપાસ થયો તો એક વર્ષ બગડયું પણ તું અનંતકાળથી રખડી રહ્યો છું. હવે તારે રખડવું છે કે સ્વભાવમાં ઠરવું છે? પુદ્‌ગલ પરાવર્તનનો થોકડો વાંચો તો ખ્યાલ આવે કે આપણો આત્મા અનંતકાળથી કેટલું રખડી રહ્યો છે? જો સમ્યક્‌ત્વ એક વાર આવ્યા પછી ચાલ્યું જાય તો પણ તે જીવ અર્ધપુદ્‌ગલ પરાવર્તનકાળે મોક્ષે જાય. આ અર્ધ પુદ્‌ગલ પરાવર્તન કાળ એ પણ નાનો સૂનો કાળ નથી. તેટલા કાળમાં અનંત ચોવીસીઓ જતી રહે એટલો કાળ છે. પણ જીવ અનંત કાળથી રખડી રહ્યો છે તે કાળની આગળ આટલો કાળ બહુ અલ્પ છે. ચેતન જાગી જાય પછી તેને આટલો કાળ પણ ગમે નહિ.

કેવળી દશામાં વિચરતો આત્મા અનેક જીવોને તારશે, છતાં તેમને લાગે છે કે અઘાતી કર્મોનો ઉદય છે માટે રહેવું પડે છે. આપણે તો હજુ આઠ કર્મોથી ઘેરાયેલા છીએ. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મો છે. ઘાતી કર્મો ડાળા પાંદડા ઉપર ઘા નથી કરતા પણ આત્માના મૂળ ગુણ ઉપર ઘા કરે છે. જેણે ઘાતી કર્મો રૂપી દુશ્મનોને હઠાવી દીધા છે તેવા કેવળી ભગવાન પણ શું કહે છે? અઘાતી કર્મોનો ઉદય છે માટે સયોગી અવસ્થા છે. અયોગી, શૈલેશી અવસ્થા નથી અને કંપન દશા છે. કેવળી ભગવાન હોવા છતાં અઘાતી કર્મો એમને ખટકે છે. બોલો આઠ કર્મોનો ખટકારો થાય છે? જ્યારે આત્મા જાગશે ત્યારે શું કહેશે? મને ભૌતિક સુખની ઝંખના નથી પણ મારું કલ્યાણ કેમ થાય? તે રસ્તો શોધશે. જેમ દર્દથી ખુબ કંટાળેલો દર્દી ડોકટર પાસે જઇને કહેશે કે ડોકટર

ભરત મહારાજા શ્રેણિક તથા કૃષ્ણના દૃષ્ટાંત નજર સામે રાખો. તેથી આપણે પણ આપત્તિમાં ને સંપત્તિમાં, સુખ–દુઃખમાં સમાધિ જાળવી શકીએ.

સમ્યક્ત્વી આત્માને તમારા ભૌતિક સુખો મળી જાય ત્યારે તેના મનમાં શું વિચાર કરે કે મને કયાં ચારે બાજુના સુખ મળ્યા છે કે વિષ્ટાના કીડાની જેમ એમાં આનંદ માનું ! કયાં શાલિભદ્રના અને ભરત મહારાજાના અપાર સુખ અને કયાં મારું સુખ ! તે રીતે જયારે તેના પર દુઃખ આવી પડે ત્યારે એમ વિચારે કે મારા પર કયાં દુઃખના ડુંગરા તૂટી પડયા છે કે હું એમાં દીન–દુઃખિયારો બનું ! કયાં એ શ્રેણિક–કૃષ્ણના નરકના ભયંકર દુઃખ ! કયાં એ જંગલમાં એકલા અટૂલા તરછોડવાના સીતાના દુઃખ ! અને કયાં મારું દુઃખ ! જો આવા વિચાર આવતા હોય તો સમજવું કે આપણામાં સમ્યક્ત્વ પ્રગટયું છે. સમ્યગ્દર્શનનો આ પ્રભાવ છે કે બહારના સુખ વખતે એ સુખ પછી પાછળ આવનારા રાગાદિ પાપોનું તેને અંતરમાં ભારે દુઃખ લાગે. સમકિતી બહારથી સુખી પણ અંતરથી દુઃખી છે. ત્યારે સંયમી સાધક બહારથી દુઃખી પરંતુ અંતરથી સુખી હોય છે.

સંયમી સાધકને બહારથી ૨૨ પરિષહ આદિથી કષ્ટ ભર્યું જીવન પણ અંતરમાં સંયમ, સ્વાધ્યાય, શાસ્ત્ર વાંચન, નિષ્પાપીપણું, વીતરાગદેવનું શાસન તથા તેમની વાણી મળ્યાનો અનહદ આનંદ હોય છે. તમને એમ થશે કે સાધુ બહારથી દુઃખી અને અંદરથી સુખી કહ્યો તે બરાબર છે. પણ સમકિતીને બહારથી સુખી અને અંદરથી દુઃખી કેમ કહ્યો ? આપ કહો. આપ નથી બોલતા તો હું કહું. દેવ–ગુરૂ, વીતરાગનું શાસન અને કેવળીનો ધર્મ મળ્યો તેથી સમકિતી બહારથી સુખી છે પણ આવું રૂડું વીતરાગ શાસન પામ્યા પછી પણ સંસારમાં રહીને આરંભ સમારંભ કરવા પડે, અઢારે પાપોનું સેવન કરવું પડે, વહેપાર કરવો પડે આદિ પાપોની ભયંકરતા દેખાય છે. તેથી એનું એને અંતરમાં દુઃખ છે. ત્યારે મુનિએ તો આ બધા પાપોનો ત્યાગ કરી દીધો છે. એટલે અંતરમાં એનું દુઃખ નથી પરંતુ મોક્ષમાર્ગના પથિક બનાવી મોક્ષમાં મહાલતો કરી દે એવા સંયમાદિ મળ્યાનું અપરંપાર સુખ છે.

બંધુઓ ! બીજા દેવલોક સુધીનો દેવ ધોમ સાહ્યબી ભોગવનારા કદાચ તિર્યંચમાં પણ ભૂંડ આદિ જાતિમાં ગયો તો ત્યાં એની કેવી દશા થઈ હશે ? વનસ્પતિનું ટેસ્ટદાર શાક બનાવીને હોંશથી ખાવ છો. તે વનસ્પતિમાં પણ જીવ દેવમાંથી ચવીને આવે છે. માટે વિચાર કરો. તમને શાક આદિ ખૂબ વહાલું લાગે છે પણ તે વહાલપણું બધું ખેંચાઈ જશે. એક ક્ષણના સુખ ખાતર અનંતકાળનું દુઃખ ઊભું કરે છે. માટે ત્યાગના સુખ જેવું બીજું કોઈ સુખ નથી અને વૈરાગ્યના

બધું વિટંબણા રૂપ છે એમ ક્યારે માનીશ? બધાના ભરણપોષણ માટે અઢળક પાપની કાર્યવાહી કરવી પડે છે અને મારી પૂર્વે કમાવેલી પુણ્યની હુંડીને વટાવી દઉં છું તો આ આરંભ સમારંભથી નિવૃત્તિ ક્યારે લઈશ? કર્મબંધનથી મુક્ત કરાવનારી વીતરાગ ભગવાનની વાણી, સદ્દગુરૂનો યોગ અને ધર્મ કરવાની અનુપમ તક મળી છે છતાં સંસારી સુખોના રાગમાં અંધ બનીને તે તકને નિષ્ફળ ગુમાવી દઉં છું. પ્રભુ! મારો ઉદ્ધાર ક્યારે થશે? સમ્યક્ત્વીને સંસારમાં રહેવું પડે તો રહે પણ અંતરમાં પાપનો પશ્ચાતાપ ચાલુ હોય.

શ્રેણિક મહારાજાનો પુત્ર કોણિક, ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો. જેવા શ્રેણિક રાજા ભક્ત હતા તેવો જ કોણિક પરમ ભક્ત હતો. તેણે ભગવાન ક્યાં વિચરી રહ્યા છે તે સમાચાર મેળવવા માણસો રોકયા હતા. જ્યાં સુધી પોતાના અનુચરો દ્વારા ભગવાન મહાવીરના સમાચાર ન મળે ત્યાં સુધી જમતા નહિ. આજે કંઈક માણસોને સંત હાલીચાલીને આંગણે આવે તો ઊઠીને વંદન કરવાની પણ ફુરસદ નથી. આ જૈન કુળ જેમ તેમ નથી મળ્યું. ભગવાન મહાવીર કહી ગયા છે કે મેં જાતિનો મદ કર્યો તો મારે પણ નીચ ગોત્રમાં ઉત્પન્ન થવું પડયું. હરિકેશી મુનિએ સહેજ દુગંછા કરી તો ચાંડાળ કુળમાં ઉત્પન્ન થવું પડયું. ચંડાળકુળમાં જન્મેલાને કોઈ દીક્ષા ન આપે. તેને જાતિસ્મરણ જ્ઞાન થાય તો દીક્ષા લે. તમારો તો જબરદસ્ત પુણ્યનો ઉદય છે. જૈન કુળ, વીતરાગવાણી સાંભળવી, સુપાત્રે દાન દેવું વિગેરે મળી ગયું છે. પણ ભાગ્યશાળી હોય તે જ લાભ લઈ શકે.

એક દેવ ગરીબ માણસ પર પ્રસન્ન થયો. ત્યારે દેવી કહે છે આપની ગરીબ માણસ પર દયા થઈ છે તો એનું દુઃખ દૂર કરી દો ને! ત્યારે દેવ કહે છે હું તેને ગમે તે આપીશ પણ તે સુખી થવાનો નથી. દેવી કહે કેમ ન થાય? દેવ કહે, એનું કિસ્મત એવું છે. તે દેખતો હોય તો આંધળો થઈ જાય. આ દેવે તેના ચાલવાના રસ્તામાં એક ચરૂ મૂકી દીધો. ગરીબ માણસને વિચાર થયો કે હું કદાચ આંધળો બનું તો મારું શું થશે? એમ વિચારી આંખે પાટો બાંધી દીધો. રસ્તામાં ચાલતા પાટો હોવાથી ચરૂ ન દેખાયો અને અંતે ગરીબ રહી ગયો. દેવ કહે, દેખ દેવી. જો આપણે આપ્યું તો આંખે પાટા બાંધી દીધા. તેમ જૈન શાસન, ઉત્તમ કુળ, અને રૂડો જૈન ધર્મ મળ્યો છે છતાં (શ્રોતામાંથી અવાજઃ–આંખે પાટા બાંધી દીધા છે.

મારા શ્રમણોપાસકો! તમને કોઈ પૂછે કે તમે કોણ છો? તો પૂછનારને તમે એવો બેધડક જવાબ આપી દો કે પૂછનારને એમ થઈ જાય કે મેં આમને ક્યાં પૂછયું! મારા મહાવીરના શ્રાવકો બોદા રૂપિયા જેવા ન હોય. પણ તેમનો રણકાર રાણીગરા રૂપિયા જેવો હોવો જોઈએ. પૂછનારને કહી દેજો, હું શાસનપતિ ભગવાન

બધું વિટંબણા રૂપ છે એમ કયારે માનીશ? બધાના ભરણપોષણ માટે અઢળક પાપની કાર્યવાહી કરવી પડે છે અને મારી પૂર્વે કમાવેલી પુણ્યની હુંડીને વટાવી દઉં છું તો આ આરંભ સમારંભથી નિવૃત્તિ કયારે લઈશ? કર્મબંધનથી મુક્ત કરાવનારી વીતરાગ ભગવાનની વાણી, સદ્‌ગુરૂનો યોગ અને ધર્મ કરવાની અનુપમ તક મળી છે છતાં સંસારી સુખોના રાગમાં અંધ બનીને તે તકને નિષ્ફળ ગુમાવી દઉં છું. પ્રભુ! મારો ઉદ્ધાર કયારે થશે? સમ્યક્‌ત્વીને સંસારમાં રહેવું પડે તો રહે પણ અંતરમાં પાપનો પશ્ચાતાપ ચાલુ હોય.

શ્રેણિક મહારાજાનો પુત્ર કોણિક, ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો. જેવા શ્રેણિક રાજા ભક્ત હતા તેવો જ કોણિક પરમ ભક્ત હતો. તેણે ભગવાન કયાં વિચરી રહ્યા છે તે સમાચાર મેળવવા માણસો રોકયા હતા. જ્યાં સુધી પોતાના અનુચરો દ્વારા ભગવાન મહાવીરના સમાચાર ન મળે ત્યાં સુધી જમતા નહિ. આજે કંઈક માણસોને સંત હાલીચાલીને આંગણે આવે તો ઊઠીને વંદન કરવાની પણ ફુરસદ નથી. આ જૈન કુળ જેમ તેમ નથી મળ્યું. ભગવાન મહાવીર કહી ગયા છે કે મેં જાતિનો મદ કર્યો તો મારે પણ નીચ ગોત્રમાં ઉત્પન્ન થવું પડયું. હરિકેશી મુનિએ સહેજ દુગંછા કરી તો ચાંડાળ કુળમાં ઉત્પન્ન થવું પડયું. ચંડાળકુળમાં જન્મેલાને કોઈ દીક્ષા ન આપે. તેને જાતિસ્મરણ જ્ઞાન થાય તો દીક્ષા લે. તમારો તો જબરદસ્ત પુણ્યનો ઉદય છે. જૈન કુળ, વીતરાગવાણી સાંભળવી, સુપાત્રે દાન દેવું વિગેરે મળી ગયું છે. પણ ભાગ્યશાળી હોય તે જ લાભ લઈ શકે.

એક દેવ ગરીબ માણસ પર પ્રસન્ન થયો. ત્યારે દેવી કહે છે આપની ગરીબ માણસ પર દયા થઈ છે તો એનું દુઃખ દૂર કરી દો ને! ત્યારે દેવ કહે છે હું તેને ગમે તે આપીશ પણ તે સુખી થવાનો નથી. દેવી કહે કેમ ન થાય? દેવ કહે, એનું કિસ્મત એવું છે. તે દેખતો હોય તો આંધળો થઈ જાય. આ દેવે તેના ચાલવાના રસ્તામાં એક ચરૂ મૂકી દીધો. ગરીબ માણસને વિચાર થયો કે હું કદાચ આંધળો બનું તો મારું શું થશે? એમ વિચારી આંખે પાટો બાંધી દીધો. રસ્તામાં ચાલતા પાટો હોવાથી ચરૂ ન દેખાયો અને અંતે ગરીબ રહી ગયો. દેવ કહે, દેખ દેવી. જો આપણે આપ્યું તો આંખે પાટા બાંધી દીધા. તેમ જૈન શાસન, ઉત્તમ કુળ, અને રૂડો જૈન ધર્મ મળ્યો છે છતાં (શ્રોતામાંથી અવાજઃ–આંખે પાટા બાંધી દીધા છે.

મારા શ્રમણોપાસકો! તમને કોઈ પૂછે કે તમે કોણ છો? તો પૂછનારને તમે એવો બેધડક જવાબ આપી દો કે પૂછનારને એમ થઈ જાય કે મેં આમને કયાં પૂછયું! મારા મહાવીરના શ્રાવકો બોદા રૂપિયા જેવા ન હોય. પણ તેમનો રણકાર રાણીગરા રૂપિયા જેવો હોવો જોઈએ. પૂછનારને કહી દેજો, હું શાસનપતિ ભગવાન

આનંદ જેવો બીજો આનંદ નથી. તમે જે સુખ માનો છો તે સુખ વસ્તુના લીધે નહિ પણ વસ્તુ પરના રાગથી સુખનો અનુભવ થાય છે. જ્યાં રાગ થયો ત્યાં સુખનો અનુભવ થયો અને જ્યાં રોગ થયો ત્યાં દુઃખનો અનુભવ. દાખલા તરીકે તમે દૂધપાક પુરી જમવા બેઠા એટલે દૂધપાક પર રાગ થયો અને તમે ખુશી થયા. પછી દૂધપાક ગયો ને શ્રીખંડ આવ્યો તો શ્રીખંડ પર રાગ થયો એટલે દૂધપાક પરનો રાગ ઘટી ગયો. તેથી દૂધપાક પર નાખુશી થઈ. બીજી વાત તમે પુણ્યોદયથી લાખ રૂપિયા કમાયા તેથી એમાં તમે સુખ માન્યું. પણ પછી એ પૈસાના કારણે ઘરમાં ક્લેશ થયો, દુકાનમાં ભાગ પડયા અને ભાઈ જુદો થયો તો સુખ થશે કે દુઃખ? (શ્રોતામાંથી અવાજ:-દુઃખ થાય). અથવા તમે લાખ રૂપિયા કમાયા અને કોઈ બીજો માણસ પાંચ લાખ કમાયો તો મનમાં શું થશે? મનમાં ઈર્ષ્યાની આગ ભભૂકશે. એટલે અંતરમાં દુઃખ થશે. શું તે લાખ રૂપિયા ચાલ્યા ગયા છે? ના, તે તો હજુ પાસે પડયા છે. છતાં સુખને બદલે દુઃખ કેમ થયું? એ સુખ લાખ રૂપિયાનું ન હતું પણ એના પર રાગ હતો તેથી સુખ લાગ્યું. અને બીજી વ્યક્તિના પાંચ લાખ જોતાં પોતાના લાખ રૂપિયા પરનો રાગ જતો રહ્યો ને ઈર્ષ્યા થતાં મનમાં દુઃખ થયું. સંસારના વિષય સુખો રાગ અને વિષાદથી ભરેલા છે. ઘડીકમાં એના પર રાગ થાય ને ઘડીકમાં દ્વેષ-વિષાદ થાય. આવા સુખ-દુઃખ, રાગ-દ્વેષથી ભરેલા સંસારમાં સાચું સુખ કયાંય દેખાય છે ખરું? રાગ અને દ્વેષ સાચા સુખને નષ્ટ કરે છે. સાચું સુખ રાગના ત્યાગમાં છે. માટે રાગ અને દ્વેષ એ ઝેર છે. જ્યાં સુખ નથી પણ સુખની કલ્પના છે, સુખનો ભ્રમ છે ત્યાં સાચું સુખ કયાંથી મળે? આત્માને કહો કે હે આત્મન્! તું દુનિયાના પૈસા, પ્રતિષ્ઠા, વિષયભોગ, પુત્ર-પરિવાર અને ખાનપાનમાં સુખ શા માટે માને છે? એ સુખ સુખ જ નથી. એના પર રાગ છે ત્યાં સુધી સુખ લાગશે. માટે આ રાગનો ત્યાગ કર.

આ સંસારના સુખ કેવા છે? જેમ ઘોર અંધારી રાતમાં વિજળીનો ઝબકારો થાય તે કેટલો સમય રહે? તેમ આ સુખ વિજળીના ઝબકારા જેવાં છે. અને પાછળ દુઃખની લાંબી અંધારી રાત છે. સંસાર સુખના રાગમાં રંગાઈને મહાન આરંભ-સમારંભના પાપો, કેટલી હિંસા અને ક્રોધ-માન-માયા-લોભ આદિ કષાયો કરી રહેલ છે. તેથી જીવ વિરાટ વિશ્વમાં અનંતકાળથી ભટકયા કરે છે. માટે હવે તું શાંત થા, તારા સ્વભાવમાં ઠર અને રાગ-વિષાદના ઉકળાટ બંધ કર તો આત્મિક સાચા સુખનો આનંદ મળશે. પણ સંસારની વિટંબણા મનને વિટંબણા રૂપ ન લાગે તો સંસારમાં ભટકયા કરવાનો થાક પણ કયાંથી લાગે?

જ્યારે સમ્યક્ત્વનો દિવડો દિલમાં પ્રગટશે ત્યારે મનમાં એમ થશે કે હું આવો નિષ્ઠુર અને વિષયોનો લાલચુ કયાં સુધી રહીશ? આ ઘરબાર, પૈસા, પુત્ર, પરિવાર

બધું વિટંબણા રૂપ છે એમ કયારે માનીશ? બધાના ભરણપોષણ માટે અઢળક પાપની કાર્યવાહી કરવી પડે છે અને મારી પૂર્વે કમાવેલી પુણ્યની હુંડીને વટાવી દઉં છું તો આ આરંભ સમારંભથી નિવૃત્તિ કયારે લઈશ? કર્મબંધનથી મુક્ત કરાવનારી વીતરાગ ભગવાનની વાણી, સદ્‌ગુરૂનો યોગ અને ધર્મ કરવાની અનુપમ તક મળી છે છતાં સંસારી સુખોના રાગમાં અંધ બનીને તે તકને નિષ્ફળ ગુમાવી દઉં છું. પ્રભુ! મારો ઉદ્ધાર કયારે થશે? સમ્યક્‌ત્વીને સંસારમાં રહેવું પડે તો રહે પણ અંતરમાં પાપનો પશ્ચાતાપ ચાલુ હોય.

શ્રેણિક મહારાજાનો પુત્ર કોણિક, ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો. જેવા શ્રેણિક રાજા ભક્ત હતા તેવો જ કોણિક પરમ ભક્ત હતો. તેણે ભગવાન કયાં વિચરી રહ્યા છે તે સમાચાર મેળવવા માણસો રોકયા હતા. જયાં સુધી પોતાના અનુચરો દ્વારા ભગવાન મહાવીરના સમાચાર ન મળે ત્યાં સુધી જમતા નહિ. આજે કંઈક માણસોને સંત હાલીચાલીને આંગણે આવે તો ઊઠીને વંદન કરવાની પણ ફુરસદ નથી. આ જૈન કુળ જેમ તેમ નથી મળ્યું. ભગવાન મહાવીર કહી ગયા છે કે મેં જાતિનો મદ કર્યો તો મારે પણ નીચ ગોત્રમાં ઉત્પન્ન થવું પડયું. હરિકેશી મુનિએ સહેજ દુગંછા કરી તો ચાંડાળ કુળમાં ઉત્પન્ન થવું પડયું. ચંડાળકુળમાં જન્મેલાને કોઈ દીક્ષા ન આપે. તેને જાતિસ્મરણ જ્ઞાન થાય તો દીક્ષા લે. તમારો તો જબરદસ્ત પુણ્યનો ઉદય છે. જૈન કુળ, વીતરાગવાણી સાંભળવી, સુપાત્રે દાન દેવું વિગેરે મળી ગયું છે. પણ ભાગ્યશાળી હોય તે જ લાભ લઈ શકે.

એક દેવ ગરીબ માણુસ પર પ્રસન્ન થયો. ત્યારે દેવી કહે છે આપની ગરીબ માણસ પર દયા થઈ છે તો એનું દુઃખ દૂર કરી દો ને! ત્યારે દેવ કહે છે હું તેને ગમે તે આપીશ પણ તે સુખી થવાનો નથી. દેવી કહે કેમ ન થાય? દેવ કહે, એનું કિસ્મત એવું છે. તે દેખતો હોય તો આંધળો થઈ જાય. આ દેવે તેના ચાલવાના રસ્તામાં એક ચરૂ મૂકી દીધો. ગરીબ માણસને વિચાર થયો કે હું કદાચ આંધળો બનું તો મારું શું થશે? એમ વિચારી આંખે પાટો બાંધી દીધો. રસ્તામાં ચાલતા પાટો હોવાથી ચરૂ ન દેખાયો અને અંતે ગરીબ રહી ગયો. દેવ કહે, દેખ દેવી. જો આપણે આપ્યું તો આંખે પાટા બાંધી દીધા. તેમ જૈન શાસન, ઉત્તમ કુળ, અને રૂડો જૈન ધર્મ મળ્યો છે છતાં (શ્રોતામાંથી અવાજઃ–આંખે પાટા બાંધી દીધા છે.

મારા શ્રમણોપાસકો! તમને કોઈ પૂછે કે તમે કોણ છો? તો પૂછનારને તમે એવો બેધડક જવાબ આપી દો કે પૂછનારને એમ થઈ જાય કે મેં આમને કયાં પૂછયું! મારા મહાવીરના શ્રાવકો બોદા રૂપિયા જેવા ન હોય. પણ તેમનો રણકાર રાણીગરા રૂપિયા જેવો હોવો જોઈએ. પૂછનારને કહી દેજો, હું શાસનપતિ ભગવાન

આનંદ જેવો બીજો આનંદ નથી. તમે જે સુખ માનો છો તે સુખ વસ્તુના લીધે નહિ પણ વસ્તુ પરના રાગથી સુખનો અનુભવ થાય છે. જ્યાં રાગ થયો ત્યાં સુખનો અનુભવ થયો અને જ્યાં રોગ થયો ત્યાં દુઃખનો અનુભવ. દાખલા તરીકે તમે દૂધપાક પુરી જમવા બેઠા એટલે દૂધપાક પર રાગ થયો અને તમે ખુશી થયા. પછી દૂધપાક ગયો ને શ્રીખંડ આવ્યો તો શ્રીખંડ પર રાગ થયો એટલે દૂધપાક પરનો રાગ ઘટી ગયો. તેથી દૂધપાક પર નાખુશી થઈ. બીજી વાત તમે પુણ્યોદયથી લાખ રૂપિયા કમાયા તેથી એમાં તમે સુખ માન્યું. પણ પછી એ પૈસાના કારણે ઘરમાં કલેશ થયો, દુકાનમાં ભાગ પડયા અને ભાઈ જુદો થયો તો સુખ થશે કે દુઃખ? (શ્રોતામાંથી અવાજઃ-દુઃખ થાય). અથવા તમે લાખ રૂપિયા કમાયા અને કોઈ બીજો માણસ પાંચ લાખ કમાયો તો મનમાં શું થશે? મનમાં ઈર્ષ્યાની આગ ભભૂકશે. એટલે અંતરમાં દુઃખ થશે. શું તે લાખ રૂપિયા ચાલ્યા ગયા છે? ના, તે તો હજુ પાસે પડયા છે. છતાં સુખને બદલે દુઃખ કેમ થયું? એ સુખ લાખ રૂપિયાનું ન હતું પણ એના પર રાગ હતો તેથી સુખ લાગ્યું. અને બીજી વ્યક્તિના પાંચ લાખ જોતાં પોતાના લાખ રૂપિયા પરનો રાગ જતો રહ્યો ને ઈર્ષ્યા થતાં મનમાં દુઃખ થયું. સંસારના વિષય સુખો રાગ અને વિષાદથી ભરેલા છે. ઘડીકમાં એના પર રાગ થાય ને ઘડીકમાં દ્વેષ-વિષાદ થાય. આવા સુખ-દુઃખ, રાગ-દ્વેષથી ભરેલા સંસારમાં સાચું સુખ કયાંય દેખાય છે ખરું? રાગ અને દ્વેષ સાચા સુખને નષ્ટ કરે છે. સાચું સુખ રાગના ત્યાગમાં છે. માટે રાગ અને દ્વેષ એ ઝેર છે. જ્યાં સુખ નથી પણ સુખની કલ્પના છે, સુખનો ભ્રમ છે ત્યાં સાચું સુખ કયાંથી મળે? આત્માને કહો કે હે આત્મન્! તું દુનિયાના પૈસા, પ્રતિષ્ઠા, વિષયભોગ, પુત્ર-પરિવાર અને ખાનપાનમાં સુખ શા માટે માને છે? એ સુખ સુખ જ નથી. એના પર રાગ છે ત્યાં સુધી સુખ લાગશે. માટે આ રાગનો ત્યાગ કર.

આ સંસારના સુખ કેવા છે? જેમ ઘોર અંધારી રાતમાં વિજળીનો ઝબકારો થાય તે કેટલો સમય રહે? તેમ આ સુખ વિજળીના ઝબકારા જેવાં છે. અને પાછળ દુઃખની લાંબી અંધારી રાત છે. સંસાર સુખના રાગમાં રંગાઈને મહાન આરંભ-સમારંભના પાપો, કેટલી હિંસા અને ક્રોધ-માન-માયા-લોભ આદિ કષાયો કરી રહેલ છે. તેથી જીવ વિરાટ વિશ્વમાં અનંતકાળથી ભટકયા કરે છે. માટે હવે તું શાંત થા, તારા સ્વભાવમાં ઠર અને રાગ-વિષાદના ઉકળાટ બંધ કર તો આત્મિક સાચા સુખનો આનંદ મળશે. પણ સંસારની વિટંબણા મનને વિટંબણા રૂપ ન લાગે તો સંસારમાં ભટકયા કરવાનો થાક પણ કયાંથી લાગે?

જ્યારે સમ્યક્ત્વનો દિવડો દિલમાં પ્રગટશે ત્યારે મનમાં એમ થશે કે હું આવો નિષ્ઠુર અને વિષયોનો લાલચુ કયાં સુધી રહીશ? આ ઘરબાર, પૈસા, પુત્ર, પરિવાર

બધું વિટંબણા રૂપ છે એમ ક્યારે માનીશ? બધાના ભરણપોષણ માટે અઢળક પાપની કાર્યવાહી કરવી પડે છે અને મારી પૂર્વે કમાવેલી પુણ્યની હુંડીને વટાવી દઉં છું તો આ આરંભ સમારંભથી નિવૃત્તિ ક્યારે લઈશ? કર્મબંધનથી મુક્ત કરાવનારી વીતરાગ ભગવાનની વાણી, સદ્‌ગુરૂનો યોગ અને ધર્મ કરવાની અનુપમ તક મળી છે છતાં સંસારી સુખોના રાગમાં અંધ બનીને તે તકને નિષ્ફળ ગુમાવી દઉં છું. પ્રભુ! મારો ઉદ્ધાર ક્યારે થશે? સમ્યક્‌ત્વીને સંસારમાં રહેવું પડે તો રહે પણ અંતરમાં પાપનો પશ્ચાતાપ ચાલુ હોય.

શ્રેણિક મહારાજાનો પુત્ર કોણિક, ભગવાન મહાવીરનો પરમ ભક્ત હતો. જેવા શ્રેણિક રાજા ભક્ત હતા તેવો જ કોણિક પરમ ભક્ત હતો. તેણે ભગવાન ક્યાં વિચરી રહ્યા છે તે સમાચાર મેળવવા માણસો રોકયા હતા. જ્યાં સુધી પોતાના અનુચરો દ્વારા ભગવાન મહાવીરના સમાચાર ન મળે ત્યાં સુધી જમતા નહિ. આજે કંઈક માણસોને સંત હાલીચાલીને આંગણે આવે તો ઊઠીને વંદન કરવાની પણ ફુરસદ નથી. આ જૈન કુળ જેમ તેમ નથી મળ્યું. ભગવાન મહાવીર કહી ગયા છે કે મેં જાતિનો મદ કર્યો તો મારે પણ નીચ ગોત્રમાં ઉત્પન્ન થવું પડયું. હરિકેશી મુનિએ સહેજ દુગંછા કરી તો ચાંડાળ કુળમાં ઉત્પન્ન થવું પડયું. ચંડાળકુળમાં જન્મેલાને કોઈ દીક્ષા ન આપે. તેને જાતિસ્મરણ જ્ઞાન થાય તો દીક્ષા લે. તમારો તો જબરદસ્ત પુણ્યનો ઉદય છે. જૈન કુળ, વીતરાગવાણી સાંભળવી, સુપાત્રે દાન દેવું વિગેરે મળી ગયું છે. પણ ભાગ્યશાળી હોય તે જ લાભ લઇ શકે.

એક દેવ ગરીબ માણસ પર પ્રસન્ન થયો. ત્યારે દેવી કહે છે આપની ગરીબ માણસ પર દયા થઇ છે તો એનું દુઃખ દૂર કરી દો ને! ત્યારે દેવ કહે છે હું તેને ગમે તે આપીશ પણ તે સુખી થવાનો નથી. દેવી કહે કેમ ન થાય? દેવ કહે, એનું કિસ્મત એવું છે. તે દેખતો હોય તો આંધળો થઈ જાય. આ દેવે તેના ચાલવાના રસ્તામાં એક ચરૂ મૂકી દીધો. ગરીબ માણસને વિચાર થયો કે હું કદાચ આંધળો બનું તો મારું શું થશે? એમ વિચારી આંખે પાટો બાંધી દીધો. રસ્તામાં ચાલતા પાટો હોવાથી ચરૂ ન દેખાયો અને અંતે ગરીબ રહી ગયો. દેવ કહે, દેખ દેવી. જો આપણે આપ્યું તો આંખે પાટા બાંધી દીધા. તેમ જૈન શાસન, ઉત્તમ કુળ, અને રૂડો જૈન ધર્મ મળ્યો છે છતાં (શ્રોતામાંથી અવાજઃ–આંખે પાટા બાંધી દીધા છે.

મારા શ્રમણોપાસકો! તમને કોઈ પૂછે કે તમે કોણ છો? તો પૂછનારને તમે એવો બેધડક જવાબ આપી દો કે પૂછનારને એમ થઇ જાય કે મેં આમને ક્યાં પૂછયું! મારા મહાવીરના શ્રાવકો બોદા રૂપિયા જેવા ન હોય. પણ તેમનો રણકાર રાણીગરા રૂપિયા જેવો હોવો જોઇએ. પૂછનારને કહી દેજો, હું શાસનપતિ ભગવાન

ત્યારે લોકો બોલે કે અમારો પ્રાણ ગયો. ભગવાન મોક્ષે જવાના હતા ત્યારે રાજા-મહારાજા, સાધુ, શ્રાવક તો શું પણ ઇન્દ્રો આવીને પગમાં પડીને કરગરે છે. પ્રભુ! આપ બે ઘડી રોકાઈ જાવ. ભગવાને કહ્યું "ન ભૂતો ન ભવિષ્યતિ." બન્યું નથી ને બનવાનું નથી. જેના જવાથી પાછળ બધા ઝુરે છે. એ જીવન જીવી ગયા ને આપણે પણ જીવીએ છીએ. ભગવાન ક્યારે થયા? કેવી ઉગ્ર સાધના કરી!

આપણા રાજકુમાર વર્ધમાન અઢળક સંપત્તિ ને રાજવૈભવ છોડી સંયમી બન્યા. નિયમા તે જ ભવે મોક્ષે જનારા ચરમ શરીરી જીવ હતા. છતાં સાડા બાર વર્ષ ને એક પખવાડીયા સુધી અઘોર તપશ્ચર્યા કરી ત્યારે કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીને પ્રાપ્ત કરી છે. મોક્ષે જતી વખતે કેવળીને તપ કરવાની જરૂર ન હોય પણ સોળ પહોર સુધી અખંડ દેશના આપી એટલે સ્હેજે છઠ્ઠ થઈ ગયો. તપ વગર કર્મ બોદા નહિ થાય ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ભગવાનને પૂછયું કે હે મારા નાથ! तवेणं भन्ते जीवे किं जणयइ? तवेणं वोदाणं जणयइ। તપથી કયો ગુણ પ્રાપ્ત થાય છે? તપથી પૂર્વના બાંધેલા કર્મોનો નાશ થાય છે. તપ આત્માનો ઈલ્કાબ આપનાર એકરાર છે. જેમ દેણીયાત પૈસા આવીને દઈ જાય અને તમે સામે લેવા જાવ તેમાં ફેર ખરો કે નહિ? સામેથી દેવા આવશે તો તમે શું કહેશો? ભાઈ, શી ઉતાવળ હતી? તારી તિજોરીમાં એ મારી તિજોરીમાં છે. જો દેણીયાત આપે તેવો નથી તો તમે સામેથી ઉઘરાણી કરવા જશો અને તે પૈસા નહિ આપે ત્યાં સુધી આંટા ખાશો, તેમ કર્મો દેણીયાત છે. સત્તામાં પડેલા છે. જો તપ કરીને કર્મ ખપાવશો તો દેણીયાત સામે આવીને પૈસા દઈ જાય તેમ ઉદયમાં પડેલા છે તે ઉદીરણા દ્વારા વહેલા ભોગવાઈ જશે. કર્મો સત્તામાં પડેલા છે. વિપાક ઉદય નથી થયો ત્યાં સુધી સત્તામાં પડેલાને સાફ કરવા માટે તપ એ મહાન ઔષધિ છે, જડીબુટ્ટી છે. તપથી આત્મશુદ્ધિ થશે, સાથે શારીરિક પણ શુદ્ધિ થશે. રોગ આવે ને ડોકટર કહે આટલું ના ખાશો તો તેટલું છોડવા છતાં પાપ નહિ ઘટે. જ્યારે સ્વઈચ્છાએ છોડવાથી લાભ થવાનો છે. ભગવાને પરિગ્રહની મર્યાદા કરવાની બતાવી છે. આજે જીવનમાં જો એ વ્રત આવી ગયું હોત તો સમાજવાદ, સામ્યવાદ કંઈ થાત નહિ. ફક્ત એક આત્મવાદ રહેત. હજુ જીવ સમજ્યો નથી માટે ફાંફાં મારે છે.

ભગવાને કહ્યું કોણિક! તું વિચાર કર. તારા પિતા શ્રેણિક રાજા તને રાજ્ય આપવાના હતા. તેમને રાજ્ય જોઈતું ન હતું. છતાં થોડા રાજ્યના સુખ ખાતર ભાવિમાં તીર્થંકર થનાર એવા પવિત્ર પિતાને તેં પિંજરામાં પૂર્યા. પિંજરામાં પૂર્યા એટલેથી ન પત્યું તો ઉપરથી રોજ ૫૦૦ ચાબૂકના માર મરાવતો. આ તારા પિતાનો તારા પ્રત્યે જેવો તેવો પ્રેમ ન હતો. તને ઉકરડામાં મૂકી આવ્યા હતા. કુકડાએ તારી આંગળી કોચી ખાધી હતી. અને તેમાંથી રસી નીકળતી હતી. તે વખતે તને તારા

પિતા ઘેર લઈ આવ્યા ને તારી આંગળીની રસી ચૂસી લીધી. તેવા પિતાને તેં લોખંડની બેડીઓ પહેરાવી ને રાસડીના માર માર્યા છતાં એમના મનમાં એવો વિચાર નથી આવ્યો કે કયાં અભયકુમાર જેવો પવિત્ર દીકરો અને કયાં આ કોણિક ? પણ એવો વિચાર કર્યો કે અહો ! હે અભયકુમાર તેં તથા નંદા આદિ રાણીઓએ દીક્ષા લઈને આત્મસાધના કરી અને હું આ રાજ્યમાં પડયો રહ્યો ત્યારે આ સ્થિતિ આવીને ? હે આત્મા ! તું દીન ન બનીશ. તારા કરેલાં કર્મો ઉદયમાં આવ્યા છે. માટે હોંશથી ભોગવી લે. જરા પણ તારો દોષ જોયો નથી.

પદ્માવતીના એક વચન ખાતર મામા સાથે યુદ્ધે ચઢયો. ચેડા રાજાને નિયમ હતો કે સામી વ્યક્તિ હથિયાર ઉપાડે નહિ ત્યાં સુધી મારે હથિયાર ઉપાડવું નહિ. શરણે આવેલાનું રક્ષણ કરવું. એવા ચેડા રાજાની સાથે યુદ્ધે ચઢયો. યુદ્ધમાં કેટલા જીવોનો કચ્ચરઘાણ વળી ગયો. આ તારા કર્મો તને કયાં લઈ જશે ? પ્રભુ ! મારો બચાવ કરો. હું તારો બચાવ શી રીતે કરી શકું ? તારા આયુષ્યનો બંધ પડી ગયો છે એટલે છઠ્ઠી નરકે જવાનો છું. એ નરકમાં જતાં તને કોઈ બચાવી શકે તેમ નથી. ભગવાન ! કોઈ રસ્તો બતાવો. હું આપનો પરમ ભક્ત ! ભગવાન કહે જે બંધ પડી ગયો છે તેમાં સ્હેજ પણ ફેરફાર ન થાય. પાપનો પશ્ચાતાપ કર્યો. પ્રભુ મારી ભૂલની ક્ષમા આપો. આ પ્રશ્ન પૂછયો ત્યારે અંતરનો પશ્ચાતાપ એટલો હતો કે આયુષ્યનો બંધ પડયો ન હોત તો તરી જાત. આપણો બંધ કયારે પડશે તેની ખબર નથી માટે ક્ષણે ક્ષણે જાગૃત રહેવાની જરૂર છે. અહીં કોર્ટના કાયદામાં લાંચરૂશ્વત આપીને ફેરફાર કરાવી શકશો પણ કર્મનો કાયદો અટલ છે. તેમાં ફેરફાર થઈ શકે નહિ. આજનો દિવસ આરાધનાનો દિવસ છે. આજે માસખમણનું ઘર છે. આપ નક્કી કરો કે મારે શું કરવું છે ?

> બેસવું હોય તો બેસી જાજે, ગાડી ઉપડી જાય છે,
> ચેતવું હોય તો ચેતી જાજે, ગાડી ઉપડી જાય છે.
> સત્સંગરૂપી સિગ્નલ બતાવી લાઈન કલીયર થાય છે,
> ધર્મ નીતિના પાટા ઉપર ગાડી દોડી જાય છે.

મોક્ષ નગરમાં જવા માટેની ગાડી માટુંગા સેન્ટ્રલથી ઉપડવાની છે, આ ગાડીમાં ચાર કલાસ છે. પહેલો એરકંડીશન ફર્સ્ટ કલાસ, બીજો ફર્સ્ટ કલાસ, ત્રીજો સેકન્ડ ને ચોથો થર્ડ કલાસ. જે આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકારે તેને એરકંડીશન ફર્સ્ટ કલાસની ટિકિટ મળશે. કારણ કે તેમાં જીવનભરના પચ્ચક્ખાણ લેવાય છે. ખાતા–પીતા પણ આ વ્રત સહેલાઈથી પાળી શકાય છે. બ્રહ્મચર્ય જેવો કોઈ તપ નથી. "तवेसु वा उत्तम बंभचेरं" તપમાં બ્રહ્મચર્ય સૌથી શ્રેષ્ઠ છે. બ્રહ્મચારીના ચરણોમાં દેવો પણ નમે છે.

देवदानव गंधव्वा, जक्ख रक्खस्स किन्नरा।
वंभयारि नमंसंति, दुक्करं जे करन्ति ते॥

ઉ સૂ. અ. ૧૬ ગાથા ૧૬

જે દુષ્કર એવું બ્રહ્મચર્ય વ્રત પાળે છે તેને દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, કિન્નર તેના ચરણોમાં નમસ્કાર કરે છે. ચાર મુનિ સિંહની ગુફામાં, વેશ્યાને ઘેર, નાગના રાફડા પર ચાતુર્માસ કરીને આવ્યા ત્યારે વેશ્યાને ઘેર ચાતુર્માસ કરીને આવેલા તેમને ગુરૂએ ત્રણ વાર દુષ્કર કહ્યું અને બીજાને એકવાર કહ્યું. તેથી તેમના મનમાં થયું કે આ બાદશાહી બંગલામાં આનંદથી રહેતાં, ત્રણવાર ખાઈને મજા કરતા તેને ત્રણવાર દુષ્કર કહ્યું અને અમને એક વાર કહ્યું. ત્રણવાર દુષ્કર કહેવાનું કારણ એ છે કે વેશ્યાને ઘેર રહીને બ્રહ્મચર્ય પાળવું એ સહેલું કામ નથી. ભગવાને ૨૨ પરિષહમાં સ્ત્રીનો પરિષહ બતાવ્યો છે. વેશ્યાએ મુનિને ચલાયમાન કરવા થાય તેટલા વાના કર્યા છતાં ચારિત્રમાંથી સ્હેજ પણ ડગ્યા નહિ અને તેમના ચારિત્રના પ્રભાવે વેશ્યા સાચી શ્રાવિકા બની ગઈ. શ્રાવિકા બની તો એવી બની કે જે પડતાને ઠેકાણે લાવી. જે આજીવન બ્રહ્મચર્ય વ્રત લેશે તેને એરકંડીશન ફર્સ્ટ કલાસની ટિકિટ મળશે. જે માસખમણ કરશે તેને ૩૦ દિવસે પારણું આવવાનું છે એટલે ફર્સ્ટ કલાસની ટિકિટ મળશે. સોળ ભથ્થું કરશે તેને સેકંડ કલાસની અને અઠ્ઠાઈ કરશે તેને થર્ડ કલાસની ટિકિટ મળશે. અને એથી નીચે છકાય, પચરંગી કરશે તેનો નંબર લોકલગાડીમાં લાગશે. માટે આપ સૌ સારી રીતે તપની ગાડીમાં જોડાજો. આ ગાડીને સત્સંગરૂપી સિગ્નલ છે. અને ધર્મનીતિના પાટા પર ગાડી દોડી રહી છે. સંતોને ચાતુર્માસમાં આનંદ ક્યારે થાય? જેટલી બને તેટલી વધુ ધર્મારાધના થાય. તપ, ત્યાગ અને બ્રહ્મચર્યથી સંઘ ગાજતો બને ત્યારે.

નાગેશ્રીની દેરાણીઓ જમી પરવારીને પોતપોતાને ઘેર ગઇ. કડવી તુંબીનું શાક પડયું છે. યોગાનુયોગે તે સમયે કોણ પધારશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** કનકરથકુમાર રસાલા સાથે પ્રવાસ કરતાં કરતાં અરિમર્દન રાજાના વનપ્રદેશમાં પડાવ નાખ્યો. આ લોકોને કોઈ કલ્પના ન હતી કે આ વનનો કોઈ રાજા છે ને તે ઘણો ભયંકર છે. કનકરથકુમાર સાંજે પ્રતિક્રમણમાં બેઠા છે. ત્યાં એક માણસ આવીને મંત્રીને પૂછે છે, તમારો માલિક કોણ છે? અમારો માલિક હેમરથ રાજાનો પુત્ર કનકરથકુમાર છે. તે પ્રતિક્રમણ કરવા બેઠા છે. પ્રતિક્રમણ એટલે શું? આત્માને લાગેલા પાપોનું પ્રક્ષાલન કરવું. કુમારને પ્રતિક્રમણ થઈ રહ્યું એટલે પેલો માણસ પૂછે છે ભાગ્યવાન! મહારાજા અરિમર્દનની આ ભૂમિ પર પડાવ નાખતાં પહેલાં આપશ્રીએ

છે. જ્ઞાતાજી સૂત્રના ૧૬મા અધ્યયનમાં શા ભાવ બતાવ્યા છે? જ્ઞાન કયાં ટકે છે? જ્યાં વિનય, વિવેક, નમ્રતા અને સરળતા હોય ત્યાં જ્ઞાન ટકી શકે. આ તો શાશ્વત જ્ઞાન છે. જેમ સિંહણનું દૂધ મેળવવા સોનાનું પાત્ર જોઈએ છે. સિંહણનું દૂધ મળવું મુશ્કેલ છે. ને મળ્યા પછી સાચવવું મુશ્કેલ છે. તેમ આધ્યાત્મિક જ્ઞાન મેળવવું મુશ્કેલ છે. અને મેળવ્યા પછી ટકાવી રાખવું મુશ્કેલ છે. ઘણાં એમ કહે છે કે અમે ઘણી મહેનત કરીએ છીએ છતાં જ્ઞાન ચઢતું નથી. છતાં જો તેનો પુરુષાર્થ પ્રબળ હશે તો થોડું પણ જ્ઞાન મેળવી શકશે. જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી જ્ઞાન ન મેળવી શકતો હોય તેના કરતાં જે જ્ઞાન ભણ્યો છે તે સ્વાધ્યાય-અનુપ્રેક્ષા આદિ કરતો નથી અને જ્ઞાન ભૂલી રહ્યો છે તે જ્ઞાનાવરણીય કર્મ બાંધી રહ્યો છે. તાવડીમાં રોટલી ફેરવે નહિ તો બળી જાય, પાનને ફેરવે નહિ તો કોહવાઈ જાય. તેમ જ્ઞાન ફેરવાય નહિ તો ચાલ્યું જાય. અત્યારે પખવાડિક જ્ઞાનની યાદશક્તિ છે. શિષ્ય ગુરૂને પૂછે કે હું શું કરું? સ્વાધ્યાય કરું, વાચના કરું, પૃચ્છના કરું, અનુપ્રેક્ષા કરું કે ધર્મકથા કરું? ત્યારે ગુરૂ કહે છે બધું કરવા જેવું છે. કંઈ છોડવા જેવું નથી. ગૌતમ સ્વામીએ ભગવાનને પૂછ્યું કે હે પ્રભુ! "सज्झाएणं भंते जीवे किं जणयइ? सज्झाएणं नाणावरणिज्जं कम्मं खवेइ।" સ્વાધ્યાય કરવાથી જીવને શો લાભ થાય? ત્યારે પ્રભુએ કહ્યું-સ્વાધ્યાય કરવાથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે. કર્મનો ક્ષય થતાં એક દિવસ એવો આવશે કે જેમ સૂર્યના પ્રકાશની આડે વાદળાં આવી જાય પણ પવન આવે તો ધીમે ધીમે એ વાદળાં વિખરાઈ જાય છે, ને સૂર્યનો પ્રકાશ બહાર આવે છે. તેમ સ્વાધ્યાય-અનુપ્રેક્ષા કરવાથી કર્મનો ક્ષય થતો જાય છે, અને કર્મના વાદળ વિખરાતા સૂર્યના તેજની માફક આત્માનો પ્રકાશ બહાર આવ્યા વગર નહિ રહે. જે પુરુષાર્થ કરે છે તે અવશ્ય મેળવી શકે છે. તમારે અહીંથી રાજકોટ જવું છે તો ઘરની ગાડીમાં જશો તો અમુક ટાઈમે પહોંચશો. ટ્રેઈનમાં જશો તો તેથી થોડો વધુ સમય લાગશે, અને પ્લેનમાં જશો તો કલાક દોઢ કલાકમાં પહોંચી જશો. પણ રાજકોટ જવા માટે પુરૂષાર્થ ઉપાડયો તો રાજકોટ પહોંચી શકશો પણ જે પુરુષાર્થ કરતો નથી તે કયાંથી પહોંચી શકવાનો છે! તેમ જે માનવી પુસ્તકનું પાનું ખોલતો નથી, વાંચતો નથી, યાદ કરતો નથી, તે જ્ઞાન કયાંથી મેળવી શકે? સંસારનું વ્યવહારિક જ્ઞાન મેળવવા માટે કેટલો પુરુષાર્થ ખેડી રહ્યા છો! પણ આધ્યાત્મિક જ્ઞાન મેળવવા માટે જીવનો પુરુષાર્થ નથી. દૂધમાં અને દહીંમાં સત્તામાં માખણ પડયું છે પણ દહીંને ગોરસીમાં નાંખીને વલોવવાનો પુરુષાર્થ ન કરે તો માખણ સ્વયં બહાર નહિ આવે, માખણ મેળવવા પુરુષાર્થ કરવો પડશે. જીવ જ્ઞાનાવરણીય કર્મ છ પ્રકારે બાંધે છે. (૧) જ્ઞાનીના ભૂંડા બોલે (૨) જ્ઞાનીના ઉપકાર ઓળવે (૩) જ્ઞાનની અને જ્ઞાનીની અશાતના કરે (૪) પોતે જ્ઞાન ભણે નહિ અને બીજાને ભણવામાં અંતરાય પાડે. (૫) જ્ઞાની ઉપર દ્વેષ કરે (૬) જ્ઞાની સાથે

ખોટા ઝઘડા-વિખવાદ કરે, આ છ કારણથી જીવ જ્ઞાનાવરણીય કર્મ બાંધે છે. જ્ઞાનાવરણીય કર્મ તોડવાનો આપણને સુઅવસર પ્રાપ્ત થયો છે.

બંધુઓ! તમને પૂછું કે જૈનશાસનને પામેલા જીવો કેટલા? સર્વ જીવોની અપેક્ષાએ સિંધુમાં બિંદુ જેટલા. જૈનકુળમાં જન્મ્યા પણ તેના પર શ્રદ્ધા હોય તેવા કેટલા? બહુ અલ્પ, જૈનશાસન, વીતરાગ વચન પ્રત્યે શ્રદ્ધા, વીતરાગ માર્ગ જાણવાની જિજ્ઞાસા, વીતરાગની આજ્ઞાનુસાર ચાલનાર મહાવ્રતધારી નિગ્રંથ ત્યાગી ગુરૂ, અહિંસામય જૈન ધર્મ, અનેકાંતવાદ, સ્યાદ્વાદ દર્શન કેટલાને મળ્યા છે? તમે કહેશો કે અલ્પમાં અલ્પ. કંઈક જીવો જેની વીતરાગ માર્ગ જાણવાની જિજ્ઞાસા છે, પણ જેને ઉપાધિ છે તે બિચારા કયાંથી પામી શકે? હવે તમને સમજાય છે કે જે અલ્પમાં અલ્પ છે તેમાં આપણો નંબર લાગી ગયો છે. મૂલ્ય કોના થાય? લાકડાના વન તો ઘણાં હોય છે પણ મૂલ્ય સુખડના લાકડાના થાય છે. પથ્થરો તો ઘણા હોય છે પણ મૂલ્ય હીરાના થાય છે. જેટલી પથ્થરની ખાણો હોય છે તેટલી હીરાની નથી હોતી. જેમ હીરાની ખાણ, સુખડના વન બહુ અલ્પ હોય છે છતાં એની કિંમત ઘણી હોય છે. જેની સંખ્યા દુનિયામાં અલ્પમાં અલ્પ એટલે આપણે ઉપર જે જીવોની વાત કરી તે અલ્પમાં આપણો નંબર લાગી ગયો છે. તો એની કદર કેટલી છે? અત્યારે શારીરિક શક્તિ સારી છે, બધી સગવડ મળી છે છતાં જો કર્મ તોડવાનો પુરુષાર્થ નહી કરીએ તો ક્યારે કરીશું? કરો, કરાવો ને અનુમોદો. દલાલી કરો તો ધર્મની દલાલી કરજો. વહેપારના, ઘરના, દીકરા-દીકરીના સગપણ કરવાના બધા દલાલ જોઈએ છીએ. એ દલાલ પોતે ડૂબ્યા છે ને બીજાને ડૂબાડે છે. સંસારના દલાલ ઘણા શોધ્યા, પણ આત્માનો દલાલ શોધ્યો છે? ધર્મની દલાલી કરવાથી જીવ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કરે છે. સંસારની દલાલી દુર્ગતિમાં લઈ જશે અને ધર્મની દલાલી મોક્ષમાં લઈ જશે.

જેને કદર થઈ કે મારો નંબર અલ્પમાં લાગી ગયો છે તેને દેવ-ગુરૂ-ધર્મ, શાસ્ત્ર-વાણીનું શ્રવણ મળ્યાનો એટલો અપૂર્વ આનંદ હોય છે કે તેની આગળ સંસારની સારી અને સંપૂર્ણ અનુકૂળતાઓ હોય છતાં પણ તેને કંઈ વિસાતમાં નથી. આજે માનવી જડ વસ્તુની અનુકૂળતામાં આસક્ત બની ગયો છે. તે આમ જાય, તેમ જાય, આઘોપાછો જાય પણ એજ જોયા કરે છે. આ જડ પદાર્થોની સામગ્રી બધી મને બરાબર મળી ગઈ છે ને? જ્યાં જડ પદાર્થોની ઝંખના હોય ત્યાં દેવ-ગુરૂ-ધર્મ મળ્યાનો આનંદ ક્યાંથી હોય? જેટલી જડની કિંમત કરી છે તેટલી દેવ-ગુરુ-ધર્મની નથી કરી. બંધુઓ! આત્માને પૂછો કે તને ખરેખરો અને અથાગ આનંદ જડની સગવડો અને માન પ્રતિષ્ઠા મળ્યાનો છે તેટલો વીતરાગ દેવાધિદેવ, તેમની વાણી અને ત્યાગી સંયમી ગુરૂઓ મળ્યાનો છે? બહારનું બધું સારું મળ્યું પણ જો તમારા દેવ સરાગી મળ્યા હોત તો?

સરાગીદેવ કોને કહેવાય? જે દેવની સાથે પત્ની હોય, જેની પાસે શસ્ત્રસરંજામ હોય, જે શૃંગાર સજતા હોય તેવા દેવને સરાગી દેવ કહેવાય. આવા દેવ મળ્યા હોત તો આત્મામાં શો વિચાર આવત? કે જો ભગવાન આ બધું રાખી શકે તો આપણે પણ રાખીએ. આમ સરાગી દેવ પાસેથી સર્વ ત્યાગનો, ત્યાગ-વૈરાગ્યનો મહાન આદર્શ નહિ મળે. જ્યાં સુધી જડ વસ્તુની અનુકૂળતાઓ મહત્ત્વની લાગે ત્યાં સુધી દેવ-ગુરૂ ધર્મ મહત્ત્વના નહિ લાગે. અને જડની અનુકૂળતાઓ ઓછી હશે તો દિલમાં ખેદ થયા કરશે. જ્યારે જડ કાયા અને કાયાને હિતકર પૈસા-પરિવાર વગેરે ભૌતિક પદાર્થ એ આત્મા અને વીતરાગ દેવાધિદેવ વગેરેની આગળ કોડીની કિંમતના લાગશે ત્યારે જીવનમાં આધ્યાત્મિક ભાવ આવશે એટલે વ્રત-પચ્ચક્ખાણ કરશે. અને એ પ્રવૃત્તિથી આત્માની ઉન્નતિ થશે.

નાગેશ્રી બ્રાહ્મણીએ ભૂલ કરી. ઉપયોગ ચૂકી ગઈ ને દૂધી ચાખવી રહી ગઈ ને શાક થઈ ગયું. તે તો સંસારી હતી. તેને ક્યાં એમ હતું કે પરઠવવાય નહિ. પણ અભિમાન કેવી ચીજ છે! માનકષાયમાં પડેલો ગુરૂ પાસે જાય તો એવો ને એવો પાછો આવે. પોતાનું પાપ પ્રગટ કરી શકતો નથી. પાપ પ્રગટ કરવામાં પોતાનું માનભંગ થતું લાગે છે. કોઈ વાર ભૂલ થઈ ગઈ તો ગુરૂ પાસે એમ ન કહે કે મારી આવી ભૂલ થઈ છે તો શું પ્રાયશ્ચિત આવે? પણ એમ પૂછે કે આવી ભૂલ કરે તો શું પ્રાયશ્ચિત આવે? ગુરૂ કહે એ પ્રમાણે પોતે જાતે પ્રાયશ્ચિત લઈ લે એ સાચું પ્રાયશ્ચિત ન કહેવાય, કારણ કે માયા રાખીને પ્રાયશ્ચિત કર્યું છે. મનમાંથી કાંટો ગયો નથી. ભગવાને ત્રણ પ્રકારના શલ્ય બતાવ્યા છે. "માયાશલ્લેણં, નિયાણશલ્લેણં, મિચ્છા દર્શન શલ્લેણં." મિથ્યાદર્શન શલ્યવાળો પોતાનું પાપ છૂપાવી મનમાં માયા રાખી પ્રાયશ્ચિત કરે તે સાચું પ્રાયશ્ચિત નથી. માટે સમજવાની જરૂર છે.

નાગેશ્રીને ત્યાં શાક ભરેલું તપેલું પડયું છે. દેરાણીઓ જમી પરવારીને ગયા પછી નાગેશ્રી નિશ્ચિંત બની ગઈ કે હવે હું હલકી બની ગઈ. મારો ભાર હળવો થઈ ગયો. ને આબરૂ સચવાઈ ગઈ. એમ માને છે. તેવા સમયે તે નગરમાં યોગાનુયોગ કેવો જોગ થઈ ગયો! "तेणं कालेणं तेणं समएणं धम्म घोसा नाम थेरा जाव बहु परिवारा जेणेव चंपा नामं नयरी जेणेव सूभूमि भागे उज्जेणे तेणेव उवागच्छइ।" તે કાળ અને તે સમયે એટલે ચોથા આરાનો કાળ વર્તતો હતો તે સમયમાં જીવો ભદ્રિક, સરળ અને કોમળ હતા. કંઈક માયાવી જીવો પણ હતા. ભગવાન ઋષભદેવ સ્વામી ત્રીજા આરામાં થયા અને બાકીના ૨૩ તીર્થંકરો ચોથા આરામાં થયા. તે સમયે ધર્મઘોષ નામના સ્થવિર પોતાના ઘણા પરિવારોની સાથે જ્યાં ચંપા નગરી અને તેમાં પણ જ્યાં તે સુભૂમિભાગ નામનું ઉદ્યાન હતું ત્યાં પધાર્યા. ત્યાં આવીને તેમણે ત્યાં રોકાવાની

પોતાના આચાર મુજબ આજ્ઞા માંગી. સ્થવિર ત્રણ પ્રકારના છે. જ્ઞાન સ્થવિર, વય સ્થવિર અને ચારિત્ર સ્થવિર. સ્થવિર એટલે સંયમમાં એટલા સ્થિર થયા છે કે તેમના પર ગમે તેવા ઉપસર્ગો આવે તો જરા પણ ડગે નહિ. જે વૃક્ષનું મૂળ મજબૂત નથી તેવું ડાળા–પાંદડાવાળું ઝાડ પવનનો ઝપાટો લાગતાં ઉખડી જાય છે. પણ જેનું મૂળ મજબૂત છે એવું ઝાડ પવનનો ઝપાટો આવે તો ઉખડી જતું નથી. ભગવાને કહ્યું છે કે નવદીક્ષિત શિષ્યની છ મહિના વૈયાવચ્ચ કરજે. તેનો અર્થ એવો નથી કે હાથ–પગ દબાવવા. પણ તું એનું ધ્યાન રાખજે, કારણ કે એ સંયમની ક્રિયાઓથી અજાણ છે તેથી છ મહિના ધ્યાન રાખજે. જેથી સંયમના મૂળિયાં ત્યાં સુધીમાં મજબૂત થઈ જાય અને તેના સંયમના પરિણામમાં ડોલાયમાન ન થાય.

ભગવાનના ૧૪૦૦૦ સાધુ અને ૩૬૦૦૦ સાધ્વીજીઓ હતા. ભગવાનને કેવળજ્ઞાન થયું ત્યારે પહેલી ધર્મ દેશનામાં દેવ–દેવી હતા. બીજું કોઇ ન હતું. તેથી એ દેશના ખાલી ગઈ. બીજી દેશનામાં બધા આવી પહોંચ્યા. ભગવાન પાસે કેવા જીવો બૂઝી ગયા છે? ૧૧ ગણધર એ જેવા તેવા ન હતા. પણ તેમની બ્રાહ્મણ જ્ઞાતિમાં વેદ વેદાંતમાં પારંગત હતા. ભલભલાને હરાવી દે તેવા પ્રખર વિદ્વાન હતા. પણ ભગવાને તેમના બધા સંશયો દૂર કરી દીધા તેથી પ્રભુના ચરણોમાં ઝુકી ગયા. અને ૧૧ ગણધરો પોતાના ૪૪૦૦ શિષ્યો સહિત ભગવાન પાસે દીક્ષિત થઇ ગયા. એવો એ કાળ અને સમય હતો. એવા સમયમાં સાચું સમજાવનારા મળે તો ખોટું છોડી દેતા. (શ્રોતામાંથી અવાજ:–એ કેવળી હતા). આપણે બધા કેવળી પાસે જઈ આવ્યા છીએ. કેવળી પાસે ગયા ત્યારે પ્રભુના આત્માને ન જોયો. જડનો સંગી જડ પુદ્ગલોને દેખે છે. બંધુઓ! આત્માને પૂછો કે ઉપાશ્રયે આવીને બેસે છે તો હૃદયની તિજોરીમાં જ્ઞાનનો માલ ભરો છો કે પસ્તી ભરો છો? સમજો, સંસારની પ્રવૃત્તિથી નિવૃત્તિ લેવાની જરૂર છે. અને આત્માની પ્રવૃત્તિમાં જોડાવાની જરૂર છે.

ચંપા નગરીમાં ધર્મઘોષ સ્થવિર મુનિ પધાર્યા છે. આ તો જ્ઞાન સ્થવિર છે અને ચારિત્રમાં પણ સ્થવિર થયેલા છે. તેવા જ્ઞાની મુનિને જ્ઞાનનું અજીર્ણ, અભિમાન ન હોય, વાણીમાં અહંભાવ ન હોય. આજે થોડું ઘણું જ્ઞાન આવડે એટલે કહેશે કે હું જાણું છું. મને બધું આવડે છે. પણ જ્ઞાનમાં અભિમાન ન હોય તો આત્મબાગ ખીલી ઊઠે છે.

આનંદઘનજી મહારાજ વિચરતા વિચરતા એક ગામમાં પધાર્યા. તે ગામમાં ૫૦૦ ધ્વજાપતાકા ફરકી રહી છે. આ જોઈને આનંદઘનજી પૂછે છે: આ બધો ઠાઠમાઠ શેનો છે? અહીં કોઈનો પ્રવેશ છે? ત્યારે કહે છે યશોવિજયજી મહારાજ પધારે છે. તે પ્રખર વિદ્વાન છે. તેમણે ૫૦૦ વાદીઓ ઉપર વિજય મેળવ્યો છે. તે ૫૦૦નાં વિજયના પ્રતિક રૂપે તેમની આગળ ૫૦૦ ધ્વજાઓ ફરકે છે. આનંદઘનજીને વિચાર

થયો : અહો ! ભોગવિલાસને તિલાંજલી આપી સમસ્ત સંસારના સુખોને છોડી સંયમ લઈને આટલું જ્ઞાન મેળવ્યું છે પણ જ્ઞાનનું અજીર્ણ થઈ ગયું છે. એમની શાન ઠેકાણે લાવવી જોઈએ; નહિ તો પ્રગતિને બદલે પતનના ખાડામાં પડશે અને આત્માના ઉદ્ધારને બદલે અધોગતિમાં ચાલ્યા જશે. લાવ હું જાઉં અને તેમને મળું. આનંદઘનજી યશોવિજયજીને કહે છે, આપને મળવાની મારી ઘણા સમયથી તીવ્ર ઉત્કંઠા હતી તે આજે પૂરી થઇ છે. આપ પ્રતિભાશાળી અને પ્રખર વ્યાખ્યાતા છો. આપે ઘણા વાદીઓને હરાવ્યા છે. તો આપની પાસે હું એક વાત સમજવા આવ્યો છું. આનંદઘનજીની વાત કરવામાં કેટલી નમ્રતા અને કેટલી સરળતા છે ! યશોવિજયજી કહે, આપ ગમે તે પૂછી શકો છો. તેમના મનમાં એમ છે કે મેં ૫૦૦ને હરાવ્યા તો આ શું મોટો છે ?

આનંદઘનજી બોલ્યા.

धम्मो मंगल मुक्किट्ठं. अहिंसा संजमो तवो,
देवा वि तं नमंसंति, जस्स धम्मे सयामणो ॥

દશ. સૂ. અ. ૧ ગાથા ૧

ગુરૂદેવ ! મને આ ગાથાનો અર્થ સમજાવો. આનંદઘનજી જ્ઞાનમાં, ચારિત્રમાં, શ્રદ્ધામાં અને ઉંમરમાં સ્થવિર થયેલા છે. યશોવિજયજીને મનમાં થયું કે આવી સાવ સહેલી ગાથાનો અર્થ તો મારા સામાન્ય સાધુ પણ કરી શકે છે, હું કોણ છું ? જબ્બર વિદ્વાન છું, રાજા પાસે વાત કરવા જવી હોય તો વાત રાજા જેવી હોવી જોઈએ. તેમ મારા જ્ઞાનની આનંદઘનજીને ખબર નહિ હોય એટલે મામૂલી વાત મને પૂછવા આવ્યા.

યશોવિજયજીએ અર્થ કર્યો. ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. અહિંસા, સત્તર પ્રકારનો સંયમ અને ૧૨ પ્રકારના તપ રૂપી ધર્મમાં જેનું મન હમેશાં સ્થિર રહે છે તેને ચક્રવર્તિઓ તો શું દેવો પણ નમસ્કાર કરે છે. આ ગાથાનો સુંદર અર્થ કર્યો પણ આનંદઘનજી તો બેસી રહ્યા. તેમના મુખ ઉપર હાસ્યની રેખા જરા પણ તરવરી નહિ. યશોવિજયજી પૂછે છે કેમ આનંદઘન ! આનંદઘનજી કહે, હજુ આપ વિશેષ સમજાવો. યશોવિજયજીએ અર્થ તો બરાબર કર્યો હતો એટલે નથી સમજાયું એમ જૂઠું તો ન બોલાય તેથી કહ્યું. વિશેષ સમજાવો. પછી ફરીને અર્થ કર્યો ને પૂછયું-કેમ હવે સંતોષ થયો છે ? ત્યારે આનંદઘનજી કહે હજુ આપ વિશેષ સમજાવો. ત્યારે યશોવિજયજીએ ફરીને પાંચથી છ વાર જુદી જુદી રીતે સુંદર છણાવટથી હૃદય હચમચી જાય તે રીતે અર્થ કર્યો ને પૂછયું. હવે સંતોષ છે ? તો કહે-હજુ મને વધુ જાણવાની જિજ્ઞાસા છે. આ રત્નના દાગીનો છે. તેના ગર્ભ એવા

કરો કે મારા હૃદયના પડ ઉઘડી જાય. યશોવિજયજીએ આ ગાથાનો ૧૫ વાર અર્થ કર્યો પણ આનંદઘનજીને સંતોષ થયો નહિ એટલે યશોવિજયજી આનંદઘનજીને કહે છે હવે આપ જ આ ગાથાનો અર્થ અને ભાવ સમજાવો. ત્યારે આનંદઘનજી કહે છે હું આપની પાસે સમજવા આવ્યો છું. પણ આપની આજ્ઞા થઈ એટલે બોલું છું.

આનંદઘનજી મહારાજ ખૂબ વિદ્વાન હતા, જ્ઞાન મેળવીને ખૂબ મંથન કરેલું હતું. તેથી ગમે તેવા વિકટ અર્થના ખુલાસા કરી શકતા અને એક રીતે નહિ પણ અનેક રીતે સમજાવી શકતા હતા. તેમણે આ એ ગાથાનો અર્થ અને તેના ગૂઢ રહસ્ય ત્રણ દિવસ ને ત્રણ રાત સમજાવ્યા. યશોવિજયજી મહારાજ તો સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા. જે ગૂઢ રહસ્ય અને ભાવ યશોવિજયજી જાણતા ન હતા તેવા ભાવ સાંભળવા મળ્યા. ત્યાં તેમનું માન ચાલ્યું ગયું. અને આનંદઘનજીના ચરણમાં ઝુકી પડયા. આહાહા! કયાં આનંદઘન ને કયાં હું! તે સમયે આનંદઘનજી કહે છે આપણું જ્ઞાન તો અલ્પ છે. ભગવાન મહાવીર સ્વામી પાસે ગૌતમનું જ્ઞાન કેટલું? સ્વયંભૂરમણ સમુદ્રમાં અગાધ પાણી છે તેમાંથી ચકલીની ચાંચમાં જેટલું પાણી રહે તેટલું ભગવાન આગળ ગૌતમ સ્વામીનું જ્ઞાન હતું. ગૌતમસ્વામી ચાર જ્ઞાન અને ચૌદ પૂર્વના ધણી હોવા છતાં તેમનું જ્ઞાન અલ્પ તો તેમની પાસે આપણું જ્ઞાન કેટલું અલ્પ! એક પૂર્વ એટલું શું? ૩૦૦ હાથ ઊંચો હાથી ને તેના પર ૪૦૦ હાથની અંબાડી તેને કોરી શાહીથી ઢાંકી દેવામાં આવે પછી એની શાહી બનાવીને લખવામાં આવે ત્યારે એક પૂર્વનું જ્ઞાન થાય. તેજીને એક ટકોરો બસ છે. યશોવિજયજી સમજી ગયા. તરત બધી ધજા ઉતારી નંખાવી. ગુરૂદેવ! આપ મહાન છો. મારો આત્મા સમજી શકયો નહિ તેથી અભિમાનમાં પડી હું ૫૦૦ વિજયપતાકા લઈને ફરું છું. મારું અભિમાન ઉતારવા માટે આપે મને મીઠી ગોળી આપી છે. જ્ઞાનીને અભિમાન ન હોય. તત્ત્વજ્ઞાન મેળવવું હોય તો માન છોડવું પડશે.

આપણા પરમ ભાગ્યોદયે આપણને વીતરાગદેવના સિદ્ધાંત મળ્યા છે. આ સિદ્ધાંત ઉપરની શ્રદ્ધા કેવું કામ કરે છે? આ જૈન શાસન કેવું અપૂર્વ ને અલૌકિક છે. તે સમજનાર સમજી શકે છે. બંધુઓ! જૈન શાસન ફક્ત ધર્મને સમજાવે છે એમ નથી, પણ આખી દુનિયાના સ્વરૂપને સમજાવે છે. જગતમાં આત્મા કેટલા છે? ગતિ, યોનિ અને કૂળ કેટલા છે? એનું યથાર્થ દર્શન કરાવે છે. એ જીવો કયાં રહે છે? એમનું આયુષ્ય કેટલું? પ્રાણ કેટલા? ઇન્દ્રિઓ કેટલી? ઓછા વધતા હોવાનું કારણ શું? આત્મા ઘડીકમાં સુખી, ઘડીકમાં દુઃખી બને છે. આમ થવાનું કારણ શું? એક ધનવાન બને છે, બીજાને રોટલાના સાંસા છે. આ બધું આપનાર કોણ છે? મળેલી સામગ્રી એકાએક કેમ ચાલી જાય છે. જગત એટલે શું? જગતનો તમામ વ્યવહાર કોણ ચલાવે છે, એનો કોઇ સંચાલક છે કે કુદરતી ચાલે છે? જડ ચેતનના ભેદ, દ્રવ્ય,

એકેક મુનિવર રસના ત્યાગી, એકેક જ્ઞાન ભંડાર રે પ્રાણી,
એકેક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, એના ગુણનો નાવે પાર રે પ્રાણી
સાધુજીને વંદણા નિત નિત કીજે.

કેટલાક જ્ઞાન ભણવામાં મસ્ત છે. કેટલાક વૈયાવચ્ચમાં તો કેટલાક તપમાં, સ્વાધ્યાયમાં મસ્ત છે. આત્માના કર્મની નિર્જરા કેમ થાય તે લક્ષ રાખીને સંયમ પાળતા હતા. ધર્મઘોષ મુનિ ઉદ્યાનમાં પધાર્યા છે, બધો પરિવાર તેમજ બીજા બધા બેઠા છે, ભગવાન ધર્મકથા શરૂ કરે છે. ધર્મકથા એ સ્વાધ્યાયનું અંગ છે. હવે ગામમાંથી લોકો વંદન કરવા આવશે, દેશના સાંભળશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** અરિમર્દન રાજા સૈન્ય તૈયાર કરીને લડવા માટે આવી રહ્યો છે. કનકરથ કુમાર પણ યુદ્ધમાં જવાની તૈયારી કરી રહ્યો છે. લશ્કર કહે રાજકુમાર, તમે ન જાવ. તમે તો અમારા પ્રાણ છો. આપ નેતારત્ન છો. વળી આપતો યુદ્ધ કરવા નથી નીકળ્યા પણ આપ લગ્ન માટે જઈ રહ્યા છો. આપે આગળ જવાનું ન હોય, આપ જેવા રત્નની તો અમારે રક્ષા કરવાની હોય માટે આપ બેસો. અમે લડીશું. કનકરથ કહે–આપ મારા વડીલ છો. આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ મારા માટે શોભાસ્પદ ન ગણાય. પરંતુ ક્ષત્રિયનો એક ધર્મ છે–તે લગ્ન કરવા જતો હોય કે પરણીને આવતો હોય પણ રણભેરી વાગે એટલે એનાથી બેસી રહેવાય જ નહિ. સુભટ માણસો કુમારને યુદ્ધમાં નહિ જવા માટે રોકી રહ્યા છે, છતાં રાજકુમારનું ખમીર ઉછળ્યું છે એટલે એ જવા તૈયાર થાય છે. રાજા અરિમર્દનનું સૈન્ય ઘણું મોટું છે પરંતુ તેની પાસે હાથી–ઘોડા નથી. વળી સૈન્ય નમાલું છે. કનકરથકુમારનું સૈન્ય ઓછું હોવા છતાં તેજસ્વી છે. યુદ્ધ શરૂ કરતાં પહેલા અરિમર્દન રાજાએ કનકરથકુમારને કહ્યું–તારી ધૃષ્ટતા માટે હું એક શરતે યુદ્ધ શરૂ થાય તે પહેલાં ક્ષમા આપવા ઈચ્છું છું. કુમાર કહે–આપની શરત કહો, ત્યારે રાજાએ કહ્યું–મારી આજ્ઞાનો ભંગ કરવાના ગુના બદલ તારે ત્રણસો યુવાન અને ત્રણ લાખ સુવર્ણ મુદ્રાઓ આપવી ને આજે સંધ્યા પહેલા તારા માર્ગે ચાલ્યા જવું.

કનકરથે કહ્યું–આપની દયા બદલ ધન્યવાદ! પરંતુ આપે સમજી લેવું જોઈએ કે વીરમાતાનું દૂધ પીધેલો ક્ષત્રિય આવી દયાનો ભિખારી હોતો નથી. મોત એ તો ક્ષત્રિયોને મન જીવનની એક ખુશબુ હોય છે. આપને ખ્યાલ ન હોય તો જણાવી દઉં છું કે અમે યુદ્ધ કરવાના નિમિત્તે નીકળ્યા નથી. અમે નીકળ્યા છીએ લગ્નના નિમિત્તે. પરંતુ માર્ગમાં જો રણમેદાન વચ્ચે મીંઢળ બાંધવાનો પ્રસંગ આવી જાય તો હું એને મારા સદ્‌ભાગ્ય માનું છું. આપના વિરાટ સૈન્યથી અમને કંઈ ભય લાગતો

નથી, કારણ કે અમારો એક સૈનિક સો સૈનિકોને ભારે પડે એવો યુદ્ધપટુ છે. તમારું સૈન્યબળ વિશાળ હોવા છતાં મને ઘેટાના ટોળા જેવું લાગે છે. અરિમર્દન રાજા કહે, મારા પહાડ જેવા સૈનિકોના પગ તળે આપ બધા પિસાઈ જશો, માટે મારી કહેલી શરત મંજુર કરવામાં આપનું કલ્યાણ છે. કનકરથ કહે, ક્ષત્રિય બચ્ચો મોઢેથી શરત નક્કી નથી કરતો પણ તલવારથી નક્કી કરે છે. મારી પાસે યુદ્ધમાં તરખાટ મચાવે એવી હસ્તિસેના છે, ગજદળ છે, તે તમારા સૈનિકોને ચગદી નાંખશે.

યુદ્ધ શરૂ થયું. કનકરથે તેજસ્વી બાણ ચઢાવી અરિમર્દન પર ફેંક્યું. તે જ સમયે અરિમર્દનનો મુગટ દૂર ફેંકાઈ ગયો, અને કહ્યું રાજન્ ! આવ તું આગળ. તારો કાળ તને બોલાવી રહ્યો છે. કાળથી ગભરાઈ નમાલો થઈને પાછળ શું છૂપાઈ રહ્યો છે ? કનકરથે પોતાના પરાક્રમથી થોડી વારમાં રાજાને જીતી લીધો. જ્યાં રાજા જીતાય ત્યાં સૈન્યનું શું ગજું ? કનકરથનો વિજય થતાં ચારણે વિજયની યશગાથા લલકારવી શરૂ કરી. આ યશોગાથા ચાલતી હતી ત્યાં રાજા અરિમર્દનની રાણી પોતાના આઠ વર્ષના પુત્ર સાથે મંડપમાં દાખલ થઈ. યુવરાજે તેમનો સત્કાર કર્યો ને બેસવા આસન આપ્યું. રાણીને કનકરથકુમારના મુખ તરફ જોતાં લાગ્યું કે કુમારના મુખ પર કોઈ પ્રકારનો રોષ કે ગર્વ દેખાતો નથી. એટલે કહે છે મહારાજ ! મારા સ્વામીના ગુનાની ક્ષમા કરો. એમનું અભિમાન તૂટી ગયું એ એમના માટે મોટી શિક્ષા થઈ ગઈ છે. કનકરથ કહે–માતા ! આપના સ્વામી પ્રત્યે મારા મનમાં રોષ છે જ નહિ. પરંતુ રસ્તે ચાલતા વટેમાર્ગુઓ પર જુલ્મ કરવો એ બરાબર નથી. રાજા અરિમર્દને માનવતાને કલંક લગાડે એવો અપરાધ કર્યો છે. મને રાજસિંહાસનની ભૂખ નથી.

કનકરથે બંધનાવસ્થામાં રહેલા રાજાને બોલાવીને કહ્યું–રાજન ! તમારા વિષે મને ઘણી માહિતી મળી છે. તમે આ પ્રદેશમાં અનેક વણઝારો લૂંટી છે. તેથી તમે તમારી જાતને બળવાન માનો છો. મારા મંત્રીઓ તો ઈચ્છે છે કે વટેમાર્ગુઓ નિર્ભયતાથી આ પ્રદેશમાં આવજા કરી શકે એટલા માટે તમારો વધ કરવો જોઈએ. પરંતુ આપના પત્ની દયા માંગવા આવ્યા છે. એક આર્ય સન્નારીની ભાવનાનો હું તિરસ્કાર કરી શકતો નથી. જો તમે મારી એક શરત માન્ય રાખો તો હું હમણાં બધાને છોડી મૂકવા તૈયાર છું. રાણી કહે હું વચન આપું છું આપ એક નહિ પણ જેટલી શરત કહેશો તેટલી સ્વીકારવામાં આવશે. કનકરથ કહે–દેવી ! આપના સ્વામી પ્રત્યે અમને વેરભાવ નથી. રાજા અરિમર્દને રાજગાદીનો ત્યાગ કરવો અને આ બાળકને રાજ્યાસન પર બેસાડવો. ભવિષ્યમાં કોઈપણ વટેમાર્ગુને આ રીતે હેરાન ન કરવો. આટલી ખાત્રી આપો તો બધા બંદીઓને માનસહિત છોડી મૂકીશું. રાજા અરિમર્દને કહ્યું, મને મારા કુકાર્યનો પશ્ચાતાપ થાય છે. આપની શરત હું મસ્તકે ચઢાવું છું.

બધાએ કનકરથકુમારનો જયજયકાર બોલાવ્યો અને કનકરથે બધાને છૂટા કરી દીધા. હવે યુવરાજ રસાલા સાથે પોતાનો પ્રવાસ આગળ ચાલુ કરશે ને રસ્તામાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૨૦

શ્રાવણ સુદ ૭ ને ગુરૂવાર તા. ૨૫-૭-૭૪

શાસ્ત્રકાર ભગવંતો જન્મ અને મૃત્યુની સાંકળ તોડી અમર સ્થાનને પ્રાપ્ત કરી ગયા. એવા સર્વજ્ઞ ભગવંતોની શાશ્વત વાણી તેનું નામ સિદ્ધાંત. કેવળી ભગવંતોની વાણીમાં શંકાને સ્થાન નથી. જે વાણીનું જિનેશ્વર ભગવંતો દ્વારા નિરૂપણ થયું છે તે સત્ય છે, નિઃશંક છે. આ વાણીનું શ્રદ્ધાપૂર્વક પાન કરવાથી જીવ મહાન સુખનો ભોક્તા બને છે. સંસારનું સુખ ગમે તેટલું સારું હોય છતાં તેનામાં ભય રહેલો છે. જ્યારે મહાન પુરૂષોએ માનેલું સુખ નિર્ભય છે. તમારે કોઈ માર્ગે જોખમ લઈ પસાર થવું હોય તો કોઈ જાણીતા માણસને પૂછો કે ભાઈ! આ રસ્તે કોઈ ભય તો નથી ને? તમે ખૂબ ચોકસાઈ કરીને એ માર્ગે જાવ છો. ભગવાન કહે છે કદાચ તું લૂંટાઈ જઈશ તો તારો માલ જશે. બહુ થશે તો તારો જાન જશે પણ આત્મિક ધન લૂંટાવાનું નથી. એ તો તારી સાથે ને સાથે આવશે. પણ આ સંસારવર્ધક મોહ-માયા અને મમતાના વિષમ માર્ગે જઈશ તો તારા ભવ વધશે. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. તેમાં સાત પ્રકૃતિ મુખ્ય છે. અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ, સમ્યક્ત્વ મોહનીય મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય એ સાત પ્રકૃતિઓ ઉપર જે વિજય મેળવે છે તેનો સંસાર પરિત થઈ જાય છે. ભવભ્રમણ ઘટે છે. એક સમકિતના બીજમાં ઘણી તાકાત છે. જેમ વડનું બીજ નાનું હોય છે પણ એ બીજ ઊગે છે ત્યારે તેનો સમય પાકતા તેમાંથી વિશાળ વડલો ફાલેફૂલે છે. એક આંબાનો ગોટલો વાવો તો તેમાંથી મોટો આંબો થાય છે. તેમ ભગવાન કહે છે કે એક સમ્યક્ત્વનું બીજ તારા હૃદયરૂપી ભૂમિમાં વાવી દે. તેના ફળરૂપે અર્ધ પુદ્ગલ પરાવર્તન સંસાર કપાઈ જશે અને તેટલા કાળે તારો નિસ્તાર થશે.

આત્મા જ્યારે સમકિત પામે છે ત્યારે તેને સંસાર અસાર લાગે છે. એટલે સંસારના તમામ પદાર્થો ઉપર જે પ્રેમભાવ અને આનંદ હતો તે ઘટવા માંડે છે અને દેવ-ગુરૂ-ધર્મ ઉપર પ્રીતિ વધવા લાગે છે. પછી તે આત્માને કહેશે કે હે આત્મન્!

તું આજ સુધી ભૂલ્યો, ચોરાશીના ચક્કરે ઝૂલ્યો અને નરક નિગોદમાં રૂલ્યો, એનું કારણ તને સંસાર સારરૂપ લાગતો હતો. હવે દેવ-ગુરૂ અને ધર્મ એ સારરૂપ છે. એ જ મારા જીવનના આધાર અને ડૂબતી નૈયાના સાચા તારણહાર છે. અને એનાથી મારો ઉદ્ધાર છે. આજ સુધી ભવસાગરમાં ડૂબાડનાર સાધનો ઉપર તું રાગી બન્યો હતો. જર, જમીન અને જોરૂ એ સાધનો તને ગમતા હતા. જેના રાગથી તું અનંતકાળ સંસારમાં રખડયો, નર્ક અને નિગોદમાં રઝળ્યો અને ત્યાં અપરંપાર દુઃખો ભોગવ્યા, હવે મને સાચું સમજાયું કે આ બધું તો ધૂમાડાને બાચકા ભરવા જેવું છે. આવા સુંદર વિચારો આવે ત્યારે આસક્તિ ઓછી થાય છે. મોહ મોળો પડે છે. રાગ-દ્વેષ રીટાયર થવા માંડે છે. કષાયો મંદ પડે છે. અને માન મરી જાય છે. તેથી આત્માને સ્વ સ્વરૂપનું ભાન થાય છે. પરભાવથી પાછો હઠી નિજ સ્વભાવમાં રમણતા કરે છે. હું કોણ છું? મારું સ્વરૂપ શું? મારું કોણ અને પરાયું કોણ? એનું એને ભાન થાય છે. અને ભૂતકાળમાં કરેલી ભૂલોનો પશ્ચાતાપ થાય છે. સ્વ અને પરની પિછાણ ન હોવાથી દેવ-ગુરૂ અને ધર્મની આરાધનામાં પ્રમાદ કર્યો અને સંસારી સુખની પાછળ જન્મોજન્મ એળે ગુમાવ્યા. માટે હે આત્મા! હવે તું પર વસ્તુના રાગને સત્વર ત્યજી દે કારણ કે એ વસ્તુ તારી નથી. આત્માને દગો આપનારી છે. માટે આ પૌદ્ગલિક બધી વસ્તુઓના રાગનો ત્યાગ કરી તારા આત્મારૂપી બાગને ગુણરૂપી પુષ્પોથી શણગાર. આ જગતમાં તારું હિત કરનાર જો કોઈ હોય તો દેવ અરિહંત, ગુરૂ નિગ્રંથ અને કેવળી પ્રરૂપિત ધર્મ એ તારા છે. બાકી તારું કાંઈ નથી. આજ સુધી તારા આત્મા સિવાયની બીજી વસ્તુઓને તેં 'મારી માની' એની પાછળ જન્મોજન્મ પ્રાણ પાથર્યા. છતાં એ તારી ન થઈ. એ તારી હતી જ નહિ પછી તારી કયાંથી થાય? માતા-પિતા પુત્ર-પત્ની, ધન, ઘરબાર બધામાં મારાપણાની રટણા કરી અનંતકાળ ગુમાવ્યો. હવે કંઈક સમજ અને મોહ નિદ્રામાંથી જાગૃત થા. હવે તું શાણો અને વિવેકી બન. મૂર્ખ ન બનીશ. અનાદિકાળથી જે ભૂલો કરી છે તેને સુધારી લે અને તારણહાર દેવ-ગુરૂ-ધર્મનું ક્ષણે ક્ષણે સ્મરણ કર. અને એ મારો સાચો આધાર છે, એમ દ્રઢ નિશ્ચય કર, જેથી તારું સમ્યક્ત્વ દ્રઢ થશે. અને તારા અંતરમાં પ્રકાશનો પુંજ પથરાશે. તારા મહાન અહોભાગ્યે તને આ કિંમતી મહામૂલ્યવાન વસ્તુઓ મળી ગઈ છે. મકાન બાંધતા પાયો ખોદતાં અચાનક નિધાન મળી જાય તો આત્મા કેવો નાચી ઉઠે છે તેમ તને આ અપૂર્વ નિધાન મળ્યું છે. પેલું નિધાન તો ક્ષણિક છે. આ જીવન પૂરતું છે. જ્યારે આ ધર્મરૂપી મહાન નિધાન તો જન્મોજન્મ તારી સાથે આવનારું અને અંતે તને મોક્ષના શાશ્વત સુખો આપનારું છે.

કામધેનુ સેવનસે ભી જો શુભ ફલ પ્રાપ્ત નહીં હોતા,
કલ્પવૃક્ષ ચિંતામણી જિસકો, નહીં કભી ભી દે શકતા!

**ઔર ન કોઈ દેવ જગતમેં, દે શકતા જો ફલ ગુણદાન,**
**ઐસા અનુપમ મહામોક્ષ ફલ દેતા કેવલ ધર્મ મહાન,**

કામધેનુ ગાયથી અને કલ્પવૃક્ષરૂપ ચિંતામણીથી માનવ મનમાં જે ઈચ્છા કરે તે તેને મળે છે. પણ શું મળશે? ભૌતિક સુખના સાધનો પણ મોક્ષના ફળને નહિ આપી શકે. ગમે તેવો મહર્ધિક દેવ હોય તો પણ તે મોક્ષના ફળને નહિ આપી શકે. પણ અનુપમ ધર્મ જ ફક્ત એવો છે કે જે મહાન મોક્ષરૂપી ફળને આપે છે. માટે તું મહાન ભાગ્યશાળી છે. અરે, દેવોને પણ ઈર્ષા આવી જાય એવી સુંદર સામગ્રી તને મળી છે. જૈન શાસન જેવું વિરાટ શાસન, જીનેશ્વર દેવનો ધર્મ, તેના પર શ્રદ્ધા થવી આ બધી દુર્લભ સામગ્રી તને મળી ગઈ છે. માટે જીવ, તું કમાણી કરી લે. કમાવાની આ સુંદર તક છે. ફરી ફરીને આવી તક મળવી મહાન દુર્લભ છે. માટે આળસ અને પ્રમાદને છોડી આરાધના કરવા કદમ ઉઠાવ. આરાધનામાં ઉણપ આવવા દઈશ નહિ અને વિરાધના કરીશ નહિ. વર્ષોથી કરેલી આરાધનાને વિરાધના સાફ કરી નાખે. માટે જે ક્ષણ મળી છે તે ક્ષણને ઓળખી આત્માના કલ્યાણની કેડી પકડીને તારા કદમ બઢાયે જા.

બંધુઓ! તમારે સંસારનું કોઈ પણ કામ હશે તો તેમાં ઉત્સાહ અને ઉમંગ હશે તો કામ સારી રીતે કરી શકશો. નાશવંત કામ માટે જો આટલો ઉત્સાહ જોઈએ છે તો આપણે શાશ્વત સુખ મેળવવા છે ત્યાં કેટલો ઉમંગ અને ઉત્સાહ જોઈશે! આજે જગતમાં રૂપિયે પાઈ જેટલા જીવો કર્મની ફિલોસોફીને સમજનારા નથી. તેના બદલે આપણે કર્મને જાણીએ છીએ, કર્મના ફળને જાણીએ છીએ અને એથી આગળ કર્મો તોડવાના ઉપાયને પણ જાણીએ છીએ. આથી વધુ શું જોઈએ? આટલી ધાર્મિક ઋદ્ધિ મળી ગઇ છે છતાં જીવ કર્મ તોડવાને બદલે ગાઢ કર્મો બાંધતો જાય છે. માનવીના જીવન ઘડતરમાં અને સિદ્ધિમાં મુખ્યતયા મનની ભાવના અને વિચારણા કામ કરે છે. જેવા પ્રકારની જેની ભાવના હોય તેવા પ્રકારની તેને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. "**યાદશી ભાવના યસ્ય તાદશી સિદ્ધિર્ભવતિ**" ભાવનાથી વિકાસ છે. ભાવનાથી વિનાશ છે. જેમ એક સીડી પણ માર્ગ એ. ઉપર ચઢનાર ઊંચે જાય, નીચે ઉતરનાર નીચે જાય. ઊંચી ભાવનાથી ઉન્નતિ અને નીચી ભાવનાથી દુર્ગતિ થાય છે. અગ્નિ અને પાણી કામ ન કરે તેટલું કામ વરાળ કરે છે. તેવી રીતે જીવનમાં કરણી અને વાણી જેટલું કામ ન કરે તેટલું પ્રાબલ્ય ભાવનાનું છે. આત્માની શકિત નથી, સંયોગ નથી, પુરુષાર્થ નથી છતાં પણ બીજાને લક્ષ્ય બનાવી મનની દુર્ભાવનાથી આત્માનું કેટલું અધઃપતન થાય છે.

સ્વયંભૂરમણ સમુદ્રમાં રહેનારા મોટા મોટા મગરમચ્છની આંખની પાંપણમાં

તાંદુલીયો મચ્છ થાય છે, જે ચોખા જેટલો નાનો હોય છે. સાગરની ઉછળતી પાણીની છોળોથી કેટલાય માછલા મગરમચ્છના મુખમાં પાણીની સાથે જાય છે ને બહાર નીકળી જાય છે. આ દૃશ્ય જોઈને તાંદુલિક વિચાર કરે છે અહો! આ બધા કેવા છે? તેમના સ્થાને હું હોઉં તો એક સામાન્ય માછલાને પણ મારા મુખમાંથી ન જવા દઉં એટલે કે કોઈનો શિકાર કર્યા વિના ન રહું. ખાધું નથી, માર્યા નથી પણ બીજાને મારવાની દુર્ભાવનાથી તે તાંદુલ મચ્છ મરીને સાતમી નરકમાં ચાલ્યો જાય છે. જુઓ, મનથી કેવું અધઃપતન થયું! ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે "मनः एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः।" મુક્તિ અને બંધનું કારણ, સુખ–દુઃખનું કારણ, સદ્ગતિ અને દુર્ગતિના બંધનું કારણ, પતન અને ઉત્થાનનું કારણ મન એક જ છે. મનનો શરીર અને આત્મા ઉપર ઘણો પ્રભાવ પડે છે. ક્રોધ, કામ, મદ, મોહ, મત્સર અને લોભ એ આત્માના ખરા શત્રુ છે અને સુંદર મનોભાવના પર હમેંશા આધિપત્ય બજાવતા આવ્યા છે. તો તેમને કાબૂમાં લઈ ભાવનાનું સંરક્ષણ કરવું જરૂરી છે. જેથી ભાવનાનો પ્રલય નહિ થાય અને જો એ છના આવેગમાં તણાયા તો આત્મા સ્થાન, સમય અને કાર્ય બધું ભૂલી જઈ પોતાને પણ ભૂલી જાય છે.

પ્રભુ મહાવીરના શિષ્ય પ્રસન્નચંદ્ર રાજર્ષિ આત્માના કલ્યાણને માટે નગરીની બહાર પગ ઉપર પગ ચઢાવી એક પગે ઉભા રહી અને બંને હાથ ઊંચા કરી સૂર્ય સામે દૃષ્ટિ રાખી આતાપના સાથે ધ્યાનમગ્ન છે. જુઓ, કલ્યાણની કેવી સુદૃષ્ટિ છે! છતાં માનવી ક્યાં અને ક્યારે પછાડ ખાય છે? પ્રસન્નચંદ્ર રાજર્ષિની બાજુમાંથી પસાર થતાં દુર્મુખ નામના દૂતના મુખથી રાજ્યતંત્રની વાત પ્રસન્નચંદ્ર ઋષિના કાને અથડાઈ. "રાજ્ય પર શત્રુનો ઘેરો છે, રાજ્ય આપત્તિમાં છે." મોહનો આવેગ આવી ગયો. રાજપુત્ર અને પ્રજાની ચિંતા ઊભી થઈ ગઈ. પછી તો શું? મુનિ ભૂલ્યા મુનિપણું. ક્યાં છું? શું કરું છું? શું કરવું જોઈએ? એ બધું ભૂલી ગયા. શત્રુ સાથે મનથી સંગ્રામ કરવા માંડયો. કર્મને જીતવા નહિ પણ શત્રુને મારવા માટે. યુદ્ધમાં શું હોય? મહા આરંભ! અને કોઈનો સંહાર! આર્તધ્યાન ને રૌદ્રધ્યાન! અહા....હા! આ જીવડો આ જંજાળમાં પડી ગયો. આર્તધ્યાન, રૌદ્રધ્યાન મહાઆરંભનો પ્રચંડ ઝંઝાવાત અવશ્ય દુર્ગતિ ઊભી કરે છે.

આ સમયે શ્રેણિક મહારાજા વીર ભગવાનને પૂછે છે–હે પ્રભુ! આ પ્રસન્નચંદ્ર રાજર્ષિ અત્યારે મરે તો કઈ ગતિમાં જાય? રાજા શ્રેણિકના મનમાં આશા જુદી હતી. જે આશા હતી તેનાથી પ્રભુ પાસેથી વિરૂદ્ધ જવાબ મળ્યો. ભગવાને કહ્યું, અત્યારે મરે તો સાતમી નરકે જાય. શ્રેણિકના મનમાં થયું: આવા ધ્યાનસ્થ, ઉન્નતિ-સાધક સાતમી નરકે જાય તો પછી અમારા જેવા વાસનાના કીડા ક્યાં જશે?

અહો ! આવા ધ્યાનમગ્ન મુનિ સાતમી નરકમાં ! આ બાજુ શસ્ત્રપ્રહાર પછી પ્રસન્નચંદ્ર રાજર્ષિ મનથી સંગ્રામમાં લડતા લડતા હતાશ થવાથી વિચારે છે. હવે હાર નક્કી છે. કોઈ શસ્ત્ર મારી પાસે હવે રહ્યા નથી, કોઈ આધાર નથી. છેલ્લા દાવ માટે એકાએક માથા પર રહેલો મુકુટ યાદ આવે છે. મારા મસ્તકના મુકુટથી શત્રુ રાજાના મસ્તકમાં ઘા કરું ! શત્રુનો નાશ કરું ને વિજય મેળવું ! એમ વિચારી જ્યાં માથે મુગટ લેવા હાથ મસ્તક પર મૂકે છે, ત્યાં શું ? માથે મુકુટ નથી, ત્યારે શું છે ? અરે ! વાળ પણ નથી? એક ક્ષણ તો મુનિને આંચકો લાગે છે.

સંતોના જીવનમાં એક આંચકો બસ છે. રાજર્ષિને યાદ આવ્યું. અરરર ! આ શું ? નથી મુગટ કે નથી વાળ ! નથી શસ્ત્ર કે નથી સંગ્રામ ! નથી રણક્ષેત્ર કે નથી કોઈ માનવી ! હું તો છું મુનિપણામાં ! હું મુનિ છું. હું સંયમી છું. બસ, આજ આંચકાએ નવસર્જન કરવા માંડયું. માથે વાળ ન હોવાથી મુનિપણું યાદ આવ્યું. જો મુનિપણું ન હોત તો એ જાગૃતિ આવત ખરી? આજના વિષમ કાળમાં ભવસાગરમાં પડતા પ્રાણી માટે કે આત્માના સંરક્ષણ માટે સંયમ એ સમર્થ આલંબન છે. જોયું ને! ભાવની ઝંખનામાં સાધન પણ કયારેક કામ કરે છે. મુંડાવેલા માથાએ મુનિની ભાવનામાં જબ્બર પરિવર્તન લાવી દીધું. પશ્ચાતાપના પાવક અગ્નિએ ધીમે ધીમે ભાવ વૃદ્ધિ કરી. આ સમયે શ્રેણિક મહારાજાને શ્રદ્ધા ન બેસતાં ફરી એ જ પ્રશ્ન કર્યો? પ્રભુએ જવાબ આપ્યો કે પ્રસન્નચંદ્ર રાજર્ષિ હમણાં મરે તો સર્વાર્થ-સિદ્ધમાં જાય. ત્યાં તો દેવદુદુંભી વાગી અને રાજર્ષિને કેવળજ્ઞાન થયું.

રાજર્ષિના મુનિપણાની ભાવનાને, ધ્યાન દૃષ્ટિને દુર્ભાવનાની સુરંગે જ લાવી દીધી. સાતમી નરક તરફની તૈયારી કરાવી દીધી. પશ્ચાતાપના ધોધમાંથી એક ક્ષણમાં ઉત્પન્ન થયેલી સદ્‌ભાવનાની વિદ્યુતશક્તિએ સર્વાર્થસિદ્ધિ અને ક્ષણમાં સંસારના સારા યે બંધન છોડાવી દીધા. દુર્ભાવના દુર્ગતિ અને ભવબંધન આપનારી છે. સદ્‌ભાવના સુગતિ દેનાર અને ભવબંધનને કાપનારી છે. સદ્‌ભાવના, ત્યાગ, પ્રેમ, સમર્પણ, તૃપ્તિ વિગેરેને પ્રાપ્ત કરાવી આત્માનું શુદ્ધ દર્શન કરાવનારી છે. દુર્ભાવના રાગ–દ્વેષ–સ્વાર્થ–તૃષ્ણા–અશાંતિ–અજ્ઞાન વિગેરે સર્જી આત્માથી વિમુખ કરાવનાર છે. કોઇને ખરાબ જોઈતું નથી. સુંદર ને સારું જોઈએ છે તો ભાવના સુંદર રાખો. ભાવનાના પ્રયોગથી જીવનની નિર્બળતા દૂર થઈ જાય છે. જેમ સરિતા કચરાને પાણીના પ્રવાહ દ્વારા કિનારે ફેંકી દે છે. તેમ તમે પણ તે દુર્ભાવનાના કચરાને ફેંકી દો. તેથી દિલ સ્વચ્છ પાણી જેવું બની જશે. પછી સ્વચ્છ પાણી દ્વારા જીવનમાં જેવા પ્રતિબિંબ પાડવા હશે તેવા પાડી શકાશે. ભાવના ભર્યા આદર્શોથી જેટલી જીવનની સલામતિ એટલી આત્માની સુંદરતા. જેટલી ભાવનાની ખરાબી એટલી જીવનની ખરાબી. સદ્‌ભાવના એ જીવનનો પરમાર્થ છે. ભાવના સિદ્ધિના સોપાન

સુધી લઈ જાય છે, ભાવથી કરેલાં કાર્યો મોગરાના ફૂલ સમાન છે. ભાવ વિહૂણા આચાર વિચાર, ધર્મ કાગળના ફૂલ સમાન છે. તે સુંદર દેખાય પણ તેમાં સુગંધ ન હોય.

સંસારમાં અનેક વાર દેવ–ગુરૂ–જૈનશાસન મળ્યા, એને ઓળખ્યા, આરાધના માટે દાન–શીયળ–તપ–સંયમની સાધના ઉત્તમ પ્રકારે કરી છતાં હજુ જન્મ–મરણની રખડપટ્ટી ચાલુ છે. કારણ કે "यस्मात् क्रिया प्रतिफलन्ति न भाव शून्या।" બધી ક્રિયા અને પુરુષાર્થ ભાવ વિહૂણાં હોવાથી ફળવાળાં બનતા નથી. માટે જાગ્યા ત્યારથી સવાર ગણી આત્મ કલ્યાણ માટેનો ભાવ જગાડો. મરૂદેવીમાતા ભાવનાના અણુબોંબ વડે કર્મનો કિલ્લો તોડી ક્ષણમાં સિદ્ધિના દ્વારે પહોંચી ગયા. ઈલાચીકુમાર તાર પર નાચતાં એ નટરાજને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ભાવનાની પ્રબળતાથી થઈ. પૃથ્વીચંદ્ર–ગુણ સાગર તો હજુ સંસારના સરાણ પર ચઢવા લગ્નની વેદિકા પર છે. ત્યાં કોણે કામણ કર્યું ? ભાવે અંતરના અંધારા ઉલેચી નાંખ્યા. આત્મા પરમાત્મા બને તે પણ ભાવની વ્યાપકતાથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાનને પ્રશ્ન પૂછયો છે કે,

**"भावसच्चेणं भंते जीवे किं जणयइ? भावसच्चेणं भावविसोहिं जणयइ। भावविसोहिए वट्टमाणे जीवे अरहंतपन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठेइ, अरहंत पन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठित्ता परलोग धम्मस्स आराहए भवइ॥"**

હે ભગવાન! ભાવ સત્યથી શું લાભ થાય છે? ભાવ સત્યથી ભાવોની શુદ્ધિ થાય છે. શુદ્ધ ભાવવાળો જીવ અરિહંત પ્રણિત ધર્મની આરાધનામાં તત્પર થઈને પારલૌકિક ધર્મનો આરાધક થાય છે.

ભાવ કાર્યનો પ્રાણ છે. જીવનનું સત્વ છે. આત્માની ઉન્નતિનો ઘડવૈયો છે. એ ભાવનો ઝરો જો હૃદયમાંથી વહેતો બંધ થઈ જાય તો જીવન જડ સમાન બની જાય છે. માટે જીવનમાં ભાવ જગાવો.

આપણો ચાલુ અધિકાર તે કાળ અને તે સમયે ધર્મઘોષ સ્થવિર મુનિ પોતાના વિશાળ પરિવાર સહિત ચંપા નગરીના સુભૂમિભાગ ઉદ્યાનમાં પધાર્યા. નગરજનોને ખબર પડી કે અમારા તારણહાર ગુરૂ પધાર્યા છે. બંધુઓ! તમારા પૂરા ભાગ્યોદય છે કે તમને વીતરાગી ગુરૂ મળ્યા છે. માટે આત્માને જાગૃત કરો અને કહો કે તું અનંતશકિતનો ધણી છું. તું કર્મોથી ડરીશ નહિ. તારા કરેલાં કર્મો તારે ભોગવવાના છે. આત્મા પર શ્રદ્ધા અને વિશ્વાસ હશે તો કર્મ રાંકડા છે ને આત્મા શૂરવીર છે. આત્મા નબળો હશે તો કર્મો શૂરવીર બનશે. આપણે જબરા તો કર્મ રાંકડા. આત્મા તો ધ્રુવ–નિત્ય છે. તેને કોઈ છેદી–ભેદી કે બાળી શકતું નથી. સિદ્ધ સ્વરૂપને પામનારો

સુધી લઈ જાય છે, ભાવથી કરેલાં કાર્યો મોગરાના ફૂલ સમાન છે. ભાવ વિહૂણા આચાર વિચાર, ધર્મ કાગળના ફૂલ સમાન છે. તે સુંદર દેખાય પણ તેમાં સુગંધ ન હોય.

સંસારમાં અનેક વાર દેવ-ગુરૂ-જૈનશાસન મળ્યા, એને ઓળખ્યા, આરાધના માટે દાન-શીયળ-તપ-સંયમની સાધના ઉત્તમ પ્રકારે કરી છતાં હજુ જન્મ-મરણની રખડપટ્ટી ચાલુ છે. કારણ કે "यस्मात् क्रिया प्रतिफलन्ति न भाव शून्या।" બધી ક્રિયા અને પુરુષાર્થ ભાવ વિહૂણાં હોવાથી ફળવાળાં બનતા નથી. માટે જાગ્યા ત્યારથી સવાર ગણી આત્મ કલ્યાણ માટેનો ભાવ જગાડો. મરૂદેવીમાતા ભાવનાના અણુબોંબ વડે કર્મનો કિલ્લો તોડી ક્ષણમાં સિદ્ધિના દ્વારે પહોંચી ગયા. ઈલાચીકુમાર તાર પર નાચતાં એ નટરાજને કેવળજ્ઞાનની પ્રાપ્તિ ભાવનાની પ્રબળતાથી થઈ. પૃથ્વીચંદ્ર-ગુણ સાગર તો હજુ સંસારના સરાણ પર ચઢવા લગ્નની વેદિકા પર છે. ત્યાં કોણે કામણ કર્યું ? ભાવે અંતરના અંધારા ઉલેચી નાંખ્યા. આત્મા પરમાત્મા બને તે પણ ભાવની વ્યાપકતાથી. ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાનને પ્રશ્ન પૂછયો છે કે,

**"भावसच्चेणं भंते जीवे किं जणयइ? भावसच्चेणं भावविसोहिं जणयइ। भावविसोहिए वट्टमाणे जीवे अरहंतपन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठेइ, अरहंत पन्नत्तस्स धम्मस्स आराहणयाए अब्भुट्ठित्ता परलोग धम्मस्स आराहए भवइ॥"**

હે ભગવાન! ભાવ સત્યથી શું લાભ થાય છે? ભાવ સત્યથી ભાવોની શુદ્ધિ થાય છે. શુદ્ધ ભાવવાળો જીવ અરિહંત પ્રણિત ધર્મની આરાધનામાં તત્પર થઈને પારલૌકિક ધર્મનો આરાધક થાય છે.

ભાવ કાર્યનો પ્રાણ છે. જીવનનું સત્વ છે. આત્માની ઉન્નતિનો ઘડવૈયો છે. એ ભાવનો ઝરો જો હૃદયમાંથી વહેતો બંધ થઈ જાય તો જીવન જડ સમાન બની જાય છે. માટે જીવનમાં ભાવ જગાવો.

આપણો ચાલુ અધિકાર તે કાળ અને તે સમયે ધર્મઘોષ સ્થવિર મુનિ પોતાના વિશાળ પરિવાર સહિત ચંપા નગરીના સુભૂમિભાગ ઉદ્યાનમાં પધાર્યા. નગરજનોને ખબર પડી કે અમારા તારણહાર ગુરૂ પધાર્યા છે. બંધુઓ! તમારા પૂરા ભાગ્યોદય છે કે તમને વીતરાગી ગુરૂ મળ્યા છે. માટે આત્માને જાગૃત કરો અને કહો કે તું અનંતશક્તિનો ધણી છું. તું કર્મોથી ડરીશ નહિ. તારા કરેલાં કર્મો તારે ભોગવવાના છે. આત્મા પર શ્રદ્ધા અને વિશ્વાસ હશે તો કર્મ રાંકડા છે ને આત્મા શૂરવીર છે. આત્મા નબળો હશે તો કર્મો શૂરવીર બનશે. આપણે જબરા તો કર્મ રાંકડા. આત્મા તો ધ્રુવ-નિત્ય છે. તેને કોઈ છેદી-ભેદી કે બાળી શકતું નથી. સિદ્ધ સ્વરૂપને પામનારો

પણ આપણો આત્મા છે. અનાદિના લાગેલાં કર્મોને હઠાવવા જબ્બર પુરૂષાર્થ ઉપાડીએ તો કર્મો ગયા વિના રહે નહિ. ભવનો ભય અને થાક લાગ્યો હશે તો પુરૂષાર્થ ઉપાડશો.

ચંપા નગરીના બધા લોકો તેમના વંદન તેમજ ધર્મકથા શ્રવણ કરવા માટે ત્યાં આવ્યા. તેઓશ્રીએ શ્રુતચારિત્ર રૂપ ધર્મનો ઉપદેશ આપ્યો. ચંપા નગરીની પર્ષદા ધર્મકથા સાંભળીને જે રીતે આવી હતી તે રીતે પાછી ગઈ. "तएणं तेसिं धम्मघोसाणं थेराणं अंतेवासी धम्मरुई नाम अणगारे उराले जाव तेउलेस्से मासंमासेणं खममाणं विहरइ।" ત્યાર પછી ધર્મઘોષ સ્થવિરના અંતેવાસી જેમનું નામ ધર્મરૂપી અણગાર હતું. જેઓ ખૂબ ઉદાર પ્રકૃતિના હતા, વિશિષ્ટ તપશ્ચર્યા કરતા હતા, જેના પ્રભાવથી એમણે તેજુલેશ્યા મેળવી હતી. અને તેજુલેશ્યાને તેમણે પોતાના શરીરમાં સંકોચી રાખી હતી. આ તેજુલેશ્યાનો પ્રભાવ આ જાતનો હોય છે કે જ્યારે તે શરીરની બહાર નીકળે છે ત્યારે ઘણા યોજનો સુધીના ક્ષેત્રમાં મૂકેલી વસ્તુઓને ભસ્મ કરી નાખે છે. ધર્મરૂચી અણગાર તે સમયે માસ-માસખમણની તપશ્ચર્યા કરતા થકા વિચરતા હતા.

ગુરૂ પવિત્ર છે તેવા શિષ્યો પણ પવિત્ર છે. તે ધર્મઘોષમુનિના અંતેવાસી શિષ્ય ધર્મરૂચી નામના અણગાર હતા. અંતેવાસીનો અર્થ સમીપ અથવા નજીક. શિષ્યોના હૃદયમાં તો ગુરૂનો વાસ હોય એ સ્વાભાવિક છે. પરંતુ ગુરૂદેવના હૃદયમાં શિષ્યનો વાસ થવો તે મુશ્કેલ છે. ગુરૂ કઠોર ભાષા, કર્કશ કે કોમળ ભાષા કહે ત્યારે શિષ્ય તો એમ જ સમજે કે "मम लाभो त्ति पेहाए." ગુરૂ જે કંઈ કહે તે મારા લાભ ને હિત માટે કહે છે. તે શિષ્ય ઈંગિયાગાર સંપન્ન હોય. ગુરૂના આંખના ઈશારાથી તે સમજી જાય પણ જે હૃદયના ભાવને જાણે છે એવા શિષ્યને ભગવાને અંતે વાસી કહ્યા છે. જ્યાં ગુરૂ આજ્ઞામાં જીવન જીવનાર છે એવા અંતેવાસી ધર્મરૂચી અણગાર ઘોર તપસ્વી હતા. તેનાથી તેમને તેજુલેશ્યા પ્રાપ્ત થઈ હતી. उराल તપસ્વી એટલે એમને રોજનો તપ હોય. એક ઉપવાસ, બે-ત્રણ, ચાર ઉપવાસ વિગેરે તપશ્ચર્યા ચાલુ હોય. ઓછામાં ઓછો એક ઉપવાસનો તપ તો હોય જ. ધર્મરૂચી અણગારને માસખમણનું પારણું છે. તેથી તે ધર્મરૂચી મુનિએ ગૌતમ સ્વામીની જેમ પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન, અને ત્રીજા પ્રહરે વસ્ત્ર-પાત્રનું પ્રમાર્જન કરીને પોતાના પાત્રોને લીધા અને લઈને તેઓ ધર્મઘોષ સ્થવિરની પાસે ગયા. હવે તેમની પાસે કેવી રીતે આજ્ઞા માંગશે અને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્રઃ-રાજકુમાર કનકરથે બીજા દિવસે પોતાનો પ્રવાસ શરૂ કરી દીધો. ચાલતા ચાલતા રસાલો અટવીના પ્રાંત ભાગમાં આવેલા સ્વચ્છ મેદાનમાં આવી પહોંચ્યો. આ અટવીનો માર્ગ ખૂબ ભયંકર છે. મંત્રીએ ચાર-પાંચ જણાને જળાશયની તપાસ કરવા મોકલ્યા. સાંજનો સમય થતાં કુમાર પ્રતિક્રમણ કરીને નિવૃત્ત થઈને બેઠો છે ને જળાશયની શોધ કરવા ગયેલાની રાહ જોવે છે. થોડીવારમાં તે માણસો આવી

ગયા. મંત્રી કહે કેમ આપને આટલી વાર લાગી? કૃપાવંત! જળાશય તો સાવ નજીક છે પણ અમે આડે રસ્તે ચઢી ગયા હતા. કનકરથ કહે, બધાને જળાશય બતાવી દો. આવનાર એક માણસ કહે હે કૃપાવતાર! જળાશયની તપાસ કરવા જતાં અમને એક ચમત્કાર જોવા મળ્યો. શું કોઈ વિચિત્ર વનપશુના દર્શન થયાં? ના. મહારાજા. જળાશય શોધવા માટે અમે આડે રસ્તે ચઢી ગયા હતા. ત્યાં એક સુંદર ઉપવન દેખાયું. આવું ઉપવન અમે જીવનમાં કદી જોયું નથી. તે ઉપવનમાં અનેક ફળ, ફૂલો ખૂબ સુંદર અને વ્યવસ્થિત હતાં. તેથી સંભવ છે કે ત્યાં કોઈ રહેતું હોય! અમને એમ થયું કે ઉપવનની પાછળ કોઈ જળાશય હોય તેથી તપાસ કરવા માટે ઉપવન તરફ ગયા. ઉપવનમાં પગ મૂકતાં જ ચમકી ગયા.

**કુંવરી એક ઝુલ રહી વહાં પે, બાંધે અંબ કે ડોર,**
**હુયે અચંભિત હૈ વનદેવી, વિદ્યાધરણી કોય........શ્રોતા તુમ...**

એક ઘટાદાર વૃક્ષની ડાળીએ વેલડીઓવાળો હીંચકો બાંધ્યો હતો. અને તે હીંચકા પર કોઈ દેવકન્યા બેસીને ઝૂલી રહી હતી. એ દેવકન્યા જેવું રૂપ આટલા વર્ષોમાં કોઈ પણ સ્થળે અમે જોયું નથી. સ્વપ્નમાં પણ કદી આવું મનોહર, પવિત્ર, આકર્ષક રૂપ અમને દેખાયું નથી. અમને એમ થયું કે જો એ કન્યા કુંવારી હોય તો આપના માટે બરાબર છે. અમે તેને જળાશય અંગે પૂછવા દસેક કદમ આગળ ચાલ્યા. તે રૂપવતીની અમારા પર દૃષ્ટિ પડી ગઈ. અમે આગળ ચાલવા જઈએ ત્યાં તો તે અદૃશ્ય થઈ ગઈ. આ આશ્ચર્ય જોતાં અમને આવતા થોડું મોડું થયું. રાજકુમાર કનકરથની ભાવના ખૂબ ઊંચી છે. તે વિચાર કરે છે કે સંસારી જીવો કૌતુકપ્રિય છે. એટલે ત્યાં ભૂલા પડી જાય. જીવન તો ઘણું ઊંચું માનવનું મળ્યું પરંતુ બહારનું જોવાનો રસ ઊંચા જીવનના ફૂચા કરાવે છે. અને કર્તવ્યનું પાલન ભૂલાવી આવા તુચ્છ વિષયો પાછળ જીવને ભમાવે છે. બાહ્ય રસ અને કૌતુક જોવાની લગનીમાં આત્મચિંતાને ભૂલાવે છે. કુમાર આવી ઊંચી ભાવના ભાવે છે. એની વિચારધારામાં પેલી અપ્સરા સમાન બાળા અંગે કશો વિચાર નથી. નહિ તો યુવાનીના લોહી ઉછળતા હોય તેને આવી વાત મગજમાં પેસી જાય કે એ કેવી હશે? પરંતુ અહીં કુમારને એનો કાંઇ વિચાર આવતો નથી. આવી અપ્સરા જેવી બાળા જોવાની રહી ગઈ તેનો દિલમાં જરાપણ ખેદ નથી. જરા પણ રસ નથી. બધા સૂઈ ગયા.વહેલા ઉઠીને કુમારે પ્રતિક્રમણ કર્યું જેમાં જેનું ચિત્ત ઠરતું હોય તે એની પ્રવૃત્તિ હોંશથી કરે. પ્રતિક્રમણ આદિ ક્રિયાથી પરવારીને કનકરથ આદિ બધાએ પ્રયાણ શરૂ કર્યું. થોડું ચાલ્યા ત્યાં ઉપવન આવ્યું. કુમારે જોયું કે ઉપવન ખૂબ વિશાળ અને સ્વચ્છ હતું. આગળ ચાલતાં ભૃત્યે વૃક્ષની ડાળીએ બાંધેલો હીંચકો બતાવતા કહ્યું. કૃપાવતાર! સામે દેખાય તે હીંચકા પર અમે

## વ્યાખ્યાન નં.—૬૧

શ્રાવણ સુદ ૮ ને શુક્રવાર તા. ૨૬—૭—૭૪

શાસ્ત્રકાર ભગવાને જગતના જીવોના કલ્યાણને અર્થે સિદ્ધાંતમય વાણી બતાવી. વીતરાગ ભગવાનના વચનામૃતોનો એક શબ્દ આત્મા અપૂર્વ શ્રદ્ધાપૂર્વક સાંભળે તો અનંત કર્મોની ભેખડો તૂટી જાય. જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં ધર્મઘોષ મુનિ જ્ઞાનસંપન્ન, ચારિત્રસંપન્ન, વચસંપન્ન અને ગુણગંભીર મુનિ છે તેમના અંતેવાસી શિષ્ય ધર્મરૂચી અણગાર જેઓ ઉગ્ર તપસ્વી છે અને ગુરૂની આજ્ઞાનું પાલન કરનારા છે, જે ગુરૂ આજ્ઞાનું પાલન કરે છે તે વીતરાગ આજ્ઞાનું પાલન કરે છે. જે ગુરૂ આજ્ઞાનું પાલન નથી કરતા તે વીતરાગ આજ્ઞાનું પાલન ક્યાંથી કરી શકવાના છે ? ધર્મરૂચી અણગાર પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કરી ત્રીજા પ્રહરે ગૌચરી જવા માટે ગુરૂ પાસે આજ્ઞા લેવા ગયા છે. માસખમણનું પારણું છે, છતાં જરા પણ ઉતાવળ નથી. કારણકે તપના ભાવ સમજ્યા છે.

અનંત ઉપકારી શ્રી વીર ભગવાને તપનો મહિમા ખૂબ ગાયો છે. ભગવાન ઋષભદેવને સંયમ લીધા પછી ૧૩ મહિના ને ૧૧ દિવસના ઉપવાસ થયા. ભગવાને પ્રથમથી આટલા ઉપવાસ કર્યા ન હોતા. તે ત્રીજા પ્રહરે મૌન લઈને ગૌચરી નીકળતા તે કાળે પ્રજા ખૂબ સુખી હતી. સંયમી કોઈ હતા નહિ. એટલે ગૌચરી શું ? દાન શું ? શું ખપે ને શું ન ખપે તે પ્રજા જાણતી નહોતી. ભગવાન ગૌચરી જાય

ત્યારે લોકો વિચારે કે આ ભગવાન, અમારા મહારાજા, શિરછત્ર બધું છોડીને ચાલી નીકળ્યા છે, તેમને રોટલો કેમ અપાય ! આપણે તેમનો શેનાથી સત્કાર કરીએ ! તેથી પ્રભુ ગૌચરી પધારે ત્યારે લોકો હીરા–માણેક–સોનું, વસ્ત્ર, કન્યા વગેરે ભાવપૂર્વક પ્રભુની સામે ધરતા. પ્રભુ કહેતા નહોતા કે આ મને ખપે ને આ મને ન ખપે. તેમનું તો એકજ લક્ષ હતું કે મારે કર્મરૂપી ઇંધનને તપ રૂપી અગ્નિથી બાળીને સાફ કરવા છે. નિર્દોષ આહાર પાણી ન મળતાં પ્રભુ પાછા ફરીને ધ્યાનમાં ઊભા રહેતા અને પછી ફરી બીજા દિવસે ત્રીજા પ્રહરે ગૌચરી નીકળતા પરંતુ ગૌચરી ન મળતાં પાછા આવીને ધ્યાનમાં ઊભા રહેતા હતા. આમ પ્રભુને કેટલા સમયનો તપ થયો ? ફાગણ વદ સાતમથી ઉપવાસ શરૂ થયા. ફાગણ વદ આઠમના દીક્ષા ગ્રહણ કરી અને ફાગણ વદ નોમથી પ્રભુ, ઉપર મુજબ ભિક્ષા લેવા માટે ફરતા હતા. પણ નિર્દોષ ગૌચરી મળતી ન હતી. એમ બીજા વર્ષના વૈશાખ સુદ બીજ સુધી ચાલ્યું તેથી તેર મહિના અને ૧૧ દિવસના ચૌવિહારા ઉપવાસ થયા. અને વૈશાખ સુદ ત્રીજના દિવસે શ્રેયાંસ કુમારના હાથે નિર્દોષ ઈક્ષુરસથી ભગવાનને પારણું થયું. ભગવાને તપ કર્યો તે પ્રમાણે તપ કરવાની આપણી શક્તિ નથી પરંતુ તેના અનુકરણ રૂપે એકાંતર ઉપવાસથી વર્ષી–તપ કરીએ છીએ.

ધર્મરૂચી અણગાર સ્થવિર મુનિ ધર્મઘોષ પાસે ગૌચરી જવા માટે આજ્ઞા લેવા ગયા. ભગવાન આચારંગ સૂત્રમાં બોલ્યા છે કે સાધક દશામાં ગૌચરી, પડિલેહણ, સ્વાધ્યાય આદિ બધી ક્રિયાઓ સાધકે વિવેકપૂર્વક કરવી જોઈએ. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૬મા અધ્યયનમાં સાધુ સમાચારી આવે છે તેમાં બતાવ્યું છે કે પડિલેહણ કરતાં જો ઉપયોગ ચૂકીશ તો છએ કાયના જીવની હિંસાનો અધિકારી થઈશ અને શુભ ઉપયોગપૂર્વક કરીશ તો છકાય જીવોનો પાલક બનીશ. ઉપયોગ સહિત ક્રિયા નિર્જરાનું કારણ છે. ઉપયોગ શૂન્ય ક્રિયા પાપનું કારણ છે.

**"से भिक्खू कालन्ने, वलन्ने, मायन्ने, खेयन्ने, खणयन्ने, विणयन्ने, ससमय परसमयन्ने भावन्ने, परिग्गहं अममायमाणे कालाणुट्ठाई, अपडिण्णे दुहओ छेत्ता नियाइ।"**

આચારંગ સૂત્ર.

આ સૂત્રમાં સાધુને માટે કઈ કઈ વાતોનું જ્ઞાન આવશ્યક છે એ બતાવ્યું છે. **कालन्ने=કાલજ્ઞ:**–સાધુ કામ કરવા માટે અનુકૂળ સમયને જાણનારો હોય. આ કાર્ય કરવા માટે કયો સમય યોગ્ય છે, કયા સમયે કેવું વર્તન કરવું જોઈએ. ઇત્યાદિ વાતોને સમજી કાળને ઓળખીને ક્રિયા કરવી જોઈએ. કાળને નહીં જાણતો હોય તો જે સમયે જે ક્રિયા કરવાની હોય તે સમયને બાદ કરીને કરે તો દોષનો અધિકારી બને. પડિલેહણ પહેલા પ્રહરે અને બીજીવાર પાછલા પ્રહરે કરવાનું કહ્યું છે ત્યારે

ન કરે ને કહે પછી કરીશું તો તે દોષનો અધિકારી છે. ભગવાને મર્યાદા બનાવી છે. તેમાં લાભનું કારણ છે. કાળની મર્યાદા તોડે તો વીતરાગની આજ્ઞા તોડી છે.

बलन्नेः-चलज्ञः-સાધક પોતાની શક્તિ અનુસાર સંયમમાં પ્રવૃત્તિ કરે પણ શક્તિને ગોપવે નહિ. જ્ઞાની કહે છે તારી શક્તિને ગોપવીશ નહિ પણ પુરુષાર્થ કરજે. સંસારમાં શક્તિ ઉપરાંત બળ-શક્તિ ખર્ચવાનો પુરુષાર્થ કરો છો. સંસારમાં શક્તિને ખર્ચતા પાપ વધવાનું છે. તારી શક્તિનો તું ત્યાં વ્યય કર કે જ્યાં સંસારના જાળા સાફ થઈ જાય. કર્મને તોડવા ભગવાન મહાવીરે છ છ માસના ઉપવાસ કર્યા છે. તારું બળ અને તારી શક્તિનું માપ કાઢ કે મારી શક્તિ કેટલી છે? જેટલી શકિત હોય તેટલીને ગોપવીશ નહિ. તારી શકિત તપ કરવાની ન હોય અને વૈયાવચ્ચ કરવાની શક્તિ છે તો જે આત્માઓ જ્ઞાન ભણતા હોય ને ભણાવતા હોય, તપ કરતા હોય તો તે બધાની વૈયાવચ્ચ કરજે. કોઈના જ્ઞાનનો ક્ષયોપશમ થોડો હોય તો તારી શકિતનો બીજાને જ્ઞાન દેવામાં ઉપયોગ કરજે. જ્ઞાન દેતાં જ્ઞાન વધવાનું છે. જ્ઞાન સમજાવતાં કોઈવાર ઉત્કૃષ્ટ ભાવ આવે તો કર્મો ચકચૂર થઈ જાય.

કેશીસ્વામી અને ગૌતમસ્વામી ભેગા થયા તે જ્ઞાનગોષ્ઠિ કરવા. કેશી સ્વામીના ચાર મહાવ્રત તે વચલી પ્રજા સમજી શકતી ન હતી. તેમના મનમાં થાય કે કોણ સાચું? આ સાચા કે આ સાચા? તેથી વિતંડાવાદ ઊભો થઈ જાય. માટે ભેગા થઈને પ્રજાને સાચું સમજાવવું હતું તેથી ભેગા થયા હતા. કેશી સ્વામી એ થયા છે. આ કેશી સ્વામી ત્રણ જ્ઞાનના ધણી છે ને ગૌતમસ્વામી ચાર જ્ઞાનના ધણી છે. છતાં ગૌતમસ્વામીને ઘમંડ ન હતો કે હું ચાર જ્ઞાનનો ધણી! હું શેનો સામો જાઉં! પણ એમણે વિચાર કર્યો કે કેશી સ્વામી ભગવાન પારસનાથના સંતાનીયા છે એટલે એ મારાથી મોટા છે. માટે મારે જવું જોઈએ. કેટલા બધા વિનયી છે! જ્ઞાન બરાબર પચેલું છે. આજે તો થોડું જાણે ને કહેશે કે હું બધું જાણું છું, તો એ જ્ઞાન નથી પણ જ્ઞાનનું અજીર્ણ છે. કેવળી આગળ ગણધરોનું જ્ઞાન અલ્પ છે તો આપણું જ્ઞાન શું વિસાતમાં!

**"લઘુતા સે પ્રભુતા મિલે, પ્રભુતા સે પ્રભુ દૂર,**
**કીડી સાકર કણ લહે, હાથી ફાકત ધુળ."**

લઘુતા, નમ્રતા, વિનય, વિવેકથી પ્રભુતા મળે. પ્રભુતાથી પ્રભુ દૂર છે. બાહુબલીમાં પ્રભુતા હતી. લઘુભાઈને હું કેમ વંદન કરું? ત્યાં સુધી કેવળજ્ઞાન ન પામી શકયા. સાધના અઘોર હતી પણ અભિમાનનું ઝેર ભર્યું હતું. તાડીના ઝાડ ઘણા ઊંચા હોય છે, પણ પોતાના અંગને ઢાંકી શકતો નથી. તેમ ઉંમરથી, પૈસાથી, સત્તાથી મોટા હોય પણ આત્માના ગુણથી મોટા નથી તો તે તાડીના ઝાડ જેવા છે.

સેવ વહોરાવવા આવે ત્યારે ત્યાં સાધુ ચોકસાઈ કરે કે બધાએ જમી લીધું લાગે છે ને સેવની તપેલી ભરેલી પડી છે માટે પૂછે બહેન! તેં સેવ કોના માટે બનાવી છે? બહેન મૌન રહે અગર કહે મહારાજ અમે ખાશું ને તમને વહોરાવીશું. જો આવી ખબર પડે તો સાધુ તે ઘરની ગૌચરી લે નહિ. અરે, તે સેવ બહેન-દીકરીને ત્યાં અથવા પાડોશીને ત્યાં મોકલાવી હોય અને ખબર પડે કે સેવ તે બહેનના ઘેરથી આવી છે તો ત્યાંથી પણ સાધુ તે વસ્તુ લે નહિ. કારણ કે આરંભિક વસ્તુ છે. માટે કલ્પતી નથી. સાધુ ભૂખ્યો રહે કબૂલ, પણ આધાકર્મી આહાર ન વહોરે. જે સંયમના પિપાસુ છે, જેને ચારિત્રની લગની છે તે જાત કુરબાન કરશે પણ સંયમ જવા દેશે નહિ. ભગવાને શ્રાવકો માટે પણ એમ જ કહ્યું છે. દેહ પડે તો કુરબાન પણ લીધેલાં વ્રત છોડે નહિ.

અંબડ સંન્યાસીના ૭૦૦ શિષ્યોએ અણદીધું નહિ લેવું એવું વ્રત લીધું હતું. ઉનાળાના દિવસ છે. ખૂબ તરસ લાગી છે. કંઠ સૂકાઈ જાય છે. વચ્ચે વિશાળ સરોવર આવ્યું ત્યારે શિષ્યો પૂછે છે ગુરૂદેવ! અમે પાણી પીએ? ત્યારે ગુરૂ કહે આપણે અણદીધું લેવું નહિ એવું વ્રત લીધું છે. તળાવનો માલિક કોઈ હોય ને આજ્ઞા આપે તો પીવાય. આજે કંઈક જીવો બાધા લઈને પછી બદલાવા આવે છે. પણ પ્રતિજ્ઞા તો પ્રાણ સાટે હોય છે. આ શિષ્યોએ ગુરૂને એમ ન કહ્યું કે અમને ત્રીજા વ્રતને બદલે ચોથા વ્રતની પ્રતિજ્ઞા આપો. છેવટની સ્થિતિ એ આવી કે બધાએ ત્યાં સંથારો કરી દીધો. ૭૦૦ જણાએ એક પ્રતિજ્ઞા માટે બલિદાન દઈ દીધા, પણ લીધેલું વ્રત છોડ્યું નહિ. તેમનો અડગ નિશ્ચય હતો.

**શીર જાવે તો ભલે જાવે પણ લીધેલા વ્રત નહિ જાવે,**

ભગવાનનો શ્રાવક શું બોલે:-

**શીર જાવે તો ભલે જાવે, મેરા જૈન ધર્મ નહિ જાવે.**

ધર્મ જેની હાડહાડની મીંજામાં વણાઈ ગયો છે તે તો કહેશે કે શીર જાય તો કુરબાન પણ મારો જૈન ધર્મ નહિ જાય. આવા રત્નોથી જૈનશાસન શોભી ઉઠશે. માટે આવા તેજસ્વી બનો. આપણે તો એ વાત છે કે સાધુ અભ્યાસ અને જ્ઞાનથી ગૌચરી આદિ બધી વાતોનો જાણકાર હોય. ખેદનો બીજો અર્થ છે શ્રમ. સંસાર ચક્રમાં ભટકવાથી જીવને જે થાક લાગે છે તેને સાધુ જાણવાવાળા હોય, ક્ષેત્રજ્ઞનો અર્થ એ છે કે સાધુએ ભિન્ન ભિન્ન ક્ષેત્રોનો અનુભવ કરવો જોઈએ. આ ક્ષેત્ર કયા પ્રકારનું છે? ત્યાં જવાથી રાગ-દ્વેષ તો પેદા નહિ થાય ને? ગૌચરી માટે કયું ક્ષેત્ર અથવા કયું કુળ યોગ્ય છે. આ રીતે અલગ અલગ ક્ષેત્રોનો અનુભવ સાધુ માટે આવશ્યક છે.

खणयन्ने = ક્ષણજ્ઞ–સાધુ સમયનો જાણકાર હોય. "काले कालं समायरे।" આ સમયે અમુક કામ કરવાનો અવસર છે કે નહિ એ પણ જાણવું જોઈએ. ગૌચરી જવા માટે કયો સમય અનુકૂળ છે તેનું અવશ્ય જ્ઞાન હોવું જોઈએ. કારણ કે જો એ જ્ઞાન ન હોય તો સમયની પહેલા અથવા પછી જવાથી આહારાદિની પ્રાપ્તિ ન થાય, તો કદાચ ચિત્તમાં ગ્લાનિ અને અસમાધિ ઉત્પન્ન થઈ જાય. તેથી સમયને ઓળખીને કાલાનુસાર ક્રિયા કરવી જોઈએ. દેશની પરિસ્થિતિ જોઈને ગૌચરી જવું જોઈએ. ગૌચરી જતાં મારા નિમિત્તે કોઈને ખેદ ન થવો જોઈએ.

विणयन्ने = विणयज्ञ = જ્ઞાન–દર્શન અને ચારિત્રને વિનય કહે છે. સાધુ આ પ્રકારના વિનયના સ્વરૂપનો જાણકાર હોય, જ્ઞાન–દર્શન અને ચારિત્રના સ્વરૂપને સમજીને તેની સમ્યગ્ આરાધના કરવાવાળા વિનયજ્ઞ કહેવાય છે. સાધક દશામાં હોય કે સંસારમાં હોય–બધે વિનયની જરૂર છે. વિનય વૈરીને વશ કરે છે. ધર્મરૂચી અણગાર ખૂબ વિનીત છે, તે ગુરૂની આજ્ઞા લઈ કયાં ગૌચરી જશે તેના વિશેષ ભાવ અવસરે.

**ચરિત્ર**: કનકરથે દેવાંગના જેવી કન્યાને પુષ્પો ભેગા કરતી જોઈ. તેના મનમાં વિચાર થયો કે આ દેવલોકની દેવાંગના અહીં કયાંથી હોય? અહીં કોઈ આજુબાજુમાં સંત વિચરતા હશે તેમના દર્શન કરવા આવી હશે. આટલામાં જરૂર કોઈ મહાપુરૂષ પધાર્યા હશે. કુમાર ભલે પરણવા માટે જઈ રહ્યો છે પણ તેનું લક્ષ આત્મા તરફનું છે. કુમારની દૃષ્ટિ દેવાંગના સમાન છોકરીને જોતાં એના રૂપ–રંગ કે સૌંદર્ય પર નહિ જતાં સંત વિચરતા હશે અને તેમના દર્શન કરવા આવી હશે એમ દૃષ્ટિ ગઈ. કનકરથની શુદ્ધ ભાવના છે. એટલે એનામાં હેય–ઉપાદેયનો વિવેક જાગતો બેઠો છે.

કનકરથે આજુબાજુ તપાસ કરી તો તે ઉપવનમાં એક ઝાડ નીચે ધ્યાનસ્થ યોગીને બેઠેલા જોયા. યોગીને જોઈને વંદન નમસ્કાર કર્યા. જેમ અનાથી મુનિને જોઈને શ્રેણિક મહારાજાએ વંદન કરીને પૂછયું હતું તેમ આ કુમાર મુનિને વંદન કરી તેમની પાસે બેઠો. પરમ પાવનકારી ગુરૂદેવ! હું કેટલો ભાગ્યશાળી છું કે સંસારની ધૂંસરીમાં જોડાવા જઈ રહ્યો છું ત્યાં આપના પવિત્ર દર્શન થયા. કુમારને એટલો વિચાર ન આવ્યો કે જાન લઈ જવાનું મોડું થશે. પિતાજીની આજ્ઞાથી પરણવા નીકળવું પડયું પણ મારો પંથ સફળ બની ગયો. આ વિરાટ વિશ્વમાં ભટકતા જીવોને આવો સદ્ગુરૂનો સમાગમ અને સંતદર્શન કયાંથી મળે? મારા ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય, ધન્ય અવતાર! કુમાર આવી ચિંતવણા કરી રહ્યો છે. કનકરથકુમાર સંતની સન્મુખ બેઠો છે. રાજકુમાર ગુરૂભકિતમાં કેવો લીન હશે કે તે સમયે કન્યા આવીને ગઈ તે પણ તેને ખબર ન રહી. આ કન્યાના મનમાં એમ થાય છે કે અહો, આ કોણ છે? શું ઇન્દ્ર છે? કોઈ દેવ છે કે સાક્ષાત્ કામદેવ છે! કુમારને અનેક ઉપમા આપતા વિચારે છે, આ મહાભાગ્યવાન

કોણ હશે? ત્યાં યોગી પાસે કુંવરી આવી ને કનકરથકુમારની દૃષ્ટિ તેના પર પડી. એટલે કનકરથ પૂછે છે આપ કોણ છો? અને અહીં ક્યાંથી? તમારી સાથે દેવલોકની દેવાંગના સમાન આ કન્યા કોણ છે? ત્યારે સંન્યાસી કહે, આપ મારી ઝુંપડીએ પધારો, પછી હું બધી વાત કરું.

સંન્યાસી કુમારને પૂછે છે હે નરરત્ન! તું કોણ છે? અને આ વનમાં આવવાનું પ્રયોજન શું છે? રાજકુમાર પોતે પોતાનું શું કહે? કહેવત છે કે "**ભર્યો ઘડો ન છલકાય, અધૂરો છલકાય**" તેમ રાજકુમાર પોતે કંઈ નથી બોલતો. એટલે સાથેના સુભટો કહે છે.

**રથમર્દનપુર રાય હેમરથકા નન્દન મહારાજ,**
**કુંબેરી નગરીકી કન્યા, જાઉં પરણવા કાજ......શ્રોતા તુમ...**

રથમર્દનપુર નગરના રાજા હેમરથનો પાટવીપુત્ર કનકકુમાર છે. તે રાજકન્યા રૂક્ષ્મણીને પરણવા કન્યાના બાપના આગ્રહથી કુંબેરી નગરી જઈ રહ્યા છે. કુમાર તો ઠંડા કલેજે બેઠો છે. જાન કેવી રીતે પહોંચશે? લગ્નનો દિવસ અને ઘડી કેમ સચવાશે તે સૈનિકો વિચારી રહ્યા છે. પણ કુંવર તો શાંત ચિત્તે બેઠો છે. સંન્યાસીના આગ્રહથી રાજકુમાર ઝુંપડીએ જાય છે. સંન્યાસી પોતાની શક્તિ પ્રમાણે સત્કાર-સન્માન કરે છે પછી કુમારને કહે છે ભાઈ! તું એ પૂછવા માંગે છે કે આ કન્યા કોણ છે? આ ઝુંપડીમાં ક્યાંથી આવી છે? તો હું તને તે કહી સંભળાવું છું. હવે સંન્યાસી રાજકુમાને બધી વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૨૨

શ્રાવણ સુદ ૯ ને શનિવાર તા. ૨૭-૭-૭૪

અનંત જ્ઞાની ભગવંતે બતાવેલા સિદ્ધાંત સાગરમાં અનેક અમૂલ્ય મોતી રહેલા છે. જે સાચો જાણકાર ઝવેરી હોય તે એ મોતીની પરખ કરી શકે છે અને તેની કિંમત આંકી શકે છે. મોતીની માળા પહેરીને માનવી પોતાના કંઠને શોભાવે છે અને હરખાય છે. પરંતુ એ મોતીની માળા જીવનું કલ્યાણ કરી શકતી નથી પરંતુ વીરવાણી રૂપી અમૂલ્ય મોતીની માળા પહેરવાથી સ્વકલ્યાણ સાધવાની સાથે પરનું પણ કલ્યાણ સાધી શકાય છે. આ વીરપ્રભુની વાણી સંસાર સમુદ્રથી તારનારી છે. એટલા માટે વીરવાણીને જગત ઉદ્ધારિણી કહેવામાં આવી છે.

ભાવી રહ્યા છે ત્યાં સખ્ત વંટોળ ચડયો અને આંબાની ડાળ તૂટી પડી. તે સુતાર, મૃગલો અને મુનિવર ત્રણના ઉપર પડી. ત્રણે કાળધર્મ પામીને પાંચમા દેવલોકે ગયા, નિર્દોષ આહાર પાણી વહોરાવતા જે લાભ મળે તે સો ટચના સોના જેવો છે. ગૌચરી કરનાર સંત પણ પોતાના ચારિત્રમાં દોષ ન લાગે તે રીતે ગૌચરી કરે.

**સ્વ સમય પરસમયજ્ઞ** :– સંયમી સાધકને સ્વસમય એટલે પોતાના સિદ્ધાંતોનું જ્ઞાન હોય અને પરસમય એટલે બીજાના સિદ્ધાંતોનું જ્ઞાન પણ મેળવે. સ્વસમય અને પરસમયને જાણ્યા વિના સંપૂર્ણ વિવેક થઈ શકતો નથી. તેથી સાધુઓએ પોતાના અને બીજાના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવવું જોઈએ. જેથી પ્રસંગ આવે પ્રશ્નનું સમાધાન કરવાની યોગ્યતા પ્રાપ્ત થઈ જાય.

**भावन्ने–ભાવજ્ઞ** :– સાધુ એટલો નિપુણ અને વ્યવહારકુશળ હોવો જોઈએ કે વ્યક્તિની ચેષ્ઠા, હાવભાવ દ્વારા તેના ચિત્તમાં રહેલા આશયને સમજી શકે.

परिग्गहं अममायमाणे :– સાધુ કોઈ પ્રકારના પરિગ્રહ પર પોતાની મમતા ન રાખે, પોતાના શરીરની મમતા ન હોય પછી બીજા પદાર્થોની મમતા કયાંથી હોય ? સાધુ સંયમને માટે તથા લજ્જાને અર્થે વસ્ત્રપાત્રાદિ ઉપકરણ રાખે છે, પરંતુ તેના પર મમતા ન રાખે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે :–

**जं पि वत्थं च पायं वा, कंबलं पायपुंछणं ।**
**तं पि संजम लज्जट्ठा, धारन्ति परिहरन्ति य ॥**

દશ. સૂ. અ. ૬ ગાથા ૨૦

ભગવાને કલ્પતા વસ્ત્ર પાત્રને પરિગ્રહ નથી કહ્યો. પણ "मुच्छा परिग्गहो वुत्तो ।" મૂર્છાને પરિગ્રહ કહ્યો છે. તેથી સંયમના ઉપયોગી ઉપકરણો રાખવા છતાં પણ સાધુ અપરિગ્રહી છે. સંયમને માટે આવશ્યક ઉપકરણો સિવાય કોઈ પણ પ્રકારના પરિગ્રહનો સાધુ સ્વીકાર ન કરે.

कालाणुट्ठाइ :– કાલાનુષ્ઠાથી સંયમી સાધક સમયે સમયે બધી ક્રિયાઓ કરે છે. જે કાલમાં જે ક્રિયા કરવાની હોય છે તેને તે સમયે કરવી એ સાધુનો ધર્મ છે. પડિલેહણનો ટાઈમ હોય તે સમયે કોઈ બેસનાર આવી જાય, વાતોમાં પડી જાય ને તે સમયે પડિલેહણ ન કરતાં પડિલેહણનો સમય વીતી જાય અને પછી કરે તો તે ભગવાનની આજ્ઞાનો દોષિત છે. કદાચ આપને શંકા થશે કે કાલજ્ઞ એ શબ્દથી કાલાનુષ્ઠાયીનો અર્થ નીકળે છે તો જુદું વિશેષણ શા માટે આપ્યું ? તો એનું સમાધાન કરું. કાલજ્ઞ એટલે સમયને જાણવાવાળો. ત્યાં 'જ્ઞ' પરિજ્ઞાનું કથન કર્યું છે, અને કાલાનુષ્ઠાયીમાં જે કાળમાં જે ક્રિયા કરવાની હોય તે ક્રિયા કરવાનું બતાવ્યું છે તેથી આસેવન પરિજ્ઞાનું કથન કર્યું છે. આ શબ્દનો અર્થ ટૂંકમાં એટલો છે કે યોગ્ય સમય પર યોગ્ય ક્રિયા કરવી જોઈએ.

ઘેર આવે છે, પણ પાળતાં આવડતો ન હતો, તેથી મોડા આવ્યા. સાસુને આવતા મોડું થયું એટલે વહુ ચૌવિહાર પાળવા બેઠી હતી. વહુએ પારણાની બધી તૈયારી કરી હતી. બધું વ્યવસ્થિત રીતે સ્વચ્છતાથી ગોઠવીને મૂકયું હતું. સ્વચ્છતા રાખવાથી જીવોની દયા પળાય છે. સાસુજી આવીને રસોડામાં ગયા. રસોડામાં બધું વ્યવસ્થિત મૂકેલું હતું એટલે સાસુના મનમાં થયું કે વહુ કેવી છે. પારણાની કંઈ તૈયારી કરી નથી. અને પોતે દાતણ કરવા બેસી ગઈ છે. સાસુએ તપ કર્યો છે પણ તપના ભાવને સમજી નથી. વહુ ઉપર તેને ખૂબ ક્રોધ આવ્યો. ક્રોધના આવેશમાં ઢીંચણીયું પડયું હતું તે લઈને વહુ પર ઘા કર્યો. વહુના કપાળમાં જોરથી વાગી ગયું અને લોહીની ધાર વહેવા લાગી. છતાં વહુ બીજું કંઇપણ બોલતી નથી. પણ એમ જ કહે છે બા! મારા નિમિત્તે આપને અશાતા થઈ, દુઃખ થયું! મને માફ કરજો.

**વહુની ક્ષમાઃ**-પારણાની વસ્તુ બનાવી હતી તે બધી તેમની સામે મૂકી દીધી. જ્યાં બધી વસ્તુ જોઈ ત્યાં સાસુના મનમાં થઇ ગયું. અહો! આ કુણી માખણ જેવી કોમળ, ક્ષમાનો સાગર! તેને મેં આ શું કર્યું? મેં આટલું માર્યું છતાં જરા પણ ગુસ્સો નથી કરતી. અને ઉપરથી એમ કહે છે બા! મારા નિમિત્તે તમને અશાતા થઈને? માફ કરજો. શું વહુની ક્ષમા! શું એની ધૈર્યતા! મેં તો ઉપાશ્રયમાં બેસીને અઠ્ઠમ કર્યો જ્યારે વહુએ ઘરનો બોજો ઉપાડીને અઠ્ઠમ કર્યો છે. એટલામાં સસરા આવી ચઢયા. એટલે પૂછે છે વહુ બેટા! આ શું થયું? તો કહે-બાપુજી! જરા વાગી ગયું પણ એમ નથી કહેતી કે મારા સાસુજીએ મને માર્યું છે. સાસુનો જરા પણ દોષ ન કાઢયો. એટલે સાસુ વહુના પગમાં પડી જઈને કહે છે બેટા! તું અમારા ઘરની દેવી છું. પતિને કહે છે વહુને સહેજ નથી વાગ્યું પણ મેં અભાગણીએ આ વહુને માર્યું છે. પણ એ ક્ષમામૂર્તિ કોઈનો દોષ દેખતી નથી. સાસુને ખૂબ પસ્તાવો થાય છે પણ પછી જીવન સુધરી જાય છે. મનમાં થઈ ગયું કે, હું ગમે તેટલી ક્રિયા કરું પણ ક્રિયાના ભાવને સમજી નથી ત્યાં સુધી કલ્યાણ નથી. વહુનો અઠ્ઠમ કેટલી સમજપૂર્વકનો છે. માટે તપની સાથે ક્ષમા હોવી જોઇએ.

ધર્મરૂચી અણગાર ગુરૂની પાસે આજ્ઞા માંગે છે. હવે ગૌચરીના વિધિવિધાન સમજીને કયાં ગૌચરી જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ-સંન્યાસીની વીતક કહાણીઃ**-સંન્યાસીના આગ્રહથી કનકરથકુમાર ઝુંપડીએ આવ્યો છે. તેને આ સંન્યાસી કોણ છે ને આ દેવરૂપ જેવી કન્યા કોણ છે તે જાણવાની ખૂબ ઇંતેજારી છે એટલે સંન્યાસી કહે છે, હવે તું સાંભળ.

અમરાવતી જેવી મહાન મિત્રાવતી નગરી છે. ત્યાં હરિષેણ રાજા રાજ્ય કરે છે. તેમની પટ્ટરાણી પ્રિયદર્શનાથી અર્જુનસેન નામે એક પુત્ર થયો. હરિષેણના પિતા

બે વર્ષ પહેલા સંસારના સર્વ સુખો સર્પની કાંચળીની જેમ ત્યાગીને સર્વત્યાગના પંથે ચાલ્યા ગયા હતા. પ્રતિભાસંપન્ન રાજા હરિષેણ પ્રજાના સુખમાં રાજ્યનું સુખ છે એમ માનીને રાજ્ય કારભાર ચલાવી રહ્યા હતા. છેલ્લા બે વર્ષમાં તો તે એટલા લોકપ્રિય થઈ ગયા હતા કે જનતા પોતાના રાજવીને દેવતુલ્ય સમજવા લાગી હતી. રાજ્યમાં કોઈને કોઇ જાતનો ભય ન હતો. સૌ પ્રમાણિકતાથી અને નીતિથી ધંધો કરતા હતા. રાજા હરિષેણ ફક્ત રાજ્યમાં જ હોંશિયાર હતા, એમ ન હતું પણ સાથે વીતરાગદેવનો ઉપાસક હોવાથી તેના અંતરમાં જીવનને પ્રકાશિત કરનારા તત્ત્વો પણ ઉભરાયેલા હતા. ધર્મનું સ્થાન તેમના જીવનમાં મોખરે હતું. રાજા હરિષેણને જ્ઞાન-વિજ્ઞાનનો ભારે શોખ હતો.

**હરિષેણ રાજાને આઘાતઃ**—હરિષેણની ઉંમર ૩૫ વર્ષની હતી. આજે તેમનો જન્મદિન હોવાથી આખી નગરીમાં આનંદ ને ઉલ્લાસ છવાઈ રહ્યો હતો. આજથી એક વર્ષ પહેલાં તેમની પ્રિય રાણી પ્રિયદર્શના સ્વર્ગવાસ પામી હતી. તેથી તેનો આઘાત રાજાના દિલમાં ખૂબ હતો. છતાં તેમનામાં ધર્મનું જ્ઞાન હતું એટલે સમજતા હતા કે સંસાર છે ત્યાં સંયોગ અને વિયોગ રહેલા છે. કર્મો સાથેની લેણદેણ પૂરી થાય એટલે જવું પડે છે. આવા જ્ઞાનના કારણે તે પત્નીનો આઘાત સહી શક્યા હતા. આવા ઉત્તમ રાજવીને પામવા કઈ રાજકન્યા ન ઈચ્છે? પ્રિયદર્શનાના મૃત્યુ પછી અનેક સ્થળેથી કન્યારત્ન આપવાની વાતો આવવા લાગી હતી. પરંતુ રાજાએ કોઈ ઠેકાણે વેવિશાળ કર્યું ન હતું. રાજ્યના વયોવૃદ્ધ મંત્રીએ રાજાને કહ્યું. હે રાજન! આપની ઉંમર તો ઘણી નાની છે. હજુ યૌવનના પ્રારંભકાળમાં છે. જીવન-સંગિની વગર રાજભવન સૂનું ન રહેવું જોઈએ. હરિષેણે પ્રધાનને કહ્યું—આપની વાત સત્ય છે. જેની સાથે ૧૦ વર્ષથી સંબંધ જોડયો હતો તેની બળતી ચેહની રાખ હજુ ઠંડી થઈ નથી ને આપ મને લગ્નનું કહો છો તે આપને શોભે છે? મંત્રીઓએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે રાજાએ કહ્યું—એક વર્ષ પૂરું થશે પછી વાત. તે પહેલા આપ વાત કરશો નહિ. રાણીના સ્થાને કદાચ હું મરી ગયો હોત તો રાણી એક વર્ષ ઘરની બહાર ન નીકળત અને તમે મને ૧૦ દિવસમાં ફરીને પરણવાનું કહો છો! છેવટે રાજા એક વર્ષની મુદત મૂકે છે.

**નહિ કેળવાયેલો ઘોડોઃ**—એકવાર એવું બન્યું કે રાજા એક ઘોડા પર સ્વાર થઈને નગર બહાર ફરવા જઇ રહ્યા છે. આ ઘોડો અવળી લગામનો નીકળ્યો. તે રાજ્યની રીતે કેળવાયેલો ન હતો એટલે તે એકાએક જંગલના માર્ગે દોડયો. રાજાના માણસો તો જોતા રહી ગયા અને ઘોડો તો રાજાને ઉપાડીને કયાંનો કયાંય દોડયો જાય છે. રાજા એને રોકવા ઘણો પ્રયત્ન કરે છે પણ અશિક્ષિત ઘોડો રોકાય શાનો? બંધુઓ! માણસનું મન પણ આવું છે. જેમ ઘોડો રાજ્યની કેળવણીથી કેળવાયેલો

નથી તેમ મન પણ તત્ત્વની કેળવણીથી કેળવાયેલું નથી તેથી અનિચ્છનીય વિકલ્પોના જંગલી જેવા માર્ગે દોડયું જાય છે. નવકારવાળી ગણતાં કે કોઈ ધર્મક્રિયા કરતા મનને રોકવા માટે કેટલો પ્રયત્ન કરો છો છતાં સંસારના વિચારોમાં મન દોડયું જાય છે. એક વસ્તુના વિચારમાંથી બીજી વસ્તુના વિચારમાં, આનું કારણ શું? મનને ધર્મરૂપી લગામથી કેળવ્યું નથી. ધર્મ શિક્ષા રૂપી લગામથી મન કેળવાયેલું નહીં હોય તો જીંદગીના અંત સુધી આડા અવળા, સારા ખોટા વિચારો રૂપી જંગલમાં દોડયા કરે છે અને દુર્ગતિમાં લઈ જાય છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રભુ બોલ્યા છે કે મન રૂપી ઘોડાને કેળવો.

**"સાહસીક અને ભીમ, દુષ્ટ ઘોડા સમું મન,**
**દોડે તે વશ્ય થાયે છે ધર્મ શિક્ષા લગામથી."**

દુષ્ટ ઘોડાની જેમ મનનો ઘોડો ઉછળી રહ્યો છે. તેને ધર્મશિક્ષારૂપી લગામ રાખવામાં આવશે તો તેને વશ કરી શકાશે. રાજા હરિષેણને લઈને અશિક્ષિત ઘોડો જંગલમાં કયાંયનો કયાંય દોડયો જાય છે. રાજાને થયું કે ગમે તેમ કરું પણ આ ઘોડો રોકયો રોકાતો નથી. તો હવે કયાંય એવું પકડવાનું મળે તો એને વળગી જાઉં. એમ વિચારી જ્યાં એક વડનું ઝાડ આવ્યું કે રાજા એને વળગી પડયા. ઘોડો તો આગળ દોડયો. પછી રાજા ઝાડ પરથી નીચે ઉતરે છે. ઝાડના સહારાથી તે આગળ ભટકતો બચી ગયો. તેમ વીતરાગ વાણીના આલંબનથી કુવિચારોથી આગળ વધતું મન અટકી જાય અને સુવિચારોમાં જોડાઈ જાય.

રાજા ચારે તરફ નજર કરે છે તો જંગલ દેખાય છે. એટલે મનમાં થાય છે કે હવે કયાં જવું? જ્યાં સુધી રાજા મહેલમાં બેઠા હતા ને સુખની મોજ માણતા હતા ત્યાં સુધી દુઃખ કોને કહેવાય એ ખબર ન હતી પણ અત્યારે જંગલમાં દુઃખનો પ્રસંગ આવ્યો ત્યારે ચિંતા થઈ. બંધુઓ! તમે પણ એમ જ માનો છો ને કે અત્યારે મળેલું સુખ ભોગવી લઈએ. દુઃખ આવશે ત્યારે જોયું જશે. જ્યાં સુધી જીવન ચાલુ છે, પરલોક પ્રયાણ નથી આવ્યું, પરલોકના દુઃખ વેદવાના નથી આવ્યા ત્યાં સુધી શી ચિંતા છે? આવશે ત્યારે જોઈ લેવાશે. પરંતુ એવો વિચાર નથી આવતો કે પરલોકગમન અને નરક–તિર્યંચના દુઃખ આવીને ઊભા રહેશે ત્યારે શું કરીશ? અત્યારે તમારી પત્ની કે પુત્ર થોડા દૂર જાય તો મન મૂંઝાય છે. એમાં વળી જો પત્ર પણ ન આવે તો આકુળ–વ્યાકુળ થઈ જાવ છો. તો પછી જ્યાં પરલોક જતાં કાયમના અને કાગળ વિના ખબર અંતરના વિયોગ પડશે ત્યારે કેટલી મૂંઝવણ થશે? તેમજ અત્યારે શારીરિક વેદના કે બીજું દુઃખ આવે તો સહન નથી થતું, હાયવોય થાય છે તો પરલોકમાં નરક અને તિર્યંચ ગતિના ભયંકર દુઃખો ભોગવવાના આવશે

ત્યારે શું શાંતિ રહેશે ખરી ? માટે દુઃખો કેમ ન આવે, કેમ મૂંઝવણ ન થાય ! તેનો અત્યારે વિચાર કરી લે. તે માટે જ્ઞાની કહે છે, તું આવી ભાવના ભાવ.

આ ધન, પુત્ર–પરિવાર બધા સંયોગો નાશવંત છે. એક દિવસ છોડીને જવાના છે. એમાં મારું કંઈ રહેવાનું નથી તો એમાં મારું મારું શું કરું ? મારું કંઈ નથી. તમે અત્યારથી માનો કે આ બધા ઉપડી ગયા ને હું એકલો છું. એકલા પડવા છતાં ચિંતા નથી. ભાગ્ય મારી પાસે છે. તેમજ અરિહંત અને તેમનો ધર્મ મારી સાથે રહેવાના છે. પછી મારે શી ચિંતા ? આ જગતમાં કંઈક જીવો થાય એકલા અટૂલા ક્યાં નથી દેખાતા ? એ કોના પર મમત્વ કરે છે ? આવી ભાવના આવશે ત્યારે જીવ એટલો વિચાર નહિ કરે કે આવશે ત્યારે જોઈ લેવાશે. રાજા અત્યારે જંગલમાં એકલા અટૂલા દુઃખમાં આવીને ઊભા છે. એ વિચાર કરે છે કે હવે ક્યાં જાઉં ? રાજા હવે ક્યાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૨૩

(શ્રાવણ સુદ ૧૦ ને શુક્રવાર તા. ૨૮–૭–૭૪)

શાસન સમ્રાટ વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. આ મહાપુરુષોએ તમારા માનેલા સંસારના સુખને દુઃખમય જાણ્યા અને તમે જેને દુઃખ માનો છો તેમાં સુખ જોયું. સંસારને દુઃખમય જાણ્યો તો સંસાર છોડીને ચાલી નીકળ્યા. સંસાર પ્રત્યેનો રાગ ભાવ ઘટશે નહિ ત્યાં સુધી મોક્ષની વાતો સમજાશે નહિ. તમે ઘરમાં "શો કબાટ"માં દાડમ, સંતરા, નારંગી, લાકડાના બનાવેલાં રાખો છો, પણ કોઈ ભૂખ્યો માણસ આવે તો તે દાડમ–સંતરાથી તેની ભૂખ મટશે ખરી ? (શ્રોતામાંથી અવાજ :– ન મટે.) તેમ જ્ઞાનીઓ કહે છે બનાવટી ફ્રુટથી ભૂખ ન મટે તેમ મોક્ષની બનાવટી વાતો કરવાથી કલ્યાણ નહિ થાય. જેને મોક્ષની રૂચી થાય તેને સંસારના સર્વ સુખો દુઃખમય લાગે, ઉપવાસ કરવો, સંયમ લેવો, ઘર ઘર ગૌચરી ફરવું, બાવીસ પરિષહ સહન કરવા તેમાં તમને દુઃખ દેખાય છે. જ્ઞાનીને એમાં સુખ દેખાયું છે. તેમને સંસાર દુઃખનો દરિયો દેખાયો ને સંયમ સુખનો સમુદ્ર દેખાયો. માટે રંગ રાગ છોડીને આત્માના રંગે ઝુલો. તે જ્ઞાની પુરુષોએ સમ્યક્ જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપનો માર્ગ અંગીકાર કરી અઘોર પરિષહો વેઠી સિદ્ધાંતોનું મંથન કર્યું તે આપણી સમક્ષ મૂક્યું છે. માટે જાગો. જાગવાની જરૂર છે.

**જાગો જાગો રે ઓ માનવી ભૈયા, કિનારે આવી છે માનવદેહની નૈયા**
**ઘોર દુઃખોને સહી સહીને જીંદગી વીતી, જીવન સુધારવાને આચરો નીતિ,**
**ભવની પરંપરા કાપજો ભૈયા કિનારે આવી છે...**

જ્ઞાની પુરૂષો કહે છે તારી નૌકા કિનારે આવી છે. "संबुज्झह संबोही खलु पेच्च दुल्लहा ।।" પરલોકને વિષે સમ્યક્ત્વ બોધની પ્રાપ્તિ થવી દુર્લભ છે. કાળી માટીની ભૂમિમાં બીજની વાવણી સહેલાઈથી થઈ શકે છે. અને પથ્થરીયા જમીનમાં બીજની વાવણી કરવી મુશ્કેલ છે. તેમ સમ્યક્ત્વરૂપી બીજની વાવણી કરવા માટે આ માનવભવની ભૂમિ સુંદર અને સુવિધાવાળી છે. મનુષ્યભવ પામવો કેટલો બધો દુર્લભ છે, છતાં એ જીવને મળી ગયો. આ જન્મ મેળવ્યા પછી મોહની પરાધીનતા છોડી પ્રભુની આધીનતા સ્વીકારી લેવી જોઈએ. મોહ શીખવે એમ કરવા માટે તો જગતમાં જન્મો ઘણા મળ્યા પણ વીતરાગ દેવ જે શીખવે એમ કરવા માટેનો આ એક મનુષ્યભવ. પ્રભુની આજ્ઞાને વશ થવા માટેની કેટલીક ઊંચી તક આ દુર્લભ માનવઅવતારમાં પામ્યા છતાં કંગાળ બની ઊંચી તકની કિંમત નહિ સમજતા પ્રભુની આધીનતા મૂકી મોહની આધીનતામાં પડયો રહ્યો. અરે, મોહને આધીન બન્યો એટલું જ નહિ પણ મોહે જે દુષ્કૃત્ય, દુઃશ્ચરિત્ર શીખવાડયા તેનું આચરણ કરવા માંડયું. કરૂણાસાગર એવા પ્રભુને નીરખવા મળ્યા, છતાં એમાં ચિત્તડું ન ચોટયું. અને મળમૂત્ર ભરેલું ને ફક્ત ઉપરથી રૂપાળા અસ્તરવાળું મોહનું પૂતળું જોવામાં ઓતપ્રોત બની ગયો ત્યાં પ્રભુનું નામ સ્મરણ કયાંથી યાદ આવે? પણ જીવને એ ભાન નથી થતું કે આવા અશુચીભર્યા પૂતળા તો જન્મોજન્મમાં મળ્યા અને દરેક જન્મમાં મનને ચોંટાડયું છતાં પણ મનને કયારે પણ તૃપ્તિ થઈ નથી. તૃપ્તિ થાય તો વીતરાગ તારા દર્શનથી, તારી વાણીમાં ચિત્ત એકતાર થવાથી થાય. એ તક આ જન્મમાં મળી છે પણ એને ઓળખી શકતો નથી. આવી ઘેલછા કરવાથી જીવને શુદ્ધ સમજ આવી નથી, આત્મભાન રહ્યું નથી તેથી આત્મા હજુ ભવસાગરથી તર્યો નથી ને ભવસાગરમાં ભટકતો રહ્યો છે. પ્રભુની આજ્ઞાને આધીન રહી એમાં ચિત્ત ચોંટાડયું હોત તો જીવનું ભટકવાપણું બંધ થઈ ગયું હોત. માનવ દેહમાં મોહને વશ થઈ ઇન્દ્રિયો દ્વારા મોહની કાળી રમતો રમવાથી એ પ્રમાણે સંસ્કાર પેદા થાય. પછી એ સંસ્કારોથી ભવમાં ભટકવું પડે તેના બદલે જો મનને જીનેશ્વર દેવની આજ્ઞાને આધીન બનાવી દેવાય તો મોહની કુટીલ ઘેલી રમતો બંધ પડી જાય. પછી ચિત્ત એમાં જાય નહિ તેથી અનાદિના જે કુસંસ્કારો પડેલા છે તે ધીમે ધીમે ઓછા થતા જાય, મોહની રમત બંધ થતી જાય અને વીતરાગ પ્રભુમાં ચિત્તની એકમેકતા થતાં ભવનો અંત આવી જાય. આ બધું માનવભવમાં થઈ શકે છે. સમ્યક્ત્વરૂપી બીજની વાવણી કરવા માટે આ સુંદર ફળદ્રુપ જમીન મળી છે. કોઈ માણસ વિષને વિષ

મુનિના ચરણે પડીને સંયતિ રાજા ક્ષમા માંગે છે. હે ભગવાન! હું સંયતિ રાજા છું. મારી સાથે આપ બોલો. ક્રોધમાં આવેલા અણગાર પોતાના તેજથી "डहेज्ज नरकोडिओ।" કરોડો મનુષ્યને બાળી નાંખે છે. રાજાને ખબર નથી કે આ મુનિ કોઈને બાળે તેવા નથી. ગમે તેટલી શક્તિ પ્રાપ્ત થઇ હોય છતાં જૈનસાધુ શક્તિનો ઉપયોગ કદાપિ ન કરે. સનત્કુમાર ચક્રવર્તિને સોળ રોગ ઉત્પન્ન થયા. તેમને તપના પ્રભાવે એવી શક્તિ પેદા થઈ હતી કે પોતાનું થુંક શરીર પર ચોપડે તો બધા રોગ મટી જાય છતાં લબ્ધિનો ઉપયોગ નથી કર્યો. પણ સત્તામાં જે બળ-વીર્ય પડયા છે તેનો ઉપયોગ કર્મ તોડવામાં કર્યો છે. સંયતિ રાજા મુનિ પાસે ખૂબ માફી માંગે છે. મરણના ભયથી ફફડતો કહે છે ગુરૂદેવ! મને અભયદાન આપો. ત્યારે મુનિ શું બોલ્યા.

अभओ पत्थिवा तुब्भं, अभयदाया भवाहि य।
अणिच्च जीव लोगम्मि, किं हिंसाए पसज्जसी ॥

ઉત્ત. સૂ. અ. ૧૮ ગાથા ૧૧

હે રાજન! મારા તરફથી તને અભય છે. તું આટલી હિંસક ક્રિયામાં રક્ત રહીને બિચારા નિર્દોષ જીવોની ઘાત કરી નાંખે છે. તને મરણનો ડર છે તો બીજા જીવોને નથી? તને જે નથી ગમતું તે બીજા જીવોને કેમ ગમે? તારા સમાન બધા જીવોને દેખ. રાજન્! મારા તરફથી તને અભયદાન છે. તું પણ અભયદાતા એટલે બીજા જીવોને અભય આપનારો થા. અનિત્ય એવા આ સંસારમાં હિંસામાં તું કેમ રાચે છે? રાજા મુનિના ચરણમાં પડી ગયા. અને મુનિનો વૈરાગ્યભર્યો ઉપદેશ સાંભળી સંયતિ રાજા ગર્દભાલી અણગારની પાસે દીક્ષિત થયા અને સર્વ જીવોના અભયદાતા બની ગયા.

હતા ત્યારે એક છોકરો અનાજપીઠામાં જે દાણા ધૂળમાં પડયા હોય તે દાણા વીણી રહ્યો હતો. રાજા ભોજ વિચાર કરે છે મારી પુણ્યવાન નગરીમાં આ છોકરો આવો કયાંથી નીકળ્યો કે જે રેતીમાંથી પડેલા કણોને વીણી રહ્યો છે. મારી રાજધાનીમાં આવો ભૂખમરો ? શું આ છોકરાને કમાતા બળ પડે છે કે તે આવું કરે છે? રાજા અભિમાનમાં આવીને વ્યંગ ભાષામાં બોલ્યા **"જનની એસા મત જણો ભોંય પડયા કણ ખાય"** હે માતા! તારો વંશ કયાં જવાનો હતો કે તેં આવા છોકરાને જન્મ આપ્યો? કે જે ધૂળમાંથી કણ વીણીને ખાય છે? આવા બાળકને જન્મ આપી રાષ્ટ્ર ઉપર ભાર શા માટે વધારે છે? આ અવાજ છોકરાને કાને અથડાયો એટલે વિચારવા લાગ્યો : ઐશ્વર્યના મદમાં ઉન્મત્ત બનેલો રાજા દરિદ્ર ઉપર વ્યંગ છોડી રહ્યો છે. વૈભવોમાં ને સુખવિલાસમાં પડેલાને શી ખબર હોય કે પેટની પીડા કેવી હોય છે? એ તો અમે જ જાણીએ. પેટની ભૂખ મટાડવા ધૂળમિશ્રિત કણ ભેગા કરી રહ્યો છું એ પણ તેને ગમતું નથી. એણે મને તો દોષ આપ્યો પણ મારી માતાને દોષ આપ્યો છે તો મારે પણ એને બરાબર જવાબ આપી દેવો જોઈએ એટલે એણે કહ્યું **છતે યોગે દુઃખ ના હરે, એસો ન જણીયે માંય."**

હે માતા! તું કયાં વાંઝણી રહેવાની હતી કે જેની પાસે દેવાની શકિત છે, સંપત્તિ–ધન વૈભવના ઢગલા છે. છતાં જનતાના દુઃખને દૂર કરવાનો પ્રયત્ન ન કરે. ધોમ સાહ્યબીનો ભોગવનારો પ્રજાના દુઃખને દૂર ન કરે! શક્તિ હોવા છતાં ગરીબને મદદ ન કરે તો સંપત્તિ શા કામની? ભોજરાજા ઘોડેથી નીચે ઉતરી ગયા ને છોકરાને બાથમાં લઈને કહે છે બેટા! તું રાજાનો પણ રાજા છે. તેં મારી આંખડી ખોલાવી દીધી છે. મારી પાસે ભરપૂર ભંડાર ભર્યા છે તે કયાં મારા છે? એ પ્રજાના પૈસા છે. એ પૈસા જો પ્રજાના ઉપયોગમાં ન આવે તો શું કામના? મેં તારું ધ્યાન ન રાખ્યું ત્યારે તારી આ સ્થિતિ આવી ને? રાજા છોકરાને પોતાના મહેલે લઈ ગયો. આવી માતાના સંતાનોથી ધરતી શોભી રહી છે.

ભગવાન મહાવીર જ્યાં જ્યાં વિચરે ત્યાં લોકો કહેતા ત્રિશલા નંદન–કુમાર પધારો. માતાનું નામ આગળ બોલાતું. સિદ્ધાંતમાં પાઠ છે કે, વૈરાગી આત્માઓ દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે પહેલી આજ્ઞા કોની લેવા ગયા? (શ્રોતામાંથી અવાજ : –માતાની.) કેમ તમારી આજ્ઞા લેવા ન આવ્યા? કારણ કે માતાનું હૃદય કોમળ હોય છે. માતાને સમજાવતાં પિતા સમજી જવાના છે. ભોજ રાજાનું પરિવર્તન થઈ ગયું. માનવતાનો ગુણ પ્રગટી ગયો. ગુણ તો હતો પણ માનમાં ઢંકાયા હતા. પ્રગટાવનાર મળી ગયા તો ગુણ પ્રગટી ગયો.

જેના આંગણે આવા માસખમણના ઉગ્ર તપસ્વી પધારે તેને ત્યાં તો કલ્પવૃક્ષ

દેનારના ભાવમાં વૃદ્ધિ થાય પણ તેના ભાવ લૂંટાવા ન જોઈએ. સાધુ અને શ્રાવક બંને પોતપોતાનામાં સ્થિર હોવા જોઈએ.

ધર્મરૂચી અણગાર ફરતાં ફરતાં નાગેશ્રીના લત્તામાં આવી ચઢયા. નાગેશ્રી ઘરથી બહાર નીકળીને બોલી–ગુરૂદેવ! પધારો પધારો ને મને પાવન કરો. આજે મારા આંગણે કલ્પવૃક્ષ ફળ્યો છે. નાગેશ્રી હજુ કેવા મીઠા શબ્દોથી મુનિને સત્કારશે તે ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :– રાજા હરિષેણ જંગલમાં** :– રાજા હરિષેણ મહેલમાં બેઠા હતા ત્યારે તેમને ચિંતા નહોતી પણ અશિક્ષિત ઘોડાએ તેમને જંગલમાં મૂકી દીધા તેથી ચિંતા થઈ કે હવે કયાં જવું? શું કરવું? એ દોડતા ઘોડા પરથી ઝાડને વળગી નીચે ઉતર્યા અને ત્યાં આમતેમ નજર કરે છે તો એક સરોવર જોયું. સરોવર પાસે જઈ હાથ–પગ–મોં ધોયા. ત્યાં બાજુમાં એક આશ્રમ નજરે પડયો. રાજા ત્યાં ગયા, તો તે આશ્રમમાં તાપસોને જુએ છે. તાપસોએ એમને આવકાર આપ્યો અને પોતાના વિશ્વભૂતિ નામના કુલપતિ પાસે લઈ ગયા. રાજા કુલપતિને પ્રણામ કરી તેમની પાસે બેઠા. ઋષિ એના લક્ષણ પરથી કલ્પે છે કે આ કોઈક રાજા હોવા જોઈએ. વિશ્વભૂતિ રાજાને પૂછે છે તમે એકલા કેમ છો? તમારે કયા કારણથી અહીં આવવાનું થયું છે?

રાજા કહે હે ભગવન્! સંસારમાં જીવ એક સ્થાનેથી બીજા સ્થાને કેવો ધારણા બહાર ભ્રષ્ટ થઈ જાય છે એ આજે મને અનુભવ થયો. હું મિત્રાવતી નગરીનો રાજા હરિષેણ, ઘોડેસ્વારીએ નીકળેલ. મને ખબર નહિ કે ઘોડો અવળી લગામનો છે તેથી એણે જંગલના રસ્તે દોડયે જ રાખ્યું. ગમે તેમ કરું તોપણ એ ઊભો જ ન રહે. અંતે અહીં નજીકમાં ઝાડની ડાળીએ હું વળગી પડયો. મારા સદ્ભાગ્ય હશે કે તે ઝાડેથી ઊતરી અહીં આવ્યો ને આપના પવિત્ર દર્શન થયા. આ આશ્રમ કોનો સ્થાપેલો છે? ત્યારે કુલપતિ રાજાને કહે છે ભગવાન ઋષભદેવ સ્વામીના વખતમાં પ્રભુના ભક્ત કચ્છ અને મહાકચ્છ નામના બે મોટા તાપસો થઈ ગયા. એમનો સ્થાપેલો આ આશ્રમ ચાલ્યો આવે છે. સંસારથી થાકેલા અને મનુષ્ય જીવનનો સાર પામવાના ઈચ્છુક ભવ્યાત્માઓ અહીં આવીને તપશ્ચર્યા કરે છે. એમ કહી નિવૃત્તિમય જીવનનું સ્વરૂપ સમજાવે છે. આ સાંભળતા રાજાના મનમાં થયું કે અહો! કેવા ધન્ય આત્માઓ કે જે સંસારના તાપમય જળોજથાથી છૂટી અહીં તપોમય જીવન ગાળે છે. કયારે મારો એવો ધન્ય દિવસ આવશે કે હું પણ વિટંબણા અને દુઃખભર્યા સંસારથી છૂટી આવા તપોમય જીવનમાં જોડાઈશ! શું આ માનવદેહ જીવનના અંતકાળ સુધી સંસારની જળોજથાથી પીડાવા માટે છે? વિષયોથી ઉકળતા રહેવા માટે છે? જીવની એ અજ્ઞાન દશા છે કે સંસારની માયાજાળમાં ડગલે ને પગલે દુઃખ ભર્યા છે, ચિંતા, ભય અને સંતાપ ક્ષણે ક્ષણે સતાવ્યા કરે છે. ભમરીના કાંટા જેમ વાગતા હોય તેમ

જવાની રજા માગે છે. એ કહે છે ભગવન્ ! અહીં આપની છાયામાં એવો નિર્મળ આનંદ આવે છે કે અહીંથી જવાનું મન ન થાય. પરંતુ રાજ્યનો કારભાર સંભાળવાનો છે તેથી હવે હું જવાની રજા માંગું છું. વિશ્વભૂતિ કુલપતિ પણ સમજે છે કે કારભાર સંભાળ્યા વિના વ્યવસ્થા બરાબર ચાલે નહિ. સંસારી જીવો પોતાની સ્વઈચ્છાથી સત્સંગ કરે એટલું સારું. બાકી એમના પર કાંઈ સત્સંગનો બળાત્કાર થાય નહિ. એટલે રાજાને કહે છે જુઓ, અહીં તમે સંત સમાગમનો અને તત્ત્વ શ્રવણનો સારો લાભ લીધો છે તો હવે એને બરાબર દિલમાં રાખજો. રાજ્યના કામકાજમાં એને ભૂલી જતા નહિ. એમ કહી કુલપતિએ રાજાને વિષાપહર–ઝેર ઉતારવાનો મંત્ર આપ્યો. હવે હરિષેણ રાજા પોતાના સૈન્ય સહિત નગરમાં જશે, ત્યાં શું બનશે તે ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૨૪

(શ્રાવણ સુદ ૧૧ ને સોમવાર તા. ૨૯–૭–૭૪)

સર્વજ્ઞ ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જગતની સર્વ પર્યાયોને હસ્તરેખાની માફક સ્પષ્ટ જોઈ. અનાદિકાળથી ચતુર્ગતિ સંસારમાં ભમતા જીવો તરફ કરૂણા ભરી દૃષ્ટિ ફેંકી અને તેમના દુઃખો દૂર કરવા માટે આગમમય વાણી પ્રકાશી. એના પર જીવને શ્રદ્ધા થશે તો ભવકટી થયા વિના નહિ રહે. "तत्वार्थ श्रद्धानं सम्यगदर्शनम् ।" સમ્યક્દર્શન કયારે થાય ? તત્ત્વો પર યથાર્થ શ્રદ્ધા થાય તેનું નામ સમ્યગ્દર્શન. ભગવાને પ્રરૂપેલા નવ તત્ત્વો તેમાં જીવ અને અજીવ એ બે મુખ્ય તત્ત્વો છે. આજે જગતમાં અજીવનું સમરાંગણ છે. જબરજસ્ત જોર–સત્તા અજીવની ચાલી રહી છે. અને ચૈતન્યભાવને ભૂલી ગયો છે. જીવ પોતાનું ઘર ચૂકે તો તેને રખડવું પડે. જે પોતાના સ્થાને નથી આવતો તેને રખડઉ કહેવામાં આવે છે. આત્માની આ દશા છે તે પરભાવમાં અને પરવસ્તુમાં આસક્ત બન્યો છે. પણ જૈન કુળમાં જન્મવા છતાં જૈન સિદ્ધાંતની શ્રદ્ધા નથી થઇ, રૂચી નથી થઈ તેથી જીવને સાચી સમજણ નથી. તેથી સાચું શું છે ને ખોટું શું છે તેનો વિવેક નથી. "पढमं नाणं तओ दया ।" પ્રથમ જ્ઞાનની જરૂર છે. જીવમાં સાચું જ્ઞાન આવશે ત્યારે સમજશે કે હું વીતરાગ શાસનને પામ્યો છું, વીતરાગનો મહાન માર્ગ મળ્યો છે તેથી હું અબજોપતિ નહિ પણ અબજોનો અબજોપતિ છું. શહેનશાહનો શહેનશાહ છું. શા કારણે ? તારા શાસનને પામેલો દુઃખમાં પણ સુખનો અનુભવ કરે છે, કર્મો

પરિવાર તરફથી કાંટા વાગી રહ્યા હોવા છતાં એમાં મસ્ત બની આનંદ મનાવે છે. તમને સમજાય છે કે આ વિષયોનો આનંદ ક્ષણભંગુર છે, ને એનો ઉકળાટ તમારા જીવનમાં રાત–દિવસ ચાલુ રહ્યો છે. માટે વિષયોમાં માનેલું સુખ એ સુખ નથી પણ ભ્રમણા છે. એમ સમજીને છોડો.

**ભય કોને હોય ?** :– ભોગીઓને, ત્યાગીઓને ભય ન હોય. હરિષેણ રાજા વિશ્વભૂતિની પાસે વાતો કરવા બેઠો છે ને શુભ ભાવના કરી રહ્યો છે. એટલામાં જંગલમાં કોલાહલ સંભળાયો. આશ્રમવાસીઓને એ સાંભળીને ભય ન લાગ્યો કે હાય ! અમે લૂંટાઈ જઈશું ? કારણ કે પાસે શું છે તે લૂંટાવાનો ભય લાગે. જેની પાસે પરિગ્રહ છે તેને લૂંટાઈ જવાનો ભય હોય. આ તો ત્યાગી તાપસો છે. એમને શું લૂંટાવાનું ? તેમજ એ પણ ભય નથી કે અમને કોઈ મારશે ? કારણ કે કાયા પર મમત્વ રાખ્યું નથી, તપશ્ચર્યા કરીને કાયાને સૂકવી રહ્યા છે. આમ તાપસોને કંઈ ભય નથી પણ જિજ્ઞાસા છે કે આ કોલાહલ શેનો હશે ? તેઓ એકબીજાના મોઢા સામું જુએ છે. ત્યાં રાજા હરિષેણને ખ્યાલ આવ્યો કે પોતાનું સૈન્ય આવ્યું હશે ! તેથી કુલપતિને કહે છે–મહારાજ ! મને લાગે છે કે મને શોધવા નીકળેલી સેનાનો આ અવાજ હોય, તેથી હું બહાર જઈને એમને દર્શન આપી આવું જેથી તેમને શાંતિ થાય. એમ કહી ઋષિને પ્રણામ કરી રાજા બહાર ગયા, જઈને જુએ છે તો પોતાની સેના હતી એટલે સેનાને દર્શન આપી આનંદિત કરી દે છે, સેનામાં રાજાનો જયજયકાર ગાજી ઉઠે છે. બધાને હર્ષ થાય છે કે સારું થયું આપણા મહારાજા મળી ગયા. હવે સેનાપતિ કહે મહારાજા ! આપ નગર તરફ પધારો. રાજા કહે–આપ હમણાં અહીં રોકાવ. અહીં આત્માને ઠંડક આપનાર મહર્ષિનો આશ્રમ છે તેથી એમના સત્સંગનો લાભ લઈએ. શહેરમાં ગયા પછી આ મહાકિંમતી સત્સંગ કયાં મળવાનો છે ? અચાનક અહીં આવવાનું બન્યું છે તો અહીં એક મહિનો સત્સંગ અને આત્માની શાંતિ માટે રહેવું છે તેથી તમે બધા અહીં પડાવ નાંખો.

**ઋષિ પ્રત્યેની શ્રદ્ધા** :– રાજાનો આદેશ થયો એટલે સેનાએ ત્યાં છાવણી જમાવી દીધી. રાજા ત્યાં રહે છે ને ઝાઝો સમય વિશ્વભૂતિ ઋષિની ઉપાસના કરે છે. એમની પાસે બેસી તત્ત્વની ગોષ્ઠિ કરે છે. દિનપ્રતિદિન રાજાની ભાવનામાં ભરતી આવતી જાય છે. સત્સંગ અને સતશ્રવણનો આ પ્રતાપ છે કે માણસના દિલને ફેરવી નાંખે. અસદ્ વિકલ્પો અને વિચારોથી બચાવી દિલમાં શુભભાવનાઓ સ્ફુરાયમાન કરી દે. કનકરથ રાજપુત્રને વૃદ્ધ તાપસ કહે છે, હરિષેણ રાજા વિશ્વભૂતિ ઋષિના આશ્રમ પાસે પોતાના લશ્કરની છાવણી નખાવીને રહ્યો છે. એક મહિનો કુલપતિ તાપસની ઉપાસના કરે છે. સારું શ્રવણ કરી પોતાના દિલને એનાથી ભાવિત કરતો જાય છે. પરમાત્મા પ્રત્યે તેને અખૂટ શ્રદ્ધા થઈ. રાજા એક માસ કુલપતિની ઉપાસના કર્યા પછી

જવાની રજા માગે છે. એ કહે છે ભગવન્ ! અહીં આપની છાયામાં એવો નિર્મળ આનંદ આવે છે કે અહીંથી જવાનું મન ન થાય. પરંતુ રાજ્યનો કારભાર સંભાળવાનો છે તેથી હવે હું જવાની રજા માંગું છું. વિશ્વભૂતિ કુલપતિ પણ સમજે છે કે કારભાર સંભાળ્યા વિના વ્યવસ્થા બરાબર ચાલે નહિ. સંસારી જીવો પોતાની સ્વઈચ્છાથી સત્સંગ કરે એટલું સારું. બાકી એમના પર કાંઈ સત્સંગનો બળાત્કાર થાય નહિ. એટલે રાજાને કહે છે જુઓ, અહીં તમે સંત સમાગમનો અને તત્ત્વ શ્રવણનો સારો લાભ લીધો છે તો હવે એને બરાબર દિલમાં રાખજો. રાજ્યના કામકાજમાં એને ભૂલી જતા નહિ. એમ કહી કુલપતિએ રાજાને વિષાપહર–ઝેર ઉતારવાનો મંત્ર આપ્યો. હવે હરિષેણ રાજા પોતાના સૈન્ય સહિત નગરમાં જશે, ત્યાં શું બનશે તે ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૨૪

(શ્રાવણ સુદ ૧૧ ને સોમવાર તા. ૨૯–૭–૭૪)

સર્વજ્ઞ ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જગતની સર્વ પર્યાયોને હસ્તરેખાની માફક સ્પષ્ટ જોઈ. અનાદિકાળથી ચતુર્ગતિ સંસારમાં ભમતા જીવો તરફ કરૂણા ભરી દૃષ્ટિ ફેંકી અને તેમના દુઃખો દૂર કરવા માટે આગમમય વાણી પ્રકાશી. એના પર જીવને શ્રદ્ધા થશે તો ભવકટી થયા વિના નહિ રહે. "तत्त्वार्थ श्रद्धानं सम्यग्दर्शनम् ।" સમ્યક્દર્શન કયારે થાય ? તત્ત્વો પર યથાર્થ શ્રદ્ધા થાય તેનું નામ સમ્યગ્દર્શન. ભગવાને પ્રરૂપેલા નવ તત્ત્વો તેમાં જીવ અને અજીવ એ બે મુખ્ય તત્ત્વો છે. આજે જગતમાં અજીવનું સમરાંગણ છે. જબરજસ્ત જોર–સત્તા અજીવની ચાલી રહી છે. અને ચૈતન્યભાવને ભૂલી ગયો છે. જીવ પોતાનું ઘર ચૂકે તો તેને રખડવું પડે. જે પોતાના સ્થાને નથી આવતો તેને રખડેલ કહેવામાં આવે છે. આત્માની આ દશા છે તે પરભાવમાં અને પરવસ્તુમાં આસક્ત બન્યો છે. પણ જૈન કુળમાં જન્મવા છતાં જૈન સિદ્ધાંતની શ્રદ્ધા નથી થઈ, રૂચી નથી થઈ તેથી જીવને સાચી સમજણ નથી. તેથી સાચું શું છે ને ખોટું શું છે તેનો વિવેક નથી. "पढमं नाणं तओ दया ।" પ્રથમ જ્ઞાનની જરૂર છે. જીવમાં સાચું જ્ઞાન આવશે ત્યારે સમજશે કે હું વીતરાગ શાસનને પામ્યો છું, વીતરાગનો મહાન માર્ગ મળ્યો છે તેથી હું અબજોપતિ નહિ પણ અબજોનો અબજોપતિ છું. શહેનશાહનો શહેનશાહ છું. શા કારણે ? તારા શાસનને પામેલો દુઃખમાં પણ સુખનો અનુભવ કરે છે. કર્મો

ઉદયમાં આવે ત્યારે ભોગવતી વખતે વિચાર કરે કે મારા બાંધેલાં કર્મો હું ભોગવું તેમાં કોઈનો દોષ નથી. તે સંસારી સુખમાં દુઃખ માને. સંસારી સુખોની પાછળ દુઃખ ઊભેલું છે.

**जहा किम्पाग ाण, परिणामो न सुन्दरो ।**
**एवं भुत्ताण भोगाणं. परिणामो न सुन्दरो ।।**

ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૧૮

કિંપાક વૃક્ષનાં ફળ રૂપમાં, સ્વાદમાં સુંદર છે પણ તે ખાવાથી જીવ અને કાયા જુદા થઈ જાય છે. તેમ સંસારના ભોગો દેખાવમાં સુંદર છે પણ તેનું પરિણામ સુંદર નથી. સમ્યગ્દૃષ્ટિ આવે ને મિથ્યાદૃષ્ટિ ટળે તો આ સમજાય. મોહનીય કર્મ એવું મજબૂત છે કે તે સાચું સમજવા દેતું નથી. મોહનીય કર્મનું સંતાન મિથ્યાત્વ છે. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ તેમાં ૨૫ ચારિત્ર મોહનીયની. દર્શન મોહનીયના ત્રણ ભેદ–સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય ને મિશ્ર મોહનીય. મોહનીય કર્મને આધીન બનેલો જીવ સુખમાં દુઃખ અને દુઃખમાં સુખ માને છે. જ્યાં વીતરાગ ધર્મ છે, આત્માનું શ્રેય થવાનો માર્ગ છે ત્યાં દુઃખ માને છે અને સંસારમાં દુઃખ છે ત્યાં સુખ માને છે. આ સંસાર કેવો છે?

**कलय संसारमति दारुणं, जन्म मरणादि भयभीत रे ।**
**मोहरिपुणेह सगलग्रहम्, प्रतिपदं विपदमुपनीत रे ।।**

હે આત્મા! આ સંસાર કલેશનું ઘર છે. સંસાર એટલે સંયોગ–વિયોગ અને કલેશનો દારૂણ અખાડો છે. એટલે આ સંસારને તું ભયંકર સમજ. કારણ કે એ જન્મ–મરણ વગેરે ભયોથી ભરપૂર ભરેલો છે. ભય કોને લાગે? જેને સમ્યગ્દર્શન પ્રગટ્યું નથી, સંસારમાંથી છૂટવાની બારી શોધી નથી અને જે સંસારના સ્વરૂપને સમજતો નથી તેને ભય લાગે છે. અચાનક એવી કોઈ માંદગી આવી અને ડોકટરને બોલાવો ને પૂછો કે હું આમાંથી બચીશ કે નહિ? જો બચવાની આશા નહિ હોય તો હું હવે મરી જઈશ તેમ મરણનો ભય લાગશે. મિથ્યાદૃષ્ટિ ટળી હશે ને સમ્યક્દૃષ્ટિ આવી હશે તો ડોકટરને પૂછશે કે મારો રોગ સાધ્ય છે કે અસાધ્ય? તમે વિના સંકોચે કહો. જો દવા લેવાથી ન મટે તેવો અસાધ્ય રોગ હોય તો હું મારી આત્મ-સાધના કરી લઉં. ઉત્તરાધ્યયન સૂત્રમાં જેમ કહ્યું છે કે–

**जहा गेहे पलितम्मि, तस्स गेह जो पहू ।**
**सार भण्डाणि नीणेइ, असारं अवउज्झई ।।**

ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૨૩

જયારે ઘરમાં આગ લાગે ત્યારે ઘરધણી અસાર વસ્તુને છોડી દઈ સાર-સાર વસ્તુ લઈને બહાર નીકળી જાય છે તેમ સમ્યગ્દૃષ્ટિ આત્મા જરા અને મૃત્યુથી સળગતા સંસારમાંથી પોતાના આત્માનું સત્ત્વ શોધી લે છે. તમે સાર વસ્તુ શેને માનો છો? હીરા-માણેક-મોતી એ તમારે મન સાર વસ્તુ છે. તમે સહી કરી આપો છો કે આ સાર વસ્તુને હું સાથે લઈ જઈશ? જે સાથે આવવાનું નથી તેને તમે સાર રૂપ માનો છો. ભાડૂતી મકાનમાં તમે કરાર કરીને રહો છો કે હું બે વર્ષ પછી ખાલી કરી આપીશ. તો ઘરધણી તમને બે વર્ષ સુધી તે મકાનમાં રહેવા દેશે. પણ તમે જે ઘરમાં વસ્યા છો તે ઘરનો બે વર્ષનો વિશ્વાસ છે ખરો? (શ્રોતામાંથી અવાજ:-ઘડીનો પણ વિશ્વાસ નથી.) છતાં જીવની રાગ દશા અને મોહ-દશા કેટલી છે? "इमं च अत्थि इमं च नत्थि।" આ મારું છે ને આ મારું નથી. જે જીવો સમજતા નથી તેની દૃષ્ટિ સંસાર તરફની હોય છે. હું આ વસાવું, આ બંધાવું, તેમાં જીવ રચ્યોપચ્યો રહે છે પણ અંતે બધું છોડીને જવાનું છે, માટે કંઇક વિચાર કર. તારું શું છે! જેને તું તારું માને છે તે તારું થવાનું નથી.

મોહ રૂપી શત્રુ એવો છે કે જે જીવને ઓચીમાંથી પકડે છે. કોઈ વ્યક્તિ સામી છાતીએ ઘા કરે તો તેનો સામનો કરી શકાય. પણ જો પાછળથી આવીને ઘા કરે તો તેની સામે સામનો કેવી રીતે થાય? તેમ મોહ રૂપી શત્રુ જીવને પાછળથી પકડે છે. ઊંચો-નીચો થાય તો પણ તેના પંજામાંથી છૂટવું મુશ્કેલ છે. મોહનીય કર્મ રૂપી શત્રુને ભગાડવા માટે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રના હથિયાર લેવા પડશે. એ હથિયાર હાથમાં આવે પછી મોહનીય કર્મને ભાગ્યા વગર છૂટકો નથી. જો મોહનીય આદિ કર્મો દૂર થતાં ન હોય તો તીર્થંકર દેવ પણ કેવી રીતે દૂર કરી શકે? સંસારમાં જીવ ડગલે ને પગલે આપત્તિમાં મૂકાય છે. આ જન્મમાં બીજાની કેટલીય વિટંબણાઓ જોઈ અને પોતાને પણ કેટલી પીડા વેઠવી પડી હોય છતાં વિચાર નથી થતો. મૃત્યુ આવ્યું ને જેણે કર્મોનો ક્ષય નથી કર્યો તેને બીજી ગતિમાં જન્મ લેવાનો ભય ઊભો છે. તમે કદાચ કર્મને કહો-ઓ કર્મ! આ જન્મમાં તો તેં મને સારી રીતે હેરાન કર્યો તો હવે માફ કર અને ફરી પાછો વિટંબણાદાયી જન્મ આપવાનું રહેવા દે. તેમાં પણ નરક-તિર્યંચગતિમાં જન્મ ન આપીશ. આમ તમે કર્મને કહો તો કર્મ સાંભળે નહિ પણ ઉપરથી શું કહેશે? તમે સંસારમાં રહ્યા છો ને? સંસારને કંસાર જેવો ગણી વધાવ્યો, હુલાવ્યો, ફુલાવ્યો છે ને? તો પછી ફરીને જન્મના યંત્રમાં પટકાઓ. ત્યારે જીવને શું એમ ભય લાગશે ખરો કે મારે હજુ જન્મ લેવા પડશે? જન્મ તો હજુ એવો દુઃખદ છે કે જન્મ પામ્યા ત્યારથી મૃત્યુનો ભય ઊભો થઇ જાય છે.

દા. ત. દાદર ઉતરતાં અડધેથી પગ લપસી ગયો તો થડકારો થાય છે કે અરે મર્યો! ઘોર અંધારી રાતમાં પગ નીચે કંઈક સુંવાળું આવતા મનને થાય છે કે હાય! આ તો સાપ છે! કરડત તો મરી જાત. મૃત્યુનો ભય ક્યાં લેવા જવો પડે એમ છે? મૃત્યુનું કોઈ કારણ નથી હોતું, તો પણ રાંક જીવને મૃત્યુનો ભય સહજમાં સ્ફુરી આવે છે. જેમણે સંસારનો રાગ છોડયો ને મોક્ષની રૂચી થઈ એવા જીવોને મૃત્યુનો ભય નથી. બાકી બધાને મોતનો ભય માથે લાગ્યો છે. આવો સંસાર સારભૂત કે અસાર? મૃત્યુના ભયની સાથે ઘડપણ આવવાનો ભય માથે ઝઝૂમી રહ્યો છે. સંસારમાં ભય, ભય ને ભય છે. આ સંસારમાં કોઈ પણ બાબત જુઓ. માલ–મિલ્કત, માન–સન્માન, સત્તા, સગાઈ, સંબંધ એ દરેકની પાછળ જીવ અઢળક પાપો અને ઘણા દુર્ગુણો આસક્ત થઈને કરી રહ્યો છે. એ માને છે કે એ બધાથી મને સુખ મળવાનું છે. જ્યાં ભારોભાર દુઃખ છે, ભારોભાર પાપ છે ત્યાં સુખની કલ્પના કરવી એ ભ્રમણા નહિ તો બીજું શું? જ્ઞાની કહે છે જીવ આ રીતે ભ્રમણામાં તણાયો છે ને એના પરિણામે સંસારમાં ભટકતો રહે છે ને નવી નવી કાયાના પિંજરમાં પૂરાય છે.

અનંતો કાળ ચાલ્યો ગયો. અનંત પરિભ્રમણ અને અનંતી કાયાની કેદ જોઈ લીધી. છતાં હજુ એને થાક લાગ્યો નથી, કંટાળો આવતો નથી. આ ભટકવાનું કારણ શું? આ દેહમાં રહ્યા નજર સામે દેખાય છે કે મૃત્યુ રૂપી સિંહ ભરખી લેવા તાકીને ઊભો છે. તે સમય આવ્યે મને ભરખી જશે. છતાં જેમ મૂર્ખ પક્ષીને બાજ પક્ષીની ચિંતા નહિ તેમ અજ્ઞાની–મોહને આધીન બનેલા જીવને મૃત્યુનો વિચાર નથી. સંસાર એટલે સારી રીતે સરકવાનું, ભટકવાનું–ક્યાં? જન્મ મરણની અવસ્થાઓમાં ભટકયા કરવાનું. સનાતન શાશ્વત–આત્મ તત્ત્વની શ્રદ્ધા હોય તો આત્માના આ થઈ ગયેલા અનંતા જન્મ–મરણ અને એમાં પસાર થયેલો અનંત પુદ્ગલ પરાવર્તન કાળ માન્યે છૂટકો. એમાં અનંતીવાર અનંત દુઃખ આત્માએ ભોગવ્યા. આ સંસારથી મુક્તિ લેવી હોય તો વીતરાગે બતાવેલા શુદ્ધ માર્ગે કદમ ભરો. તેની વાણીમાં શ્રદ્ધા કરો. અને માનવભવની જે અણમૂલી તક મળી છે, તે તકને ઓળખી લો. આ ભવમાં જો પ્રમાદ કરીને બેસી રહ્યા તો પછી પસ્તાવા સિવાય બીજું કંઈ નહિ રહે. ભગવાન બોલ્યા समयं गोयम मा पमायए સમય માત્રનો પ્રમાદ કરવા જેવો નથી. ચાર જ્ઞાનના ધણીને પ્રમાદ કરવાની ના પાડી, કારણ કે જેમ સૂકા ઝાડના પીળાં થઈ ગયેલા પાંદડાને ખરતાં વાર લાગતી નથી તેમ જીવન ક્યારે ખરી પડશે તેની ખબર નથી. માટે જે જિજ્ઞાસુ છે, સમજુ છે તે આરાધના કરવામાં આવતી કાલની રાહ ન જોવે. (આ તકે પૂ. મહાસતીજીએ થાવચ્ચાનો વૈરાગ્ય સુંદર રીતે સમજાવ્યો હતો.)

ધર્મરૂચી અણગાર ધર્મઘોષ સ્થવિરની આજ્ઞા લઈને ગૌચરી કરવા માટે નીકળ્યા

છે. "जाव चंपाए णयरीए उच्चनीय मज्झिमकुलाइं जावअडमाणे जेणेव नागसिरीए माहणीए गिहे तेणेव अणुपविट्ठे।" તેઓ ચંપાનગરીમાં ઊંચનીચ અને મધ્યમ કુળોમાં ભ્રમણ કરતાં જ્યાં નાગેશ્રીનું ઘર હતું ત્યાં ગયા. લાભાંતરાય અને દાનાંતરાય કર્મનો ઉદય હોય તો ઘર અસૂઝતા થઈ જાય. બંનેની અંતરાય તૂટી હોય તો ગૌચરી મળી શકે છે. નાગેશ્રી બ્રાહ્મણી મુનિને જોઈને તેમનો કેવો સત્કાર કરશે, શું વહોરાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** હરિષેણ રાજાએ વિશ્વભૂતિના આશ્રમમાં એક મહિનો રહ્યા પછી રાજ્યમાં જવા માટે આજ્ઞા માંગી ત્યારે વિશ્વભૂતિ ઋષિએ તેમને એક વિષહર મંત્ર આપ્યો. રાજા હરિષેણ પછી સેના સાથે નગરીમાં આવ્યો. રાજ્ય કારભારમાં પડે છે પરંતુ એમના દિલમાં તાપસના આશ્રમમાંના વસવાટે રેડેલા સુસંસ્કારોએ દૃષ્ટિ બદલી નાખી છે. તેમને રાજ્યસત્તા, સંપત્તિ વગેરેમાં હવે પૂર્વના જેવો આનંદ નથી. એના મનને અવારનવાર યાદ આવતું જાય છે કે કયાં એ તપોવનના નિવૃત્ત જીવનનો આનંદ ને કયાં આ પ્રવૃત્તિ જીવનની ખટપટ! રાજાને નિવૃત્તિ જીવનના આનંદે સંસાર-પ્રવૃત્તિનો રસ ઉડાડયો. રાજાને આવ્યું હતું જંગલનું દુઃખ પણ એ દુઃખમાંથી મળી ગયું સુખ. એ સમજે છે કે દુઃખ આવ્યું તે સારા માટે આવ્યું. નમિરાજર્ષિને રોગ ઉત્પન્ન થયો ત્યારે એમણે શું વિચાર્યું? કે મને રોગ આવ્યો ન હોત તો સ્ત્રીઓ કંકણ પહેરીને સુખડ ઘસત નહિ. અને સુખડ ઘસત નહિ તો કંકણનો અવાજ થાત નહિ. એ કંકણનો અવાજ મને વૈરાગ્યનું નિમિત્ત બની ગયું. સમ્યક્‌-દૃષ્ટિ આત્મા બધામાંથી ગુણને ગ્રહણ કરે છે. હરિષેણ રાજાને વિશ્વભૂતિ ઋષિએ વિષહર મંત્ર આપ્યો છે. ગામમાં કોઈને સર્પ કરડયો હોય તો એ મંત્ર દ્વારા તેનું ઝેર ઉતારી નાખે છે. તેની તો એ ભાવના છે કે મને જો આ મંત્ર મળ્યો છે તો હું બીજાના દુઃખ દૂર કરું. રાજા લોકોના સર્પદંશના ઝેર ઉતારે છે. એ વાત દેશોદેશમાં ફેલાઈ ગઈ.

**મંગલાવતી નગરી પ્રિયદર્શન પૃથ્વીપતિકા વાસ,**
**વિદ્યુતપ્રભા રાણી ઉર ઉપની, પ્રીતિમતિ ગુણરાસ હો. શ્રોતા.......**

**રાજકુમારી પ્રીતિમતિને સર્પદંશ :** એક વારનો પ્રસંગ છે. રાજા હરિષેણ સભા ભરીને બેઠા છે. રાજાનું મન તો તત્ત્વની રૂચીમાં રમે છે. પ્રધાનો રાહ જોઈ રહ્યા છે કે આપણા રાજાની એક વર્ષની મુદત પૂરી થવા આવી છે માટે તેમને બીજી કન્યા પરણાવીએ. ત્યાં એક રાજદૂત આવીને સમાચાર આપે છે હે મહારાજા! મંગલોથી ભરેલી મંગલાવતી નામની નગરીમાં પ્રિયદર્શન નામે રાજા છે. એમને વિદ્યુત્‌પ્રભા નામની રાણી છે. આ રાણીને પ્રીતિમતિ નામની એકની એક પુત્રી છે. તેને સર્પે ડંશ દીધો

છે. દિવ્ય ગણાતા તમામ ઔષધો નિષ્ફળ ગયા છે. મંત્રવેત્તાઓએ પણ હાથ પછાડયા છે. ગારૂડીઓ હતાશ બની ગયા છે. અને રાજકન્યાનો જીવનદીપ મૃત્યુના ઝંઝાવાત વચ્ચે ઘેરાઈ ચૂકયો છે. મંત્ર-જડીબુટ્ટી વિગેરે ઉપચારો કરવામાં આવ્યા પરંતુ કંઈ જ ફળ મળ્યું નથી. રાજા રાણીના કલ્પાંતનો પાર નથી. રાજ્યમાં રોકકળ થઈ રહી છે. રાજા રાણીને કોઈ આનંદ નથી. અરે! મારી દીકરીને કોઈ બચાવો એમ ઝુરે છે. અમને સમાચાર જાણવા મળ્યા કે આપ વિશ્વભૂતિ ઋષિ પાસે એક મહિનો આશ્રમમાં રહ્યા ત્યારે ઋષિએ પ્રસન્ન થઈને આપને વિષહર મંત્ર આપ્યો છે. એનાથી આપ બધાના ઝેર ઉતારી શકો છો. તો શું આપ એ મંત્ર દ્વારા અમારી રાજકુમારીને જીવતદાન ન બક્ષી શકો? આ સાંભળી રાજા હરિષેણને લાગણી ઉભરાઈ આવી. પરંતુ વિચાર થાય છે કે એ રાજ્ય અહિંથી ઘણું દૂર છે. તેથી એટલે દૂર જલ્દી કેવી રીતે પહોંચી શકું? અને જલ્દી ન પહોંચાય તો કુમારી જીવતી કેમ રહે? છતાં પ્રયત્ન કરું. એમ વિચારી રાજા વાયુવેગે પહોંચે એવી સાંઢણી મંગાવી પોતે જવા તૈયાર થાય છે.

**રાજા રાણીનો કલ્પાંત** :– મંગલાવતી નગરીમાં હાહાકાર મચી ગયો છે. પ્રજા રડે છે, રાજારાણી રડે છે. તેમને તો હવે કોઈ આશા દેખાતી નથી. આ બાજુ જે દિવસે રાજદૂત આ સમાચાર લઈને આવ્યો છે તે દિવસે રાજાનો જન્મદિવસ ઉજવવાનો છે. એટલે નર્તકીઓ નાચ કરવા આવી છે. ખૂબ આનંદ મંગલ થઈ રહ્યો છે. એક વર્ષ પૂરું થયું એટલે પ્રધાનોને રાજાને બીજી કન્યા પરણાવવી છે. આ સમયે રાજાને આ સમાચાર મળ્યા. રાજા વિચાર કરે છે કે, જે વસ્તુ મારી પાસે છે તેનાથી કોઈને જીવતદાન મળતું હોય તો મારું કર્તવ્ય છે કે એ કામ પહેલું કરી લેવું જોઈએ. માનવીના જીવન આગળ કાર્યક્રમ મોટો નથી દેખાતો જુઓ, રાજાની પરોપકારની ભાવના કેટલી છે! રાજા કોઈને કહેવા ન રહ્યા ને સાંઢણી મંગાવી, તેના પર બેસીને રવાના થયા. મંગલાવતી નગરીમાં સૌ હરિષેણના આગમનની પ્રતિક્ષા કરી રહ્યા છે. સૌ રડી રહ્યા છે. માણસ ગમે તેવો સત્તા અને સમૃદ્ધિથી સમ્પન્ન હોય ને પોતાને મહા સુખી માની રહ્યો હોય પરંતુ કર્મના એકાએક ઊઠતા ઉપદ્રવ આગળ કેટલો બધો રાંક બની જાય છે! તે માનેલા સુખના સાધન ત્યારે દુઃખરૂપ લાગે છે. પ્રિય-દર્શન રાજાને રાજપાટ, રાણીઓ, ખજાના અને રાજશાહી સાધનો તો ઊભાં છે છતાં એક પુત્રી આ રીતે મરવા પડી છે એમાં એવું ભારે દુઃખ શું કામ થાય કે જેથી જાણે પોતાને કંઈ સુખ જ નથી. આવા સમયે એમને કોઈ પૂછે કે મહારાજા સાહેબ! મહારાણી સાહેબ! રાજપાટ વગેરેથી સુખી તો છો ને? ત્યારે તે શું કહેશે? શું કપાળ સુખી? આવી વિનયી, સુશીલ અને અમને પ્રાણથી અધિક પ્યારી દીકરી મરવા પડી છે તો એનાં આવા દુઃખે અમે દુઃખી થતા હોઈએ ત્યાં આ રાજપાટમાં

શું સુખ? બળ્યા એ રાજપાટ ખાવા ધાય છે. સંસારના એક દુઃખે બધા મોજુદ સુખો પણ નાશ થવા લાગે છે. જો સંસારમાં સાચું સુખ હોત તો સુખ કયારે પણ દુઃખરૂપ ન બનત. માટે સંસારમાં સાચું સુખ છે જ નહિ. હરિષેણ રાજા મંગલાવતીમાં પહોંચી ગયા. દૂતે આવીને રાજાને સમાચાર આપ્યા કે હે કૃપાવંત! મહારાજા હરિષેણ પધાર્યા છે. રાજાએ તેમનું સ્વાગત કર્યું ને બોલ્યા.

**પ્રભુ પધારો જહર ઉતારો, વો મોટો ઉપકાર,**
**તુરત તિહાં જા રાજસુતાકા, દીન્હા ગરલ ઉતાર...શ્રોતા......**

પ્રભુ પધારો! આપનો અમારા પર અથાગ ઉપકાર છે. રાજા આટલા સુંદર શબ્દોથી સત્કાર શા માટે કરે છે? પોતાનો સ્વાર્થ રહેલો છે. કુંવરીનું ઝેર ઉતારવું છે. હવે હરિષેણ રાજા પ્રીતિમતીનું ઝેર કેવી રીતે ઉતારશે તે ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૨૫

શ્રાવણ સુદ ૧૨ ને મંગળવાર તા. ૩૦-૭-૭૪

અનંત કરૂણાનિધી શાસન સમ્રાટ વીર ભગવાને જગતના જીવોને આત્મકલ્યાણને અર્થે સિદ્ધાંતમય વાણીની પ્રરૂપણા કરી. તમે જેને વળગી પડયા છો એ કંચન, કામિની કાયા, કુટુંબ; આ ચાર કક્કા મોહનીય કર્મને મજબૂત કરનાર છે. મહા મોહનીય કર્મમાં લઈ જનાર છે. તમારે આત્માનું અનંત સુખ જોઈતું હોય તો આ ચાર કક્કાને છોડવા પડશે. અને નહિ છોડો તો દુર્ગતિમાં લઈ જશે. જેમ કોઈ પક્ષી ભ્રમણાથી જાળના તાંતણે બંધાયેલું એવા પ્રદેશમાં ભમ્યા કરે કે જ્યાં એને પાંજરામાં પૂરાવું પડતું હોય એની નજીકમાં કોઈ બાજ પક્ષી કે બિલાડો એને ભરખવા તૈયાર હોય. તે સમય આવતાં પાંજરું તોડફોડ કરી નાંખે અને પંખી ત્યાંથી છૂટીને જાળના ઢગલાબંધ તંતુથી પકડાયેલું ભમવા માંડે કે તરત બીજા પાંજરામાં પૂરાવું પડતું હોય અને તે પાંજરા પાસે બિલાડી મારી નાંખવા તૈયાર હોય એવી રીતે આ જીવ શરીરરૂપી પાંજરામાં પૂરાયેલો છે. એને ભરખી લેવા મૃત્યુ પાસે ઊભું છે. એ મૃત્યુથી શરીર નાશ થયે જીવ છૂટયો તો પણ કર્મજાળના અસંખ્ય તંતુથી બંધાયેલો ચાર ગતિરૂપ સંસારમાં ભમતો રહે છે. અને એમાં તરત પાછો શરીરરૂપી પાંજરામાં પૂરાય છે. જ્યાં મૃત્યુ નજીકમાં આવીને રહેલું હોય છે. આપણું શરીર એ પાંજરું છે. મૃત્યુ એ બિલાડું છે.

અસંખ્ય કર્મજાળના તંતુથી જીવ બંધાય છે. અને તે કર્મતંતુ જીવને ભમાડીને નવા નવા શરીરરૂપી પાંજરામાં પૂરે છે. ચતુર્ગતિમાં રખડાવનાર અને શરીરરૂપી પિંજરમાં

પૂરાવનાર કોણ ? કર્મો. દા. ત. જીવને માટે શરીર એ પાંજરુ છે અને એમાં પોતે પક્ષીની જેમ કેદમાં પૂરાયો છે. પક્ષીને આમ તો દેશવિદેશે ફરવાનું પોતાની ઇચ્છા પ્રમાણે ગગનમાં ઉડ્ડયન કરવાનું ગમે છે. પરંતુ પાંજરામાં પૂરાયા પછી એ સુખને ભૂલી જાય છે તેમ જીવનો સ્વભાવ અનંત જ્ઞાન, અનંત સુખમાં વિચરવાનો છે. પરંતુ શરીરરૂપી પિંજરમાં પૂરાયા પછી વિભાવમાં જઈને એ સુખને ભૂલી ગયો છે. બંધુઓ ! અજ્ઞાની જીવ પોતાના રૂપાળા અને સશક્ત શરીર પર અભિમાન કરે છે. પણ એ તેની મૂર્ખતા છે. જેમ પક્ષીને રૂડું રૂપાળું સોનાનું મજબૂત પાંજરુ હોય તેને રોજ દાડમની કળીઓ ખાવા મળતી હોય અને તેમાં સુખ માનતું હોય તો તે સુખ છે કે દુઃખ ? જો તેમાં સુખ માનતું હોય તો એની કેટલી મૂર્ખતા ! કયાં ગગનમાં સ્વતંત્ર ઉડવાનો અપૂર્વ આનંદ અને કયાં સોનાના પિંજરામાં પૂરાઇ રહેવાનું બંધન ! તે રીતે આપણું પણ સમજવું. કયાં જીવની અનંત જ્ઞાનાદિ સુખમાં વિચરવાની મઝા અને કયાં શરીરમાં પૂરાઈ રહેવાની ગુલામી ! શરીર રૂપી પિંજરામાં પૂરાયેલા જીવને કેટલા કેટલા દુઃખ વેઠવા પડે છે ? શરીર છે તો ભૂખ લાગે, ગરમી લાગે, ઠંડી લાગે અને એ દૂર કરવા માટે આહારની, પાણીની, કપડાની, હવા માટે પંખાની, એરકંડીશન રૂમની કેટલી વેઠ કરવી પડે છે ! ભલે એથી થોડો ટાઇમ ચમકારો દેખાશે. પરંતુ ખરી રીતે તો ભૂખ તરસથી પેટમાં ઉઠેલી આગ તેની ક્ષણિક બૂઝામણ છે. બાકી ફરીથી પાછી પેટમાં આગ ઊઠવાની છે.

માની લો, કે તમને ખરજવું થયું. ખરજવાની ચળ આવે ત્યારે એને વારે વારે ખણીને શાંત કરવી પડે. ખણતી વખતે તમને આનંદ આવતો હોય, સારુ લાગતું હોય, છતાં ખણવાનું એ શું આનંદની વસ્તુ છે ? ના. એ આનંદ પાછળ બળતરા ઊભી છે. જો ખણવામાં આનંદ આવતો હોય તો સાજા શરીરે ખણખણ કરવામાં કેમ આનંદ ન આવે ? ત્યાં આનંદ નથી આવતો. ખરજવાની ચળનું દર્દ હોય તો ખણતાં આનંદ આવે છે. આ આપણને એ બતાવે છે કે આનંદ ખણવાની ક્રિયાના ઘરનો નથી, પરંતુ ચળના દર્દને શાંત કરવાના ઘરનો છે. આ આપણે બરાબર સમજીએ છીએ. ખણવાના આનંદ માટે ખરજવાને રહેવા દેતા નથી પણ એને જડ મૂળમાંથી કાઢવા મથીએ છીએ. બસ આજ રીતે શરીર રૂપી પાંજરામાં કેદ પૂરાયેલી આત્માની આ સ્થિતિ છે. વારંવાર ભૂખ તરસની ચળ ઉપડયા કરે છે. ને એને શાંત કરવા માટે અન્ન–પાણી મેળવવાની વેઠ કરવી પડે છે. ભૂખ–તરસ એ ખરજવાની ચળની જેમ રોગ છે. ચળ આવે ને ખણો તેથી જરા સારુ લાગે, રાહત દેખાય પણ પછી તો કાળી બળતરા રૂપી દુઃખ ઊભું છે. તેમ ખાવું–પીવું એ શરીર માટે સ્હેજ રાહતનો ઉપાય દેખાય. પરંતુ તે સુખનું સાધન નથી. જીવને કયારે પણ એવો વિચાર આવે છે કે ખરજવાની ચળની જેમ આ ભૂખ તરસનો રોગ કયારે મટે ? અને કયારે આ ખાનપાનની વેઠ બંધ થાય ?

દેવાનુપ્રિયે ! સિદ્ધાંતમાં કંઈક દાખલા છે કે મહાન પુરૂષોએ આ ભૂખ–તરસનો રોગ મટાડવા અઘોર તપશ્ચર્યા કરી. અનુત્તરોવવાઈ સૂત્રમાં ધન્ના અણગારની વાત આવે છે. જેને ત્યાં ધોમ સાહ્યબી હતી. જે મોટા આલીશાન ભુવનમાં આનંદ કરતા હતા. વૈભવનો કોઈ પાર ન હતો. પાણી માંગતા દૂધ હાજર થાય, બત્રીસ અપ્સરા જેવી જેને પત્નીઓ હતી. કાલ સુધી મેવા, મિષ્ટાન્ન, ફરસાણ વગેરેમાં આનંદ માનતા હતા. તેમણે બીજે દિવસે પ્રભુ મહાવીર પાસે ચારિત્ર લઇ છઠ્ઠ છઠ્ઠના પારણે જીવનભર આયંબીલ કરવાની પ્રતિજ્ઞા કેવી રીતે કરી હશે ? એમને પ્રભુની વાણીથી વિવેક પ્રગટી ગયો કે સારા સારા ખાનપાન એ સુખના સાધન નથી પણ ભૂખ–તરસ, આહાર સંજ્ઞા વગેરેના રોગની પીડાને કામચલાઉ રાહત કરનારા છે. અને આગળ ઉપર ખરજવાને ખણવાની જેમ રોગને ઊભા કરનારા છે. જેથી ખાવા પીવાની વેઠ મટવાની નથી. એટલે હવે મારા સારા સ્વાદનો–ભૂખારવાપણાનો રોગ મટાડવો છે. તે રોગ મટાડવા માટે અકસીર ઉપાય છે આયંબીલનો, સાવલુખ્ખો, સુક્કો આહાર. આહાર સંજ્ઞાનો રોગ મટાડવા માટે બબ્બે ઉપવાસનો અભ્યાસ જરૂરી છે. જેને આવો દૃઢ નિશ્ચય થઈ જાય તેને છઠ્ઠના પારણે આયંબીલ શું કઠીન લાગે ? તેમને સમજાઈ ગયું છે કે આહારની ભૂખ અને રસોનું ભૂખારવાપણું એ મહારોગ છે. એ કામચલાઉ રાહત આપે પણ રોગને પુષ્ટ કરે છે.

સંસારમાં દરેક વાતોમાં આ પ્રમાણે છે. ધન–માલ–મિલ્કત એમાં જરા પણ સુખ નથી. એને મેળવવા માટે કેટલા કષ્ટ વેઠવા પડે. કેટલા જોખમ ખેડવા પડે. એની પાછળ પાપો–અધર્મો કેટલા કરવા પડે એ વિચારશો તો હૈયું ખળભળ્યા વિના રહેશે નહિ. આ બધા પરિગ્રહ સંજ્ઞાના રોગમાં તાત્કાલિક રાહત આપશે. જેની પરિગ્રહ-સંજ્ઞા ચાલી ગઈ છે એવા સાધુઓને મોટી માલ મિલ્કત પર જરા પણ આનંદ થતો નથી. આજે દુનિયામાં જુઓ, પૈસાની ખાતર અને પૈસા મળ્યા પછી પણ કેટલા પ્રપંચ કરવા પડે છે, આ સંસાર જ એવો છે. એ હિંસા–જુઠ–અનીતિ વિગેરે પાપો કરાવે. ક્રોધ, માન, માયા, લોભ આદિ કષાયો કરાવે. રાગ–દ્વેષ વૈર, વિરોધ આદિ દુર્ગુણોને પ્રગટાવે. આનું નામ સંસાર. જ્ઞાની પુરૂષો કહે છે આ જીવે ભ્રમણાભર્યા અનંત જીવન કર્યા ને એમ કરતા અનંતાનંત પુદ્ગલ પરાવર્તન કાળ પસાર કર્યા. જેમાં અનંતીવાર સંસારમાં ભટકયો. આ સંસાર અનાદિ છે. જન્મ પછી મૃત્યુ તો નિશ્ચિત છે. જે જીવો સિદ્ધ–બુદ્ધ–મુક્ત થઈ ગયા છે એમને છોડીને અનંતાનંત જીવો અનંતાનંત પુદ્ગલ પરાવર્તન કાળથી અનંતી વાર ભટકતા અનંતા જન્મ–મરણ કરતા આવ્યા છે. મહાન પુણ્યોદયે આવી ઉત્તમ સામગ્રીવાળો માનવજન્મ મળ્યો છે. તો તું ધર્મનું આચરણ કરી લે. આવતી કાલની રાહ ન જોશો. પાપના કાર્યમાં થોભી જજો અને આત્મ-

સાધના કરવામાં વિલંબ કરશો નહિ.

જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં ઉગ્ર તપસ્વી ધર્મરૂચી અણગાર ગુરૂદેવની આજ્ઞા લઈને ગૌચરી નીકળ્યા છે. અત્યારે મંગલકારી તપશ્ચર્યાના દિન ચાલી રહ્યા છે ને આપણે પણ તપસ્વી મુનિની વાત ચાલે છે. આજે સામાન્ય તપ કરે કે અઘોર તપ કરે પણ તેના વિધી વિધાન કરતા નથી. આ ઉત્તમ પુરૂષોના નામ સિદ્ધાંતના પાને સુવર્ણાક્ષરે લખાઈ ગયા. તેનું કારણ તેમના તપ વિધી–વિધાન સહિત હતા. ગમે તેવા કપરા પ્રસંગો આવે પણ ચારિત્રમાં જરા પણ આંચ આવવા દેતા નહિ. તે સમજતા હતા કે ચારિત્ર લોકોની વાહ વાહ માટે કે જગતને રીઝવવા નથી લીધું પણ મારા આત્માનું કલ્યાણ કરવા લીધું છે. સ્વ કલ્યાણ સાથે પર કલ્યાણ કરવાનું છે. જેમ કોઈ માણસ સુખડના લાકડા લઈને જતો હોય. તે પોતાના સ્થાને પહોંચ્યો નથી પણ રસ્તામાં વચ્ચે તેની કોઈ સુગંધ લે તો ના નથી પાડતો. તેમ ચારિત્ર પોતાના માટે છે. જે પોતાનું બરાબર સાચવે છે તો તેમાં બીજાનું સચવાઈ જવાનું છે.

તીર્થંકર ચક્રવર્તિની વાતો વાંચીએ ત્યારે એમ થાય કે એમણે કેટલું છોડયું ! ચક્રવર્તિને નવ નિધાન અને ચૌદ રત્નો હોય. તમને તાપ લાગે ત્યારે માથા ઉપર છત્રી રાખો અને ચક્રવર્તિ ચાલે ત્યારે છત્ર રત્ન અડતાળીસ ગાઉ સુધી છાયા કરી દે. દરિયો કે સમુદ્ર ઓળંગવો હોય ત્યારે ચર્મરત્ન નાવની માફક કામ કરે. ચક્ર-રત્ન છ ખંડ સાધવાનો માર્ગ બતાવે, દંડ રત્ન આગળ જઈને ગુફાના દરવાજા ખોલી નાંખે, ખડ્ગ રત્ન શત્રુને હણે. મણિરત્ન હસ્તિરત્નના કપાળ પર બાંધવાથી પ્રકાશ આપે. કાકણ્ય રત્ન ગુફામાં યોજન યોજનના અંતરે વર્તુળાકારે ઘસવાથી સૂર્યમંડળ સમાન પ્રકાશ આપે. આ સાત એકેન્દ્રિય રત્ન છે. સાત પંચેન્દ્રિય રત્ન તેમાં સેનાપતિ-રત્ન દેશ પર વિજય મેળવે. ગાથાપતિ રત્ન ચોવીસ જાતના ધાન્ય નીપજાવે. વાર્ધિક રત્ન બેંતાલીશ ભૂમિના આવાસ–પૂલ વગેરે બનાવે, પુરોહિત રત્ન વાગ્યા ઘા રૂઝવે, વિઘ્ન ટાળે ને ધર્મકથા સંભળાવે. સ્ત્રી રત્ન વિષયના ઉપભોગમાં આવે. ગજરત્ન અને અશ્વરત્ન એ બંને બેસવા માટે કામ આવે. જેને ત્યાં આવા ૧૪ રત્નો હોય, જેની સેવામાં દેવો હાજર રહેતા હોય એવા ચક્રવર્તિ ધોમ સાહ્યબી ભોગવનાર સંસાર છોડી સાધુ થઈ ગયા. તેમને સમજાઇ ગયું કે આ સુખ એ સુખ નથી પરંતુ તેની પાછળ ભયંકર દુઃખ ઊભું છે. ત્રણ કાળમાં સંયમ વગર સિદ્ધિ નથી. આવા ચક્રવર્તિ દીક્ષા લે ત્યારે ખુલ્લા પગે ચાલે જેને છત્ર રત્ન છાયા કરે, તડકાની ખબર ન હોય એવા બપોરે તડકામાં ખુલ્લા માથે ગૌચરી જાય. લોચ કરેલો હોય ત્યારે તો માથું કેવું તપે ? છતાં ખુલ્લા માથે ફરે. ભગવાનના સંતો કેવા હોય ?

**ના છત્ર ધરે કદી તડકામાં, ના ફરે કદી વાહનમાં,**
**મારગ હો ચાહે કાંટાળો, પહેરે ના કાંઈ પગમાં,**
**હાથેથી સઘળાવાળ ચુંટી, માથે મુંડન કરનારા–આ છે અણગાર અમારા...**

તમારામાં ખમીર હોવું જોઈએ. તમને કોઈ પૂછે કે તમારા ગુરૂ કોણ ? તમારો ધર્મ કયો ? તો ઢીલો જવાબ ન આપશો. જેમ કોઈ ગરીબ માણસને ધરતી ખોદતાં નિધાન મળી જાય તો તેને કેટલો આનંદ થાય ! તેનામાં ખુમારી કેટલી આવી જાય ! તેવી રીતે જીવનમાં સમ્યકત્વ આવશે ત્યારે નિધાન કરતા મહા નિધાન મળી ગયું હોય તેવી ખુમારી આવી જશે. તમે જેવા તેવાના સંતાન નથી પણ મહાવીરના સંતાન છો. ભગવાન નાના હતા ને રમવા ગયા ત્યાં સર્પ આવ્યો તો હાથથી પકડીને દૂર મૂકી દીધો. દેવની સાથે રમત રમતાં રમતાં દેવે ઊંચે ઉછાળ્યો છતાં જરા પણ ભય નહિ કે જરા પણ ડગ્યા નહિ. (શ્રોતામાંથી અવાજ–અનંત બળના ધણી હતા.)

ધર્મરૂચી અણગાર ફરતા ફરતાં ક્યાં ગયા !

**એક માસખમણને પારણે, મુનિ ગૌચરી લેવા સંચર્યા,**
**સ્વાધીન પણે ભિક્ષાર્થે જઈ, નાગેશ્રી દ્વારે જઈ રહયાં,**
**ઘર આંગણે ઉકરડો જાણી, કડવી તુંબી વહોરાવે રે**
**ધર્મઘોષ તણાશિષ્ય ધર્મરૂચી કીડીઓની કરૂણા આણે રે,**
**નિગ્રંથ મુનિઓ પ્રાણ સાટે છકાયની રક્ષા જાણે રે...**

સંયમ એ જીવન સાટાના ખેલ છે. પર જીવોની રક્ષા માટે પોતાના પ્રાણનું બલિદાન આપશે. (શ્રોતામાંથી અવાજ–હસતા મુખે) કેવી દયા ! કેવી કરૂણા ! સાચો સંત બીજા જીવોને મારીને પોતે જીવવાની ઈચ્છા ન કરે. ધર્મરૂચી અણગાર ગૌચરી કરવા માટે નીકળ્યા છે. જેની પાસે ત્રણ પાતરા છે. એ પાતરામાં પાણી અને એક પાતરામાં ગૌચરી લેવાની. જેણે જીભના સ્વાદને જીતી લીધા હતા. જે વીતરાગે બતાવેલા ચારિત્ર માર્ગમાં પરિપૂર્ણ છે. ચારિત્રમાં કયારે પણ કાળ–ભાવ લાગુ ન પડે. ત્રણકાળમાં ૧ ને ૧ બે થશે પણ ત્રણ નહિ કહો. તેમ ભગવાન ઋષભદેવનો સમય હોય કે મહાવીર સ્વામીનો સમય હોય પણ ચારિત્ર એટલે ચારિત્ર. જેઓ ચારિત્ર માટે કાળ–ભાવની વાત કરે છે તે ચારિત્રને ઊંચું મૂકી દે છે. લુંચન શા માટે કહ્યું છે ? દ્રવ્યથી કેશનું લુંચન પણ ભાવથી ચાર કષાય અને રાગ–દ્વેષનું લુંચન કરવાનું છે. ખંધક મુનિના ૫૦૦ શિષ્યો ઘાણીમાંપીલાઈ ગયા. તેમને ખબર હતી કે આપણને કાલે ઘાણીમાં પીલવાના છે. તો તેમને ત્યાંથી ભાગી જવું હોત તો ન ભાગી શકત ? પણ શું વિચાર્યું ? ૨૨ પરિષહમાં આજે વધનો પરિષહ આવ્યો છે. આવો દિવસ તો

કોઈક વાર ભાગ્યે જ આવે છે. આજે અમારે મન આનંદનો દિવસ છે. પરિણામની ધારા કેટલી વિશુદ્ધ છે ! અમે નથી પીલાવાના પણ અમારા કર્મો પીલાવાના છે. કેટલું આત્માનું મનોમંથન !

ધર્મરૂચી અણગાર ગૌચરી માટે ફરતા ફરતા નાગેશ્રીના ઘરે આવી ચઢયા. આ નાગેશ્રી, મુનિની રાહ જોવા ગઈ ન હતી. તેનામાં સમજણ ન હતી. મહાવીરના શ્રાવકો જમતી વખતે સાધુ ચિંતવણા કરે કે અહો ! જો સંતમુનિ પધારે તો હું સુપાત્રે દાન દઈને પછી જમું. નાગેશ્રીના સદ્‌ભાગ્ય કે આવા ઘોર તપસ્વી મુનિના પગલાં થયા. મુનિને આવતા જોઈને તરત સરસ વઘારેલો, ઘી તરતો કડવી તુંબડીનો આહાર આપવા માટે ઉત્થાન ક્રિયા વડે ઊભી થઇ એટલે કે પોતાનામાં રહેલી ઊભી થવાની તાકાતથી તે ઊભી થઈ અને હર્ષિત થતી જયાં ભોજનશાળા હતી ત્યાં ગઇ. આવા તપસ્વી મુનિ પધાર્યા પણ તે કમભાગી કે માન કષાયમાં જોડાઈ ગઈ. તેને શાક ફેંકવાની કયાંય જગ્યા ન હતી ? તેણે તો એમ વિચાર્યું કે મારે શાક બહાર નાંખવા જવું મટી ગયું. આ સંત સહજ આવી ગયા છે.

"उवागच्छित्ता तं सालइयं तिक्तकडुयं च बहुसंभारसंलियं णेहावगाढं
धम्मरुइस्स अणगारस्स पडिग्गहंसि सव्वमेवनिसिरइ ।

રસોડામાં જઇને તેણે તે શારદિક કડવી તુંબડીનું ખૂબ સરસ રીતે વઘારેલું તેમજ ઘી તરતું શાક લઈ આવી અને ત્યાર પછી ધર્મરૂચી અણગારના પાત્રમાં બધું નાંખી દીધું. નાગેશ્રીએ મુનિનો આદર સત્કાર કર્યો પણ અંદર માન–માયા ભર્યા છે. આ બધો ખોટો દંભ કરી રહી છે. મુનિને ઉકરડો જાણી મુનિના પાતરામાં બધું શાક નાંખી દીધું. મુનિએ બસ બસ કર્યું છતાં બધું પાતરામાં નાંખી દીધું. સાધુને સુપાત્ર દાન દેવું તે મહાન લાભનું કારણ છે. પણ દૃષ્ટિમાં ફેર છે. નાગેશ્રીના ભાવમાં મલીનતા ભરી છે. તેને થયું કે આવો ઉકરડો ફરીવાર નહિ આવે. પણ એવો વિચાર ન કર્યો કે મેં એક ટીપું ચાખ્યું તેની પાછળ કેટલી બધી સાકર ખાઈ ગઈ છતાં મારા મુખમાંથી કડવાશ ન ગઈ. મારું માથું ભમી ગયું તો આ મુનિ શી રીતે ખાશે ? જૈન મુનિ આહાર પરઠવતા નથી તેમજ કોઈને આપતા નથી. માનનું પોષણ કરવા માટે આવો કડવો આહાર મુનિને વહોરાવી દીધો. ધર્મરૂચી અણગાર ગૌચરી પર્યાપ્ત જાણીને ઈર્યાસમિતિ સાચવતાં ગૌચરી લઈને ગુરૂની પાસે ગયા ને ગુરૂને ગૌચરી બતાવી. તમને એમ થાય કે વાતેવાતે ગુરૂની આજ્ઞા ! આવું બંધન ! પણ ભાઈ, એ બંધન નથી. જે ગુરૂને અર્પણ થઇ જાય છે તે કલ્યાણ કરી શકે છે.

મેઘકુમારના પરિણામ બદલાયા ને માઠા ધ્યાનમાં ગયા. પણ વિચાર્યું કે અહીંથી જવું છે તે સાચું પણ જેની પાસેથી મેં લેબાસ તથા વસ્તુઓ લીધી છે,

તે તેમને પાછી આપીને જાઉં. ચોર થઈને નથી જવું. જો બારોબાર ગયા હોત તો (શ્રોતામાંથી અવાજ :- સંસારમાં રખડવું પડત). તે ભગવાન પાસે આવ્યા. ભગવાન બોલ્યા :-

**યાદ કર યાદ કર હાથીના ભવમાં**
**સસલું પગ નીચે શોર બકોરમાં**
**કેમ મેઘ! મનડાએ ગોથું માર્યું...આજ મને સંતોએ ઠેબું માર્યું.**

ઓ મારા મેઘ! ભગવાનના શું વચનામૃતો છે? અમૃત કરતાં પણ મીઠાં. હે મેઘ! તું હાથીના ભવમાં હતો ત્યારે એ ભવમાં રખેને મને દુઃખ ન પડે તે માટે તેં મોટું માંડલું બનાવ્યું હતું. ઘાસ આદિ પડયું હોય તો આગ લાગે ને બળી જાય તેનાથી બચવા માટે ઘાસ-તણખલા આદિ દૂર કરી જમીન ચોખ્ખી કરી માંડલું બનાવ્યું હતું કે જેથી કદાચ દાવાનળ લાગે તો હું બચી જાઉં. એક દિવસ વનમાં ભયંકર દાવાનળ લાગ્યો. સૌ જીવોને જીવવું ગમે છે, મરવું કોઈને ગમતું નથી. એટલે વનના બધા પ્રાણીઓ ભાગી ભાગીને બચવા માટે તારા માંડલામાં આવ્યા. તેં બધાને આશરો આપ્યો. તને ખુજલી આવતા તેં પગ જરા ઊંચો કર્યો અને જે જગ્યા થઈ તેમાં મરણના ભયથી બચવા એક સસલું આવીને બેસી ગયું. તું પગ મૂકવા ગયો તો સસલું બેઠેલું જોયું. તને થયું કે આ મરણના ભયથી મારા શરણે આવ્યું છે. હવે હું પગ મૂકું તો તેનું શું થાય? કેવી અનુકંપા! સસલાની રક્ષા ખાતર તેં અઢી દિવસ પગ અદ્ધર રાખ્યો તેથી નસો ખેંચાવા લાગી. જ્યારે દાવાનળ શાંત થયો ત્યારે સૌ સૌના સ્થાને ચાલ્યા ગયા. પછી તું જ્યાં પગ ભોંય પર મૂકવા ગયો ત્યાં જમીન પર પડી ગયો ને મરણને શરણ થઈ ગયો. તો હે મેઘ! તું હાથીના ભવને યાદ કર. એક સસલાને બચાવવા પ્રાણ દઈ દીધા ને આજે મારા સંતોનું ઠેબું તને વાગ્યું! તું શ્રેણિક રાજાનો પુત્ર થયો ને આટલી રિદ્ધિ-સિદ્ધિ પામ્યો. આ બધો કોનો પ્રતાપ? ભગવાનના આટલા શબ્દે મેઘકુમારના દિલમાં ઝણઝણાટી પેદા કરી. આ બધી વાત સાંભળતા જાતિસ્મરણ જ્ઞાન થયું. આખું માંડલું જોયું. હાથી જોયો. તેના પગ નીચે સસલું જોયું. બસ પ્રભુ! આંખની બે કીકી અને શ્વાસોચ્છ્વાસ સિવાય મારું આખું જીવન અર્પણ કરું છું. કેટલી જાગૃતિ આવી ગઈ! ગુરૂને અર્પણ થયા તો તરી ગયા.

ધર્મરૂચી અણગાર ગૌચરી લઈ નાગેશ્રીના ઘેરથી નીકળી ચંપા નગરીની વચ્ચેના માર્ગથી પસાર થતા જ્યાં સુભૂમિભાગ નામે ઉદ્યાન હતું, ત્યાં આવ્યા. અને આવીને તેઓ પોતાના આચાર્ય ધર્મઘોષ સ્થવિરની પાસે આવ્યા. ત્યાં આવીને તેમણે ભિક્ષામાં પ્રાપ્ત થએલા આહારને બતાવ્યો. ગુરૂ આજ્ઞા આપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** હરિષેણ રાજા પ્રીતિમતીને સર્પદંશનું ઝેર ઉતારવા માટે મંગલાવતી નગરીમાં પધાર્યા છે. પ્રિયદર્શન રાજાએ તેમના ખૂબ સત્કાર-સન્માન કર્યા ને કહ્યું–વૈદોના કહેવા મુજબ આજ મારી પ્રિય પુત્રીના જીવનની અંતિમ રાત્રી છે. અમારા બધા ઉપાયો નિષ્ફળ ગયા છે. આપના ઉપર અમારી આશાનો આધાર છે. હરિષેણ રાજા કહે-પહેલા મને કુંવરી બતાવો. જો તેનામાં પ્રાણ હશે તો અવશ્ય બચી જશે. રૂમમાં બેઠેલા દરેક માણસો સ્થિર નજરે હરિષેણ સામું જોઈ રહ્યા હતા. તેમને મન અત્યારે હરિષેણ માત્ર આશાનો દૂત નહોતો જણાતો પણ દેવદૂત લાગતો હતો.

**પ્રીતિમતીએ પામેલું નવજીવન :–** રાજાએ કુંવરીને જોઈ. હજુ તેનામાં જીવ છે એટલે સારું થઈ જશે. તે કહે-મહારાજા ! રડશો નહિ, ઝૂરશો નહિ, ચિંતા કરશો નહિ, હમણાં રાજકુંવરીનું ઝેર ઉતરી જશે, ને કુંવરી સજીવન થઈ જશે. હજુ કુંવરીનું ઝેર ઉતર્યું નથી, સજીવન થઈ નથી, છતાં આટલા શબ્દોથી રાજા-રાણીને કેટલું આશ્વાસન મળ્યું હશે ! હરિષેણ રાજા કહે-મહારાજા ! હજુ દીવડો ટમટમે છે. એટલે મને વિશ્વાસ છે કે દીવડો બૂઝાશે નહિ, એમ કહી હરિષેણ રાજાએ ભગવાનનું સ્મરણ કરી વિષ-અપહર મંત્રનો ઉપયોગ કર્યો. બધી વિધી કરી. મંત્રના પ્રભાવે કુંવરીને ઉલ્ટીઓ થવા લાગી ને બધું ઝેર નીકળી ગયું. કુંવરી ભાનમાં આવીને બેઠી થઈ ગઈ. સામે હરિષેણ રાજાને બેઠેલા જોઈ પૂછે છે માતા ! આ સજ્જન પુરૂષ કોણ છે ? માતાએ કહ્યું-દીકરી ! મિત્રાવતી નગરીના એ મહારાજા હરિષેણ છે. એ ઉત્તમ પુરૂષે તારા વિદાય થતાં પ્રાણને પાછો વાળ્યો છે. કુમારી ક્ષેમકુશળ બેઠી થઈ એટલે એના માતા-પિતા તથા પ્રજાજનોને ખૂબ આનંદ થયો. હરિષેણે રાણી સામે જોઈને કહ્યું–મહારાણી ! વિષનો પ્રભાવ તો ચાલ્યો ગયો છે, પરંતુ હવે તેને જીવનમાં કોઈ વાર સર્પદંશ થશે તો વિષનો પ્રભાવ કાંઈ અસર કરી શકશે નહિ. રાણી હરિષેણ રાજાને કહે છે મહારાજા ! આપનો આ ઉપકાર અમે કદી પણ વિસરી શકશું નહિ. આપે અમારા જીવનની આશાને બચાવી લીધી છે. રાજા પ્રિયદર્શનને પણ થયું કે આ હરિષેણ રાજાએ જબરજસ્ત ઉપકાર કર્યો છે તો મારે હવે એનો બદલો વાળવા શું કરવું ? હવે પ્રિયદર્શન રાજા હરિષેણના ઉપકારનો બદલો કેવી રીતે વાળશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૨૬

શ્રાવણ સુદ ૧૩ ને બુધવાર તા. ૩૧-૭-૭૪

ચરમ તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ જગતના જીવોના આત્મ-કલ્યાણને અર્થે સિદ્ધાંતની પ્રરૂપણા કરી. નાગેશ્રી બ્રાહ્મણીને ઘેર ધર્મરૂચી અણગાર

ગૌચરી માટે સહજ આવી ગયા હતા. સાધુને નિયમ ન હોય કે મારે આ ઘેર ગૌચરી કરવી. તેમના માટે કોઈ તિથિ કે દિવસ નિર્માણ કરેલો નથી. સાધુ તો અતિથિ છે બાર વ્રતની અંદર ૧૧ વ્રત સ્વાધીન છે પણ બારમું વ્રત પરાધીન છે. તમારી ગમે તેટલી સુપાત્ર દાન દેવાની ભાવના હોય પણ અંતરાય તૂટી હોય તો લાભ મળી જાય. અને તે દાન સાચું દાન છે. જેના જીવનમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર–તપની જ્યોત ઝળહળી રહી છે એવા ઉગ્ર અને અઘોર તપસ્વી ધર્મરૂચી મુનિ નાગેશ્રીના ઘરે પધાર્યા હતા. નાગેશ્રીએ કડવી તુંબીનું બધું શાક મુનિને વહોરાવી દીધું. ધર્મરૂચી અણગાર આ ઉદરપોષણ માટે પર્યાપ્ત છે એવું જાણીને નાગેશ્રીના ઘરેથી બહાર નીકળ્યા. આ મુનિનો તપ ક્રિયા સહિતનો છે.

કોઈ એકાંત ક્રિયાને માને છે તો કોઈ એકાંત જ્ઞાનને માને છે. આમ જે એકાંતવાદી છે તે મિથ્યાત્વી છે. જૈન દર્શન અનેકાંતદર્શન–સ્યાદ્‌વાદ દર્શન છે. તે જ્ઞાન અને ક્રિયા બંનેને માને છે. એ બંનેની જરૂર છે. રૂપિયો તમે ખાલી ચીતરી નાખો તેથી રૂપિયો નહિ મળી જાય. લાડવો શબ્દ લખી નાંખવાથી ભૂખ નહિ મટે. એ માટે ક્રિયા કરવી પડે છે.

**કાગળ તણી હોડી વડે સાગર કદી તરાય ના,**
**ચીતરેલ મોટી આગથી, ભોજન કદી રંધાય ના.**

કાગળની હોડીથી સાગર તરી શકાશે નહિ પણ ઉલ્ટું એમાં ડૂબી જવાય. મોટી આગ ચીતરવાથી રસોઈ કદી બનવાની નથી. તમારે ઘેર ઘણી જગ્યાએ કેલેન્ડરમાં આગ જેવું ચિત્ર દોરેલું હોય છે. પણ એના પર હાથ મૂકવાથી દઝાતું નથી. જ્ઞાનથી જાણી શકાય પણ આચરણમાં મૂકવાની ક્રિયા તો કરવી પડે. ફક્ત જાણી લેવાથી કલ્યાણ નથી થવાનું પણ જાણવા સાથે ક્રિયા કરવી પડશે. માટે હેય, જ્ઞેય અને ઉપાદેય ત્રણેનું લક્ષ રાખો. તમારા સંસાર વ્યવહારમાં પણ તમે ઘઉં રાખો છો ને કાંકરા કાઢી નાંખો છો. કારણ કે તમે જાણો છો કે ઘઉં રાખવા જેવા છે ને કાંકરા છોડવા જેવા છે. આમ તમે સંસારમાં પણ હેય–જ્ઞેય ને ઉપાદેયનો વિવેક કરો છો. ત્યાં તમારો સ્વાર્થ છે. અરે શી વાત કરું ! જ્યાં તમારો સ્વાર્થ સરતો હોય તે વ્યક્તિ કદાચ તમને એલફેલ વચનો કહી દે તો સાંભળી લો છો કે નહિ? ( શ્રોતામાંથી અવાજ : આનંદથી સાંભળે. ) સંસારની ગમે તેટલી ગુલામી કરશો છતાં પણ ઉદ્ધાર નહિ થાય.

જ્ઞાનીઓએ સંસારને અતિ ભયંકર કહ્યો છે તે ખોટું નથી. પોતાનો મહાન ઉપકારી હોવા છતાં પોતાનો કંઈક સ્વાર્થ ભંગ થતો દેખાય તો ત્યાં એવા ઉપકારી પ્રત્યે પણ અપકાર કરાવે, એ જ સંસાર ને? કેવો ભયંકર ! સામે ધર્મ એટલો જ

કલ્યાણકારી છે. એ અપકારીની ભૂલ ન જોતાં પોતાના કર્મનો વાંક જોવાનું કરાવે ને અપકારી પ્રત્યે પણ મૈત્રીભાવ રખાવે. એ ધર્મની વિશેષતા છે. સંસારમાં ને ધર્મમાં આટલો મોટો તફાવત દેખાય છે છતાં ક્યારે પણ સંસાર પ્રત્યે ઘૃણા થાય છે ખરી? સંસાર ઝેર જેવો લાગે છે ખરો? મનમાં એવું થાય છે ખરું કે આવા કૃતઘ્ન સંસારનો ત્યાગ કરી દઉં!

માણસને જ્યારે કોઈ એવો દુઃખદ પ્રસંગ આવી જાય ત્યારે તેને સંસારની ભયાનકતા દેખાય છે. પણ જ્ઞાનીઓ તો પોકારી પોકારીને કહી રહ્યા છે કે સંસાર ક્યારેક નહિ પણ હંમેશને માટે દુઃખથી ભરેલો છે. સંસારમાં જીવ જ્યાં રોજ દુઃખ, પીડા, રોગરૂપી આગના કણીયાઓથી દઝાય છે, એવા તન ધન અને પરિવારમાં પાછો લાંબા કાળ સુધી રક્ત બને છે. અને મોહ મદિરાના કેફથી દુર્બલ બની પરિવારની, પૈસાની ને પોતાની કાયાની એ એક અથવા બીજા પ્રકારની ચિંતાઓ ઊભી કરે છે, મનમાં દુઃખ ખડું કરી દે છે. આ અનુભવ કોને નથી? આજે કોઈ એક સગાનું વાંકું બોલે, કાલે બીજાનું, આજે એકને બિમારી તો કાલે બીજાને, આજે એકને ખોટું લાગે તો કાલે બીજાને–એમ પરિવારના નિમિત્તથી દુઃખો ઊભા થયા કરે છે અને તન–ધનને કષ્ટ આવ્યા કરે છે. છતાં જીવની મોહદશા એવી છે કે પાછો ત્યાં ને ત્યાં રાગ કરવા જાય છે. આ બધું મોહનીય કર્મનું નાટક છે. આવા દુઃખો આવવા છતાં જીવ મોહથી મન વાળી લે છે કે હોય, જીવન છે એટલે ખળભળાટ થયા કરે. બાકી પત્ની એ પત્ની અને દીકરો એ દીકરો. સમય આવ્યે એ આપણા થઈને રહેશે, બાકી કાકા–મામા કે પાડોશી થોડા જ આપણા થઈને રહેવાના? કાકા–મામા કહેવાના ને પાસે હોય તે ખાવાના. ધર્મમાં કષ્ટ આવે ત્યારે આવું સમાધાન કરતા નથી આવડતું તેથી ધર્મથી દૂર રહે છે. ને સંસારના દુઃખોમાં આવું સમાધાન આવડે છે એટલે પછી તેની નજીક જતો જાય છે.

બંધુઓ! મોહનીય કર્મના નશાથી જીવ એવો ગરીબ બની ગયો છે કે જ્યાં રોજ ને રોજ પોતાના પરિવારના નિમિત્તથી મનને એક અથવા બીજા પ્રકારનું દુઃખ થયા કરે છે. છતાં એના પરથી વૈરાગ્ય ભાવ નથી આવતો કે હાય! આ પરિવારથી હું ક્યાં સુખી છું? મનની શાંતિ ક્યાં અનુભવી શકું છું? જરા પણ નહિ. ઊલ્ટું એમના લીધે દુઃખ, ચિંતા, સંતાપની આગ મારા મનને અહોનિશ બાળ્યા કરે છે. એ નહોતા ત્યારે હું સુખી હતો. છતાં એના પર શું રાગ કરવો? શું વિશ્વાસ કરવો? જીવને એમ નથી થતું. એની ચિંતારૂપી લાતો ખાવા છતાં એને સર્વસ્વ માને એ કેટલી મૂર્ખાઈ! જીવની આ અજ્ઞાનતા છે કે પરિવારના લીધે વારંવાર આવી દુઃખપીડિત દુર્દશા થવા છતાં એના પરથી રાગ છૂટતો નથી અને વીતરાગ શાસન કે વીતરાગ ધર્મ પ્રત્યે એવો રાગ થતો નથી અને આ જડ માયાને છોડી પોતાના

આત્મા માટે લાગણી ઊભી કરાતી નથી. પૈસામાં પણ આ રીતે છે. ધન, માલ, મિલકત વગેરેમાંના એકેક, વારાફરતી એક અથવા બીજી ચિંતા જગાવી મનને બાળ્યા કરે છે. આજે કરોડપતિ હશે કે લાખપતિ હશે તો ઈન્કમટેક્ષ, સેલટેક્ષ આદિ ચિંતાઓ સતાવ્યા કરતી હોય છે. શરીર છે તો ભૂખ-તરસ, ઠંડી-ગરમી, માન-અપમાન, રોગ વગેરે પીડા આવ્યા કરે છે. આમ છતાં ક્યારે પણ એ ધન કે માલ-મિલકત ઉપર અથવા કાયા ઉપર વૈરાગ્ય આવે છે ખરો? જ્યાં આત્માને ભૂલી જઈ પર એવા પરિવાર, પૈસા અને કાયાને સર્વસ્વ માનતા હોય ત્યાં એમના તરફથી પ્રહારો પડે છતાં વૈરાગ્ય ક્યાંથી આવે?

જેમને મન દેવ-ગુરૂ અને ધર્મ એ સર્વસ્વ છે એવા દૃઢ વૈરાગી ધર્મરૂચી અણગારની સાધના જ્ઞાન-ક્રિયા સહિતની છે. જ્ઞાન વગરની ક્રિયાથી પુણ્ય બંધાશે પણ કર્મની નિર્જરા નહિ થાય. ધર્મરૂચી અણગાર પોતાના આટલા સંયમમાં સ્થિર રહ્યા હોય તો જ્ઞાન સહિત સંયમનું પરિણામ છે. મુનિ, નાગેશ્રીના ઘેર પધાર્યા હતા ત્યારે નાગેશ્રીએ શું માન્યું? મારે આંગણે ઉકરડો આવ્યો છે. મહાન પુરૂષોના જીવનમાંથી સાધુના આચાર ધર્મના ઘણા તત્ત્વો જાણવા મળે છે. મુનિ તો સાવ નિર્દોષ છે. તેમને કોઈના પ્રત્યે વૈરભાવ નથી. તેમને જગતના જીવો "आत्मवत् सर्व भूतेपु" પોતાના આત્મા સમાન છે. મુનિ રસ્તામાં ચાલે તો ઈર્યા સમિતિ જોતાં જોતા ધૂંસરા પ્રમાણ જોઈને ચાલે. બહુ ઉતાવળા ચાલવાથી જીવોની જતના ન થાય. સાધુ રસ્તે ચાલતાં ચાલતાં વાતો કરતા ન ચાલે. ગૌચરી નીકળેલો મુનિ બીજા જીવોને પણ કલ્યાણનું નિમિત્ત બને છે.

આપ ઘણીવાર સાંભળી ચૂકયા છો. હીરાથી ઝગમગતી સોળ શણગાર સજેલી નવયૌવના સ્ત્રી મુનિને મોદક વહોરાવે છે. મુનિ સૂઝતા આહારની ગવેષણા કરે છે. મુનિ નથી બહેન સામું જોતા કે નથી બહેન મુનિના સામું જોતી. મુનિની યુવાન કાયા અત્યંત શોભી રહી છે. રૂપ રૂપનો અવતાર છે. મખમલ જેવી કોમળ કાયા છે. જે જોઈને સ્ત્રીનું મન ચલાયમાન થઈ જાય છતાં સ્ત્રીની દૃષ્ટિ ત્યાગ તરફ છે. મોદકના થાળ ભરીને વહોરાવવા માટે ઉભેલી સ્ત્રી અત્યંત સ્વરૂપવાન છે. સાવ એકાંત છે. તે મુનિને આગ્રહપૂર્વક વહોરાવી રહી છે છતાં મુનિ વધુ લેતા નથી. સામે સાક્ષાત્ અપ્સરા જેવી સ્ત્રી ઊભેલી હોવા છતાં મુનિરાજ આંખ ઊંચી કરીને જોતા નથી તો પછી સૌંદર્ય તરફ મીટ માંડવાની તો વાત જ કયાં રહી? તેમની દૃષ્ટિમાં જરા પણ વિકારી ભાવ નથી. આ દૃશ્ય જોયું કોણે? દોરડે નાચવા ઉઠેલા ઈલાચી કુમારે. આખી દૃષ્ટિ ફરી ગઈ. શું વિચાર કરવા લાગ્યા? કેવી મુનિની સંયમની મસ્તી છે! નટડી પાછળ અંધ બનેલા મને લાખ લાખ વાર ધિક્કાર છે ને મુનિરાજને લાખ લાખ વાર ધન્યવાદ છે. એ મહામુનિ જીવનમાં એકલું અમૃત

ઘૂંટી રહ્યા છે જ્યારે હું એકલા કાતીલ ઝેરને ઘૂંટી રહ્યો છું. વિષયાધીન બની મારા આ જીવતરને હું ધૂળમાં રગદોળી રહ્યો છું. પશ્ચાતાપનો ભઠ્ઠો સળગે એટલે પાપ સાફ થયા વિના રહે નહિ. દૃષ્ટિ સવળી થઈ ગઈ. અને તેમનો આત્મા ક્ષપક શ્રેણીએ આરૂઢ થઈને શુભ પરિણામની ધારા વધતાં વાંસના દોરડા પર કેવળજ્ઞાન લઈ લીધું. મુનિની ગૌચરીનું નિમિત્ત કેવું મળી ગયું કે છેક કેવળજ્ઞાન સુધી પહોંચી ગયા.

ધર્મરૂચી અણગાર ઈર્યા સમિતિ જોતાં જોતાં ગુરૂ પાસે પહોંચી ગયા. ગુરૂને વંદન નમસ્કાર કરી આહાર તેમની પાસે મૂકયો. જોજો, માસખમણનું પારણું છે છતાં કેટલી ક્ષમા છે! ગુરૂ પૂછે છે એ શિષ્ય! આહાર પર્યાપ્ત કે અપર્યાપ્ત? ગૌચરી સંપૂર્ણ મળી છે તેને સાધુ ભાષામાં પર્યાપ્ત કહેવાય છે. ધર્મરૂચી કહે–ગુરૂદેવ! ગૌચરી પર્યાપ્ત છે. ગુરૂએ ગૌચરી જોઈ. પાતરામાં એક જ વસ્તુ છે. ગુરૂના મનમાં થયું કે આવો ઘોર તપસ્વી તેને માસખમણનું પારણું છે, તેને ફક્ત એક શાક મળ્યું છે, બીજું કંઈ નથી મળ્યું. અહો! કેવો સુપાત્ર શિષ્ય છે! ગંભીર ગુરૂ વિચારે છે કે આવો આહાર મળવા છતાં મુખ જરા પણ કરમાયેલું નથી. જ્ઞાન–દર્શન–ચારિત્રની જ્યોત ઝળહળી રહી છે. આવા શિષ્ય માટે ગુરૂને પણ બહુમાન હોય. ગુરૂએ આહાર જોયો, તેમાંથી કડવાશની ગંધ આવી, તેથી વહેમ પડયો. આનું પરિણામ સારું દેખાતું નથી.

**"तएणं से धम्मघोसा थेरा तस्स सालइस्स जाव नेहाव गाढस्स गंधेण अभिभूया समाणा तओ सालइयाओ जाव नेहाव गाढाओ एगं बिंदुगं गहाय करलयंसि आसाएइ।"**

તેથી તે ધર્મઘોષ સ્થવિરે શારદિક કડવી તુંબડીના સરસ વઘારેલા ઘી તરતા શાકની સુવાસથી અભિભૂત થતાં તે શારદિક સરસ વઘારેલા ઘી તરતા શાકને હથેળી ઉપર મૂકીને ચાખ્યું. ચાખ્યા પછી હવે ગુરૂ ધર્મરૂચી અણગારને શું કહેશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:**—રાજા હરિષેણે પ્રીતિમતીને સર્પદંશનું ઝેર ઉતાર્યું તેથી તે રાજા–રાણીને થયું કે આ ઉપકારનો બદલો વાળવા શું કરવું? અજ્ઞાની મૂઢ માણસો કરતાં સુજ્ઞ માણસની એ વિશેષતા છે, કે ઉપકારીના ઉપકારને લેનાર સુજ્ઞ માણસને એ ઉપકારનો ભાર માથે ચઢયો લાગે છે, પણ જે બેફિકર–અજ્ઞાની છે તેને એનો યત્કિંચિત્ બદલો વાળવાની વૃત્તિ થતી નથી. અહીં વિચારવા જેવું છે કે દેવગુરૂ–ધર્મનો અને ઉચ્ચ માનવ ભવ પામી ધર્મ પમાડનારના ઉપકારનો બદલો વાળવા કેટલી તમન્ના છે? થોડા દિવસ કૂતરાને રોટલાનો ટુકડો નાંખનારના ઉપકારને કૂતરો ભૂલતો નથી. તે ઘરની ચોકી કરે છે. પરંતુ આજે ઠેઠ જન્મથી લઈને ભણાવી–ગણાવી–ઉચ્ચકક્ષાએ પહોંચનાર સંતાનો માતાપિતાના ઉપકારને ભૂલી જાય છે. મા–બાપને શાંતિ મળવાની વાત તો દૂર

"तत्तगं, खारं, कडुयं, अखज्जं, अभोज्जं, विसभूयं जाणित्ता धम्मरुइं अणगारं एवं वयासी–जइणं तुमं देवाणुप्पिया ! एयं सालइयं जाव नेहावगाढं आहारेसि तो णं तुमं अकाले चेव जीवियाओ ववरोविज्जसि ॥"

આ એકદમ તીખું છે, ખારું છે, કડવું છે. ખાવા યોગ્ય નથી, ભોગવવા યોગ્ય નથી. તથા વિષથી ભરેલું છે એવું જાણ્યું. જાણીને ધર્મરૂચી અણગારને તેઓએ આ પ્રમાણે કહ્યું. અહો દેવાનુપ્રિય ! અહો મહા તપસ્વી અણગાર ! આ જે આહાર છે તે, ઉપરથી ઘીથી તરવરી રહ્યો છે, ભારોભાર ઘી નાંખ્યું છે, શાકને સ્વાદિષ્ટ બનાવવા મસાલા પણ ઘણાં નાંખ્યા છે. દેખાવમાં ભભકાદાર અને સ્વાદિષ્ટ દેખાય છે. પણ અંદરથી સાર ભૂત નથી. આ આહારનું એક બિંદુ પણ ગ્રહણ કરવા યોગ્ય નથી. જો આપ આ આહાર કરશો તો ચોક્કસ અકાળે મૃત્યુ પામશો.

**આહાર લઈ ગુરૂ પાસે જઈ, વિનયસહિત દેખાડે રે,**
**ગુરૂજી કહે નિર્દોષ સ્થાને પરઠવજો મુનિ યત્નાએ,**
**કડવી તુંબીના આહાર થકી મૃત્યુના ખોળે મૂકાશો રે...ધર્મઘોષ...**

આ કડવી તુંબીનો આહાર કરવાથી તમારું અકાળે મૃત્યુ થશે. ગુરૂજીએ સીધું કહી દીધું નથી કે તમે આ આહાર પરઠવી દેજો. ગુરૂ શિષ્યની યોગ્યતા અને તેનું માપ કેટલું છે તે જોઈને આજ્ઞા કરે. ગજસુકુમારની શકિત જોઈને ભગવાને તેમને આજ્ઞા આપી હતી. ભગવાન જાણતા હતા કે ગજસુકુમાર મુનિ શ્મશાનમાં બારમી પડિમા વહન કરવા જશે ત્યાં તેને ભયંકર ઉપસર્ગ આવશે છતાં તે આત્મસાધનામાંથી જરા પણ ડોલાયમાન નહિ થાય, જરાય પાછા નહિ પડે તેથી આજ્ઞા આપી હતી. ત્યારે તો કેવળી ભગવાન હતા એટલે એ બધું જાણે. પણ જેના મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન નિર્મળ હોય તે જ્ઞાનથી જાણીલે કે આ સાધક પોતાના સંયમના ભાવમાંથી પાછો પડે તેમ નથી, તો આજ્ઞા આપી શકે.

એક વખતનો પ્રસંગ છે. એક ગુરૂને શિષ્યો ઘણા છે, તેમાં એક શિષ્ય ઉદાસ થઈને બેઠો છે. જ્યારે જુઓ ત્યારે તેના મુખ પર ઉદાસીનતા અને ગમગીની દેખાય. મુખ પર આનંદ ક્યારે પણ ન દેખાય. એક દિવસ ગુરૂ નિવૃત્તિ લઈને તેને પાસે બોલાવી પૂછે છે, ઓ મારા શિષ્ય ! આ સંયમ માર્ગ તો આનંદનો માર્ગ છે. આત્માની મઝા લૂંટવાની છે. તું સંસારની મમતા છોડી સાધનાના ક્ષેત્રમાં આવ્યો છે. અહીં આવીને તારે હંમેશાં પ્રસન્ન રહેવું જોઈએ. ગમગીન થવાનું અહીં કોઈ કારણ નથી. છતાં તું આટલો ખિન્ન અને ઉદાસીન કેમ રહે છે ! ત્યારે શિષ્ય કહે ગુરૂદેવ ! આપ કહો છો તે સત્ય છે. મારે ઉદાસીન ન રહેવું જોઇએ. આપના પવિત્ર

સમ્યક્ત્વ આવ્યા પછી તેનું મન પરભાવમાં જતું નથી. આત્માનો સ્વભાવ જ્ઞાનદર્શનમાં રમણતા કરવાનો હોય છે. સમ્યક્દર્શન આવ્યું ત્યાં સમ્યક્જ્ઞાન આવ્યું. એ બંને જુદા નથી. સમ્યગ્દર્શન આત્મસત્તાની આસ્થા છે. સંસારમાં અનંત પદાર્થ છે. અનંત ચેતન અને અનંત જડ છે. જડ ચેતનમાં ભેદવિજ્ઞાન કરવું તે સમ્યગ્દર્શનનો મુખ્ય ઉદ્દેશ છે. સ્વસ્વરૂપની પ્રાપ્તિ થતાં આત્મા અહંતા અને મમતાના બંધનોમાં બંધાઈ રહેતો નથી. જેને આત્મબોધ થઈ જાય છે તે આત્મા એવો નિશ્ચય કરી શકે છે કે હું શરીર નથી, હું મન નથી. કારણ કે એ બધાં ભૌતિક અને પુદ્‌ગલમય છે. તેથી વિરુદ્ધ હું ચેતન છું, આત્મા છું. પુદ્‌ગલથી સર્વથા ભિન્ન છું. હું જ્ઞાન સ્વરૂપ છું અને પુદ્‌ગલ કદી જ્ઞાન સ્વરૂપ બની શકતું નથી. આત્મા અને પુદ્‌ગલને એક માનવા તે અધ્યાત્મ ક્ષેત્રમાં સૌથી મોટું અજ્ઞાન અને સૌથી મોટું મિથ્યાત્વ છે. સિદ્ધાંતો તેનું એક સમાધાન આપે છે કે પુદ્‌ગલના અભાવની ચિંતા કરો નહિ. આત્મસાધકે એટલું સમજવું જોઈએ કે આત્મામાં અનંતકાળથી પુદ્‌ગલ પ્રત્યે જે મમતા છે તે મમતાને દૂર કરવામાં આવે અને જ્યારે પુદ્‌ગલની મમતા દૂર થઈ ગઈ ત્યારે એક પુદ્‌ગલ તો શું અનંત પુદ્‌ગલ પણ આત્માનું કાંઈ બગાડી શકશે નહિ.

સમ્યક્જ્ઞાનનો અર્થ છે આત્માના વિશુદ્ધ સ્વરૂપનું જ્ઞાન. આત્માનું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય પછી બીજા ભૌતિક જ્ઞાનની પ્રાપ્તિ થાય છતાં આત્માનું કંઈ બગડતું નથી. કદાચ જ્ઞાન ઓછું હશે તો તે હાનિકર્તા નથી પણ તેની અજ્ઞાનરૂપ વિપરીતતા ભયંકર છે. આત્મજ્ઞાન કણ જેટલું હોય ને ભૌતિક જ્ઞાન મણ જેટલું હોય છતાં આત્મજ્ઞાન ભૌતિકજ્ઞાન કરતાં શ્રેષ્ઠતમ છે. જ્ઞાનદર્શન એ તો આત્માનો સ્વભાવ છે. જ્યાં સમ્યક્-દર્શન હોય ત્યાં સમ્યક્જ્ઞાન આવે. પણ આત્મા પર આવરણ આવી ગયા છે. સૂર્ય જ્યારે વાદળાઓથી ઘેરાઈ જાય છે ત્યારે સૂર્ય દેખાતો નથી. તેથી એમ નહિ વિચારવું જોઈએ કે હવે ગગનમાં સૂર્યની સત્તા રહી નથી. સૂર્યની સત્તા તો છે પણ તેના પર વાદળાનું આવરણ આવી ગયું છે. જ્યાં વાદળા હઠી જાય છે ત્યારે સૂર્યનો પ્રકાશ અને ગરમી એકી સાથે ગગનમંડળ અને ભૂમંડળ ઉપર ફેલાઈ જાય છે. બાર વાગે સૂર્યનો પ્રકાશ થશે તો તે ઓછી ગરમીવાળો નહિ હોય પણ બાર વાગે જેવો તાપ પડે છે તેવો તાપ પડશે. પ્રકાશ પહેલા આવે છે ને ગરમી પછી આવે છે અથવા પહેલા ગરમી આવે ને પછી પ્રકાશ આવે છે એવું નથી. પણ બંને એક સાથે પ્રગટ થાય છે. તેવી રીતે જેવું સમ્યક્દર્શન થાય છે તેવું સમ્યક્જ્ઞાન થઈ જાય છે. આ બંનેને પ્રગટ થવામાં ક્ષણમાત્રનું અંતર રહેતું નથી.

ગુરૂએ શિષ્યને એક શબ્દ શીખવાડચો. પણ ગુરૂએ આપેલો શબ્દ ભૂલી જઈને માસતુષ શબ્દ ગોખવા લાગ્યો. પણ તેને તો ગુરૂ પર અખૂટ શ્રદ્ધા છે. આજે તો શ્રદ્ધાના દેવાળા છે. શ્રદ્ધા હોય તો નવકારમંત્રથી ભયંકર ઝેર પણ ઉતરી જાય છે. તમે કહેશો કે અમે તો રોજ બોલીએ છીએ. અમારા નાના છોકરા પણ બોલે છે. પણ શ્રદ્ધાને

અને પરઠવીને આવ્યા પછી પ્રાસુક એષણીય ૪૨ દોષોથી રહિત શુદ્ધ આહાર-પાણી, ખાદ્ય, સ્વાદ્યરૂપ બીજો આહાર લાવીને તે આહાર ગ્રહણ કરો. ધર્મરૂચી અણગાર ગુરૂની આ આજ્ઞાને શિરોમાન્ય કરશે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :- હરિષેણ રાજાએ પ્રીતિમતીનું સર્પદંશનું ઝેર ઉતાર્યું. સર્પના ઝેર ઉતારનારનો પણ રાજા-રાણી તથા પ્રજાજનો કેટલો ઉપકાર માને છે! આપણા ભગવાન તો મહાન ગારૂડી છે. એમની આજ્ઞા જો આપણા જીવનમાં ઉતરી જાય તો આપણા જન્મ-જરા અને મરણના ઝેર ઉતરી જાય. વિદ્યુતપ્રભા રાણી પોતાના પતિને કહે છે હે આર્યપુત્ર! મહારાજા હરિષેણને આજના મંગળ પ્રસંગની સ્મૃતિ અને સત્કારરૂપે આપે શું આપવાનું નક્કી કર્યું છે? રાજા કહે છે રાણી! હું એમના કંઠમાં એક રત્નહાર આરોપીશ. દેવી! આવા મહાપુરૂષને રાજ્ય આપી દઈએ તો પણ એના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી. તમે શું વિચાર્યું છે? રાણી કહે મહારાજા! આજના પ્રસંગની યાદગાર હંમેશ માટે જળવાઈ રહે એવું આપવાની મારી ભાવના છે. રાજા કહે, તમારી જે ભાવના હશે તે હું વધાવી લઈશ. રાણી કહે, આપણને જે અતિ વહાલામાં વહાલું હોય તે આપવું જોઈએ. આપણને વહાલામાં વહાલી આપણી પુત્રી છે તે રાજા હરિષેણને આપી દઈએ. વળી રાજા હરિષેણ આપણી કન્યા માટે બરાબર યોગ્ય છે. શું રાજા હરિષેણ આપણી પુત્રીનો સ્વીકાર કરશે? મહારાજા! આપનારનું અંતર નિર્મળ હોય તો લેનાર કદી ઇન્કાર કરી શકતો નથી.

**પ્રીતિમતીના લગ્ન** :- પ્રીતિમતી પણ એ જ વિચારે છે કે મને ઝેર ઉતારવા નિર્દોષ ભાવે વિલેપન કરતા હરિષેણ રાજાનો સ્પર્શ તો થયો છે. તો જેનો મારા શરીર પર હાથ અડયો છે તેને હું મારું જીવન અર્પણ કરીશ. હરિષેણ રાજાની ઇચ્છા નથી પણ રાજા કહે છે આપ માનો યા ન માનો પણ આપ મારી કુંવરી માટે બરાબર યોગ્ય છો, લાયક છો, સર્પના ઝેર ઉતારવાની સાથે જીવનના ઝેર ઉતારવા હું મારી પુત્રીને અર્પણ કરું છું. રાજા તો અહીં એકલા આવેલા છે. તેમની એક વર્ષની મુદત પૂરી થવા આવી છે, પ્રીતિમતીના લગ્નની તૈયારીઓ થઈ. આખો દરબાર ઠઠ ભર્યો છે. પ્રીતિમતીને જીવતદાન મળ્યું તેની ખુશાલીમાં રાજ્યનું નર્તકવૃંદ, રાજ્યના વાદ્યકારો, બધા આવી ગયા છે ને નૃત્યારંભ થઈ રહ્યો છે. પછી મહારાજાએ ઊભા થઈ રાજા હરિષેણે કરેલા ઉપકારનો ઉલ્લેખ કર્યો ને કહ્યું. મારું એકનું એક કન્યારત્ન મહારાજા હરિષેણના પ્રયત્નથી બચી શક્યું છે. તેમના ઉપકારનો બદલો કોઈ રીતે વાળી શકીએ તેમ નથી, છતાં આ પ્રસંગની યાદ કાયમ માટે જળવાઈ રહે એ શુભ આશય લક્ષમાં રાખીને મારી પ્રિય કન્યા આપ બધાના આશીર્વાદ વચ્ચે મહારાજા હરિષેણના કંઠમાં વરમાળા પહેરાવશે. પ્રીતિમતીએ બધાની વચ્ચે હરિષેણના કંઠમાં વરમાળા આરોપી દીધી. રાજા હરિષેણ કહે. મારા સૌભાગ્યની મને આવી કોઈ કલ્પના

ન હોતી. મારા યત્કિંચિત્ કર્તવ્યનો આવો મહાન બદલો! પ્રિયદર્શન રાજા કહે–આપ બદલો ન માનશો. સુયોગ્ય ગુણીયલ પાત્રના હાથમાં આ તો મારી કન્યાનું સમર્પણ છે. લગ્ન ખૂબ ઉત્સાહથી થઈ ગયા. રાજાએ પોતાની દીકરીને ખૂબ કરિયાવર કર્યો.

રાજા હરિષેણ અહીંથી જવાની રજા માંગે છે. પણ રાજાને જવા દેવાનું મન થતું નથી. રાજા કહે–જમાઈરાજ, આપ ૨૭ દિવસ રોકાઈ જાવ. પછી આપ ખુશીથી જજો. રાજા હરિષેણ કહે છે કે મારે રાજકારભાર સંભાળવાનો છે. હું તો એકાએક અહીં આવી ગયો છું. માટે મારે જલ્દી જવું છે. રાજાના કહેવાથી હરિષેણ રાજા ૨૭ દિવસ રોકાઈ ગયા. લગ્ન પછી સત્તાવીશમે દિવસે મહારાજા પ્રિય દર્શને પોતાની એકની એક પુત્રીને વિદાય આપી. માતા પિતાએ કન્યાને અનેક પ્રકારના આભરણો, ઉત્તમ વસ્ત્રો, દાસ–દાસીઓ, રથ, હાથીઓ વગેરે વિપુલ કરિયાવર કર્યો. વિદાય વખતે રાજા હરિષેણે સાસુ સસરાના ચરણમાં મસ્તક નમાવી નમ્ર સ્વરે કહ્યું: આપના આશીર્વાદ હમેંશ મારું અને આપની કન્યાનું રક્ષણ કરશે. આપે મને જે રત્ન શ્રદ્ધા અને વિશ્વાસથી સોંપ્યું છે તે રત્ન એવું ને એવું પ્રકાશવંત રહેશે. બધાની વિદાય લઈ રસાલા સહિત રાજા હરિષેણ નવવધૂને લઈને મિત્રાવતી નગરીમાં આવી ગયા. રાજા હરિષેણ રાજ્ય સંભાળે છે પણ એમનું મન ઋષિએ સમજાવેલા તત્ત્વજ્ઞાનમાં છે. આ જન્મ ભોગાયતન માટે નથી મળ્યો પણ યોગાયતન માટે મળ્યો છે. મારો એક દિવસ એવો કયારે આવે કે હું આ સંસારની માયાજાળ છોડી સંન્યાસી બનું! પાપના જાળાને કયારે દૂર કરું? સંસારની દરેક ક્રિયા આશ્રવરૂપ છે. પરંતુ કુંવરીને પરણીને લાવ્યા એટલે એને એમ ન થાય કે મને પરણીને લાવ્યા પછી એકલી મૂકી રાખી છે. માટે તેની સાથે આનંદથી રહે છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં.–૨૮

શ્રાવણ સુદ ૧૫ ને શુક્રવાર તા. ૨–૮–૭૪

સ્યાદ્વાદના સર્જક, ભવોભવના ભેદક, પરમ પંથના દર્શક, અનંતજ્ઞાની, અનંતદર્શી, જેઓએ પોતાના જીવનમાંથી અનાદિના રાગને ઓલવીને વીતરાગ દશા પ્રાપ્ત કરેલ છે તથા પરમ સાધનો દ્વારા પરમ સાધ્યની સિદ્ધિ કરી ચૂકેલા છે અને

અજબગજબ પુરુષાર્થ કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શનની ઝળકતી જ્યોતિને પ્રગટ કરી છે તેવા જીનેશ્વર દેવોએ જગતના જીવોના ઉદ્ધારને માટે, કલ્યાણને માટે કરૂણા લાવી સિદ્ધાંતરૂપ વાણી પ્રકાશિત કરેલી છે. સિદ્ધાંત એટલે આત્માના અખૂટ ભંડારને ખોલવાની સુવર્ણકુંચી. આત્માના વૈભવોને પ્રાપ્ત કરવામાં ભાવભીનું આમંત્રણ આપનાર કુમકુમ પત્રિકા સમાન સિદ્ધાંત રહેલા છે. વીતરાગના વચનામૃતોના ભાવને આત્મા સમજે તો જન્મ-જરા-મરણના રોગ નાશ થયા વગર રહે નહિ. તમે જેને દુઃખ માનો છો તેને ભગવાને દુઃખ નથી કહ્યું. ભગવાન બોલ્યા છે કે :-

**जम्म दुक्खं जरा दुक्खं, रोगाणि मरणाणि य ।**
**अहो दुक्खो हु संसारो, जत्थ किसन्ति जन्तवो ॥**

ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૧૬

જન્મ દુઃખરૂપ છે, જરા દુઃખરૂપ છે, રોગ અને મરણ દુઃખ છે. અરે! આ આખો સંસાર દુઃખરૂપ છે. આમાં જીવો કલેશ પામે છે. જયાં સુધી જન્મ છે ત્યાં સુધી મૃત્યુનું દુઃખ છે. જન્મ છે તેનું મરણ અવશ્ય છે. પણ મરણ છે તેનો જન્મ છે એવું નથી. જે સિદ્ધ ભગવંતો થઈ ગયા. મોક્ષે ગયા તેમનું મરણ થયું પણ હવે તેમને જન્મ લેવાનો નથી. અજન્મ દશા પ્રાપ્ત કરવા રાગ-દ્વેષને દૂર કરવા પડશે. રાગ જાય તો દ્વેષ જાય. એક પ્રત્યે રાગ થયો તો બીજા પ્રત્યે દ્વેષ થવાનો. દ્વેષ જીતવો સહેલો છે પણ રાગ જીતવો કઠણ છે. ગુંદરની ટીકીટ જયાં મૂકો ત્યાં ચોંટી જાય અને ભેજવાળી હવા લાગે તો પણ ચોંટી જાય તેમ આજે સંસારમાં પડેલા જીવોને વિષય-વિકારનો ભેજ લાગી ગયો છે એટલે જયાં જાય ત્યાં ચોંટી જાય છે. તેમાંથી છૂટતો નથી.

જ્ઞાતાજી સૂત્રમાં કહેનાર પવિત્ર છે ને સાંભળનાર પણ પવિત્ર છે. જેમ હિમાલયમાંથી ગંગા નદી નીકળે છે. તેમ ભગવાનની વાણી હિમાલય જેવી છે. સ્વયં ભગવાનના મુખમાંથી ઝરેલી વાણી છે.

**વીર હિમાચલસે નીકસી ગુરૂ ગૌતમ કે મુખ કુંડ ડરી હૈ ।**
**મોહ મહાચલ ભેદ ચલી, બહુ ભંગ તરંગનસે નીકલી હૈ ।**

ભગવાનરૂપી હિમાલયમાંથી વાણીનો ધોધ વરસ્યો અને ગૌતમસ્વામીના હૃદય-કમળમાં ઉતર્યો એટલે તેમણે ઝીલ્યો. હિમાલયમાંથી સ્વયં પાણી નીકળે છે તેમ તીર્થંકરના મુખમાંથી સ્વયં વાણી નીકળેલી છે. જેમ મકાનનો ઈજનેર પ્લાન બનાવી આપે પછી કારીગરો મકાન ઊભું કરે તેમ ભગવાનની વાણીનો પ્લાન આપણી સામે છે. સિદ્ધાંત એક વાર વાંચશો પછી તે જ સિદ્ધાંત વારંવાર વાંચશો તો દર વખતે નવા નવા ભાવો નીકળશે. દહીંને વલોવે માખણ મળે તેમ જેમ જેમ સિદ્ધાંતોનું મંથન કરતા જશો તેમ તેમ નવા નવા ભાવ જાણવા મળશે.

ધર્મઘોષ મુનિના શિષ્ય ધર્મરૂચી અણગાર મહાન તપસ્વી છે, જેમનામાં તપની સાથે ક્ષમા પણ ભરપૂર ભરી છે. તેમણે ગુરૂને આહાર બતાવ્યો. જો ગુરૂની આજ્ઞામાં રહી ગુરૂને આહાર બતાવ્યો તો વિવેકનું ભાન થયું કે આ આહાર ખાવા જેવો નથી. પણ પરઠવવા જેવો છે. ગુરૂએ શાકનું એકજ બિંદુ જીભ પર મૂકયું ત્યાં ખબર પડી કે આ શાકમાં તો અનંતી કડવાશ છે. આ આહાર ખાવાથી દેહ અને આત્મા જુદા થઈ જશે. માટે હે મારા વહાલા શિષ્ય ! આ આહાર નિર્દોષ જગ્યા જોઈ જમીનનું પ્રતિલેખન કરી કોઈ પણ જીવની વિરાધના ન થાય તેવી જગ્યાએ પરઠવજો. સાથે બીજી આજ્ઞા શી આપી ? આહાર પરઠવ્યા પછી તમારે શું કરવું ? આહાર પરઠવીને આવ્યા પછી નિર્દોષ ૪૨ તથા ૯૬ દોષ રહિત શુદ્ધ આહાર લઈ આવો ને આપ તે ગ્રહણ કરો. કેટલી મીઠી ભાષામાં ગુરૂ બોલે છે ! જ્ઞાની કહે છે ભાષા બોલવામાં પણ ઉપયોગ રાખવો જોઈએ. એક માનવી એક શબ્દ એવો બોલે કે છાતીમાં ગોળી વાગે અને બીજો માણસ એવો શબ્દ બોલે કે વાગેલા ઘા રૂઝાઈ જાય.

**"શબ્દ શબ્દ કયા કરો, નહીં હાથ નાહ પાવ,**
**એક શબ્દ ઘા રૂઝવે, એક શબ્દ હરે ઘાવ."**

માટે ભાષા ખૂબ મીઠી અને સુંદર બોલો. જો બોલવામાં ઉપયોગ નહિ રહે તો કર્મ બંધાશે. સંજ્ઞી પંચેન્દ્રિયને ૧૦ પ્રાણ કહયા છે તે ૧૦ પ્રાણ કયા તે આપ જાણો છો ને ? (શ્રોતામાંથી અવાજ:-પાંચ ઈન્દ્રિયના પાંચપ્રાણ, મનબલ પ્રાણ, વચનબલ પ્રાણ, કાયબળ પ્રાણ, શ્વાસોચ્છવાસ ને આયુષ્ય) કઠોર કે મર્મકારી ભાષા બોલશો તો શ્રોતેન્દ્રિય બલપ્રાણને દુઃખ થશે. તેને ભગવાને સૂક્ષ્મ હિંસા કહી છે. ભગવાનનો શ્રાવક એક પણ જીવની સૂક્ષ્મ હિંસા થાય તેવું વર્તન ન કરે. પ્રતિક્રમણમાં રોજ બોલો છો. મનદંડેણું, વચન દંડેણું, કાય દંડેણું-ત્રણ પ્રકારે આત્મા દંડાયો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં, પ્રતિક્રમણ કરો ત્યારે અંતરમાં વિચાર કરો કે મેં મારા મનથી કોઈનું ખરાબ ચિંતવ્યું તો નથીને ? કોઈને કટુ વચન તો કહયા નથી ને ? મારી કાયાથી કોઈને ધક્કો તો માર્યો નથી ને ? પાપને ધોવા માટે પાપને નજર સમક્ષ રાખો. પછી પશ્ચાતાપનો ભઠ્ઠો સળગે તો પાપ ધોવાયા વિના નહિ રહે. પશ્ચાતાપના બે બિંદુથી પાપ ધોવાઈ જાય અને તમારું ધારેલું ન થાય તો આર્તધ્યાન થવાથી આંસુ પડે તેનાથી પાપ બંધાય છે. સમ્યક્ દૃષ્ટિ અને મિથ્યા દૃષ્ટિમાં આટલો ફેર છે. સમ્યક્ દૃષ્ટિ આત્મા પાપનું પ્રક્ષાલન કરે છે. જયારે મિથ્યાદૃષ્ટિ, પાપના પ્રક્ષાલનની વાત તો દૂર રહી પણ નવાં કર્મો બાંધ્યા કરે. એક ન્યાય આપીને સમજાવું.

જંબુદ્વીપના વર્ણનમાં ઉન્મગ્ન જલા અને નિમગ્નજલા નામની નદીઓનું વર્ણન આવે છે. એ બે નદીઓનો સ્વભાવ શું છે ? ઉન્મગ્નજલા નદીનો સ્વભાવ એવો છે

કે તેમાં જે કોઈ પણ વસ્તુ પડી જાય તો તે વસ્તુને ઉછાળીને બહાર ફેંકી દે છે. તે કોઈ પણ વસ્તુને પોતાની અંદર રહેવા દેતી નથી. નિમગ્નજલા નદીનો સ્વભાવ એવો છે કે તેમાં જે કોઈ પણ વસ્તુ પડી જાય તે વસ્તુને પોતાની અંદર રાખી લે છે. બહાર ફેંકી દેતી નથી. આપણે તો એમાંથી શો પ્રતિબોધ લેવો છે? ઉન્મગ્નજલા નદી સમાન સમ્યગ્દૃષ્ટિ છે અને નિમગ્નજલા નદી સમાન મિથ્યાદૃષ્ટિ છે. સમ્યક્દૃષ્ટિ આત્મામાં જ્યારે કદી રાગ–દ્વેષના વિકલ્પો ઊઠે છે તો તેને તે બહાર ફેંકી દે છે. જેવો કોઈ વિકાર તેની અંદર આવે છે તે તેને કાઢીને બહાર ફેંકી દે છે. કર્મપુદ્ગલોને પણ અંદર આવતા જ ભોગવીને તે તેને બહાર ફેંકવાનો આરંભ કરે છે. તે સમજે છે કે મારા આત્માનો સ્વભાવ વિષયવિકારનો સંગ્રહ કરવાનો નથી. રાગ–દ્વેષરૂપી કચરો પચાવવાનો નથી પણ તેને બહાર ફેંકી દેવાનો છે.

શ્રેણિક રાજા સમ્યગ્દૃષ્ટિ હતા તો પોતાનાં પુત્રે જેલમાં પુરાવી ચાબખાના માર મરાવ્યા, છતાં એમને એવો વિચાર નથી આવતો કે આ મારો દુશ્મન છે. આણે મારું ખરાબ કર્યું છે. આવા વિચારોને અંતરમાં પ્રવેશ થવા દેતા નથી. કદાચ આવે તો તેને બહાર ફેંકી દે છે. તે આત્માને ગ્રહણ કરવા જેવું ગ્રહણ કરે છે અને નહિ ગ્રહણ કરવા જેવું હોય તેને બહાર ફેંકી દે છે. જેને સમ્યક્ત્વ સ્પર્શ્યું છે તે સંસારની માયાજાળમાં મગ્ન ન બને. કદાચ દીક્ષા ન લઈ શકે તો પણ તેને અવિરતિ ખટકતી હોય. દેવને અવિરતિ ન ખટકે. વાસુદેવ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ છે. છતાં તેને વિરતિની ઝંખના છે. જ્યારે ભગવાન નેમનાથને કૃષ્ણ વાસુદેવ વંદન કરવા જાય ત્યારે તેમના બાલ સાધુને જોવે, કોઈને દીક્ષિત થતા જોવે અગર વ્રતધારી શ્રાવકોને દેખે તો આંખમાંથી આંસુ પડી જતા. "હું કેવો પાપી છું કંઈ કરી શકતો નથી!" ભગવાનના વચન પ્રત્યે અખૂટ શ્રદ્ધા છે. પોતે કરી શકતા નથી તેનો અંતરમાં ખટકારો છે. જ્યારે તાવ આવે છે ત્યારે તે તાવ નહિ પણ અંદરનું ઝેર બહાર કાઢે છે. તેમ આત્માની અંદર મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ યોગરૂપી જે ઝેર ભર્યું છે તેને ઉન્મગ્નજલા નદી જેવો સમકિતી આત્મા બહાર ફેંકી દે છે. મિથ્યાત્વ જાય તો સમ્યક્ત્વ આવે, અવિરતિ જાય તો વિરતિ આવે, પ્રમાદ જાય તો અપ્રમત્ત દશા આવે, અશુભયોગ જાય તો શુભયોગ આવે અને કષાય રૂપી કચરો ન જાય ત્યાં સુધી કલ્યાણ દૂર છે અને નિમગ્નજલા નદી સમાન જે મિથ્યાદૃષ્ટિ આત્મા છે તે પોતાના રાગાત્મક અને દ્વેષાત્મક વિકલ્પોને પોતાની અંદર રાખી લે છે, પણ બહાર ફેંકતા નથી.

ઉન્મગ્નજલા નદી સમાન જેને સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ ગયું છે એવા ધર્મરૂચી અણગારને ગુરૂએ નિર્દોષ જગ્યામાં આહારને પરઠવવાની આજ્ઞા આપી ને પછી કહ્યું

નિર્દોષ આહારની ગવેષણા કરી બીજો આહાર લઈ આવીને તમે પારણું કરજો. આવા તપસ્વીના દર્શન કરતાં પણ પાપ ધોવાઈ જાય. ધર્મરૂચીની કેટલી ક્ષમા! ક્ષમામૂર્તિ ધર્મરૂચીના મનમાં એવો વિચાર નથી આવતો કે હું માસખમણના પારણે ત્રીજા પ્રહરે ધોમધખતા તડકામાં ગૌચરી કરી આવ્યો ને આવ્યા પછી પરઠવવા પણ મને જ મોકલે છે! આટલા બધા શિષ્યોમાં કોઈને કહેતા નથી. પણ આ મુનિને મન તો ગુરૂની આજ્ઞા એ પ્રાણ છે. જ્યાં ગુરૂની આજ્ઞા છે ત્યાં ભગવાનની આજ્ઞા છે, તો જ તેમનું કલ્યાણ થયું. ભગવાનના સંતો બધા મોક્ષની માળા સમાન છે. ધર્મરૂચી અણગારમાં તપ તો હતો અને ગુરૂ જે આજ્ઞા કરે તે તહત કરીને સ્વીકારતા હતા એટલે વૈયાવચ્ચ પણ આવી ગઈ.

ગુરૂની આજ્ઞા થવાથી ધર્મરૂચી અણગારે કડવી તુંબીનું ભરેલું પાતરું ઉપાડયું. ગૌચરી કરીને આવ્યા ને જે આનંદ હતો તે જ આનંદ અત્યારે છે. મનમાં જરા પણ ખેદ નહિ. એમ પણ વિચાર નથી આવતો કે અહો નાગેશ્રી! તેં મને ઉકરડો જાણ્યો? તું જાણતી હતી કે આ આહાર આટલો કડવો છે છતાં મને બધો વહોરાવી દીધો. આટલો સંકલ્પ કે વિકલ્પ પણ નહિ. કેવા ક્ષમાના સાગર! કેવી અજબગજબની સમતા! જ્યારે વૈરાગી આત્મા સંયમ લે ત્યારે નક્કી કર્યું હોય છે કે મારું શીર જશે તો કુરબાન પણ ચારિત્રને નહિ જવા દઉં. એવો કરાર કર્યો છે. મહાવ્રત આપતાં ગુરૂએ વારંવાર કહ્યું છે તું બરાબર પાળી શકીશ? ત્યારે હસતા મુખે આનંદપૂર્વક મહાવ્રત લીધા છે. ગુરૂજીના શબ્દો સાંભળીને ધર્મરૂચી અણગાર તેમની પાસેથી વંદન કરીને ઊભા થાય છે.

> **ગુરૂજીના શબ્દો સુણીને મુનિ ચાલ્યા તુંબી પરઠવવા,**
> **એક જ બિંદુ પાડયું જોવા ત્યાં કીડીઓની થઇ હારમાળા,**
> **તાલકૂટ વિષના પ્રતાપે, કીડીઓ ત્યાં પ્રાણ ગુમાવે રે...ધર્મઘોષ...**

ગુરૂજીની આજ્ઞા થવાથી મુનિ ભરેલું પાતરું લઈને ત્રીજા પ્રહરે પરઠવવા જાય છે. હસતા ચહેરો છે, જરા પણ ઉદાસીનતા નથી. પણ આત્મામાં શું ભાવ છે? અહો! હું કેવો ભાગ્યવાન! ગુરૂદેવની મારા પર કેટલી અસીમ કૃપા છે! મને કહ્યું, આપ આ આહાર ન ખાશો. આ આહાર ખાવાથી દેહ અને આત્મા જુદા થઈ જશે. માટે કોઈ જીવની હિંસા ન થાય તેવા સ્થાને પરઠવજો. મોક્ષગામી આત્માર્થી જીવ છે. કડવી તુંબીનું પાતરું લઈને તેમના ગુરૂ પાસેથી નીકળ્યા.

**पडिनिक्खमित्ता सुभूमिभागाओ उज्जाणाओ अदूरसामंते थंडिलं पडिलेहेइ, पडिलेहित्ता तओ सालइयाओ एगं बिंदुगं गहेइ।"**

નીકળીને તેમણે સુભૂમિ ભાગ ઉદ્યાનથી બહુ દૂર નહિ ને વધારે નજીક પણ નહિ એવા સ્થાને ભૂમિની પ્રતિલેખના કરી. ભૂમિનું પ્રતિ લેખન કરવું એટલે રજો-હરણથી પૂંજવું એમ નહિ પણ આંખથી નિરીક્ષણ કરવું. જ્યાં કુંભારના નીભાડા હોય એવી જમીનમાં કીડીઓના દર લગભગ ન હોય. તેવી જગ્યાએ પરઠવવાથી જીવોની હિંસા ઓછી થાય. જ્ઞાની કહે છે કોઈ શું કરે છે તે તું જોઈશ નહિ. તું તારું સંભાળ. કોઈની માથાકૂટમાં પડીશ તો તારો સંયમ લૂંટાઈ જશે. તમારે ઘેર મહેમાન આવે તેનો આદર સત્કાર કરો. પ્રેમથી મિષ્ટાન્ન જમાડો પણ તમારી તિજોરી બતાવો ખરા ? (શ્રોતામાંથી અવાજઃ-ન બતાવીએ.) તેમ જેટલું ચારિત્ર ઉચ્ચ કોટીનું પાળીએ એ તિજોરી છે. તેને કંઈ બહાર કહેવાનું ન હોય. સૌને પોતાના કલ્યાણ માટે ચારિત્ર પાળવાનું છે.

ધર્મરૂચી અણગારે સૌ પહેલા પરઠવવાની ભૂમિનું પ્રતિલેખન કર્યું. પ્રતિલેખના કરીને તેઓએ તે શારદિક તિકત કડવી તૂંબડીના શાકમાંથી એક ટીપા જેટલું શાક લીધું અને લઈને તે ભૂમિભાગ ઉપર નાંખી દીધું. પણ શાકનો સામટો ઢગલો ન કર્યો. કેટલા સાધુપણાના ભાવ ! કેટલી પવિત્રતા ! મનમાં એમ પણ નથી કે આહાર ઝટ પરઠવી દઉં ને હું ઝટ જાઉં તો બીજી વાર ગૌચરી લઈ આવું. સૂર્યાસ્ત પછી તો આહાર પાણી કલ્પતા નથી. આવી કલ્પના પણ નહિ. સાધુને રાત્રે ખવાય-પીવાય તો નહિ પણ બિમાર પડે તો વિલેપન કે ઈંજેકશન આદિ કંઈ લેવાય નહિ. કારણ કે એ રોમ દ્વારા શરીરની અંદર જાય છે. સંયમ તો શીરસાટાનો માલ છે. જ્યાં શાકનું એક બિંદુ ભૂમિ પર નાંખ્યું ત્યાં શારદિક કડવી તૂંબડીના ઘી તરતા શાકની સુવાસથી હજારો કીડીઓની લાઈન થઈ ગઈ. મહાવીરના સંતો પ્રાણના બલિદાને છ કાય જીવોનું રક્ષણ કરે. શાકનું એક બિંદુ નાંખીને મુનિ જતના પૂર્વક જોઈ રહ્યા છે. શું થાય છે ? ત્યાં તો કીડીઓની હારમાળા થઈ ગઈ. ક્ષણવારમાં તો કયાંથી એ કીડીઓ આવી પહોંચી ! તેઓમાંથી જે જે કીડીઓએ તે શાકને ખાધું હતું તે તરત જ ત્યાં મરી ગઈ. હવે મુનિ વિચાર કરશે કે આ આહારનું શું કરવું ? મારું રક્ષણ કરવું કે કીડીઓનું રક્ષણ કરવું ? ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**-રાજા હરિષેણના પ્રીતિમતી સાથે લગ્ન થયા પછી પ્રિયદર્શન રાજાના આગ્રહથી ૨૭ દિવસ રોકાઈને પછી પોતાના નગરમાં જવાની રજા માંગે છે ત્યારે પ્રીતિમતીને વિદાય આપતા માતા-પિતા કહે છે હે વહાલી દીકરી ! તું સાસરે જાય છે પણ આટલું યાદ રાખજે. તારા કુટુંબની, કુળની અને તારા માતા-પિતાની આબરૂ વધે તેવું કરજે. કયારે પણ એવી ભૂલ કરીશ નહિ કે તારા કુટુંબને કલંક લાગે. તારે સાસુ-સસરા તો છે નહિ. સાસુ-સસરા હોય તો ચંદ્ર અને સૂર્યની

જેમ પૂજા કરવી. અગ્નિની સામે અપલક્ષણ કરીશ નહિ એટલે તારા પતિની આજ્ઞા બરાબર પાળજે. તેમના સામું કદી પણ એક અક્ષર બોલીશ નહિ. ને વાદ વિવાદ કરીશ નહિ. આંગણું સ્વચ્છ રાખજે એટલે તારા ચારિત્રમાં આંચ આવવા દઈશ નહિ. વડીલોનો વિનય કરજે. અમે સાંભળ્યું છે કે હરિષેણ રાજા સંસારમાં રહેવા છતાં પોતાનું જીવન તપ-ત્યાગમાં વીતાવે છે. તો તું તેમની આ ધર્મ ભાવનામાં સહકાર આપજે, પણ દુશ્મન ન બનીશ. એમના રાહે તું ચાલજે. તું મહાન ભાગ્યશાળી છે કે તને આવા પતિ મળ્યા કે જે સંસારમાં રહેવા છતાં જળ કમળને ન્યાયે રહે છે. તારા પતિની આજ્ઞાનું કદી ઉથાપન કરીશ નહિ. આ રીતે ઘણી ઘણી સુંદર શિખામણ આપીને રડતી આંખે માતા-પિતાએ દીકરીને વિદાય આપી.

હરિષેણ રાજા પ્રીતિમતીને પરણીને પોતાની નગરીમાં આવ્યા. રાજાને તો લગ્ન કરવાની ઈચ્છા ન હતી પણ પરાણે પરણાવ્યા. હરિષેણ રાજા રાજ્યવ્યવહાર બધું સંભાળે છે પણ તેમનું ચિત્ત યોગીએ શું સમજાવ્યું હતું તેમાં રમે છે. હું આ માયાજાળમાં ને સંસારના કીચડમાં ફસાયો છું. આમાંથી કયારે હું છૂટકારો મેળવીશ? પણ લગ્ન કર્યા એટલે પ્રીતિમતી સાથે આનંદથી રહેવું જોઈએ તે રીતે રહે છે. રાજા હરિષેણ અને પ્રીતિમતી બંને પરમ ઉદાર સ્વભાવના હતા. રાજભવનના દ્વાર પર આવેલો કોઈપણ યાચક પોતાની યાચના પરિપૂર્ણ કર્યા વગર કદી પાછો જતો નહિ. અને જે દિવસે કોઈ સંત, અતિથિ કે યાચક આંગણે ન આવ્યો હોય તે દિવસ બંનેને બહુ ખરાબ લાગતો.

પરિણિત જીવનના ત્રીજા વર્ષના અઢી માસ ગયા હશે ને રાણી પ્રીતિમતીના વદન પર એક નવું તેજ ઝળહળી ઉઠયું. પ્રીતિમતીને સીમંત છે એ સમાચાર વાયુવેગે ગામમાં ફેલાતા સૌના દિલમાં આનંદની ઉષા પ્રગટી. કારણ કે ભવિષ્યની આશા આના ઉપર છે. નવ માસ અને નવ દિવસે પ્રથમ પ્રહરે રાણી પ્રીતિમતીએ પુત્રરત્નને જન્મ આપ્યો. રાજા હરિષેણે પુત્ર જન્મની વધાઈ આપનાર દાસીને પોતાના કંઠમાંથી નીલમ મુક્તાની મૂલ્યવાન માળા કાઢીને ભેટ આપી. પુત્ર જન્મના સમાચાર સમગ્ર નગરમાં વાયુ વેગે પ્રસરતા સૌના મુખ પર હર્ષ છવાઈ ગયો. બીજે દિવસે પુત્ર જન્મના મંગલ પ્રસંગ નિમિત્તે રાજા હરિષેણે દાનનો પ્રવાહ વહેતો મૂકયો. હવે આ પુત્રનું નામ શું પાડશે. રાજા હરિષેણ બધું કરે છે પણ તેના પરિણામ ત્યાગ તરફ વર્તી રહ્યા છે. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૨૯

## "રક્ષાબંધન"

(શ્રાવણ વદ ૧ ને શનિવાર તા. ૩-૮-૭૪)

જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં નાગેશ્રી અને ધર્મરૂચી અણગારનો અધિકાર ચાલે છે. ધર્મરૂચી અણગાર ગુરૂની આજ્ઞાથી કડવી તુંબીનું શાક નિર્વદ્ય સ્થાનમાં પરઠવવા ગયા. શાકનું એક ટીપું ભોંય પર મૂકયું ત્યાં તો કીડીઓની હારમાળા થઈ ગઈ. કેવા કરૂણાસાગર! જેને આત્માની શ્રદ્ધા છે તેઓ શું ઈચ્છે છે? "सव्वेजीवा वि इच्छन्ति, जीविउं न मरिज्जिउं।" બધા જીવોને જીવવું ગમે છે. મરવું કોઈને ગમતું નથી. સર્વ જીવોને સુખ પ્રિય છે. ધર્મરૂચી અણગારમાં આટલો અઘોર તપ છે પણ તપની સાથે જરા પણ તાપ નથી. આજે કંઈક માનવીઓ તપશ્ચર્યા કરે છે પણ પછી તપનો તાપ થઈ જાય છે. તપ જુનાં કર્મોને બાળનાર છે. અને તાપ થઈ જાય તો આત્માના ગુણોને બાળે છે. મોક્ષના પિપાસુ એવા ધર્મરૂચી અણગાર વિધીપૂર્વક બધી ક્રિયા કરે છે. બધી ક્રિયા કરવામાં વિધીવિધાન તો હોય છે. કોઈ માણસ અફીણ રોજ જરા ખાય કે તેનાથી પગ ચાલે પણ તે વિચાર કરે કે આઠ દિવસનું ભેગું ખાઈ જાઉં તો શું થાય? પાણી રોજ થોડી થોડી વારે પીવો છો તેના બદલે સામટું પી જાવ તો શું થાય? જો ક્રિયા વિધીથી થાય તો જીવી શકાય અને અવિધીથી થાય તો મરણને શરણ થઈ જાય. માટે શાસ્ત્રકાર કહે છે દરેક ક્રિયા વિધીથી કરવી જોઈએ. તમે વ્યવહારમાં પણ બધું વિધીએ કરો છો. ડોકટરે તમને ચાર ટાઈમ દવા પીવાની આપી હોય તો એક ટાઈમે બધી પી જતા નથી. વિધીવિધાનમાં મહાન લાભ રહેલો છે. અત્યારના દિવસોમાં તપ કરવાના ભાવ સહજ સ્ફુરી જાય છે.

ધર્મરૂચી અણગારે ભૂમિનું પ્રતિલેખન કરી શાકનું એક ટીપું મૂકયું ત્યાં કીડીઓ ઉભરાઈ ગઈ. આહાર પરઠવવામાં ઉપયોગ છે અને પરઠવ્યા પછી પણ ઉપયોગ છે. ઉપયોગે ધર્મ રહેલો છે. આહાર પરઠવવા છતાં પારણાની લગની નથી. પણ સાધનાની લગની છે. મારા ગુરૂની આજ્ઞા છે કે કોઈ જીવની વિરાધના ન થાય તેવી જગ્યાએ પરઠવજો અને સાથે બીજી આજ્ઞા એ છે કે તમે પછી નિર્દોષ ગૌચરી લાવીને પારણું કરજો. આ ધર્મરૂચી અણગાર મનમાં વિચાર કરે છે. મેં સંયમ લીધો ત્યારે છકાયજીવોને અભયદાન આપવું એવી પ્રતિજ્ઞા કરી છે. જ્ઞાની કહે છે અહીં તો માથા સાટાના માલ છે. મૃગાપુત્ર જયારે સંયમ લેવા નીકળ્યો ત્યારે તેની માતા કહે છે હે લાડીલા દીકરા! "सुहोइओ तुमं पुत्ता" તું સુખ ભોગવવા યોગ્ય

છે. તારી કાયા ખૂબ સુકોમળ છે. આવી ભરયુવાનીમાં સંયમ પાળવો. એ તલવારની ધાર પર ચાલવા જેવો કઠણ છે. મીણના દાંતે લોખંડના ચણા ચાવવા, કપડાની થેલીમાં પવન ભરવો, બળતી અગ્નિશિખાને પીવી જેમ દુષ્કર છે, તેમ તારા માટે યુવાનીમાં સંયમ પાળવો દુષ્કર છે. તું સંયમ લેવા જાય છે તો તે માર્ગમાં પરિષહો, ઉપસર્ગો આવશે ત્યારે પાછી પાની કરાશે નહિ. હે વહાલસોયી માતા! સંયમ-માર્ગમાં દુઃખ છે જ નહિ. અને કદાચ ઉપસર્ગો આવશે તો મેં નરકના જે દુઃખો ભોગવ્યાં છે તેની આગળ કાંઈ વિસાતમાં નથી. સંયમ માર્ગમાં કદાચ કષ્ટો આવશે તો કષ્ટો વેઠતાં આત્માનું કલ્યાણ છે. મૃગાપુત્રે તેમની માતા પાસે નરકના દુઃખોનું જે વર્ણન કર્યું છે તે સાંભળતા આપણા રૂંવાડા ખડા થઈ જાય છે. નરકમાં જે વેદના છે તે પરાધીનપણે જીવ ભોગવીને આવ્યો છે. સંયમમાં દુઃખ છે નહિ અને આવશે તો સ્વાધીનપણે ભોગવીને કર્મની નિર્જરા કરીશ. રણસંગ્રામમાં ગયેલો લડવૈયો છૂપો રહે નહિ. કાં તો માથું લઈને આવે, કાં તો માથું દઈને આવે. તેમ હું આત્મસંગ્રામમાં યુદ્ધ કરવા જાઉં છું તેમાં જરા પણ પીછેહઠ નહિ કરું.

ધર્મરૂચી અણગાર પણ એમજ વિચાર કરે છે કે આજે મારે જીંદગીનું પેપર લખવાનું છે. આજે મારી કસોટીનો દિન છે. બીજા જીવોની રક્ષા ખાતર મારણાંતિક ઉપસર્ગ આવશે તો તેને હોંશથી વધાવી લઈશ. પણ બીજા જીવોની હિંસા નહિ કરું. પોતે જાણે છે કે આ આહાર તાલકુટ વિષસમાન ભયંકર ઝેરી છે. દેહ અને આત્માને જુદો કરનાર છે, એક જ બિંદુ નાંખતા જો આટલી બધી કીડીઓ આવી અને તેના પ્રાણ ગુમાવ્યા તો આટલું મોટું ભરેલું શાકનું પાતરું હું પરઠવી દઈશ તો શું થશે? કીડીઓની વિરાધના થતી જોઈને ધર્મરૂચી અણગારને આ જાતનો આધ્યાત્મિક યાવત્ મનોગત સંકલ્પ–વિચાર ઉદ્‌ભવ્યો. મને ગુરૂએ આજ્ઞા એવી આપી છે કે એક પણ જીવની વિરાધના ન થાય તેવી રીતે પરઠવજો અને આ તો એક બિંદુમાં હજારો કીડીઓના પ્રાણ ચાલ્યા ગયા. આવા સમયે તે રીતે વિચાર કરતા આધ્યાત્મિક વિચાર ઉત્પન્ન થયો. આ શાક ઘીથી તરબોળ છે, મસાલા ભરપૂર નાંખેલા છે, સુગંધી પદાર્થો નાંખ્યા છે પણ એવો વિચાર ન કર્યો કે આ આહાર કરવો છે, તાલકૂટ વિષ જેવો છે એમ ન બોલ્યા. એક ટીપાને પૃથ્વી ઉપર નાંખવાથી ઘણી કીડીઓ હજારો પ્રાણોથી વિયુક્ત થઈ જાય છે. ત્યારે હું શારદિક કડવી તુંબડીના બધા શાકને પૃથ્વી ઉપર નાંખીશ તો તે અનેક પ્રાણીઓની વિરાધનાનું કારણ થશે. તો આ જે આહાર છે તેનું શું કરવું જોઈએ? તેને કયાં પરઠવવો જોઈએ?

કોમળ હૈયાના ધર્મરૂચી આ દશ્ય દેખી પસ્તાયે રે,
કીડીઓની કરૂણા દિલ ધરી, કડવો આહાર ત્યાં ખાવે રે,
સંથારો કરી સર્વાર્થસિદ્ધ થઈ. પહોંચ્યા મુક્તિ ગુણધારી રે...ધર્મઘોષ...

આ મહાપુરૂષે શો વિચાર કર્યો? "तं सेयं खलु ममेयं सालइयं, जावगाढं सयमेव आहारेत्तए।" મને એ જ શ્રેષ્ઠ લાગે છે કે આ શારદિક તિકત કડવી તુંબડીના સરસ મસાલાવાળા અને ઘી તરતા શાકને હું પોતે જ ખાઈ જાઉં. મારું આ શરીર જ નિર્દોષ છે. એમાં આહાર વોસરાવી દઉં તો શું ખોટું? છકાય જીવોને અભયદાન આપવા પોતાના શરીરમાં આહાર વોસરાવવા તૈયાર થયા. અહાહા! કેટલી કરૂણા! આ મુનિને ખબર હતી કે આ આહાર તાલકૂટ વિષ જેવો છે. એને ખાવાથી જીવ અને કાયા જુદા થવાના છે. આ બધું જાણ્યું છે, એમનાથી અજાણ્યું નથી. વિવેક અને સમજણ છે. કેટલો ઉત્તમ વિચાર! ગુરૂએ મને કહ્યું હતું કે આ તાલકૂટ વિષ છે છતાં મેં એક બિંદુ ભૂમિ પર મૂક્યું તો આટલી બધી કીડીઓ મરી ગઈ ને? તેના કરતાં મેં સીધું પેટમાં વોસરાવી દીધું હોત તો? આ જીવોની ઘાત ન થાત ને? નાગેશ્રી પ્રત્યે જરા પણ દ્વેષભાવ નથી. "અહો નાગેશ્રી! તારી દુર્ગતિ થશે!" જીવ કષાયમાં જોડાય ત્યારે ભાન નથી રહેતું અને એટલે સુધી પણ બોલી નાંખે કે તારું સત્યાનાશ જશે. ધર્મરૂચીને આવો સહજભાવ પણ નથી આવતો. પોતાનું રક્ષણ કરવા સાથે બીજા જીવોનું પણ રક્ષણ કરવાની ભાવના છે.

આજે પણ રક્ષાબંધન એટલે રક્ષા કરવાનો દિવસ છે. આજે બહેન ભાઈના ઘેર જાય છે અને ભાઈ, બહેન પાસે રાખડી બંધાવે છે. રાખડી બંધાવવામાં ભાઈના માથે બહેનના રક્ષણનો ભાર આવે છે. બંધુઓ! સાચી રક્ષા કોણ કરી શકે? તમારી સાચી રક્ષા કરનાર હોય તો જિનવાણી છે. આ જિનવાણી રૂપી રાખડી લઈને અમે તમને બાંધવા આવ્યા છીએ. તેની તમને કિંમત છે કે નથી? જિનવાણીરૂપી રાખડી તો આ ભવમાં રક્ષણ કરે એટલું જ નહિ પણ ભવોભવમાં રક્ષણ કરનાર છે. આ રાખડી બાંધવાથી જન્મ-જરા અને મરણના ફેરા ટળી જશે. રાખડીની અંદર અનેક જાતો છે. જે સામાન્ય વ્યક્તિ હશે તે સામાન્ય રાખડી લાવશે. તેનાથી સુખી હશે તે ઝગમગતી મોતી ટાંકેલી રાખડી લાવશે અને તેનાથી વિશેષ સુખી હશે તે જાણે હીરાથી ઝગમગતી હોય એવી રાખડી લાવશે. તેમ અમે પણ ભારે ને હલકી બંને રાખડી લઈને આવ્યા છીએ. (શ્રોતામાંથી અવાજ :- તમારી તો અમૂલ્ય રાખડી છે). અમારી સૌથી કિંમતી રાખડી જે આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકારે તે બાંધી શકે છે. વિષયવિકારને સાફ નહિ કરો ત્યાં સુધી સાધના નહિ કરી શકો. આજીવન બ્રહ્મચર્ય વ્રત લેવાથી જન્મોજન્મની આવતી ક્રિયા બંધ થઈ જશે. દેવભવમાં, તિર્યંચ ભવમાં આ ક્રિયાને વોસરાવી ન હોય તો આ જન્મમાં પણ તે ક્રિયા આવ્યા કરે છે. માટે બ્રહ્મચર્ય વ્રત લેવા તૈયાર થાવ. બ્રહ્મચર્ય મહાન વ્રત છે. જે દુષ્કર બ્રહ્મચર્ય વ્રત પાળે છે તેના ચરણોમાં દેવ-દાનવ-યક્ષ-રાક્ષસ-કિન્નર આદિ નમસ્કાર કરે છે. બીજા વ્રતોને નદીની ઉપમા આપી છે જ્યારે બ્રહ્મચર્ય વ્રતને સાગરની ઉપમા આપી છે, માટે

અમારી આ રાખડી બાંધો તો જન્મોજન્મ સુધરી જશે. આ જન્મ ભોગના કીડા બનવા માટે નહિ પણ અજન્મ દશા પ્રાપ્ત કરવા માટે છે.

આજે ઘણા ભાઈઓએ બહેનને પોતાના ઘેર બોલાવી હશે અને ઘણી બહેનોને ભાઈ હશે નહિ અને કંઈકને ભાઈ હશે તો ભાઈ બહેનને બોલાવતો નહિ હોય. એવી બહેનોની આંખમાં આંસુ પડતા હોય છે, છોકરાઓ બીજા છોકરાને મામાને ઘેર જતાં જોઈને કહે–બા ! આપણે મામાને ઘેર નહિ જવાનું ? ત્યારે કંઈક માતા રડતી રડતી કહેશે, બેટા ! તારે મામા નથી અને કંઈકને મામા હશે પણ સામું જોતાં ના હોય. તેની સાળી આવે તો ખમ્મા ખમ્મા અને બહેન આવે તો રડતી આંખે જાય.

**સાળી ઘરમાં લાડ કરે ને બહેની રડતી જાય...અરે (૨)**
**તું વીરવીર પોકાર, આ છે સ્વારથીઓ સંસાર.**

આવા નિષ્ઠુર ભાઈ ન બનશો પણ સાચા ભાઈ બનજો.

જુનાગઢ શહેરનો રાજા રા'નવઘણ થઈ ગયો. રા'નવઘણ જુનાગઢના રાજા મહિપાળનો પુત્ર હતો. મહિપાળ રાજા પર બીજો રાજા ચઢી આવ્યો. રાજા મહિપાળને જીતવાની આશા ન રહી તેથી રા'નવઘણને વફાદાર દાસીને સોંપીને કેસરીયા કરી મૃત્યુને ભેટયો. આ દાસી રા'નવઘણનું રક્ષણ કરવા તેને ટોપલામાં નાખીને ત્યાંથી ભાગી છૂટી. દાસી લપાતી છૂપાતી દેવાયત નામના આહીરને ઘેર આવી. તેને બધી વાત કરી અને કહ્યું કે આ રાજ્યનું બીજ છે. જો તે જીવતો હશે તો મોટો થતાં રાજ્યને મુસલમાનના પંજામાંથી છોડાવશે. તેની માતા તો મરી ગઈ છે. પુણ્યવંતને ઉછેરનાર કોઈ મળી જાય છે. દાસીએ આ ફૂલ જેવા બાળકને સોંપ્યો ને તેને સાચવવાની ખૂબ ભલામણ કરી. આ દેવાયત આહિરને ઉગા નામનો પુત્ર અને જાહલ નામની છ મહિનાની દીકરી છે. જાહલ અને નવઘણ સરખી ઉંમરના છે. આહિર વિચારે છે. આ રાજ્યનું બીજ છે. એના ઉપર આશાના મિનારા છે. એ જીવતો હશે તો હિંદુઓનું રક્ષણ કરશે. એટલે જાહલની માતા પોતાની દીકરીને દૂધપાન કરતી છોડાવીને નવઘણને દૂધપાન કરાવતી. અને જાહલને બીજું દૂધ પીવરાવતી. બાલપણથી નવઘણના કપાળમાં રાજ્યનું તેજ ઝળહળતું હતું. ગામડાના ભરવાડી વેશમાં પણ દેખાઈ આવતો કે આ રાજકુમાર છે. સમય જતાં નવઘણ ૧૦ વર્ષનો થયો.

એક વખતના પ્રસંગમાં દેવાયતને તેના ભાઈ સાથે તકરાર થઈ એટલે મનમાં વેરની ગાંઠ બાંધી લીધી અને જુનાગઢના રાજાને જઈને કહ્યું. તમે શાંતિથી બેઠા છો, પણ બોડીદાર ગામમાં દેવાયત આહિરને ત્યાં તમારો શત્રુ તૈયાર થઈ રહ્યો છે. આ સમાચાર સાંભળીને જુનાગઢનો રાજા દેવાયતને ત્યાં આવ્યો. આવીને કહે છે તું જે માંગે તે આપું પણ મને રા'નવઘણને સોંપી દે. દેવાયત કહે છે મારે ઘેર રા'નવઘણ

છે જ નહિ, તો ક્યાંથી આપું? આખરે દેવાયત ન માન્યો. તેથી તેના પર રાજ્ય-દ્રોહનો આરોપ મૂકી જુનાગઢ લઈ જઈ કેદમાં પૂરી દીધો. અને એવી કડક શિક્ષા કરવા લાગ્યો કે એના પગની ઘૂંટીમાં સારડી મૂકીને લાકડાની જેમ વીંધતા પગ અને હાથ સારડી મૂકીને કાણા કરી નાખ્યાં. ને આખું શરીર વીંધી નાખ્યું. કેવી ભયંકર વેદના થઈ હશે? તેને એટલું ઝનૂન છે કે મારા પ્રાણ જશે તો કુરબાન પણ શરણે આવેલાનું રક્ષણ તો કરવું જ જોઈએ. મારા મરણ પછી રા'નવઘણનું શું થશે એમ વિચાર કરી બોલ્યો. મને આવું કષ્ટ ન આપશો. રા'નવઘણ મારે ઘેર છે. ને વખતે હું અસત્ય બોલ્યો હતો. હું તેને મંગાવી આપું છું.

દેવાયતે ચિઠ્ઠી લખી સૂબાના માણસને તેની પત્ની પાસે મોકલ્યો. ચિઠ્ઠીમાં લખ્યું હતું કે મારાથી આ કષ્ટો સહન થતા નથી. માટે તું રા' રાણીને વાત કરજે ને નવઘણને અહીં મોકલી દેજે. આહિરાણી ચિઠ્ઠી વાંચીને સમજી ગઈ ને પોતાના પુત્ર ઉગાને બોલાવ્યો અને કહે છે ઉગા! આજે મારી ને તારી કસોટી છે. બેટા! મોટું ધર્મસંકટ આવ્યું છે. બધી વાત કરી. શું કરવું તે સમજ પડતી નથી. છતાં મનમાં હિંમત રાખીને પુત્રને કહે છે.

**ઉગા ઉગરવા તણી, મા રખ મનમાં આશ,**
**જાતા પ્રભુની પાસમાં, આનંદ રાખે ઉરમાં.**

બેટા! તું મને હૈયાના હાર જેવો વહાલો છે. તારા જેવા ગુણીયલ પુત્રને મૃત્યુના મુખમાં ધકેલવાનો સમય આવ્યો છે. આપણું સર્વસ્વ જતું કરીને રાજાનું રક્ષણ કરવું તે આપણી ફરજ છે. તારા બાપે તો રાજાનું રક્ષણ કરવા જાત ખુવાર કરી નાંખી. પોતે ચાલ્યા જાય તો નવઘણનું શું થાય એ વિચારથી પત્ર લખ્યો છે. ત્યારે ઉગો કહે છે માતા! તું શા માટે ગભરાય છે? જોજો, નાના બાળકના જવાબમાં પણ કેટલી ખુમારી ભરી છે.

**રા'નો રાખણહાર, જગમાં જશ બહુ વધશે,**
**ધીરજ મનમાં ધાર, ઉગો તું જ કુખે ઉપન્યો.**

પુત્ર કેવો ડાહ્યો છે! પોતે આનંદથી મરવા તૈયાર થયો. માતા! આ હું તો એક જ છું પણ રાજાનું રક્ષણ કરવા માટે મારા જેવા હજારો ઉગાનો ભોગ આપવો પડે તો આપવો જોઈએ. રા'નવઘણને સંતાડી તેનો વેશ ઉગાને પહેરાવી દીધો. રાજાએ સૂબાને કહ્યું હતું કે રા'નવઘણને આપે ત્યારે તું તેનો ચહેરો જોજે. રા'નવઘણ નહિ હોય ને એનો પુત્ર હશે તો એનો ચહેરો કરમાઈ જશે. અને એનો નહિ હોય તો ચહેરો નહિ બદલાય. આહિરાણીએ હસતા મુખે પુત્રને સોંપ્યો. એટલે આવનાર સમજી ગયો કે આ તેનો પુત્ર નથી પણ રા'નવઘણ છે. જીવતા દીકરાને મૃત્યુના મુખમાં મોકલી દેવો એ જેવું તેવું કામ નથી.

મારવા તેની ઝુંપડીએ આવ્યો. એટલે જાહલ ચારિત્રના રક્ષણ માટે બોલી, મેં છ મહિનાનું બ્રહ્મચર્યનું વ્રત લીધું છે. તે વ્રત મને પૂરું કરવા નહીં દો તો હું જીભ કરડીને મરી જઈશ. સિંધ દેશના રાજાએ જાહલને નજર કેદમાં રાખી. જાહલનો પતિ પણ ખૂબ રડે છે. જાહલ કહે આપ રડશો નહિ. તેણે એક ચિઠ્ઠી લખીને બારણાની તીરાડમાંથી નાંખી અને કહ્યું–તમે જુનાગઢ પહોંચી જાવ. મને વિશ્વાસ છે કે મારો ભાઈ જરૂર મારી વહારે આવશે. ચિઠ્ઠીમાં શું લખ્યું છે.

> હે... સિંધમાં રોકી સુમરે, વહારે ધાને નવઘણ વીર,
> હે... જાહલ તુજ પર મીટ માંડી રહી, મને હાલવા દે ના હમીર.

મારા ધર્મવીરા ! મારા પર સંકટ આવી પડયું છે. હમીર સુમરાએ મને રોકી રાખી છે. મેં તેને છ માસની મુદત આપી છે. આ તારી બહેન તારા પર મીટ માંડીને બેઠી છે. માટે મારા વીરા ! તું વહેલો આવજે.

> "હું દેવાયત તણી વીરા, જાહલને માથે દુઃખના દરિયા ફરીયા,
> સુણજે નવસોરઠના નૃપતિ, મારી જીભના માનેલ મામરીયા.

તારી બહેનના માથે આજે દુઃખના ડુંગર ઊતરી પડયા છે. મારા લગ્નના માંડવા નીચે વીરા તેં કોલ દીધો હતો. તે દિવસે તારી પાસે કંઈ માંગ્યું ન હોતું. ત્યારે તેં કહ્યું હતું કે બહેન ! તારે જયારે જરૂર પડે ત્યારે તું માંગી લેજે. વીરા ! એ કોલના મૂલ અત્યારે થાય છે. તું રાજા થઈને ભૂલી જઈશ નહિ. તારી રક્ષા ખાતર મા જણ્યો એકનો એક ભાઈ હોમાઈ ગયો. તને બચાવવા માતાએ મને દૂધ પાન કરતી છોડાવીને તને દૂધપાન કરાવ્યા છે. તું સુખમાં પડીને મને ભૂલી ગયો ને માતા પિતાના ઉપકારને ભૂલ્યો. ભલે તું બધાને ભૂલ્યો પણ તારી બહેનને એક સતી સમજીને એના શિયળનું રક્ષણ કરવા બહેનની વહારે વહેલો આવજે. જો તું વહેલો નહિ આવે તો હું જીભ કરડીને મરી જઈશ પણ મારું ચારિત્ર જવા દઈશ નહીં. તો તારી લાજ જશે.

> **જો મુદત માસ છ ની વીતશે, તને સત્ય વચન કહે વીર,**
> **જાહલ મુખ જોઈશ નહિ, ને રોતો રહીશ રણધીર.**
> **એવો અફર નિર્ણય મેં કર્યો સત્ય વચન વદે સતી,**
> **એ અવસરે વહેલો આવજે રખે ચૂકે જુનાગઢ પતિ**

વીરા ! યાદ રાખજે. છ માસની મુદત પૂરી થશે પછી ઉપર એક દિવસ પણ હું જીવવાની નથી. પછી તું ગમે તેટલા માથા પછાડીશ તો આ બહેન તને મળવાની નથી. આ મારો દૃઢ નિશ્ચય છે. જો મોડો પડીશ તો હે જુનાગઢના રાજા ! તારી બહેનનું મુખ તું નહિ જોવે, કલેવર જોઈશ, પછી મનની મનમાં રહી જશે અને મારી વીર-

પસલી તથા કપડાનું દેણું તારા માથે રહી જશે. માટે હે વીરા ! તું વહેલો આવજે. મને વિશ્વાસ છે કે મારો વીરો આવ્યા વિના નહિ રહે.

બંધુઓ ! કંઇક બહેનોના આંસુ લૂછવા ધર્મના ભાઈ બનજો. કદાચ કોઈ પાપના ઉદયથી ભાઈ–બહેન સાથે અણ બનાવ થયો હોય તો આજે તોડી નાંખજો ને બહેનની આંતરડી ઠારજો. રા' નવઘણ સંદેશો વાંચે છે. તેના લગ્નના ચાર દિવસ બાકી છે. પહેલા સંદેશો વાંચતા એમ થયું કે આ કોનો સંદેશો છે, શું લખ્યું છે, તેનો ખ્યાલ નથી આવતો પછી બનેવીને જોઈને ઓળખી ગયો, હું કયાં ભૂલ્યો ? જેમ ચિઠ્ઠી વાંચતો ગયો તેમ બાલપણની સ્મૃતિ તાજી થતી ગઈ. આંખમાંથી દડદડ આંસુ સરી પડયા. જયારે બહેન મને રાખડી બાંધતી હતી ત્યારે જાહલ કહેતી વીરા, મારે અત્યારે કંઇ જોઇતું નથી. મને સમય આવ્યે બદલો આપજે. સાચી વીરપસલી આપવાનો અત્યારે સમય આવ્યો છે. લગ્નના ચાર દિવસ બાકી છે. હવે કયાં જવું એવો વિચાર ન કર્યો. લગ્ન મુલતવી રાખ્યા. કોની તાકાત છે કે મારી બહેનનું શીયળ લૂંટી શકે ? તરત ઊભો થઈ ગયો રા' નવઘણ સૈન્ય લઈને સિંધમાં પહોંચી ગયો. અને હમીર સુમરાને હરાવી દીધો ને બતાવી દીધું કે મારી બહેન નિરાધાર એકલી નથી પણ હજાર હાથ-વાળો ભાઈ તેની રક્ષામાં તૈયાર બેઠો છે. તમારી બહેન રોતી હોય તો કહેજો, બહેન, તું શા માટે રડે છે ? તારો હજાર હાથવાળો ભાઈ બેઠો છે. તારું આંસુનું ટીપું એ મારું લોહીનું ટીપું છે. રા' નવઘણે બહેનને હમીરના પંજામાંથી મુક્ત બનાવી. ભાઈ બનો તો આવા બનજો. આ પ્રસંગે પૂ. મહાસતીજીએ ભાઈ–બહેનની કરૂણ કહાણી કહી હતી.

---

## વ્યાખ્યાન નં. ૩૦

(શ્રાવણ વદ ૨ ને રવિવાર તા. ૪–૮–૭૪)

અનંત કરૂણાનિધી ભગવંતની પ્રાર્થના કરતાં આપણે શું બોલીએ છીએ ?

**मंगलं भगवान वीरो, मंगलं गोतम प्रभु।**
**मंगलं स्थूलिभद्राद्या, जैन धर्मोऽस्तु मंगलम्।।**

પ્રથમ મંગલ કોણ ? અરિહંત પ્રભુ. જેમણે ઘાતી કર્મોનો ક્ષય કર્યો છે અને અરિહંત પદ પ્રાપ્ત કર્યું છે. પ્રભુનું નામ કેવું મંગલ સ્વરૂપ છે ! અરિહંત નામના એકેક અક્ષરમાં કેટલા ભાવ ભર્યા છે ? અરિહંતના ચાર અક્ષર છે. તેમાં પ્રથમ અક્ષર

'અ' છે. 'અ' એટલે અનંત ગુણો જેનામાં રહેલા છે એવા અરિહંત ભગવંતોને હું નમસ્કાર કરું છું. 'રિ' એટલે રિપુ અને રિપુ એટલે શત્રુ. જેમણે શત્રુઓને હરાવ્યા છે. અહીં શત્રુઓ કોણ છે? જે તમારું અહિત કરે તેને તમે શત્રુ કહો છો. એ તો બાહ્ય શત્રુઓ છે, પણ અનાદિકાળથી ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ આદિ શત્રુઓ આત્માનું અહિત કરે છે તે શત્રુઓને હરાવ્યા છે. ત્રીજો અક્ષર છે. હું-હુંકાર-અહંભાવ. હું કંઈક છું ત્યાં આત્માની હાની છે. અહં ઓગળે તો અરિહંત થવાય અને મમ ગળે તો મોક્ષ મળે, આ જીવને હું ને મારું છૂટતું નથી. ઉપાશ્રયે આવે તો ય 'મારુ'' હૈયેથી ન છૂટે. એક તમાકુની ડબ્બી ખોવાઈ જાય તો પણ કેટલી શોધાશોધ કરી મૂકે. એકેક પદાર્થ ઉપરનો જે મૂર્છા છે તે દુર્ગતિના દરવાજા ખુલ્લા કરનારી છે. માટે અહં અને મમને તિલાંજલિ આપી દો. 'હુ''નો બીજો અર્થ એ પણ છે કે હું એટલે હંસ. જેમ હંસ દૂધ પી જાય છે ને પાણી રહેવા દે છે તેમ અરિહંત ભગવંતો ઉપદેશ આપી ભવ્ય જીવોને તેમના આત્મા સાથે ક્ષીર નીરના સંબંધે રહેલા કર્મોના સમુહને તોડી નંખાવે અને મોક્ષમાં પહોંચાડે છે. 'ત' એટલે તિન્નાણં તારયાણં'' પોતે સમુદ્રથી તર્યા છે ને ભવ્ય જીવોને સંસારરૂપી સમુદ્રથી તારી મોક્ષમાં જવાનો માર્ગ બતાવે છે. આવા અરિહંત પ્રભુનો જાપ એકાગ્ર ચિત્તે કરતાં સંસાર સમુદ્રને પાર પામી જવાય.

આપણો ચાલુ અધિકાર નાગેશ્રીએ ધર્મરૂચી અણગારને કડવી તુંબીનો આહાર વહોરાવ્યો. ભગવાને કહ્યું છે કે દાનમાં સાધુને સુપાત્ર દાન દેવું તે મહાન લાભનું કારણ છે. જેમ સ્વાતિ નક્ષત્રનું પાણી તો એનું એ જ છે પણ કડવા લીમડાના ઝાડ પર પડે તો તે પાણી કડવાશમાં પરિણમે. મરચાં ઉપર પડે તો તીખાશમાં પરિણમે. માછલીના મુખમાં પડે તો સાચું મોતી પાકે, તેમ સાધુને સુપાત્ર દાન અને સૂઝતો આહાર આપવો તે સંયમની વૃદ્ધિનું કારણ છે. મહાન લાભનું કારણ છે. આ નાગેશ્રી સમજતી નથી કે આવા અઘોર માસખમણના તપસ્વી મુનિના પગલાં મારે આંગણે કયાંથી થાય? પણ એણે તો મુનિને ઉકરડો માન્યો. ઉકરડામાં સારી ખોટી ગમે તે વસ્તુ નાંખો તો બધી પચાવી લે છે. તેમ મુનિને ઉકરડો માનીને બધું શાક વહોરાવી દીધું. અણઈચ્છાએ દાન દેતાં પણ પાપ ધોવાઈ જાય છે તો જે સ્વઈચ્છાએ દે તેને તો કેટલા લાભનું કારણ બને? પણ અહીં તો નાગેશ્રીના પરિણામ મલીન છે.

ધર્મરૂચી મુનિએ શાકનું એક ટીપું ભૂમિ ઉપર મૂકયું ત્યાં કેટલી કીડીઓના પ્રાણ ચાલ્યા ગયા. તેમને માસખમણનું પારણું છે છતાં કેટલી સ્થિરતા છે! જરા પણ આકુળતા વ્યાકુળતા નથી. આ ભૂમિ તો ખૂબ સારી છે. કોઈ પણ જીવોનો ઉપદ્રવ નથી માટે શાક એક સામટું બધું પરઠવી દઉં એવા ભાવ નથી. પણ જોવા માટે એક ટીપું મૂકયું. ભગવાનના સંતો કેવા હોય છે.?

**ના દેહ તણી દરકાર કરે, અઘરા તપને આચરતા,**
**અભ્યાસ ક્રિયા ને ભક્તિથી, આતમને ઉન્નત કરતા,**
**આરાધનમાં આયુષ્ય વીતાવી ઉચ્ચગતિ વરનારા–આ છે અણગાર અમારા**

આ તો મહાન આત્માથી', મોક્ષગામી જીવ છે. ચારિત્રના રક્ષણ સાથે દેહનું રક્ષણ કરવું છે. પણ દેહના રક્ષણ માટે ચારિત્રનો ભોગ દેવો નથી. એક બિંદુ ભૂમિ પર મૂકતાં આટલી કીડીઓ મરી ગઈ તો બધા શાકનો ઢગલો કરું તો છ એ કાય જીવોની હિંસા થઈ જાય. માખીઓ પણ આવે. અને તે રસ્તેથી કોઇ ગરીબ માણસ નીકળે ને આવું સ્વાદિષ્ટ શાક જાણીને ખાવા લાગે તો પંચેન્દ્રિય જીવની પણ વિરાધના થાય. વળી જ્યારે ત્યારે પણ આ કાયાની તો રાખ થવાની છે.

**કાયાને જાળવી એળે જાવાની, જ્યાં આ ચેતના ચાલી જાવાની,**
**ત્યારે પાછળ એની રાખ રહેવાની....કાયાને....**

ગમે તેટલી કાયાને જાળવશો તો પણ જ્યાં એમાંથી ચેતનદેવ ચાલ્યો ગયો પછી તેની રાખ થવાની છે. તમને એમ થાય કે અમે તપશ્ચર્યા કરીએ પણ અમારું શરીર સૂકાઇ જાય તો ? દેહની કેટલી મમતા છે ? જ્યારે આ આત્માથી' મુનિને દેહની પરવા નથી. પહેલાં મહાન પુરૂષો પણ જ્યાં સુધી શરીર સારું હોય ત્યાં સુધી તેમાંથી કસ ખેંચી લેતા અને જ્યારે એમ લાગે કે આ શરીર હવે કંઈ પણ ઉપયોગી નથી ત્યારે કાયાને વોસરાવી દેતા. આ ધર્મરૂચી અણગાર શું વિચાર કરે છે, જો હું મારા દેહને સાચવીશ તો કેટલા જીવોની વિરાધના થઈ જશે. હું મારી નજર સામે જોવું છું કે એક બિંદુ મૂકતા આટલી બધી કીડીઓ મરી ગઇ તો જાણી જોઈને બધું શાક પરઠવી દઉં તો હું કેટલા બધા જીવોની હિંસાનો નિમિત્તભૂત બનું ! માટે—

**"मम चेव एएणं सरीरेणं णिज्जाउत्ति कट्टु एवं संपेहेइ ॥"**

મારું શરીર જ આ તિક્ત કડવી તુંબડીના આહારથી નષ્ટ થાય તે વધુ યોગ્ય છે. શ્રાવક પણ રોજ સવારમાં ઉઠીને ત્રણ મનોરથ ચિંતવે. હે ભગવાન ! હું આરંભ પરિગ્રહ કયારે છાંડીશ ? હું પંચ મહાવ્રત ધારી સાધુ કયારે બનીશ ? સર્વ પાપને આલોવી પડિક્કમી નિંદી નિશલ્લ થઈને સંથારો કયારે કરીશ ? બધા તપની અવધિ હોય છે. પણ સંથારાના તપની અવધિ હોતી નથી. કોઇ એક માસ ખમણ કરે, કે ચોમાસી તપ કરે પણ એટલા દિવસે એનું પારણું તો આવવાનું છે. જ્યારે સંથારામાં તો કાયાને વોસરાવી દેવાની હોય છે. પછી કાયાને જે થવું હોય તે થાય પણ એના પ્રત્યે મમતા નથી રહેતી. જેમ જુનું કપડું કાઢી નાખીને સારા કપડાં પહેરો તો જુના તરફ દૃષ્ટિ જતી નથી તેમ કાયા વોસરાવી દીધા પછી તેના તરફ દૃષ્ટિ જતી નથી.

આ ધર્મરૂચી અણગાર વિચાર કરે છે. આ આહાર મારે ક્યાં પરઠવવો જોઈએ! તે જેમ તેમ પરઠવવા જતા નથી એટલે શું કર્યું? જે કડવી તુંબીનું પાતરું ભરેલું શાક હતું તેને ચોળીને એકરસ બનાવીને તે આહારને પોતાના શરીરમાં વોસરાવવા તૈયાર થયા. આ રીતે તેમણે પોતાના મનમાં વારંવાર વિચાર કર્યો. વિચારીને પોતાના શરીરનો નાશ કરવાનો તેમણે મક્કમ વિચાર કર્યા બાદ તેમણે મુહપત્તિનું પડિલેહણ કર્યું. "मुहपत्ति पडिलेहित्ता पडिलेहिज्जं गोच्छगं।" મુહપત્તિનું પડિલેહણ કર્યા બાદ રજોહરણનું પ્રતિલેખન કર્યું. પછી પોતાના અંગ ઉપરના કપડાનું પ્રતિલેખન કર્યું. ત્યારબાદ તેમણે પગના તળિયાથી લઈને મસ્તક સુધીના પોતાના આખા શરીરની પ્રમાર્જના કરી કે કોઈ જીવજંતુ મારા શરીર ઉપર તો છે નહિ ને? પછી જે ભૂમિ પર બેસીને કાયાને વોસરાવવી છે, સંથારો કરવો છે તે ભૂમિનું પ્રતિલેખન કર્યું. પછી તેમણે તે શારદિક તિક્ત કડવી તુંબડીના સરસ મસાલાવાળા અને ઉપર ઘી તરતા બધા શાકનો આહાર કરી લીધો.

"बहु नेहावगाढं विलमिव पन्नगभूएणं अप्पाणेणं सव्वं सरीर कोट्ठंसि पक्खिवइ।" જેવી રીતે સાપ જ્યારે દરમાં પ્રવેશે છે ત્યારે દરના બંને પાર્શ્વભાગનો સ્પર્શ કર્યા વગર તેમાં સીધો પ્રવિષ્ટ થઈ જાય છે. તેમ તે શાકરૂપી સાપ પણ મુખરૂપી દરના બંને પાર્શ્વભાગને સ્પર્શ્યા વગર સીધું ગળામાં થઈને પેટમાં જતું રહ્યું.

આપણને બદામ ખાતા મીઠી લાગે ને એક બદામ કડવી નીકળી જાય તો થૂ થૂ કરીને ઉડાડી મૂકીએ. સારી બદામ પચાવી શકયા અને એક કડવી બદામ ન પચાવી શકયા. આ તો માસખમણનું પારણું છે. કડવું-ઝેરમાં ઝેર જેને તાલફૂટની ઉપમા આપી છે, જે ખાવાથી તાળવું ફાટી જાય એવો ભયંકર આહાર છે. પોતે જાણે છે છતાં વિચાર નથી કરતા કે આટલું બધું શાક માસખમણના પારણે હું કેવી રીતે ખાઈ શકીશ? પણ એવો વિચાર કરે છે જો ખાતાં અડધું રહી જશે તો મારો જીવ તો જવાનો છે પણ બીજાનાય પ્રાણ જશે. અરે! પાતરામાં શાક ચોંટેલું રહી જશે તો પણ કેટલા જીવોની વિરાધના થશે? એમ સમજી બધું શાક પોતાના શરીરમાં વોસરાવી દીધું. તેમાં જરા પણ વિલંબ ન કર્યો. પછી પાતરું સાફ કરીને પાતરાનું પડિલેહણ કરીને પાતરાને પણ વોસરાવી દીધું. અને યાવજ્જીવનનો સંથારો કરી લીધો. બીજા જીવોની રક્ષા ખાતર પોતાના જીવને હોડમાં મૂકી દીધો. કેવા સુંદર અધ્યવસાય! કેટલા નિર્મળ અને વિશુદ્ધ પરિણામ! તેમાં જો આટલો વિચાર આવ્યો હોત કે હે નાગેશ્રી! તેં મને આવો આહાર વહોરાવ્યો! તારું શું થશે? તો અધ્યવસાય અને પરિણામની ધારા મલિન થઈ જાત. માટે જ્ઞાની કહે છે તારા અધ્યવસાય ખરાબ થવા દઈશ નહિ. સંથારો કરવો સહેલ છે, પણ અંતિમ સમય સુધી પરિણામની ધારા શુદ્ધ રહેવી મુશ્કેલ છે.

"છેલ્લા શ્વાસ સુધી નિરંતર રહો, આ સંયમી ભાવના,
અધ્યાત્મ સ્થિતિમાં વહો મુજ ઉરે, કલ્યાણની સાધના.
આવે કાળ ભલે વિપદ્ શીર પડે, ના દુઃખ કે વાસના,
શાન્તે પ્રાપ્ત સુધર્મ અંત સમયે, એકે બીજી આશ ના."

જીવનના છેલ્લા શ્વાસ સુધી આ વિશુદ્ધ ભાવના રહેવી તે સહજ વાત નથી. તે માટે અત્યારથી તાલીમ લો. ઉપવાસ શા માટે? જો ઉપવાસ કરતા હશો તો છેલ્લા સમયે સાધના થઈ શકશે. ક્ષમાનો ગુણ કેળવવાની તાલીમ લીધી હશે તો સુખ દુઃખમાં સમાન ભાવ કેળવી શકાશે. આ ધર્મરૂચી અણગાર અત્યારે એકલા છે. સાથમાં કોઈ નથી. એકલા ભૂમિ ઉપર બેઠા છે, છતાં મનમાં જરા પણ ખેદ નથી. પણ શું વિચારે છે? અહો ગુરૂદેવ! આપની અસીમ કૃપા છે. આપે મને આત્મ-કલ્યાણનો માર્ગ જલ્દી બતાવ્યો. મારા દેહનો નાશ થવાનો છે પણ આત્મા તો શાશ્વત સુખને પામવાનો છે. આવા કપરા પ્રસંગોમાં આટલી ક્ષમા અને સમભાવ રહેવો એ સહેલું કામ નથી. સંથારો કર્યા પછી ધર્મરૂચી અણગાર અરિહંત, સિદ્ધ ભગવાન તેમજ પોતાના ધર્મગુરૂને યાદ કરી પોતાના લીધેલા મહાવ્રતોને યાદ કરી પાપની આલોચના કરશે ને પછી શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

અનિવાર્યતા વગેરે એવું વિષમ છે કે એ જો મનમાં ઠસી જાય તો વૈરાગ્ય આવ્યા વિના રહે નહિ. સંસારના સુખ ભલે મીઠાં લાગતા હોય છતાં જીવન જીવતાં કષ્ટો, પાપો, વસ્તુની પરાધીનતા, સંયોગ-વિયોગ અને છેલ્લે મૃત્યુ વગેરે બાબતો એવી છે કે સંસાર પ્રત્યેથી આસ્થા ઉઠાડી મૂકે. એના પર નફરત થાય. આનું નામ વૈરાગ્ય. રાજા હરિષેણને પહેલાં વૈરાગ્ય ભાવ જાગેલા પણ ત્યાગનું જોમ નહિ એટલે વૈરાગ્યભર્યા દિલે સંસાર ચલાવ્યે જતા હતા. એમાં હવે વૈરાગ્ય પ્રબળ બન્યો. જોમ ખીલી ઉઠયું. પુત્ર હજુ તદ્દન નાનો છે. પરંતુ જેને વૈરાગ્ય અને ત્યાગનો વીર્યોલ્લાસ પ્રગટી ઉઠયો છે એને પુત્રનો, પત્નીનો કે રાજ્યનો મોહ કેમ રહે? એ બધો મોહ મરી જાય. જગતમાં પાર વિનાના નિમિત્તો એવા છે કે જે એક પણ ધ્યાન પર આવતા જીવના વૈરાગ્યને વધારી દે અને અંદરનું જોમ ઉછળી પડતાં જીવ બધાય મમત્વને ફગાવી દઈ ત્યાગી જીવન તરફ પ્રયાણ કરે.

રાજા હરિષેણ, રાણી પ્રીતિમતીને કહે છે જુઓ, મારું જીવન અને જીવનનો કિંમતી સમય દુઃખમય રંગરાગ અને ભોગમાં વેડફાઈ રહ્યો છે. માનવ જીવનની કિંમત તપ અને ત્યાગમાં છે. એ ભૂલાઈ રહ્યા છે. અરે, આ જીવનનો ઘડીનો પણ ભરોસો નથી. કયારે ચાલતી ઘડિયાળ બંધ પડી જશે? અને એમ થાય તો પરભવની કમાણી કરવાની રહી જાય. માટે હવે આ બધી માયા છોડીને તપોવનમાં જઈને તપ કરવા ઇચ્છું છું. કાયાનો શું વિશ્વાસ છે કે એ કયારે શિથિલ થઈ જશે? કે કોઈ મહા-રોગથી ઘેરાઇ જશે? પછી તપ શી રીતે થઈ શકે? માટે આજે શક્તિ છે ત્યાં સુધી તપશ્ચર્યા કરી લઉં. રાણી કહે-હજુ આપણો સંબંધ તો હમણાં થયો છે. ને એકદમ ત્યાગના પંથે જવું છે? રાજા કહે-દેવી! આમાં એકદમ જવા જેવું શું છે? જીવ-નનો ભરોસો નથી એ તમે તમારા જીવનમાં બરાબર અનુભવ્યું છે. જુઓને સર્પદંશ એકાએક થયેલો અને તમે મૃત્યુ જેવી સ્થિતિ પર એકાએક આવી ગયેલા. કાળરાજા કયારે ઝડપી લેશે એની શી ખાત્રી? અત્યારે એ કાળગોઝારો નથી આવ્યો એનો શું એ અર્થ છે કે તે બીજી ક્ષણે નહિ આવે? માટે લટકતી તલવાર જેવા જીવનમાં ત્યાગમાર્ગને તો વહેલામાં વહેલી તકે વધાવી લેવો એ જ શ્રેષ્ઠ છે. જ્યારે મૃત્યુ આવશે ત્યારે છોડવું તો પડશે, તેના કરતાં જીવનને ત્યાગમય શા માટે ન બના-વવું! હે દેવી! તમારા એ પ્રસંગથી તો મારા દિલમાં વૈરાગ્યની જ્યોત વધુ ઝળ-હળી ઊઠી છે. મારા પર હજુ એવો કોઈ કાળ પંજો નથી પડયો અને હું જીવતો રહ્યો છું તો શા માટે? વિનાશી ભોગસુખમાં અજ્ઞાન પશુની જેમ મહાલવા માટે કે અવિનાશી ત્યાગ અને તપની સમૃદ્ધિ સાધી લેવા માટે? આ નાશવંત કાયામાંથી આત્માનું હિત સાધી લેવું એ વધુ હિતકર છે. બાકી નાશવંતની પાછળ અવિનાશી

આત્માને ખુવાર થઈ જવા દેવો એ તો અજ્ઞાનીનું કામ છે. રાજાની ચોટ બાહ્ય સંયોગો તથા કાયાની નાશવંતતા પર છે. આ બધુંય નાશવંત. તેથી હવે આ નાશવંતતા નજર સામે તરવરતી થઈ ગયા પછી જીવન અને કાયામાંથી સાર ખેંચી લેવા રાજા સજ્જ થયા છે.

**રાજા હરિષેણ રાણીને જગાડે છે:**—હરિષેણ રાજા સમજે છે કે દુન્યવી પદાર્થો અને વિષયો અનિત્ય છે. કેમકે અંતે જવાના તે જવાના. એમાંથી જીવના હાથમાં કંઈ નથી રહેવાનું. અને એની ગુલામીમાં રાગાદિ બંધનો ઊભા કર્યા એ માથે રહેવાના, તેથી ભવભ્રમણ પણ ઊભું રહેવાનું. આ ઉચ્ચ માનવ ભવમાં તપશ્ચર્યા કરવાની ઉત્તમ તક છે કે જેનાથી ભવનો અંત આવે છે તો પછી આ અનિત્ય રાજપાટ અને પરિવારના સમાગમમાં શા માટે બેસી રહેવું ? હવે તો આને છોડી તપોવનમાં જાઉં અને તપ તપું.

રાજાએ પોતાના આ વિચારો રાણીને જણાવ્યા ત્યારે રાણી કહે છે. તો પછી મારે પણ આ સંયોગોમાં શા માટે બેસી રહેવું ? હું પણ તપોવનમાં આવી તપ તપીશ ને જીવન સફળ કરીશ. રાજા પુણ્યશાળી છે. કેવી સુંદર સહચરીનો યોગ મળી ગયો છે ? ત્યાગની કપરી વાત પણ વધાવી લીધી. ઝુંપડી જેવા મકાનની મમતા ન છૂટે તો મોટા રાજ્યની મમતા છોડવી સહેલી છે ? સાદાં ભોજન, કપડાની લહેર ન છૂટે તો રાજશાહી સુખ છોડવા એ શું સરળ કામ છે ? પરંતુ એ બધાની અનિત્યતાનું સાચું ભાન થાય, એની ગુલામીમાં આત્માને ભૂલવાનું ને આત્મહિત ગુમાવવાનું મહાન નુકશાન દેખાય અને એ દિલને ભારે ખટકે તો એનો ત્યાગ કરવો કઠીન નથી. હવે રાજા હરિષેણ બીજે દિવસે મંત્રીઓને બોલાવીને પોતાની વાત રજુ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૩૧

શ્રાવણ વદ ૪ ને મંગળવાર તા. ૬-૮-૭૪

અનંત કરૂણાનિધી ત્રિલોકીનાથે જગતના જીવોને આધિ-વ્યાધિ અને ઉપાધિથી દુઃખમાં ડૂબેલા જોઈને સાચા સુખની પ્રાપ્તિનો માર્ગ બતાવવા સિદ્ધાંતરૂપ વાણી પ્રકાશી. વીતરાગ વાણીનું એક વચન પણ જો તમારા હૈયામાં સચોટ બેસી જાય તો ભવપાર થયા વિના રહે નહિ. અનિચ્છાથી સાંભળેલા ત્રણ શબ્દથી પણ રોહણીયો

ચોર તરી ગયો. એની ભવ્યતાના જોરથી સંભળાઈ ગયું તો એના ભવનો બેડો થઈ ગયો. વીરપ્રભુના વચનમાં કેટલી તાકાત છે! જેમ હજાર પાવરનો ગ્લોબ ચ બટન દબાવો તો અંધકારનો નાશ થાય છે. તેમ ભગવાનના વચનરૂપી ગ્લોબ અંત ચઢાવી શ્રદ્ધાનો પાવર વાપરો તો અજ્ઞાનનો અંધકાર નષ્ટ થયા વિના નહિ અજ્ઞાનના તિમિર ટળે તો કેવળ જ્યોતિ પ્રગટે. અને કેવળ જ્યોતિ પ્રગટે તો મુ મળે. પ્રથમ તો મને મુક્તિ કેમ મળે તેનો નિર્ણય કરવો જોઈએ. ચિત્રકારને ચિત્ર દોરવું હોય તો પ્રથમ તેના મગજમાં ચિત્ર આલેખાઈ જાય છે. તેમ પરમા પદને પ્રાપ્ત કરવું હોય તો એ પ્રભુ કેવા છે એનું અંતરમાં સ્મરણ થવું જોઈએ

હે પ્રભુ! તું કેવો ને હું કેવો? તારામાં ને મારામાં કેટલું અંતર છે! ક્રોધ–માન, માયા, લોભ આદિ કષાયોને જીતી લીધી છે ત્યારે એ કષાયોએ મ જીતી લીધો છે. તું રાગ–દ્વેષના બંધનો તોડી વીતરાગી બની ગયો છે જ્યારે રાગ–દ્વેષના બંધનોને મજબૂત કરું છું. તું કેવળ જ્યોતિ પ્રગટાવીને મોક્ષ માઉ ઉપર આરૂઢ થઈ ગયો ને હું તો હજુ અજ્ઞાનના અંધકારથી આથડાતો તળેટી સુધ પણ પહોંચ્યો નથી. આમ ભગવાનની પ્રાર્થના કરતા પ્રભુના આત્મા સાથે આપણ આત્માની સરખામણી કરો. ને પ્રભુના સમાન બનવાની ભાવના ભાવો. ભગવાન શુ કહે છે હે ચેતન! તારો સ્વભાવ ઉર્ધ્વગામી છે. જો તારા આત્માનું ઉત્થાન કરવુ હોય તો તારું જીવન ઉજ્જવળ બનાવ. ઉર્ધ્વગમન કરવા માટે જ્ઞાન–દર્શનની પાંખ અને ચારિત્રનો પુરુષાર્થ જોઈશે. આત્મા તરફનો પુરુષાર્થ ઉપડશે તો કર્મના ગંજ બળીને સાફ થઈ જશે. માટે જ્ઞાની પુરૂષો કહે છે, તમને જે લાખેણી ક્ષણ મળી છે તેને નિષ્ફળ જવા ન દેશો. જે આત્મા ક્ષણને સમજે છે તે સાચા સુખને મેળવી શકે છે. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે "खणं जाणाहि पंडिए।" જે ક્ષણને જાણે છે તે સાચો પંડિત છે.

ધર્મરૂચી અણગારે ક્ષણને ઓળખી લીધી છે. તે વિચારે છે અત્યારે મારી જે ક્ષણ વર્તી રહી છે તે ક્ષણમાં જો દેહનો રાગ રાખીશ તો મેં જે ધ્યેયથી સંયમ લીધો છે તે લક્ષ મારું સફળ નહિ થાય. દેહનો નાશ થવાનો છે તે થવાનો છે. આ દેહરૂપી પિંજરમાંથી આત્મારૂપી પોપટ ઉડવાનો છે તો હું મારી જાતે રાજીનામું આપી દઉં તો શું ખોટું? જો દેહનો મોહ રાખીશ તો અનેક જીવોની હિંસાનો ભાગીદાર બનીશ. કાયા છોડવાની તો છે જ તો અનેક જીવોના લાભમાં મારી કાયા છૂટશે તો એથી શ્રેષ્ઠ શું છે? અનેક જીવોના રક્ષણ ખાતર કાયા છોડે તે આત્મઘાત ન કહેવાય. પણ જે સંસારથી કંટાળી પોતાનું ધાર્યું ન થાય અને મનગમતાં સુખો ન મળતાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં જોડાઈ કોઈ ઝેર ખાય, કોઈ બળી મરે, કોઈ કૂવામાં પડી જે અકાળ મૃત્યુ કરે તે આત્મઘાત કહેવાય. આત્મઘાત કરવાથી

આ ભવ બગડે ને પર ભવ પણ બગડે છે. અને અનેક ભવોમાં ભટકવું પડે છે. માટે ક્યારે પણ આત્મઘાતનો વિચાર ન કરવો.

ધર્મરૂચી અણગારને દેહનો રાગ છૂટી ગયો છે. તે તો એ જ વિચાર કરે છે કે ૨૨ પરિષહમાંથી આ પણ એક પરિષહ આવ્યો છે. માટે તું તારો આત્માનંદ ગુમાવીશ નહિ. તારા સંયમની અને તપની જ્યોત ઝળકતી રાખજે. ધર્મરૂચી મુનિ કડવા આહારને ઘોળીને ઘટક ઘટક પી ગયા. આ આહાર કર્યા પછી એક અંત-મુહૂર્તમાં તે આહાર તેમની નસેનસમાં, લોહીના પરમાણુ–પરમાણુમાં પ્રસરી ગયો. આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું. ત્યારે તેમના શરીરમાં ઉજ્જવળ યાવત્ દુરહિયાસ વેદના થવા લાગી. સાધક દશામાં સહાયક સારો હોવો જોઈએ. ધર્મ ઘોષ મુનિએ કહ્યું હતું કે હે દેવાનુપ્રિય ! આ આહાર તાલફૂટ જેવો છે. માટે કોઈ જીવની હિંસા ન થાય તેવા નિર્દોષ સ્થાનમાં આ આહાર પરઠવજે. તેને પરઠવીને પછી નિર્દોષ ગૌચરી લાવીને પારણું કરજો. આ સહાયક સારા હતા.

न वा लभेज्जा निउणं सहायं, गुणा हियं वा गुणओ समं वा ।
एगो वि पावाइं विवज्जयन्तो, विहरेज्ज कामेसु असज्जमाणो ॥

ઉત્ત. સૂ. અ. ૩૨ ગાથા ૫

જો સહાયક સારો હોય તો ડૂબતો તરી જાય. મેઘકુમાર ડૂબવાની તૈયારીમાં હતા. તેઓ સાધુપણું છોડીને જવાના હતા. સાધુપણું છોડે એટલે સંસારમાં ડૂબે પણ ભવી મોક્ષગામી જીવ હતા તેથી વિચાર કર્યો. ભગવાન પાસેથી જે વેશ લીધો છે તે તેમને સોંપીને પછી જાઉં. વેશ સોંપવા ગયા. પણ સહાયક કેવા હતા ? આ શ્રેણિકનો દીકરો છે તેથી તેને ન કહેવાય એવી શરમ સાચો સહાયક ન રાખે, પણ શાસ્ત્રથી ને વીતરાગ આજ્ઞાથી વિરૂદ્ધ જતો હોય તો સત્ય કહી દે. માટે સિદ્ધાંતમાં જેવું હોય તેવું કહેવું જોઈએ. પણ ગોપવવું જોઈએ નહિ. મેઘકુમારને પરમ પિતા ભગવાન મહાવીર જેવા સાચા સહાયક મળ્યા હતા તો ડૂબવાની અણી ઉપર આવેલા તરી ગયા. વળી સહાયક નિપુણ, હોંશિયાર અને પવિત્ર હોવો જોઈએ. જ્ઞાની કહે છે જો તારાથી વિશેષ ગુણી અથવા તારા સમાન કુશળ, નિપુણ સહાયક ન મળે તો બધા પાપનો ત્યાગ કરીને કામભોગ આદિમાં અનાસક્ત થઈને એકલો વિચરજે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૭ મા અધ્યયનમાં શિષ્યનો સહકાર ગુરૂને કેવો મળ્યો ? ગુરૂ જે કહે તેનાથી શિષ્ય ઉલ્ટો અને અવળો જવાબ આપે. ગર્ગાચાર્યને ૫૦૦ શિષ્યો હતા, પણ બધા અવિનીત હતા. ગુરૂ શિષ્યને શિખામણ આપે તો વચમાં બોલી ઉઠે અને સાચો દોષ બતાવે તો કોઈ કોઈ ગુરૂની વિરૂદ્ધ બોલે.

જ્યારે ગુરૂ શિષ્યને ગૌચરી જવાનું કહે ત્યારે એ કુશિષ્ય શું કહે? એ શ્રાવિકા મને ઓળખતી નથી. તે મને ભિક્ષા આપશે નહિ. મને કોઈ બોલાવતું નથી. અથવા તો તે બહાર ગયા છે. તેમના ઘરે ગૌચરીનું કંઈ ઠેકાણું હોતું નથી. આપ બીજા સાધુને મોકલો. આવા શિષ્યોના સંગમાં જો ક્ષમા રહે અને કષાય ન આવે તો ભેગા વિચરજો. પણ જો પચાવવાની શક્તિ ન હોય તો તું તેમને છોડી દેજે. આવા કુસાધુથી દુઃખી થતાં આચાર્ય વિચારે છે મને આવા કુશિષ્યોનો સમાગમ થયો! આ દુષ્ટોથી મારો આત્મા પણ ખેદ પામે છે. આ શિષ્યો "तारिसा गलिगद्दहा।" આળસુ ગધેડા જેવા છે. તેથી આવા શિષ્યોને છોડીને ગંભીર, સમાધિવાળા આત્માને ચારિત્રશીલ બનાવીને ગુરૂ એકલા વિચરવા લાગ્યા. જ્ઞાની કહે છે જો તને આવો સહકાર મળે તો તું તેને છોડી દેજે. પણ તારો સંયમ લૂંટાવા દઈશ નહિ. જેમ સડેલા કાનવાળી કૂતરીને બધી જગ્યાએથી કાઢી મૂકવામાં આવે છે તેમ જે ગુરૂની આજ્ઞા માનતો નથી એવા અવિનીત શિષ્યને પણ બધી જગ્યાએથી કાઢી મૂકવામાં આવે છે. અને જે ગુરૂ આજ્ઞા એ જ મારા પ્રાણ છે એમ સમજીને રહે છે તેવા "बुद्धिपुत्त नियागट्टी न निक्कसिज्जइ कण्हुइ।" વિનીત પુત્રને કોઈ પણ સ્થાનથી બહાર કાઢી મૂકવામાં આવતો નથી. મતલબ કે એ બધી જગ્યાએથી માન પામે છે.

જેના શ્વાસોચ્છ્વાસમાં ગુરૂ આજ્ઞાનો ગુંજાર છે એવા ધર્મરૂચી અણગારને કડવી તુંબીનો આહાર આખા શરીરમાં પરિણમતા ભયંકર ઉજ્જવળ વેદના થવા લાગી. ત્યારે તેમને થયું કે આ વેદનાથી મારા ગાત્ર ઢીલા પડવા લાગ્યા છે. શારીરિક બળ ઘટવા માંડયું છે. અને શક્તિ ક્ષીણ થવા લાગી છે. કદાચ હું ભાન ગુમાવી બેસું તો? તેથી તે ધર્મરૂચી અણગાર પરાક્રમ વગર, મનોબળ વગર, હતોત્સાહી થઈને પુરૂષાર્થ વગર બની ગયા. હવે આ શરીર ટકવું અસહ્ય થઈ પડયું છે. એવી જ્યારે તેઓને પ્રતીતિ થવા લાગી ત્યારે તેમણે પોતાના આચાર, ભાંડક, વસ્ત્ર, પાત્ર વગેરેને એકાંતમાં મૂકી દીધા. મૂકયા બાદ તેઓએ સંસ્તારક ભૂમિની પ્રતિલેખના કરી "पडिलेहित्ता दब्भ संथारगं संथारेइ संथारित्ता दब्भसंथारगं पुरुहेइ।" પ્રતિલેખના કરીને તેની ઉપર તેમણે દર્ભ સંસ્તારક કર્યો. દર્ભ સંસ્તારક (ઘાસની પથારી) પાથરીને તેઓ તેના ઉપર બેસીને પૂર્વ દિશા તરફ મુખ રાખીને પર્યંકાસનથી તેની ઉપર બિરાજમાન થયા. બિરાજમાન થઈને તેઓએ પોતાના બંને હાથોને જોડયા અને તેની અંજલી બનાવીને મસ્તક ઉપર મૂકી પોતાના મનમાં કહેવા લાગ્યા. "नमोत्थुणं अरिहंताणं जाव संपत्ताणं णमोत्थुणं धम्मघोसाणं थेराणं।"

અરિહંત ભગવાનને મારા નમસ્કાર. અહાહા! હે ભગવાન! તું કેવો છે? આત્માના અનંત ગુણોને પ્રગટ કરવા માટે તેં ક્રોધ-માન-માયા-લોભ રાગ-દ્વેષ આદિ આત્માના શત્રુઓનો સર્વથા નાશ કર્યો છે, જેમણે અહંભાવને સર્વથા

તોડી તું તિન્નાણં તારયાણું બની ગયો છું. પ્રભુ ! તું તો તર્યો અને ભવ્ય જીવોને તરવાનો માર્ગ બતાવ્યો. એવા અરિહંત ભગવાન આપને મારા નમસ્કાર હો. જે ઘાતી અને અઘાતી કર્મોને તોડી શાશ્વત સુખમાં મહાલી રહ્યા છે તેવા સિદ્ધ ભગવંતોને મારા નમસ્કાર હો, ધર્મોપદેશક, મારા ધર્માચાર્ય, તારણહાર, સંસાર રૂપ કૂવામાંથી બહાર કાઢનાર શ્રી ધર્મઘોષ સ્થવિરને મારા નમસ્કાર હો !! ગુરૂદેવ ! આપે મને સમજાવ્યો, પ્રતિબોધ આપ્યો. અહો, મારા અંતેવાસી ધર્મરૂચી ? આપ આ આહાર ન કરશો. આ આહાર જીવ ને કાયા જુદા કરે તેવો છે. આપની તો અસીમ કૃપા છે. આવા વિનીત, ગુણસંપન્ન અને ચારિત્રશીલ શિષ્યમાટે ગુરૂનું દિલ દ્રવ્યા વિના ન રહે. ગુરૂદેવને યાદ કરતાં આંખમાં આંસુ આવી ગયા. અહો પરમ ઉપકારી ગુરૂદેવ ! આપ મને ન મળ્યા હોત તો આ પાપીનું શું થાત ? શરીરની અંદર નસેનસો તૂટી રહી છે. અસહ્ય વેદન છે તેની સાથે આત્માનું વેદન ચાલુ કરી દીધું છે.

આ સમયે જો આત્મા ઉપયોગના ઘરમાં ન રહે ને વિવેક ભૂલાઈ જાય તો સંવરના માર્ગમાં આશ્રવ થઈ જાય. એથી વધુ ભાન ભૂલે તો ગુરૂ ઉપર પણ રોષ આવી જાય. અરરર ! ગુરૂદેવ તમે જાણતા હતા કે આ આહાર જીવ ને કાયા જુદા કરનારો છે છતાં મને મોકલ્યો ! તેમણે કહ્યું હતું કે આ આહાર નિર્વદ્ય જગ્યા જોઈને પરઠવજે. તો એક બિંદુ મૂકતાં નિર્વદ્ય જગ્યા પણ સાવદ્ય થઈ જાય છે. શું આ ગુરૂ નહિ જાણતા હોય ? આવો જરા પણ વિચાર નથી. પરંતુ ગુરૂનો મહાન ઉપકાર માને છે. દિલમાં જરા પણ ઉકળાટ નથી. ગુરૂદેવ ! આપ ભલે મારાથી દૂર વસ્યા હો પણ આપનું સ્થાન તો મારા અંતરમાં છે. દેવ-ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનું મંથન કરતાં એવા ઉત્કૃષ્ટ ભાવ આવી ગયા કે ઝેર અમૃત સમાન બની ગયું. પહેલા દીક્ષા લેતી વખતે મેં તે ધર્મઘોષ સ્થવિરની પાસે સમસ્ત પ્રાણાતિપાતો, સમસ્ત મૃષાવાદો, સમસ્ત અદત્તાદાનો, સમસ્ત મૈથુનો તથા સમસ્ત પરિગ્રહોના પ્રત્યાખ્યાન કર્યા હતા. પહેલા મહાવ્રતમાં છકાય જીવની હિંસા કરીશ નહિ, કરાવીશ નહિ ને કરતાને અનુમોદન આપીશ નહિ. બીજા મહાવ્રતમાં સર્વથા અસત્ય બોલવાના પચ્ચખાણ કર્યા છે. ત્રીજા મહાવ્રતમાં અદત્તાદાન લઈશ નહિ, લેવરાવીશ નહિ ને લેનારને અનુમોદન આપીશ નહિ. દાંત ખોતરવાની સળી પણ માલિકની આજ્ઞા વગર સાધુ લઈ શકે નહિ. ચોથા મહાવ્રતમાં સર્વથા અબ્રહ્મ સેવવાના પચ્ચખાણ કર્યા છે. મારા બ્રહ્મચર્યમાં કોઈ પણ દોષ લગાડીશ નહિ. પાંચમા મહાવ્રતમાં ભગવાનની આજ્ઞા જેટલા ભંડોપગરણ રાખીશ અને જે રાખીશ તેમાં મૂર્છા રાખીશ નહિ. એ પાંચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રીભોજનના સર્વથા પચ્ચખાણ કર્યા છે. તેમજ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિના પચ્ચખાણ કર્યા છે. તે બધા મેં શુદ્ધ રીતે પાળ્યા છે. છતાં જો તેમાં કોઈ દોષ લાગ્યો હોય, કોઈ ભૂલ થઈ હોય તો હે ગુરૂદેવ ! આપ ત્યાં બેઠા છો, હું અહીં બેઠો છું, છતાં આપની સામે

ફરીને સમસ્ત પ્રાણાતિપાત યાવત્ સમસ્ત પરિગ્રહોના યાવજ્જીવન પ્રત્યાખ્યાન કરું છું. જીવનના છેલ્લા શ્વાસ સુધી સ્કંદકની જેમ આ શરીરનો ત્યાગ કરું છું. ત્રિવિધે ત્રિવિધે આ દેહને વોસરાવું છું. મૃત કલેવરમાં બે ઘડી પછી જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. એ કલેવરને બાળે અથવા દાટે એટલે બધા જીવોનો સંહાર થઈ જાય છે. માટે જીવનના છેલ્લા શ્વાસ સુધી મારી આ નશ્વર કાયાને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું. એમ કહી સંથારાના પચ્ચખાણ લઈ લીધા. અહીં સ્કંદકની જેમ શરીરનો ત્યાગ કરું છું એમ કહ્યું.

જ્યારે સ્કંદક મુનિની ચામડી ઉતારવાનો પ્રસંગ આવ્યો ત્યારે ચામડી ઉતારનારને કહે છે ભાઈ! તમે શા માટે ગભરાવ છો? શા માટે મૂંઝાવ છો? તમને રાજાની આજ્ઞા હોય તેમ કરો પણ આપ એટલું ધ્યાન રાખજો કે મારા નિમિત્તે આપને કોઈ હથિયાર ન વાગી જાય! કેટલી ક્ષમા! મારનાર પ્રત્યે પણ કેટલો કરૂણાભાવ! મારા નિમિત્તે કોઈ જીવને દુઃખ ન થવું જોઈએ. આ સમયે ખંધક મુનિએ જો એટલું કહ્યું હોત કે જાવ, તમારા રાજાને જઈને કહેજો કે આ મુનિ તમારા સાળા છે. એટલું કહીને પછી ચામડી ઉતારજો. હજુ મુનિ આ ગામમાં પહેલવહેલા આવ્યા છે. ગામનું પાણી પણ પીધું નથી તો પછી આહારની તો વાત જ કયાં કરવાની?

**શાંતિ ભરેલું હૃદય દયા છે જેની માંય,**
**મુક્તિને કાજે દેહને ત્યાગે, મોહને મારે લાત,**
**ધન્ય ધન્ય ખંધક મુનિ વંદન વાર હજાર.**

બજારમાં કોઈ પણ ચીજ ખરીદવા જવું હોય તો નાણાં આપો ત્યારે વસ્તુ મળે છે. આપણે મોક્ષ લેવો છે તો તેના મૂલ્ય તો આપવા જોઈએ ને?. ધર્મરૂચી અણગારે મોક્ષને માટે કાયા વોસરાવી દીધી. તમારે એક ફ્લેટ લેવો છે તેની પાઘડી દોઢ લાખ રૂપિયાની છે. તો તેટલા કદાચ તમારી પાસે ન હોય તો કોઈની પાસે ઉછીના લો છો પણ તે ભરપાઈ કરી દો છો ને? જ્યારે આ તો મોક્ષનો બંગલો લેવો છે. જે બંગલામાં સુખ, સુખ અને સુખ. દુઃખનું નામનિશાન નહિ. જ્યાં શરીર છે ત્યાં એની પાછળ પાપ કરવા પડે છે. મુક્તિના માલ માથા સાટે મળે છે.

ખંધક મુનિ ચંડાળને કહે છે, આપ ખુશીથી રાજાની આજ્ઞાનું પાલન કરો. મારા નિમિત્તે આપને કંઈ પણ ઈજા ન થવી જોઈએ. કેટલી અનુકંપા! એ વિચારે છે એક દિવસ દેહ છૂટવાનો છે તે છૂટવાનો છે. જેમ જુનું કપડું ફાટે તેમ મુનિની ચામડી ચડ ચડ ઉતારી નાંખી. છતાં મુનિ તો ધ્યાન ધરીને ઊભા છે. શરીરનો નાશ છે, આત્મા તો અજર અમર છે. મુનિનું આ કરૂણ દૃશ્ય જોતાં સૂર્ય–ચંદ્ર ઝાંખા પડી

ગયા. ઝાડે પંખી ધ્રુજવા લાગ્યા. અહો ! નિર્દોષ મુનિ ઉપર આવો જુલ્મ ! મહાન પુરૂષોને વિના કારણે ઉપસર્ગ આવે તો પંખીઓ પણ સહન કરી શકતા નથી. ખંધક મુનિ તો વિચારે છે કે આ ઉપસર્ગ આવ્યો તો જલ્દી આત્માનું કલ્યાણ થશે. દેહનો રાગ છૂટી ગયો. વિશુદ્ધ પરિણામની ધારાએ ચઢતા ક્ષપક શ્રેણી માંડી કેવળજ્ઞાન લઈને મોક્ષ મંઝીલે પહોંચી ગયા. આ રીતે ધર્મરૂચી અણગાર પણ એ જ વિચાર કરે છે. શરીરને જે થવું હોય તે થાય. નસો તૂટે તો ભલે તૂટે પણ હે ચેતનદેવ ! આ શરીર એક બે વાર નહિ પણ અનંતી વાર છોડયું છે. આટલી ભયંકર વેદનામાં જરા પણ દુઃખ નથી. તેમને મન તો આ દુઃખ સુખનો માર્ગ દેખાય છે.

આવતી કાલે પંદરનું ઘર છે. આરાધનાના મંગલ દિવસો ચાલી રહ્યા છે. આપના આત્મામા રણકાર જગાડો કે કર્મના જાળાંને બાળવા અવશ્ય તપની જરૂર છે. આપણે ત્યાં તપના માંડવડા રોપાઇ ગયા છે. પાંચ બહેનોએ તો તપશ્ચર્યાની મંગલ શરૂઆત કરી દીધી છે. દિવાળી આત્માનું દેવાળું કઢાવે છે જ્યારે સંવત્સરી અને આ મંગલ દિવસો આત્માના ગુણોને ખીલાવે છે. કર્મના ભારથી હળવા બનાવે છે. તમારા આત્મામાં નાદ જગાડો. કર્મને ચકચૂર કરવા માટે દેહને તપરૂપી અગ્નિથી પ્રજાળવો પડશે. જેનાથી બને તે આરાધનામાં જોડાજો. અને ન કરી શકતા હોય તો બીજાને કરવાની અનુમોદના આપજો. તપની દલાલી કરજો. ધર્મરૂચી અણગાર ગુરૂદેવનું શરણું લઈને આલોચના કરી રહ્યા છે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** રાજા હરિષેણને આ સંસાર પ્રત્યેથી રસ ઊઠી ગયો છે અને તેથી તાપસપણું લેવા તૈયાર થયા છે. પ્રીતિમતીએ રાજાને ખૂબ સમજાવ્યા પણ રાજા ન સમજ્યા એટલે પ્રીતિમતી પણ સાથે જવા તૈયાર થઈ. એટલે તેણે કહી દીધું. સ્વામીનાથ ! હું આપના પગલે પગલે ચાલતી આવીશ. આ વખતે પ્રીતિમતીના મનમાં એક વિચાર આવી ગયો હતો કે પોતે સગર્ભા હોવાનો સંભવ છે. એ વાત પતિને કહેવી. પણ એ વાત કહેવા જતાં કદાચ સ્વામીના કર્તવ્ય માર્ગમાં વિઘ્ન આવી પડે. કદાચ સ્વામી થોડા સમય માટે અટકી જાય. અને એમ થાય તો કદાચ સંસારના પ્રવાહમાં તણાઈ પણ જાય. આવો વિચાર આવવાથી પ્રીતિમતીએ પોતાના મનમાં રહેલી વાત ન કરી. માનવીના અંતરમાં ઘણીવાર વૈરાગ્યનો પ્રકાશ એકાએક ચમકે છે. પરંતુ એ પ્રકાશ જો દુઃખના પ્રત્યાઘાત રૂપે ચમકેલો હોય તો દુઃખ દૂર થતાં વૈરાગ્ય પણ શમી જતો હોય છે. પણ હરિષેણ રાજાને તો કોઈ પ્રકારનું દુઃખ ન હતું. એના જીવન ફરતી સુખની અપાર છોળો ઊડતી હતી. એ સુખ પણ એવું હતું કે જે જોઈને બીજાઓ રાજા હરિષેણને ધન્ય માનતા. આટલા સુખમાં પણ સંસાર ત્યાગની ચેતના જાગી ચૂકી હતી. આ જાગેલી ચેતના દુઃખના પ્રત્યાઘાતની છાયા ન હતી. પરંતુ અંતરમાં પ્રગટેલા વૈરાગ્યનું પ્રતીક હતું.

હરિષેણ રાજાનો વૈરાગ્ય જોઈને પ્રીતિમતી કહે છે: સ્વામી! તમે તાપસપણું સ્વીકારવા તૈયાર થયા છો તો મારે પછી અહીં રહીને શું કામ છે? તે જૈન દર્શનની આરાધક હતી. તે સમજતી હતી કે રાજપાટ, સત્તા, સંપત્તિ અને સંસારના દરેક સુખો નાશવંત છે. તે બરાબર અંતરથી જાણતી હતી તેથી તે પતિની સાથે તાપસિની બનવા ગઈ. પરંતુ પોતાને બે માસ થયા છે એ વાત દિલમાં ડંખ્યા કરતી હતી. એ વાત જો રાજાને કરે તો શુભ કાર્યમાં થોડા સમય પૂરતી પણ અંતરાય ઊભી થાય. આવા શુભ વિચારને વશ થઈને રાણીએ પોતાની વાત છૂપાવી રાખી અને પોતે પણ પતિના માર્ગે પ્રયાણ કરવા તૈયાર થઈ.

બીજે દિવસે રાજા હરિષેણે મંત્રીઓને બોલાવી પોતાના ત્યાગ ભાવના વિચારો રજુ કર્યા. મંત્રીઓએ કહ્યું–મહારાજા! હજુ રાજકુમાર માત્ર બે વર્ષની ઉંમરના છે. માટે અમારી નમ્ર વિનંતી છે કે કુમારને મોટા થઈ જવા દો. પછી આપ ત્યાગ અને તપનો માર્ગ સ્વીકાર કરો એ બરાબર છે. રાજા કહે–મંત્રીશ્વરો, આયુષ્યનો ભરોસો નથી કે એ કયારે તૂટી જશે? એટલે એના વિશ્વાસે બેસી રહેવામાં સાર નથી. એ કદાચ વહેલું પૂરું થાય તો આ ઊંચા અવતારે મળેલી સાધનાની અમૂલ્ય તક જતી રહે. આ સમાગમ તો જીવને દરેક જન્મોમાં મળ્યો છે. જન્મો–જન્મના તે સંયોગોને જો સંભાળતા રહેવાનું હોય તો પછી પોતાના આત્માને કયારે સંભાળવાનો? અને આત્માનું હિત કયારે કરવાનું? માટે હવે તો અમારો દૃઢ નિશ્ચય છે, તપોવનમાં જવાનો. એટલે ધાર કુમારનો રાજ્યાભિષેક કરી લઈએ. આપ હવે આ પુત્રના મા–બાપ છો. આપ બધું સંભાળી લેજો. આપના પર મને વિશ્વાસ છે કે તમે એને મોટો કરી સુયોગ્ય શાસક રાજા બનાવી દેશો. આ રીતે મંત્રીઓને ખૂબ ભલામણ કરી.

રાજા સંસાર ત્યાગ કરે છે એ વાત નગરમાં ફેલાતા લોકો રાજાના દર્શને આવવા લાગ્યા. કોઈ મોહ ઘેલા માણસો રાજાને એમ પણ કહેતા કે હજુ કુમાર નાનો છે એ મોટો થાય પછી આપ સંસાર ત્યાગ કરજો. ત્યારે રાજા કહે–કાળરાજા આ જીંદગીને કયારે ઝડપી લેશે એની કલ્પના પણ નથી હોતી. માટે મંગલ કાર્યમાં વિલંબ કરવો તે જીવનનું મોટામાં મોટું નુકશાન છે. મંત્રીઓ કહે–પણ રાણી સાહેબે તપોવનમાં જોડાવાની ઉતાવળ શા માટે કરવી જોઈએ? તમે રાણીને મૂકતા જાવ. ત્યારે રાજા કહે છે, તમે જાણો છો ને કે એમને ભારે સર્પદંશ થયો હતો. એ તો મૃત્યુના મુખમાંથી બચ્યા છે. માટે એમને તો મારા કરતાં વહેલો ત્યાગ લેવો જોઈએ. ક્ષણનો પણ વિલંબ કરવો જોઈએ નહિ. જો એ મૃત્યુના મુખમાંથી બચી ગયા છે તો આત્મસાધના કરવા માટે બચ્યા છે. એટલે હવે એમના માટે પણ તમારો આગ્રહ નકામો છે. એમને પણ એમનું આત્મહિત સાધી લેવા દો.

છેવટે મંત્રીઓને વાત માનવી પડી. રાજા-રાણીએ માત્ર એક અઠવાડીયામાં સઘળી તૈયારી કરી નાખી અને બાલ રાજકુમારને રાજસિંહાસન પર બેસાડી બધો વહીવટ મંત્રીઓને સોંપી દીધો. રાજા-રાણીના ત્યાગની વાતો સાંભળી આખા ગામમાં હાહાકાર મચી ગયો છે. દીકરીઓ રડે છે. બહેનો ને પુરૂષો રડે છે. આખા ગામમાં રોકકળ થઈ રહી છે. કોઇને ખાવું-પીવું ભાવતું નથી. આ ત્યાગ કંઈ જેવો તેવો ત્યાગ છે! એક શુભ દિવસે બંને જણા જેમ સાપ પોતાની કાંચળીનો ત્યાગ કરે તેમ સંસારના સર્વ સુખોનો ત્યાગ કરી રાજમહેલમાંથી બહાર નીકળી ગયા. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.-૩૨

શ્રાવણ વદ ૫ ને બુધવાર તા. ૭-૮-૭૪

અનંતજ્ઞાની શાસ્ત્રકાર ભગવંતે જગતના સમસ્ત જીવોને આત્મોન્નતિ અને આત્મકલ્યાણનો સાચો માર્ગ બતાવ્યો અને જગતના જીવોને સ્યાદ્‌વાદ શૈલીથી ઉપદેશ આપ્યો કે હે દેવાનુપ્રિયો! સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર એ મોક્ષમાં જવાના અમૂલ્ય સાધનો છે. ઘરબાર, સ્ત્રી-પુત્ર, પરિવાર અને ધનમાં આસકિત રાખવી ને તેમાં રચ્યાપચ્યા રહેવું તે આત્માનો સ્વભાવ નથી. જીવ નાશવંત સુખોની પાછળ દોડયા કરે છે પણ એ સુખો જીવને ભવમાં ભ્રમણ કરાવે છે. છતાં જીવ એ સુખો મેળવવા માટે દોડધામ કરે છે પણ આત્મા માટે કંઈ વિચાર સૂઝતો નથી. "जिणवयणे अणुरत्ता" જયારે જીનેશ્વર ભગવાનના વચનામૃતો પ્રત્યે અનુરાગી બનશે ત્યારે સંસારનો રાગ છૂટશે. અને સંસાર ભંગાર જેવો લાગશે. પણ તમને તો સંસાર કંસાર જેવો મીઠો લાગે છે. જેમ ભંગારને કોઈ ઘરમાં રાખતું નથી તેમ સંસાર ભંગાર જેવો લાગશે તો સંસાર છોડયા વિના નહિ રહો. સંસારના સુખો પરિણામમાં દુઃખોને નોતરનારા છે. પહેલા જે મહાપુરૂષો થઈ ગયા તેમને ત્યાં સુખો જેવા તેવા ન હતાં. શાલીભદ્રને ૩૨ કન્યાઓ, ધન્નાજીને આઠ કન્યાઓ જે દેવાંગના સમાન સોળ શણગાર સજી હાજર રહેતી હતી. છતાં એ બધાનો ત્યાગ કર્યો. કારણ કે તેમને સંસાર ભંગાર જેવો લાગ્યો. જેને જીનેશ્વર ભગવાનના વચનનો રાગ થયો, તેને સંસાર વિષ જેવો લાગ્યા વિના રહે નહિ.

જેને સંસાર વિષના કટોરા જેવો લાગ્યો તેનો આત્મા શું પોકારશે? આ સંસારમાં રાચવા જેવું નથી. જયાં એકલું વિષ જ ભર્યું છે ત્યાં હું શું રહું?

માતા-પિતા, પત્ની, પુત્ર, પરિવાર કરતાં પણ મને ઈષ્ટ-વહાલું શરીર પણ મારું નથી. આમ સંસારમાં રહેવા છતાં અનિત્ય ભાવના ભાવશે. આ શરીર અનિત્ય છે. રોગોનું ભરેલું છે. મારી હયાતીમાં એની પર્યાયો પલટાય છે. તો એવા શરીરનો મોહ શું રાખું? વળી અશુચીનું ભરેલું છે. દુઃખનું સ્થાન છે ને ક્લેશનું ભાજન છે. જેનું રાત-દિવસ રક્ષણ કરું છું છતાં શરીર તો એનો સ્વભાવ ભજવવાનું છે. આવો ભાવ આવે ત્યારે જિનેશ્વર ભગવાનના વચનામૃતો પ્રત્યે રાગ થાય. માટે જ્ઞાની કહે છે-રાગ કરો તો વીતરાગ વાણીનો કરો કે જે તમને પરિત સંસારી બનાવી શકે.

ધર્મરૂચી અણગાર શો વિચાર કરે છે? આ શરીર અનિત્ય છે, અશાશ્વત છે, પાંચ-પચ્ચીસ વર્ષે એક દિવસ છૂટવાનું તે છૂટવાનું છે, જવાનું તે જવાનું છે.

**"શ્વાસ લખ્યા જે જગમાં લેવા, પૂરા થાતા ના રહેશે દેવા,**
**ભવસાગર તું પાર કરી લે, એકલ આવ્યો એકલ જાવું.**

માટે આત્માને જાગૃત બનવાની જરૂર છે. ચેતના જગાડવી એ આપણા હાથની વાત છે. ચેતનદેવને કહો, હે ચેતનદેવ! પરમાત્મા બનવાવાળો તું જ છે. પરંતુ બહારમાં પડી અંતરાત્માને ભૂલી ગયો છે. જ્યાં મારું નથી ત્યાં મારું માનીને બેસી ગયા છો. જ્યાં મારાપણું છે ત્યાં માર ખાવાનો છે. ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં નમિ રાજર્ષિએ હજુ સંયમ લીધો નથી, સંસારમાં છે છતાં નમિ રાજર્ષિ કેમ કહેવાયા? કારણ કે તે સંસારમાં રહ્યા હતા પણ તેમનો ચેતનદેવ જાગી ગયો હતો.

વૈષ્ણવ ધર્મમાં જનકરાજાને સૌ જનકવિદેહી કહેતા હતા. જનકરાજા મિથિલા નગરીના રાજા હતા. લોકો તેમને જનકવિદેહી તરીકે ઓળખતા હતા. એક વાર મહર્ષિ વ્યાસે પોતાના પુત્ર શુકદેવને કહ્યું-સંસારમાં રહેવા છતાં વિદેહી દશા પ્રાપ્ત કરવી હોય અને એવું જ્ઞાન મેળવવું હોય તો તું જનક વિદેહી પાસે જા. શુકદેવ વિચાર કરે છે, મારા પિતા વ્યાસ આવા મહાન ત્યાગી ધર્મધુરંધર છે. છતાં મને જ્ઞાન લેવા જનક વિદેહી પાસે શા માટે મોકલે છે? જનકવિદેહી મિથિલા નગરીના મહારાજા છે. એ તો રાજસિંહાસને બેસીને ન્યાય કરે છે. અને મને જ્ઞાન લેવા ત્યાં મોકલે છે? શુકદેવ, પિતાની આજ્ઞાનુસાર મિથિલા નગરી જવા તૈયાર થયા. આગળના સંતાનો માતા પિતાને **"માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ"** દેવ સમાન માનતા હતા. તીર્થ-સ્વરૂપ ગણતા હતા. રાજા-મહારાજાઓની પણ પ્રજા ઉપર અસીમ કૃપા હતી. છતાં સંસારને ભંગાર સમજી છોડીને ચાલ્યા જતા. આજે કંઈ ઠેકાણાં નથી. છતાં સંસાર સાકર કરતાં મીઠો માનીને બેસી ગયા છે. પણ એ મીઠાપણું મારકૂટમાં લઈ જશે.

સિંહણના બચ્ચાને જ્ઞાન ન હોતું કે હું સિંહણનું બચ્ચું છું ત્યાં સુધી બકરા ઘેટાના ટોળામાં ફર્યો.

**સોનેરી પિંજરમાં પૂરાયો, સિંહ બની કેશરીઓ રે**
**ગાડરના ટોળામાં ભળીયો, વિવેક હાં વિસરીયો રે**
**દોડી દોડીને દોડયો તો યે આવ્યો ના ભવનો આરો રે....**
**એક જાગ્યો ન આતમ તારો, તો નિષ્ફળ છે જન્મારો...**

ત્યાં એક સિંહની ગર્જના સાંભળી. અહા ! આ કોની ગર્જના છે ? આ ગર્જના સાંભળીને બકરા–ઘેટા બધા ભાગી ગયા. પણ સિંહણનું બચ્ચું ઊભું રહ્યું. કારણકે કોઈની શક્તિ છાની રહેતી નથી. એને ભાન નથી કે હું એની જ્ઞાતિનો છું. છતાં ભાગ્યો નહિ. તેમ વીતરાગવાણીની મોરલી વાગતી હોય ત્યાં સિંહ જેવો શૂરવીર બનીને સાંભળે. ડરપોક ન હોય કે હું ગુરૂની પાસે જઈશ ને મને કંઈક કરવાનું કહેશે, કદાચ દીક્ષા લેવાનું કહે તો ! ભાઈ ! એ તો જેનો ભાગ્યસિતારો ચમકેલો હોય તેનો ગુરૂ સ્વીકાર કરે.

જમાલિકુમાર દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે તેમની માતા ભગવાન પાસે ગઈ. અને કહ્યું–પ્રભુ ! આ મારો એકનો એક વહાલસોયો દીકરો છે. તેના અંતરમાં વૈરાગ્યની જ્યોત પ્રગટી ગઈ છે, એનો વૈરાગ્ય જ્ઞાનગર્ભિત છે. જમાલિકુમારના વૈરાગ્યની વાતો સાંભળીએ ત્યારે આપણા રૂંવાડા ખડા થઈ જાય છે. માતા કહે છે પ્રભુ ! મેં એની કસોટી ઘણી કરી છે પણ એનો વૈરાગ્ય ઘણો દૃઢ છે માટે હું મારા લાડીલા પુત્રને આપને સુપ્રત કરવા આવી છું. આપ એનો સ્વીકાર કરો, જુઓ, પુત્રને ગુરૂને અર્પણ કરવો છે છતાં કહે છે પ્રભુ ! આપ સ્વીકાર કરો. કેટલી નમ્રતા ! ભાષામાં કેટલી મધુરતા છે ! જમાલીની માતા હાથ જોડીને ઊભી રહી. પ્રભુ મારા દીકરાનો સ્વીકાર કરશે ? ભગવાને કહ્યું–"अहा सुयं देवाणुप्पिया मा पडिबंध करेह ।"દેવાનુપ્રિય ! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. જયારે ભગવાને વાતનો સ્વીકાર કર્યો ત્યારે જમાલિકુમારના સાડા ત્રણ ક્રોડ રોમરાય ખડા થઈ ગયા. અહો ! મારા માટે આજે અપૂર્વ આનંદનો દિવસ છે. ભગવાને મારો સ્વીકાર કર્યો. તેમ વીતરાગ વાણી સાંભળતા તમારા હૈયા આનંદથી નાચી ઉઠવા જોઈએ. જેમ તમે કોઈના ઘેર જમવા ગયા ત્યાં એક એવી વસ્તુ ખાધી કે જે ખાધા પછી તેનો સ્વાદ દાઢમાં રહી ગયો. ઘેર જઈને તમે કહેશો કે આજે મેં એવી વસ્તુ ખાધી છે, મને નામ આવડતું નથી પણ તેનો સ્વાદ જતો નથી. તેમ વીતરાગ વાણી સાંભળ્યા પછી તેનો સ્વાદ અંતરમાંથી જવો ન જોઈએ. માટે સમજો. મિથ્યાત્વ જશે ત્યારે સમ્યક્ત્વ આવશે. અરે, હજુ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું નથી તે પહેલા પણ જેમ સૂર્યના ઉદયે એક કિરણ બહાર આવતા પ્રકાશ થવા લાગે છે, તેમ

સમ્યકૃત્વ પામતા પહેલાં તેટલી લાયકાત આવી જશે. અજ્ઞાન અંધકાર નષ્ટ થવા લાગશે. જ્યાં સમ્યગ્ દર્શન આવ્યું ત્યાં સમ્યગ્ જ્ઞાન તો અવશ્ય છે. જ્ઞાન દર્શનની જ્યોત પ્રગટે એટલે મિથ્યાત્વ રૂપ અંધકાર ભાગી જાય. મિથ્યાત્વ જીવને સાચું સમજવા દેતો નથી. શુકદેવને સાચું જ્ઞાન મેળવવા માટે પિતા વ્યાસે જનકવિદેહી પાસે મોકલ્યો. તમને કોઈ દિવસ વિચાર થાય છે કે મારા છોકરાને ગુરૂ પાસે મોકલું તો એનો ભવ સુધરી જાય. આ સંસાર સળગતો દાવાનળ છે. તેમાં તમે બળી રહ્યા છો ને તમારા પરિવારને બાળી રહ્યા છો.

બંધુઓ ! આજે દરેક વ્યક્તિ પોતાના જીવનને વધુ ને વધુ ઉન્નત બનાવવા ઈચ્છે છે. પરંતુ કોઈ પોતાના જીવનને વૈભવશાળી બનાવવામાં જીવનની સફળતા ઈચ્છે છે. કોઈ માન–પ્રતિષ્ઠાની પ્રાપ્તિમાં, તો કોઈ સુખોને વધુ ભોગવવામાં પોતાના જીવનની સફળતા અને શ્રેષ્ઠતા માને છે. પરંતુ જ્ઞાની કહે છે, આ બધા પદાર્થો પ્રાપ્ત કરવામાં જીવનની સફળતા નથી. આ બધી વસ્તુ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખવાવાળાની દૃષ્ટિમાં શરીર મુખ્ય હોય છે ને આત્મા ગૌણ હોય છે. તે શરીર અને આત્માને ભિન્ન નથી માનતા. જ્ઞાનીઓની દૃષ્ટિ આત્માના શાશ્વત કલ્યાણ માટે વિચાર કરે છે. તે સમજે છે કે આ શરીર એક પિંજર છે. ને આત્મા રૂપી હંસ તેમાં કેદ પૂરાયેલો છે.

**"હંસકા જીવિત કારાગાર અશુચિકા હૈ અક્ષય ભંડાર,**
**વિવિધ વ્યાધિઓં કા મંદિર તન રોગ શોકકા મૂલ ।"**

જ્ઞાનીઓએ કેટલું સુંદર બતાવ્યું છે ! અપવિત્રતાના અક્ષય ભંડાર રૂપી શરીરમાં શુદ્ધ સ્વરૂપી તથા અક્ષય સુખ અને શાશ્વત શાંતિ પ્રાપ્ત કરાવવા વાળા નિષ્પાપ, નિષ્કલુષિત આત્મારૂપી હંસ તેમાં કેદી છે. આ શરીરના કારણથી આત્માને શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી. કારણકે આ અનેક વ્યાધિઓનું તથા વિવિધ પ્રકારના વિષય વિકારો, મોહ તથા શોકનું મૂળ કારણ છે. એ કારણથી મનુષ્ય આર્તધ્યાન, રૌદ્રધ્યાન ધ્યાઈને આત્માને માટે અનંત દુઃખો ઊભા કરે છે. એટલા માટે જ્ઞાની આપણને ચેતવણી આપે છે કે તમે આ શરીર અને સંસાર પ્રત્યે થવાવાળા રાગનો ત્યાગ કરીને તમારા આત્મા રૂપી હંસને વારંવાર નવા શરીરમાં કેદ ન પૂરાવું પડે તે માટે સાધના કરી લો. ભગવાન મહાવીર સ્વામી પોતાના પટ્ટ શિષ્ય ગૌતમ સ્વામીને કહી રહ્યા છે.

**बुध्धे परिनिव्वुडे चरे, गाम गए नगरे व संजए ।**
**सन्ती मग्गं च वुहए, समयं गोयम मा पमायए ॥**

ઉ. અ. ૧૦ ગાથા ૩૬

હે ગૌતમ ! ગામ, નગર, અથવા જંગલમાં ગયેલો તું તત્ત્વજ્ઞ, શાંત અને સંયત થઈને મુનિ ધર્મનું પાલન કર અને મોક્ષ માર્ગની વૃદ્ધિ કરવામાં સમય માત્રનો પ્રમાદ ન કર,

ભગવાને કેટલો સુંદર અને જીવોને કલ્યાણકારી ઉપદેશ આપ્યો છે કે હે આત્મા! જો તારે પોતાના આત્મારૂપી હંસને હમેંશને માટે ભિન્ન ભિન્ન શરીરોની કેદમાંથી છોડાવવો છે અથવા હમેંશને માટે આત્માને શરીરથી મુક્ત બનાવવો છે તો તત્ત્વજ્ઞ થઈને સંયમ માર્ગમાં વિચરણ કર. કષાય રૂપ અગ્નિથી આત્માને બચાવવા માટે કષાયોને શાંત કરીને બધા પાપોથી દૂર રહેતા થકા શાશ્વત સુખની પ્રાપ્તિ માટે તું પ્રયત્ન કર.

શુકદેવ પિતાની આજ્ઞા શિરોમાન્ય કરી મિથિલાનગરીના રાજાના દ્વાર પર પહોંચી ગયા. દ્વાર પર દ્વારપાલ ઊભો છે. પૂછે છે શું કામ છે? ભાઈ! મારે જનક વિદેહીને મળવું છે. તારું નામ શું? ત્યારે શુકદેવ કહે–હું વ્યાસનો પુત્ર છું. તમારા રાજાને કહો કે શુકદેવ આપની મુલાકાત લેવા આવ્યો છે. આપની આજ્ઞા હોય તો અંદર આવવા દઈએ. રાજાએ કહ્યું–તમે તેને હમણાં દ્વાર પર ઊભો રાખો. અહોરાત્રી પસાર થઈ ગઈ છતાં એમ વિચાર નથી આવતો કે રાજા શું કામ કરતા હશે કે આટલી બધી વાર મને અહીં ઊભો રાખ્યો. તેને તો એક જ લગની છે કે મને મારા પિતાએ જ્ઞાન લેવા મોકલ્યો છે તો શા માટે જ્ઞાન લીધા વિના પાછો જાઉં? આમ કરતાં ત્રણ દિવસો વીતી ગયા. છતાં મનમાં જરા પણ ખેદ નથી. ગુજરાતીમાં કહેવત છે કે "**ઉતાવળે આંબા ન પાકે.**" તેમ શુકદેવ જરા પણ ઉતાવળ કરતા નથી. નદીઓના ગમે તેટલા પાણી સાગરમાં જાય પણ સાગર કદી ઉછળે નહિં તેમ શુકદેવની ગંભીરતા સાગર જેવી છે. ગુણ રૂપી નદીઓ તેમાં ઠલવાયેલી છે. શુકદેવ ત્રણ દિવસ સુધી રાજભવનના દ્વાર પર ઊભા રહ્યા પરંતુ જનક વિદેહીએ તેમને અંદર બોલાવ્યા નહિ છતાં શુકદેવના મુખ પર જરા પણ ક્રોધની રેખા દેખાતી નથી. રાજાએ પણ શુકદેવની પરીક્ષા કરવા માટે તેમણે ત્રણ દિવસ સુધી દરવાજા પર ઊભો રાખ્યો હતો.

ચોથે દિવસે રાજાએ શુકદેવને મહેલની અંદર બોલાવ્યો. અંદર જઈને શુકદેવ જોવે તો રાજા સુવર્ણજડિત સિંહાસન પર બેઠા હતા. તેમની નવયૌવના સ્ત્રી કોઈ પંખો વીંઝતી હતી. કોઈ તેમની સેવામાં મસ્ત હતી. કોઈ ખમ્મા ખમ્મા કરતી હતી. મતલબ કે રાજાની ચારે બાજુ એશઆરામના સાધનો પડેલા હતા. અને તેના ઉપરથી આપણને એ જ જણાઈ આવે કે રાજા અનેક ભોગોમાં મસ્ત છે. ભોગી વાતાવરણ જોઈને શુકદેવના મનમાં ઘૃણા ઉત્પન્ન થઈ અને મનમાં વિચાર કરવા લાગ્યા–પિતાજીએ મને કોઈ પણ નરકના કુંડમાં મોકલ્યો છે. શું આ રાજાનું પરમ જ્ઞાન છે કે આ પ્રકારના સંસારના ભોગવિલાસોમાં તે રક્ત રહે? મારા પિતા કેટલા સરળ છે કે આવા વિલાસી રાજાને પરમ જ્ઞાની માને છે. જેમની પાસે જ્ઞાન લેવા આવ્યો છું તે જ્ઞાન લેવા માટે ત્રણ ત્રણ દિવસ દરવાજા પર ઊભો રહ્યો અને આ તો ભોગનો કીડો. સ્ત્રી-

ત્યાં લૂંટ લૂંટ ને લૂંટ. હરિષેણ રાજાએ બધાને પાછા વળવા માટે ખૂબ કહ્યું પણ કોઈ પાછું ન વળ્યું.

જેમ રામ વનવાસ જવા નીકળ્યા ત્યારે અયોધ્યાની આખી પ્રજા તેમના માટે ઝૂરતી હતી ને ચોધારા આંસુ સારતી પાછળ જઇ રહી હતી. આખી પ્રજા રામને ચાહતી હતી. થોડે દૂર ગયા પછી રામ કહે છે હવે આપ બધા પાછા વળો. કોઈ પાછું વળવા તૈયાર નથી. ખૂબ સમજાવીને પ્રજાજનોને પાછા વાળ્યા. રામ વિના અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. દિવસ છતાં રાત, વસ્તીને બદલે વગડો, ને મંગલ છતાં જંગલ દેખાવા લાગ્યું. ભરતને ખબર પડી કે માતા કૈકેયીના વચન ખાતર રામ વનવાસ ગયા છે. કૈકેયીએ કહ્યું–બેટા ! ભરત ! તું રાજ્ય ભોગવ. ત્યારે ભરતે કહ્યું–હે માતા ! મને રાજ્ય અપાવવા મારા વડીલ બંધવા રામને વનવાસ આપ્યો ? એવું રાજ્ય મારે શું કામનું ! ભરતનો જવાબ સાંભળી કૈકેયીના કોડ મનમાં રહી ગયા. હે માતા ! મારો જન્મ ન થયો હોત તો સારું હતું કે મારા નિમિત્તે ભાઇને વનવાસ વેઠવો ન પડતને ! એ ભરત રામની પાછળ દોડયો ત્યારે રામે શું કહ્યું–વહાલા ભરત ! તું રાજ્યગાદી સંભાળ. વનવાસ તને નથી પણ મને છે. જો તું રાજ્ય નહિ સંભાળે તો પિતૃવચન તૂટે છે. માટે તું રાજ્ય સંભાળ, ભાઈના આગ્રહથી પિતૃભક્તિને વશ થઈ ભરત પાછો વળ્યો પણ તેને અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. રાજ્યમાં મન ચોંટતું નથી. તે રીતે હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી બંને પ્રજાજનોને પાછા વળવા માટે કહે છે. છેવટે એક કોશ ગયા પછી પ્રજાને ખૂબ વિનંતી કરીને લોકોને પાછા વાળ્યા. પરિવારના સભ્યો તેમજ રડી રહેલા ત્રણ વર્ષના બાલુડાને પણ મંત્રીઓ સાથે પાછો વાળ્યો. હરિષેણ રાજા આગળ ચાલે છે. પ્રીતિમતી પાછળ ચાલે છે. આ કંઈ ડામરનો રોડ નથી પણ વનવગડાનો રોડ છે. રસ્તામાં ચાલતા કાંટા–કાંકરા વાગે છે. વગડામાં ઝાડોની ગીચ ઘટા છવાયેલી છે. વાઘ સિંહના ભયંકર અવાજ સંભળાય છે. છતાં હસતા મુખે ચાલ્યા જાય છે. હવે દશ કોશ રસ્તો કાપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

ત્યાં લૂંટ લૂંટ ને લૂંટ. હરિષેણ રાજાએ બધાને પાછા વળવા માટે ખૂબ કહ્યું પણ કોઈ પાછું ન વળ્યું.

જેમ રામ વનવાસ જવા નીકળ્યા ત્યારે અયોધ્યાની આખી પ્રજા તેમના માટે ઝૂરતી હતી ને ચોધારા આંસુ સારતી પાછળ જઈ રહી હતી. આખી પ્રજા રામને ચાહતી હતી. થોડે દૂર ગયા પછી રામ કહે છે હવે આપ બધા પાછા વળો. કોઈ પાછું વળવા તૈયાર નથી. ખૂબ સમજાવીને પ્રજાજનોને પાછા વાળ્યા. રામ વિના અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. દિવસ છતાં રાત, વસ્તીને બદલે વગડો, ને મંગલ છતાં જંગલ દેખાવા લાગ્યું. ભરતને ખબર પડી કે માતા કૈકેયીના વચન ખાતર રામ વનવાસ ગયા છે. કૈકેયીએ કહ્યું–બેટા ! ભરત ! તું રાજ્ય ભોગવ. ત્યારે ભરતે કહ્યું–હે માતા ! મને રાજ્ય અપાવવા મારા વડીલ બંધવા રામને વનવાસ આપ્યો ? એવું રાજ્ય મારે શું કામનું ! ભરતનો જવાબ સાંભળી કૈકેયીના કોડ મનમાં રહી ગયા. હે માતા ! મારો જન્મ ન થયો હોત તો સારું હતું કે મારા નિમિત્તે ભાઈને વનવાસ વેઠવો ન પડતને ! એ ભરત રામની પાછળ દોડયો ત્યારે રામે શું કહ્યું–વહાલા ભરત ! તું રાજ્યગાદી સંભાળ. વનવાસ તને નથી પણ મને છે. જો તું રાજ્ય નહિ સંભાળે તો પિતૃવચન તૂટે છે. માટે તું રાજ્ય સંભાળ, ભાઈના આગ્રહથી પિતૃભક્તિ ને વશ થઈ ભરત પાછો વળ્યો પણ તેને અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. રાજ્યમાં મન ચોંટતું નથી. તે રીતે હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી બંને પ્રજાજનોને પાછા વળવા માટે કહે છે. છેવટે એક કોશ ગયા પછી પ્રજાને ખૂબ વિનંતી કરીને લોકોને પાછા વાળ્યા. પરિવારના સભ્યો તેમજ રડી રહેલા ત્રણ વર્ષના બાલુડાને પણ મંત્રીઓ સાથે પાછો વાળ્યો. હરિષેણ રાજા આગળ ચાલે છે. પ્રીતિમતી પાછળ ચાલે છે. આ કંઈ ડામરનો રોડ નથી પણ વનવગડાનો રોડ છે. રસ્તામાં ચાલતા કાંટા–કાંકરા વાગે છે. વગડામાં ઝાડોની ગીચ ઘટા છવાયેલી છે. વાઘ સિંહના ભયંકર અવાજ સંભળાય છે. છતાં હસતા મુખે ચાલ્યા જાય છે. હવે દશ કોશ રસ્તો કાપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં–૩૩

શ્રાવણ વદ ૬ ને બુધવાર તા. ૮–૮–૭૪

કરૂણા સાગર શાસન સમ્રાટ વીર ભગવાને જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં નાગેશ્રીનો અધિકાર ફરમાવ્યો છે. વીતરાગવાણી સાંભળવાની જિજ્ઞાસા જાગે તો જીવનમાં

પરિણામ રહેવા મુશ્કેલ છે. આ ધર્મરૂચી મુનિને નાગેશ્રી પ્રત્યે જરા પણ દ્વેષ નથી, ઈર્ષ્યા નથી. તેની અપભ્રાજના પણ કરતા નથી. આ આહાર શરીરમાં પરિણમતા ધર્મરૂચી અણગાર આલોચિત, પ્રતિક્રાંત થઈને આત્મસમાધિમાં તલ્લીન બનીને નશ્વર દેહનો ત્યાગ કર્યો. હવે આગળ શું વાત આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ–"રાજા હરિષેણ અને પ્રીતિમતીના ત્યાગ પાછળ પ્રજાનું કરૂણ રૂદન."**

હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી સંસાર છોડવા તૈયાર થયા છે. બંને જણાએ દાગીના ઉતારી નાંખ્યા. યોગ અવસ્થા લેવા જવું છે એટલે મુલાયમ વસ્ત્રો અને કિંમતી દાગીના રાણીએ ઉતારી નાંખ્યા. રાજાએ પોતાનો રાજમુકુટ પણ ઉતારી નાંખ્યો અને બંનેએ સાદા વસ્ત્રો પહેર્યા. પોતાના પ્રજા વત્સલરાજવી અને મહિમામય મહારાણીના આ ત્યાગને અભિનંદન આપવા માટે નગરીના હજારો માણસો એમને વળાવવા એમની પાછળ નીકળી પડયા. આખા નગરમાં રોકકળ મચી ગઈ છે. સ્ત્રીઓ રડે છે. પુરૂષો રડે છે. ત્રણ વર્ષનો બાલુડો માતાની સાડીનો પાલવ પકડીને કરૂણ સ્વરે રડતો રડતો બોલે છે હે વહાલી માતા! તું મને છોડીને કયાં જાય છે? બાળકનું રૂદન જોઈને બધાના હૈયા હચમચી જાય છે. પણ આ રાજા રાણીને તો કોઈના પ્રત્યે જરા પણ મોહ નથી. બાળકને પરાણે છોડાવે છે ને પ્રધાનને કહે છે, તું આ બાળકનું રક્ષણ કરજે. અમને આનંદથી જવા દે. જે કોઈ દિવસ ધરતી પર ખુલ્લા પગે ચાલ્યા નથી તે આજે મુલાયમ બુટ ચંપલનો ત્યાગ કરી ખુલ્લા પગે ચાલી નીકળ્યા. બધા નગરીની બહાર પહોંચ્યા. રાજા–રાણીને જે વનમાં જવું છે તે દશ કોશ દૂર છે. ત્યાં એક યોગી બિરાજે છે. નગરીની બહાર પહોંચ્યા પછી રાજા–રાણી બંને ઊભા રહ્યા.

રાજા હરિષેણે પાછળ આવી રહેલા હજારો નગરજનો સમક્ષ હાથ જોડીને કહ્યું મહાનુભાવો! આપ પાછા ફરો. મારા હાથે આપનું અકલ્યાણ થયું હોય, સત્તાના પ્રભાવને વશ થઈને મારાથી કોઈનું અપમાન થયું હોય, કોઈનું દિલ દુભાયું હોય અથવા રાજ્યની લગામ હાથમાં રાખીને જાણતાં અજાણતાં કોઈને દુઃખ દેવાયું હોય તો એને મારો અપરાધ માની મને ક્ષમા આપજો. અને આપના કોઈનાથી મને મનદુઃખ થયું હોય તો એ માટે હું આપને ક્ષમા આપું છું. આ શબ્દો સાંભળતા આખી પ્રજા આવા સારા રાજાને ગુમાવવા પર ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડી રહી હતી. એ વખતનું દૃશ્ય ભલભલાના કાળજા કંપી જાય તેવું કરુણ હતું. રાજા–રાણીને વળાવવા ગયેલા હજારો નરનારીઓમાંથી એકની પણ આંખ કોરી નથી. બધા ચોધારા આંસુએ રડે છે. જ્યારે રાજા અને રાણીએ બધાને ખમાવ્યા ત્યારે કંઈક માનવી તો મૂર્છાગત થઈને ભોંય પડી ગયા. અહો મહારાજા! તમારા રાજ્યમાં એક દિન પણ એવો નથી આવ્યો કે તેં અમને કચર્યા હોય, દબાવ્યા હોય કે પ્રજાને દુઃખી કરી હોય! આજે તો જ્યાં જુઓ

ત્યાં લૂંટ લૂંટ ને લૂંટ. હરિષેણ રાજાએ બધાને પાછા વળવા માટે ખૂબ કહ્યું પણ કોઈ પાછું ન વળ્યું.

જેમ રામ વનવાસ જવા નીકળ્યા ત્યારે અયોધ્યાની આખી પ્રજા તેમના માટે ઝૂરતી હતી ને ચોધારા આંસુ સારતી પાછળ જઈ રહી હતી. આખી પ્રજા રામને ચાહતી હતી. થોડે દૂર ગયા પછી રામ કહે છે હવે આપ બધા પાછા વળો. કોઈ પાછું વળવા તૈયાર નથી. ખૂબ સમજાવીને પ્રજાજનોને પાછા વાળ્યા. રામ વિના અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. દિવસ છતાં રાત, વસ્તીને બદલે વગડો, ને મંગલ છતાં જંગલ દેખાવા લાગ્યું. ભરતને ખબર પડી કે માતા કૈકેયીના વચન ખાતર રામ વનવાસ ગયા છે. કૈકેયીએ કહ્યું–બેટા! ભરત! તું રાજ્ય ભોગવ. ત્યારે ભરતે કહ્યું–હે માતા! મને રાજ્ય અપાવવા મારા વડીલ બંધવા રામને વનવાસ આપ્યો? એવું રાજ્ય મારે શું કામનું! ભરતનો જવાબ સાંભળી કૈકેયીના કોડ મનમાં રહી ગયા. હે માતા! મારો જન્મ ન થયો હોત તો સારું હતું કે મારા નિમિત્તે ભાઈને વન-વાસ વેઠવો ન પડતને! એ ભરત રામની પાછળ દોડયો ત્યારે રામે શું કહ્યું–વહાલા ભરત! તું રાજ્યગાદી સંભાળ. વનવાસ તને નથી પણ મને છે. જો તું રાજ્ય નહિ સંભાળે તો પિતૃવચન તૂટે છે. માટે તું રાજ્ય સંભાળ, ભાઈના આગ્રહથી પિતૃભક્તિને વશ થઈ ભરત પાછો વળ્યો પણ તેને અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. રાજ્યમાં મન ચોંટતું નથી. તે રીતે હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી બંને પ્રજાજનોને પાછા વળવા માટે કહે છે. છેવટે એક કોશ ગયા પછી પ્રજાને ખૂબ વિનંતી કરીને લોકોને પાછા વાળ્યા. પરિવારના સભ્યો તેમજ રડી રહેલા ત્રણ વર્ષના બાલુડાને પણ મંત્રીઓ સાથે પાછો વાળ્યો. હરિષેણ રાજા આગળ ચાલે છે. પ્રીતિમતી પાછળ ચાલે છે. આ કંઈ ડામરનો રોડ નથી પણ વનવગડાનો રોડ છે. રસ્તામાં ચાલતા કાંટા–કાંકરા વાગે છે. વગડામાં ઝાડોની ગીચ ઘટા છવાયેલી છે. વાઘ સિંહના ભયંકર અવાજ સંભળાય છે. છતાં હસતા મુખે ચાલ્યા જાય છે. હવે દશ કોશ રસ્તો કાપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં–૩૩

શ્રાવણ વદ ૬ ને બુધવાર તા. ૮–૮–૭૪

કરૂણા સાગર શાસન સમ્રાટ વીર ભગવાને જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં નાગેશ્રીનો અધિકાર ફરમાવ્યો છે. વીતરાગવાણી સાંભળવાની જિજ્ઞાસા જાગે તો જીવનમાં

પરિણામ રહેવા મુશ્કેલ છે. આ ધર્મરૂચી મુનિને નાગેશ્રી પ્રત્યે જરા પણ દ્વેષ નથી, ઈર્ષ્યા નથી. તેની અપભ્રાજના પણ કરતા નથી. આ આહાર રગેરગમાં પરિણમતા ધર્મરૂચી અણગાર આલોચિત, પ્રતિક્રાંત થઈને આત્મસમાધિમાં તલ્લીન થતાં નશ્વર દેહનો ત્યાગ કર્યો. હવે આગળ શું વાત આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:–"રાજા હરિષેણ અને પ્રીતિમતીના ત્યાગ પાછળ પ્રજાનું કરૂણ રૂદન."**

હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી સંસાર છોડવા તૈયાર થયા છે. બંને જણાએ દાગીના ઉતારી નાંખ્યા. યોગ અવસ્થા લેવા જવું છે એટલે મુલાયમ વસ્ત્રો અને કિંમતી દાગીના રાણીએ ઉતારી નાંખ્યા. રાજાએ પોતાનો રાજમુકુટ પણ ઉતારી નાંખ્યો અને બંનેએ સાદા વસ્ત્રો પહેર્યા. પોતાના પ્રજા વત્સલરાજવી અને મહિમામય મહારાણીના આ ત્યાગને અભિનંદન આપવા માટે નગરીના હજારો માણસો એમને વળાવવા એમની પાછળ નીકળી પડયા. આખા નગરમાં રોકકળ મચી ગઈ છે. સ્ત્રીઓ રડે છે. પુરૂષો રડે છે. ત્રણ વર્ષનો બાલુડો માતાની સાડીનો પાલવ પકડીને કરૂણ સ્વરે રડતો રડતો બોલે છે હે વહાલી માતા! તું મને છોડીને કયાં જાય છે? બાળકનું રૂદન જોઈને બધાના હૈયા હચમચી જાય છે. પણ આ રાજા રાણીને તો કોઈના પ્રત્યે જરા પણ મોહ નથી. બાળકને પરાણે છોડાવે છે ને પ્રધાનને કહે છે, તું આ બાળકનું રક્ષણ કરજે. અમને આનંદથી જવા દે. જે કોઈ દિવસ ધરતી પર ખુલ્લા પગે ચાલ્યા નથી તે આજે મુલાયમ બુટ ચંપલનો ત્યાગ કરી ખુલ્લા પગે ચાલી નીકળ્યા. બધા નગરીની બહાર પહોંચ્યા. રાજા–રાણીને જે વનમાં જવું છે તે દશ કોશ દૂર છે. ત્યાં એક યોગી બિરાજે છે. નગરીની બહાર પહોંચ્યા પછી રાજા–રાણી બંને ઊભા રહ્યા.

રાજા હરિષેણે પાછળ આવી રહેલા હજારો નગરજનો સમક્ષ હાથ જોડીને કહ્યું મહાનુભાવો! આપ પાછા ફરો. મારા હાથે આપનું અકલ્યાણ થયું હોય, સત્તાના પ્રભાવને વશ થઈને મારાથી કોઈનું અપમાન થયું હોય, કોઈનું દિલ દુભાયું હોય અથવા રાજ્યની લગામ હાથમાં રાખીને જાણતાં અજાણતાં કોઈને દુઃખ દેવાયું હોય તો એને મારો અપરાધ માની મને ક્ષમા આપજો. અને આપના કોઈનાથી મને મનદુઃખ થયું હોય તો એ માટે હું આપને ક્ષમા આપું છું. આ શબ્દો સાંભળતા આખી પ્રજા આવા સારા રાજાને ગુમાવવા પર ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડી રહી હતી. એ વખતનું દૃશ્ય ભલભલાના કાળજા કંપી જાય તેવું કરુણ હતું. રાજા–રાણીને વળાવવા ગયેલા હજારો નરનારીઓમાંથી એકની પણ આંખ કોરી નથી. બધા ચોધારા આંસુએ રડે છે. જ્યારે રાજા અને રાણીએ બધાને ખમાવ્યા ત્યારે કંઈક માનવી તો મૂર્છાગત થઈને ભોંય પડી ગયા. અહો મહારાજા! તમારા રાજ્યમાં એક દિન પણ એવો નથી આવ્યો કે તેં અમને કચર્યા હોય, દબાવ્યા હોય કે પ્રજાને દુઃખી કરી હોય! આજે તો જ્યાં જુઓ

ત્યાં લૂંટ લૂંટ ને લૂંટ. હરિષેણ રાજાએ બધાને પાછા વળવા માટે ખૂબ કહ્યું પણ કોઈ પાછું ન વળ્યું.

જેમ રામ વનવાસ જવા નીકળ્યા ત્યારે અયોધ્યાની આખી પ્રજા તેમના માટે ઝૂરતી હતી ને ચોધારા આંસુ સારતી પાછળ જઈ રહી હતી. આખી પ્રજા રામને ચાહતી હતી. થોડે દૂર ગયા પછી રામ કહે છે હવે આપ બધા પાછા વળો. કોઈ પાછું વળવા તૈયાર નથી. ખૂબ સમજાવીને પ્રજાજનોને પાછા વાળ્યા. રામ વિના અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. દિવસ છતાં રાત, વસ્તીને બદલે વગડો, ને મંગલ છતાં જંગલ દેખાવા લાગ્યું. ભરતને ખબર પડી કે માતા કૈકેયીના વચન ખાતર રામ વનવાસ ગયા છે. કૈકેયીએ કહ્યું–બેટા ! ભરત ! તું રાજ્ય ભોગવ. ત્યારે ભરતે કહ્યું– હે માતા ! મને રાજ્ય અપાવવા મારા વડીલ બંધવા રામને વનવાસ આપ્યો ? એવું રાજ્ય મારે શું કામનું ! ભરતનો જવાબ સાંભળી કૈકેયીના કોડ મનમાં રહી ગયા. હે માતા ! મારો જન્મ ન થયો હોત તો સારું હતું કે મારા નિમિત્તે ભાઈને વનવાસ વેઠવો ન પડતને ! એ ભરત રામની પાછળ દોડયો ત્યારે રામે શું કહ્યું–વહાલા ભરત ! તું રાજ્યગાદી સંભાળ. વનવાસ તને નથી પણ મને છે. જો તું રાજ્ય નહિ સંભાળે તો પિતૃવચન તૂટે છે. માટે તું રાજ્ય સંભાળ, ભાઈના આગ્રહથી પિતૃભક્તિને વશ થઈ ભરત પાછો વળ્યો પણ તેને અયોધ્યા સાવસૂનકાર દેખાવા લાગી. રાજ્યમાં મન ચોંટતું નથી. તે રીતે હરિષેણ રાજા અને પ્રીતિમતી રાણી બંને પ્રજાજનોને પાછા વળવા માટે કહે છે. છેવટે એક કોશ ગયા પછી પ્રજાને ખૂબ વિનંતી કરીને લોકોને પાછા વાળ્યા. પરિવારના સભ્યો તેમજ રડી રહેલા ત્રણ વર્ષના બાલુડાને પણ મંત્રીઓ સાથે પાછો વાળ્યો. હરિષેણ રાજા આગળ ચાલે છે. પ્રીતિમતી પાછળ ચાલે છે. આ કંઈ ડામરનો રોડ નથી પણ વનવગડાનો રોડ છે. રસ્તામાં ચાલતા કાંટા–કાંકરા વાગે છે. વગડામાં ઝાડોની ગીચ ઘટા છવાયેલી છે. વાઘ સિંહના ભયંકર અવાજ સંભળાય છે. છતાં હસતા મુખે ચાલ્યા જાય છે. હવે દશ કોશ રસ્તો કાપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં–૩૩

શ્રાવણ વદ ૬ ને બુધવાર તા. ૮–૮–૭૪

કરૂણા સાગર શાસન સમ્રાટ વીર ભગવાને જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનમાં નાગેશ્રીનો અધિકાર ફરમાવ્યો છે. વીતરાગવાણી સાંભળવાની જિજ્ઞાસા જાગે તો જીવનમાં

જાગૃતિ આવે. જેમ ચાતક પક્ષી ગમે તેવા કપરા પ્રસંગ આવે તો પણ ગમે ત્યાંનું પાણી પીતું નથી તે તો વરસતા વરસાદનું પાણી મોંમા ઝીલે છે. જ્યારે વાદળા થાય ને મેઘ ગાજે ત્યારે એને એટલો આનંદ થાય કે હવે મને મારું પાણી પીવા મળશે. તેમ **"વાણી તો ઘણેરી ભલી પણ વીતરાગ તુલ્ય નહીં કોઇ."** દુનિયામાં વાણી તો ઘણી છે પણ વીતરાગ વાણી સમાન એકે વાણી નહિ. જેમ ચાતક પક્ષી વરસતા વરસાદનું પાણી ઝીલી લે છે, તેમ જે ચાતક સમાન આત્માઓ છે તે વીતરાગ-કથિત વાણી ઉત્સાહથી સાંભળે છે. તે વાણી સાંભળતા હૃદયના ભાવ ઉલસી જાય છે. વીતરાગ વાણી સાંભળીને તેના પર શ્રદ્ધા, પ્રતીત થવાથી કર્મની ભેખડો તૂટી જાય છે.

ધર્મરૂચી અણગારને યથાર્થ શ્રદ્ધા થઇ છે એવા મુનિએ આટલો અઘોર તપ કર્યો પણ તપને તાપ થવા દીધો નથી. તપ કરતાં સાધનાને ભૂલ્યા નથી. સાધનાની સીડી પર બરાબર અડગ રહ્યા છે. તપની સાથે દિલમાં ભારોભાર ક્ષમા ભરી છે. જ્ઞાની કહે છે સાધના તો એ છે કે જે ફક્ત તન સુધી નહિ, અરે તનથી આગળ વધીને મન સુધી નહિ પણ તનને અને મનને ઓળંગીને જે આત્મા સુધી પહોંચે છે તે સાચી સાધના છે. તન સુધી અને મન સુધી સાધના કરનારા તો ઘણા છે. કેટલાક લાકડાના વેર ખાઇને જીવે છે. કેટલાક પાંદડા, ફળ, ફૂલ ખાઇને જીવનારા છે. નદી કિનારે રહેનારા કેટલાક સેવાળ ખાઇને જીવે છે. આ રીતે તેઓ શરીરને સુકકે ભુકકે કરી નાંખે છે. પણ આ તપ તેમનો બાલ તપ છે. અજ્ઞાન તપ છે. તેમની સાધના તન અને મન સુધી પહોંચી છે. પણ તન અને મનને ઓળંગીને આત્મા સુધી પહોંચી નથી. આ ધર્મરૂચી અણ-ગારની સાધના આત્મા સુધી પહોંચી ગઇ હતી. જો તેમની સાધના આત્મા સુધી ન પહોંચી હોત અને તન સુધી પહોંચી હોત તો તે કડવી તુંબીનો આહાર જે હોંશથી ઘટક ઘટક પી ગયા અને પોતાના પેટમાં વોસરાવી દીધો તેમ ન કરત. પણ તે આહારને પરઠવી દેત. તે એવો વિચાર કરત કે સાધુ હયાત હશે તો અનેક જીવોને તારશે. પણ કીડીઓની કરૂણા દિલમાં ન લાવત. આવી ભાવના આવી જાત. જ્ઞાની કહે છે–પહેલા તું તારા આત્માને સુધાર, પછી અન્ય જીવોને સુધારવાની વાત કરજે.

ધર્મરૂચી અણગારની સાધના તન–મન અને આત્મા સુધી પહોંચી ગઇ છે. ધર્મનો રંગ જેની રગેરગમાં રમી રહયો છે એટલે બીજા જીવોની રક્ષા ખાતર પોતાના પ્રાણનું બલિદાન દઈ દીધું. માટે ધર્મનું સ્વરૂપ સમજો. ધર્મ એટલે શું ? ધર્મ કયાંય બહાર નથી, તે તો આત્માની અંદર રહેલો છે. "वत्थु सहावो धम्मो ।' વસ્તુનો પોતાનો સ્વભાવ એ ધર્મ છે. જેમ પાણીનો ધર્મ ઠંડકનો છે, અગ્નિનો ધર્મ ઉષ્ણતાનો છે, તે રીતે મનુષ્યનો સ્વભાવ મનુષ્યત્વનો છે. જેનામાં માનવતા આવી નથી તેનામાં સાચું મનુષ્યત્વ નથી. જ્યાં સુધી સાચું મનુષ્યત્વ પ્રગટયું નથી ત્યાં

સુધી તેની સાધના આત્મા સુધી પહોંચી નથી. મનુષ્ય કોને કહેવો અને મનુષ્યત્વ કોને કહેવું? જે માનવ પોતાના સ્વાર્થની વાત કરે છે તે મનુષ્ય છે. અને જે જગતના દરેક પ્રાણીના કલ્યાણનું ધ્યેય રાખે છે. બીજા જીવોના રક્ષણ ખાતર પોતાની કાયા પણ કુરબાન કરવા તૈયાર થઈ જાય છે તે છે મનુષ્યત્વ. જ્યાં સુધી મનુષ્ય પોતાના સ્વભાવમાં સ્થિર થશે નહિ ત્યાં સુધી તેનું જીવન કલ્યાણમય અને સ્વસ્થ બની શકશે નહિ. અને જ્યાં સુધી જીવન સ્વસ્થ ન હોય ત્યાં સુધી ધર્મ આરાધના કરી શકાતી નથી. જો માનવમાં માનવતા ન હોય તો તેનું જીવન પશુ સમાન છે. જેમ અળસીયા માટીમાં જન્મે છે, માટી ખાય છે ને માટીમાં મરે છે તેમ જે માનવ સંસારરૂપ માટીમાં જન્મ્યો અને તેમાં મર્યો ને કંઈપણ પરોપકારનાં કાર્યો કર્યા નહિ, આત્મસાધના સાધી નહિ તો અળસીયામાં ને માનવમાં શો તફાવત છે?

આપણે ધર્મ એટલે શું? એની વાત ચાલતી હતી. અહિંસા, સંયમ અને તપ તે તો ધર્મ છે. જૈન દર્શન અનુસાર ધર્મનો આધાર સમ્યક્દર્શન છે. સમ્યક્દર્શન હોય ત્યારે અહિંસા, સંયમ અને તપનું પાલન કરી શકાય છે. સમ્યક્દર્શનના અભાવમાં અહિંસા, સંયમ અને તપરૂપી ધર્મ રહી શકતો નથી. જેમ એક લીલુંછમ વૃક્ષ ફળફૂલોથી લચી પડેલું છે તે જોવામાં ઘણું સુંદર દેખાય છે. એ વૃક્ષને જોઈને કદી આપને વિચાર આવ્યો છે ખરો કે આ વૃક્ષ આટલું સમૃદ્ધ કેમ દેખાય છે? વૃક્ષની સમૃદ્ધિનું મૂળ કારણ તેનો ઉપરનો ભાગ નથી પણ તેના મૂળીયાં છે કે જે જમીનની અંદર ઊંડા ઊતરેલા છે. જે વૃક્ષનું મૂળ ઊંડું ઉતરેલું નથી તે આંધી કે તોફાનના ઝપાટા આવતાં જમીનદોસ્ત થઈ જશે. તે રીતે સાધનાનું વૃક્ષ ત્યાં સુધી લીલુંછમ રહે છે કે જ્યાં સુધી સમ્યગ્દર્શનનું મૂળ મજબૂત છે. જ્યાં સુધી સમ્યક્દર્શનનું મૂળ સ્થિર અને અંદરમાં રહેલું છે ત્યાં સુધી અહિંસા, તપ અને સંયમની સાધના નિરંતર વધતી જતી રહેશે અને ધીરે ધીરે મોક્ષ સુધી પણ તેનો વિકાસ થઈ શકશે. પરંતુ સમ્યક્દર્શનના અભાવમાં સાધનાનું વૃક્ષ સ્થિર રહી શકતું નથી. સમ્યક્દર્શનના અભાવમાં વિરાટ સાધના તો શું પણ અલ્પ સાધના પણ સફળ થશે નહિ. જીવનનો એક મોરચો નથી. હજાર હજાર મોરચા છે. કોઈ કામના, કોઈ ક્રોધના, કોઈ લોભના, તે બધા મોરચા રૂપી યુદ્ધમાં આપ ત્યારે સફળ થઈ શકશો કે જ્યારે આપનો સંબંધ આપના મૂળ કેન્દ્ર સમ્યક્દર્શનથી બનેલ હોય. સમ્યક્દર્શન આપણા જીવનના યુદ્ધનો મોરચો છે કે જ્યાં સુરક્ષિત ઊભા રહીને આપણે આપણા જીવનની દુર્બળતાઓ ઉપર ઘાતક પ્રહાર કરીએ છીએ. જીવનના એકેક દોષોને જોઈને તેનું સંશોધન અને પરિમાર્જન કરવું તે આત્માને વિજય તરફ લઈ જવાવાળો સૌથી અધિક પ્રશસ્ત માર્ગ છે. જ્ઞાનવાન હોવું અને ચારિત્રવાન હોવું તે ઉત્તમ છે, પણ તેના પહેલાં સમ્યગ્દર્શનધારી બનવું આવશ્યક છે. સમ્યક્દર્શનની નિર્મળ જ્યોત

નહિ હોય તો સામાન્ય જ્ઞાન તો શું પણ પૂર્વોનું જ્ઞાન પણ દુર્ગતિથી આપણી રક્ષા કરી શકશે નહિ. સમ્યક્દર્શનના અભાવમાં પૂર્વધર જ્ઞાની પણ મરીને નરકમાં જઈ શકે છે.

બંધુઓ ! તપ ઘણો કર્યો, જાપ ઘણો કર્યો, ત્યાગ પણ ઘણો કર્યો પણ સમ્યક્-દર્શનના અભાવમાં તે બધો એક જાતના નાટકના ખેલ જેવો હતો, કારણ કે જ્યાં સુધી ધર્મ કેવળ તન સુધી સીમિત રહે છે, તેનો પ્રવેશ આત્માની અંદર નથી થતો ત્યાં સુધી વ્યવહાર દૃષ્ટિથી તે ત્યાગ નથી, વ્યવહાર નથી પણ વ્યવહારાભાસ છે. અને તે રીતે એક વાર નહિ, અનેક વાર તો શું, અસંખ્ય વાર કરી ચૂકેલ છે. પણ તેનાથી આત્મામાં કંઇ પરિવર્તન આવ્યું ? સાધક આત્માએ વિચાર કરવો જોઈએ કે સાધના કોના માટે કરવામાં આવે છે ? શરીરને માટે કે આત્માને માટે ? (શ્રોતામાંથી અવાજ:- આત્માને માટે.) શરીરની સાધનાની કોઈ વિશેષતા નથી. વિશેષતા આત્મસાધનાની છે. આત્માનો સ્વભાવ વિભાવ દશામાંથી મુક્ત થઈ સ્વભાવમાં સ્થિર થવાનો છે. આત્મા જ્યારે સ્વભાવમાં સ્થિર થઈને જે સાધના કરશે તે કર્મની નિર્જરા કરશે. મોક્ષ તરફની સાધના કરતાં સહજ પુણ્ય બંધાય તો હાનિકારક નથી. એ પુણ્ય મોક્ષના દરવાજા સુધી લઈ જવામાં સહાયક બનશે. પણ પુણ્યની ઇચ્છા ન કરે, કારણ કે પુણ્યના ખેલ એટલા ચમકદાર હોય છે કે સાધક તેના પ્રકાશથી આગળના એક દિવ્ય પ્રકાશને જોઈ શકતો નથી. સંસારી આત્મા પાપ કરવા છતાં પુણ્યના ફળની ઇચ્છા કરે છે. કારણ કે પુણ્યના ફળ જીવને ભોગવવામાં મીઠા લાગે છે. સુખની અભિલાષામાં સંસારી જીવ એટલો મુગ્ધ બની જાય છે કે તેને સુખ સિવાય બીજી કોઈ વસ્તુ સારી દેખાતી નથી. પછી ભલેને એ સુખ પાછળ ભયંકર દુઃખ ખડું હોય ! આ જ આત્માની અજ્ઞાન દશા છે. સંસારી આત્મા દુઃખને છોડવા માંગે છે ને સુખને પકડવા માંગે છે. જ્યારે જ્ઞાની, તત્ત્વદર્શી આત્મા કે જેને તમે સુખ માનો છો તે સુખને પણ છોડે છે. તેને સંસારી સુખ ગમે તેટલું મળે તો પણ તેને તો આ એક પ્રકારનું બંધન લાગે છે. બંધનને બંધન સમજવું એ સૌથી મોટું સમ્યક્દર્શન છે. સમ્યક્દર્શનના અભાવમાં આત્મા અનંતકાળથી ભટકતો રહે છે ને અનંતકાળ ભટકતો રહેશે.

તમારી સામે બે તત્ત્વ છે. એક ધર્મ તત્ત્વ ને બીજું ધનતત્ત્વ. આ બંનેમાં તમને કયું તત્ત્વ વહાલું છે ? સાચું બોલજો. (શ્રોતામાંથી અવાજ:-અત્યારે જીવોને ધર્મ કરતા ધન વહાલું છે.) જેટલા સંતાન વહાલા છે તેટલા સંતો વહાલા નથી અને જેટલું ધન વહાલું છે તેટલો ધર્મ વહાલો નથી. અમે પણ સમજીએ છીએ કે તમારે સંસાર વ્યવહારમાં ધનની જરૂર પડે છે. પણ તમને તો છોકરાના છોકરા ખાય તેટલું મળી ગયું છે. તો પણ ભૂખ મટતી નથી. તૃષ્ણાની આગ બૂઝાતી નથી. ધર્મની સત્તા હોવા છતાં પણ તે બહાર જોવામાં આવતી નથી. પણ ધન ભૌતિક

જીવનની સપાટી પર જોવામાં આવે છે. તે કારણથી ધર્મની અપેક્ષાએ સંસારી જીવોને ધનની પ્રતીતિ વધારે થાય છે. જે રીતે ઝાડનું બીજ દેખાતું નથી પણ વૃક્ષ બનતાં તે નજરે પડવા લાગે છે. તે રીતે ધર્મ ભલે દેખાતો ન હોય પણ ધર્મનું શુભ અને શુદ્ધ પરિણામ તો અવશ્ય મળે છે. ધર્મનું બીજ એટલું નાનું છે કે તેને જોવા માટે ઉપરની આંખ નહિ પણ અંદરની આંખ જોઈએ. આજના ભૌતિકવાદી યુગમાં ભૌતિકવાદી માનવધર્મને ભૂલીને ધનની પૂજા કરી રહ્યો છે.

આજનો માનવ અહંકાર અને મમકારમાં ડૂબી ગયો છે. અહંકાર અને મમકારનો સર્પ જ્યાં સુધી માનવ મનના રાફડામાં બેઠો છે ત્યાં સુધી જીંદગીના દરેક માર્ગ ઉપર જોખમ જ છે. ધર્મ તત્ત્વ આપણને એ સમજાવે છે કે અહંકારને છોડો અને નમ્રતાને કેળવો. મમતાને છોડો ને અનાસક્તિને ગ્રહણ કરો. એકની પાસે ધનનો ઢગલો છે, બીજાની પાસે ખાવાનો અન્નનો એક દાણો નથી. ધનિકને ધનનું અભિમાન છે અને ગરીબને પોતાની ગરીબાઈનો દીનભાવ રહે છે. આ બધાથી બચવાનો રસ્તો ધર્મ બતાવી શકે છે. ધર્મ કોનો? શરીરનો કે મનનો? જ્ઞાનીપુરૂષો તેનું સમાધાન કરતાં સમજાવે છે કે તનની ભૂખ મર્યાદિત હોય છે, તે તો સહેલાઈથી મટાડી શકાય છે. પણ મનની ભૂખ તો અગાધ છે. તનની ભૂખની દવા ધન હોઈ શકે છે પણ મનની ભૂખની દવા તો ધર્મ છે. તે કારણથી ધનની અપેક્ષાએ ધર્મ મોટો છે. જ્યાં સુધી તમારે મન, ધનની કિંમત વધુ હશે ત્યાં સુધી ધર્મનો મહિમા સમજાશે નહિ. જેટલી ધનની મૂર્છા વધુ તેટલો આત્મા સત્યથી દૂર છે. આજે માનવની કેટલી ભયંકર અજ્ઞાનતા છે કે રત્નને લૂંટાવી દે છે અને કોડીની સંભાળ રાખે છે. પણ ધન કદી પણ જીવની રક્ષા કરી શકશે નહિ. ધર્મ જ જીવની રક્ષા કરશે. જેણે આત્માને ખોઈ નાંખ્યો ને સંસારનું સામ્રાજ્ય મેળવ્યું તો શું મેળવ્યું? આત્માને ખોઈ બેસવાથી ધર્મની રક્ષા થઈ શકશે નહિ. માટે ધર્મની રક્ષા માટે આત્માને સમજવાની જરૂર છે. જીવને ખબર નથી કે હું અહીંથી મરીને ક્યાં જઈશ? મારા ઉતારા ક્યાં થશે? છતાં નિશ્ચિંત બનીને બેઠો છે. જરા પણ દિલમાં ફફડાટ નથી. પેપર વાંચીને રેડ પડવાનો ફફડાટ થાય છે તેથી બધું સગેવગે મૂકી આવો છો. પણ એ ફફડાટ છે કે કાળરાજા ક્યારે આવીને મારો કોળિયો કરી જશે! માટે જીવનમાં કંઈક કરી લઉં. એવા વિચાર સૂઝતા નથી માટે જીવ અનંતકાળથી ભમ્યા કરે છે.

અકબર બાદશાહના વખતનો એક પ્રસંગ છે. અકબર બાદશાહ રાતના પોતાના મહેલમાં સૂતા હતા. પરોઢીયું થતાં તે જાગી ગયા. તેમને થયું કે હજુ રાત્રી થોડી બાકી છે. સવાર થવાને થોડીવાર લાગે છે. તે સમયે રાજમાર્ગ ઉપરથી કોઈ છોકરીના

રડવાનો અવાજ સાંભળવામાં આવ્યો. રાજા વિચાર કરે છે: આ છોકરી કોણ છે ને પ્રભાતમાં કેમ રડી રહી છે? પૂછવાથી ખબર પડી કે આ છોકરીના લગ્ન કર્યા અને હવે તે છોકરી માબાપથી વિખૂટી પડીને સાસરે જઈ રહી છે. જમાઈરાજ તેને તેડવા આવ્યા છે. માટે તે પોતાના માતાપિતા, સગા-સ્નેહીઓ વગેરે પાસેથી વિદાય લઈને સાસરે જાય છે. આજે તો રડવાનું જતું રહ્યું છે. (હસાહસ) આ દૃશ્ય જોઈને બાદશાહ વિચાર કરવા લાગ્યા કે જમાઈઓ ઘણા ખરાબ છે કે જે ગરીબ છોકરીને આ રીતે રડાવે છે. માટે સંસારમાં જેટલા જમાઈઓ હોય તે બધાને મારી નાખવામાં આવે તો પછી ક્યારેય કોઈપણ છોકરીને તેના માતાપિતાનો વિયોગ થશે નહિ અને રડવાનો પ્રસંગ આવશે નહિ.

સવારે બાદશાહ રાજસભામાં આવ્યા ત્યારે પહેલા બીરબલને બોલાવીને કહ્યું. મારા રાજ્યના બધા જમાઈઓને શૂળીએ ચડાવી દો. બાદશાહનો હુકમ સાંભળી બધા આશ્ચર્યચકિત થઈ ગયા. બધા એકબીજા તરફ જોવા લાગ્યા. બીરબલે રાજાની આજ્ઞા સાંભળી રાજ્યની બહાર એક વિશાળ મેદાનમાં શૂળી ખોદાવવાની શરૂઆત કરી દીધી. બીરબલે જે શૂળીઓ બનાવી હતી તેમાં કેટલીક સોનાની, કેટલીક ચાંદીની અને બાકીની બધી લોઢાની બનાવી હતી. જ્યારે કાર્ય પૂરું થઈ ગયું ત્યારે બીરબલ અકબર બાદશાહને કહે છે, જહાંપનાહ! આપની આજ્ઞા પ્રમાણે બધી શૂળીઓ તૈયાર થઈ ગઈ છે. માટે આપ જોવા પધારો. બાદશાહ જોવા પધાર્યા. જોઈને આશ્ચર્ય થયું કે માણસ માણસમાં તો ફેર હોય છે પણ શૂળી શૂળીમાં ફેર છે. કેટલીક શૂળી સોનાની, કેટલીક ચાંદીની અને કેટલીક લોઢાની પણ છે. બીરબલની બુદ્ધિને સમજવાનું કામ સહેલું ન હતું. આખરે બાદશાહે બીરબલને પૂછ્યું, શૂળીઓમાં કેટલીક સોનાની, ચાંદીની અને લોઢાની કેમ છે?

બીરબલે વિનયપૂર્વક મીઠી ભાષામાં કહ્યું જહાંપનાહ! આપે શૂળીઓ ખોદાવવાનો હુકમ કર્યો હતો પણ મેં વિચાર્યું કે શૂળી ખોદતી વખતે પદ અને પ્રતિષ્ઠાનું ધ્યાન રાખવું જોઈએ અને તે કારણથી મેં કેટલીક સોનાની, ચાંદીની ને લોખંડની બનાવી છે. વળી આપ પણ કોઈના જમાઈ છો ને હું પણ કોઈનો જમાઈ છું. અને આ સભાસદો પણ કોઈ કોઈના જમાઈ તો છે. આપનું, મારું અને સભાજનોનું ધ્યાન રાખીને મેં આપના માટે તથા અન્ય સામંત રાજાઓ માટે સોનાની, મારા માટે અને મંત્રીઓને માટે ચાંદીની અને બાકીની જનતાને માટે લોઢાની શૂળીઓ બનાવી છે. જુઓ બીરબલની બુદ્ધિ! બીરબલની વાત સાંભળી બધા સભાજનો હસી પડ્યા. બાદશાહ અકબર પણ હસવા લાગ્યા. પરંતુ તે શું બોલ્યા? બીરબલ! આ કેવો તમાસો છે! મોત અને તે પણ સોના ચાંદીના ભેદથી! મોત તો મોત જ છે. ચાહે સોનાની શૂળી હોય, ચાંદીની કે લોખંડની શૂળી હોય, પણ ફાંસી તે ફાંસી જ છે.

બીરબલની બુદ્ધિએ જમાઈઓને શૂળી ઉપર ચઢાવવાનો હુકમ પાછો ખેંચી લીધો. આ દૃષ્ટાંતથી આપણે શું સમજવું છે? જે રીતે પાપ બંધન છે તે રીતે પુણ્ય પણ બંધન છે. પાપ લોઢાની શૂળી છે તો પુણ્ય સોનાની શૂળી છે. બંનેનું કાર્ય એક જ છે. છતાં મોહમાં મૂઢ બનેલો આત્મા પુણ્યના બંધન મેળવીને પ્રસન્ન થાય છે અને વિચારે છે કે હું કેવો ભાગ્યશાળી છું કે મને લોઢાને બદલે સોનાની શૂળી મળી છે. જ્યારે જ્ઞાનીની દૃષ્ટિમાં તો જે રીતે લોઢાની શૂળી મૃત્યુનું કારણ છે તે રીતે સોનાની શૂળી પણ મૃત્યુનું કારણ છે. એટલું છે કે પુણ્ય જીવને આત્મસાધનામાં આગળ વધવામાં સહાયક બને છે. પણ અંતે તો એને પણ છોડવાનું છે. મહાપુરૂષોને ત્યાં પુણ્યોદયથી અઢળક સંપત્તિ હતી છતાં તેને છોડીને નીકળી ગયા, કારણ કે તેમને એ બંધનરૂપ લાગ્યું. એ બંધનને છોડયા તો તેઓ જગતના પૂજનીક બની ગયા અને શાશ્વત સુખના સ્વામી બની ગયા.

બુદ્ધિશાળી બીરબલમાં વિવેક કે સમજણ ન હોત તો રાજાની આજ્ઞાથી કેટલા જીવોની ઘાત થઈ જાત! કર્મો તો જે કરે છે તેને જ ભોગવવા પડે છે. માટે પાપથી પાછા વળી આત્મા તરફ વળો, જ્યારે બહિર્ભાવ છૂટશે ને અંતર્ભાવ આવશે ત્યારે દુશ્મન દુશ્મન નહિ દેખાય. રામ શત્રુના ય હૈયે હતા. તમે મિત્રનાય હૈયે છો ખરા? જ્યારે લંકાપતિ રાવણ સાથે ખૂનખાર જંગ ખેલાઈ રહ્યો હતો ત્યારે એકાએક લક્ષ્મણજી પડયા અને તેથી સૈન્યમાં હાહાકાર મચી ગયો. તે વખતના સમયમાં સૂર્યાસ્ત થાય એટલે ભયંકર લડાઈ ચાલતી હોય તો પણ બંધ થઈ જાય. આ રીતે અહીં સૂર્યાસ્ત થતાં યુદ્ધ બંધ રહ્યું. રામચંદ્રજીના આઘાતનો કોઈ આરો ન હતો. એમના હૈયાનો હાર તૂટી ગયો હતો અને મસ્તકનો મુગટ નંદવાયો હતો. લક્ષ્મણજીને ઊભા કરવા માટે ઘણા ઘણા ઉપાયો કર્યા પણ અંતે વિશલ્યાનું સ્નાનજલ ઉપયોગી નીવડયું. એ પાણીનો લક્ષ્મણજી. પર છંટકાવ કર્યો, એટલે લક્ષ્મણજી ઉભા થઈ ગયા, વિશલ્યાનું સ્નાનજલ હજુ ઘણું વધ્યું હતું. તેથી તરત રામચંદ્રજીએ હુકમ કર્યો કે તે જલ રાવણના સૈન્યમાં બેભાન બનેલા તમામ સૈનિકોના દેહ ઉપર છાંટવા મોકલી આપો. આવા હતા રામ. એમના હૈયે શત્રુ હતા અને શત્રુના હૈયે શ્રીરામ હતા. રામ તો રામ જ હતા. ભરતને રાજ્ય અપાવવા રામના વનવાસમાં નિમિત્ત બની ગયેલી કૈકેયી પણ "બેટા રામ" કહીને પોક મૂકતી હતી. આવા રામ હતા કે જેના હૃદયમાં શત્રુનું પણ સ્થાન હતું. આપણે મિત્રના હૈયામાં વસેલા છીએ અને રામ શત્રુના હૃદયમાં વસ્યા હતા. રામને મન શત્રુ ને મિત્ર બંને સમાન હતા.

ધર્મરૂચી અણગાર જેનામાં પણ જીવો પ્રત્યે મૈત્રીભાવ ભર્યો છે. કરૂણાનો ધોધ વહી રહ્યો છે એવા ક્ષમાવંત મુનિએ બીજા જીવોને અભયદાન દેવા માટે પોતાની કાયા વોસરાવી દીધી. દેહનું બલિદાન હસતા મુખે દઈ દીધું. પવિત્ર, ક્ષમામૂર્તિ ધર્મરૂચી અણગાર જેમના વાસ ગુરૂના અંતરમાં થયેલા હતા, જેણે પોતાની કાયા ગુરૂને અર્પણ

કરી દીધી છે, એવા ગુરૂને વિચાર થયો કે મારો અંતેવાસી શિષ્ય ધર્મરૂચી અણગાર આહાર પરઠવવા ગયો છે તેને ગયા ઘણી વાર થઇ તે હજુ કેમ આવ્યો નથી ? આવો વિચાર કરીને તે બીજા સાધુઓને બોલાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્રઃ-હરિષેણ રાજા અને પ્રીતિમતી સંપૂર્ણ ભોગનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. પહેલાના માણસો કર્મે શૂરા ને ધર્મે પણ શૂરા ! અનિત્ય વિષયો અને સ્વજનો જીવને કયારે એકાએક છોડી દે તે પહેલાં જીવે એનો ત્યાગ કરી દેવો એમાં બુદ્ધિમત્તા છે ને શક્તિનો સદુપયોગ છે. આ સત્યને સમજનાર હરિષેણ રાજા આગળ અને પ્રીતિમતી પાછળ ચાલે છે. પ્રીતિમતીના મનમાં જરા પણ ખેદ નથી કે મારે પતિની પાછળ જવું પડયું. તે તો એમ માને છે કે ધન્ય ઘડી, ધન્ય દિન કે મને આવા પતિ મળ્યા. બંને જણાએ ચાલતાં ચાલતાં દશ કોશ રસ્તો કાપી નાંખ્યો અને પેલા કુલપતિના તપોવનમાં જઈ તાપસ, તાપસી તરીકે દાખલ થઈ ગયા. કયાં મોટા મહારાજા મહારાણી તરીકેનું રાજમહેલવાસી જીવન અને કયાં અહીં તાપસ અને તાપસી પણાનું વનવાસનું જીવન ! આ વનવાસનું જીવન એટલે તો મહેલવાસી બધી સુંવાળી અનુકૂળતાઓ વિનાનું જીવન ! કપડાં કેવાં ? ભોજન કેવાં ? વાહન કેવાં ? સુંવાળી મખમલ જેવી શય્યા કેવી ? તેના બદલે અહીં ભગવા કપડાં, ભોજન સાદું તે પણ એકવાર જમવાનું સુંવાળી શય્યાને બદલે પાંદડાની પથારીમાં સૂવાનું ! આટલું ગજબ પરિવર્તન એકાએક કેમ અપનાવી શકાય ? તમને સાંભળતા પણ એમ થાય છે કે આટલો બધો ત્યાગ એકદમ શી રીતે અપનાવાય ? પણ આજે નજર સામે દેખાય છે કે મજાની બધી સુખ સગવડો હોવા છતાં છોડીને માણસ એકાએક મરે છે કે નહિ ? ત્યારે શું એને માટે પરલોકમાં આવું બધું સુંવાળું તૈયાર કરીને મૂકેલું હોય છે ? એકેન્દ્રિયથી તિર્યંચ પંચેન્દ્રિય ગતિ સુધીના અવતારમાં તો દુઃખોના ઢગ ઊભા છે. નારકીમાં દુઃખનો પાર નથી. માનવ જન્મમાં પણ પહેલાં નવમાસ ગર્ભની કેદમાં પૂરાવું પડે છે. દેવ ભવ કદાચ સુખી માનો તો એ પણ કયાં ઝટ મળી જાય છે ? માણસ જો પરલોકના દુઃખનો વિચાર કરે, એને નજર સામે રાખે તો રાજશાહી સુખ સગવડના ત્યાગ વખતે હાય બાપ કેમ છોડાય ? એવી ગભરામણ ન થાય. અરે જ્યાં કર્મ રૂઠે છે, પુણ્યનો ઓટ આવે છે ત્યારે જીવનની સુખ સગવડો ચાલી જતાં દરિદ્ર અવસ્થા નથી આવતી ? માટે સ્વેચ્છાએ ત્યાગ કરી મનને એમાં ગોઠવી લેતાં આવડે તો પછી કોઇ દુઃખ નથી લાગતું.

રાજા હરિષેણ અને એમની રાણી પ્રીતિમતી તપોવનમાં મોજથી તપ તપી રહ્યા છે. અને વિશ્વભૂતિ મુનિની ઉપાસના કરે છે. હરિષેણ રાજા તાપસોમાં રહે છે અને પ્રીતિમતી રાણીને તાપસીઓને સોંપી છે. ત્યાં તત્ત્વ શ્રવણ આદિ જ્ઞાનાભ્યાસ કરી રહ્યા છે. એમાં એક દુઃખદ ઘટના બની આવે છે.

આમ ખૂબ કસોટી કરતા ને પછી આજ્ઞા આપતા ને કહેતા–દીકરા ! તમે શાસનને ઉજ્જવળ બનાવજો પણ કલંકિત ન કરશો. ધર્મરૂચી અણગારે ઝેરને પચાવી દીધું. અસહ્ય વેદના થવા લાગી છતાં આત્માને શું કહે છે ? તું શરીરથી પર છે. કર્મે તને દેહ રૂપી પિંજરામાં પૂરી દીધો છે. આજે કેવો મઝાનો આનંદનો દિવસ છે કે આ પિંજરમાંથી મુક્ત થવાનો દિવસ આવ્યો છે. જન્મ કરતાં મરણની વેદના અનંત ગણી છે. અત્યારે તીર્થંકર કે અરિહંત ભગવાન નથી પણ આજે જે ગુરૂની આજ્ઞા પાળે છે તે વીતરાગની આજ્ઞા પાળે છે. ગુરૂ આજ્ઞામાં ભગવાનની આજ્ઞા આવી ગઈ. ગુરૂ જે આજ્ઞા આપે છે તે વીતરાગના કહ્યા પ્રમાણે આજ્ઞા આપે છે. ગુરૂની આજ્ઞા હતી કે તું નિર્દોષ જગ્યાએ પરઠવજે. ગુરૂ આજ્ઞા એ મારા પ્રાણ છે. દીક્ષા લેતી વખતે સંયમને પાળવા માટે કાયા ગુરૂને અર્પણ કરી દીધી છે. તો પછી ગુરૂ જે આજ્ઞા આપે તે પાળવાને માટે શિષ્ય સદા તત્પર હોય. જે પ્રભુની આજ્ઞાને બરાબર સમજ્યો છે તેને દુઃખમાં પણ રાહત છે. જરા પણ હાય વોય કરતા નથી. અને સમતા–રસમાં ઝૂલે છે તેનું ફળ શું મળ્યું ? ધર્મરૂચી અણગારને સમતા ભાવનું ફળ એકાવતારી બનવાનું મળ્યું. ત્યાંથી તે કાળ કરીને કયાં જશે અને ત્યાંથી નીકળીને મોક્ષ રૂપી દોલતને કયારે મેળવશે તે વાત આગળ આવશે. મોક્ષરૂપી દોલત અને તમારી દોલતમાં ફેર છે. તમારી દોલત તો આવતા લાત મારશે ને જતા પણ લાત મારશે.

ધર્મરૂચી અણગારે દેહને વોસરાવી દીધો. અને આલોવી, પડિક્કમી, નિંદી નિશલ્લ થઈને આયુષ્ય પૂર્ણ કરી આત્મ સમાધિમાં તલ્લીન થતા મરણ પામ્યા.

**"तए णं ते धम्मघोसा थेरा धम्मरुइ अणगारं चिरगयं जाणित्ता**
**समणे निग्गंथे सद्दावेंति, सद्दावित्ता एवं वयासी ।"**

ત્યાર પછી તે ધર્મઘોષ સ્થવિરે ધર્મરૂચી અણગારને બહુ વખતથી બહાર ગયેલા જાણીને શ્રમણ નિગ્રંથોને બોલાવ્યા.

શિષ્ય ગૌચરી જાય, ઠંડીલ જાય અગર ઉપાશ્રયેથી કોઈ પણ કારણસર બહાર જાય તો ગુરૂની આજ્ઞા વગર જવાની છૂટ નથી. જો કહીને ગયા હોય ને વાર લાગે તો ગુરૂ તપાસ કરે પણ કહ્યા વગર જાય તો કયાં શોધવા જાય ? માટે કંઈ પણ કામ કરવું હોય તો ગુરૂની આજ્ઞા સિવાય કરાય નહિ. ધર્મઘોષ સ્થવિર જેવા તેવા ન હતા. જેમ ૩૫ માળનું મકાન બાંધ્યું હોય પણ તેનો મૂળ આધાર તો પાયો છે. પાયો છે તો તે મકાન ટકી શકે છે. તેમ સ્થવિર મુનિ જૈન શાસનના આધારભૂત છે. આત્માર્થી જીવ છે. ભલે તે કેવળી નથી. પણ તેમના મતિજ્ઞાન ને શ્રુતજ્ઞાન ખૂબ નિર્મળ છે. તેનાથી તે કેટલું જાણી શકે છે તે આગળ આવશે. ધર્મરૂચી અણગારને

મુનિ પાછા ફર્યા પણ તેમના મુખ ઉપર જરા પણ ખેદ નથી. રાજા શ્રેણિક આ બધું જોઈ રહ્યા છે. તેમજ સમજણ પડતી નથી કે આમ કેમ થાય છે?

શ્રેણિક રાજા ચેલ્લણાને પૂછે છે આ શું ? તારા ભગવાન સમાન ત્રણ સંતો ગૌચરી વહોરવા આવતા હતા. તારી વહોરાવવાની ભાવના ખૂબ હતી પણ તેં ત્રણ આંગળીઓ ઊંચી કરી અને બે આંગળી ઊંચી કરી અને એક નીચી કરી. તેમને સ્હેજ પણ ખરાબ ન લાગતાં તેઓ પાછા વળી ગયા. રાજાને આ જાણવાની ખૂબ ઉત્સુકતા જાગી. તેથી રાણી ચેલ્લણાને તે વાતનું રહસ્ય પૂછ્યું. ચેલ્લણા કહે, આ તમારો વિષય નથી પણ રાજાને તો આ હવે જાણવાની ખૂબ ઇન્તેજારી વધતી ગઈ. ત્યારે ચેલ્લણા કહે છે આપને જાણવાની જિજ્ઞાસા છે તો આપ કૃપા કરીને મારા ગુરૂદેવ પાસે જઈને તે વાતનું રહસ્ય પૂછો. ચેલ્લણા ખૂબ ડહાપણવાળી હતી. તેને ખાત્રી છે કે મારા ગુરૂ પાસે જશે તો કંઈક પામીને આવશે. શ્રેણિકને આ બધી આશ્ચર્યપૂર્ણ ક્રિયાઓનો ભેદ જાણવાની ઉત્કંઠા હતી એટલે તેઓ મુનિ પાસે જવા ઉપડયા. બધા મુનિઓ બેઠા હતા. રાજા હાથ જોડી વિનયપૂર્વક વંદન કરીને બેઠા. તેમાં જે પહેલા મુનિ ગૌચરીએ આવ્યા હતા તેમને ઓળખી લીધા તેમની પાસે જઈને પૂછ્યું મહાત્મા! આપ રાજમહેલ તરફ ગૌચરી આવી રહ્યા હતા ત્યારે રાણીએ ત્રણ આંગળી ઊંચી કરી અને એક નીચી પાડી દીધી ને આપ પાછા વળી ગયા. તેનું શું કારણ ?

પગની વચ્ચે અગ્નિ સળગાવી. અગ્નિ સળગાવીને તેના પર તપેલી મૂકવા ગયો ત્યાં તેને ખબર પડી કે આ પથ્થર નથી પણ માનવ છે. એટલે અગ્નિ બૂઝાવી નાંખી પણ એ માણસ તપેલી મૂકવા ગયો ત્યાં મારા હાથપગ હાલી ગયા તેથી અગ્નિકાય જીવોની હિંસા થઇ ગઈ. અને મને તે હિંસાનું પાપ લાગ્યું. મારે સ્થિર રહેવાની જરૂર હતી. જરા હાલ્યો તો અગ્નિકાય જીવોની હિંસા થઈ ગઈ. સાથે વાઉકાયના જીવોની પણ હિંસા થઈ. માટે મારી કાયગુપ્તિ બરાબર શુદ્ધ નથી. આ સાંભળીને શ્રેણિક રાજાનું શીર ત્યાં ઝૂકી ગયું. અગ્નિ સળગાવનાર પ્રત્યે ખેદ નહિ અને ઉપરથી અગ્નિકાયના જીવોની હિંસાનો દોષ ખટકયો? અહાહા! આ ચેલ્લણાના ગુરૂ! સાચા ભગવાન આ જ છે. શ્રેણિક તો આ સાંભળીને સ્તબ્ધ બની ગયા. અને વિચાર કરવા લાગ્યા કે આ મહાત્મા જે પોતાના શરીરના રક્ષણ માટે સ્હેજ હાલ્યા તો તેમાં જીવોની હિંસા માને છે. અને દોષને સ્પષ્ટ રીતે પ્રકાશિત કરી દે છે. ધન્ય છે આવા ગુરૂને!

હવે શ્રેણિક બીજા સંત પાસે ગયા કારણ કે હવે તો જાણવાની તીવ્ર જિજ્ઞાસા જાગી છે. એટલે વિનયપૂર્વક પૂછે છે, આપે પણ બે આંગળી ઊંચી કરી અને એક નીચી પાડી તો તેનું શું કારણ છે? ત્યારે મુનિ કહે છે મારી મનગુપ્તિ અને કાયગુપ્તિ શુદ્ધ છે પણ વચનગુપ્તિ શુદ્ધ નથી. તેમાં મને દોષ લાગી ગયો છે. શ્રેણિક પૂછે છે શું દોષ લાગ્યો છે? ત્યારે મુનિ કહે છે હું ગૌચરી જઈ રહ્યો હતો. તેમાં એક બાજુ છોકરાઓ રમી રહ્યા હતા અને બીજી બાજુ એક રાજા પોતાની ચતુરંગી સેના લઇને કોઇ દુશ્મન પર ચઢાઈ કરવા જઇ રહ્યા હતા. બાળકો જે રમતા હતા તેમાંથી એક છોકરો હારી ગયો અને હાશ કરીને નિરાશ થઇને બેસી ગયો. આ જોઇને મારાથી એટલું બોલી જવાયું કે તું ગભરાઇશ નહિ. આગે કૂચ કર. તારી જીત થશે. આ શબ્દો રાજા સાંભળી ગયા, તેમને થયું કે મુનિ કદાપિ બોલે નહિ અને બોલે તો નિષ્ફળ જાય નહિ. મુનિએ કહ્યું હતું કે તું જીતી જઇશ એટલે હું અવશ્ય જીતીશ. રાજા તો દુશ્મન રાજા પર જીત મેળવીને વિજયી બનીને મારી પાસે આવ્યા. આવીને કહે છે મહારાજ! આપની કૃપાથી મેં દુશ્મન પર વિજય મેળવ્યો છે. મેં તો એકદમ આશ્ચર્યથી પૂછયું. આપ શું કહો છો? રાજા કહે આપે કહ્યું હતું કે તું ડરીશ નહિ, તારી જીત થશે તો હે રાજન! મને તો આવો વિકલ્પ પણ ન હતો. મેં તો સહજભાવે છોકરાને કહ્યું હતું પણ રાજાએ આ શબ્દો સમજી લીધા અને તે રણમેદાનમાં સેંકડો વ્યક્તિઓ મરાયા. આ બધું મારી અસાવધાનીનો પ્રભાવ! જો મેં છોકરાને પણ ન કહ્યું હોત તો આ દોષ લાગત નહિ. એટલા માટે મને વચનગુપ્તિનો દોષ લાગ્યો છે. રાજા શ્રેણિકની તો આંખ ઉઘડી ગઇ. અહો! ચેલ્લણાના ગુરૂ આવા પવિત્ર!

શ્રેણિક મહારાજા ત્રીજા સંત પાસે ગયા ને પહેલા પ્રમાણે પૂછયું–બે આંગળી ઊંચી કરી અને એક નીચી કેમ પાડી દીધી હતી? આપને ત્રણ યોગમાંથી કયો દોષ લાગ્યો

છે ? ત્યારે સંતે કહ્યું–મારી વચન ગુપ્તિ અને કાયગુપ્તિ શુદ્ધ છે પણ મનગુપ્તિમાં દોષ લાગ્યો છે. ગુરૂદેવ ! શું દોષ લાગ્યો છે ? અંતરના પાપ પ્રગટ કરવા સહેલ નથી. માણસે આટલું દાન કર્યું, પુણ્ય કર્યું, બધું પ્રગટ કરે છે. પણ કોઈ દિવસ પાપને પ્રગટ કરવા આવે છે ? પાપને પ્રગટ કરવું એ સહેલું કામ નથી. માન છૂટે ત્યારે પાપ પ્રગટ કરી શકાય. સંત કહે–હે રાજન્ ! હું ગૌચરી ગયો હતો. ત્યાં એક ઘરમાં રૂપરૂપનો અંબાર નવયૌવના સ્ત્રી મને ગૌચરી વહોરાવી રહી હતી. સ્ત્રીની દૃષ્ટિ નીચી હતી. મારી દૃષ્ટિ પણ નીચી હતી. પણ આહાર લેતી વખતે મારી દૃષ્ટિ તે બહેનના પગ ઉપર પડી તેથી મને વિચાર આવ્યો કે હું સંસારમાં જે સ્ત્રીને છોડીને આવ્યો હતો તેના પગ પણ આવા સુંદર હતા. એટલો વિચાર આવ્યો, તેથી કહું છું કે મારી મનગુપ્તિ શુદ્ધ નથી. અહો ! આ કેટલા પવિત્ર સંત ! સંત કહે, ચેલ્લણાએ ત્રણ આંગળી ઊંચી કરીને એમ કહ્યું હતું કે મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ શુદ્ધ હોય તો આપ ગૌચરી પધારો. રાજન્ ! ચેલ્લણાના ગુરૂ થવું એ સહેલ વાત નથી. શ્રેણિક રાજાનું શીર ઝૂકી ગયું. અને વિચાર કરવા લાગ્યા કે કેટલું ઉચ્ચ જીવન છે આ સંતોનું ! પોતાનો નાનામાં નાનો દોષ પણ દોષ માને છે. વાસ્તવમાં આ જ સાચા સાધુ છે. એક શ્લોકમાં કહ્યું છે કે–

> "स्वस्तुतेः परनिंदायाः कर्ता लोके पदे पदे ।
> परस्तुतेः स्वनिंदायाः कर्ता कोऽपि न विद्यते ॥"

પોતાની પ્રશંસા કરવાવાળા તો ડગલે ને પગલે મળી જશે. પણ બીજાની સ્તુતિ અને પોતાની નિંદા કરવાવાળા મહાપુરૂષ બહુ અલ્પ મળશે. શ્રેણિક કહે–ચેલ્લણા ! તારા ગુરૂ તો મહાનમાં મહાન છે. છેવટે જૈન ધર્મની શ્રદ્ધા થઇ ગઈ. શ્રેણિકના હૃદય પટ ખુલી ગયા. અરે, જેને વિકલ્પ પણ ન હતો છતાં દોષ ગણ્યો તો આપણે તો દોષના ભરેલા છીએ. ક્યાં એ મહાન પવિત્ર સંતો ને ક્યાં હું પાપી ! આ તો સાક્ષાત્ ભગવાન સમાન સૌમ્યમૂર્તિ સંતો છે. જેમ બટન દબાવો તો અંધકારનો નાશ થાય અને પ્રકાશ પથરાઈ જાય તેમ સમ્યક્ત્વનો દીવડો પ્રગટે એટલે મિથ્યા ધર્મનો નાશ થાય. અને સત્ય ધર્મનું સ્થાપન થઈ જાય. એ શ્રેણિક રાજા ભગવાન મહાવીરનો પરમ ભક્ત બની ગયો. અને તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. ભગવાનના સંતો પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ–આઠ પ્રવચન માતાના પાલણહાર હોય.

ધર્મરૂચી અણગાર અષ્ટ પ્રવચન માતાના બરાબર પાલક હતા. તેમને ગયા ઘણો ટાઈમ થવા આવ્યો છતાં મુનિ આવ્યા નહિ. એટલે ધર્મઘોષ મુનિનું દિલ દ્રવી ગયું તેથી તેમણે પોતાના મુનિઓને બોલાવ્યા અને કહ્યું : આપ ધર્મરૂચી અણગારની શોધ કરો. હવે તે મુનિઓ ગુરૂની આજ્ઞા શિરોમાન્ય કરી તપાસ કરવા જશે, ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**– રાણી પ્રીતિમતી તપ કરવા છતાં પાંચમે મહિને ગર્ભવતી હોવાનું સ્પષ્ટ દેખાય છે તેથી હરિષેણ રાજા આશ્ચર્ય પામી પત્નીને પૂછે છે હે ભાગ્યવતી! સદાચારમાં મક્કમ એવી તારે આ ગર્ભ શાનો? પ્રીતિમતી કહે છે સ્વામી માફ કરજો.

> યોગારંભકા ગર્ભ નહિ યહ ગૃહસ્થાશ્રમકા જાન,
> ભોલપણેમેં નાહ જણાઈ, ગુપ્ત રખ્યો આધાન. હો શ્રોતા........

જ્યારે આપણે તપોવનમાં આવવા નીકળ્યા ત્યારે હું ગર્ભવતી હતી. સંસારવાસમાં હતા એ વખતે આપનાથી જ આ ગર્ભ રહેલો. પરંતુ જો એ સંસાર ત્યાગવેળાએ હું ગર્ભનું કહું તો મને આ તપ–સંયમનું જીવન ન મળે. તપ–સંયમના એ અંતરાયના ભયથી મેં એ વખતે આપને કહેલું નહિ.

મોટી રાજરાણી એને સંસાર ત્યાગ માટે એના પર કોઈ દબાણ નહિ કે ઉપદેશ પણ નહિ. છતાં એની સંસાર છોડી તપોવનમાં તપ કરવા માટેની કેટલી બધી તમન્ના કે એ સંસાર ન છોડવો હોય તો ગર્ભનું સાચું બહાનું હાજર છે. છતાં એ નિમિત્તે પણ સંસારમાં રહેવાની વાત નથી. તપ–સંયમની સાધનાને ગુમાવવાની વાત નથી. બંધુઓ! માનવ જીવનનો ઊંચો ઉદ્દેશ શું છે તે સમજાય છે? આ જીવન કઈ ઊંચી સાધનાથી મળ્યું છે? શું ખાનપાન માટે, પૈસા કમાવવા માટે કે વેપાર માટે મળ્યું છે? શું પરિવારના મોહમાં ફસાવવા કે બીજા પર રોફ બજાવવા સારું છે? એ બધું કરીને અંતે આત્માની શું સિદ્ધિ થવાની છે? જેઓ જીવતાં ખાનપાન, વહેપાર, પરિવારમાં ચિત્તની સમાધિ કે સ્વસ્થતા નથી કેળવતા એ મરણ સમયે કેવી રીતે સ્વસ્થતા કેળવશે? સમાધિ માત્ર દ્વેષના ધમધમાટમાં ન હોય એમ નહિ પરંતુ રાગની આગમાં પણ ન હોય. જેણે આખા જીવનમાં રાગ–દ્વેષ કરીને ચિત્તમાં અસમાધિનો અભ્યાસ કર્યો હોય તો અંતકાળે સમાધિ કયાંથી આવી શકે? પ્રીતિમતી રાણીને જીવનનો ઉંચો ઉદ્દેશ સમજાઈ ગયો કે માનવજીવન આ સમાધિનો ખૂબ અભ્યાસ કરી અંતે સમાધિ સિદ્ધ કરવા માટે છે. જેથી પરલોકમાં સ્હેજે સમાધિ આત્માની સાથે હોય. આ સમાધિનો અભ્યાસ ખાનપાન અને મોહમાયાનો સંગ કરવાથી ન થાય. એમાં તો રાગાદિનું પોષણ થાય. તેથી ચિત્તમાં અસમાધિ રહ્યા કરે. સમાધિ તો મોહમાયાના રંગનો ત્યાગ કરી તપોમય જીવન જીવવાથી મળે. બસ. રાણીને આની લગન લાગી. તેથી પોતે સગર્ભા છે, છતાં એણે એ વાત છૂપાવી રાખી. જેથી રાજા એને તપોવનમાં આવવાનો ઈન્કાર ન કરે. અને તપ–સંયમમાં અંતરાય ન થાય. પરંતુ હવે પાંચ મહિને ગર્ભ પ્રકટ થયાથી શું કરે? રાજા હરિષેણને રાણીનો ખુલાસો સાંભળીને સંતોષ થયો. પરંતુ બીજા તાપસોને શી રીતે ખુલાસો કરવા જાય કે આ તો સંસારી જીવનનું પરિણામ છે. પણ તપોવનના જીવનમાં કંઈ આચારભંગ થયો નથી. આવો ખુલાસો દરેકને કરી શકાતો નથી. અને

મનમાં વસવસો રહે છે કે આ બધા તાપસોના મનને અમારા આચાર ભંગની શંકા રહેતી હોય તેથી હવે બધાની નજરમાં મોં શી રીતે બતાવવું?

બંધુઓ! જીવનમાં આવી સમસ્યા કયારેક ઊભી થાય છે કે સાચા અને સારા હોવા છતાં બીજાઓને તેને માટે હલકી કલ્પના થતી હોય. સાચી વસ્તુનો ખુલાસો કરી શકતા ન હોય ત્યારે મનને મૂંઝવણ થાય કે મનની સમાધિ શી રીતે રાખવી? ત્યારે એ વિચાર કરવો કે આપણા અશુભ કર્મો વિના શિષ્ટજનોમાં આપણી હલકાઈ ન થાય. સારા અને સાચા હોવા છતાં હલકાઈ કોણ કરાવે છે? અશુભ કર્મનો ઉદય. રાજાના અંતરમાં પ્રભુ પ્રત્યેની ભક્તિ વસી છે. તેનું દિલ વિશાળ છે. એટલે માત્ર પોતાની હલકાઈ જુએ છે. પત્નીને કહે છે રાણી, બન્યું તે બન્યું. પરંતુ હવે આપણે આ નિર્મળ જીવન જીવનારા તાપસોની વચમાં રહેવું એ બરાબર નથી. તેથી કયાંક એકાંતમાં જઈને રહીએ. હવે રાજા અને રાણી કયાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૩૫

(શ્રાવણ વદ ૮ ને શનિવાર તા. ૧૦-૮-૭૪)

રાગદ્વેષના વિજેતા, સર્વજ્ઞ, સર્વદર્શી એવા મહાપુરૂષોએ પોતાના જ્ઞાન દ્વારા જાણ્યું અને કેવળદર્શન દ્વારા દેખ્યું. એ મહાપુરૂષોએ આપણને જાગૃત કરવા રણકાર કર્યો કે હે જીવો! હવે જાગૃત બનો. અનંતકાળથી મોહ નિદ્રામાં સૂતા છો તો હવે જાગો. ચોરાશી લાખ જીવાયોનીમાં ચૌદ લાખ મનુષ્યની માનવ યોનિ સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે. કારણ કે આ માનવદેહ વારંવાર નથી મળતો. વિવિધ યોનિઓમાં ભટકતા ભટકતા મહાન પુણ્યોદયે આ માનવ ભવ પ્રાપ્ત થયો છે. એક કવિએ કહ્યું છે કે:-

**"હૈ ઇસ લોકાકાશ કે, સંખ્યાતીત પ્રદેશ,**
**જન્મ મરણ કર જીવને, છૂઆ ન કૌન પ્રદેશ?**
**એક જગહ પર જીવ હૈ, જન્મા બાર અનંત,**
**મરા અનંતા બાર હૈ, કહતે જ્ઞાની સંત."**

આ લોકાકાશનો એક પ્રદેશ પણ એવો નથી કે જ્યાં જીવ ગયો ન હોય. એક જગ્યા પર અનંતીવાર જન્મ્યો છે. અને અનંતીવાર મર્યો છે.

જ્ઞાની પુરૂષોએ માનવ જીવનને જંકશનની ઉપમા આપી છે. આ સાંભળીને તમને કદાચ મનમાં થશે કે માનવજીવન જંકશન કેવી રીતે ? તમે રેલ્વે ગાડીમાં બેસીને મુસાફરી કરો છો. તો રસ્તામાં અનેક સ્ટેશનો આવે છે. અને જંકશન પણ આવે છે. તમે જંકશન કોને કહો છો ? જે રીતે ટ્રેનમાં ચઢવા ઉતરવા અને ટિકિટ લેવા માટે બનાવેલું સ્થાન સ્ટેશન કહેવાય છે. અને જે વિશિષ્ટ સ્થાન પરથી અલગ અલગ દિશાઓમાં ટ્રેન જાય છે તેને જંકશન કહો છો. તે રીતે જીવને માટે જે ચોરાશી લાખ જીવાયોનિ છે તે તેના જન્મ-મરણના સ્ટેશન છે. આ વિશ્વમાં બનાવેલા સ્ટેશન પર મનુષ્ય એક ગાડીમાંથી ઉતરે છે અને બીજી ગાડીમાં ચઢે છે તે રીતે જીવ ભિન્ન ભિન્ન યોનિ રૂપ સ્ટેશન પર મરે છે અને ફરીને જન્મ લે છે. ગતિ પાંચ છે. ૮૪ લાખ જીવાયોનિમાં સિદ્ધ ગતિ સિવાય ચારે ગતિનો સમાવેશ થઇ જાય છે. ૮૪ લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કરતા આત્માએ કેટલી ઉચ્ચકોટિની સાધના કરી હશે તો તે અહીં સુધી પહોંચ્યો છે !

આપણે તો માનવયોનિના જંકશનની વાત કરવી છે. આપનો અનુભવ છે. આપ જાણો છો કે આપ કોઇ પણ મોટા જંકશન પર પહોંચીને કોઈ પણ દિશામાં જવાવાળી ગાડીમાં ટિકિટ લઈને બેસો છો. તે રીતે આ માનવભવ પણ એક જંકશન છે. આ જંકશનમાંથી પાંચ ગતિમાંથી કોઈ પણ ગતિની ટિકિટ મળી શકે છે. આપને ગમે તે ગામ જવું હોય તો પણ ટિકિટ તો પહેલી લેવી જ પડે છે. અને તો જ ગાડીમાં બેસી શકો છો. તે રીતે માનવજન્મ રૂપી જંકશન પરથી આપ જયાં જવા ઇચ્છો ત્યાં જઈ શકો છો. પરંતુ ટિકિટ લેવાની આવશ્યકતા તો રહે છે. બંધુઓ ! ધ્યાન રાખજો. આ જંકશનથી તમને નરક ગતિની, તિર્યંચ ગતિની, મનુષ્ય ગતિની, દેવગતિની અને પાંચમી મોક્ષગતિની ટિકિટ પણ મળી શકે છે. અહીંથી જીવ કોઈ પણ ગતિમાં જઇ શકે છે. પરંતુ ટિકિટ લેવાની મુખ્ય આવશ્યકતા છે. અહીં બેઠેલામાંથી કોઈ પણ વ્યક્તિ નરક અને તિર્યંચગતિમાં જવાનો તો વિચાર પણ નહિ કરતી હોય. કારણ કે એ ગતિઓ દુઃખમય છે. બાકીની ત્રણ ગતિ રહી. મનુષ્યગતિ, દેવગતિ અને મોક્ષગતિ, પાંચે ગતિમાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગતિ મોક્ષગતિ છે. મોક્ષગતિમાં જવા માટે ટિકિટ લેવી પડશે અને તે ટિકિટ ધન આપતા નહિ મળે. તેને માટે તો જબરજસ્ત પુરુષાર્થ અને ત્યાગ કરવો પડશે. મોક્ષગતિની ટિકિટ પ્રાપ્ત કરવાની યોગ્યતા કોનામાં હોય છે ! જે આત્માએ સોળ કષાય અને નવ-નોકષાય એ ૨૫ ચારિત્ર મોહનીયની પ્રકૃતિ અને ત્રણ દર્શન મોહનીયની એમ ૨૮ પ્રકૃતિને સંપૂર્ણ રૂપથી જીતી લીધી છે અને મોહનો જડમૂળથી નાશ કરી દીધો છે તે આત્મા મોક્ષગતિ પ્રાપ્ત કરવાને યોગ્ય છે. ભગવાને કેટલી સુંદર વાત બતાવી છે. ઉચ્ચગતિની ટિકિટ મેળવવી એ સહેલી વાત નથી. અત્યારે આપણે જંકશન પર આવી

આયુષ્ય તે તો જળના તરંગ"–આ લક્ષ્મી વીજળીના ઝબકારા જેવી ચંચળ છે. આયુષ્ય પાણીના તરંગ જેવું છે. ત્યાં નિશ્ચિંતથી કેમ બેસી રહેવાય? આ બધા પુણ્ય-પાપના ખેલ છે. આજનો વફાદાર માનવી ગમે તે પળે બેવફા પણ બની જાય. કયાંય પણ વિશ્વાસ રાખશો નહિ. તમારા જીવનની તિજોરી કોઈના ભરોસે સોંપી દેશો નહિ. પુદ્ગલ માત્ર દગાબાજ છે. ગમે ત્યારે દગો દઈ જશે. વધુ પડતો વિશ્વાસ મૂકી દેનારાઓને, કયારેક ઝેર ખાવાનો પ્રસંગ આવી જાય છે. શા માટે? બીજા પર સલામતી માની લીધી માટે ને? તેના પર વિશ્વાસ રાખ્યો ત્યારે? તો એવો વિશ્વાસ ન રાખો. પણ જે ઐશ્વર્ય પામ્યા છો તેને આત્મલક્ષી કાર્યોમાં લગાડી દો. આ ક્ષણભંગુર જીવન પર વિશ્વાસ રાખીને કેમ બેસી રહેવાય? સમજણના ઘરમાં આવેલો આત્મા એક વાર મરણની પથારીમાંથી ઊભો થઈ જાય તો તે એક મિનીટ પણ આશ્રવમાં ઊભો ન રહે. એ તો એમ જ સમજે કે હું બચી ગયો છું તો આત્માની આરાધના કરવા માટે બચ્યો છું. તો આરાધના કરી લેવા દે. જીવનમાં સમજવા જેવું અગર કરવા જેવું શું છે? જીવન વહેતી નદીના પ્રવાહ જેવું છે. એવા જીવનમાંથી કંઈક આત્મિક માલ મેળવી લો. માની લો કે કદાચ કોઈને આપત્તિ નથી આવી, મૃત્યુના બિછાને પોઢાડે એવી ભયંકર બિમારી નથી આવી તો માતાના ગર્ભમાંથી તો મોતની શૂળીમાંથી બચીને આવ્યો છે. તો બચ્યા પછી કરવા જેવું શું છે? તે કરી લો કે જેથી એવી જીવાયોનિમાં જવું ન પડે કે જ્યાં જન્મ્યા કે મર્યાનો કોઇને આનંદ કે શોક ન હોય. નારકી અને તિર્યંચમાં કષ્ટ ઘણાં ભોગવવા છતાં કોઈ ખબર લેનાર નથી. તેના મરણ પછી કોઈ રોનાર નથી. હવે તો કરવા જેવું એટલું છે કે ચાર ગતિના ચક્કરને છોડીને પાંચમી સિદ્ધગતિએ પહોંચવું છે. માટે આ માનવભવરૂપી જંકશનમાં જેટલી સાધના કરવી હોય તેટલી કરી લો. દર્દથી ખૂબ કંટાળેલો દર્દી ડોકટરને શું કહે? ગમેતેમ કરો પણ મારો રોગ મટાડો. મારાથી હવે આ દર્દ સહન થતું નથી. તેમ તમે કોઈ વાર ગુરૂ પાસે આવીને કહો છો કે ગુરૂદેવ! હવે મને જન્મ-મરણનો ત્રાસ લાગ્યો છે તો આપ કોઈ રસ્તો બતાવો. (શ્રોતામાંથી અવાજ : કદાચ દીક્ષા લેવાનું કહે તો?) લઇ લ્યો દીક્ષા. કેટલું ભટકયા, કેટલું ભમ્યા. છતાં હજુ થાક લાગતો નથી? માટે જાગો અને પાપથી પાછા વળો. ડાહ્યા માણસોને એક ચિનગારી બસ છે.

મિથિલાનરેશ મહારાજા જનકના રાજ્યમાં એક બ્રાહ્મણ રહેતો હતો. એક વખત તેનાથી કોઈ મોટો ગુન્હો થઇ ગયો. રાજાએ તેને બોલાવ્યો. બ્રાહ્મણે કહ્યું : મેં ગુનો કર્યો છે તે હું કબૂલ કરું છું. મેં ભૂલ કરી છે તે સત્ય હકીકત છે, પણ મને મોતની શિક્ષા સિવાય બીજી જે શિક્ષા કરવી હોય તે કરજો, રાજાએ કહ્યું કે–મારા રાજ્યની હદ બહાર ચાલ્યો જા! બ્રાહ્મણે રાજાની આજ્ઞા શિરોમાન્ય કરીને હાથ જોડીને પૂછયું–હે મહારાજા! હું

આપના રાજ્યની હદ બહાર તો ચાલ્યો જઈશ પણ આપ મને એટલું બતાવો કે આપના રાજ્યની હદ કયાં સુધી છે? બ્રાહ્મણના આ પ્રશ્નથી આત્મજ્ઞાની જનક રાજા ઊંડા વિચારમાં પડી ગયા. તે વિચાર કરવા લાગ્યા કે આ પૃથ્વી પર તો અનેક શકિતશાળી રાજાઓ રાજ્ય કરે છે. તેથી મારું રાજ્ય તો મિથિલાનગરી સુધી છે. ફરીને વિચાર આવ્યો. આ રાજ્ય મારું કયાંથી આવ્યું? આ રાજ્યમાં મારી શું માલિકી છે? શું આ મારી સાથે આવવાનું છે? મારા બાપ-દાદાઓ મૂકીને ગયા છે ને મારે પણ એક દિવસ મૂકીને જવાનું છે. રાજા જનકની વિચારધારા આગળ વધતા થયું કે આ પ્રજા પર, સેવકો પર અને પોતાના અંતઃપુર પર પણ મારો અધિકાર કયાંથી આવ્યો? આ બધું નાશવંત છે. મારો અધિકાર ફક્ત મારા આત્મા ઉપર છે. એવો વિચાર કરીને રાજા બોલ્યા હે ભાઈ! મારા રાજ્યની સીમા કયાંય નથી. સંસારની કોઈ વસ્તુ પર મારો અધિકાર નથી. માટે તારે જયાં રહેવું હોય ત્યાં ખુશીથી રહે. જ્યાં રાજ્ય મારું નથી તો રાજ્યની હદ કહેવી જ કયાંથી? રાજા જનકને એક ચિનગારી મળતાં જાગી ગયા. અમે તમને લાખો વાર કહીએ છીએ છતાં કોઈ ઊભા થતા નથી. તો વિચાર તો કરો તમારું શું છે? તે વળગી પડયા છો? આ સંસાર પ્રત્યેનો અને વિષયો પ્રત્યેનો રાગ તમને રડાવશે. જ્યાં સુધી હૃદયશુદ્ધિ નહિ થાય ત્યાં સુધી અસર થવાની નથી. આ જીવે બાહ્યશુદ્ધિ તો ઘણી કરી પણ હવે બાહ્યશુદ્ધિ સાથે અંતરશુદ્ધિ કરો.

ભગવાન મહાવીરના શ્રાવક અરિસા જેવા હોય. બહારથી ઉજળા અને અંદરથી પણ ઉજળા. ભગવાન મહાવીર વિશ્વધર્મના પ્રચારક હતા. તીર્થંકર થવા પહેલાના ત્રીજા ભવમાં તેમની એ ઉત્કંઠા હોય "સવી જીવ કરું શાસનરસી" તેમને મારા-તારાનો ભેદ ન હતો. કયાં એ મહાપુરુષની પવિત્ર ભાવના ને કયાં આપણી ભાવના! એ ભગવાને કહ્યું છે કે જયાં અહિંસા છે ત્યાં ધર્મ છે ને હિંસા છે ત્યાં અધર્મ છે. જો આત્માના સાચા હિતસ્વી બનવું હોય તો સાચો ધર્મ સમજો. સાચી સમજણના અભાવે જીવ ત્યાં દોડયા કરે છે પરંતુ સાચો ધર્મ આત્માનું શ્રેય કરાવશે.

ધર્મઘોષ મુનિને ખબર નથી કે કડવી તુંબીના આહારના એક બિંદુથી હજારો કીડીઓના પ્રાણ ગયા તેથી કીડીઓની તેમજ બીજા જીવોની રક્ષા માટે તે ઝેરી આહાર ધર્મરૂચી અણગારે પોતાના પેટમાં પરઠવી દીધો છે. ગુરૂ પોતાના શિષ્યોને બોલાવીને કહે છે તમે જઈને તપાસ કરો. અઘોર તપસ્વી મુનિ હજુ કેમ નથી આવ્યા? માટે તમે જાવ અને ધર્મરૂચી અણગારની ચોમેર માર્ગણા તેમજ ગવેષણા કરો. ધર્મરૂચી મુનિ કઈ દિશામાં ગયા છે તે તો કોઈને ખબર નથી.

"तएणं ते समणा निग्गंथा जात्र पडिसुणेन्ति, पडिसुणित्ता धम्मघोसाणं थेराणं अंतियाओ पडिनिक्खमंति।" તે નિગ્રંથ શ્રમણોએ પોતાના ધર્માચાર્યની આજ્ઞાને સ્વીકારી લીધી અને સ્વીકારીને તેઓ ધર્મઘોષ સ્થવિરની પાસેથી નીકળીને ધર્મરૂચી અણગારની બધી રીતે ચોમેર માર્ગણા તેમજ ગવેષણા કરવા લાગ્યા.

વિનિત શિષ્યો ગુરૂ જે આજ્ઞા કરે તેને તહેત્ કરી શિરોમાન્ય કરી લે. તેને તો "आणाए धम्मो आणाए तवो।" ગુરૂની આજ્ઞા એ જ ધર્મ અને એ જ તપ છે. આ શ્રમણ નિગ્રંથો ગુરૂની આજ્ઞા શિરોમાન્ય કરી ધર્મરૂચી અણગારની શોધ કરવા નીકળી ગયા. પણ એમ ન કહ્યું કે ગુરૂદેવ! થોડીવાર રાહ જુવો. હમણા આવશે. પણ જેને ગુરૂ આજ્ઞા એ પ્રાણ છે, એવા મુનિઓ ચારે દિશામાં અલગ અલગ તપાસ કરવા નીકળી પડયા. ધર્મરૂચી અણગાર માટે બધા પરિવારને બહુમાન હતું. અહો! આપણા અઘોર તપસ્વી કયાં ગયા હશે? મુનિને શોધતાં શોધતાં નિર્જીવ જગ્યા હતી. જ્યાં કીડીઓના દર નથી તેમજ બીજા જીવોની ઉત્પત્તિ નથી, જ્યાં ધર્મરૂચી અણગારના મૃત્યુનું સ્થાન હતું ત્યાં આવ્યા. ત્યાં આવીને તેઓને ધર્મરૂચી અણગારના શરીરને નિષ્પ્રાણ, નિશ્ચેષ્ઠ અને નિર્જીવ જોયું. ભંડોપગરણ અને પાતરા એક બાજુ મૂકી દીધેલા છે. જે સંયમના સાધનો છે તેને પણ વોસરાવી દીધા છે. જ્યારે તમારા સાધનો તો સંસારમાં ડૂબાડનારા છે છતાં પણ છૂટતા નથી. જો મરતી વખતે બધું વોસરાવ્યું નહિ હોય તો પાપ આવ્યા કરશે. જે તરવાના સાધન છે તેને પણ વોસરાવી દેવા પડે છે. અંતિમ સમયે શરીરને પણ વોસરાવવું પડે છે. શરીર છે તો ઉપાધિ છે. એના માટે કેટલા કાવાદાવા અને કેટલા પાપ કરવા પડે છે! જેને મૂકીને જવાનું છે તેની આટલી મમતા અને જે સાથે આવવાનું તેના માટે કંઈ કરતા નથી. માટે આત્માને ઓળખીને સાધના કરી લો.

પાકિસ્તાનથી એક ભાઈ આવેલા તે રડતા હતા કે મેં કાયમી આવક માટે મોટા મોટા બીલ્ડીંગ ઊભા કરી ભાડા ખાવાનું કરેલું. પણ અમને ખબર નહિ કે આ સરકાર અમને ભગાડી મૂકશે. એટલે બીલ્ડીંગ તો ગયું પણ જો ઝવેરાત કે રોકડ નાણા હોત તો સાથે લઈ આવત. એ બાંધેલી બિલ્ડીંગ શા કામની? ત્યાંથી ભગાડી મૂકયા પછી બીલ્ડીંગ સારભૂત લાગે કે અસારભૂત? જો ઝવેરાત કે રોકડ નાણાં લાવી શકાયા હોત તો એ સારભૂત લાગત. પણ બીલ્ડીંગ તો ત્યાં મૂકીને આવવું પડયું એ કયાંથી સારભૂત લાગે? અરે જો પહેલાં ખબર પડી હોત કે અહીંથી પહેરેલા કપડે ભાગવાનું છે. તો ત્યારે પણ અસાર ન લાગત. ત્યારે તો મનને થાત કે આ બીલ્ડીંગ વેચી સોનું-ઝવેરાત મેળવી લઉં. ઝવેરાતમાં પણ જો ભાગતી વખતે મૂકવું પડે તો એમાં સાર નહિ. સાથે લઈ જઈ શકાય એ માલ સારભૂત. આ જ રીતે જીવનનો વિચાર કરો. તમને ખબર છે કે અહીંથી મરતાં ભાગવું પડશે ત્યારે આ વૈભવ, પરિવાર,

બંગલા બધું છોડીને ભાગવાનું છે તો પછી એ સારભૂત લાગે કે અસારભૂત? મર્યા પછી તો શું પણ કેટલાકને એ જીવતા છોડવા પડે છે. દુનિયામાં વૈભવ અને પરિવારના આ વિયોગ અને વિનાશ ભરચક જોવા મળે છે. જેમ પાકિસ્તાનમાંથી ભાગીને આવવું પડયું ત્યારે તેની પાસે રોકડ નાણાં કે ઝવેરાત કંઈ ન હોય તો રડવાનો પ્રસંગ આવે છે. તેમ આ જીવાત્માને પણ મરતા ભાગવું પડશે ત્યારે જો શુભ કર્મો સાથે નહિ હોય તો પરલોકમાં રડવાનો વખત આવશે. માટે દીપક જલે છે ત્યાંસુધી તેમાંથી કસ ખેંચી લો.

આ શ્રમણ નિગ્રંથો ધર્મરૂચી અણગારની શોધ કરતાં કરતાં જ્યાં તેમનું મૃત કલેવર પડયું છે ત્યાં આવી પહોંચ્યા. આ દૃશ્ય જોતાંની સાથે જ તેઓના મુખમાંથી-

**"हा हा अकज्जमिति कट्टु धम्मरुइस्स अणगारस्स परिनिव्वाण वत्तियं काउस्सग्गं करेति।"**

હાય હાય એવા ખેદસૂચક શબ્દો નીકળી પડયા. તેઓ કહેવા લાગ્યા: આ બહુ ખોટું થયું છે. ધર્મરૂચી અણગારનું દેહાવસાન થઈ ગયું છે. બધા મુનિની આંખમાંથી ચોધારા આંસુ પડી ગયા. આ આંસુ આર્તધ્યાન કે રૌદ્રધ્યાનના નહોતા. પણ ગુરૂભાઈ પ્રત્યેની ભક્તિના હતા. અમારા આવા મહાતપસ્વી આત્માર્થીમુનિને માસખમણના પારણે આવો આહાર વહોરાવનાર કઈ બાઈ નીકળી કે જે આહારે અમારા ગુરૂભાઈના પ્રાણ લીધા! બધા મુનિની આંખમાં આંસુ આવી ગયા. અહાહા! આ ઘણું અકાર્ય થયું. સંતની અશાતના કરનારને ભગવાને મહાપાપી કહ્યા છે. દશવૈકાલિક સૂત્રમાં પણ ભગવાને બતાવ્યું છે કે શિષ્યજ્ઞાનમાં મોટો હોય ને ગુરૂ નાના હોય તો શિષ્યે એવો વિચાર નહિ કરવાનો કે હું મોટો છું! પણ એ જ વિચાર કરે કે આ તારણહાર ગુરૂ મને ન મળ્યા હોત તો હું આ કયાંથી પામી શકવાનો હતો? આજે જે કંઇ પામ્યો છું તે ગુરૂની અસીમ કૃપા છે. માટે ગુરૂની અશાતના કયારે પણ ન કરવી. અગ્નિની શિખામાંથી, કદાચિત્ હલાહલ વિષ ખાવાથી અને ક્રોધિત થયેલા સિંહથી બચી શકશો પરંતુ ગુરૂની અશાતના કરવાથી કર્મોથી બચી શકશો નહિ.

ગુરૂ અને શિષ્ય હતા. શિષ્ય ખૂબ વિનયવાન ને ગુરૂ પણ ઘણા ભદ્રિક. જેવા અંદર એવા બહાર કોમળ. પ્રમાણિક પણ ખૂબ. પરંતુ જ્ઞાન તો ક્ષયોપશમ પ્રમાણે મળે. તેમ ગુરૂનો ક્ષયોપશમ ઓછો તેથી જ્ઞાન થોડું ઓછું. શિષ્યનો ક્ષયોપશમ વધારે અને તીવ્ર બુદ્ધિ. એમનું વ્યાખ્યાન પણ એટલું સુંદર કે લોકોને એમ જ થાય કે આપણે સાંભળ્યા કરીએ. દરરોજ શિષ્ય વ્યાખ્યાન વાંચે એટલે લોકોને એમ થાય કે આ ગુરૂનો લાભ મળે તો સારું. ચર્ચાવિચારણાનો પ્રસંગ આવે ત્યારે પણ

વિનીત શિષ્ય ગુરૂની પાસે આવીને બેસી જાય એટલે ગુરૂને બોલવાનો પ્રસંગ આવે નહિ. બધા વિચાર કરે કે આપણને ગુરૂનો લાભ તો મળતો જ નથી. તો હવે શિષ્ય જ્યારે ગૌચરી જાય ત્યારે આપણે પહોંચી જવું. શિષ્ય ગૌચરી ગયો ને પાછળ બધા ભેગા થઈને ગુરૂ પાસે જ્ઞાન લેવા આવ્યા. ગુરૂને વંદન કરીને શાતા પૂછીને બેઠા. ગૌચરી ગયેલા શિષ્યને આ ખબર પડી ગઈ. એટલે તરત પાછા આવ્યા. આવીને ગુરૂને વંદન કરીને બાજુમાં બેસી ગયા. બધા પૂછે છે, આપ તો ગૌચરી ગયા હતા ને? તો કહે મારી ગૌચરી પર્યાપ્ત થઈ ગઈ એટલે હું આવી ગયો. આપને ગુરૂના જ્ઞાનનો લાભ લેવો છે. તો મને ગુરૂ પાસેથી જ્ઞાન મળ્યું છે. ગુરૂદેવની અસીમ કૃપાથી હું થોડું ઘણું મેળવી શકયો છું તો જ્યાં સુધી મારાથી સમાધાન થાય તેવું હોય ત્યાં સુધી ગુરૂને કિલામના શા માટે ઉપજાવવી જોઈએ! મારો વિકાસ એમનાથી થયો છે ને હું આગળ વધ્યો છું. હિમાલયમાંથી વહેતી ગંગાનું પાણી મારામાં આવ્યું છે. બધો પ્રતાપ મારા ગુરૂનો છે. આનું નામ વિનીત શિષ્ય. આનું નામ ગુરૂભક્તિ. ભલે ગુરૂ શાસ્ત્રનું જ્ઞાન ઓછું આપી શકયા પણ મને સંસાર રૂપ કૂવામાંથી બહાર કાઢયો અને પાંચ મહાવ્રત રૂપી પાંચ રત્નો આપ્યા છે. અને તેમના અંતરના આશીર્વાદ મળ્યા છે. એ મહાન છે. જો ગુરૂ હતા તો મને તેમની કૃપાથી કંઈક મળ્યું. આ છે વિનીત શિષ્ય. જ્ઞાન હોવા છતાં જરા પણ અહંભાવ નથી. ગુરૂ પાસેથી જ્ઞાન મેળવ્યું છે તેમાં અહંભાવ શું? શિષ્યમાં સરળતા છે. જ્ઞાનનું જરા પણ અભિમાન નથી. ગુરૂનો ક્ષયોપશમ ઓછો હોવા છતાં તેમનું બહુમાન વધારે છે.

ધર્મરૂચી અણગાર ભદ્રિક પ્રકૃતિના અને ઉગ્ર તપસ્વી હતા. તેમના મૃત કલેવરને જોઈને બધા સાધુઓના મુખમાંથી હાય! હાય! આ બહુ ખોટું થયું છે. એવા શબ્દો સરી પડયા. હવે સાધુના નિયમ શું છે અને તે મુનિઓ ત્યાં શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે. સમય થઈ ગયો છે માટે ચરિત્ર બંધ છે.

---

## વ્યાખ્યાન નં.—૩૬

### "જન્માષ્ટમી"

શ્રાવણ વદ ૯ ને રવિવાર તા. ૧૧-૮-૭૪

શાસન સમ્રાટ, વીર ભગવાન જેમણે ઉગ્ર સાધના કરી કર્મોની સામે ઝઝૂમી ઘાતી કર્મોનો નાશકરી કેવળ જ્ઞાન અને કેવળ દર્શનની જ્યોત પ્રગટાવ્યા પછી વાણીની પ્રરૂપણા કરી છે. જ્ઞાતાજી સૂત્રમાં ધર્મરૂચી અણગાર નાગેશ્રીના ઘેરથી ગૌચરી કરીને

આવ્યા. ભગવતી સૂત્રમાં પૃચ્છા થઈ કે દાન દેવામાં વિશેષ દાન, શ્રેષ્ઠ દાન કયું ? ભગવાને કહ્યું, સુપાત્રદાન શ્રેષ્ઠ છે. દ્રાક્ષ ધોયાનું પાણી જે બે ઘડી પછી અચેત થઈ જાય. દાળ ધોયાનું તથા ચોખા ધોયાનું પાણી જેને તમે ફેંકી દો છો. તમારે મન તો તુચ્છમાં તુચ્છ છે. અહીં દ્રાક્ષનું પાણી નથી પણ દ્રાક્ષ ધોયાનું પાણી છે. ત્યાં અચાનક સંત આવી ચઢયા. બે ઘડી થવાથી દ્રાક્ષ ધોયેલું પાણી સૂઝતું પડયું હતું જેની કંઈ કિંમત નથી, જે પીવામાં ઉપયોગી નથી તેવું પાણી ઉત્કૃષ્ટ ભાવે મુનિને વહોરાવ્યું તો તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. નથી મેવા મીઠાઈ કે મિષ્ટાન્ન વહોરાવ્યા પણ ફક્ત દ્રાક્ષ ધોયેલું પાણી વહોરાવ્યું. છતાં કેટલો લાભ ! સુપાત્ર દાન દેતા કર્મની ભેખડો તૂટે પણ ન બનવાનું બની ગયું કે દાન દેવા છતાં નરકે ગઈ. સિદ્ધાંતમાં તેનું એક જ નામ આવે છે કે દાન દેવા છતાં નાગેશ્રી નરકે ગઈ. કારણ કે મુનિ તો મહાન તપસ્વી હતા છતાં નાગેશ્રીએ મુનિને ઉકરડો જાણી બધું શાક વહોરાવી દીધું. તેને તો એમ થયું કે મારું કામ તો સર્યું. જીવ કેટલો સ્વાર્થમાં પડી ગયો છે ! બીજાની બેહાલ દશા થાય તો કુરબાન પણ મારું કામ તો સર્યુંને ?

ધર્મરૂચી અણગાર કાળ કરી ગયા. ગુરૂને આ વાતની ખબર નથી એટલે મુનિઓને શોધવા મોકલ્યા. તમારો દીકરો બહાર ગયો છે. તેને આવતાં કલાક બે કલાક મોડું થઈ જાય તો તમે તપાસ કરાવો છો ને હજુ કેમ નથી આવ્યો ? તેમ ગુરૂને મન શિષ્યો પુત્ર સમાન હોય છે. તેમને પુત્રો જેટલા જ વહાલા હોય છે. ગુરૂની આજ્ઞાથી શોધવા ગયેલા શિષ્યોના મુખમાંથી મુનિના શબને જોઈને હાય ! હાય ! એવા શબ્દો સરી પડયા. તમે સંસારમાં કાંઈ આશ્ચર્યજનક ન બનવાનું બની ગયેલું જોવો તો હાય–હાય ! આ શું થઈ ગયું ? એવા શબ્દો નીકળી જાય છે ને ? આ તો સંસારની વાત પણ અહીં તો આત્માર્થી જીવડો મહાન સંતને એકાએક કાળ–ધર્મ પામેલા જોયા તેથી બધા સંતો રડી પડ્યા. જ્ઞાની કહે છે તમારાથી બને તો સંતોની સેવા કરજો પણ સંતને સંતાપશો નહિ. સંતને સંતાપે તેનું પરિણામ કેટલું ખરાબ આવે છે.

આજે ગોકુળ અષ્ટમીનો દિવસ છે. આજે ભારત ભરમાં દરેક વૈષ્ણવો જન્માષ્ટમીનો દિવસ ઉજવે છે. મહાન પુરૂષોની જન્મજયંતિ તેમજ બીજા ધાર્મિક તહેવારના દિવસો શા માટે ઉજવાય છે ? જેમ અંગારા પર રાખ વળી ગઈ હોય તો ભૂંગળીથી ફૂંકવામાં આવે તો રાખ ઊડી જાય છે તે રીતે આપણા આત્મા ઉપર કર્મોની રાખ વળી ગઇ છે તેને ઉડાડી નાંખવાના આ દિવસો છે. કૃષ્ણ વાસુદેવની જન્મજયંતિનો આજે પવિત્ર દિવસ છે. કૃષ્ણે ધર્મની દલાલી ખૂબ કરી છે. દયા ખૂબ પાળી છે અને જે આત્માઓ સંસાર છોડીને ભગવાન નેમનાથને ચરણે જતાં તેમને તન–મન અને

કરીને આવેલા હોય છે એટલે તેમને નિયમા નરકમાં જવું પડે છે. આજે વર્ષો વીતવા છતાં આપણે ભૂલતા નથી. વૈષ્ણવો કૃષ્ણની લીલા તરીકે માને છે. જ્યારે જૈન-દર્શનમાં તો કૃષ્ણ વાસુદેવ સંસારમાં રહેવા છતાં જ્યારે નેમનાથ ભગવાન પધાર્યાના સમાચાર સાંભળે ત્યારે તેમના રૂંવાડા ખડા થઇ જતા અને વધામણી દેનારને ન્યાલ કરી દેતા. તેની દરિદ્રતા દૂર કરી દેતા. તમે બહુ આનંદમાં આવી જાવ તો શું કરો? આજે મહાસતીજીએ બહુ સરસ કહ્યું. અમને સારાનો ઈલકાબ આપ્યા કરતાં સારા બનવું છે તેવો નિર્ણય કરો. જેવી પ્રભુ પધાર્યાની વધામણી મળે તેવા તરત સિંહા-સનેથી ઊભા થઈ જતા. અહો! મારા તારણહાર પ્રભુ પધાર્યા છે. સિંહાસનેથી ઊભા થઈ પ્રભુ પાસે જતા પહેલાં ત્યાંથી ભાવવંદન કરી લેતા. બંધુઓ! તમારે ત્યાં કોઈ મોટો વહેપારી આવ્યો હોય, તેના સ્વાગતમાં તરબોળ થઈ ગયા હોય તે સમયે સંત પધારે તો તમે શું કરશો? તમે ઊઠશો કે ઘરનાને કહી દેશો કે મહારાજને ગૌચરી વહોરાવજો. આ સમયે જો તમે ઉત્સાહપૂર્વક ઊભા થઇને મુનિને વંદન કરી ગૌચરી વહોરાવશો તો આવનાર વહેપારી પર કેટલી પ્રતિભા પડશે?

કૃષ્ણ મહારાજા વસુદેવના પુત્ર હતા. વૈષ્ણવો આજે કૃષ્ણની ભકિતમાં લીન બની જશે. જૈન દર્શનમાં ત્યાગ ઘણો છે ને તપ પણ ઉગ્ર છે. પણ વૈષ્ણવોની જેમ ભક્તિમાં લીનતા નથી. જો એવી લીનતા પ્રભુ ભક્તિમાં આવે તો કામ થઈ જાય. કૃષ્ણ વાસુદેવની માતા દેવકી, એ કંસની બહેન હતી. એ કંસ જરાસંઘની દીકરી જીવયશાને પરણેલો. કંસ મહાન પાપી હતો. જીવયશા પણ અભિમાની હતી. કંસ પ્રજા ઉપર ખૂબ જુલ્મ ગુજારતો હતો. આ બધું કંસના નાના ભાઈથી સહન ન થયું એટલે એણે દીક્ષા લીધી. અને ખૂબ ઉગ્ર સાધના કરવા લાગ્યા. એક વખત મુનિ તે ગામમાં પધાર્યા. દેવકીજી તે વખતે કુંવારા હતા. જીવયશા દેવકીનું માથું ઓળી રહી હતી. તે વખતે મુનિ ફરતા ફરતા ત્યાં ગૌચરી માટે પધારે છે. જીવયશા મુનિને ઓળખી ગઈ. આ મારો દિયરીયો છે. એટલે અભિમાનના માંચડે ચઢેલી જીવયશા કહે છે હે દિયરીયા! આ ઘેર ઘેર ટુકડા માંગવા નીકળી પડયા છો તે કરતાં ઘેર આવો. આ બધું છોડી દો ને આવો દિયરીયા આપણે ખેલ ખેલીએ. જેનો ભાઇ આવો મોટો રાજા હોય તેનો ભાઈ ભિખારીની જેમ ઘેર ઘેર ટુકડા માંગીને ખાય, એ અમારા કૂળને લંછન છે. મુનિ કહે કે હે જીવયશા! હું કોઈ ભિખારી નથી પણ હું કોણ છું?

संजोगा विप्पमुक्कस्स, अणगारस्स भिक्खुणो ।
विणयं पाउकरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥

ઉત્ત. સૂ. અ. ૧ ગાથા ૧

હું બાહ્ય અને આભ્યંતર સંયોગોથી મુક્ત બનેલા સાધુ છું. હું ભિખારીની

જેમ ટુકડા માંગતો નથી પણ મારે કલ્પના આહાર પાણીની ઘરઘરમાંથી ગવેષણા કરું છું. મારા સંયમી જીવનમાં ખૂબ શક્તિશાળી છું. પણ હે જીવયશા ! હવે તારા અભિમાનનો પારો તું નીચે ઉતાર. તું જેનું માથું ઓળી રહી છે એ તારી નણંદ દેવકીનો સાતમો ગર્ભ તારા પતિનો અને તારા કુળનો ઉચ્છેદ કરશે. માટે તારું અભિમાન ઉતાર. જૈન મુનિ કદી બોલે નહિ. જીવયશા માનને માંચડે ચઢેલી હતી પણ એને એટલી તો શ્રદ્ધા હતી કે સંત બોલે એટલે ફળ્યા વિના ન રહે. આટલું બોલીને સંત ચાલ્યા ગયા પણ જીવયશાનો આનંદ ઊડી ગયો ને ઉદાસ બની ગઈ. કંસ આવ્યો ને પૂછે છે આજે તું આટલી બધી ઉદાસ કેમ બની ગઈ છે ? તો કહે–તમારા ભાઈ જે સાધુ બની ગયા છે તે આવું કહીને ચાલ્યા ગયા. એટલે મને ચિંતા થાય છે. આ સાંભળી ક્ષણભર તો કંસનું મોઢું પડી ગયું. પણ ક્ષણભર વિચાર કરીને કહે છે તું ગભરાઈશ નહિ. મુનિ ભલે કહી ગયા પણ હજી બાજી આપણા હાથમાં છે. દેવકી હજુ કુંવારી છે. એના લગ્ન વખતે બધી ગોઠવણ કરી દઈશ. સમય જતાં મથુરામાં રહેતા ઉગ્રસેનના પુત્ર વસુદેવની સાથે દેવકીના લગ્ન થાય છે. લગ્ન થયા પછી કંસ પોતાની માયા જાળ બિછાવે છે. અને વસુદેવને જુગાર રમવા આવવાનું આમંત્રણ આપે છે. પણ વસુદેવ ના પાડે છે. કારણ કે જુગાર એ સાત વ્યસનોમાં પહેલું વ્યસન છે.

द्युतं च मांसं च सुरां च वेश्या, पापोद्धि चोरी परदार सेवा ।
एतानि सप्तानि व्यसनानी लोके, घोराति घोरे नरके पतन्ति ॥

દ્યુત એટલે જુગાર. બંધુઓ ! તમે જાણો છો ને કે જુગારમાં માણસ ડૂલી જાય છે. આજે ગોકુળ અષ્ટમીનો પવિત્ર દિવસ છે. આ ધર્મના દિવસને તમે પાપનો દિવસ બનાવી દીધો છે. સાતમ અને આઠમના દિવસે લોકો જુગાર ખૂબ રમે છે. આ બધા વ્યસનો જીવને દુર્ગતિમાં લઈ જનાર છે. ધર્મરાજા જેવા સત્યનિષ્ઠ પુરૂષ જુગાર રમ્યા તો કેટલો અનર્થ થયો ! તેમાં ધર્મરાજાના જુગાર રમવાના ભાવ ન હતા. કૌરવોએ કપટથી તેમને જુગાર રમવા બોલાવ્યા અને રમ્યા. રમ્યા તો રમ્યા પણ એવું રમ્યા કે સતી દ્રૌપદીને હોડમાં મૂકી દીધી. ભરસભામાં દ્રૌપદીના ચીર ખેંચાણા. તેના સતીત્વના પ્રભાવથી અને શાસન દેવની સહાયથી દ્રૌપદીના ચીર ખૂટયા નહિ, છેવટે દુર્યોધન થાકી ગયો. તે સતીના પ્રભાવથી ભયભીત થઈને તેના ચરણમાં નમી પડયો ને માફી માંગી. ત્યારે દ્રૌપદી કહે છે જો તમે માફી માંગતા હો તો પાંડવોને ચૌદ વર્ષનો વનવાસ આપ્યો છે તે પાછો ખેંચીલો. કૌરવોએ એ વાત કબૂલ કરી ને પાંડવોને વનમાં જવાનું બંધ રહ્યું. પણ ધર્મરાજાને આ વાત ગમી નહિ. કૌરવોએ બીજી વખત પાંડવોને જુગાર રમવાનું આમંત્રણ આપ્યું. દુર્યોધનના મામા

શકુનીએ જુગાર રમવામાં કપટ કર્યું અને ધર્મરાજા હારી ગયા. પરિણામે પાંચ પાડવો દ્રૌપદી સહિત વનમાં ગયા. આ વાતની કૃષ્ણને ખબર પડી.

પોતાના ફોઈ તથા ભાઈઓને મળવા માટે કૃષ્ણ વનમાં ગયા. કૃષ્ણનો સત્કાર કરવા માટે પાંડવો પાસે કંઈ ન હતું. પાસે જાજમ પણ ન હતી. એટલે દ્રૌપદીએ ફાટેલું ચીર પાથરીને કૃષ્ણજીને બેસાડયા. પાંડવો તો લજ્જાથી નીચું જોઈને બેસી રહ્યા પણ દ્રૌપદી આંખમાં આંસુ સારતી બોલી–વીરા ! તમે કયાં ગયા હતા? ધર્મરાજા જુગાર રમ્યા, તે હારી ગયા અને ભરી સભામાં મારા ચીર ખેંચાણા. અમારે વનમાં આવવું પડયું તેનું મને દુઃખ નથી પણ ભરસભામાં દુર્યોધને મને કહ્યું–હે દ્રૌપદી ! આવ, મારી જાંઘ ઉપર બેસ. આ શબ્દો કહ્યા છતાં ધર્મરાજા, ભીષ્મપિતામહ જેવા કોઇ એક શબ્દ બોલ્યા નહિ તેનું મારા હૃદયમાં અપાર દુઃખ છે. વીરા ! તમે હાજર હોત તો મારી આ દશા ન થાત. કૃષ્ણ કહે છે હું તે સમયે હાજર ન હતો તે સારું થયું. અને હું હોત તો પણ કાંઈ કહી શકત નહિ. જો દુર્યોધનને એમ કરતાં અટકાવ્યો હોત તો તમારા સતીત્વની પરીક્ષા કયાં થાત ! દ્રૌપદી કહે છે હું તમારી સાક્ષીમાં ધર્મરાજાને એક વાત પૂછું છું કે એક વખત તો દુર્યોધને મારી પાસે માફી માંગી ને મેં પાંડવોનો વનવાસ અટકાવ્યો પણ ફરીને તે જુગાર શા માટે રમ્યા?

ધર્મરાજા કહે છે: પહેલી વખત મારી જુગાર રમવાની ઇચ્છા ન હતી. અજાણ-પણે રમ્યો ને હારી ગયો. અને તારા પ્રભાવથી શિક્ષા અટકી ગઈ. ત્યારે મને થયું કે હું આ રીતે છૂટી જાઉં તો મેં જે ગુનો કર્યો છે તેની શિક્ષા કયારે ભોગવીશ? એટલે ફરીને હું ઈરાદાપૂર્વક જુગાર રમ્યો અને મારા ગુનાની શિક્ષા ભોગવવા વનમાં આવ્યો. મારા આ દાખલાથી પાછળની પ્રજા મારા જેવી ભૂલ નહિ કરે. અને જુગાર રમવાથી કેવા બૂરા હાલ થાય છે તેનું પાછળની પ્રજાને ભાન થશે. બંધુઓ ! જુગાર ખૂબ ખતરનાક છે. માટે આજે તમે સૌ જુગારનો ત્યાગ કરશો. સાતે વ્યસન તજવા યોગ્ય છે. જયારે જીવનમાં સાચી સમજણ આવે છે ત્યારે માનવ મહામાનવ બની શકે છે.

આજે જન્માષ્ટમીનો પવિત્ર દિન છે. આમ તો સંસારમાં અનેકાનેક પ્રાણી જન્મ લે છે અને અનેકાનેક મૃત્યુ પામે છે. પરંતુ તેમની જન્મતિથિને કે મૃત્યુતિથિને કોઈ યાદ નથી કરતા. પરંતુ જે તિથિઓમાં કોઈ મહાપુરૂષ, મહામાનવ અથવા તીર્થંકર પુરૂષ જન્મ લે છે અથવા જન્મ–મરણથી મુક્ત થાય છે તે તિથિઓને જગત યાદ કરે છે. આજના દિવસે પુરૂષોત્તમ પુરૂષ શ્રી કૃષ્ણનો જન્મ થયો હતો. જો કે આઠમનો દિવસ એક વર્ષમાં ચોવીસ વાર આવે છે. પરંતુ ત્રેવીસ વાર આવેલી આઠમનું કોઈ મહત્વ મનાતું નથી અને આજની આઠમને દરેક માનવ પરમ આનંદ અને શ્રદ્ધાપૂર્વક માને છે. સંસારમાં અનંત પુરૂપો થાય છે અને થશે પરંતુ બધાને લોકો પુરૂષોત્તમ

નથી કહેતા. પુરૂષોત્તમ પુરૂષ કોને કહેવાય છે ? શું કામદેવ સમાન શારીરિક સૌંદર્ય પ્રાપ્ત કરનારને અથવા કુબેરના સમાન મહાન ઐશ્વર્યશાળી બનનારને પુરૂષોત્તમ કહેશો ? ( શ્રોતામાંથી અવાજઃ–ના. ) પુરૂષોત્તમ પુરૂષ તો તેને કહેવાય કે જે આ પૃથ્વી પર જન્મ લઈને ધર્મની રક્ષા કરે, અનીતિનો નાશ કરે, અને સંસારમાં ભૂલા પડેલા પ્રાણીઓને સત્ય માર્ગ બતાવે. એવા પુરૂષોત્તમ પુરૂષ રામ હતા. કૃષ્ણ હતા અને બધા તીર્થંકર હતા.

બંધુઓ ! આપણે કૃષ્ણ વાસુદેવની વાત ચાલે છે. કંસે વસુદેવને ખૂબ આગ્રહ કર્યો ને વચનોથી બાંધી લીધા કે જો તમે જુગારમાં હારો તો મારી બહેન દેવકીની જેટલી સૂવાવડ થાય તે મારે ઘેર કરવાની અને હું હારું તો આખું રાજ્ય તમારું. આમ નક્કી કરીને જુગાર રમ્યા. વસુદેવ હારી ગયા. હવે સમય જતાં દેવકી ગર્ભવતી થાય છે ને સૂવાવડ કરવા માટે કંસને ઘેર જાય છે. આ રીતે છ વખત તેને પુત્ર જન્મે છે પણ હરણગમેષી દેવની સહાયથી તેમનું રક્ષણ થાય છે. પણ કંસને આ વાતની ખબર ન હતી. સાતમી વખતે કૃષ્ણના જન્મ વખતે કંસ કડક ચોકી પહેરો રાખે છે. વસુદેવને જેલમાં પૂર્યા પણ મહાન પુરૂષના જન્મના પ્રભાવે ચોકીદારો ઊંઘવા લાગ્યા. વસુદેવની બેડીઓ તૂટી ગઈ. રાતોરાત કૃષ્ણને લઈને વસુદેવ ગોકુળમાં પહોંચી ગયા. ગોકુલમાં યશોદાને મરેલી પુત્રી આવી હતી તે લાવીને દેવકીની પાસે મૂકી દીધી. કૃષ્ણના પ્રબળ પુણ્યે આ કંસની જાણમાં કંઈ આવ્યું નહિ. આ છે મહાપુરૂષના જન્મનો પ્રભાવ.

કૃષ્ણ ગોકુળમાં મોટા થાય છે. મોટા થયા પછી કૃષ્ણે છ શત્રુનો નાશ કર્યો. ૧) કાળીનાગ ૨) કાળયવન ૩) કંસ ૪) જરાસંઘ ૫) નરકાસુર ૬) કંસના બળદ આ છ શત્રુનો નાશ કર્યો. કૃષ્ણે જેમ છ શત્રુનો નાશ કર્યો તેમ જીવે પણ આંતર શત્રુનો નાશ કરવાનો છે. કૃષ્ણે છ શત્રુઓનો નાશ કરી ધર્મની રક્ષા કરી. કૃષ્ણના જીવનમાં ઘણા ગુણો હતા. મહાભારતના યુદ્ધ પહેલો ભયંકર યુદ્ધ ન થાય અને ઘોર માનવ હિંસા ન થાય તે માટે પાંડવોના પક્ષ તરફથી કૌરવોને સમજાવવા માટે મોટા રાજા હોવા છતાં દૂતનું કાર્ય કરવા માટે તૈયાર થઈને ગયા હતા અને શાંતિથી મીઠાશભર્યા શબ્દોમાં કહ્યું–હે દુર્યોધન ! ભલે તમે આખું રાજ્ય તમારી પાસે રાખો પરંતુ પાંડવોને માત્ર પાંચ ગામ આપો. તે લોકો તેનાથી પોતાનો નિર્વાહ કરી લેશે. શ્રીકૃષ્ણ, ભીષ્મપિતામહ, આચાર્ય દ્રોણ બધાએ દુર્યોધનને ઘણું સમજાવ્યો પણ દુર્યોધન જરા પણ સમજ્યો નહિ. પરંતુ અભિમાનથી કૃષ્ણનો તિરસ્કાર કરતાં કહ્યું. સોયના નાકા જેટલી જમીન પણ હું કોઈને આપવાનો નથી. પાંડવો તો શા વિસાતમાં છે ? દુર્યોધનનો જવાબ સાંભળીને પાંડવોની બધી જવાબદારી કૃષ્ણે લઈ લીધી. કૃષ્ણની સહાયતાથી પાંડવોએ મહાભારતના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો. આવા કૃષ્ણ વાસુદેવે ધર્મની

ખૂબ દલાલી કરી તેથી તીર્થંકર નામ કર્મ બાંધ્યું. આવતી ચોવીશીમાં તેઓ તીર્થંકર થવાના છે. (પૂ. મહાસતીજીએ તો કૃષ્ણના જીવન પર અને કૃષ્ણમાં રહેલા ગુણોનું ખૂબ સુંદર રીતે વર્ણન કર્યું હતું. અહીં સારભૂત આપ્યું છે)

ધર્મરૂચી અણગારનું મૃત કલેવર જોતાં મુનિઓના મુખમાંથી "હાય-હાય! આ અકાર્ય થઈ ગયું" એવા શબ્દો સરી પડયા. ધર્મરૂચી અણગારનું દેહાવસાન થઈ ગયું છે. આ રીતે કહીને તેમણે ત્યાં મૃત શરીરને વોસરાવવા રૂપ કાયોત્સર્ગ કર્યો. હવે ધર્મરૂચી મુનિના ભંડોપગરણ આદિ પડયા છે તે લઈને મુનિઓ ધર્મઘોષ મુનિ પાસે જશે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૩૭

(શ્રાવણ વદ ૧૦ ને સોમવાર તા. ૧૨-૮-૭૪)

ધર્મરૂચી અણગારે કડવો ઝેર જેવો આહાર પચાવી દીધો. આજે દુનિયામાં અમૃત પચાવનારા ઘણા મળશે પણ ઝેર પચાવનારા બહુ અલ્પ મળશે. ઝેર પચાવવા જેવા કપરા સમયમાં પણ સમભાવ રાખવો અને આત્માનો આનંદ ન લૂંટાવા દેવો એ જેવું તેવું કામ નથી. જીવનમાં કસોટી એક વાર આવે છે પણ એ કસોટીમાંથી પાર ઉતરવું ને આત્માનું અમૃત મેળવી લેવું, ઝેર પચાવી લેવું અને કષાયનો કણીયો ન આવવા દેવો એ સહજ વાત નથી પણ મુશ્કેલ કામ છે.

ધર્મરૂચી અણગાર ફક્ત ગુરૂને પ્રિય હતા એમ નથી પણ બધા મુનિઓને પ્રિય છે. સાચો સાધક તો તે જ છે જે પોતે તરે અને બીજાને તારે. સાધુને લાકડાની નૌકાની ઉપમા આપી છે. લાકડાની નૌકા ભલે સુશોભિત ન હોય પણ તે નૌકા પોતે તરે છે ને તેમાં બેસનારાને પણ તારે છે. જે નિગ્રંથ મુનિઓ છે તેમણે માથા સાટે માલ લીધો છે. દેહનું જે થવું હોય તે થાય પણ સંયમને છોડીને દેહનું રક્ષણ નહિ કરીએ. દેહનું રક્ષણ કરવા આહારની જરૂર છે. પણ તે આહાર એવો ન હોવો જોઈએ કે જેનાથી સંયમમાં દોષ લાગે. ભગવાને કહ્યું છે કે હે સાધક! તું ૪૨ તથા ૯૬ દોષ ટાળીને નિર્દોષ આહારની ગવેષણા કરજે. ક્યારે પણ દોષિત આહારની ઈચ્છા ના કરીશ.

તપાસ કરવા ગયેલા મુનિઓએ ધર્મરૂચી અણગારનું નિર્જીવ કલેવર પડેલું જોયું. જ્યાં સુધી દેહની અંદર આત્મા છે ત્યાં સુધી તે શરીર આત્માની સાથે સંબંધિત,

પૂજનીક બને છે. કારણ કે તે શરીર આત્માને સાધના કરવામાં સહાયભૂત બન્યું છે. ચેતન ગયા પછી તો તે જડ બની ગયું. પૂજા ચેતનની કરીએ છીએ. જડની પૂજા કરતા નથી. ધર્મરૂચી અણગારનો આત્મા ચાલ્યો ગયો એટલે તે મુનિઓએ ધર્મરૂચીના શરીરને વોસરાવી દીધું. આમ તો જીવ જેવો દેહમાંથી ચાલ્યો જાય તેવું શરીરને વોસરાવી દેવું જોઈએ. બે ઘડી ન થવી જોઈએ કારણ કે મૃત કલેવરમાં બે ઘડી પછી જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. પણ અહીં તો જ્યારે ધર્મરૂચી મુનિએ કાળ કર્યો ત્યારે કોઈ હાજર ન હતું એટલે જેવા આવ્યા તેવો મુનિના દેહને વોસરાવી દીધો. મરનાર આત્મા ધર્મરૂચી તો પોતાની જાતે દેહને વોસરાવીને ગયા છે. જેમ જુનું કપડું ફાટયું તૂટયું હોય તો તેને કાઢી નાખતા જરા પણ શોચ થતો નથી તેમ ધર્મરૂચી અણગારે હસતા ચહેરે દેહને વોસરાવી દીધો. શરીર છે ત્યાં બંધન છે. બંધનથી મુક્ત થશો તો મુક્તિ મળશે. આ શરીર તો જીવે અનંતીવાર લીધું અને અનંતીવાર છોડયું. આજે શરીરને આ તકલીફ ઊભી થઈ તો બીજે દિવસે બીજી તકલીફ. શરીરની કેટલી જતના કરો છો, તેના પર કેટલો મમત્વભાવ! કેટલી મૂર્છા! આસક્તિ જશે તો જીવ સ્વમાં ઠરશે. મૂર્છા એ ઝેર છે. એ ઝેરને કાઢવા જેવું છે.

સંતો નિર્દોષ આહારની ગવેષણા કરે. શુદ્ધ આહાર હશે તો બુદ્ધિ નિર્મળ બનશે અને બુદ્ધિ નિર્મળ રહેવાથી આચરણ પણ સુંદર કરી શકાશે. પવિત્ર-નિર્દોષ આહાર ખાવાથી મનની વૃત્તિઓ નિર્મળ રહે છે.

એક વખત ગુરૂ નાનક ફરતા ફરતા કોઈ એક ગામમાં જઈ પહોંચ્યા. ગુરૂ નાનક પધારવાથી સૌના દિલમાં આનંદ આનંદ છવાઈ ગયો. આ સંતોમાં ભિક્ષા બે પ્રકારની હોય છે. એક પોતે જાતે લાવીને ભિક્ષા ખાય અને બીજા એવા હોય છે કે ભક્તો પોતાના ઘેરથી સારી સારી વસ્તુઓ બનાવીને લાવીને આપે. ગુરૂ નાનક પધાર્યાની ખબર પડવાથી અનેક માણસો પોતાના ઘેરથી જાત જાતની ઉત્તમ વસ્તુ બનાવીને લાવ્યા. આ ગામમાં એક મોટો શ્રેષ્ઠી રહેતો હતો. તે અત્યંત સ્વાદિષ્ટ અને મધુર મીઠાઈઓ બનાવીને લાવ્યો હતો. પરંતુ ગુરૂ નાનકે કોઈની એક પણ વસ્તુનો સ્વીકાર ન કર્યો, પરંતુ એક ગરીબ લુહારણ બાઈ સૂકો રોટલો, ઘી ચોપડ્યા વગરનો લાવી હતી. તેનો સ્વીકાર કર્યો. આ જોઈને શ્રીમંત શ્રેષ્ઠીનો પિત્તો ચઢી ગયો. તેમના પર રોષ આવ્યો. હું પ્રેમથી મિષ્ટાન્ન દેવા આવ્યો તેનો સ્વીકાર ન કર્યો. અને આ લુહારણનો સૂકો રોટલો લીધો. આજે પણ કંઈક જીવોને આવા પરિણામ આવી જાય છે. સંતોને મન તો બધા સરખા છે.

ગુરૂ નાનક કહે શેઠ! શા માટે રોષ કરો છો? મને જેમાં મારા સંયમનું રક્ષણ દેખાય તેનો હું પહેલો સ્વીકાર કરું. તમારા મેવા, મીઠાઈ, અન્યાય–અનીતિથી ભેગા કરેલા પૈસામાંથી બનેલા છે. અને આ ગરીબ લુહારણનું અન્ન સાચા શ્રમનું છે. ગુરૂ

નાનકે છેવટે શેઠીયાને સમજાવવા લૂખો રોટલો લઈ બતાવ્યું. જુઓ, આ આહારની કેવી પવિત્રતા છે! ને લોહી ચુસ્યા પૈસાથી કેવી અધમતા છે! ધનિક, ગુરૂ નાનકની આ વાત સાંભળીને શરમીંદો બની ગયો અને પોતાની ભૂલો માટે ગુરૂ નાનક પાસે ક્ષમા માંગી. આપણે આ દૃષ્ટાંત ઉપરથી એ સમજવું છે કે સાધુએ શુદ્ધ આહાર લેવો જોઈએ. નહીંતર આહારની ગવેષણા કરતાં પાપનું કારણ બની જશે.

મુનિઓએ ધર્મરૂચી અણગારના દેહને વોસરાવ્યા પછી તરત કાઉસ્સગ્ગ કર્યો, બધા મુનિના દિલ દ્રવી ગયા છે. અહાહા! આપણા અઘોર તપસ્વી ગુરૂભાઈ ચાલ્યા ગયા! ધર્મરૂચી અણગારનું તો સમાધિ મરણ થયું છે. કાયોત્સર્ગ કરીને તે મુનિઓએ ધર્મરૂચી અણગારે આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રો જે વોસરાવ્યા હતા તે લઈ લીધા. કોઈ પણ કામે ગયા હોય તે કામમાં સફળ થઈને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. અને નિષ્ફળતા મેળવીને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. સંયમી મુનિ ધર્મના સારથી છે. જેમ કૃષ્ણ અર્જુનના રથના સારથી બન્યા તો વિજય પ્રાપ્ત કર્યો તેમ આપણા જીવનના સારથી ગુરૂ બનાવવાથી આત્મવિજય થાય છે. ધર્મરૂચી અણગારના આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રોને લઈને મુનિઓ જ્યાં ધર્મઘોષ સ્થવિર હતા ત્યાં આવ્યા અને તે ગુરૂને અર્પણ કર્યા. ગુરૂની પાસે મૂકી દીધા. શિષ્યોના ચહેરા જોઈ ગુરૂ સમજી ગયા કે કંઈક નવા જુની થઈ લાગે છે. રજોહરણ અને પાતરા જોયા તેથી ગુરૂને થયું કે મારા મુનિ અવશ્યમેવ કાળ કરી ગયા લાગે છે. ભંડોપગરણ મૂકી આવતાં જતાં જે દોષ લાગ્યા હોય તે દોષનું પ્રક્ષાલન કરવા મુનિઓએ ઇરિયાવહી કરી અને પછી બોલ્યા, ગુરૂદેવ! આપે અમને આજ્ઞા કરી હતી કે તમે ધર્મરૂચી અણગારની શોધ કરો, તપાસ કરો. પછી આગળ મુનિઓ શું બોલ્યા :—

"एवं खलु अम्हे तुब्भ अंतियाओ पडिनिक्खमामो (२) सुभूमिभागस्स उज्जाणस्स परिपेरंतेणं धम्मरुइस्स अणगारस्स सव्व जाव करेमाणे जेणेव थंडिल्ले तेणेव उवागच्छइ।"

હે ગુરૂદેવ! અમે અહીંથી આપની પાસેથી ગયા અને જઇને સુભૂમિભાગ ઉદ્યાનથી નીકળીને ચારે બાજુ ફરતા ફરતા શોધ કરતા કરતા ધર્મરૂચી અણગારની બધી રીતે માર્ગણા ગવેષણા કરવા લાગ્યા. માર્ગણા તેમજ ગવેષણા કરતા અમે તે જગ્યાએ પહોંચ્યા કે જ્યાં ધર્મરૂચી અણગારનું મડદું પડ્યું હતું. અમે અત્યારે ત્યાંથી જ આવી રહ્યા છીએ. હે ભદંત! તે ધર્મરૂચી અણગાર તો આ નશ્વર દેહનો ત્યાગ કરી આત્મસમાધિ સાધી ગયા.

પૂજનીક બને છે. કારણ કે તે શરીર આત્માને સાધના કરવામાં સહાયભૂત બન્યું છે. ચેતન ગયા પછી તો તે જડ બની ગયું. પૂજા ચેતનની કરીએ છીએ. જડની પૂજા કરતા નથી. ધર્મરૂચી અણગારનો આત્મા ચાલ્યો ગયો એટલે તે મુનિઓએ ધર્મરૂચીના શરીરને વોસરાવી દીધું. આગ તો જીવ જેવો દેહમાંથી ચાલ્યો જાય તેવું શરીરને વોસરાવી દેવું જોઈએ. બે ઘડી ન થવી જોઈએ કારણ કે મૃત કલેવરમાં બે ઘડી પછી જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. પણ અહીં તો જ્યારે ધર્મરૂચી મુનિએ કાળ કર્યો ત્યારે કોઈ હાજર ન હતું એટલે જેવા આવ્યા તેવા મુનિના દેહને વોસરાવી દીધો. મરનાર આત્મા ધર્મરૂચી તો પોતાની જાતે દેહને વોસરાવીને ગયા છે. જેમ જુનું કપડું ફાટયું તૂટયું હોય તો તેને કાઢી નાખતા જરા પણ શોચ થતો નથી તેમ ધર્મરૂચી અણગારે હસતા ચહેરે દેહને વોસરાવી દીધો. શરીર છે ત્યાં બંધન છે. બંધનથી મુક્ત થશો તો મુક્તિ મળશે. આ શરીર તો જીવે અનંતીવાર લીધું અને અનંતીવાર છોડયું. આજે શરીરને આ તકલીફ ઊભી થઈ તો બીજે દિવસે બીજી તકલીફ. શરીરની કેટલી જતના કરો છો, તેના પર કેટલો મમત્વભાવ! કેટલી મૂર્છા! આસક્તિ જશે તો જીવ સ્વમાં ઠરશે. મૂર્છા એ ઝેર છે. એ ઝેરને કાઢવા જેવું છે.

સંતો નિર્દોષ આહારની ગવેષણા કરે. શુદ્ધ આહાર હશે તો બુદ્ધિ નિર્મળ બનશે અને બુદ્ધિ નિર્મળ રહેવાથી આચરણ પણ સુંદર કરી શકાશે. પવિત્ર-નિર્દોષ આહાર ખાવાથી મનની વૃત્તિઓ નિર્મળ રહે છે.

એક વખત ગુરૂ નાનક ફરતા ફરતા કોઈ એક ગામમાં જઈ પહોંચ્યા. ગુરૂ નાનક પધારવાથી સૌના દિલમાં આનંદ આનંદ છવાઈ ગયો. આ સંતોમાં ભિક્ષા બે પ્રકારની હોય છે. એક પોતે જાતે લાવીને ભિક્ષા ખાય અને બીજા એવા હોય છે કે ભક્તો પોતાના ઘેરથી સારી સારી વસ્તુઓ બનાવીને લાવીને આપે. ગુરૂ નાનક પધાર્યાની ખબર પડવાથી અનેક માણસો પોતાના ઘેરથી જાત જાતની ઉત્તમ વસ્તુ બનાવીને લાવ્યા. આ ગામમાં એક મોટો શ્રેષ્ઠી રહેતો હતો. તે અત્યંત સ્વાદિષ્ટ અને મધુર મીઠાઈઓ બનાવીને લાવ્યો હતો. પરંતુ ગુરૂ નાનકે કોઇની એક પણ વસ્તુનો સ્વીકાર ન કર્યો, પરંતુ એક ગરીબ લુહારણ બાઈ સૂકો રોટલો, ઘી ચોપડ્યા વગરનો લાવી હતી. તેનો સ્વીકાર કર્યો. આ જોઈને શ્રીમંત શ્રેષ્ઠીનો પિત્તો ચઢી ગયો. તેમના પર રોષ આવ્યો. હું પ્રેમથી મિષ્ટાન્ન દેવા આવ્યો તેનો સ્વીકાર ન કર્યો. અને આ લુહારણનો સૂકો રોટલો લીધો. આજે પણ કંઈક જીવોને આવા પરિણામ આવી જાય છે. સંતોને મન તો બધા સરખા છે.

ગુરૂ નાનક કહે શેઠ! શા માટે રોષ કરો છો? મને જેમાં મારા સંયમનું રક્ષણ દેખાય તેનો હું પહેલો સ્વીકાર કરું. તમારા મેવા, મીઠાઈ, અન્યાય–અનીતિથી ભેગા કરેલા પૈસામાંથી બનેલા છે. અને આ ગરીબ લુહારણનું અન્ન સાચા શ્રમનું છે. ગુરૂ

નાનકે છેવટે શેઠીયાને સમજાવવા લૂખો રોટલો લઈ બતાવ્યું. જુઓ, આ આહારની કેવી પવિત્રતા છે! ને લોહી ચુસ્યા પૈસાથી કેવી અધમતા છે! ધનિક, ગુરૂ નાનકની આ વાત સાંભળીને શરમીંદો બની ગયો અને પોતાની ભૂલો માટે ગુરૂ નાનક પાસે ક્ષમા માંગી. આપણે આ દષ્ટાંત ઉપરથી એ સમજવું છે કે સાધુએ શુદ્ધ આહાર લેવો જોઈએ. નહીંતર આહારની ગવેષણા કરતાં પાપનું કારણ બની જશે.

મુનિઓએ ધર્મરૂચી અણગારના દેહને વોસરાવ્યા પછી તરત કાઉસ્સગ્ગ કર્યો, બધા મુનિના દિલ દ્રવી ગયા છે. અહાહા! આપણા અઘોર તપસ્વી ગુરૂભાઈ ચાલ્યા ગયા! ધર્મરૂચી અણગારનું તો સમાધિ મરણ થયું છે. કાયોત્સર્ગ કરીને તે મુનિઓએ ધર્મરૂચી અણગારે આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રો જે વોસરાવ્યા હતા તે લઈ લીધા. કોઈ પણ કામે ગયા હોય તે કામમાં સફળ થઈને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. અને નિષ્ફળતા મેળવીને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. સંયમી મુનિ ધર્મના સારથી છે. જેમ કૃષ્ણ અર્જુનના રથના સારથી બન્યા તો વિજય પ્રાપ્ત કર્યો તેમ આપણા જીવનના સારથી ગુરૂ બનાવવાથી આત્મવિજય થાય છે. ધર્મરૂચી અણગારના આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રોને લઈને મુનિઓ જ્યાં ધર્મઘોષ સ્થવિર હતા ત્યાં આવ્યા અને તે ગુરૂને અર્પણ કર્યા. ગુરૂની પાસે મૂકી દીધા. શિષ્યોના ચહેરા જોઈ ગુરૂ સમજી ગયા કે કંઈક નવા જુની થઈ લાગે છે. રજોહરણ અને પાતરા જોયા તેથી ગુરૂને થયું કે મારા મુનિ અવશ્યમેવ કાળ કરી ગયા લાગે છે. ભંડોપગરણ મૂકી આવતાં જતાં જે દોષ લાગ્યા હોય તે દોષનું પ્રક્ષાલન કરવા મુનિઓએ ઇરિયાવહી કરી અને પછી બોલ્યા, ગુરૂદેવ! આપે અમને આજ્ઞા કરી હતી કે તમે ધર્મરૂચી અણગારની શોધ કરો, તપાસ કરો. પછી આગળ મુનિઓ શું બોલ્યા :—

**" एवं खलु अम्हे तुब्भ अंतियाओ पडिनिक्खमामो (२) सुभूमिभागस्स उज्जाणस्स परिपेरंतेणं धम्मरुइस्स अणगारस्स सव्व जाव करेमाणे जेणेव थंडिल्ले तेणेव उवागच्छइ । "**

હે ગુરૂદેવ! અમે અહીંથી આપની પાસેથી ગયા અને જઇને સુભૂમિભાગ ઉદ્યાનથી નીકળીને ચારે બાજુ ફરતા ફરતા શોધ કરતા કરતા ધર્મરૂચી અણગારની બધી રીતે માર્ગણા ગવેષણા કરવા લાગ્યા. માર્ગણા તેમજ ગવેષણા કરતા અમે તે જગ્યાએ પહોંચ્યા કે જ્યાં ધર્મરૂચી અણગારનું મડદું પડયું હતું. અમે અત્યારે ત્યાંથી જ આવી રહ્યા છીએ. હે ભદંત! તે ધર્મરૂચી અણગાર તો આ નશ્વર દેહનો ત્યાગ કરી આત્મસમાધિ સાધી ગયા.

પૂજનીક બને છે. કારણ કે તે શરીર આત્માને સાધના કરવામાં સહાયભૂત બન્યું છે. ચેતન ગયા પછી તો તે જડ બની ગયું. પૂજા ચેતનની કરીએ છીએ. જડની પૂજા કરતા નથી. ધર્મરૂચી અણગારનો આત્મા ચાલ્યો ગયો એટલે તે મુનિઓએ ધર્મરૂચીના શરીરને વોસરાવી દીધું. આમ તો જીવ જેવો દેહમાંથી ચાલ્યો જાય તેવું શરીરને વોસરાવી દેવું જોઈએ. બે ઘડી ન થવી જોઈએ કારણ કે મૃત કલેવરમાં બે ઘડી પછી જીવોની ઉત્પત્તિ થઈ જાય છે. પણ અહીં તો જ્યારે ધર્મરૂચી મુનિએ કાળ કર્યો ત્યારે કોઈ હાજર ન હતું એટલે જેવા આવ્યા તેવા મુનિના દેહને વોસરાવી દીધો. મરનાર આત્મા ધર્મરૂચી તો પોતાની જાતે દેહને વોસરાવીને ગયા છે. જેમ જુનું કપડું ફાટયું તૂટયું હોય તો તેને કાઢી નાખતા જરા પણ શોક થતો નથી તેમ ધર્મરૂચી અણગારે હસતા ચહેરે દેહને વોસરાવી દીધો. શરીર છે ત્યાં બંધન છે. બંધનથી મુક્ત થશો તો મુક્તિ મળશે. આ શરીર તો જીવે અનંતીવાર લીધું અને અનંતીવાર છોડયું. આજે શરીરને આ તકલીફ ઊભી થઈ તો બીજે દિવસે બીજી તકલીફ. શરીરની કેટલી જતના કરો છો, તેના પર કેટલો મમત્વભાવ! કેટલી મૂર્છા! આસક્તિ જશે તો જીવ સ્વમાં ઠરશે. મૂર્છા એ ઝેર છે. એ ઝેરને કાઢવા જેવું છે.

સંતો નિર્દોષ આહારની ગવેષણા કરે. શુદ્ધ આહાર હશે તો બુદ્ધિ નિર્મળ બનશે અને બુદ્ધિ નિર્મળ રહેવાથી આચરણ પણ સુંદર કરી શકાશે. પવિત્ર-નિર્દોષ આહાર ખાવાથી મનની વૃત્તિઓ નિર્મળ રહે છે.

એક વખત ગુરૂ નાનક ફરતા ફરતા કોઈ એક ગામમાં જઈ પહોંચ્યા. ગુરૂ નાનક પધારવાથી સૌના દિલમાં આનંદ આનંદ છવાઈ ગયો. આ સંતોમાં ભિક્ષા બે પ્રકારની હોય છે. એક પોતે જાતે લાવીને ભિક્ષા ખાય અને બીજા એવા હોય છે કે ભક્તો પોતાના ઘેરથી સારી સારી વસ્તુઓ બનાવીને લાવીને આપે. ગુરૂ નાનક પધાર્યાની ખબર પડવાથી અનેક માણસો પોતાના ઘેરથી જાત જાતની ઉત્તમ વસ્તુ બનાવીને લાવ્યા. આ ગામમાં એક મોટો શ્રેષ્ઠી રહેતો હતો. તે અત્યંત સ્વાદિષ્ટ અને મધુર મીઠાઈઓ બનાવીને લાવ્યો હતો. પરંતુ ગુરૂ નાનકે કોઇની એક પણ વસ્તુનો સ્વીકાર ન કર્યો, પરંતુ એક ગરીબ લુહારણ બાઈ સૂકો રોટલો, ઘી ચોપડ્યા વગરનો લાવી હતી. તેનો સ્વીકાર કર્યો. આ જોઈને શ્રીમંત શ્રેષ્ઠીનો પિત્તો ચઢી ગયો. તેમના પર રોષ આવ્યો. હું પ્રેમથી મિષ્ટાન્ન દેવા આવ્યો તેનો સ્વીકાર ન કર્યો. અને આ લુહારણનો સૂકો રોટલો લીધો. આજે પણ કંઈક જીવોને આવા પરિણામ આવી જાય છે. સંતોને મન તો બધા સરખા છે.

ગુરૂ નાનક કહે શેઠ! શા માટે રોષ કરો છો? મને જેમાં મારા સંયમનું રક્ષણ દેખાય તેનો હું પહેલો સ્વીકાર કરું. તમારા મેવા, મીઠાઈ, અન્યાય-અનીતિથી ભેગા કરેલા પૈસામાંથી બનેલા છે. અને આ ગરીબ લુહારણનું અન્ન સાચા શ્રમનું છે. ગુરૂ

નાનકે છેવટે શેઠીયાને સમજાવવા લૂખો રોટલો લઈ બતાવ્યું. જુઓ, આ આહારની કેવી પવિત્રતા છે! ને લોહી ચુસ્યા પૈસાથી કેવી અધમતા છે! ધનિક, ગુરૂ નાનકની આ વાત સાંભળીને શરમીંદો બની ગયો અને પોતાની ભૂલો માટે ગુરૂ નાનક પાસે ક્ષમા માંગી. આપણે આ દૃષ્ટાંત ઉપરથી એ સમજવું છે કે સાધુએ શુદ્ધ આહાર લેવો જોઈએ. નહીંતર આહારની ગવેષણા કરતાં પાપનું કારણ બની જશે.

મુનિઓએ ધર્મરૂચી અણગારના દેહને વોસરાવ્યા પછી તરત કાઉસ્સગ્ગ કર્યો, બધા મુનિના દિલ દ્રવી ગયા છે. અહાહા! આપણા અઘોર તપસ્વી ગુરૂભાઈ ચાલ્યા ગયા! ધર્મરૂચી અણગારનું તો સમાધિ મરણ થયું છે. કાયોત્સર્ગ કરીને તે મુનિઓએ ધર્મરૂચી અણગારે આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રો જે વોસરાવ્યા હતા તે લઈ લીધા. કોઈ પણ કામે ગયા હોય તે કામમાં સફળ થઈને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. અને નિષ્ફળતા મેળવીને આવતા હોય તો તેમનો ચહેરો જુદો હોય. સંયમી મુનિ ધર્મના સારથી છે. જેમ કૃષ્ણ અર્જુનના રથના સારથી બન્યા તો વિજય પ્રાપ્ત કર્યો તેમ આપણા જીવનના સારથી ગુરૂ બનાવવાથી આત્મવિજય થાય છે. ધર્મરૂચી અણગારના આચાર, ભાંડકોને તેમજ વસ્ત્રોને લઈને મુનિઓ જ્યાં ધર્મઘોષ સ્થવિર હતા ત્યાં આવ્યા અને તે ગુરૂને અર્પણ કર્યા. ગુરૂની પાસે મૂકી દીધા. શિષ્યોના ચહેરા જોઈ ગુરૂ સમજી ગયા કે કંઈક નવા જુની થઈ લાગે છે. રજોહરણ અને પાતરા જોયા તેથી ગુરૂને થયું કે મારા મુનિ અવશ્યમેવ કાળ કરી ગયા લાગે છે. ભંડોપગરણ મૂકી આવતાં જતાં જે દોષ લાગ્યા હોય તે દોષનું પ્રક્ષાલન કરવા મુનિઓએ ઇરિયાવહી કરી અને પછી બોલ્યા, ગુરૂદેવ! આપે અમને આજ્ઞા કરી હતી કે તમે ધર્મરૂચી અણગારની શોધ કરો, તપાસ કરો. પછી આગળ મુનિઓ શું બોલ્યા :—

**" एवं खलु अम्हे तुब्भ अंतियाओ पडिनिक्खमामो (२) सुभूमिभागस्स उज्जाणस्स परिपेरंतेणं धम्मरुइस्स अणगारस्स सव्व जाव करेमाणे जेणेव थंडिल्ले तेणेव उवागच्छइ । "**

હે ગુરૂદેવ! અમે અહીંથી આપની પાસેથી ગયા અને જઇને સુભૂમિભાગ ઉદ્યાનથી નીકળીને ચારે બાજુ ફરતા ફરતા શોધ કરતા કરતા ધર્મરૂચી અણગારની બધી રીતે માર્ગણા ગવેષણા કરવા લાગ્યા. માર્ગણા તેમજ ગવેષણા કરતા અમે તે જગ્યાએ પહોંચ્યા કે જ્યાં ધર્મરૂચી અણગારનું મડદું પડયું હતું. અમે અત્યારે ત્યાંથી જ આવી રહ્યા છીએ. હે ભદંત! તે ધર્મરૂચી અણગાર તો આ નશ્વર દેહનો ત્યાગ કરી આત્મસમાધિ સાધી ગયા.

ગુરૂ કહે છે, ધર્મરૂચી અણગાર આહાર લઈને આવ્યા. તે આહાર મેં જોયો, જોઈને કહ્યું. આ આહાર તો તાલફ્ટ વિષ જેવો છે માટે આ આહારનું નિર્દોષ જગ્યામાં પરઠવજે. મારી આજ્ઞા થવાથી તે આહાર પરઠવવા ગયા હતા. પણ ધર્મરૂચી અણગારે એમ વિચાર કર્યો હશે કે મારા ગુરૂની આજ્ઞા છે કે આ આહાર જીવ ને કાયા જુદા કરે તેવો છે. માટે નિર્દોષ જગ્યામાં-કોઈ પણ જીવની વિરાધના ન થાય તેવી જગ્યામાં પરઠવવો જોઈએ. તે માટે તેણે પ્રથમ પરઠવતા પહેલાં એક ટીપું ભૂમિ પર મૂકયું હશે. ત્યાં જીવોની હાનિ જોઈ હશે તેથી તે આહાર પોતે આરોગી ગયા હશે. દેવાનુપ્રિયો ! ધર્મરૂચી અણગારે આહાર આરોગી જવામાં પાંચ મહાવ્રતનું અને છકાય જીવની દયાનું સંપૂર્ણ પાલન કર્યું છે. તે આત્મા એટલો ઉચ્ચકોટિનો હતો કે પોતાના સંયમમાં પૂરેપૂરો વફાદાર હતો. તેથી તેના મનમાં આહાર આરોગતી વખતે એવા ઉચ્ચ વિચારો કર્યા હશે કે જો હું આ આહાર પરઠવી દઉં તો સેંકડો જીવોના પ્રાણ ચાલ્યા જાય એટલે મારું પહેલું મહાવ્રત ખંડન થાય, મેં તો સંયમ લેતી વખતે પ્રતિજ્ઞા કરી છે કે છકાય જીવની હિંસા હું કરીશ નહિ, કરાવીશ નહિં અને કરતાંને અનુમોદના આપીશ નહિ. ત્રણ કરણ અને ત્રણ યોગે નવ કોટિએ છકાય જીવની હિંસા નહિ કરવાના પ્રત્યાખ્યાન કર્યા છે. તો જો બધો આહાર પરઠવી દઉં તો છકાય જીવોની હિંસા થાય એટલે મારું પહેલું મહાવ્રત ભાંગે. ગુરૂએ મને કહ્યું છે કે તું આહાર નિર્વદ્ય જગ્યાએ પરઠવજે, જેથી જીવોની હિંસા ન થાય. જો હું આહાર પરઠવીને ગુરૂ પાસે જાઉં ને ગુરૂદેવ મને પૂછે કે તેં આહાર નિર્દોષ જગ્યા જોઈને પરઠવ્યો છે ને? કોઈ જીવની હિંસા તો થઈ નથી ને? ત્યારે જો ગુરૂને હું હા કહું તો મારું બીજું મહાવ્રત ભાંગે, ગુરૂદેવે કહ્યું છે કે કોઈ જીવોની હિંસા ન થાય ત્યાં પરઠવજે ને આ આહાર પરઠવવાથી તો સેંકડો જીવોની હિંસા થાય તેમ છે તેથી ગુરૂ આજ્ઞાનો ચોર બનું એટલે ત્રીજુ મહાવ્રત ભાંગે. મારા શરીર પરની મૂર્છા, મારી કાયાનો રાગ રાખીને આહાર પરઠવી દઉં તો કાયા પરની મૂર્છા રહી એટલે ચોથું અને પાંચમું મહાવ્રત જાય, માટે પ્રાણ જાય તો કુરબાન પણ મહાવ્રતરૂપી રત્નને સુરક્ષિત રાખવા છે. બંધુઓ ! મરવાનું તો સૌને છે પણ મરતાં આવડવું જોઈએ. અહીં પણ ધર્મરૂચીને કર્મનો ઉદય તો ખરો, નહીં તો નાગેશ્રીને આવું શાક વહોરાવવાનું મન શું કામ થાય? પણ અશાતા વેદનીયનો જબ્બર ઉદય થવાનો છે એટલે નાગેશ્રીને મન થયું. તેમાં તેનો દોષ નથી. મારા કરેલાં કર્મો ભોગવું છું આટલું જ્ઞાન થયું ત્યાં સમ્યક્દૃષ્ટિ આવી. સમ્યક્દૃષ્ટિ આત્મા પોતાના દોષ જોવે પણ બીજાના ન જોવે.

શ્રમણ નિગ્રંથો કહે છે ગુરૂદેવ ! આપણા ધર્મરૂચી અણગાર મરણ પામ્યા છે. તેઓશ્રીના આ આચાર, ભાંડક, વસ્ત્ર-પાત્રો છે. ગુરૂદેવ ! આપનો લાડીલો અંતેવાસી

શિષ્ય, અમારા પૂજનીય, મહાન તપસ્વી, કર્મની સામે ઝઝૂમનાર એવા મુનિને આવો ઝેરી આહાર વહોરાવનાર કોણ બહેન કે ભાઈ મળ્યા કે જે આહારે અમારા ગુરૂભાઈના પ્રાણ લીધા ? વાત સાંભળીને ગુરૂનો ચહેરો ગમગીન બની ગયો. શિષ્યોએ પૂછયું- આપણા અઘોર તપસ્વી ધર્મરૂચી મુનિને ઉપસર્ગ આપનાર કોણ મળ્યું ? જ્ઞાન પાંચ છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન, ધર્મઘોષ મુનિના મતિ જ્ઞાન, શ્રુત જ્ઞાન નિર્મળ છે. તે ધર્મઘોષ સ્થવિરે દૃષ્ટિવાદના અંતર્ગત શ્રુતાધિકાર વિશેષમાં પોતાનો ઉપયોગ લગાવ્યો. તેમાંથી તેઓને આ વાતની જાણ થઈ કે જ્યારે ધર્મરૂચી આહાર લેવા માટે નગરમાં ગયા હતા ત્યારે તેઓ કોના ઘેર ગયા હતા ? આ આહાર તેમને કોણે આપ્યો હતો ? આમ તો સાધુ સાધ્વી ગૌચરી લાવીને ગુરૂની સમક્ષ બધી વાત કરે. કોના ઘેર ગૌચરી ગયા હતા, કોના ઘરનો કયો આહાર છે ? પણ અહીં તો ધર્મરૂચી અણગાર ગૌચરી લાવીને ગુરૂને બતાવી ઈરિયાવહિ પડિક્કમે છે. ને આહાર જોતાં જ ગુરૂને શાકમાંથી ઝેરી વાસ આવી તેથી પરીક્ષા કરવા એક ટીપું ચાખ્યું અને કહી દીધું કે હે શિષ્ય ! આ આહાર તાલકુટ વિષ જેવો છે. તે ખાવાથી જીવ અને કાયા જુદા થઈ જશે માટે આ આહાર નિર્જીવ જગ્યામાં પરઠવી દેજો. એટલે ગુરૂને કહેવાનો સમય રહ્યો ન હોતો કે હું આ આહાર આને ત્યાંથી લાવ્યો છું. ધર્મઘોષ મુનિએ પૂર્વગત ઉપયોગથી બધું જાણીને નિગ્રંથ શ્રમણો અને નિગ્રંથ શ્રમણીઓને પોતાની પાસે બોલાવ્યા અને બોલાવીને આ પ્રમાણે કહ્યું-

"एवं खलु अज्जो मम अंतेवासी धम्मरुइ णाम अणगारे पगइभद्दए जाव विणीई।" હે આર્યો ! સાંભળો. વાત એવી છે કે મહાન તપસ્વી મારો અંતેવાસી શિષ્ય ધર્મરૂચી અણગાર સ્વભાવથી ભદ્ર પરિણામી યાવત્ વિનીત હતા. જે આત્માઓ માયાવી હોય છે તે સદ્ગતિને પામી શકતા નથી. ભગવાન પણ બોલ્યા છે "सोही उज्जुयभूयस्स धम्मो सुद्धस्स चिट्ठइ।" જે આત્માઓ સોહિત અને સરળ હોય છે તેના હૃદયમાં ધર્મ ટકી શકે છે.

આજે તો કરવું જુદું ને બોલવું જુદું. આવા સંસારમાં શું રહેવા જેવું છે ? તેથી આનંદ ઘનજી શહેર છોડીને જંગલમાં જઈને વસ્યા. માણસો ત્યાં પણ કયાં પહોંચ્યા વગર રહે એમ છે ? સંસારની વૃત્તિવાળા, સાધુઓને સુખ પડવા દે નહિ. જો એમાં ભૂલ્યા તો ડૂલ્યા. એક વાર તેમની પાસે મેડતાના રાણી આવ્યા હતા. આ રાજા રાણીને કંઈ સંતાન ન હતું. એટલે રાણીએ ઘરે પારણું બંધાય તે માટે કંઈક કરી આપવા આનંદઘનજીને કહ્યું. આ આનંદઘનજી તો સાચા આનંદઘનજી હતા. એ મંત્ર-તંત્ર કંઈ જાણુતા ન હતા. રાણીએ ખૂબ જીદ કરી એટલે અંતે કાંઈક લખી આપીને આનંદઘનજીએ તેનું માદળિયું બનાવીને રાણીને આપી દીધું. કાગને બેસવુંને ડાળી ને પડવું. ભાગ્ય યોગે રાણીને ગર્ભ રહ્યો. રાણીના મનમાં થયું કે મને મહાપુરૂષે માદળિયું કરી આપ્યું તેથી મને સંતાનની આશા બંધાઈ. દિવસો પૂરા થતાં રાણીએ

પુત્રને જન્મ આપ્યો. પછી રાણીના મનમાં થયું કે લાવ ચિઠ્ઠી જોઉં તો ખરી કે એમાં શું લખ્યું છે ? ચિઠ્ઠીમાં તો લખ્યું છે કે "**રાજા રાનીકો લડકા હોવે તો ભી આનંદઘન કુ કયા ?**" રાજા રાણી આ વાંચી સ્તબ્ધ થઈ ગયા. અહો ! સંતે આશીર્વાદ નથી આપ્યા. જે ત્યાગની મસ્તીમાં ઝૂલી રહ્યા હોય તે સંસારના પ્રપંચમાં પડે ખરા ? આ તો સાચા ત્યાગી છે. આજે ક્યાં છે આવા આનંદઘન ? આવા ભયંકર વિષમ કાળમાં ઘરમાં એકેક આનંદઘનની જરૂર ઊભી થઈ છે. તે કાળમાં એક પણ આનંદ ઘનનું જાહેરમાં દર્શન નહિ ! ભલે આનંદના દર્શન થાય ! આજે તમે શેની વાતોમાં પડયા છો ? પ્રેસીડેન્ટ, એટવર્ડ, કેનેડી, ઈન્ડીકેટ, સીન્ડીકેટ, કોંગ્રેસ, જનસંઘ જ્યાં જુઓ ત્યાં આ વાતો ચાલી રહી છે. અને એ વિચારોના નકામા ટોપલા માથે નાંખીને આજનો માનવ ફર્યા કરે છે. પણ હું તમને પૂછું છું કે ઈન્ડીકેટ-સીન્ડીકેટની ચિંતા કરવાથી શું તમારા ઘરમાં અનાજ તેલ આદિ મોંઘું થઈ શકવાનું છે ખરું ? તમારા નાના કુમળા બાળકોને એક ટંક જેટલું દૂધ પણ વધુ મળી જવાનું છે ખરું ? આ તો કંઈ મળવાનું નથી તો પછી શા માટે નકામી ચિંતા કરીને સમયને વ્યર્થ ગુમાવી રહ્યા છો ? જ્યારે રાષ્ટ્રપતિની ચૂંટણી થાય અને તેનું પરિણામ બહાર પડે ત્યારે તમને કોઈએ પૂછયું કે કોણ આવ્યું ? ઈન્દીરા કે ગિરી ? ત્યારે તમે શું એમ બોલ્યા હતા ખરા કે "**ઈન્દીરાકો રાજ્ય મિલે યા ગિરીકો મિલે તો ઈસ આનંદ ઘનકુ કયા ? ઔર ન મિલે તો ભી કયા ?**" બંધુઓ ! સુખી થવું હોય તો આનંદઘન બનો અને બધી પંચાતોથી અલિપ્ત રહો.

આ સંસાર એ આશ્રવોનું ઘર છે. સંપત્તિ તો ભરતી–ઓટની માફક આવશે ને જશે. કર્મ તો કરનારને ભોગવવા પડશે. માટે હવે શૂરવીર બનીને પુરુષાર્થ ખેલો. એક સિંહનું બચ્ચું વનમાં રમતું હતું. ત્યાં ભેરી વાગી, ઢોલનો અવાજ આવ્યો એટલે ગભરાઈને માતાની ગોદમાં લપાઈ ગયું. ત્યારે સિંહણ કહે છે બેટા ! તું શા માટે ગભરાય છે ? પણ મા–એક–બે નહિ પણ હજારો માણસોનું ટોળું આવે છે. સિંહણ કહે, જો તું ગભરાઈને લપાઈ જાય તો મારી જાત લજવાય છે. તું સિંહણનો જાયો સિંહ છે, જા તું એક ગર્જના કરીશ તો બધા ભાગી જશે. તે આપણને મારવા નથી આવતા પણ તેમના જાતિભાઈને મારવા જાય છે. તો શું તેમના વેશ, ભાષા, પરિસ્થિતિ જુદી છે માટે મારવા જાય છે ! ના, એ તો બીજા રાજા ઉપર લડાઈ કરવા જાય છે. શું માનવ માનવને મારે ? હા, છેવટે બચ્ચાંએ એક ગર્જના કરી અને બધા માનવો ભાગી ગયા. આપણે શું સમજવું છે ? જ્યારે કર્મો દેખાશે, કર્મોના ફળ સમજાશે, ચૌગતિના ફેરા ખટકશે ત્યારે આત્માને કંઈ અઘરું નહિ લાગે. આપણો આત્મા પણ સિંહ સમાન છે. જો તે આત્મલક્ષી બની મોટી ગર્જના કરે તો તાકાત છે કે કર્મશત્રુઓ તેની સામે ઊભા રહે ? પણ આ સિંહ સૂઈ ગયો છે. તેને

જગાડવાની જરૂર છે. ધર્મઘોષ મુનિ તેમના બધા સાધુ સાધ્વીઓને પોતાની પાસે બોલાવી વાત કરી રહ્યા છે. હવે આગળ શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :—હરિષેણ રાજા પ્રીતિમતી રાણીને કહે છે, બન્યું તે બન્યું. પરંતુ હવે આ નિર્મળ જીવન જીવનારા તાપસોની વચ્ચે રહેવું તે યોગ્ય નથી. માટે ક્યાંક એકાંતમાં જઈને રહીએ. રાણીએ રાજાની વાત સ્વીકારી લીધી. અને બંને જણા ત્યાંથી વહેલી સવારે નીકળી ગયા ને જંગલના કોઈ ગુપ્ત સ્થાનમાં જઈને રહ્યા. આ બંને આત્માઓ ચાલ્યા ગયા પછી તપોવન શૂન્ય દેખાવા લાગ્યું. તાપસો જુએ છે કે આ શું થયું ? હરિષેણ રાજા અને પ્રીતિમતી કેમ દેખાતા નથી ? આ બંને એકાએક ક્યાં ઉપડી ગયા ? તાપસો ચારે બાજુ જંગલમાં શોધાશોધ કરે છે. શા માટે ? ગુનેગાર સમજીને નહિ પરંતુ સહધર્મી તરીકે એમના પર સૌને વાત્સલ્ય છે. માટે શોધ કરે છે. એમના મનમાં કંઈક દુઃખ લાગ્યું હોય ને જતા રહ્યા હોય તો એમને શોધીને એમના મનનું દુઃખ દૂર કરી પાછા તપોવનમાં લઈ આવી સાથે રાખવા. ધર્મમાં દિલ જોડાયા પછી જો એ ભૂલેલા ઉપર ઉદારતા રાખવા તૈયાર ન હોઈએ તો ધર્મમાં મન લાગ્યું કેમ કહેવાય ? ધર્મી જો ઉદાર દિલ ન રાખે તો ઉદારતાની આશા કોની પાસેથી રાખવી ? પાપી પાસેથી કે ધર્મી પાસેથી ? માટે જીવ પર ઉદાર દિલ અને કરૂણા રાખવી જોઈએ.

**તાપસો રાજા રાણીની શોધમાં** :—તાપસો રાજા રાણીને ઉદાર દિલે શોધવા નીકળી ગયા. ત્યાં એક વૃદ્ધ તાપસને જંગલના ઊંડાણમાં હરિષેણ તાપસ જતા દેખાયા તરત પાસે જઈને એમને કહે છે હે મહાનુભાવ ! આ તમે શું કર્યું ? કેમ એકાએક ચાલી ગયા ? ત્યાં હરિષેણે તાપસને વાત કરી કે તપોવનમાં તાપસપણે રહેવા આવતા પહેલા રાણી ગર્ભવંતી બનેલી. પરંતુ તપોવનના સંયમી જીવનમાં આવવાના અંતરાયના ભયથી એ વાત એણે છૂપાવી રાખેલી. છતાં આ વસ્તુના અજાણ બીજાઓ હવે ગર્ભ પ્રગટ થયો દેખી અહીં તપોવનના જીવન પર શંકા કરે. એ શરમથી અમારે ગુપ્તવાસ લેવો પડયો છે. વૃદ્ધ તાપસ કહે–અહો ! એમાં તમારે શરમાવાનું શાને હોય ? તાપસો મોટા મનવાળા હોય છે. એ કાંઈ તમને ગુનેગાર સમજે નહિ માટે વિના સંકોચે ચાલો તપોવનમાં. એમ બહુ આગ્રહ કરી બંનેને એ તપોવનમાં લઈ ગયો અને કુલપતિને બધી વાત કરી.

ગુરૂદેવે મુનિ હરિષેણને કહ્યું–હું કહું તે આપ સાંભળો. ત્યારે મુનિ હરિષેણે વિનમ્રભર્યા સ્વરે કહ્યું–ગુરૂદેવ ! આપની આજ્ઞા પ્રમાણે હું વર્તવા તૈયાર છું. પરંતુ મેં જે મેળવ્યું છે તે ચાલ્યું ન જાય, ગુરૂદેવે કહ્યું. હે હરિષેણ ! મેળવેલું જ્ઞાન કદી જતું નથી, તારે તો હજુ ખૂબ જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે. અને એ મેળવવાનો

માર્ગ તારો નિર્મળ રહે એટલું જ વિચારવાનું છે. તું સાધ્વી પ્રીતિમતીને લઈને દારૂણક નામના અરણ્યમાં જા. ત્યાં આપણો એક આશ્રમ છે. સાધ્વીને કોઈ મુશ્કેલી નહિ પડે. ત્યાં એની સારવાર સારી થશે. તારી સાથે એક તાપસ પણ આવશે. દારૂણક અરણ્ય! અતિ ભયંકર અને ઘણું દૂર. ત્યાં તો માનવીઓ ભાગ્યે જ જાય છે. ત્યાં જવાથી આપનો ધર્મ લજવાશે નહિ. ત્યાં પહોંચતા એક મહિનો લાગે છે. હરિષેણ રાજા વિચાર કરે છે: આ સગર્ભા સાધ્વી પ્રીતિમતી આટલું બધું કેવી રીતે ચાલી શકશે? ગુરૂ હરિષેણના મનના ભાવ સમજી ગયા. ને હસતાં કહ્યું. વત્સ! તું ગભરાઈશ નહિ. હું તને આકાશગામિની વિદ્યા આપું છું. તે વિદ્યાથી આજે ને આજે તમે બે ઘડીમાં ત્યાં પહોંચી જશો. અને એ જ દિવસે મધ્યાહ્ન પછી એક તાપસ સાથે મુનિ હરિષેણ અને સાધ્વી પ્રીતિમતી ગુરૂદેવે આપેલી આકાશગામિની વિદ્યાના બળે જ્યાં પહોંચતા મહિનો લાગે ત્યાં માત્ર બે ઘડીમાં પહોંચી ગયા. દારૂણક અરણ્યમાં તાપસ મુનિઓનો સુંદર આશ્રમ હતો. એ આશ્રમમાં મુનિઓને રહેવાનું સ્થાન અલગ હતું. અને તાપસી આર્યાઓને રહેવાનું સ્થાન પણ અલગ હતું. સાધ્વી પ્રીતિમતી અન્ય આર્યાઓ પાસે ગયા અને સાથે આવેલા તાપસે ગુરૂદેવનો સંદેશો મુખ્ય આર્યાને જણાવ્યો. મુનિ હરિષેણ તાપસો સાથે મળી ગયા. જ્ઞાનની આરાધના સાથે તપ વડે કાયાનું તેજ હણીને આત્માનું તેજ પ્રગટાવવાનું કાર્ય શરૂ થયું.

આ વન વિશ્વથી સાવ નિરાળુ અને મુક્ત હોય તેમ લાગતું હતું. કારણ કે આ સ્થળે કોઈ પણ સંસારી માણસ પ્રવાસી રૂપે ભૂલો પડી ગયેલો જ આવી ચઢતો. બાકી બીજું કોઈ આવતું ન હતું. આ દારૂણક અરણ્યની આસપાસ લગભગ ચાલીસ ગાઉમાં કોઈ પણ નગર ન હતું. પર્વતો, નદીઓ, સરોવરો, ગાઢ વનોથી છવાયેલો અને અનેક પ્રકારના હિંસક પ્રાણીઓથી ભરેલો આ પ્રદેશ હતો. સિંહ, વાઘ, રીંછ, વરૂ આદિ અનેક જાતના પ્રાણીઓ આ વનમાં વસતા હતા. ભયંકર સાપ અને વિરાટ અજગરો પણ આ વનના માલિક હોય તેમ ચારે દિશામાં ઘૂમતા હતા. આવા ભયંકર વનમાં તાપસ મુનિઓ તપ અને જ્ઞાનની આરાધના શાંતિથી કરી રહ્યા હતા. મુનિ હરિષેણ પણ શ્રી જૈન દર્શનના અગાધ તત્ત્વ જ્ઞાન રૂપી સાગરમાં મુક્તિનું મોતી પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવા લાગ્યા છે. હવે ત્યાં આ રીતે રહે છે. આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં-૩૮

શ્રાવણ વદ ૧૧ ને મંગળવાર તા. ૧૩-૮-૭૪

જ્ઞાની પુરૂષોએ મનુષ્યભવને દુર્લભ કહ્યો છે. એટલું જ નહિ પણ મનુષ્યભવની દરેક ક્ષણને જ્ઞાનીએ દુર્લભ કહી છે. અમૂલ્ય એવા હીરા-માણેક, રત્નોથી ધન વૈભવ જરૂર મેળવી શકાય છે. જ્યારે મહાપુરુષોએ કહ્યું છે કે.

" दुर्लभो रत्न कोटयाऽपि क्षणोपि मनुजायुप : । "

કરોડો રત્નો આપવા છતાં મનુષ્ય ભવનું એક ક્ષણનું પણ આયુષ્ય મેળવી શકાતું નથી. કરોડો રત્નો કરતાં પણ એક ક્ષણનું આયુષ્ય વધારે કિંમતી છે. મૃત્યુના બિછાને પોઢેલો ધનાઢ્ય માનવી જીવવાની આશાથી પોતાનું સર્વસ્વ આપવા તૈયાર થઈ જાય છે છતાં એક ક્ષણનું આયુષ્ય પણ વધારી શકાતું નથી. ખુદ ભગવાન મહાવીરને નિર્વાણના સમયે ઈન્દ્રે બે ઘડી આયુષ્ય વધારવા માટે વિનંતી કરી ત્યારે ભગવાને કહી દીધું કે હે ઇન્દ્ર " न भूतो न भविष्यति ॥ " ભૂતકાળમાં બન્યું નથી, વર્તમાનકાળમાં બનતું નથી અને ભવિષ્યકાળમાં બનશે નહિ. મનુષ્યભવની આપણને અપૂર્વ ક્ષણ મળી છે. ભગવાન કહે છે કોટી ભવે પણ મળવો દુર્લભ તેવો મનુષ્યભવ પામવા છતાં જીવને કેટલો પ્રમાદ છે! કારણ કે વીતી ગયેલી ક્ષણ તો ઈન્દ્ર જેવાને પણ પાછી મળતી નથી. દુનિયામાં કંચન, કામિની, ધન-વૈભવ એ બધું ફરી પાછું મેળવી શકાશે પણ પસાર થઈ ગયેલી ક્ષણ ફરીને પાછી મેળવી શકાતી નથી. ભગવાન આચારંગ સૂત્રમાં બોલ્યા છે " खणं जाणाहिं पंडिए। " જે ક્ષણને જાણે છે તે પંડિત છે. માટે આ મળેલા અપૂર્વ અવસરને તું ઓળખી લે. ધર્માનુષ્ઠાન માટેનો અવસર તેને અપૂર્વ ક્ષણ કહેવામાં આવે છે. ક્ષણના ચાર વિભાગ પડે છે. દ્રવ્યક્ષણ, ક્ષેત્રક્ષણ, કાળક્ષણ, ભાવક્ષણ, " **દ્રવ્યક્ષણ એટલે શું ?** " :- અનાદિ કાળથી સંસારમાં પરિભ્રમણ કરતાં જીવને મહાન પુણ્યોદયે મનુષ્યભવ મળવો મુશ્કેલ તે મળી ગયો. મનુષ્યભવ મળી જાય તેમાં પણ પાંચે ઇન્દ્રિયોની પરિપૂર્ણતા મળે. એક ઇન્દ્રિયની પણ જો ખોટ હોય તો ધારેલું કાર્ય ન કરી શકાય. મનુષ્યભવ, પાંચ ઇન્દ્રિઓની પરિપૂર્ણતા મળી, પછી શ્રેષ્ઠ કુળ મળે, રૂપ-સૌંદર્ય મળે, **જૈન** ધર્મ, વીતરાગનું અનુપમ શાસન, દીર્ઘાયુષ, અને સુંદર આરોગ્ય વિગેરેની પ્રાપ્તિ થાય તેને દ્રવ્યક્ષણ કહેવામાં આવે છે. મનુષ્યભવ તો મળી જાય પણ ઉપરની બધી સામગ્રી સહિત મનુષ્યભવ મળવો અતિ દુર્લભ છે. જેમ રોટલી બનાવનાર બહેન ગમે તેટલી હોંશિયાર હોય પણ તેને લોટ, પાણી, ઓરસીયો, વેલણ, અગ્નિ આદિ સાધનોની જરૂર પડે છે. જો તે

સાધનો ન હોય તો ગમે તેટલી હોશિયારી હોય તો પણ રોટલી ન બની શકે. આજે તમે બધા બેઠેલા ભાગ્યશાળી છો કે આ દ્રવ્યક્ષણની તમને સંપૂર્ણ અનુકૂળતા મળી છે. તમે ધારો તો તમારા પુરુષાર્થના બળે સર્વવિરતિ ચારિત્રની ભૂમિકા સુધી પહોંચી શકો. સર્વવિરતિ પામવા માટે એક માનવ જ તેનો અધિકારી છે. દેવતા અને નારકી સમ્યક્ત્વ પામી શકે. એથી આગળ વધીને તિર્યંચોમાંથી કોઈક દેશ વિરતિપણાને પામી શકે પણ સર્વવિરતિ ચારિત્ર તો મનુષ્યો જ અંગીકાર કરી શકે છે. અને સર્વવિરતિ ચારિત્ર અંગે જ મનુષ્ય ભવની આટલી દુર્લભતા કહી છે. ધન વૈભવના સુખથી જ્ઞાનીએ મનુષ્ય ભવને દુર્લભ કહ્યો નથી. તેથી જે માનવ ધનવૈભવના પૌદ્ગલિક સુખની પાછળ પડયો રહેશે તો આ મળેલી મોંઘેરી મહાકિંમતી દ્રવ્યક્ષણ નકામી જવાની છે.

"બીજી ક્ષેત્ર ક્ષણ":- જો ક્ષેત્ર ક્ષણ ન મળી હોત તો જીવન કયાંય વેડફાઈ જાત! જે ક્ષેત્રમાં ચારિત્ર ઉદયમાં આવે, સંયમ લઈ શકાય તેવા આર્ય દેશમા મનુષ્યભવની પ્રાપ્તિ થાય તેને ક્ષેત્ર ક્ષણ કહેવાય છે. ભરત ક્ષેત્રમાં ૩૨૦૦૦ દેશ કહેવાય છે. તેમાં ફક્ત સાડા પચ્ચીસ આર્યદેશ કહેવાય છે. ૩૨૦૦૦ની અપેક્ષાએ સાડાપચ્ચીસ બિંદુ જેટલા કહેવાય. તેવા આર્યદેશમાં મનુષ્યભવ મળવો અતિ દુર્લભ છે. આર્યદેશમાં જન્મેલા હોવા છતાં કંઈક માનવી અનાર્ય જેવા હોય છે. જ્યાં જીવદયા, અહિંસાના સંસ્કાર ન હોય, ધર્મ શબ્દ પણ જ્યાં સાંભળવા ન મળતો હોય તે દેશને અનાર્ય દેશ કહેવાય છે. અથવા તો જે દેશમાં જન્મેલા લોકો ધર્મ-ભાવનાથી ઘણા દૂર હોય, ધર્મ કોને કહેવાય? ધર્મ શું ચીજ છે? તેની ખબર ન હોય તેને પણ અનાર્ય દેશ કહેવાય. આજે તો આર્ય દેશમાં જન્મ મળવા છતાં કેટલાક જીવોને ધર્મ ગમતો નથી. અને ધર્મભાવનાથી દૂર દૂર થતા જાય છે તો તે પણ આર્ય દેશમાં જન્મેલા હોવા છતાં અનાર્ય કહેવાય. આજે ઘણા અજ્ઞાન જીવો છે કે તેમને ખબર નથી કે અમે જીવોનો વધ કરીએ છીએ તેનું ફળ કેવું ભોગવવું પડશે?

તમને તો વારસાગત સંસ્કાર મળ્યા છે કે કોઈ જીવને હણશો તો હણાવું પડશે. છેદશો તો છેદાવું પડશે. આ કુળનો, ક્ષેત્રનો પ્રભાવ પડયો છે. આર્ય દેશમાં પણ એવા કંઈક ગામ હોય છે કે જ્યાં સાધુ સંતના પગલા ન થતાં હોય. એ આર્ય હોવા છતાં અનાર્ય જેવા છે. આજના વિષમકાળમાં ચારે બાજુ હિંસા, શિકાર, જુગાર, વિશ્વાસઘાત, ચોરી, લૂંટફાટ આદિ પાપો પણ આ દેશમાં એટલા બધા વધી ગયા છે કે જાણે આર્ય દેશમાં અનાર્યતા પ્રવેશી ચૂકી છે. કેટલાક અનાર્ય દેશમાં જન્મવા છતાં આર્યતા તરફ વળી રહ્યા છે. ધર્મ શું છે? ઈશ્વર શું વસ્તુ છે? કર્મ શું છે? આવી તત્ત્વજ્ઞાનની કેટલીક ઊંડી વસ્તુઓ જાણવા માટે ઉત્કંઠા

સેવી રહ્યા છે. અનાર્ય દેશમાં જન્મેલા સત્સંગના પ્રભાવે અથવા પોતાના હળુકર્મીપણાના પ્રભાવે આર્ય ન બની શકે, ધર્મ ન પામી શકે એવી એકાંત વાત નથી. સિદ્ધાંતમાં આર્દ્રકુમારનું દૃષ્ટાંત મોજુદ છે. તેમનો જન્મ અનાર્ય દેશમાં થવા છતાં અભયકુમાર જેવા મિત્રના સત્સંગના પ્રભાવે આર્દ્રકુમાર આર્ય તો એવા બન્યા કે અંતે દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. તમે તો કેટલા ભાગ્યશાળી છો કે તમને સંતોનો વિરહ પડતો નથી. એક પછી એક અવારનવાર સંતોનું આવાગમન ચાલુ હોય. જ્યાં ગંગા નદી વહેતી હોય ત્યાં કચરો પડયો રહે ખરો? આનું નામ ક્ષેત્ર ક્ષણ.

**ત્રીજી કાળ ક્ષણુ:**–ધર્મ કરવાનો સમય તે કાળ ક્ષણ. એક ઉત્સર્પિણી અને એક અવસર્પિણી એ બે કાળ ભેગા મળીને એક કાળ ચક્ર થાય. દશ ક્રોડા ક્રોડી સાગરોપમનો અવસર્પિણી કાળ અને દશ ક્રોડાક્રોડી સાગરોપમનો ઉત્સર્પિણીકાળ બંને મળીને ૨૦ ક્રોડાક્રોડી સાગરોપમ થાય ત્યારે એક કાળચક્ર થાય. દશ ક્રોડાક્રોડી કહો અગર વીસ ક્રોડાક્રોડી સાગરોપમ કાળ કહો તેમાં ધર્મ કરવાનો કાળ કેટલો? અવસર્પિણી કાળમાં એક ક્રોડાક્રોડી સાગરોપમ કાળથી કંઈક અધિક કાળ, ધર્મનો હોય છે. કયાં દશ ક્રોડાક્રોડી સાગરોપમ અને કયાં એક ક્રોડાક્રોડી. અવસર્પિણી કાળમાં પહેલો-બીજો આરો અને ત્રીજા આરાનો આગલો કાળ જુગલીયાનો છે. ત્રીજા આરાના છેલ્લા ભાગથી ધર્મ–શાસનની શરૂઆત થાય છે. ચોથો આરો આખો તેમાં ધર્મશાસન જયવંતુ હોય છે અને પાંચમા આરામાં પણ ધર્મશાસન હોય છે. તે જ રીતે ઉત્સર્પિણીમાં પણ ત્રીજા અને ચોથા આરામાં ધર્મશાસન હોય છે. વીસ ક્રોડાક્રોડી સાગરોપમમાં ધર્મનો કાળ ફક્ત બે ક્રોડાક્રોડી સાગરોપમથી જે વધુ સમય છે તેમાં ઘણો ખરો યુગલિક કાળ હોય છે. અવસર્પિણી કાળની અપેક્ષાએ છઠ્ઠા આરાનો કાળ અને ઉત્સર્પિણી કાળની અપેક્ષાએ પહેલા–બીજા આરાનો કાળ ધર્મ માટે અનુકૂળ હોતો નથી. માટે વીસ ક્રોડાક્રોડી સાગરોપમના કાળમાં બે ક્રોડાક્રોડી સાગરોપમનો કાળ, ધર્મ માટે અનુકૂળ કહેવાય. તેને કાળ ક્ષણ કહી શકાય. મહાવિદેહક્ષેત્રમાં તો સદાએ ચોથા આરાનો કાળ છે. એટલે ત્યાં તો ધર્મ માટે કાળ ક્ષણની ઘણી અનુકૂળતા સમજવી. આ કાળમાં જન્મ થયો એ જેવી તેવી વાત નથી. છતાં જીવની દશા આવી કેમ છે?

જીવ ચરમાવર્તકાળમાં આવ્યો નથી. ચરમાવર્તકાળમાં જીવ આવતો નથી ત્યાં સુધી અંતરંગ ધર્મની રૂચી થતી નથી. પણ ચરમાવર્તકાળમાં આવે ત્યારે તેને અહિંસા, સત્ય, અદત્તાદાન, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે ઉત્તમ લાગે છે. તેના ઉપર પ્રેમ થાય છે. તેને મોક્ષ આદરવા યોગ્ય લાગે છે ને સંસારના કામ ભોગ છોડવા જેવા લાગે છે. સંસારના સુખો વિષના કટોરા જેવા લાગે છે. જ્યારે મૃગાપુત્ર સંયમ પંથે પ્રયાણ કરવા તૈયાર થાય છે ત્યારે માતાને શું કહે છે? હે માતા! તું મને સંસારમાં રાખીને વિષય ભોગોનું આમંત્રણ આપે છે, પણ હે માતા! હું એમાં કયાંથી

આનંદ પામું ? જ્યાં એકલું વિષ જ ભર્યું છે તેવા સુખમાં હું શું આનંદ માનું ? જ્યારે તમને સંસાર વિષ જેવા લાગશે ત્યારે તમે તેને છોડીને ઊભા થઈ જશો. તમે સુંદર મહેસુબ ખાવા બેઠા અને કોઈએ આવીને કહ્યું-ભાઈ ! આમાં ઝેર છે માટે આપ ખાશો નહિ. તો ત્યાં કોઈના વચન ઉપર શ્રદ્ધા રાખો છો અને મહેસુબ ખાવાનો છોડી દો છો. આટલી જ્ઞાનીના વચન ઉપર શ્રદ્ધા જાગશે કે સંસાર એ વિષ, વિષ અને વિષ જ છે. આશ્રવનું ઘર છે, તેમાં રાચવા જેવું નથી. વિષયનો વિરાગ, કષાયનો ત્યાગ, ગુણાનુરાગ અને શુદ્ધ ક્રિયાની રુચી, તેના પ્રત્યેનું બહુમાન-આ વસ્તુઓ ચરમાવર્તકાળ સિવાય કદીએ પ્રાપ્ત ન થાય.

અચરમાવર્ત કાળમાં જીવ ધર્મ કરે, દીક્ષા લે, પાંચ મહાવ્રત પાળે, ઉપવાસ આદિ ક્રિયાઓ કરે પણ એની દૃષ્ટિ મોક્ષ તરફની ન હોય. મોહથી એના આંતર નેત્રો સાવ બીડાઈ ગયેલા હોય. મોહનો ઘોર અંધાપો હોય છે એવા દુર્ભવી જીવો અભવી જેવા છે. જેમ અભવીનો કોઈ કાળે મોક્ષ થવાનો નથી, તે કોઈ કાળે ભવી થવાનો નથી તેમ એવા ભવી જીવો પડયા છે કે કહેવાય ભવી પણ પરિણામમાં દુર્ભવી હોવા છતાં અભવી જેવા છે. એ અચરમાવર્તકાળમાં વર્તે છે. તે દીક્ષા લે, ત્યાગ કરે. ઉપદેશ પણ આપે કે આ વિષયો છોડવા જેવા છે. કામ ભોગના કીડા બની કયાં સુધી સંસારમાં પડયા રહેશો ? જેમ મીઠું ભરેલું માટલું લાંબો કાળ જતાં ખવાઈ જાય છે તેમ તમે ભોગ નહિ છોડો, ત્યાગના ઘરમાં નહિ આવો તો આત્માના ગુણો ખવાઈ જશે માટે સમજીને છોડો, જેમ ખવાઈ ગયેલું માટલું કચરા પેટીમાં નાંખો છો તેમ તમારો ખવાઈ ગયેલો આત્મા નરક ગતિ રૂપ કચરા પેટીમાં ફેંકાઈ જશે. વિષયો વિષ તુલ્ય છે ફક્ત મોક્ષ જ સાર રૂપ છે. આટલો જોરદાર ઉપદેશ આપે પણ પોતાના અંતરમાં કંઈ ન હોય. પોતાનું હૈયું તો કોરું ને કોરું, સુંગશેલિયા પથ્થર ઉપર પુષ્કરાવર્તનો મેઘ વર્ષે તો પણ તે પથ્થર કોરો ને કોરો તેમ અચરમાવર્તવાળો જીવ આશ્રવનું વર્ણન કરે પણ આશ્રવથી મારે દૂર રહેવું જોઈએ એવી વાત નહિ. સંવરની-મોક્ષની વાત કરે ને કહે, સાચું સુખ મોક્ષમાં છે. પણ એ માત્ર શ્રદ્ધા ન હોય. તો આપણને વિચાર થાય છે કે એ સંસાર છોડી દીક્ષા શા માટે લે છે ?

બીજા સાધુઓના, મહાન આચાર્યોના સત્કાર-સન્માન થતાં જોઈને આ અચરમાવર્તી દુર્ભવ્યને પણ એમ થાય કે લાવ ત્યારે હું પણ સંસાર છોડીને આ સાધુઓની જેમ સત્કાર-સન્માન મેળવું અથવા કયારેક વ્યાખ્યાન આદિમાં સાંભળ્યું હોય કે જૈન ધર્મની દીક્ષાનું પાલન કરવાથી દેવલોકમાં રત્નોના વિમાનો અને દેવીઓ મળે છે માટે હું પણ સંયમ લઉં. તમારે ત્યાં ગમે તેવા મોટા આલીશાન ભુવન હોય, પરદેશના ફર્નીચર લાવીને વસાવ્યા હોય, મખમલની સુંવાળી શય્યા હોય, છતાં આ

દેવના વૈભવ આગળ એક ઝુંપડી સમાન છે. તો આ અચરમાવર્તી જીવ એવા ભાવથી લે કે હું અહીં એક ઝુંપડી છોડીશ તો મને દેવમાં અનેક રત્નજડીત મહેલાતો મળશે. મળમૂત્રથી ભરેલી એક સ્ત્રીનો ત્યાગ કરીશ તો દેવલોકમાં હજારો લાવણ્યયુક્ત દેવીઓ ભોગવવા મળશે. મનુષ્યના તુચ્છ વૈભવો છોડવાથી સ્વર્ગના ઊંચા દીર્ઘકાલીન વૈભવો મળશે. અધિક વહાલી વસ્તુને ખાતર ઓછું વહાલું જતું કરાય છે. જેમ કોઈ મનુષ્ય રસ્તામાં ગુંડાના હાથમાં ફસાઈ જાય તો તે ગુંડાને રાજીખુશીથી પૈસા આપીને જીવન બચાવવા ભાગી છૂટે છે. તેમ અધિક લાલચથી તે અચરમાવર્તી જીવ સંસારનો ત્યાગ કરીને સાધુ જીવનની અણીશુદ્ધ ક્રિયાઓ કરે, તપ કરે, ગુરૂ સેવા કરે, વિનય કરે, લોચ કરે, લોકોને શાસ્ત્રીય ઉપદેશ આપે પણ એ બધું મોક્ષ માટે નહિ, જન્મ મરણથી છૂટવા માટે નહિં, પણ સુંદર સારા ઊંચા ભૌતિક સુખો અને વૈભવો મેળવવા માટે. સંયમના અને તપના કષ્ટો પણ સહન કરે પણ આત્માનું અવ્યાબાધ સુખ મેળવવા તૈયાર નથી. દેવલોકના સુખો એ પૌદ્‌ગલિક સુખો છે. જ્યારે આપણે તો મોક્ષના અનંત સુખો મેળવવાની જિજ્ઞાસાવાળા છીએ. તો એ મેળવવા આપણા જીવનમાં કેટલો બધો ત્યાગ અને સંયમ જોઈએ ? તુચ્છ–અનિત્ય ભૌતિક સુખો મેળવવા અચરમાવર્તી દુર્ભવ્ય અને અભવ્ય આટલા બધા સંયમના અને તપના કષ્ટો સહન કરે ત્યારે આપણે તો મોક્ષનું શાશ્વતું સુખ મેળવવું છે તો કેટલો પુરૂષાર્થ અને કષ્ટ સહન કરવા પડશે ? ધર્મ એ ફુરસદે કરવાની વસ્તુ નથી પણ ધર્મ તો ફુરસદ કાઢીને પણ કરવાની સર્વોત્તમ ચીજ છે. ધર્મના કામો રોકડે પતાવતા શીખો અને પાપના કામોમાં ઢીલ કરતા શીખો.

બંધુઓ ! ધર્મની તક વારંવાર નથી મળતી. પાપ કરવાની તકો તો જીવને હલકા જન્મોમાં વારંવાર મળવી સુલભ છે. માનવભવ એ ધર્મકમાણીનો બજાર છે. એ બજારમાં આવ્યા પછી ધર્મકરણીને ચૂકીને ધૂળ જેવી કમાણી પાછળ વેડફી ન નાંખશો. ધર્મની કમાણી પાછળ અર્થકામ તો એની મેળે ચાલ્યા આવવાના છે પણ અર્થકામ ખાતર ધર્મ કમાણી ન કરાય, ધર્મ કમાણી તો મોક્ષ મેળવવા કરવાની. ધર્મની ખેતી મોક્ષલક્ષ્મી મેળવવા કરવાની. સંસારના સુખો તો આપમેળે આવી મળવાના છે. તારે એને બોલાવવાની જરૂર નહિ પડે. જે ધર્મમાં મોક્ષના અનંત સુખો આપવાની તાકાત છે તે ધર્મ શું તમને સ્વર્ગના અને મનુષ્ય લોકના સુખો નહિ આપે ? માટે ધર્મ શુદ્ધ આશયથી કરો તો આત્મા સુધરશે, મન સુધરશે, જીવન સુધરશે, દોષો ભાગવા લાગશે ને ગુણો દોડતા આવશે. રાગને બદલે વિરાગ આવશે, કષાયોની જગ્યાએ ક્ષમા આવશે. પૈસા પત્ની પરિવાર કરતાં દેવ–ગુરૂ અને ધર્મ વહાલો થઈ પડશે. સંસાર જેલ જેવો લાગશે અને સંયમ મહેલ જેવો લાગશે. વિરતી અને વૈરાગ્ય તારા જીવનનો સાથી બની જશે. આપણને પંચમકાળમાં પણ જિન શાસન જેવું શાસન મળ્યું છે,

એટલે આપણે ઘણા નસીબદાર તો કહેવાઈએ ! દુષ્કાળમાં ઘેબરનું ભોજન મળે એ કેટલો ભાગ્યોદય કહેવાય ? તેમ આવા પડતા કાળમાં જિનશાસન રૂપી અમૃતનો અવસર મળ્યો છે એ પણ કેટલું મહાન નસીબ કહેવાય ? જ્યાં લીમડાની છાયા પણ દુર્લભ હોય તેવી મરૂભૂમિમાં કલ્પતરૂની છાયા મળી જાય એ તો મહાન ભાગ્ય હોય તો જ મળે. તેમ આ કઠણ એવા પંચમકાળમાં જિનશાસન રૂપી કલ્પતરૂની છાયા મળી છે એ પણ જીવનો જેવો તેવો પુણ્યોદય ન કહેવાય. માટે ગમે તેટલી ધર્મ આરાધના કરીને આ મળેલી કાળ–ક્ષણને સફળ કરવી જોઈએ.

જેણે કાળ–ક્ષણને ઓળખી છે એવા ધર્મરૂચી અણગારે વિકલ્પ પણ નથી કર્યો કે મને આ ઉપસર્ગ સહન કરતાં દેવલોકના સુખો મળે. પણ એમણે તો એ જ વિચાર કર્યો છે કે હું આ કડવો આહાર ખાઈ જાઉં તેમાં કાંઈ વિશેષ નથી કરતો. કેટલી ઉત્તમ ભાવના ! મેં સંયમ લીધો ત્યારે નિર્ણય કર્યો છે કે હું છકાય જીવોની દયા પરિપૂર્ણ પાળીશ તો જે આહારનું એક ટીપું મૂકતાં અસંખ્ય કીડીઓ મરી ગઈ તો પછી તે જીવોની રક્ષા ખાતર તે આહાર હું ખાઈ જાઉં તેમાં કાંઈ નવાઈ નથી. સંયમ માર્ગ માથા સાટે માલ લીધો છે. તો તે માલ સાચવવા મેં મારું કર્તવ્ય અદા કર્યું છે. મારું કર્તવ્ય અદા કરતાં સંયમને વફાદાર રહીશ. સંયમને વફાદાર એટલે ગુરૂની આજ્ઞાને પણ વફાદાર રહીશ. જે શ્રમણ નિગ્રંથો ધર્મરૂચી અણગારની શોધ કરવા ગયા હતા તેઓ આવ્યા અને આવીને ધર્મઘોષ ગુરૂ પાસે બધી વાત કરી. ગુરૂદેવ ! આ અકાર્ય બની ગયું. કોઈ દિવસ રાજા કોપે તો મુનિને વધનો પરિષહ આવી જાય પણ ગૌચરી વહોરાવે ને એ આહારથી મુનિના પ્રાણ જાય એવું કોઈ દિવસ બન્યું નથી. આ તો ધર્મરૂચી અણગારની વાત કરી. પણ પાંચમા આરામાં પણ એવો પ્રસંગ બની ગયો છે.

ખંભાત સંપ્રદાયના સ્થાપક લવજી સ્વામીને દશવૈકાલિક આદિ સૂત્રનું વાંચન કરતાં સમજાઈ ગયું કે ભગવાને તો સિદ્ધાંતમાં આમ બતાવ્યું છે. અને યતિઓ તેથી વિરૂદ્ધ વર્તન કરી રહ્યા છે. એટલે પોતે દીક્ષા લઈને ભગવાન મહાવીરનો સત્ય ધર્મ શું છે તેનો ખૂણે ખૂણે વિચરી પ્રચાર કરવા લાગ્યા. આથી યતિઓને થઈ ગયું કે આ લવજી મુનિએ તો અમારી બધી પોલ બહાર પાડી દીધી, તેથી લવજી સ્વામી પર ઈર્ષ્યા આવી અને તેમાંના ઇર્ષ્યાળુ માણસોએ લવજી સ્વામીને ગૌચરીમાં ઝેરના લાડવા વહોરાવ્યા. લવજી સ્વામીને ખબર પડી ગઈ કે આ લાડવામાં ભારોભાર ઝેર નાંખેલું છે, છતાં વહોરાવનારા પ્રત્યે જરા પણ દ્વેષ નહિ કે ઇર્ષ્યા નહિ. મનમાં ખેદ નહિ. જેમ ધર્મરૂચી અણગારને ગૌચરીમાં કડવી તુંબીનો આહાર મળ્યો અને

અને કીડીઓની રક્ષા ખાતર પોતે હસતા મુખે ખાઈ ગયા. તેમ લવજી સ્વામીએ જાણ્યું કે લાડવામાં ઝેર છે છતાં એ જ હસતા ચહેરે જરા પણ કષાય લાવ્યા વિના પોતે ખાઈ ગયા. એ જ વિચાર કર્યો કે આજે કસોટીનો દિવસ છે. પોતે પોતાની આત્મસમાધિમાં મસ્ત રહ્યા. અને સત્ય ધર્મના રક્ષણ ખાતર પોતાના પ્રાણનું બલિદાન દઈ દીધું. છેવટે સંથારો કરી પોતે આત્મસમાધિ સાધી ગયા. આજે પાંચમા આરામાં પણ આવા મહાન પુરૂષો થઈ ગયા છે કે જે ઝેરને ઝેર જાણવા છતાં અમૃત માનીને આરોગી ગયા. આવા પ્રસંગે ક્ષમા રાખવી ઘણી મુશ્કેલ છે. ધન્ય છે એ મહાન પુરૂષોને!

ધર્મઘોષ મુનિના શિષ્યોએ આવીને ગુરૂને બધી વાત કરી. ત્યારે ધર્મઘોષ મુનિએ પૂર્વગત ઉપયોગ મૂકીને જાણ્યું કે ધર્મરૂચી અણગાર આહાર લેવા નગરમાં ગયા હતા ત્યારે તેમને કોણે આ આહાર આપ્યો હતો. પોતાના ઉપયોગથી આ બધી વાત જાણીને પોતાના સંત સતીજીઓને પોતાની પાસે બોલાવ્યા અને આ પ્રમાણે કહ્યું કે હે આર્યો! વાત એવી છે કે મારા અંતેવાસી શિષ્ય ધર્મરૂચી અણગાર સ્વભાવથી જ ભદ્ર પરિણામી હતા અને વિનીત હતા. જો શિષ્ય સુવિનિત હોય તો શિષ્યના પ્રભાવે ગુરૂનું પણ કલ્યાણ થઈ જાય.

રૂદ્રદત્ત નામના એક આચાર્ય હતા. તેમનો સ્વભાવ ખૂબ ક્રોધી હતો. તેમના ક્રોધી સ્વભાવથી અને તેમના વર્તનથી તેમનો પરિવાર તેમનાથી છૂટો પડી ગયો હતો. તેથી તે એકલા થઈ ગયા છે. રૂદ્રદત્ત આચાર્ય ઉંમર લાયક છે. તે એક ગામમાં રહે છે. એક દિવસ સાળા બનેવી ફરવા ગયા હતા. ફરતા ફરતા તેમણે ઉપાશ્રયમાં મુનિને જોયા. જે સાળો છે તે નગર શેઠનો દીકરો છે. તેણે કહ્યું–ચાલો. આપણે મુનિના દર્શન કરીને પછી જઈએ. બનેવી કહે–ચાલો. એટલે બંને ગુરૂના દર્શન કરવા ગયા. નગરશેઠના દીકરાનું નામ ચન્દ્રયશ કુમાર છે. તે ખૂબ ગંભીર અને ગુણીયલ છે. ગુરૂના દર્શન કરતાં હૈયું હર્ષથી નાચી ઉઠયું. સાળા–બનેવીનો સ્વભાવ મજાકીય હોય છે. ચન્દ્રયશકુમાર ગુરૂને વંદન કરી તેમની ચરણરજ લેવા જાય છે ત્યારે તેના બનેવીએ મશ્કરી કરી અને ગુરૂને કહ્યું–ગુરૂદેવ! આપ એકલા છો તો આ અમારો સાળો ચન્દ્રયશકુમાર આપનો શિષ્ય થવાને બરાબર યોગ્ય છે. આ બનેવીએ તો મજાક કરી. પણ ગુરૂ તો ખૂબ ક્રોધી સ્વભાવના હતા એટલે ચન્દ્રયશકુમાર તેમની ચરણરજ લેવા જાય છે તેવા ક્રોધના આવેશમાં આવીને પાસે રાખ પડી હતી તે રાખ લઈને ચન્દ્રયશના મસ્તકના વાળનો લોચ કરી નાંખ્યો. ગુરૂનો સ્વભાવ આગ જેવો હતો. સામે ચન્દ્રયશ પાણી જેવો શીતળ સ્વભાવનો હતો. તેની દૃષ્ટિ કેટલી સવળી છે! તે કહે–ગુરૂદેવ! આપની અસીમ કૃપા કે આપનો હાથ મારા મસ્તક પર પડયો. આ ઘટના બની તે ચન્દ્રયશકુમારે તેને અંતરથી સ્વીકારી લીધી. અને તે સમયે મુનિવેશ ધારણ કરીને મુનિ બની ગયા. બનેવીને ચિંતા થઈ કે મેં તો મજાક

અને કીડીઓની રક્ષા ખાતર પોતે હસતા મુખે ખાઈ ગયા. તેમ લવજી સ્વામીએ જાણ્યું કે લાડવામાં ઝેર છે છતાં એ જ હસતા ચહેરે જરા પણ કષાય લાવ્યા વિના પોતે ખાઈ ગયા. એ જ વિચાર કર્યો કે આજે કસોટીનો દિવસ છે. પોતે પોતાની આત્મસમાધિમાં મસ્ત રહ્યા. અને સત્ય ધર્મના રક્ષણ ખાતર પોતાના પ્રાણનું બલિદાન દઈ દીધું. છેવટે સંથારો કરી પોતે આત્મસમાધિ સાધી ગયા. આજે પાંચમા આરામાં પણ આવા મહાન પુરૂષો થઈ ગયા છે કે જે ઝેરને ઝેર જાણવા છતાં અમૃત માનીને આરોગી ગયા. આવા પ્રસંગે ક્ષમા રાખવી ઘણી મુશ્કેલ છે. ધન્ય છે એ મહાન પુરૂષોને!

ધર્મઘોષ મુનિના શિષ્યોએ આવીને ગુરૂને બધી વાત કરી. ત્યારે ધર્મઘોષ મુનિએ પૂર્વગત ઉપયોગ મૂકીને જાણ્યું કે ધર્મરૂચી અણગાર આહાર લેવા નગરમાં ગયા હતા ત્યારે તેમને કોણે આ આહાર આપ્યો હતો. પોતાના ઉપયોગથી આ બધી વાત જાણીને પોતાના સંત સતીજીઓને પોતાની પાસે બોલાવ્યા અને આ પ્રમાણે કહ્યું કે હે આર્યો! વાત એવી છે કે મારા અંતેવાસી શિષ્ય ધર્મરૂચી અણગાર સ્વભાવથી જ ભદ્ર પરિણામી હતા અને વિનીત હતા. જો શિષ્ય સુવિનિત હોય તો શિષ્યના પ્રભાવે ગુરૂનું પણ કલ્યાણ થઈ જાય.

રૂદ્રદત્ત નામના એક આચાર્ય હતા. તેમનો સ્વભાવ ખૂબ ક્રોધી હતો. તેમના ક્રોધી સ્વભાવથી અને તેમના વર્તનથી તેમનો પરિવાર તેમનાથી છૂટો પડી ગયો હતો. તેથી તે એકલા થઇ ગયા છે. રૂદ્રદત્ત આચાર્ય ઉંમર લાયક છે. તે એક ગામમાં રહે છે. એક દિવસ સાળા બનેવી ફરવા ગયા હતા. ફરતા ફરતા તેમણે ઉપાશ્રયમાં મુનિને જોયા. જે સાળો છે તે નગર શેઠનો દીકરો છે. તેણે કહ્યું–ચાલો. આપણે મુનિના દર્શન કરીને પછી જઈએ. બનેવી કહે–ચાલો. એટલે બંને ગુરૂના દર્શન કરવા ગયા. નગરશેઠના દીકરાનું નામ ચન્દ્રયશ કુમાર છે. તે ખૂબ ગંભીર અને ગુણીયલ છે. ગુરૂના દર્શન કરતાં હૈયું હર્ષથી નાચી ઉઠયું. સાળા–બનેવીનો સ્વભાવ મજાકીય હોય છે. ચન્દ્રયશકુમાર ગુરૂને વંદન કરી તેમની ચરણરજ લેવા જાય છે ત્યારે તેના બનેવીએ મશ્કરી કરી અને ગુરૂને કહ્યું–ગુરૂદેવ! આપ એકલા છો તો આ અમારો સાળો ચન્દ્રયશકુમાર આપનો શિષ્ય થવાને બરાબર યોગ્ય છે. આ બનેવીએ તો મજાક કરી. પણ ગુરૂ તો ખૂબ ક્રોધી સ્વભાવના હતા એટલે ચન્દ્રયશકુમાર તેમની ચરણરજ લેવા જાય છે તેવા ક્રોધના આવેશમાં આવીને પાસે રાખ પડી હતી તે રાખ લઈને ચન્દ્રયશના મસ્તકના વાળનો લોચ કરી નાંખ્યો. ગુરૂનો સ્વભાવ આગ જેવો હતો. સામે ચન્દ્રયશ પાણી જેવો શીતળ સ્વભાવનો હતો. તેની દૃષ્ટિ કેટલી સવળી છે! તે કહે–ગુરૂદેવ! આપની અસીમ કૃપા કે આપનો હાથ મારા મસ્તક પર પડયો. આ ઘટના બની તે ચન્દ્રયશકુમારે તેને અંતરથી સ્વીકારી લીધી. અને તે સમયે મુનિવેશ ધારણ કરીને મુનિ બની ગયા. બનેવીને ચિંતા થઈ કે મેં તો મજાક

થતી હતી તે બંધ થઈ ગઈ. ગુરૂ શું વિચારે છે ? મેં એને બરાબર માર્યો એટલે હવે સીધો ચાલવા લાગ્યો. શિષ્યને કેવળજ્ઞાન થવાથી પગ જરાપણ આઘો પાછો પડતો નથી એટલે ગુરૂને વિચાર થયો કે આવી ઘનઘોર અંધારી રાતમાં હું તેનું મોઢું જોઈ શકતો નથી તેવું અંધારું છે. માર્ગ તો તેનો તે જ છે, છતાં આટલી બધી સાવધાનીથી કેવી રીતે ચાલતો હશે ! એટલે શિષ્યને પૂછે છે. શિષ્ય અત્યંત વિનયપૂર્વક કહે–ગુરૂદેવ ! આપની અસીમ કૃપાનું ફળ છે. શું તને કેવળજ્ઞાન થયું છે ? ગુરૂદેવ ! આપનો પ્રતાપ. ગુરૂને ખબર પડી કે શિષ્યને કેવળજ્ઞાન થયું છે એટલે શિષ્યના ખભા પરથી નીચે ઉતરી ગયા અને કેવળજ્ઞાની શિષ્યના ચરણમાં નમી પડયા. તેમના હૃદયમાં પણ પશ્ચાતાપની ભઠ્ઠી સળગી. અહો ! ભોગમાં પડેલો, સંસારમાં ખૂંચેલો સાંજે દીક્ષા લીધી. હજુ એક રાત્રી પણ ગઈ નથી ને કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી દીધી. હું કેવો પાપી કે કેવળી થનાર શિષ્યના ખભા પર બેઠો, હાથ પગથી માર માર્યો. વચનોના પ્રહાર કર્યા. ધિક્કાર છે મને ! મેં આવા કેવળીની અશાતના કરી ? હું આટલા વર્ષોથી ચારિત્ર પાળું છું છતાં જે ન પામી શકયો તે આ શિષ્ય એક રાત્રીમાં પામી ગયો. રૂદ્રદત્ત આચાર્યના હૃદયમાં પરિણામોની એટલી ઉચ્ચતા આવી અને પશ્ચાતાપની ભઠ્ઠી સળગી કે તે પણ કેવળજ્ઞાન પામી ગયા. વિનિત ને પવિત્ર શિષ્યના પ્રતાપે ગુરૂ પણ કેવળજ્ઞાન પામી ગયા.

આપણે દ્રવ્યક્ષણ, ક્ષેત્રક્ષણ ને કાળક્ષણની વાત કરી છે. ચોથી છે ભાવક્ષણ. જે કર્મોના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયરૂપ છે. જેમ જેમ કર્મોનો ઉપશમ, ક્ષયોપશમ, કે ક્ષય થાય છે તેમ તેમ આત્મિક ગુણો પ્રગટે છે. એમ સમ્યક્ત્વ ગુણ પણ મોહનીયાદિ સાતે કર્મોની સ્થિતિ જ્યારે ઘણી ખરી એની મેળે જીવના તથાપ્રકારના પુરૂષાર્થ વિના પણ જ્યારે તૂટી જાય છે અને એક જ કોડાકોડી સાગરોપમ સ્થિતિમાંથી પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ જ્યારે ન્યૂન થઈ ગઈ હોય ત્યારે તો જીવ ગ્રંથીના દેશે આવે છે. અને ગ્રંથીદેશે આવેલા જીવોમાંથી પણ કોઈક જ જીવ અપૂર્વકરણના પરિણામ વડે રાગ–દ્વેષની નિબિડ ગાંઠને ભેદીને સમ્યક્ત્વના પરિણામને પ્રાપ્ત કરે છે. ગ્રંથીભેદ વડે સમ્યક્ત્વના પરિણામને પામ્યા પછી જીવનો ખરેખરો વિકાસક્રમ શરૂ થાય છે. તે પહેલાં જે કર્મોનું જોર હતું તે ગ્રંથી–ભેદ થયા પછી જીવના પુરુષાર્થનું જોર વધતું જાય છે. અને કર્મોને ખપાવતો ખપાવતો જીવ અંતે પોતાના ક્ષાયિક ભાવ સુધી પહોંચી જાય છે. આ છે ભાવક્ષણ.

જેણે ક્ષણને ઓળખી લીધી છે તેવા સુવિનિત અને પવિત્ર ધર્મરૂચી અણગાર કાળધર્મ પામી ગયા. પછી ધર્મઘોષ મુનિએ પોતાના સંત સતીજીઓને કહ્યું, મારો અંતેવાસી ધર્મરૂચી અણગાર પ્રકૃત્તિનો ભદ્રિક અને વિનીત હતો.

કરી હતી અને આ તો સત્ય ઘટના બની ગઈ. હું જઈને તેના પિતાને શું જવાબ આપીશ ? મશ્કરી કરતા માથું મુંડાઈ ગયું. ચન્દ્રયશ કહે, હવે હું ઘેર નહિ આવું. મેં જે વેશ ધારણ કર્યો છે તે જીવનમાં ક્યારે પણ નહિ ઉતારું.

ચન્દ્રયશ મુનિને મનમાં વિકટ પ્રશ્ન ઊભો થયો કે હું અચાનક મુનિ બની ગયો છું. તેથી હવે મારા માતા-પિતા અને કુટુંબીજનોને ખબર પડશે તો આવીને ગુરૂને હેરાન પરેશાન કરી મૂકશે. અને સારું ખોટું કહેશે. તેથી એ સારું છે કે અમારે અત્યારે અહીંથી ચાલ્યા જવું જોઈએ. એમ ખૂબ વિચાર કરી વિનયપૂર્વક ગુરૂદેવને કહે-ગુરૂદેવ ! આપણાથી સૂર્યાસ્ત પછી એક ડગલું ભરાય નહિ પણ આપે મને સંયમ આપ્યો છે. મારા માતા-પિતા જાણશે તો અહીં આવીને નવા જુની કરશે. આપને કટુ શબ્દો પણ કહેશે. માટે મારા સંયમના રક્ષણ માટે આપણે અત્યારે અહીંથી વિહાર કરી જઈએ. સૂર્યાસ્ત પછી સંતોને ચાલવાની ભગવાનની મનાઈ છે પણ ત્યાં રહેતા તેનો સંયમ લૂંટાતો હોય તો સંયમના રક્ષણ માટે રાત્રે વિહાર કરવો પડે તો છૂટ છે. ક્રોધી ગુરૂ કહે તને દેખાતું નથી કે હું ક્યાં ચાલી શકું છું ? તેથી તો એક ગામમાં રહું છું. ત્યારે આ સુવિનિત શિષ્યે કહ્યું-ગુરૂદેવ ! હું આપને મારા ખભા પર બેસાડીને લઈ જઈશ. અને તે પ્રમાણે ગુરૂને ખભા પર બેસાડી શિષ્ય ચાલતો થઇ ગયો. ઘોર અંધારું હોવાથી માર્ગ નહિ દેખાવાથી ખાડા-ટેકરા આવવાથી સ્હેજ ઠોકર ખાઈ જાય એટલે ગુરૂના શરીરને જરા ધક્કો લાગે. તેથી તેના પર ગુસ્સો કરે અને નવદીક્ષિત મુનિને મારે અને કટુ વચનના પ્રહારો કર્યા કરે. ભગવાને તો નવદીક્ષિત મુનિની છ મહિના વૈયાવચ્ચ કરવાની કહી છે તેના બદલે ઉલ્ટું બની રહ્યું છે.

ચન્દ્રયશમુનિ ખૂબ ગંભીર અને ક્ષમાવાન છે. ધન્ય છે તે ચન્દ્રયશમુનિને કે જેના પર ગુરૂના વચનોનો પ્રહાર અને હાથ પગના પ્રહારો થવા છતાં તેની પરવા ન કરતા એ જ વિચાર કરી રહ્યા છે કે હાય ! હું કેવો પાપી છું કે મારા કારણે મારા ગુરૂને આટલી બધી તકલીફ થાય છે ! હું ગુરૂની કેટલી અશાતના કરી રહ્યો છું ! આ અશાતના કરીને મરીને હું ક્યાં જઇશ ! કેવા પવિત્ર સંત ! એક તો ગુરૂની અશાતના થાય છે. બીજું અંધારી રાતમાં રસ્તો બરાબર દેખાતો નથી જેથી કેટલા જીવોની વિરાધના થાય છે ! આ રીતે શુદ્ધ પરિણામની ધારા વધતાં પ્રમત્ત દશા છૂટી અને અપ્રમત્ત દશા આવી. પછી આઠમા ગુણસ્થાનકે જઈ ક્ષપક શ્રેણી માંડી દશમે-બારમે થઈને તેરમે પહોંચતા કેવળજ્ઞાન લઇ લીધું. કેવળજ્ઞાન થાય પછી આંખના ઉપયોગની જરૂર રહેતી નથી. તેથી કેવળીને અનિન્દ્રિયા કહેવામાં આવે છે. હવે કેવળજ્ઞાનની જ્યોત પ્રગટી ગઈ એટલે સીધે સીધા ચાલવા લાગ્યા. જ્ઞાનનો પ્રકાશ છે. જ્ઞાનચક્ષુ ખુલી ગયા તેથી ચન્દ્રયશમુનિની ઠોકરો હવે ગુરૂને વાગતી નથી. અને જે તકલીફ

થતી હતી તે બંધ થઈ ગઈ. ગુરૂ શું વિચારે છે? મેં એને બરાબર માર્યો એટલે હવે સીધો ચાલવા લાગ્યો. શિષ્યને કેવળજ્ઞાન થવાથી પગ જરાપણ આઘો પાછો પડતો નથી એટલે ગુરૂને વિચાર થયો કે આવી ઘનઘોર અંધારી રાતમાં હું તેનું મોઢું જોઈ શકતો નથી તેવું અંધારું છે. માર્ગ તો તેનો તે જ છે, છતાં આટલી બધી સાવધાનીથી કેવી રીતે ચાલતો હશે! એટલે શિષ્યને પૂછે છે. શિષ્ય અત્યંત વિનયપૂર્વક કહે–ગુરૂદેવ! આપની અસીમ કૃપાનું ફળ છે. શું તને કેવળજ્ઞાન થયું છે? ગુરૂદેવ! આપનો પ્રતાપ. ગુરૂને ખબર પડી કે શિષ્યને કેવળજ્ઞાન થયું છે એટલે શિષ્યના ખભા પરથી નીચે ઉતરી ગયા અને કેવળજ્ઞાની શિષ્યના ચરણમાં નમી પડયા. તેમના હૃદયમાં પણ પશ્ચાતાપની ભઠ્ઠી સળગી. અહો! ભોગમાં પડેલો, સંસારમાં ખૂંચેલો સાંજે દીક્ષા લીધી. હજુ એક રાત્રી પણ ગઈ નથી ને કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી દીધી. હું કેવો પાપી કે કેવળી થનાર શિષ્યના ખભા પર બેઠો, હાથ પગથી માર માર્યો. વચનોના પ્રહાર કર્યા. ધિક્કાર છે મને! મેં આવા કેવળીની અશાતના કરી? હું આટલા વર્ષોથી ચારિત્ર પાળું છું છતાં જે ન પામી શકયો તે આ શિષ્ય એક રાત્રીમાં પામી ગયો. રૂદ્રદત્ત આચાર્યના હૃદયમાં પરિણામોની એટલી ઉચ્ચતા આવી અને પશ્ચાતાપની ભઠ્ઠી સળગી કે તે પણ કેવળજ્ઞાન પામી ગયા. વિનિત ને પવિત્ર શિષ્યના પ્રતાપે ગુરૂ પણ કેવળજ્ઞાન પામી ગયા.

આપણે દ્રવ્યક્ષણ, ક્ષેત્રક્ષણ ને કાળક્ષણની વાત કરી છે. ચોથી છે ભાવક્ષણ. જે કર્મોના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયરૂપ છે. જેમ જેમ કર્મોનો ઉપશમ, ક્ષયોપશમ, કે ક્ષય થાય છે તેમ તેમ આત્મિક ગુણો પ્રગટે છે. એમ સમ્યક્ત્વ ગુણ પણ મોહનીયાદિ સાતે કર્મોની સ્થિતિ જ્યારે ઘણી ખરી એની મેળે જીવના તથાપ્રકારના પુરૂષાર્થ વિના પણ જ્યારે તૂટી જાય છે અને એક જ કોડાકોડી સાગરોપમ સ્થિતિમાંથી પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ જ્યારે ન્યૂન થઈ ગઈ હોય ત્યારે તો જીવ ગ્રંથીના દેશે આવે છે. અને ગ્રંથીદેશે આવેલા જીવોમાંથી પણ કોઈક જ જીવ અપૂર્વકરણના પરિણામ વડે રાગ–દ્વેષની નિબિડ ગાંઠને ભેદીને સમ્યક્ત્વના પરિણામને પ્રાપ્ત કરે છે. ગ્રંથીભેદ વડે સમ્યક્ત્વના પરિણામને પામ્યા પછી જીવનો ખરેખરો વિકાસક્રમ શરૂ થાય છે. તે પહેલાં જે કર્મોનું જોર હતું તે ગ્રંથી–ભેદ થયા પછી જીવના પુરુષાર્થનું જોર વધતું જાય છે. અને કર્મોને ખપાવતો ખપાવતો જીવ અંતે પોતાના ક્ષાયિક ભાવ સુધી પહોંચી જાય છે. આ છે ભાવક્ષણ.

જેણે ક્ષણને ઓળખી લીધી છે તેવા સુવિનિત અને પવિત્ર ધર્મરૂચી અણગાર કાળધર્મ પામી ગયા. પછી ધર્મઘોષ મુનિએ પોતાના સંત સતીજીઓને કહ્યું, મારો અંતેવાસી ધર્મરૂચી અણગાર પ્રકૃત્તિનો ભદ્રિક અને વિનીત હતો.

"मासं मासेणं अणिक्खित्तेणं तवो कम्मेणं जाव नागसिरीए माहणीए गिहे अणुपविट्ठ तए णं सा नागसिरी माहणी जाव निसीरइ।'

તેઓ અવિશ્રાંત-અંતર રહિત (નિરંતર) માસખમણુને પારણે માસખમણ કરતા હતા. આજે તેમના માસખમણના પારણાનો દિન હતો. તેઓ આહાર માટે ભ્રમણ કરતાં કરતાં નાગેશ્રીના ઘેર ગયા હતા. સાધુને ઊંચ-નીચના કોઈ ભેદ ન હોય. તેઓ તો નિર્દોષ આહારની ગવેષણા કરતા હોય છે. આ ધર્મરૂચી અણગાર ગૌચરી માટે ફરતાં ફરતાં નાગેશ્રીના ઘેર જઈ પહોંચ્યા. હવે ત્યાં શું બન્યું તે વાત ગુરૂ શિષ્યોને કહેશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે. સમય થઈ ગયો છે માટે ચરિત્ર બંધ છે.

આજે તમે બધા અહીં એકત્ર શા માટે થયા છો? તેનો વિચાર કરવાની જરૂર છે. માણસ કોઈ પણ ઠેકાણે કાંઈ ને કાંઈ પ્રયોજન વિના જતો નથી. તમને કંઈ ખરીદવાનું મન થાય તો જ બજારમાં જાઓ છો. બજારમાં ઘણી ચીજો મળે છે. જોઈને લેવા માટે મન લલચાય છે. પણ જો તમારી પાસે પૈસા નહિ હોય તો કેવી રીતે વસ્તુ ખરીદ કરી શકશો? આજે તો જ્યાં જુઓ ત્યાં તમે પૈસાને પ્રાધાન્ય આપ્યું છે. એક સામાન્ય ચીજ ખરીદવી હોય તો નાણાં વગર મળતી નથી. જ્યારે તમારે તો ઉચ્ચ સ્થાનમાં જવું છે. જો મોક્ષના મોતી મેળવવા હોય તો જ્ઞાન-દર્શન ચારિત્ર-તપ રૂપી નાણાંની અવશ્ય જરૂર છે.

આ પવિત્ર દિવસોમાં તપ કરવાનું મન થાય છે. આજે નાના બાળકોએ પણ ઉપવાસ કર્યા છે. જેને જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં દરેકે તપશ્ચર્યા કરવી જોઈએ. કારણ કે તપ દ્વારા કર્મોની નિર્જરા થાય છે. "तवसा निर्जरा च।" તપ દ્વારા મહાન પુરુષો કર્મોને ખપાવીને મોક્ષમાં ગયા છે. ભગવાન મહાવીર સ્વામીએ કર્મોના કાટ કાઢવા કેવી ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી! મેલા કપડાને સાફ કરવા સાબુ અને પાણીની જરૂર પડે છે. સોનાના દાગીના સાફ કરવા તેજાબની જરૂર પડે છે. મશીનરી સાફ કરવા પેટ્રોલની જરૂર છે. તેમ આત્માને વિશુદ્ધ બનાવવા માટે જ્ઞાન-દર્શન-ચારિત્ર-અને તપની જરૂર છે. શારીરિક દર્દ થયું હોય તો તમે ડૉકટર પાસે જાવ છો. ડોકટર બરાબર તપાસીને નિદાન કરીને દવા આપે પણ જો તમે દવા નહીં પીવો તો રોગ કયાંથી મટવાનો છે! ઔષધિનું પાન કર્યા વગર શારીરિક રોગ જતો નથી તો આત્માને અનાદિકાળથી આઠ કર્મોનો રોગ લાગુ પડ્યો છે. તે જ્ઞાન-દર્શન ચારિત્ર-તપરૂપી ઔષધિનું સેવન કર્યા વિના કયાંથી જશે? આઠ કર્મોમાં ચાર ઘાતી કર્મો છે ને ચાર અઘાતી કર્મો છે. તેમાં ઘાતી કર્મો ઉપર ઘા કરવા માટે જ્ઞાન-દર્શન, ચારિત્ર અને તપ એ તીક્ષ્ણ શસ્ત્રો છે, તે શસ્ત્રો લઈને આપણે કર્મો ઉપર વિજય મેળવવાનો છે. બીજી રીતે ભગવંતે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ રૂપી પંચશીલ ધર્મ બતાવ્યો છે. તેમાં સૌથી પ્રથમ સ્થાન અહિંસાનું છે.

આચારંગ સૂત્રના સૌથી પ્રથમ અધ્યયનમાં ભગવાને હિંસાના ત્યાગનો ઉપદેશ આપ્યો છે. અહિંસાની ભાવના એ ઉત્થાનનો માર્ગ છે અને હિંસાની ભાવનાથી પતન છે. અહિંસા સુખનો રાજમાર્ગ છે અને હિંસા દુઃખ અને અશાંતિનો માર્ગ છે. અહિંસા એવી સંજીવની છે કે જે દુઃખથી બેભાન બનેલા પ્રાણીઓને નવજીવન અર્પે છે. અહિંસા રામબાણ ઔષધિ છે કે જેનું સેવન કરવાથી અશાંતિ રૂપી વ્યાધિ દૂર થઈ જાય છે. અહિંસા અમૃત છે અને હિંસા વિષ છે. બધા શાસ્ત્રોનો સાર છે "अहिंसा परमो धर्मः।" અહિંસા અને સંયમ મોક્ષનું સાધન છે. આજે જ્યાં જોઈએ ત્યાં હિંસાનું સામ્રાજ્ય સ્થપાયું છે. આજની સરકાર પણ હિંસક શસ્ત્રોનું

સર્જન કરવામાં પ્રોત્સાહન આપી રહી છે. અને તેમાં પણ તમારી વૈજ્ઞાનિક શોધખોળો વાયુ વેગે આગળ વધી રહી છે. દિવસે દિવસે અવનવી શોધો કરીને જગતને આંજી રહી છે. અહીંયા બેઠા બેઠા હજારો માઈલોની વાતો અને સમાચારો તમે જાણી શકો છો. થોડા કલાકોમાં સેંકડો માઈલ દૂર પહોંચી શકો છો. આવા અનેક સાધનો આજે વધી રહ્યા છે ત્યારે તમને એમ થાય છે કે આપણે ઘણું કરી રહ્યા છીએ, પરંતુ જરા વિચાર કરશો તો સમજાશે કે જેટલા પ્રમાણમાં વૈજ્ઞાનિક શોધખોળો વધી તેટલા પ્રમાણમાં વિકાસ નથી વધ્યો પણ વિનાશ વધ્યો છે. મોજશોખના સાધનો વધવાથી માણસ કમજોર, હાડપિંજર જેવો બની ગયો છે. અને અણુબોંબ, એટમબોંબની શોધ-ખોળ થતાં મનુષ્યો કેટલા ભયમાં મૂકાઈ ગયા છે?

ભારતમાં ચારે તરફ પશ્ચિમની હવા ફેલાઈ છે. પરિણામે માણસ આર્ય મટી અનાર્ય થઈ ગયો છે. અને પોતાના અમૂલ્ય જીવનને એળે ગુમાવે છે. આપણા સર્વજ્ઞ ભગવંતો હજારો વર્ષો પહેલાં જે જે સમજાવી ગયા છે તે જ વાતોને આજે વૈજ્ઞાનિકો પૂરવાર કરે છે. દેવવિમાનોની વાતો શાસ્ત્રોમાં સાંભળતા ત્યારે લોકો એમ બોલતા કે આ તો ઠંડા પ્રહરના ગપ્પા છે. પણ અત્યારે તમને એ પ્રત્યક્ષ દેખાય છે ને? અને સમજાય છે ને કે ભગવંતોએ જે કહ્યું છે તે તદ્દન સત્ય છે. આ બધું જોઈને, જાણીને તમને શાસ્ત્રો ઉપર શ્રદ્ધા થવી જોઈએ. તેના બદલે દિવસે દિવસે શ્રદ્ધાના પાયા ડગ-મગ થઇ રહ્યા છે, એ અફસોસની વાત છે. બંધુઓ! તમે કંઈક સમજો, વિજ્ઞાન ગમે તેટલું આગળ વધ્યું છે છતાં તે અપૂર્ણ છે. જ્યારે આપણા ભગવંતો પૂર્ણ છે. વિજ્ઞાન-વાદીઓને ઘડીએ ઘડીએ તેમના સિદ્ધાંતમાં પરિવર્તન કરવું પડે છે. ત્યાં જ સમજી શકાય છે કે તેઓ અધૂરા છે. પણ સર્વજ્ઞ ભગવંતોના સિદ્ધાંતો ત્રણે કાળમાં ફરવાના નથી. તમારા વિચારોમાં પરિવર્તન થયું પણ ભગવાનના સિદ્ધાંતમાં પરિવર્તન થયું નથી. એ ઉપરથી પણ સમજાય છે કે સર્વજ્ઞ પૂર્ણ છે અને વૈજ્ઞાનિકો અપૂર્ણ છે.

ભગવંતોએ જે જગત એમના જ્ઞાનમાં જોયું છે તેનો થોડો ભાગ પણ વૈજ્ઞાનિકો શોધી શક્યા નથી. પૃથ્વી ગોળ છે. પૃથ્વીનો નકશો આવો છે એમ અપૂર્ણ વૈજ્ઞાનિકો-એ ભૂગોળ શાસ્ત્રમાં જેટલા દેશ અને જેટલી દુનિયા શોધી છે તે જૈન શાસ્ત્રોની દૃષ્ટિએ સમુદ્રમાં બિંદુ સમાન છે. છતાં તમને વિજ્ઞાન ઉપર કેટલી શ્રદ્ધા છે! પણ એના અણુઅણુમાં હિંસા ભરી છે. પહેલાના સમયમાં જે લોકો યુદ્ધમાં જતા હતા તેમનું જ મૃત્યુ થતું હતું પણ આજે તો બોંબની શોધ થતાં ગામના ગામ સાફ થઈ જાય છે. આ બધું થવાનું મુખ્ય કારણ હોય તો જીવનું અજ્ઞાન છે. આજે આટલી શોધખોળો થવા છતાં જ્યાં જુઓ ત્યાં દુનિયામાં સુખ કે શાંતિનો છાંટો દેખાતો નથી. જ્યાં જોઈએ ત્યાં દુઃખ, દુઃખ અને દુઃખ દેખાય છે. જો તમારે સુખ અને

શાંતિ જોઈતી હોય તો વિજ્ઞાનવાદ છોડી ભગવાન મહાવીરે બતાવેલી અહિંસાને જીવનમાં અપનાવો. "आत्म वत् सर्व भूतेषु । દરેક આત્માઓ પોતાના આત્મા સમાન છે. એવી ભાવના કેળવો. તમને જેમ સુખ પ્રિય છે તેમ જગતના દરેક પ્રાણીઓને સુખ પ્રિય છે. આચારંગ સૂત્રમાં પણ ભગવાને કહ્યું છે કે "सव्वेसिं जीवियं पियं ।" સર્વને જીવન પ્રિય છે. બીજાને દુઃખ આપવાથી આપણને દુઃખ મળે છે અને સુખ આપવાથી સુખ મળે છે. જો તમે કોઈના દુઃખમાં સહાયક બનશો તો કોઈ તમારા દુઃખમાં સહાયક બનશે. બીજાનું દુઃખ જોઈ તમારું હૃદય દ્રવી જવું જોઈએ. સાચો શ્રાવક બીજાનું દુઃખ જોઈ શકતો નથી. જેના જીવનમાં અનુકંપા હોય છે એ અહિંસા-વ્રતનું પાલન કરી શકે છે.

ભગવંતે આ જગતના જીવોને ભયંકર દુઃખમાં રિબાતા જોયા ત્યારે કરૂણા-સાગરે અપાર કરૂણા કરીને કહ્યું હે ભવ્ય જીવો! અનંતકાળથી મોહ, મિથ્યાત્વ અને માયાની જાળમાં ફસાઈ અનંતકાળથી ભમ્યા. હવે તો જાગો, સમજો ને બૂઝો. તમારી એકેક ક્ષણ લાખેણી જાય છે. તે ફરીને પાછી મળવી મુશ્કેલ છે. છતાં જીવો જાગતા નથી. તેને જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે હે જીવ! બેભાન દશામાંથી તું ભાનમાં આવ.

બંધુઓ! આપણે વિચારીએ તો આ જીવ ખરેખર એક રાજકુમાર છે. અનંત કર્મની વર્ગણાઓ તેની કાયા છે. રાગ-દ્વેષ-મોહ, બાહ્ય અને આભ્યંતર પરિગ્રહ વિગેરે તેનો પરિવાર છે, તે પરિવારમાં સૌથી મોટો લાડકવાયો દીકરો મોહ છે. તે આખા જગતને વહાલો છે. એ લાડકવાયાને બધા પંપાળે છે. પણ જો આ જીવ સમજે તો એણે વૈરીને વહાલો કર્યો છે. જે વૈરીને વહાલો કરે છે. તેના ઘરમાં આગ લાગે છે. જો ઘર સાજું રાખવું હોય તો તું તારા ઘર સામું જો. ક્યાં સુધી પરમાં રખડીશ? રખડે કોણ? (શ્રોતામાંથી અવાજ-રખડે રેઢીયાળ). જે ખાનદાન હોય, આબરૂદાર હોય, તે રખડપટ્ટી ન કરે. આત્મા મોહદશામાં પાગલ બનીને પોતાનું ભાન ભૂલ્યો ને પરિભ્રમણ વધાર્યું, ને હજુ પણ મોહના મૃદુ સાધનોમાં લીન બનતો જાય છે. પણ કદી વિચાર કર્યો છે કે એનું પરિણામ શું આવશે? મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. તેમાં ૨૫ ચારિત્ર મોહનીયની અને ત્રણ દર્શન મોહનીય કર્મની છે. દર્શન મોહે જીવને એવો મૂંઝવી દીધો છે કે સત્ય માર્ગ એને સૂઝતો નથી.

**દર્શન મોહે તારી મતિ મૂંઝાણી, ચારત્ર ચૂક્યો એની શ્રદ્ધા ન આણી.**
**સમજીને કર શ્રદ્ધા તો થાયે બેડો પાર—**
**દિપક પ્રગટે દિલમાં જીનવાણી જયજયકાર...શાસ્ત્રોના અજવાળે....**

મોહમાં મૂંઝાયેલો જીવ એને જ્યાં સારું લાગે છે ત્યાં લપટાઈ જાય છે. જે માણસે બ્લુ કલરના ચશ્મા પહેર્યા હોય એને સફેદ કલર ક્યાંથી દેખાય? વસ્તુ તો સફેદ

સર્જન કરવામાં પ્રોત્સાહન આપી રહી છે. અને તેમાં પણ તમારી વૈજ્ઞાનિક શોધખોળો વાયુ વેગે આગળ વધી રહી છે. દિવસે દિવસે અવનવી શોધો કરીને જગતને આંજી રહી છે. અહીંયા બેઠા બેઠા હજારો માઈલોની વાતો અને સમાચારો તમે જાણી શકો છો. થોડા કલાકોમાં સેંકડો માઈલ દૂર પહોંચી શકો છો. આવા અનેક સાધનો આજે વધી રહ્યા છે ત્યારે તમને એમ થાય છે કે આપણે ઘણું કરી રહ્યા છીએ, પરંતુ જરા વિચાર કરશો તો સમજાશે કે જેટલા પ્રમાણમાં વૈજ્ઞાનિક શોધખોળો વધી તેટલા પ્રમાણમાં વિકાસ નથી વધ્યો પણ વિનાશ વધ્યો છે. મોજશોખના સાધનો વધવાથી માણસ કમજોર, હાડપિંજર જેવો બની ગયો છે. અને અણુબોંબ, એટમબોંબની શોધ-ખોળ થતાં મનુષ્યો કેટલા ભયમાં મૂકાઈ ગયા છે?

ભારતમાં ચારે તરફ પશ્ચિમની હવા ફેલાઈ છે. પરિણામે માણસ આર્ય મટી અનાર્ય થઈ ગયો છે. અને પોતાના અમૂલ્ય જીવનને એળે ગુમાવે છે. આપણા સર્વજ્ઞ ભગવંતો હજારો વર્ષો પહેલાં જે જે સમજાવી ગયા છે તે જ વાતોને આજે વૈજ્ઞાનિકો પૂરવાર કરે છે. દેવવિમાનોની વાતો શાસ્ત્રોમાં સાંભળતા ત્યારે લોકો એમ બોલતા કે આ તો ઠંડા પ્રહરના ગપ્પા છે. પણ અત્યારે તમને એ પ્રત્યક્ષ દેખાય છે ને? અને સમજાય છે ને કે ભગવંતોએ જે કહ્યું છે તે તદ્દન સત્ય છે. આ બધું જોઈને, જાણીને તમને શાસ્ત્રો ઉપર શ્રદ્ધા થવી જોઈએ. તેના બદલે દિવસે દિવસે શ્રદ્ધાના પાયા ડગ-મગ થઈ રહ્યા છે, એ અફસોસની વાત છે. બંધુઓ! તમે કંઈક સમજો, વિજ્ઞાન ગમે તેટલું આગળ વધ્યું છે છતાં તે અપૂર્ણ છે. જ્યારે આપણા ભગવંતો પૂર્ણ છે. વિજ્ઞાન-વાદીઓને ઘડીએ ઘડીએ તેમના સિદ્ધાંતમાં પરિવર્તન કરવું પડે છે. ત્યાં જ સમજી શકાય છે કે તેઓ અધૂરા છે. પણ સર્વજ્ઞ ભગવંતોના સિદ્ધાંતો ત્રણે કાળમાં ફરવાના નથી. તમારા વિચારોમાં પરિવર્તન થયું પણ ભગવાનના સિદ્ધાંતમાં પરિવર્તન થયું નથી. એ ઉપરથી પણ સમજાય છે કે સર્વજ્ઞ પૂર્ણ છે અને વૈજ્ઞાનિકો અપૂર્ણ છે.

ભગવંતોએ જે જગત એમના જ્ઞાનમાં જોયું છે તેનો થોડો ભાગ પણ વૈજ્ઞાનિકો શોધી શકયા નથી. પૃથ્વી ગોળ છે. પૃથ્વીનો નકશો આવો છે એમ અપૂર્ણ વૈજ્ઞાનિકો-એ ભૂગોળ શાસ્ત્રમાં જેટલા દેશ અને જેટલી દુનિયા શોધી છે તે જૈન શાસ્ત્રોની દૃષ્ટિએ સમુદ્રમાં બિંદુ સમાન છે. છતાં તમને વિજ્ઞાન ઉપર કેટલી શ્રદ્ધા છે! પણ એના અણુઅણુમાં હિંસા ભરી છે. પહેલાના સમયમાં જે લોકો યુદ્ધમાં જતા હતા તેમનું જ મૃત્યુ થતું હતું પણ આજે તો બોંબની શોધ થતાં ગામના ગામ સાફ થઈ જાય છે. આ બધું થવાનું મુખ્ય કારણ હોય તો જીવનું અજ્ઞાન છે. આજે આટલી શોધખોળો થવા છતાં જ્યાં જુઓ ત્યાં દુનિયામાં સુખ કે શાંતિનો છાંટો દેખાતો નથી. જ્યાં જોઈએ ત્યાં દુઃખ, દુઃખ અને દુઃખ દેખાય છે. જો તમારે સુખ અને

શાંતિ જોઈતી હોય તો વિજ્ઞાનવાદ છોડી ભગવાન મહાવીરે બતાવેલી અહિંસાને જીવનમાં અપનાવો. "आत्म वत् सर्व भूतेषु। દરેક આત્માઓ પોતાના આત્મા સમાન છે. એવી ભાવના કેળવો. તમને જેમ સુખ પ્રિય છે તેમ જગતના દરેક પ્રાણીઓને સુખ પ્રિય છે. આચારાંગ સૂત્રમાં પણ ભગવાને કહ્યું છે કે "सव्वेसिं जीवियं पियं।" સર્વને જીવન પ્રિય છે. બીજાને દુઃખ આપવાથી આપણને દુઃખ મળે છે અને સુખ આપવાથી સુખ મળે છે. જો તમે કોઈના દુઃખમાં સહાયક બનશો તો કોઈ તમારા દુઃખમાં સહાયક બનશે. બીજાનું દુઃખ જોઈ તમારું હૃદય દ્રવી જવું જોઈએ. સાચો શ્રાવક બીજાનું દુઃખ જોઈ શકતો નથી. જેના જીવનમાં અનુકંપા હોય છે એ અહિંસા-વ્રતનું પાલન કરી શકે છે.

ભગવંતે આ જગતના જીવોને ભયંકર દુઃખમાં રિબાતા જોયા ત્યારે કરૂણા-સાગરે અપાર કરૂણા કરીને કહ્યું હે ભવ્ય જીવો! અનંતકાળથી મોહ, મિથ્યાત્વ અને માયાની જાળમાં ફસાઈ અનંતકાળથી ભમ્યા. હવે તો જાગો, સમજો ને બૂઝો. તમારી એકેક ક્ષણ લાખેણી જાય છે. તે ફરીને પાછી મળવી મુશ્કેલ છે. છતાં જીવો જાગતા નથી. તેને જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે હે જીવ! બેભાન દશામાંથી તું ભાનમાં આવ.

બંધુઓ! આપણે વિચારીએ તો આ જીવ ખરેખર એક રાજકુમાર છે. અનંત કર્મની વર્ગણાઓ તેની કાયા છે. રાગ-દ્વેષ-મોહ, બાહ્ય અને આભ્યંતર પરિગ્રહ વિગેરે તેનો પરિવાર છે, તે પરિવારમાં સૌથી મોટો લાડકવાયો દીકરો મોહ છે. તે આખા જગતને વહાલો છે. એ લાડકવાયાને બધા પંપાળે છે. પણ જો આ જીવ સમજે તો એણે વૈરીને વહાલો કર્યો છે. જે વૈરીને વહાલો કરે છે. તેના ઘરમાં આગ લાગે છે. જો ઘર સાજું રાખવું હોય તો તું તારા ઘર સામું જો. ક્યાં સુધી પરમાં રખડીશ? રખડે કોણ? (શ્રોતામાંથી અવાજ-રખડે રેઢીયાળ). જે ખાનદાન હોય, આબરૂદાર હોય, તે રખડપટ્ટી ન કરે. આત્મા મોહદશામાં પાગલ બનીને પોતાનું ભાન ભૂલ્યો ને પરિભ્રમણ વધાર્યું, ને હજુ પણ મોહના મૃદુ સાધનોમાં લીન બનતો જાય છે. પણ કદી વિચાર કર્યો છે કે એનું પરિણામ શું આવશે? મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. તેમાં ૨૫ ચારિત્ર મોહનીયની અને ત્રણ દર્શન મોહનીય કર્મની છે. દર્શન મોહે જીવને એવો મૂંઝવી દીધો છે કે સત્ય માર્ગ એને સૂઝતો નથી.

**દર્શન મોહે તારી મતિ મૂંઝાણી. ચારિત્ર ચૂક્યો એની શ્રદ્ધા ન આણી.**
**સમજીને કર શ્રદ્ધા તો થાયે બેડો પાર—**
**દિપક પ્રગટે દિલમાં જીનવાણી જયજયકાર...શાસ્ત્રોના અજવાળે....**

મોહમાં મૂંઝાયેલો જીવ એને જ્યાં સારું લાગે છે ત્યાં લપટાઈ જાય છે. જે માણસે બ્લુ કલરના ચશ્મા પહેર્યા હોય એને સફેદ કલર ક્યાંથી દેખાય? વસ્તુ તો સફેદ

હોય પણ એ બ્લુ કલરના ચશ્માના પ્રભાવથી એને બધું બ્લુ દેખાય છે. તેમ આ સંસારનો રાગ પણ દુઃખદાયી હોવા છતાં જીવને સુખદાયી દેખાય છે.

દા. ત. જેમ વગડામાં ચકલાઓ આનંદથી કિલ્લોલ કરતા હતા. એવા સમયે કોઈએ આવીને જુવારના કણ વેર્યા. તે વખતે ચકલાઓ હરખાય છે, કે અહો ! આપણને કેવું સરસ ભોજન મળ્યું ! આનંદપૂર્વક એ ચણ ચણે છે. પણ એને ખબર નથી કે આ આનંદની ક્ષણ પછી મારા ભુક્કા ઊડી જશે. આ તો મોતનું આમંત્રણ છે. આ તો શિકારને ફસાવવા માટે કણ વેર્યા છે. શિકારી આવ્યો ને ચકલાને જાળમાં નાંખી પકડી લીધા. પછી તો મોત જ છે. તેમ બંધુઓ ! આ સંસારમાં પુત્ર–પત્ની, પરિવાર અને મહેલ–મહેલાતોમાં તમને સુખ દેખાય છે. પણ સમજી લેજો કે આ તો જાળમાં ફસાવવા માટે કણ વેર્યા છે. તમને મોહ-દશામાં ખબર નથી કે આ ક્ષણિક સુખની પાછળ દુઃખના મેરૂ જેટલા ડુંગર ખડકાશે. જે વસ્તુ ભોગવતા જીવને આનંદ આવે ત્યારે વિચારવું કે આ શું છે? આનો ગુણ શું? આનું પરિણામ શું આવશે? જો આટલો વિચાર થશે તો જરૂર સમજાશે કે જેની પાછળ પાગલ બનીને હું પડતું મૂકી રહ્યો છું તેમાં રાચવા જેવું નથી, જે સંસારમાં રાચ્યા છે તે ભવસાગરમાં ભમ્યા છે. જ્ઞાની કહે છે કાળને પૈડા નથી છતાં તેનું ચક્ર અવિરતપણે ગતિ કર્યે જ જાય છે. ને તારા જીવનની એકેક સોનેરી ક્ષણને લઇ જાય છે. માટે તું તારું કામ કરી લે. હે જીવ! આંતરચક્ષુ ખોલ, તારો જીવનપંથ નિહાળી લે.

**" ઉઘડે અંતરના કમાડ, તો મીટે મોહની મનવાર,**
**ટળે રાગની રંજાડ, સુખ વૃષ્ટિ શતધાર. "**

દેવાનુપ્રિયો ! તમારી તિજોરીમાં ધન–માલ–રત્નો વગેરે ઘણું ભર્યું છે. તમારે પૈસા જોઈએ છે તો તિજોરી પાસે જઇને ઊભા રહો ને કલાક સુધી જાપ જપ્યા કરો, કે હે તિજોરી! મને રૂપિયા આપ. તો શું રૂપિયા મળે ખરા? ચાવી લગાડી ખાનું ખોલશો તો પૈસા મળશે. એક દ્રવ્ય લક્ષ્મી મેળવવા આટલો પુરુષાર્થ કરવો પડે છે તો શાશ્વતી આત્મિક લક્ષ્મી મેળવવા માટે કેટલો પુરુષાર્થ કરવો જોઈએ ! એક વખત આંખ બંધ કરી વિચાર કરો.

**મૈં હું કૌન કહાંસે આયા, મુઝે કહાં પર જાના હૈ,**
**કૌન જગતમેં મેરા હૈ, ઇસ જગમેં કહાં ઠિકાના હૈ ॥**

આટલું પણ ચિંતન કરશો તો તમારા અંતરના કમાડ ખુલી જશે. જ્યાં અંતરના દ્વાર ઉઘડ્યા, ચેતનદેવ જાગ્યો પછી મિથ્યાત્વ, મોહ, રાગ, વિગેરેની તાકાત છે કે તે ટકી શકે? ચેતન દેવ ઊંઘે છે એટલે બધાએ અડ્ડા જમાવ્યા છે. જે ઘરની બાઈ

ફુવડ હોય તે ઘરમાં ચકલા માળા નાંખે, ઉંદર દર કરે પણ જે ઘરની સ્ત્રી સુઘડ હોય ત્યાં ચકલાના માળા અને ઉંદરના દર ન હોય. એનું ઘર તો સ્વચ્છ આરસી જેવું હોય. તમે એક કહેવતમાં બોલો છો ને કે "**જેનો રાજા આંધળો તેનું કટક કૂવામાં**" અને જેનો માલિક જાગતો હોય તેના લશ્કરને આંચ ન આવે. તેમ આપણો નાયક ચેતન છે. જો ચેતન જડનો પૂજારી બની ચામડા ચૂંથવામાં પડ્યો, રંગ રાગનો રાગી બન્યો તો ચતુર્ગતિના મોટા કૂવામાં પડ્યો, એમ સમજી લેજો.

બંધુઓ ! પુદ્‌ગલનો રાગ જ જીવને રંજાડે છે. જો એ રાગની રંજાડ ટળી જાય તો શાશ્વત સુખ મળી જાય. એ નિઃશંક વાત છે. જેને કાયાનો રાગ સંપૂર્ણ-છૂટી ગયો હતો તેવા ધર્મરૂચી અણગારે સંયમનું રક્ષણ કરવા કડવી તુંબીનો આહાર પોતાના પેટમાં પચાવી દીધો. ભગવાન આચારંગ સૂત્રમાં બોલ્યા છે કે :–

**"जे असत्ता पावेहिं कम्मेहिं उदाहु ते आयंका फुसन्ति इति उयाहु धीरे ते फासे पुट्ठो अहियासइ से पुव्विंपेयं पच्छापेयं भेउर धम्मं विध्वंसणधम्मं अधुवं अणिइयं असासयं चयावचइयं विप्परिणाम धम्मं पासह एयं रुवसंधि समुप्पेहमाणस्स इक्कायतणरयस्स इह विप्पमुक्कस्स नत्थि मग्गे विरयस्स त्तिबेमि।"**

જે સાધક પાપકર્મમાં પ્રવૃત્ત નથી પણ સંયમમાં રક્ત છે તો પણ કદાચિત પૂર્વ કર્મોના ઉદયથી કોઈ વ્યાધિ અથવા ઉપાધિ આવે તો તેને શાંતિથી સહન કરે એવું તીર્થંકર દેવે ફરમાવ્યું છે. સાથે એ વિચાર કરવો જોઈએ કે આ મારા કર્મોનો ઉદય છે, તેથી આગળ અથવા પાછળ આ દુઃખ સહન તો કરવાનું છે. ઔદારિક શરીર જ્યારે ત્યારે છિન્ન ભિન્ન તો થવાનું છે. તે વિધ્વંસન સ્વભાવવાળું છે. અધ્રુવ, અનિત્ય, અશાશ્વત, વધઘટ થવાવાળું અને વિનશ્વર છે. માટે હે સાધકો ! આ શરીરના સ્વરૂપને અને મળેલા સુઅવસરને વિચારી લે. જે સાધક દેહના સ્વરૂપના દૃષ્ટા અને અવસરના વિચારક છે, જે આત્માના ગુણોમાં રમણતા કરવાવાળા છે, જે શરીરાદિમાં નિરાસક્ત અને ત્યાગી છે તેને માટે સંસારમાં ભટકવાનું રહેતું નથી. આ ધર્મરૂચી અણગારે પણ એજ વિચાર્યું કે આ શરીર સડન, પડન, અને વિનશ્વર સ્વભાવવાળું છે. તે જ્યારે ત્યારે છોડવાનું છે, તો જીવોના રક્ષણમાં મારા દેહનું બલિદાન આપવું પડે તેથી વધુ શ્રેષ્ઠ શું છે ?

ધર્મઘોષ મુનિ પોતાના શ્રમણ અને શ્રમણીઓને બોલાવીને કહી રહ્યા છે. મારો અંતેવાસી માસખમણના તપસ્વી ગૌચરી માટે ફરતાં ફરતાં નાગેશ્રીના ઘરે જઈ પહોંચ્યા. તે નાગેશ્રીએ મુનિને શું આપ્યું ? આવા સુવિનિત શિષ્યના કાળધર્મની વાત કરતાં ગુરૂનું હૈયું વલોવાઈ જાય છે. તે નાગેશ્રી બ્રાહ્મણીએ કડવી તુંબીનું શાક તેમના પાતરામાં વહોરાવ્યું.

"तए णं से धम्मरुई अणगारे अहापज्ज मित्ति कट्टु जाव काल अणवकंखेमाणे विहरइ।" ત્યાર પછી ધર્મરૂચી અણગારે તેને ક્ષુધા નિવૃત્તિ માટે પર્યાપ્ત જાણીને તેને સ્વીકારી લીધું. અહો! પોતાના આંગણે આજે કલ્પવૃક્ષ ફળ્યો છે. માસખમણના તપસ્વી સંત પધાર્યા છે. એવા શુભ અધ્યવસાય ન આવ્યા. પણ મુનિને ઉકરડો માનીને કડવી તુંબીનું બધું શાક વહોરાવી દીધું. જીવ માન કષાયને પોષવા બીજા જીવોનું અહિત કરવા તૈયાર થઈ જાય છે. પણ જીવને કર્મ બાંધતી વખતે ખ્યાલ નથી હોતો પણ તે કર્મો ભોગવવાના આવે ત્યારે રડી રડીને ભોગવતા પણ પૂરા થતાં નથી. તે સમયે કોઈ છોડાવી શકતું નથી. માલ ખાવા સૌ તૈયાર થાય છે પણ માર ખાવા કોઈ નથી આવતું. આ સંસાર સ્વાર્થનો ભરેલો છે. જ્યાં સુધી તમારી પાસે ધન હશે ત્યાં સુધી સૌ સગા થતાં આવશે અને નાણાં ગયા એટલે કોઈ સગું થતું નથી. માતા કેટલા કષ્ટો વેઠી મોટી આશાએ દીકરાને ઉછેરે છે. ભણાવે ગણાવે અને પછી દીકરો બરાબર તૈયાર થાય એટલે કંઈક પુત્રો માતા સામું પણ જોતાં નથી. માતાના આશાના મિનારા ભાંગીને ભૂક્કો થઈ જાય છે.

એક વખત માતા અને દીકરો બે હતા. માતા બાલવિધવા હતી. વિધવાપણાનું દુઃખ તો ભોગવે તે જાણે. તેમાં પણ જો પતિ ધન મૂકીને ગયા હોય તો તે બહેન દુઃખને કંઈક ભૂલી શકે પણ જેને ધણી ગયો અને ધન ગયું તેની કેવી દશા હશે? તે તો વેઠે તે જાણે. આ માતાની પાસે તો ધન પણ નથી. તે ઘંટીના પૈડાં ફેરવી પોતાનું જીવન નિભાવે છે. દીકરાને પણ સંસ્કાર આપી તેનું ઘડતર ઘડે છે. આજે વિજ્ઞાન આગળ વધતાં વિધવા બહેનોની આજીવિકામાં ધક્કો લાગ્યો છે. માતા વિચાર કરે છે હું કાળી મજૂરી કરીશ પણ દીકરાને ભણાવવો છે. માતાને મોટી આશા છે. દીકરો ભણશે તો સુખી થશે અને મને ઘડપણમાં સુખની ઘડી આવશે. પુત્ર ખૂબ ગુણીયલ અને વિનયવાન છે, કારણ કે માતાએ સુંદર સંસ્કારનું સીંચન કરી તેનો જીવન બગીચો ગુણરૂપી પુષ્પોથી મઘમઘતો બનાવ્યો છે. આ પુત્ર રોજ માતાને વંદન કરે ને તેની ચરણરજ માથે ચઢાવે. દીકરો મોટો થતાં ભણવા બહારગામ ગયો. ભણીગણીને તૈયાર થયો. એટલે આ માતા દીકરાને પત્ર લખે છે, વહાલા દીકરા! તું હવે ભણીગણીને તૈયાર થયો. તો હવે આ ગામડામાં હું એકલી રહીને શું કરું? માટે તું કહે તો હું ત્યાં આવી જાઉં. આ દીકરાના લગ્ન થઈ ગયા છે. દીકરો માતાના ઉપકારને ભૂલ્યો નથી. તેણે લખ્યું, હે મારી રક્ષણદાતા વહાલસોયી માતા! તું જરૂરથી અહીંયા આવ. દીકરાના પત્રથી માતા દીકરાના ઘેર આવી. માતા આવી તેથી દીકરાને આનંદ થયો પણ વહુનું મોઢું ફરી ગયું. અરે, આ લપ ક્યાં આવી! મારે ક્યાંય જવું હોય, કંઈ કામ કરવું હોય તો આ સાસુને પૂછવું પડે. આ કેમ પોષાય! વહુને સાસુજી જરા પણ ગમતા નથી. તેને તો બંધનરૂપ લાગે છે. છોકરો વિચાર

કરે કે મારે કોનું માનવું ? મારી માતાએ મારી પાછળ કેટલા કષ્ટ વેઠયા છે! કાળી મજુરી કરીને મને આટલે સુધી પહોંચાડ્યો છે. તો તે માતાના ઉપકારને કેમ ભૂલાય! પત્નીને હું પરણીને લાવ્યો છું, એટલે કોનું સાંભળવું! પણ કહે છે ને કે જમણો હાથ મોં ભણી વળે.

એક દિવસ છોકરો અને વહુ બેઠા છે. વહુ ખૂબ રડે છે અને કહે છે, તમે મને રજા આપો અથવા બાને રજા આપો. જ્યાં બા ત્યાં હું નહિ અને હું ત્યાં બા નહિ. આ બંને વાતો કરે છે. માતા બાજુના રૂમમાં બેઠી છે. આ બધી વાતો સાંભળે છે. તેના મનમાં થયું, કે મારા નિમિત્તે જો કકળાટ થતો હોય તો મારે આ ઘરમાં રહેવું નથી. આ વહુ છોકરાને કેટલો દબાવી રહી છે! હવે મારે આ ઘરમાં રહેવું યોગ્ય નથી. એટલે આ માતા કહે છે: દીકરા! અમારા જેવી બધી ડોશીઓ જાત્રા કરવા જાય છે તો મારે પણ તેમની સાથે જાત્રા કરવા જવું છે, માતા! કોણ જાય છે! તો કહે અમે મંદિરે દર્શન કરવા જઈએ અને બધા ભેગા થઈએ તે બધા જાય છે. છોકરો પૂછતો નથી કે ક્યાં આગળ જાત્રા કરવા જવું છે? કઈ ગાડીમાં જવું છે! તારી પાસે પૈસા નથી તો હું આપું! કંઈ જ પૂછતો નથી. તેના મનમાં પણ એમ થઈ ગયું છે કે આ ડોશીમા જશે એટલે ઘરમાંથી કકળાટ જશે. ડોશીમા તો જાત્રાનું બહાનું કાઢીને ઘરમાંથી નીકળી ગયા. અને તે ગામમાં પોતાના છોકરાનો મિત્ર રહેતો હતો એના ઘેર ગયા. આ મિત્રે આ માજીને જોયા. તે ઓળખી ગયો કે આ મારા મિત્રની માતા છે. હજુ તેની ઉંમર ૫૦ વર્ષની છે. છતાં આટલું બધું ઘડપણ કેમ દેખાય છે? છોકરાના આ મિત્રે તેને ખૂબ આવકાર આપ્યો. મા, પધારો. આપના આવવાથી ખૂબ આનંદ થયો છે. આપને અચાનક આવવાનું કેમ બન્યું! દીકરા! હું જાત્રા કરવા ગઈ હતી. જાત્રા કરીને આવી ત્યારે એમ થયું કે લાવ તને મળતી જાઉં! આ માતા તો અહીં રહે છે, મિત્ર ખૂબ પ્રેમથી રાખે છે. આમ કરતાં આ ડોશીને એક મહિનો થવા આવ્યો. આ મિત્ર વિચાર કરે છે, આ ડોશીમાને અહીં આવ્યા એક મહિનો થવા આવ્યો છતાં જવાનું નામ લેતા નથી. માટે અંદર કંઈક ભેદ લાગે છે. આ ડોશીમા રસોઈ આદિ બધું કામ કરે છે. એટલે ઘરના બધાને પ્રિય થઈ પડ્યા છે. આમ કરતાં બે માસ વીતી ગયા છતાં જવાનું નામ લેતા નથી. એટલે મિત્ર વિચાર કરે છે મારા મિત્રને રૂ. ૫૦૦ નો પગાર છે. તે ડોશીમાનો એકનો એક દીકરો છે. છતાં તેનું ઘર મૂકીને અહીં રહે છે માટે કંઈક કારણ છે. તેથી એક વાર પૂછે છે મા! તમે તો મારી માતા સમાન છો. આપ અહીં આવીને રહ્યા છો, ઘરનું બધું કામ કરો છો તો કંઈ કારણ છે! ડોશીમા કહે ભાઈ! કંઈ કારણ નથી, જેવું મારું ઘર તેવું તમારું ઘર છે. આપ બધાનો મારા પ્રત્યે ખૂબ પ્રેમ છે એટલે મારું ઘર માનીને રહી છું, બાકી કંઈ કારણ નથી. ડોશીમાની ખાનદાની

કેટલી છે! તેને ભલે દીકરાએ કાઢી મૂકી પણ તેના મનમાં તો એમ છે કે મારા દીકરાનું ખુલ્લું કેમ કરાય! સંતાનો માતાને ભૂલે પણ માતાની લાગણી માતાનું વાત્સલ્ય તો સદાય પુત્ર પર વહ્યા કરે છે. જ્યારે મિત્રે આમ પૂછ્યું ત્યારે ડોશીમાને થયું કે મને વારંવાર પૂછશે તો મારે સત્ય હકીકત કહેવી પડશે માટે હવે મારે આ ઘર છોડી દેવું એ શ્રેષ્ઠ છે. એમ વિચાર કરીને મિત્રનું ઘર છોડી દીધું, અને પછી સગાવહાલાને ઘેર જતાં ફરતાં ફરતાં પોતાના દીકરાને ઘેર જાય છે. દીકરાના ઘેરથી નીકળ્યા ૧૫ વર્ષ થઈ ગયા. ગરીબાઈથી સાવ સુકાઈ ગયા છે તેથી દીકરો-વહુ કોઈ ઓળખી શકયા નહિ. આ માડીએ વિચાર કર્યો હવે મારે તેની માતા થઈને નથી જવું. એટલે કહે છે બહેન! તમારે કામવાળીની જરૂર છે! હું તમારા ઘરનું બધું કામ કરીશ. ત્યારે આ વહુ પૂછે છે માજી! તમે શું પગાર લેશો! માજી કહે મારે ખાવું પીવું અને પહેરવા કપડાં જોઈએ. બાકી મારે પગાર નથી જોઈતો. હું ખાઈ પીને તમારા ઘરનું બધું કામ કરીશ.

**દીકરાને ઘેર મા નોકરડી** :– દીકરો ઓફીસેથી આવે છે. આ વહુ બધી વાત કરે છે. ત્યારે કહે-ભલે, તારે રાખવી હોય તો રાખ. પણ આ ડોશીને જોઈને દીકરાને થાય છે કે મારી મા જાત્રાનું બહાનું કાઢીને ગઈ છે તે હજુ સુધી આવી નથી. પણ આ ડોશીમા મારી માને મળતા આવે છે. દીકરો દયાળુ છે. આમ કરતાં કેટલોક સમય વીતી ગયો.

**"જેવો આપણો તેવો બીજાનો જાણો** :– એક વાર એવો પ્રસંગ બન્યો કે વહુનો દીકરો અઢી વર્ષનો છે તે બહાર રમવા ગયો છે. રમતાં રમતાં છોકરો ક્યાંક જતો રહ્યો, ગુમ થઈ ગયો. આ વહુએ ઘણી શોધ કરી, પણ દીકરો મળતો નથી. એટલે કલ્પાંત કરે છે, પતિને ખબર આપે છે. પતિ ઘેર આવે છે. વહુ માથા ફોડે છે, ને ઝૂરે છે. ડોશીમા કહે-વહુ બેટા! તું શા માટે આટલો બધો કલ્પાંત કરે છે, રડે છે? હમણાં મળી જશે. તારો અઢી વર્ષનો બાબો ખોવાયો તો તેં કોઈનો અઢાર વર્ષનો ખોઈ નાંખ્યો હશે. કોઈ માતાનો દીકરો તેં ખોવરાવી નાંખ્યો હોય એવું બન્યું છે ખરું? તું ગભરાઈશ નહિ. જીવ જેવાં કર્મો કરે તેવાં તેને ભોગવવા પડે છે. આ ડોશીમા મકાનમાંથી ઉતરી દીકરાની શોધ કરવા પાદરમાં ગઈ. પાદરમાં એક ઝુંપડી હતી તે ઝુંપડીમાં માણસ આ બાબાને લઈને ઊભો છે. બાળક રડે છે. ડોશીમાએ બાળકને જોયો. તે ઓળખી ગઈ કે અમારો દીકરો છે. ડોશી ઘરમાં રહેતી હતી એટલે છોકરો પણ તેને ઓળખતો હતો. ડોશીએ છોકરાને બાથમાં લઈ લીધો અને હૈયા સમો ચાંપી દીધો. પેલા માણસને કહે છે વીરા! તેં બાબાને સાચવ્યો તે બદલ તારો મહાન ઉપકાર. ડોશીમા બાબાને લઈને દોડતા ઘેર આવ્યા. છોકરાને જોઈને વહુ-દીકરાનું હૈયું હરખાઈ ગયું. પણ માજીની આંખમાં આંસુ છે. પૂછે છે, માડી! તારી

આંખમાં આંસુ કેમ છે? આ બંને પૂછે છે પણ માજી કંઈ જવાબ આપતા નથી. બહુ પૂછયું-ત્યારે કહે છે માને દીકરો કેટલો વહાલો હોય છે! તારો અઢી વર્ષનો ખોવાયો તો તેમાં તું આટલો ઝૂરાપો કરતી હતી પણ મારો દીકરો તો ૧૫ વર્ષથી ખોવાઈ ગયો છે. એ દીકરા માટે હજું મારું દિલ તલસી રહ્યું છે. માજી! તમારો દીકરો કેવી રીતે ખોવાઈ ગયો છે! યાદ આવતાં ડોશીમાંની આંખમાં આંસુ આવી જાય છે. દીકરો આ ભેદ ન સમજી શકયો. સંસાર આ રીતે ચાલે છે. હજુ મા-દીકરાનો ભેદ ખૂલતો નથી.

એક વાર વહુ ચાર દિવસથી બહાર ગઈ. દીકરાનું માથું ખૂબ દુઃખે છે એટલે ડોશીમા કહે, લાવ તને બામ લગાડી આપું. તેથી બામ લઈને માથાની રગ દબાવે છે ત્યારે દીકરાને થાય છે કે મારી માતા પણ આવી રીતે માથું દબાવતી હતી. તે વારંવાર ડોશીમાં સામું જુએ છે. તેને નક્કી થયું કે આ જ મારી માતા છે. એકદમ ઊઠીને પગમાં પડીને કહે છે હે માતા! તું જાત્રા કરવાને બહાને ગઈ હતી તે જ તું પાછી આવી લાગે છે. માતા! તું સાચું કહી દે. પછી મા દીકરાનો ભેદ ખુલી ગયો અને દીકરો પગમાં પડીને માફી માંગવા લાગ્યો. માતા કહે દીકરા! એમાં તારો દોષ નથી. દોષ મારા કર્મનો છે. આ વાત ચાલતી હતી ત્યાં વહુ આવી ગઈ. તેને ખબર પડી કે આ મારા સાસુ છે. તેથી તેને પણ ખૂબ પસ્તાવો થયો. અહો! મેં નોકરડી માનીને તેમની પાસે કેટલા કામ કરાવ્યા છે! ધિક્કાર છે અમને! વહુ દીકરો બંને પગમાં પડી ખૂબ રડે છે ને માફી માંગે છે. હે માતા! તેં મને કેટલું કષ્ટ વેઠીને ઉછેર્યો, ભણાવ્યો-ગણાવ્યો અને એ ઉપકારી માતાના ઉપકારને હું સાવ વીસરી ગયો. એટલું જ નહિ પણ નોકરડી તરીકે કામ કરાવ્યા. ડોશીમા કહે ભાઈ! દોષ તમારો નથી. મારા કર્મનો દોષ છે. આ સંસાર જ આવો છે.

ધર્મઘોષ મુનિ પોતાના સંત સતીજીઓને બોલાવીને વાત કરી રહ્યા છે. નાગેશ્રી બ્રાહ્મણીએ આપણા તપસ્વી ધર્મરૂચી અણગારને કડવી તુંબીનું શાક વહોરાવ્યું. તે ઝેરી આહાર ધર્મરૂચીએ પોતાના પેટમાં પચાવી દીધો. તે ધર્મરૂચી અણગારે ઘણા વર્ષો સુધી શ્રામણ્ય પર્યાયનું પાલન કર્યું છે. અને પાલન કરીને આલોવી, પડિક્કમી, નિંદી નિશલ્લ થઈને તેઓ સમાધિમાં લીન થઈ ગયા છે. કાળ સમયે કાળ કરીને તેઓ સૌધર્મ વગેરે બાર દેવલોકથી ઉપર નવ ગ્રૈવેયકથી પણ આગળ જે સર્વાર્થ-સિદ્ધ નામે વિમાન છે કે જેમાં ૩૩ સાગરની સ્થિતિ છે અને આ સ્થિતિ જ્યાં બધા દેવોની સરખી છે. તેઓ તેમાં ૩૩ સાગરની સ્થિતિવાળા દેવ થયા છે. તે ધર્મરૂચી દેવ ત્યાંથી ચ્યવીને યાવત્ મહાવિદેહ ક્ષેત્રમાં જઈ સિદ્ધિને મેળવશે. નાગેશ્રી બ્રાહ્મણીએ આપણા અઘોર તપસ્વીને કડવી તુંબીનો આહાર વહોરાવ્યો. અને તે આહારથી આપણા

મુનિના પ્રાણ ચાલ્યા ગયા. આ શબ્દો સાંભળીને બધા સંત સતીજીઓમાં ખળભળાટ મચી ગયો. હવે શું બનશે તે ભાવ અવસરે કહેવાશે.

આજે અઠ્ઠાઈ ધરનો પવિત્ર દિન છે. આપ સહુ સારી સંખ્યામાં આરાધનામાં જોડાવા તૈયાર થજો. તપના, બ્રહ્મચર્યના માંડવડા રોપી દો. તમારે ત્યાં મહેમાન આવે છે તો તેનો સારી રીતે સત્કાર સન્માન કરો છો. આ પર્વાધિરાજ પર્વ આપણે આંગણે આવ્યા છે. તો તેમનું સન્માન કરવા માટે દાન-શીયળ-તપ-ભાવનાના માંડવા રોપી દો. માટે જેનાથી જે બને તે યથાશક્તિ તપ-ત્યાગ બ્રહ્મચર્યમાં જોડાજો. વધુ ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.-૪૦

### સ્વાતંત્ર્ય દિન

શ્રાવણ વદ ૧૪ ને ગુરૂવાર તા. ૧૫-૮-૭૪

આજે પાવનકારી પર્યુષણ પર્વનો બીજો દિવસ છે. આપણા આત્મામાં જે પરભાવની ખરાબીઓ અને દુર્ગુણો ભરેલા છે તેને વિસર્જન કરવા માટે આ પર્યુષણ-પર્વ પવિત્ર પ્રેરણા લઈને આવ્યા છે. દેવાનુપ્રિયો ! પર્યુષણ પર્વ એ આત્માની ઉપાસનાનું પર્વ છે. આ દિવસોમાં આંતર નિરીક્ષણ કરવાનું છે કે ક્યાંય મનમાં ક્રોધની ભઠ્ઠી તો સળગતી નથી ને ! માનના સર્પો ઝેરી દાઢથી કરડતા નથી ને ! તૃષ્ણાનો સાગર ઉન્માદે તો ચડ્યો નથી ને ! વાસનાના કીડા તો ખદબદતા નથી ને ? વિકારોની આંધી તો ઊઠતી નથી ને ? કદાચ આ બધું હોય તો તેને દૂર કરવા માટે આ પર્વાધિરાજ પર્યુષણ પર્વ આવ્યા છે. પર્યુષણપર્વ તમને આ સંદેશો આપે છે કે આત્મામાં જે વિકારો ભરાઈ ગયા છે તેનો નાશ કરો ને સદ્ગુણનો દીવડો આત્મામાં પ્રગટાવો. આ પર્વ અંધકારમાંથી પ્રકાશ તરફ, અસત્‌માંથી સત્ તરફ, અને રાગમાંથી ત્યાગ તરફ આગળ વધવાની પ્રેરણા આપે છે. પવિત્રતાની પ્રેરણાના પિયુષના પાન કરાવતાં પર્વાધિરાજ પર્યુષણ પર્વના દિવસો તમને અમૂલ્ય બોધ આપે છે કે હે માનવ ! તારા અંતરના ઓરડામાં જ્ઞાનનો દિપક પ્રગટાવ અને હૃદયને માંજીને મનની વૃત્તિઓને સ્વચ્છ બનાવ. આ બધું કરવાને માટે સર્વ પ્રથમ તમારે જ્ઞાનનો દિપક પ્રગટાવવો પડશે. તે વિના જીવનની અંધારી રાત્રે આગળ નહિ વધી શકાય. અજ્ઞાન અંધકાર છે જ્યારે જ્ઞાન પ્રકાશ છે. અને જ્ઞાનનો પ્રકાશ તો એવો છે કે તેને તેલની કે વાટની પણ જરૂર નથી. જ્ઞાન સ્વયં પ્રકાશમાન છે, એટલે તેને

બીજા પ્રકાશની જરૂર નથી. જ્ઞાનના અભાવના કારણમાં આત્મા અનંત કાળથી ભવમાં ભમી રહ્યો છે. ભારતમાં લાખો જૈનો આ પર્વમાં પવિત્રતમ મંથનક્રિયા-અનુષ્ઠાનો કરી જીવનને મંગળમય બનાવે છે.

ખરેખર, આવા મહાનપર્વો સંસારી આત્માઓને ભવસાગરમાં ઝોલા ખાતી જીવનનૌકાને પાર પહોંચાડવાને માટે દીવાદાંડી સમાન બની રહે છે. અજ્ઞાન અને પ્રમાદની ઘોર નિદ્રામાં પોઢેલા જીવાત્માઓને જગાડે છે અને કર્તવ્ય નિષ્ઠાનું ભાન કરાવે છે. કોઈ પણ આત્મા સાથે વૈરવિરોધ થયો હોય તેની સાથે સાચા હૃદયે હાર્દિક ક્ષમાપના કરવાની હાકલ કરે છે. આળસ અને પ્રમાદને ખંખેરી નાખે છે. આનંદ અને ઉત્સાહનું મોજું ફરી વળે છે. આ છે પર્યુષણ પર્વનું રહસ્ય. આપણે પણ એ પર્વને અભિનંદીએ છીએ. પર્યુષણ પર્વના દિવસોમાં ચંપા શ્રાવિકાનું નામ યાદ કરીએ છીએ. ચંપા શ્રાવિકાએ છ મહિના ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી. તે નિમિત્તે એક ભવ્ય જુલુસ નીકળ્યું. વાજાંના મધુર અવાજ દિલ્હીના સમ્રાટ બાદશાહ અકબરના કાને અથડાયા અને બાદશાહે સેવકોને પૂછયું. આ કોનુ જુલુસ છે? સેવકોએ જવાબ આપ્યો. જહાંપનાહ! ચંપા શ્રાવિકાએ છ મહિનાના ઉપવાસ આદર્યા છે તે નિમિત્તે આ ભવ્ય જુલુસ કાઢવામાં આવ્યું છે.

**બાદશાહ આભા બન્યા:** છ મહિનાના ઉપવાસની વાત સાંભળતા બાદશાહ આશ્ચર્ય પામી ગયા. શું આ શકય છે! બાદશાહને આ વાત સાચી ન લાગે. શું છ મહિના સુધી ભૂખ્યા રહી શકાય? હું એક દિવસ ભૂખ્યો રહી શકતો નથી. તે મારી પાસે રહીને કરે, તો હું આ વાત સાચી માની શકું. ચંપા શ્રાવિકાને બાદશાહના રાજમહેલમાં લાવ્યા. તેને ફરતો ચોકી પહેરો મૂકી દીધો અને પોતે પણ ચોકી કરતા. એમ કરતાં છ મહિનાના ઉપવાસ પૂરા થયા. આ જોઈને અકબર બાદશાહનું શીર તેના ચરણમાં ઝૂકી ગયું. મા! તું તો સાક્ષાત્ દેવી છે. માંગ માંગ, માંગ તે આપું. ત્યારે ચંપા શ્રાવિકા કહે છે મારે તો બીજું કાંઈ નથી જોઈતું. પણ જો આપ મને આપવા ઇચ્છતા હોય તો મારી ભાવના છે કે આપના રાજ્યમાં જ્યાં સુધી આપની આણ વર્તે છે ત્યાં સુધી અહિંસાનો અમારી પડહ વગડાવો. ચંપા શ્રાવિકાના તપના પ્રભાવથી બાદશાહ ધર્મ પામી ગયા. અને તેમના રાજ્યની આણ વર્તતી હતી ત્યાં સુધી અહિંસાનો અમારી પડહ વગડાવ્યો. આ છે તપનો અપૂર્વ પ્રભાવ!! 'મુસલમાન બાદશાહે પણ આવી સુંદર દયા પળાવી.

બંધુઓ! નેમનાથના જીવનનો પ્રસંગ તો આપે ઘણી વાર સાંભળ્યો છે. નેમનાથ, રાજુલને પરણવા તોરણે આવ્યા. જ્યારે પરણવા આવ્યા ત્યારે પશુઓની કારમી ચીસો, કરૂણ રૂદન સાંભળ્યા. સારથીને પૂછતાં ખબર પડી કે આ લગ્નમાં જાનને ગોરવ

દેવા માટે આ પશુઓનો વધ થવાનો છે. આ સાંભળ્યું ત્યાં નેમનાથે નિશ્ચય કર્યો કે અહો ! મારા લગ્ન ખાતર આટલા બધા નિર્દોષજીવોનો કચ્ચરઘાણ ! નેમનાથ કહે, મારે આવા લગ્ન ન જોઈએ. નેમનાથ તો આ જીવોની કરૂણા લાવીને તેમને છોડાવવાના હતા. પણ જે પ્રાણીઓ મૃત્યુના ભયથી ચિચિયારીઓ કરી રહ્યા હતા તેવા નાના બચ્ચાઓને તેમની માતાએ કહ્યું. પ્રાણીઓ ! તમે ગભરાશો નહિ. રડશો નહિ, રાજુલને પરણવા આવનાર એવો દયાળુ અને અહિંસાનો પેગમ્બર છે કે તે આપણામાંથી એક પણ જીવની હિંસા નહિ થવા દે. કોઈને મરવા નહિ દે. તે બધા જીવોને અભયદાન અપાવશે. માટે તમે ઝૂરશો નહિ. રડશો નહિ. આપ તદ્દન નિર્ભય રહો. પશુઓને પણ નેમનાથ પ્રત્યે આટલી શ્રદ્ધા હતી. જીવોની રક્ષા માટે નેમનાથ તોરણે આવેલા પાછા વળી ગયા. અને પછી પોતે આત્મસાધનાના પંથે પ્રયાણ કરી સિદ્ધગતિને પામ્યા. કહેવાનો આશય એ છે કે જીવદયા ખાતર કેટલું બધું જતું કરી દીધું !

આજે તો કયો દિવસ છે? તમારો સ્વતંત્ર–આઝાદીનો દિન છે. મુસલમાન બાદશાહે રાજ્યમાં જીવદયા સુંદર પળાવી. જ્યારે આજે તમારા સ્વતંત્ર રાજ્યમાં હિંસાને તો જાણે દેશવટો દીધો છે! ભયંકર કતલખાના ખોલાઈ રહ્યા છે. વાનર સપ્તાહ, માખીમાર સપ્તાહ, મત્સ્ય ઉદ્યોગ વિગેરેની યોજનાઓ ઘડાઈ રહી છે. અહિંસાપ્રધાન ભારત દેશને આ શોભે ખરું ? " अहिंसा परमो धर्मः । ' 'आत्मवत् सर्व भूतेषु ।' આવા સુંદર મહાવાક્યો આ નેતાઓના કાને ક્યારે અથડાશે ? અને ક્યારે જીવનમાં તેનું આચરણ થશે ? જ્ઞાની પુરૂષો શાંતિનો રાહ બતાવતાં કહે છે કે–

" जावन्त ऽ विज्जा पुरिसा सव्वे ते दु. संभवा । "

આ સંસારમાં જેટલા અજ્ઞાની મનુષ્યો છે તે બધા દુઃખને ઉત્પન્ન કરનાર છે. ઘણી કિંમતનો ઘોડો ખૂબ વેગવાળો હોય પણ એના ઉપર બેસનાર માણસ અંધ હોય તો ધારેલા સ્થાને પહોંચી શકતો નથી. તેવી રીતે ક્રિયા ગમે તેટલી સુંદર હોય તો પણ જો સાધકના હૃદયમાં જ્ઞાનનો પ્રદીપ જ્વલિત નથી તો તે સત્યનું દર્શન કરી શકતો નથી. આધ્યાત્મિક પંથે તેનું પ્રયાણ થતું નથી. એટલા માટે પહેલા જ્ઞાન મેળવવું જરૂરી છે. તેથી ભગવંતે કહ્યું છે કે " पढमं नाणं तओ दया । " સાધનાના ક્ષેત્રે ક્રિયાની સાથે જ્ઞાનનું સ્થાન પણ મહત્વનું છે. આજે માણસને દુઃખ શેના કારણે છે ? અજ્ઞાનના કારણે.

અજ્ઞાન પાપને જન્મ આપે છે. આફ્રિકાની જંગલી જાતિના લોકો એવું માને છે કે કોઈના મર્યા બાદ એની કબરમાં જે વસ્તુ રાખવામાં આવશે તે મરનારને સામી ગતિમાં મળશે. આ કેટલું ભયંકર અજ્ઞાન છે ! આ અજ્ઞાન એટલે સુધી પહોંચી ગયું હતું કે કોઈ રાજા કે સરદારના મરણ બાદ એમની સ્ત્રીઓ, ગુલામો અને

નોકરોને પણ મારીને એમની સાથે કબરમાં દાટવામાં આવતા હતા. એટલે રાજાને પરભવમાં નોકરચાકરો મળે, આ બધું પાપ અજ્ઞાનના કારણે જ થાય છે ને? આ અજ્ઞાને કેટલા પાપ કરાવ્યા છે તે તમે સાંભળશો તો તમારું હૃદય કંપી જશે. ડહોમી જાતિમાં દર વર્ષે અમુક નોકરોને મારી નાંખવામાં આવે છે. તે એટલા માટે કે મૃત્યુ પામેલા બાદશાહને નવા નવા અનુચરો મળતા રહે. આ લોકો મનુષ્યની ખોપરીઓ વડે પોતાનું ઘર શણગારે છે. અને એ ચોરાઈ જાય તો યુદ્ધ ખેલવા પણ તૈયાર થઈ જાય છે.

જૈન દર્શનની માન્યતા પ્રમાણે આ જીવને જો સંસારમાં રખડવું પડતું હોય તો મુખ્ય કારણ અજ્ઞાન અને કર્મ છે. કર્મ એ આત્માનો રોગ છે. જયાં સુધી કર્મ-રોગ નાબૂદ નહિ થાય ત્યાં સુધી આત્માને ભવભ્રમણ ઊભું છે. ધર્મઘોષ મુનિ પોતાના પરિવારને ગૌચરીમાં ઝેર જેવું કડવી તુંબીનું શાક મળ્યું છતાં હસતાં ચહેરે તેઓ ઝેરને પચાવી ગયા. ઝેર પચાવવું એ જ સાચી સાધુતા છે. આવા કપરા પ્રસંગો આવે ત્યારે ક્ષમા રાખવી. કષાયનો કણીયો ન આવવા દેવો તે જ સંયમી જીવનનું સાચું ગૌરવ છે. સોનાની પરીક્ષા કરવા તેને અગ્નિમાં નાંખવામાં આવે છે. હીરાને સરાણે ચઢાવવામાં આવે તો જ સાચી પારખ થાય છે. તેમ સાધક દશામાં ઉપસર્ગ આવે ત્યારે ખબર પડે કે હું હીરો છું કે કાંકરો છું? ધર્મરૂચી અણગાર કાળ કરીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા.

આજનો દિવસ સ્વતંત્રદિન છે. પરંતુ આજે તો સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા આવી ગઈ છે. આજે પંદરમી ઓગષ્ટના દિવસે તમે બ્રિટીશની ગુલામીમાંથી મુક્ત થયા છો અને તમે પણ માનો છો કે અમે સ્વતંત્ર બન્યા. પણ તમે ખરેખર હજુ સ્વતંત્ર બન્યા નથી. સ્વતંત્રતાનો અર્થ સમજ્યા નથી. તમે મોહ–માયા–મમતા અને પરિગ્રહના બંધનથી બંધાયેલા છો. જીવને પરિગ્રહની કેટલી મમતા છે! ધનનો મોહ છૂટે તો ધર્મ થાય. પણ ધનથી ધર્મનો વિજય ન થઈ શકે. દેવાનુપ્રિયો! તમે તો આજે ધન અને ધર્મને એકમાં ખતવો છો પણ ધનથી ધર્મ કદી ખરીદી શકાતો નથી. ધન અને ધર્મ બંને અલગ વસ્તુ છે. તમે કહો છો કે ધન વિના એક વસ્તુ પણ ખરીદી શકાતી નથી. પૈસા વિના દાતણ પણ મળતા નથી. એ વાત તમારી સાચી છે. છતાં અમુક મહત્ત્વની ચીજો પૈસાથી ખરીદાતી નથી. એ તો ધર્મથી જ મળે છે. પૈસાથી બાટાના બૂટ મળે પણ કંઈ પગ મળે ખરા? પૈસાથી ફર્સ્ટ કલાસ મખમલની ગાદી મળે પણ ઊંઘ મળે ખરી? પૈસાથી ચશ્મા મળે પણ આંખ મળે? પૈસાથી મનમાન્યા સ્વાદિષ્ટ ભોજન મળે પણ ભૂખ મળે? જે પૈસાથી ભોજન મળે, ગાદી

મળે પણ ભૂખ કે ઊંઘ ન મળે એવી સંપત્તિ શા કામની? ભૂખ માટે દવા ખાવી પડે, ઊંઘ માટે ઘેનની ગોળી લેવી પડે, આવી સંપત્તિની કાંઈ જ કિંમત નથી તમે જન્મ લીધો ત્યારે સાથે જ હાથ–પગ–કાન–નાક–આંખ આવું સુંદર શરીર બધું મળ્યું. આ બધું કયાંથી મળ્યું ? ધર્મથી આ શરીર અને શરીરનાં અંગોપાંગ મળ્યા છે.

આજના સ્વતંત્ર દિને તમે ૨૭ વર્ષ પહેલા ગુલામીમાંથી મુક્ત બન્યા. પણ એ રાજકીય ગુલામી તો હજુ તમારા માથે ઊભી છે. આજે મેનેજર બદલાય છે પણ માલિક બદલાતા નથી. અમને આ તમારી સ્વતંત્રતાથી આનંદ નહિ આવે. અમે આવી સ્વતંત્રતાને સ્વતંત્રતા માનતા નથી. ગુલામી બે પ્રકારની છે. એક બાહ્ય અને બીજી આભ્યંતર. ભારત સ્વતંત્ર થયો પણ દેશમાં કેટલી આફતો આવી રહી છે! દિવસે દિવસે જાતજાતના આક્રમણો વધતા જાય છે. અને પ્રજાને માથે મુશીબતો આવતી જાય છે. આ રાજકીય ગુલામીમાંથી મુક્ત થયા નથી અને કર્મની આભ્યંતર ગુલામી તો હજુ ઊભી છે.

**કર્મો કેવા છે ?:** જેના ઉપર તમારી આશાના મિનારા છે એવો છોકરો મરણ પામે તો દુઃખ થાય ને? અગર કોઈ કેન્સર જેવો ભયંકર રોગ લાગુ પડી જાય તો તરત સીધા ટાટામાં દાખલ કરી દો અને રોગથી મુક્ત કરવા થાય તેટલા પ્રયત્નો કરો છો. પણ શું આ વૈજ્ઞાનિક શોધખોળો તરત દર્દથી મુક્ત કરી શકે છે? કદાચ વેદનીય કર્મ શાંત પડયું હોય તો શાંતિ થાય. ને શાતાનો ઉદય થાય તો મટી જાય. એ બધું કર્મને આધીન છે. કદાચ પુણ્યના ઉદયથી મોટા બંગલા મળે, રૂમે રૂમે ટેલીફોન હોય, આંગણામાં ચાર મોટરો ખડી રહેતી હોય, ક્રોડો કે અબજોની સંપત્તિના સ્વામી હો અને સ્વતંત્રતા પ્રમાણે ઇચ્છિત સુખ ભોગવતાં હો છતાં કર્મરાજાની કેદમાં સપડાયેલા છો. ભયંકર પરદેશી આક્રમણ અને સ્વદેશી અંધાધૂંધીથી તમે મુક્ત થયા તો પણ કર્મના કેદી તો છો જ. એટલે ગુલામ છો. તમને આ ગુલામી ગુલામીરૂપે સમજાતી નથી એ અજ્ઞાનતા છે. અમારે તમારી આંખ ખોલાવવી છે. પણ તમે તો આંખ બંધ કરી દો છો. આજે તો રશિયા, અમેરિકા, કેનેડા ભારતને બધું આપે છે પણ સામે શરતો કેવી કરે છે? છતાં બધી શરતો મંજુર કરો છો પણ આત્માને કર્મની ગુલામીમાંથી મુક્ત કરવા માટે ભગવંતે જે શરતો મૂકી છે તેનો સ્વીકાર કરવાનું મન નથી થતું. કારણ કે પાંચ ઈન્દ્રિઓ અને છઠ્ઠું મન એનો જીવ ગુલામ બની ગયો છે. ઈન્દ્રિઓ અને મનનું કહ્યું કરવા માટે જાતને ગીરવી મૂકી દેવા તૈયાર થાય છે. આજે વિદ્યાર્થીઓ કહે છે અમારે શિક્ષકની પરતંત્રતા ન જોઈએ. પત્ની કહે છે પતિની, નોકર કહે શેઠની અમારે પરતંત્રતા ન જોઈએ. અહીં બધે પરતંત્રતા લાગે છે પણ કર્મની પરતંત્રતા સાલતી નથી. કર્મને આધીન અને ઈન્દ્રિયોને વશ થયેલો આત્મા જ ખરો ગુલામ છે. પાંચ ઈન્દ્રિયો અને છઠ્ઠું મન એ

આત્માના નોકરો છે. પણ અત્યારે તો આત્મા જ નોકર બની ગયો છે. આજે નોકરોનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. મન રૂપી નોકર કહેશે, ચાલો ફેન્ટા પીવા જવું છે તો તૈયાર. કોકાકોલા પીવા જવું હોય તો તૈયાર. આ બધી ગુલામી જ છે ને! પુત્ર પિતાનું વચન માનવા તૈયાર નથી. તમે તમારા પુત્ર ઉપર હકુમત ચલાવી શકતા નથી. શું આ સ્વતંત્રતા છે કે પરાધીનતા!

અંગ્રેજ સરકારે ભારત ભૂમિ ઉપર કેટલા વર્ષો રાજ્ય કર્યું? ફક્ત દોઢસો વર્ષ. એણે ભારત ઉપર ફક્ત દોઢસો વર્ષ તેની સત્તા જમાવી અને ભારતને એની પરતંત્રતા લાગી એટલે બ્રિટીશની ગુલામીમાંથી મુક્ત બનવા માટે ભારતની જનતાએ કેટલો પુરુષાર્થ કર્યો? કેટલા યુવાનોના લોહી રેડી દીધા. કેટલા પીઠી ભર્યા યુવાનો ખતમ થઈ ગયા. કેટલાને જેલમાં જવું પડયું. કેટલાંને લાઠીમાર ખાવો પડયો. કંઈકના ઉપર ટીયરગેસ છોડયા. એની કાળી વેદના સહન કરવી પડી. દોઢસો વર્ષની અંગ્રેજની ગુલામીમાંથી મુક્ત થવા અને સ્વતંત્રતા મેળવવા આટલું સહન કરવું પડયું છતાં રામરાજ્ય જેવી સ્વતંત્રતા મળી ખરી? સ્વતંત્રતાને બદલે સ્વચ્છંદતા વધી રહી છે. અંગ્રેજથી પણ વધુ કનડગત કરનાર દુશ્મનો હોય તો તે આપણા કર્મો છે. આપણા ઉપર મોહનીય કર્મે દોઢસો બસો કે પાંચસો વર્ષોથી નહિ પણ અનંતા કાળથી સામ્રાજ્ય જમાવ્યું છે. અંગ્રેજના રાજ્યમાં જે કષ્ટ સહન નથી કર્યું તેનાથી અનંત ગણું મહાન કષ્ટ જીવ કર્મોના રાજ્યમાં સહન કરે છે. એમાંથી કઈ રીતે છૂટાય એજ આપણે વિચારવાનું છે. આવી આઝાદી તો ઘણી વખત મેળવી અને ભોગવી. પણ દુઃખ ગયું નહિ. તમામ દુઃખોનું મૂળ કારણ મોહ છે. આજે જીવ દુઃખના ખાડામાં ગબડી રહ્યો છે. તેમાં મોહનીય કર્મના સામ્રાજ્યની પ્રબળતા છે. એમ સમજીને મોહરૂપી અંગ્રેજને હરાવી તેને દૂર કરી આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરીએ ત્યારે સાચા સ્વતંત્ર બન્યા કહેવાઇએ.

મહાપુરુષોએ કર્મ મેદાનમાં યુદ્ધ કરીને સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરી લીધી. તેવા અનંત જ્ઞાની ત્રિકાળદર્શી દેવાધિદેવે તેવી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના આપણને ઉપાયો બતાવ્યા છે. જો સાચી સ્વતંત્રતા મેળવવી હોય તો તીર્થંકર પ્રભુએ જે સાધનો કહ્યા છે તે મેળવવા જોઈએ અને જે ઉપાયો બતાવ્યા હોય તે પ્રમાણે આચરણ કરવું જોઈએ. જ્યાં સુધી મોહને મારવાનું મન નહિ થાય ત્યાં સુધી સ્વતંત્રતાને સમજ્યા નથી. સાચી સ્વતંત્રતા એટલે આત્માનું સામ્રાજ્ય, મોહના સામ્રાજ્યથી દૂર રહેવું એ છે સાચી સ્વતંત્રતા. દુનિયામાં જેમ પોતાના પર બહારની સરકારની સત્તાને પરતંત્રતા માનવામાં આવે છે તેમ અહીં પણ આપણા ઉપર મોહ રાજાના સામ્રાજ્યની સત્તા સ્થાપિત થઈ છે એજ પરતંત્રતા છે. મોહને મારવાની, તેને પ્રાણ

વિનાનો કરવાની પ્રવૃત્તિ કરવામાં આવે તો સાચી સ્વતંત્રતા મળે. કાયમને માટે સ્વતંત્ર બનાય. આજ સુધી અનંતા દુઃખો સહ્યા અને હજુ પણ જન્મ-મરણ-આધિ, વ્યાધિ, ઉપાધિ,રોગ-શોક આ બધું સહન કરવાનું ચાલે છે. આનું કારણ શું ? આપણા ઉપર મોહનીયનું સામ્રાજ્ય છે. જગતમાં જન્મેલો જીવ જેમ કાળથી બચી શકયો નથી તેમ મોહથી પણ બચી શકયો નથી. મોહે આત્માને એટલો બધો દબાવ્યો છે કે જેથી તેના ગુણ ઢંકાય છે. લૂંટાય છે. બહારની સરકારને અંગે એમ કહેવાય છે કે તે હિંદને લૂંટે છે. તેમ મોહ આત્મધનને લૂંટે છે. આ મોંઘેરી માનવ જિંદગી પ્રાપ્ત કર્યા પછી મોહ ઉપર વિજય કરવાનું ન સૂઝે તો પરતંત્રતા કયાંથી ટળે ? આવા ક્રૂર મોહ ઉપર અપ્રીતિ ન જાગે, દૂર રહેવાનું મન ન થાય તો સમજી લેજો કે હજુ તમે સ્વતંત્રતાને સમજ્યા નથી.

સિદ્ધ દશા એટલે સાચી સ્વતંત્રતા. જ્યાં સુધી જીવ સંસારમાં રખડે છે ત્યાં સુધી એ પરતંત્ર છે. તમારે તો સંસારમાં રહેવું છે ને સ્વતંત્ર બનવું છે. હસવું છે ને લોટ ફાકવો છે. અગ્નિમાં વસવું છે અને બળવું નથી. ચુલામાં હાથ નાંખવો છે ને શીતળતા જોઈએ છે, એ કયાંથી બને ? તેમ સંસાર અને સ્વતંત્રતા આ બે શબ્દોનો કદી મેળ મળતો નથી. આ દુનિયામાં તમામ પ્રાણીઓને પરતંત્રતામાં પકડી રાખનારી અને સ્વતંત્રતાની આડે આવનારી ચાર કનડગતો છે. સ્વતંત્રતા એટલે જ્યાં કોઈ પ્રકારની કનડગત ન હોય તેનું નામ સ્વતંત્રતા અને જ્યાં પારકી કનડગત રહે તેનું નામ પરતંત્રતા. જ્યાં સુધી જીવ સ્વતંત્રતાનો આનંદ ન લૂંટે ત્યાં સુધી એ બંધાયેલો રહે છે. કર્મની કનડગતો જાય ત્યારે સાચી સ્વતંત્રતા આવે. મૂળ આઠ કર્મો છે તેમાં ચાર ઘાતી છે ને ચાર અઘાતી છે. તેમાં સૌથી પ્રથમ જ્ઞાનાવરણીય કર્મ, તેણે અનંત જ્ઞાન ગુણ ઢાંકયો છે. જ્ઞાનાવરણીયનો બીજો ભાઈ દર્શનાવરણીય છે. એ જીવને સત્ય વસ્તુનું ભાન થવા દેતું નથી. આ કર્મે અનંત દર્શન ગુણ ઢાંકયો છે. મોહનીય કર્મ જીવને મૂંઝવે છે અને અંતરાય કર્મ અનંતદાન, અનંત લાભ, અનંત ભોગ અને અનંત વીર્યમાં આડે આવે છે. પાસે ક્રોડો રૂપિયા હોય પણ દાન કયારે દેવાય ? અંતરાય કર્મની સત્તા તૂટે ત્યારે ને ? જ્ઞાનાવરણીય આદિ ચાર ઘાતી કર્મોનો સંપૂર્ણ ક્ષય થાય ત્યારે કેવળ જ્ઞાન થાય. આ ચાર ઘાતી કર્મો ગયા એટલે સાચી સ્વતંત્રતા આવી ગઈ. નામ કર્મ અને આયુષ્ય કર્મથી નુકસાન શું છે ? ઊલ્ટું આવી દશાને પામેલાનું આયુષ્ય જો લાંબુ હોય તો લાખો જીવોનું કલ્યાણ થાય. શ્રી ઋષભદેવ ભગવાન જે કરી શકયા તે ભગવાન મહાવીર ન કરી શકયા. કારણ કે તેમનું આયુષ્ય ટૂંકું હતું. ફક્ત ૨૯ાા વર્ષ તેમની સાધનાનો સમય. જ્યારે ઋષભદેવ ભગવાનની સાધનાનો સમય એક લાખ પૂર્વનો હતો, એટલે એમના આયુષ્યથી ક્રોડો જીવોને લાભ થયો. મારો કહેવાનો આશય એ છે કે અઘાતી કર્મો જીવને નુકસાન

કરતા નથી. આત્માનું અહિત કરનાર હોય તો ચાર ઘાતી કર્મો છે. એ ચાર ઘાતી કર્મો ગયાં કે જીવ તેરમા ગુણસ્થાને જાય છે અને કેવળ જ્ઞાન-કેવળ દર્શન પ્રાપ્ત કરી સાચી સ્વતંત્રતા મેળવે છે. બાકી સમજણ વિના ગમે તેટલી મહેનત કરશો તો પણ સાચી સ્વતંત્રતા મળવાની નથી. સાચી સ્વતંત્રતા મેળવનાર અને અપાવનાર સર્વજ્ઞ પ્રભુ મહાવીર સ્વામી કહે છે તમે સત્ય વસ્તુને સમજો, અને એ સમજ્યા પછી એને મેળવવાની શક્તિ કેળવો અને આગેકૂચ કરો.

જ્ઞાનાવરણીયની બેડી તોડવા શ્રુતનો અભ્યાસ કરો. દર્શન મોહનીયની બેડી તોડી સમકિતને સુદૃઢ કરો. અવિરતિની બેડી તોડી વિરતિને વરો. ચોથેથી પાંચમા ગુણસ્થાનકે આવો. એથી આગેકૂચ કરી છઠ્ઠે આવી સર્વવિરતિ બનો. ત્યાંથી આગળ વધી સાતમે આવી પ્રમત્ત અવસ્થાની બેડી તોડી અપ્રમત્ત બનો. આવી ઉચ્ચ કક્ષાને કેળવીને તેરમે ગુણસ્થાનકે આવી આત્માની સાચી આઝાદી મેળવો. પછી કહો કે હું સ્વતંત્ર બન્યો. દુનિયાના અજ્ઞાન જીવોને સાચી સ્વતંત્રતાનું ભાન નથી એટલે જ્યાં ત્યાં ભટકે છે. તેરમેથી ચૌદમે જાય ત્યાં તો યોગોનું બંધન પણ તૂટી જાય એટલે શાશ્વત સ્વતંત્રતા છે. પછી જન્મ-મરણ નથી. એમ સમજી કર્મની પરતંત્રતાનો જડ-મૂળથી નાશ કરો. આજે તો સ્વતંત્રતા જોઈએ છે ને સ્વચ્છંદો વધતા જાય છે. મહાત્મા ગાંધીજીને આજે તમે યાદ કરો છો પણ એના આદર્શો જીવનમાં અપનાવ્યા છે ખરા ? એમણે કોઈ સીવેલું કપડું પહેર્યું નથી. ફર્સ્ટ કલાસની મુસાફરી કરી નથી, સ્વાદિષ્ટ ભોજન પણ ખાધા નથી. તેમનું જીવન સાદું અને સ્વાવલંબી. અને તમારે તો પૈસા વધે એટલે ઠઠારાનો પાર નહિ. થર્ડ કલાસમાં મુસાફરી કરાય નહિ. કપડાં તો વોશીંગ કંપનીમાં ધોયેલા, સ્વાદિષ્ટ ભોજન, નોકર ઘાટી વિના ચાલે નહિ. આ બધી સ્વચ્છંદતા નહિ તો બીજું શું ? આજની સરકાર જ્યાં ત્યાં મચ્છી ઉદ્યોગ અને કતલખાના ખોલવાનો પૂરજોશમાં પ્રચાર કરે છે. અરે આ સ્વતંત્રતાએ પાપનો ગંજ ઊભો કર્યો છે. બંધુઓ ! સાચી સ્વતંત્રતા મેળવવા માટે આ તપના દિવસો ચાલી રહ્યા છે. માસખમણના અને સોળભથ્થાના માંડવડા નંખાઈ ગયા છે. જેને બેસવું હોય તે આ મંડપમાં બેસી શકે છે. આપણા પરમ પિતા પ્રભુ મહાવીરે બેમાસી, છમાસી આદિ અઘોર તપ કરી આત્માની આઝાદી મેળવી. આપણે પણ એવી આઝાદી મેળવવી છે. મોહનીય કર્મરૂપી બ્રિટીશ સરકારના તાબામાંથી છૂટવા માટે આવા મંગલ દિવસોમાં પુરુષાર્થ કરી આત્મ સાધનામાં જોડાવ.

ધર્મઘોષ મુનિ પોતાના પરિવારને બધી વાત કરી રહ્યા છે. નાગેશ્રી બ્રાહ્મણીએ કડવી તુંબીનું શાક વહોરાવ્યું ને આપણા મહાન તપસ્વી મુનિના પ્રાણ લીધા. આ શબ્દો સાંભળતા બધા સંત-સતીજીઓમાં ખળભળાટ મચી ગયો. અરરર ! નાગેશ્રી, તેં આવું કર્યું ? ભગવાનના સંત કોઈનું ઝટ નામ ન બોલે, કોઈનો પડદો ન ખોલે.

પણ આ તો ગુરૂએ કહ્યું એટલે અત્યારે બધાના હૈયામાં ઉકળાટ આવી ગયો અને બોલવા લાગ્યા. જ્યારે આ વાત કરી ત્યારે સંત–સતીજી સિવાય ત્યાં કોઈ ન હતું, પણ મુનિ પ્રત્યેના પ્રેમથી અને આવા આત્માર્થી સંતને આવું કર્યું ! તેથી બધાના દિલમાં ઉકળાટ આવી ગયો. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે. મંગલકારી તપની આરાધનાના દિવસો ચાલી રહ્યા છે. જે દિવસો જાય છે તે પાછા આવવાના નથી. મોહનીય કર્મરૂપી બ્રિટીશ સરકારને હઠાવવા તપની અવશ્ય જરૂર છે. તપથી મહાન લબ્ધિઓ પ્રાપ્ત થાય છે પણ સંત તેનો ઉપયોગ કરે નહિ. તપની શક્તિ અલૌકિક છે.

એક રાજા ઘણો પ્રમાદી હતો. અને હમેંશા વિષયભોગમાં રક્ત રહેતો હતો. રાજ્ય પણ બરાબર સંભાળતો ન હતો. બધું કામ મંત્રીને કરવું પડતું. પ્રધાન વિચાર કરે છે આટલા વર્ષોથી હું રાજાનું અન્ન ખાઉં છું તો મારી ફરજ છે કે રાજાના ઉપકારનો બદલો વાળવો જોઈએ. મંત્રી રાત–દિવસ રાજ્યકાર્ય સંભાળવામાં મસ્ત રહેતો અને ક્યારેક રાજા પાસે આવશ્યક કાર્ય માટે જાય તો રાજા પોતાનું બારણું ન ખોલે. અને બે ત્રણ કલાક સુધી પ્રધાનને બહાર બેસાડી રાખે. પ્રધાનના મનમાં એ ભાવ છે કે રાજા વિષયલંપટ બની ગયો છે તો કોઈ હિસાબે એને સુધારવો તો જોઈએ. આમ કેટલાય દિવસ સુધી પ્રધાન ગયો પણ રાજા બારણું ન ખોલે ને પ્રધાનને બહાર બેસી રહેવું પડે. આમ થવાથી પ્રધાનને સંસાર પ્રત્યે નફરત થઈ ગઈ. તેની પાસે પણ ધન–વૈભવ તો ઘણા હતા. એક દિવસ પ્રધાને પુત્રને બોલાવીને કહ્યું–તારે જોઈએ તેટલું ધન લઈ જા અને બીજા રાજાના રાજ્યમાં જઈને રહે. પિતાની આજ્ઞા થવાથી પુત્ર ધન માલ લઈને બીજા સ્થાન પર ચાલ્યો ગયો અને વધેલું ધન પ્રધાને ગરીબોને વહેંચી દીધું. અને પોતે જંગલમાં ચાલ્યા ગયા. જંગલમાં જઈને ઘાસની એક નાની ઝૂંપડી બનાવીને તેમાં રહી તપ કરવા લાગ્યા. પ્રધાન જંગલમાં ચાલ્યા જવાથી રાજ્યમાં અવ્યવસ્થા થઈ ગઈ. રાજાને થયું–પ્રધાન હમણાં કેમ આવતા નથી ? તો કહે–એ તો જંગલમાં જઈને મહાન તપ કરે છે. સાધુ બની ગયા છે. રાજા શોધતાં શોધતાં પ્રધાન તપ કરે છે ત્યાં આવ્યા ને પૂછે છે–આપની પાસે આટલું બધું ધન હતું તો શા માટે આપ સંન્યાસી બની ગયા ?

મંત્રીએ કહ્યું–મહારાજા ! સંન્યાસી બનીને તપ કરવામાં મને પ્રથમ તો એ લાભ થયો કે આપના દ્વાર પર કલાકોના કલાકો બેસી રહેતો હતો છતાં આપના દર્શન થતા ન હતા. અને આજે આપ સ્વયં ચાલીને મારી પાસે આવ્યા એ મારા તપનું ફળ છે. બે–ચાર દિવસ તપ કર્યો તેના ફળ રૂપે આપ આજે મારી પાસે આવ્યા. ધન–વૈભવમાં જે શાંતિ ન હતી તે વિષય ભોગોના ત્યાગમાં શાંતિ દેખાય છે. મંત્રીની વાત સાંભળીને રાજાની આંખ ખૂલી ગઈ. તે પણ પુત્રને રાજ્ય સોંપીને સાધુ બની ગયા.

રાજરોગ કહેવાય છે. આ સોળ મોટા રોગ કરતાંએ મોટો જીવને એવો રોગ લાગુ પડયો છે કે જેનાથી જીવ સંસારમાં દુઃખ પામે છે. "जम्म दुक्खं जरा दुक्खं रोगाणि मरणाणि य।" જન્મ-જરા અને મૃત્યુના રોગ એવા લાગુ પડયા છે કે જેને મોટા મોટા વૈદો કે ડોકટરો મટાડી શકતા નથી. જેના માટે કોઈ જડીબુટ્ટી નથી. દેહના દર્દ તો શાતા વેદનીયનો ઉદય થાય તો ડોકટરનું નિમિત્ત મળતાં મટી જશે, શાંત થઈ જશે, પણ જન્મ-જરા અને મરણના રોગ જે સોળ રોગ કરતાં ભયંકર હોવા છતાં તેને મટાડવા માટે જીવ પુરુષાર્થ કરતો નથી. આ રોગ મટાડવા આત્માર્થી મહાપુરૂષોના શરણે જઈએ ને વીતરાગવાણી રૂપી દવા આપે તે દવાનું પાન કરીએ તો અવશ્ય મટી જાય. જેનો જન્મનો રોગ ગયો તેના બધા રોગ ગયા. કારણ કે તેના અવતાર જ બંધ થઈ ગયા. માટે જ્ઞાનીઓ ઈચ્છે છે કે અમારો જન્મ કેમ બંધ થાય! જયારે અજ્ઞાની મરણ કેમ ના આવે તે ઈચ્છે છે.

મનુષ્ય જન્મ રૂપી મૂળ મુડી આપણને મળી ગઈ છે. તો તેનો દાન-શીયળ-તપ-ભાવ અને જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપમાં ઉપયોગ કરવાનો છે. અને જે આત્માઓએ આ મનુષ્યભવ રૂપી મૂળ મુડીનો આ રીતે સદુપયોગ કર્યો છે તે જયારે દેહ છોડે છે ત્યારે હસતા ચહેરે જાય છે. તેને મૃત્યુનો ભય હોતો નથી. મહાન આત્માર્થી સાધકો ગમે તેવા કપરા પ્રસંગો આવે તો પણ મહાવ્રતમાં આંચ આવવા દેતા નથી, તેને કલંકિત થવા દેતા નથી. તે તો સમજે છે કે આ માલ મેં ગુરૂ પાસેથી લીધો છે. આવા પાંચ રત્નો સમાન મહાવ્રત લીધા છે તેને કાંકરા કેમ કરાય? આવી સમજણપૂર્વકની સાધના કરવાથી કર્મોની નિર્જરા થાય છે. મહાન પુરૂષોએ મહાન સંપત્તિ-રિદ્ધિસિદ્ધિ છોડીને દીક્ષા લીધી છે. સાચો સાધક કોને કહેવાય?

**जे य कंते पिए भोए लद्धे वि पिट्ठी कुव्वइ।**
**साहीणे चयइ भोए, से हु चाइ त्ति वुच्चइ॥**

દશ. સૂ. અ. ૨ ગાથા ૩

જેને ત્યાં મનગમતાં બધા સુખના સાધનો છે. સંસારી સુખની અપેક્ષાએ કંઈ કમીના નથી. મનોહર કામભોગો પ્રાપ્ત થયા છે. જેની યુવાની વીતી ગઈ નથી. જેના શરીરમાં રોગનો ઉપદ્રવ થયો નથી. આવી બધી સગવડ હોવા છતાં જે સ્વાધીનપણે છોડે છે તે સાચો સાધુ કહેવાય છે. તેમ સાચો શ્રાવક કોને કહેવાય? જે સમજે છે કે મારા મસ્તક ઉપર સૂતરના દોરે બાંધેલી તલવાર ઝઝૂમી રહી છે એ કયારે પડશે તેની ખબર નથી, માટે આ ક્ષણિક જીવનમાં મારે આત્મસાધના કરી લેવી જોઈએ. શ્રાવક સવારમાં કયારે ઊઠે? ચાર ઘડી રાત્રી બાકી રહે ત્યારે ઊઠે. ઊઠીને પ્રથમ

વેંત ન્યુઝપેપરના દર્શન? મહાવીરના શ્રાવક કેવા હોય? તમે પ્રતિક્રમણમાં બોલો છો ને કે શ્રાવક કેવા હોય? બે વખત આવશ્યક પ્રતિક્રમણના કરનાર હોય. પ્રતિક્રમણ કરો એટલે એટલો સમય વિરતિમાં જાય અને ભગવાનની આજ્ઞાના પાલણહાર કહેવાય. વધુ સૂઈ રહેવાથી શું પુણ્યની કમાણી થવાની છે? (શ્રોતામાંથી અવાજઃ-ના.) ભગવાને નિદ્રાને પાંચ પ્રમાદમાં સ્થાન આપ્યું છે. એ પાંચ પ્રમાદ જીવને સંસારમાં રખડાવનાર છે. પાંચ પ્રમાદમાં વિષય અને કષાય પણ આવી જાય છે. જ્યાં વિષય અને કષાય છે ત્યાં સંસાર છે. ભગવાન આચારાંગ સૂત્રમાં પણ બોલ્યા છે.

"जे गुणेसे मूलट्ठाणे जे मूलट्ठाणे से गुणे।" જે શબ્દાદિ વિષય છે તે સંસારના મૂળભૂત કારણ છે અને જે સંસારના મૂળભૂત કારણ છે તે વિષય છે. જ્યાં વિષયનો વિરાગ હોય, કષાયનો ત્યાગ હોય અને ગુણાનુરાગ હોય ત્યાં ધર્મ છે. ભગવાને અમુક ધર્મ સારો અને અમુક ધર્મ ખરાબ છે એવી વાત નથી કરી. પણ જે ધર્મમાં વિષયનો વિરાગ હોય. કષાયનો ત્યાગ હોય, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પંચશીલ હોય, ગુણાનુરાગ હોય તે ધર્મ સાચો ધર્મ છે. વૈરાગ્ય વગરનો ત્યાગ એ ત્યાગ નથી. ધર્મરૂચી અણગારમાં વૈરાગ્ય સહિત ત્યાગ હતો. તો જીવનમાં હસતા મુખડે ઝેર પચાવી શકયા. ત્યાગનો પ્રાણ હોય તો વૈરાગ્ય છે. વૈરાગ્ય વગરનો ત્યાગ લાંબો વખત ટકી શકે નહિ. જેને આત્માની સાચી ઓળખાણ થાય તેને વિષયો પ્રત્યે અણગમો થાય, વિષયો અળખામણા લાગે. વિષયોને શત્રુ તરીકે દેખે.

બંધુઓ! આ જીવને ચતુર્ગતિના ચક્કરમાં રખડાવનાર કોણ છે? વિષયભોગો. જે જીવને સંસારમાં ડૂબાડે છે તેવા ભોગ રૂપી ભોરીંગનો જરા પણ વિશ્વાસ કરવા જેવો ખરો? (શ્રોતામાંથી અવાજઃ-જરા પણ નહિ.) એ ભોગ જો ખરાબ લાગ્યા હોય તો હવે સર્વથા બ્રહ્મચારી બની જવું જોઈએ. સૌથી પ્રથમ નંબરે તો સર્વવિરતિ એટલે સંયમનો નંબર છે. સંયમ લઈ શકો એટલી તાકાત ન હોય તો શ્રાવકના બાર વ્રતો સ્વીકારો.

દેવાનુપ્રિયો! તમને એમ લાગે છે ખરું કે મેં સંયમ ન લીધો અને સંયમમાં ન રહ્યો તે મોટી ભૂલ કરી છે. જો સંસારના કીચડમાં ફસાયા ન હોત તો આત્મધનની કમાણી કરવાનો કેટલો બધો સમય મળત! છ કાય જીવની હિંસામાંથી બચી જાત. ખેર, તમે તો ભૂલ્યા પણ હવે એમ થાય છે કે અમારા સંતાનોને સાચો રાહ બતાવીએ અને કાંટાળા સંસારમાં ભૂલા ન પાડીએ? સંયમનો પ્રેમી સમ્યક્દષ્ટિ તો જરૂર પોતાના સંતાનોને કહેશે કે અમે તો પાપના પાતાળકૂવામાં પડયા છીએ,

વિષયોની ગંદી ગટરમાં આળોટીએ છીએ પણ તમે સંસારની માયાજાળમાં ફસાશો નહિ. સંસાર એ આશ્રવનું ઘર છે. તેમાં ડગલે ને પગલે પાપ કરવું પડે છે. તો તમને આવો રૂડો મનુષ્ય જન્મ, વીતરાગ પ્રણીત જૈનધર્મ અને વીતરાગવાણી ફરીફરીને નહિ મળે. માટે આ સંસારને છોડીને જીવનમાં સંયમમાર્ગ અપનાવો. માનવજીવન પામીને ગ્રહણ કરવા યોગ્ય સંયમ એક ચારિત્ર છે. અને ચારિત્ર વિના ત્રણ કાળમાં સિદ્ધિ નથી. માટે સંયમ લઈ શકો તો સૌથી શ્રેષ્ઠ છે. એટલી લાયકાત ન હોય તો શ્રાવક તો જરૂર બનજો.

જે મનુષ્ય આત્મ સ્વરૂપને ભૂલી જડ માયામાં આસક્ત બની જાય છે એવો મનુષ્ય આત્મકલ્યાણ કરી શકતો નથી. સંસારી જીવો સંસારના ભોગના સાધનો મેળવી પોતાને સુખી માને છે. જ્યારે આત્મકલ્યાણ ઈચ્છુક માનવીને તેના પ્રત્યે ઉદાસીન-ભાવ હોય છે. અહિંસા, સત્ય, દયા, પરોપકાર, તપ, ત્યાગ વગેરેને જીવનના સાચા અલંકાર સમજે છે. જેને ત્યાગ ગમે તેને ભોગ ન ગમે. ત્યાગના પ્રેમીને અર્થકામની અને સંસારની વાતો નીરસ લાગે. જગત ઉકરડા જેવું લાગે. પૈસા અને પ્રિયા માટે તો જીવે અનંતીવાર દેહ છોડયો પરંતુ જ્યારે ધર્મ માટે પ્રાણ છોડાય ત્યારે બેડો પાર થઈ જાય. ધર્મરૂચી અણગારે ધર્મના માટે પ્રાણનું બલિદાન દીધું તો એકાવતારી બની ગયા.

માનવી અનાદિકાલીન અજ્ઞાન દૃષ્ટિનો ત્યાગ કરીને જ્ઞાન દૃષ્ટિવાળો બને છે ત્યારે તે તમામ જીવોનો મિત્ર બને છે. તેથી જીવો પ્રત્યે વૈરભાવ દૂર થાય છે, પ્રેમના ઝરણાં વહે છે. માણસની દૃષ્ટિ ગુણવાળી બને ત્યારે તે સર્વ જીવોને ગુણી દેખે. ગુણ જોવાથી ગુણ આવે અને દોષ જોવાથી દોષ આવે. ગુણ જોવાથી આત્મા શ્વેત બને છે ને દોષ જોવાથી આત્મા શ્યામ બને છે. દરેક જીવોને જીવવું ગમે છે. "सव्वेसिं जीवियं प्रियं।" બધાને જીવન પ્રિય છે ને મરણ અપ્રિય છે. આ ભાવના જાગે ત્યારે તે આત્મા કોઈ જીવોને દુઃખ થાય તેવું વર્તન નહિ કરે. આ પર્વના દિવસોમાં તપ-ત્યાગ કરી જીવનમાં રહેલા દોષોને દૂર કરી ગુણોથી જીવન સુવાસિત બનાવવાનું છે. સંસારમાં રહેવા છતાં જળ કમળના ન્યાયે રહેતા શીખવાનું છે. તમને સંસાર ગમે તેટલો સુંદર અને રળિયામણો લાગતો હોય તો પણ આજના સુધરેલા સંડાસ જેવો છે. તેમાં બહુ બેસી ન રહેવાય.

આ સંસારને જ્ઞાનીઓએ ધરતીકંપની ભૂમિ કહી છે. કારણ કે આ સંસારમાં અનંતીવાર મૃત્યુરૂપી ધરતીકંપના ભારે આંચકા લાગ્યા અને તેમાં જીવ સર્વસ્વ ગુમાવી ભિખારીથી પણ ભૂંડી હાલતમાં અનંતીવાર મૂકાઈ ગયો છે. છતાં પાછા ત્યાં જ હજારો લાખો રૂપિયાના ખર્ચે હોંશે હોંશે બંગલા બંધાવે છે. આ જીવની મૂર્ખાઈ નથી તો

બીજું શું ? માટે જ્ઞાની કહે છે હે માનવ! મૃત્યુરૂપી ધરતીકંપનો જોરદાર આંચકો આવે તે પહેલાં ધર્મ આરાધના કરી લે. કયારે અને કઈ સ્થિતિમાં મૃત્યુરૂપી ધરતીકંપનો આંચકો આવશે એની ખબર નથી. માટે પાણી પહેલાં પાળ બાંધી લેવાની જરૂર છે. ધર્મકાર્યમાં વાયદા કરવાથી ફાયદા નહિ મળે. વાયદા પાપના કાર્યમાં કરો. આ મનુષ્ય ભવના સુવર્ણ અવસરને ભોગવિલાસ પાછળ વેડફી ન નાંખો પણ આત્મ–સાધના કરી ભવિષ્યના અનંતકાળને પ્રકાશિત બનાવો. તમારા વિષયજન્ય સુખ બિંદુ જેટલા છે ને વિષય ત્યાગના સુખ સમુદ્ર જેટલા છે. માટે બિંદુ સુખની ખાતર સુખના સાગરની ઉપેક્ષા ન કરો. વિષયભોગનો આનંદ ક્ષણિક છે. અને વિષય ત્યાગનો આનંદ ચિરંજીવ છે. જ્યારે દેવ–ગુરૂ અને ધર્મ કરતાં પૈસા, પત્ની, પરિવાર પ્યારા લાગે ત્યારે સમજી લેવું કે આત્મકલ્યાણનો સાચો રાહ સમજ્યા નથી. ધર્મ શ્રીમંતો કરી શકે અને ગરીબ ન કરી શકે એવું નથી. જેને દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધા હોય તેવો કોઈ પણ મનુષ્ય ધર્મ કરી શકે છે. ધર્મના ક્ષેત્રમાં ગરીબ કે ધનવાનનો કોઈ ભેદ નથી. ધર્મ કરનાર અત્યારે કદાચ ભલે ગરીબ હોય પણ તે ભવિષ્યમાં શ્રીમંત બનવાનો છે. અને ધર્મ ન કરનાર શ્રીમંત ભવિષ્યનો ગરીબ છે. આજે જગતમાં કંઈક મનુષ્યો ભૌતિક સુખની પ્રાપ્તિ માટે ધર્મ કરતા હોય છે. આ રીતે કરાતો ધર્મ કયારે પણ આત્માની ઉન્નતિ કરી શકતો નથી. ધર્મ એ મોક્ષ મહેલ ઉપર ચઢવાની સીડી છે. એ ભાવનાથી ધર્મ થાય તો તે મોક્ષ સાધક બને. ભૌતિક સુખનો રાગ છૂટે ત્યારે ધન કરતાં ધર્મ વહાલો લાગે છે. વિત્ત કરતાં વૈરાગ્ય, પૈસા કરતા પરમેશ્વર વહાલો લાગે છે.

એક મોટા નગરમાં એક ધનાઢય સુખી શેઠ રહેતા હતા. તેમને ત્યાં ધનના ઢગલા હોવા છતાં ધર્મ આત્માની અંદર તાણાવાણાની જેમ વણાઈ ગયેલો હતો. ધન કરતાં ધર્મનું મહત્ત્વ વધુ હતું. તે સમજતા હતા કે આ ધન તો ક્ષણિક છે. પુણ્યોદય હશે ત્યાં સુધી રહેશે અને પાપનો ઉદય થતાં પગ કરીને ચાલી જશે. માટે એમાં મુગ્ધ બનવા જેવું નથી. વળી આ શરીર પણ પિંજર છે. તે પિંજરમાંથી આત્મારૂપી પોપટ કયારે ઊડી જશે તેની ખબર નથી. માટે જ્યાં સુધી બધા સુયોગ છે ત્યાંસુધી મારી સાધના કરી લઉં. પુણ્યાનુબંધી પુણ્યના ઉદયવાળી લક્ષ્મી છે. તેથી આટલા ધનના ઉછાળામાં જરા પણ લક્ષ્મીનું અભિમાન નથી. ધર્મના–પુણ્યના કામો કરવાનું મન થાય છે.

એકવાર શેઠ પોતાના શયનગૃહમાં સૂતા છે. ત્યાં રાતના એકાએક ત્રણ વાગે ઘરમાં અજવાળું થયું. શેઠ વિચાર કરે છે કે, આટલો બધો પ્રકાશ કયાંથી થયો ? શેઠાણી તો શેઠની સેવા કરીને તેમના રૂમમાં ચાલ્યા ગયા છે. શેઠે જોયું. અહો ! નવયુવાન, સોળ શણગાર સજેલી, રૂપરૂપના અંબાર સમાન, અપ્સરા જેવી આ સ્ત્રી

કોણ હશે? શા માટે અત્યારે રાત્રીના સમયે આવી હશે? એટલે હિંમત કરીને શેઠ પૂછે છે તું કોણ છે? અત્યારે શા માટે આવી છે? ત્યારે સામેથી જવાબ મળ્યો કે શેઠ! હું લક્ષ્મીદેવી છું અને તમને એક સંદેશો આપવા આવી છું. શેઠ કહે તમારે જે કહેવાનું હોય તે જલ્દી કહીને ચાલ્યા જાવ.

બંધુઓ! શેઠનું આમ બોલવાનું રહસ્ય આપને સમજાય છે? લક્ષ્મીદેવી આપમેળે પધાર્યા છે. છતાં જલ્દી જવાનું કેમ કહે છે? આ શેઠ બ્રહ્મચર્ય વ્રતમાં ખૂબ મક્કમ છે, શીલપ્રિય છે. અને આ સામે ઊભેલી રૂપરૂપના ભંડાર સમાન દેવી પણ જાત તો સ્ત્રીની છે ને? પાછી યુવાન, રાત્રીનો સમય, એમાં પણ પાછું તદ્દન એકાંત એટલે શેઠને શીલધર્મ ઉપર આફત લાગે છે. નગરશેઠને લક્ષ્મીદેવી પધાર્યા તેનો આનંદ નથી પણ અત્યારે મારા શીલધર્મ માટે ભયરૂપ છે એમ દેખે છે. લક્ષ્મીદેવીએ શેઠને કહ્યું હું તમને સંદેશો દેવા આવી છું કે હવે તમારું પુણ્ય પરવાર્યું છે. એટલે હવે હું તમારા ઘરેથી સાતમા દિવસે વિદાય લેવાની છું. બસ, આટલું કહીને દેવી અદ્રશ્ય થઈ ગઈ. શેઠ કેટલા શીલપ્રિય છે! એમણે કહી દીધું કે અત્યારે એકાંત સ્થાન છે માટે તું જલ્દી ચાલી જા. ભગવાન દશવૈકાલિક સૂત્રમાં બોલ્યા છે કે ૯૦ વર્ષની ડોશી હોય, તેના હાથ–પગ કપાઈ ગયા હોય, નાક–કાન છેદાઇ ગયાં હોય, તેનું રૂપ બિહામણું હોય તો પણ એવી સ્ત્રીની સાથે તું એકાંતમાં બેસીશ નહિ.

એકવાર સમકિતીદેવ મિથ્યાત્વી દેવને કહે છે, અમારા જૈનના સાધુ સાધ્વી કોઈ દિવસ વ્યાખ્યાન કે વાંચણી સિવાય એકબીજાના ઉપાશ્રયે જાય નહિ ને એકાંતમાં મળે નહિ, ત્યારે મિથ્યાત્વી દેવ કહે એમ તે કંઇ હોતું હશે? એમ વિચાર કરી સાધુની પરીક્ષા કરવા માટે જૈન ધર્મની સાધ્વીનું રૂપ લઈને બપોરે એકલા અભ્યાસ કરવા માટે આવ્યા. આ સાધ્વીને બારણામાં આવતા જોઈને શિષ્યો કહે છે સાધ્વીજી! એકલા સાધુના ઉપાશ્રયમાં અવાય જ નહિ માટે તમે અહીંથી ચાલ્યા જાવ. આ સાંભળીને સાધ્વીના રૂપમાં આવેલા દેવના મનમાં થયું કે જેના શિષ્યો આટલા બળવાન અને સંયમમાં શૂરા છે, તેના ગુરૂ તો કેટલા સારા, સદ્‌ગુણી અને સંયમના અનુરાગી હશે! છતાં પણ તેના મનમાં થયું કે હું આવી છું તો લાવ ગુરૂની પરીક્ષા કરી જોઉં! એમ વિચારીને શિષ્યને કહે છે મારે તમારા ગુરૂને મળવું છે અને પાઠ લેવો છે. ત્યારે શિષ્યો કહે, સ્વાધ્યાય કરવામાં અનંત કર્મોની નિર્જરા છે પણ ભગવાનની આજ્ઞા છે કે સાધ્વીજીને એકાંતમાં સાધુના ઉપાશ્રયે જવાય નહિ. માટે ભગવાનની આજ્ઞા વિરુદ્ધ કામ થાય નહિ. તેથી તમે ચાલ્યા જ જાવ. શિષ્યોએ આટલું કહ્યું છતાં સાધ્વીજી ન માન્યા અને ગુરૂ પાસે ગયા. પણ તે ગુરૂ આગળ ફાવી શક્યા નહિ અને અંતે દેવને કબૂલ કરવું પડ્યું કે સમકિતી દેવની વાત સાચી છે. જૈન મુનિના ત્યાગની તોલે કોઈ આવી શકે નહિ. જીવનની કિંમત ચારિત્રથી છે. જેમ વીંટીમાં હીરા કે નંગ જડેલા

હોય અને તે હીરો કે નંગ વીંટીમાંથી પડી જાય તો વીંટી શોભતી નથી તેમ ચારિત્ર વિનાનું જીવન શોભતું નથી.

દેવી શેઠને સમાચાર આપીને અદૃશ્ય થઈ ગઈ. ધન ચાલ્યું જવાના સમાચાર સાંભળવા છતાં શેઠના હૃદયમાં જરા પણ આંચકો નથી લાગતો. તમને કોઈ જ્યોતિષી આવીને કહી જાય કે આ મહિનામાં વહેપારમાં તમારે મોટું નુકશાન થવાનું છે તો તમને શું થાય? (શ્રોતામાંથી અવાજ : ધ્રાસ્કો પડે. અરે ખાવાપીવાનું પણ ન ભાવે.) શેઠના દિલમાં જરા પણ અસર ન થઈ, કારણ કે વીતરાગ વાણી સાંભળીને લક્ષ્મીની અનિત્યતા સમજેલા હતા. લક્ષ્મીનો સ્વભાવ અસ્થિર છે.

**લક્ષ્મી તણી તો પ્રીત ઠગારી, આજ પધારી ને કાલે સિધાવી,**
**કુલડાની ફોરમ બે ઘડી પ્યારી, અંતે બધું નાશ થઈને રહે છે.**

લક્ષ્મીની પ્રીત ઠગારી છે. તે વહેલી કે મોડી જવાના સ્વભાવવાળી છે. લક્ષ્મી સદા કોઈની થઈ નથી અને થવાની નથી. શેઠના હૃદયમાં જૈન ધર્મ વણાયેલો હતો. વીતરાગ વાણીના રંગથી અંતર રંગાયેલું હતું એટલે સર્વસ્વ નાશના સમાચારે પણ સમાધિ ટકાવી શક્યા. શેઠ સવારમાં પરોઢિયે જાગ્યા. ઊઠીને પ્રતિક્રમણ કર્યું. પછી ઉપાશ્રયમાં ગુરૂના વંદન કરવા ગયા. વ્યાખ્યાન સાંભળીને ઘેર આવ્યા. પછી જમી પરવારીને પોતાના વહાલસોયા દીકરાઓને બોલાવીને વાત કરી. હે લાડીલા પુત્રો! આજે રાત્રે મારા રૂમમાં લક્ષ્મીદેવી પધાર્યા હતા. તે સમાચાર આપી ગયા છે કે હવે તમારા પુણ્યનો સિતારો અસ્ત થવાનો છે. એટલે આજથી સાતમા દિવસે તમારા ઘરમાંથી હું વિદાય લેવાની છું. આટલું કહીને લક્ષ્મીદેવી અદૃશ્ય થઈ ગયા. દીકરાઓને આ વાતની જાણ કર્યા પછી પોતાની પત્ની અને પુત્રવધૂઓને બોલાવીને રાત્રીનો બનેલો પ્રસંગ કહ્યો. પછી બધાને પૂછ્યું કે હવે આપણે શું કરવું છે? લક્ષ્મી જવાની છે એ વાત તો નક્કી છે. તો એ આપણને છોડીને જાય તે પહેલાં આપણે જ તેને ધક્કો મારીને કાઢી મૂકીએ તો કેમ? છોકરાઓ આ વાતનું રહસ્ય સમજી શકતા નથી. એટલે પૂછે છે બાપૂજી! આપનો કહેવાનો ભાવ શું છે? એટલે શેઠ કહે. દીકરા! લક્ષ્મી જવાની છે તે જવાની છે. તો એ લક્ષ્મી ચાલી જાય તે પહેલા આપણે લક્ષ્મીનો સદ્વ્યય કરી નાંખીએ. દાન પુણ્યમાં તેનો ઉપયોગ કરી નાંખીએ. ગરીબોને, અનાથોને, અપંગોને બધાને લક્ષ્મી દાનમાં આપી દઈએ. આવી રીતે લક્ષ્મીને દાન-પુણ્યમાં વાપરીને પુણ્યના ભાથા શા માટે ન બાંધી લઈએ? અસ્થિર લક્ષ્મીથી સ્થિર એવા ધર્મની કમાણી શા માટે ન કરી લેવી? ત્યારે મોટો પુત્ર કહે બાપુજી! હજુ છ દિવસ લક્ષ્મી રહેવાની છે તો તેનો સદુપયોગ કરી જીવનનો લ્હાવો લઈએ. પણ પિતાજી, પછી શું કરવાનું? ત્યારે શેઠ કહે દીકરા! તું પૂછે છે

કે પછી શું કરવાનું ? તો માનવ જીવનમાં આવીને આદરવા લાયક કંઈ હોય તો ફક્ત એક ચારિત્ર છે. તે ચારિત્ર માર્ગને આપણે ગ્રહણ કરીએ. સંસારની માયારૂપી મૃગજળની પાછળ પડવાથી હાથમાં કંઈ આવવાનું નથી. માટે એ માયાજાળને છોડીને આત્મ કલ્યાણકારી, મોક્ષના સુખને અપાવનાર એવા સંયમ માર્ગને ગ્રહણ કરીએ. બોલો, તમને બધાને આ વાત સંમત છે ને? એકી સાથે આખું કુટુંબ બોલી ઉઠયું, હા, આપની વાત બરાબર છે. દેવાનુપ્રિયો! તમારે આવું કુટુંબ છે? (શ્રોતામાંથી અવાજ: ના), પુણ્યશાળીને કુટુંબ પણ પોતાના સરખા આચારવિચારવાળું મળે. નગરશેઠની આ ભવ્ય અને આદર્શ તત્ત્વ વિચારણા ઉપરથી આપણે શું સમજવું છે? લક્ષ્મીની જેમ ઓચિંતા આ આખો સંસાર અને સંસારના સુખો છોડીને ચાલ્યા જવાનું છે. તો એ સંસાર અને સંસારના પદાર્થો તમને છોડીને જાય એ પહેલાં તમે જ એને રાજીનામું આપી ઉત્સાહપૂર્વક સંસાર છોડીને સંયમમાં આવી જાવ તો કેટલું શોભાપાત્ર બની જાય!

**ઊભા ઊભા આવો અમ મહેલમાં રે, નહીંતર આડા કાઢશે બહાર,**
**જીંદગી જેલ નથી પણ મહેલ છે રે.**

જ્યારે મૃત્યુ થશે ત્યારે આડા પગે બહાર નીકળવું પડશે તેના કરતાં સંસારને રાજીનામું આપીને સંયમ માર્ગ અપનાવી લેવાથી જીવની શોભા ઘણી વધી જશે.

આ તો આખું કુટુંબ સંયમ લેવા માટે એકમત થઈ ગયું. તમને કહીએ– દેવાનુપ્રિયો, આખા દિવસમાં બે ઘડી તો ઉપાશ્રયે આવીને વીરવાણીનું અમૃત પીવો. તો કહેશો કે મને ટાઈમ નથી. ગવર્નમેન્ટે રવિવાર રાખ્યો છે તો સારું છે કે તમે રવિવારે પણ અહીં આવીને બેસી શકો છો.

**હું તને ભજું છું રવીવારે, બાકી ક્યાં છે સમય પ્રભુ મારે.**
**આમ તો હમેંશા સ્થાનકે આવું, આવું તેવો પાછો સિધાવું.**
**બે ઘડી બેસું છું રવીવારે, બાકી ક્યાં છે સમય પ્રભુ મારે!**

બંધુઓ! અહીં આવીને બેસશો ને જેટલું સાથે લઈ જશો તેટલું તમારું છે. તમારા સંસાર વ્યવહારમાં તો ઘણી કુશળતા મેળવી છે પણ આત્માના ગુણો પ્રાપ્ત કરવામાં દેવાળું કાઢયું છે.

નગરશેઠે આખા નગરમાં ઢંઢેરો પીટાવી દીધો કે નગરશેઠ ખુલ્લા હાથે છૂટથી દાન આપે છે માટે જેને જોઈએ તે ખુશીથી લઈ જાવ. આપ દાન લઈ જાવ અને મને પરિગ્રહના ભારથી હળવો બનાવો. તમારે ટ્રેનમાં મુસાફરી કરવી હશે તો ગાડીમાં લઈ જાવ તેટલો બોજો નહિ લઈ જવાય. કારણ કે નિયમ બદલ્યું છે. દાન

લેવા ગરીબ લોકોના ટોળેટોળાં શેઠની હવેલીએ રોજ જમવા લાગ્યા. છ દિવસમાં તો ક્રોડોનું ધન શેઠે દાનમાં ઉલ્લાસપૂર્વક આપી દીધું. ફક્ત એક ટંક પૂરતું જમવાનું અને સવારે પહેરવાના કપડાં રાખી બધું ધન દાનમાં આપી દીધું. નગરમાં જાહેરાત થઈ ગઈ છે કે આવતી કાલે સવારે આખું કુટુંબ, સમસ્ત સંસારનો ત્યાગ કરીને દીક્ષા લેવાનું છે.

કાલે સવારે દીક્ષા લેવાની ભાવનામાં શેઠ સૂતા છે. ત્યાં વળી રાતના લક્ષ્મીદેવી પધાર્યા. શેઠ જાગી ગયા. પૂછે છે કે આપ તો મને સંદેશો દઈને ગયા હતા. ને હવે ફરીને શા માટે આવ્યા ? ક્યાં શેઠની તીવ્ર ત્યાગની ભાવના અને ક્યાં તમે લક્ષ્મીના ગુલામ ! શેઠે કહ્યું, આજે આપ મને એકાંતમાં મળવા શા માટે આવ્યા ? શેઠજી ! તમે તમારી શુદ્ધ ભાવનાથી જે દાન આપ્યું છે એનાથી તમારું પાપ પૂર્ણ થયું છે. અને પુણ્ય ઘણું વધી ગયું છે. એટલે હવે હું તમારે ત્યાંથી જવાની નથી. શેઠ કહે હવે મારે તારી જરૂર નથી. માટે તું ચાલી જા. લક્ષ્મીદેવી કહે–શેઠ ! ૨૦ દિવસ પહેલાં તમારા વહાણો ડૂબી જવાના જે સમાચાર આવ્યા હતા તે વહાણો સહી-સલામત ખૂબ કમાણી કરીને બંદરે આવી ગયા છે. જેમાં સાત ક્રોડની મિલ્કત છે. શેઠ કહે–હવે મારે એની જરૂર નથી. મેં અને મારા આખા કુટુંબે તો કાલે સવારે દીક્ષા લઈને આત્મકલ્યાણ કરવાનો નિશ્ચય કર્યો છે. અમારા એ દૃઢ નિશ્ચયમાં કોઈ ફેરફાર કરી શકે તેમ નથી. બંધુઓ ! આ શેઠની જગ્યાએ તમે હો તો શું કરો ? દીક્ષા લો કે દીક્ષાનો વિચાર મુલતવી રાખો. (શ્રોતામાંથી અવાજ:– અરે અમારા તો કંઈ ઠેકાણાં નથી. દીક્ષા મુલતવી રાખીએ.) એ શેઠ તમારા જેવા ન હતા કે બોલીને ફરી જાય.

લક્ષ્મી દેવી કહે, તમારે સવારે જે કરવું હોય તે કરજો, પણ બંદરેથી માલ છોડાવી આવો. શેઠ બંદરેથી માલ છોડાવી આવ્યા. અને તેને વેચીને જે પૈસા આવ્યા તેમાંથી વર્ષીદાન માટેના રાખી બધા ત્રણ કલાકમાં વાપરી નાંખ્યા. છોડવું છે. તેને છોડવું છે. આ ખીચડીયો વૈરાગ્ય ન હતો પણ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હતો. આ ૧૦ માણસોના કુટુંબે સવારમાં વર્ષીદાન દઈ દીક્ષા લઈ લીધી. નગરશેઠના હૃદયમાં રહેલા વિરતિના દીપકે શેઠના અને શેઠના આખા કુટુંબના (બધાના) આત્મામાં ધર્મનો પ્રકાશ કરી જીવન ઉજ્જવળ બનાવી દીધું. માટે જ્ઞાનીપુરૂષો એ સમજાવે છે કે તમે લક્ષ્મીના ગુલામ ન બનશો. તમને ખાત્રી છે કે મારો વસવાટ આ મકાનમાં કાયમ માટે નથી. જ્યારે ત્યારે છોડીને જવાનું તે જવાનું છે. છતાં જીવનની મૂર્છા કેટલી છે !

એક વખત બાદશાહના પલંગમાં એક વેઠીયો માણસ સૂઈ ગયો. રાત્રે બાદશાહ આવે છે તો એ માણસને સૂતેલો દેખે છે. પૂછે છે તું અહીં કેમ સૂઈ ગયો છે ?

ત્યારે તે માણસ કહે આ ધર્મશાળા છે. ધર્મશાળામાં તો સૌનો સમાન હક્ક છે. હું શા માટે ન સૂઈ શકું? બાદશાહ કહે આ બંગલો છે કે ધર્મશાળા? પેલો માણસ કહે ધર્મશાળા છે, બંગલો નથી. તું શા માટે ધર્મશાળા કહે છે? તમારા બાપદાદા આ બંગલામાં વસતા હતા તે છોડીને ગયા. તેના પુત્રો પણ છોડીને ગયા અને તમારે પણ એક દિવસ આ બંગલો છોડીને જવું પડશે. ધર્મશાળામાં જેમ બધા આવે છે ને જાય છે તેમ આ બંગલામાં કેટલા આવ્યા ને કેટલા ગયા ને કેટલા જશે! બાદશાહ આટલી વાતથી પામી ગયો.

ધર્મઘોષ મુનિ પોતાના સંત સતીજીઓને બોલાવી શું કહે છે:-

"तं धिरत्थुणं अज्जो नागसिरीए माहणीए अधन्नाए, अपुन्नाए जाव णिंबोलियाए।"

હે આર્યો! તે નાગેશ્રી બ્રાહ્મણી અધન્ય છે. એટલે ધન્યવાદને પાત્ર નથી. પુણ્યહીન છે અને નિંબગુલિકા જેવી અનાદરણીય એવી તે નાગેશ્રીને ધિક્કાર છે કે આવો કડવો આહાર વહોરાવી મારા શિષ્યના પ્રાણ લીધા. આ સાંભળીને બધા શિષ્યોમાં ખળભળાટ મચી ગયો. છદ્મસ્થની લહેર છે. એટલે બોલી ગયા. અહો નાગેશ્રી! તેં અમારા ધર્મરૂચી મુનિને શું ઉકરડો માન્યો? અમારા ગુરુભાઈના જીવ અને કાયા જુદા કરવામાં તને શું લાભ થયો? અહો નાગેશ્રી! તારી શી દશા થશે? આમ બધાના દિલમાં ખૂબ આઘાત છે. આંખમાં આંસુ છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૪૨

### "અણીવેળાએ"

ભાદરવા સુદ ૧ ને શનિવાર તા. ૧૭-૮-૭૪

ત્રિલોકીનાથ, જગત ઉદ્ધારક, મોક્ષમાર્ગના પથિક એવા પ્રભુએ ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવ્યા પછી સિદ્ધાંતની પ્રરૂપણા કરી. આ સિદ્ધાંતની પ્રરૂપણા કરનાર જેવાતેવા નથી. કેવળજ્ઞાનનો દીપક પ્રગટાવવા અને ઘાતી કર્મો ઉપર ઘા કરવા અઘોર તપ કર્યો. તપની સાથે આરાધના પણ કેવી? કોઈ દિવસ લાંબા થઈને સૂતા નથી. ભગવાન મહાવીર સ્વામીએ ૧૨।। વર્ષ અને ૧૫ દિવસ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી ત્યારે કેવળજ્ઞાન પામ્યા, અને ભગવાન ઋષભદેવે ૧૦૦૦ વર્ષો સુધી

૪૩

અઘોર તપ કર્યો, તેઓ તપમાં પણ પ્રમાદ કરીને બેઠા નથી કે લાંબા થઈને સૂતા નથી. આ મહાન પુરૂષો એમ સમજતા હતા કે મારા માથે કર્મના દેણાં પડયા હોય ત્યાં સૂવાય કેમ ? તમારા સંસાર વ્યવહારમાં જો તમારા માથે થોડું ઘણું પણ કરજ હશે અને તમારી ખાનદાની હશે તો ઊંઘ પણ ઊડી જશે. મનમાં એક જ વિચાર આવશે કે મેં જેવા લીધા છે તેવા પાછા આપી દઉં. અરે, એથી વધુ શું કહું ! તમારું ખાવું પીવું, રહેવું એ બધું શૂન્ય દેખાશે, કારણ કે માથે કરજ છે. ખાનદાન માણસને કરજ ખૂંચે છે. જ્યારે તે કરજમાંથી મુક્ત થશે ત્યારે લૂખો રોટલો પણ હોંશે હોંશે ખાશે. ધરતી ખોદતાં કોઈને ચરૂ મળી જાય ને તેને જે આનંદ થાય તેથી અધિક આનંદ ખાનદાન માણસને કરજમાંથી મુક્ત થાય ત્યારે થાય છે. જીવના માથે એવું કર્મનું કરજ પડયું છે. મહાન પુરૂષોની એ ખાનદાની હતી કે મારા માથે કર્મના કરજ પડયા હોય તેને ચૂકવ્યા વિના આરામથી કેમ બેસાય ? અંતરમાં એ ઝણઝણાટી હતી. કર્મના કરજમાંથી મુક્ત થવું હતું. હરિશ્ચંદ્ર રાજા તો દેવાદાર ન હતા છતાં એક સત્ય વચનને ખાતર પોતાનું આખું રાજ્ય અર્પણ કરી દીધું. અને વિશ્વામિત્ર ઋષિની દક્ષિણા ચૂકવવા બંને વેચાઈ ગયા. તેમના માથે કરજ નહોતું પણ સત્યની કસોટીમાંથી પાર થવા બંને અલગ અલગ સ્થાને વેચાઈ ગયા. જ્યારે આ જીવને તો કર્મના કરજ ઢગલાબંધ પડયા છે. તે ભવમાં તીર્થંકર થનારા, ચરમ-શરીરી, મોક્ષગામી જીવ છતાં સુખે સૂતા નથી અને ઉપવાસ ઉપર ઊતરી ગયેલા. જ્યારે કેવળજ્ઞાન મેળવ્યું ત્યારે તેઓ જંપીને બેઠા. માટે કર્મોને પ્રજાળવા માટે તપની જરૂર છે. જીવ કર્મ બાંધતી વખતે ઉગ્ર બનીને બાંધે છે. તો તેને તોડવા માટે પણ ઉગ્ર તપ કરવો પડશે. તેમાં સૌથી પ્રથમ વિનયની જરૂર છે.

નવકારમંત્ર બોલતાં સૌથી પ્રથમ શું બોલીએ છીએ ? **'નમો અરિહંતાણં'** સૌથી આગળ નમો શબ્દ છે તે શું બતાવે છે ? જ્યાં સુધી જીવનમાં નમ્રતા નથી. વિનય નથી ત્યાં સુધી અરિહંતની ઉપાસના કરી શકવાના નથી. નમો એટલે તું નમી જા. જીવનમાં અર્પણતા નહિ આવે, અહંભાવ જશે નહિ, ત્યાં સુધી આપણે મોક્ષ-માર્ગથી દૂર છીએ. જેમ બે છોકરાઓ બોલની રમત રમે છે. બોલને સામસામા ઉછાળે છે ને ફેંકે છે અને આમથી તેમ અથડાય છે. ત્યારે બોલને ભાન થયું કે મારા પેટમાં જ્યાં સુધી અભિમાનની હવા ભરી છે ત્યાં સુધી હું ફેંકાયા કરવાનો. જેમ બોલમાં હવા છે તો તેને આમથી તેમ ફેંકાવું પડે છે તેમ જીવનમાં ક્રોધ-માન માયા અને લોભની હવા ભરી છે ત્યાં સુધી જીવ ચાર ગતિમાં ફેંકાવાનો છે. એક ગતિમાંથી બીજી ગતિમાં, બીજી ગતિમાંથી ત્રીજી ગતિમાં એમ ફર્યા કરવાના.

આપણે શું વાત ચાલે છે ? વિનયની. વિનય એ ધર્મનું મૂળ છે. વિનયવાળા પાત્રમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર એ રત્નત્રય રહી શકે છે,

આધ્યાત્મિક જ્ઞાન મેળવવા માટે પ્રથમ વિનયને કેળવવો પડશે. જ્યાં કાળી માટીની ભૂમિ હોય ત્યાં થોડું પાણી પડે તો પણ પાણી દેખાઈ આવે. એવી ભૂમિમાં બીજ વાવી શકાય છે. તેમ ભગવાનની વાણી રૂપી બીજ વાવવા માટે હૃદયને કાળી માટી જેવું પોચું બનાવવું પડશે તો તેમાં વીતરાગ વાણી રૂપ બીજ વાવી શકાશે. ભગવાન મહાવીરના પટ્ટ શિષ્ય ગૌતમસ્વામીમાં કેટલો વિનય હતો ! જેમણે ભગવતી સૂત્રમાં ભગવાનને ૩૬૦૦૦ પ્રશ્નો પૂછ્યા છે. ગૌતમસ્વામી પોતે ચાર જ્ઞાનના ધણી હતા. તે ધારત તો તે પ્રશ્નોનું પોતે સમાધાન કરી શકત. પણ કયારેય તેમણે ઉપયોગ મૂક્યો નથી. જ્યાં ઝળહળતો પાવરહાઉસ હોય, એકમાંથી અનેક ભાવ સમજવા મળતા હોય ત્યાં સ્વયં ઉપયોગ મૂકીને જાણવાની શી જરૂર ? વળી ભગવાન પાસે પ્રશ્ન પૂછવા જતાં જીવનમાં વિનય આવે, નમ્રતા આવે, આત્મા સદ્ગુણી બને. જેમ દરિયામાંથી વાદળ ખારું પાણી ગ્રહણ કરે છે અને તે ખારા પાણીનો સંગ્રહ કરી વરસાવે છે મીઠું પાણી. અને તે મીઠું પાણી સાગરમાં પડતાં મીઠાને ખારું બનાવી દે છે. આપણે કોના જેવું બનવું છે? વાદળ જેવું કે સાગર જેવું ? (શ્રોતામાંથી અવાજ : વાદળ જેવું) નમો અરિહંતાણં શ્રદ્ધાપૂર્વક બોલતાં કર્મની ક્રોડો ખપી જાય. તેની અંદર ગૂઢ રહસ્યો ભરેલા છે. નમો અરિહંતાણં શુદ્ધ ભાવે બોલતાં કંઈક જીવો કેવળજ્ઞાન પામી ગયા છે. એવા દાખલા સિદ્ધાંતમાં મોજુદ છે.

ગૌતમ સ્વામીનું નામ સિદ્ધાંતના પાને સુવર્ણાક્ષરે લખાઈ ગયું છે. તેઓ ભગવાનને અર્પણ થઈ ગયા. પ્રમાદદશાની એક ભૂલ માટે ભગવાને ગૌતમ સ્વામીને એક-બે વાર નહિ પણ ૩૬ વાર ટકોર કરી "समयं गोयम मा पमायए।" હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ ન કર. આટલી વાર ભગવાને ટકોર કરી છતાં તેમના દિલમાં તો અપૂર્વ આનંદ છે. અહો ! ભગવાનને મારા પ્રત્યે કેટલી લાગણી છે. કિનારે આવેલી નૌકા ડૂબી ન જાય તે માટે ભગવાન મને વારંવાર ટકોર કરે છે. જે વિનયી બને છે તે જ્ઞાનનો અખૂટ ખજાનો મેળવી શકે છે. આજે તો સાસુ વહુને, શેઠ નોકરને, પિતા પુત્રને, ગુરુ શિષ્યને બે ત્રણ વાર કહે તો કહેશે કે હવે કેટલી વાર કહ્યા કરશો ? વિનય ચાલ્યો ગયો છે. મોતી છે; દોરો છે, પરોવનારો છે પણ મોતી કહે મારે દોરામાં દાખલ થવું નથી તો એ બહેનોની ડોકમાં ક્યાંથી શોભી ઊઠવાની છે ? પણ જો મોતી દોરામાં દાખલ થઈ જાય તો મોતીમાંથી માળા બની જાય ને બહેનોની ડોકમાં શોભી ઉઠે. તેમ જ્યારે જીવનમાં વિનયનો દોરો પરોવાશે ત્યારે તે જગતનો પૂજનીક બની જશે. ગૌતમ સ્વામી ગણધર પદવીને પામેલા હતા. ચરમ શરીરી જીવ હતા, છતાં ભગવાને તેમને આટલી ટકોર કરી. પણ તેમના જીવનમાં વિનયનો દોરો ગૂંથાઈ ગયેલો હતો. તેથી તેમનું નામ આજે વારંવાર સ્મરણ કરાય છે.

આજે નામધારી ભગવાન કેટલા નીકળ્યા છે ! જ્ઞાની કહે છે અછતીને છતી ઉપમા આપવી તે મિથ્યાત્વ છે. હાથીનો આત્મા અને કીડીનો આત્મા બંનેનો આત્મા

સરખો છે. તે શરીર પ્રમાણે સંકોચ–વીસ્તારના સ્વભાવથી રહેલો છે. છતાં કોઈ કહે કે આત્મા તાંદુલ માત્ર છે, શામા માત્ર છે તો તે મિથ્યાત્વ છે. મોક્ષગામી જીવ હોવા છતાં કેવળજ્ઞાન ન પામે ત્યાં સુધી ભગવાન નથી કહેવાતા. સુધર્મા સ્વામી ગણધર હતા પણ કેવળજ્ઞાન નહોતું થયું ત્યાં સુધી **"જિન નહિ પણ જિન સરીખા એવા સુધર્માસ્વામી જાણીએ."** જિન નહિ પણ જિન સરીખા કહેવાયા. ભગવાન મહાવીરે કેવળજ્ઞાન થયા પછી જગતના જીવો કંઈક પ્રાપ્ત કરે તે માટે આગમની પ્રરૂપણા કરી. સૂત્ર નાના છે પણ તેની અંદર ગૂઢ રહસ્યો ભરેલા છે. જેમ ફીરકીના દોરાને ઉકેલીએ તેમ દોરો લાંબો નીકળતો જાય તેમ શાસ્ત્રના ભાવોને જો અનુસરવામાં આવે તો આત્મા અલૌકિક ભાવ મેળવ્યા વગર રહેતો નથી. વીતરાગ વાણીના એક શબ્દ પર જો જીવને અખૂટ શ્રદ્ધા થશે તો જીવ સમ્યક્ત્વ પામી જશે. અને સમ્યક્ત્વ પામેલો જીવ એક દિવસ મોક્ષમાં જવાનો.

તમે મુંબઈમાં ધન કમાવવા માટે આવ્યા. અહીં આવ્યા પછી આપની કમાણી પૂરજોશમાં વધી ગઈ. તો સાથે એવો વિચાર કરો કે, અહિંયા સંતસતીજીનો યોગ વારંવાર મળે છે તો ધનની સાથે આત્માની કમાણી પણ કરી લઉં. આ મોહનીય નગરીમાં મોક્ષ નગરીમાં પહોંચી જાઉં તેવી સાધના કરી લઉં. આજ સુધી જડની પૂજા કરી. હવે ચેતનદેવનો પૂજારી બન. ૮૪ લાખ જીવાયોનિમાં તું મનુષ્યની યોનિમાં આવ્યો છે. અનંતજ્ઞાનીઓ કહે છે હવે તો તું જાગ. "संबुज्झह किं न बुज्झइ।" સમજો અને બોધ પામો, ભગવાને ચંડકૌશીકને એટલું જ કહ્યું–હે ચંડકૌશીક! કંઈક સમજ. વેરથી જીવનમાં વેર વધે છે પણ પ્રેમ વધતો નથી. તું કેવો બન? જેમ વાદળા દરિયામાંથી ખારું પાણી લઈ જગતને મીઠું પાણી આપે છે તેમ તું વાદળા જેવો બન. ઝેર સામે ઝેર વરસાવે તેમાં મહત્તા નથી પણ ઝેર સામે અમૃત વરસાવે તેની મહત્તા છે. તમને એમ થાય કે અમે ખારા સમુદ્રમાં વસીએ છીએ એટલે શું કરીએ? ખારામાં રહેવા છતાં મીઠાશનો અનુભવ કરે તે માનવનું કર્તવ્ય છે. શૃંગાર નામની માછલી ખારા પાણીમાં વસવા છતાં મીઠું પાણી પીવે છે. તેને જ્યારે મીઠું પાણી પીવાનું મન થાય ત્યારે નદી જ્યાં દરિયાને મળતી હોય ત્યાં પહોંચી જાય ને મીઠું પાણી પી લે છે. તેમ તમે ખારા સમુદ્રમાં વસ્યા છો પણ જ્યાં સંત સમાગમ રૂપી સરિતા મળી જાય ત્યાંથી મીઠું પાણી પી લેતા શીખો.

આ જીવે સંસારમાં અનંતો કાળ કાઢયો છે છતાં હજુ સમજણ આવી નથી કે હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? કયાં જવાનો છું? મારું શું સ્વરૂપ છે? ભગવાન આચારંગ સૂત્રમાં બોલ્યા છે કે—

इह मेगेसिं णो सण्णा भवइ। तंजहा पुरत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि, दाहिणाओ वा दिसाओ आगओ अहमंसि, पच्चत्थिमाओ वा दिसाओ आगओ अहमंसि, उत्तराओ वा दिसाओ आगओ अहमंसि, उड्ढाओ वा दिसाओ आगओ अहमंसि, अहोदिसाओ वा

आगओ अहमंसि, अण्णयरीओ वा दिसाओ अणुदिसाओ वा आगओ अहमंसि।" **આચારંગ સૂત્ર અ-૧ ઉ-૧.** આ સંસારમાં કંઈક જીવોને એ જ્ઞાન નથી હોતું કે હું પૂર્વ દિશામાંથી આવ્યો છું અથવા દક્ષિણ દિશામાંથી આવ્યો છું અથવા પશ્ચિમ દિશામાંથી આવ્યો છું અથવા ઉત્તર દિશામાંથી આવ્યો છું? હું ઊર્ધ્વ દિશામાંથી આવ્યો છું અથવા અધો દિશામાંથી આવ્યો છું અથવા કોઈ એક દિશા અથવા વિદિશામાંથી આવ્યો છું!

આ જીવ કોઈ દિશામાંથી આવ્યો છે ને કોઈ પણ દિશામાં જવાનો છે એ તો ચોક્કસ છે. જ્યારે અહીંથી જવું પડશે ત્યારે સાથે કંઈ નહિ આવે. માટે સમજણ-પૂર્વક ધર્મની આરાધના કરો. આ આરાધના કરવાના દિવસો છે. આ તકને ચૂકશો નહિ. કર્મને પ્રજાળવા તપની જરૂર છે. ભગવાને તપના બાર ભેદ બતાવ્યા છે. છ બાહ્ય અને છ આભ્યંતર.

अण सणमूणोयरिया, भिक्खायरिया य रसपरिच्चाओ।
काय किलेसो संलीणया, य बज्झो तवो होइ॥ **ઉત્ત.સૂ. અ. ૩૦ ગાથા ૮**

અણસણ, ઉણોદરી, ભિક્ષાચરી, રસ પરિત્યાગ, કાયકલેશ અને પ્રતિ-સંલીનતા આ બાહ્ય તપના છ ભેદ છે.

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ।
झाणं च विउस्सग्गो, एसो अब्भिन्तरो तवो॥ **ઉત્ત. સૂ. અ. ૩૦ ગાથા ૩૦**

પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન તથા કાઉસગ્ગ–આ છ ભેદ આભ્યંતર તપના છે. જે બાહ્ય તપ ન કરી શકે તે આભ્યંતર તપ કરી શકે છે. જ્ઞાનીએ બતાવ્યું છે કે "तवेसु वा उत्तम बंभचेरं।" તપમાં બ્રહ્મચર્ય એ ઉત્તમ તપ છે. આ તપ ખાતા પીતા કરી શકાય છે. બ્રહ્મચર્યને કેમ ઉત્તમ તપ કહ્યો? એક અહોરાત્રી મન–વચન–કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે તેને ૧૮૦ ઉપવાસનો લાભ થાય છે. એક વખતના સંયોગથી નવ લાખ સંજ્ઞી પંચેન્દ્રિય જીવોની ઘાત થાય છે. જીવાત્મા દેવલોકમાં ગયો તો ત્યાં પહેલા બીજા દેવલોક સુધી મનુષ્ય જેવા કામ ભોગો ભોગવીને આવ્યો છે. તિર્યંચમાં પણ મૈથુન સંજ્ઞા છે. છતાં પણ હજુ જીવને તૃપ્તિ થઈ નથી. માટે વિષય ભોગ પર બ્રેક લગાડી દો. અને બ્રહ્મચર્યના ઘરમાં આવી જાવ. આ તો સ્યાદ્વાદ દર્શન છે. તારી જેટલી શક્તિ હોય તે પ્રમાણે તું વ્રતમાં આવ. તપ કરી શકે તો તપ કર. તપ કરવાની શક્તિ ન હોય તો બ્રહ્મચર્ય-વ્રત સ્વીકાર.

મોક્ષ નગરમાં પ્રવેશ કરવો હોય તો કોઈ પણ દરવાજામાં દાખલ તો થવું પડશે. બ્રહ્મચર્યની શક્તિ અલૌકિક છે. તેનો પ્રભાવ અપૂર્વ છે. બ્રહ્મચર્યના પ્રભાવે તો

વિદ્યાધરના વિમાન પણ અટકી જાય છે. પહાડ નીચે એક મુનિ ધ્યાન કરતા હતા. વિદ્યાધરનું વિમાન ત્યાંથી નીકળ્યું. તો ત્યાં અટકી ગયું. વિદ્યાધર વિચાર કરે છે મારું વિમાન કેમ અટકી ગયું ? આગળ ચલાવવા પ્રયાસ કર્યા પણ વિમાન આગળ ચાલ્યું નહિ. પણ નીચે ઊતરી ગયું. જોયું તો ત્યાગી પવિત્ર સંત બેઠા છે. મુનિને આ વિદ્યાધરને પૂર્વ જન્મનું વૈર છે. તેથી વિદ્યાધર મુનિ પર ક્રોધમાં આવતા ધમધમી ઉઠયો અને પોતાની શક્તિથી પ્રહાર કરવા તૈયાર થયો. પ્રહાર કરવા હાથ ઉપાડ્યા તો હાથ તેમને તેમ રહી ગયા. મુનિ તો ધ્યાનમાં હતા. તેમને તો કંઈ ખબર ન હતી પણ વિધાધરને થયું કે આ કોઈ પ્રતાપી મુનિ છે. મેં તેમની અશાતના કરી છે. છેવટે મુનિ પાસે માફી માંગે છે. મુનિ તો કહે છે સર્વ જીવોનું કલ્યાણ થાવ. જેને દુશ્મન પ્રત્યે પણ મૈત્રીભાવ છે. તે સાચો સાધક કહેવાય છે. ક્રોધનો કણીયો આવી જાય તો તેના પર બ્રેક લગાડતા શીખો. તમને કોઈ એક લાખ રૂપિયાની મોટર ૧૦૦૦) રૂ. માં આપે અને તમે લો પણ કહે કે બ્રેક નથી. તો શું બ્રેક વગરની ગાડી લો ખરા ? તેમ જેના જીવનમાં વ્રત–પચ્ચખાણરૂપી બ્રેક નથી તો જીવનની કંઈ કિંમત ખરી ! બ્રેક વગરની મોટર કંઈ ઉપયોગની નથી. તેને તમે શું કહેશો ? ડબલું. બ્રેક વગરની મોટર પોતાને પછાડશે ને બીજાને પણ પછાડશે. તેમ જીવનમાં પણ બ્રેકની જરૂર છે. કષાયો પર, ઇન્દ્રિઓના વિષયો પર બ્રેક નહિ હોય તો દુર્ગતિના ખાડામાં પછાડી દેશે. જેમ હાથીને અંકુશની જરૂર છે. તેમ જીવનમાં વ્રત–પચ્ચખાણ રૂપી બ્રેકની જરૂર છે. વ્રત–પચ્ચખાણ હશે તો જીવનનો ઉદ્ધાર કરાવશે. માનવમાં માનવતા હોય છે ત્યારે તેના જીવનની સુવાસ સમય આવ્યે સમજાય છે. એક વખતના બે મિત્રો હતા પણ અણી વેળાએ મિત્રને કેવી સહાય કરી તે તમને આ ન્યાયથી સમજાશે.

અરૂણ અને બિપીન બંને જીગર જાન મિત્રો હતા. બંને સાથે ભણે ગણે. કર્મ સૌ સૌના સ્વતંત્ર છે. અરૂણ ધનાઢ્યનો છોકરો છે અને બિપીન ગરીબ છે. અરૂણને તો ભણાવવા ટ્યુશન રાખે જ્યારે બિપીન તો બિચારો ચોપડીઓ પણ મહામહેનતે મેળવતો. પણ બિપીન ભણવામાં ખૂબ હોંશિયાર છે. આજના યુગમાં જેટલો ભણાવવાનો ખર્ચો થાય તેટલો તેની પાછળ નોટોમાં ખર્ચો થાય. ધનવાનને ગરીબના દુઃખની ખબર ન હોય. જેમ અકબર બાદશાહે માણસોનું ટોળું રોતું કકળતું જતું જોયું ત્યારે પૂછ્યું. બધા શા માટે રડે છે ? તો પ્રધાન કહે સાહેબ ! એમને ખાવાના સાંસા છે. એ બધા ભૂખ્યા છે. અકબર કહે. ખાવા ન હોય તો ખાજા ખાય. પ્રધાન કહે. અરે સાહેબ ! જેને સૂકો રોટલો નથી મળતો તે ખાજા કયાંથી ખાય ? જેને ત્યાં સુખની છોળો ઊડતી હોય તેને શું ખબર હોય કે દુઃખ કેવું હોય ? બંધુઓ ! સંપત્તિ ગત જન્મના પુણ્યથી મળી છે. તેમાં અભિમાન કરવા જેવું નથી. રાજા રાવણનું અભિમાન નથી રહ્યું તો બીજાની

કરે છે. આમ કરતાં કરતાં ધન ખૂટવા આવ્યું. અને તિજોરીના તળિયા દેખાયા. અરૂણના પિતા તો ગુજરી ગયા હતા. આ અરૂણ તો પેઢી પર જતો ન હતો. એટલે મુનિમજી બધો કારભાર સંભાળતા હતા. મુનિમજી પોતે ખૂબ પ્રમાણિક છે. તે સમજતા હતા કે શેઠ મારા પર પેઢીની જવાબદારી સોંપીને ગયા છે. તો મારે પેઢી બરાબર વ્યવસ્થિત રાખવી જોઈએ. તેમને મન તો શેઠનો દીકરો એટલે પોતાનો પુત્ર હતો. એ રીતે રાખતા હતા.

**"મુનિમજીની શિખામણનો તિરસ્કાર":**-મુનિમજીએ જોયું કે આ અરૂણ તો મોજમઝામાં ને જલસામાં પૈસા ઉડાવી રહ્યો છે. અને હવે તો તિજોરીનું તળિયું દેખાય છે. મુનિમ એક દિવસ ઘરે આવી અરૂણને કહે છે દીકરા! હવે તું તારા ખર્ચા ઓછા કર. જો આવી રીતે ખર્ચા કર્યા કરશો તો તમારી મુડી છ મહિનામાં સાફ થઈ જશે ને સાવ ગરીબ સ્થિતિમાં મૂકાઈ જશો. માટે હવે હું જે પૈસા આપું તેમાં તું ચલાવ. તે પ્રમાણે નહિ કરે તો બધી મુડી સાફ થઈ જશે. મુનિમજીના આ શબ્દો સાંભળી અરૂણની પત્ની એકદમ તાડુકી. તમે અમને કહેનારા કોણ? તમે અમારા નોકર છો. અને અમે શું હવે તમારા નોકર જેવા થઈને રહીએ? એ વાત નહિ બને. તમે તમારા કહ્યા પ્રમાણે અમને રાખવા માંગતા હો તો તમે ચાવી મૂકીને ચાલતા થઈ જાવ. મુનિમજી કહે-શેઠે મને દીકરા જેવો રાખ્યો હતો એટલે મેં બધી જવાબદારી સંભાળી. જેણે મને દીકરા સમાન ગણીને રાખ્યો હોય તેને કેમ છોડી દેવાય? એટલે હું આજ સુધી રહ્યો છું. પણ હવે આપના કહેવાથી હું ચાલ્યો જઈશ. શેઠે કેટલા પૈસા મૂકયા હતા. રોકડ રકમ કેટલી હતી. તેમાંથી તમે કેટલા ઉડાવ્યા ને કેટલા રહ્યા તે બધો ખર્ચો પાઈપાઈનો મુનિમજીએ કહી બતાવ્યો ને પછી ત્યાંથી નીકળી ગયા. કાર્ય બધું વિધિથી થાય તો માણસ તેમાં સફળતા મેળવે. આ અરૂણે જો વિધિથી ખર્ચો કર્યો હોત તો આ દશા આવત ખરી? પણ વિધીને બદલે અવિધીથી જે કામ થાય તેમાં માણસ મુશ્કેલીમાં મૂકાઈ જાય છે.

આ મુનિમજીની શેઠ પ્રત્યે કેટલી મમતા અને પ્રેમ હતો! તે શેઠના ઘરથી જઈને ખૂબ રડયા. હવે મારે આ ગામમાં રહેવું નથી, કારણ કે અરૂણની મુડી છ મહિનામાં બધી સાફ થઈ જશે ને તેને ખાવા નહિ મળે તે હું નહિ જોઈ શકું. અહો! મારા શેઠના દીકરાની આ દશા થઇ? માટે આ ગામ છોડીને બીજે ગામ ચાલ્યો જાઉં. મુનિમજી તો ગામ છોડીને ચાલ્યા ગયા. આ બાજુ અરૂણે મુનિમની હિત શિખામણ ન માની. કેટલી લાગણી ભરી શિખામણ પ્રેમથી પિતા પુત્રને આપે તેવી શિખામણ આપી પણ તે શિખામણ અરૂણના ગળે ન ઉતરી અને છ મહિનામાં બધી મુડી સાફ થઈ ગઈ, પોતાનો બંગલો વેચી નાંખ્યો, દાગીના, કપડાં બધું

કચરો ભેગો લઈને આવતા હોય તો વીરના વચનામૃતો હૃદયમાં કયાંથી દાખલ થઈ શકે? ભગવાનના એ શબ્દે ચંડકૌશિક સર્પ ફીટીને દેવ બની ગયો. તો આપણે ચંડકૌશિક જેવા તો નથી ને? તો પછી નરમાંથી નારાયણ કેમ ન બની શકીએ! પણ વીરવાણીને અંતરમાં પ્રવેશવા દીધી જ નથી.

જ્ઞાની પુરૂષોએ સંસારના વિષયભોગને વિષમમાં વિષમ ઝેરની ઉપમા આપી છે. બ્રહ્મચર્યને જૈનદર્શન અપનાવે છે. એટલું જ નહિ પરંતુ જૈનેતરમાં પણ કહે છે બ્રહ્મચર્ય સમાન કોઈ વ્રત નથી. આજે સ્વામી વિવેકાનંદનું નામ ગવાય છે. તે જગતના પૂજનીક બની ગયા છે તે બ્રહ્મચર્યનો પ્રતાપ છે. તેઓ એકવાર પરદેશમાં ગયા ત્યારે તેમને ભાષણ કરવા માટે અઢી મિનિટનો ટાઈમ પણ માંડ આપ્યો હતો. વિવેકાનંદ ભાષણ કરવા ઊઠયા ત્યારે પહેલા જ શબ્દે શું બોલ્યા? મારી પ્યારી માતાઓ, ભાવશીલ ભગિનીઓ, પ્રેમાળ પિતાઓ અને ઉત્સાહી યુવકો! આ મીઠા શબ્દો સાંભળતા સભા હચમચી ગઈ. સ્વામી વિવેકાનંદનું રૂપ, સૌંદર્ય ને તેમની આકર્ષક વાણી સાંભળતા કંઈક સ્ત્રીઓ તેમના મોહમાં પડી ગઈ કે પરણવું તો આને જ પરણવું. અઢી મિનિટને બદલે વિવેકાનંદ અઢી કલાક બોલ્યા, છતાં સભાને સંતોષ ન થયો. તેમને તો એમ થયું કે હજુ બોલ્યા કરે તો સારું. આટલો બધો પ્રભાવ ને પ્રતિભા કેમ પડયા? તેમની વાણી બ્રહ્મચર્યમય હતી. આટલું સાંભળવા છતાં જનતાને તૃપ્તિ ન થઈ. પ્રજા તેમની પાછળ ગાંડી બની. તેમના ગુણ ગાવા લાગી. ધન્ય છે એ માતાને કે જેણે આવા કુળદીપકને જન્મ આપ્યો. ભારતના સંતાને પરદેશમાં ભારતની ખ્યાતિ વધારી. તમે પણ તમારી માતાના કુળદીપક બનજો કે જેથી તમારી માતાનું નામ પણ ગવાય ને લોકો કહે ધન્ય છે આની જનેતાને!

**જનની જણ તો એસા જણ, કાં ભક્ત કાં શૂર,**
**નહીંતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.**

ભગવાન મહાવીર જગતના ખૂણે ખૂણે વિચર્યા, કેટલા ભયંકર ઉપસર્ગોને સહન કર્યા. લોકો શું કહેતા? ધન્ય છે તારી માતા ત્રિશલાને. દુઃખ વેઠયા દીકરાએ અને નામ ગવાયું માતાનું. તમે પણ એવા બનજો. પણ કુળને કલંકિત કરનારા ન બનશો. કુળદીપક બનશો તો માતા મૃત્યુ પામી ગઈ હશે તો પણ તેની અમરતા દેખાશે.

સમરાદિત્યકુમાર બાલપણથી જ ગંભીર હતા. તેમને હરવું ફરવું કે રમવું તો ગમતું જ નહિ. જ્યારે જુઓ ત્યારે તે આત્મચિંતનમાં મસ્ત હોય! સંસારથી તો ખૂબ અલિપ્તભાવથી રહે છે. તેની લગ્ન કરવાની જરાપણ ઈચ્છા ન હતી. પરંતુ પિતાએ પરાણે પરણાવ્યો. સમરાદિત્ય રાજકુમારને પિતાએ પરણાવેલી બે રાજકન્યા પરણીને આ કુમારની પહેલી મુલાકાત પામે છે, ત્યારે ત્યાં એની સખી કુમારને પાનનું બીડું

આપતાં કહે છે લ્યો કુમારસાહેબ! આ મારી સખીઓએ આપના ઉપરના અથાગ પ્રેમથી તૈયાર કરેલું આ પાનનું બીડું સ્વીકારી એને ધન્ય કરો. કુમાર ત્યાં સમય જોઈને પૂછે છે–શું તમારી સખીઓને ખરેખર મારા ઉપર પ્રેમ છે! સખીઓ કહે અરે કુમારસાહેબ! પ્રેમનું શું પૂછો છો? જ્યારથી આપના અદ્ભુત ગુણોનું વર્ણન સાંભળ્યું છે ત્યારથી અમારી સખીઓ આપના નામ પાછળ ઝૂરી રહી છે ત્યારે કુમાર કહે છે તો તમારી સખીઓને એટલું પૂછી જોજો કે જે વ્યક્તિ પર પ્રેમ હોય, ખૂબ વહાલી હોય તે વ્યક્તિની પાસે એવું શું કરાવાય કે જેથી એનું નિકંદન નીકળે? કુમારનું કહેવાનું રહસ્ય સમજાયું, કુમાર આવેલી સખીઓને એમ કહી રહ્યો છે કે તારી સખીઓને કુમાર ઉપર પ્રેમ છે તો કુમારની પાસે એ શું કરાવવા આવી છે? કુમારને ભવમાં ભટકવું પડે એવું તો નહિ ને? કુમારનું અહિત તો નહિ થાય ને?

રાજકુમારની પત્નીઓ ચતુર શિક્ષિત રાજકુમારીઓ છે. એ કુમારના પ્રશ્નનો ગુઢાર્થ સમજી ગઈ. એમના મનને લાગ્યું કે ખરેખર! અમે તો પતિ કુમાર પાસે સંસાર સુખના રંગરાગ ખેલાવવા આવ્યા છીએ અને એથી કાંઈ એમનું ભવમાં ભટકવાનું અટકે નહિ! તો પછી એમની પાસે એવું કરાવવા આવેલી અમો એમના ઉપર સાચા પ્રેમવાળી શાની? બંને પત્નીઓ આવીને કુમારના પગમાં પડીને કહે છે: સ્વામી! ક્ષણભર અમે તો ભૂલી પડેલી, પ્રેમીનું નામ ધારણ કરી આપની પાસે એવી આશાએ આવેલી કે જેથી આપનું કંઈ ભલું ન થાય. પણ હવે આપની ઉપર સાચો પ્રેમ કરવો છે તો આપ બતાવો કે આપનું ભલું થાય એવું અમારે શું કરવું?

સમરાદિત્ય રાજકુમારે કહ્યું. સૌ પ્રથમ આપણે જાવજીવ સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું એમાં મારું તમારું બંનેનું કલ્યાણ છે. બંને કુમારીઓ સમજી ગઈ કે સ્વામીનો પોતાનો જીવનરાહ પહેલેથી નક્કી થઈ ગયો દેખાય છે. જેથી આપણને પણ એમાં અનુસરવા કહે છે. તરત એમણે ખૂબ હર્ષોલ્લાસથી એ સ્વીકારી લેતા કહ્યું. આપે અમારા ઉપર મહાન ઉપકાર કર્યો. અમને તો લાગે છે કે આપ જેવા સૌભાગી પતિ તો કદાચ પૂર્વે અનંતકાળમાં નહિ મળ્યા હોય! નહિતર આજ સુધી અમારે રખડવાનું શાને હોય! સ્વામી પરના પ્રેમને સાચો બનાવવા માટે, સ્વામીનું જેથી ભલું થાય. તે માટે બંને કુમારિકાઓએ સ્વામીના આદેશથી બ્રહ્મચર્ય વ્રત અપનાવી લીધું. સમરાદિત્યની પત્નીઓએ વિચાર કર્યો કે જો આપણને પતિ ઉપર પ્રેમ છે તો આપણે પતિના આદર્શને અનુસરવું જોઈએ. એમનો જે જીવન આદર્શ તે જ આપણો જીવન આદર્શ. કુમારને આપણે પ્રેમથી પતિ તરીકે સ્વીકાર્યા તો એમના આદર્શને આપણો આદર્શ બનાવવો જોઈએ. આવા સુસંતાનોથી માતાપિતાનું નામ ઉજ્જવળ બને છે.

અરૂણ તો સાવ બેહાલ સ્થિતિમાં મૂકાઈ ગયો છે. આ વાતની બિપીનને ખબર પડી એટલે બિપીન ગાડી લઈને અરૂણના ઘેર ગયો. બિપીનના ઘેર ગાડી કેવી રીતે

આવી ? બિપીન ૩૦૦ રૂ. ના પગારમાં નોકરી કરી રહ્યો હતો. વચમાં સમય ઘણો વીતી ગયો. બિપીન ખૂબ પ્રમાણિકતાથી નોકરી કરતો હતો. તેની પ્રમાણિકતા જોઈને શેઠ કહે. બિપીન ! હવે આજથી તારો પગાર નથી. મિલમાં તારા જેવા સજ્જન અને પ્રમાણિક માણસની જરૂર છે. માટે આ મિલ હું તને સોંપું છું. તું મારો દીકરો છે. બિપીનને અને શેઠને પૂર્વજન્મના એવા સંબંધ થઈ ગયા કે તે પોતાના દીકરા સમાન બની ગયો. અને આખી મિલનું ટ્રસ્ટ કરીને તેને સોંપી દીધું. એટલે હવે બિપીનને ત્યાં ગાડી આવી ગઈ હતી. તે ગાડી લઈને અરૂણને ઘેર ગયો. અરૂણ અને તેની પત્ની બંને ઝૂંપડીમાં બેઠા છે. બિપીનને જોઈને અરૂણ ઊભો થઈ ગયો. અહો મિત્ર અરુણ, તારી આ દશા કેમ થઈ ? અરૂણ કહે ભાઈ! મને માફ કર. મને બે રૂપિયા આપ તો ઝેર લાવીને પી જઈએ અને જીવનનો અંત આણીએ.

બિપીન કહે મિત્ર ! પણ તારી આવી હાલત કેમ થઈ ગઈ ? ભાઈ! મેં મુનિમજીની શિખામણ ન માની અને હું કુસંગે ચઢી ગયો. તું છૂટી ગયો. એમ કહીને ખૂબ રડ્યો. ભાઈ રડીશ નહિ. લે હું તને અત્યારે ૧૦૦૦ રૂ. આપું છું. તને રહેવા માટે ઘર કરાવી આપું અને પૈસા આપીને ધંધો કરાવું. અરે મિત્ર? મારે આટલું બધું નથી જોઈતું. તારી મિલમાં તું મને નોકરી રખાવી આપ. ભાઈ! તેં જ મને આટલા દરજ્જે પહોંચાડયો છે. સમ્યક્ દૃષ્ટિ, માર્ગાનુસારી આત્મા દોષમાં પણ ગુણ દેખે. અરે મિત્ર ! તું મને નોકરી રાખવા પૂછે છે? મિત્ર ! નોકરી કરવી જ નથી. જે મારું છે તે તારું જ છે એમ માનજે. અરૂણની પત્ની રડી પડી. ખરેખર સાચો મિત્ર તો તું જ છે. જે જલસા ઉડાવવા આવતા હતા તે હવે ખબર પૂછવા પણ નથી આવતા. અમારા સુખના દિવસોમાં ભલે તું ના આવ્યો પણ અણીવેળાએ આવી પહોંચ્યો. આ તારી સજ્જનતા અને ખાનદાની છે. બિપીન અરૂણને અને તેની પત્નીને પોતાના ઘેર લઈ ગયો. બંને સગા ભાઈની જેમ રહે છે. છેવટે અરૂણને પહેલા જે કક્ષાએ હતો ત્યાં પહોંચાડી દીધો. અને પિતાની આબરૂ, ઈજ્જત જાળવી રાખી. તે રીતે જીવને ૮૪ લાખ જીવાયોનિમાં પરિભ્રમણ કરતાં માનવ ભવ એ અણીવેળા મળેલ છે. જો આ અણી ચૂકશો તો કયાંના કયાંય ફેંકાઈ જશો.

ધર્મરૂચી અણગાર અણીવેળાએ સાવધાન રહ્યા. તે સમજતા હતા કે હું આ ઝેરી આહાર ખાઈ જઈશ પણ જીવનના છેલ્લા શ્વાસે પણ જો કષાયનો કણીયો આવી ગયો તો મારી નૌકા ડૂબી જશે. એ અણી વેળા બરાબર સાચવી તો એકાવતારી થઈ ગયા. ધર્મઘોષ મુનિના શિષ્યો બધા બોલે છે કે નાગેશ્રી બ્રાહ્મણીને ધિક્કાર છે. તેણે અમારા મુનિને માસખમણના પારણાને દિવસે કડવી તુંબીનું શાક વહોરાવ્યું જેને લીધે અમારા પવિત્ર મુનિનું મરણ થયું. ઠાણાંગજીના સાતમા ઠાણે

બતાવ્યું છે કે સાત કારણે જીવનું આયુષ્ય તૂટે છે. (૧) ભાસકો પડવાથી મરે (૨) શસ્ત્રથી મરે (૩) મંત્ર-મૂઠથી મરે (૪) આહાર અજીર્ણથી મરે. (૫) શૂલાદિક વેદનાથી મરે. (૬) સર્પાદિક કરડેથી મરે. (૭) શ્વાસોચ્છવાસ રૂંધાવાથી મરે. આ સાત કારણોથી જીવનું આયુષ્ય તૂટે છે. નાગેશ્રીએ અમારા મુનિનું અકામ મૃત્યુ કરાવ્યું છે ત્યારપછી

"ते समणा निग्गंथा धम्मघोसा थेराणं अंतिए एयमट्ठं सोच्चा निसम्म चंपाए सिंघाडग तिगजाव बहुजणस्स एव माइक्खन्ति, धिरत्थुणं देवाणुप्पिया। नागसिरीए माहणीए जाव णिंबोलियाए जाए णं तहारुवे, साहू साहूरूवे सालइण्णं जीवियाओ ववरोवेइ।"

તે શ્રમણ નિગ્રંથોએ ધર્મઘોષ સ્થવિરના મુખથી આ વાત સાંભળીને અને તેને હૃદયમાં ધારણ કરીને ચંપા નગરીમાં શૃંગાટક મહાપંથો વગેરેમાં ઘણા માણસોને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિયો? બ્રાહ્મણી નાગેશ્રીને ધિક્કાર છે. અને તે લીંબડાની લીંબોળીની જેમ અનાદરણીય છે. કેમ કે તેણે તથારૂપ સાધુ એવા ધર્મરૂચી અણગારને શારદિક કડવી તુંબીનું શાક આપીને મારી નાંખ્યા છે.

બંધુઓ! સાધુના પાતરામાં ગમે તેવી સારી કે ખરાબ વસ્તુ કોઈ વહોરાવે અગર કોઈ ઉપસર્ગ આપે તો પણ સાધુ તેનું નામ બોલે નહિ. પણ આ મુનિઓને ધર્મરૂચી પ્રત્યે અથાગ સદ્ભાવ અને લાગણી હતી. છદ્મસ્થની લહેર છે ને દિલમાં ભયંકર આઘાત છે કે અહો! અમારા મુનિના નાગેશ્રીએ આમ પ્રાણ લીધા! તેથી માણસોને કહી દીધું. બાકી સાધુ કોઈ દિવસ કોઈનું નામ બહાર પાડે નહિ. ભગવાને તો સાધુને સાગર સમાન ગંભીર કહ્યા છે. પણ છદ્મસ્થની લહેજત આવી ગઈ અને મુનિ કાળ ધર્મ પામ્યા તે આઘાતનું કારણ બન્યું તેથી નદીની જેમ ઉછળીને ગયા ને માણસોને કહી દીધું. તે શ્રમણોના મુખથી આ વાત સાંભળીને અને તેને હૃદયમાં ધારણ કરીને ઘણા માણસો એકબીજાની સાથે આ રીતે વાતચીત કરવા લાગ્યા. પ્રજ્ઞાપન કરવા લાગ્યા. પ્રરૂપણા કરવા લાગ્યા કે બ્રાહ્મણી નાગેશ્રીને ધિક્કાર છે. જેણે ધર્મરૂચી અણગારને શારદિક તિક્ત કડવી તુંબીના શાકથી મારી નાંખ્યા. આ પ્રમાણે આ વાત નગરમાં ચૌટે ચૌટે ફેલાઈ ગઈ. આખા ગામમાં આ વાત ચર્ચાઈ ગઈ. હવે તે વાત ત્રણ બ્રાહ્મણો સાંભળશે ને પછી શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૪૩

(પ્ર. ભાદરવા સુદ બીજ ને રવીવાર તા. ૧૮–૮–૭૪)

આપણે સૌ પ્રથમ અરિહંત ભગવાનને નમસ્કાર કરીએ છીએ. અને પછી તેમની સ્તુતિ કરીએ છીએ. નમસ્કાર કોને કરીએ છીએ ? ગુણોવાળા આત્માને. અરિહંત એ ગુણ બતાવે છે પણ વ્યક્તિનું નામ નથી બતાવતા. કર્મ રૂપી શત્રુઓ પર વિજય મેળવીને જેણે આત્માના અનંતગુણોને પ્રગટ કર્યા છે એવા અરિહંત ભગવાનને નમસ્કાર કરીએ છીએ. જે આત્મા અરિહંતને નમતા શીખ્યો છે તે આત્મા વડીલને કે નાનાને નમતાં અચકાતો નથી. માટે જીવનમાં નમ્રતાનો ગુણ કેળવવાની જરૂર છે. કહેવત છે કે "**નમ્યા તે સૌને ગમ્યા.**" અરિસામાં મોં અક્કડ કરીને જુઓ તો તમને અક્કડતાવાળો પોતાનો ચહેરો પણ ગમશે નહિ. માટે નમ્ર બનો. સાચો ભક્ત હમેંશા વિનમ્ર બને ત્યારે તેની ભક્તિ ભાવનામાં પણ ઓર રંગ જામે. ભાવ ભકિતવાળા આત્મા હમેંશા નમ્ર બની વીતરાગવાણીમાં મસ્ત રહે ને સમભાવ-પૂર્વક આત્મ સ્વભાવમાં રક્ત રહે.

આજનો દિવસ મંગલ દિવસ છે. આજે માટુંગા સંઘના આંગણે પાંચ ભાઈ–બહેનો સજોડે આજીવન બ્રહ્મચર્ય વ્રત લેવાના છે, આજે જે લેવાના છે અને બીજા અહીં બેઠેલામાંથી જે લેવાના કામી છે તેમણે બ્રહ્મચર્યને સુરક્ષિત રાખવું હશે તો નિયમોનું પાલન કરવાનું રહેશે. સૌથી પહેલાં એ વાત ધ્યાનમાં રાખો કે રસ્તે જતાં આવતાં નીચી નજર રાખો તો પણ કેટલાય પાપોમાંથી બચી શકો છો. રસ્તામાં શું જોવાનું છે ? જગતની રૂપ રાણીઓ તમારા ઘરમાં આવવાની નથી. તે તો તમારા મનને વીંધીને જતી રહેશે. અને તમારા મગજને અશાંત બનાવી જશે. પછી ભલેને તમે પાપી વિચાર કર્યા કરો. મનનું પાપ પણ જીવને નરકે લઈ જાય છે. જે સંપૂર્ણ બ્રહ્મચર્ય ન પાળી શકે તે મર્યાદામાં રહીને ચારિત્ર પાલન કરે. આજનો સંસાર કેવો છે ?

અમેરિકાનો એક પ્રસંગ છે. એક વાર પત્નીએ પતિને કહ્યું. મારા માટે બિસ્કિટ લાવજો. પતિ લાવવાનું ભૂલી ગયો. બસ, પત્નીનો મિજાજ ગયો, નહિ જોઈએ આવો ધણી. લઈ લીધા છૂટા છેડા. આજની ગવર્નમેન્ટ પણ એ ઈચ્છે છે કે પ્રજાને સુખી બનાવવાને માટે બધી છૂટછાટ હોવી જોઈએ. કોઈ નિયમની જરૂર નથી. હવે તો દેશ સ્વતંત્ર છે આજે જે બધા સત્તાઓ ભોગવી રહ્યા છે તેમાં કોઈ બ્રહ્મચારી દેખાય છે ? એક પણ માણસ એવો દેખાય છે કે જેને તમે સદાચારી, પ્રમાણિક અને પવિત્ર માની શકો ? સરકાર નવી નવી યોજનાઓ ઘડતી જાય છે. તેમની એક પણ યોજના મનને પવિત્ર બનાવે તેવી કે આત્માને શુદ્ધ બનાવે તેવી છે ? ઊલટી મનમાં અપવિત્રતા

આવતી જાય છે. અને આત્મા મેલો બનતો જાય [illegible]તંત્ર થતાં જીવનમાં સ્વચ્છંદતા વધી ગઈ છે. ન્યાય–નીતિનો નાશ થવા લાગે છે. શીલ અને સદાચારની ભાવનામાં ઓટ આવતી ગઈ છે.

શીલ અને સદાચારની ભાવના ખૂબ કોમળ છે. એ ભાવનાને જો જરાક ધક્કો લાગ્યો તો તરત ભાવનાના ભૂક્કા ઊડી જશે. એ ભાવનાને ટકાવી રાખવા સિનેમા, નાટક, તમાસા જે મનને બગાડનારા છે તે અને મનોરંજનના સાધનો હોય તે બધાનો ત્યાગ કરવો પડશે. જીવનમાં મર્યાદાઓનું પાલન કરવું પડશે. રામ–લક્ષ્મણનું નામ સાંભળતા હૈયું હર્ષથી નાચી ઊઠે છે ને શીર ઝૂકી જાય છે. કયારે પણ વિચાર કર્યો છે કે તેમનામાં કયા ગુણો હતા? જ્યારે સીતાને રાવણ દગા પ્રપંચથી ઉપાડીને જઈ રહ્યો છે ત્યારે સીતા પોતાના અંગ ઉપરના આભૂષણો ઉતારીને જમીન પર નાંખી દે છે. રામચંદ્રજી સીતાજીના વિયોગમાં ગાંડા જેવા બની જાય છે. રામ અને લક્ષ્મણ બંને ભાઈઓ સીતાજીની શોધમાં નીકળી પડે છે. રસ્તામાં સીતાજીના કુંડળ વગેરે નીચે પડેલા મળી આવે છે. રામચંદ્રજી તે હાથમાં લઈને લક્ષ્મણને પૂછે છે ભાઈ! આ તારી ભાભીના કુંડળ છે? આ કંકણ તારા ભાભીના છે? ત્યારે લક્ષ્મણજી શો જવાબ આપે છે:

कुण्डलै नैवं जानामि, नैवं जानामि कंकणै:।
नूपूरैः चेव जानामि, नित्यंपादाब्जवन्दनात्॥

લક્ષ્મણજી કહે છે કે મને ખબર નથી કે મારા ભાભીના કુંડળ કેવા હતા? તેમજ એ પણ મને ખબર નથી કે તે કેવાં કંકણો પહેરતા હતા? ફક્ત હું તો ભાભીના પગમાં પહેરેલા જે નૂપુર છે, ઝાંઝર છે તેને ઓળખી શકું છું. કારણ કે લક્ષ્મણજી જેમ રામચંદ્રજીને નમસ્કાર કરતા હતા તેમ સીતાજીને પણ નમસ્કાર કરતા હતા. જ્યારે નમસ્કાર કરે ત્યારે બીજે કયાંય નજર ન પડે. ફક્ત પગમાં પડેલા ઝાંઝર પર સ્વાભાવિક નજર જાય. મોટા ભાભી માતા સમાન છે માટે તેમને પ્રણામ કરવા જોઈએ. બંધુઓ! વિચાર કરો. જંગલમાં રામ–લક્ષ્મણ અને સીતાજી ફક્ત ત્રણ જ જણા હતા. સીતાજીનો પ્રેમ લક્ષ્મણ પર ઓછો ન હતો. દીકરા પર માતાનો જેવો પ્રેમ હોય છે તેથી અધિક પ્રેમ સીતાજીને લક્ષ્મણ પર હતો. સીતાનું રક્ષણ કરવાની જવાબદારી લક્ષ્મણને સોંપીને રામ બહાર ચાલ્યા જતા. પછી લક્ષ્મણ અને સીતાજી એકલા જ રહેતા હતા. પરંતુ લક્ષ્મણને કયારે પણ એવો વિચાર નથી આવ્યો કે જરા ભાભીનું રૂપ જોઈ લઉં! તેમનું રૂપ કેવું સુંદર છે! થોડી મીઠી વાતો કરી લઉં! આવો સંકલ્પ પણ નહિ. પરંતુ સીતા તરફ લક્ષ્મણનો પૂજ્ય ભાવ હતો અને સીતાજીને લક્ષ્મણ પ્રત્યે પણ અગાધ વાત્સલ્યભાવ હતો. બંનેની દૃષ્ટિ પવિત્ર અને નિર્મળ હતી.

આજે તમે લક્ષ્મણના ગુણ શા માટે ગાવ છો ? એનામાં શું હતું તે જાણી લીધું ! ફક્ત ગુણ ગાવાથી નહિ ચાલે, થોડું અનુકરણ પણ કરવું જોઈએ, આજે સારું અનુકરણ કરનારા જગતમાં ઓછા છે. પણ આંધળું અનુકરણ કરનારા ઘણા થઈ ગયા છે. કોઈનો સારો બંગલો જોઈને મનમાં એમ થાય કે મારે આવો બંગલો વસાવવો છે. દોઢ લાખનો બંગલો હોય અને તેમાં ૫૦ હજારનું ફર્નીચર હોય. જો ફર્નીચર ન હોય તો બંગલો ન શોભે, તેમ તમને લાગે છે, પણ આ દેહ રૂપી બંગલો ધર્મ, ન્યાય–નીતિ રૂપ ફર્નીચર વગર નથી શોભતો તેની જરા પણ પરવા છે ! આવા અનુકરણો ચાલી રહ્યા છે. સાંભળો. આપને એક દૃષ્ટાંત આપું.

લંડનનો એક મેનેજર પોતાની ગાડીમાં બેસીને ઓફીસે જઈ રહ્યો હતો. ગાડીમાંથી ઉતરતાં બારણું ખોલતાં તેનું પતરું ભરાયું અને પેન્ટ ફાટયું. હવે જો આ ફાટેલું પેન્ટ પહેરીને ઓફીસે જાય તો બધા હાંસી કરે, મજાક ઉડાવે, અને ઘેર જવા જેટલો ટાઈમ નથી. (શ્રોતામાંથી અવાજ :– ત્યાં ટાઈમની મહત્તા છે.) તમને કહીએ દેવાનુપ્રિયો ! ૨૪ કલાકમાંથી બે ઘડી તો ઉપાશ્રયે આવો. તો કહેશે, મહાસતીજી ! મને ટાઈમ નથી. ત્યાં " Time is money " (ટાઈમ ઈઝ મની) છે. સંસારના દરેક કાર્યોમાં ટાઈમને મની માન્યો છે. પણ એ ટાઈમ તમારા જીવનની સાર્થકતા નહિ કરાવે. અને ધર્મ કાર્યમાં જેટલો ટાઈમ જશે તેટલો સફળ છે. આ મેનેજરનું પેન્ટ ફાટયું. ઘેર જવાનો ટાઈમ નથી, શું કરવું ? એટલામાં ત્યાં એક દરજીની દુકાન હતી ત્યાં ગયો અને દરજીને કહે મને રફુ કરી દે. પણ રફુ એવું કર કે જાણે ગુલાબનું ફૂલ મુકયું હોય એવું દેખાય. મેનેજરે પગ લાંબો કર્યો અને દરજીએ સુંદર રફુ કરી દીધું. કોઇને ખબર ન પડે કે પેન્ટ ફાટયું છે. પણ ગુલાબનું ફૂલ મૂકયું હોય તેવું લાગે. આ કરાવીને મેનેજર ઓફીસમાં ગયો. બધાએ જોયું કે મેનેજરના પેન્ટ પર ગુલાબનું ફૂલ બનાવ્યું છે. બીજે દિવસે કારકુનો તેવું બનાવીને આવ્યા. મેનેજરે વિચાર કર્યો, અરે ! આ બધાએ શું કર્યું ? મેં તો પેન્ટ ફાટયું હતું તેથી તેને સાંધવા માટે આવું કરાવ્યું હતું પણ આ બધાએ શા માટે આવું કર્યું ? આનું નામ આંધળું અનુકરણ. આજે પરદેશનું અનુકરણ કરતા થઈ ગયા છે પણ ત્યાં જે ન્યાય–નીતિ છે તેનું અનુકરણ કરવું નથી. અનુકરણ કરો તો સારાનું કરો.

લક્ષ્મણજી જેવાનું અનુકરણ કરો તો આપનું જીવન પણ તેમના જેવું આદર્શ ચારિત્રવાન બને. રસ્તે જતાં આવતાં શું જોયા કરો છો ? જે જીંદગીમાં મળવાનું નથી તેને જ ને ? તમારા શાંત મનને અશાંત અને વિકારી બનાવવું છે ? માટે એવા દૃશ્યો જોવાનું તથા એવું સાંભળવાનું બંધ કરો. તે જિંદગી માટે ભયંકર આફત જનક છે. આજના યુગમાં જેટલો સંયમ રાખશો તેટલું મન શાંત અને સ્વસ્થ રહેશે. અને મનમાં પ્રવેશતાં પાપી વિચારોથી મુક્ત રહી શકશો. મૈથુનસંજ્ઞાને તોડવા માટે

બ્રહ્મચર્ય એ અમૂલ્ય ઔષધિ છે. આહારસંજ્ઞાને તોડવા માટે તપની આવશ્યકતા છે. ભયસંજ્ઞાને તોડવા માટે શુદ્ધ ભાવની જરૂર છે. અને પરિગ્રહ સંજ્ઞાને તોડવા માટે દાનની જરૂર છે.

પરિગ્રહની વાસનાની જડ કાઢી નાંખવા માટે દાનની ભાવના એ સર્વશ્રેષ્ઠ ઉપાય છે. પરિગ્રહના ભારથી હળવા બનવા માટે હૃદયમાં દાન દેવાની ભાવના પ્રગટ થવી જોઈએ. જ્યાં સુધી એ ભાવના પ્રગટ થતી નથી ત્યાં સુધી પરિગ્રહ સંજ્ઞા શિથિલ બનતી નથી. તેના માટે કંઈક ઉપાય તો કરવો જ જોઈશે.

જ્યાં સુધી ધન પરથી મૂર્છા ઉતરી નથી ત્યાં સુધી આપની પાસે કોઈ ફંડ ફાળાના પૈસા લેવા આવશે તો પણ ના પાડી દેશો. બંધુઓ ! પરિગ્રહથી હળવા બનવા માટેનો આ મનુષ્ય ભવ અમૂલ્ય અવસર છે. જેના પર તમારા નામનું લેબલ લાગેલું છે એ લેબલ કયાં સુધી રહેશે ? જેના પર 'આ મારું છે' એવું લેબલ લગાડીને ફરો છો તો કહો તો ખરા તે લેબલ શાશ્વત છે કે અશાશ્વત ! (શ્રોતામાંથી અવાજઃ–અશાશ્વત.) જ્યાં સુધી તમારી આંખો ખુલ્લી છે ત્યાં સુધી તે લેબલ છે. જ્યાં આંખ મીંચાણી કે તમારું લેબલ ફેંકી દેવામાં આવશે. તમારા લેબલના સ્થાને તમારા દીકરાનું લેબલ લાગી જશે. એટલે અંતે તે ધન પારકું છે તો પરાયા ધન પર આટલી બધી મમતા અને મૂર્છા શા માટે ? જીવને દાન દેવાની ભાવના શા માટે નથી જાગતી ? મનમાં એમ વિચારતા હશો કે દીકરાઓ માટે કંઈક રાખવું જોઈએ. કેમ ખરું ને ?

બંધુઓ ! કંઈક તો વિચાર કરો. જો દીકરાના પુણ્યોદય હશે તો તમે કંઈ નહીં મૂકીને ગયા હોય તો પણ તે અઢળક સંપત્તિ મેળવશે. અગર તમે તમારા દીકરા માટે લાખો રૂપિયા મૂકીને ગયા પણ જો તેના પાપનો ઉદય હશે તો તે લક્ષ્મી ચાલી જશે. અથવા દીકરો કુલાંગાર પાકયો તો ? ધન તો શું પણ તમારી આબરૂ, ઈજ્જત અને તમારા નામને પણ કલંક લગાડશે. જો સુપુત્ર હશે તો તમે એક પણ પૈસો નહિ મૂકીને ગયા હોય ને તે ભાગ્યશાળી હશે તો તમારાથી પણ અધિક ધન કમાશે અને તે ધનનો સદુપયોગ કરી તમારી આબરૂ વધારશે. પરિગ્રહની વાસના બહુ ખરાબ છે. તેમાં માણસ રૌદ્રધ્યાન સુધી પહોંચી જાય છે. રૌદ્રધ્યાન કોને કહેવાય ? નિરંતર હિંસા, અસત્ય અને ચોરીનો તીવ્ર વિચાર કરવો. અજ્ઞાનતાને લીધે કુશાસ્ત્રોના પ્રભાવમાં પડીને હિંસા વગેરે પાપો ધર્મના નામે કરવા, તે છે રૌદ્રધ્યાન. આનું ફળ શું મળે ? નરકગતિ. મનમાં પરિગ્રહના પાપથી રૌદ્રધ્યાનનો પ્રવાહ વહેતો હોય છે. ધારો કે તમે કોઈને લાખ રૂપીયા આપ્યા અને તે રૂપીયા કાળાબજારના છે તે તમે ચોપડામાં લખી શકતા નથી. તમારે તે પૈસાની જરૂર પડી

અને તે રૂપિયા તમે તેની પાસે માંગ્યા. તે માણસે આપવાની ના પાડી. કારણ કે તેને ખબર છે કે આ રૂપિયા બ્લેકના છે. તેના સાક્ષી કોઈ પણ નથી તેમજ ચોપડામાં લખેલા પણ નથી. આ તો પ્રાઈવેટ સોદો છે. આવી બાબતમાં કોર્ટમાં કેસ પણ થઈ શકતો નથી. કેસ કરવા જાવ તો તમે ફસાઈ જાઓ ! તો ત્યારે શું કરશો ? ચૂપચાપ બેસવું પડશે ને ? આ વખતે રૌદ્રધ્યાનની કોઈ હદ રહેશે ખરી ? મનમાં ને મનમાં પેલા પૈસા લઈ જનાર પ્રત્યે અશુભ ભાવો આવ્યા કરવાના ને ?

દેવાનુપ્રિયો ! આવા સમયે જો દિલમાં દુઃખ ન થાય તો સમજવું કે હું નિષ્પરિગ્રહી છું. ધન પર મમત્વભાવ નથી. ત્યારે મનમાં શું વિચાર આવશે ? તેની પાસે પૈસા આવશે ત્યારે આપશે. આપણે કયાં એ જ પૈસા પર બેઠા છીએ ! પાપી પૈસાને ખાતર એને મારવો નથી. મનથી પણ ખરાબ ચિંતવવું નથી. પણ આવા સમયે આવી ઉત્તમ ભાવના કોઈક ભાગ્યવાન આત્માને જ રહે. બાકી તો મનમાં તેને મારી નાંખવાના વિચાર સુધી પહોંચી જાય. તમે ધારો તો અહિંસા, સત્ય વ્રતનું પાલન કરીને ન્યાય નીતિથી ધંધો ચલાવી શકો છો. પણ આજે દુનિયા અવળા રસ્તે દોડી રહી છે. પાપ તો કરે છે અને ઉપરથી હોંશિયારી બતાવે છે. આનું પરિણામ શું આવશે તે ખબર છે ? એ પાપ વજ્ર લેપ જેવો મજબૂત થઈ જશે. તેને ભોગવે જ છૂટકો થશે. અને જ્યારે તે પાપના ફળ ભોગવવાના આવશે ત્યારે આંખમાંથી દડદડ આંસુ પાડશો તો પણ ભોગવ્યા વિના છૂટકારો નહિ થાય. ઈન્કમટેક્ષ, સેલટેક્ષ, ઓફીસરને આમ તેમ કરી અસત્ય બોલીને સમજાવી દીધો તો મનમાં મલકાશો અને કોઈ મિત્ર મળ્યો તો કહેશો કે મેં કેવી ચાલાકી કરી ! ઓફીસર તો સાવ ભોળો છે તે શું સમજે ? મેં એને કેવો બનાવ્યો ? છેતરપિંડી કરવામાં કેવી મઝા આવે છે ? ધનના લોભે અસત્ય બોલ્યા. કાવાદાવા કર્યા, છેતરપિંડી કરી છતાં મનમાં જરા દુઃખ નથી પણ ઉપરથી ડંફાસ મારો છો. પરંતુ પુણ્યનો ઉદય છે ત્યાં સુધી સારું છે. પણ પુણ્ય પરવારી જશે અને પાપના સકંજામાં સપડાશો ત્યારે આંખો ખુલશે. નરકના ભયંકર દુઃખો ભોગવવા પડશે ત્યારે ભાન થશે. પાપ કરી તેનું પ્રાયશ્ચિત ન કર્યું તો પરિણામ શું આવશે ? બંધુઓ ! જરા વિચાર કરો કે પૈસા મેળવવા પાછળ હિંસા, જુઠ, ચોરી, અન્યાય આદિ કયા પાપ નથી કર્યા ? પણ એ પૈસો અંતે રહી જશે ને કરેલાં કર્મો સાથે આવશે.

**લાખો અહીં ચાલ્યા ગયા, લાખો બીજે ચાલ્યા જશે,**
**માટી તણી જીંદગી, માટી મહીં મળી જશે.**

અનેક પાપો કરીને મેળવેલા ધનને છોડીને લાખો–કરોડો માનવીઓ આ દુનિયામાંથી ચાલ્યા ગયા. અને બીજા ચાલ્યા જશે. આ શરીરની અંતે રાખ થઈ જશે. માટીમાં માટી મળી જશે અને કરેલાં શુભાશુભ કર્મો જીવની સાથે જશે. માટે હવે

નિર્ણય કરો કે જે પાપ થઈ ગયું તે થઈ ગયું. હવે વધારે પાપ કરવું નથી. વસ્તુપાળ, તેજપાળ, જગડુશાહ આદિ મહાન પુરૂષોને આપણે પુણ્યશાળી કહીએ છીએ, શા માટે? કરોડોની-અબજોની સંપત્તિ હતી એટલા માટે? નહિ, પણ એ સંપત્તિનો સારા કાર્ય કરવામાં સદુપયોગ કર્યો માટે.

બંધુઓ! ચાર સંજ્ઞા પર વિજય મેળવવાના આ દિવસો છે. અનાદિ કાળની અશુભ વૃત્તિઓએ આપણા આત્મા ઉપર પ્રભાવ જમાવ્યો છે. તેની સાથે યુદ્ધ કરીને તે અશુભ વૃત્તિઓ પર વિજય મેળવવાનો છે. વિચાર કરો કે આ પર્વના દિવસોમાં મારે શું કર્તવ્ય કરવાનું છે? આપણો આત્મા કર્મશત્રુના પનારે પડી ગયો છે. તેથી ત્યાગ-વૈરાગ્યની વાત આવે એટલે પીછેહઠ કરે છે. રણસંગ્રામમાં યુદ્ધે ચઢેલો રજપૂત કદી પીછેહઠ ન કરે. કાં તો માથું દઈને આવે, કાં તો માથું લઈને આવે. પહેલાના જમાનામાં માનવી પોતાનું કર્તવ્ય અદા કરવા ખાતર પોતાના દેહનું બલિદાન દેતાં પણ પાછી પાની નહોતા કરતા. રાણા પ્રતાપે પોતાના ધર્મને સાચવવા પોતાની દીકરી યવનને ન આપી અને તે માટે રાજપાટ છોડીને ચાલ્યા ગયા ને જંગલમાં ફરવા લાગ્યા. પણ મારી દીકરી યવનને તો ન જ અપાય! ધર્મનું કેટલું ઝનૂન હતું. રાજ્ય ગયા તો જવા દીધા પણ યવનને દીકરી ન આપી.

મેવાડના પ્રાચીન ઇતિહાસનો એક પ્રસંગ છે. રજપૂતોના સમયની વાત છે. એક રજપૂત યુવક ૧૮ વર્ષની ઉંમરે સેનાપતિ બન્યો હતો. તેના લગ્ન એક રજપૂતકન્યા સાથે થયા હતા. લગ્ન કરીને જાન પાછી આવી. હજુ તો માંડવે આવીને ઉભા. પોંખ્યા પણ નથી ત્યાં નગરમાં યુદ્ધની ભેરી વાગવા માંડી. જ્યાં યુદ્ધની ભેરી વાગે ત્યાં રજપૂત બેસી રહે ખરો? યુદ્ધ તો તેમનું જીવન છે. બંધુઓ! હજુ તો હાલ નવવધૂને પરણીને આવ્યો છે. હાથના મીંઢળ પણ છૂટયા નથી. છતાં ક્ષત્રિયનું તેજ છે! તે તરત પોતાના ખંડમાં ગયો. જઈને કવચ પહેર્યું અને હાથમાં કટારી લીધી. યુદ્ધ પહેરવેશથી સુસજ્જિત થઈને તે પહોંચ્યો પોતાની પત્નીની પાસે. પત્ની પણ કેવી હતી? જાણે દેવલોકની અપ્સરા! રૂપરૂપનો અંબાર. પત્નીને નિહાળીને સેનાપતિના કટારી ને કવચ ધ્રુજવા લાગ્યા. હજુ તો હું હમણાં આ નાની બાળાને પરણીને આવ્યો છું અને તરત જ મોતની સામે ઝઝૂમવા જવાનું થયું છે. પત્ની પતિના મનોભાવ સમજી ગઇ. તેણે પણ સાંભળ્યું હતું કે યુદ્ધની તૈયારીઓ થઈ ચૂકી છે એટલે પતિને કહે છે, શા માટે આપ મોડું કરો છો? બધાય રજપૂત બહાદુરો યુદ્ધમેદાન પર જઇ રહ્યા છે. તમારી રાહ જોવાય છે માટે આપ જલ્દી જાવ. શત્રુનો નાશ કરી વિજય પ્રાપ્ત કરી વહેલા પધારો. આ શબ્દો કોણ બોલે છે? ખબર છે ને? એ પત્ની કે જેણે હજુ પોતાનું પહેલું પગલું શ્વસુરગૃહે મૂકયું હતું. સેનાપતિ કહે-પરંતુ....પત્ની

કહે છે કાંઈ નહિ. રજપૂતોનું જીવન સંગ્રામ છે, માટે જલ્દી જાઓ. એક ક્ષણનો પણ વિલંબ ના કરો.

રજપૂત સાચો ક્ષત્રિય હતો. પત્નીની વાત સાંભળી શૂરાતન આવી ગયું. અને મહેલની સીડીના પગથિયાં જલ્દીથી ઉતરવા લાગ્યો. પાંચ છ કદમ ચાલે ને પાછો બે કદમ પાછો આવે. ચાલતાં ચાલતાં પાછળ ઝરૂખાની તરફ નજર નાંખતો હતો. કારણ કે તેની પત્ની ઝરૂખામાં ઊભી હતી. પોતાના પતિને બે ચાર કદમ પાછા હઠતાં જોવે છે ને કહે છે: સ્વામીનાથ! મારો રાગ રાખીને જશો તો યુદ્ધમાં વિજય નહિ મેળવો. આ પતિને આમ કરતાં બે ત્રણવાર જોયું. થોડું ચાલે ને બે ચાર કદમ પાછા આવે. એટલે આ પત્નીએ વિચાર્યું કે જરૂર મારા પતિને મારા મુખનો મોહ છે. મારા મુખનું સૌંદર્ય તેના હૃદયને શૂન્ય બનાવી રહ્યું છે. જો હૃદય શૂન્ય બનીને તે યુદ્ધમાં જશે તો કદાપિ વિજય મેળવી શકશે નહિ. રજપૂત હોવા છતાં કાયર જેવું કામ કરી રહ્યા છે. મારા ખાતર એક રજપૂત વીર પોતાના કર્તવ્યથી વિમુખ બને તે એક ક્ષત્રિયબાળા માટે મોટું કલંક છે.

તે બાળાએ જલ્દીથી દાસી પાસે કટારી મંગાવી. જે હાથ પર સૌભાગ્યકંકણ પહેર્યા છે તે હાથે પોતાનું માથું ધડથી જુદું કરતાં પહેલાં દાસીને કહ્યું કે હું તને જે આપું તે લઈને યુદ્ધના મેદાનમાં જઈને મારા પતિને આપી આવ અને કહેજે, તમને મારા મુખ ઉપર ખૂબ રાગ છે તેથી આપને મોકલાવ્યું છે. તો આપ સામે રાખીને યુદ્ધ મેદાનમાં યુદ્ધ કરીને વિજયી બની શકશો. તેમ કહીને તે બાળાએ માથું ધડથી જુદું કરી નાંખ્યું. દાસી મસ્તક લઈને ઘોડા પર બેસીને ગઈ અને રજપૂત બાળાનું મસ્તક રજપૂતને આપ્યું. ત્યારે રજપૂતને થઈ ગયું કે મારામાં કચાશ હતી તો આ પત્નીને આવું કરવું પડયું ને? કેવી કુરબાની કર્તવ્યને ખાતર! તેઓ રજપૂત છે તો હું રજપૂતબાળા છું. શું એક કર્તવ્યને ખાતર આટલું પણ હું ન કરી શકું? તે પોતાના કર્તવ્યને, પ્રાણથી અધિક સમજતી હતી. મારા ખાતર મારા પતિ યુદ્ધમાં ન જાય અને જાય તો વિજયી ન બની શકે. આવું કલંક રજપૂતોના ઇતિહાસમાં હું નહિ લાગવા દઉં. પતિએ પત્નીનું માથું હાથમાં લીધું ને યુદ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો આપણે તો એ સમજવું છે કે એ વીરાંગના નવપરિણિતનો કેટલો ત્યાગ! કેટલું સમર્પણ! કોના માટે? એક કર્તવ્યને માટે.

રણભેરી વાગે ને રજપૂત ઊભો ન રહે તેમ વીતરાગ વાણીની ભેરી વાગે ત્યાં મહાવીરનો શ્રાવક બેસી ન રહે. ઊભો થઈ જાય. એ વીતરાગ વાણીની પ્રરૂપણા કરનાર ભગવાન મહાવીરને આપણે ત્રણ વખત યાદ કરીએ છીએ. જેમ ઘોર અંધકારમાં સૂર્યના કિરણો બહાર આવવાથી અંધકાર નાશ પામે છે તેમ જગતમાં જ્યારે અજ્ઞાનરૂપી

અંધકાર છવાયો હોય ત્યારે ઉપદેશરૂપી જ્ઞાનના કિરણો વડે અજ્ઞાનની આંધીમાં પડેલા માનવને ભગવાને જ્ઞાનરૂપી કિરણોથી માર્ગદર્શન કરાવ્યું. એ તેજસ્વી પુરૂષ કેવા હતા ! ભગવાન મહાવીર ક્યારે અને કેવી રીતે થયા, તેમના ભવની ગણતરી ક્યારથી થઈ છે તે આજે સંક્ષેપમાં કહું છું.

પ્રભુ શ્રી મહાવીરદેવ અથવા કોઈપણ તીર્થંકર ભગવંતનો આત્મા ભવચક્રમાં પરિભ્રમણ કરતાં કરતાં કેવી રીતે આત્મદર્શન પામે છે અને છેવટે તીર્થંકર થઈ કેવી રીતે દ્વાદશાંગીના ભાવોનું ધર્મદેશના દ્વારા રહસ્ય ઉપદેશે છે તેનો આપણે આજે વિચાર કરીએ. શ્રી મહાવીરદેવ અથવા કોઈપણ તીર્થંકર ભગવંતના ભવની ગણત્રી સમ્યક્ત્વ પામ્યા પછી શરૂ થાય છે. જો કે આત્મા અનાદિ છે. અનાદિ કર્મ સંયોગે અનંતકાળથી સંસારમાં પરિભ્રમણ કરતાં અનંત જન્મમરણ આ જીવે કર્યા છે. એમ છતાં આત્માને જ્યાંસુધી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ ન થાય અને એ ગુણની પ્રાપ્તિ દ્વારા આત્મસ્વરૂપનું ભાન ન આવે ત્યાં સુધી તે આત્માનો બધો પુરુષાર્થ લગભગ મોક્ષની અનુકૂળતા માટે હોઈ શકતો નથી. અને તે કારણથી તેવા પુરુષાર્થવાળા ભવની ગણત્રી સફલ તરીકે ન ગણાય તે બરાબર છે. શ્રી મહાવીર પ્રભુને નયસારના ભવમાં પવિત્ર મુનિવરને આપેલા દાનથી તેમજ એ ઉત્તમ મુનિવરના મુખેથી સાંભળેલા સુંદર સદુપદેશથી અનાદિની રાગદ્વેષની નિબિડ કર્મગ્રંથીનો ભેદ થયો. અંતરના દ્વાર ઉઘડયા અને સ્વપરનો વિવેક દીપક પ્રગટ થયો. સાથે આત્મસ્વરૂપનું ભાન થવાનો પ્રસંગ મળ્યો અને સમ્યગ્દર્શન ગુણ પ્રાપ્ત થયો.

નયસારના ભવથી મહાવીર દેવના ભવ સુધીની ગણત્રી ૨૭ ભવની છે. તેમાં કેટલાક ભવો આરાધકપણાના છે. ત્યારે કેટલાક ભવોમાં કર્મસત્તાની પ્રબળતા તેમજ પુરુષાર્થની નબળાઈને અંગે એ પરમતારક પ્રભુનો આત્મા વિરાધક પણ બન્યો છે. એ ભગવાનનો આત્મા ૨૭ ભવો દરમ્યાન પુણ્યોદયે દેવલોકમાં તેમજ મનુષ્ય જીવનમાં ઉચ્ચકોટિના ગણાતા ચક્રવર્તી, વાસુદેવ અને રાજા-મહારાજાના ઐશ્વર્યને ભોગવનારો બન્યો છે. અને તીવ્ર પાપોદયથી સાતમી નરકમાં પણ જન્મ લીધો છે. અનંતકાળથી જ્યાં એકસરખો વિરાધકભાવ વર્તતો હોય અને તે કારણે આત્મિક સંપત્તિનો જ્યાં કેવળ વિઘાત ચાલુ રહેતો હોય એવા સંયોગમાંથી આત્માની ભવ્યત્વ દશાનો પરિપાક તેમજ સદ્ગુરૂ, સત્શાસ્ત્ર શ્રવણ, વાંચન વગેરે નિમિત્તો મળતાં ભવ્ય આત્માને સમ્યક્દર્શનની પ્રાપ્તિ તો થઈ જાય. પરંતુ એ મળેલું સમ્યક્દર્શન મોક્ષપ્રાપ્તિ સુધી કાયમ ટકી રહે અને ઉત્તરોત્તર પ્રગતિ થાય એવો એકાંત નિયમ નથી. પ્રાપ્ત થએલું સમ્યગ્દર્શન ઔપશમિક અથવા ક્ષયોપશમ ભાવનું હોવાથી તેવા પ્રકારના અશુભ નિમિત્તો મળતાં અનંતકાળની વિષય કષાયોની વાસનાને અંગે આત્મા પોતાનું ભાન ભૂલી જાય અને ફરી મિથ્યાદષ્ટિ બની જાય છે. જો કે એકવાર પણ સમ્યક્દર્શનની પ્રાપ્તિ દ્વારા

આત્મ સ્વરૂપનું જેને દર્શન થયેલ છે તે આત્મા છેવટમાં છેવટે અર્ધપુદ્ગલ પરાવર્તન જેટલા કાળમાં અવશ્ય મોક્ષ પ્રાપ્ત કરે છે. એ નિઃશંક વાત છે. છતાં ક્ષાયિક ભાવે જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણોની જ્યાં સુધી આત્માને પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તે ગુણો એકવાર પ્રાપ્ત થયા હોવા છતાં કોઈ વાર તે આવરણોથી દબાઈ જાય છે.

ભગવાન મહાવીરને પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ પછીના અમુક ભવો સુધી લગભગ એમ જ બન્યું છે. મહાવીર ભગવાનના ૨૭ ભવમાં સાત ભવ ત્રિદંડીના, ને સાત ભવ દેવના, પછી સોળમા ભવે જૈન ધર્મની દીક્ષા લીધી. ત્યાં નિયાણું કર્યું કે મારા તપ-સંયમનું ફળ હોય તો ઘણા બળનો સ્વામી બનું. ત્યાંથી સંયમના પ્રભાવે દેવલોકમાં જઈ અઢારમા ભવે ત્રિપૃષ્ટ વાસુદેવ થયા. ત્યાંથી મરીને સાતમી નરકે ગયા. વીસમા ભવે સિંહ થયા. એકવીસમા ભવે નરકે ગયા. ત્યાંથી તિર્યંચાદિના ઘણાં નાના ભવો કરી બાવીસમા ભવે મનુષ્ય થયા. ત્રેવીસમા ભવે ચક્રવતી થયા. ત્યાં છ ખંડનું ઐશ્વર્ય મળવા છતાં એ મહાન આત્મા ઘાસના તણખલાની માફક એ બાહ્ય ઐશ્વર્યનો ત્યાગ કરી ચારિત્રની આરાધનામાં મસ્ત બન્યા ત્યાં એક ક્રોડ પૂર્વ વર્ષનું ચારિત્ર પાળી દેવલોકમાં ગયા. પ્રભુ મહાવીરના ૨૭ ભવો પૈકી ત્રેવીસમા પ્રિયમિત્ર ચક્રવર્તિના ભવથી અને તેથી પણ વધુ પચ્ચીસમા નંદનમુનિના ભવથી એ પ્રભુના જીવનમાં લગભગ આત્મિક પ્રગતિ ચાલુ રહેલી જણાય છે. પચ્ચીસમા ભવમાં એક સમૃદ્ધશાળી રાજાને ત્યાં રાજકુમાર તરીકે જન્મ લેવા છતાં બાહ્ય રાજ્ય કરતાં અંતરંગ આત્મિક રાજ્ય પ્રાપ્તિ માટે તૈયાર થએલા એ નંદન રાજકુમારે પરમકૃપાળુ ગુરૂદેવ પાસે ચારિત્ર ગ્રહણ કરી એક લાખ વર્ષ પર્યંત નિરતિચાર ચારિત્ર પાળ્યું. ચારિત્રના પ્રારંભથી આયુષ્યની સમાપ્તિ સુધી માસખમણની તપશ્ચર્યા કરી. ૧૧ લાખ ને ૮૧ હજાર માસખમણ કર્યા. એક બાજુ નિર્મળ સમ્યગ્દર્શન વડે આત્મ સ્વરૂપનું યથાર્થ ભાન. બીજી બાજુએથી એ આત્મસ્વરૂપને પ્રગટ કરવા માટેના પુરુષાર્થ તરીકે અદ્ભૂત સંયમ, ઘોર તપશ્ચર્યા અને ગુરુ પાસેથી વિનયપૂર્વક મેળવેલું ૧૧ અંગોનું જ્ઞાન, આમ-જ્ઞાન-દર્શન-ચારિત્રના ત્રિવેણી સંગમના પુનિત જળ વડે એ આપણા નંદન મુનિવરને અનાદિથી આત્મા સાથે ઘર કરી બેઠેલા કર્મોના મળને દૂર કરવા સાથે સમસ્ત આત્માઓનો ઉદ્ધાર કરવાની અને ત્રિવિધ તાપથી મુક્ત કરી અખંડ અવિનાશી સુખના ભોક્તા બનાવવાની તાલાવેલી લાગી. મારામાં એવો ઉત્તમોત્તમ વીર્યોલ્લાસ ક્યારે પ્રગટ થાય કે મારો આત્મા સર્વ જીવોને મુક્તિપંથનો માર્ગદર્શક બને! સર્વ જીવો શાસન રસી બને એવી ભાવના ભાવી. આ રીતે ઉગ્ર તપશ્ચર્યા સાથે અરિહંતાદિ વીસ સ્થાનકોની આરાધના કરવાથી નંદન મુનિના ભવમાં તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું. ત્યાંથી કાળ કરી છવ્વીસમા ભવે દશમા દેવલોકે ગયા.

ત્યાંથી ચવીને ભગવાન મહાવીર દેવ અષાડ સુદ છઠ્ઠના દિવસે મધ્ય રાત્રે નીચગોત્ર કર્મના ઉદયથી દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિમાં ગર્ભપણે અવતર્યા. ત્યા દેવાનંદાએ ૧૪ સ્વપ્નો જોયા. ૮૨ા દિવસ પછી નીચગોત્ર કર્મ સંપૂર્ણ ક્ષીણ થઈ જતાં હરિણગમેષી દેવ દ્વારા દેવાનંદા માતાની કુક્ષિમાંથી ત્રિશલામાતાની કુક્ષિમાં સંક્રમણ થયું. તે રાત્રિએ ત્રિશલામાતાને ગજ–વૃષભાદિ ચૌદ સ્વપ્નો આવ્યાં. અનુક્રમે નવ માસ અને સાડા સાત દિવસે ચૈત્ર સુદી ૧૩ના મંગલમય દિવસે એ જગદુદ્ધારક પ્રભુને જન્મ આપ્યો. છપ્પન દિશાકુમારી તેમજ ૬૪ ઈન્દ્રોએ જન્મમહોત્સવ ઉજવ્યા પછી સિદ્ધાર્થ રાજાએ દશ દિવસ સુધી પ્રભુનો જન્મ મહોત્સવ ઉજવ્યો અને વર્ધમાનકુમાર એવું ગુણનિષ્પન્ન નામ પાડ્યું. ભગવાને ૩૦ વર્ષ સંસારમાં રહી દીક્ષા લીધી. ખૂબ અઘોર તપશ્ચર્યા કરી. સાડા બાર વર્ષ ને પંદર દિવસની તપશ્ચર્યામાં તેમના પારણાં ફક્ત ૩૪૯ આવી ઘોર તપશ્ચર્યા કરી તેમજ દેવ–મનુષ્ય તિર્યન્ચોના ભયંકર ઉપસર્ગો વેઠયા. પ્રભુએ દીક્ષા લીધા પછી કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુધી જમીન ઉપર પલાંઠી વાળીને નિરાંતે બેઠા નથી. મોટો ભાગ ઉભા ઉભા કાઉસ્સગ્ગ ધ્યાનમાં પસાર કરેલ છે. કોઈ વાર જમીન પર બેઠા હશે તો ઉભડક આસને (ગોદોહાસને) બેઠા છે. એ ભગવંતે સાડા બાર વર્ષમાં શાંતિથી એક કલાક ઊંઘ પણ લીધી નથી. કોઈ વાર કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઉભા ઉભા અથવા કોઈ પરિષહ કે ઉપસર્ગના પ્રસંગે અર્ધી મિનિટ – અર્ધી સેકન્ડ આદિ ત્રુટીઝવાઈ ભેગી થઈને નિદ્રા આવી હોય તો ફક્ત બે ઘડીની. આવી ઉગ્ર સાધના કરતાં પ્રભુ સાડાબાર વર્ષ અને ૧૫ દિવસે કેવળજ્ઞાન પામ્યા. અને પછી દ્વાદશાંગીની રચના કરી. કેવળજ્ઞાન પામ્યા પછી ભગવાન ૩૦ વર્ષે નિર્વાણ પધાર્યા.

આજે પાંચ ભાઈ બહેનો સજોડે આજીવન બ્રહ્મચર્ય વ્રત સ્વીકારવાના છે. ભગવાને બધા વ્રતોને નદીની ઉપમા આપી છે, અને ચોથા વ્રતને સાગરની ઉપમા આપી છે. બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરવાથી આત્મા ઉજ્જવળ બને છે. તમારો શણગાર તો ક્યારેક લૂંટાય પણ ખરો પણ આ શીયળરૂપી શણગાર ક્યારે પણ કોઈ લૂંટી શકશે નહિ. તમારી ચુંદડી ફાટી જશે પણ જેણે આ શીયળરૂપી ચુંદડી પહેરી તે તો સદા અમર રહેવાની છે. આ ચુંદડીના પહેરનારા લોકમાં પૂજનીક બને છે. હવે આલોચના કરાવી તેમને બ્રહ્મચર્ય વ્રતના પચ્ચખાણ અપાય છે. આપ સૌ શાંતિથી બેસશો.

# વ્યાખ્યાન નં. ૪૪

## "સંવત્સરી આવતા પહેલા હૃદય આંગણુ શુદ્ધ બનાવો"

(ભાદરવા સુદ ૩ ને સોમવાર તા. ૧૯–૮–૭૪)

પર્યુષણ પર્વના દિવસો આપણી જિંદગીમાંથી પસાર થઈ રહ્યા છે. પર્યુષણ પર્વ દર વર્ષે જેમ આવે છે, તેમ આ વર્ષે પણ આપણે આંગણે એમની પધરામણી થઈ છે. પર્યુષણ પર્વ વિશ્વશાંતિનો સંદેશો લઈ જીવનમાં પ્રેરક થઈને આવે છે. મનુષ્ય–જિંદગી ચિંતામણી સમાન અણુમોલ છે. એ જિંદગીમાં મનુષ્યે શું મેળવવા જેવું છે? અને શું છોડવા જેવું છે? તેની પ્રેરણા આપે છે. આ પર્વના પાવન દિવસોમાં મનુષ્ય દરિદ્ર મટી શ્રીમંત કેમ બને? આધ્યાત્મિક રીતે જે મનુષ્ય દરિદ્ર, અશાંત છે. કંગાલિયત છે તેને દૂર કરી આત્મશાંતિનો અદ્ભૂત ખજાનો કેમ પ્રાપ્ત કરે તે માટે પર્યુષણ પર્વમાં સંતો મહાન પુરૂષોના જીવનથી સમજાવે છે. સાચું જીવન ક્યારે જીવાય? આધ્યાત્મિક દરિદ્રતા, અશાંતતા દૂર થાય ને આત્મશાંતિ પ્રાપ્ત થાય ત્યારે. આ દુનિયામાં મેળવેલું નાણું જીવન દિપક બૂઝાતા અહીં ને અહીં રહે છે. પરંતુ એક સંપત્તિ–નાણું એવું છે કે જે નાણાંને ભૌતિક દેહ છોડતી વખતે જીવ સાથે લઈ જાય છે. તમે જાણો છો એ લક્ષ્મી, એ નાણું, એ સંપત્તિ કઈ? બંધુઓ! તમને એ લક્ષ્મી મેળવવા જિજ્ઞાસા જાગી છે? એ લક્ષ્મી મેળવવા ક્યારેય મીટ માંડી છે? માનવી જ્યારે તેની લક્ષ્મીથી કંટાળી, આધિ–વ્યાધિ–ઉપાધિની સંપત્તિ બને ત્યારે આ લક્ષ્મી તેના દુઃખનો પ્રશ્ન હલ કરી શકતી નથી. ત્યારે જીવને એમ થાય છે કે આ સંપત્તિ માટે આંધળી દોટ ઘણી મૂકી પણ શાંતિ ન મળી તો વાસ્તવિક શાંતિ જેણે મેળવી છે તેને શરણે જાઉં ને આ મોંઘી માનવ જિંદગીમાં આધ્યાત્મિક સંપત્તિ મેળવીને મારું જીવન શાંત અને શ્રીમંત બનાવી શકું! આધ્યાત્મિક શાંતિ જ્યારે માણસને પ્રાપ્ત થાય છે ત્યારે તેની પાસે લક્ષ્મી–ધન ન હોવા છતાં તે સમ્રાટ બને છે.

આધ્યાત્મિક શાંતિ પ્રાપ્ત કરવાનો અણમૂલો અવસર આ માનવભવ છે. આ માનવજીવન રૂપી છીપમાં આત્મારૂપી મોતીને પકાવી તેને પરમાત્મારૂપે અમૂલ્ય મોતી બનાવવાનું છે. સ્વાતિ નક્ષત્રનું પાણી માછલીના મુખમાં પડે તો સાચું મોતી બની જાય છે. તેમ સ્વાતિ નક્ષત્ર સમાન ગુરૂદેવોના મુખેથી વીતરાગવાણીરૂપી વરસાદનું એક ટીપું અંતરમાં પડે અને તે વિકસી જાય તો પરમાત્મારૂપ મોતી બની જાય. સંતો પાસેથી આપ ઘણી વાર સાંભળો છો કે સંસાર તો સ્વાર્થની સગડી છે. પૈસો અને ધન એ કોલસા સમાન છે. તે માનવીના આચાર–વિચાર કાળા બનાવે છે.

અરે, ધન માટે અમરકુમારની માતા પુત્ર અમરને વેચવા તૈયાર થઈ. આ પૈસાએ તો માતૃપ્રેમને પણ ભૂલાવી દીધો. જીવનમાં એ કાળાશ મટાડી ઉજ્જવળ બનવા ધર્મના માર્ગે આગળ વધો તો આત્માની ઉજ્જવળતા પ્રાપ્ત કરી શકશો.

આત્મા અમર છે. એનો ક્યારે પણ નાશ થવાનો નથી. કર્મના સંગથી એ વિવિધ દશા પ્રાપ્ત કરે છે. નાશ નાશવંતનો છે. પણ આત્માનો નથી. આત્મા અમર છે. એ અમરતાનું અમૃત મેળવવા માટે જ્યાં સુધી આત્મા શક્તિ ફોરવતો નથી ત્યાં સુધી જન્મ-મરણના ચક્કરમાં ફર્યા કરે છે. આપણો આત્મા અને પરમાત્માનો આત્મા બંનેમાં શક્તિ સરખી રહેલી છે. આચારાંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

"जहित्थ मए संधी झोसिए एवमन्नत्थ संधी दुज्झोसए भवइ,
तम्हाबेमि नो निहणिज्ज वीरियं"

આચારાંગ સૂત્ર અ. ૫. ઉ. ૩.

સ્વાર્થ દૃષ્ટિ માનવને સંકુચિત બનાવી દે છે. તેથી આ ઘર, માલ-મિલ્કત, ઘરેણાં મારાં, પુત્રો મારા-બધામાં મમત્વભાવ આવી જાય છે. બીજી દુઃખી વ્યક્તિ કે બીજાનું નુકસાન જોઈને એમ થાય છે કે આ મારું છે? (શ્રોતામાંથી અવાજ : જરાય નહિ). જ્યાં સુધી આત્મામાં સાચી દૃષ્ટિ પ્રગટી નથી ત્યાં સુધી તેની જીવન સૃષ્ટિ હરિયાળી બનતી નથી. જ્યાં સુધી સોનું કસોટીએ ચઢયું નથી ત્યાં સુધી તેને સાચા સોના તરીકે સ્વીકારાતું નથી. સોનું અને પિત્તળ એ બેમાંથી તમે પિત્તળને સાચું સોનું માનો ખરા? કોઈ ઠગારો માણસ પિત્તળની બંગડી પર સોનાનો પ્લેટ ચઢાવીને આ બંગડી સોનાની છે એમ કહીને તમને આપી જાય અને તેના બદલે સોનાના ભાવથી પૈસા લઈ જાય તો તમે આપી દો ખરા કે બરાબર ચોકસાઈ કરો? (શ્રોતામાંથી અવાજ : અરે કસોટીએ ચઢાવ્યા વિના લેવાય ખરું?) અને કદાચ જો એવું બની જાય તો તમારી દશા શી થાય? સહેવાય નહિ. કોઈને કહેવાય નહિ અને મોઢું તો એકદમ ગમગીન થઈ જાય. બંગડીનો આનંદ બધો લૂંટાઈ જાય. તમે સંસારના કાર્યોમાં તો એવા હોંશિયાર છો કે આવી ભૂલ કદી કરો નહિ.

તેમ જ્ઞાની પુરૂષો આપણને સમજાવે છે કે ક્રોધ-માન-માયા-લોભ, રાગદ્વેષ વગેરે ઠગારાઓ આત્માને ઠગવા તૈયાર થઈને ઊભા છે. તેમાં જો આત્માને જાગૃત નહિ રાખો તો સમજી લેજો કે ઠગાઇ ગયા. અને માનવજીવનરૂપી સુવર્ણ લૂંટાઈ ગયું. આત્માને સાચા સુવર્ણ જેવી દશા પ્રાપ્ત કરવી હોય તો તાપ, તાડન, છેદ, આધિ-વ્યાધિ અને ઉપાધિરૂપ પરીક્ષામાંથી અણીશુદ્ધ બહાર આવવું જોઈએ. સાચું સોનું હોય તો પરીક્ષામાંથી પસાર થાય. નહિતર અગ્નિમાં બળીને ભસ્મ થઈ જાય. માટે આત્માને સો ટચના સોના જેવો શુદ્ધ બનાવવો હોય તો રાગ-દ્વેષ આદિને દૂર કરીને વૈરાગ્ય કેળવવો જરૂરી છે. પણ તમારો વૈરાગ્ય કેવો? સ્મશાનીયો વૈરાગ્ય. તમે સ્મશાનમાં તો કેટલી વાર ગયા હશો! ત્યારે ત્યાં મડદાને બળતું જોઈને વિચાર આવ્યો છે ખરો કે એક વખત મારે પણ અહીં આવવાનું છે! તો હવે હું અહીંથી ઘેર જઈને ધર્મની આરાધના કરી લઉં! સારાં કાર્યો કરીને પર ભવનું ભાથું બાંધી લઉં અને હવે મારા જીવનમાં કયારે પણ પ્રભુને નહિ ભૂલું! કદાચ આવો વિચાર આવે પણ જ્યાં ઘરે પહોંચ્યા, પત્ની-પરિવારને જોયા ત્યાં પ્રભુને ભૂલ્યા. ધનને જોઈને ધર્મને ભૂલ્યા. આ રીતે ઉપાશ્રયમાં આવો અને વીરવાણી સાંભળો ત્યારે ઘડીભર બધું ભૂલી જાવ. અરે એમ પણ થઈ જાય કે સંસાર ખોટો છે ને સંયમ સાચો છે. પણ ઘેર ગયા ને રાગના રંગે રંગાઈ ગયા. એટલે હતા તેવા ને તેવા. સ્મશાન જેવા વૈરાગ્યથી આત્મા કદી તરી શકવાનો નથી.

આત્માની અમરતા મેળવવા આમ પ્રમાદમાં પડયા રહેવાથી નહિ ચાલે. પ્રમાદને છોડવો જોઈશે. પથ્થર જેવા પથ્થરમાંથી પણ શિલ્પી પોતાની શિલ્પ કળાઓથી સુંદર

મૂર્તિ બનાવી શકે છે. નિર્જીવ હોવા છતાં સંજીવની સમા જાણે પ્રાણ પૂરી દીધા હોય તેવો સુંદર આકાર બનાવે છે. તે પથ્થર ધોબી ઘાટે જાય તો કપડા ધોવાના કામમાં આવે છે. તેમ આપણા આત્માનું ઘડતર કેમ ઘડવું એના શિલ્પી માનવે પોતે જ બનવાનું છે. આત્મા અમરતા પ્રાપ્ત કરે તેવું ઘડતર ઘડવું છે કે પછી નરક-તિર્યંચના દુઃખો ભોગવવા જવું પડે એવું ઘડતર ઘડવું છે?

બંધુઓ! વિચારોને જેવો ઓપ આપો તેવો ચઢે. વિચાર બગડે ત્યારે ઉચ્ચાર બગડે અને ઉચ્ચાર બગડે ત્યારે આચાર બગડે. આચાર બગડે એટલે સંસાર બગડે. સંસાર બગડે એટલે ભવોભવ બગડે. આત્માને અમર બનાવવા માટે ભગવાન મોક્ષમાર્ગના અધ્યયનમાં બોલ્યા છે.

नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गो त्ति पन्नत्तो, जिणेहिं वरदंसीहिं ॥ ઉત્ત-સૂ.અ-૨૮ ગાથા ૨.

સર્વજ્ઞ અને સર્વદર્શી એવા જીનેશ્વર ભગવાને જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપને મોક્ષનો માર્ગ કહ્યો છે. તત્ત્વાર્થ સૂત્રમાં પણ કહ્યું છે કે **સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રાણિ મોક્ષ માર્ગઃ** – સમ્યક્ દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ મોક્ષનો મહાન માર્ગ છે. જે માનવી સમ્યક્દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રના બળના વડે કર્મના ગંજને બાળીને સાફ કરી નાંખે તે માનવી સાચી રીતે અમર થઈ શકે છે.

બંગલા-બગીચા બનાવીને તેના પર નામ લખવાથી માનો છો કે નામ અમર રહેશે, પણ એ રીતે જગતમાં કોઈના નામ અમર રહ્યા નથી ને રહેવાના પણ નથી. છતાં ક્ષણિક આનંદમાં મસ્ત બનીને જીવનને કયા માર્ગે ધકેલી રહ્યા છો તેનો જરા પણ વિચાર કરતા નથી, આત્માનું સાચું સુખ ધર્મથી પ્રાપ્ત થાય છે. આત્મા પોતાના દબાયેલા ખજાનાને ધર્મ વડે પ્રગટ કરી શકે છે. ધર્મથી સાચી શાંતિ અને આબાદી પ્રાપ્ત થાય છે. ધર્મની શક્તિ અજોડ છે અને પ્રભાવ અદ્ભુત છે. જગતમાં ધર્મનું સ્થાન સૌથી શ્રેષ્ઠ છે. જીવનમાં જે કંઈ સારી વસ્તુ આત્માને મળે છે તેનું મૂળ અને મુખ્ય કારણ ધર્મ છે. ધર્મનું સ્થાન જગતમાં શ્રેષ્ઠ છે પણ હૃદયમાં ધર્મનું સ્થાન સર્વોપરિ છે? તમને ધર્મનું મહત્ત્વ કેટલું છે? દુન્યવી પદાર્થો કરતાં ધર્મ ઉપર જો વધારે પ્રેમ હોય તો ધર્મના માટે મનુષ્ય સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર થઈ જાય છે. પરંતુ આજે ધન-પત્ની-પુત્ર-પરિવાર અને સંસારના ભૌતિક પદાર્થોની જેટલી કિંમત છે તેટલી ધર્મની નથી. તેનું મુખ્ય કારણ ધર્મ એ સર્વશ્રેષ્ઠ છે એ વાત આપના હૃદયમાં ઠસી નથી. હૈયામાં રૂચી નથી.

ધર્મનું સ્થાન જેમ દુનિયામાં સર્વોપરિ છે તેમ આપણા હૃદયમાં અને જીવનમાં સર્વોપરિ રહેવું જોઈએ. સમભાવ એ આપણો સ્વભાવ છે. ગમે તેવા સારા કે નરસા પ્રસંગોમાં હર્ષ કે શોક ન કરવો. ગમે તેવી અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ આવે તો પણ રાગ કે રોષ ન કરવો. કોઈ આપણી પ્રશંસા કરે કે નિંદા કરે તો સમભાવ રાખવો. ધર્મરૂચી અણગારને તાલકૂટ વિષ જેવો આહાર વહોરાવ્યો છતાં તેના પ્રત્યે જરા પણ ખેદ નહિ કે રોષ નહિ. મારણાંતિક ઉપસર્ગ આવ્યો છતાં મુખ જરા પણ કરમાયું નહિ. હસતા ચહેરે વીતરાગની આજ્ઞાને વફાદાર રહ્યા. ધર્મરૂચી અણગાર તો કાળ કરી એકાવતારી થઈ ગયા. પણ અહીં ધર્મઘોષ સ્થવિરના પરિવારમાં આ વાત ચર્ચાઈ. છદ્મસ્થની લહેરમાં મુનિઓથી બોલાઈ જવાયું અને માણસોને કહી દીધું કે નાગેશ્રી બ્રાહ્મણીએ ઝેર જેવો કડવી તુંબીનો આહાર વહોરાવી અમારા મુનિના પ્રાણ લીધા. આ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. ગલીએ ગલીએ ને ચૌટે ચૌટે એક જ વાત ચાલે છે કે નાગેશ્રીએ મુનિને કડવો આહાર વહોરાવી મુનિના પ્રાણ લીધા. ભગવાનની મનાઈ છે કે કોઈએ આવો આહાર વહોરાવ્યો હોય કે કોઈ પણ ઉપસર્ગ આપ્યો હોય છતાં તેનું નામ ન બોલે. પણ છદ્મસ્થ સંતો છે તે કોઈ વાર ભૂલને પાત્ર બની જાય છે. આ રીતે આ વાત આખા ગામમાં ફેલાઈ ગઈ. કોઈ સામાન્ય માણસને મારી નાંખ્યો હોય તોય ઉહાપોહ થઈ જાય છે. જ્યારે આ તો મુનિની ઘાત થઈ એટલે ખૂબ ઉહાપોહ મચી ગયો. આ વાત ફેલાતા ફેલાતા તે બ્રાહ્મણોએ એટલે કે સોમ, સોમદત્ત અને સોમભૂતિએ ચંપા નગરીના અનેક માણસોના મુખથી સાંભળી. જ્યારે સોમે આ વાત સાંભળી ત્યારે તેને થયું કે અહો ! આ તો મારી પત્નીની વાત થાય છે. મારી સ્ત્રીનું નામ બોલાય છે. બંધુઓ ! રૂએ લપેટેલી આગ છૂપી રહે તો પાપ છૂપું રહે.

આ નાગેશ્રીએ પોતાનું માન જાળવવા કે જો મારી દેરાણી આ વાત જાણશે તો કહેશે કે અહો ! મારા જેઠાણીએ શાક બનાવવામાં આવી ભૂલ કરી ? તે ન જાણી જાય તે માટે બીજું નવું શાક બનાવ્યું અને તે કડવું શાક મુનિને ઉકરડો માનીને વહોરાવી દીધું. જેમ ઉકરડામાં કોઈ ગમે તેવી વસ્તુ આવીને નાંખી જાય તો કોઈને કહે નહિ તેમ તેને વિશ્વાસ હતો કે આ શાક મુનિને વહોરાવી દઈશ તો તે કોઈને કહેશે નહિ અને મારું માન સચવાઈ રહેશે. માન આદિ ચારે કષાય છોડવા જેવી છે. "वमे चत्तारि दोसो उ इच्छन्तो हियमप्पणो।" જે આત્માનું હિત ઇચ્છતા હોય તેણે આ ચારે દોષો છોડવા જેવા છે. આ દિવસો કષાયોની જ્વાળાને બાળવાના છે. ક્રોધ કષાય પણ મહા ભયંકર છે. જ્યાં સુધી હૃદય ચોખ્ખું નહિ થાય ત્યાં સુધી સાચી ક્ષમાપના નહિ કરી શકો.

એક દાસી માટે ઉદયન રાજા અને ચંડ પ્રદ્યોત રાજા યુધ્ધે ચઢ્યા. લડાઈ થઈ. ચંડપ્રદ્યોત રાજાને ઉદાયન રાજાએ કેદી તરીકે સાથે રાખ્યો. રાજા ઉદાયન પાછો વળે છે ત્યારે રસ્તામાં સંવત્સરી પર્વ આવી ગયું. એટલે એક જગ્યાએ પડાવ નાંખ્યો. રોજ ચંડપ્રદ્યોત રાજાને પૂછવામાં આવતું કે તમારે શું ખાવું છે? ત્યારે ચંડપ્રદ્યોત કહે–રાજા ઉદાયન જે જમે તે હું જમીશ. સંવત્સરીનો દિન છે. ચંડપ્રદ્યોતને પૂછે છે આજે તમારે શું જમવું છે? રાજા ઉદાયનને આજે ઉપવાસ છે માટે તે આજે જમવાના નથી. રાજા ઉદાયન ન જમે તો આજે મારે પણ જમવું નથી. દાસી માટે ખૂનખાર લડાઈ થઈ છે. આજે સંવત્સરી પ્રતિક્રમણ કરવાનું છે. રાજા ઉદાયન વિચારે છે સંવત્સરી પ્રતિક્રમણનો અધિકારી કોણ બની શકે? જેણે અંતરમાંથી વૈર વિરોધના કાંટા કાઢીને હૃદયને ચોખ્ખું બનાવ્યું છે તે સંવત્સરી પ્રતિક્રમણ કરી શકે.

રાજા ઉદાયન ચંડપ્રદ્યોત પાસે ગયા ને કહ્યું કે હું તારી પાસે ક્ષમા માંગવા આવ્યો છું. માટે તમે મને ક્ષમા આપો. ચંડપ્રદ્યોત કહે રાજન! જો તમે ક્ષમા માંગવા આવ્યા છો પણ મારું દિલ ઠરે તો હું આપને ક્ષમા આપી શકું. રાજા ઉદાયન કહે તમારું દિલ બળે છે તેને ઠારવા માટે હું શું કરું? કારણ કે તું મને ક્ષમા ન આપે ત્યાં સુધી હું સંવત્સરી પ્રતિક્રમણ કરવાનો અધિકારી નથી. ચંડપ્રદ્યોત કહે જે દાસી માટે લડાઈ થઇ છે તે દાસી મને આપી દો. ત્યારે ઉદાયન કહે. હું તને દાસી આપી દઉં છું. ને કેદમાંથી પણ મુક્ત કરું છું. જેના માટે લડાઈ થઈ હતી તે દાસીને આપી દીધી. એક સંવત્સરી પ્રતિક્રમણ કરવા માટે. આ છે સાચી ક્ષમાપના. જ્યાંસુધી અંદરનો ક્રોધ શાંત થયો નથી ત્યાં સુધી સાચી ક્ષમાપના થઈ શકવાની નથી. અરે ક્રોધ તો એટલો ખરાબ છે કે વર્ષોની સાધના બે ઘડીના ક્રોધમાં ખતમ થઈ જાય છે. સાધુપણું લીધું ને ક્રોધની જવાળા ભભૂકી તો સાધુપણું હારી ગયા ને ચંડકૌશિક નાગ થયા. પહેલો તપ ક્ષમા છે. "*क्षमा वीरस्य भूषणम्।*" ક્ષમા એ વીરનું ભૂષણ છે. તપની સાથે ક્ષમા હોય તો તે સાચો તપ છે. તમે અહીં શા માટે આવો છો? (શ્રોતામાંથી અવાજ : વીર બનવા માટે) પહેલા ક્ષમાને લાવવી પડશે. આ જીવે બાહ્યસાધના તો ઘણી કરી. સમજણ વગરની ૧૦૦૦ વર્ષોની સાધનાથી જે લાભ નહિ થાય તે સમજણપૂર્વકની બે ઘડીની સાધનાથી કામ થઈ જાય.

એક ડોશીમા ૮૦ વર્ષના હતા, તેમની ધર્મપ્રત્યેની ભાવના ખૂબ હતી. આ ડોશીમા હમેશા સીમંધર સ્વામીનું ગીત મધુર કંઠે લલકારે. એ ગીત લલકારવા બેસે ત્યારે સગાંસ્નેહી ઘર બધું ભૂલી જતા. હે પ્રભુ! મારે તારી પાસે આવવું છે. પણ વચ્ચે મોટા મોટા પર્વતો, નદીઓ આડા આવે છે. હું કેવી રીતે આવું? રોજ એકાગ્ર ચિત્તે આ ગીત ગાય છે. તેઓ રોજ ઉપાશ્રયે જાય, છોકરાઓ તેમને

ઉપાશ્રયે મૂકી આવે અને પછી ત્યાં સીમંધર સ્વામીનું સુંદર ગીત લલકાર્યા કરે. ડોશીમાનું આવું એકાગ્રચિત્તથી લલકારાતું સુંદર ગીત સાંભળીને દેવને વિચાર થયો: આ ડોશી કેટલા એકાગ્રચિત્તથી સીમંધર સ્વામીનું ગીત ગાય છે. તેને મહાવિદેહ ક્ષેત્રમાં જવું છે તો લાવ હું તેને લઈ જાઉં. એટલે દેવ બ્રાહ્મણનું રૂપ લઈને ડોશીમા પાસે આવે છે. ડોશીમાની ભક્તિ જોઈને આનંદિત થાય છે. તે પૂછે છે ડોશીમા! તમારે કયાં જવું છે? ત્યારે ડોશીમા કહે મારે સીમંધરસ્વામી પાસે મહાવિદેહક્ષેત્રમાં જવું છે. આ બ્રાહ્મણના રૂપમાં આવેલો દેવ કહે છે, માજી! હું તમને તેડવા આવ્યો છું. ચાલો, હું તમને ત્યાં પહોંચાડી દઉં.

બંધુઓ! અહીં બેઠા બેઠા આપણને મહાવિદેહક્ષેત્રમાં જવાની ઈચ્છા થાય છે. તેનું શું કારણ? ત્યાં હમેંશને માટે તીર્થંકર ભગવંતો સાક્ષાત્ છે. કયારે પણ ત્યાં તીર્થંકરદેવનો વિરહ પડતો નથી. ત્યાં સદાય ચોથો આરો વર્તે છે. આવા અનુપમ ક્ષેત્રમાં સીમંધર સ્વામીના દર્શનાર્થે ડોશીમાને જવું છે. ડોશીમા કહે. હું મારા છોકરાઓને કહીને આવું. આ બ્રાહ્મણ કહે–હું આપને લઈ જાઉં તો ખરો પણ મારી શરત કબૂલ કરવી પડશે. ત્યાં ગયા પછી પાછું નહિ આવવાનું. ત્યાં તમારા વહુ દીકરા નહિ મળે. ગાડી–વાડી ને ઘરબાર નહિ મળે. છોકરાને ઘેર છોકરાના હાલરડા ગવાશે નહિ. આ શરત કબૂલ હોય તો હું આપને ત્યાં લઈ જાઉં. ડોશીમાં કહે ભાઈ! તો પછી મારે ત્યાં આવવું જ નથી. બ્રાહ્મણ કહે–ડોશીમા! આ બંગલા, લાડી–વાડી, ગાડી બધું ક્ષણિક છે. દીકરા–દીકરી–વહુઓ સૌ સ્વાર્થના સગા છે. આ બધું એક ભવ માટે સુખકારી છે પણ ભવોભવને બગાડનારા છે. આત્માનું અધોગમન કરાવનાર છે. આત્મસાધનામાં લીન થયા વિના આત્માનો બેડો પાર થવાનો નથી. ડોશી કહે. તું ગમે તે કહે પણ મારે તો હવે ત્યાં આવવું જ નથી. ડોશીમા! રોજ તમે સ્તવનમાં બોલતા હતા કે મારે મહાવિદેહમાં સીમંધર સ્વામીના દર્શન કરવા જવું છે પણ કેવી રીતે જાઉં?

**ઘાતી ડુંગર અતિ ઘણા, તુજ દરિસણ જગનાથ,**
**ધિઠ્ઠાઈ કરી મારગ સંચરું, સગું ન કોઈ સાથ......**
**અભિનંદન જિન દરિસણ તરસીએ.**

ડોશીમા ગીતમાં તમે રોજ મધુર કંઠે ગાતા હતા હે સીમંધર ભગવાન! મારે તમારા દર્શન કરવા છે. તમારી મીઠી વાણી સાંભળવી છે. આપના દર્શન કરીને મારું જીવન પવિત્ર બનાવવું છે અને જ્યારે હું તમને લેવા આવ્યો ત્યારે આવતા નથી. ઘરબાર–દીકરા, ધન, ગાડી, વાડી બધું રાખીને આવવું હોય તો તમારો નંબર નહિ લાગે. તો મારે આવવું નથી. એ તો ગીત ગાવાની વાત. હાથીના દાંત બતાવવાના જુદા અને ખાવાના જુદા. એવી વાત થઈ ડોશીની. ડોશીમા રોજ શું ગાતી હતી?

મારો હેલો સાંભળોજી.......
હે હેલો મારો સાંભળોને સીમંધર જિનચંદ
શ્રેયાંસરાયના લાડલા ને સત્કીના નંદ......મારો હેલો સાંભળોજી,
હું તો વસ્યો ભરતમાં ને તું વિદેહ મોઝાર,
નિત્ય સવારે વંદણા મારી, અવધારો ઉર દ્વાર...મારો હેલો સાંભળોજી
ડુંગર ને દરિયા ઘણા, વચમાં વસમી વાટ,
મનડું ઝંખે પલપલ મારું, જોવા તારો ઠાઠ...મારો હેલો સાંભળોજી.

રોજ ડોશીમા બોલતા હતા પણ કહ્યું કે ત્યાં કોઈ મળશે નહિ ને તારે પાછું અહીં આવવાનું નહિ. ત્યારે ડોશીમાએ શું વહાલું કર્યું? પરિવાર-ઘરબાર વહાલું કર્યું પણ ભગવાનના દર્શન વહાલા ન કર્યા.

આ બાજુ હવે ડોશીમાના શું હવાલ થયા તે જોઈએ, ડોશીમાના ઘરે છોકરાના છોકરા અને તેના છોકરા થાય છે. ડોશીમા તો ખૂબ ઘરડા થઈ ગયા. આખો દિવસ લીંટ-લપકા કાઢે, ભૂખ વારંવાર લાગે. ભૂખ્યા રહી શકે નહિ ને વારંવાર ખાવાનું મળે નહિ. દીકરાની વહુઓ કહે છે, આ તમારી મા સવારથી રાત સુધી કચકચ કર્યા કરે છે. માટે આ ડોશીમાને કયાંક મૂકી આવો તો સારું. અમારા જીવને નિરાંત વળે. હવે તો ઉપાશ્રયે પણ જતા નથી. કયાં મૂકી આવીએ? કંઇક રસ્તો કાઢીએ. એટલે દીકરા-વહુ વિચાર કરે છે ડોશીમાને જાત્રા કરવા લઈ જવા. પછી શું કરવું તે જોઈ લેશું. આ તમારો સંસાર! આજે પેપરમાં વાંચ્યું કે પિતા પોતાના દીકરાઓને અલગ અલગ જંગલમાં મૂકી આવ્યા. આ બાળકોની કઇ સ્થિતિ થઇ હશે!

દીકરા કહે મા! ચાલો તમને જાત્રાએ લઇ જઈએ. મોહ ઘેલી મા પુત્રના આ અપલક્ષણ જાણતી નથી. મોહના ઘેન જેની નસોમાં ભરાય છે તેને સારાસારનો વિવેક રહેતો નથી. મોહમાં મસ્ત બની બધું ભૂલી જાય છે. યાત્રાનું નામ સાંભળી કુટુંબ કબીલા અને પરિવારમાં સર્વસ્વ માનતી ડોશી કહે છે દીકરાઓ! તમારું કલ્યાણ થજો. યુગ યુગ જીવજો. છોકરાની વહુ સાત પેઢી સુધી સોનાના બેડાથી પાણી ભરજો. આવા અંતરના આશીર્વાદ આપે છે. યાત્રાનું નામ સાંભળી ડોશીમાના હૈયામાં હર્ષ સમાતો નથી. તેનું મન પ્રફુલ્લિત બની ગયું. તે જમાનામાં ટ્રેઈન કે પ્લેન ન હતા. ગાડામાં બેસીને મુસાફરી કરતા. કયારેક તો પગપાળા ચાલીને જવું પડતું. ડોશીમા અને દીકરો ગાડામાં બેસીને જાય છે. જતાં જતાં એક ગામ આવે છે. ગામની ધર્મશાળામાં રાત્રે ઉતરે છે. ડોશીમા ઘસઘસાટ ઊંઘી જાય છે. દીકરાને ઊંઘ નથી આવતી. ઊંઘ કોને ન આવે?

**સુખે ન સૂવે ધનનો ધણી, સુખે ન સૂવે જેને ચિંતા ઘણી એ,**
**સુખે ન સૂવે દીકરીનો બાપ, સુખે ન સૂવે જેના ઘરમાં સાપ.**

જેને ધન ઘણું હોય, ચિંતા ઘણી હોય, દીકરીના બાપને અને જેના ઘરમાં સાપ હોય તેને સુખપૂર્વક ઊંઘ આવતી નથી. ડોશીમા ઘસઘસાટ ઊંઘી ગયા. પુત્રને જે જોઈતું હતું તે મળી ગયું. ભર નિદ્રામાં ડોશીમાને મૂકી દીકરો ઘેર પાછો આવ્યો. સ્વાર્થી પુત્ર માતાને નિરાધાર, એકલી મૂકીને ઘેર ચાલ્યો ગયો. શું આ સ્વાર્થી સંસાર! આ બાજુ ડોશીમાને ઠંડી લાગવાથી શરીર ધ્રુજવા લાગ્યું. બોલાતું નથી. જેમ તેમ બોલે છે. દીકરા! મને ઠંડી ખૂબ લાગે છે. માટે કંઈક ઓઢાડ. પુત્ર હોય તો જવાબ આપે ને! ડોશી ધર્મશાળાના કાર્યકર્તાને પૂછે છે ભાઈ! મારો દીકરો કયાં ગયો? તેણે કહ્યું-આજે સવારે એક છોકરો અહીંથી ગયો પણ કયાં ગયો તે મને ખબર નથી. ડોશીમા જુએ છે પુત્ર દેખાતો નથી. મનમાં આઘાત લાગ્યો. પહેલા સીમંધર સ્વામી પાસે જવા માટે ગીત ગાતી હતી અને જ્યારે ત્યાં લઈ જનાર આવ્યા ને કહ્યું કે ત્યાં આ પુત્ર પરિવાર નહિ મળે. ત્યારે પુત્ર-પરિવારના મોહમાં ભગવાનના પવિત્ર દર્શન ત્યજી દીધા. એ જ દીકરો આજે મને મૂકીને જતો રહ્યો. ત્યાં ડોશીને એકદમ આઘાત લાગવાથી ધ્રાસકો પડતા ત્યાં ને ત્યાં જ પ્રાણ પંખેરું ઊડી જાય છે. ડોશીમા પ્રભુની ભક્તિ કરતા હતા પણ હૃદયપૂર્વકની ન હતી. સમજણ વગરની સાધનાથી પુણ્ય બંધાશે પણ કર્મની નિર્જરા નહિ થાય.

નાગેશ્રીના પતિએ જ્યારે વાત સાંભળી ત્યારે તેને થયું કે આ તો મારી પત્નીની વાત થાય છે. તેથી નાગેશ્રીના પતિ આદિ ત્રણ ભાઈઓ ખૂબ ક્રોધના આવેશમાં આવી ગયા. હવે નાગેશ્રી પાસે તેઓ આવશે ને નાગેશ્રીને કેવા શબ્દો કહેશે તે ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૪૫

પ્ર. ભાદરવા સુદ ૪ ને મંગળવાર તા. ૨૦-૮-૭૪

અનંતજ્ઞાની મહાપુરૂષોએ જગતના જીવોના કલ્યાણને અર્થે, આત્માની ઉન્નતિને માટે મહાન પર્વના દિવસો બતાવ્યા છે. પર્વાધિરાજ પર્યુષણ પર્વને અનેક ઉપમા આપવામાં આવી છે.

चौपदमां वनचरी मोटो, खगमां गरुड कहाए,
नदीमांही गंगा मोटी, तो नगमां मेरु लइए ।

દિશા પલટાઈ જાય છે. નિર્મળ સ્ફટિકની પાછળ કાળો પદાર્થ મૂકવામાં આવે તો તે સ્ફટિકની પ્રતિભા શ્યામ બની જાય છે. ક્રોધ કાળા નાગ સમાન છે. ઝેર કરતાં પણ ક્રોધ ભયંકર છે. ક્રોધ આવતા માનવ ન કરવાના કામ કરી બેસે છે. અરે પોતાના સ્વજનોનો વિનાશ કરતાં પણ તે અચકાતો નથી. ક્રોધ આવતાં માનવ દાનવ બની જાય છે. એના નશાથી આત્મા કર્મના પ્રચુર પૂંજને ખડકે છે. દારૂડીયાની જેમ ભાન ભૂલી જાય છે. દુર્ગતિનું ભાથું તૈયાર કરી ભવની પરંપરામાં રખડે છે. એમાંથી સુખની છાયા મળવી પણ મુશ્કેલ થઈ જાય છે. આત્માનું સાચું સુખ સમતામાં છે. ક્રોધી માણસ એનો અનુભવ કરી શકતો નથી. ક્રોધ એ આત્માનો ભયંકર શત્રુ છે. **"ક્રોધની ઉત્પત્તિ એટલે સંસારનું સર્જન અને ગુણોનું વિસર્જન"** ક્રોધની ઉત્પત્તિમાં મુખ્ય બે કારણ છે રાગ અને દ્વેષ.

**ઇષ્ટ પદાર્થના સંયોગમાં પ્રીતિ તે રાગ,**
**અનિષ્ટ પદાર્થના સંયોગમાં અપ્રીતિ તે દ્વેષ.**

ઈષ્ટના વિયોગમાં અને અનિષ્ટના સંયોગમાં, માનસિક પ્રવૃત્તિઓમાં કે સુખ-સામગ્રીની પ્રવૃત્તિઓમાં ડગલે ને પગલે ક્રોધનો સંભવ છે. ઈષ્ટતાની માત્રામાં ક્યાશ આવી કે ક્રોધ ઊભો છે. વ્યવહારમાં એકબીજાને ન બને. વાદવિવાદ થાય કે મનભેદ થાય તો ક્રોધ તરત ડોકીયું કરવાનો. કોઈ માણસે તમારા જીવનમાં કંઈ નુકશાન કર્યું હોય તેને તમે દુશ્મન માનો છો. કદાચ રસ્તે ચાલતાં તે માણસ સામો મળે તો આંખો લાલ થઈ જાય. જીભમાં અયુક્ત શબ્દો પણ આવી જાય અને કોઈ વાર મારી બેસો પણ ખરા. કેમ બરાબર છે ને? આ તો તમારો બાહ્યશત્રુ છે. આત્માનો સાચો શત્રુ તો ક્રોધ છે. એની સામે થવાનો ક્યારે પણ વિચાર આવે છે ખરો? આટલી જીંદગી ગઈ તેમાં કેટલી વાર ક્રોધ કર્યો એની નોંધ કરી છે ખરી? બીજા શત્રુ તો જીવનમાં એકવાર બગાડે પણ આ શત્રુ તો એવો છે કે તે એક નહિ પણ અનેક ભવ બગાડે. આવા અંતરંગ શત્રુની સામે થતાં શીખો.

શત્રુ એક ખરાબ શબ્દ કે કટાક્ષ વચન કહી જાય તો તરત ક્રોધ આવી જાય. તરત તેને બે શબ્દ કહીને બંધ કરી દો અને બંધ ન થાય તો ઝઘડો કરો અને તેમાં ન હારે તો કોર્ટ કચેરી કરતાં પણ થાકો નહિ. કોથળીનાં મોઢાં ખુલ્લા મૂકી દઇ તેને જીતવાનો પ્રયત્ન કરો. બાહ્ય શત્રુને નિર્બળ બનાવવા તમે અનેક ઉપાયો કરો છો પણ આપણા આત્માનું અનેક ભવ સુધી અહિત કરનાર ક્રોધ પર વિજય મેળવવા માટે કોઈ પ્રયાસ કરો છો ખરા? (શ્રોતામાંથી અવાજ :- ના, નહિ.) આત્માની શુભ પ્રવૃત્તિમાં જે દુશ્મનો છે તેને આપણે હઠાવી શકતા નથી, અને જોઈ શકતા પણ નથી. એક લેખક લખે છે કે ક્રોધ એટલો સૂક્ષ્મ સ્વરૂપી છે કે જ્યાં પ્રકાશની રેખા પ્રવેશી શકે

નહિ, એવા અંધકાર ભર્યા કાળા ઓરડામાં કાળી ભીંત હોય તેના પર કાળો પડદો હોય તે પડદાની પર કાળી કીડી ચાલતી હોય તો તે કદાચ પારખી શકાય પરંતુ ક્રોધને પારખી શકાતો નથી. માટે એ આવતા પહેલાં સ્વસ્થ બની જવું જોઈએ. ક્રોધ રૂપી શત્રુ આગળ આવી જાય એટલે આંખો લાલ થઈ જાય, શરીર તપી જાય, અને સામે કોણ ઊભું છે તે ભાન પણ ભૂલાઈ જાય. ક્રોધ રૂપી શત્રુને દાબવા જતા આપણે પોતે ક્રોધને આધીન બની જઈએ છીએ. માનવી ગમે તેટલો બળવાન હોય પણ ક્રોધ સામે તો તેની નિર્બળતા બતાવે છે. જ્યાં સુધી ક્રોધ ઉપર વિજય નહિ મેળવાય ત્યાં સુધી જન્મ-મરણનો પાર આવવાનો નથી. અને ધર્મઆરાધના પણ બરાબર થઈ શકતી નથી.

ધારો કે તમારા વહેપારમાં એક વાર ખોટ આવી એટલે સ્વાભાવિક તમારું મન ઉદાસ થઈ જાય. એવા ઉદાસ મને જમવા બેઠા અને તેમાં દાળ હતી ખારી. આ સમયે તમારો જ બાળક તોફાન કરતો ત્યાં આવી જાય તો તેની શી દશા થાય? બાળકને તો માર મળે અને પત્ની પર અંતરનો ક્રોધ વરાળ બની શબ્દ દ્વારા બહાર નીકળવા માંડે. આ સમયે જો પત્નીથી એક શબ્દ બોલાઈ જાય તો તેનું તો આવી જ બને. આ સમયે પત્નીનો કે બાળકનો કોઈનો વિચાર આવતો નથી. અગ્નિ ઉપર પાણી નાંખો તો અગ્નિ શાંત થાય પણ તેમાં ઘી હોમવામાં આવે તો વધુ ભડકો થાય. આ વાત બધા બરાબર સમજે છે પણ જ્યાં આત્માની વાત આવે ત્યાં ભૂલી જાય છે. ક્રોધ આત્માનો શત્રુ છે. "कोहो पीई पणासेइ।" ક્રોધ પ્રીતિનો નાશ કરે છે. આ સૂત્ર યાદ રાખી જ્યારે જીવનમાં ક્રોધ આવે ત્યારે તેની સામે ક્ષમાનું શીતળ જળ રાખવું. જ્ઞાનીઓએ ક્રોધને ભયંકર કહ્યો છે. તેની ભયંકરતાથી સંસારમાં ઘણા અનર્થો ઊભા થાય છે. તેથી ક્રોધને દબાવવો જરૂરી છે. ક્રોધ ન આવે એવા સંયોગો ઊભા કરવા છતાં ક્રોધ આવી જાય તો ક્રોધની સામે ક્રોધ ન કરવો. ક્ષમા રાખવી. મૌન રહી ક્ષમાના શીતળ નીર સિંચાય તો ક્રોધનો અગ્નિ અવશ્ય બૂઝાઈ જાય છે. ક્રોધ તો વિષમમાં વિષમ ઝેર છે.

એક મજુર સાંજના વખતે પોતાના એક અઠવાડીયાનો પગાર લઈ પોતાના ઘેર આવતો હતો. રસ્તામાં તેનો અઢી વર્ષનો વહાલસોયો બાળક દોડતો આવીને તેને વળગી પડ્યો. મજુરને ખૂબ પ્રેમ આવવાથી કાળી મજુરી કરીને લાવેલા ૧૦ રૂ. આપી દીધા. આ બાળકને મન ૧૦ રૂ. ની કિંમત નથી. તે તો તેને કાગળ માને છે. આ છોકરો દોડતો ઘેર આવ્યો. છોકરાની મા લાકડાનો ચુલો સળગાવી રોટલા કરી રહી હતી. બાળકને ૧૦ રૂ. ની કિંમત સમજાયેલી નથી તેથી તેણે તો તે નોટ સળગતા ચુલામાં નાંખી દીધી. આ દૃશ્ય જોઈને તેના પિતા હતાશ અને સ્તબ્ધ બની

ગયો. તેના મસ્તિષ્કમાં ક્રોધનું તોફાન એટલા વેગની સાથે ઉઠયું કે તે પોતાને ન સંભાળી શકયો અને ક્રોધમાં આંધળા બનીને જેને ૧૦ મિનિટ પહેલા કાળી મજુરી કરીને મેળવેલી ૧૦ રૂ. ની નોટ દઈ દીધી હતી તેવા વહાલસોયા ફુલ જેવા અઢી વર્ષના બાળકને ઊંચકીને બળતી આગમાં ફેંકી દીધો. કેટલો ભયંકર ક્રોધ ! તેને ભાન ન રહ્યું કે ૧૦ રૂપિયાની નોટ કિંમતી છે કે મારો વહાલસોયો બાળક કિંમતી છે ! ક્રોધમાં આવેલાને બાળક કરતાં ૧૦ રૂ. કિંમતી દેખાયા. તેથી બાળકને ઊંચકીને ચુલામાં ફેંકી દીધો. શું દશની નોટ તેના આખા જીવનનો આધાર હતી ? (શ્રોતામાંથી અવાજઃ–ના.) પણ ક્રોધે તેને બાળક પરનો પિતૃપ્રેમ ભૂલવાડી દીધો. માનવજીવનની સ્થિતિ એવી છે કે કયારેક, કોઈ પણ સમયે અને કોઈ પણ નિમિત્ત મળતાં મનુષ્યના ચિત્તના કોઈ પણ સુપ્ત આવેગ જાગૃત થઈને તેના મસ્તિષ્કના સંતુલનને બગાડી શકે છે. જયારે ક્રોધ–લોભ–રાગ–દ્વેષ મનુષ્યના માનસિક સંતુલન ઉપર તીવ્ર આઘાત અને પ્રત્યાઘાત કરે છે. તે સ્થિતિમાં મનુષ્ય પોતાના તે માનસિક આવેગો ઉપર નિયંત્રણ કરવાની પોતાની શક્તિને ખોઈ બેસે છે. કેટલા આશ્ચર્યની વાત છે કે જે બાળક પ્રેમ અને દયાનો સંદેશો લઈને સંસારના ક્રોધ અને લોભની આગને શાંત કરવા માટે ચાલ્યો હતો તે સ્વયં તેમાં દગ્ધ બની ગયો. બંધુઓ ! કેટલું બધું ભયંકર બની ગયું કે પોતાના વહાલસોયા બાળકને આગમાં ફેંકી દીધો. માટે ક્રોધ અવશ્ય જીતવા જેવો છે.

નાગેશ્રીએ ધર્મરૂચી મુનિને કડવી તુંબીનો આહાર વહોરાવી તેમના પ્રાણ લીધા. આ વાત નાગેશ્રીના પતિ આદિ ત્રણ ભાઈઓએ સાંભળી. તેથી ખૂબ ક્રોધના આવેશમાં આવી ગયા. અને ક્રોધથી ધમધમતા જયાં નાગેશ્રી બ્રાહ્મણી હતી ત્યાં આવીને તેમણે નાગેશ્રી બ્રાહ્મણીને કહ્યું કેઃ–

**हं भो नागसिरी ! अपत्थिय पत्थिय दुरंतपंतलक्खणे हीन पुण्ण चाउदशे, धिरत्थुणं तव अधन्नाए, अपुन्नाए जाव णिंबोळियाए ।**

મુઈ, ઓ નાગેશ્રી ! અપ્રાર્થિત પ્રાર્થકે ! હે દુરંત પ્રાંત લક્ષણે ! ઓ હીનપુણ્ય ચાતુર્દશિકે ! તારા જેવી પાપણી અધન્યાને ધિક્કાર છે. તું પુણ્યહીન અને નિંબગુલિકા (લિંબોળી જેવી અનાદરણીય) છે. કારણ કે તેં માસખમણના પારણાના દિવસે ઘેર આહાર લેવા માટે આવેલા તથારૂપ સાધુ ધર્મરૂચી અણગારને શારદિક તિક્ત કડવી તુંબીનું શાક આપીને મારી નાંખ્યા છે. તું સાવ નીચ છે. આમ ઘણા ઊંચ–નીચ–આક્રોશ–નિંદાના વચનોથી તેઓએ તેને ફીટકારી. તું નીચ છે આ જાતના ઊંચા–નીચા વચનોથી તેમણે ખોટી ખરી સંભળાવી. કુળ વગેરેના ગૌરવથી તેને પતિતા કરીને કહ્યું–અરે પાપિણી ! તું શા માટે ન મરી ગઈ ! અરે દુષ્ટ કુળમાં ઉત્પન્ન

થનારી! તું અમારા ઘરથી બહાર નીકળી જા. વગેરે ભયોત્પાદક વચનોથી તેણીનો તિરસ્કાર કર્યો. ઓ પાપણી! તને મઝા બતાવી દઈશું! વગેરે વચનોથી સામી આંગળી કરીને તેને મારી નાંખવાની બીક બતાવવા લાગ્યા. તેના સર્વ આભરણ-અલંકાર લઈ લીધા અને પછી થપ્પડ-લાફા વગેરેથી તેને માર માર્યો. મારપીટ કરીને તેઓએ તેને પોતાના ઘરથી બહાર કાઢી મૂકી.

આ ત્રણે ભાઈઓને નાગેશ્રી પર ખૂબ ક્રોધ આવી ગયો કે અરરર! નાગેશ્રીએ આવું કર્યું? એટલે ક્રોધના આવેશમાં આવીને નાગેશ્રીને કટુ વચનોના પ્રહાર કર્યા. તે નાગેશ્રીને કહે છે, ઓ કાળી ચૌદશની જન્મેલી! (તમે કોઈને કહો છો ને આ કાળી ચૌદશનો જન્મેલો છે. તેમ નાગેશ્રીને કહે છે.) તું તો ધિક્કારને પાત્ર છે. લીંબોળીની જેમ અનાદરણીય! તેં કંઈજ વિચાર ન કર્યો. તથારૂપ સાધુના વચનને ઉથલાવવા અગર સાધુના મનને દુઃખ થાય તેવું વર્તન કરવું તે મહા પાપ છે. તેના બદલે તેં સાધુની ઘાત કરી! ભગવાન કહે છે તારાથી બને તો સાધુની સેવા કરજે અને ન બને તો દૂર રહેજે. પણ સાધુની અશાતના કરીશ નહિ. અશાતના એ છૂપો અગ્નિ છે. જેમ હીમ અગ્નિ નથી છતાં પાકને બાળીને ભસ્મ કરી નાંખે છે તેમ સાધુની અશાતના કરવાથી ઘોર પાપ બંધાય છે. ત્રણે ભાઈઓ કહે છે અહો નાગેશ્રી! અરરર! તે આવું શું કર્યું? સાધુને ઝેરી આહાર વહોરાવી દીધો! મુનિ આહાર ખાઈ ગયા ને કાળ કરી ગયા. તેં તારું તો બગાડયું છે પણ અમારી સાત પેઢીનું બગાડયું છે. સાત પેઢીને કલંક લગાડયું છે. જે સાત પેઢી થઈ ગઈ અને સાત પેઢી થશે તે બધાનું નામ બોળ્યું છે. આટલેથી પત્યું નહિ. આટલા આક્રોશ વચનો કહ્યા ને તેના શરીર પરથી દાગીના અને સારા વસ્ત્રો ઉતારી લીધા. અને જીર્ણ કપડાં પહેરવા આપ્યા. ચોટલો પકડી માર માર્યો ને તેને ઘરની બહાર કાઢી મૂકી. બીજા જન્મમાં તો તેને કેવા ફળ ભોગવવા પડશે તે આગળ આવશે પણ આ કર્મનો ઉદય તેને અત્યારે ને અત્યારે થયો. આ જીવ ભૂલ કરે છે ત્યારે ખ્યાલ નથી રહેતો કે હું આ ભૂલ કરું છું તેનું ફળ મારે કેવું ભોગવવું પડશે? માટે સારા કાર્યમાં કે ખોટા કાર્યમાં ધીરજ ન ગુમાવવી. ભગવાન મહાવીરને સંગમે છ મહિના ઉપસર્ગો આપ્યા છતાં ધીરજ ન છોડી. સમભાવ ન ચૂકયા. અંતે સંગમ થાકયો ત્યારે ભગવાન બોલ્યા-અરે સંગમ! તારું શું થશે? માટે જ્ઞાની કહે છે કર્મ બાંધતી વખતે ખૂબ વિચાર કરજો. કર્મ-બંધનથી છૂટવાના અને આત્મ-આરાધના કરવાના આ પવિત્ર દિવસો છે. આ આત્મસાધના કરવા સાથે જો ઉમંગ હોય, પ્રેમ હોય ને સાચી ભાવના હોય તો જરૂરથી કર્મની નિર્જરા થાય. કોઈ પણ કાર્યમાં ઉત્સાહ હોય તો તે કાર્ય સરળતાથી પાર પડે છે. પરંતુ આજે જીવોને જેટલો સંસારના કાર્યોમાં ઉમંગ છે તેટલો આત્મ-આરાધના કરવામાં નથી.

આત્મઆરાધનાનો ઉમંગ જાગશે ત્યારે સંસારના કાર્યો નિરુત્સાહી દેખાશે.

એક વખત સ્વામી વિવેકાનંદ પાસે એક યુવાન આવ્યો ને કહે, તમે **"પરમાત્મા પરમાત્મા, ભગવાન ભગવાન"** કરો છો પણ મને ભગવાનના દર્શન કરાવો તો ખરા ! ત્યારે સ્વામી વિવેકાનંદ કાંઈ ન બોલ્યા. બીજે દિવસે તેઓ નદીએ સ્નાન કરવા જતા હતા ત્યારે યુવાનને કહે ચાલો, પહેલા ગંગાસ્નાન કરી લઈએ. આ યુવાનના મનમાં એમ કે ભગવાનના દર્શન કરવા માટે પહેલા ગંગાસ્નાન કરવું પડતું હશે ! બંને સાથે નદીએ આવ્યા. અને નદીમાં ડૂબકી મારી. પેલા યુવાને જેવી ડૂબકી મારી કે તરત સ્વામી વિવેકાનંદે તેનું માથું પાણીમાં દબાવી દીધું. પેલો યુવાન તો ખૂબ ગૂંગળાવા લાગ્યો. શ્વાસ લેવો પણ મુશ્કેલ થઈ પડયો. આંખે અંધારા આવી ગયા. થોડી વાર પછી વિવેકાનંદે તેને બહાર કાઢયો ને યુવાન જ્યારે હોશમાં આવ્યો ત્યારે પૂછયું ભાઈ? મેં જ્યારે તારું માથું પાણીમાં દબાવ્યું હતું તે વખતે તને શું દેખાતું હતું ? શું યાદ આવતું હતું અને શું વિસ્મરણ થઈ ગયું હતું ? આ યુવાન કહે મને કોઈ વિચાર આવતો ન હતો. પૈસા-પત્ની બધું ભૂલાઈ ગયું હતું. ફક્ત એક ભગવાન યાદ આવતા હતા, હે પ્રભુ ! હું અહીંથી બચું તો સારું. તે સિવાય બધા વિચારો વિલીન થઈ ગયા હતા. ત્યારે સ્વામી વિવેકાનંદે કહ્યું. જ્યારે તું પાણીમાં ગુંગળાવા લાગ્યો ત્યારે બધું ભૂલી ગયો. ફક્ત ભગવાનને યાદ કરતો હતો તેમ તું દુનિયાની બધી કામવાસનાથી મુક્ત થઈશ અને માત્ર પરમાત્માના દર્શનની એક જ તમન્ના રહેશે અને ભગવાનમય બની જઈશ તેમાં તારું કલ્યાણ છે. ત્યારે તને પરમાત્માના દર્શન થશે. રાગ-દ્વેષ, મારું-તારું, વિતંડાવાદ અને કષાયોને છોડવી નથી અને ભગવાનને ભેટવા છે તો તે કયારે પણ નહિ બને. માટે ભગવાનને ભેટવા માટે પરભાવને ભૂલ અને સ્વભાવમાં આવ.

બંધુઓ ! આ જગતમાં કંઈક જીવો 'આત્મા' છે તેમ માનવા પણ તૈયાર નથી. તો પછી બીજી વાત કયાં રહી ? એક વખત અમેરિકામાં ડોકટરોની એક સભા ભરાઈ હતી તેમાં એક ડોકટરે ભાષણમાં કહ્યું કે આત્મા જેવી કોઈ વસ્તુ નથી. મેં ઘણા ઓપરેશનો કર્યા, શરીરના ટુકડા કરીને જોયું અને સૂક્ષ્મ દર્શક યંત્રોથી નિરીક્ષણ પણ કર્યું છતાં મને કયાંય આત્મા દેખાતો નથી. માટે હું કહું છું કે આત્મા નથી. ડોકટરનું આવું ભાષણ સાંભળતા આખી સભામાં સનસનાટી ફેલાઈ ગઈ. પછી એક અનુભવી વૃદ્ધ ડોકટર ઊભા થયા અને બોલ્યા, કે આ ડોકટરની વાત સાંભળી મને ખૂબ આશ્ચર્ય થાય છે. મેં મારા જીવનમાં ઘણા કેસો તપાસ્યા છે. ઓપરેશનો કર્યા છે. મસ્તિષ્કના અણુઓ સૂક્ષ્મદર્શક યંત્રો નીચે જોયા છે, નાડીઓ ચીરી પણ **"વિચાર"** જેવું કંઈ તત્ત્વ મને દેખાયું નથી તો શું જ્ઞાનતંતુઓ નથી ? વિચાર

નથી એમ માનવું ? વિચાર દેખાતો નથી પણ વિચાર છે એ આપણે જાણીએ છીએ. પવન દેખાતો નથી છતાં પવનને માનીએ છીએ. સુગંધ દેખાતી નથી પણ સુગંધ છે એમ માનીએ છીએ તેમ ભલે આત્મા દેખાતો નથી પણ તેથી આત્મા નથી એમ આપણે કેમ કહી શકીએ ? શરીર તપાસવાથી આત્મા દેખાય નહિ. મજ્જાતંતુઓ તપાસવાથી વિચાર દેખાય નહિ. દૂધની તપેલીમાં હાથ નાંખવાથી ઘી મળે નહિ તેથી દૂધમાં ઘી નથી, આપણામાં વિચાર નથી અને શરીરમાં આત્મા નથી એમ કહેવું તે મૂર્ખતા છે. જ્યારે આત્મામાં જ્ઞાન આવશે ત્યારે એ સાચી વસ્તુને પામી શકવાનો છે. પણ હજુ જ્ઞાનથી ઘણા દૂર છો. હજુ કદાચ જ્ઞાન ઓછું હશે તો ચાલશે પણ જો જ્ઞાનનો વિરોધ કરવા, તેને ખોટું કહેવા ઊભા થયા તો મોટું નુકશાન છે. જ્યાં તમને ન સમજાય ત્યાં કેવળીગમ્ય કહેજો પણ આ ખોટું છે એમ ન બોલશો. જો ભગવાનના વચનને ખોટા કહેશો તો કેવળીની અશાતના થશે અને વિરાધક બનશો.

સંતોથી ભૂલથી બોલાઈ ગયું તો ત્રણે ભાઈઓએ આ વાત સાંભળતા નાગેશ્રીને ઘણા ઊંચ-નીચ આક્રોશ વચનો કહ્યા, માર માર્યો, છેવટે દાગીના ઉતારી ઘરની બહાર કાઢી મૂકી. જીવ કર્મો બાંધે છે ત્યારે ઘણી વાર તો તેનો અબાધાકાળ જેટલો હોય તે પૂરો થાય ત્યારે ઉદયમાં આવે છે. પણ અહીં તો તરત ઉદયમાં આવી ગયું. હજુ આગલા દિવસે મુનિને ગૌચરી વહોરાવી. મુનિએ તે આહાર કર્યો ને કાળ કરી ગયા. ધર્મઘોષ મુનિએ પોતાના પરિવારમાં વાત કરી. તે વાત તરત ગામમાં ફેલાઈ ગઇ. અને નાગેશ્રીના ઘર સુધી પહોંચી ગઈ. બધા ભાઇઓએ આ વાત જાણીને નાગેશ્રીને ઘરની બહાર કાઢી મૂકી. એટલે કરેલું કર્મ આ ભવમાં તો તરત ઉદયમાં આવી ગયું. હજુ તે કર્મના ફળ બીજા જન્મમાં કેવાં ભયંકર ભોગવવા પડશે તે વાત તો આગળ આવશે.

પર્યુષણ પર્વમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપની આરાધના કરવી જોઈએ અને દાન-શીયળ-તપ-ભાવમાં આગળ વધતાં શીખો. જ્યારે દિવાળી આવે ત્યારે તમે શું માંગો છો ? ખ્યાલ છે ને ? શાલિભદ્રની રિદ્ધિ માગો છો પણ મમ્મણ શેઠની કેમ નથી માંગતા ? મમ્મણ શેઠની રિદ્ધિ શાલિભદ્રથી ઊતરે તેવી ન હતી. પણ મમ્મણ શેઠે આગલા ભવમાં દાન દઈને પછી લાડવાનો ભૂક્કો ખાતા રસેન્દ્રિયના સ્વાદમાં મુગ્ધ બનતા લાડવા પાછા લેવા ગયો હતો. શાલિભદ્રે પૂર્વના ભવમાં તેણે બધી ખીર સંતને વહોરાવી. પછી થાળીમાં ચોંટેલી ખીર ખાધી તો અમીના ઓડકાર આવ્યા ને તેનું પેટ ભરાઇ ગયું. તેને ખૂબ આનંદ થયો. જમવા કરતાં સંતને વહોરાવવામાં તેને વધુ આનંદ આવ્યો

બન્યું છે એવું કે મમ્મણ શેઠના પૂર્વભવમાં માસખમણના તપસ્વી સંત પધાર્યા. તેને ત્યાં પીરસણામાં લાડવા આવ્યા હતા તે સંતને વહોરાવવા તૈયાર થયો. ભાવના

ઘણી ઉત્કૃષ્ટ છે. સંત કહે, ભાઈ! અડધો લાડવો લો. ત્યારે તે કહે મહારાજ! અમારે બધાને જમવા જવાનું છે. આજે કોઈ જમનાર નથી માટે આપ વહોરો. ખૂબ રકઝક કરી એટલે મુનિએ એક લાડવો લેવાની હા પાડી. પણ મમ્મણના પૂર્વ ભવના જીવને વહોરાવતાં એવા ઉત્કૃષ્ટ ભાવ આવી ગયા કે પીરસણમાં આવેલા ચારેચાર લાડુ વહોરાવી દીધા. સંત તો ગૌચરી વહોરીને ચાલ્યા ગયા. પછી લાડવાની કણીઓ પડી હતી તે ખાધી. ખાધા પછી મનમાં થયું કે અહો! શું આ લાડવાનો સ્વાદ છે! શું તેમાં મીઠાશ છે! બહુ ખોટું થઈ ગયું. (હસાહસ). મુનિ તો અડધો લાડવો વહોરવાનું કહેતા હતા પણ મેં પરાણે તેમને વહોરાવી દીધા. જો એક લાડવો આપ્યો હોત તો પણ મારી ભાવનામાં કમી ન દેખાત. બંધુઓ! શાલિભદ્રના જીવના અને મમ્મણ શેઠના જીવના બંનેના દાન દેવાના ભાવ ખૂબ ઉત્કૃષ્ટ હતા. બંનેને ત્યાં સંત પણ માસ ખમણના તપસ્વી પધાર્યા હતા. પણ દાન દીધા પછી બંનેના પરિણામમાં ફેર પડી ગયો.

ગતજન્મમાં મમ્મણને તો લાડવાનો સ્વાદ તો રહી ગયો ને દિલમાં થઈ ગયું કે મેં આ બહું ખોટું કર્યું કે બધા લાડવા વહોરાવી દીધા. હવે શું કરું? તે તો ઉપડયો સંતની પાછળ. સંત ઉપાશ્રયની નજીકમાં પહોંચ્યા હતા. દૂરથી બૂમ પાડી કહે, મહારાજ! ઊભા રહો. ભાઈ તારે શું કામ છે? કામ પછી, પણ આપ ઊભા રહો. સંત ઊભા રહ્યા. મમ્મણ કહે મહારાજ! મારે તમારા પાતરા જોવા છે. સંત સમજી ગયા. કે મેં ના પાડી છતાં બધા લાડવા વહોરાવી દીધા પણ તેની જીભમાં સ્વાદ રહી ગયો લાગે છે તેથી લાડવા પાછા લેવા આવ્યો લાગે છે. ભગવાન મહાવીરના સંતો પાતરામાં આવેલી કોઈ પણ વસ્તુ કોઈને ન આપી શકે. અરે, ગૌચરી જઈને આવ્યા અને અચાનક બે ત્રણ ઠાણાની તબિયતનું કારણ બની જાય. ગૌચરી વાપરી શકે તેવી સ્થિતિ ન રહી તો ચાર માઈલના ગાળામાં કોઈ સંત-સતીજી હોય તો તેમની પાસે જઈને તેમને તે આહાર આપી આવે અને કોઈ સંતસતીજી ન મળે તો તેને વિધિપૂર્વક પરઠવી દે પણ કાગડા-કૂતરાને ન ખવરાવે કે કોઈ માનવીને પણ ન આપે. મહારાજ સમજી ગયા કે આ ભાઈ લાડવા પાછા લેવા આવ્યા લાગે છે. તેથી સંત તેની સાથે વાતો કરતા ગયા ને પાતરામાંથી સાચવીને લાડવા લઈને તેને ચોળીને રેતીમાં નિર્વધ જગ્યા જોઈને પરઠવી દીધા. મારો કહેવાનો આશય શું છે કે ઉત્કૃષ્ટ ભાવે દાન દીધું પણ દાન દઈને પસ્તાયો. રસેન્દ્રિયનો સ્વાદ જીતી શકયો નહિ. તેથી લીધેલું પણ પાછું લેવા તૈયાર થયો. પણ સંતો પાતરામાં આવેલું કદી ગૃહસ્થને આપે નહિ. ઉત્કૃષ્ટ ભાવનાથી દાન દીધું તેથી મમ્મણ શેઠને અઢળક લક્ષ્મી મળી પણ અંદરની વૃત્તિ ગઈ ન હતી તેથી લાડવા પાછા લેવા ગયો તેથી તેને તેલ ને ચોળા ખાવાના રહ્યા. છતી લક્ષ્મીએ પણ ભોગવી શકયો નહિ. તેની લક્ષ્મી ભોગવતા પાપ બંધાતું હતું, તેથી તેની લક્ષ્મીની કોઈ ઇચ્છા નથી કરતા.

શાલીભદ્રના જીવે ઉત્કૃષ્ટ ભાવે માગીતાગીને બનાવેલી ખીર સંતને વહોરાવી દીધી. વહોરાવતાં ઉત્કૃષ્ટ ભાવ અને વહોરાવ્યા પછી પણ તે જ ઉત્કૃષ્ટ ભાવ. તો તે ત્યાંથી મરીને શાલિભદ્ર બન્યા. એ શાલિભદ્રની રિદ્ધિ જોવા મહારાજા શ્રેણિક શાલિભદ્રને ત્યાં પધાર્યા. મહારાજા શ્રેણિકના કોમળ હાથના સ્પર્શથી પણ શાલિભદ્રને પરસેવો વળી ગયો એટલો શાલિભદ્ર સુકોમળ હતો. શ્રેણિક રાજા તો ચાલ્યા ગયા પણ શાલિભદ્રના ચિત્તમાં ચિનગારી લાગી. અહો! આટલી સંપત્તિ, આટલું ઐશ્વર્ય છતાં હજુ મારા માથે નાથ છે? રાજાનું વહાલપણું, ધણીપણું એને ખટક્યું. મારા માથે ધણી છે માટે મારા પુણ્યમાં ખામી છે. તમારા માથે ધણીના કોઈ પાર નથી. શાલિભદ્ર કહે મારે હવે નાથ ન જોઈએ. બસ, મારે તો હવે સંસાર છોડીને સાધુ બનવું છે. જે એક શ્રેણિક રાજાનો વહાલભર્યો હાથ ફર્યો તે સહન કરવા સમર્થ ન હતો તેવો શાલિભદ્ર ઉનાળાની સખ્ત ગરમી, શિયાળાની કડકડતી ઠંડીમાં ઉગ્ર પરિષહ સહન કરવા તૈયાર થયો. તે માતાને કહે છે હે માતા! શ્રેણિક મહારાજાની વાત એ તો મારા માટે દ્રવ્ય અનાથતા છે. પણ હવે તો મને ભાવ અનાથતાનું ભાન થયું છે. ક્રોધ-માન-માયા-લોભ એ મારા ચૈતન્ય પ્રદેશમાં વિચરીને મારા અંતર્યામીના સદ્‌ગુણ વૈભવને લૂંટી મને જન્મ-મરણની ઝાડીમાં ફેંકી દરિદ્રી અને અનાથ બનાવી ચતુર્ગતિમાં બેહાલ કરીને છોડી રહેલ છે. જન્મ-મરણ અને વ્યાધિ એ મારી ભાવ અનાથતા છે. મારા આત્મા ઉપર કર્મનું જે જોરદાર શાસન ચાલે છે એ મારી અનાથતાનું કારણ છે. હવે તો મારે કર્મરાજાના શાસનની અવિછિન્ન ધારાને મહાત કરવા કમર કસવી છે. ત્યારે ભદ્રા માતા કહે છે બેટા! તારે બત્રીસ સ્ત્રીઓ છે. રોજ એકએકને સમજાવી છોડતો જા અને બત્રીસ દિવસ પછી તું દીક્ષા લેજે. શાલિભદ્ર રોજ એકેક સ્ત્રીને છોડતો જાય છે.

આ તરફ ગામમાં શાલિભદ્રની બહેન સુભદ્રાને ધન્નાજી સાથે પરણાવી છે. સુભદ્રાને આ વાતની ખબર પડી ગઈ. એક દિવસ ધન્નાજી સ્નાન કરવા બેઠા છે અને તેમના વાંસામાં સુભદ્રા તેલ માલીસ કરે છે. તેની આંખમાંથી આંસુનું ટીપું ધન્નાજીના બરડા પર પડયું. ધન્નાજી પાછું વળીને જુવે છે તો સુભદ્રાની આંખમાં આંસુ છે. ત્યારે ધન્નાજી કહે અહો સુભદ્રા! શાલિભદ્ર જેવો જેનો બંધવ છે, ભદ્રા જેવી જેની માતા છે ને ધન્ના જેવો જેનો પતિ છે તેને શું દુઃખ છે કે તું રડે છે? સુભદ્રા કહે સ્વામીનાથ! મને બીજું કંઈ દુઃખ નથી. પણ મારો એકનો એક લાડીલો વીર વૈરાગ્ય જાગવાથી સોળ દિવસ પછી દીક્ષા લેવાનો છે. તેની ૩૨ પત્નીઓમાંથી રોજ તે એક એકને છોડે છે. જોતજોતામાં ૩૨ દિવસ પૂરા થશે અને વીરપસલીનો આપનારો મારો સહોદર, એકનો એક લાડીલો બંધવો બધાનો ત્યાગ કરીને ચાલ્યો જશે. આ સમાચારથી મારું અંતર રડી રહ્યું છે. ને મારા નેત્રો ભીંજાયેલા છે.

ત્યારે ધન્નાજી કહે સુભદ્રા! આવી મંગલ વધામણીમાં કદી રડાતું હશે? તારો ભાઈ તો કાયર છે કાયર! જો સંસાર પ્રત્યે નફરત જાગી છે તો એકેક નારીનો ત્યાગ કરી વિલંબ શા માટે કરવો? જેને છોડવું છે તેણે બધું સાથે છોડી દેવું જોઈએ. તારો ભાઈ દીક્ષા લે તો તું આશિષ આપજે પણ તેમાં રડવાનું શું હોય? ત્યારે સુભદ્રા કહે સ્વામીનાથ! વાતો કરવી સહેલી છે કે તારો ભાઈ કાયર છે પણ છોડવું મુશ્કેલ છે. તમે આવા સિંહ શાર્દૂલ છો તો આઠમાંથી એકને પણ કેમ છોડી શકતા નથી? વૈરાગ્યની વાતો કરવી સહેલી છે પણ આચરવી ઘણી કઠીન છે. ધન્નાજી કહે છે તું શું એમ માને છે કે હું ન જ છોડી શકું? લે. આ તારી સ્નેહની ગાંઠીને મજબૂત બનાવતી હસ્તમેળાપની વીંટી. આજથી આપણા વચ્ચેના સંસાર સ્નેહની પૂર્ણાહૂતિ થાય છે. હું પ્રભુ મહાવીરના પાવન ચરણે જવા તૈયાર છું. આ આઠે છોડી. ધન્નાજી શૂરવીર હતા. તેઓ એક છલાંગે ખેરભર્યા ઊભા થઈ ગયા. સુભદ્રા કહે સ્વામીનાથ! મેં ગુનો કર્યો તો મને તજો પણ મારી સાતે બહેનોને શા માટે તજો છો? સુભદ્રા! તેં ગુનો નથી કર્યો. તારા વેણે સૂતેલા એવા સિંહ સમાન આત્માને જગાડયો છે. તારા વેણ નીકળત નહિ ને આ સિંહ જાગત નહિ. ધન્નાજી જાગી ગયા ને શાલીભદ્રના મહેલે જઈને કહે છે.

**સંધ્યા સમી છે જીંદગી, મૃત્યુની નોબત વાગતી,**
**કાલ રૂપી એ ખંજરી, માનવને જગાડતી,**
**સિંહ શાર્દૂલ થઇને, છોડો તમે ઊઠો જાગો.**

હે શાલિભદ્ર! આ જીંદગી સંધ્યાના રંગ સમાન છે. કાળરાજા ખંજરી વગાડીને ચૈતન્યને જગાડી રહ્યા છે. માટે હવે સિંહની જેમ શૂરવીર બનીને માતાની આજ્ઞા મેળવી લે. આપણે બંને પ્રભુના પંથે પ્રયાણ કરીએ.

**છોડવું છે તો હવે વિલંબ મત કીજીયે,**
**લાગી છે મુક્તિ રઢ તો મમતા બંધનને ભેદીએ,**
**કર્મ ખપાવવા તમે કમ્મર કસો ઊઠો જાગો,**
**બત્રીસ રાણી છોડતાં ઢીલ કાં છે આટલી,**
**કાયા તણી છે કાચી માટી જાણે કાચની બાટલી,**
**આજ્ઞા લઈને હવે પંથે પડો ઊઠો......**

આ હતા સાળા ને આ હતા બનેવી. ધન્નાજીની હાકલે શાલિભદ્ર તરત જાગી ગયા. રડતી માતા કે પત્નીઓના સામું ન જોયું. સાળા બનેવીની જોડલી દીક્ષા લઈને

નીકળી ગઈ. ભદ્રા માતાના મનમાં થાય છે કે હું તો વહુઓને જોઉં કે દીકરીને જોઉં! દીકરો ને જમાઈ બંને સંયમ માર્ગે ચાલી નીકળ્યા. સાળા બનેવીનો ત્યાગ એટલે ત્યાગ. પાછું વાળીને ન જોયું.

થોડા સમય પછી વિચરતા વિચરતા શાલિભદ્ર મુનિ પોતાના ગામમાં પધારે છે. શાલિભદ્રને પારણાનો દિવસ છે. ભગવાન કહે શાલિભદ્ર! આજે તમને ગૌચરીમાં પારણામાં તમારી સંસારી માતા તમને આહાર વહોરાવશે. અને એ આહારથી તમારું પારણું થશે. ભગવાન તો પોતાના જ્ઞાનમાં બધું જાણતા હતા. આ બાજુ ભદ્રામાતાને ખબર પડી કે મારા શાલિભદ્ર મુનિ ગામમાં પધાર્યા છે. માતાને દીકરા પ્રત્યેની મમતા છે. ભદ્રા માતા અને તેમની પુત્રવધૂઓ બધા દર્શન કરવા જાય છે. પણ રસોઇયાને કહેતા જાય છે તું ગૌચરી બધી સૂઝતી રાખજે. આપણા શાલિભદ્ર મુનિ ગામમાં પધાર્યા છે. કદાચ ગૌચરી માટે આવી જાય! એમ કહીને તેઓ દર્શન કરવા જાય છે. શાલિભદ્ર મુનિ ગૌચરી નીકળ્યા છે. તેમને થયું કે મારા પ્રભુએ મને કહ્યું છે કે આજે તારી માતા તને આહાર વહોરાવશે. તો ભગવાનની આજ્ઞા છે માટે લાવ એ બાજુ ગૌચરી જઉં. શાલિભદ્ર મુનિ ગૌચરીની ગવેષણા કરતા ભદ્રા માતાના બંગલે આવે છે. તપશ્ચર્યાથી મુનિનું શરીર સૂકાઇ ગયું છે. એટલે નીચે ઊભેલા પહેરેગીરો ઓળખી ન શકયા અને કહે, આજે અમારા શાલિભદ્ર મુનિ પધારવાના છે. માટે આપ બીજે પધારો. શાલિભદ્ર ત્યાંથી પાછા વળી ગયા. પણ નથી કહેતા કે હું જ શાલિભદ્ર મુનિ છું. મનમાં જરા પણ ખેદ નહિ. પણ મનમાં વિચાર થયો કે મારા ભગવાને કહ્યું છે કે આજે તમને તમારી માતા આહાર વહોરાવશે ને મને તો ઘરમાં પણ ન પેસવા દીધો. આ શું? રસ્તામાં ચાલતા ભરવાડણ મળી. માથે દહીંની ગોરસી હતી. તેણે માથેથી નીચે ઉતારી અને શાલિભદ્ર મુનિને કહે છે આ શુદ્ધ નિર્દોષ આહાર છે માટે વહોરો ને મને પાવન કરો. શાલિભદ્રે દહીં વહોરી લીધું ને પ્રભુ પાસે ગયા. પ્રભુ તો જ્ઞાની હતા. તેમણે જાણ્યું કે આના મનમાં શંકા થઈ છે. તેથી કહ્યું કે શાલિભદ્ર! તને જેણે દહીં વહોરાવ્યું તે તારી પૂર્વજન્મની માતા છે. જેના પ્રતાપે તું આજે શાલિભદ્ર બન્યો. ત્યાં શાલિભદ્ર મુનિને સહેજ રાગદશા આવી ગઈ કે મને જો પહેલાં ખબર પડી હોત તો તેને ન્યાલ કરી દેત. ભદ્રા માતાને અને પુત્રવધૂઓને શાલિભદ્ર મુનિના દર્શન ન થયા. તેથી દિલમાં આઘાત લાગ્યો કે મારો દીકરો ગામમાં પધાર્યો છતાં અમને દર્શન ન થયા!

થોડા સમય બાદ ભગવાનની આજ્ઞા લઈ ધન્નાજી અને શાલિભદ્ર બંને સંથારો કરવા પર્વત ઉપર જાય છે. માતાને અને પત્નીઓને ખબર પડતાં ત્યાં જાય છે. દર્શનની ખૂબ ઝંખના છે. શાલીભદ્રમુનિ તો ધ્યાનમાં બેઠા છે. માતા અને પત્નીઓ

પગમાં પડી કરગરે છે. આપ એક વાર તો અમારા સામું નજર કરો. આ દીકરો આંગણે આવ્યો છતાં હતભાગી હું દાન ન દઈ શકી. ખુબ કરગરે છે એટલે સહેજ રાગનો કણીયો આવી ગયો. અને ધ્યાનમાંથી આંખો ખોલીને જોઈ લીધું તો એટલામાં એક ભવ વધી ગયો. ત્યાંથી અનુત્તર વિમાનમાં ગયા ને પછી મનુષ્ય થઈ મોક્ષે જશે. સહજ રાગ દશા આવી તો એક ભવ વધી ગયો તો આપણું તો શું થશે? જેમ તમારી ગાડી કે સાઈકલના ટાયરમાંથી જો હવા નીકળી જશે તો સાઈકલ કે ગાડી આગળ નહિ જઈ શકે. પણ હવા ભરેલી હશે તો સડસડાટ ચાલી જશે. તેમ જીવનરૂપી ટાયરમાં વીતરાગવાણી રૂપી હવા ભરેલી હશે તો તમારી જીવનરૂપી ગાડી આગળ વધી શકશે પણ જો તે હવા નહિ ભરી હોય તો ચતુર્ગતિ રૂપ સંસારમાં ગોથા ખાયા કરશે. માંગીતાગીને બનાવેલી ખીરને ઉત્કૃષ્ટ ભાવે વહોરાવતા શાલિભદ્ર બન્યો. આ આહારે તેને એકાવતારી બનાવી દીધો. અને મમ્મણ દાન આપીને પાછો લેવા દોડયો, મુનિ તો ગમે તેમ થાય પણ પાતરામાં આવેલો આહાર સંસારીને ન આપી શકે. મુનિ જ્ઞાનનું દાન દઈ શકે પણ આહારનું દાન ન દઈ શકે.

નાગેશ્રીએ મુનિને ઉકરડો માની ઝેરી આહાર વહોરાવ્યો. તેને ખબર હતી કે આ આહાર ખાવા જેવો નથી. છતાં જાણીને વહોરાવ્યો. પણ એ મુનિ કેવા હતા!

**કરૂણા સાગર એ મુનિ હતા, જૈન શાસનમાં મંગલકારી**
**અહિંસાથી જ્યોતિ ઝગમગતી, આજે બનતી પાવનકારી**
**સેવક આજે ભાવ ધરી કરે વંદન બે કરજોડીને...ધર્મઘોષ**

કરૂણાના સાગર, દયાના દરિયા હતા. તે તો આહાર પચાવી ગયા. પણ નાગેશ્રીએ ચીકણાં કર્મો બાંધ્યા. તે કર્મો તરત ઉદયમાં આવ્યા. ત્રણે ભાઈઓએ તેના દાગીના કપડા ઉતારી લીધા ઊંચ-નીચ-આક્રોશ વચનો કહ્યા ને ખૂબ માર મારી ઘરમાંથી બહાર કાઢી મૂકી. હવે તેની શું સ્થિતિ થશે તે ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૪૬

### "સંવત્સરી મહાપર્વ-સાચી ક્ષમાપના ક્યારે?"

પ્ર. ભાદરવા સુદ ૫ ને બુધવાર તા. ૨૧-૮-૭૪

શાસન સમ્રાટ વીર ભગવાને મહાન આરાધના કરાવનાર પર્વનું મહત્ત્વ સમજાવ્યું. આપણું મહામંગલકારી આત્મશુદ્ધિનું અજોડ અને પરમ પવિત્ર ક્ષમાપના પર્વ આવી ગયું આજે ભારત ભરમાં તેમજ પરદેશમાં વસતા જૈનોના દિલમાં અપૂર્વ આનંદ હશે કે આજે

આપણો પવિત્ર દિવસ છે. આજના દિવસે લેવાનું અને દેવાનું એ બે કાર્યો કરવાના છે. વહેપારી માલનો સોદો કરે છે ત્યારે પૈસા આપે છે ને માલ ખરીદે છે. તમે તમારી દીકરીને કોઈના ઘેર દઈ આવો છો ને કોઈની દીકરી લઈ આવો છો. તેમ આજે ભગવાન મહાવીરની પેઢી ઉપર આવીને લેવડદેવડ કરવાની છે. તમારે જેની સાથે વેર થયું હોય તેની પાસેથી તમારે ક્ષમાપના લેવાની છે. અને જે તમારી પાસે ક્ષમા માંગવા આવે તેને તમારે હૃદયને વિશાળ અને પવિત્ર બનાવીને ક્ષમા આપવાની છે. તે માટે મોક્ષની વરમાળા પહેરવા માટે મહિના અગાઉ તેના માંડવા રોપાઈ ગયા છે. તે દિવસોમાં જો દિલ શુદ્ધ ન બન્યું હોય તો આ પર્યુષણ પર્વના સાત દિવસોમાં હૃદયને ધોઈને શુદ્ધ બનાવ્યા પછી આઠમા દિવસે જ્વાળાને જળ બનાવવાની છે. જ્વાળા એટલે અગ્નિ. ક્રોધ એ ભયંકર અગ્નિ છે. સર્પ તો કરડે તેને ઝેર ચઢે છે પણ ક્રોધનું તો વગર કરડ્યે ઝેર ચઢે છે. સાસુ-વહુ ઝઘડ્યા હોય અને તે સમયે વહુ બાળકને દૂધપાન કરાવવા બેસે તો તેના લોહીના પરમાણુ ઝેર બની જાય છે. ક્રોધ ભયંકર શત્રુ છે.

આજે બપોરે આપ આલોચના કરવા આવશો. આલોચના ક્યારે થઈ શકે? આલોચના કરતા પહેલા હૃદયની શુદ્ધિ કરવી પડશે. અંતરની અંદર વેરઝેરના જે કચરા ભર્યા છે તેને દૂર કરવા પડશે. તમારે તિજોરીમાં માલ ભરવો છે પણ તિજોરી પત્થરોથી ઠાંસીને ભરી છે તો માલ ક્યાં મૂકશો? માલ ભરવા માટે પત્થરોને દૂર કરશો તો માલ ભરી શકશો. તેમ હૃદયરૂપી તિજોરીની અંદર ક્ષમા રૂપી માલ ભરી શકશો નહિ. આજે ક્ષમાપના લેવાની છે અને બીજાને ક્ષમાપના દેવાની છે. કંઈક લોકો કષાયને છોડી ક્ષમા લેવા જાય તો સામી વ્યક્તિ ક્ષમા આપવાને બદલે ઝઘડો કરે. જ્ઞાની કહે છે ત્યાં તમે તમારો સ્વભાવ ન છોડશો. આજે કષાયને છોડવી છે અને ક્ષમા લેવી છે. વ્યવહાર-વિવેક શુદ્ધ રાખીને ક્ષમાપના લેવાની છે. આજનો દિવસ આત્મશુદ્ધિનો પવિત્ર દિવસ છે.

નાગશ્રીના પતિ આદિ ત્રણે ભાઈઓની ક્રોધની આગ ફાટી નીકળી તેથી નાગશ્રીના અલંકાર ઉતારી ચોટલો પકડીને ખૂબ માર માર્યો અને તેને ઘરની બહાર કાઢી મૂકી. ઘણીવાર ક્રોધના આવેશમાં આવીને માતા-પિતા પોતાના સંતાનોને પણ મારી નાંખે છે. ક્રોધને ઉત્પન્ન કરનાર માન, માયા અને લોભ છે. તેમાં લોભ તો સર્વ પાપનો બાપ છે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

कोहो पीइं पणासेइ, माणो विणय नासणो ।
माया मित्ताणि नासेइ, लोभो सव्व विणासणो ॥

ક્રોધ પ્રેમનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રતાનો નાશ કરે છે. અને લોભ સર્વ સદ્દગુણનો નાશ કરે છે.

જીવનમાં ક્ષમા લાવવા માટે પણ જ્ઞાનની જરૂર છે. જ્ઞાન હશે તો ઘમંડ જશે ને માણસ નમ્ર બનશે. આજે નમ્ર બનીને જેની જેની સાથે વૈર થયું હોય તેની ક્ષમા માંગવાનો અને હૃદયમાંથી ક્રોધ, માન, માયા, લોભ અને વિષય કષાયના કચરા કાઢવાનો પવિત્ર દિવસ છે. જેનું ઘર સ્વચ્છ હોય ને બધી સુવિધા હોય ત્યાં બેસવું તમને ગમે છે. તેમ આપણા અંતરમાં પણ જો સ્વચ્છતા હશે તો ચેતનને બહુ આનંદ આવશે. માટે સંવરની સાવરણી હાથમાં લઈ કષાયના કચરાને વાળીને અંતરનું આંગણું સાફ કરો.

ભગવાન કહે છે જેમ તમારા સંસારમાં ડાયરી રાખો છો તેમ જીવનની ડાયરી તપાસો કે મેં કયાં ભૂલ કરી છે? પછી તે ભૂલને શોધીને તેનું પ્રાયશ્ચિત કરો. ક્રોધની જ્વાળા બહુ મોટું નુકશાન કરે છે. તમે એકડા પછી મીંડા કરશો તો સંખ્યા વધતા લાખ થશે પણ એકડા ઉપર મીંડા કરશો તો ઝીરો થશે. તેમ સાધના ગમે તેટલી હશે પણ ક્રોધની જ્વાળા ફાટી નીકળી તો બધી સાધનાને બાળીને ખાખ કરી મૂકશે.. જ્ઞાની કહે છે વૈરની વણઝાર આ જીવને ભવભ્રમણ કરાવે છે. જેમ કોઈ માણસને પગમાં ખીલી વાગી હોય તો તે કેવી ખૂંચે છે. ડોકટર પાસે તમે ખીલી કઢાવવા જાવ અને એ ખીલીને ડોકટર કાઢી નાખે છે. જ્યાં સુધી એનો ઘા ન રૂઝાય ત્યાંસુધી દુઃખાવો રહે છે પણ પછી તો મટી જાય છે. પણ વૈરના ખીલાનો દુઃખાવો તો જીવનભર મટતો નથી. દશવૈકાલિક સૂત્રમાં ભગવંતે કહ્યું છે કે "वेराणु बंधाणि महब्भयाणि।" કોઈ આત્માની સાથે વૈર બાંધવું અને જીવનભર ભૂલવું નહિ એ જીવને માટે મહાન ભય રહેલો છે. વૈરના કારણે સગા ભાઈ-ભાઈનું ખૂન થાય છે. એ વૈરની વણઝાર ભવાંતરોમાં જીવની સાથે ને સાથે રહે છે. માટે તમારે જેની સાથે વૈર થયું હોય તે યાદ કરી સરળ બની ખમાવી લેજો. સામી વ્યક્તિ તમને ક્ષમા આપે કે ન આપે પણ તમે વેર રાખશો નહિ. બેમાંથી એક વ્યક્તિ જો પવિત્ર બને તો તેની કેવી અસર પડે છે તેના ઉપર આપને એક કહાણી કહું.

મેડતા ગામમાં બનેલો પ્રસંગ છે. કલ્યાણ નામનો એક જૈન મેડતાના રાજા માલદેવનો માનીતો પ્રધાન હતો. અને સહસ્રમલ તેની નીચેનો મંત્રી હતો. બંને જૈન ધર્મના અનુરાગી હતા. તત્ત્વજ્ઞાનનો તેમને રસ હતો. અમાસ અને પૂનમના પૌષધ કરતા પણ બંને વચ્ચે જોઈએ તેવો મનમેળ ન હતો. એક દિવસ સહસ્રમલજીએ કોઈ કારણે કલ્યાણનું સ્હેજ અપમાન કર્યું. તે દિવસથી કલ્યાણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી આ સહસ્રમલનું ખૂન કરું નહિ ત્યાં સુધી માથે સાફો બાંધવો નહિ. તેથી એ માથે

સાફો બાંધતો નહિ ને ઉઘાડે માથે ફરતો. પહેલાના જમાનામાં માણસો ખુલ્લા માથે બહાર જતા નહિ. માથે ટોપી કે પાઘડી પહેરીને જ બહાર જતા. શ્મશાને જાય ત્યારે ખુલ્લા માથે જતા. અત્યારે તો પાઘડી અને ટોપી ફગાવી દીધા છે. એટલે ગમે ત્યારે ઉઘાડે માથે જાય તો કોઈને કંઈ શંકા ન થાય.

સહસ્રમલે કલ્યાણનું સ્હેજ અપમાન કર્યું તેમાં તેના દિલમાં વેરની ભીષણ આગ જલી ઊઠી. યુવાનીના આકાશમાં સદાકાળ પૂનમ ઉગતી નથી ને સદાય અમાસ પણ નથી ઉગતી. જ્યારે માનવજીવનમાં પુનમ ઊગે છે ત્યારે તેના પગરણ પ્રકાશના પંથે મંડાય છે અને જ્યારે અમાસ છવાય છે ત્યારે અંધકારમાં અથડાય છે. આ કલ્યાણ પ્રધાનના અંતરમાં અમાસ ઊગી એટલે એણે સહસ્રમલનું ખૂન કરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી. દેવાનુપ્રિયો! જોજો વેરની એક ચિનગારી કેવો અનર્થ સર્જે છે! બંને ધર્મમાં આગળ પડતો ભાગ લેનારા હતા. બંને શ્રમણોપાસક સ્વધર્મી બંધુ હતા. પણ સ્હેજ અપમાનને કારણે અંતરના સીતારના તાર તૂટયા તે એવા તૂટયા કે તેને સાંધવા મુશ્કેલ હતા. કલ્યાણના દિલમાં જલતી વૈરની જ્વાળા દિવસે દિવસે ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી ગઈ. આ કલ્યાણને પ્રતિજ્ઞા કર્યા ઘણા દિવસો વીતી ગયા. પણ હજુ સહસ્રમલ જીવતો હતો ને કલ્યાણનું માથું ખુલ્લું હતું.

ચાતુર્માસ બેસવાના દિવસો આવી ગયા. અને તે ગામમાં ધર્મગુરૂ ચાતુર્માસ પધાર્યા. તે સંત રત્ન સમાન તેજસ્વી, જ્ઞાની, ગુણીયલ અને ચારિત્રની જ્યોતથી ઝળહળતા હતા. આ કલ્યાણે મુનિના સ્વાગત–સન્માનમાં જરા પણ ખામી ન રાખી. જ્યારે દેવ–ગુરૂ અને ધર્મ વહાલા લાગશે ત્યારે તમારું આત્મકલ્યાણ થઈ જશે. પહેલાના રાજા–મહારાજાઓ જ્યારે પ્રભુના કે સંતના દર્શન કરવા જાય ત્યારે ગામમાં ઢંઢેરો પીટાવતા હતા કે ભગવાન પધાર્યા છે તો જેને દર્શન કરવા આવવું હોય તે તૈયાર થજો. પોતાના લશ્કરમાં કહેવડાવે અને અંતેઉરમાં પણ સંદેશો મોકલાવે. તમે તો તમારા અંતેઉરમાં સંદેશો કહેતા હશો કે નહિ તે જ્ઞાની જાણે! બધાને કહીને પછી પોતે ઠાઠમાઠથી પ્રભુના દર્શન કરવા જતા હતા જેથી જનતા ઉપર ખૂબ પ્રભાવ પડતો હતો અને ભગવાનની વાણી સાંભળીને પાપી પણ પુનિત બની જતા હતા. અહીં ગુરૂદેવ મેડતા ગામમાં ચાતુર્માસ પધાર્યા. જ્યારે વરસાદ આવે છે ત્યારે મોર નાચે છે ને સૂકી વનસ્પતિ નવપલ્લવિત બને છે. અને વાતાવરણ હરિયાળું બની જાય છે. તેમ જ્યારે સંતોનું આગમન થાય છે ત્યારે શ્રાવકજનોના દિલ હર્ષથી નાચી ઊઠે છે. ધર્મકરણી કરવા માટે મનનો મોરલો ટહુકાર કરે છે. કલ્યાણ અને સહસ્રમલ બંને ઉપાશ્રયે જાય છે. સંતની વાણી સાંભળે છે પણ કલ્યાણના હૃદયનું પરિવર્તન થતું નથી. મનમાં બાંધેલી મડાગાંઠ છૂટતી નથી. સંતની વાણી સાંભળતા અને સંતનો

સમાગમ થતાં પાપીમાં પાપી આત્માઓના હૃદયનું પરિવર્તન થયું છે. કલ્યાણ પાપી ન હતો છતાં એનું હૃદય પલટાતું નથી. આનું મુખ્ય કારણ વૈરની પરંપરા.

કલ્યાણ ધર્મનો પૂજારી હતો. રોજ ઉપાશ્રયે આવતો. ધર્મધ્યાન કરતો પણ એનું માથું ખુલ્લું જોઈને ગુરૂદેવને રોજ વિચાર આવતો કે આવો ધર્મિષ્ઠ શ્રાવક આ યુગની મર્યાદા કેમ લોપે છે! એ માથું કેમ ખુલ્લું રાખતો હશે? એક દિવસ રાત્રે પ્રતિક્રમણ કર્યા બાદ ગુરૂદેવે કલ્યાણને બોલાવીને પૂછયું–કલ્યાણ! તું માથું કેમ ખુલ્લું રાખે છે? તારા જેવા ધર્મિષ્ઠ શ્રાવકને આ શોભાસ્પદ નથી. એ તમારા જેવો વણિક હતો પણ મનમાં મેલ ન રાખ્યો. સ્હેજ પણ છૂપાવ્યા વિના તેણે ગુરૂદેવની સમક્ષ સત્ય હકીકત કહી દીધી. કલ્યાણના મુખેથી વાત સાંભળી તેના હૈયામાં છૂપાવેલી વૈરની જ્વાળાને શાંત કરવા માટે જળ રેડવાનો પ્રયત્ન કરતાં ગુરૂદેવ કહે છે અહો કલ્યાણ! હું આ શું સાંભળી રહ્યો છું? અહિંસાનો આરાધક, અભયદાનનો દેનારો, વીતરાગ પ્રભુનો શ્રાવક આજે કેમ ભાન ભૂલી ગયો છે? વૈરની વણઝારને તારી તલવાર નહિ મારી શકે. પણ વૈરનું વિસર્જન કરવાનું અમોઘ શસ્ત્ર હોય તો પ્રેમ છે અને અભય એ તારો આદર્શ છે, તો એ વૈરની વિકટ વાટને ત્યાગીને પ્રેમની પગદંડી પર ચાલે તો તારું કલ્યાણ થશે ને તારું જીવન સુધરી જશે. તું મહાન આનંદને અનુભવીશ. તે ઉપરાંત વૈરની પરંપરા અટકી જશે.

દેવાનુપ્રિયો! સંતના વચન કેટલા મધુર હોય છે! કેવો અમૂલ્ય બોધ આપ્યો. સંત કોને કહેવાય? બે વ્યક્તિના અંતર તૂટયા હોય તેને સાંધવાનું કામ કરે તે સંત. સંસારની ઉપાધિથી કંટાળેલા આત્માઓને શાંતિ પમાડે તે સંત. ખોટા તંતને છોડી સતની સાધના કરે તે સંત. આ સંત ખરેખર સંત જ હતા. તેમણે કલ્યાણને સમજાવવા ઘણા પ્રયત્નો કર્યા. પ્રેરણાનું શીતળજળ છાંટયું, પણ એ બધું પથ્થર ઉપર પડયું. કલ્યાણનું દિલ જરા પણ ન પીગળ્યું. તે હતો તેવો ને તેવો સંત પાસેથી વિદાય થયો. પણ ગુરૂદેવે એને સમજાવવાનું તો ચાલુ જ રાખ્યું, છતાં કલ્યાણનું દિલ કૂણું ન પડયું.

સહસ્રમલ પણ ગુરૂદેવની પાસે અવારનવાર આવતો. સંતોની સેવા કરતો ને ધર્મચર્ચામાં પણ ખૂબ ભાગ લેતો. ગુરૂદેવનું જ્ઞાન ખૂબ વિશાળ હતું. ધર્મચર્ચામાંથી નિત્ય નવું નવનીત પ્રાપ્ત થતું. એને મુનિના જ્ઞાન પ્રત્યે ખૂબ માન હતું. એટલે જ્ઞાનપુષ્પની સુવાસથી પ્રેરાઈને ભ્રમર બનીને તે આવતો ને જ્ઞાન સુધારસનું પાન કરી-ચાલ્યો જતો.

મહિનાના ઘરનો દિવસ આવ્યો. સહસ્રમલ રાત્રે એક વાગે જાગી ગયો. તેને થયું કે આજથી એક મહિને સંવત્સરી પર્વ આવશે. ગુરૂ ખૂબ જ્ઞાની છે, તો લાવ

અત્યારે ને અત્યારે ગુરૂદેવ પાસે જાઉં ને જેટલું પમાય તેટલું પામું, લેવાય તેટલું લઉં અને મારા અંતરના કાટ દૂર કરું. એમ વિચારી રાતના દોઢ વાગે સહસ્રમલજી ઉપાશ્રયમાં આવ્યા. આ વખતે ગુરૂદેવ તેમના ધ્યાનમાં બેઠા હતા, તેમની બાજુમાં જઈને બેસી ગયા. ગુરૂદેવે ધ્યાન પાળીને જોયું તો સહસ્રમલ પોતાની બાજુમાં બેઠો છે. આ જોઈને મહારાજ પૂછે છે સહસ્રમલ! તું આજે અત્યારે અડધી રાત્રે કેમ આવ્યો! ગુરૂદેવ! મને ખૂબ ઈચ્છા થઈ કે લાવ અત્યારે ગુરૂદેવ પાસે જાઉં ને લેવાય તેટલું જ્ઞાન લઈ લઉં. આવા પવિત્ર ગુરૂદેવ મને ફરીફરીને નહિ મળે. ત્યારે ગુરૂદેવથી સહજ બોલાઈ જવાયું કે સહસ્રમલજી! તમારા માથે ઉઘાડી તલવારે શત્રુ સાવધ બનીને ફરે છે. ત્યાં તમે એકલા મધ્યરાત્રે કેમ આવ્યા છો? સહસ્રમલને આ વાતની ખબર નહિ એટલે પૂછે છે ગુરૂદેવ! શત્રુ કોણ ને વાત શી? મહારાજે કલ્યાણની બધી વાત તેને કરી. એને ખબર ન હતી કે કલ્યાણ સાથે વર્ષો પહેલાં સળગેલી વૈરની એ જ્વાળા હજુ તેના અંતરમાં જલતી હશે. સહસ્રમલ થોડીવારે વિદાય થયો.

અહીંયા એવું બન્યું કે કલ્યાણ તે રાત્રે ઉપાશ્રયમાં સૂતેલો પણ મહારાજને ખબર નહિ એટલે સહસ્રમલ સાથે રાત્રે કરેલી બધી વાત કલ્યાણે સાંભળી હતી. સવાર થતાં આંખો લાલચોળ કરીને મહારાજને ખૂબ ઠપકો આપ્યો ને તેમની સાથે પણ વૈરની ગાંઠ વાળી. ઉપાશ્રયે આવવાનો ત્યાગ કર્યો ને ગુરૂને વંદન કરવાનું પણ બંધ કર્યું. અત્યાર સુધી કલ્યાણની આંખ એક શત્રુને જોતી હતી તે હવે બે શત્રુને જોવા લાગી. એક તો સહસ્રમલ ને બીજા ગુરૂદેવ. ગુરૂની સાથે જ્યારે વૈર બાંધ્યું ત્યારે ગામના માણસોએ ગુરૂ સાથે બાંધેલી વૈરની ગાંઠ છોડવા એને ખૂબ સમજાવ્યો કે હે કલ્યાણ! દુનિયામાં બધાની અશાતના ભલે કર, બીજાની સાથે વૈર ભલે કર્યું પણ આપણા પરમ ઉપકારી ગુરૂની સાથે તું શા માટે વૈર રાખે છે? બધાથી તું બચી જઈશ. કદાચ તું સૂતેલા સિંહના મુખમાં હાથ નાંખીશ તો પણ દેવની સહાય હશે તો બચી જઈશ, ભડભડતી અગ્નિમાં પડીશ તો પણ દૈવયોગે બચી જઈશ, ઝેર પીશ તોય દેવની સહાયથી ઝેર અમૃત બની જશે પણ ગુરૂની અશાતનાથી તું કદી નહિ બચે. માટે જરા વિચાર કર, આ રીતે બધાએ ખૂબ સમજાવ્યો પણ કલ્યાણે વૈરની પકડ વધુ મજબૂત બનાવી.

થોડા વખત પછી પર્વાધિરાજ પર્યુષણ પર્વના પવિત્ર દિવસો આવ્યા. આખા સંઘનું વાતાવરણ વાત્સલ્યમય બની ગયું. દરેકના દિલમાં એક જ નાદ હતો કે અહો! સ્નેહની સરવાણી અને વાત્સલ્યના વહેણ વહાવતા, પ્રેમના પારિજાત ખીલાવતા ને અવૈરના આંદોલન જગાડતા પર્વાધિરાજ પર્યુષણ પર્વ પધાર્યા. મહારાજ માનતા હતા કે આવા પવિત્ર દિવસોમાં તો વેરઝેર વિસારીને કલ્યાણ જરૂર આવશે. એ રોજ કલ્યાણની રાહ જોતાં. એક-બે ત્રણ એમ કરતાં પર્યુષણના સાત દિવસો પસાર થઈ ગયા. પણ કલ્યાણ ન આવ્યો તે ન જ આવ્યો. છેવટે પર્યુષણ પર્વનો છેલ્લો

દિવસ સંવત્સરીનો દિન આવી ગયો. આજે તો કલ્યાણ જરૂર આવશે એમ ગુરૂને શ્રદ્ધા હતી. પણ એ શ્રદ્ધાનો અંકુરો કરમાઈ ગયો. સંવત્સરીના દિને વ્યાખ્યાનમાં પણ કલ્યાણ ન આવ્યો.

કલ્યાણને ત્યાં શું બન્યું હતું કે એણે ગુરૂ સાથે વૈર બાંધ્યું હતું તેનો લાભ લઈ બીજા પક્ષના આગેવાનો કલ્યાણને પોતાના ધર્મમાં લઈ જવા માંગતા હતા. પણ કલ્યાણે સ્પષ્ટ સંભળાવી દીધું કે '**ભૂખ્યો સિંહ તરણામાં મુખ ન નાંખે.**" સાચું તો જિનશાસન છે. અમુક વ્યક્તિ સાથે મેં વૈર બાંધ્યું છે તેથી હું તમારા ધર્મમાં નહિ જ આવું. બીજા પક્ષના ભક્તો વીલે મોઢે ચાલ્યા ગયા. આ વાત ગુરૂદેવે સાંભળી ત્યારે કલ્યાણની આવી અડગ શ્રદ્ધા જોઈને આનંદ પામ્યા. આવા દઢ નિશ્ચયવાળા શ્રાવક પાસે જઈ ક્ષમાપના માંગી લેવાનો તેમણે નિર્ણય કર્યો. ગુરૂદેવ રાહ જોઈને થાકયા. એ આવે તેવી આશા રાખવી હવે નકામી છે. એની સાથે ખમતખામણા કર્યા વિના પ્રતિક્રમણ કરવું ન હતું. એટલે મહારાજ કલ્યાણના ઘર તરફ જવા રવાના થયા. જેને સાચા દિલથી ક્ષમાપના લેવી હોય તો તેના ઘેર જઈને પણ ક્ષમા લઈ આવે. કલ્યાણ પાસે ક્ષમા યાચીને વૈરની જવાળા ઠારી દેવાના એમના દિલમાં અરમાન હતા. આ તરફ સંવત્સરીનો પવિત્ર દિન હોવાથી કલ્યાણ ઘરની અંદર બનાવેલી પૌષધ શાળામાં પૌષધ કરીને બેઠો હતો. કારણ કે એને ધર્મ સાથે કોઈ વેર ન હતું. ગુરૂદેવ અને સહસ્રમલ સાથે વેર હતું.

મહારાજને પોતાને ઘેર આવતા કલ્યાણના છોકરાઓએ જોયા. સંવત્સરીનો દિન હતો એટલે મહારાજને ચૌવિહારો ઉપવાસ હોય તેથી ગૌચરી માટે નથી આવ્યા. આ વાત તેના ઘરના સંતાનો પણ જાણતા હતા. તેથી થયું કે કંઈક અગત્યના કામ માટે આવ્યા છે. બાળકોએ તેની માતાને સમાચાર આપ્યા. કલ્યાણની પત્ની કહે પધારો ગુરૂદેવ! કલ્યાણને ખબર પડી કે ગુરૂદેવ પધાર્યા છે એટલે ક્રોધની જ્વાળા ફાટી નીકળી. એને તો મહારાજનું મુખ પણ જોવું ન હતું એટલે પૌષધ-શાળાના બારણા બંધ કરી દીધા. હવે શું થાય? બારણા બંધ કરતા જોઈને છોકરાઓને થયું કે જેના માટે પ્રાણ પાથરવા તૈયાર થાય એવા મારા બાપુજી સંતનું નામ સાંભળી બારણા બંધ કરે? જરૂર અમારા પુણ્ય પરવારી બેઠા છે. કલ્યાણની પત્ની પૂછે છે ગુરૂદેવ! આપને કયા કારણથી મારા ઘેર પધારવાનું થયું છે? કલ્યાણ કયાં છે? એમ પૂછયું એટલે છોકરાઓએ બારણા ખોલી નાંખ્યા. સંત જળ સમાન હતા. એ જળથી કલ્યાણના ક્રોધની જવાળાને ઠારવી હતી. પણ જવાળા તો ઉગ્ર સ્વરૂપ ધારણ કરતી હતી. ગુરૂદેવે પૌષધશાળામાં પ્રવેશ કર્યો. પણ કલ્યાણ ન ઊભો થયો કે ન વંદન કર્યા. અરેરે! એક માનવને છાજે એટલો વિવેક પણ ન કર્યો. બસ, એ તો નીચું જોઈને બેસી રહ્યો.

મહારાજને આદર કે આવકારની જરૂર ન હતી. એ તો જળની જેમ શીતળ જ રહ્યા. પોતાની આંખના આંસુ જાણે કલ્યાણના વૈરની જ્વાળા ઉપર નાંખતા હોય તે રીતે ખૂબ નમ્રતાપૂર્વક તેઓ બોલ્યા : કલ્યાણ! તે દિવસે મધરાતે કરેલી ભૂલની હું ક્ષમા માંગું છું. આશા રાખું છું કે તું પણ ઉદાર દિલે મને જરૂર ક્ષમા આપશે. તું મને ક્ષમા નહિ આપે ત્યાં સુધી હું સંવત્સરી પ્રતિક્રમણ કરવાનો અધિકારી નથી. જ્યાં સુધી તું ક્ષમા નહિ આપે ત્યાં સુધી હું અહીંથી જવાનો નથી. મેં તારા આત્માને બહુ દુભવ્યો. ગુરૂની અમી ભરેલી આંખડી અને આંખમાંથી પશ્ચાતાપના ઝરતાં આંસુએ કલ્યાણના અંતરમાં ઝણઝણાટી પેદા કરી. પહેલા જે દુશ્મન દેખાતા હતા તે હવે ક્ષમાની મૂર્તિ દેખાવા લાગ્યા. જળ અને જ્વાળાનો સંગમ થયો. એની વિચારધારા વૈરમાંથી અવૈર અને જ્વાળામાંથી જળ ભણી પલ્ટાઈ ગઈ. અહો ગુરૂદેવ! ભૂલ આપની નથી પણ મારી છે. આવા શાસન પ્રભાવક, પંડિત રત્ન, સમતાના સાગર એવા ગુરૂદેવ હાલીચાલીને મારે ઘેર પધાર્યા. મેં એમને આવકાર પણ ના આપ્યો. મેં એમની સાથે વૈર બાંધી એમને કેટલા દુભવ્યા! એમણે મને ઘણું ઘણું સમજાવ્યો છતાં મેં દિનપ્રતિદિન વૈરની જ્વાળા પ્રચંડ બનાવી. હું કેવો પાપી! ગુરૂદેવે આટલી કૃપા ન કરી હોત તો હું મારા આત્માનું ખૂન કરી નાંખત. જ્ઞાની કહે છે ગળાનો કાપનારો પણ તારો શત્રુ નથી. શત્રુ હોય તો તે ક્રોધ છે. ગળાનો કાપનારો એક ભવ બગાડશે પણ આ કષાયોરૂપી શત્રુ ભવોભવ બગાડશે.

કલ્યાણની આંખમાંથી પશ્ચાતાપના આંસુની ધાર વહેવા લાગી. તે પોતાના સ્થાનેથી ઊભો થઈ મહારાજના ચરણમાં ઝૂકી પડયો. ગુરૂદેવ! આપે મારા ઘેર પધારી આ અભયનું સંગીત ન સંભળાવ્યું હોત તો મારા વૈરની જ્વાળા કયાંથી શાંત થાત! એમ કહી આંખના આંસુથી ગુરૂના ચરણ પખાળી લીધા. પૂછે છે મારો સહસ્રમલ કયાં છે? ગુરૂદેવ કહે, એણે તો આજે ઉપાશ્રયમાં પૌષધ કર્યો છે. ગુરૂદેવ! આપની આજ્ઞા છે? તો હું ઉપાશ્રયે આવું. ગુરૂની આજ્ઞા લઈ કલ્યાણ ગુરૂની સાથે ઉપાશ્રયે ગયો. સંવત્સરી પ્રતિક્રમણ કરતાં કલ્યાણે નિર્ણય કરી લીધો કે હવે મારે કોઈની સાથે વૈર રાખવું નથી. આટલા દિવસ સુધી મૈત્રીના માંડવા નીચે મેં બધાને આમંત્રણ આપ્યું ને એક સહસ્રમલનો બહિષ્કાર કર્યો. પણ આજે તો એને આમંત્રણ આપીને બોલાવું ને તેને મારા હૃદયમાં સમાવી લઉં. કલ્યાણ ઊભો થઈ સહસ્રમલની પાસે જઈ તેના ચરણમાં નમી પડયો. હૈયાના કુંભમાં રહેલું પ્રેમનું પાણી પોતાના કટ્ટા શત્રુ સહસ્રમલ ઉપર રેડયું. હે મંત્રીશ્વર! હું આપની પાસે અંતઃકરણપૂર્વક ક્ષમા માંગું છું. ખરેખર, અવૈરની આમ્રકુંજ પર કોયલ બનીને પ્રેમના ગીતો ગાવા મને ન ગમ્યા. આટલા વખત સુધી હું વૈરની વિકટ ઝાડીમાં રોઝ બનીને રખડયો. પરંતુ આ ગુરૂદેવના અમૃત સમાન વચનરૂપી જળથી મારા અંતરમાં ભભૂકેલી વૈરની જ્વાળા ઓલવાઈ

ગઈ છે. એમ બોલતાં કલ્યાણની આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી. કલ્યાણે સહસ્રમલને છાતી સાથે ચાંપી દીધો અને સહસ્રમલે કલ્યાણને ચાંપી દીધો. એકબીજા પ્રેમથી ભેટી પડયા. વિશ્વમૈત્રીના પવિત્ર દિનની સંધ્યા ખીલી. કલ્યાણે સાચી ક્ષમાપના કરી લીધી. બંધુઓ ! આનું નામ સાચી ક્ષમાપના. કલ્યાણે અવૈરની સાચી આપ-લે કરી. તમે પણ તમારી સાથે જેને વૈર બંધાયા હોય તેની સાથે કલ્યાણની જેમ ક્ષમાપના કરજો. ભગવાન કહે છે જે ક્ષમા આપે તે આરાધક અને જે ક્ષમા ન આપે તે વિરાધક. કલ્યાણ સાચો આરાધક બન્યો. અને જ્વાળાની સામે જળ વિજયી બન્યું.

બંધુઓ! તમારો આ સંસાર સળગતો દાવાનળ છે. આપની સામે કોઈ જ્વાળા બને તો આપ જળ બનજો. પણ જ્વાળાની સામે જ્વાળા ન બનશો. આપણા આત્માએ આ લોકમાં વાળ મૂકે એટલી જગ્યા સ્પર્શવામાં બાકી નથી રાખી. ઝાડનું એક પણ પાંદડું કે સાગરનું એક પણ બિંદુ એવું નથી કે જ્યાં આપણો આત્મા ગયો ન હોય! માટે સર્વ જીવો આપણા સગાવહાલા છે. જન્મ બદલાતાં સગાવહાલા બદલાઈ જાય છે. માટે કોઈ જીવોની સાથે વૈર ન રાખશો અને ક્ષમાપના કરતા દિલમાં કોઈ પણ પ્રકારનું શલ્ય ન રાખતા હૃદય વિશુદ્ધ બનાવીને ક્ષમાપના કરજો. શલ્ય ત્રણ છે. માયા શલ્લેણં, નિયાણ શલ્લેણં, મિચ્છાદર્શન શલ્લેણં. જો શલ્ય રાખીને પાપનું પ્રાયશ્ચિત કરશો તો ભવોમાં ભટકવું પડશે. તે સાચી ક્ષમાપના ન કહેવાય.

લક્ષ્મણા નામની છોકરીના લગ્ન થયા, હજુ ચાર મંગળફેરા ફરે છે ત્યાં ચોરીમાં તરત વિધવા થઈ. આ લક્ષ્મણા રાજકુમારી હતી. પોતે ધારત તો સંસારમાં રહીને બ્રહ્મચર્ય પાળી શકત પરંતુ એણે તો સંસારના સુખો છોડીને દીક્ષા લઈ લીધી અને ઘણા શિષ્યાઓના વડેરા ગુરૂણી બન્યા. તે ઘણા પ્રખર વિદ્વાન બન્યા. એક દિવસ ગામમાં ગુરૂ બિરાજે છે તેમના દર્શનાર્થે આ સાધ્વી સમુદાય જઈ રહ્યો છે. તેમાં રસ્તામાં લક્ષ્મણા સાધ્વીને ખીલી વાગી. પગ ભોંય મૂકી શકે નહિ એવી અસહ્ય પીડા થવા લાગી. એટલે શિષ્યાઓને કહે છે તમે જાવ. હું નહિ આવી શકું. લક્ષ્મણા સાધ્વી પાછા વળીને આવીને પાટે સૂતા છે. પગમાં વેદન અસહ્ય છે. ત્યાં અકસ્માત માળામાં ચકલા ચકલીના મૈથુનનું દશ્ય જોયું અને મનમાં વિચાર આવ્યો. અહો! અહીં પણ આવું છે? ફક્ત કેવળી ભગવાન અને સિદ્ધ ભગવાન અવેદી છે. બાકી બધા વેદી છે. અવેદી ભગવાન વેદીની દશા શું જાણે? જ્ઞાની કહે છે ત્રણ વેદમાંથી એકે વેદ સારો નથી. પુરૂષવેદને તણખલા જેવો કહ્યો છે. સળગે જલ્દી અને બૂઝાય પણ જલ્દી. સ્ત્રી-વેદનો ઉદય બકરીની લીંડી જેવો છે. બકરીની લીંડીઓને સળગવામાં વાર લાગે અને સળગ્યા પછી તેને બૂઝાતા વાર લાગે અને નપુંસકવેદ તો નગરમાં લાગેલા દાહ જેવો છે.

લક્ષ્મણા સાધ્વીએ ચકલા ચકલીના સંયોગનું દૃશ્ય જોયું અને મન ખરડ્યું. ખરાબ વિચારો આવ્યા પછી તરત મન પાછું વાળી લીધું. અરે, મને આવો વિચાર કેમ આવ્યો? મનમાં આવો વિકલ્પ આવે તો ગુરૂને કહી દેવો જોઈએ. લક્ષ્મણા સાધ્વીજી ખૂબ ગંભીર અને ડાહ્યા છે. તેમને થયું કે આલોચના સિવાય મુક્તિ નહિ થાય. શલ્ય સહિત પ્રાયશ્ચિત કરવામાં આત્મશુદ્ધિ નહિ થાય. પરંતુ ગુરૂ પાસે પ્રગટ કરવામાં તેને માન અને માયા આડે આવ્યા. લક્ષ્મણા સાધ્વીજી વિચાર કરે છે ગુરૂને કેમ કહેવાય? વળી વિચાર પલટાયો કે દાદા ગુરૂ પાસે જાઉં પરંતુ આ વાત કેમ કહેવાય? હું ઘણા શિષ્યાઓની ગુરૂણી અને મારાથી આવી ભૂલ થઈ છે એમ કેમ કહેવાય? છેવટે લક્ષ્મણા મનથી ભગવાન સુધી પહોંચી ગઈ. ભગવાન અવેદી છે તેને વેદીની શું દશા છે તે શું ખબર હોય? છેવટે ગુરૂજી પાસે આવીને માયાથી પૂછ્યું–ગુરૂદેવ! કોઈને આવા પરિણામ આવે તો તેનું પ્રાયશ્ચિત શું થાય? બંધુઓ! જોયું ને! આ સાધ્વીજીએ પોતાના નામથી ન પૂછ્યું. અને બીજાના નામથી પૂછ્યું. પ્રાયશ્ચિત કરવું છે અને કરેલા પાપને છૂપાવવું છે. ગુરૂદેવે પ્રાયશ્ચિત બતાવ્યું. આવું પાપ દૂર કરવા અઠ્ઠમ–ચાર–પાંચ ઉપવાસ એમ બરાબર દશ વર્ષ સુધી કરે. વીસ વર્ષ સુધી એક ધાન્યના આયંબીલ કરે અને સોળ વર્ષ સુધી માસખમણને પારણે અભિગ્રહ કરે. પછી સોળ વર્ષ એકાસણાં–બેસણાં આદિ કરે. આટલું પ્રાયશ્ચિત આવે પણ અંતરમાં શલ્ય રાખીને પ્રાયશ્ચિત કરવાથી મોક્ષ ન મળે. લક્ષ્મણા સાધ્વીએ આ રીતે બીજાના નામે પ્રાયશ્ચિત પૂછયું અને પોતે તપ કરવાનું શરૂ કર્યું. જો આ પાપ તેમણે ગુરૂને ખુલ્લું કહી દીધું હોત તો ગુરૂ કદાચ અલ્પ પ્રાયશ્ચિત આપે, તોપણ તેમાં પતી જાય. પણ આ તો આમ થાય તો તેને શું પ્રાયશ્ચિત આવે? એમ પૂછ્યું. આ તપ કરવા પાછળ લક્ષ્મણા સાધ્વીજીએ આખી જિંદગી પસાર કરી. આટલો તપ કરવા છતાં શુદ્ધ ન થઈ. આજથી એંશીમી (૮૦) ચોવીસીમાં લક્ષ્મણ નામના રાજાની દીકરી હતી. અને સાધુપણામાં આટલો તપ કર્યો હતો છતાં શુદ્ધ ન થઈ. મરીને ઘણો સંસાર પરિભ્રમણ કર્યો. અને હવે આવતી ચોવીસીમાં પદ્મનાભ નામના તીર્થંકરના વારામાં ત્યાં ગુરૂ પાસે આવી પોતાનું પાપ પ્રગટ કરશે. પછી એ મોક્ષે જશે. આમ એંશીમી ચોવીશીથી આ સંસારમાં રખડે છે. એનું મૂળ કારણ એણે રાખેલું માયાશલ્ય છે.

તમારે પણ આજે દિલને શુદ્ધ બનાવીને પ્રાયશ્ચિત કરવું છે. આલોચના કરતાં પહેલાં જો અંતર વિશુદ્ધ નહિ થયું હોય તો ભવનો અંત આવશે નહિ. તમે જેમ દુકાનમાં જમા-ઉધારનો ચોપડો રાખો છો તેમ એક આત્માની ડાયરી રાખતા શીખો. તેમાં રોજનો હિસાબ લખો. મેં કેટલી ભૂલ કરી. કેટલો ક્રોધ કર્યો, કેટલી ક્ષમા રાખી! જો આવી ડાયરી હશે ને રોજ તેમાં આત્માનો હિસાબ લખશો તો આત્મા જરૂર પાપથી પાછો વળશે. નિકાચિત બાંધેલ કેટલો તપ કર્યો છતાં ક્રોધની જ્વાળામાં બાળીને ભસ્મ કરી નાંખ્યો. ક્ષમાપના કરતાં દિલમાં જરા પણ રોષ ના

રાખશો. આજે ક્ષમાનો પાઠ શીખવાનો છે તે આજના પૂરતો નહિ પણ હમેંશને માટે ક્ષમાનો પાઠ ભણવાનો છે. જેમ તમે કોઈના ઘેર કંઈ વસ્તુ જમી આવ્યા હોય ને તે ચીજ બહુ ભાવી હોય તો તમે કયાંય સુધી તેને યાદ કરશો. અને કહેશો કે મેં તે દિવસે જે વસ્તુ ખાધી છે તેનો સ્વાદ મારી દાઢમાં રહી ગયો છે. તેવી રીતે ક્ષમાનો પાઠ જે શીખો તે તમારા અંતરમાંથી જવો ના જોઈએ.

આજના પવિત્ર દિવસે વેરઝેર અને કષાયોના કાંટા કાઢીને હૃદયની ભૂમિને પવિત્ર બનાવવાની છે. ક્ષમા તો તેની માંગવાની હોય કે તમારે જેની સાથે વૈર બંધાયું હોય. જે જીવ જુના વૈરને ભૂલે છે તે સાચી સંવત્સરી ઉજવે છે. માટે જો તમે સાચી સંવત્સરી ઉજવવા ઈચ્છતા હો તો જેની સાથે તમારે વૈર બંધાયા હોય તેને અંતઃકરણપૂર્વક ખમાવજો. ભૂતકાળનું એક પણ કડવું સ્મરણ અંતઃકરણમાં ન રહેવું જોઈએ. જેમ વરસાદ વરસે છે ત્યારે ગામની ગલીઓને પણ સ્વચ્છ બનાવે છે. તેમ આજના દિવસે વીતરાગવાણીનું શ્રવણ કરી હૃદયને નિર્મળ બનાવી નવા નામે જીવનનો પ્રારંભ કરવાનો છે. ગજસુકુમાર મુનિ, મેતારજમુનિ, ખંધકમુનિ આદિ મહાનપુરૂષોએ મહાન ઉપસર્ગો આપવા છતાં ક્ષમા રાખી તો મોક્ષમાં ગયા. આપણે પણ વખત આવે ક્ષમા રાખી જીવનને શોભાવીએ અને તપ–ત્યાગ–ચારિત્ર આદિ ગુણો આપણા જીવનમાં અપનાવીએ તો જ આપણે સાચા અર્થમાં સંવત્સરી મહાપર્વની આરાધના કરી કહેવાશે. સમય થઈ ગયો છે. વધુ ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન નં.—૪૭

### "અહં અને મમ છોડો. નાડહં ન મમ શીખો"

પ્ર. ભાદરવા સુદ ૭ ને શુક્રવાર તા. ૨૩–૮–૭૪

અનંત કરૂણાનિધી, શાસનસમ્રાટ, વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. જયાં સુધી આત્માએ પોતાને જાણ્યો નથી ત્યાં સુધી તે પુદ્‌ગલ તરફ દોડે છે. અનંતકાળથી જીવ પુદ્‌ગલનો સંગ કરતો આવ્યો છે તેથી સહજાનંદીને બદલે પુદ્‌ગલાનંદી બની ગયો છે. જીવને સ્વસ્વરૂપની પિછાણ હોય તો તે પુદ્‌ગલની પાછળ ન દોડે. જે સાધક આત્મા ભાન ગુમાવી બેસે છે તે બહારના પદાર્થોમાં આસક્તિ કરવા લાગી જાય છે. એવા આસક્ત જીવના સંયમના સંસ્કાર તે સમયે નષ્ટ થઈ જાય છે. અને તેના પર આસક્તિનું આવરણ પડી જાય છે. આચારંગ સૂત્રમાં ન્યાય આપીને સમજાવ્યું છે.

"से बेमि से जहा वि कुम्मे हरए विणिविट्ठचित्ते पच्छन्नपलासे उम्मग्गं से नो लहइ भंजगा इव सन्निवेशं नो चयंति एवं एगे अणेगरुवेहिं कुलेहिं जाया रुवेहिं सत्ता कलुणं थणंति नियाणओ ते न लभन्ति मुक्खं।

આચારંગ સૂત્ર અ. ૬ ઉ. ૧.

એક વિશાળ સરોવર છે. તે સરોવરમાં સેવાળનો પોપડો જામી ગયો છે. તેથી તળાવમાં રહેલા દેડકા, કાચબા સૂર્યને જોઈ શકતા નથી. એક વખત પવન આદિના ઝપાટાથી તે સેવાળમાં છિદ્ર પડયું. જેમાંથી કાચબાની ડોક બહાર આવી શકે. એક કાચબો પોતાના સાથીઓથી અલગ પડી જવાથી આકુળ-વ્યાકુળ થતો આમ તેમ ફરતો હતો. ફરતાં ફરતાં તે કાચબો તે છિદ્રની પાસે આવી પહોંચ્યો. અને તે છિદ્રમાંથી પોતાની ડોક બહાર કાઢી. તો તેને શરદ ઋતુના ચંદ્રમાની ચાંદનીથી ક્ષીર સાગરના પ્રવાહ સમાન સુશોભિત તારામંડળના સમુહથી ઝગમગાયમાન આકાશનું દર્શન થયું. આવું અનુપમ સુંદર દશ્ય જોઈને તે ખૂબ આનંદિત બન્યો. તેના મનમાં એમ થયું કે મારા સહચારી મિત્રોએ અને મેં પહેલા કયારે પણ આવું સુંદર દશ્ય જોયું નથી. આ કેવું સરસ દશ્ય છે! તો હું તેમને બોલાવીને આ સ્વર્ગના સમાન સુખ આપવાવાળું દશ્ય બતાવું. બંધુઓ! તમને એમ થાય છે કે હું રોજ વીતરાગના વચનામૃતોનું પાન કરું છું. રોજ નવું નવું સાંભળું છું તો લાવ મારા પરિવારને પણ કહું કે તમે ઉપાશ્રયે આવો. તમને કંઈક નવું સાંભળવા મળશે. વીતરાગવાણી શ્રવણ કરતાં એક શબ્દ પણ આરપાર ઉતરી ગયો હશે, હૈયું હરખાયું હશે તો જરૂર તમારા પરિવારને બોલાવી લાવશો. ભગવાનની વાણીનો એક શબ્દ પણ જો અંતરમાં ઉતરી જશે તો બેડો પાર થઈ જશે. આ સંપત્તિ તમને પરભવમાં જતા સાથે સહાયક નહિ બને પણ અહીં જો કંઈક પામીને ગયા હશો તો આવતા ભવમાં નિમિત્ત મળતાં તે સંસ્કાર જાગી ઉઠશે.

નંદન મણિયાર સમ્યક્દષ્ટિ પામેલો હતો. તેને ભગવાનના વચન પર અખૂટ શ્રદ્ધા હતી. તેના લોહીના પરમાણુ-પરમાણુમાં અને શ્વાસોચ્છ્વાસમાં ભગવાન મહાવીરનું નામ ગુંજતું હતું. જ્યાં ભગવાન મહાવીર શબ્દ સાંભળે ત્યાં હૈયું આનંદથી થનગની ઉઠતું હતું. તમને પણ જો દેવ-ગુરૂ-ધર્મ વહાલા હશે તો મહાવીર શબ્દ કાને અથડાશે ત્યાં તમારું હૈયું પણ હર્ષથી નાચી ઉઠશે. અને રગેરગમાં ભગવાન મહાવીરનું સ્મરણ રહેશે. જેની નસેનસમાં, હૃદયના ધબકારામાં મહાવીર વસી ગયા છે તે નંદન મણીયાર મરીને દેડકો શા માટે થયો? સમ્યક્ત્વ વમી ગયો અને મિથ્યાત્વ આવી ગયું. મિથ્યાત્વ આવતાં વાવડીમાં તેની આસક્તિ થઈ. પૌષધ લઈને બેઠા છે. સંવરનું સ્થાન છે. સંવરના સ્થાનમાં આશ્રવની ચિંતવણા કરી. શ્રાવક જો

સંવરના સ્થાનમાં આશ્રવની ચિંતવણા કરે તો પાપનો ભાગીદાર બને તો સાધુની વાત જ ક્યાં? સાધુને તો તેના મહાવ્રતમાં કેટલી વફાદારી જોઈએ! તે વફાદારી સાચવવા કદાચ તમારાથી છૂટા થવું પડે તો છૂટા થઈ જવું પણ તેમાં તેને આનંદ રહેશે. કારણ કે સંયમના રક્ષણ માટે છૂટા પડયા છે. દહીંને વલોવીને માખણ કાઢો છો પણ જ્યાં સુધી તે દહીંમાંથી છૂટું નથી પડયું ત્યાં સુધી તે માખણ ન ગણાય પણ દહીં અને પાણીનો સંગ છોડીને બહાર આવે છે ત્યારે તે માખણ કહેવાય છે. તેમ જેના સંસર્ગથી સંયમ લૂંટાતો હોય તો તેને છોડીને છૂટા થઈ જવું એ શ્રેષ્ઠ છે. મારે તો આપને એ સમજાવવું છે કે અહીં તમે કંઈક પામીને ગયા હશો તો બીજા જન્મમાં નિમિત્ત મળતાં એ સંસ્કાર ખીલી ઉઠશે. નંદન મણીયાર ભાન ભૂલ્યો પણ આ જન્મમાં તેને શ્રદ્ધા થઇ હતી કે મહાવીરના વચન યથાતથ્ય સત્ય છે અને તેના વચન ત્રણ કાળમાં ખોટા નથી. ભગવાન મહાવીર સત્ય છે અને તેના વચન પણ સત્ય છે. તમે ભલે સંયમ ન લઇ શકો, તપ ન કરી શકો પણ એટલી શ્રદ્ધા તો હોવી જોઈએ કે તપ વિના જુનાં કર્મો બળવાના નથી અને સંયમ વિના ત્રણ કાળમાં સિદ્ધિ થવાની નથી.

બંધુઓ! આજે જગતમાં સૌ કોઇ સુખ અને શાંતિને ચાહે છે. ભગવાન કહે છે હે ભવ્યજીવો! જો તમારે શાંતિ જોઈતી હોય તો બીજાને શાંતિ આપો. સુખ અને આનંદ, માન અને પ્રતિષ્ઠા જોઈતા હોય તો તે પહેલા બીજાને આપતા શીખો. ખેડૂતને જે વસ્તુ જોઈતી હોય તે વાવે છે. લીંબડો વાવીને આમ્રફળની આશા રાખવી તે કયારે પણ ફળીભૂત ન થાય. જ્ઞાની કહે છે તારે શાંતિ જોઇએ છે તો શાંતિનો રાજમાર્ગ જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપ છે. દાન–શિયળ વગેરે શાંતિના પરમ ઉપાયો છે. માલિકી હક્ક છોડી ટ્રસ્ટીની દૃષ્ટિ રાખવામાં આવે તો શાંતિ મળે. કોઈ વ્યક્તિ પાસે ઘરમાં રૂપિયા ન હોય પણ બેંકમાં ટ્રસ્ટી તરીકે દાખલ થયો. બેંકમાં અબજો રૂપિયાની આપ–લે થાય છે પણ તે બેંકનો ટ્રસ્ટી છે. બેંકમાં ખોટ જાય, ચોરી થાય. સામાજિક નીતિના કારણે હજારો રૂપિયા આપવા પણ પડે, છતાં ટ્રસ્ટીને જરા પણ દુઃખ થાય ખરું? (શ્રોતામાંથી અવાજઃ–ન થાય, કારણ કે તે ટ્રસ્ટી છે). બીજી વાત. તમારી પાસે આવીને કોઈ કહે કે તમારે ૫૦૦૦) રૂ. આપવા પડશે તો કેટલી ચિંતા? શા માટે ચિંતા થઈ? મારાપણું માન્યું છે એટલે મારાપણામાં જ ઉપાધિ છે. બાળક મમ–મમ કરે પણ આ તો યુવાન અને બુઢા બધા મમ–મમ કરે છે. ભગવાન આચારંગ સૂત્રમાં બોલ્યા છે. "माया मे, पिया मे, भाया मे, भइणी मे, भज्जा मे, पुत्ता मे, धुया मे, सुण्हा मे, सहिसयण संगंथ संथुया मे, विवित्तोवगरण परियट्टणभोयणच्छायणं मे।" આચારંગ સૂત્ર અ. ૨ ઉ. ૧

માતા મારી, પિતા મારા, ભાઈ–ભગિની મારા, પત્ની મારી, પુત્ર–પુત્રવધૂ

મિત્ર મારા, સ્વજન કુટુંબી મારા, હાથી, ઘોડા, મકાન, ધનસંપત્તિ, ખાનપાન, વસ્ત્રો મારા, જ્ઞાની કહે છે મેં મેં કરનારની અવસ્થા બકરી જેવી થાય છે.

જેમ કોઈ ભરવાડ બકરી ચરાવવા ખેતરમાં જાય છે. તેને થયું કે આ બકરાને હું કાંટાની વાડ બનાવી તેમાં પૂરી દઉં એટલે હું નિશ્ચિંત થઈને બેસી શકું. તેથી બકરાને કાંટાની વાડ કરીને અંદર પૂરી દીધા. આ અજ્ઞાની બકરા હરખાયા કે આ કેવું મજાનું! આપણે આનંદથી રહીશું. પુનમની રાત છે. ચંદ્ર સોળે કળાએ ખીલેલો છે. ત્યાં બધા બકરાએ બેં બેં અવાજ કરવાનો શરૂ કર્યો. તેથી ખેતરમાં રહેલા સિંહ–વાઘ સમજી ગયા કે અહીં બેં બેંનો અવાજ આવે છે માટે બકરા પૂરેલા હશે. જો અવાજ ન કર્યો હોત તો સિંહ–વાઘને ખબર ન પડત. પણ અવાજ કર્યો એટલે સિંહ–વાઘને ખબર પડી ગઈ. સિંહ–વાઘે પણ ગર્જના કરવા માંડી. આ ગર્જના સાંભળીને બકરાને ભય લાગ્યો કે હવે શું કરીએ? છૂપાઈ જાય તો બચી જાય પણ તે તો બેં બેં કર્યા કરે છે. એટલે સિંહ–વાઘ છલાંગ મારીને આવી પહોંચ્યા. તેને કાંટાની વાડ તોડવી એ રમત વાત. વાડ તોડીને અંદર દાખલ થઈ ગયા. અને બધા બકરા મૃત્યુના મુખમાં પહોંચી ગયા.

**બકરીને જબ બેં બેં કહા, અપના ગલા કાટ લીયા,**
**મેનાને જબ મૈં ના કહા, લુકમા, સક્કરકા ખા લીયા.**

કવિ રૂપક આપીને સમજાવે છે. બકરીઓ બેં બેં કરવા લાગી તો તેમનું મરણ થયું. પણ મેના પક્ષી શું બોલે છે તે તમે સાંભળ્યું છે? તે મીઠી ભાષામાં બોલે છે "મૈં ના. મૈના" મૈં નાનો અર્થ શું છે, હું નહિં, હું નહિ તો તેને સુંદર મઝાના ફળફૂલ મળે છે. અને સૌ પ્રેમથી પાંજરામાં રાખે છે. છતાં શું બોલે છે. હું નહિ. તમને એમ થાય છે ના, હું નહિ. તમે તો માનો છો કે હું બધાથી મોટો. સંઘનો, ઘરનો વ્યવસ્થાપક. છોકરાને શું કહે અભાગીયા સમજ! અમે છીએ તો ઠીક છે પછી તો રામપાતર, આવા ઉપદેશ તો છોકરાને કંઈક આપ્યા. હું શબ્દ ક્યારે બને છે? હું એ વક્રભાવ છે. સરળતા વિના સાધનાની સીડીના સોપાન ચઢાય નહિ. ધર્મ-ધર્મ રટો છો, તો ધર્મ ઉપાશ્રયમાં, મંદિરમાં, મસ્જિદમાં કે મુખવસ્ત્રિકામાં પેસી ગયો છે? ના. ભગવાન કહે છે "धम्मो सुद्धस्स चिट्ठइ।" જેના જીવનમાં સરળતા છે, સાત્વિક ભાવ રમે છે, ત્યાં ધર્મ રહી શકે છે. ધર્મ ક્યાં ટકશે? જેના જીવનમાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, દાન આદિ છે ત્યાં ધર્મ ટકશે. ધર્મ નવો નથી. મારો કહેવાનો આશય એ છે કે બકરીએ બેં બેં કર્યું તો ગળું કપાઈ ગયું. મમતા છે ત્યાં બંધન છે- "**ટ્રસ્ટીની જો રાખો દૃષ્ટિ તો ન આવે દુઃખની વૃષ્ટિ**" પુદ્ગલાનંદીની આ દૃષ્ટિ ન હોય. જો ચતુર્ગતિના ફેરા મટાડવા હોય તો મેં મેં ને છોડી દો. મેં મેં

કરવાથી કયારે પણ મુક્તિ નહિ મળે. પુદ્‌ગલના સુખની ખાતર જીવે પાપની ઈમારત ઊભી કરી છે. જ્યાં શરીર છે ત્યાં શરીર પાછળ અનેક પાપ કરવા પડે છે.

શ્રાવક સંસારમાં બેઠો હોય, સંસારની,કુટુંબ–પરિવારની જવાબદારીઓ બજાવતો હોય, વેપાર ધંધા કરતો હોય પણ તેની દૃષ્ટિ મોક્ષ તરફની હોય. સંસાર તરફ મુખ રાખીને તો અનંતી વાર ધર્મક્રિયાઓ કરી, વ્રત–નિયમોનું પાલન કર્યું, પણ હવે જો મોક્ષ તત્ત્વની રૂચી થઈ હોય, જન્મ–મરણનો કંટાળો આવ્યો હોય, વિષય-ભોગો અકારા લાગ્યા હોય તો હવે આ જન્મમાં મોક્ષ તરફ મુખ રાખી દરેક ધર્મક્રિયા કરો. સમકિતી આત્મા હજુ કાયાપાતી હોય પણ ચિત્તપાતી પ્રાયઃ ન હોય. એટલે કાયા હજુ પાપી હોય પણ એનું દિલ તો ધર્મી જ હોય. સમકિતી આત્માનું દિલ પાપનું ન હોય. તેને પાપ માત્ર પ્રત્યે અણગમો હોય છે. પાપને કર્તવ્ય માનીને તેમાં રસ લઈને પાપ કરતો નથી. કર્તવ્ય તો એને મન ફક્ત એક ધર્મ. **અહં** અને **મમ, હું** અને **મારું** આ મોહરાજાએ આપેલો મંત્ર ભૂલીને જો આપણે નવકાર મંત્રનું રટણ કરીશું તો નવકારમંત્ર આત્માને ઉજળો બનાવશે. આત્માના રૂપ–રંગ–ઢંગ ફેરવી નાંખશે. ઉપાશ્રયમાં ગુરૂની સાનિધ્યમાં આવો તો પણ **અહં** અને **મમનો** જાપ ભૂલાતો નથી. ત્યાં પણ હું તો ધનવાન, લક્ષાધિપતિ, હું તો અહીંનો પ્રમુખ, હું તો ડોકટર, હું મોટો જાણકાર, હું તો તપસ્વી, હું તો લેખક. આ જીવનમાંથી હુંકાર ન જાય તો દેવ–ગુરૂ પણ આપણને શી રીતે તારી શકે? ભૂલવાના સ્થાન પર પણ 'હું' ભૂલાતો નથી તો પછી સંસારના બીજા પાપ સ્થાનોની તો વાત જ શું કરવી? તમારો દિવસ લગભગ 'હું' અને 'મમ'ની સાધના પાછળ જ જાય છે ને? આટલા વર્ષોથી ઉપાશ્રયે આવો છો. વીતરાગ વાણી સાંભળો છો. સાંભળીને હું અને મારું કેટલું ભૂલાયું કે ભૂલવાને બદલે તેને વધુ પાકું ગોખ્યું?

**"નાહં અને ન મમ"** આજે બહારના ચર્મચક્ષુથી દેખાય છે તેમાં હું કોઈનો નથી અને બધા મારા નથી.

**एगोऽहं नत्थि मे कोई, नाह मन्नस्स "कस्सइ ।"**

હું એકલો છું, મારું કોઈ નથી અને હું કોઈનો નથી. કર્મના વિકારોમાં મેં આજ સુધી ભ્રાન્તિથી હું પણાની અને મારાપણાની કલ્પના કરી બેઠો હતો. પણ હવે વીતરાગવાણીના પ્રભાવે અને સદ્‌ગુરૂઓના પવિત્ર સાનિધ્યથી મારી એ ભ્રાન્તિ હવે દૂર થઈ ગઈ છે, અને હું કોણ છું અને મારું શું? એનો સ્પષ્ટ વિવેક હવે જાગી ગયો છે. હવે હું મોહરાજાથી ભરમાઈશ નહિ. એની સલાહ માનીશ નહિ. એણે આપેલો જાપ હવે જપીશ નહિ. હવે તો ધર્મરાજાએ આપેલો મંત્ર **"નાઽહં અને ન મમ"** હું બહારમાં નથી અને બહારમાં મારું કાંઈ નથી. આ મંત્રનો જાપ હું નિરંતર ભાવથી જપતો રહીશ. કવિ અનંત પ્રભુના સ્તવનમાં બોલ્યા છે કે—

**પ્રીતિ અનાદિની દુઃખ ભરી, મેં કીધી હો પરપુદ્દગલ સંગ કે,**
**જગત ભમ્યો કણ પ્રીતશું સ્વાંગધારી હો, નાચ્યો નવા નવા રંગ કે-**
**અનંત જીણંદ શું પ્રીતડી.**

અનાદિકાળથી પરની સાથે પ્રીત બાંધીને હું દુઃખી થઈ રહ્યો છું. સંસારની રંગ-ભૂમિ ઉપર નવા નવા સ્વાંગ સજીને એક નાટકીયાની માફક અનંતીવાર નાચ્યો. એ નાચવાની પાછળ લક્ષ્મી અને લલનાની લાલચ હતી. મોહના નશામાં નાચવામાં પણ નાનપ નહોતી લાગતી, પણ સંજ્ઞાઓનો ઢોલ જેમ જેમ જોરથી વાગતો તેમ તેમ હું તાનમાં આવીને જોરશોરથી નાચતો. જગતને રીઝવીને રળતો. પણ હવે આ જૈન માનવના સુવર્ણ પ્રભાતે જીનેશ્વર દેવનો માર્ગ અને તે માર્ગ ઉપર ચાલતા મુનિઓ અને જીનેશ્વર દેવનો ધર્મ મેળવીને નાચવાનું હવે મને ન શોભે.

બંધુઓ ! અનાદિકાળથી મોહ રૂપી મદારી આ જીવ રૂપી માંકડાને મુઠ્ઠીભર ચણાની લાલચ આપીને ભવના બજારમાં હજારો માણસોની હાજરીમાં મન ફાવે તેમ નચાવી રહ્યો છે. અને આ જીવરૂપી લાલચુ માંકડું પણ મુઠ્ઠી ચણાની લાલચમાં તાનમાં આવીને હરખથી નાચે છે. જ્ઞાની કહે છે હવે તને આવા નાચ ન શોભે. પરમ ઉપકારી પવિત્ર સદ્દગુરૂઓને જોઈને અને વીતરાગ વાણીની ખંજરીના મધુર સ્વરો સાંભળીને હૈયું હર્ષથી નાચી ઉઠવું જોઈએ પણ પૈસા, પત્ની, પરિવારને જોઈને ન નાચવું જોઈએ. મોક્ષની આરાધના કરવી હશે તો હવે મોહ સામે, કર્મ સત્તા સામે કરડી નજર કરવી પડશે. એનાથી ઘણું દૂર રહેવું પડશે. ભોગરૂપી ભંગીની મૈત્રી છોડવી પડશે. સારો માણસ ભંગીની મિત્રાચારી ન કરે. જ્યારે તમને ભોગ એ ભંગી જેવા અસ્પૃશ્ય લાગશે ત્યારે એનાથી દૂર રહેવાનું મન થશે. હું તમને પૂછું છું કે ભોગ ભંગી જેવા, વિષયો વિષ જેવા, બાંધવો બંધન જેવા, કામિની કરવત જેવી, પૈસા પિશાચ જેવા, બંગલા આત્માને બગાડનારા, કષાયો કસાઈ જેવી અને સ્વાદ એ સદ્દગતિના શત્રુ લાગ્યા છે ખરા ? (શ્રોતામાંથી અવાજ :- ના, હજુ નથી લાગ્યા.)

તમે તમારી ચીજને બરાબર ઓળખી લીધી છે ને ? અપકારીને ઉપકારી માની લેવાની ભૂલ તો નથી કરતા ને ? સાચા ઉપકારી કોણ ? દેવ-ગુરૂ અને ધર્મ, એ ઉપકારી મળ્યાનો તમારા અંતરમાં આનંદ છે કે નથી ? જેને પોતાના સાચા ઉપકા-રીઓની બરાબર ઓળખાણ થઈ જાય પછી તેને ભૂલે ખરા ? વીતરાગવાણી એક ચિત્તે, વિનય અને બહુમાનપૂર્વક સાંભળવામાં આવે તો જીવને પોતાની સાચી સ્થિતિનું ભાન થયા વિના રહે નહિ. શું ભાન થાય ? મારી સ્થિતિ ધર્મ-ધનની દૃષ્ટિએ હજુ સાવ સામાન્ય છે. માટે તે સ્થિતિને સુધારવા સારો પુરુષાર્થ કરું. પણ આ બધું બને ક્યારે ? એક વખત જીનેશ્વરના વચનામૃતો પર શ્રદ્ધા બેસી

નંદન મણીયાર સમકિત પામીને વમી ગયો. જો વાવડીમાં મૂર્છા ન થઇ હોત તો એક વખતના ભગવાનના દર્શન બેડોપાર કરાવત, જેના શ્વાસોચ્છવાસમાં ભગવાન મહાવીરનું નામ ગુંજી રહ્યું હોય તે દેડકો થાય ખરો ? ન થાય. પણ વાવડીમાં મૂર્છા રહી ગઈ અને સમકિત વમી ગયો તો મરીને તે જ વાવમાં દેડકાપણે ઉત્પન્ન થયો. પણ પામીને આવ્યો છે તો ફરીને પામશે. જ્યારે ધન કરતાં ધર્મ, પૈસા કરતા પરમેશ્વર અને સંતાનો કરતા સંત વહાલા લાગશે ત્યારે આત્માની રોનક કોઈ જુદી જ હશે. ત્યારે આત્મા આત્મસ્વરૂપમાં સ્થિર થશે. તમારો દેહ નિરોગી હશે પણ જો આત્મા રોગી હશે તો સ્વસ્વરૂપમાં સ્થિર થઈ શકશે નહિ. પણ દેહ રોગી અને આત્મા નિરોગી હશે તો તે કર્મ સામે સામનો કરી શકશે. સનત્કુમાર ચક્રવર્તિને ૧૬ રોગ ઉત્પન્ન થયા પણ આત્મા નિરોગી હતો. તે તો આત્મામાં એવા મસ્ત હતા કે દેવલોકમાંથી દેવને પણ નીચે આવવું પડ્યું. સનત્કુમાર મુનિનું શરીર રોગી બન્યું છે પણ તેમના તપના પ્રભાવથી એવી શક્તિ પેદા થઈ છે કે તે ધારે તો પોતાની કાયાને નિરોગી બનાવી શકે. એક થુંક ચોપડે તો બધા રોગ ચાલ્યા જાય ને કાયા કંચનવર્ણી બની જાય. પણ શું વિચાર કર્યો કે જો હું આ રીતે રોગ મટાડી દઈશ તો મારા અશાતા વેદનીય કર્મ પડ્યા રહેશે ને મોક્ષ માર્ગે જવામાં વિઘ્નરૂપ બનશે. તો સામેથી જે અશાતા વેદનીય ઉદયમાં આવ્યા છે તેને શા માટે ભોગવીને પૂરા ન કરી લઉં ? એમનામાં રોગ મટાડવાની શક્તિ હતી છતાં આવેલાં કર્મો ભોગવવા તૈયાર થયા જ્યારે જીવો આજે એનાથી ભાગતા ફરે છે. જેટલો દેહને પોષ્યો છે તેટલો આત્માને નથી પોષ્યો. શ્રાવક સવારના ચાર વાગે ઊઠીને સ્વાધ્યાય કરે અને પછી પ્રતિક્રમણ કરે. જેણે સવારમાં ઉઠતાં પહેલા આત્માને પોષ્યો છે તેનો આખો દિવસ સુંદર રીતે પસાર થાય છે. પણ આજે તો સવારમાં ઉઠતા દેહની પૂજા પહેલી થાય છે. આ શરીર બારદાન છે અને આત્મા માલ છે. બારદાનની કિંમત કરનારો માલને ગુમાવી બેસે છે.

નંદ મણીયારનો જીવ મૂર્છા રહી જવાથી વાવમાં દેડકાપણે ઉત્પન્ન થયો. કૂવાકાંઠે પાણી ભરવા આવેલી બહેનો અરસપરસ વાતો કરે છે કે આજે તો આપણા ત્રિલોકીનાથ પ્રભુ મહાવીર પધાર્યા છે. માટે તેમના દર્શન કરવા જવું. નંદ મણીયારને ગતજન્મમાં મહાવીર એની રગેરગમાં વસેલા હતા. તેના હૃદયના ધબકારામાં મહાવીર શબ્દ રમતો હતો તેથી આ બહેનોના મુખે મહાવીર નામ સાંભળતા વિચાર થયો કે આ શું ? આ શબ્દ મેં કોઈક દિવસ સાંભળેલો છે. વિચારતાં વિચારતાં જાતિસ્મરણ જ્ઞાન થઈ ગયું. ને ત્યાં વમેલું સમ્યક્ત્વ આવી ગયું. ભગવાન પ્રત્યે અખૂટ શ્રદ્ધા જાગી. મહાવીર શબ્દ સાંભળતા તેના દિલમાં અપૂર્વ આનંદ થયો. તે કૂવામાંથી બહાર નીકળ્યો. અને ભગવાનના દર્શન કરવા ઉપડયો. જ્ઞાની સિવાય કોણ જાણી શકે કે

દેડકો ભગવાનના દર્શને જઈ રહ્યો છે. જેટલા ઉત્કૃષ્ટભાવથી દેડકો ભગવાનના દર્શને જઈ રહ્યો છે તેટલા ઉત્કૃષ્ટભાવથી શ્રેણિક મહારાજા પણ ભગવાનના દર્શન કરવા જઈ રહ્યા છે. તે સંસારમાં રહ્યા હતા પણ તેમની દૃષ્ટિ મોક્ષ તરફની હતી. નવમા તત્ત્વની તેમને યથાર્થ શ્રદ્ધા હતી. સંસારમાં ગમે તે કાર્ય કરે પણ તેમનું લક્ષ મોક્ષ તત્ત્વ તરફ હતું. તમે સંસારમાં ગમે તે કાર્ય કરતા હો પણ તમારું લક્ષ મોક્ષ તરફ હોય તો સમજજો કે હું કંઈક પામ્યો છું.

શ્રેણિક રાજા ઘોડે બેસીને ભગવાનના દર્શને જઈ રહ્યા છે ને આ દેડકો પણ જઈ રહ્યો છે. રસ્તામાં ખૂબ ભીડ જામી છે. જ્યાં પ્રભુના પુનિત પગલા થાય ત્યાં તો રોજ રસ્તામાં ભીડ જામે. દેડકો ઉત્સાહમાં આનંદભેર દોડતો પ્રભુના દર્શને જઈ રહ્યો છે. રસ્તામાં ખૂબ ભીડ હોવાથી સાંકડી જગ્યામાં આવી ગયો. જે પ્રભુની વાણી સાંભળવાને પ્રભુના દર્શન કરવા દેવ-દેવીઓ ઉતરી પડે ત્યાં મનુષ્યની તો વાત જ ક્યાં કરવી? શ્રેણિક રાજાનો ઘોડો ત્યાંથી નીકળ્યો ને ખૂબ ભીડના કારણે ઘોડાનો પગ દેડકા પર આવી ગયો. પગ આવતાં દેડકો મરણને શરણ થઈ ગયો. અત્યારે દેડકાની ભાવના પ્રભુના દર્શન કરવા જવાની હતી. તે ભાવનામાં ને ભાવનામાં મરણ થયું એટલે મરીને વૈમાનિક દેવ થયો. આમાંથી આપણે એ સમજવું છે કે નંદ મણીયારના ભવમાં પ્રભુ મહાવીર પાસેથી કંઈક પામેલો હતો તો આ ભવમાં જો કંઈક પામીને જશે તો આવતા ભવમાં નિમિત્ત મળતાં તે પ્રગટ થયા વિના નહિ રહે.

આપણે કાચબાની વાત કરતા હતા. તે કાચબાએ આકાશમાં સુંદર દૃશ્ય જોયું તેથી તેના મનમાં થયું કે લાવ, મારા સગા-સંબંધીઓને આવું સુંદર દૃશ્ય બતાવું. એમ વિચાર કરીને પોતે દૃશ્યનો આનંદ ન અનુભવતા સ્વજનોને બોલાવવા ગયો, સ્વજનોને લઈને જ્યાં છિદ્ર પડયું હતું ત્યાં આવે છે. પરંતુ આ છિદ્ર તો પવનનો ઝપાટો લાગવાથી પૂરાઈ ગયું હતું. હવે તે કાચબો તે છિદ્રને શોધવા માટે આમતેમ ખૂબ ભટકે છે પરંતુ તે હવે મળતું નથી. આ દૃષ્ટાંતનો સાર એ છે કે સંસાર એક વિશાળ જળાશય છે. તેમાં જીવરૂપી કાચબો છે. સંસારરૂપી જળાશય કર્મરૂપી શેવાળથી ઢંકાયેલું છે. ભવિતવ્યતાના યોગથી તે કર્મરૂપી શેવાળમાં એક નાનું છિદ્ર પડી ગયું. (અકામ નિર્જરા કરતા થકા પુણ્યના યોગથી આવું બને છે. એટલે કે કર્મરૂપી શેવાળમાં છિદ્ર પડે છે.) જેથી મનુષ્ય ક્ષેત્ર, સારું કુળ અને સમ્યક્ત્વરૂપી સુંદર આકાશનું દર્શન થયું. એવું થવા છતાં જ્ઞાતિજનોથી અથવા વિષયોપભોગનો મોહ જાગૃત થવાથી તે સમ્યક્ત્વનો આનંદ ન લેતાં ફરીથી કર્મરૂપી શેવાળથી આચ્છાદિત થઈ જાય છે. જે રીતે તે કાચબાને સુંદર આકાશદર્શનનો સુયોગ મળવા છતાં જ્ઞાતિજનોમાં આસક્ત થઈને તે લાભ ઉઠાવી શકયો નહિ તે રીતે આ જીવાત્મા સમ્યક્ત્વ અથવા ચારિત્ર પ્રાપ્ત કરીને પદાર્થોના અથવા સંબંધીઓના મોહથી સંયમનો આનંદ મેળવી શકતો

નથી. અને મળેલી તકને ગુમાવી દે છે. તક ગયા પછી આ અપાર સંસારમાં આવો સુઅવસર ફરીફરીને ક્યાંથી પ્રાપ્ત થઈ શકે ?

નાગેશ્રી બ્રાહ્મણીને તેના પતિ આદિ બધા ભાઈઓએ ઘરની બહાર કાઢી મૂકી. પોતાના ઘરેથી બહાર નીકળીને તે નાગેશ્રી ચંપાનગરીના શ્રુંગાટક, ત્રિક, ચતુષ્ક, ચત્વર, ચતુર્મુખ, મહાપથ વગેરે માર્ગો ઉપર જ્યાં ગઈ ત્યાં ત્યાં બધે ઘણા માણસોએ તેને આ નીચ જાતની છે વગેરે વચનોથી હીલના કરી. બધા માણસો તેના ઉપર ખૂબ ગુસ્સે થયા. તેની ગેરહાજરીમાં લોકોએ તેની ખૂબ નિંદા કરી, તેની સામે તેને બધાએ ખરી ખોટી કહી સંભળાવી. આંગળી ચીંધી, ચીંધીને તેને મારપીટ કરવાની બીક બતાવવા લાગ્યા. કોઈ કોઈએ તો તેને લાકડીના ફટકા માર્યા, ઘણાંઓએ તેને ફિટકારી. કેટલાંક માણસો તેના ઉપર થૂંકવા લાગ્યા. આવી પરિસ્થિતિનો મુકાબલો કરતી કોઈ પણ સ્થાને બેસવાની કે રોકાવાની કે વિશ્રામ કરવાની જગ્યા તે મેળવી શકી નહિ. અને છેવટે ફાટેલા જુના વસ્ત્રોના ટુકડાથી શરીરના ગુહ્ય ભાગને ઢાંકતી ભિક્ષાના માટે માટીનું ખપ્પર અને પાણીના માટે ફૂટેલી માટલીના કકડાને હાથમાં લઈને પેટ ભરવા માટે આમથી તેમ એક ઘેરથી બીજા ઘેર ભમવા લાગી. તેના માથાના વાળ માથામાં પથ્થરના મારથી રૂધીર નીકળવાથી આમતેમ અસ્તવ્યસ્ત રહેતા હતા. શરીર અને વસ્ત્રો મેલાં હોવાને લીધે માખીઓના ટોળેટોળાં તેની પાછળ ભમતા હતા. આ રીતે રહીને ઘર-ઘરમાં શરીરની પુષ્ટિ માટે ભીખ માંગતી તે નાગેશ્રી બ્રાહ્મણી વિચરવા લાગી.

બંધુઓ ! નાગેશ્રીને કરેલાં કર્મો તરત ને તરત ઉદયમાં આવી ગયા. તેને ઘરમાંથી બહાર કાઢયા પછી લોકોના માર પડવાથી, તરસ લાગવાથી પાણી પાણી કરે છે પણ કોઇને તેની દયા આવતી નથી. ને પીવા પાણી પણ આપતા નથી. લોકોના તરફથી પડતા વચનોના અને મારકૂટના પ્રહારથી માથામાંથી લોહી નીકળે છે. તેને કોઈ દિશા સૂઝતી નથી. તેને થાય કે હું ગામ બહાર જતી રહું પણ આ રસ્તા પસાર કર્યા વિના પહોંચાય કેવી રીતે ? તેને તનનું, મનનું અને વચનનું દુઃખ છે. હવે મનમાં પસ્તાવાનો પાર નથી. હવે પસ્તાવો ખૂબ થાય છે પણ કોને કહે કે મારી ભૂલ થઈ ગઈ છે. હવે હું ફરીને ભૂલ નહિ કરું. વાત સાંભળનાર કોઈ નથી. વિપાક કર્મનો ઉદય થાય છે ત્યારે પોતાની સગી જનેતા પણ વાત સાંભળવા તૈયાર થતી નથી. મારકૂટના પ્રહાર આદિ આટલેથી પતી ગયું નથી. પણ હજુ આ ભવમાં ને આ ભવમાં શું દુઃખ પડશે તે ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૪૮

(પ્ર. ભાદરવા સુદ ૮ ને શનિવાર તા. ૨૪–૮–૭૪)

## દુબળી આંઠમ

વીતરાગ ભગવાનની વાણી સાંભળતા જીવને સુખ અને શાતા ઉપજે છે. વીતરાગ-વાણી આધિ–વ્યાધિ અને ઉપાધિના રોગમાંથી મુક્ત કરાવનાર છે. આ વાણીનો એકેક શબ્દ જો જીવ સમજતો જાય અને આચરણમાં મૂકે તો તે જન્મ–જરા અને મરણની સાંકળ તોડાવનાર છે. વીતરાગ વાણીમાં આટલું સામર્થ્ય અને શક્તિ રહેલા છે. પરંતુ જ્યાં સુધી આત્મા તેના ભાવને સમજતો નથી ત્યાં સુધી અવળી દોટ મૂકે છે. સંસાર તરફની દોટ આશ્રવ તરફ લઈ જશે અને સંવર તરફની દોટ કર્મની નિર્જરા કરાવશે. જેમ દેવલોકમાં સમ્યક્દષ્ટિ દેવને ચવવાનું થાય ત્યારે શું વિચાર કરે? ભલે મને બહુ વૈભવ ન મળે પણ જ્યાં જૈનધર્મ હોય ત્યાં મારો જન્મ થજો. સમ્યક્ દૃષ્ટિ દેવ આવી ઝંખના કરે, તેને દેવલોકના સુખો અળખામણાં લાગે. તે ભગવાનના દર્શન કરવા જાય. તેમની વાણી સાંભળે પણ તેની પાસે પચ્ચખાણ નથી. આશ્રવના દરવાજા બંધ કરવા વ્રત–પચ્ચખાણરૂપી તાળું નથી એટલે આશ્રવ ચાલુ રહે છે. તેથી દેવ વિચાર કરે કે આશ્રવના દરવાજા બંધ કરી સંવરની ભૂમિમાં જવું છે. સંવર છે ત્યાં કર્મની નિર્જરા છે. આશ્રવ છે ત્યાં કર્મબંધન છે. જેને ભવના ફેરાનો ખટકારો થાય તે આત્મા છૂટકારો શોધે. જેને ભવ ખટકે તે આત્મા સંસારથી છટકે. જેમ તમને રોગ ખટકે તો ઔષધ લેવાનું મન થાય તેમ ભવ ખટકે તે આત્માને સંસારમાંથી છૂટવાનું મન થાય. જ્યાં સુધી મિથ્યાત્વ છે ત્યાં સુધી પરિભ્રમણ છે.

આ જીવ અનંતકાળથી આશ્રવના વહેણ તરફ તણાઈ રહ્યો છે. હવે એક વખત સંવર માર્ગમાં જોડાઈને સંસાર સાગર તરી જા. હવે દુઃખો સહન ના કરવા હોય તો જ્ઞાની કહે છે સંવર માર્ગમાં સ્થિત બની જા. જેને સુખ પ્રાપ્ત કરવું છે તેને સંવર માર્ગમાં આવવું જોઈએ. જો જીવને સુખની પિપાસા જાગી હોય તો હવે ત્યાગ માર્ગમાં આવવાની જરૂર છે. જ્યારે જીવનમાં સંવર ભાવનો સંવેગ જાગશે પછી તે ભવમાં ભૂલો નહિ પડે. "संवेगेणं अणुत्तरं धम्मसध्ध जणयइ।" સંવેગથી અણુત્તર ધર્મની શ્રદ્ધા થાય છે. અણુત્તર ધર્મ અણુત્તર ગતિ અપાવશે. કિંમતી હીરો છે તે કિંમતી નાણાં અપાવવાનો છે. ખોટી મહોરવાળી નોટ લઈને જશો તો તમને કોઈ નાણા નહિ આપે. તેમ અણુત્તર ધર્મ અણુત્તર ગતિ અપાવશે. જેના જીવનમાં સંવેગ જાગે છે તેના જીવનમાં વેગ પ્રગટે છે, ગાડીનો વેગ, ટ્રેઇનનો વેગ, પ્લેનનો વેગ, રોકેટનો

વેગ, કીડી કાચબા આદિનો વેગ, પરંતુ આ બધા વેગ પતન તરફ લઈ જાય છે. તમારો પણ વેગ તો છે પણ ઉપાશ્રયે આવવા છતાં ઘરવાસ ભૂલાતો નથી. (શ્રોતામાંથી અવાજ :– ગળે બાંધીને ફરીએ છીએ.) ગળે બાંધશો તો ડૂબી જશો. અહીં જે વેગથી ધર્મસ્થાનકમાં આવો છો ત્યાં બે ઘડી માટે પણ સંસારને નહિ ભૂલો તો સમજી લેજો કે અહીં બેસવા છતાં આશ્રવમાં પડયા છો. કાયા અહીં છે પણ વેગ સંસાર તરફનો છે. જ્યારે સંવેગ આવશે ત્યારે ઉત્તમ પ્રકારના ધર્મની શ્રદ્ધા થશે. ઉત્તમ પ્રકારનો ધર્મ કયો તે પણ કંઈકને ખબર નહિ હોય. તિજોરી નાણાંથી તરબોળ જોતાં જે આનંદ આવે છે તે આનંદ ધર્મમાં નથી આવતો. તમારો આનંદ દુર્ગતિમાં લઈ જશે. અને ધર્મનો આનંદ મોક્ષ તરફ લઈ જશે. જીવનમાં સંવેગ આવશે ત્યારે દેવ, ગુરુ અને ધર્મની વાતો સાંભળતાં હૈયું હર્ષથી નાચી ઉઠશે. જ્યાં સંવેગ આવે ત્યાં અવશ્ય નિર્વેદ આવે. સંવેગ આવે એટલે મોક્ષતત્ત્વની રૂચી કરાવે. તમારે બહારગામ જવું હોય તો સ્ટેશને જવું પડે. ત્યાં ગાડી તમારા બારણામાં નથી આવતી. પ્લેનમાં જવું હોય તો એરોડ્રામ પર જવું પડે છે. તેમ સંવેગ જીવને સ્ટેશને પહોંચાડે છે. જ્યાં સંવેગરૂપી સ્ટેશને પહોંચ્યા ત્યાં નિર્વેદ આવશે કે કયાં હું ભોગનો ગુલામ, ભોગનો ભિખારી! આટલા ભોગો ભોગવ્યા તો પણ હજુ તૃપ્તિ થઈ નથી. અનંતોકાળ વિષયકષાયમાં, ખાવાપીવામાં, ભોગ ભોગવવામાં કાઢયો. આ દુનિયામાં જેટલા કાગળ છે તેટલા કાગળ લઈને લખવા બેસીએ તો એક જીવે કેટલું પરિભ્રમણ કર્યું છે તે પણ સંપૂર્ણ લખી શકાય નહિ. તેટલું આ જીવ ભમ્યો છે અને ભોગવ્યું છે.

સાચો સત્ય શોધક વેગ તેનું નામ સંવેગ કહેવાય છે. આવા વેગવાળો જીવ ભોગની ભૂલાવળમાં ફસાય નહિ. તે કીચડને છોડીને કિનારે આવી જાય. સંવેગનો વીલપાવર જેનામાં જાગ્યો હોય તેનામાં વૈરાગ્યનો એવો પાવર, શક્તિ પ્રગટે કે તે કયાંય બંધાય નહિ. સંવેગથી અણુત્તર ધર્મની શ્રદ્ધા પ્રગટે. જેને આત્મધર્મની શ્રદ્ધા જાગે તેણે આત્મતત્ત્વ નિહાળ્યું, તેણે બધું જાણ્યું, जे एगं जाणइ से "सव्वं जाणइ।" જે એકને જાણે છે તે સર્વને જાણે છે. જેણે આત્માને જાણ્યો તેને જગતની સૃષ્ટિ મુંઝવતી નથી. એક કવિ કહે છે.

**આત્માના દર્શને જગતનો પ્રલય છે, જગતના દર્શને આત્મ ખોતો,**
**દિવસ ને રાત સાથે રહે ના કદી, જાગ તો સ્વપ્ન કદિ ના જોતો.**

આત્માના અસંખ્યાત પ્રદેશ જ્ઞાનજ્યોતિ રૂપે નિહાળ્યા હોય તેની પ્રસન્નતા, ઊર્મિ અનેરી હોય. રસબોળ ઘી પાયેલ મેસુબની માફક વૈરાગ્યથી તરબોળ હોય. ભલે જગત આખું ગાંડું થઈને નૃત્ય કરતું હોય પણ સંવેગી વૈરાગી આત્મા એકલો જ્ઞાન પ્રકાશ દેખે, તે જગતના દર્શનમાં ખોવાઈ ન જાય. તેને ફક્ત આત્માની શ્રદ્ધા,

જગતની શ્રદ્ધા ઊઠી જાય છે. તેને તો એમ લાગે કે આ બધા કૃતઘ્ની છે. જગતની વસ્તુ, વ્યક્તિ મને અંધકારના ઊંડામાં ઊંડા કીચડમાં લઈ જશે. હવે મારે તેની સાથે મિત્રાચારી બાંધવી નથી. આ છે સંવેગનો અનુપમ આસ્વાદ. સંવેગ આવ્યો ત્યાં નિર્વેદ આવ્યો. નિર્વેદ આવે એટલે જીવને સંસારના પદાર્થો પ્રત્યે અરૂચી થાય, અણગમો થાય. તે તો એવો વિચાર કરે કે આ જીવ અનંતકાળથી ભોગોને ભોગવતો આવ્યો છે છતાં હજુ તેને તૃપ્તિ થઈ નથી. ચારે ગતિમાં ચારે સંજ્ઞાનું જોર પ્રબળ છે. નરકના જીવો બ્રહ્મચારી નથી, અવેદી નથી, તેને ભોગવિષય મળતા નથી પણ વેદ તો સતાવે છે. અનુત્તર વિમાનમાં રહેલા દેવોને વેદ હોવા છતાં જરા પણ આગ નથી. તે ભગવાનના વચનામૃતોમાં તરબોળ છે. તેને કંઈ શંકા થાય તો ભગવાન પાસે જવું ન પડે. કેટલા ભાગ્યશાળી ! અનુત્તર વિમાનથી સિદ્ધ ક્ષેત્ર કેટલું દૂર છે ? ફક્ત ૨૧ જોજન. છતાં તે દેવો સિદ્ધસ્થાને પહોંચી શકતા નથી પણ સિદ્ધ થવાની લાયકાત લઈને ગયા છે, તે દેવો છ દ્રવ્ય, નવતત્ત્વ, નય. નિક્ષેપાની ચિંતવણામાં પોતાનો સમય પસાર કરે છે. અનુપ્રેક્ષા, ચિંતવણા કરતા કોઈ શંકા થાય તો ત્યાં બેઠા બેઠા ભગવાનને મનથી પ્રશ્ન પૂછે અને ભગવાન મનથી તેને જવાબ આપી દે. આજે શંકાનું સમાધાન કરનાર અવધિજ્ઞાનીનો પણ તૂટો છે. છતાં જીવ જાગી જાય તો એકાવતારી થવાની લાયકાત છે. પણ મિથ્યા ભ્રમણા ગઈ નથી અને ધર્મ પર સાચી શ્રદ્ધા થઈ નથી તો એ મોક્ષ માર્ગમાં કેવી રીતે પહોંચશે. માટે ભવનો ભય રાખી સંવરની ક્રિયા કરશો તો તે આશ્રવની ભૂમિમાંથી સંવરની ભૂમિમાં પહોંચાડશે.

નાગેશ્રી બ્રાહ્મણીનો દાખલો ખૂબ વિચારવા જેવો છે. નાગેશ્રીના કર્મનો ઉદય થયો છે. બધા બોલે છે સંતને સંતાપનારી, મુનિના પ્રાણને હણનારી, મુનિનું અકાળે મૃત્યુ કરાવનારી નાગેશ્રીને ધિક્કાર છે. બધાના મનમાં એક જ વાત ઠસી ગઈ છે કે નાગેશ્રીએ આવું કામ કર્યું ? કોઈ તેને બેસવા ઓટલો, ખાવા રોટલો કે પીવા પાણી પણ આપતું નથી. આટલા દુઃખો તો સહન કર્યા પછી શું થયું ?

"तए णं तीसे नागसिरीए माहणीए तब्भवंसि चेव सोलसचगायंका पाउब्भूया तंजहा सासे कासे, जोणिसूल ।"

શાસ્ત્રકાર કહે છે તે નાગેશ્રી બ્રાહ્મણીને તે જ ભવમાં સોળ રોગ ઉત્પન્ન થયા. નાગેશ્રીના ઘોર પાપનો ઉદય થયો. જીવ કર્મ બાંધતી વખતે વિચાર નથી કરતો પણ પછી તેનું પરિણામ કેટલું વિષમ આવે છે. નાગેશ્રી બ્રાહ્મણી બધેથી તર્જના પામતી-પામતી દુઃખો ભોગવતી ભોગવતી છેવટે તેના શરીરમાં સોળ રોગ ઉત્પન્ન થયા. આમ તો શરીરમાં સાડા ત્રણ ક્રોડ રોમરાય છે અને એકેક રોમરાયે પોણા બબ્બે રોગ ભગવાને કહ્યા છે.

"માનવ તનકે રોમરોમમેં, ભરે હુએ હે રોગ અપાર,
કારણ પાકર વહી સબ, આતે હૈ બહિર દુઃખકાર."

જ્યાં સુધી સૂર્ય વિદ્યમાન છે ત્યાં સુધી અંધારું આવતું નથી. તેમ જ્યાં સુધી શાતાવેદનીયનો ઉદય છે ત્યાં સુધી અશાતા દબાયેલી રહે છે. આ નાગેશ્રીને ૧૬ મોટા રોગ ઉત્પન્ન થયા. (૧) શ્વાસ (૨) કાસ (૩) જવર (૪) દાહ (૫) કુક્ષિશૂલ (૬) ભગંદર (૭) અર્શ (૮) યોનિશૂલ (૯) દૃષ્ટિશૂલ (૧૦) મૂર્ધશૂલ (૧૧) અરૂચી (૧૨) અક્ષિવેદના (૧૩) કર્ણવેદના (૧૪) કણ્ડૂ (૧૫) જલોદર (૧૬) કુષ્ઠ. આ સોળ રોગ ઉત્પન્ન થયા.

શરીરના ગુહ્ય ભાગોમાં શૂળની વેદના થાય તે માણસ સહન પણ ન કરી શકે. એવી ભયંકર વેદના થાય. કોઈ માણસ પગ પર લાકડી મારે તો બહુ નુકશાન ન થાય. પણ ખોપરીમાં મારે તો ખોપરી ફૂટી જાય ને માણસ મરી જાય. તેમ શરીરના અમુક ભાગોમાં વેદના સહન થઈ શકે અને અમુક ભાગોમાં અસહ્ય વેદના થાય. જેમ કોઈ સામટા ૧૦૦-૧૦૦ તલવાર, ભાલા આદિ લઈને મારે ને જે વેદના થાય તેવી ભયંકર વેદના આંખમાં, કાનમાં આદિ અંગોમાં ઉત્પન્ન થઈ. આટલી ભયંકર વેદના હોવા છતાં આજે કોઈ પાણી પાનાર નથી. ઘડીભર પહેલાં જેઠાણી શું બોલ્યા ને શું બોલશે તેટલા માન હતા. નાગેશ્રીનો પતિ નાગેશ્રીના પડતા બોલ ઝીલવા દાસની જેમ તૈયાર હતો. કર્મનો ઉદય થતાં એ પડદો ચીરાઈ ગયો. અને બે દિવસમાં તો સોળ રોગ પણ તેને ઉત્પન્ન થઈ ગયા. કર્મ કેવું તાત્કાલીક ઉદયમાં આવી ગયું! નદીના વેગ કરતાં પણ ઝડપી કર્મ ઉદયમાં આવી ગયું. તીવ્ર કર્મ બાંધ્યું હતું તે તીવ્ર ઉદયમાં આવી ગયું. એક સંતની ઘાત કરતાં કેટલા ભવ ભટકશે? અહીં તો સરકાર એક ભૂલની કે હજાર ભૂલની એક શિક્ષા કરે પણ નાગેશ્રીની આ ભૂલની શિક્ષા તો તેને ભવોભવ રખડાવશે. બંધુઓ! જ્યાં સુધી જીવ સમ્યક્ત્વ પામ્યો નથી પણ મિથ્યાદૃષ્ટિ છે ત્યાં સુધી દુઃખમાં હાયવોય કરીને નવાં કર્મો બાંધે છે. વેદાય છે અલ્પ અને બંધાય છે ઘણા. જ્યારે સમ્યક્દૃષ્ટિ આવે છે ત્યારે જીવ કર્મો ભોગવવા છતાં કર્મોની નિર્જરા કરે છે. નવાં કર્મો અલ્પ બાંધે છે. તે સ્વદોષ જોવે છે પણ પરાયા દોષો જોતો નથી. ખંધક મુનિની ચામડી ઉતારવાનો પ્રસંગ આવ્યો. ખંધક મુનિના ૫૦૦ શિષ્યો ઘાણીમાં પીલાયા. ઝાંઝરીયા મુનિને મારણાંતિક ઉપસર્ગ આવ્યો. આ બધું થવા છતાં મુનિઓએ સ્વદોષ જોયા. મુનિનું નામ ઝાંઝરીયા મુનિ કેમ પડયું?

ઝાંઝરીયા મુનિ એ રાજકુમાર હતા. એમનું નામ મદનબ્રહ્મ હતું. એક વખત વસંતઋતુના સમયમાં એ મદન બ્રહ્મકુમાર પોતાની બત્રીસ પત્નીઓ સાથે વસંતોત્સવ ઉજવી રહ્યા હતા. ત્યાં અચાનક આ રાજકુમારની દૃષ્ટિ દૂર એક વૃક્ષ નીચે બેઠેલા મુનિરાજ ઉપર પડી. તરત રાજકુમારે ત્યાં જઈ નમ્રતાપૂર્વક મુનિને વંદન કર્યા.

અંતે તેમને ઉપદેશ આપ્યો. મુનિના પ્રેમાળ શબ્દોએ રાજકુમારના આત્માને જાગૃત કર્યો. રાજકુમારને સંસાર ઉપરથી વૈરાગ્ય આવતા સંસાર ત્યાગી સંયમી બની ગયા. ગુરૂની સાનિધ્યમાં ખૂબ જ્ઞાન પ્રાપ્ત કર્યું. ઘણા સમય પછી પોતાના ગાઢ કર્મો ખપાવવા એકલા વિચરવા ગુરૂ પાસે આજ્ઞા માંગી. શિષ્યની યોગ્યતા જોઈને ગુરૂએ તેમને આજ્ઞા આપી એટલે પોતે એકલા વિચરવા લાગ્યા.

**મુનિને આવેલો ઉપસર્ગ** :- એક વખત એ યુવાન સાધુ પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કરીને ત્રીજા પ્રહરે ગૌચરી નીકળ્યા. આ સમયે એક શેઠાણી એના બંગલાના ઝરૂખામાં ઊભી હતી. એનો પતિ બાર વર્ષોથી પરદેશ ગયેલો હતો. એટલે એના પતિના વિરહની વેદનાથી ઝુરતી હતી. એ કામિનીની દૃષ્ટિ આ તેજસ્વી અને યુવાન સાધુ ઉપર પડી. એક તો રાજકુમાર અને બીજું ચારિત્રનું તેજ મુખ ઉપર ઝળહળે છે. એનું રૂપ જોઈ તરૂણ સુંદરી મુગ્ધ બની. દાસીને કહે છે મુનિને ઉપર બોલાવ. મુનિ શ્રાવકનું ઘર માનીને ગયા. શેઠાણીએ ગૌચરી વહોરાવી. પછી મુનિને ફસાવવા ચાળા કર્યા. મુનિને ખબર ન હતી કે આ શેઠાણીની દૃષ્ટિમાં વિષયોનું વિષ ભર્યું છે. વિષય વિકારના જેણે ઘુંટડા પીધા છે એવી શેઠાણીને વિચાર ન થયો કે આ કેવા પવિત્ર સંત! હું આ શું કરી રહી છું! શેઠાણીના ચાળા જોઈને મુનિએ ત્યાંથી ચાલવા માંડયું. ત્યારે આ શેઠાણી તેને એકદમ બાઝી પડી અને પાછળથી પગ પકડીને ઝાંઝર પહેરાવી દીધું. શા માટે? મુનિને કલંકિત બનાવવા. ૨૨ પરિષહમાં સ્ત્રીનો પણ પરિષહ કહ્યો છે. આ પરિષહ મુનિને આવી ગયો. મુનિને ઝાંઝર પહેરાવી દીધું તો પણ મુનિ તો તેના હાથમાંથી છટકીને ચાલ્યા ગયા. એટલે એ બાઈએ રાડો પાડવા માંડી કે મને બચાવો....બચાવો. એણે કપડા ફાડી નાંખ્યા. વાળના જંટીયા તોડી નાંખ્યા ને બોલવા માંડયું કે આ સાધુ મારું ચારિત્ર લૂંટે છે. આથી લોકો ભેગા થઈ ગયા ને મુનિને મારવા લાગ્યા. મુનિ એક શબ્દ પણ બોલતા નથી. સામે રાજાનો બંગલો હતો. તેમણે આ બધું જોયું હતું. તેથી લોકોને કહ્યું-ખબરદાર! તમે મુનિનું નામ લીધું છે તો? મેં તો બધું મારી નજરે જોયું છે. મુનિ પવિત્ર છે. બાઈ ખરાબ છે. તેથી સૌએ મુનિની માફી માંગી અને બાઈનો તિરસ્કાર કર્યો. પગમાં ઝાંઝર પહેરાવ્યું તેથી મુનિનું નામ ઝાંઝરીયા મુનિ પડી ગયું.

**મુનિના જીવનમાં બીજો ઉપસર્ગ** :-હવે ઘણા સમય બાદ મુનિ તેમની બહેનના ગામમાં કંચનપુરમાં આવે છે. મુનિ બપોરે ગૌચરીએ નીકળ્યા છે. રાજા-રાણી શેતરંજ રમી રહ્યા છે. અચાનક રાણીની દૃષ્ટિ મુનિ પર પડતાં તેને થયું કે જાણે આ મારો ભાઈ ન હોય! તેમ વિચારતાં આંખમાંથી આંસુ આવ્યા. તેથી રાજાને શંકા થઈ કે આ સાધુને પહેલાં રાણીની સાથે પ્રેમ હશે! તેમ માનીને તરત નીચે ઉતરીને ચંડાળને આજ્ઞા કરી કે પેલા પાખંડી સાધુને પકડી ખાડો ખોદી ખાડામાં

ઉતારીને એનો શિરચ્છેદ કરો. સેવકોએ રાજાની આજ્ઞા પ્રમાણે મુનિને પકડયા. અને એક બગીચામાં લઈ જઈ ખાડો ખોદી મુનિને તેમાં ઉતાર્યા. મુનિ સમજી ગયા કે આજે મારણાંતિક ઉપસર્ગ આવ્યો છે.

**ઊંડી ખાણમાં જેને નંખાવે, વળી ગરદન અસિથી ઉડાવે,**
**મુનિ ઝાંઝરીયા, કેવા વીર થયા...મ....હાસંત...**

મુનિ પોતાના ચેતન દેવને કહે છે હે ચેતન! જોજે તું ચલાયમાન થતો! માથું કપાય એમાં તારું કંઈ કપાતું નથી. તેં પાંચ મહાવ્રત અંગીકાર કર્યા ત્યારે ખંતી, મુત્તિ આદિ દશ યતિ ધર્મનો સ્વીકાર કર્યો છે. શીર જાય તો ભલે જાય પણ મારો આ ધર્મ નહિ જવા દઉં. આજે તારી કસોટીનો દિવસ છે. તેં દીક્ષા લીધી ત્યારથી લઈને જે અભ્યાસ કર્યો છે તેની આજે પરીક્ષા છે. જોજે, પરીક્ષામાં ફેલ થતો, આ રીતે આત્માને શિખામણ આપતાં મુનિ ધ્યાનમાં મસ્ત બની ગયા. અને ચંડાળોએ એમનું મસ્તક ધડથી જુદું કરી નાખ્યું. બંધુઓ! આવો ભયંકર ઉપસર્ગ આવ્યો છતાં હસતું મુખડું, મનમાં જરા પણ ખેદ નહિ. ક્ષમાના સાગર. તેમણે કર્મનું કરજ કાઢયું પણ નવું વધાર્યું નહિ. મારણાંતિક ઉપસર્ગમાં પણ સમકિતની લહેર તો જુઓ.. તેમાં પણ ક્ષાયક સમકિત હોય તેની લહેજત તો કોઈ જુદી જ હોય. આપણે બોલીએ છીએ કે આત્માનો સ્વભાવ જ્ઞાતા અને દૃષ્ટા છે. તે જીભના ટેરવેથી બોલીએ છીએ પણ અંદરથી નહિ. આજે આત્માને ઓળખો એવી બાંગ પુકારનારા ઘણા છે પણ આચરણમાં મૂકનારા બહુ અલ્પ છે. માથું ઉડાડી દીધું તો પણ એજ આત્મ ભાવમાં રમણતા. એજ ક્ષમા અને એજ સમતા. આનું નામ આત્માને ઓળખ્યો કહેવાય. તમારી દશા કેવી છે! જેમ પોપટ બોલતો હતો બિલ્લી આવે ઉડી જાઉં (૨) પણ આચરણમાં ન હતું તેથી બિલ્લી આવી ને પોપટનો કોળિયો કરીને લઈ ગઈ. તેમ બોલીએ છીએ કે આત્માનો સ્વભાવ જ્ઞાતા અને દૃષ્ટા છે. પણ એ જ્ઞાતા અને દૃષ્ટાપણું કેટલું કેળવ્યું? આત્માનું જ્ઞાતા–દૃષ્ટાપણું કેળવાયા પછી વાણી કોઈ જુદી નીકળશે. આનંદ કોઈ ઓર હશે. પછી મોક્ષ તેનાથી બહુ દૂર નથી. મોક્ષમાં જશું ત્યારે તે સુખનો અનુભવ મળશે પણ જ્ઞાતા–દૃષ્ટાપણું કેળવાયા પછી અહીં મોક્ષ સુખનો અનુભવ થશે.

કસ્તુરીયામૃગની માફક અજ્ઞાની જીવો પોતાના આત્મામાં સુખ હોવા છતાં બીજે શોધવા જાય છે. જગતને શોધવા જતાં આત્માના ભાવો નહિ મળે. એક મણ ડાંગરના ફોતરા ખાંડયા કરો તો, રૂપિયા ભાર ચોખા પણ નહિ મળે. અફીણ ઘુંટ્યા કરવાથી અમૃત નહિ મળે. પાણીને વલોવવાથી માખણ નહિ મળે. જે વસ્તુ જયાં નથી તે તને કયાંથી મળવાની છે?

એક વૃદ્ધ સાવ ગરીબ ડોશીમાં ઝુંપડી જેવા ઘરમાં રહેતા હતા. વૃદ્ધ હોવા છતાં શ્રીમંતોને ઘેર વાસણ માંજવા જતા. રેંટિયો કાંતી આજીવિકા ચલાવતા હતા. સાડલાને સાંધી સાંધીને પહેરતા હતા. પહેલાના માણસો ઉતરેલા કપડા ગરીબોને આપતા પણ વાસણ લેતા ન હતા. જમતાં વધે તો કૂતરાને નાંખતા પણ વાસી રાખતા નહિ. પણ આજે તો લોભ સંજ્ઞાએ એટલું સામ્રાજ્ય જમાવ્યું છે કે ઊતરેલા કપડા ભેગા કરીને વાસણ લેતા થઈ ગયા. ૫૦ કપડા આપે ત્યારે સ્ટીલની એક ડોલ મળે. કયાં આમાં તમારું જૈનત્વપણું ! સારા કપડા ન આપી શકે તો ઉતરેલા જે કપડા છે તેનું તો દાન કરો. આટલું પણ નહિ કરો તો આવતા ભવમાં શું મળશે ? જ્ઞાનીએ દાન-શીયળ-તપ-ભાવ આ ચાર બોલમાં દાનને પ્રથમ નંબર આપ્યો છે. આ વૃદ્ધ ડોશીમાને કોઈએ એક સાડલો આપ્યો હતો તે વાસણ માંજવા જતાં ચીરાઈ ગયો. સાંધ્યા વિના બે ત્રણ ઘરનું કામ પતાવી સંધ્યા સમયે ઘેર આવી. તે જમાનામાં ઘરમાં લાઈટો ન હતી. અને તેમાં ય આ ડોશીમા તો સાવ ગરીબ એટલે કોડિયામાં એરંડિયાનો દીવો કરે અને પોતે સૂઈ જાય ત્યારે ઠારી નાંખે.

કોડિયાના પ્રકાશમાં વૃદ્ધા સાડલો સાંધી રહી છે ત્યાં અચાનક દોરો ખલાસ થવાથી સોય ભોંય પર પડી ગઈ. દિવામાં દિવેલ ખૂટવાથી દીપક બૂઝાઈ ગયો ને અંધારું થઈ ગયું. અંધારામાં ફાંફા મારે છે પણ સોય મળતી નથી. એટલે બહાર રસ્તાની લાઈટ બળે છે ત્યાં સોય શોધવા નીકળ્યા. એટલામાં ત્યાંથી એક છોકરો નીકળ્યો. પૂછે છે મા ! શું ખોવાઈ ગયું છે ? બેટા ! સોય ખોવાઈ ગઈ છે. છોકરો સાથે શોધવા લાગ્યો. છોકરો પૂછે છે મા ! સોય કયાં ખોવાઈ છે ? બેટા, ઝુંપડીમાં ખોવાઈ છે. આ સાંભળીને તમે તેને શું કહેશો ? ( શ્રોતામાંથી અવાજ :- મૂર્ખ ). જ્ઞાની કહે છે તમે શું કરી રહ્યા છો ? તમે તેનાથી ઉતરો તેમ નથી. અનંતકાળથી આ જીવે પણ તેવું જ કર્યું છે જ્ઞાન-દર્શન-આનંદનો અખૂટ ખજાનો આત્મામાં ભરેલો છે છતાં જીવ અજ્ઞાનતાના કારણે બહાર શોધી રહ્યો છે. તે છોકરાએ કહ્યું, મા ! ઓરડામાં સોય શોધો તો મળશે. દીવો કર્યો, પ્રકાશ થતાં સોય મળી ગઈ.

**ખોવાયું ખોળવા તલસે છે જીવડો, અંધારા ઓરડામાં પ્રગટાવ્યો દીવડો**

આપણું શું ખોવાયું છે ? આત્મભાવ. તે વસ્તુ અને વ્યક્તિમાં સંશોધન કરવાથી નહિ મળે. તે સુખ આત્મામાં ચમકે છે. પણ તે ખોળવા જીવ કોઈકનો પ્રકાશ શોધે છે. હૃદય મંદિરમાં અંધારું છે તેથી તે સુખ કયાંથી મળી શકે ? હૃદયમંદિરમાં જ્ઞાન, વૈરાગ્ય, સંવેગનો પ્રકાશ કરીશ તો ખોવાયેલું જડી જશે. જગતને જોવા જતાં જગતની ચર્ચામાં આત્મભાવ ભૂલાઈ જશે. સંવેગ જાગેલા આત્માની દૃષ્ટિ કેવી હોય ? જોવે છે ને નથી જોતો. જાગતો માણુસ સ્વપ્ન ન દેખે. રામાયણમાં કહ્યું છે કે " **જાનીય તબ**

હો જીવ જાગા જબ સબ વિષય બિલાસ બિરાગા." તે જાગતો છે કે જેણે વિષય-કષાય છોડ્યા છે. અને જેની આંખો બહારથી ખુલી હોય પણ અંતરમાં ઊંઘતો હોય તો આત્માનું અધઃપતન કરી નાંખે છે. સ્વપ્નમાં ગળા પર તલવાર ફેરવી મસ્તક કાપી નાંખ્યું. કેટલી આધિ-વ્યાધિ-સ્વપ્ન સૃષ્ટિમાં થાય! તે કયારે જાય! નિંદ ચાલી જાય ત્યારે. તેમ જ્ઞાની કહે છે સંસારના દુઃખ કયારે જાય? આત્મા જાગી જાય ત્યારે માટે રોજ અર્ધો અર્ધો કલાક સિદ્ધાંતનું વાંચન મનન કરશો તો ઘણો ખજાનો ભેગો થઈ જશે અને આત્મા જાગી ઉઠશે.

નાગેશ્રી રોગોની વેદનાથી રાડો-ચીસો પાડતી રિબાઈ રિબાઈને મરી ગઈ અને છઠ્ઠી નરકમાં ઉત્કૃષ્ટ સ્થિતિમાં ઉત્પન્ન થઈ. છઠ્ઠી નરકની સ્થિતિ જઘન્ય ૧૭ સાગર, ઉત્કૃષ્ટ ૨૨. સાગર છે. ત્યાં નરકના મહાન દુઃખો ભોગવશે ને પછી ત્યાંથી નીકળીને કયાં જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :-** ગુરૂ કુલપતિએ આપેલી આકાશ ગામિની વિદ્યા વડે દારૂણક વનમાં પહોંચી ગયા. કુલપતિએ સાથે એક તાપસને મોકલ્યો છે. પ્રીતિમતીની ખૂબ સંભાળ રાખે છે. હરિષેણના મનમાં એમ થયા કરે છે કે જગતની જંજાળમાંથી મુક્ત થઈને સંન્યાસપણું લીધું છતાં અહીંયા ઉપાધિ તો સાથે રહી. ખેર જે બન્યું તે સાચું. સમય વીતતા નવ માસ પૂર્ણ થયે પ્રીતિમતીએ પુત્રીને જન્મ આપ્યો. હરિષેણ રાજા વિચાર કરે છે જો પ્રીતિમતીએ આટલું કહી દીધું હોત ને આ પ્રસંગ પત્યા પછી તે અહીં આવી હોત તો સારું. ત્યાં રાજ્યમાં હોત તો આ બાલકીને રાજ્યમાં સોંપી દેત. અહીંથી રાજ્યમાં સોંપવા જવાય નહિ. હું જો એ રીતે કરું તો પછી તાપસપણા-માંથી રાજ્યમાં જવાની પરંપરા શરુ થઈ જાય. માટે એમ તો કરવું નથી. રૂપરૂપનો અંબાર, તેજના કિરણો સમી, નિર્મળતાનો અવતાર એવી પુત્રીના જન્મના સમાચાર આશ્રમમાં ફેલાઈ ગયા.

**"પ્રીતિમતીનું મૃત્યુ અને હરિષેણુ માથે ઉપાધિ :-** ઘણી વાર ન ધારેલી વાત ઊભી થાય છે. કલ્પનામાં પણ ન હોય એવું આવીને ઊભું રહે છે. રત્ન જેવી કન્યાને જન્મ આપીને પ્રીતિમતીએ છૂટકારાનો દમ લીધો. કન્યાને મોટી કરવાની જવાબદારી સાથે પ્રભુના માર્ગની આરાધના કરવી પડશે. એવો વિચાર પણ થયો. પુત્રીના જન્મ પછી બરાબર સાતમા દિવસે આર્યા પ્રીતિમતીને બિમારી આવી ગઈ. શાસ્ત્રના પારંગત તાપસો ઔષધિઓ અને જડીબુટ્ટીઓ જાણતા હતા તે બધા ઉપાયો કર્યા. પરંતુ જો આયુષ્ય હોય તો ઔષધિઓ કામ લાગે. પણ જયાં આયુષ્યની દોરી તૂટી ત્યાં કોઈ જડીબુટ્ટી કામ આવતી નથી. મુનિ હરિષેણ ચિંતાતુર બન્યા કે હવે શું કરવું? એમની ચિંતા દૂર થાય તે પહેલા તો પ્રીતિમતી નશ્વર દેહનો ત્યાગ

કરીને ચાલી ગઈ. સાત દિવસની બાળકીને મૂકીને માતા ચીર નિદ્રામાં પોઢી ગઈ. હરિષેણ રાજા વિચાર કરે છે માણસ ગમે તેટલો બળવાન હોય પણ કર્મરાજા પાસે તે રાંક છે. મુક્તિ માટે રાજભવનનો ત્યાગ કરીને નીકળી પડેલા મુનિ હરિષેણના ખોળામાં રત્ન સમી કન્યાની જવાબદારી આવી પડી.

આ સુકુમાર કન્યાનો પ્રશ્ન મુનિ હરિષેણ માટે એક જટિલ બની ગયો. આ કન્યાનું પાલન તો કરવું જ જોઈએ. અને આવા તપસ્વીઓના આશ્રમમાં રહીને કરવું ભારે કઠણ છે. જે સત્તા, જે રાજ્ય અને જે સંસારનો ત્યાગ કર્યો છે ત્યાં પાછા જઈ શકાય નહિ. અને એ રીતે જવાથી મુનિઓની ભાવિ પેઢી માટે એક ભયાનક ચીલો પડી જાય. તો શું કરવું ? ગુરૂદેવને સમાચાર મોકલવા કે એમની પાસે જવું ! હરિષેણ રાજા હવે શું નિર્ણય કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૪૯

પ્ર. ભાદરવા સુદ નોમ ને રવિવાર તા. ૨૫-૮-૭૪

અનંતજ્ઞાની મહાપુરૂષો જન્મ-જરા અને મરણના દુઃખથી મુક્ત થવાની જેને જિજ્ઞાસા જાગી છે તેવા આત્માઓને કહે છે હે આત્માઓ! તમે ધર્મના યથાર્થ સ્વરૂપને જાણો. જ્યારે આત્માને દુઃખ પ્રત્યે અનાદર થશે અને સુખની જિજ્ઞાસા ઉપડશે ત્યારે તે વિચાર કરશે કે હું સુખ સુખ કર્યા કરું છું, સુખને ઝંખુ છું પણ સાચું સુખ કોને કહેવાય ? તમે ઘણીવાર નજરે જોવો છો કે આજનો કરોડપતિ આવતી કાલે રોડપતિ થઈ જાય છે. જો પૈસા સુખનું સાધન છે તો એ સુખ પછી દુઃખ આવ્યું શા માટે? તમારું વિજ્ઞાન ગમે તેટલું આગળ જાય તો ઝેર એ ત્રણે કાળમાં ઝેર રહેવાનું છે. ઝેરને કોઈ અમૃત બનાવી શકશે નહિ અને અમૃતને ઝેર બનાવી શકશે નહિ. ખગોળ અને ભૂગોળ ગમે તેટલા આગળ જાય પણ તે એક ને એક બે જ કહેશે પણ ત્રણ નહિ કહી શકે. તેમ સુખ એટલે શું ? સુખ તો તેને કહેવાય કે જેની પાછળ દુઃખ ન આવે. તમારે સુખ જોઈએ છે તો સુખના સ્વરૂપને સમજો. આ જીવ અનંતકાળથી એવા સુખો ભોગવીને આવ્યો છે કે જે સુખે પરિણામમાં દુઃખ અપાવ્યું છે. સમજો. નાગશ્રીને ત્યાં કેટલો વૈભવ, કેટલી સંપત્તિ કે જેની સીમા નહિ. તે સંપત્તિ તેમને દુઃખદાયક ન હતી. અને તમારી સંપત્તિ દુઃખદાયક છે. દુઃખદાયક શા માટે કહું છું ? ગવર્નમેન્ટના કાયદા એવા છે કે ધનવાનો શાંતિથી રહી શકતા નથી. જ્ઞાની કહે છેઃ-

**" લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો,**
**શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નવ ગ્રહો. "**

લક્ષ્મી અને અધિકાર આ બધું જેમ વધતું જશે તેમાં આત્માને સમજણ નહિ હોય તો માનવદેહ હારી જશે. મહાપુરૂષો સમજણપૂર્વક સંસારમાં રહેતા હતા. અને સમય આવ્યે છોડીને નીકળી જતા. તમારે વધારવું છે પણ છોડવું નથી. માથાના વાળ વધે તો કપાવો છો, નખ વધે તો કપાવો છો તેમ પરિગ્રહનો બોજો પણ ઘટાડતા શીખો. તમે સુખ અને શાંતિ ઈચ્છો છો તો તે ભોગ અને પરિગ્રહના ત્યાગ વિના નહિ મળે.

નાગેશ્રી જંગલમાં કાગડા-કૂતરા જેવા હવાલે મરે તેવા હવાલે મરી અને છઠ્ઠી નરકે ગઈ. છઠ્ઠી નરકે જઘન્ય સ્થિતિમાં નહિ પણ ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૨ સાગરોપમમાં ઉત્પન્ન થઈ. સાગરોપમનો કાળ એટલે શું ? એ તો તમે સમજો છો. એવા ૨૨ સાગરોપમ કાળ સુધી દુઃખ ભોગવવાનું. સાત નરકમાં પહેલી ત્રણ નરક સુધી પરમાધામી દુઃખ આપે અને ચોથેથી સાતમી નરક સુધી અરસપરસ વેદના અને ક્ષેત્ર વેદના. છઠ્ઠી નરકનું નામ શું છે? તમપ્રભા. તમ એટલે અંધકાર. તમારા ઘરમાં અને ગામમાં એક દિવસ લાઈટ ચાલી જાય અને સરકારનો કાયદો છે કે મીણબત્તી પણ કોઈએ સળગાવવાની નહિ તો આવી રાત તમને કેટલી વિષમ લાગે છે! આ તો એક દિવસનું અંધારું અને નરકમાં તો સદાય અંધારું. ત્યાં રાત-દિવસ સરખા લાગે એવું ભયંકર અંધારું. ત્યાં ક્ષેત્ર પણ વેદના કરે છે. જેમ ગરમીના દિવસોમાં સખ્ત ગરમી પડતી હોય તે સમયે રણમાંથી પસાર થવાનું હોય ત્યારે દશ માઈલ ચાલવું મુશ્કેલ થઈ જાય પણ ગુજરાત-કાઠિયાવાડ અને રણ સિવાયની કચ્છની ભૂમિમાં રોડ પર ૧૦ માઈલ ચાલવું હોય તો ત્યાં ચાલી શકાય. પણ રણની ભૂમિમાં તેટલા માઈલ ન ચાલી શકાય. ત્યાં પગ ન ઉપડી શકે. પહેલી નરકનું નામ છે રત્નપ્રભા. નામ સાંભળીને તો કંઈક જીવોને એમ થાય કે ત્યાં રત્નો છે. પણ તે રત્નો કેવા? ગાડીના પથ્થરીયા કોલસા સળગ્યા પછી તેના પર પગ મૂકે તો શું થાય? દાઝી જવાય. ફોલ્લા ઉઠે તેમ નરકના રત્નો એવા દુઃખદાયક છે. નરકની અંદર અનંતી વેદના છે. ત્યાં જીવો પાણી પાણી કરે છે પણ પાણી મળતું નથી. નરકમાં ૧૦ પ્રકારની વેદના છે. અનંતી ભૂખ, અનંતી તરસ, અનંતી ટાઢ, અનંતી ગરમી, અનંતો શોક, અનંતો દાહજવર ઈત્યાદિ. બધે અનંત શબ્દ વાપર્યો છે. આટલા દુઃખો વેઠતાં અકામ નિર્જરા થાય પણ સકામ નિર્જરા નહિં. સકામ નિર્જરા જીવને મોક્ષે લઈ જાય. સ્વઈચ્છાએ એક નવકારશી પચ્ચખાણ કરો તો નરકમાં ૫૦૦ વર્ષો સુધી નારકીના જીવો દુઃખ ભોગવે અને અકામ નિર્જરા કરીને જે કર્મોને ખપાવે તે એક નવકારશી પચ્ચખાણ કરવાથી તેટલા કર્મો ખપી જાય. આજે ઘણા

નવકારશી, પોરસીના ટાઈમે ઉઠતા હોય છે. તેવા સૂર્યવંશીને પચ્ચખાણુ નથી તેથી લાભ મળવાનો નથી. માટે નવકારશી કરો. સમજ્યા પછી તમને અવ્રતી રહેવું નહિ ગમે.

કૃષ્ણુ વાસુદેવ નેમનાથ ભગવાનનું નામ સાંભળે ત્યાં હૈયું હર્ષથી નાચી ઉઠે. તેમને ખબર પડે કે આ ભાઈ કે બહેન દીક્ષા લેવાના છે તો ત્યાં તેમનું શીર ઝૂકી જાય અને કહે ધન્ય છે તારી જનેતાને! તે સંયમ લેનારને સંપૂર્ણ સહકાર આપવા તૈયાર હતા. જેને સંયમ લેતા કાંઇ વિઘ્ન નડતું હોય તો તે દૂર કરી દેતા. ગામમાં ઢંઢેરો પીટાવ્યો હતો-જેના ઘરડા કે આંધળા માતાપિતા હોય તેમને હું દેવકી માતાની જેમ પાળીશ, કોઈના લેણાં દેણાં બાકી હોય તો તે હું બધું પતાવી દઈશ પણ જેને સંયમ લેવો હોય તે ખુશીથી લો. આટલી જવાબદારી કોણુ લે? જેની રગેરગમાં સંયમ પ્રત્યેનો પ્રેમ છે. ત્યાગ માર્ગનો ઉમંગ છે અને સંયમ પ્રિય લાગ્યો છે તે સમ્યક્દૃષ્ટિ આત્મા તો સમજે છે કે સમ્યગ્દર્શન એ મારા સુવર્ણના દાગીના છે. જેમ કોઈ ધનવાન વ્યક્તિ કે જેને ત્યાં ધન-વૈભવ અપાર છે, માલ-મિલ્કત ઘણી છે તે દરવાજા ખુલ્લા મૂકીને સૂવે ખરો? આજે તો અમે ગૌચરી જઈએ ત્યારે બ્લોક સીસ્ટમવાળાના બારણા દિવસે પણ બંધ હોય. ધોળા દિવસે પણ ચોરી થવાનો ભય છે તેથી બારણા બંધ રાખો છો. પણ આત્માની અંદર ચોર પેસી ન જાય તે માટે લોક રાખ્યો છે. સમ્યક્દર્શન એ આત્માના દાગીના છે. જો દરવાજા ખુલ્લા હશે તો મિથ્યાત્વ રૂપી ચોર દાખલ થઈ જશે ને સમ્યક્દર્શન રૂપી દાગીના લઈ જશે. માટે સમ્યક્ચારિત્ર રૂપી લૉક મારી દો તો મિથ્યાત્વ રૂપી ચોર સમ્યગ્દર્શનને લૂંટી શકશે નહિ. સમ્યક્ત્વી આત્મા અમૂઢ, ચતુર હોય. સમ્યગ્દર્શન રૂપી દાગીનાને મિથ્યાત્વ રૂપી ડાકુઓ આવીને લૂંટી ન જાય તે માટે સાવધાન હોય. "तमेव सच्चं निःशंकियं जं जिणेहिं पवेइयं।" જીનેશ્વરદેવના વચન સત્ય છે, નિઃશંક છે. આવી દૃઢ શ્રદ્ધા સમ્યક્ત્વીને હોય. કદાચ કોઈ વીતરાગના શાસનને પામીને અસ્થિર બની ગયો હોય, વીતરાગના માર્ગમાં તેની શ્રદ્ધામાં શિથિલ બન્યો હોય તો તેને વાણી દ્વારા, સિદ્ધાંત દ્વારા, જ્ઞાનીના સમાગમ દ્વારા સ્થિર કરે. જેમ માતાને પુત્ર પ્રત્યે વાત્સલ્ય ભાવ હોય તેથી અધિક સ્નેહ સમ્યક્દૃષ્ટિને વિતરાગના ઉપાસક પ્રત્યે હોય. માતાનો સ્નેહ તો કર્મના કારણે છે. જ્યારે આ વાત્સલ્ય એવું અખૂટ ભરેલું હોય કે તે જોતાં પ્રમોદ ભાવ થાય. આપણે એક શાળાના વિદ્યાર્થી છીએ. વીતરાગની કોલેજના સ્ટુડન્ટ્સ છીએ. એમ માની વાત્સલ્ય ભાવ ઉછળે. કૃષ્ણુ વાસુદેવના આ ભાવ ઉછળી રહ્યા છે. તેમને ભૌતિક ધન સાચવવા માટે જેટલી ચિંતા ન હતી તેથી અધિક મારું સમ્યક્દર્શન રૂપી આભરણુ ન લૂંટાય, આવેલું સમ્યક્ત્વ ચાલ્યું ન જાય તે માટે લૉક મારી દીધું હતું. તેમના દિલમાં મારા ત્રિલોકીનાથ પ્રભુ ક્યાં વિચરી રહ્યા છે એ રટણુ હતી. અને તમારી રટણુ શેની છે? કેમ વધુ ધન મેળવું એ જ ને?

તમને લાગે કે તે સમયનો કાળ જુદો હતો. બંધુઓ ! પેટની રોટી માટે ગમે ત્યાં જાય પણ સાથે આત્માને રોટી આપતા હતા. પેટની રોટી માટે આત્માની રોટી બંધ ન થવી જોઈએ. આવું સમજનારા પણ અત્યારે કંઈક જીવો પડયા છે.

એક ગામમાં એક જ શ્રાવકનું ઘર. બીજા અન્યધર્મીના ઘર છે. શ્રાવકનું નામ શાંતિદાસ છે. તે પોતાની આજીવિકા ચલાવવા માટે દાડમનો વહેપાર કરતો. એટલે ગામમાં સૌ તેને દાડમીયો કહેતા. દાડમીયો ખૂબ ગરીબ હતો, છતાં ધર્મ પ્રત્યે તેની અડગ શ્રદ્ધા હતી અને ખૂબ સંતોષી હતો. દાડમીયો ગામડામાં આજીવિકા માટે રહે છે પણ રાત-દિવસ તેના મનમાં એ શોચ રહેતો હતો કે મને રોટી તો મળી પણ અહીં આત્માની રોટી દેનાર ગુરૂદેવ નથી મળતા. આમ રાત-દિવસ શોચ રહ્યા કરે છે. તેમાં વિચરતા વિચરતા બે સંતો ગુરૂ અને શિષ્ય માર્ગ ભૂલી જવાથી ત્યાં આવી ચઢયા. જે ગામમાં કોઈ દિવસ સંત આવ્યા ન હોય તે ગામના માણસોને શું ખબર હોય ! જેણે કોઈ દિવસ જોયા હોય તે ઓળખે. અન્યધર્મી જૈનના સંતોને જોઈને કહે, આ વાણિયાના ગુરૂ આવ્યા છે. વાણિયાના ગુરૂ સારા કે જરા પણ ખર્ચ ન કરાવે. તેમ આ ગામમાં કોઈ દિવસ કોઈએ સંતને જોયા હોત તો કહેત કે આ વાણીયાના ગુરૂ આવ્યા છે. પણ અહીં તો પ્રથમ વાર સંત પધાર્યા છે. કોઈ માણસની આજ્ઞા લઈને એક પડેલા જેવું મકાન હતું ત્યાં ઉતર્યા. સવારથી સાંજ સુધી ચાલ્યા છે, એટલે ખૂબ થાકી ગયા છે. પગ સુઝીને થાંભલા જેવા થઈ ગયા છે. ચોમાસાનો સમય નજીક આવ્યો છે. વાદળા ખૂબ ચઢી આવ્યા છે.

**એટલે જલધર રે ભારે, રાત-દિવસ વરસે એક ધારે,**
**સાત દિવસની હેલી, પાણી ચારે દિશે રહ્યું ફેલી.**

ગામમાં સાત દિવસ એકધારો મુશળધાર વરસાદ વરસ્યો. બંને મુનિને સાત સાત દિવસના ઉપવાસ થયા. આ મકાન સાવ જુનું હોવાથી કંઈક જગ્યાએથી પાણી પડે છે. એક ખૂણો સાવ કોરો હતો તેમાં બંને મુનિ સાત દિવસ બેસી રહ્યા. સાત દિવસમાં ગૌચરી પાણી તો ન મળ્યા પણ સૂવાય ન મળ્યું. આઠમા દિવસે ઉઘાડ થયો પણ પાણી ભરાઈ ગયા છે. જીવોની ઉત્પત્તિ થઈ છે એટલે બહાર નીકળે કેવી રીતે ? ચાર દિવસ એમ ગયા એટલે ૧૧ ઉપવાસ થયા. પછી જવાય એવું થયું. અષાડી પૂનમનો દિવસ નજીક આવી ગયો. એટલે હવે ધારેલા સ્થળે પહોંચી શકે તેમ નથી. તેથી વિચાર કર્યો કે નજીકમાં કોઈ ગામ હોય તો ત્યાં ચાતુર્માસ જઈએ. એમ વિચાર કરી બંને મુનિ બહાર નીકળે છે ત્યાં દાડમીયાએ તેમને જોયા. ગુરૂદેવની પાસે જઈ વંદન કરી વિનયપૂર્વક પૂછે છે અહો ગુરૂદેવ ! આપ ગામમાં કયારે પધાર્યા અને કેમ વિહાર કરો છો ? મુનિએ પોતાની કહાણી કહી. આ સાંભળી દાડમીયો રડી પડયો. હું કેટલો કમભાગી ! આટલા દિવસથી ગુરૂ પધાર્યા છે, છતાં મને ગંધ સરખી પણ ન

અને કહેવા લાગ્યા. મહારાજ! અમારા ઘેર ભોજન લેવા પધારો. મુનિ એમને પોતાના આચાર વિચાર સમજાવે છે. એ ગામમાં ધીમે ધીમે ૧૦૦ ઘર જૈન ધર્મ પામી ગયા. તે ધર્મ કરતો ગયો ને કરાવતો ગયો. આનંદમંગલપૂર્વક ચાતુર્માસ પૂર્ણ થયું. સંતો ત્યાંથી વિહાર કરીને બીજા ગામમાં ગયા.

એ ગામમાં એક દાનવીર શેઠ રહે છે. તે ખૂબ દાન કરે છે. સંતને જોઈને શેઠનું હૈયું નાચી ઉઠે છે. એક દિવસ ગુરૂ શિષ્ય બંને આ ભાઈના ઘેર ગૌચરી ગયા. શેઠ ખૂબ ભાવપૂર્વક આહારપાણી વહોરાવે છે. આ શેઠની ભાવના જોઈ શિષ્ય ગુરૂને પૂછે છે

**મેં દાની દેખ્યા ઘણાં એ સમ દાની નાહિ રે...કોઈ સંસાર,**
**ગુરૂ કહે દાડમીયા સમ કોઈ નાવે રે, એની તોલે તલભાર.**

ગુરૂદેવ! આના જેવો કોઈ દાનેશ્વરી હશે! તેમની રગરગમાં દાનની ભાવના છે. ત્યારે ગુરૂ કહે તું ભૂલી ગયો. આપણે જે ગામમાં ચાતુર્માસ કરીને આવ્યા તે ગામમાં જે દાડમીયો શ્રાવક રહે છે તે ખરો દાની છે. કારણ કે જેની પાસે કરોડો રૂપિયા છે તેમાંથી દાન આપે તેમાં વિશેષતા નથી. પણ પેલા દાડમીયાએ આખું ચાતુર્માસ કેટલી ભાવનાપૂર્વક આપણી ભક્તિ કરી હતી! ગુરૂ શિષ્યની આ વાત શેઠ બીજા રૂમમાંથી સાંભળી ગયા અને મનમાં ભાવના જાગી કે એ કેવો દાની હશે? કે ગુરૂ પણ તેના આટલા વખાણ કરે છે. એક દિવસ સમય જોઈને શેઠ પૂછે છે: આ જગતમાં ગુણનો ભંડાર એવો દાની કોણ છે? મારે એમના દર્શન કરવા છે. આ વાત ચાલે છે એટલામાં દાડમીયો ગુરૂના દર્શન કરવા આવ્યો. તેને જોતાં ગુરૂ શેઠને કહે છે કે અત્યારે જે મારા દર્શન કરવા આવ્યો છે તે દાનવીર દાડમીયો છે. મુનિરાજે શેઠને બધી વાત કરી. સંતની વાત સાંભળી શેઠ એને લળીલળીને નમન કરે છે ને પોતાને ઘેર લઈ જઈ તેની ખૂબ ભક્તિ કરે છે.

**હીરા, માણેક, મોતી બહુ લ્યો તુમ વાંછિત કામ,**
**કરજોડી કહે શેઠજી! થાય પાવન મુજ ધામ,**
**પરધન લેવો નિયમ છે ખપે આના દશ,**
**દાડમ વ્યાપારે લહું સુખે કરું વ્યવહાર.**

પછી શેઠ હીરા–માણેક મોતીના થાળ ભરીને લાવે છે ત્યારે દાડમીયો કહે, એ મને કલ્પતું નથી. મારે પરધન પથ્થર સમાન છે. બંધુઓ! તમને આવું મળી જાય તો? તમે બોલો છો કે "**પરધન પથ્થર સમાન પણ હાથમાં આવે તો ઘર-સમાન**" કેમ બરાબર છે ને? (હસાહસ) ઘણું કહ્યું છતાં ન લીધું ત્યારે શેઠ કહે છે આપ એમ કરો. તમે જે દાડમનો વહેપાર કરો છો તે દાડમનો કોથળો મને આપો. હું પરદેશ તેને વેચવા મોકલું. તેનું પરદેશમાં ઘણું ધન મળશે. તે ધન તમને આપું.

જેથી હું એક સ્વધર્મી બંધુની સેવા કરી કૃતાર્થ થાઉં. દાડમીયાનો દાડમનો કોથળો નિશાન કરીને શેઠે વહાણુમાં મૂકાવ્યો ને ખૂબ ભલામણ કરી. મુનિમે પરદેશ જઈ ખૂબ વહેપાર કર્યો પણ દાડમનો કોથળો વહાણુના ખૂણામાં પડયો રહ્યો. એ વાત ભૂલાઈ ગઈ.

**દાડમનું થયેલું મૂલ્ય :–** માર્ગમાં ખૂબ પવન થવાથી બીજા દ્વીપમાં એમનું વહાણુ આવી ગયું. તે નગરમાં ઢંઢેરો પીટાય છે કે આ નગરના રાજાના રાજકુમાર માંદા પડયા છે. એમને દવા માટે દાડમની જરૂર છે. જે કોઈ દાડમ આપશે તેને રાજા મોં માંગ્યું ધન આપશે. આ ઢંઢેરો સાંભળી મુનિમને કોથળો યાદ આવ્યો. તરત રાજાને કોથળો આપે છે. કુંવરને દાડમ ખવડાવ્યા ને કુંવર સાજા થયા. એટલે રાજાએ જેટલા દાડમ હતા તેના છોતરામાં જેમ દાડમના દાણા રહે તે રીતે સાચા મોતી ગોઠવ્યા અને તે કોથળો મુનિમને આપ્યો. મુનિમે જોયા વગર કોથળો વહાણુમાં મૂકી દીધો. તેના મનમાં એમ કે રાજાને બધાની જરૂર નહિ હોય એટલે કોથળો શેઠને આપી દીધો. શેઠે દાડમીયાને બોલાવી કોથળો આપી દીધો. બધાને એમ કે માલ નહિ વેચાયો હોય એટલે પાછો આવ્યો લાગે છે. અંદર શું છે તે કોઈ જાણતું નથી. દાડમીયાએ કોથળો છોડયો. દાડમને નાડાછડીથી બાંધેલા જોયા. એટલે દાડમના બે કકડા ખોલીને જોયું તો અંદર સાચા મોતી ભરેલા છે. તેને ત્યાં તો અઢળક સંપત્તિ આવી છે. છતાં શું વિચાર કર્યો? મારે તો રોજ આઠ આનાની જરૂર છે તેના બદલે ૧૦ આના કમાઉં છું. બે આના માનવ રાહતમાં આપું છું. મને મારા પૂરતું મળી રહે છે. તેને બીજા દિવસની ચિંતા પણ નથી એટલે તેણે તો બધું ધન શુભ કાર્યોમાં વાપરી નાખ્યું. હું જે સ્થિતિમાં છું તેમાં મને આનંદ છે. આવો નિષ્પરિગ્રહી દાડમીયો અને તેની પત્ની બંને અંતિમ સંથારો કરી સ્વર્ગે ગયા.

બંધુઓ! આ બંનેની ધર્મ પ્રત્યેની કેટલી શ્રદ્ધા! જ્યારે જીવનમાં શ્રદ્ધા જાગશે ત્યારે આત્મામાં રણકાર થશે કે દુનિયા ભલે બદલાય પણ પ્રભુ તારા વચનામૃતો ત્રણ કાળમાં બદલાવાના નથી. હે પ્રભુ! મેં જ્યાં સુધી તને જોયો ન હતો, ઓળખ્યો ન હતો ત્યાં સુધી બહાર ઘણું ભમ્યો, પણ હવે તું મળ્યા પછી બીજે ભટકવા જઉં ખરો? જ્યાં સુધી હીરાની ઓળખાણ ન હતી ત્યાં સુધી કાચના ટુકડાને હીરો માની સાચવ્યો પણ હીરાની ઓળખાણ થયા પછી કાચના ટુકડાને રાખું ખરો? એવી વીતરાગના વચનો પર યથાર્થ શ્રદ્ધા થશે તેને માટે તો મોક્ષની ટિકિટ ફાટી ગઈ. આવો શ્રદ્ધાનો વીલપાવર છે. જેના જીવનમાં પ્રતીતિ, રૂચી કે શ્રદ્ધા નથી તે સંસાર-સાગરમાં ડૂબે છે. આરાધક આત્માનું આ ભૂષણ છે કે તેને વીતરાગના આગમમાં સંશય ન હોય. અન્ય માર્ગની આકાંક્ષા ન હોય, તેને કરણીના ફળની ઈચ્છા ન હોય.

વાવેલું બીજ કદાચ ન ઉગે પણ કરેલી કરણી નિષ્ફળ જાય નહિ. સમ્યક્ દૃષ્ટિ સાધક જે કાંઈ ક્રિયા કરે તે એકાંત નિર્જરાને અર્થે કરે. મોક્ષ મેળવવા માટે કરે.

નાગેશ્રી છઠ્ઠી નરકમાં ૨૨ સાગરોપમની સ્થિતિ ભોગવીને કયાં ઉત્પન્ન થઈ?

**" सा णं तओऽणं तरंसि उव्वट्टि त्ता मच्छेसु उववन्ना तत्थ णं सत्थवज्झा दाह-वक्कंतीए कालमासे कालं क्किच्चा अहे सत्तमीए पुढवीए उक्कोसाए तेत्तीसं सागरोवमठिइंएसु नेरइएसु उववन्ना ॥ "**

તે નાગેશ્રી છઠ્ઠી નરકની ભવસ્થિતિ પૂરી થયા પછી ત્યાંથી નીકળીને તિર્યંચ-ગતિમાં માછલાપણે ઉત્પન્ન થઇ. ત્યાં તે માછલાના ભવમાં શસ્ત્ર વડે વીંધાઈને દાહથી પીડાઈને કાળ સમયે કાળ કરીને મરણ પામી અને નીચે સાતમી નરકમાં ૩૩ સાગરની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નરકાવાસમાં નૈરયિકની પર્યાયથી જન્મ પામી.

એક સાધુની ઘાત કરે તેની સામે કેટલો કાળ દુઃખનો ઊભો થઈ ગયો! પણ જ્યારે જીવ કર્મ કરી છે ત્યારે વિચાર નથી આવતો કે આનું પરિણામ કેટલું ભયંકર આવશે! નાગેશ્રીનો દાખલો સાંભળી જીવ પાપ કરતાં જરૂર પાછો વળશે. જેમ કોઈ વ્યક્તિ વહેપારમાં ગવર્નમેન્ટના કાયદાનો ભંગ કરે તેને ભયંકર શિક્ષા થાય. તે વાત તમે બધા સાંભળો પછી એવી ભૂલ કરો ખરા? ન કરો. તેમ ભગવાને જો આ વાત કરી ન હોત, ગણધરે ગૂંથી ન હોત અને આચાર્યોએ લખી ન હોત તો શું ખબર પડત કે આવા કર્મ કરનારને આવું ફળ મળે છે. જો જાણત નહિ તો પાપથી અટકત નહિ. આગમ એ મહાન સંપત્તિ છે. પાનું ખોલો તો ખ્યાલ આવે ને? નાગેશ્રી નરકમાં ભયંકર દુઃખો ભોગવે છે. ત્યાં તેને કોઈ છોડાવવા જતું નથી. તેમ કરેલાં કર્મો તો જીવને ભોગવવા પડશે. કોઇ છોડાવવા નહિ આવે. હજુ નાગેશ્રી કેવા દુઃખો ભોગવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–** હરિષેણ તાપસ વિચાર કરે છે શું કરવું? ગુરૂદેવને સમાચાર મોકલવા કે એમની પાસે જવું? આવા વિચારો વચ્ચે ગૂંથાયેલા હરિષેણ મુનિ કંઈ નિર્ણય કરે તે પહેલા આકાશગામિની લબ્ધિના પ્રભાવે ગુરૂદેવ પોતાના બે શિષ્યો સાથે આશ્રમમાં આવી પહોંચ્યા. બધા આશ્રમવાસીઓમાં આનંદ છવાઈ ગયો.

**કુંવરીનું નામ શું પાડયું? :–** હરિષેણ તાપસને જોતાં જ ગુરૂદેવે કહ્યું– વત્સ! આર્યા પ્રીતિમતીના કાળધર્મથી તારા દિલમાં દુઃખ તો નથી થયું ને? આઘાત લાગ્યો નથી ને? કૃપાળુ ગુરૂદેવ! નાશવંત વસ્તુ નાશ પામે એમાં દુઃખ શા માટે અનુભવું? ગુરૂદેવને થયું કે સાધનામાં તો બરાબર સ્થિર છે. હરિષેણ કહે ગુરૂદેવ! આ છોકરીનો પ્રશ્ન મારા મનને મૂંઝવી રહ્યો છે. શું કરવું તે સમજ પડતી નથી. કે

શિષ્ય ! તારા પ્રશ્નનું સમાધાન કરવા માટે મારે અહીં આવવું પડયું છે. આપે કન્યાનું નામ શું પાડયું ? ગુરૂદેવ ! હજુ નામ નથી પાડયું. ગુરૂદેવે કહ્યું, મુનિ હરિષેણ ! આ કન્યાનો જન્મ ઋષિઓના આશ્રમમાં થયો છે એટલે એનું નામ ઋષિદત્તા રાખો. ભલે ગુરૂદેવ. ગુરૂદેવ હરિષેણ તાપસને કહે છે, તારા પિતાએ એક વનમાં આશ્રમ બંધાવ્યો છે તે તને યાદ છે ? ગુરૂદેવ ! મેં નાનપણમાં એક વાર આશ્રમ જોયો હતો. તો હે હરિષેણ ! તું તે આશ્રમમાં જા. તારી કન્યા તે સ્થળે ઉછેરી શકાશે અને કર્તવ્યનું પાલન પણ બરાબર થશે. તે સ્થળ ઘણું સરસ છે. તું ત્યાં જ્ઞાન આરાધના કરજે અને શાંતિથી રહેજે. મુનિ હરિષેણે ગુરૂની આજ્ઞા શિરોમાન્ય કરી.

તે શુદ્ધ બને છે. તે જ રીતે આત્માનું છે. આત્મા કર્મમેલના કારણે અશુદ્ધ બનેલો છે. તેને પ્રાર્થના, પશ્ચાતાપ, તપ, વ્રત, નિયમ વગેરે પ્રકારની અગ્નિ વડે તપાવવામાં આવે ત્યારે તે શુદ્ધ બની શકે છે અને આત્મામાંથી પરમાત્મા બની શકે છે. આ બધામાં શુદ્ધ હૃદયની પ્રાર્થના કર્મમેલ દૂર કરવામાં વિશેષ સહાયક થાય છે. આપણે જેવા વિચારમાં હોઈએ તેવા વિચારના પરમાણુઓ ખેંચાઈને આપણી નજીક આવે છે. હસતા હોઈએ ત્યારે હસવાના અને રડતા હોઈએ ત્યારે રડવાના પરમાણુઓ આપણી તરફ ખેંચાય છે તેવી રીતે પ્રાર્થના કરવાથી ભક્તિના પરમાણુઓ આપણી તરફ ખેંચાય છે. પ્રભુના સ્વરૂપનું ધ્યાન ધરવાથી નિરંજન નિરાકાર સ્વરૂપ આપણી સમક્ષ ખડું થાય છે અને તેવું સ્વરૂપ પામવાનો પુરુષાર્થ કરવાના વિચારો આપણા મનમાં ઊભા થાય છે.

જેમ જગતમાં મોટી મોટી યોજનાઓ તૈયાર થાય છે તે પહેલા વિચારના રૂપમાં હોય છે. સૌથી પ્રથમ યોજના વિચારાય છે અને તેનો નકશો તૈયાર થાય છે. ત્યાર-પછી તે સાકાર સ્વરૂપ લે છે. તે રીતે પ્રાર્થનાનું સમજવું. પ્રાર્થનામાં ભક્ત પ્રભુના સ્વરૂપનો વિચાર કરે છે. પોતાને કયું સ્વરૂપ ધારણ કરવું છે તેનો તાદૃશ્ય ચિતાર પ્રાર્થનાથી ખડો થાય છે. તે ચિતાર મુજબ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે શક્તિ ફોરવવામાં આવે તો ભક્ત વહેલો કે મોડો પરમાત્મ–સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે.

આપની સમક્ષ અમે જે આગમમય વાણી પ્રદર્શિત કરીએ છીએ તે છદ્મસ્થની વાણી નથી પણ સર્વજ્ઞ ભગવંતે પ્રરૂપેલ સિદ્ધાંતો છે. એટલે તે માર્ગમાં જરા પણ અશ્રદ્ધાને સ્થાન હોઈ શકે નહિ. શ્રદ્ધા એ તો માણસની જીવનદોરી છે. શ્રદ્ધા વિના માણસ જીવી શકે નહિ. માનવીના જીવનમાં જો શ્રદ્ધા નહિ હોય તો તે હતોત્સાહ બની જશે. એટલે આપણામાં શ્રદ્ધા છે તો ખરી. શાસ્ત્રો સાંભળીને આપણે કાંઈ કરવાનું હોય તો તે માત્ર મૃત અવસ્થામાં રહેલી શ્રદ્ધાને સજીવન કરવાનું છે. પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિ ભોગ પ્રધાન છે છતાં તેમનામાં પણ ધર્મ પ્રત્યેની લાગણી થોડી થોડી જોવામાં આવે છે. રવિવારે ખ્રિસ્તીના દેવળમાં જોશો તો દરેક દેવળ તમને ચિક્કાર દેખાશે. છતાં ત્યાં એટલી બધી શાંતિ હોય છે કે ટાંકણીનો અવાજ પણ સાંભળી શકાય. શાંતપણે અને શિસ્તપૂર્વક સૌ પ્રાર્થના કરતાં દેખાશે. આવો કોઈ નિયમ તમારે છે ખરો? દર રવિવારે અને તેટલું ન બને તો મહિનામાં બે દિવસ અરે એક દિવસ પણ ઉપાશ્રયમાં નિશ્ચિત સમયે ભેગા થવાનો અને ધર્મક્રિયા કરવાનો તમારો કોઈ કાર્યક્રમ છે ખરો? અગર દર રવિવારે મારે વ્યાખ્યાનમાં જવું, વીતરાગ વાણીનું પાન કરવું તેવો કોઈ નિશ્ચય કર્યો છે ખરો?

આજે મોટો ભાગ જડપ્રવૃત્તિ તરફ ઘસડાઈ રહ્યો છે. આત્માને શણગારવાની

વાતો ભૂલાઈ ગઈ છે. અને શરીરને શોભાવવાની, શરીરને પોષવાની વાતોનો વેગ વધ્યો છે. આજના માનવીને ધર્મભક્ત થવાનું નથી ગમતું. દેહ ભક્ત બનવા તરફ તેનું વલણ વિશેષ જોવામાં આવે છે. સ્વાર્થને પોષવો, દેહને ભોગોપભોગ પૂરા પાડવા અને કુટુંબીઓને મોજમઝા કરાવવી. આ છે આજના માનવીનું કાર્યક્ષેત્ર. તેમાં તે પોતાના કર્તવ્યની પૂર્ણાહૂતિ સમજે છે. બે ચાર સ્નેહીઓ ભેગા થશે તો અરસપરસ શું પૂછશે? તબિયત કેમ છે? વહેપાર કેમ ચાલે છે? બરાબર સરખાઈ છે ને? આ જાતની પૂછપરછ કરશે. પરંતુ આત્માની ઉન્નતિ કેટલી સાધી? આત્મ-વિકાસ કેટલો સાધ્યો? કાંઈ વ્રત-નિયમ કરો છો? એ પ્રશ્ન કોઈ પૂછશે નહિ. આ બતાવે છે કે હજુ જીવને ધર્મ પ્રત્યેની શ્રદ્ધા હોવી જોઈએ તેટલા પ્રમાણમાં જાગૃત થઈ નથી.

બંધુઓ! ભગવાન કહે છે કે આત્મા! તું અનંત સંપત્તિનો માલિક છે. સંપત્તિ કઇ? તમારી માનેલી સંપત્તિ નહિ, પણ આધ્યાત્મિક સંપત્તિ. તારામાં અનંતજ્ઞાન, અનંતદર્શન આદિ ગુણોનો ખજાનો ભરેલો પડ્યો છે, છતાં આમ ભિખારીના વેષે જ્યાં ત્યાં માંગતો ફરે તે તારી ખાનદાની માટે કલંક છે. જેની પાસે લાખોની સંપત્તિ હોય, પેઢી ધમધોકાર ચાલતી હોય, સાત માળની હવેલી હોય તેને છોડી કોઈ રામપાત્ર લઈ ભિક્ષા માંગવા જાય તેવું બને ખરું? (શ્રોતામાંથી અવાજ :- ના બને) તેમ જેની પાસે આધ્યાત્મિક સંપત્તિનો ખજાનો ભર્યો હોય તે ભૌતિક સુખની ભીખ માંગવા જાય ખરો? ન જાય. પણ અજ્ઞાની જીવે ભૌતિક સુખમાં, પૈસામાં, વિષયોની શ્રદ્ધા કરી છે. વિષયો પ્રત્યે રૂચી કરી છે. ઇન્દ્રિયજન્ય સુખ એ મારું સર્વસ્વ છે એમ ઊંધી માન્યતા ઘૂંટી રાખી છે. પૈસા વિના ન ચાલે. સ્ત્રી વિના સંસાર ન ચાલે. આ બધાથી મારું જીવન છે. આ પ્રમાણે અનાદિકાળથી ઘૂંટી રાખ્યું છે. હું અનંત શક્તિનો માલિક અને મારી આ દશા? આવા જીવોને ભગવાન કહે છે હે આત્મા! ભૌતિક સંપત્તિથી તારી મોટાઈ નથી. અનાદિકાળથી પર વસ્તુથી તારી મહત્તા માની છે પણ પર પદાર્થથી મહત્તા કે મોટાઈ નથી. તારી મોટાઈ તારાથી છે. સ્વરૂપનું ભાન ભૂલી જ્ઞાની પાસેથી સત્ય સમજણ લીધા વિના, પોતાની સમૃદ્ધિનું ભાન કર્યા વિના બહાર સુખ મેળવવા પ્રયત્ન કરે છે. તેવા જીવો માને છે કે પૈસા હોય તો જગત મને બોલાવે. પૈસા વિના મારી મહત્તા નથી. મારી મોટાઈ પૈસાને આધીન છે. પૈસા છે તો બધું છે અને પૈસા નથી તો કાંઈ નથી. પૈસાથી બંગલા બંધાય છે. વાહ વાહ બોલાય છે. માન-પ્રતિષ્ઠા વધે છે, કુટુંબમાં મોટો ગણાઉં, સંઘ-સમાજમાં મોટો ગણાઉં. આમ ધન-પ્રતિષ્ઠા વિગેરેથી મોટાઈ માને છે. બહારથી મોટાઈ માની છે તેથી અંદરનું ભાન ભૂલી ગયો છે. ચિંતામણીનો ચિંતામણી તરીકે નિર્ણય કર્યો નથી. આ આત્મારૂપી ચિંતામણીમાં સાત પેઢી સુધી ન ખૂટે તેટલું ધન

સમાયેલું છે. તેવો નિર્ણય ન કરતો વર્તમાન દશા જોયા કરે છે. તેથી તેનું ભિખારીપણું મટતું નથી.

જ્ઞાની કહે છે તું પાપના ધંધા કરે, ડાકુના ધંધા કરે, અનીતિમાં બુદ્ધિની ચાલાકી બતાવે તેમાં તું તારી મોટાઈ માને છે પણ તેમાં તારી મોટાઈ નથી. એ મોટાઈ તને માર ખવડાવશે. જીવે અનાદિની ઊંધી સમજણ છોડી નથી; પણ આવું વીતરાગ શાસન મળવું મહાદુર્લભ છે. "नन्नत्थ एरिसं वुत्तं, जं लोए परम दुच्चरं।" વીતરાગ શાસન સમાન બીજું કોઈ શાસન નથી. જે આ લોકમાં મળવું દુષ્કર છે. વીતરાગ શાસનમાં આવીને જો તું નહિ સમજે તો ચાહે સાધુનો વેષ હોય કે શ્રાવકનો વેષ હોય તો તે વેષ તને નહિ તારી શકે. પણ અંદરના અધ્યવસાય, વ્યાપાર ચાલે છે તેના કારણે તારું ઉર્ધ્વગમન અને પતન છે. જ્ઞાની પુરૂષો મહાન કરૂણા લાવીને તત્ત્વજ્ઞાનના પ્યાલા ભરી પીવડાવે છે. પણ અજ્ઞાની જીવ ના કહે છે. પણ ભાઈ, એક વખત મુખે અડાડી જો તો ખરો કે તેમાં કેવી ખૂબી છે! તે પીતાં તારા મિથ્યાત્વના રોગ દૂર થશે પણ વિશ્વાસ નથી. તેથી અંતે થાકીને જ્ઞાની ઉપાડેલો કટોરો ભોંય મૂકી દે છે અને કહે છે તારી ભાવના થાય, તૃષા લાગે ત્યારે પીવા આવજે. વીતરાગ ભગવાન તો આપણને શ્રેય માટે આમંત્રણ આપે છે. અને સંસારી જીવોને કહે છે તમે પરિગ્રહની મૂર્છા ઘટાડો. ધન ધન કર્યા કરો છો પણ એ કાળા નાણાં તમને કાળી ગતિ અપાવશે. જો જીવની આસક્તિ નહિ છૂટી હોય, મમતા નહિ ઘટી હોય તો તેને ગમે તેટલું ધન મળશે છતાં તેને સંતોષ નહિ થાય. અને તૃષ્ણાની આગમાં બળતો રહેશે. સાંભળો, આપને એક દાખલો આપું.

અમરાવતી નગરીમાં અમરચંદ નામે શેઠ રહેતા હતા. લક્ષ્મીદેવીના તેના પર ચારે હાથ હતા. તેમની પાસે એટલું બધું ધન હતું કે જાણે કુબેરનો બીજો અવતાર! શેઠની લક્ષ્મીની ગણત્રી કરવા બેસે તો દિવસોના દિવસો લાગે. શેઠની ઉંમર થવા આવી છે. ઘડપણે ઘેરો નાંખ્યો. કવિએ એક ગીતમાં ઘડપણ કેવું હોય છે તે બતાવ્યું છે.

**કેશ કહે મેં કલર બદલ્યો, નયનો કહે નીર ખોયું,**
**કાન કહે મારી કિંમત થઈ અડધી, દુઃખડા કેટલા વેઠું,**
**ઘડપણ રોવા બેઠું રે, ઘડપણ રોવા બેઠું.**

માથાના કેશ કાળા હતા તે ધોળા થયા. નયનોના તેજ ઘટી ગયા. કાને સંભળાતું ઓછું થયું. આવું ઘડપણ આવ્યું એટલે એક દિવસ શેઠે પોતાના મોટા મુનિમને પાસે બોલાવીને કહ્યું : મુનિમજી! હવે મારી જીંદગીનો ભરોસો નથી. વહેપાર ધંધામાં મેં અઢળક કમાણી કરી છે અને સાહસ કરીને સિદ્ધિ પણ મેળવી છે. પરંતુ બધી મળીને મિલ્કત કેટલી છે તેની ખબર પડતી નથી, તો મારી પાસે કેટલી મિલ્કત છે એ જાણી

લીધું હોય તો મનને સંતોષ થાય. મુનિમજી કહે છે–ખરી વાત છે. હિસાબ તો રાખવો જ જોઈએ. અમે એક અઠવાડિયામાં બધો હિસાબ ગણીને ચોક્કસ આંકડો બતાવી આપીશું. શેઠનો વહેપાર બહોળો એટલે ચોપડા પણ પાર વગરના હતા. મુનિમે બીજે દિવસે પેઢીએ જઈને જુદા જુદા ગુમાસ્તાઓને જુદા જુદા ચોપડા સોંપી તારવણી કરવા બેસાડી દીધા. તે સમયે અત્યારના જેવી નોટો ન હતી. પણ રોકડ રૂપિયા હતા. નાના મોટા ચોપડાઓના પાનાં ઉથલાવી બધાના હાથ દુઃખવા આવ્યા. હિસાબ ગણતાં આંગળીના ટેરવા ઘસાવા લાગ્યા. અને નાણાં ગણતાં કમ્મર દુઃખવા આવી. અઠવાડિયામાં હિસાબ તૈયાર થઈ ગયો. અને મુનિમે ચપળતાથી સરવૈયું કાઢીને તૈયાર કરી દીધું. રાત્રે મુનિમ સરવૈયાનો કાગળ લઈને શેઠની હવેલીએ ગયા. શેઠ તો રાહ જોઈને બેઠા હતા. મુનિમને જોતાં પૂછે છે મુનિમજી! કેટલું ધન છે? મુનિમ કહે શેઠજી! બોલતાં મગજ ચક્રાવે ચઢી જાય એટલી મોટી રકમ છે. શેઠજી! બીજી નવી કાંઈ પણ આવક કર્યા વિના આપની ૭૦ પેઢી બેઠાં બેઠાં ખાય તો પણ ખૂટે નહિ એટલું બધું દ્રવ્ય આપની પાસે છે.

આટલું કહી મુનિમજી થોડી વાર બેસીને ચાલ્યા ગયા. પણ આ શું? શેઠની આંખમાં આંસુ શેના? જાણે માથા પર વિજળી પડી હોય, જાણે દુઃખના ડુંગરો ધસી પડયા હોય એમ શેઠ આટલી મોટી ઉંમરે ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યા. આથી શેઠાણી છોકરાઓ, નોકર–ચાકરો શું છે? શું છે? કરતાં શેઠના દિવાનખાનામાં દોડી આવ્યા. શેઠને ચોધારા આંસુ પાડતાં જોઈ બધા હેબતાઈ ગયા કે શેઠને એકાએક શું થયું? શું ધંધામાં મોટી ખોટ ગઈ છે? સોદા કેન્સલ થયા છે? કે કોઈ માલની વખારમાં આગ લાગી? કોઈ વહાણો ડૂબી ગયા છે? બધાય આમ તર્કવિતર્ક કરતા. પણ પૂછવાની હિંમત કોણ કરે? મુનિમજી કહીને ગયા પછી આમ બન્યું છે માટે શેઠાણી કહે, મુનિમજીને બોલાવો. મુનિમજીને બોલાવ્યા ને કહ્યું–મુનિમજી, તમારા ગયા પછી કોણ જાણે શેઠને શું થઈ ગયું છે કે બસ રડયા જ કરે છે. કાંઈ બોલતા નથી. મુનિમે શેઠ પાસે જઈને નમ્રતાથી પૂછયું. શેઠજી! બહુ ખુશી થવા જેવી વાત હતી. તેથી આપનું હૈયું હર્ષથી નાચવું જોઈએ, એના બદલે આંખમાં આંસુ કેમ? એક કલાક પહેલાં તો હું આપને સરવૈયાનો સાર કહી ગયો હતો. એ પછી કાંઈ બન્યું છે? શેઠ કહે–તમે હિસાબ કહ્યો એટલે મારું હૈયું ભાંગી ગયું છે. મુનિમ કહે ૭૦ પેઢી ખાય તો ખૂટે નહિ એટલું ધન આપની પાસે છે પછી દુઃખની વાત કયાં રહી? મુનિમજી! એટલું ધન મારી ૭૦ પેઢી ખાશે પણ મારી ઈકોતેરમી પેઢી શું ખાશે? એ બધા તો ભૂખે મરી જશે ને! લોભી મનુષ્યોની તૃષ્ણા તો જુઓ! ઉત્તરાધ્યયન સૂત્રના નવમા અધ્યયનમાં ઇન્દ્રે આવીને નમિરાજર્ષિને કહ્યું: તમારે દીક્ષા લેવી હોય

તો ખુશીથી લો પણ તમારા દીકરા માટે, પરિવાર માટે, ધનના ભંડાર ભરતા જાવ ત્યારે નમિ રાજર્ષિએ શું કહ્યું—

सुवण्ण रुप्पस्स उ पव्वया भवे, सिया हु केलास समा असंखया ।
नरस्स लुध्धस्स न तेहिं किंचि, इच्छा हु आगास समा अणंतया ॥ ઉત્ત-સૂ-અ-૯ ગાથા ૪૮.

કૈલાસ પર્વત જેટલા સોના રૂપાના અસંખ્યાતા ઢગલા કરવામાં આવે તો પણ લોભી મનુષ્યની ઇચ્છા પૂરી થતી નથી કારણ કે ઇચ્છા આકાશ જેટલી અનંત છે.

શેઠે કહ્યું, મારી ઇકોતેરમી પેઢી શું ખાશે ? આ શબ્દો સાંભળીને બધા સ્તબ્ધ બની ગયા. વળી પાછા ડુસકા ખાતાં ખાતાં શેઠ શેઠાણીને કહેવા લાગ્યા. તું મને રોજ શિખામણ આપ્યા કરે છે કે તમે લાંબો વિચાર નથી કરતા. પણ હું તમને પૂછું છું કે મારી એકોતેરમી પેઢી શું ખાશે? ત્યાં સુધી લાંબો વિચાર કરું છું કે નહિ! હું જે મહેનત કરી રહ્યો છું તે ટૂંકા વિચારથી નહિ પણ મારી ૭૧ મી પેઢી સુધી લાંબો વિચાર કરીને પ્રવૃત્તિ કરી રહ્યો છું. શેઠાણી કહે શેઠ ! પેઢીઓની પેઢીઓ સુધીની ખોટી નિરર્થક ચિંતા કરીને શા માટે દુબળા બની જાવ છો ? બધાની ચિંતા કરો છો પણ મારું શું થશે ? એવી ચિંતા કયારેય પણ કરી છે ખરી ? ઇકોતેરમી પેઢીને રડો છો પણ આત્મા માટે કોઇ દિવસ રડો છો ?

**"કોને ખબર ક્યારે મળે, આવો જન્મ માનવ તણો,**
**માટે પ્રભુ તણી ભક્તિ, કરી લો સમજીને અહીં."**

આ માનવજન્મ ફરીને કયારે મળશે તેની ખબર નથી. તમે ૭૧ મી પેઢીને રડો છો, અમે તમને રડીએ છીએ કે તમારું શું થશે ? માટે તમે ધનની મૂર્છા ઘટાડો. સૌ સૌના ભાગ્ય લઈને આવે છે. તેમના ભાગ્યમાં હશે તો ગમે ત્યાંથી મળી રહેશે. અને તેમના ભાગ્યમાં નહિ હોય તો તમારું સંગ્રહ કરેલું ધન પણ ગમે તે રસ્તે ચાલ્યું જશે. ધનને જવાના રસ્તા ઘણા છે. ગમે તે રસ્તે તે પોતાનો માર્ગ કરી લે છે. તમે એક ઘર તો એવું બતાવો કે જેને ઘેર ઇકોતેર પેઢીથી ધન ચાલ્યું આવતું હોય ! માટે આ બધા વિચાર છોડી દઈ કંઈક આત્માનું કલ્યાણ કરી લો. પણ શેઠના મનમાં તો એજ હતું કે ૭૧ મી પેઢી શું ખાશે ? આપણે આમાંથી એ સમજવું છે કે મનુષ્યને પેટની ભૂખ ઘણી અલ્પ હોય છે. અડધો શેર અનાજથી માનવના પેટનો ખાડો પૂરાઇ જાય છે પણ મનુષ્યના મનની ભૂખ એટલી વિશાળ છે કે તે કદી પણ શમતી નથી.

ઇચ્છા રૂપી ખાડો એવો વિચિત્ર છે કે તેને જેમ જેમ દુન્યવી સંપત્તિથી પૂરતા જાઓ તેમ તેમ તે પૂરાવાને બદલે વધુ ઊંડો બનતો જાય છે. જેમ લાખો નદીઓના

પાણી સમુદ્રમાં જાય છતાં તે ધરાતો નથી. જેમ લાખો મણ લાકડાથી અગ્નિ કદી ધરાતો નથી તેમ એક માણસને કદાચિત્ ત્રણ ભુવનવર્તિ તમામ દુન્યવી પદાર્થો મળી જાય તો પણ ઈચ્છાનો સમુદ્ર તૃપ્ત થતો નથી. તે તો વધ્યા કરે છે. પણ જે મળ્યું છે તેમાં સંતોષવૃત્તિ કેળવનારો આત્માના વાસ્તવિક સુખનો ભોક્તા બની શકે છે. સંતોષી જીવને જે સુખ છે તે ત્રણ ભુવનની બાહ્ય સંપત્તિ પ્રાપ્ત કરનાર અસંતોષીને નથી. કારણ કે સંતોષ એ જીવનનું આંતર્ ધન છે. આ વાત જે દિવસે જીવને સમજાશે ત્યારે બાહ્ય સુખની પાછળ દોટ ઓછી કરી અંદરનું સ્વાધીન સુખ પ્રાપ્ત કરવામાં પ્રયત્નશીલ બનશે. સુખ કયાંય બહારના પદાર્થોમાં નથી. સુખનો અનંત મહાસાગર તો માત્ર એક આત્મા છે.

શેઠને શેઠાણીએ ઘણું સમજાવ્યા પણ શેઠ ન સમજ્યા. આખી જીંદગી ધન પ્રાપ્ત કરવામાં ખર્ચી નાખી પણ કોઈ દિવસ પ્રભુનું નામ લીધું નહિ.

**નામ જેઓએ લીધું નહોતું જીવનમાં રામનું,**
**એમને ઊંચકી જનારા, રામ કહેતા જાય છે.**

જેણે જીવતાં મહાવીરનું કે રામનું નામ લીધું નથી તેને ઊંચકી જનાર તેની પાછળ રામ બોલે એથી જનારને કંઈ ફાયદો થવાનો નથી. માટે તમને સંપત્તિ લૂંટાવાના ભય કરતાં મારો આત્મા લૂંટાઈ ન જાય તેનો ભય વધુ હોવો જોઈએ.

નાગેશ્રી સાતમી નરકની સ્થિતિ પૂરી કરીને ફરીને મત્સ્યના પર્યાયથી જન્મ પામી. ત્યાં તે ફરી શસ્ત્રો વડે વીંધાઈને દાહથી પીડાઈને મરી અને મરીને બીજી વખત પણ સાતમી નરકમાં ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમની સ્થિતિએ ઉત્પન્ન થઈ. ૩૩ સાગરોપમ વર્ષ એટલે ૩૩૦ ક્રોડાક્રોડી પલ્યોપમ વર્ષ. એક પલ્યોપમ વર્ષનું માપ જાણો છો? ચાર ગાઉનો લાંબો, પહોળો અને ઊંડો કૂવો. તેમાં જુગલીયાના અતિ બારીક વાળના અસંખ્ય ટુકડા કરીને તે કૂવામાં ઠાંસી ઠાંસીને ભર્યા હોય એના પર ચક્રવર્તિનું સૈન્ય ચાલ્યું જાય તો પણ વાળ ખસે નહિ એવા ઠાંસીને ભર્યા છે. એમાંથી સો-સો વર્ષે એકેક ટુકડો કાઢવામાં આવે. દા. ત. ૧૯૦૦ની સાલમાં એક ટુકડો કાઢયો હોય પછી ૨૦૦૦ની સાલમાં બીજો ટુકડો એમ કરતાં કરતાં કૂવો જ્યારે તદ્દન ખાલી થાય એમાં જેટલા વર્ષો લાગે એટલા વર્ષોનો એક પલ્યોપમ કાળ થાય. આ એક પલ્યોપમનું માપ કહ્યું તેવા ૩૩૦ ક્રોડાક્રોડી પલ્યોપમનું નાગેશ્રીએ દુઃખ ભોગવ્યું. આની સામે આટલી સ્થિતિ અનુત્તર વિમાનની છે પણ ત્યાં દેવ સુખ ભોગવે છે. અનુત્તરવિમાનના દેવના આયુષ્યનો આ કેટલો મોટો જંગી કાળ! એટલા મોટા જંગી કાળનું અનુપમ અથાગ સુખ, તે પણ છેવટે અંત પામનારું. એની આગળ આપણા બિંદુ જેવા ક્ષુદ્ર સુખનો કાળ શું વિસાતમાં? શું એના પર નિરાંત કરીને બેસવાનું! એને

બહુ મોટું કાયમી અને ભરપુર સુખ માની અભિમાન કરવાનું ? જ્ઞાની કહે છે સંસારની અનિત્યતા તો જુઓ! ઊંચા દેવતાઈ સુખ અને દિવ્યકાળ પણ અંત પામનારા! તે એકલું સુખ અને આયુષ્ય જ અનિત્ય છે? ના. જેની સાથે બાળરમત, મોહરમત કામરમતો ખેલી તેઓ તેમજ ઉપકારી શેઠ આદિના વારંવાર ગુણ ગાયા તે તથા જે સ્નેહી–સંબંધી સાથે પ્રેમની વાતો કરી, એમને કાયમી સ્નેહી માનીને નિરાંત લીધી, એ બધા પણ એક દિવસ ઊઠીને ચાલતા થઈ ગયા. અરે ! સગી આંખે કાયાને ભસ્મ થતી જોઈ તોય શું પોતાની જાતનો વિચાર આવ્યો કે હું પણ એકાએક ચાલ્યો જઇશ ! મારી કાયાની પણ રાખ થશે ! (શ્રોતામાંથી અવાજ : ના.) બંધુઓ ! આપણે તો એ સમજવું છે કે સાતમી નરકની અને અનુત્તર વિમાનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમની છે. પણ નરકમાં જીવ મહાન દુઃખ ભોગવે છે. નાગેશ્રી સાતમી નરકથી નીકળીને ત્રીજી વાર માછલીની પર્યાયમાં જન્મ પામી. ત્યાંથી શસ્ત્રથી વીંધાઈને તથા દાહથી પીડાઈને મરણ પામી અને છઠ્ઠી નરકમાં ૨૨ સાગરોપમની સ્થિતિએ ઉત્પન્ન થઈ. જુઓ, એકે ભવમાં તેને સુખ મળે તેવી ગતિ થતી નથી, પણ દુઃખ દુઃખ ને દુઃખ ભોગવે છે. છઠ્ઠી નરકથી નીકળીને ઉરપર સર્પ થઈ. ત્યાંથી નીકળીને કયાં જશે ને કર્મના વિપાક કેવા ભોગવશે તે ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** : ઋષિદત્તા ૧૮ વર્ષની થઇ છે. ઉંમર વધતાં એનું સૌંદર્ય ખીલી ઊઠયું છે. તેથી મોટો ભય છે કે કોઇ વનચર માણસ એને જોઈ જતાં એના પર ઉપદ્રવ કરે તો ? એટલે દીકરીના રક્ષણ ખાતર હરિષેણે એને અદશ્ય કરણની વિદ્યા શીખવી છે. એટલે બીજા માણસને દેખાઈ જતાં પોતે એ વિદ્યાના બળે અદશ્ય થઈ જાય.

આપણે આગળ વાત ચાલી છે કે કનકરથકુમાર પિતાના આગ્રહથી રૂક્ષ્મણી રાજ-કન્યાને પરણવા જઈ રહ્યો હતો. એમાં એને જંગલમાં રૂપાળી કન્યા દેખાઈ અને પાછી તરત એ અદશ્ય થઈ ગઈ. ત્યાં વળી નજીકમાં આશ્રમ દેખાયો. નાહીધોઈ સ્નાન કરીને તે આશ્રમમાં જતા એક વૃદ્ધ તાપસ અને પાછી પેલી કન્યા દેખાઈ. ત્યારે કનકરથકુમારે તે તાપસને પૂછયું. આપ કોણ છો ? અને અહીં જંગલમાં આ કન્યા કોણ છે? ત્યારે તે તાપસે હરિષેણ રાજાનો પ્રસંગ કહેવા માંડયો છે. તે હવે અહીં સુધી એની હકીકત કહી. હવે તાપસ રાજપુત્ર કનકરથને કહે છે હે ભાગ્યવાન ! એ હરિષેણ તાપસ હું પોતે છું અને ઋષિદત્તા મારી કન્યા છે. તમારા માણસોને અને તમને દેખાયા પછી તરત અદશ્ય થએલી તે વિદ્યાના પ્રતાપે. જેથી અજાણયા માણસ તરફથી શીલ પર આપત્તિનો પ્રસંગ ન આવે.

કનકરથકુમાર તાપસનો આખો અધિકાર સાંભળી દિગ્મૂઢ થઈ ગયો અને કહે છે ધન્ય તમારો અવતાર ! ધન્ય તમારું ચારિત્ર ! અહો ! આટલા સુખના સંયોગોમાં

પણ કેટલો જ્વલંત વૈરાગ્ય! આપે તો ત્યાગ કર્યો [illegible]કુમારની પ્રીતિમતીએ પણ સાથે ત્યાગ કર્યો. નાના બાળક સામું જોવા પણ ન રહ્યા. કેટલો ઉત્કૃષ્ટ વૈરાગ્ય! હે પ્રભુ! તો પછી અમને વૈરાગ્ય કેમ નહિ આવતો હોય! મહાન તાપસ કહે છે મહાનુભાવ! તમને આ વૈરાગ્યનું ચરિત્ર સાંભળવું ગમ્યું એ પણ તમારી વૈરાગ્યદશા બતાવે છે. વૈરાગ્યના પ્રસંગ સાંભળતા સાંભળતા કયાંય તમને અયોગ્ય લાગ્યું ખરું કે આવું કેમ મનાય? કેમ કરાય? ના. ઊલ્ટું માન થયું. આનંદ થયો. એ સૂચવે છે કે તમને પણ સંસારના સંયોગો રાગ કરવા જેવા નથી લાગતા. એ તમારી વૈરાગ્ય-દશા બતાવે છે. અંતરમાં વૈરાગ્ય દશા વિના વૈરાગ્યની વાત ગમે નહિ. કનકરથ કહે પ્રભુ! અમારાથી કેમ આવા દુઃખદ સંસારના સંયોગો છૂટતા નથી! તાપસ કહે એ માટે વીર્યોલ્લાસ જોઇએ છે. વૈરાગ્ય ટકાવી રાખવાથી એક દિવસ એ જરૂર પ્રગટ થશે. સાથે ત્યાગી પુરૂષોના સમાગમ કરતા રહેવું તેથી ત્યાગનું જરૂરી આંતરિક બળ વધતું રહેશે. અહીં જોવાની ખૂબી એ છે કે ઋષિદત્તા સામે ઊભી છે અને વાતચીત કરે છે છતાં રાજકુમારનું મન એના પર જતું નથી. જો મનમાંય એ નહિ તો પછી એના દર્શનની કે એના અંગેની વાતચીતની તો વાત જ શી? કુમારની આ સાત્વિક પ્રકૃતિ સૂચવે છે. સામે મનગમતા વિષય આવે એ વખતે સત્વ હોય તો જ એનો સ્વઇચ્છાએ ત્યાગ થાય. સત્વહીન જીવો અહીં ટકી શકતા નથી. પરસ્ત્રીને જોવામાં પણ લાગી જાય તો પછી અપરિણિત એવી એક કન્યા પર કુદૃષ્ટિ કરવાનું કેમ ચૂકે? તો હવે કન્યા માટે શું એમ પૂછયા વિના રહે?

ચંદનને ગમે તેટલું ઘસો તો શીતળતા આપે. એને ગમે તેટલું બાળો તો એ સુવાસ જ પ્રસરાવે. ગુલાબના ફૂલને ગમે તેટલું ચોળી નાંખો છતાં હાથને સુગંધી બનાવશે. સોનાને કસોટી પર ઘસો તો ચળકાટ આપે છે અને અગ્નિમાં ગમે તેટલું તપાવો તો પણ વધુ ને વધુ ચળકાટ આપે છે. રત્નને ગમે તેટલું ઘસો છતાં એ તેજ જ આપે છે. ત્યારે વિચારવું જોઈએ કે આવા એકેન્દ્રિય ફૂલ, રત્ન, ચંદન જેવા જીવ પણ જો ગુણ બતાવવાનું સત્વ ધરાવે છે, તો પછી હું તો પંચેન્દ્રિય માનવ, સત્વને ન કેળવું? જીવની મોટાઈ શેમાં? સત્વહીન બન્યા રહી કરમાવવામાં કે પ્રફુલ્લિત અને ઉજ્જવળ રહેવામાં? નાનીશી વાતમાં ક્રોધથી ધમધમવામાં કે મન શાંત રાખી ક્ષમાની ઉદારતા દાખવવામાં? શોભા કયાં? એક જરા રૂપાળી ભિખારણ સામે આવી, એના પર આંખો વળગાડી દેવામાં કે મોટી ઇન્દ્રાણી આવે છતાં એના પર સ્હેજ પણ મટકુંય ન મારવામાં? આત્માનું સૌંદર્ય અને ઉત્તમતા શામાં? ઇન્દ્રિઓ તથા મન પર સંયમ કેળવી ભલભલા વિષયોથી વિમુખ રહેવાનું સત્વ દાખવવામાં છે. કનકરથનો પ્રયત્ન સત્વ જાળવવાનો છે, તેથી કન્યાની સામે ન જોતાં કે એના અંગે કંઈ ન પૂછતાં વૈરાગ્ય અને ત્યાગનું પૂછે છે. ઋષિના સમજાવવાથી કુમારની સમજમાં આવી ગયું કે સંસાર પર વૈરાગ્ય થયા

પછી વિશિષ્ટ વીર્ય, સત્વ ફોરવવામાં આવે તો સંસારનો ત્યાગ થઈ શકે. પોતે એ સાંભળી એવું સત્વ, વીર્ય હવે કેમ પ્રગટે એના મનોરથો સેવે છે.

આ કનકરથ કુમારને જોઈને હરિષેણ તાપસના મનમાં એ ઇચ્છા થઇ કે આ રાજકુમાર ઋષિદત્તા માટે યોગ્ય છે. હવે તાપસ કનકરથ કુમારને કેવી રીતે વાત કરશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૫૧

પ્ર. ભાદરવા સુદ ૧૧ ને મંગળવાર તા. ૨૭-૮-૭૪

શાસન સમ્રાટ વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. સિદ્ધાંત અને જૈનદર્શનને સમજાવનાર સદ્‌ગુરૂઓ કહે છે ભાગ્યવાનો! આવું વીતરાગ શાસન મહાન ભાગ્યોદય હોય તો જ મળે. આજે આત્મા કયાં ભૂલ્યો છે? અનંત કાળથી પરિભ્રમણ કરતાં, દુઃખ વેઠતાં, આ અમૂલ્ય માનવભવ મહાન ભાગ્યોદયથી મળ્યો છે. આવો દુર્લભ માનવભવ પામીને કેવી આરાધના કરવી જોઈએ? નરમાંથી નારાયણ, ભક્તમાંથી ભગવાન, આત્મામાંથી પરમાત્મા બની શકાય તેવા માનવભવમાં કેવી આરાધના કરવી જોઈએ તે વાત તો હું આપની સમક્ષ ઘણી વાર કહી ગઈ છું. પાંજરાપોળના પશુઓને જોઈને કોઈક દિવસ વિચાર કરો. આ પશુ દુઃખિયારા કેમ અને હું સુખી કેમ? અરે, માનવજાતમાં વિચાર કરો કે હું રોજ સવારે ઊના ઊના ગાંઠીયા અને સાટા ખાઉં છું તો જેને રોટી પણ નહિ મળતી હોય તેનું શું થતું હશે? મારે રહેવા આલીશન ભવન અને કંઈકને રહેવા ઝુંપડું પણ નથી. સૂવા ઓટલો પણ નથી. માનવમાં કેટલાકને પગ નથી, આંખ નથી અને હું તો દેખતો છું, પગવાળો છું. આનું કારણ શું? તમને કોઈ પૂછે કે તું કોણ છે? કયાં રહે છે? તો તમે કહેશો કે હું દશા શ્રીમાળી જૈન વાણીયા. મહાવીર-બીલ્ડીંગમાં રહું છું. આ તમે કોની ઓળખાણ આપી? બારદાનની. માલને ઓળખ્યો નહિ. પણ હું કોણ? અનંત શક્તિનો ધણી આત્મા. જગતથી અનોખું તત્ત્વ મારામાં ભર્યું છે. આ કોની ઓળખાણ? માલની ઓળખાણ આપી. કેરીને જોઈને સ્વાદિષ્ટ કેરીના વખાણ કરે પણ તેના મૂળને ભૂલી જાય તો? મૂળ ભલે ધૂળમાં દાટયા છે પણ મૂળ હતું તો આંબો છે. તેમ તમે પૂર્વ જન્મમાં ધર્મનું બીજ વાવીને આવ્યા છો તો તેના ફળ રૂપે આ ભવમાં વૈભવ મળ્યો છે. અને જેણે ગત જન્મોમાં શુભ કાર્યો નથી કર્યા તે પોતાના અશુભ કર્મોથી દુઃખી છે,

તમને કોઈ પૂછે કે તું કોણ? હું ચૈતન્ય છું એવો ચમત્કારપૂર્વક અવાજ નીકળે છે? નથી નીકળતો, કારણ કે તેમાં રસ નથી. આત્મા મૂળને ભૂલી ગયો છે તેથી વખાણ કોના કરે? પુદ્ગલના. શરીરને સારું ને સુશોભિત બનાવવા પફ-પાવડર લગાડે. પણ બારદાનની કેટલી વધામણી? એકવાર ચેતનની વધામણી લઈ લો. તમે ભલે દશા-વીશા ઓળખાવતા હો પણ તમે આત્મા છો, જૈન છો. જૈન બન્યા વિના છૂટકારો નથી. વિનય-વિવેક-જ્ઞાનદર્શનને જીવનમાં જોડશો નહિ ત્યાં સુધી ઉદ્ધાર નથી. પશુઓના પોકાર ક્યાં તમારે સાંભળવા છે? હોસ્પિતાલમાં જુઓ રોગથી કેવા દર્દીઓ પીડાય છે? તમારે આ બધું અનુકૂળ છે, શેના કારણે? પૂર્વ ભવના શુભ કર્મના કારણે. ઘણાં ઘણાં દુઃખો સહન કરતાં આ માનવભવ મળ્યો છે. આ ભવમાં આત્મામાંથી પરમાત્મા બનાય. પરમાત્માનો પ્રતિનિધી સમ્યક્દર્શની આત્મા છે. તે વૈભવ વિલાસમાં આસક્ત થતો નથી. ચારિત્ર મોહનીય કર્મના કારણે છોડી ન શકે પણ સંસારના પદાર્થો પ્રત્યેથી આસક્તિ છોડી શકે. સમ્યક્ત્વી જીવ મોહમાયામાં રાચે માચે નહિ ને આસક્ત બને નહિ. તે બારદાનની ઓળખાણમાં માલને ભૂલી ન જાય. આ ગહન વાત કંઈક જીવોને સાંભળવી નહિ ગમે. લોહભસ્મ, સુવર્ણભસ્મ શરીરની કાંતિ લાવવાવાળી કોને અપાય? પહેલાં જેના મળની શુદ્ધિ થઇ ગઈ હોય તેને રસાયણ આપે તો સુવર્ણભસ્મ કંચન સમાન શરીર બનાવી દે. આવી સુંદર ભસ્મ પેટની હોજરીની શુદ્ધિ હોય તેને અપાય. તેમ સમ્યક્જ્ઞાન અને સમ્યક્દર્શન આ આધ્યાત્મિક રસાયણ કોને રૂચશે? જેના જીવનમાં અનુકંપા, દાનવૃત્તિ હોય તેને આ વાત રૂચશે પણ જેના નીતિ વ્યવહારના ઠેકાણાં ન હોય, પિતા-પુત્ર, ભાભી અને નણંદે કેમ રહેવું તેનું ભાન નથી, જેનામાં સહિષ્ણુતા નથી, સમભાવ નથી તેને સમ્યક્દર્શનની વાત રૂચે નહિ.

બંધુઓ! હવે કંઈક કરો. આ આરાધના કરવાની મહાન તક છે. વડનું નાનું બીજ સેંકડો ગાડાને છાયા કરે તેમ તમારું નાનું એવું દાન નીતિપૂર્વકનું હશે તો સેંકડો પાપ દૂર થશે. આ છોડવા જેવું છે. આ બધો પુન્નાઈનો ચમત્કાર છે. લક્ષ્મી સ્થાયી-સ્થિર કે ધ્રુવ નથી પણ આત્માની જ્ઞાન રૂપી લક્ષ્મી તો શાશ્વત છે. જેના હાથમાં બત્તી હોય તે ખાડામાં પડે? તેમ જેને જ્ઞાન હોય તે અન્યાય કરે ખરો? પરોપકાર કરતાં પાછો નહિ વળે. બહેનોનું સાચું ભૂષણ શિયળ છે પણ નાઈલોનના વસ્ત્ર નહિ. તમે તમારા દેહના પ્રદર્શન કરો છો. આ નાટક થીએટર નથી પણ વીતરાગ ભવન છે. અહીં આવીને આત્મદર્શન કરવાનું છે.

સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવતાં શાસ્ત્રકાર કહે છે કે સમ્યક્દૃષ્ટિ જીવનો ચોથા ગુણસ્થાનકથી આધ્યાત્મિક જીવનનો પ્રારંભ થાય છે. પણ અપચ્ચખાણાવરણીયાદિ

અશુભયોગ બધું જશે નહિ ત્યાં સુધી જીવ તેરમા ગુણસ્થાને પહોંચી શકશે નહિ. જે સમ્યક્ત્વી છે પણ નિયાણુ કરીને આવ્યા છે તેવા વાસુદેવ અવિરતિને છોડી શકતા નથી અવિરતી ખટકે છે છતાં છોડી શકતા નથી. સમ્યક્ત્વ આવ્યું એટલે ચોથું ગુણસ્થાનક આવ્યું. ચોથા ગુણસ્થાનકે આવ્યો એટલે મોક્ષનો પાયો નાંખ્યો. સમ્યક્ત્વ પામ્યા પછી પણ કંઈક જીવોને અર્ધ પુદ્દગલ પરાવર્તનકાળ રખડવાનું રહે છે. તો સમ્યક્ત્વ આવ્યા પછી એટલો કાળ પણ ખટકવો જોઈએ. જેમ સ્કુલમાં વિદ્યાર્થી પાસ થાય છતાં તે રાજી થતો નથી, તેને આનંદ હોતો નથી. કારણ કે તેને તો પાસ થવા સાથે પરિપૂર્ણ રીઝલ્ટ લાવવું હતું તે ન મળ્યું. તેમ સમ્યક્ત્વી આત્મા સમ્યકત્વ પામ્યો એટલેથી રાજી થતો નથી પણ તેને પરિપૂર્ણ રીઝલ્ટ એટલે મોક્ષમાં ન પહોંચે ત્યાં સુધી આનંદ હોતો નથી. જેમ કોઈ ગરીબ માણસના હાથમાં સત્તા આવી ગઈ પછી તે ભિખારી શા માટે રહે? તેમ જેના હાથમાં સમ્યક્ત્વનો પાવર આવી ગયો એ પાવર મોક્ષમાં પહોંચાડે તેવો છે તો પછી અર્ધપુદ્દગલ પરાવર્તનકાળ શા માટે રખડવું જોઈએ? જેને અવિરતિ ખટકતી ન હોય તેવા ઉપાશ્રયમાં આવીને બેસે તો પણ સામાયિક કરવાનું મન ન થાય. અવિરતિ ખટકે તે સંવરના ઘરમાં આવે, આશ્રવના ઘરમાં ન રહે. સુયગડાંગ સૂત્ર બોલે છે હે જીવો!

डहरा वुड्ढा य पासह गब्भत्था वि चयन्ति माणवा।
सेणे जह वट्टयं हरे, एवं आउक्खयंमि तुट्टइ। **સૂય-સૂ. અ-૨-ઉ-૧ ગાથા ૨**

બાળક હોય, વૃદ્ધ હોય કે ગર્ભનો જીવ હોય તો પણ તે પોતાના જીવનને છોડી દે છે ને મરણને શરણ થઈ જાય છે. કેવી રીતે? જેમ બાજ પક્ષી તિત્તર પક્ષી ઉપર ઝડપથી ત્રાપ મારે છે તેમ કાળરાજા પણ આપણા ઉપર ત્રાપ મારી રહ્યા છે કે કયારે આને ઝડપી લઉં! કાળ આગળ કોઈનું ચાલતું નથી. આ બતાવે છે કે કાળ ચપેટા દઈ રહ્યો છે, માટે હે ચેતન! જાગી જા. છ ખંડનો ધણી ભરત ચક્રવર્તી ચેતી ગયો. તેમને અવિરતિ ખટકી. અરિસા ભુવનમાં જતાં અવિરતિનું સ્વરૂપ સમજાતાં પામી ગયા. ઓળખવા જેવો આત્મા છે. અરરર! હું શરીરના શણગારમાં શરીરને શોભાવનારને ભૂલી ગયો! આ વિચારધારાએ ચઢતાં ત્યાં ને ત્યાં કેવળજ્ઞાન પામી ગયા. આજે જીવ ચેતનને ભૂલીને પુદ્દગલની રમતમાં રમી રહ્યો છે. આત્મા જાગશે ત્યારે ક્ષણે ક્ષણે ઉપયોગ રાખશે. હું આત્માને ભૂલી જતો નથી ને?

મહાભારતમાં જુગારમાં હારી જવાથી પાંડવોને ૧૪ વર્ષનો વનવાસ મળ્યો હતો. તેમાં ૧૩ વર્ષો વીતી ગયા. એક વર્ષ બાકી રહ્યું હતું. તે સમયમાં વનમાં ભટકતા યુધિષ્ઠિરને એક વખત ખૂબ તરસ લાગી. પાણી પાણી કરે છે. એટલે ભીમને કહે છે ભાઈ! મારા માટે પાણી લઈ આવ. ભીમ પાણીની શોધમાં દૂર દૂર સુધી નીકળી

ગયો. કયાંક પંખી ઉડતા હોય, બગલા દેખાતા હોય તો આ ચિહ્નો પરથી જણાઈ આવે કે અહીં જળાશય હશે. પણ એવા કોઈ ચિહ્ન દેખાતા નથી. બહુ દૂર જતાં એક વાવડી જોઈ. જેવો વાવડીમાંથી પાણી લેવા ગયો ત્યાં અંદરથી અવાજ આવ્યો– મારા પ્રશ્નોનો જવાબ આપ. પછી તને પાણી મળશે. જો જવાબ આપ્યા વિના પાણી મેળવવાની હિંમત કરશે તો પરિણામ સારું નહિ આવે. ભીમ વિચાર કરે છે મને રોકનાર કોણ છે? મારી શક્તિનો, મારા બળનો એને પરિચય નથી લાગતો તેથી મને બીવરાવવા માંગે છે. પરંતુ જીવનમાં ભય પામવો એ તો હું શીખ્યો નથી. એ શું કરી શકવાનો છે? એમ વિચારી પાણી લેવા જાય છે ત્યાં ફરીને અવાજ આવ્યો. છતાં ભીમ એ અવાજને ન ગણકારતાં પાણીનો સ્પર્શ કરવા જાય છે ત્યાં બેભાન કરીને તેને ફેંકી દીધો.

ભીમને ગયા ઘણો સમય થયો તેથી ધર્મરાજા ચિંતાતુર બની ગયા. મારો ભાઈ હજુ કેમ નથી આવ્યો? તેને ગમે તેટલી તરસ લાગી હશે છતાં પોતે પહેલા પીશે નહિ ને પડામાં પાણી લઈને અહીં આવશે. મને પીવરાવીને પછી તે પીશે. આટલો વિશ્વાસ ભાઈ પર. કયાં એ ભાઈના પ્રેમ! આટલા પ્રેમ હોવા છતાં એ સંસાર છોડીને નીકળી ગયા. છેવટે ધર્મરાજાએ અર્જુનને ભીમની શોધમાં મોકલ્યો. શોધતાં શોધતાં અર્જુન ભીમ છે ત્યાં પહોંચી ગયો. ભીમને બેભાન થયેલો જોઈને તે ખિન્ન થયો. તે વાવડીમાં પાણી લેવા જાય છે ત્યાં અવાજ આવ્યો. અર્જુન! ખોટી હિંમત ન કર. મારા પ્રશ્નનો જવાબ આપ્યા સિવાય પાણી લઈશ તો ભીમ જેવી તારી દશા થશે. અર્જુનના મનમાં માન હતું, કે હું મોટો બાણાવળી! મોટો ધનુર્ધારી! મને શું કરી શકવાનો છે? એમ વિચારી પાણી લેવા ગયો તો તેને પણ ભીમની માફક પછાડી દીધો. અર્જુનને ગયા ઘણો સમય થયો તેથી નકુળ અને સહદેવને મોકલે છે. બંને ભાઈ જાય છે. તે બંનેની પણ બે ભાઈ જેવી જ દશા થઈ ગઈ.

હવે ધર્મરાજાના ધૈર્યની સીમા સમાપ્ત થઈ. તેઓ જાતે જ ભાઈઓની અને પાણીની શોધમાં નીકળ્યા. ચાલતાં ચાલતાં તે વાવડી પાસે પહોંચે છે. ત્યાં શબ્દો સંભળાય છે. ધર્મરાજા! આપ આપના ભાઈઓની જેમ ઉતાવળ ન કરો. મારા પ્રશ્નનો જવાબ આપશો તો તમને પાણી મળશે અને તમારા ભાઈઓ પણ પુનર્જીવન પામશે. આ સાંભળી ધર્મરાજા કહે છે તમારે જે પૂછવાનું હોય તે પૂછો. યક્ષ પ્રશ્ન કરે છે.

"को मोदते? किमाश्चर्य? कः पन्थाः का च वार्तिका।
वद मे चतुर प्रश्नान् मृता जीवन्तु बान्धवा:॥"

હે યુધિષ્ઠિર! સુખી કોણ છે? આશ્ચર્ય શું છે? માર્ગ કયો છે અને વાત શી છે? આ ચાર પ્રશ્નોના જવાબ આપશો તો મૃતઃ જણાતા તમારા ભાઈઓ સજીવન

થઈ જશે. ધર્મરાજા કહે, ભાઈ! આ પ્રશ્નોના જવાબનું વિવેચન કરવા બેસું તો અહોરાત્રી પસાર થઈ જાય. માટે બધા પ્રશ્નોનો જવાબ સાર રૂપે તને કહું છું. સુખી કોણ? બાળક હોય, યુવાન હોય કે વૃદ્ધ હોય બધાને કાળરાજા ઝડપી લે છે. જ્યાં શરીર છે ત્યાં મૃત્યુ તો છે જ. આમાં સુખી કોણ? જે અશરીરી છે તે સંપૂર્ણ સુખી છે. બીજું આશ્ચર્ય તો એ છે કે પોતાના સગાસંબંધી અગર સ્વજનો મરી જાય ત્યારે ખંભે ચઢાવીને શ્મશાનમાં લઈ જઈ ત્યાં અગ્નિ સંસ્કાર કરે છે. તે મડદું ભડભડ સળગે છે. આટલું જોવા છતાં જીવ પોતાના માટે તો નિશ્ચિંત થઈને બેઠો હોય છે કે ભલે તે મરી ગયો પણ હું તો મરવાનો નથી.

**એક અચંબો આ દુનિયામાં મેં દીઠો, નાના મોટા સૌ માનવોમાં મેં દીઠો.**
**સૌ માને મારે જીવવાનું, મને મોત કદી નહિ મળવાનું,**
**સૌ આશા એવી રાખે છે, મૃત્યુ તો બીજાને માટે છે. સૌ માને મારે....**

જાણે અમરપટ્ટો લખાવીને આવ્યો હોય તેમ પાપ કર્યા કરે છે. કાળ આવીને કોળિયો કરી જશે. માટે હું ચેતી જાઉં એટલો વિચાર પણ નથી આવતો. એનાથી વધારે આશ્ચર્ય બીજું શું હોઈ શકે?

ત્રીજો પ્રશ્ન છે માર્ગ કયો? જે માર્ગે ઉત્તમ પુરૂષોએ પ્રયાણ કર્યું છે અને જે માર્ગે ચાલતાં જીવ મોક્ષરૂપી નગરમાં પહોંચે છે એ માર્ગ સાચો માર્ગ છે. અને ચોથો પ્રશ્ન છે વાત કઈ છે? મહામોહથી ભરપૂર એવી સંસારરૂપ કડાઈમાં કાળ ક્ષણે-ક્ષણે પ્રાણીઓને પકવી રહ્યો છે. સૂર્યરૂપી અગ્નિથી અને રાત–દિવસ રૂપ ઇંધન વડે એક ક્ષણ પણ અટકયા વગર કાળ પ્રાણીઓને પકવતો જાય છે. આ જ એક મોટી વાત છે. ધર્મરાજાના જવાબથી યક્ષને ખૂબ સંતોષ થયો. તે નિશ્ચેતન બનેલા ભાઈઓ પુનર્જીવન પામ્યા. આ પ્રશ્નોના જવાબ આપણા જીવનમાં ઉતારવા જેવા છે. આ ચાર બોલ બધા જીવને સમજવા જેવા છે. આજે પરમ ઉપકારી વ્યાખ્યાન વાચસ્પતિ, જૈન ધર્મના અમૂલ્ય રત્ન, મહાન વિભૂતિ બા.બ્ર. પૂ. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજ સાહેબની ૨૬ મી પુણ્યતિથિ છે. એ મહાન પુરૂષનું જીવન ઘણું ઉજ્જવળ અને રત્નની જેમ પ્રકાશમાન છે. તેમાંથી અહીં સંક્ષેપમાં આપની પાસે રજુ કરું છું.

ગુજરાતનું પાટનગર અમદાવાદ જેની મધ્યમાંથી પુણ્ય સલિલા સાબરમતી નદી પોતાનો શાંત પ્રવાહ વહેવડાવી રહી છે. તેના કિનારે ખંભાત સીમાડાનું ભાલેથાળા નામે ગામ છે. શૂરવીર એવા ગરાસીયા રજપૂતોની એ પુણ્યભૂમિ છે. ત્યાં જેતાભાઈ નામના રજપૂત કિશાન ગરાસીયા વસતા હતા. તેઓ ખૂબ સરળ અને પવિત્ર મનના હતા. જેમ પંકમાંથી પંકજ ઉત્પન્ન થાય તેમ જેતાભાઈને ત્યાં વિક્રમ સંવત ૧૯૪૨ ની સાલમાં કાર્તિક સુદ ૧૧ ના દિવસે એક પુત્રરત્નનો જન્મ થયો.

તેઓશ્રીનું જન્મ–નામ રવાભાઇ હતું. તેઓ બે ભાઈ અને એક બહેન હતા. માત પિતા ત્રણે સંતાનોને બાલ અવસ્થામાં મૂકી સ્વર્ગના પંથે ચાલ્યા ગયા. ધીમે ધીમે બાળકો મોટા થયા. એક વખત વટામણ આવતા ખંભાત સંપ્રદાયના પૂ. મહાસતીજીનો ઉપદેશ સાંભળતા રવાભાઈ વૈરાગ્ય રંગે રંગાઈ ગયા. તેમના પિતાનો ધર્મ સ્વામીનારાયણનો હતો. તેથી તેમને તેમના ધર્મના સાધુ બનાવવા ગઢડા લઈ ગયા અને તેમણે તેમના સંસાર ત્યાગના હૃદયના ભાવ જણાવ્યા. તે વખતે તેમને સ્વામીનારાયણના આચાર્યે કહ્યું કે તમારે અમારા પંથમાં બ્રહ્મચારી બનવું હોય તો તમારી માલ–મિલકત અમારા ભંડારમાં અર્પણ કરવી પડશે. તો જ અમારા પંથની દીક્ષા આપવામાં આવશે. રવાભાઈ આ સાંભળી વિચારમાં પડી ગયા કે આ શું ? જે લક્ષ્મી અનર્થને જન્માવનારી છે તેનો મોહ અને મમત્વ તો આ સાધુમાં પણ ભર્યો છે. માટે આ પંથે આત્મકલ્યાણ નહિ થઈ શકે.

**બાલ રવાભાઈનો પડકાર** :– રવાભાઈએ ગાદીપતિને જવાબ આપી દીધો કે મને તમારા પંથમાં આત્મકલ્યાણનો સાચો માર્ગ દેખાતો નથી. કેટલું મહાન આત્મમંથન ! કેવી અગાધ બુદ્ધિ ! તેર વર્ષના બાળકની કેવી હિંમત ! રવાભાઈ ફક્ત તેર વર્ષની ઉંમરે આટલું વિચારે છે ત્યારે તેમના ભાવિના ભણકારા કેટલા આનંદી અને પ્રભાવશાળી થશે ! ત્યાંથી પોતાના વતન પાછા ફર્યા. અને મહાસતીજીએ જે ઉપદેશ આપ્યો હતો તે ઉપદેશ તેમના મગજમાં ગૂંજવા લાગ્યો. આ બાળક વિચારે છે હવે હું એ મહાસતીજી પાસે જાઉં ! હવે મારે આ ઘરમાં રહેવું નથી. તેથી ખંભાત સંપ્રદાયના મહાસતીજી પાસે આવ્યા. અને તેમણે રવાભાઈને પૂ. ગુરૂદેવ છગનલાલજી મહારાજ પાસે ખંભાત અભ્યાસ કરવા મોકલ્યા.

**રવાભાઈને ગુરૂદેવનો ભેટો** :– ગુરૂદેવ મહાન પ્રતિભાશાળી, ખૂબ વિચિક્ષણ અને શક્તિશાળી હતા. તેઓ બાળકનું લલાટ જોતાં સમજી ગયા કે આ કોઈ અમૂલ્ય રત્ન છે. ગુરૂની સાનિધ્યમાં રહેતા તેર વર્ષના કિશોર રવાભાઈએ પંદર દિવસમાં સામાયિક–પ્રતિક્રમણ શીખી લીધા. એક વર્ષમાં તેમણે ઘણો અભ્યાસ કર્યો. અને ૧૪ વર્ષનો કિશોર દીક્ષા લેવા માટે તત્પર બન્યો. સગાં–સ્નેહીઓને સમજાવી વિક્રમ સંવત ૧૯૫૬ના મહા સુદ પાંચમ (વસંતપંચમી)ના દિવસે ખંભાતમાં ખૂબ ઉત્સાહપૂર્વક આ કિશોરે પૂજ્ય શ્રી છગનલાલજી મહારાજ સાહેબ પાસે દીક્ષા અંગીકાર કરી. રવાભાઈના ગુણ જોઈ તેમના ભાવિ જીવનને નીરખી ગુરૂદેવે તેમનું નામ રત્નચંદ્રજી આપ્યું.

રત્ન સમાન રત્નચંદ્રજી મહારાજ ગુરૂદેવની સાનિધ્યમાં રહી જ્ઞાનમાં ખૂબ આગળ વધ્યા. જેમ જેમ શાસ્ત્રજ્ઞાન સંપાદન કરતા ગયા તેમ તેમ તેમનામાં નમ્રતા અને વિનય ગુણ પ્રગટ થતા ગયા. ૧૯૯૫ના વૈશાખ વદી દશમના દિવસે તેમના ગુરૂદેવ સ્વર્ગવાસ પામ્યા. ખંભાત સંપ્રદાયનું સુકાન રત્નચંદ્રજી મહારાજના શિરે આવ્યું.

# વ્યાખ્યાન નં. ૫૨

પ્ર. ભાદરવા સુદ ૧૨ ને બુધવાર તા. ૨૮–૮–૭૪

અનંત જ્ઞાની મહાનપુરુષો આચારંગ સૂત્રમાં બોલે છે હે સુખાભિલાષી જીવો! તમે સુખની અભિલાષા સેવી રહ્યા છો પણ તે સુખ તારા આત્માની અંદર પડયું છે. અનંત સુખનો ખજાનો આત્મારૂપી તિજોરીમાં ભરેલો પડયો છે પછી બહાર શા માટે ફાંફાં મારે છે? "पुरिसा तुममेव तुमं मित्तं किं बहिया मित्तमिच्छसि ?" હે આત્મા! તું સ્વયં તારો મિત્ર છે. બહારના મિત્રની ઈચ્છા શા માટે કરે છે? બહારમાં કોઈ તારા મિત્ર કે શત્રુ નથી. આત્મા અનંત શક્તિ સંપન્ન છે. આત્મા જ પરમ મિત્ર છે. બહારના મિત્રોની શી આવશ્યકતા છે? જ્ઞાની કહે છે હે આત્મન્! તું જે કંઈ ઈચ્છે છે, અનંતકાળથી જે તારું લક્ષ્ય બની રહ્યું છે અને તું જે કંઈ મેળવવાને માટે ઝંખી રહ્યો છે તે તને બીજું કોઈ આપી શકવાનું નથી. પરંતુ તે તને તારી અંદરથી જ પ્રાપ્ત થશે. તું જેને શોધી રહ્યો છે તે સ્વયં તું જ છે, જે રીતે કસ્તુરીયો મૃગ પોતાની નાભીમાં રહેલી કસ્તુરીની સુગંધથી આકર્ષાઈને તેને મેળવવા માટે છલાંગો મારતો, ઠેકડા ભરતો દોડે છે અને આખા વનમાં ઘૂમે છે પરંતુ તેને તે સુગંધનું ઉત્પત્તિસ્થાન મળતું નથી. તે અજ્ઞાન મૃગને એ ખબર નથી કે જે સૌરભને માટે હું આટલી મહેનત કરું છું, જેના માટે ભાગાભાગ અને દોડાદોડ કરું છું તે સુગંધ તો મારામાં જ છે. હું જ તે સુગંધનું ઉત્પત્તિ સ્થાન છું. મારી જ સુગંધથી આખો વન-પ્રદેશ સુગંધિત છે. હું તેને મેળવવા માટે બહાર શોધું છું તો તે મને કયાંથી મળે? જે ચીજ પોતાની અંદર છે તે બહારથી કેવી રીતે મળી શકે? પરંતુ ભોળો, અજ્ઞાન મૃગલો પોતાની આંતરિક વસ્તુને બહાર શોધે છે. તેને મેળવવા માટે કેટલો પ્રયત્ન કરે છે પરંતુ જે અંદર પડયું છે તે તેને બહારથી કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? તેવી જ રીતે આત્મારૂપી મૃગ પોતાના સુખના સ્વરૂપને ભૂલી ગયો છે. અને બહારથી સુખ મેળવવાની આશા રાખે છે. તે સુખને બહાર શોધે છે. પરંતુ જે આત્માની વસ્તુ છે તે બહારથી કેવી રીતે મળી શકે? આત્મા અનંત સુખમય સ્વરૂપને ભૂલીને બાહ્ય પદાર્થોનું શરણું લે છે ત્યારે તે વાસનામાં ફસાઈ જાય છે. અને પોતાના સ્વરૂપથી દૂર થઈ જાય છે. એટલા માટે જ્ઞાની પુરૂષોએ આત્મશક્તિનું ભાન કરાવવા માટે કહ્યું છે કે તું જ તારો મિત્ર છે. તું બહારના મિત્રોની ઈચ્છા ન કર. આત્મામાં અનંતશક્તિ છે. તેમાં તું આત્મદર્શન કર. તેમાં તને અનંત શકિતનો સાગર લહેરાતો દેખાશે. જે સાંસારિક સહાય આપીને ઉપકાર કરે છે તે દ્રવ્યમિત્ર અથવા બાહ્યમિત્ર કહેવાય છે,

અહીંથી ચવવાનું નથી. આ વર્તમાનના રત્નોનો માલીક હું છું અને આ જ મારો મોક્ષ છે એમ માની લીધું. તે તો અવધિજ્ઞાનમાં નિહાળે તો નિહાળી શકે છે, છતાં વર્તમાન ભોગમાં આસક્ત થઈ જાય છે. આત્મા પર પદાર્થમાં તન્મય થતાં સ્વરૂપનું ભાન ભૂલી જાય છે. ઇન્દ્રિયજન્ય ભૌતિક સુખોમાં એકાકાર બની અતીન્દ્રિય સુખનો આધાર એવા આત્મા તરફ દૃષ્ટિ કરતો નથી. દેવોના સાગરોપમના આયુષ્યો વીતાવ્યા છતાં ભોગમાં જ રક્ત રહ્યો. ભગવાન દેશના આપે છે તે અવધિજ્ઞાનથી જાણવા છતાં કામભોગમાં રક્ત હોવાથી માને છે કે મને ટાઈમ નથી. કેટલાક પુણ્યશાળી સમકિતી દેવો જે પૂર્વે ઉચ્ચ સંસ્કારની જમાવટ કરીને આવ્યા છે તેઓ દેવના આ અનુકૂળ સંયોગોમાં આસકત નથી થતાં. તેમને ખબર પડે કે અમુક સ્થાને પ્રભુ બિરાજે છે ને દેશના આપે છે તો તરત તે દેશના સાંભળવા જાય છે. તેને પ્રભુની વાણીનો મહિમા ખૂબ હોય છે. જ્યાં સુધી વિષયોની રૂચી દૂર ન થાય અને આત્મા વીતરાગ આજ્ઞામાં લીન ન બને ત્યાં સુધી તે નિર્વાણ પદને પામી શકતો નથી. અનાદિકાળથી આત્મા વિષયોમાં રમે છે. હવે જો એકવાર વિષયોથી દૂર હઠી આત્મામાં લીન બને તો નિર્વાણ-પદનો પરવાનો પોતાનામાંથી મેળવી લે છે. પછી તે આત્મા સમજે કે સંસારનો કિનારો આવી ગયો. હવે અવશ્ય મોક્ષે જવાનો. એમ અંતરથી કોલ મળી જશે. એવો કોલ કયારે મળે? વીતરાગ વાણી સાંભળી સ્વસ્વરૂપને જાણી આત્મામાંથી જ્ઞાન–દર્શન–ચારિત્ર પ્રગટ કરે ત્યારે તેને કોલ મળી શકે.

જ્ઞાની તો કહે છે સર્પના ભય કરતાં તમને પાપનો ભય વધુ હોવો જોઈએ. સર્પ કદાચિત્ કરડી જાય તો એક ભવ બગાડે છે, પરંતુ પાપ તો અનેક ભવ વધારે છે. તેથી પાપ આત્મા માટે વધુ અહિતકર છે.

**श्री ब्रह्मदत्तो नर चक्रवर्ती, मृत्वा गत: सोऽपि हि सप्तमीय।**
**निर्गत्य तस्माद भव पङ्कमग्न: तत्रापि हेतुः किल पातकस्य ॥**

રાજા હોય કે રંક હોય પણ પાપ કોઈની શરમ રાખતું નથી. બ્રહ્મદત્ત ચક્રવર્તી છ ખંડના અધિપતિ હતા. તે ભોગમાં ખૂબ આસક્ત હતા. તેમના ભાઈ ચિત્ત મુનિએ તેને વિષયોથી વિરક્ત થવા સમજાવવામાં બાકી રાખ્યું નહિ. છતાં તેઓ ધર્મના માર્ગે સ્થિર થઈ શકયા નહિ. પૂર્વે કરેલા નિયાણાના નિકાચિત ફળના કારણે ધર્મનો માર્ગ તેમને બહુ વિષમ લાગ્યો અને તેથી કહેવત છે કે રાજેશ્વરી તે નરકેશ્વરી. તે પ્રમાણે તેઓ સાતમી નરકે ચાલ્યા ગયા. ખરેખર આ બધા પાપનાં પરિણામ છે માટે જીવે પાપથી ડરવું જોઇએ. આજે આ સંસારમાં ઘણા એવા હોંશિયાર માનવી છે કે જે સમય આવ્યે એવું બોલતા અચકાતા નથી કે ભગવાને તો સાત નરક જ બતાવી છે. કદાચ સાતથી વધારે હોત તો પણ અમોને ચિંતા નથી. ગમે તેટલું પાપ કરીએ તો

સાતમી નરકથી તો આગળ જવાનું નથી અને ત્યાં સુધી જવા માટેની તો અમારી તૈયારી છે. અમને ત્યાં સુધી જવાનો ભય નથી. આ રીતે બોલનારા જીવો વર્તમાનને જ જુએ છે. તેમને ધર્મમાં કે આત્મતત્ત્વમાં શ્રદ્ધા હોતી નથી. સંસારમાં પડયા છો તેથી પાપ કરવું પડે પણ પાપથી હૃદય ધ્રુજવું જોઈએ. પાપનો પશ્ચાત્તાપ થવો જોઈએ.

**પાપ ધોવા શું કરશો ? :** બંધુઓ ! પાપને સાફ કરવા, પાપની આલોચના કરવા માટે ભગવાને આવશ્યક સૂત્ર બતાવ્યું છે. આવશ્યક સૂત્ર એટલે પ્રતિક્રમણ. આખા દિવસમાં જે પાપ લાગ્યા હોય તે પાપોને યાદ કરી પાપનું પ્રક્ષાલન કરવા પ્રતિક્રમણ અવશ્ય કરવું જોઈએ. જેમ એક મહિનાનું મેલું કપડું હોય તો તેના પર કેટલો બધો મેલ જામી ગયો હોય છે. તેને ધોવા માટે મહેનત પણ ઘણી કરવી પડે છે. અને એક દિવસનું મેલું કપડું હોય તો જલ્દી સાફ થઇ જાય છે. તેમ પાપને સાફ કરવા વીતરાગ વાણીરૂપી સાબુ લઈ પાપરૂપી મેલને દૂર કરો. જો પ્રતિદિન લાગતા પાપની આલોચના કરવા, પાપનું પ્રક્ષાલન કરવા, પ્રતિક્રમણ નહિ કરો તો તે પાપો વધતા વધતા એક દિવસ ઉકરડાના ઢગલા સમાન થઈ જશે. અને આત્મા તેનાથી એવો ભારે થઈ જશે કે પછી આત્માને પાપના ભારથી હલકો બનાવવો મુશ્કેલ થઈ પડશે. મહિનાના મેલા કપડા ધોતા કેટલો શ્રમ પડે છે ? આ જીવે તો અનંત ભવોના પાપ ભેગાં કર્યાં છે છતાં હજુ જીવને વિચાર આવતો નથી. જીવ જાગતો નથી અને હજી અજ્ઞાનતાના કારણે વિષયસુખમાં આસક્ત થઈ પાપનું પોટલું બાંધે છે.

**આજ લાગે આ બંધન પ્યારા, કાલ બની જશે પાપના ભારા,**
**પાપના ભારે જો નૈયા ભરાશે, આશા ડુબી જશે તરવાની........**
**તું જાગ હવે તો અજ્ઞાની.**

સંસારી સુખો આજે જીવને પ્યારા લાગે છે પણ તે કાલે પાપના ભારા બની જશે. પાપના ભારથી જો આ જીવનનૈયા ભરાઈ જશે પછી તેની નૌકા ડૂબી જશે. માટે જ્ઞાની કહે છે અજ્ઞાની ! હવે તો જાગ. નરકગતિ અને તિર્યંચગતિના દુઃખો જો જીવ નજર સામે રાખે તો અવશ્ય પાપથી પાછો હઠે.

નાગેશ્રીએ કડવો આહાર વહોરાવી સાધુની ઘાત કરી તે કર્મોના ફળ તે કેવા ભોગવી રહી છે. નાગેશ્રી છઠ્ઠી નરકથી નીકળીને ઉરપર સર્પ થઈ. દરેક મત્સ્યના ભવમાં ને આ સર્પના ભવમાં પણ શસ્ત્રથી વીંધાઈને અને દાહથી પીડાઇને કાળના અવસરે કાળ કરીને ધૂમપ્રભા નામની પાંચમી નરકમાં ઉત્કૃષ્ટ ૧૭ સાગરની સ્થિતિએ ઉત્પન્ન થઈ. પછી શાસ્ત્રકાર લખે છે કે ગોશાલકની જેમ આનું વર્ણન જાણી લેવું. આની મતલબ એ છે કે પાંચમી નરકથી નીકળીને બીજી વખત ઉરપર સર્પ થઈ, ત્યાંથી કાળ કરીને ફરીને પાંચમી નરકે ઉત્કૃષ્ટ ૧૭ સાગરની સ્થિતિમાં નારકીપણે ઉત્પન્ન થઈ. ત્યાંથી કાળ કરી પંકપ્રભા નામની ચોથી નરકે ઉત્કૃષ્ટ ૧૦ સાગરની

સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઇ. ત્યાંથી નીકળીને સિંહ થઈ. ત્યાંથી મરીને બીજી વાર ચોથી નરકમાં ઉત્કૃષ્ટ ૧૦ સાગરની સ્થિતિએ નારકી થઇ. ચોથી નરકથી નીકળીને ફરીવાર સિંહ થઈ, ત્યાંથી મરણ પામીને વાલુકાપ્રભા નામની ત્રીજી નરકમાં ઉત્કૃષ્ટ સાત સાગરની સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઇ. ત્યાંથી નીકળીને પક્ષીઓના કુળમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી મરીને ફરી વાર ત્રીજી નરકે ઉત્કૃષ્ટ સ્થિતિએ ઉત્પન્ન થઇ. ત્યાંથી નીકળીને ફરીવાર તે પક્ષીઓના કુળમાં ઉત્પન્ન થઇ. ત્યાંથી મરીને શર્કરાપ્રભા નામની બીજી નરકમાં ત્રણ સાગરની ઉત્કૃષ્ટ સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઈ. ત્યાંથી નીકળીને સરીસૃપોમાં ઉત્પન્ન થઈ. ત્યાં શસ્ત્રથી વિંધાઇને તથા દાહથી પીડાઇને મરણ પામી. અને બીજી વાર બીજી નરકમાં ઉત્કૃષ્ટ સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઈ. ત્યાંથી કાળ કરી બીજી વાર સરીસૃપોમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી રત્નપ્રભા નામની પૃથ્વીમાં ઉત્કૃષ્ટ એક સાગરની સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઇ. ત્યાંની ભવ સ્થિતિ પૂરી કરીને તે ત્યાંથી નીકળીને સંજ્ઞી જીવોમાં, ત્યાંથી મરણ પામીને અસંજ્ઞી જીવોમાં અને ત્યાંથી મરણ પામીને બીજી વાર પહેલી નરકમાં એક પલ્યના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિએ નારકીપણે ઉત્પન્ન થઇ.

શાસ્ત્રકારે બતાવ્યું કે ગોશાલકની જેમ રત્નપ્રભા સુધી આનું વર્ણન જાણી લેવું. ગોશાલકને અંતકાળે પશ્ચાતાપ થયો કે અરેરે ! મેં ગુરૂ ધર્માચાર્ય મહાવીર પ્રભુની કેટલી બધી અવહેલણા કરી ? વિટંબણા કરી ? પોતાના પરિવાર સમક્ષ પોતાનું બધું પાપ પ્રગટ કરી દીધું. અંશ પણ ગુપ્ત ન રાખ્યું. પાપનો પશ્ચાતાપ કર્યો અને કહ્યું કે ભગવાન મહાવીર જ કેવળી છે. ભગવાન પર શ્રદ્ધા થઈ તેથી સમકિત પામ્યો અને પોતાના શિષ્યોને કહ્યું પણ ખરું કે કોઈ ગુરૂની હીલણા–નિંદા ન કરશો. આટલો પાપનો પોકાર કર્યો પણ ગુરૂ પાસે આલોચના ન કરી. એને એ ન સૂઝયું કે હું શિષ્યોને કહું કે મને લઈ જાઓ ભગવાન મહાવીર પાસે અથવા ભગવાનને અહીં બોલાવી લાવો. જેથી તેમની સમક્ષમાં હું પાપની આલોચના કરી પ્રાયશ્ચિત કરી લઉં. જે ભગવાનને મેં ગાળો દીધી છે, નિંદા કરી છે અને તેમના બે સાધુની ઘાત કરી છે. આવી ભયંકર ભૂલોની હું ભગવાન પાસે જઈ માફી માંગુ એવું તેને ન સૂઝયું. નહીં તો ગતિ આથી સારી થાત. જેની સાથે ઘર્ષણ કર્યું છે તેની પાસે જઈને ક્ષમા માંગવી જોઈએ. બીજી વાત એ કે જો ગોશાલક પાપનું પ્રાયશ્ચિત કરવા ભગવાન પાસે ગયો હોત તો સારી દુનિયા જાણત કે જેને ગાળો દેતો હતો તેવા ભગવાન પાસે ગોશાલક માફી માંગવા ગયો. માટે ભગવાન મોટા છે અને સાચા છે એવી પ્રતીતિ જનતા પર પડત. એ રીતે પણ તેને જવાની જરૂર હતી. જ્યારે પાપનો ખટકારો થશે ત્યારે જેની સાથે ઘર્ષણ થયું હશે તેની પાસે તરત પહોંચી જશે. ઘરમાં કચરો રાખવો નથી ગમતો તો પછી પાપનો કચરો કેમ ગમે ?

આત્મારૂપી ઘરમાં પાપના ઉકરડા ભેગા કર્યા છે છતાં પ્રતિક્રમણ કરવાનું મન નથી થતું. જયારે પાપ ઝેર કરતાં ભયંકર લાગશે ત્યારે પ્રતિક્રમણ કરવાનું મન થશે.

નાગેશ્રીનો અધિકાર ખૂબ સમજવા જેવો છે. એક સાધુ હત્યાના પાપે તે એકેકી નરકે બબ્બે વાર ગઈ. છતાં હજુ માનવ અવતાર મળ્યો નથી. રત્નપ્રભા નરકથી નીકળીને તે સંજ્ઞીમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી નીકળીને ખેચર પક્ષીની જાતિમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી નીકળીને કઠણ બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થઈ. તેમાં અનેક લાખ વાર ભવ ભ્રમણ કર્યું. ત્યાંથી પાંચ સ્થાવર કાયમાં અનેક ભવ સુધી ભ્રમણ કર્યું.

અનેક ભવો રખડી રખડીને અકામ નિર્જરા કરતા નાગેશ્રી બ્રાહ્મણીના જીવની પ્રકૃતિ કુણી પડવા લાગી. એનો જીવ માનવભવમાં આવવાનો અધિકારી બન્યો. નદીના પ્રવાહમાં ઘસાતો ઘસાતો પથ્થર જેમ ગોળ બની જાય છે તેમ નારકી અને તિર્યંચના દુઃખો ભોગવીને નાગેશ્રીનો આત્મા કુણો બની ગયો. આપે સાંભળ્યું ને? માનવભવમાં એક તપસ્વી મુનિની હત્યાના પાપે તેને કેટલી ભટકાવી?

"सा णं तओ ऽणंतरं उवट्टित्ता इहेव जंबुद्दीवे दीवे भारहेवासे चंपाए नयरीए सागरदत्तस्स सत्थवाहस्स भद्दाए भारियाए कुच्छिंसि दारियत्ताए पच्चायाया।"

ત્યાર પછી નાગેશ્રીનો આત્મા આ જંબુદ્વીપ નામના દ્વીપમાં આવેલા ભારતવર્ષ નામના ક્ષેત્રમાં વિદ્યમાન ચંપાનગરીમાં સાગરદત્ત શેઠની ધર્મપત્ની ભદ્રાની કુક્ષીમાં પુત્રી રૂપે અવતરી. નાગેશ્રીનો આત્મા હવે માનવ ભવ પામ્યો. માનવભવ મળવાના ચાર કારણો છે. पगइभद्दयाए–પ્રકૃતિની ભદ્રતા, पगइविणीयाए–પ્રકૃતિનો વિનીત ભાવ साणुकोसियाए–અનુકંપાભાવ, अमच्छरियाए–અમત્સર ભાવ. જીવમાં જયારે આ ચાર ગુણો આવે છે ત્યારે મનુષ્યભવ મળે છે. નાગેશ્રી માનવભવ પામી પણ પુરૂષપણું ન મળ્યું. સ્ત્રીપણું મળ્યું. કારણ કે પુરૂષપણું પ્રધાન ગણાય છે. નાગેશ્રીના અધિકારથી જીવને એ સમજવાનું છે કે ગમે તેવો પ્રસંગ આવે તો ત્રણ કાળમાં દેવ–ગુરૂ–ધર્મની અશાતના નહિ કરું. નિંદા નહિ કરું. આ મનુષ્ય જન્મમાં ભગવાને જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ, દાન–શીયળ–તપ–ભાવ એ આરાધના કરવા માટેના માર્ગ બતાવ્યા છે. આપ દીક્ષા ન લઈ શકો તો એટલી લાયકાત તો કેળવો કે તમારો માર્ગ ચોખ્ખો થઈ જાય અને આવતા ભવમાં નવ વર્ષની ઉંમરે દીક્ષા લેવાનું મન થાય. માટે જે બને તે કંઈક કરો. જ્ઞાનીએ તો અનેક માર્ગો બતાવ્યા છે. ગમે તે માર્ગે ચાલીને આત્માને પાપથી પાછો હઠાવવાની જરૂર છે. નાગેશ્રીનો આત્મા ભટકતો ભટકતો હવે ભદ્રા માતાની કુક્ષીમાં પુત્રીપણે આવીને ઉત્પન્ન થયો. હવે તેનો જન્મ થશે ને તે પુત્રીનું નામ શું પાડશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:**–તાપસ અને કનકરથ કુમારનો વાર્તાલાપ થઈ રહ્યો હતો ત્યારે

ઋષિદત્તા કુટીરના દ્વાર પાસે બેઠી હતી અને આ સુંદર રાજપુત્રને જોઈ રહી હતી. એના મનમાં એવા ભાવ થયા હતા કે જો આવો કોઈ રાજપુત્ર મને સ્વીકારી લે તો પિતાજીની ચિંતા દૂર થાય અને પિતાજીને જે તપ અને સાધના કરવી છે તે કરી શકે. આવો એક આશાભર્યો વિચાર ઋષિના અંતરમાં જાગ્યો હતો. એમને થયું હતું, કે આ રાજકુમાર ઋષિદત્તા માટે યોગ્ય છે, ગુણવાન છે અને સંસ્કારી પણ છે, પરંતુ એની ઈચ્છા જાણવી કેવી રીતે? તાપસમુનિએ વાતવાતમાં કહ્યું–વત્સ! મેં સંસારનો ત્યાગ કર્યો છે છતાં કન્યાનું બંધન મારા માર્ગને રૂંધી રહ્યું છે. આ છોકરી જો સમજીને તાપસપણું સ્વીકારે તો તે ઘણું ઉત્તમ છે, પણ તે તાપસપણું સ્વીકારે તેવું દેખાતું નથી. મારી કન્યા એક રાજપુત્રી હોવા છતાં મેં એને ખૂબ સંસ્કારી અને જ્ઞાન વડે સમૃદ્ધ કરી હોવા છતાં હું આ ઉપવન છોડીને અન્ય સ્થળે જઈ શકતો નથી. આજ કોઇ કર્મ સંયોગે તારા જેવા આદર્શ રાજપુત્રનો પરિચય થઇ ગયો અને મારા મનમાં એક વાત જાગી છે. કનકરથ કહે, આપ આજ્ઞા કરો, મારાથી આજ્ઞાનો સ્વીકાર થાય તેમ હશે તો હું આજ્ઞાનું પાલન કરીશ. તાપસે કહ્યું–વત્સ! હું મારી કન્યા તારા હાથમાં અર્પણ કરવા ઈચ્છું છું. પરંતુ એ પહેલાં તું ઋષિદત્તાનો પરિચય કરી લે અને જો તને તે સુયોગ્ય લાગે તો જેની પાસે કોઈ પ્રકારની ભૌતિક સંપત્તિ નથી એવા એક તાપસની કન્યાનું દાન સહર્ષ સ્વીકારી લે.

કનકરથ કહે, મહાત્મન્! ઋષિદત્તાને મેં આવતા જતા જોઈ છે. ત્યારથી મારા મનમાં પણ એવા ભાવ થયા છે કે મારી પરણવાની ઈચ્છા નહિ હોવા છતાં પિતાજીની આજ્ઞાથી રૂક્મણીને પરણવા જઈ રહ્યો છું. પિતાનો આગ્રહ મૂળ તો કોઈ કન્યા પરણી લેવાનો છે પછી એ ચાહે રૂક્મણી હોય કે ઋષિદત્તા હોય. એમાં રૂક્મણીને હજુ જોઈ નથી કે કાંઈ અનુભવ મળ્યો નથી. મારે તો પિતાજીની આજ્ઞાનું પાલન કરવું છે ને! તો આ ઋષિદત્તા જોઈને મને થયું કે મારે લગ્ન કરવા છે તો હું આ ઋષિ–કન્યા સાથે કરું. કારણ કે આ કન્યા ઋષિના આશ્રમમાં ઉછરી છે એટલે એનામાં ધર્મના સંસ્કાર સારા હોય. આવી સંસ્કારી કન્યા મળે તો મને પણ ધર્મમાં સહાયક બને. અને અમારું જીવન સંસારમાં રહેવા છતાં આદર્શ બને. આવા મારા મનમાં ભાવ જાગ્યા હતા. આપે મારા મનની વાત કરી છે. ઋષિદત્તાને કોઈ પ્રકારનો વાંધો ન હોય તો હું તેનો સ્વીકાર કરીને મારા જીવનને ધન્ય બનાવવા તૈયાર છું. હરિષેણ તાપસ વિચાર કરે છે આજ મારા મનનો ભાર હળવો થયો.

ઋષિદત્તા એક આર્યકન્યા છે. આ વખતે તે કુટીરના બારણામાં ઊભી હતી. કનકરથે તેના મુખ સામે જોયું કે તેના ભાવ શું છે? તેનું મુખ આનંદી અને ઉત્સાહવાળું હતું. તે સમજી ગયો કે ઋષિદત્તાની બરાબર સંમતિ છે. કનકરથ તે સમયે તરત ઊભો થઇ ગયો અને તાપસ મુનિના ચરણમાં નમી પડયો. હવે કનકરથ કુમાર અને ઋષિદત્તા બંને ત્યાં લગ્નસંબંધથી કેવી રીતે જોડાશે તે ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૫૩

પ્ર. ભાદરવા સુદ ૧૪ ને શુક્રવાર તા. ૩૦-૮-૭૪

અનંત ઉપકારી શાસનપતિ ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ વસુંધરા ઉપર વિચરતા વિચરતા આત્માના ઉત્થાન માટે ઘણું કહી ગયા છે કે આ સંસાર અસાર છે.

संसारम्मि असारे नत्थि सुहं वाहि वेअणा पउरे ।
जाणन्तो इह जीवो न कुणइ जिणदेसिअ धम्म ॥

તમને પૂછવામાં આવે કે સંસાર કેવો છે? તો તમે કહેશો કે સંસાર ખારો છે, પણ ખરેખરો ખારો લાગ્યો છે? ના, એ તો ઉપરથી ખારો પણ હૈયામાં સાકર જેવો ગળ્યો લાગે છે. મીઠા જેવો ખારો લાગતો નથી. સંસાર ખારો કોને લાગે? ઘરબાર, ધનવૈભવ, કુટુંબ કબીલાનો ત્યાગ કરી સંયમ લે તેને સંસાર ખારો લાગે. જેમ છાશનું વલોણું કરનાર બાઈ માખણ કાઢી લે તેમ સાર કાઢતા આવડતો હોય તો અસાર સંસારમાંથી આત્મા સાર કાઢી શકે છે.

સંસાર અસાર છે, ખારો છે, દાવાનળ જેવો છે. સંસાર રૂપી દાવાનળમાંથી બચવા માટે એની ભયંકરતામાંથી મુક્ત થવા માટે જ્ઞાની ભગવંતોએ અચિંત્ય માર્ગ બતાવ્યો છે. ચારિત્રનો અમોઘ પંથ મને ક્યારે મળે? એના સતત ચિંતન, મનન, અને પરિશીલનમાં ઓતપ્રોત બનવું જોઈએ. સંસારની અંદરથી સાર કાઢતાં શીખવું જોઈએ. જે આત્માઓ સંસારમાંથી સાર કાઢીને આદર્શરૂપ બની ગયા, જે જે મહાન વિભૂતિઓ બની તેઓ આપણા માર્ગદર્શક અને પ્રેરણારૂપ બની ગયા. તમારા સંસારના તમામ વ્યવહારમાં-ખાવાપીવામાં, પહેરવા ઓઢવામાં પણ સારાસાર મેળવી શકાય છે. તમારી સંસારની પ્રવૃત્તિઓમાં કલાકોના કલાકો અને દિવસોના દિવસો પસાર થઈ ગયા પણ તમે શું સાર કાઢયો? લક્ષ્મી કયાંથી લાવું ને કેમ ભેગી કરું તેની હાયવરાળમાં રાતદિવસ રચ્યાપચ્યા રહેતા, નથી ભૂખ લાગતી કે તરસ લાગતી, બસ એકજ ધૂન છે લક્ષ્મીની પાછળ ફના થવામાં કે ક્યારે લક્ષ્મી આવે? ક્યારે લાખોપતિ થાઉં! ક્યારે કરોડપતિ થાઉં? આમાં આત્માનો સાર શું કાઢયો? તમને સમયની કિંમત કયાં છે? દુકાન ખોલવાના ટાઈમમાં ફરક પડે તો આકુળ વ્યાકુળ થઈ જાવ. માથું ફરી જાય અને બધા ઉપર ગરમ થઈ જાવ. પરંતુ તમારા ભાગ્યોદયે ગામમાં સંત પધાર્યા હોય ત્યારે વીતરાગ વાણી સાંભળવા જતાં નવને બદલે સાડા નવ થઈ જાય, તો કેટલા આકુળ વ્યાકુળ થાવ? વીતરાગ વાણી સાંભળવાની પળ ચૂકી જશો તો આત્મા માટેનો સાર કાઢવાનો કાંઈ

શકશો નહિ. તમે રેલ્વે સ્ટેશને મોડા પહોંચો તો ગાડી ઊભી રહે ખરી? ના, ન ઊભી રહે. પછી ભલે ટિકિટ કઢાવેલી હોય કે રીઝર્વ હોય તો પણ નકામી થઈ જાય. બરાબર ને? પૈસા પાછા પણ ન મળે. ત્યાં તમે મોડા ના જાવ, કારણ કે ત્યાં સમય અને પૈસા બંનેની કિંમત છે. વીતરાગવાણી સાંભળવામાં મોડા પડો તો વીરવાણીની ગાડી ઉપડી જતી નથી. તે તમને ખબર છે તેથી હૈયામાં શાંતિ હોય. ઉચાટ ન હોય. રસ્તામાં મ્હાલતા-મ્હાલતા ગપ્પા મારતા આવો અને પછી આવીને બેસી જાવ. જે સંભળાયું તે ઠીક છે પણ ન સંભળાયું-ચાલ્યું ગયું તેનો હૈયે અફસોસ થાય ખરો? અને બીજે દિવસે સમય ચૂકી ન જવાય તેની કાળજી ખરી? કાળજી ન હોવાથી સમય પ્રમાદમાં પૂરો થઇ જાય છે.

ભગવાને ચાર જ્ઞાનના ધણી ગૌતમસ્વામીને પણ કહ્યુ. "समयं गोयम मा पमायए।" હે ગૌતમ! એક સમય માત્રનો પ્રમાદ ન કર. ગૌતમસ્વામી જેવા એક પળનો પ્રમાદ ન કરનારને ભગવાન મહાવીર પ્રમાદ ન કરવાનું કહેતા હતા. ત્યારે આપણા પ્રમાદની તો વાત જ ક્યાં? અમાપ પ્રમાદ આજે આપણામાં પેસી ગયો છે. ચર્મચક્ષુથી તો ગણત્રી જ ન થાય. બીજી બાજુ તમે સમય જાણવા શું રાખો છો? લગભગ ભાઈ-બહેનોના હાથે ઘડિયાળ જોવામાં આવે છે. તેમજ "Time to Time" સમયસર કામ કરનાર એવા ઘણાં હોય છે કે જે અથાગ પરિશ્રમ વડે કાર્યમાં રક્ત રહે છે. તેઓને પૂછો કે જીવનમાં સમયની કિંમત કેટલી? તો કોઈક તો એમ પણ કહે છે કે કિંમત સમયની નહિ પણ ફેશનની. પણ જ્યારે ફેશન જીવનને રાખ બનાવશે ત્યારે તેને સમયની મહત્તા સમજાશે. ફેશન વધી, પ્રમાદની લિમિટ ન રહી, રંગરાગ વધતો ગયો, અને મોહ આવીને ઘર કરી ગયો. આવી રંગીલી દુનિયામાં મોહનીય કર્મથી મૂંઝાયેલા આત્માને છૂટવા માટે કહીએ તો કહે કે હું શું કરું? કેવી રીતે છૂટું? આ સંસારને ઠોકર મારીને નીકળી જાઉં એવો વિચાર અમલમાં ન આવે તો ક્યાંથી છૂટી શકે? ઘેનની પડીકી લેનાર માનવીને ભાન રહેતું નથી. તેવી રીતે મોહની પડીકીથી મસ્ત થયેલાને સંસારમાં સારાસારનું ભાન રહેતું નથી. તેમાં પણ ધનની અને સત્તાની ખુમારી તો એટલી ભયંકર છે કે તે બીજા જીવોની ઘાત કરતા પણ પાછા પડતા નથી.

એક વાર ગામમાં મહાન સંત પધાર્યા. શેઠાણી શેઠને કહે-હવે તમે ઘણું ધન કમાયા, ઘણું મેળવ્યું. હવે એક દિવસ તો ગુરૂના દર્શન કરવા ચાલો. દિવસ ઉગ્યા વગર રહે અને શેઠાણી શેઠને કહ્યા વગર રહે. શેઠાણી વિચાર કરે છે કે હું જેને પરણીને આવી છું, જે મારા દેહનું પાલનપોષણ કરે છે તો તેવા મારા પતિના આત્માનું પોષણ થાય તે રીતે મારે કરવું જોઈએ. પત્ની સ્ત્રી પણ છે ને મિત્ર પણ છે. તેમ આ શેઠાણી મિત્રની જેમ શેઠને ખૂબ સમજાવે છે. પણ શેઠને ગળે વાત

ઉતરતી નથી. આ શેઠના માતા–પિતા નાનપણુમાં મૂકીને મૃત્યુ પામ્યા હતા. શેઠનું નામ લક્ષ્મીચંદ. પણુ લક્ષ્મીને અને એમને બારમો ચંદ્રમા. દૂરના કાકાએ એને ઉછેર્યો. મુંબઈમાં સામાન્ય નોકરી શોધતા જેને આકાશપાતાળ એક કરવા પડયા હતા. અણુધાર્યા જ પુણ્યપ્રતાપે એ મોટી મિલનો માલિક બની ગયો. તેથી પૈસાની ખુમારી આવી ગઈ. ધનના લોભમાં ધર્મને નેવે મૂકી દીધો. લક્ષ્મીની ખુમારી માણસ પાસે અનેક જાતનાં કુકર્મો કરાવે છે. પાપાચરણુ કરતાં એને પાછું વાળીને જોવાની ફુરસદ નથી હોતી.

એક દિવસ લક્ષ્મીચંદ શેઠ ખૂબ ઉદાસ થઈને બેઠા છે. અને ડુસકા ભરીને રડી રહ્યા છે. શેઠાણી વિચાર કરે છે કે, કોઈ દિવસ શેઠને ઉદાસ જોયા નથી. આજે સાવ હતાશ –નિરાશ થઈને કેમ બેઠા છે? પૂછે છે શેઠ! શું થયું? આટલું બધું શું છે? શેઠ કંઈ બોલતા નથી. એટલે શેઠાણી વિચાર કરે છે કે શેઠને કંઈક થઈ ગયું લાગે છે: માટે ડોકટરને બોલાવું. શેઠ ડોકટરને બોલાવવાની ના પાડે છે. કહે છે મારે એ ડોકટરની જરૂર નથી પણુ આત્મરોગ મટાડે તેવા ડોકટરને બોલાવવા છે. ડોકટર બહારની ટ્રીટમેન્ટ કરશે પણુ આત્માના રોગની દવા ડોકટર પાસે નથી. એના માટે સુગુરૂ જોઈશે. શેઠાણી કહે હું ગુરૂદેવને બોલાવું છું પણુ આપ આટલા બધા ગભરાયા છો શા માટે? શેઠ કહે–હમણાં એ વાત પૂછીશ નહિ. અંતરનું વેદન છે. હૈયામાં સમાતું નથી. શેઠાણી ગુરૂને બોલાવવા ગયા. દેહના દર્દ મટાડનાર ડોકટર નાકે નાકે બેઠા છે પણ આત્માના રોગ મટાડનાર સદ્ગુરૂ રૂપી ડોકટર સદ્ભાગ્યે મળે છે. જે પોતાનું ઉત્થાન કરે ને બીજાનું કરાવે. **"तिन्नाणं तारयाणं"** જે પોતે તરે ને બીજાને તરવાનો માર્ગ બતાવે. તેવા સંતની વાત છે. તેવા સંત સાચી વાત કહેતાં જરા ય પાછા ન પડે. ગુરૂદેવ પધાર્યા, તેમની પાસે શેઠ ખૂબ રડે છે.

હવે બન્યું છે શું? શેઠ કેમ ગભરાયા છે? આજે શેઠ આધુનિક સજાવટથી ભરેલી નવી મોટર લઈને ઘેરથી નીકળ્યા. રસ્તામાં એક ડોશીમા ગાડી સાથે ટકરાયા ને ત્યાં પડી ગયા. શેઠજી! મારો લાડકવાયો! ડોશીમા વધારે ન બોલી શકયા. સામે લોકોનું મોટું ટોળું ઉભેલું. ડોશીમાને પડતા જોઈ બધા દોડી આવ્યા. ડોશીમાને કેટલું વાગ્યું છે તે વાત બાજુમાં રહી ગઈ ને શેઠે ડ્રાયવરને કહ્યુ. ગાડી જલ્દી આગળ લઈ લે. આ સમયે ડોશીમા કહે, કંઈક માનવતા રાખો. આ શેઠ ગાડી લઈને છટકી ગયા પણુ ભેગો ખટકારો લેતા આવ્યા. હું કેવો નિર્દય! કેવો પાપી? ડોશીમાને કેવું વાગ્યું તે જોવા ઉભો પણુ ન રહ્યો. તેમની ખબર ન લીધી. આ સમયે ત્રણ ચાર વર્ષ પહેલાં બનેલો પ્રસંગ તેની આંખ સામે ખડો થયો. આ ડોશીમાને એક જ દીકરો હતો. કાળી મજુરી કરી દુઃખ વેઠીને ભણાવી ગણાવી તૈયાર કર્યો. તેને આ શેઠને ત્યાં મિલમાં નોકરી મૂકેલો. છોકરો ખૂબ હોંશિયાર.

મશીનરી બંધ થઈ ગઈ હોય તો તે ચાલુ કરી દે. પણ આ શેઠ લોભી અને ક્રોધી હતા. પૈસાનો નશો દારૂના નશા કરતાં પણ ભયંકર છે, મિલમાં કોઈની સ્હેજ ભૂલ થતી તો શેઠના શબ્દોનો સ્વાદ ચાખવા મળતો. શેઠ કંપાઉન્ડમાં દાખલ થયા ને દરવાજામાં પગ મૂકે એટલે આખું વાતાવરણ પલ્ટાઈ જતું. મિલના બધા કામદારો શેઠ આવે એટલે પારેવાની માફક ફફડવા લાગે. ડોશીમાનો દીકરો તેમનાથી જરા પણ ડરે નહિ. તે તો શેઠને કહે મારે તમારી નોકરી સાથે સંબંધ છે. આપ મને પૈસા આપો છો તેટલું કામ હું બરાબર કરું છું. મારી જવાબદારી બરાબર અદા કરું છું. જે શેઠ બીજાને કચડી નાંખે તે રીતે કચડાતો નહોતો. નીડર હતો.

એક દિવસ મશીનરી બગડી ગયેલી. તેથી બીજા દિવસે બધાના આવતા પહેલાં તે પહોંચી ગયો અને મશીનરી સાફ કરવા બેઠો. તે દિવસે શેઠ પણ બધાના પહેલાં જઈ પહોંચ્યા. શેઠ કહે શું કરે છે? છોકરો કહે હું મશીનરી સાફ કરું છું. ત્યાં શેઠે સીધી સ્વીચ દબાવી દીધી એટલે મશીનરીનું મોટું ચક્કર પેલા બાળકનું મોત બની આવ્યું ને તેને ભરખી ગયું. કેટલી નિર્દયતા! શેઠ ચીસો પાડવા લાગ્યા. અરરર! આ શું થયું? એક તો પાપ કર્યું ને પાછું પાપને ઢાંકવા ખોટી માયા અને દંભ ઊભા કર્યા. પણ પાપ તો છાપરે ચઢીને પોકારે છે. એક કામદારે સત્ય હકીકત વિધવા માતાને જણાવી. આ માતાનો કાળો કલ્પાંત કઠોર હૈયાને પણ કમકમાવે તેવો હતો. શેઠે વિધવા માતાને પાંચ હજાર લઈ ખાનગીમાં સમજી જવા સમજાવ્યું પણ માતા ન સમજી.

વિધવા માતા ન્યાયાલય સુધી જવા મક્કમ રહી. ગરીબોનો બેલી કોણ? કોર્ટમાં પણ ગરીબને ભાગ્યે જ ન્યાય મળતો હોય છે. શેઠે ૨૫૦૦૦ રૂા. નું પાણી કર્યું ને આબાદ બચી ગયા. કોર્ટમાં આખરી ફેંસલો આવ્યો હતો કે, તે કામ કરતાં કચરાઈ ગયો. શેઠે સ્વીચ ચાલુ કરી એવો પુરાવો જ નથી. એ પાપનો બદલો લેવા ઈચ્છતી વિધવા માતા તે દિવસથી ગાંડી બનીને જગતમાં જીવવા લાગી. કોર્ટમાં જીતેલા શેઠ કર્મની કોર્ટમાં હારી ગયા. ગરીબની દાઝ એમને છેવટે નડયા વિના ન રહી. તે કર્મનો બદલો મળે તેમ પંદર દિવસમાં જ એમનો એક દીકરો સુમન જેને ભણાવવા માટે અમેરિકા મોકલવાની વાત કરતા હતા તે એકસીડન્ટમાં ચાલ્યો ગયો. દીકરાના આઘાતથી શેઠને ભાન થયું કે મને દીકરો જતાં આટલો આઘાત લાગે છે તો તે વિધવા માતાનો એકનો એક લાડીલો ચાલ્યો ગયો તેને કેવું દુઃખ થતું હશે? એ દીકરાની મા મોટર સાથે ટકરાતા બોલી કે "હું તમને છોડી દઉં છું પણ કર્મો તમને નહિ છોડે." આ શબ્દો શેઠના કાને પડયા તેથી શેઠ ગભરાયા. મારા કર્મો મને નહિ છોડે. હવે મારે મારું પાપ પ્રગટ કરવું પડશે. આ પાપથી શેઠ મૂંઝાયા છે. તેથી પાપનું

પ્રાયશ્ચિત કરવા ગુરૂને બોલાવવા છે. અત્યારે છોકરો મશીનરીમાં પીલાઈ ગયો હોય તેવું દૃશ્ય તેમની નજર સમક્ષ ખડું થાય છે. અહો ! આ પાપ ભોગવવાં મારે નરકમાં જવું પડશે. ત્યાં તો અનેકવાર મને કાપશે, છેદશે, મારા ટુકડા કરી નાંખશે છતાં કોઈ બચાવવા નહિ આવે.

**શેઠનો અંતરનો પશ્ચાત્તાપ** : તેથી શેઠને ગુરૂને બોલાવીને તેમની પાસે પાપ પ્રગટ કરવું છે. અને પાપનું પ્રાયશ્ચિત કરવું છે. તેથી ગુરૂને બોલાવ્યા, સાથે કુટુંબને પણ બોલાવ્યું ને બધાની વચ્ચે શેઠ કહે છે હું નાલાયક છું, હલકામાં હલકો છું, પિશાચ છું, માનવીના પ્રાણ લેનારો છું. કદાચ તમને ખબર નહિ હોય પણ વિધવા માતાના લાડીલાને મેં મારી નાખ્યો છે. કસાઈ ઉઘાડા પાપ કરે છે, મેં છૂપા પાપ કર્યા છે. હું હત્યારો છું. ગુરૂદેવ ! જન્મીને સુકૃત આરાધ્યું નથી. આ હાથે એકનું જીવન રગદોળાયું છે ને એક જીવની હિંસા થઈ છે. કાળાં કર્મો કરવા છતાં જગતને ઉજળા પાસા બતાવવાનો ધંધો કર્યો છે. એ પાપકર્મને પખાળવા ગુરૂદેવ આજે આપની આગળ મારી અંતરવેદના રજુ કરવા માંગું છું. ડોશીમાના શબ્દો **"હું તને છોડું છું પણ તારા કર્મો તને નહિ છોડે."** એ શબ્દોએ શેઠને જાગૃત બનાવી દીધા. શેઠની વાતો સાંભળીને કોઈ કોઈ તો ગાળો દેવા લાગ્યા. અરરર આવો દુષ્ટ ! શેઠની આંખમાંથી પશ્ચાતાપના આંસુ વહી રહ્યા છે. પાપી પોતાના પાપને આ રીતે જગજાહેર મૂકે એ નાનીસૂની વાત નથી. જગત ધિક્કારે કે સન્માને એની આજે શેઠને પડી ન હતી. અશ્રુભીની આંખે શેઠે પોતાના પાપનું પ્રક્ષાલન કર્યું. આ સમયે શેઠને તાવ ઘણો આવતો હતો. તેથી અશક્તિ ખૂબ આવી ગઈ હતી. અને દિલમાં પાપનો ભયંકર આઘાત છે. શેઠ કહે હવે હું બચવાનો નથી. મને હવે જગતમાં જીવવાનો બહુ શોખ પણ રહ્યો નથી. મારી પાછળ કોઈ રડશો નહિ. પાપી પાછળ રડવાનું હોય નહિ. પેલી વિધવા માતાનું કંઈક કરજો. આ છેલ્લી શિખામણ પુત્રને આપી. અને શેઠ 'નમો અરિહંતાણં' બોલતા ઢળી પડયા. પાપ પ્રકાશિત કર્યા પછી જાણે પાપનો બોજો કંઈક ઓછો થયો હોય તેમ લાગ્યું. ગુરૂદેવે નવકાર મંત્ર સંભળાવ્યા. પાપના પચ્ચખાણ કરાવ્યા ને કરેલા પાપોની શુદ્ધિ કરાવી. નવકાર મંત્રનું સ્મરણ કરતાં શેઠ દેહ છોડીને ચાલ્યા ગયા. બંધુઓ ! ધન અને સત્તાની ખુમારીએ કેટલું દુષ્ટ કામ કરાવ્યું !

નાગેશ્રીનો આત્મા ઘણા દુઃખ ભોગવતો ભોગવતો હવે માનવજન્મ પામ્યો. ભદ્રા સાર્થવાહીના ગર્ભના નવ માસ અને સાડા સાત દિવસ પૂરા થઈ ચૂકયા ત્યારે તેણે પુત્રીને જન્મ આપ્યો. આ પુત્રી માતાપિતાને ખૂબ વહાલી છે. શેઠના ઘેર અઢળક સંપત્તિ છે. જો તેમને ચાર દીકરી હોત ને આ પાંચમી જન્મી હોત તો આટલું વહાલપણું ન રહેત. પણ આ શેઠને તો દીકરો-દીકરી કંઈ સંતાન નથી. આ પહેલી

જ જન્મી છે. તેથી બધાને ખૂબ પ્રિય છે. વળી આ પુત્રી અતીવ કોમળાંગી છે. રૂપ-રૂપનો અંબાર છે. હાથીના તાળવાનો ભાગ જેવો સુકોમળ હોય છે તેવી તે કોમળ હતી. જ્યારે તે બાર દિવસની થઈ ત્યારે તેના માતાપિતાએ **યથા નામ તથા ગુણઃ** એ કહેવત મુજબ ગુણોના આધારે નામ સંસ્કાર કરવાનો વિચાર કર્યો. વિચાર કર્યા બાદ તેઓએ આ પ્રમાણે વિચારીને કે આ મારી પુત્રી હાથીના તાળવા જેવી સુકોમળ છે માટે એનું નામ સુકુમાલિકા રાખીએ.

**"तए णं तीसे दारियाए अम्मावियरो नामधेज्जं करेन्ति सूकुमालियति।"**

તે કન્યાનું નામ સુકુમાલિકા રાખ્યું. નાગેશ્રીના આત્માએ દુઃખ ઘણું ભોગવ્યું. હવે સુખની ઝલક શરૂ થઈ છે. સુકુમાલિકાના રક્ષણ માટે માતાપિતાએ પાંચ ધાવ-માતાઓની નિમણુંક કરી. (૧) ક્ષીરધાત્રી–એ દૂધ પીવડાવનાર ધાય. (૨) મંડન ધાત્રી–વસ્ત્ર, માળા, અલંકાર, વગેરે પહેરાવનારી ધાય. (૩) અંકધાત્રી–પોતાના ખોળામાં બેસાડનારી ધાય. (૪) મજ્જન ધાત્રી–સ્નાન કરાવનારી ધાય. (૫) ક્રીડનધાત્રી–રમાડનારી. ધાય. આગળના સમયમાં ૧૮ દેશની દાસીઓ રાખતા હતા. તે દાસીઓના સમાગમમાં રહેતા, તે બાળક તેમની પાસેથી ૧૮ ભાષા શીખી જતો. છતાં માતા–પિતા સમજતા હતા કે દુનિયાની બધી કળાનું જ્ઞાન ગમે તેટલું મેળવ્યું હોય છતાં જીવનમાં ધર્મ-કળા નથી તો બધી કળા નકામી છે. આ સુકુમાલિકાને પાંચ ધાવમાતાઓ ખૂબ લાડકોડથી ઉછેરે છે. ધીમે ધીમે સુકુમાલિકા મોટી થાય છે. હજુ જે થોડા કર્મો બાકી રહ્યા છે તે આ ભવમાં કેવી રીતે ઉદયમાં આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ–** ઋષિદત્તાની સંમતિ જાણીને કનકરથે તેને સ્વીકારવાની હા પાડી અને ઊભો થઈને તાપસ મુનિના ચરણમાં ભાવપૂર્વક નમી પડયો. મુનિ હરિષેણે કુમારના મસ્તક ઉપર જમણો હાથ મૂકીને કહ્યું વત્સ ! ધર્મ તારું મંગળ કરે. તે જ સમયે બહાર ઉપવનમાંથી 'યુવરાજ, યુવરાજ'ના અવાજો સંભળાવવા માંડયા. યુવરાજે કહ્યું : મારા સાથીઓ શોધતા આ બાજુ આવી ગયા લાગે છે. હું એમને મળીને સૌની ચિંતાનું નિવારણ કરું. તાપસ કહે હા વત્સ ! આજનો દિવસ ઘણો ઉત્તમ છે. તારા સાથીઓને મંગલ સમાચાર આપી દે. યુવરાજ કુટીરની બહાર નીકળીને સ્વરની દિશા તરફ દોડયો અને દોડતાં દોડતાં બોલ્યો, મિત્રો ! હું અહીં છું. આપ ઊભા રહો. થોડા સમયમાં યુવરાજના મિત્રો દેખાયા. યુવરાજને જોતાં મિત્ર બોલી ઊઠયો. મિત્ર ! આકાશ સામે નજર કરો. સૂર્ય મસ્તક ઉપર આવી ગયો છે. કનકરથ કહે તમે પડાવમાં જાઓ. હું કુશળ છું એવા સમાચાર સાથે એક સંદેશો સહુને સંભળાવો. મારો લગ્નોત્સવ આ જ સ્થળે ગોધુલિક સમયે થવાનો છે. મંત્રીશ્વરને જલ્દી અહીં મોકલો. હું તેમને કેટલીક સૂચના આપવા ઈચ્છું છું.

આ અણચિંતવ્યા સમાચાર સાંભળીને આવેલા ત્રણેય મિત્રો અવાક્ બની ગયા. તેમના મનમાં થયું કે યુવરાજ અમારી મશ્કરી તો નહિ કરતા હોય ને ? આવા નિર્જન વનમાં લગ્નોત્સવ શેનો હોય ? કન્યા અહીં કયાંથી આવે ? લગ્નોત્સવ તો કંબેરી નગરીમાં થવાનો છે. મિત્રોને આશ્ચર્યમુગ્ધ બનેલા જોઈને કનકરથે કહ્યું મિત્રો! હું સત્ય કહું છું. તમે બધી વાત સાંભળશો ત્યારે ખૂબ પ્રસન્ન થશો. યુવરાજે ટૂંકમાં બધી વાત કહી અને જણાવી દીધું કે સંસારનું સર્વશ્રેષ્ઠ નારીરત્ન મને આ ઉપવન-માંથી મળી ગયું છે. હવે કંબેરી નગરી જવાની કોઈ આવશ્યકતા નથી.

મંત્રી અને સેનાપતિ બધા સૈનિકો સાથે કનકરથની શોધમાં નીકળ્યા હતા. તેઓ નિરાશ થઈને પાછા વળી રહ્યા હતા. કંબેરી નગરીના પાંચ માણસો જે આ લોકોની સાથે હતા તે કયા માર્ગેથી જવું તેની માહિતી આપી રહ્યા હતા. તેઓ પણ યુવરાજના એકાએક અદર્શનથી ભારે ચિંતામાં પડયા હતા. ત્યાં તો કુમારના મિત્રોએ આવીને શુભ સમાચાર આપી દીધા કે યુવરાજ અહીં લગ્ન કરવાના છે. તેમનો પ્રવાસ હવે અહીં પૂરો થાય છે. કુમારની શોધમાં ગયેલા મંત્રી અને સેનાપતિ હજુ પાછા ફર્યા ન હતા. બે ત્રણ કલાક પછી કનકરથ કુમાર પોતાના સૈનિકો સાથે પડા-વમાં આવ્યો. કુમારને જોઈને બધાએ તેને જયવિજય શબ્દોથી વધાવ્યો. બરાબર આ સમયે મંત્રી અને સેનાપતિ નિરાશ હૈયે પડાવમાં દાખલ થયા. તરત સૈનિકોએ તેમને યુવરાજના આગમનના અને આ સ્થળે લગ્નોત્સવ થવાનો છે એવા સમાચાર આપ્યા. આ સાંભળીને મંત્રી અવાક્ બની ગયો. તેના મનમાં થયું કે લગ્નોત્સવની કોઈ કલ્પના પણ નથી ને આ બધું કયાંથી ઉપસ્થિત થયું ? જો આ વાત સત્ય હોય તો કંબેરી નગરીના મહારાજાને ભારે દુઃખ થાય. એમ વિચારી તે કુમાર પાસે ગયા. મંત્રીને જોતાં જ યુવરાજે આનંદથી કહ્યું કે કાકા ! આપ કયાં ગયા હતા ? હું આપને કયારનો શોધી રહ્યો હતો. મંત્રી કહે હું અને સેનાપતિ આપની શોધ કરવા માટે ગયા હતા. અહીં આવીને જે વાત સાંભળી હતી તે કહી. કુમાર કહે આપે જે સાંભળ્યું તે સત્ય છે. ઉત્તમ વંશની એક રાજકન્યા સાથે આજે સંધ્યા સમયે મારા લગ્ન થવાના છે. બધું નિશ્ચિત થઈ ગયું છે. આપ તૈયારી કરો. અને નવવધૂને ભેટ આપવાના વસ્ત્રો લઈને મારા મિત્ર સાથે જલ્દી જાઓ.

મંત્રી કહે–પરંતુ આટલી ઉતાવળ શા માટે ? નિર્જન પ્રદેશમાં રાજકન્યા કયાંથી મળી ? કંબેરીના મહારાજાને કેટલું દુઃખ થશે ? વચ્ચે કુમારે કહ્યું–મેં બધો વિચાર કરી લીધો છે. મિત્રાવતી નગરીના મહારાજા હરિષેણ પોતાની એકની એક કન્યા ઋષિદત્તા સાથે વર્ષોથી તાપસ બનીને આ પ્રદેશમાં રહે છે. આજે એમનો પરિચય થયો અને એમની કન્યા મારા હૃદયમાં વસી ગઇ છે. માટે આપ વધુ સંશય રાખ્યા વગર જલ્દી બાજુના ઉપવનમાં જાઓ. મંત્રી કહે પણ કંબેરી નગરીની રાજકન્યા!

# વ્યાખ્યાન નં. ૫૪

## "કાયા ચલો હમારે સંગ"

પ્ર. ભાદરવા સુદ પુનમ ને શુક્રવાર તા. ૩૧-૮-૭૪

કરૂણા સાગર વીતરાગ દેવે દેહની પાછળ પાગલ બનેલાઓને ઉપદેશ આપ્યો કે તું જેની પાછળ વર્ષો સુધી ખુવાર થાય છે અને જેને પોષવા માટે નીતિ અનીતિનો વિવેક રાખતો નથી. માનવતાને નેવે મૂકી અધર્મનું આચરણ કરે છે, પાપના પોટલા બાંધે છે. જેના માટે આ કિંમતી હીરા જેવો માનવ ભવ ગુમાવે છે તે તારું શરીર કેવું છે? "इमं सरीरं अणिच्चं।" આ શરીર અનિત્ય છે. આ શરીરની દરેક અવસ્થા પ્રતિક્ષણે ચેતવણી આપે છે કે મારી પાછળ અંધ બની તારા સ્વરૂપની પણ વિચારણા કરતો નથી અને તારી દુકાનમાં કેવો માલ છે તેનો વિચાર કર્યા વિના બીજાના ઘરમાં ચોકી કરે છે. તો તું જો મારી માયા વિજળીના ચમકારા જેવી, ક્ષણિક સંધ્યાના રંગ જેવી છે. કાયાને વાચા નથી પણ તેમાંથી બોધ મેળવી શકાય છે. જ્ઞાની કહે છે તારું આ શરીર અનિત્ય છે. જ્ઞાની અનિત્યનો ઉપદેશ આપી શોક કરવાનું નથી કહેતા. પણ તારો ત્રિકાળ આત્મા ધ્રુવ છે. આત્માની અંદર સુખનો ખજાનો છે. તેની ઉપર મીટ માંડવા માટે, વાસ્તવિક ભંડાર મેળવવા માટે કહે છે.

બંધુઓ! આ દેહમાં શું ભર્યું છે? અશુચીમય પદાર્થો. શરીરની અંદર જે સાત ધાતુ છે તે સાત ધાતુને જુદી કરવામાં આવે છે. એક કુંડામાં લોહી, બીજામાં માંસ, ત્રીજામાં આંતર, ચોથામાં હાડકા, કાટમાળ તેમાં દરેકમાં તપાસો. તમારું તત્ત્વ શું છે? એમાં આ જ માલ ભર્યો છે. તે સિવાય બીજું કાંઈ નથી. જે અશુચીમય પદાર્થોથી ઉત્પન્ન થયું છે તે શુદ્ધ અને ચોકખું કેવી રીતે હોઈ શકે? જેનું મૂળ કારણ અશુચીમય, અપવિત્ર, દુર્ગંધી હોય તેનું કાર્ય પણ તેવું હોય છે. જેમ લોખંડમાંથી કાર્ય ઉત્પન્ન કરવામાં આવે તો કાર્ય લોખંડનું બને. આ શરીર અનિત્ય અને અશુચીમય છે એટલું જ નહિ પણ તેની પાછળનો મોહ જન્મ-જરા-મરણના પ્રચૂર દુઃખોને ઉત્પન્ન કરે છે, દેહની મમતા વારંવાર દેહને ધારણ કરાવે છે. કંઈક પાપાચરણો કરાવે છે. આ રીતે જ્ઞાનીપુરૂષો દેહની અનિત્યતા દેખાડી દેહનો મોહ છોડાવે છે ને કહે છે, બીજા પદાર્થો તે દેહથી અત્યંત જુદા છે. અરે! શરીર પણ તારું નથી તો બધા પદાર્થો સ્ત્રી, પુત્ર, ભાઈ, ભગિની, ઘરબાર, તિજોરી એમાંથી તારું

શું ? શરીર જ તારું નથી તો બીજી કઈ વસ્તુ તારી છે ? માટે દેહનો મોહ છોડી દે. દેહ પાછળ થતા અમૂલ્ય સમયનો વ્યય ન કરતા આત્મા માટે પુરૂષાર્થ કર. આત્માનો ધર્મ જ્ઞાન-દર્શન-ચારિત્ર છે તેને પ્રગટ કર. મમતા, વિકારો આદિ પરદષ્ટિ છે ત્યાં સુધી ચૈતન્યની ઓળખાણ નહિ થાય. માટે જન્મ-જરા-મરણની ખાણ રૂપ દેહની મમતા છોડી ધ્રુવ, ચૈતન્ય તત્વના ખજાનાને .નિર્ગ્રંથ ગુરૂનો સમાગમ કરી વીતરાગ વાણીનું શ્રવણ કરી તારા આત્માની ઓળખાણ કરી લે. પણ આત્મા મોહમાં એટલો મસ્ત છે કે જેમ એકદમ તપેલા લોખંડ પર પાણીનું બિંદુ પડે કે તરત તેનો નાશ થાય છે, તેમ ભગવાનની દિવ્યવાણી કાને અથડાય પણ સાંભળ્યા ન સાંભળ્યા બરાબર થઈ જાય છે. કારણ કે માનેલું મૂકવું નથી. પણ જ્ઞાની કહે છે માનેલું મૂકીશ નહિ, વીતરાગ વાણી હૃદયમાં ઉતારીશ નહિ ત્યાં સુધી તું સમજી શકીશ નહિ.

વીતરાગ ભગવાને જગતના જીવોને ઉપદેશ આપવામાં બાકી નથી રાખ્યો. આનંદઘનજી કહે છે **"કાયા ચલો હમારે સંગ."** જે વખતે ચેતન આ કાયામાંથી આયુષ્યની મુદત પૂરી થતાં ઉપડવાની તૈયારી કરે છે ત્યારે આત્મા કાયાને કહે છે ચલો અમારે સંગ. ત્યારે કાયા ના કહે છે, અરે ! તને ના પાડતા શરમ નથી આવતી ! કોઈ સજ્જન માનવી પોતાના પર ઉપકાર કરનારને ભૂલતો નથી. હે કાયા ! હું તારી તહેનાતમાં દિવસ-રાત તારી સેવામાં રહ્યો, ૭૦ વર્ષો સુધી તારું પોષણ કરવામાં શી કમીના રાખી કે તું અત્યારે ના કહે છે ! આત્મા ગમે તેટલું કહેશે પણ આ કાયા શું તેની સાથે જશે ખરી ? ( શ્રોતામાંથી અવાજઃ- નહિ જાય ). શાશ્વત આત્મા તો ચાલ્યો જશે ને નાશવંત કાયાનો અહીં નાશ થઈ જાય છે. માટે સમજો.

નાગેશ્રીનો આત્મા સુકુમાલિકાના ભવમાં આવ્યો. સુકુમાલિકાની કાયા કેટલી કોમળ છે ! જેમ હાથીના તાળવાનો ભાગ સુકોમળ હોય છે તેમ સુકુમાલિકાની કાયા એટલી કોમળ છે. સુંવાળી છે. માખણ જેવું સુંવાળું શરીર છે, છતાં એક દિવસે જવાનું તે જવાનું. આ શરીર નિત્ય નથી પણ અનિત્ય છે. માટે તેના પર રાગ રાખવાની જરૂર નથી પણ આરાધનામાં સહાયક બને તે માટે સાચવવાની જરૂર છે. અરે રાગના સંકલ્પો પણ કર્મો બંધાવે છે. બહુ રાગ-દ્વેષ, હરખ, ખેદ, વાસના આ બધા ચિત્તના પરિણામો છે. સાવધાન ન હોય અને જરા ચટણી પણ બહુ રાગ કરાવી જાય છે. એ રાગ એવો કે જો ચટણી ન હોત તો બધું ભોજન લૂખું લાગત. અને માત્ર ચટણી હોવાથી ભોજન ટેસ્ટદાર લાગે છે. વસ્તુની કિંમત નથી પણ અંદરની રાગદશા સતેજ છે. તો વિચારવા જેવું છે કે જેણે જીવનમાં બહુ જરૂરિયાતો ઊભી રાખી છે એના રાગના સંકલેશ કેટલા ? ભોજનમાં રોટી-દાળ ઉપરાંત શાક

જોઈએ. એટલેથી તો ન ચાલે પણ અથાણું, ચટણી, પાપડ અને મીઠાઈનો ટુકડો પણ જોઈએ. જેને આ લત છે તેને એ એકેકી ચીજ પર કેવો રાગ રહેવાનો? એમાં ઓછું વધતું મળ્યું તો ખેદ કેવો ? જેને આત્માનું ભાન છે તેને મળે તો ભલે ને ન મળે તો ભલે. તેવો આત્મા રાગ–દ્વેષ બંનેથી બચી જાય છે. તે તો એજ વિચાર કરે કે મેં આટલા વખતમાં કેટલા ખેદ, ઉદ્વેગ અને સંતાપ કર્યા? તમે જમવા બેઠા. ભાણામાં કેળાં લીધા પણ બધું ભેગું કરીને ખાધું તો વસ્તુનો રાગ નહિ થાય પણ મૂર્ચ્છા સહિત જમશે તો બટકે બટકે રાગનો દોષ લાગશે. કેરીની મોસમમાં કેરીનો રસ દૂધની જેમ એક સામટો થોડો જ ગટગટાવી જવાય છે? ના. એમાં રોટલી કે પુરીનું એકેક બટકું બોળી ટેસ્ટથી ખાતા ત્યાં એક ટંકના ભોજનમાં કેટલી વાર રાગના સંક્લેશ થવાના ? આ માપ જીવને નજર સામે નથી તેથી કંઈ પણ ભય વિના સ્વાદ ઉડાવ્યે જવાય છે. ત્યાં વિચાર કરો. ઉત્તમ માનવભવની કેટલી દુર્દશા? કેવી વિટંબણા !

સમ્યક્ દૃષ્ટિ જીવને પાપ કરવા પડતાં હોય તેથી કરે પણ તેનું હૃદય કંપી ઉઠે. તેને તો એમ જ થાય કે સંસારમાં છું તો મારે પાપ કરવા પડે છે. જો હું સંયમી બની જાઉં તો સર્વ જીવોની દયા પાળું અને સર્વ પાપથી બચી જાઉં. જેને પાપનો સંપૂર્ણ ભય નથી લાગ્યો તે આત્મા સંસારમાં રચ્યો પચ્યો રહે. ભગવાને સંસારને આગની ઉપમા આપી છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમાં બતાવ્યું છે કેઃ-

**जहा गेहे पलितम्मि, तस्स गेहस्स जो पहू ।**
**सारभण्डाणि नीणेइ, असारं अवउज्झइ ॥**
**एवं लोए पलित्तम्मि, जराए मरणेण य ।**
**अप्पाणं तारइस्सामि, तुब्भेहि अणुमन्निओ ॥**

ઉત્ત–સૂ–અ–૧૯ ગાથા ૨૨–૨૩.

જેમ કોઈના ઘરમાં આગ લાગી હોય ત્યારે તે ઘરધણી તેમાંથી કિંમતી વસ્તુ કાઢી લે છે તેમ આ લોક જન્મ, જરા અને મરણથી ભડકે બળી રહ્યો છે. તેમાં સમ્યક્દૃષ્ટિ આત્મા તો એ વિચાર કરે કે આ બળતા સંસારમાંથી નીકળીને હું સંયમ લઈ લઉં તો સર્વથા પાપથી છૂટી શકું. તેની રગેરગમાં ધર્મનો ગુંજારવ હોય. શરીર કરતાં આત્માની કિંમત વધુ હોય. શરીરનું રક્ષણ કરે પણ આત્મ સાધનમાં સહાયક બને તે દૃષ્ટિથી કરે પણ રાગ દશા ન હોય.

વીતરાગ વાણી પણ આપણને એ શીખવાડે છે. શરીર તો જન્મોજન્મ મળ્યા અને એને પાળ્યા. તેમાં આત્માનું ઘણું ગુમાવી દીધું. કેટલા કષ્ટો વેઠીને શરીરનું રક્ષણ કર્યું છતાં એ શરીરોએ કંઈ લીલુ વાળ્યું નહિ અને કંઈ ભલું ન કર્યું. ત્યારે

અહિંસા, સંયમ, બ્રહ્મચર્ય, દાન, દયા, ક્ષમાદિ ધર્મ એ કાંઈ બીજા જન્મમાં મળ્યા નહોતા. તો તે તને અહીં મળી ગયા છે તો હવે એનું પાલન કરી લેવામાં જીવનું ઘણું કલ્યાણ છે. ભલે કષ્ટ ભોગવવું પડે અને સમય આવ્યે શરીરને પણ જતું કરવું પડે. શરીર રાખીને ધર્મ ગુમાવ્યો એમાં કશું કલ્યાણ તો નહિ પણ ઉલ્ટું ભાવી દુઃખની પરંપરા. ત્યારે શરીર ગુમાવીને ધર્મ રાખ્યો તો એમાં મહા કલ્યાણ અને ભાવી સુખની પરંપરા. તો આવો કલ્યાણકારી સુખકર ધંધો શા માટે ન પકડી રાખવો? નાશવંતનું ગમે તેટલું જતન કરો તો પણ એક દિવસ જવાનું તે જવાનું છે. એના કરતાં જે મારા આત્મામાં અમર થઈ શકે એમ છે એવા વ્રત–ધર્મ અને વીતરાગ વચન પર શ્રદ્ધા એનું જતન કરું. બસ, જીનેશ્વર વચન અને તેમણે બતાવેલા ધર્મ પર જેણે દિલ જમાવી દીધું અને ધન–વિષયો–શરીર વગેરે પરથી દિલને ઉઠાડી લીધું એને ધર્મ સાચવતા આ શરીર, ધન, વિષયો પર આક્રમણ આવે તો તેને જરા પણ મૂંઝવણ ન હોય.

એક વખત રાજા કુમારપાળને નવરાત્રીમાં દેવી આવીને કહે છે: પરંપરાથી બોકડાનો ભોગ અપાતો આવ્યો છે તો તું પણ ભોગ આપ. રાજા કુમારપાળ આ સમયે જૈન-ધર્મ પામેલો હતો. તે પરંપરાને વળગી પડે તેવા ન હતા. બંધુઓ! જ્યાં અહિંસાનું પાલન થતું હોય ત્યાં પરંપરા રાખજો. પણ જે પરંપરામાં હિંસાના તાંડવ સર્જાતા હોય, ભયંકર પાપો થતા હોય એવી પરંપરાને વળગી રહેશો નહિ પણ છોડી દેજો. દેવીએ કુમારપાળને કહ્યું, તું બોકડાનો ભોગ આપ. નહિતર આ ત્રિશૂલના ઘાથી તમને મારી નાખીશ. ત્યારે કુમારપાળે શું કહ્યું? તે ધર્મથી ડગ્યા? લે, ભલે ત્યારે એક બોકડાનો ભોગ આપું છું એમ કહ્યું? ના. એ તો બોલ્યા: કાલે મારતી હોય તો ભલે આજે મને માર. દેવી! તું તો જીવોની માતા ગણાય. જીવો એ તારા બાળક ગણાય. છતાં તારે બાળકનો ભોગ લેવો છે તો તું દેવી નહિ પણ રાક્ષસણી છે. દીકરો ગમે તેવો કુપાત્ર હોય અને માતાને ખાવા પણ ન આપતો હોય છતાં તે માતા ક્યારે પણ દીકરાનું લોહી પીશે ખરી? (શ્રોતામાંથી અવાજ: ન જ પીવે) અને જે લોહી પીવે તે મા નહિ. અને તું મા થઈને દીકરાનું લોહી પીવા ઉઠી છે. પણ હું કોઈ પણ જીવનો ભોગ નહિ આપું. તારાથી થાય તે કરી લે. મારો દયા-ધર્મ નહિ છોડું.

**કુમારપાલ રાજાની કપરી કસોટી:**– દેવીએ તરત કુમારપાળના લલાટમાં ત્રિશૂળ મારી અસહ્ય કારમી વેદના ઉભી કરી અને કુમારપાળનું આખું શરીર કોઢિયું બનાવી દીધું. દેવીએ આટલી પરીક્ષા કરી છતાં તે ડગ્યો નહિ. દેવી કહે, બોલ હજુ માની જાય છે? તો સાજો કરી દઉં. તું માની જા તો તારી કાયા હતી તેવી સુંદર થઈ જશે. નહિતર સવારે લોકમાં ફજેત થઈશ કે જોયો આનો દયા ધર્મ? આ ફળ

મળ્યું. માટે દયા ધર્મને મૂકી દે. આટલું થવા છતાં કુમારપાળ ડગતા નથી. બોકડાનો ભોગ આપવા મંજુર થતા નથી. કેમ? આત્મામાં વીતરાગ વાણી સાથે અહિંસા ધર્મનો નાદ ગુંજી રહ્યો હતો.

બંધુઓ! જોજો હવે કુમારપાળ રાજાનું ધર્મ માટે પરાક્રમ. કુમારપાળે વિચાર કર્યો શું સવારે ધર્મની ફજેતી થવા દેવાની? ના. ના. રાજાએ તેમના મુખ્ય મંત્રીને બોલાવીને કહ્યું. મંત્રી! મને રોગનો ભય કે મૃત્યુની ચિંતા નથી. પણ સવારે મને લોકો રક્ત કોઢીયો જોશે તો લોકો શ્રદ્ધાથી ભ્રષ્ટ થઈ જશે. તેઓ બોલશે માતાનું કહ્યું ન માન્યું માટે આવું થયું. માટે સવાર પડતાં હું નશ્વર દેહનો ત્યાગ કરીશ. જેથી લોકો શ્રદ્ધાથી ભ્રષ્ટ ન થાય. જૈન ધર્મની શ્રદ્ધા માટે હું પ્રાણ દેવા તૈયાર છું. તે સમયે ગામમાં હેમચંદ્ર સુરીશ્વર મહારાજ બિરાજતા હતા ત્યાં મંત્રી પહોંચી ગયો અને બધી વાત કરીને પછી કહ્યું. કુમારપાળ રાજા કાયા વોસરાવી દે છે. ત્યારે ગુરૂએ કહ્યું તેમને કહેજો કે સ્હેજ વાર ખમી જાય. હેમચંદ્રસૂરીએ જોયું કે કુમારપાળની પરીક્ષા બરાબર થઇ છે છતાં તેની ધર્મ પ્રત્યેની શ્રદ્ધા મજબૂત છે. તેમને રોગનો કે મરણનો ભય નથી પણ મારા જૈન ધર્મને આંચ ન આવવી જોઈએ. એવી તેમની દૃઢ શ્રદ્ધા છે એટલે મંત્રીને કહે છે. તારા રાજાને કહેજે કે જેવી શ્રદ્ધા છે તેવી શ્રદ્ધામાં મસ્ત રહેજે તો છેવટે દેવીને નમવું પડશે પણ તને વાંધો આવવાનો નથી. કુમારપાળ રાજાએ મનમાં નિર્ણય કર્યો કે હવે મારે બહાર જવું જ નથી. બહાર જઉં તો લોકો મને જુએ ને? એના કરતાં ધ્યાન લગાવીને બેસી જાઉં. તેમણે શું વિચાર કર્યો? "इमं सरीरं अणिच्चं" આ શરીર અનિત્ય છે. વહેલા કે મોડા શરીર છૂટવાનું તે છૂટવાનું. તો એવા અનિત્ય શરીરના રક્ષણ માટે મારા શાશ્વત એવા ધર્મને શા માટે છોડી દઉં? ધર્મનું રક્ષણ કરતાં દેહ છૂટશે તો તેમાં મારું કલ્યાણ રહેલું છે. કેટલી ધર્મની અખૂટ શ્રદ્ધા? શરીરનો રાગ છૂટી ગયો. જ્યાં રાગ છે ત્યાં ત્યાગ નથી. ત્યાગ છે ત્યાં રાગ નથી.

એક દિવસ કાયાનો અને ચેતનનો સંવાદ ચાલ્યો. ચેતન કાયાને કહે છે કે તને પોષવા માટે મેં ઘણા પાપ કર્યા. તું માંદી પડી ત્યારે તારા માટે ડોકટરે ગમે તે દવા કહી, અરે ઈંડાંનું સેવન કરવાનું કહ્યું તો તે કરવા તૈયાર. તે વખતે હું જૈન છું, ખાનદાન કુટુંબમાં જન્મ્યો છું તેનું પણ ભાન ન રાખ્યું. લીધેલા વ્રતને નેવે મૂકયા. ડોકટરની આજ્ઞા પાસે વીતરાગની આજ્ઞા અભરાઈએ મૂકી દીધી. સાથે મચ્છીનું પણ સેવન. પક્ષીઓના માળાની શોધ કરાવી, ઇંડાં એકઠા કરાવ્યા અને કોડલીવરના તો ઈન્જેકશન લીધા. જ્યારે ઈંડાં, મચ્છી વિગેરેનો ઉપયોગ કર્યો ત્યારે કંદમૂળ તો મને સામાન્ય લાગ્યું. તેનો પણ ખૂબ ઉપયોગ કર્યો. મેં અનીતિનો પૈસો ભેગો કર્યો હતો તે તારા પોષણ માટે, તિજોરી ખાલી કરી. હોસ્પિતાલનો ઘણો ખર્ચો કબૂલ

કર્યો. તારી તહેનાતમાં આ પ્રમાણે રહ્યો તે આટલો મારો ઉપકાર માન. છતાં કાયા, હું તને કહું છું કે "ચલો હમારે સંગ" આટલા પાપ, જુલ્મ, અનીતિ કરીને તને ટકાવી રાખવા માટે ઓછા કષ્ટો સહન કર્યા નથી. આ તો તું ના પાડે છે તેથી તને સ્મરણ કરાવું છું. તારી ઇચ્છા ન હોય તો કાંઈ નહિ પણ જે સ્થાને હું જાઉં છું ત્યાં મૂકવા તો આવ. મહેમાન આવે તો તેને સ્ટેશને મૂકવા જાવ છો. તું એટલી સજ્જનતા તો બતાવ. ત્યારે કાયા કહે ચેતન! તું મૂર્ખ ન થા. મને ટકાવવા તેં પ્રયત્નો નથી કર્યા પણ તારામાં રહેલા રાગ–દ્વેષને પોષવા માટે કર્યા હતા. મેં તને ક્યાં કહ્યું હતું કે તું ઈંડાં, કોડલીવર આદિનો ઉપયોગ કર. તને જ્યારે રોગ થતો ત્યારે હું તને કહેતી હતી કે મારો સ્વભાવ આવો છે. પણ તું ન માને તેમાં મારો શો દોષ? તેં તારા રાગભાવને પોષવા કર્યું તો ભોગવ તારા પાપને. ચેતન કહે કાયા આમ ન ચાલે. તું મને નિરાશ ન કર. ત્યારે કાયા કહે છે ચાલ, તેં હઠ લીધી છે તો ભગવાન પાસે. તીર્થંકર સમોસરણમાં બેઠા હતા ત્યાં કાયા અને ચૈતન્ય બંને ગયા. બંનેએ દલીલો કરી. ભગવાન કોનો પક્ષ લે? બેમાંથી એકનો પક્ષ લેવા જાય તો રાગ–દ્વેષ થાય એટલે વીતરાગ ભગવાન કહે છે તમે બંને સ્વતંત્ર છો. કાયા કહે છે તે પણ સાચું છે. બિન પક્ષપાતથી દૃષ્ટિ સ્થિર રાખી વિચાર કર.

કાયા કહે છે અનાદિ અનંતકાળથી હું મારું સ્વક્ષેત્ર અને સ્વદ્રવ્યને છોડીને કદી કોઈનો પણ સંગ કરતી નથી. શું કહ્યું–સમજાયું! પુદ્‌ગલ દ્રવ્ય સ્વક્ષેત્ર–સ્વ-મર્યાદાને છોડીને ચેતનના બનતા નથી. કાયા કહે છે મારો અને એનો સંયોગ મમતાના કારણે અનાદિથી છે. પણ તેની પાસે અનંત ગુણનો ખજાનો છે તેમાંથી મને કાંઈ આપ્યું છે? નથી આપ્યું તો મારા પર શેનો ઉપકાર કર્યો છે? કારણ કે તે ચેતન દ્રવ્યના એક પણ ગુણ મારામાં આવતા નથી. મારો એક પણ પરમાણુ તેનામાં સંક્રમણ કરતો નથી. અહો ચૈતન્ય! તું વિચાર કર. તું કાયા પાસે કઈ જાતનો માલ લેવા ઈચ્છે છે? ત્રણે કાળમાં કાયા તારી થવાની નથી. કાયા કોઈની થઈ હોય તો સિદ્ધ ભગવાનનો શું ગુનો? માટે પ્રભુ! ચેતનદેવને સમજાવો. મારા પરની મમતા છોડે અને પોતાના માલને તપાસે. જેને આત્મા જોઈતો હોય તેને સંસાર હરામ કરવો પડશે. પણ અજ્ઞાનથી સ્વરૂપને ભૂલી પરને પોતાનું કરવા મથે છે. ચૈતન્ય અને કાયા બંનેના સંવાદમાંથી જ્ઞાની આપણને એ કહે છે કે આ મમતા છોડી દે. તારો પોતાનો માલ બીજે મળી શકે તેમ નથી. સ્ત્રી–પુત્ર, કામભોગ, સ્વર્ગનું સુખ આત્માની દુકાને મળતું નથી. હવે તારે શું જોઈએ છે? વિચાર કરીને જા. તે દુકાને તને મળી જશે. ભગવાને બંનેને સમજાવી દીધા. ઝઘડો પતી ગયો. ચૈતન્ય કહે, પ્રભુ! હું મોડો સમજ્યો, મેં કેટલા પાપ કર્યા? ચાર ગતિમાં રખડયો, કેટલીય માતા-ઓને રોવરાવી અને પોતે પણ બીજા માટે રડયો. તે આંસુથી સમુદ્ર ભરાય. મારે

મળ્યું. માટે દયા ધર્મને મૂકી દે. આટલું થવા છતાં કુમારપાળ ડગતા નથી. બોકડાનો ભોગ આપવા મંજુર થતા નથી. કેમ? આત્મામાં વીતરાગ વાણી સાથે અહિંસા ધર્મનો નાદ ગુંજી રહ્યો હતો.

બંધુઓ! જોજો હવે કુમારપાળ રાજાનું ધર્મ માટે પરાક્રમ. કુમારપાળે વિચાર કર્યો શું સવારે ધર્મની ફજેતી થવા દેવાની? ના. ના. રાજાએ તેમના મુખ્ય મંત્રીને બોલાવીને કહ્યું. મંત્રી! મને રોગનો ભય કે મૃત્યુની ચિંતા નથી. પણ સવારે મને લોકો રક્ત કોઢીયો જોશે તો લોકો શ્રદ્ધાથી ભ્રષ્ટ થઈ જશે. તેઓ બોલશે માતાનું કહ્યું ન માન્યું માટે આવું થયું. માટે સવાર પડતાં હું નશ્વર દેહનો ત્યાગ કરીશ. જેથી લોકો શ્રદ્ધાથી ભ્રષ્ટ ન થાય. જૈન ધર્મની શ્રદ્ધા માટે હું પ્રાણ દેવા તૈયાર છું. તે સમયે ગામમાં હેમચંદ્ર સુરીશ્વર મહારાજ બિરાજતા હતા ત્યાં મંત્રી પહોંચી ગયો અને બધી વાત કરીને પછી કહ્યું. કુમારપાળ રાજા કાયા વોસરાવી દે છે. ત્યારે ગુરૂએ કહ્યું તેમને કહેજો કે સ્હેજ વાર ખમી જાય. હેમચંદ્રસૂરીએ જોયું કે કુમારપાળની પરીક્ષા બરાબર થઇ છે છતાં તેની ધર્મ પ્રત્યેની શ્રદ્ધા મજબૂત છે. તેમને રોગનો કે મરણનો ભય નથી પણ મારા જૈન ધર્મને આંચ ન આવવી જોઈએ. એવી તેમની દઢ શ્રદ્ધા છે એટલે મંત્રીને કહે છે. તારા રાજાને કહેજે કે જેવી શ્રદ્ધા છે તેવી શ્રદ્ધામાં મસ્ત રહેજે તો છેવટે દેવીને નમવું પડશે પણ તને વાંધો આવવાનો નથી. કુમારપાળ રાજાએ મનમાં નિર્ણય કર્યો કે હવે મારે બહાર જવું જ નથી. બહાર જઉં તો લોકો મને જુએ ને? એના કરતાં ધ્યાન લગાવીને બેસી જાઉં. તેમણે શું વિચાર કર્યો? "इमं सरीरं अणिच्चं" આ શરીર અનિત્ય છે. વહેલા કે મોડા શરીર છૂટવાનું તે છૂટવાનું. તો એવા અનિત્ય શરીરના રક્ષણ માટે મારા શાશ્વત એવા ધર્મને શા માટે છોડી દઉં? ધર્મનું રક્ષણ કરતાં દેહ છૂટશે તો તેમાં મારું કલ્યાણ રહેલું છે. કેટલી ધર્મની અખૂટ શ્રદ્ધા? શરીરનો રાગ છૂટી ગયો. જ્યાં રાગ છે ત્યાં ત્યાગ નથી. ત્યાગ છે ત્યાં રાગ નથી.

એક દિવસ કાયાનો અને ચેતનનો સંવાદ ચાલ્યો. ચેતન કાયાને કહે છે કે તને પોષવા માટે મેં ઘણા પાપ કર્યા. તું માંદી પડી ત્યારે તારા માટે ડોકટરે ગમે તે દવા કહી, અરે ઈંડાંનું સેવન કરવાનું કહ્યું તો તે કરવા તૈયાર. તે વખતે હું જૈન છું, ખાનદાન કુટુંબમાં જન્મ્યો છું તેનું પણ ભાન ન રાખ્યું. લીધેલા વ્રતને નેવે મૂકયા. ડોકટરની આજ્ઞા પાસે વીતરાગની આજ્ઞા અભરાઈએ મૂકી દીધી. સાથે મચ્છીનું પણ સેવન. પક્ષીઓના માળાની શોધ કરાવી, ઇંડાં એકઠા કરાવ્યા અને કોડલીવરના તો ઈન્જેકશન લીધા. જ્યારે ઈંડાં, મચ્છી વિગેરેનો ઉપયોગ કર્યો ત્યારે કંદમૂળ તો મને સામાન્ય લાગ્યું. તેનો પણ ખૂબ ઉપયોગ કર્યો. મેં અનીતિનો પૈસો ભેગો કર્યો હતો તે તારા પોષણ માટે, તિજોરી ખાલી કરી. હોસ્પિતાલનો ઘણો ખર્ચો કબૂલ

હોય પૈસો કરતો ધનની આસક્તિના કારણે આર્તધ્યાનમાં મરીને જંગલી વાંદરો થયો. વાંદરો કેવો ? માણસને દેખે ને ફાડી ખાય એવો તોફાની. જ્યારે એ ઉત્તમ માનવ-ભવમાં હતો ત્યારે પણ એ હૈયાનો જડ, મનોવૃત્તિનો લોભી અને બાહ્ય પ્રવૃત્તિનો જંગલી હતો તો તિર્યંચના અવતારમાં પૂછવું જ શું ? માનવ જીવનમાં અધ્યાત્મ યોગને બદલે સેવેલી ભવાભિનંદિતાનું આ પરિણામ છે. આ વાંદરો જંગલમાં ઝાડ-પાન, ફળ-ફૂલ તોડે છે ને ધમાલ મચાવે છે.

બંધુઓ! પૂર્વે પાપ તો ઘણું કર્યું છે પણ ધનની આસક્તિથી દુર્ગતિમાં જવાય. એવી તેને શ્રદ્ધા હતી તો અહીં શું બન્યું ? એનું નસીબ કંઈક સીધું કે જંગલમાં મંગલ થયું. એક વખત ત્યાંથી મુનિઓનું વૃંદ પસાર થઇ રહ્યું હતું. તેમાં એક મુનિના પગમાં શૂળ વાગી ગઈ. તે એવી પેસી ગઈ કે કેમેય કરી નીકળતી નથી. પગ મંડાતો નથી. હવે શું કરવું ? તેથી આ મુનિ બધા સંતોને કહે-હજુ ગામ સાત માઇલ બાકી છે. આપ બધા શિષ્ય પરિવારને લઈને પધારો. મારા એકના કારણે આપ બધાને અન્નપાણી વિના કેવી રીતે રહી શકાય ? હું સાગારી સંથારો કરું છું. જો મને શૂળ નીકળી જશે ને પગ મંડાશે તો હું આવીશ. ગુરૂ કહે તને મૂકીને કેમ જવાય ? શિષ્ય ખૂબ સમજદાર હતો. તેમણે ગુરૂને તથા બીજા સંતોને પરાણે આગ્રહ કરીને મોકલી દીધા. કેવી ઉદારતા અને કેવી સમયજ્ઞતા ? સંતોના મનમાં એમ કે આપણે જલ્દી જઈએ ને ગામ આવે તો ઔષધ લઈને આવીએ. એમ વિચાર કરી બધા સંતો ગયા ને પેલા સંત એકલા રહ્યા. ત્યાં પેલો જંગલી વાંદરો કૂદકા ભરતો ત્યાં આવ્યો. તે ખૂબ તોફાની હતો પણ સંતને જોઇને ઠરી ગયો. એના મનમાં ઉહાપોહ જાગ્યો. અહો ! મેં મુનિને ક્યાંક જોયા છે. એમ વિચાર કરતા કરતા વાંદરાને જાતિસ્મરણ જ્ઞાન થઇ ગયું. અહો ! આ શું ? જંગલમાં મંગલ ! તેને પોતાનો પૂર્વભવ યાદ આવ્યો. તેમાં એને માનવભવમાં ધર્મસાધનાને બદલે કર્મસાધના કર્યાની ભૂલ સમજાઈ. એની ભયંકર સજા રૂપે મળેલ વર્તમાન જંગલી વાનરનો અધમ અવતાર ભારે અફસોસ કરાવી રહ્યો છે. અને અહીં એ જ પાછી કર્મસાધના. મોહ સાધના ચાલુ રહે તો એની મહાસજા રૂપે અધમ તિર્યંચના ભવોની પરંપરા કેવી ચાલે એનો વિચાર એને કંપાવી રહ્યો છે.

માણસને વિચાર થવો જોઈએ પણ વિચાર કેવો ? દીર્ઘ દૃષ્ટિનો ને આત્માના હિતાહિતનો. વાનર એક તિર્યંચ જનાવર છે. એને આવો વિચાર આવે તથા એ ભારે ખેદ કરાવે ને હૃદયને ધ્રુજાવી મૂકે તો માણસ જેવા માણસને તે પણ આર્ય મનુષ્યને આવો વિચાર નહિ ને આર્ય માનવભવ સાથે જિનશાસન મળ્યા છતાં એની આરાધના મૂકી મોહ સાધના કર્યાનો ખેદ નહિ. તેમજ એના પરિણામ રૂપે

ભાવી દુર્ગતિની પરંપરા આવે એની કલ્પના ય નહિ. જોજો અનાર્યને આ ન આવડે પણ આર્યને તો આ વિચાર, ખેદ અને કંપારી લાવવા હોય તો આવડે એ ન આવતા હોય તો સમજવું કે ભાવી મોટા કમ ભાગ્યની આગાહી છે. વાનરને જાતિ સ્મરણ જ્ઞાન થવાથી પૂર્વે કરેલી પાપ લીલા તેને દેખાવા લાગી. એ ધ્રુજી ઉઠયો અને રડવા લાગ્યો. પોતાને પૂર્વે કરેલાં દુષ્કર્મોનો અફસોસ થવા લાગ્યો.

**વાનરનો પશ્ચાતાપ**—જે ધનને મૂકીને અવશ્ય જવાનું છે એવા પૈસાની પાછળ પાગલ બનીને મેં કેવા ઘોર પાપ કર્યા? અત્યારે મને તેના ફળ ઉદયમાં આવ્યા છે. મનુષ્યભવમાં ધર્મ આરાધના કરીને પાપને છોડવાની અમૂલ્ય તક હતી. છતાં કંઈ ન કર્યું. હજુ પણ મેં પાપીએ નવા પાપ કરવાનું બંધ નથી કર્યું. અને જુના પાપ ખપાવવાનો ઉપાય ન કર્યો. હવે આ જંગલી પશુના ભવમાં મારા એ પાપ કેવી રીતે છૂટે? અહીં પણ લીલા ઝાડ–પાન તોડી મનુષ્યોને મારી પાપ કરવામાં કયાં બાકી રાખ્યું છે? હવે આ પશુના ભવમાં ધર્મ આરાધના શી કરું? હવે તો મારે અહીંથી નરકમાં જવું પડશે. ત્યાં મારી કેવી કરૂણ દશા થશે? હે ભગવાન! મારું શું થશે? આવા વિચારે વાંદરાની આંખમાં આંસુ આવી ગયા.

અહીં સંતના પગમાંથી લોહી નીકળે છે. કાંટો વાગેલો જુએ છે અને જાતિ-સ્મરણ જ્ઞાન થયું છે એટલે પૂર્વે કરેલું વૈદું યાદ આવ્યું છે. તેથી ખબર છે કે કયા દર્દ ઉપર કઈ ઔષધિનો પ્રયોગ કરાય? તે દોડતો જંગલમાં જઈ નિર્દોષ ઔષધિ લઇ આવ્યો ને સાધુના પગે લગાડવા લાગ્યો. આ સંત વિચાર કરે છે કે આ જંગલી વાંદરો શું કરે છે? પણ હવે તો જે થાય તે સમભાવે જોવું છે. વાંદરો ધીમે રહી પેલી ઔષધિ મુનિના પગ ઉપર ચોપડે છે. તો થોડીવારમાં કાંટો ઉપર આવી ગયો. ધીમે રહીને કાંટો ખેંચી કાઢયો. અને બીજી ઔષધિથી લોહી નીકળતું બંધ કરી દીધું ને ઘા ઉપર દવા લગાડી દીધી. સંત આ વાંદરાને રડતો જોઈ અને એનું કાર્ય જોઇ સમજી ગયા કે આ કોઈ માનવભવમાંથી ભવસાગરમાં ભૂલો પડેલો જીવ લાગે છે. એટલે સંતે તેને આશ્વાસન આપતાં ધર્મોપદેશ આપ્યો ને કહ્યું–આ જગતમાં પાપ કરવાની અને ભોગવવાની નવાઈ નથી. પણ જિનેશ્વર દેવના પ્રરૂપેલા ધર્મનું શુદ્ધ મનથી આરાધન કરવાથી અસંખ્ય ભવના પાપનો નાશ માત્ર એક ભવમાં કરી શકાય છે. માટે તું ધર્મની આરાધના કર. તું દેશાવગાસિક વ્રતનો ધર્મ કર એટલે જ્યારે જ્યારે તારાથી બને ત્યારે ત્યારે ક્ષેત્ર અને કાળની મર્યાદા કરી તારે ભગવાનના ધ્યાનમાં લીન બની જવું. અમુક સમય માટે આટલી હદથી બહાર ન જવું અને ધ્યાન ધરવું એવું વાંદરાએ વ્રત અંગીકાર કર્યું.

દેવાનુપ્રિયો! જુઓ, આ વાંદરાએ પણ વ્રત અંગીકાર કર્યું. તિર્યંચો પણ દેશવિરતિ બની શકે છે, તમે તો મનુષ્ય છો તેથી આગળ વધવું જોઈએ ને?

આવો નિયમ આપીને સંત તો ચાલ્યા ગયા. એક વખત વાંદરો વ્રત અંગીકાર કરીને એક પથ્થરની શીલા ઉપર બેઠો હતો. ત્યાં અચાનક એકાએક ભૂખ્યો સિંહ ગર્જના કરતો આવ્યો. પરંતુ વાનરને એ વ્રતથી એટલી જગ્યામાંથી બહાર જવાનું નથી. તેથી એ જરા પણ આકુળતા-વ્યાકુળતા કર્યા વિના ત્યાં જ બેસી રહે છે. બહાર જવાનું મન કરતો નથી. જીવવાનો મોહ રાખ્યો નથી તેમ મરણનો ડર નથી, પછી શું કામ ભાગવાનો વિચાર કરે? બંધુઓ! આ જગ્યાએ તમે હો તો શું કરો? (શ્રોતામાંથી અવાજઃ-ભાગાભાગ કરી મૂકે).

"**વાનરની વ્રત પ્રત્યેની શ્રદ્ધા અને દઢતાઃ**-ભૂખ્યો સિંહ એના પર તૂટી પડયો. વાંદરાએ સંપૂર્ણ પચ્ચખાણ લઈ લીધા. દાડમની કળીઓની જેમ સિંહ વાંદરાને ચાવી ગયો. મનમાં નવકારમંત્રનું સ્મરણ કરે છે. ને વિચાર કરે છે દેહ ચવાય છે પણ હું ચવાતો નથી. ગુરૂદેવ! આપ મને મળ્યા ન હોત તો તરવાનો માર્ગ મને કોણ બતાવત! ત્યાં સમકિત પામી ગયો. વાનર પોતાના વ્રત અને શુભ ધ્યાનમાં સ્થિર છે, તેથી વ્રત અને શુભ ધ્યાનના પ્રતાપે વાનર મરીને વૈમાનિક દેવ થાય છે. અને ત્યાં અવધિજ્ઞાનથી પેલા મુનિને જોઈ અહીં આવીને એમને દર્શન આપી પોતાની ઓળખ કરાવે છે. અને પછીથી એને શાસન પ્રભાવના કરવામાં સહાયક થાય છે. વાનર એક જનાવર હોવા છતાં સિંહના મુખમાં ચવાઇ જવાનો પ્રસંગ આવ્યો તો પણ એને ચિત્તમાં દ્વેષ કે હાયવોયનો સંકલેશ ન થયો. તો વૈમાનિક દેવ થયો. ત્યારે પૂર્વના વૈદના ભવમાં એણે ચિત્તમાં લોભનો સંકલેશ કર્યો હતો. એ સંકલેશે એને વાનર બનાવ્યો. જયારે અહીં પોતાના શરીરને સિંહ જડબા વચ્ચે દાડમની કળીઓની જેમ ચાવી ખાય છતાં જરા પણ વ્યાકુળતા નહિં કેમ? વીતરાગવાણીનો પાવર તેનામાં આવી ગયો હતો, તેથી મરીને વૈમાનિક દેવ થયો. ત્યાંથી ચ્યવીને મનુષ્યભવમાં વિદ્યાધરોનો સમ્રાટ રાજા બન્યો તથા જૈન-શાસનનો મહાન આરાધક ને પ્રભાવક થયો. તે અલ્પકાળમાં મોક્ષે જશે. જુઓ, વાનરપણામાં પણ કેવી સાધના કરી! જયારે આત્મા જાગે છે ત્યારે કેટલું પામી જાય છે. પણ પ્રથમ શ્રદ્ધા જોઇએ.

રાજા કુમારપાળની ધર્મની શ્રદ્ધા કેટલી દઢ હતી! કદાચ મારા રાજયનો ને મારા પરિવારનો નાશ થઈ જાય તો પણ મારા ધર્મને આંચ નહિ આવવા દઉં. જે નાશવંત છે તેનો નાશ થવાનો છે. કુમારપાળની આટલી દઢ શ્રદ્ધાના બળે દેવીને નમવું પડયું ને તેમના ચરણમાં પડી માફી માંગવા લાગી. ભગવાનનો સાચો શ્રાવક દેવનો ડગાવ્યો પણ ડગે નહિ. કુમારપાળ રાજાનું શરીર હતું તેવું બની ગયું. એક અહિંસા-ધર્મનું રક્ષણ કરવા માટે દેહનું પણ બલિદાન દેવા તૈયાર થયા. આવી રીતે આત્માને જગાડવાની જરૂર છે.

નાગેશ્રીનો આત્મા સુકુમાલિકા પુત્રીપણે ઉત્પન્ન થયો. ત્યાં કાયા ઘણી સુકોમળ ને સંપત્તિ અઢળક મળી. પહેલાના જીવો ઘણી સંપત્તિ મળવા છતાં પછી એનો ત્યાગ કરીને સંયમ લેતા હતા. ભગવાન મહાવીર સ્વામીનો આત્મા ત્રેવીસમા ભવમાં પ્રિય મિત્ર ચક્રવર્તી તરીકે મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ્યો હતો. એટલે આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું. તેમાં અમુક લાખ પૂર્વ ચક્રવર્તીપણાની સાહ્યબી ભોગવે છે. એટલું બધું લાભ અને ભોગનું પુણ્ય લઈને આવ્યા છે. છતાં ખૂબી જુઓ કે એટલા બધા ભોગવટા પછીએ સંસારમાં મુગ્ધ નથી બની જતા. પણ છેલ્લા એક ક્રોડ વર્ષ બાકી રહેતા પ્રિયમિત્ર ચક્રવર્તી વૈરાગ્ય વિકસાવી સંસાર ત્યાગ કરી ચારિત્ર લે છે. આજના જીવોની દશા કેવી છે ? ઘણો કાળ સુખ ભોગવ્યા પછી તે તેમાં એટલો આસક્ત થઈ જાય છે કે ત્યાગની વાતોથી ભડકે છે. મનમાં નક્કી કરે કે આપણાથી આ જીવનમાં ત્યાગ–ચારિત્ર કાંઈ બની શકે નહિ. જ્ઞાની કહે છે આ જીવનમાં કંઈ કરવા જેવું હોય તો ચારિત્ર. ભગવાન મહાવીરે નંદરાજાના ભવમાં ૧૧ લાખ ૮૧ હજાર માસખમણ કર્યા. તે એમ ને એમ મહાવીર નથી થયા. આગલા જન્મોની સાધના અને મહાવીરના ભવમાં પણ ઉગ્ર સાધના કરી ત્યારે મહાવીર બન્યા છે.

સુકુમાલિકાને પાંચ ધાવ માતાઓથી ઉછેરવામાં આવે છે. તે ધીમે ધીમે મોટી થઈ. ભણીગણીને હોશિયાર થઈને યુવાનીમાં પ્રવેશ કર્યો. હજુ તેના થોડાં કર્મો બાકી છે તે કેવી રીતે ઉદયમાં આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.-૫૫

પ્ર. ભાદરવા વદ ૧ ને રવીવાર તા. ૧–૯–૭૪

શાસ્ત્રકાર ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રમાં વૈરાગ્યરસથી ભરપૂર અનિત્ય ભાવના, અશુચી ભાવના અને સંસાર ભાવનાનું ખૂબ સુંદર વર્ણન કર્યું છે. મૃગાપુત્ર દીક્ષા લેવા નીકળ્યા ત્યારે તેમની માતાએ શું કહ્યું–

**सुहोइओ तुमं पुत्ता, सुकुमालो सुमज्जिओ ।**
**न हु सी पभू तुमं पुत्ता, सामण्ण मणुपालिया ॥**

ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૩૫

હે પુત્ર ! તું સુખ ભોગવવા યોગ્ય છે; સુકુમાલ છે અને હમેંશા અલંકૃત રહેવા યોગ્ય છે. તું સંયમ પાળવા યોગ્ય નથી.

મૃગાપુત્રની માતા કહે છે હે દીકરા! તારી કાયા ખૂબ સુકોમળ મખમલ જેવી સુંવાળી છે. તું એક આંગળીનો બોજો સહન કરી શકે તેમ નથી. આપણા ઘરમાં હીરામાણેકથી જડેલા ભોંયતળિયા છે છતાં તેના પર ઉઘાડા પગે ચાલ્યો નથી તો સંયમ માર્ગમાં તો ખુલ્લા પગે ચાલવું પડશે. રસ્તામાં કાંટા–કાંકરા, ખાડા, ટેકરા આવશે ત્યારે તારા પગના સુંવાળા તળીયા તે કેમ સહન કરી શકશે? તારાથી ખુલ્લા પગે નહિ ચલાય. સંયમ એ નાના છોકરાના ખેલ નથી. જીવન સાટાના ખેલ છે. સંયમ માર્ગમાં ગમે તેવા ઉપસર્ગ આવશે તો પણ તેને સમભાવથી સહન કરવા પડશે. તારી કાયા તો ખૂબ સુકોમળ છે. તું કેવી રીતે સંયમ પાળી શકીશ?

માતાના આ વચનો સાંભળી મૃગાપુત્ર કહે છે હે માતા! "इमं सरीरं अणिच्चं असुइ असुइ संभवं। આ શરીર કેવું છે? નિત્ય નથી પણ અનિત્ય છે. વળી અશુચી-અશુચીથી ભરેલું છે. તું આ શરીરના બહારના રૂપરંગને જોવે છે પણ અંદરથી તે કેવું છે? શરીરનો અંદરનો ભાગ જુવે તો તું ત્યાં ઊભી પણ ન રહે. જેમાં સારો માલ છે જ નહિ. જેની અંદર કાંઈ સાર નથી. આ શરીરનો સ્વભાવ તો તેની અંદર નાંખેલા શુદ્ધ પદાર્થોને પણ અશુદ્ધ બનાવવાનો છે. હે માતા! તું જે શરીર પર રાગ રાખે છે. જેના પર મોહ કરે છે તેના લાલનપાલન માટે સંસારમાં મૂર્ખતાભર્યા અનેક કાર્યો જીવે અજ્ઞાનતાથી કર્યા છે, તારા કુળને અને ચૈતન્યની ખાનદાનીને ન છાજે તેવી પ્રવૃત્તિઓ કરી છે. આ શરીર અનિત્ય છે. સંયોગો ક્ષણભંગુર છે. આ વિષયો એ પણ સંધ્યાના રંગ જેવા નશ્વર છે. નિત્ય એક આત્મા છે. નિત્ય આત્માને ઓળખવા માટે નિત્યાનિત્યનો વિવેક કરી લેવો જોઈએ. સંસારના બધા પદાર્થો અનિત્ય છે. પણ આનંદમૂર્તિ વિજ્ઞાનઘન એક મારો આત્મા નિત્ય છે. તેની અંદર અખૂટ આનંદ ભરેલો છે. તેનો વિશ્વાસ કરવા જેવો છે. અનંત ગુણનો પિંડ, આનંદનો ભંડાર, એવા આત્માનું લક્ષ રાખ્યા વગર, આત્મા પર શ્રદ્ધા કર્યા વિના ગમે તેટલી અનિત્ય ભાવના ભાવે તો કાંઈ વળવાનું નથી. અનિત્ય શરીરે નિત્યના ભાવોને ભૂલવાડી દીધા છે.

બંધુઓ! મૃગાપુત્રે માતાની સમક્ષ શરીરની અનિત્યતાનું આબેહૂબ ચિત્ર રજુ કરી દીધું. પણ તમને તેના જેવા ભાવ કોઈ દિવસ આવે છે ખરા કે હું નિત્ય આત્માને ભૂલી અનિત્ય એવા શરીરની પાછળ પાગલ બની રાત–દિવસ તેને સાચવવા માટે પાપો કરું છું. આ અનિત્ય શરીરનો રાગ રાખવા જેવો નથી. જો અનિત્ય શરીરનો રાગ છૂટે તો નિત્ય એવા આત્માનો રાગ થાય. અનિત્ય ભાવના ભાવી નિત્ય આત્માને જ્ઞાની ભૂલતા નથી. સંવર તત્ત્વના જે ૫૭ ભેદ છે. તેમાં ૧૨ ભાવના છે તે સંયમની પુષ્ટિ માટે અને ઉપયોગને સ્થિર કરવા માટે છે. જૈન દર્શન કહે છે વસ્તુ પર્યાયથી અનિત્ય છે ને દ્રવ્યથી નિત્ય છે. અજ્ઞાની આત્મા પર્યાયમાં મૂઢ બન્યો છે. સંયોગોમાં

નાગેશ્રીનો આત્મા સુકુમાલિકા પુત્રીપણે ઉત્પન્ન થયો. ત્યાં કાયા ઘણી સુકોમળ ને સંપત્તિ અઢળક મળી. પહેલાના જીવો ઘણી સંપત્તિ મળવા છતાં પછી એનો ત્યાગ કરીને સંયમ લેતા હતા. ભગવાન મહાવીર સ્વામીનો આત્મા ત્રેવીસમા ભવમાં પ્રિય મિત્ર ચક્રવર્તી તરીકે મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ્યો હતો. એટલે આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું. તેમાં અમુક લાખ પૂર્વ ચક્રવર્તીપણાની સાહ્યબી ભોગવે છે. એટલું બધું લાભ અને ભોગનું પુણ્ય લઈને આવ્યા છે. છતાં ખૂબી જુઓ કે એટલા બધા ભોગવટા પછીએ સંસારમાં મુગ્ધ નથી બની જતા. પણ છેલ્લા એક ક્રોડ વર્ષ બાકી રહેતા પ્રિયમિત્ર ચક્રવર્તી વૈરાગ્ય વિકસાવી સંસાર ત્યાગ કરી ચારિત્ર લે છે. આજના જીવોની દશા કેવી છે? ઘણો કાળ સુખ ભોગવ્યા પછી તે તેમાં એટલો આસક્ત થઈ જાય છે કે ત્યાગની વાતોથી ભડકે છે. મનમાં નક્કી કરે કે આપણાથી આ જીવનમાં ત્યાગ–ચારિત્ર કાંઈ બની શકે નહિ. જ્ઞાની કહે છે આ જીવનમાં કંઈ કરવા જેવું હોય તો ચારિત્ર. ભગવાન મહાવીરે નંદરાજાના ભવમાં ૧૧ લાખ ૮૧ હજાર માસખમણ કર્યા. તે એમ ને એમ મહાવીર નથી થયા. આગલા જન્મોની સાધના અને મહાવીરના ભવમાં પણ ઉગ્ર સાધના કરી ત્યારે મહાવીર બન્યા છે.

સુકુમાલિકાને પાંચ ધાવ માતાઓથી ઉછેરવામાં આવે છે. તે ધીમે ધીમે મોટી થઈ. ભણીગણીને હોશિયાર થઈને યુવાનીમાં પ્રવેશ કર્યો. હજુ તેના થોડાં કર્મો બાકી છે તે કેવી રીતે ઉદયમાં આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.-૫૫

પ્ર. ભાદરવા વદ ૧ ને રવીવાર તા. ૧–૯–૭૪

શાસ્ત્રકાર ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રમાં વૈરાગ્યરસથી ભરપૂર અનિત્ય ભાવના, અશુચી ભાવના અને સંસાર ભાવનાનું ખૂબ સુંદર વર્ણન કર્યું છે. મૃગાપુત્ર દીક્ષા લેવા નીકળ્યા ત્યારે તેમની માતાએ શું કહ્યું–

**सुहोइओ तुमं पुत्ता, सुकुमालो सुमज्जिओ ।**
**न हु सी पभू तुमं पुत्ता, सामण्ण मणुपालिया ॥**

ઉત્ત. સૂ. અ. ૧૯ ગાથા ૩૫

હે પુત્ર! તું સુખ ભોગવવા યોગ્ય છે; સુકુમાલ છે અને હમેંશા અલંકૃત રહેવા યોગ્ય છે. તું સંયમ પાળવા યોગ્ય નથી.

મૃગાપુત્રની માતા કહે છે હે દીકરા! તારી કાયા ખૂબ સુકોમળ મખમલ જેવી સુંવાળી છે. તું એક આંગળીનો બોજો સહન કરી શકે તેમ નથી. આપણા ઘરમાં હીરામાણેકથી જડેલા ભોંયતળિયા છે છતાં તેના પર ઉઘાડા પગે ચાલ્યો નથી તો સંયમ માર્ગમાં તો ખુલ્લા પગે ચાલવું પડશે. રસ્તામાં કાંટા–કાંકરા. પથરા ઠેકરા આવશે ત્યારે તારા પગના સુંવાળા તળીયા તે કેમ સહન કરી શકશે! તારાથી ખુલ્લા પગે નહિ ચલાય. સંયમ એ નાના છોકરાના ખેલ નથી. એ તો ખાંડાના ખેલ છે. સંયમ માર્ગમાં ગમે તેવા ઉપસર્ગ આવશે તો પણ તેને સમભાવથી સહન કરવા પડશે. તારી કાયા તો ખૂબ સુકોમળ છે. તું કેવી રીતે સંયમ પાળી શકીશ?

માતાના આ વચનો સાંભળી મૃગાપુત્ર કહે છે હે માતા! "इमं सरीरं अणिच्चं असुइ असुइ संभवं। આ શરીર કેવું છે? નિત્ય નથી પણ અનિત્ય છે. વળી અશુચી-અશુચીથી ભરેલું છે. તું આ શરીરના બહારના રૂપરંગને જુવે છે પણ અંદરથી તે કેવું છે? શરીરનો અંદરનો ભાગ જુવે તો તું ત્યાં ઊભી પણ ન રહે. જેમાં સારો માલ છે જ નહિ. જેની અંદર કાંઈ સાર નથી. આ શરીરનો સ્વભાવ તો તેની અંદર નાંખેલા શુદ્ધ પદાર્થોને પણ અશુદ્ધ બનાવવાનો છે. હે માતા! તું જે શરીર પર રાગ રાખે છે. જેના પર મોહ કરે છે તેના લાલનપાલન માટે સંસારમાં મૂર્ખતાભર્યા અનેક કાર્યો જીવે અજ્ઞાનતાથી કર્યા છે, તારા કુળને અને ચૈતન્યની ખાનદાનીને ન છાજે તેવી પ્રવૃત્તિઓ કરી છે. આ શરીર અનિત્ય છે. સંયોગો ક્ષણભંગુર છે. આ વિષયો એ પણ સંધ્યાના રંગ જેવા નશ્વર છે. નિત્ય એક આત્મા છે. નિત્ય આત્માને ઓળખવા માટે નિત્યાનિત્યનો વિવેક કરી લેવો જોઈએ. સંસારના બધા પદાર્થો અનિત્ય છે. પણ આનંદમૂર્તિ વિજ્ઞાનઘન એક મારો આત્મા નિત્ય છે. તેની અંદર અખૂટ આનંદ ભરેલો છે. તેનો વિશ્વાસ કરવા જેવો છે. અનંત ગુણનો પિંડ, આનંદનો ભંડાર, એવા આત્માનું લક્ષ રાખ્યા વગર, આત્મા પર શ્રદ્ધા કર્યા વિના ગમે તેટલી અનિત્ય ભાવના ભાવે તો કાંઈ વળવાનું નથી. અનિત્ય શરીરે નિત્યના ભાવોને ભૂલવાડી દીધા છે.

બંધુઓ! મૃગાપુત્રે માતાની સમક્ષ શરીરની અનિત્યતાનું આબેહૂબ ચિત્ર રજુ કરી દીધું. પણ તમને તેના જેવા ભાવ કોઈ દિવસ આવે છે ખરા કે હું નિત્ય આત્માને ભૂલી અનિત્ય એવા શરીરની પાછળ પાગલ બની રાત–દિવસ તેને સાચવવા માટે પાપો કરું છું. આ અનિત્ય શરીરનો રાગ રાખવા જેવો નથી. જો અનિત્ય શરીરનો રાગ છૂટે તો નિત્ય એવા આત્માનો રાગ થાય. અનિત્ય ભાવના ભાવી નિત્ય આત્માને જ્ઞાની ભૂલતા નથી. સંવર તત્ત્વના જે ૫૭ ભેદ છે. તેમાં ૧૨ ભાવના છે તે સંયમની પુષ્ટિ માટે અને ઉપયોગને સ્થિર કરવા માટે છે. જૈન દર્શન કહે છે વસ્તુ પર્યાયથી અનિત્ય છે ને દ્રવ્યથી નિત્ય છે. અજ્ઞાની આત્મા પર્યાયમાં મૂઢ બન્યો છે. સંયોગોમાં

સુખ માન્યું છે. પર પદાર્થોમાં સુખની એકત્વ બુદ્ધિ કરી છે. તેને દૂર કરવા માટે આત્મામાં સંપૂર્ણ આનંદ ભર્યો છે. જ્યારે આત્માને તત્ત્વનો બોધ થશે. નિત્યાનિત્યનો વિવેક જાગશે ત્યારે આત્મા શું વિચાર કરશે? પુદ્‌ગલની પ્રીતમાં પ્રભુને ભૂલ્યો, આત્માને ભૂલીને પરમાં મારાપણું માન્યું. તારા સગાવહાલા ગમે તેટલો પ્રેમ ધરાવે પણ તારું કોઈ નથી. "एगो ऽहं नत्थि मे कोइ" હું એકલો છું. મારું કોઈ નથી. સંસારમાં ટુકડા માંગીને ખાનાર એકત્વ ભાવના ભાવે છે. મારું કોઈ નથી. તમને મળ્યું છે તો અમને આપો. એમ અતિ દીનતાભરી અને પીગળાવી નાંખે તેવી ભાવના આર્તસ્વરે રજુ કરે છે. આવી ભાવના જીવે ઘણી વાર ભાવી પણ તેનાથી આત્મકલ્યાણ થયું નહિ. આત્માર્થી સાધક જે એકત્વ ભાવના ભાવે તેવી ભાવનાની વાત છે. અહો! હું એક છું. એક હોવા છતાં અનંત શક્તિનો ધારક છું. પર્યાય દૃષ્ટિથી તો અનેક સ્વાંગ આત્માએ ધારણ કર્યા છે. અનેકને ધારણ કરવા છતાં હું એક છું. અનંતે કાળમાં અનંત શરીર ધારણ કરવા છતાં અનંત શરીર રૂપે હું બની ગયો નથી. પણ બધાને છોડીને હું એકનો એક છું.

સર્વજ્ઞ પ્રભુ આપણને ભૂતકાળના ભવોનો ઇતિહાસ બતાવે છે કે તું નિગોદમાં ગયો. જ્યાં રાઈ જેટલા ટુકડામાં અસંખ્યાતા શરીરો છે જે આપણે ચર્મચક્ષુથી જોઈ શકીએ નહિ. અરે વિજ્ઞાની પણ તેને સૂક્ષ્મ દૂરબીનથી જોઈ ન શકે. અસંખ્યાતા શરીરમાં એકેક શરીરે અનંતા જીવો રહેલા છે. અનંત જીવો હોવા છતાં દરેકનો આત્મા સ્વતંત્ર છે. બધા ભેગા હોવા છતાં, બધાનું શરીર એક હોવા છતાં દરેક જીવો સ્વતંત્રપણે પોતાના કર્મો ભોગવે છે. એક શરીરમાં અનંત જીવો તે કેવી સંકડામણથી રહ્યા હશે ને કેવું દુઃખ ભોગવતા હશે તે તો જ્ઞાની સિવાય કોણ જાણી શકે? અનંત આત્મા હોવા છતાં એક આત્મા બીજા રૂપે થતો નથી. એક કર્મનું સંક્રમણ બીજાના કર્મરૂપે થતું નથી. નિગોદમાં પણ આત્મા એકલો હતો. ત્યાંથી બહાર નીકળી બાદરમાં આવ્યો. તો પણ એકલો. આમ એકેન્દ્રિયથી લઈને પંચેન્દ્રિય સુધી બધે એકલો. આત્માએ અજ્ઞાનતાથી બીજાને મારા માન્યા પણ સુખ-દુઃખ ભોગવવામાં તો આત્મા એકલો છે. આ સંસારની રંગભૂમિમાં આત્માએ નાટકીયાની જેમ અનેક શરીરો ધારણ કર્યા છે. નાટકીયો ઘડીકમાં ભિખારીનો, ઘડીકમાં રાજાનો, ઘડીકમાં સ્ત્રીનો તો ઘડીકમાં પુરુષનો વેશ ભજવે છે. આ વેશ ભજવનાર નટ શું વિચારે છે! આ કંઇ મારું નથી. પ્રેક્ષકોને બતાવવા ખેલ કર્યા. એક પણ વેશ મારો નથી. હું તો એકનો એક છું. તે રીતે આત્મા કર્મની વિચિત્રતાના કારણે સંસારની રંગભૂમિમાં આવ્યો. ચારે ગતિમાં અનેક સ્વાંગ સજ્યા. પુણ્યના કારણે ધનવાન બન્યો ને પાપના કારણે ગરીબ બન્યો. આ રીતે અનેક સ્વાંગ સજવા છતાં આત્મા

તો એક જ છે. જ્યારે આત્મામાં આ ભાવ આવશે કે હું એકલો છું. મારું કોઈ નથી, ત્યારે તે પ્રભુ પાસે શું પ્રાર્થના કરે.

હે મારા પ્રભુ ? જન્મ, જરા અને મરણના દુઃખથી મને ખૂબ થાક લાગ્યો છે. આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ તાપથી બળી રહ્યો છું તો હે ત્રિલોકીનાથ ! આ ભવ-બંધનમાંથી છૂટવાનો કોઈ ઉપાય ખરો કે નહિ ? જીવ નિગોદમાં ગયો તો ત્યાં કેદખાનું નાનું ને ગુનેગાર ઘણા. તેની સંકડામણમાં ભીંસાઈ ગયો. ત્યાંથી અકામ-નિર્જરા કરતો કરતો એકેન્દ્રિય, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચોરેન્દ્રિય અને પંચેન્દ્રિયમાં પણ પુણ્યોદયે સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્યભવ પામ્યો. આવો ઉત્તમ માનવભવ પામ્યો છતાં અહીં મોહનું, રાગનું, કષાયનું જોર ઘણું વધ્યું. તેઓ મારા પર સ્વાર થઈ ગયા. મને કયાંય શાંતિ લેવા ન દીધી. પ્રભુ ! આપે તો આત્માની સિદ્ધિ સાધી લીધી. મેં આપની સાથે અનેક વાર સંબંધ બાંધ્યા પરંતુ પ્રભુ ! આપ તો પરમપદને પામી ગયા, પ્રભુ ! આપે કેવી રીતે પ્રભુતાને સાધી અને અનંત શાશ્વત સુખના ભોક્તા કેવી રીતે બન્યા ? આપે પ્રભુતાને કયાંથી મેળવી ? શું પ્રભુતા બહારથી મળી ? જગતના વૈભવ, વિલાસ અને ધનની સંપત્તિમાંથી મળી ? પ્રભુ ! આપ મને માર્ગ બતાવો કે આપ અનંત સુખને કેવી રીતે પામ્યા ? કેવળજ્ઞાન અને કેવળદર્શન દ્વારા આપ સમસ્ત દ્રવ્ય અને સમસ્ત પર્યાયોને જાણો છો છતાં કોઈના પ્રત્યે રાગ નહિ કે દ્વેષ નહિ. અને હું તો સંસારની એક વસ્તુને જોઉં ત્યાં રાગ અથવા દ્વેષ દ્વારા સંસાર ઊભો કરી દઉં છું. જ્યારે પ્રભુ તેં તો સર્વ પદાર્થો અરે એથી અધિક શરીર પરનો રાગ પણ છોડી દીધો તો કેવળજ્ઞાન પામ્યા.

જ્ઞાની કહે છે જેને શરીરનો રાગ ઉતરી ગયો પછી તેને કોઈના પ્રત્યે રાગ રહેતો નથી. શરીરના પોષણ માટે જીવ કુકર્મો કરતાં પાછો પડતો નથી. શરીર છે ત્યાં નામ છે. ગોત્ર છે. આયુષ્ય છે ને વેદનીય પણ છે. શરીર નથી તો આ કાંઈ નથી. આજે જગતમાં અજ્ઞાની જીવો નામ પર મોહી પડ્યા છે પણ નામનો તો નાશ થવાનો છે. નામ શરીરનું છે, ચેતનનું નથી. છતાં ચેતન પર-દ્રવ્યમાં મોહી પડ્યો છે અને એ મોહ દશાને પોષવા માટે જીવ પાપ કરે છે. એ પાપના કડવાં ફળ જીવને અવશ્ય ભોગવવાં પડે છે. ગૌતમસ્વામીએ દીક્ષા લઈને ભગવાનને કહ્યું. હે પ્રભુ ! હવે ફરીને મારે સંસાર નથી જોઈતો. એકાવતારી પદ પણ નથી જોઈતું પણ મને તો મારો મોક્ષ જલ્દી કેમ થાય તેવો રસ્તો બતાવો. પ્રભુ ! આપ કહેશો તેમ કરીશ પણ હવે મને પાપકર્મ ન બંધાય તેવો માર્ગ બતાવો. બંધુઓ ! તમે કોઈ દિવસ ગુરૂ પાસે જઈને કહ્યું કે ગુરૂદેવ ! સંસાર રૂપ ખાડામાંથી નીકળવાનો માર્ગ બતાવો કે જેથી મારે હવે ચતુર્ગતિમાં ભટકવું ન પડે અને હવે ફરીને બીજો જન્મ લેવો ન પડે. જન્મ જેવું દુઃખ નથી અને મરણ જેવો ત્રાસ નથી. આજે તમારા ઘરમાં ટી. વી. આવી

ગયા તેમાં જોશો તો આ લોકનું જોઈ શકશો. જ્યારે કેવળજ્ઞાની તો ત્રણે લોકને જાણે છે. તેમને તે જોવા માટે ચર્મચક્ષુની જરૂર પડતી નથી. એવા ભગવાન તલની શીંગમાં દાણા છે તેનો મોક્ષ થશે કે નહિ થાય? થશે તો કેટલા ભવે થશે? આ બધું કહી શકે છે. એવા ભગવાન મહાવીરનું નામ સાંભળતા આપણા રૂંવાડાં ખડા થઈ જવા જોઇએ. જેની રગેરગમાં ભગવાન મહાવીર વસ્યા છે તે ભગવાન મહાવીરના કોઈ અવર્ણવાદ બોલે તો સહન નહિ કરી શકે, કારણ કે તેમને ભગવાન પ્રત્યે, દેવ-ગુરૂ અને ધર્મ પ્રત્યે એટલું ઝનુન છે કે મારા દેખતાં મારા ભગવાનનું વાંકું બોલનાર કોણ છે!

ભગવાને કહ્યું હતું કે હે મારા સંતો! હમણાં ગોશાલક આવશે. તે એલફેલ વચનો બોલશે, ગાળો દેશે. અપભ્રાંજક શબ્દો કહેશે, કારણ કે તે ભાન ભૂલ્યો છે, પણ હે સંતો! તમે કોઇ તેને જવાબ ન આપશો. પણ બધા મૌન રહેજો. ગોશાલક આવ્યો અને ભગવાનને ગાળો દેવા લાગ્યો, એલફેલ શબ્દો બોલવા લાગ્યો, પરંતુ ભગવાને બોલવાની ના પાડી હતી તેથી કોઇ ન બોલ્યા ને બધા બેસી રહ્યા. બધાએ નિર્ણય કર્યો હતો કે ભગવાને બોલવાની ના પાડી છે માટે બોલવું નથી તેથી તેઓ ન બોલ્યા પણ સુનક્ષત્ર મુનિ અને સર્વાનુભુતિ મુનિ કહે-અમારા બેઠા અમારા ભગવાનને ગાળો દે. અપભ્રાંજક શબ્દો કહે તે અમે સહન નહિ કરી શકીએ. તેથી ઊભા થઇ ગયા ને કહે હે મંખલીપુત્ર! ઘરઘરમાં પાટીયું લઇને ફરતો હતો ને પેટ ભરતો હતો. એવા તને મારા નાથ ન મળ્યા હોત તો તારી શી ગતિ થાત! હે ગોશાલક! તું ભાન ભૂલ્યો છે! આ તો ત્રિલોકનાથ પ્રભુ છે. પણ આ શબ્દો સાંભળે કોણ? ગોશાલકને ક્રોધનો આવેશ ખૂબ હતો. ક્રોધ બહુ ભૂંડો છે. આગ લાગે ને પવન આવે તો આગનું જોર વધે છે. તેમ ગોશાલકમાં ક્રોધની આગ ભભૂકેલી હતી. અને તેમાં માન રૂપી પવન ભળ્યો એટલે ક્રોધ વધુ ભભૂકી ઊઠયો. ક્રોધ બહુ ભયંકર છે.

**કરો ના ક્રોધ રે ભાઇ! પછી મન ખૂબ પસ્તાશે,**
**કરેલી છે કમાણી જે, પલકમાં તે ડુબી જાશે...કરો ના......**
**ભવોભવમાં તપશ્ચર્યા કરીને જે કરમ બાળ્યા,**
**ઘડી ભર ક્રોધ કરવાથી, ફરી પાછા વધી જાશે...કરો ના...**

ક્રોધ કરવાથી જે કાંઈ શુભ કમાણી કરી છે તે ઘડીના પલકારામાં નાશ થઇ જશે. કર્મોને બાળવા માટે અઘોર તપ કર્યો પણ જો સાથે ક્રોધ આવ્યો તો બીજા નવાં કર્મોની આવક વધી જશે માટે ક્રોધનો ત્યાગ કરવા જેવો છે.

ભગવાનના બે સંતો ગોશાલકને ઠપકો દેવાની દૃષ્ટિથી નથી બોલ્યા પણ તેને શિખામણ આપે તે દૃષ્ટિથી કહ્યું. હે ગોશાલક! તું ભાન ભૂલ્યો છું ને કેવળી

ભગવાનની અશાતના કરી રહ્યો છું. માટે કંઈક સમજ. પણ ક્રોધના આવેશમાં એ હિત શિખામણ ક્યાંથી સંભળાય! એક જમાનો એવો હતો કે ગમે તેવો ક્રોધ આવ્યો હોય પણ પ્રતિષ્ઠિત વ્યક્તિ આવીને કહે એટલે શાંત થઈ જાય. ભરત અને બાહુબલી બંને યુદ્ધે ચઢયા. વિનાશ નોતરવાની તૈયારીમાં છે ત્યાં દેવોએ આવીને કહ્યું બસ કરો. બાહુબલી વિચાર કરે છે મારી ઉપાડેલી મુઠ્ઠી ખાલી ન જાય. મુઠ્ઠી ક્યાં મૂકી? મસ્તક પર. પંચમુષ્ઠી લોચ કરી નાંખ્યો ને સાધુ થઈ ગયા.. કેટલું બળ! કેટલી તાકાત! લડતાં લડતાં અવળી દૃષ્ટિ સવળીમાં પરિણમાવી.

ગોશાલકના વચનો બે મુનિથી સહન ન થયા. તેથી તે ઉછળી પડયા. કદાચ તમને થશે કે શું આ બે મુનિને જ લાગણી અને ગુરૂભક્તિ હતી અને ગૌતમસ્વામી આદિ બધાની શું ઓછી લાગણી હતી? ના. એમ નથી. ગૌતમસ્વામી આદિ બધાની ગુરૂભક્તિ અપાર હતી. ગોશાલકના શબ્દોથી બધાના મનમાં ઘણું દુઃખ હતું પણ પ્રભુએ બોલવાની ના પાડી હતી તેથી તેઓ મૌન બેસી રહ્યા. અને આ બે નાના સાધુ ન રહી શકયા તેથી ઉછળી પડયા. સુપાત્ર શિષ્ય હોય તો ગુરૂને પણ આત્મકલ્યાણમાં સહાયક બને અને કેવળજ્ઞાન પામવામાં નિમિત્ત બને. ભગવાને સિદ્ધાંતમાં શિષ્યને માટે અંતેવાસી શબ્દ વાપર્યો છે. આ શબ્દ જેવો તેવો નથી. જે શિષ્ય ગુરૂની આજ્ઞામાં હમેશાં તત્પર હોય છે અને ગુરૂ આજ્ઞા એ જ મારો ધર્મ અને એ જ તપ એમ માને છે એવા શિષ્યનો વાસ ગુરૂના હૃદયમાં થઈ જાય છે. શિષ્યો પર ગુરૂનો અસીમ, અમાપ ઉપકાર છે. જ્ઞાની કહે છે તારા પગના કાંટાને કાઢનારનો ઉપકાર ન ભૂલીશ તો પછી જે ભગવાને અને જે ગુરૂએ આપણને મોક્ષમાર્ગ બતાવ્યો તેમના ઉપકારને કેમ ભૂલાય?

ઠાણાંગ સૂત્રમાં ત્રીજા ઠાણે બતાવ્યું છે કે તમારા માથે માતા–પિતાનું ૨) ઉપકારી શેઠનું ૩) ગુરૂદેવનું આ ત્રણ ઋણ રહેલા છે. માતા–પિતાને અંતિમ સમયે ધર્મ પમાડે તો તેના ઋણમાંથી મુક્ત થઈ શકે છે. બીજું ઋણ છે ઉપકારી શેઠનું. જે શેઠે તમારો હાથ પકડી તમારા જીવનમાં ઉપકાર કર્યો છે તેવા શેઠને કદાચ કર્મોદયે ગરીબ અવસ્થા આવી જાય તો તે સમયે જઈને મદદ કરવી અને સાચો ધર્મ સમજાવવો તો શેઠના ઋણમાંથી મુકત થઇ શકશો.

એક વખત એક શેઠે મહેતાજીને ધંધામાંથી છૂટા કર્યા. મહેતાજી ઘણા વર્ષોથી એક ને એક શેઠને ત્યાં નોકરી કરતા હોય છે તે ધંધામાં ઘણો હોંશિયાર થઈ જાય છે અને પૈસા પણ ઘણાં મેળવે છે. આ મહેતાજીએ કલકત્તામાં જઇને દુકાન ખોલી. તેમના પુણ્યનું પુષ્પ ખીલ્યું અને શેઠના પુણ્યનું પુષ્પ કરમાવા લાગ્યું. મહેતાજી પુણ્યોદયે ખૂબ ધનવાન બની ગયા અને શેઠ સાવ ગરીબ અવસ્થામાં આવી ગયા. તે એટલે સુધી કે ઘર પણ છોડવા પડયા અને પહેરેલા કપડે ઘર છોડીને નીકળી ગયા.

શેઠ ચાલતા ચાલતા કલકત્તા પહોંચી ગયા. કલકતા તેમના ગામથી બહુ દૂર ન હતું પણ આ શેઠને ખબર નથી કે મારા મહેતાજી અહીં રહે છે. અને તે તો કરોડપતિ બની ગયો છે. શેઠ મહેતાજીની દુકાન આગળથી પસાર થાય છે ત્યારે આ મહેતાજીની દૃષ્ટિ તેમના પર પડી. મહેતાજીને થયું કે આ મારા શેઠ હોય તેવું લાગે છે. માણુસ પાસેથી ધન જાય એટલે નૂર પણ ચાલ્યું જાય. શેઠના કપડા ફાટેલા હતા એટલે જલ્દી ઓળખાયા નહિ. મહેતાજી દુકાનના ઓટલેથી નીચે ઉતરી ગયા. તેણે એમ વિચાર ન કર્યો કે શેઠે તો મને છૂટો કરી દીધો છે. એમણે મારી કદર કયાં કરી છે? એવો સ્હેજ પણ વિચાર નથી આવતો. મુનિમ દુકાનેથી ઉતરીને શેઠ પાસે આવ્યા ને કહ્યું શેઠ, આવી દુઃખી ગરીબ અવસ્થામાં! શેઠ કોણ કહે? આવી ગરીબ અવસ્થામાં શેઠ કહેવાવાળો કોણ છે? એટલે શેઠ શબ્દ સાંભળતાં શેઠ ચમકયા. તેમના રૂંવાડા ખડા થઈ ગયા. અને પૂછે છે આપ ફલાણા ગામના ફલાણા શેઠ છો? શેઠ કહે હા. શેઠ ઓળખી ગયા કે આ મારા મહેતાજી છે. પોતે કેવી રીતે મહેતાજીને કાઢી મૂકયા હતા તે યાદ આવતાં રડી પડયા. મહેતાજી કહે છે તમે મારા મહાન ઉપકારી છો. પધારો, મારા ઉપકારી! એમ કહી શેઠને ગાદી પર બેસાડયા. અને પોતાનું સર્વસ્વ તેમને દઈ દીધું. મહેતાજીની પત્નીએ પણ શેઠને કહ્યું. ઉપકારી પિતાજી! પધારો. આપના જેવા શેઠ–શેઠાણીના પુનિત પગલા થવાથી મારું ઘર પાવન થઈ ગયું છે. તે મહેતાજી અને તેમની પત્ની કોઈ ગઈ વાતો સંભારતા નથી. અને દિલમાં એક જ ભાવના છે કે ઉપકારી શેઠના ઋણનો બદલો વાળવાનો આજે પવિત્ર દિવસ છે. મહેતાજી આવા શેઠનો ઉપકાર નથી ભૂલતા તો જેણે જન્મ–જરા અને મરણમાંથી છૂટવાનો માર્ગ બતાવ્યો એવા ઉપકારી ભગવાનનો અને ગુરૂનો ઉપકાર કેમ ભૂલાય?

ગોશાલકના મુખમાંથી ભગવાન માટે ગાળો, કટુ શબ્દો તથા અપભાંજક શબ્દો સાંભળી નાના બે સાધુ ન રહી શકયા ત્યારે ગોશાલકે તે બંને સાધુ ઉપર તેજુલેશ્યા મૂકીને તેમને બાળી નાંખ્યા. એટલેથી ન પત્યું. તે ભગવાન ઉપર તેજુલેશ્યા છોડવા ગયો. પણ તીર્થંકર ભગવાનને તેજુલેશ્યા બાળી શકે નહિ. ૬૩ શ્લાકા પુરૂષના આયુષ્ય નિકાચિત હોય છે. છતાં ગોશાલક સંયમ રૂપી મહાન રત્ન આપનાર ભગવાન ઉપર પણ તેજુલેશ્યા છોડતાં પાછો ન ફર્યો.

**દીક્ષા લીધી પ્રભુ પાસે, પણ ઉલ્ટો ચાલ્યો ગોશાળો,**
**અંત સમયે સવળો થાતાં, સુધરી ગયો સરવાળો...છેવટમાં શૂન્ય તણો.**

જે પ્રભુ પાસે દીક્ષા લીધી તે જ પ્રભુને ગોશાલક બાળવા તૈયાર થયો. પણ તેજુલેશ્યા ભગવાનને ન સ્પર્શતા સીધી તેના શરીરમાં પ્રવેશી ગઈ. આપણા ભગવાન તો કેવા કરૂણા સાગર! ગોશાલક ઉપર દયા કરી,

પ્રેમ સાથે પાલન મારે પ્રાણના ભોગે પણ કરવું જ જોઈશે. નહિતર હું વિશ્વાસઘાતી અને નિર્દય ઠરીશ. પ્રસંગ પ્રસંગને માન હોય છે. પુત્રી અને જમાઈ બંનેના વિદાય વખતનો પ્રસંગ જ વિશિષ્ટ હોય છે. એના હિસાબે પણ રાજર્ષિની વાણી ભારે અસર કરી જાય છે. માત્ર પ્રસંગે ઉચિત બોલતા આવડવું જોઈએ. નહિતર વિવાહની વર્ષી થાય. આપણને જીવનમાં અનેક પ્રસંગનો લાભ મળે છે પણ જો એવા પ્રસંગને વધાવી લઈ ઉચિત વિવેક ભર્યા વેણ કાઢીએ તો સોના સવાસો થાય અને એ ન આવડે તો સોના સાઠ થાય. માણસના અવસરોચિત બોલ પરથી એની ઊંચી કિંમત થાય છે. વચન અનુચિત કાઢો કે ઉચિત કાઢો એમાં કાંઈ ખર્ચ લાગતો નથી. શ્રમ વધુ પડતો નથી તો પછી જશ શું કામ ન લેવો ? ઉચિત વિવેક ભર્યા મુલાયમ વેણથી સામાના દિલ કેમ ન જીતવા ? જ્યારે હરિષેણ તાપસે કનકરથ કુમારને બધી ભલામણ કરી ત્યારે કનકરથે રુષિદત્તાને કહ્યું–હું તારા પિતાની બધી આજ્ઞા શિરોમાન્ય કરું છું. હું તારું એક રૂંવાડું પણ દુભાવીશ નહિ. તેમજ હું આજે પ્રતિજ્ઞા લઉં છું કે તારા સિવાય અન્ય કોઈ પણ સ્ત્રી પ્રત્યે કદી આસક્ત નહિ બનું. રુષિદત્તા કહે–સ્વામી ! મને આપનામાં પૂર્ણ વિશ્વાસ છે. પ્રતિજ્ઞાની કોઈ જરૂર નથી.

હવે હરિષેણ પોતાની કન્યા ઋષિદત્તાને કહે છે, હે પતિવ્રતા ! તું શીલ બરાબર પાળજે. તારા પતિની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કરીશ નહિ. સાસુ સસરાની તથા વડીલોની સેવા કરજે. જે વડીલોની સેવા કરે છે તે આ જગતમાં સેવા પામે છે. તેમજ ગુરૂજનોની પણ સેવા કરજે. ગુરૂની સેવા એટલે એમનું સાંભળવાની ઇચ્છા રાખજે. એ ઇચ્છા હશે તો ટોણાં ઠપકાના બોલ પણ હિતશિક્ષા રૂપે સાંભળવાની રૂચી રહેશે. એ સાંભળતા ક્રોધ નહિ આવે ને ઊલટું જીવનમાં હિતશિક્ષા વધશે. તેમજ ક્ષમા–સમતા કેળવવાની તક મળશે. હે બાળા ! આ જીવનમાં હિતનો ખ્યાલ વધારતા રહેવાનું છે અને ક્ષમા–સમતા ડગલે ને પગલે કેળવતા જવાનું છે. એથી જ જીવનની સફળતા છે. તું ભડભડતા સંસારમાં પડી છે. સંસાર એ કીચડ છે. એ કાદવમાં તું ખૂંચી જઈશ નહિ પણ કમળની જેમ અલિપ્ત રહેજે. હે ભાગ્યવતી ! તારા કુળને કલંક લાગે એવું કાર્ય કરીશ નહિ. વળી તું રાજરાણી થશે એટલે બીજી શોકય-રાણીઓનો પણ સંપર્ક મળશે. એમાં એ કદાચ તારા પર ગુસ્સે થાય તોય તું જરા પણ ગુસ્સે ન થઈશ. એમને તારી નાની સગી બહેનો ગણજે. નાના ઊંચા નીચા થાય એમાં આપણે વડેરાએ શું ઊંચું નીચું થવું ? નાનાનું તો ગળી ખાવાનું હોય. એવા ભાવ દિલમાં હંમેશા રાખજે તો તને બધાનો સ્નેહ, સદ્‌ભાવ અને સહાનુભૂતિ મળશે. જોજે જગતની વચમાં જીવવાનું છે. એ સાથેના દરેકના સ્નેહ, સદ્‌ભાવ, સહા-નુભૂતિ વિના તો જીવન અકારું બની જાય. ચંદ્ર રાહુથી આખો ને આખો ગળાઈ જાય છતાં પણ કયારે ય તપી ઉઠતો નથી, એ તો શીતળને શીતળ રહે છે, તેમ તું ચંદ્રના

જેવી શીતળ બનજે. હજુ તાપસ પિતા રુષિદત્તાને કેવી હિત શિખામણ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૫૬

પ્ર. ભાદરવા વદ ૨ ને સોમવાર તા. ૨-૯-૭૪

શાસન સમ્રાટ વીર ભગવાન બોલ્યા કે "इमं सरीरं अणिच्चं।" અનિત્ય એવા શરીરની પાછળ નિત્ય આત્મા ભાન ભૂલી ગયો છે. આ નશ્વર દેહ પર મમતા કરી, રાગ કરી તેને સાચવવા કંઈક અધમ આચરણ આચરી કાચના ટુકડાની જેમ રત્નચિંતામણી સમાન માનવ ભવને ફેંકી દે છે. જ્ઞાની કહે છે હે માનવ! તું જેની પાછળ દિવાનો થયો તે આખા દેહનું તું નિરીક્ષણ કરી લે અને આનંદઘન એવા ચૈતન્ય સ્વરૂપ આત્માને પણ તું નિહાળી લે. દેહમાં બેઠેલો દેહથી જુદો એવો આત્મા અનંત ગુણનો પિંડ, અનંત ચૈતન્ય શક્તિનો અખૂટ ખજાનો છે. તેનામાં રહેલી એક એક શક્તિ ત્રણે કાળે ટકનારી છે. જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય આ બધા ગુણો ત્રણે કાળે ટકી શકે તેવા અનંત ગુણોને ધારણ કરનાર આ ચૈતન્ય-પરમાત્મા છે. શરીર પર દૃષ્ટિ કરી જ્ઞાનચક્ષુથી જો, ત્યાં કેવો માલ ભર્યો છે! જેની દુકાને જેવો માલ ભર્યો હોય ત્યાંથી તેવો જ માલ મળે. ઝવેરીની દુકાને મીઠાઈ ખરીદવા જાય તો તેને મીઠાઈ મળે ખરી? ન મળે. ઝવેરીની દુકાનેથી તો ઝવેરાત મળે. જેને ત્યાં જે માલ ભર્યો હોય તે મળે. તેમ આ શરીર પાસેથી તું કયો માલ લેવા ઇચ્છે છે! શરીર પાસેથી તું સુખ મેળવવાની આશા રાખે છે તો સુખ ક્યાંથી મળવાનું છે? તે તો આત્મામાંથી મળશે. ભગવાન બોલ્યા છે કે :

> नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा।
> वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं॥ ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૧૧

અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત તપ, અનંત વીર્ય અને ઉપયોગ આવા ત્રિકાળ ટકનારા અનંત ગુણોનો અખુટ ખજાનો આત્મામાં છે. આત્મા એવા પ્રકારની દુકાન છે. જીવના આ લક્ષણ છે. સુખમાં જરા પણ દુઃખ ન હોય એવું સુખ જો જોઈતું હોય તો આત્માની દુકાનેથી મળશે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આ બધા પુદ્ગલના લક્ષણ છે. આત્મા પોતાના ગુણોને ભૂલીને પુદ્ગલના લક્ષણમાં રંગાઈ ગયો છે. ગરમીથી આકુળ વ્યાકુળ થઇ ગયા હોય અને ઠંડી હવા આવે તો આનંદ થાય. મનગમતાં ભોજન મળે, સારા શબ્દ સાંભળવા મળે, સારી

સુગંધ મળે તો આનંદ થાય છે. આત્મા ઇન્દ્રિયોનો ને મનનો અધિપતિ છે, પણ ઈંદ્રિયોએ આત્મા ઉપર પોતાનું અધિપતિપણું જમાવી દીધું છે. કોઇ શેઠ પોતાના ધંધામાં બેકાળજી રાખે અને નોકર કહે તેમ કરે તો તેનું પરિણામ એક દિવસ એ આવે કે નોકર દુકાન પર સત્તા જમાવી દે અને શેઠને બધું ઉપાડીને ચાલતા થઇ જવું પડે. તેમ જો આત્મા ઇન્દ્રિઓનું કહ્યું કરે અને તેના સુખમાં મસ્ત બને તો તેને નરક-તિર્યંચ ગતિની ઊંડી ખાણમાં ફેંકી દેશે. આત્માએ વિચાર કરવાની જરૂર છે કે આ અમૂલ્ય માનવભવ પામ્યો છું તો અહીંથી મારે એવા સ્થાનમાં જવું છે કે જે સ્થાને ગયા પછી ફરીને જીવની રખડપટ્ટી બંધ થઇ જાય. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-બલ-વીર્ય અને ઉપયોગ એ મારા લક્ષણ છે. આ શરીર તો જડ પરમાણુનો રાશી છે. કોઈ માણસ, સાબુ, સોડા અને ગરમ પાણી લઈને કાદવની કોઠી ધોયા કરે તો તેમાંથી શું નીકળે ? શરીર માંદું ન પડે. શરીર સૂકાઈ ન જાય તે માટે કેટલી સાવધાની છે ! પણ આત્મામાં સડો પેઠો છે. આત્મા માંદો પડયો છે. આત્મા આત્માને ન શોભે તેવાં કાર્યો કરે, તેવા વિચાર વર્તન કરે તો લાગે છે ખરું કે આ સડો દૂર કરવાની જરૂર છે ! (શ્રોતામાંથી અવાજ : હજુ સડો ઓળખ્યો જ નથી).

આ શરીર તો રોગનું ઘર છે. ટી. બી. કેન્સર, ભગંદર, જલંદર આદિ અનેક રોગોની ખાણ છે. પેટમાં કેન્સરની ગાંઠ નીકળી અને ડોકટર કહે, આ કેસ હવે બચવાની આશા ઓછી છે. તો જેણે આત્માના ગુણોને ખીલવેલા છે તેવો આત્મા શું વિચાર કરે ? કેન્સર તો દેહને થયું છે. આત્માને નથી થયું. તો મારા આત્માને એવો ડોકટર બનાવું કે તે કર્મનું પણ કેન્સર કરી નાંખે, કર્મનું કેન્સર થાય તો તેનો મોક્ષમાં વાસ થાય. દેહને સડો લાગે તો દેહ જર્જરિત થઈ જાય છે ને અંતે દેહનો નાશ થાય છે. તેમ જો કર્મને સડો લાગે તો કર્મનો નાશ થયા વિના રહે નહિ. એકેક રૂંવાડે પોણા બબ્બે રોગ ભર્યા છે. શરીરના સાડા ત્રણ ક્રોડ રોમરાય એટલે કેટલા બધા રોગો ભર્યા છે ! આ શરીર રોગોની ખાણ છે. તેમાં તે જાતનો માલ છે. આ શરીરનો કાટમાળ ઉખેડતાં તેમાંથી સુખ મળે તેમ નથી. મમતા અને મોહથી આ શરીરમાં મારાપણું માન્યું છે. આત્મામાં શરીરનો એક પણ પરમાણુ નથી.

જ્યારે કેન્સરની ગાંઠ થાય અને ડોકટર ઓપરેશન કરે ત્યારે તે ગાંઠ કાપતા અંદરથી સડી ગયેલું માંસ, બગડેલું લોહી, પરૂ આદિ નીકળે અને તે ગાંઠના મૂળ એટલા ઊંડા નીકળે કે ડોકટર થાકી જાય ને અંદરથી બગાડ નીકળ્યા કરે કે જેનો પાર ન આવે. અંતે ડોકટર ઓપરેશન બંધ કરી દે. પછી ચાર-પાંચ વર્ષે ફરીને તે ગાંઠ થાય. જુઓ આ શરીરનો ધર્મ ! આવા શરીર જીવે એક-બે વાર નહિ પણ અનંતી વાર ધારણ કર્યા. રોગ સત્તામાં તો પડેલા છે. પુણ્યનો સિતારો ચમકે છે ત્યાં સુધી સત્તામાં પડયા રહેશે, અને પાપનો ઉદય થશે એટલે રોગ શરીર પર હુમલો કરશે. તમે રસ્તામાં ચાલ્યા જતા હોય. તે રસ્તાની આજુબાજુ કાંટા-કાંકરા, ઝાડી પડેલ છે

પણ તમે જે કેડી પર ચાલો છો તે કેડી સાવ ચોખ્ખી છે. તેમ આપણી આજુબાજુ ભલે સત્તામાં રોગો, વૃદ્ધાવસ્થા રૂપી જાળાં-ઝાંખરાં પડેલાં છે, પણ હજુ પુણ્યનો સિતારો છે ત્યાં સુધી કેડી ચોખ્ખી છે. માટે જ્ઞાની કહે છે આ કેડી ચોખ્ખી છે. રોગ કે જરા જ્યાં સુધી આવ્યા નથી ત્યાં સુધી તું આત્મ સાધના કરવામાં આગળ ચાલ્યો જા. અશુભ કર્મનો ઉદય થશે ત્યારે રોગ આવીને ખડા થઈ જશે, તે વખતે હાયવોય કરે પાર નહિ આવે. હાયવોય કરતાં બીજા નવાં કર્મો બંધાય છે. અને સમભાવે સહન કરતાં જુનાં કર્મો ખપી જાય છે. ને નવાં બંધાતા નથી. આવા અનેક રોગોની ખાણ છતાં નવાઈની વાત એ છે કે આ માનવદેહથી આત્માની સાચી ઓળખાણ, સાચી સમજણ તેમજ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી રત્નો મેળવી શકાય છે. જેણે વીતરાગની વાણી સાંભળી આત્માને જાણવાનો પુરુષાર્થ કર્યો નથી, આત્મસાધનામાં સહાયક જ્ઞાન-દર્શન-તપ-ત્યાગ, વૈરાગ્ય આચર્યા નથી તે માનવભવ હારી જાય છે. ને ચાર ગતિમાં રખડે છે. તે ગતિઓમાં શરીર પર મમત્વ ભાવ રાખી બીજાની દુકાનનો માલીક બની ગયો. તે માને કે ઈન્દ્રિઓ દ્વારા હું બધું સુખ ભોગવી લઉં. પુત્ર-પત્ની-પરિવારમાં સુખ ન મળ્યું ત્યારે બીજા વિષયોને પકડી લે છે. જ્ઞાની કહે છે જેને તેં સુખના સાધનો માન્યા ત્યાં તું વિવેકદૃષ્ટિથી જો. ત્યાં સુખ છે કે નહિ! આ અનુભવ બહારની વાત નથી. જ્ઞાની પુરૂષો તો આપણને પોકાર કરીને સમજાવે છે કે આ શરીરમાં આવો માલ ભર્યો છે અને ચૈતન્યની દુકાનમાં એવો કિંમતી માલ ભર્યો છે કે તે માલ ખરીદનારનું જન્મોજન્મનું દારિદ્ર ટળી જાય. તેને કયાંય ભીખ માંગવા જવું પડે નહિ. જ્ઞાની તો કહે છે કે ગૃહસ્થ હો કે સાધુ હો પણ આત્માની દુકાનની ઋદ્ધિ કેટલી છે, તેમાં ઝવેરાત કેટલું ભર્યું છે તે તું જો. જ્ઞાનગુણની તાકાત કેટલી છે તે જો. આત્માની દુકાનમાં પુદ્ગલનો માલ નથી. આ દુકાન એવી સદ્ધર છે કે તે પર વસ્તુનો ગ્રાહક નથી. અરે, પૈસા આપે તો પણ શરીરને ટકાવી ન શકે. જો આત્મા શરીરને ટકાવી શકતો હોય તો તિજોરી મૂકીને શા માટે ચાલ્યો જાય! શરીરને ટકાવવાની તાકાત પણ નથી. ફક્ત પોતાના ગુણો-જ્ઞાન-આનંદની પર્યાયો છે તેને ટકાવવાની તાકાત છે બાકી બીજા કોઈને ટકાવવાની તાકાત નથી. જો શરીરને ટકાવવાની તાકાત હોય તો તીર્થંકર, ચક્રવર્તિ, વાસુદેવ આદિ મહાનપુરૂષો શા માટે ચાલ્યા જાય?

જેમ સમુદ્રમાં ભરતી આવે ત્યારે જેટલો કચરો હોય, જીવોના મડદા પડયા હોય તો તેને એક હલેસે કાંઠાની બહાર મૂકી દે. પોતાની વસ્તુ સિવાય બીજી કોઈ વસ્તુને ન સંઘરે. તેમ આ આત્મા શરીરના આશ્રિત જે રાગ-દ્વેષ-મોહ આદિ ધર્મો છે તેને ટકાવવા માંગતો નથી. આત્માની જ્ઞાન શક્તિ કેટલી વિરાટ છે! કેવળજ્ઞાની ભગવાન આંખ મીંચે ને ખોલે તેમાં અસંખ્યાતા સમય જાય તેવા એક સમયમાં

અનંત જ્ઞેય પદાર્થોને જાણે છે. સમયે સમયે પદાર્થ જાણ્યા કરે તો પણ જ્ઞાન ખજાનો ન ખૂટે. આત્માની આવી વિરાટ શક્તિ કે જે ત્રણ ભુવનને પણ ધ્રુજાવી શકે. તેવી રીતે આત્માની આનંદ પર્યાય તેમાં સમયે સમયે અનિર્વચનીય, અવાચ્ય સુખ કે જે સિદ્ધ ભગવંતો ભોગવી રહ્યા છે, તેમનો આનંદ ગુણ ન વધે કે ઘટે. હમેંશા આનંદ-સાગરમાં ઝૂલ્યા કરે છે. આવું સુખ મેળવવા માટે શરીરનો રાગ છોડવો પડશે અને આત્માનો રાગ કરવો પડશે. જેને શરીર પરથી મમત્વ ઉતરી ગયું છે તેવા મૃગા-પુત્રને માટે ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનમાં **"દમીસરે"** શબ્દ વાપર્યો છે. સાધુ બન્યા પહેલા તેમને દમીસરે કહ્યા. વિચાર કરીએ તો એક બાજુ મૃગારાણીનો પુત્ર **'યુવરાજ'** શબ્દ વાપર્યો છે. યુવરાજ એટલે ભવિષ્યમાં રાજગાદીએ બેસવાવાળો અને દમીસરે એટલે સંસારની વિષય વાસનાને જીતનાર અને ઈન્દ્રિઓ પર કાબુ મેળવનારો. મૃગાપુત્ર સંસારમાં રહ્યો ત્યાં સુધી ઇન્દ્રિઓ અને મન ઉપર વિજય મેળવ્યો હતો.

ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રના પ્રથમ અધ્યયનમાં બોલ્યા છે કે દુર્દમ્ય એવો આત્મા દમવા યોગ્ય છે. આત્માને દમવો એ કાંઈ સહેલી વાત નથી. "अप्पा दंतो सुही होइ अस्सिं लोए परत्थ य।" આત્માનું દમન કરનાર આ લોકમાં અને પરલોકમાં સુખી થાય છે. વિભાવ દશામાં જતા આત્માનો નિગ્રહ કરીને તેને સ્વભાવ દશામાં ટકાવી રાખવો તેને આત્મદમન કહેવાય છે. અથવા ચાર કષાય અને પાંચ ઇન્દ્રિઓના વિષય વિકારથી આત્માને નિવર્તાવવો તે ખરું આત્મદમન છે. આત્માનું દમન શેનાથી કરવું જોઈએ.

वरं मे अप्पा दन्तो, संजमेण तवेण य।
माहं परेहिं दमन्तो, बंधणेहि वहेहिय ॥

ઉત્ત. સૂ. અ. ૧ ગાથા ૧૬

જો તપ અને સંયમ દ્વારા આત્માનું દમન કરવામાં આવશે તો અનંત કર્મોની નિર્જરા થશે. નહીં તો પરવશ થઈને બીજાઓ વડે વધ અને બંધનો દ્વારા દમાવવું પડશે. બંધુઓ ! ભવોભવમાં પારકાના હાથે દમાવવું છે કે સ્વેચ્છાથી તપ અને સંયમથી આત્માને દમવો છે? કાં દમો કાં ભવોભવમાં દમાવવું પડશે. એક બાજુ તપ અને સંયમ ને બીજી બાજુ વધ-બંધન. આ બેમાંથી તમારા મનનું વલણ કઈ તરફ છે! પારકાને હાથે જીવ ભવોભવથી માર ખાતો આવ્યો છે. વધ-બંધનથી બીજાના હાથે જીવ ભવોભવથી દમાતો આવ્યો છે. નરકમાં ઉત્પન્ન થએલ નારકોને ત્રણ નરક સુધી પરમાધામીઓના હાથે દમાવું પડે છે. નરકમાં તૃષાતુર થયેલા નારકીના જીવો પાણીની આશાથી વૈતરણી નદી તરફ જાય છે. જે વૈતરણી નદીનો પાણીની ધાર એટલી તીક્ષ્ણ હોય છે કે નારકોનું શરીર વેરણછેરણ થઈ જાય છે. વૈતરણી નદીમાં એકલું લોહી

અને પરુ વહેતું હોય છે. પરમાધામી દેવો નારકીના જીવોના શરીરના રાઈના દાણા જેટલા બારીક ટુકડા કરી નાંખે છે. પણ વૈક્રેયશરીર હોવાથી કાચા પારાની જેમ એ ટુકડા પાછા તરત સંધાઈ જાય છે. નારકીના દુઃખોનું વર્ણન કરવા બેસીએ તો પાર ન આવે. એવા અનંતા દુઃખો નરકમાં જીવે ભોગવ્યા છે.

તિર્યંચગતિમાં ઉત્પન્ન થએલા જીવોનું પણ અનેક પ્રકારે દમન થતું હોય છે. ઘરડાં બળદને પણ કેટલીક વાર તેના માલિક તરફથી લોઢાની આર ભોંકવામાં આવતી હોય છે. જીંદગીભર કષ્ટ વેઠનાર પશુઓ જ્યારે કામ ન આપી શકે ત્યારે માલિકની જો નિર્દયતા હોય તો કતલખાનામાં પણ કપાવવું પડે છે. ભક્ત પ્રભુની પ્રાર્થના કરતા બોલ્યા છે કે હે પ્રભુ ! આત્માએ તિર્યંચગતિમાં કેવાં દુઃખો વેઠયા છે !

**કેવા કેવા દુઃખડા વેઠયા જનાવર બનીને સ્વામી,**<br>
**એક રે જાણુ છે મારો આત્મા....એ જી રે.......**<br>
**બોજો અળખામણો ને લાકડીના માર ખાતા,**<br>
**વહેતી'તી આંસુડાની ધાર મારી આંખમાં**<br>
**એ....ઇ રે મલકનું જ્યાં પૂરું થયું આઉખું ત્યાં,**<br>
**થયો રે જન્મ મારો દેવતાના લોકમાં**<br>
**દુઃખડા નિવારો મારા જન્મ મરણના પરમાત્મા.**

તિર્યંચ ગતિમાં ઘણો બોજો ઉપાડવા છતાં લાકડીના માર પડતા હતા. અનેક દુઃખો તિર્યંચગતિમાં જીવે પરાધીનપણે સહન કર્યા છે. અરે....મનુષ્યગતિમાં પણ ઘણાં મનુષ્યોને બીજાના હાથે દમાવું પડે છે. નોકરી કરનાર માણસોને શેઠીયાઓના એલફેલ વચનો મૂંગા મોઢે સાંભળી લેવા પડે છે. જો સામું બોલવા જાય તો શેઠીયાઓ કેટલીક વાર નોકરી ઉપરથી ઉતારી મૂકે છે. રજાના દિવસોમાં પણ કામ કરાવતા પાછા પડતા નથી. કૃપણ વૃત્તિના માલિકો પગાર ઓછો આપી નોકરો પાસેથી ખૂબ કામ લેતા હોય છે. આ પણ એક પ્રકારનું દમન નથી તો બીજું શું છે ?

જ્ઞાની કહે છે ભીષણ એવી નરક અને તિર્યંચગતિમાં તેમજ મનુષ્યગતિમાં જીવે અપરંપાર દુઃખો ભોગવ્યા છે. હવે હે જીવ ! તું નિર્વેદને પામ અને તારા શુદ્ધ સ્વરૂપની ભાવના કર કે જેથી તારા દુઃખનો નિવેડો આવે. અનંતાનંત કાળથી ભવમાં ભમતા આ જીવે એકલા દુઃખ અને તીવ્ર અશાતાનું વેદન કર્યું છે. તેના પ્રમાણમાં ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાન ફરમાવે છે કે એક આંખના પલકારા જેટલી પણ આ જીવે શાતા વેદી નથી અને સુખનો અનુભવ કર્યો નથી. દેવગતિ કે મનુષ્ય-ગતિમાં થોડા અલ્પ પ્રમાણમાં જીવે જે સુખો અનુભવ્યા છે તે અનંતાનંત કાળ સુધીના નરક કે નિગોદના દુઃખની આગળ એક બિંદુ જેટલા પણ નથી. કોઈ જીવ

આ મૃત્યુલોકમાં અશાતાના ઉદયે અતિ તીવ્ર વેદના અનુભવતો હોય તે કરતાં પણ નરકગતિની વેદના અનંતગણી છે. તેવી તીવ્રતર અને તીવ્રતમ વેદનાઓ પણ આ જીવે અનંતીવાર વેદેલી છે. માટે હવે એવા દુઃખો ભોગવવા જવું ન હોય તો તપ અને સંયમથી આત્માનું દમન કરી લો. તપ અને સંયમના પાલનથી ઘણા જીવો મોક્ષે ગયા છે. ઘણા એકાવતારી થઈ ગયા છે. જ્યારે બ્રહ્મદત્ત ચક્રવર્તિએ પોતાના આત્માને સ્વેચ્છાપૂર્વક ઈન્દ્રિઓના સુખો ભોગવવા તદ્દન છૂટો મૂકયો હતો, તો તેના ફળવિપાક રૂપે આજે તેમનો આત્મા સાતમી નરકમાં સબડી રહ્યો છે. દુર્ગતિના દારુણ દુઃખો ભોગવતાં તેમના આત્માને કોઈ શરણ રૂપ નથી.

આજે અહીં વ્યાખ્યાનમાં કોઈ મોટા મીલમાલિક કે કરોડપતિ આવે તો તમે તેને સૌની આગળ બેસાડો છો. એટલે અહીં તેનું સ્થાન આગળ રહે છે. પણ તે મનમાં જો મહારંભાદિના પાપ અંગે જરા પણ અરેરાટી નહિ અનુભવતો હોય તો ભવાંતરમાં નરકગતિમાં પણ તેનું સ્થાન આગળ છે. તે સમયે અહીંના મીલ, કારખાના કે ધનવૈભવ કોઈ તેનું રક્ષણ કરવાને સમર્થ નથી. નાગેશ્રીનો આત્મા જ્યારે કર્મો ભોગવવા ગયો ત્યારે ત્યાં કોઈ રોકવા ન ગયું. અરે! નાગેશ્રીના ભવમાં પણ ઘરની બહાર કાઢી ત્યારે પાણી પાણી કરે છે પણ કોઈ પાણી પાનાર નથી. અંજના સતી ગત જન્મમાં જૈનધર્મી ન હતી પણ જૈન સાધુની ઠેકડી કરી હતી. તેની જેઠાણી જૈન-ધર્મી હતી. તેમની પાસેથી સાંભળેલું કે જૈન મુનિ રજોહરણ વગર એક ડગલું પણ ન ભરી શકે. મુનિની પરીક્ષા કરવા માટે જૈન મુનિ ગૌચરી આવ્યા ત્યારે તેઓ ગૌચરી લેવા વાંકા વળવા ગયા ત્યાં રજોહરણ સરકી ગયો તે લઈને સંતાડી દીધો. મુનિએ ઘણું કહ્યું છતાં ન આપ્યો એટલે મુનિ તો ત્યાં ધ્યાન ધરીને ઊભા રહ્યા. છેવટે તેની જેઠાણીએ કહ્યું કે તું ગુરૂની અશાતના ન કર. હીલણા ન કર. હાંસી-મશ્કરી ન કર. આ સાંભળીને અને મુનિના ધ્યાનના તેમજ ચારિત્રના પ્રભાવથી તેની દૃષ્ટિ બદલાઈ ગઇ ને રજોહરણ આપી દીધો. પછી જૈનધર્મ પામીને દીક્ષા લીધી પણ પાપની આલોચના કરવાની રહી ગઈ. ૧૨ ઘડી સુધી રજોહરણ સંતાડી રાખ્યો તો અંજનાના ભવમાં બાર વર્ષ પતિનો વિયોગ પડયો.

સમ્યક્દૃષ્ટિ આત્મા અને મિથ્યાદૃષ્ટિ આત્મા બંને સંસારમાં રહેતા હોય છે. છતાં બંનેના કર્મબંધનમાં ફેર છે. સમ્યક્ત્વીને પાપનો ડર હોય અને તેનું લક્ષ મોક્ષ તરફ હોય. જ્યારે મિથ્યાત્વીને મોક્ષ તત્ત્વની રૂચી નથી અને પાપનો ભય પણ નથી. સમ્યક્ત્વના પરિણામને પામેલો જીવ કર્મોદયથી સંસારમાં રહ્યો હોય, ભોગાવલી કર્મના ઉદયે ભોગ પણ ભોગવતો હોય છતાં તે અંતરથી તેમાં લેપાતો નથી. શરીરથી તે સંસારમાં રહ્યો હોય છે પણ અંતરથી તેનું ચિત્ત તો મોક્ષને જ ઝંખતું હોય

છે. ગમે તે પ્રવૃત્તિ કરવા છતાં અંતરથી ચિત્ત મોક્ષને ઝંખતું હોય એ સમકિતની સાચી નિશાની છે. દા. ત. તમારો એકનો એક ૨૦ વર્ષનો દીકરો છે. તેને પાંચ-૭ દિવસથી ખૂબ તાવ આવે છે. તાવ પણ ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી રહ્યા કરે છે. તેથી તમે દુકાને કે ઓફીસે પણ જતા નથી. પરંતુ એક દિવસ ઓફીસનું અગત્યનું કામ આવી ગયું અને તમારે જવું પડ્યું. આવી સ્થિતિમાં તમે ઓફીસે જાવ પણ તમારું ચિત્ત ક્યાં હોય? (શ્રોતામાંથી અવાજઃ-ઘેર દીકરામાં ચિત્ત હોય કે કેમ હશે? મારા છોકરાને કેમ હશે?) જો ટેલીફોનની સગવડ હોય તો બે ત્રણ વાર ફોન કરીને ખબર પણ પૂછી લો. ઓફીસમાં કામ કરવા છતાં ચિત્ત ઘેર છોકરામાં છે. તેમ સમકિતી આત્મા સંસારની બધી પ્રવૃત્તિ કરતો હોય પણ એનું ચિત્ત મોક્ષ તરફ દોડતું હોય એટલે જ્ઞાનીઓએ સમકિતી જીવને મનઃપાતિ નહિ પણ કાયપાતિ કહ્યો છે. એટલે તે મનથી તેમાં ખૂંચેલો હોતો નથી. કર્મોદયથી તેને પાપ આચરવા પડતા હોય છે. છતાં પાપ પ્રત્યે તેના અંતરમાં જરા પણ પ્રેમ કે બહુમાન હોતા નથી. કોઈક વખત અમુક કાર્ય કરવાની તમારી ઈચ્છા નહિ હોવા છતાં કોઈ સંબંધીના આગ્રહને વશ થઈને તે કાર્ય જેમ તમારે અનિચ્છાએ પણ કરવું પડે છે. તેમ પાપ-કર્મ તરફ મનમાં સંપૂર્ણ ઘૃણા હોવા છતાં સમકિતી જીવને કર્મોદયથી પાપ કરવા પડે છે. અનિચ્છાએ જે કામ કરવું પડતું હોય તેમાં રસ ક્યાંથી હોય? તેમ અંત-રથી પાપ તરફ સંપૂર્ણ તિરસ્કાર હોય ને પાપ આચરવા પડતા હોય તેમાં રસ ક્યાંથી હોય? આટલી ભૂમિકાએ પણ તમે પહોંચી ગયા હોય તો સમજી લેજો કે આ માનવ-જન્મ પામીને કમાણી ઘણી સારી કરી લીધી છે. એક સમ્યક્ત્વ ગુણમાં કેટલી તાકાત રહેલી છે. 'સમ્યક્ત્વ આવે એટલે જ્ઞાન તો સમ્યક્ થઈ જાય. પણ ચારિત્ર એ જ વખતે આવે તેવો નિયમ નથી. કાળાન્તરે પણ આવે અને કોઈ જીવને તરત ઉદયમાં આવે. જ્યારે જ્ઞાન-દર્શન અને ચારિત્ર આ ત્રિપુટીની સંગઠિત તાકાત કેટલી હશે તે જરા મનમાં કલ્પના તો કરી જુઓ! આ ત્રણમાં એકનો પણ અભાવ હોય ત્યાં સુધી સંપૂર્ણ મોક્ષમાર્ગની સિદ્ધિ નથી.

નાગેશ્રીનો આત્મા મહાન દુઃખ ભોગવતો અકામ નિર્જરા કરતો તેના પાપ ધોવાતાં સુકુમાલિકાપણે ઉત્પન્ન થયો. કોઈ કપડું ખૂબ મેલું ને ચીકણું હોય તો હોંશિયાર બહેન અથવા ધોબી પાસે જાય. તો તે કપડાને બાફે આદિ ક્રિયા કરે તો એક દિવસ તે વસ્ત્રનો શ્વેત કલર હતો તે આવી જશે. તેમ નાગેશ્રીના આત્માના કાજળ જેવા જે કર્મો હતા તે દુઃખ વેઠતા અકામ નિર્જરા કરતા કર્મોમાંથી હળવી બની પુણ્યોદયથી સારા ઘરમાં આવીને ઉત્પન્ન થઈ. હજુ અંશતઃ કર્મ બાકી છે. પણ હવે પુણ્યની પ્રધાનતા થઈ છે અને પાપની ગૌણતા થઈ છે. અત્યાર સુધી પાપની

પ્રધાનતા હતી ને પુણ્યની ગૌણતા હતી. આ જન્મમાં પુણ્યની પ્રધાનતા થવાથી મહાન સુખી, સમૃદ્ધ શેઠના ઘેર જન્મ પામી. જેને ઉછેરવા માટે પાંચ પાંચ ધાવમાતાઓ રાખવામાં આવી હતી. તેની કાયા ઘણી સુકોમળ. મખમલ જેવી સુંવાળી. તેનું વર્ચસ્વ ઘરમાં ઘણું છે. માતા-પિતા આદિ બધા તેના પડતા બોલ ઝીલે છે. હવે પુણ્યનો સિતારો ચમકયો છે. સુકુમાલિકા યૌવનના આંગણે આવીને ઊભી છે, તેની યુવાની સોળે કલાએ ખીલી ઉઠી છે. હવે તે નગરમાં કોણ વસે છે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:**-હરિષેણ તાપસ દીકરીને સાસરે મોકલતી વખતે હિત-શિખામણ આપી રહ્યા છે. હે પ્રિય પુત્રી! સુખમાં કે દુઃખમાં તું કદી ધર્મથી વિમુખ ન બનીશ. ધર્મને ન ભૂલીશ. આ સંસારમાં જીવના સાચા માતા-પિતા-પુત્ર અને સ્વામી કોણ? એક માત્ર ધર્મ. દુન્યવી માતા-પિતા સાચા માતા-પિતા નહિ. કારણ કે એમનો સ્નેહ અને સંરક્ષણ વધુમાં વધુ આ જીવનના અંત સુધી. તેમાં પણ એમનો સ્વાર્થ ભંગાતો હોય તો આ જીવનમાં પણ સ્નેહ છોડી દે. ગમે તેવી માંદગીના બિછાને પડયા હોય તો શું એ વેદના ટાળી શકવાના છે? નહિ. ધર્મ જ આપણને એવું બળ આપે છે કે જેના આધારે અંતરની હાયવોય અટકી જાય. ધર્મની રૂચીથી રોગાદિ પ્રસંગ અને કઠીન કર્મોના કચરા સાફ થઈ જવાનો પ્રસંગ માનશે. તેને મન તો જાણે દિવાળી આવી એવો હર્ષ હોય. ધર્મ એ સાચો પુત્ર છે. પુત્ર માતા પિતાના મનને આનંદ કરાવે છે. તેમની સેવા કરે છે. તેમ ધર્મ આત્મામાં આનંદ ઉત્પન્ન કરે છે. જીવની ભારે સેવા કરે છે. અને રાગાદિથી તથા કર્મથી જર્જરિત થઈ ગયેલા જીવનું પાલન પોષણ કરે છે. માટે હે ભોળી! તું ભૂલી ના પડીશ. ધર્મ એ જ સાચો પ્રભુ છે. આપત્તિમાં ધર્મ રક્ષણ કરે છે. આ રીતે દીકરીને ખૂબ હિત શિખામણ આપી.

**પિતા કંઠ બિલગી અતિરોઇ વિશ્વાસી કરે પ્યાર**
**તું કુલવંતી કંત હુકમસે રહેજે કુલાચાર.**
**કહે કુંવરસે યા તુમ શરણે, ક્ષણ ક્ષણ કરજો સાર....હો...શ્રોતા....**

આ સાંભળતાં સાંભળતાં ઋષિદત્તા પિતાને ગળે વળગી પડી ને ખૂબ રડી. છેલ્લે હરિષેણે કનકરથને કહ્યું, મારી દીકરીની ક્ષણે ક્ષણે સંભાળ રાખજો. હવે હું અગ્નિ-પ્રવેશ કરવા ઈચ્છું છું. આ શબ્દ સાંભળી દીકરી અને જમાઈ બંને ચમકયા. તમે આવા મહાન યોગી અને અગ્નિ પ્રવેશ કરવા ઈચ્છો છો? એ તો આપઘાત કહેવાય. એમ કરવાથી તો ગતિ પણ બગડી જાય. આપનો આવો અદ્‌ભૂત ત્યાગ અને અગ્નિ-પ્રવેશ શા માટે કરો છો? આપ એ રીતે પ્રાણ ત્યાગ કરવાનું રહેવા દો. હરિષેણ કહે, તમે સમજતા નથી. હું તપ રૂપી અગ્નિમાં પ્રવેશ કરવાનો છું. તપ રૂપી અગ્નિ કર્મ રૂપી લાકડાને બાળી નાંખે છે. બધા તપમાં અનશન તપ એ ઉત્તમ, મહાન અને કલ્યાણકારી છે. આવતી કાલે સવારે હું સંથારો કરીશ. સાત

દિવસ પછી આ કાયાની માયા પુરી થઈ જશે. કનકરથ ને રુષિદત્તા બંને રોકાઈ ગયા. હરિષેણ તાપસે શરીરને વોસરાવી દઈ સંથારો કરી સમાધિ લઈ લીધી. હવે તેમને જૈન દર્શનની શ્રદ્ધા આવી ગઈ છે. બરાબર આઠમા દિવસે મુનિ હરિષેણનો મહાન આત્મા સાધના સાધી કાયાના બંધનમાંથી મુક્ત થઈ ગયો. બાલપણથી પિતાના આશ્રયે રહેલી રુષિદત્તાને તેમજ કનકરથને ખૂબ આઘાત લાગ્યો. અહો ! સંસ્કારની દેનાર માતા તો હતી નહિ ને પિતા હતા તે પણ ચાલ્યા ગયા. તે સાધુપણામાં હયાત હોત તો પણ હું દર્શન કરવા આવત. આમ ખૂબ કલ્પાંત કરે છે. કનકરથે આ મહાપુરૂષની કાયાનો અગ્નિસંસ્કાર કર્યો. હવે કનકરથ કુમાર રુષિદત્તાને કેવી રીતે આશ્વાસન આપી શાંત પાડશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં-૫૭

પ્ર. ભાદરવા વદ ૩ ને મંગળવાર તા. ૩-૯-૭૪

જગત વંદનીય, પરમ તારક, જિનેશ્વર ભગવંતોએ, તેમની પવિત્ર વાણી દ્વારા માનવને જીવન જીવવાની કળા બતાવી છે. જેના પૂરા સદ્ભાગ્ય હોય તેને વીતરાગવાણી સાંભળવાનો શુભ અવસર મળે છે. જ્ઞાની કહે છે હે માનવ ! તું બધાને ઓળખે છે પણ તને પોતાને ઓળખતો નથી. તમને એમ થશે કે શું અમે અમને ઓળખતા નથી ? ખરેખર આજે ઘણા જીવો એવા છે કે જે પોતે પોતાને ઓળખતા નથી. જો તમને પ્રભુની વાણી પર શ્રદ્ધા હોય, વિશ્વાસ હોય તો પોતાને ઓળખવાનો પુરુષાર્થ કરો. અનંતકાળથી આત્માએ પોતાને ઓળખવાનો પુરુષાર્થ નથી કર્યો તેથી અનંતકાળથી પોતાને ભૂલીને પરમાં પડયો છે. હવે સ્વ તરફ વળો ને વિચાર કરો કે આ માનવજન્મ પામીને મારું શું કર્તવ્ય છે? જ્યારે સ્વ તરફનું ભાન થશે ત્યારે તમારો અંતરાત્મા બોલી ઉઠશે કે ઉઠ, ઊભો થા. કર્તવ્યની કેડી તારી રાહ જુએ છે. કર્તવ્યનો સાદ તને કેમ સંભળાતો નથી ? કર્તવ્યને ખાતર સારા જીવનને સમર્પણ કરી દે. જે કર્તવ્યને સમજતો નથી તેની આકૃતિ માનવની છે. પ્રકૃતિ પશુની છે. અને કૃતિ રાક્ષસની છે. તમારે કર્તવ્યની કેડીએ કદમ ઉઠાવવા હોય, માનવતાના તેજ પ્રગટાવવા હોય તો સદાચારની સૌરભ માણી લો. આપ એ તો જાણો છો ને કે મહાન પુરુષો મહાન કયારે બન્યા ? શું એમની આકૃતિ આપણાથી જુદી હતી ? એમને બે હાથને બદલે ચાર હાથ હતા ? ના. એમાં તો કંઈ ફેરફાર નહોતો પણ આપણા વર્તનમાં ને એમના વર્તનમાં ફેર છે. એમણે જીવનમાં સંયમની સૌરભ ફેલાવી તેથી મહાન બન્યા.

ભગવાન મહાવીર રાજમહેલમાં વસતા હતા ત્યારે તેમના અંતરમાં કર્તવ્યનો શંખનાદ ગાજી ઉઠયો હતો.

**માયાના મહેલોમાં રહેતા, વીરે જોયું જાગી,**
**આવ્યો છું હું અમર થવાને, એક જ લગની લાગી.**
**સંયમ તો સ્નેહથી લીધો, બન્યા એ મહાન વૈરાગી—**
**સમતાની સડક પર વીરે લોચન દીધા ઢાળી,**
**ઉપસર્ગોના પહાડ તૂટયા તોય ચીસ ના પાડી કાળી,**
**કીધા જીવન સંગ્રામથી, બન્યા એ વીર વીતરાગી...માયાના**

શું મારું જીવન ચાર દિવાલમાં સમાપ્ત થશે? મોજશોખ અને ભોગ-વિલાસ એ મારું જીવન છે? ના. મારે મારા કર્તવ્યનું પાલન કરવું, કરાવવું, સાચા રાહે જવું ને બીજા જીવોને સાચા રાહે લઈ જવા એ મારું કર્તવ્ય છે. રાજ-મહેલનો ત્યાગ કરી સંયમ લીધો. સંયમ લઈને મનમાં એક જ લગની લાગી કે હવે જન્મ-મરણ કરવા નથી. અમર બનવું છે. આત્માને અમર બનાવવા માટે કેટલા કષ્ટો સહન કર્યા. કર્મો ખપાવવા અનાર્ય દેશમાં ગયા. ત્યાં કેટલી ભૂખ-તરસ, માન-અપમાન સહન કર્યા. ભરવાડે કાનમાં ખીલા નાંખ્યા, સંગમે ઉપસર્ગો આપ્યા, ચંડ-કૌશિકે પગમાં ડંખ દીધો. આવા ભયંકર ઉપસર્ગોના પહાડ તૂટી પડયા તો પણ એક ઉંકાર સરખો કર્યો નથી. ગજબ સમતા રાખી છે. તપ કરીને કાયાને હાડપિંજર જેવી બનાવી દીધી. અને આત્મ સાધનામાં અણનમ રહ્યા. અને જીવન સંગ્રામમાં કર્મરૂપી દુશ્મનો સાથે શૂરવીરતાથી યુદ્ધ કરી ઘાતી કર્મોને ઉડાડી કેવળજ્ઞાન પામ્યા. કેવળજ્ઞાન પામ્યા પછી ધ્રુવ અને અધ્રુવ, નિત્ય અને અનિત્યનું સ્વરૂપ સમજાવ્યું. આપણો આત્મા ધ્રુવ અને નિત્ય છે. અને શરીર અધ્રુવ ને અનિત્ય છે. અનંતકાળથી જીવ અનિત્યને વળગ્યો છે, નિત્યને વળગ્યો નથી. જ્ઞાની કહે છે અનિત્ય એવા શરીરને તું વળગી પડયો છે, તેના પર રાગ અને મમત્વભાવ કર્યો છે. પણ એ શરીર કેવું છે? **"असुई असुई संभवं।"** અશુચી અશુચીથી ભરેલું છે. તમે સંસાર વ્યવહારમાં પણ એવા પ્રસંગે કહો છો ને કે 'બસ કર બાપુ.' એટલેથી ન પતે તો બીજી વાર કહેશો-ભાઈ! પગે લાગીને કહું છું કે બસ કર તો સારું. આ બે વાર કયારે કહેવાય? જ્યારે થાકી જાવ ત્યારે અગર તે વાતની હદ આવી ગઈ હોય તો એકથી બે વાર કહો છો. તેમ ભગવાન કહે છે; આ ઔદારિક આદિ શરીરને જોઈને હું થાકી ગયો. તે અશુ-ચીનો ભંડાર છે. તેથી ભગવાન બે વાર બોલ્યા કે શરીર અશુચી અશુચીથી ભરેલું છે. આવા શરીર પર શું રાગ કરવા જેવો છે? આપણા ભગવાન ફક્ત ઉપદેશક ન હતા પણ આચારક ઉપદેશક હતા. એ ભગવાનને સંગમે કેટલા ઉપસર્ગો આપ્યા છતાં શરીર પ્રત્યે જરા રાગ નહિ. સાડા બાર વર્ષ ને એક પખવાડીયા **સુધી જેમણે ઉગ્ર**

તપશ્ચર્યા કરી. શું તેમને ભૂખ-તરસ લાગી નહિ હોય? જરૂર લાગે. પણ તે સમજતા હતા કે આત્માનો સ્વભાવ અનાહારક છે. આ શરીરનો ઉપયોગ તેમણે કર્મની ગ્રંથીઓને તોડવામાં કર્યો.

લાકડાની સામાન્ય ગાંઠ કાપવી હોય તો પણ યુવાન માણસ જોઈએ છે. તે કેટલો પુરુષાર્થ કરે ત્યારે લાકડાની ગાંઠને કાપી શકે છે. આ ગાંઠ કરતાં કર્મની ગાંઠ અનંતગણી મજબૂત છે. નાગેશ્રીની વાત વાંચીએ ત્યારે તે દૃશ્ય આંખ સામે ખડું થઈ જાય છે. એક ભૂલ કરી તો કેટલાં દુઃખો ભોગવવા જવું પડયું. આપણો આત્મા પણ જો ભાન ભૂલે તો આવા દુઃખો ભોગવવા જવું પડશે. માટે સજાગ બનવાની જરૂર છે. આપણો આત્મા પણ ઘણું રખડયો છે. હવે રખડપટ્ટીનો થાક લાગ્યો હોય તો પાપથી પાછા હઠવાની જરૂર છે. અનાહારક દશા પ્રાપ્ત કરવા માટે ઉપવાસ કરવાની જરૂર છે. આત્મા પરવશપણે અગર રોગ આવ્યો ને ડોકટર ખાવાની ના પાડે તો ઘણી વાર ભૂખ્યો રહ્યો છે. તેથી કર્મની નિર્જરા અંશ પણ થઈ નથી. સ્વાધીનપણે એક ઉપવાસ કરવાથી ઘણાં કર્મોની નિર્જરા થાય છે. ઉપવાસની તાલીમ લીધી હશે તો ત્રીજે મનોરથે પહોંચી શકશો. ત્રીજું મનોરથ કયું છે? હે ભગવાન! હું આલોવી, પડિક્કમી, નિંદી, નિશલ્લ થઈને સંથારો કયારે કરીશ! આટલી સમાધિ લેવા માટે પહેલી તૈયારી તો જોઇશે. જેમ મકાન બાંધતા પહેલાં રેતી, ચુનો, સીમેન્ટ, લાદી, ટાઇલ્સ આદિ ચીજોની તૈયારી રાખવી પડે છે, તેમ મોક્ષનગરમાં પ્રવેશ કરવા માટે પહેલા આટલી પ્રેકટીશ તો જોશે. બંધુઓ! તે માટે ચારિત્રના ઘરમાં આવવું પડશે. ચારિત્ર વગર મોક્ષ નથી. ભરત મહારાજા અને મરૂદેવી માતાને સંસારમાં કેવળજ્ઞાન થયું ત્યારે ભલે દ્રવ્ય ચારિત્ર નહોતું લીધું પણ ભાવ ચારિત્ર એટલું જોરદાર આવ્યું કે ઘાતી કર્મની ગાંઠને છેદી-ભેદી નાખી. મરૂદેવી માતા તો કેવળજ્ઞાન પામીને તરત મોક્ષમાં ગયા પણ ભરત મહારાજાને કેવળજ્ઞાન થયું કે તરત દેવોએ આવીને સાધુનો વેશ આપ્યો. માટે ચારિત્ર લેવા જેવું છે. એવી દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ.

સંસારમાં રહીને સુખની આશા રાખવી તે ધુમાડાને બાચકા ભરવા જેવું છે. ધુમાડાને ગમે તેટલા બાચકા ભરે તો હાથમાં કંઈ આવે ખરૂં? તેમ સંસારમાં સુખ મેળવવા માટે ગમે તેટલા બાચકા ભરો પણ સુખ મળે છે ખરું? સુખ મળ્યું નહિ ને આટલા જન્મો નિરર્થક ગયા. આવા વિચારો અંતરમાં આવે તો રાગ-દ્વેષ-મોહાદિ કષાયો મંદ પડે છે. પરિણામે આત્માને પોતાના સ્વરૂપની પિછાણ થાય છે. પરભાવમાંથી પાછો હઠી નિજભાવમાં રમણતા કરે છે. હું કોણ છું? મારું સ્વરૂપ શું છે? કોણ મારું ને કોણ પરાયું? એનું એને ભાન થાય છે. અને ભૂતકાળમાં કરેલી ભૂલોનો પશ્ચાતાપ થાય છે. આજ સુધી દેવ ગુરૂ અને ધર્મની આરાધનામાં આળસ-પ્રમાદ કર્યો. પર સુખ અને પર આનંદમાં મારા અનંત જન્મો એળે ગયા.

માટે હે ચેતન ! હવે તું પર વસ્તુનો રાગ છોડી દે. કારણ કે તે વસ્તુઓ તારી નથી અને તારા આત્મા માટે ઉપયોગી નથી. તને હિતકારી નથી પણ અંતે એ તને દગો દેનારી છે. એ બધી વસ્તુઓ તને એકાંત હાનિકર્તા છે. માટે આ બધી પૌદ્ગલિક વસ્તુઓના રાગનો ત્યાગ કરો અને તારા આત્મા રૂપી બાગને ગુણ રૂપી પુષ્પોથી શણગારી દેવ, ગુરૂ અને ધર્મની ઉપાસના કર. અને તેમાં તલ્લીન બન. આ જગતમાં જો કોઈ તારું હિત કરનાર હોય તો તે વીતરાગ–પરમાત્મા, ત્યાગી સદ્ગુરૂઓ અને વીતરાગ કથિત ધર્મ છે. એટલે વાસ્તવમાં તારું કોણ ? એટલું ડાયરીમાં નોંધી રાખો. દેવ–ગુરૂ અને ધર્મ સિવાય આ જગતમાં તારું કોઈ નથી.

આજ સુધી સાચી સમજણના અભાવે આત્માએ અવળો પુરુષાર્થ કર્યો. જવું હતું મદ્રાસ તરફ ને ચાલવા માંડયું અમદાવાદ તરફ. તો એ વ્યક્તિ કયારેય પણ મદ્રાસ પહોંચી શકશે ? તેવી રીતે આત્મા સિવાયની અન્ય વસ્તુઓને પોતાની માની ક્ષણે ક્ષણે તેનું રટણ કર્યું છે. એની પાછળ ભવો ભવમાં પ્રાણ પાથર્યા છતાં એ પોતાની ન થઈ તે ન થઈ. કારણ કે એ પોતાની હતી નહિ. પણ જીવ ભ્રમમાં પડયો હતો. મારું ઘર, મારો પુત્ર, મારી પત્ની, મારા માતા પિતા આ રીતે મારાપણાનું મમત્વ કર્યું છે. અનંતકાળ વીતાવ્યો. ભગવાન કહે છે હવે તારી ભૂલને સુધાર અને જીવનની દિશા બદલી નાંખ. દિશા બદલાય તો દશા બદલાય. મને તારનાર જો કોઈ હોય તો દેવ ગુરૂ અને ધર્મ છે. એ મારા સાચા સગા છે. આ પ્રમાણે રટણ કરો અને તેના ચરણે તન–મન આદિ સર્વસ્વ અર્પણ કરો. અને એ મારા આધાર, એ મારા માલિક છે. એ પ્રમાણે દઢ નિશ્ચય કરી લો જેથી તમારું સમ્યક્ત્વ દઢ થશે, નિર્મળ થશે, વિકાસ થશે, અને આત્મામાં અનેરો પ્રકાશ થશે. અનાદિ કાળથી પરિભ્રમણ કરતા આત્માને આજ સુધી સુદેવ, સુગુરૂ અને સુધર્મની પ્રાપ્તિ થઈ ન હતી, આ મનુષ્ય જન્મ પામીને દેવોને પણ દુર્લભ વસ્તુઓ તમને મળી ગઈ છે. તો સમજો કે હું કેવો ભાગ્યવાન છું ! મોક્ષે જવાની માનવ ભૂમિમાં મારો જન્મ થયો.

**માતા થકી વિખૂટો, બાળક ભમે અટુલો,**
**એવી રીતે પડયો તો, આ વિશ્વમાં હું ભૂલો,**
**જુગ જુગથી ઝંખતો તો, એ ધરતી આજ ભાળી...હું કેવો ભાગ્યશાળી**

જેમ માતાથી વિખૂટા પડેલા બાળકને તેની માતા મળે તો કેટલો આનંદ થાય છે તેમ વર્ષોથી જે ભૂમિને ઝંખતો હતો તે પવિત્ર ભૂમિ ઉપર આવવાનું ભાગ્ય મને મળ્યું. જેમ કોઈના ઘરમાંથી અચાનક રત્નોનો ચરૂ નીકળે તો તેને કેટલો આનંદ થાય છે ? મોક્ષે જવા માટે આ અપૂર્વ રત્નોના ચરૂ સમાન દેવ ગુરૂ અને ધર્મ મળ્યા પછી આનંદ કેમ ન થાય ? પેલો ચરૂ તો ક્ષણિક છે, આ જીવન પૂરતો છે, ત્યારે

ધર્મરૂપી મહાન ચરૂ તો જન્મોજન્મ જીવની સાથે રહેનારો, સાથે ચાલનાર અને અંતે ભવસાગરને પાર કરાવનાર છે. આત્મ કમાણી કરવાનો જે શુભ અવસર મળ્યો છે, સુંદર તક મળી છે તે ફરી ફરીને નહિ મળે. માટે પ્રમાદનો ત્યાગ કરી ધર્મમાં બળ અને વીર્ય ફોરવો તો જરૂર આત્માનો વિજય થશે. આવો ઉત્તમ યોગ અને સાધન-સામગ્રી પ્રાપ્ત કરીને જર, જમીન અને જોરૂનો મોહ ત્યજી, પરમાત્માને ભજી શિયળનો શણગાર સજી આત્માને નિર્મળ બનાવો. ધર્મની આરાધના કરવામાં જરા પણ પ્રમાદ ન કરશો અને ધર્મની વિરાધનાથી દૂર રહેજો. સમ્યક્‌દૃષ્ટિ આત્મા વિરાધનાને ઝેર સમજી એનાથી સદા દૂર રહે. મારી ઉત્તમ આરાધના રૂપી અમૃતમાં જો વિરાધના રૂપી વિષનું ટીપું પડી જશે તો મારું અમૃત વિષમાં પરિણમશે. એવો કોણ મૂર્ખ હોય કે વર્ષોથી ધર્મ આરાધના કરી મુડી ભેગી કરી અને વિરાધનામાં પડીને મૂડીને મૂળમાંથી સાફ કરી નાંખે! અંતે પસ્તાવાનો વખત આવે માટે સમજીને સમય ઓળખી સાવધાન બનો. અર્થ અને કામની સાધના તો ભવોભવ કરી પણ તેનાથી કાંઈ વળ્યું નહિ.

સુકુમાલિકા ભણીગણીને તૈયાર થઈ. તે યુવાનીના આંગણે પહોંચી છે. યુવાનીમાં માનવ ભૂલે તો દિવાનો બને. એક સંન્યાસી કૂવાકાંઠે બેસીને ધ્યાન કરતા અને પ્રભુનો જાપ કરતા હતા. જૈન મુનિ કૂવાના કાંઠે કે નદી–સરોવરની પાળે ન બેસે. શા માટે ન બેસે? લોક વ્યવહાર જાળવવા. આ સંન્યાસી કૂવા કાંઠે બેસી પ્રભુના નામની માળા જપતા હતા અને બોલતા હતા કે **"અગલી ભી અચ્છી, પિછલી ભી અચ્છી, બિચલી કો જુત્તા માર દો."** આગલી પણ સારી, પાછલી પણ સારી અને વચલીને જુત્તાનો માર. સંન્યાસી આ બોલ્યા ત્યારે ત્રણ સ્ત્રીઓ પાણીની હેલ ભરીને જઈ રહી છે. તેમાં આગળ વાણીયાની પત્ની હતી, પાછળ પટલાણી હતી અને વચ્ચે ગરાસણી હતી. તેમણે આ શબ્દો સાંભળ્યા. સંન્યાસી બોલ્યા કે બિચલીકો જુત્તા માર દો. આ શબ્દ સાંભળીને ગરાસણીનું લોહી ઉછળી ગયું. અહો! આ સંન્યાસી કહે છે, આગલી સારી, પાછલી સારી અને વચલીને જુત્તા કા માર એટલે મને જુત્તા મારવાનું કહે છે. આ સંન્યાસીનું માથું ઉડાડું ત્યારે જ જંપું. ભગવાને ત્રણ પ્રકારના શલ્ય બતાવ્યા છે. માયા શલ્લેણં, નિયાણ શલ્લેણં, મિથ્યાદર્શન શલ્લેણં આ શલ્ય જીવને દુર્ગતિમાં લઈ જનાર છે. માટે શલ્ય કાઢી નાંખજો.

આ ગરાસણીએ ઘેર આવીને પતિને કહ્યું. તમે સાવ નમાલા છો. તમારા બેઠા તમારી પત્નીનું અપમાન થાય તે તમને શોભે છે? એક ચિનગારી મૂકી દીધી. ને કહ્યું કે આજે આમ બન્યું છે. ગરાસીયો કૂવાકાંઠે પહોંચી ગયો. પેલા સંન્યાસી તો ત્યાં બેઠેલા હતા ને બોલતા હતા કે **"અગલી ભી અચ્છી, પિછલી ભી અચ્છી બિચલી કો જુત્તા કા માર દો."** ગરાસીયાને વિચાર થયો કે અત્યારે તો કોઈ

સ્ત્રી આવતી જતી નથી છતાં આ સંન્યાસી તો બોલ્યા કરે છે. ગરાસીયાના મનમાં થયું કે સંન્યાસી આમ કેમ બોલતા હશે? તેમના ભાવ જુદા છે. આ બોલવાની અંદર કંઈ રહસ્યભર્યું લાગે છે. થોડી વાર ધીરજ ખમી ગયો તો પાપથી બચી ગયો. જો ધીરજ ખમ્યો ન હોત તો સંન્યાસીને મારી નાંખત. ધીરજના ફળ મીઠા છે. સંસારમાં કોઈ પણ એવો પ્રસંગ આવે તો આપ ધીરજ ખમતા શીખજો. તો તમારી જે લેશ્યા હશે તે જરૂર બદલાઈ જશે. ગરાસીયો સંન્યાસી પાસે જઈ ચરણમાં પડી પૂછે છે આપ બોલ્યા કરો છો અગલી ભી અચ્છી, પિછલી ભી અચ્છી, બિચલી કો જુત્તા કા માર. એનો શું અર્થ છે! સંન્યાસી કહે, હું સાધુ બની ગયો પણ મારી યુવાનીને મારવાની છે કારણ કે બાલપણ એટલે આગલી અવસ્થા સારી, ઘડપણ પણ સારું પણ યુવાની તો દિવાની છે. યુવાનીમાં ઇન્દ્રિઓના ઘોડા બેફામ રીતે દોડતા હોય છે માટે તેના પર કંટ્રોલ રાખવાનો છે. યુવાનીમાં ભાન ભૂલે તો જીવ દુર્ગતિમાં જાય છે. ગરાસીયો સંન્યાસીની વાત સાંભળી તેના ચરણમાં નમી પડયો ને કહે ગુરૂદેવ! આજે હું ઘોર પાપમાંથી બચી ગયો છું. જ્ઞાની કહે છે યુવાની દિવાની ના બની જાય તે માટે પૂર્ણ સાવધ રહીને સત્સંગ કરો.

સુકુમાલિકા પાંચ ધાવમાતાઓ વડે પાલિત થતી, ઉપપાલિત થતી, આલિંગ્યમાન થતી, સ્તૂયમાન અને પ્રચુંબ્યમાન થતી. તે ગિરીકંદરાઓમાં ઉત્પન્ન થયેલી ચંપકમાલાની જેમ મહા વાતથી રક્ષિત તેમ જ બીજા ઉપદ્રવોથી રહિત સ્થાનમાં સુખેથી વધે છે. ધીમે ધીમે જ્યારે તે બચપણ વટાવીને યુવાવસ્થા સંપન્ન થવા માંડી ત્યારે તેના શરીર ઉપર યૌવનના ચિન્હો દેખાવા લાગ્યા. તે સમયે તે રૂપ–આકૃતિથી, યૌવન–તારૂણ્યથી અને યૌવનાવસ્થાજનિત સવિશેષકાંતિથી વિશિષ્ટ શોભા સંપન્ન થઈ ગઈ અને તેના શરીરના બધા અંગો સુંદર થઈ ગયા એટલે કે તે વખતે તે સર્વાંગ સુંદરી બની. હવે આગળ શાસ્ત્રકાર બતાવે છે –

"तत्थ णं चंपाए नयरीए जिणदत्ते नाम सत्थवाहे अड्ढे।"

તે ચંપાનગરીમાં જીનદત્ત નામે એક સાર્થવાહ રહેતો હતો. તે ખૂબ ઋદ્ધિવાન ધન–ધાન્ય વગેરેથી સંપન્ન તેમ જ સમાજમાં પૂછાતો માણસ હતો.

આ જીનદત્ત સાર્થવાહ ઘરમાં તેમ જ સમાજમાં મોટા મોભ જેવો છે. આજે તો મકાનમાંથી મોભ ગયા ને માનવીના ખમીરના પણ મોભ ગયા. આ જીનદત્ત શેઠ પાસે ભરપૂર રિદ્ધિ–સિદ્ધિ છે ને સાથે બુદ્ધિ પણ છે. તે પ્રમાણિક, ન્યાયસંપન્ન અને દયાળુ છે. તેમના આંગણે આવેલો ગરીબ કોઈ દિવસ ભૂખ્યો પાછો જતો નથી. કોઇનો તિરસ્કાર ન કરે. જો તમને લક્ષ્મી મળી હોય તો બને તો દાન દેજો અને ન આપો તો કોઈનો તિરસ્કાર કરશો નહિ. આ શેઠ ધર્મમાં ને ધનમાં સમાન છે. ધનની સાથે જીવનમાં ધર્મનું સ્થાન પણ છે. આજના માનવીની દોટ જેટલી ધન પાછળ છે તેના

અંશ ભાગની દોટ ધર્મ માટે નથી. જિનદત્ત શેઠ આ રીતે રહે છે. હવે આગળ શું વાત ચાલશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "ઋષિદત્તાનો કરૂણ કલ્પાંત" :** ઋષિદત્તાને વનવગડામાં એકલો પિતાનો સંપર્ક મળેલો. એકલા પિતા સાથે જંગલમાં રહેતી હતી તેથી એને પિતાની ગાઢ માયા બંધાઈ જાય એ સહજ છે. જન્મતાં માતા મરી ગઈ તેથી પિતાનું વાત્સલ્ય વધી ગયું હતું. આવા એકલા પિતાના જ વાત્સલ્યને પામેલી ઋષિદત્તાના પિતા હરિષેણ મુનિ સાત દિવસનો સંથારો કરી કાળધર્મ પામી ગયા તેથી ભારે આઘાત લાગ્યો. એ ભોંય પર પડી ગઈ. ભોંય પર આળોટતી કલ્પાંત કરી રહી છે. હે તાત! હે તાત! હે સંતાન પર અનહદ વાત્સલ્યમાં તત્પર! હવે તો મૂળ વિનાની વેલડીની જેમ તમારા વિના હું શોકપાત્ર બની ગઈ. દુઃખિયારી થઇ ગઈ. હે પિતાજી! મેં તો માતાને જોયેલી જ નહિ તેથી તમે જ મારા માતા પણ હતા. મારે તો માતા ગણું, પિતા ગણું, ભાઈ ગણું કે બહેન ગણું–બધું તમે જ હતા. મારે એકના એક જ સગા તમો, તમારો અસ્ત થઈ ગયે શું મારે આપનો પણ વિયોગ! હે તાત! ઓ મારા અનન્ય ઉપકારી તાત! તમે આમ એકાએક ચાલ્યા ગયા? ઋષિદત્તાના કરૂણ કલ્પાંતથી કનકરથને લાગે છે કે આ બાળા એકલા પિતા સાથે વનવગડામાં ઉછરેલી, એમની પાસેથી સંસ્કાર પામેલી, એને આવા ઉપકારીનો આમ એકાએક વિયોગ થઈ જાય એ અસહ્ય અને એ સ્વાભાવિક છે. પરંતુ હવે કલ્પાંતથી શું વળે? તેથી મારે એને આશ્વાસન આપવું જોઈએ.

એટલે કનકરથ ઋષિદત્તાને કહે છે ધીરી પડ. ધીરી પડ. હે પ્રિયા! આટલો બધો કલ્પાંત કરવો હવે રહેવા દે. હે સુશીલા! આ તારા પિતાએ તો મોટા રાજ્યસુખ ભોગવ્યા અને મહાન તાપસ વ્રત પણ પાળ્યું. એમનું જીવન તો કૃતાર્થ બની ગયું. તેઓ આયુષ્ય પૂર્ણ થયે ચાલ્યા ગયા, એમાં શું શોક કરવા જેવો છે? તે ગયા અને આપણે પણ એક દિવસ જવાના. સૂર્ય સવારે ઉદય પામી આખો દિવસ પ્રકાશમાન રહી જગતને પણ આનંદ આપી પછી સાંજે સમય થતાં અસ્ત પામે, એના પર શોક કોણ કરે છે કે બિચારો અસ્ત પામ્યો. આવો ખેદ સુજ્ઞ માણસ ના કરે. કેમ કે એ જાણે છે કે સૂર્ય આ પૃથ્વી પર સફળ ઉજ્જવળ કારકીર્દિથી કૃતાર્થ થઇને ગયો છે. હે સૌભાગ્યવતી! સમય થયે જવાનું કોને નથી? બધાને જવાનું છે, માટે જીવન કૃતાર્થ કરી ગયેલા આવા ધન્ય પિતા પાછળ શોક ન કરતાં એમના સુકૃતોની અનુમોદના કર. આ રીતે ઋષિદત્તાને ખૂબ આશ્વાસન આપી શાંત કરી. હવે કનકરથ-કુમાર અને ઋષિદત્તા બંને પોતાના ગામમાં જવાની તૈયારી કરે છે.

આ બાજુ જાનને તેડવા આવેલા પાંચ માણસો કંબેરી નગરી પહોંચી ગયા,

રાજાએ તો રૂક્ષ્મણીના લગ્ન નિમિત્તે આખું ગામ શણગારવા માંડયું છે. કુંભેરી નગરીમાં આશા, આનંદ, સુખ અને હર્ષની રંગોળીઓ પૂરાઈ રહી હતી. રાજભવનમાં આવ્યા પછી પાંચની મંડળીના મુખ્ય માણસે રાજભવનના મુખ્ય પરિચારકને કહ્યું. અમારે મહારાજાને મળવું છે. જાન તેડવા ગયા હતા તે અમે આવ્યા છીએ. પરિચારક આનંદમાં આવી ગયો. તેના મનમાં થયું કે આ માણસો આવી ગયા માટે યુવરાજ કનકરથની જાન બે કોશ દૂરના સ્થળે આવી ગઈ લાગે છે. એટલે વધુ કંઈ ન પૂછતાં સીધો મહારાજાના ખંડ તરફ વધામણી દેવા દોડયો. આ સમયે મહારાજા કેટલાક તૈયાર થયેલા રત્નજડીત દાગીના રૂક્ષ્મણીને બતાવી રહ્યા છે. બેટા! તને કયા દાગીના પસંદ છે? અલંકારોના રત્નો ઝળહળી રહ્યા હતા. સહુના હૈયામાં આશાની ચમક પણ થનગની રહી હતી. તે સમયે પરિચારકે આવીને હર્ષભર્યા સ્વરે કહ્યું: કૃપાનિધાન! યુવરાજ કનકરથની જાનને તેડવા માટે જે માર્ગદર્શકો ગયા હતા તે આવ્યા છે અને આપને મળવા ઈચ્છે છે. આ સાંભળી રાજા-રાણી અને રૂક્ષ્મણી બધાના મુખ ઉપર આનંદ છવાઈ ગયો. રાણી કહે આપણુને એમ કે હજુ જાનને આવતા ૨૦ દિવસ લાગશે પણ જાન ઘણી વહેલી આવી ગઈ ગણાય. પરિચારક તે માર્ગદર્શકની મંડળીના મુખ્ય માણસને લઈ રાજા પાસે આવ્યો. મહારાજાએ આનંદપૂર્વક કહ્યું. આવો, ધાર્યા કરતાં ઘણાં વહેલા આવી ગયા. યુવરાજકુમાર બધા આનંદમાં છે ને? કૃપાવતાર! કહેતાં જીભ ઉપડતી નથી. આકાશમાંથી તૂટી પડતી વીજળીનો કડાકો જેમ માનવીના હૈયાને ચમકાવી જાય તેમ રાજકન્યા ચમકી ઉઠી. મહારાજા કહે–જે કંઈ બન્યું હોય તે નિર્ભયતાપૂર્વક કહે. મહારાજા! યુવરાજ કનકરથે માર્ગમાં જ એક વનવાસિની કન્યા સાથે લગ્ન કરી લીધા. "એમ બને જ નહિ." તારો ભ્રમ તો નથી ને? ના મહારાજા. યુવરાજ પરણવા ચાલ્યા અને અમે ગુપચુપ ત્યાંથી છટકીને આવી રહ્યા છીએ. રાજારાણીના મુખ ઉપર દુઃખ અને વેદનાની શ્યામ વાદળી આવી ચઢી. રૂક્ષ્મણીના હાથમાંનો એક રત્નાલંકાર નીચે પડી ગયો. પળ પહેલાં હર્ષ ને ઉલ્લાસ હતો. મધુરાં સ્વપ્નની ગુલાબી ચાદર પથરાઈ ચૂકી હતી. અને એ ચાદર પર અંતરની આશાઓ નાચતી કૂદતી હતી અને પળ પછી શું? એનું નામ જ સંસાર. પળ પહેલાનું અજવાળું અંધારામાં પલટાઈ ગયું. રાજા રાણીને કહે, નિરાશ થવાની કોઈ જરૂર નથી. હું પાકી તપાસ કરાવવા બે ગુપ્તચરોને આજે જ રવાના કરું છું. હવે રાજા ગુપ્તચરોને મોકલશે ને આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૫૮

પ્ર. ભાદરવા વદ ૪ ને બુધવાર તા. ૪–૯–૭૪

શાસનપતિ ભગવાન મહાવીરે ભવ્ય જીવોના કલ્યાણને અર્થે સિદ્ધાંત મય વાણી પ્રરૂપી. તેમાં ભગવાને એ વાત બતાવી છે કે તમે અવિરતિમાંથી વિરતિમાં આવો. જગતના જીવોને અનેક વાર જન્મ–જરા–મરણની કારમી સજા કરનાર અવિરતિ છે. જૈન ધર્મના આરાધકો વિરતિને ગ્રહણ કરી અનેક જીવોને અભયદાન આપે છે. અવિરતિથી નહિ અટકો ત્યાં સુધી પાપનો પ્રવાહ આવ્યા કરશે. વિરતિ એટલે શું ? પાપથી અટકવું તેનું નામ વિરતિ અને પાપથી ન અટકવું તેનું નામ અવિરતિ. અટકવું સહુ કોઈને ગમે છે. બહેનો રસોઈ કરતી હોય તો તે રસોડામાંથી નિવૃત્ત થવાને ઈચ્છે છે. નિશાળે જતો છોકરો ઈચ્છે છે કે કયારે નિશાળમાંથી છૂટું. વહેપારી સાંજ પડે એટલે ઘર તરફ જવા ઈચ્છે અને કાર્યમાંથી નિવૃત્ત થવાને ઈચ્છે. મુસાફરી કરનાર મુસાફર ગાડી કે કોઈ વાહનમાં બેસી કંટાળી મુસાફરી પૂર્ણ થાય એમ ઈચ્છે છે. અટકવું સહુ કોઈને ગમે છે. એવી રીતે પાપથી અટકવું ગમી જાય અને એ પાપ અવિરતિથી કેવી રીતે આવે છે એ સમજાઈ જાય તો આત્માનો બેડો પાર થઈ જાય.

મનુષ્ય ભવની મહત્તા વિરતિના કારણે છે. તિર્યંચો અમુક અંશે વિરતિને પામે છે. સમકિતી દેવો તથા નારકી વિરતિનું મહત્ત્વ સમજવા છતાં વિરતિમાં આવી શકતા નથી. જગતમાં ગૌરવ વિરતિનું છે. વધારે પૈસાવાળાને કોઈ અંતરથી યાદ કરતું નથી. પરંતુ જેઓ વધારે વિરતિમય જીવન જીવે છે તેમને જગત યાદ કરે છે. દેવો પણ વિરતીવાળાને નમે છે. અવિરતિ કરતાં વિરતિની ઘણી પ્રચંડ શક્તિ છે. રામચંદ્રજીનું આયુષ્ય સોળ હજાર વર્ષનું. તેમાં તેઓએ ફક્ત ૬૦ વર્ષોનું ચારિત્ર પાળ્યું અને કેવળજ્ઞાન મેળવી મોક્ષપદને પામ્યા. એમના એક ભવનો વિચાર કરીએ તો અવિરતિનો કાળ લાંબો અને વિરતિનો કાળ ઘણો થોડો. એ એ જ બતાવી આપે છે કે અવિરતિ કરતાં વિરતિની શક્તિ ઘણી પ્રચંડ છે. લક્ષ્મણજીની દુર્ગતિ કેમ થઈ? અવિરતિને છોડી શકયા નહિ. એક નાનકડો દીવો પણ ઘણા સમયના ઘોર અંધકારને દૂર કરી શકે છે. તેમ થોડી પણ વિરતી આત્માના અજ્ઞાન–અંધકારને દૂર કરી શકે છે, માટે અવિરતિને દૂર કરી વિરતિને ગ્રહણ કરો. નિગોદમાં જે અસંજ્ઞી જીવો છે તે એવા તીવ્ર પાપ કરતા નથી. તેમનામાં તીવ્ર કષાય કે તીવ્ર યોગ પણ દેખાતા નથી છતાં તે જીવો ઊંચે આવી શકતા નથી તેનું મુખ્ય કારણ અવિરતિ છે.

રાજાએ તો રૂક્ષ્મણીના લગ્ન નિમિત્તે આખું ગામ શણગારવા માંડયું છે. કંચેરી નગરીમાં આશા, આનંદ, સુખ અને હર્ષની રંગોળીઓ પૂરાઇ રહી હતી. રાજભવનમાં આવ્યા પછી પાંચની મંડળીના મુખ્ય માણસે રાજભવનના મુખ્ય પરિચારકને કહ્યું. અમારે મહારાજાને મળવું છે. જાન તેડવા ગયા હતા તે અમે આવ્યા છીએ. પરિચારક આનંદમાં આવી ગયો. તેના મનમાં થયું કે આ માણસો આવી ગયા માટે યુવરાજ કનકરથની જાન બે કોશ દૂરના સ્થળે આવી ગઈ લાગે છે. એટલે વધુ કંઇ ન પૂછતાં સીધો મહારાજાના ખંડ તરફ વધામણી દેવા દોડયો. આ સમયે મહારાજા કેટલાક તૈયાર થયેલા રત્નજડીત દાગીના રૂક્ષ્મણીને બતાવી રહ્યા છે. બેટા! તને કયા દાગીના પસંદ છે? અલંકારોના રત્નો ઝળહળી રહ્યા હતા. સહુના હૈયામાં આશાની ચમક પણ થનગની રહી હતી. તે સમયે પરિચારકે આવીને હર્ષભર્યા સ્વરે કહ્યું: કૃપાનિધાન! યુવરાજ કનકરથની જાનને તેડવા માટે જે માર્ગદર્શકો ગયા હતા તે આવ્યા છે અને આપને મળવા ઇચ્છે છે. આ સાંભળી રાજા-રાણી અને રૂક્ષ્મણી બધાના મુખ ઉપર આનંદ છવાઇ ગયો. રાણી કહે આપણને એમ કે હજુ જાનને આવતા ૨૦ દિવસ લાગશે પણ જાન ઘણી વહેલી આવી ગઈ ગણાય. પરિચારક તે માર્ગદર્શકની મંડળીના મુખ્ય માણસને લઈ રાજા પાસે આવ્યો. મહારાજાએ આનંદપૂર્વક કહ્યું. આવો, ધાર્યા કરતાં ઘણાં વહેલા આવી ગયા. યુવરાજકુમાર બધા આનંદમાં છે ને? કૃપાવતાર! કહેતાં જીભ ઉપડતી નથી. આકાશમાંથી તૂટી પડતી વીજળીનો કડાકો જેમ માનવીના હૈયાને ચમકાવી જાય તેમ રાજકન્યા ચમકી ઉઠી. મહારાજા કહે—જે કંઈ બન્યું હોય તે નિર્ભયતાપૂર્વક કહે. મહારાજા! યુવરાજ કનકરથે માર્ગમાં જ એક વનવાસિની કન્યા સાથે લગ્ન કરી લીધા. "એમ બને જ નહિ." તારો ભ્રમ તો નથી ને? ના મહારાજા. યુવરાજ પરણવા ચાલ્યા અને અમે ગુપચુપ ત્યાંથી છટકીને આવી રહ્યા છીએ. રાજારાણીના મુખ ઉપર દુઃખ અને વેદનાની શ્યામ વાદળી આવી ચઢી. રૂક્ષ્મણીના હાથમાંનો એક રત્નાલંકાર નીચે પડી ગયો. પળ પહેલાં હર્ષ ને ઉલ્લાસ હતો. મધુરાં સ્વપ્નની ગુલાબી ચાદર પથરાઇ ચૂકી હતી. અને એ ચાદર પર અંતરની આશાઓ નાચતી કૂદતી હતી અને પળ પછી શું? એનું નામ જ સંસાર. પળ પહેલાનું અજવાળું અંધારામાં પલટાઈ ગયું. રાજા રાણીને કહે. નિરાશ થવાની કોઈ જરૂર નથી. હું પાકી તપાસ કરાવવા બે ગુપ્તચરોને આજે જ રવાના કરું છું. હવે રાજા ગુપ્તચરોને મોકલશે ને આગળ શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૫૮

પ્ર. ભાદરવા વદ ૪ ને બુધવાર તા. ૪-૯-૭૪

શાસનપતિ ભગવાન મહાવીરે ભવ્ય જીવોના કલ્યાણને અર્થે સિદ્ધાંત મય વાણી પ્રરૂપી. તેમાં ભગવાને એ વાત બતાવી છે કે તમે અવિરતિમાંથી વિરતિમાં આવો. જગતના જીવોને અનેક વાર જન્મ-જરા-મરણની કારમી સજા કરનાર અવિરતિ છે. જૈન ધર્મના આરાધકો વિરતિને ગ્રહણ કરી અનેક જીવોને અભયદાન આપે છે. અવિરતિથી નહિ અટકો ત્યાં સુધી પાપનો પ્રવાહ આવ્યા કરશે. વિરતિ એટલે શું? પાપથી અટકવું તેનું નામ વિરતિ અને પાપથી ન અટકવું તેનું નામ અવિરતિ. અટકવું સહુ કોઈને ગમે છે. બહેનો રસોઈ કરતી હોય તો તે રસોડામાંથી નિવૃત્ત થવાને ઈચ્છે છે. નિશાળે જતો છોકરો ઈચ્છે છે કે કયારે નિશાળમાંથી છૂટું. વહેપારી સાંજ પડે એટલે ઘર તરફ જવા ઈચ્છે અને કાર્યમાંથી નિવૃત્ત થવાને ઈચ્છે. મુસાફરી કરનાર મુસાફર ગાડી કે કોઈ વાહનમાં બેસી કંટાળી મુસાફરી પૂર્ણ થાય એમ ઈચ્છે છે. અટકવું સહુ કોઈને ગમે છે. એવી રીતે પાપથી અટકવું ગમી જાય અને એ પાપ અવિરતિથી કેવી રીતે આવે છે એ સમજાઈ જાય તો આત્માનો બેડો પાર થઈ જાય.

મનુષ્ય ભવની મહત્તા વિરતિના કારણે છે. તિર્યંચો અમુક અંશે વિરતિને પામે છે. સમકિતી દેવો તથા નારકી વિરતિનું મહત્ત્વ સમજવા છતાં વિરતિમાં આવી શકતા નથી. જગતમાં ગૌરવ વિરતિનું છે. વધારે પૈસાવાળાને કોઈ અંતરથી યાદ કરતું નથી. પરંતુ જેઓ વધારે વિરતિમય જીવન જીવે છે તેમને જગત યાદ કરે છે. દેવો પણ વિરતીવાળાને નમે છે. અવિરતિ કરતાં વિરતિની ઘણી પ્રચંડ શક્તિ છે. રામચંદ્રજીનું આયુષ્ય સોળ હજાર વર્ષનું. તેમાં તેઓએ ફક્ત ૬૦ વર્ષોનું ચારિત્ર પાળ્યું અને કેવળજ્ઞાન મેળવી મોક્ષપદને પામ્યા. એમના એક ભવનો વિચાર કરીએ તો અવિરતિનો કાળ લાંબો અને વિરતિનો કાળ ઘણો થોડો. એ એ જ બતાવી આપે છે કે અવિરતિ કરતાં વિરતિની શક્તિ ઘણી પ્રચંડ છે. લક્ષ્મણજીની દુર્ગતિ કેમ થઈ? અવિરતિને છોડી શકયા નહિ. એક નાનકડો દીવો પણ ઘણા સમયના ઘોર અંધકારને દૂર કરી શકે છે. તેમ થોડી પણ વિરતી આત્માના અજ્ઞાન-અંધકારને દૂર કરી શકે છે, માટે અવિરતિને દૂર કરી વિરતિને ગ્રહણ કરો. નિગોદમાં જે અસંજ્ઞી જીવો છે તે એવા તીવ્ર પાપ કરતા નથી. તેમનામાં તીવ્ર કષાય કે તીવ્ર યોગ પણ દેખાતા નથી છતાં તે જીવો ઊંચે આવી શકતા નથી તેનું મુખ્ય કારણ અવિરતિ છે.

ચંપાનગરીમાં જીનદત્ત નામે સાર્થવાહ રહેતા હતા. તે સાર્થવાહ કેમ કહેવાતા! પહેલાના સમયમાં ટ્રેઈન, પ્લેન કે બસ નહોતા. બધા પગે ચાલીને એક ગામથી બીજે ગામ જતા. દરિયામાં વહાણમાં મુસાફરી કરતા. જ્યારે ધન કમાવા જાય ત્યારે કાફલો લઈને નીકળે. ગામમાં ઢંઢેરો પીટાવતા કે ફલાણા સાર્થવાહ પરદેશ ધન કમાવા માટે જાય છે તો જેને સાથે આવવું હોય તે ચાલો. વહેપાર કરવા નાણાં નહીં હોય તો તમને નાણાં આપશે પછી મળે ત્યારે આપી દેજો. તે સિવાય રસ્તામાં જરૂરિયાતની જે વસ્તુ જોઈશે તે બધી સાર્થવાહ પૂરી પાડશે. તે સાર્થવાહ સમજતા હતા કે મારો સ્વધર્મી બંધુ જો દુઃખી હશે તો સત્ ધર્મને છોડી અસત્ ધર્મમાં ચાલ્યો જશે. આ હતું તેમનું ધર્મનું ઝનૂન. સાર્થવાહ કાફલો લઈને વહેપાર કરવા જતા ત્યારે બધા ભેગા થઈને ફક્ત ધંધાની વાતો નહોતા કરતા પણ ધર્મની વાતો પણ કરતા હતા. ધર્મને ધંધાની સાથે રાખતા હતા. તે સમજતા હતા કે ધર્મ એ અમારો પ્રાણ છે, રક્ષક છે. એવા સાર્થવાહ બધાને વહેપારમાં સહકાર આપતા, તેથી તે સાર્થવાહ કહેવાતા હતા.

જિનદત્ત સાર્થવાહ કેવા હતા? "अड्ढे" ઋદ્ધિ, સિદ્ધિ, બુદ્ધિથી સંપન્ન અને કોઈથી પરાભવ પામે તેવા ન હતા. અને ધર્મમાં પણ કોઈથી પરાભવ ન પામે. આજે ધનના અગ્રેસરો ઘણા જોવા મળે છે પણ ધર્મના અગ્રેસરો બહુ અલ્પ જોવા મળે છે. જેના જીવનમાં ધર્મ આવ્યો તેનામાં નીતિ, સદાચાર અને સંસ્કાર પણ આવે. ભગવાન મહાવીરના શ્રાવક કેવા હોય? જેમ વૃક્ષનું મુળીયું મજબૂત હોય તો વાવાઝોડા થાય, પવન આવે તો પણ તે વૃક્ષને હચમચાવી શકે નહિ તેમ શ્રાવકની સામે પાખંડીના મતના પવન આવે તો પણ તેની શ્રદ્ધા એટલી મજબૂત હોય કે પાખંડી તેને ડોલાવી શકે નહિ.

અર્હન્નક શ્રાવકની વાત તો આપે ઘણી વાર સાંભળી છે. તેમને ધરતી પર નહિ પણ દરિયામાં ઉપસર્ગ આવ્યો. દેવે તેમને અદ્ધર આકાશમાં ઉછાળ્યા ને કહે કે તું મુખથી એટલું બોલ કે મારો ધર્મ ખોટો છે. અંતરમાં તારી શ્રદ્ધા જેવી છે તેવી જ રાખજે. તારા હૈયામાં ભલે ભગવાન અને ભગવાનનો ધર્મ છે પણ વચનથી એટલું બોલ કે આ ધર્મ ખોટો છે તો તને સહીસલામત પહોંચાડી દઈશ. ને અનેક ગણો લાભ અપાવીશ. જો નહીં બોલે તો તને ફગાવી દઈશ. પણ આ તો સાચો શ્રાવક તે ન બોલ્યો કે મારો ધર્મ ખોટો છે. તેથી દેવે વહાણ ઊંધા ચત્તા કરવા માંડયા. નાવિક અર્હન્નકને કહે—તું તો મરે છે પણ બીજાને શું કામ મારવા ઉઠયો છે? તારા પાપે અમે ડૂબી જઈશું. માટે કહી દે મોઢેથી મારો ધર્મ ખોટો છે. જે ધર્મ દિલથી ખોટો ન હોય તે વચનથી ખોટો કેમ કહેવાય? શરીર પર તો પ્રહાર થઈ રહ્યો છે ને નાવિક તરફથી વચનના પ્રહાર પડવા લાગ્યા. છતાં શ્રદ્ધા કેટલી અડગ! તારે

કરવું હોય તે કર. વહાણો ઊંધાં ચત્તાં થયાં. ઝોલાં આવવા લાગ્યાં, છતાં શ્રદ્ધા ન ચૂકયા. જેની રગરગમાં, પરમાણુ-પરમાણુએ તાણાવાણાની માફક વણાઈ ગયું છે કે મારા દેવ અરિહંત છે, ગુરૂ નિગ્રંથ મુનિઓ છે અને કેવળી પ્રરૂપિત ધર્મ એ જ સત્ય છે. એ ધર્મને ખોટો કેમ કહી શકે? અર્હન્નક શ્રાવકને આવી કપરી કસોટી આવી છતાં મન-વચન અને કાયા એ ત્રણે યોગથી શ્રદ્ધામાં ચૂકયા નહિ તો હાર કોની થઈ? છેવટે દેવની હાર થઈ અને અર્હન્નકની જીત થઈ. ભગવાન બોલ્યા છે, "देवा वि तं नमंसंति, जस्स धम्मे सयामणो।" જેનું મન હંમેશા ધર્મને વિષે સ્થિર છે, જે ધર્મમાં રક્ત છે તેને દેવો પણ નમસ્કાર કરે છે. કદાચ પૂર્વના અશુભ કર્મો ઉદયમાં આવે ત્યારે એવો વિકલ્પ પણ ન લાવશો કે આટલો ધર્મ કરું છું છતાં મને દુઃખ શા માટે આવ્યું? એ તો અશુભ કર્મોનો ઉદય થયો એટલે કર્મો ઉદયમાં આવ્યા તો તું સમભાવથી સહન કરી લે. ત્યારે એવો વિચાર કરવો કે અહો! આ કર્મો મને મુક્તિ અપાવવા આવ્યા છે. કર્મોને દુશ્મન ન માનશો પણ મિત્ર માનજો. ભગવાન મહાવીર કર્મોની ઉદીરણા કરવા અનાર્ય દેશમાં ગયા, જ્યારે મારે તો સામેથી કર્મો ઉદયમાં આવ્યા છે તો શા માટે સમભાવથી તેને ન ભોગવી લઉં! ગમે તેવા પ્રસંગો આવે તો ધર્મની શ્રદ્ધાથી જરા પણ ડગે નહિ.

બંધુઓ! ધર્મથી બધું મળે છે. પૂર્વે સત્કર્મો કરીને આવ્યા છો તો આ ભવમાં પામ્યા છો. આ ભવમાં જો સત્કર્મો નહિ કરો તો પછી દુઃખના ખાડામાં ફેંકાઈ જશો. સંસાર-વ્યવહારમાં પણ આ માતા છે, પિતા છે આદિ ઓળખાણ કોણે કરાવી? ધર્મે કરાવી છે માટે ધર્મને તો માનવો પડશે. ધર્મને માનશો એટલે પુણ્ય-પાપ, પરલોક બધું માનવું પડશે. માટે બધા અનુકુળ સંયોગો છે ત્યાં સુધી ધર્મ આરાધના કરી લો. જેથી ભવકટી થઈ જાય. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ અને દાન-શિયળ-તપ-ભાવ એ આરાધના કરવા માટેના ઉપાયો છે. ધર્મ કરવાથી સુખ મળે છે ને અધર્મ કરવાથી દુઃખ મળે છે. ધર્મ રૂપી અમૂલ્ય રત્નને ઈન્દ્રિય વિષય રૂપી ચોર ચોરી કરી ન જાય તે માટે ખૂબ સજાગ રહેવાની જરૂર છે. માણસ ભાન ભૂલે છે ત્યારે ધર્મને બદલે ધનને સર્વસ્વ માનીને બેસી જાય છે. પણ તેને ખબર નથી હોતી કે હું અહીંથી જઈશ ત્યારે એ ધન મને બચાવી શકવાનું નથી.

મિસર દેશમાં કારૂ નામના રાજા હતા. પૂર્વે પુણ્ય કરીને આવ્યા છે તેથી આ ભવમાં તેને અપાર વૈભવ મળ્યો છે. પણ આ જન્મમાં તેનું નામ કારૂ છે કે જે ભવિષ્યમાં કારું કરવાનો છે. તેના ખજાનાની કીર્તિ ચારે તરફ ફેલાઈ હતી. આજે કોઈને અત્યંત લાભ મળી જાય તો લોકો કહે છે કે કારૂનો ખજાનો. કારૂની પાસે ૪૦ ખજાના હતા. અને એક એક ખજાનામાં ચાલીસ ચાલીસ ખાના હતા. ને

બધા ખજાનાના અને તેના ખાનાના તાળાની ચાવીઓ એટલી વજનદાર હતી કે માણસ તો તેને ઊંચકીને લઈ જઇ શકે નહિ. તે ચાવીઓનો બોજો એક ઊંટ ઉપાડતો હતો. એક વખત તેના રાજ્યમાં ભયંકર દુષ્કાળ પડયો.

આજની સૌરાષ્ટ્રની પરિસ્થિતિ વાંચતાં આપણું હૃદય કંપી જાય છે. રાજકોટની બજારમાં આંખમાં આંસુ સાથે ખેડૂતોની કૂચ નીકળી, આગળ ઢોર અને પાછળ ખેડૂતો! અમે ભલે મરી જઈએ પણ આ ઢોરને બચાવો. એવી કાકલૂદી સાથે કલેકટર પાસે અને રાજકોટ પાંજરાપોળના સંચાલકો પાસે ખોળા પાથર્યા. પણ એ બંને લાચાર હતા. પાંજરાપોળમાં ઢોરની સંખ્યા ૧૦૦૦ થઈ ગઈ. બીજા ૧૨૦૦ ઢોરોને કયાં નાંખવા તે પ્રશ્ન હતો. આ ૧૨૦૦ ઢોર બે દિવસ સુધી રાજકોટના શાસ્ત્રીમેદાનમાં રહ્યા. રાત્રે કસાઇઓ એમાંથી ઢોર ચોરી જવા લાગ્યા. માલિકો પોતાના ઢોરના કપાળે ચાંલ્લો કરી, ગોળની કાંકરી ખવડાવી માફી માગતા હોય તે રીતે રડતાં રડતાં પોતાના ઘર ભણી ચાલી નીકળ્યા હતા. આ સ્થિતિમાં કસાઈઓને સગવડ મળી ગઈ. આ હકીકતની જાણ સંત રણછોડદાસના આશ્રમવાળાને થઈ. તેથી તેઓ તરત ત્યાંથી બધા ઢોરને લઈ આવ્યા અને આશ્રમના વાડામાં રાખવામાં આવ્યા છે. અને દરરોજ લોકો ફાળો કરીને ઘાસ નાંખે છે. પણ આ કેટલા દિવસ ચાલશે તે જોવાનું રહ્યું. આ દુષ્કાળમાં કેટલા ઢોરો કતલખાનાના ભોગ બની જશે. પશુધનના રક્ષણ માટે બીરબલ જેવા બનજો. બીરબલે પોતાની બુદ્ધિથી ગાયને મૃત્યુના મુખમાંથી બચાવી લીધી અને અકબર બાદશાહને એવી સુંદર રીતે સમજાવી દીધું કે રાજાએ કતલખાનું બંધ કર્યું અને ગાયોની રક્ષા કરી. પહેલાના રાજાઓ પણ પ્રમાણિક હતા. તેઓ પ્રજા માટે પ્રાણ દેવા પણ તૈયાર હતા. પ્રજા પણ રાજાને તેટલી ચાહતી હતી. આજે તો રાક્ષસી રાજ્ય છે. ભારતની પવિત્ર ભૂમિ તીર્થભૂમિ ગણાતી. જે ભૂમિ પર અનેક મહાપુરુષો થઇ ગયા તે ભૂમિ પર આજે હિંસાના તાંડવ સર્જાયાં છે. મોટા મોટા કતલખાના ઉભા થયાં છે. જે દેશ ચારિત્ર માટે પવિત્ર અને ઊંચો ગણાતો તે દેશમાં આજે વ્યભિચાર અને વ્યસનો ખૂબ વધી ગયા છે. આ ભારતની ભૂમિ પર પાપના પડછાયાએ આવી ભયંકરતા સર્જાવી છે. માટે પશુધન માટે બને તેટલું લક્ષ રાખજો.

કાળુ રાજાના દેશમાં ભયંકર દુષ્કાળ પડયો. લોકો ભૂખે મરવા લાગ્યા. ઘણા માણસો બાદશાહ પાસે ગયા અને પ્રાર્થના કરી કે હે મહારાજા! અમે લોકો ભૂખે મરીએ છીએ. આપ અમારા પિતા તુલ્ય રાજા છો. આપ પ્રજાનું રક્ષણ કરો અને અનાજના કોઠારોમાંથી થોડું થોડું અમને આપો. જેથી અમે જીવતા રહી શકીએ. પણ જેને દુર્ગતિ ગમી છે તેવા સત્તા અને ધનની ખુમારીમાં ચઢેલા કાળુરાજાએ શો જવાબ આપ્યો? શું મેં તમારાં માટે ખજાના ભર્યા છે? તેમાંથી એક દાણો પણ તમને મળશે નહિ. તમે જીવો કે મરો તેમાં મને શું? ધનના નશામાં ભાન ભૂલેલો

પોતાના જીવનમાં કેવી ભયંકર ભૂલ કરી! જો તે ઈચ્છત તો પોતાના વિશાળ ખજાનાને પ્રજાને દુઃખના સમયમાં મદદ કરીને પુણ્યનું ઉપાર્જન કરી શકત. અને પોતાનું નામ અમર કરી શકત. તો તેને આજે પણ દુનિયા યાદ કરત.

જીનદત્ત સાર્થવાહ રિદ્ધિ-સિદ્ધિ અને બુદ્ધિથી સંપન્ન છે. તેમાં કોઈથી પરાભવ પામે તેવા ન હતા. હવે આગળ શું વાત ચાલશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ-** કંબેરી નગરીના કૃતબ્રહ્મ રાજાએ બે ગુપ્તચરોને મોકલ્યા અને તેઓ એક અઠવાડીયામાં પાછા આવી ગયા. મહારાજાએ તે ગુપ્તચરોને બોલાવીને પૂછ્યું- તમે શું સમાચાર લાવ્યા? કનકરથ અને ઋષિદત્તા લગ્ન કર્યા પછી ૨૧ દિવસ ત્યાં રોકાયા હતા. એટલે આ ગુપ્તચરોએ કહ્યું-યુવરાજ કનકરથ માર્ગમાં એક વનકન્યા સાથે પરણી ગયા છે અને અત્યારે તેઓ ત્યાં ઉપવનમાં જ રહે છે. તે વનકન્યા કોણ હતી તે આપ જાણી શકયા છો? હા, રાજન્! હરિષેણ નામના રાજા પોતાની એકની એક કન્યાને લઈને તે ઉપવનમાં રહેતા હતા. ત્યારે તો રાજકન્યા સાથે લગ્ન કર્યા! તે રાજકન્યા કેવી છે? અમે તેને જોઈ નથી પરંતુ દેવકન્યા જેવી સુંદર છે. રૂપરૂપનો અવતાર છે. રૂપ-ગુણ અને સૌંદર્ય બધું છે. ખૂબ આદર્શ સંસ્કાર પામેલી કન્યા છે. છોકરી સદ્‌ગુણી ને પવિત્ર છે. રૂપ છે, ગુણ છે અને શીલ છે, ચારિત્રવાન છે. આપણી રૂક્ષ્મણી કદાચ તેની આગળ ઝાંખી પડી જાય. આ સાંભળીને ઘડીભર તો રાજારાણીને પણ આઘાત લાગી ગયો. ગમે તે માતા-પિતા હોય પણ જયારે આવા સમાચાર સાંભળે ત્યારે ઘડીભર તો દુઃખ જરૂર થાય. રાજા કહે રાણી! આમાં નિરાશ થવાની શી જરૂર છે? ઉત્તમ રાજકુમારોનો શું તૂટો પડી ગયો છે? તરત રૂક્ષ્મણી કહે. પિતાજી! હવે મારા માટે કોઇ પ્રયત્ન કરશો નહિ. શા માટે? દરેક પ્રયત્ન આવો નિષ્ફળ જશે એમ માને છે? ના. પિતાજી. છોકરીને પતિ એક જ હોય. રાજા કહે- હે દીકરી! તારી વાત બરાબર છે. પણ સ્ત્રીએ એકવાર તો પરણવું જોઈએ ને! રૂક્ષ્મણી કહે પિતાજી! ભલે વ્યવહારથી લગ્ન બાકી છે પણ મનથી તો તેમને વરી ચૂકી છું. એમ બોલતાં આંખમાં આંસુ આવી ગયા ને રૂમ બહાર ચાલી ગઈ. રાણી કહે-સ્વામીનાથ! હમણાં કંઈ ઉતાવળ કરશો નહિ. દીકરી સમજુ છે. એનું મન થાળે પડે પછી બીજો પ્રયત્ન કરીશું. એકની એક પુત્રીનું દિલ દુભાવવા કયા મા-બાપ તૈયાર હોય!

આ બાજુ હરિષેણ તાપસના મૃત્યુ બાદ કનકરથ રાજકુમાર નવી પત્ની ઋષિદત્તાને લઈને રસાલા સાથે પાછો વળ્યો. તેને વિચાર ન થયો કે રૂક્ષ્મણીને પરણવા જવું પણ તેણે તો એ જ વિચાર કર્યો કે પિતાનો આગ્રહ હતો કે એક સારી રાજકન્યાને પરણી આવો. તો આ સારી કન્યા મળી ગઈ. હવે રૂક્ષ્મણીને પરણવા જવાનું શું કામ છે? રાણી એકથી બે ભલી. ના, હો. કુમારમાં એવી વિષય લંપટતા નથી. તેમજ

તેને એ ડર પણ નથી કે બે કરીને કદાચ પરસ્પર લડી મરે તો ? એ ડર તો સામાન્ય માણસને ત્યાં. આ તો રાજા એટલે મોટા ઠઠારા વૈભવવાળો અને પાછો સત્તાધીશ, એને ત્યાં બે પત્નીઓને પરસ્પર લડી હોળી સળગાવવાનું જરા પણ ન ચાલી શકે. સત્તાની રૂએ રાજા એને કાઢી જ મૂકે. રાજકુમારમાં વિષય લંપટતા નથી. એક બસ છે, બીજી શું કરવી છે? તેથી એક ઋષિદત્તાથી સંતોષ માની બીજી રાજકન્યા રૂક્મણીને પરણવા જવાનું માંડી વાળે છે. સામેથી કન્યાના પિતાનો આગ્રહ ઘણો છે પણ હવે એ વાત નહિ. તેથી હવે તે ઉપવનમાંથી પાછા વળે છે. ફક્ત પંદર દિવસમાં યુવરાજ કનકરથ પોતાના રસાલા સાથે રથમર્દન નગરીથી ચાર ગાઉ દૂર આવી પહોંચ્યા.

**રથમર્દનપુર બાગ આવીયા, ખબર સુની ભૂપાલ,**
**બનસે પદ્મણી પરણી પધાર્યા, ઉત્સવ કિયા વિશાલ હો...શ્રોતા...**

મંત્રીએ મહારાજાને સંદેશો મોકલાવ્યો. પોતાનો એકનો એક પુત્ર પરણીને આવ્યો છે. એ સમાચારથી માત-પિતાને હર્ષ થાય એ સ્વાભાવિક હતું. પણ આ સમાચાર વાયુવેગે નગરીમાં પ્રસરતા પોતાના ભાવિ કર્ણધારનું સ્વાગત કરવા સમગ્ર જનતા તૈયાર થઈ. રાજાએ આખું ગામ શણગાર્યું. અને ખૂબ વાજતે ગાજતે પુત્ર અને પુત્રવધૂનું આદરપૂર્વક સ્વાગત કર્યું. રાજા રાણીએ મંત્રી પાસેથી સઘળી વાત જાણી પુત્રના કાર્યને આશીર્વાદ આપ્યા. માતાએ પુત્ર અને પુત્રવધૂને વધાવ્યા. રથમર્દનપુર નગરીમાં આઠ દિવસ સુધી રાજ્યના રસોડે નગરીની સર્વ જનતાને જમવાનું એવો પડહ વગડાવવામાં આવ્યો. રાજા હેમરથે છૂટા હાથે લાખો સુવર્ણ મુદ્રાઓનું યાચકોને દાન આપ્યું.

કનકરથ અને ઋષિદત્તા મહેલમાં જઈને માતા-પિતાના ચરણમાં પડી નમસ્કાર કરે છે. માતા-પિતાએ પ્રસન્ન થઈને એમને દીર્ઘાયુષ અને સુખસંપત્તિના આશીર્વાદ આપ્યા. કદાચ તમને થશે કે કનકરથના પિતાએ પૂછયું નહિ હોય કે તું રૂક્મણીને બદલે બીજી કેમ લઈ આવ્યો? પિતાની ઈચ્છા તો એટલી જ હતી કે કુમાર લગ્ન કરે. પછી રૂક્મણીને પરણી લાવે કે ઋષિદત્તાને, એમાં કોઈ આગ્રહ નથી. વળી મોટી ઉંમરના સુંદર કેળવણી પામેલ છોકરાને વિશેષ શું કહેવાનું હોય ! સમજુ માણસની સાથે મુખ્ય બાબતની ચર્ચા કરવાની હોય. નાની નાની બાબતની નહિ. રાજા કુમારને ખૂબ સમજુ અને બુદ્ધિશાળી માને છે. અને પોતે જુએ છે કે મુખ્ય બાબત સારી કન્યા પરણવાની હતી તે તો પતી ગઈ છે તો હવે એ રૂક્મણીને કેમ પરણી ન લાવ્યો એ બાબત મહત્વની નથી. તેથી તે અંગે કાંઈ પૂછયું નહિ. અને કુમારને રહેવા માટે અલગ મહેલ આપ્યો. કનકરથકુમાર અને ઋષિદત્તા ખૂબ આનંદથી રહે છે. કંબેરી નગરીમાં રૂક્મણીના દિલમાં ખૂબ આઘાત છે. પિતા ખૂબ સમજાવે છે, પણ કોઈ રીતે માનતી નથી. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૫૯

## "સમતા અને મમતા"

પ્ર. ભાદરવા વદ ૫ ને ગુરૂવાર તા. ૫-૯-૭૪

અનંત જ્ઞાની મહાપુરૂષો જગતના જીવોને ઉપદેશ આપતાં સમજાવે છે કે હે આત્માઓ! જો તમારે આત્મશાંતિ જોઈતી હોય અને ભવસમુદ્રને પાર થવું હોય તો મમતાનો ત્યાગ કરો અને સમતાને જીવનમાં અપનાવી લો. મમતા અને સમતા એ બે સામસામા કિનારા છે. મમતા પૂર્વ છે તો સમતા પશ્ચિમ છે. મમતાના કિનારે ગરમ ગરમ આગ ઓકતી લૂ વાય છે અને સમતાને કિનારે હિમાલયને અડીને જાણે ન આવતી હોય એવી મંદમંદ શીતળ પવનની લહરીઓ આવી રહી છે. બંધુઓ! આજે માનવ દુઃખી કેમ છે? એ મમતાના કિનારે જઈ બેઠો છે. જ્યાં એકલી આગ અને બળતરા છે અને જ્યાં એકલી વેદના જ છે.

જ્ઞાનીઓ આપણને સમજાવે છે કે હે શાંતિના પરમ ઉપાસક! શીતલતાના અને સુખ સંવેદનના પરમ ઈચ્છુક! તું આજે ભવવનમાં ભૂલો પડયો છું. તું એવા કોઈ અજાણ્યા કિનારે જઈ ચઢયો છે કે જ્યાં શાંતિનું નામનિશાન નથી. જ્યાં શીતળતાની એક લહેર નથી. અરે, સુખ સંવેદનનું એક સ્વપ્ન નથી. કેમ બરાબર છે ને? હું તમને પૂછું છું કે તમે પણ સુખ-શાંતિને જ ઈચ્છો છો ને? તમારા વૈભવમાં, પુત્ર-પરિવારમાં તમને સુખ મળ્યું છે ખરું? (શ્રોતામાંથી અવાજઃ-ના). હવે તમારે શાંતિ જોઈએ છે ને? તો જ્ઞાની કહે છે જો તારે શાન્તિ જોઈતી હોય, શીતળતા અને સુખ સંવેદનના અભિલાષી હો તો તું જે મમતાના કિનારે બેઠો છે એ કિનારાને છોડી દે અને સમતાના કિનારે આવીને બેસી જા. પછી જો તને કેવો શાંતિનો અનુભવ થાય છે? અંતરના ઊંડાણમાંથી શીતળતાના કેવા ફુવારા ઊડે છે! અરે, સુખના સંવેદનથી તારું જીવન સભર બની જશે.

માનવ આજે દુઃખી અને અશાન્ત કેમ છે? એ બિચારો શાંતિ માટે તરફડીયા મારે છે. વધુ શું કહું? શીતળતા મેળવવા માથેરાન, પંચગીની, મહાબળેશ્વર, આબુ આદિ સ્થળોએ પૈસા ખર્ચીને જાય છે. સુખ મેળવવા દુઃખના ડુંગરા ને ડુંગરા ઓળંગી જાય છે. છતાં શું એને સુખ અને શાંતિ મળે છે ખરા? ઘાણીનો બળદ અને ઘડિયાળ આખો દિવસ ગતિ કર્યા કરે છે પણ અંતે તો ત્યાં ને ત્યાં. આપ દરેકના હાથમાં ઘડિયાળ છે. આપ દૃષ્ટિ કરો. ઘડિયાળના કાંટા સતત ફર્યા કરે છે. એ નથી જોતો

ાત કે નથી જોતો દિવસ, નથી જોતો ચોમાસું કે નથી જોતો શિયાળો, નથી જોતો ાડકો કે નથી જોતો છાંયડો. બસ, એ આખો દિવસ ફર્યા કરે છે. આખો દિવસ ાતિ કરવા છતાં બાર કલાકે નજર કરશો તો હતો ત્યાં ને ત્યાં. તમારી પણ આ જ ાશા છે. માનવનું જીવન આજે ઘડીયાળના કાંટા જેવું બનતું જાય છે. ગતિ સતત ારે છે પણ પ્રગતિ એક પગલાર પણ નહિ. એમાં એનો દોષ નથી. દોષ કોનો છે? ાષ છે મમતાના કિનારાનો કે જે કિનારા પર બેઠો છે. આ મમતાનો કિનારો એવો ગોળાકાર છે કે માનવ ફરીફરીને જ્યાં હતો ત્યાં આવીને ઊભો રહે. અરે! ામે અમેરિકા, લંડન, હોંગકોંગ જાવ પણ અંતે ફરીને કયાં આવવાના? જ્યાં તમારો ાંગલો હશે, પુત્રપરિવાર હશે ત્યાં આવીને રહેવાના. કારણ કે મમતાના ાનારામાં એવું લોહચુંબક તત્ત્વ પડેલું છે કે જે લોહ જેવા ભારે માણસને પણ ગમે ત્યાંથી એ પાછો પોતાના તરફ ખેંચી લાવે છે. એ ચુંબકીય તત્ત્વની અસર માનવ પર કયારેય આકર્ષણ કરી શકતી નથી, જ્યારે માનવ મમતાના કિનારા પરથી કૂદકો મારી એ એના ગોળાકારથી બહાર નીકળી સમતાના શાંત કિનારે આવીને ઊભો રહે ત્યારે, જ્યારે મમતાનો કિનારો છોડી માનવ સમતાના કિનારે આવીને બેસે ત્યારે સ્થિર, શાંત અને પ્રસન્ન બને છે. પછી મમતાના તોફાનો એનામાં ઉકળાટ લાવી શકતા નથી.

મમતાનાં કિનારે "अहं" ને "मम" ના ઘૂંઘવાટ સંભળાય છે. અને સમતાના કિનારે "नाहं" ને "न मम" ના શાંત સૂરો સંભળાય છે. તમારે શાંતિ જોઈતી હોય તો આ બે શબ્દો ગોખી રાખજો. કયા બે શબ્દો કહ્યા? યાદ છે ને? "नाहं" "न मम" જેના જીવનમાં "अहं" "मम" ના ઘૂઘવાટ છે એનું જીવન સદાય અશાંત અને અપ્રસન્ન હોય છે. હું અને મારાપણાનો વાડો તૂટતાં જગત વિશાળ બને છે. અને સંકુચિતતા કયાંય ચાલી જાય છે. એને જગતના બધા પ્રાણીઓ પોતાના લાગે છે. કોઈ પારકું લાગતું નથી. અને હું માં સહુ નહિ પણ સહુમાં હું દેખાય છે. મમતાના આખા કિનારાનું મુખ્ય કેન્દ્ર "अहं" અને "मम" અને સમતાના કિનારાનું મુખ્ય કેન્દ્ર "नाहं" "न मम" છે. આજે દેશ દેશ લડે છે, ભારત કહે કાશ્મીર મારું અને પાકિસ્તાન કહે કાશ્મીર મારું. આ રીતે ભારત અને પાકિસ્તાન લડે છે. ભાઈ ભાઈ લડે છે. આ બધું શાના કારણે થાય છે? હમણાં કહ્યું તે બરાબર યાદ છે ને? (શ્રોતામાંથી અવાજઃ-હા. "अहं ने मम"! જ્યારે જીવ સમતાના કિનારે આવે છે, नाहं "અને 'न मम" આ શબ્દો જ્યારે જીવનમાં ઊતરી જાય છે ત્યારે આ બધા ઝઘડા ને ઝંઝટો શિથિલ બની જાય છે. હું અને મારું આ બે શબ્દો જો જગતમાં ન હોત તો કયાંય ઝઘડો ન હોત. કોઈ ઉકળાટ કે ઉલ્કાપાત ન હોત. આ બધું ન હોય તો પછી અશાંતિ કયાંથી હોય? માટે જો સુખી થવું હોય ને શાંતિ મેળવવી હોય તો મમતાનો કિનારો છોડી સમતાના કિનારે આવો. જેઓ

મમતાનો કિનારો છોડી સમતાના કિનારે પહોંચી ગયા એ સુખી થઈ ગયા. અરે ! એમના શરીરની ચડચડ છાલ ઉતરી, માથે ધગધગતા અંગારા મૂકાયા. એમના શરીર પર સો સો કાળોતરા નાગને ભૂલાવી દે એવા સેંકડો વીંછીઓના ડંખ દેવાયા તોય એ હસતા રહ્યા. જરા પણ મૂંઝાયા નહિ કે જરા મૂરઝાયા નહિ, પણ પ્રસન્ન-આનંદિત રહ્યા. શું કારણ ? સમજાય છે ને ? સમતાના કિનારે જઈ બેઠા હતા. "अहं ને "मम" ને બદલે "नाहं " न मम" ના મુખ્ય કેન્દ્રમાં એમણે બેઠક મેળવી લીધી હતી. જ્યાં શરીર પરથી મમતા ઉતરી ગઈ. અને શરીરને પોતાનું માન્યું ન હતું. ત્યાં એને લગતી વેદના પોતાની કયાંથી બને ? સુખ દુઃખ બંનેમાં સ્થિર ઉભા રહી હસતા રહેવાની તાકાત જ્યાં સુધી માનવ નહિ મેળવે ત્યાં સુધી એને અશાંતિ ને અશાંતિ જ ઊભી છે. એ તાકાત મેળવવા આજે નહિ તો કાલે પણ માનવને સમતાના સોનેરી કિનારા પર પગલા ભરવા જ પડશે. "नाहं न मम" ના મુખ્ય કેન્દ્રમાં બેઠક મેળવે જ છૂટકો છે. એ વિના જીવનની અશાંતિ દૂર નહિ થાય. અને આત્માની પરમશાંતિ પ્રાપ્ત નહિ થાય.

જીનદત્ત શેઠ બધાને સહકાર આપતા, તેથી તે સાર્થવાહ કહેવાતા હતા. તે સમયે રાજાઓ, વણીકો, શેઠ, શ્રીમંતો બધા ન્યાય, નીતિસંપન્ન અને પ્રમાણિક હતા. આવા પ્રમાણિક માણસોનું ધન પાપીને ઘેર જાય તો પાપી પણ પવિત્ર બની જાય. અનીતિવાળાના પેટમાં તે અન્નના દાણા જાય તો અનીતિનો નાશ થઈ જતો. જેવો આહાર તેવો ઓડકાર. માટે આહાર શુદ્ધ, વિચારો શુદ્ધ અને વાણી–વર્તન પણ શુદ્ધ જોઈએ. જિનદત્ત શેઠ ખૂબ પવિત્ર અને પ્રમાણિક હતા અને ખૂબ રુદ્ધિ-સંપન્ન હતા. અઢળક રુદ્ધિ હોવા છતાં તે તેના માલિક તરીકે રહેતા નહિ. પણ ટ્રસ્ટી તરીકે રહેતા હતા. જ્ઞાની કહે છે "**જ્યાં માલિકી છે ત્યાં માર છે અને ટ્રસ્ટીપણું છે ત્યાં કલ્યાણ છે,**" તમારી દુકાનમાં કંઈ નુકસાન થાય તો દુઃખ કોને થાય ! મુનીમને કે શેઠને ? (શ્રોતામાંથી અવાજ :– શેઠને જ થાય). કારણ કે ત્યાં શેઠનું માલિકીપણું છે. જ્યાં માલિકીપણું માન્યું ત્યાં દુઃખ થયું. માલિકીપણું ઉઠાવી લે તો સદ્ગતિ થાય. માર ખવડાવનાર કોણ છે ? અહં ને **મમ–હું અને મારું 'મમને'** બદલે '**ન મમ**' કરી દો. મારું કાંઈ નથી. શરીર મારું નથી તો પછી બીજાની તો વાત જ કયાં કરવી ? આત્માને પૂછો હું એટલે કોણ ? હું પુદ્ગલનો પૂજારી નથી પણ ચેતનનો પૂજારી છું. હું ધનનો પૂજારી નથી પણ ધર્મનો પૂજારી છું. આ રણકાર કયારે થશે ? **અહં** ને મમ છૂટી જશે અને "**ના મમ**" એ શબ્દ હૃદયમાં ગૂંથાઇ જશે ત્યારે, જ્યાં સુધી અહં ને મમ છૂટયું નથી ત્યાં સુધી જીવ બધામાં મારું માનીને બેસી જાય છે. પણ માનો કે કોઇ માણસને પાંચ ડીગ્રી તાવ આવ્યો હોય, તેના ગળામાં કોઈ મોતીનો હાર પહેરાવે તો તેનો તાવ ઉતરી

જાય ખરો ? ન ઉતરે. છતાં તેના પ્રત્યે કેટલી મૂર્છા છે ! એ મૂર્છા તમને દુર્ગતિમાં લઈ જશે. માટે જ્ઞાની કહે છે એના પ્રત્યે માલિકીપણું ન રાખશો પણ ટ્રસ્ટી બનીને રહેજો. પહેલાના જમાનામાં રાજાઓ ખૂબ પ્રમાણિક, નીતિવાળા, ન્યાયસંપન્ન હતા. પ્રજા માટે પ્રાણ પાથરવા તૈયાર હતા. પ્રજાને તન–મન અને ધનથી સહાય કરતા. કયારે પણ પ્રજાનું દિલ દુભાવતા નહિ.

**દિલાવરકા દિલ :–** નૌશેરવા ઈરાનના અંતિમ અગ્નિપૂજક ફારસી બાદશાહ હતા. તે આજે આ દુનિયામાં વિદ્યમાન નથી પરંતુ તેની પ્રમાણિકતા અને નીતિ આજે પણ વિદ્યમાન છે. તે પ્રજાનું પુત્રવત્ પાલન કરતા હતા. તેમના આંગણે કોઈ ગરીબ અથવા ભૂખ્યો આવે તો કયારે પણ આંગણેથી પાછો ન જાય. તેણે પોતાની આખી જીંદગી દુઃખી માણસોના દુઃખ દૂર કરવામાં પસાર કરી હતી. નૌશેરવા–બાદશાહના મનમાં એક દિવસ વિચાર આવ્યો કે મારો રાજમહેલ છે તે ઘણો નાનો છે. માટે એક વિશાળ ને મોટો રાજમહેલ બંધાવું.

સ્વાભાવિક છે કે જેની પાસે ધન હોય છે તેના મનમાં ખર્ચ કરીને પોતાનું નામ મશહુર કરવાની ભાવના હોય છે. રાજાને મોટો મહેલ બાંધવો છે એટલે જગ્યા પણ મોટી પાસ કરવી પડે. પોતાના મહેલની આસપાસની જગ્યા રાજાએ પાસ કરી. પણ તે જગ્યા પર અનેક માણસો વસતા હતા. બાદશાહે તેમના માટે અત્યંત ઉદાર ભાવથી ઘોષણા કરાવી અને પોતાના માણસોને કહ્યું, તમે જઈને તે બધાને કહો. તેમનું મન જરા પણ દુભાય નહિ તે રીતે કહેજો. અમારા મહારાજાને મહેલ બાંધવો છે. તે માટે આ જગ્યા પસંદ કરી છે. તો રાજાએ કહ્યું છે કે આપ રહો છો તેથી અધિક સારા મકાન બનાવીને આપનો વસવાટ તેમાં કરાવી આપીએ, અથવા આપને જેટલા નાણાં જોઈતા હોય તેટલાં નાણાં આપવા તૈયાર છે, અને જો આપને જમીન જોઇતી હોય તો જમીન આપવા તૈયાર છીએ. રાજાની નીતિ કેટલી છે ? આજે નીતિનો તો દેશનિકાલ થઈ ગયો છે ને ભ્રષ્ટાચાર વધ્યો છે. રાજાએ કર્મચારીઓને શું કહ્યું હતું ? તમે કોઈના પર જબરદસ્તી ન કરશો. અનીતિ ના કરશો. બધા માણસો જો સંતુષ્ટ થઈ ને તેમના મકાનોને રાજમહેલ બનાવવા માટે આપે તો તે મકાનો તોડવા તૈયાર છે.

**ન્યાયસંપન્ન રાજા :–** જે રાજા આવા પ્રમાણિક અને ન્યાયસંપન્ન હોય તેના માટે પ્રજા પણ પ્રાણ દેવા તૈયાર હોય છે. જેની રગેરગમાં ધર્મ વ્યાપી ગયેલો હોય અને તે પ્રમાણે ધર્મનું આચરણ કરતો હોય ને રોજ ઉપાશ્રયે આવતો હોય તેવો શ્રાવક એક દિવસ ઉપાશ્રયે ન આવે તો સંતો પણ પૂછે કે ભાઈ આજે કેમ નહોતા આવ્યા ? પ્રજા કહે, 'મહારાજા ! આપ આ રીતે અમને આપવા ઈચ્છતા હો તો અમે આપવા

તૈયાર છીએ. બાદશાહની અત્યંત ઉદારતાથી મકાનમાલિકોએ પ્રસન્નતાપૂર્વક હસતા ચહેરે પોતાના મકાનો રાજમહેલ બનાવવા માટે ખાલી કરી આપ્યા. પરંતુ એક વૃદ્ધ ડોશી પોતાની ઝુંપડી આપવા માટે તૈયાર ન થઇ. રાજકર્મચારીઓએ ઘણું સમજાવી છતાં ન માની. બાદશાહે ત્યાં જઇને પ્રેમપૂર્વક કહ્યું, 'હે મા! તમારી ઝુંપડી રાજમહેલની વચ્ચે આવી જાય છે તેથી તેને ઉપાડી લો. તમને મોં માંગી કિંમત આપીશ. કિંમત ન જોઈતી હોય તો જમીન આપીશ. પરંતુ આ ડોશીમા ન સમજ્યા અને કહ્યું કે હું મારી આ ઝુંપડી વેચવાની નથી. અને છોડવાની પણ નથી. તમને જેવો તમારો રાજમહેલ વહાલો છે તેવી મને ઝુંપડી વહાલી છે. રાજા કહે મા! પ્રેમથી આપો તો લેવાની છે. નહીં તો કાંઇ નહિ. આજના યુગમાં જો ડોશીમા જેવો જવાબ આપે તો શું થાય? (શ્રોતામાંથી અવાજ: અરે, ઝુંપડી ફગાવી દે.)

ડોશીમાએ ઝુંપડી આપવાની ના પાડી ત્યારે રાજાએ તેના પર જબરજસ્તી ન કરી અને કહ્યું, ઠીક છે. જો તમારી ઈચ્છા નથી તો ઝુંપડી રાજમહેલની વચ્ચે રહેવા દઇશું. રાજાએ ઝુંપડીને ફરતો રાજમહેલ બાંધી દીધો. આજના રાજા હોય તો શું કરે? કહેશે કે મારા મહેલનો ઘાટ બગડી જાય તેથી ઝુંપડી ઉઠાવે જ છૂટકો કરે. કેટલાક સમય પછી રાજમહેલ તૈયાર થઇ ગયો, અને તે વૃદ્ધાની ઝુંપડી તો ત્યાં ને ત્યાંજ રહી. આ ડોશીમાને ગાય–ભેંસ પણ હતા. તેથી ઘણી વાર રાજમહેલનો ઓટલો બગાડી મૂકે ને ગંદુ કરી મૂકે. તેથી પોલીસો જઈને માજીને ધમકાવે ને પશુઓને માર મારે. એક દિવસ બાદશાહે તે ડોશીમાને પૂછ્યું, હે મા! તમને અહીં કોઈ તકલીફ તો નથી ને? ત્યારે તે ડોસીમાએ કહ્યું: મને તો અહિં કોઈ તકલીફ નથી. બંધુઓ! તમે સ્વધર્મી બંધુઓને પૂછતા શીખો કે ભાઇ! તમને કોઈ તકલીફ તો નથી ને? આજે નીતિ ચાલી ગઇ છે. ડોશીમા કહે, ભાઈ, તકલીફ તો કાંઈ નથી પણ મારી ગાય આમ તેમ ફરતાં ફરતાં તમારા ઓટલા પર છાણ–મૂત્ર આદિ કરી આવે તેથી પોલીસ પશુને મારે છે ને અમને ધમકાવે છે. બાદશાહે જ્યારે આ સાંભળ્યું ત્યારે સિપાઈઓને બોલાવ્યા ને ધમકાવ્યા. તમે આ વૃદ્ધ માને કેમ પરેશાન કરો છો? ગાય તો જાનવર છે. અબોલ અને અજ્ઞાન પ્રાણી છે. કદાચ તે ફરતા ફરતા રાજમહેલ બગાડી મૂકે તો તમે સાફ કરાવી લેજો. તમે શું કામના છો?

નૌશેરવામાં કેટલી મહાનતા, કેટલી કરૂણા અને કેટલી ન્યાયપ્રિયતા હતી! જે ઝુંપડીએ આખો રાજમહેલનો નકશો બગાડી દીધો છતાં અનીતિ અને અન્યાય ન કર્યો. નીતિના કારણે નૌશેરવાનું નામ આજે પણ જીવતું છે. તેઓ ચાલ્યા ગયા પણ તેમની નીતિની સુવાસ ચારે બાજુ મ્હેંકી રહી છે. નૌશેરવા બાદશાહને જમીનમાં દફનાવ્યા અને તે ઘરડા ડોશીમાને પણ જમીનમાં દફનાવ્યા.

તે કરીશ પણ બેગમ સાહેબ છૂટા થઇ જશે. લોકોના દેખતાં દવા અપાય તેમ નથી. એણે દેખાવ કરવા રૂમ બંધ કરી દીધી. દશ મિનિટ એક ચિત્તે નવકારમંત્રનું સ્મરણ કર્યું. રૂમ બંધ કરવાથી કપાળે પરસેવો વળી ગયો હતો, તે પરસેવાના બે ટીપા પાણીના ગ્લાસમાં નાંખી બેગમને પીવડાવી દીધા. એ પરસેવાના ટીપા બેગમના પેટમાં ગયા અને થોડીવારે પુત્રનો જન્મ થયો. આનંદ આનંદ છવાઈ ગયો. બાદશાહ પૂછે છે ભાઈ! તેં શું કિમિયો કર્યો? કઈ દવા આપી કે મોટા ડોકટરો ન કરી શકયા તે તું કરી શકયો? ચાંપો કહે મહારાજા! તે કહેવાય તેમ નથી. બાદશાહ કહે, તું કહે ને કહે. ત્યારે ચાંપો કહે છે બાદશાહ! મારા માતાપિતાએ એમના જીવનમાં સંપૂર્ણ બ્રહ્મચર્યનું પાલન કર્યું છે. કદાચ કામવાસનાને ન જીતી શકાય એટલા માટે એક દિવસની છૂટ હતી. તેમણે એક દિવસ અબ્રહ્મચર્યનું સેવન કર્યું તેમાં મારી માતાને ગર્ભ રહ્યો ને મારો જન્મ થયો. હું છ મહિનાનો હતો ત્યારે મને ગોદડીમાં સૂવાડયો હતો. હું રમતો હતો ને મારા માતા–પિતા બેઠા હતા, તે વખતે મારી માતાને જોઈને મારા બાપુજીએ સ્હેજ અડપલું કરતા માતાના ગાલમાં લપડાક મારી. આ જોઈ માતાને ક્રોધ આવી ગયો. સ્વામીનાથ! આપણી બંનેની વચ્ચે ત્રીજો જામીન સૂતો છે ને તમારાથી મારા સામું વિકારી દૃષ્ટિથી જોવાય કેમ? જુઓ, આ છ મહિનાનું બાળક પડખું ફરી ગયો. એને શરમ આવી પણ તમને શરમ ન આવી? બાળકના જીવનમાં સંસ્કાર કેવા આવશે?

ચાંપો કહે છે બાદશાહ! મારી માતાને એવી શરમ આવી ગઈ કે એનું પ્રાયશ્ચિત કરવા માટે ગળે ફાંસો ખાઈને મરી ગઇ. મરતાં મરતાં મારા કાનમાં ફૂંક મારતી ગઈ કે બેટા! શૂરવીર ને ધીર બનજે. બ્રહ્મચર્યનું પાલન કરજે. ચારિત્ર માટે મરી ફીટજે. તારા જીવનમાં સંસ્કારનું સિંચન કરવા માટે મારા પ્રાણનું બલિદાન આપું છું. એ મારી માતા મને છ મહિનાનો મૂકી ગળે ફાંસો ખાઈને મરી ગઇ. આવી વીર માતાનો હું સંતાન છું. મેં હજુ જીવનમાં બ્રહ્મચર્ય ખંડિત કર્યું નથી. હું અખંડ બ્રહ્મચારી છું. જે મન–વચન–કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે તેના પરસેવામાં અને મળમૂત્રમાં એવી શક્તિ પેદા થાય છે કે ભલભલા અસાધ્ય રોગો મટી જાય છે. માત્ર પરસેવાના બે ટીપા પાણીમાં નાંખીને આપ્યા ને રાણીની વેદના બંધ થઈ. ક્ષેમકુશળ બાળકનો જન્મ થયો. બ્રહ્મચર્યમાં આટલી તાકાત છે. માટે બ્રહ્મચર્ય એ મહાન વ્રત છે.

બંધુઓ! આપે સાંભળ્યું ને કે બ્રહ્મચર્યમાં કેટલી શક્તિ છે? બોલો, આચરવા યોગ્ય છે ને? બ્રહ્મચર્ય એ આત્માનો શણગાર છે. આ શણગાર પહેરવા આત્મબંધુઓ જરૂર તૈયાર થશો. જીંદગી એ ચારિત્રના વિકાસ માટે એક મોટી શાળા છે. આજે મહાન ચારિત્રવાન સંતની પુણ્યતિથિ છે. ખરેખર ચારિત્ર તે જ જીવન છે. એ વાત તમારા દિલમાં ચોક્કસ બેસાડશો.

આજે ખંભાત સંપ્રદાયના સ્વ. ગચ્છાધિપતિ બા. બ્ર-પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબના સુશિષ્ય સ્વ. બા. બ્ર.-પૂ-હર્ષદમુનિ મહારાજસાહેબની પુણ્યતિથિ છે. ખરેખર યથા નામ તથા ગુણાઃ નામ હર્ષદમુનિ હતું. તેમની પાસે જે આત્માઓ જાય તે દરેકને હર્ષ તથા આનંદ આપનારા હતા. તેમણે ફક્ત ૧૮ વર્ષની છોટી ઉંમરે દીક્ષા લીધી. ગુરૂદેવ રત્નચંદ્રજી મહારાજની સાનિધ્યમાં રહી ખૂબ જ્ઞાન મેળવ્યું. પણ દીક્ષા લીધા પછી શિરછત્ર ગુરૂદેવ ચાલ્યા ગયા. વિસામાની ડાળ તૂટી ગઈ. પછી તેઓએ તપસ્વી પૂ. ગુરૂદેવ ગુલાબચંદ્રજી મહારાજની સાનિધ્યમાં રહી જ્ઞાન દર્શન ચારિત્ર તપમાં ખૂબ જ્યોતિ ઝળકાવી. હર્ષદમુનિનો વૈરાગ્ય સંસારમાં હતો ત્યારે પણ એટલો દૃઢ હતો કે પોતાની દીક્ષા અગાઉ બાર દિવસ પહેલાં પિતાનું અવસાન થયું ને બધાએ રોકવા માટે ઘણું સમજાવ્યા. પણ તે દૃઢ વૈરાગીએ એક જ વાત કરી કે આપ પિતાના મૃત્યુને કોઈ રોકી શક્યા નહિ તો મારી કાલની શી ખબર છે? માટે મારો જે નિર્ણય જે દિવસે દીક્ષા લેવાનો છે તેમાં જરા પણ ફેરફાર નહિ કરું અને એ નક્કી કરેલા મંગલ દિવસે જ દીક્ષા લીધી. ગુરૂદેવ પ્રત્યેની અખૂટ વિનયભક્તિ ક્ષમાના ભંડાર અને આજે જેના જીવનમાં અને રગેરગમાં ગુરૂ આજ્ઞાનો ગુંજાર ગુંજી રહ્યો હતો-એવા હર્ષદમુનિ અને ગુરૂદેવ પૂ. રત્નચંદ્રજી મહારાજ સાહેબને જોઈએ ત્યારે એમ થઈ જાય કે મહાવીર અને ગૌતમની જોડી ન હોય! આ ગુરૂદેવે નવ વર્ષની દીક્ષામાં તપ-ત્યાગ ને ચારિત્રના તેજથી તેમના આત્માને ઝગઝગાયમાન બનાવી દીધો. તેઓ પ્રભાવશાળી વ્યાખ્યાતા હતા કે તેમની વાણીથી નવયુવક જૈન-જૈનેતર પણ ધર્મ પામી ગયા હતા. અલ્પ દીક્ષા પર્યાયમાં સાધના ઘણી સાધી લીધી. મૃત્યુના છેલ્લા બે દિવસ અગાઉ મને પત્ર લખ્યો. મહાસતીજી! આપણે સાથે ભણતાં. ક્યારેક વાદાવાદી કરતા. ત્યારે કોઈ પણ રીતે આપને મારાથી મન દુઃખ થયું હોય તો હું આપને અંતઃકરણપૂર્વક ખમાવું છું. આપ જરૂરથી મને ક્ષમા આપશો. આપને આ પત્ર શુક્રવારે મળી જશે ને તરત પત્ર લખાવો તો લખાવશો, પણ શનિવારે લખાવશો નહિ. કારણ કે રવિવારે તો પોતાને વિદાય લેવી છે. જેના ઘેર પત્ર લખાવ્યો તે બહેન સંયોગવશાત્ આવી શક્યા નહિ. અને જે દિવસે કાળધર્મના સમાચાર મળ્યા તે દિવસે પત્ર મળ્યો. મનમાં એટલું દુઃખ રહી ગયું કે તેમણે મારી પાસે ક્ષમા માંગી અને હું ક્ષમા ન આપી શકી! પૂ. ગુરૂદેવે જે સમય કહ્યો હતો તે દિવસે સમાધિપૂર્વક સાધના કરીને ફક્ત ૨૭ વર્ષની ઉંમરે દીવડો બુઝાઈ ગયો. આવા નાના સંતના મૃત્યુથી ખૂબ હાહાકાર મચી ગયો. કારણ કે રત્ન સમાન ઝળકતા ગુણ ગંભીર ગુરૂદેવની શાસનને ખોટ પડી ગઈ.

ફુલ એક ગુલાબનું કરમાઈ ચાલ્યું બાગથી.
અર્પી ગયું ફોરમ જગતને, ત્યાગના અનુરાગથી.

**મોરલો ઊડીગયો પણ, મધુર કેકારવ રહ્યો,**
**ગીત પૂરું થઇ ગયું પણ, મધુર ગુંજારવ રહ્યો.**

ફૂલ ગયું પણ ફોરમ રહી ગઇ. ગુરૂદેવ ચાલ્યા ગયા પણ તેમના ગુણોની સુવાસ આજે પણ મ્હેંકી રહી છે. (આ સમયે પૂ. મહાસતીજીએ મહારાજ સાહેબના જીવનના સુંદર પ્રસંગ સમજાવ્યા હતા પણ અહીં તો સાવ ટૂંકમાં લખ્યું છે). આવા આવા મહાન સંતોની પુણ્ય તિથિ નિમિત્તે આપ જરૂર વ્રત પ્રત્યાખ્યાન કરી ધર્મઆરાધનામાં જોડાશો. આજે બે આત્માઓ સજોડે બ્રહ્મચર્ય વ્રત સ્વીકારવાના છે. તેમને માટે આલોચના કરાવી પ્રત્યાખ્યાન અપાય છે.

ભાવનાબાઇ મહાસતીજીને આજે ૩૦મો ઉપવાસ આવી ગયો. તેમને માસખમણનું લક્ષ્યબિંદુ હતું તે પૂર્ણ થયું. સતીજીના તપનું બહુમાન તપથી કરવાનું છે. તેઓનો તપ જ્ઞાનપૂર્વક સમાધિ સહિત થયો છે. તો આપ બધા આવતી કાલે બ્રહ્મચર્ય વ્રત તેમજ અનેક વ્રત નિયમ કરી તપનું બહુમાન કરશો, વધુ ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.-૬૦

પ્ર. ભાદરવા વદ ૬ ને શુક્રવાર તા. ૬–૯–૭૪

**બા. બ્ર. પૂ. નવીનઋષિ મહારાજનું પ્રવચન**

આજે માટુંગા સંઘને આંગણે અપૂર્વ આનંદનો પ્રસંગ છે. સામાન્ય રીતે ચાતુર્માસમાં જે સાધુ સાધ્વી જે સ્થાન પર હોય તે જ ક્ષેત્રમાં પોતાના ક્ષયોપશમ પ્રમાણે ઉપદેશની ધારા વહાવે છે. પણ આજે સંત–સતીજી અને આપ બધા–એમ ચતુર્વિધ સંઘનું મિલન થવાનું જો કોઈ કારણ હોય તો ભાવનાબાઈ મહાસતીજીના ૩૦ ઉપવાસ પૂર્ણ થયા. અને આજે પારણાનો દિવસ છે. અમે દાદરમાં અને પૂ. મહાસતીજી માટુંગામાં ચાતુર્માસ છે તેથી આ ચતુર્વિધ સંઘના મિલનનો પ્રસંગ ઊભો થયો છે. આત્માના ઉદ્ધારને માટે જ્ઞાનીએ જુદા જુદા સાધનો બતાવ્યા છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ આ બધા રસ્તા આત્માને પુષ્ટિ આપનાર છે. પરંતુ જે તપ છે તે તપને જો જીવ બરાબર સમજીને સમજણપૂર્વક આદરે છે તેનો બેડો પાર થઈ જાય છે. આજના વિષમ કાળમાં એક ટંકના ભોજનનો ત્યાગ કરવો મુશ્કેલ છે. એના બદલે ૩૦–૩૦ દિવસ અન્નનો સંપૂર્ણ ત્યાગ એ જેવા તેવાના

કામ નથી. સમજણ સહિત તપ કરતાં કર્મની નિર્જરા થશે અને કંઈક અંશે કર્મોનો નાશ પણ થઈ જાય છે. જેમ કપડું ખૂબ મેલું થાય તો ગમતું નથી. તે કપડાને બહેનો સાબુ અને ગરમ પાણી લઈને ધોવા બેસી જાય ને ખૂબ મહેનત કરે તો તેના પરિણામે સ્વચ્છ અને શ્વેત વસ્ત્રની પ્રાપ્તિ થઈ જાય છે. તેમ આત્મા આઠ કર્મોના મેલથી મલીન બનેલો છે. એ આત્માને શુદ્ધ કરવા માટે સાબુ-પાણી કોઈ હોય તો તપ એ ઉત્તમ માર્ગ છે, જેનું આરાધન કરતાં આત્માને લાભ-લાભ ને લાભ મળે છે, પણ નુકસાન થતું નથી. તપ કરતાં આત્મા આગળ વધે છે ને ઉજ્જવળ બને છે.

જેમ સોનું ખાણમાંથી નીકળે છે ત્યારે તેની સાથે માટી ચોંટેલી અને અશુદ્ધ હોય છે. એ સોનાને શુદ્ધ બનાવવા માટે તેને તેજાબમાં નાંખ્યા પછી અગ્નિમાં તપાવવામાં આવે છે. પછી તે શુદ્ધ બને છે. તેમ કર્મથી મલીન બનેલા આત્માને શુદ્ધ કરવા માટે જીવનમાં તપનું આચરણ અવશ્ય કરવું જોઈએ. આપ આજે પ્રત્યક્ષ જોઈ રહ્યા છો. પૂ. મહાસતીજીએ બધાને તપ કરવાની પ્રેરણા આપી, તેમના પરિવારમાં માસખમણની ભાવના જાગી ગઈ. તમે એક-બે માસખમણ, વર્ષીતપ, અઠ્ઠાઈ, સોળભથ્થું કરી લીધું એટલેથી સંતોષ માનવાની જરૂર નથી. જ્ઞાની કહે છે જો તું ધર્મમાં સંતોષનો શ્વાસ લેતો હોય તો તારી પ્રગતિ થતી નથી પણ પ્રગતિ અટકી ગઈ છે. પૂ. મહાસતીજી ઉપદેશની ધારા વહાવે છે. તેમાં ભાવનાબાઈ તથા બીજા તપસ્વીઓએ આચરણ કરીને બતાવ્યું છે કે ત્રીસ-ત્રીસ ઉપવાસ પૂરા થવા છતાં તેમના મુખ ઉપર કેટલી શાંતિ દેખાય છે! જેટલી ખાધેલા માણસના મુખ ઉપર શાંતિ દેખાતી નથી તેથી અધિક શાંતિ તપસ્વીના મુખ ઉપર દેખાય છે. તપનો પ્રભાવ અલૌકિક છે. આ પ્રસંગને જોઈને-સાંભળીને જીવનમાં કંઈક ને કંઈક પચ્ચખાણ લેતા જજો. તપસ્વી સંતોનું બહુમાન તપથી કરવાનું છે. પૂ. ગુરૂદેવ તથા મહાસતીજી તો આપને એલાન કરશે પણ આજે આપ એટલો સંકલ્પ કરશો કે સતીજીનો મહાન તપ છે. તમે તપસ્વીના દર્શન કરી તમારા સગાને ત્યાં પ્રસંગમાં જાવ ત્યારે કંઈક ભેટ આપો છો તેમ આપ દરેક યથાશક્તિ વ્રત-પચ્ચખાણ રૂપી ભાથું બાંધીને જજો કે જેથી જીવન સાર્થક બને. વિશેષ ભાવ ગુરૂદેવ ફરમાવશે.

**ખંભાત સંપ્રદાયના આચાર્યશ્રી પૂ. કાંતિઋષીજી મહારાજ સાહેબનું પ્રવચન**

મહાન અહોભાગ્યે તપના મહોત્સવ પ્રસંગે બધાને ભેગા થવાનો અવસર મળ્યો છે. કેટલાક જીવોને જગતમાં ખ્યાલ નથી કે ધર્મ એ શું ચીજ છે? પણ કેવળીપ્રરૂપિત ધર્મ એ સત્ય છે. એના જેવો બીજો કોઈ ધર્મ નથી. એ વાત તો આપણે માનવા જ પડશે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ સાધનો વડે આપણે શું કરવાનું છે? આ સાધનો આત્માના દુઃખો મટાડવાનો અમોઘ ઉપાય છે. જો તમને સંસારના દુઃખ દુઃખ રૂપે લાગતા હોય અને તે દુઃખ મટાડવા હોય તો આ ચાર

ઉપાય સિવાય બીજો કોઈ ઉપાય નથી. આ ઉપાયો કેવી રીતે કાર્ય કરે છે, તે ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રમાં બતાવે છે.

**नाणेण जाणइ भावे, दंसणेण य सद्दहे। चरित्तेण निगिण्हाइ, तवेण परिसुज्झइ॥**

ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૩૫

સાધન તો છે પણ તેનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે? ભગવાને તે વાત આ ગાથામાં રજુ કરી છે. જ્ઞાની પુરૂષો બોલ્યા છે કે પ્રથમ જ્ઞાન વડે ભાવને જાણો. જ્ઞાન એ આત્માનો ગુણ છે. જેમ ખાંડનો ગુણ ગળપણ છે તેમ આત્માનો ગુણ જ્ઞાન છે. આત્મા ગુણને જાણશે ત્યારે સ્વાદને ચાખશે.

આપણે જીવનની વાત જોઈએ. તમને એક વસ્તુ ખૂબ ભાવે છે, પણ તે જ વસ્તુ અગર મિષ્ટાન્ન જો સળંગ ચાર પાંચ દિવસ ખાવ તો તેના પર અરૂચી થાય કે નહિ? અરૂચી થઈ જાય છે. પણ રોટલી તમે રોજ ખાવ છો છતાં તેના પ્રત્યે કોઈ દિવસ અરૂચી થાય છે ખરી? નથી થતી. ભલે બધા મિષ્ટાનના સ્વાદ વધુ હોય છતાં તે બધા કરતા તમે રોટલીમાં સ્વાદ વધુ જોયો તેથી તેના પ્રત્યે અરૂચી થતી નથી. મિષ્ટાન્ન આદિમાં ભલે સ્વાદ લાગે છે પણ તે સ્વાદ વધુ સમય ટકી શકતો નથી. પણ રોટલીનો સ્વાદ ટકી શકે છે. તમે રોટલી ખાવ છો પણ એ કેવી રીતે બની? શેમાંથી બની? એનુ મૂળ જાણ્યું ખરું? એના ભાવ જાણવા જોઈએ. રોટલી બનાવવા માટે ઘઉં જોઈએ. તે ઘઉં ખેતરમાં થયા. એ ઘઉં સારા છે કે ખોટા? એની બરાબર પરીક્ષા કર્યા પછી ઘઉં લો. એ ઘઉંનું જ્ઞાન થયું. ઘઉં લીધા પછી તમારે શીરો, લાડવો આદિ વસ્તુ બનાવવી હોય તો તેને જોઈએ તેવો ઘઉંમાંથી લોટ દળાવો. અને રોટલી-ભાખરી બનાવવી હોય તો તેવો ઝીણો લોટ દળાવો, આ લોટ તૈયાર થયો ત્યાં તમને શ્રદ્ધા થઈ તો આ વસ્તુ જ બનશે ને આ લોટમાંથી આ વસ્તુ બનશે. લોટ તૈયાર થયો એટલેથી પતી જતું નથી. પણ પછી લોટની કણીક કઠણ બાંધીને તેને ખૂબ કેળવવી પડે છે. કેળવ્યા પછી તેના ગુલ્લા કરી વણવી પડે છે. વણવામાં પણ કેટલું ધ્યાન રાખવું પડે છે. બરાબર ગોળ અને પાતળી વણાવી જોઈએ. જાડી, પાતળી અને વાંકીચૂંકી થવી ન જોઈએ. આટલી ક્રિયા કરવા રૂપ ચારિત્ર. આટલું કર્યા પછી પણ તે રોટલી ખાવા જેવી નહિ થાય. તે માટે તેને સગડી પર મૂકી બરાબર તપાવો છો. એટલેથી પણ સંતોષ થતો નથી. પણ તેને સગડીમાં નાંખીને ફુલાવો છો. તમારે એવી ફુલકા જેવી રોટલી જોઈએ છે ને? પછી તે રોટલી પણ બળી જવી ના જોઈએ. આટલી ક્રિયા કર્યા પછી એ રોટલી ખાવામાં તમને સ્વાદ આવ્યો ને! ફુલકા રોટલી ખાવા માટે રોટલીના બધા ભાવ જાણવા પડે છે. તમે કપડાના, સોનાના, ચાંદીના બધાના ભાવ જાણો છો ને! તે બધું ગમે તેટલું વહાલું હોય છતાં તેના પ્રત્યે પણ કોઈક

દિવસ અરૂચી થઇ જાય છે. આજની સરકારના કાયદામાં પૈસા કે સોનું વધુ થઈ જાય તો માનવીને મૂંઝવણ થાય છે કે કયાં રાખવું ને કયાં મૂકવું ? એના માટે ઉકળાટ ઓછો છે ? આમ સંસાર વ્યવહારમાં બધાના ભાવ જાણો છો.

તેમ જ્ઞાની આપણને શું કહે છે : તમે નવતત્ત્વના ભાવને જાણો, જાણ્યા પછી તેની પર શ્રદ્ધા કરો. સમકિત કયારે પ્રાપ્ત થાય. નવતત્ત્વની યથાર્થ શ્રદ્ધા તેનું નામ સમકિત. મૃગજળના પાણીને ઝાંઝવાનું જળ માનો તો સમકિત અને નીર માનો તો મિથ્યાત્વ. સમ્યક્ત્વ એ બુદ્ધિનો વિકાસ અને મિથ્યાત્વ એ બુદ્ધિનો વિકાર. માટે જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપના ભાવને જાણો. અને જાણ્યા પછી તેના પર શ્રદ્ધા કરો. શ્રદ્ધા કર્યા પછી રોટલીની કણીકને કેળવવાની ક્રિયા સમાન ચારિત્ર. ચારિત્ર એટલે કષાયોની મંદતા. આત્માને એવી રીતે કેળવવો કે તે કષાયના ફંદમાં ફસાઈ ન જાય એનું નામ ચારિત્ર. પછી તપ દ્વારા આત્માને તપાવવો એનું નામ તપ. તમને કુલકા રોટલી હોય તો વધુ ભાવે છે ને ? પછી તે રોટલી તપાવતાં બળી જાય તો ખાવી ન ગમે. તેમ તપ કરીને આત્માને તપાવવાનો છે, પણ તપાવતાં કષાય રૂપ અગ્નિમાં બળી જવો ન જોઈએ.

બહેનો લગ્નના ગીતમાં બોલે છે "પલંગડીને ત્રણ પાયા ચોથો પાયો નહિ રે" પલંગને ત્રણ પાયા હોય ને ચોથો પાયો ન હોય ને તેના પર બેસીએ તો શું થાય ? વાંકા વળી જવાય. ઢળી પડાય. તેમ તપ એ ચોથો પાયો છે. તમારે પલંગપર બેસવું છે તો તેનો ચોથો પાયો મજબૂત કરવો જોઈશે. તેમ જ્ઞાન–દર્શન અને ચારિત્ર છે પણ તપ રૂપી ચોથો પાયો નથી તો તપ રૂપી પાયો મજબૂત કરો. અને જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ પર યથાર્થ શ્રદ્ધા રાખી તેના ભાવો જાણીને આગે કૂચ કરતા જાવ. જેમ ગુણનો ક્રમ વધતો જશે તેમ ગુણસ્થાન ચઢતું જશે. આમ તો આત્માની અંદર સિદ્ધના આઠે ગુણો રહેલા છે. પણ જ્ઞાન ગુણ મુખ્ય છે. અને પછી ક્રમે ક્રમે વધતાં વધતાં ગુણસ્થાનકે ચઢતાં તે ગુણોની પ્રાપ્તિ થઇ જાય. જેનું મન મજબૂત નથી તેને તપ આકરો લાગે છે. જેમ સોનાને શુદ્ધ કરવા માટે માટીની કુલડી જોઈએ છે પણ તે કુલડી અગ્નિમાં પડતાં ફુટી ન જાય પણ પાકી થાય તેવી જોઈએ. તેમ મન રૂપી કુલડી મજબૂત હોવી જોઈએ. મન રૂપી કુલડી મજબૂત હશે તો તે તપ રૂપી અગ્નિમાં પડવા છતાં ફુટી નહિ જાય પણ વધુ મજબૂત થશે. અને તેથી તપ રૂપી અગ્નિમાં પડવાથી આત્મા શુદ્ધ થશે.

પૂ. મહાસતીજી એક અપેક્ષાએ અમારા ગુરૂ જેવા છે. જેમણે અમને દીક્ષા આપીને ગુરૂ બનાવ્યા છે. આજે કંઇક ગુરૂને શોધે છે પણ મહાસતીજીએ તો ગુરૂ બનાવ્યા છે. જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપના ભાવોને જાણો અને શ્રદ્ધા કરો. પછી આચરણમાં મૂકો તો જરૂર મોક્ષ મેળવી શકશો.

**"મધુર વ્યાખ્યાની બા. બ્ર. વિદુષી પૂ. શારદાબાઈ મહાસતીજીનું પ્રવચન."**

પરમ પૂજ્ય વંદનીય, મોક્ષ માર્ગના પિપાસુ એવા પૂ. ગુરૂદેવો! સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

આજે જીવનમાં આરાધના કરવામાં ઉત્સાહ, પ્રેમ પાથરનાર અને આત્મઉર્મિ જગાડનાર પરમપવિત્ર દિન છે. ભગવાને ચાર તીર્થની સ્થાપના કરી છે. તે ચાર તીર્થનું આપના આંગણે આજે સુંદર મંગલ મિલન થયું છે. પૂ. ગુરૂદેવને સાંભળ્યા પછી આપ સમજી શકયા હશો કે ગુરૂદેવ કેટલા કોમળ અને વિશાળ દિલના છે! તેમને એક જ લગની હતી કે આવું સુંદર માનવજીવન પામ્યો છું તો તે માનવજીવનની સાર્થકતા માટે સંયમ એ શ્રેષ્ઠ માર્ગ છે. તેઓ ખંભાતના ઝવેરી હતા. તેમણે ઝવેરાત પારખતાં આત્માનું ઝવેરાત પારખી લીધું. અને આત્માના સાચા ઝવેરી બન્યા. જ્ઞાનીઓ સિદ્ધાંતમાં બોલ્યા છે કે "दुल्लहे खलु माणुसे भवे।" દુર્લભમાં દુર્લભ કોઈ વસ્તુ હોય તો માનવભવ છે. સિદ્ધાંતમાં धन दुल्लहे, पत्नी दुल्लहे।" એવો પાઠ કયાંયે આવતો નથી. તમે જેને વળગી પડયા છો તેની વિશેષતા જ્ઞાનીએ કોઈ ઠેકાણે બતાવી નથી. જે મનુષ્ય ભવને ખરીદવા માટે તમારા કિંમતી ઝવેરાત કામ ન આવે, જયાં બુદ્ધિ કામ ન આવે પણ ગત જન્મોની અંદર પુણ્ય રૂપી નાણું એકઠું કર્યું હશે ત્યારે આ માનવજીવન રૂપી નૌકા ખરીદી છે. માનવ જન્મ તો મળ્યો પણ કયા માનવ જન્મની વિશેષતા બતાવી છે? ઉત્તરાધ્યયન સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે–

**चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो। माणुसत्तं सुइ सद्धा, संजमम्मि य वीरियं॥**

ઉત્ત. સૂ. અ. ૩ ગાથા ૧

આજે દુનિયામાં માનવો તો ઘણાં છે. પણ જેની આકૃતિ માનવની છે પણ કૃતિ રાક્ષસની છે તેવા માનવભવની કાંઈ વિશેષતા નથી. જ્ઞાની કહે છે મનુષ્યભવ પામ્યા પણ ભગવાનના કહેલા ચાર બોલ સહિત માનવજન્મ પામવો દુર્લભ છે. આજે જગતમાં મનુષ્યો મનુષ્ય રૂપે જન્મ્યા હોવા છતાં કંઈક જીવોને પુણ્ય–પાપનું ભાન નથી. જેમને ધર્મ મળ્યો નથી તેવા જીવો દયાને પાત્ર છે. તમારા મહાન પુણ્યના યોગે ચાર બોલ યુક્ત માનવજન્મ મળ્યો છે. માનવભવ મોક્ષનો કિનારો છે. કિનારે આવ્યા છતાં હજુ જીવને બહાર નીકળવાની અભિલાષા થાય છે ખરી? મહાન પુણ્ય રૂપી ધન આપીને આ માનવભવ રૂપી નૌકા ખરીદી છે, છતાં દિલમાં તેનો આનંદ છે ખરો?

**જેમ તરસ્યાને વગડામાં પાણી મળે, જેમ ડુબતાને સામો કિનારો મળે,**
**તું છે સુજને પણ એમ, હવે છોડું હું કેમ, પંથદર્શી મળ્યો છે મને,**
**તારલીયા......શું યે શોભી રહ્યા છે જિનવરીયા......**

તમને અહીંયા તરસની ખબર ન પડે પણ વનવગડામાં વિહાર કરતા કરતા આકુળ વ્યાકુળ થઈ ગયા હોય ને કંઠ ખૂબ સૂકાઈ ગયો હોય તે સમયે જો ગરમ પાણી મળી જાય તો પણ તમને કેટલો આનંદ થાય? દરિયામાં નાવ ડૂબું-ડૂબું થઈ રહ્યું હોય ત્યારે જો સામો કિનારો આવી જાય તો તમને કેટલો આનંદ ને ઉલ્લાસ થાય? તેમ તમે પણ કયાં આવ્યા છો? માનવભવના કિનારે આવ્યા છો. વહેપાર ધંધાની સીઝન હોય ત્યારે શું કહો છો? કમાવાની સીઝન છે માટે કમાઈ લઈએ. જે નાણાં નાશવંત છે તેને મેળવવા માટેની કેટલી જાગૃતિ છે! આત્માના શાશ્વત નાણાં મેળવવા માટે હજુ જીવની કેટલી બેદરકારી છે! તે શાશ્વત નાણાં કમાવાની તક આ મનુષ્ય જન્મ છે. માનવ જન્મ અજન્મ દશા પ્રાપ્ત કરવા માટે છે.

બંધુઓ! આજનો દિવસ આનંદનો દિવસ છે. ગુરૂદેવ આજે દાદરથી વિહાર કરી માટુંગા પધાર્યા. તેનું શું કારણ? આપણે આંગણે સાત માસખમણ પૂરા થયા પણ આજે એક સતીજીને માસખમણની આરાધનાનો મહાન તપ છે. તે પ્રસંગે ગુરૂદેવ પધાર્યા છે. ગુરૂદેવે ૨૦૧૭માં દીક્ષા લીધી છે પણ ચાતુર્માસમાં ભેગા થવાનો આ પ્રથમ પ્રસંગ છે. આપ ભાગ્યશાળી છો. આવી રીતે સંતનો સમાગમ મળવો દુર્લભ છે. ચાર બોલમાં મનુષ્ય જન્મ, વીતરાગવાણીનું શ્રવણ મળ્યું. હવે તેના પર યથાર્થ શ્રદ્ધા કરો. ભગવાનના વચનામૃતો હૃદયમાં તાણાવાણાની જેમ વણાઈ જવા જોઈએ. ગુરૂદેવે આપની સમક્ષ સચોટ રીતે શ્રદ્ધાની વાત કરી. આજે સમ્યક્‌દર્શન એ શબ્દ ઘૂંટાઈ ગયો છે પણ હજુ તેના ભાવ જાણ્યા નથી. આપણામાં સમ્યક્‌દર્શન આવ્યું છે કે નહિ એ તો કેવળી જાણે પણ આત્માને પૂછો કે સમ્યક્‌ત્વના પાંચ લક્ષણ મારામાં આવ્યા છે કે નહિ? કદાચ સમ્યક્‌ત્વ આવ્યું હોય પણ હજુ ક્ષાયક સમકિત આવ્યું નથી. ક્ષાયક સમકિત આવ્યા પછી જાય નહિ. એ મોક્ષમાં પહોંચાડે છૂટકો કરે. ક્ષયોપશમ અને ઉપશમ સમકિત તો આવે ખરું ને ચાલ્યું પણ જાય, કારણ કે પ્રકૃતિનો સંપૂર્ણ ક્ષય નથી કર્યો. ઉપશમાવ્યો છે, ઢાંકયો છે પણ કષાયની જડ ગઈ નથી. અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ, સમ્યક્‌ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીય આ સાત પ્રકૃતિનો સંપૂર્ણ ક્ષય થાય ત્યારે ક્ષાયક સમકિત આવે. સમ્યક્‌ત્વ વિનાની સાધના અધૂરી છે. આપને ત્યાં બા. બ્ર. ભાવનાબાઈ મહાસતીજીએ માસખમણની ઉગ્ર સાધના કરી છે. આવા તપસ્વીને આપણા કોટી કોટી ધન્યવાદ છે. સંસારી કરતાં સતીજીના તપનું મહત્વ વધારે છે, ગુરૂકૃપાએ ભાવનાબાઈ મહાસતીજીનો તપ સુખશાંતિથી પરિપૂર્ણ થયો છે. ને આજે ૩૦ ઉપવાસનું પારણું છે. તેથી ગુરૂદેવ તપસ્વીને શાતા પૂછવા પધાર્યા છે. સમજણ-પૂર્વકના તપથી ઘણા કર્મોની નિર્જરા થાય છે. નરકના જીવોને દશ પ્રકારની અનંતી વેદના છે. એક કરોડ વર્ષો સુધી દુઃખો ભોગવીને નારકી જે કર્મો ખપાવે છે તે

અહીં સમજણપૂર્વક સમકિત સહિત અઠ્ઠમ તપ કરવાથી ખપી જાય છે. કરોડો ભવોના સંચિત કરેલાં કર્મો તપથી નાશ થાય છે.

ગૌતમસ્વામીએ ભગવાનને પૂછયું–હે પ્રભુ! નારકીના જીવો ઘણું દુઃખ ભોગવે છે છતાં અલ્પ કર્મો ખપાવે છે અને મનુષ્ય આટલા બધા કર્મો ખપાવે છે તેનું શું કારણ? કયાં મનુષ્યનો સમજણસહિતનો એક અઠ્ઠમ ને કયાં નારકીના એક કરોડ વર્ષના દુઃખ! ત્યારે ભગવાને ન્યાય આપીને સમજાવ્યું. એક સાવ વૃદ્ધ ૮૦ વર્ષની ઉંમરનો માણસ જેને આંખે દેખાતું નથી, કાને સંભળાતું નથી, હાથ પગ ધ્રુજે છે, એવા વૃદ્ધ પુરૂષને બુઠ્ઠો કુહાડો આપે ને તેને ગુંદીની ચીકણી ગાંઠ કાપવાનું કહે, તો એ પુરૂષ સવારથી સાંજ સુધી મહેનત કરે, તેની બધી શક્તિ તેમાં વાપરે, છતાં તે ગાંઠ કાપી શકતો નથી. તેમ નારકીના જીવોએ ગુંદીની ગાંઠ જેવા ચીકણાં કર્મો બાંધ્યાં છે અને તેને કાપવા અવિરતિનો કુહાડો તેની પાસે છે. જેમ વૃદ્ધ માણસ ગુંદીની ગાંઠને ચીરવા ઘણા દિવસ પ્રયત્ન કરે તો ઘણા સમયે તે કદાચ ગાંઠને ભેદી શકે. તેમ નારકીના જીવો દુઃખો વેઠતા અકામ નિર્જરા કરતાં ઘણા સમયે તે કર્મો ખપાવે છે. જ્યારે મનુષ્યના કર્મો દેવદારના લાકડા જેવા છે. એ લાકડા પર માણસ પગ મૂકે તો પણ ભાંગી જાય. મનુષ્યના કર્મો હલકા એટલે દેવદારના પાટીયા જેવા છે અને તેની પાસે વિરતિનો તીક્ષ્ણ કુહાડો છે. એટલે કર્મોને કાપતાં કેટલી વાર લાગે? ભગવાન મહાવીરે પણ કર્મોને ખપાવવા ઉગ્ર તપ કર્યો હતો. તમને જન્મ અને મરણનો ખટકારો થયો હશે તો સંસારથી છૂટકારો શોધશો.

**"જો થાય ખટકારો તો સંસારથી થાય છૂટકારો,**
**જો થાય છૂટકારો તો થાય મુક્તિપુરીમાં ઉતારો."**

તમને ખટકારો થયો હશે તો સંસારથી છૂટકારો શોધશો. જેણે સંસારથી છૂટકારો મેળવ્યો તેનો મુક્તિપુરીમાં ઉતારો થવાનો, માટે સમજો ને આત્મસ્વરૂપને પામો. આત્માની ઓળખાણ થઈ નથી તેથી જીવ બહાર ફાંફા મારી રહ્યો છે.

એક વખતના ધનવાન શેઠને ત્યાં ધીમે ધીમે પુણ્યની ઓટ આવતાં લક્ષ્મી ઘટવા લાગી. શેઠ મૃત્યુની પથારીએ પડયા છે. સૂતા સૂતા વિચાર કરે છે મારા મરણ પછી આ બધાનું શું થશે? બધાને ખબર નથી કે શેઠની પાસે હવે કંઈ રહ્યું નથી. સૌને મોટી આશા છે. શેઠ શેઠાણીને કહે છે તમે કોઇ ગભરાશો નહિ, મૂંઝાશો નહિ. હું આ એક હીરો મૂકીને જાઉં છું. જ્યારે ધન ખૂટે ત્યારે આ કાગળમાં વીંટીને હીરો મૂકયો છે તે લઈને તમે મારા મિત્રને ત્યાં જજો. એ મિત્ર તમને જરૂર કંઈક આપશે પણ છેહ દેશે નહિ. પહેલાના મિત્રો પણ સાચા મિત્રો હતા. "ખિસ્સા ભારે ત્યારે મિત્રો ભારે ને ખિસ્સા ખાલી ત્યારે મિત્રો ખાલી" એવા મિત્રો ન હતા. આટલું કહીને

શેઠ તો દુનિયામાંથી વિદાય લઈને ચાલ્યા ગયા. સમય જતાં છ મહિના થયા ને ધન ખૂટયું. એટલે છોકરો તે હીરો લઈને પિતાના મિત્રની દુકાને ગયો. આ મિત્ર ઝવેરી હતો. છોકરાએ તેમને કહ્યું. બાપુજી ! આ હીરો આપ આપને ત્યાં ગીરે મૂકી રાખો ને મને પાંચ હજાર રૂપિયા આપો. જ્યારે હું પાંચ હજાર રૂપિયા પાછા આપી જાઉં ત્યારે હીરો મને પાછો આપજો. શેઠ હીરો જોઈને સમજી ગયા કે આ હીરો નથી પણ કાચનો ટુકડો છે. જો હું છોકરાને આ વાત કહીશ તો તેને આઘાત લાગશે. તેથી શેઠે કહ્યું–દીકરા ! તું આ હીરાને તારા ઘેર મૂકી રાખજે. જ્યારે આના ભાવ વધશે ત્યારે હું મંગાવી લઈશ. હમણાં પાંચ હજાર રૂપિયા લઈ જા. હું તને પ્રેમથી આપું છું માટે લઈ જા. અને જો તું સ્કુલે ભણતો ન હોય અગર છોડી દેવાનો હોય તો મારી પેઢી ઉપર આવી જા. હું તને ધંધો શીખવાડી દઉં.

ન બેસી રહે. તેમ આજે માટુંગા સંઘના આંગણે તપની ભેરી વાગી રહી છે. ત્યારે કયો માણસ સૂતો રહેશે ? જે શૂરવીર છે તે તો કર્મ સંગ્રામના રણમેદાનમાં ઝૂકી પડશે અને તપની આરાધનામાં જોડાઈ જશે. જેમ રેઈનકોટ પહેરવાથી ધોધમાર વરસાદ પણ દેહને ભીંજવી શકતો નથી. અને દેહને સુરક્ષિત રાખે છે. તેમ તપ રૂપી રેઈનકોટ પહેરવાથી આત્માને કર્મો ભીંજવી શકતા નથી. ભાવનાબાઈએ ૩૦ ઉપવાસની મહાન સાધના કરી છે. તો આપ તપસ્વીના બહુમાનમાં ત્રીસ-ત્રીસ દિવસનું બ્રહ્મચર્ય પાળવું, રાત્રી ભોજનનો ત્યાગ, ઉપવાસ, આયંબીલ આદિ જે બને તે પ્રત્યાખ્યાન લેશો તો તપસ્વીનું સાચું બહુમાન કર્યું કહેવાય. હવે પૂ. ગુરૂદેવ માંગલિક સંભળાવશે.

## વ્યાખ્યાન નં. ૬૧

પ્ર. ભાદરવા વદ ૭ ને રવિવાર તા. ૭-૯-૭૪

શાસ્ત્રકાર ભગવાન ત્રિલોકીનાથે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયા પછી જગતના જીવોને અજ્ઞાન રૂપી અંધકારમાંથી બહાર કાઢવા અને જ્ઞાન રૂપી પ્રકાશના પંથે લઈ જવા સિદ્ધાંતમય વાણીની પ્રરૂપણા કરી આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. ભગવાને સર્વ જીવોને હિતકારી, કલ્યાણકારી માર્ગ બતાવ્યો છે ને ઉપદેશ કર્યો છે કે હે ચેતન! અનાદિકાળથી પરદ્રવ્યને સ્વદ્રવ્ય માની તેને વળગી રહ્યો છે. આ વીતરાગ વાણી અને વીતરાગ શાસન તમને મહાન પુણ્યના ઉદયે મળ્યા છે. છતાં તમને તમારો વહેપાર, પૈસા અને પત્ની જેટલા વહાલા લાગ્યા છે, તેટલી આત્મ-સ્વરૂપની રમણતા કરાવનાર વીતરાગની વાણી વહાલી લાગી નથી. જ્યારે આ ચેતન નિજ ઘરમાં રમણતા કરશે ત્યારે તેની રોનક બદલાઈ જશે.

જ્ઞાની કહે છે જ્યાં સુધી ચારિત્ર અંગીકાર નહિ કરો, યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી કેવળ જ્ઞાન થવું મુશ્કેલ છે. માટે જ્યાં સુધી ચારિત્ર ન લઈ શકો ત્યાં સુધી ગૃહસ્થપણામાં રહો તો પણ કેવી રીતે રહો : જળ કમળની જેમ અલિપ્ત રહેતા શીખો. પરંતુ આજે મોહમાં મૂઢ બનેલા સંસારી જીવો માયા જાળમાં ફસાઈ ને બધે રાગ વધારતા જાય છે. કદાચ ત્રણથી ચાર ડીગ્રી તાવ થઈ ગયો પણ દુકાને ફુલ સીઝન છે તો દુકાને જતાં ત્રણ ડીગ્રી તાવનો પણ ખ્યાલ નહિ રહે. કારણ કે જે ઉપયોગ તાવમાં હતો ત્યાંથી છૂટીને દુકાનમાં લાગી ગયો. દુકાને ગયા તેથી શું તાવ મટી ગયો ? દર્દ છે, વેદન છે, અશાતાનો ઉદય છે, પણ ઉપયોગ બીજામાં

જોડાઈ ગયો, તેથી દર્દ, વેદન હોવા છતાં તેનો ખ્યાલ નથી રહેતો. આ રીતે ઉપયોગને આત્મામાં જોડવાની જરૂર છે. જો આત્મામાં ઉપયોગ હશે તો કર્મના વિપાક ઉદય સમયે વેદન હોવા છતાં વેદનામાં રાગ-દ્વેષ નહિ થાય, આર્તધ્યાન નહિ થાય. શરીર છે તો ઘડપણ છે. રોગ છે. તે ક્ષણે ક્ષણે પલ્ટાવાવાળું છે. નાશ થવાવાળું છે. આવા શરીરમાં પણ જીવ મારાપણું માનીને બેસી ગયો છે. પણ તેને વિચારવાની જરૂર છે. શરીરમાં રહેવાવાળો તે હું આત્મા છું. શરીર તે હું નથી પણ શરીરથી પર એવો આત્મા છું. શરીર રોગી છે પણ આત્મા નિરોગી છે. આ રીતે શરીર પરથી ઉપયોગ છૂટી જશે તો અસહ્ય વેદનમાં પણ સમાધિ રહી શકશે. તેના આત્મામાં નિર્ણય થશે કે મારા કરેલાં કર્મો મને ઉદયમાં આવ્યા છે. તેથી દર્દ અને વેદન હોવા છતાં આત્મામાં સ્થિર રહી શકશે. ગજસુકુમારના માથે અંગારા મૂકાયા, ખંધક મુનિના ૫૦૦ શિષ્યો ચીચોડામાં પીલાઈ ગયા, છતાં આત્મામાં કેટલા સ્થિર હતા ! કેટલી ગજબ તેમની ક્ષમા !

**"તન પીલાય ચીચોડામાં મન છે નવકારમંત્રમાં,**
**તન પીલાય ચીચોડામાં મન રમે મોક્ષમાં"**

આત્માને શું કહે છે હે ચેતન ! આ તો તન પીલાય છે એમાં તને શું લાગેવળગે ? દર્દ અને અસહ્ય વેદના હોવા છતાં ઉપયોગ આત્મામાં જોડાઈ ગયો તો તનની સાથે કર્મો પણ ચીચોડામાં પીલાઈ ગયા.

જીવે જ્યાં મારું માન્યું છે ત્યાં દુઃખ છે. તમારા આંગણામાં ઈંટનો એક ઢગલો પડયો છે તેમાંથી કોઈ એક ઈંટ ઉપાડી જશે તો તેને રોકશો કારણ કે ત્યાં મારાપણું માન્યું છે. પર દ્રવ્યને પોતાનું માનીને બેસી ગયો છે. આત્મા તો નિરંજન નિરાકાર છે. તે નિરાકારને ભૂલીને આકારની મમતામાં બંધાઈને અંધકારમય થઈ ગયો છે. અનામી હોવા છતાં નામની પાછળ પડયો છે. જૈનદર્શન બતાવે છે કે નામની કોઈ વિશેષતા નથી. વિશેષતા ગુણની છે.

ઠંઠણપાળ નામના એક શેઠ હતા. તે ખૂબ હોંશિયાર. શેઠાણી પણ ખૂબ સારા અને ભદ્રિક હતા, પરંતુ એક વાર તેમની બહેનપણીઓની ચડવણીથી ચઢી ગયા ને શેઠને કહે છે કે તમારું નામ બદલો. શેઠ કહે તે ના બને. છેવટે શેઠાણી રીસાઈને પીયર જાય છે. તેમને નામનો જ મોહ છે. તેથી રસ્તામાં બધાના નામ પૂછે છે ને ત્યાં તેને રસ્તામાં અનુભવ થાય છે કે લક્ષ્મી નામ હોવા છતાં છાણાં વીણે છે. ધનપાળ નામ હોવા છતાં ગાયો ચરાવે છે. અમરકુમાર નામ હોવા છતાં મરે છે. આ બધું સાંભળતા શેઠાણીની આંખ ઉઘડી જાય છે. તેથી બોલે છે.

"અમર નામ મરંતા સુના, ધનપાળ ચરાવે ગૌવા
લક્ષ્મી છાણા વીણતી દીઠી, ધન ધન મારો ઠંઠણપાળ."

શેઠાણી પીયેર નહીં જતા પાછાં આવે છે ને શેઠને કહે છે : સ્વામીનાથ ! હવે

મને સમજાઈ ગયું કે નામની કોઈ વિશેષતા નથી. વિશેષતા ગુણની છે. તમારું નામ ઠંઠણપાળ પણ તમે આત્મામાં ઠરી ગયેલા છો. નામ તો ઘણું હીરાલાલ હોય પણ હીરો કેવો છે તે કોઈ દિવસ જોયો પણ ન હોય. નામ તો પન્નાલાલ ને માણેકલાલ હોય પણ પન્ના કે માણેક કેવા છે તેની ખબર પણ ન હોય. (આ દૃષ્ટાંત પૂ. મહાસતીજીએ તો ઘણી સુંદર રીતે રજુ કર્યું હતું તેનું સારભૂત ટૂંકમાં લખ્યું છે.) આત્માને સમજવાનું શું છે? આ શરીર જરાધર્મી ને રોગધર્મી છે ને સમય થયે નાશ થવાવાળું છે. તો આવા શરીર પર મમત્વ ભાવ શા માટે રાખવો!

જિનદત્ત નામના શેઠ આનંદથી રહે છે. "तस्स णं जिणदत्तस्स भद्दा भारिया।" તે જિનદત્ત શેઠને ભદ્રા નામની પત્ની છે, તે સર્વાંગ સુંદર છે. 'सूमालाइद्दा' તેના બધા અંગો અને ઉપાંગો બહુ જ સુકોમળ હતા. તે પોતાના પતિને ઘણી વહાલી હતી બંનેમાં એકતા ઘણી. એક બીજાના વચનનો ભંગ કોઈ કરતા નથી. ભદ્રા ભાર્યા પતિની સાથે મનુષ્ય ભવના કામભોગો ભોગવતી સુખેથી પોતાનો સમય પસાર કરી રહી હતી. હવે તેમને ત્યાં એક પુત્રનો જન્મ થશે, ને પુત્રનું નામ શું પાડશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:** કનકરથ અને ઋષિદત્તા ખૂબ આનંદથી રહે છે. જીવન-કિતાબનું ખુલતું રંગીન પાનું વિવિધ રંગોનો સુમેળ દર્શાવતું હોય છે. બંનેને એમ લાગતું કે પ્રથમ યૌવન એ જીવનનું સૌંદર્ય છે. સૌંદર્યની પૂજામાં વિશ્વના અસ્તિત્વને પણ ભૂલી જવું જોઈએ. વિશાળ ઉપવનથી ઘેરાયેલા એક સુંદર મહેલમાં કનકરથ અને ઋષિદત્તા જીવનનો આનંદ માણી રહ્યા હતા. દાસ-દાસીઓનો પાર નથી. આનંદ પ્રમોદના સાધનોની પણ કોઈ ખામી ન હતી. એ બંનેના આનંદ માટે રાજાએ પુત્રના મહેલમાં વાદ્યકવૃંદ રાખ્યું હતું. નવદંપતિ જળક્રીડા કરી શકે એટલા માટે મહેલના ઉપવનમાં એક નાનું કૃત્રિમ સરોવર જળથી છલકાતું બનાવ્યું હતું. આરોગ્યને જરા પણ હરકત ન આવે એવી ભોજનસામગ્રી તૈયાર કરનારા કુશળ પાકશાસ્ત્રીઓ રાખવામાં આવ્યા હતા.

**દેવ દોગુંદક જૈસે દોનોં કરતાં ભોગ વિલાસ,**
**કુલાચાર પ્રીતમ બતલાયા, સાસ શ્વસુર સહવાસ હો....શ્રોતા.**

કનકરથ અને ઋષિદત્તા બંને દેવલોકના જેવાં સુખો ભોગવી રહ્યા છે. તેમના લગ્નજીવનના પ્રથમ પ્રહરમાં ભરપુર માધુરી છલકી રહી હોવા છતાં બંનેના પ્રાણમાં પોષાયેલા જૈનત્વના સંસ્કારો જરા પણ ઝાંખા પડ્યા ન હતા. સંસારમાં રહેવા છતાં કેમ પાપ ઓછા બંધાય તે તેમનું લક્ષ હતું. બંનેએ પરસ્પર વફાદાર રહેવાના વચનો આપ્યા હતા. કનકરથે તો ત્યાં સુધી કહ્યું હતું કે તેં તારું સર્વસ્વ અર્પણ

છતાં મને વિચાર ન થયો કે હું તાપસપણું લઈ લઉં. ઋષિદત્તા બેઠી છે સંસારમાં, પણ તેનું લક્ષ ત્યાગ તરફ છે. આવી રીતે સંસારમાં રહેતા જીવ કર્મબંધન ઓછા બાંધે છે. આ વનવાસી કન્યા હોવા છતાં તેના જીવનમાં વિનય-વિવેક ભરપૂર ભર્યા છે. સાસુ-સસરાની ખૂબ ભાવ ભક્તિથી સેવા કરે છે. ઋષિદત્તામાં રૂપ છે, સૌંદર્ય છે સાથે સાથે ગુણનો ખજાનો છે. આવી આદર્શ પુત્રવધૂથી સાસુ-સસરાને ખુબ સંતોષ થયો છે. ઋષિદત્તા પોતાના પતિ કનકરથકુમારને પણ વારંવાર કહ્યા કરે છે સ્વામીનાથ! આપ ભવિષ્યમાં રાજા બનશો પણ રાજ્યનો મોહ ન રાખશો. રાજેશ્વરી તે નરકેશ્વરી. જો રાજ્યમાં રચ્યાપચ્યા રહેશો તો ગતિ નરકની થશે, મારા પિતાએ મને એ માદળીયું બાંધી આપ્યું છે કે હે દીકરી! તું સંસાર રૂપી કાદવમાં જાય છે પણ ત્યાગનું લક્ષ ચુકીશ નહિ. એની દૃષ્ટિ સંસારમાં રહેવા છતાં ત્યાગ તરફ છે જ્યારે બીજી બાજુ રૂક્ષ્મણીને કનકરથ પ્રત્યેના રાગના કારણે ઋષિદત્તા ઉપર ઇર્ષ્યા કરાવી. જો કનકરથ પ્રત્યે રાગ ન હોત તો ઋષિદત્તા ઉપર ઈર્ષ્યા શું કામ આવત? એ રૂક્ષ્મણી ઋષિદત્તાનો નાશ કેમ થાય એ માટે વિચારણા કરી રહી છે. આત્માની પાસે ગોઝારી વિચારણા અને ગોઝારા અપકૃત્યો કરાવનાર રાગ અને ઈર્ષ્યાના કારણો છે. રૂક્ષ્મણી ઋષિદત્તાનું કાટલું કઢાવી નાંખવાનું ઇચ્છે છે. ઈર્ષ્યાથી હિંસાની થતી ભાવના આત્માનો ભયંકર રોગ છે. માટે એનો ભય લાગવો જોઈએ. પણ ભય લાગવાની વાત નથી એટલે એ શું કામ હવે અટકે? તેથી ઉદાસ થઈને ફરે છે. કોઈ પણ કામમાં રસ ધરાવતી નથી.

એક દિવસ મહારાણીએ સુંદરીને એકાંતમાં બોલાવીને કહ્યું: સુંદરી! રૂક્ષ્મણીનું દુઃખ મારાથી જોયું જતું નથી. તું એની સખી છે તો તું એને સમજાવવાનો પ્રયત્ન કરે તો સારું. કોઈ પણ ઉપાયે તું એને સમજાવ. જો આમ ને આમ ચિંતા અને શોકમાં રહેશે તો તેનું આરોગ્ય બગડી જશે. સુંદરી કહે મહારાણી! તે માટે મારા પ્રયત્નો ચાલુ છે. હવે એક અઠવાડીયામાં હું કંઈક માર્ગ શોધી કાઢીશ. અને એમની ચિંતા દૂર કરવાનો મારાથી બનતો બધો પ્રયત્ન કરીશ. સુંદરીને આ કામ માટે એક રસ્તો દેખાયો કે આ નગરીથી ચારેક ગાઉ દૂર સુલશા નામની એક યોગિની રહે છે. તે મંત્ર જંત્ર ખૂબ જાણે છે. મેલી વિદ્યાની સાધના કરેલી હોવાથી ઘણા માણસોના કામ પણ કરી આપ્યા છે. તો એ ઋષિદત્તા પર કનકરથ અરૂચીવાળો થઇ ઋષિદત્તાને વનમાં રખડતી કરી આપશે અને અમારી કુંવરીને પટરાણીનું પદ મળશે. આ વાત સુંદરીએ રૂક્ષ્મણીને કહી. આ વાત સાંભળતાં રૂક્ષ્મણીના પ્રાણમાં આશાનો અંકુરો પ્રગટયો. તેના ચહેરા પર રમતી ઘોર નિરાશા પર આશાની ગુલાબી રેખાઓ પ્રસરવા માંડી. રૂક્ષ્મણી કહે સુંદરી! આ વાત તું મારા માતા પિતાને કરીશ નહિ કારણ કે તેઓ તો ખૂબ ન્યાયી ને પ્રમાણિક છે. તેમને આ વાત ગમશે નહિ. રૂક્ષ્મણી પોતાના સુખને માટે ઋષિદત્તાનું કેટલું અહિત કરવા તૈયાર થઈ છે!

જીવ કર્મ બાંધતી વખતે વિચાર નથી કરતો પણ કરેલાં કર્મો ઉદયમાં આવશે ત્યારે આંસુડા પાડશો તો પણ છૂટકારો નહિ મેળવી શકો.

રૂક્ષ્મણી અને સુંદરીએ આ પ્રમાણે નક્કી કર્યું. રૂક્ષ્મણી કહે સુંદરી! તું પહેલાં એકલી જઈ આવ ને પછી મારી જરૂર પડશે તો હું આવીશ. પણ સુલશા આ કામ કરવા તૈયાર થશે ખરીને! હા સખી. સુંદરી સુલશા યોગિની પાસે જતાં પહેલાં મહારાણી પાસે ગઈ ને કહ્યું મહારાણી! હવે આપ નિશ્ચિંત રહેજો. આપણી કુંવરીબાના ચિત્તનો વિષાદ હવે થોડા સમયમાં હળવો બની જશે. ભલે. કુંવરીનું મન થાળે પડી જાય એટલે અમારી બધાની ચિંતા હળવી થઈ જાય હવે સુંદરી સુલશા યોગિની પાસે જશે ને સુલશા કેવા કેવા પ્રપંચો રચશે તે ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૬૨

પ્ર. ભાદરવા વદ ૮ ને રવિવાર તા. ૮-૯-૭૪

શાસ્ત્રકાર ભગવાન ત્રિલોકીનાથે ચાર ઘાતી કર્મોનો ક્ષય કર્યા પછી કેવળજ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત કર્યું. તેવા આપ્ત પુરૂષની વાણી તેનું નામ સિદ્ધાંત. આ સિદ્ધાંતની વાણીના અમૃત ઘુંટડા જે આત્મા પ્રેમથી પીવે છે તેના જન્મ-જરા અને મરણના ફેરા ટળી જાય છે. ભગવંત કહે છે હે આત્માઓ! તમે જાગો. ક્યાં સુધી પ્રમાદની પથારીમાં પડયા રહેશો? કારણ કે કાળ રૂપી પ્રવાહ ત્વરિત ગતિથી વહ્યા કરે છે. તમારી કેટલી ક્ષણો ને કલાકો ગયા, કેટલા રાત્રી અને દિવસો પસાર થયા ને કેટલા વર્ષો ને યુગો વીતી ગયા છતાં એજ વેગથી સમયના વહેણ વહ્યા કરે છે. એને કોઈ અટકાવી શકતું નથી. અને સૌ કોઈ એ નીરના થોડા ઘૂંટડા પીને આ પૃથ્વી ઉપરથી વિદાય લે છે.

અનંત જીવો આ અનંત કાળની જાજમ ઉપર આળોટે છે. અને એક ખોળિયા-માંથી બીજા ખોળિયામાં ને બીજામાંથી ત્રીજામાં એવી ઘટમાળ ચાલ્યા કરે છે. અને આ કાળની વિરાટ જાજમ ઉપર વિવિધ પ્રકારનાં નાટકોમાં ભાગ ભજવતો આ જીવ રૂપી નટ કાયાને પલટાવ્યા કરે છે. બંધુઓ! આ જીવ અનંત શક્તિનો અધિપતિ છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અને અનંત વીર્ય એનામાં રહેલા છે. પણ અજ્ઞાને એને માર્ગ ભૂલાવ્યો છે. એના જ્ઞાનના લોચન બંધ થઈ ગયા છે. એના જીવનમાં ક્યારેક શ્રદ્ધાની ધીમી દિવડી પ્રગટે છે. ને વળી ક્યારેક મિથ્યાત્વ રૂપી પવનના સૂસવાટા

આવતા એ બુઝાઈ જાય છે. પછી તે લાંબા સમય સુધી બૂઝાયેલી રહે છે. એટલે આ અનંત શક્તિનો અધિપતિ ગોબરમાં ગોથા ખાઈ રહ્યો છે. અજ્ઞાન રૂપી અંધકારમાં અથડાય છે ને ખૂબ ત્રાસ પામે છે. ત્યારે તેનું કોઈ સાંભળતું નથી.

સમ્યગ્ દર્શનની પ્રાપ્તિના અભાવે આ જીવ ઘણી લાંબી મુસાફરી આ સંસારમાં ખેડી રહ્યો છે. આ મુસાફરીમાં જીવને સાથીદારો ઘણાં મળે છે. પણ બહુ અલ્પ સમય માટે મળે છે. ને છૂટા પડી જાય છે. સંયોગ-વિયોગની આગમાં ધક્કો મારે છે. અને એ ભૌતિક સુખોનો તથા ભૌતિક સંબંધોનો આનંદ ભયાનક દુઃખની ખાઈમાં જીવન ધકેલી મૂકે છે. આ સંસારમાં ગમે તેટલા સુખો મળશે તો પણ તમને તૃપ્તિ થવાની નથી. પણ એ સુખો જેમ જેમ મળતાં જશે તેમ તેમ અતૃપ્તિની આગ વધતી જશે. અસંખ્ય સાધનો મળવા છતાં અતૃપ્તિનું ખપ્પર ભરાતું નથી અને કાયા, કંચન અને કામિનીના કામણ તમને રાત દિવસ ચેન પડવા દેતા નથી. એની ચિંતામાં ને ચિંતામાં તમારું જીવન ધૂળ ધાણી થઈ રહ્યું છે. આ અતૃપ્તિની આગને જો કોઈ શાંત કરનાર હોય તો વીતરાગની વાણી છે. તેમાં ભગવાન બતાવે છે કે કર્મની ભેખડો તોડવાનો કોઈ અમૂલ્ય અવસર હોય તો માનવભવ છે. કર્મની ભેખડો તોડવા કોઈ દેવની સહાય કામ નહિ આવે પણ તે માટે તો આત્માએ જબ્બર પુરુષાર્થ ઉપાડવો જોઈશે. અજ્ઞાની જીવ કર્મ ભોગવે ત્યારે તેને બંધાય છે વધુ ને ભોગવાય છે થોડા. અને જ્ઞાની આત્માને ભોગવાય છે વધુ ને બંધાય છે અલ્પ. જ્ઞાની કર્મોદય વખતે કોઈનો દોષ નથી જોતા. કોઈએ તેના પર ઘા કર્યો ત્યારે તે ઘા કરનાર સામે દૃષ્ટિ નહિ કરે પણ એવો વિચાર કરશે કે એણે કોઈના પર નહિ ને મારા પર ઘા શા માટે કર્યો ? મારા કર્મોએ તેને પ્રેરણા આપી ત્યારે એને ઘા કરવાનું મન થયું ને ? આત્મા કર્મના ઉદયને સમજે તો તેને કર્મોને ભોગવવામાં દુઃખ નહિ થાય. જેમ કોઈ સજ્જન માણસ પાસે લેણીયાત પૈસા માંગે છે, પણ અત્યારે તે માણસ આપી શકે તેમ નથી. ત્યારે એ સજ્જન માણસ શું કહેશે ? ભાઈ જ્યારે મારી પાસે પૈસા આવશે ત્યારે તને દૂધે ધોઇ પૈસા આપી દઈશ. હા, જ્યાં સુધી આપની રકમ ભરપાઇ નહિ કરું ત્યાં સુધી ખાવાપીવામાં જે ખર્ચો થશે તે કરીશ. પણ બીજા જલસા નહિ કરું તેમ કર્મો આપણા લેણીયાત છે. જો સજ્જનતા હશે તો એ જ વિચાર કરશે કે મારા માથે કર્મોના લેણાં પડયા છે ત્યાં સુધી પ્રમાદ કરીને સૂઈ ન રહેવાય કે બેસી ના રહેવાય. કર્મનું લેણું ચુકવવા તપ-ત્યાગ, વ્રત-પચ્ચખાણ બ્રહ્મચર્ય રૂપી નાણાં ભરપાઈ કરવા પડશે. તો કર્મના કરજમાંથી મુક્ત બની શકશો. ભગવાન મહાવીરના માથે કર્મના કરજ પડયા હતા ત્યાં સુધી ઊંઘ પણ લીધી નથી. તેમનો કેટલો અડગ નિર્ણય કે લેણીયાતના લેણાં ચૂકવીશ નહિ ત્યાં સુધી ખાવા પીવા પણ તૈયાર નહિ થાઉં. જ્યારે ક્ષુધા વેદનીય સહન નહિ થાય ત્યારે જરા ખાઈ લઇશ. આ રીતે ભગવાને છ છ માસ સુધી શરીરને પોષણ આપ્યું નથી.

કર્મ શત્રુના પ્રહારો પડતા હોય ત્યાં આરામથી કેમ સૂઈ રહેવાય? એમને કર્મો ખટકયા તો કર્મથી છટકયા. આપણુને હજુ ખટકારો થયો નથી. જયારે ખટકારો થશે ત્યારે લાખો વર્ષોના કર્મો પણ સમજણપૂર્વકની અંતર્મુહૂર્તની સાધનામાં સાફ થઈ જશે.

## એક જ દે ચિનગારી મહાનલ! એક જ દે ચિનગારી

એક ચિનગારી લાખો મણ રૂની ગંજીઓને સાફ કરી નાખે છે. તેમ આત્માની સમજણપૂર્વકની સમ્યગ્દર્શનસહિત સમ્યક્ ક્રિયા કર્મના ગંજ પર પડે તો કર્મો બળીને સાફ થયા વિના રહે નહિ. જે દર્શનને સમજતો ન હતો તેવા મિથ્યાત્વીએ દર્શન કરવા પગ ઉપાડયો તો અર્ધપુદ્ગલ સંસાર કરી નાંખ્યો. સંત દર્શનનો કેટલો મહાન લાભ છે! સિદ્ધાંતના પાને દાખલા છે કે દર્શન કરવા ગયા ને દર્શન પામી ગયા. દેવાનંદા માતા ઋષભદેવ ભગવાનના દર્શન કરવા ગયા. ત્યાં સાધુપણું લઈ લીધું ને મોક્ષમાં પહોંચી ગયા. કંઈક આત્માઓ પ્રભુના એકવાર દર્શન કરવા ગયા ને વૈરાગ્ય પામી ગયા. તમે વર્ષોથી વીતરાગ વાણી સાંભળો છો પણ હજુ આત્માનો રંગ લાગ્યો છે! (શ્રોતામાંથી અવાજ:– આ કાળ એવો છે.) કાળના બહાના નીચે પોલ ચલાવી છે. જયારે લગની લાગશે ત્યારે કેવો પલ્ટો થશે તેના ઉપર દૃષ્ટાંત આપું.

એક શહેર હતું. તેમાં એક નગરશેઠ કરોડપતિ હતા. પણ પૈસાના પ્રમાણમાં તે ઘણા લોભી હતા. એમને મન પૈસો એનો પરમેશ્વર હતો. શેઠ સરવાળા અને ગુણાકાર શીખ્યા હતા. પણ બાદબાકી અને ભાગાકાર હજુ સુધી એને કોઈ શીખવી શકયું ન હતું. અને શેઠાણી તો ખરેખર ધનને વળગી રહેનાર જળો જ હતી. તેથી એના આંગણે અતિથિ કે કોઈ સાધુસંતો આવતા જ નહોતા. આ શેઠને એક દીકરો હતો. દીકરાના લગ્ન કર્યા એટલે વહૂ સાસરે આવી. આ પુત્ર વધૂને ધર્મના સંસ્કારો ખૂબ હતા. તેણે પોતાની સાદાઈ, નમ્રતા અને ભલમનસાઈ એ ત્રણ સખીઓને તો સાથેજ રાખી હતી. ભૌતિક રીતે સાસરીયામાં બધું સુખ હતું. પણ પરણીને આવ્યા તેને આઠ દિવસ થયા છતાં કોઈ સંત કે કોઈ અતિથિ આંગણે આવ્યા નથી. ધર્મના કોઈ સંસ્કાર નહિ તેનું તેના મનમાં દુઃખ હતું.

આ પુત્રવધૂ તો પિયરના (પિતાજીના) સંસ્કાર લઈને આવી છે. માતા નાનપણમાં ગુજરી ગઈ હતી પણ પિતાએ સુંદર સંસ્કારોનું સિંચન કરેલું છે. પિયરમાં તો અતિથિ કે સંતને આપ્યા વગર જમતી ન હતી. તેથી અહીં પણ બપોરનો ટાઈમ થાય એટલે રસ્તામાં રાહ જોતી ઊભી રહેતી. પણ કોઈ સંત આંગણે આવ્યા નથી. વહુ કહે–બા! આપણા ઘેર સાધુ તો નથી આવતા પણ મને ગામમાં સંતના દર્શન કરવા તો લઈ જજો. તે જમાનો ખૂબ મર્યાદા ને વિવેકવાળો હતો. સંતદર્શન કરવા જવું હોય તો પણ સાસુજીની આજ્ઞા સિવાય જવાય નહિ, સાસુજી કહે, આ ગામમાં કોઈ સંત નથી.

તમારે દર્શન કરવા જવું છે! દર્શન પિયરમાં. અહીં કાંઈ નહિ. દર્શન કરવા કંઈ એમ ને એમ જવાય છે! ત્યાં જઈએ એટલે પેટીમાં કંઈક નાંખવું પડે અને મુનિનો પરિચય થાય તો તે ગૌચરી વહોરવા આવે તે આપણને પોષાય નહિ. આ પુત્રવધૂનું નામ સુશીલા છે. નામ તેવા ગુણો તેનામાં ભરેલા છે. સુશીલાએ જાણ્યું કે ઘરની આ સ્થિતિ છે તેથી દિવસે દિવસે સૂકાતી જાય છે. સામાયિક કરીને બેસે તો સાસુ મુહપત્તિ ખેંચી લે ને કહે, આવા ધતીંગ મારા ઘરમાં ન જોઈએ. આ સ્થિતિમાં સુશીલાને વિચાર આવે કે મને ક્યારે પિયર જવાનું મળે કે જેથી ત્યાં સંતોના દર્શન કરી સુપાત્ર દાન દઈ મારા કર પાવન કરું. આ દૃષ્ટિથી તે પિયર જવા માટે ઝંખતી હતી. સુશીલા જ્યારે એકલી પડતી ત્યારે પિતાના ઘરે સંતોષાતા સંતો તેમજ સંખ્યાબંધ મનુષ્યોનું દૃશ્ય તેની નજર સામે ખડું થતું અને એ વખતે સાસુ સસરાના માનસિક વલણ માટે તેને દયા આવતી અને નેત્રોમાંથી આંસુ પડતા. તેમનું વલણ બદલાય એવી તે પ્રાર્થના કરતી.

એક દિવસ સુશીલાનો પતિ પૂછે છે તને શું દુઃખ છે કે તું દિવસે દિવસે સૂકાતી જાય છે! સુશીલા કહે મને કંઈ દુઃખ નથી. અહીં મને ધર્મ જેવી કોઈ ચીજ દેખાતી નથી. કરોડો રૂપિયા ભલે હોય પણ જે ઘરમાં ધર્મ નથી તે મહેલ સ્મશાન જેવો દેખાય છે. સંતદર્શન પણ કોઈ દિવસ મળતા નથી. પતિ કહે–હું બધું સમજું છું, પણ માતા–પિતાની આજ્ઞાનું ઉલંઘન કરી શકતો નથી. સુશીલા કહે–મને પરણ્યા ૨૧ દિવસ થયા છતાં કોઈ સંત કે અતિથિ આંગણે પધાર્યા છે ખરા! બીજા દિવસે બાજુના પાડોશીના ઘરમાં જૈન મુનિ પધાર્યા. મુનિને જોઈને સુશીલા ગાંડી ઘેલી બની ગઈ. તેનું દિલ આનંદથી નાચવા લાગ્યું. તેને થયું કે આજે તીર્થ આંગણે આવ્યું છે તો હું લાભ લઈ લઉં. એમ વિચાર કરી સુશીલા ઘરની બહાર નીકળી ને મુનિને કહે–પધારો ગુરૂદેવ! મુનિ પૂછે છે બહેન! આ ઘર કોનું છે? સુશીલા કહે–જૈનનું ઘર છે. મુનિ વિચાર કરે છે હું કોઈ દિવસ આ ઘેર ગૌચરી ગયો નથી ને ઘરના માણસોને જોયા પણ નથી. મુનિ પધાર્યા એટલે સુશીલાએ અડધો રોટલો વહોરાવ્યો. તે વિચાર કરે છે દાન દઈને ક્લેશ થાય તેવું મારે ન જોઈએ. તેથી મારા ભાગનો આખો રોટલો છે તેમાંથી અડધો મુનિને આપું ને અડધો હું ખાઈશ. એમ વિચાર કરી અડધો રોટલો આપ્યો. શેઠાણી આ જોઈને અંદર બેઠા બેઠા બડબડે છે. મુનિ કહે બહેન! તમે ઉપાશ્રયે આવતા નથી? ના ગુરૂદેવ. હું આજે આપના દર્શન કરીને પાવન થઈ છું. મુનિ કહે બહેન! મહાન પુણ્યોદયે માનવ જન્મ મળ્યો છે. તો આ જન્મ પામીને સંપત્તિને મોહી પડતી નહિ. સંસારમાં રહેવા છતાં મળેલી અણમૂલી તકને આત્મ-સાધના કરવામાં ચૂકતી નહિ. ફરી ફરીને આવો મનુષ્ય જન્મ, જૈન કુળ, વીતરાગ-શાસન મળવું મહાન દુર્લભ છે. આમ બે શબ્દો કહીને મુનિ તો ચાલતા થઈ ગયા.

સાસુજીના દિલમાં તો આગ ભભૂકી ઉઠી. સાધુડો આવ્યો હતો તે '**ચૂકતી નહિ**' એવું શીખવાડી ગયો. 'ચૂકતી નહિ' આ શબ્દ દિલમાં લાગી ગયો. ક્રોધ અને શંકા એના હૃદયમાં તોફાન મચાવી રહ્યા હતા. સાસુ-વહુ જમવા બેઠા. સાસુ કહે વહુ! સાધુડો આવ્યો હતો તે શું કહેતો હતો? બા! કંઇ નથી બોલ્યા. શેઠ ઘેર હતા એટલે શેઠાણીએ તો સિંહણની ગર્જના શરૂ કરી. ન્યાતમાં કન્યાઓનો તૂટો પડયો હતો, તમારો દીકરો કુંવારો રહેવાનો હતો કે તમે આ સાધુડીને આપણા જેવા આબરૂદાર ઘરની પુત્રવધૂ તરીકે પસંદ કરી આવ્યા! તે મુનિને આપણા ઘરમાં લઇ આવી હતી ને પછી મુનિએ તેને કંઇક કહ્યું. મેં બધું સાંભળ્યું નથી પણ એટલું સાંભળ્યું છે કે ચૂકતી નહિ. જૈન મુનિ આવીને કંઇક કરી ગયા લાગે છે. તારે સુખેથી જીવવું હોય તો તારો રસ્તો કરજે. ચૂકતી નહિ. એવું કહી ગયા છે. શેઠાણી તો કાળી નાગણની જેમ બરાબર ચઢી ગયા. સુશીલા બિચારી સાવ ભોળી બ્રહ્મા જેવી છે. તેણે સંતને અડધો રોટલો વહોરાવ્યો પણ તેના આનંદની સીમા નથી. "હું કેટલી ભાગ્યશાળી કે મારા ભાગમાંથી અડધો રોટલો વહોરાવવાનો મને લાભ મળ્યો." આ શેઠ કરોડપતિ હતા પણ ખૂબ કંજુસ અને લોભી હતા. તેમના ઘરમાં કાયદો હતો કે રોટલો ખાય તો એક ખાવાનો ને રોટલી ત્રણ ખાવાની તેથી વધુ ખાવાનું નહિ. કેટલી લોભવૃત્તિ! પોતે સુખે પેટ ભરીને અન્ન પણ ખાય નહિ. ભગવાને દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે ક્રોધ પ્રેમનો, માન વિનયનો, માયા મિત્રતાનો નાશ કરે છે. પણ "**लोहो सव्व विणासणो।**" લોભ તો સર્વ ગુણોનો નાશ કરે છે. લોભ મહા અનર્થકારી છે. કહેવત છે કે "**પાપનો બાપ લોભ**".

શેઠાણીએ શેઠને ચઢાવીને બરાબર તૈયાર કર્યા. સુશીલા સતી જાણતી ન હતી કે આજે મારા માથે આક્ષેપના વાદળ ઉતરવાના છે. છોકરો પૂછે છે બાપુજી! આપ ઉદાસ કેમ છો? બેટા ગોવિંદ! શું કહું? કહેવામાં સાર નથી. પિતાજી! આપની આજ્ઞા શિરોમાન્ય કરું છું. મેં કોઇ દિવસ આજ્ઞાનું ઉલંઘન કર્યું નથી. પિતા કહે. તું આજ્ઞા માને છે તો બે દિવસથી કેમ પૂછયું નહિ કે બાપુજી! આપ કેમ ઉદાસ છો? હું નહીં કહું. મારું વેણ ન જાય તો કહું. જે વચન માગું તે તું પાળે તો હું તને કહું. ગોવિંદને તો ઘરમાં આમ બન્યું છે તેની ગંધ પણ નથી એટલે શું ખ્યાલ આવે કે પિતાજી આમ કહેવા માંગતા હશે: ગોવિંદ કહે, પિતાજી! દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી હું આપનું વચન પાળીશ. પિતા કહે-બેટા! આને રાખવા જેવી નથી. કોને? તારી વહુને. હેં! સતીને રાખવા જેવી નથી. જે ઘરમાં સતીના પગલાં થાય તે પાપી પણ પુનિત બની જાય. તમે એને કહો છો કે રાખવા જેવી નથી. તો તેનો શું ગુનો? ગુનો કહેવો નથી. તારે અમારી આજ્ઞા માનવી હોય તો એક રસ્તો છે કે ગમે તે રીતે નાશ કરી નાંખ. જો પિયર મોકલીએ તો આપણા વગોણા કરે. તેથી બે બોલ બહાર આવે ને તેથી આપણું ખરાબ દેખાય. છોકરાએ ખૂબ પૂછયું

કે બાપુજી! સતીનો શું ગુનો છે? ત્યારે કહ્યું. આપણા ઘરમાં પાખંડી સાધુ આવ્યો હતો. તેની સાથે સુશીલાએ ખૂબ પ્રેમથી ઘણી વાતો કરી. અમે ફક્ત એટલું સમજ્યા છીએ કે સાધુએ એને કહ્યું કે તું ચૂકીશ નહિ.

ગોવિંદ કહે પિતાજી! બધું બરાબર છે. પરંતુ ૨૧ દિવસના તેના સહવાસથી અને તેની ધર્મની વાતોથી મારું મન હજુ વિષયવાસના તરફ ગયું નથી ને હું અખંડ બ્રહ્મચારી છું. તેણી મને દરેક રીતે અનુકૂળ બનીને રહી છે. હું એને હમેંશા પતિ-પરાયણ અને સંતુષ્ટ જોઉં છું. વડીલોની ઈચ્છાને પ્રતિકૂળ થયેલી મેં તેને કદાપિ જોઈ નથી. હું આપની આજ્ઞામાં રહું છું તેથી બે પૈસા છોડી શકતો નથી પણ તેણે મને સમજાવ્યું છે કે પરિગ્રહની મૂર્છા જીવને દુર્ગતિમાં લઈ જનારી છે. શેઠ કહે-તને પણ મંત્રી નાખી લાગે છે. ઓ બેવકૂફ! સતી સ્ત્રી પર-પુરૂષની સાથે વાતો કરે ખરી ? આ સાંભળી પુત્ર દિગ્મૂઢ બની ગયો. એના હૃદયને સ્ત્રીનો જે અનુભવ મળ્યો હતો તે કરતા ઉલ્ટો જ અભિપ્રાય તેના પિતા પાસેથી સાંભળવામાં આવતા હૃદયમાં અનુભવ અને નીતિ વચ્ચે યુદ્ધ શરૂ થયું. યુદ્ધ ક્ષેત્ર તરીકે વણિક હૃદય હતું. તેથી અનુભવ હાર્યો. અને વડીલના કથન પર શંકા ન કરવી એ નીતિનો વિજય થયો. એ તક લઈ પિતાએ પુત્ર પાસે પત્ની-હત્યા કરવાનું મંજુર કરાવ્યું ને કહ્યું. અહીંથી ચાર માઈલ દૂર વનમાં મોટો કૂવો છે, ત્યાં જઈ રમત-ગમતના બહાનાથી કૂવા પાસે જજો અને લાગ જોઈને તેણીને કૂવામાં ફેંકી દેજો. પિતૃઆજ્ઞા માન્ય કરી છોકરાએ રથગાડી તૈયાર કરાવીને કહ્યું. સુશીલા! આજે આપણે બહાર ફરવા જવાનું છે. સ્વામીનાથ! જો પિતાજીએ ગાડી આપી છે તો ફરવાને બદલે મને ધર્મસ્થાનકમાં લઈ જાવ તો પવિત્ર સંત-સતીજીના મને દર્શન થાય. ગોવિંદ કહે-અત્યારે તો પિતાજીની આજ્ઞા છે ત્યાં જવાનું. પછી ફરી કોઈ વાર ઉપાશ્રયે જઈશું.

અર્ધા પોણા કલાકમાં રથ વનમાં પહોંચી ગયો. સારથીને કહે, હમણાં તું દૂર ઊભો રહે. સારથીના મનમાં એમ થયું કે બા-બાપુજી ખૂબ ઉગ્ર સ્વભાવના છે માટે તેમને કંઈક વાત કરવી હશે! સતી સ્ત્રીના મનમાં વિકલ્પ પણ નથી કે આજે મારું શું થવાનું છે? તે તો કહે-કાંઈ નહિ. વનમાં બેસીને આપણે ધર્મગોષ્ઠિ કરીશું. વનમાં ચોતરફની ઝાડી તરફ નજર નાંખતા સુશીલા કહે-અહો! આ કેવું ભયાનક છે! પણ સનાથને કેવું આનંદદાયક થાય છે! નાથ! દમયંતી અને સીતાથી વન કેમ વેઠાયા હશે તે હવે હું સમજી શકું છું. જેની સમીપમાં નાથ છે તેની સમીપ ભય આવી શકતો નથી. આવા શબ્દો સાંભળી ગોવિંદનું હૃદય હચમચી ગયું. સતીની ઘાત કરવા હૈયું કબૂલ ન થયું. ગુરૂએ કહ્યું શું ને વેતરાઈ ગયું શું ? સતી તો કહે છે

'तए णं जिणदत्तस्स पुत्ते भद्दाए भारियाए अत्तए सागरए नामं दारए सुकुमाले जाव सुरुवे ।"

તે ભદ્રાભાર્યાથી ઉત્પન્ન થયેલો જિનદત્ત શેઠને એક પુત્ર હતો. તેનું નામ સાગર દારક પાડવામાં આવ્યું છે. ધીમે ધીમે લાલન પાલનથી તે મોટો થઇ રહ્યો છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** : રૂક્ષ્મણીની ચિંતા દૂર કરવા સુંદરી એ સુલશા યોગિનીને સાધવા તૈયાર થઇ. તે તેજસ્વી અશ્વોવાળો રથ લઈને નીકળી ને કલાકમાં તો તે આશ્રમની પાસે પહોંચી ગઈ. પછી સારથીને કહ્યું, તું રથ ઉભો રાખજે. હું અંદર જઈને દર્શન કરીને આવું છું, ભયંકર ગીચ વન હોવા છતાં નીડરતાથી ચાલી જાય છે. સુંદરીએ આશ્રમની વાતો ઘણી વાર સાંભળી હતી પણ તેને જોવાનો પ્રસંગ નહોતો આવ્યો. આશ્રમમાં જતા કેડીના માર્ગની અંદર કોઈ ઠેકાણે જાળા, ઝાંખરા, કોઈ સ્થળે માનવીના મસ્તકો તો કોઈ સ્થળે બિહામણા હાડપિંજર આદિ ગોઠવેલા હતા. તે જોનારને કંપાવી દે તેવા હતા. આવું ભયાનક દૃશ્ય જોતાં સુંદરીના હૃદયના ધબકારા વધી ગયા હતા. પણ શું થાય ? સુલશાને મળ્યા વગર કોઇ ઉપાય ન હતો. છેવટે ચાલતાં ચાલતાં સુલશાની કુટીર પાસે પહોંચી ગઈ. અને મોટા અવાજે બોલી, મહાદેવી સુલશાનો જય થાઓ. આ સાંભળીને કુબ્જા નામની દાસી આવીને પૂછે છે કે તું કોણ છે અને કેમ આવી છે ? ત્યારે સુંદરીએ કહ્યું, હું કંબેરી નગરીના રાજાની દીકરી રૂક્ષ્મણીની દાસી છું, અને રાજકુમારીના કામ માટે આવી છું. કુબ્જા સમજી ગઈ કે આ રાજભવનમાંથી આવી છે. એટલે આજે સારો લાગ જડી ગયો છે. એટલે કહે ચાલ મારી સાથે. કુટીરમાં પ્રવેશ કરતા ચારે બાજુ હાડપિંજરો, જુદી જુદી જાતના પંખીઓના કલેવરો તેમજ જીવતા નાગ, વીંછી અને ઘુવડોને બેઠેલા જોઈને સુંદરી ધ્રુજી ઉઠી. કુબ્જા કહે તું ડરીશ નહિ. આ તો પાળેલાં પ્રાણી છે. તારું અહિત નહિ કરે. બીજા ખંડમાં પગ મૂકતા વિકરાળ વાઘ જોયો. કુબ્જાએ કહ્યું, મહાદેવીએ એને શ્વાન-વાઘ બનાવી દીધો છે. ત્રીજા ખંડમાં રત્નજડિત પલંગ ઉપર સુલશા સૂતેલી હતી. એક સ્ત્રી તેના પગ દબાવી રહી હતી. સુંદરીએ તેને જયવિજય શબ્દોથી વધાવી લાવેલી ભેટ તેને આપી દીધી. પછી સુલશા પૂછે છે સુંદરી ! કયા કારણસર તારે અહીં આવવાનું થયું છે ? સુંદરી કહે, હું રાજકન્યાના મહત્ત્વના કામ માટે આવી છું. કયું કાર્ય ?

સુંદરી કહે, રૂક્ષ્મણીને પરણવા નીકળેલા કનકરથ કુમાર પર જંગલની કોઈક ઋષિદત્તાએ એવું કામણટુમણ કર્યું કે પછી રાજકુમાર એનામાં લોભાઈ જઇ એને પરણીને ચાલ્યો ગયો, અને અમારા મહારાજાનો આગ્રહ હોવા છતાં અહીં પરણવા આવ્યો નહિ. માટે હે મહાદેવી ! તમે ઋષિદત્તા પર એવું કલંક ચઢાવી આપો કે

રાજકુમાર એને કાઢી મૂકે ને રૂક્ષ્મણીને પરણવા આવે. માણસ, ક્રોધ માન માયા લોભ કે ઈર્ષ્યાના આવેશમાં ચઢી જાય છે ત્યારે પાપના પરિણામનું માપ નથી રાખતો. એને એક જ લગની હોય છે કે કોઈ પણ પ્રકારે મારું ધાર્યું કાર્ય સિદ્ધ કરું. તેથી અધમાધમ કાર્ય કરવામાં સંકોચ શું કામ રાખે? તેને વિચાર નથી આવતો કે આ પાપ કરું છું પણ ભોગવતાં મારા ફોતરા ઊડી જશે. સ્વાર્થમાં પડેલા માનવને પાપનો કાંઈ વિચાર આવતો નથી. સુલશા કહે, રાજકુમારીને આવવાની કોઈ જરૂર નથી. હું ત્યાં આવીશ. સુંદરી કહે તમને કોઈ જોઈ જાય તો? સુલશા કહે, તું મારી શક્તિ જાણતી નથી. હું તો ત્યાં આવીને કામ પતાવીને જતી રહું તો કોઈને ખ્યાલ પણ ન આવે. આ રીતે કહીને સુલશાએ આશીર્વાદ સહિત સુંદરીને વિદાય આપી. હવે સુંદરી જઈને રૂક્ષ્મણીને સમાચાર આપશે અને પછી યોગિની ઋષિદત્તા જેવી સતી સ્ત્રીને કલંકિત કરવા કેવી યુક્તિઓ રચશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૩

પ્ર. ભાદરવા વદ ૯ ને સોમવાર તા. ૯-૯-૭૪

અનંત જ્ઞાની ભગવંતે જગતના જીવો ઉપર મહાન અનુકંપાનો ધોધ વહાવી સિદ્ધાંત રૂપ વાણીની પ્રરૂપણા કરી. જ્ઞાની પુરૂષો કહે છે હે માનવ! તારી એકેક ક્ષણ લાખેણી જાય છે. જે ક્ષણ જીવનમાંથી જાય છે તે ફરીને પાછી મેળવી શકાતી નથી. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે "खणं जाणाहि पंडिए।" જે ક્ષણને જાણે છે તે સાચો પંડિત છે. કણબીને મન કણની કિંમત છે. વહેપારીને મન મણની કિંમત છે અને જ્ઞાની પુરૂષોને મન ક્ષણની કિંમત છે. જ્ઞાની પંડિત પુરૂષો એમના જીવનની એક ક્ષણ પણ નકામી જવા દેતા નથી. આપણી કેટલી ક્ષણો પ્રમાદમાં વીતે છે! સંસારના સુખ મેળવવામાં કેટલો સમય વીતે છે ને ધર્મ કરવામાં કેટલો સમય વીતે છે, તેનો કોઈ દિવસ વિચાર કર્યો છે ખરો? જ્ઞાનીઓને મન સંસાર ભંગાર જેવો લાગે છે.

**ઠોકર મારે છે કોઇ સુખના ભંડારને (૧) જકડીને રાખે છે તું સસ્તા ભંગારને (૨) ઓ જીવડારે....ચીંથરાને વળગ્યા રહેવું તને શોભે ના, મનવા...જે સુખની....**

મહાન પુરુષો સંસારને ભંગારની જેમ છોડીને નીકળી ગયા. અમારી બહેનોને પૂછી જોજો કે ભંગાર ઘરમાં રાખો છો ખરા કે જલ્દી કંસારાના ઘેર વળાવી દો છો? જ્ઞાનીઓને સંસાર ભંગાર જેવો લાગ્યો તો છોડીને નીકળી ગયા. પણ તમને સંસાર કેવો લાગે છે? કંસાર જેવો મીઠો. કેમ ખરું ને? એટલે છોડવો ગમતો નથી. વિચાર કરજો. કંસાર જમતાં તમારો કસ કાઢી લેશે. ચક્રવર્તી જેવા ચક્રવર્તીઓએ પણ સંસારને ભંગાર સમજી છોડી દીધો. બાર ચક્રવર્તીઓમાં બે ચક્રવર્તી બ્રહ્મદત્ત ચક્રવર્તી અને સુભૂમ ચક્રવર્તી એ બંને ચક્રવર્તીઓએ સંસારનો રસ જિંદગીના છેડા સુધી ન છોડયો તો અંતે મરીને નરકમાં ગયા. ને તેમના કસ નીકળી ગયા. નરકની મહાન વેદના ભોગવતી વખતે તેમનું સગું કોઈ ન થયું. માટે વિચાર કરો. સંસાર દાવાનળ છે એવું લાગશે અને જ્ઞાનીનો ભેટો થશે ત્યારે તમારા અંતરના દરવાજા ખુલી જશે ને જ્ઞાનરૂપી રત્નો ઝળકવા લાગશે.

જ્ઞાતાજી સૂત્રના અધિકારમાં સુકુમાલિકા યૌવન અવસ્થાએ પહોંચી છે. આ પ્રસંગે તે જ ગામની અંદર જીનદત્ત નામે ધનાઢય શેઠ વસે છે. જે જિનેશ્વર ભગવાનના વચનોમાં અનુરક્ત હતો. અઢળક ધન હોવા છતાં તેમનામાં ધન કરતાં ધર્મનું સ્થાન વિશિષ્ટ હતું. જેમ વાના દર્દીને પીવાની અને ચોપડવાની બે દવા આવે છે. પીવાની દવા કદાચ ચોપડાઈ જાય તો બહુ નુકશાન ન થાય પણ ચોપડવાની દવા જો પીવાઇ જાય તો કંઈક વખતે પ્રાણ ચાલ્યા જાય છે. તેમ ધન એ ચોપડવાની દવા છે અને ધર્મ એ પીવાની દવા છે. પણ સંસારી જીવો એનાથી ઉલટું કરી રહ્યા છે. ધર્મને ચોપડવાની દવા માની છે અને ધનને પીવાની દવા માની છે. આજે માનવી ધનને માટે કયારેક માનવીના પણ પ્રાણ લઈ લે છે. ધન તો વિષ સમાન છે એને પીવાય નહિ. ધનની મૂર્છા અન્યાય, અનીતિ કરાવશે ને જીવ દુર્ગતિમાં ચાલ્યો જશે.

જિનદત્ત શેઠ ખૂબ પ્રમાણિક, સદાચારી તથા ન્યાયસંપન્ન છે. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ રૂપ ધર્મ એ પીવાની ઔષધિ માનતા હતા. ધન હોવા છતાં રાત દિવસ ધર્મ ચર્ચા કરતા હતા. તે સમજતા હતા કે લક્ષ્મી તો ભરતી અને ઓટ જેવી છે. એમાં જરા પણ ફસાવા જેવું નથી. માટે જ્યાં સુધી અનુકૂળ સંયોગો છે ત્યાં સુધી બને તેટલી ધર્મારાધના કરી લઉં. જ્ઞાની કહે છે તું જીવનમાં બીજું કંઈ ન કરી શકે તો સરળતા અને નમ્રતા જરૂર રાખજે. વક્રતા અને ઘમંડને કાઢી નાંખજે. ઠાણાંગ સૂત્રમાં ભગવાને ચાર પ્રકારના ફળ બતાવ્યા છે. (૧) એક ફળ બહારથી કઠણ અને અંદરથી પોચું તે નાળીયેર, (૨) એક બહાર પોચું અને અંદર કઠણ તે બોર. (૩) એક અંદર પણ કઠણ ને બહાર પણ કઠણ તે સોપારી. (૪) એક અંદર પોચું ને બહાર પણ પોચું તે દ્રાક્ષ.

આ ચાર બોલ આપણે આત્મા સાથે ઘટાવવાના છે. (૧) પહેલું ફળ બહારથી કઠણ અને અંદરથી પોચું તે નાળીયેર. નાળીયેર બહારથી કેટલું કઠણ હોય છે. કોઈના પર ઘા કરે તો સામાનું માથું ફૂટી જાય. પણ તેની અંદર ટોપરું હોય છે તે ઘણું પોચું હોય છે. તેમ કંઈક જીવો બહારથી કઠણ દેખાતા હોય પણ અંદરથી દિલ કોમળ હોય છે. પરદેશી રાજા કેવાં પાપી કે જેના હાથ હંમેશા લોહીથી ખરડાયેલા રહેતા હતા. પણ હૃદય કોમળ હતું તો એક વખત કેશી સ્વામીનો સમાગમ થતાં પરદેશી મટી સ્વદેશી બની ગયો. એક વખતના સત્સંગથી પરદેશી રાજા નાસ્તિક મટી આસ્તિક બની ગયા. પાપીમાંથી પુનિત બની ગયા. કેશી સ્વામીના આત્મસ્પર્શી બોલ સાંભળીને જીવનમાં પામી ગયા. ને ત્યાં ને ત્યાં જ આજીવન બ્રહ્મચર્ય વ્રતની પ્રતિજ્ઞા લઈ લીધી. જે સુરીકંતા રાણીના રૂપમાં પાગલ બન્યો હતો. જેને બ્રહ્મચર્ય શું કહેવાય એ ખબર ન હતી. ધર્મ, અધર્મ, પુણ્ય–પાપ આદિની ખબર ન હતી પણ એક વખતના કેશી સ્વામીના પરિચયે ધર્મ પામી ગયા. અને સૌથી પહેલાં બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરી લીધું. બ્રહ્મચર્ય વગરના બીજા વ્રતો ઉણાં છે. જેમ મંદિર પર કળશ ન હોય તો શોભતું નથી તેમ ૧૨ વ્રતોમાં બ્રહ્મચર્યવ્રત એ કળશ સમાન છે. સૌ વ્રતોનો શિરતાજ છે.એક વખતના સંત સમાગમથી પાપી પણ પલટાઈ ગયા. સુરીકંતાને સંસારી સુખ મળતાં બંધ થયાં તેથી છેલ્લે પરદેશી રાજાને મારણાંતિક ઉપસર્ગ આવ્યો છતાં પ્રતિજ્ઞાથી જરા પણ ચલિત ન થયા. કેશીસ્વામીની વાણીનો અદ્ભૂત પ્રભાવ કે આવો ભયંકર ઉપસર્ગ આવવા છતાં રાગ–દ્વેષના ઝરણાં બંધ થઈ ગયાં હતાં. આ ક્યારે બન્યું ? પરદેશી રાજા ભલે ઉપરથી કઠોર હતા, જીવોની હિંસા કરતા હતા, પણ તેમનું હૃદય સરળ હતું તો પામી ગયા.

૨) **બીજું ફળ બહારથી પોચું અને અંદરથી કઠણ** તે બોર. બોરની છાલ બહારથી પોચી હોય છે પણ તે અંદરથી કઠણ હોય છે. કંઈક આત્માઓ બહારથી ખૂબ ધર્મિષ્ઠ દેખાય, સત્યવાદી–પવિત્ર દેખાય પણ અંદરથી હૃદય કાળું મેશ જેવું હોય, આવા જીવોનું જલ્દી કલ્યાણ થાય નહિ. વ્યાખ્યાન વાણી સાંભળે ત્યારે ઉપરથી વૈરાગ્ય રંગે રસબોળ દેખાતા હોય પણ હૃદય તો સાવ કોરું હોય. તે આત્માઓ અભવી જેવા છે.

૩) **એક ફળ બહારથી કઠણ ને અંદરથી પણ કઠણ** તે સોપારી. તેમ કંઈક આત્માઓ ઉપરથી ને અંદરથી બંને રીતે કઠણ હોય છે. ભગવાન મહાવીરના વચનથી શ્રેણિક રાજાએ કાળસુરી કસાઈને ખાલી કૂવામાં ઊંધો લટકાવ્યો જેથી તે હિંસા કરવાની બંધ કરે. પરંતુ તે તો કૂવામાં ભીંત પર ચિત્ર આલેખી હિંસા કરવા લાગ્યો. કૂવામાં ઉતાર્યો છતાં શાંતિ મેળવી શકયો નહિ. કાળસુરી કસાઈ અભવી છે.

૪) **એક ફળ બહારથી પોચું અને અંદરથી પણ પોચું** તે લીલી દ્રાક્ષ. આપ બધાએ લીલી દ્રાક્ષ તો ખાધી હશે! તે બહારથી પોચી અને અંદરથી પણ પોચી હોય છે. તેમ કંઈક આત્માઓ બહારથી પવિત્ર ને અંદરથી પણ પવિત્ર. દા. ત. ધન્નાજી, જંબુસ્વામી આદિ બહારથી પવિત્ર ને હૃદય પણ પવિત્ર કે પ્રભુની એક વખતની દેશના સાંભળીને વૈરાગ્ય રંગે રંગાઇ ગયા.

માનવીએ કરેલા સત્સંગનું બળ જીંદગીના છેડા સુધી રહે છે. એક વખત સંતની ઠેકડી કરનારો સદ્ગુરૂના સમાગમથી પામી ગયો. સત્સંગનું બળ કેટલું! તે આ જીવનના અંત સુધી રહે છે ને બીજા ભવમાં જીવને જાગૃત કરે છે. પરદેશી રાજા મરીને સૂર્યાભ નામે દેવ થયા. ત્યાં અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું કે હું આવો મહર્ધિક શક્તિશાળી દેવ કેવી રીતે થયો? ત્યાં પોતાનો પૂર્વભવ જોયો ને વિચાર થયો કે અહો! એકવાર કેશી સ્વામીનો સમાગમ થયો ને મેં આટલું છોડયું તો હું દેવલોકના મહાન સુખ પામ્યો. તો મેં સંપૂર્ણ છોડી દીધું હોત તો મને કેટલો લાભ થાત? શું પ્રભુ! તારા શાસનની બલિહારી! તારું શાસન અલૌકિક છે. તારા માર્ગને પામેલો આત્મા જન્મ-જરા-મરણના દુઃખમાંથી મુક્ત થઈ શાશ્વત સુખને પ્રાપ્ત કરે છે.

જિનદત્ત શેઠ જે જીનેશ્વર ભગવાનનું નામ સાંભળે ત્યાં તેના રૂંવાડે રૂંવાડે આનંદ વ્યાપી જતો. તે શેઠને ભદ્રા નામની પત્ની છે. તેનામાં પણ નામ તેવા ગુણ છે. પ્રકૃતિના ખૂબ ભદ્રિક છે. મનુષ્યભવ પામવા માટે ચાર કારણો બતાવ્યા છે તેમાં એક કારણ તો એ પણ બતાવ્યું છે કે પ્રકૃતિનો ભદ્રિક હોવો જોઈએ. અહીં આ ભદ્રા સાર્થવાહી ખૂબ ભદ્રિક અને ધર્મની અનુરાગી છે. ભદ્રા ભાર્યાને એક પુત્ર છે તેનું નામ સાગર પાડવામાં આવ્યું છે. આ પુત્ર માતાના ગર્ભમાં આવ્યો ત્યારથી સાગર જેવા વિચારો શેઠના મનમાં ઉછળતા હતા. તેથી તેનું નામ સાગર પાડયું. તે પુત્ર ખૂબ સુકુમાર યાવત્ સુંદર રૂપવાન હતો. આ પુત્ર ધીરે ધીરે મોટો થયો. ભણીગણીને હોંશિયાર થયો. અને યુવાનીના પગથીએ પહોંચ્યો. આ બાજુ સુકુમાલિકા પણ યૌવન અવસ્થાએ પહોંચી છે.

"तए णं जिणदत्ते सत्थवाहे अन्नया कयाइं साओ गिहाइ पडिनिक्खमइ। पडिनिक्खमित्ता सागरदत्तस्स गिहस्स अदूरसामंतेणं वीईवयइ।"

એક દિવસ જિનદત્ત સાર્થવાહ પોતાના ઘેરથી બહાર નીકળ્યા અને નીકળીને સુકુમાલિકાના પિતા સાગરદત્તનો બંગલો હતો, તે બંગલા પાસેથી પસાર થઈને જઈ રહ્યા હતા. તે સમયે તે મહેલની અગાશીમાં રૂપરૂપનો અંબાર અને સૌંદર્યવાન એવી સુકુમાલિકા દારિકા સ્નાન કરીને પોતાના દાસી સમૂહની સાથે સુવર્ણના દડાથી રમતી

હતી. સુકુમાલિકાને રમવાના બોલબેટ પણ સોનાના હતા. છતાં તે સમયે સરકાર લૂંટી લેતી ન હતી. પણ રાજા સંતોષ માનતા હતા કે મારી પ્રજા આટલી સુખી અને સમૃદ્ધ છે. રાજા અને પ્રજાના માણસો બધા ધન હોવા છતાં જરા પણ ગર્વ નહિ પણ મળેલી લક્ષ્મીથી દુઃખીઓના આંસુ લૂછતા હતા. તેમના દિલની એક ભાવના હતી કે હે પ્રભુ!

> **કરું પરમાર્થ તો બદલો કદી યે ના ચાહું,**
> **કદી અભિમાનના પંથે હું પ્રભુ ના જાઉં,**
> **વાગે કાંટા તો યે છોડું ના, લગન હે ભગવાન....દેને વરદાન.......**

મળેલી સંપત્તિથી પરમાર્થ કરું પરંતુ તેના બદલાની ઈચ્છા મને કયારે પણ ના થાય અને સંપત્તિ વધતાં મારામાં અભિમાન ન આવે. કારણ કે અભિમાનનું જોર એટલું બધું જબરદસ્ત છે કે એ ધર્મને અધર્મ બનાવી દે છે. જેમ ઝેર અમૃતને વિષ બનાવી દે છે તેમ અહંકાર પણ પુણ્યને પાપ અને ધર્મને અધર્મ બનાવી દે છે. અહંકારનો જ્યારે અતિરેક થઈ જાય છે ત્યારે બે ને બે ચાર જેવી સીધી વાત પણ સમજાતી નથી. પ્રજાપાલ રાજા પોતાની પુત્રી મયણાસુંદરીનો વિવાહ કોઢીયા પુરૂષ સાથે કરી દે છે કારણ કે તેમના શિર પર અહંકારનું ભૂત સવાર થઈ ગયું હતું. મંત્રી–રાણી બધા આ કાર્ય કરવા માટે ના પાડે છે પણ તે કોઈની વાત સાંભળવાને તૈયાર ન હતો. અશકય કદી શકય બની જાય. કોઈ પુરૂષ સમુદ્રને પેલે પાર પહોંચી જાય પરંતુ અભિમાનીને સત્ય સમજાવી દેવું એ સરળ નથી. રાવણને તેના ભાઈ વિભીષણે અને રાણી મંદોદરીએ ઘણો સમજાવ્યો હતો કે તું સીતાને પાછી મોકલાવી દે. પરંતુ રાવણે કોઈની વાત સાંભળી નથી. કારણ કે મનમાં અહંકારની હવા ભરેલી હતી. અહંકાર વૃત્તિ કદી માનવને આરામથી રહેવા દેતી નથી. આજે પણ જુઓ, અમેરિકા અને રશિયા પોતપોતાના બળના અહંકારમાં કેવા કેવા શસ્ત્રોનું ઉત્પાદન કરી રહેલ છે. ધનનો મદ પણ સારો નથી. જેને ધનનું અભિમાન આવી જાય છે તે બીજાને પ્રેમની દૃષ્ટિથી જોતો નથી અને બીજાના દુઃખને સમજી શકતો પણ નથી. ગુણનો ગર્વ અવગુણી બનાવે છે. ધનનો ગર્વ નિર્ધન બનાવે છે. મારી પાસે અઢળક ધન છે. હું દિવસને રાત અને રાતને દિવસ બનાવી શકું છું. એવી અભિમાની ભાષા બોલનારે પણ યાદ રાખવું જોઈએ કે રાવણની પાસે કેટલું ધન હતું છતાં પણ તેના કેવા હાલ થયા? જ્યાં સુધી મનમાં હું અને મારાની ગરમી વધતી રહે છે ત્યાં સુધી શાંતિ અને સુખ પ્રાપ્ત થઈ શકતાં નથી. માટે ધનનો કે બળનો એકે અભિમાન કરવા જેવો નથી.

પહેલાના સમયમાં કંઈક ધનવાનો ગરીબ વ્યક્તિને ખ્યાલ પણ ના આવે તે રીતે ગુપ્તદાન કરતા હતા. પહેલાના માણસો માંદાની ખબર કાઢવા જતા હતા,

તો માંદાને સાજો કરી નાખતા. ઓશીકે બેસીને ખબર પૂછતા ને કોઈ ન જાણે તે રીતે રૂપિયાની નોટો મૂકી આવતા. અને આજે માણસની ખબર કાઢવા જાય ને કોઈ ચાનું પાણી ન આપે તો વાતો કરે કે એની ખબર કાઢવા ગયા તો ઊના પાણીમાંથી પણ ગયા. પણ ભાઈ, આ ઊનું પાણી એમ ને એમ નથી બનતું. એ તો આપના અનુભવની વાત છે. એક વખત એક ડોશીમાનો ૨૫ વર્ષનો યુવાન દીકરો માંદો પડયો. હજુ લગ્ન થયા સવા વર્ષ થયું હતું. ખૂબ દવા કરી પણ દીકરો સાજો થતો નથી ને દિવસે દિવસે સૂકાવા લાગ્યો. ઘણા ખબર કાઢવા આવે ને પાછા ચાલ્યા જાય. અને કોઈ એવા હોય કે જે રોજ ખબર કાઢવા ન જાય પણ સમય આવે બરાબર તેની પાસે ઊભો રહે. એક દયાળુ શ્રાવક ખબર કાઢવા ગયો ને જઈને ઓશીકા પાસે બેઠો. ઓશીકે બેસી છોકરાને માથે હાથ ફેરવે ને કહે ભાઈ! કાલે સારું થઈ જશે. એમ કહી ઓશીકાની નીચે નોટો મૂકીને ચાલતો થઈ ગયો. છોકરાના મનમાં ચિંતા હતી કે મારી પાસે પૈસા છે નહિ. ઘરમાં જે કંઈ હતું તે વેચીને માતાએ મને ભણાવ્યો. છ છ મહિનાથી નોકરી તૂટી ગઈ છે ને હજુ મને સારું થતું નથી. મારી વૃદ્ધ માતાનું શું થતું હશે? ચિંતા એને સતાવતી હતી. કહેવાય છે કે :

**"ચિંતા સે ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ને રંગ,**
**ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.**

બીજા દિવસે માતા ચાદર બદલાવા ગઈ તો ઓશીકા નીચેથી નોટો નીકળી. આ નોટો કોણ મૂકી ગયું હશે? જે કોઈ ખબર કાઢવા આવે છે ને આવી ગયા છે, તે બધાને પૂછે છે, આ પૈસા તમે ભૂલી ગયા નથી ને! ગરીબીમાં પણ કેવી અમીરી છે! જ્યારે કોઈ પૈસાના માલિક ન થયા ત્યારે સમજી ગયા કે કોઈ દયાળુ ભાઈ મૂકી ગયા હશે. આવી ગરીબાઈમાં આવી ગુપ્ત મદદ મળે તો એ ગરીબોની આંતરડી તમને કેટલા આશીર્વાદ આપે. છોકરો કહે–બા! હવે મને સારું થઈ જશે. કારણ કે છોકરાને ચિંતાની બિમારી હતી. છોકરાને સારું થઈ ગયું ને બચી ગયો. છોકરો વિચાર કરે છે એ ઉપકારી કોણ હશે? પણ એ ઉપકારી કયાંથી મળે? પહેલાના સમયમાં ખબર કાઢવા આવતા ને ઘરની સ્થિતિ જોઈ યથા યોગ્ય ગુપ્ત મદદ કરતા.

જીનદત્ત શેઠ ફરવા નીકળ્યા છે. તે સમયે સુકુમાલિકાને દાસીઓ સાથે સોનાના બોલબેટથી રમતી જોઈ. જેના ઘરમાં બોલબેટ સોનાના હોય તેમના ઘરની સંપત્તિની વાત જ શી કરવી? છતાં રાજા કોઈ દિવસ પૂછતા નહોતા કે આટલું બધું ધન કયાંથી લાવ્યા! આજની સરકારને તો પૈસા વધ્યા એટલે એને ચૂસી લેવાની ને લૂંટવાની જ વાત! આજે આને ઘેર રેડ તો કાલે બીજાને ઘેર રેડ! પણ કોઈ દિવસ ખાલી

જતો હોય એવું સંભળાતું નથી. આજે સરકારને પોતાના એશ આરામ ને મોજશોખ પાછળ લાખો રૂપિયાના ધુમાડા થાય છે. ને પ્રજા ભૂખે મરી રહી છે. તેના સામું કોઈ જોનાર નથી. કયાં પહેલાના રાજાની પ્રમાણિક નીતિ ને રામરાજ્ય અને કયાં આજની અનીતિ ને આજનું રાક્ષસી રાજ્ય ! સુકુમાલિકાને બોલ વડે રમતી જોઈ જિનદત્ત શેઠને વિચાર થયો કે આ છોકરી ખૂબ સૌંદર્યવાન અને રૂપરૂપનો અવતાર છે. મારો પુત્ર આ કન્યાને માટે બરાબર યોગ્ય છે. હવે શેઠ ઘેર જઈ પોતાના પરિવારને આ બધી વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : " સુલશાના સમાચાર રૂક્ષ્મણીને આપ્યા :** સુલશાએ સુંદરીને આશીર્વાદ આપી ત્યાંથી વિદાય આપી. સુંદરીએ રાજભવનમાં આવીને રૂક્ષ્મણીને સમાચાર આપ્યા કે સુલશા યોગિની આવતા અઠવાડિયામાં અહીં આવશે અને આપનું કામ સિદ્ધ કરી આપશે. રૂક્ષ્મણી કહે, કયા દિવસે આવશે ? ગમે તે દિવસે. કોઈને પણ સંશય ન પડે તે રીતે અહીં રાજ્યભવનમાં આવશે. સુંદરી કહે તેણે જ મને કહ્યું છે કે અમારા રાજાની કન્યાને આવા આશ્રમમાં ન બોલાવાય. મારે જ આવવું પડે. મેં બધી વાત તેમને કરી છે. આ સમાચારથી રૂક્ષ્મણીના મુખ પર પ્રસન્નતા છવાઈ ગઈ હતી. તેથી માતાપિતા પણ ખૂબ આનંદિત બન્યા હતા ! સુલશા આજ આવશે, કાલ આવશે એમ રોજ રૂક્ષ્મણી અને સુંદરી તેની રાહ જોવે છે. બરાબર બપોરના સમયે રૂક્ષ્મણી અને સુંદરી વાતો કરી રહ્યા હતા તે સમયે એકાએક ઘંટડીનો અવાજ સંભળાયો. સુંદરીએ બહાર પરશાળમાં જઈ નજર કરી તો કંઈ દેખાતું ન હતું, ફક્ત ઘંટડીનો રણકાર સંભળાતો હતો. પછી તે ઘંટડીનો અવાજ રૂક્ષ્મણીના રૂમમાં થવા લાગ્યો. ઘંટડી વગાડનાર કોઈ દેખાતું નથી ને અવાજ સંભળાયા કરે છે. પછી બંનેના કાન પર એક અવાજ અથડાયો. રાજકુમારીનો જય થાઓ ! રાજકુમારીની મનોકામના પૂરી થાઓ ! તરત સુલશા ઓરડામાં દેખાઈ. સુંદરી ઓળખી ગઈ. તે રાજકુમારીને કહેવા લાગી. પરમ તપસ્વિની યોગિની દેવી પધાર્યા છે. રૂક્ષ્મણીએ તેનો ખૂબ સત્કાર કરી સુલશાના કંઠમાં હાર પહેરાવ્યો. પછી રત્નાલંકારનો ડબ્બો તેના ચરણ આગળ ધર્યો. આવા સત્કાર-સન્માન જોઈ સુલશા ખૂબ આનંદિત બની ગઈ અને કહે. આપ મને તમારું કાર્ય જણાવો.

સુંદરીએ બધી વાત કરી અને કહ્યું. કનકરથ વનવાસી ઋષિદત્તાને પરણીને ચાલ્યા ગયા તેથી મારી સખીને ઘણું દુઃખ થયું છે. મારી સખીએ તો મનથી એમને સ્વામી માની લીધા છે. આ સમાચારથી મારી પ્રિય સખીનો આનંદ બધો નષ્ટ થઈ ગયો છે. હવે આપ મારી સખીનું હાસ્ય પુનઃ પ્રગટાવો એવી મારી નમ્ર પ્રાર્થના છે. સુલશાએ રૂક્ષ્મણી તરફ દૃષ્ટિ કરીને કહ્યું. પુત્રી ! તારું દુઃખ સાંભળીને મારું હૃદય

પણ મુજી ઉઠયું હતું. મારી પાસે અજોડ શક્તિ છે. તું કહે તો કનકરથ કુમારને પોપટ બનાવી પાંજરામાં પૂરીને તારી પાસે હાજર કરું. ના–દેવી. એમ નથી કરવું. યુવરાજ તારો સ્વીકાર કરે ને તને પરણવા આવે એમ ઈચ્છે છે? રૂક્ષ્મણીએ શરમાઈને મુખ નીચું કરી દીધું. સુલશા કહે–તારું સુખ છીનવી લેનાર વનવાસિની કન્યાને ગર્દભ બનાવી હાજર કરું? રાજકન્યા કહે. ના. એવું કાંઈ કરવું નથી. હું તો ફક્ત કનકરથ કુમાર મને પરણવા આવે એમ ઈચ્છું છું. સુલશા કહે. ભલે તારી મનોકામના પૂરી થશે. મારે રથમર્દનપુર નગરીમાં જઈને થોડા દિવસ રહેવું પડશે. અને એ બંનેનો નિર્મળ પ્રેમ હશે તો મારે કંઈક કરવું પડશે. પરંતુ કનકરથ કુમાર અવશ્ય તને પરણવા આવશે અને તને જીવનસંગિની બનાવશે. તું હવે નિશ્ચિંત રહેજે. આટલું કહીને સુલશા તેના આશ્રમે ગઈ. રૂક્ષ્મણીના મુખપર પ્રસન્નતાનો પ્રકાશ નાચી રહ્યો હતો. માનવીના પ્રાણમાં જ્યારે મરી ગયેલી આશા પુનઃ જીવિત બનવા માંડે છે ત્યારે તેના નયનોનું તેજ આપોઆપ ખીલી ઊઠે છે. સુલશા તેની કુબ્જા દાસીને કહે છે આવતી કાલે મારે રથમર્દનપુર નગરમાં જવાનું છે. કુબ્જા કહે–અજાણ્યા નગરમાં હું આપને એકલા નહિ જવા દઉં. આપની સાથે જ આવીશ. સુલશા કહે. કુબ્જા! રૂક્ષ્મણીએ ભેટ આપેલા અલંકારોને તું સાચવીને મૂકી દે. મારે દર્પણમાં જોવું છે કે કનકરથ કુમાર અને વનવાસિની ઋષિદત્તા કેવાં છે? પોતાની વિદ્યાના બળથી મંત્ર-સાધના કરી હતી તેનાથી દર્પણમાં સુંદર શણગારેલા ખંડમાં કનકરથ કુમાર અને તેની બાજુમાં બેઠેલી ઋષિદત્તાને જોઈ શકી. ઋષિદત્તાને જોઈને સુલશાના મનમાં થયું કે આ તો કોઈ દેવલોકની અપ્સરા જેવી લાગે છે. આ રૂપ આગળ ઈન્દ્ર પણ પાગલ બની જાય. કયાં આ ઋષિદત્તા અને કયાં રૂક્ષ્મણી! ઋષિદત્તાના રૂપ આગળ રૂક્ષ્મણી નખની તોલે પણ આવે તેમ નથી. રૂપ રૂપનો અવતાર. અને સૌંદર્યથી અલંકૃત એવી ઋષિદત્તાને છોડીને કનકરથ કુમાર રૂક્ષ્મણીને પરણવા કેવી રીતે આવે? બીજી ક્ષણે વિચાર કર્યો કે મારામાં શક્તિ કયાં ઓછી છે? હું બધું જ કરીશ. હવે સુલશા ને તેની દાસી રથમર્દનપુર નગરમાં જશે ને ત્યાં જઈને કેવી માયાજાળ બિછાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં–૬૪

પ્ર. ભાદરવા વદ ૧૦ ને મંગળવાર તા. ૧૦–૯–૭૪

કરૂણાસાગર ભગવંતે ઉપદેશ આપતા કહ્યું. હે આત્માઓ! જો તમે આત્માનું સુખ ઈચ્છતા હો તો સૌથી પ્રથમ ચાર કષાયોનો ત્યાગ કરો. કષાય ચાર છે. ક્રોધ-

માન–માયા–લોભ. એ ચાર કષાયોમાંથી ક્રોધ–માન અને લોભ એ ત્રણને તો જ્ઞાનીઓએ મણીધરની ઉપમા આપી છે. પરંતુ માયાને નાગણની ઉપમા આપી છે. નાગ કરડે તો માણસ જીવી શકે છે, પરંતુ નાગણ કરડે તો પછી તેનો કોઈ ઉપાય જ નથી. આ માયા ઘણી જબરજસ્ત છે. માયાવી માણસો ઘરમાં કુટુંબીજનોને, દુકાનમાં ગ્રાહકોને, સ્કૂલમાં શિક્ષકોને અને ઉપાશ્રયમાં ધર્મગુરૂઓને છેતરતા હોય છે. જે વ્યક્તિ માયાવી નથી પણ સરળ છે તે પોતાની આસપાસ ઝઘડાના મૂળને આવવા પણ દેતી નથી. પરંતુ માયાવી તો ઝઘડાના મૂળને લીલુંછમ રાખવા ઇચ્છે છે. માયા કપટ એ નકલી સિક્કા છે.

એક વખતનો પ્રસંગ છે. એક વખત રાજાએ નદી કિનારે ભવ્ય–આલેશાન ખૂબ સુશોભિત મહેલ બનાવવાનો વિચાર કર્યો. તેથી ખૂબ હોંશિયાર એન્જિનીયરને બોલાવીને તેના મહેલની બાંધણી જોઈને લોકો ઘડીભર થંભી જાય તેવો સુંદર મહેલ બનાવવાનો હુકમ આપ્યો. તે મહેલ બનાવવા માટે જે કંઇ પણ સામાન જોઈતો હોય તે રાજા સરસમાં સરસ મંગાવી દેતા હતા. રાજાના મનમાં એ અભિમાન હતું કે પોતાની આસપાસના પ્રદેશોમાં કોઈનો મહેલ ન હોય તેવો સુંદર મહેલ બનાવવો હતો. તેથી કોઇ પણ વસ્તુની ખામી રહેવા દેતા નથી. પરંતુ એન્જિનીયરના મનમાં માયાએ મોરચો માંડયો હતો. તે સારો સારો માલ રાજા મંગાવી આપે તેને છૂપાવીને હલકા માલનો ઉપયોગ કરવા લાગ્યો. અત્યારના યુગમાં પણ સારા માલના નામથી હલકા માલનો ઉપયોગ કરવાનું પ્રમાણ ઘણું વધી રહ્યું છે.

રાજાને એન્જિનીયર પર વિશ્વાસ છે. પણ એન્જિનીયરે માયા કરીને રાજાના મહેલમાં બધી નકલી વસ્તુઓનો ઉપયોગ કર્યો. પણ તેની સુંદરતામાં કે તેની શોભામાં જરા પણ ખામી આવવા દીધી નહિ. બંધુઓ ! આપ જાણો છો કે ખોટું વધુ ઝળકે, નકલી હીરામાં ચળકાટ ઓછો હોતો નથી. તેથી લોકો સાચા હીરાને સમજવામાં ભૂલ ખાઈ જાય છે. મહેલ બન્યો સુંદર. તેના રૂપ–રંગ ઘણા સુંદર દેખાવા લાગ્યા, પણ મહેલની જેવી મજબૂતાઇ જોઈએ તેવી મજબૂતાઈ આવી શકી નહિ. મહેલ બરાબર તૈયાર થઇ ગયો એટલે હજારો લોકોની મેદની વચ્ચે મહેલનું ઉદ્‌ઘાટન કર્યું અને રાજાએ બધાની વચ્ચે ઊભા થઈને કહ્યું. મારા એન્જિનીયરે કેવો ઐતિહાસિક, જોતાં જનતાના મન હરી જાય એવો સુંદર મહેલ બનાવ્યો છે, તેની કળા ખરેખર પ્રશંસનીય છે. આ મહેલ જ્યાં સુધી દુનિયામાં રહેશે ત્યાં સુધી તેનું નામ અમર રહેશે. મને કેટલા દિવસથી તેને ઇનામ આપવાનો વિચાર આવતો હતો કે હું તેને શું ઇનામ આપું ? તેથી હું આપની સમક્ષ જાહેર કરૂં છું કે આ મહેલ જે તેણે ખૂબ પ્રેમથી અને શ્રદ્ધાથી બનાવ્યો છે તે તેને હું બક્ષિસ તરીકે આપી દઉં છું.

દેવાનુપ્રિયો ! આવો સુંદર મહેલ બક્ષિસ મળે તો દિલમાં કેટલો આનંદ થાય ! પરંતુ એંજીનીયરના મનમાં આનંદ ન હતો. કારણ કે એ સમજતો હતો કે આ મહેલ મજબૂત નથી. તે કયારે પણ પડી જશે અને રહેનારાના પ્રાણ લઈ લેશે. આપ આ દૃષ્ટાંત પરથી સમજી શકયા હશો કે માયાવીની માયા આ રીતે પોતાને દુઃખનું કારણ બને છે. માટે તેનાથી બચીને રહેવામાં જીવનની સાર્થકતા છે. તેથી જ્ઞાનીએ ચારે કષાયોનો ત્યાગ કરવાનો કહ્યો છે. જે રીતે કષાયો છોડવા જેવી છે તેવી રીતે સંસારના કામો પણ છોડવા જેવા છે.

શાસ્ત્રકાર કહે છે કામ એટલે સંસારના સુખ, તે માટે જીવ જેટલી ચિંતા કરે છે તેટલી આત્મા માટે કરી છે ખરી ? જો જીવ આત્માના હિત માટેની ચિંતા કરે, પ્રયત્ન કરે તો કલ્યાણ થઈ જાય. અને જન્મ-મરણની જંજાળમાંથી છૂટી જ્યાં અનંતુ સુખ છે એવા મોક્ષમાં હમેંશને માટે સ્થિર થઈ જાય. પરંતુ સંસારની ફસામણમાં ફસાયેલો અજ્ઞાની જીવ રાત-દિવસ અર્થ અને કામની ચિંતા કર્યા કરે છે. તેથી નવાં કર્મો બંધાય છે ને તે કર્મોના કારણે ભવભ્રમણ ચાલુ જ રહે છે. બંધુઓ ! આવા ભવરૂપી સંસારથી તમે ભય પામો છો ખરા ? તમને ત્રાસ લાગે છે ખરો ? જો ત્રાસ લાગે તો પ્રભુને પ્રાર્થના કરવાનું મન થાય.

**કર્મ અલુંજણ આકરા, એ જન્મ મરણ જંજાળ તો,**
**હું છું તેથી ઉભગ્યો એ, છોડવ દીનદયાળ...જયો જિન વીરજીએ...**

પણ હજુ સુધી સંસારના જન્મમરણનો ભય લાગ્યો નથી. એની ચિંતા કરી નથી કે ત્રાસ લાગ્યો નથી. જન્મમરણનો ત્રાસ લાગે તો આ સંસારના બાહ્યસુખમાં ચેન પડે નહિ. પરંતુ અજ્ઞાની જીવને આત્માનું કંઇ ભાન નથી કે આત્માની ચિંતા નથી. સંસારના અર્થ અને કામની મોહિની એવી છે કે એની વધુ ને વધુ ચિંતામાં મનને એવું પકડી રાખે કે ચાહે દિવસ હોય કે રાત હોય, બાલપણ હોય, યુવાની હોય કે ઘડપણ હોય, કયારે પણ પોતાના મનને આત્મા તરફ લઈ જવાની વાત જ ન મળે. તમારા જીવનને તમે તપાસો, વિચાર કરો કે મારો એક પણ વિચાર રાગ-દ્વેષ, હર્ષ-શોક, હાસ્ય-ભય કે કષાય આદિ કોઈમાંથી એક અથવા બીજી રીતે ખરડાયેલો તો નથી ને ? તમે માળા ગણવા બેઠા કે સામાયિક કરવા બેઠા તે સમયે અચાનક બારણું ખખડયું ને અવાજ આવ્યો ત્યાં તમને શું થશે ? કોણ આવ્યું હશે ? આ અવાજ કોનો છે ! આટલો પણ વિચાર આવે એ બાહ્ય રાગના ઘરનો છે. એ વિચાર બાહ્યરાગથી લેપાયેલો છે. જો રાગ ન હોત તો મન ત્યાં શા માટે જાય ? જ્ઞાની કહે છે આટલો વિચાર પણ રાગથી ખરડાયેલો છે. તો વિચાર કરો, ધંધામાં, પુત્ર-પરિવારની જવાબદારી સાચવવામાં અને સંસારના સુખ મેળવવામાં તો કેટલા

ને કેવા કેવા રાગદ્વેષથી ખરડાયા તેના વિચારો આવે છે? જેવું વિચારમાં હોય તેવું વાણીમાં આવે. જોજો, એક પણ શબ્દ રાગાદિથી ખરડાયા વિના નીકળતો નહિ હોય. જીવને બોલવા જોઈએ તે પણ કેવું? રાગભર્યું અથવા હાંસી–મજાક ભર્યું બોલવા જોઈએ છે પરંતુ પ્રભુ ભક્તિના ત્યાગ–વૈરાગ્ય કે સંસાર પ્રત્યે ઉદાસીન ભાવના શબ્દો બોલાય છે ખરા? જ્યાં રાગ–દ્વેષ–વિષય વાસના–હાંસી–મજાકમાં જીવ ગૂંથાયેલો હોય ત્યાં એને પ્રભુ ભક્તિના કે વીતરાગના સિદ્ધાંતો ક્યાંથી યાદ આવે? તેથી જે બોલે છે તે રાગ–દ્વેષથી ખરડાયેલા શબ્દો બોલે છે. તમને ધર્મ વહાલો છે કે સંસાર વહાલો છે? એનું થર્મોમીટર એ છે કે તમારા મનમાં કયા વિચારો ચાલે છે અને તે વિચારોને અનુલક્ષીને જ શબ્દો નીકળે તેના પરથી ખ્યાલ આવી જાય કે તમને ધર્મ વહાલો છે? જો વિચાર અને વચનમાં રાગભાવનું પોષણ થતું હોય તો સમજી શકાય કે તમને સંસાર વહાલો છે પણ સંયમ વહાલો નથી.

જ્ઞાની પુરૂષોએ બતાવ્યું છે કે રાગ ત્રણ પ્રકારે છે. ૧) કામરાગ ૨) સ્નેહરાગ ૩) દૃષ્ટિરાગ. ત્રણેય રાગ સંસારની બેડીઓ છે કે જે જીવને સંસારરૂપ કેદખાનામાંથી છૂટકારો લઈને મોક્ષે જવા જ ન દે.

દૃષ્ટિરાગની વ્યાખ્યા કરતા જ્ઞાની બતાવે છે કે દૃષ્ટિરાગ એટલે પોતાની આપમતિની માન્યતાનો રાગ. હું માનું તે સાચું પણ કેવળજ્ઞાની ભગવંતોએ કહ્યું તે જ સાચું છે, તે મને માન્ય છે એમ નહિ. પણ જે મારા મગજમાં બેસે તે સાચું. પછી ભલે અજ્ઞાનીઓએ કહેલું હોય. આવી મનોવૃત્તિ એ દૃષ્ટિરાગ. મિથ્યા દર્શનમાં પડેલા અને સરાગી દેવને માનનારા પણ આ રીતે સત્ય કરીને માને છે. વેદાંત દર્શનની માન્યતા છે કે '**બ્રહ્મ સત્ય, જગત મિથ્યા.**' એક શુદ્ધ આત્મા એ જ સત્ય છે, બાકી આખું જગત મિથ્યા છે. આ રીતે ખોટું હોવા છતાં પોતાની દૃષ્ટિએ સાચું માન્યું તેનો રાગ એ દૃષ્ટિરાગ. એ કહે છે કે વેદ કોઈના કહેલા નથી. અનાદિ શબ્દ રૂપ છે. તો શબ્દ–વચન આદિ કોઈ પણ બોલ્યા ન હોય તો એ અસ્તિત્વમાં આવે ખરા? વળી એ કહે છે કે શુદ્ધઆત્મા જ સત્ય છે, બીજું બધું મિથ્યા છે, તો પછી વેદ પણ મિથ્યા બને ને? પરંતુ દૃષ્ટિરાગના ગાઢ બંધનમાં પડેલો આ કાંઈ વિચારતો નથી. હેમચંદ્ર આચાર્ય બોલ્યા છે કે "दृष्टिरागस्तु पापीयान् दुरुच्छेदः सतामपि।" દૃષ્ટિરાગ એવો પાપી છે કે ઘણીવાર સમજુ આત્માઓને હટાવવો પણ મુશ્કેલ થઈ પડે છે. અને સત્ય સમજાવવા ગમે તેટલી યુક્તિ, દલીલ કે દૃષ્ટાંત આપે પણ એ સાંભળે જ નહિ. એટલી બધી અંધશ્રદ્ધા હોય. આ છે દૃષ્ટિરાગ. હવે બીજો છે સ્નેહરાગ. સ્નેહરાગ પણ પાપ કરાવે છે. કારણ કે એ જીવને સંસારી જીવો પર સ્નેહ કરાવી સંસારમાં જકડી રાખે છે. આ સંસારરૂપ કેદખાના-

" तए णं से जिणदत्ते सत्थवाहे सुमालियं दारियं पासइ पासित्ता सुमालियाए दारियाए रूवेय जाव विम्हए कोडुंबिय पुरिसे सद्दावेइ । "

રમતી સુકુમાલિકાને જીનદત્ત સાર્થવાહે જોઈ. જોઈને તેઓ સુકુમાલિકા દારિકાના રૂપ, યૌવન, અને લાવણ્યમાં આશ્ચર્યચકિત થઇ ગયા. અને ત્યારપછી તેમણે કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહેવા લાગ્યા કે હે દેવાનુપ્રિય ! कस्स दारिया किंवा नामधेज्जं से ? આ કન્યા કોની છે ? એનું નામ શું છે ? જીનદત્ત સાર્થવાહે આ રીતે પૂછ્યું ત્યારે કૌટુંબિક પુરૂષોએ હર્ષિત થઇને બે હાથ જોડીને બહુ વિનયપૂર્વક આ પ્રમાણે કહ્યું. હે દેવાનુપ્રિય ! સાર્થવાહ સાગરદત્તની આ પુત્રી છે, ભદ્રાભાર્યાના ઉદરથી આનો જન્મ થયો છે. સુકુમાલિકા આનું નામ છે.

જિનદત્ત સાર્થવાહ સુકુમાલિકાની ચતુરાઈ, બુદ્ધિ, રૂપ, ગુણ, હોશિયારી જોઇને વિચાર કરવા લાગ્યા કે આવી ડાહી અને ગુણીયલ આદર્શ કન્યા મારા ઘરમાં આવે તો સારું જેથી ઘર શોભી ઊઠે. અને આદર્શ બની જાય. પહેલાના માણસો ઘરને કે રૂપને નહોતા જોતા, પણ ગુણને જોતા હતા. અહીં તો ધન–રૂપ–ગુણ બધું છે. તે તો એમ વિચારતા કે સદ્ગુણી આદર્શ કન્યા જો ઘરમાં આવે તો સંસારને સ્વર્ગ બનાવી દે. અને કુપાત્ર કન્યા આવી જાય તો સંસારને દાવાનળ બનાવી દે. આ છોકરીના નેણ જોતાં જ દેખાઇ આવે છે કે આ ગુણીયલ કન્યા છે અને મારા દીકરાને બરાબર યોગ્ય છે. જો આ છોકરી કુંવારી હોય તો તેમાં મારું મન ઠરી ગયું છે, તેનામાં નામ તેવા ગુણ દેખાય છે. પહેલા નામ ગુણનિષ્પન્ન પાડતા હતા. જ્યારે કૌટુંબિક પુરૂષો પાસેથી સાંભળ્યું કે સુકુમાલિકા સાગરદત્તની પુત્રી છે. હજુ તે કુંવારી છે. કોઇની સાથે લગ્નસંબંધથી જોડાઇ નથી. આ સાંભળીને જિનદત્તને ખૂબ આનંદ થયો. જિનદત્ત શેઠ આ બધી વાત સાંભળીને ઘેર જશે. જઇને કૌટુંબિક પુરૂષોને બોલાવીને વાત કરશે ને પછી જિનદત્ત સાર્થવાહ સાગરદત્તના ઘેર જવા તૈયાર થશે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :– સુલશા રથમર્દનપુર નગરમાં જવા તૈયાર થઇ. તેને સાથમાં કુબ્જા દાસી મળી ગઇ છે. તે કુબ્જાને ખબર નથી કે મેં ગત જન્મોમાં એવાં કુકર્મો કર્યા હશે કે તેથી હું કુબડી થઈ છું અને હજુ આ ભવમાં પાપ કર્યા કરું છું તો મારી શી ગતિ થશે ? સુલશા યોગિની અને કુબ્જાદાસી બંને તૈયાર થઈ ગયા. તેમને રૂક્મણીએ એ કામ સોંપ્યું છે કે કનકરથકુમાર પોતાને પરણવા માટે આવે અને તે કુમાર ઋષિદત્તાને રઝળતી કરી નાંખે. આ કામ કરવા માટે બંને રથમર્દનપુર નગર તરફ જવા રવાના થાય છે. તેમના મનમાં ઉત્સાહ છે. યોગિનીના મનમાં એ અભિમાન છે કે મારી શક્તિ અજબ છે. હું આ કામ કરી શકીશ. બંધુઓ ! જીવને ખ્યાલ નથી હોતો પણ હસી હસીને બાંધેલાં કર્મો રોતાં ભોગવતાં પણ પાર આવે તેમ નથી.

એક જીવતું તીર્થ છે. અમારા ગામના રાજા ખૂબ ન્યાયી ને પ્રમાણિક છે. આપ ખુશીથી રહો. જમવા માટે આ પાંથશાળા તરફથી જેને જાતે રસોઈ બનાવીને જમવું હોય તેને હમેંશ એકવાર રસોઈ મળશે. અરે, આપ કહેશો તો ભોજનશાળાનો માણસ આપને ભોજનના થાળ પણ આપી જશે. સુલશાને જેવું જોઈતું હતું તેવું મળી ગયું. બે ત્રણ દિવસ ગયા એટલે વિચાર કરે છે શું કરવું ? કારણ કે અહીં આરામ કરવા આવી નથી. યાત્રાને બહાને અધર્મ કરવો છે. બે–ત્રણ દિવસ ગયા બાદ સુલશા એક દિવસ "રાજ મહેલ કયાં છે ? મારે પવિત્ર રાજાના દર્શન કરવા છે." ત્યારે તે ભાઈએ કહ્યું–અમારા મહારાજાના દર્શન કરવા સહેલ નથી. તેમાં તેમનો પુત્ર કનકરથ કુમાર, તેમાં તેની પત્ની ઋષિદત્તા તો સાક્ષાત્ દેવીનો અવતાર છે. રાજ્યમાં ઋષિદત્તાના પગલાં થયાં ત્યારથી આખું ગામ સંસ્કારી બની ગયું છે. સુલશા રાજમહેલમાં જવા વિચાર કરે છે. અહો ! આવા સંસ્કારી ગામમાં ગુપ્ત કામ કરવું એ જબરું કામ છે. શું કરવું ? હજારો વિચાર આવે છે. હવે સુલશા રાજમહેલમાં જવા માટે કયો પ્રયોગ કરશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૬૫

પ્ર. ભાદરવા વદ ૧૧ ને બુધવાર તા–૧૧–૯–૭૪

અનંત જ્ઞાની ભગવંતો બોલ્યા છે કે હે આત્માઓ ! આ સંસારમાં જન્મ, જરા અને મરણનું દુઃખ છે છતાં આ દુઃખમય સંસારને અજ્ઞાની જીવો સુખમય માની રહ્યા છે તે જ તેની ભ્રાન્ત દૃષ્ટિ છે. આ ભ્રાન્ત દૃષ્ટિ દૂર કરવા અને તેનું સત્ય દર્શન કરવા માટે થર્મોમીટરથી તપાસવું પડશે. પરંતુ તપાસ કરતાં પહેલાં એ નક્કી કરવું પડશે કે સંસાર સુખમય લાગે છે કે દુઃખમય ? કારણ કે જ્યાં સુધી દિશા નક્કી ન થાય ત્યાં સુધી વાતો કરવાથી કંઈ વળવાનું નથી. તમને કયારેક તાવ આવે ત્યારે તેનું માપ થર્મોમીટરથી કાઢો ને ? અરે, કદાચ તમારી પાસે થર્મોમીટર ન હોય તો કોઈકની પાસેથી પણ લઈ આવો ખરાને ? ત્યાં તમે જરા પણ વિલંબ કરતા નથી. તેમ આત્માએ સંસારની સાચી સમજણ પ્રાપ્ત કરવાની છે. એમાં વિલંબ થાય ખરો ? સંસાર સુખમય છે કે દુઃખમય તેનું થર્મોમીટર મફત મળે એમ છે. લેવામાં સહેલું છે પણ લીધા પછી આચરણમાં મૂકવું મુશ્કેલ છે. માનવીની જીંદગીની અવધિ દરમ્યાન સુખ–દુઃખનો જો સરવાળો કરવામાં આવે તો દુઃખનો સરવાળો વધી જાય. દુઃખનો કાળ અધિક છે ને સુખનો કાળ અલ્પ છે. પણ સંસારમાં લેપાયેલા

આત્માને સુખના સોનેરી સ્વપ્નાઓમાં આ સનાતન સત્યનું દર્શન ક્યાંથી થાય? જન્મ-જરા-રોગ અને મરણનું દુઃખ-આ દુઃખોથી તમારો સંસાર સંકળાયેલો છે. આમાં જરાક સાવધાની ચૂકયા તો સમજજો કે ચોરાશીના ચક્કરમાં ફસાઈ જવાના.

જ્ઞાનીઓ કહે છે જન્મ સમયનું દુઃખ અનંતગણું હોય છે. તે ન્યાય આપીને સમજાવે છે કે જેમ કોઈ પુરૂષના શરીરના સાડા ત્રણ ક્રોડ રૂંવાડામાં સાડા ત્રણ ક્રોડ સોય અગ્નિમાં ધખાવીને પરોવે. તેના ઉપર ખાર કે ચુનાનું પાણી છાંટે, તે પછી આળા ચામડાથી મઢીને તડકે નાંખે અને દડાની જેમ અથડાવે, તે વખતની પીડા કેટલી ભયંકર હોય છે! એવી ગર્ભવેદના જીવને પહેલે મહિને ભોગવવી પડે છે. તેથી બીજા મહિને બે ગણી એમ ચઢતાં નવમે મહિને નવ ગણી પીડા થાય છે. આ છે જન્મ સમયનું દુઃખ. કદાચ તમે કહેશો કે એ દુઃખ અત્યારે અમને યાદ નથી. ભલે તમને યાદ ન હોય પણ જે જિનેશ્વર દેવે કહ્યું તે વચન યથાર્થ છે સત્ય છે એવી દૃઢ શ્રદ્ધા રાખો.

વિચાર કરો-એક માનવીને એપેન્ડીકસનું દર્દ છે. તેનું ઓપરેશન કરવા માટે ઓપરેશન થીએટરમાં લઈ જવામાં આવે છે. પેટ ચીરતા પહેલાં કલોરોફોર્મ સુંઘાડી દર્દીને બેભાન કરે છે. પછી શસ્ત્રોથી પેટ ચીરી બગાડ કાઢી પાછું સાંધી દેવામાં આવે છે. કલોરોફોર્મનો કેફ ઉતર્યા પછી દર્દીને પૂછો કે પેટ ચીરીને ઓપરેશન કર્યું તેમાં તને કેટલું દુઃખ થયું? તો શું કહેશે? દુઃખ તો થયું છે છતાં ખબર પડી નથી. તેવી રીતે જન્મના દુઃખનું સમજી લેવાનું. કદાચ તમને જન્મના દુઃખનું ભાન નથી પણ જરાના અને રોગના દુઃખનું તો ભાન છે ને? એ દુઃખ તો આપ નજરે પણ દેખો છે ને? છતાં તમને એમ લાગે છે ખરું કે સંસાર એકાંત દુઃખથી ભરેલો છે? એમાં સુખના સ્વપ્ન સેવવાં તે તો હવામાં બાચકા ભરવા જેવું છે.

મનુષ્યને ઘડપણમાં આંખના તેજ ઓછા થઈ જાય. કાને બરાબર સંભળાય નહિ, કમ્મર વાંકી વળી જાય, ઈન્દ્રિઓ બરાબર કામ ન કરતી હોય, પુત્ર પોતાનું ધાર્યું કરતો હોય, પત્ની આજ્ઞાંકિત ન હોય ત્યારે ઘડપણમાં દુઃખ થાય છે. સમજાયું? સંસારનું સુખ અંતે દાવાનળ પ્રગટાવે છે તેથી મરણ સમયે પણ સુખ-શાંતિ અને સંતોષથી જીવ નીકળી શકતો નથી. આત્માના સુખ એ સાચા સુખ છે. બીજા બધા સુખો ક્ષણિક ને નાશવંત છે. જગતના તમામ સુખો એક બાજુએ મૂકે તો આત્મિક સુખોમાં અલ્પાંશે પણ ભૌતિક સુખો આવી શકશે નહિ. કારણ કે ભૌતિક સુખો અલ્પ છે, નશ્વર છે અને ક્ષણિક છે. જ્યારે આત્મિક સુખ એ સાચું અને શાશ્વત છે. સંસારના પૌદ્‌ગલિક સુખમાં ભાન ભૂલેલાને ક્યાંથી ભાન હોય કે નાશવંત અસાર સંસારને છોડીને મારે ચાલ્યા જવાનું છે ત્યારે આ સુખો સાથે ક્યાં આવવાના છે?

તમે કહો છો ને કે "**પહેલું સુખ તે જાતે નર્યા અને બીજું સુખ તે ઘેર દીકરા !** તમારે બધાને ત્યાં દીકરા તો છે ને ? હું તમને પૂછું છું કે કેટલા દીકરાએ તમારા દિ' વાળ્યા ? દિ વાળે તે દીકરા, નહિતર શું કહેશો ? બોલો તો ખરા ! (શ્રોતામાંથી અવાજ :– દિ વાળે તે દીકરા નહિતર છોકરા). દીકરા એવા હોવા જોઈએ કે આત્મ ઉન્નતિના પ્રતીકો ઉજ્જવળ રાખતા જાય. વસ્તુપાળ તેજપાળ, જગડુશાહ, ભામાશાહ, વિગેરે મહાન પુરૂષોનાં નામ ઈતિહાસના પાને સુવર્ણાક્ષરે લખાઇ ગયા. તમારા દીકરાએ એવા કોઈ કામો કર્યા છે કે જેથી ઈતિહાસના પાને તો નહિ પણ એના નામ તમારા દિલમાં કોતરાઇ ગયા હોય ! તમને જવાબ આપવામાં ભય લાગે છે ખરું ને ! તમે તમારા આત્માને પૂછીને સાચો જવાબ મેળવી લો. આ જવાબ મળ્યા પછી તમે સંસારને સુખમય કહેશો ખરા ? સંસારની અંદર સિનેમાના પડદાની જેમ અનેકવિધ અવનવા સુખ દુઃખના દશ્યો જોવા છતાં સંસારને સુખવાળો સમજવો એ મૂર્ખતા નહિ તો બીજું શું ? આ સંસાર દુઃખના અનેક કંટકો અને ખડકોથી ભરેલો છે. તમે માનો યા ન માનો, સમજો કે ન સમજો, પરંતુ સંસાર દુઃખનો સમુદ્ર છે. એવું નિર્મળ સત્ય ભર્યું સંસારનું સ્વરૂપ મહાપુરૂષો આપણને સમજાવી ગયા છે. તમને સંસાર સ્વર્ગ જેવો લાગે છે. પણ તત્ત્વજ્ઞ પુરૂષો તો પોકારીને કહે છે કે સંસાર અશાંતિમય છે, ઝાંઝવાના નીર સમાન છે. અમાવાસ્યાના અંધારા જેવો દુઃખમય છે, છતાં માનવીને સંસાર ગુલાબ જેવો મનોહર લાગે છે. પણ તેમાં સ્વાર્થના સાપોલીયા રહેલા છે. તે અરિસા વિના કયાંથી દેખી શકાય ? સિદ્ધાંતની સૂક્ષ્મ આરસી લઇને જોશો તો સ્વાર્થના સાપોલીયાને જોઇ શકશો.

આપણો ચાલુ અધિકાર સુકુમાલિકા સોનાના ગેડીદડે રમતી હતી તેને જિનદત્ત શેઠે જોઇ. તેના કૌટુંબિક પુરૂષોને પૂછતાં ખબર પડી કે આ કન્યા કુંવારી છે. તેથી જિનદત્ત શેઠે વિચાર કર્યો કે રૂપ ગુણ અને સૌંદર્યથી યુક્ત આ કન્યા મારા દીકરા માટે બરાબર યોગ્ય છે. એમ વિચાર કરી તે ઘેર ગયા. ઘેર જઇને સ્નાન કર્યું પછી તેમના કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું હે દેવાનુપ્રિયો ! ગઇ કાલે ફરવા જતાં સાગરદત્ત શેઠની પુત્રી સુકુમાલિકાને જોઇ. તે કન્યાનાં રૂપ, ગુણ, લાવણ્ય, ચતુરાઇ આદિ જોઇને મારી આંખ ઠરી ગઇ છે. જો આપ બધાની સંમતિ હોય તો આપણા દીકરા માટે ત્યાં માંગું કરીએ. અનાદિકાળથી જીવ સંસારના રંગરાગ તરફ દોડે છે. દીકરાને માટે સારી કન્યા લાવું એવો મા બાપને મોહ હોય છે. તેથી તેમની દૃષ્ટિ તે તરફ જાય છે. અને કોઇ સારા હોંશિયાર છોકરા–છોકરીને સંત જુએ તો શું વિચાર કરે ? અહો ! જો આ આત્મા વૈરાગ્ય પામી જાય અને શાસનને અર્પણ થઈ જાય તો જૈન શાસનને ઉજ્જવળ બનાવે ને સ્વ–પરનું કલ્યાણ કરે.

વિષયરાગ એ ત્રણ રાગમાંનો કામરાગ છે. એ અનાદિનો વળગેલો છે. કેવી

રીતે છૂટે? જરા દૃષ્ટિ બદલાવવાની જરૂર છે. વીતરાગ વાણીને અંતરમાં ઉતારી દિલને ચમકાવવા જેવું છે કે ભગવાનના વચન શું કહે છે? એ વિષયોને હળાહળ વિષથી ભયંકર અને છોડવા જેવા કહે છે, ને હું ક્યાં એની પાછળ ભટકી રહ્યો છું. રાત-દિવસ એમાં જ રમણતા છે. એમાં હું મારા આત્માનું શું સારૂં કરી શકું છું? મારામાં કયા ગુણો ખીલે છે! એમ દિલમાં ચોટ લાગે ને પછી સારા સિદ્ધાંતોનું વાંચન કરી તત્ત્વચિંતન કરતા રહે તો પછી જીવને તરવાનો માર્ગ કઠીન નથી.

મહારાજા કુમારપાળ અઢાર દેશના ધણી હતા. વૈભવ, ઠાઠ, સત્તા, સન્માનના રંગ ગજબના છે. એમણે ગુરૂદેવ હેમચંદ્ર સુરી પાસેથી જૈન ધર્મના શાસ્ત્રોની તત્વ-વાણી સાંભળી જૈન ધર્મની શ્રદ્ધા કરી. તત્ત્વવાણીને મનમાં એવી ચિંતવતા ગયા કે એ તત્ત્વ વાણીના ચિંતને દિલનો રંગ ફરતો ગયો. જગતને બાહ્યચક્ષુ દૃષ્ટિએ નહિ પણ અભ્યંતર દૃષ્ટિએ જોતા થયા. કુમારપાળ રાજા ૫૫ વર્ષની ઉંમર સુધી તો સિદ્ધરાજના ભયથી રાજ્ય ભોગવી શક્યા નહિ. અને પછી રાજા થતા ૧૫ વર્ષો વિરોધી રાજાઓને વશ કરવામાં ગયા. ૭૦ વર્ષની ઉંમરે શાંતિથી બેસવાનો અવસર આવ્યો પણ થોડા સમયમાં કુમારપાળ રાજાની રાણી ભોપાલદેવી ગુજરી ગઈ. પત્નીના વિયોગને શાંતિથી સહન કરી શક્યા ને મનમાં જરા પણ ચિંતા કે ખેદ ન થયો. કારણ કે ધર્મ પામ્યા પછી એમણે રાગને અંકુશમાં લીધો હતો. એ દર વર્ષે ચાતુર્માસમાં બ્રહ્મચર્ય પાળતા હતા. બાકીના ૮ માસમાં પણ સંયમ સારો પાળતા હતા. રાગને તો ઝેર સમાન માનતા હતા. પછી શું કામરાગ કે શું સ્નેહરાગ? બધું ઝેર. આમ રાગને સજ્જડ દબાવ્યો હતો. પછી રાણી ગુજરી જાય એમાં ખેદ શાનો કરે? મંત્રીઓએ બધાએ ફરીને બીજી રાણી પરણવા માટે કહ્યું-પણ કુમારપાળે ચોખ્ખી ના પાડી. કારણ કે કામરાગ એમને ભયંકર દેખાય છે. તે સમજે છે કે વિષયોમાં મન જાય એટલે વીતરાગ પરથી મન ખસી જાય. આ માનવ ભવ વીતરાગ પ્રભુમાં મન લગાડવા માટે છે. પરંતુ વિષયોમાં મન લગાડવા માટે નથી.

કુમારપાળ રાજા રાજસિંહાસને બેઠા ત્યારે એવો રિવાજ હતો કે અપુત્રિયાનું ધન રાજા લઈ જાય. તે નગરમાં કરોડપતિ શેઠ મરી ગયાના સમાચાર આપીને કુમારપાળ રાજાને કહ્યું. આ કુબેર શેઠને પુત્ર નથી અને અપુત્રિયાનું ધન રાજા લઈ જાય છે. એ પરંપરાગત રિવાજ છે. તો આપ પહેલાં એની મિલ્કત કબ્જે કરાવો. ક્રોડ રૂપિયાનું ધન મળે છે. પોતાને અઢાર દેશનું રાજ્ય ચલાવવા લાખોનું લશ્કર નભાવવું પડે છે તેથી ધનની જરૂર હોવા છતાં કુમારપાળનું તત્ત્વરસથી રંગાયેલું દિલ એ લેવા ના પાડે છે. પોતે મહાન સમ્રાટ રાજા છે. આવું મફતમાં ક્રોડ રૂપિયાનું ધન વિષય રાગને પોષવા માટે લેવાની જરૂર નથી લાગતી. કેટલી એમની સુંદર તત્ત્વયુક્ત વિચારધારા!

મોટા માણસોની સલાહ લઈને કામ કરતા અને આવા પ્રસંગે તેમને સાથે પણ લઈ જતા. આ જિનદત્ત શેઠ પોતાના મિત્ર, જ્ઞાતિ વગેરે પરિજનોની સાથે ચંપાનગરીની વચ્ચે થઈને "जेणेव सागरदत्तस्स गिहे तेणेव उवागच्छइ।" જ્યાં સાગરદત્ત શેઠનું ઘર હતું ત્યાં પહોંચ્યા. સાગરદત્ત શેઠ જિનદત્ત સાર્થવાહને પોતાને ઘેર આવતા જોઈને આસન પરથી જલ્દી ઊભા થઈ ગયા અને ઘરની બહાર નીકળી પધારો કહીને સ્વાગત કર્યું. પહેલાના માણસોમાં આટલો વિનય-વિવેક હતો. આ તો ધનવાન શેઠ હતા પણ સામાન્ય વ્યક્તિ આવે તો પણ તેનું સ્વાગત કરતા હતા. તેમનામાં એટલો વિવેક હતો. સાગરદત્ત શેઠ વિચાર કરે છે કે, આવા ધર્મિષ્ઠ પવિત્ર પુરૂષ જિનદત્ત શેઠના પુનિત પગલા મારે ત્યાં કયાંથી થાય ? જિનદત્ત શેઠ પ્રત્યે એટલું બહુમાન હતું તેથી ઊભા થઈને સ્વાગત કર્યું. પછી "आसणाओ अब्भुट्ठेइ।" તેમને બેસવા માટે આસન આપ્યું. હવે જિનદત્ત શેઠ કયા કારણથી અહીં આવ્યા છે તે સાગરદત્ત શેઠ તેમને પૂછશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**-સુલશાના મનમાં વિચાર થયો કે આવા સંસ્કારી ગામમાં મારી ખીલી ઝટ વાગે તેમ નથી. તો હવે શું કરવું ? હજારો વિચાર કરતા અંતે વિચાર કર્યો કે મારી પાસે અદૃશ્ય થવાનો પ્રયોગ છે. કાળી દોરીમાં મણકો પરોવી મુખમાં મૂકે ને દોરો લટકતો બહાર રાખે તો તે થોડી વારમાં અદૃશ્ય બની જાય. આ રીતે તે અદૃશ્ય રૂપ ધારણ કરીને કનકરથના મહેલના દરવાજામાં દાખલ થઈ. મહેલનું કંપાઉન્ડ ઘણું વિશાળ હતું. તેમાં ખૂબ સુંદર ઉપવન અને બાગબગીચા હતા. જે જોઈને સુલશા મુગ્ધ બની ગઈ. ત્યાં બગીચામાં વૃક્ષની દોરી પર રેશમની દોરીનો ઝૂલો બાંધેલો હતો. એ ઝૂલા પર જેના રૂપ પાછળ દેવ પણ પાગલ બને એવા રૂપ-રૂપના અંબાર સમી તેજસ્વી ઋષિદત્તા પોતાના પતિ કનકરથ સાથે બેઠી ઝૂલો ઝુલાવી રહી હતી. ઋષિદત્તાને જોઈ સુલશા ચમકી, શું આનું અથાગ રૂપ અને સૌંદર્ય છે ! આ તો ઇંદ્રાણી સમાન શોભી રહી છે. કનકરથ અને ઋષિદત્તા બંને ઝૂલા પર બેઠા બેઠા વાતો કરે છે. ધર્મની અને કર્મની ચર્ચા કરે છે. ઋષિદત્તા કહે સ્વામીનાથ ! આપને મારા પ્રત્યે અનહદ પ્રેમ છે. લાગણી પણ અથાગ છે. આપ મારા સુખે સુખી અને દુઃખે દુઃખી છો. પણ મારા અશુભકર્મનો ઉદય થાય તો આ પ્રેમ ઝેર રૂપ બની જાય. કનકરથ કહે-ઋષિદત્તા, તું આ શું બોલે છે ? તારા પર એવો ગાઢ કર્મનો પડદો આવે એવું મને લાગતું નથી. અને જ્યારે આપણા લગ્ન થયા ત્યારે તારા પિતાએ મને કહ્યું હતું કે મારી દીકરી ખૂબ સરળ અને ભોળી છે. રાજ્યની ખટપટમાં પડી આ ગભરૂ બાળાને ભૂલી ન જશો અને તે ખટપટમાં તેને નાંખશો પણ નહિ. તે સમયે મેં તારા પિતા પાસે હું તારું દિલ પણ નહિ દુભાવું એવી પ્રતિજ્ઞા કરી છે. તને મારા પ્રત્યે વિશ્વાસ નથી ?

ઋષિદત્તા કહે મને આપનો પૂરો વિશ્વાસ છે. મારી માતા તો મને સાવ નાની મૂકીને મરી ગઈ છે. માતાના હેત જોયા નથી. એક ભાઈ છે પણ તે રાજ્યમાં છે. તેને તો મારો પરિચય પણ નથી. એટલે ભાઈ હોવા છતાં ભાઈ વગરના જેવી છું. ભાઈ પણ કયાંથી જાણે? કારણ કે મારો જન્મ આશ્રમમાં થયો છે એટલે ભાઈને શું ખબર હોય કે મારી બહેન છે. આપના શુદ્ધ પ્રેમથી પિતાજીએ આપની સાથે મને પરણાવી છે. તે પિતા પણ ચાલ્યા ગયા. અત્યારે તો આ દુનિયામાં આપના સિવાય મારું બીજું કોઈ સગું નથી. કર્મના ઉદયે મારા ને તમારા શુદ્ધ પ્રેમમાં પડદો પડે તો મારું કોણ? કનકરથ કહે–દેવી! જ્યાં પ્રેમ હોય છે, ત્યાં શ્રદ્ધા અને વિશ્વાસ સ્વયં સ્થિર બનતા હોય છે. અને જ્યાં મોહ હોય છે, યૌવન અને રૂપની ભૂખ હોય છે ત્યાં શ્રદ્ધા અને વિશ્વાસને સ્થાન હોતું નથી.

**"કનકકુમાર અને ઋષિદત્તાનો પ્રેમ જોતાં સુલશાના હૃદયમાં ઉઠેલી આગ:**–કનકકુમાર કહે–ઋષિદત્તા! મારા પ્રાણ દેવા પડશે તો દઈ દઈશ પણ તને દુઃખ પડવા નહિ દઉં. તારો વાળ વાંકો નહિ થવા દઉં. આ બધું સુલશા અદૃશ્ય રહીને સાંભળ્યા કરે છે. મનમાં બળતરા થાય છે. અહો! આટલો પ્રેમ આ લોકોનો! કનકરથ રૂપને મોહી ગયો છે. હવે આ બંનેને પ્રેમથી કેમ વિખુટા પાડું? સુલશા તો આ બંનેનો પ્રેમ જોઈને બળી જવા લાગી. આગનો એક તણખો પણ ગામના ગામ સાફ કરી નાંખે છે. જ્યારે આ તો આખી બળી રહી છે. ઋષિદત્તા કહે સ્વામીનાથ! મારા અશુભ કર્મનો ઉદય થાય ત્યારે તમે મને છેહ ન દેશો. કનકરથ કહે–મારા પર પૂર્ણ વિશ્વાસ રાખ. આજે સંસારમાં રહેવા છતાં જળ કમળના ન્યાયે જો રહી શકતા હોઈએ તો તે તારા સંગનો પ્રતાપ છે. આ બંને સાવ નિર્દોષ છે એટલે એમને કોઈ દોષિત દેખાતું નથી. સુલશાની દૃષ્ટિ દોષિત છે. સુલશા અદૃશ્ય પણે આ જોઇ રહી છે તેનો કનકરથ ને ઋષિદત્તાને કયાંથી ખ્યાલ હોય? સુલશા આ દૃશ્ય જીરવી ન શકી. તેની ખળભળેલી લાગણીઓમાંથી આશીર્વાદને બદલે એક પ્રકારની ઇર્ષ્યાની જ્વાળા સળગી ઉઠી. સુલશાના મનમાં જાગેલી જ્વાળા શાંત થાય તે પહેલાં એક દાસીએ આવીને કહ્યું–મહારાજા! પ્રતિક્રમણનો સમય થઈ ગયો છે. માટે આપ પધારો. ઋષિદત્તા કહે–અહો! વાતોમાં પ્રતિક્રમણનો સમય થઈ ગયો તેનો આપણને ખ્યાલ પણ ના રહ્યો. કનકકુમારે કહ્યું–દેવી! જ્યાં પ્રેમની મસ્તી છે ત્યાં સમયનું કોઈ મૂલ્ય નથી. એમ કહીને બંનેએ ત્યાંથી ચાલવા માંડયું, સુલશાએ પ્રેમની મસ્તી આ શબ્દો સાંભળ્યા ને મનમાં બોલવા લાગી કે મારો પંજો એ મસ્તીને ચોળી નાંખશે. આજનો પ્રેમ આવતી કાલે વેરમાં પરિણમશે. એમ વિચાર કરીને ત્યાંથી તે ચાલી ગઈ. અંતરમાં ઈર્ષ્યાનો તણખો જે પળે પડે છે તે પળે હૈયાને ભડથું બનાવનારી એક અદૃશ્ય આગ પ્રગટવા માંડે છે. અને એ છૂપી આગ બીજાનો સર્વનાશ કરતાં પહેલાં પોતાનો સર્વનાશ ઊભો કરે છે.

સુલશાનું સુખ ઉદાસ જોઈને દાસી પૂછે છે શું થયું? કહે કાંઈ નહિ. પણ કાર્ય કેવી રીતે કરવું તે પ્રશ્ન મનને મૂંઝવે છે. કુબ્જા કહે આપ જમી લો. સુલશા કહે મારે ખાવું નથી. દાસી કહે જે ભાવે તે જમી લો. આપ નહિ જમો ત્યાં સુધી હું નહિ જમું. જમતાં જમતાં પણ ઋષિદત્તાનો નાશ કરવાના વિચાર આવતા હતા. કનકરથ અને ઋષિદત્તાના પ્રેમમાં કેવી રીતે આગ લગાડવી તે રસ્તો શોધી રહી હતી. રાત્રે સૂતી પણ ઊંઘ આવતી નથી. એક રૂક્મણીના સ્વાર્થ ખાતર ઋષિદત્તા પર કલંક ચઢાવવા તૈયાર થઈ છે પણ આ કરેલા કર્મો તો અવશ્ય ભોગવવા પડશે. હવે સુલશા બીજો કયો રસ્તો શોધશે ને ઋષિદત્તાને કેવા દુઃખ પડશે તે ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં.—૬૬

પ્ર. ભાદરવા વદ ૧૨ ને ગુરુવાર તા–૧૨–૯–૭૪

રાગ દ્વેષના વિજેતા, મોક્ષ માર્ગના પ્રણેતા એવા શાસન સમ્રાટ વીર ભગવાન જેમના નામ–સ્મરણથી પણ પાપની કાલિમા સાફ થઈ જાય. અને આત્મા મહાન લાભને મેળવે. મહારાજા શ્રેણિક જ્યારે ભગવાનના દર્શન કરવા જતા ત્યારે પોતાના અંતેઉરમાં કહેવડાવતા કે આપણા પિતા પરમતારક, એવા ભગવાન મહાવીર સ્વામી પધાર્યા છે કે જેમનું નામ સ્મરણ કરવાથી પાપ ધોવાઈ જાય અને દર્શન કરતા સંસાર કપાઈ જાય એવા મારા ભગવાન ત્રિલોકીનાથના દર્શને હું જાઉં છું, માટે હે મહારાણીઓ! તમે પણ ચાલો. તમે કોઈ દિવસ તમારી પત્નીને આવું કહો છો ખરા? શ્રેણિક મહારાજા પણ તમારાં જેવા સંસારી હતા. સંસારના કોઈ કાર્યોમાં તેમણે આદેશ આપ્યો નથી. પણ ભગવાન પધારે ત્યારે પોતાની રાણીઓને, પુત્રોને, પુત્રવધૂઓને સમાચાર મોકલાવતા તેમજ ગામમાં ઢંઢેરો પીટાવતા કે શ્રેણિક મહારાજા ભગવાનના દર્શન કરવા જાય છે તો જેને આવવું હોય તે આવવા તૈયાર થજો. કારણ કે ભગવાન મહાવીર શ્રેણિક રાજાના દિલમાં વસી ગયા હતા. કોઈ વ્યક્તિ ભગવાન મહાવીરનું નામ બોલે તો તેમના રોમેરોમમાં આનંદ થઈ જતો હતો. હૈયું હર્ષથી નાચી ઉઠતું હતું. તેથી પોતે ભગવાનના દર્શન કરવા જતાં તો અંતેઉર–પરિવાર સહિત ઠાઠમાઠથી જતા. તે સમજતા હતા કે ભગવાન પાસે જવાથી મહાન લાભ થાય છે. ભગવાનનો એક વચનનો સંગ પાપીને પુનિત બનાવી દે છે. પાપના ભારથી હળવા બનાવે છે. અને આત્મા કંઈક પામી જાય છે. તેથી બધાને સાથે લઈને જતા. તમે પણ અહીં ઉપાશ્રયે આવો ત્યારે પરિવાર સહિત આવશો તો તેમાં બધાંનું કલ્યાણ

છે. શ્રેણિક રાજાની કેટલી પ્રભુ પ્રત્યેની ભક્તિ અને બહુમાન છે ? આ લહેજત ફ્તવની છે. તેથી સંસારમાં રહેવા છતાં સંસારથી પર રહેતા હતા.

જેમ કોઈ માણસ માંદો પડયો ને તેને હોસ્પિતાલમાં લઈ જવામાં : હોસ્પિતાલમાં ફર્સ્ટ કલાસ એરકંડીશન રૂમ છે. તેને માટે સ્પેશ્યલ નર્સો રા આવી છે. ને ખૂબ સુંદર રીતે સેવા કરે છે. આટલી સરસ સગવડ હોવા છ હોસ્પિતાલ ગમે ખરી ? ત્યાં તેને આનંદ આવે ખરો ? ન આવે. તે તો એમ કે મારા અશાતા વેદનીય કર્મનો ઉદય આવ્યો ત્યારે હોસ્પિતાલમાં આવવું ને ? હવે મને કયારે સારું થઈ જાય ને કયારે આમાંથી છૂટું ? આટલી સુંદર વડ હોવા છતાં તે હોસ્પિતાલમાંથી છૂટીને ઘેર જવાની ઈચ્છા રાખે છે. તેમ સમ્ આત્માને સંસાર હોસ્પિતાલ જેવો લાગે છે. તેને એમ થાય છે કે હું આ રૂપી હોસ્પિતાલમાંથી કયારે છૂટું ને મારા શાશ્વત ઘરે પહોંચું ? આ નાશવંત તમે મારું ઘર માનીને બેસી ગયા છો. જ્ઞાની કહે છે સાચું ઘર તો તે છે, કે ગયા પછી કોઈ જાકારો ન આપે કે તમે અહીંથી જાવ. પણ તમે પર ઘરને પે માન્યું છે. આજે માનવ અનંતકાળથી પરને પોતાના બનાવવા મથી રહ્યો છે. તે બનવાનું નથી. પરને પોતાના બનાવવાની વૃત્તિ તે રાગની પરિણતિમાંથી છે. તમારી રમણતા સ્વમાં છે કે પરમાં ? જ્યારે સ્વમાં રમણતા થશે ત્યારે દુઃખના નિમિત્તો કોઈ તરફથી ઊભા થશે તો પણ તેના પ્રત્યે કષાય નહિ સ્વમાં રમણતા થાય તો આર્તધ્યાન ને રૌદ્રધ્યાન પણ ચાલ્યા જાય.

આત્મા સ્વ ઘર છોડીને પર ઘરમાં જાય ત્યારે પરિણામ પણ સારું આ નથી. **"રાવણ પર ઘર ગયા, લલિતાંગ–મુંજ રાજા પર ઘર ગયા તો બન્યું ?"** સૂર્યનું ઘર પૂર્વ દિશા છે એ ઘર છોડીને પશ્ચિમ દિશા તરફ જાય ત્યાં તેનો અસ્ત થઈ જાય છે. માટે પરઘરથી પાછા ફરવામાં જ આપણું હિત સમા છે. ભક્ત એક ભજનમાં બોલ્યા છે કે :

**હમ તો કબહુ ન નિજ ઘર આયે, હમ તો કબહુ ન નિજ ઘર આ**
**પર ઘેર ફેરતા બહુત દિન બીતે, નામ અનેક ધરાયે રે............**

કવિ પોતાના ચેતનને સંબોધીને કહે છે હે ચેતન ! ચતુર્ગતિ રૂપ પર ઘરમાં ભટકતા અનંતોકાળ વીત્યો પરંતુ હજુ તે પોતાના ઘરમાં પહોંચી શકયો ન તમને ભાડાના ઘરમાં રહેવું ગમે કે પોતાના ઘરમાં ? (શ્રોતામાંથી અવાજ:–દરે પોતાના ઘરમાં રહેવું ગમે.) ભાડાના ઘરમાં રહેનારને ઘરધણી કહે તે પ્રમાણે કર પડે. ઘરધણી ખાલી કરવાનું કહે તો માનથી ખાલી કરી આપે. તેવી રીતે શરી રૂપી ઘરમાં જીવ અનુત્તર વિમાનમાં ગયો. ત્યાં ૩૩ સાગરોપમ વર્ષો સુધી રહ્યો છ તેની ભવસ્થિતિ પૂરી થાય એટલે તે ઘર પણ છોડવું પડે. પછી એક સેકન્ડ પ

ત્યાં રહેવાનો તેમનો હક નથી. તેમને વૈક્રેય શરીર છે. આપણને ઔદારિક શરીર છે. પરંતુ આયુષ્ય પૂર્ણ થાય એટલે શરીર રૂપી ઘર છોડવું પડે છે. શરીરનો ને આત્માનો સંબંધ કેવો? મહેમાન આવે તેને સ્ટેશન સુધી પહોંચાડવા જાવ પણ આત્મા આ શરીરમાંથી જાય ત્યારે એક કદમ પણ તે પહોંચાડવા આગળ જતું નથી. કેટલો ખરાબ સંબંધ! છતાં આપણે તેને પંપાળી રહ્યા છીએ. હજુ આપણું ઘર આપણે શોધ્યું નથી. જૈન દર્શનની દૃષ્ટિએ "મુક્તિ" નામનું સ્થાન છે તે આત્માનું ઘર છે. ત્યાં આત્માનો અનંતો કાળ વીતી જાય છતાં કોઈ ધક્કો મારનાર નથી કે કોઈ જાકારો દેનાર નથી. પણ એ શાશ્વત ઘર મેળવવા માટે એના એટલા મૂલ્ય ચૂકવવા પડે. તમે સોનીની દુકાને જાવ ને સો ટચનું સોનું ખરીદવું હોય તો પૈસા પણ સો ટચના જેટલા આપવા પડે ને? તમે દોઢ લાખ રૂપિયાનો ફ્લેટ લીધો. તમારી પાસે ૫૦૦૦૦ રૂપિયા છે તો ગમે તે રીતે કરજ કરીને પણ ફ્લેટનું મૂલ્ય તો ચૂકવશો ને? જ્ઞાની કહે છે આ બધું તો નાશવંત સુખ છે છતાં તે સુખ મેળવવા માટે પણ તેટલા મૂલ્ય ચૂકવવા પડે છે. જ્યારે આપણે તો અવ્યાબાધ શાશ્વત સુખ લેવું છે તો તે માટે જેટલા મૂલ્ય દેવા પડે તેટલા આપવા તૈયાર છો? એ મૂલ્ય ચૂકવવા શું કરવું પડશે? વીતરાગની આજ્ઞા શિરોમાન્ય કરવી પડશે. હે પ્રભુ! તારી આજ્ઞા પાળવા માટે દેહના બલિદાન દેવા પડે તો દઈ દઈશ. તારા શરણે આવેલા આત્માઓ તરી ગયા છે ને શાશ્વતા ઘરમાં પહોંચી ગયા છે. માટે જ્ઞાની કહે છે જ્યાં સુધી સ્વઘરમાં નહિ આવો ત્યાં સુધી સાચું સુખ નહિ મળે. ઢોર જો ખીલડે રહે છે તો માન પામે છે પણ ખીલડો છોડીને રખડતા થઈ જાય તો માર પડે છે. તેમ જે વીતરાગની આજ્ઞાના ખીલડે રહે છે તે માન પામે છે અને વીતરાગની આજ્ઞાને છોડી દે છે તે ચતુર્ગતિ રૂપ ચક્કરમાં ઘૂમ્યા કરે છે.

આ શરીર જ આપણું નથી તો બીજા કોના પર રાગ કરવા જેવો છે? સ્વઘરમાં આવો, સ્વને જાણો, પિછાણો, સ્વની ઓળખાણ કરો તો પૌદ્‌ગલિક સુખ પ્રિય નહિ લાગે. ઝવેરી જ્યાં સુધી સાચો ઝવેરી ન બને ત્યાં સુધી ખોટાને સંઘરે પણ સાચો ઝવેરી બન્યા પછી ખોટાને સંઘરશે નહિ. શ્રેણિક રાજાના દિલમાં એ ભાવના હતી કે ભગવાન જેવા ભગવાન પધાર્યા તો મારા પરિવારમાંથી કોઈ દર્શન વગરના ન રહેવા જોઈએ. કારણ કે ત્યાં મહામૂલ્યવાન મોંઘો માલ મળે છે. શ્રેણિક રાજાની શ્રદ્ધા કેટલી દઢ હતી કે તેમની પરીક્ષા કરવા દેવો જૈન મુનિનું રૂપ લઈને આવ્યા અને પોતે દારૂ પીવે છે, એવો દેખાવ કર્યો. શ્રેણિક કહે. મારા ભગવાનના સંતો કોઈ દિવસ દારૂ પીવે નહિ. તમે તો ધૂતારા છો. બનાવટી વેશ પહેરીને આવ્યા લાગો છો. દેવે ગમે તેટલું કહ્યું છતાં પણ શ્રદ્ધામાંથી જરા પણ ડગ્યા નહિ ને અંતે દેવને નમવું પડ્યું. કેટલી અખૂટ શ્રદ્ધા! દેવ ડગાવવા આવ્યા તો પણ ડગ્યા નહિ. આપની

શ્રદ્ધા પણ એવી દૃઢ હોવી જોઈએ. આપની સામે ગમે તેવા પાખંડીના પડદા પડે, કદાચ કસોટી આવી જાય પણ મારા ભગવાનના શ્રાવક શ્રદ્ધામાંથી જરા પણ ડગે નહિ. દેવે શ્રેણિક મહારાજાની કસોટી કરી તો પણ પડવાઈ ન થયા, બહારથી શ્રદ્ધાથી તો ભ્રષ્ટ ન થયા પણ અંદરથી ય શ્રદ્ધામાં તલમાત્ર ડગ્યા નહિ. આવી દૃઢ શ્રદ્ધા કે જે સમ્યક્ત્વ પમાડે જ છૂટકો કરે. આટલી અખૂટ શ્રદ્ધા હતી ત્યારે ક્ષાયક સમકિત પામી ગયા. ભગવાનના શ્રાવક કેવા હોય ? દૃઢ ધર્મી ને પ્રિયધર્મી, શાસ્ત્રમાં પાઠ છે એવા તમે શ્રાવક બનશો ત્યારે જૈન શાસન જયવંતુ બનશે. જ્યારે જીવનમાં સમ્યક્ત્વ આવે ત્યારે સ્વ-પરનો ભેદ સમજી સંસારથી અલિપ્તભાવે રહે. ભગવાનના શાસનમાં બધા દીક્ષા નહોતા લઈ શકતા પણ સંત થવાની લાયકાત કેળવતા હતા. પોતાનો માર્ગ શુદ્ધ કરી લેતા હતા કે જેથી બીજા જન્મમાં જલ્દીથી સંયમમાર્ગને પામી જાય. આટલું તો જરૂર થવું જોઇએ.

જ્ઞાતાજી સૂત્રમાં જિનદત્ત શેઠમાં નામ તેવા ગુણ છે. તે ખૂબ ભદ્રિક-સરળ અને ધર્મિષ્ઠ છે. ભગવાનનો શ્રાવક સવારે બે ઘડી બાકી રહે ત્યારે ઊઠી જાય. દેહનું સ્નાન કરતાં પહેલાં આત્માનું સ્નાન કરી લે. દેહની પૂજા કરતા પહેલા સવારે પ્રતિક્રમણ કરે. પ્રતિક્રમણ કરતાં પોતાના પાપોને યાદ કરે. અંતરથી આલોચના કરી પાપનું પ્રક્ષાલન કરે. જો સવારમાં પ્રતિક્રમણ કર્યું હશે તો આખો દિવસ પણ આત્મજાગૃતિ રહેશે. આખા દિવસમાં ધન કમાવાની પ્રવૃત્તિ તો ચાલુ છે. ધનનો નશો તો દારૂના નશા કરતા પણ ભયંકર છે. ધનના નશામાં ચઢેલો માનવી સારું-ખોટું જોતો નથી, કદાચ કોઈ ગરીબ તેની પાસે આવે તો આપવાની વાત તો બાજુએ રહી પણ તેનો તિરસ્કાર કરે છે. તેને ગરીબના દુઃખનો ખ્યાલ આવતો નથી.

એક શેઠ હતા. તે પૈસે ટકે ઘણા સુખી. ભૌતિક સુખની કોઈ કમીના ન હતી. ઘેર મોટર-ગાડી-નોકર ચાકર આદિ તમામ સુખ હતાં. પણ હૃદયમાં જરા પણ કરૂણા ન હતી. કોઈ દુઃખીને એક રાતી પાઈ પણ આપતા નહિ એવા લોભી અને સાથે ક્રોધી પણ ઘણા. તેમના સ્વભાવથી નોકર ચાકર આદિ બધા કંટાળી ગયા હતા. ઘણીવાર તો વાંક ગુનો ન હોય તો પણ શેઠના ગુસ્સાના ભોગ બની જતા. કોઈ કાંઈ બોલી શકતું નહિ. મહમદ તેમનો ડ્રાઈવર હતો. તેનો એકનો એક પુત્ર ઘણો બિમાર થઈ ગયો હતો. શેઠ ત્રણ હજાર રૂપિયાની નોટોનું બંડલ લઈને મેડા ઉપર તેમની બેઠક રૂમમાં બેઠા હતા. તે જ વખતે મહમદ આવીને નમન કરીને બોલ્યો-શેઠજી ! શેઠ પૂછે છે કયા હૈ ? **શેઠજી મુઝે છુટ્ટી ચાહિયે ઔર થોડે રૂપિયે ભી.** શેઠ કહે. **દેખો મહમદ-નૌકરી કરનેકા યહ તરીકા નહીં હૈ. જબ દેખો તબ છુટ્ટી ઔર રૂપયે ! અગર ઠીક તરહસે નૌકરી કરના નહિ ચાહતે હો તો ચલે જાવ યહાંસે, છોડ દો યહ નૌકરી :-** મહમદ કહે- **લેકિન શેઠજી ! સુનિયે તો.**

મેરા પુત્ર બિમાર હૈ। ઇસ વખત પર હમ ન જા સકે તો ડોકટર ઔર દવા કૌન લાએંગે? મુઝ ઉપર રહમ કીજીયે. દો દિનકી સિર્ફ રજા માંગતા હું ઔર શેઠજી ૫૦) રૂપયે! આટલું બોલતાં મહમદનું હૈયું ભરાઈ ગયું. શેઠના દિલમાં જરા પણ કરૂણા ન આવી અને ઉપરથી કહે છે– મૈં તુમ જૈસે લોગોંકા ઢંગ અચ્છી તરહ સમજતા હું। ન તો તુમ્હે રજા મિલતી હૈ ન રૂપયે. "જાવ અપના કામ કરો. આજે ગરીબની કિંમત તણખલા કરતાં પણ ઓછી છે. ધનના નશામાં ચઢેલા શેઠને શું ખબર હોય કે ગરીબાઈ કેવી છે?

**ધનવાન મોજ માણે છે, દુઃખીઆરા આંસુ સારે છે,**
**કોઇ અનુભવીને પૂછી જો કે કેમ જીવી જાણે છે..**

શેઠને ભાન નથી કે આ ધનનો નશો મને કયાં ફેંકી દેશે? મહંમદ બિચારો નીચે ઉતરીને ખૂબ રડે છે. ત્યાં શેઠ કહે–તું ગાડી તૈયાર કર. મારે બહાર જવું છે. મહમદ કહે ભલે. ત્યાં શેઠની પુત્રવધૂ ચ્હા લઈને ઉપર આવ્યા અને શેઠની પાસે ટેબલ પર ચ્હાના કપ મૂકી ઊભા રહ્યા. કોઈ દિવસ નહિ ને આજે પુત્રવધૂને ઊભેલા જોઇને શેઠે આશ્ચર્યથી પૂછયું. વહુ બેટા! કેમ ઊભા રહ્યા છો? પુત્રવધૂ કહે–બાપુજી! આપ સહાનુભૂતિપૂર્વક સાંભળો તો મારે એક વાત કરવી છે. શેઠ કહે–શું તમે મને નિષ્ઠુર સમજો છો? વહુ કહે–ના. આપને જે પૂછવું હોય તે પૂછો. પુત્રવધૂ કહે–આપણી કામવાળી બાઈનો છોકરો એસ–એસ–સી.માં ભણે છે. અત્યારે તેની પાસે પરીક્ષાના ફોર્મ ભરવા જેટલા પૈસાની સગવડ નથી તેને ૨૫) રૂ. ની જરૂર છે. તમે કહો તો હું મારી પાસેથી આપું. શેઠ કહે–વહુ બેટા! આ દુનિયામાં કામવાળી જેવા લાખો લોકો છે. જો બધાને આપવા બેસીએ તો તિજોરી ખાલી થઈ જાય. એવા પરદુઃખ-ભંજન બનવાની આપણે જરૂર નથી. એને ચોખ્ખી ના પાડી દેજો કે મારા સસરાજીની રજા સિવાય હું આપી શકું નહિ.

ભારે પગલે અને દુઃખી હૃદયે પુત્રવધૂ ધડધડ દાદર ઉતરી ગઈ. સોનાના પિંજ-રામાં પૂરાયેલી પુત્રવધૂનું હૈયું બળી રહ્યું હતું. એની પાસે સમૃદ્ધિ હતી પણ સ્વતંત્રતા ન હતી. સંસ્કારીતાની તેજસ્વિતા કાદવના લેપથી ઝંખવાઇ ગઈ હતી. તિજોરી ખોલી રૂપિયા ત્રણ હજારનું બંડલ મૂકી દેવાનું યાદ આવતાં શેઠ સોફા ઉપરથી ઊભા થઈ ગયા. પણ શેઠે નજર ચૂકથી બંડલ બારી પર મૂકેલું તે રોડ પર પડી ગયું. ડ્રાયવર અને પુત્રવધૂની રકઝકમાં અર્ધા કલાકે બંડલ યાદ આવેલું. બંડલ ન જોતાં શેઠને વિજળીના આંચકા જેવો અનુભવ થયો. ૩૦૦૦ રૂ. જેવી મોટી રકમ અદૃશ્ય થવાથી શરીરે પરસેવો વળી ગયો. પૈસા કયાં જાય? કોણ લઈ ગયું હશે? પુત્રવધૂ તો અડકે નહિ. આ કામ મહંમદનું તો નહિ હોય ને? શંકા થતાં શેઠે મહંમદને ઉપર

બોલાવ્યો. શેઠનો ગંભીર ચહેરો જોઈને મહંમદ કહે–શેઠજી ! ગાડી તૈયાર છે. શેઠ કહે. **"અબ નહિ જાના, બોલ તૂને નોટો કા બંડલ દેખે હૈ? મુઝે બીલકુલ દેખા નહિ. અચ્છા તુમ નીચે જા."** શેઠ સાવ હતાશ થઈ ગયા. હવે કયાં પૂછવું ? ૩૦૦૦ રૂ. જેટલી મોટી રકમ સોફા ઉપરથી જાય કયાં ? છેવટે યાદ આવ્યું કે બંડલ બારી પર મૂકયું હતું તે બંડલ બહાર રોડ પર પડી ગયું હશે. આવો વિચાર કરતાં શેઠ એકદમ બહાર આવ્યા અને તેમના બંગલાની બહાર રોડ ઉપર એક દુકાનવાળાને પૂછતાં ખબર પડી કે એક ડોશીને નોટોનું બંડલ જડયું છે. તેનું ઠેકાણું તે દુકાનદારે શેઠને આપ્યું એટલે શેઠ જલ્દી તેના ઘેર ગયા.

"બા ! આ રૂપિયામાંથી તું મને બે હજાર રૂપિયા આપ. આજે છેલ્લો દિવસ છે. બા ! આજે જો ડીપોઝીટના રૂપિયા બરોડા બેંકમાં નહિ ભરું તો હું કદી પણ કેશિયરની નોકરી મેળવી શકીશ નહિ." પુત્ર પોતાની માતાને કાકલૂદી ભર્યા સ્વરે કહી રહ્યો હતો : ભાઈ ! આ તો પારકી થાપણ છે. આ બંડલમાંથી હું તને એક પૈસો પણ કેવી રીતે આપી શકું ? આ પૈસાનો માલિક શોધતો હમણાં અહીં આવવો જોઈએ. મેં પૈસા જડયાની જાહેરાત કરી છે. આપણે પારકું ધન શા કામનું ? પણ બા, તું સમજતી કેમ નથી ? તેં નોટોનું બંડલ જડયાની જાહેરાત કરી દીધી છે. પણ તે બંડલમાં કેટલા રૂપિયા છે તેની જાહેરાત કયાં કરી છે? તેનો માલિક કદાચ શોધતો આવશે તો પણ કહી દેજે કે ભાઈ! બંડલ આ રહ્યું. હજાર રૂપિયા ભલે ને તે લઈ જતો. કદાચ તે કહે તેમાં મારા ત્રણ હજાર હતા તો તારે કહેવું કે ત્રણ હજારની મને કાંઈ ખબર નથી. આ બંડલ છે. જે હોય તે તમારા. બાકી મેં ગણ્યા નથી. અમારે જો લઈ લેવા હોત તો જાહેરાત શા માટે કરત ? આમ કહીને ધમકાવીને કાઢી મૂકવો.

દીકરા ! આ તું શું બોલે છે? તારી ભાવના આજે કેમ મલીન બની ? તું બુદ્ધિને ઠેકાણે રાખીને વાત કર. રસ્તામાંથી પૈસા જડયા તેથી શું તેના ઉપર આપણો અધિકાર થઈ ગયો ? પરસેવો પાડયા વિના મળેલા ધનને હું સાવ તુચ્છ સમજું છું. મારો દીકરો આટલી નીચી કક્ષાએ જઈ શકે એવી મેં કલ્પના પણ નહોતી કરી. દીકરા ! ભૂખ્યા રહેવાનો વખત આવે તો તે નભાવી લેવા તૈયાર છું પણ વગર–મહેનતનું કોઈનું ધન લેવા મારો આત્મા તૈયાર નથી. પરધન પથ્થર સમાન છે. માટે તારા દિલમાં ઉઠેલા વિચારોના તરંગોને શમાવી દે. કયારે પણ આવો પ્રસંગ આવે તો તું લેવાની ભાવના ન કરીશ. મારા આટલા સંસ્કારને તારા અંતરમાંથી વિલીન થવા દઈશ નહિ. આ બધી વાત શેઠે બહાર રહીને સાંભળી. હવે તેમનાથી છૂપું ન રહેવાયું. ડોશીમાના શબ્દો સાંભળી દિલનું પરિવર્તન થઈ ગયું. અહો ! ગરીબી છે છતાં કેટલી અમીરી છે! ખાનદાની છે! કયાં હું નિષ્ઠુર અધમ શેઠ !

ક્યાં આ ડોશીમાની પ્રમાણિકતા ! તે એકદમ ડોશીમા પાસે આવીને કહે–માજી ! હું વગર બોલાવ્યો આવ્યો છું તે બદલ મને ક્ષમા આપો. હું કોણ છું તે ઓળખાણ પછી આપીશ. પરંતુ તમને નોટોનું જે બંડલ જડયું છે તે મારું છે. હું તમને પ્રેમભાવે અર્પણ કરું છું.

શેઠના મુખમાંથી ગૌરવ ભર્યા શબ્દો નીકળી રહ્યા હતા. પહેલા ક્યારે પણ નહિ અનુભવેલી નિઃસ્વાર્થતા અને માનવતાનો દિવ્ય સ્પર્શ એ શબ્દોમાં હતો. ડોશીએ પૈસા લેવાની ઘણી ના પાડી. શેઠે ખૂબ ખૂબ સમજાવ્યા અને ડોશીમાને પરાણે ત્રણ હજાર રૂપિયાનું બંડલ ભેટ આપ્યું. પછી શેઠે ઘેર જઈ ને મહંમદને બોલાવીને કહ્યું– મહંમદ ! તારો પુત્ર ખૂબ માંદો છે. તો લે આ પચાસ રૂપિયા. જા તારા પુત્રની બરાબર સંભાળ રાખ અને જોઈએ તો બીજા પૈસા લઈ જજે. પુત્રને સંપૂર્ણ સારું થાય ત્યારે આવજે. પછી તરત પુત્ર વધૂને બોલાવીને કહ્યું–વહુબેટા ! પુત્રવધૂ કહે– આવી પિતાજી. શેઠ કહે–બેટા ! આજે મને ભાન થયું છે કે આ સંપત્તિ–ધન વૈભવ પૂર્વના પુણ્યોદયે મળ્યા છે. પુણ્ય ચાલ્યું જશે ને પાપનો ઉદય થશે ત્યારે લક્ષ્મી પગ કરીને ચાલી જશે. અહોહો ! મને આટલી લક્ષ્મી મળી છતાં કોઈ દિવસ ગરીબની ખબર ના લીધી. અરે મારો ડ્રાયવર મહંમદ ૫૦ રૂ. લેવા આવ્યો તો તેને પણ મેં તિરસ્કારી નાંખ્યો. કામવાળીને દીકરાના ફોર્મ માટે ૨૫) રૂ. જોઈતા હતા તે પણ ન આપવા દીધા. મારી કેટલી નિષ્ઠુરતા ! ધનના નશામાં હું ભાન ભૂલી ગયો હતો. હવે કામવાળીને જોઈએ તેટલી મદદ તમે જરૂર કરજો. હવે મને એવી બાબતમાં ક્યારે પણ પૂછશો નહિ. સસરાના આ અણધાર્યા હૃદય પરિવર્તનને જોઈને પુત્રવધૂ આશ્ચર્ય પામી ગઇ. અંતે પણ ભાન આવ્યું તો ખરું ? આપણે તો આ દૃષ્ટાંત પરથી એ સમજવું છે કે લક્ષ્મીનો નશો અજ્ઞાન દશામાં દારૂના નશા કરતા પણ ભયંકર છે. સમજણ આવે ત્યારે તે લક્ષ્મી કાંકરા સમાન ગણે છે.

જિનદત્ત શેઠને ત્યાં લક્ષ્મી ઘણી છે પરંતુ પૈસાનું અભિમાન નથી. જિનદત્ત સાર્થવાહ સાગરદત્ત શેઠના ઘેર સુકુમાલિકા સાથે પોતાના પુત્રની સગાઇ કરવા માટે જઈ રહ્યા છે. કારણ કે સુકુમાલિકાને સોનાના ગેડી દડે રમતી જોઈને તેના રૂપ– લાવણ્ય ને સૌંદર્યથી તે જિનદત્ત શેઠના મનમાં વસી ગયું છે કે આ આદર્શ કન્યા જો મારા ઘરમાં આવે તો મારું ઘર શોભી ઊઠે. તેથી જઈ રહ્યા છે. અહો ! બંને સુખી અને ધર્મિષ્ઠ આત્માઓનું મિલન થશે. બંને વિવેકી છે તેથી કેવો રંગ જામશે ! સુકુમાલિકા પણ કેટલી ભાગ્યશાળી કે તેને જિનદત્ત શેઠ જેવું ઘર મળશે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનમાં ગૌતમસ્વામી કેશીસ્વામીની પાસે જાય છે, ત્યારે કેશી સ્વામી મોટા હોવા છતાં ગૌતમસ્વામીની સામે ગયા. અને ઉઠીને

તેમનો સત્કાર-સન્માન કરી યોગ્ય આસને બેસાડયા. શાસ્ત્રકાર બોલે છે બંને ભેગા થયા ત્યારે "चंद सूर समप्पभा" ચંદ્ર અને સૂર્યની જેમ શોભી રહ્યા હતા. અરે, દેવોના ટોળાથી આકાશ પણ છવાઈ ગયું. માનવ મહેરામણ પણ ખૂબ ઉમટયો હતો, કારણ કે જાણવાની જિજ્ઞાસા હતી કે કોઈ ચાર મહાવ્રત ને કોઈ પાંચ મહાવ્રતની વાત કરે છે તો સત્ય શું છે? એ જાણવા માટે, એ તત્ત્વનું નવનીત મેળવવા માટે મનુષ્યો ને દેવો પણ ઉમટી પડયા. આપણે તો એ સમજવું છે કે પહેલાના માણસોમાં વિનય-વિવેક કેટલો હતો! પોતે મોટા છે એવી તો વાત જ નહીં. સાગરદત્ત શેઠ કે જિનદત્ત શેઠ બંને ધર્મના અનુરાગી હતા. સાગરદત્ત શેઠે જિનદત્ત શેઠનું ખૂબ સ્વાગત કરી માનપૂર્વક બેસવા માટે આસન આપ્યું. તમારા સંસારની રીતે જેમ સ્વાગત થાય તેમ નાસ્તા પાણી આદિ કરાવીને તેમનું ભાવપૂર્વક સન્માન કર્યું. પછી જિનદત્ત સાર્થવાહને આ પ્રમાણે પૂછયું-भण देवाणुप्पिया! किमागमण पओयणं? હે દેવાનુપ્રિય! બતાવો! અહીં પધારવાની પાછળ આપનો શો હેતુ રહેલો છે? કયા પ્રયોજનથી આપ અહીં આવ્યા છો? જુઓ, બોલવામાં વાણીમાં પણ કેટલી મીઠી ભાષામાં બોલ્યા. આપ જે કામે આવ્યા હો તે વિના સંકોચે મને કહો. તેમાં સ્હેજ પણ સંકોચ રાખશો નહિ. બંધુઓ! તમે બીજાને સાકરના ગાંગડા ન આપી શકો તો ખેર પણ જીભમાં મીઠાશ રાખજો. અને બીજાને મીઠાં વચનોથી સત્કારજો. હવે જિનદત્ત શેઠ પોતે શા કારણે આવ્યા છે તે વાત રજુ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ-સુલશા નવયૌવનાના રૂપમાં:**-રૂક્ષ્મણીના સ્વાર્થ માટે સુલશા ઋષિદત્તા પર કલંક ચઢાવવા તૈયાર થઈ. તેણે રૂપપરાવર્તિની વિદ્યાથી એક નવયુવાન કન્યા બનીને રાજા પાસે જવાનો નિર્ણય કર્યો. ઋષિદત્તા કરતાં પણ ચઢે તેવું રૂપ ધારણ કરીને તે કનકરથને પોતાની રૂપ જાળ વડે બાંધવા ઇચ્છતી હતી. તે એમ જ માનતી હતી કે રૂપવતી નારીને જોઈને પુરૂષ બધું ભૂલી જાય છે. પણ તેને એ ખબર નથી કે સંસારના દરેક પુરૂષો સરખા હોતા નથી. રૂપની ઝંખના વિલાસપ્રિય પુરૂષોના હૈયામાં રમતી હોય છે. છતાં સંસારમાં એવા પણ પુરૂષો છે કે જે પોતાની પત્ની સિવાય બીજી કોઇ પણ સ્ત્રીને માતા અથવા ભગિની માનતા હોય છે. સુલશા નવયુવાન કન્યા બનીને રાજમહેલમાં પહોંચી ગઈ. દ્વારપાળને પૂછયું-કનકરથકુમાર રાજા છે? આપને શું કામ છે? મારે મહારાજાને મળવું છે. મારે તેમનું કામ છે. દ્વારપાળ કહે-આપ અપરિચિત લાગો છો માટે આપનો પરિચય આપો. પછી મહારાજાની આજ્ઞા મેળવીને આપને અંદર જઈ શકાશે. સુલશા કહે-મહારાજા કનકરથ રૂક્ષ્મણીને પરણવા જતા હતા તે સમયે મને એમના દર્શન થયા હતા. હું પલ્લીરાજની કન્યા છું. દ્વારપાળે જઈને સમાચાર

આવ્યા ને બધી વાત કરી. ત્યારે કનકરથ કુમાર કહે–એને અંદર આવવા દો ને પછી આ રૂમમાં બેસાડજો. સુલશા અંદર આવીને રૂમમાં બેઠી. પછી કનકરથ અને ઋષિદત્તાએ આવીને તેનું સ્વાગત કર્યું. કનકરથ કહે– બહેન ! આપ કયાંથી આવ્યા છો ? આપના પિતાનું નામ શું ? સુલશા કહે–આપ રૂક્ષ્મણીને પરણવા જતા હતા ને વચ્ચે પલ્લીરાજ મળ્યા હતા, તેમની હું દીકરી છું. કનકરથે બહેન શબ્દ વાપર્યો ત્યાં સુલશા તો અંદરથી બળુ બળુ થઈ ગઈ. અહો ! આ રૂપમાં લપટાય તેમ નથી. કનકરથ કહે–એ પલ્લીરાજને હું ઓળખું છું પણ એમને એકે દીકરી નથી. કદાચ હશે તો મેં જોઈ નથી. આપ એકલા આવ્યા છો ? સુલશા કહે–ના, મારા રસાલા સહિત આવી છું. રાજકુમાર કહે–બહેન ! તો આપે અમારા જ મહેમાન બનવું જોઈએ. મારા વાહન મોકલીને રસાલાને અહીં બોલાવી લઉં. બહેન ! આપને કયા કારણથી અહીં આવવાનું બન્યું છે ?

સુલશા કહે–મારું સ્વપ્ન ભાંગીને ભુક્કો થઈ ગયું. ઋષિદત્તા કહે–રાજકુમારી ! આપની વાત સમજાતી નથી. મહારાજા કદી પણ કોઈના સ્વપ્નને પીંખતા નથી. અને આપની સાથે તો જરા પણ પરિચય નથી. કનકરથ તેના મનના ભાવ સમજી ગયો હતો કે આને મારી સાથે લગ્ન કરવાની ઈચ્છા લાગે છે. કુમાર કહે–બહેન ! તારું સ્વપ્ન ભાંગીને ભૂક્કો થયું નથી. તારું સ્વપ્ન અવશ્ય સિદ્ધ થશે. હું તારો ભાઈ બનવાનું ગૌરવ પ્રાપ્ત કરીને ધન્ય બનીશ. તમે મારી બહેન અને હું તમારો ભાઇ ! સુલશા સમજી ગઇ. મને એકવાર બહેન કહી એટલે હવે એના દિલમાં રૂપની પ્યાસ ઊભી કરી શકાશે નહિ. એટલે તે હસતા મુખડે બોલી–યુવરાજ ! આજે હું ધન્ય બની ગઈ. સંસારમાં ભાઈનો પ્રેમ મળવો એ મોટામાં મોટો પુણ્યયોગ છે. ઋષિદત્તા કહે–અહો નણંદી ! આપના ઉચ્ચભાવને જોઈને મારું હૃદય પણ આપનો સત્કાર કરે છે. કનકરથ કહે–આજે આપ બધા અમારે ત્યાં જમવાનું આમંત્રણ સ્વીકારો. અહીંથી મારા વાહન મોકલીને તમારા રસાલાને બોલાવી લઈએ. સુલશા ના પાડે છે. રસાલો હોય તો હા પાડે ને ! હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

સહિત ગયા. સાગરદત્ત શેઠે પૂછયું–હે દેવાનુપ્રિય ! અહીં પધારવાની પાછળ આપનો શો હેતુ છે ? કોઈ પણ પ્રયોજન વગર આપ મારા ઘેર આવો નહિ. આપના જેવા ધર્મિષ્ઠ, પવિત્ર પુરૂષના પગલા થતાં મારું ઘર પાવન થઈ ગયું. આપ જે હેતુથી આવ્યા હો તે હેતુને આપ જરાપણ સંકોચ રાખ્યા વગર કહો. તેમાં જરા પણ સંકોચ રાખશો નહિ. વાણીમાં કેટલી મીઠાશ છે ! મેં ગઈ કાલે આપને કહ્યું હતું કે આપ કોઈને સાકરના ગાંગડા ન આપી શકો તો ભલે પણ તમારી વાણીની સાકર તો જરૂર આપજો. કોઈનો તિરસ્કાર કરશો નહિ. જીવનમાં જો વિનય–વિવેક હશે તો દુશ્મન પણ મિત્ર બની જશે. વિનયથી વેરીને પણ વશ કરી શકાય છે. જીવનમાં વિનય અને જીભમાં મીઠાશ હશે તો બીજાના પણ પ્રિયપાત્ર બની શકશો. જો જીભમાં મીઠાશ નહિ હોય તો અઢી ઇંચની જીભ સાડા પાંચ ફુટના માનવીના પ્રાણ લેવામાં પણ નિમિત્તભૂત બની જશે. માટે આત્માના ઉત્થાન માટે પણ વિનય–વિવેકની અને જીભમાં મધુરતાની જરૂર છે.

**એવી મધુરતા કોનામાં હતી ? :–** નંદરાજાના મંત્રીનું નામ હતું શકડાલ. તે શકડાલ ભદ્રબાહુ સ્વામીના પરમ ભક્ત અને શ્રદ્ધાળુ શ્રાવક હતા. તે શકડાલને ત્યાં વૈભવની કમીના ન હતી. અઢળક રિદ્ધિ સિદ્ધિ હતી. પુણ્યોદયથી આ બધા ભૌતિક સુખો મળ્યા હતા. તે રાજાનો ખૂબ માનીતો હતો. નંદરાજાને તેના પ્રત્યે બહુમાન હતું. તેઓ હમેંશા તેના તરફ આદર દૃષ્ટિથી જોતા હતા. શકડાલ ચતુર અને ખૂબ ગંભીર હતા. ન બોલવાની વાત હોય તો ન બોલે. પોતાની ગરદન કાપી નાંખે તો પણ ન બોલે. વાત પચાવવી તે પણ સહેલી વાત નથી. બદામનો હલવો પચાવવો સહેલો છે પણ વાત પચાવવી મુશ્કેલ છે. આ મંત્રી ખૂબ ગંભીર હતા. રાજ્યકારભાર માટે રાજા સલાહ લેતા. પરિવારના ઝઘડામાં પણ તેને બોલાવે એટલે ઝઘડો પતી જાય. તેની જીભમાં મીઠાશ અને જીવનમાં વિનય ભારોભાર ભર્યા હતા જેથી રાજાનું દિલ તેણે જીતી લીધું હતું.

રામચંદ્રજી પિતાના વચનને પાળવા રાજમહેલ છોડી વનવાસ તરફ રવાના થયા ત્યારે તે સીતાને કહેવા પણ ગયા નથી કે હું વનવાસ જાઉં છું. તે આજના રામ ન હતા કે રમાને કહેવા જાય. રામચંદ્રજી તો સીતાજીને કહ્યા વગર રાજમહેલમાંથી સીધા વનવાસની વિકટ કેડીએ ચાલી નીકળ્યા. સીતાજીને પછી આ વાતની ખબર પડી કે રામ વનવાસ જાય છે. એટલે તે દોડતી સાસુ કૌશલ્યા પાસે આવીને તેમના ચરણમાં પડી. કૌશલ્યાના મનમાં ગભરાટ છે કે હમણાં સીતા મને શું કહેશે ? સીતા તો સતી સાવિત્રી જેવી છે. કદાચ શ્રાપ આપશે તો ? તેની આંખમાંથી ચોધારા આંસુ પડી રહ્યા છે, તેમના મનમાં ભય છે કે હમણાં સીતા મને કહેશે કે મારા પતિને વનવાસ આપ્યો તેના કરતાં તમે ગયા હોત તો શું ખોટું હતું ? તમારું શરીર વૃદ્ધ

થઈ ગયું છે. માથે મોતના નગારા વાગી રહ્યા છે તો તમે વનવાસ ગયા હોત ને મારા પતિને રાજ્ય આપ્યું હોત તો શું વાંધો હતો ? આમ કૌશલ્યાના મનમાં ખૂબ ગભરાટ છે પણ અહીં તો ઊલટું જ બન્યું. જેમ મોતીની માળા તૂટે તેમ સીતાજીની આંખોમાંથી આંસુ પડવા લાગ્યા. તે આંસુઓથી કૌશલ્યા સાસુનો પાલવ ભીંજાઈ ગયો. કૌશલ્યા હજુ ગભરાય છે કે સીતા શું બોલશે ? ત્યાં સીતા કહે–માતા ? હું મહાભાગ્યશાળી છું કે મારા પવિત્ર પિતાએ આપના દીકરા સાથે મને પરણાવી કે જે દીકરાને મન માતા–પિતાની આજ્ઞા એ પોતાના પ્રાણ છે. એ પિતાના વચનને પાળવા રાજમહેલના સુખો છોડીને વનની વિકટ કેડીએ કદમ ભરવા તૈયાર થઈ ગયા. મારું જીવન આજે કૃતાર્થ બન્યું છે કે મને આવા પિતૃભક્ત પતિ મળ્યા ! હે માતા ! હું આપની પાસે એક ભીખ માંગવા આવી છું. સીતાજીના મીઠા મધુરા શબ્દોએ કૌશલ્યાનું હૃદય હચમચાવી મૂકયું. તેની વાણીમાં કેટલી મધુરતા ભરી હતી ! હજુ કૌશલ્યાના મનમાં એ ભય છે કે સીતા શું ભીખ માંગવા આવી હશે ! કદાચ તે એમ કહેશે કે પિતાની આજ્ઞા પાળવા રામ વનવાસ જવા તો નીકળી ગયા. રાજમહેલમાંથી થોડે દૂર ગયા એટલે પિતાની આજ્ઞાનું પાલન થઈ ગયું માટે આપ રામને પાછા બોલાવો.

સીતાજી શું કહે છે ? હે લાડીલી માતા ! હું આપની પાસે એક ભીખ માંગું છું. એક આજ્ઞા માંગું છું કે આપના પુત્રની સેવા કરવા માટે હું પણ તેમની સાથે વનમાં જાઉં. તે માટે આપની આજ્ઞા લેવા આવી છું. માટે આપ મારા પર કૃપા કરીને મને જવાની આજ્ઞા આપો. કૌશલ્યાએ નહોતું ધાર્યું કે સીતા આ માટે આવી છે. શું સીતામાં વિનય–વિવેક અને પ્રેમ ! તેની ભાષામાં પણ કેટલી મધુરતા અને કોમળતા છે ! કૌશલ્યા તો સીતાનો પ્રેમ અને વિનય જોઈ હરખઘેલી બની ગઈ. કહે બેટા ! આ મારો નવયુવાન પુત્ર તને પરણીને આવ્યો. તને પટરાણી બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, પરંતુ પિતાના વચનને પાળવા તારો પતિ વનવાસ ગયો એથી તારા મનમાં જરા પણ દુઃખ નથી પણ ઉલ્ટો એ આનંદ છે કે હું આવા પતિની પત્ની બની ! અને તું પતિની સાથે વનવાસ જવા તૈયાર થઈ. તેથી તું મારી આજ્ઞા માંગવા આવી છું. બેટા ! તું કહે છે કે હું ભાગ્યશાળી બની ગઈ પણ હું તો તારા જેવી પવિત્ર પુત્રવધૂને મેળવીને કૃતાર્થ બની ગઈ. મારા જન્મોજન્મના પુણ્ય હશે ત્યારે સતી જેવી તારા સમાન પુત્રવધૂની સાસુ બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ હતો સતી સીતાનો વિનય–વિવેક !

શકડાલ મંત્રીમાં ઘણો વિનય વિવેક છે. તેને છ પુત્રીઓ અને બે પુત્રો હતા. પુત્રીઓ મોટી થતાં વૈરાગ્ય આવતાં અનુક્રમે બધી પુત્રીઓએ દીક્ષા લઈ લીધી હતી. આ વાત સાંભળીને તમારા દિલમાં ઉમંગ આવે છે ખરો કે

એ કેવું ભાગ્યશાળી ઘર ને ભાગ્યશાળી માતા-પિતા કે જેની ૭ એ છોકરીઓએ દીક્ષા લઈ લીધી. આ વાત સાંભળતા કદાચ ઉમંગ આવશે પણ બતાવવામાં નહિ. તમારો ગૃહસ્થાશ્રમ એ તો સાધુ પકવવાની ખાણ છે. શકડાલની ૭ એ પુત્રીઓએ દીક્ષા લઈ લીધી. અને બે દીકરા છે તેમાં એકનું નામ સ્થૂલિભદ્ર અને બીજાનું નામ શ્રેયસ. સ્થૂલિભદ્રનું નામ તો આપ સૌ કોઈ જાણતા હશો પણ શ્રેયસનું નામ કદાચ કોઈ ન પણ જાણતા હોય. આ બંને દીકરા ખૂબ આજ્ઞાંકિત હતા. માતાપિતાની આજ્ઞા માટે પ્રાણ દેતા હતા. બંને ભાઈમાં વિનય-વિવેક પણ ખૂબ હતો. બંને દીકરાના સારા વર્તનથી પિતાના રૂંવાડામાં પણ દુઃખ નથી. તેથી શકડાલ કહે છે, હું આવા દીકરાઓને પામીને ધન્ય બની ગયો છું.

સ્થૂલિભદ્રને તેના સાથી સારા ન મળ્યા. જો સાથી સારા હોય તો ઈજ્જત વધે. એટલા માટે નીતિકારોએ, દાર્શનિકોએ સત્સંગનો મહિમા ખૂબ ગાયો છે. જો સાથી સારા મળે તો જીવનનું ઘડતર પણ સુંદર થાય અને સાથી સારા ન હોય તો સંસ્કારી જીવનને પણ ઝાંખપ લગાડે. સંતપુરૂષોના સમાગમથી મિથ્યાત્વ ટળે છે ને સમ્યક્ત્વની ચિનગારી પ્રગટે છે. પારસમણીના સંગથી લોઢાનું સોનું બને છે, પણ સંતના સમાગમથી તો સંત જેવા બની જવાય છે. હજાર રૂપિયાના થેલામાં એક રૂપિયો ખોટો આવે તો બધા રૂપિયાને કેટલું સહન કરવું પડે છે. દરેક રૂપિયાને પથરા પર પછાડી પછાડી તપાસવા પડે છે. તેમ એક ખોટી સંગતથી સ્થૂલિભદ્રનું જીવન પલ્ટાયું. તે કોશા વેશ્યાને ઘેર જઈને રહેવા લાગ્યો. શ્રેયસ એના પિતાને પૂછે છે પિતાજી! ઘણા દિવસથી મારા મોટાભાઈને જોયા નથી તો શું તે બહારગામ ગયા છે? પિતા કહે-જો તે તેના મિત્રોની સાથે બહારગામ ગયો હોય તો મને કહ્યા વગર ન જાય. મારી આજ્ઞા વિના તે એક પગલું પણ ભરે તેમ નથી. તો ક્યાં ગયો હશે? તે કેમ દેખાતો નથી? મનમાં ગડમથલ થવા લાગી. સ્થૂલિભદ્ર ક્યાં ગયો હશે? તેના માટે ચિંતા થવા લાગી. વિનયી વિવેકી અને આજ્ઞાંકિત પુત્ર હતો તો મા-બાપને ચિંતા થઈ પણ જો તે માતા-પિતાની આજ્ઞામાં રહેતો ન હોત તો ચિંતા થાત ખરી? (શ્રોતામાંથી અવાજ : ક્યાંથી થાય?)

પશુ પણ જો માલિકની આજ્ઞામાં રહે છે તો સાંજે તેની શોધ કરીને તેનો ધણી ઘેર લઈ આવે છે ને તેની સંભાળ રાખે છે. પણ જો તે માલિકને છોડીને જતું રહે તો કોઈ તેની તપાસ કરવા જતું નથી. તે રખડતું થઈ જાય છે. આ જ રીતે જે જ્ઞાનીની આજ્ઞામાં રહેશે તે કલ્યાણ કરશે પણ તેની આજ્ઞા બહાર જશે તો તે દુઃખી થશે. સાધક દશામાં ઘરસંસાર છોડયા પછી તેનો જરા પણ રાગ ન હોવો જોઈએ, છોડયા પછી રાગ કરનારની કેવી દશા થાય છે!

એક ગામમાં રીણીયો નામનો ભરવાડનો છોકરો હતો. તે બકરીઓ લઈને ચરાવવા જતો હતો. તેમાં એક કાબલી નામની બકરી હતી તેના ઉપર તેને ખૂબ પ્રેમ હતો. તે તેને ખૂબ લાડ લડાવતો હતો. એક વાર રીણીયો બધી બકરીઓને લઈને ચરાવવા ગયો હતો. લીલો ચારો ચરતાં ચરતાં તે કાબલી છૂટી પડી ગઈ ને ચરતાં ચરતાં દૂર જતી રહી. રીણીઓ બકરીઓને લઈને ઘેર આવ્યો. તેને કાબલીનું ધ્યાન ના રહ્યું. રીણીયો ઘેર આવ્યો તે વખતે કાબલી બકરી ન જોઈ તેથી તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ. અહીં કાબલી બકરી પછી ચારો ચરતી હતી તે જગ્યાએ આવી તો પોતાના ભાઈ રીણીયાને ન જોયો અને પોતાનો પરિવાર પણ ન જોયો. તેથી ખૂબ ગભરાવા લાગી. રાત પડી ગઈ છે. રસ્તાની સમજણ નથી. કેવી રીતે ઘેર જાઉં? તેને થયું કે આ જંગલમાં સિંહ, વાઘ આવશે તો મારો કોળિયો કરી જશે. એમ વિચાર કરી એક ઝાડીમાં લપાઈ ગઈ.

ત્યાં સિંહ ગર્જના કરતો કરતો પાણી પીવા નીકળે છે. સિંહગર્જના સાંભળીને બકરી તો બિચારી થરથર ધ્રુજવા લાગી કે મારું તો હવે આવી જ બન્યું! સિંહ જેવા પ્રાણીમાં પણ એક મોટો ગુણ છે કે જ્યારે તે ભૂખ્યો હોય ત્યારે શિકાર કરે છે પણ પોતાનું પેટ ભરાઈ જાય પછી તે કોઈના સામું દૃષ્ટિ પણ કરતો નથી ને બીજા દિવસની ચિંતા પણ કરતો નથી. પણ માનવીને તો સાત પેઢી ખાય તેટલું ધન હોય તો પણ કહેશે કે મારી આઠમી પેઢી શું ખાશે? તેની ચિંતા કર્યા કરે છે. જ્ઞાની કહે છે તું બધા માટે કાવાદાવા, કાળાધોળા કરીને ભેગું કરે છે પણ એ લક્ષ્મી ભોગવનારા તને કર્મો ભોગવતી વખતે છોડાવવા નહિ આવે. સિંહનું પેટ ભરેલું હતું તેથી તે પાણી પીને ચાલ્યો ગયો. બકરીને સંતોષ થયો કે હું રાજાના પંજામાંથી તો છૂટી ગઈ. સિંહ જંગલનો રાજા છે. તેમણે તો મને છોડી દીધી પણ હજુ મને મારનાર વનચર ઘણાં પ્રાણીઓ છે. એમાંથી છૂટવા શું કરવું? એમ વિચાર કરી તે ઝાડીમાંથી બહાર નીકળી ચક્કર લગાવીને જમીન સાફ કરીને બેસી ગઈ. ખૂબ હિંમત ભેગી કરીને નીડર બનીને બેસી ગઈ. તેણે વિચાર કર્યો કે વનચર રાજાએ મારું રક્ષણ કર્યું છે તો હું એમની બહેન બની એમનું શરણું લઉં તો આ બીજા પ્રાણીઓના ભયમાંથી મુક્ત બની શકીશ. વળી મારા ભાઈ રીણીયાને ઘેર બંધન છે અને અહીં તો કંઈજ બંધન નહિ. મનમાન્યો ચારો ચરવાનો ને આનંદ કરવાનો. આમ વિચાર કરીને એકદમ નીડર બનીને તે ઝાડ પાસે બેસી ગઈ.

એટલામાં ત્યાં એક વાઘ આવ્યો. તો કાબલી વાઘના સામું જોઈને આંખો કાઢવા લાગી. (હસાહસ). અહો! બકરીનું નાનું બચ્ચું છે, છતાં તેનામાં નીડરતા કેટલી છે! મારી સામે પણ આંખો કાઢે છે. વાઘ આવીને પૂછે છે બકરી! તું તો હજુ છે સાવ નાની ને આટલી બધી નીડર કેમ છે?

ત્યારે કાબલી કહે છે હું નીડર કેમ ન હોઉં ? મારો ભાઈ કોણ છે તે તમે જાણો છો ? સિંહરાજા મારો ભાઈ છે અને હું તેની બહેન છું. મારો ભાઈ પાણી પીવા ગયો છે તેથી મને અહીં બેસાડીને ગયો છે. તે હમણાં અહીં આવશે. કાબલી બકરીએ સિંહરાજાને ભાઈ કર્યો ને તેનું શરણું લીધું તો તે નીડર બની ગઈ અને વાઘ ત્યાંથી રવાના થઈ ગયો. તેમ વીતરાગ ભગવાનનું શરણું જેણે લીધું છે તેની પાસેથી વાઘ જેવી વિષયવૃત્તિઓ ભાગી જાય છે. વાઘ જાય છે ને પછી હાથી આવે છે. તો પણ એ પહેલાંની જેમ જ નીડર બનીને બેઠી છે. હાથીને આવતો જોઈને તેની સામે પણ કાબલી આંખો કાઢવા લાગી. તેથી હાથી વિચાર કરે છે કે 'છે તો નાનકડું પ્રાણી અને મારી સામે આંખો કાઢે છે. હાથી પૂછે છે તને બીક નથી લાગતી ? તું આટલી નીડર કેમ બેઠી છે ? કાબલી કહે–હું શા માટે કોઈનાથી બીવું ? સિંહરાજાએ મને બહેન કરી છે, પછી મને બીક કે ભય શાનો હોય ? હાથી પણ ત્યાંથી ચાલ્યો ગયો.

એટલામાં પેલો સિંહ પાછો ફરે છે. સિંહને જોઈને કાબલીની આંખો હસવા લાગી. સિંહને આવતો જોઈ પોતે ઊભી થઈ ગઈ ને સિંહને વધાવવા સામે ગઈ. અંતરના ઓવારણા લેતી કહે ભાઈ! તું આવ્યો ? ભાઈ ભાઈ કરતી તેના પર ચઢી બેઠી. અને કહે ભાઈ? તારા જેવો ભાઈ મને મળી ગયો પછી કોઈની તાકાત છે કે મને આંગળી અડાડી શકે ! હવે મને કોણ મારનાર છે? ભૂલ્યાને ભાનમાં લાવનાર 'ભાઈ' શબ્દ છે. સિંહ વિચાર કરે છે બકરીએ મને ભાઈ કર્યો તો હવે તેને મારાથી મરાય જ કેવી રીતે ? વનચર પ્રાણીઓમાં પણ આટલો વિવેક છે. પછી સિંહને બહેન બનેલી બકરી પર ખૂબ વાત્સલ્ય ઉછળ્યું. અને તેની સાથે ખૂબ પ્રેમથી આનંદપૂર્વક રહે છે. સિંહ કહે બકરી ! તું મારી બહેન બની છે માટે તને લાડ લડાવવા જોઈએ ને ! સિંહ જેવા પ્રાણીમાં પણ બહેન પ્રત્યે કેટલી લાગણી ઉભરાઈ છે ! આજે સંસારમાં કંઈક ભાઈના ઘરમાં સાળીનું સ્થાન હોય તેટલું બહેનનું નથી હોતું. ભાઈ કદાચ બહેનને ભૂલે પણ બહેન ભાઈને ભૂલતી નથી. પણ આ તો જાતિવંત ભાઈ બન્યો છે. ભાઈને જોઈને હરખઘેલી થઈ ગઈ. તેથી કહે તું મારા શરણે આવીને અભય બની ગઈ છે. તેમ જેણે વીતરાગનું શરણું સ્વીકારીને સંયમ લીધો છે તેને કોઈ જાતનો ભય રહેતો નથી. બહેનને લાડ લડાવવા સિંહ હાથીને ત્યાં બોલાવે છે ને કહે છે મારી બહેનને તારી પીઠ પર બેસાડીને ફેરવજે ને જ્યાં લીલો ચારો હોય ત્યાં લઈ જજે. ને લીલો ચારો ખવડાવીને પછી અહીં મૂકી જજે. આપણને ભગવાન મહાવીર જેવા ભાઈ મળ્યા છે. આવા ભાઈ અને તેનું ઝળહળતું શાસન મળ્યા પછી કોઈની તાકાત છે કે આપણી સામે ગમે તેવા પાખંડી મતના પ્રહાર પડે છતાં હરાવી શકે ? કોઈ તેને શ્રદ્ધાથી ડગાવવા સમર્થ ન બની શકે. તેને કોઈ જાતનો ભય રહેતો નથી.

એક વાર રીબીયો જંગલમાં પશુધન ચરાવતો ચરાવતો જ્યાં કાબલી છે ત્યાં આવી ચઢયો. કાબલીએ દૂરથી રીબીયાને જોયો. તેને પોતાના ભાઈની મમતા એકદમ યાદ આવી ગઈ. કાબલીને રીબીયાનો ભાઇ પ્રત્યેનો પ્રેમ યાદ આવી ગયો ને પૂર્વના સ્મરણો યાદ આવ્યા. ત્યાં હાથી એને ફરવા લઇ જવા માટે આવે છે. કાબલીને ખૂબ ઉદાસ જોઈને હાથી પૂછે છે. કાબલી બેન! આજે તમે કેમ આટલા બધા ઉદાસ છો? ઘણું પૂછે છે તો પણ કાબલી બહેન કાંઇ બોલતા નથી. શું મારો કાંઈ વાંક ગુનો છે? સાધક આત્માનું મન જ્યારે સંયમમાંથી ચલાયમાન થઈ જાય છે ત્યારે તે પૂર્વના સંબંધોને અને સ્મરણોને યાદ કરે છે. જ્ઞાની કહે છે.

विज्जहितु पुव्वसंजोयं, न सिणेह कर्हि चि कुव्वेज्जा ।
असिणेह सिणेह करेर्हि, दोसं पओसेर्हि मुच्चए भिक्खु ॥

ઉત્ત. સૂ. અ. ૮ ગાથા ૨

સંયમી સાધક પૂર્વ સંયોગોનો ત્યાગ કરીને કોઈના પ્રત્યે પણ સ્નેહ ન રાખે. અને પોતાના ઉપર સ્નેહ કરનાર પ્રત્યે પણ સ્નેહ ન રાખે તો તે દોષોથી મુક્ત થઈ જાય છે. સ્નેહરાગ આત્માને રોવડાવે છે.

**સગપણ સંસારીના ભૂલવા પડે, મુક્તિનો માર્ગ તો ત્યારે જડે,**
**બહેની કેવા હશે, બા શું કરતા હશે, જોજે યાદ આવે ના સંસાર...**

સંયમ લીધા પછી સંસારીના સગપણ ભૂલવા પડે. તો જ મુક્તિનો સાચો માર્ગ મેળવી શકાય. મારી માતા-બહેન શું કરતા હશે? એ બધી ચિંતાને ભૂલવી પડે. જો સંયમ માર્ગમાં સંસારના સ્વરૂપનું ચિંત્વન થાય તો સંયમ ધૂળધાણી થઈ જાય છે ને તે સંયમ માર્ગથી પડવાઈ થાય છે.

હાથી બકરીને ખૂબ પૂછે છે પણ બકરી કાંઈ જ બોલતી નથી એટલે તેના સિંહ ભાઈને બોલાવવા જાય છે. સિંહ ભાઈ! તમારા બહેન તો બહુ લાડીલા છે. પણ કોણ જાણે તે એકદમ ઉદાસ કેમ થઈ ગયા છે? મારી મતિ મૂંઝાઈ ગઈ છે. માટે આપ ચાલો. સિંહ આવીને બહેનને ખૂબ પૂછે છે ત્યારે કહે છે મારો ભાઇ રીબીયો મને તેડવા આવ્યો છે, માટે મારે એની સાથે ઘેર જવું છે. ત્યારે સિંહ કહે જોને છોડીને આવી ત્યાં જવાની ઇચ્છા ન કર. ત્યાં જવામાં તારું જીવન જોખમમાં છે. માટે અહીંયા મસ્ત રીતે આનંદમાં રહે. કાબલી આ જંગલમાં રહેવાથી લીલો ચારો મળવાથી ખૂબ હૃષ્ટપૃષ્ટ થઈ છે એટલે સિંહ કહે છે તું ત્યાં જવાનો વિચાર ન કર. ઘણું સમજાવવા છતાં ન માની એટલે સિંહ હાથીને કહે છે તારી પીઠ પર બેસાડીને કાબલીને એના ઘેર મૂકી આવ. હાથી પર બેસી કાબલી બકરી પોતાના ગામ તરફ આવી રહી છે. કાબલીના ગામના પાદરમાં પહોંચ્યા, એટલે કૂતરા હાથીને ખૂબ હેરાન

કરવા લાગ્યા. તેથી હાથીએ કાબલીને પાદરમાં ઉતારીને કહ્યું. તું હવે તારે ઘેર પહોંચી જા. એમ કહી હાથી ચાલ્યો ગયો. રીબીયાએ કાબલીને જોઈ એટલે કહ્યું. કાબલી, તું આવી? રીબીયો પૂછે છે કાબલી! તું કયાં ગઈ હતી? કાબલી કહે સિંહ મારો ભાઈ થયો હતો તેથી જંગલમાં મસ્ત રીતે આનંદથી રહેતી હતી. પણ ભાઈ, તને જોયો એટલે મને તું ખૂબ યાદ આવી ગયો. એટલે ભાઈ, પાછી આવી છું. રીબીયો કહે, તેં આ શું કર્યું? તેં બહુ ખોટું કર્યું છે.

આ ગામમાં એક અમલદાર રહેતો હતો. તે હંમેશા બકરાને મારે ને તેનું માંસ ખાય. તેથી ગામમાં રોજ એકેકનો વારો કર્યો છે. બધાનો વારો આવી ગયો અને આજે રીબીયાનો વારો આવ્યો. દરેક બકરીને જુએ છે પણ એક પણ લેવા જેવી ન લાગી. તેની નજર કાબલી પર પડી. કાબલી જંગલમાં રહીને ખૂબ અલમસ્ત થઈ છે. રીબીયો તેને દેવા તૈયાર થયો. અરર....સંસાર કેટલો સ્વાર્થી છે. જેના પ્રત્યે પહેલા રીબીયાને રાગ હતો તે આજે મૃત્યુના મુખમાં ધકેલવા તૈયાર થઈ ગયો. આવા સંસારને દૂરથી નમસ્કાર. બકરી અમલદારને સોંપ્યા પછી એક જ ધડાકે બકરીનું માથું ઉડાડી નાંખે છે. ત્યાં બૂમો પાડે તો કોઈ બચાવવા તૈયાર નથી. સિંહની સુરક્ષિત ગોદ છોડીને રીબીયાના મોહમાં પડી તો તેનું માથું ઉડાવવામાં આવ્યું. તેમ જો સાધક સંસારના મોહમાં ફસાઇને સંયમ માર્ગને છોડી દે છે તો હલકી ગતિમાં ફેંકાઈ જાય છે. માટે સંસારના રાગમાં ફસાવા જેવું નથી.

સ્થૂલિભદ્ર કોશા વેશ્યાને ત્યાં જઈને રહ્યા છે. આ બાજુ મંત્રી કે શ્રેયસ તો કંઈ જાણતા નથી. એટલે વિચાર કરે છે આપણો સ્થૂલિભદ્ર કયાં ગયો હશે? શ્રેયસનો મિત્ર એક દિવસ કહે મિત્ર! મારે તને એક વાત કરવી છે. તે વાત તું ગુપ્ત રાખજે. વાત કહેતાં જીભ પણ ઉપડતી નથી. શ્રેયસ કહે ભાઇ! તું ખુશીથી કહે. ત્યારે મિત્ર કહે. ભાઈ, શ્રેયસ! મેં તારા ભાઈને અયોગ્ય ઘરે જોયો છે. મિત્ર! તું આ શું બોલે છે? શ્રેયસ આવા વચન સાંભળવા પણ તૈયાર ન હતો, કારણ કે ભાઈ પ્રત્યેનો અથાગ પ્રેમ છે. તેના દિલમાં એક જ છે કે મારો ભાઈ કયાં ગયો હશે? મિત્ર કહે, તારા ભાઈને મેં આજે વેશ્યાને ઘેર જોયો છે. આ સાંભળતા શ્રેયસના હોશ કોશ ઊડી ગયા. મિત્ર! શું તું આ સત્ય બોલે છે? અમારું કુળ કેવું? કુટુંબ કેવું? જૈન-ધર્મને ન છાજે તેવું વર્તન કરે તો અમારી આબરૂને ધક્કો લાગે. ત્રણ કાળમાં પણ મારો ભાઈ આવો ન હોય! મિત્ર કહે શ્રેયસ! મેં દશ્ય આંખોથી જોયું છે. સ્થૂલિ-ભદ્રને વેશ્યાના મકાનમાં ઝરૂખામાં બેઠેલા જોયા છે. અમારી આંખો મળી એટલે તે એકદમ અંદર ચાલ્યા ગયા. આ વાત સાંભળી શ્રેયસના હોશકોશ ઊડી ગયા. અહો! જે સ્થાન સામાન્ય માણસને માટે પણ અયોગ્ય છે તો જે ઘરમાં જેની છ છ બહેનોએ દીક્ષા લીધી હોય તે ઘરમાં આ શોભે ખરું? હજુ શ્રેયસ કહે છે, આ વાત માનવામાં

આવતી નથી. ઘણાં વર્ષોથી અમે સાથે રહ્યા, ભણવા ગયા, સાથે રમ્યા તેથી મને મારા મોટાભાઈના ચારિત્ર પર વિશ્વાસ છે. તે આવું કામ કરે જ નહિ. ત્યારે મિત્રે કહ્યું, હું તારા ભાઈનો કે તારો દુશ્મન તો નથી ને?

શ્રેયસ ઘેર ગયો. જમવા બેઠો પણ ભાવતું નથી. અરૂચીકર લાગે છે. તે મનમાં એજ વિચારે છે કે જે વેશ્યાવાડામાં પગ ન મૂકીએ તે વેશ્યાને ત્યાં જઈને તો રહેવાય જ કેમ? ધીમે ધીમે વાત મંત્રીના કાને પહોંચી ગઈ. મંત્રી તો માંદગીના બિછાને સૂતો છે. તેણે આ સમાચાર સાંભળ્યા કે દિલમાં આઘાત લાગ્યો. શું મારો દીકરો વેશ્યાને ઘેર હોય? બંધુઓ! સ્થૂલિભદ્રની કહાણી આપ બધા સારી રીતે જાણો છો. લીંડી પીપરને જેટલી વાર પલાળો તેટલી નરમ થતી જાય છે. તેમ મહાપુરૂષોના મહા મૂલ્યવાન પાવન ચરિત્રો જીવને જેટલી વખત વધુ સંભળાય તેટલો આત્મા પવિત્ર બનતો જાય છે.

શકડાલને સ્થૂલિભદ્રની વાતથી મનમાં ઘણો આઘાત લાગ્યો છે. તેથી તેમણે નાના દીકરાને કહ્યું, બેટા? તું ઉપર આવ. આ સાંભળી શ્રેયસ તો સાવ ઢીલો થઈ ગયો. પિતાજીએ મને શા માટે ઉપર બોલાવ્યો હશે? મ.રી શું ભૂલ થઈ હશે? શું હું પિતાજીનાં ગુનામાં આવી ગયો હોઈશ! તે પોતાના જીવનને ધિક્કારે છે. કદાચ મારી ભૂલ થઈ હોય તો બાપુજી ન બોલે તે પહેલાં હું મારી ભૂલનો સ્વીકાર કરી લઉં. કેટલો વિનય! સીડીના પગથિયે પોતાના પાપને યાદ કરે છે. ચિંતન કરે છે. શું હું પિતાજીને દુઃખ કરવામાં નિમિત્તભૂત બન્યો હોઈશ? પગથિયે પગથિયે પાપની આલોચના કરે છે, પણ કોઈ ભૂલ નજરમાં આવતી નથી. પોતાની ભૂલ છે જ નહિ પછી ક્યાંથી ભૂલ યાદ આવે? ઉપર જઈ પિતાજીને નમસ્કાર કરી ત્યાં બેઠો. પિતાને પુત્ર પ્રત્યે પ્રેમ અને સ્નેહ વહી રહ્યા છે. શિખામણ પ્રેમથી દેવાય ને ક્રોધથી પણ દેવાય. ક્રોધથી દીધેલી શિખામણથી કોઈક દિવસ કલેશ થાય છે. જ્યારે પ્રેમથી આપેલી શિખામણ અંતરમાં ઉતરી જાય છે.

શ્રેયસ પિતાને નમસ્કાર કરીને પૂછે છે, પિતાજી! મારો શું વાંક-ગુનો આવ્યો છે? પિતા કહે, દીકરા! તારી ભૂલ નથી. તારો વાંક નથી. આટલું બોલતાં પિતા ગળગળા થઈ ગયા ને આંખમાંથી આંસુઓ પડવા લાગ્યા. પછી કહે છે બેટા શ્રેયસ! આજે કાનપર એવા ઢંગની વાત આવી છે કે તે વાત આપણા ઘરનાને શોભે નહિ તે વાત સાંભળી શ્રેયસને સંઝાવાત થઈ ગયો. છતાં પણ તે વિનયપૂર્વક સામે ઉભો છે. શકડાલ કહે. મેં એવું સાંભળ્યું છે કે તારો ભાઈ સ્થૂલિભદ્ર કોશાવેશ્યાને ઘેર જ રહે છે. આ વાત સાંભળી ચિંતા થાય છે. શ્રેયસ વિચાર કરે છે. મારે તો બંને વડીલ છે. પિતા વડીલ છે ને ભાઈ પણ વડીલ છે. જો સત્ય વાત કહું ને ભાઈને

ખબર પડે તો તેને ખોટું લાગે અને વાત દબાવું તો બાપુજીને મારા પરથી વિશ્વાસ ઊઠી જાય. શ્રેયસ નીચું જોઈને બોલે છે. પિતાજી! તમે સાંભળ્યું છે તેવું મેં પણ સાંભળ્યું છે. અહીં સ્થૂલિભદ્ર પર પિતાએ કેવી મોટી આશાની ઇમારત ચણી હતી કે મારા મરણ બાદ તે મારું નામ ચલાવશે. આશામાં નિરાશા આવી ગઈ છતાં પણ સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. મારી આંખોથી મારા દીકરાને ચારિત્રહીન, મર્યાદાહીન, જૈન-શાસનને લજવે તેવું કામ તો ન જ કરવા દઉં.

એટલે પ્રધાન કહે છે શ્રેયસ! તારો મોટો ભાઈ વેશ્યાને ઘેર છે એ વાત સાચી હોય તો તું એક વાર ત્યાં જઈને તારા ભાઈને બોલાવી આવ. આમ કહેતાં પિતાનું હૈયું વલોવાઈ જાય છે ને ધ્રુસ્કે ધ્રુસ્કે રડે છે. શ્રેયસ પણ વાત સાંભળીને ખૂબ રડયો ને કહે બાપુજી! તે રસ્તે જવું એ મારૂં કામ નથી. પિતાજી! આપની બધી આજ્ઞા મંજુર કરીશ. કદાચ શૂળીની શિક્ષા દેશો તો તે શિક્ષા ભોગવવા તૈયાર છું. પરંતુ આપની આ આજ્ઞાનું પાલન કરી શકું તેમ નથી. તે રસ્તા પરથી જઈએ તો પણ માણસોના અવિશ્વાસપાત્ર બની જઈએ. બ્રાહ્મણનો દિકરો ખૂબ પવિત્ર છે પણ દારૂવાળાની દુકાને બેસતો હોય તો નિશ્ચય નહિ પણ વ્યવહાર તો બગડે છે. લોક વ્યવહારથી લોકો એમ બોલે કે આખો દિવસ દારૂપીઠામાં રહે છે, શું તે દારૂ નહિ પીતો હોય! આમ વ્યવહાર બગડે છે. માટે બાપુજી, ત્યાં જવું એ મારા માટે સારું નથી. વળી જે ગણિકાઓ રૂપની પાછળ પાગલ બનીને પૈસાની લાલચથી પોતાના સૌંદર્યને વેચી રહી છે અને એમાં જે પોતાનો ધંધો ખોલી રહી છે એવા ઘરમાં પગ મૂકવો તે પણ પાપ છે. પિતાજી! આવા અધમ અને પાપિષ્ઠ ઘરમાં જતાં મારા પગ ઉપડતા નથી, માટે આપ મને ત્યાં જવાનું ન કહેશો.

પિતા શકડાલ મૂંઝવણમાં પડયા. શું કરવું? પોતાને વૃદ્ધાવસ્થા છે. શરીરને રોગે ઘેરો નાંખ્યો છે. તે પોતાની પત્નીને કહે છે—સ્થૂલિભદ્ર મારી આંખો સામે આવી જાય તો સારું. આખો પરિવાર ભેગો થયો છે, પરંતુ સ્થૂલિભદ્ર વિના બધું ફિક્કું દેખાય છે. ઘરમાં એક જ એવો પુણ્યશાળી આત્મા હોય કે તે ઘરમાં બેઠો હોય તો ઘર હર્યું ભર્યું દેખાય. લક્ષ્મી નાચી રહી હોય તેવું દેખાય અને એ આત્મા ન હોય ત્યારે જાણે ઉંદરડા ફરતા હોય એવું લાગે! અહીં સ્થૂલિભદ્રને માત–પિતા કુળનો દીપક માને છે, પણ સ્થૂલિભદ્ર તો છે નહિ. શ્રેયસની માતા કહે છે બેટા શ્રેયસ! તારા પિતા પથારીવશ થયા છે. એમની આંખથી અને શરીરના ચિન્હોથી એવું દેખાય છે કે દિવસે દિવસે એમનું મૃત્યુ નજીક આવી રહ્યું છે. અને તારા પિતા તારા વડીલ ભાઈ સ્થૂલિભદ્રને મળવા ઇચ્છે છે. તે પુત્રને મળવા માટે ખૂબ આતુર છે. તે સ્થૂલિભદ્ર કયાં છે તે તું જાણે છે તો તું દોડતો જા અને એને બોલાવી આવ. તારા સિવાય ત્યાં કોણ જાય તેમ છે? જઈને સ્થૂલિભદ્રને કહેજે

તારા પિતા મૃત્યુની શય્યામાં સૂતા છે. તે ઘડી બેઘડીના મહેમાન જેવા છે, માટે તું એક વાર આવીને તારું મુખ બતાવીજા. જેથી પિતાને સંતોષ થાય. જો તું અત્યારે નહિ આવે તો પિતાને મળવાના કોડ તારા મનમાં રહી જશે. જઈને આટલું કહેજે ને તું બોલાવીને આવજે.

માતાની આ વાત સાંભળી શ્રેયસ વિચાર કરે છે. જો શાહુકારની પેઢી તરફ જવું હોય તો હરણની માફક કૂદતો જાઉં. પરંતુ જ્યાં ચારિત્ર વેચાઇ રહ્યું છે, જ્યાં વિષય-ભોગની મસ્તી સિવાય બીજી વાત નથી ત્યાં જઈને ઊભા રહેવું છે. ત્યાં જતાં પગ ઉપડતા નથી એટલે નીચી દૃષ્ટિએ ને ધીમી ગતિએ ચાલી રહ્યો છે. માનવને માટે સમય સમય પર અનેક સમસ્યા આવે છે. તે શ્રેયસ વિચાર કરે છે હવે તો ભાઇને બોલાવીને લઇ આવવાનો છે. કયારેક આવો સમય આવે છે ત્યારે ચતુર લોકોને પણ નહિ કરવા જેવું કાર્ય કોઈ વખત કરવું પડે છે. શ્રેયસ વેશ્યાને ઘેર પહોંચી ગયો. ત્યાં સ્થૂલિભદ્ર એક સિંહાસન ઉપર બેઠેલો છે. ભાઇને જોઈને તે એકદમ શરમાઈ ગયો. કારણ કે અંદર પહેલાના ગુણ પડેલા છે. ગમે તેમ તોય પોતાની ખાનદાની છે ને! શ્રેયસ વિચારવા લાગ્યો કે ભાઈ વેશ્યાને ઘેર બેઠા છે પણ હજુ તેનામાં લજ્જા છે તેથી હજુ બગડેલી બાજી સુધરી જશે. જે લજ્જાવાન છે તે એક ટકોરો થતાં ઠેકાણે આવી જશે. હવે શ્રેયસ સ્થૂલિભદ્રને કેવી રીતે સમજાવશે તે વાત અવસરે લઈશું.

જિનદત્ત સાગરદત્ત શેઠને ઘેર આવ્યા છે. સાગરદત્ત શેઠે જિનદત્ત શેઠને પૂછયું ત્યારે જિનદત્ત શેઠે આ પ્રમાણે કહ્યું–હે દેવાનુંપ્રિય !

'तव धूयं भद्दाए अंतियं सूमालियं सागरस्स भारियत्ताए वरेमि जइणं जाणाह देवाणुप्पिया ! હું તમારી ભદ્રાનામની પત્નીના ઉદરથી જન્મેલી સુકુમાલિકા પુત્રીને મારા પુત્ર સાગરની પત્ની બનાવવા ઇચ્છું છું. આપ જો મારી માંગણી ઉચિત સમજતા હો, કુળ–મર્યાદા યોગ્ય તેમજ મારો પુત્ર તમારી કન્યા માટે યોગ્ય છે, આ સંબંધ સારો છે, કન્યા તેમજ વરનો આ લગ્નસંબંધ કૂળ, રૂપ અને ગુણોને અનુરૂપ છે, તો તમે તમારી પુત્રી સુકુમાલિકાને મારા પુત્ર સાગરને માટે આપો. આ રીતે જિનદત્ત શેઠે કન્યાની માંગણી કરી. હવે સાગરદત્ત શેઠ શું જવાબ આપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–**કનકરથ રાજાએ નવયૌવના સ્ત્રીનું રૂપ લઈને આવેલી સુલશા યોગિનીને કહ્યું. આપનો રસાલો ગામ બહાર છે તો વાહન મોકલીને બધા પરિવારને અહીં બોલાવી લઈએ. સુલશા ના પાડે છે. કારણકે પરિવારને લઈને આવી હોય તો મળે ને! કોઈને સાથે લાવી નથી. એ કંઈ પલ્લીરાજની કન્યા ન હતી. એનો કોઇ રસાલો ન હતો. અને સાથે કોઇ પ્રકારના વાહન પણ ન હતાં.

તે તો યુવરાજને રેશમી દોરી વડે બાંધીને ઋષિદત્તાને ચિર વિયોગનો અગ્નિ ચાંપવા આવી હતી. તેથી કનકરથ કુમારને રસાલો બોલાવવાની ના પાડી. સુલશાને કહે તમને મોકલવા વાહન આપીએ. તો તેણે બધી ના પાડી. ને કહે કે હું વાહન લઈને આવી છું. યુવરાજ કનકરથ અને રુષિદત્તા સુલશાને વળાવવા માટે દરવાજા બહાર ગયા પણ બહાર કોઈ પ્રકારનું વાહન ન હતું, એટલે કનકરથ કહે છે બહેન! વાહન તો દેખાતું નથી. ત્યારે કહે–નગરી બહારના ઉતારે છે. આપ બંને અહીં ઊભા રહો. બંનેને ઊભા રાખ્યા. વાહન તો કોઇ હતું નહિ એટલે પગે ચાલતી પૂછતી પૂછતી પાંથ–ધર્મશાળામાં પહોંચી ગઈ. જ્યારે તે પહેલા પાંથ ધર્મશાળામાંથી બહાર નીકળી ત્યારે મનમાં આશાના તરંગો કૂદતા હતા કે કનકરથને પોતાના રૂપના ચરણમાં આળોટતો કરી દેશે. આશાના દોર ઉપર નાચનારો કદી પોતાની જાતને જોઇ શકતો નથી. આશાની મોરલી પર ડોલનારો કદી વાસ્તવિકતાના દર્શન કરી શકતો નથી.

સુલશા પોતાના ઉતારે આવી ત્યારે જાણે એકદમ થાકી ગઈ હતી. આશાનો નાદ માનવીને ઘડીભર દિવાનો રાખે છે અને આશાનું અવસાન થાય ત્યારે માનવી ગારા જેવો બની જાય છે. સુલશાને થાકેલી જોઈને કુબ્જા પૂછે છે: મહાદેવી શું થયું? મારો પ્રયત્ન નિષ્ફળ ગયો. મેં જે ધાર્યું હતું તેનાથી વિપરીત પરિણામ આવ્યું. મારું રૂપ કુંવરની આંખને સ્પર્શી શક્યું નહિ. કનકરથ અને ઋષિદત્તા સુલશાના ગયા પછી સુલશાના રસાલાને શોધવા માટે પોતાના બે સૈનિકોને મોકલ્યા. સૈનિકો બધા ઉપવનમાં જઈને પાછા આવ્યા ને કહે કોઈ સ્થળે પલ્લીરાજની રાજકન્યાનો રસાલો પડાવ નાંખીને પડયો નથી. રસાલો હોય તો મળે ને? સુલશા વિચાર કરે છે. હવે મારે શું કરવું? વિચાર કરતાં કરતાં એક ઉપાય સૂઝયો. આ ગામમાં જો કોઈ સુંદર નૃતકન્યા મળી જાય તો આપણું કામ સહેલાઇથી થઈ જાય.

નર્તકીની તપાસ કરાવતાં ખબર પડી કે આ નગરીમાં શ્રીલેખા નામની નર્તકી રાજાની ખૂબ માનીતી છે. રાજ્યમાં કોઈ સારા પ્રસંગે તેને જ આમંત્રણ મળતું હતું. શ્રીલેખાનું રૂપ પણ જોનારને ઘડીભર આંજી નાંખે તેવું હતું. આમ વિચારી સુલશા અને કુબ્જા સામાન્ય દાસી જેવા કપડાં પહેરીને, નર્તકીના ઘેર ગયા. ચોકીયાતે પૂછ્યું. કેમ બહેન! કોનું કામ છે? અમે શ્રીલેખા દેવીને મળવા આવ્યા છીએ. ચોકીયાત કહે આપ પરદેશી લાગો છો? હા. દેવીનું મહત્વનું કામ છે તેથી અહીં આવ્યા છીએ. આપ થોડી વાર બેસો પછી આપને દેવીનું મિલન થશે. થોડીવારમાં શ્રીલેખા આવી ને મધુર ભાષામાં બોલી. માફ કરજો. આપનો ઘણો સમય બગાડયો છે. કંઈ વાંધો નહિ. જ્યારે ગરજ હોય ત્યારે સમય ગમે તેટલો બગડે તો પણ વાંધો નહિ. મને એમ કે આપને મળવા માટે દાસ–દાસીનો વેશ ધારણ કરવો પડશે, તેથી સામાન્ય

લક્ષ પહોંચતું નથી. આજે જીવો બહારની ચમકને ઈચ્છે છે પણ હંમેશા ટકે તેવી ચમકને ઈચ્છતા નથી. તમારે રવિવાર એટલે રજાનો દિવસ. એક બાજુ સવારે વ્યાખ્યાન હોય, બીજી બાજુ પાર્ટીમાં જવાનું હોય ને ત્રીજી બાજુ પંદરમી ઓગસ્ટ હોય, તો તમને કયું વધારે પસંદ પડે? પંદરમી ઓગસ્ટ અને પાર્ટી પસંદ કરો તો સમજી લેવું જોઈએ કે જીવનમાં ધર્મ હજુ પચ્યો નથી. સંસ્કારોની ભૂખ ઉઘડી નથી.

જેના રોમે રોમે ધર્મ વસ્યો છે, ધર્મ રૂચી ગયો છે તે આત્મા પ્રથમ ધર્મ-સ્થાનોમાં ભાગ લે છે. આવી સદ્‌ભાવના જાગૃત થાય તો તેનાથી ગુણનો વિકાસ થાય છે. ગુણ નશ્વર નથી, શાશ્વત છે. માતાના હૈયામાંથી સદ્‌ભાવનાનું ઝરણું ઝરે તો બાળકો તેમાં સ્નાન કરીને ભાવનાશીલ બને છે. માતા-પિતા સજાગ બને તો ભાવિ પ્રજા આદર્શ, સંસ્કારી અને ગુણયુકત બની શકે છે. દુનિયામાં સો શિક્ષકોની ગરજ એક માતા પૂરી શકે છે. આજે જૈનત્વના સંસ્કાર કેમ ભૂંસાતા જાય છે? ધર્મ કેમ કોઈને ગમતો નથી? તેમાં ઊંડે ઊંડે માતા-પિતા કારણભૂત છે. જૈનત્વને અચળ રાખવા અને ધર્મ સંસ્થાઓને સુસ્થિર રાખવા આવતી કાલની પેઢીની રક્ષા કરવા માટે તમારે સંસ્કાર રેડવા જોઈએ. આજનો નાનો બાળક આવતીકાલનો નાગરિક છે. ભાવિ પેઢીનો રક્ષક છે. ધર્મના સ્થંભરૂપ છે. જો એ બાળકમાં આદર્શો ઘડયા હશે તો એ ઘરનો, સમાજનો, દેશનો અને ધર્મનો ઉદ્ધાર કરશે. પ્રાચીન કાળમાં મા-બાપો બાહ્ય જીવનની ઉન્નતિ સાથે આત્મજીવનની ઉન્નતિ કેમ થાય તેની કાળજી રાખતા. પોતાના સંસારી જીવન પર કાપ મૂકતા. તેઓ સમજતા હતા કે આત્મા કર્મપડળથી દબાતો આવ્યો છે. છતાં તેને જીનવાણીનું પાન, સત્સમાગમનો રંગ, સદ્‌વાંચનનો રસ, ત્યાગભર્યા ઉન્નતિકારક મહાપુરૂષોના ચરિત્રનું શ્રવણ, વાણીનો સંયમ અને પૌષ્ટિક સાદા ભોજનનો આશ્રય આપીએ તો સુસંસ્કાર દૃઢ ટકી રહે છે.

સતી મદાલસા સાથે લગ્ન કરવા અનેક રાજકુમારોના કહેણ આવતા, પણ મદાલસા કોઈને પાસ કરતી નથી ત્યારે મદાલસાના પિતા પૂછે છે મદાલસા! કેટલા રાજકુંવરોના પ્રેમથી માંગા આવે છે છતાં તું તેનો તિરસ્કાર કરે છે તો તારા મનમાં શું છે કે જેથી તું ના પાડે છે? મદાલસા કહે-પિતાજી! મારે લગ્ન કરવા નથી. દીક્ષા લેવી છે. પિતા કહે તું ગમે તેમ કરીશ તો પણ હું તને દીક્ષા નહિ આપું. આ જબરજસ્ત ચારિત્ર-મોહનીય કર્મનો ઉદય. પિતાએ ઘણું સમજાવી ત્યારે કહ્યું કે હું કોની સાથે લગ્ન કરું કે જેની સાથે હું લગ્ન કરું તેની સાથે પરણ્યા પછી જે સંતાન થાય તેના પર માલિકી મારી રહેશે. મારે જેવા સંસ્કાર અને કેળવણી આપવી હોય તે રીતે હું આપી શકું. આ રીતે જે મારી સાથે કરાર કરે તેની સાથે પરણીશ. નહિ તો હું કુંવારી રહીશ. મારે ધનવાન, સત્તાધીશ કે પાટવીપુત્ર ન હોય તો નથી જોઈ તો પણ મારી શરત જે મંજુર કરે તેની સાથે પરણીશ. આવી શરતથી કોઈપણ

પરણવા તૈયાર નથી થતું. અંતે ઋતુરાજ નામે રાજા શરત મંજુર કરી, મદાલસા સાથે પરણે છે.

આવો પ્રસંગ બને તો તમે શું કહો? આ તો સ્ત્રીની પરાધીનતા! પરણવું ને પરાધીનતા! ઋતુરાજને મદાલસા ગમી અને તેની શરતે પરણ્યો. સંસારના સુખ ભોગવતાં મદાલસાએ પુત્રરત્નને જન્મ આપ્યો. મદાલસા પુત્રના સંસ્કાર માટે ખૂબ કાળજી રાખે છે અને સુંદર સંસ્કારોથી એના જીવનનું ઘડતર ઘડે છે. તે સમજતી હતી કે સંસારમાં સુખ નથી છતાં તેમાં મારે બળવું પડયું છે પણ મારા સંતાન એ આગમાં ઝંપલાવે નહિ. અને તે આત્માનું સાચું સુખ પ્રાપ્ત કરે. સંસારના સુખની પાછળ દુઃખની આગ છે. એ સુખ નશ્વર છે. આમ વિચારી બાળકને પારણામાં સૂવાડી હાલરડા ગાય છે.

"शुद्धोऽसि बुद्धोसि, निरंजनोसि, संसार माया परिवर्जितोऽसि ।
संसार स्वप्नं त्यज मोहनिद्रां, मदालसा वाक्यमुवाच पुत्रम् ॥"

હે દીકરા! તું શુદ્ધ છે, બુદ્ધ છે એટલે જાતે બોધ પામનારો છે. કોઈપણ જાતના લેપ વિનાનો છે. સંસારની માયા છોડવા જેવી છે. જીવનની દરેક પ્રવૃત્તિ ઉપાધિમય છે. સંસાર સ્વપ્ન જાળ છે. મોહની નિદ્રાને તું છોડી દે. છોડી દે. તારું ઘર આ નથી પણ મોક્ષ તારું ઘર છે.

જે ભાવનાની લહરી મદાલસાને અંતરથી ઉઠે છે તેમાં સંસ્કારના અંકુર છે. સંસાર ત્યાગની ચેતવણી છે. આત્મા કેવો છે તેનું શિક્ષણ છે. અને સંસાર કેવો છે તેની સમજણ છે. ત્યાગ-વૈરાગ્યના હાલરડા લલકારતા મદાલસાને એમ નથી થતું કે મારો પુત્ર મને છોડીને ચાલ્યો જશે તો? તમારા દીકરા-દીકરી સંત સતીજી પાસે આવતા થાય તો મનમાં ભય લાગે કે અમારા સંતાન દીક્ષા લઈ લેશે તેથી ઉપાશ્રય આવતા પણ બંધ કરાવી દો. રાજા ઋતુરાજ અને રાણી મદાલસા સાંસારિક જીવન પણ બહુ મર્યાદા સહિત જીવે છે. વિલાસી દશ્યો ખડા થવા દેતા નથી. ધર્મકાર્યમાં સંતાનોને સાથે રાખે છે. મદાલસા ધાર્મિક તેમ જ વ્યાવહારિક શિક્ષણ પણ પોતે આપે છે. કારણ કે તેને તો સંતાનોમાં ઉત્તમ સંસ્કારનું સિંચન કરવું હતું. બાળકના જીવનના ઘડતર ઘડતાં ઘડતાં એક-બે નહિ પણ છ છ પુત્રો સંસાર ત્યાગી સંયમ-માર્ગ અપનાવે છે.

બંધુઓ! તમને એમ થાય કે મારો પુત્ર કુળ દીપક બને પણ કયારેય વિચાર આવે ખરો કે શાસનદીપક બને તો સારું! કદાચ પુત્રને વૈરાગ્ય આવે તો પણ તેને અટકાવો. અરે, ઘણાં તો એવા હોય છે કે સમજાવવાથી ન અટકે તો સત્સંગ છોડાવવા ખરાબ સંગતિમાં નાંખતા પણ અટકતા નથી. છ છ પુત્રોએ દીક્ષા લઇ લીધી, તેથી

રાજાને ચિંતા થઈ કે મારું રાજ્ય કોણ સંભાળશે ? આથી રાજા રાણીને કહે છે, તમે સાતમા પુત્રને ઉપદેશ ના આપશો. પુત્ર મોટો થઈ જાય છે. મદાલસાને થાય છે કે મારા પુત્રને રાજ્યના બંધનમાંથી મુક્ત કરવો જોઈએ. 'રાજેશ્વરી તે નરકેશ્વરી'. રાજ્ય, સત્તા, સંપત્તિ આ બધું ઝેર જેવું છે. એ વિષ પુત્રના જીવનમાં ન ઉતરે તથા પુત્ર દુર્ગતિમાં ન જાય તે માટે પોતાના છ પુત્રો જે દીક્ષિત બન્યા છે તેમની પાસે જઈ વંદન કરીને કહે છે: આપે તો સંસાર બંધનમાંથી મુક્ત થઈને આત્મ-કલ્યાણની કેડી પકડી લીધી પણ તમારો સાતમો ભાઈ જે સંસારમાં છે તે રાજપાટ ન છોડે તો તેને સમજાવજો. મારો એકે દીકરો દુર્ગતિમાં ન જવો જોઈએ. આ હતી માતા ! તમે તમારા પુત્ર માટે શું ઈચ્છો છો ? મારો પુત્ર ગરીબ ન રહેવો જોઈએ. છેલ્લે મદાલસા મૃત્યુની શય્યા પર સૂતી છે ત્યારે જાગૃત રાખવા માટે અંત સમયે એક ચિઠ્ઠીમાં शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि " આ શ્લોક લખે છે. તે ચિઠ્ઠી માદળીયામાં મૂકીને તે માદળીયું સાતમા પુત્રને આપે છે ને કહે છે હે દીકરા ! સંસારમાં તને જ્યારે દુઃખ લાગે ત્યારે આ માદળીયું ખોલજે. આટલી શીખામણ આપી મદાલસા દેહનો ત્યાગ કરે છે. આનું નામ સાચી માતા ! મૃત્યુ સમયે તમારી પાસે ધન ન હોય, પરિવાર સારો ન હોય તો દુઃખ થાય પણ મદાલસાને તો સંપૂર્ણ શ્રદ્ધા હતી કે મારો પુત્ર ક્યારેક પણ સંસારના સુખોને છોડીને ધર્મના માર્ગે આવશે.

સમય જતાં રાજા પણ મરણ પામ્યા. સાતમો દીકરો રાજા બને છે ને સંસારની આસક્તિમાં પડી જાય છે. આ વાત દીક્ષા લીધેલા ભાઈઓને ખબર પડતાં તેમના દિલમાં દુઃખ થાય છે. અહો ! અમારા ભાઇની દુર્ગતિ થશે, એટલે ભાઈની ગતિ સુધારવા, માટે દીક્ષિત બનેલા છ એ ભાઈઓ નાના ભાઈના રાજ્યમાં આવ્યા. અને ભાઈને સંદેશો કહેવડાવ્યો કે રાજાને કહેજો કે ગામમાં છ મહારાજ પધાર્યા છે. રાજા ઊંધું સમજ્યા કે મારું રાજ્ય લઈ લેવા માટે બીજા રાજા ચઢી આવ્યા છે. સુખની સરિતામાં આપત્તિનો એક પહાડ આવતાં નાનો ભાઈ મૂંઝાઈ જાય છે. માતા પિતાને અને ભાઈઓને યાદ કરે છે. હું એકલો શું કરું ? કોની સહાય માંગુ ? એકદમ ચિંતાતુર બની જાય છે. ત્યાં માતા મદાલસાના શબ્દો યાદ આવે છે. એકાંતમાં જઈ હાથે બાંધેલું માદળીયું છોડી નાંખે છે. તેમાંથી નીકળેલી ચિઠીમાં શ્લોક જુએ છે. એકવાર, બે વાર વાંચે છે પણ સમજાતું નથી. પણ માતા ઉપર શ્રદ્ધા અથાગ છે. મારા હિત માટે જ માતાએ આ ગહન વસ્તુ બતાવી છે. માટે મારે તેને ખૂબ ઊંડાણથી સમજવું જોઈએ. અંતે શ્લોકનો અર્થ સમજાય છે. વિવેક ચક્ષુ ખૂલી જાય છે. હૈયું વૈરાગ્ય રસથી તરબોળ બનતાં રાજઋદ્ધિ તૃણવત્ ગણીને ફેંકી દે છે. પછી ખબર પડી કે મારા ભાઈઓ મારા નગરમાં પધાર્યા છે. તેથી ભાઈઓને મળે છે ને બધા ભાઈઓ ખૂબ આનંદ પામે છે. સાતમો ભાઈ પણ દીક્ષા લે છે. માદળીયામાં રહેલ સંસ્કાર-વાણીના પ્રભાવે દુઃખ દાવાનળમાંથી બચી જાય છે.

જીવનનો સાચો શણગાર સંસ્કાર છે.તેને લાવવા માટે જીવનમાં સદ્જ્ઞાન અપનાવવું જોઇએ. જેથી સારાસાર સમજાઈ જાય. સદ્વાણી વડે જીવનને મ્હેંકાવવું જોઇએ: જેનાથી સર્વના અંતરનો પ્રેમ પ્રાપ્ત થાય. સદ્વર્તનથી જીવન વ્યવહાર શુદ્ધ બનાવાય, અને સદ્ભાવનાથી આંતરિક જીવન દશા શુદ્ધ બનતી જાય. આ રીતે ઘડાયેલું જીવન કયારે પણ કુસંસ્કારના માર્ગે નહિ વળે. પાપોદયથી કદાચ તે માર્ગે જાય તો જતાં પણ દિલના સંસ્કાર એને પોકાર પાડે છે, જતાં અટકાવે છે. જાય તો પશ્ચાતાપના આંસુથી તે પવિત્ર બન્યા વિના નહિ રહે.

ગઈ કાલે સ્થુલિભદ્ર અને શ્રેયસની વાત કરી હતી. શ્રેયસને આવતો જોઈ સ્થૂલિભદ્ર સમજી ગયો કે શ્રેયસ મને તેડવા આવી રહ્યો લાગે છે. શ્રેયસ કહે– મોટાભાઇ! તમને આ ઘર શોભે ખરું ? ભાઈ! આ તો આપણા કુળને કલંક લાગે છે. તું અને હું કોના દીકરા! શું ખાનદાન, ધર્મિષ્ઠ મા–બાપનો દીકરો આ ઘરમાં શોભે ખરો? આપણા પિતાની ખ્યાતિ કેટલી ? તને અહીં બેસવું શોભતું નથી. સ્થૂલિભદ્ર બધું સાંભળે છે પણ કંઈ ઉત્તર આપતો નથી. માથું નીચું કરીને મૌન બેસી રહ્યો છે. એક એક શબ્દ કાનમાં ગુંજી રહ્યો છે. શ્રેયસ આગળ વધીને કહે ભાઈ! જે થવાનું હતું તે થયું પરંતુ હજુ બાજી સુધારી લે. પિતાજી ઘણા બિમાર છે. ઘડી બે ઘડીના મહેમાન છે. તેઓ તને ખૂબ ઝંખે છે. તું એક વાર આવીને તારું મુખ બતાવી જા, જેથી પિતાને સંતોષ થાય. જો તું અત્યારે નહિ આવે તો પિતાને મળવાના કોડ તારા મનમાં રહી જશે. માટે તું ઘેર ચાલ. તારી જે ભૂલ થઈ છે તે બદલ તને કોઈ ઠપકો નહિ આપે. પણ સ્થૂલિભદ્ર કાંઈ જ બોલતો નથી. તેથી શ્રેયસ સ્થૂલિભદ્રની પાસે બેસીને ચોધાર આંસુએ રડે છે. રડતી આંખે અને લથડતી જીભે નાનોભાઈ મોટાભાઈને કહે છે, મારે આ ઠેકાણે વધુ સમય બેસવું એ યોગ્ય નથી. તારો નિર્ણય જલ્દી આપ. આ ઘરમાં તું શોભા નહિ પામે. આપણા માતાપિતા ચારિત્રથી તદ્દન નિર્મળ છે. એવા મા–બાપનો તું દીકરો છે. તે તને અહીં જુવે તો સારું ન લાગે માટે તું મારી સાથે ચાલ. ભીંતની આડમાં કોશા વેશ્યા છૂપાઇને ઊભી છે. તે સ્થૂલિભદ્ર સામે ત્રાંસી આંખો કરી ઈશારાથી સમજાવે છે કે નહીં જવું જોઈએ. શ્રેયસે મોટાભાઈને ઘણું સમજાવ્યો. સારી શિખામણ આપી પરંતુ સારી શિખામણ કામ ન લાગી. રાણી મંદોદરીએ રાવણને હજાર વાર કહ્યું કે સીતાને પાછી સોંપી દો. તે વાત સાંભળી રાવણ મંદોદરીને કહે છે.

**કયા રામચંદ્રસે, મેરી સાહ્યબી કમ હૈ ?**
**નહીં દેગા જાનકી, જબ તક દમમેં દમ હૈં ॥**

હે રાણી મંદોદરી! તું મને કાયરતાના શબ્દો કહે છે. તે રામથી હું ડરું તેમ નથી. તેની સાહ્યબી કરતાં મારી સાહ્યબી ઘણી ઊંચી છે. મોહનીય કર્મના

આવરણ હોય ત્યારે સાચી શિખામણ કામ લાગતી નથી. જ્યારે કામરાગ જન્મે છે ત્યારે તે કામરાગ સ્નેહરાગને મારી નાંખે છે. પત્ની તરફનો રાગ તે કામરાગ છે. મા-બાપ, ભાઈ-બહેન તરફનો રાગ તે સ્નેહરાગ છે. કામરાગ સ્નેહરાગને મારે છે. કહેવત છે કે "**પરણ્યા પહેલો માડીનો, પરણ્યા પછી લાડીનો**" આ કહેવત ખોટી નથી. આવા ઘણા દાખલા જોવા મળે છે. પરણ્યા પછી સ્નેહરાગને ભૂલી જાય છે. ને કામરાગ તરફ ઢળે છે. એક કવિ પણ બોલ્યા છે કે:-

> **"પડદા પડા હી મોહકા, આતા નજર નહીં ।**
> **ઔર ચેતન તેરે સ્વરૂપકી, તુજકો ખબર નહીં ॥"**

હે ચેતન! તું તો સર્વશક્તિમાન છે. અનંત શક્તિ તારી પાસે રહેલી છે. પણ વચ્ચે મોહનો પડદો આવી ગયો છે તેથી તારી શક્તિનું ભાન ભૂલી ગયો છે અને તારા સ્વરૂપની તને ખબર નથી.

સ્થૂલિભદ્ર શ્રેયસને કહે છે, જો બાપુજી બિમાર છે તો તું સેવા કરવાવાળો છે ને! હું આવી જાઉં તો બાપુજી અમર થવાના નથી. આ વાત સાંભળી શ્રેયસ નિરાશ બની ગયો. હવે વિચાર કરવા લાગ્યો-બાપુજી કહેતાં જેની જીભ થાકતી નહોતી તેના બદલે તેને બાપુજીનું નામ પણ ગમતું નથી. કામરાગ કેટલો ખરાબ છે! શ્રેયસ કહે-તારા પિતાની સગાઈ પણ જતી રહી! આ રંગમાં પડી ગયો છે તે તને શોભતું નથી. ભાઈ! આ ઘડી નિરાળી છે. જો આ ઘડીને ચૂકીશ તો જીંદગી સુધી પશ્ચાતાપ કરવાનો રહેશે. પિતા તને મળવા માટે ઝંખી રહ્યા છે. તને પિતાને મળવાની ઇચ્છા નથી? ભાઇ! તું કેમ ઉઠતો નથી? ઘણું સમજાવવા છતાં સ્થૂલિભદ્ર ન માન્યો. અંતે શ્રેયસ બે કડક શબ્દો કહીને ત્યાંથી નીચે ઉતરી ગયો. સ્થૂલિભદ્રના મનમાં મંથન ચાલ્યું-શું કરું? શ્રેયસે ઘેર જઈને બધી વાત કરી. આખો પરિવાર શકડાલને ઘેરીને ઊભો છે. અશ્રુભીની આંખોથી તે બધાની સમક્ષ કેવું સુંદર બોલે છે?

"**મેરે મરણકા શોક મોહ વ્યથા કરના નહિ**" મારા મરણ પછી શોક કરશો નહિ. આ દુનિયામાં જન્મ્યા છે તે એક દિવસ જરૂર જવાના છે. શકડાલ પોતાના પરિવારને ઉપદેશ આપે છે. પરિવારને જોઈને પુત્ર સ્થૂલિભદ્રને યાદ કર્યો. ત્યારે બધા કહે, હવે સ્થૂલિભદ્રની મમતા છોડી દો. ત્યારે શકડાલ કહે છે, સંસારના જેટલા પદાર્થો છે તેમાં કોઇપણ પદાર્થમાં મારી મમતા છે જ નહિ. જેમાં જેની મમતા હોય તે ત્યાં જઈને ઉત્પન્ન થાય. સ્થૂલિભદ્રને યાદ કર્યો તે એક જ કારણથી કે જો તે આવ્યો હોય તો મરણ પહેલાં શિખામણના બે શબ્દો કહું અને જો ન આવ્યો હોય તો તેની કાયામાં મારો રાગ નથી. આવી પરિણતિ જાગે ત્યારે સમજવું કે મોક્ષમાર્ગમાં આપણે કદમ ભર્યા છે. શકડાલની આયુષ્યની પૂંજી ખલાસ થતાં

તમામ પરિવાર જોતો ઊભો રહ્યો ને તે દુનિયામાંથી વિદાય લઈને ચાલતો થઈ ગયો. તેના મૃત્યુના સમાચાર નગરમાં ફેલાતા એક બે નહિ પણ હજારો માણસો ભેગા થયા. બધા આવ્યા છે પણ મોટો દીકરો નથી. શકડાલને જ્યારે ઘરમાંથી બહાર લાવ્યા ત્યારે માણસોની કતાર લાગી હતી. જેણે આ દૃશ્ય જોયું તે બધાથી બોલાઈ જવાયું કે શબનું આવું સ્વાગત કોઈ દિવસ જોયું નથી. જેમ જેમ માણસોને ખબર પડી કે શકડાલે આજે વિદાય લીધી ત્યારે બધા માણસો ચોધારા આંસુએ રડવા લાગ્યા. જેનું જીવન બીજાના કામમાં આવ્યું હોય છે તે વ્યક્તિનો અભાવ થાય છે ત્યારે સમાજને, ગામને તેની મોટી ખોટ પડે છે. એક-બે નહિ પણ હજારો આંખો રડી રહી છે. હજારોનો માલિક આજે ચાલ્યો ગયો છે. આખા ગામમાં હાહાકાર મચી ગયો છે. તે સમયે શબયાત્રા કોશા વેશ્યાના મહેલ આગળથી નીકળી. સ્થૂલિભદ્ર શબયાત્રાને જોઈ વિચારમાં પડી ગયો. અહીં રહેતા મને વર્ષો થયા. ઘણી શબયાત્રા જોઈ પણ કોઈ શબયાત્રામાં આટલા માણસો મેં કદી પણ જોયા નથી. તેથી સ્થૂલિભદ્ર કોશાને બૂમ મારે છે. બહાર આવ. કોશા દોડતી બહાર આવી. સ્થૂલિભદ્ર શબયાત્રાને જોઇ રહ્યો છે. બધા માણસોની આંખમાં ચોધારા આંસુ છે. સારી જનતામાં હાહાકાર મચી ગયો છે. આટલા બધા માણસોનો રડવાનો અવાજ જાણે ગગન ગજવી મૂકે છે. આ શબયાત્રામાં ગામના રાજા જેવા રાજા પણ જોડાયા છે. તે પણ નનામીનો છેડો લેવા માટે વિનંતી કરી રહ્યા છે. નનામીના છેડા ખાંધ ઉપર લેવા માટે બધા પડાપડી કરી રહ્યા છે. વિચાર કરે છે કોણ પવિત્ર પુરૂષ મરી ગયો હશે કે જેની પાછળ સારી પ્રજા આંસુ સારે છે ! ! ત્યાં શ્રેયસને જોયો. દિલમાં એકદમ આઘાત લાગ્યો. અહો ! આ શું થઇ ગયું ? મારા પિતા ચાલ્યા ગયા ! હું કેવો અભાગી કે પિતાની નનામીને ખાંધે ન લઈ શક્યો ! જે નનામીને ખાંધે લેવા બધા પડાપડી કરે છે. છાતી ફાટ રૂદન કરવા લાગ્યો. મારો ભાઈ મને બોલાવવા આવ્યો છતાં પિતાના અંતિમ સમયે પણ ગયો નહિ. કેવો અધમ પાપી ! સ્થૂલિભદ્રને પોતાની ભૂલ હૈયે ખટકવા લાગી. તેની અશ્રુભીની આંખ જોઇને કોશા બોલી-એક ક્ષણ પહેલાં તો હસતા હતા ને હવે એવું શું દુઃખ આવી પડયું ? કેમ રડો છો ? સ્થૂલિભદ્ર રડતી આંખે અને લથડતી જીભે આકુળવ્યાકુળ મનથી કહેવા લાગ્યો-હે કોશા ! તારા રાગમાં હું કર્તવ્યભ્રષ્ટ થયો. જે કર્તવ્યની જવાબદારી મારી હતી તે હું સંભાળી શકયો નહિ.

સ્થૂલિભદ્રને કોશા સમજાવે છે. હવે રડવાથી શું વળે ? અવસર ગયો. હવે પસ્તાવો કરવાથી શું ? કોશા સ્થૂલિભદ્ર માટે પાણી લેવા ગઈ. જેવી કોશા અંદર ગઈ કે તરત સ્થૂલિભદ્ર કોશાના ઘરનો દાદર ઉતરી ગયો. સ્થૂલિભદ્રનું ઉપાદાન હતું તો નનામીનું નિમિત્ત મળતાં આત્મા જાગી ગયો. નનામીને

જોઈને જીવનનું પરિવર્તન થઈ ગયું. કોશાને કહ્યા વગર તેના ઘરમાંથી સીડી ઉતરી ગયો. પોતે ઘર તરફ જઈ રહ્યો છે ત્યાં રસ્તામાં મહાન આત્માર્થી સાધક જૈન મુનિ મળ્યા. મુનિને જોઈને સ્થૂલિભદ્ર વિચારે છે કે ઘેર જવાની અપેક્ષાએ આ સદ્ગુરૂની સેવા પકડી લેવી તે શ્રેય છે. સ્થૂલિભદ્ર મહામુનિના ચરણમાં પડી ગયા ને બોલ્યા–ગુરૂદેવ ! આ પાપીનું ઉત્થાન કરો. વિષયરાગમાં અંધ બનેલો પિતાના અંતિમ સમયે પણ ઘેર પહોંચી શકયો નહિ. આ પાપનું પ્રક્ષાલન કરવા ગુરૂદેવ ! આપ મને દીક્ષા આપી દો. સ્થૂલિભદ્ર ઘેર ન ગયા અને ત્યાં ને ત્યાં દીક્ષા લીધી. સ્થૂલિભદ્ર નનામી જોતાં સૂતેલા આત્માને જગાડી વેશ્યાના ઘરના પગથિયા ઉતરી ગયા અને દીક્ષા લઇ લીધી. મારા વહાલા શ્રાવકો ! તમે આવા પગથિયા કયારે ઉતરશો ?

સાગરદત્ત શેઠે જિનદત્ત શેઠને આવવાનું પ્રયોજન પૂછયું ત્યારે જિનદત્ત શેઠે કહ્યું–આપની પુત્રી સુકુમાલિકાને મારા પુત્ર સાગરની પત્ની બનાવવા ઈચ્છું છું. બંનેની જોડી બરાબર અનુકૂળ છે. માટે આપ સુકુમાલિકાને મારા પુત્ર સાગરને માટે આપો. આગળ કહે છે હે દેવાનુપ્રિય ! किं दलयामो सुकं सुमालियाए ? સાથે સાથે અમને એ પણ જણાવો કે સુકુમાલિકા દારિકાના સન્માનાર્થે અમે શું દ્રવ્ય આપીએ ? ત્યારે સાગરદત્તે જિનદત્તને આ પ્રમાણે કહ્યું કે હે દેવાનુપ્રિય !

"सुमालिया दारिया मम एगा एग जाया इट्टा जाव किमंगपुण तं नो खलु अहं इच्छामि ।"

આ સુકુમાલિકા દારિકા મારે એકની એક પુત્રી છે. અને આ એક જ જન્મી છે. તે મને ઈષ્ટ યાવત્ મનોજ્ઞ છે. એટલે કાંત છે, પ્રિય છે અને મનોજ્ઞ છે. તેનું નામ સાંભળું ત્યાં મારા રૂંવાડા ખડા થઈ જાય છે અને હૈયું હર્ષથી થનગની ઊઠે છે. વધારે શું કહું ? આ તો અમને ઉદુંબર પુષ્પની જેમ દર્શન–દુર્લભ હતી. સાંભળવાની તો વાત જ શી કરવી ? તેથી તેને હું આપવા ઈચ્છતો નથી. કારણ કે એના વગર ક્ષણ પણ હું રહી શકતો નથી. તેના લગ્ન કરીને સાસરે મોકલું તો મને કેટલાય સમય સુધી તેનું મુખ જોવા પણ મળે નહિ. એટલા માટે હે દેવાનુપ્રિય ? સાગર જો ઘર જમાઇ થઈને મારી પાસે રહેવા ઈચ્છતો હોય તો હું આ મારી સુકુમાલિકા પુત્રી તેમને આપી શકું તેમ છું.

જિનદત્ત શેઠ વિચાર કરે છે. તેમને દીકરી એક છે તો મારે દીકરો પણ એક છે. જો મારો દીકરો ઘર જમાઇ થઈને રહે તો એક તો મારે પુત્રનો વિયોગ હમેંશને માટે સહન કરવો પડે અને બીજું જો સાગર સાસરે ઘર જમાઇ તરીકે રહે, તો દીકરી લઇને દીકરો દીધા જેવું થાય. હવે શું કરવું ? તે માટે જિનદત્ત શેઠ શું નિર્ણય કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :–સુલશા પોતાનું કાર્ય પાર પાડવા માટે રથમર્દનપુર નગરમાં શ્રીલેખા-નર્તકી પાસે ગઇ. અને કહ્યું : હું એક મહત્વના કાર્ય માટે આવી છું. શ્રીલેખા કહે. જે વાત હોય તે આપ ખુશીથી કહો. સુલશા કહે–રાજ્યમાં આપનો પ્રભાવ અદ્ભૂત છે. અને આપના પ્રત્યે સહુના દિલમાં પ્રેમ છે. તો યુવરાજ કનકરથ અને અહીંની પ્રજાના કલ્યાણને માટે યુવરાજની પત્નીના પ્રાણને અલગ કરવા જોઇએ. આ સાંભળી નર્તકીના મનમાં થયું–બેનાતટ નગરીની એક અજાણી નારીને આવું કાર્ય કરવા શા માટે આવવું પડયું હશે ? શ્રીલેખા કહે. ઋષિદત્તા તો પરમ સતી છે. જયારથી તેમના પગલા અમારા ગામમાં થયા છે ત્યારથી આખું ગામ ધર્મના રંગે રંગાઈ ગયું છે. તેમના ધર્મના પ્રભાવે ગામમાં માનવતાની મીઠી સુવાસ મ્હેંકી રહી છે. તે રોજ રાજાની સાથે નગર ચર્ચા જોવા નીકળે છે કે કોણ દુઃખી છે ? ગામમાં કોઈ પણ માણસને દુઃખી રહેવા દેતી નથી. તે પ્રજાની માતા સમાન છે. અમારા મહારાણી હજુ જીવતા છે છતાં ઋષિદત્તાનું સ્થાન વધારે છે. માટે આવા કાર્યમાં આપને આ નગરમાં કોઇ સહાયક થશે નહિ. સુલશાએ શ્રીલેખાની સામે પુષ્કળ ધન અને ઉત્તમ અલંકારો મૂકયા. શ્રીલેખા કહે–બહેન ! ધનનો લોભ તો જે રાજ્યમાં અન્યાય અને અનાચાર પ્રવર્તતો હોય તે રાજ્યમાં ફાલતો હોય છે. અહીં તમે કુબેરનો ભંડાર રજુ કરશો તો પણ ગામનો ભિખારીય તમારી વાતનો સ્વીકાર નહિ કરે. લોકો તમારી વાત સાંભળીને તમને પાગલ બનાવશે.

સુલશા કહે. ઋષિદત્તા કોણ છે તે તમે જાણો છો ? એમાં શું જાણવાનું છે ? હરિષેણ રાજા અને તેમની રાણી પ્રીતિમતિ બંને તાપસપણું લઈને આશ્રમમાં ચાલ્યા ગયા ત્યારે પ્રીતિમતીને ત્રણ માસ થયા હતા. સમય થતાં આશ્રમમાં રાણીએ પુત્રીને જન્મ આપ્યો. તે આ ઋષિદત્તા. તેની માતા તો તેને નાનપણમાં મૂકીને મરી ગઈ. પિતાએ ઉછેરીને મોટી કરી. આ તાપસ કન્યા છે. પણ ખૂબ ધર્મના સંસ્કારોની સુવાસ લઇને આવી છે. સુલશા કહે–ભલે તમે ગમે તે કહેતા હો પણ હું તમને સત્ય કહું છું કે ઋષિદત્તા એક મોટી વ્યંતરી છે. રાક્ષસણી છે. આ તો તમારા હિત માટે કહું છું. જો તમારે જીવવું હોય ને ગામને જીવાડવું હોય તો ઋષિદત્તાનો નાશ કરો. આ સાંભળી શ્રીલેખા નર્તકીએ દાસીને બોલાવીને કહ્યું–આ લોકોને હાથ પકડી નીચે ઉતારી મૂક. એક સતી સ્રીપર આવો ખોટો આક્ષેપ મૂકવા તૈયાર થઈ છે. અમારા ગામનો કોઈ પણ માણસ તારી વાતનો સ્વીકાર નહિ કરે. ઊલ્ટું ઋષિદત્તાને બદલે તારું માથું ઊડી જશે. આ સાંભળીને સુલશાના મસ્તક પર જાણે તમાચો પડયો. બંને જણા ત્યાંથી વિદાય થયા. સુલશા વિચાર કરે છે અહીંયા તો આપણો દાવ પડયો નહિ. આખું ગામ એક છે. અને બધા ઋષિદત્તાના ગુણ ગાય છે. સુલશા સાવ નિરાશ થઈ ગઈ. ઘેર જઈને ખૂબ રડી. કુબ્જા કહે–દેવી : આપ શા માટે રડો છો ?

દાસી ! હવે મારી આબરૂનો સવાલ છે. રૂક્ષ્મણીને કહ્યું છે કે કાચી મિનિટમાં ઋષિદત્તાનો નાશ કરી કનકરથકુમાર આપને પરણવા આવે તેમ કરીશ. આ કામમાં સફળતા મેળવવી એ ઘણું અઘરું કામ છે.

સુલશા દાસીને કહે–નર્તકી શ્રીલેખાને જે વાત કરી છે તે સત્ય કરી બતાવીશ. હું એવી માયાજાળ ઊભી કરવા માંગું છું કે એ માયાજાળના પ્રભાવે ઋષિદત્તા વ્યંતરી જેવી ભયંકર લાગશે. અને આપણું કામ સિદ્ધ થશે. સુલશા મંત્ર–જંત્રની જાણકાર હતી. એણે ઘાટ ઘડી કાઢયો એવો કે જેમાં ઋષિદત્તા કોઈ હત્યારી ડાકણ છે. અને મનુષ્યના માંસ–લોહી આરોગનારી છે, એવો ભાસ થાય ! વિદ્યામંત્ર તો દિવ્ય વસ્તુ છે. એનો ઉપયોગ શો ? દિવ્ય કામ કરવાનો કે રાક્ષસી કામ કરવાનો ? વસ્તુ ગમે તેટલી સારી હોય છતાં એના ઉપયોગનો આધાર એ વસ્તુના પાત્ર ઉપર છે. પાત્ર કેટલી લાયકાતવાળું છે એ પ્રમાણે ઉપયોગ થવાનો. વરસાદનું પાણી. એનું એ જ પણ સર્પના મુખમાં જઈને ઝેર બને છે. એ પાણી કાળી જમીનમાં પડી ઘઉં ને કપાસ બનાવે છે. અને ઉકરડા પર પડી ગંદવાડ અને દુર્ગંધ વધારે છે. ધન કેટલાયને મળ્યું હોય છે છતાં એનો ઉપયોગ સારા કાર્યોમાં થાય એ બહુ અલ્પ માણસમાં દેખાય છે. પૈસા સારા માણસના હાથમાં જાય તો સદુપયોગ થાય અને કુપાત્રના હાથમાં જાય તો પાપના કાર્યોમાં નાણું ખરચાય. વસ્તુ તો કિંમતી મળી પણ પાત્રતા ઊંચી રાખીએ તો એનો સદુપયોગ થાય. માટે સૌ પ્રથમ પહેલી તો પાત્રતા ખીલવવાની જરૂર છે.

સુલશા યોગિનીમાં પાત્રતા નથી તેથી વિદ્યામંત્રનો દુષ્ટ ગોઝારો ઉપયોગ કરવા તરફ એ પ્રેરાય છે. બીજા દિવસે સુલશા અદૃશ્યપણે રાત્રે અડધા કલાકમાં કનકરથના મહેલમાં પહોંચી ગઈ. મહેલમાં જઈને સુલશા કેવા કાળા કામ કરશે અને ઋષિદત્તા પર કેવો આક્ષેપ ચઢાવશે ને સતી સ્ત્રીને કેવા કષ્ટમાં નાંખશે તે ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૬૯

પ્ર. ભાદરવા વદ અમાસ ને રવીવાર તા. ૧૫–૯–૭૪

જયારે વધારે વરસાદ વરસે છે ત્યારે નદીમાં પૂર આવે છે. આજુબાજુમાં કદાચ વાડ બનાવી હોય તો તેના પર પણ પાણી ફરી વળે છે. પાણી પાછું જતું રહે એટલે હતું તેવું થાય છે. ફરી વરસાદ આવે ત્યારે એ જ પરિસ્થિતિ થાય છે. જેમ પુનમનો ચંદ્ર સોળે કળાએ ખીલે છે ને પાછો ઝાંખો પડી જાય છે. ને પાછી પૂર્ણિમા આવે એટલે ખીલે છે. આ બધા દાખલા આપની પાસે એવા રજુ કર્યા કે જે આવે

ને જાય છે. પરંતુ હું તમને પૂછું છું કે આ દેહધારી યુવાની ચાલી જશે પછી પાછી આવશે ખરી? (શ્રોતામાંથી અવાજઃ-નહિ આવે.) જેમ નદીમાં ભરતી ને ઓટ આવે છે તેમ આ યુવાની ભરતી જેવી છે. તેમાં ઓટ આવશે એટલે યુવાની જશે ને ઘડપણ આવશે ત્યારે આત્મસાધનાની ખોટ પડશે. ભરતી આવે ત્યારે નદી ગાંડીતુર બને છે અને ઓટ આવે ત્યારે નદીમાં કાંકરા ઉડે છે. તેમ જો માણસ યુવાનીમાં ભાન ભૂલે તો યુવાની દિવાની બની જાય છે. અને ઓટની જેમ વૃદ્ધાવસ્થા આવશે ત્યારે તારું કોઈ સાંભળશે નહિ.

રંગરાગ ખેલતી છે યુવાની જ્યાં લગી,
પ્રેમથી પુકારશે સૌ તને ત્યાં લગી,
કાલ કોણ છાંટશે પ્યારનો ગુલાલ,
શાને કાજે આ બધી તું કરે ધમાલ-માનવી.

રંગરાગથી ખેલતી યુવાની જ્યાં સુધી ખીલેલી છે ત્યાં સુધી તને બધા પ્રેમથી બોલાવશે પણ જ્યાં એ યુવાની કરમાઈ ગઈ ને ઘડપણની છાયા આવી ગઈ. પછી મારું કહેવાવાળા બધા પરાયા થઈ જશે. માટે જ્ઞાની કહે છે વૃદ્ધાવસ્થા આવી નથી અને રોગે હુમલો કર્યો નથી ત્યાં સુધી કંઈક કરી લો. પરંતુ તમે શું વિચાર કરો છો?

જીંદગી લાંબી ઘણી છે હું છું એવા ખ્યાલમાં,
ભોગવી લ્યો ભોગ સઘળા, શું ઉપાધિ કાલમાં?
બાદમાં બેસી જશું, સાળા લઈને હાથમાં,
જો તૂટી જાશે અચાનક શ્વાસની સરગમ,
ક્યાં થશે જન્મ?

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ।
जाविन्दिया न हायन्ति, ताव धम्मं समायरे ॥

જ્યાં સુધી આ શરીરને ઘડપણ આવ્યું નથી. પુણ્યોદયે કાયા નિરોગી છે. શરીરમાં રોગે હુમલો કર્યો નથી, પાંચ ઈન્દ્રિઓમાં હીનપણું આવ્યું નથી. તે પહેલાં હે ચેતન! ચેતવું હોય તો ચેતી જા ને પરલોકનું ભાથું બાંધવું હોય તો બાંધી લે. જેને આવું સમજાઈ જાય તે યુવાનીમાં પ્રમાદ કરે ખરો ? વહેપાર ધંધામાં યુવાનીમાં કમ્મર કસીને કામ કરો છો તેમાં આનંદ માનો છો. તેમ આત્મસાધના માટે પણ યુવાની એ મોસમ છે. એ મોસમમાં ધર્મ રૂપી નાણું કમાઈ લે.

જિનદત્ત શેઠ અને સાગરદત્ત શેઠ બંને મહર્ધિક શેઠ છે. એ જૈનસમાજના તથા ચંપા નગરીના શણગાર રૂપ છે તથા મહાન શિરતાજ છે. રાજ્યમાં પણ તેઓ ખૂબ પ્રતિષ્ઠા પામેલા આદરણીય શેઠ હતા. કુટુંબની તથા ગામની સરભરા કરનારા હતા. ઘણીવાર રાજ્યનું અને પ્રજાનું કામ પણ પોતે સંભાળી લેતા. રાજાને પણ આવા શેઠ પ્રત્યે બહુમાન હતું કે મારી નગરીમાં આવા શેઠીયા વસે છે, તો તેમાં મારી તથા નગરીની શોભા છે. પહેલાના માણસોમાં વિનય વિવેક હતો. **"કામ કરે પોતે ને જશ આપે બીજાને"** ગૌતમસ્વામી પાસે કોઈ આવે. તેમની પાસેથી જ્ઞાન મેળવે ત્યારે તે બોલે કે પ્રભુ ! શું આપનું જ્ઞાન છે ? ત્યારે ગૌતમસ્વામી કહે, આપ મારા ભગવાનને જુઓ, ભગવાનના જ્ઞાન આગળ સાગરમાં બિંદુ સમાન મારું જ્ઞાન નથી. આપ મારા પ્રભુ પાસે જાવ. આટલી નમ્રતા હતી. જરા પણ મોટાઇ ન મળે. ઘણીવાર બાપ દીકરાના માટે કંઈ જ મૂકીને ગયા ન હોય અને દીકરાએ શુન્યમાંથી સર્જન કર્યું હોય. પુણ્યોદયથી સારી સંપત્તિ મેળવી હોય અને તેને કોઇ પૂછે તો કહેશે કે બધો પ્રતાપ પિતાજીનો છે. પણ પોતે કર્યું છે એમ ન કહે. વિનય વિવેકી આત્મા કૂળને ઉજ્જવળ બનાવે અને દીક્ષા લે તો શાસનને ઉજ્જવળ બનાવે. ગૃહસ્થાશ્રમમાં પણ જો વિનય-વિવેક હશે તો સંસાર સ્વર્ગ જેવો બનશે.

જિનદત્ત શેઠ અને સાગરદત્ત શેઠ બંને નગરના શિરતાજ હતા. તેમને ત્યાં અખૂટ ધન હોવા છતાં ધર્મની વિશિષ્ઠતા વધારે હતી. આજે કરોડપતિ તો દુનિયામાં ઘણા થઈ ગયા અને થાય છે, છતાં તેમનું નામ સિદ્ધાંતના પાને નથી લખાતું પણ કરોડપતિ હોવા છતાં જેણે ધન કરતાં ધર્મને વહાલો માન્યો છે. ધર્મને પ્રધાન માન્યો છે ને ધનને ગૌણ માન્યું છે તેવા ધનાઢ્યોના નામ શાસ્ત્રના પાને સુવર્ણાક્ષરે લખાય છે. એ બંને શ્રેષ્ઠીઓના સદાચારની સુવાસ ચારે બાજુ મ્હેંકી ઉઠી હતી. જેમના આત્માની જ્યોત ઝળકી રહેલી છે. અત્યારે આ કાળમાં પણ આવા આત્માઓ થઈ ગયા છે કે જેના માનવતાના તેજ પ્રજા પર પ્રકાશ પાથરી રહ્યા છે.

આશરે બસો ઘરનું એક ગામ હતું. તે ગામના રાજા એટલા સુખી હતા કે એમણે સોનાનો ગઢ બાંધ્યો હતો. તે નગરમાં બધી જાતના લોકો રહેતા હતા. જાત જુદી જુદી હતી પણ મન બધાના એક હતા. આ ગામની અંદર વિમળ શેઠ અને ધનદત્ત શેઠ એમ બે શ્રેષ્ઠી વસતા હતા. તેમનું જીવન સાદું, ઉચ્ચ વિચાર અને પ્રમાણિકતાથી ભરેલું હતું. તેમના દિલમાં મલીન ભાવ ન હતા. આ બંને શેઠ પ્રજાના સ્થંભ સમાન હતા. કોઈ ગરીબને દેખે તો તરત તેના દુઃખ દૂર કરવા દોડી જાય અને ગરીબાઇને વાળીઝૂડીને સાફ કરી નાંખે. તે ગરીબોના બેલી હતા. તેમને પૈસાની અને કીર્તિની પડી ન હતી. તેમનું જીવન આવી રીતે પરોપકારમાં પસાર થઈ રહ્યું છે. કોઇ દુઃખીને રડતા દેખે ત્યારે આ બંને શેઠ પણ રડી ઉઠતા. કોઈ ગરીબ માંગવા આવે ત્યારે વિચાર કરે કે આ બિચારા તનના ગરીબ છે પણ મનના ગરીબ નથી. ન છૂટકે તેમને લાંબો હાથ કરવો પડે છે. આ શેઠ સમજતા હતા કે મારા પેટી અને પટારા ભરપૂર ભર્યા છે. ને જો ગરીબનું પેટ ભરાય નહિ તો અમે માનવ નહિ પણ દાનવ છીએ. તેમનો જીવન વ્યવહાર પ્રેમ અને સાત્વિકતાથી છલકતો હતો. પ્રજાની કાંઈ પણ મૂંઝવણ હોય તો આ બંને શેઠ મૂંઝવણનો ઉકેલ સહેલાઈથી લાવતા અને પ્રજા તે ઉકેલને માન્ય કરતી હતી.

આ બંને શેઠ સાંજે પ્રતિક્રમણ કરી ગામના ચોરા પર બેસે. ત્યાં બધા માણસો પણ આવે ત્યારે બધા ભેગા થઇને ધર્મની ચર્ચા કરતા. તમે બધા ભેગા થાવ તો શું કરો? નિંદા કૂથલી કરો ને? પણ અહીં એવું ન હતું. તે કહેતા હતા કે નિંદા કરવી હોય તો આત્માની કરો. તિરસ્કાર પાપનો કરો. ધર્મ ચર્ચાની સાથે લોક-વ્યવહારની ચર્ચા કરતા અને સંસાર બાબતની પણ ચર્ચા કરતા. કારણ કે તેઓ સમજતા હતા કે માનવીને જો સંસારમાં રહેતા ન આવડે તો સંસાર સ્વર્ગને બદલે દાવાનળ બની જાય. તે બંને શેઠ કોઈ દિવસ સાથે બહારગામ ન જાય. કારણ કે જો બંને સાથે જાય તો પ્રજાની મૂંઝવણ કોણ દૂર કરે? ભલી ભોળી પ્રજાનું શું થાય? જે પોતાની સાથે પ્રજાના સુખ–દુઃખની ચિંતા કરે તેનું નામ શેઠીયો ને જે ફક્ત પોતાના કુટુંબની ચિંતા કરે તે વેઠીયો.

એક દિવસ કોઇ કારણસર બંનેને સાથે બહારગામ જવાનું બન્યું. આ ગામમાં ચંપા નામની એક ગરીબ બાઇ રહે છે. તે ખૂબ સુશીલ અને સંસ્કારી છે. તેનો પતિ નાની ઉંમરમાં ચંપાને અને ત્રણ બાળકોને મૂકીને પરલોકવાસી બની ગયો છે. તેમની સ્થિતિ સાધારણ હતી. થોડીઘણી મુડી હતી તે પતિની માંદગીમાં દવામાં પૂરી થઇ ગઈ. કહે છે ને કે **"સાજો માણસ રોટલા ખાય પણ માંદો માણસ ધન ખાય."**, મુડી ખલાસ થતાં છેલ્લે દશ–બાર રૂપિયા બચ્યા હતા. આટલા પૈસામાં કેટલા દિવસ ચાલે? ચંપાબાઈ પોતે દળણાં દળી ભરત ગૂંથણ કરી થોડું ઘણું મેળવતી ને તેમાંથી

સુખે જીવન પસાર કરતી. તેનામાં એટલી લજ્જા ને પ્રમાણિકતા હતી કે તે ભૂખે મરે પણ કોઈ દિવસ કોઈની પાસે લાંબો હાથ ન કરે. તે જમાનામાં ગૃહ ઉદ્યોગો કરીને બહેનો પોતાની આજીવિકાનું સાધન મેળવી લેતી. આજના વિજ્ઞાનના વંટોળે તો ગરીબોના પેટ પર પાટુ મારી છે.

તમે કહો છો વિજ્ઞાને પ્રગતિ કરી છે. વિજ્ઞાને પ્રગતિ કરી છે. જડ જગતના સંશોધનોની બાબતોમાં, વિજ્ઞાને વિકાસ સાધ્યો છે અનાત્મવાદી જીવન પદ્ધતિમાં. આ વાતનો કોઈ ઈન્કાર કરી શકે તેમ નથી. પરંતુ એ સાથે બીજી વાતનો સ્વીકાર કરવો પડશે કે વિજ્ઞાને ઘણી બાબતમાં પીછે હઠ કરાવી છે અને ઘણો ભયાનક વિનાશ નોતર્યો છે. હાઈડ્રોજન, એટમબોંબ આદિ બનાવીને નાના દેશોને ભયભીત બનાવી મૂકયા છે. તેથી જરૂર કહેવું પડશે કે એક બીજા દેશો પ્રત્યે મૈત્રી રાખવાની વાતમાં વિજ્ઞાને જીવલેણ પીછેહઠ કરી છે. આર્ય સંસ્કૃતિનો એણે વેરેલો વિનાશ કોનાથી અજાણ્યો છે? આજે ઘરઘરમાં લડાઈઓ ચાલી છે. ભાઈ ભાઈના પ્રેમ દેખાતા નથી. સંતાનોની વડીલો પ્રત્યેની ભક્તિ શોધી જડતી નથી. શીલગુણના તો કુરચા ઉડાડી દેવાયા છે. ધન-મોહના ઘોર પાપોએ તો માઝા મૂકી છે. રાષ્ટ્રદ્રોહ, વિશ્વાસઘાત, દગા પ્રપંચ વિનાની તો એક તસુ ભૂમિ પણ દેખાતી નથી. બંધુઓ! મને એ બતાવો તો ખરા કે વિજ્ઞાને બે-ચાર પિતૃભકત રામ, બે-ચાર વિરાગી ભરત અને બે પાંચ પતિવ્રતા સતી સીતા પેદા કર્યા છે ખરા! અને તમે કહો છો કે વિજ્ઞાને પ્રગતિ કરી છે. પ્રગતિ નહિ પણ આત્માનું પતન થઈ રહ્યું છે. અનાજ દળવાની ઘંટી થઈ ગઈ. ભરત ગૂંથણના મશીન થઈ ગયા તેથી ગરીબ બહેનોની આજીવિકા પર મોટો પ્રહાર પડયો છે. દેવાનુપ્રિયો! આજના વિષમ કાળમાં ગરીબોની અને ઢોરની પરિસ્થિતિ સાંભળતા કાળજાં કંપી જાય છે. ધનવાનોના નાટક-સિનેમા, વોશીંગ કપડાના તથા મોજશોખના જે ખર્ચા થાય છે તે ખર્ચા બંધ કરે તો તેમાં એક ગરીબ કુટુંબ નભી જાય. તમારો ભાઈ અગર સ્વધર્મીબંધુ જો ગરીબાઈમાં પીસાઈ રહ્યો હોય ને તમે મોજ મઝા ઉડાવતા હોય ને તે ગરીબ ભાઈ જો ભૂખમરાથી કંટાળીને ઝેર પીવા તૈયાર થતો હોય છતાં જો તમે ખબર ન લેતા હોય તો પાપના ભાગીદાર બનો છો. આજે જ્યાં **શ્રીમંતોના હાસ્ય છે ત્યાં ગરીબોની હાય છે**

**સહારા ઘો તમે....નવકારને ગણનારા સાધર્મી બાંધવોને...સહારા**
**જોડીને બે હાથ ઊભો છે બાંધવડો એક દુર્ભાગી,**
**વેરી થઈને વીંટળાણી છે વિડંબણાઓ વણમાગી,**
**સૂની આંખડીમાં ભરી છે નિરાશા, ગળામાં રૂદન ને હૃદયમાં હતાશા**
**બધી બાજુએથી પડે છે પ્રહારો, કોઈ તો બચાવો એને કોઈ તો ઉગારો (૧)**
**મહાવીરના બાળકનું જોજો મોત કમોતે થાય ના...સહારા ઘો તમે...**

બંગાળ દેશમાં માતા પોતાના બાળકોને મારીને તેનું માંસ શેકીને ખાઈ ગઈ. આવી કરૂણ ભયંકર સ્થિતિ આજે સર્જાઇ રહી છે. ઢોરો પણ બિચારા ભૂખ્યા તરસ્યા મરી રહ્યા છે ને કંઈકને તો કતલખાનામાં મોકલે છે. આજની વિષમ મોંઘવારીએ ભારત ભૂમિ પર ભયંકર કરૂણતા સર્જાવી દીધી છે.

ચંપા નામની બાઇ આટલી ગરીબીમાં પણ કોઇની પાસે લાંબો હાથ કરવા તૈયાર નથી. તે તો એમ વિચારે છે કે મારા પૂર્વ કર્મના ઉદયે આજે ગરીબી મારા અંગને વીંટળાઇ રહી છે. તો આ ગરીબાઇ મારે શા માટે બીજાને બતાવવી! સમય જતાં એવો સમય આવ્યો કે તેને કંઇ કામ મળ્યું નહિ. તેથી પૈસા લાવે કયાંથી? ઘરમાં બશેર જાર હતી તેની ત્રણ દિવસ રાબ બનાવીને છોકરાઓને પીવડાવી ને પોતે અઠમ કરી દીધો. ચોથા દિવસે તો કાંઇ રહ્યું નહિ. બાળકો ત્રણ દિવસના ભૂખ્યા ખાઉં ખાઉં કરે છે પણ માતા કયાંથી લાવીને આપે! કહેવત છે ને કે **"તપેલી ખાલી તો છોકરા ભૂખ્યા ઝાઝા, તપેલી ભરી તો અન ભર્યા.**

**ખાનારું જયાં કોઇ નથી ત્યાં અન્ન તણા ભંડાર,**
**પાચન જેને થાય નહિ ત્યાં માલપૂઆ તૈયાર,**
**રોટીના એક ટુકડા માટે કોઈ કરે તકરાર,**
**ભૂખ્યા પેટે સૂઈ જાય છે, બાળક બેસુમાર.**
**મળે વધુ માનવથી અહીં શ્રીમંતોના શ્વાનને....શું કહેવું ભગવાનને!**

જયાં ખાનાર નથી ત્યાં અન્નના ભંડાર ભર્યા છે. જયાં ખાનાર છે ત્યાં રોટીના એક ટુકડા માટે તકરાર થાય છે. ચંપાબાઇના બાળકો ત્રણ ત્રણ દિવસથી ભૂખ્યા છે. છોકરાઓ ખૂબ રડે છે. માતા સમજાવીને સૂવાડી દે છે. આ ભૂખ્યા બાળકો બેભાન થઈને પડયા છે. ચંપાનું હૃદય પણ હીબકા ભરી રહ્યું છે. તેનું હૃદય ગરીબાઇમાં શેકાઈ રહ્યું છે. તે વિચાર કરે છે કે અહો! હું મા જેવી મા બનીને છોકરાઓને કંઇ ખાવાનું આપી શકતી નથી. શું હું માતા થવાને લાયક છું! એમ વિચાર કરી બરાબર મધરાતે ઉઠી. બાળકો જાગે છે ને પૂછે છે માતા! તું કયાં જાય છે? એમ કહીને બાળકો માતાને વળગી પડે છે. માતા કહે દીકરા! હું તારા પિતાજીને બોલાવવા જાઉં છું. ભલે બા. તું બાપુજીને બોલાવી જલ્દી પાછી આવી જજે. દીકરા! તમે શાંત થાવ. છોકરા કહે બા! તું જાય છે પણ જલ્દી પાછી આવજે. મારા પિતા તો ગયા હતા તે પાછા આવ્યા જ નહિ. બા! પિતા ન મળે તો કાંઇ નહિ પરંતુ તું એમ ના કરીશ. પિતા ગયા તે પાછા આવ્યા જ નહિ. તું જાય ને પાછી ન આવે તો? માટે તને નહિ જવા દઈએ. છોકરાના કરૂણ વિલાપથી તે સમયે માતા રોકાઈ ગઇ ને બાળકોને સૂવાડી દીધા. એક બાજુ સંતાનો પ્રત્યેનો વાત્સલ્ય-

ભાવ છે, બીજી બાજુ છોકરાઓને કંઈ લાવી આપી શકતી નથી, તેના આઘાતથી રાગ છોડવા તૈયાર થઇ છે.

થોડી વાર થઈ ત્યાં માતા ઊઠી. ત્યાં બાળકો એકદમ જાગી ગયા. માતાને વળગી પડયા. બા, તને નહિ જવા દઈએ. સ્નેહરાગ છોડવો બહુ મુશ્કેલ છે. માતાએ સમજાવી બાળકોને સૂવાડી દીધા. અંતે ત્રીજી વાર બાળકો ભર ઊંઘમાં સૂતા છે તે સમયે ઘર છોડીને જવા તૈયાર થાય છે. નિર્ણય કર્યો છે કે કૂવામાં પડીને આપઘાત કરીને મરી જાઉં. આવા દુઃખી ગરીબ આંગણે આવે તો બીજું કંઈ ન આપી શકો તો આશ્વાસનના બે શબ્દો આપશો તો પણ શાંત થશે. ચંપાબાઇ ઘર છોડીને જવા તૈયાર થાય છે પણ સંતાનોનો રાગ સતાવે છે. અહો ! દીકરા કહીને તેમને વાત્સલ્ય-ભર્યો હાથ કોણ ફેરવશે ? સાથે એ વિચાર આવે છે કે માતા જેવી માતા બની પણ સંતાનોનું ઉદરપોષણ ન કરી શકતી હોય તો એવું જીવન જીવવાની શી જરૂર છે? આ કડવાશ કરતાં મૃત્યુ મીઠું હશે. તેમાં ખર્ચ કરવાની જરૂર નથી. બાળકનું ભાગ્ય તેમની સાથે છે. હું પાપના પુંજ સમાન હઇશ. તો હું જ ચાલી જાઉં. ચંપા બાળકોને જોયા કરે છે. હૃદય ધડકે છે. બાળકની સામે જુએ છે, કારણ કે જીંદગીમાં ફરી કયારે પણ તેમની સામે જોવાની નથી. મનને શાંત પાડી ઊભી થઈ ચાલવા માંડે છે ત્યાં વાત્સલ્ય વીંટળાઇ વળે છે. અંતર કહે, અરે પાપિણી ! આ નિર્દોષ વહાલસોયા બાળકોને છોડે છે ! અંતરના અવાજને સાંભળવા લાચાર હતી. બીજી બાજુ અંતર કહે છે તું જા. તું જઈશ પછી હજારો માણસો તે બાળકોની ખબર લેનાર નીકળશે. આમ વિચાર કરી બારણું બંધ કરી ચાલી નીકળી.

તે ચંપાબાઇ ચાલવા માંડે છે ત્યાં તે સમયે ચારે બાજુ વંટોળ ચઢી આવે છે. પવનના સૂસવાટા જાણે કહી રહ્યા હતા કે તું જાય છે પણ તારા નિર્દોષ બાળકનું શું થશે ? માટે પાછી વળ. પવન તો સૂસવાટા કરી રહ્યો હતો પણ સંતાનો પ્રત્યેનો વાત્સલ્યભાવ છે તેથી એવા પડઘા પડે છે. આંધી કહે છે પથ્થરને પીગળાવી નાંખે તેવું તારા બાળકોનું રૂદન છે. વનચર-નાના પ્રાણીઓ પણ ચીંચીંનો અવાજ કરીને કહી રહ્યા છે હે માતા ! તું અમારા બાલમિત્રો પાસે પાછી જા. પરંતુ ચંપા આ એકે અવાજને ગણકારતી નથી. તે કઠોરતાના હથોડા વડે વાત્સલ્યની દોરી તોડી રહી હતી. પવન ! આજે મને જવા દે. મારા ગયા પછી તેમના હજાર મા-બાપ થશે. મારા માટે સુખનો સૂર્ય અસ્તાચળમાં ચાલ્યો ગયો છે. જાણે અજાણે એવા કોઈ ભવના કરેલાં આ પાપ છે. મારા ગયા પછી શ્રીમંતોના હૃદય પીગળશે. આંધીને કહે છે, અરે આંધી ! હું આજે નિશ્ચિંત બની છું. મારે મીઠું મધુરું મૃત્યુ જોઈએ છે. મૂંગા અબોલ પ્રાણીઓને કહે છે તમે શાંત થઈ જાવ. તમારી પાસે તો પ્યારી વાત્સલ્ય

આપનારી માતા છે. આપ મારા દુઃખિયારા બાળકો પાસે રમવા જજો. ચંદ્ર-સૂર્યને કહે છે તમે મારા બાલુડાની ખબર રાખજો. આ બધાના પ્રયત્નો ચંપાને અટકાવવામાં નિષ્ફળ નીવડયા. ચાલતાં ચાલતાં તે કૂવાનાં કાંઠે પહોંચી ગઈ. બાળકોનો પ્રેમ ભૂલાતો નથી. તે વિચાર કરે છે હું આ રીતે મરીશ તો આપઘાત કર્યો કહેવાય. એ હું સમજું છું પણ મારે હવે ઘેર પાછું જવું નથી. ત્રણ ત્રણ દિવસના ભૂખ્યા બાળકોને શું ખવડાવું? માટે મૃત્યુને ભેટવા તૈયાર થઈ છું. આપઘાત એ ભયંકર મૃત્યુ છે. હજારો ને અબજો ભવ માટે આવો મનુષ્ય જન્મ દુર્લભ બની જાય છે. કૂવા પાસે નવકારમંત્ર ગણી બધા પચ્ચખાણ કરી કૂવામાં પડતું મૂકે છે. બધા માણસોને આ જાણ થઈ ત્યારે ઘણા બોલવા લાગ્યા કે બાઈએ કૂવામાં પડીને કૂવો અભડાવી મૂકયો. કૂવાને કલંકિત કરી નાંખ્યો. દુનિયા દોરંગી છે. કોઈ કહે કે કૂવાને કલંકિત કર્યો અને કોઈ કહે કે આ શ્રીમંતોનો વાંક છે. તેમણે ગરીબની સંભાળ ન લીધી ત્યારે આ સ્થિતિ આવી ને? જે ગામમાં વિમલ શેઠ અને ધનદત્ત જેવા પરદુઃખભંજન દાનવીર શેઠ રહેતા હોય તે ગામમાં એક દુઃખિયારી બાઈ કૂવો પૂરે તે આશ્ચર્યજનક કહેવાય.

આ બનાવ બન્યો ત્યારે આ બંને શેઠ બહારગામ ગયા હતા, તે આજે આવી ગયા. બધાને થયું કે આ સમાચાર શેઠને કેવી રીતે કહેવા? ત્યાં એક ભાઈએ જઈને સમાચાર આપ્યા કે આજે ગામમાં ભયંકર બનાવ બન્યો છે. ચંપાબાઈએ ગરીબાઈથી કૂવો પૂર્યો. આ સમાચાર સાંભળતાં શેઠ બેભાન થઈ ગયા. ઉપચારો કરવા છતાં શુદ્ધિમાં આવતા નથી. કેટલાક ઉપચાર પછી ભાનમાં આવતાં મનમાં થયું કે મેં કેટલી બેદરકારી રાખી! આ સ્ત્રીહત્યાનું પાપ મને લાગ્યું. ચંપાબાઈનું મૃત્યુ મારા કારણે થયું છે. કૂવા કાંઠે જઈ મડદું બહાર કાઢયું. જેમ પોતાની દીકરી મરી ગઈ હોય ને આઘાત લાગે તેમ શેઠને ઘણો આઘાત લાગ્યો. અંતે મનને શાંત કરી અગ્નિસંસ્કાર કરી ચંપાને ઘેર આવ્યા. ત્યાં બાળકો સવારમાં માતાને ન જોવાથી ચોધારા આંસુએ રડી રહ્યા હતા. મારી બા કયાં ગઈ? આમ બોલતાં જાય ને રડતા જાય છે. આ કરૂણ દૃશ્ય જોઈને શેઠના હૈયા પીગળી ગયા. તેઓ પણ રડવા લાગ્યા. બાળકો કહે છે બાપા! અમારી માતા કયાં ગઈ છે? અમને માતા વિના જરા પણ ગમતું નથી. બાપા! તમે તેડી આવો ને! બાળકોના શબ્દો શેઠના દિલને હચમચાવી મૂકે છે. બાળકો! તમે શાંત થાવ. બાપુજી! તમે પિતા ભલે રહ્યા પણ મારી બા નથી. તમે બાને લઈ આવો. બાળકો પિતા કરતાં માતાને વધુ ચાહતા હોય છે. કહેવત છે કે **"મા તે મા, બીજા વગડાના વા."** શેઠે ચંપાબાઈના મૃત્યુના નિમિત્તથી સંપૂર્ણ મીઠાઈ અને ઘીનો જીવનભર ત્યાગ કર્યો. તેમણે વિચાર કર્યો કે મારા ધનને કરવાનું છે શું? આ ધન મારું નથી પણ સમાજનું છે. દુઃખીયારા માનવી માટે છે.

નિર્દોષ બાલુડા શેઠને કહે છે. મારી બા, બાપુજીને તેડવા ગઈ હતી તે હજુ સુધી કેમ ના આવી? આ સાંભળતાં શેઠે બાળકોને હૈયા સમા ચાંપી લીધા. અને પછી આ સંતાનોને પોતાના ઘેર લઈ ગયા. શેઠે જઈને પોતાની પત્નીને અને પુત્રવધૂને કહી દીધું કે આ સંતાનો તમારા સંતાનો જેવા છે. તેમને જમાડયા પહેલાં જમશો નહિ. આપણાં છોકરાઓને જમાડતા પહેલાં તેમને જમાડી લેજો. તેમના સૂતા પહેલાં આ બાળકોને સૂવાડજો. આપ તેમને એવી સુંદર રીતે રાખજો કે જેથી બાળકોને એમ થઈ જાય કે અમારા મા-બાપ ઘરમાં આવી ગયા. આ ગરીબ ચંપાબાઈનો બનાવ બનતાં શેઠે સ્વધર્મી રાહત ચાલુ કરી દીધી. અને આવી ગરીબ બાઈને નામ-ઠામ વગર સીધા અનાજ મોકલાવી દેતા. આનું નામ શ્રેષ્ઠી. વિશેષતા નામની નથી પણ સદ્ગુણની છે. આવા સદ્ગુણી આત્માઓ જ્યારે આ દુનિયામાંથી વિદાય લે છે ત્યારે તે દેહથી બધાની વચ્ચેથી ચાલ્યો જાય છે, પરંતુ તેનો આત્મા બધાની વચ્ચે રહ્યો છે. આનું નામ સાચા શ્રેષ્ઠી. ફૂલ ગયું પણ ફોરમ રહી ગઈ. શેઠનો આત્મા ચાલ્યો ગયો પણ તેમના સદ્ગુણોની સુવાસ મૂકતા ગયા.

સાગરદત્ત શેઠ અને જિનદત્ત શેઠ બંને આવા પ્રમાણિક અને ન્યાયસંપન્ન શેઠ છે. આજે એક ભાઈ ને એક બહેન સજોડે આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકારવાના છે તેથી આલોચના કરાવવામાં આવે છે. તે પહેલાં થોડી વાર ચરિત્ર લઈએ.

**"ચરિત્ર" :–"કુંવરના મહેલમાં સુલશાનું કાવત્રું"** સુલશા યોગિની ઋષિદત્તા પર કલંક ચઢે તે રીતે કામ કરવા રાત્રે રાજમહેલમાં પહોંચી ગઈ.

> **આઇ હત્યારી સુલશા જોગિની, દુષ્કૃત્ય કરનેકો,**
> **એક મનુષ્યકો માર રૂધિર લે ઋષિદત્તા પાં જાઈ,**
> **સૂતી કે મુખ લગા માંસકી, પિંડ પાસ ધર આઇ હો....શ્રોતા....**

રાજમહેલમાં જઈ સુલશાએ તપાસ કરી કે રાત્રે ઋષિદત્તા પાસે શી રીતે જવાય? પછી મોડી રાત્રે મહેલની નજીકના માણસોને અવસ્વાપિની નિદ્રા મૂકી. જેથી કોઇ જાગી ન શકે. અને એક વૃદ્ધ માણસનું ખૂન કરી એનું લોહી માંસ લઇ ઋષિદત્તા પાસે પહોંચી ગઈ. અવસ્વાપિની વિદ્યાથી પહેરેગીર જેવાને પણ ઊંઘતા કરી દીધા છે એટલે એને જતાં કોઈ રોકનાર નથી. ઋષિદત્તાને જોઈ પાછું મનમાં થયું કે શું આનું રૂપ? કેવી એની કાન્તિ! આ કુમાર ભાગ્યશાળી કે એને આવી સ્ત્રી મળી ગઈ. પરંતુ મારે આ જોવાનું શું કામ છે? મને મારૂં ધારેલું કાર્ય કરવા દે. એમ કહી એણે ઋષિદત્તાનું મોં લોહીથી બગાડી મૂકયું અને ઓશીકે માંસના ટુકડા મૂકી દીધા. પછી ત્યાંથી નીકળી જઇને અવસ્વાપિની વિદ્યા ઉઠાવી લીધી. એટલે જાગેલા લોકોએ માણસ મરાયેલો જોઈને કોલાહલ કરી મૂકયો અને

રાજા પાસે જઈને આ ભયંકર હત્યા થયાનું જણાવ્યું. લોકો કહે–મહારાજા! ગમે તે સ્ત્રી–પુરૂષે આ હત્યા કરી છે. આપ પ્રજાના ન્યાયી માલિક છો તેથી હત્યારાને પકડીને આપે તેને ભયંકર સજા કરવી જોઈએ. રાજા કહે. આવું કામ કરનાર કોઈ રાક્ષસ કે રાક્ષસી લાગે છે. જાવ, આપ તપાસ કરો અને પકડી પાડો કે આ હત્યારી કે હત્યારો કોણ છે?

**"કનકરથ કુમારને થયેલી ચિંતા"**:–આ ધમાધમ થવાથી કનકરથ કુમાર જાગી જાય છે અને વાતાવરણ પરથી સમજી જાય છે કે કોઈ નિર્દોષ માણસનું ખૂન થયેલું છે. બીજી બાજુ ઋષિદત્તાનું મુખ લોહી ખરડયું છે. એ ચમકી ગયો. એના મનમાં થયું કે આ શું? શું મારી પત્ની રાક્ષસી છે? બહાર કોઈનું ખૂન થયાનું સંભળાય છે ને અહીં આ લોહીવાળું મોં તથા માંસના ટુકડા પડયા છે. ત્યારે શું આ રાક્ષસી! એ રાક્ષસી મારી પ્રાણપ્યારી હોય? શાસ્ત્રમાં જે સંભળાય છે કે રૂપ અને સંપત્તિ માટે પાપ થાય છે. એવું અહીં રૂપાળી સ્ત્રીમાં બન્યું લાગે છે. હે વિધાતા! હે તાત! આ ઉલ્ટું શું બન્યું? પત્નીને તો ગુણીયલ દેવી જેવી માની ને એ રાક્ષસી નીવડી? હું કયાં ફસાયો જંગલની કન્યામાં! કુમારના મનમાં અનેક સંકલ્પ વિકલ્પો ઉઠયા. ગુણીયલ એવી ઋષિદત્તાનું મોં લોહી ખરડેલું જોયું અને ઓશીકે માથા પર માંસના ટુકડા જોયા તેથી માણસના ખૂન સાથે આની બંધબેસતી વાત આવી ગઇ.

જ્ઞાનીઓના શબ્દ કુમારના કાનમાં ગુંજવા લાગ્યા કે રૂપ અને સંપત્તિ પાપ કરાવનારા બને છે. જગતમાં આવું બનતું બહુ દેખાય છે. સૂરિકાન્તા રાણીએ પોતાના રૂપમાં પરદેશી રાજાને એવો ઘેલો કરેલો કે એને દેવ–ગુરૂ અને ધર્મ કાંઈ યાદ ન આવે. ઉલ્ટું લોકો નાસ્તિક બની ધર્મના માર્ગે ન જાય તે માટે સંત–સતીજીઓને નગરમાં આવતા બંધ કરેલા. સૂરિકાંતાના રૂપનો આ એક અનર્થ પછી બીજો અનર્થ એ થયો કે કેશીસ્વામીના ઉપદેશથી રાજા આસ્તિક અને ધર્માત્મા બન્યો ત્યારે આ રૂપાળી પત્ની સૂરિકાંતાએ એમને ઝેર ખવડાવી મારી નાંખ્યા.

સંપત્તિ પાપ કરાવે છે એવા દાખલા ઘણા છે. લાંચ રૂશ્વત, અનીતિ, દુરાચાર, ખૂન આદિ પાપો સંપત્તિ પાછળ થઇ રહ્યા છે. મોટા મોટા દેશો લડી રહ્યા છે. સંપત્તિશાળી દેશો ગરીબ દેશો પર જુલ્મ વરસાવી રહ્યા છે. ચુંટણીઓ લડાઈ રહી છે. આ બધું શેના માટે? (શ્રોતામાંથી અવાજઃ– સંપત્તિ માટે.) કોણિકે રાજ્ય-સંપત્તિના લોભે પોતાના પિતા શ્રેણિકને જેલમાં પૂરાવી રોજ ફટકા મરાવવાનું કરેલું. રાજા અશોકે સંપત્તિના બળ પર કલિંગ દેશમાં માણસોની ભયંકર હત્યા કરાવેલ. મમ્મણ શેઠે સંપત્તિના મોહમાં સાતમી નરકે જવાના પાપ કર્યા. અમેરિકાએ

નિર્દોષ બાલુડા શેઠને કહે છે. મારી બા, બાપુજીને તેડવા ગઈ હતી તે હજુ સુધી કેમ ના આવી ? આ સાંભળતાં શેઠે બાળકોને હૈયા સમા ચાંપી લીધા. અને પછી આ સંતાનોને પોતાના ઘેર લઈ ગયા. શેઠે જઇને પોતાની પત્નીને અને પુત્રવધૂને કહી દીધું કે આ સંતાનો તમારા સંતાનો જેવા છે. તેમને જમાડયા પહેલાં જમશો નહિ. આપણાં છોકરાઓને જમાડતા પહેલાં તેમને જમાડી લેજો. તેમના સૂતા પહેલાં આ બાળકોને સૂવાડજો. આપ તેમને એવી સુંદર રીતે રાખજો કે જેથી બાળકોને એમ થઈ જાય કે અમારા મા-બાપ ઘરમાં આવી ગયા. આ ગરીબ ચંપાબાઇનો બનાવ બનતાં શેઠે સ્વધર્મી રાહત ચાલુ કરી દીધી. અને આવી ગરીબ બાઈને નામ-ઠામ વગર સીધા અનાજ મોકલાવી દેતા. આનું નામ શ્રેષ્ઠી. વિશેષતા નામની નથી પણ સદ્‌ગુણની છે. આવા સદ્‌ગુણી આત્માઓ જ્યારે આ દુનિયામાંથી વિદાય લે છે ત્યારે તે દેહથી બધાની વચ્ચેથી ચાલ્યો જાય છે, પરંતુ તેનો આત્મા બધાની વચ્ચે રહ્યો છે. આનું નામ સાચા શ્રેષ્ઠી. ફૂલ ગયું પણ ફોરમ રહી ગઈ. શેઠનો આત્મા ચાલ્યો ગયો પણ તેમના સદ્‌ગુણોની સુવાસ મૂકતા ગયા.

સાગરદત્ત શેઠ અને જિનદત્ત શેઠ બંને આવા પ્રમાણિક અને ન્યાયસંપન્ન શેઠ છે. આજે એક ભાઈ ને એક બહેન સજોડે આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકારવાના છે તેથી આલોચના કરાવવામાં આવે છે. તે પહેલાં થોડી વાર ચરિત્ર લઈએ.

**"ચરિત્ર" :–"કુંવરના મહેલમાં સુલશાનું કાવત્રું"** સુલશા યોગિની ઋષિદત્તા પર કલંક ચઢે તે રીતે કામ કરવા રાત્રે રાજમહેલમાં પહોંચી ગઈ.

> **આઇ હત્યારી સુલશા જોગિની, દુષ્કૃત્ય કરનેકો,**
> **એક મનુષ્યકો માર રૂધિર લે ઋષિદત્તા પાં જાઈ,**
> **સૂતી કે સુખ લગા માંસકી, પિંડ પાસ ધર આઇ હો....શ્રોતા....**

રાજમહેલમાં જઈ સુલશાએ તપાસ કરી કે રાત્રે ઋષિદત્તા પાસે શી રીતે જવાય ? પછી મોડી રાત્રે મહેલની નજીકના માણસોને અવસ્વાપિની નિદ્રા મૂકી. જેથી કોઇ જાગી ન શકે. અને એક વૃદ્ધ માણસનું ખૂન કરી એનું લોહી માંસ લઇ ઋષિદત્તા પાસે પહોંચી ગઈ. અવસ્વાપિની વિદ્યાથી પહેરેગીર જેવાને પણ ઊંઘતા કરી દીધા છે એટલે એને જતાં કોઈ રોકનાર નથી. ઋષિદત્તાને જોઈ પાછું મનમાં થયું કે શું આનું રૂપ ? કેવી એની કાન્તિ ! આ કુમાર ભાગ્યશાળી કે એને આવી સ્ત્રી મળી ગઈ. પરંતુ મારે આ જોવાનું શું કામ છે ? મને મારૂં ધારેલું કાર્ય કરવા દે. એમ કહી એણે ઋષિદત્તાનું મોં લોહીથી બગાડી મૂકયું અને ઓશીકે માંસના ટુકડા મૂકી દીધા. પછી ત્યાંથી નીકળી જઇને અવસ્વાપિની વિદ્યા ઉઠાવી લીધી. એટલે જાગેલા લોકોએ માણસ મરાયેલો જોઈ ને કોલાહલ કરી મૂકયો અને

રાજા પાસે જઈને આ ભયંકર હત્યા થયાનું જણાવ્યું. લોકો કહે–મહારાજા! ગમે તે સ્ત્રી–પુરૂષે આ હત્યા કરી છે. આપ પ્રજાના ન્યાયી માલિક છો તેથી હત્યારાને પકડીને આપે તેને ભયંકર સજા કરવી જોઈએ. રાજા કહે. આવું કામ કરનાર કોઈ રાક્ષસ કે રાક્ષસી લાગે છે. જાવ, આપ તપાસ કરો અને પકડી પાડો કે આ હત્યારી કે હત્યારો કોણ છે?

**"કનકરથ કુમારને થયેલી ચિંતા":**–આ ધમાધમ થવાથી કનકરથ કુમાર જાગી જાય છે અને વાતાવરણ પરથી સમજી જાય છે કે કોઈ નિર્દોષ માણસનું ખૂન થયેલું છે. બીજી બાજુ ઋષિદત્તાનું મુખ લોહી ખરડયું છે. એ ચમકી ગયો. એના મનમાં થયું કે આ શું? શું મારી પત્ની રાક્ષસી છે? બહાર કોઈનું ખૂન થયાનું સંભળાય છે ને અહીં આ લોહીવાળું મોં તથા માંસના ટુકડા પડયા છે. ત્યારે શું આ રાક્ષસી! એ રાક્ષસી મારી પ્રાણપ્યારી હોય? શાસ્ત્રમાં જે સંભળાય છે કે રૂપ અને સંપત્તિ માટે પાપ થાય છે. એવું અહીં રૂપાળી સ્ત્રીમાં બન્યું લાગે છે. હે વિધાતા! હે તાત! આ ઉલ્ટું શું બન્યું? પત્નીને તો ગુણીયલ દેવી જેવી માની ને એ રાક્ષસી નીવડી? હું કયાં ફસાયો જંગલની કન્યામાં! કુમારના મનમાં અનેક સંકલ્પ વિકલ્પો ઉઠયા. ગુણીયલ એવી ઋષિદત્તાનું મોં લોહી ખરડેલું જોયું અને ઓશીકે માથા પર માંસના ટુકડા જોયા તેથી માણસના ખૂન સાથે આની બંધબેસતી વાત આવી ગઈ.

જ્ઞાનીઓના શબ્દ કુમારના કાનમાં ગુંજવા લાગ્યા કે રૂપ અને સંપત્તિ પાપ કરાવનારા બને છે. જગતમાં આવું બનતું બહુ દેખાય છે. સૂરિકાન્તા રાણીએ પોતાના રૂપમાં પરદેશી રાજાને એવો ઘેલો કરેલો કે એને દેવ–ગુરૂ અને ધર્મ કાંઈ યાદ ન આવે. ઉલ્ટું લોકો નાસ્તિક બની ધર્મના માર્ગે ન જાય તે માટે સંત–સતીજીઓને નગરમાં આવતા બંધ કરેલા. સૂરિકાંતાના રૂપનો આ એક અનર્થ પછી બીજો અનર્થ એ થયો કે કેશીસ્વામીના ઉપદેશથી રાજા આસ્તિક અને ધર્માત્મા બન્યા ત્યારે આ રૂપાળી પત્ની સૂરિકાંતાએ એમને ઝેર ખવડાવી મારી નાંખ્યા

એટમ બોંબની શક્તિથી નિર્દોષ નાગાસાકી અને હીરોશીમા નગર બાળી નાંખ્યા. આ બધું કરાવનાર કોણ? સંપત્તિ. આજે રૂપની પાછળ પણ કેટલા પાપ થઈ રહ્યા છે! આજે સ્ત્રીઓ ઉદ્ભટ વેષ ધારણ કરી રૂપના પ્રદર્શન કરવામાં સળગતી કામવાસનાને પોષે છે. અને જોનારને કામના ઉન્માદ જગાવે છે. રૂપની પાછળ ઘેલા બનેલા એક પ્રેમી બીજા પ્રેમીનું ખૂન કરે છે. રૂપઘેલો પુત્ર માતપિતાને ત્રાસ આપે છે. રૂપઘેલા રાવણે યુદ્ધના હત્યાકાંડ અપનાવ્યા. દુનિયાના રૂપ અને સંપત્તિને દૂરથી નમસ્કાર કરવા જેવા અને એના પર ધિક્કાર વરસાવવા જેવા છે. સુલશા આ કામણ કરીને ચાલી ગઈ. ઋષિદત્તા જાગશે ત્યારે લોહી ખરડાયેલું મોઢું અને ઓશીકે માંસના ટુકડા જોશે. કનકરથ કુમાર તેના પર શંકા કરીને કેવા શબ્દો બોલશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૦

દ્વિતીય ભાદરવા સુદ એકમ ને સોમવાર તા. ૧૬–૯–૭૪

અનંત કરૂણાનિધિ, શાસન સમ્રાટ, વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. તેમાં ભગવાને કર્મનું સ્વરૂપ સમજાવ્યું. કર્મની ગતિ કેટલી વિચિત્ર છે! લાખ કરોડો પ્રયત્નો કરવા છતાં પણ કોઈ તેને કેમ સુધારી શકતા નથી? કર્મની ગતિ અતિ ગહન છે. સંસારમાં જેટલા પ્રાણીઓ નજરે પડે છે તેમાં કોઈ સુખી છે અને કોઇ દુઃખી છે. આ સુખ અને દુઃખ કોના પ્રભાવથી મળે છે? તેનો ઉત્તર એક શબ્દમાં આપી શકાય છે. તે 'કર્મ'. જીવ જેવાં કર્મો કરે છે તેવાં ફળ તેને ભોગવવાં પડે છે.

**"છે સંસાર આ અનાદિથી, જીવ અહીં દુઃખ મેળવે,**
**કર્મ મદારી જીવ વાનરને, અહા નાચ નચાવે."**

કર્મ રૂપી મદારી વાસ્તવમાં જીવ રૂપી વાનરોને વિવિધ પ્રકારથી નચાવી રહ્યો છે. આ ખેલને કોઈ અટકાવી શકતું નથી. વશીકરણમંત્રથી બંધાયેલી વ્યક્તિ જે રીતે મંત્રવાદીના ઇશારા પર ગતિ કરે છે તે રીતે કર્મરૂપી મદારીના ઈશારાથી જીવ કયારેક રડે છે અને કયારેક હસે છે. આ આત્માએ શુભ અથવા અશુભ જેવાં કર્મો કર્યા છે તે અનુસાર શુભ અથવા અશુભ ફળ તેને અવશ્ય ભોગવવા પડે છે. સારા કાર્ય કરવાવાળાને શુભ કર્મોનો બંધ થાય છે અને તેના કારણે શુભ ફળની પ્રાપ્તિ થાય છે.

અશુભ કાર્ય કરવાથી, અશુભ કર્મોનો બંધ થવાથી તેને અશુભ ફળ ભોગવવા પડે છે. ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રમાં બોલ્યા છે કે–

"एगया देवलोएसु, नरएसु वि एगया।
एगया आसुरं कायं, अहा कम्मेहिं गच्छइ ॥

ઉત્ત. સૂ. અ. ૩ ગાથા ૩

પોતાના કર્મો અનુસાર આ જીવ કયારેક દેવલોકમાં, કયારેક નરકમાં અને કયારેક અસુરકાયમાં ઉત્પન્ન થાય છે. મારો કહેવાનો આશય એ છે કે ચાહે મનુષ્ય લાખ–કરોડ પ્રયત્ન કેમ ન કરે પણ કરેલાં કર્મો ભોગવ્યા વિના કોઈ પણ રીતે છૂટકારો મળતો નથી. જેવા કર્મ કરે તેવી ગતિ મળે છે.

**કૂતરાને કાગડા નજરે મને દેખાય છે, કેટલા કીડી મંકોડા માર્ગમાં ઉભરાય છે,**
**જે કરે જેવા કરમ, એવી ગતિમાં જાય છે.**
**જો નહીં જાણું કદી આ કર્મનો મર્મ, કયાં થશે જન્મ?**
**મોતની ઘડી સુધી જો નહિ કરું ધરમ, કયાં થશે જનમ? (૨)**
**જીવની સાથે જશે આ કૂડા કરમ, કયાં થશે જનમ....મોતની....**

કર્મ અનુસાર જીવ કૂતરા, કાગડા, કીડી, મંકોડા આદિ યોનિમાં ઉત્પન્ન થાય છે. કર્મની આગળ તો મોટા મોટા જ્યોતિષી, ઋષિ, મુનિ આદિ પણ હાર ખાય છે તથા મોટા મોટા પંચાંગ પણ ખોટા સાબિત થઈ જાય છે. એક પદ્યમાં બતાવ્યું છે.

'ગુરૂ વશિષ્ટ સમ જ્ઞાની લિખ લિખ લગન ધરે,
દશરથ આઘાત હરણ સીતાકો વન વન રામ ફિરે,
લખ ઘોડા, દશ લાખ પાલખી, લખ લખ ચંવર ઢુરે,
હરિશ્ચંદ્ર જેસે દાની રાજા ડોમ ઘર નીર ભરે'

આ પદ્યમાં કવિ એ સમજાવે છે કે રઘુકુળ શિરોમણી રામચંદ્રજીની પુણ્યાઈમાં શી કમીના દેખાતી હતી? મહાન રાજકુળમાં જન્મ થયો. અતુલ–અપાર વૈભવમાં લાડ કોડથી પાલન પોષણ થયું. અભ્યાસ પણ ઘણો સુંદર કર્યો અને પછી જનક જેવા વિદ્વાન અને ઐશ્વર્યશાળી રાજાની પુત્રી સીતા સાથે લગ્ન થયા. કંઈ પણ વસ્તુનો અભાવ ન હતો. રાજ્યાભિષેક માટે ગુરૂ વશિષ્ઠ ઋષિએ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મુહૂર્ત

કાઢી આપ્યું, પરંતુ શું બન્યું ? રાજ્યાભિષેકને બદલે વનવાસ પ્રયાણ કરવું પડયું. રાવણ સીતાજીને હરણ કરીને લઇ ગયો અને તેની શોધમાં રામને ઘુમવું પડયું. આ બધો ખેલ કર્મોનો હતો. કર્મની વિચિત્રતાના કારણથી રાજા હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી અને મહાદાની પુરૂષને રાજ્યનો ત્યાગ કરી જંગલમાં ઘુમવું પડયું એટલું જ નહિ પરંતુ પત્ની અને પુત્રથી અલગ થઇને ચાંડાલના ઘરે કામ કરવા પડયા. માટે જ્ઞાની કહે છે અશુભ કર્મોના ઉપાર્જનથી બચો. અને શુભ કર્મોનું ઉપાર્જન કરો. શુભ કર્મ અત્યંત મુશ્કેલીથી બંધાયેલ છે, જ્યારે અશુભ કર્મ જલ્દી બંધાય છે. દા. ત. કોઇની સાથે ઝઘડો કરવો હોય તો વાર લાગે ખરી ? ન લાગે, પણ ઝઘડાને મટાડવા માટે કેટલી મહેનત કરવી પડે !

નાગેશ્રીનો આત્મા કર્મોને ભોગવતો ભોગવતો અકામ નિર્જરા કરતો કરતો સાગરદત્ત શેઠના ઘેર સુકુમાલિકા તરીકે ઉત્પન્ન થયો. જીવ હસીહસીને કર્મો બાંધે પણ તે રોતાં રોતાં ભોગવતાં પણ પૂરાં થતાં નથી. ઘણીવાર બાળક જન્મતાની સાથે એને દવા અને ઈંજેકશનો ચાલુ થઈ જાય છે તો એણે શા પાપ કર્યા ? એ નાના બાળકે આ ભવમાં તો હજુ પાપ કર્યાં નથી પરંતુ ગત જન્મમાં બાંધીને આવેલાં કર્મો ઉદયમાં આવ્યા. જીવ કર્મો બાંધતા વિચાર નથી કરતો. જીવની સત્તા અને મોટાઈપણું ક્યાં લઈ જશે ? જીવ આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાનના સ્વરૂપને સમજે તો કષાયનો કણીયો નહીં આવવા દે. કષાયો બહુ ખરાબ છે. આ નાગેશ્રીનો અધિકાર જો આત્મા બરાબર સાંભળે ને સમજે તો પાપથી પાછો વળ્યા વગર ન રહે. ચોપડામાં જમા અને ઉધાર બે સાઈડ હોય છે તેમ જીવનમાં બે સાઇડ તપાસો. હું જે કર્મો કરી રહ્યો છું તેના ફળ મારે ભોગવવા પડશે.

જીનદત્ત સાર્થવાહ સાગરદત્તની વાત સાંભળીને જ્યાં પોતાનું ઘર હતું ત્યાં આવ્યા. આવીને પોતાના સાગર પુત્રને બોલાવ્યો. બોલાવીને તેમણે તેને આ પ્રમાણે કહ્યું–હે પુત્ર ! સાગરદત્ત સાર્થવાહે મને આ પ્રમાણે કહ્યું છે કે હે દેવાનુપ્રિય !

"सुमालिया दारिया मम एगा एगजाया इट्ठा तं चेव जइणं सागरदारए मम घर जमाइए भवइ ता दलयामि।"

તમારો પુત્ર સાગર જો મારો ઘરજમાઇ થઇને રહેવા કબૂલતો હોય તો હું મારી પુત્રી સુકુમાલિકા તેમને આપવા તૈયાર છું. તેઓ તમને ઘરજમાઈ બનાવવા એટલા માટે ઈચ્છે છે કે સુકુમાલિકા દારિકા તેમને એકની એક પુત્રી છે. તેમને અતિવ ઈષ્ટ યાવત્ મનોજ્ઞ છે. આ રીતે સાગરદત્તે જે કંઈ કહ્યું હતું તે બધું તેમણે પોતાના પુત્ર સાગર આગળ રજુ કર્યું અને છેવટે કહ્યું કે તે એક ક્ષણ પણ પોતાની પુત્રીનો વિયોગ સહી શકતો નથી. આ કારણથી તે તમને ઘરજમાઈ બનાવવા ઈચ્છે છે.

દેવાનુપ્રિય ! રાગ બહુ ભયંકર છે. રાગના પાશથી છૂટવું તે આત્મજ્ઞાન વગર નહિ છૂટાય. રાગ છે ત્યાં આગ છે. ખરેખર રાગ-દ્વેષને અવશ્ય જીતવા જેવા છે. અત્યારનો રાગ તો સ્વાર્થમય છે. પહેલા તો માણસ સાથે મૈત્રીભાવ રાખતા પણ રાગ નહિ. અને મૈત્રીભાવથી એક બીજાને સહાયક બનતા. કૃષ્ણ અને સુદામા ગાઢ મિત્રો હતા. તેમના જેવો મૈત્રી ભાવ આ વિશાળ સંસારમાં મહામુશ્કેલીથી મળી શકે છે. તેમનો મિત્ર સુદામા અને પોતે બંને બાલપણમાં સાંદિપની ઋષિના આશ્રમમાં ભણતા હતા. બંને સાથે ભણે, સાથે રમે અને સાથે જમે. કૃષ્ણનો સ્વભાવ તો બાલપણથી મજાકીયો હતો. એ વાત તો સૌ કોઈ જાણે છે. મહાકવિ સૂરદાસે તેમની બાલ્યાવસ્થાના પ્રસંગ વિવિધ પ્રકારથી રજુ કર્યા છે. એક પદ્ય છે કે "मैया कब ही बढ़ेगी चोटि।" આ તો આપ બધા સારી જાણો છો. તેમાં ચોટી ન વધવાની ફરિયાદથી માતા યશોદા પાસે કેવી ચતુરાઈથી વધુ માખણ મેળવવાનો પ્રયત્ન કરે છે ! કૃષ્ણ કહે છે હે માતા ! મારી આ ચોટી ક્યારે વધશે ! મને દૂધ પીતા પીતા કેટલા દિવસ થઈ ગયા પરંતુ હજુ ચોટી નાની છે. તું તો કહેતી હતી કે તે ચોટી નાગણ જેવી મોટી થઈ જશે. અને સ્નાન કરતી વેળાએ તથા વાળ ઓળતી વખતે તે ચોટી ધરતીને અડકશે. પરંતુ હજુ સુધી તે ચોટી વધી નથી. મને તો એમ લાગે છે કે તું મને કાચું દૂધ પીવડાવે છે પણ માખણ ને રોટી નથી ખવડાવતી. તેથી આમ બને છે. કૃષ્ણે કેટલી ચતુરાઈથી વાત કરી ! આ વાત તેમણે પોતાના માટે જ કરી ન હતી. તે પોતાના ઘરના ગોકુળનું માખણ ખાતો અને બીજાના ઘરમાં જઈને પણ કાલુ કાલુ અને મીઠું મીઠું બોલે **"મા માખણ દો ને"** એમ બોલે ને માખણ લઈ આવે. બધા કહે-ભાઈ ! તારે કેટલું ખાવું છે ? ત્યારે કહે-મારું પેટ મોટું છે. આ રીતે માખણ ભેગું કરતો ને અત્યંત ઉદારતાપૂર્વક પોતે ખાતો અને બીજાને ખવડાવતો. આ હતી નાનપણમાં તેની વિશાળ ભાવના. માખણ મેળવવા માટે પોતાની માતા પાસે ચોટીની ફરિયાદના બહાને કેવી હોંશિયારી વાપરી ! આ કૃષ્ણ મોટા થયા તો પણ તેમની આ ભાવનામાં જરા પણ કમીના નહોતી આવી.

કૃષ્ણ-સુદામાની બાલપણની ગાઢ મિત્રાચારી હતી. વિદ્યાભ્યાસ પૂરો થયા પછી મોટા થયા બાદ સુદામા તો પોતાના કુલોચિત કાર્યના અભ્યાસમાં જોડાઈ ગયા અને કૃષ્ણ તો દ્વારકાધીશ ત્રણ ખંડના અધિપતિ થઈને રાજ્ય કરવા લાગ્યા. બંને મિત્રો સાથે ભણ્યા પણ બંનેના પુણ્યમાં ફેર છે. એકને મળી છે વિદ્યા અને બીજાને મળી છે લક્ષ્મી. વિદ્યા અને લક્ષ્મી એક સ્થાન પર ભાગ્યેજ રહી શકે છે. તે નિયમ અનુસાર સુદામાની સ્થિતિ સાવ ગરીબ રહી. ફાટ્યા-તૂટ્યા કપડાં પહેરે. કૃષ્ણને રહેવા માટે મોટું આલીશાન ભુવન અને સુદામાને ઝૂંપડી. સુદામાને સરસ્વતી મળી છે પણ લક્ષ્મી નથી. આવી સ્થિતિમાં સુદામાની પત્ની અત્યંત પરેશાન થઈ ગઈ. ને કહે-તમારો બાલ-

પણુનો મિત્ર કૃષ્ણ છે જે મહાન રાજ્ય ભોગવે છે. આપ તેમની પાસે જાવ. તે આપને જરૂર મદદ કરશે. સુદામા પત્નીને સમજાવે છે ને કહે છે કે :–

**સુખ દુઃખ કરિ દિન કાટે હી બનેંગે ભૂલિ,**
**વિપત્તિ પરે પૈ દ્વાર, મિત્ર કે ઘર ન જાઈએ.**

આજે આપણે જોઈએ છીએ કે મિત્રતા કેવી હોય છે! તેમાં બંને સમાન સ્થિતિવાળા હોય તો મિત્રતા કદાચિત ટકી શકે પરંતુ અસમાન સ્થિતિવાળામાં તો કયારે પણ ટકી શકતી નથી. બંને મિત્રોમાં જો એક વિદ્વાન છે ને બીજો મૂર્ખ છે તો વિદ્વાન મિત્ર મૂર્ખની સાથે મિત્રતા રાખવામાં પોતાની હલકાઈ સમજે છે. આ રીતે બંને મિત્રોમાંથી જો એક પર લક્ષ્મીદેવીની કૃપા થઈ જાય તો પોતાના ગરીબ મિત્રો સાથે મિત્રતા રાખવામાં તેને શરમ આવે છે.

એટલા માટે સુદામા તેમની પત્નીને વારંવાર સમજાવે છે કે ત્યાં માન ગુમાવવા જવું નથી. કૃષ્ણ તો ત્રણ ખંડના અધિપતિ મહાન રાજા બની ગયા છે. અને હું તો એક ગરીબ બ્રાહ્મણ છું. વળી અમને જુદા પડયા ઘણાં વર્ષો વીતી ગયા છે, તેથી મને ઓળખે પણ નહિ. ઓળખે નહિ ને મારા સામું ન જોવે તો મને દિલમાં આઘાત લાગે. મારા જેવા નિર્ધન વ્યક્તિએ વિપત્તિના સમયમાં પોતાના ધનિક મિત્રના ઘેર ન જવું જોઈએ. સુખ–દુઃખના દિન તો ચાલ્યા જવાના છે તેમાં કોઈની પાસે હાથ ધરવો તે યોગ્ય નથી. તું મને વારંવાર દ્વારકા નગરી જવાનો આગ્રહ ન કરીશ.

**"સિર છક હો સગરે જગકો તિય, તાકો કહા અબ દેતી હૈ સિચ્છા,**
**જો તપ કે પરલોક સુધારત, સંપતિકી તિનકે નહિ ઈચ્છા,**
**મેરે હિયે હરિ કે પદ પંકજ, બાર હજાર લે દેખું પરિચ્છા,**
**ઔર નિકો ધન ચાહીયે બાવરી, બ્રાહ્મણકો ધન કેવલ ભિચ્છા**

સુદામાના વિચાર કેટલા સુંદર હતા! શું આજના બ્રાહ્મણ આટલા સંતોષી. નિઃસ્વાર્થી અને આધ્યાત્મિક ભાવનાઓથી આવા ધનવાન હોય છે? (શ્રોતામાંથી અવાજઃ–નહીં, આજના બ્રાહ્મણો તો લોભીયા છે.) પરંતુ સુદામા એવા ન હતા. તેમણે પત્નીને કહ્યું–હે ભાગ્યવાન સ્ત્રી! હું પોતે જગતનો શિક્ષક છું. તું મને અત્યારે શું ઉલટું ભણાવી રહી છે? મારા જેવો બ્રાહ્મણ તો જપ, તપ અને જ્ઞાન–દાન દ્વારા પોતાનો પરલોક સુધારવા ઈચ્છે છે. તેમાં સંપત્તિની લાલસા કયાંથી આવી? મારા હૃદયમાં તો ધન કરતાં પ્રભુનું સ્થાન મહત્વનું છે. તારે પરીક્ષા કરવી હોય તો કરીને જોઈ લે. ધન તો બીજા લોકોને જોઈએ. બ્રાહ્મણોને ધન શું કરવું છે? તેને તો ભિક્ષા મળી જાય એટલે બસ. સુદામાએ આટલું સમજાવ્યું, છતાં પત્ની ન માની. તે કહે–તમે જાવ તો ખરા. દુનિયામાં બધા સરખા નથી હોતા. કૃષ્ણ તો એક મહાન સજ્જન પુરૂષ છે, તે તેમની સજ્જનતા નહિ છોડે. સુદામા કહે–સોનાની

જાળ પાણીમાં નાંખવાથી શું? પરંતુ પત્ની ઘણું ઘણું કહે છે એટલે લથડતા પગે સુદામા દ્વારિકાનગરી જવા નીકળ્યા. પગમાં જોમ નથી કારણ કે જવાનો દિલમાં ઉત્સાહ નથી. તેથી માંડ માંડ જાય છે. અને ચાલતાં ચાલતાં દ્વારકા નગરી પહોંચી ગયા.

દ્વારકા નગરી જે આખી સોનાની છે. દેવોએ વસાવેલી છે. તેના સોનાના ગઢ અને રૂપાના કાંગરાઓ જોઈને સુદામા તો સ્થંભી ગયા. અહો! જેનો આટલો સુખી ને સમૃદ્ધ રાજવૈભવ હોય ત્યાં જવાની હિંમત કયાંથી થાય? ધ્રુજતા પગે મહેલના દરવાજે પહોંચે છે. જેને ઈજ્જત વહાલી છે, માંગવું મરવા સમાન લાગે છે તે બોલતાં પણ ધ્રુજે છે. કારણ કે તેમનામાં લજ્જાનો ગુણ ઝળકી રહ્યો છે. સુદામાને દરવાજે ઊભેલા જોઈને દ્વારપાળે કહ્યું–કેમ ભાઈ, શું કામ છે? મારે મહારાજાને મળવું છે. આપ જઈને મહારાજાને એટલા સમાચાર આપો કે સુદામા પાંડે આપને મળવા માટે આવ્યા છે. જો તેઓ આવવાની આજ્ઞા આપશે તો હું આવીશ. અને આજ્ઞા નહિ આપે તો હું પાછો જઈશ. જુઓ! બોલવામાં પણ કેટલી નમ્રતા છે! વિનય ને વિવેક છે. જેનામાં આ ગુણો ખીલેલા છે તે દુશ્મનને પણ વશ કર્યા વિના નહિ રહે. સુદામા કહે–મહારાજાની રહેમ દૃષ્ટિ હશે તો મહેલમાં આવીશ. નહિ તો પાછો જઈશ. દ્વારપાળ સમાચાર આપવા કૃષ્ણ મહારાજાના મહેલમાં ગયો તો કૃષ્ણ મહારાજા બધી રાણીઓથી વીંટળાઈને બેઠા હતા. એક ચામર વીંઝે, એક પગ ધોવે તો એક દૂધનો વાટકો લઈને ઊભી છે. આ રીતે અનેક રાણીઓની વચ્ચે આનંદમસ્તી કરતા કૃષ્ણ વાસુદેવ બેઠેલા છે. દ્વારપાળને જોઈને પૂછે છે કેમ ભાઈ! શું કામ છે? દ્વારપાળ કહે મહારાજા! સુદામા પાંડે આપને મળવા આવ્યા છે.

**બોલ્યો દ્વારપાળ સુદામા નામ પાંડે સુનિ,**
**છાંડે રાજકાજ એસેજીકી ગતિ જાને કો?**
**દ્વારિકા કે નાથ હાથ જોડી ધાય ગહે પાંય,**
**ભેટે લપટાય હિય એસે દુઃખ માને કો?**

કહેવત છે કે **"અધુરા ઘડા છલકાય ભરેલા ઘડા ન છલકાય."** ગમે તેવો પ્રસંગ આવે તો સજ્જન સજ્જનતા ન છોડે, કૃષ્ણવાસુદેવ ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં હું મોટો રાજા છું એવું અભિમાન જરા પણ ન હતું. દ્વારપાલના મુખથી '**સુદામા પાંડે**' નું નામ સાંભળતા જ પોતાના સિંહાસનેથી ઊભા થઈ ગયા. અને મિત્રને લેવા સામે ગયા. સુદામાને જોતાં કૃષ્ણ એકદમ ભેટી પડયા. અહો મિત્ર! તમારે અહીં સુધી આવવું પડયું? તમે તમારી જનેતાને કોઈ દિવસ પૂછો છો ખરા કે માતા! આ દીકરાની સેવાની જરૂર છે? જે હોય તે ખુશીથી કહો. (શ્રોતામાંથી અવાજ:–કોઈ પૂછતું નથી) તમારી જનેતાને નથી પૂછતા તો બીજાને તો પૂછવાની

વાત જ ક્યાં રહી ? કૃષ્ણ ત્રણ ખંડના અધિપતિ હતા ને તમે તો ત્રણ રૂમના માલિક છો. (શ્રોતામાંથી અવાજ :–તે પણ ભાડૂતી.)

કૃષ્ણ વાસુદેવ ૩૨૦૦૦ રાણીઓના સ્વામી હતા. મોટા લાવ–લશ્કરના ધણી હતા. નાનપણના મિત્ર સુદામા પાંડેનું નામ સાંભળી એકદમ મહેલમાંથી ઊભા થઈને ચાલવા લાગ્યા. રાણીઓ તો આ દૃશ્ય જોઈ જ રહી. કોના વધામણા આવ્યા છે, કોના સ્વાગતમાં જવું છે, તે આ બધું છોડીને એકદમ ચાલ્યા ! ! સુદામાને જોઈને કૃષ્ણે બાથમાં લઈ લીધા ને બંને એકબીજાને ભેટી પડયા.

**"ચાર મિલે ચોસઠ હસે, વીસ રહે કરજોડ,**
**તનહુ સે તનહુ મિલે, વિકસે સાત કોડ."**

કૃષ્ણને સુદામાને જોતાં તેના રૂંવાડે રૂંવાડે આનંદ વ્યાપી ગયો. ત્યાર પછી કૃષ્ણ અત્યંત પ્રેમપૂર્વક તેમનો હાથ પકડીને અંતઃપુરમાં લઈ ગયા. સુદામા એક તો ઘણું ચાલીને આવ્યા છે તેથી થાકી ગયા છે. વળી ફાટયા તૂટયા કપડાં છે. પોતે સત્તાધીશ મહારાજા છે, છતાં હાથ પકડીને ચાલતા શરમ નથી આવતી. આજે કંઈક મા બાપ છોકરાને ભણવા મુંબઈ જેવા શહેરમાં મોકલે. ભણી રહ્યા પછી તે મોટા સાહેબ બન્યા. તે વખતે પોતાના વૃદ્ધ પિતા આવે ને કોઈ પૂછે કે આ કોણ છે ? તો દીકરાને પિતા કહેતાં પણ શરમ આવે છે. આ કૃષ્ણ સુદામાને પોતાના અંતેઉરમાં લઇ આવ્યા. જે અંતઃપુરમાં ચકલું પણ પ્રવેશ કરી શકે નહિ, ત્યાં એક દીન–દરિદ્ર ફાટેલા તૂટેલા કપડાવાળા મેલા ઘેલા એવા બ્રાહ્મણને કૃષ્ણ પોતે હાથ પકડીને લાવી રહ્યા છે. તે જોઈને તેમની રાણીઓ અત્યંત ચકિત થઈ ગઇ. તેમના આશ્ચર્યની તો સીમા ન રહી. તેમના મનમાં થયું કે કૃષ્ણ મહારાજાને આ શું થઈ ગયું છે ? (શ્રોતામાંથી અવાજ :–શું ભૂત વળગ્યું છે ? હસાહસ.) રાણીઓ અંદરો અંદર મશ્કરી કરવા લાગી. આવા ભિખારી જેવાને રાજા ક્યાંથી લઈ આવ્યા છે ? કૃષ્ણ–સુદામા બંનેએ મહેલમાં પ્રવેશ કર્યા પછી દ્વારકાધીશે મિત્રને રત્નજડિત સોનાના સિંહાસન પર બેસાડીને લાંબી મજલ કાપીને આવેલા હોવાથી તેમના થાકેલા પગને ધોવા માટે કૃષ્ણે તૈયારી કરી. સુદામા વિચાર કરે છે અહો ! મિત્ર એ મિત્ર છે. તેનો શું મારા પ્રત્યેનો પ્રેમ ને ભક્તિ છે ! આટલી રાણીઓ સામે ઊભી છે. નાટક સમારંભ ચાલી રહ્યો છે. તે બધું પડતું મૂકીને આ કૃષ્ણ ગોકુળીયો તો મારામાં ગાંડો થયો છે. પાગલ બન્યો છે. કૃષ્ણ નીચે બેઠા છે ને સુદામાને આસન ઉપર બેસાડયા છે. સુદામાના પગ ધોવા માટે પાણી મંગાવ્યું. પોતે પવન નાંખે છે. આ સમયે કૃષ્ણની દૃષ્ટિ સુદામા પાસે એક નાનકડી પોટલી હતી તેના પર ગઈ તેથી પૂછયું–મિત્ર ! આ શું લાવ્યા છો ? ભાઇ કાંઈ નહિ. કૃષ્ણ કહે, આપ કહો તો ખરા ! ત્યારે સુદામા કહે છે–હું આપની પાસે આવવા નીકળ્યો

ત્યારે મારી પત્નીએ તાંદુલની પોટલી ભરીને આપને પ્રેમથી ભેટ આપવા મોકલી છે. પરંતુ આપનો રાજ્યવૈભવ જોઈને મને એમ થયું કે મહારાજાને આવું તે કંઈ અપાતું હશે ? કૃષ્ણ કહે– અરે મિત્ર ! આ તું શું બોલે છે ? સાચા પ્રેમના ચોખાના પાંચ દાણામાં જે મીઠાશ ને સ્વાદ છે તે વગર પ્રેમના મિષ્ટાન્નમાં નથી. તારી નાનીશી ભેટ મારા માટે તો ઘણી મોંઘી અને કિંમતી છે. કૃષ્ણજીએ ત્યાં તાંદુલ ખાધા ને પોતાની રાણીઓને પણ આપ્યા. રાણીઓને પણ તેમાં કોઈ જુદો જ સ્વાદ આવ્યો. અહો મિત્ર ! આટલા દિવસ સુધી મને મીઠા ભોજન અને મેવા મીઠાઈ જમવામાં જે સ્વાદ નથી આવ્યો તે તારા અંતરના પ્રેમભર્યા તાંદુલમાં છે. કૃષ્ણની વિશાળતા ને મહાનતા કેટલી છે ! આટલી અખૂટ સમૃદ્ધિ, ત્રણ ખંડના ધણી હોવા છતાં તેને ગરીબની કેટલી કિંમત છે !

કૃષ્ણે પોતે મિત્રના પગમાં વાગેલા કાંટાને કાઢયા. કારણ કે ઘણે દૂરથી ખુલ્લા પગે ચાલીને આવ્યા હતા. તેથી કાંટા–કાંકરા વાગી ગયા છે. કાંટો કાઢયો ને પછી ફાટેલા કપડાને જોઈને આકુળતા વ્યાકુળતા અનુભવતા બોલ્યા–હાય મિત્ર ! તમે કેટલું દુઃખ ભોગવ્યું છે ! પહેલેથી આપ શા માટે અહીં ન આવ્યા ? આટલા બધા દિવસ કેવી રીતે પસાર કર્યા. હું કેવો હતભાગી ! રાજ્યસિંહાસને બેઠા પછી મારા બાલ મિત્રને ભૂલી ગયો ! તારી ખબર ના લીધી ત્યારે તારે આ સ્થિતિમાં અહીં આવવું પડયું ને ? જેને સરસ્વતી વરી ચૂકી છે એવા વિદ્વાન, મારા પરમ ઉપકારી, પવિત્ર મિત્રના પુનિત પગલા મારે ત્યાં કયાંથી હોય ? મિત્ર ! તું મને માફ કર. તારી આ સ્થિતિનું મુખ્ય કારણ હોય તો હું છું કે મેં તારી ખબર ન લીધી ત્યારે તારી આ સ્થિતિ થઈને ! હું કેવો નિષ્ઠુર કે રાજ્યના સુખવૈભવમાં મસ્ત બનીને તને ભૂલી ગયો. કૃષ્ણે પોતાના દોષ જોયા. પાણી લેવા ગયેલી રાણીઓ મશ્કરી કરવા રહી તેથી પાણી લાવતાં વાર લાગી. તે પહેલાં કૃષ્ણ સુદામાના પગ પકડીને બેઠા હતા. મિત્ર સુદામાની દીન દુઃખી દશા જોઈને કરૂણાના સાગર એટલું રડયા કે આંસુથી સુદામાના પગ ધોવાઈ ગયા. સુદામાને પણ ભાન થઇ ગયું કે ત્રણ ખંડનો અધિપતિ બનવા છતાં સત્તાના મદમાં ફસાયા નથી. તેમની ગુણાનુરાગ-દૃષ્ટિ ખીલેલી છે. દુઃખીના દુઃખ દૂર કરવાની ભાવના અંતરમાં ભરપૂર ભરી છે. આ બંને મિત્રોનો પ્રેમ બનાવટી ન હતો. પણ સાચો પ્રેમ હતો. કૃષ્ણે સુદામાના સંકટ દૂર કરી દીધા. વિશ્વકર્મા દ્વારા નિર્માણ થયેલી દ્વારકાનગરી સમાન તેમણે સુદામાપુરીનું નિર્માણ કરી દીધું. જેની સુદામાને ખબર પણ ન પડી.

થોડા દિવસો પછી સુદામા કૃષ્ણના ઘેરથી જવાની આજ્ઞા માંગે છે. પરંતુ કૃષ્ણે જવા ન દીધા. છ મહિના પોતાના ઘેર રોકી રાખ્યા. સુદામા તો અહીં હતા

ને કૃષ્ણે સુદામાની નગરી હતી ત્યાં સારું ગામ વસાવી દીધું. સુદામાની ઝુંપડીના બદલે મહેલ બનાવ્યો. સુદામાં જવાની આજ્ઞા માંગે છે ત્યારે કૃષ્ણ કહે : હું તને મૂકવા આવું અગર વાહન મોકલું. સુદામા કહે-મારે કાંઈ જોઈતું નથી. બોલો, તમે હોત તો કાંઈ બાકી રાખત ખરા? કૃષ્ણ કહે-મિત્ર! માંગ. માંગ તે આપું. સુદામા કહે. મારે એક પૈસો પણ નથી જોઈતો. એને માંગવાનું કહે છે, એ માંગતા નથી ને તમે પૈસાની ભીખ માંગ્યા કરો છો. સુદામા ચાલતા ચાલતા પોતાના ગામમાં પાછા આવ્યા તો નથી ગામનો પત્તો પડતો કે નથી ઝુંપડીનો પત્તો પડતો. તેમણે આખા નગરમાં શોધવા માટે કેટલી મહેનત કરી. અંતે નગરના લોકોને પૂછે છે. આ કયું ગામ છે? આપ કોઈ મને બતાવો તો ખરા કે હું દેવનગરીમાં અથવા રાક્ષસપુરીમાં કયાં ભટકી રહ્યો છું? આ નગરનું નામ શું છે? નગરજનો કહે-કોઈ મહાપુરૂષ આવ્યા હતા તે આખું નગર વસાવી ગયા છે. મારી ઝુંપડી કયાં છે? તેમની ઝુંપડી આગળ એક ઝાડ હતું તે ઝાડનું તેમણે નિશાન રાખ્યું હતું. ત્યાં આવીને જોયું તો ઝુંપડીને બદલે બંગલો થઈ ગયો છે. આખરે લોકોએ તેમને પોતાના મહેલના દ્વાર પર પહોંચાડયા. તેમના આવવાના સમાચાર મળતાં રાજરાણી સમાન સુશોભિત બ્રાહ્મણી પોતાના પતિને પ્રિય સંબોધન સહિત અંદર લઈ જવા માટે તૈયાર થઈને ઊભી છે. ત્યારે સુદામા તેને જોઈને કહેવા લાગ્યા.

**"હમે કંત તુમ જનિ કહીં, બોલો વચન સંભાર।**
**ઈન્હે કુટી મેરી હતી, દીન બાપુરી નાર" ॥**

સદાચારી બ્રાહ્મણ, રાણી સમાન બનેલી પત્નીને ઓળખી ન શકયો. તેથી તેને ધમકાવતા કહે છે-તું મને તારો પતિ ના કહે. જીભ સંભાળીને બોલો. અહીંયા મારી કુટીર હતી અને ભિચારી દીન હીન મારી પત્ની હતી તે કયાં છે? પત્નીના રંગઢંગ બદલાઈ ગયા હતા તેથી સુદામા પત્નીને ઓળખી ન શકયા. જયારે માણસની પાસે ધન આવે છે ત્યારે તેના રંગઢંગ બદલાઈ જાય છે. સુદામાની પત્ની કહે-સ્વામીનાથ! આ મહેલ આપણો છે ને હું પત્ની પણ આપની છું. આ કેવી રીતે બન્યું? ત્યારે પત્ની કહે છે. કૃષ્ણ મહારાજા આવ્યા હતા. તે અહીં બધું કરી ગયા છે. કૃષ્ણે સુદામાને જાણ પણ થવા દીધી નહિ ને તેમના દુઃખ મટાડી દીધા. આનું નામ સાચી મૈત્રી. તમારી મૈત્રી આવી છે? સાચો મિત્ર તો તેને કહેવાય કે જે સુખમાં ને દુઃખમાં સાથે રહે. ગમે તેવા પ્રસંગ આવે પણ સજ્જન સજ્જનતા છોડતો નથી. આજે નથી સુદામા કે નથી કૃષ્ણ. મહાપુરૂષો તમારા જીવનનું ઘડતર ઘડવા માટે વીતરાગવાણીના ટાંકણાઓ મારે છે પણ તમે ટાંકણાને અડવા દેતા નથી. તો પછી તમારો ઘાટ કયાંથી ઘડાશે? પથ્થર ટાંકણા ખાય છે તો તેમાંથી આબેહૂબ

મૂર્તિ બની શકે છે. તેમ જીવનને આબેહૂબ બનાવવા માટે વીતરાગ વાણીનો પાવર જીવનમાં આવશે તો માનવમાંથી મહામાનવ બની શકશો.

જિનદત્ત શેઠે પોતાના પુત્ર સાગરને બોલાવીને સાગરદત્ત શેઠે કહેલી બધી વાત કહી ને પછી કહ્યું કે તેઓ કહે છે કે જો તું ઘરજમાઈ થઈને રહે તો તેમની કન્યા પરણાવે. આ રીતે શેઠ પુત્રને કહી રહ્યા છે. હવે પુત્ર શું જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર–સુલશાએ રુષિદત્તા પર કરેલો જુલ્મ :**–કનકરથ રાજકુમાર ઋષિદત્તાને જગાડીને પૂછે છે ઋષિદત્તા! તું જો મનમાં ન છૂપાવે તો હું તને એક વાત પૂછું. ઋષિદત્તા કહે–પ્રાણનાથ! ખુશીથી પૂછો. મારે આપનાથી કંઈ છૂપાવવાનું નથી. હે ઋષિદત્તા! તું રાત્રે પાન તો ખાતી નથી ને તારા ગાલ પર ને હોઠ પર ડાઘ શાના દેખાય છે? તું જરા દર્પણમાં દૃષ્ટિ કર. ઋષિદત્તા દર્પણમાં મોઢું જોઈ એકદમ આશ્ચર્ય પામી ગઈ ને કહે સ્વામીનાથ! મને પણ આશ્ચર્ય થાય છે. આપણે સૂઈ ગયા ત્યારે હોઠ પર કે ગાલ પર આવા કશા ડાઘ ન હતા. નિદ્રામાં મુખમાંથી રક્તસ્રાવ તો નહિ થયો હોયને! હું તો સંપૂર્ણ નિરોગી છું. અને રક્તસ્રાવ થાય તો ખબર પડયા વગર રહે? કદાચ ગાઢ નિદ્રામાં લોહીનો કોગળો નીકળ્યો હોય તો મારી શય્યા બગડયા વગર ન રહે. પણ શય્યા પર તો કોઈ ડાઘ છે નહિ. વધુ જોવા માટે ઓશીકું ઉઠાવ્યું તો ત્યાં માંસનો ટુકડો જોયો. કનકરથ કહે–ઋષિદત્તા! તું વનવાસિની કન્યા છે. તને માંસ ખાવાની ટેવ પડી હોય તો કહી દે. અરે સ્વામી! આપ આ શું બોલ્યા? એક કીડીને મારવા તૈયાર નથી ત્યાં મનુષ્યની ઘાત કરી પંચેન્દ્રિય હત્યાનું પાપ હું કરું? જે ઘરમાં હું કંદમૂળ પણ લાવવા દેતી નથી તેના બદલે હું માંસ ખાઉં! સ્વામીનાથ! એ મારા જીવનમાં કયારેય પણ બનવાનું નથી. આ બાબતમાં હું કાંઈ જાણુતી નથી. રાતના સૂતા પછી હું કયાંય ગઈ નથી. અરે જાગી પણ નથી એટલે જે કાંઈ બન્યું હોય એ મારી ઊંઘતી અવસ્થામાં જ મારા કર્મે પ્રેર્યા કોઈ વેરીએ કર્યું હશે. તે પણ ગમે તે દૈવી પ્રયોગથી બન્યું હશે. મને કંઈ ખબર નથી. જો હું માંસાહારી હોત તો પૂર્વે માંસનો ત્યાગ શા માટે કરત? છતાં આપને મારાપ્રત્યે શંકા હોય તો આપને ઠીક લાગે તે સજા મને કરી શકો છો. સડેલું પણ પોતાનું અંગ કયાં કાપી નંખાતું નથી! એમ આપના પરિવાર પૈકી હું એક અંગ સડેલી દેખાતી હોઉં તો ખુશીથી મારો નિકાલ કરી નાંખો. પતિને વહેમ હોય તો પ્રિય પતિના હાથે મરાઈ જવાનાં પણ મને આનંદ છે.

કનકરથ રાજપુત્ર મોટા મનનો છે. તેમજ ઋષિદત્તાના બોલ પરથી એને શ્રદ્ધા થાય છે કે એ અસત્ય બોલે નહિ. અથવા માયા જાળ રચે નહિ. તેથી એના વચન

પર વિશ્વાસ મૂકી માની લે છે કે ગમે તે અગમ નિગમના કારણે આમ બન્યું લાગે છે. બાકી ઋષિદત્તા નિર્દોષ છે. અને એ પ્રમાણે આશ્વાસન આપે છે કે તું નિર્દોષ છે માટે જરાય ખેદ ન કરીશ. તારા પરથી મારી શંકા નષ્ટ થઈ ગઈ છે. એમ કહીને માંસનો ટુકડો ફેંકી દીધો અને કહ્યું.

**સતી ઐસા નાહ જણાવે, મુખ ધો કે સ્વચ્છ કીન્હા,**
**માંસપિંડ એકાંત પટક દી, સો ગયા નગીના હો....શ્રોતા તુમ.**

જા તું સ્નાનગૃહમાં જઈને તારું મુખ ધોઈ નાંખ. અને તારા કપડા પણ લોહીના ડાઘાવાળા થયેલા છે માટે તું સ્વચ્છ કરી નાંખ. આ વાત તું કોઈને પણ કરીશ નહિ. નહિ તો કાગનો વાઘ થશે. માટે એક શબ્દ પણ બોલીશ નહિ. ઋષિદત્તાના મનમાંથી આ વાત જતી નથી. આ શું બની ગયું ? સવાર થતાં એક રક્ષકે આવીને સમાચાર આપ્યા. હે કૃપાવતાર ! આપણા એક દ્વારપાળને કોઈએ મારી નાંખ્યો લાગે છે. કયાં આગળ ? મુખ્ય દરવાજા આગળ. આપણા વૃદ્ધ અને નિમકહલાલ દ્વારપાળનું મસ્તક ધડથી અલગ થયેલું છે. એની સાથળમાંથી કોઈએ માંસ પણ કાઢયું છે. રાજા કહે ચાલ હું આવું છું. તેના મનમાં હજુ પત્નીની શય્યા પર અનુભવેલું આશ્ચર્ય શમ્યું ન હતું. ત્યાં આ નવા ને ચોંકાવનાર સમાચાર સાંભળવા મળ્યા. મહેલના દરવાજે બધા રક્ષકો ભયભીત થઈને ઊભા હતા. સહુના ચહેરા પર એકાએક આશ્ચર્યનું મોજું ફરી વળ્યું હતું. અને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે. આ નાનકડા રાજ્યમાં કોઈ દુઃખી નથી. પ્રજા માત્ર ધનવૈભવથી સુખી હતી એમ ન હતું, સંસ્કાર અને સદાચારથી પણ સુખી સમૃદ્ધ હતી. રાજ્યમાં કોઈ સ્થળે આપઘાત થતો ન હતો. કોઈ સ્થળે ખૂન થતું ન હતું કે કોઈ સ્થળે લૂંટ કે બળાત્કારનો બનાવ બન્યો ન હતો. આવા પ્રમાણિક રાજ્યમાં આજે માણસના ખૂનનો પ્રસંગ બની ગયો. જે રાજ્યના સંચાલકો ધર્મિષ્ઠ, સદાચારી અને નીતિવંત હોય તે રાજ્યમાં અસદ્‌વૃત્તિઓને આશ્રય પણ મળતો નથી. જે રાજ્યના સંચાલકો ધર્મથી ભ્રષ્ટ હોય, પાપના કાર્યોમાં રસ લેનારા હોય અને પ્રજાપીડક હોય તે રાજ્યની પ્રજા એવા અવગુણોથી ભરેલી હોય છે.

કનકરથ કુમારે દરવાજા પર આવીને પૂછયું, આ બનાવ કયારે બન્યો ? હે કૃપાળુ મહારાજા ! અમે બધા સાથે બેઠા હતા, અને મધ્યરાત્રી પછી એકાએક નિદ્રાવશ બની ગયેલા અને જ્યારે પ્રાતઃકાળે જાગ્યા ત્યારે આ બનાવ બનેલો જોયો. એ દરમ્યાન આ બનાવ કયારે બન્યો હશે તે કેવી રીતે કહી શકાય ? શું તમે બધા સાથે નિદ્રાધીન થઈ ગયેલા ? ચોકીયાતો કહે, હા. યુવરાજે કહ્યું. આશ્ચર્ય છે. ન સમજાય એવી વાત છે. આપણા રાજ્યમાં આવો બનાવ કદી બન્યો નથી. આવું

અધમ કૃત્ય કોણે કર્યું? તમે બધાએ કોઈ નશાવાળી વસ્તુ તો નહોતી લીધી ને? ના મહારાજા. અમે કદી નશો કરતા નથી, તો પછી એકાએક નિદ્રાધીન થવાનું કોઇ કારણ દેખાયું હતું? ના, મહારાજા. અમે બધા વાતો કરતા જાગતા હતા. એકાએક અમને નિદ્રા આવવી શરૂ થઇ. આમાં કંઈ સમજાતું નથી. તમારામાંથી એક જણ કોટવાળને બોલાવી લાવો. અને એક જણ આ વૃદ્ધના સગાવહાલાને સમાચાર આપવા જાવ. એની અંતિમક્રિયાની સઘળી જવાબદારી રાજય સંભાળી લેશે. વૃદ્ધના સગાવહાલાને બોલાવીને વાત કરી અને તેમને ખૂબ ધન આપ્યું કે જેથી તેઓ દુઃખી ન રહે. અને વૃદ્ધનો કોઇ શત્રુ પણ હતો નહિ એ વાત જાણી.

અધમ કૃત્ય કરનારની શોધ માટે કોટવાળે બરાબર તપાસ કરી. ગુનેગારનું કોઈ નામનિશાન મળ્યું નહિ. જે શસ્ત્ર વડે મસ્તક કપાયું હતું તે શસ્ત્ર પણ મળ્યું નહિ. કોટવાળે આખો દિવસ પ્રયત્ન કરવામાં કોઈ મણા ન રાખી. પોતાના કાર્યમાં આનંદ માનનારી સુલશા પાંથ શાળામાં રહીને આ સમાચાર સાંભળી રહી હતી. કારણ કે કોટવાળ પોતે ત્યાં તપાસ કરવા આવ્યો હતો. આ બધી વાતો સાંભળીને સુલશાને જે સંતોષ થવો જોઇએ તે સંતોષ ન થયો. કારણ કે આ બધી ચર્ચામાં ઋષિદત્તાના ઓશીકે માંસનો ટુકડો નીકળ્યાની કે તેના ગાલ પર કે હોઠ પર લોહી હોવાની કંઇ વાત બહાર આવી નહોતી. જો એ વાત અદ્ધર રહી જાય કે પડદા પાછળ રહી જાય તો કાર્ય સફળ થાય નહિ. ત્યારે કુબ્જા કહે, મહાદેવી! કદાચ તાપસ કન્યા વહેલી જાગી ગઇ હોય અને ઓશીકા નીચે માંસનો ટુકડો જોઇ ગઈ હોય અને કોઈને ખબર પડે તે પહેલાં તેણે મોઢું ધોઈને માંસનો ટુકડો ફેંકી દીધો હોય પણ આવું આશ્ચર્ય સ્ત્રીથી કદી જીરવાય નહિ. તે તરત પોતાના પતિને વાત કર્યા વગર રહે નહિ. મને નવાઈ લાગે છે કે આ વાત કેમ છાની રહી? આ વાત પડદા પાછળ રહે એવું બીજું કોઇ કારણ દેખાતું નથી. સુલશા કહે, આજે મારે ફરી બલિદાન આપવું પડશે. હવે સુલશા બીજે દિવસે મહેલમાં જશે ને ત્યાં જઇને પોતાની માયાજાળ બિછાવી ઋષિદત્તાને કલંકિત કરવા શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૧

દ્વિ. ભાદરવા સુદ ૨ ને મંગળવાર તા. ૧૭-૯-૭૪

અનંત કરૂણાનિધિ, શાસ્ત્રકાર ભગવંતે, જગતના જીવોના કલ્યાણને અર્થે મંગલ-

કારી વાણી વરસાવી. એ વાણી સાંભળતાં જીવને જઘન્ય રસ આવે તો કર્મની ભેખડો તૂટી જાય અને ઉત્કૃષ્ટ રસ આવે તો તીર્થંકર નામકર્મ પણ ઉપાર્જન કરી લે એવો ભગવંતની વાણીનો પ્રભાવ છે. કલ્પવૃક્ષ અને રત્નચિંતામણીમાં ભૌતિક સુખ આપવાની તાકાત છે. એ બાહ્ય દરિદ્રતા દૂર કરી શકશે પણ આત્માની દરિદ્રતા દૂર કરાવી ઈચ્છિત સુખ આપનાર ભાવ કલ્પતરૂ કે ભાવ ચિંતામણી સમાન કોઈ હોય તો વીતરાગ-દેવની વાણી છે. પણ એમાં જીવને શ્રદ્ધા થવી જોઈએ. બંધુઓ ! જો તમે સ્થિર અને શ્રદ્ધાવાન બનશો તો બીજાને પણ આ માર્ગમાં સ્થિર બનાવી શકશો. પણ જો પિતા સમજતા ન હોય તો દીકરાને કયાંથી સમજાવે કે હે દીકરા ! સંસારની પેઢી કરતા ભગવાન મહાવીરની પેઢીમાં કમાણી વધુ છે: તું જો આ પેઢીમાં ભાગીદારી કરીશ તો કર્મના ભૂક્કા ઉડયા વિના નહિ રહે. પણ આવું સમજાવનારા બહુ ઓછા છે. આપણા ભગવાન પરમ પિતા પ્રભુ મહાવીરે કેવળજ્ઞાન થયા પછી જગતના જીવોને આધિ-વ્યાધિ-ઉપાધિ અને જન્મ-જરા-મરણના ત્રાસથી રિબાતા જોયા ને કરૂણાનો ધોધ વરસાવી બોલ્યા, "संबुज्झह किं न बुज्झह ।" સમજો અને બોધ પામો. સમ્યગ્-દર્શનની પ્રાપ્તિ કરો. અનંત કાળથી આપણો આત્મા કર્મના ચક્રાવામાં રખડી રહ્યો છે. પણ હજુ સાચા સ્વરૂપને પ્રાપ્ત કર્યું નથી. માટે જ્ઞાની કહે છે તું મોહ દશા છોડ. આપણા ભગવાને છોડયું છે ને પછી આપણને દિવ્ય સંદેશો આપ્યો છે.

માત-પિતાના સ્વર્ગવાસ પછી ભગવાન મહાવીર દીક્ષા લેવા તૈયાર થયા ત્યારે તેમના વડીલ બંધુ નંદીવર્ધનના હાથ પગ ઢીલા થઈ ગયા. વર્ધમાનકુમારની દીક્ષાની વાત સાંભળી એમને એવો આઘાત લાગ્યો કે અહો ! હું મા-બાપ વિનાનો થઈ ગયો અને હવે ભાઈ વિનાનો થઇ જઈશ. શું મારો ભાઈ મને છોડીને દીક્ષા લેશે ? ભાઇના સંતોષ માટે વર્ધમાનકુમાર બે વર્ષ સંસારમાં રોકાઈ ગયા, પણ સાધુની જેમ જ તેઓ સંસારમાં રહ્યા. બે વર્ષ તો પલકારામાં વહી ગયા. કારતક વદ દશમનો દિવસ આવ્યો. વૈરાગી વર્ધમાનકુમાર આ દિવસે મહાભિનિષ્ક્રમણના પંથે કદમ ભરવાના હતા. વીરા નંદીવર્ધનનું કાળજું કામ કરતું નથી. વર્ધમાનકુમારનું નામ રાજા નંદી-વર્ધનના દિલમાં હતું તેટલું જ નગરના તમામ પ્રજાજનોના અંતરમાં હતું. નંદી-વર્ધનના ભાઈ છે એટલે એમને તો ભાઇ પ્રત્યે અથાગ મોહ હોય એમાં કાંઇ નવાઇ નથી, પણ જ્યાં ગામમાં ઉદ્દઘોષણા થઈ કે પ્રજાના લાડીલા વર્ધમાનકુમાર આવતી કાલે આગાર મટી અણગાર બનશે, ત્યારે દરેકના દિલમાં ચરોડો પડી ગયો. અહો ! આવો સુકુમાર બાલુડો ત્યાગના કઠીન માર્ગે જશે ! એ કષ્ટો એનાથી કેમ વેઠાશે ? ત્યારે કંઇક સમજુ માણસો બોલે છે કે '**હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને.**' શુરવીરો મેદાનમાં શસ્ત્રો વડે શત્રુઓને જીતે છે, પણ આ તો ક્ષમાના શસ્ત્રો વડે કર્મશત્રુઓને જીતવા નીકળે છે. આપણને તો આવું યુદ્ધ કરતાં

પણ ન આવડે. સૌ મનમાં અફસોસ કરવા લાગ્યા. રડવા લાગ્યા. પણ જે શૂરવીર થઈને નીકળે છે તે પછી કોઈના સામું જોતાં નથી. યશોદા મનમાં વિચારે છે કે શું મારા નાથ ચાલ્યા જશે?

વૈરાગી વર્ધમાનકુમાર રાજવૈભવોનો ત્યાગ કરીને નીકળી ગયા. રત્નજડિત શિબિકામાં બેઠા. મંગલ વાજિંત્રો વાગવા લાગ્યા. ક્રોડો સોનૈયાઓનો વરસાદ રાજકુમારના હાથે વરસવા લાગ્યો. વર્ધમાનકુમારના મુખ ઉપર અપૂર્વ આનંદ હતો, ત્રીસ વર્ષમાં કયારે પણ એવો આનંદ તેમના મુખ ઉપર જોવામાં આવ્યો ન હતો. જેને માટે પૂર્વના ત્રીજા ભવે લાખ લાખ વર્ષો સુધી મહિના મહિનાના ઘોર તપ તપ્યા હતા. ધોમ ધોમ સાહ્યબીથી ભરેલા દેવલોકમાં પણ જેની મનુષ્ય બનીને સંયમ પાળવાની તીવ્ર તમન્ના હતી. તેથી સિદ્ધાર્થ રાજાના રાજવૈભવો પણ ફિક્કા લાગ્યા અને એવો સંયમ અંગીકાર કરવાનો મંગલ અવસર આવી ગયો. પછી તો આનંદ જ હોય ને! ભગવાનની દીક્ષામાં નગરજનો જ નહિ પણ દેવો અને ઈન્દ્રો પણ આવ્યા હતા. વર્ધમાનકુમાર ઉદ્યાનમાં પહોંચી ગયા, અને એક પછી એક વસ્ત્રો અને આભૂષણો ઉતારવા માંડયા. સૌ ગમગીન બની ગયા. આંખોમાંથી ચોધારા આંસુ વહે છે. જ્યાં વર્ધમાનકુમારે મુઠ્ઠીમાં વાળ લીધા ત્યારે નંદીવર્ધન તથા પત્ની યશોદા બેભાન થઈને ધરતી ઉપર ઢળી પડયા. પણ વર્ધમાનકુમારે તો પંચમુષ્ઠિ લોચ કરી નાંખ્યો. નંદીવર્ધનને ખૂબ ઉપચારો કરીને ભાનમાં લાવ્યા. દેવોએ પણ તેમને આશ્વાસન આપ્યું. પણ હવે વર્ધમાનકુમારના સામું જોવાની એમની હિંમત ન હતી.

સહુજનોની વચમાં ભગવાને ગંભીર અવાજે સર્વવિરતિ સામાયિક અંગીકાર કરી લીધી. વર્ધમાન હવે વર્ધમાનકુમાર મટીને શ્રમણ ભગવાન મહાવીર બન્યા. દેવોએ એમને શ્રમણ ભગવાન મહાવીર નામ આપ્યું. અને ઈન્દ્રે ભગવાનના ખંભે દેવ-દૃષ્ય વસ્ત્ર નાંખ્યું. હવે ભગવાન દીક્ષા લઈને આગેકૂચ કરવા કદમ ઉપાડે છે. રાજા નંદીવર્ધન એમના ચરણોમાં મસ્તક ઝૂકાવી ચોધારા આંસુએ રડે છે. જ્યાં રાજા આટલું રડતા હોય ત્યાં પ્રજાજનોની તો વાત જ શી કરવી? વૃદ્ધ-બાળક-યુવાન સ્ત્રી પુરૂષ બધાય જાણે કોઈ સ્વજન પરલોકમાં ન ગયો હોય એવો આઘાત અનુભવે છે. ભાનવાળા પણ ભાન ભૂલી ગયાં છે. કોઈની બુદ્ધિ કામ કરતી નથી. કર્મ-શત્રુઓને હંફાવવા સજ્જ થયેલા વર્ધમાન કુમારને જોઇ સહુ સ્તબ્ધ બની ગયા છે. નંદીવર્ધનનું માથું ભાઈના ચરણમાંથી ઊંચું થતું નથી. આટલા ભોગો ભોગવ્યા છતાં હજુ મને વૈરાગ્યભાવ જાગતો નથી. અને મારો નાનો ભાઈ ભોગનો ત્યાગ કરીને ચાલ્યો! હું એને મારું મોઢું કેવી રીતે બતાવું! અંતે નંદીવર્ધનને ઇન્દ્રે સમજાવી ઊભા કર્યા. જાણે ભયંકર ગુનો ન કર્યો હોય! ભયંકર ચોરી ન કરી હોય!

એવો એમને અફસોસ થવા લાગ્યો. ગદ્ગદ્ કંઠે નંદીવર્ધન કહે છે પ્રભુ! મેં આપને ખૂબ હેરાન કર્યા. મારા મોહ ખાતર મેં આપને બબ્બે વર્ષ સુધી સંસારમાં જકડી રાખ્યા. પ્રભુ! મને માફ કરો. પણ ભગવાન એક શબ્દ બોલતા નથી.

ભગવાને તો મૌન ધરી આગે કદમ ઉઠાવ્યા. નંદીવર્ધન અને પ્રજાજનોનું રૂદન બંધ થતું નથી. પણ ભગવાન કોઈના સામું જોતા નથી. આગળ ભગવાન અને પાછળ નંદીવર્ધન. આ તો તીર્થંકર હતા પણ સનતકુમાર ચક્રવર્તિએ દીક્ષા લીધી ત્યારે તેમનું અંતેઉર છ મહિના સુધી ઝૂર્યું હતું. પરંતુ સનતકુમારે પાછું વાળીને જોયું નહિ, અંતે થાકીને અંતેઉર પાછું ફર્યું. અહીં ભગવાન આગળ ચાલે છે ને નંદી-વર્ધન પાછળ ચાલે છે. દેવો અને ઇન્દ્રો, તેની પાછળ નગરજનો ભગવાનને વળાવવા માટે ગયા છે. બીજી તરફ વર્ધમાનકુમારની પત્ની યશોદા અને પુત્રી પ્રિયદર્શનાથી આ કરૂણ દૃશ્ય જોઈ શકાયું નહિ. તેમના પગ ઉપડી શકયા નહિ. એટલે બંને એક વૃક્ષ નીચે બેસી ગયા.

**આજ સુખી છું કે સ્વામી મારો સ્વામી ત્રિલોકનો થાશે,**
**દુઃખ એટલું કે હું અભાગી, આવી શકું નહિ સાથે.**
**આંસુ નથી અપશુકનના, પુલકિત છે મુજ પ્રાણ,**
**પામર છું તેમ છતાં પણ, વીર પુરુષની નાર.**
**હું તો નહિ પણ પગલે તમારે આવશે પુત્રી તમારી,**
**આશીષ દ્યો પ્રિય દર્શનને, પામે ઉત્તમ સ્થાન.**
**જાઓ સીધાઓ અંતર્યામિ, કરવા જગત કલ્યાણ-સ્વામી કરજો સુખે પ્રયાણ.**

જ્યાં ભગવાને પગ ઉપાડયો ત્યાં એ બંને મા-દીકરીના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઇ. બંને ત્યાં બેભાન બનીને ઢળી પડયા. પણ પ્રભુ તો આગળ વધ્યે જ જાય છે. મોહથી ઘેરાયેલા માનવી કયાં સુધી આગળ ચાલે? રાગી અને વિરાગી બંનેના પંથ ન્યારા છે.

બંધુઓ! જગત કેવું મોહના રાગમાં ડૂબેલું છે! સહુને પોતાના સ્વજન જવાથી દુઃખ થયું છે, એટલે રડે છે. ભગવાનને ત્યાગ માર્ગે કેવા કેવા કષ્ટો પડશે એની કલ્પના કરે છે. પરંતુ એકપણ પ્રજાજન મોહને છોડીને એમની સાથે જવા તૈયાર ન થયો. ઘણે દૂર જઈને ભગવાન સ્થંભી ગયા. સૌને મૂક સૂચના કરી કે હવે મારે મારા માર્ગે ચાલવું છે. તમે પાછા વળો. બધા ભગવાનને વંદન કરી ઉભા રહી ગયા. કોઈના સામું જોયા વિના જગત ઉદ્ધારક પ્રભુ ત્યાંથી એકલા ચાલી નીકળ્યા. તેમણે દીક્ષા એકલા લીધી અને કર્મ મેદાનમાં એમને એકલા જ યુદ્ધ ખેલવાનું હતું. એટલે પોતે એકાકી ચાલી નીકળ્યા. જ્યાં સુધી ભગવાન દેખાયા ત્યાં સુધી પ્રજાજનો અને

રાજા નંદીવર્ધન બધા રડતા જ ઉભા રહ્યા. યશોદા, પ્રિયદર્શના, જમાલી બધા ગમગીન બની ગયા હતા.

રાજા નંદીવર્ધન કરૂણ સ્વરે વિલાપ કરતા કહે છે ઓ મારા લાડીલા વીરા! આમ અમને મૂકીને એકલો અટૂલો ક્યાં જઈશ? ઘોર જંગલમાં વાઘ-સિંહ-સર્પ મળશે ત્યાં તારું કોણ? ઉનાળાના સખ્ત તડકા, શીયાળાની સખ્ત ઠંડી તું કેમ સહન કરીશ? ક્યારે પણ ખુલ્લા પગે નહિ ચાલેલો મારો ભાઈ ખુલ્લા પગે કેમ ચાલી શકશે? જેની સામે ઊંચા સાદે બોલે તો તેને હું બોલતો બંધ કરી દઉં, તેના બદલે મારા ભાઈને કોઈ કટુ વચનો કહેશે, અપમાન કરશે એ બધું એ કેમ સહન કરશે? લાખો ભિક્ષુકોને ભિક્ષા દેનારો ભિક્ષા માટે ઘરઘરમાં ઘૂમશે? વીરા! તારા વિના હું કોની સાથે વાત કરીશ? આમ રાજા નંદીવર્ધન ભાઈના ભાવિની ચિંતા કરતાં કરતાં બેભાન બની જાય છે. વળી શુદ્ધિમાં આવે છે. નગરજનો સમજાવીને નંદીવર્ધનને મહેલમાં લઈ જાય છે પણ એમને વર્ધમાન કુમાર વિના રાજમહેલ પણ ભૂતિયા મહેલ જેવો દેખાવા લાગ્યો.

રાગનું બંધન એ ભયંકર બંધન છે. નંદીવર્ધનને ભાઈ પ્રત્યેનો રાગ રડાવે છે. જગત પિતા ભગવાન મહાવીરે આવો વૈભવ છોડીને દીક્ષા લીધી, અને કર્મોની ઉદીરણા કરવા માટે અનાર્ય દેશમાં ચાલી નીકળ્યા. ત્યાં એમને કેવા કેવા કષ્ટો પડયા એ તો તમે ઘણીવાર સાંભળ્યું છે. એમણે કર્મોને સામેથી આમંત્રણ આપ્યું છે. જ્યારે આપણે તો ઉદયમાં આવતા પહેલાં અટકાવવા તૈયાર થઈએ છીએ. આપણા ભગવાને પોતાના પગ ઉપર કુહાડો મારીને પછી જ જગતની સામે તપ ત્યાગની વાતો મૂકી છે. સાડા બાર વર્ષ અને પંદર દિવસ સુધી ઉંઘ કરીને ઊંઘ્યા નથી. ચાર માસી, છ માસી, બે માસી અને પંદર દિવસના ઉપવાસ આવા અનેક મહાન તપ કર્યા. તપમાં પણ ચોમાસા સિવાયના દિવસોમાં તો વિહાર હોય. ક્યાં એ મહાપુરુષની કઠોર સાધના અને ક્યાં આપણા જેવા પામર પ્રાણીઓનો પ્રમાદ! સમ્યકત્વ પામ્યા પછી પણ ભગવાનને મોટા સત્તાવીસ ભવ કરવા પડયા. તે ભવોમાં કોઈ ભવે નિયાણું કર્યું તો વાસુદેવપણું મેળવીને નરકમાં જવું પડયું. ભગવાને પોતાનો ઈતિહાસ જગતની સમક્ષ રજેરજ રજુ કર્યો છે. શય્યાપાલકના કાનમાં સીસું રેડયું તો મારા કાનમાં ખીલા ભોંકાયા. જીવ જેવાં કર્મો કરે છે તેવા તેને ભોગવવા પડે છે. જ્ઞાની કહે છે આ મનુષ્ય જન્મ પામીને તારા જીવનનું સરવૈયું કાઢ. મેં કેટલા શુભ કર્મો કર્યા છે ને કેટલા અશુભ કર્મો કર્યા છે.

**પુણ્ય વધ્યું કે પાપ વધ્યું છે, સરવાળે શું વધ્યું ઘટયું છે!**
**ત્રાજવડે તું તોલી લઈને, દિલનો હળવો ભાર કરી લે-થોડો જીવ વિચાર કરી લે.**

આ જન્મ પામીને તેં પુણ્યની મુડી વધારી છે કે પાપની મુડી વધારી છે? તેનો તું હિસાબ કર. મારી જીંદગી મેં કેવી વીતાવી છે, જીવન કેવું જીવ્યો છું તેનો હિસાબ મૂકતા શીખો. તમે સવારમાં ઉઠીને અરીસામાં મુખ જોવો છો કે મારા મોં ઉપર કેટલા ડાઘ પડયા છે! તેમ આત્મા રૂપ અરીસામાં નિરીક્ષણ કરો કે મેં કેટલાં કાળાં કર્મો કર્યા છે. મેં કેટલી ભૂલો કરી છે? અને પછી તે ભૂલોનું પ્રાયશ્ચિત કરી લો. પ્રાયશ્ચિત કરવા બેઠા પછી કોઈ પાપ છૂપું ન રહેવું જોઈએ. આત્માની શુદ્ધિ કરવાને, લાગેલા પાપોને દૂર કરવા પ્રાયશ્ચિતની જરૂર છે. આત્માની શુદ્ધિ થવાથી આત્મા પોતાના સ્વરૂપમાં રમણતા કરશે. એકવાર આત્માની સાચી સમજણ આવી જાય તો બેડો પાર થઇ જાય. ત્યારે તેને વિચાર આવશે કે **'કોઽહ'** હું કોણ છું? ઘણા માણસો અમારી પાસે આવીને ઓળખાણ કરાવે. મહાસતીજી, હું કોણ? હું ફલાણો મોટો શેઠ. નામનો ગર્વ ધરીને ફરે છે. આવા મનુષ્ય દયાને પાત્ર છે. નામ સાંભળીને મનમાં થઈ જાય કે આ ભાઈ ધનનો શેઠીયો પણ કર્મનો વેઠીયો છે.

જ્યારે **'હું' કોણ છું?'** એ પ્રશ્ન આગ બનીને અંતરમાં વ્યાપી જાય ત્યારે તમને પૂછીએ કે ભાઈ! તમે કોણ છો? ત્યારે તમે કહેશો કે મહાસતીજી! હું આટલી સંપત્તિનો માલિક. હું આટલી મિલોનો ધણી. આ ફેકટરીનો મેનેજર–હું ફલાણો શેઠ, અરે, હું સુશીલાનો પતિ, (હસાહસ) સુરેશનો પિતા અને મૂળચંદ ભાઇનો દીકરો, હું જામનગરનો વતની. બી. એ. બી. કોમ.ની ડીગ્રીવાળો આ બધી ઓળખાણો ખોટી છે. અજ્ઞાની આત્મસ્વરૂપને નહિ પામેલો આત્મા કોઽહંનો અર્થ કેવો ઊંધો કરે છે તે **કોઽહં** શબ્દનો મર્મ સમજ્યો નથી. પણ આત્માને કહો....

**હું કોણ છું કયાંથી થયો શું સ્વરૂપ છે મારું ખરું,**
**કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરિહરૂં!**

એક દિવસ એકાંતમાં બેસી વિચાર કરો કે હું કોણ છું? કયાંથી આવ્યો છું; મારું શું સ્વરૂપ છે? આ બધી વળગણા શા માટે છે? કોઽહં શબ્દનું સ્વરૂપ સમજાશે ત્યારે આત્મા વિચારશે કે હું સંપત્તિનો માલિક નથી, ફેકટરીનો મેનેજર નથી. જામનગરનો વતની નથી. હું તેમાંનો કાંઈજ નથી. **'નાઽહં'** **'નાઽહં'** ભગવાન પણ સિદ્ધાંતમાં બોલ્યા છે કે एगो ऽहं नत्थि मे कोइ, नाह–मन्नस्स कस्सइ। હું એકલો છું. મારું કોઈ નથી. તો પછી હું કોણ? **'કોઽહં'**? સંસારની તમામ સામગ્રી સાથેના મમત્વના આ બંધનો **'નાઽહં'** ની છરીથી કપાઈ જાય ત્યારે એ પુકાર અંતરમાં જાગે છે. હું કોણ? અને જવાબ મળે છે. **'સોઽહં'** હું તે ભગવાન સ્વરૂપ છું. **સોઽહં, સોઽહં**ના જાપ જપવાથી કાંઈ **સોઽહં**નું સ્વરૂપ પ્રાપ્ત ન થઇ જાય.

રસોઈ વધુ બનાવેલી હોય તો અચાનક સ્વધર્મી ભાઈ કે કોઈ અતિથિ આંગણે આવી જાય તો તેમને જમાડી શકાય. તેમની વૃત્તિ સંકુચિત ન હતી. પોતે જમે ને આંગણે આવેલાને જમાડે. હાથી જેમ ખાતો જાય ને વેરતો જાય, ગાય જેમ ચરતી જાય ને મૂકતી જાય તેમ ભગવાનનો શ્રાવક જમતો જાય ને જમાડતો જાય.

આ પવિત્ર ભારત ભૂમિ ઉપર ભામાશાહ, જગડુશાહ, વસ્તુપાળ, તેજપાળ, ખેમો દેદરાણી આદિ અનેક દાનવીરો થઈ ગયા છે. ઘણાં વર્ષો પૂર્વે ચાંપાનેરમાં ચાંપશી મહેતા નામના મહાજન થઈ ગયા. તેઓ એક વાર બાદશાહના દરબારમાં જઈ રહ્યા હતા. તે સમયે એક ચારણે તેમનું સ્વાગત કરતાં કહ્યું–પધારો. **"શાહ પહેલો અને બાદશાહ પછી."** તેની સાથે બાદશાહનો એક માણસ હતો. તેને આ શબ્દો ખટકયા. બાદશાહ પાસે જઈને તેણે કહ્યું–સાહેબ! આપનો આ ચારણ વાણીયાની પ્રશંસા કરે છે અને એમ કહે છે કે **"શાહ પહેલો અને બાદશાહ પછી."** આપને વાણીયાથી પણ નીચા ગણે છે. આ સાંભળી બાદશાહને ચાનક તો લાગી પણ કહ્યું કે સમય આવ્યે જોઈ લઈશું.

બાદશાહે આ વાત ધ્યાનમાં રાખી. વખત જતાં એક વખત એવો પ્રસંગ આવ્યો કે ગામમાં ભયંકર દુષ્કાળ પડયો. અન્ન પાણીના સાંસા પડયા. લોકો ભૂખ તરસથી તરફડવા લાગ્યા. પ્રજાએ રાજાને અરજ કરી કે અમારું રક્ષણ કરો. ત્યારે બાદશાહે કહ્યું: આવા કટોકટીના સમયે પ્રજાનું રક્ષણ કરવું એ મારી પહેલી ફરજ છે. પણ બાદશાહથી શાહ મોટા છે તે પ્રજાનું રક્ષણ કરે. બાદશાહે શાહને બોલાવીને કહ્યું. આ દુષ્કાળમાં નગરજનોને અનાજ પૂરું પાડો. જો નહિ પાડી શકો તો તમારું શાહપદ લઈ લેવામાં આવશે. પહેલાના વણિકો વેવલા વેડા કરીને ઉભા રહે તેવા ન હતા. પોતાના શાહપદને શોભાવવા માટે એક વખત પોતાનું સર્વસ્વ દઈ દેવું પડે તો દઈ દેવા તૈયાર હતા. તેઓ તમારી જેમ ભોગમાં ખૂંચેલા ન હતા. દાનવીર હતા અને ચારિત્રવાન પણ હતા. સુદર્શન શેઠને માથે કલંક ચઢયું. તેમને શૂલીએ ચઢાવ્યા. પણ તેમના શીયળના પ્રભાવથી શૂળી ફીટીને સિંહાસન થઈ ગયું. સુદર્શન શેઠ પણ વણિક હતા. **"મહાજને ઉઠાવેલી મહેનત"**:–શાહ નામને શોભાવવા વણિકોએ કેડ બાંધી. ગામે ગામ ફરીને ટીપ કરવા લાગ્યા. મહાજને ઉઠાવેલી મહેનત પર ખેમો દેદરાણી મહાપ્રતાપી દાનવીર નીકળ્યો. અને એણે આખા વર્ષની ટીપ ભરી આપી અને શાહ નામને અમર બનાવ્યું. ને દુઃખીયાના બેલી બની નામ અમર કરી ગયા. (આ દષ્ટાંત પૂ. મહાસતીજીએ સુંદર રીતે રજુ કર્યું હતું. પણ અહીં ટૂંકી નોંધ લખી છે.)

જિનદત્ત શેઠે પોતાને ત્યાં વિપુલ રસોઈ બનાવી જ્ઞાતિને, મિત્રોને, સંબંધીઓને, બધાને જમાડયા. જમ્યા પછી શેઠ તેમનો કેટલો સત્કાર કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**– સુલશાનું કાર્ય સફળ ન થયું એટલે દાસીને કહે છે. આજે મારે ફરી વાર એક બલિદાન આપવું પડશે. કુબ્જા આ સાંભળીને આશ્ચર્ય પામી ગઈ. સુલશા કહે–કુબ્જા ! લોહીના તર્પણ વગર આવા કાર્ય સિદ્ધ થતા નથી. હવે આ પ્રશ્ન આપણી રાજકન્યા રૂક્ષ્મણી પૂરતો નથી. પણ મારી શક્તિ અને પ્રતિષ્ઠાનો રહ્યો છે. આવા નીચ કાર્યોમાં સુલશા જેવા અધમ માણસો પોતાની આબરૂ અને ઇજ્જત માને છે. પણ જ્યારે કર્મો ભોગવવાના આવશે ત્યારે ખબર પડી જશે. સુલશા કહે જ્યાં સુધી હાહાકાર નહિ મચી જાય અને જ્યાં સુધી કનકરથ પોતાની રુષિદત્તાને માનવ ભક્ષી નહિ માને ત્યાં સુધી રોજ મારે હત્યાઓ કરવી પડશે.

કનકરથ કુમાર ને રુષિદત્તા બંને સાંજે પ્રતિક્રમણ કરવા બેઠા. પ્રતિક્રમણના શબ્દો બોલતાં આંખમાંથી ચોધારા આંસુ ચાલ્યા જાય છે. અહો ! મારા કર્મનો ઉદય જાગ્યો કે આ ન બનવાનું બન્યું. કનકરથ કહે રુષિદત્તા ! તું શા માટે આટલી ઉદાસ છે ? ને રડે છે શા માટે ? કનકરથ કુમારના મનમાંથી વાત જરા ભૂલાઇ હતી પણ રુષિદત્તા આ વાત વીસરી શકતી નથી. સ્વામીનાથ ! મને આ જીવન અકારું લાગે છે. મારી શય્યામાં માંસનો ટુકડો ને મુખ પર લોહીના ડાઘ ! આ કેમ બન્યું હશે ! મેં કોઇનું સ્વપ્નમાં પણ અહિત ચિંતવ્યું નથી. કોઈનું મન દુભાવ્યું નથી, કોઈના પ્રત્યે વૈરભાવ રાખ્યો નથી. આવું કોણ કરી ગયું હશે ! આમ વિચારો કરતી બેઠી છે કે આજે મારે સુવું નથી. બીજા દિવસે તો રાજાએ દરવાજા પર અને કુમારના મહેલ પર સખ્ત ચોકી પહેરો ગોઠવી દીધો છે.

હત્યામાં સિદ્ધિ જોનારી સુલશા મધ્ય રાત્રે અદૃશ્યપણાનું રૂપ લઇ મહેલના દરવાજે આવી, સખ્ત ચોકી પહેરો જોઈને મનમાં હસી પડી. તમે ગમે તેટલા જાગતા હો પણ મારી વિદ્યા આગળ બધું નકામું. હમણાં બધાને સૂવાડી દઇશ. વિદ્યાના બળથી કુંવરના મહેલ પાસે ગઈ તો બંનેને બેઠેલા જોયા. જોઈ ને મનમાં ઈર્ષ્યાની આગ ભભૂકી ઉઠી. પછી બધા ચોકીયાતો પર તથા કનકરથ ને રૂષિદત્તા પર અવસ્વાપિની નિદ્રા મૂકીને બધાને સૂવાડી દીધા. પછી એક વૃદ્ધ સૈનિકનું મસ્તક ધડથી અલગ કરી નાખી તેની સાથળમાંથી માંસનો એક ટુકડો લઇ લીધો અને તેના લોહીમાં પોતાનું વસ્ત્ર પલાળ્યું. મનમાં હર્ષ અને આનંદ અનુભવતી 'કનકરથના મહેલમાં ગઈ. રૂષિદત્તા તો બેઠેલી જાગતી હતી પણ સુલશાએ મૂકેલી નિદ્રાના બળે ભોંય પર સૂતેલી હતી. તેને મંત્રના બળથી ગાદલામાં સૂવાડી ઓશીકા પર માથું મૂકી તેના ઓશીકાં નીચે માંસનો ટુકડો મૂકયો. અને તેના ગાલ તથા હોઠને લોહી–લોહી કરી મૂકયા, પછી બે ઘડી રાત્રી બાકી રહી એટલે મૂકેલી નિદ્રા પાછી ખેંચીને ચાલી ગઈ. કુબ્જા તેની રાહ જોઈને બેઠી હતી. તે કહે. રોજ એકેક માણસનું ખૂન કરવા કરતાં તાપસ-કન્યાને જ મારી નાંખો તો શું ખોટું ? અધમને સાથીઓ પણ આવા મળે છે.

સુલશા કહે, જો ૠષિદત્તાને મારી નાંખુ તો કનકરથ ફરી પરણવા તૈયાર ન થાય. તેના અંતરમાં રહેલો પત્ની પ્રત્યેનો પ્રેમ વેરમાં ન પરિણમે ત્યાં સુધી આપણી રાજકન્યાનું કામ થઇ શકે તેવું નથી. તું હત્યાથી શા માટે થડકે છે ? હું કોઇ જુવાનની હત્યા નથી કરતી પણ વૃદ્ધની હત્યા કરૂં છું. વૃદ્ધની હત્યાઓથી મારૂં કામ સફળ નહિ થાય તો પછી નાના બાળકોને મારીશ. એટલેથી પણ જો કાર્યસિદ્ધિ નહિ થાય તો યુવાનોને મારીશ.

**ફિર હજી રયણીમેં ઇણ વિધ, દેખ હુઆ ભયભ્રાન્ત**
**નિંદ મુક્ત કર બોલા હે પ્રિયા તુ દીસે ગુણવંત**
**તુજ મુખ ખૂન ખરડીયા, પુરમેં માનુષ રોજ મરંત હો....શ્રોતા...**

બીજે દિવસે સવારે બંને માણસો જાગે છે. ને કાલની જેમ જ ઋષિદત્તાના ગાલ પર ને હોઠ પર લોહી તથા ઓશીકા નીચે માંસનો ટુકડો નીકળ્યો. કુમાર કહે ઋષિદત્તા! આજે પણ કેમ આવું બન્યું ? ઋષિદત્તા કહે–સ્વામીનાથ! હું કંદમૂળ નથી ખાતી તો માંસ કેવી રીતે ખાઉં! તે છતાં આપને મારા પ્રત્યે શંકા હોય તો આપ મારું માથું ઉડાડી મૂકો. રોજ આઠ દિવસ આમ બન્યું. પણ ઋષિદત્તાનો હજુ પુણ્યનો ઉદય છે. એટલે કનકરથને ઋષિદત્તા પ્રત્યે શંકા જાગતી નથી. રોજના બનાવથી કનકરથ અને ઋષિદત્તા બંનેના હૈયા કમકમી જતા હતા. ઋષિદત્તા તો એક જૈન મહાપુરૂષની કન્યા હતી. બાલપણથી એનામાં ધર્મના સંસ્કાર રેડાયેલા હતા. તે સ્વપ્નમાં પણ કોઈની હિંસા કરે એમ ન હતી. અને એનો સ્વભાવ પણ એટલો પ્રેમાળ ને દયામય હતો કે તે શત્રુનું પણ કદી અમંગળ ન ઇચ્છે. તો પછી આવું કોણ કરે છે? શા માટે કરે છે? માંસનો ટુકડો પોતાના ઓશીકા નીચે ક્યાંથી અને કેવી રીતે આવે છે? આટલો જાપ્તો, કાળજી અને સાવધાની રાખવા છતાં એક નિર્દોષ પુરૂષનું ખૂન કોણ કરી જાય છે? શા માટે કરી જાય છે? આ બનાવ બીજે ક્યાંય નહિ ને કુમારના રાજમહેલ પાસે શા માટે બને છે? ઋષિદત્તાને કોઈ ઉકેલ મળતો ન હતો. કુમારના હૃદયમાં વિશ્વાસ હતો કે આવું નિંદ્ય કાર્ય કદી પણ ઋષિદત્તા કરે નહિ. એના સ્વભાવમાં નિર્દોષિતા ભારોભાર ભરેલી છે. ચંદ્રમાં કલંક હોય પણ તાપસ પુત્રીમાં કલંકની છાયા સરખી પણ ન હોય! મહેલમાં બનેલી વાત કનકરથ અને ઋષિદત્તા સિવાય કોઇ જાણતું ન હતું. કનકરથને ભય લાગતો હતો કે જો આ વાત જાહેર કરવામાં આવશે તો લોકો એક નિર્દોષ અને પવિત્ર બાળાના મસ્તક પર અપરાધનો ટોપલો ઓઢાડશે. અને જેને કંઇ ખબર નથી એવી પ્રેમાળ પત્ની પર લોકો વચનના ને મારના પ્રહાર કરશે. આ ભય યુવરાજના હૈયાને અગ્નિના તણખા જેવો જલાવી રહ્યો હતો. ઋષિદત્તા સમજતી હતી કે પોતે કંઈ જાણતી નથી. અને એને એ પણ વિશ્વાસ હતો કે સ્વામીના હૈયામાં પોતે સર્વથા નિર્દોષ છે. છતાં એનું અંતર ચિંતાથી વલોવાઈ રહ્યું હતું.

રોજ રોજ હત્યા થવાથી રાજ્યમાં ભારે કોલાહલ મચી ગયો છે. નગરીમાં વાત ચર્ચાઈ રહી છે. સુલશા બધું સાંભળે છે પણ કોઈ માણસ ઋષિદત્તાનું નામ બોલતો નથી. તેમજ એના ઓશીકા નીચેથી માંસના ટુકડાની વાત કે એના ગાલ પર ને હોઠ પર થતા લોહીના ખરડાની વાત તો કોઈ બોલતું જ નથી. તેના મનમાં એમ થાય છે કે કનકરથ ઋષિદત્તા પર વહેમ લાવીને પોતાના પિતાને ઋષિદત્તાના મુખની રોજ રાતની સ્થિતિને કયારે કહે? જો આટલું થાય તો રાજા તરત કહી દે કે તો પછી ઋષિદત્તા જ હત્યારી લાગે છે કે જે રોજ રાતના એકેક માણસને મારી નાંખતી હોય! પરંતુ જોગણની ગણતરી પાર પડતી નથી. કારણ કે ઋષિદત્તાનું પુણ્ય તપે છે. વળી કનકરથ કુમારને ઋષિદત્તા પર અખૂટ વિશ્વાસ છે. તેમજ એના પિતા હરિષેણ તાપસે આ કન્યા માટે જે ભલામણ કરી હતી કે આ વનમાં ઉછરેલી બાળા સાવ ભોળી ને સરળ છે. માટે આપ ધ્યાનમાં રાખજો કે શહેરી પ્રપંચનો ભોગ ના બને. એ ભલામણ બરાબર ખ્યાલમાં છે. તેથી ઋષિદત્તા પર જરા પણ અકાર્યની શંકા એને ઉઠતી નથી. તેમ પિતાને પણ શંકા ન પડે એ માટે ઋષિદત્તાના મુખની રાતની વાત જરા ય જણાવતો નથી. હવે શું કરે જોગણ? કૃત્ય તો ગોઝારા કર્યા પરંતુ ઋષિદત્તા પર કનકરથને અભાવ કે તિરસ્કાર થતો નથી. તેથી પોતાની ધારણા પાર પડતી નથી. રોજ આમ બનવા છતાં કુમારને ઋષિદત્તા પર જરા ય શંકા થતી નથી. પોતે સજ્જન છે અને ઋષિદત્તા સુશીલ–સદ્ગુણી હોવાનો એને પાકો વિશ્વાસ છે, ત્યાં જોગણનું શું ચાલે? છતાં આ જોગણ હારીને પાછી જાય તેવી નથી. આઠ આઠ હત્યાઓથી કુબ્જા જેવી પણ કંપી ગઈ હતી. તેણે સુલશાને કહ્યું–મહાદેવી! આપ આ હત્યા કરવાની બંધ કરી દો. કોઈ બીજો રસ્તો વિચારો. સુલશા કહે–હું વૃદ્ધની હત્યા કરું છું. પણ તેનું પરિણામ સારું નહિ આવે તો કુમળા બાળકોને ખપ્પરમાં લઈશ. એમ થશે તો હાહાકાર મચી ઉઠશે અને યુવરાજનો અંધાપો દૂર થશે.

આ કરપીણ હત્યાની બાબતમાં તપાસ કરતાં મહારાજાને જણાયું કે આ કોઈ મેલી વિદ્યા કરનારનું કર્તવ્ય લાગે છે. તે સિવાય આટલા ચોકી પહેરા વચ્ચે આ રીતે હત્યા સંભવી શકે નહિ. હવે રાજા આ માટે શું ઉપાય વિચારશે અને સુલશા ઋષિદત્તા પર કલંક ચઢાવવા કેવા કામણ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૭૨

દ્વિ. ભાદરવા સુદ ૩ ને બુધવાર તા. ૧૮-૯-૭૪

ત્રિલોકીનાથ, કરૂણાસાગર, શાસનસમ્રાટ, વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. સિદ્ધાંત વાંચવાથી અને સાંભળવાથી મનુષ્ય ધર્મને અને ધર્મના મહિમાને સમજી શકે છે. અને સિદ્ધાંતમાં આવેલા મહાપુરૂષોની મહાનતાનો અનુભવ કરી શકાય છે. મહાપુરૂષોને આપણી જેમ શરીર અને પાંચ ઇન્દ્રિઓ હતી છતાં તે મહાપુરૂષ શા માટે કહેવાયા? જગતના જીવોની જેમ આ સંસારમાં રહેવા છતાં તે સંસારથી મુક્ત કેવી રીતે થયા? આ રીતે તે મહાનપુરૂષોના ગુણ, તેમની વિશેષતાઓ, વિવિધ પ્રકારના ઉપસર્ગો આવવા છતાં તેમની અજબની ક્ષમા આ બધું શાસ્ત્ર શ્રવણ કરવાથી જાણવા મળે છે. મહાપુરૂષોનો ત્યાગ અને સંયમ આપણા માટે આદર્શનું કામ કરે છે. રામચંદ્રજીની દૃઢતા, શ્રેણિકરાજાની ધર્મ પ્રિયતા, ગજસુકુમાર મુનિની ક્ષમા, ગૌતમ સ્વામીનો વિનય આદિ ગુણો આપણને ગુણવાન બનવાની પ્રેરણા આપે છે. મહાપુરૂષોના જીવન વાંચવાથી, સાંભળવાથી માનવ મહા-માનવ બની શકે છે. આપણે એ વિચાર કરવાનો કે તે મહાપુરૂષોએ પોતાના કર્મોનો અંત કેવી રીતે કર્યો? હંમેશને માટે મૃત્યુ ઉપર વિજય કેવી રીતે પ્રાપ્ત કર્યો. જે મરણ જીવને જન્મોજન્મમાં દુઃખ આપે છે તે મહાન મૃત્યુ રૂપ શક્તિનો સામનો કેવી રીતે કર્યો?

આ સંસારમાં "मरणं समं नत्थि भयं।" મૃત્યુ સમાન બીજો કોઈ ભય નથી. માનવી અતિ ગરીબ હોય, અસાધ્ય રોગી હોય અને ભયંકર મુશ્કેલીમાં હોય છતાં તે મરવાનું કબૂલ નથી કરતો. અરે, વિષ્ટામાં ઉત્પન્ન થવાવાળા કીડા પણ મૃત્યુના ભયથી આમથી તેમ છૂપાઈ જાય છે. તેને પણ મરવું ગમતું નથી. ચાહે ડોકટર હોય, વૈદ-હકીમ હોય, રાજા હોય કે સાધુ-સાધ્વી હોય, બધાને મૃત્યુ તો આવવાનું છે. મૃત્યુના આક્રમણમાંથી બચી જવાની શક્તિ કોઇનામાં પણ નથી. આ સંસારમાં કોઇ શક્તિ એવી નથી કે જે મૃત્યુના મુખમાં જતા પ્રાણીને બચાવી લે. સંસ્કૃતમાં એક શ્લોકમાં બતાવ્યું છે કેઃ-

दुर्गेरण्य हरिण शिशुषु क्रीडया बंभ्रमत्सु।
तत्रैकस्मिन् मृगपति, मुखातिथ्य भासे प्र मम्॥
धावत्यन्य दिशि दिशि यथा स्वस्वरक्षा धुरीणाः।
काले नैवं नरिकवलिते कोऽप्यलं रक्षितुं नो॥

એક ભયંકર વનમાં મૃગનું નાનું બચ્ચું આમથી તેમ ઉછળતા કૂદી રહ્યું છે. તે સમયે ત્યાંથી એક સિંહ નીકળ્યો. મૃગના બચ્ચાને જોતાં જ સિંહ તેને પોતાના મુખમાં દબાવી દે છે. જે વનરાજની દાઢથી પશુપક્ષીઓ તો શું પરંતુ અત્યંત ચતુર અને શક્તિશાળી મનુષ્યોના હૈયા પણ ધ્રુજી જાય છે તેના પંજામાંથી શું તે મૃગના બચ્ચાને કોઈ બચાવી શકે? અરે, ટોળીના બીજા મૃગલા પણ ત્યાંથી ભાગાભાગ કરી મૂકે છે. તેમને એ ભય છે કે કદાચ અમે પણ સિંહના શિકાર બની જઈએ તો! તે સમયે કોઈ પણ પ્રાણી મૃગના બચ્ચાને બચાવવામાં સમર્થ થતું નથી. આ રીતે મૃત્યુ રૂપી સિંહ મનુષ્યને પકડી લે છે. ત્યારે કોઇ પણ વ્યક્તિ તેની રક્ષા કરવામાં સમર્થ થતી નથી. માતા-પિતા-પુત્ર-પત્ની બધા જોતા રહી જાય છે ને મૃત્યુ તેને પકડીને ચાલ્યું જાય છે. પછી મનુષ્ય પાતાળ લોકમાં જાય કે સમુદ્રની અંદર જાય, પર્વતોમાં જાય કે ગુફામાં જાય. ગમે ત્યાં જઈને છૂપાઇ જાય. આખરે તો મૃત્યુના પંજામાં ફસાવવું પડે છે. એટલા માટે મહા પુરૂષો કહે છે કે મૃત્યુને જીતો. એવી ઉત્કૃષ્ટ કરણી કરો કે આત્માને આ સંસારમાં ફરીને જન્મ લેવો ન પડે. જે જન્મ લે છે તે મરે છે. તો વૃદ્ધાવસ્થા છે. મરણ છે. જો જન્મ ન હોય તો મરણ ન હોય માટે એવા પ્રયત્ન કરીએ કે ફરીને જન્મ લેવો ન પડે.

જે વિવેકી અને જ્ઞાની પુરૂષ છે તે પોતાના જીવને સંયમ અને તપથી ઉજ્જવળ બનાવે છે. ક્યારે પણ પાપાચરણમાં લેપાતો નથી. અને એકેક ક્ષણનો સદુપયોગ કરે છે. તે મૃત્યુનું સ્વાગત કરે છે. કેવી રીતે? જેમ એક શુરવીર રાજા પોતાના દુશ્મનના આક્રમણના સમાચાર સાંભળીને પોતાની સેના સહિત સામનો કરવા તૈયાર થઈ જાય છે. વીરરસ તેના હૃદયમાં હિલોળા મારે છે. ઉત્સાહ ને ઉમંગથી દુશ્મનની સામે લડવા તૈયાર થઈ જાય છે. જરા પણ ગભરાતો નથી, તે રીતે સંયમી સાધક કાળ રૂપી શત્રુના આગમનની ખબર પડતાં પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપી યોદ્ધાઓને તૈયાર કરી લે છે. અને પોતાની સેના સહિત હસતા હસતા કહે છે: કાળરાજા! આગળ વધો. તમારો સામનો કરવા માટે હું સંપૂર્ણ તૈયાર છું. જેણે જીવનમાં ધર્મનું આચરણ કર્યું છે તે વ્યક્તિ મૃત્યુ આવે ત્યારે નિર્ભય થઈને કહે છે.

**જિસ મરનેસે જગ ડરે, મેરે મન આનંદ,**
**મરને હી તે પાઈએ, પૂરણ પરમાનન્દ.**

આવા મહાપુરૂષ મૃત્યુની ભયંકરતાને જીતી લે છે. તેમના માટે જીવન અને મરણ સમાન હોય છે. તેમને જીવવાની આકાંક્ષા નથી હોતી તેમજ મૃત્યુની ચિંતા નથી હોતી. તે તો શાંત ભાવથી આનંદથી મૃત્યુને આલિંગન કરવા તૈયાર થઈ જાય છે. મૃત્યુ નજીક આવેલું જાણીને તે બાહ્ય અને આભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરે છે.

અને દેહનું મમત્વ પણ સંપૂર્ણ ત્યાગી દે છે. અને સંપૂર્ણ હલકો થઈને તે આત્માના અજર, અમર અને અવિનાશીપણાના સ્વરૂપનું ચિંતન કરે છે. અને મૃત્યુને એક મિત્ર સમાન માનીને ઉત્સાહ અને સ્નેહથી તેનું સ્વાગત કરે છે.

મહંમદ સૈયદ નામના એક મહાન સંત થઈ ગયા. તેમના હૃદયમાં બધી જાતિઓ અને બધા ધર્મો પ્રત્યે સમાન ભાવ હતો. જગતના તમામ પ્રાણીઓને "आत्मवत् सर्व भूतेषु" પોતાના આત્મા સમાન માનતા હતા. તેમના આવા આદર્શ જીવન અને ઉચ્ચ વિચારોથી ઔરંગઝેબરાજા તેના પર દ્વેષભાવ રાખતા હતા. એકવાર બરાબર મોકો મેળવીને તેણે સૈયદ સાહેબને પકડી લીધા. ઔરંગઝેબના રંગમાં રંગાયેલા ધર્માંધ મુસલમાનોએ પણ તેમને ધર્મદ્રોહી જાહેર કર્યા અને શૂળીની શિક્ષા ફરમાવી. સૈયદ-સાહેબ આ સાંભળીને આનંદિત થઈ ગયા. અને શૂળી પર ચઢતી વખતે તે બોલ્યા, અહો! આજનો દિવસ મારા માટે ઘણો આનંદનો છે. હું ઘણો ભાગ્યશાળી છું. જે શરીર મને આરાધના કરવાથી મળતા મોક્ષમાં બાધક રૂપ હતું તે આજે શૂળીની શિક્ષાથી છૂટી જશે. હે મારા મિત્ર! આજ તું શૂળીના રૂપમાં આવ્યો છે પરંતુ તું બીજા કોઈ પણ રૂપમાં કેમ ન આવ્યો! હું તો તારું આનંદથી સ્વાગત કરત. કાળને મિત્ર માનવાવાળા મહાનપુરૂષ મૃત્યુને મંગલમય અને પોતાના અંતિમ સમયને એક મહોત્સવ રૂપ માને છે. તે તો પોતાના આત્માને કહે છે હે આત્મા! તું તો જ્ઞાનરૂપી દિવ્ય દેહનો સ્વામી છે. પછી સેંકડો કરમીયાથી ભરેલા જીર્ણ શરીરરૂપી પિંજરાનો નાશ થાય તેમાં તને શો ભય છે? શરીર નષ્ટ થઈ જવા છતાં તારું જ્ઞાન રૂપી શરીર તો અક્ષય રહેવાવાળું છે.

દેવાનુપ્રિયો! કાળની દૃષ્ટિ આ શરીર સાથે હંમેશાં જોડાયેલી રહે છે. પ્રાતઃકાળ આવ્યા પછી મધ્યાહ્ન કાળ અને પછી સાયંકાળ આવે છે. તેમ શરીરમાં બાલપણ પછી યુવાવસ્થા અને પછી ઘડપણ આવે છે. આવી સ્થિતિમાં મૃત્યુ કઈ બારીમાંથી આક્રમણ કરશે તે આત્માને ખબર નથી. એટલા માટે મહાપુરૂષ કહે છેઃ તમારા અમૂલ્ય જીવનની એક ક્ષણ પણ નકામી જવા ન દો. વૃદ્ધાવસ્થા આવશે ત્યારે ધર્મ આરાધના કરશું એવું વિચારવું એ જીવનની સૌથી મોટી ભૂલ છે. જો એવું કરી શકતા હોત તો ભગવાન મહાવીર પોતાના શિષ્ય ગૌતમને શા માટે કહેત! "समयं गोयम मा पमायए।" હે ગૌતમ! એક સમય માત્રનો પ્રમાદ ન કરીશ. ભગવાનનો આ સંદેશો આપણા માટે ઘણો મહત્વપૂર્ણ છે. તે આપણને ચેતવણી આપે છે કે ક્ષણમાત્રનો પણ પ્રમાદ ન કરતાં સમયનો સદુપયોગ કરો. એક કવિએ કહ્યું છે કેઃ

ઉઠો ઉઠો ટુક અખિયાઁ ખોલો, નએ શહર કો જાના હોગા,
તનકી ગાડી બલકા એંજીન, સાંસા ઘડી લગાના હોગા,
પાની, રૂધિર, આયુકા કોલસા, મન ડ્રાયવર બૈઠાના હોગા....ઉઠો ઉઠો.

કવિ માનવને સજાગ કરતા કહે છે હે આત્મા! ઉઠો, હવે જાગૃત થઈ જાવ અને આંખો ખોલીને જુઓ કે સમય કેટલો વ્યતીત થઈ ગયો છે! તમને માનવ શરીર રૂપી આ શહેર મળ્યું છે. આયુષ્ય રૂપી દોર તૂટી જશે ત્યારે આ શહેર છોડવું પડશે. અને બીજા શહેર તરફ જવું પડશે. એટલા માટે સાવધાન થઈને આગળ વધવાની તૈયારી કરો. કદાચ તમે કહેશો કે આગળ કેવી રીતે વધી શકાય? તો આ શ્લોકમાં સમજાવતાં કવિ બોલ્યા છે કે તમારા શરીરને રેલગાડી માનીને આગળ વધો. જેવી રીતે જમીન પર ચાલવાવાળી રેલગાડી કોલસો-પાણી આદિ સાધનો ન હોય તો આગળ વધી શકતી નથી. તે રીતે આ શરીર રૂપી રેલગાડી પણ પોતાના તન, મન અને મસ્તિષ્કની શક્તિ વિના બીજા સ્ટેશને પહોંચી શકતી નથી. જ્યારે તમારું બળ રૂપી એંજીન શક્તિશાળી બની જશે ત્યારે ગાડી બરાબર ચાલી શકશે. જ્યાં સુધી શક્તિ છે ત્યાં સુધી આ ગાડી ચાલશે અને શક્તિ ક્ષીણ થઈ જતાં ગાડી અટકી પડશે. તેથી જ્યાં સુધી શક્તિ છે ત્યાં સુધી જેટલું આગળ વધાય તેટલું વધો.

બંધુઓ! કદાચ તમને પ્રશ્ન થશે કે રેલગાડીમાં તો કેટલો પંથ કપાયો તે જાણવા માટે મીટર હોય છે. પરંતુ આ શરીર રૂપી રેલગાડીમાં કેવી રીતે ખબર પડે કે કેટલા સમયમાં કેટલો માર્ગ કાપ્યો? આ શરીરમાં શ્વાસોચ્છવાસની ઘડી અથવા મીટર રાખેલું છે. તેથી આપણે સારી રીતે જાણી શકીએ છીએ કે આટલા શ્વાસોચ્છવાસની એક સેકન્ડ, આટલી સેકન્ડોનો એક કલાક, અને આટલા કલાકોનો એક પ્રહર થાય છે. તેથી સમજાઈ જાય છે કે જીંદગી કેટલી આગળ વધી ગઇ છે! કદાચ તમારા મનમાં થશે કે એમાં કોલસા અને પાણી કયાં છે! શરીરની અંદર લોહી છે તે તેના માટે પાણી છે. આ લોહી રૂપી પાણી આયુષ્ય રૂપી કોલસાની સહાયથી જીવનને આગળ વધારે છે, જેમ કોલસા ધીરે ધીરે જલી જાય છે તેમ આયુષ્ય રૂપી કોલસા પણ ધીમે ધીમે બળીને સમાપ્ત થઈ જાય છે. આયુષ્યરૂપી કોલસા ખલાસ થઈ જાય પછી શરીર નિશ્ચેતન થઈ જાય છે. અને ગાડી અટકી જાય છે. આધ્યાત્મિક દૃષ્ટિથી આ વાત ઘણી મહત્વપૂર્ણ છે. શરીર અને વચન બંને મનની પ્રેરણાથી કાર્ય કરે છે. તેથી એ સમજાય છે કે વચનયોગ અને કાયયોગનું બહુ મૂલ્ય નથી. મૂલ્ય છે મનયોગનું. મનયોગ એટલો બળવાન છે કે એક ક્ષણમાં સાતમી નરકમાં અને બીજી ક્ષણમાં આત્માને મોક્ષમાં પહોંચાડી દે છે. આ માટે પ્રસન્નચંદ્ર રાજર્ષિનો દાખલો મોજુદ છે. તેથી જ્ઞાનીએ મનને જીતવાનું કહ્યું છે. ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રમાં બોલ્યા છે.

एगे जिए जिया पंच, पंच जिए जिया दस ।
दसहा उ जिणित्ताणं, सव्वसत्तू जिणामहं ॥

ઉત્ત. સૂ. અ. ૨૩ ગાથા ૩૬

એક મનને જીતવાથી પાંચ ઇન્દ્રિયો જીતાઈ જાય છે. અને પાંચ જીતવાથી દશ (એક મન, પાંચ ઇન્દ્રિયો અને ચાર કષાય) જીતાઈ જાય છે. જેણે આ દશને જીતી લીધા તેણે સમસ્ત આત્મિક શત્રુઓને જીતી લીધા. મારો કહેવાનો આશય એ છે કે શરીર રૂપી રેલગાડીનો ડ્રાયવર મન છે. મન ધારે તો ગાડીને સારા માર્ગે લઈ જઈ શકે છે અને મન ઇચ્છે તો કુપથમાર્ગી પણ બનાવી દે. જો શરીર રૂપી ગાડી સત્પથ પર ચાલે એટલે માનવ પોતાના જીવનમાં જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ–દાન–શીયળ–તપ–ભાવ આદિ અનુષ્ઠાનો કરતો રહે તો તે મૃત્યુથી ભયભીત થતો નથી.

જેમ રેલગાડીઓમાં ફર્સ્ટ–સેકન્ડ અને થર્ડ કલાસ હોય છે. ફર્સ્ટ કલાસમાં વધુ ધનવાન મુસાફરી કરે છે. સેકન્ડ કલાસમાં તેથી ઓછી કક્ષાના અને થર્ડ કલાસમાં બધા બેસી શકે છે. તે રીતે શરીરની રેલગાડીમાં પણ ઉત્તમ, મધ્યમ અને અધમ ત્રણ શ્રેણીઓ છે. પરંતુ આ રેલગાડીમાં બેસનારા મુસાફરોની સ્થિતિમાં ઘણું અંતર છે. રેલગાડીના ફર્સ્ટ કલાસમાં વધુ ધનવાન માણસો બેસે છે. પરંતુ આ શરીર રૂપી ગાડીના ફર્સ્ટ કલાસમાં ધનને માટી સમજીને સંપૂર્ણ ત્યાગ કરનારા સંત લોકો બેસે છે.

ભક્ત રાંકા અને તેની પત્ની બાંકાની વાત તો આપે સાંભળી હશે. બંને પતિ–પત્ની મહાન ત્યાગી, સંતોષી અને પ્રભુના સાચા ભક્ત હતા. હમેંશા બંને સાથે જંગલમાં જઈ સૂકા લાકડા વેચી તેમાંથી જે પૈસા મળે તેમાં પોતાની આજીવિકા ચલાવે. સંત નામદેવને આ બંનેની નિર્ધનતા તથા લાકડા વેચતા જોઈને ઘણું દુઃખ થયું. તેથી વિષ્ણુ ભગવાન પાસે પ્રાર્થના કરી કે રાંકાને થોડું ધન મળે. વિષ્ણુ ભગવાન કહે–રાંકાને ધનની જરા પણ ઈચ્છા નથી. જો તમારે એની પરીક્ષા કરવી હોય તો કાલે સવારે જંગલના રસ્તા પર છૂપાઈને જોજો. બીજે દિવસે રાંકા અને બાંકા લાકડા કાપવા માટે જંગલ તરફ જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં રાંકાએ સોનામહોરની થેલી જોઈ. રાંકાની પત્ની બાંકા તેની પાછળ હતી. પત્ની તરફ નજર કરીને રાંકાએ જલ્દીથી રેતી લઈને તે થેલી ઢાંકી દીધી. એટલામાં બાંકા આવી ગઈ. પતિને કંઈક કરતા જોઈને કહે. આપ શું કરી રહ્યા છો? રાંકાએ પહેલાં કંઈ કહ્યું નહિ પરંતુ પત્નીના ખૂબ આગ્રહથી કહે–સોનામહોરની થેલી અહીં પડી હતી, તેના પર ધૂળ નાંખતો હતો. સોનું જોઈને કદાચ તમારું મન બદલાઈ જાય. બાંકા હસીને કહે–સોનામાં અને ધૂળમાં શું અંતર છે, કે જેથી આપ તેને ઢાંકી રહ્યા છો? ધૂળ પર ધૂળ નાંખી તો શું અને ન નાંખી તો પણ શું? પત્નીનો જવાબ સાંભળી રાંકા ખૂબ હર્ષિત થઈ ગયો. અને ત્યાંથી તેઓ આગળ ચાલ્યા. નામદેવે છૂપી રીતે આ બધું જોયું. રાંકા અને બાંકાની ત્યાગવૃત્તિ તથા વૈરાગ્યભાવના જોઈને પોતાને તુચ્છ માનવા લાગ્યા. આવા નિર્લોભી અને સમસ્ત સંસારનો ત્યાગ કરીને સંયમ લીધો છે એવા સાધુ–સાધ્વી શરીર રૂપી રેલગાડીના પ્રથમ દરજ્જાના મુસાફીર છે.

બીજી શ્રેણીમાં શ્રાવક આવે છે. જેણે પોતાના જીવનને સંયમિત અને સંસારમાં રહેવા છતાં મર્યાદિત જીવન બનાવ્યું છે. જે શ્રાવકના ૨૧ ગુણે કરીને સહિત છે. જેની શ્રદ્ધા એટલી દૃઢ છે કે દેવના ડગાવ્યા પણ ડગે નહિ. એવા શ્રાવક-શ્રાવિકા સેકંડ કલાસના યાત્રી કહેવાય છે. ત્રીજી શ્રેણીમાં તો બાકીના બધાનો નંબર લાગે છે. તે પણ રેલગાડીમાં બેસીને આગળ વધે છે. પરંતુ તેનો મન રૂપી ડ્રાયવર પોતાના કર્તવ્યને સમજતો નથી તથા ગાડી ચલાવવામાં અકુશળ હોવાથી તે ચતુર્ગતિમાં ભટકે છે. આ શ્રેણીમાં પોતે સમજી શકતો નથી કે હું કયાં જઈ રહ્યો છું. સંત મહાત્માઓ તેને ઉપદેશ આપે તો પણ કંઈ અસર થતી નથી. તે મોહ-મમતામાં એટલા ખૂંચેલા હોય છે કે પરલોક અને પરમાત્માના વિષયમાં એક ક્ષણ જેટલો સમય પણ વિચાર કરવામાં મેળવી શકતો નથી. રેલગાડીમાં મુસાફરી કરતા રસ્તામાં સ્ટેશન હોવું જરૂરી છે. સ્ટેશન ન હોય તો ચઢે ઉતરે કેવી રીતે? તેમ અહીં ૮૪ લાખ જીવાયોની છે તે સ્ટેશન છે. મનુષ્ય જે રીતે કોઈ સ્ટેશન પર એક ગાડીમાંથી ઉતરીને બીજી ગાડીમાં બેસે છે તે રીતે આત્મા એક યોનિમાંથી નીકળીને બીજી યોનીમાં અને બીજીમાંથી નીકળીને ત્રીજીમાં જાય છે.

જિનદત્ત શેઠે પુત્ર સાગરને બોલાવી સાગરદત્તે કહેલી બધી વાત કરી અને કહ્યું કે તું જો ઘર જમાઇ થઇને રહે તો તેમની દીકરી સુકુમાલિકાના લગ્ન તારી સાથે કરે. બોલ! તારી શી ઇચ્છા છે? પિતાની આ વાત સાંભળી સાગર મૌન રહ્યો. પહેલા પુત્રો પણ એટલા વિનય-વિવેકી અને લજ્જાશીલ હતા કે પોતાના વડીલો સામે ઝટ લઇને ના બોલે. તે મૌન રહ્યો એટલે શેઠે સાગરના મૌનનો અર્થ એ કર્યો કે સાગરની ઈચ્છા સુકુમાલિકાની સાથે લગ્ન કરવાની છે. પણ તેને કયાં ખબર છે કે સુકુમાલિકાની કાયા કોમળ છે પણ કર્મો કોમળ નથી. કેટલા કર્મો ખપાવતી ખપાવતી અહીં મનુષ્ય જન્મમાં આવી છે. પણ બાકી રહેલા શેષ કર્મો ભવિષ્યમાં સંસારમાં કેવા વિઘ્ન રૂપ બનશે તેની ખબર નથી. પુત્રના મૌનનો અર્થ સાગરને સુકુમાલિકા સાથે લગ્ન કરવાની ઇચ્છા છે એમ માની એક શુભ દિવસે સારી સ્વાદિષ્ટ વિપુલ રસોઈ બનાવી પોતાના મિત્ર, જ્ઞાતિ, સંબંધીઓને બધાને જમવાનું આમંત્રણ આપ્યું ને બધાને પ્રેમથી જમાડયા. પહેલાના આવા મોટા શેઠીયા પણ સમજતા હતા કે આપણા કુટુંબના તેમજ જ્ઞાતિજનોના પગલાં આપણે ત્યાં કયાંથી હોય? આંગણે આવેલાને ભૂખ્યો જવા દેતા ન હતા. જિનદત્ત શેઠે બધાને સારી રીતે જમાડ્યા ને તેમનો સત્કાર-સન્માન કરી બધાને જમાડીને વસ્ત્રો-દાગીના વગેરે આપીને સત્કાર કર્યો. સત્કાર કરીને તેમણે તેમનું વચનો વડે સન્માન કર્યું. અને કહ્યું-મારા પુત્રના લગ્ન કરવા જવું છે. માટે આપ બધાનો સહકાર માંગું છું. તે જમાનામાં ગમે તેવા મોટા ધન કુબેર હોય પણ પોતાના શ્રેષ્ઠીપણાનું અભિમાન ન હતું.

બધાનું સન્માન કર્યા પછી તેમણે પોતાના પુત્ર સાગરને સ્નાન કરાવ્યું. સ્નાન કરાવીને તેણે તેને બધા અલંકારોથી શણગાર્યો. શણગારીને તેમણે તેને પુરૂષ સહસ્ર-વાહિની પાલખીમાં બેસાડયો. ત્યાર પછી મિત્ર-જ્ઞાતિ-સ્વજન-સંબંધીઓને સાથે લઈને ગાજતે વાજતે તે પોતાના સંપૂર્ણ વૈભવની સાથે પોતાના ઘેરથી નીકળ્યા. નીકળીને ચંપાનગરીની વચ્ચે થઈને જ્યાં સાગરદત્તનું ઘર હતું ત્યાં આવ્યા. સાગરદત્ત શેઠને ખબર પડી કે જિનદત્ત શેઠ પોતાના દીકરાને પરણાવવા-ઘરજમાઈ બનાવવા આવી રહ્યા છે. સાગરદત્ત શેઠનો પ્રેમ પણ એટલો હતો. બંને શેઠમાં નમ્રતા, સરળતા અને પ્રેમ હતા. પરંતુ આ પ્રેમમાં જો અભિમાન ભળી જાય તો પ્રેમ ઝેર રૂપ બની જાય.

મારવાડમાં એક અત્યંત ધનવાન શ્રીમંત શ્રેષ્ઠી રહેતા હતા. તેમને એક જ દીકરી હતી. તે છોકરીનું સગપણ એક મોટા શ્રીમંત શેઠના સંસ્કારી પુત્ર સાથે કર્યું. છોકરાવાળા ખૂબ સંપત્તિવાન હતા. છોકરાનું સગપણ કર્યા પછી માબાપના દિલમાં વિચાર આવ્યો કે કોને ખબર કે કન્યાપક્ષવાળા અમારી આટલી મોટી જાનની વ્યવસ્થા કરી શકશે કે નહિ? આ વિચાર આવવાથી છોકરાના પિતાએ એક મુઠ્ઠી ભરીને રાઇની પોટલી બાંધીને મોકલી. તેનો અર્થ એ હતો કે રાઈના જેટલા દાણા છે તેટલા જાનમાં માણસો આવશે. વેવાઈને ત્યાંથી આવેલી રાઈનો અર્થ કન્યાના પિતા સમજી ગયા. તે વિચારવા લાગ્યા-તે લોકો મને શું સમજે છે? શું હું કોઇ એવો ગરીબ માણસ છું! કે તેમની જાનની વ્યવસ્થા બરાબર નહિ કરી શકું. આખરે વેવાઈના પ્રશ્નનો જવાબ આપવા માટે તેમણે મુઠ્ઠીભર ખસખસ મોકલી. તેનો અર્થ એ હતો કે મુઠ્ઠીભર રાઇ જેટલા તો શું પણ મુઠ્ઠીભર ખસખસના દાણા જેટલા જાનૈયા આવશે તો પણ હું બધાને સંભાળી શકું તેમ છું. મારામાં એટલી સંપૂર્ણ તૈયારી છે. આ જવાબ મળવાથી છોકરાવાળા પ્રસન્ન થઈ ગયા.

કન્યાના પિતાએ તો લગ્નની ઘણી જાહોજલાલી કરી. લોકો એમ કહે કે લગ્નના સમયે કન્યાના પિતાએ જેટલી ધામધૂમથી લગ્ન કર્યા તેવી ધામધૂમ અને ઉત્સાહ અમે કયારે પણ જોયા નથી. તે શેઠે બે માઈલ સુધી તો રોશની કરી હતી. તેમના મનમાં વેવાઈએ મોકલેલી રાઈનું અભિમાન હતું. તેથી તેને બતાવી આપવું હતું કે હું તમારા કરતાં કમ નથી. આ અભિમાનને વશ થઈને તેમણે સાત દિવસ આખું ગામ જમાડયું ને જાનને પણ વધુ ટંક રોકી રાખી. છોકરાનો પિતા પણ આ જોઈને આશ્ચર્ય પામી ગયો.

છોકરીની માતાએ ઘણો વધારે ખર્ચો કરવાની ના પાડી. પણ માનમાં ચઢેલા શેઠ ખર્ચો કરવામાં પાછું વાળીને જોયું નહિ ને તેનું પરિણામ એ આવ્યું કે લગ્નના ખર્ચામાં બધું ધન ખતમ કરી નાંખ્યું. આજે પણ આ શેઠની પત્ની મોજુદ છે. તેણે

પોતાનું પથ્થરનું મકાન વેચી નાખ્યું ને તેના પૈસાથી પોતાની આજીવિકા ચલાવે છે. હજુ પણ લોકો બોલે છે કે આ ખસખસવાળાનું ઘર છે. અભિમાન એ મીઠું ઝેર છે.

આ સાગરદત્ત શેઠ અને જિનદત્ત શેઠ બંનેને અરસપરસ પ્રેમ ઘણો છે. પરંતુ પ્રેમની સાથે અભિમાન જરા પણ નહોતું. સાગરદત્ત શેઠના ઘેર પહોંચીને તેમણે પોતાના પુત્ર સાગરને પાલખીમાંથી નીચે ઉતાર્યો અને ઉતારીને સાગરદત્ત સાર્થવાહની પાસે લઈ ગયો. સાગરદત્ત સાર્થવાહે પણ પહેલેથી પુષ્કળ પ્રમાણમાં અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતનો આહાર તૈયાર કરાવીને રાખ્યો હતો. તેમણે મિત્ર–જ્ઞાતિજનો વગેરે લોકોની સાથે જીનદત્ત સાર્થવાહને આનંદપૂર્વક ખૂબ પ્રેમથી જમાડયા. અને ત્યાર પછી તેમણે સૌનો સત્કાર–તેમજ સન્માન કર્યું. હવે ત્યાં સાગર અને સુકુમાલિકાના લગ્ન કેવી રીતે થશે. સુકુમાલિકાના શેષ રહેલાં કર્મો પ્રગટ કેવી રીતે થશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર**–કનકરથ કુમારના મહેલ આગળ આઠ આઠ ખૂન થયા તેથી હેમરથ રાજાએ ખૂબ તપાસ કરાવી કે આ હત્યા કરનાર કોણ છે, પણ કંઈ પત્તો પડતો નથી. એને તપાસ કરતાં જણાયું કે, આ કોઇ મેલી વિદ્યા કરનારનું કર્તવ્ય છે. એટલે મહારાજા હેમરથે પોતાના મંત્રીઓ સાથે મંત્રણા કરીને એક ઢંઢેરો પીટાવ્યો કે–

**દુજા દુષ્ટ ભેખધારી હૈં, જાંકી પ્રતીત નાંહી,**
**તુરત નીકલો જોગી જંગમ, એક ન રહો પુરમાંહી હો...શ્રોતા.**
**જૈન મતિ સાધુ નિર્દોષી, શિવ માર્ગ વિહરંત,**
**કંચન કંકર સમ ગિણે, સરે જગત ઉદાસી સંત...હો...શ્રોતા...**

આ નગરીમાં જે કંઈ મેલી વિદ્યાના મંત્ર સાધકો હોય, જોગી, સંન્યાસીઓ હોય તે બધાએ આવતી કાલ સવાર સુધીમાં આ નગરીનો ત્યાગ કરવાનો છે. ફક્ત જૈન સાધુ કે જે સાવનિર્દોષ છે, જેને મન કંચન કંકર સમાન છે, જે છકાય જીવના રક્ષક છે તે કોઇને દુઃખ આપતા નથી માટે તેઓ ભલે રહે પણ તે સિવાયના તમામ સંન્યાસીઓ, જોગીઓ આદિ બધાને નગરી છોડી દેવાની છે. અને કોઈ પણ અજાણ્યા માણસો આ નગરીમાં ગમે તે સ્થળે આવીને રહ્યા હોય તેઓએ પણ ચાલ્યા જવાનું છે. અને જો કોઈ આ રાજાજ્ઞાનો ભંગ કરશે તો તેને કડક શિક્ષા કરવામાં આવશે. આ ઢંઢેરો પીટાતો પાંથશાળા નજીક આવ્યો. કુબ્જા કહે. બહેન! સાંભળો. યોગી-યોગિની, સંન્યાસી, બાવા બધાયને આ નગરીની બહાર જવાનો હુકમ આપ્યો છે. અને આપ પણ યોગિની છો માટે આપણેય બહાર જવું પડશે. સુલશા કહે કુબ્જા! હજુ તું મને ઓળખતી નથી. મારી પાસે તો કેટલી વિદ્યાઓ છે! તું મારી શક્તિને જાણતી નથી. ભલેને ઢંઢેરો પીટાય. મને નગરીની બહાર કાઢનાર કોણ છે! આઠ આઠ હત્યાઓથી કુબ્જા પણ કંપી ઉઠી હતી. તે કહે–મહાદેવી! હવે આપ નિર્દોષ

માણસના જાન ન લેશો. અરે કુબ્જા! તું મારી વાત ન સમજે. ગમે તેટલા ખૂન થશે પણ જ્યાં સુધી મારું કાર્ય સફળ નહિ થાય ત્યાં સુધી રોજ હું હત્યા કરવાની. રાજાની આજ્ઞા મુજબ પ્રધાનોએ જૈનસાધુ સાધ્વી સિવાય બધા જોગી, સંન્યાસીઓને નગરમાંથી રવાના કરી દીધા ને નવા આવતા બંધ કરાવ્યા. હજુ ખૂની તરીકે ઋષિદત્તાનું નામ બહાર નથી આવતું એટલે સુલશાએ બીજો રસ્તો શોધી કાઢયો.

પોતે ભગવો વેશ ધારણ કરી ભાડૂતી પાલખીમાં બેસી રાજમહેલ તરફ વિદાય થઈ. રાજાએ સંન્યાસી, જોગીને ગામ બહાર કાઢયા તેથી ગામમાં એ વાત ચર્ચાઈ રહી છે. કંઈક એમ બોલે છે કે કોઈ મેલી વિદ્યાનો સાધક આ હત્યાઓ કરી રહ્યો છે. એટલે રાજાએ આ પગલું લઈને જનતાની મોટામાં મોટી સેવા બજાવી છે. વળી કોઈક એમ કહે છે કે મહારાજાનો મંત્રી વિભાગ હત્યારાની શોધમાં નિષ્ફળ ગયો છે. તેથી મહારાજાએ સમજ્યા વગર બધાને બહાર કાઢયા છે. આ સુલશા તો સંન્યાસી-સાધ્વીનો વેશ લઈ પાલખીમાં બેસી રાજભવન પર પહોંચી ગઈ. ને ચોકીયાતને પૂછયું. આ રાજભવન છે? ચોકીયાત કહે–હા. સુલશા કહે–હું મહારાજાને મળવા માટે આવી છું. મારે રાજાનું અગત્યનું કામ છે.

અત્યારે મહારાજા પોતાના મંત્રીઓ સહિત ઉપવનમાં બેઠા છે. આપને રાજાને મળવાનું શું કારણ છે? આપ મળવાનું કારણ જણાવો એટલે મહારાજાની આજ્ઞા મેળવીને અંદર દાખલ કરી શકાશે. સુલશા કહે–હું અતિ મહત્વની વાત કરવા આવી છું. છેલ્લા આઠ દિવસથી જે હત્યાઓ થઈ છે તે અંગેની કેટલીક માહિતી આપવા ઈચ્છું છું. તો તો મહારાજા આપને અવશ્ય મુલાકાત આપશે. આપનું નામ શું છે! તો કહે મારું નામ સાધ્વી સુલશા છે. ચોકીયાતે જઈને મહારાજાને વાત કરી. મહારાજા કહે–તેને અંદર આવવા દો, મહારાજાની આજ્ઞા થવાથી ચોકીયાતના કહેવાથી સુલશા સાધ્વી રાજા અને મંત્રીઓ બેઠા છે ત્યાં જઈ પહોંચી. નોકર કહે–આ સાધ્વી, આ હત્યાઓ કેમ થઈ રહી છે ને કોણ કરી રહ્યું છે તે સબંધી માહિતી આપવા આવી છે. એ સમાચાર જાણીને મહારાજા અને મંત્રીઓને બધાને ખૂબ આનંદ થયો. સાધ્વીને આવતા જોઈ રાજાએ ઊભા થઈ આદર આપ્યો. સંન્યાસીનો, સાધુનો વેશ માણસને કયારેક દુઃખમાંથી બચવું હોય ત્યારે બચાવી લે છે. પણ આણે તો સાધ્વીનો વેશ નિર્દોષ સતી પર કલંક ચઢાવવા માટે લીધો છે. સાધ્વીનો વેશ જોઈને રાજા તેની વાત સત્ય માની લે અને પોતાનું કાર્ય પૂરું થાય એ દૃષ્ટિથી લીધો છે. હવે સુલશા મહારાજાને કેવી રીતે વાત કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

મોહમાં પડીને પોતાની આસક્તિ વધારતો થકો પોતાના આત્માનું જ નુકશાન કરે છે. તુલસીદાસે કહ્યું છે કે–

**કરત ચાતુરી મોહ બસ, લખત ન નિજ હિત કાન,**
**શુક મર્કટ ઇવ ગહત હઠ તુલસી ગરમ સુજાન,**
**દુઃખિયા સકલ પ્રકારશઠ, સમુઝિ પરત તોર નાહિં નાહિં,**
**લખત ન કંટક મીન જિમિ, અશન ભૂખત ભ્રામ**

માણુસ મોહમાં આંધળો થઇને લાભનો કે નુકશાનનો વિચાર નથી કરતો. ઇન્દ્રિય––સુખોના ચક્કરમાં પડવાથી તેની તૃષ્ણા બળવાન થઈ જાય છે. અને તેની તૃષ્ણા પૂરી ન થવાને કારણે તે આકુળ–વ્યાકુળ થાય છે. આસક્તિના કારણે ક્રોધ કરે છે. અને ક્રોધજનિત મોહના કારણે આ સંસારના કીચડમાં ફસાતો જાય છે. આવો માણુસ ન તો માનવજન્મના મહત્વને સમજ્યો છે કે ન તો સમયની કિંમત આંકીને જ્ઞાનદૃષ્ટિથી જગતની અસારતાને સમજ્યો છે. ફક્ત ભૌતિક જ્ઞાનના પુસ્તકો ભણીને તે પોતાને વિદ્વાન અને ચતુર સમજે છે. અને પોતાના આ અભિમાનથી જેવી રીતે પક્ષી શિકારીની જાળમાં ફસાઈ જાય છે અને વાંદરો રોટલીના લોભમાં મદારીના પંજામાં સપડાઈ જાય છે, તે રીતે ભૌતિક જ્ઞાનથી પોતાને વિદ્વાન સમજનારો માણુસ વિષયોની લાલચથી સંસારની જાળમાં ફસાઈ જાય છે. જે રીતે જાળમાં નાંખેલી રોટલી અથવા લોટને ખાવાની લાલચમાં માછલી જાળમાં ફસાઈ જાય છે તે રીતે ભોગોની લાલસા તેને સંસારના બંધનમાં બાંધી દે છે.

બંધુઓ ! કેટલા દુઃખની વાત છે કે મનુષ્ય આ દુર્લભ દેહ, આર્ય ક્ષેત્ર, ઉચ્ચ જાતિ અને સંપૂર્ણ પાંચે ઇન્દ્રિયો મળવા છતાં પણ આત્મા મોક્ષે જવાના લક્ષ્ય તરફ જરા પણ ધ્યાન આપતો નથી. અને ફક્ત દુનિયાદારીના ધંધામાં જ ફસાયેલો રહે છે. જેવી રીતે પશુઓ પોતાના ભવિષ્યની ચિંતા નથી કરતા તે રીતે સંસારના સુખોમાં ગૃદ્ધ બનેલો માનવી પોતાના ભવિષ્યનો વિચાર નથી કરતો. એવા મૂઢ માનવીમાં અને પશુઓમાં આકૃતિના ભેદ સિવાય બીજું શું અંતર છે ? કંઈ નહિ. આવા–પ્રાણીઓને મહાનપુરૂષો વારંવાર સમજાવે છે હે ભોળા પ્રાણી ! હે મૂઢ પ્રાણી ! તું આ સંસારમાં શું જોઇને દિવાનો બની ગયો છે ! આ જગતમાં જે કંઇ પણ દેખાય છે તે બધું નશ્વર અને મિથ્યા છે. બીજા શબ્દોમાં કહીએ તો જગત પોતાના વિવિધ પ્રકારના આકર્ષણોથી મનુષ્યને લોભાવે છે અને તેના પર કર્મોનો અનંત બોજો નાંખીને નરક રૂપી ઊંડા કૂવામાં નાંખી દે છે.

આ આત્મા તો અનંત શક્તિ, અનંત સુખ અને અનંત તેજનો ભંડાર છે. આ હાડકા અને ચામડાથી બનેલા શરીર રૂપી પિંજરમાં તે કેદ પૂરાયેલો છે. આ માયામય સંસારને પણ સુખરૂપ માનીને મિથ્યાત્વની ગાઢ નિદ્રામાં સૂતો છે. અને આત્માના

શુદ્ધ સ્વરૂપને ભૂલી ગયો છે. આત્માનું લક્ષ્યબિંદુ જે મોક્ષનું છે તેનું તેને ભાન નથી. ફક્ત આ દેહના સંબંધી કુટુંબીજનો અને સ્વજન પરિજનોને માટે અહર્નિશ તેમાં રચ્યો પચ્યો રહે છે. તેમના સુખને માટે અન્યાય, અનીતિ અને અનેક પ્રકારના પાપોથી ધન ઉપાર્જન કરતાં અનેક કર્મો બાંધે છે. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

जेहिं वा सद्धिं संवसइ ते वाणं एगया नियगा त्तं पुव्विं परिहरंति, सोवा ते नियगे पच्छा परिहरिज्जा, नालं ते तव ताणाए वा सरणाए वा, तुमं पि तेसिं नालं ताणाए वा।

આચારંગ સૂત્ર અ-૨ ઉ-૧.

જે કુટુંબીઓની સાથે તું રહે છે, જેના માટે તું ધન એકત્રિત કરે છે તેજ કુટુંબી કોઢ, ક્ષયાદિ રોગોથી પીડિત થવા પર પહેલા અથવા પછી તેને છોડી દે છે. અથવા તે રોગી સ્વયં ગભરાઈને તેને છોડી દે છે. એવા સમય પર આ ધન અને સ્વજન કોઇ પણ રક્ષા કરવામાં અને શરણ આપવામાં સમર્થ નથી. બાળકોનું પાલન કરવું, પોતાના કુટુંબીઓનું ભરણપોષણ કરવું એ અમારું કર્તવ્ય છે એમ કહીને કેટલાય માનવી કર્તવ્યના નામ પર પોતાના મોહનું અને સ્વાર્થનું પોષણ કરે છે. જો કર્તવ્ય સંબંધ છે તો તેમાં અનીતિ, છળ, દંભ, ઠગાઈ, નફાખોરી, હિંસા, અસત્ય, આદિ દુર્ગુણોની કોઈ આવશ્યકતા રહેતી નથી. ન્યાય-નીતિથી જીવન-નિર્વાહ થઈ શકે છે. પરંતુ માનવીનો કર્તવ્ય સંબંધ તો નામ માત્ર છે. વાસ્તવમાં તો તે મોહસંબંધ છે. આ મોહસંબંધને માટે માનવીને અનીતિ, છલ, ચોરી આદિ પાપાચાર કરવા પડે છે. હું મારા કુટુંબીઓને વધુ ને વધુ આરામ આપીશ. હું તેમનું પાલન પોષણ કરીશ. આ રીતે માનવી અભિમાનપૂર્વક વિવિધ પ્રકારની સાવદ્ય પ્રવૃત્તિઓ કરે છે. પરંતુ અંતે તો તે કુટુંબીજનો દુઃખોથી રક્ષણ કરી શકતા નથી. તેમજ નિર્ભય કરી શરણ આપી શકતા નથી. આ રીતે તે માનવી પણ ન તો કુટુંબની રક્ષા કરવામાં સમર્થ થાય છે, ન તો તેમને શરણ દેવામાં યોગ્ય થાય છે. પરંતુ પાપ કરીને મેળવેલા ધનથી કર્મબંધન તો થાય છે. જેમ એક જુગારી જે રીતે ધનને ગુમાવીને ખાલી હાથે ઘેર જાય છે તે રીતે આ માનવી કંઈ પણ લાભ મેળવ્યા વગર પોતાના અનંત પુણ્યથી મેળવેલા દુર્લભ માનવભવને ગુમાવીને ૮૪ લાખ જીવાયોનીમાં રખડે છે. એટલા માટે સમયની કિંમત સમજવી જોઈએ. એક ક્ષણને પણ નકામી ન જવા દેતાં જ્ઞાન પ્રાપ્તિ અને આત્મસાધનામાં રક્ત રહીને આત્માનું ધ્યેય જે મોક્ષનું છે તે તરફ આગળ વધવું જોઈએ. સમયની એકેક ક્ષણને પણ જો સાર્થક કરી લેશો તો ભવિષ્યના અનેકાનેક દુઃખોથી બચી શકશો. એટલા માટે ભગવાન મહાવીરના ઉપદેશને હૃદયમાં અવધારણ કરીને આપણે એકેક ક્ષણને સાર્થક કરવી જોઈએ. એ તો કયારે પણ ભૂલવું નહિ કે ગયેલો સમય ફરીને પાછો આવતો નથી અને તેથી જે અમૂલ્ય

સમયને ગુમાવી દે છે, તેને આખરે તો પસ્તાવાનો પાર રહેતો નથી. જીવ મિથ્યાત્વમાં પડયો છે ને અનિત્ય એવા શરીરને પોષણ આપ્યું છે. માટે તો જીવો કેટલું કરે છે!

**ડાઘ એક નાનો જયાં તનમાં નિહાળશે,**
**સો સો પ્રકારના ઔષધ લગાડશે,**
**જોજે! આ કાળો રંગ થઈ જાશે, જ્યારે કાયા કરમાઈ જ**
**તારી કાયા કરમાઇ જશે, કંચન જેવી કાયા કરમાઇ જ**

શરીર પર જો એક ડાઘ પડેલો અરીસામાં દેખાય તો તે ડાઘને ; કેટલાય ઉપાયો કરે. જ્ઞાની કહે છે તું ગમે તેવી કાયાની સંભાળ રાખ પર તો કંચન જેવી કાયા પણ કરમાઈ જવાની છે. જયારે આત્મા સમજણમાં અ એ શું વિચારે? "इमं सरीरं अणिच्चं।" આ શરીર અનિત્ય છે, નાશ સ્વભાવવાળું છે. મારો આત્મા એક શાશ્વત છે. "एगो मे सासओ अप्पा।" તના રાગ પાછળ શાશ્વત આત્માને જીવ ભૂલી ગયો છે. કાયા નશ્વર છે. માર નશ્વર છે તેવી કાયાનો જીવડા તું શું રાગ કરે છે? આ કાયા કેવી છે!

**કાયા તારી કાચી છે, માન શિખામણ સાચી છે,**
**ચાર દિવસની છે જીંદગાની, ચાર દિવસના ખેલ,**
**ધન દોલત કાંઈ સાથે ન આવે, શાને કરે છે ગુમાન...ભજીલે.**
**તારી કાચી કાચી કાયાનું તું, શાને કરે છે ગુમાન....ભજીલે મહાવીર ના**

મહાપુરૂષો કહે છે તારી કાયાનું તું અભિમાન ન કરીશ. ઘણાં એમ કહે મહાસતીજી! હું આટલો મોટો થયો પરંતુ હજુ મને તલ માત્ર જેટલો રોગ આ નથી. ભાઈ! પૂર્વ જન્મમાં શાતા વેદનીય બાંધીને આવ્યા હોય ને જીવદયા પાળી હોય તો આ જન્મમાં જીવને શાતા વેદનીય રહે.

એક વખત માણસોનું એક ટોળું ખૂબ રડતું, કલ્પાંત કરતું રાજાના મહેલ આગ થઈને નીકળ્યું ત્યારે રાણીએ આ દૃશ્ય જોયું ને મહારાજાને પૂછયું. આ ટોળું કયાં જઈ ર છે? બધાની આંખમાં આંસુ કેમ છે! કોઈ છાતી કૂટે છે, કોઈ માથા કૂટે છે, કો કલ્પાંત કરે છે. શા માટે આવું બધું કરે છે! રાણીએ કોઈ દિવસ આવું જોયું નથી દુઃખ શું કહેવાય તેની તેને ખબર નથી. એટલે તે મહારાજાને આ પ્રશ્નો પૂછી રહી છે. મહારાજા કહે રાણી! જો, આગળ જેને બાંધીને લઈ જાય છે તે નગરશેઠનો એકનો એક દીકરો કલૈયા કુંવર જેવો મરી ગયો તેથી તેને બાંધીને લઈ જાય છે. આ કુંવરના મરણથી શેઠના કુટુંબમાં રોકકળ થઈ રહી છે. રાણી કહે—મરી જવું એટલે શું? (હસાહસ) રાજાના મનમાં થયું કે રાણીને આટલીય ખબર નથી, તેથી મને પૂછે છે

મરી જવું એટલે શું ? હું તેને ચમત્કાર બતાવી દઉં. રાજા કહે. જે મરી જાય તે પછી ફરીને પાછો આવે નહિ. રાણી કહે. બધાયને આમ જવાનું હોય તો પછી એમાં રડવાનું શું ? એ ગયો ને બીજા જશે. રાજા કહે–એ તો આપણને લાગે. જેને ઘેર આવો પ્રસંગ બને તેને ખબર પડે.

થોડા દિવસ ગયા. મહારાજા વિચાર કરે છે, રાણીની પરીક્ષા કરવી છે. એક દિવસ રાણીને ચમકારો બતાવી દઉં. આમ વિચાર કરી રાણીનો ૧॥ વર્ષનો બાળક હતો તેને ઉપર જઈ નીચે ફેંકી દીધો. રાણીને બતાવવાને, રાણીના દિલમાં દુઃખ કરવા માટે આ કામ કર્યું. ૧॥ વર્ષના બાલુડાએ શો ગુનો કર્યો કે રાજાને આવું કામ કરવું પડયું ! કેટલી અજ્ઞાનતા છે ! રાજાને વિચાર નથી થતો કે આમ કરવાથી પંચેન્દ્રિયની ઘાત થશે. તે તો મનમાં વિચાર કરવા લાગ્યા કે હમણાં રોકકળ મચી જશે. અને રાણીને ખબર પડશે કે મરી જવું એટલે શું ? છોકરો એવું આયુષ્ય બાંધીને આવ્યો છે કે તેને મારી નાખવા ઉપાયો કરે તો તે ઉપાયો સવળા થઈ જાય. રાજાએ જેવો બાળકને ફેંકયો તે વખતે માલણ ત્યાંથી ટોપલો લઈને પસાર થતી હતી તે ટોપલામાં બાળક પડયો. માલણ લઈને રાજમહેલમાં આવી. રાજાએ જોયું કે અહો ! બાળકને મારી નાંખીને રાણીને ચમકારો બતાવવા આ કાર્ય કર્યું પણ બાળક તો એના પુણ્યથી જીવતો રહ્યો અને તે હસતો પાછો આવ્યો. ને રાણીને દુઃખની ખબર પડી નહિ. એમ કરતાં બે ત્રણ વર્ષ વીતી ગયા એટલે ફરી રાજાએ આવો પ્રયોગ કરવાનું વિચાર્યું. રાજાએ બાળકને ઝેરી દવા પીવડાવી દીધી કે જેથી રાણીને દુઃખની ખબર પડે. છોકરાને રક્તપિત્ત જેવો રોગ થયેલો, શરીર પર બધે ચકામા પડી ગયેલા. તે આ દવા પેટમાં જવાથી બધું ઝેર ઉલ્ટી થઈને નીકળી ગયું ને બાળકની કાયા નિરોગી થઈ ગઈ ને રોગ સંપૂર્ણ ચાલ્યો ગયો. બાળકનું જે રૂપ હતું તે વધુ ખીલી ઉઠયું. રાજા વિચાર કરે છે કે હું કરું છું અવળું અને થઈ જાય છે સવળું. જે જીવો નિકાચિત આયુષ્ય બાંધીને આવ્યા હોય તે ગમે તેવા પ્રસંગો આવે તો પણ આયુષ્ય તૂટે નહિ. જે ગત જન્મમાં તદ્દન નિર્દોષ જીવન જીવીને આવ્યા હોય, ન્યાય–નીતિથી જીવન વીતાવ્યું હોય તેવા જીવો આવું આયુષ્ય બાંધે છે કે તેમનું આયુષ્ય તૂટતું નથી. જે જીવો કુણાં કુણાં ઝાડ કપાવે, કુણી લીલોતરી કપાવે તેવા જીવો કાચું આયુષ્ય બાંધે છે. ઘણા માણસો પોતાનો બગીચો સુંદર રાખવા મેંદીના ઝાડને રોજ સરખા કરવા માટે કપાવે છે. એને કયાં ખબર છે કે બગીચો સુંદર કરવા જતા આત્માની સુંદરતા ચાલી જશે. સાધુ–સાધ્વીને અસુઝતા આહાર પાણી વહોરાવે ઈત્યાદિ કારણોથી જીવ કાચુ આયુષ્ય બાંધે છે.

એક દિવસ મુનિ ફરતા ફરતા રાજમહેલમાં ગૌચરી માટે પધાર્યા. ગૌચરી વહોરાવ્યા પછી રાજા મુનિને પૂછે છે. ગુરૂદેવ ! આ મહારાણીએ એવું શું પુણ્ય કર્યું છે કે તેને હું દુઃખ આપવા પ્રયત્ન કરું છું છતાં તેને દુઃખ આવતું નથી. એને દુઃખ

આપવા મેં તેના બાળકને સાતમે માળેથી ફેંક્યો છતાં બાળક બચી ગયો. બાળકને ઝેરી દવા પીવડાવી તો મરવાને બદલે ઉલ્ટો એનો રોગ ચાલ્યો ગયો ને કાયા કંચન જેવી બની ગઈ, એના શરીરના રૂપ-રંગ બદલાઈ ગયા. મુનિ કહે છે, હે રાજન! તું રાણીને દુઃખ આપવા ગમે તેટલા ઉપાય કરીશ પણ રાણીનું પુણ્ય એટલું બધું છે કે એ જીવશે ત્યાં સુધી એને દુઃખ આવવાનું નથી. રાણીની કુંખે આવનાર જીવ પણ ઉત્તમ છે. પુણ્યોદય હોય તો સંતાનો ધર્મિષ્ઠ, આજ્ઞાંકિત, અને વિનયી હોય. જેના ઘેર અઢળક સંપત્તિ હોવા છતાં સંતાનોને ધન કરતાં ધર્મ જો અધિક પ્રિય છે તો સમજવું કે પુણ્યાનુબંધી પુણ્ય છે. એ ઘર મહાન ભાગ્યશાળી ગણાય છે. કારણ કે ધર્મ રૂચવો એ જેવી તેવી વાત નથી. હું તો આપને કહું છું કે તમે ધનને ચોપડવાની દવા માનો ને ધર્મને પીવાની દવા માનો.

મુનિ કહે હે રાજન! તું ગમે તેટલા પ્રયોગો કરીશ પણ તારા બધા પ્રયોગો નિષ્ફળ જશે. રાણીએ એવી શી કરણી કરી છે કે તેને દુઃખ શું કહેવાય એ ખબર નથી. તેને દુઃખ આવતું નથી? ત્યારે મુનિ કહે છે ગયા ભવમાં આ રાણીનો આત્મા બાલપણામાં વિધવા થયો. વિધવાપણાનું દુઃખ તો જે વેઠે તે જાણે. આ બહેન એ ત્રણ દેરાણી-જેઠાણી હતા. તેમાં એનો વચલો નંબર હતો. આ બાઈ વિચાર કરે કે મેં ગત જન્મમાં પાપ કર્યા હશે, શીયળવ્રત લઈને ખંડન કર્યા હશે, દાવાનળ લગાડયા હશે આદિ ઘોર પાપ કર્યા હશે તો આ વિધવાપણાનું દુઃખ આવ્યું. માટે હવે મારું જીવન શુદ્ધ બનાવી દઉં. આ બહેન સામાયિક કરે, ઉપાશ્રયે જાય તે દેરાણી-જેઠાણીને ગમે નહિ. છેવટે આ બહેનને જુદું રહેવા આપી દીધું. બે માળના મકાનમાં એક માળીયું હતું તે રહેવા માટે આપ્યું, છતાં તેને જરાપણ ખેદ નથી. આનંદથી રહે છે ને ધર્મધ્યાન કરે છે.

એકવાર તે ગામમાં મુનિ પધાર્યા. આ બહેન મુનિના દર્શન કરવા ગઈ. મુનિએ વ્યાખ્યાનમાં તપ પર ઉપદેશ આપ્યો કે તમે સંસારમાં રહો છો તો છયે કાયના જીવોની હિંસા કરો છો. તે પાપની આલોચના માટે બાર મહિનામાં ઓછામાં ઓછો એક અઠ્ઠમ અને થાય તો ચોલું કરવું જોઈએ. પછી બાર વ્રતોનું સુંદર રીતે સ્વરૂપ સમજાવ્યું. બાર વ્રતમાંથી એકાદ વ્રત અંગીકાર કરશો તો પણ નરક તિર્યંચમાં નહિ જાવ. આ બહેને મુનિનો ઉપદેશ સાંભળી બારમું વ્રત અંગીકાર કર્યું. "આજે સંતને નિર્દોષ ગૌચરી વહોરાવવાનો પ્રસંગ મળે તો મારે ખાવું. અને જો સંત ના આવે અને મારી ભાવના પૂર્ણ ન થાય તો મારે ઉપવાસ કરી લેવો." આવો મનમાં અભિગ્રહ ધાર્યો ને પછી ઘેર આવી. યોગાનુયોગ તે દિવસે મુનિનો યોગ ન મળ્યો. આવો અભિગ્રહ લીધો હોય તો મુનિ પાસે ઉપાશ્રયે કહેવા ન જવાય કે આજે આપ મારા ઘેર પધારજો. પરંતુ મુનિ રસ્તામાં ચાલ્યા જતા હોય ને તમે લઈ આવો

તો વાંધો નથી. તે દિવસે મુનિ ન આવ્યા એટલે પોતે ઉપાશ્રયે જઈ મુનિ પાસે ઉપવાસના પચ્ચખાણ લઈ લીધા. મુનિ તો આ વાત કંઇ જાણતા નથી. તેમના મનમાં તો એમ કે બહેનને ઉપવાસ કરવો હશે તેથી કર્યો. પરંતુ અભિગ્રહની ખબર કયાંથી પડે? બીજે દિવસે પણ અભિગ્રહ કર્યો કે સંતને સુપાત્ર દાન દઉં તો મારે ખાવું નહીં તો ઉપવાસ કરી લેવો. આ બહેન બીજે માળે માળીયામાં રહે છે. એટલે તે દેરાણીને કહે છે, આજે આપણી ખડકી ઉઘાડી રાખજો. અચાનક સંત ગૌચરીની ગવેષણા કરતાં જો આપણા ઘેર આવી જાય તો આપણું ઘર પાવન થાય ને હાથ પણ પાવન થાય. એમ કહીને તે પોતાના રૂમમાં જતી રહી. દેરાણીના મનમાં થયું કે સંત આવશે તો મારું ઘર પહેલું આવશે પછી મારી જેઠાણીનું આવશે. મુનિ આવે તો દાન દેવું પડે ને! એમ વિચાર કરી બારણાં બંધ કરી દીધા. કેવી ભાવના કહેવાય! બાર વાગ્યા છતાં મુનિ ન આવ્યા. એટલે બીજે દિવસે પણ ઉપવાસ કરી લીધો. જેણે કોઈ દિવસ એકાસણું સરખું પણ કર્યું નથી તેને તો બે ઉપવાસ ૨૨ ઉપવાસ જેવા લાગે.

ત્રીજા દિવસે પણ દેરાણીને પોતાના ઘરમાં સાધુ આવવા દેવા નથી એટલે કારેલાની છોલેલી છાલ હતી તે બધી ઉંબરામાં પાથરી દીધી. યોગાનુયોગ મુનિ આવી ગયા. બહેનના દિલમાં હર્ષ સમાતો નથી પણ જ્યાં ઘેર આવીને જોયું તો ઉંબરામાં લીલી કારેલાની છાલ પાથરી નાંખી છે. તેથી મુનિ તો ત્યાંથી પાછા વળી ગયા. બહેને દેરાણીને મીઠી શિખામણ આપી કે બહેન, આમ ન કરાય. પણ સ્હેજ ક્રોધ ન કર્યો. બપોરે ઉપાશ્રયે જઈ ગુરૂ પાસે ત્રીજા ઉપવાસના પચ્ચખાણ લઈ લીધા. અને મુનિને કહ્યું. ગૌચરીની ગવેષણા કરતા મારા લત્તામાં નીકળો ત્યારે મારા ઘેર પધારજો. ને મને પાવન કરજો. મનમાં જરા પણ ખેદ ન કર્યો કે મારી દેરાણી આવી છે! પરંતુ સમભાવમાં ઝૂલવા લાગી. કર્મના સ્વરૂપનો વિચાર કરતી સૂઈ ગઈ. ચોથા દિવસે આ બહેન મુનિની રાહ જોતી હેઠે ઉતરી. ત્યાં ઉંબરામાં તેણે પાણીના પોરા જોયા. તરત જ બહેનનો જીવ ગભરાવા લાગ્યો કે આ શું! દેરાણીએ ઘણા દિવસનો સંખારો રાખેલ તે નાંખ્યો હતો. તે પોરાને બચાવવા બહેને ઘણા ઇલાજ કર્યા ને છેવટમાં ચાર જીવ બચ્યા. આ વખતે મુનિ આવીને ચાલ્યા ગયા. તેથી ચોથો ઉપવાસ કર્યો. પાંચમા દિવસે દેરાણીએ ઉંબરામાં જાર પાથરી તેથી મુનિ પાછા વળી ગયા ને બહેને પાંચમો ઉપવાસ કર્યો. તે સાવ શક્તિહીન બની ગઈ. જીવ ખૂબ ગભરાવા લાગ્યો. પોતે આત્મધ્યાનમાં મસ્ત છે, નવકારમંત્રનું સ્મરણ કરે છે. ગુરૂને યાદ કરે છે ને મનમાં વિચાર કરે છે કે:

થશે આ મૂકી અચાનક જવાનું, સ્વજન કોઈ સાથે નહિ આવવાનું,
જશે જીવ તારો કર્મના સહારે, કર્યા જે પ્રમાણે ફળે તે પ્રકારે,
કરમ છોડશે ના તને કોઈ કાળે.

અહીંથી વિદાય થતી વખતે જેને મારા માનું છું તે કોઈ સાથે આવવાનું નથી. પણ જેવા કર્મ કર્યા હશે તે પ્રમાણે ફળ મળવાના છે. આ રીતે ખૂબ શુભ અધ્યવસાયમાં બે ત્રણ કલાકમાં તો તેના પ્રાણ ઊડી ગયા. ખૂબ શ્રદ્ધાપૂર્વક પાંચ ઉપવાસ કર્યા તેમાં ઘણાં કર્મો ચકચૂર કરી નાંખ્યા. અને પાણીના જીવો બચાવવામાં પોતાના શરીરનું પણ ભાન ભૂલી ગઈ. તે બહેન તારે ત્યાં મહારાણી તરીકે જન્મ્યા છે અને જે ચાર જીવો બચાવ્યા તે તારા દીકરા થયા. આવા જબરદસ્ત પુણ્ય કરીને આવેલા રાણીને તું ગમે તે રીતે દુઃખ દેવા માગે તો તેને દુઃખ ક્યાંથી આવે? હે રાજા! હજુ એને સત્સંગ થયો નથી. તેને સત્સંગ થશે એટલે પોતે તરશે ને કુટુંબને પણ તારશે. એકવાર રાણીએ મુનિને જોયા. પૂર્વભવમાં સાધના કરતા આવ્યા હતા તેથી મુનિને જોઈને ભાવ ઉપડયા કે "હું ઉપવાસ કરું, સામાયિક કરું, સુપાત્રે દાન દઉં. નિષ્કામભાવે આત્મા સાધના કરે તેને ઉત્તમ ફળ મળે છે.

સાગરદત્ત શેઠે જિનદત્ત શેઠની ખૂબ આગતા-સ્વાગતા કરી. પછી સાગરદત્તે સાગર દારકને પોતાની પુત્રી સુકુમાલિકાની સાથે એક પટ્ટક ઉપર બેસાડયો. પછી સોના ચાંદીના કળશોથી તેમનો અભિષેક કરાવડાવ્યો. અભિષેકનું કામ પુરું થયા પછી સાગરદત્તે પોતાની પુત્રી સુકુમાલિકાનો સાગરની સાથે હસ્ત મેળાપ કરાવી દીધો એટલે કે લગ્ન કરાવી દીધા.

"तए णं सागरदारए सूमालिए दारिया इमं एयारूवं पाणिफासं पडिसं वेदेइ से जहानामए असिपत्तेइ वा जाव मुम्मुरइ वा एत्तो अणिट्ठतराए चेव पाणिफासं पडिसंवेदेइ।"

ત્યાર પછી એટલે કે સાગરદત્તે જ્યારે હસ્તમેળાપ કર્યો ત્યારે તે સાગરને સુકુમાલિકા દારિકાના હાથનો સ્પર્શ આ પ્રમાણે લાગ્યો કે જાણે અસિપત્ર, તલવાર કોઈ મારતું ન હોય તેવો, આગ બૂઝાઈ ગઈ હોય પણ તેની તરતની જે રેતી હોય કે જેમાં અગ્નિના કણ હોય, જે રેતીને અડતાં ફોલ્લા પડી જાય તેવો સ્પર્શ સાગરને લાગ્યો. આવી ભયંકર વેદના સાગરને થવા લાગી. અહીં યાવત્ શબ્દથી કરપત્ર-કરવત, ક્ષુરપત્ર-અસ્ત્રો, કદંબચીરિકા પત્ર-છુરિકા કે જેનો અગ્ર ભાગ એકદમ તીક્ષ્ણ હોય છે. શક્તિઅગ્ર-શક્તિ, ત્રિશૂળ અથવા આયુધ વિશેષનો અગ્રભાગ, કુંતાગ્ર-ભાલાની અણી, તોમરાગ્ર-તીરની અણી, ભિંદિવાલ-વિશેષનો અગ્ર ભાગ, સૂચી કલાપનો અગ્ર ભાગ-વીંછીનો ડંખ, કવિકચ્છુ-કવચ જેના સ્પર્શથી ખંજવાળ આવે છે. જવાળા રહિત અગ્નિ, મુર્મુર-અગ્નિકણ મિશ્રિત ભસ્મ, અર્ચિ-લાકડાઓથી સળગતી જવાળા, લાકડા વગરની જવાળા, અલાત-ઉલ્મુક-શુદ્ધ અગ્નિ, લોહપિંડસ્થ અગ્નિ, આટલી વસ્તુઓનું ગ્રહણ કરવું. આ અસિપત્રથી લઈને શુદ્ધ અગ્નિ સુધીના પદાર્થોનો જે જાતનો સ્પર્શ હોય છે તેવો જ સુકુમાલિકાના હાથનો સ્પર્શ પણ હતો. હકીકતમાં તો આ વસ્તુઓની સમાનતા પણ તેના તીક્ષ્ણ સ્પર્શની સાથે

કરી શકાય તેમ નથી. કેમ કે તેના હાથનો સ્પર્શ તો આ વસ્તુઓના સ્પર્શ કરતાં પણ વધારે અનિષ્ટકર હતો. અકાંતકારક હતો. અતીવ અકમનીય હતો, અપ્રિયકર હતો, અત્યંત દુઃખજનક હતો, અમનોજ્ઞ હતો,ખૂબ જ મનોવિકૃતિજનક હતો, બહુજ મનઃપ્રતિકુળ હતો. નાગેશ્રીના આત્માએ નરક–તિર્યંચના ઘણાં દુઃખો ભોગવ્યા તેથી બાંધેલા કર્મો ખપી ગયા. પરંતુ હજુ તપેલીને ચોંટીને રહી ગયેલા જેટલા કર્મ બાકી છે. શ્રીમંત શ્રેષ્ઠીના ઘેર જન્મ પામી, સુકુમાર કાયા મળી. જિનદત્ત શેઠના એકના એક દીકરાની વહુ બની, પરંતુ બાકી રહેલા અલ્પ કર્મે શું કર્યું ? પોતાના હાથનો સ્પર્શ સાગરને અતિ દુઃખકારક બની ગયો. આગળ જે રીતે કહ્યું તેમ અસહ્ય વેદના થવા લાગી. પરંતુ સાગર ધીર–ગંભીર અને ખાનદાન કુટુંબનો દીકરો છે. એટલે તે સમયે હાથ તરછોડીને ઊભો ન થઈ ગયો. તે વિચાર કરે છે. શું આ સુકુમાલિકાના સ્પર્શથી આવું થતું હશે ? ના, ના, મારા કર્મનો ઉદય થયો છે, એમ માન્યું. હસ્તમેળાપ થઈ ગયા પછી હાથ છૂટો પડયો એટલે વેદના બંધ થઈ ગઈ. તેથી મનમાં થયું કે નક્કી આ સ્ત્રીના સ્પર્શથી જ વેદના થઈ છે. પરંતુ ખાનદાન દીકરો એકદમ ઉતાવળું પગલું ન ભરે. પણ મનમાં તર્ક થયા કરે છે કે જો તેના હાથને અડવાથી આટલી વેદના થઈ તો આની સાથે જીવન કેવી રીતે નભાવી શકાય ? બીજી ક્ષણે વિચાર કરે છે કે એટલા સમય પૂરતો મને વેદનીય કર્મનો ઉદય થયો હશે. હું મારા પિતાને એકનો એક દીકરો હોવા છતાં પિતાએ આનાકાની કર્યા વગર ઘરજમાઈ થઇને રહેવા માટે અર્પણ કરી દીધો. માટે મારાથી એને છોડીને ભાગી ન જવાય. સાગરપુત્ર અભિલાષાથી રહિત બની ગયો છતાં એ લાચાર થઈને ત્યાં રોકાયો. સાગરદત્ત સાર્થવાહે સાગર દારકના માતા પિતાને, તેમજ તેના મિત્ર, જ્ઞાતિ, સ્વજન, સંબંધી, પરિજનોનું વિપુલ અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય રૂપ ચાર જાતના આહારથી અને પુષ્પ–વસ્ત્ર–ગંધમાળા તેમજ અલંકારોથી બહુ સત્કાર–સન્માન કર્યું. સત્કાર–સન્માન કરીને તેણે સૌને પોતાને ત્યાંથી વિદાય કર્યા. રાત્રીનો સમય થતાં સુકુમાલિકા અને સાગર બંને શય્યા પર બેઠા છે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :–ઋષિદત્તાને હવે અશુભ કર્મનો ઉદય થવાનો છે. કર્મો તો ઉદયમાં આવે ત્યારે તેમાં સમભાવ રાખવો એ જ આપણી માનવતા છે. કનકરથ કુમારના મનમાં ચિંતાની આગ સળગી રહી છે કે વાત બહાર પડશે કે ઋષિદત્તાના કપડાં તેમજ મુખ રોજ રાત્રે લોહીવાળું થાય છે અને તેના ઓશીકા નીચેથી માંસના ટુકડા નીકળે છે ત્યારે આ બિચારી નિર્દોષ ને ભોળી બાળાનું શું થશે ? ઋષિદત્તા તો પોતે સતી છે પણ તેના પર આવા કારણથી આફતના ડુંગરા તૂટી પડશે. ધર્મગોષ્ઠિ કરતાં અમારું જીવન પસાર થઈ રહ્યું છે તેમાં કોણ એવો વેરી જાગ્યો હશે કે જે અમારા જીવનમાં વિક્ષેપ પડાવવા તૈયાર થયો !

મહારાજા, મંત્રીઓ બધા ઉદાસ થઈને બેઠા છે, કારણ કે સૌને મરણનો ડર છે.

તે વિચાર કરે છે કે આજે આ માણસો મરાય છે, કાલે આપણને નહિ મારે તેની શી ખાત્રી! એટલામાં સુલશા સાધ્વીનો વેશ લઈને આવી. અને કહે છે હું તમારા રાજાની ને તમારી બધાની મૂંઝવણનો ઉકેલ કરવા આવી છું. આ વાત સાંભળી રાજાની આજ્ઞા મેળવી સુલશાને અંદર આવવા દીધી. મહારાજાએ તેને બેસવા માટે આસન આપ્યું ને કહ્યું. સાધ્વીજી! આપ આ હત્યાઓ અંગે જે કાંઈ માહિતી આપવા ઈચ્છતા હો તે નિર્ભયતાપૂર્વક આપજો. રાજા તો આ રહસ્ય જાણવા માટે ઈંતેજાર હતા. તેથી સુલશાને કહે છે, આપ જે જાણતા હો તે કહો. સુલશા કહે. આપ મેલી વિદ્યાની જે વાત કરો છો તેવી વિદ્યા મને આવડે છે. એ મંત્ર-તંત્રના પ્રભાવથી હું દેવને પણ બોલાવી શકું છું. તે દેવ આવીને મને જે કહી ગયો તે સત્ય હકીકત હું આપને જણાવું છું. આપ મારી વાત માનવા તૈયાર પણ નહિ થાવ. પણ હું આપને સત્ય હકીકત કહું છું. સાંભળો. તે પહેલાં મને અભયદાન આપવું પડશે. રાજા કહે, જા, હું તને અભય આપું છું. એટલે સુલશા કહે છે.

**રાજસભામેં આકર બોલે, નરપતિ ન્યાય વિચાર,**
**સબલ થકી નહીં જીતે સો, તુમ લગે નિર્બળ કે બાર,**
**રાજકુંવર કે ઘર રાક્ષસણી, કર રહી અત્યાચાર હો....શ્રોતા....**

રાજન્! એકના દોષે બધાને દંડવા જોઈએ નહિ. તમે જોગી, સંન્યાસી બધાને ગામની બહાર કાઢયા છે અને તમે બહાર ગુનેગાર શોધો છો! એ ગુનેગાર બહાર નથી પણ તમારા ઘરમાં જ છે. તમારા દીકરાની વહુ ઋષિદત્તા જ આ કામ કરે છે. ઋષિદત્તા નામ સાંભળી રાજા ચમકી ગયા. અહો! ઋષિદત્તા તો મહાન સતી છે. એને બ્રહ્માંડમાં પણ કોઈ કહી શકનારું નથી. મારી મહારાણીઓ કરતાં પણ ઋષિદત્તા ચઢી જાય તેવી છે. એવી પવિત્ર સતી સ્ત્રીને માથે આવું કલંક હોય! એના પુનિત પગલા જયારથી આપણા ગામમાં થયા છે ત્યારથી ગામ લોકોનું આખું જીવન ધર્મના રંગે રંગાઈ ગયું છે. આ વાત સાંભળી રાજાને ગુસ્સો આવી જાય છે ને તલવાર ઉગામી મારવા જાય છે. સુલશા કહે. તમે મને અભય આપવાનું વચન આપ્યું છે. તમારા વેણ જાય છે. તમે ઋષિદત્તાને સતી કહો છો પણ હું મહાસતી કહું છું. હું આપને સત્ય વાત કહું છું. એમાં પણ જરા શંકા કરવા જેવી નથી. રુષિદત્તા મૂળ વનમાં ઉછરેલી એટલે રાક્ષસી જેવી. વળી કંઈક મંત્ર-તંત્ર જાણતી હશે તેથી રાતના બહાર નીકળી કોઈ ન જાણે તે રીતે એક માણસને મારી માંસ ખાઈને તથા લોહી પીને પોતાના સ્થાને જઈ સૂઈ જાય છે. આપને મારી વાત સત્ય ન લાગતી હોય તો કુંવરના બંગલે તપાસ કરો. જો રુષિદત્તાનું મોં લોહીથી રંગાયેલું હોય અને તેના ઓશીકા નીચે માંસના ટુકડા હોય તો આપ આ વાત સત્ય માનજો. યુવરાજ પોતે આ બધી હકીકત જાણે છે પણ તાપસ કન્યાએ એના પર વશીકરણ કરેલું હોવાથી તે

આ વાત કોઈને કહી શકતા નથી. અને પોતાની પત્નીને નિર્દોષ માને છે. દિવસ ઉગતા પહેલાં તે બધું સાફ કરી નાંખે છે. આપ આ વાતની તપાસ કરજો. સુલશા રાજાના વચનથી કે તલવારના પ્રહારથી જરા પણ ગભરાતી નથી. રાજા કહે. આટલા જાપ્તા વચ્ચે રુષિદત્તા મહેલમાંથી બહાર નીકળીને હત્યા કરે જ કેવી રીતે? હે કૃપાવતાર! મેલી વિદ્યાના સાધકો પાંચ પચાસ નહિ પણ સારી નગરીના લોકોને વિદ્યાના બળે નિદ્રાધીન કરી શકતા હોય છે.

રાજા કહે–આપ કયાં ઉતર્યા છો ને હમણાં કયાં રોકાવાના છો? મહારાજા! હું પાંથ ધર્મશાળામાં ઉતરી છું. રાજાજ્ઞાને માન આપવા માટે કાલે સવારે તો નગરીનો ત્યાગ કરવો પડશે. રાજા કહે–આપ રોકાઈ જાવ અને તમે મારા બંગલામાં આવીને રહો, કારણ કે સુલશા સાચી છે કે ખોટી તેનો રાજાને ખ્યાલ આવી જાય. માટે રાજાએ સુલશાને કહ્યું. રાજાએ સુલશાને તેડવા માટે રથ મોકલ્યો. તરત સુલશા પોતાની દાસી સાથે રાજાના મહેલમાં આવીને ઊભી રહી. સુલશાના ગયા પછી રાજાએ પ્રધાનને પૂછ્યું. આપને આ વાતમાં શું લાગે છે? જો તેની વાત અસત્ય હોય તો તે આપણા મહેલમાં આવીને રહે જ નહિ. પણ મહેલમાં આવીને રહ્યા તેથી વાત સત્ય લાગે છે. રાજાને તથા મંત્રીને આ વાત ગળે ઉતરતી નથી પણ ઋષિદત્તાના જોરદાર કર્મનો ઉદય થવાનો છે તેથી આવી નિર્દોષ બાળા પર પણ તેમને શંકા થઇ. ભગવાન મહાવીરને કર્મનો ઉદય થયો ત્યારે દેવો પણ હાજર ના રહી શકયા.

કર્મનું વ્યાજ ચક્રવર્તિ છે. ઋષિદત્તાને બરાબર પાપનો ઉદય થવાનો તેથી સુલશાની વાત થોડી રાજાને ગળે ઉતરી. આ બાજુ કનકરથ અને ઋષિદત્તા બંને ખાતા નથી, ઊંઘતા નથી. પોતાના મહેલ આગળ ખૂન થતાં જોઈને ઋષિદત્તા કનકરથના ખોળામાં માથું મૂકીને રડે છે. સ્વામીનાથ! નક્કી મારો કોઈ વેરી જાગ્યો છે. જે મારું અહિત કરવા ઊભો થયો છે. મારું શું થશે? કનકરથ તેને ખૂબ ખૂબ આશ્વાસન આપે છે ને કહે છે તું ગભરાઈશ નહિ. ઋષિદત્તા કહે, મને દુઃખ પડે તો ભલે પડે પણ કોઈ પણ રીતે ખૂન થતાં બંધ થઈ જાય તેમ કરો. રાજા હવે કુંવરના મહેલમાં તપાસ કરાવશે અને તપાસ કરાવ્યા બાદ રુષિદત્તાને માથે આક્ષેપોના કેવા વાદળો ઉતરી પડશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૪

દ્વિ. ભાદરવા સુદ ૫ ને સોમવાર તા. ૨૦–૯–૭૪

જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનનો અધિકાર ચાલે છે. જીવ કર્મ બાંધતી વખતે વિચાર નથી કરતો કે હું આ કર્મો કરું છું, તેના ફળ મારે કેવા ભોગવવા પડશે! પાપના ફળને જો જીવ સામે રાખે તો કર્મો કરતાં અટકે. પરંતુ ધન–સત્તાની ખુમારી સામે સંત સમજાવવા આવે તો પણ સાચું સમજી શકતો નથી. ધનને પારાની ઉપમા આપવામાં આવી છે. છતાં પારો પચાવવો સહેલ છે પણ ધન પચાવવું મુશ્કેલ છે. તેમાં જો પુણ્યાનુબંધી પુણ્ય હશે તો ધન વધતાની સાથે આત્માનો વિકાસ વધતો જશે. ચારિત્ર તેજસ્વી બનશે, નમ્રતા વધશે, દાન–પરોપકારની ભાવના વધશે. પરંતુ ધન વધતાંની સાથે જો ધર્મ ભૂલાતો જાય. ધનની વૃદ્ધિથી અભિમાન આવે, ઉપાશ્રયે આવતાં ને ધર્મ કરતા બંધ થઈ જાય તો એ ધન નથી પણ પથરા છે. ધર્મ એ આપણા જીવનનો પ્રાણ છે. ગાડીના ટાયરમાં હવા જોઇએ છે. જો હવા નીકળી જાય તો ગાડી ચાલતી નથી. તેમ આત્મા રૂપી ટાયરમાં સત્સંગ, વીતરાગના વચનામૃતો અને તેના પ્રત્યેની શ્રદ્ધાની હવા ભરવાની જરૂર છે. જો સત્ય, નીતિ, સદાચારની હવા નીકળી ગઈ તો જીવનરૂપી ગાડી ત્યાં અટકી જશે, પરંતુ આજે ધર્મને બદલે માનવી ધનને ૧૧ મો પ્રાણ માને છે. તમારે મન આ દુનિયામાં સૌથી વધારે આકર્ષણ પેદા કરનાર કોઇ વસ્તુ હોય તો તે ધનસંપત્તિ છે. ધન આ યુગનું સૌથી મોટું સુખ બની ગએલ છે. ધન મળ્યું એટલે જાણે ભગવાન મળી ગયા. ધનની પ્રાપ્તિ માટે મનુષ્ય શું શું કામ નથી કરતો? ધનને માટે ભાઈ–ભાઈનું ખૂન કરે, પુત્ર પિતાને કેદમાં નાંખે, પતિ પોતાની પત્નીનું ખૂન કરે, પિતા પુત્ર વચ્ચે ઝઘડા થાય, સસરા–જમાઇ વચ્ચે મન દુઃખ થાય, આવા અનિષ્ઠ પેદા કરનાર ધનમાં જો આપ સુખ સમજતા હો તો વિચાર કરજો કે આપ ક્યાંય ભૂલ તો નથી કરી રહ્યા ને! જેમ ચોમાસામાં આકાશમાં કાળાં વાદળાં છવાઈ જાય છે ત્યારે પૃથ્વી પર અંધકાર ફેલાય છે. તે વખતે વિજળી ચમકે છે ત્યારે ક્ષણ માટે પ્રકાશ થાય છે. એવા ક્ષણિક સુખનો આભાસ ધનથી પેદા થાય છે. જે આગળ જઈને મનુષ્યને દુઃખના સાગરમાં ધકેલી દે છે. ધનમાં સુખની આશા રાખવી તે સૌથી મોટી ભૂલ છે. ધન માટે ઓછા પ્રપંચ કરાય છે? પિતા પુત્ર સાથે, પુત્ર પિતા સાથે દંભ કરે છે. ધન મેળવવાને માટે પોતાનું વતન, કુટુંબ અને જન્મભૂમિ છોડીને લોકો વિદેશ જાય છે. ધર્મ આરાધના કરવા માટે છોકરો ઘરથી બહાર ચાલ્યો જાય તો માને સારું લાગતું નથી. પરંતુ તે છોકરો ધન કમાવવા માટે પરદેશ જાય તો મા પોતાના હાથે કંકુનું તિલક કરે છે.

આ દુનિયામાં સૌથી ધનવાન દેશ અમેરિકા કહેવાય છે. ત્યાંના લોકોને ઊંઘ લાવવાની ગોળીઓ માટે દર વર્ષે ૭૨ કરોડ રૂપિયા ખર્ચ કરવા પડે છે. છતાં પણ કેટલાયને ઊંઘ આવતી નથી. મુંબઈમાં પણ એવા લોકો ઓછા નથી કે જેને ઊંઘ માટે ગોળી ખાવી પડતી ન હોય! ગોળીઓ ખાવા છતાં અરે ઘેનના ઈંજેકશન લેવા છતાં પણ કંઇકને ઊંઘ આવતી નથી. હવે આપને સમજાયું કે પૈસાથી ડનલોપની ગાદી ખરીદી શકાય છે પણ ઊંઘ ખરીદી શકાતી નથી. પૈસાથી થોડી ઘણી સગવડ મળે છે પણ તેનાથી સુખ તો મળી શકતું નથી. ભારતીય સંસ્કૃતિ ધનપૂજક નથી પણ ગુણપૂજક રહી છે. જેણે રામાયણ વાંચ્યું હશે અથવા સાંભળ્યું હશે, તેઓ જાણે છે કે રાવણ ધનવાન હોવા છતાં પણ રાક્ષસ હતો. તેથી લોકો તેને માનની દૃષ્ટિથી જોતા નથી. જ્યારે રામની ભક્તિ કરનાર શબરીની પ્રશંસા કરવામાં આવે છે, કે જેણે રામને એંઠા બોર ખવડાવ્યા હતા. અને જે જાતે ભીલડી હતી. દુર્યોધનનો ઠાઠ પણ ઓછો ન હતો. છતાં તેની મહાભારતમાં નિંદા કરવામાં આવી છે. અને વિદુરજી પાસે તો કંઈ ધન-સંપત્તિ ન હતી, છતાં તેમનું સ્થાન મુખ્ય બતાવ્યું છે. જૈન-દર્શનમાં દૃષ્ટિ કરો. જે સ્થાન સવા રૂપિયાની પૂંજીવાળા પુણીયા શ્રાવકનું છે તેવું સ્થાન બ્રહ્મદત્ત ચક્રવર્તિને કયાં મળ્યું છે? ગાંધીજીની હયાતીમાં મોટા મોટા ધનકુબેરો હતા છતાં જે પ્રતિષ્ઠા અને શ્રદ્ધા ગાંધીજીને પ્રાપ્ત થઈ છે તે પૈસાવાળાને કયાં મળી છે? સામાન્ય રીતે આખી દુનિયા પૈસા પાછળ દોડી રહી છે. પરંતુ પૈસા એકઠા કરનાર નહિ પણ પૈસા છોડનાર જ સુખ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે. ધન સંપત્તિ તથા સત્તામાં સુખ માનનારે આ દૃષ્ટાંત બરાબર યાદ રાખવા જોઈએ.

આજે લોકો કહે છે પૈસાથી જીવનનું સ્ટાન્ડર્ડ વધી જાય છે. પણ હું કહું છું કે તેનાથી આત્માના ગુણોનું સ્ટાન્ડર્ડ વધતું નથી પણ ઘટે છે. એક વખત પરદેશમાં ધન કુબેર હેનરી ફોર્ડને જ્યારે પૂછવામાં આવ્યું કે દુનિયામાં સૌથી વધુ સુખી તમે છો? ત્યારે તેમણે શું કહ્યું? સાંભળજો. તેમનો જવાબ સાંભળવા જેવો છે. હું તો ધન ઉપાડનાર બળદ છું. ધનસંપત્તિથી કયારે પણ કોઈને સુખ મળ્યું છે ખરું? ધનથી પણ વધુ આનંદ આપનાર વસ્તુઓ આ દુનિયામાં છે. જેનો આપ કોઈ કોઈ વાર અનુભવ કરો છો. સાત-આઠ વર્ષથી ખોવાયેલો પુત્ર પિતાને ઘેર આવી જાય તો તેના માતાપિતાને કેટલો આનંદ થશે? શું તેમનો તે આનંદ કોઇપણ કિંમત આપીને ખરીદી શકાશે? માટે પૈસામાં જ સુખ છે એવી વાત ભૂલી જાવ અને ધનની સાથે ધર્મને જીવનમાં અપનાવતા શીખો. જેના જીવનમાં ધન કરતાં ધર્મનું સ્થાન મહત્વનું છે, તેનું જીવન પણ ખૂબ આદર્શ બની શકે છે. શ્વાસોચ્છવાસ વિનાના દેહની જેમ કિંમત નથી તેમ જેના જીવનમાં ધર્મ-પ્રમાણિકતા રૂપ શ્વાસોચ્છવાસ નથી તેવા જીવનની કોઇ કિંમત નથી. સિદ્ધાંતના પાને કંઈકના નામ સોનેરી અક્ષરે લખાયા અને કંઈકના

કાળા અક્ષરે લખાયા. જેણે જીવનમાં સારાં કાર્યો કર્યા, પોતે તર્યા અને બીજાને તરવાનો માર્ગ બતાવ્યો તેવા મહાપુરૂષોના નામ સુવર્ણાક્ષરે લખાયા. અને જેણે કાળાં કર્મો કર્યા તેના કાળા અક્ષરે લખાયા. આપણે કેવું જીવન જીવવું છે તે તો આપણા હાથની વાત છે. આ સંસાર રૂપ વિશાળ ભયંકર રણમાં ધર્મ સિવાય બીજું કોઈ કલ્પવૃક્ષ નથી. પરંતુ ધર્મ સાચા હૃદયથી ધારણ કરવો જોઈએ. ધર્મનો દેખાવ કરવાથી કંઈ નહીં વળે. સાચા ભક્ત બનવું એ સરળ નથી. ધર્મના ઢોંગ કરનારા તો ઘણા મળશે. એક ભક્ત પ્રભુની પ્રાર્થના કરતાં બોલ્યા છે.

**હું ઢોંગ કરું છું ધર્મીનો, પણ ધર્મ વસ્યો ના હૈયામાં,**
**બેહાલ ભલે ફરતી દુનિયા, મારે સૂવું સુખની શય્યામાં...અરે ઓ રે.**
**અરે ઓ રે, ઓ રે ઓ રે, ડગલે ડગલે હું દંભ કરું,**
**મને દુનિયા માને ધર્માત્મા,**
**પણ શું ભર્યું મારા મનડામાં, એક વાર જુઓને પરમાત્મા...અરે ઓ રે....**

ધર્મનો ઢોંગ કરીને ફરું છું પણ હજુ સુધી ધર્મ આત્મામાં વસ્યો નથી. મારા અંતરમાં શું ભર્યું છે તે તો જ્ઞાની સિવાય કોણ જાણી શકે? આજે સાચા ભક્તો બહુ ઓછા દેખાય છે. ખોટા બાહ્ય દેખાવ કરનારા ઘણા મળે છે.

એક વખત કાશી નદીના કિનારા પર મોટો મેળો ભરાયો હતો. તેમાં શિવ અને પાર્વતી પણ આવ્યા. શિવ અને પાર્વતીને જોઈને લોકો લાખોની સંખ્યામાં દર્શન કરવા આવ્યા. કુતુહલવશથી શિવ અને પાર્વતીને ઈચ્છા થઈ કે આપણે પરીક્ષા કરીએ કે આટલા બધા ભક્તો દર્શન કરવા આવે છે તો તેમાં સાચો ભક્ત કોણ છે? આ લોકો આત્માની વાતો સમજવા આવે છે કે સંસારી સુખની આશાથી આવે છે? એમ વિચાર કરીને શિવજી સામાન્ય માણસના રૂપમાં શ્વાસ રોકીને મૃતઃ જેવા થઈને સૂઈ ગયા અને પાર્વતી તેમના માથા પર હાથ મૂકીને અત્યંત શોકમગ્ન થઈને બેસી ગઈ. લોકો કહેવા લાગ્યા કે શિવજીને શું થઈગયું? પાર્વતી કહે–મૃત્યુ પામ્યા છે. આપનામાંથી જેણે કંઈ પણ પાપ ન કર્યું હોય, નિષ્પાપ હોય તે મારા પતિને સ્પર્શ કરે તો જીવતા થઇ જાય. કંઈકને થયું કે આપણે હાથ અડાડીએ ને શંકર જીવતા થઇ જાય ને વરદાન આપે તો આપણું કામ થઈ જાય. શંકર પ્રસન્ન થશે તો કહીશું કે મારે આ જોઈએ છે. સાથે પાર્વતીજી શું કહે છે–આપ બહારથી ધર્મિષ્ઠ હો પણ અંદરથી ધર્મિષ્ઠ ન હો, ભોગવાસના જેની દૂર ન થઈ હોય અને ભક્તિમાં સંસારની વાસના હશે તો શંકર જીવતા થશે પણ તમે મરી જશો. આવી વાત કરી ત્યાં બધા દૂર હઠી ગયા. મેળામાં જેટલા ભક્ત આવ્યા હતા તે બધા પોતાને સાચા ભક્ત માનતા હતા પરંતુ પાર્વતીજીની વાત સાંભળીને કોઈએ શિવજીને સ્પર્શ કરવાનું સાહસ ન કર્યું. કારણ કે બધાને મરણનો ભય લાગ્યો, તેથી બધા ધીમે ધીમે ખસી જવા લાગ્યા. મરવાને માટે કોણ તૈયાર થાય?

અંતે એક હરિજન આવ્યો. તે કહે, હું બહુ પુરુષાર્થથી  આત્માની શુદ્ધિ થોડી ઘણી કરી છે તો હું શંકરને મારા હાથનો સ્પર્શ કરું. પાર્વતી કહે-કદાચ તું મરી જઈશ તો? કહે, ભલે હું મરી જઈશ પરંતુ શંકર જીવતા હશે તો સેંકડો માણસોને જ્ઞાન આપનાર બનશે. જો શંકરજી જીવતા થતાં મારું મૃત્યુ થાય તો મારું મૃત્યુ થયું નથી પણ મેં અમરતા મેળવી છે. બંધુઓ! ધર્મને માટે, શાસનને માટે તમારી આટલી અર્પણતા છે? દેહ જાય તો ભલે જાય, મારો ધર્મ નહિ જવા દઉં. વીતરાગનું શાસન નહિ છોડું. સેંકડો માણસોમાં એક હરિજન શંકરને જીવાડનાર નીકળ્યો. હરિજને શંકરજીને સ્પર્શ કર્યો ત્યાં તે બેઠા થઈ ગયા. આપ આ દૃષ્ટાંતથી સમજી શકયા હશો કે ભક્ત અને ધર્માત્મા કહેવડાવનાર ઘણા હોય છે પણ સાચા ધર્માત્મા અને ભક્ત બહુ અલ્પ હોય છે. એટલા માટે ધર્મને સાચા રૂપમાં ગ્રહણ કરવામાં આવે તો દરેક ક્રિયા કર્મનિર્જરાની ભાવનાથી થાય. ચાહે દાન દો, શીયળ પાળો કે તપ કરો પરંતુ તેમાં મને દાનવીર કહે, તપસ્વી કહે તેવી આકાંક્ષા ન હોવી જોઈએ. અને કર્મોથી મુક્તિ પણ ત્યારે મળે. પરંતુ દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ. ધર્મ માટે, જૈન શાસન માટે ઝનૂન હોવું જોઈએ.

સીતાજી અશોક વાટીકામાં બેઠા બેઠા રડતા હતા, ઝૂરતા હતા, ને રામને ઝંખતા હતા. રાવણને ત્યાં સુખની કમીના ન હતી. રાવણ સીતાને પોતાની રાણી બનાવવા માટે કાલાવાલા કરતો અને છેલ્લે મંદોદરીને મોકલતા પણ પાછો ન પડયો. મંદોદરી મોક્ષગામી જીવ હતો. તેણે રાવણને કહ્યું. પરસ્ત્રીની ઈચ્છા કરવી તે પણ દુર્ગતિનું કારણ છે. આમાં તમારા ધનનો, દેશનો અને જાતનો નાશ સર્જાયેલો છે. માટે આ વાત છોડી દો. પરંતુ રાવણ ન સમજ્યો, એટલે પતિની આજ્ઞાથી મંદોદરી સીતા પાસે આવીને કહે છે હે સીતા! રાવણને ભજો ને રામને તજો. સીતા કહે-હે મંદોદરી! તારા મુખમાં આ શબ્દો શોભે છે? સીતાજી! નથી શોભતા પણ પતિની આજ્ઞાને વશ થઈને આવી છું. મંદોદરી કહે, તારે રામને ભૂલવા નથી તો તું અહીં શા માટે આવી?

> સત્ય હતું રાણી તાહરું તો શીદને છોડયા ઈશ જો,
> મુજ કલંક રાણી તુજને રંડાપો,
> એમ છોડયા જગદીશ....વા'રે આવો રઘુપતિ રામ...

હે મંદોદરી! મારું અહીં આગમન થયું તે તારા રંડાપા માટે. યાદ રાખજે રાવણ રાખમાં રોળાઈ જશે. હું રાજીખુશીથી નથી આવી પણ તારો પતિ સાધુપણાનો વેશ લઈને ધતીંગવેડા કરીને મને અહીં ઉપાડી લાવ્યો છે. રાવણને રાજ્ય, રાણીઓ બધું છે ને સીતા એકલી છે, છતાં કહી દીધું કે ગમે તે થશે પણ મારું ચારિત્ર નહિ

જવા દઉં. સીતાજી એકવાર અશોક વાટિકામાં બેઠા છે, ત્યાં હનુમાનજી રામનો સંદેશો લઈને આવે છે. તે વિચાર કરે છે કયાં અયોધ્યા અને કયાં લંકા ! કયાં રામ અને કયાં રાવણ! કયાં આલીશાન ભુવન ને કયાં વનવાસ! દુનિયા સીતાને સતી કહે છે. જોઉં તો ખરો કે સીતા બરાબર સતી છે! તેથી જ્યાં સીતાજી બેઠા હતા ત્યાં વીંટી નાંખી. વીંટી સીતાના ખોળામાં પડી. સીતાને વીંટીનો મોહ ન હતો પરંતુ વીંટીમાં રામનું ચિત્ર જોયું. તેના દિલમાં આનંદ આનંદ થઈ ગયો. અહો ! કોણ મારા રામના સમાચાર લઈને આવ્યું છે? હનુમાનને થયું કે રામનું ચિત્ર જોતાં સીતા ગમગીન બેઠી હતી તે આનંદિત થઈ ગઈ. રામનું ચિત્ર જોતાં તેનો હર્ષ સમાતો નથી. સીતાજીએ ઊંચે નજર કરી તો ઝાડ પર હનુમાનને જોયા. વીરા ! તેં વીંટી નાંખી ? હા. હું ચિઠ્ઠી લઈને રામનો સંદેશો આપવા આવ્યો છું. અહો વીરા ! તું મારો સંદેશો લઈને આવ્યો છે. હું તને શું આપું ? અત્યારે મારી પાસે કંઈ નથી. સીતાની રામ પ્રત્યેની ભક્તિ ને શ્રદ્ધા જોઈ હનુમાન મુગ્ધ બની ગયા. હું તમને પૂછું છું કે ભગવાન મહાવીરનો સંદેશો કોઈ આપે તો તેને તમે શું આપશો ? તમારો દીકરો આવીને કહે, ભાભીને બાબો આવ્યો છે તો (શ્રોતામાંથી અવાજઃ–૫–૧૦ રૂપિયા આપી દઈએ) અને બીજો દીકરો કહે ઉપાશ્રયે મહાસતીજી પધાર્યા છે તો ખીસામાં હાથ જાય ખરો ? જેટલો સંસાર વહાલો છે તેટલા સંત વહાલા નથી.

રામચંદ્રજીએ લગ્ન વખતે સીતાજીના કંઠમાં જે હાર અર્પણ કર્યો હતો તે હાર સીતાજીએ હનુમાનને દઈ દીધો. અહીંયા મને રામનો સંદેશો દેનાર કોણ છે? સીતાજીને રામ જેટલા વહાલા હતા તેટલો હાર વહાલો હતો છતાં આપી દીધો. હનુમાનજી તો મોતી તોડતા ગયા ને નીચે ફેંકતા ગયા. સીતા કહે તને કંઈ ભાન છે ! આવો કિંમતી હાર તોડીને મોતી ભાંગીને ફેંકી દે છે. હનુમાનજી કહે, હાર તમારે મન ગમે તેટલો કિંમત હોય પણ મારે મન એ તુચ્છ છે. જેમાં મારો રામ નથી તેવા હારની શું કિંમત ? કેટલી રામ પ્રત્યેની ભક્તિ! આજે હનુમાનની ભક્તિ વખણાય છે. જેને મન ધન કરતાં રામ વહાલા હતા. બંધુઓ ! તમને શું વહાલું છે ? ધન કે ધર્મ ? ધનની સાથે જો જીવનમાં ધર્મનું સ્વરૂપ સમજાશે તો મળેલા પૈસાથી દુઃખીના બેલી બનશો. પરંતુ પૈસાના મદમાં દુઃખીને કચરી નહિ નાંખો. આજની વિષમ મોંઘવારીએ ભયંકર વિષમતા સર્જાવી દીધી છે. વાતો સાંભળતા પણ હૈયા કંપી જાય છે. આપને એક બનેલી કહાણી કહું.

એક શ્રીમંત કરોડપતિ શેઠના ઘેર પુત્રનો જન્મ થયો. પુત્ર જન્મ્યો ત્યારે ચાંદીના હિંડોળે ઝૂલતો હતો. તેના લાલનપાલનમાં કોઈ કમીના ન હતી. પુત્ર ખૂબ સુખમાં ઉછરે છે. તેની કાયા ઘણી સુકોમળ છે. તેથી તેનું નામ પાડયું સુકુમાર. છોકરો પાંચ વર્ષનો થયો ને પૈસા જવા લાગ્યા. ધન મેળવતાં વાર લાગે છે પણ તેને જતાં વાર લાગતી નથી. પુણ્ય–પાપના ખેલ છે. છોકરો નવ વર્ષનો થયો ને

જેવો છે તેવા સુકુમારને જોયો. શેઠના મકાન ઉપર બોર્ડ મારેલું હતું. **"નો એડમીશન વિધાઉટ પરમીશન."** રજા વગર કોઈએ આવવું નહિ. શેઠને ખબર નથી કે મૃત્યુ–રાજા તેડવા આવશે ત્યારે તારી રજા લેવા આવશે ખરા? અરે, એ તો લોખંડના દરવાજા તોડીને પણ અંદર દાખલ થઈ જશે. આ શેઠને ધન મળ્યું છે પણ ધનનો નશો ચઢી ગયો છે. તે સમજતા નથી કે આ તો પુણ્ય પાપના ખેલ છે. પુણ્યોદય હશે ત્યાં સુધી લક્ષ્મી ટકશે અને પાપનો ઉદય થતાં ઘડીના પલકારામાં ચાલી જશે. આ પુણ્ય–પાપના ફળ છે. આપ નથી જોતા કે એક માતાને બે દીકરા હોય. એકના ઘેર લાડી–વાડી ને બંગલા છે અને પોતે મોટરમાં ફરે છે. જ્યારે બીજો પુત્ર મોટર ચલાવનારો ડ્રાયવર હોય છે. એક શેઠ હોય ને બીજો ભાઈ તેની આજ્ઞા નીચે નોકરી કરતો હોય છે. શેઠ ધનના અભિમાનમાં ચઢીને છોકરાને કહે છે, તું શા માટે મારા ઓટલે રજા વગર બેઠો છે? મારો ઓટલો ખરાબ કરી મૂકયો. એમ કહીને સુકુમારને એક જોરથી લાત મારી. જેનામાં માનવતાની મ્હેંક હોય તે આવા ગરીબને જોઈને તેના દુઃખમાં મદદગાર બને. પરંતુ આ શેઠના જીવનમાંથી માનવતાએ વિદાય લીધેલી છે. શેઠે સુકુમારને લાત મારીને કહ્યું કે તું અહીંથી ચાલ્યો જા. મૃત્યુ આવશે ત્યારે શેઠ મૃત્યુને કહેશે કે તું ચાલ્યું જા. લાત મારવાથી કે તિરસ્કાર કરવાથી મૃત્યુ ચાલ્યું જશે ખરું? શેઠે છોકરાને લાત નથી મારી પણ તેમના પુણ્યને લાત મારી છે. છોકરો ઓટલેથી પડી ગયો. રડતો રડતો ઊભો થઈ ગયો ને કહે–બાપુ! મને ખબર નહિ. આપના બોર્ડ પર લખ્યું છે કે રજા સિવાય કોઈએ અંદર આવવું નહિ તેથી હું અંદર આવ્યો નથી. બહાર ઓટલે બેઠો હતો. મને ખબર હોત તો ઓટલે ન બેસત.

બંધુઓ! આપને આંગણે આવો કોઈ ગરીબ માણસ આવે તો શક્તિ હોય તો આપજો અને શક્તિ ન હોય તો ન આપશો પણ તેનો તિરસ્કાર કરશો નહિ. કટુ શબ્દો કહીને અપમાન ન કરશો પણ પ્રેમભર્યા મીઠા બે શબ્દોથી તેને સાંત્વન આપજો. એક વૃક્ષ પણ પોતે કષ્ટ વેઠીને હજારો પંખીઓ માળા નાંખે છતાં આશરો આપે છે. તેને કુહાડો લઈને મારે છતાં મીઠાં ફળ ને શીતળ છાંયડી આપે છે. પરંતુ ધનની ખુમારીએ ચઢેલો માનવ બેસવા માટે એક ઓટલો પણ નથી આપતો. પારો પચાવવો સહેલ છે પણ ધન પચાવવું મુશ્કેલ છે. ધનિકોની મોજ મઝા, સિનેમા-નાટકના ખર્ચામાં એક કુટુંબનું પોષણ થઈ શકે. ભગવાન મહાવીરનો શ્રાવક પોતે દુઃખ વેઠીને પણ બીજાને ઉપકારી બને. અનુકંપાવાન એ શ્રાવકનો એક ગુણ છે. સમ્યક્‌ત્વના પાંચ લક્ષણમાં અનુકંપા એ સમ્યક્‌ત્વીનું લક્ષણ છે. ભગવાન શાંતિનાથના મેઘરથ રાજાના ભવમાં મેઘરથ રાજાએ શરણે આવેલા પારેવાના રક્ષણ ખાતર પોતાનું આખું શરીર હોડમાં મૂકી દીધું, પણ શરણે આવેલાનું રક્ષણ કર્યું. આજના યુગમાં

પણ એવા માણસો હોય છે કે પોતાના વચનને માટે પ્રાણ આપીને પણ વચનનું પાલન કરે છે.

એક ગામમાં એક મારવાડી શેઠ હતા. તેમનો ધંધો ચારે દિશામાં ખૂબ ફેલાયેલો હતો. ધંધામાં તમાકુનો વહેપાર પણ કરતા હતા. એક વખત શેઠને બહારગામ જવાનું થયું. એટલે મુનીમને કહે છે હમણાં તમાકુના ભાવ નીચે જાય છે માટે તું નવી તમાકુની ખરીદી કરતો નહિ. આટલું કહીને શેઠ તો બહારગામ ગયા. મુનિમને મનમાં થયું કે તમાકુના ભાવ હમણાં નીચે ગયા છે પણ થોડા સમયમાં ભાવ વધી જશે. એમ વિચાર કરીને લાખ રૂપિયાનો માલ ખરીદયો. પછી શેઠને આ વાત જણાવી દીધી. શેઠે લખ્યું કે મેં તો તને ખરીદી કરવાની ના કહી છે છતાં તેં શા માટે ખરીદી ? આ તારા ખરીદેલા માલમાં જે નુકશાન થાય કે લાભ થાય તે તારા માથે. બે મહિના થયા ને તમાકુના ભાવ વધ્યા. લાખ રૂપિયામાં ૩૦ હજાર રૂ. નો નફો થયો. મુનીમે શેઠને આ વાત જણાવી કે મેં જે લાખ રૂપિયાનો માલ ખરીદયો હતો, તેમાં ૩૦ હજાર રૂ. નો નફો થયો છે. તે તમારા નામે બેંકમાં જમા કરાવી દઉં છું. આ મુનીમ ઘણો વફાદાર અને ઇમાનદાર માણસ હતો તેથી તેણે સત્ય હકીકત શેઠને જણાવી દીધી. શેઠે કહ્યું કે મને ધનનો જરા પણ લોભ નથી. આપે જે સમયે તમાકુનો સોદો કર્યો હતો તે સમયે મેં આપને લખ્યું હતું કે આ માલના સોદામાં જે લાભ થાય કે નુકશાન થાય તે તારા માથે. હું તેનો જવાબદાર નથી. આ જગ્યાએ તમે હોત તો શું કહેત ? (શ્રોતામાંથી અવાજઃ–નુકશાન થાય તો તારું ને લાભ થાય તો મારો). શેઠ કહે–તને વહેપારમાં લાભ થયો તે આનંદની વાત છે. પરંતુ એ પૈસા મને ન ખપે. શેઠ ! આ બધું આપનું જ છે ને ! શેઠ કહે–હું મારા લખાણથી કે વચનથી કદી બદલાઈશ નહિ. અંતે શેઠે મુનિમને તે રકમ કહ્યા પ્રમાણે બક્ષીસ કરી દીધી. આવા શેઠ મળવા મુશ્કેલ છે.

સુકુમારને શેઠે લાત મારી તેથી તે ત્યાંથી ઊડી ગયો અને રડતો રડતો પોતાની ઝૂંપડીએ પહોંચે છે. તે સમયે તે શેઠનો પુત્ર સ્કુટર પર બેસીને બહાર જાય છે ત્યાં એકસીડન્ટ થાય છે ને તે છોકરાના માથામાંથી લોહી નીકળે છે. સુકુમાર અવાજ સાંભળી બહાર આવે છે. દોડતો તે છોકરા પાસે આવ્યો. તેની પાસે પૈસા નથી, પણ હૃદયમાં દયાના ઝરણાં વહી રહ્યા છે. બધા માણસો જુવે છે ને બોલે છે કે આને હોસ્પિતાલમાં લઈ જવો જોઈએ. પણ કોઈ આંગળી અડાડતું નથી. સુકુમારે શેઠના દીકરાને ઊંચકયો. શેઠના ઘર સુધી ઊંચકીને લઈ જાય તેટલી તેનામાં શક્તિ નહોતી. તેથી નજીકમાં પોતાની ઝૂંપડીમાં સૂવાડયો. પાણી પીવરાવ્યું અને માથે હાથ ફેરવતો બેઠો છે. છોકરાના ખિસામાંથી શેઠના એડ્રેસનું કવર નીકળે છે. સુકુમાર સમજી ગયો કે

મને લાત મારી તે શેઠનો આ દીકરો છે. ભલે તેમણે મને લાત મારી પણ મારાથી તેમનો તિરસ્કાર ન થાય. તેનામાં માનવતાનો દીવડો ઝળહળે છે. હું તે શેઠને ખબર આપું. આ તરફ સુકુમાર શેઠને બોલાવવા જાય છે. અને શેઠને છોકરાના એકસીડન્ટની ખબર પડી એટલે એકદમ સ્પીડમાં ગાડી ચલાવીને જઈ રહ્યા છે. તેમાં આ કોમળ ફૂલ જેવો સુકુમાર આવી ગયો. તેના માથાની ધોરી નસ તૂટી ગઈ. લોહી તો એટલું બધું નીકળ્યું કે તે બંધ થતું નથી. શેઠ તો ત્યાંથી ઝટ છટકવા માંગે છે. પણ આ બાલુડો કહે. બાપુ! મારો એક સંદેશો સાંભળો. આપના દીકરાને એકસીડન્ટ થયો છે તે મારી ઝૂંપડીમાં સૂતો છે. હું આપને બોલાવવા આવતો હતો. આપ તેને હોસ્પિતાલમાં લઈ જજો ને તેની સેવા કરજો.

આ શબ્દો સાંભળી નિર્દય શેઠ પણ ચમકયા. લોકો પણ બોલવા લાગ્યા કે આહાહા! શું આ છોકરાની પવિત્ર ભાવના! આ ભિખારી નથી પણ ધનવાન છે. ગરીબ બનવા છતાં આત્મસમૃદ્ધિ, આત્માનું ઐશ્વર્ય ને આત્માનું ધન લૂંટાયું નથી. આટલી ગરીબીમાં પણ કેટલી અમીરી છે! સુકુમાર બધાને કહે છે, શેઠને જવા દો. તેમને પકડો નહિ. મારી ઝૂંપડીમાં તેમનો દીકરો સૂતો છે. તેને દવાખાને લઈ જવા દો. સુકુમારના એકેક શબ્દોએ શેઠનું હૃદય હચમચાવી દીધું. શેઠે સુકુમારને અને પોતાના દીકરાને બંનેને હોસ્પિતાલમાં દાખલ કર્યા. ત્યાં ગયા પછી શેઠના દીકરાને ભાન આવ્યું. શેઠ તેના પર હાથ ફેરવે છે. છોકરો કહે, મને તમારા હાથનો સ્પર્શ નથી ગમતો. ખરેખર પાપી તમે છો ને તે છોકરો ભગવાન સમાન છે. તમારી નિર્દયતા નડયા વગર નહિ રહે. પિતાજી! આપે છોકરાને લાત નથી મારી પણ તમારા પુણ્યને લાત મારી છે. આ રીતે બાપ–દીકરો વાત કરે છે. ત્યાં ખબર આવ્યા કે ઘેર આગ લાગી છે. ને શેઠાણી તેમાં ઝડપાયા છે. બીજી બાજુ ખબર આવી કે શેઠની દુકાને ધાડ પડી છે ને માલ પકડાઈ ગયો છે. ને આપ ગુનેગાર ઠર્યા છો. શેઠ વિચાર કરે છે શું કરું અને કયાં જાઉં? શેઠની આંખ ઊઘડી ગઈ. નિર્દોષ બાળકને લાત મારી તો તેનો બદલો મને મળી ગયો. શેઠ સુકુમાર પાસે જઈને કહે છે, ધનના નશામાં ચઢીને મેં તને લાત મારી પણ મારા જીવનમાં ઉપરા–ઉપરી લાતો વાગી રહી છે. હવે મને સમજાય છે કે લક્ષ્મીનું અભિમાન કરવા જેવું નથી. શેઠ સુકુમાર પાસે ક્ષમા માંગે છે. બેટા! મેં તને ઘણું કષ્ટ આપ્યું છે તે બદલ તારી માફી માંગું છું. છોકરો કહે બાપુજી! તમારે ક્ષમા માંગવાની ન હોય. ભૂલ મારી છે. તમારા ઓટલે આવીને બેઠો ત્યારે તમને આવા ભાવ થયા ને! શેઠ કહે દીકરા! કંઈક માંગ. સુકુમાર કહે મારે કાંઇ નથી જોઈતું. આપ મને આપવા માંગતા હો, તો હું આપને એટલું કહું છું કે આપને આંગણે કોઈ ગરીબ આવે તો તેને ભૂખ્યો ન જવા દેશો અને કોઇને લાત મારશો નહિ. આટલું બોલતાં સુકુમારનું

પ્રાણુ-પંખેરુ ઊડી ગયું. ફૂલ ગયું પણ ફોરમ રહી ગઈ. ગુલાબના ફુલ જેવો બાળક મોટર નીચે ચગદાઈ ગયો પણ તેના સદ્ગુણોની સુગંધ પ્રસરાવતો ગયો.

આજે કંઈકને સંવત્સરી મહાપર્વ ક્ષમાપનાની આરાધનાનો પવિત્ર મહાન મંગલકારી દિન છે. પાટી સાફ હોય તો અક્ષરો સુંદર લખાય, ભીંત સ્વચ્છ હોય તો ચિત્ર સારું દોરાય. વસ્ત્ર સ્વચ્છ હોય તો તેના પર કલર સુંદર ચઢે. તેમ હૃદય શુદ્ધ હોય તો ક્ષમાપના સારી રીતે કરી શકાય. જેની જેની સાથે વેરઝેર થયા હોય તેને આજે હૃદય શુદ્ધ બનાવી ખમાવી લેજો. તેના ઘેર જઈને પણ ક્ષમાપના કરી આવજો પણ આજે વેરઝેરના તાંતણા તોડીને ક્ષમાનો પાઠ શીખવાનો છે. કોઈ તને ક્ષમા આપે કે ન આપે પણ તમે તેને ક્ષમા આપજો. વર્ષભરમાં લાગેલા પાપોને યાદ કરી તે પાપોનું પ્રાયશ્ચિત કરવા આલોચના કરવાની છે. દિવાળી આવે ત્યારે લેતી-દેતીની ખતવણી કરો છો તેમ સંવત્સરી પણ લેતીદેતીનું પર્વ છે. સામાને ક્ષમા દેવાની છે અને જે ક્ષમા લેવા આવે તેને ક્ષમા આપવાની છે. આ આઠ દિવસો પવિત્ર આરાધનાના દિવસો છે. આ દિવસોમાં સ્હેજે સ્હેજે દાન કરવાનું, તપ કરવાનું, બ્રહ્મચર્ય પાળવાનું મન થાય છે. તપ કરવાથી અનેક લાભ થાય છે. એક તો તપ કરવાથી જુનાં કર્મો ખપે છે. આત્માની શુદ્ધિ થાય છે ને રોગ પણ નાબૂદ થાય છે. તપ કર્યા પછી જીવનમાં ક્ષમા આવવી જોઈએ. દરેક ધર્મોમાં ક્ષમાને મહત્વ આપવામાં આવ્યું છે. જૈન ધર્મમાં ક્ષમાનું વિશેષ મહત્ત્વ છે. ક્ષમાપના એ આપણા પર્યુષણ પર્વનો મહત્વનો સંદેશ છે. ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, ખંધકમુનિ, આવા મહાનપુરૂષો જેવી ક્ષમા આપણા જીવનમાં આવે તેવી ભાવના ભાવીએ. જેની જેની સાથે વેર થયું હોય તે દરેકને હૃદયપૂર્વક ખમાવજો. તપ-ત્યાગ, ચારિત્ર, ક્ષમા આદિ ગુણોથી જીવનને શોભાવીએ તો જ સંવત્સરી પર્વ ઉજવ્યાની સાર્થકતા છે. વધુ ભાવ અવસરે.

**ચરિત્રઃ**-ઋષિદત્તાના અશુભ કર્મનો ઉદય જાગ્યો છે. સુલશા સંન્યાસી સાધ્વીનો વેશ લઈને રાજા પાસે આવી. અને રાજાને વાત બરાબર ઠસાવી દીધી કે હત્યા કરનાર કોઈ નહિ પણ તમારી પુત્રવધૂ ઋષિદત્તા છે. સુલશાને પોતાના રાજમહેલમાં રહેવા આવવા કહ્યું. સુલશા ત્યાં આવીને રહી. રાત્રે રાજભવનની બહાર નીકળી. આજે તો મુખ્ય દરવાજામાં તથા કુમારના મહેલ આગળ સખ્ત ચોકી પહેરો ગોઠવી દીધો છે. સુલશાએ તો બધા પર અવસ્વાપિની નિદ્રા મૂકી એટલે બધા ઊંઘી ગયા. તેથી રાજભવનની બહાર બાગમાં જઈ એક વૃદ્ધ માળીનું ખૂન કર્યું. ખૂન કરીને તેની સાથળમાંથી માંસના ટુકડા કાઢયા અને લોહી નીતરતું કપડું લઈને કનકરથના મહેલમાં ગઈ. જઈને જયાં ઋષિદત્તા સૂતી હતી તેના ઓશીકા નીચે માંસના ટુકડા મૂકી દીધા અને

મોં લોહી લોહી કરી નાંખ્યું. ઋષિદત્તા તો બિચારી સાવ નિર્દોષ છે. એને તો યોગિનીએ ઊંઘ મૂકી દીધી છે એટલે શું બને છે તે કંઈ ખબર પડતી નથી.

સુલશાએ રાજાના મનમાં વાત બરાબર ઠસાવી દીધી છે કે દુષ્કૃત્યોની કરનારી તમારી પુત્રવધૂ છે. તે છતાં આપને વિશ્વાસ ન હોય તો આપ આજે રાત્રે તપાસ કરવા જજો. સુલશાની આ વાતથી રાજા અને પ્રધાન ઊંઘતા નથી અને કુમારના મહેલે જવા માટે રાજાએ એક રથ તૈયાર કરાવી રાખ્યો. આ બધું જોઈને સુલશા મનમાં ઘણું હરખાતી હતી. તેને વિશ્વાસ છે કે મારું ધારેલું કાર્ય પાર પડશે. સુલશા આનંદથી તેની દાસીને કહે છે–કુબ્જા! આજે મારું કામ પતી ગયું છે. મહાદેવી! આજે શું બન્યું? અરે કુબ્જા! આજે તો રાજા પોતે ઋષિદત્તાના મહેલે જઈ રહ્યા છે. જો. સાંભળ. તેમના રથના ઘુઘરા વાગે છે. એ રથમાં મહારાજા પોતે કનકરથના મહેલ તરફ જાય છે. તેઓ થોડી વારમાં કુંવરના મહેલે પહોંચી જશે. અને પોતાના એકના એક પુત્રની પત્નીનું ભયંકર કૃત્ય નજરે નિહાળશે. કુબ્જા કહે–બહેન! હમેંશની માફક યુવરાજ પોતાની પત્નીનું મોઢું સ્વચ્છ કરશે અને માંસનો ટુકડો ફેંકી દેશે તો? દાસી! હું રોજ નિદ્રા પાછી ખેંચી લઉં છું. આજે હજુ સુધી નિદ્રા પાછી ખેંચી નથી. હમણાં થોડી વારમાં નિદ્રા પાછી ખેંચી લઈશ, ત્યારે મહારાજા ત્યાં પહોંચી ગયા હશે. આજે મેં કોઈ ચોકીયાતને માર્યો નથી કે શંકા જાય. પણ એક વૃદ્ધ માળીને બહાર ઉપવનમાં માર્યો છે. હવે મહારાજા કુંવરના મહેલે પહોંચશે ને ત્યાં શું બનાવ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૭૫

દ્વિ. ભાદરવા સુદ ૭ ને રવિવાર તા. ૨૨–૯–૭૪

અનંત કરૂણાનિધી શાસનસમ્રાટ વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. ભગવાનની વાણી સર્વ જીવો માટે સરખી છે. આચારંગ સૂત્રમાં ભગવાન બોલ્યા છે કે "जहा पुण्णस्स कत्थइ तहा तुच्छस्स कत्थइ, जहा तुच्छस्स कत्थइ तहा पुण्णस्स कत्थइ"

સાચો ઉપદેશક જેવો ઉપદેશ કુળ–રૂપ અને ધનથી સંપન્ન એવા રાજાને આપે છે તેવો જ ઉપદેશ સામાન્ય રંકજનોને પણ આપે છે. સામાન્ય ગરીબ માણસને ઉપદેશ આપે છે તેવો શ્રીમંતોને આપે છે. સાચો ઉપદેશક ઉપદેશ દેતા થકા રાગ–દ્વેષથી

રહિત હોય છે. તે શ્રીમંત, રાજા, પતિત અને ગરીબ બધાને સમાન દૃષ્ટિથી જોઈને ઉપદેશ આપે છે. તેમની દૃષ્ટિમાં અમીર-ગરીબ, ઊંચ-નીચ, રાજા-રંકનો ભેદભાવ નથી હોતો. તેઓ જે કલ્યાણની ભાવનાથી પ્રેરિત થઈને શ્રીમંતોને ઉપદેશ આપે છે તેવી કલ્યાણની ભાવનાથી રંકને ઉપદેશ આપે છે. તેમનો ઉપદેશ આપવાનો મુખ્ય ઉદ્દેશ જનકલ્યાણનો છે. ભગવાનની વાણીમાં અમૃત જેવી મધુરતા છે. ભગવાનની પાસે કોઇ સંયમી બનવા તૈયાર થાય ને પ્રભુને કહે પ્રભુ! મારે આપની પાસે સંસારનો માર્ગ છોડીને સંયમ માર્ગે પ્રયાણ કરવું છે. ત્યારે ભગવાન શું કહેતા? " जहासुयं देवाणुप्पिया ! मा पडिबंध करेह ।" કેટલી મીઠી ભાષામાં કહે છે! હે દેવાનુપ્રિય! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. સારા કાર્યમાં વિલંબ કરવો નહિ.

સિદ્ધાંતમાં શ્રેણિકરાજા તથા કૃષ્ણ વાસુદેવનું વર્ણન આવે છે. તે પોતાના અધિકારીઓને તથા સેવકોને કોઈ પ્રકારની આજ્ઞા કરતા તો તેમને "દેવાનુપ્રિય" શબ્દના સંબોધનથી બોલાવતા હતા. દેવાનુપ્રિયનો અર્થ શું થાય? દેવોને પણ પ્રિય. મહત્વ આ શબ્દનું નથી પરંતુ શબ્દની પાછળ રહેલી મધુર ભાવનાનું છે. વાણીની મધુરતામાં અસીમ શક્તિ હોય છે. કોઈ માણસ પાસે કંઇ કામ કરાવવું હોય તો તેને મીઠા શબ્દોથી કહેશો તો તે કામ જરૂર કરી દેશે. પણ કટુવાણીથી કામ ક્યારે પણ થઈ શકતું નથી. મનુષ્યની આંખોમાં સ્નેહ છલકતો હોય, આકૃતિમાં સૌમ્યતા હોય અને ભાષામાં મધુરતા હોય તો ક્રૂરમાં ક્રૂર માનવી પણ નમ્ર બની જાય છે. તેનું ક્રૂર હૃદય પણ પીગળી જાય છે. દશવૈકાલિક સૂત્રમાં ભગવાન બોલ્યા છે.

तहेव काणं काणेत्ति, पंडगं पंडगेत्ति वा ।
वाहिअं वावि रोगित्ति, तेणं चोरे त्तिनो वए ॥

દશ. સૂ. અ. ૭ ગાથા ૧૨

કાણાને કાણો, નપુંસકને નપુંસક, બહેરાને બહેરો, રોગીને રોગી તથા ચોરને ચોર કહીને ન બોલાવવો જોઇએ. જો કે કાણા માણસને કાણો કહેવો એ અસત્ય નથી, સત્ય છે, પરંતુ સત્ય હોવા છતાં અપ્રિય છે. કાણો કહીને બોલાવવાથી તેના હૃદયમાં દુઃખ થશે અને તેના મનમાં થશે કે મારી હાંસી-મશ્કરી કરે છે. કાણો કહેવાને બદલે જો તેને 'સૂરદાસ' કહેવામાં આવે તો તે માણસને એટલું દુઃખ નહિ થાય. આ રીતે બહેરાને બહેરો, નપુંસકને નપુંસક, રોગીને રોગી કહેવામાં આવે તો તેને અત્યંત દુઃખ થાય છે. એટલા માટે શાસ્ત્રકાર કહે છે ભાષા સત્ય હોવા છતાં સામાના દિલને દુઃખ થાય છે માટે તેવી સત્ય ભાષા પણ ન બોલવી જોઈએ. ચોરને ચોર, કાણાને કાણો કહીને તમારી જીભને ખરાબ કરશો નહિ. કટુવચનો બોલવાથી જ્યાં માનવી નિબિડ કર્મોનો બંધ કરે છે ત્યાં મધુર વચનોનો પ્રયોગ કરવાથી પોતાના આત્માને નિર્મળ અને વિશુદ્ધ બનાવી શકે છે.

મધુર વચન એક ઔષધ છે. મધુર વચન બોલવાવાળા માણસનું મન અત્યંત કોમળ અને કરૂણરસથી ભરેલું રહે છે. તેનું પરિણામ એ આવે છે કે વાણી મધુર, દૃષ્ટિ નિર્મળ-તેના કાર્યોમાં પણ મધુરતા રહે છે. આવો માણસ કોઈને મન દુઃખ થાય તેવી ઈચ્છા નથી કરતો. તેના હાથ કોઈને કષ્ટ આપવા માટે નથી ઉપડતા. અને તેની જીભ કોઈનું દિલ તોડવા માટે નથી ઉઘડતી. મીઠા વચન મહાન શોકથી સંતપ્ત થયેલા પ્રાણીઓને પણ ધૈર્ય આપે છે. રોગી વ્યક્તિને માટે મધુર વચન તો ઔષધિનું કામ કરે છે. ડોકટર કે વૈદ જો મધુર ભાષા બોલે છે તો મીઠા વચનોથી રોગીની બિમારી અડધી દૂર થઈ જાય છે.

प्रिय वाक्य प्रदानने, सर्वे तुष्यन्ति जन्तवः।
तस्मात्तदेव वक्तव्यं, वचने का दरिद्रता।

પ્રિય વચન બોલવાથી બધા પ્રાણીઓને સંતોષ થાય છે. તો પછી એવા પ્રિય વચન શા માટે ન બોલવા જોઈએ? મીઠા વચન બોલવાથી શું નુકશાન થવાનું છે? તેમાં કંઈ ગરીબાઈ આવી જવાની છે! મીઠા વચનોથી ઘણી ચમત્કારિક અસર થાય છે. મનુષ્ય તો શું પશુ પક્ષીઓ પણ મધુર વચનોથી વશ થઈ જાય છે. ભયંકર કલેશ પણ શાંત થઈ જાય છે. ક્રોધની અગ્નિપર મધુરવાણી અને સ્નેહભરી દૃષ્ટિ શીતળ જળનું કામ કરે છે. ચંડ કૌશિક સર્પે ભગવાન મહાવીરના પગમાં ડંખ દીધો. પરંતુ પ્રભુની સ્નેહામૃતપૂર્ણ દૃષ્ટિએ અને "સમજ સમજ"ના મીઠાં વચનોએ તેને હમેંશને માટે ક્રોધ રહિત બનાવી દીધો. એટલું પરિવર્તન લાવી દીધું કે વિષધર પ્રાણીએ જીવનભર કોઈને કરડવાનું છોડી દીધું અને લોકોએ ફેંકેલા પથ્થર અને ઇંટોના પ્રહારો સમભાવથી સહન કર્યા. કીડીઓએ તેના આખા શરીરને ચાળણી જેવું બનાવી દીધું. પરંતુ તે ચંડ કૌશિકને એક પણ કીડીને મારવાનો વિચાર (તેના હૃદયમાં) નથી આવ્યો. આ હતું વચનની મધુરતાનું પરિણામ. આ સંસારમાં જેટલા મહાપુરૂષ થયા છે તેઓ પોતાની નમ્રતા, વિનય, પરદુઃખભંજનની ભાવના અને પ્રિયભાષાના કારણથી થયા છે.

સંત મેકેરિયસ મહાન ત્યાગી અને તપસ્વી સંત હતા. એકવાર એક માણસે તેમની પાસે આવીને કહ્યું. ભગવાન! મને મુક્તિનો તદ્દન સીધો અને સરળ માર્ગ બતાવો. સંતે કહ્યું-ભાઈ! તારે મુક્તિનો માર્ગ જોઈએ છે તો તમે પહેલા કબ્રસ્તાનમાં જાવ અને બધી કબરોને ખૂબ ગાળો દઈને પાછા આવજો. આ માણસ સંતની આજ્ઞાથી ચકિત થઈ ગયો કે આ રીતે શું મુક્તિનો માર્ગ મળે! પરંતુ કંઈ પણ પૂછયા વિના સંતની આજ્ઞાનું પાલન કર્યું. બીજા દિવસે તે જ્યારે સંત પાસે આવ્યો ત્યારે સંતે પૂછયું. તમે ગઈ કાલે કબ્રસ્તાનમાં જઈને કબરોને ગાળો દીધી હતી? પેલો ભાઈ કહે-હા, મેં આપની આજ્ઞાનું પાલન કર્યું. ત્યારે સંતે કહ્યું-કોઇ પણ કબરે

તારી ગાળોના જવાબમાં કંઈ કહ્યું ખરું ! ગુરૂદેવ ! કોઈએ કંઈ પણ નથી કહ્યું. સંત હસતાં હસતાં કહે-ભાઈ! કબરોએ તને મુક્તિનો માર્ગ બતાવી દીધો છે. તું સંસારમાં માન-અપમાનથી અલિપ્ત રહે. કોઈ ગાળો દે, દુર્વચન કહે, તો જવાબમાં તું કડવું બોલીશ નહિ. આ મુક્તિનો સાચો માર્ગ છે. કટુ વચન સામી વ્યક્તિના હૃદયને તીરની જેમ વીંધી નાંખે છે. શસ્ત્રનો ઘા તો અમુક સમયે રૂઝાઈ જાય છે, પરંતુ કટુ વચનના ઘા તો લાંબા કાળ સુધી મનને સતાવ્યા કરે છે.

**" કાઢયે લોખંડના કાંટા, ક્ષણિક દુઃખ ઉપજે,**
**કટુ વાણી તણા કાંટા, જન્માવે વૈર ને ભય. "**

માટે ભાષા ખૂબ મધુર અને પ્રિયકારી બોલો.

આપણે મૂળ વાત પર આવીએ. સાગરદારક અને સુકુમાલિકાના લગ્ન પ્રસંગે હસ્તમેળાપ વખતે સુકુમાલિકાના હાથનો સ્પર્શ સાગર દારકને ભયંકર વેદના આપવા લાગ્યો. છતાં સાગરે કર્મનો ઉદય માની બીજો વિચાર ન કર્યો. અને ત્યાં રહ્યો. દિવસ પૂરો થયા પછી રાત્રે સાગરદારક સુકુમાલિકાની સાથે જ્યાં શયનઘર હતું ત્યાં ગયો. ત્યાં જઈને તે સુકુમાલિકાની સાથે એક શય્યા પર બેઠો. બેઠા પછી તે સાગરને સુકુમાલિકાનો અંગસ્પર્શ એવા પ્રકારનો જણાયો કે તે અસિપત્ર, તલવાર વગેરેનો સ્પર્શ ન હોય ! અસિપત્ર વગેરે કરતાં પણ તેનો અંગસ્પર્શ વધુ અમનોજ્ઞ હતો. આ રીતે તેના અંગ સ્પર્શને અનુભવતો સાગર લાચાર થઈને ત્યાં થોડા વખત સુધી રોકાયો. તેના મનમાં વિચાર થાય છે કે આની સાથે જીંદગી કેવી રીતે વીતાવીશ ! તેથી તે ગમગીન બની ગયો હતો. પરંતુ પોતાનું દુઃખ કોઇને કહેતો નથી. ખાનદાન કુટુંબનો છોકરો છે, કેટલાક ઘરમાં પોતાની આજીવિકા માંડ નભાવતા હોય છતાં ખાનદાન કુટુંબની વહુ હોય તો બહાર જરા પણ બતાવે નહિ. આવી સદ્દગુણી વહુને કુટુંબમાં બધાં કુળદેવી સમાન માને છે. ઉચ્ચ જાતિ હોવા છતાં પણ જ્યાં સદ્દગુણ છે ત્યાં શ્રેષ્ઠતા છે. સદ્દગુણી આત્માના સદ્દગુણની સુવાસથી ઘણીવાર બીજા જીવો પણ કંઇક પામી જાય છે.

**સદાચારની વિશેષતાઃ**-ગાંધીજી જ્યારે વિલાયત ગયા ત્યારે ત્યાંના એક પાદરીએ વિચાર કર્યો કે જો હું ગાંધીજીને મારા ખ્રીસ્તી ધર્મનો ભકત બનાવી દઉં તો તે હિંદુસ્તાનમાં જઇને કરોડો માનવીને ઇશાઇ બનાવી શકશે. પાદરીએ ધીમે ધીમે ગાંધીજીનો સંપર્ક વધાર્યો. છેવટ પાદરીએ ગાંધીજીને કહ્યું કે આપ દર રવિવારે મારા ઘેર જમવા આવજો. જેથી આપણે સાથે બેસીને ધર્મચર્ચા કરી શકીએ. ગાંધીજી પોતે માંસાહારી ન હતા. શાકાહારી હતા એટલે પાદરી મહોદયે પોતાને ત્યાં નિરામિષ ભોજનની વ્યવસ્થા કરી હતી. ધર્મ માટે કેટલું ઝનૂન છે ?

ગાંધીજી જો ઇસાઈ બની જાય તો સારા ભારતમાં મારા ધર્મનો પ્રચાર કરે. શાકાહારી ભોજન જોઈને પાદરીનો દીકરો પૂછે છે બાપુજી! આ શું બનાવ્યું છે? પાદરીએ વ્યંગ ભાષામાં કહ્યું. મારા મિત્ર ગાંધી હિન્દુસ્તાની છે. તે માંસ નથી ખાતા, એટલે શાકાહારી ભોજન બનાવ્યું છે. તે માંસ કેમ નથી ખાતા? પાદરીએ કહ્યું, એ મારા મિત્ર કહે છે કે જેવો આપણો આત્મા છે તેવો સમસ્ત પ્રાણીઓનો આત્મા છે. પશુ પક્ષી બધા આપણા સમાન આત્માવાળા છે. આપણને કોઈ મારે તો જેવું કષ્ટ આપણને થાય છે તે રીતે બીજા પ્રાણીઓને મારીએ તો તેમને પણ તેવું દુઃખ થાય છે.

રવિવારનો દિવસ આવ્યો. ગાંધીજી પાદરીના ઘેર જમવા આવ્યા. બંને સાથે જમવા બેઠા. ત્યારે પાદરીનો છોકરો ગાંધીજીને પૂછે છે આપ માંસાહારી ભોજન કેમ નથી કરતા? ગાંધીજી કહે–ભાઈ! અમારો ધર્મ કહે છે કે કોઇને કાપશો તો તમારે કપાવું પડશે. મારશો તો મરાવું પડશે. માખીની એક પાંખ કરી દેવાની શકિત નથી તો તેને મરાય કેમ? માંછલીને જીવાડવાની શકિત નથી તો પછી તેને મરાય કેમ? દરેક પ્રાણીમાં સૌનો આત્મા આપણા જેવો છે. છોકરો કહે. આ ગાંધી બાપુ કહે છે. તે સત્ય વાત છે. આપણે પણ માંસ નહિ ખાવું જોઈએ. પાદરીએ કહ્યું બેટા! આ તો એમના ધર્મની વાત છે. આપણા ધર્મની નથી. પરંતુ છોકરાને પિતાની આ વાતથી સંતોષ થયો નહિ. તેના મનમાં તો એ ભાવના થઈ કે કોઇ સારી વાત કોઇ પણ ધર્મમાં હોય તો શા માટે આપણે ગ્રહણ ન કરવી?

ગાંધીજી દર રવિવારે આવવા લાગ્યા. પાદરીની સાથે થતી ધાર્મિક ચર્ચાઓ છોકરાએ સાંભળી. ગાંધીજીની સાદગી, કરૂણાની ભાવના, મીઠો મધુરો શાંત સ્વભાવ તથા તેમના અનેક સદ્‌ગુણો પાદરીના છોકરાને ખૂબ ગમી ગયા. તે ગુણોથી આકર્ષાઈને છોકરાએ અંતે કહી દીધું પિતાજી! ગાંધીજીનો ધર્મ ઘણો સરસ છે. હવે હું ક્યારેય પણ માંસ ખાઈશ નહિ. પુત્રની વાત સાંભળી પાદરી મૂંઝાઈ ગયો. તે વિચારવા લાગ્યો કે હું ગાંધીજીને ઇશાઈ બનાવવા ઈચ્છું છું પરંતુ મારો પુત્ર હિન્દુ બનવા તૈયાર થઈ ગયો. તેથી બીજા રવિવારે જ્યારે ગાંધીજી આવ્યા ત્યારે પાદરીએ કહી દીધું મિસ્ટર ગાંધી! હું હિન્દુસ્તાનના કલ્યાણ માટે તમને ઈશાઇ બનાવવા ઇચ્છતો હતો પરંતુ મારો પુત્ર આજે તમારા ધર્મને અપનાવવા તૈયાર થઈ રહ્યો છે એ મારાથી સહન થઇ શકતું નથી. તેથી હું આજથી આપને આપેલા આમંત્રણને પાછું ખેંચી લઉં છું. પહેલા પાદરીએ કહ્યું હતું કે, આપ જ્યાં સુધી અહીં રહો ત્યાં સુધી દર રવિવારે મારા ઘેર જમવા આવજો. પરંતુ છોકરાની ભાવના બદલાતા આમંત્રણ પાછું ખેંચી લીધું. મહેરબાની કરીને આપ હવે રવિવારે આવશો નહિ. તેના મનમાં થયું કે એક પુત્ર તો તેમના ધર્મના રંગે રંગાયો અને હવે જો વધુ વખત આવશે તો બીજા છોકરાઓ પણ બદલાઈ જશે, તેથી ગાંધીજીનો સંગ નહિ કરવા દેવા માટે

ગાંધીજીને આવતા બંધ કરી દીધા. પોતાના ધર્મનું ગૌરવ કેટલું હતું! તમે ગૌરવવંતા જૈનધર્મને પામ્યા છો છતાં આટલું ગૌરવ છે તમારા ધર્મનું! સદ્‌ગુણી આત્માનો સંગ બીજા પર કેટલી સુંદર છાપ પાડે છે!

સુકુમાલિકાના અંગસ્પર્શથી સાગરદારકને અસહ્ય વેદના થવા લાગી. છતાં તે કંઈ બોલ્યા વગર સુકુમાલિકાને સુખેથી સૂતેલી જાણીને તેની પાસેથી ઉઠયો અને ઊઠીને જ્યાં પોતાની શય્યા હતી ત્યાં જતો રહયો. સુકુમાલિકાનો અંગસ્પર્શ બંધ થવાથી વેદના શાંત થઈ ગઈ. એટલામાં એક મુહૂર્ત પછી પતિમાં અનુરક્ત બનેલી પતિવ્રતા સુકુમાલિકા જાગી ગઈ અને પોતાની પાસે પતિને ન જોતાં પોતાની શય્યા ઉપરથી ઉઠી અને બેઠી થઈ. ત્યાર પછી તે ઊઠીને જ્યાં સાગરદારકની શય્યા હતી ત્યાં ગઈ. उवागच्छित्ता सागरस्स पासे णु वज्जइ।" ત્યાં જઈને તેના પડખામાં સૂઈ ગઈ. "तए णं सागरदारए सूमालियाए दारियाए दुच्चं पि इमं एयारुवे अंगफासे पडिसंवेदेइ जाव अकामए अवसव्वसे मुहुत्तमित्तं संचिट्ठइ।"

સાગરદારકને સુકુમાલિકાનો બીજી વારનો અંગ સ્પર્શ પણ પહેલાની જેમ દાહક લાગ્યો એટલા માટે તેની પાસે સૂવાની ઈચ્છા ન હોવા છતાં તે વિવશ થઈને થોડીવાર સુધી તેની પાસે પડી રહ્યો. જ્યારે તેણી સારી રીતે સૂઈ ગઈ ત્યારે તે તેને સુખેથી સૂતેલી જાણીને તેની પાસેથી ઉઠયો. અને ત્યાંથી ઘર છોડવા માટે તે તૈયાર થયો. મનમાં થાય છે કે મારા માતા-પિતા કોણ? મારું કુળ કયું? પરંતુ આ વેદના ઘણી અસહ્ય થાય છે. તેથી ઉઠીને તેણે તે શયનગૃહના બારણાને ખોલ્યું. ખોલીને જેમ મારા-મુકત કાગડો જલ્દી નીકળી જાય છે તેવી રીતે તે પણ ઘણી ઝડપથી ત્યાંથી નીકળીને જે દિશા તરફથી આવ્યો હતો તે દિશા તરફ પાછો જતો રહ્યો.

ત્યારબાદ સુકુમાલિકા એક મુહૂર્ત પછી જાગી ગઈ. તે પતિવ્રતાએ જ્યાં પોતાના પતિને જોયા નહિ ત્યારે શય્યા ઉપરથી ઊભી થઈ ગઈ અને પોતાના પતિને શોધવા લાગી. પોતાને આધીન જેટલા રૂમો હતા તે બધા જોઈ લીધા પણ પતિને કયાંય જોયા નહિ. જ્યારે તપાસ કરતાં કરતાં શયનગૃહના બારણાને થોડું ખુલ્લું જોયું ત્યારે તેને વિચાર આવ્યો કે સાગરદારક જતા રહ્યા છે. આ રીતે ત્યક્તચેલી મનઃસંકલ્પવાળી થઈને તે ચિંતામાં ગમગીન થઈ ગઈ. અને એક ખૂણામાં બેસીને રડવા લાગી. પતિના વિયોગથી તેના દિલમાં વજ્ર તૂટી પડે તેવો ભયંકર આઘાત લાગ્યો. જે જીવો સંસારમાં રચ્યા પચ્યા રહેલા છે તેને આવું કારણ બને તો આઘાત લાગે છે. સુકુમાલિકાને તો મનમાં ઘણા કોડ હતા. વળી તે ધર્મ પામેલી ન હતી. તેથી આવો પ્રસંગ બનતાં આર્તધ્યાન ને રૌદ્રધ્યાન કરવા લાગી. તેને ખબર નથી કે મારા સ્પર્શથી પતિને આવી વેદના થાય છે. પતિએ તેને આ વાત કરી નથી. આ કંઈ રાજેમતી નહોતી કે એનું મન વળી

જાય. નેમ પાછા વળ્યા ત્યારે ઘડી ભર રાજુલને આંચકો લાગી ગયો, પણ ખબર પડી કે પશુડાના પોકાર સુણીને તેમનું રક્ષણ કરવા પાછા વળ્યા છે. ત્યારે તે પણ તેમના રસ્તે ચાલી નીકળી. પશુડાના પોકારથી પરણવાનું છોડી દીધું. નેમનાથે પશુઓના આંસુ લૂછયા પણ આજે માનવ માનવનો પોકાર સાંભળવા તૈયાર નથી. સુકુમાલિકા વિલાપ કરતી બેઠી છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** : હેમરથ મહારાજા સુલશા યોગિનીના કહેવાથી કનકરથ કુમારના મહેલે જવા તૈયાર થયા. રાજાનો રથ મુખ્ય દ્વાર પર પહોંચ્યો ત્યાં બધા ચોકીયાતો પરથી સુલશાએ નિદ્રા પાછી ખેંચી લીધી. મહારાજા અને પ્રધાનને રાતના એકાએક આવતા જોઈ બધા ચોકીયાતો આશ્ચર્ય પામી ગયા. કોઈ દિવસ રાજા, કુંવર કે કુંવરીના મહેલે આવી રીતે આવે નહિ ને આજે અચાનક કેમ આવ્યા હશે? મહારાજા કહે. આજે કોઈનું ખૂન થયું છે? ના. મહારાજા.

**મહારાજા હેમરથ કનકકુમારના મહેલમાં :**

**રાજા મંત્રી આયે મહલમેં, કુંવર કુંવરીકો હુઆ આશ્ચર્ય,**
**રાજા પૂછે કનકકુંવર કો (૨) યહ કયા બાત હૈ....શ્રોતા...**

રાજા અને મંત્રી કુંવરના મહેલ પાસે પહોંચી ગયા. મહારાજાને જોતાં દાસીઓ એકદમ ઊભી થઈ ગઈ. પ્રધાન કહે–જાવ કુંવરને જગાડો. તરત દાસીએ જઈ ને કુંવરના દ્વાર પર ટકોરા માર્યા એટલે કુંવર જાગી ગયો. આ સમયે સુલશાએ મૂકેલી નિદ્રા લઈ લીધી હતી. કુંવર પૂછે છે દાસી, કોણ છે? દાસી કહે–મહારાજા પધાર્યા છે. અત્યારે? એમ શબ્દ બોલતાં એકદમ પોતે શય્યામાંથી બેઠો થઇ ગયો. અને રૂષિદત્તાને પણ જગાડી. હજુ જ્યાં બંને ઊઠીને બહાર આવવા જાય છે ત્યાં તો મહારાજા અને મંત્રી સીધા મહેલમાં દાખલ થઈ ગયા. કનકરથ અને રૂષિદત્તા બંને રાજાને નમસ્કાર કરી ઊભા રહ્યા. રાજાને તો યુવરાજને નથી જોવો પણ જોવી છે રૂષિદત્તાને. રૂષિદત્તા પોતે સાવ નિર્દોષ હતી એટલે એને એ ખ્યાલ પણ ન રહ્યો કે મારું મુખ રોજ લોહીવાળું થાય છે ને આજે પણ હશે તો? રાજાની નજર રૂષિદત્તા પર હતી. રૂષિદત્તાના મુખ પર લોહીના ડાઘ જોયા. પછી મહારાજાએ કંઇ પૂછયા વગર રુષિદત્તાની શય્યા પાસે જઈ ઓશીકું ઉપાડયું તો ઓશીકા નીચે માંસનો એક ટુકડો પડયો હતો.

રાજા પૂછે છે કનકરથ! આ શું છે? બાપુજી! આ અંગે અમને કંઈ ખબર નથી, પણ કોઈ દુષ્ટ વૈરી જાગ્યો લાગે છે. તે આવી રીતે રોજ માંસનો ટુકડો ઓશીકા નીચે મૂકી જાય છે. રાજા કહે, તેં આજ સુધી મને વાત કેમ ન કરી? આવું દુષ્ટ કૃત્ય કોણ કરી જાય છે તે જાણવા હું પ્રયત્ન કરતો હતો. પછી રૂષિદત્તા સામું જોઇને કહે, તમે તમારું મુખ અરીસામાં જુઓ. મોઢા પર લોહીના ડાઘ છે કે નહિ? રૂષિ-

દત્તા ખૂબ નમ્રતાથી કહે છે બાપુજી! આ રીતે રોજ મારું મોઢું લોહીથી ખરડાયેલું હોય છે. મને પણ ખબર નથી પડતી કે આમ કેમ બનતું હશે?

**"કુમાર પર ગુસ્સો"**:–રાજા કુમાર પર ગુસ્સે થઈને કહે છે અરે પાપી! આવું રોજ બનતું હતું તો તેં છૂપું શા માટે રાખ્યું? રાક્ષસી આચરણવાળી આને તું જાણવા છતાં કુલાંગાર! એને તેં કેમ નભાવી લીધી? તને શરમ ન આવી? જા રે જા રાક્ષસીના પતિ! મારી આંખ સામેથી દૂર જતો રહે. તેં તો આવી રાક્ષસણીનું પોષણ કરીને ચંદ્ર જેવા ઉજ્જવળ એવા આપણા કુળને કલંકિત કર્યું. પત્નીના રૂપમાં એવા પાગલ ન બનાય. કુમારના મનમાં ઘણું દુઃખ થાય છે. એ જુએ છે કે આ નિર્દોષ ઋષિદત્તા પર ખોટું કલંક ચઢી રહ્યું છે.

**"પિતા આગળ કુંવરનો ઋષિદત્તા માટે બચાવ"**:–પિતાજી! આપની પુત્રવધૂ સાવ નિર્દોષ છે. બહાર હત્યા થઈ છે એ વાત સાચી છે પરંતુ હજુ સુધી કોઈએ નથી જોઈ લાવ્યું કે હત્યા કરનાર ખરેખર ઋષિદત્તા જ છે. ત્યારે એનું મોં લોહી ખરડ્યું તો ગમે તે માણસ ઊંઘમાં કરી શકે. માટે આપ ક્ષમા કરો. ઋષિદત્તા તો સતી છે. તમે સતીને સંતાપશો નહિ. તે ગંગા જેવી નિર્મળ અને પવિત્ર છે. રાજકુમારે ઘણું કહ્યું પણ ઋષિદત્તાના અશુભ કર્મોનો ઉદય હોય ત્યાં યુક્તિ યુક્ત વાત પણ પિતા જેવા શાને માને? ઋષિદત્તા વિચાર કરે છે માણસ નજરે દેખે તે સાચું માને. રાજાએ અત્યારે નજરોનજર જોયું એટલે એ સાચું માને, એમાં એમનો દોષ નથી. દોષ મારા કર્મનો છે. કનકરથ અને ઋષિદત્તા બંને એકદમ ગમગીન થઈને ઊભા છે. ઋષિદત્તાને પોતાનું મોઢું સ્વચ્છ કરવાનું પણ યાદ નથી આવતું. તેની દાસી કહે બહેન! તમારું મુખ લોહીવાળું કેમ છે? એટલે તરત જઈને પોતાનું મોઢું સાફ કરી નાંખ્યું. કુંવરના મહેલમાંથી નીકળીને રાજા, મંત્રી અને કુમાર હત્યા અંગેની તપાસ કરવા ગયા. તપાસ કરતાં ખબર પડી કે બાગમાં એક વૃદ્ધ માળીનું મૃત્યુ થયું છે. પછી મહેલમાં રાજા કુમારને કહે છે કનકરથ! આ હત્યાઓ પાછળ કોનો હાથ છે તે સમજી શક્યો ને? ના, પિતાજી. કોઈ અદૃશ્ય શત્રુ આ રીતે કરતો હોવો જોઈએ. યુવરાજ! અદૃશ્ય શત્રુ હોય તો આપણા પર જ સીધું આક્રમણ કરે. નિર્દોષ માણસોના પ્રાણ શા માટે લે? ઋષિદત્તા વનમાં ઉછરેલી છે. અનેક વિદ્યાઓ જાણે છે. સંભવ છે કે તે આ રીતે માનવરક્ત વડે પોતાની પ્યાસ બુઝાવતી હોય! સત્ય કટુ હોય છતાં આદરણીય હોવું જોઈએ. તું તારી પત્નીને સમજાવ. કાલ સવાર સુધીમાં તું સત્ય હકીકત પૂછી લેજે. કાલ બપોર પછી હું રાજસભામાં આ પ્રશ્નનો ઉકેલ લાવવા માંગું છું. કનકરથ કહે, જ્યાં અસત્ય છે નહિ ત્યાં સત્ય વાત પૂછવાની જ ક્યાં રહી! પિતાજી, તાપસ કન્યા દીન છે. એ કદી હિંસા ન કરે. એ આપણા જેટલી જ સમજુ છે. કોણ એના મોઢા પર

લોહીના ડાઘ પાડી જાય છે ને કોણ એના ઓશીકા નીચે નરમાંસનો ટુકડો મૂકી જાય છે એ સમજાતું નથી.

મહારાજા કહે-હે વત્સ! અરે સ્ત્રીના ગુલામ! એનો ખોટો બચાવ કરે છે. રૂપના સ્વામી બનવામાં ગૌરવ છે. રૂપના દાસ બનવામાં કોઈ ગૌરવ નથી. એકવાર લાગણી અને મોહ એક બાજુ મૂકીને તું આ ભયંકર હત્યાઓને હૈયા સામે રાખ અને પછી સત્ય જાણવાનો પ્રયત્ન કર. આટલું પ્રત્યક્ષ પકડાયું કે પુરૂષની હત્યા થઈ છે અને ઋષિદત્તાનું મોં લોહીવાળું છે તથા ઓશીકે માંસના ટુકડા છે, છતાં તું એનો બચાવ કરે છે? ઋષિદત્તા પ્રત્યે એવો વૈરભાવ કોને હોય કે તે આવું કરે? બોલ. આટલા દિવસથી એ જંગલની ઉછરેલી ઋષિદત્તાએ હત્યાઓ કર્યાનું તેં નહોતું જાણ્યું? કદાચ હત્યા કરતી જોઈ નહિ હોય પણ એનું લોહિયાળ મુખ ને માંસ તો રોજ જોયા હશે ને? સ્ત્રીઘેલા! આટલા દિવસથી જાણવા છતાં એના કરપીણ કૃત્ય તેં ઢાંકયે રાખ્યા?

કનકરથ કહે પિતાજી! આ બધા પ્રશ્નો અણ ઉકેલ છે. છતાં હું આપને એક વાત સ્પષ્ટ કરું છું કે મારી ધર્મપત્ની સર્વથા નિર્દોષ છે. રાજા કહે, આ તારી માન્યતા છે. હું પણ એમ ઈચ્છું છું કે મારી પુત્રવધૂ નિર્દોષ હોય. ન્યાયનો આધાર માન્યતા પર નથી હોતો, પરંતુ હકીકત અને પુરાવા પર હોય છે. એ દૃષ્ટિએ આ પ્રશ્નને સમજીને બે ઘડી પછી તાપસ કન્યાનો ઉત્તર આપી જજે. પત્ની પ્રત્યે શુદ્ધ પ્રેમ અને ચારિત્ર પર જેની શ્રદ્ધાનો દોર મજબૂત છે એવા દાઝેલા હૈયે કુંવર પોતાના મહેલમાં ગયો.

ઋષિદત્તાને ખબર પડી કે વૃદ્ધ માળીનું ખૂન થયું છે. તેથી તેના મનમાં અત્યંત દુઃખ છે. અહો! આવું ભયંકર પાપ કોણ કરતું હશે? નિર્દોષ માનવીના પ્રાણ કોણ લેતું હશે? આટલું બોલતા તેના હૈયામાં આઘાત લાગ્યો. તે ગભરાઈ ગઈ છે. તે સમજે છે કે રાજાએ જે સત્ય જોયું હોય તે માની લે, તેમાં તેમનો શો દોષ છે? દોષ મારા કર્મનો છે. મારા અશુભ કર્મનો ઉદય જાગ્યો છે તેથી કોઇ દુષ્ટ વૈરી મને કલંકિત કરવા આવા કૃત્યો કરી રહ્યો છે. આમ વિચારતી બેઠી હતી, ત્યાં કનકરથ કુમાર આવ્યો. બંનેના હૈયા ખોટા કલંકથી બળી રહ્યા છે. કનકરથના મનમાં થાય છે કે આ નિર્દોષ બાળાનું શું થશે? આમ ખૂબ ચિંતાતુર થઇને બેઠા છે. હવે રાજા તે માટે શું નિર્ણય લાવશે ને ઋષિદત્તા કેવા દુઃખમાં મૂકાશે તે ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૭૬

દ્વિ. ભાદરવા સુદ ૮ ને સોમવાર તા. ૨૩–૯–૭૪

વિશ્વવંદનીય, જગત ઉદ્ધારક, કરૂણાસાગર ભગવાન ભવ્ય જીવોને ઉપદેશ આપતા બોલ્યા છે કે–

**अबले जह भारवाहए मा मग्गेोऽविसमेऽवगाहिया ।**
**पच्छा पच्छाणु तावए, समयं गोयम मा पमायए ॥**

ઉત્ત. સૂ. અ. ૧૦ ગાથા ૩૩

ભગવાને ગૌતમસ્વામીને સંબોધીને કહ્યું, વિષમમાર્ગમાં ચાલતો નિર્બળ ભારવાહક ભારને ફેંકી દઈને પાછળથી પશ્ચાતાપ કરે છે. તે રીતે હે ગૌતમ! તું એવો ન બનીશ. સમય માત્રનો પ્રમાદ ના કરીશ.

ભગવાને ગૌતમસ્વામીના નામથી જગતના જીવોને આત્મ કલ્યાણનો માર્ગ બતાવતા કહ્યું છે કે તમે સમય માત્રનો પ્રમાદ ન કરશો. આ ગાથામાં ભગવાને કેવા સુંદર ભાવ રજુ કર્યા છે! જે માણસના શરીરમાં શક્તિ ઓછી હોય છે તે ભાર વધુ ઉપાડે એટલે પાંચ શેર વજન ઉપાડવાની શક્તિ હોય છતાં વીસ શેર વજન પોતાના શરીર પર ઉપાડીને ચાલે તો આખરમાં તેને ભાર ફેંકીને પશ્ચાતાપ કરવો પડે છે. તેથી લાભને બદલે નુકશાન થાય છે. તેથી દરેક માણસે પોતાની શક્તિ હોય તેટલો ભાર ઉપાડવો જોઈએ. આ વાત ત્યાગ-નિયમ ધારણ કરનારને માટે લાગુ પડે છે. મનને બરાબર દૃઢ બનાવ્યા પછી ત્યાગ કરવો જોઈએ. ત્યાગ એવો હોવો જોઈએ કે તેનું જીવનના અંત સુધી બરાબર પાલન કરી શકે. પોતાની શક્તિ ઉપરાંત વ્રત–નિયમ ગ્રહણ કરે અને પછી જીવનના અંત સુધી બરાબર પાલન કરી શકતો નથી તેથી અકલ્યાણ થાય છે, અને ઘણાં કર્મોને બાંધે છે.

સિદ્ધાંતમાં અર્હન્નક શ્રાવક તથા કામદેવ શ્રાવક આદિની વાત આવે છે. તે ભગવાન મહાવીરના દર્શનાર્થે ગયા. તેમનો ઉપદેશ સાંભળ્યો. સાંભળીને મનમાં વિચાર આવ્યો કે ભગવાનનું કથન યથાર્થ છે. આ સંસારમાં કોઇ કોઇનું નથી. અંતિમ સમયે ફક્ત ધર્મ જ સહારો આપનાર છે. એટલા માટે અનેક રાજા–મહારાજા, શ્રેષ્ઠીઓ, અને મોટા મોટા સારથીઓ પોતાનું બધું ત્યાગીને ભગવાનના ચરણમાં ચાલ્યા ગયા છે ને આત્મસાધના કરવામાં મસ્ત બન્યા છે. અમારે પણ આ સંસારની સર્વ ઉપાધિઓ છોડીને આત્મકલ્યાણ કરવું જોઈએ. આ રીતે તેમના હૃદયમાં વિરતિની ભાવના પ્રગટ

થાય છે. પરંતુ સાથે સાથે પોતાની શક્તિ પર પણ દૃષ્ટિ કરતા હતા કે સર્વવિરતિ ચારિત્ર ધર્મ અંગીકાર તો કરી લઉં પરંતુ જીવનના અંત સુધી તેનું બરાબર પાલન કરી શકીશ કે નહિ ! વિચાર કરતાં કરતાં આણંદ શ્રાવકે નિશ્ચય કર્યો કે હું ચારિત્ર-ધર્મ અંગીકાર કરું પરંતુ ચારિત્ર–પાલનનું સામર્થ્ય–શક્તિ મારામાં નથી. પણ આગાર ધર્મ અંગીકાર કરવામાં મને વાંધો નથી. કારણ કે મારી પાસે ચાર ગોકુળ છે. પાંચસો હળ ચાલે તેટલી પૃથ્વી છે. ચાર ક્રોડ સોનૈયા જમીનમાં, ચાર ક્રોડ ભંડારમાં અને ચાર ક્રોડ વહેપારમાં છે. તથા અનેક વહાણો છે. આ સ્થિતિમાં હું શ્રાવકના બાર વ્રત અંગીકાર કરુ તો મને વાંધો નથી. આમ વિચાર કરીને તેમણે શ્રાવકના વ્રતો ધારણ કર્યા અને તેનું બરાબર પાલન કર્યું. કેવી રીતે ? દેવ ડગાવવા આવ્યા તો પણ ડગ્યા નહિ.

અર્હન્નક શ્રાવકની પરીક્ષા કરવા માટે દેવે વિવિધ પ્રકારના રૂપ કરીને અનેક રીતે સતાવ્યા. તેના વહાણને સમુદ્રમાં ડૂબાડી દેવાની ક્રિયા કરી. તે ત્યાં સુધી કે તેને મારી નાંખવાનો ભય બતાવ્યો પરંતુ પોતાના ધર્મથી જરા પણ ડગ્યા નહિ. મરી જવાનું તથા સર્વસ્વ નાશ થઈ જાય તો તે કબૂલ કર્યું પણ ધર્મનો ત્યાગ ન કર્યો. સમુદ્રમાં વહાણમાં બેસનાર તેના જેટલા સાથી હતા તે બધાએ કહી દીધું, અર્હન્નક શ્રાવક ભલે ધર્મ ન ત્યાગે તો ન ત્યાગે પરંતુ અમે તો અર્હન્નકને છોડવા તૈયાર છીએ. પરંતુ આખરે દેવોએ થાકીને વહાણમાં બેસનાર બધાને આ પ્રમાણે કહ્યું, તમારામાં ધર્મ છે જ ક્યાં ? ધર્મ તો અર્હન્નક શ્રાવકમાં જ છે. આટલું કહીને દેવ ચાલ્યો ગયો.

બંધુઓ ! મારો કહેવાનો આશય એ છે કે આપ ભલે સંયમ ન લઇ શકો, સંપૂર્ણ બાર વ્રત પણ ન લઈ શકો, ભલે એક નાનું વ્રત ગ્રહણ કરો પરંતુ તેનું પાલન બરાબર કરવું જોઈએ. તે વ્રતનું ખંડન ન થવું જોઇએ. પ્રાચીન સમયમાં શ્રાવકો કેટલા દૃઢ હતા. અતુલ વૈભવ હોવા છતાં પણ બારવ્રત અંગીકાર કરતા હતા. તે વ્રતોનું પાલન કરવા માટે મૃત્યુની પણ પરવા નહોતા કરતા. તે શ્રાવકોની અપેક્ષાએ આજે આપની પાસે કેટલી અન્ય સામગ્રી છે ! તેના ચોથા ભાગનું ધન પણ આજે ભાગ્યેજ જોવા મળે છે છતાં આપ એક પણ વ્રત અંગીકાર કરો છો ? તમારે કેટલા નિયમ છે તે તો બતાવો. પહેલાના શ્રાવકો મહિનાના છ છ પૌષધ કરતાં હતા, અને તમે ? (શ્રોતામાંથી–એકે નહિ) કારણ કે પૌષધ કરવા માટે એશઆરામ અને ઇન્દ્રિય સુખોનો ત્યાગ કરવો પડે છે. આપ ત્યાગના મહત્વને હજુ સમજ્યા નથી. તેના પર વિશ્વાસ નથી. દૃઢતાપૂર્વક ત્યાગ કરવાથી અંતે મોક્ષની પ્રાપ્તિ થઇ શકે છે. જેને સાચા હૃદયથી મોક્ષની ભાવના હોય તે આત્માએ રાગ–દ્વેષનો સર્વથા નાશ કરવો જોઇએ. આત્મામાં સમભાવની એવી જ્યોત પ્રગટવી

જોઈએ કે-કોઇ આવીને ગળામાં પુષ્પનો હાર પહેરાવી જાય ને કોઈ સર્પ પણ ગળામાં નાંખી જાય તો બંને પ્રત્યે સમાન દૃષ્ટિ. કોઇ પર રાગ-દ્વેષ ન થવો જોઇએ. તેની દૃષ્ટિની સામે સડેલી સ્ત્રી પડી હોય કે દેવી સમાન સુંદર નારી હોય પરંતુ બંને પર સમાન દૃષ્ટિ પડે. કોઇના પર પ્રેમ ન રાખે અને કોઈને કટુ વચન પણ ના કહે. આ રીતે મોહ-મમતા તથા રાગ-દ્વેષનો ત્યાગ કરીને તે એ પ્રમાણે મનમાં ભાવના કરે છે કે હું આ રીતે વિરક્ત થઈને પતિતપાવની ગંગાના કિનારા પર બેસીને જ્ઞાન-ધ્યાન-તપ-ક્ષમા આદિમાં મારો સમય પસાર કરું. તે ભગવાનને પ્રાર્થના કરે કે હે પ્રભુ! 'મારો એવો ધન્ય દિવસ કયારે ઉગશે કે હું આઠ કર્મોના બંધનમાંથી મુક્ત થઈને સિદ્ધ પદને પામું!'

જ્ઞાની કહે છે જે પોતાના આત્માનું હિત ઇચ્છતા હોય તેણે જેમ બને તેમ વધુ ને વધુ ત્યાગની ભાવના રાખવી જોઈએ. અને અનુક્રમથી ત્યાગ-નિયમ કે જેનું સંપૂર્ણ યથાતથ્ય પાલન થઈ શકે તે રીતે અંગીકાર કરવા જોઇએ. કોઇ પણ વ્રત ધારણ કરતી વખતે દૃઢ નિશ્ચય સાથે બરાબર વિચાર કરી લેવો જોઇએ કે હું આ વ્રત સ્વીકારું છું તેનું બરાબર પાલન કરી શકીશ કે નહિ? વિચારપૂર્વક કામ ન કરવાથી તે કામ પૂરું થતું નથી અને તે કાર્ય ખંડિત થવાથી અંતે તેના માટે પશ્ચાતાપ કરવો પડે છે. તેથી મહાપુરૂષો કહે છે કે દુનિયાના મોહ-માયા ઓછા કરીને આત્મસાધનામાં જોડાઇ જાવ. અને જેટલા બની શકે તેટલા વ્રત નિયમ કરો અને તેનું બરાબર પાલન કરો. આ જગતમાં કોઈનો કોઈના પ્રત્યે સાચો પ્રેમ નથી. બધા પોતાના સ્વાર્થને માટે પ્રેમ રાખે છે. પરંતુ સ્વાર્થનું સાધન જ્યારે બંધ થઇ જાય છે ત્યારે કોઈ સામું જોતું નથી.

એક સ્થળે પંડિતોની સભા ભરાઇ હતી. તેમાં તેઓ મુખ્ય આ વાતની ચર્ચા કરી રહ્યા હતા કે સંસારના દરેક પ્રાણી સ્વાર્થી છે. સ્વાર્થ વિના કોઇ કોઈની સાથે પ્રેમ નથી રાખતા. બધા પંડિતોમાંથી એક પંડિતે કહ્યું-તમારી વાત ખોટી છે. કોઈનો પ્રેમ સાચો હોય કે ન હોય પરંતુ માતાનો પ્રેમ કયારે પણ ખોટો હોતો નથી. તે પ્રાણ આપીને પોતાના પુત્રની રક્ષા કરે છે. પરંતુ બીજા પંડિતોએ આ વાત ન માની. તેઓ કહેવા લાગ્યા. માતા પણ સમય આવ્યે પુત્રને છોડીને પોતાના પ્રાણ બચાવે છે. પરંતુ પહેલા પંડિતે આ વાત ન માની ત્યારે બીજા પંડિત કહે-હું આપને પ્રત્યક્ષ બતાવું. તે પંડિતે બે હોજ ખોદાવ્યા. એક હોજમાં પાણી ભર્યું ને બીજો હોજ ખાલી રાખ્યો. પરંતુ એવી સગવડ કરી હતી કે ખાલી હોજમાં બીજા હોજનું પાણી આવી શકે એવું છિદ્ર પાડયું હતું. ખાલી હોજમાં એક વાંદરી અને તેના બચ્ચાને રાખ્યા. ને પછી ભરેલા હોજનું છિદ્ર ખોલી દીધું તેથી ધીમે ધીમે ખાલી હોજમાં પાણી આવવા લાગ્યું. જ્યારે થોડું પાણી આવ્યું ને બચ્ચા તેમાં

ડૂબવા લાગ્યા ત્યારે વાંદરીએ તેને ઉપર લઈ લીધા. પરંતુ જ્યારે પાણી એકદમ વધ્યું અને વાંદરી ડૂબવા લાગી ત્યારે તેણે બચ્ચાને છોડી દીધા અને પોતે ઉછળીને જાન બચાવવાની કોશિષ કરવા લાગી. બધાના પ્રેમને સ્વાર્થમય બતાવવાવાળા પંડિતે કહ્યું-જુઓ, પોતાના પ્રાણ બચાવવાને માટે આ વાંદરીએ માતા હોવા છતાં પોતાના બચ્ચાને છોડી દીધા ને પોતાનો જીવ બચાવવા મહેનત કરી રહી છે. હંમેશા એવું જ હોય છે. ઘરમાં આગ લાગે ત્યારે મા-બાપ દોડીને બહાર આવે છે ને પછી ચીચીયારીઓ કરે છે કે અમારો બાળક અંદર રહી ગયો છે. તેને કોઇ બચાવો. આ રીતે મહાપુરૂષો સંસારી સંબંધીઓના સ્વાર્થનું ચિત્ર રજુ કરે છે.

જ્ઞાની કહે છે હે મૂર્ખ માનવી! તું સ્વાર્થી સંસારને જોઈને કંઇક તો સમજ. અમે તમને અનેક રીતે શિખામણ આપીને સમજાવીએ છીએ છતાં હજુ અક્કલ નથી આવતી. જગતનો સ્વાર્થી વ્યવહાર જોઈને પણ સાવધાન નથી થતો. પશુ પણ પોતાનું પેટ ભરે છે, પરંતુ તેનામાં બુદ્ધિ નથી. જો તું તારી બુદ્ધિથી આત્મસાધનાનું કંઈ કાર્ય નહિ કરે તો તારામાં ને પશુમાં કંઈ ફરક નથી. ત્રણ પ્રકારથી મનુષ્યના ભેદ પાડવામાં આવ્યા છે. પહેલી શ્રેણીમાં :મનુષ્ય પશુ સમાન હોય છે. જેમ કે મજુર આખો દિવસ પશુની જેમ બોજો ઉપાડે છે અને તેનાથી થોડા ઘણા પૈસા મેળવીને પોતાનું પેટ ભરી લે છે. તે ચિંતન-મનન કરી શકતો નથી. કારણ કે તેનામાં એવી બુદ્ધિ હોતી નથી. બુદ્ધિના અભાવમાં તે પોતાના આત્માની શક્તિ અને તેના સ્વરૂપને જાણવાનો તે પ્રયત્ન કરી શકતો નથી.

બીજા પ્રકારના માનવી કારીગરના સમાન છે. તે કંઈક શરીરથી કામ લે છે અને કંઈક બુદ્ધિથી. તે સંસારના સ્વરૂપને સમજે છે પરંતુ અજ્ઞાન અને મિથ્યાત્વના અંધકારમાં ભટકે છે તેથી કર્તવ્યના સ્થાનપર અકર્તવ્ય કરે છે. આત્મસાધનાને માટે તે ક્રિયાઓ પણ કરે છે પરંતુ સમ્યક્ શ્રદ્ધા અને સમ્યક્ જ્ઞાન ન હોવાના કારણે તે ક્રિયાઓ વિવેક રહિત ગણાય છે. અને તે આત્માની સિદ્ધિ કરાવી શકતી નથી.

ત્રીજા પ્રકારના માણસ કલાકારના સમાન હોય છે. જે રીતે કલાકાર અનેક પ્રકારની કલાઓ શીખવાડે છે, થોડા ખર્ચમાં વિશેષ પ્રકારની કલાની કુશળતાઓ લોકોની સમક્ષ રજુ કરે છે. તે રીતે કલાકારના સમાન માનવી શરીર, બુદ્ધિ અને અંતઃકરણથી પણ કામ લે છે. તેનો વિવેક જાગૃત રહે છે, તેથી ભોગોને હેય-સમજીને તેનો ત્યાગ કરે છે. અંતરમાં વિવેક જાગૃત થવાથી સત્ય-અસત્યની ઓળખાણ કરી શકે છે તથા કલાકારના સમાન સત્યને પોતાના જીવનમાં અપનાવીને પોતાના ચારિત્રને નિષ્કલંક બનાવે છે. તેને સાચા દેવ-ગુરૂ અને ધર્મ પર પૂર્ણ વિશ્વાસ હોય છે. તેથી તેની સાધના સુ[illegible] દિશા તરફ આગળ વધે છે. તે આ શરીરને કારાગાર સમજે

અભિમાન ન હતું. તેઓ સમજતા હતા કે હું જે કરી રહ્યો છું તે મારું કર્તવ્ય છે. હું કોઈના પર ઉપકાર નથી કરતો પણ મારું કર્તવ્ય અદા કરું છું.

**અમર નામ થઈ ગયા જગડુશાહના:**–ઘણાં સમય પહેલાં ગુજરાતમાં એકવાર ભયંકર દુષ્કાળ પડયો. આજે પણ ગુજરાતમાં એ સ્થિતિ સર્જાઈ રહી છે. ઢોરોના મડદાના ઢગલા થાય છે ને માનવો પણ ભૂખ તરસથી પીડાઇને મરી રહ્યા છે. પહેલા દુષ્કાળ પડયો ત્યારે અનાવૃષ્ટિના કારણે ખેતરમાં અનાજનો એક કણ પણ થયો નહિ. લોકો ભૂખથી ટળવળતા મરવા લાગ્યા. દેશની આ વિષમ સ્થિતિ જોઈને એક જૈન શ્રાવક જગડુશાહે ગામે ગામ ઢગલા બંધ અનાજ મોકલાવ્યું. પાકી રસોઇ પણ બનાવતા. જેને જમવું હોય તે જમી જાય ને કાચું અનાજ જોઇએ તો તે લઈ જાય. જગડુશાહે આ રીતે માનવોનું અને ઢોરોનું બધાનું રક્ષણ કર્યું. ગામેગામ જગડુશાહના સુંદર કર્તવ્યની વાતો થવા લાગી. આટલું કરવા છતાં જરા પણ અભિમાન નહિ. તે સમજતા હતા કે આ મારું કર્તવ્ય છે. તેમની તો એક જ ભાવના કે અનાજ ભર્યું છે. જેને જોઇએ તે લઈ જાવ. કોઈ ભૂખ્યા ના રહેશો.

ગુજરાતના મહારાજાએ જગડુશાહની દાનવૃત્તિની પ્રશંસા સાંભળી. અને એક દિવસ સન્માનથી પોતાના રાજમહેલમાં બોલાવ્યા. જગડુશાહ રાજાની આજ્ઞા શિરોમાન્ય કરી ત્યાં પહોંચી ગયા. ને હાથ જોડી નમ્ર ભાવે ઊભા રહ્યા. બાપુ! આપને મારું શું કામ પડયું? સ્વાગત–સત્કાર કર્યા પછી મહારાજાએ કહ્યું–શેઠજી! મેં આપની દાનવીરતાની ખૂબ પ્રશંસા સાંભળી છે. પહેલાના રાજાઓ આવા દાનવીર, ધર્મિષ્ઠ આત્માઓથી ખુશી થતા હતા. તે સમજતા હતા કે આવા પવિત્ર આત્મા મારા દેશમાં વસે છે, તે દેશનું રક્ષણ કરે છે. તેમાં મારી આબરૂ વધે છે. દીકરો સુપાત્ર નીકળે તો બાપની આબરૂ વધે. શિષ્ય સુપાત્ર નીકળે તો ગુરૂનું નામ ઉજ્જવળ બનાવે. રાજા કહે–શેઠજી! મેં એવું પણ સાંભળ્યું છે કે આપને ત્યાં સેંકડો કોઠારો ધાન્યથી ભરેલા છે. હું પ્રજાના રક્ષણ માટે ને પ્રજાને જીવતી રાખવાને માટે તે અનાજને ખરીદવા ઇચ્છું છું, કારણ કે રાજ્યનો અન્નભંડાર સમાપ્ત થઈ ગયો છે. શું, આપ તે અનાજ મને વેચાતું આપશો? હું આપની પાસેથી જબરજસ્તીથી લેવા ઇચ્છતો નથી પરંતુ પ્રજાના રક્ષણ માટે ખરીદવા ઈચ્છું છું. જગડુશાહ કહે, મહારાજા! આપ આ શું બોલ્યા? આપનો પ્રજા પ્રેમ પ્રશંસનીય છે. પરંતુ મારી પાસે જે ધાન્યના કોઠારો ભર્યા છે તેમાંથી એક દાણો પણ મારો નથી, પછી આપને હું શી રીતે વેચાતું આપું? રાજા આ સાંભળીને ચકિત થઈ ગયા ને પૂછયું–તો પછી આ બધું કોનું છે? જગડુશાહે ખૂબ નમ્રતાથી કહ્યું. મહારાજા! આપ પોતે જ જોઈ લો.

આ સાંભળીને રાજા જગડુશાહને ત્યાં પધાર્યા. અને ધાન્યના કોઠારોમાંથી એક કોઠાર ખોલાવીને જોયું તો માલૂમ પડયું કે તેમાં એક તાડપત્ર રાખ્યું છે, તેના પર

ચરિત્રઃ–કનકરથ વૃદ્ધ માળીનું ખૂન જોઈ રાજા સાથે પાછો આવ્યો અને પછી પોતાના મહેલે ગયો. ઋષિદત્તા તો હજુ એ જાણતી નથી કે મારા પર આક્ષેપ આવી રહ્યો છે. તેના મનમાં તો એ ચિંતા છે કે આવા નિર્દોષ માણસના ખૂન કોણ કરતુ હશે? ઋષિદત્તાનું મુખ કરમાયેલું હતું. કનકરથ કહે–ઋષિદત્તા ! બે ઘડી પછી મારે પિતાજી સમક્ષ હાજર થવાનું છે. શા માટે? તારો ઉત્તર આપવા. પિતાજી તો કહે છે કે આ હત્યા કરનાર કોઈ નથી પણ ઋષિદત્તા પોતે જ છે. એવો તારા પર આક્ષેપ આવ્યો છે. સ્વામીનાથ! હું શો ઉત્તર આપું ! બાલ્યકાળથી સત્યના સંસ્કાર પડયા છે. અહિંસાનો આદર્શ મળ્યો છે. હું શું કહું ? આ હત્યાઓ અંગે હું કાંઈ જાણતી નથી. પિતાજીને શંકા છે કે આ કાર્ય તારા હાથે જ થતું હોવું જોઈએ. આ શબ્દો સાંભળી ઋષિદત્તા ધ્રુજી ઉઠી. પછી ગંભીર સ્વરે કહે–આપને મારા માટે શું લાગે છે? આપના હૈયામાં મારા પ્રત્યે સંશયની રેખા તો પ્રગટી નથી ને ? ઋષિદત્તા ! તું સતી છે એવો મને દૃઢ વિશ્વાસ છે. કોઈ દેવ મારી પરીક્ષા કરવા આવે અને મને સતાવે. તથા મને મારે તો પણ મને તારા પર વહેમ આવવાનો નથી. હું તને સંપૂર્ણ નિર્દોષ ને નિર્મળ માનું છું. અને જીવનભર માનતો રહીશ. પિતાની મતિ બદલાઈ ગઈ છે. તેમને ગમે તેટલું સમજાવીએ તો પણ સમજતા નથી.

ઋષિદત્તા કહે–હવે મને કોઈ ચિંતા નથી. મારા કોઈ કર્મોના કારણે આ વિપત્તિ આવી પડી છે. પણ સ્ત્રીનું વિશ્વ એના સ્વામીમાં જ છે. મારું વિશ્વ મારા માટે સલામત છે. કુમાર કહે–સતી ! સત્યનો જય થશે પણ અત્યારે સત્ય લૂંટાઈ રહ્યું છે. એમ કહીને તે ખૂબ રડે છે. ઋષિદત્તા હિંમત આપે છે. આપ નિઃશંકપણે રાજાને કહેજો કે ઋષિદત્તા આ અંગે કંઈ જાણતી નથી. પણ પિતાજી તારા આ વચન પ્રત્યે વિશ્વાસ નહિ રાખે તો ? ઋષિદત્તા કહે–સત્ય એ સત્ય છે. કર્મના આવરણથી કોઈ વાર સત્ય બીજાને દેખાતું નથી, પણ આવરણ દૂર થયા પછી સત્ય સૂર્ય કરતાં વધુ તેજસ્વી બનીને પ્રકાશી ઉઠે છે. કનકરથે ઉભા થઈને ઋષિદત્તાને પ્રેમ ભર્યા શબ્દોથી હૈયા સાથે ચાંપી દીધી. તેથી ઋષિદત્તાનું કરમાયેલું મુખડું કંઈક પ્રફુલ્લિત બન્યું. તેના મસ્તક પર હાથ મૂકીને કહ્યું–સતી ! તારા શબ્દોમાં મને સો એ સો ટકા વિશ્વાસ છે. પિતાજીની શંકા દૂર થાય કે ન થાય પણ તારા શબ્દો હું એમની સમક્ષ ગર્વભર્યા સ્વરે રજુ કરીશ. તેઓ કંઈ પણ નિર્ણય કરશે તે પહેલાં હું તારી હકીકત નિર્ભયતાપૂર્વક સમજાવીશ. છતાં તેઓ અનુચિત નિર્ણય લેશે તો હું એ નિર્ણયનો પ્રતિવાદ કરીશ. સતી કહે–સ્વામીનાથ! આપ પિતાની સામે પ્રતિવાદ કરશો નહિ. સંસારમાં સત્યને કદી આંચ આવી નથી. હું શ્રદ્ધાપૂર્વક કહું છું કે આજ નહિ તો આવતી કાલે સત્ય પોતાના તેજ વડે પ્રગટ થશે. આટલી વાત કરવામાં બે ઘડી પૂરી થઈ ગઈ.

આ બાજુ રાજભવનમાં આવ્યા પછી રાજાએ સુલશાને બોલાવીને કહ્યું–દેવી !

આપનું અનુમાન સાચું પડયું. આપે જે ઉત્તમ માર્ગદર્શન આપ્યું છે તે બદલ હું તમને ધન્યવાદ આપું છું. એમ કહીને રાજાએ સુવર્ણમુદ્રાનો ભરેલો થાળ તેને આપી દીધો. ને કહ્યું-આજે બપોર પછી રાજસભામાં આ હત્યા અંગેનો નિર્ણય થશે. સુલશા કહે-મેં નિર્દોષ ભાવે કહ્યું હતું. મારે મોટાઈ નથી જોઈતી. મેં જેવું જાણ્યું તેવું કહ્યું. એક તો પાપ કરે છે અને એ પાપને છૂપાવવા કેટલી માયા રચવી પડે છે! આ કર્મના ફળ ઉદયમાં આવશે ત્યારે રડતાં ભોગવતાં પણ પૂરા નહિ થાય. અત્યારે સુલશા પાપી પૂજાઈ રહી છે ને સતી ખોટી દંડાઈ રહી છે. હવે રાજસભામાં રાજા શું નિર્ણય લાવશે ને ઋષિદત્તાનો નાશ કરવા માટે કેવો ઉપાય અજમાવશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં.-૭૭

ભાદરવા સુદ ૧૦ ને બુધવાર તા. ૨૫-૯-૭૪

જ્ઞાતાજીસૂત્રના સોળમા અધ્યયનનો અધિકાર ચાલે છે. જીવ જેવા કર્મો કરે તેવા તેને ભોગવવા પડે છે. પરિવાર ગમે તેટલો વિશાળ હોય, એકની પાછળ દશ સેવા કરનાર હાજર હોય પરંતુ કર્મ ઉદયમાં આવે ત્યારે હજારો માનવી ઘેરાઈને બેઠા હોય પરંતુ કર્મો પાછા હઠતા નથી. (શ્રોતામાંથી અવાજઃ-અરે લાખ હોય તો પણ કર્મો ન હઠે.) "कत्तार मेव अणुजाइ कम्मं ।" કર્મો તો કરનારની પાછળ જાય છે. જેમ વાછરડી પોતાની માતા પાસે જાય છે પણ બીજા પાસે જતી નથી તેમ કર્મ રૂપી વાછરડી કર્મ કરનારની પાસે જાય છે.

સુકુમાલિકાના સ્પર્શથી સાગરદારકને દાહજ્વર જેવી ભયંકર વેદના થઈ. બીજા બધા દર્દો કરતાં દાહજ્વરની વેદના અસહ્ય હોય છે. અનાથી મુનિને દાહજ્વરનો રોગ થયો હતો. પગના અંગુઠાથી લઈને માથા સુધી અસહ્ય વેદન થતું હતું. પરંતુ આ વેદના તેમને પોતાને થતી હતી. પણ બીજાને તેનો અનુભવ થાય તેવું ન હતું. અહીં સુકુમાલિકાને પોતાને વેદન નહોતું પણ જે તેનો પતિ બને ને વિષયબુદ્ધિથી તેનો સ્પર્શ કરે તેને સુકુમાલિકાના સ્પર્શથી દાહજ્વર જેવી ભયંકર વેદના થાય. તે રીતે સાગરદારકને સુકુમાલિકાના સ્પર્શથી આખા શરીરમાં ભયંકર વેદના ને બળતરા થવા લાગી. તેથી તે તેને છોડીને ચાલ્યો ગયો. પોતાના કુળની અને જાતિની છાપ પડયા વગર ન રહે. આટલી વેદના થવા છતાં એક શબ્દ પણ ન બોલ્યો. અને વેદના સહન કરી લીધી. મનમાં એવો વિચાર પણ ન કર્યો કે આ દાહજ્વર વિફર્યા છે, પણ શું

વિચાર કર્યો ? મારા કર્મો એવા તેથી મને આવું થાય છે. તેમાં મારે તેના જીવનમાં આગ શા માટે લગાડવી જોઈએ ! સાગરદારક સાગરની જેમ ગંભીર હતો. કોઈને પોતાની વાત કરી નહોતી. સુકુમાલિકાને આ ભવમાં કાયા ઘણી સુકુમાર અને મખમલ જેવી મળી છે. પણ હજુ કર્મ લોખંડ જેવા મજબૂત છે. હસતાં હસતાં માસખમણના તપસ્વી મુનિને કડવી તુંબીનું શાક વહોરાવ્યું. તે કર્મોએ તેને કેટલી રઝળાવી ને કેટલા દુઃખો વેઠ્યા. અકામ નિર્જરા કરતા કરતા પુણ્યોદય જાગતાં કાયા તો કોમળ મળી ગઈ પણ હજુ કર્મો કઠોર છે. હસતા હસતા બાંધેલા કર્મો રડી રડીને ભોગવતા પણ પૂરા નહિ થાય. પરંતુ જેનામાં સમજણ છે તે બીજાના દોષ નથી જોતા, પણ પોતાના દોષ જુએ છે. સાંભળો, અંજના સતીની કર્મ ફિલોસોફી.

અંજના સતીને પવનજીએ બાર બાર વર્ષો સુધી ન બોલાવી છતાં અંજના સતીની પવનજી પ્રત્યે કેટલી માનદૃષ્ટિ છે ! તે તો એ જ વિચાર કરે છે કે, મારા પતિ મને ન બોલાવે પણ એ છે તો મારું સૌભાગ્ય કંકણ અમર છે. જેનામાં સજ્જનતા છે તે કોઈનું વાંકું નહિ બોલે ને કોઈનો દોષ નહિ જુએ. અંજના વિચાર કરે છે મારા પતિનો શો દોષ ? દોષ મારા કર્મનો છે. અત્યારે તેમની ભરયુવાની છે. મને નથી બોલાવતા પણ બીજી પણ પરણતા નથી. એ છે તો હું સૌભાગ્યવંતી કહેવાઉં છું. શુકનવંતી ગણાઉં છું. મારી અમર ચુડી છે. તેઓ ન હોય તો હું અપશુકનવંતી ગણાત. કેટલા ઉચ્ચ કોટીના વિચાર ! દિલમાં કેટલી પવિત્રતા ને આદર્શ ભાવના !

દાસીએ સુકુમાલિકા પાસેથી બધી વાત જાણી. તેથી તે દાસી ખૂબ વિચાર કરીને ત્યાંથી સાગરદત્તની પાસે ગઈ. ત્યાં આવીને તેણે સાગરદત્તને આ વાત કરી અને કહ્યું. આપણી સુકુમાલિકાનું રૂદન જોયું જતું નથી. તેની કોમળ કાયા ફુલની માફક કરમાઈ ગઈ છે. તેનું હસતું મુખડું સાવ નિસ્તેજ બની ગયું છે. અને ચોધારા આંસુએ રડતી ગમગીન થઈ ને બેઠી છે. જે માતા-પિતા પોતાની વહાલસોયી પુત્રીનો એક ક્ષણ પણ વિયોગ સહન ન કરી શકે તે સુકુમાલિકાને રડતી સાંભળીને બેસી રહે ખરા ? દાસીની વાત સાંભળીને પિતા સાગરદત્ત અને ભદ્રામાતા સુકુમાલિકાની પાસે પહોંચી ગયા. આવીને જોયું તો સુકુમાલિકા ઢગલો થઈ ને ભોંય પડી છે. માતા-પિતા વિચાર કરે છે દીકરીને શું થયું હશે ? દાસીના કહેવાથી તેઓએ જાણ્યું છે કે સાગરદારક સુકુમાલિકાને છોડીને ચાલ્યા ગયા છે, પણ શા કારણથી ગયા છે તે તેમને ખબર ન હતી. તેથી તેમના મનમાં વિચાર થયો કે આપણે લગ્ન કરતી વખતે ઘરજમાઈ થઈ ને રહેવાની શરત મૂકી હતી. હવે તેમણે કદાચ પોતાના પિતાના ઘરે જવાનું કહ્યું હશે ને આપણી પુત્રીએ કહ્યું હશે કે આપણે તો લગ્ન કરતી વખતે શરત કરી છે માટે હવે તમે જાવ તો કેવી રીતે ચાલે ? આવી રીતે વાત થઈ હશે ને

જમાઈને આઘાત લાગ્યો હશે તેથી તેઓ ચાલ્યા ગયા હશે! માતા-પિતા તેમજ સુકુમાલિકાને કોઈને ખબર નથી કે કયા કારણથી સાગરદારક સુકુમાલિકાને છોડીને ચાલ્યા ગયા છે! વાત નથી જાણતા ત્યાં સુધી સાચી વસ્તુની ઓળખાણ થઈ શકતી નથી. ઓળખાણના અભાવમાં પોતાનો સાચો પુત્ર હોય કે પુત્રી હોય તો પણ તેને પરાયા માને છે.

"**ઓળખાણ વગર કેવું બને?**" એક ગરીબ માતાપિતાએ પોતાના એકના એક દીકરાને પોતે કાળી મજુરી કરી ભણાવ્યો ને પછી ધન કમાવવા માટે પરદેશ મોકલ્યો. પોતાના પુણ્યોદયે છોકરાએ ત્યાં સારું ધન ઉપાર્જન કર્યું. છોકરાને ગયા ૧૫ વર્ષો થઈ ગયા. માતા-પિતા તો ઘરડા થઈ ગયા હતા. માણસની પાસે જો ધન હોય તો ઘડપણ જલ્દી ન દેખાય અને ગરીબાઈમાં ઘડપણ જલ્દી દેખાઈ આવે. આ પુત્ર પરદેશમાં ખૂબ ધન કમાયો. પછી તેણે પોતાના ગામમાં આવવાનું નક્કી કર્યું. તેથી અનેક નોકર ચાકરોની સાથે ત્યાંથી રવાના થઈ પોતાના ગામના સ્ટેશને આવી ગયો. જે સમયે પોતાના ગામના સ્ટેશન પર પહોંચ્યો ત્યારે રાત્રી થઈ ગઈ હતી. પોતાનું ઘર છોડીને ગયા ૧૫ વર્ષો થઈ ગયા હતા અને બાલપણમાં ઘર છોડયું હતું. તેથી એમ વિચાર થયો કે રાત્રે અત્યારે ઘર કયાં શોધવું? કાલે દિવસ ઉગતાં મારા ઘેર ચાલ્યો જઈશ. એમ વિચાર કરી સ્ટેશનની પાસે ધર્મશાળા હતી ત્યાં ભાડું ભરીને તે રોકાઈ ગયો. આ છોકરાને રાત્રે ઊંઘ નહોતી આવતી તેથી પરોઢિયું થતાં તે ઉઠીને પોતાના કાર્ય માટે ધર્મશાળાની બહાર નીકળ્યો.

ધર્મશાળાની બહાર નીકળતાં તે છોકરાએ જોયું કે એક વૃદ્ધ માણસ ઘણી મુશ્કેલીથી ધર્મશાળાની આસપાસ રાત્રે રહેલા ઢોરોનું છાણ ભેગું કરી રહ્યો હતો, ત્યાં અચાનક એક માણસ આવીને તે ભેગું કરેલું છાણ લઈને ચાલતો થઈ ગયો. આ વૃદ્ધ માણસ બિચારો સાવ જીર્ણ કાયાવાળો અને નિર્બળ હતો. તેથી છાણ લઈ જતાં જોયું છતાં કંઈ પણ બોલી શકયો નહિ. અને ધ્રુસકે ને ધ્રુસકે રડવા લાગ્યો. આ સંસારમાં નિર્બળ વ્યક્તિઓને બધા સતાવે છે. બળવાનથી બધા ડરે છે. કહે છે કે ભવાનીદેવી પણ બીકના કારણથી વાઘ-સિંહ જેવા બળવાન પ્રાણીનો ભોગ નથી માંગતી પરંતુ બકરા અને મૃગલા જેવા નિર્બળ પ્રાણીઓનો ભોગ ઈચ્છે છે. કોઈની તાકાત છે કે વાઘ-સિંહ જેવા પ્રાણીને પકડીને તેનું બલિદાન આપી શકે! અહીં આપને હું એ વાત કહી રહી છું કે છાણ વીણીને ભેગું કરનાર નિર્બળ વૃદ્ધ માણસનું છાણ બીજો માણસ છીનવીને લઈ ગયો તેથી તે બિચારો રડવા લાગ્યો. આપને કદાચ એમ લાગે કે થોડા છાણ માટે આટલું બધું રડે છે, પરંતુ તેમાંથી તો તેની રોટી ઊભી થતી હતી.

**"પુત્રને પિતાની પિછાણુ નથી"** :–પરદેશથી આવેલો છોકરો આ બધું જોઈ રહ્યો હતો. તેણે વૃદ્ધ બાપાની પાસે જઈને કહ્યું. બાપા! તમારું થોડું છાણ એક માણસ છીનવીને લઈ ગયો તેમાં આપ આટલું બધું રડો છો શા માટે? વૃદ્ધ માણસ આંસુ સારતો કહે છે બેટા! હું અત્યંત ઘરડો છું. બીજું કોઈ પણ કામ હવે કરી શકતો નથી. તેથી હું આટલું છાણ ભેગું કરું છું. તે છાણ હમણાં મારી પત્ની આવીને લઇ જશે. ઘેર જઈને તેમાંથી ૧૦–૧૨ છાણાં થાપશે. પછી તે છાણાં વેચીને તેના બદલામાં જે પૈસા મળે તેનાથી જાર લાવી તેનું ભડકુ બનાવીને પેટ ભરીએ છીએ. એટલે આ છાણ મારી આજીવિકાનું સાધન છે. આજે મારું ભેગું કરેલું છાણ તે માણસ છીનવીને લઈ ગયો તેથી મારે અને મારી વૃદ્ધ પત્નીને ઉપવાસ કરવો પડશે. બાપા! આપ આટલી ઉંમરે આ રીતે છાણા વેચીને આજીવિકા ચલાવો છો તો શું આપને કોઇ પુત્ર કે પુત્રી નથી? આપનું પાલનપોષણ કરનાર કોઈ નથી?

આ સમયે તે વૃદ્ધ માણસ આંખમાંથી આંસુ પાડતો કહે છે, મારે એક પુત્ર તો છે. દીકરો છે શબ્દ સાંભળીને તે છોકરો કહે–બાપા! દીકરો હોવા છતાં આપને આ દુઃખ! શું દીકરો આપની ખબર લેતો નથી? ના, ભાઇ એમ નથી. છોકરો તો ખૂબ ગુણીયલ, વિવેકી ને ડાહ્યો હતો. પરંતુ તે બાલપણમાં પરદેશ ગયો છે. તે વહેપારમાં બરાબર હોશિયાર થશે, ધન કમાશે ને તેથી મારી ગરીબાઈ દૂર થઈ જશે એમ વિચારી તેને પરદેશ મોકલ્યો હતો. પરંતુ પહેલા શરૂઆતમાં પંદર–વીસ દિવસે પત્રો આવતા હતા પરંતુ હમણાં તો કેટલાય સમયથી તેના સમાચાર આવતા નથી. તેણે અમારી ખબર લીધી નથી. કોઈની સાથે એવા સમાચાર આવ્યા છે કે હવે તે ખૂબ ધનવાન થઇ ગયો છે અને દેશમાં આવવાનો છે. પરંતુ ક્યારે આવશે તે ખબર નથી. તે યુવાન છોકરો કહે–બાપુ! તમારા દીકરાનું નામ શું હતું? મારા દીકરાનું નામ વિનોદ હતું.

**"ઓળખાણથી દીકરાનું હૃદય કંપી ઉઠયું"** :– પુત્રનું નામ સાંભળતાં તે બાપુના ચરણમાં પડી ગયો. પિતાજી! મને ક્ષમા કરો. એમ કહી ચોધારા આંસુએ રડતો બોલ્યો કે આપે મને કેટલી આશાએ પરદેશ મોકલ્યો. પણ હું કુપાત્ર દીકરો કે મેં આપની ખબર ન લીધી ત્યારે આપને છાણ વેચીને પેટ ભરવાનો પ્રસંગ આવ્યો ને? વહાલસોયા આપ માતા–પિતાએ પેટે પાટા બાંધીને મને ભણાવ્યો ને મને સુખી કરવા પરદેશ મોકલ્યો. પંદર વર્ષો વીતી ગયા. છતાં મેં આપની સંભાળ ન લીધી. મારા સુખમાં દુઃખી માતાપિતાની શું સ્થિતિ હશે તેનો જરા પણ વિચાર ન કર્યો. ખરેખર હું સુપાત્ર દીકરો નથી પણ કુપાત્ર દીકરો છું. કહેવત છે કે **"છો વાળે તે છોકરા ને દિ વાળે તે દીકરા"** મારી કરોડોની મિલ્કત ધૂળ છે. મારા નાણાં

અંગારા છે. માણેક, લાલ હોય છે તે ચમક ચમક થાય છે ને અંગારા પણ લાલ ચમકે છે. પરંતુ માણેક તો ચમકે છે ને શોભા આપે છે જ્યારે અંગારા તો બાળી મૂકે છે. હું અંગારા જેવો છું. આમ પશ્ચાતાપના આંસુથી પિતાના પગ ધોઈ નાંખ્યા.

એક બાજુ બાપ-દીકરો મળતાં હર્ષના આંસુ આવે છે ને છોકરાને બીજી બાજુ પોતાની ભૂલના પશ્ચાતાપના આંસુ આવે છે. પિતા કહે-દીકરા ! આજે તું મળતાં મારું ઘડપણ ચાલ્યું ગયું ને યુવાની આવી ગઈ. ભલે, તું મા-બાપને ભૂલ્યો પણ આજે ઠેકાણે આવી ગયો છે. તારામાં માનવતાના પવિત્ર દર્શન આજે મને થઈ રહ્યા છે. તારામાં માનવતાની અને સદાચારની જ્યોત પ્રગટી ગઈ છે. એમ કહીને પુત્રને છાતી સરસો ચાંપી લીધો. પછી છોકરાએ ગામમાં જે વાહન હોય તે વાહનો મંગાવ્યા. પૈસો આવે એટલે તેની રોનક કોઇ જુદી જ હોય છે. આ પિતા હવે ધનપતિ બાપ બન્યો હતો. આ હતું ઓળખાણ પહેલાનું અને ઓળખાણ પછીનું પરિણામ. જ્યાં સુધી વૃદ્ધ બાપાને જ્ઞાન ન હતું કે આ યુવક મારો પુત્ર છે ત્યાં સુધી લાખોનો સ્વામી હોવા છતાં પણ થોડું છાણ ઝુંટી જવાથી પણ રડવા લાગ્યા. અને કેટલીક ક્ષણો પછી પોતાને અતુલ વૈભવનો સ્વામી માનીને હસવા લાગ્યા. છોકરાએ ગામમાંથી વાહનો મંગાવ્યા ને બધા વાજતે ગાજતે ઘેર ગયા. પણ આ વૃદ્ધ બાપાને હરખમાં એ ભૂલાઇ ગયું કે અમે જઇએ છીએ પણ પાછળ મારી પત્ની આવશે તે મને નહિ જોવે તો તેનું શું થશે ?

છોકરો ને તેનો બાપ વાજતે ગાજતે પોતાના ઘેર પહોંચ્યા. આ બાજુ છોકરાની માતા પાછળ છાણ લેવા ગઈ. જ્યાં રોજ પોતાનો ધણી છાણ ભેગું કરતો હતો તે જગ્યાએ ગઈ તો છાણ ન જોયું ને પોતાનો ધણી પણ ન જોયો. મનમાં થયું કે મારા ધણીનું શું થયું હશે ? કોઈ વનચર પ્રાણી આવીને લઈ ગયું હશે કે કોઈ ઉપાડી ગયું હશે ? કોઈ દેવને ચઢાવવા લઈ ગયું હશે ? એમ આઘાતમાં બેભાન બનીને ધરતી પર ઢળી પડી. આ બાજુ બાપ દીકરો ઘેર પહોંચ્યા પછી ખબર પડી કે માતા તો છાણ લેવા ગઈ છે. તેથી વાહન લીધા વિના દોડતો પોતાની માતા પાસે પહોંચી ગયો. જોયું તો માતા બેભાન થઈને ધરતી પર પડી છે. તેની પાસે જઇને પંખો નાંખે છે. પાણીનો છંટકાવ કરે છે તેથી ભાનમાં આવે છે. ત્યારે છોકરો કહે છે મારી બા ! મારી બા! મારી બહુ મોટી ભૂલ થઇ ગઈ છે. એમ બોલતો માતાના હૈયા પર પડીને કહે, માતા ! મને માફ કર. બા શબ્દ સાંભળતા વૃદ્ધ માતાનું હૈયું નાચી ઉઠયું. કેટલાય વર્ષે આજે 'બા' શબ્દ સાંભળવા મળ્યો. તે કહે છે દીકરા ! મારો દીકરો તો કેટલા વર્ષોથી પરદેશ ગયો છે. પણ આજે તું મારો દીકરો બનીને આવ્યો છે તેથી મારા દિલમાં ઘણો આનંદ થયો છે. છોકરો કહે-હે માતા ! તારો જે દીકરો દેશાવર ગયો હતો તે જ દેશમાં આવ્યો છે. આ તારો જ દીકરો છે. પહેલાં બીજાનો દીકરો હોવા છતાં

પોતાને 'બા' કહીને બોલાવે છે એ સાંભળતાં તેના રોમે રોમમાં આનંદ થયો હતો. તેને હવે ખબર પડી કે આ મારો પોતાનો દીકરો છે તો તેના આનંદની તો વાત જ શી ? એ અનુભવે ખબર પડે. માતાએ દીકરાને હૈયા સમો ચાંપી લીધો.

છોકરો માતાના ચરણમાં પડીને કહે છે બા ! આ કુપાત્ર છોકરાને માફી આપ. મેં તો ઘણી મોટી ભૂલ કરી છે. પરદેશમાં જઈને સુખના સાગરમાં મસ્તી માણતા આ લાડીલા માતા પિતાની સંભાળ ન લીધી ! આપની ખબર ન રાખી ત્યારે આપને છાણુ વેચીને પેટ ભરવાનો સમય આવ્યો ને ! તે માતાને ઘેર લઇ ગયો. માતા-પિતા, દીકરો બધા આનંદથી રહે છે. બંધુઓ ! મારો કહેવાનો આશય એ છે કે ઓળખાણ નથી, સમજણ નથી ત્યાં ઘર્ષણ થાય છે. પુત્રની ઓળખાણ થતાં ગરીબ પિતા ધનવાન બની ગયા. આપને તો આવો પ્રસંગ ભાગ્યેજ બને છતાં આ વાત સાંભળતા આપના હૈયા રડી પડે છે.

સાગરદારક ચાલ્યો જવાથી સુકુમાલિકા કાળો કલ્પાંત કરી રહી છે. સાગરદારક ચાલ્યો ગયો પણ કેમ ચાલ્યો ગયો તેની કોઇને ખબર ન હતી. સુકુમાલિકાના દિલમાં ઘણો આઘાત છે. પિતા સાગરદત્ત કહે-દીકરી ! તું શા માટે ગભરાય છે ? મા બાપ બેઠા તારે ગભરાવાની શી જરૂર ? જો એમને ઘરજમાઇનો પ્રશ્ન મૂંઝવતો હશે તો કંઈક રસ્તો કાઢશું. તું શાંતિ રાખ. સાગરદત્ત કહે-દીકરી ! હમણાં જ તેના ઘેર જઇને તેની ખબર લઈ નાંખું. ઘરજમાઇ રહેવાનું કબૂલ કરીને એણે મારી પુત્રીનું જીવન ઝેર બનાવી દીધું. આમ કહીને તે ત્યાંથી ઉભા થયા ને પોતાનું વાહન મંગાવી ચા-પાણી પીધા વગર જિનદત્ત શેઠના ઘેર જવા તૈયાર થયા. અંતરમાં ગુસ્સો છે ને આંખમાં આંસુ છે. સંતાનો પ્રત્યે પંખીઓને પ્રેમ હોય છે તો માનવીને કેમ ન હોય ? આ સુકુમાલિકા તો મા-બાપને ખૂબ વહાલી છે. તેથી તેને સાસરે નહિ મોકલતા ઘરજમાઇની શરતે લગ્ન કર્યા. સાગરદારક સુકુમાલિકાને છોડીને પોતાના ઘેર આવ્યો. આવીને ગમે તે રૂમમાં જઇને બેસી ગયો છે એ જિનદત્ત શેઠ જાણુતા નથી. સાગરદત્ત શેઠ નોકરો સાથે ઉગતા પ્રભાતમાં જિનદત્ત શેઠના ઘેર પહોંચી ગયા. જિનદત્ત શેઠે પધારો કહીને તેમનું સ્વાગત કર્યું. સાગરદત્તની તો ક્રોધની જ્વાળા ફાટી ઉઠે છે. જિનદત્ત શેઠના મનમાં થયું કે આજે ઉગતા પ્રભાતમાં સાગરદત્ત શેઠ કયા કારણસર આવ્યા હશે ? મારા ભાગ્ય હોય કે આવા વેવાઇના મારે ત્યાં પગલા થાય. પરંતુ આજે તેમના મુખ પર ગુસ્સો દેખાય છે. આંખો લાલચોળ થઈ ગઇ છે. જિનદત્ત શેઠ કંઈ જાણુતા નથી. તે ભદ્રિક ભાવે પૂછશે કે આજે આપ આટલા બધા ઉદાસ-(ગમગીન) કેમ છો ? ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** હત્યા અંગેનો નિર્ણય કરવા માટે રાજાએ રાજસભા ભરી છે. બપોરે

બધાને પ્રિય હોય છે. પરંતુ એ અનુરાગ અંતરનો હોવો ઘટે. આંધળો ન હોવો જોઈએ. યુવરાણી વનમાં વસેલી છે. મંત્ર-તંત્રની જાણકાર છે અને તે આ રીતે નિદ્રા મૂકતી હોય એ કેમ ન બને? બહારના કોઈ પણ માંત્રિકને આ રીતે યુવરાણી પર વૈર રાખવાનું શું કારણ હોય? માનવરક્તની પિપાસા તૃપ્ત કરવા માટે વનવાસિની આ પ્રયોગ કરી રહી છે. અને નિર્દોષ માનવીના પ્રાણ હરી રહી છે. કોઈપણ સંયોગોમાં આવા ઘોર કૃત્યોની ક્ષમા ન હોઈ શકે. છતાં યુવરાણીએ પોતાના દોષનો એકરાર કર્યો હોત તો આ રાજસભા તેના પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરવા તૈયાર થાત. પણ તે તો કહે છે કે હું કંઇ જાણતી નથી. એમ કહેવાથી ન્યાયને સંતોષ મળી શકે નહિ.'

ઋષિદત્તાના ઘોર પાપનો ઉદય જાગ્યો છે. તેથી પોતે ચંદ્ર જેવી નિષ્કલંક અને નિર્દોષ હોવા છતાં તેના માથે આક્ષેપ આવ્યો. રાજાએ કહ્યું-પ્રજાજનો! આવી દુષ્ટ હત્યારીને શી શિક્ષા કરું? પ્રજાજનો બધા એકી અવાજે બોલ્યા-કાં એનો શિરચ્છેદ કરો, કાં એને સળગાવી મૂકો, કાં એને શૂળી આપો, કાં એને જંગલમાં લઈ જઈ એનો વધ કરી નાખો. રાજા પોતાના પંડિતોને કહે છે હવે આપ આ પ્રશ્નનો ઉકેલ લાવો. એક પંડિતે ઊભા થઇને કહ્યું. આવી માનવ હત્યા કરનારને પ્રાણદંડ સિવાયની બીજી કોઇ હલકી શિક્ષા ન હોય એ ન્યાયનો નિર્ણય છે. અહીં જે હકીકત રજુ થઇ છે તે પરથી યુવરાણી નિર્દોષ હોવાનો કોઈ પૂરાવો મળતો નથી. એ નિર્દોષ હોય એવા સંશયનું એક નાનું કારણ મળે છે અને તે ઋષિદત્તા પોતે આ બાબતથી અજાણ છે એમ દૃઢતાપૂર્વક જણાવે છે. પરંતુ ઘણીવાર એમ બને છે કે ગુનેગાર વધુ ચાલાક અને કુશળ હોય તો પોતાના ગુનાને આબાદ રીતે છૂપાવી શકે છે. અપરાધ અને અપરાધી તરફ નજર કરતાં અમને લાગે છે કે મહારાજાએ આ અંગેનો પોતાનો અંતિમ નિર્ણય આપવો જોઇએ.

પંડિતોની વાત સાંભળી મહારાજાએ કહ્યું-ન્યાય-નીતિ અને ધર્મની રક્ષા એ રાજ્યનો આદર્શ છે. અને રાજાએ એ આદર્શનું પાલન કરવા જતાં પોતાને ગમે તેવો આઘાત લાગે તો તે સહન કરી લેવો જોઇએ. ન્યાયની પવિત્રતા જળવાઈ રહે એટલા માટે અને ગુનેગારને બરાબર દંડ મળે એ દૃષ્ટિથી હું આજ્ઞા કરું છું કે વનવાસિની દેવી ઋષિદત્તાને ઘોર વનમાં લઇ જઈ ત્યાં એનો વધ કરાવો. કનકકુમાર! તારે એના બચાવ માટે કંઇ બોલવું છે? હવે કનકકુમાર રાજાને શો જવાબ આપશે ને એની શી સ્થિતિ થશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં.-૭૮

ભાદરવા સુદ ૧૧ ને ગુરૂવાર તા. ૨૬-૯-૭૪.

કરૂણાસાગર, શાસનપતિ વીર ભગવાનની ભાવપૂર્વક સ્તુતિ કરવાથી પણ કર્મની નિર્જરા થાય. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯મા અધ્યયનમાં ભગવાનને પ્રશ્ન કર્યો છે. "थयथुइ मंगलेणं भंते जीवे किं जणयइ? थयथुइमंगलेणं नाणदंसणचरित्त बोहिलाभं जणयइ। नाणदंसणचरित्त बोहिलाभं संपन्ने य णं जीवे अंतकिरियं कप्पविमाणोववत्तियं आराहणं आराहेइ।" હે પ્રભુ! સ્તવન અને સ્તુતિમંગલ કરવાથી જીવને શું લાભ થાય છે? સ્તવન અને સ્તુતિ મંગલ કરવાથી જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ બોધિલાભની પ્રાપ્તિ થાય છે. આવો બોધિલબ્ધ જીવ કાં તો મોક્ષ પામે છે અથવા તો કલ્પવિમાનમાં ઉત્પન્ન થઈ આરાધક થાય છે.

ભગવાનની સ્તુતિ કરવાથી, નામસ્મરણ કરવાથી જીવનું કલ્યાણ થાય તો તે ભગવાનના મુખમાંથી ઝરેલી વાણીના અમૃત ઘુંટડા જો આત્મા પીવે ને હૃદયમાં અવધારે અને તે પ્રમાણે આચરણ કરે તો કલ્યાણ થયા વિના રહે ખરું? જીવાત્માએ વાણી તો ઘણીવાર સાંભળી છે પણ આચરણમાં મૂકી નથી. દવા લાવીને નિયમ પ્રમાણે પીવાથી રોગ મટે પણ લાવીને મૂકી રાખવાથી રોગ ન મટે. વીતરાગની વાણી આપણા જન્મ-જરા અને મરણના રોગ મટાડનારી મહાન ઔષધિ છે.

સુકુમાલિકાની વાત ચાલે છે. સાગરદત્ત વિચાર કરે છે, મારી દીકરીનો શું વાંક, ગુનો હતો કે પરણ્યાની પ્રથમ રાત્રે જ સાગરદારક સુકુમાલિકાને છોડીને ચાલ્યા ગયા? પહેલાના માણસો તપાસ કરે કે કોનો વાંક છે? કોનો દોષ છે? જો પોતાનો ગુનો હોય તો પોતે કબૂલ કરી લેતા. આજે તો અવળી ગંગા વહી રહી છે. દોષ પોતાના હોય તો ન દેખે ને પરાયા દોષ જોયા કરે.

**દોષ દેખું સદા હું અવરમાં, મારા દોષો ન આવે નજરમાં,**
**ગુણ બીજાના કદી ના નિહાળું, માનું ગુણ છે બધા મારા ઉરમાં,**
**આ ખરાબી મને ખરડયા કરે, હો એક અવગુણ મને કનડયા કરે.**

પ્રભુની પ્રાર્થના કરતાં ભક્ત બોલે છે હે પ્રભુ! હું સદાય બીજાના દોષ જોઉં છું. પણ મારા દોષ મને નજરમાં આવતા નથી. બીજાના ગુણને જોતો નથી. બધા ગુણ મારામાં ભર્યા છે એમ માનું છું. આ મારો મોટો અવગુણ છે.

સાગરદત્ત શેઠનું લોહી ઉકળી ગયું છે, આંખો લાલચોળ થઈ ગઈ છે. એવા

તે જિનદત્ત શેઠના ઘેર પહોંચ્યા. તે સમયના માણસોમાં વ્યવહાર ને વિનય અથાગ હતો. મારે આંગણે વેવાઈ ક્યાંથી હોય ! તે વેવાઈનું બહુમાન કરતા. ત્યારે વેવાઈ કરતાં જમાઈની કિંમત વધુ ને જમાઈ કરતાં સ્વધર્મી બંધુની કિંમત વધુ હતી. આજે શી સ્થિતિ છે ! સંસાર વહાલો છે તેટલો ધર્મ વહાલો નથી. જેમ દહીંમાંથી માખણ મેળવવા રવૈયો ફેરવવો પડે છે તેમ સ્વધર્મી ભાઈ જીવનના રવૈયા સમાન છે. તત્ત્વ એ દહીં સમાન છે. સ્વધર્મી ભાઈ ભેગા થાય એટલે ધર્મ ચર્ચા કરી, જ્ઞાન ગોષ્ઠિ કરી તત્ત્વ રૂપ દહીંમાંથી માખણ મેળવે છે. પરંતુ આજે વહેપારી આવે તો બધું ભૂલી જાય ને સ્વધર્મી ભાઇ આવે તો ઊંઘી જાય.

જિનદત્ત શેઠે સાગરદત્ત શેઠનું 'પધારો' કહીને ભાવભર્યા મીઠા શબ્દોથી સ્વાગત-સન્માન કર્યું. સાગરદત્ત શેઠનો ચહેરો જોઇને જિનદત્ત શેઠ સમજી ગયા કે આજે કંઈક છે. જિનદત્ત શેઠ પૂછે છે આપના પુનિત પગલા મારા ઘેર થયા તે ઘણી આનંદની વાત છે. પરંતુ આપ આજે અત્યારમાં આવ્યા છો તો કોઈ પણ કારણ વિના ન આવ્યા હોય ! આપને આવવાનું શું પ્રયોજન છે તે આપ વિના સંકોચે ફરમાવો. સાગરદત્તની તો ક્રોધની જવાળા ફાટી નીકળી છે. દિવાસળી પોતે બળે ને જેના પર નાંખે તે પણ બળે છે. તેમ ક્રોધી માણસ પોતે બળે છે ને બીજાને પણ બાળે છે. ક્રોધથી વર્ષોની સાધના સાફ થઈ જાય છે. સાગરદત્ત ગુસ્સામાં કહે છે–क्रिण्णं देवाणुप्पिया ? एवं जुत्तं वा, पत्तं वा, कुलाणुरुवं वा, कुलसरिसं वा ? હે દેવાનુપ્રિય ! શું આ વાત વ્યાજબી છે ? કુળમર્યાદાને લાયક છે અથવા તો કુળની યોગ્યતા મુજબ છે ? કુળને શોભાવનારી છે ?

સાગરદત્ત જિનદત્ત શેઠને કહે છે હે દેવાનુપ્રિય ! તમારું કુળ પ્રતિતકારી છે. આપ જેવા તેવા કુળના નથી. ચંદ્રમાં લંછન છે પણ તમારા કુળમાં કોઈ લંછન નથી. આબરૂદાર, વિશ્વાસપાત્ર અને ઉજ્જવળ તમારું કુળ છે. આપ સમાજમાં પ્રતિષ્ઠિત, પવિત્ર અને પરોપકાર કરનારા છો, સમાજમાં આપ પૂજનીય છો તેથી આપનો દીકરો પણ પવિત્ર હશે એમ માનીને મારી દીકરી સુકુમાલિકાને આપના પુત્ર સાગરદારક સાથે પરણાવી. જિનદત્ત શેઠના મનમાં થાય છે કે શેઠ આમ કેમ બોલતા હશે ? સાગરદત્ત આગળ કહે છે હે શ્રેષ્ઠી ! તમારો પુત્ર કુળદીપક છે ને મારી પુત્રી કુળદીપિકા છે એમ સમજીને મારી પ્રિય પુત્રીને પરણાવી. પરંતુ તમારો પુત્ર સાગરદારક કોઈ પણ જાતના દોષ જોયા વગર પતિવ્રતા સુકુમાલિકાને ત્યજીને અહીં આવી ગયો છે. આ શું કુળ મર્યાદાને લાયક છે ? આ કુળને શોભાવનાર છે ? આ રીતે કહેતાં સાગરદત્તની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યો. આંસુનો વરસાદ વરસવા લાગ્યો. આ રીતે મનને દુભાવનારા તેમજ ગળગળા થઇને રડતાં રડતાં ઘણાં વચનોથી સાગરદત્તે પોતાના વેવાઈ જિનદત્તને ઠપકો આપ્યો.

જિનદત્ત શેઠ સાગરદત્ત શેઠના આ શબ્દો સાંભળીને, વાતને ગ્રહણ કરીને,

સાગરદારક પુત્ર જ્યાં બેઠો હતો ત્યાં ગયા. અને ત્યાં જઈને તેમણે સાગરદારકને આ પ્રમાણે કહ્યું-"दुट्ठुणं पुत्ता तुमे कयं सागरदत्तस्स गिहाओ इव हव्वमागए।" હે કુળદીપક પુત્ર ! તું મારે એકનો એક પુત્ર કુળદીપક છે. બેટા ! આપણી આબરૂ-ઈજ્જત કોણ ? ઘર કોણ ? તારી ઈચ્છાથી ઘરજમાઈ થવાની શરતે તારા ગઈ કાલે સુકુમાલિકા સાથે લગ્ન કર્યા. ને આજે ત્યાંથી સુકુમાલિકાને ત્યજીને તું ભાગી આવ્યો. હે પુત્ર ! તમે આ જે કંઈ કર્યું છે તે સારું ન કહેવાય. તમે સાગરદત્તના ઘેરથી આટલા જલ્દી આવતા રહ્યા, આ ઠીક નથી. તેથી હે પુત્ર ! તમે અત્યારે જેવી સ્થિતિમાં છો તેવી સ્થિતિમાં સાગરદત્તને ઘેર જતા રહો. હે વહાલસોયા દીકરા ! તું જલ્દી ઊભો થા. તેમાં ક્ષણ માત્રનો વિલંબ ના કર. તું મારે એકનો એક દીકરો છે. તારી સંમતિથી તને ઘરજમાઈ બનાવ્યો. તું જાણે છે અમારે તારા સિવાય બીજા કોઈ પુત્ર કે પુત્રી નથી. તારી અમારા ઘરમાં વસ્તી હતી. તું ઘરજમાઇ થઇને ગયો પછી અમારા ઘર સાવ સૂના સ્મશાન જેવા લાગે છે. છતાં મારી જીભાન નહિ જવા દઉં. આજે તું આ રીતે આવતો રહ્યો, તેથી અમારું ઘર લાજે છે, કુળને કલંક લાગે છે, માટે એક સેકન્ડનો વિલંબ કર્યા વગર તું સાગરદત્તની સાથે ચાલ્યો જા. જિનદત્ત શેઠ પુત્રને આ રીતે કહી રહ્યા છે. પણ એટલુંય પૂછતા નથી કે તું શા કારણથી સુકુમાલિકાને છોડીને આવ્યો છે? શું કંઈ બન્યું છે? જિનદત્ત શેઠની વાત સાંભળતા સાગરદારક રડી પડયો. અને કહે છે ઓ પિતાજી ! આપ મને મોકલો છો, આપની આજ્ઞા શિરોમાન્ય છે. પિતાની આજ્ઞાનું પાલન કરવું એ મારું કર્તવ્ય છે. આપની આજ્ઞામાં બીજી દલીલ કરવાની હોય નહિ. આપ જે કઠોર કે કોમળ આજ્ઞા કરો તેમાં આપ મારું હિત સમજીને કરતા હશો. માતા પિતા પોતાના સંતાનોને કે ગુરૂ પોતાના શિષ્યોને કદાચ કડક આજ્ઞા કરે કે કડક શબ્દો કહે તો તેમાં સંતાનોનું અને શિષ્યોનું હિત સમાયેલું હોય છે. શબ્દ કડક હોય પણ તેમનું દિલ કોમળ હોય છે. આજ્ઞાનું પાલન એ જ ધર્મ છે.

જેમ ભગવાનની અંતિમ દેશના વખતે અઢાર દેશના રાજાઓ છઠ્ઠ પૌષધ કરીને બેસી ગયા હતા તેમજ પાવાપુરીની પ્રજા પણ ભગવાનની વાણી સાંભળવા બેસી ગઇ હતી. તે સમયે ભગવાને ગૌતમસ્વામીને આજ્ઞા કરી કે આપ દેવશર્માને પ્રતિબોધવા જાવ. આ જેવી તેવી આજ્ઞા ન કહેવાય. જ્યાં આટલા રાજાઓ ને સારી પ્રજા આવીને બેસી ગઈ હોય ત્યાં આવી આજ્ઞાનું પાલન કરવું, એ સહેલું નથી. વળી ભગવાન પર ગોશાલકે તેજુલેશ્યા છોડી ત્યારે ભગવાન બોલ્યા હતા કે હે મારા સાધકો ! તમે ગભરાશો નહિ. હું હજુ આટલા સમય સુધી આ પૃથ્વી પર વિદ્યમાન વિચરવાનો છું. તેથી ગૌતમસ્વામી પણ એ જાણતા હતા કે ભગવાનની આ અંતિમ દેશના છે. હવે મારા નાથ આ પૃથ્વીપર બે દિવસ છે. જે ગૌતમસ્વામી ભગવાનનો એક ક્ષણનો પણ વિયોગ સહન કરવા સમર્થ ન હતા તે ગૌતમસ્વામીને ભગવાને આજ્ઞા કરી તો તે આજ્ઞાને

હસતે મુખડે વધાવી લીધી. ભગવાનની સામે એટલું પણ ન બોલ્યા કે ભગવાન, અત્યારે મને કયાં મોકલો છો ? આપનાથી દૂર કેમ કરો છો ? વિનીત શિષ્યને ગુરૂની આજ્ઞામાં અમૃત દેખાય છે. તે સમજે છે કે મને ગુરૂદેવ જે આજ્ઞા કરે તે મારા હિત માટે કરતા હોય છે. આવા શિષ્યોનું કલ્યાણ જલ્દી થઇ જાય છે.

**"આજ્ઞા પાલનથી થતો લાભ"** : એકવાર સંત એકનાથની પાસે એક ભાઈ આવીને કહે ગુરૂદેવ ! મારે કલ્યાણ કરવું છે. તો આપ મને એવો રસ્તો બતાવો. આપનું જીવન કેટલું શાંત અને ચિંતારહિત છે ! અને અમે તો હમેશાં કષાયોથી ઘેરાયેલા, અશાંત અને ચિંતાવાળા છીએ. કૃપા કરીને આપ એવો ઉપાય મને બતાવો કે જેથી હું પણ આપના સમાન નિશ્ચિંત અને શાંત જીવન વીતાવી શકું અને મન સ્થિર બનાવી શકું. એકનાથે કહ્યું. તે ઉપાય તો હું તને પછી બતાવીશ. પરંતુ આજે તને એટલું કહું છું કે આજથી આઠમા દિવસે તારું મૃત્યુ થશે. આ વાત સાંભળતા તે ભાઈ ગભરાયા. પણ મનમાં વિચાર કર્યો કે હવે હું આઠમા દિવસે મરી જવાનો છું તો મારા જેટલા દુશ્મનો હોય તે બધાને ખમાવી દઉં. તેમની ક્ષમા માંગી લઉં. જો હું ક્ષમા નહિ માંગુ ને મરી જઇશ તો વૈરની પરંપરા ઊભી રહેશે. એમ વિચાર કરીને જેની સાથે ઘણી દુશ્મનાવટ હતી તેના ઘેર પહેલા ગયો. જઇને તે ભાઈ પાસે ક્ષમા માંગી. આ રીતે ગામમાં જે જે વ્યક્તિઓની સાથે લડાઇ ઝઘડા થયા હતા તે બધાની પાસે જઈને ક્ષમા માંગી. અને વૈરભાવ દૂર કરીને મિત્રાચારી-ભર્યો સ્નેહ બાંધ્યો. પોતાના પાડોશી પાસે જઈને પણ ક્ષમા માંગી. આ રીતે દુશ્મનોની ક્ષમા માંગતો માંગતો સાંજે પોતાના ઘેર પહોંચ્યો.

પતિને ઉદાસ જોઇને પત્ની પૂછે છે સ્વામીનાથ ! આપ આજે ઉદાસ કેમ છો ? આપનું મુખ કેમ કરમાઈ ગયું છે ? પતિ, પત્નીના ચરણમાં પડી તેની માફી માંગવા લાગ્યો અને કહે કે મેં તને કેટલીય વાર કટુવચનો કહ્યા છે. મારકૂટ પણ કરી છે, ખાતી વખતે આ ખારું છે ને આ ખાટું છે, આ મોળું છે એમ કહીને અનેક રીતે તને કટુ શબ્દો કહ્યા છે. પરંતુ આજે તારી પાસે બધા અપરાધોની હું ક્ષમા માગું છું. કૃપા કરીને તું મને માફી આપ. ક્ષમા આપ. પત્ની કહે–સ્વામીનાથ ! ક્ષમા મારે માંગવાની હોય. આપને નહિ. પરંતુ આપ અત્યારે ક્ષમા કેમ માંગી રહ્યા છો ? શું છે ? પતિએ કહ્યું. છે તે છે. પણ કંઈ જવાબ ન આપ્યો. આ રીતે બધાની પાસેથી ક્ષમા માંગી લેવાથી તેને લાગ્યું કે મારા દિલનો ભાર હળવો થઈ ગયો છે.

**"ક્ષણે ક્ષણે મૃત્યુ સામે નજર કરો"** : પછી તે ભાઈ તો રૂમ બંધ કરી ધ્યાન ધરીને પ્રભુના સ્મરણમાં લીન બની ગયા. આ રીતે સાત દિવસ પૂરા થયા અને તેને મૃત્યુ પોતાની સામે નાચતું દેખાવા લાગ્યું. આઠમા દિવસે સંત એકનાથ પાસે જઈને પૂછયું–ગુરૂદેવ ! મારું મૃત્યુ ક્યારે છે ? આપ કહો, તેથી હું આત્માની

સમાધિ લઈ લઉં. સંત કહે એ વાત પછી. પણ તું એ કહે કે તારા સાત દિવસ કેવા ગયા? તે માણસ કહે-ગુરૂદેવ! મને તો આંખ સામે મોત દેખાતું હતું તેથી મેં પહેલા તો મારે જેની સાથે લડાઈ ઝઘડા થયા હતા, જેની સાથે વૈરભાવ હતો તે બધાની પાસે જઈને હું ક્ષમા માંગી આવ્યો. તેથી મારું હૃદય ઘણું હલકું બની ગયું. તે પછી હું પ્રભુના ધ્યાનમાં તન્મય બની ગયો. ત્યારે તે સિવાય મને બીજું કંઈ દેખાતું ન હતું. હવે આઠમો દિવસ આવી ગયો તેથી મૃત્યુની પ્રતિક્ષા કરી રહ્યો છું. આ ભાઇની વાત સાંભળીને એકનાથે હસતાં હસતાં કહ્યું. ભાઈ! હું આજે તારા પ્રશ્નનો ઉત્તર આપું છું. મૃત્યુના આઠ દિવસ બાકી હતા છતાં તારું મન પ્રભુમાં કેટલું સ્થિર બની ગયું હતું! અને તારા જીવનને કેટલી સુંદર રીતે તેં આઠ દિવસ વીતાવ્યું. જો મૃત્યુને હમેંશા પળે પળે યાદ રાખે, તો મનુષ્ય પોતાનું જીવન અધિક પવિત્ર અને ઉન્નત બનાવે તેથી તેના જીવનમાં અશાંતિ, ચિંતા અને ક્રોધાદિ કષાયોનો પ્રવેશ થઈ શકતો નથી. અમારું શાંત અને નિશ્ચિંત જીવનનું રહસ્ય મરણના સ્મરણમાં છૂપાયેલું છે. મરણનું સ્મરણ કરનાર વ્યક્તિ પળે પળે એ વિચારે છે કે એક દિવસ આ શરીર નષ્ટ તો થવાનું જ છે તો શા માટે અમે તેની પાછળ વિવિધ પ્રકારના પાપોનું ઉપાર્જન કરીએ? પરંતુ જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી બધા પ્રત્યે સ્નેહ ભાવ રાખીએ, બધાની સેવા કરીએ તથા શાંતિથી પ્રભુનું સ્મરણ કરતાં યથાશક્તિ ધર્મઆરાધના કરીએ. સંત એકનાથજીની વાત સાંભળીને તે ભાઈએ આનંદિત થઈને કહ્યું. ભગવાન! મને મારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો. કલ્યાણનો માર્ગ મને જડી ગયો.

**"પિતાનો પુત્રને ઠપકો"**: જીનદત્ત શેઠે પુત્રને કહ્યું. હે કુળદીપક! તું ઊઠ, ઊભો થા અને જરા પણ વિલંબ કર્યા વિના સાગરદત્તને ઘેર જા. ત્યારે સાગરદારક કહે, પિતાજી! આપની આજ્ઞા મને શિરોમાન્ય છે. પરંતુ આપની કઈ આજ્ઞા મને માન્ય છે ને કઇ આજ્ઞા માન્ય નથી? તે વાત સાગરદારક આગળ રજુ કરશે. પિતા-પુત્ર વચ્ચે થયેલી વાત સાગરદત્ત બારણાની પાછળ ઊભો રહીને સાંભળે છે. તેમને સાંભળ-વાની બીજી કોઈ દૃષ્ટિ નથી, પણ એ જાણવું છે કે સાગરદારક શા માટે સુકુમાલિકાને છોડીને આવતો રહ્યો છે. સાગરદારક પિતાને શો જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર: "કનકકુમારનો દૃઢતાપૂર્વકનો જવાબ"**: રાજાએ રુબિદત્તા માટે ઘોર વનમાં લઈ જઇ વધ કરવાની આજ્ઞા આપી. પછી કનકકુમારને પૂછે છે, તારે એના બચાવ માટે કંઈ બોલવું છે? કનકકુમારની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વહી રહ્યો છે. રડતા મુખે કહે છે પિતાજી! મારે બચાવ કરવો નથી. મારી નજર સમક્ષ અન્યાય થઈ રહ્યો છે. પરંતુ મને વિશ્વાસ છે કે રુબિદત્તા પવિત્ર સતી છે.

અંતે સત્યનો જય થવાનો છે. આટલું બોલતાં બેભાન થઈને ધરતી પર ઢળી પડયો. રુષિદત્તાના વધની શિક્ષા સાંભળીને રાજસભાએ હર્ષનાદથી મહારાજાનો જય બોલાવ્યો ને તાળીઓનો ગડગડાટ કર્યો. ઘોર નિરાશાથી ભાંગી ગયેલો કનકરથકુમાર પોતાની પ્રિય પત્ની રુષિદત્તા પાસે આવી પહોંચ્યો. યુવરાજનું મોઢું કરમાયેલું જોઈને રુષિદત્તા પૂછે છે સ્વામી! કેમ આટલા બધા ગમગીન દેખાવ છો? હે સતી! આજ મારા જીવનનું તેજ હણાઈ ગયું છે. ન્યાયના નામે ભયંકર અન્યાયને પોષણ મળી રહ્યું છે. સતી કહે, આપ કોઈને દોષ આપશો નહિ. રાજસભાએ શું નિર્ણય કર્યો? એ નિર્ણય કહેતાં મારી જીભ ઉપડતી નથી. સતી કહે–ગમે તે નિર્ણય હશે. કોઈ પણ સત્તા કે અધિકાર મોતથી વધારે શિક્ષા શું કરી શકવાના છે? આપ જરા પણ ગભરાશો નહિ. મારા પૂર્વકર્મના કોઈ પાપનો ઉદય જાગ્યો છે. રાજા તો નિમિત્ત માત્ર છે. હે પ્રાણનાથ! મને મરવાનું દુઃખ નથી પણ મને કલંકિત કરીને મારે છે તેથી મારા મનમાં ચિંતા થાય છે. મારા માતા–પિતા કોણ? હું ધર્મિષ્ઠ માતા–પિતાની પુત્રી છું. મારા પિતાએ ધર્મના સંસ્કારોથી મારા જીવનનું ઘડતર ઘડયું છે. જો આ રીતે મરીશ તો લોકો કહેશે કે જોયુંને! આવી સતી જેવી છોકરી માણસને મારીને તેનું માંસ ખાતી હતી. મારા ધર્મને કલંક ચઢે છે અને મારા પિતાની સાત પેઢી સુધી આ કલંક રહેશે કે રુષિદત્તાએ આવું કર્યું! મને મરણનો ડર નથી પણ મારો ધર્મ લજવાય છે તેનો મને ડર છે.

કનકકુમાર કહે–હે દેવી! તને મારી સ્થિતિ શું થશે એનો કોઈ વિચાર આવતો નથી? સતી કહે–આવે છે પણ જેનો અર્થ નથી એવી કલ્પના શા કામની? પરંતુ હું આપને એટલું કહું છું કે મારા કર્મના ફળ તો હું સમતા ભાવે ભોગવી લઈશ પરંતુ આપ નિરાશાના અંધકારનો આશ્રય લેશો નહિ. મને ભૂલી જજો અને કોઈ સારી ખાનદાન, સદ્‌ગુણી કન્યાને પરણજો અને હમેંશા ધર્મનું રક્ષણ કરજો. આપ મારી પાછળ રડશો કે ઝૂરશો નહિ. અને સતી સાચી છે કે ખોટી તેનો ન્યાય ચૂકશો નહિ. આટલું બોલતાં ઋષિદત્તા એકદમ રડી પડી. યુવરાજે તેને હૈયા સમી ચાંપી લીધી. બંનેની આંખમાં આંસુ છે. ઋષિદત્તા! મારા હૈયામાં કેવો આઘાત લાગ્યો છે તે તું સમજી શકતી નથી. પ્રાણ–આધાર! બધું સમજું છું. આપે મારામાં જે પ્રેમ, વિશ્વાસ અને શ્રદ્ધા મૂકયા છે તે હું જન્માંતરમાં પણ નહિ ભૂલું. પરંતુ નિરાશા એક પ્રકારનું મૃત્યુ છે. નિરાશામાં માનવીની બધી ભાવનાઓ નષ્ટ થાય છે. આપની સર્વોતમ ભાવનાઓ સદા અમર રહે એટલા માટે હું આપને પ્રાર્થના કરું છું.

**"ઋષિદત્તાના વધ માટે રાજાની તૈયારી :**–આ બાજુ મહારાજાએ ચાર પાંચ ક્રૂર માણસોને તૈયાર કર્યા અને તેમને કહ્યું. ઋષિદત્તા પોતાનો બચાવ કરવા કંઈક બહાના કાઢશે પણ આપ તેનો વધ કરવામાં પાછા પડશો નહિ. ઋષિદત્તા રાજાના

એકના એક પુત્રની પત્ની છે એમ માનીને દયાળુ બનશો નહિ. ઋષિદત્તાએ પૂર્વજન્મમાં કોઈ દુષ્કૃત્ય કર્યું હોય તેથી અશુભ કર્મ બંધાયા હોય, તે કર્મનો ઉદય થતાં આવી વિચિત્ર ઘટના બની આવી. એના પર હત્યારીનું કલંક ચડે રાજકુમારનો બચાવ શું કામ લાગે? કુમાર પિતાને ખૂબ વહાલો છે. એની હોંશિયારી પર રાજાના દિલમાં માન છે. પરંતુ ઋષિદત્તાનો અશુભોદય અત્યારે એ પ્રેમ અને માનને વિસ્મૃત બનાવી દે છે. પિતા પુત્રનું માનવા તૈયાર નથી. રામચંદ્રજીને લક્ષ્મણજી પર ઘણો પ્રેમ હતો. લક્ષ્મણનું એ બધું માને તેમ હતા. પરંતુ સીતાજીનો ભારે અશુભોદય જાગ્યો એટલે એ વખતે લક્ષ્મણજીએ રામચંદ્રજીને ઘણું કહ્યું કે મોટાભાઇ! આપ આ લોકોની નિંદાથી મહાસતી સીતા પર વહેમ લાવો નહિ અથવા એમનો ત્યાગ કરવાનું સાહસ કરો નહિ. આમ કહેવા છતાં રામ ત્યારે તેમનું માનવા તૈયાર ન થયા. સીતાજી જેવા મહાન આત્માને પોતાના પૂર્વભવના અશુભકર્મનો ઉદય આમ નડી જાય. પછી રામ પોતે એમને વિશુદ્ધ સતીત્વવાળી માનવા છતાં પોતાની જાતને એક સ્રીઘેલા નહિ એવા સારા રાજા તરીકેની ખ્યાતિના મોહના કારણે પોતાના પ્રિય ભાઈ લક્ષ્મણનું પણ કહેવું ન માને એમાં મહાન સીતાજીનો પણ અશુભોદય કેટલો જોરદાર કામ કરી રહ્યો છે!

રાજાએ તૈયાર કરેલા ક્રૂર માણસોને કુંવરના મહેલમાં મોકલ્યાં. દાસીએ આવીને કુમારને ખબર આપી કે ઋષિદત્તાને વધસ્થંભે લઇ જવા માટે માણસો આવી ગયા છે. ઋષિદત્તા! ઘોર વનમાં તારો વધ થશે. આટલું બોલતાં કુંવર ધરતી પર ઢળી પડયો. સ્વામી! મારો વધ થશે પણ સત્ય પ્રગટ થશે. મારા હૈયામાં અચળ શ્રદ્ધા છે કે હું સંપૂર્ણ નિર્દોષ છું. ભય દોષિતને હોય, નિર્દોષને કોઈ ભય ન હોય. આપ મને સ્વસ્થ ચિત્તે વિદાય આપો. હું તને કેવી રીતે વિદાય આપું? એમ કહી ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડી પડયો અને ઋષિદત્તાને વળગી પડયો. ઋષિદત્તા! હું તને નહિં જવા દઉં. હું તારી સાથે જ આવીશ. પહેલા મારી ડોકે હથિયાર પડાવીશ પછી તને મારવા દઇશ. એક નિર્દોષ કુળવધૂનું બલિદાન દેવાય તે કોઇપણ દૃષ્ટિએ ઉચિત નથી. તેથી મારા માટે પણ એ રસ્તો બરાબર છે કનકરથકુમાર સાથે જવા તૈયાર થયો છે. રુષિદત્તા ઘણું સમજાવે છે પણ તે માનતો નથી. ત્યારે રુષિદત્તા પતિના ચરણમાં પડીને કહે છે સ્વામી! આપને યાદ છે કે લગ્ન પછી આપે એક વચન આપ્યું હતું. તે આજે વિદાય વખતે માંગી લેવા ઇચ્છું છું. યુવરાજ કહે–ખુશીથી માંગી લે. હવે રુષિદત્તા શું વચન માંગશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.-૭૯

દ્વિ. ભાદરવા સુદ ૧૨ ને શુક્રવાર તા. ૨૭-૯-૭૪

વિશ્વવંદનીય, શાસનસમ્રાટ, વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. જ્ઞાતાજી સૂત્રમાં સુકુમાલિકાના જીવનના ભાવ સમજાવ્યા. કર્મની દશા વિચિત્ર છે. કર્મ એ મદારી છે ને જીવ એ માંકડું છે. જેમ મદારી માંકડાની પાસે અનેક પ્રકારના ખેલ કરાવે છે, નચાવે છે તેમ કર્મરૂપી મદારી જીવને ચાર ગતિમાં ભમાવે છે. નરક-તિર્યંચ-મનુષ્ય અને દેવ, એ ચારે ગતિમાં કર્મો તો લાગેલા છે- દેવોની પાછળ પણ કર્મો તો લાગેલા છે. કેવી રીતે? જ્યોતિષી દેવમાં ચંદ્ર અને સૂર્ય એ જ્યોતિષી દેવોના ઇન્દ્રો છે. હજારો દેવો જેનું વિમાન ઉપાડે છે તે વિમાનમાં બેસીને ચંદ્ર-સૂર્ય ફરે છે. બૃહસ્પતિ, શુક્ર, મંગલ, નક્ષત્ર, તારા, બુધ આદિ છે પણ ચંદ્ર-સૂર્યનું સ્થાન સર્વોપરિ છે. છતાં તેને પણ કર્મો નડે છે. કેવી રીતે? ચંદ્ર પણ કર્મોના કારણથી રાહુથી ગ્રસિત થઈ જાય છે. આખા સંસારને શીતળતા અને શાંતિ આપવાવાળા, હજારો કિરણોવાળા, અને જ્યોતિષીમાં વિશેષ મહત્ત્વ ધરાવવાવાળા ચંદ્રને પણ કર્મોના કારણથી ગ્રસિત થવું પડે છે. ચંદ્રગ્રહણ પાંચમ, સાતમ કે આઠમે નથી થતું પરંતુ જ્યારે પુનમને દિવસે આખો ચંદ્ર પૂર્ણ થઈ જાય છે, તેનામાં સંપૂર્ણ શક્તિ આવી જાય છે ત્યારે ગ્રહણ થાય છે. કર્મરૂપી મદારી જીવ-રૂપી માંકડાને અનેક પ્રકારના નાચ નચાવે છે. અરે! વૈમાનિક દેવમાં ગયો તો ત્યાંથી પણ કર્મો પટકાવી દે છે. પહેલા બીજા દેવલોકના દેવતા પૃથ્વી-પાણી-વનસ્પતિ, મનુષ્ય અને તિર્યંચ એ પાંચ દંડકમાં જાય છે. મહાન સુખને ભોગવનારો દેવ પૃથ્વી, પાણી અને વનસ્પતિમાં જાય એ કર્મની વાત છે.

મોટા લક્ષાધિપતિ શ્રીમંત શેઠ કહેવાતા હોય પણ કર્મો ધક્કો મારે ત્યારે તે મોટી પાર્ટી પણ દેવાળુ કાઢે છે ને? નાદાની લખી આપે છે ને પોતાની આબરૂ-ઈજ્જત ગુમાવવાનો વખત આવે છે. આ કોણે કર્યું? કર્મોએ. કર્મો તો કોઈ કાળે છોડતા નથી. કર્મોને કોઈ પહોંચી શકતું નથી. કર્મો તો રોકેટ કરતાં પણ ઝડપી આવે છે. કર્મો પણ એક પ્રકારના શાહુકાર છે. તે પોતાનું કરજ વસુલ કરવાને માટે આવે છે.

**અયોધ્યા રાજ્ય જબ પાયા, કર્મને આય કે ઘેરા,**
**ફિરે વનવનમેં દુઃખ ભારી, યહ હૈ કર્મોકી ગતિ ન્યારી.**

શ્રી રામચંદ્રજીને જે દિવસે રાજતિલક થવાનું હતું તે દિવસે વનવાસ જવું પડ્યું. શા માટે? કર્મોના કારણથી. રૂષભદેવ ભગવાન તીર્થંકર હતા, જેમની સેવામાં

દેવો હાજર હતા, છતાં બાર બાર મહિના સુધી તેમને અન્નપાણી ન મળ્યાં. કેટલી આશ્ચર્યની વાત છે! પરંતુ કર્મો આગળ આશ્ચર્ય શું?

**કર્મો કરેલાં મુજને નડે છે, હીબકા ભરીને હૈયું રડે છે,**
**જીવવા ચહું તો જીવાતું નથી, મરવા ચહું તો મરાતું નથી...ઓ...**

કંઇક આત્મા મરવા માટે ઘાસલેટ છાંટે છે ને બળે છે. કોઈ કૂવામાં પડે છે, કોઈ વિષ ખાય છે પરંતુ તેના કર્મો એવા બળવાન હોય છે કે મરવા જાય તો પણ તે મરી શકતો નથી. તે જીવોના કર્મો બળવાન ને આયુષ્ય પણ બળવાન છે. મરી જવા માટે આવા પ્રયોગો કર્યા હોય ને પછી જીવી જાય તો ફજેતી થવામાં બાકી રહેતી નથી. કર્મો કઈ યોનિ અને કઇ ગતિમાં લઈ જશે તે ખબર નથી. જીવ ચાર ગતિને છોડીને પાંચમી સિદ્ધગતિમાં જાય તો કર્મોની સત્તા રહેતી નથી.

સાગરદત્ત શેઠના શબ્દો સાંભળીને જિનદત્ત શેઠ પોતાના પુત્ર સાગરદારક પાસે આવીને કહે છે, હે કુળદીપક! તમે જે કંઇ કર્યું છે તે સારું ન કહેવાય. મારા કુળને કલંક લાગે માટે અત્યારે જેવી સ્થિતિમાં છો તેવી સ્થિતિમાં સાગરદત્તને ઘેર જતા રહો. એટલે અત્યારે આપ સ્નાન, દંતમંજન કે દૂધપાણી કંઈ પણ કર્યા વગર તરત રવાના થઈ જાવ. આ વાત સાંભળીને પુત્ર સાગરદારક તરત ઉભો થઇ ગયો. સાગરદારક પોતે ખૂબ વિવેકી, ગુણીયલ ને ડાહ્યો હતો. તેણે લગ્ન કર્યા હતા પણ ભોગનો કીડો ન હતો. તે કહે પિતાજી! આપની આજ્ઞા શિરોમાન્ય છે. આપની આજ્ઞા કદી મેં લોપી નથી ને લોપવાનો પણ નથી. પરંતુ આપ મારી વાત સાંભળો.

"तए णं से सागरए जिणदत्तं एवं वयासी अवि आइं अहं ताओ
गिरिपडणं वा, तरूपडणं वा, मरूप्पवायं वा, जाव विदेसगमणं वा।"

સાગરદારકે પોતાના પિતાને આ પ્રમાણે કહ્યું, હે પિતાશ્રી! તમારી આજ્ઞાથી હું પર્વત ઉપરથી નીચે ગબડી પડવું, વૃક્ષ ઉપરથી નીચે પડી જવું, મરુપ્રપાત–નિર્જળ પ્રદેશમાં જવું સ્વીકારી શકું છું. ઊંડા પાણીમાં ડૂબીને મરી શકું છું. તેમજ સળગતા અગ્નિમાં પ્રવેશવું, વિષ ભક્ષણ કરવું, શસ્ત્રના ઘાથી શરીરને કાપવું, ગળે ફાંસો ખાઈને મરવું, હાથી–ઊંટ વગેરેના મરેલા શરીરમાં પ્રવેશ કરી મારા શરીરને મૃતબુદ્ધિની કલ્પનાથી ગીધ પક્ષીઓને ખવડાવવું, આ બધું હું સ્વીકારી શકું તેમ છું. તેમજ આપની આજ્ઞા હશે તો હું દીક્ષા ગ્રહણ કરીશ અથવા પરદેશમાં જવાનું કહેશો તો પણ હું જઈશ. પરંતુ नो खलु अहं सागरदत्तस्स गिहं गच्छिज्जा। હું સાગરદત્તના ઘેર જવું સ્વીકારવા તૈયાર નથી. એટલે કે આ બધી–ઉપરની તમામ

આજ્ઞાઓ કોઈપણ જાતનો વિચાર કર્યા વગર મને માન્ય છે, પણ સાગરદત્તને ત્યાં જવું માન્ય નથી.

આ શબ્દો સાંભળતાં જિનદત્ત શેઠની આંખમાં આંસુ આવી ગયા. તે વિચાર કરવા લાગ્યા કે વિનયવાન દીકરો કોઈપણ કારણસર સુકુમાલિકાને છોડીને આવતો રહ્યો છે. જે આગળ બતાવી તેવી કઠણ આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે, પણ સાગરદત્તના ઘેર જવાની આજ્ઞાનું પાલન કરવા તૈયાર નથી. પિતા-પુત્ર જે વાત કરી રહ્યા હતા તે બધી વાત ભીંતની પાછળ છૂપાઈને સાગરદત્ત શેઠ સાંભળી રહ્યા હતાં. જિનદત્ત શેઠે પુત્રને જે શબ્દો કહ્યા અને સાગરદારકે પિતાને જે જવાબ આપ્યો તે બધી વાત સાગરદત્તે કાનોકાન સાંભળી. સાગરદત્ત શેઠ પણ સમજુ ને ડાહ્યા હતા. મૂર્ખ ન હતા. તેમને તો કોનો દોષ છે તે જાણવાની જિજ્ઞાસા હતી.

પહેલાના રાજાઓ પણ ન્યાયપ્રિય હતા. પોતાનો દિકરો હોય કે દુશ્મન હોય બધાને સમાન ન્યાય મળતો હતો. એક વખતના પ્રસંગમાં રાજાને એક કુંવર હતો. તે જમાનામાં પહેલાં ઘરે નળ ન હતાં, તેથી બહેનો કૂવા કાંઠે પાણી ભરવા જતી હતી. આ સમયે રાજાનો પુત્ર મહેલના ઝરૂખામાં બેસીને પાણી ભરીને આવતી બહેનોને જોયા કરતો. તે રૂપ પાછળ પાગલ હતો. તેને એક આદત પડી ગઈ હતી કે જે બહેનો પાણી ભરીને ત્યાંથી પસાર થાય ત્યારે પોતાની બંદુકમાં કાંકરા ભરી રાખ્યા હોય તે પિસ્તોલ છોડે ને તે કાંકરા સીધા બેડાને વાગે એટલે એમાં મોટું કાણું પડી જાય. તેથી બેડામાંથી બધું પાણી ઢોળાઇ જાય ને તેથી તે બહેનના બધા કપડાં એકદમ ભીંજાઈ જાય પછી મર્યાદા કેવી રીતે સચવાય? આ રીતે આ રાજકુમાર વહુ-દીકરીઓની છેડતી કર્યા કરતો ને મશ્કરી કરતો હતો. ગામમાં કેટલીય બહેનોની આ સ્થિતિ કરી. તેથી બહેનો રોતી રોતી ઘેર આવે.

એક વખત નગરશેઠના દીકરાની વહુ કહે, બા! મારે આજે પાણી ભરવા જવું છે. સાસુ કહે, વહુબેટા! આપણા ઘરમાં આટલા નોકર ચાકર, તમારે પાણી ભરવાનું હોય! વહુ કહે; બા! મને પાણી ભરવાનો શોખ થયો છે. વહુએ ખૂબ કહ્યું એટલે સાસુ કહે; ભલે, ખુશીથી જાવ. વહુ પોતાની સખીઓ સાથે માટીનું બેડું લઇને પાણી ભરવા ગઇ. પાણી ભરીને પાછા આવ્યા તે સમયે રાજકુમારે બરાબર બંદુક છોડી. તે કાંકરો નગરશેઠની વહુના માથે બેડું હતું તેને વાગ્યો એટલે માટલીમાં કાણું પડી ગયું ને પાણી બધું ઢોળાઈ ગયું. કપડાં ભીંજાઇ ગયા. તેના દિલમાં આઘાત લાગ્યો. તેની સખીઓ કહે; બહેન! રોજ બધાની આ દશા થાય છે. સારું થયું તમે આજે પાણી ભરવા આવ્યા અને આવું બન્યું તો આનો રસ્તો નીકળશે.

વહુ વિચાર કરે છે ઘરે જવું શી રીતે? પાણી ઢોળાવાથી મારા કપડા તો એકદમ ભીંજાઇ ગયા છે. આમાં મારી મર્યાદા કેવી રીતે સચવાય? મારી આબરૂ ને ઈજ્જત

ક્યાં રહી ? વહુએ તો ઘેર જઈ ઓટલા પર બેડું પછાડયું. સાસુ કહે; હું કહેતી હતી કે તમે નહિં ઉંચકી શકો, થાકી જશો. બા, મને બેડાનો થાક નથી લાગ્યો પરંતુ મારા સસરા નગરશેઠ, તેમની રાજાની બાજુમાં ખુરશી પડે. નગરશેઠની પદવી મળેલી છે ને ગામમાં ખૂબ પ્રતિષ્ઠા છે, છતાં રાજા પાસે ન્યાય ન કરાવી શકે એનો મને થાક છે. ત્યાં સસરા આવ્યા. કહે બેટા ! આટલું બધું શું છે ? પિતાજી ! આપ મોટા નગરશેઠ, રાજાની બાજુમાં આપનું સ્થાન, રાજકુમાર ગામની વહુ દીકરીઓની મશ્કરી કરે, ઈજ્જત લૂંટે છતાં આપ રાજા પાસે ન્યાય ન અપાવી શકો ? આપની પદવી લજવાય છે. આપ ન્યાય કેમ કરાવી શકતા નથી ? શેઠના મનમાં થયું કે વાત તો સાચી છે. તે કહે; હવે હું રાજા પાસે જઈને ન્યાય કરાવીશ. પોતાની પુત્રવધૂનું આવું બન્યું એટલે નગરશેઠની આંખ ઉઘડી ગઈ.

નગરશેઠ બીજા દિવસે રાજા પાસે ગયા. જઈને કહે મહારાજા ! આપ મારી એક અરજ સાંભળો. શેઠ શું છે ? રાજા સાહેબ ! કહેવાતું નથી. કહેતાં જીભ ઉપડતી નથી. ગામની બહેનોની ફરિયાદ છે. શેઠજી ! જે હોય તે ખુશીથી કહો. હું ન્યાય કરીશ. શેઠ કહે–આપનો એક પુત્ર મહેલના ઝરૂખામાં બેસી પાણી ભરીને જતી બહેનોના માથા પર પાણી ભરેલા માટીના બેડા કાંકરી નાંખી ફોડી નાંખે છે ને ગામની બહેન-દીકરીઓની ઇજ્જત લૂંટે છે. રાજા કહે–કેટલા દિવસથી આમ બને છે ? મહારાજા ! ઘણા દિવસથી આવું બને છે. તો શેઠ ! આટલા બધા દિવસથી બને છે છતાં મને કેમ ના કહ્યું ? શા માટે છૂપું રાખ્યું ? અને આજે કેમ કહેવા આવ્યા ? શેઠ ખૂબ ગભરાયા. મારું તો આવી બન્યું. રાજા કહે પ્રજા હોય કે દીકરો હોય, બધાને માટે ન્યાય સરખો છે. શૂળી સોનાની હોય, ચાંદીની હોય, કે લોખંડની હોય પણ શૂળી એ તો શૂળી કહેવાય. રાજા કહે–શેઠ ! આટલા દિવસથી આવું બને છે, છતાં આપે આજે જ ફરિયાદી કેમ કરી ! આપની વાતમાં દગો છે. અત્યાર સુધી બહેનોના ચારિત્રની (શિયળની) પડી નહોતી ? આજે મારા દીકરાનો સામટો ગુનો આવી ગયો ?

શેઠ કહે–મહારાજા ! મારી પુત્રવધૂની આજે આ સ્થિતિ થઈ છે. રાજા કહે તમારી પુત્રવધૂનું શિયળ લૂંટાય છે તો સમાજની બધી બહેનો તમારી દીકરીઓ નથી ? તેમના માટે આજ સુધી ફરિયાદ કેમ ન કરી ? એટલે ગુનેગાર તમે છો. પછી દીકરાને બોલાવ્યો ને કહ્યું. તું શું સમજે છે ? બહેન દીકરીઓની આવી છેડતી કરે છે તે તને યોગ્ય છે ? પ્રજાથી રાજા છે. પ્રજાનો પ્રેમ હશે તો રાજા ટકી શકશે. સત્તા પર રહી શકશે. પ્રજાનો પ્રેમ નહિ હોય તો આપણને ક્યાંય ઉથલાવી નાંખશે. પ્રજાના પ્રેમથી આપણે જીવતા છીએ. તેં આ શું કર્યું ? રાજાએ આજ્ઞા કરી, જાવ, આ દીકરાને વધસ્થાને લઈ જઈને એનો વધ કરો અને નગરશેઠને જેલમાં પૂરી દો. ત્યાં કાળ મજુરી કરશે. આ સાંભળી શેઠના હોશકોશ ઊડી ગયા. શેઠ કહે–મારી ભૂલ થઈ છે

એ વાત સાચી છે. આપને મારી ભૂલની જે શિક્ષા કરવી હોય તે કરો પણ રાજકુમારનો વધ ન થવો જોઈએ. ત્યાં બેઠેલી આખી સભા પોકાર કરી ઊઠી. મહારાજા ! શેઠ કહે છે રાજકુમારનો વધ અટકાવો અને અમે કહીએ છીએ કે શેઠને જેલ ન મળે. પ્રજાનો પોકાર સાંભળી રાજાએ શેઠને અને પુત્રને બંનેને દોષિત હોવા છતાં છોડી મૂકયા. પણ ન્યાય સાચો કર્યો તો પરિણામ એ આવ્યું કે શેઠ અને પુત્ર બંનેને પ્રજાએ શિક્ષામાંથી છોડાવ્યા. રાજકુમારે પિતાના ચરણમાં પડી માફી માંગીને કહ્યું. ફરીને આવી ભૂલ હું કયારે પણ નહિ કરું. આ હતા પહેલાના રાજાના ન્યાય.

સાગરદત્ત શેઠે બધી વાત કાનોકાન સાંભળી. તેમના મનમાં થયું કે આ છોકરો તેના પિતા કદાચ આવી ભયંકર આજ્ઞા કરે તો પાળવા તૈયાર છે, પણ મારા ઘરે આવવા તૈયાર નથી. નક્કી સુકુમાલિકાના કોઈ કર્મનો દોષ છે. બંધુઓ ! સાગરદારક કેટલો ગંભીર છે ! આટલું બધું કહે છે પણ એટલું નથી કહેતો કે સુકુમાલિકા વિષ-કન્યા છે, દાહજ્વરવાળી કન્યા છે, તેના સ્પર્શથી મને અનંતી વેદના થાય છે તેથી હું ભાગી આવ્યો છું. એ ભેદ ખુલ્લો કરતો નથી. સાગરદત્તે બધી વાત કાનોકાન સાંભળી એટલે તે બહુ લજ્જિત થયો. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે મારે પહેલા મારી દીકરીને પૂછવું જોઈતું હતું કે સાગરદારક કયા કારણથી તને છોડીને ચાલ્યા ગયા ? પછી જમાઈને પૂછવું હતું કે આપ શા માટે આવતા રહ્યા ? શું બન્યું હતું ? દીકરી-જમાઈને પૂછયું હોત તો લાલ આંખો કરીને શેઠને કહેવાની જરૂર ન રહેત. સાગર-દારકની વાત સાંભળીને સાગરદત્ત શેઠ સમજી ગયા કે આના શબ્દ પાછળ કોઈ ગુપ્ત રહસ્ય સમાયેલું છે. પરંતુ હવે જમાઇને પૂછવાની હિંમત નથી. તે બીજાઓથી પણ ખૂબ લજ્જિત થયા. આ રીતે જાતે અને બીજાઓથી લજવાતા તે જિનદત્ત શેઠને કહ્યા વગર તેમના ઘેરથી બહાર નીકળી ગયા અને પોતાને ઘેર પહોંચ્યા. હવે સાગરદત્ત પોતાની પુત્રી સુકુમાલિકાને પોતાની પાસે બોલાવશે ને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

### ચરિત્ર : " ઋષિદત્તાનું કનકરથકુમાર પાસે માંગેલું વચન "

ઋષિદત્તાને વધસ્થાને લઈ જવા માટે ક્રૂર મારાઓ તેને લેવા માટે આવ્યા છે. કનકકુમાર કહે છે. સતી ! તને હું નહિ જવા દઉં. હું તારી સાથે જ આવીશ. ઋષિ-દત્તા ઘણું સમજાવે છે. છેલ્લે કહે છે આપે મને લગ્ન પછી એક વચન આપ્યું હતું તે આજે છેલ્લી વિદાય વખતે માંગવાની ઇચ્છા છે. કુમાર કહે–ખુશીથી માંગ. તેના મનમાં એમ કે રુષિદત્તા વચનમાં એ માંગશે કે મારો વધ બંધ કરો. રુષિદત્તા કહે તીર્થ સમાન પિતાની આજ્ઞાનું આપ પાલન કરો. મારા સસરા એવા તમારા પિતાને વડીલ પૂજનીય માનીને તેમની આજ્ઞાનું હસતા મુખે પાલન કરજો. પિતાના દિલમાં

દુઃખ થાય તેવું વર્તન ન કરશો. મારા ગયા પછી આપઘાત ન કરશો. રડશો નહિ, ઝૂરશો નહિ. પિતાજીનો જરા પણ દોષ નથી. દોષ મારા કર્મના છે. એક ક્ષુદ્ર નારી ખાતર પિતા-પુત્ર વચ્ચે કોઈ પ્રકારનો કલહ થશે નહિ. હું આ રાજ્યની કુળવધૂ છું. મારું ગૌરવ મહારાજાના ન્યાયને નમન કરવામાં છે. આપને મારી સાથે નહિ આવવા દઉં. આપ સાથે આવો તો મને કલંક ચઢે કે પતિ, પત્નીના મોહમાં પડીને સાથે મરવા તૈયાર થયા.

હે પ્રિય સ્વામી! જો આપ મારું મંગલ ઈચ્છતા હો ને મને આપેલું વચન પાળવા ઈચ્છતા હો અને મારા પ્રેમનું પવિત્ર સ્મરણ હૈયામાં રાખવા માંગતા હો તો મારી પ્રાર્થનાનો સ્વીકાર કરો અને કોઈ પ્રકારનો રોષ રાખ્યા વગર દેવ જેવા પિતાની સેવામાં તત્પર બનો. હે સતી! જે પિતાજી નિર્દોષ બાળા પર આટલો અન્યાય કરે તે તીર્થ સમાન કહેવાય કે પથરા સમાન? રુષિદત્તા કહે – આપ આ શું બોલો છો? પિતાજીની અશાતના થાય છે. માટે આવું ન બોલો. ત્યાં ઊભેલા દાસ-દાસીઓ બધા સતીના આ વચન સાંભળતા એકદમ રડવા લાગ્યા. અહો! આ કેટલી નિર્દોષ બાળા છે! જે સસરાએ વગર વાંકે આવી મૃત્યુ-દંડની શિક્ષા કરી છે છતાં તેવા સસરાને તીર્થ સમાન માને છે. છેલ્લે પ્રેમાળ પતિને પગે લાગી સતી જવાની આજ્ઞા માંગે છે. ત્યાં કનકકુમાર એકદમ ધરતી પર ઢળી પડ્યા. સ્વામી! હવે આપ આમ ન કરો. આપ પિતાની આજ્ઞાનું પાલન કરો ને હવે મને જવા દો. કનકરથ કહે-સતી! તું જાય છે પણ રસ્તામાં ખાવા માટે કંઈ પાથેય તો જોઈશે ને? તને દાગીના, ધન તથા ખાવા પીવાની જે વસ્તુ જોઈએ તે આપું. ઋષિદત્તા કહે. ધર્મ એ જ સાચું અને કદી ન ખૂટે એવું પાથેય છે. એ પાથેય મારા અંતરમાં ભર્યું છે. જેનું ચારિત્ર નિર્મળ છે. જે તદ્દન નિર્દોષ છે તેનું રક્ષણ કરનારા શિયળના દેવો, શાસનના દેવો મારું રક્ષણ કરશે. આટલું કહીને રથમાં બેસી ગઈ. કનકરથ સામું જોઈને કહે હે સતી! મને આવવા દે. સતી કહે, નહિ. આપ વચનનું પાલન કરો. અને મારા જીવનની અંતિમ પળ ઉજ્જવળ બનવા દો. ઋષિદત્તા વધુ બોલી શકી નહિ. અત્યાર સુધી બાંધેલા ધૈર્યનો બંધ ખળ-ભળી ઉઠ્યો હતો. હમણાં આંખોમાંથી આંસુ સરી પડશે એમ લાગતા મહામુશીબતે અંતરમાં ઉછળેલી લાગણીને દબાવી. ઋષિદત્તાને ઘોર વનમાં લઈ જવા માટે તેજસ્વી અશ્વોવાળો રથ લાવ્યા હતા તેમાં પોતે બેસી ગઈ.

બંધુઓ! ઋષિદત્તાના ઓશીકા નીચે માંસના ટુકડા અને તેનું મોઢું લોહીવાળું જોઈને રાજાએ તેને હત્યારી માની લીધી. અને કુમારે પિતાની સામે ઋષિદત્તા નિર્દોષ છે તે માટે ઘણી દલીલો કરી ત્યારે રાજાએ પુત્રને પત્નીનો મોહઘેલો માનીને ધમ-

એ વાત સાચી છે. આપને મારી ભૂલની જે શિક્ષા કરવી હોય તે કરો પણ રાજકુમારનો વધ ન થવો જોઈએ. ત્યાં બેઠેલી આખી સભા પોકાર કરી ઊઠી. મહારાજા ! શેઠ કહે છે રાજકુમારનો વધ અટકાવો અને અમે કહીએ છીએ કે શેઠને જેલ ન મળે. પ્રજાનો પોકાર સાંભળી રાજાએ શેઠને અને પુત્રને બંનેને દોષિત હોવા છતાં છોડી મૂક્યા. પણ ન્યાય સાચો કર્યો તો પરિણામ એ આવ્યું કે શેઠ અને પુત્ર બંનેને પ્રજાએ શિક્ષામાંથી છોડાવ્યા. રાજકુમારે પિતાના ચરણમાં પડી માફી માંગીને કહ્યું. ફરીને આવી ભૂલ હું કયારે પણ નહિ કરું. આ હતા પહેલાના રાજાના ન્યાય.

સાગરદત્ત શેઠે બધી વાત કાનોકાન સાંભળી. તેમના મનમાં થયું કે આ છોકરો તેના પિતા કદાચ આવી ભયંકર આજ્ઞા કરે તો પાળવા તૈયાર છે, પણ મારા ઘરે આવવા તૈયાર નથી. નક્કી સુકુમાલિકાના કોઈ કર્મનો દોષ છે. બંધુઓ ! સાગરદારક કેટલો ગંભીર છે ! આટલું બધું કહે છે પણ એટલું નથી કહેતો કે સુકુમાલિકા વિષ-કન્યા છે, દાહજ્વરવાળી કન્યા છે, તેના સ્પર્શથી મને અનંતી વેદના થાય છે તેથી હું ભાગી આવ્યો છું. એ ભેદ ખુલ્લો કરતો નથી. સાગરદત્તે બધી વાત કાનોકાન સાંભળી એટલે તે બહુ લજ્જિત થયો. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે મારે પહેલા મારી દીકરીને પૂછવું જોઈતું હતું કે સાગરદારક કયા કારણથી તને છોડીને ચાલ્યા ગયા ? પછી જમાઈને પૂછવું હતું કે આપ શા માટે આવતા રહ્યા ? શું બન્યું હતું ? દીકરી-જમાઈને પૂછયું હોત તો લાલ આંખો કરીને શેઠને કહેવાની જરૂર ન રહેત. સાગર-દારકની વાત સાંભળીને સાગરદત્ત શેઠ સમજી ગયા કે આના શબ્દ પાછળ કોઈ ગુપ્ત રહસ્ય સમાયેલું છે. પરંતુ હવે જમાઈને પૂછવાની હિંમત નથી. તે બીજાઓથી પણ ખૂબ લજ્જિત થયા. આ રીતે જાતે અને બીજાઓથી લજવાતા તે જિનદત્ત શેઠને કહ્યા વગર તેમના ઘેરથી બહાર નીકળી ગયા અને પોતાને ઘેર પહોંચ્યા. હવે સાગરદત્ત પોતાની પુત્રી સુકુમાલિકાને પોતાની પાસે બોલાવશે ને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

### ચરિત્ર : "ઋષિદત્તાનું કનકરથકુમાર પાસે માંગેલું વચન"

ઋષિદત્તાને વધસ્થાને લઈ જવા માટે ક્રૂર મારાઓ તેને લેવા માટે આવ્યા છે. કનકકુમાર કહે છે. સતી ! તને હું નહિ જવા દઉં. હું તારી સાથે જ આવીશ. ઋષિ-દત્તા ઘણું સમજાવે છે. છેલ્લે કહે છે આપે મને લગ્ન પછી એક વચન આપ્યું હતું તે આજે છેલ્લી વિદાય વખતે માંગવાની ઇચ્છા છે. કુમાર કહે–ખુશીથી માંગ. તેના મનમાં એમ કે રુષિદત્તા વચનમાં એ માંગશે કે મારો વધ બંધ કરો. રુષિદત્તા કહે તીર્થ સમાન પિતાની આજ્ઞાનું આપ પાલન કરો. મારા સસરા એવા તમારા પિતાને વડીલ પૂજનીય માનીને તેમની આજ્ઞાનું હસતા મુખે પાલન કરજો. પિતાના દિલમાં

કાઢયો. અને ઋષિદત્તાને મૃત્યુ દંડની શિક્ષા ફરમાવી. ત્યારે કદાચ તમને એમ થાય કે કનકરથ પિતાને કહી ન દે કે જો તમારે નિર્દોષ સ્ત્રીને મારી નંખાવવી છે તો હું પણ તેની સાથે મરીશ. કુંવર જરૂર કહી શકે તેમ હતો. એને પોતાના જીવનની પરવા ન હતી. પરંતુ એક તો એ જન્મથી માતા પિતા પ્રત્યે ભારે વિનય અને દાક્ષિણ્ય-વાળો છે અને બીજી બાજુ સાંયોગિક પુરાવો એવો બન્યો છે કે પોતાને ઋષિદત્તાની નિર્દોષતાની ખાતરી હોવા છતાં બહુ હિંમતથી કહી શકવાની જગ્યા દેખાતી નથી. રોજે રોજ એક માણસની હત્યાની બૂમ અને રોજ ઋષિદત્તાનું મુખ લોહીવાળું આ સજ્જડ સાંયોગિક પુરાવા પર રાજાને નિરધાર થઈ ગયો ત્યાં પછી કુમાર મરવાની તૈયારી બતાવે તેથી રાજા રાજાપણાની નીતિ કદાચ ના છોડે તો કુમારનું મોત વ્યર્થ જાય. પોતે આ જન્મની શકય સુકૃત સાધના ગુમાવનારો બને. એટલે ઋષિદત્તાનું નિરધારિત મોત જાણી એમાં કશો સુધારો કે ફેરફાર અશકય જાણી કુમારે બીજું બોલવાનું બંધ કર્યું હોય. તેમજ પોતાના મૃત્યુને વ્યર્થ માની એવો પ્રસ્તાવ મૂકયો ન હોય.

આ સાંભળીને તમને થશે કે તો પછી કુમારને ઋષિદત્તા પર શંકા કેમ ન થઇ? યુવરાજને શંકા એટલા માટે ન થઈ કે ઋષિદત્તા ગુણીયલ અને મૃદુ–કોમળ સ્વભાવની એણે અનુભવી છે તેમજ એના પિતા તાપસના વૃત્તાંતને એણે સાંભળીને એ કન્યાની ખાનદાની સમજ્યો છે. તેમજ એણે શંકાથી ઋષિદત્તાને પૂછેલું ત્યારે ઋષિદત્તાએ પોતે હત્યા તથા લોહિયાળા મુખ અંગે કંઈ જાણતી નથી એમ કહીને કહ્યું હતું કે આમ છતાં તમને એમ લાગતું હોય કે હું હત્યારી છું તો તમે ખુશીથી મને એક સડેલા અંગની જેમ ખત્મ કરી નાંખો. આટલી વાત પર હવે કુમારને એની નિર્દોષતાની ખાત્રી કેમ ના થાય?

ઋષિદત્તાને રાજાની આજ્ઞાથી વધ કરવા માટે લઈ જવા રથમાં બેસાડી. સતીનું મુખ જરાય કરમાયેલું નથી. જુઓ, ઋષિદત્તા એક પવિત્ર નિર્દોષ સ્ત્રી હોવા છતાં તેના પર કેવું કલંક ચઢયું! એક વખતની એ રાજાની દીકરી અને અત્યારે મોટા રાજ-કુમારની એ આબરૂદાર પત્ની. પણ હવે કયાં રહી આબરૂ અને કયાં રહેવાની સહેલ સપાટી! જુઓ! આ જગતના ભાવોની અનિત્યતા! રૂક્ષ્મણીને કનકકુમાર સાથે પરણવું છે એ માટે રુષિદત્તા સુખે સમાધીએ રાજપુત્રની પત્ની બની બેઠેલી એના પર વધની સજા અને ભારે કલંકિતપણું માથે આવે એ કેવી અનિત્યતા!!

મારાઓ રુષિદત્તાનો રથ લઈને ચાલ્યા. અને નગરમાં "આ રાક્ષસણી છે, એણે રોજ એક એક માનવની હત્યા કરી છે તેથી દૂર વનમાં લઈ જઈને તેનો વધ કરવામાં આવશે." એમ જાહેરાત કરતાં નગરમાં ફેરવે છે. પરંતુ આશ્ચર્યની વાત છે, કે બધા આને સાચું માની લેતા નથી. આની નિર્દોષ આકૃતિ જોઈને ઘણા માણસો રડવા લાગ્યા. આ સતી જ છે. તેના મુખ પર સતીત્વના તેજ ઝળકે છે. અહો! આ સતીની ઘાત

થઈ જશે એમ વિચારીને રડવા લાગ્યા. તો કંઈક જીવો એમ પણ બોલે કે આ હત્યારીને રાજાએ જે શિક્ષા કરી છે તે બરાબર છે. લોકો રડે તેથી રુષિદત્તાનું શું ? એને કોણ બચાવનાર મળે! રાજાના કડક આદેશની સામે કોઈની બચાવ માટે આગળ આવવાની હિંમત નથી. ખુદ રાજકુમારનું ગજું નહિ તો બીજાની તો શી વાત! જીવની આ અશરણ દશા કેવી ? રુષિદત્તા રથમાં બેઠી ત્યારે અઠ્ઠમના પચ્ચખાણ લઈને બેઠી છે, મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરે છે. હવે તેનો રથ વનમાં પહોંચશે ત્યાં રુષિદત્તાનું શું થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં.—૮૦

દ્વિ. ભાદરવા સુદ પુનમ, સોમવાર. તા. ૩૦–૯–૭૪

### સત્તાથી નહિ પણ પ્રેમથી જીતો

જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનના ભાવ ચાલે છે. તમે ગમે તેટલા હોંશિયાર અને વિદ્વાન હો અને ચતુરાઈથી બીજાને છેતરતા હો પણ કર્મને છેતરી શકવાના નથી. નાગેશ્રીએ ધર્મરૂચી અણગારને ઉકરડો માની કડવી તુંબીનું શાક વહોરાવી દીધું. તે કર્મોએ તેને કેટલી રઝળાવી ? એ નાગેશ્રીનું નામ સિદ્ધાંતમાં કાળા અક્ષરે લખાયું અને ધર્મરૂચી મુનિનું નામ સુવર્ણાક્ષરે લખાયું. કારણ કે ધર્મરૂચી મુનિ ગુરૂની આજ્ઞા માન્ય કરી નિર્વદ્ય જગ્યામાં પરઠવવા ગયા. નિર્વદ્ય જગ્યા ન જોતાં બધો આહાર પેટમાં પરઠવી દીધો. ધર્મરૂચી મુનિ ગુરૂની આજ્ઞામાં ઓતપ્રોત હતા. ગુરૂ આજ્ઞાને જીવનપ્રાણ માનતા હતા. તેથી ગુરૂને પણ તેમના પ્રત્યે અથાગ પ્રેમ હતો. તમે નાણાંથી કે સત્તાથી માનવીને નહિ જીતી શકો, પણ જો તમારામાં પ્રેમ હશે તો સારા વિશ્વને વશ કરી શકશો.

પ્રેમ શબ્દ ગુલાબના ફુલ જેવો છે. પ્રેમ શબ્દ છે નાનો પણ તેનું આકર્ષણ જેવું તેવું નથી. કવિ કબીર જીવનના મહાન કલાકાર અને પરીક્ષક હતા. તેમણે દુનિયાના મોટા મોટા ગ્રંથકારોને જોયા. તેમની નાડી–પરીક્ષા કરી જોઈ, પરંતુ કયાંય પ્રેમનો ધબકારો ન સંભળાયો. આ ગ્રંથકારો ખૂબ ભણેલા અને હોંશિયાર હતા. તથા બુદ્ધિશાળી હતા, પરંતુ તેમના હૃદય ખૂબ સંકુચિત હતા તેથી કબીરજી બોલ્યા છે કે—

"પોથી પઢ–પઢ જગ મૂઆ, પંડિત ભયા ન કોય,
ઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય."

ગમે તેટલાં પુસ્તકો ભણ્યા હોય તેથી પંડિત થવાતું નથી. પણ જે પ્રેમના અઢી અક્ષર બરાબર ભણે છે તે સાચો પંડિત છે. આજે વૈજ્ઞાનિકોની બુદ્ધિ એટલી બધી તીક્ષ્ણ થઈ છે કે તેઓ ચંદ્રલોકની યાત્રા માટે પણ તૈયાર થઈ જાય છે. આ વૈજ્ઞાનિકો મરેલા માણુસને સજીવન કરવાની, રોગ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ પર વિજય મેળવવાની યોજનાઓ ઘડે છે. પરંતુ તેમના હૃદય સંકુચિત બનતા જાય છે. તે લોકો માનવતા અને પ્રેમને જીવંત રાખવાનો પ્રયત્ન નથી કરતા. તે લોકો પ્રેમલોકની યાત્રા માટે ખચકાય છે. આજે તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં ભૌતિક પદાર્થો અને શસ્ત્રાસ્ત્રો પર રોજ રોજ વધતી જાય છે. આ કારણને લીધે એન્સાઈકલોપીડિયા બ્રિટાનિકાની ચોપડીની પહેલી આવૃત્તિમાં પ્રેમ શબ્દ માટે છ પાના ભર્યા હતા અને અણુ શબ્દ માટે ફક્ત ત્રણ લીટી લખાણુ હતું. તે પુસ્તકની નવી આવૃત્તિમાં અણુ શબ્દ માટે ઘણાં પાના ભરવામાં આવ્યા છે અને પ્રેમ શબ્દનું નામ નિશાન નથી.

ભારતના ઋષિઓ અને ધર્મપ્રવર્તકોએ તો યુગો પહેલા વિશ્વમૈત્રી–વિશ્વબંધુત્વ અને આત્મવત્ સર્વભૂતેષુ ના સૂત્રો પોકાર્યા છે. ભારતના લોકો સમગ્ર જગત સાથે પ્રેમ સંબંધ રાખવા તૈયાર છે. પરંતુ આજે વિજ્ઞાનના સંપર્કથી ભારતના લોકોની શ્રદ્ધા પ્રેમની શક્તિ પરથી ઓસરતી જાય છે. પ્રેમના વિષય પર કલાકો સુધી ભાષણો કરે છે. પ્રેમની પ્રશંસા કરતા થાકતા નથી પરંતુ તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં શસ્ત્રો પર વધારે હોય છે. તેમની શ્રદ્ધા પ્રેમ કરતાં પૈસા તરફ વધુ ઢળતી જાય છે. છેલ્લા બે વિશ્વયુદ્ધો થયાં. ભૂતકાળમાં મહાભારત આદિ યુદ્ધો થયાં અને અત્યારે પણ જ્ઞાતિવાદ, સંપ્રદાયવાદ અને પ્રાંતવાદના નામે ભારતમાં સંઘર્ષો ચાલી રહ્યા છે. અને તેમાં તેમના હાથે પ્રેમનું ખૂન થાય છે. વિશ્વશાંતિની સ્થાપનામાં શસ્ત્રાસ્ત્રશક્તિ શું મદદ રૂપ બની ખરી? પ્રેમની શક્તિથી સનાતન વિશ્વશાંતિની સ્થાપના થઈ શકે છે. આવું જાણવા છતાં ભવિષ્યમાં થનારા યુદ્ધ માટે તો ભારતના લોકો લશ્કર, પોલીસ અને હથિયારો તરફ વળી રહ્યા છે. તેમને પ્રેમની પંક્તિ પર વિશ્વાસ નથી. તેના પરિણામે આજે ભારતમાં માનવતાનું દેવાળું નીકળ્યું છે.

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ ભારતને સ્વતંત્રતા શસ્ત્રોથી અપાવી હતી કે પ્રેમથી? આ વાત તો આપ સૌ કોઈ જાણો છો. ગાંધીજીએ અહિંસા અને પ્રેમથી અપાવેલી સ્વતંત્રતાને આપણે ભોગવીએ છીએ. પરંતુ આ સ્વતંત્રતા અપાવનાર અહિંસા અને પ્રેમ પર માનવને શ્રદ્ધા નથી. ગાંધીજીએ પોતાના જાત–અનુભવથી સાબિત કરી આપ્યું કે બંદુકની ગોળી કરતાં પ્રેમની ગોળી વધુ અસરકારક નીવડે છે. નોઆખલીની સળગતી આગમાં જ્યારે હિંદુ અને મુસ્લીમ ભાઈઓ એકબીજાના કટ્ટા દુશ્મનો બની ગયા હતા, પોતાના હાથે પ્રેમનો અગ્નિસંસ્કાર કરી રહ્યા હતા તે વખતે ભારતના મહાન જ્યોતિર્ધર રાષ્ટ્રપિતા ગાંધીજી નિઃશસ્ત્ર અને નિર્ભય બની

પ્રેમના હથિયાર લઈ તેમની પાસે પહોંચી ગયા. સ્વયંસેવકોએ કહ્યું–બાપુ, થોડા શસ્ત્રો તો રાખવા દો. ત્યારે ગાંધીજીએ શું કહ્યું? તમને હજુ સાચી સમજણ આવી નથી કે તમને પ્રેમની અમોઘ શક્તિ કરતાં બંદુકો પર વધારે શ્રદ્ધા છે! આ રીતે તેમણે વગર શસ્ત્રોએ પ્રેમથી ને અહિંસાથી ભારતદેશને સ્વતંત્રતા અપાવી.

પ્રેમના પિયુષ પાનારા, પ્રેમની મૂર્તિસમાન ભગવાન મહાવીરની વાત આપ નથી જાણતા? અનાર્ય દેશોમાં થતા ભયંકર ક્રૂરતાપૂર્ણ વ્યવહારને તેમણે પ્રેમથી બંધ કરાવ્યો. તેમને પ્રેમની શક્તિમાં અજબ શ્રદ્ધા હતી. તેમને જો શસ્ત્રોની શક્તિ પર વિશ્વાસ હોત તો તેઓ રાજ્યના સુખો અને રાજગાદી ન છોડત. અને શસ્ત્રો અને સૈનિકોની મદદથી પ્રાણીઓ પર વિજય મેળવત. પરંતુ તેમણે તે પ્રમાણે ન કરતા પ્રેમથી પ્રાણીઓના હૃદય પર વિજય પ્રાપ્ત કર્યો. ઇંદ્રો તેમની પૂજા કરવા આવ્યા અને ગોવાળીયા કાનમાં ખીલા ઠોકવા આવ્યા, છતાં બધા પર પ્રેમદૃષ્ટિ. ચંડકૌશિકે મહવીરના અંગુઠે ડંખ દીધો ત્યારે પ્રભુ શું બોલ્યા? હે ચંડકૌશિક! શું જોઈએ છે તારે? તું શેનો ઇચ્છુક છે? તને શેની ઝંખના છે? વાણીમાં પણ કેટલો પ્રેમ ને મધુરતા ભરી છે!!

**વાણીમાંથી વહાલપ વરસે, પ્રાણી માત્રમાં પ્રેમ,**
**શબ્દે શબ્દે શાતા વળતી, શિતળ ચાંદની જેમ.**
**રોમે રોમે ગાજી રહેતું વિશ્વપ્રેમનું ગાન...**
**એવા છે વીતરાગી જગમાં જીનેશ્વર ભગવાન.**

જેની વાણીમાં વાત્સલ્ય–ભાવ ભર્યો છે, જેના એક એક શબ્દો સાંભળતા શરીરમાં ચંદ્રની શિતળતાની જેમ શાતા વળે છે. જેના રોમેરોમમાં વિશ્વપ્રેમનું ગીત ગુંજી રહ્યું છે એવા ભગવાન મહાવીરના પ્રેમભર્યા બે શબ્દોએ ચંડકૌશિકનો ઉદ્ધાર કરી દીધો. તે નાગ મટીને દેવ બની ગયો. ઇતિહાસમાં સમ્રાટ અશોકના દાખલા તરફ દૃષ્ટિ કરો. કલિંગના ભયંકર યુદ્ધ પછી જો અશોકના હૃદયનું પરિવર્તન થયું હોય તો તે શસ્ત્રોથી નહિ પણ પ્રેમની શક્તિથી. તેનો દાખલો ભારતીય જનતાને દાંડી પીટાવીને કહી રહ્યો છે કે શસ્ત્રની શક્તિ કરતાં પ્રેમની શક્તિ વધારે છે. પરંતુ આજે ભારત મહાપુરૂષોએ શીખવાડેલા પ્રેમના અમૂલ્ય બોધમંત્રને ભૂલીને શસ્ત્રો તરફ દોડી રહ્યું છે. લોકોની જીભ પર પ્રેમના શબ્દો છે. પરંતુ તેમના હૃદયમાં શસ્ત્રાસ્ત્રોનું સંગીત રેલાઈ રહ્યું છે. તેઓ એમ માની રહ્યા છે કે શસ્ત્રોથી ને સત્તાથી દુશ્મનને વશ કરી શકાય છે, પરંતુ આ તેમની મોટી ભૂલ છે. શસ્ત્રોથી, શિક્ષાથી, કષાયાદિક ભાવોથી જો શાંતિ મેળવવા ઇચ્છતા હો તો તે લોહીથી ખરડયું કપડું લોહીથી ધોવા જેવું થાય. હૃદયના ઘા પ્રેમથી ધોઈ શકાય છે. ભગવાન મહાવીર બોલ્યા છે કે **"વૈરથી વૈર વધે જીવનમાં, પ્રેમથી પ્રેમ વધે જીવનમાં"** પ્રેમથી શત્રુને વશ કરી શકાય

છે. પ્રેમથી પાપીને પુણ્યાત્મા બનાવી શકાય છે. પ્રેમ હિંસા અને તિરસ્કાર પર વિજય મેળવી શકે છે. પ્રેમ પ્રકૃતિની ક્રૂરતાને શાંત કરી શકે છે. વિશ્વશાંતિની અમરવેલ રોપી શકે છે. ગુનેગારોના ગુના અને પાપીઓના પાપ પ્રેમથી દૂર કરી શકાય છે. દુર્જનતાને સજ્જનતામાં અને નિર્દયતાને દયામાં ફેરવી નાંખવાની શક્તિ જો કોઈમાં હોય તો તે પ્રેમમાં છે. પ્રેમના તેજસ્વી પ્રકાશથી કઠોરતાનો અંધકાર દૂર થઈ જાય છે. તમે મન, વચન અને કાયાની ત્રિતારીને એકબીજા સાથે સારી રીતે જોડીને જીવનવીણા આત્મશ્રદ્ધા પૂર્વક વગાડશો તો તમને સૂરીલો ઝંકાર પેદા થયા વિના નહિ રહે.

ક્રૂરતાની પરાકાષ્ઠાએ પહોંચેલા પરદેશી રાજાને કેશીશ્રમણની પ્રેમશક્તિએ બદલ્યો હતો અને તેની જીવન સરિતામાં પ્રેમનો પ્રવાહ વહેતો કર્યો હતો. પ્રેમ સિંધુ ઈસુ-ખ્રિસ્તે પ્રેમ વડે મોટા મોટા પાપીઓના હૃદય ફેરવી નાંખ્યા હતા.

**દૃષ્ટાંત :** જેકસ જેટલો ધનવાન ને શ્રીમંત હતો તેટલો તે ક્રૂર હતો, અત્યાચારી હતો. લોકોને રંજાડતો હતો. જ્યારે તે કરની વસુલાત કરવા નીકળે ત્યારે શહેરના કેટલાય લોકો તેના ત્રાસથી કંટાળીને જંગલમાં સંતાઇ જતા. તેથી લોકો એમ બોલતા કે હવે જેકસને પ્રભુ લઇલે તો સારું. ઈસુને ખબર પડી કે જેકસ પ્રજાને ઘણો ત્રાસ આપે છે તેથી ઇસુ તે ગામમાં આવ્યા. લોકોને ખબર પડી. લોકોનો પ્રવાહ ચોમાસાની નદીની જેમ તેમના તરફ ધસવા લાગ્યો. જનતાના મનમાં થયું કે શાંતિના અવતાર, આપણા દુઃખ મટાડનાર પ્રભુ આવ્યા છે. તેથી હજારો લોકો તેમની પાસે આવવા લાગ્યા.

જેકસ પણ એક ઝાડ પર ચઢી ગયો. ઇસુ તે ઝાડ નીચે બેઠા હતા. તેમણે ઊંચે જોયું તો જેકસ ઝાડ પર બેઠો છે. ઇસુખ્રિસ્તે તેને પ્રેમથી બોલાવ્યો. જેકસ ! તું શા માટે ઉપર બેઠો છે ? આવ દીકરા નીચે આવ. આજે મારે તારે ઘેર ભોજન જમવું છે. ઈસુને આ રીતે એક પાપી સાથે સ્નેહભાવથી બોલતા જોઇને લોકો ગુસ્સે થઈ ગયા. સૌએ ઈસુની નિંદા કરવા માંડી. જે લોકોના લોહી ચૂસતો હોય, અત્યા-ચાર કરતો હોય તેવા પાપીને માન દઈને બોલાવે છે ને આવા પાપીને ઘેર જમવાનું કહે છે. લોકો તો બધા સજ્જડ થઈ ગયા. લોકોનો વિચાર–પ્રવાહ ઊંધા રસ્તે ચાલ્યો ને બધા ઈસુની નિંદા કરવા લાગ્યા. પરંતુ પ્રેમના અવતાર ઇસુને તેમની નિંદાસ્તુતિ સાથે શી લેવાદેવા ? મહાન આત્મા છે. એ એમના ભાવમાં રમે છે.

ઇસુખ્રિસ્ત જેકસના ઘેર જમવા ગયા. અને તેના મહેમાન બન્યા. ખૂબ આગતા-સ્વાગતા પત્યા પછી ઈસુખ્રિસ્તે જેકસની સાથે વાતચીત કરી. ઇસુખ્રિસ્તે કહ્યું. હે જેકસ ! કેટલી જીંદગી જીવવાનું છે ? અહીં કેટલું રહેવાનું છે ? સાથે શું લઇ જવાનું છે ? આ પૃથ્વી પરથી વિદાય લઈશું ત્યારે જીવની સાથે શુભાશુભ કર્મો

સિવાય કંઈ જ આવવાનું નથી. માટે કંઈક સમજ ઈસુના પ્રેમભર્યા બે શબ્દો અને કરૂણાનો સ્નેહાળ સ્પર્શ થતાં જેકસનું હૃદય, પર્વતના બરફની જેમ પીગળી ગયું. જેકસના મનમાં પણ થઈ ગયું કે મારા જેવા પાપીને ઘેર ભગવાન જેવા ઈસુ આવે જ નહિ તેના બદલે તે આવ્યા. અને આવીને પ્રેમભર્યા અમૃત જેવા બે શબ્દોથી મારા જીવનમાં સુંદર સિંચન કર્યું. મારા કાજળ જેવા આત્માને ઉજળો બનાવ્યો. પાપીને પુનિત બનાવવા માટે પ્રભુ મારા ઘેર પધાર્યા છે. પ્રભુ મારા ઘેર જમવા માટે નથી આવ્યા પણ મને પ્રેમનું સાચું ભોજન જમાડવા આવ્યા છે. અન્નનું ભોજન દેનારા ઘણા મળે છે પણ દુશ્મનને પ્રેમનું ભોજન આપનારા બહુ ઓછા હોય છે. જેનાપર કોઈ વાતની વર્ષોથી અસર નહોતી થતી તેને ઈસુએ પ્રેમના બે શબ્દોએ વશ કરી લીધો. પ્રેમવારિના એક બિન્દુથી તથા પ્રેમમંત્રથી પીગળેલા જેકસે ગદ્ગદ્ સ્વરે કહ્યું. પ્રભુ ! આપની પાસે કરાર કરું છું કે હવે હું પાપ કરીશ નહિ. મારું અડધું ધન ગરીબોને અર્પણ કરું છું અને જેને ધન લૂંટીને મેં હેરાન કર્યા છે તેમને ચાર ગણું પાછું આપીને પ્રેમથી સંતુષ્ટ કરવાનું વચન આપું છું. જગતને જીતવા ધનની કે સત્તાની જરૂર નથી પણ પ્રેમની જરૂર છે. "પ્રભુ ! ખરેખર આપને જમાડનારનો કયાં તૂટો હતો છતાં આપ મારા પર કૃપા કરી મારા ઘેર જમવા પધાર્યા. આપ જમવા નથી આવ્યા પણ મને પ્રેમનું ભોજન જમાડવા આવ્યા છો. હું તો ક્રોધી, લોભી અને મહાપાપી હતો. આવા પાપી પર અસીમ કૃપા કરી પ્રેમના બે અમૃત બિંદુ પીવડાવી પાપીમાંથી પવિત્ર બનાવી દીધો." ઈસુની સમક્ષ તેનાં પોતાના બધા પાપો ધોવાઈ ગયા. ઈસુખ્રિસ્તે જેકસના માથે હાથ મૂકીને કહ્યું–બેટા ! તેં પાપ કર્યા પણ તને પાપ કર્યાનો પસ્તાવો થયો છે. એટલે તારો કાજળ જેવો આત્મા પવિત્ર બની ગયો. પાપ ધોવાનો પવિત્ર દિવસ આજ તારા માટે આવી ગયો. આ છે અન્યાયી અને અત્યાચારી લોકોનું પ્રેમથી હૃદય-પરિવર્તન કરવાનો સુંદર માર્ગ. પ્રેમમાં હૃદય પરિવર્તનની અદ્ભૂત ક્ષમતા છે.

અને શિતળતા લઈને વિદાય થશે. જ્યારે મોટા ઘરોમાં પ્રેમાળ હૃદય અને પ્રેમાળ ભોજન બહુ અલ્પ મળે છે.

આજે સાસુ, વહુ પર દબાણ કરીને કામ કરાવવાની ઇચ્છા રાખશે અને વહુ, સાસુ પાસે પૈસા હોય તો તે મેળવવાની લાલચે કામ કરશે. પરંતુ તે પ્રેમથી–સાચા હૃદયથી નહિ કરે. વહુ જો સાસુના હૃદયમાં મમત્વની ભાવના પ્રગટાવી શકે અને સાસુ જો વહુને સ્નેહ અને સહાનુભૂતિથી પોતાની બનાવી લે ને વહુને પોતાની પુત્રી જેવી માને તો વહુ પણ સાસુને મા જેવી માનીને પ્રેમથી સેવા કરશે. જો તમારે પ્રિય બનવું હોય તો પ્રેમની યોગ્યતા કેળવો. આપ જીવનના ગમે તે ક્ષેત્રમાં કામ કરતા હો તો પણ, પરિવારના, સમાજના, રાષ્ટ્રના, અને જગતના કલ્યાણને નજર સમક્ષ રાખીને આગળ વધો. તમારા 'અહમ્'ને સ્વમાં કેન્દ્રિત ન કરતા વિરાટ વિશ્વમાં ફેલાવો. જ્યાં જાવ ત્યાં સર્જનાત્મક કાર્ય કરો પણ ખંડનાત્મક નહિ. સ્નેહ અને પ્રેમના જળથી કુટુંબ, સમાજ કે રાષ્ટ્રમાં પ્રસરી ગયેલી ઘૃણા, સ્વાર્થ અને દ્વેષની કાલિમાને દૂર હટાવવાનો પ્રયત્ન કરો. જે પહેલા બીજાના સુખનો વિચાર કરે છે અને પછી પોતાના સુખનો વિચાર કરે છે તે સાચો પ્રેમી બની શકે છે. આવી પ્રેમાળ વ્યક્તિ પારકાના દુઃખ પોતાના માથે વહોરી લે છે. ગમે તેવી આપત્તિઓ સહન કરે છે.

જે શુદ્ધ પ્રેમી હોય છે તેના હૃદયમાં પ્રેમના અલગ અલગ ખાનાં નથી હોતા. તેના માટે ત્રિભુવન પોતાનો દેશ છે. તે પ્રેમ સમય, સ્થળ, ભાષા, પ્રાંત કે કુટુંબમાં બંધાયેલો નથી હોતો. પ્રેમ નિરંકુશ હોય છે. પ્રેમને સીમાડાના બંધનો નડતા નથી તેના નાના નાના ટુકડા કરી શકાતા નથી. પ્રેમ એક છે. અખંડ છે. પ્રેમના ટુકડા કરવામાં આવે તો પ્રેમનો આત્મા ઊડી જાય. ત્યાં દ્વેષ અને સ્વાર્થના જંતુઓ ખદખદે. વિરાટ પ્રેમ તો અખંડ માનવતાનો અનુભવ કરે છે. પ્રાણીમાત્રમાં એકતાનો અનુભવ કરે છે.

સાગરદત્તને સુકુમાલિકા પ્રત્યે અથાગ પ્રેમ છે. જિનદત્ત શેઠના ઘરે સાગરદારક પિતાને જે વાત કહી રહ્યો હતો તે બધી વાત ગુપ્ત રીતે સાગરદત્તે સાંભળી. સાંભળીને તેના મનમાં થયું કે આમાં કોઇ ગુપ્ત રહસ્ય સમાયેલું છે. તેથી લજ્જિત થઇને પોતાના ઘેર આવ્યા. આવીને તેમણે પોતાની પુત્રી સુકુમાલિકાને બોલાવી. જ્યારે તે સુકુમાલિકા આવી ત્યારે સાગરદત્તે પોતાના ખોળામાં બેસાડી. સુકુમાલિકાને આઘાત ન લાગે તે રીતે વાત કરવી છે તેથી સાગરદત્તે એમ ન કહ્યું કે સાગરદારક હવે નથી આવવાનો. પણ તેમણે તેને પૂછ્યું: હે પુત્રી! શા કારણથી સાગરે તને ત્યજી છે! હવે તને હું તે પુરૂષને આપીશ કે જેને તું સારી રીતે ઈષ્ટ, કાંત, પ્રિય અને મનોજ્ઞ થશે. આ રીતે સુકુમાલિકા દારિકાને મિષ્ટ વચનોથી આશ્વાસન આપ્યું ને પછી તેને વિદાય આપી.

સાગરદત્તના મનમાં સુકુમાલિકા માટે એવી ચિંતા થયા કરે છે, કે હવે હું સુકુમાલિકા માટે કેવો પતિ શોધું? ચિંતા બહુ બુરી ચીજ છે.

**"ચિંતા સે ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ને રંગ,**
**ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન."**

શેઠ ચિંતા કરતા કરતા કેટલાક દિવસો બાદ એક વખત પોતાના મહેલમાં સુખેથી બેસીને રાજમાર્ગનું અવલોકન કરી રહ્યા હતા. તે સમયે તેમણે એક ખૂબ દરિદ્ર, ભીખ માંગતા ભિખારીને જોયો. તે ભિખારીએ જુના વસ્ત્રો સાત થીગડાવાળા પહેર્યા હતા. છતાં તેનાથી પણ પૂરા અંગોપાંગ ઢંકાતા નહોતા. માથાના વાળ તથા હાથ-પગના નખ ઘણા વધી ગયા હતા. તેના શરીર તેમજ વસ્ત્રોની મલીનતાને લીધે હજારો માખીઓના ટોળાં તેના પર જામી પડયા હતા. તે ગંધાતો ને ગોબરો એવો હતો કે જોવો પણ ન ગમે. તેના હાથમાં ખંડમલ્લક એટલે ફૂટી ગયેલું માટીનું કોડીયું હતું તેમજ પાણી પીવા માટે ફૂટેલી માટલીનું એક ખપ્પર હતું. તે ઘેર ઘેર ભીખ માંગી રહ્યો છે. તે લોકો પાસે કરગરે છે ને બોલે છે-

**ગરીબોંકી સુનો (૨) વહ તુમ્હારી સુનેગા**
**તુમ એક પૈસા દોગે વહ દશ લાખ દેગા......ગરીબોંકી સુનો......**

હે મા-બાપ! ગરીબોની અરજ સાંભળો, તમે એક પૈસો આપો, તમને દશ લાખ મળી રહેશે. આગળ શું બોલે છે

**એક એક રોટલી આપો મા બાપ (૨)**
**તમારે કોઠારે દાણા રે ઝાઝા....એક એક દાણો આપો મા બાપ (૨)**
**અમે ભૂખ્યા મરીએ મા બાપ....એક એક...**
**તમારે કબાટે કપડાં રે ઝાઝા, એક એક કપડું આપો મા બાપ, (૨)**
**અમે ઉઘાડા ફરીએ મા બાપ...એક એક...**

હે અન્નદાતા! હું આપને પરભવનું ભાથું બંધાવવા આવ્યો છું. આપના ડબ્બામાં રોટલી ઘણી છે. એક રોટી તો આપો, આપના કોઠારમાં દાણા ઘણા ભર્યા છે. એક મુઠ્ઠી દાણા આપો તો અમારા પેટ ભરાઈ જશે. આપના દીધેલા મુઠ્ઠી દાણા આવતા ભવમાં તમને કોઠારો ભરીને દાણા મળશે. આપને ત્યાં કપડાના કબાટોના કબાટો ભર્યા છે. આપ નવા કપડા ન આપો તો આપના ઉતરેલા કપડાંના વાસણ ન લેતા મારા જેવા ગરીબના અંગ ઢાંકવા માટે આપો તો તમને વાંધો નહિ આવે. તમે એક કપડું દેશો તો આવતા ભવમાં તમને કબાટો ભરીને કપડાં મળી રહેશે. બેસવા ઓટલો આપશો તો તમને ગાડી મોટર મળી રહેશે. આ રીતે ભીખ માંગતો કરગરતો ભિખારી સાગરદત્ત શેઠની હવેલી સામેથી નીકળ્યો. સાગરદત્તે તે ભિખારીને જોયો. જુઓ

કર્મના ખેલ! સાધુની ઘાત કરનાર નાગેશ્રીનો આત્મા જે સુકુમાલિકા બની છે, તે અબજોપતિની દીકરી છે. તેનો પતિ ભિખારી બનશે!

"तएणं से सागरदत्ते कोडुंबिय पुरिसे सद्दावए, सद्दावा एवं वयासी–तुब्भेणं देवाणुप्पिया, एयं दमगपुरिसं विउलेणं असणपाणखाइमसाइमं .पलोभेइ पलोभित्ता गिहं अणुप्पवेसेह।"

ત્યારપછી સાગરદત્તે કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું–હે દેવાનુપ્રિયો! તમે લોકો આ દરિદ્ર પુરૂષને પુષ્કળ પ્રમાણમાં અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્યરૂપ ચાર જાતના આહારની લાલચ આપો. લાલચ આપીને તેને ઘરની અંદર બોલાવી લાવો. જ્યારે તે ઘરમાં આવી જાય ત્યારે તમે તેની પાસેના ખંડમલ્લક અને ખંડઘટક લઈને તેને એકાંત સુરક્ષિત સ્થાનમાં મૂકી દો. ત્યાર પછી હજામને બોલાવીને તેના સરસ રીતે વાળ કપાવી નાંખો. અને વધી ગયેલા નખ વિગેરે કપાવી નાંખો. પછી તેને સ્નાન કરાવો. સ્નાન કરાવ્યા પછી તેના હાથેથી પશુ–પક્ષી વગેરેના અન્ન વગેરેનો ભાગ આપવારૂપ બલિકર્મ કરાવો. જ્યારે બલિકર્મની વિધી પતી જાય ત્યારે તમે લોકો એને બધી જાતના અલંકારોથી શણગારો. શણગારીને તેને અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્યરૂપ ચાર જાતના આહાર જમાડો. જમાડયા પછી તેને અમારી પાસે લઈ આવો. બધાને વિચાર થયો કે શેઠ આવા ભિખારીને શા માટે બોલાવતા હશે? પછી મનમાં વિચાર થયો કે અમારા શેઠ ખૂબ દયાળુ છે એટલે તેને બોલાવીને આ પ્રમાણે કરવાનું કહે છે.

સાગરદત્તની આજ્ઞા થવાથી કૌટુંબિક પુરૂષ તેને બોલાવવા ગયો. ને કહે, ચાલ ભાઈ! તને અમારા શેઠ બોલાવે છે. આ ભિખારી તો બિચારો ધ્રુજવા લાગ્યો કે મને શેઠ શા માટે બોલાવતા હશે? શું મારી માનતા કરી હશે? મને વધ કરવા માટે તો નહિ લઈ જાય ને? ભિખારી કહે–ભાઇ! મારે તમારા ઘરમાં આવવું નથી. તમે મને ખાવા રોટી આપી દો. કૌટુંબિક પુરૂષોએ ભિખારીને અશનાદિ ચાર જાતના આહારની વારંવાર લાલચ આપી. લલચાવીને તેને દ્વાર સુધી લઈ આવ્યા અને છેવટે ઘરમાં લઈ ગયા. હવે તે ભિખારીને શેઠની આજ્ઞા પ્રમાણે બધું કરશે અને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

"ચરિત્ર" :–ઋષિદત્તા રથમાં બેઠી ત્યારે અઠ્ઠમના પચ્ચખાણ લઇને બેઠી છે. અને મનમાં નવકારમંત્રનું સ્મરણ કરે છે. રુષિદત્તા એક મહાન પિતાની પુત્રી હતી. અને જૈન દર્શનની છાયામાં મોટી થઈ હતી. એના પિતાએ એને કેટલાક મંત્ર–તંત્રના નિર્દોષ અને અહિંસક પ્રયોગો શીખવાડયા હતા. પરંતુ સાથે એ પણ કહ્યું હતું કે સંસારના તમામ મંત્રો કરતા અને તમામ શક્તિ કરતાં, નવકાર મંત્ર શ્રેષ્ઠ છે, આથી

રુષિદત્તાને નવકાર મંત્ર પર ખૂબ વિશ્વાસ અને શ્રદ્ધા હતી. તે સમજે છે કે અત્યારે મારો બેલી કોઈ હોય તો નવકારમંત્ર જ છે.

**જગત રૂઠીને શું કરશે, મારો નવકાર બેલી છે (૨)**
**હજારો મંત્રો શું કરશે, મારો નવકાર બેલી છે (૨)**

નવકારમંત્ર એ મહાનમંત્ર છે. તેની આરાધના કરવાથી માનસિક કલેશ નાશ થાય છે. મમતા અને માયાનો વળગાડ વળગતો નથી. અંતરનો સઘળો વિષાદ ચાલ્યો જાય છે. અને જીવનમાં નવું બળ, નવી તાજગી અને નૂતન પ્રેરણા પ્રાપ્ત થાય છે. વળી રુષિદત્તાને એના પિતાએ કહ્યું હતું કે નવકારમંત્રનું શુદ્ધ ભાવે આરાધન કરવાથી તે મોક્ષ સુધી પહોંચાડે છે. જે શક્તિ જન્મ-મૃત્યુ પર વિજય મેળવી ભવોભવના બંધન તોડી મોક્ષ સુધી પહોંચાડે તે મહાન મંત્ર-શક્તિ ગમે તેવા સંકટોને પચાવી લેવાનું બળ તો સહજ ભાવે આપે છે. મોક્ષના સુખો આપનારી તાકાત સામાન્ય સુખ આપે એમાં શી નવાઈ? નવકાર મંત્ર એ કલ્યાણમાર્ગનો દીપક છે. અને સુખ-દુઃખ બંનેનો સહારો છે. એમ રુષિદત્તા શ્રદ્ધાપૂર્વક માનતી હતી.

રુષિદત્તાનો રથ ભયંકર અટવીમાં બે દિવસે આવી પહોંચ્યો. રથની સાથે મારાઓ ઘોડા પર બેસીને ચાલી રહ્યા છે. મહારાજાએ રુષિદત્તાના વધ માટે જેના હૈયામાં દયાનો છાંટો ન હોય અને રાજાની આજ્ઞાનું પાલન બરાબર કરે તેવા રાક્ષસી હૃદયવાળા મારાઓ મોકલ્યા હતા. રથનો સારથી પણ એવો ક્રૂર હતો. પરંતુ સતીનું ધ્યાન અને અટ્ઠમ તપના પ્રભાવે તેના દિલમાં દયાનો અંકુરો ફૂટયો હતો. કે જે સ્ત્રી કંઈ ખાતી પીતી નથી અને આંખો બંધ કરી મનમાં કંઇક સ્મરણ કરે છે. આવી સ્ત્રી કોઈ રીતે દોષિત ન હોય. ગુનેગાર માણસો છટકવાની બારી શોધતા હોય છે અને કાલાવાલા કરીને છૂટવાની પ્રાર્થના કરતા હોય છે, પરંતુ મારાઓના દિલમાં દયાનો કણીયો પણ ઉગતો નથી. સારથી કહે-બહેન! તારે ખાવું છે? પણ રુષિદત્તાએ કંઈ જવાબ ન આપ્યો. રથ ભયંકર વનમાં આવી પહોંચ્યો. આ વન એટલું ગીચો-ગીચ ને ભયંકર છે કે રથ અહિંથી આગળ જઈ શકે એવો કોઈ માર્ગ નથી. આ વનની આસપાસ ચાર પાંચ માઈલ સુધીમાં એકે ગામ પણ ન હતું. સારથીને દયા આવી તેથી મારાઓને કહે- આ રાજવધૂએ અન્નજળ કંઇ લીધું નથી, માટે એને મારવા કરતાં અહીં છોડીને ચાલ્યા જઈએ. અહીં વનચર પ્રાણીઓ આવીને તેને મારી નાંખશે. મારાઓ કહે. ના. રાજાની આજ્ઞાનું પાલન તો બરાબર થવું જોઈએ જ. મારાઓ કહે-રુષિદત્તા! નીચે ઉતરો. રુષિદત્તા તો નવકારમંત્રની આરાધનામાં એવી એકતાર હતી કે તેને આ કંઈ સંભળાયું નહિ. એટલે ફરીવાર કહે-બાઈ! આવા ઢોંગીથી અમે જરાપણ પીગળી જઈએ એવા નથી. માટે તરત ઉતરી જા ને જેને યાદ કરવા

હોય તે કરી લે. છતાં રુષિદત્તાને પોતાના ધ્યાનમાં આ વાત સંભળાતી નથી. સારથી આશ્ચર્યભરી નજરથી જોઈ રહ્યો. કેવું આ રુષિદત્તાનું ધ્યાન છે! પરંતુ જો હવે આ નહિ સાંભળે તો આ મારાઓ તેને હમણાં હાથ-પગ ખેંચીને નીચે ઉતારશે. રુષિદત્તાએ ન સાંભળ્યું તેથી મારાઓ તેના શરીરને હચમચાવવા લાગ્યા, તેથી રુષિદત્તા ધ્યાનમાંથી જાગૃત થઈ અને પોતે હસતા મુખડે નીચે ઉતરી ગઈ. તેને મારી નાંખવા માટે ઊભી રાખી, મારાઓ ચકચકતી તલવાર ઉગામે છે. રુષિદત્તાની અત્યારે કેવી પરિસ્થિતિ છે! તે નિરાધાર ઊભી છે. ઊંચે આભ ને નીચે ધરતી ને આસપાસ મારાઓ સિવાય કોઈ નથી. ઘનઘોર ભયંકર વન છે. અહીં હવે આંખ સામે ચકચકતી તલવારથી કપાઈ મરવાનું અને મૃત્યુ પામવાનું દેખાય છે. કોઈ બચાવનાર નથી દેખાતું, નથી પોતાનો પતિ બચાવનાર કે નથી કોઈ નગરનો દયાળુ નગરશેઠ બચાવનાર! તદ્દન અશરણ અને નિરાધાર ઊભી છે. કદાચ પતિએ મારી નાંખી હોત તો એને જે દુઃખ ન લાગત તેથી પારાવાર દુઃખ આ મારાઓના હાથે મરવાનું લાગે છે. આ ઘોર ભયંકર વનમાં એકલી અટૂલી રુષિદત્તા ઊભી છે. મારાઓ તેને કેવી રીતે મારશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૮૧

દ્વિ. ભાદરવા વદ ૨ ને બુધવાર તા-૨-૧૦-૭૪

અનંત કરૂણાનિધી શાસન-સમ્રાટ વીર પ્રભુએ ઘાતી કર્મોનો ક્ષય કર્યા પછી કેવળ જ્ઞાન અને કેવળ દર્શન પ્રાપ્ત કરી દ્વાદશાંગી સૂત્રની વાણી પ્રકાશી. મોરનો ટહુકાર થાય તો સર્પો પલાયન થઈ જાય છે તેમ આપણો આત્મા ચંદનવૃક્ષ સમાન છે. તેને કામ-ક્રોધ અને વિષય-વિકાર રૂપી સર્પો વીંટળાઈ ગયા છે. વીતરાગ વાણીનો ટહુકાર આત્મામાં થાય ત્યારે આ સર્પો પલાયન થઈ જાય છે. વીતરાગદેવની વાણીથી મનુષ્યને જડ અને ચેતનનું ભાન થાય છે. સાચા ખોટાની પિછાણ થાય છે. ચેતનનો ચળકાટ દેખાય ત્યારે જડના ઝળકાટ છૂટી જાય. સત્યની પિછાણ થાય ત્યારે અસત્ય છૂટી જાય છે ને સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માની પિછાણ થાય છે.

આજે દુનિયામાં જ્ઞાન તો ઘણું વધ્યું છે પણ એ જ્ઞાન આત્મિક સુખ આપનારૂં નથી. એ જ્ઞાન ભૌતિક સુખ આપનારું છે. સાધકનું લક્ષ્ય આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોવું જોઈએ. આનંદઘનજી મહારાજના મિત્રે સાધુ બનીને બાર બાર વર્ષો સુધી સાધના કરી ત્યારે દરિયા કે નદીમાં માણસ ધરતી પર ચાલે તેમ પાણીમાં ચાલવાની સિદ્ધિ મેળવી. તે મનમાં મગરૂરી રાખતો હતો કે મેં કેવી સાધના કરી છે! પણ એક અધ્યા-

ત્મયોગી સંત એને મળી ગયા ને કહ્યું ભાઈ! આટલી મગરૂરી શાની રાખે છે! જિંદગીપર્યંત સાધના કરી તેને અંતે તેં મેળવી-મેળવીને શું મેળવ્યું? ત્રણ દોકડાની વિદ્યા કે બીજું કંઈ? પાણીમાં પગે ચાલીને સામે પાર જઇ શકે છે તો બીજા માનવ ત્રણ દોકડા આપીને નૌકામાં બેસીને પણ સામે પાર જઈ શકે છે, એમાં કંઇ વિશેષતા નથી. વિશેષતા આત્મિક જ્ઞાનની છે.

દેવાનુપ્રિયો! આજના ભૌતિકવાદના વિજ્ઞાને તો હદ કરી છે. ભૌતિક સુખ માટે આત્માને વેચી નાંખ્યો છે. બાવળ વાવવા માટે કલ્પવૃક્ષના મૂળ ઉખેડી નાખ્યાં છે. ગર્દભ માટે ઐરાવત હાથીને વેચી નાખ્યો છે. મોતીનું પાણી જોવા માટે મોતીને પીસીને તેનો ભૂક્કો કરી નાખ્યો છે. અને ઉત્તમ મનુષ્યભવ રૂપી રત્ન મળ્યા પછી તેને કાચ સમજી વિષય વિકાર ને વિલાસના ઉકરડામાં ફગાવી રહ્યો છે. અને આવી માનવ જીવનની અમૂલ્ય ક્ષણો સંસારી સુખને માટે ખર્ચાઈ રહી છે. વિષયમાં આસક્ત બનેલા વિષયના કીડાઓને કયાંથી ખ્યાલ હોય કે રાખ મેળવવા માટે હું લાખની નોટોને સળગાવી રહ્યો છું. સંસારના સુખો રાખ જેવા છે અને માનવ જીવનની અમૂલ્ય ક્ષણો લાખની નોટો કરતાં પણ વધુ કિંમતી છે. ભૌતિક સુખો આ ભવમાં જ નથી મળ્યા, પણ અનંતીવાર મળ્યા છે પરંતુ હજુ આત્માએ સાચું સુખ પ્રાપ્ત કર્યું નથી.

સંસાર સુખની અભિલાષી સુકુમાલિકાનો લગ્નની પહેલી રાત્રીએ સંસાર ખારો બની ગયો. ભોગના ભિખારીઓ જે વિષયની વાંછના કરતા હોય છે તે સિવાયનાં અન્ય સુખ સાધનો પણ તેમને સુખ આપી શકતા નથી. સુકુમાલિકા પ્રત્યેના રાગથી તેને સંસારી સુખ આપવા માટે રસ્તે જતાં ભીખારીને જોઇને વિચાર કર્યો કે આ ભિખારીને જો લાલચ આપવામાં આવે તો એ સુકુમાલિકાનો પતિ બનવા તૈયાર થાય. તેથી તેમની આજ્ઞાથી કૌટુંબિક પુરૂષો રસ્તે જતાં ભિખારીને અશનાદિ આહારની લાલચ આપી ઘરમાં લઈ આવ્યા. ત્યારપછી તે લોકોએ તે ભિખારી પાસેથી માટીનું ફૂટેલું કોડીયું તેમજ ફૂટેલા માટીના ખપ્પર લઈને સુરક્ષિત સ્થાને મૂકી દીધા. જ્યારે તે દરિદ્ર માણસે પોતાના ખંડમલ્લક અને ખંડઘટકને પોતાની પાસેથી લઈને એકાંત સ્થાનમાં મૂકતાં જોયાં ત્યારે તે મોટેથી ઘાંટા પાડીને રડવા લાગ્યો. તેના રડવાનો અવાજ સાંભળીને તેને પોતાના ચિત્તમાં ધારણ કરીને સાગરદત્તે કૌટુંબિક પુરૂષોને આ પ્રમાણે કહ્યું. किण्ण देवाणुप्पिया! एस दमगपुरिसे महया २ सद्देणं आरसइ? હે દેવાનુપ્રિયો! શા કારણથી આ દરિદ્ર માણસ મોટેથી ઘાંટા પાડીને રડી રહ્યો છે? ત્યારે તે માણસોએ આ પ્રમાણે કહ્યું. હે સ્વામિન્! પોતાના ખંડ મલ્લક અને ખંડ ઘટકને તેની પાસેથી લઇને બીજા સુરક્ષિત સ્થાનમાં લઈ જતાં જોઈને આ ગરીબ માણસ મોટેથી રડવા લાગ્યો છે. આ સાંભળીને સાગરદત્ત કૌટુંબિક પુરૂષોને કહ્યું: હે દેવાનુપ્રિયો! તમે લોકો આ દરિદ્ર માણસના ખંડમલ્લક અને ખંડઘટકને એની

વિશ્વાસ અને નિરાંત ધરીને બેઠેલી ઋષિદત્તાને અત્યારે એકલી અટૂલી સ્થિતિમાં મારાઓ મારી નાંખવા ઊભા છે. પતિ ઉપરથી એના પિતાનું વહાલપણું ઊઠયું અને પિતાને પરવશ પતિની રક્ષકતા ઊડી ગઈ. અહીં કોઇ રક્ષક કે શરણુ નથી. બંધુઓ! જ્યારે ભયંકર રોગ, અકસ્માત કે મૃત્યુ આવશે ત્યારે કોઇ રક્ષણહાર નહિ મળે. જેના પર જીવે ખૂબ મમતા કરી એવી એક ચીજ પણ શરણભૂત નહિ બને. તો પછી શા માટે એ ચીજની કે સગાની મમતા રાખવી?

જ્યારે માણુસ બળાત્કારથી મૃત્યુને વશ થાય છે ત્યારે માણુસનો પ્રતાપ નષ્ટ થઈ જાય છે. ચઢેલા તેજ ઉતરી જાય છે, ધૈર્ય ખત્મ થાય છે. પુરૂષાર્થ વિરામ પામી જાય છે અને ગમે તેવું હૃષ્ટપુષ્ટ શરીર હોય તો પણ તદ્દન શિથિલ-નિષ્ક્રિય બને છે. બતાવો તો ખરા કે જીવનમાં ઘણી પ્રિય ચીજ હોય તે અથવા શક્તિ, બુદ્ધિ પોતાની થઇને ઊભી રહે છે ખરી? ના, નાસ્તિક માણુસ ભલે ધર્મ-આત્મા-પુણ્ય-પાપ ન માને પરંતુ અંતકાળની આ અશરણુતા તો માનવી પડે છે. રાવણુ અને લક્ષ્મણુ ઘણા પ્રતાપી હતા. પરંતુ મૃત્યુ થતાં પ્રતાપ પલાયન થઈ ગયો ને આજે નરકમાં દુઃખો ભોગવે છે. ચક્રવર્તી સનત્કુમારના તેજ-સૌંદર્ય-કાન્તિ એવા કે ઇન્દ્ર એના વખાણુ કરે અને સનત્કુમારને પણુ એનું અભિમાન હતું, પરંતુ સેકન્ડમાં સોળ રોગ થતાં સનત્કુમાર કેવો અશરણુ બની ગયો! નેપોલિયન અને હિટલરનું આગળ વધવામાં ધૈર્ય કેટલું? પણુ એ કેટલું ટકયું? મમ્મણનો ધન ભેગું કરવામાં પુરૂષાર્થ કેટલો કે રત્નજડિત સોનાનો બળદ ઊભો કરી દીધો. ફક્ત એક બળદને એક શિંગડું બાકી હતું. પરંતુ મૃત્યુ વખતની અશરણુતાએ પુરૂષાર્થ કયાં ફેંકી દીધો! ઘણી વાર જીવતાં માનવી અશરણુ બની જાય છે. ને મૃત્યુ વખતે તો દરેકની આ સ્થિતિ બને છે. માણુસ મરવા પડયો હોય ત્યાં કુટુંબીઓ એનું દ્રવ્ય લૂંટવામાં પડે છે. એ વખતે મરવા પડેલાને શુભ ખાતામાં આપવું હોય તો આપી શકે છે ખરા? ના, એ અશરણુ બની ગયો છે.

જુઓ! ઋષિદત્તાને અત્યારે કોનું શરણુ છે? મારાઓથી ઘેરાયેલી એકલી ઊભી છે. જ્યાં મારાઓએ એને મારવા તલવાર ઉગામી કે એ એવી ગભરાઈ ગઈ કે એને તમ્મર ચઢયા ને એકદમ ધરતી પર ઢળી પડી. આ પુણ્યનો ઉદય કે પાપનો ઉદય? પડી એ સારું થયું કે ખોટું થયું? મારાને હવે તલવારથી ઘા કરવા વધુ ફાવે કે ઊભી હોય ત્યારે વધુ ફાવે? ઘણીવાર દેખીતા નરસા પ્રસંગ સારા માટે થાય છે. અહીં ઋષિદત્તાને એવું બને છે. કોમળ ફુલ જેવી ઋષિદત્તા અટવીની વેરાન ભૂમિ પર પડી ગઈ અને સર્વ ભાન ગુમાવી દીધું હોય તેમ નિશ્ચલ બનીને પડી ગઈ. ત્યારે મારાઓ તેના પર ઘા કરવા ગયા ત્યારે સારથી કહે-મને જરા તપાસ કરવા દે. સારથીએ રુષિદત્તાને જોઇને કહ્યું, આની કાયામાંથી પ્રાણુદેવ ઊડી ગયો લાગે છે. નાડી ચાલતી નથી. ભૂખ-તરસના

દુઃખથી એના પ્રાણ ઊડી ગયા લાગે છે. જેણે કદી દુઃખ જોયું ન હોય તે આવા દુઃખ કેવી રીતે સહન કરી શકે ? સારથી કહે–હવે મડદા પર ઘા કરવો એ કાયર માણસનું કામ છે. આપનું કામ વગર મહેનતે પતી ગયું છે. મારાઓએ જોયું તો તેમને પણ લાગ્યું કે આ રુષિદત્તાની કાયામાં ચેતન છે જ નહિ. એટલે તે બોલ્યા–મરેલાને મારવામાં કોઈ શોભા નથી. હવે એ ભલે અહીં પડી રહે. આપણે વિદાય થઈએ. તેથી રુષિદત્તાને મરી ગયેલી માની ત્યાં જ મૂકીને ચાલ્યા ગયા. અને નગરમાં પહોંચી ગયા. રુષિદત્તા ગભરાઈને મૂર્છા ખાઈને પડી ગઈ ને વાગ્યું એ અશુભ કર્મનો ઉદય છે. પરંતુ એ એના સારા માટે બન્યું છે. **"જીવતો નર ભદ્રા પામે"** જો જીવતી રહી છે તો કલ્યાણ દેખવા પામશે અને તેનું સત્ય પ્રગટ થશે. મારાઓ મૂકીને ચાલ્યા ગયા. રાત્રીના ઠંડા પવનથી રુષિદત્તાની મૂર્છા વળી એટલે ભાનમાં આવીને જોવે છે તો મારી નાંખવા આવેલા મારાઓ દેખાતા નથી. એટલે પોતે ત્યાં બેસીને મનમાં ચિંતવણા કરે છે.

**"ઋષિદત્તાનું અગાધ કર્મ ચિંતન"**:–રુષિદત્તા વિચાર કરે છે આ બધું બન્યું એમાં કોઈને દોષ દેવાની જરૂર નથી. એમાં તો મારા પૂર્વના કર્મો કામ કરી રહ્યા છે.

**કોઈ જન્મે કરમ મેં હસીને કર્યા,**
**આંસુડા આજ મારા નયનમાં ભર્યા....કર્મો કરેલાં સુજનને નડે છે.**

જો કર્મ સલામત હોત તો મારા પર આ કલંક શા માટે ચઢત ? અને મને જાનથી મારી નાખવાની સજા શાની હોય ? આ ભવમાં તો મેં કોઈનું બગાડયું નથી. તો આવી મોટી આપત્તિ શાની આવે ? પરંતુ પૂર્વજન્મમાં એવા દુષ્કૃત્ય કર્યા હશે તેથી કર્મો આજે ઉદયમાં આવ્યા છે. **"ગુના વિના સજા નહિ પછી ગુનો આ ભવનો નહિ તો પૂર્વભવનો"** છતાં મારા ધર્મે મને જીવતી રાખી એ સારું થયું. જગતમાં ધર્મનું શરણું સાચું છે. અહીં કયાં પિતાજી કે પતિ કોઈ બચાવવા આવ્યું ? પરંતુ પૂર્વભવમાં કંઈક ધર્મ કર્યો હશે તો એણે જીવતી કપાવતા બચાવી. નહિતર તલવાર ઉગામીને મારવા તૈયાર થયેલા મારાઓ માર્યા વિના એમ ને એમ શા માટે ચાલ્યા જાય ? અહીં બીજું કોઈ બચાવનાર નથી. ખરેખર ધર્મે જ મને બચાવી છે. જીવ સગાંસ્નેહીઓનો ખૂબ હિતૈષી અને પ્રેમાળ બન્યો છતાં કોઈ એને મરણમાંથી બચાવી શકતા નથી. કેટલીક વાર મૃત્યુના મુખમાંથી બચી જવાતું હોય તો તે ધર્મના પ્રભાવે બને છે. માટે હે આત્મા ! ધર્મનું શરણું ગ્રહણ કર. ધર્મ એ જ શરણ–આધાર–તારણહાર છે. એમ માની વીતરાગે બતાવેલ ચારિત્રમાર્ગને અપનાવી લેવાનો તું વિચાર કર. ચિંતવણા કર. આ રીતે ચિંતવણા કરે છે ત્યાં પાછી બેભાન થઈ જાય છે. રુષિદત્તા ભયંકર વનમાં બેભાન દશામાં પડી છે. ત્યાં સિંહ–વાઘ–શિયાળ આદિ પ્રાણીઓ તેને જોશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૮૨

દ્વિ. ભાદરવા વદ ૫ ને શનિવાર તા. ૫-૧૦-૭૪

શાસનનાયક, જગત ભૂષણ, તીર્થંકર મહાપુરૂષોએ આપણને સાધનાનો સાચો માર્ગ બતાવ્યો. તે આપણા સાચા માર્ગદર્શક છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮મા અધ્યયનનું નામ મોક્ષમાર્ગ છે. આનો અર્થ એ છે કે તે મોક્ષના માર્ગપર અગ્રેસર કરવાવાળા છે. તે અધ્યયનમાં સંસારના બંધનથી મુક્ત થવાનો માર્ગ બતાવ્યો છે. અને તે માટે દશ પ્રકારની રૂચીનું વર્ણન કર્યું છે.

निसग्गुवएस रुइ, आणारुई सुत्त बीयरुइमेव।
अभिगम वित्थाररुई, किरिया संखेव धम्मरुइ॥

ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૧૬

નિસર્ગરૂચી, ઉપદેશરૂચી, આજ્ઞારૂચી, સૂત્રરૂચી, બીજરૂચી, અભિગમરૂચી, વિસ્તારરૂચી, ક્રિયારૂચી, સંક્ષેપરૂચી, ધર્મરૂચી, આજે હું આપને આજ્ઞારૂચી કોને કહેવાય તે સમજાવવા ઇચ્છું છું,

रागो दोसो मोहो, अन्नाणं जस्स अवगयं होइ।
आणाए रोयन्तो, सो खलु आणारुइ नामं॥

ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૨૦

જેના રાગ-દ્વેષ-મોહ-અજ્ઞાન દૂર થઈ ગયા છે એવા મહાપુરૂષોની આજ્ઞાની રૂચી એ આજ્ઞારૂચી છે. માની લો, ગુરૂ કોઈ કાર્ય કરવાની શિષ્યને આજ્ઞા કરે તો તે રાગદ્વેષ અજ્ઞાન-મોહ રાખ્યા વિના આજ્ઞાનું પ્રેમથી પાલન કરે. ગુરૂઆજ્ઞાનું પાલન તો શિષ્યે અવશ્ય કરવું જોઈએ. જેવી રીતે સંગ્રામમાં સિપાઈઓ સેનાપતિની આજ્ઞાનું પાલન કરે છે. સેનાપતિએ આજ્ઞા કરી કે આગેકૂચ કરો પછી તે સૈનિક નદી-નાળા, પર્વત કે ખાડાટેકરા કેમ ન આવે! ઠંડી, ગરમી કે મુશળધાર વરસાદ કેમ ન હોય! છતાં આજ્ઞાપાલન કરી આગળ વધે છે. જે આજ્ઞા ન માને તેને સેનાપતિ શૂટ કરીદે. આપણા આધ્યાત્મિક ક્ષેત્રમાં એવો નિયમ નથી, કારણ કે આપણો ધર્મ અહિંસામય છે. આ ક્ષેત્રમાં આજ્ઞાપાલન માટે કોઈ જબરજસ્તી નથી. એ તો સાધકની ભાવના પર નિર્ભર છે. જેને આત્મકલ્યાણ કરવું હોય તે વીતરાગની આજ્ઞાનું પાલન કરે. અને જે આજ્ઞાપાલન નથી કરતા તેને પ્રત્યક્ષ રૂપથી કોઇ સજા કરવામાં આવતી નથી. પરંતુ તે આત્મોન્નતિથી રહિત અને સંસારના બંધનોમાં જકડાવાની સજા સ્વયં મેળવી લે છે.

જે ભવી જીવો છે તે વીતરાગ વચનને સાંભળીને અત્યંત પ્રફુલ્લિત થાય છે ને તેની આજ્ઞાનું પાલન કરે છે. કોઈ અત્યંત લોભી માણસને કુબેરના જેટલો ખજાનો મળી જાય અને જેના ઘેર પુત્ર ન હોય તેને ઘેર પુત્ર થાય તો જેટલો હર્ષ થાય છે તેટલો હર્ષ અને આનંદ ભવી જીવને જીનવાણી શ્રવણનો સુયોગ મળવા પર થાય છે. તેનું સરળ અને નિર્મળ હૃદય ભગવાનની વાણી સાંભળીને અપૂર્વ સંતુષ્ટ થાય છે. જેવી રીતે વર્ષાનું પાણી ઉત્તમ ભૂમિની માટી પર પડવાથી પાણીને પોતાનામાં સમાવી લે છે અને સારો પાક પેદા કરવાને યોગ્ય બની જાય છે, તે રીતે ભવી પ્રાણી જિન-વાણીનો એકેક શબ્દ પોતાના હૃદયમાં ઉતારી લે છે અને તેને આત્મસાધનાને યોગ્ય બનાવે છે. જિનવાણીને જિનેશ્વરની આજ્ઞા માનીને તેનું પાલન કરવાનો દઢ નિશ્ચય કરે છે. અને તેના માટે પ્રયત્ન કરવા લાગી જાય છે. જિનવાણી સાંભળીને તે સંસારના સમસ્ત પદાર્થોની અનિત્યતા અને ભયંકરતા સમજીને તેનાથી ભાગવાની કોશિષ કરે છે.

સર્પને તો આપ સૌ કોઈએ જોયો હશે. તે સ્વયં અત્યંત ઝેરીલો હોય છે અને તેનામાં એટલી શક્તિ હોય છે કે અલ્પ સમયમાં જ કોઈ પ્રાણીનો નાશ કરે છે. પરંતુ જ્યારે તેના શરીર પર કાંચળી આવી જાય છે ત્યારે ન તો પૂર્ણ રીતે દેખી શકે છે કે ન તો જલ્દીથી ભાગી શકે છે. જે ક્ષણે કાંચળી તેના શરીર પરથી નીકળી જાય છે, ત્યારે તે એકદમ તીવ્રગતિથી ભાગે છે. પછી પાછું વાળીને જોતો નથી. **"કુંચુક અહી ત્યાગે દૂર ભાગે તિમ વૈરાગી પાપ હરે."** જે રીતે સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરીને ભાગે છે તે રીતે જિનવચનો દ્વારા ભવ્ય પ્રાણી સંસારના પ્રલોભનોને ભયાનક જાણીને તેનાથી દૂર ભાગે છે. તેના હૃદયમાં વૈરાગ્ય ભાવ જાગૃત થાય છે. સર્પની ચામડી પર જેવી રીતે કાંચળી નામનું આવરણ હોય છે. તે રીતે સંસારના પ્રાણીઓ પર અજ્ઞાનનું આવરણ છવાયેલું છે. તે આવરણના કારણે વિવેકરૂપી નેત્રોથી તે જોઈ શકતો નથી કે સંસારની વાસ્તવિક સ્થિતિ શું છે? અને તે કેવી રીતે આત્માને મૂર્ખ બનાવીને પોતાની ચાંચમાં પકડી લેવાનો પ્રયત્ન કરે છે! પરંતુ જ્યારે તે જીનેશ્વર ભગવાનના વચનોને સાંભળે છે, તેની આજ્ઞાનું પાલન કરીને તેને ગ્રહણ કરે છે અને તેના પર મનન કરે છે ત્યારે સારી રીતે સમજી શકે છે કે આ સંસાર જીવને માટે અનંતાનંત કષ્ટોથી ભરેલા કારાગાર સિવાય બીજું કંઈ નથી. તેને સંસારના સુખ ખોટા અને અશાશ્વત દેખાય છે. જિનવાણીરૂપી નિર્મળ પાણી તેના હૃદયની ભૂમિને વિરકિતમય સ્નિગ્ધતા આપે છે. અને તે સ્નિગ્ધતાને કારણે સમ્ય-ક્ત્વરૂપી બીજ તેમાં અંકુરિત થઈ જાય છે. તે અંકુરોનું પરિણામ શું આવે છે?

**વિનયરૂપ તરૂ મૂલ શાખા વિસ્તરે હૈ, કરણી સો ફૂલ પાછે મોક્ષરૂપી ફળ લાગે**

સમ્યક્ત્વરૂપી બીજ હૃદયમાં વવાઈ જાય તો ધીમે ધીમે તે વિનયરૂપી વૃક્ષના

રૂપમાં અનેક સદ્ગુણરૂપી શાખાઓ ખીલી ઊઠે છે. વિનય જેનું મૂળ છે એવું ધર્મરૂપી કલ્પવૃક્ષ સંસારમાં ભટકતા આત્માને શું નથી આપી શકતું? બધું આપી શકે છે. વિનય વૃક્ષ પર જપ-તપ, સેવા, સ્વાધ્યાય, ધ્યાન, ત્યાગ, પરોપકાર આદિ શુભ ક્રિયાઓના ફળ લાગે છે. એ ક્રિયાઓ જ્યારે સમ્યક્રૂપથી કરવામાં આવે ત્યારે મોક્ષ રૂપી ફળની પ્રાપ્તિ થાય છે.

**જીવન તણી જમીનમાંહી, બોધી બીજને વાવો,**
**વિનય તણા વૃક્ષ ઉપરથી, ગુણ ગુલાબને ચૂંટો,**
**મુક્તિફળ ગ્રહણ કરો...માનવ મટીને મહાન બનો (૨)**
**વીર આજ્ઞા અનુસાર ચલો....માનવ મટીને મહાન બનો, (૨)**

તીર્થંકર પ્રભુની વાણીપર શ્રદ્ધા રાખવાથી, તેની આજ્ઞાનું પાલન કરવાથી માનવ સત્ય ધર્મનો અધિકારી બનીને મુક્તિના પંથ પર આગળ વધે છે. વિનય એ ધર્મનું મૂળ છે. જ્યાં ધર્મ છે ત્યાં જ શાંતિ છે. વ્યવહાર શુદ્ધ રાખવો એ પણ ધર્મ છે. આ ભારતની ભૂમિપર ચોરો પણ એવા થઈ ગયા છે કે જેનામાં દિલની દિલાવરતા, જીવનમાં પ્રમાણિકતાનો પ્રકાશ અને માનવતાની જ્યોત પ્રગટેલી હતી. રાજા તો ન્યાય સંપન્ન ને પ્રમાણિક હોય પણ તે સમયે ચોરમાં પણ સદ્ગુણોની સુવાસ મહેંકી ઉઠતી હતી.

"**ભોજરાજાનું ઉમદા દિલ** :-ભોજરાજાના દરબારમાં પ્રજા ન્યાય, નીતિ ને પ્રમાણિકતાથી જીવન જીવતી હતી. અન્યાય-અનીતિ, અધર્મનું તેના રાજ્યમાં સ્થાન ન હતું. રાજા પરદુઃખભંજન હતા. તે પ્રજાનું સદા હિત ઈચ્છતા હતા. તેના રાજ્યમાં પ્રજા સુખી હતી. એક દિવસ મધરાતે મહારાજા છૂપા વેશે નગરચર્ચા જોવા નીકળ્યા હતા. પ્રજાના સુખદુઃખ જોવાની આંખ ભોજરાજાને મળી હતી. જે પોતાના સુખમાં મસ્ત બની બીજાના દુઃખ તરફ આંખ ન ફેંકતો હોય તે પ્રજાના નેતૃત્વ માટે નાલાયક ઠરે છે. અને પ્રજા તેવા રાજાને હૈયાના સિંહાસન પર સ્થાન આપતી નથી. છૂપાવેશે નીકળેલા ભોજરાજા ઘડીકમાં ગલીકુંચીમાં જતા, ઘડીકમાં રાજમાર્ગપર આવે અને ઘડીકમાં કોઈના બંધ બારણે ઊભા રહી સુખ-દુઃખની કહાણી સાંભળવા મથતા હતા. બરાબર એ વખતે એક માનવ રસ્તા ઉપરથી થોડો આગળ વધી ગલીઓમાં લપાતો છૂપાતો જતો જોયો. રાજાએ જાણ્યું કે આ ચોર લાગે છે. પણ એ ચોરી ન કરે ત્યાં સુધી મારાથી એને પકડાય નહિ. માટે મારે જોવું છે કે આ ચોર ક્યાં જાય છે ને કેવી રીતે ચોરી કરે છે? વળી ભોજરાજાના હૈયાની દિવાલપર એ વાત કોતરાયેલી હતી કે ચોરી ભલે ભૂંડી હોય પણ ચોર ભૂંડો ન પણ હોય, તેથી ચોરને હાથકડી પહેરાવવાને બદલે પોતે છૂપાતા-છૂપાતા ચોરની પાછળ ગલીમાં ગયા. આગળ ચોર અને પાછળ રાજા ભોજ.

"**ચોરની દુઃખી પ્રત્યે સહાનુભૂતિ અને પ્રમાણિકતા:** થોડે દૂર જઈને ચોર એક નાના મકાનમાં ગયો. રાજાના મનમાં બરાબર નિશ્ચય થયો કે આ ચોર છે તે સત્ય વાત છે, તેથી ખૂણામાં સંતાઇ ગયા. જોવું તો ખરો કે ચોર શું કરે છે! ચોરે ઘરમાં ખાતર પાડવાની શરૂઆત કરી છતાં રાજા ભોજ તો ઊભા રહ્યા. એ તો અથથી ઇતિ સુધીનું નાટક જોવા માંગતા હતા. આજનો માનવી આટલી ધીરજ ન રાખી શકે. જે મકાનમાં ચોરે ખાતર પાડયું તે સાવ કંગાલ બ્રાહ્મણનું ઘર હતું. ખબર ન પડે તે રીતે ભોજરાજા મકાનની આડી ભીંતે ઊભા રહી બધું જોવા લાગ્યા. ચોરે મકાનમાં જઈ આજુબાજુની વસ્તુઓ પર હાથ મારવા પ્રયત્ન શરૂ કર્યો, પણ કંગાલના મકાનમાં શું જડે? જ્યાં પેટ ભરવાના સાંસા હોય ત્યાં લૂંટાવાનું શું હોય? કંઈ મળતું નથી તેથી પાછો વળવા ગયો ત્યાં તેનો પગ સૂતેલા બાળક સાથે અથડાયો, તેથી નાનો બાળક રડવા લાગ્યો. ચોરને થયું કે હમણાં હું પકડાઈ જઈશ તેથી તે છૂપાઈ ગયો.

બાળકના રૂદનનો અવાજ સાંભળી બ્રાહ્મણી જાગી ગઈ. તેના પતિને કહેવા લાગી કે આ બેબી ઠંડીમાં ઠરી જાય છે, ધ્રુજે છે, માટે તમારી ઘાસની પથારીમાંથી થોડુંક ઘાસ આપો તો આ બેબીને ઓઢાડી દઉં. બ્રાહ્મણે પોતાની પથારીમાંથી થોડુંક ઘાસ કાઢી આપ્યું. તે બેબીને ઓઢાડી દીધું. ને પોતે ભોંયપર સૂઈ ગઈ. ચોરે તો આ જોઇને નિસાસો નાંખ્યો. અહો! કેવી કરૂણ કંગાલતા! કેવી દારૂણ દરિદ્રતા! એકના ઘેર સોનાના પારણે બાળક ઝૂલે છે ને હીરાજડિત રૂપાના રમકડે રમે છે ત્યારે એકને ઘેર નથી પારણું કે નથી ઘોડિયું! નથી સુંવાળી કે ખરબચડી જમીન પર પાથરવા ઘાસની પણ પૂરી પથારી! આવા કંગાલના ઘરની એક ઇંટ ચોરવી તે પણ મહાપાપ છે. હું માનવ છું. ભલે પેટ માટે કોઇને ત્યાં ચોરી કરવા નીકળ્યો પણ માનવતાનું દેવાળું કાઢી હું કંઈ કરવા તૈયાર નથી. એને પાથરવા પથારી નથી, ઓઢવા એક વસ્ત્ર પણ નથી. મારી પાસે તો એ વસ્તુ છે, તો મારે લેવાના બદલે કંઈક આપીને જવું જોઇએ.

બ્રાહ્મણી અને બાળક સૂઈ ગયા પછી દિલના દિલાવર એ ચોરે પોતાના માથે ફાળીયું બાંધ્યું હતું તે કાઢીને બાળકના ખુલ્લા શરીર પર નાંખીને ત્યાંથી પોતે નીકળી ગયો. લેવા માટે નીકળેલો ચોર લીધા વગર ઉપરથી આપીને પાછો ફર્યો. રાજા ભોજે આ બધું દૃશ્ય જોયું. તેની આંખમાં આંસુ આવી ગયા. મારી પ્રજા આટલી કંગાલ! બીજી ક્ષણે એ આંસુ ગૌરવ રૂપ બની ગયા. અહો! તારી પ્રજા ભલે કંગાલ પણ તારી પ્રજાને લૂંટવા નીકળેલો ચોર આટલો પ્રેમાળ! મારી નગરીના ચોર પણ આટલા દયાળુ ને પ્રમાણિક છે, કે ચોરી કરવાને બદલે પોતાનું વસ્ત્ર પણ આપી દીધું. રાજાના મનમાં થયું કે લાવ હું તેને હૈયા સમો ચાંપી લઉં! બાથમાં લઈ લઉં!

**"ભોજરાજાએ ચોરને કડાનું દીધેલું દાન"** :–ચોર તો ત્યાંથી નીકળીને ફૂટપાથ પર જઈને સૂઈ ગયો. ભોજરાજા, પોતાની પાસે જે મહા કિંમતી કડું હતું તે ચોરની બાજુમાં મૂકીને ચાલ્યા ગયા. ચોરની પ્રમાણિકતા પર રાજાને ખૂબ ગૌરવ હતું. ચોર મધરાત્રે જાગ્યો તો બાજુમાં ઝગમગતું કડું જોયું. જેમાં હીરા–રત્નો જડેલા હતા તેથી ઝગારા મારતું હતું. ચોરને વિચાર થયો કે આ કડું લઈ લઉં તો જીંદગી ભર મારે ચોરી કરવી મટી જાય. બીજી ક્ષણે વિચાર આવ્યો કે જે ઘરના મકાનમાં ખાતર પાડીને આવ્યો છું તેની પાસે તો એક પૈસો પણ નથી તે બાકોરું કેવી રીતે પુરશે? તે પૈસા ક્યાંથી લાવશે? કડું ઘેર લઈ જઈશ તો મારી પત્ની ખુશ થશે પણ જે બાળકને સૂવા ઘાસની પથારી ય નથી એ બાળકની માતા સવારમાં ઉઠીને ઘરમાં બાંકોરાવાળી ભીંત જોશે ત્યારે એ કેટલી નાખુશ થશે? હું ચોર હોવા છતાં માનવ છું. માનવતાની ભીંત ભૂલી આ કંગાલની કરૂણતા પર હસતો હસતો હું કડું ઘેર લઈ જઉં તો મારી માનવતાનું દેવાળું જ નીકળી જાય! હું ચોર છું પણ ભારતનો! માનવતાના નવા દીવડા કદાચ હું ન પ્રગટાવી શકું પણ માનવતાના જલતા દીવડાની જ્યોત હું મારા હાથે બુઝાવી દઉં એ તો ન જ બને. ચોરના હૈયામાં આજે કરૂણાનો ધોધ વહી રહ્યો હતો તેથી એ કડું પોતાના ઘેર ન લઈ જતાં જ્યાં ચોરી કરવા ગયો હતો તે કંગાલના મકાનમાં મૂકી આવ્યો ને પછી સૂઈ ગયો. પણ એને ઊંઘ આવતી ન હતી. એનો જાગૃત આત્મા કહેતો હતો કે આજે તેં સુંદર કામ કર્યું છે. પોતે ભૂખ્યા રહી ભીખમાં મળેલ રોટલાનો ટુકડો બીજા ભૂખ્યાને આપી દેનાર માનવતાના દીવડા પ્રગટાવી શકે છે. તેનું મન કહેતું હતું કે અરે મૂર્ખના સરદાર! તારી કંગાલતા દૂર કરવા નીકળેલા તને એટલું ભાન ન રહ્યું કે તેં બીજાની કંગાલતા દૂર કરીને તારી કંગાલતામાં ઉમેરો કરવાની મોટી મૂર્ખાઈ કરી છે. જા, દોડ, હજુ એ કડું બારણામાં પડયું છે. એ તો તારા હક્કનું છે, તું લઈ આવ. મધરાત્રે મન અને આત્મા વચ્ચે મહાયુદ્ધ સર્જાઈ ગયું પણ અંતે આત્માનો વિજય થયો.

**"ગરીબીમાં અમીરી ને નિષ્પરિગ્રહી ભાવના"** : પેલા બ્રાહ્મણે જેના ઘરમાં ઘાસની પથારીના પણ સાંસા હતા તેણે સવારમાં ઊઠયો ત્યારે તેજથી ઝગારા મારતું કડું જોયું. એ વિચારમાં પડી ગયો. આપણા ઘેર આ ક્યાંથી? આ કાંઈ આપણું છે જ નહિ. ભલે ગરીબાઈ આપણા હૃદયને વીંધી નાખતી હોય, પણ જે આપણું ન હોય તે આપણાથી રખાય જ કેમ? હું કંગાલ છું પણ ભારતનો છું. ભારત માતાએ મને સંસ્કાર આપ્યા છે ને મને શીખવાડયું છે કે તું કંગાલ હોઈશ એમાં મને કલંક નહિ લાગે પણ તું હરામના પૈસા ખાઈને ધનવાન બનીશ તો જરૂર મને કલંક લાગશે. અરે, આથી વધુ ગરીબાઈ મને પસંદ છે, પણ હરામનું ધન ખાઈને મેળવેલી શ્રીમંતાઈ મને જરા પણ પસંદ નથી. આમ બંને માણસ વિચાર કરે છે ત્યાં

રાજાનો ઢંઢેરો સંભળાયો કે રાજાના હાથનું કડું ખોવાઈ ગયું છે. જેને મળ્યું હોય તે આવીને આપી જશે તેને રાજા ઇનામ આપશે.

ઢંઢેરો સાંભળીને બ્રાહ્મણ રાજસભામાં હાજર થયો. મહારાજા! મારે ત્યાં ઘરમાં રાત્રે કોઈક આવીને આ કડું મૂકી ગયું છે. કોણ મૂકી ગયું છે તે મને ખબર નથી. અમારે તો હરામનું ધન લેવું નથી. આ ધન અમને ખપતું નથી. પણ ક્યાંથી આવ્યું તે ખબર નથી. પણ ગઈ કાલે રાત્રે મારા ઘરમાં ચોર ભીંતમાં બાંકોરું પાડીને ચોરી કરવા આવ્યો હશે. પરંતુ તે ચોર મારા ઘરમાંથી કંઇ લઈ ગયો નથી. પણ તેનું એક કપડું મૂકીને તે ગયો છે. કદાચ તે મૂકી ગયો હોય તો મને ખબર નથી. રાજા કંગાલની પ્રમાણિકતા ને આટલી ભયંકર ગરીબીમાં પણ કેટલી અમીરી છે તે જોઈને ખુશ થયા. રાજાએ ફરી વાર ઢંઢેરો પીટાવ્યો કે જેને કડું જડયું હોય ને જે આ ગરીબ બ્રાહ્મણને ત્યાં મૂકી આવ્યો હોય તે રાજસભામાં હાજર થાય. ચોરે આ ઢંઢેરો સાંભળ્યો. ને મહારાજા પાસે આવીને કહે–મહારાજા! આ કડું મને જડયું નથી પણ હું રાતે સૂતો હતો ત્યારે મારી બાજુમાં આવીને કોઇક મૂકી ગયું છે. હું જાગ્યો ત્યારે મેં કડું જોયું. પછી બનેલી વાત કરી. ચોરના મુખેથી સત્ય હકીકત સાંભળી રાજાએ તેને હૈયા સાથે ચાંપી લીધો. અહો! મારો દેશ કેટલો ગૌરવવંતો ને ન્યાય સંપન્ન છે! મારા રાજ્યમાં ચોર પણ આટલો પ્રમાણિક છે. પછી રાજા કહે ભાઈ! તું રાત્રે ચોરી કરવા ગયો ત્યાં તેમની ગરીબાઇ જોઈને તેં લેવાને બદલે તારું ફાળીયું આપી દીધું. તારી આ પ્રમાણિકતાથી અને માનવતાથી ખુશ થઈને મેં કડું તારી બાજુમાં મૂકયું હતું. રાજાએ આમ કહી તેને એક લાખ સોનામહોરો આપી. પહેલો ધન્યવાદ તને ને બીજો ધન્યવાદ કંગાલ માણસને કે જેને ત્યાં આટલી ગરીબી હોવા છતાં પરાયું ધન લેવાની ભાવના નથી. રાજાએ ચોરને પ્રધાન પદવી આપી કે આ ન્યાય બરાબર કરી શકશે. કદાચ હું ભૂલીશ તો મને ઠેકાણે લાવશે. કારણ કે તેનામાં પ્રમાણિકતા, માનવતા, કરૂણાભાવ આદિ ગુણો ભરેલા છે. ભારતની ભૂમિ પર ચોર પણ આવા દિલના દિલાવર ને માનવતાનું મીઠું સંગીત વગાડનારા હતા. સંસારમાં રહેવા છતાં જો આટલો વ્યવહાર–ધર્મ હતો તો જીવનમાં સુખી થયો. સંસારમાં ધર્મને સાથે રાખશો તો સંસાર સ્વર્ગ જેવો બનશે ને જો ધર્મ નહિ હોય તો સંસાર દાવાનળ જેવો બનશે.

સુકુમાલિકા જે વિષય સુખની પિપાસુ હતી, તેને સાગરદત્ત પિતાએ ભિખારી સાથે પરણાવી. સુકુમાલિકાના સ્પર્શથી ભિખારીને દાહજવર જેવી વેદના થઈ તેથી તે પણ તેને છોડીને ચાલ્યો ગયો. થોડા વખત પછી સુકુમાલિકા જાગી અને પતિને પોતાની પાસે ન જોવાથી તે શય્યા ઉપરથી ઊભી થઇ. ઊભી થઈને તેણે તે દરિદ્ર

માણુસની શોધખોળ કરી પણ તે ન મળ્યો. તેથી વિચાર કર્યો કે તે દરિદ્ર માણસ પણ જતો રહ્યો છે. આ રીતે વિચાર કરીને તે અપહૃત, મનઃસંકલ્પા થઈને યાવત્ આર્તધ્યાનમાં ડૂબી ગઈ ને ચોધારા આંસુએ રડવા લાગી.

બીજે દિવસે જ્યારે સવાર થઈ ગયું ને સૂર્ય ઉદય થયો ત્યારે સુકુમાલિકાની માતા ભદ્રાએ દાસીને બોલાવીને આ પ્રમાણે કહ્યું–હવે દીકરી અને જમાઈરાજ ઊંઘમાંથી જાગૃત થયા હશે, માટે તેમના માટે દાતણ પાણી વગેરે લઈને જા. ભદ્રા માતાની આજ્ઞાથી દાસી સુકુમાલિકાના શયનરૂમમાં ગઈ. અને ત્યાં જઈને તેણે સુકુમાલિકાને આર્તધ્યાન કરતી ને ચોધારા આંસુએ રડતી જોઈ. હવે દાસી સુકુમાલિકાને પૂછશે અને સુકુમાલિકા શું જવાબ આપશે તેના ભાવ અવસરે.

**ચરિત્રઃ**–ઋષિદત્તા કર્મના સ્વરૂપનું ચિંતન કરતી અઘોર વનમાં એકલી અટૂલી બેઠી છે. અત્યારે તેની પાસે કોઈ રક્ષણ કરનાર નથી. કર્મના સ્વરૂપનું ચિંતન કરતી પાછી બેભાન થઈને ઢળી પડી. આ વનમાં ભયંકર અંધારું હતું. અંધકાર, ભેંકાર અને કાન ફાડી નાંખે એવા પશુઓના અવાજથી જાણે વન વિસ્તાર સમૃદ્ધ બની થયો હતો. આ વનની આસપાસ ત્રણ–ચાર ગાઉમાં કોઈ વનપલ્લી કે કોઈ ગામ પણ દેખાતું ન હતું. એવું આ ભયંકર વન હતું. આવી વેરાન જગ્યામાં ઋષિદત્તા બેભાન બનીને પડેલી છે. તે સમયે એક વનરાજ પોતાની પત્ની અને બે બાળકોના પરિવાર સાથે જળપાન કરવા બાજુના જળાશય પાસે આવ્યો. બધાએ જળાશયમાંથી પાણી પીધું અને પાણી પીને સિંહ–પરિવાર પાછો વળ્યો ત્યારે રસ્તામાં સિંહે ઋષિદત્તાને પડેલી જોઈ. ઋષિદત્તા મૃતઃપ્રાય જેવી અવસ્થામાં પડી છે. એટલે સિંહ તેને મરેલી માનીને પોતાના માર્ગે આગળ વધ્યો. સિંહ જીવતા માણસનો શિકાર કરે પણ મરેલાનો શિકાર કરતો નથી. ઋષિદત્તાને મરેલી માનીને સિંહે તેના પર દૃષ્ટિ પણ ન કરી. અને સિંહ તેમજ તેના પરિવારે આગળ પ્રયાણ કર્યું. ઋષિદત્તા પુણ્યના યોગે સિંહના પંજામાંથી તો છૂટી ગઈ. ત્યાં એક લુચ્ચું શિયાળ ત્યાંથી નીકળ્યું. એણે જોયું કે મડદું પડ્યું છે. ખાવાની મઝા આવશે. એમ વિચાર કરીને તેની પાસે જાય છે તો ઋષિદત્તાના કંઠમાં લગ્ન વખતે વરમાળા પહેરાવતી વખતે કનકરથે હાર પહેરાવેલો હતો, તે હાર શિયાળની નજરે પડયો. એ હાર મોતીનો હતો પણ તેનું પેંડલ એક તેજસ્વી વજ્રનું હતું. એ પેંડલ ચંદ્રની માફક પ્રકાશ પાથરી રહ્યું હતું. આ પેંડલનો ચળકાટ જોઈને શિયાળ ચમક્યું ને ત્યાંથી ભાગી ગયું. ઋષિદત્તા શિયાળના પંજામાંથી પણ બચી ગઈ. ઋષિદત્તા વનમાં બેભાન પડી છે. હવે ત્યાં તેનું શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૮૩

દ્વિ. ભાદરવા વદ ૬ ને રવિવાર તા. ૬-૧૦-૭૪

અનંત કરૂણાનીધી શાસ્ત્રકાર ભગવાન ત્રિલોકીનાથે જગતના જીવોને કલ્યાણનો માર્ગ સમજાવતાં કહ્યું છે કે, હે આત્માઓ! ચતુર્ગતિમાં રખડાવનાર કોઈ હોય તો મોહ છે. આઠ કર્મોમાં મોટું કર્મ મોહનીય કર્મ છે. જે તેને જીતે છે તે બધાને જીતે છે. એટલા માટે શાસ્ત્રકારે કહ્યું છે કે

जो सहस्सं सहस्साणं, संगामे दुज्जए जिणे।
एगं जिणेज्ज अप्पाणं, एस परमो जओ॥

ઉત્ત. સૂ. અ. ૯ ગાથા ૩૪

જે પુરૂષ દુર્જય સંગ્રામમાં દશલાખ સુભટ ઉપર વિજય મેળવે છે અને એક મહાત્મા પોતાના આત્માને જીતે છે તે બંનેમાં આત્મવિજય શ્રેષ્ઠ છે. દેવાનુપ્રિયો! આત્મવિજય કરવો તે પરમ વિજય છે. પણ તે પરમ વિજય પ્રાપ્ત કરવા માટે સંસાર તરફથી નિવૃત્તિ લેવી તે આવશ્યક સાધન છે. અનંત જ્ઞાનીઓએ આચારંગમાં ફરમાવ્યું છે કે-

जे गुणे से मूलठाणे, जे मूलठाणे से गुणे। इति से गुणट्ठी महत्ता परियावेणं वसे पमत्ते तंजहा-माया मे, पिया मे, भाया मे, भइणि मे, भज्जा मे, पुत्ता मे, धूया मे, सुण्हा मे, सहिसयण संगंथ संथुया मे, विवित्तोवगरण परियट्टण भोयणच्छायणं मे, इच्चत्थं गड्ढिए लोए वसे पमत्ते॥ આચારંભ સૂત્ર

જે શબ્દાદિ વિષય છે તે સંસારના મૂળભૂત કારણ છે, અને જે સંસારના મૂળભૂત કારણ છે તે વિષય છે. એટલા માટે વિષયાભિલાષી પ્રાણી પ્રમાદી બનીને શારીરિક અને માનસિક અત્યંત દુઃખો દ્વારા હમેંશા બળતો રહે છે. માતા મારી, પિતા મારા, ભાઈ-બહેન, પત્ની, પુત્રવધૂ, મિત્ર, સ્વજન બધા મારા, હાથી, ઘોડા, ધનસંપત્તિ, ખાનપાન, વસ્ત્ર મારા, આ રીતે અનેક પ્રપંચોમાં ફસાયેલો પ્રાણી મરણ સુધી પ્રમાદી બનીને કર્મ બંધન કરે છે.

શબ્દાદિક વિષય સંસાર રૂપી વૃક્ષનું મૂળ છે. વિષયોથી કામવાસના જાગૃત થાય છે. અને ચિત્તમાં વિકાર પેદા થાય છે. ખરેખર વિકૃત ચિત્તવાળી વ્યક્તિ વિષયભોગોમાં વાસ્તવિક આનંદ નહિ મળતાં વિષયભોગોમાં ગૃદ્ધ બનીને તેમાં સુખનો અનુભવ કરવાને માટે આતુર બને છે. આ આતુરતા, આસક્તિ અને મુગ્ધપણું એ સંસાર છે.

વિષયસુખનો પિપાસુ પ્રાણી રાગદ્વેષના કારણે પોતાની વિવેકબુદ્ધિને ખોઈ બેઠો છે. તેથી મનોજ્ઞ વિષયોમાં રાગભાવ અને અમનોજ્ઞ વિષયો પર દ્વેષભાવ આવી જાય છે. મારો કહેવાનો આશય એ છે કે શબ્દાદિક વિષયોથી કષાયોની ઉત્પત્તિ થાય છે અને કષાયથી સંસાર વધે છે. કહ્યું છે કે;

कोहो य माणो य अणिग्गहीया, माया य लोहो य पवड्ढमाणा।
चतारि एए कसिणा कसाया, सिंचन्ति मूलाइं पुणब्भवस्स ॥
દશ. અ. ૭-૪૦

ક્રોધ અને માનરૂપી દ્વેષથી, માયા અને લોભ રૂપી રાગથી આઠ કર્મોનું બંધન થાય છે, અને આ કર્મ સંસારનું મૂળભૂત કારણ છે. કામમાંથી ક્રોધ પેદા થાય છે તેથી આ સંસાર પ્રવાહનું ઉદ્‌ગમસ્થાન વિષય છે. વિષયાંધ પ્રાણીનો વિવેકદીપ સદા બૂઝાયેલો રહે છે. અહો ! વિષયોનો રાગી પ્રાણી દુઃખરૂપી વિષયોમાં પણ સુખ માને છે અને જયાં તપ, જપ-નિયમમાં સુખની છોળો ઉછળે છે ત્યાં એ દુઃખ માને છે, આ સંસારના પ્રવાહનું કારણ છે. ક્રોધ-માન રૂપી દ્વેષ, અને માયા-લોભ રૂપી રાગ આ બંને સંસારનું મૂળ કારણ અને વિષયોનું પણ મૂળ કારણ છે. વિષયપ્રેમી જીવ વિષયોને પ્રાપ્ત કરવાની આંકાક્ષાથી તથા પ્રાપ્ત થયેલા વિષયોનો વિનાશ ન થઈ જાય તેની ચિંતાથી શારીરિક અને માનસિક વેદનાઓથી હંમેશાં પીડાયેલો રહે છે. આર્તધ્યાન, રૌદ્રધ્યાન કરીને કર્મ બાંધતો રહે છે. રાગના બંધનમાં પડીને માતા-પિતા, પુત્ર-પત્ની-પુત્રવધૂ એ બધા મારા છે ને હું તેનો છું. હાથી-ઘોડા-કુબેર સમાન ભંડારો, સોના-ચાંદીના પહાડ, આ બધું મારું મારું કરી મમત્વબુદ્ધિ કરીને ભયંકર કર્મબંધન બાંધે છે. બકરા બેં બેં કરે છે ને તમે મેં મેં કરો છો. પણ જ્યારે કાળરૂપી સિંહ આવીને જીવને પકડી જશે ત્યારે માલ-મિલ્કત બધું અહીં રહી જશે.

બંધુઓ ! આ બધું તમે ભોગવો છો પણ તમને કોઈ દિવસ વિચાર થયો છે કે આ બધું પૂર્વજન્મના કે આ જન્મના કરેલાં શુભાશુભ કર્મોનાં ફળ છે. ભોગવતી વખતે અંદરની સ્વસ્થતા કેમ રાખવી, વિચારો કેવા રાખવા એ ખૂબ વિચારવા જેવું છે. પુણ્ય અને પાપ એ બંને કર્મસત્તાના પરિણામો છે. પુણ્ય-પાપના ઉદયમાં સ્વસ્થ રહેવું એ ધર્મનું લક્ષણ છે. જ્યારે દુઃખ આવે છે ત્યારે જીવ આર્તધ્યાન કરે છે. પણ પુણ્ય ભોગવતી વખતે કદી એવો વિચાર કર્યો છે કે મને આટલી બધી સગવડ કેમ મળી ? આટલા બધા સાધનો કેમ મળ્યા ? હું જ્યાં હાથ નાંખું છું ત્યાં જોઈએ તેટલી વસ્તુ મળી શકે છે ને બીજા લોકો ટળવળે છે. તેઓ અન્ન-વસ્ત્ર મેળવવા કેટલા વાના કરે છે ! બિહારમાં જ્યારે ભયંકર દુષ્કાળ પડ્યો ત્યારે છોકરાઓ ઘરમાં જાય એટલે તેમની માતાઓ ચૂંટલા ભરે ને કહે કે તમે ઘરમાં આવશો નહિ, ખાવાનું જ નથી. ત્યાં રોતા કકળતા એવા અમે તમને શું આપીએ ? જાઓ, જ્યાં જવું હોય ત્યાં જાઓ. ખાવા મળે ત્યાં જઈને ખાઓ. એટલે છોકરાઓ આઠ આઠ

દિવસ સુધી ઘરમાં આવે નહિ. કયાંક ઝાડની નીચે પડયા રહે. કોઈ દયાળુ મળી જાય તો પેટનો ખાડો પૂરે. મા જેવી મા જે પ્રેમની મૂર્તિ કહેવાય એ બાળક ઘરમાં આવે ત્યારે ચૂંટલા ભરીને કાઢી મૂકે. આવું કયારે બને? એ જાણે કે દર્દ હવે એનાથી જોઈ શકાય તેમ નથી. એના કરતાં એ દુઃખી છોકરાઓ દૂર ચાલ્યા જાય તો સારું.

ત્યારે બીજી બાજુ સાહ્યબી એટલી બધી હોય છે કે દીકરો કહે પપ્પા, મારે "world tour" ઉપર જવું છે તો કહે કે જઈ આવ બેટા. પંદર હજારનો ખર્ચ થશે તો કહે કંઈ વાંધો નથી. એ "world tour" ઉપર જઈ આવે ને રૂ. પંદર હજાર ખર્ચી આવે. છોકરા તમારા છે તો એના પણ છે. એક છોકરાને ખવડાવી શકવા સમર્થ નથી એટલે ચૂંટલા ભરીને દૂર કાઢે છે. બીજાનો છોકરો ઘરમાં ખાઇ ખાઇને થાકી ગયો છે. એટલે હવે બહાર જઇને ગમે તેટલો ખર્ચ કરીને આવે તો પણ હર્ષીને વધાવે. આ બધા પુણ્ય-પાપના ફળ છે. આ બધાથી પર થઈને નિર્જરા કરવી તે આત્માનુ સાચું લક્ષણ છે. નિર્જરા થાય કયારે? આત્મા આશ્રવથી રોકાય ત્યારે. જયાં સુધી જીવન રૂપી સરોવરમાં આશ્રવનો પ્રવાહ ચાલુ છે અને તે માટે વ્રત પ્રત્યાખ્યાન રૂપી પાટીયા મારી દીધા નથી ત્યાં સુધી પ્રવાહ ચાલ્યો આવશે. આશ્રવ એ પાપ છે. જયારે જીવ શુભાશુભ કર્મના સ્વરૂપને સમજશે ત્યારે દુઃખના પ્રસંગોમાં પણ તે સમભાવ ટકાવી શકશે. આર્તધ્યાનથી અટકી જશે.

સુકુમાલિકાને કર્મોનો ઉદય થયો કે બીજી વાર ભિખારી પણ તેનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. સવારે સુકુમાલિકા જાગી ને ભિખારી એવા પતિને ન જોતાં આર્તધ્યાન કરવા લાગી. વિષય-સુખના પિપાસુને એ સુખ ન મળે એટલે આર્તધ્યાન કરે છે. પણ એને બ્રહ્મચર્ય પાળવાનું મન નથી થતું. સવારે દાસી દાતણ-પાણી લઇને આવી ત્યારે સુકુમાલિકાને રડતી જોઈ. એટલે પૂછે છે હે દેવાનુપ્રિયા! શા કારણથી તમે અપહૃત મનઃસંકલ્પા થઈને આર્તધ્યાન કરી રહ્યા છો? ત્યારે તે સુકુમાલિકાએ દાસીને કહ્યું કે તે દરિદ્ર માણસ મને અહીં સુખેથી સૂતેલી છોડીને જતો રહ્યો છે. જયારે થોડા સમય પછી હું જાગી ત્યારે મેં તેને મારી પાસે જોયો નહિ અને મેં વાસગૃહના બારણાને ખુલ્લું જોયું તેથી ચોક્કસ ખાત્રી થઇ ગઇ કે તે અહીંથી ચાલ્યો ગયો છે. તેથી હું ચિંતામાં પડી છું. સંસાર સુખની પ્યાસી સુકુમાલિકાને પોતાનું સુખ ચાલ્યું ગયું તેથી તે આર્તધ્યાન કરી રહી છે. આત્મ-ભાન ભૂલેલી વ્યક્તિ જયાં સુધી આત્મ સ્વરૂપને ઓળખતી નથી ત્યાં સુધી તે સંસા-રમાં દુઃખી રહે છે. જેને આત્મજ્ઞાન થઈ જાય છે એ મહાપુરૂષોની દૃષ્ટિમાં આખી દુનિયાનો જડ વૈભવ તુચ્છ લાગે છે. જયારે આત્મજ્ઞાન પ્રગટ થાય છે ત્યારે ઇન્દ્રિ-યોના વિષયો વિષ જેવા લાગે છે. આશા, ઇચ્છા, શોક અને ભયથી મુક્તિ મળી

જાય છે એવા જીવો સંસારમાં રહેવા છતાં સંસારથી પર હોય છે. કાજળ જેવા સંસારમાં આત્માને મલીન બનવા દેતા નથી. આત્મજ્ઞાન થતાં આત્માની રોનક કોઈ જુદી જ હોય છે.

એક વખતના પ્રસંગમાં શેઠનો એકનો એક યુવાન દીકરો મૃત્યુની શય્યામાં પોઢી ગયો. તેથી તેમના ઘર આગળ માણસોનું ટોળું ઊભું છે. બધા કલ્પાંત કરી રહ્યા છે. તે સમયે ત્યાંથી એક બ્રાહ્મણ નીકળ્યો. તેણે પૂછયું ભાઈ ! આપ બધા શા માટે રડો છો ! ત્યારે આજુ બાજુના માણસો કહે, શેઠનો યુવાન દીકરો ફાની દુનિયા છોડીને ચાલ્યો ગયો છે. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું. તેમાં રડવાની કાંઈ જરૂર નથી. સંસારમાં જન્મ લેવો અને મરવું એ કંઈ નવી વાત નથી. નાશવંત દેહનો નાશ થયો છે. તેનો આત્મા તો અજર અમર છે. જે જન્મ લે છે તે એક દિવસ અવશ્ય મરે છે. આ સાંભળીને એક માણસ બોલી ઉઠયો : જેના પગમાં કાંટો વાગ્યો ન હોય તેને બીજાની શી ખબર પડે ? પરોપદેશે પંડિત ઘણાં હોય, પણ પોતાને ઘેર આવો પ્રસંગ આવે ત્યારે ખબર પડે કે ઉપદેશ પોતાનામાં કેટલો ઉતર્યો છે.

આ બ્રાહ્મણ તેમજ તેનો પચ્ચીસ વર્ષનો દીકરો બંને ખેતરમાં હળ ચલાવતા હતા. બ્રાહ્મણી રોજ આ બંનેને ભાત લઈને આપવા આવતી. એક દિવસ ખેતરમાં હળ ચલાવતા છોકરાને એકાએક સર્પે આવીને ડંશ દીધો. સર્પ દૃષ્ટિવિષ હતો તેથી સર્પનું ઝેર ચઢતાં બ્રાહ્મણપુત્રનું પ્રાણ પંખેરું ઉડી ગયું. બ્રાહ્મણે પોતાના પુત્રને મરેલો જોયો ત્યારે પોતાના ગામ તરફ જતા ભરવાડને જોઈને કહ્યું : આપ ગામમાં જાવ છો ને ? તમે મારા ઘેર જઈ એટલા સમાચાર આપી દેજો કે આજે બે જણાનું ભોજન ન લાવે પણ એકનું લાવે. સાસુ વહુ આવે ત્યારે પુરૂષ પહેરે તેવા એક જોડ નવાં કપડાં લેતા આવે. ભરવાડને થયું કે આ શું કહેવડાવે છે ? ૨૫ વર્ષનો યુવાન દીકરો મરી ગયો લાગે છે.

ભરવાડે ઘેર જઈને બ્રાહ્મણની પત્નીને વાત કરી. આજે આપ બે જણાનું ભોજન ન લઈ જશો. એકનું લઈ જજો. સાથે એક નવા જોડ કપડા પુરૂષ પહેરે તેવા લેતા જજો. બ્રાહ્મણ પત્ની સમજી ગઈ કે બેમાંથી એકનું કંઈક બની ગયું લાગે છે. સાસુ-વહુ એક જણનો ભાત અને નવા કપડાં લઈને ખેતરમાં ગયા. બ્રાહ્મણે બધી વાત કરી. ત્રણે જણાએ ભેગા થઈને અગ્નિ સંસ્કાર કર્યો. લોકોને ખબર પડી એટલે ટોળા ઉમટયા કે તે બ્રાહ્મણ બીજાને ઉપદેશ આપતો હતો તો અત્યારે તેનો યુવાન પુત્ર મરી ગયો છે, તો તે રડે છે કે નહિ ? તે જોવા માટે માણસો ભેગા થયા. બ્રાહ્મણ કુટુંબનો એક પણ માણસ રડતો ન હતો. લોકો પૂછે છે તમે રડતા કેમ નથી ? બ્રાહ્મણ કહે નાશવંતને રડવાનું શું ? શરીર નાશવંત છે. નાશવંતનો નાશ થયો છે. આત્મા તો શાશ્વત છે, સર્પ કાંચળીને છોડીને જાય પછી કોઈ રડે છે ? તેમ શરીર પણ કાંચળી

માફક છે. આત્મા ચાલ્યો જાય, પછી આ નિર્જીવ શરીર માટે રડવાથી ફાયદો શું ? પછી બ્રાહ્મણની પત્નીને પૂછયું. તમે તો તેની માતા છો. માતાની મમતા અલૌકિક છે. તેનું હૃદય તો ઘણું કોમળ હોય છે. શા માટે તમે રડતા નથી ? ત્યારે કહે, મારો પુત્ર અજર અમર છે. આગમાં જે બળી રહ્યું છે તે તો તેનું જડ શરીર બળી રહ્યું છે, તેમાં રડવાનું શું ? દુનિયામાં કોઇ ઘર એવું નથી કે જ્યાં કોઇ મર્યું ન હોય. મરનારની પાછળ ગમે તેટલું રડવાથી કોઇ મરનાર રોનારને મળવા આવ્યું નથી, પછી રડવાથી શો લાભ ? છોકરાની પત્નીને પૂછયું. તેણે કહ્યું, કોઈ બાળક તેની માતાને કહે. આકાશમાં ચાંદો ચમકી રહ્યો છે તે મને લાવી આપ. તો શું એ સંભવિત હોઈ શકે ! એ પ્રમાણે મારા રડવાથી મારો પતિ જીવતો થઈ શકતો ન હોય તો પછી હું શા માટે રડું ? આ બ્રાહ્મણ કોણ હતો ? જે ભવિષ્યમાં બુદ્ધ બનવાના હતા. તેમના આગલા જન્મોથી પણ આટલું આત્મજ્ઞાન મેળવ્યું હતું. આવી દશા જ્યારે પ્રગટ થઈ જાય છે ત્યારે આત્મામાં અપૂર્વ તેજ પ્રગટ થઈ જાય છે.

સુકુમાલિકામાં આત્મજ્ઞાન ન હતું, તેથી આર્તધ્યાન કરતી હતી. ભિખારી ચાલ્યો જવાથી સુકુમાલિકા શોકમગ્ન બની ગઈ. સુકુમાલિકા પાણી માંગે ત્યાં દૂધ હાજર થાય એવી અખૂટ સુખ સમૃદ્ધિ હતી છતાં તેનું આ એક દુઃખ બધા સુખોને ઢાંકી દે છે. તેના મનમાં થયું કે સાગરદારક તો ગયો પણ એક ભિખારી પણ આટલી સમૃદ્ધિથી લલચાઈને રોકાયો નહિ. એક ભિખારી પણ મને ન ઇચ્છે ! આ કયા કર્મનો દોષ ? આ રીતે વિચાર કરતી આર્તધ્યાન કરી રહી છે. દાસીએ જઇને સુકુમાલિકાના માતા-પિતાને સમાચાર આપ્યા. તમારી લાડીલી પુત્રી રડે છે. માતાને ફાળ પડી કે શું પહેલાં જેવું બન્યું હશે ? જમાઈ ભાગી ગયો હશે ? માતા-પિતા પુત્રી પાસે આવ્યા ત્યારે સુકુમાલિકા રડી રહી છે. પિતાએ તેને પોતાના ખોળામાં બેસાડીને કહ્યું-હે પુત્રી ! તું રડીશ નહિ, ગભરાઈશ નહિ. હવે તું કર્મને સમજ. સાગરદારક અને ભિખારી બંને તને છોડીને ચાલ્યા ગયા તેથી તારા જબરજસ્ત કર્મનો ઉદય છે. તારા શરીરના સ્પર્શમાત્રથી તેમને કંઇક દુઃખ થતું હોવું જોઈએ. નહીં તો ભિખારી જેવો જેને આટલા રાજસુખ જેવા સુખ મળ્યા તેવો કંગાલ માણસ શા માટે તને છોડીને જાય ? તારા કોઈ કર્મના ઉદયથી આ બધું થયું છે. તો ઉદયમાં આવેલા કર્મો તું સમભાવે સહન કરી લે. હવે વિષય સુખની આશા છોડી દે. તારા દિવસો પસાર કરવા અને તારા આત્માને શાંતિ મળે તે માટે હું તને એક રસ્તો બતાવું છું. તે રસ્તે તું જા. ઉદયમાં આવેલાં કર્મોને સમભાવે ભોગવવા માટે આત્માને ધર્મ-આરાધનાની જરૂર છે. આરાધના માટે દાન-શિયળ-તપ-ભાવ એ ચાર રસ્તા છે. મારી દાનશાળા ચાલુ છે ત્યાં તું દાન આપ. પહેલાના માણસો દાનશાળા ચલાવતા હતા. તેમાં કેટલાય અનાથ-અપંગોનું પોષણ થઇ જતું

હતું. વળી દાન દેવા માટે તે સાવ અજાણી વ્યક્તિને બેસાડતા હતા, જેથી દાન લેવા આવનાર માણસને લજ્જા ન આવે. સંકોચ ન થાય. સાગરદત્ત પુત્રીને કહી રહ્યા છે તું દાન આપ. બ્રહ્મચર્યનું પાલન કર, અને તેં પૂર્વ જન્મમાં એવા ગાઢ કર્મો બાંધ્યા છે તેને તોડવા માટે તપ રૂપી હથિયારની જરૂર છે. માટે તું બને તેટલો તપ કર અને ચોથો બોલ તું જમતા પહેલાં અતિથિ ચિંતવણા કરજે ને ભાવના ભાવજે. જો કોઈ સંત મારા આંગણે પધારે તો તેમને સુપાત્ર દાન આપી મારા કર પાવન કરીને પછી હું જમું. કોઈ સાધુ ન મળે તો કોઇ સ્વધર્મી ભાઈ કે કોઇ અતિથિને જમાડીને જમું. આ રીતે તું દાન–શિયળ–તપ–ભાવ એ ચાર બોલની આરાધના કર. શેઠ સુકુમાલિકાને સમજાવી આર્તધ્યાનમાંથી ધર્મધ્યાનમાં લઈ જવાનો પ્રયત્ન કરે છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:**–ઋષિદત્તા સિંહ અને શિયાળના પંજામાંથી તો ભાગ્યોદયે બચી ગઇ. તે બેભાન પડેલી છે. ત્યાં મંદ મંદ પવનની લહેરથી ઋષિદત્તા ભાનમાં આવીને બેઠી થઇ. મનમાં નવકારમંત્રનું સ્મરણ ચાલુ હતું. આંખડી ખોલી તો ન મારાઓ જોયા કે ન તો સારથી જોયો. ભયંકર વન સિવાય બીજું કાંઇ દેખાતું નથી. પણ પોતે આ સ્થળે કેવી રીતે આવી છે અથવા તો આ સ્થળ કેટલું ભયંકર છે એનો વિચાર કર્યા વિના નવકાર મંત્રનો જાપ કરવા લાગી. તેને અઠ્ઠમ તપ ચાલુ હતો. અન્નજળ કંઈ લેવું ન હતું અને નવકાર મંત્રના આરાધન સિવાય કોઈ પણ વસ્તુ ઉત્તમ નથી એવી તેને દૃઢ શ્રદ્ધા હતી. સમયના ચક્રને કોઈ સ્થંભાવી શકતું નથી. એ ચક્ર અવિરત ચાલ્યા કરે છે. એની ગતિમાં કદી વિલંબ થતો નથી. ઋષિદત્તા મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરતી જરા પણ આકુળતા–વ્યાકુળતા નહિ અનુભવતી ધર્મને આધારભૂત, તારણહાર માની પોતે ત્યાંથી ઊભી થઈ અને વનમાં ભમી રહી છે. જો કે એને પૂર્વે કરેલાં કર્મોનો વિચાર આવ્યો તેથી બીજા કોઈ ઉપર દ્વેષ કે ગુસ્સો ન આવ્યો. એ તો એમ જ વિચારી રહી છે.

**દુઃખ આવે મનવા જ્યારે, ત્યારે રોવું શા માટે?**
**જે વાવ્યું તે ઊગે છે, એનો શોક શા માટે?**

પૂર્વ જન્મમાં કર્મનું બીજ વાવીને આવી હઇશ તે આ ભવમાં ફળરૂપે ઊગ્યું છે. તેમાં રડવાની કે શોક કરવાની શી જરૂર? આમ પોતાના કરેલાં કર્મો યાદ કરે છે. પરંતુ જંગલની રાત્રિ સમયની બિહામણી સ્થિતિ પાછી એને જરા અકળાવી મૂકે છે. તેમજ બની ગયેલ પ્રસંગ ચિત્તને વ્યાકુળ કરી દે છે. એટલે એ તેના પિતાને યાદ કરી કલ્પાંત કરે છે.

હે પિતા! એક વખત વનવાસની ભૂમિ પણ સ્વર્ગ જેવી લાગતી હતી. જે વનમાં તાપસો રાત–દિવસ ભક્તિ કરતા હતા, તેથી તીર્થધામ જેવું લાગતું હતું.

વિનીત પુત્ર ગાંગેય પિતાને ઉદાસ જોઈને પૂછે છે, પિતાજી! આપ ઉદાસ કેમ છો? ગાંગેયમાં તેની માતાનું ખમીર ને શૂરાતન હતું. જ્યારે ગાંગેયના પિતા લગ્ન કરવા ગયા ત્યારે ગંગાએ કહ્યું હતું કે હું આપની સાથે એક શરતે લગ્ન કરું કે આપને શિકાર નહિ કરવાનો, પરમાટી નહિ ખાવાની. આ શરત આપને કબૂલ હોય તો હું લગ્ન કરવા તૈયાર છું. આ પ્રતિજ્ઞા સ્વીકાર્યા પછી ગંગાના લગ્ન થયા.

કેટલાક વર્ષો બાદ ગાંગેયનો જન્મ થયો. થોડા સમય પછી ગાંગેયના પિતાના મનમાં થયું કે હવે ગંગા સંતાનવાળી થઈ છે. તેથી ક્યાં મને મૂકીને જવાની છે! એમ વિચાર કરીને તે શિકાર કરવા ગયા. ગંગાને ખબર પડી એટલે કહે, લગ્ન કરતી વખતે તમે પ્રતિજ્ઞા કરી હતી એ પ્રતિજ્ઞા તમે ચૂકયા છો. હું કામભોગની ગુલામ નથી. તમે પ્રતિજ્ઞા તોડી તેથી હું જંગલમાં ચાલી જઈશ. તેનો પતિ ઘણું કરગર્યો. હવે ફરી કોઈ વાર શિકાર નહિ કરું. હવે કરો કે ન કરો. હું આ ચાલી. જંગલમાં ક્ષત્રિયાણીનું શૂરાતન હતું, એવી માતાનો જાયો ગાંગેય કુમાર હતો. એ જેવા તેવાનો પુત્ર ન હતો. સિંહણનો જાયો સિંહ હતો. તે ગાંગેય મોટો થયો. પિતાને ઉદાસ જોઈને પૂછે છે: પિતાજી! આપ આટલા બધા ઉદાસ કેમ છો? ત્યારે કહે બેટા! મારે સત્યવતી સાથે લગ્ન કરવા છે. આ સ્થાને આજનો છોકરો હોત તો શું કહેત? સાઠે બુદ્ધિ બગડી ગઇ લાગે છે. દીકરો પરણે કે બાપ પરણવા જાય! ગાંગેય કહે પિતાજી! સત્યવતી આપના માટે યોગ્ય છે. આપ ખુશીથી તેની સાથે લગ્ન કરો. હું નહિ પરણું, આ હતી પિતૃઋણમાંથી મુક્ત થવાની ભાવના! આ હતું પુરુષપણું! તે કામભોગના ગુલામ ન હતા. અરે, એક શું એકવીસ કન્યાઓ હોય છતાં સંસારથી અલિપ્ત રહેવાની શક્તિ કેળવી હતી. કામ ભોગના વિજેતા બની શકતા હતા. મૃગાપુત્ર કેટલા રંગભોગમાં પડયો હતો! કોઈ તેને ચામર વીંઝે, કોઈ પંખો નાંખે આદિ સુખના ઠાઠમાઠમાં પડયો હતો પણ એક વાર મુનિના દર્શન થતાં જાગી ગયો. જાતિસ્મરણ જ્ઞાન થઇ ગયું ને ઘર છોડીને નીકળી ગયા. આ હતું તેમનું શૂરાતન. તમે વાણીમાં શૂરા છો પણ વર્તનમાં શૂરા નથી. કર્મનો ખટકારો થાય તો તમે છોડયા વગર નહિ રહો. જેને ખટકારો નથી તે છૂટકારો કયાંથી શોધે?

ગાંગેયે સત્યવતીના પિતાને કહ્યું. સત્યવતી મારા પિતાને બરાબર યોગ્ય છે, લાયક છે. માટે મારા પિતા સાથે પરણાવો. સત્યવતીનો પાલક પિતા દયાળુ અને લાગણીશીલ છે. તે કહે–મારી દીકરીને તારા પિતા સાથે નહિ પરણાવું. કારણ કે એની સાથે જો પરણાવું તો એને જે સંતાન થાય તેને રાજપાટ ન મળે. કારણ કે તમે મોટા ભાઈ થાવ એટલે રાજગાદી તમને મળે. ગાંગેય કહે–જો આપના મનમાં એમ છે તો હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કે હું રાજગાદી પર નહિ બેસું. ને સત્યવતીને જે પુત્ર થાય તે રાજસિંહાસને બેસશે. નાવિક કહે, તમારા લગ્ન થાય

ને તમારા જે સંતાન થાય તે તમારા જેવા પરાક્રમી ને શૂરવીર થાય તો તે સત્યવતીના દીકરા પાસેથી રાજગાદી લઈ લે. ગાંગેય કહે–હું આપની સમક્ષ સૂર્યની સાક્ષીએ પ્રતિજ્ઞા કરું છું કે મારી જીંદગીમાં મારે લગ્ન કરવા નહિ. એટલે તારા ભાણેજોનું રાજ્ય લૂંટાતું બંધ થઈ જશે. પિતાને માટે પુત્રે કેટલું છોડયું ? કયાં સુધી છોડયું ? જીવનભરના બ્રહ્મચર્યના પચ્ચખાણ લઈ લીધા. બાર વ્રતોમાં બ્રહ્મચર્ય વ્રતને સાગરની ઉપમા આપવામાં આવી છે. ને બીજા વ્રતોને નદીની ઉપમા આપી છે. જે દુષ્ટ મનના વિકારોને, ઇન્દ્રિઓના વિષયોને જીતી લે છે તેને માટે આ વ્રત સહેલું છે. જે નથી જીતી શકતા તેના માટે કઠણ છે. બ્રહ્મચર્ય પાળવાથી કાયા મજબૂત બને છે. જ્ઞાન વધે છે. બુધ્ધિ વિકસે છે. ચારિત્રના પ્રભાવથી દુશ્મનોને પણ હરાવી શકે છે. જેના જીવનમાં બ્રહ્મચર્યનું તેજ છે, સદાચારનું બળ છે તેનું જીવન આગળ આવી શકે છે. આવા જીવન જીવનારના નામ ઇતિહાસના પાને તથા સિદ્ધાંતના પાને કોતરાઈ જાય છે. દેવો પણ તેને નમસ્કાર કરે છે. જે લોકો વાસનાના ગુલામ બને છે, ઇન્દ્રિઓના દાસ બને છે, જીવનનો રાહ ચુકી જાય છે તે કેવી રીતે બરબાદ થાય છે !

આપ સૌ કોઈને ખબર છે કે ભારતના ઇતિહાસમાં દ્વારકા અને લંકા એ બે શહેર ખૂબ જાણીતા છે. દ્વારકા નગરી આખી સોનાની બનાવવામાં આવી હતી. યાદવોની રિદ્ધિસિદ્ધિનો પાર ન હતો. યાદવકુળના યુવાનોમાં જ્યાં સુધી ઉલ્લાસનો પ્રકાશ રેલાતો હતો, ઐશ્વર્ય પાછળ ઘેલછા ન હતી. અન્યાય, અત્યાચાર અને ભ્રષ્ટાચાર સામે ઝઝુમતા હતા ને જીવનમાં સદાચારની સૌરભ મ્હેંકતી હતી ત્યાં સુધી તેમનો વૈભવ ને નગરીની શોભા ટકી રહી. પરંતુ જ્યારે યાદવકુળના યુવાનો વિલાસપ્રિય બનીને પોતાની જાતને ભૂલી ગયા, સોનાના મહેલોની છાયામાં માણસાઈની છાયા ઢંકાઈ ગઈ ત્યારે નાના મોટાનો વિવેક ભૂલાઈ ગયો. સંપત્તિના મદમાં જીવવાની કલા ભૂલાઈ ગઈ. વિકારોએ જીવનને બોદું બનાવી દીધું ને સોનાની નગરીની જાહોજલાલી ઓછી થઈ ગઈ. જ્યાં સુધી રાક્ષસ જાતિએ ત્યાગવૃત્તિનું જતન કર્યું ને રાક્ષસ જાતિના વીર–પુરૂષોએ લોકકલ્યાણ માટે કાર્ય કર્યું ત્યાં સુધી તેમને સોનાની લંકાનું ઘડતર ઘડવામાં સારી સફળતા મળી. સારી દુનિયાનો વૈભવ રાક્ષસોના ચરણે આળોટવા લાગ્યો. પરંતુ તે જ્યારે સોનાના અભિમાનમાં પોતાની જાતને ભૂલી જઈ અન્યાય, અત્યાચાર કરવા લાગ્યા ત્યારે તેમનો વૈભવ ધૂળ ચાટતો થઈ ગયો. તેમના વૈભવની રાખના ઢગલા થઈ ગયા.

રોમના પ્રસિદ્ધ ઇતિહાસકાર જીબનને કોઈ માણસે પૂછયું. રોમની ચઢતી અને પડતી કેવી રીતે થઈ ? ચઢતી થઇ નીતિ અને સાદાઇથી. પડતી થઇ ભોગવિલાસના કારણે, જે પ્રજા સદાચારી રહે છે તે સમૃદ્ધ બને છે, તે રાષ્ટ્ર પ્રગતિ કરે છે. જે પ્રજા ભોગ–વિલાસ પાછળ દોટ મૂકે છે, તે સાચો માર્ગ ચૂકી જાય છે, પછી ન્યાય

નીતિ અને પ્રમાણિકતા ભૂલી જાય છે. કોઈ તેને યાદ કરતું નથી. આજે યુગ વીતવા છતાં કોઇ પુત્રનું નામ રાવણ નથી પાડતા. રાવણ મોટો રાજા હતો તે સોનાના મહેલમાં રહેતો હતો ને વિમાનોમાં મુસાફરી કરતો હતો. આટલો શક્તિશાળી હોવા છતાં કોઇ મા-બાપ પુત્રનું નામ રાવણ નથી પાડતા. આનું કારણ એ છે કે રાવણ પાસે વૈભવ ઘણો હતો પરંતુ જીવનનો વૈભવ તળિયા ઝાટક થઈ ગયો હતો. સોનાના મહેલ હતા, પણ સદાચારના મહેલ ભાંગીને ભૂક્કા થઈ ગયા હતા. સમુદ્ર પર તેનું શાસન ચાલતું હતું પણ વિકારો પર તેનું શાસન નહોતું. આ કારણથી કોઇ પુત્રનું નામ રાવણ નથી પાડતા. જે માણસનું મન ભોગની પાછળ દોડે છે. વાસનાની ગલીઓમાં આંટા ફેરા મારે છે ને વિકારોના પ્રવાહમાં તણાય છે તે આધ્યાત્મિક તો શું ભૌતિક વિજય પણ મેળવી શકતો નથી. પૃથ્વીરાજ ચૌહાણે મહંમદ ઘોરીને બાર વખત યુદ્ધમાં હરાવ્યો તેનું કારણ યુદ્ધમાં જવાનું હોય ત્યારે તે સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળતો હતો. તેરમી વખત વાસનાના વમળમાં સપડાયો તો પોતે પરાજય પામ્યો. રામાયણનો એક પ્રસંગ છે. પરાક્રમી મેઘનાદને યુદ્ધમાં કોઈ પણ સૈનિક હરાવી શકે તેમ નહોતું. છેવટે રામને પૂછ્યું. રામે કહ્યું, જેણે બાર વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્યનું પાલન કર્યું હોય તે આ યોદ્ધાને જીતી શકશે. રામના આ શબ્દો સાંભળતા ઈન્દ્રિયજીત લક્ષ્મણ લડાઈના મેદાનમાં ઉતરી ગયો. લક્ષ્મણના બ્રહ્મચર્યના તેજ આગળ મેઘનાદની શક્તિ ઝાંખી પડી ગઈ. હવનમાં હોમવાના બકરાની જેમ ચીસ પાડીને એક ક્ષણવારમાં તે મૃત્યુને શરણ થઈ ગયો. લાલી, લીપસ્ટીક, પાવડર લગાડવાથી મુખ પર તેજ નહિ આવે. તેજને પ્રગટાવવા બ્રહ્મચર્યનું પાલન કરવું પડશે. બ્રહ્મચર્યની સાધનાથી જીવનનું સાચું તેજ પ્રગટ થઈ શકે છે.

ગાંગેયે પિતાને માટે જાવજીવના બ્રહ્મચર્યના પચ્ચખાણ લઈ લીધા. તેણે ભીષ્મ પ્રતિજ્ઞા કરી તેથી તેનું નામ ભીષ્મ પિતામહ પડયું. અને ગાંગેયના સત્યવની સાથે લગ્ન થઈ ગયા. થોડા સમય બાદ સત્યવતી ભીષ્મ પિતામહને બોલાવે છે ને કહે છે હે ભીષ્મ! તને એક વાત કરું કે તું લગ્ન કર. તમે મારા માટે આજીવન બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી છે. હું તને આજ્ઞા આપું છું કે કુળવૃદ્ધિ માટે તું લગ્ન કર. તું એવો વીરપુરૂષ છે કે તારી પ્રજા થશે તે વીર થશે. વીરના સંતાનો વીર જન્મે છે. તમારે માટે નહિ પણ દેશમાં વીરોની સંખ્યામાં વધારો કરવા માટે, પરોપકાર કરવા માટે વીરપુરૂષોની દેશને જરૂર છે. સત્યવતીએ ભીષ્મને લગ્ન કરવા ઘણું સમજાવ્યો ત્યારે ભીષ્મે કહ્યું: માતા! પ્રતિજ્ઞા એ પ્રતિજ્ઞા. અગ્નિ કદાચ ઠંડક આપી શકે, ચંદ્ર આગ વરસાવી શકે, સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે પણ મારી પ્રતિજ્ઞા ત્રણ કાળમાં ન બદલાય. હું લગ્ન કરું તો એક બે પુત્રનો વધારો કરી શકું પણ આજીવન બ્રહ્મચર્યવ્રત કેટલા વીરોને પ્રેરણા આપશે! બ્રહ્મચર્યના આ તેજને લીધે કુરૂક્ષેત્રના મેદાનમાં આ

વીરપુરૂષ અઢાર દિવસ સુધી બાણુ શય્યા પર સૂઈ શક્યા હતા. આખું શરીર અણીદાર બાણોથી વીંધાઈ જવા છતાં તેમના મુખ પર હાસ્ય રમતું હતું. આ હતું બ્રહ્મચર્યનું તેજ.

જેના જીવનમાં બ્રહ્મચર્ય છે તેના બધા સંતાપ દૂર થઈ જાય છે. ઉકળાટ શાંત થઈ જાય છે. સુકુમાલિકાના જીવનમાં જો બ્રહ્મચર્યનું મહત્વ સમજાયું હોત તો તે આર્તધ્યાન ન કરત. તેના પિતા કહે છે બેટા! ખાનદાન અને શ્રીમંત કુળની કન્યા કોઈ ભિખારીને પરણાવે? આપણા કુળને ન છાજે તેવું મેં કર્યું છે. છતાં તે છોડીને ચાલ્યો ગયો માટે તું કર્મોને સમજ. તારા પૂર્વના પુરાણાં કર્મો ઉદયમાં આવ્યા છે. માટે તું આર્તધ્યાન ન કરીશ. કરેલાં કર્મોને સાફ કરવા માટે તું દાન-શિયળ-તપ ભાવની આરાધના કર.

"तुमं णं पुत्ता मम महाणसंसि विपुलं असणं ४ जहा पुट्टिला जाव परिलाएमाणी विहराहि।"

મારી ભોજનશાળામાં વિપુલ ચારે જાતના આહાર તૈયાર કરાવીને પોટ્ટિલાની જેમ શ્રમણ વગેરે જનોને આપતી રહે. એટલે કે તેતલી પ્રધાનની પત્ની પોટ્ટિલાએ જે રીતે દાન આપ્યું હતું તે રીતે દાન આપ. (અહીં પૂ. મહાસતીજીએ પોટ્ટિલાનો અધિકાર સુંદર રીતે સમજાવ્યો હતો.)

પિતા સાગરદત્ત વડે સમજાવવામાં આવેલી તે સુકુમાલિકાએ પોતાના પિતાના કથનને બરાબર સ્વીકારી લીધું અને ભોજનશાળામાં તૈયાર થયેલા ચાર જાતના આહારો શ્રમણોને આપવા લાગી. तेणं कालेणं तेणं समएणं गोवालियाओ अज्जाओ।" તે કાળ અને તે સમયે ગોવાલિકા નામના આર્યાજી ત્યાં પધારે છે. સુકુમાલિકા તેમને આહાર-પાણી વહોરાવશે ને પછી શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:** ઋષિદત્તાના શરીર પર સર્પ આવીને ચાલ્યો ગયો છતાં એને ધ્યાનમાં કંઈ ખબર પડી નહિ. કેવું અડોલ ધ્યાન! રાત્રી પૂરી થઈ. ઉષાના અજવાળા પથરાયા. બરાબર બપોરના સમયે એક પારધીની ટોળી શિકાર કરતી કરતી અહીં આ જળાશય પાસે આવી. તેમના ખભાપર બાણના ભાથા લટકતા હતા અને હાથમાં ધનુષ્ય હતા.

બધા હાથ પગ ધોઈ પાણી પીને કિનારે વાતો કરતા હતા, ત્યાં એકાએક એક પારધીની નજર થોડે દૂર શિલા પર બેઠેલી ઋષિદત્તા પર પડી. અને તેણે પારધીરાજને કહ્યું. મહારાજા! સામે દેવી સમાન સુંદરી બેઠી છે. ઋષિદત્તાને જોતાં પારધીરાજની આંખો ચાર થઈ ગઈ. આવું રૂપ! આવું તેજ! આવી સૌંદર્યતા! કોણ હશે? ભગવાન જાણે, પણ છે ઘણી રૂપાળી. રૂપને જોઈને ઘણા માણસો પોતાની પ્રાકૃતિક માનવતા

ભૂલી જાય છે. પારધિરાજ તથા તેના સાથીઓ તે શિલા પાસે આવ્યા. રુષિદત્તાના નાકમાં, કાનમાં, ગળામાં, હાથમાં દાગીના ઝગહળી રહ્યા છે. પારધિરાજ પૂછે છે સુંદરી ! તું કોણ છે? પણ કોણ ઉત્તર આપે ! પારધિરાજ કહે, કોઇ જપ કરવા બેઠી લાગે છે. આને ઉપાડીને લઈ જઇએ. પારધિ કહે હા, મહારાજા ! આ તો આપનું પટ્ટરાણી-પદ શોભાવે તેવી છે. પારધિરાજે રુષિદત્તાનું કાંડું પકડયું પણ તે ધ્યાનમાંથી ચલિત ન થઈ. પછી પારધિરાજની આજ્ઞા થતાં મોટી પછેડી પાથરી રુષિદત્તાને ઊંચકીને તેમાં બેસાડી. પછી તેને ઝોળી માફક ચાર જણાએ ઊંચકી અને ત્યાંથી તરત વિદાય થયા. આટલું થવા છતાં રુષિદત્તાને નવકારમંત્રના ધ્યાનમાં કંઈ ખબર ન પડી. તે તો નવકારમંત્રના ધ્યાનમાં મસ્ત હતી. દુષ્કર્મના ઉદયકાળે ચિત્ત નબળું ન બને કે ચલિત ન બને એ દૃષ્ટિએ અનાસક્ત ભાવે નવકારમંત્રનું સ્મરણ કરી રહી હતી.

પારધિરાજે તો આવી સુંદર નવયૌવન નારી જીવનમાં પ્રથમ વાર જોઈ હતી. તેથી તે ખૂબ આનંદિત હતો. આવું રૂપ, આવું ગૌર અંગ, આવી કોમળ કાયા તેણે કદી સ્વપ્નમાં પણ કલ્પી ન હતી. આજે અચાનક મળવાથી ચાલતાં ચાલતાં ગીતો ગાતો ચાલ્યો જતો હતો. તેના મનમાં તો મોટી આશાઓ નાચતી હતી. રુષિદત્તા જરા ચંચળ બનતી ન હતી, કે વ્યગ્ર દેખાતી ન હતી તેથી પારધિરાજને ખૂબ આશ્ચર્ય થયું. આ પ્રકારની ધ્યાનમગ્ન નારી કદી પણ જોઇ ન હતી. છેવટે ચાલતાં ચાલતાં નદી કિનારાના વૃક્ષ નીચે સાચવીને મૂકી. છતાં રુષિદત્તાનું એ ધ્યાન ! એના મુખ પર ધ્યાન–મસ્તીનું ગાંભીર્ય છલકી રહ્યું હતું. અઠ્ઠમતપનો આજે અંતિમ દિવસ હોવા છતાં મુખપર જરા વિષાદ દેખાતો નથી. તેથી પારધિરાજ કહે–ભગવાને શું આનું રૂપ ઘડયું છે ! પણ જો તો ખરો, તે જીવતી છે કે નહિ ! રુષિદત્તાની છાતી પર હાથ રાખતાં ખબર પડી કે તે જીવતી છે. ગજબનું ધ્યાન કહેવાય ! બધા પારધીઓ નદી-કિનારે જઈ હાથ મોં ધોઈ ભોજન કરવા બેઠા. રુષિદત્તાને તો નહિ જળ, નહિ ખોરાક, નહિ વેદના કે નહિ દૃષ્ટિ. પારધિરાજે ઝોળીને ઝાડની મોટી ડાળીમાં ભરાવી. તેનું હૈયું તો કલ્પનાઓથી ગજગજ ઉછળી રહ્યું છે. આ સુંદર નારીને વાજતે ગાજતે મારી પટ્ટરાણી બનાવીશ. આમ આનંદની કલ્પના કરતા બેઠા છે ત્યાં અચાનક કંઈક ખખડાટ થતો જણાયો. પારધિના મનમાં કે કોઈક જાનવરો હશે, એમ વિચાર કરીને થોડે દૂર તપાસ કરવા ગયા. ત્યાં તો સો જેટલા મનુષ્યોએ આવીને બધા પારધી પર ઘેરો નાંખી દીધો અને માણસખાઉં વનવાસીઓએ ચલાવેલા તીરથી બધા પારધીના કાળજા વીંધાઈ ગયા. અને બધા ધરતી પર ઢગલો થઈને પડી ગયા. થોડીવાર પહેલાં આશાના ગીત લલકારતો પારધિરાજ પણ ઢળી પડયો. જેમાં રુષિદત્તાને બેસાડી છે, તે ઝોળી ઝાડ પર લટકાયેલી રહી ગઈ. શિકારીઓ કહે, આ ઝોળીમાં શું છે? જોયું તો રૂપરૂપના અંબાર સમાન ઋષિદત્તાને નવકાર મંત્રના ધ્યાનમાં જોઈ. આ શિકારી-

ઓને જખરાજને ૩૨ લક્ષણા સ્ત્રી અથવા પુરૂષનો ભોગ ચઢાવવાના હતા. તેથી ઋષિદત્તાને જોઈ મનમાં થયું કે જખરાજને ચઢાવવાનો ભોગ મળી ગયો છે. સાચવીને આ બાઈને લઇ લો. આવતી કાલે સંધ્યા પછી જખરાજના ચરણમાં એનું મસ્તક વધેરવામાં આવશે. એમ કહીને એને ઉપાડીને ચાલતા થયા. ચાલતા ચાલતા એક વનમાં આવી પહોંચ્યા, ત્યાં એક કુટીર હતી. તે કુટીરમાં ઋષિદત્તાને લઈ ગયા. આજે તેનો અઠ્ઠમતપ પૂરો થયો હતો. એટલે ધ્યાન પૂરું થતાં નવકારમંત્ર ગણી ધ્યાન પાળી આંખો ખોલીને જોયું. પોતે કયાં આવી છે? પોતાને ઉઠાવી જનાર કોણ છે? એમ અનેક પ્રશ્નો તેના મનમાં થવા લાગ્યા. તેની સામે વનવાસિની સ્ત્રીઓ ઊભી હતી. તેમના ચહેરા જોતાં બીક લાગે તેવો બિહામણો ચહેરા હતો. ઋષિદત્તાએ અઠ્ઠમ તપનાં પચ્ચખાણ પાળ્યા અને વનવાસિની સ્ત્રીને પૂછયું: આ કયું સ્થાન છે? પણ કોઈ એની ભાષા સમજતું નહિ તેમ વનવાસીઓની ભાષા રુષિદત્તા પણ સમજતી ન હતી. હવે રુષિદત્તા વનવાસિની સ્ત્રીઓને ઇશારાથી પાણી લાવવાનું કહેશે અને તે સ્ત્રીઓ રુષિદત્તા માટે પાણી અને અભક્ષ્ય આહાર લાવશે ને રુષિદત્તાની કેવી કસોટી થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૮૫

ભાદરવા વદ ૮ ને મંગળવાર તા. ૮-૧૦-૭૪

શાસ્ત્રકાર ભગવાને જ્ઞાતાજી સૂત્રના ભાવ બતાવ્યા. તેમાં સુકુમાલિકાનું વર્ણન ચાલે છે. જીવને સંસાર-વિષયભોગનો મોહ અનંત કાળનો છે. ચારે સંજ્ઞા ચારે ગતિમાં છે. આત્મા વિષયભોગથી મુક્ત થતો નથી ત્યાં સુધી તેનામાં એ વિવેક હોતો નથી, એ ભાન નથી હોતું કે હું કોની પાસે શું માંગણી કરું છું. સુકુમાલિકા ભોજનશાળામાં તૈયાર થયેલા ચારે જાતના આહારો શ્રમણોને આપતી રહે છે. તે સમયે ગોપાલિકા મહાસતીજી પોતાના પરિવાર સાથે તે નગરમાં પધાર્યા. ગોપાલિકા સાધ્વીજી શ્રુતપારગામિની તેમજ મહાજ્ઞાની, જીવોને સાચો માર્ગ બતાવનારા અને મોક્ષધર્મની પ્રભાવના કરનારા હતા. તેમજ આત્મસાધનામાં લીન હતા. તેમનામાં જ્ઞાન અને ચારિત્ર બંનેનો સુમેળ હતો. ચંપાપુરી નગરીમાં આવા મહાન સતીજીના પુનિત પગલા થવાથી આનંદ છવાઈ ગયો હતો. જ્ઞાતાજી સૂત્રના તેતલી પ્રધાન નામના ચૌદમા અધ્યયનમાં સુવ્રતા સાધ્વીજી જેવા હતા તેવા જ ગોપાલિકા સાધ્વીજી હતા. તેમનો સંઘાડો પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરમાં ધ્યાન કરી, ત્રીજા પ્રહરમાં ગૌચરીને માટે પરિભ્રમણ

કરતા સાગરદત્ત શેઠને ઘેર પધાર્યા. સાધુની ભિક્ષાને ગૌચરી કહેવામાં આવે છે. જેમ ગાય ઉપર-ઉપરનું ઘાસ ખાઈ જાય પરંતુ ઘાસને મૂળમાંથી ઉખેડી લેતી નથી તેમ ગૃહસ્થને તકલીફ પડે, ફરી નવી રસોઈ બનાવવી પડે તેવો આહાર સાધુથી વહોરાય નહિ. સાધુ ગૌચરી કેવી રીતે કરે ?

जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।
न य पुप्फं किलामेइ, सो य पीणेइ अप्पयं ॥

દશ. સૂ. અ. ૧ ગાથા. ૨

ભગવાને સાધુને ગૌચરી માટે ભ્રમરનો ન્યાય આપ્યો છે. સાધુ તો ભ્રમર કરતાં પણ અધિક ચઢિયાતા છે. ભ્રમર પુષ્પોમાંથી રસ થોડો થોડો લે છે તે કોઈને કિલામના ઉપજાવતો નથી પણ તે કમળની આજ્ઞા માંગતો નથી કે હું રસ લઉં ? જ્યારે સાધક આત્મા તો ગૃહસ્થના ઘેરથી થોડો થોડો અને તેમની આજ્ઞાથી તે આપે તો લે છે. ન આપે તો નથી લેતા પણ કોઈને કિલામના ઉપજાવતા નથી. તમારા ગમે તેટલા ઉત્કૃષ્ટ ભાવ હોય છતાં જો અસૂઝતું થયું તો સાધુ પાછા ફરી જાય. ઉપવાસ કરવો પડે તો કરે પણ આધાકર્મી આહાર ન લે. જે દુનિયાને ભૂલે તે સ્વમાં ઝૂલે છે. સાધકે ગૌચરી કરતાં ઘરની સ્થિતિ, માણસોના ભાવ જોઈને ગૌચરી કરવી જોઈએ. જો ઘર જાણવામાં ભૂલ થઈ જાય તો નુકસાન થાય છે.

બે નંદીષેણ થઈ ગયા છે. તેમાં એક વૈયાવચ્ચી નંદીષેણ અને બીજા શ્રેણિક રાજાના પુત્ર નંદીષેણ. શ્રેણિક રાજાના પુત્ર નંદીષેણની આ વાત છે. જે ભગવાનની વાણી સાંભળીને અપ્સરા જેવી ૫૦૦ સ્ત્રીઓનો મોહ છોડીને દીક્ષા લેવા તૈયાર થયા. તે ભગવાન પાસે જઈને વિનંતી કરે છે હે પ્રભુ ! આપ મને દીક્ષા આપીને મારો ઉધ્ધાર કરો. પ્રભુએ કહ્યું-હે નંદીષેણ ! તારા ભોગાવલી કર્મો બાકી છે. હમણાં તું દીક્ષા ન લે. તે સમયે આકાશવાણી પણ થાય છે કે નંદીષેણ ! તમારા ભોગાવલી કર્મો હજુ ઘણા બાકી છે, માટે દીક્ષાની ઉતાવળ ન કરો. પ્રભુએ ના પાડી, દેવોએ ના પાડી છતાં નંદીષેણે મનને દઢ કરીને દીક્ષા લીધી. તે સમયે તેમનો વૈરાગ્ય એટલો ઉત્કૃષ્ટ હતો કે દેવના રોકયા પણ ના રોકાયા. દીક્ષા લઈને ઉગ્ર સાધના કરી અને ૧૦ પૂર્વનુ જ્ઞાન મેળવ્યું. તપના પ્રભાવે તેમને અનેક જાતની લબ્ધિઓ ઉત્પન્ન થઈ.

એક વાર નંદીષેણ મુનિ છઠ્ઠના પારણે ગૌચરી માટે નગરીમાં પરિભ્રમણ કરે છે, જેમની કાયા તો ઘણી સુકોમળ હતી એવા મુનિ ભડભડતા તાપમાં ગૌચરી માટે ફરી રહ્યા છે. ફરતા ફરતા અજાણતા વેશ્યાના ઘરે ચઢી ગયા. તેમને ખબર ન હતી કે આ વેશ્યાનું ઘર છે. જેણે કોઈ દિવસ વેશ્યાનું ઘર જોયું ન હોય તેને શી ખબર પડે કે વેશ્યાનું ઘર કેવું હોય ? તે ધર્મ-લાભની ભાવનાથી તેના મકાનમાં દાખલ

થયા. ત્યાં સામેથી અવાજ આવ્યો કે અહીં ધર્મલાભ નથી, પણ અર્થરાગ અને કામરાગ છે. ત્યાં વેશ્યા ઘરમાંથી બહાર આવીને કહે છે મુનિ! અહીં ક્યાં ભૂલા પડયા? અહીં તો અર્થનું કામ છે. ધર્મ લાભનું કામ નથી. આ તો ભોગના દરવાજા છે. વેશ્યાએ કટાક્ષ કર્યો કે જો તમારામાં શક્તિ છે તો ભીખ માંગીને ખાવા શા માટે નીકળ્યા છો? આ શબ્દો મુનિના હૃદયમાં બાણની જેમ વાગ્યા. માન આવી ગયું. મુનિ આવા શબ્દોને ગણકારે નહિ. એ તો વિચારે કે જેની પાસે જેવો માલ હોય તેવો કાઢે. પણ કર્મો ઉદયમાં આવવાના છે, તેથી નિમિત્ત નૈમિત્તિક સંબંધ ભેગો થયો. મુનિ કહે–જૈનના મુનિ ભિખારી કે માંગણીયા નથી. તેની પાસે તો ઘણી શક્તિ છે. વેશ્યાને પોતાની શક્તિનો પરચો બતાવવા સાવરણીનું એક તરણું ખેંચી લબ્ધિના પ્રભાવે સાડા બાર ક્રોડ સોનૈયાનો ઢગલો કરી દીધો. અને વેશ્યાને કહે છે તારે ધર્મલાભ નથી જોઈતો તો તું અર્થલાભને ગ્રહણ કર. લબ્ધિ ફોરવી ખરી પણ મુનિમાં સંકેલવાની શક્તિ ન હતી.

નંદીષેણ મુનિ પાછા વળવા ગયા ત્યારે ગણિકા કહે–આટલા બધા ધનને હું શું કરું? આ ધનના ઢગલા તમે ઉપાડી જાવ અથવા તો આ ધન પૂરું થાય ત્યાં સુધી અહીં રહી જાવ. અમે તો પુરૂષને પ્રસન્ન કરીને તેણે આપેલું ધન લઈએ. બીજાનું ન લઈએ તેથી આપ લઇ જાવ અગર આ ધન પૂરું થાય ત્યાં સુધી મારી સાથે ભોગ–સુખને ભોગવો. આપની અવસ્થા યોગ સાધનાની નથી માટે મારી સાથે વિષયસુખ ભોગવીને યૌવનને સફળ કરો. ભગવાને સાધકને લબ્ધિ પ્રાપ્ત થઈ હોય તો પણ તેનો ઉપયોગ કરવાની ના કહી છે. આ મુનિને અભિમાન આવી ગયું કે આ વેશ્યા જૈનના મુનિને આમ કહે શા માટે? જ્યાં સુધી અહંનું અવસાન નહિ થાય ત્યાં સુધી સંસાર શ્મશાન નહિ બને. શ્મશાનમાં ગયેલો મૃત માનવી સાફ થઈ જાય છે તેમ અહંનું અવસાન થાય તો સંસાર સાફ થઈ જાય. અહંના કારણે ભલભલા મહાન પુરૂષો પણ પડવાઈ થઈ ગયા છે. સંસારમાં આર્તધ્યાન કરાવનાર, કષાયને લાવનાર અભિમાન છે. જો મુનિ કંઇ ન બોલ્યા હોત તો તેમની શક્તિ શું હણાઇ જવાની હતી? વેશ્યાના વચનથી અને ભોગાવલી કર્મના ઉદયથી મુનિ ત્યાં વેશ્યાને ઘેર રોકાઈ ગયા. સંસારમાં ગયા છતાં શ્રદ્ધા ભ્રષ્ટ નથી થઈ. સંયમ અને વીતરાગ ધર્મ એ સાચો છે. આટલી શ્રદ્ધા અખૂટ છે. પોતાનો સાધુવેષ અને રજોહરણ એક જગ્યાએ બાજુ પર મૂકી દીધાં છે. સિદ્ધાંતમાં પાઠ છે કે:–

दंसण भट्ठो भट्ठो, दंसण भट्ठोऽस नत्थि निव्वाणं ।
सिज्झन्ति चरणरहिया, दंसणरहिया न सिज्झन्ति ॥

દર્શનથી ભ્રષ્ટ થાય તે ખરો ભ્રષ્ટ છે, કારણ કે દર્શનથી ભ્રષ્ટ થયેલા ઝટ મોક્ષને

પામતા નથી. ચારિત્રથી ભ્રષ્ટ થયેલા નિર્વાણને પામે છે, પણ દર્શનથી ભ્રષ્ટ થયેલા મોક્ષને પામતા નથી.

નંદીષેણ મુનિ ચારિત્રથી પડવાઈ થયા પણ શ્રદ્ધા મજબૂત છે. વિત્ત સાથે પ્રીત નથી પણ વીતરાગ સાથે પ્રીત છે. તેમણે પ્રતિજ્ઞા કરી કે મારે રોજ ૧૦ જીવોને પ્રતિબોધ પમાડયા પછી અન્નપાણી લેવા. વેશ્યાના ઘરે રહીને ૧૦ જીવોને બૂઝવવા એ સહેલું કામ નથી. વેશ્યાને ત્યાં આવનારા માણસો કેવા હોય છતાં નંદીષેણની ઉપદેશ શક્તિ એવી હતી કે તેમની વાણી સાંભળીને હળુકર્મી જીવ ધર્મ પામી જાય. આ રીતે રોજ ૧૦ જીવોને બૂઝવીને ભગવાન પાસે દીક્ષા અંગીકાર કરવા મોકલે. આમ કરતાં ૧૨ વર્ષો વીત્યા. નંદીષેણ માટે એક દિવસ સોનેરી આવી ગયો. તેમના ભોગાવલી કર્મો પૂરા થયા તેથી તે નવ જીવોને પ્રતિબોધ પમાડી શકયા પણ દશમો સોની એવો આવ્યો કે તે પ્રતિબોધ પામતો નથી. વેશ્યા કહે, નાથ! આ સોની વિષયલંપટ છે, તે બોધ નહિ પામે, હવે આપ ઉઠો. જમવાનું મોડું થાય છે. મને ભૂખ લાગી છે. બે વાર વેશ્યાએ નંદીષેણને કહ્યું પણ નંદીષેણ કહે દશમો નહિ બૂઝે ત્યાં સુધી હું ભોજન જમીશ નહિ. મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય. ત્યારે ત્રીજી વાર વેશ્યા કહે, હું હજુ જમી નથી માટે આપ મારા માટે ઊભા થાવ અને આપના નિયમનું પાલન કરવું હોય તો સોની બૂઝે તેમ નથી માટે દશમા આપ જ બૂઝી જાવ. આ વચન સાંભળતા નંદીષેણ સિંહ કેશરીની જેમ ઊભા થઇ ગયા ને ખીંટીએ મૂકેલા કપડા, રજોહરણ ધારણ કરીને જવા માટે તૈયાર થઈ ગયા.

**મજાકના આ શબ્દોએ તો સાચું તાક્યું તીર,**<br>
**જાગ્યો કેશરીસિંહજી સૂતેલો તોડીને જંજીર,**<br>
**ગણિકાના વિનોદી વેણે આજ ઉઘાડયા નેણ,**<br>
**પીરસ્યા ભોજન પડયા રહ્યા ને નીકળ્યા નંદીષેણ.**

વેશ્યા કરગરવા લાગી. નાથ! મેં તો આપની મજાક કરી. હાસ્ય વિનોદના નિર્દોષ પ્રસંગને આવું ઉગ્ર સ્વરૂપ ન આપો. હવે મને નિરાધાર મૂકીને જાવ છો તે આપને શોભતું નથી. વેશ્યાના રાગભર્યા હૃદયદ્રાવક વચનોથી નંદીષેણ જરા પણ ડગ્યા નહિ. એ તો વેષ પહેરીને સર્પ કાંચળી છોડીને જાય પછી પાછું વાળીને જોતો નથી તેમ નંદીષેણ નીકળી ગયા. જતાં જતાં તેને કહે છે આજે મારું જીવન સફળ થયું. તું પરલોકની સામે નજર રાખીને જીવન જીવજે ને તારા જીવન પંથને ઉજાળજે. આટલું કહીને મહાવીરને ચરણે જઈ ફરીને દીક્ષા લઈ લીધી. ચારિત્રથી પડવાઈ થયા પણ શ્રદ્ધાથી પડવાઈ થયા નહોતા તેથી ઠેકાણે આવી ગયા.

પવિત્ર તપોમૂર્તિ ગુણીયલ સાધ્વીજીઓને જોઈને સુકુમાલિકા ખૂબ હર્ષિત થઈ

ગઈ. તે પોતાના આસન પરથી ઊભી થઇ સાત આઠ પગલાં તેમની સામે ગઈ. પછી ખૂબ ભક્તિભાવથી તેમને આહાર પાણી વહોરાવ્યા. પછી તેમને આ પ્રમાણે કહેવા લાગી. एवं खलु अज्जाओ ! अहं सागरस्स अणिट्ठा जाव अमणामा नेच्छइ णं सागरए मम नामं वा जाव परिभोगं वा ।

હે આર્યાઓ ! મારા પતિ સાગરદારક માટે હું અનિષ્ટ થઇ ગયેલી છું. યાવત્ અકાંત, અપ્રિય અને અમનોજ્ઞ થઈ ચૂકી છું. તેઓ મારા નામ–ગોત્ર પણ સાંભળવા ઈચ્છતા નથી ત્યારે તેમની સાથે પરિભોગ કરવાની તો વાત જ શી કરવી ? તેઓએ મને એકદમ જ છોડી દીધી છે ને મારા પિતા મને જે જે માણસને આપે છે તે બધા માટે હું અનિષ્ટ થઈ જાઉં છું. હે આર્યાઓ ! તમે તો બહુશ્રુત છો, ઘણાં શાસ્ત્રોને જાણો છો, જ્ઞાનસંપન્ન છો. આ રીતે પોટ્ટિલાની જેમ સુકુમાલિકાએ પણ પતિને વશ કરવા માટેના ઉપાયોની પૂછપરછ કરી. પોટ્ટિલાએ પોતાના પતિ તેતલીપુત્રને વશ કરવા માટે પહેલા સુવ્રતા સાધ્વીજીને જેમ ઉપાયો પૂછયા હતા તે રીતે સુકુમાલિકાએ આર્યાને પૂછયું–એવો કોઇ મંત્ર કે ચૂર્ણ વગેરેનો પ્રયોગ મળી શકે તો મને બતાવો કે જેથી હું ફરીથી મારા પતિ સાગરદારકને માટે ઈષ્ટ, કાંત યાવત્ મનોજ્ઞ થઈ જાઉં. સુકુમાલિકાના આવા વચન સાંભળીને તે સાધ્વીઓ કાનમાં આંગળી નાંખીને કહેવા લાગ્યા, તમે આવું ન બોલો. તમારી સંસારની વાતો સાંભળવી પણ અમને કલ્પતી નથી તો તેનો ઉપદેશ દેવો કે આચરણ કરવાનું તો કહેવાય જ કયાંથી ? ત્યાગીની પાસે ત્યાગની વાતો હોય. ભોગની નહિ. જે એવી વાતો કરે તે સાચો સાધુ કહેવાય નહિ. ભગવાન બોલ્યા છે કે–

जे लक्खणं च सुविण, च अंगविज्ज च जे पउज्जन्ति ।
न हु ते समणा वुच्चन्ति, एवं आयरिएहिं अक्खायं ॥

ઉત્ત. સૂ. અ. ૮ ગાથા ૧૩

જે સાધુ લક્ષણવિદ્યા, સ્વપ્ન વિદ્યા, અંગવિદ્યાનો પ્રયોગ કરે તે સાચો સાધુ કહેવાય નહિ. ગોપાલિકા સંઘાડાની તે આર્યાઓએ સુવ્રતા સાધ્વીએ જેમ પોટ્ટિલાને સમજાવી હતી તેમ સમજાવી. હે બહેન ! સંસાર દાવાનળ છે. જેને અમે વિષ સમજીને છોડી નીકળ્યા તે વિષમાં અમે તને મોકલીએ ખરા ? અમે તો તને એવું સુખ આપવા માંગીએ છીએ કે એ સુખ આવ્યા પછી જાય નહિ. ને જન્મોજન્મના ફેરા મટી જાય. આ સંસાર અગ્નિની જવાલા જેવો છે. અમારી પાસે તો ધર્મનું આરાધન છે. ધર્મ વિના કર્મ ખપતા નથી. તે સાધ્વીઓએ એવો પ્રતિબોધ આપ્યો કે તે સાંચી શ્રાવિકા બની ગઈ. ને બાર વ્રત ધારણ કર્યા. જેટલી ભોગમાં મસ્ત હતી તેટલી ત્યાગમાં આવી ગઈ. સાધ્વીજી તો આટલું કહીને ચાલ્યા ગયા. પછી સુકુમાલિકાએ

પોટ્ટિલાની જેમ દીક્ષા લેવાનો નિર્ણય કર્યો. હવે હું જલ્દી ચારિત્ર માર્ગને અપનાવું. હું ભોગની ગુલામડી નથી. સાગરદારકને ખોળા પાથરવા જવું તેના કરતાં હું મુક્તિની વરમાળા પહેરી લઉં કે જેથી મને સુખ મળે. જન્મોજન્મનું દુઃખ જાય. પછી તેણે પિતાને વાત કરી પિતાજી! મારે હવે સંસારમાં રહેવું નથી. સંસાર દાવાનળમાંથી બહાર કાઢનાર ગુરૂણી મને મળી ગયા છે. દીક્ષાની વાત સાંભળી માતા–પિતાને ઘડીભર આશ્ચર્ય થયું, પણ સાથે સાથે એ આનંદ થયો કે મારી પુત્રીને સંયમ માર્ગ ગમ્યો એ સારું થયું. સાગરદત્ત શેઠ પણ સમજતા હતા કે સંયમ એ શ્રેષ્ઠ માર્ગ છે. જો મારી પુત્રી દીક્ષા લે તો એનાથી ઉત્તમ કાર્ય બીજું કયું હોઈ શકે? મારું નામ તો સાગર છે પણ આવા સંતાનોનો બાપ બનીશ ત્યારે આત્માનો સાગર બનીશ. તેમણે પુત્રીના ત્યાગની કસોટી કરી જોઇ. પણ સુકુમાલિકાનું ચિત્ત તો હવે સંસારથી વિરક્ત થયું હતું. તેથી માતા–પિતાએ તેને દીક્ષાની આજ્ઞા આપી: અને ખૂબ ધામધૂમથી તેનો ભવ્ય દીક્ષા મહોત્સવ ઉજવ્યો. જે માતા–પિતા પુત્રીનો એક ક્ષણવાર પણ વિયોગ સહન કરી શકતા નહોતા તે માતાપિતાએ પુત્રીને હોંશથી દીક્ષા આપી, કારણ કે તે સમજતા હતા કે સંયમ એ શ્રેષ્ઠ માર્ગ છે. સુકુમાલિકાએ ગોપાલિકા આર્યાજી પાસે દીક્ષા ગ્રહણ કરી. અને તે સાધ્વી બની ગઈ. સુકુમાલિકા સાધ્વીજીએ તેમના ગુરૂણી પાસે જ્ઞાનાભ્યાસ શરૂ કર્યો. અને સારું જ્ઞાન મેળવ્યું. તે ઈર્યાસમિતિનું પાલન કરવા લાગી ને નવકોટીથી બ્રહ્મચર્ય આદિ મહાવ્રતની રક્ષા કરવા લાગી. અને એક ઉપવાસ, છટ્ઠ, અટ્ઠમ આદિ તપશ્ચર્યાઓથી પોતાના આત્માને ભાવિત કરવા લાગી. કારણ કે પુરાણા કર્મોને બાળવા તપની અવશ્ય જરૂર છે. આ રીતે સુકુમાલિકા સાધ્વીજી જ્ઞાન–ધ્યાન ને તપમાં મસ્ત રહે છે. હવે એક દિવસ તે ગોપાલિકા આર્યા પાસે જશે ને શું આજ્ઞા માંગશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**–ઋષિદત્તાએ અટ્ઠમ તપ પૂરો થતાં ધ્યાન પાળ્યું. સામે બિહામણા ચહેરાવાળી વનવાસિની સ્ત્રીઓને જોઈ ને પૂછપરછ કરી પણ બંને એક બીજાની ભાષા સમજી શકતા નથી. તેથી ઋષિદત્તાએ બે હાથનો ખોબો કરી પાણી લાવવા કહ્યું. તરત વનવાસિની સ્ત્રી પાણી લેવા માટે જલ્દી રવાના થઇ.

**ષિદત્તાની આકરી કસોટીઃ**–તે સ્ત્રી થોડી વારમાં પાણી ભરેલો માટીનો એક ઘડો તથા લોટો લઈને આવી. ઋષિદત્તાએ નવકાર મંત્ર ગણી અટ્ઠમના પચ્ચખાણ પાળ્યા. પાણીનો કોગળો કર્યો ને પાણી પીધું. ત્યાં ઋષિદત્તાને ખાવા માટે એક પાત્રમાં કાચા માંસના ટુકડા લઇને આવ્યા. બીજા પાત્રમાં દૂધ અને ત્રીજા પાત્રમાં અજાણ્યા ફળ હતા. ઋષિદત્તા આ જોઇને ધ્રુજી ગઈ. તેણે હાથના ઈશારાથી મારે કંઇ નથી જોઈતું એમ બતાવ્યું. છતાં એ માણસો તો મૂકીને ચાલ્યા ગયા. તે સ્ત્રીએ ઈશારાથી ઋષિદત્તાને આ ખાવા માટે કહ્યું. પરંતુ જેણે જીવનમાં કદી માંસાહાર કર્યો

નથી તે ઋષિદત્તા આવા અભક્ષ્ય વસ્તુના સ્પર્શથી દૂષિત થયેલા દૂધનો સ્વીકાર કરવા પણ તૈયાર ન થઈ. તેને જો પહેલી આવી ખબર પડી હોત તો આ વનવાસિનીએ લાવેલા પાણીનો ઉપયોગ પણ ન કરત. ઋષિદત્તાએ ઈશારાથી બધું લઈ જવા માટે કહ્યું. આ સ્ત્રીઓએ ખાવા માટે ખૂબ કહ્યું પણ ઋષિદત્તા માની નહિ અને નવકારમંત્રનું સ્મરણ કરતી ધ્યાનમાં બેસી ગઈ. ઋષિદત્તાને ત્રણ ત્રણ દિવસના ઉપવાસ હતા એટલે ખોરાકની ને આરામની બંનેની જરૂર હતી. પરંતુ આવો અભક્ષ્ય ખોરાક ખાવા કરતાં ભૂખ્યા રહેવું તેણે વધારે ઉત્તમ માન્યું. તે પોતાના કર્મના સ્વરૂપનું ચિંતન કરતી બેઠી હતી અને પોતાના કર્મોને યાદ કરતી હતી. તે વિચાર કરે છે. આ જીવનમાં તો મેં કોઈ ઘોર દુષ્કર્મો કર્યા હોય તેવું યાદ આવતું નથી. જરૂર પૂર્વભવના કોઈ દુષ્કર્મનું પરિણામ હશે. ઋષિદત્તાને ખબર પણ ન હતી કે આ શિકારીઓ મને લઈ જશે અને જખદેવને ભોગ દેવા માટે આવતી કાલે મારો શિરચ્છેદ કરવામાં આવશે.

થોડા સમય પછી બીજા માણસો રાંધેલું માંસ લઈને આવ્યા. રુષિદત્તા નવકારમંત્રનું સ્મરણ કરતી બેઠી હતી. ત્યાં આ શિકારીઓ કહે. આપ આ ભોજન જમી લો. પણ રુષિદત્તા તો મૌન રહી. એક વનવાસિની સ્ત્રીએ કહ્યું–આ બાઈ તો કાંઈ ખાતી પીતી નથી. જો આમ કરશે તો આવતી કાલ સાંજ પહેલા મરી જશે, પછી જખરાજને ભોગ કેવી રીતે ચઢાવશું ? આવેલો શિકારી કહે, એને બોચી પકડીને પરાણે ખવડાવવું જોઈએ, નહિ તો આ સ્ત્રી ખાધા વિના મરી જશે.

**ઋષિદત્તાની વહારે**:–જ્યાં હાથમાં કોળિયો લઈને ખવડાવવા જાય છે ત્યાં બહાર એકદમ બૂમો પડવા લાગી. શિકારીઓનો સરદાર ચમકયો. એના હાથમાંથી કોળિયો નીચે પડી ગયો. બહાર આવીને બહારનું દશ્ય જોયું તો બધાના હોશકોશ ઊડી ગયા. લગભગ ત્રીસ હાથીઓનું ટોળું બેફામ બનીને ઘૂમી રહ્યું હતું. હાથીઓ શિકારીઓના ટોળામાંથી કંઈકને સૂંઢમાં ઉછાળી પગ નીચે છૂંદી રહ્યા હતા. આ કોલાહલ સાંભળી રુષિદત્તા ઝુંપડીના દ્વાર પાસે ગઈ. તરત હાથીએ તેને સૂંઢમાં ઉપાડી. રુષિદત્તાને થયું કે હવે તો મારું મૃત્યુ નિશ્ચિત છે. મારા મૃત્યુની પળ બગડવી ન જોઈએ એમ વિચાર કરીને પોતે સાગારી સંથારાના પચ્ચખાણ લઈ લીધા અને નવકારમંત્રના ધ્યાનમાં સ્થિર થઈ ગઈ. હાથી રુષિદત્તાને સૂંઢમાં ઉપાડીને એક દિશા તરફ નાસવા માંડયો. એની પાછળ બીજા હાથીઓ પણ નાસવા લાગ્યા. હાથીની સૂંઢમાં પકડાયેલી રુષિદત્તાએ જીવવાની તમામ આશા છોડી દીધી હતી. જેના હૃદયમાં ધર્મનો સ્પર્શ થયો હોય છે તે મૃત્યુ નજીક આવે ત્યારે સંસારના સઘળા આકર્ષણો અને પ્રશ્નોથી નિવૃત્ત બની પ્રભુના ધ્યાનમાં પોતાના મનને જોડી દે છે. કારણ કે જીવનનો સરવાળો મૃત્યુ છે, જો મૃત્યુ કલુષિત બને તો આ

જીવન અને આવતું જીવન પણ અસફળ બને છે. બાલ્યપણુથી જ રુષિદત્તાને તેના પિતાએ ધર્મના સંસ્કારોનું સિંચન કર્યું હતું, તેથી તેને ધર્મ પ્રત્યે અખૂટ શ્રદ્ધા હતી કે ધર્મ સિવાય બીજું કોઇ રક્ષણુ કરનાર નથી. તેથી આવા ભયંકર દુઃખના કપરા પ્રસંગોમાં પણ પોતાની ધૈર્યતા ગુમાવી ન હતી.

ગજરાજને તો જાણે મહાન સંપત્તિનો ભંડાર મળ્યો. અને તે સંપત્તિને કોઈ લઈ ન જાય એવા આનંદ અને ભય સાથે આગળ વધી રહ્યો હતો. ચાલતાં ચાલતાં એક સરોવર જોયું. હાથીએ સરોવરમાં ઉતરીને ઋષિદત્તાને સરોવરમાં છોડી દીધી. શીતળ પાણીનો સ્પર્શ થતાં રુષિદત્તાએ આંખો ખોલીને જોયું, તો પોતે હાથીના પંજામાંથી છૂટી ગઇ હતી અને વિશાળ સરોવરમાં આવી હતી. તેને બાળપણથી તરતા આવડતું હતું તેથી તે તરતી તરતી બહાર નીકળી ગઈ. કિનારે બેસીને ચારે તરફ દષ્ટિ કરી. અહો ! આ શું ? આ તો પરિચિત સ્થળ છે. આ તો એ પોતાનું પ્રિય સરોવર ! પોતે જ્યાં પિતાની સાથે વર્ષો સુધી રહી હતી તે જ ઉપવન ! રુષિદત્તાએ જોયું તો સરોવરમાંથી બધા હાથીઓ ચાલ્યા ગયા હતા. એટલી વારમાં હાથીઓ કયાં ગયા હશે ? શું હાથીના રૂપમાં શાસનદેવ મારી રક્ષા કરવા આવ્યા હશે ? આ શો ચમત્કાર ! રુષિદત્તા ઊભી થઈને પોતાના ઉપવન તરફ ગઈ. હજુ અઠ્ઠમનું પારણું પણ કર્યું નથી. ચાર ચાર દિવસના ઉપવાસ અને સાથે રખડપટ્ટી તેથી તે ખૂબ થાકી ગઈ હતી, છતાં પોતે જ્યાં ઉછરી હતી તે ઉપવન આવતાં તેના પગમાં ઉત્સાહ આવી ગયો. હૈયામાં આશાના અંકુરા ફૂટયા. ચાલતાં ચાલતાં પોતાની ત્રણ કુટીરો હતી ત્યાં રુષિદત્તા પહોંચી ગઇ. આ કુટીરમાં અત્યારે રુષિદત્તા એકલી છે. પહેલા નાની હતી ત્યારે પિતાજી સાથે હતા. તેમના પ્રેમ અને વાત્સલ્યના ઝરણાં નીચે જીવનનું ઘડતર સુંદર ઘડાયું હતું. આજે તો તેની પાસે કોઇ નથી. આ કુટીરને જોતાં પ્રેમાળ પિતાની યાદ આવતા તેના દિલમાં કેવો આઘાત લાગશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૮૬

ભાદરવા વદ ૧૨ ને શનિવાર તા. ૧૨-૧૦-૭૪

અનંત કરૂણાનિધી, સત્યના શોધક, મમતાના મારક, વિષયોના વારક એવા ત્રિલોકીનાથની શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. તેમાં ભગવાન ફરમાવે છે કે સંસાર એક વિરાટ સમુદ્ર છે. આ વિરાટ સમુદ્રમાં જીવ વિવિધ ગતિઓમાં ને વિવિધ

યોનિઓમાં પરિભ્રમણ કરે છે. ચોર્યાસી લાખ જીવાયોનિમાં જન્મ લેતો લેતો આત્મા માનવજન્મ પામ્યો છે. અનંત જન્મોની યાત્રા કરતા કરતા મહાન પુણ્યે માનવજન્મરૂપી ધર્મક્ષેત્રમાં પડાવ નાંખ્યો છે. આ માનવજન્મ આપણને જેમ તેમ નથી મળ્યો. મહાન પુણ્યના ઉદયથી મળ્યો છે.

**મહાપુણ્યે માનવદેહને પામી, થાજે સદા તું ભાઈ આતમ રામી,**
**વીર પ્રભુની આજ્ઞામાં સુખ છે અપાર, દિપક પ્રગટે દિલમાં,**
**જિનવાણી જયજયકાર–શાસ્ત્રોના.**

આવો ઉત્તમ જન્મ પામીને જ્ઞાની કહે છે હે જીવ ! તું ભોગવિલાસમાં ન પડતા આત્માનંદને પ્રાપ્ત કરી લે. આવો આત્માનંદ વીતરાગ પ્રભુની આજ્ઞામાં રહેવાથી પ્રાપ્ત થાય છે. અનંત ભવની યાત્રા કરતા કરતા કષ્ટો વેઠીને માનવજીવનની પવિત્ર ભૂમિમાં આવ્યો છે તો હે જીવ ! તારી યાત્રાને સફળ કરી લે. જેને આ માનવભવ મળ્યો છે તે મહાન ભાગ્યશાળી છે. એમાં જરા પણ શંકા કરવા જેવી નથી. કારણ કે માનવજીવન અમૂલ્ય છે. કોઇ માણસ લાખો કે ક્રોડ રૂપિયા આપે અગર ચક્રવર્તી છ ખંડનું રાજ્ય અને તેનું સર્વસ્વ આપી દે તો પણ એ માનવજીવનનું મૂલ્ય આપી શકતો નથી. ભૌતિક દૃષ્ટિથી દેવ માનવ કરતાં આગળ વધી શકે છે, પણ અધ્યાત્મ-દૃષ્ટિથી આપણે વિચાર કરીએ કે વીતરાગવાણી ઉપર શ્રદ્ધા કરીએ તો સમજાશે કે આત્માનો છેલ્લામાં છેલ્લો વિકાસ માનવ કરી શકે છે. દેવો ભૌતિક સુખો ભોગવે છે પણ આત્મિક સુખમાં એ પાછળ છે. દેવો ચોથા ગુણસ્થાનકથી આગળ જઈ શકતા નથી. પરંતુ આત્માની અનંત શક્તિનો ઉપયોગ કરવામાં સમર્થ માનવ ચૌદ ગુણસ્થાનક પ્રાપ્ત કરીને પરમાત્મપદનીપ્રાપ્તિ કરી શકે છે. તેથી કહ્યું છે કે;

धर्मार्थ काम मोक्षणाम् मूलामुक्त कलेवरम् ।

ધર્મનું, ધનનું, મોક્ષનું અને વિવિધ ઇચ્છાઓનું સાધન માનવ શરીર છે. પણ એ બધામાંથી ધર્મ પામીને મોક્ષપ્રાપ્તિ કરવી એ માનવ જન્મની વિશિષ્ઠતા છે.

સુકુમાલિકાએ ગોપાલિકા આર્યા પાસે દીક્ષા લીધી. દીક્ષા લઈને છઠ્ઠ–અઠ્ઠમ, ઉપવાસ આદિ તપશ્ચર્યા કરતી થકી વિચરે છે. ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા તે એક-વાર ચંપા નગરીમાં પધાર્યા. એક દિવસની વાત છે કે તે સુકુમાલિકા આર્યા જ્યાં ગોપાલિકા આર્યાજી બિરાજમાન હતા ત્યાં ગયા. ત્યાં જઈને તેમને વંદન નમસ્કાર કર્યા. વંદન નમસ્કાર કરીને તેણે આ પ્રમાણે કહ્યું.

"इच्छामिणं अज्जाओ ! तुब्भेहिं अब्भणुन्नाया समाणा चंपाओ बाहिं सुभूमिभाग-स्स उज्जाणस्स अदूरसामंते छट्ठ छट्ठेणं अणिक्खित्तेणं तवोकम्मेणं सुराभिमुही आयावेमाणी विहरित्तए ।"

અહો મારા પૂજ્ય ગુરૂણીદેવ! આપની આજ્ઞા મેળવીને હું ચંપા નગરીની બહાર સુભૂમિભાગ નામના ઉદ્યાનની પાસે અંતર રહિત (નિરંતર) છઠ્ઠ છઠ્ઠના પારણાં કરીને સૂર્યની સન્મુખ જેમ સૂર્ય ફરે તે રીતે આતાપના લેવા ઈચ્છું છું. આપ મને આજ્ઞા આપો. સુકુમાલિકા સાધ્વીનું આ કથન સાંભળીને ગોપાલિકા આર્યાએ સુકુમાલિકા આર્યાને આ પ્રમાણે કહ્યું, હે આર્યા! તમે જે વાત કરો છો તે આપણને કલ્પે નહિ. આપણે નિગ્રંથ શ્રમણીઓ છીએ. ઈર્યાસમિતિ આદિ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરીએ છીએ, નવકોટીથી બ્રહ્મચર્યનું રક્ષણ કરીએ છીએ. એથી આપણે ગામની બહાર રહીને છઠ્ઠ છઠ્ઠના પારણા કરવા અને સૂર્યની આતાપના લેવી તે આપણને કલ્પતું નથી. કારણ કે ગામ-સંનિવેશથી બહારના પ્રદેશમાં સાધ્વીઓએ રહેવાથી શીલભંગ વિગેરેનું નિમિત્ત બને છે. સાધ્વીએ તો અંગોપાંગ સંપૂર્ણ ઢાંકીને બેસવું જોઈએ. અંગોપાંગ ખુલ્લા રાખીને બેસાય નહિ. ભગવાને તો સાધ્વીને તેવા મકાનમાં રહેવાનું કહ્યું છે કે જ્યાં બારી-બારણાં બરાબર બંધ થતા હોય. ખુલ્લી જગ્યામાં આતાપના તેમજ તપ કરવાની ભગવાને આજ્ઞા આપી નથી. આપણને તો એ કલ્પિત છે કે આપણે ભીંત વગેરેથી ચારે બાજુએ ઉપર ઢંકાયેલા ઉપાશ્રયની અંદર જ પોતાના શરીરને પછેડી આદિથી સારી રીતે ઢાંકીને અને જમીન પર બંને ચરણોને બરાબર સ્થિર કરીને આતાપના લઈએ. એટલે આપ ગામ બહાર જઈને જે આતાપના લેવા ઈચ્છો છો ત્યાં જવાય નહિ. આપ ઉપાશ્રયમાં રહીને જે દિશામાં સૂર્ય આવતો હોય ત્યાં રહીને અંગોપાંગ ઢાંકીને આતાપના લો. જ્યાં વીતરાગની આજ્ઞા નથી ત્યાં હું તમને કેવી રીતે આજ્ઞા આપી શકું? જ્યારે આત્મામાં અહંભાવ આવે ત્યારે પોતાના પૂજ્ય ગુરૂણીની આજ્ઞાનો સ્વીકાર કરવો ન ગમે. ગોપાલિકા ગુરૂણીના આ વચન પર સુકુમાલિકા આર્યાને શ્રદ્ધા થઈ નહિ, તેના ઉપર વિશ્વાસ થયો નહિં. તે તેને ગમ્યું પણ નહિ. ગુરૂ આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરવાનું મન થયું. તે ગુરૂ આજ્ઞાનો લોપ કરવા તૈયાર થઇ. છઠ્ઠ છઠ્ઠના પારણા કર્મની ભેખડો તોડાવી નાંખે પણ ગુરૂ આજ્ઞા વિરૂદ્ધ ગમે તેટલી ઉગ્ર સાધના કરે તો કર્મની ભેખડો નહિ તૂટે. જે ગુરૂ-આજ્ઞા તોડે તે વીતરાગની આજ્ઞા તોડે છે. કારણ કે ગુરૂ વીતરાગની આજ્ઞા પ્રમાણે આજ્ઞા આપે છે. સુકુમાલિકા આર્યા ગુરૂણીની આજ્ઞા પ્રત્યે અશ્રદ્ધા, અપ્રતીતિ અને અરૂચી ધરાવતી સુભૂમિ ભાગ નામના ઉદ્યાનની પાસે છઠ છઠની તપશ્ચર્યા કરતી સૂર્યાભિમુખી થઇને આતાપના કરવા લાગી.

જે શિષ્ય ગુરૂની આજ્ઞામાં તરબોળ છે. ગુરૂ આજ્ઞાને પ્રાણ સમજે છે. ગુરૂ મને જે કહે તે "मम लाभोत्ति पेहाए।" એમ સમજે છે તે શિષ્ય તરી જાય છે. સમુદ્રમાં ડૂબતાને કોઈ બહાર કાઢે તો તે તેનો કેટલો ઉપકાર માને છે! તો સંસાર રૂપ ભવ-સાગરમાંથી જે બહાર કાઢે તેવા ગુરૂનો તો કેટલો ઉપકાર રહેલો છે! ગુરૂનો ઉપકાર

જેવો તેવો નથી. બધા ઉપકાર વાળી શકાય છે પણ ગુરૂના ઉપકારનો બદલો તો વાળી શકાય તેવો નથી. સુકુમાલિકા સાધ્વીએ ગુરૂણીની આજ્ઞા ન માની અને પોતાની ઈચ્છા પ્રમાણે ગામ બહાર ઉદ્યાનમાં જઈ આતાપના કરવા લાગી. સૂર્ય સવારથી જેમ ફરે તે રીતે આખો દિવસ ફરીને સખ્ત ગરમીમાં આતાપના લેવી, એ જેવી તેવી સાધના નથી. કઠોર સાધના છે. પણ જ્યાં ગુરૂ આજ્ઞા નથી ત્યાં કઠોર સાધના પણ અલ્પ ફળ આપે છે. અને જ્યાં ગુરૂ આજ્ઞા છે ત્યાં અલ્પ સાધના ઘણું ફળ આપે છે. ગુરૂ-આજ્ઞાનું પાલન કરતાં ગુરૂ છદ્મસ્થ રહી જાય છે ને શિષ્ય કેવળજ્ઞાન પામી જાય છે.

એક વખતનો પ્રસંગ છે. ૨૫ સાધ્વી સહિત ગુરૂણી વિચરતા વિચરતા એક ગામમાં પધારે છે. રાત્રીના સમયે સ્વાધ્યાય-ધ્યાન કરીને પ્રહર રાત્રી ગયા પછી બધા સૂઈ જાય છે. પણ સખ્ત પવન અને ઠંડી છે. તેથી બારણું વારંવાર ઉઘડી જાય છે. ત્યારે ગુરૂણી બારણાંને બરાબર વાસવાની આજ્ઞા કરે છે. તેથી સૌથી લઘુ શિષ્યા આજ્ઞાનું પાલન કરે છે. નકુચો ખૂબ નાનો હોવાથી સાંકળ ઉઘડી જાય છે. અંધારી રાત્રી છે. ગુરૂ આજ્ઞામાં અર્પણ થયેલી સાધ્વી સાંકળ લગાવી નકુચામાં અંગુઠો ભરાવી આખી રાત સ્વાધ્યાય ધ્યાન કરતી ઊભી છે. બીજી બાજુ સખ્ત પવનના જોરથી નકુચો અંગુઠામાં ખૂબ વાગે છે. ભયંકર વેદના થાય છે. છતાં દેહને રાગ છોડીને આત્મ સ્વરૂપમાં રમણુતા કરતાં ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળ જ્ઞાન પામે છે. આ છે ગુરૂ આજ્ઞાના પાલનનું મહાન ફળ. સવાર પડી. પ્રથમ પ્રહરે સ્વાધ્યાય ચાલુ થઈ. પ્રશ્નો થવા લાગ્યા. તેમાં સૌથી શ્રેષ્ઠ જવાબ પ્રિયકારી ભાષામાં લઘુ સાધ્વીનો સાંભળતા સૌ મુગ્ધ બની ગયા. ગુરૂણીના અણઉકેલ પ્રશ્નો ઉકેલાવા લાગ્યા. તેથી ગુરૂણીએ આશ્ચર્યથી પૂછ્યું : શું કાંઈ મહાન પ્રાપ્ત કર્યું છે? શિષ્યા કહે-ગુરૂણીદેવ! જે છે તે આપનો પ્રતાપ. છેવટે બધાને ખબર પડતાં કેવળી-સાધ્વીજીને વંદન નમસ્કાર કરવા લાગ્યા. ને અમોને કયારે પ્રાપ્ત થાય એ ઝંખના કરવા લાગ્યા. આ છે ગુરૂ-આજ્ઞા-પાલનનો મહાન પ્રભાવ.

સુકુમાલિકા સાધ્વી ગુરૂણીની આજ્ઞાથી વિરૂદ્ધ થઈને ગામ બહાર ખુલ્લી જમીનમાં છઠ્ઠ છઠ્ઠના પારણા કરતા સૂર્યની આતાપના લઈ રહ્યા છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :-"ઋષિદત્તાનો કલ્પાંત** :-ઋષિદત્તા સરોવરમાંથી બહાર નીકળી ચાલતી ચાલતી ઘણે દૂર સુધી પહોંચી ગઈ. ચાલતા ચાલતા પોતાના પિતાનો જ્યાં અગ્નિ-સંસ્કાર કર્યો હતો ત્યાં કુટીર પાસે રાખનો ઢગલો હજુ એમને એમ પડયો હતો, ગીચ ઝાડીના કારણે આટલો સમય થવા છતાં હજુ રાખનો ઢગલો પડયો હતો. આ જોઈને ઋષિદત્તાનું હૈયું ભરાઈ આવ્યું. એ એકદમ ચીસ પાડીને રડવા લાગી ને ધરતી પર પડી ગઈ. આક્રંદ કરતી એ પોકાર કરવા લાગી.

### કહાં ગયે પિતાજી! આઈ દુઃખિયારી પુત્રી આપકી....(૨)

હે પિતાજી! તમે કયાં ગયા? આ તમારી દીકરી અનહદ દુઃખના દરિયામાં ડૂબેલી છે. ને તમે કયાં છો? હે તાત! આ પુત્રી પર અથાગ વાત્સલ્ય રાખવાવાળા! તમે મને દર્શન આપો. હે તાત! એક વાર અહીં આવીને આ તમારી અત્યંત દુઃખિત અને દીન હીન બનેલી દીકરીની અશરણતા તો જુઓ! આ શૂન્ય વનમાં તમારા વિના હું દુઃખમાં સપડાઈ ગઈ છું. કોની આગળ હું પોકાર કરું? કયાં જાઉં? હવે શું કરું! હે પિતા! તમે જીવંત હતા તો આ જંગલ શહેરની માફક રમણીય લાગતું, પવિત્ર તીર્થધામ જેવું દેખાતું હતું. આજે આપના વગર આ વન દાવાનળની જેમ ખાવા ધાય છે. શ્મશાન જેવું ભયંકર લાગે છે. ભલે મારા પર મોટા કલંકનું દુઃખ અને પતિ-વિયોગનું કષ્ટ આવ્યું, છતાં હે તાત! જો તમે અહીં જીવતા હોત તો મારે આ દુઃખ પણ ઉત્સવરૂપ થાત. કારણ કે વાત્સલ્યભર્યા તમારા દર્શન તો મારા અથાગ સુખનો ભંડાર છે. હે પિતાજી! પૂર્વે જેવું વાવ્યું હોય તેવું જ લણવા મળે છે. પૂર્વ જન્મમાં મેં બીજાના સુખ લૂંટી એમને દુઃખના દાન કરવાના બીજ વાવ્યા હોય, પછી મને અહીં એના પાકમાં સુખનો પાક કયાંથી જોવા મળે? ઘડીકમાં પિતાને યાદ કરે છે. ઘડીકમાં કર્મોની વિચિત્રતાને યાદ કરે છે. અહો કર્મરાજા! તારી શક્તિ કેટલી મહાન છે! આશાના મધુર ગીત હૈયામાં ભરીને લગ્ન કર્યા હતા. એ ગીતનું ગુંજન હજુ શરૂ થયું હતું અને દુષ્કર્મોનો પ્રભાવ આવી પડયો! ગીત વેરાઈ ગયા. આશાના રંગ ઢોળાઇ ગયા. સંસારની માધુરી નષ્ટ બની. હે કર્મરાજા! તારે મને કષ્ટ દેવું હતું, આપત્તિ આપવી હતી તો મારા પિતાના જીવતાં કેમ ન આપી? માતા બાલપણમાં મરી ગઈ. માતાનું સુખ ને અંતરનું વાત્સલ્ય જોયું નથી. પિતાની છત્ર છાયામાં ઉછરીને મોટી થઈ. મારા પિતાએ સુંદર સંસ્કારોનું સિંચન કરી કનકરથ કુમાર સાથે લગ્ન કરાવી સારા ઘરની વહુ બનાવી છતાં કર્મે મને લાત મારી.

હે કનકરથકુમાર! તમે મારી વહારે આવો. હું મરેલી છું કે જીવતી છું એટલી તપાસ કરવા પણ ન આવ્યા? પાછું ત્યાંથી મન વાળીને કહે–કનકકુમારનો શો દોષ? તે તો જાણે છે કે મને મારી નાંખવા મોકલી હતી ને મારાઓએ જઇને પણ આ પ્રમાણે કહ્યું હશે કે અમે તો રુષિદત્તાને મારી નાંખી છે, એટલે શોધ કરવા કયાંથી આવે? આ રીતે રુષિદત્તા પોતાના દિલનો શોક પોતે જાતે હલકો કરે છે, બાકી અહીં એને આશ્વાસન આપનાર કોણ છે? પોતે ગમે તેટલી સારી છે, છતાં સસરા કે અખંડ પ્રેમી પતિ કોઇ બચાવનાર કે આશ્વાસન આપનાર નથી.

રુષિદત્તા શો વિચાર કરી રહી છે? પતિને શરણ માનેલા તે તો ગયા એટલે પિતાનું શરણું શોધી રહી છે. પણ ખરેખર એમાંથી એકેય શરણ છે? શરણ હોય

તો બચાવવા ના આવે? જ્ઞાની ભગવંતો પોકારીને કહે છે કે આ જગતની જડ કે ચેતન કોઈ ચીજ શરણભૂત નથી. રક્ષણ આપી શકતી નથી. આપ જગતમાં નજર કરો કે કોને કઈ વસ્તુ રક્ષણ આપી શકે છે? જ્ઞાની કહે છે ફોગટ ફાંફા શું મારો છો કે આ મારે આધાર ને આ મારે રક્ષણહાર! આધાર તો એકમાત્ર જૈન ધર્મ છે, એનું શરણું પકડો. અનાથિ મુનિ મગધ સમ્રાટ શ્રેણીકને કહે છે-**"જૈન ધર્મ વિના નરનાથ, નથી કોઇ મુક્તિનો સાથ."** ધનમાલ, સ્ત્રી, પુત્ર, પરિવાર, કાયા, પ્રતિષ્ઠા વગેરે શરણભૂત નથી. એક જૈન ધર્મ જ શરણ રૂપ છે. ધર્મનું શરણું સ્વીકારનાર સમજે છે કે મારી પાસે કોહીનુર હીરા જેવો ધર્મ છે. પછી મૃત્યુ આવે તો પણ મને શી ચિંતા છે? ધર્મના શરણ વિના જીવ ફોગટ ફાંફા મારે છે. અસંભવિત સંભવિત થવાની કલ્પના કરે છે અને નકામું રૂદન કરે છે. ઋષિદત્તાએ હવે જોયું કે રડતા બેસી રહેવાથી કોઇ અર્થ નથી સરવાનો. તેથી વિચારે છે કે ભસ્મીભૂત થઈ ગયેલા પિતા આપ તો આપની સાધનાથી મહાન દેવ બન્યા હશો તો આપ આવીને મને દર્શન આપો. તો મારે આનંદ મંગલ થાય. આવું બધું બોલવું ગાંડપણ છે. મરેલા કોઇ પાછા આવ્યા છે? રુષિદત્તાને આ વનમાં એકલું રહેવાનું છે. ભોજન તો વગડામાં ફળાહારનું કરે છે. પરંતુ એને મોટી ચિંતા શીલની છે. એના મનમાં એમ થાય છે કે આ વનમાં રખે કોઇ આવી ચઢયું તો એને મન તો હું પાકેલા ફળ જેવી, હું એકલી અટૂલી-મારા પર આક્રમણ કરે તો આ નિર્જન વનવગડામાં મને બચાવનાર કોણ? મારે મારું શીલ કેવી રીતે સાચવવું? આ સન્નારીને મોટી ચિંતા શીલની છે.

રુષિદત્તાને જંગલમાં "શું ખાઈશ? શું પહેરીશ? મહેલમાં જે બીજી સગવડો મળતી હતી તે અહીં ક્યાંથી મળશે?" એવી કોઇ ચિંતા ન થઈ, પણ ચિંતા શીલની થઈ કે એનું રક્ષણ કેવી રીતે થશે? કેમ આમ? તે સમજે છે કે જ્યારે પૂર્વ કર્મે મને 'માનવ હત્યારી અને માંસભક્ષિણી' તરીકેના કલંકની સજા કરી અને સસરાએ ભ્રમણામાં પડીને વધની શિક્ષા ફરમાવી તો હવે મારે આ જાલિમ મોટા દુઃખ આગળ ખાનપાન, કપડા, સગવડ સામગ્રીના નાના દુઃખને શું ગણવું!! આવા ભારે અશુભના ઉદય પરથી માપી લેવું જોઈએ કે કર્મ કેટલા જાલિમ રૂઠયા છે? મહાન આત્માઓ રામ-સીતા, નળ-દમયંતી, હરિશ્ચંદ્ર-તારામતી, પાંડવો-દ્રૌપદી વગેરેને વનમાં ભટકવાનું આવ્યું ત્યારે તેમણે આ જ કર્યું. પોતાના કર્મો માપી લીધાં કે ભારે અશુભનો ઉદય જાગ્યો છે તો હવે દાવો રાખવો ખોટો છે કે મને આવી સગવડો મળવી જ જોઇએ. એ વિના મને ફાવે નહિ. આવો ખોટો અધિકાર શાના ઉપર? કે જ્યારે કર્મો જ રૂઠ્યા છે!

રુષિદત્તાએ પોતાના અશુભોદયની બળવત્તા જોઈ એટલે હવે એ એવો દાવો

નથી રાખતી કે મને અમુક સગવડ મળવી જ જોઈએ. ના, એ તો શુભોદયના દિવસ હતા ત્યાં ચાલી શકે. અશુભના ઉદયમાં નહિ. આવા મોટા કલંક અને મોતની સજા દેનારા અશુભોદય જાગ્યા ત્યાં વનવાસની નાની સગવડોના નાના અશુભોદયનું પૂછવું જ શું? એ તો વધાવી લેવાના. માટે હવે એવા ખાનપાન, કપડાં, સગવડ-સામગ્રીનો આગ્રહ મૂકી દેવાનો તો જ આ જંગલમાં શાંતિથી રહી શકાય. એટલે એને ખાનપાન આદિની ચિંતા નહોતી પણ ચિંતા શીલરક્ષાની હતી. માણસ પરદેશ કમાવા જાય છે, ત્યાં શરૂઆતમાં એ ક્યાં એવા ખાનપાનાદિનો આગ્રહ રાખે છે? સમય ઓળખી લે છે અને જે મળે તેમાં ચલાવી લે છે. તો અશુભોદયે સ્થિતિ પલટાવ્યા પછી શું આ સમજ ન હોય કે હવે ખાનપાનાદિ પર સંયમ મૂકી દઉં. ધર્મ પણ આ સમજાવે છે કે અશુભોદયે વિકટ સંયોગ અને પરિસ્થિતિમાં સંયમ મૂકવો પડે છે તો શુભના ઉદયમાં પણ આત્માના હિત માટે ખાનપાનાદિ પર સંયમ મૂક. જેમ અશુભના ઉદયે સંયમથી શાંતિ રહે છે તેમ શુભોદયમાં પણ સંયમથી શાંતિ રહેશે. હજુ રુષિદત્તા પોતાના પિતાને યાદ કરી કેવો કલ્પાંત કરશે અને પોતે કેવા કેવા પાપોને યાદ કરી પાપની આલોચના કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૮

દ્વિ. ભાદરવા વદ ૧૩ ને રવિવાર તા. ૧૩-૧૦-૭૪

સ્યાદ્વાદના સર્જક, ભવોભવના ભેદક, મોક્ષ માર્ગના પ્રણેતા એવા વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનના ભાવ ચાલે છે. ભગવાને જૈન ધર્મનું મૂળ વિનય બતાવ્યું છે. "एवं धम्मस्स विणओ मूलं परमो से मुक्खो।" ધર્મનું મૂળ વિનય છે અને તેનું અંતિમ ફળ મોક્ષ છે. વૈદિક ધર્મનું મૂળ શુચી ધર્મ છે. શૂચી એટલે હંમેશાં સ્નાન કરીને શરીરને શુદ્ધ રાખવું. કોઈ પણ જગ્યાએ બહાર જઈને આવે એટલે સ્નાન કરવું. જ્ઞાની કહે છે શરીરની શુદ્ધિથી કલ્યાણ નથી થવાનું. જો શરીરની શુદ્ધિથી કલ્યાણ થતું હોય તો નદી-તળાવમાં માછલાઓ આખો દિવસ સ્નાન કર્યા કરે છે તો તેમનું કલ્યાણ થઈ જવું જોઈએ. પણ તે થતું નથી. કેટલી અજ્ઞાન દશા!

જૈન ધર્મનું મૂળ વિનય છે. જે આત્મામાં વિનયનો, નમ્રતાનો ગુણ આવે છે તે કષાય વિજેતા બની શકે છે. વિનયી સાધક પોતાના ગુરૂની અંતઃકરણથી સેવા-

શુશ્રુષા કરશે તેના ફળ સ્વરૂપે તેને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થશે. જ્ઞાનથી ચારિત્રનો લાભ થશે આશ્રવ રોકાઇ જશે. અને નવાં કર્મોનું આગમન ન થતાં સંવર થશે. સંવરના ફળ સ્વરૂપ તપની પ્રાપ્તિ થશે. તપથી કર્મની નિર્જરા થશે. નિર્જરા થવા પર આત્માને અકર્મી દશા પ્રાપ્ત થાય છે. અકર્મી દશા પ્રાપ્ત થવાથી આત્મા અયોગી બની જાય છે. અયોગી બની જવાથી મન-વચન અને કાયાના સમસ્ત વ્યાપારોને રોકીને સિદ્ધ-બુદ્ધ ને મુક્ત થઇ જાય છે. પછી સંસારનું પરિભ્રમણ બંધ થઈ જાય છે.

આ વિનય ધર્મ સુકુમાલિકા સાધ્વીમાંથી ચાલ્યો ગયો. તેથી પોતાના ગુરૂણીની આજ્ઞા ન માની. કારણ કે ગુરૂણીના દિલમાં એ વસી ગયું હતું કે ત્યાં જવા જેવું નથી. ત્યાં જવામાં શિષ્યાનું અહિત દેખાયું છે. સંસાર વ્યવહારમાં પણ વિનયની અવશ્ય જરૂર છે. જ્યાં જવામાં વડીલોની આજ્ઞા ન હોય ત્યાં જો સંતાનો જાય તો તેનું પરિણામ સારું આવતું નથી. તે રીતે જે ગુરૂની આજ્ઞાની સાંકળે જોડાતા નથી તેનું કલ્યાણ થવું મુશ્કેલ છે. ગુરૂ જે આજ્ઞા કરે તે શિષ્યને અનુકુળ હોય કે પ્રતિકૂળ હોય પણ શિષ્યે તો સમજવું જોઇએ કે ગુરૂ-આજ્ઞામાં મારું હિત સમાયેલું છે. જ્યારે ભીષ્મ પિતામહ મરણશય્યા પર સૂતા હતા ત્યારે પાંડવો ભેગા થઈને તેમની પાસે આવ્યા ને કહે છે, ઓ ભીષ્મપિતામહ! આપ તો દુનિયા છોડીને જવાની તૈયારી કરી રહ્યા છો. આપ અમને છેલ્લી કંઇક શિખામણ આપો. જે હિતશિખામણથી અમારી જીવન-નૌકા સહીસલામત ચાલી શકે. અમે શાંતિથી જીવન જીવી શકીએ. અને આપનો દિવ્યસંદેશો બીજાના દિલમાં ગુંજતો કરી શકીએ. ભીષ્મ પિતામહ પોતાની યુવાની હોવા છતાં પિતાની આજ્ઞાનું પાલન કરવા વિષય વિકારનો સર્વથા ત્યાગ કરી આજીવન સંપૂર્ણ બ્રહ્મચારી બની ગયા. આ ત્યાગ જેવો તેવો ન કહેવાય. તેથી તેમનું નામ ગાંગેય હોવા છતાં ભીષ્મપિતામહ પડયું. તેઓ ઇતિહાસના પાને અમર બની ગયા. જો આત્મા વિનય ધર્મ સમજે તો દાવાનળ જેવો સંસાર પણ સ્વર્ગ જેવો બની જાય. (ભીષ્મ પિતાએ આપેલું શિખામણનું દૃષ્ટાંત પૂ. મહાસતીજીએ સુંદર રીતે રજુ કર્યું હતું. તેનો સાર અહીં નોંધ્યો છે.)

ભીષ્મ પિતામહ કહે-પાંડવો! મારો સંદેશો સાંભળો. આપ જીવનમાં નમ્રતાનો, વિનયનો ગુણ કેળવજો. તમારો કોઈ દુશ્મન રાજા આવે તો તેની સામે નમ્ર બની જજો. નમ્રતાથી તમે પ્રજાનો પ્રેમ જીતી શકશો. પ્રજાની સાથે આનંદથી રહી શકશો. અને તે રીતે રહેવાથી તમારો કોઈ દુશ્મન ઊભો નહિ થાય. આ છે મારો અંતિમ સંદેશો. અંતિમ શિખામણ. જેનામાં વિનય ધર્મ છે તે દુશ્મનની છાવણીમાં મૈત્રીભાવનું વાતાવરણ સર્જાવી દે છે. દુશ્મનને પણ મિત્ર બનાવી દે છે.

સુકુમાલિકા સાધ્વીજીમાંથી વિનય ચાલ્યો ગયો હતો તેથી ગુરૂણીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી ચંપાનગરીની બહાર સુભૂમિ ભાગ નામના ઉદ્યાનમાં જઇ છઠ્ઠ-છઠ્ઠના પારણાં કરીને સૂર્યની આતાપના લેવા લાગી. હવે ત્યાં શું બન્યું:-

'तत्थ णं चंपाए ललिया नाम गोट्ठी परिवसइ।'

તે ચંપાનગરીમાં 'લલિતા' નામે ગોષ્ઠી મંડળી રહેતી હતી. મા-બાપની આજ્ઞાનું અને રાજનિયમોનું પણ ઉલ્લંઘન કરીને મદિરાપાન, વ્યભિચાર, ચોરી, લૂંટફાટ અને જુગાર રમવું એ તેમનું કામ હતું. તે મંડળીએ પોતાની સેવાથી રાજાને પ્રસન્ન કરેલો હતો. તેથી રાજાની કૃપાથી તે મંડળી એકદમ સ્વચ્છંદપણું આચરતી હતી. તે સાવ છેલ્લે પાટલે જઈ બેઠી હતી. પોતાના માતા-પિતા વગેરે કુટુંબી લોકોની પણ તેઓ દરકાર કરતા ન હતા. તેઓને આ વડીલોની કોઈ પણ જાતની બીક હતી નહિ. માબાપોએ તેમને સુધારવા અનેક પ્રયત્નો કર્યા પણ તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો. પોતાના પુત્રોને આવા કુમાર્ગી બનેલા જોઈને મા-બાપને એમ થતું કે આના કરતાં તો વાંઝિયા રહ્યા હોત તો શું ખોટું હતું? મા-બાપની આજ્ઞા માને નહિ એ પુત્રને ધિક્કાર છે. આ પાંચ જણની ટોળી ચંપાપુરીમાં બેફામ રીતે ફરતી હતી. એમને કોઈનો પણ ભય ન હતો. એમના માતા-પિતા ઘરમાં બેસીને આંસુ સારતા હતા. આ ટોળીએ રાજાને પ્રસન્ન કરેલો હોવાથી તેમને ગામમાં ગમે તે રીતે વિચરવાની છૂટ આપી હતી. છૂટ આપી ત્યારે રાજાને ખબર ન હતી કે આ ટોળી સ્વચ્છંદપણે જેમ તેમ વિચરશે. તે ગમે તે રીતે વર્તે તો કોઈ તેને રુકાવટ કરી શકતું નહિ. તે સાતે વ્યસનમાં પૂરી હતી. વેશ્યાઓને ઘેર પડયા રહેવું. ફક્ત એ જ એમનું મુખ્ય કામ હતું. અનેક પ્રકારના અવિનયપૂર્ણ આચરણો કરવા એ તેઓના જીવનનું મુખ્ય કામ હતું. ધનની તેઓની પાસે ખોટ ન હતી. કોઈ પણ નાગરિકની એટલી તાકાત નહોતી કે તેઓ તેમને કંઈ પણ કહી શકે? તે નગરીમાં દેવદત્તા નામે એક ગણિકા રહેતી હતી. તે ૬૪ કળામાં નિપુણ હતી. તેના હાથ-પગ વગેરે બધા અંગો અતિવ સુકોમળ હતા. મયૂરી અંડ નામના ત્રીજા અધ્યયનમાં દેવદત્તાનું જેવું વર્ણન કરવામાં આવ્યું છે તેવી તે હતી.

હવે બન્યું એવું કે ગોષ્ઠી મંડળના પાંચ માણસો કે જેઓ સરખી ઉંમરવાળા હતા, તે દેવદત્તા ગણિકાની સાથે સુભૂમિભાગ ઉદ્યાનમાં ગયા. જ્યાં સુકુમાલિકા આર્યા સૂર્યની આતાપના લઈ રહી હતી તેમની સામે આવીને તે ઉદ્યાનની શોભાનું નિરીક્ષણ કરતાં આમતેમ ફરવા લાગ્યા. આ પાંચે માણસો ગણિકાના મોહમાં પડેલા છે. તેની પાછળ પાગલ બન્યા છે. જે જીવોને કામભોગ મીઠા લાગે છે તે મોહરૂપી મહાસમુદ્રમાં ડૂબી જાય છે. વિષયાસક્ત જીવો સર્વસ્વના ભોગે પણ કામભોગ મેળવે છે. પરિણામે ભવની પરંપરા ઊભી થાય છે. આ પાંચેય જણા ગણિકાને વૃક્ષોની શોભા બતાવવા લાગ્યા. ઉદ્યાનના એક ભાગને સુંદર અને શોભાયમાન બનાવીને દેવદત્તાને ત્યાં બેસાડી અને ખુલ્લી જગ્યામાં કામચેષ્ટાઓ કરવા લાગ્યા. તે મંડળીના એક માણસે દેવદત્તા

ગણિકાને પોતાના ખોળામાં બેસાડી, બીજા માણસે તેના પર છત્રી ધરી. ત્રીજા માણસે તેના માટે પુષ્પોની રચના કરી, ચોથા માણસે તેના પગમાં લાલ રંગ લગાડયો. પાંચમા માણસે તેના ઉપર ચામર ઢોળ્યા. આ રીતે તે સુકુમાલિકા આર્યાએ મંડળીના પાંચે માણસોની સાથે તે દેવદત્તા ગણિકાને ઉદાર મનુષ્યભવના કામભોગો ભોગવતા જોયા. જ્યાં આવું દૃશ્ય હોય ત્યાં સાધ્વીને ઊભા રહેવાની પણ મનાઈ છે. ભગવાને દશવૈકાલિક સૂત્રમાં બતાવ્યું છે.

हत्थ पाय पडिच्छिन्नं, कण्ण–नास विगप्पियं ।
अवि वाससयं नारिं, बंभयारि विवज्जए ॥

દશ. સૂ. અ. ૮ ગાથા ૫૬

૮૦ વર્ષની વૃદ્ધ ડોશી હોય, તેના નાક–કાન છેદાઈ ગયા હોય, હાથ–પગ કપાઈ ગયા હોય તેવી સ્ત્રી કે પુરૂષની પાસે બ્રહ્મચારી આત્માએ એકાંતમાં બેસવું નહિ. જ્યારે અહીં તો યુવાનોની ટોળી છે ને વળી એકાંત સ્થાન છે. એટલે ત્યાંથી દૂર ચાલ્યા જવું જોઈએ તેના બદલે સુકુમાલિકા આર્યા ત્યાં ઊભી રહી. અને આ જાતનો વિચાર કરવા લાગી. અહો ! આ કેટલી પુન્યવાન છે ! આ બાઈએ પૂર્વ જન્મમાં કેવા પુણ્ય કર્યા હશે. તપ જપ કર્યા હશે, કે પાંચ પાંચ પુરૂષો તેની સેવા કરી રહ્યા છે ને તેની પાછળ પાગલ છે. હું કેવી અભાગણી ! પાપકર્મવાળી કે સાગરદારક તો પરણ્યાની પહેલી રાત્રે મને છોડીને ચાલ્યો ગયો, પણ ભિખારી જેવા પતિએ પણ મને છોડી દીધી. આત્મામાં કામવિકાર જાગૃત થયો. પૂર્વના ભોગોને યાદ કરવા લાગી. મેં સંયમ લીધો છે, મારો વેશ સાધુનો છે, એ બધી વાત ભૂલાઈ ગઈ. અને ત્યાં નિયાણું કર્યું કે મારા વ્રત–તપ–નિયમ અને બ્રહ્મચર્યનું શુભ ફળ હોય તો હું પણ આવતા ભવમાં આ જાતના ઉદાર મનુષ્યભવ સંબંધી કામભોગોને ભોગવું. પાંચ પતિની પત્ની બનું અને તેઓ આ રીતે મારી સેવા કરે. જો તેણે ઉપાશ્રયમાં રહીને આ ક્રિયા કરી હોત તો આવો યોગ ન બનત. પરંતુ ગુરૂ આજ્ઞા વિરૂદ્ધ સ્વચ્છંદપણે ચાલી તેનું પરિણામ એ આવ્યું કે નિયાણું કરીને સંયમ વેચી દીધો. નિયાણું કરવું એટલે ઘોડા આપીને ગર્દભ લેવા જેવું છે. લાખનો હીરો પાંચ રૂપિયામાં વટાવવા જેવો છે. હવે સુકુમાલિકાનું આગળ શું વર્ણન ચાલશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** ઋષિદત્તા પોતાના પિતાજીની કુટીર જોઈને કલ્પાંત કરી રહી છે. તેને પોતાના પૂર્વના મીઠાં સ્મરણો બધા તાજા થાય છે. આ અઘોર જંગલમાં પોતે એકલી અટૂલી છે. એટલે તેને ઘડીકમાં પિતાની યાદ આવે છે તો ઘડીકમાં પોતાના કર્મોને યાદ કરે છે. પોતે જે કપડાં ઘેરથી પહેરીને નીકળી હતી તે કપડાં પણ જ્યારે હાથીએ તેને સૂંઢમાં ઉપાડી ત્યારે ઝાડમાં ભરાઈને ફાટી ગયા હતા, છતાં પણ તેને

એ દુઃખ નથી પણ દુઃખ એ છે કે મારું રૂપ અથાગ છે. અહીં હું મારા શિયળનું રક્ષણ કેવી રીતે કરીશ? કુટીરની પાસે એક મોટું ઝાડ હતું. ત્યાં બેસીને ઋષિદત્તાને તેના પિતા જ્ઞાન આપતા હતા. જ્ઞાન ગોષ્ઠિ કરતા હતા તે ઝાડને રુષિદત્તા વળગી પડી અને કરૂણસ્વરે વિલાપ કરી રહી છે. ને ઝાડને કહે છે હે તરુવર! મારા પર દયા કર અને મને બતાવ કે મારા પિતાજી કયાં ગયા છે? ઝાડ કયાં એને જવાબ આપવાનું હતું? પરંતુ દિલનો આઘાત અને જીવની મોહદશા છે તેથી આ શબ્દો બોલાય છે.

**રુષિદત્તાનો વિલાપ**: વળી પિતાજીને યાદ કરતી કહે છે પિતાજી! મારે બીજું કંઈ જોઈતું નથી. આપ મારા શિયળનું રક્ષણ કરવા તો આવો. આ જંગલમાં મારું ચારિત્ર કેવી રીતે સચવાશે? પછી પોતાના આત્માને કહે છે હે આત્મા! તેં પૂર્વભવમાં હિંસા કરી હશે. અસત્ય બોલી હોઈશ. ચોરી કરી હશે, કોઇ ન જાણે તેવા ગુપ્ત અનાચાર કર્યા હશે. નિંદા કરી હશે, કોઈના પર ખોટું આળ ચઢાવ્યું હશે. ઇત્યાદિ ૧૮ પાપસ્થાનકનું સેવન કર્યું હશે. કોઈને મૂઠ મારી હશે ઈત્યાદિ પૂર્વ ભવોમાં પાપ કર્યા હશે તે આ ભવે ઉદયમાં આવ્યા છે. તીર્થંકર, ચક્રવર્તી, મોટા રાજા આદિ બધાને કરેલાં કર્મો તો ભોગવવા પડયા છે. સતી દ્રૌપદી, અંજના, મયણરેહા, કલાવતી, પદ્માવતી, ચંદનબાળા, તારામતી આદિ બધી સતીઓને કર્મોએ કોઈની રિસ્તેદારી રાખી નથી. તો મારે ભોગવવા પડે એમાં શું નવું છે?

બંધુઓ! રુષિદત્તાનું રૂપ અથાગ છે, યુવાની સોળે કળાએ ખીલેલી છે. એટલે પોતાના ચારિત્રનું રક્ષણ કરવા અને ચારિત્ર નહિ લૂંટાવા દેવા તેણે અરિહંત ભગવાનના શરણા લીધા. તેમનું શરણું લઇને રુષિદત્તાએ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી મને મારા પતિ ન મળે ત્યાં સુધી આંખમાં અંજન આંજવું નહિ, દાંત ઘસવા નહિ, સ્નાન કરવું નહિ.

શિખ વેણી બાંધુ નાહ, સરે નવિન વસન્ન પરિહાર,
સુખ નાહ દેખું આરસી, સરે ભૂમિશયન વિકાર હો...કહાં ગયે.

**"રુષિદતાની દઢ પ્રતિજ્ઞા"**: માથામાં વેણી બાંધીશ નહિ. નવા કપડા પહેરીશ નહિ. કોઈ જુનાં કપડા આપશે તો પહેરીશ ને સાધક દશા જેવું જીવન જીવીશ. વિલેપન કરીશ નહિ. આરસીમાં મુખ જોઈશ નહિ, ગાદલામાં સૂઈશ નહિ. ભોંય પર અગર પાંદડાની પથારીમાં સૂઈશ. હમેંશા નવકારશી પચ્ચખાણ કરીશ. રોજ ચૌવિહાર કરીશ. પાન-સોપારી-તજ-લવિંગ આદિ મુખવાસ ખાઈશ નહિ. કદાચ કોઈ ધર્મનો ભાઇ મળી જાય ને રાજ્યમાં લઈ જાય તો હું રંગરાગમાં પડીશ નહિ. શરીર પર ગમે તેટલો મેલ લાગશે પણ હાથ-પગ ધોઇશ નહિ. મારા પતિ મને ન મળે ત્યાં સુધી મારે આટલો ત્યાગ. આટલી પ્રતિજ્ઞા કરી પછી ફરીને રાખના ઢગલા પાસે

જઈને પિતાજીને યાદ કરવા લાગી. હે પિતાજી ! હે પિતાજી ! આપ એક વાર આવો અને પુત્રીનું રક્ષણ કરો. એકવાર તો આ દુઃખીયારી પુત્રી સામું તો જુઓ. આપને આપની પુત્રીની જરા પણ દયા નથી આવતી ? હે તાત ! આપ એક વાર આવીને મને દર્શન કરાવો. આ રીતે પિતાને યાદ કરી ખૂબ ઝુરાપો કરે છે.

**અવધિજ્ઞાન કર પિતા જાણીયો, કુંવરી કષ્ટ કઠેન,**
**મૂલ બાપ કે રૂપ આયકે, તુરત દીયા દર્શન......કહાં ગયે.**
**હે વત્સ ! યહાં પિછી કિમ આઈ, કયા હુઆ હાલ તુમ્હારા,**
**દેખ પિતા કો ગલે લિપટ ગઈ, રોવત ઝાર મઝારા......કહાં ગયે**

**"પિતાના રૂપમાં દેવ આવ્યાં"** : રુષિદત્તા ખૂબ કલ્પાંત કરી રહી છે. આ સમયે દેવ બનેલા પિતાએ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું કે મારી રુષિદત્તાં કયાં છે ? તો રુષિદત્તાને દુઃખમાં જોઈ અને પોતાને યાદ કરતી દેખી. અઠમ તપ અને નવકારમંત્રના ધ્યાનના પ્રભાવથી અને પોતાના ચારિત્રના બળથી પિતાનો ઉપયોગ રુષિદત્તામાં આવ્યો. ને અવધિજ્ઞાનથી રુષિદત્તાને કલ્પાંત કરતી જોઇ. એટલે તે પિતાના રૂપમાં રુષિદત્તા પાસે આવ્યા. રુષિદત્તા તો નીચું જોઈને રડી રહી છે.

પિતાજી આવીને કહે–બેટા ! ઓ દીકરી ! આ શબ્દો સાંભળીને રુષિદત્તા ચમકી. અહો ! અહીંયા મને બેટા કહીને બોલાવનાર કોણ છે ? ઊંચી નજર કરી તો પોતાના પિતાને જોયા.. એ તો એકદમ આનંદમાં આવી ગઈ. અહો બાપુજી ! તમે આવ્યા ! આ વખતનો આનંદ તો અનુભવે તેને ખબર પડે. પિતાને જોઈને રુષિદત્તા એકદમ ભેટી પડી. પિતા મળવાથી આંખમાંથી આનંદના હર્ષાશ્રુ વહેવા લાગ્યા. પિતા કહે-દીકરી ! મેં તો તને કનકરથ કુમાર સાથે પરણાવી છે. ને આ જંગલમાં અત્યારે તું એકલી કેમ છે ? તારી સ્થિતિ આવી કેમ છે ? રુષિદત્તા પોતાની કહાણી તેના પિતાને કહેશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૮૮

દ્વિ. ભાદરવા વદ અમાસ ને મંગળવાર તા. ૧૫-૧૦-૭૪.

અનંતજ્ઞાની, વિશ્વવત્સલ, કરૂણાનિધી ભગવંતે જગતના જીવોના ઉદ્ધારને અર્થે, શાસ્ત્રસિદ્ધાંતના એકેક અધ્યયનમાં આત્માના પવિત્ર પંથનું માર્ગદર્શન બતાવેલું છે. સિદ્ધાંતની એકેક ગાથાના અક્ષરે અક્ષરમાં આત્મગૌરવ ગૂંથેલું છે. જ્યાં સુધી આત્મા

સિદ્ધાંત-સાગરમાં ડૂબકી નહિ મારે ત્યાં સુધી મોક્ષના મોતી મેળવી શકશે નહિ. મોક્ષના શાશ્વત સુખની મોજ માણવી હોય તો સંસારનો મોહ છોડો. સંસાર છોડયા વિના ત્રણ કાળમાં સાચું સુખ મળવાનું નથી. તમને ત્યાગનો માર્ગ કાંટાળો લાગે છે ને સંસારનો માર્ગ સુંવાળો રેશમ જેવો લાગે છે. પણ એક વખત તમને આ માર્ગ રૂચી જશે પછી કાંટાળો નહિ લાગે. વર્તમાન કાળમાં જે સુખ દેખાય છે તે પૂર્વભવની કમાણી છે. ભગવાન કહે છે વર્તમાન કાળની અનુકુળતા એ ભૂતકાળની ખેડ છે. ભૂતકાળમાં ખેતર સારું ખેડયું છે, સારું બીજ વાવ્યું છે તો આ ભવમાં સારો પાક ઉતરી રહ્યો છે. અને વર્તમાન કાળની શુભ પ્રવૃત્તિ એ ભવિષ્યકાળની કમાણી છે. પૂર્વે પુણ્ય કર્યા છે તો આવું ઉત્તમ જિનશાસન મળ્યું છે. પુણ્ય વિના કાંઈ મળતું નથી. પુણ્યાઈ હોય તો ધર્મ ગમે ને વૈરાગ્ય પામે.

સુકુમાલિકા સાધ્વીજીના દિલમાં કામ વિકારનો અંકુરો ફૂટયો ને ત્યાં નિયાણું કર્યું. "મારા તપ-જપ ને સંયમનું ફળ હોય તો હું પણ પાંચ પતિની પત્ની બની આવા કામભોગો ભોગવું". જ્ઞાનીએ જે નવ વાડ બતાવી છે તે યથાર્થ (સત્ય) છે. સુકુમાલિકાને મહામૂલ્ય સંયમ કરતા ભોગ મૂલ્યવાન દેખાયા. તે આતાપના ભૂમિથી આતાપના લઈને જ્યાં પોતાના સાધ્વીજીઓ છે તે ધર્મસ્થાનકમાં આવી. ઉપાશ્રયમાં આવીને તે શું કરવા લાગી ? હું કેમ શોભાયમાન દેખાઉં, મારી કાયા મખમલ જેવી સુંવાળી કેમ બને તે માટે વારંવાર હાથ-પગ-મુખ આદિ શરીરના અંગો ધોવા લાગી ને પછી મનમાં મલકાય, કે હું કેવી સરસ દેખાઉં છું ! ભગવાને દશ વૈકાલિક સૂત્રમાં બતાવ્યું છે કે :-

तिण्ह मन्नय रागस्स, निसिज्जा जस्स कप्पइ ।
जराए अभिभूयस्स, वाहिअस्स तवस्सिणो ॥

દશ. સૂ. અ. ૬ ગાથા ૬૦

વૃદ્ધ હોય, રોગી હોય કે તપસ્વી હોય, તે ગૌચરી ગયા હોય ને થાકી જાય તો ગૃહસ્થની આજ્ઞા લઈને તેના ઘેર વિસામો લેવા બેસે તો ચારિત્રમાં દોષ નથી લાગતો, પરંતુ ગમે તેવો રોગી, તપસ્વી કે વૃદ્ધ હોય પણ તે સ્નાન કરવાની ફક્ત ઈચ્છા કરે તો સંયમને ઓળંગે છે, એટલે કે ગમે તે કારણમાં સાધુને સ્નાન કરવું કલ્પતું નથી. એના બદલે આ સુકુમાલિકા આર્યા રોજ ને રોજ વારંવાર શરીરના અંગોપાંગ ધોવા લાગી. જ્યાં પોતાનું બેસવાનું સ્થાન નક્કી કરતી કે જ્યાં પથારી પાથરતી અથવા તો સ્વાધ્યાય, ધ્યાન, કાયોત્સર્ગ માટે બેસવાનું સ્થાન નક્કી કરતી ત્યાં પહેલેથી તે સ્થાનને પાણી છાંટતી હતી. અને ત્યાર પછી તે ત્યાં પોતાનું સ્થાન, શય્યા અને સ્વાધ્યાય સ્થાન નક્કી કરતી હતી. આ જાતની પરિસ્થિતિ જોઈને ગોપાલિકા

આર્યાએ તે સુકુમાલિકા આર્યાને આ પ્રમાણે કહ્યું : હે દેવાનુપ્રિયા ! તમે આ જે કરો છો તે તમને શોભતું નથી. આ સાધુનો માર્ગ નથી. તમે અમૂલ્ય ચારિત્રને હારી જશો. ગુરૂણીને ખબર નથી કે આ નિયાણું કરીને આવી છે. ગુરૂણી કહે છે હે સુકુમાલિકા આર્યા ! આપણે આર્યાઓ. નિગ્રંથ શ્રમણીઓ છીએ. ઈર્યા વગેરે પાંચ સમિતિઓનું પાલન કરીએ છીએ. નવકોટિથી બ્રહ્મચર્ય મહાવ્રત ધારણ કરીએ છીએ. એથી પોતાના શરીરનો સંસ્કાર કરવો એ આપણા માટે અયોગ્ય ગણાય. હે આર્યે ! તમે શરીરના સંસ્કારમાં પરાયણ બની ચૂકયા છો. વારંવાર શરીરના અંગોપાંગોને યાવત્ સ્થાનને, શય્યાને અને સ્વાધ્યાય ભૂમિને પાણી છાંટીને, પહેલેથી ધોઇને નક્કી કરો છો, આ તમને શોભાસ્પદ નથી. ચારિત્રમાર્ગમાં આ કલ્પતું નથી. બ્રહ્મચારી આત્માને વિલેપન ન કરાય. સારા શણગાર ન સજાય, કારણ કે તેથી કામ વિકારને ઉત્તેજન મળે છે. માટે હે દેવાનુપ્રિય ! તમે આ સ્થાનની આલોચના કરો, પોતાના અતિચારને પ્રકાશિત કરો. યાવત્ તેના માટે પ્રાયશ્ચિત કરો.

ગુરૂણીએ પાસે બેસાડીને ખૂબ હિતશિખામણ આપી. હે આર્યા ! આવું અમૂલ્ય સંયમ રત્ન ગુમાવી ન દો. તમે કેટલી સંપત્તિ છોડીને દીક્ષા લીધી. તો એ સંયમ-રત્નને સાચવવા તમે આ બધું કરવાનું છોડી દો. સુકુમાલિકા આર્યાએ ગોપાલિકા આર્યાના આ કથન રૂપ અર્થને માનની દૃષ્ટિથી ન જોયો. તેમના વચનો ઉપર તેણે કંઈ પણ વિચાર ન કર્યો. શ્રદ્ધા, પ્રતીતિ કે રૂચી ના કરી. અને આ રીતે તેમના વચનોનો અનાદર અને તે પ્રત્યે બેદરકાર થઇને તે પોતાનો વખત પસાર કરવા લાગી. ત્યાર પછી તે ગોપાલિકા આર્યાએ તે સુકુમાલિકા આર્યાની વારંવાર અવહેલના કરી, નિંદા કરી યાવત્ તેના તરફ ગુસ્સો પણ બતાવ્યો ને તિરસ્કાર કર્યો. તેને વારંવાર શરીરને શોભાવવા બદલ તેમજ જળનું સિંચન કરવા બદલ રોકટોક કરી ત્યારે તેને મનમાં આ જાતનો અધ્યવસાય થયો.

બંધુઓ ! જેને કામ ભોગનો મૂંઝારો થાય છે તે બેફામ રીતે બોલે છે. પોતાની અવળાઇથી રોષ ગુરૂણી ઉપર ઉતારે છે ને બોલે છે, આટલા બધામાં કોઇને કહેતા નથી ને મને જ ટોકટોક કર્યા કરે છે. જો શિષ્ય સવળો અર્થ લે તો શું વિચારે કે હે કૃપાળુ ગુરૂદેવ ! તમને મારા લાખો વાર વંદન છે. આજે મારી ધન્ય ઘડી કે આપે મને ટકોર કરી. અહો ગુરૂદેવ ! આપ મને ન મળ્યા હોત તો મારું શું થાત ? આપ જે કહેતા હશો તે મારા લાભ અને હિતને માટે કહેતા હશો આત્માની સવળાઈ હોય તો સવળા રૂપમાં પરિણમે.

એક વખત શિષ્યે ગુરૂ પાસેથી ખૂબ જ્ઞાન મેળવ્યું ને ગુરૂની ખૂબ સેવા કરી. તેથી ગુરૂએ તેના પર પ્રસન્ન થઈને એક એવો અરીસો આપ્યો કે જેમાં દરેક માણસના મનના દરેક ભાવ દેખાઈ આવે. શિષ્યને અરીસો મળવાથી ખૂબ આનંદ

થયો. શિષ્યે તે અરીસો પોતાની સામે ન ધરતાં, પોતાના ગુરૂજી સામે ધર્યો. કે ગુરૂજી કેવા દેખાય છે? અરીસામાં ગુરૂને જોયા તો ગુરૂના મનમાં અહંકાર, ક્રોધ, મોહ, લોભ આદિ ભરેલા દેખાયા. આ જોઇને શિષ્ય ચકિત થઈ ગયો અને વિચારવા લાગ્યો કે અહો! મારા ગુરૂના હૃદયમાં પણ આ બધા વિકાર છે, પરંતુ અરીસો તો જેવું હોય તેવું બતાવે છે. આ જોઈને શિષ્યનું મન ગુરૂ ઉપરથી ઊઠી ગયું અને તે તેમની પાસેથી ચાલ્યો ગયો. પરંતુ અરીસો તો તેની પાસે હતો. તેથી જ્યાં જ્યાં જાય ત્યાં દરેક વ્યક્તિ તરફ અરીસો ધરી તેનું મુખ જોવે. તેથી તેણે જોયું કે પ્રત્યેક માનવીના હૃદયમાં ઈર્ષ્યા, દ્વેષ, અહંકાર, છળ-કપટ આદિ ભરેલા છે. તેને બધા ખરાબ દેખાયા. આ બધું જોઈને તે અકળાઇ ગયો અને તેથી ગુરૂ પાસે આવીને કહે-ગુરૂદેવ! આ સંસારમાં જેટલી વ્યક્તિઓના મનને મેં દર્પણમાં જોયા તે બધામાં વિવિધ પ્રકારના દોષ ભરેલા છે. કોઈનું પણ હૃદય શુદ્ધ કે પાપરહિત નથી. શું સંસારમાં બધા આવા છે? કોઇનું દિલ પવિત્ર નથી? ગુરૂ કહે હે શિષ્ય! મેં તને તારું મુખ જોવા અરીસો આપ્યો હતો. તે તારા સુખ માટે આપ્યો હતો, પણ તેનો ઉપયોગ તેં બધા માટે કર્યો. તને કોઈ સારું દેખાતું નથી. પણ તેં તારું મુખ દર્પણમાં જોયું કે હું કેવો દેખાઉં છું? એમ કહી ગુરૂએ અરીસો લઇ શિષ્યના સામે ધર્યો. શિષ્ય! તું કેવો દેખાય છે? ગુરૂદેવ! હું તો ભયંકર રાક્ષસ જેવો દેખાઉં છું. મારા જેવી તો કોઈ વ્યક્તિ મેં ન જોઇ. કોઈ રાક્ષસ જેવા દેખાયા નથી. મારા હૃદયમાં તો બધાના હૃદયથી પણ વધુ દુર્ગુણો દેખાય છે. ગુરૂએ પ્રેમપૂર્વક કહ્યું-હે શિષ્ય! આ અરીસો મેં તને બીજાના દુર્ગુણો જોવા નહોતો આપ્યો, પરંતુ તારા મનની બુરાઈઓ અને દોષોને જોવા માટે આપ્યો હતો. તેથી એમાં તું તારા મનને જોયા કર અને જોઇને જે દુર્ગુણો પડયા છે તેને દૂર કરવા પ્રયત્ન કર. બીજાના દોષ જોવા કરતાં સ્વદોષ જોવામાં કલ્યાણ છે. અજ્ઞાની બીજાનો દોષ જોશે ને જ્ઞાની પોતાના દોષ જોશે.

સુકુમાલિકા આર્યાને ગુરૂણીએ ઘણું સમજાવી અને કહ્યું. હે આર્યા! શા કારણે તું શરીરની આટલી બધી પૂજા કરે છે? શરીરની વિભૂષા કર્મબંધનનું કારણ છે.

विभूसावत्तियं भिक्खू, कम्मं बंधइ चिक्कणं ।
संसार सायर घोरे, जेणं पडइ दुरुत्तरे ॥ દશ. સૂ. અ. ૬ ગાથા ૬૬

શરીરની વિભૂષા કરનાર, શરીરની વધારે સંભાળ રાખનાર સાધક ચીકણાં કર્મો બાંધે છે અને દુસ્તર એવા ઘોર સંસાર સાગરમાં પડે છે. માટે આ બધું કરવું છોડી દો. પરંતુ સુકુમાલિકા આર્યા પોતાના દોષ નહિ જોતાં ગુરૂણીના દોષ જોવે છે. અને મનમાં શું વિચાર કરે છે કે જ્યાં સુધી હું ઘરમાં રહી ત્યાં સુધી સ્વતંત્ર રહી. હું

કરોડપતિની દીકરી. ત્યાં હતી ત્યારે સૌ મારા પડયા બોલ ઝીલતા હતા. સૌ મને ખમાખમા કરતા. આ સાધ્વીઓ પણ પ્રેમથી મારી સાથે વાત કરતા હતા. મારો આદર કરતા હતા ને મારી વાત માનતા હતા. પરંતુ જ્યારથી મુંડિત થઈ ને પ્રવજ્યા લીધી છે ત્યારથી પરાધીન થઈ ગઈ છું. કોઈ મારો આદર કરતા નથી. મારી વાત માનતા નથી ને બધા મને જ ટોકટોક કર્યા કરે છે. તેના મનમાં અભિમાન હતું કે હું આવી શ્રીમંત શ્રેષ્ઠીની દીકરી ને બધા મને જ કહ્યા કરે! જ્યાં સુધી અભિમાન નહિ જાય ત્યાં સુધી કલ્યાણ થવાનું નથી. તમારા સંસાર વ્યવહારમાં પણ જે નમ્ર હોય છે તે બધાનો પ્રેમ સંપાદન કરી શકે છે. માટે જ્ઞાની કહે છે નમ્ર બનો.

એક વખત એક ડોકટર સાહેબ દવાખાને જવાની તૈયારીમાં હતા ત્યાં એક દુઃખી માણસ તેના શરણે આવી રડતો રડતો કહે. ડોકટર સાહેબ! મારે એક દીકરો છે તેની સ્થિતિ ભયંકર બની ગઈ છે માટે આપ જલ્દી પધારો. ખૂબ રડે છે. કરગરે છે, પણ ધનના નશામાં ભાન ભૂલેલો ડોકટર કહે છે અત્યારે મને ટાઈમ નથી. કાલે સવારે આવજે. બિચારો દુઃખી માણસ કહે છે, સાહેબ! છ દીકરાઓને તો વળાવી ચૂકયો છું. તેઓ તો ચાલ્યા ગયા છે અને આ છેલ્લો દીકરો છે. આંધળાની આંખ છે. તેનો અંતિમ સમય છે. ચોધારા આંસુએ રડતા રડતા કહે છે, કૃપા કરો ડોકટર સાહેબ! પણ કઠોર હૃદયવાળા ડોકટરનું હૈયું જરા પણ ન પીગળ્યું. તેને ધનની કિંમત હતી પણ ગરીબના હૃદયને કેમ સંતોષ આપવો તે ગુણ તેનામાં ન હતો. છેવટે ગરીબ માણસ આંખમાંથી આંસુ સારતો ઘેર ગયો ત્યારે દીકરાએ હંમેશ માટે વિદાય લીધી હતી. આ દૃશ્ય જોતાં તે છાતી–માથું કૂટવા લાગ્યો ને છેવટે તેને સંસારનું સ્વરૂપ સમજાયું. આ સ્વાર્થી સંસારમાં રાચવા જેવું નથી. આપણા પૂર્વજન્મના પાપના ઉદય કે સાત સાત પુત્ર થવા છતાં અપુત્રીયા થઈ ગયા. છેવટે આર્તધ્યાન–રૌદ્રધ્યાન છોડીને પ્રભુ ભક્તિમાં લીન બની ગયા. સાથે વિચાર થયો કે પ્રભુ ભક્તિ સાથે માનવસેવા કરવી. પ્રભુ પ્રત્યેની અખૂટ શ્રદ્ધા અને ભક્તિના બળથી એનામાં એ શક્તિ પેદા થઈ કે સર્પના ઝેર ઉતરવા લાગ્યા. કોઈ માણસને સર્પ કરડયો હોય ને તેની પાસે આવે તો પાંચ મિનિટ પ્રભુમાં લીન બની જઈ પ્રભુના નામનું સ્મરણ કરી તેના પર પાણી છાંટે તો ઝેર ઉતરી જાય. આથી બધા તેને **ભક્ત રામ** કહેવા લાગ્યા.

બંધુઓ! કર્મો કોઈને છોડતા નથી. એક વાર ડોકટરના એકના એક છોકરાને સર્પદંશ થયો. ઝેર ચઢવાથી બેભાન થઈ ને પડયો છે. બધા કહે, પેલા ભગતને બોલાવો. જે રીતે દુઃખી માણસ રોતો રોતો ડોકટર પાસે આવ્યો હતો તે રીતે ડોકટર રોતો રોતો ભગત પાસે ગયો. જઈને કહે–ભગત! મારા છોકરાને સર્પદંશ થયો છે. આપ બધાના ઝેર ઉતારો છો તો મારા દીકરાનું પણ ઝેર ઉતારો. ભગતે જોયું કે આ તો તે જ ડોકટર છે જેને છોકરાની અણી વખતે આવવાની પણ ફુરસદ નહોતી, એટલે

ભગત કહે છે અત્યારે મને ઊંઘ આવે છે માટે નહિ આવી શકું. ભગત વિચાર કરે છે ડોકટરને થોડો ચમત્કાર તો બતાવી દઉં. દીકરાનું મુખ હજુ એની આંખ સામે તરવરે છે. પોતાનો એકનો એક આંધળાની લાકડી જેવો દીકરો ચાલ્યો જાય એની વેદના મા-બાપને કેવી થાય ? એ વાત હજુ ભૂલાઈ નથી. ડોકટરને હવે એ વેદના સહેવા દો એટલે ખબર પડે કે દુઃખ કેવું છે ? ભગતના આટલા વર્ષના આયુષ્યમાં આ પહેલો પ્રસંગ હતો કે જ્યારે એમણે સાપનું ઝેર ઉતારવાની વાત નકારી હોય ! ભગત તો ખાટલામાં જઈને સૂઈ ગયા પણ એને ચેન પડતું નથી. અંદર માનવતાનો દીવડો ઝળહળે છે એટલે ઊભો થયો, ત્યાં તેની પત્ની કહે છે ક્યાં જાવ છો ? ભગત કહે, માનવી માનવીનું કર્તવ્ય બજાવવા જાય છે. પત્ની સમજી ગઈ કે ક્યાં જાય છે. ભગત અડધા રસ્તે પહોંચ્યો. તેનું મન કહે તું ન જા. ડોકટરનું અભિમાન ઉતરવા દે. ભલે એનો છોકરો ચાલ્યો જાય. તો દુઃખ શું ચીજ છે એ એને ખબર પડે. ઉત્તમ મન કહે તું જા. ઉપકાર પર ઉપકાર તો બધા કરે પણ અપકાર પર ઉપકાર કરે તે સાચો માનવ છે. ભક્ત પહોંચી ગયો. પ્રભુ પ્રત્યેની અટલ શ્રદ્ધા અને ભક્તિથી છોકરાને સર્પનું ઝેર ઉતરી ગયું. આ છે અપકાર પર ઉપકાર કરતો માનવ.

ગોપાલિકા ગુરૂણીએ સુકુમાલિકાને સમજાવવામાં બાકી ન રાખ્યું, છતાં તેણે ગુરૂણીની આજ્ઞા ન માની. મેં દીક્ષા લીધી ત્યારથી પરતંત્ર થઈ ગઈ છું. કોઈ મારું માન જાળવતું નથી તેથી મારા માટે એ ઉચિત છે કે બીજા દિવસે સવારે સૂર્યોદય થતાં હું મારા ગુરૂણી પાસેથી નીકળીને બીજા ઉપાશ્રયે જતી રહું. આ જાતનો તેણે વિચાર કર્યો. તે ગુરૂણીથી જુદી નીકળવા તૈયાર થઈ. હવે શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

ચરિત્રઃ-ઋષિદત્તા કર્મના ઘેરાવામાં પડી છે. તે પિતાને ઝંખી રહી છે. સંતાનો વધુ માતાને યાદ કરે પણ ઋષિદત્તા પિતાને યાદ કરે છે. કારણ કે તેણે માતાના હેત જોયા નથી. સવા મહિનાની મૂકીને માતા સ્વર્ગવાસી બની ગઈ હતી. એટલે પિતાના વાત્સલ્ય નીચે ઉછરી છે. તેથી માતા કહો કે પિતા કહો, બધું તેને તો પિતા જ હતા. તેથી પિતાને યાદ કરી રહી છે. તેના નવકારમંત્રના સ્મરણથી, અઠ્ઠમ તપના તથા તેના શીયળના પ્રભાવથી સ્વર્ગમાં ગયેલા પિતાનો ઉપયોગ અહીં આવ્યો ને પોતાની પુત્રીને દુઃખી જોઈ તેથી રાગદશાને વશ થઈને પિતાનું મૂળ રૂપ લઈને ઋષિદત્તા પાસે આવ્યા. ઋષિદત્તા પિતાને જોતાં વળગી પડી અને કહે પિતાજી ! હવે હું આપને નહિ જવા દઉં. આપ રોકાઈ જાવ અને આપની પુત્રીનું રક્ષણ કરો. હે તાત ! મારી યુવાની ખીલેલી છે. રૂપ અથાગ છે. આવા ઘોર જંગલમાં હું એકલી અટૂલી છું. અહીં મારા ચારિત્રનું રક્ષણ કેવી રીતે થશે ? પિતાજી ! આપ મારા દેહનું રક્ષણ ભલે ન કરો પણ શીલના રક્ષણ માટે પણ આપ અત્યારે રોકાઈ

જાવ. પિતા કહે છે બેટા ! તું ચિંતા ન કરીશ. ઝૂરીશ નહિ. તારા કર્મે તને નચાવી છે. હવે થોડો સમય છે. પછી તારો પતિ તને જરૂર શોધતો શોધતો આવશે.

**વિજય રહેગા સદૈવ તેરા, પતિ યહાં ચલ આસી,**
**પ્રેમ સહિત પટરાણી કર સી, સૌક પાય પડ જાસી......કહાં ગયે.....**

હે ઋષિદત્તા! તારો પતિ તને શોધવા આવશે. સમય જતાં કનકરથ કુમાર ભલે રૂક્ષ્મણીને પરણે પરંતુ પટરાણી પદ તો તને મળશે. તારા સસરાએ તારા પર ખોટું આળ ચઢાવી કલંકિત કરી છે પણ તું સાચી સતી છે. અંતે સત્યનો જય થવાનો છે. સોનાને તેજાબમાં નાંખે છે, હીરાને સરાણે ચઢાવે છે ત્યારે તેની કિંમત થાય છે. તે રીતે જે સતી-સ્ત્રીઓ છે તેને આફતો આવે છે, કલંક ચઢે છે, પણ કુસતીઓને કંઈ થતું નથી. સતીને માથે દુઃખ આવે છે પછી તે સતી તરીકે જગજાહેર થાય છે. તેની કિંમત વધે છે. બેટા ! તું ગભરાઈશ નહિ. હું તને એક ઉપાય બતાવું છું અને એક મંત્ર આપું છું. તે મંત્રને તું તારી સ્મૃતિમાં રાખજે. આ વનમાં અમુક જગ્યાએ અમુક વનસ્પતિ છે. તે તું લઈ આવજે અને પછી તે વનસ્પતિ પર તું મારો આપેલો મંત્ર ભણજે એટલે તને રૂપ પરાવર્તિની વિદ્યા મળશે. જેથી તું પુરૂષના રૂપમાં ફેરવાઈ જઈશ. પછી તને શીયળના રક્ષણની ચિંતા નહિ રહે. કુદરતી રીતે લીધેલા પુરૂષના રૂપમાં કોઈ ઓળખી પણ જાય. પરંતુ મંત્રના બળથી તો તારું એવું રૂપ બની જશે કે આ સ્ત્રી છે એવી કોઈ તારા પર શંકા કરશે નહિ. હવે તારા દુઃખના દિવસો થોડા બાકી છે, તું આવેલા દુઃખને શાંતિથી ભોગવી લે. પછી તું સંપૂર્ણ સુખી થઈશ. આટલું કહીને બેટા હું જાઉં છું એમ કહીને પિતા તો અદૃશ્ય થઈ ગયા. પિતાને ન જોતાં ઋષિદત્તા આઘાતમાં ભોંય પર પડી ગઈ ને બોલી હે તાત! તમે મારા શીયળનું રક્ષણ કરવા પણ ન રહ્યા !

દેવો મૃત્યુલોકમાં આવે પણ તેને માનવીની ગંધ આવે છે. એટલે તેઓ અહીં રોકાતા નથી. ઋષિદત્તાને પિતા પ્રત્યેના રાગમાં એ ખ્યાલ નથી રહેતો કે મારા પિતા તો મરીને દેવ થયા છે તે અહીં મૃત્યુલોકમાં રોકાય ખરા ? મરી ગયેલા માનવી ફરીને પાછા કેવી રીતે આવી શકે ? મારા પિતા તો મારા પ્રત્યેના પ્રેમને લીધે મને દુઃખી જોઈને આશ્વાસન આપવા આવ્યા હતા. આ ખ્યાલ ન રહ્યો. તેથી પાછી રાખના ઢગલા પાસે જઈને રડવા લાગી, ઝૂરવા લાગી ને આઘાતમાં બેભાન થઈને પડી ગઈ. ત્યાં વનનો ઠંડો પવન આવતાં વળી શુદ્ધિમાં આવી. અઘોર જંગલમાં સાવ એકલી અટૂલી છે. જ્યાં મેના-પોપટના નાદ તો સાંભળવા મળે નહિ પણ સિંહ, વાઘની ભયંકર ગર્જના સંભળાય છે. તેમાં આ તો એક અબળા સ્ત્રી છે. આવી યુવાન સ્ત્રીને વગડામાં રહેવું એ જેવી તેવી વાત નથી, તે કેવી રીતે રહી શકે ને પોતાના

દિવસો પસાર કરી શકે? કહેવત છે કે વનવગડામાં એકલું ઝાડ પણ ન હોજો. પરંતુ કર્મોને સમજેલી રુપિદત્તા પોતાના કર્મોનો દોષ કાઢીને રહે છે. હવે રુપિદત્તા પિતાના કહ્યા પ્રમાણે જંગલમાં વનસ્પતિ શોધવા જશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૮૯

આસો સુદ ૩ ને શુક્રવાર તા. ૧૮-૧૦-૭૪

ત્રિલોકીનાથ, વીતરાગ સર્વજ્ઞ ભગવંતોએ કેવલજ્ઞાન દ્વારા સકલ ચરાચર વિશ્વને પ્રત્યક્ષ હસ્તરેખાની જેમ જોયું અને પછી જગતના જીવોને ઉપદેશ આપ્યો કે હે આત્માઓ! અનાદિથી ચાલતા સંસાર સાગરના પ્રવાહને અટકાવવો હોય કે સંસારને તરવો હોય તો પ્રમાદ છોડીને વીતરાગ કથિત માર્ગને અનુસરો. વીતરાગ માર્ગનો આશ્રય લો. મિથ્યાભાવની નાની નાની નાવડીઓ તો થોડા ભાડામાં લાંબી મુસાફરીની વાતો કરે છે અને ઉતારુને બેસાડી પણ દે છે. પણ સુકાની આંધળો અને માર્ગનો અજાણ્યો છે, જેથી એ નાવડીઓ વિશ્વાસ રાખવા જેવી નથી ગણાતી.

પ્રભુએ સંસાર સાગર તરવાની બે મોટી સ્ટીમરો બતાવી છે. એક આગાર ધર્મ અને બીજો અણગાર ધર્મ. અણગાર ધર્મ એટલે પરિપૂર્ણ સંયમી જીવન અને આગાર-ધર્મ એટલે દેશથી, અંશથી સંયમી જીવન. આ બે સિવાય ત્રીજો રસ્તો સંસાર સાગર તરવાનો નથી. સંયમ માર્ગ ફ્રન્ટીયર મેલ છે. ઘણી ઝડપથી ઓછા સ્ટેશનો કરતી ટ્રેઈન ધારેલા સ્થળે જલ્દી પહોંચી શકે છે. જ્યારે લોકલ તો અનેક સ્ટેશનો કરે છે અને ધીમે ધીમે ધારેલા સ્થળે પહોંચાડે છે. જેણે ઝડપી ધ્યેયના સ્થળે પહોંચવું છે તેણે તો સંયમ માર્ગ સ્વીકાર કરે છૂટકો છે. સંપૂર્ણ સંયમ, દેશસંયમ અને સમ્યક્ત્વ આમ ત્રણ પ્રકારની કેડીઓ મોક્ષમાર્ગ માટે પ્રસિદ્ધ છે. તે સર્વજ્ઞ ભગવંતોએ બતાવી છે. સૌથી પ્રથમ સંયમી જીવન જ્યાં સંપૂર્ણ વિરક્તિ છે. વહેપારી ઝવેરી હોય તો પહેલાં કિંમતી માલ વેચવાની કામના રાખે છે. કિંમતી માલ વજનમાં હલકો હોય અને કિંમતમાં વધુ જેથી કમાણી પણ અસામાન્ય થઈ જાય છે. સંસારને અસાર માની સંસારના સર્વ સુખોને ક્ષણિક દુઃખજનક માનીને આસક્તિ ભાવને ભડકે બળતી આગ સમજીને બહુ અલ્પ વ્યક્તિ સંયમમાર્ગની ચાહના કરે છે ને ત્યાગની પૂરી સૌરભ મહેંકાવવા, આત્મારૂપી બગીચાને હર્યોભર્યો બનાવવા, મુક્તિમાર્ગના દ્વારરૂપ સંયમને સ્વીકારે છે. સંસાર-વિરક્ત, પાપભીરૂ અને ભવભીરૂ આત્માઓ સંયમના દુષ્કર પંથે

પ્રયાણ કરે છે. જૈનશાસનનો શણગાર, જૈનશાસનનો સ્થંભ સંયમ માર્ગ છે. સંસાર ત્યાગીને સંયમી બનનાર મુનિવરો દુર્ગમપંથના વિહારી છે. છ ખંડના રાજ્ય-સુખ ભોગવનાર ચક્રવર્તિઓને પણ દુર્ગતિઓથી બચવા માટે સંયમમાર્ગ એ અમોઘ ઉપાય છે. સંયમ લીધા પછી સ્વપ્નામાં પણ તે સંસારી સુખને ઈચ્છતા નથી. સર્પ જેમ કાંચળી છોડીને ચાલ્યો જાય પછી તે પાછું વાળીને જોતો નથી કારણ કે એ શરીરનો મેલ માને છે. તો તે મેલને છોડતા ચિંતા શું ? તેમ ત્યાગી બનનાર વ્યક્તિઓ વૈરાગ્યની વસમી વાટે ચાલવા સંસારને છોડે છે ત્યારે અનાદિ કાળના સંસારના મેલની કામળી ઉતારીને ત્યાગની પવિત્ર કામળી ઓઢી લે છે.

આત્માના સાચા સુખનું અસાધારણ અને અદ્‌ભૂત સાધન હોય તો ધર્મ છે. ધર્મનું મહાન રસાયણ હોય તો સંયમ છે. સંયમ પિપાસુ મોક્ષાર્થી આત્મા દુનિયાના સુખોને ભયંકર દુઃખ માને છે. જેમ આગના સ્પર્શથી લોકો ડરે છે તેથી અધિક ડર સંસાર આસક્તિથી પર એવા ત્યાગી પુરૂષોને હોય છે. જે સંસારને ભુજંગનું દર અને સંસારના વિષયોને તાલકૂટ વિષ જેવા માનીને છોડી દે છે, માતા-પિતા-ભાઈ-ભગિની પરિવારને સ્વાર્થના સુંવાળા અણીદાર ભાલાઓ સમાન જાણીને તરછોડી દે છે, અઢળક રિદ્ધિ-સિદ્ધિના સાગર જેવા ઉભરાતા ભંડારોને જાદુગરના જાદુઈ બંધની જેમ સમજીને ફગાવી દે છે તે મહાત્યાગી સંતો ઉચ્ચ, પવિત્ર અને આદર્શ જીવન જીવે છે. મહાપુરૂષો સાચું જીવન જીવે છે. પશુપંખીઓ તેમજ બીજા જીવો જીવન જીવે છે પણ એ જીવન અનંત દુઃખની પરંપરાનું નિમિત્ત બને છે. જ્યારે ધર્મમય સંયમી જીવન એ અનંત દુઃખના અંતનું નિમિત્ત બને છે. વીતરાગ ભગવાને બતાવેલ અણગાર-ધર્મ એ આધ્યાત્મિક અને આત્મિક વિકાસનું સાચું રહસ્ય છે.

પ્રભુએ સંસારના સમસ્ત દુઃખોને દૂર કરવા અને દરેક જીવોને મોક્ષનો અખંડ અને અનંત આનંદ મેળવવા માટે સંયમમાર્ગ બતાવ્યો, અને સાથે સાથે એ માર્ગની આરાધના અને ઉચ્ચ વિચારણા દર્શાવી અને વ્રત લેવાની જેટલી ઉત્સુકતા હોય છે તેથી અધિક તેનું ઉત્તરોત્તર પાલન કરવાની દઢતા અને ધીરતા હોવી જોઈએ. સંયમના પવિત્ર બોધપાઠનો ધોધ વરસાવ્યો છે તે ભવ્ય આત્માઓએ ઝીલ્યો છે અને અંતરમાં ઉતારી તેને આચરણમાં અપનાવ્યો છે. સંયમ લેવાના અધિકારી મુખ્યત્વે ભવ્ય આત્માઓ હોય છે, અને તેનો સંયમ મોક્ષપ્રાપ્તિ કરાવે છે. સંયમી જીવનમાં સંસારના બાહ્ય સુખોને સર્વથા ભૂલી જવાનાં છે. જ્યાં સંયમ પાલન સિવાય શરીરની પણ રક્ષણ કરવાની દરકાર હોતી નથી. માત્ર આત્મવિકાસની સાધનાની એક ધારા ત્યાં હોય છે.

આ સંયમમાર્ગ તેઓએ સ્વીકાર્યો છે કે સમભાવ જેઓની રમણુતાભૂમિ હોય છે. વૈરાગ્ય જેઓની વેશભૂષા હોય છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાથે જેઓનો

આંતરિક પૂર્ણ સંબંધ હોય છે. બાર ભાવનાઓનું વારંવાર મિલન થાય છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર આ ત્રણેય જેઓનું સર્વસ્વ છે, દશ યતિ ધર્મ જેઓનો પ્રિય પરિવાર છે, સુસંકલ્પો અને શુભાધ્યવસાયો જેઓનો સ્વાદિષ્ટ આહાર છે. આવા મુનિઓનું ધ્યેય મોક્ષપ્રાપ્તિ હોય છે. શરીરનો નાશ થાય ત્યાં સુધી આકરી તપશ્ચર્યાઓ, ક્રિયાઓ. પરિષહો, અને ઉપસર્ગો સહન કરવાની ભાવના અને શક્તિ હોય છે. પંચાચાર પાલન એ જેનો રોજિંદો વહેપાર છે, અનતિચારપણાથી જીવવું એ જેઓનું સ્વાસ્થ્ય છે, આત્મધ્યાનની તન્મયતા એ જેઓની ચેષ્ટા છે. પાંચ મહાવ્રતનું પાલન એ જેઓના શ્વાસ છે. ક્ષણે ક્ષણે આત્મગુણ-રક્ષણની પૂર્ણ ચિંતા છે.

સુકુમાલિકાએ સંસારના સમસ્ત સુખો છોડી આવો શ્રેષ્ઠ સંયમ માર્ગ સ્વીકાર્યો પરંતુ સંયમ માર્ગમાં ગુરૂણીની આજ્ઞા વિરૂદ્ધ ચાલી. સંયમના રક્ષણને બદલે શરીરનું રક્ષણ કરવા લાગી. ગોપાલિકા ગુરૂણીએ તેને મા દીકરી હિત શિખામણ આપે તે રીતે પાસે બેસાડીને હિત શિખામણ આપવામાં બાકી ન રાખી. પરંતુ તે હિત શિખામણ સુકુમાલિકાને સારી ન લાગી. પણ ઊલટું તેને એમ થયું કે આ બધા મને વારંવાર ટોકટોક કરે છે તેથી હવે મારા માટે એ શ્રેષ્ઠ છે કે હું આ ગુરૂણી આદિ બધાને છોડીને અલગ સ્થાનમાં જઈને રહું, જેથી મને કોઇ કંઈ કહે નહિ. સર્પને દૂધ પીવડાવે તો ઝેર થઈ જાય છે તેમ સુકુમાલિકાને આત્માના હિતની વાતો પણ ઝેર થઈ જાય તે તેમ સુકુમાલિકાને આત્માના હિતની વાતો પણ ઝેર જેવી લાગી, તેથી બીજે દિવસે સૂર્ય ઉદય થતાં વસ્ત્રો, પાતરાં લઈને ગોપાલિકા આર્યા પાસેથી નીકળીને બીજા ઉપાશ્રયમાં જઈને એકલી રહેવા લાગી. અંકુશ વિનાનો હાથી, લગામ વિનાનો ઘોડો અને લંગર વિનાના વહાણની જે દુર્દશા થાય છે એ સ્થિતિ તેણે પોતાના હાથે સ્વીકારી અને એકલી રહેવા લાગી. તે સુકુમાલિકા આર્યા ત્યાં કોઈ પણ જાતની રોકટોક વગર સ્વચ્છંદતાપૂર્વક મન ફાવે તેમ વર્તવા લાગી. વારંવાર હાથ પગ ધોવે. પોતાના સ્વાધ્યાયના સ્થાન તથા સૂવાના સ્થાન પર પાણીના છંટકાવ કર્યા કરે. ઈત્યાદિ કરતી તે ચારિત્રના ભાવથી રહિત બની ગઈ. આ રીતે તે સુકુમાલિકા પાર્શ્વસ્થા વિહારિણી, અવસન્ના-અવસન્ન વિહારિણી, કુશીલા-કુશીલ આચારવાળી થઈને ઘણાં વર્ષો સુધી સંયમનું પાલન કર્યું. અને અંતિમ સમયે અર્ધમાસનો સંથારો કરી પોતાના દેહને વોસરાવ્યો, પણ ગુરૂણી પાસે પોતાના પાપની આલોચના ન કરી. જો તેણે પોતાના ગુરૂણી પાસે જઈને કહ્યું હોત કે હે ગુરૂણીદેવ! મેં તો સંયમનો સુંદર માર્ગ લઈ સાધુ-પણાને ન છાજે તેવાં કામ કર્યા છે. આપે મને સાચા રાહે લઈ જવા ઘણી શિખામણ આપી છતાં આપની શિખામણ ન માની ને આપની આજ્ઞા વિરૂદ્ધ ચાલી. આપની નિંદા કરી. હવે આપે મને જે શિક્ષા કરવી હોય તે કરો. જે પ્રાયશ્ચિત આપવું હોય તે આપો, પણ પાપમાંથી જલ્દી મુક્ત કરાવો. આવો જો તેણે પાપનો એકરાર કર્યો

હોત તો પાપનું પ્રાયશ્ચિત લઈ પાપમાંથી મુક્ત થઈ જાત અને ચારિત્ર હારી ન જાત, પણ સુકુમાલિકા સાધ્વીજીએ ગુરૂણી પાસે આલોચના ન કરી. પાપનું પ્રાયશ્ચિત ન કર્યું તેથી મૃત્યુ કાળે મરણ પામી ઇશાન દેવલોકમાં અપરિગ્રહિત દેવીપણે ઉત્પન્ન થઈ. જે પરિગ્રહિત દેવી છે તે પોતાનાં દેવને છોડીને બીજા દેવ પાસે ન જાય. અને અપરિગ્રહિત દેવી પોતાના દેવ પાસે રહે અને ગમે ત્યાં જાય. સુકુમાલિકા આર્યામાં વિષય-વાસના રહી હતી તેથી તે વાસનાનું જોર ત્યાં સાથે ગયું. તેથી અપરિગ્રહિત દેવીપણે ઉત્પન્ન થઇ. જે આત્મા અહીંથી કામ વિજેતા બનીને દેવગતિમાં જાય તે જ્યાં વિષયવિકાર સાવ મંદ હોય અગર અનુત્તર વિમાનમાં દેવો વેદી હોવા છતાં અવેદી જેવા છે ત્યાં જાય. આ અધિકારમાંથી આપણે શું સમજવું છે? કરેલાં કર્મો જીવને કેવા ભોગવવા પડે છે! સુકુમાલિકા આર્યા ગુરૂણીની આજ્ઞા વિરૂદ્ધ ચાલી, તેણે વીતરાગ-આજ્ઞાનો ભંગ કર્યો તેનું પરિણામ કેવું આવ્યું? તે ઈશાન દેવલોકમાં નવ પલ્યોપમની સ્થિતિએ અપરિગ્રહિત દેવી પણે ઉત્પન્ન થઇ. ત્યાંની ભવ સ્થિતિ ભોગવીને તે કયાં ઉત્પન્ન થઈ?

"तेणं कालेणं तेणं समएणं इहेव जंबूद्दीवे भारहेवासे पंचालेषु जणवएसु कंपिल्लपुरे नामं नयरे होत्था"। તે કાળ ને તે સમયમાં આ જંબૂદ્વીપમાં ભારત વર્ષમાં પાંચાલ જનપદમાં કાંપિલ્યપુર નામે નગર હતું. કાંપિલ્યપુર નગરમાં દ્રુપદ નામે રાજા રાજ્ય કરે છે. તેમની રાણીનું નામ ચુલ્લણીદેવી હતું. તેમને એક દિકરો હતો. તેનું નામ ધૃષ્ટદ્યુમ્ન હતું. તે યુવરાજ પુત્ર હતો. સુકુમાલિકા આર્યાનો જીવ બીજા દેવલોકથી આયુષ્ય પૂરું કરીને ત્યાંથી ચવીને આ જ જંબૂદ્વીપ નામે દ્વીપમાં, ભરતક્ષેત્રમાં, પાંચાલ્ય જનપદમાં, કાંપિલ્ય પુર નગરમાં, દ્રુપદ રાજાની રાણી ચુલણી દેવીની કુક્ષીમાં પુત્રીપણે આવીને ઉત્પન્ન થયો. જુઓ, અહીં પણ સ્ત્રીપણું મળ્યું. પૂર્વ ભવમાં નિયાણું કરીને આવી છે. કરેલાં કર્મો જીવને અવશ્ય ભોગવવા પડે છે. સુકુમાલિકા બીજા દેવલોકથી ચવીને દ્રુપદ રાજાને ત્યાં ચુલણીની કુક્ષીમાં પુત્રીપણે આવીને ઉત્પન્ન થઇ છે. તેનો જન્મ થશે ને શું નામ પડશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**-ઋષિદત્તા વનમાં એકલી છે. નવકાર-મંત્રનું સ્મરણ તેના હૃદયમાં ગુંજયા કરે છે. પિતા આવીને ચાલ્યા ગયા, તેથી તેને ઘણો આઘાત લાગ્યો છે. તે પોતાના કર્મોને યાદ કરે છે. મારા સાસુ-સસરા કે નણદીનો કોઇનો દોષ નથી. દોષ મારા કર્મનો છે. હે કનકરથકુમાર! આપનો પણ દોષ નથી. મને જેવું દુઃખ છે તેવું જ આપના દિલમાં અપરંપાર દુઃખ છે. પિતાએ તેને રૂપ પરાવર્તન કરવા માટે જે મંત્ર આપ્યો તેથી એને અપૂર્વ આનંદ થયો. કારણ કે શીલની અણમોલ સંપત્તિનું રક્ષણ થશે. રુષિદત્તા પિતાએ બતાવેલી વનસ્પતિ લેવા માટે જંગલમાં ગઈ. વનસ્પતિ લઈ આવીને તેના પર પિતાએ કહ્યા પ્રમાણે વિધી કરીને મંત્રો બોલી તેથી પોતે પુરૂષના રૂપમાં પલટાઈ ગઈ. કારણ કે ગમે તેમ તોય આ નિર્જન પ્રદેશ છે. આ ઉપવનમાં પોતે એકલી છે. કોઈ સમયે પાપી-દુષ્ટ માણસો આવી જાય અને પોતાને જોઈ જાય

તો શીલનું રક્ષણ કેમ થઈ શકે? એમ માનીને રૂપપરાવર્તિની વિદ્યાના બળે તે આબેહુબ પુરુષ બની ગઈ. એની અતિ રૂપવતી કાયા પુરૂષોચિત તામ્રવરણી બની ગઈ. ચહેરો એનો એ રહ્યો. કોઈ જોનારને એમ લાગે કે આ નવજવાન અવશ્ય રુષિદત્તાનો સહોદર ભાઈ હોવો જોઈએ. હવે તેના મનમાં બીજો કંઈ ભય રહ્યો નહિ. જેના મનમાં ધર્મ પ્રત્યેની શ્રદ્ધાનો દીપ જલતો હોય છે તેના મનમાં કોઈ પણ પ્રકારનો ભય ટકી શકતો નથી. રુષિદત્તાના કપડાં તો ફાટી ગયા હતા. તેણે કુટીરમાં જઈને જોયું તો પિતાના બે ભગવા કપડાં પડયા હતા. તે કપડાં પોતે પહેરી લીધા. હવે શીયળના રક્ષણ માટેની ચિંતા મટી ગઈ. તેનામાં હવે હિંમત આવી ગઈ. બસ હવે મને શીયળની ચિંતા નથી. નવકાર મંત્રનું સ્મરણ કરતી પ્રભુની ભકિત કરતી રુષિદત્તા અહીં રહે છે. આ વાત અહીં રહી ગઈ.

હવે કનકરથ કુમારનું શું થયું તે જોઈએ. રુષિદત્તાને મારવા આવેલા મારાઓએ જઈને સમાચાર આપ્યા કે અમે રુષિદત્તાને મારી નાંખી છે. આ સમાચાર સાંભળતા કનકરથને ખૂબ આઘાત લાગે છે.

> રાત દિવસ ઝુરે ઘણો, સરે વનિતા વિરહ અપાર,
> ખાનપાન નિદ્રા તજી, સરે ક્ષણ ક્ષણ કરત વિચાર,
> સુંદર શશિવદની તુઝ બિન મુજ પ્રાણ પાહુંના હો રહ્યા...

કનકરથ રુષિદત્તાના વિરહથી રાત દિવસ ઝૂરી રહ્યો છે. ખાતો નથી, પીતો નથી, રુષિદત્તાને ગયા સાત દિવસના વહાણાં વાયા છતાં એક કલાક પણ ઊંઘ્યો નથી. તેને રુષિદત્તાનો મોહ નથી પણ તેના દિલમાં એ આઘાત છે કે સતી સ્ત્રી નિર્દોષ હોવા છતાં, તેને દોષિત ઠરાવી, ખોટું કલંક ચઢાવી આ રીતે મારી નાંખી! જેનો પતિ જીવતો બેઠો હોય ને તેની પત્નીનું આવું ખોટી રીતે મૃત્યુ થાય, તેનો મનમાં આઘાત છે. માતા-પિતા કુમારને ખાવા પીવા માટે ઘણું સમજાવે છે. તેઓ ખૂબ કહે ત્યારે રસ વગર થોડું ખાઈને ઊઠી જતો. તેને રાજકાજમાં કોઈ પ્રકારનો રસ રહ્યો નહોતો. એના મનમાં એમજ થતું કે આ સંસારમાં પોતે સાવ એકલો અટૂલો છે. જીવનની સઘળી ખુશીઓ કાળના અટ્ટહાસ્યમાં વિલય પામી હતી. તેના મનમાં તો સત્યનું ખૂન થયું છે તેનું દુઃખ છે. રાજાના મનમાં એમ છે કે દીકરો મોહઘેલો છે. કનકરથ કુમારના મહેલ ફરતો રાજાએ સખ્ત ચોકી પહેરો ગોઠવ્યો છે. રખેને કુમાર દુઃખનો માર્યો આપઘાત ન કરી બેસે! પુત્રનું મન પ્રફુલ્લિત રાખવા રાજાએ નૃત્ય, સંગીત, વિનોદ વગેરેના અનેક મનોરંજક પ્રયોગો રાખ્યા હતા, પરંતુ કનકરથ કુમારનું ભાંગી ગયેલું હૈયું કોઈ પણ રીતે શાંત થતું ન હતું. દેહ પર લાગેલો ઘા ઉપરથી રુઝાય છે પણ હૈયા પર લાગેલો ઘા ઉત્તરોત્તર ગંભીર બનતો જાય છે.

હેમરથ રાજા કનકરથ કુમારના મહેલે આવી તેને ખૂબ સમજાવે છે. બેટા! હવે તું શાંત થા. તને રુષિદત્તા જેવી એક નહિ પણ અનેક કન્યાઓ પરણાવીશું. પિતાજી! આપ એ વચન ન બોલશો. આપે સતીને સંતાપી છે ને સતીનું ખૂન કરાવ્યું છે. મારા લગ્ન થયા ત્યારે તેના પિતાએ મને કહ્યું હતું કે મારી પુત્રી સાવ ભોળી ને ગભરૂ બાળા છે. તેને રાજ્યની ખટપટમાં પાડીને દુઃખી ન કરશો. ત્યારે મેં તેના પિતાને વચન આપ્યું હતું. તે વચન પણ હું ન પાળી શકયો! એક બે મહિનામાં તો તેના માથે કલંક ચઢયાં. ને તેનો નાશ થઈ ગયો. પિતાજી! મને રુષિદત્તાનો મોહ નથી. પણ સતીનું ખૂન થયું છે. નિર્દોષબાળા દોષિત ઠરીને મરી છે તેનો મને દિલમાં આઘાત છે. રાજા ત્યાંથી ચાલ્યા ગયા. રાજ્યમાં શોકમય વાતાવરણ બની ગયું છે.

મેલી વિદ્યાના બળે રાજાના જીવનમાં ઝેર રેડી ચૂકેલી અને કોમળ ફૂલ જેવી પવિત્ર નારી રુષિદત્તાને કલંકિત કરી તેનો વધ કરાવી સુલશા યોગિની પોતાની દાસી સાથે પોતાના આશ્રમમાં પહોંચી ગઈ. સુલશા યોગિનીને ધાર્યા કરતાં વધુ દિવસ થયેલા હોવાથી રૂક્ષ્મણીનું મન નિરાશ થઈ ગયું હતું. તેણે તેની સખી સુંદરીને કહ્યું. યોગિનીને ગયા ઘણા દિવસો પસાર થઈ ગયા. મને લાગે છે કે તે પોતાના કાર્યમાં સફળ નહિ થઈ હોય! અથવા તો કાર્ય કરતા સપડાઈ ગઈ હશે. સુંદરી કહે–બહેન! આવો સંશય કરવાની કોઈ જરૂર નથી. તે તો ઘણી હોંશિયાર છે. કનકરથનો રુષિદત્તા પ્રત્યે અથાગ પ્રેમ છે એટલે તેને કાર્ય કરતાં વધુ દિવસો થયા લાગે છે. બાકી એની પાસે મેલી વિદ્યાનું બળ એટલું બધું છે કે તે કદી કોઈના હાથમાં સપડાઈ શકે જ નહિ.

રૂક્ષ્મણી અને સુંદરી વચ્ચે આ વાત ચાલી રહી છે. ત્યાં મહેલમાં ઘુઘરા વાગવાનો અવાજ સંભળાયો ને ખડખડાટ હાસ્ય થવા લાગ્યું. રૂક્ષ્મણી આ અવાજ સાંભળીને ચમકી. કોઈ માણસ દેખાતું નથી ને અવાજ કયાંથી આવે છે? એટલામાં સુલશા પ્રગટ થઈ. સુંદરી કહે રૂક્ષ્મણી! આ તો સુલશા યોગિની આવી. રાજકુમારી અને સુંદરી બંને સુલશાના ચરણમાં પડી ગયા. જયાં પોતાનો સ્વાર્થ સધાતો હોય ત્યાં આવી પાપણી સુલશાના ચરણમાં પડતા પણ માનવી આનંદ અનુભવે છે. સુલશાએ રૂક્ષ્મણીને આશીર્વાદ આપીને કહ્યું. પુત્રી રૂક્ષ્મણી! તારું કાર્ય સિદ્ધ થઈ ગયું છે. હવે કનકરથ કુમાર તને પરણવા આવશે. તારા સ્થાન પર રૂપના ગર્વથી કબજો જમાવી બેઠેલી રુષિદત્તાનો હમેંશને માટે ભયંકર અપમાન સાથે અંત આવી ગયો છે. મહારાજા હેમરથે એના અક્ષમ્ય અપરાધ બદલ વધની આજ્ઞા આપી. આવું ભયંકર કૃત્ય કરવા છતાં સુલશાના મનમાં આનંદ છે કે મેં મારું ધારેલું કાર્ય સિદ્ધ કર્યું. પાપ કરીને પાછી હરખાય છે. રૂક્ષ્મણીને પણ પોતાનો સ્વાર્થ સાધવો છે એટલે રુષિદત્તાનું નિકંદન નીકળી ગયું એ સાંભળતા દિલમાં જરા પણ આઘાત નથી લાગતો કે અહો! મારા સુખને ખાતર આવી નિર્દોષ બાળાના પ્રાણ ગયા! જ્ઞાની કહે છે, હસી–હસીને

ઘણું કર્યું અને પાપના કામમાં સદા અસંતોષ સેવું છું, તો મારામાં આત્મશ્રેયના માર્ગમાં આગળ વધવાની શક્તિ નથી એમ કેમ કહી શકાય? પરંતુ સંસાર સુખની વાસનામાં તરબોળ થયેલો હઠીલો જીવડો છતી સગવડે આગળ વધવાના વિચાર નથી કરતો. આ માનવભવમાંથી ગયા પછી તત્ત્વદૃષ્ટિ પામવાના, આત્મહિત કરવાના સંયોગો જીવને ફરીને ક્યારે મળશે? એ કહી શકાય તેમ નથી. છતાં જીવ મૂઢ બનીને આત્માને ભૂલીને પાપના કાર્યમાં વધુ ને વધુ ખૂંચતો જાય છે. પછી જીવને કોણ બચાવે? ભર બજારમાં છતી પોલીસે લૂંટાઈ રહ્યો છે. પરમ કરૂણા નિધાનના વચનામૃતો ક્ષણે ક્ષણે હૃદયમાં ગુંજ્યાં કરે અને તેમના માર્ગ પર શ્રદ્ધા થાય તો જીવ જરૂરથી આત્માની શાંતિને મેળવી શકે.

બંધુઓ! આજે સમગ્ર જગત શાન્તિની શોધમાં દોડધામ મચાવી રહ્યું છે. સુખ મળશે-વૈભવ મળશે પણ શાન્તિ મળવી મુશ્કેલ છે. યુરોપના મોટા મોટા સમ્રાટો પણ શાંતિ મેળવવા વલખા મારે છે. યુનો ભેગી કરે છે, સંસદો ભેગી કરે છે. અબજો રૂપિયા ખર્ચી આકાશમાં સ્પુટનિકો ઉડાડનાર પણ શાંતિ માટે ફાંફા મારે છે. પણ શાંતિ મળવી મુશ્કેલ છે. સુખ-સામગ્રી મળી જશે, એક મોટરના બદલે તમે ચાર ચાર મોટરો મેળવી શકશો, મોટા બંગલા ઊભા કરી શકશો, પણ શાંતિ એ રીતે નહિ મળી શકે. સુખ મળે પણ શાંતિ ન મળી હોય તો શું વળે? જગતના દરેક જીવો શાંતિ માટે પાગલ બનીને ભમી રહ્યા છે. શાંતિ પૈસામાં કે વૈભવવિલાસમાં નથી. જ્યાંથી શાંતિ મળે છે તેના બદલે બીજા સ્થાને શાંતિ શોધે છે તો કેવી રીતે શાંતિ મળે? દા. ત. એક બહેનની હીરાની વીંટી અંધારા ઓરડામાં કામ કરતા પડી ગઈ. તે બહેન તો રસ્તા પર આવેલ ટ્યુબલાઈટના અજવાળામાં પોતાની વીંટી શોધવા લાગી. રસ્તે આવતા જતાં માણસોએ પૂછ્યું, બહેન! તું શું શોધે છે? ત્યારે તે બહેને કહ્યું-મારી વીંટી અંધારા ઓરડામાં ખોવાઈ ગઈ છે. તેથી બહાર લાઈટના પ્રકાશમાં શોધું છું. અંધારા ઓરડામાં ખોવાયેલી હીરાની વીંટી બહાર રસ્તા પર શોધે તો મળે ખરી? ના મળે, તેમ આજે જગતના માનવો અંતરના ખૂણામાં ખોવાયેલી શાંતિની જગતમાં શોધ કરે છે તો તેને શું શાંતિ મળશે ખરી? નિર્ધન માને કે હું ધન મેળવીશ, પત્ની વગરનો પત્ની મેળવીને શાંતિ મેળવવા ઈચ્છતો હોય, કાં તો પુત્ર મેળવીને શાંતિ મેળવવા ઈચ્છતો હોય, આ બધું બનવું અસંભવિત છે. જેમ જેમ ભૌતિક સુખ-સામગ્રી મળતી જાય તેમ અશાંતિ વધવાની છે.

વિશ્વવિજેતા બનવાના કોડ સેવતા મહાન સિકંદરને એના ગુરૂ એરિસ્ટોટલે પ્રશ્ન પૂછયો-હે સિકંદર! ઈરાન જીત્યા પછી તમે શું કરશો? સિકંદરે જવાબ આપ્યો કે પછી હિંદ જીતીશ. પછી ગ્રીરિયા પર જીત મેળવીશ. પછી નિશ્ચિંત બની આરામ કરીશ. ત્યારે તેના ગુરૂએ જણાવ્યું કે ભોગની તૃષ્ણા કદી મટતી નથી. જેમ જેમ

વધુ મેળવશો તેમ તેમ વધુ અશાંત બનશો. શાંતિ મેળવવા માટે વધુ મેળવવું એ અશાંતિને આહ્વાન આપવા જેવું છે. શાંતિ મેળવવાનું પ્રથમ સોપાન છે સ્વાર્થ-ત્યાગ. બીજાના દુઃખમાં પોતે બળે અને પોતાના સુખમાં દુઃખીને ભાગ આપે. આજે તમને આવું જોવા મળે છે ખરું? સ્વાર્થના અંધાપામાં ભાન ભૂલેલા જગતમાં અશાંતિ ફેલાવે છે. ભૂખ્યો અને ભરેલો એ બેમાં ભયંકર કોણ? ભરેલો. કારણ કે ભૂખ્યા સિંહ-વાઘ-વરૂ વગેરે હિંસા કરે પણ પેટની આગ શાંત થયા પછી તો પોતાની બોડમાં ચાલ્યા જવાના. જ્યારે માણસો જગતમાં કાળો કેર વર્તાવે છે. શાંતિના નામે અશાંતિની આગ પ્રગટાવે છે. જાપાનના હિરોશીમામાં એક જ અણુ બોંબથી માત્ર બે ઘડીમાં ચાર લાખ વીસ હજાર માણસોનો કચ્ચરઘાણ વાળનાર, નાગાશીકીમાં પણ બોંબ દ્વારા હજારો માણસોના પ્રાણ લેનારા ભૂખ્યા હતા કે ભરેલા? એ તો આપ બધા જાણો છો.

જ્ઞાની કહે છે, બીજાનું સુખ જોઈને ઠરતાં શીખો. બીજાનું દુઃખ જોઈને તમારું દિલ દ્રવશે તો શાંતિ મેળવવા પ્રયત્ન કરી શકશો. આજે તો સગા બે ભાઈ જુદા થતા હોય તો ભાગ વહેંચવા માટે વચ્ચે ત્રીજાને રાખવો પડે. જો થોડું ઘણું ઓછું વધતું આવી જાય તો શી દશા થાય? વિજ્ઞાનયુગમાં આગળ વધનારા માનવો ખરેખર વિનાશના આરે ઊભા છે. પૂર્વની આર્ય સંસ્કૃતિ આધુનિક સંસ્કૃતિ કરતાં ઘણી સારી હતી. આજે તો માનવી પેટ ભરવામાં નહિ પણ પટારા ભરવામાં મશગુલ છે. જેની પાસે નથી તે મેળવવા તરફડિયા મારી રહ્યા છે ને મળ્યું છે તેને સાચવવાની મૂંઝવણ છે. બંધુઓ! રામાયણમાં દૃષ્ટિ કરો. શ્રી રામચંદ્રજી જેવા આદર્શ પુરૂષ મળવા મુશ્કેલ છે. પિતાની આજ્ઞા એ હમેંશા શિરોમાન્ય કરતા. રામચંદ્રજી જે દિવસે રાજસિંહાસને બેસવાના હતા તે દિવસે કૈકેયીના કહેવાથી ભરતને ગાદી અને રામને વનવાસ આપવાનું દશરથ મહારાજાને અનિચ્છાએ સ્વીકારવું પડયું. રામને રાજ્ય આપી દશરથ રાજા દીક્ષા લેવાના હતા. કૈકેયીને વિચાર થયો કે રામ મારો પોતાનો પુત્ર નથી. તે રાજગાદી પર બેસે ને પતિ દીક્ષા લે તો પછી મારું કોણ? કેવો સ્વાર્થનો અંધાપો! આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આ સંસારમાં સ્વાર્થ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. આખો સંસાર સ્વાર્થનો ભરેલો છે.

**સ્વાર્થના સૌ સગા સંસારમાં, માગે છે વાતે વાતે મૂલ,**
**જોઈ લ્યો રંગ સંસારના,**
**આપ્યા કરો તો તમે વહાલા સંસારમાં, બંધ કરો તો ઘટયા મૂલ...**
**......જોઈ લ્યો રંગ.........**

કૈકેયીના વચનથી રામને વનવાસ મળ્યો, છતાં રામચંદ્રજી સાત્વિક વૃત્તિના છે.

પિતાની આજ્ઞા ખાતર રાજપાટનો ત્યાગ કરતાં અચકાતા નથી. રાજગાદી કરતાં પિતૃઆજ્ઞાને મહાન સમજે છે. આજે જો આવો પ્રસંગ બને તો ? બાપની સામે કોર્ટે ચઢે. મહત્તા ભોગની નહિ પણ ત્યાગની જોઈએ. બીજાને આનંદ આપવામાં મહત્તા છે, પણ બીજાનો આનંદ લૂંટવામાં મહત્તા નથી. સંસારમાં શાંતિપૂર્વક જીવવું હોય તો બીજાને શાંતિ આપીને જીવો. શ્રી રામ ઈતિહાસના પાને પ્રસિદ્ધ થયા એનું કારણ એમનો ત્યાગ મહાન હતો. પશ્ચિમની સંસ્કૃતિ ભોગમાં માને છે. આર્ય સંસ્કૃતિ ત્યાગમાં માને છે. અમેરિકામાં આજે બાર મહિનામાં કરોડો રૂપિયાની એસ્પ્રો વપરાય છે. છતાં માથાનો દુઃખાવો કાયમી હોય છે. આનું કારણ અમેરિકા ભોગવિલાસમાં જીવનની સાર્થકતા માને છે. જ્યાં બીજાનું ખરાબ કરવાની ભાવના હોય ત્યાં શાંતિ રહે જ ક્યાંથી ? સ્વાર્થ ત્યાગી માનવ સંસારમાં સ્વર્ગ ઊભું કરી શકે છે.

આજે તો માણસ માત્રમાં લગભગ ભોગનો હડકવા ચાલ્યો છે. વિજ્ઞાનયુગની શોધો જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ શાંતિનો સત્યાનાશ વળતો જાય છે. એશઆરામ, વૈભવ, સંપત્તિ વધી તેમ શાંતિ ખોવાતી ગઈ. ઉપાશ્રયે આવવાની કે સંત દર્શન કરવાની તો ફુરસદ નથી. આજનું જીવન જોતાં તો એમ લાગે છે કે સંસારી માનવીને શ્મશાન સિવાય બીજે ક્યાંય શાંતિ મળે તેમ દેખાતું નથી. યાંત્રિક સાધનો વધતા ગયા તેમ માનવ પણ જડ યંત્ર જેવો બનતો ગયો. આજના યંત્રવાદે તો એક જાતનો ઉન્માદ ઊભો કર્યો છે. જો ઘરમાં ફોન હોય તો તેની લાઈન બધા રૂમમાં હોય. જમતાં જમતાં ને સૂતા સૂતા પણ ઘંટડીઓ વાગ્યા કરે. આજના માનવને સૂવાનું, ખાવાનું કે આરામ કરવાનું પણ શાંતિથી મળતું નથી. આજે દરેકના હાથે લગભગ ઘડિયાળ બાંધેલી હોય છે. જ્ઞાની કહે છે તમે ઘડિયાળ નથી બાંધતા પણ ઘડિયાળે તમને બાંધી દીધા છે. ઘડિયાળના ટાઇમ પ્રમાણે મોટરની ૬૦ની ઝડપે ગાડી ચલાવે તેથી ઘણીવાર રસ્તામાં ગાય, ભેંસ, અરે માનવીનું પણ મૃત્યુ થઇ જાય છે. અંદર બેઠેલા શેઠ તો કાંડા ઘડિયાળ પ્રમાણે ટાઈમસર પહોંચવા માંગતા હોય ત્યાં શું થાય ? યંત્રવાદનો ઉન્માદ વધતો ગયો તેમ સ્વાર્થ-ત્યાગ મરતો ગયો. સ્વાર્થ ત્યાગની ભાવના જીવનમાં આવશે ત્યારે શાંતિ મળશે.

રામચંદ્રજી રોજ સવારે પિતાના ચરણમાં નમન કરવા જતા હતા. તે વખતના આર્ય પુરૂષો વિનયવિવેક કદી ચૂકતા નહિ. માતા-પિતા પ્રત્યેનો આદરભાવ ભૂલતા નહિ. આજે તો પુત્રને પિતાને નમન કરતાં શરમ આવે છે. અરે પિતાને પિતા અને માતાને માતા કહેતા પણ શરમાય છે. હવે તો મમ્મી અને પપ્પાનો જમાનો આવ્યો. જેણે માતા-પિતાના ચરણોમાં માથું નથી નમાવ્યું તે ગુરૂના ચરણોમાં માથું કેવી રીતે નમાવશે ? પહેલાના જમાનામાં માતા-પિતાને તીર્થરૂપ માનતા હતા. જ્યાં વડીલને દેખે ત્યાં નમી જતા. તેમજ

માત-પિતાનું ચારિત્ર પણ એવું ઉત્તમ હતું કે તેમના સંતાન મહાન પરાક્રમી બનતા. અને તેવા સંતાન માટે બીજા દેશો ચાહના કરતા.

એક ઐતિહાસિક વાત છે. જયશિખરનો પુત્ર વનરાજ ચાવડો મહાપરાક્રમી રાજા હતો. તેના પરાક્રમથી આખા રાજપૂતાનામાં તેની હાક વાગી રહી હતી. વનરાજના પરાક્રમની વાતો સાંભળીને મારવાડના રાજાઓને વિચાર થયો કે આપણા દેશમાં જો વનરાજ જેવા શૂરવીર, પરાક્રમી સંતાનો પેદા થાય તો દેશને ખૂબ લાભ થાય. પોતાની આ ઈચ્છા પૂરી કરવાના ઉદ્દેશથી તે મારવાડના રાજાએ એક બારોટને બોલાવીને કહ્યું-ગમે તેમ કરીને, સમજાવી ફોસલાવીને, લાલચમાં નાંખીને, કોઈ પણ રીતે જયશિખરને અહીં લઈ આવો. તેમને અહીં લાવ્યા પછી તેને કોઈ સારી કન્યા સાથે પરણાવી દઈશું. પછી તો તેના જે પુત્રો થશે તે બધા વનરાજ જેવા પરાક્રમી ને શૂરવીર થશે. રાજાની આજ્ઞાથી તે બારોટ સીધો પાટણમાં આવી ગયો. આવીને જયસિંહ રાજાની પ્રશંસાની બિરદાવલી ખૂબ સુંદર રીતે ગાઈ. તેમને જયવિજય શબ્દોથી વધાવ્યા. જયશિખર રાજા આ બધું સાંભળીને ઘણા ખુશ થયા અને બારોટને ઈચ્છા હોય તે માંગવાનું કહ્યું.

બારોટે કહ્યું-મહારાજા! આપ જો અમારી ઈચ્છા પૂરી કરવા માંગતા હો તો અમારી આપને એક અરજી છે કે તમે થોડા દિવસ માટે રાજપાટ અધિકારીઓને સોંપીને અમારી સાથે મારવાડ પધારવાની કૃપા કરો. આ શબ્દો સાંભળીને જયશિખર રાજા વિચારમાં પડી ગયા. તેમણે બારોટોને કહ્યું-ભાઈ! આપે માંગી-માંગીને માગ્યું ત્યારે આવું જ માંગ્યું ને? આપ બીજું કંઈક માંગો. પૈસા, સોનું, ગામ જે જોઈતું હોય તે માંગો. ચારણોએ બીજું કંઈ લેવાની ના પાડી. છેવટે પોતાનું વચન પાળવા રાજપાટ અધિકારીઓને સોંપી જયશિખરે મારવાડ તરફ પ્રયાણ કર્યું. જયશિખર રસ્તામાં ચારણોને પૂછે છે ભાઈ! તમે મને મારવાડ શા માટે લઈ જાવ છો? ચારણોએ કહ્યું-મહારાજા! અમારે મારવાડમાં વનરાજ ચાવડા જેવા પરાક્રમી શૂરવીરો પેદા કરવા છે. તેથી આપને મારવાડ લઈ જઈએ છીએ. આ વાત સાંભળી જયશિખર હસી પડયા. હસતાં હસતાં કહ્યું કે તમે તો કેવી કાઢી નાંખવા જેવી વાત કરો છો! વનરાજ જેવા શૂરવીર પુત્રો મારા એકલાથી પેદા થઈ જવાના છે? તેનો બધો યશ તો વનરાજની શૂરવીર અને સંસ્કારદાતા માતાનો છે. વનરાજની શૂરવીરતાનો યશ હું લઈ શકું તેમ નથી.

ચારણો કહે-મહારાજા! અમારા મારવાડમાં કન્યાઓનો કંઈ દુષ્કાળ પડયો નથી. મારવાડમાં પણ એક એકથી ચઢિયાતી કન્યાઓ મળી શકે તેમ છે. જયશિખરે કહ્યું. કન્યાઓ તો ઘણી હશે, પરંતુ જેવી તેવી કન્યાથી આ કામ પાર પડે તેમ નથી. મેં

તમને વચન આપ્યું છે એટલે હું તમારી સાથે આવું છું. પરંતુ મારવાડમાં વનરાજની માતા જેવી કોઈ કન્યા દેખાતી નથી. માટે આપ વિચાર કરો. ચારણોને ખૂબ આશ્ચર્ય થયું કે રાજા કહે છે મારવાડમાં વનરાજની માતા જેવી કોઈ કન્યા દેખાતી નથી. તો વનરાજની માતા કેવી હશે? જયશિખરે કહ્યું–સાંભળો. હું તેના જીવનનો એક પ્રસંગ આપને કહી સંભળાવીશ. આ પ્રસંગ પરથી તે કેટલી મહાન હતી તેનો તમને ખ્યાલ આવશે.

વનરાજ છ મહિનાનો હતો ત્યારે હું રાણીના મહેલમાં ગયો. ને રાણીને સ્હેજ અડપલું કર્યું ત્યારે તે તરત આવેશમાં આવીને બોલી ઉઠી : આ બાળકની હાજરીમાં તમને અડપલું કરતાં શરમ નથી આવતી? બાળક પર કેવા સંસ્કાર પડશે અને તેનું જીવન ભવિષ્યમાં કેટલું ખરાબ થઈ જશે? મેં હસતાં હસતાં કહ્યું–હજુ તો આ છ મહિનાનું બાળક છે. આ બધી વાતોમાં તેને શી સમજણ પડવાની છે? અજ્ઞાન બાળક આ સંસ્કાર કેવી રીતે ગ્રહણ કરશે? રાણીએ કહ્યું–આપ તેને અજ્ઞાન બાળક સમજશો નહિં, ભલે તે બોલતો ન હોય, પણ આપના આ બધા હાવભાવ સમજી શકે છે. મેં રાણીના શબ્દોની અવગણના કરી આગળ છૂટ લેવા માંડી. આ વખતે વનરાજે મોં એકદમ ફેરવી લીધું. રાણીએ કહ્યું–જુઓ, આપ તેને અજ્ઞાન બાળક કહેતા હતા પણ તેણે મોં ફેરવી લીધું. મારી પ્રતિજ્ઞા છે કે હું પારકા પુરુષની હાજરીમાં મારી ઈજ્જત નહિ ગુમાવું. આપે મારી પ્રતિજ્ઞા તોડાવી છે. હવે હું મોં બતાવવા લાયક નથી. આટલા શબ્દો બોલીને તે ઝેરની ગોળી ખાઈને સૂઈ ગઈ. તેણે હંમેશને માટે આંખો મીંચી દીધી. આવી હતી આ વીરાંગના! તમારા મારવાડમાં આવી કોઈ કન્યા છે ખરી? ચારણો તો આ વાત સાંભળી સ્તબ્ધ થઈ ગયા. તેમણે નિરાશ થઈને કહ્યું–મહારાજા! અમારા દેશમાં આવી કન્યા મળવી મુશ્કેલ છે. આપ જો એમ કહેવા માગતા હો કે આવી કન્યા મળે તો જ વનરાજ ચાવડા જેવું બાળક જન્મે, તો આપ ખુશીથી પાછા જઈ શકો છો. અમે લાચાર છીએ, અમને માફી આપો. જયશિખર તરત ત્યાંથી પાટણ પાછો ફર્યો. આ છે સુસંસ્કારોવાળી માતાનું જીવન! આજના મા-બાપ ઈચ્છે છે કે પુત્ર હનુમાન જેવા થાય, પરંતુ તે સતી અંજના અને પવન કુમારની જેમ સંયમી અને બ્રહ્મચર્યવ્રતધારી રહી શકે છે ખરા?

સુકુમાલિકા બીજા દેવલોકથી ચવીને દ્રુપદ રાજાને ઘેર ચુલણી માતાની કુક્ષીમાં ઉત્પન્ન થઈ. નવ માસે ચુલણી દેવીએ પુત્રીને જન્મ આપ્યો. નાગેશ્રીના ભવમાં કર્મો કર્યા પછી જે મનુષ્ય ભવ મળ્યા તેમાં બધામાં સ્ત્રીપણે ઉત્પન્ન થઈ. પુત્રીના જન્મ પછી ૧૧ દિવસ પૂરા થયા ને બારમો દિવસ આવ્યો ત્યારે ચુલણી માતાએ વિચાર કર્યો કે તેના પિતાનું નામ દ્રુપદ રાજા છે. માટે તેનું નામ દ્રૌપદી રાખીએ તો સારું. આમ વિચારીને માતા-પિતાએ ગુણ નિષ્પન્ન નામ દ્રૌપદી પાડયું. દ્રૌપદીનું પાંચ ધાવમાતાઓથી

લાલન-પાલન થવા લાગ્યું. જાણે પર્વતની કંદરાના પ્રદેશમાં ઉત્પન્ન થયેલી ચંપકલત્તા નિર્વાત, નિરુપદ્રવ સ્થાનમાં સુખેથી ઉછરતી ન હોય !

દ્રૌપદી એકની એક દીકરી છે. તે માતા-પિતાને ખૂબ વહાલી છે. તે ઘણી સ્વરૂપવાન છે. કેટલાક માણસોમાં રૂપ હોય છે ને ગુણ નથી હોતા. કોઈમાં ગુણ હોય છે તો રૂપ નથી હોતા. આ દ્રૌપદીમાં તો રૂપ અને ગુણ બંને છે. માતા-પિતા ખૂબ લાડ લડાવે છે. માતા આ પુત્રીમાં સુંદર સંસ્કારોનું સિંચન કરે છે. દીકરી દિન-પ્રતિદિન વધતી જાય છે. તે ભણવામાં ખૂબ હોંશિયાર છે. તેનું રૂપ-સૌંદર્ય પણ અથાગ છે. આ બધું તેને શાથી મળ્યું ? પૂર્વભવમાં સાધના ઘણી કરી છે. પરંતુ તે સાધનામાં વીતરાગ-આજ્ઞાની વિરૂદ્ધ ચાલી છે, તેથી વિરાધક બની છે. અકામ સાધનાના બળે તેને ભૌતિક સુખો મળ્યાં. પણ મોક્ષના સુખો ન મળ્યા. જો સકામ સાધના હોત તો મોક્ષના સુખો મળત. દ્રૌપદી સ્ત્રીની ૬૪ કળામાં ભણીગણીને હોશિયાર થઈ છે. પુરૂષની ૭૨ કળા અને સ્ત્રીઓની ૬૪ કળા, જીવ જો સમજ્યો પણ ધર્મકલાને જીવ સમજ્યો નથી તો બધી કળા ફળરૂપ નહિ બને. કારણ કે જીવને સુખ ભોગવતાં તો આવડે છે પણ દુઃખમાંથી સુખ શોધવાનો રસ્તો ધર્મકળા બતાવે છે. પહેલાના જમાનામાં દીકરી પાંચ વર્ષની થાય ત્યાં સુધી પિતાને વંદન કરવા જતી હતી પણ પછી મોટી થાય એટલે જતી ન હતી. તેથી દીકરી યુવાન થાય એટલે પિતાની આંખ ખોલાવવા માતા દીકરીને સોળ શણગાર સજાવી પિતાને વંદન કરવા મોકલતી. દ્રૌપદી મોટી થઈ ને યુવાવસ્થા સંપન્ન થઈ ત્યારે તેના શરીરમાં લાવણ્યના ચમકથી સૌંદર્ય વિશેષ ખીલી ઊઠયું. એટલે દ્રૌપદીને સારા વસ્ત્રાલંકારો પહેરાવી ચુલણી માતાએ પિતાને વંદન કરવા મોકલી. દ્રૌપદી પિતા પાસે જઈ તેમને વંદન કરી તેમની ચરણ રજ માથે ચઢાવે છે. દ્રૌપદીના ગુણ, સ્વરૂપ અને મોટી થયેલી જોઈને પિતાના મનમાં ચિંતા શરૂ થઇ કે દીકરીને માટે કેવો વર શોધું કે જેથી મારી દીકરી સુખી થાય. આ રીતે પિતાને ચિંતા થઈ. હવે તે દ્રૌપદીને શું કહેશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** સુલશા યોગિની રૂક્મણીને કહે છે હે દીકરી ! સાંભળ. મેં શું કર્યું, રથમર્દનપુર નગરમાં જઇને રાત્રે રાજમહેલના બધા માણસોને મારા મંત્રના બળથી નિદ્રા મૂકીને સૂવાડી દેતી અને રોજ એક માણસનું ખૂન કરતી. ખૂન કરીને તેના સાથળમાંથી માંસના ટુકડા કાઢી ઋષિદત્તાના ઓશીકા નીચે મૂકી આવતી અને તેનું મોઢું લોહીથી ખરડાયેલું કરી દેતી. રોજ આ રીતે કરતી. મેં આ રીતે ૬૧ માણસોના ખૂન કર્યા. આ ખૂન કરનાર ઋષિદત્તા રાક્ષસણી છે, તેવી રીતે તેને કલંકિત કરી તેથી રાજાએ તેને દૂર વનમાં મોકલી ચંડાળો પાસે તેનો વધ કરાવી નાંખ્યો છે. કનકરથ

રુષિદત્તાના વિયોગમાં ખૂબ ઝૂરે છે પણ આઠ–દશ દિવસે તે શાંત થશે ને તને પરણવા માટે આવશે.

**યોગિની પાસેથી રૂક્ષ્મણીએ જાણેલી વાત :** રૂક્ષ્મણી યોગિનીના મુખેથી રુષિદત્તાનું કાસળ નીકળી ગયાના સમાચાર સાંભળી પારાવાર હર્ષ અનુભવે છે. રૂક્ષ્મણીનું દિલ અધમ છે તેથી સારો વૈભવ હોંશિયારી હોવા છતાં અધમ કક્ષાએ ઊભી છે. કનકરથ કુમાર પરણવા આવશે એ સાંભળી તેના રોમેરોમમાં આનંદ થયો. પણ એ વિચાર ન આવ્યો કે મારા સ્વાર્થ ખાતર એક–બે નહિ પણ અગિયાર માણસોના ખૂન થયા. અને સતી જેવી નિર્દોષ બાળાને રાક્ષસણી તરીકે કલંકિત કરી તેને મારી નંખાવવામાં હું નિમિત્તભૂત બની. ! પોતાનો સ્વાર્થ સાધતા ભલે બીજાનું ખરાબ થાય પણ પોતાનું સારું થવું જોઈએ.

રૂક્ષ્મણીના માતા–પિતા તો ખૂબ પવિત્ર છે. તેમને ખબર નથી કે રૂક્ષ્મણીએ સુંદરી મારફત સુલશા યોગિની દ્વારા આવા કાળાં કામ કરાવ્યા છે. એક દિવસ રૂક્ષ્મણીની માતા સુંદરીને કહે–હે સુંદરી ! રૂક્ષ્મણી આનંદમાં આવે અને રાજી થાય તેવું કંઈક કર. ત્યારે સુંદરી કહે–મહાદેવી ! આપને હું શુભ સમાચાર આપું છું. હમણાં રૂક્ષ્મણી પ્રફુલ્લિત દેખાય છે. સુંદરી ! શું તને કંઈ ખબર છે ? મહારાણી ! રાજકુમારીના ચિત્તને પ્રસન્ન કરે તેવા એક મહત્ત્વના સમાચાર હમણાં મને મળ્યા છે. કનકરથ કુમાર રૂક્ષ્મણીને પરણવા આવશે. તે રુષિદત્તાને પરણ્યો છે ને ફરીવાર શું તે રૂક્ષ્મણીને પરણવા આવશે ? હે મહારાણી ! સાંભળ્યું છે કે યુવરાજ કનકરથની વનવાસિની પત્ની રુષિદત્તાનો વધ કરવામાં આવ્યો છે. રાણીને સાંભળીને ઘડીક તો આઘાત લાગી ગયો. શું વધ કરાવ્યો છે ? સુંદરી કહે, તે રાક્ષસણી નીકળી તેથી તેના સસરાએ તેનો વધ કરાવ્યો છે. સુંદરી, આ સમાચાર તને કોણે આપ્યા ? મહારાણી ! મારા માસીનો દીકરો ગઈ કાલે રથમર્દનપુર નગરથી આવ્યો છે તે બધી બનેલી કહાણી જોઈને આવ્યો છે. આ સમાચાર સાંભળીને રાણીના મનમાં તો આંચકો લાગ્યો. અહો ! આ છોકરીનું આવું થયું ! !

રાણીએ પ્રધાનને વાત કરી મંત્રીજી ! આપ રથમર્દનપુર નગરીમાં ખાનગી તપાસ કરાવો કે શું આમ બન્યું છે ? જો વાત સત્ય હશે તો રૂક્ષ્મણીની મનોકામના પૂર્ણ થશે. રાજાએ બે દૂતોને મોકલી તપાસ કરાવી. તે દૂતોએ પણ આવીને કહ્યું. મહારાજા હેમરથે નરમાંસ ભક્ષવા અર્થે કરાતી હત્યાના અપરાધ અંગે પોતાની પુત્રવધૂ રુષિદત્તાનો વધ કરાવ્યો છે. આ સમાચારથી સારું રાજભવન આનંદિત બની ગયું, કારણ કે રૂક્ષ્મણી કનકરથ સિવાય બીજા કોઈને વરવા તૈયાર ન હતી. મંત્રીઓ સાથે વિચાર કરીને કૃતબ્રહ્મ રાજા હવે પોતાના માણસોને રૂક્ષ્મણીનું કહેણ લઈને મોકલશે અને કનકરથ કુમારના લગ્ન કેવી રીતે થશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૯૧

આસો સુદ ૬ ને સોમવાર તા. ૨૧-૧૦-૭૪

આત્મકલ્યાણ માટે સાધના એ સર્વ શ્રેષ્ઠ છે. જો સાધક ભાવ પ્રગટે તો આત્મસાધના મુશ્કેલ નથી. બંધુઓ! હું આપને પૂછું કે સાધકભાવ એટલે જેમ સંસારના ક્ષણિક કાર્યોની લુબ્ધતા, તે કાર્યો કરવા તરફ જીવને કેવો દોરે છે, કેવી પ્રેરણા કરે છે તેથી પણ વધુ જીવને એકાગ્ર કરવો પડશે. સાધનાના બે પ્રકાર છે. સુસાધના અને કુસાધના. જ્ઞાની કહે છે તમારે આત્માનો વિકાસ કરવો છે, આત્માને ઓળખવો છે તો સાચી સાધનાનો આશ્રય લેવો પડશે. આત્મ વિકાસની સાધના કરવાની જીજ્ઞાસા જાગશે ત્યારે આત્મા ભોગવિલાસના વિચારોનો ત્યાગ કરશે. જો આત્મ સાધના સાથેની જીજ્ઞાસા સાથે વિષય વિકારોના વિચારોને ન ત્યાગે તો તેની સાધના ખોટી ગણાય છે. સાધના સંસારની નહિ પણ આત્માની કરવી છે. પરંતુ તે કર્તવ્ય પરાયણતાથી ભ્રષ્ટ થઈને કરાય તો સાધના કુસાધના બની જશે. એટલે સાધના કેવી હોવી જોઈએ? આત્મસાધના કરતાં સાધનાની ક્રિયા હિંસામય, પ્રપંચમય, ભોગમય કે સંસાર વર્ધક હશે તો તે સાધના આત્મવિકાસ કરવાને બદલે આત્મવિનાશ કરશે. સમજાય છે ને?

સાધના કરવા માટે સાધ્ય, સાધક અને સાધના ત્રણેયને બરાબર જાણી લેવા પડશે. સાધ્ય શું? સાંધક કોણ અને સાધના શું એ આપને ખબર છે? સાધ્ય મોક્ષ, દરેક જીવોનું સાધ્ય શું છે? મોક્ષ. સાધક કોણ? આત્મા પોતે અને સાધના તપ-સંયમ આદિ શુદ્ધ ક્રિયાના અનુષ્ઠાનો. મહાત્યાગી સંતો, સિદ્ધાંતો એ સાધનાના અવલંબન છે. આવો જ્યારે દૃઢ નિશ્ચય થશે ત્યારે સાધના જલ્દીથી સત્ફળને આપશે.

દેવાનુપ્રિયો! સાધના કરવાની જીજ્ઞાસા જાગે એ મહા અહોભાગ્યની વાતં છે. પણ આત્મસાધનાની જ ઝંખના હોવી જોઈએ. જડ સુખો અને તેને મેળવવાની સાધના તો જીવ અનાદિકાળથી કરતો આવ્યો છે, અને તેથી ૮૪ લાખ જીવાયોનીમાં રખડતો થાકયોપાકયો આ માનવભવમાં આવ્યો છે. અનંત કાળથી કરાતી સાંસારિક સાધનાથી હજુ જીવને તૃપ્તિ થઈ નથી. તમારા સંસારના સુખોની સાધનાઓ ક્ષણિક છે અને એ સાધનાથી મળતી સિદ્ધિઓ પણ ક્ષણિક છે. કેમ બરાબર છે ને? એવી સાધનાઓ અને એવી સિદ્ધિઓ આત્માએ અનંતી વાર કરી પણ તેમાં કંઈ ભલીવાર આવ્યો નથી. છતાં જીવનો અનાદિ કાળનો સ્વભાવ એવો છે કે તેને સાચી સાધના મળે છે તેનાથી દૂર ભાગે છે અને ખોટી સાધનાનો આશ્રય જલ્દી પકડી લે છે.

આપણું–બધાનું સાધ્ય શું છે? (શ્રોતામાંથી અવાજ. મુકિત પ્રાપ્ત કરવાનું.) તે પ્રાપ્ત કરવા માટે મન વચન અને કાયા એ ત્રણેયને સાધનાના સાધનો બનાવવા પડશે. આચાર, વિચાર અને ક્રિયા એ ત્રણેમાં એકરૂપતા થશે ત્યારે સાધનાનો કોઈ અલૌકિક અખંડાનંદ પ્રાપ્ત થશે. બંધુઓ, તમે સંસારથી કંટાળ્યા હોય, ભવભ્રમણનો થાક લાગ્યો હોય અને હવે જો આરામ જોઈતો હોય તો સાધના કરવા કદમ ઉઠાવો. સાચી સાધના સિવાય જીવ કદી સિદ્ધિને મેળવી શકવાનો નથી. સાધનાના ઈચ્છુકે પહેલો નિર્ણય કરવો જોઈએ કે સંસાર અને સંસારના ભૌતિક સુખની ઈચ્છાઓ હેય છે એટલે છોડવા જેવી છે. આવો નિર્ણય થશે ત્યારે સંસાર કેવો લાગશે? કેદખાના જેવો. સંસાર એ ભયંકર બંધન લાગશે ત્યારે જીવ આત્મવિચારણા કરશે કે સંસારના સુખો જેમ જેમ મળે છે ને ભોગવાય છે તેમ તેમ આત્મા કર્મબંધનથી વધુ બંધાતો જાય છે અને કર્મના થરથી લેપાતો જાય છે. આત્મ સાધનાથી વંચિત રહેવાથી જીવ દુર્ગતિના દારુણ દુઃખોને પ્રાપ્ત કરે છે. માટે મુક્તિ એ જ મારું ધ્યેય છે એમ મક્કમ નિર્ણય કરીને તેને વળગી રહેવું જોઈએ. જ્યારે મોક્ષની સાધનાનું ધ્યેય મજબૂત થશે પછી આત્મા સાધનામાર્ગની કેડીપર અસ્ખલિત ગતિ કરશે પછી તો તેના માટે મુક્તિ બહુ દૂર કે અશકય નહિ રહે. તેથી અનંત સુખના ભોક્તા સિદ્ધ ભગવાન જેવી ઉચ્ચદશા, એટલે શાશ્વત સુખને મેળવી શકશે.

અનંત શાશ્વત આનંદઘન આત્માના સ્વરૂપમાં રમણતા કરવા માટે વિભાવ ભાવનો ત્યાગ કરવો જોઈશે. જ્યારે વિભાવનો ત્યાગ થશે ત્યારે સ્વભાવભાવની ગુણસંપન્નતા પ્રાપ્ત થઈ જશે. શ્રદ્ધા વગરની સાધના દાંત વિનાના મુખ જેવી નકામી છે. શ્રદ્ધા એ સાધનાનું પહેલું પગથિયું છે. જ્યારે સાધનાની જીજ્ઞાસા જાગે ત્યારે સાધના કરતા પહેલાં તે સાધ્ય–સાધનોને ઓળખીને તેના પર શ્રદ્ધા કરીને એવો તન્મય થઈ જાય કે જેમ તમારો દીકરો ઘણા સમયથી દેશાવર ગયો છે, તેના આવવાના સમાચાર આવ્યા, તો તે દીકરાને મળવાની તમારામાં તન્મયતા કેટલી હોય? (શ્રોતામાંથી અવાજ : અરે ઘણી હોય) એથી વધુ તન્મયતા આત્મસાધનામાં આવશે.

હું આપને બીજો ન્યાય આપીને સમજાવું કે તમે સંસારમાં બેઠા છો. તમારા સંસારમાં દીકરા–દીકરીના લગ્ન પ્રસંગ અવારનવાર આવે છે. લગ્ન પ્રસંગને તમે મોટો લ્હાવો માનો છો ને? જો દીકરાના લગ્ન હોય તો તમે તેને સુંદર વેશભૂષા અને દાગીનાથી શણગારી ઘોડે બેસાડીને પરણવા લઇ જાવ છો. આ લગ્ન પ્રસંગે તમને લગ્નની ધમાલમાં ને વહુને લાવવાના કોડમાં બીજું કાંઈ યાદ આવે છે ખરું? તેમાં કેવા તન્મય બની જાવ છો! જ્ઞાની કહે છે આ તન્મયતા કરતાં અધિક તન્મયતા આત્મસાધનામાં લગાડો. લગ્ન પ્રસંગે જે આસક્તિ હોય છે એથી અધિક આસક્તિ, અને એકાગ્રચિત્તવૃત્તિ સાધકને સાધનાના માર્ગ પર હોવી જોઈએ. એવી

એકાગ્રતા આવશે ત્યારે સાધનાનો પ્રેમ, સાધનાની તમન્ના અને સાધનાનો શોખ શ્વાસોચ્છ્વાસમાં વણાઈ જશે.

બીજી વાત કરું. તમારા ઘરમાં વાસણો સ્વચ્છ હોય. તેમાં બહેનો રસોઇ બનાવે ને પછી બધા જમો. જમ્યા પછી જે વાસણ એઠાં થાય તેને બહેનો શું નાંખી દે છે? ના. એ તો એને માંજીને સાફ કરે છે ને પછી સાચવીને રાખે છે. તેમ તમારા સાધનાના સાધનો મુહપત્તિ, ગુચ્છો, પથરણું વગેરે સામાયિક કરીને ઉઠો પછી જેમ તેમ ન મૂકતાં એને જતનાપૂર્વક મૂકો. આ બાહ્ય સાધનો અને ક્ષમા, શાંતિ, ઈન્દ્રિયોનું દમન, મનનો વિજય આ સાધનાના આભ્યંતર સાધનો છે. તમારા સંસારના સાધનો કરતાં આ સાધનો પ્રત્યે વિશેષ રસ હોવો જોઈએ. જે અતિ કષાયી માણસ હોય તે ધર્મ કરવા બેસે તો તે ધર્મનો અધિકારી નથી. બહારથી ધર્મ કરે પણ અંતરમાં ક્રોધ, માન, માયા, રાગ, દ્વેષ–વિષય વૃત્તિઓ ભરી હોય તો તેને કર્મની નિર્જરાનો લાભ થતો નથી. સાધક આત્માએ સાધના કરતાં પ્રથમ તો મન પર વિજય મેળવવો જોઇશે. મનને એવી ટેક લગાવી દેવી કે કોઈપણ પ્રસંગે તે પોતાના ધ્યેયને ચૂકે નહિ. માટે મનને મારો. મનોવિજય કરો. મનને સમજાવો અને તેને આત્મ-સાધનામાં એકાગ્ર કરો. બાહ્યપ્રવૃત્તિ દૂર કરો. અને એકાંતમાં બેસીને બાહ્યપદાર્થો તરફ જાગતા વિષય વિકારોનો મૂળમાંથી નાશ કરો. અને વીતરાગ વચન પર શ્રદ્ધા કરો. શ્રદ્ધા થશે તો આત્મ કલ્યાણ થઈ શકશે.

કૂવાકાંઠે એક પટેલ કોશ ચલાવી રહ્યો હતો. ત્યાં એક સંન્યાસી આવ્યો. તેને ખૂબ તરસ લાગી હતી તેથી પટેલ પાસે આવીને પાણી માંગ્યું. એટલે તેને પાણી પીવડાવ્યું. પાણી પીને સંન્યાસી થોડે દૂર જઈને માળા ગણવા બેઠો. પ્રભુનો જાપ કરવા લાગ્યો. પટેલને થયું આ સંન્યાસી શું કરે છે? એટલે તેની પાસે જઈને પૂછે છે આપ આ શું ગણગણ કરો છો? સંન્યાસી કહે, મારે ભગવાનના દર્શન કરવા છે માટે ભગવાનના નામનો જાપ જપું છું. પટેલ કહે–ભગવાન એટલે શું? મને ભગવાન બતાવો. સંન્યાસી કહે, ભગવાન એમ ન બતાવાય. ભગવાન એમ ન આવે. આ કહે, મને ભગવાન બતાવો. ભગવાન નહિ બતાવો ત્યાં સુધી હું તમને અહીંથી જવા દઈશ નહિ. સંન્યાસી ખૂબ મૂંઝાયો. ભાઇ! એમ ભગવાન ન મળે. સંન્યાસી તો ગભરાઈ ગયો ને ત્યાંથી ઊભો થવા ગયો તો પટેલે હાથ પકડીને બેસાડયો. મને ભગવાન બતાવો. હું આપને નહિ જવા દઉં. સંન્યાસી કહે–ભાઈ! જો હું ભગવાનના નામની માળા ગણું છું. તેમ તારે ભગવાન જોઈતા હોય તો તારે પણ માળા ગણવી જોઈશે, માળા ગણતાં એકતાર થઇ જવું પડે ને તેમાંથી ચિત્ત બહાર જાય તો ભગવાન ના મળે. પટેલ કહે આપ માળા આપો. સંન્યાસી પાસે રૂદ્રાક્ષની માળા છે, એનો મોહ છૂટયો નથી, એટલે એ માળા કેવી

રીતે આપે ? તેથી કહે મારે આ માળા તો હમેંશા ગણવાની છે. પણ લાવ તારું દોરડું, હું તને માળા બનાવી આપું. એમ કહીને દોરડાની ગાંઠો વાળી માળા બનાવી આપી ને કહ્યું, શંકર–વિષ્ણુ–કૃષ્ણ–રામ બોલજે. આ પટેલ તો માળા લઈને પ્રભુના નામમાં એકતાર બની ગયો. સંન્યાસી તો ત્યાંથી રવાના થઇ ગયા કે આ પટેલ મારો પીછો છોડશે નહિ ને મારે ભગવાન બતાવવા કેવી રીતે ? પટેલ બધા ભગવાનના નામ બોલતાં બોલતાં છેવટે બંસીલાલ–બંસીલાલ કરવા લાગ્યો. બરાબર એક ધ્યાનથી માળા જપે છે.

આ પટેલની સ્ત્રી ભાત લઈને આવી તો પટેલને એક ચિત્તે માળા ગણતા જોયા. પત્ની કહે–કોશ ચલાવતાં ચલાવતાં આ શું કરવા લાગી ગયા ? પણ કોણ સાંભળે ? સાંભળે એ બીજા. આ પટેલ તો એનામાં મસ્ત છે. પત્નીને થયું કે મારા પતિને કોણ ભેટી ગયું ? તે કોશ ચલાવવાનું મૂકીને આમ કરવા બેસી ગયા ! એક દિવસ અને એક રાત પસાર થઇ ગયા. સૂર્યનો તડકો સામે આવ્યો તો તેને તડકા છાયાની પણ ખબર ન રહી. બીજી બાજુ વિષ્ણુ ભગવાનને લક્ષ્મીદેવી ભોજનનો થાળ પીરસે છે ત્યારે વિષ્ણુ ભગવાન કહે છે, મને મારા ભક્તની ખબર લઈ આવવા દે. તે મારી ભક્તિમાં કેવો લીન બની ગયો છે! તેને ભગવાનની લગની લાગી છે. લક્ષ્મીદેવી કહે–હું જોઉં કે તમારો ભક્ત પ્રભુસ્મરણમાં કેટલો સ્થિર છે ? લક્ષ્મીદેવી તો અનેક રૂપ લઈને પટેલની સામે આવીને ઊભા રહ્યા ને કહે છે, તમે પ્રભુના નામનો જાપ શું કરો છો ? તમે એમ બોલો "લક્ષ્મી કુરૂ કુરૂ સ્વાહા." ભગવાન જેવી કોઈ વસ્તુ નથી. આજે દુનિયામાં પૈસાનું સામ્રાજ્ય ચાલે છે માટે તું લક્ષ્મીદેવીને ભજ. તો તને અઢળક સંપત્તિ મળશે. તારું ઘર વૈભવોથી છલકાઈ જશે. આટલું કહેવા છતાં પટેલ જરા પણ ચલિત ન થયો ને સંપત્તિમાં લલચાયો નહિ.

ત્યારે લક્ષ્મીદેવી કહે છે તારો બંસીલાલ તો કૂવામાં પડયો છે. તારે બંસીલાલ જોઇતો હોય તો કૂવામાં પડતું મૂક. મને બંસીલાલ મળતો હોય તો કૂવામાં પડતું મૂકવા તૈયાર છું, પણ મારે લક્ષ્મી નથી જોઈતી. પટેલને તો ભગવાન મેળવવાની એવી લગની લાગી છે કે બંસીલાલને મેળવવા કૂવામાં પડતું મૂકવા જાય છે. ત્યાં વિષ્ણુ ભગવાને એને ઝીલી લીધો. લક્ષ્મીદેવી સમજી ગઇ કે આ પટેલે લક્ષ્મીને લાત મારી પણ વિષ્ણુને છોડતો નથી. વિષ્ણુએ પટેલને ઝીલ્યો ત્યારે પટેલ કહે છે તું કોણ છે ? મને છોડી દે, વિષ્ણુ કહે તું જેના માટે ૨૪ કલાકથી ભૂખ્યો તરસ્યો એકાગ્ર ચિત્તથી રટણ કરે છે તે હું ભગવાન છું. પટેલ કહે શી ખાત્રી કે તમે ભગવાન છો ? જો તમે સાચા હો તો અહીં ઊભા રહો. હું સંન્યાસીને બોલાવી આવું. કારણ કે તેને ભગવાન કેવા છે એ ખબર હોય. વિષ્ણુ ભગવાન કહે–ભલે, હું અહીં ઊભો છું, પણ પટેલને વિશ્વાસ ન આવ્યો કે કદાચ તે

જતા રહે તો ? એટલે ભગવાનને ઝાડ સાથે બાંધી દીધા. અને તે સંન્યાસીની શોધમાં ગયો. સંન્યાસી તો ઘણે દૂર નીકળી ગયો હતો. શોધતા શોધતા તે મળી ગયા. સંન્યાસીના મનમાં થયું કે આ પટેલ તો આવ્યો ! હું એને કયાંથી ભગવાન બતાવીશ ? તેને ખબર નથી કે પટેલને ભગવાન મળી ગયા છે. પટેલ કહે–બાપુજી ! આપ ચાલો મારી સાથે. મેં એકતારથી પ્રભુની માળા ગણી તેથી વિષ્ણુ ભગવાન મને દર્શન આપવા પધાર્યા છે. પણ મેં તો કોઈ દિવસ જોયા નથી એટલે શી ખાત્રી કે આ ભગવાન જ છે. તેથી આપ પધારો. સંન્યાસી આવ્યો. તેણે વિષ્ણુ ભગવાનને જોયા. સંન્યાસીએ તો પોતાના વાંચનમાં વિષ્ણુ ભગવાનનું રૂપ કેવું હોય, તેમનું સ્વરૂપ, આકાર વગેરે વાંચેલું, એટલે તેને ખબર હતી કે વિષ્ણુ ભગવાન આવા હોય. એટલે કહ્યું કે આ વિષ્ણુ ભગવાન છે. તે ભગવાનના ચરણમાં નમી પડયો.

પટેલ પહેલા સંન્યાસીને પગે લાગ્યો, કારણ કે તેણે ભગવાનને ઓળખાવ્યા. પછી વિષ્ણુ ભગવાનના ચરણમાં પડયો. વિષ્ણુ ભગવાન કહે–સંન્યાસીનો વેશ પહેરનાર તું ઠગ છે. આ પટેલને ભગવાનના દર્શનની ઝંખના જાગી તો કેવો એકતાર બની ગયો ! સંન્યાસીના મનમાં થયું કે અહો ! હું આટલા વખતથી સાધના કરું છું છતાં મને ભગવાનના દર્શન ન થયા અને આ પટેલને ૨૪ કલાકમાં ભગવાન મળી ગયા. એની કેટલી પ્રભુ પ્રત્યેની ભક્તિ અને શ્રદ્ધા ! આ દૃષ્ટાંત જૈનદર્શનનું નથી પણ અન્ય દર્શનનું છે. પરંતુ આપણે તો આમાંથી એ સમજવું છે કે અન્યદર્શનમાં પણ ભગવાનના દર્શન કરવા તેના પ્રત્યે કેટલી શ્રદ્ધા જોઈએ છે ? આવી શ્રદ્ધા જો જીવનમાં જાગી જાય ને પ્રભુભક્તિમાં એકતાર થઈ જાય તો જરૂરથી કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવી શકે.

દ્રૌપદી મોટી થતાં માતાએ દ્રૌપદીને શણગારીને પિતાને વંદન કરવા માટે મોકલી. દ્રૌપદીએ જઈને પિતાને વંદન કરી તેમની ચરણરજ માથે ચડાવી. રાજા દ્રૌપદીના રૂપ, યૌવન અને લાવણ્યથી ચકિત થઈ ગયા. દ્રુપદરાજાએ તેને ખોળામાં બેસાડીને કહ્યું–હે વહાલસોયી લાડીલી દીકરી ! તું સુખી થા. પરમ સુખી થા. હું તારા માટે શું કરું ?

"जस्स णं अहं पुत्ता ! रायस्स वा, जुवरायरस वा, भारियत्ताए, सयमेव दलइस्सामि तत्थणं तुमं सुहिया वा, दुक्खिया वा, भविज्जासि तएणं मम जावजीवाए हिदयडाहे भविस्सइ ।"

હે પુત્રી ! તારા માટે યોગ્ય કુંવરની તપાસ કરવા પ્રધાનને મોકલું તો પાંચ પચ્ચીસ છોકરાને જોઈને આવે, તેથી બરાબર ખાત્રી નહિ થાય. કદાચ જો એમ જ કોઈ રાજપુત્ર સાથે લગ્ન કરું તો સુખ–દુઃખનો સંભવ છે. માટે દેશાંતરના છોકરાઓને હું બોલાવીશ. તેમાંથી મનગમતા તારી ઈચ્છાનુસાર તને જે છોકરો પસંદ પડે તે તારો પતિ થશે. હું તારા તેની સાથે લગ્ન કરીશ. હું થોડા દિવસમાં

તારા માટે સ્વયંવર રચવાનો છું. ત્યારે તું સ્વયંવરમાં દત્ત સ્વયંવરા થઈ જશે. જે રાજા કે યુવરાજને તું તારી પસંદગી આપશે તે તારો પતિ થશે. આ પ્રમાણે કહીને રાજાએ પોતાની પુત્રીને મીઠાં વચનોથી આશ્વાસન આપીને ત્યાંથી રજા આપી.

દ્રુપદ રાજાએ દ્રૌપદીને વિદાય કર્યા પછી પોતાના એક દૂતને બોલાવ્યો. ને બોલાવીને કહ્યું–હે દેવાનુપ્રિય! તમે દ્વારકા નગરીમાં જાઓ, ત્યાં તમે કૃષ્ણ–વાસુદેવને, સમુદ્રવિજય પ્રમુખ દશ દશાર્હોને, બળદેવ પ્રમુખ પાંચ મહાવીરોને, ઉગ્રસેન પ્રમુખ સોળ હજાર રાજાઓને, પ્રદ્યુમ્ન પ્રમુખ સાડા ત્રણ ક્રોડ રાજકુમારોને, ૬૦ હજાર દુર્દાંત સાંબ પ્રમુખોને, ૨૧ હજાર વીરસેન પ્રમુખ વીરોને, ૫૬ હજાર મહાસેન પ્રમુખ બલિષ્ઠ રાજાઓને તેમજ બીજા પણ રાજેશ્વર, તલવર, માડંબિક, કૌટુંબિક, ઈભ્ય, શ્રેષ્ઠી, સેનાપતિ, સાર્થવાહ વગેરેને તમારા બંને હાથોની અંજલી બનાવીને તેને મસ્તકે મૂકી નમસ્કાર કરજો અને જયવિજય શબ્દોથી વધાવીને આ પ્રમાણે કહેજો:–હે દેવાનુપ્રિયો! કાંપિલ્યપુર નગરમાં દ્રુપદરાજાની પુત્રી અને ચુલણી દેવીની આત્મજા, (આત્મજા એટલે રાજાને રાણીઓ ઘણી હોય એટલે કઈ રાણીની પુત્રી છે તે ઓળખાણ આપવા માટે આત્મજા શબ્દ વાપર્યો છે.) ધૃષ્ટદ્યુમ્ન કુમારની બહેન રાજકન્યા દ્રૌપદીનો આ દિવસે સ્વયંવર થવાનો છે તેથી હે દેવાનુપ્રિયો! તમે દ્રુપદ રાજા પર કૃપા કરીને અત્યારે કાંપિલ્યપુર નગરીમાં પધારો.

માતાપિતા સંતાનોનું સદા હિત ઇચ્છતા હોય છે. ધર્મિષ્ઠ માતાપિતા એ જ ઈચ્છતા હોય છે કે મારું સંતાન દુર્ગતિમાં ન જવું જોઇએ. તેથી માતા–પિતા દીકરી મોટી થાય ત્યારે તેની પાસે ધર્મની વાતો કરે પણ સંસારની વાતો ન કરે. પરંતુ અહીં દ્રુપદ રાજાને ધર્મની વાત મનમાં નથી આવતી, કારણ કે સંતાનની ભવ્યતા હોય તો એવી વાત યાદ આવે. પણ દ્રૌપદી તો પૂર્વ જન્મમાં નિયાણું કરીને આવી છે. તેથી સંસારમાં પડવાની જ છે એટલે ધર્મની વાત ક્યાંથી યાદ આવે? શુભાશુભ કર્મો જીવને ભોગવવાના છે, છતાં સંતાન દુઃખી હોય તો માતાપિતાનું હૃદય બળ્યા કરે છે. દ્રુપદ રાજાના કહેવા પ્રમાણે દૂત ત્યાંથી રવાના થશે ને દ્રુપદ રાજા દ્રૌપદી માટે કેવો સ્વયંવર રચશે તે ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : "રૂક્ષ્મણીના લગ્ન માટે મોકલેલા પ્રધાનો :"** કૃતબ્રહ્મ રાજાએ બે દૂતોને રથમર્દનપુર નગર તપાસ કરવા મોકલ્યા. તે દૂતો સમાચાર લઈને આવ્યા કે ઋષિદત્તાનો વધ કરાવ્યો છે. આ સમાચાર મળ્યા પછી કૃતબ્રહ્મ રાજાએ પાંચ માણસોનું પ્રતિનિધિમંડળ રૂક્મણીના લગ્ન કનકરથકુમાર સાથે નક્કી કરવા માટે રવાના કરી દીધું.

**રથમર્દનપુર રાજ્ય સભામેં, પહોંચ્યો ભૂપ સમીપ,**
**વિનય કરી રખ્ખી મુખ આગે, કંબેરી નૃપ ટીપ...શ્રોતા...તુમ...**

કંબેરી નગરીના રાજાએ મોકલેલું પ્રતિનિધીમંડળ રથમર્દનપુર નગરમાં આવી પહોંચ્યું. રાજસભામાં તેમના મુખ્ય મંત્રીએ ઊભા થઈને કહ્યું-મહારાજાધિરાજ હેમરથનો સદા જય થાઓ અને મંગલ વર્તો. હે મહારાજા! કંબેરી નગરીના અમારા મહારાજાએ એકવાર પોતાની રૂપવતી, ગુણવાન, પ્રિય કન્યાનું કહેણ આપને ત્યાં મોકલ્યું હતું, આપે ઘણા ગૌરવ અને હર્ષ સાથે એ વાત સ્વીકારી હતી, એટલું જ નહિ પણ ગુણના સાગર સમાન શાંત, વિચક્ષણ અને વીરત્વવાળા યુવરાજશ્રી લગ્ન માટે ત્યાં આવવા નીકળ્યા હતા, પરંતુ ભાવિના કોઈ યોગથી તેઓ માર્ગમાંથી પાછા વળ્યા અને અમે બધા ગાઢ ચિંતામાં પડી ગયા. રાજકુંવરીને કોઇ પણ રીતે અમે હિંમત આપી શકયા નહિ. તેણે સ્પષ્ટ નિર્ણય જણાવી દીધો હતો કે જેની સાથે મારું વાગ્દાન થઈ ગયું છે તે સિવાય અન્ય કોઈ પણ પુરૂષ મારા માટે ભાઈ-બાપ સમાન છે. હું આજીવન કુંવારી રહીશ પણ બીજા કોઈની સાથે લગ્ન નહિ કરું. રાજકન્યાના આ નિર્ણયથી રાજા, રાણી ખૂબ ચિંતાતુર બની ગયા, તેથી તેમણે અમને ફરીવાર મોકલ્યા છે. અમારું કહેણ તો ઊભું છે, માટે આપ કનકરથ કુમારને પરણવા મોકલો.

"અમને ખ્યાલ છે કે યુવરાજશ્રીના ધર્મપત્ની ખૂબ શાંત, ગુણીયલ અને રૂપવાન છે. યુવરાજનો એમના પ્રત્યે પૂરો પ્રેમ છે. આમ છતાં અમારી રાજકન્યા સાથે યુવરાજ લગ્નગ્રંથીથી જોડાય તે માટે આપને કહેવા આવ્યા છીએ. કારણ કે ક્ષત્રિયોમાં એકથી વધુ પત્ની રાખવાની પરંપરા હોય છે. તો અમારી આ પ્રાર્થનાને સ્વીકારી અમારી રાજકન્યાનું દુઃખ દૂર કરો." આ લોકોએ ઋષિદત્તાના વધની વાત કરી નહિ તેથી રાજાને લાગ્યું કે આ વાતની તેમને માહિતી મળી લાગતી નથી. કનકરથ કુમાર તો ઋષિદત્તા પાછળ ઝૂરે છે. આઘાતમાં ઘણી વાર બેભાન થઈ જાય છે. ભાનમાં આવે ત્યારે નવકારમંત્રના જાપ કરે. વળી ઋષિદત્તાને યાદ કરે. ઓ ઋષિદત્તા! તું કયાં ગઇ? તારું શું થયું?

પિતા હેમરથ કનકકુમાર પાસે જઇને કહે છે બેટા! તને ભારે દુઃખ છે એ હું જોયા કરું છું, પરંતુ શા સારું તું આટલું બધું દુઃખ કરે છે? તારા દુઃખથી અમે ઘણાં દુઃખી છીએ. દીકરા! તારા સાસરીયા આવ્યા છે. સાસરીયા એટલા માટે કહ્યા કે પહેલા તેની સગાઇ ત્યાં થઈ હતી. રૂકમણીનું કહેણ લઇને આવ્યા છે. રૂકમણી કહે છે પરણું તો એને પરણું, બીજાને નહિ. તેને પરણનાર ઘણાં મળે છે, છતાં એ તને ચાહે છે. તું કૃતબ્રહ્મ રાજાના દિલમાં વસી ગયો છે. માટે અમારા વચનથી તું રૂકમણીને પરણવા જા. કનકરથ કહે, પિતાજી! માફ કરો. આપ આ શબ્દ બોલશો

નહિ. પિતાએ ઘણું સમજાવ્યો પણ કુમાર ન માન્યો. બીજે દિવસે કનકરથને કચેરીમાં લાવે છે. સભા ઠઠ ભરાઈ છે. કનકરથકુમારની આંખો ભીની છે. દુનિયા દોરંગી છે. કોઈ એમ કહે કે ઋષિદત્તા સતી હતી ને સત્યનું ખૂન થયું છે તેથી તેના દિલમાં આઘાત છે. કોઈ કહે કુંવર ઋષિદત્તાના રૂપ પાછળ પાગલ હતો તેથી તે ઝુરે છે. પરંતુ કનકરથકુમાર એવો સ્વાર્થી ન હતો. તે રૂપનો પાગલ કે ભોગનો ભિખારી ન હતો પણ ગુણનો પુજારી હતો.

આવનાર મંત્રી કહે–મહારાજા! આપ હા પાડો કે ના પાડો, જે જવાબ આપવો હોય તે આપ અત્યારે આપી દો. કુંવારી કન્યાને ઘણાં વર મળે છે. પણ અમારી રૂક્ષ્મણી તો મનથી કનકરથકુમારને ઇચ્છી રહી છે. પિતાએ કુંવરને પાસે બોલાવી કહ્યું. બેટા! તું અમારે એકનો એક દીકરો છે. માટે સમજ. કુંવર માનતો નથી ત્યારે પિતા શું બોલ્યા?

**રે મોહ અન્ધા! કુલકી લજ્જા, ક્યોં ખોવે નાદાન,**
**વહ નારી ક્યા તેરે હકમેં, કરતી ભવ કલ્યાણ....શ્રોતા તુમ...**

અરે મોહઘેલા! તને કુળની લાજ–મર્યાદા છે કે નહિ? તારે પિતાની આજ્ઞા પાળવી છે કે નહિ? તું તારા મા–બાપનું ભલું ઈચ્છતો હોય તો લગ્ન કરવાની હા કહે. દીકરા! આ તો ક્ષત્રિયના ધર્મનો અને બલિદાનનો પ્રશ્ન થઇ પડયો છે. રાજ-કન્યા પ્રતિજ્ઞા લઈને બેઠી છે. એના જીવતરની લાજ રાખવી એ શું તારું કર્તવ્ય નથી? કનકરથ કંઈ બોલી શકયો નહિ. કર્તવ્યનો પોકાર હતો કે આ વાત વધાવી લેવી જોઈએ. પિતાજીનો વિનય સાચવવો, પિતૃ આજ્ઞા પાળવી અને તેમના ઋણને ન ભૂલવું એ સદ્‌ગુણી દીકરાનું કર્તવ્ય છે. અને અંતર કહેતું હતું કે ઋષિદત્તા નિર્દોષ હતી, એના પર અન્યાય ગુજારવામાં આવ્યો છે. તારે તારી નિર્દોષ પત્નીને પળ માટે પણ ન ભૂલવી જોઈએ. કુમાર કહે પિતાજી! જ્યાં સત્યના ખૂન થતાં હોય એવા સ્વાર્થી સંસારમાં શું ફસાવા જેવું છે? મને ઋષિદત્તાના રૂપનો મોહ નથી. હું રૂપનો પૂજારી નથી. ગુણનો પૂજારી છું. જો ઋષિદત્તા જીવતી હોત તો જરૂર સત્ય પ્રગટ થાત. ઋષિદત્તા તો સતી છે. કોઈએ મેલી વિદ્યાના બળથી અહીં આવીને આ કામ કર્યું છે. પિતા કહે અમે ભૂલ કરી નથી. અમે સાચા છીએ. તને હજુ ભૂલ સમજાતી નથી. છતાં તને અમારી ભૂલ દેખાતી હોય તો ભૂલને ભૂલી જા ને મારી આજ્ઞાનું પાલન કર.

આ શબ્દો સાંભળીને કુંવરે કહ્યું. આપને ઉચિત લાગે તેમ કરો. પણ આપ એટલું સમજજો કે તમારો દીકરો સંસાર પરવારી બેઠો છે ઋષિદત્તાનું સુખ નહિ જોવું ત્યાં સુધી જીવતાં છતાં મરેલા જેવો છું. કુંવરના આ

શબ્દો સાંભળતા આખી સભા રડી પડી. છેવટે પિતાની આજ્ઞા પાળવા માટે કુંવરે લગ્ન કરવાની હા પાડી. કનકકુમારના દિલમાં જરા પણ આનંદ નથી. પરણવા જવું પડશે માટે જશે. કંબેરી નગરીથી આવેલા પ્રતિનિધી મંડળમાં આનંદ છવાઈ ગયો. હવે કનકરથ કુમાર રૂક્ષ્મણીને પરણવા જશે. રસ્તો તો પહેલા જે રસ્તે ગયા હતા તે જ છે. વચ્ચે ઋષિદત્તા મળી હતી તે ઉપવન આવશે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૯૨

આસો સુદ ૭ ને મંગળવાર તા. ૨૨-૧૦-૭૪

અનંત પ્રકાશના પુંજ, કરૂણાના કિમીયાગર ત્રિલોકીનાથે સારાયે સંસારને છોડયા પછી ત્યાગ માર્ગનો જે અનુપમ આનંદ માણ્યો ને અનુભવ્યો તે આ જગતના જીવો સમક્ષ રજુ કર્યો. અનંતકાળથી જીવ અધ્રુવની પાછળ પડયો છે પણ અખંડ આનંદ હજુ પ્રાપ્ત થયો નથી. જે વસ્તુ નાશવંત છે, અધ્રુવ છે તેના મોહમાં ફસાઈને જીવે અનંત દુઃખો સહન કર્યા છે. આત્માની અંદર રહેલો અજ્ઞાનનો ગાઢ અંધકાર અંદર અંધારું પાથરે છે, ને બહાર પણ અંધકાર ફેલાવે છે. અનંતકાળથી અજ્ઞાનમાં અટવાતા જીવોને જ્ઞાન દીપક સમાન છે. જે તેના પ્રકાશમાં ઉભો રહે તેને જ્ઞાન મળે. "स्व पर व्यवसायिज्ञानं प्रमाणम्।" જે પોતાનો અને પર પદાર્થનો નિર્ણય કરાવે તે જ્ઞાન પ્રમાણ છે. અજ્ઞાનના કારણે જીવ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુને ગ્રહણ નથી કરી શકતો ને છોડવા જેવી વસ્તુને છોડતો નથી. નાના બાળકમાં સમજણ ન હોય ત્યાં સુધી વિષ્ટાને અડકે છે, પરંતુ સમજણ આવ્યા પછી તેનો સ્પર્શ કરતો નથી. તેમ જીવમાં જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી ભૌતિક વસ્તુ અને વિષયોરૂપી વિષ્ટાને ગ્રહણ કરે છે. જ્ઞાની કહે છે હે આત્મા! તું જેમાં આસક્ત બન્યો છે તેને છોડીશ નહિ ત્યાં સુધી તું સાચું જ્ઞાન નહિ મેળવી શકે. જીવે અનંતકાળથી ભૌતિક સુખોનો રાગ કર્યો છે ને તેમાં આસક્ત બન્યો છે. આ મનુષ્યજન્મ આસક્તિ છોડવા માટે છે. તારા પુણ્યોદયે તને વસ્તુની પ્રાપ્તિ જલ્દી થશે, પણ ભોગમાં યોગી બનીને વિરાગી બને તો તે વસ્તુ બંધનકર્તા નથી. પરંતુ જીવ ભોગની ભૂતાવળમાં ભૂલો પડયો છે. તે ભૌતિક સુખો મેળવવા માટે જ્યાં ત્યાં ફાંફા મારી રહ્યો છે. તેને ગમે તેટલું મળી જાય તો પણ તેની તૃષ્ણા પૂરી થતી નથી. એ તૃષ્ણાના પૂરમાં તણાઈને ધર્મને કે ભગવાનને યાદ નથી કરતો. તેને મન તો ધર્મ મફતીયો લાગે છે,

એક શેઠની પાસે કરોડો રૂપિયાની મુડી હતી. તે ગર્ભ શ્રીમંત વહેપારી હતો. મા-બાપે એનું નામ અગમલાલ પાડેલું. આ નામ એવું છે કે એ શેઠ જો શાંતિથી બેસી પોતાના નામ ઉપર વિચાર કરે તો તેને આત્મા યાદ આવે. હું એટલે કોણ એ સમજાય. હું એટલે કાયા નહિ પણ કાયાની અંદર ન દેખી શકાય એવો કેદ પૂરાયેલો અગમ, અગોચર સિદ્ધ આત્મા. કારણ કે આત્મા તો અમૂર્ત અને અરૂપી છે. તે દેખી શકાતો નથી, અથવા હું અગમલાલ અગમ એટલે અગોચર. હું ભગવાનનો લાલ લાડકવાયો પણ કાયા માયાનો લાલ નહિ. માતા-પિતાએ અગમલાલ નામ એ ઉદ્દેશથી પાડયું છે કે એ શાંતિથી એકાંતમાં બેસી અગમ નામ ઉપર વિચાર કરે કે હું સંસારમાં રખડવાવાળો નથી પણ સિદ્ધગતિને પામવાની લાયકાતવાળો છું. જન્મ-મરણના ફેરા ફરનાર નથી પણ અજન્મદશા પ્રાપ્ત કરનાર છું. જો તે આટલો વિચાર કરે તો તેનું અવશ્ય કલ્યાણ થઇ જાય. પણ અહીં તો ભાઈના ગુણ એવા ન હતા. તેને સંસારની, ધન મેળવવાની, ભોગ વિષયની બધી ગમ હતી, પરંતુ ધર્મની ગમ ન હતી. જેનામાં ગમ હોય તે મહાસુખી થાય. આ અગમલાલ શેઠ એવા કે અગમ એટલે લોકોને ગમ ન પડે કે શેઠના દિલમાં શું ભર્યું છે? તેમના ચાવવાના દાંત જુદા ને બતાવવાના જુદા. ઉપરથી મીઠું મીઠું બોલે પણ પેટમાં પાપ, માયા-પ્રપંચ, અનીતિ તો કર્યા વગર ચાલે જ નહિ. પ્રસંગે તેમનો રોફ અને રોષ પણ એવો. લક્ષ્મીના લોભનો તો પાર નહિ. સુકૃત કરવાનું તો શીખ્યા નથી. તે ગામના મોટા ધનાઢ્ય શેઠ. ગામમાં જેટલી રૂપાળી સૌંદર્યવાન સ્ત્રીઓ દેખે તેના પર તેમની દૃષ્ટિ જતી હોય. પણ કોણ એમને અટકાવી શકે? કોઈ ભોળી સ્ત્રીને તો ફસાવી પણ દે.

અગમલાલની પત્ની સુશીલા ખૂબ સુશીલ અને ધાર્મિક વૃત્તિની હતી. તે વિચાર કરે કે મારા પતિનું નામ તો કેવું સુંદર પાડયું છે, પણ નામ એવા ગુણ નથી. પતિનું વર્તન જોઈ એનું દિલ બળી જાય છે. એ કહે પણ ખરી કે તમે આ શું કરો છો? પરલોકનો કોઈ ડર નથી? આ લોકના સજ્જનોની દૃષ્ટિએ પણ શરમ નથી? આપણે કેટલું જીવવાનું છે? જઇશું ત્યારે બધું મૂકીને જવું પડશે. આ માટીનું ખોળિયું એટલે આ શરીર પણ અહીં રહેશે. સાથે નહિ આવે, માટે આ પાપ કરવાના છોડી દો. પત્ની ઘણું કહેતી પણ શેઠને મન એની કંઈ કિંમત ન હતી. એ તો હસી કાઢતા ને ઉપરથી કહેતા કે બેસ, વેવલી થા મા....જીવન મળ્યું છે તે આનંદ કરવા. આ તારી વાતોમાં કંઈ ઢંગધડા નથી. તારી વાતો નિઃસાર છે. પૉલિસીથી, અનીતિથી વહેપાર ન કરીએ તો પૈસા ક્યાંથી આવે? જગતના લોકોની વચ્ચે પોલીસીથી ન રહીએ તો કુટાઈ મરીએ.

સુશીલા કહે. સ્વામી! તમે પરાયી સ્ત્રીઓ સામે દૃષ્ટિ શા માટે કરો છો? ત્યારે અગમલાલ શું કહે, અરે ઘેલી રે ઘેલી! એમાં શું! જગતમાં સારું જોવાનું મન ન

થાય ? શેઠનો જવાબ કેવો છે ? કૂતરા અને ગધેડાની [illegible] જવાબ છે ને? શેઠનું ખોળિયું માનવનું પણ હૃદય શિયાળીયા–કૂતરા જેવું. તેને પ્રપંચ અને દુરાચારની તો સુગ પણ નહિ. આ રીતે શેઠનું જીવન પસાર થઈ રહ્યું છે. આ વાતનો સુશીલાના મનમાં ઘણો અફસોસ છે. તે એમ પણ કહે કે તમે એકવાર તો સંત સમાગમ કરો. અત્યારે નહિ સમજો તો અંતિમ સમયે સમાધિ માટે પણ સંત તો જોઈશે. આ રીતે દિવસો પસાર થતાં તે ગામમાં એક મહાત્મા પધાર્યા. અગમલાલ તો સંતનો સંગ કરે જ શાના ? સુશીલા સંતના દર્શનાર્થે ગઈ. મહાત્માની ધર્મવાણી સાંભળી એમનું દિલ ગદ્ગદ્ થઈ ગયું. આ સંન્યાસી સંત હતા, તેમનું ચારિત્ર ઉચ્ચ કોટિનું હતું. તે અન્યલિંગે સિદ્ધ થઇ જાય તેવા આત્માર્થી સંત હતા. તેને લગની જૈન દર્શનની હતી ને જૈન દર્શન પર શ્રદ્ધા ખૂબ હતી. જેટલું ચારિત્ર ઉંચું ને નિર્મળ તેટલી વાણીમાં પવિત્રતા ને મધુરતા હોય. સુશીલાના મનમાં થઈ ગયું કે આવા અધર્મી પતિના પનારે કાં પડી ? હવે એ મહાત્માથી જરા બોધ પામે ને જીવન સુધારે તો સારું. બધા લોકો વાણી સાંભળીને ચાલ્યા ગયા. સુશીલા એકલી બેસી રહી. મહાત્મા કહે; "બહેન ! સાધુના ઉપાશ્રયમાં તમારાથી એકલા બેસાય નહિ, સાધ્વીના ઉપાશ્રયમાં પુરૂષથી ને સાધુના ઉપાશ્રયમાં સ્ત્રીથી એકલા બેસાય નહિ.

સુશીલા કહે–ગુરૂદેવ ! મને મોટું દુઃખ છે. મહાત્મા કહે બહેન ! અમે સંસારને વિષ જેવા માનીને નીકળી ગયા છીએ તો હવે ફરીને એ દુઃખમાં કયાં પડીએ ? અમે કોઇ સંસારની વાતમાં પડતા નથી. ગુરૂદેવ ! મારે નથી જોઈતા પૈસા કે નથી જોઈતી લાડી–વાડી કે નથી જોઇતું મને મારો પતિ વશ કરે. આમાંથી મારે કંઇ જોઈતું નથી. તો શેઠાણી શું જોઇએ છે ? સુશીલા પોતાની કરૂણ કથની કહે છે અને વિનંતી કરીને કહે છે, આપ મારા પતિ, ધર્મ પામે તેવું કંઈક કરો, એમ કહેતાં તેની આંખમાં આંસુ આવી ગયા. તમારા સંતાનો કે તમારા પતિ ઉપાશ્રયે ન આવતા હોય ને ધર્મથી દૂર રહેતા હોય તો આંખમાંથી આંસુ પડે છે ખરા ? જ્યારે આત્મા સંત સમાગમ કરે છે ત્યારે તેની માનવતા મ્હેંકી ઊઠે છે. સંત કહે, બહેન ! તમે તમારા પતિને કહેજો કે સંત બોલાવે છે. ગુરૂદેવ ! એમ આવે એવા નથી. તમે બીજો કંઈક રસ્તો શોધો. તમે તેમને ઉપવાસ આદિ કરવાનું કહેતા નહિ કે ધર્મનું નામ લેતા નહિ, પૈસા ખરચવાની વાત કરશો નહિ. બહેન ! તમે જઈને એટલું કહેજો કે બહારથી એક સાધુ આવ્યા છે તેઓ તમને કંઇક દેવા માટે બોલાવે છે. આ સાંભળી સુશીલાને હર્ષ થયો. સુશીલા ઘેર ગઈ. રોજ તે ખૂબ ઉદાસ રહેતી હતી પણ આજે તેનું મુખ હસતું દેખાય છે. એટલે અગમલાલ પૂછે છે, આજે તારા મુખ પર હાસ્ય દેખાય છે. રોજ તો તું ઉદાસ હોય છે. સુશીલા કહે, આજે બહારથી એક સંત મહાત્મા પધાર્યા છે. અમે બધા ઘણા માણસો તેમની પાસે ભેગા થયા હતા, પરંતુ તેમની કૃપા દૃષ્ટિ તમારા પર આવી અને મને કહ્યું કે

તમારા પતિને અહીં મોકલજો. મારે એમને કાંઇક આપવું છે. શેઠ આ સાંભળી ચમકયા કે આ મહાત્મા સારા આવ્યા. તેમને થયું કે જાઉં. પછી વિચાર આવ્યો કે કદાચ પૈસા છોડાવવાની વાત કરે તો ? માટે નથી જાઉં, પણ વાણીયો પાછો લોભમાં પડે છે ને કહે છે કોને ખબર છે, આ તો સાધુ મહાન આત્મા છે. કંઇક મંતર જંતર જાણતા હોય ને મને આપવા માંગતા હોય. એ મળે તો ન્યાલ જ થઈ જાઉં ! માટે જાઉં તો ખરો, એમ વિચારી શેઠ ઉપડયા.

શેઠ મહાત્મા પાસે જઇને વંદન કરીને બેઠા. સંત કહે તમારૂં નામ અગમલાલ ને ? અગમલાલના મનમાં થયું કે આ મારું નામ કયાંથી જાણતા હોય ? માટે એ નક્કી કંઈકિ જાણતા લાગે છે. મહાત્મા કહે હું તમને યાદ કરતો હતો. મેં તમારી કીર્તિ ખૂબ સાંભળેલી. તેથી મને થયું કે આવા ભાગ્યશાળીને કંઈક આપું. તેથી મેં સુશીલા સાથે સંદેશો મોકલાવ્યો હતો. દેવાનુપ્રિય ! હું આપને એવું આપવા માગું છું કે એનાથી તમારે ત્યાં પૈસાના ઢગલા થઈ જશે. ને પૈસા વધવાથી કેટલાયનું ભલું કરશો. વાણીયો કહે મહાત્મા ખરી વાત છે. આપ જેવાની પ્રસાદી મળે અને ધાર્યા નાણાં મળતાં નથી એટલે હાથ જરા પાછો પડે છે. જુઓ ! આ શેઠની ઉદારતા ! પરોપકાર તો જાણે એના હૈયે વસી ગયો છે પણ બિચારો પૈસાથી પહોંચે તેમ નથી એટલે કામ અટકયું છે ! કેવી એમની તાલબાજી ! વહેપારના સાહસ ખેડવામાં પૈસા પહોંચે છે, દુરાચારના પંથે પૈસા વેરવા પહોંચે છે. મોટા બંગલા બનાવવા, મોટરગાડી ફેરવવા, મોજમઝા ઉડાવવા પૈસા પહોંચે છે, માત્ર નથી પહોંચતા પરોપકાર કરવા કે ધર્મ કરવા ! આ કેવી દગાબાજી અને નાસ્તિકતા ! આ એની દશા કે તમારી પણ છે ખરી ?

અગમલાલના હૈયે ધર્મ હતો નહિ તેથી વહેપાર, દુરાચાર, અમનચમન વગેરે માટે તો પૈસા પહોંચતા હતા, પણ પરોપકાર માટે નહિ. હવે મહાત્મા પાસેથી કંઇક મળે તેવું લાગે છે તેથી કહે છે કે મહારાજ ! આપની કૃપાથી જો ધાર્યા પૈસા મળી જાય તો લોકોનું ઘણું ભલું કરૂં. મહાત્મા આવા આત્માને ઓળખી શકે કે નહિ ? બધી રીતે ઓળખી શકે. મહાત્મા બધું જાણે છે પણ વાણીયાને ઠેકાણે લાવવો છે એટલે મહાત્મા કહે છે, તું સાધના કયારથી શરૂ કરીશ ? ચાર દિવસનું કામ છે. વાણીયો આમાં વિલંબ કરે ખરો ? એ તો કહે કાલથી જ. પણ આમાં પૈસા તો નહીં ખર્ચવા પડને અને તપશ્ચર્યા તો નહિ કરવી પડે ને ? સંત એના ભાવ સમજીને એને વધુ ખેંચવા માટે કહે છે, ખર્ચો હોય ? દેવ થોડા કંઈ પૈસાના ભૂખ્યા હોય ? પૈસાનો ભોગ આપ્યા વિના પણ તમારા ભાવ સલામત છે તે ઘણું છે. પૈસા તો ભલે તમારી તિજોરીમાં રહે !

**ભોગ આપ્યા વિના ભાવ સલામત? ધર્મનું બધું મફત?** શું પૈસાનો ભોગ આપ્યા વિના ભાવ સલામત હોઈ શકે? તમારા ઘરે આવેલા મહેમાનને ચાનો કપ ન આપો છતાં એના દિલમાં તમારો ભાવ જમા કરાવી શકો? ના, શેઠ વિચાર કરે છે, આ સારૂં શોધી કાઢયું કે પૈસા મારા, મારી પાસે સલામત રહે અને ભાવ પણ સલામત. ગુરૂ દર્શન તો મફત, વીતરાગ વાણીનું શ્રવણ તો મફત! સારા કામમાં અનુમોદના તો મફત! ધર્મ તો મફત! બસ ધર્મખાતાનું બધું મફત જોઈએ. એક પૈસો ખર્ચવો ન પડે ને અમારા ભાવથી બધા લાભ મફતમાં મળે. આ જ જોઈએ છે ને?

**સંતે ધર્મ પમાડવા શોધેલો રસ્તો** :–આ વાણીઓ મહાત્મા પાસેથી મેળવવા માંગે છે પણ મફતમાં! સંતને તો શેઠને કંઈ પમાડવું છે એટલે કહે છે, કશો ખર્ચો નહિ કરવો પડે. તમારા ભાવ છે તો ઘણું છે માત્ર એક નાનું ચોખ્ખું તાંબાનું પતરું લાવજો, હું તેના પર એક મંત્ર લખી આપું. એ મંત્રનો જાપ કરવાથી તમને મનવાંછિત સુખ મળશે. આ વાણીયો તો દોડતો ગયો હોં. બીજે દિવસે તાંબાનું પતરું લઈને હાજર થઈ ગયો. સંત કહે, હું આ ક્રિયા કરું એટલે તમારે ઉપવાસ કરવો પડશે. બોલો, હવે ઉપવાસ કરે કે નહિ? (શ્રોતામાંથી અવાજ :–એકના બદલે બે ત્રણ કરવા પડે તો કરે.)

**સંતની શરત** :–સંત કહે અગમલાલ! હું આપને આ બધું તો આપીશ પણ તમારે મારી એક શરત સ્વીકારવી પડશે. શું ગુરૂદેવ! સંત કહે–હું હવે ઉંમરલાયક થયો છું. હવે મારા દેહનો શો ભરોસો? લાકડી વગર તો મારાથી ચાલી શકાતું નથી તેથી તાંબાના પતરા ભેગી આ લાકડી પણ મંત્રી આપું છું. હું પરલોકમાં જાઉં ત્યારે મને આ લાકડી પહોંચાડી દેવાની. ત્યાં મારે લાકડી તો જોઈએ ને? આ પતરું તો તમને અત્યારે અહીં આપી દઉં છું, તેથી તમને તેનાથી મનમાન્યા અઢળક પૈસા મળશે, પરંતુ આ લાકડી પરલોકમાં કામ આવે એવી છે, માટે તમારે મને એ લાકડી પહોંચાડી દેવાની. અગમલાલ તો સાંભળીને સજ્જડ થઈ ગયા. એ કહે–મહારાજ, એ કેવી રીતે બને? મહાત્મા કહે અરે! એમાં શું છે? તમારી આટલી બધી સંપત્તિ સાથે લઈ જશો તો એની સાથે મારી આટલી નાનકડી લાકડીનો ભાર વધી પડશે? અરે મહાત્મા! મારી અઢળક સંપત્તિમાંથી એક રાતી પાઈ પણ સાથે લઈ જઈ શકવાનો નથી.

**અથાગ મહેનત કરીને મેળવેલી લક્ષ્મીને પણ પડતી મૂકીને મરવાનું!** મહાત્મા, કાળી મહેનત કરી ઘોર પરિશ્રમ કરી ગમે તેટલી લક્ષ્મી ભેગી કરી હોય પણ તેમાંથી રાતી પાઈ કે પહેરેલું કપડું પણ સાથે આવવાનું નથી. શેઠ! આપ આ

ત્યાં બીજો પરમાધામી આવી વળી નવા જુલ્મ વરસાવે છે. આવા દુઃખો ભોગવવા જવું પડશે, ત્યાં કોણ બચાવવા આવશે!

**અગમલાલનો જીવન પલટો** :–સંતના મુખેથી નરકના દુઃખોની વાત સાંભળીને અગમલાલ તો સ્તબ્ધ બની ગયા. એની આંખ સામે હવે તિર્યંચ અને નરકગતિના દુઃખો દેખાવા લાગ્યાં. હાય! આવા દુઃખો મારાથી કેવી રીતે સહન થશે? અંતર રડવા લાગ્યું. મેં તો મારા આખા જીવનમાં ઘોર પાપની રમત રમી છે, તો મારૂં શું થશે? એનો અંતરમાં આંચકો લાગ્યો. આંખો આંસુથી છલકાઈ ગઈ. કહે છે મહારાજ! આજે તમે મારી આંખ ખોલાવી છે. મને મારા પાપી જીવન પર તિરસ્કાર છૂટે છે. મારું શું થશે? મારા પાપ જલ્દી ધોવાઈ જાય તેવો મને રસ્તો બતાવો મારો તો પરભવે કંઇ બચાવ જ દેખાતો નથી. મારી પત્ની મને રોજ કહેતી હતી કે તમે આ શું લઈ બેઠા છો? પણ હું માનતો નહોતો. અગમલાલ સંતના સમાગમથી અગમના સ્વરૂપને પામી ગયા. સંત સમાગમથી સમજાઈ ગયું કે મારો આત્મા શાશ્વત છે. દેહમાં રહેવા છતાં તે દેહથી જુદો છે. અગોચર છે. આત્મા સિવાયની જગતની દરેક વસ્તુ ક્ષણભંગુર છે. ક્ષણે ક્ષણે તે પલટાયા કરે છે. ક્ષણભંગુર વસ્તુના સુખની પાછળ અગમ, અગોચર એવા આત્માને ભૂલી ગયો. મારા કરેલાં કર્મો મારે જ ભોગવવાં પડશે.

મહાત્મા કહે શેઠ! ગભરાશો નહિ, મૂંઝાશો નહિ, જીવતા છો ત્યાં સુધી હજુ પાપ ધોવાની તક છે. મરી ગયા પછી તક ગઈ. પાપ ધોવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય તો સંસાર છોડી ચારિત્ર લો. શેઠ કહે ગુરૂદેવ! આ તો એકદમ કેવી રીતે બને? સંત કહે–નરક, તિર્યંચ ગતિમાં જવાનું થશે તો એકદમ ઘોર ત્રાસ વેઠવાનું બની શકશે? ખેર, એ ન બની શકે તો એટલું કરો. જેટલી હોંશથી પૈસા ભેગા કર્યા છે તેનાથી દશ ગણી હોંશ સાથે પરોપકાર કરો. દુઃખીઓના આંસુ લૂછો. વ્રતનિયમમાં આવો, તપશ્ચર્યા કરો, શેઠ! આ તો બની શકશે ને? હા, મહારાજ. એટલું તો જરૂર કરીશ. એમ કરતાં કરતાં મનોબળ કેળવીશ ને યોગ્યતા આવશે તો ચારિત્ર માર્ગ સ્વીકારીશ. પણ ગુરૂદેવ! આપ ત્રાંબાના પતરા પર જે મંત્ર લખી આપવાના હતા તે લખી આપોને? તો એનાથી જે નાણાં મળશે એનાથી વધારે પુણ્યદાન કરી શકીશ. મહાત્મા કહે ભાઈ! **પુણ્ય કરતાં સાથે માયાની લપ લાગે તો એ ઘણી ભયંકર** : પૈસાના દાન કરવાથી પુણ્ય થશે પણ ધનની માયાની લપ સાથે લાગશે. એ ભારે પડી જશે. આપને અનુભવ નથી કે ધનની મોહમાયામાં જીવ કેટલા કાળા ધોળા કરે છે? અને દેવ–ગુરૂ–ધર્મને ભૂલે છે. એવી ધન–તૃષ્ણાની લપ પાછી સાથે રાખવી છે? આપની પાસે ધન હોય એમાંથી સુકૃત કરો અને ધનની મૂર્છાનો ત્યાગ કરો. શાસ્ત્રવાંચન કરો, પ્રભુભક્તિ કરો.

અગમલાલ શેઠ સાંભળીને ઘેર આવ્યા. તેમના મુખપર હર્ષ હતો. તેમનું જીવન જુદું દેખાતું હતું. સુશીલાને કહે કે તારું ભલું થજો કે તેં મને ગુરૂ પાસે મોકલ્યો. એમ કહી તેના ચરણમાં નમી પડયો. તેં મને ગુરૂ પાસે મોકલ્યો ન હોત તો મારું જીવન કયાંથી પલટાત ? સુશીલા કહે સ્વામી ! પુરૂષ, સ્ત્રીના ચરણમાં ન પડે, મને આ ન શોભે. કહેવાનો આશય એ છે કે ભૌતિક સુખમાં ભૂલા પડેલાને પણ એક વાર સંત સમાગમ થયો તો અગમલાલ સાચા અગમના સ્વરૂપને પામી ગયો. અને અગમલાલ નામ સાર્થક કર્યું. અને ધર્મથી જીવન ઝગમગતું કરી દીધું.

જ્ઞાતાજી સૂત્રમાંની નાગેશ્રીના અને સુકુમાલિકાના ભવની વાત સાંભળી હવે દ્રૌપદીના ભવની વાત ચાલે છે. આ અધિકારમાંથી જીવને ઘણું ઘણું જાણવા મળે છે. દ્રુપદ રાજાની આજ્ઞા દૂતે બંને હાથ જોડીને સ્વીકારી લીધી અને સ્વીકારીને તે જ્યાં પોતાનું ઘર હતું ત્યાં આવ્યો. આવીને તેણે કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને કહ્યું. હે દેવાનુપ્રિય !

"चाऊ घंट आसरह जुत्तामवे वहुववेह जाव उवट्ठवेत्ति ।" તમે જલ્દીથી ચાર ઘંટવાળો અશ્વરથ જોડીને અહીં આવો. કૌટુંબિક પુરૂષોએ તેમ કર્યું અને ચાર ઘંટડીવાળો રથ જોડીને ત્યાં લઈ આવ્યા, ત્યાર પછી દૂતે સ્નાન કર્યું અને પોતાના શરીરને બધા અલંકારોથી શણગાર્યું. હવે દૂત રાજાની આજ્ઞા શિરોમાન્ય કરી બધા રાજાઓને આમંત્રણ આપવા જશે ને સ્વયંવરમાં બોલાવશે. ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

આજે મંગલકારી આયંબીલ તપની ઓળીની આરાધનાની મંગલ શરૂઆત થઈ છે. આયંબીલ તપ એ મહાન તપ છે. તપ કરવાથી કર્મબંધન તૂટે છે, માટે આપ સૌ સારી રીતે આરાધના કરજો.

**ચરિત્ર : રડતા હૃદયે પિતાની આજ્ઞાથી જાય છે** :–કનકરથ કુમારે પિતાની આજ્ઞાથી રૂક્મણી સાથે લગ્ન કરવાની હા પાડી તેથી મંત્રીએ કંબેરી નગરીથી આવેલા પ્રતિનિધી મંડળને કહ્યું : કંબેરી નગરીના મહારાજા કૃતબ્રહ્મ રાજાની વિનંતીનો અમે સ્વીકાર કરીએ છીએ ને રાજકન્યા રૂક્મણી દેવીનો સ્વીકાર કરવા અમારા યુવરાજશ્રી શુભ દિવસે પ્રયાણ કરશે. પ્રતિનિધીમંડળે હર્ષનાદ સાથે બધાનો ખૂબ આભાર માન્યો. હેમરથ રાજાએ જ્યોતિષીને બોલાવી લગ્નની તિથિ નક્કી કરી અને મંગલ પ્રયાણનો શુભ દિવસ જ્યોતિષીએ લખી આપ્યો. રાજાએ ગામ શણગાર્યું. આનંદ-મંગલ ગીતો ગાવાના શરૂ થયા. આવેલા પ્રતિનિધિ મંડળને સારો શિરપાવ આપ્યો. પછી તે વિદાય થયું. કનકકુમારને શણગારીને રાજા હાથી પર બેસાડે છે, પરંતુ કુંવરને પહેલા પરણવા જતાં, જેવો ઉમંગ હતો તેવો અત્યારે નથી. પહેલા જેવા સારાં શણગારો પણ સજતો નથી. મેવા મીઠાઈ જમતો નથી. સાદું ભોજન જમે છે. તેને ઋષિદત્તાના

વિયોગનું હૈયે એટલું દુઃખ છે કે એને પરણવાનો કંઈ રસ નથી. છતાં દાક્ષિણ્ય ગુણવાળો તે પિતાના દાક્ષિણ્યથી એને પરણવા જવાનું મંજુર કરવું પડયું. અને સામગ્રી સરંજામ તથા માણસોના પરિવાર સાથે એ ચાલ્યો. ચાલ્યો તો ખરો પણ તેનું દિલ બહુ ઊંચું છે. તેથી પરણવા જતાં પણ રસ્તામાં કેવા ઊંચા વિચારો કરી રહ્યો છે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૩

આસો સુદ ૮ ને બુધવાર તા. ૨૩-૧૦-૭૪

અનંત કરૂણાનિધી વીતરાગ ભગવાનની વાણી સાંભળવાનો સાર શું? "ज्ञानस्य फलं विरतिः।" જ્ઞાનનું ફળ વિરતિ છે. વ્યાખ્યાન એ નાની ગોળી છે.

**વ્યાખ્યાન નહિ યહ ગોલિયાં હૈ, રોગી કો દી જાતી હૈ।**
**ખાનેમેં કડવી લગતી હૈ, સારા રોગ મિટાતી હૈ॥**

જેમ દવાની ગોળી નાની હોય છે પણ દર્દ મટાડે છે. કસ્તુરીની ગોળી કેટલી નાની હોય છે! પણ એક ગોળી ખાવાથી શરીરને તાજગી ને સ્ફુર્તિ આપે છે. તે રીતે ભગવાનની વાણીનો એક શબ્દ પણ જો જીવ જીવનમાં અપનાવે તો તેના જન્મ, જરા અને મરણના રોગ દૂર થાય છે. ને આત્મામાં તાજગી આવે છે. જ્ઞાની કહે છે. સંસારના સુખ કૂચા જેવા છે. જ્યાં સુધી સંસારના સુખ કૂચા જેવા નહિ લાગે અને આત્માના સુખ સાકર જેવા મીઠા નહિ લાગે ત્યાં સુધી કર્મો જીવના કૂચા કરશે. માટે કર્મો કૂચા કરે તે કરતાં આપણે કર્મના કૂચા કરીને શાશ્વત મોક્ષના સ્થાનને પામી જઇએ. કર્મના કૂચા થાય એટલે જન્મ-મરણ બંધ થઈ જવાના. માટે કર્મને છોડીને જીવનમાં ધર્મને અપનાવો. તે માટે સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો પ્રબળ પુરુષાર્થ ઉપાડવાની જરૂર છે. જ્યાં સુધી પ્રબળ પુરુષાર્થ ઉપડશે નહિ, કર્મનો ખટકારો થશે નહિ ત્યાં સુધી જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને પામી શકવાનો નથી. જીવ પામશે કયારે? આત્મા ચિંતવન કરશે કે હું રૂપી નથી પણ અરૂપી છું. મારો સ્વભાવ સ્વભાવદશામાં નિર્વિકાર છે પણ વિકારી નથી. મારા આત્મામાં વિકારનો અંકુરો ન ફૂટવો જોઈએ. રૂપી પદાર્થો બધા વિકારી છે, તે વિકાર ઉત્પન્ન કરાવે છે. વિકાર એટલે પાંચે ઈન્દ્રિઓના વિકારો લેવાના. દા. ત. તમે ગુલાબનું ફુલ જોયું તો ત્યાં તમારી આંખડી જશે પછી હાથ દ્વારા તેને લઈ આવશો ને પછી નાક પાસે લઈ જઇને તેની સુગંધ અનુભવશો. ત્યારે જીવને એવો વિચાર નહિ આવે

કે હું આ ફૂલ તોડીને એકેન્દ્રિય જીવોની હિંસા કરી રહ્યો છું. ભગવાને તો કહ્યું છે કે તું એક ફુલની પાંખડી તોડે તો પણ હિંસામય છું. તો આખું ફુલ તોડે તો કેટલી પાંખડીઓનું છેદનભેદન થઈ જાય ! જ્યાં હિંસા છે ત્યાં ધર્મ નથી પણ અહિંસા છે ત્યાં ધર્મ છે.

અરૂપી આત્મારૂપી પદાર્થોને જોતાં અરૂપીનું લક્ષ ચૂકી રૂપીમય બની જાય છે. તમને કોઈ પાંજરામાં પૂરે તો ગમે ખરું ? ના ગમે, તેમ આ આત્મા અનંતકાળથી દેહ રૂપી પિંજરામાં કેદ પૂરાયો છે. કર્મોએ તેને પિંજરામાં કેદ પૂર્યો છે. આત્મદશા પ્રગટશે ત્યારે શરીર તમને પાંજરું લાગશે. અનાદિકાળની વાસનાને અને સંસારની જાળને તોડયા વગર છૂટકારો નથી. તેથી નિર્વિકાર દશા કેળવવાની જરૂર છે. વિકારી દશા એ આત્માનો સ્વભાવ નથી. નિર્વિકાર દશા આવશે એટલે સંસારના રંગ-રાગ, વૈભવો પ્રત્યેથી રસ ઊઠી જશે. મનની પવિત્રતા અને સ્થિરતા કેળવવા આ મહાન ચાવી સર કરવા જેવી છે કે આત્માના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપનો અનહદ રાગ અને તીવ્ર ભૂખ ઊભી કરવી. રાગ-દ્વેષ-કામ-ક્રોધ-લોભ, મદ, ઇર્ષ્યા વગેરે વિકારો છે. એ ભવમાં ભટકાવનારા છે. એમાં તણાવા કરતાં આત્માનું નિર્વિકાર સ્વરૂપ શું ખોટું ? આ રીતે અરૂપી અને નિર્વિકાર સ્વરૂપ પર ભારે રાગ થાય તો એ એક એવી ચાવી સર થાય કે મનને અપવિત્ર બનાવનારા જથાબંધ દોષો સામે ટક્કર ઝીલી શકાય. મહાપુરૂષોએ મહાપ્રલોભનના પ્રસંગોમાં, વિચિત્ર સંયોગોમાં કે મહા ઉપસર્ગોમાં પોતાનું મન જરા પણ બગાડયું નથી. એ કયા બળ પર ? આત્માના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપના અતિ તીવ્ર રાગ અને તીવ્ર ભૂખના બળ પર.

એક વખત મહાન વિદ્વાન વજ્રસ્વામી વિચરતા વિચરતા એક ગામમાં પધાર્યા. તે સમયે ગામમાં શું બન્યું ? આ વજ્રસ્વામી ખૂબ વિદ્વાન અને પવિત્ર સંત હતા. તેમનું રૂપ અને સૌંદર્ય અથાગ હતું. કાયા ખૂબ કોમળ હતી. જનતા પર તેમનો પ્રભાવ પડતો હતો. જેમ અનાથી મુનિનું રૂપ જોઈને શ્રેણીક રાજા મુગ્ધ બની ગયા હતા કે અહો ! આ શું મુનિનું રૂપ છે ! શું તેમની સૌમ્યતા છે ! એક બાજુ શ્રેણીક રાજાનું રૂપ એટલું બધું હતું કે ગ્રંથકાર કહે છે કે દેવીઓ પણ તેમના રૂપ પાછળ પાગલ હતી. અને શ્રેણીક રાજા અને ચેલ્લણા રાણી ભગવાનના દર્શન કરવા જાય ત્યારે શ્રેણીકનું રૂપ જોઈને સાધ્વીના મન પણ ચલાયમાન થઈ જતા. વિચાર કરો કે કેવું રૂપ હશે ? છતાં તેમને અનાથી મુનિનું રૂપ જોઈને આશ્ચર્ય થયું. તેનું કારણ એ હતું કે અનાથી મુનિનું રૂપ શ્રેણિક રાજા જેટલું નહોતું પણ તેમના રૂપમાં ચારિત્રના-બ્રહ્મચર્યના તેજ ઝળહળતા હતા. તેમનું રૂપ કોહીનુર હીરા જેવું હતું અને શ્રેણીક રાજાનું રૂપ ઇમીટેશનના નંગ જેવું હતું. અનાથી મુનિના ચારિત્રના તેજથી શ્રેણીક રાજા આકર્ષિત થયા. મનમાં થયું કે ભોગની ઉંમરે અત્યારે ભોગથી અસંગત કેમ થયા હશે ? આ રીતે

અહીં વજસ્વામીના રૂપ, સૌંદર્ય અને ચારિત્રના તેજથી લોકો તેમનાથી પ્રભાવિત થયા હતા. ચારિત્રના તેજના પ્રકાશથી લોકો અંજાઈ જતા હતા.

તેમનો સાધ્વી સમુદાય તેમની ખૂબ પ્રશંસા કરતો હતો કે શું ગુરૂદેવનો ત્યાગ છે ? શું તેમનું રૂપ–સૌંદર્ય છે ! ચારિત્રના તેજ પ્રકાશ પાથરી રહ્યા છે. આમ ખૂબ પ્રશંસા કરતા હતા. અને બોલતા હતા કે 'अहो भोगे असंगया।" ભરયુવાનીમાં ભોગના સમયમાં ભોગથી અસંગત થઈ ગયા છે. આ રીતે ગુણગ્રામ કરતા હતા. તે સમયે ત્યાં એક કરોડપતિની દીકરી બેઠી હતી. તેનું નામ રુકિમણી હતું. તેણે આ બધું સાંભળ્યું. પણ તે "अहो भोगे असंगया।" નો અર્થ સમજી નહિ તેથી તેણે ત્યાં નિર્ણય કર્યો કે પરણું તો આમને જ પરણું પણ બીજાને ન પરણું. આમ નિર્ણય કરીને તે ઘેર ગઈ. ફરતાં ફરતાં વજસ્વામી તે નગરીમાં પધાર્યા. આ રૂકિમણીનો બાપ રૂકિમણીને સારી રીતે શણગારીને વજસ્વામી પાસે લઈ આવ્યો. છોકરી રૂપરૂપનો અંબાર છે. તેના પિતા બોલ્યા હે જમાઈરાજ ! આ શબ્દો સાધુને ગમે ખરા ? ન ગમે. કોઈ ભાલા મારતા હોય તેવા લાગે. રૂકિમણીનો પિતા કહે મારી છોકરીએ નિર્ણય કર્યો છે કે પરણું તો આપને પરણું. બીજાને નહિ. માટે હું મારી દીકરીને આપને દેવા આવ્યો છું. આપ તેનો સ્વીકાર કરો. મારી છોકરી અને સાથે આપને એક કરોડ રૂપિયા આપું છું. જુઓ કેવું પ્રલોભન આપ્યું ? મુનિ કહે ભાઈ ! આપ આ શું બોલો છો ? અમે સાધુ લોકો લગ્ન તો કરીએ જ નહિ. જે કામભોગ અને સંસારને વિષ સમાન ગણી છોડીને સંયમ લીધો તે વિષ પીવા ફરીને શા માટે જઈએ ? મુનિએ છોકરીને ખૂબ સમજાવીને છેલ્લે કહ્યું કે તું પરણવા આવી છું, તો કોની સાથે લગ્ન કર. આનંદઘનજી ઋષભદેવ પ્રભુની પ્રાર્થના કરતા બોલ્યા છે.

**રુપભ જીનેશ્વર પ્રીતમ મ્હારો, ઔર ન ચાહુ કંત.........રુપભ........**

સગાઈ કરું તો પ્રભુની સાથે કરું પણ બીજા કોઈ સાથે નહિ. આ રીતે વજસ્વામીએ છોકરીને ઉપદેશ આપ્યો કે તારે લગ્ન કરવા છે તો એવા લગ્ન કરી લે કે જીવનમાં ફરીને કયારેય પણ દુઃખ ન આવે. એવી પ્રીત પ્રભુ સાથે બાંધી લે. ને મુક્તિની વરમાળા પહેરી લે કે જેથી તારું સૌભાગ્ય સદા અખંડ રહેશે. આ વૈરાગ્ય ભર્યો ઉપદેશ સાંભળીને છોકરી વૈરાગ્ય પામી ગઈ. રૂપરૂપના અંબાર સમાન છોકરીનું પ્રલોભન સામે આવ્યું. જેને જોઈને ભલભલાના મન ચલિત થઈ જાય છતાં મન કેટલું મક્કમ ! કારણ કે આત્માની નિર્વિકાર દશાનું સ્વરૂપ બરાબર સમજેલા હતા. તેથી ચામડીના રૂપમાં શાના આકર્ષાય ? કામરાગનો વિકાર શા માટે વહોરે ? એમના ઉપદેશથી રૂકિમણીએ દીક્ષા લઈ લીધી.

આવી જ વાત નંદરાજાના મંત્રી કલ્પકની બનેલી છે. કલ્પકનો પિતા બ્રાહ્મણ હતો. પરંતુ જૈન મુનિઓના સંપર્કથી જૈનધર્મની દૃઢ શ્રદ્ધાવાળો બનેલો. તે કહેતો કે ભલે અમારા વેદાંતો છે પણ જૈન ધર્મના સિદ્ધાંતો જ સાચા છે. આ વારસાગત જૈન ન હતા છતાં તેની શ્રદ્ધા જૈન ધર્મ પ્રત્યે કેટલી દૃઢ છે! તેની રટણા હંમેશા એ હતી કે મારો આત્મા સ્વભાવે નિર્વિકાર દશાને પામનારો છે. અને સાચું સુખ પણ એમાં છે. હું એવો પુરુષાર્થ કરું કે અખંડ આનંદ નિર્વિકાર પદને પામું. તેણે દીકરાને સંસ્કાર પણ એવા આપ્યા હતા કે દીકરા! કરોડોની સંપત્તિ ઠીકરા સમાન છે. સંપત્તિમાં સાચું સુખ નથી. સાચું સુખ નિર્વિકાર દશામાં છે. આ દશાથી કેળવાયેલો માનવી સંપત્તિ આવે કે આપત્તિ આવે તો તેમાં લેપાતો નથી, પણ વિકારી લેપાય છે ને કર્મ બાંધે છે. પિતાએ પુત્રમાં આ રીતે ખૂબ સુંદર સંસ્કારોનું ઘડતર ઘડયું હતું.

છોકરો સમય જતાં ખૂબ હોંશિયાર થઈ ગયો. તે સંસારમાં રહેવા છતાં જળકમળને ન્યાયે રહે છે. કમળ પાણીમાં જન્મવા છતાં તેમાં લેપાતું નથી તેમ કલ્પક સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહે છે. તે ગૃહસ્થ જીવન પણ એવું સુંદર જીવે છે કે નથી એના જીવનમાં ચામડાના રૂપ સ્પર્શ ભોગવવાની કોઈ ખણુજ કે નથી એને રૂપિયા ઘર ભેગા કરવાની કોઈ ઝંખના. બસ એને અરૂપી અને નિર્વિકારી આત્માના શુદ્ધ સ્વરૂપની ભૂખ લાગેલી છે.

**બ્રાહ્મણનો કન્યાદાનનો પેંતરો:**–આ ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેણે નિર્ણય કર્યો કે મારી દીકરીને પરણાવું તો કલ્પક સાથે જ પરણાવું. કલ્પક ખૂબ ધર્મિષ્ઠ, સંસ્કારી, સુખી અને આદર્શ જીવન જીવનારો છે તેથી મારી દીકરી સુખી થશે. કલ્પક કહે, મારે લગ્ન કરવા નથી. આ જીવ અનંતકાળથી ભોગ ભોગવતો આવ્યો છે. ભોગ ભોગવતાં તે ભોગવાઈ ગયો. માટે હવે મારે ભોગમાં ફસાવું નથી. યોગ અવસ્થાએ જવું છે. નિર્વિકાર દશાને અમલમાં લાવવા માટે મારો પુરુષાર્થ ચાલુ છે. આવી નિર્વિકાર દશાને પામવાવાળા આત્માને પણ માનવી પોતાના સુખ માટે બીજાને કેવી ફસામણમાં નાંખે છે.

**કલ્પકને ફસામણમાં નાંખવા રચેલો પ્રપંચ :** કલ્પકે લગ્નની ચોખ્ખી ના પાડી એટલે તેને ફસાવવા માટે બ્રાહ્મણે શું કર્યું? કલ્પકના જવા આવવાના રસ્તામાં એક ખાડો ખોદાવી તેમાં પોતાની કન્યાને ઉતારી. પછી રસ્તા પર પોક મૂકીને બોલવા લાગ્યો. હાય, મારી દીકરી ખાડામાં પડી ગઈ છે, કોઈ આવો અને તેને બહાર કાઢો. જે મારી છોકરીને બહાર કાઢશે તેનો હું ખૂબ ઉપકાર માનીશ ને મારી પુત્રી તેને અર્પણ કરીશ. આ સમયે કલ્પક ત્યાંથી નીકળ્યો, એને દયા આવી. તેથી ખાડામાં ઉતર્યો ને છોકરીને બહાર લઈ આવ્યો. કલ્પકનું તો આ શબ્દોમાં ધ્યાન ન

હતું કે જે છોકરીને બહાર કાઢશે તેને હું છોકરી દઈ દઈશ. તે તો નિર્વિકાર અરૂપી આત્માના સ્વરૂપમાં મસ્ત હતો, તેણે તો માનવીનું કર્તવ્ય સમજીને દયા દૃષ્ટિથી છોકરીને બહાર કાઢી. જો તેણે આ શબ્દો સાંભળ્યા હોત તો પહેલેથી ચોખવટ કરત કે જો ભાઈ! તારી કન્યા બહાર કાઢી આપું, પરંતુ પરણવાની શરત ન હોય તો? કલ્પકે કન્યા બહાર કાઢી એટલે બ્રાહ્મણે કહ્યું. આ દીકરી મારી નહિ પણ હવે તમારી. તમે આ કન્યા સાથે લગ્ન કરી લો. મારું તો વચન છે એટલે મારાથી ફરી જવાય નહિ. મારે તો કન્યા આપવી જોઈએ. કલ્પક કહે પણ મારે લગ્ન કરવા જ નથી. ત્યાં શું? તમારે લગ્ન કરવા હોય તો ભલે ને ન કરવા હોય તો ભલે. મેં તો આ કન્યા તમને સોંપી દીધી. હવે સમજીને ફસામણમાં આવી ગયો! તમે તો જાતે ફસામણમાં પડવા ગયા હતા. હવે સમજીને ફસામણમાંથી ફારગતી મેળવો. કલ્પક ના પાડે છે તો પણ બ્રાહ્મણ તેને છોડતો નથી. આ વાતો થતાં લોકો ભેગા થયા. બધાએ કલ્પકને સમજાવ્યો કે બ્રાહ્મણનું વચન છે. તું કેમ ના પાડે છે? લોક વ્યવહારમાં ખરાબ દેખાશે માટે આપ લગ્ન કરી લો. બધાના ખૂબ આગ્રહથી કલ્પક પરણ્યો. સંસારમાં પડયો પણ નિર્વિકાર ભાવને ભૂલતો નથી. પત્નીને કહે છે આજ સુધી હું સાધનામાં એકલો હતો, હવે તારો સહકાર મળ્યો. આ ભોગનો માર્ગ જીવને સંસારમાં ડૂબાડનાર છે. ભોગ તો જીવે અનંતીવાર ભોગવ્યાં છે. તને મારા અનુકૂળ વિચાર ગમે કે પ્રતિકૂળ વિચારો? પત્ની કહે સ્વામી! તમને અનુકૂળ તે મને અનુકૂળ. તમને પ્રતિકૂળ તે મને પ્રતિકૂળ. આપ જે કહેશો તે મને મંજુર છે.

આવી જ વાત નંદરાજાના મંત્રી કલ્પકની બનેલી છે. કલ્પકનો પિતા બ્રાહ્મણ હતો. પરંતુ જૈન મુનિઓના સંપર્કથી જૈનધર્મની દૃઢ શ્રદ્ધાવાળો બનેલો. તે કહેતો કે ભલે અમારા વેદાંતો છે પણ જૈન ધર્મના સિદ્ધાંતો જ સાચા છે. આ વારસાગત જૈન ન હતા છતાં તેની શ્રદ્ધા જૈન ધર્મ પ્રત્યે કેટલી દૃઢ છે! તેની રટણા હંમેશા એ હતી કે મારો આત્મા સ્વભાવે નિર્વિકાર દશાને પામનારો છે. અને સાચું સુખ પણ એમાં છે. હું એવો પુરુષાર્થ કરું કે અખંડ આનંદ નિર્વિકાર પદને પામું. તેણે દીકરાને સંસ્કાર પણ એવા આપ્યા હતા કે દીકરા! કરોડોની સંપત્તિ ઠીકરા સમાન છે. સંપત્તિમાં સાચું સુખ નથી. સાચું સુખ નિર્વિકાર દશામાં છે. આ દશાથી કેળવાયેલો માનવી સંપત્તિ આવે કે આપત્તિ આવે તો તેમાં લેપાતો નથી, પણ વિકારી લેપાય છે ને કર્મ બાંધે છે. પિતાએ પુત્રમાં આ રીતે ખૂબ સુંદર સંસ્કારોનું ઘડતર ઘડયું હતું.

છોકરો સમય જતાં ખૂબ હોંશિયાર થઇ ગયો. તે સંસારમાં રહેવા છતાં જળકમળને ન્યાયે રહે છે. કમળ પાણીમાં જન્મવા છતાં તેમાં લેપાતું નથી તેમ કલ્પક સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત રહે છે. તે ગૃહસ્થ જીવન પણ એવું સુંદર જીવે છે કે નથી એના જીવનમાં ચામડાના રૂપ સ્પર્શ ભોગવવાની કોઈ ખણુજ કે નથી એને રૂપિયા ઘર ભેગા કરવાની કોઈ ઝંખના. બસ એને અરૂપી અને નિર્વિકારી આત્માના શુદ્ધ સ્વરૂપની ભૂખ લાગેલી છે.

**બ્રાહ્મણનો કન્યાદાનનો પેંતરો:**—આ ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેણે નિર્ણય કર્યો કે મારી દીકરીને પરણાવું તો કલ્પક સાથે જ પરણાવું. કલ્પક ખૂબ ધર્મિષ્ઠ, સંસ્કારી, સુખી અને આદર્શ જીવન જીવનારો છે તેથી મારી દીકરી સુખી થશે. કલ્પક કહે, મારે લગ્ન કરવા નથી. આ જીવ અનંતકાળથી ભોગ ભોગવતો આવ્યો છે. ભોગ ભોગવતાં તે ભોગવાઈ ગયો. માટે હવે મારે ભોગમાં ફસાવું નથી. યોગ અવસ્થાએ જવું છે. નિર્વિકાર દશાને અમલમાં લાવવા માટે મારો પુરુષાર્થ ચાલુ છે. આવી નિર્વિકાર દશાને પામવાવાળા આત્માને પણ માનવી પોતાના સુખ માટે બીજાને કેવી ફસામણમાં નાંખે છે.

**કલ્પકને ફસામણમાં નાંખવા રચેલો પ્રપંચ:** કલ્પકે લગ્નની ચોખ્ખી ના પાડી એટલે તેને ફસાવવા માટે બ્રાહ્મણે શું કર્યું? કલ્પકના જવા આવવાના રસ્તામાં એક ખાડો ખોદાવી તેમાં પોતાની કન્યાને ઉતારી. પછી રસ્તા પર પોક મૂકીને બોલવા લાગ્યો. હાય, મારી દીકરી ખાડામાં પડી ગઈ છે, કોઈ આવો અને તેને બહાર કાઢો. જે મારી છોકરીને બહાર કાઢશે તેનો હું ખૂબ ઉપકાર માનીશ ને મારી પુત્રી તેને અર્પણ કરીશ. આ સમયે કલ્પક ત્યાંથી નીકળ્યો, એને દયા આવી. તેથી ખાડામાં ઉતર્યો ને છોકરીને બહાર લઈ આવ્યો. કલ્પકનું તો આ શબ્દોમાં ધ્યાન ન

હતું કે જે છોકરીને બહાર કાઢશે તેને હું છોકરી દઈ દઈશ. તે તો નિર્વિકાર અરૂપી આત્માના સ્વરૂપમાં મસ્ત હતો, તેણે તો માનવીનું કર્તવ્ય સમજીને દયા દૃષ્ટિથી છોકરીને બહાર કાઢી. જો તેણે આ શબ્દો સાંભળ્યા હોત તો પહેલેથી ચોખવટ કરત કે જો ભાઈ! તારી કન્યા બહાર કાઢી આપું, પરંતુ પરણવાની શરત ન હોય તો? કલ્પકે કન્યા બહાર કાઢી એટલે બ્રાહ્મણે કહ્યું. આ દીકરી મારી નહિ પણ હવે તમારી. તમે આ કન્યા સાથે લગ્ન કરી લો. મારું તો વચન છે એટલે મારાથી ફરી જવાય નહિ. મારે તો કન્યા આપવી જોઈએ. કલ્પક કહે પણ મારે લગ્ન કરવા જ નથી. ત્યાં શું? તમારે લગ્ન કરવા હોય તો ભલે ને ન કરવા હોય તો ભલે. મેં તો આ કન્યા તમને સોંપી દીધી. હવે સમજીને ફસામણમાં આવી ગયો! તમે તો જાતે ફસામણમાં પડવા ગયા હતા. હવે સમજીને ફસામણમાંથી ફારગતી મેળવો. કલ્પક ના પાડે છે તો પણ બ્રાહ્મણ તેને છોડતો નથી. આ વાતો થતાં લોકો ભેગા થયા. બધાએ કલ્પકને સમજાવ્યો કે બ્રાહ્મણનું વચન છે. તું કેમ ના પાડે છે? લોક વ્યવહારમાં ખરાબ દેખાશે માટે આપ લગ્ન કરી લો. બધાના ખૂબ આગ્રહથી કલ્પક પરણ્યો. સંસારમાં પડ્યો પણ નિર્વિકાર ભાવને ભૂલતો નથી. પત્નીને કહે છે આજ સુધી હું સાધનામાં એકલો હતો, હવે તારો સહકાર મળ્યો. આ ભોગનો માર્ગ જીવને સંસારમાં રૂળાડનાર છે. ભોગ તો જીવે અનંતીવાર ભોગવ્યાં છે. તને મારા અનુકૂળ વિચાર ગમે કે પ્રતિકૂળ વિચારો? પત્ની કહે સ્વામી! તમને અનુકૂળ તે મને અનુકૂળ. તમને પ્રતિકૂળ તે મને પ્રતિકૂળ. આપ જે કહેશો તે મને મંજુર છે.

પાડે છે. રાજા ઘણું સમજાવે છે. રાજાના મનમાં એ ભાવના છે કે કલ્પક જેવો ધર્મિષ્ઠ પ્રધાન હોય તો મારું રાજ્ય સુરક્ષિત રહી શકે. પરંતુ કલ્પકને તો આત્માનું રાજ્ય મેળવવું છે. કેવી મૂંઝવણમાં આવી પડયો ! નંદરાજા કલ્પકને પ્રધાન પદવી દેવા માટે કેવા પ્રપંચ રચશે તે વાત અવસરે લઈશું.

આપણે મૂળ વાત પર આવીએ. દ્રુપદ રાજાની આજ્ઞાથી બધા રાજાઓને આમંત્રણ આપવા માટે દૂત ચાર ઘંટાવાળા અશ્વરથ ઉપર સવાર થઈ ગયો. તે દૂતની સાથે બખ્તરથી સુસજ્જ થયેલા ઘણા પુરૂષો હતા. જેમના હાથમાં ધનુષ્યબાણ છે એવા ઘણા ધનુર્ધરો તેની સાથે હતા. તે સિવાય જેમણે ગળામાં આભૂષણો પહેરેલા છે અને મસ્તક પર સ્વચ્છ ચિહ્ન પટો બાંધી રાખેલા એવા અનેક પુરૂષો તેમજ ઘણા સૈનિકો તેની સાથે હતા. આ રીતે તે દૂત તેઓ બધાની સાથે કાંપિલ્યપુર નગરની મધ્યમાં થઇને નીકળ્યો. રથની ઘંટડીઓ વાગતો રથ આગળ ચાલે છે. રથ એકદમ દોડે છે. તેથી પોતાની યાત્રા પૂરી કરીને પાંચાલ દેશની વચ્ચોવચ્ચ જ્યાં પોતાના દેશની હદ પૂરી થતી હતી ત્યાં આવ્યો. ત્યાં આવીને તે સૌરાષ્ટ્ર દેશની વચ્ચે થઇને જ્યાં દ્વારિકા નગરી હતી ત્યાં આવ્યો. દ્વારકા નગરી બાર જોજન લાંબી ને નવ જોજન પહોળી છે. તે એક રાતમાં દેવોએ વસાવી દીધી છે. તે નગરીને સોનાના ગઢ અને રૂપાના કાંગરા છે. જે નગરીના કોટ સોના રૂપાના હોય તેના મહેલો પણ એવા જ હોય ને ! આ બધો કૃષ્ણવાસુદેવના અથાગ પુણ્યનો પ્રભાવ હતો. દ્વારિકા નગરીમાં દૂત પહોંચ્યો. પછી શું થયું ?

"उवागच्छित्ता बारवाइ नयरिं मज्झं मज्झेणं अणुपविसइ, अणुपविसित्ता जेणेव कण्हस्स वासुदेवस्स बाहिरिया उवट्ठाणसाला तेणेव उवागच्छइ ।"

દ્વારકા નગરીમાં આવીને તે નગરીની મધ્યમધ્યમાં થઇને નગરમાં પ્રવેશ કર્યો. અને ત્યારપછી જ્યાં કૃષ્ણવાસુદેવની બહારની ઉપસ્થાન શાળા (સભામંડપ) હતી ત્યાં આવીને ચાર ઘંટાવાળા રથને ઊભો રાખ્યો. અને ત્યાં રથથી નીચે ઉતરીને પોતાના ઘણા માણસોના પરિવારથી ઘેરાયેલો પગે ચાલતો જ્યાં કૃષ્ણ વાસુદેવ સિંહાસને બિરાજમાન હતા ત્યાં આવ્યો. ત્યાં કૃષ્ણવાસુદેવ, સમુદ્રવિજય પ્રમુખ દશ દશાર્હો, યાવત્ મહાસેન પ્રમુખ છપ્પન હજાર બલવંત પુરૂષો બેઠેલા હતા. તે બધાને બંને હાથની અંજલી જોડીને તેને મસ્તકે મૂકીને નમસ્કાર કર્યા. પહેલાના માણસોમાં વિનય વિવેક ખૂબ હતો. દૂતે કૃષ્ણ વાસુદેવ આદિ બધાને નમસ્કાર કર્યા. વિનય હોય તો કાર્ય જલ્દી સિદ્ધ થાય છે. વિનયથી સામી વ્યક્તિના હૃદયને જીતી શકાય છે. કૃષ્ણ વાસુદેવ આ માણસોને જોઇને સમજી ગયા કે આ બધા અજાણ્યા માણસો લાગે છે. નાના વિનય કરે, વંદન કરે એટલે મોટા માણસો પણ પોતાના આસનેથી ઊભા થઈ તેને ભેટી પડતા. ગૌતમ સ્વામી કેશી સ્વામી કરતાં નાના હતા છતાં ગૌતમ સ્વામી પધાર્યાની

ખબર પડી એટલે કેશી સ્વામી પોતાના આસનેથી ઊભા થઈ ગૌતમ સ્વામીની સામે ગયા. બંનેનું મધુરું મિલન થતાં એકબીજા ભેટી પડયા. હવે કૃષ્ણ વાસુદેવ આવેલા દૂતને શું પૂછશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**'ચરિત્ર':–"કુંવરની વિચાર ધારા"**:–કનકરથ કુમાર રૂક્ષ્મણીને પરણવા જઈ રહ્યો છે પણ એના વિચારો કેટલા ઊંચા છે! તેના મનમાં એમ થાય છે કે અહો! આ સંસારની કેવી વિષમતા કે પરણીને પસ્તાયા છતાં ફરીને પરણવા જવાનું! શું નવા લગ્ન પછી ઉપદ્રવ નહિ આવે? જીવે પરના બંધન માથે લેવા એ ઉપદ્રવને આવકાર છે. કશાય બંધન વિનાના સિદ્ધ ભગવાનને કયાં કશો ઉપદ્રવ છે? કર્મના બંધનથી જન્મનો ઉપદ્રવ અને જન્મના બંધનથી કાયાને સંભાળવાની મોટી ઉપાધિ. કાયાના બંધનને લીધે કેટકેટલા ખાનપાન, ધનોપાર્જન, ધનરક્ષણ અને પરિવારના ઉપદ્રવ માથે આવે છે? એ બંધનોને લીધે રોગ–ભૂખ–તરસ–અપમાન–ટાઢ–તડકા, ખેદ, શોક વગેરે કેટલા ઉપદ્રવ ઊભા થાય છે? પરણીને પત્નીના બંધનમાં પડીને હાથે કરીને નવા ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે. સુખ તો મધના બિંદુ જેટલું, પણ નાના મોટા ઉપદ્રવો પાર વિનાના!

જીવની મૂઢતા કેવી છે? તે માને છે કે પરણ્યા એટલે પ્રભુતામાં પગલાં માંડયા. પણ ખરેખર બંધનમાં તો પ્રભુતા કે ગુલામી? વિષય સુખના લંપટ જીવોએ આ પ્રભુતાનું સૂત્ર બનાવી દીધું છે. એ ખરેખર એમની મૂઢતા છે. અજ્ઞાનદશા છે. કુમાર વિચારે છે માતાપિતાના દાક્ષિણ્યે મારે આવા બંધનને વહોરવા જવું પડે છે. એમાં પણ પહેલું તો આ જન્મનું બંધન લઈને માતાપિતાનું બંધન ઊભું કર્યું. જન્મનું બંધન ખોટું છે. બંધન એટલે ઉપદ્રવ. બિચારી પેલી ઋષિદત્તા મારી સાથે લગ્નના બંધનમાં ફસાણી તો કેવા જાલિમ ઉપદ્રવ એના પર વરસ્યા! પ્રભુ! પ્રભુ! કયારે હું સાવ બંધનરહિત બનું?

આ રીતે વિચારણા કરતો કરતો કુમાર ઉદાસીન મનથી આગળ વધે જાય છે. આગળ વધતાં ઋષિદત્તાએ આશ્રય કરેલ વનમાં પહોંચે છે. વનને પૂર્વે જોયેલું હોવાથી ને પોતે અહીં ઋષિદત્તાની સાથે રહ્યો હોવાથી હવે પૂર્વનું બધું સ્મરણ થઇ આવતા અને એમાં ય ખાસ કરીને આ વને આપેલી બક્ષીસ ઋષિદત્તાને પોતે ખોઈ નાંખ્યા પર હૈયું ભરાઇ આવે છે. આંખ અશ્રુભીની બની જાય છે. મનમાં વિચાર આવે છે કે અહો! આ તે વન છે કે જ્યાં મને નિર્દોષ ગુણસંપન્ન ઋષિદત્તા પરણવા મળી હતી. જે વન મારે આનંદમય બન્યું હતું એ આજે વિષાદરૂપ બને છે. કેવું આશ્ચર્ય! કેવી વિષમતા! અહીંથી પરણીને જતાં ઋષિદત્તાના કેવા કોડ! આજે એ બિચારીના બધા કોડ નિષ્ફળ ગયા ને મારા કોડ પણ એળે ગયા. ગુણકારી લાગતું આ વન આજે ખાવા ધાય છે. કયાં અહીં એ મહાતાપસની દિવ્ય વાતો ને

ક્યાં આજનો શૂન્યકાર! કનકરથકુમાર ગુણીયલ છે. નઠોર નથી કે ચાલો નવી રૂપાળી રાજકન્યા સામેથી મને પરણવા મળે છે. માટે હવે લીલા લહેર! ના હોં, એવી હૃદયની નિષ્ઠુરતા નથી પણ કોમળતા છે. ગુણસંપન્નતા છે. તેથી મહાતાપસની ધર્મસુવાસ ભરી વાતોનું સ્મરણ કરે છે. ઋષિદત્તાની નિર્દોષતા; સરલતા વગેરે યાદ કરે છે.

બંધુઓ! કદાચ તમને મનમાં થશે કે ગુણીયલ, નિર્દોષ ઋષિદત્તાના બેહાલ કરનાર પોતાના પિતાના પ્રત્યે દ્વેષ કેમ નથી આવતો? કનકરથ કુમારમાં સમસ્ત જીવો પ્રત્યે મૈત્રીભાવ, દુઃખી અને પાપી જીવો પ્રત્યે અપાર કરૂણા-ભાવ ભર્યો છે. તેનું દિલ દયાળુ છે. ગુણીજનો પ્રત્યે ઈર્ષાભાવ નહિ. તથા ક્ષમા, સમતા, ગંભીરતા, સત્ય, પ્રમાણિકતા વગેરે ગુણો એનામાં એવા છે કે ગુનેગાર પ્રત્યે પણ દ્વેષ ન ઊઠે. અહીં તો કુમાર સમજે છે કે નિર્દોષ પત્ની પ્રત્યે થયું એ ખોટું છે. પરંતુ પિતાજીએ જે સંયોગોમાં અને જે પરિસ્થિતિ જોઈ ઋષિદત્તાને સજા કરી એ એવા સંયોગ અને પરિસ્થિતિના હિસાબે થવી સહજ છે. એમાં એમને ઋષિદત્તા પર અંગત કંઈ દ્વેષ નહોતો. વળી એમને પ્રજામાં કલ્યાણની દૃષ્ટિએ પોતાને જરૂરી લાગ્યું તે કરવું પડયું. પોતાના સ્વાર્થ માટે નહિ. તેથી એમના પ્રત્યે દ્વેષ શા માટે કરવો? કનકરથ કુમારને પિતા પ્રત્યે આ રીતે દ્વેષ નથી થતો. તેમજ ઋષિદત્તાને પોતે નિર્દોષ માને છે તેથી એના પ્રત્યે લાગણીહીન પણ નથી થતો. મનમાં આ સમાધાન કરી લે છે કે બિચારી એવા કોઈ પોતાના પૂર્વના જટીલ કર્મના હિસાબે રાજાના ભ્રમનો ભોગ બની. કર્મની ગતિ ન્યારી છે કે અહીં ન્યાયપંથે ચાલનારને પણ અન્યાય કરે એવા કર્મ આગળ મારું શું ચાલે? ને ઋષિદત્તાનું પણ શું ચાલે? કનકરથના જીવનના પાયામાં મૈત્રી, કરૂણાભાવ, દિલની વિશાળતા આદિ ગુણોના બીજ વવાયેલા છે તેથી તે ખોટા તામસભાવ, દ્વેષ કે વૈર વિગેરેને સ્થાન કેવી રીતે આપે?

કનકરથકુમાર જ્યાં ઋષિદત્તા પુરૂષવેશે રહી છે એ ઉપવનમાં પહોંચ્યો. તે બધાને કહે છે, આજનો દિવસ અહીં પડાવ નાંખો. બધા વિચાર કરે છે અહીં પડાવ નાંખવો સારો નહિ. કારણ કે કુમારને પોતાના પૂર્વના બધા સ્મરણો તાજાં થશે. પરંતુ કુંવરના કહેવાથી પડાવ નાંખ્યો. હવે કુંવર તેના મિત્રને લઈને તે ઉપવનમાં ફરવા જશે. તે ઉપવન જોતાં બીજી કઈ વસ્તુઓ જોશે ને ત્યાં તેની શી સ્થિતિ થશે. તેના ભાવ અવસરે કહેવાશે.

---

હું દુર્ગતિમાં ન જાઉં? મારું પરિભ્રમણ હવે અટકી જાય. આવો પ્રશ્ન કોણ પૂછી શકે? જેને ભવબંધનમાંથી મુક્ત થવાની જિજ્ઞાસા જાગી હોય ને સંસારની રખડપટ્ટીનો થાક લાગ્યો હોય તે આવો પ્રશ્ન કરે. ગુરૂદેવ શિષ્યનો પ્રશ્ન સાંભળીને કહે છે હે પ્યારા શિષ્ય! તારો પ્રશ્ન ઘણો સુંદર અને શ્રેષ્ઠ છે. આ પ્રશ્ન સંસારી અવસ્થાનો છે. ગુરૂદેવ કહે–યુવાનીની મસ્તીમાં મોજ માણતાં તને આત્મા માટેની લગની લાગી છે તો હું તારા પ્રશ્નનો જવાબ આપું. હે શિષ્ય! તું સંસારના સમસ્ત પદાર્થોથી પર થા. અને તારા અશુદ્ધ આત્માને શુદ્ધ બનાવવા માટેની સાધનાને તું અપનાવ. અનંતકાળથી આત્માને સંસારમાં રઝળાવનાર ને પરિભ્રમણ કરાવનાર આત્માના બે દુશ્મનો છે. રાગ અને દ્વેષ. રાગ–દ્વેષ હોય ત્યાં સુધી કર્મના પરમાણુ જીવને ચોંટે છે. વીતરાગ ભગવાનના રાગ–દ્વેષ જડ મૂળમાંથી ચાલ્યા ગયા છે. જેનો રાગ જાય તેનો દ્વેષ તો અવશ્ય જાય છે. દેવ ગુરૂ ધર્મના રાગની વાત છોડીને તમને સંસારમાં એક માણસ પ્રત્યે રાગ થશે તો બીજા પ્રત્યે દ્વેષ થશે. જ્ઞાની કહે છે તમારે રાગ કરવો હોય તો દેવ–ગુરૂ–ધર્મનો કરો. વીતરાગવાણીનો અને વીતરાગના સિદ્ધાંતોનો કરો કે જે રાગ જીવને દુર્ગતિમાં ન લઈ જાય. રાગ એ બળદ છે ને દ્વેષ એ ગાડું છે. સંસારનો રાગ અપ્રશસ્ત છે. તે મોહને વધારનાર છે અને આત્માના ગુણને પ્રાપ્ત થવા દેતો નથી. રાગ–દ્વેષ એ મોહરાજાના મિત્ર છે ને આત્માના શત્રુ છે. રાગ–દ્વેષને જ્ઞાનીએ કેવી ઉપમા આપી છે? કૂતરાની. રાગ એ વગર ભસે કરડનાર કૂતરો છે. તે પગ ચાટીને બટકા ભરે છે. ભસ્યા વગર કરડી જાય છે. દ્વેષ એ ભસીને કરડનાર કૂતરો છે, તે ભસતો હોય તેનાથી સૌ સાવધાન રહે પણ જે ભસતો ન હોય ને કરડતો હોય તેનાથી માણસ સાવધાન ઓછો રહે. આ રીતે રાગ પગ ચાટીને કરડનાર કૂતરો છે. રાગ, દ્વેષ કરતાં ખરાબ છે. સંસારનો રાગ અપ્રશસ્ત છે ને દેવ–ગુરૂ–ધર્મનો રાગ પ્રશસ્ત છે. દેવ–ગુરૂ–ધર્મ પ્રત્યેનો રાગ ન હોય તો સાધક આગળ વધી શકતો નથી. ધર્મ પામનારો જીવ એવો ધર્મ કરે કે જેનાથી સંસાર ઘટે પણ વધે નહિ. અવિરતિ છોડી વિરતિપણામાં આવે, વિષયોથી વિરક્ત બને. આવો ધર્મનો રાગ એ પ્રશસ્ત રાગ છે. અપ્રશસ્ત રાગના જ્ઞાનીએ ત્રણ પ્રકાર બતાવ્યા છે.

પહેલો દૃષ્ટિરાગ એટલે પોતાની આપમતિની માન્યતાનો રાગ. હું માનું તે સાચું પણ સર્વજ્ઞ ભગવંતોએ કહ્યું તે સાચું એવું નહિ. ૨) કામરાગ તે પાંચે ઈન્દ્રિયોના વિષયોમાં આસક્તિ તે કામરાગ. કામરાગ સંસારી દરેક જીવોમાં છે. ૩) સ્નેહરાગઃ–તે સંસારી સગા પરનો જોરદાર રાગ. આ રાગ મોક્ષમાર્ગને અટકાવે છે. સમજાયું ને? અપ્રશસ્ત રાગ જીવને સંસારમાં રખડાવે છે.

મોક્ષ પામવા માટે આત્માએ અરૂપી અને નિર્વિકાર દશાનું ચિંતન કરવું પડશે, વિકારી દશા એ આત્માની વિભાવ પર્યાય છે, પણ શુદ્ધ પર્યાય નથી. જ્યાં-

સુધી આત્મા આત્મસ્વરૂપને નહિ પામે ને નિર્વિકાર દશાને નહિ કેળવે ત્યાં સુધી તેની રખડપટ્ટી ઊભી છે. સુકુમાલિકાએ નિર્વિકારી દશા પામવા માટે કરોડોની સંપત્તિ છોડી દીક્ષા લીધી પરંતુ વિકારી દશા આવી ગઈ તેથી સંસાર ઊભો રહ્યો. તે સુકુમાલિકા દ્રૌપદીના ભવમાં આવી. દ્રૌપદીને મનગમતો ને ઈચ્છનીય પતિ કેમ મળે અને તેનો સંસાર સ્વર્ગ જેવો બને તે માટે તેના પિતાએ સ્વયંવર રચવાનું નક્કી કર્યું ને મોટા મોટા રાજાઓને આમંત્રણ મોકલાવ્યું. જો દ્રુપદ રાજા નિર્વિકાર દશાના સ્વરૂપને સમજ્યો હોત તો દ્રૌપદી માટે સીધી લગ્નની વાત ન કરત. પરંતુ પહેલા પૂછત હે દીકરી ! તારે સંયમ લેવો છે કે સંસારની ખાડીમાં પડવું છે? બેટા ! શ્રેષ્ઠ તો સંયમ માર્ગ છે. એ ગ્રહણ કરવા જેવો છે. તું જે રાજકુંવરને પરણીને જઈશ તેનું રાજ્ય પરિમિત છે. પરંતુ સંયમ લઈને આત્મસાધના કરી જે કેવળજ્ઞાનની જ્યોત પ્રગટાવે છે તે તો ત્રણ લોકનો વિજેતા બની શકે છે. ત્રણે લોક પર તેનું શાસન ચાલે છે. તેનું રાજ્ય અપરિમિત છે. આ રીતે પહેલાં તેને સમજાવત. પણ પછી જો દીકરીની ઈચ્છા ન હોત તો તેના લગ્ન કરવાની વાત કરત. પણ નિર્વિકાર દશાના સ્વરૂપને નહિ સમજેલા, ભવાટવીમાં ભૂલા પડેલા અને ભોગમાં ખૂંચેલા દ્રુપદ રાજાને એવા વિચાર ન આવ્યા. તેમના મનમાં તો એક ભાવના છે કે મારી દીકરી સંસારમાં સુખી કેમ થાય ?

દેવાનુપ્રિયો ! ગઈ કાલની વાત આપને યાદ છે ને? કલ્પકને કેવા વિચારો સ્ફુરતા હતા? એના જીવનમાં શી લગની હતી ? હું કેમ જલ્દી અરૂપી એવા આત્મસ્વરૂપને પ્રાપ્ત કરું ? મારો સ્વભાવ નિર્વિકાર અને મારું સ્વરૂપ નિશ્ચયનયે નિરંજન નિરાકાર છે તે હું કેમ જલ્દી પ્રાપ્ત કરું ? આવો વિચાર તમને કદી આવ્યો છે ખરો ? શી એના આત્માની રમણતા ! શું એના વિચારો, કયાં એની ભાવના અને કયાં આપણી ભાવના ! એને લગ્ન કરવા નહોતા, છતાં કર્મયોગે તેને બ્રાહ્મણે ફસાવ્યો છતાં જળકમળના ન્યાયે રહે છે. તે એકમાંથી છૂટવા માંગે છે ત્યાં નંદરાજા તેને પ્રધાન બનાવવા માટે કેવો પ્રપંચ રચે છે ! નંદરાજાએ કલ્પકને પ્રધાનપદવી લેવા માટે ખૂબ આગ્રહ કર્યો પણ કલ્પકે ના પાડી. પરંતુ રાજાને કોઈ હિસાબે કલ્પકને પ્રધાન બનાવવો છે એટલે હવે તે માટે માયાજાળ રચે છે.

**"રાજાએ કલ્પકને મંત્રી બનાવવા માટે રચેલી માયાજાળ":**–નંદરાજાએ શું કર્યું ? કલ્પકના ભારેમૂલા કપડાં જે ધોબીને ત્યાં ધોવાતા હતા તે ધોબી પાસે જઈને રાજાએ કહ્યું–કલ્પક તેના ધોયેલાં કિંમતી વસ્ત્રો લેવા આવે ત્યારે તારે એને ન આપવા. હું તને પૈસા આપીશ, પણ તારે કલ્પકને કપડાં આપવા નહિં. કલ્પક જયારે કપડા લેવા જાય ત્યારે ધોબી બહાના કાઢે ને તેને કપડા ન આપે. આમ કરતાં કરતાં એક વર્ષ થવા આવ્યું. કલ્પક ખૂબ શાંત સ્વભાવથી ઉઘરાણી કરે છે,

પરંતુ ધોબી તો બહાના કાઢીને કપડા આપે નહિ. કલ્પકને તો કપડાની મર્યાદા હતી તે હવે પૂરી થવા આવી. ફક્ત પોતાના શરીર પર પહેરેલા જીર્ણ વસ્ત્રો રહ્યા, છતાં કલ્પકને જરા પણ ગુસ્સો કે ખેદ નથી. પરંતુ હવે પોતે પહેરેલાં જુનાં કપડાં સિવાય બીજું એક પણ કપડું ન રહ્યું તેથી સ્વાધ્યાય-ધ્યાન-પ્રતિક્રમણ કરવા બેસે ત્યારે કપડા બદલવા જોઈએ ને? ધોબી કહે હજુ નથી ધોવાયા. આ સાંભળીને કલ્પકને જરા આવેશ આવી ગયો ને આવેશમાં આવીને ધોબીને એક તમાચો માર્યો. કર્મયોગ એવો બન્યો કે કલ્પકે ધોબીને તમાચો માર્યો તેથી તે ભોંય પડી ગયો અને તેનો પ્રાણદેવ ચાલ્યો ગયો.

બંધુઓ! આ કલ્પકે એને એવો જોરથી તમાચો માર્યો પણ ન હતો. પણ તેને જરા ધમકી આપવા માટે તમાચો માર્યો હતો; પણ ધોબીનું આયુષ્ય પૂરું થવાનું હશે તેથી તે નિમિત્ત રૂપ બની ગયો. આ જોઈને કલ્પકને તો ખૂબ આઘાત લાગ્યો. તે ઘેર જઈને ખૂબ રડયો. અહો! મારાથી આ શું થઈ ગયું? જે હમેશાં અરૂપી અને નિર્વિકાર દશા પામવા માટેનો પ્રયત્ન કરતો હોય તેના હાથે પંચેન્દ્રિયની હત્યા થઈ જાય તેને આઘાત લાગવામાં શું બાકી રહે? ધોબી મરી ગયો તેથી તેની પત્ની ખળભળી ઊઠી અને રાજા પાસે ફરિયાદ લઈને ગઈ. રાજાને તો આટલું જ જોઈતું હતું.

**રાજાએ કલ્પકને કરેલી શિક્ષા** : રાજાએ કલ્પકને બોલાવ્યો. કલ્પક સમજે છે કે મેં ગુનો કર્યો છે. તે રાજા પાસે ગયો. રાજાને તો કોઈ હિસાબે કલ્પકને ગુનામાં લાવવો હતો. રાજા કલ્પકને કહે છે હે કલ્પક! તમે ધોબીને મારી નાખ્યો છે? હા, મહારાજા! મારાથી ગુનો થઈ ગયો છે. એ સત્ય વાત છે. આપને જે યોગ્ય લાગે તે શિક્ષા કરો. હું સ્વીકારવા તૈયાર છું. કારણ કે પોતાના હાથે આવેશમાં થઈ ગયેલી ધોબીની હત્યા માટે પારાવાર પસ્તાવો હતો. તેથી રાજા જે શિક્ષા આપે તે સ્વીકારવા તૈયાર છે. પોતે એટલું પણ નથી કહેતો કે મેં તો ધોબીને જરા લપડાક મારી છે. તેમાં તે પડયો ને મરી ગયો. કાંઈ જ બોલતો નથી. કલ્પક તો વિચારે છે કે મને મૃત્યુની શિક્ષા મળશે. મારા કરેલા ગુના બદલ શિક્ષા તો ભોગવવી જ જોઈએ ને? રાજા જ્યારે મને મૃત્યુની શિક્ષા આપવા લઈ જશે ત્યારે સર્વથા પચ્ચખાણ કરીને સંથારો કરી લઈશ. અને મારી પાસે જે મૂડી છે તેમાંથી અડધી મારી પત્ની માટે રાખીશ અને અડધી ધોબણને આજીવિકા માટે આપી દઈશ. કેટલા સુંદર વિચારો! મૃત્યુનો તો ડર નથી. ડર છે કર્મનો. કલ્પકના મનમાં તો આવી વિચારધારા ચાલી રહી છે.

મહારાજા કહે કલ્પક! હું જે શિક્ષા કરું તેને તમારે સ્વીકારવી પડશે. હા, મહારાજા! મેં ગુનો કર્યો છે તો મારે શિક્ષા ભોગવવી જ જોઈએ ને? મહારાજા કહે

કલ્પક ! તારા ગુનાની શિક્ષામાં તારે મંત્રીપદ સ્વીકારવાનું છે. એ જ તને શિક્ષા છે. કલ્પકને મન તો મૃત્યુ કરતાં પ્રધાનપદવી વધુ દુઃખદાયક લાગી. તે કહે મહારાજા ! આ શિક્ષા ન કહેવાય. મને પ્રધાનપદવી સિવાય જે શિક્ષા કરવી હોય તે કરો, પણ મંત્રીપદ ન આપો. રાજા કહે, તારે મન પ્રધાનપદવી ઝેર જેવી છે એટલે તને એ શિક્ષા આપવાની. કલ્પક રાજાના વચનથી બંધાઈ ગયો છે એટલે તેને પ્રધાનપદ સ્વીકારવું પડયું. રાજાએ ધોબણની સાથે પહેલા બધો સંકેત કરી લીધો હતો એટલે ધોબણે પણ એ શિક્ષા મંજુર કરી. કલ્પક તો મનમાં વિચાર કરે છે આ ઉપાધિ કયાંથી આવી ? હું રોજ આઠ કલાક અરૂપી આત્મા અને તેની નિર્વિકારી દશાનું ચિંતન કરું છું તે ટાઈમ હવે મને કયાંથી મળશે ?

આત્માના અરૂપીપણાની અને નિર્વિકાર દશાની મમતા ઘણી તેથી લગ્ન અને મંત્રીપદ બંનેથી કલ્પક દૂર રહ્યો હતો, છતાં કર્મ સંયોગે બંનેય માથે આવી પડયા. તો હવે એને નિભાવે છૂટકો પણ રસ તો આત્માના શુદ્ધ સ્વરૂપનો છે. લગની કેવી લાગી હશે ! જન્મ બ્રાહ્મણને ત્યાં થવા છતાં પિતાના સંસ્કાર અને સંત–સમાગમ બંનેને કલ્પકે કેવા ઝીલ્યા હશે કે સંસારમાં પડવા છતાં આટલી બધી નિસ્પૃહતા ! આજે સંસારમાં જુઓ છો ને કે સારી રૂપાળી કન્યા પરણવા માણસ કેટલી મહેનત કરે છે. પાર્લામેન્ટના સભ્ય તરીકે ચુંટાવા અને આગળ વધીને મુખ્યમંત્રી તરીકે ચુંટાઈ આવવા માટે કેટકેટલા પ્રપંચ ને પાપો કરે છે. જ્યારે કલ્પકને સામેથી આવવા છતાં તેને તેમાં રસ નથી, બંધનરૂપ લાગે છે. કયાં કલ્પકનો ત્યાગ ને કયાં આજના માનવીની ભૂખ !

કલ્પકને અનિચ્છાએ મંત્રીપદ સ્વીકારવું પડયું. પછી વિચાર કર્યો કે જે પદવી પર આવ્યો છું તેને મારે બરાબર વફાદાર રહેવું જોઈએ. મારા પ્રધાનપણા નીચે અન્યાય, અનીતિ ન થવા જોઈએ. પ્રજાને ન્યાય બરાબર મળવો જોઈએ. ને રાજ્ય લૂંટાઇ જવું ન જોઈએ. આ રીતે બરાબર વફાદારીથી રાજ્ય ચલાવે છે તેથી એનો પ્રભાવ એવો પડયો કે જે બીજા રાજાઓ નંદરાજાને દબાવતા હતા તે બધા રાજાઓને કલ્પકના દબાયેલા રહેવું પડયું. જે બધા શત્રુ હતા તે મિત્ર બની ગયા. નંદરાજાને તેથી ખૂબ સંતોષ થયો. તેને મોટો લાભ એ થયો કે તેના દુશ્મન રાજા મિત્ર બની ગયા અને કલ્પકની કીર્તિ ખૂબ પ્રસરી. પરંતુ કલ્પક નિર્વિકાર અને આત્મ સ્વરૂપની ચિંતવણા ભૂલ્યો નથી. આજે સારું જોનારી દુનિયા ઓછી છે. આટલો બધો કલ્પકનો પ્રભાવ વિઘ્ન–સંતોષીઓ, ઈર્ષાળુ કે સત્તાના ભૂખ્યા કેમ સહન કરી શકે ? એટલે હવે તે માણસો કલ્પકને હલકો પાડવાને તેનું કાસળ કાઢવા માટે પ્રયત્નો કરવા લાગ્યા. હવે તે લોકો શો પ્રપંચ રચશે તે વાત અવસરે વિચારીશું.

જેણે નિર્વિકાર દશા કેળવી નથી એવા દ્રુપદ રાજાએ દ્રૌપદીને સંસારમાં સુખી કરવા માટે સ્વયંવર રચ્યો અને પોતાના દૂતને કૃષ્ણ વાસુદેવ આદિને આમંત્રણ દેવા મોકલ્યા. (આ પ્રસંગે પૂ. મહાસતીજીએ આત્મ સ્વરૂપને પામેલા ચેડારાજાને એવો નિયમ હતો કે મારી દીકરીઓ સંયમ લે તો તે માર્ગે વાળવી અને સંયમ ન લઈ શકે તો દીકરી કોને દેવી? જે જૈનધર્મી હોય. દઢધર્મી ને પ્રિયધર્મી હોય એને મારી દીકરી દેવી. બીજાને નહિ. તમારે આવો કોઈ નિયમ છે ખરો? એમ કહીને સભાજનોને ટકોર કરી હતી ને ચેલ્લણાના લગ્ન શ્રેણીક રાજા સાથે કેવી રીતે થયા ને પછી શ્રેણીક રાજા કેવી રીતે ભગવાન મહાવીરના પરમ ભક્ત બન્યા તે વાત ઘણી સુંદર રીતે રજુ કરી હતી.)

દ્રુપદ રાજાનો દૂત ઘણા માણસો સાથે દ્વારકા નગરીમાં પહોંચી ગયો. જઈને કૃષ્ણ મહારાજાને વંદન નમસ્કાર કર્યા. કૃષ્ણ મહારાજાએ તેમનો ખૂબ સત્કાર કર્યો. રાજસભામાં કોઈ પણ દૂત સારા અગર લડાઇના સમાચાર લઈને આવે તો રાજા તેમનો સત્કાર કરતા. રાજા સમજતા હતા કે દૂત તો ચિઠ્ઠીનો ચાકર છે. તેથી તેને કંઈ કહેતા નહિ. દૂતે કહ્યું–હે દેવાનુપ્રિય! કાંપિલ્યપુર નગરમાં દ્રુપદ રાજાની પુત્રીનો સ્વયંવર થવાનો છે. માટે આપ બધા દ્રુપદ રાજા ઉપર કૃપા કરીને ત્યાં જલ્દી પધારો. કૃષ્ણ વાસુદેવે દૂતના મુખમાંથી આ સમાચાર સાંભળીને બરાબર હૃદયમાં ધારણ કરીને અત્યંત હર્ષિત તેમજ સંતુષ્ટ થઈને દૂતનો સત્કાર સન્માન કરી તેને વિદાય કર્યો. હવે કૃષ્ણ વાસુદેવ પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવશે ને તેમને શી આજ્ઞા કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:** કનકરથ કુમાર જ્યાં ઋષિદત્તા રહેલી છે એ ઉપવનમાં પહોંચ્યો. તે મિત્રને લઈને ઉપવન જોવા ગયો. રસ્તામાં સુંદર જળાશય આવ્યું. જળાશય જોતાં કુંવર બેભાન થઈને પડી ગયો. કેટલીય વાર પાણીના છંટકાવ કર્યા ને ઠંડો પવન આવ્યો તેથી શુદ્ધિમાં આવ્યો. આગળ ચાલતાં ઉપવનમાં બાંધેલો હીંચકો જોયો. એટલે કહે–અહો! ઋષિદત્તાને પહેલી વાર આ હીંચકે ઝુલતી જોઇ હતી. અને મને જોતાં તે અદૃશ્ય થઇ ગઇ હતી. જેમ જેમ ઉપવનમાં કદમ ભરતો ગયો તેમ તેમ પૂર્વના સ્મરણો તાજાં થતા ગયા. મિત્ર કહે–યુવરાજ! આપણે અહીંથી પાછા વળીએ. મિત્ર! તે દિવસે પણ તું જ મારી સાથે હતો, સ્વર્ગના દેવોને પ્રાપ્ત ન થાય એવી દેવી મને આ પવિત્ર ઉપવનમાંથી પ્રાપ્ત થઇ હતી. હું ધન્ય બની ગયો હતો. મિત્ર કહે–યુવરાજ! આપ શુભ કામે જઈ રહ્યા છો માટે શોક ન કરો. મિત્ર! હું મારા શુભ કામે જઈ રહ્યો નથી પણ કંબેરી નગરીની રાજકન્યાના શુભ કામે જઈ રહ્યો છું. મારા હૃદયની વેદના તો કદી વિલય થવાની નથી. શોક એ મારા કમભાગી જીવનનો સાથી બની ચુકયો છે.

**"કુંવર જમણી આંખ ફરકતાં શું વિચારે છે?"**: કુંવર ઉપવનમાં આગળ ચાલ્યો જાય છે. એમાં અકસ્માત એની જમણી આંખ ફરકે છે. ત્યારે એને વિચાર આવ્યો કે અહો! મારી જમણી આંખ ફરકી રહી છે. શું મારી ઋષિદત્તા મને અહીં મળશે? ઋષિદત્તા મળે તો કેવું સારું! પછી બીજી ક્ષણે વિચાર આવ્યો કે એ અભાગી જીવડા! તું ખોટા સ્વપ્નો સેવી રહ્યો છે. જેને ચંડાળો મારી નાંખીને આવ્યા હતા તે હવે મને ક્યાંથી મળે? શું મરેલા તો કોઈ દિવસ પાછા મળે છે? માટે આ આંખ ફરકવાનું નિષ્ફળ સમજવું. પ્રિયાનો યોગ ક્યાંથી મળે? જ્ઞાનીઓ કહે છે

**विना धर्म विशुद्ध न जायते प्रियसंगमः।**
**प्रायः प्रिय वियोगाय, प्राणिनां पाप संचयः॥**

જીવોને નિર્મળ ધર્મ વિના પ્રિય વસ્તુનો યોગ નથી બનતો. પાપનો સંચય પ્રાયઃ પ્રિયાનો વિયોગ કરાવનારો બને છે.

કનકરથ આ વિચારી રહ્યો છે કે અહીં જમણી આંખ ગમે તેટલી ફરકતી હોય પણ જ્યાં મારે પૂર્વે નિર્મળ ધર્મની ખામી રહી હોય ત્યાં પ્રિય ઋષિદત્તાનો સંગમ કેવી રીતે મળી શકે? અરે, એનો યોગ તો સુંદર મળી આવ્યો હતો છતાં પણ પાછો વિયોગ કેમ થયો? કારણ કે પૂર્વે ધર્મ સાથે પાપના મિશ્રણ થયેલા. એ પૂર્વના પાપ ઉદયમાં આવ્યા હોય! પાપનો સંચય જોર કરતો હોય ત્યાં પ્રિયાનો સંયોગ શી રીતે ટકે? વિયોગ જ થાય. જીવોને ધર્મ ઈષ્ટ સંયોગ કરાવનારો બને છે અને પાપ અનિષ્ટ વિયોગને સર્જે છે. માનવી ગમે તેટલો હોંશિયાર હોય પણ જ્યાં પાપોદયની થપાટ પડી, પાપસંચયે જોર કર્યું ત્યાં હોંશિયારી ને ગુમાન બંને પાણીમાં. ઈષ્ટનો સંયોગ ચાલ્યો જઈ વિયોગ આવીને ઊભો રહેવાનો.

**"કુંવરનું કુટીર પાસે જવું"**:–કનકરથ કુમાર આ રીતે ચિંતવણા કરતો ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં કુમારના નજર સામી ત્રણ કુટીરો દેખાઈ. બે કુટીરોના દ્વાર બંધ હતા. એક કુટીરનું દ્વાર ખુલ્લું હતું. કુંવરના મનમાં થયું કે કુટીરનું દ્વાર કેમ ખુલ્લું હશે? શું કોઈ વસવાટ કરવા આવ્યું હશે? ના, ના, આવા સ્થળે કોણ આવે? ખુલ્લા દ્વારવાળી કુટીરમાં ઋષિદત્તા એક વલ્કલ પાથરીને બપોરના સમયે આરામ લઈ રહી હતી. આંખમાં ઊંઘ ન હતી. કનકરથે કુટીર પાસે જઈને જોયું. કુટીરનું આંગણું સ્વચ્છ હતું. તેથી મનમાં થયું કે જરૂર કોઈ રહેતું હશે? પરંતુ આજ્ઞા વિના કેમ અંદર જવાય? તેથી કનકરથે કુટીરના બારણાં પાસે ઊભા રહીને બૂમ મારી કે કોણ છે અંદર? હવે કુટીરમાંથી ઋષિદત્તા જવાબ આપશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૯૫

## "વિજયા દશમી"

આસો સુદ ૧૦ ને શુક્રવાર તા. ૨૫-૧૦-૭૪

આજે વિજયા દશમીનો દિવસ છે. તેને વિજયનું પર્વ કહેવામાં આવે છે. આ દિવસે દુષ્ટ આત્માપર વિજય મેળવવાનો છે. ઇન્દ્રિઓનું દમન કરવાનું છે ને કષાય-વિજેતા બનવાનું છે. સાચો વિજય ક્યારે ગણાય ? વાસનાઓ પર જીવ વિજય મેળવે ત્યારે. જગતના દરેક જીવો વિજયની આકાંક્ષા રાખે છે પણ તે વિજય વિજય રૂપે રહી શકે અને પરાજયમાં ન ફેરવાય તે ક્યારે બની શકે ? જ્યારે વાસના પર વિજય થાય ત્યારે.

વાસના બે પ્રકારની છે. શુભ અને અશુભ. જેમ એક પ્રકારની પ્રવૃત્તિ બીજા પ્રકારની પ્રવૃત્તિને રોકે તેમ એક પ્રકારની વાસના બીજા પ્રકારની વાસનાને મારે, સદ્‌વાસનાથી કુવાસનાનો નાશ થાય, વાસનાનો વિજય કરવા બીજી વાસના જરૂરી છે. પણ કઈ વાસના જરૂરી છે તે બરાબર સમજવું જોઇએ. અત્યાર સુધી જીવે ઘણી મહેનત કરી. અનાદિ કાળથી પ્રયાસ કર્યો છતાં જે વાસના પામવી જોઈએ તે નથી પામ્યો. તે છે સમ્યક્‌ત્વની વાસના અને જેનાથી હજારો કોશ દૂર રહેવું જોઇએ ને જે નિષ્ફળતા આપનારી છે એવી વાસના જીવમાં આદિકાળથી પડેલી છે, તે છે મિથ્યાત્વની વાસના. જ્યાં સુધી સમ્યક્‌ત્વની વાસના ન પમાય ત્યાં સુધી મિથ્યાત્વની વાસના ન જાય.

જીવનમાં ખરાબમાં ખરાબ વાસના હોય તો તે મિથ્યાત્વની છે. મિથ્યાત્વની વાસના એટલે શું ? આત્મામાં વિપરીત ભાવનાના સંસ્કાર તેનું નામ મિથ્યાત્વ. વાસના એટલે વાસિત કરવું. આત્મામાં જેવી વાસના આવશે તેવા સંસ્કાર પડશે. વાસના પણ બહારના સંસ્કાર લઇને આવે છે. તમે જેવા વાતાવરણમાં રહેશો તેવા તમારામાં સંસ્કાર પડશે. તેથી વાતાવરણ ખૂબ સુંદર અને શુદ્ધ રાખવું જોઇએ. જેમ સ્ફટિક મણીમાં જેવો દોરો પરોવો તેવું પ્રતિબિંબ પડે છે. તેવી રીતે જેવું વાતાવરણ તેવી વાસના અને જેવી વાસના તેવા સંસ્કાર. આપણો આત્મા હજુ મુક્ત દશાને પામ્યો નથી. સ્વસ્વરૂપ પ્રાપ્ત કરી શક્યો નથી. તેનું કારણ એક જ છે કે વાસના પર વિજય કરાયો નથી. મિથ્યાત્વની વાસના કાઢવા સમ્યક્‌ત્વની વાસના જોઇએ. હૃદયમાં સુવાસના સ્થપાય એટલે કુવાસના દૂર થાય.

વાસનાનો વિજય એ ધ્યેયની સિદ્ધિ માટે છે, જે વાસના ભવભ્રમણ કરાવે,

મોક્ષે જતા અટકાવે, સંયમની રૂચી ન થવા દે, સંસારના કાદવમાં ખૂંચેલા રાખે, એવી વાસના પર વિજય મેળવવાનો છે. વિજય કોના પર મેળવવાનો હોય? શત્રુ પર કે મિત્ર પર? મિત્ર પર વિજય ન હોય પણ જે વિપરીત હોય, વિરૂદ્ધ હોય તેના પર વિજય મેળવવાનો હોય. આત્મામાં સંકળાયેલી દુષ્ટ વાસનાઓને જીતવા માટે જો કોઈ પણ ધર્મ હોય તો જૈન ધર્મ છે. દેશ વિરતિ ધર્મ અને સર્વ વિરતિ ધર્મ. અપ્રમત્ત અવસ્થા વાસનાના વિજયના ધ્યેયની સિદ્ધિ માટે છે. જો આટલું કરવા છતાં અપ્રમત્ત અવસ્થા ન આવે તો ઘાણીના બળદની જેમ જ્યાં હતા ત્યાંના ત્યાં જ. ઘાણીનો બળદ સવારથી સાંજ સુધી ફરે છે કેટલું? પણ એ કયાં છે? જ્યાં હતો ત્યાં ને ત્યાંજ. માટે અપ્રમત્ત બનવાની આવશ્યકતા છે. અયોગી બનવું પણ એ જ ધ્યેય માટે છે. યોગી પણું છઠ્ઠા ગુણસ્થાનકથી તેરમા ગુણસ્થાનક સુધી છે. નિર્ગ્રંથ સાધુઓ વાસનાના વિજય માટે છે. યોગીપણું વાસનાની જડ ઉખાડવા માટે છે. અયોગીપણું છેલ્લે છેલ્લે સત્તામાં રહેલ કર્મપ્રકૃતિનો ક્ષય ચૌદમા ગુણસ્થાનકે ગયા વિના ન થઈ શકે. ચૌદમું ગુણસ્થાનક તે અયોગીપણું લેવા માટે છે. ત્રણ યોગનો સંબંધ ત્યાં છૂટી જાય છે.

પાપવાસનાના કારણે અનાદિકાળથી આ આત્મા ભવ-ભ્રમણ કરી રહ્યો છે ને ચારે ગતિઓમાં ભટકી રહ્યો છે. માટે તેનાથી દૂર રહેવાની કોશિષ કરી, વિષયોથી દૂર રહેવાનો પ્રયાસ કરો. પાપથી દૂર રહેવું એ જ સાચો વિજય છે. પાપથી વિરમવું એ જ વાસ્તવિક વિજય છે. યુદ્ધ આદિ કરી આ લોકનો વિજય મેળવનારાઓથી તો દુનિયા ભરી છે. અરે પાડોશી પણ પ્રસંગ બનતા કોર્ટે જાય, પૈસા ખર્ચે અને વિજય મેળવે, એવા વિજય મેળવનારા સેંકડો, હજારો છે. પરંતુ પાપથી દૂર રહેનારા, પાપનો પરાજય કરી એના પર વિજય મેળવનારા વિરલા! લૌકિક વિજય મેળવનારા જીત્યા કહેવાય પણ એ વિજય આત્માને દુઃખદાયક બનશે. જ્યારે પાપનો વિજય કરનારો સદા સુખી છે. તેમના વિજયમાં પીછેહઠ નથી થવાની. સદા આગેકૂચ થવાની છે. જીનેશ્વર પ્રભુનું શાસન પામીને જો અહીં વિજય ન થાય તો પછી થવાનો કયાં? વિજય પ્રાપ્ત થાય તેવું શાસન પામ્યા છતાં વિજય ન કરીએ તો આરો એકે નથી. આ ભીષણ સંસારથી છૂટી શકાય તેમ નથી. આ સંસારથી છૂટવા માટે, આત્માનો અનંત આનંદ લૂટવા માટે, સિદ્ધના સુખો મેળવવા માટે અને કર્મોને હઠાવવા માટે પાપ વાસનાથી બચો. દૂર રહો. પાછા હઠો. પાપ વાસનાથી દૂર રહેવાય તો ધર્મવાસનામાં આગળ વધાય. તો જ કર્મો હઠે. સંસારથી છૂટાય અને આત્માનો અનંત આનંદ લૂટાય.

આજના પવિત્ર દિવસે ભલાઈએ બૂરાઈ પર વિજય મેળવ્યો હતો. નીતિએ અનીતિને પરાજિત કરી હતી. સદાચાર સામે દુરાચાર હમેંશા હારે છે. જે વાતને લાખો વર્ષો વીતી ગયા છતાં આજે પણ જનતાના મનમાં તે વાત જીવંત છે. જેના

જીવનમાં દુરાચારની બદબો હોય છે તેને લાખો વર્ષોનો કાળનો પ્રવાહ પણ ભૂલાવી શકતો નથી. આજના દિવસ સંબંધમાં બે વાતો પ્રચલિત છે. કેટલાક લોકો કહે છે આજના દિવસે પુરૂષોત્તમ પુરૂષ શ્રી રામચંદ્રજીએ દુરાચારની સામે યુદ્ધ આદર્યું હતું. ત્યારે કેટલાક લોકો એમ કહે છે કે આ દિવસે તો યુદ્ધની પૂર્ણાહૂતિ થઈ હતી. રામચંદ્રજી રાવણ પર વિજય મેળવીને સીતાજીને લઈને અયોધ્યામાં આવ્યા હતા. આ બે વાતમાંથી ગમે તે વાત હોય પણ એ વાત નક્કી છે કે આજનો દિવસ અનીતિની ફજેત કહાણી બતાવે છે. આથી ઉત્તરપ્રદેશ અને મધ્યપ્રદેશ આદિમાં કેટલાક સ્થળે આ દિવસે ગામની બહાર રાવણનું પૂતળું બનાવવામાં આવે છે. સાંજના (સંધ્યા) સમયે લોકો સારા કપડા પહેરીને ગામ બહાર જાય છે. અરે આઠ આઠ વર્ષના નાના બાળકો પણ નવા કપડા અને નવા બૂટ પહેરીને નીકળે છે. તેમને કોઈ પૂછે કે ભાઈ કયાં જાય છે? તો અભિમાનથી કહેશે કે અમે રાવણને મારવા જઈએ છીએ. ગામ બહાર રાવણનું મોટું પૂતળું વિશાળ અને વિકરાળ સ્વરૂપ ધારણ કરીને ઊભું રાખ્યું હોય છે. તેને માણસો અને બાળકો એકેક પથ્થર લઈને મારે છે. કદાચ જો તે રાવણ ત્યાં સાક્ષાત્ હાજર થઈ જાય તો ત્યાં કોઈ ઊભા રહે ખરા? આ બધી અનીતિની ફજેતી છે.

જ્યારે રાવણ સીધા રસ્તે ચાલતો અને સદાચારની મર્યાદામાં હતો ત્યારે તેણે અડધા ભારત ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. સેંકડો રાજા તેના ચરણમાં નમતા હતા. હજારો માણસો તેની કૃપાની ભિક્ષા માગવા ખડા પગે ઊભા રહેતા હતા. તે વખતે તે જ્યાં જતો ત્યાં વિજયમાળા તેનું સ્વાગત કરતી. એ વિજયવંત રાવણ રામની સામે કેમ હારી ગયો? તેનો જવાબ આપને આપમેળે સમજાઇ જશે. પહેલાં તે નીતિ મર્યાદાની અંદર હતો એટલા માટે તે જ્યાં જ્યાં જતો ત્યાં ફક્ત જનતા નહિ પણ મોટા મોટા સમ્રાટો ય તેનું સ્વાગત કરતા. જે દિવસે તેણે સદાચારની સીમા ઓળંગી તે દિવસથી તેના દિવસો પલટાઈ ગયા. બીજા તો શું પણ તેનો સગો ભાઈ વિભીષણ પણ તેને છોડીને ચાલ્યો ગયો.

જ્યારે રાવણ નીતિ અને સદાચારની મર્યાદામાં હતો ત્યારે તે સદાચારમાં કેટલો અડગ હતો.! જ્યારે રાવણને દિગ્વિજય કરી મહાન સમ્રાટ બનવાનું મન થયું ત્યારે અનેક દેશો પર લડાઈ કરી જીત મેળવતો મેળવતો અલકા નગરીમાં પહોંચ્યો. અલકા નગરીના રાજા કુબેર હતા. કુબેર રાજાની સેના ઓછી હોવાથી તેણે અસાલિકા નામની વિદ્યાથી અલકાનગરીની ચારે બાજુ અગ્નિનો કોટ બનાવી દીધો. જેથી લશ્કર અંદર ન જઈ શકે. આ સમયે રાવણની શૂરવીરતા તથા પરાક્રમની વાતો સાંભળીને કુબેર રાજાની પત્ની હેમા રાવણમાં મુગ્ધ બની તેથી પોતાની અંગત દાસી સાથે રાવણને ચિઠ્ઠી મોકલાવી. તેમાં હેમાએ લખેલું કે તમે મને તમારી રાણી બનાવો તો હેમા તમને એવો મંત્ર આપશે

કે જેથી અગ્નિકોટ શીતળકોટ બની જશે ને તમે વિજય ડંકા વગાડી સાચા દિગ્વિજયી બની જશો. આ સમયે રાવણે તે ચિઠ્ઠી જેમ માણસ બળખાને ફગાવી દે તેમ ફગાવી દીધી ને કહ્યું. અલકા તો શું આખી લંકા ચાલી જાય, મારે ભીખ માંગીને ખાવું પડે, મહેલાતોને બદલે વગડામાં વસવું પડે તો મને કબૂલ છે, પણ આ રાવણ એનું ચારિત્ર વેચવા તૈયાર નથી. આ હતો રાવણનો સંયમ અને ચારિત્ર પ્રત્યેનો પ્રેમ! રાજ્ય જતું કરી પરાજય સ્વીકારવા તૈયાર થયો પણ પોતાનું ચારિત્ર વેચવા તૈયાર ન થયો. એ જ રાવણ રામની સામે હારી ગયો. એનું કારણ એ હતું કે જ્યારે રામની સામે યુદ્ધ કર્યું ત્યારે આટલી પવિત્રતા એના મનમાં ન હતી. વિષય વાસનાથી એનું મન મલીન બન્યું હતું. એટલે રામની સામે રાવણનો પરાજય થયો. (આ દૃષ્ટાંત પૂ. મહાસતીજીએ ખૂબ વિસ્તાર પૂર્વક સુંદર રીતે રજુ કર્યું હતું.) વિષય-વાસના બહુ ખરાબ છે. તેના પર આત્માએ વિજય મેળવવાની જરૂર છે. પાંચ ઈન્દ્રિય, ચાર કષાય અને મન એ દશ પર જે આત્મા વિજય મેળવે છે તે સાચો વિજયી છે.

આપણો ચાલુ અધિકાર દ્રુપદ રાજાએ દ્રૌપદીના સ્વયંવરમાં આવવા માટે પહેલા દૂતને દ્વારકા નગરીમાં કૃષ્ણ વાસુદેવ પાસે મોકલ્યો. કૃષ્ણ વાસુદેવે દૂતની વાત સાંભળી તેનું સત્કાર-સન્માન કરી વિદાય કર્યો.

"तए णं से कण्हे वासुदेवे कोडुंबिय पुरिसे सद्दावेइ, सद्दावित्ता एवं वयासी, गच्छह णं तुमं देवाणुप्पिया! सभाए सुहम्माए सामुदाइयं भेरिं तालेहि!"

ત્યારપછી તે કૃષ્ણ વાસુદેવે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવ્યા. બોલાવીને આ પ્રમાણે કહ્યું. હે દેવાનુપ્રિય! તમે સુધર્મા સભામાં જાઓ. અને ત્યાં જઈને સામુદાયિક ભેરી વગાડો. સિદ્ધાંતમાં દરેક જગ્યાએ કૌટુંબિક પુરૂષોને બોલાવવાની વાત વારંવાર આવે છે. તો તેનું કારણ શું હશે? કૌટુંબિક પુરૂષો એટલે દર વખતે પોતાના સગા કે કુટુંબીજનોને જ બોલાવતા એમ નહિ પરંતુ તેમની સાથે વસવાટમાં કોઈ નોકર નોકરી કરતો હોય કે કોઈ હોદ્દેદાર હોય કે ઘરનું કામ કરનારી બાઈ હોય પરંતુ તે નોકરોને અને બધા માણસોને પોતાના દીકરા-દીકરી સમાન ગણતા. પોતાના સંતાનો પ્રત્યે જે પ્રેમભાવ તે જ પ્રેમભાવ નોકરો ચાકરો પર હતો. જરા પણ જુદાઈ ન હતી. ખૂબ દીર્ઘદૃષ્ટિવાળા હતા. અત્યારના માનવીની જેમ ટૂંકી દૃષ્ટિ ન હતી. આ દૃષ્ટિથી તે જ્યારે ત્યારે પોતાના સગાવહાલાને બોલાવે કે નોકર ચાકર આદિને બોલાવે તો બધા માટે કૌટુંબિક શબ્દ વપરાતો હતો. કૃષ્ણ વાસુદેવે કૌટુંબિક પુરૂષોને કહ્યું તમે સુધર્મા સભામાં જઈને સામુદાયિક ભેરી વગાડો. આ જાતની કૃષ્ણ વાસુદેવની આજ્ઞાને તેમણે નમ્રતાથી બંને હાથ મસ્તકે મૂકીને સ્વીકારી લીધી. સ્વીકારીને તે ત્યાંથી જ્યાં સુધર્મા સભામાં સામુદાયિક ભેરી હતી ત્યાં જઈને તેમણે મોટો અવાજ થાય

તેમ સામુદાયિક ભેરી વગાડી. આ ભેરીનો અવાજ બાર જોજન લાંબી ને નવ જોજન પહોળી આખી દ્વારકા નગરીમાં ફરી વળે. ભેરી વાગે એટલે પ્રજા સમજી જાય કે કાં તો મહારાજા વિજય ડંકા વગાડીને આવ્યા અથવા કોઈ લડાઈ આવી છે માટે સાવધાન બનવાનું છે. કૃષ્ણ વાસુદેવ શંખ વગાડે ને કૌટુંબિક પુરૂષો ભેરી વગાડે. આ રીતે તે સામુદાયિકી ભેરી વગાડવામાં આવી ત્યારે સમુદ્ર વિજય આદિ દશ દશાર્હોએ યાવત્ ૫૬ હજાર મહાસેન પ્રમુખ બલિષ્ઠ રાજાઓએ સ્નાન કર્યું. પછી તેઓ સર્વે સમસ્ત અલંકારોથી સુસજજ થઈને જેવી જેવી પોતાના ઋદ્ધિ, સત્કાર સમુદય હતો તેવી રીતે કોઈ હાથી ઉપર બેસીને, કોઈ ઘોડા પર બેસીને, કેટલાક રથમાં બેસીને, અને કેટલાક પગે ચાલતા કૃષ્ણ વાસુદેવની પાસે આવ્યા. અને તેમને બંને હાથ જોડી જય વિજય શબ્દોથી વધાવ્યા. ત્યાર પછી કૃષ્ણ વાસુદેવે કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું-હે દેવાનુપ્રિયો ! અભિષેકવાળા હસ્તિરત્નને તૈયાર કરો. સાથે હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચતુરંગી સેનાને સજ્જ કરો. અને એ પ્રમાણે કરીને મારી આજ્ઞા પાછી સોંપો. કૌટુંબિક પુરૂષોએ તે પ્રમાણે કરીને તેમની આજ્ઞા પાછી સોંપી. પછી કૃષ્ણ વાસુદેવે મોતી જડેલા ગવાક્ષોથી રમણીય સ્નાનગૃહમાં જઈને સ્નાન કર્યું. અને પોતાના હોદ્દા પ્રમાણે બધા અલંકારોથી અલંકૃત થઈને અંજનગિરી પર્વતના શિખર સમાન હાથી પર બેઠા. હવે કૃષ્ણ વાસુદેવ સમુદ્રવિજય પ્રમુખ દશ દશાર્હ વગેરે મોટા મોટા વાજિંત્રોના શબ્દોથી દ્વારકા નગરીની મધ્યમાં થઈને સૌરાષ્ટ્ર દેશની મધ્યમાં થઈને સૌરાષ્ટ્ર દેશની હદ સુધી પહોંચ્યા. સૌરાષ્ટ્ર દેશના એક છેડે દ્વારકા નગરી છે ને બીજે છેડે કાંપિલ્યપુરનગર છે. તેઓ પાંચાલ દેશમાં થઈને જ્યાં કાંપિલ્યપુરનગર હતું તે તરફ રવાના થયા. દ્રુપદ રાજા હવે બીજા દૂતોને બોલાવી જુદા જુદા દેશોમાં આમંત્રણ આપવા મોકલશે. પોતાની પુત્રી સંસારમાં કેમ સુખી થાય તે માટે દ્રુપદ રાજા કેટલું કરી રહ્યા છે. જે સંસાર જ દુઃખમય છે તે દુઃખમય સંસારમાં સુખની આશા રાખવી એ તો કયારે પણ બનવાનું નથી. કદાચ ભૌતિક સુખો મળી જાય પણ એ સુખો પાછળ અંતે તો દુઃખ જ છે. છતાં જીવની મોહદશા છે. જ્ઞાની કહે છે ભોગાવલી કર્મના ઉદયથી સંસારમાં રહેવું પડે તો રહો પણ કમળની જેમ અલિપ્ત રહેતા શીખો. સંસારમાં જોડાવા છતાં તેમાં જોડાઈ ન જાવ. અને નિર્વિકાર અરૂપી આત્મ-સ્વરૂપને ન ભૂલો.

તમે બે દિવસથી કલ્પકની વાત સાંભળો છો. સંસારમાં રહેવા છતાં નિર્વિકારી અને અરૂપી આત્મસ્વરૂપને ભૂલતો નથી. પરણવા છતાં પ્રીત નથી. પદવી પામવા છતાં તે પદમય બની ગયો નથી. તેના સુંદર પ્રધાનપણાથી નંદરાજાના દુશ્મન રાજાઓ દબાઈ ગયા અને તેની પ્રતિષ્ઠા ખૂબ ફેલાવા લાગી. પણ ઈર્ષાળુ માણસોથી આ સહન ન થયું તેથી કલ્પકનું કાસળ કાઢવાનો વિચાર કરવા લાગ્યા. તેથી કલ્પકની વિરૂદ્ધ વાતો

નંદરાજાના કાને અથડાવા લાગી. પરંતુ નંદરાજાને કલ્પક પર એટલો વિશ્વાસ છે કે તે કલ્પકની વિરૂદ્ધ કંઇપણ વાત ધ્યાનમાં ન લે.

**"કલ્પક પર આરોપ"**: નંદરાજાનો જન્મદિવસનો પ્રસંગ આવી રહ્યો છે. કલ્પકના મનમાં થયું કે રાજા મને જરાપણ ધર્મકાર્યમાં અટકાવતા નથી. પ્રધાનપદવી આપવા છતાં મને મારી ઈચ્છા મુજબ ધર્મકાર્ય કરવા દે છે. માટે તેમના જન્મદિવસે હું કંઇક ભેટ આપું. એમ વિચાર કરી કલ્પકે સોનીને પોતાના ઘેર બેસાડી રાજ્યાભિષેકના સમયે રાજા પહેરે તેવો સોનાનો હાર અને મુગટ બનાવડાવે છે. ઈર્ષ્યાળુ માણસોએ આ તકનો લાભ ઉઠાવી રાજાને એવા ચઢાવ્યા કે મહારાજા! કલ્પક તો ધર્મી નથી પણ ઢોંગી છે. તમને કયાં ખબર છે એ તો આપને રાજ્યગાદી પરથી ઉઠાડી મૂકી પોતાના પુત્રને રાજગાદીએ બેસાડવાની તૈયારી કરી રહ્યો છે. એ માટે આપ તપાસ કરો, તો આપને જણાશે કે ખાનગીમાં એનાં ઘેર મુગટ, હાર વગેરે સામગ્રી તૈયાર થઈ રહી છે. સેના વગેરે બધું એના તંત્રમાં જ છે. હવે આ તૈયાર થાય એટલી વાર. આપનું રાજ્ય જવાનું એના છોકરાના હાથમાં.

બંધુઓ! કલ્પક માટે ખોટી વાતો કેટલા દિવસથી ઈર્ષ્યાળુ માણસો કરી જતા, પણ કલ્પકના શુભ કર્મનો ઉદય હતો એટલે રાજા કોઇની વાત સાંભળતા નહિ હતા ને કલ્પક પર જ વિશ્વાસ રાખતા. પણ અશુભ કર્મોનો ઉદય થવાનો એટલે રાજાને આ વાત સાંભળવાનું મન થયું. ભગવાન મહાવીરની સેવામાં હજારો દેવો હાજર રહેતા પણ જ્યારે અશુભ કર્મોનો ઉદય થવાનો હતો ત્યારે દેવો પણ ચાલ્યા ગયા. જેની સેવામાં દેવો હાજર હોય તેને ગોવાળીયા કાનમાં ખીલા મારી શકે ખરા? રાસડીના માર મારી શકે ખરા? પણ અશુભ કર્મનો ઉદય થવાનો હતો તેથી તે સમયે દેવોને ચાલ્યા જવાનું મન થયું. કર્મોદય સમયે તીર્થંકર ભગવાનનું ય શું ચાલ્યું? કરેલા કર્મો તો જીવને અવશ્ય ભોગવવા પડે છે. કર્મોદય સમયે નવકારમંત્રનું, જીનેશ્વર ભગવાનની વાણીનું શરણું લો તો બચી શકશો.

કલ્પકનો અશુભ કર્મનો ઉદય થવાનો એટલે ખોટી વાત રાજાના મનમાં ઠસી ગઈ. રાજાએ તપાસ કરાવી તો ખબર પડી કે મુગટ, હાર ઈત્યાદિ રાજાને માટે યોગ્ય સામગ્રી તૈયાર થઇ રહી છે. હવે રાજા કલ્પકને પૂછતા પણ નથી કે આ શાની તૈયારી થઇ રહી છે? રાજાએ તો માન્યું કે પૂછશું તો એ સાચું કયાંથી બોલવાનો છે? એટલે એને ભયંકર દ્રોહી સમજીને આખા કુટુંબને પકડીને એક ઊંડા પાતાળ કૂવામાં જ્યાં પાણી ન હતું ત્યાં ઉતારી દીધા. આટલું કરવા છતાં કલ્પક કાંઈ પૂછતો નથી કે મારો શું ગુનો કે તમે મને આ શિક્ષા કરો છો? એ તો સમજે છે કે મારા અશુભ કર્મનો ઉદય. પરાણે પ્રધાન પદવી દેનાર રાજા અને કૂવામાં ઉતારનાર પણ

રાજા ! બોલો, કલ્પકની અહીં કંઈ ભૂલ હતી ? એ તો ઊલ્ટું રાજાને રાજસામગ્રી ભેટ કરી રાજાનું સન્માન કરવા ચાહતો હતો. ઘણી વાર સારું નિમિત્ત હોવા છતાં અશુભ કર્મનો ઉદય અભાવ કરાવે છે.

આવો પ્રસંગ આપણને આવે તો કેટલા આકુળ વ્યાકુળ થઈ જઇએ ? કેટલી કષાય આવી જાય ? કલ્પક તો રાજાના અન્યાય પર કેદ પૂરાયો છે, છતાં પોતાના અશુભ કર્મને દોષ દે છે. અને પોતાના શુદ્ધ આત્માને દેખે છે. હું તો અરૂપી અને નિર્વિકાર આત્મા, એનામાં રાગ-દ્વેષ વગેરે વિકારો શા માટે લાવવા ? કલ્પકનું આ શુદ્ધ આત્મસ્વરૂપનું દર્શન અને એના અરૂપી અને નિર્વિકાર સ્વરૂપની મમતા, આકર્ષણ એવા જોરદાર હતા કે મોટા મંત્રીપણાના હોદ્દા પરથી નીચે કૂવામાં કેદ પૂરાવાની સ્થિતિ આવવા છતાં 'આ બધું તો રૂપી પુદ્ગલના ખેલ છે' એમ સમજી એણે એના પર મન જરાય બગાડયું નહિ. પોતાના કુટુંબીઓને પણ કહે છે કે તમે રડશો કે ઝુરશો નહિ. આ તો સમાધિ મેળવવા માટે એકાંત સ્થાન મળ્યું. આવી શાંતિ આપણને ઘરમાં ન મળત. આ કૂવાની કેદ નથી પણ અરૂપી અને નિર્વિકાર આત્મ–સ્વરૂપ કેળવવાનો સુંદર મહેલ છે. આપત્તિ દેહને આવી છે. આત્મા તો નિરંજન નિરાકાર છે. માટે આપ કોઈ આર્તધ્યાન–રૌદ્રધ્યાન કરશો નહિ. નવકાર મંત્રનો જાપ કરો ને અરૂપી શુદ્ધ આત્માનું ચિંતન કરો. જુઓ, કલ્પક દુઃખમાં પણ સુખ માને છે. રાજા આ બધાને ખાવા માટે ફક્ત રાંધેલા ભાત આપતો તે પણ બધા સંપૂર્ણ જમી શકે તેટલા નહિ. કલ્પક પહેલા બધાને ખવડાવી લેતો, પછી વધે તો ખાતો ને ન વધે તો ઉપવાસ કરતો.

**"નંદરાજા પર શત્રુની ચઢાઈ"** : એમાં બન્યું એવું કે નંદરાજાના દુશ્મન રાજાએ જોયું કે હવે કલ્પક મંત્રી નથી તેથી નંદરાજાના રાજ્ય પર આક્રમણ કરવાથી વિજય મળશે. નવો મંત્રી એવો બાહોશ નથી. તેથી આ તકનો લાભ લઈ નંદરાજાના રાજ્ય પર ઘેરો નાંખ્યો. નંદરાજાએ કિલ્લાના દરવાજા બંધ કરાવી દીધા પણ આમ કેટલું ચાલે ? નંદરાજા ચિંતામાં પડી ગયા. દુશ્મનને હટાવવો કેવી રીતે ? કલ્પક જેવો હોંશિયાર અને પ્રભાવશાળી મંત્રી કોઈ છે નહિ. રાજા ખૂબ મૂંઝાયો. આ મારું રાજ્ય ચાલ્યું જશે ! અંતે રાજાએ કલ્પકની સહાય લેવી એમ નક્કી કર્યું. કહેવત છે ને કે **"ગરજે ગધેડાને પણ બાપ કહે"** તેમ રાજાને હવે કલ્પકની જરૂર પડી. હવે રાજા ત્યાં શું વિચાર કરશે ને શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર** : કુટીર સ્વચ્છ અને ખુલ્લી જોઈને કનકરથે બહારથી પૂછયું કે અંદર કોણ છે ? બહાર આવો. મારે મળવું છે. અવાજ સાંભળીને ઋષિદત્તા ચમકી. આ તો મારો પરિચિત સ્વર છે. આ તો મારા પતિનો સ્વર લાગે છે. અવાજ સાંભળતા તેના રૂંવાડા ખડા થઈ ગયાં. કનકકુમાર અહીં કેવી રીતે આવ્યા હશે ? મારો ભ્રમ

તો નહિ હોય ને ? શું તે મને શોધવા આવ્યા હશે ? ક્ષણ વાર પછી વિચાર થયો કે તેઓ મને કયાંથી શોધે ? જે પત્નીના મૃત્યુ પામ્યાના સમાચાર જાણે છે તેને શોધવા કયાંથી આવે ? શું મારા વિયોગમાં રાજપાટ છોડીને સંન્યાસ લીધો હશે ? ઋષિદત્તા વલ્કલ પરથી ઊભી થઈ ગઈ. ને દ્વાર પાસે આવી. જોતાં જ ચમકી. આ તો પતિ કનકરથ કુમાર !

**"રુષિદત્તા અને કનકરથ કુમાર બંને એકબીજાને જોતાં આશ્ચર્યચકિત બન્યા":**

**દેખ સતી રોમાંચિત હોગઈ, ધન્ય દિવસ હૈ આજ,**
**શુભાગમન હુઆ પ્રાણનાથકા, સભી સુધર ગયે કાજ હો....શ્રોતા**

કનકરથકુમારને જોતાં સતીનું હૈયું આનંદથી નાચી ઊઠયું. આજે ધન્ય દિવસ છે કે મારા પતિનું અહીં શુભ આગમન થયું છે. કનકરથ પણ આ નવજવાનને જોઇને ચમકયો. જાણે પુરૂષના રૂપમાં ઋષિદત્તા ન હોય ! એનો ચહેરો, એની આંખો, ગાલ, નાક, શરીરના અંગોપાંગ બધું મળતું આવે છે, પણ આ સ્ત્રી નથી, પુરૂષ લાગે છે. ઋષિદત્તા ઓળખી ગઈ કે આ મારો પતિ છે. પણ કનકરથ ઓળખી શકયો નથી. પરંતુ તેને તેના પર ઋષિદત્તા જેટલો જ પ્રેમ આવે છે. કનકરથે રુષિદત્તાને પૂછ્યું. પ્રભુ ! આપ કોણ છો ? મારા નયન-કમળને વિકસાવનાર, સૂર્ય જેવા તેજસ્વી આપ આ જંગલમાં કયાંથી ? આપ કયાંથી ને કયારે પધાર્યા ?

ઋષિદત્તા કહે છે : આ આશ્રમમાં હરિષેણ નામના એક યોગી રહેતા હતા. તેમને એક પુત્ર હતો તે હું અને વિનયવતી, રૂપ સંપન્ન, ગુણસંપન્ન ઋષિદત્તા નામની એક પુત્રી હતી. હું એ વખતે યાત્રાર્થે નીકળી ગયો હતો. જ્યારે યાત્રા કરીને અહીં પાછો આવ્યો ત્યારે મારા પિતા કે મારી ભગિની કોઈ ન હતું. અહીં રહીને હું પ્રભુની ભક્તિ કરું છું. આજે હું ભાગ્યશાળી બન્યો કે આપના દર્શન મને થયા. મને લાગે છે કે આપના દર્શનથી મારો જન્મ સફળ થયો. સતીની વાત બરાબર છે. કારણ કે આ પતિ કુમારના અત્યારે એકાએક અણધાર્યા દર્શન થયા છે. કુમાર પણ આનંદિત થતો કહે છે, આપને જોતાં મારી આંખ કેમ ધરાતી નથી ? કનકરથની આંખડી ઋષિદત્તાને જોવામાં જરા પણ આઘી પાછી થતી નથી. આંખ સ્થિર થઈ ગઈ છે. તે ઋષિદત્તાને જોતાં ધરાતો નથી. યોગી બનેલી ઋષિદત્તા કહે છે, આ જીવનમાં પણ કોઈ ગુણસંપત્તિથી કોઇને પ્રિય બની જાય છે. અને કયારેક કોઈ પૂર્વભવના સંબંધથી પણ પ્રિય બની જાય છે. આજન્મનો કે પરભવનો કોઈ સંબંધ હોઈ શકે છે.

**કનકરથની વાત સાંભળી ઋષિદત્તા કહે-મારી બહેન બતાવો :**-કનકરથ કહે, થોડા મહિના પહેલાં હું આ ઉપવનમાં આવ્યો હતો ત્યારે અહીં એક મહાત્મા

અને એમની એક કન્યા રહેતા હતા. યોગીએ કહ્યું : આપની વાત સત્ય છે. હું યાત્રાએ ગયો હતો તેથી તે બંને અહિં રહેતા હતા પણ હું પાછો આવ્યો ત્યારે પિતા કે ભગિની કોઇ ન દેખાયું. યુવરાજ કહે કયાંથી હોય ? આપના પિતાએ જ્ઞાનની આરાધના કરતા આત્મસમાધિ લઇને સંથારો કરીને પ્રાણ ત્યાગ કરેલો અને આપની ભગિની સાથે મારા લગ્ન થયેલા. યોગી કહે. અહો ! ત્યારે મારી બહેન પણ સાથે આવી હશે ને ? મહારાજા ! કૃપા કરીને આપ મને બહેન પાસે લઈ જાવ. મારી બહેન તો મને બતાવો. આ શબ્દ સાંભળતા કનકરથ કુમાર રડી પડયો. અરરર ! હું શું કહું ? ઋષિદત્તાને ખબર નથી કે કનકરથ કુમાર પરણવા જાય છે. એટલે કહે છે મારી બહેન તો આપની સાથે હશે ને ? મારી બહેનને જોવી છે. કુમાર આ શબ્દો સાંભળતા બેશુદ્ધ જેવો થઈ ગયો. અરરર ! આ અભાગીયો કોના દર્શન કરાવે ? તે કહે છે મિત્ર ! મારા હૃદયને ભારે વેદના આપે એવી એ ઘટના બની ગઈ છે. આપના ભગિની કર્મ સંયોગને આધીન બનીને ચિરકાળ માટે વિદાય થયા છે. એક ભયંકર અન્યાયનો ભોગ બન્યા છે. આટલું બોલતાં તો કનકકુમારની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. ઋષિદત્તા (યોગી) આ શબ્દો સાંભળતા અને કરૂણ દૃશ્ય જોઇને સમજી ગઈ કે મારા પતિનો પ્રેમ હજુ અનહદ છે. અખૂટ છે. તૂટયો નથી પણ ચાલુ છે. તેને સતીના સતીત્વનું ભાન છે. કનકકુમારને બોલાવવા તેના માણસો આવ્યા ને કહે–મહારાજા ! રસોઈ તૈયાર થઈ ગઈ છે. આપ જમવા પધારો. કનકરથ કહે, મારે આજે વનફળનું ભોજન કરવું છે. રસોઈ જમવી નથી. ત્યાં બીજા માણસો આવ્યા ને કહે–મહારાજા ! લગ્નની વેળા વીતી જશે. આપણે હજુ ઘણો લાંબો પંથ કાપવાનો છે. માટે આપ જલ્દી ઉઠો. પણ કુંવર ઉઠતો નથી. મંત્રી બધા વિચાર કરે છે, પહેલા પરણવા ગયા ત્યારે ઋષિદત્તા મળી. એ તો સારી છોકરી હતી તો કુંવરે તેની સાથે લગ્ન કર્યા. બીજી વાર આવ્યા ત્યારે આ જોગી મળ્યો. કુમારને તો જાણે ઋષિદત્તા ન મળી હોય (!) તેટલો દિલમાં આનંદ છે. કુમાર ત્યાંથી ઉઠતો નથી. હવે તેને ઉઠાડવો કેવી રીતે ? કનકકુમારને ઉઠવાનું મન થતું નથી. હવે તેના માણસો તેને કેવી રીતે સમજાવશે ને કુંવર કેવી રીતે કંબેરી નગરી જશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૬

આસો સુદ ૧૧ ને શનિવાર તા. ૨૬–૧૦–૭૪

સમર્થ જ્ઞાની આચાર્ય વીતરાગ શાસનનો મહિમા સમજાવતા કહે છે કે વીતરાગ-દર્શન (એ) વિશ્વવિરાટ છે. આત્મા જેટલો વિરાટ છે તેટલું આ દર્શન વિરાટ અને

વિશાળ છે. ભગવાનના માર્ગનો જ્યારે આપણે વિચાર કરીએ ત્યારે એ માર્ગ કેટલો અનુપમ, અદ્ભૂત અને અપૂર્વ છે. અને જીવે કદી પ્રાપ્ત કર્યો નથી એમ જણાઈ આવે છે. હે પ્રભુ! શું તારા શાસનની બલિહારી છે! ગણધર ભગવાન પણ આપની સ્તુતિ કરતાં બોલ્યા છે કે વીતરાગ શાસન સ્વયંભૂરમણ સમુદ્ર સમાન વિશાળ છે. જેમ બધા સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર શ્રેષ્ઠ છે તેમ બધા દર્શનમાં જૈન દર્શન મહાન રહેલું છે. કોઈ માણસ બે ભુજાથી સમુદ્ર તરવા ઈચ્છે તો તે વાત અશક્ય છે. તેમ ભગવાનના શાસનનો મહિમા, એના ગુણગાન છદ્મસ્થ એવા બાલ જીવોથી થઈ શકે તેમ નથી. તેના ગુણ ગાવા આપણે અશક્તિમાન છીએ. આ કલિકાલમાં જૈન શાસન જયવંતુ વર્તે છે. આપના માર્ગની જ્યારે પિછાણ કરીએ, તેનો રસ ચાખીએ ત્યારે કોઈ અપૂર્વ આનંદ દિલમાં પ્રગટે છે. પ્રભુ! આપનો માર્ગ એટલે આત્માનો માર્ગ. આપના બતાવેલા માર્ગે ચાલવાથી અશુદ્ધ આત્મા શુદ્ધ બની શકે છે. અહો પ્રભુ! તારો માર્ગ તો કોઈ નિરાળો છે. તારા માર્ગ સમાન બીજો એકે માર્ગ નથી.

જૈન દર્શનમાં એકેક પર્વનું રહસ્ય વિચારીએ તો તે પર્વમાં જૈન દર્શનનો આત્મા દેખાય છે. પર્યુષણ પર્વ એ જૈન દર્શનનું હૃદયપ્રાણ પર્વ છે. તેની અંદર અનેક મહાન રહસ્યો સમાયેલા છે. પર્યુષણ પર્વ પછી બીજું પર્વ છે આયંબીલની ઓળીનું પર્વ. આપણે ત્યાં આયંબીલની ઓળી ચાલી રહી છે. આયંબીલની ઓળીના નવ દિવસમાં આયંબીલ તપ કરવામાં આવે છે. બંધુઓ! આપને વિચાર થાય છે કે ઓળીના સાત-આઠ દિવસ નહિ, દશ-બાર દિવસ નહિ ને નવ દિવસ જ શા માટે નિર્માણ કર્યા છે? તેનું ઊંડુ રહસ્ય શું છે? નવનો આંક બતાવી જૈન દર્શન શું સમજાવે છે? પર્વના રહસ્ય વિચારતાં સમજી શકાય તેવી વાત છે. સમસ્ત તીર્થંકરના ઉપદેશનું રહસ્ય, સિદ્ધાંતનો સાર, આયંબીલની ઓળીના નવ દિવસના નિર્માણ પાછળ છૂપાયેલો છે. આપને થશે કે કેવી રીતે? સાંભળો. હું આપણે સમજાવું. પંચ પરમેષ્ઠીની આરાધના અને જ્ઞાન-દર્શન-ચારિત્ર તપની સાધના આ જૈન દર્શનના નવતત્ત્વનો સાર છે. નવ દિવસ આયંબીલ તપની આરાધના કરવાની છે. નવ પદને નવ દિવસો સાથે જોડવામાં આવ્યા છે.

નવ દિવસોમાં પહેલાં દિવસે આપે અરિહંત પદની આરાધના કરી. નમો અરિહંતાણું બોલતાં આત્મ સ્વરૂપમાં ઠરી જવું જોઈએ. અરિહંત ભગવાનનું નિમિત્ત લઈને મનમાં એ નિશ્ચય કરવાનો કે મારા આત્માનું સ્વરૂપ અરિહંત ભગવાન જેવું છે. અરિહંત પદ પામવાની મારામાં યોગ્યતા છે. પરંતુ હું કર્મોથી ઘેરાયેલો છું. જેમ સોનું માટી સાથે ભળેલું હોય ત્યારે તેને સૌ માટી કહે છે, પણ સોનું કોઈ કહેતા નથી. જ્યારે માટીમાંથી સોનું છૂટું પડે ત્યારે તે સોનું કહેવાય છે. તેમ આત્મા નિશ્ચય નયે તો અરિહંત થવાવાળો છે, પણ કર્મરૂપ માટીથી ઘેરાઈ ગયો છે. જ્યારે

વિષય છે કે પૌષધ સામાયિક કરનારને ધાર્મિક પુસ્તકો કે સિદ્ધાંતો ગમતા નથી. જેનાથી જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન અને કર્મની ફિલોસોફી જાણી શકીએ. પરંતુ આજે જીવને જેટલી દૈનિક પેપર વાંચવાની તમન્ના છે તેટલી વીતરાગનો ધર્મ શું છે, જૈન-દર્શન શું છે, આત્માના કલ્યાણનો માર્ગ કયો છે તે જાણવાની તમન્ના નથી. તે માટેનો તલસાટ નથી. જે સમજણ અને જ્ઞાન સહિત પૌષધ કરે છે તેના વિચારો પવિત્ર બને છે. રાગ-દ્વેષ તથા કષાયો મંદ પડી જાય છે. કષાયો પર ઓછાવત્તા અંશે વિજય પ્રાપ્ત કરે છે. આવો પુરૂષાર્થ સામાયિક કરનારમાં હોવો જોઈએ. રાગ-દ્વેષ અને કષાયના વિજેતા બનવા માટે મહાન ત્યાગી પુરૂષોના તથા ગૃહસ્થાશ્રમમાં પણ જે મહાન પુરૂષો થઈ ગયા છે તેમના જીવનચરિત્રો વાંચવા જોઈએ. બીજા દિવસે જેઓ મોક્ષે પહોંચી ગયા છે એવા સિદ્ધ ભગવંતોનું આપણે સ્મરણ કરીએ છીએ.

ત્રીજા દિવસે આચાર્યજીનું સ્મરણ કરીએ છીએ. જેઓ ૩૬ ગુણે કરીને સહિત છે. તેઓ સાધના દ્વારા કેવી રીતે મોક્ષના સુખોને સર કરી રહ્યા છે તેનો વિચાર કરો. તેમનું લક્ષ એ છે કે ક્યારે અરિહંત દશાને પ્રાપ્ત કરું? એવી સાધક દશા મારામાં ક્યારે પ્રગટશે? આ રીતે આચાર્યજીનું સ્મરણ કરે છે. ઉપાધ્યાય અને સાધુ-સાધ્વી બધાનું લક્ષ એ છે કે અજર અમર પદને પામવું છે તે માટે તેઓ સમ્યક્ પુરુષાર્થ ખેડી રહ્યા છે. સાધક દશા પ્રગટ કરવા માટે જ્ઞાન-દર્શન-ચારિત્ર-એ એક જ જ્ઞાનના વ્યવહાર નયથી ચાર ભેદ છે. મુખ્ય તો જ્ઞાન દ્વારા આત્મામાં પ્રવેશ કરી શકાય છે. પણ જગતના જીવો સહેલાઇથી બોધ પામે તે માટે ચાર ભેદ પાડયા છે. જ્ઞાન જ્યારે સ્વ એટલે આત્માનો અને પર એટલે પદાર્થોનો નિર્ણય કરે છે ત્યારે તે સમ્યગ્જ્ઞાન પછી આત્માપર પ્રતીતિ થાય ત્યારે આત્માને દૃઢ શ્રદ્ધા થાય છે. પછી કોઈના પર રાગ-દ્વેષ ઉત્પન્ન થવા હેતું નથી. જ્યારે જીવ પોતાના સ્વભાવમાં ટકે છે તે ચારિત્ર. તે જ્ઞાન જ્યારે વિકલ્પોનો નિરોધ કરી અધિક સ્થિર થાય ત્યારે તે તપ કહેવાય છે. આ વાત બધા જીવો સમજી શકે માટે મુખ્યતયા જ્ઞાનના ચાર ભેદ છે. જ્ઞાન દ્વારા સ્વ-પર સ્વભાવ, વિભાવ, બંધ-મોક્ષ, છ દ્રવ્યો અને નવતત્ત્વોનું જ્ઞાન થાય છે. જાણનાર પોતાનો આત્મા છે. ઈન્દ્રિયો જાણવાનું સાક્ષાત્ સાધન નથી, જો જ્ઞાન પોતાનું કામ ચાલુ ન કરે તો ઇન્દ્રિઓ જાણી શકતી નથી. ચશ્મા દ્વારા જોનારી આંખ જેમ જુદી છે તેમ ઇન્દ્રિઓ દ્વારા જ્ઞાન કરનાર આત્મા તેનાથી જુદો છે. કારણ કે ઇન્દ્રિઓ નષ્ટ થવા છતાં પણ અનુભવ-જ્ઞાન કરી રહ્યો છે. જ્ઞાનના વ્યાપાર દ્વારા જાણે છે, દેખે છે, અનુભવે છે તે આત્મા છે. આત્માનો સાક્ષાત્કાર કરવા માટે આત્માને ચારિત્ર માર્ગ તો જરૂરથી લેવો પડશે. મેળવેલા જ્ઞાનને અનુભવમાં ઉતારવાનો પ્રયોગ ન કરતો હોય તો તેનું જ્ઞાન તે જ્ઞાન નથી. પર વસ્તુના મોહથી આત્માને અળગો કરે તે સાચું જ્ઞાન છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ એ મોક્ષનો માર્ગ છે. નવે દિવસ અનુક્રમથી નવપદની આરાધના કરવા

આયંબીલની ઓળીના નવ દિવસો ગોઠવવામાં આવ્યા છે. ઇન્દ્રિઓ અને મનને કંટ્રોલમાં લાવવા માટે આયંબીલ તપ છે. જે આત્માઓ નિવૃત્તિ લઈ આત્મસ્વરૂપની ચિંતવણા સહિત આયંબીલની ઓળી કરે છે તે મહાન ભાગ્યશાળી છે, આ નવ પદની આરાધનાથી જીવ સિદ્ધબુદ્ધ બની શકે છે.

આયંબીલની ઓળીનું કથન વીતરાગ ભગવંતોએ કર્યું છે. જીનેશ્વર ભગવંતના કહેલા વચનામૃતો પર જો જીવને શ્રદ્ધા થાય તો જન્મ-જરા અને મરણના બંધનમાંથી છૂટી શકે છે. અર્થસહિત વીતરાગના સિદ્ધાંતોનું જ્ઞાન તો મહાન લાભકારક છે. પરંતુ જ્યાં સુધી તેના અર્થો ન સમજાય ત્યાં સુધી પણ જ્ઞાન તો મેળવવું. ભલે તમને સમજણ ન પડે અને ન આવડતું હોય પણ તેના પર શ્રદ્ધા હોય કે જીનેશ્વરદેવની વાણી યથાર્થ (સત્ય) છે તો પણ જીવ લાભને મેળવી શકે છે. ભાવના પવિત્ર હોય, શ્રદ્ધા સહિત સૂત્ર બોલવામાં આવે તો અનાદિનું કર્મનું ઝેર ઉતરી જાય છે.

એક ગામમાં એક વૃદ્ધા–ડોશીમા રહે છે. તેમને મોટી ઉંમરે પુત્ર થયેલો છતાં પુત્રનું ઘડતર માતાએ સુંદર સંસ્કારોથી ઘડયું હતું. છોકરાનું નામ હંસ હતું. તે ભણીગણીને હોંશિયાર થયો. એક દીકરો છે પણ માતાને ખૂબ સંતોષ છે. તે માતૃભક્તિ ભૂલતો નથી. કોઈ યોગ્ય સ્થળે હંસ નોકરી કરીને પોતાનો ને માતાનો જીવનનિર્વાહ ચલાવે છે. ડોશીને પુત્ર ઉપર અસીમ વાત્સલ્ય છે. પુત્રને માતા ઉપર ભક્તિ અને બહુમાનનો પાર નથી. જે સંતાનથી માતાપિતાને શાંતિ મળે અને તેમનું હૈયું ઠરે તે સાચો સંતાન છે. પરંતુ શાંતિને બદલે અશાંતિ, હૈયું ઠરવાને બદલે સંતાનના નામનો રોજ બળાપો હોય તો એ સંતાન નથી પણ શેતાન છે. હંસને નોકરીમાં જે પગાર મળે તેમાં સંતોષથી જીવનનિર્વાહ થઈ શકે છે. બંનેની ધર્મ પ્રત્યેની ભાવના ઘણી સારી છે.

એક દિવસ હંસ નોકરીએથી સૂર્યાસ્ત થયા પછી ઘેર આવ્યો. અમાસ જેવી ઘનઘોર રાત છે. ભયંકર અંધારું છે. તેના ઘરમાં લાઈટ ન હતી. તેવા અંધારામાં એક ઝેરી સર્પે આવીને હંસને ડંખ માર્યો. તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઈ. હંસની ચીસ સાંભળી માતા ઘરમાંથી બહાર દોડી આવી. પૂછતાં ખબર પડી કે સર્પ કરડયો છે. સર્પને જતાં જોયો પણ બૂમાબૂમ ન કરી. કારણ કે કોઈ બૂમ સાંભળે તો કદાચ સર્પને મારી નાંખે. માતા દીકરાને ઘરમાં લઈ ગઈ. હંસકુમારને ધીમે ધીમે શરીરમાં ઝેર ચઢવા લાગ્યું. કુમાર સર્પના કાતીલ ઝેરથી મૂર્છિત બની ગયો હતો. માતાએ હંસનું માથું ખોળામાં લીધું. ઘણા ઉપચારો કરવા છતાં મૂર્છા ન વળી. પોતાના જીવનદીપક સમાન પુત્રની આવી દશા જોઈ માતા ખૂબ વિહ્‌વલ બની ગઈ. પુત્રનું મસ્તક પોતાના ખોળામાં મૂકીને કહે છે હે હંસ! તને શું થયું?

બહાર કાઢયા સિવાય છૂટકો નથી. સમય આવે ત્યારે માણસને સમજાય છે કે સોનું એ સોનું છે. પિત્તળ એ પિત્તળ છે. રાજા પોતે ગયા. કૂવા પાસે જઇને કહે કલ્પક! તું કૂવામાંથી બહાર આવ. મેં ઘણી મોટી ભૂલ કરી છે. વગર વાંકે તને કૂવામાં ઉતાર્યો માટે તું મને માફી આપ. કલ્પક કહે મહારાજા! આપે મને કૂવામાં નથી ઉતાર્યો પણ મને તો કરેલાં કર્મો ભોગવવાની શાંતિમય કૂટીર મળી ગઈ છે. મને અહીં આનંદ છે. જરા પણ દુઃખ નથી. રાજા કહે કલ્પક! દુશ્મન રાજા ચઢી આવ્યો છે. તારા વિના કાર્ય સિદ્ધ થાય તેમ નથી. હવે લશ્કરનું સુકાન હાથમાં લઈ જે રીતે ઠીક લાગે તે રીતે રાજ્યની રક્ષા કરો.

**કલ્પકની તત્ત્વદૃષ્ટિ**–અહીં જુઓ કલ્પકની તત્ત્વ દૃષ્ટિ. એના મન પર અરૂપી અને નિર્વિકાર આત્માના સ્વરૂપનું ભારે મહત્વ છે. તે આત્માની મસ્તીમાં મસ્ત હતો તેથી રાજાએ એને વગર ગુને કરેલી આવી ભયંકર સજા પર મન સાંકડું કરવાનું કે રાજાને સ્પષ્ટ સંભળાવી દેવાનું મન નથી થતું. કારણ કે એ સમજે છે કે જીવને એક વાર કૂવામાં ઉતરવાનું મળે કે બીજી વાર ફરીને મંત્રીપદનું સન્માન મળે, એ બધા રૂપી પુદ્ગલના ખેલ છે. એ ખેલના પલટાતા ભાવને અરૂપી આત્માએ શા માટે મહત્વ આપવું? રૂપીના ભાવો સાથે અરૂપી આત્માને કંઈ લાગે વળગે નહિ. કલ્પક આ બરાબર સમજે છે તેથી રાજાએ પહેલા અપમાન સાથે કૂવામાં ઉતાર્યો તો હવે લાવ એને સ્પષ્ટ કહી દઉં કે હવે શું કહેવા આવ્યા છો? રાજ્યની રક્ષા તમારા નવા મંત્રીથી કરી લેજો. મારાથી એ નહિ બને. આવા હલકા વિચાર ન આવ્યા.

કલ્પક ખૂબ સ્વસ્થ મનવાળો છે. એણે રાજાની આજ્ઞા સ્વીકારીને કહ્યું : આપ ચિંતા ન કરશો. મારી શારીરિક શક્તિ નથી તેથી મારાથી ચલાશે નહિ, કારણ કે કલ્પકને અને તેના કુટુંબને કૂવામાં ઉતાર્યા પછી પેટપૂરતું ભોજન મળતું ન હતું. કલ્પક પહેલાં બધાને જમાડતો ને પછી વધે તો પોતે જમતો ને ન વધે તો ઉપવાસ કરી લેતો. તેથી તેનું શરીર એકદમ અશક્ત થઇ ગયું છે. તેથી કલ્પકે કહ્યું, આપ એક ખાટલી મંગાવી મને તેમાં સુવાડી કોટની રાંગે મારી ખાટલી ફેરવો, આટલું કરો જેથી બહારનું લશ્કર અને સેનાપતિ રાજા મને જોઈ શકે, પછી ચિંતા નહિ રહે. રાજાના મનમાં ક્ષણભર તો થઇ ગયું કે ખાટલી ફેરવવાથી લશ્કર હટી જશે! પણ પછી થયું કે કલ્પક જે કરતો હશે તે બરાબર કરતો હશે.

**કલ્પકનો પ્રભાવ**–રાજાએ કલ્પકના કહ્યા પ્રમાણે કરાવ્યું. શત્રુ રાજાનું સૈન્ય કલ્પકને જોતાં ધ્રુજી ઉઠયું કે બસ, હવે તો આપણે મર્યા. એમને થયું કે કલ્પક હજુ જીવતો છે. કલ્પકના હાથમાં પ્રધાનપણાની વીંટી પહેરાવેલી છે. તે હાથ ખાટલીને અડીને રહે છે એટલે બધા જોઇ શકે છે. દુશ્મન રાજા વિચાર કરે છે કે આપણને તો ખબર મળ્યા હતા કે કલ્પકની પ્રધાનપદવી લઇને રાજાએ એને મારી નંખાવ્યો છે, તેથી આપણે ચઢાઇ લઈને આવ્યા, પણ કલ્પક તો હજુ જીવતો છે.

નગરમાં જરાસિંધુના પુત્ર સહદેવની પાસે, આઠમા દૂતને કૌડિલ્ય નગરમાં ભીષ્મકના પુત્ર રૂકિમ રાજાની પાસે, નવમા દૂતને વિરાટ નગરમાં સો ભાઈઓથી યુક્ત કીચકની પાસે, અને દશમા દૂતને બાકી રહી ગયેલા બીજા ગામ ને નગરોમાં અનેક નાના રાજાઓ પાસે આમંત્રણ આપવા મોકલ્યો. તે દૂતોએ બધા પાસે જઈને કહ્યું–કાંપિલ્યપુર નગરમાં દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદીનો સ્વયંવર થવાનો છે તો અમારા મહારાજાનું આપને પ્રેમભર્યું ભાવભીનું આમંત્રણ છે, માટે આપ સૌ દ્રુપદ રાજા ઉપર કૃપા કરીને સત્વર પધારો. આ રીતે સહસ્ર રાજાઓ તે દૂતના મુખથી સમાચાર સાંભળીને ખૂબ પ્રસન્ન તેમજ સંતુષ્ટ થયા. પછી દૂતનો સત્કાર–સન્માન કરી તેમને વિદાય આપી. વિદાય થયા પછી હજારો રાજાઓ પોતપોતાની ચતુરંગી સેના સહિત પોતાના ગામથી નીકળી કાંપિલ્યપુર નગર તરફ જવા રવાના થયા. કોઈ રાજા વ્યવહાર અને પ્રેમ જાળવવા આવતા હતા. કોઈ દ્રૌપદીને મેળવવાની લાલચથી પ્રેરાઈને આવતા હતા. કોઈ રાજા પોતાને સર્વશ્રેષ્ઠ સમજીને કોડભર્યા આવતા હતા તો કોઈ આવા મોટા સ્વયંવર-મંડપની શોભા જોવા અને દેશ દેશના રાજાઓને મળવા માટે આવતા હતા. બધા રાજા પોતાના ઠાઠમાઠ સહિત કાંપિલ્યપુર તરફ જઈ રહ્યા છે.

"तत्तेणं से हुवए राया कोडुंबिय पुरिसे सद्दावेइ (२) त्ता एवं वयासी गच्छह णं तुमे देवाणुप्पिया ! कंपिल्लपुरे नयरे वहिया गंगाए महानदीए अदूरसामंत एगं महं सयंवरमंडवं करेह ।"

દ્રુપદ રાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું–અહો દેવાનુપ્રિય ! કાંપિલ્યપુર નગરની બહાર ગંગાનદી પાસે એક મોટો સ્વયંવરમંડપ બનાવો. તેમાં અનેક સ્તંભો બનાવો. અને થાંભલે થાંભલે ક્રીડા કરતી ચિત્રવિચિત્ર પૂતળીઓ મૂકો. વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓને બેસવા માટે જુદા જુદા સ્થાન તૈયાર કરો. દ્રુપદ રાજાની આજ્ઞા પ્રમાણે કૌટુંબિક પુરૂષોએ બધું તૈયાર કરી દીધું. હવે દ્રુપદ રાજા બધા રાજાઓનું સ્વાગત કેવી રીતે કરશે તે ભાવ અવસરે.

**ચરિત્ર :**–કનકકુમારને તો યોગી પાસેથી ઉઠવાનું મન થતું નથી. તેના માણસો જમવા બોલાવવા આવ્યા છતાં ઉઠતો નથી. બધા ખૂબ સમજાવે છે ને કહે છે કુમાર ! કંઈક તો વિચાર કરો. લગ્નનો દિવસ વીતી જશે. રૂક્ષ્મણી તો પોતાના કેવા મધુર સ્વપ્નો સેવી રહી હશે ! એને પરણવાનો કેટલો ઉમંગ હશે ! કુમાર કહે હું રૂક્ષ્મણીને પરણવા નથી જતો. ફક્ત પિતાની આજ્ઞાનું પાલન કરવા જઉં છું. ઋષિદત્તાના મનમાં થાય છે કે હું એક વાર મારી વિદ્યાથી મૂળ સ્વરૂપે પ્રગટ થાઉં અને પતિના દુઃખને દૂર કરું. પણ....ના. તેઓ લગ્ન કરવા જાય છે. હું મૂળ સ્વરૂપે પ્રગટ થઈશ તો તેઓ અહીંથી જ પાછા વળશે. અને એક નારીની આશાઓ ચીમળાઈ જશે. ઋષિદત્તાને રૂક્ષ્મણી પર ઈર્ષ્યા ન આવી કે મારે શોકય આવશે તો ? એ પટરાણી બની જશે તો ?

કારણ કે ઋષિદત્તા વિષયલંપટ નહિ હોવાથી એને શોકય આવવાનો ભય નથી. બીજું એ સમજે છે કે એ વિષય પતિનો છે તેથી એમાં માથું મરાય નહિ. વળી શોકયનું મન કેમ જીતી લેવું એ કળા પણ તેને આવડે છે. પછી શા માટે ભય રાખે ?

આખરે બધાના ખૂબ આગ્રહથી કનકરથકુમાર યોગીને કહે છે યોગીશ્વર ! આમ તો મારે આગળ જવું પડે તેમ છે, પણ જાઉં શી રીતે ? આપના પ્રેમની સાંકળે બંધાઈ ગયેલું મારું મન ચાલવા અસમર્થ છે. માટે મારા પર કૃપા કરી થોડો વખત મારી સાથે પધારો. હું ઘણો દુઃખી છું. દાઝેલો છું. આપને જોઇને મને કંઈક સાંત્વન મળશે. રુષિદત્તા નથી પણ તેના ભાઈ એવા આપને જોઇને મને સંતોષ થશે.

**મેં જબ જાઉં પરણવા સરે, તુમ મેરે સંગ આવો,**
**નહીંતર મેરે નિયમ વ્યાવકા, યો મુઝ સચ્ચે દાવો...શ્રોતા......**

માટે આપ મારી સાથે આવો. જો આપ નહીં આવો તો હું તો અહીં બેઠો છું. યોગી કહે ભાઈ! અમે યોગી ને તમે ભોગી. અમે ભોગને છોડાવવાની વાત કરીએ ને તમે સંસારની ધુંસરીમાં જોડાવા જતા હોય ત્યાં અમે કેવી રીતે આવીએ ? કનકરથ પોતાની સાથે લઇ જવા માટે ખૂબ આગ્રહ કરી રહ્યો છે. તેના માટે ભોજન ત્યાં મંગાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૯૭

આસો સુદ ૧૨ ને રવિવાર તા. ૨૭-૧૦-૭૪

પરમ તત્ત્વના પ્રણેતા, અને પરમ પરમાર્થના પુરૂષાર્થ દ્વારા જેમણે આત્મિક શુદ્ધિ પ્રાપ્ત કરી છે તેવા ભગવંતના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. દ્રુપદરાજાએ દ્રૌપદીને કેમ સારો પતિ મળે અને તે કેમ સુખી થાય તે માટે કરોડો માણસોને આમંત્રણ આપ્યા. જ્ઞાની કહે છે જયાં આખો સંસાર દુઃખથી ભરેલો છે એવા દુઃખી સંસારમાં સુખ કયાંથી મળે ? પરંતુ દેહના રાગી દેહને જોવે છે ને આત્માના રાગી આત્માને જોવે છે. અનિત્ય, નશ્વર શરીરના રક્ષણમાં જીવ શાશ્વત આત્માને ભૂલી ગયો છે. બંધુઓ ! હું તમને પૂછું છું કે તમે એક હાથમાં ઘીનો ભરેલો લોટો અને બીજા હાથમાં છાશથી ભરેલો લોટો લઈને રસ્તામાં જતા હો તેવા સમયે રસ્તામાં ખૂબ ભીડાભીડ છે. કોઈનો ધક્કો વાગી જાય તેમ છે તો તમે કયા લોટાને સાચવશો ? ઘીના કે છાશના ? (શ્રોતામાંથી અવાજઃ-ઘીના લોટાને જ સાચવીએ) શા માટે ? ઘી અને છાશ તો એકમાંથી ઉત્પન્ન થાય છે તો પછી ઘીના બદલે છાશને જાળવી

રાખો તો વાંધો ખરો? તમે કહેશો કે છાશ કરતાં ઘી કિંમતી છે. પહેલાના જમાનામાં છાશ તો ઘણા મફત આપતા હતા પણ પાશેર ઘી કોઈ મફત આપતું નહોતું. તેથી છાશ ઢોળાઈ જશે તો દુઃખ નહિ થાય પણ ઘી ઢોળાઈ જશે તો દુઃખ થશે. તેથી છાશનાં ભોગે પણ ઘીના લોટાને આંચ ન આવે તેમ વર્તો છો. આ ન્યાય આપણા આત્મા ઉપર ઉતારવો છે. છાશ સમાન શું છે? ને ઘી સમાન શું છે? ઘી સમાન આત્મા છે ને છાશ સમાન શરીર છે. તમે કોને સાચવી રહ્યા છો? આત્મા સવારથી ઊઠીને સાંજ સુધી દેહની સંભાળ રાખે છે અને ઘી જેવા કિંમતી આત્માને ભૂલી જાય છે.

જ્ઞાન દૃષ્ટિવાળો, આત્માની ઓળખાણવાળો માનવદેહના ભોગે આત્માનું રક્ષણ કરે પણ આત્માના ભોગે દેહનું રક્ષણ ન કરે. એક શિલ્પીને પ્રતિમા તૈયાર કરતાં મહિનાના મહિનાઓ લાગે છે ત્યારે બીજો માનવ, કુહાડાથી એ પ્રતિમાને ક્ષણવારમાં ખંડિત કરી શકે છે. તેથી પ્રતિમાનું ખંડન કરનારમાં વધુ શક્તિ છે એમ નથી પરંતુ પ્રતિમાનું નિર્માણ કરનારમાં વધુ શક્તિ છે. કારણ કે નિર્માણ કરનારમાં જ્ઞાનની જરૂર છે જયારે નાશ કરવામાં તો જડતા છે. આજની ભૌતિક શક્તિનો ઉપયોગ મોટા ભાગે આત્મશક્તિને વિસર્જન કરવામાં થાય છે. સર્જન કરવામાં તો આધ્યાત્મિક શક્તિ, જ્ઞાન–ત્યાગની જરૂર પડે છે તેથી ભગવાને કહ્યું છે કે તું બીજાને જાણવા જતાં પહેલા તારા સ્વરૂપને પિછાણ. જો તું તારા સ્વરૂપને જાણીશ તો જ તું બીજાને જાણી શકીશ. જે માટીને જાણે છે તે માટીના દરેક ઘાટને જાણી શકે છે. જે લોટને ઓળખે છે તે લોટની દરેક વાનગીને જાણી શકશે. માટીના કે લોટના પર્યાયો બદલાય છે, નામ બદલાય છે, આકાર બદલાય છે, પણ મૂળ દ્રવ્ય તો એનું એ રહે છે. જે આત્માને સમજી શકશે તે વિશ્વમાત્રના આત્માને સમજી શકશે. માટે આત્માના સ્વરૂપને ઓળખવાનો પ્રયત્ન કરો. સોનામાંથી તમે વીંટી, બુટ્ટી કે બંગડી બનાવી તો તેના ઘાટ પલટાય છે પણ સોનું બદલાતું નથી. તેમ દેહના રૂપ, નામ, આકારો બદલાય છે, જીવ કયારેક તિર્યંચમાં જાય, કોઈ વાર સ્ત્રીનો આકાર મળે, પુરુષનો મળે, ને કોઈ વાર નપુંસકનો આકાર મળે પણ અંદરનું આત્મતત્ત્વ બદલાતું નથી. કાળનો પ્રવાહ એકધારો વહેવા છતાં મૂળ સત્ત્વ ઝાંખું પડતું નથી. એને કાળનો કાટ કદી ચઢ્યો નથી ને કોઈ દિવસ ચઢવાનો પણ નથી. બહારના આવરણો જુદા છે. અંદરનો આત્મા તો એનો એ છે. વિશ્વની દરેક વસ્તુ પરિવર્તનશીલ છે, નાશવંત છે અને અનિત્ય છે. એક આત્મા અપરિવર્તનશીલ, શાશ્વત અને નિત્ય છે. આવા ઘી સમાન આત્માનું આપણે દર્શન કરવાનું છે.

એક ચિત્રકારે માણસનું સુંદર પૂતળું બનાવ્યું. એને જોતાં માનવી બે ઘડી

થંભી જાય એવું પૂતળાનું આકર્ષણ હતું. તે પૂતળાના મુખ પર કોમળતા, સરળતા, અને નમ્રતાના ભાવો તરવરતા હતા. એની આંખોમાંથી અમી વરસતી હતી. ચહેરો હસતો હતો. હોઠ પર સ્મિત વેરાતું હતું. રસ્તે જતા આવતા લોકો તેને જોવે, બધાના મનમાં થાય કે કેવું સુંદર આબેહૂબ પૂતળું બનાવ્યું છે. તેના પરથી આંખ ઉઠાવવાનું મન થતું નથી. જાણે જોયા જ કરીએ. પૂતળું જોનારના મનમાં નિર્દોષિતા અને નિર્મળતાના ભાવ જાગતા હતા. એવું અલૌકિક પૂતળું બનાવ્યું હતું.

થોડા મહિના પછી એ જ ચિત્રકારે દુષ્ટ માનવનું પૂતળું બનાવ્યું. એની આંખોમાંથી ક્રૂરતા વરસતી હતી. ચહેરો વિકરાળ ને બિહામણો હતો. હોઠ અને નાક તો એવા બિહામણા હતા કે જોનારને તેના પ્રત્યે તિરસ્કાર છૂટતો ને ઘૃણા ઉત્પન્ન થતી. પહેલા પૂતળામાં કરૂણતા અને નમ્રતા હતી. ને બીજામાં ક્રૂરતા ને કઠોરતા હતી. એક માનવીએ પહેલું પૂતળું જોયેલું ને આ બીજું પણ જોયું. પણ આ પૂતળું જોતાં તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. તેને રડતો દેખી આજુબાજુ ઘણા માણસોનું ટોળું જામી ગયું અને તેને છાનો રાખવા લાગ્યા. પણ તે કોઇ રીતે છાનો રહેતો નથી. રડવાનું કારણ પૂછ્યું ત્યારે તે પોતાનું મુખ ઢાંકીને કહે છે, પૂતળું બનાવનારે બનાવ્યું છે પણ હું પોતે છું. આ પૂતળું મારું છે. હું એક વખત આવો રાક્ષસ જેવો હતો. મારો સ્વભાવ પણ આવો ક્રૂર હતો ને વર્તન પણ આવું હતું. પૂતળું જોતાં મારા ભૂતકાળના સ્વરૂપની સરખામણી કરી હું રડું છું. આ આત્માએ પૂતળાનું રૂપ જોઈને પોતાના પર ઉતાર્યું. હું એક વખત આવો ક્રૂર હતો. પણ જીવનનો પલ્ટો થતાં આજે સારા પૂતળા જેવો બની ગયો છું.

આજે આપણે આપણી જાતને ભૂલી ગયા છીએ. આપણા જીવનનો રાહ ભટકી ગયો છે. આધ્યાત્મિક અનુભવનો અભ્યાસ ભૂલાઈ ગયો છે. આજના યુગમાં મોટી મોટી જરૂર છે આત્મસ્વરૂપની ઓળખાણ કરવાની, પરંતુ અરૂપી આત્મા રૂપી પુદ્ગલની પાછળ પડી પોતાના અરૂપી સ્વરૂપને ભૂલી ગયો છે ને રૂપી પુદ્ગલોની મૂર્છા-મમતામાં પડ્યો છે. ઉચ્ચ જીવનના ધ્યેયવાળો માનવ લક્ષ્ય રાખીને વ્યવસ્થિત અને વિચારપૂર્વક કામ કરે છે. નાવિક જ્યારે નાવ ઉપાડે છે ત્યારે એને પહોંચવાનું બંદર નક્કી કરેલું હોય છે. આ પ્રમાણે આપણે જન્મ્યા, જીવનયાત્રા શરૂ કરી, સંસારસાગરમાં સફર માંડી, પણ જન્મ્યા શા માટે? જીવનયાત્રા શરૂ કરી શા માટે? એનો વિચાર કયારેય પણ કર્યો છે ખરો? જીવનમાં આ વિચાર નથી, લક્ષ્ય નથી. તેની દશા બંદરના નિર્ણય વિનાના નાવિક જેવી છે. એવા માનવને કોઇ કિનારો કે કોઈ બંદર હાથ આવતું નથી. જેને અરૂપી આત્મસ્વરૂપને પામવાની તમન્ના જાગી છે તે પોતાનું ધ્યેય લક્ષ્યમાં રાખીને કાર્ય કરે છે.

બંધુઓ! રૂપીનો રંગ તે મિથ્યાત્વ અને અરૂપીનો રંગ તે સમ્યક્ત્વ. મિથ્યાત્વ,

આત્માને સત્ય સ્વરૂપની ઓળખાણ થવા દેતું નથી તેથી રૂપી એવી કાયાનો સંગ કરી અરૂપી આત્માનો રંગ ભૂલી ગયો છે. કાયાને શણગારવા ને સજાવવા માટે કેટલા સાધનો રાખો છો? અંતે આ કાયા તો બધું છોડીને ચાલી જવાની છે. અરૂપી આત્મા શાશ્વત રહેવાનો છે. શાશ્વત આત્માને શણગારવા માટે કંઈ સાધનો રાખ્યા છે ખરા? આ કાયારૂપી ઝુંપડી સળગવા લાગશે એટલે એને છોડીને આત્મા ચાલ્યો જશે.

એક નગરમાંથી એક ઝવેરી રત્નો કમાવા માટે રત્નદ્વીપ ગયો. ત્યાં પહોંચીને એણે જોયું કે અહીં બીજાઓ પણ આવે છે ને ઝૂંપડી બાંધીને રહે છે. દરિયાના મરજીવાઓ સમુદ્રમાં પડીને રત્નો લઈ આવે છે તેની ખરીદી કરી વહેપારી રત્નો ભેગા કરે છે. મારે રત્નો મેળવવા છે તેથી મારે પણ ઝૂંપડી બાંધીને રહેવું જોઈશે. તેથી તે ઝવેરી ત્યાં ઝૂંપડી બાંધીને રહે છે. અને રત્નોની ખરીદી કરે છે. ધીમે ધીમે કરતાં એણે સારા રત્નો ભેગા કરી લીધા. એક વાર એવું બન્યું કે ત્યાં આગ ફાટી નીકળી. તે આગમાં ઝવેરીની ઝૂંપડી પણ આવી ગઈ. ઝવેરીએ વિચાર કર્યો. ઝૂંપડી સળગે તો ભલે સળગે. મેં તો સારા રત્નોની કમાણી કરી લીધી છે. તો હવે આ ઝૂંપડીને બચાવવાની ખટપટમાં શા માટે પડવું? એટલે તે તો રત્નો લઈને બહાર નીકળી ગયો. ઝવેરી કરોડોની મિલ્કત પોતાના ખીસામાં સાથે રાખીને ફરી શકે. તેને સાચવવા માટે મોટા પેટી પટારા ન જોઈએ. ઝવેરીએ દેશમાં જઈને રત્નો વેચ્યા ને પોતે કરોડપતિ બની ગયો.

આ દાખલો લઈને આપણે શું સમજવું છે? આપણો આત્મા એ ઝવેરી છે. એ રત્નો લેવા નીકળ્યો છે. એ રત્નો લેવા કયા રત્નદ્વીપમાં જવું છે? પેલા રત્નદ્વીપમાં એ રત્નો નથી મળવાના. આ રત્નો હીરા–માણેક–નીલમ કે પન્નાના નથી પણ માનવભવ રૂપી રત્નદ્વીપમાં આત્મા, જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી રત્નો કમાવવા માટે આવ્યો છે. રત્નદ્વીપમાં આવ્યા પછી ઉતારો કરવા માટે ઝુંપડી તો જોઈએ ને? તેથી આત્મારૂપી ઝવેરીએ મનુષ્યભવરૂપી રત્નદ્વીપમાં વસવાટ કરવા માટે કાયા રૂપી ઝુંપડી બાંધી. કાયા એ અહીં કામચલાઉ રહેવા માટેની ઝુંપડી છે. કર્મ અને આહારાદિ પુદ્ગલોની સહાયથી એણે ઊભી કરી છે, પણ એ તકલાદી છે. એકાદ કોઈ રોગની, અકસ્માતની ટક્કર લાગતાં તૂટી જાય તેવી છે. એવી કાયામાં રહીને જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી રત્નો જેટલા કમાવાય એટલા કમાઈ લેવાના છે. આ કાયા રૂપી ઝુંપડીને આગ કઈ લાગશે? મરણ રૂપી. એ આગ તો એવી જોરદાર છે કે કોઈથી રોકી રોકાય એમ નથી. આ આગ લાગે ત્યારે કોણ રડે? જેણે મનુષ્ય-ભવ રૂપી રત્નદ્વીપમાં આવીને જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી રત્નો મેળવ્યા નથી, પોતાના આત્માની પિછાણ કરી નથી તે કાયા રૂપી ઝુંપડી સળગતા રડે છે. પરંતુ જેણે આધ્યાત્મિક રત્નો મેળવી લીધા છે તે જરા પણ રડતો નથી. કારણ કે તેણે આત્માની

કમાણી કરી લીધી છે. તેને જરા પણ અફસોસ નથી કે આંખમાં આંસુનું ટીપું નથી. એ તો એવો વિચાર કરે છે કે કમાયેલા જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપી રત્નો સંભાળી લઇ ચાલતી પકડવાની. જ્યાં જવાશે ત્યાં એનાથી સુખી-સમૃદ્ધ થવાશે. વળી નવો વેપાર થશે. પછી ચિંતા શી? કાયા તો પુદ્‌ગલની બનેલી છે. એના ગુણધર્મ તદ્દન જુદા છે અને ચેતન આત્માના ગુણધર્મો જુદા છે. શરીરના ગુણ સડન, પડન, વિધ્વંસનશીલ છે. જ્યારે જીવ અવિનાશી છે. આત્મા પુદ્‌ગલના મોહમાં ભૂલે છે એટલે રોવું પડે છે. એ રડવાથી કંઈ ફળ મળતું નથી. નિરંજન, નિરાકાર, નિર્વિકાર આત્માને પુદ્‌ગલના સંગ હોય નહિ. આ તો વર્તમાનમાં કર્મની વિટંબણા છે. માટે પુદ્‌ગલના જવા આવવા પર કોઈ ખેદ કે હર્ષ કરવા જેવો નથી. આપણે તો આત્માના શુદ્ધ સ્વરૂપનો વિચાર કરવો. પુદ્‌ગલનો સંગ ઓછો કરી અશુદ્ધિઓને શોધીશોધીને દૂર કરી દેવી.

દ્રુપદ રાજાએ હજારો રાજાઓને આમંત્રણ આપ્યા છે. બધા રાજાઓ પોતાના પરિવાર સહિત કંપિલપુર નગરમાં આવે છે. એક બાજુ કૃષ્ણ વાસુદેવનો પરિવાર અને બીજી બાજુ નવ રાજાઓનો તથા અન્ય રાજાઓનો પરિવાર છે એટલો જ મોટો કૃષ્ણવાસુદેવનો પરિવાર છે. વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓનું આગમન સાંભળીને દ્રુપદ રાજા હાથી ઉપર સવાર થઇને હાથી, ઘોડા, રથ તેમજ મહાસુભટોના સમુહની સાથે દરેકે દરેક રાજાને પીવા માટે પાણી લઈને છત્ર-ચામર વગેરે પોતાની રાજવિભૂતિથી યુક્ત થઈને કાંપિલ્યપુર નગરની બહાર જ્યાં રાજાઓ હતા ત્યાં પહોંચ્યા. ત્યાં જઈને તેમણે તે વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓનું ખૂબ સન્માન કર્યું અને બધા રાજાઓને અલગ અલગ ઉતારો આપ્યો. દ્રુપદ રાજાએ કૌટુંબિક પુરૂષોને કહી દીધું છે કે આવેલા રાજાઓની આગતા સ્વાગતામાં જરા પણ ઉણપ ન રહેવી જોઈએ. દીકરીને પરણાવવી છે તેથી પૂરેપૂરી તૈયારી કરી છે. કરોડો માણસો આવ્યા છે. દ્રુપદ રાજાએ બધે પહોંચી વળે ને તેમના સ્વાગતમાં ખામી ન આવે તે રીતે સુંદર વ્યવસ્થા કરી છે. ઉતારો આપ્યા પછી ભોજન, પાણી, મિષ્ટાન્ન, મેવા, મુખવાસ આદિ ચાર જાતનો આહાર પુષ્કળ પ્રમાણમાં તૈયાર કરાવ્યો હતો તે બધાને પ્રેમપૂર્વક જમાડયો. પછી દ્રુપદ રાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું-તમે કાંપિલ્યપુર નગરના ત્રણ-ચાર માર્ગો ભેગા થાય છે તેવા મોટા માર્ગોની પાસે વાસુદેવ પ્રમુખ અનેક રાજાઓના આવાસ ગૃહો છે ત્યાં જઇને મોટા અવાજે ઉદ્‌ઘોષણા કરો. આવતી કાલે દ્રુપદ રાજાની પુત્રી ચુલણી દેવીની આત્મજા, ધૃષ્ટદ્યુમ્ન કુમારની બહેન રાજકન્યા દ્રૌપદીનો સ્વયંવર થવાનો છે. માટે આપ બધા સ્નાન આદિ કરી સર્વાલંકારોથી વિભૂષિત થઇને ચતુરંગિણી સેના સાથે હાથી પર સવાર થઈને સ્વયંવરમંડપમાં પધારજો અને મંડપમાં દરેક પોતપોતાના નામવાળા આસન પર બેસી જજો. દ્રુપદ રાજાએ દરેક રાજાના હોદ્દા પ્રમાણે આસન પર નામ લખ્યા છે. દ્રુપદ રાજાએ બીજા

કૌટુંબિક પુરૂષોને કહ્યું-તમે લોકો જાવ અને સ્વયંવરમંડપને સાફ કરી પાણી છાંટી તે સ્થાને કપુર વગેરેનો ધૂપ કરો તેમજ સુગંધી અત્તરો છાંટીને સુવાસથી મઘમઘાયમાન બનાવી દો. જેથી આવનાર રાજાઓને શાંતિ રહે. પછી બધા રાજાના આસનોને સ્વચ્છ વસ્ત્રોથી ઢાંકી દો. રાજાની આજ્ઞા થવાથી કૌટુંબિક પુરૂષોએ તે પ્રમાણે કરી દીધું. તે સમયે માણસો એટલા આજ્ઞાંકિત હતા કે રાજાની જીભ ફરે ને બધાના પગ ફરે. હવે બધા રાજાઓ મંડપમાં આવશે, ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્રઃ**-કનકરથ કુમાર તો ઋષિદત્ત યોગી પાસે બેસી ગયો છે. તે યોગીના રૂપમાં રહેલી ઋષિદત્તાને પૂછે છે-અહો! આપનું નામ શું? તે તો મને કહો. યોગી કહે. મારું નામ ઋષિદત્ત કુમાર છે. અહો ઋષિદત્ત કુમાર! આપને જોતાં મારી આંખડી ઠરી ગઈ છે. મારી આંખ હવે હું અહીંથી બીજે ક્યાંય દૂર કરી શકતો નથી. કારણ કે કુમારને તેમાં ઋષિદત્તાનું પ્રતિબિંબ દેખાય છે. ખરેખર કનકરથ નથી જાણતો પણ છે તો સાચી ઋષિદત્તાને! કુમાર કહે છે, આપ મારી સાથે આવશો તો હું પરણવા જઈશ. કુમારે જમવા માટે ભોજનનો થાળ ત્યાં મંગાવ્યો.

**થાલ મંગાય હુભાગ કુંવર, કર જોગી કો જિમાય,**
**આપ જીમ નિવૃત્ત હો બેઠા, અબ તો ચલીયે રાય હો....શ્રોતા...**

કનકરથ રુષિદત્તકુમારને કહે છે ચાલો, આપણે બંને સાથે જમીએ. રુષિદત્તકુમાર કહે છે અમે સંન્યાસી કહેવાઈએ. તમારી સાથે ન જમીએ. કનકરથ કહે; તમે સંન્યાસીપણું તો અંગીકાર નથી કર્યું ને? ના મેં નથી કર્યું, પરંતુ પિતાજીની સેવા કરવા માટે વેશ પહેર્યો હતો. તો વેશ તો ન બદલાય. વેશ એટલે વેશ. કનકરથે ખૂબ કહ્યું ત્યારે સાથે ભોજન જમવા બેઠા. તેમણે મિષ્ટાન્ન ન ખાધું. બંનેએ સાદું ભોજન કર્યું. પછી કનકરથ કહે યોગીરાજ! આપ કૃપા કરીને મારી પ્રાર્થના સ્વીકારો. હું સત્ય કહું છું. મારા જીવનનો સઘળો હર્ષ, આનંદ ને ઉલ્લાસ નષ્ટ થઈ ગયા છે. માટે મારી સાથે રહો. ત્યારે ઋષિદત્તકુમાર કહે છે, સંયમીને રાજસંગતિથી વ્રત ખંડાય છે. સંયમી યોગી પુરૂષોને રાજાની સંગતિથી વ્રતને અને યોગમાર્ગને દોષ લાગે છે. માટે સારા મુનિઓએ તો એકાંતમાં રહીને પરમાત્માનું ધ્યાન કરતા રહેવું જોઈએ.

ઋષિદત્ત યોગીની વાણીમાં પણ કેટલો વૈરાગ્ય છે! અને તે હોવો જરૂરી છે. કારણ કે જો વેષ શ્રાવિકાનો હોય ને બોલ ગણિકાના હોય, વેશ વિધવાનો હોય ને બોલ સધવાના હોય તો જેમ કલંકિત છે તેમ સાધુ જીવનમાં ભાષા પણ સંયમી હોવી જોઈએ. તેવી વફાદારી રાખતો ઋષિદત્ત યોગી કહે છે, અમે યોગીઓ રાજાના સંપર્કમાં રહેતા નથી. અમારું ધ્યાન પરમાત્મામાં સ્થિર થાય તેવા સ્થાનમાં રહીએ

છીએ. અમારો ધર્મ ઈન્દ્રિઓ, મન અને આત્માને સ્વસ્થ રાખવાનો છે. માટે હું તમારી સાથે કેવી રીતે આવું? ફરીને કુમાર ખૂબ કરગરે છે ત્યારે યોગીરાજ કહે છે પરમાત્માને ભજવા માટે યોગ લીધો છે પણ જગતના વહીવટ માટે નહિ. આપણે અહીં એ સમજવું છે કે રુષિદત્તાએ ચારિત્રના રક્ષણ માટે વેશ પહેર્યો છે પણ તેણે સંસાર કે ભોગજીવનનો ત્યાગ કરેલો નથી કે યોગીજીવન લીધેલું નથી છતાં તેની વાણી, વર્તન અને વ્યવહારમાં કેટલો ત્યાગ છે! આખરે કનકરથના માણસો ખૂબ કરગરે છે ને કહે છે ભગવન્! આપ કુમાર સાહેબનું વચન માનો. એમની વિનંતી માન્ય કરો ને એમની સાથે રહેવાની કૃપા કરો. આ ક્યાં કાયમ રહેવાની વાત છે? આ તો કંબેરી નગરી સુધી આવવાની વાત અને પછી પાછા વળી અત્રે આવી જઈએ ત્યાં સુધીની વાત છે. માટે આપ આટલી મહેરબાની કરો. કુમાર પણ કહે છે હે યોગીરાજ! આપ સરખા જ્યારે મને અહીં સ્હેજે સ્હેજે મળ્યા છો તો આપનો મને જેટલો સમય સંપર્ક રહે તેટલો સમય આધ્યાત્મિક વાર્તાલાપ, વિચારણાને અવકાશ છે. નહિતર આવા સુયોગ વિના એકલા દુન્યવી માણસોના સંપર્કમાં રહેલા અમને એ વસ્તુનો એવો અવકાશ જ ક્યાં?

કનકરથના તથા માણસોના ખૂબ આગ્રહથી રુષિદત્ત યોગી કહે છે, હું આવું તો ખરો પણ મારા વેશને બરાબર વફાદાર રહીશ. બધા કહે ભલે, આપ આવો તો ખરા. રુષિદત્ત કહે–કુમાર! આપ મને મિત્ર તરીકે સાથે લઈ જાવ છો પણ બહુમાનથી મને ન બોલાવશો. મિત્ર! હું સંસારી છું, આપ વનવાસી છો, રુષિદત્ત કહે–મિત્રતા વચ્ચે આવો કોઈ ભેદ હોતો નથી. રુષિદત્તા હવે જોઈ રહી છે કે કુમારનો આટલો બધો આગ્રહ છે તો એમાં એનું આધ્યાત્મિક મન સાચવવાનો સારો મોકો છે. અને જે ભય છે કે કદાચ વ્રતને દૂષણ લાગે તો હું બીજા કશામાં પડીશ નહિ. કુમાર સાથે કે બીજા સાથે એની દુન્યવી વાતોમાં મારે પડવાનું નહિ પછી શી ચિંતા? વળી રુષિદત્તા એ પણ જુએ છે કે મારા સંપર્કમાં કુમારના શુભ ભાવ વધતા રહેવાથી વળી કોઈક દિવસ એવો આવી જાય તો મારા માથે ચઢેલા કલંકનું કદાચ નિરાકરણ પણ મળી જાય. એથી મારા પિતાજીનું પણ સારું દેખાય ને બીજી સુશીલ નારીઓ અંગે મારા કલંક પ્રસંગથી લોકોમાં શંકા, અવિશ્વાસ વગેરે થતું હોય તો પણ ટળી જાય. એ બધો વિચાર કરીને રુષિદત્તાએ કુમારની સાથે જવાનું મંજુર કર્યું. તેથી કનકરથનો તો જાણે આનંદ સમાતો નથી. તેના મિત્રને થયું કે આટલા દિવસો પછી આજે યુવરાજનું મન આનંદિત દેખાય છે. આ યોગીમાં રુષિદત્તાનું પ્રતિબિંબ જોઈ એનું ઘણું દુઃખ ઓછું થઈ ગયું લાગે છે. આ નવો મિત્ર અવશ્ય યુવરાજના હૃદયમાં સ્થાપિત થયેલા શોકને દૂર કરી શકશે.

જાનનો પ્રવાસ શરૂ થયો. કનકરથ રુષિદત્તાને યાદ કરીને ખૂબ ઝૂરે છે. એના

ગુણલા ગાતા થાકતો નથી. તે કહે છે રુષિદત્તા મળતા મારો સંસાર સ્વર્ગ જેવો બની ગયો હતો. આ વાતો સાંભળીને રુષિદત્તાનું મન પીગળી ગયું. તેને થયું કે હું પ્રગટ થઈ જાઉં ને કનકરથનો ઝુરાપો બંધ કરાવી દઉં. ના, ના. જો હું પ્રગટ થઈશ તો કનકરથકુમાર પાછા ફરશે ને રૂક્ષ્મણીને પરણવા નહિ જાય. જેને પરણાવવા માટે આટલા કારસ્તાન રચાયા હતા એટલે હમણાં ગુપ્ત રહેવું સારું છે. હવે જાન કંબેરી-નગરી પહોંચશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૯૮

### આસો સુદ ૧૩ને સોમવાર તા. ૨૮-૧૦-૭૪

અનાદિકાળથી જીવ કર્મ બંધનની કેદમાં ફસાયો છે. એ બંધનથી છૂટવા માટે વીતરાગદેવે માર્ગ બતાવ્યો છે. બંધન કોઈને પ્રિય નથી. સૌ બંધનમાંથી છૂટવા ઈચ્છે છે. વિચાર કરીએ તો પશુપંખી પણ બંધનમાંથી છૂટકારો શોધે છે. ઢોર સાંજ પડે ઘેર આવે એટલે માલિક તેને ખીલે બાંધે છે. પણ જ્યાં સવાર પડે ત્યાં ઢોર તરત બંધનમાંથી છૂટવાને ઈચ્છે છે. જો પશુ પણ બંધનમાંથી છૂટવાને ઇચ્છે છે તો પછી મનુષ્ય બંધનમાંથી મુક્તિ ઈચ્છે એમાં શી નવાઈની વાત છે! પોપટને રહેવા રત્નજડિત સોનાનું પાંજરું હોય, રોજ દાડમની કળીઓ ખાવા મળતી હોય છતાં તેને તે બંધનકારી લાગે છે, અને તેમાંથી છૂટવાને ઇચ્છે છે. તેવી રીતે સંસારના ગમે તેવા કામ ભોગાદિના સુખ હોય પણ જ્ઞાનીને તેની દૃષ્ટિમાં ફંદરૂપ દેખાય છે. જ્ઞાનીને તો એક જ વાત હોય છે કે આ મનુષ્યભવ મહાન પુણ્યોદયે મળ્યો છે તો પુરુષાર્થ એવો કરી લઉં કે જીવનો બંધનમાંથી સદાને માટે છૂટકારો થઈ જાય. પાંજરામાંથી પોપટની મુક્તિ થાય અથવા ખીલેથી ઢોરને છોડવામાં આવે તો એ દ્રવ્યમુક્તિ છે. પરંતુ આઠ કર્મના બંધનમાંથી જીવની મુક્તિ થઇ જાય તે ભાવમુક્તિ છે.

બંધુઓ! નોકરીએ ગયેલો માનવ પણ સાંજ પડે એટલે શું વિચાર કરે? હાશ. હવે હું અહીંથી છૂટીશ. સ્કુલે ગયેલો વિદ્યાર્થી સાંજે પાંચવાગે એટલે સ્કૂલમાંથી છૂટવા ઇચ્છે છે. તમને ઘરેથી છૂટવાનું મન થાય છે કે હું અહીંથી છૂટીને ઉપાશ્રયે જાઉં! કે ઉપાશ્રયેથી છૂટવાનું મન થાય છે? (શ્રોતામાંથી અવાજ-અહીંથી છૂટવાનું મન થાય છે. ઘરેથી છૂટવાનું મન થાય તો કામ થઈ જાય.) રાજદ્વારી ક્ષેત્રમાં મોટા નેતાઓને પણ ક્યારેક કોઈ અપરાધના કારણે જેલની સજા ભોગવવી પડે છે. એ જેલમાં તેમને જાતજાતની બધી સગવડો આપવામાં આવે છે, તેમની પાછળ હજારો

રૂપિયાનો ખર્ચો સરકાર ભોગવતી હોય છે. છતાં તે નેતાઓ જેલમાં રહેવાનું પસંદ કરતા નથી. જેલમાં ગમે તેવું સુખ હોય પણ તેઓ સમજતા હોય છે કે આ નજર કેદનું સુખ શા કામનું ? તેના કરતા મુક્ત જીવનમાં ભલે તેવી સગવડો ન મળતી હોય છતાં મુક્ત જીવનને તેઓ પસંદ કરે છે. વૈમાનિક દેવમાં અનુત્તર–વિમાનમાં ગયેલા દેવોને કેટલું સુખ છે! તેઓ ત્યાં બેઠા મનથી ભગવાનને પ્રશ્ન પૂછે ને ભગવાન મનથી તેનો જવાબ આપે. છ દ્રવ્ય, નવ તત્વ, નય, નિક્ષેપાના ચિંતનમાં જેનો સમય પસાર થાય છે. ૩૩ હજાર વર્ષે જેને આહારની ઈચ્છા ઉપજે. આવા મહા-સુખમાં દેવને ઉપાદેય બુદ્ધિ હોતી નથી. તે સુખ પણ તેની દૃષ્ટિમાં નજર-કેદનું સુખ છે. નરક અને તિર્યંચ ગતિ તો દુઃખરૂપ છે એ તો આપ બધા જાણો છો. તમારી દૃષ્ટિએ ભૌતિક સુખની અપેક્ષાએ મનુષ્ય અને દેવગતિ સુખરૂપ છે. ને નરક અને તિર્યંચ ગતિ દુઃખરૂપ છે. પણ સમકિતીની દૃષ્ટિમાં તો ચારે ગતિ દુઃખરૂપ છે. સમકિતી આત્મા તો હૃદયથી ફક્ત મોક્ષના સુખને ઝંખતો હોય છે. તેને મન તો ચારે ગતિ કારાગાર રૂપ દેખાય છે. કેદમાં રહેલા મનુષ્યને ગમે તેટલી સુખ સગવડતા મળે પણ તેની અંતરની એક જ ઝંખના હોય છે કે હું આમાંથી કેમ છૂટું ? તેમ સમકિતી આત્મા સંસારમાં ઊંચામાં ઊંચું સુખ ભોગવતો હોય છતાં તેની અંતરની એક જ ઝંખના હોય કે આ દુઃખમય સંસારમાંથી ક્યારે છૂટું ?

**"સિદ્ધગતિનું સુખ તે સાચું સુખ :** જે આત્મા ભવબંધનમાંથી છૂટવા ન ઈચ્છતો હોય, અનંતાનંત સંસારના દુઃખો ભોગવવા છતાં મોક્ષના સુખ મેળવવાની અભિલાષા પણ ન પ્રગટી હોય તેવા જીવોને જ્ઞાનીએ ભારેકર્મી કહ્યા છે. જ્ઞાનીએ કહ્યું છે કે જે જીવમાં હજુ મોક્ષ મેળવવાની ઈચ્છા પણ ન પ્રગટી હોય તે જીવ હજુ અચરમાવર્તકાળમાં છે. જે આત્મા ભવી હોય, સુલભબોધી હોય તેને તો એવા વિચારો આવે કે આ જન્મ–મરણના ફેરાનો હવે તો અંત આવે તો સારું ! અનંતા જન્મ–મરણ થઈ ગયા છતાં હજુ આ ભવભ્રમણનો અંત ન આવ્યો ! આ પરિભ્રમણનો અંત ક્યારે આવશે ? જે અભવી હોય તેને મોક્ષતત્ત્વની રૂચી ન થાય. નવ તત્ત્વમાં જીવ–અજીવાદિ આઠ તત્ત્વને અભવી સદ્દહે ખરો પણ મોક્ષ તત્ત્વને ન સદ્દહે. તેથી મોક્ષ તત્ત્વને નહીં સદ્દહનારા જીવોને જ્ઞાનીએ અત્યંત ભારે કર્મી કહ્યા છે. મોક્ષના અનંત સુખને અથવા આત્માના અનંત અવ્યાબાધ સુખને સદ્દહનારા જીવોને નિકટ મોક્ષગામી કહ્યા છે. ઘાતી–અઘાતી કર્મોના ક્ષય પછી આત્માનું જે સુખ મળે છે તે વાસ્તવિક સુખ છે. તે સિવાયનું પૌદ્ગલિક સુખ ગમે તેવું હોય તો પણ તે અંતે અનંત દુઃખને આપનારું છે. આવો દૃઢ વિશ્વાસ જે જીવને હોય તે નિયમા ભવી છે. અભવીને તો ભૌતિક સુખની ઝંખના હોય છે અને તે માટે દીક્ષા લઈને અઘોર તપ પણ કરે છે. ચારિત્રમાં તે બાહ્ય જતના એવી રાખે કે

માખીની પાંખ પણ ન દુભાવે. પણ અંતરથી તેનામાં જતના હોતી નથી. તપ કરે, સંયમ પાળે પણ મોક્ષતત્ત્વની શ્રદ્ધા નહિ હોવાથી તેની પ્રવૃત્તિ કર્મક્ષય માટે હોતી નથી. જ્ઞાન અને ચારિત્રમાં અભવી ગમે તેટલો વિકાસ સાધે, પણ સમ્યક્ત્વના અભાવમાં જ્ઞાન–ચારિત્ર નિષ્ફળ કહ્યા છે.

દેવાનુપ્રિયો ! બંધનમાંથી છૂટવા સૌ ઇચ્છે છે પણ પહેલાં એ સમજવાનું છે કે જીવને બંધન શાથી ઊભું થયું ? જેમ ઢોરને માલિક સાંજ પડે ખીલે બાંધે છે અને સવાર પડે એટલે છોડી મૂકે છે, તેમ આ જીવને પણ જો બીજા કોઈએ બંધનમાં નાંખ્યો હશે તો તે બંધનમાં નાખનાર આવીને છોડશે ત્યારે જીવ બંધનમાંથી છૂટશે. પણ જીવને બીજા કોઈએ બાંધ્યો નથી. આત્મા પોતે જ પોતાને બાંધે છે અને પોતે પોતાને છોડે છે. જ્ઞાન–દર્શન અને ચારિત્ર સ્વરૂપ પોતાની સ્વભાવ દશાના પરિણામથી જીવ પોતાને છોડે છે. અને રાગ–દ્વેષસ્વરૂપ વિભાવ દશાના પરિણામથી જીવ પોતે પોતાને બાંધે છે. કદાચ તમે કહેશો કે કર્મો અમને બાંધે છે પણ કર્મોને બાંધનારો કોણ ? જીવ પોતે જ છે. કર્મ તો જીવે બાંધ્યા તો બંધાણા છે. જીવ કર્મ ન બાંધે તો કર્મો પરાણે બંધાતા નથી. ચેતનની પોતાની પ્રેરણા ન હોય તો કર્મ યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કોણ કરે ? આત્મા જ્યારે સ્વભાવને ભૂલી પરભાવમાં જાય છે ત્યારે કર્મો પણ આત્માના હુકમથી પ્રવર્તે છે. જીવ રાગ–દ્વેષાદિ ભાવોમાં પ્રતિ સમયે પરિણમે છે. તેની જગ્યાએ પોતાના જ્ઞાન દર્શનાદિ ભાવોમાં પરિણમે તો દુનિયાની કોઇ એવી તાકાત નથી કે જીવને બંધનમાં નાંખી શકે.

આત્માને એવો ખોટો ભ્રમ થઇ ગયો છે કે જાણે કર્મોએ મને બાંધી રાખ્યો છે. જેમ કોઈ મનુષ્ય થાંભલાને બાથ ભીડીને ઊભો હોય ને કહે કે થાંભલાએ મને ઝાલી રાખ્યો છે. ત્યાં જ્ઞાની સમજાવે છે કે થાંભલાને તું પોતે વળગ્યો છે તેમાં થાંભલાનો શો દોષ ? તેમ પ્રતિસમયે જીવ કર્મ બાંધે છે. અને કહે છે શું ? મને કર્મોએ બાંધી રાખ્યો છે. જ્યાં સુધી જીવનો આ ભ્રમ નહિ ભાંગે ત્યાં સુધી બંધનમાંથી મુક્ત થવાનો કોઈ ઉપાય નથી. જેમ કોશેટાના કીડા પોતાની લાળથી પોતાને બાંધે છે તેમ જીવ પણ રાગ–દ્વેષ અને મમત્વભાવની લાળથી પોતાને બાંધે છે. ક્રોધાદિ કષાયથી જીવને કર્મનો બંધ છે તો ક્ષમાદિકથી તે બંધનને છેદી પણ શકાય છે. અથવા રાગ–દ્વેષ અને મોહ એ જેમ બંધનો પંથ છે તેમ જ્ઞાન–દર્શન–ચારિત્ર એ મોક્ષનો પંથ છે. આત્મા જો સ્વભાવમાં રમતો હોય તો કર્મની તાકાત છે કે તે જીવને હરાવી શકે ! કર્મ ગમે તેટલા બળવાન હોય તો પણ જડ છે. અને આત્મા ચેતન છે. પણ માલિક ઊંઘતો હોય તો તેના ઘરમાં લૂંટ ચાલે. પ્રમાદને વશ થઇને જીવ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠો છે. અને કર્મની પરાધીનતામાં પરવશપણે અનેક કષ્ટો સહન કરી રહ્યો છે. જો જીવ પ્રમાદનો ત્યાગ કરી પુરુષાર્થ કરે તો હાથમાંથી ગયેલું

સામ્રાજ્ય ફરી મેળવી શકે. જ્ઞાન–દર્શન અને ચારિત્ર એ જીવનું ખરું સામ્રાજ્ય છે. એને જીવ એકવાર પામી જાય તો આ જીવ ત્રણ ભુવનનો રાજા છે. એ સામ્રાજ્ય આગળ છ ખંડનું સામ્રાજ્ય તણખલા સમાન છે.

જ્ઞાની કહે છે આ અવસર ચૂકવા જેવો નથી. કારણ કે ફરી આવો અપૂર્વ અવસર હાથમાં આવવો અતિ દુર્લભ છે. માટે બરાબર નિશાન તાકીને મોહરાજા પર એવો પ્રહાર કર, કે મોહનીય કર્મનું મૂળમાંથી નિકંદન નીકળી જાય. આ તને ખરેખરો મોકો મળ્યો છે. મોહરાજા એ તારો કટ્ટો દુશ્મન છે. આ દુશ્મને તને અનંતીવાર પછાડયો છે. આ વખતે તું તેનાથી જરા પણ કમ ન ઉતરીશ. મોહરાજાએ તારી ખાનાખરાબી કરવામાં જરાયે ખામી નથી રાખી, માટે તારું બળ–વીર્ય ફોરવીને આ વખતે એ દુશ્મનને તું એવો પછાડ કે ફરીને ઊભો ન થાય. માટે આવા મળેલા કિંમતી સમયને તું ચૂકી જઈશ નહિ. નવાઈની વાત તો એ છે કે કર્મ જડ હોવા છતાં ચેતનને અનેક પ્રકારે નાચ નચાવે છે. વાઘ બકરીને ખાઈ જાય પણ બકરી વાઘને ખાઈ જાય તો એ તો માનવીને આશ્ચર્ય ઉપજાવે તેવી વાત છે. વાઘની આગળ બકરીની શી તાકાત? તેમ અનંતશક્તિના ધણી આત્મા આગળ જડ કર્મોની શી તાકાત? અનંતશક્તિનો ધણી આત્મા જ્યારે સ્વરૂપમાં ન હોય અને જડ પુદ્‌ગલોમાં આસક્ત બની ગયો હોય ત્યારે જડ કર્મો તેને હંફાવે તેમાં શું આશ્ચર્યની વાત છે? દા. ત. જેમ વનમાં સિંહ ગર્જના કરે ત્યારે બધા વનચર પ્રાણીઓ ભયભીત થઈને ભાગવા માંડે છે. તેમ સૂતેલો ચૈતન્યરૂપી સિંહ એક વાર પણ સ્વરૂપમાં જાગીને સિંહ-ગર્જના કરે તો તેને ઘેરી વળેલા આઠ કર્મ રૂપી ઘેટા બકરાને ભાગ્યા વિના છૂટકો નહિ થાય. જે સાંભળીને કર્મ–શત્રુના છક્કા છૂટી જાય. આત્મારૂપી સિંહ સ્વમાં સાવધાન બને પછી બાકી શું રહે? એ તો સ્વને ભૂલી પરમાં પડ્યો તેથી ગોથા ખાય છે. "एगो मे सासओ अप्पा" શાશ્વત એક મારો આત્મા છે. જ્ઞાનદર્શન અને ચારિત્રના લક્ષણવાળો છે. બાકી શરીર, ધન, વૈભવાદિ જે ભાવો છે તે બધા બહિર્ભાવ છે. અને તે સર્વે બહિર્ભાવો પર ભરોસે રહેવા જેવું નથી. જ્યાં શરીર જ બાહ્યપદાર્થ છે તો બીજા બાહ્યપદાર્થોની તો વાત જ કયાં કરવાની રહી? આઠ કર્મ પણ પુદ્‌ગલ દ્રવ્ય સ્વરૂપ છે. પુણ્ય–પાપ પણ શુભાશુભ કર્મ હોવાથી પુદ્‌ગલ દ્રવ્ય છે. અંદરના રાગ–દ્વેષાદિ ભાવો પણ ઔદયિક ભાવ સ્વરૂપ છે. તે ભાવો પણ જીવના સ્વભાવરૂપ નથી. માટે જ્ઞાન–દર્શનાદિના ભાવો સિવાય બાકીના બધા બહિર્ભાવો છે.

જ્યારે બહિર્ભાવો છૂટશે ત્યારે આત્મા શું વિચારશે. હું શુદ્ધાત્મ દ્રવ્ય છું અને શુદ્ધ જ્ઞાનાદિ ભાવો તે મારા ગુણો છે. તે સિવાય હું કોઈનો નથી. ને કોઇ મારું નથી. આવા પ્રકારનું ધ્યાન કરશે. આવું ધ્યાન મોહને હટાવવાનું ભારે શસ્ત્ર છે. મોહ હણાય એટલે બીજા કર્મો તો હણાઈ જ જવાનાં છે, મોહનીયના ક્ષયે બાકીના

સમસ્ત કર્મોનો નાશ થાય છે. બધા કર્મોમાં મોહનીય કર્મ એ જીવને મુખ્ય બંધનરૂપ છે. બારમે ગુણસ્થાનકે એ કર્મનો મૂળમાંથી ક્ષય થાય છે અને તેરમે ગુણસ્થાનકે જીવ કેવળજ્ઞાન પામે છે. મોહનું આવરણ હટે એ જ ખરી બંધન મુક્તિ છે. બંધનથી મુક્તિ મનુષ્યભવમાં થઈ શકે છે. દેવભવમાં રહેલા દેવો કર્મના બંધનને છેદી શકતા નથી. તો નારકી અને તિર્યંચો બિચારા કયાંથી છેદી શકવાના છે? સ્થાવરકાય અને નિગોદમાં રહેલા આત્માઓ તો કર્મસત્તાની નીચે દબાયેલા પડ્યા છે. મનુષ્યભવમાં આવેલો આત્મા પુરુષાર્થના બળે મોક્ષ મેળવી શકે છે.

દ્રુપદરાજાના આમંત્રણથી બધા રાજાઓ આવી ગયા. સ્વયંવરમંડપ તો ખૂબ સ્વચ્છ કર્યો છે. ત્યાં કપુર આદિ પદાર્થોના ધૂપ કર્યા અને પછી સુગંધિત અત્તરોનો છંટકાવ કરાવ્યો. તેથી આખો મંડપ સુગંધમય બની ગયો છે. પછી બીજા દિવસે -

**"तएणं से वासुदेव पामोक्खा बहवे रायसहस्सा कल्लं पाउ० ण्हाया जाव विभूसिया हत्थिखंधवरगया सकोरंट० सेयवर चामराहिं हय गय जाव परिवुडा सन्निट्ठीए।"**

વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓ સ્નાન વગેરે કાર્યોથી પરવારીને, શરીરને બધા આભૂષણોથી શણગારીને, હાથીઓ પર બેસીને છત્ર ચામરથી યુક્ત પોતાના રાજ્યવૈભવ અનુસાર યાવત્ વાજાઓની સાથે જ્યાં સ્વયંવરમંડપ હતો ત્યાં આવ્યા. આવીને પોતપોતાના નામાંકિત જુદા જુદા આસનો પર બેસી ગયા અને બધા દ્રૌપદીની રાહ જોવા લાગ્યા. દરેકના મનમાં મીઠા કોડ ભર્યા છે કે દ્રૌપદી અમને પરણે તો સારું! કારણ કે મોહદશા છે. મોહદશા બહુ ભયંકર છે. પાંચ પાંડવો સાથે પાંડુરાજા પણ આવ્યા છે. દ્રુપદ રાજા પણ સર્વવસ્ત્રાલંકારોથી વિભૂષિત થઈને હાથી પર બેસીને સ્વયંવર મંડપમાં આવ્યા. હવે દ્રૌપદી કોને વરમાળા પહેરાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:**-કનકરથના ખૂબ આગ્રહથી રુષિદત્ત કુમારે પોતાના ભાવિનો બધો વિચાર કરી તેની સાથે જવાનું મંજુર કર્યું. અને જાન તે ઉપવનમાંથી રવાના થઈ. કનકરથ કુમાર હાથી પર બેઠો છે. તેના મિત્ર રુષિદત્તને કહે છે મિત્ર! તું આવ મારી સાથે બેસ. રુષિદત્ત કુમાર કહે-હું હાથી પર નહિ બેસું. તેથી રુષિદત્તને સુંદર રથમાં બેસાડે છે. આગળ કનકરથ કુમારનો હાથી અને પાછળ રુષિદત્ત કુમારનો રથ. કનકરથ કુમારની દૃષ્ટિ આખો દિવસ રુષિદત્ત તરફ જાય છે. તે હાથી પર બેઠો છે પણ તેનું મન રુષિદત્તમાં છે. આજ સુધી જાનમાં જે હર્ષ ન હતો તે જાન હવે ખૂબ આનંદપૂર્વક જવા લાગી. કારણ કે કનકરથકુમાર ઋષિદત્તયોગી મળતાં હવે પ્રફુલ્લિત મનવાળો બન્યો હતો. યુવરાજનું પ્રસન્ન ચિત્ત જોઈને તેનો સમગ્ર રસાલો આનંદમાં આવી ગયો હતો. ચાલતાં ચાલતાં જાન કંબેરી નગરી પહોંચી ગઈ. ગામના

ચીમારે જાન પહોંચી એટલે કૃતબ્રહ્મ રાજાને ખબર આપી કે રૂકમણીને પરણવા માટે જાન આવી ગઈ છે. કંચેરીનગરીના મહારાજા કૃતબ્રહ્મે યુવરાજ કનકરથનું ભાવભીનું સ્વાગત કર્યું. આ રાજાને પોતાની પ્રજા પ્રત્યે અપૂર્વ પ્રેમ હતો ને મમતા હતી. તેને પ્રજા પહેલી અને સુખ પછી. આવા આદર્શના કારણે કનકરથના સામૈયાની શોભાયાત્રામાં કંચેરીનગરીની તમામ પ્રજા સાગરની ભરતીની માફક ઉમટી હતી. જનતાએ પોતાની દુકાનો અને હાટ–હવેલીઓ શણગારી હતી. રૂકમણીના દિલમાં તો હર્ષ સમાતો નથી. વિધીના ખેલ કોઈ ઓર છે. કનકરથકુમાર વનવાસી ઋષિદત્તાને પરણીને ગયા ને ત્યાંથી રૂકમણીને પરણવા જતાં પાછા વળ્યા. કુદરતે રૂકમણીએ નક્કી કરેલા સંબંધે કનકરથકુમાર રૂકમણીને પરણવા આવ્યો. રૂકમણીના મનમાં એ આનંદ છે કે મેં વનવાસી ઋષિદત્તાને કેવા બૂરા હાલે મરાવી અને કનકરથકુમાર મને પરણવા આવ્યા!

**"રાજાએ કરેલ જમાઈનું ભવ્ય સ્વાગત"**:–કૃતબ્રહ્મ રાજા પોતાની કન્યા રૂકમણીને મનમાન્યો પતિ મળવાથી અત્યંત આનંદ અનુભવે છે. સંસારીને મન સુયોગ્ય જમાઈ મળ્યાનો કેટલો બધો આનંદ હોય છે! એમ સમકિતીને મન સારા મનમાન્યા ધર્મગુરૂ મળવાનો કેટલો બધો આનંદ હોય છે! અહીં કૃતબ્રહ્મ રાજા આવો સરસ જમાઈ આવી મળવાથી ભારે ઠાઠથી સામૈયું કરી પોતે જાતે જમાઈને લેવા સામે ગયા હતા. કુમારે હાથ જોડી રાજાને પ્રણામ કર્યા. **"આકૃતિ ગુણાન્ કથયતિ"** એ ન્યાયે કુમારના રૂપરંગ અને ભવ્ય આકૃતિ જોઈ રાજાને અનેરું આકર્ષણ થાય છે. એના મનને એમ થાય છે કે આ તો કોઈ દિવ્ય પુરૂષ છે! શી એના મુખની પ્રતિભા! શું એનું તેજ! કેવી સુયોગ્યતા દેખાય છે! ત્યારે આનામાં કેટલા બધા ઉચ્ચ ગુણો હશે! ખરેખર, મારે માત્ર એક સારો જમાઈ નહિ પરંતુ ભાવિ માટે એક સારો સલાહકાર, સહાયક અને આત્મીય જન મળ્યો લાગે છે! અહો, મારા પૂરા અહોભાગ્ય. આ વિષમતાભર્યા ને આપત્તિભર્યા જગતમાં શી ખબર કે ક્યારે કેવી વિપત્તિ ઉભી થાય! એવા સમયે જો ગુણીયલ, સ્નેહાળ અને સમર્થ પુરૂષ આત્મીય જન તરીકે મળ્યો હોય તો એની ભારે હૂંફ ને હિંમત રહે છે.

રાજાને કનકરથ જમાઈ મળ્યાનો આટલા માટે પરમ આનંદ છે કે મને ભાવિ માટે હવે એક સાચો સલાહકાર કલ્યાણ–મિત્ર મળે છે. ધામધૂમથી નગર તરફ કુમારનું ભવ્ય સામૈયું ફેરવી લઈ આવે છે. રાજા ભવ્ય સામૈયું કરે. પોતે એમાં સાથે જોડાય ત્યારે એના મંત્રીઓ, અમલદારો, તથા શેઠ શાહુકારોની એમાં હાજરી હોય એ પૂછવું શું? એ બધાની સાથે મોટા હાથીના હોદ્દા પર કુમારને બેસાડ્યા ત્યારે એનું કેટલું બધું સન્માન! નગરવાસીઓને કુમાર પર કેટલું માન ઉપજે? એ કેવા એને ધારી ધારીને અને હરખી હરખીને જુએ! કેવા એના ગુણ ગાય? રૂકમણીની સખીઓ કહે છે શું કનકકુમારનું રૂપ છે! એમના રૂપ આગળ તમારું રૂપ તદ્દન નથી.

ચંદ્રના પ્રકાશ આગળ ટમટમતા તારાનો પ્રકાશ કેવો દેખાય ! તેમ કનકકુમારના રૂપ આગળ રુક્ષ્મણીનું રુપ ઝાંખું પડી જાય છે. રુક્ષ્મણીને પતિ કનકરથકુમાર જોવાનો તલસાટ ઉપડયો. તેથી તે જોવા માટે નગરશેઠની હવેલીએ પહોંચી ગઈ. આગળ કુમારનો હાથી હતો ને પાછળ ઋષિદત્ત કુમારનો રથ હતો. લોકો કુમારને જોતાં રથમાં બેઠેલા યોગીને જોવા લાગ્યા. કનકરથ તરફથી દૃષ્ટિ ફેરવી જનતા યોગીની સામે જોવા લાગી. બધા એકબીજાને પૂછે છે કે યોગીના રૂપમાં આ કોણ હશે ? કોઈ કહે કામદેવના અવતાર સમાન આ નવયુવાન યુવરાજના ભાઈ લાગે છે. ત્યારે કોઈ કહે, ના, ના. તેમને બીજો ભાઈ તો છે નહિ. તેમનો મિત્ર હશે. આ તો જમાઇ કરતાં પણ ચઢી જાય તેવા સુકુમાર દેખાય છે. રૂક્ષ્મણીએ કનકરથકુમારને જોયા. તેમનો હાથી આવ્યો એટલે રૂક્ષ્મણીએ તેના પર પુષ્પમાળા ફેંકી. તે માળા ગળામાં ન પડતાં પગ પર પડી. બધા સાથીઓ કહે, આમ ઊંચી દૃષ્ટિ તો કરો. દેવી રૂક્ષ્મણી ઊભી છે. પરંતુ કુમારે ઊંચી દૃષ્ટિ ન કરી.

સહુના દિલમાં આનંદ છે. આનંદ નથી ફક્ત કનકરથકુમારને. તેનું મુખ તો સાવ ઉદાસ દેખાય છે. રૂક્ષ્મણીની સખીઓ કહે બહેન ! કુમાર આજે આટલા બધા ઉદાસ કેમ છે ? રૂક્ષ્મણી કહે એ તો જાનના પ્રવાસ દરમ્યાન તેમને થાક લાગ્યો હશે તેથી મુખડું ઉદાસ દેખાય છે. કનકકુમારના મનમાં તો એમ થયા કરે છે અહો ! એકવાર દેવી જેવી વનવાસીની કન્યા પરણ્યો, મહાન સુખો ભોગવ્યા. એ સુખમાં નિર્દોષ ઋષિદત્તાને કલંકિત કરી તેને મારી નંખાવી. અહો ! પરણ્યા પછી પસ્તાવા છતાં ફરીને હાથે કરીને સંસારની બેડીમાં જકડાવાનું ! તેના મનને જરા પણ આનંદ નથી. આમ કરતાં જાન ઉતારે પહોંચી. કનકરથને લગ્નમાં જરા પણ રસ નથી છતાં પિતૃ આજ્ઞા પાળવા માટે આવ્યો છે. હવે ત્યાં કનકરથ અને રૂક્ષ્મણીના લગ્ન કેવી રીતે થશે ને શું નવાજુની બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૯૯

આસો સુદ ૧૪ ને મંગળવાર તા. ૨૯-૧૦-૭૪

દ્રૌપદીનો અધિકાર ચાલે છે. ભગવાનની વાણી વિઘ્ન હરનારી, શાંતિ સ્થાપનારી, આપત્તિને દૂર કરનારી તથા મંગલકારી છે. આ વાણી આત્માને ઊંચે લઈ જનારી છે. આપણે દ્રૌપદીની વાત ચાલી રહી છે. દ્રૌપદી બત્રીસ લક્ષણોથી યુક્ત અને સ્ત્રીઓની ૬૪ કળામાં નિપુણ હતી. તેના લગ્ન માટે બનાવેલો સ્વયંવર મંડપ સુગંધી

દ્રવ્યોથી મઘમઘાયમાન બન્યો હતો. જે સ્વયંવરમંડપમાં સેંકડો [illegible] હતા. તેમાં અનેક જાતની ક્રીડા કરતી વિચિત્ર પૂતળીઓ કલાત્મક રીતે ગોઠવી હતી. સ્વયંવર-મંડપ બનાવવામાં દ્રુપદ રાજાએ લાખો રૂપિયાનો ખર્ચ કર્યો હતો. તેની શોભા જોનારા લોકો આશ્ચર્ય પામી જતા હતા. સંસારના રસીયા જીવો સંસારના કાર્યો કરવામાં પોતાના તન-મન-ધનને અર્પણ કરી દે છે. દ્રુપદ રાજાએ હજારો રાજાઓ અને કરોડો માણસોને આમંત્રણ આપ્યું. આપ વિચાર કરો કે આટલા માણસોની સરભરા કરવામાં ખર્ચો કેટલો થાય? કરોડો રૂપિયાનો છતાં દ્રુપદ રાજાના દિલમાં ઉમંગ છે. મારી વહાલસોયી દીકરી દ્રૌપદી પોતાનો મનગમતો પતિ પસંદ કરી શકે તે માટે બધા રાજાઓને પ્રેમપૂર્વક આમંત્રણ આપીને બોલાવ્યા હતા. દ્રુપદ રાજા જૈનધર્મી હોય કે નહિ હોય તે અહીં એક વાત પરથી જાણવા મળે છે કે તે જૈન-ધર્મી નહિ હોય, કારણ કે આવેલા આમંત્રિત રાજાઓ, શેઠ-શ્રીમંતોને જેને જે જાતનો આહાર જોઈતો હોય તે પીરસવામાં આવ્યો હતો.

દ્રુપદ રાજાએ મોટા શેઠીયાઓને પણ આમંત્રણ આપ્યા હતા. ને ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને પણ પરિવાર સહિત આમંત્રણ આપ્યું હતું. નેમનાથ ભગવાન પધારે ત્યારે કૃષ્ણવાસુદેવની આગેવાની હોય. તેઓ ગામમાં પડહ વગડાવતા કે ભગવાન નેમનાથ પધાર્યા છે માટે બધા ચાલો દર્શને જઈએ. તેમના દિલમાં એ ભાવના હતી કે મારી નગરીનો એકપણ માણસ ભગવાનના દર્શન વિનાનો ન રહેવો જોઈએ. તમે કોઈ દિવસ સંતાનોને કહો છો ખરા કે ચાલો ઉપાશ્રયે દર્શન કરવા. કૃષ્ણ વાસુદેવ તો ગામમાં ઉદ્‌ઘોષણા કરાવી બધાને પ્રભુના દર્શને લઈ જતા. આ કૃષ્ણવાસુદેવને ૩૨૦૦૦ રાણીઓ હતી. તેમને સ્વયંવરમાં આવવાની જરાપણ ઈચ્છા ન હતી. પણ દ્રુપદ રાજાના આમંત્રણને માન આપીને આવવું પડે માટે આવ્યા હતા. આવા કૃષ્ણવાસુદેવ, સમુદ્રવિજય આદિ દશ દશાર્હો ઈત્યાદિ ઘણાને આમંત્રણ આપીને બોલાવ્યા હતા. બધા રાજાઓ સારા શણગાર સજીને સ્વયંવરમંડપમાં આવીને પોતાના નામ પ્રમાણે સિંહાસને બેસી ગયા ને બધા રાજકન્યા દ્રૌપદીની પ્રતિક્ષા કરવા લાગ્યા.

દ્રૌપદીના દિલમાં હર્ષ સમાતો નથી. જે જીવો સંસારની માંગણી કરતા હોય, જેને સંસાર ગમતો હોય, એને લગ્નનો પ્રસંગ અપૂર્વ આનંદમય હોય. જો જીવની ભોગવાસના આ ભવમાં પૂરી ન થઈ હોય તો બીજા ભવમાં પણ ચાલુ રહે છે. દ્રૌપદીના આત્માએ સુકુમાલિકાના ભવમાં સંયમ લીધો પણ વિષયવિકારનું બીજ મૂળમાંથી બળ્યું નહોતું, જેને ભિખારી જેવો પતિ પણ છોડીને ચાલ્યો ગયો હતો. તે વાસનાનો સંપૂર્ણ નાશ થયો નહોતો, તેથી દીક્ષા લેવા છતાં ગણિકાને પાંચ પુરૂષો સાથે ક્રીડા કરતી જોઈ, એટલે વાસનાનો અંકુરો પ્રગટ થયો અને નિયાણું કર્યું કે મારા તપ-સંયમનું ફળ હોય તો આવતા ભવમાં હું પાંચ પતિની પત્ની બનું. પાંચ પતિ મારી

ચંદ્રના પ્રકાશ આગળ ટમટમતા તારાનો પ્રકાશ કેવો દેખાય ! તેમ કનકકુમારના રૂપ આગળ રુક્ષ્મણીનું રુપ ઝાંખું પડી જાય છે. રુક્ષ્મણીને પતિ કનકરથકુમાર જોવાનો તલસાટ ઉપડયો. તેથી તે જોવા માટે નગરશેઠની હવેલીએ પહોંચી ગઈ. આગળ કુમારનો હાથી હતો ને પાછળ ઋષિદત્ત કુમારનો રથ હતો. લોકો કુમારને જોતાં રથમાં બેઠેલા યોગીને જોવા લાગ્યા. કનકરથ તરફથી દૃષ્ટિ ફેરવી જનતા યોગીની સામે જોવા લાગી. બધા એકબીજાને પૂછે છે કે યોગીના રૂપમાં આ કોણ હશે ? કોઈ કહે કામદેવના અવતાર સમાન આ નવયુવાન યુવરાજના ભાઈ લાગે છે. ત્યારે કોઈ કહે, ના, ના. તેમને બીજો ભાઈ તો છે નહિ. તેમનો મિત્ર હશે. આ તો જમાઇ કરતાં પણ ચઢી જાય તેવા સુકુમાર દેખાય છે. રૂક્ષ્મણીએ કનકરથકુમારને જોયા. તેમનો હાથી આવ્યો એટલે રૂક્ષ્મણીએ તેના પર પુષ્પમાળા ફેંકી. તે માળા ગળામાં ન પડતાં પગ પર પડી. બધા સાથીઓ કહે, આમ ઊંચી દૃષ્ટિ તો કરો. દેવી રૂક્ષ્મણી ઊભી છે. પરંતુ કુમારે ઊંચી દૃષ્ટિ ન કરી.

સહુના દિલમાં આનંદ છે. આનંદ નથી ફક્ત કનકરથકુમારને. તેનું મુખ તો સાવ ઉદાસ દેખાય છે. રૂક્ષ્મણીની સખીઓ કહે બહેન ! કુમાર આજે આટલા બધા ઉદાસ કેમ છે ? રૂક્ષ્મણી કહે એ તો જાનના પ્રવાસ દરમ્યાન તેમને થાક લાગ્યો હશે તેથી મુખડું ઉદાસ દેખાય છે. કનકકુમારના મનમાં તો એમ થયા કરે છે અહો ! એકવાર દેવી જેવી વનવાસીની કન્યા પરણ્યો, મહાન સુખો ભોગવ્યા. એ સુખમાં નિર્દોષ ઋષિદત્તાને કલંકિત કરી તેને મારી નંખાવી. અહો ! પરણ્યા પછી પસ્તાવા છતાં ફરીને હાથે કરીને સંસારની બેડીમાં જકડાવાનું ! તેના મનને જરા પણ આનંદ નથી. આમ કરતાં જાન ઉતારે પહોંચી. કનકરથને લગ્નમાં જરા પણ રસ નથી છતાં પિતૃ આજ્ઞા પાળવા માટે આવ્યો છે. હવે ત્યાં કનકરથ અને રૂક્ષ્મણીના લગ્ન કેવી રીતે થશે ને શું નવાજુની બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં-૯૯

આસો સુદ ૧૪ ને મંગળવાર તા. ૨૯-૧૦-૭૪

દ્રૌપદીનો અધિકાર ચાલે છે. ભગવાનની વાણી વિઘ્ન હરનારી, શાંતિ સ્થાપનારી, આપત્તિને દૂર કરનારી તથા મંગલકારી છે. આ વાણી આત્માને ઊંચે લઈ જનારી છે. આપણે દ્રૌપદીની વાત ચાલી રહી છે. દ્રૌપદી બત્રીસ લક્ષણોથી યુક્ત અને સ્ત્રીઓની ૬૪ કળામાં નિપુણ હતી. તેના લગ્ન માટે બનાવેલો સ્વયંવર મંડપ સુગંધી

દ્રવ્યોથી મઘમઘાયમાન બન્યો હતો. જે સ્વયંવરમંડપમાં સેંકડો સ્તંભો હતા. તેમાં અનેક જાતની ક્રીડા કરતી વિચિત્ર પૂતળીઓ કલાત્મક રીતે ગોઠવી હતી. સ્વયંવર-મંડપ બનાવવામાં દ્રુપદ રાજાએ લાખો રૂપિયાનો ખર્ચ કર્યો હતો. તેની શોભા જોનારા લોકો આશ્ચર્ય પામી જતા હતા. સંસારના રસીયા જીવો સંસારના કાર્યો કરવામાં પોતાના તન-મન-ધનને અર્પણ કરી દે છે. દ્રુપદ રાજાએ હજારો રાજાઓ અને કરોડો માણસોને આમંત્રણ આપ્યું. આપ વિચાર કરો કે આટલા માણસોની સરભરા કરવામાં ખર્ચો કેટલો થાય? કરોડો રૂપિયાનો છતાં દ્રુપદ રાજાના દિલમાં ઉમંગ છે. મારી વહાલસોયી દીકરી દ્રૌપદી પોતાનો મનગમતો પતિ પસંદ કરી શકે તે માટે બધા રાજાઓને પ્રેમપૂર્વક આમંત્રણ આપીને બોલાવ્યા હતા. દ્રુપદ રાજા જૈનધર્મી હોય કે નહિ હોય તે અહીં એક વાત પરથી જાણવા મળે છે કે તે જૈન-ધર્મી નહિ હોય, કારણ કે આવેલા આમંત્રિત રાજાઓ, શેઠ-શ્રીમંતોને જેને જે જાતનો આહાર જોઇતો હોય તે પીરસવામાં આવ્યો હતો.

દ્રુપદ રાજાએ મોટા શેઠીયાઓને પણ આમંત્રણ આપ્યા હતા. ને ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવને પણ પરિવાર સહિત આમંત્રણ આપ્યું હતું. નેમનાથ ભગવાન પધારે ત્યારે કૃષ્ણવાસુદેવની આગેવાની હોય. તેઓ ગામમાં પડહ વગડાવતા કે ભગવાન નેમનાથ પધાર્યા છે માટે બધા ચાલો દર્શને જઇએ. તેમના દિલમાં એ ભાવના હતી કે મારી નગરીનો એકપણ માણસ ભગવાનના દર્શન વિનાનો ન રહેવો જોઈએ. તમે કોઈ દિવસ સંતાનોને કહો છો ખરા કે ચાલો ઉપાશ્રયે દર્શન કરવા. કૃષ્ણ વાસુદેવ તો ગામમાં ઉદ્‌ઘોષણા કરાવી બધાને પ્રભુના દર્શને લઇ જતા. આ કૃષ્ણવાસુદેવને ૩૨૦૦૦ રાણીઓ હતી. તેમને સ્વયંવરમાં આવવાની જરાપણ ઇચ્છા ન હતી. પણ દ્રુપદ રાજાના આમંત્રણને માન આપીને આવવું પડે માટે આવ્યા હતા. આવા કૃષ્ણવાસુદેવ, સમુદ્રવિજય આદિ દશ દશાર્હો ઇત્યાદિ ઘણાને આમંત્રણ આપીને બોલાવ્યા હતા. બધા રાજાઓ સારા શણગાર સજીને સ્વયંવરમંડપમાં આવીને પોતાના નામ પ્રમાણે સિંહાસને બેસી ગયા ને બધા રાજકન્યા દ્રૌપદીની પ્રતિક્ષા કરવા લાગ્યા.

દ્રૌપદીના દિલમાં હર્ષ સમાતો નથી. જે જીવો સંસારની માંગણી કરતા હોય, જેને સંસાર ગમતો હોય, એને લગ્નનો પ્રસંગ અપૂર્વ આનંદમય હોય. જો જીવની ભોગવાસના આ ભવમાં પૂરી ન થઈ હોય તો બીજા ભવમાં પણ ચાલુ રહે છે. દ્રૌપદીના આત્માએ સુકુમાલિકાના ભવમાં સંયમ લીધો પણ વિષયવિકારનું બીજ મૂળમાંથી બળ્યું નહોતું, જેને ભિખારી જેવો પતિ પણ છોડીને નાસ્યો ગયો હતો. તે વાસનાનો સંપૂર્ણ નાશ થયો નહોતો, તેથી દીક્ષા લેવા છતાં ગણિકાને પાંચ પુરૂષો સાથે ક્રીડા કરતી જોઈ, એટલે વાસનાનો અંકુરો પ્રગટ થયો અને નિયાણું કર્યું કે મારા તપ-સંયમનું ફળ હોય તો આવતા ભવમાં હું પાંચ પતિની પત્ની બનું. પાંચ પતિ મારી

સેવા કરે. સુકુમાલિકા સાધ્વીના ભવમાં આવું નિયાણું કર્યું ને પ્રાયશ્ચિત ન કર્યું તેથી વિરાધક થઈને દેવલોકમાં દેવગણિકાના રૂપમાં ઉત્પન્ન થઈ, અને ત્યાંથી ચવીને અહીં દ્રૌપદી થઈ. તે નિયાણાનું બળ લઈને આવી છે. તે વિષયવિકારની વાસનાનો નાશ નથી થયો તેથી આ ભવમાં પણ એ ભાવના ઉત્પન્ન થઈ. માટે જ્ઞાની કહે છે. વાસનાનો નાશ કરો. વાસના વિજેતા બનો.

દ્રૌપદીને સ્વયંવર મંડપમાં જવું છે તેથી શણગાર સજવા માટે પોતાના અંતેઉરમાં જાય છે. સાંસારિક વાસનામાં પડેલા જીવોને આવી તૈયારીઓ કરવી ગમે છે. એમાં એને આનંદ હોય છે. દ્રૌપદીએ પ્રથમ સ્નાન કર્યું. પછી તેના શરીર પર સહસ્રપાક, શતપાક અને લક્ષપાક આદિ સુગંધી તેલોનું વિલેપન કરવામાં આવ્યું. આ તેલની એટલી શક્તિ છે કે કેટલા દિવસો સુધી સ્નાન આદિ કરે તો પણ તેની સુગંધી જતી નથી, અને ચામડી મુલાયમ બને છે. રૂપ-સૌંદર્ય પ્રકાશિત થાય છે. આ રીતે કર્યા પછી બલિકર્મ કર્યું. કૌતુક મંગળ-પ્રાયશ્ચિત કર્યા. ત્યારબાદ સ્વયંવર મંડપમાં જવા માટે સ્વચ્છ માંગલિક વસ્ત્રો પહેર્યા. ભાર થોડો અને મૂલ્ય ઘણું તેવા અલંકારો પહેર્યા. કેડમાં રત્નજડિત કંદોરો પહેર્યો. કંઠમાં ત્રણસેરા, સાતસેરા અને નવસરા હાર પહેર્યા. હાથમાં રત્ન-જડિત કંકણો, કાનમાં કુંડલ, પગમાં રત્નજડિત નુપુર પહેર્યા. શરીરને શણગારવા જીવ કેટલું કરે છે? રૂપી પદાર્થોની પાછળ જીવ પાગલ બન્યો છે. આ કાયા ક્ષણભંગુર છે છતાં તેના માટે આટલી તૈયારી કરવી પડે છે ત્યારે શિવરમણીને વરનારા આત્માર્થીઓને કેટલી પૂર્વ તૈયારીઓ કરવી જોઈએ? જે સુખ આવ્યા પછી જાય નહિ અને અનંતા ભવોનો ભાંગીનો ભુક્કો થઈ જાય એમાં કેટલી તાલાવેલી જોઈએ! અનાદિકાળથી જીવ નિત્યનું ભાન ભૂલી અનિત્યના મોહમાં પડયો છે.

દ્રૌપદીનું રૂપ અથાગ હતું. તેમાં રણવાસ (અંતેઉર)ની સ્ત્રીઓએ સોળ શણગાર સજાવી તેને બરાબર શણગારી. તે વખતના તેના સૌંદર્યનું વર્ણન એટલું બધું છે કે વાણી વડે તેનું વર્ણન કરવું અશક્ય છે. દ્રૌપદીએ સોળે શણગાર સજી કામદેવની પ્રતિમાનું પૂજન કર્યું પણ જિન ભગવાનની પ્રતિમાની પૂજા કરી નથી. જે સિદ્ધ, બુદ્ધ ને મુક્ત થઈ ગયા છે તેવા ત્યાગી અને નિર્વિકારી પાસે ભોગની માંગણી કરવાની ન હોય. સુકુમાલિકાના ભવમાં નિયાણું કર્યું હતું. એ નિયાણાના કારણે લગ્ન સમયે દ્રૌપદી સમ્યક્ત્વ રહિત હતી. એટલા માટે તે સમયે તેનામાં શ્રાવિકાપણું સિદ્ધ થઈ શકે તેમ નથી. દ્રૌપદીએ કોની પૂજા કરી? એ માટે ટીકાકાર નિર્ણય કરતાં કહે છે કે અખંડ સૌભાગ્ય તેમજ પ્રચુર ભોગની ઈચ્છાથી તે સમયે દ્રૌપદીએ કામદેવનું પૂજન કર્યું છે. આ વાત યોગ્ય લાગે છે. લોકમાં પણ આ જાતનો વહેવાર જોવામાં

આવે છે કે લગ્ન વખતે લોકો કામદેવનું પૂજન કરતા હોય છે. વિજયગચ્છીય શ્રી ગુણસાગર સુરિએ ઢાલસાગર નામના કાવ્યના છઠ્ઠા ખંડમાં દ્રૌપદીના આરાધ્ય દેવનો નિર્ણય કરતાં કહ્યું છે કે–

**"કરી પૂજા કામદેવની, ભાખે દ્રૌપદી નાર,**
**દેવ! દયા કરી મુજને, ભલો દેજો ભરતાર"**

દ્રૌપદીએ કામદેવની પૂજા કરીને એ માંગણી કરી છે કે મને સારો સુંદર પતિ મળે. મારા પર મારા પતિના ચારે હાથ રહે. પતિ તરફથી કયારેય પણ દુઃખી થવાનો પ્રસંગ ન આવે અને હું સંસારના સર્વ સુખોને પામું. લોકમાં લક્ષ્મી દેવી, ગૌરી-દેવી વગેરે દેવીઓની પૂજા પોતાની ઇચ્છા મુજબ પતિ મેળવવાની કામનાથી સ્ત્રીઓ વડે કરવામાં આવે છે. લૌકિક મંત્ર શાસ્ત્રમાં મંત્ર–રત્ન–મંજુષામાં ઇચ્છિત પતિપ્રાપ્તિ માટે કામદેવનું આરાધન કરવાનું બતાવવામાં આવ્યું છે. અત્યારે વર્તમાન સમયમાં પણ લગ્નના સમયે લોકમાં કુળદેવીનું પૂજન કરવામાં આવે છે. આ કુળદેવીનું પૂજન એક રીતે કામદેવની પૂજાનું અનુકરણ છે. એક વખત એવો હતો કે ગૃહસ્થ લોકોને માટે કુળદેવતાના રૂપમાં લગ્ન સંબંધી વ્યવહારમાં કામદેવની પૂજા માન્ય ગણાતી હતી. દ્રૌપદીએ પણ તે સમયે જે કુળદેવીનું પૂજન કર્યું તે કામદેવનું પૂજન કર્યું હતું એ વાત બરાબર લાગે છે.

વળી જો જિન પ્રતિમાનું પૂજન કર્યું હોત તો નમોથ્થુણંનો પાઠ બોલત. જ્ઞાતા-સૂત્રમાં કેટલીક પાછળથી લખાયેલી પ્રતોમાં લખ્યું છે કે દ્રૌપદી નમોથ્થુણં બોલી છે, આ વાત શાસ્ત્ર વિરૂદ્ધ છે. ભરૂચના ભંડારના તાડપત્ર પર લખાયેલી ૭૦૦ વર્ષો પહેલાની પ્રતમાં તેમ લખાયેલ નથી. બીજા પૂરાવા રૂપે શતાવધાની શ્રી રત્નચંદ્રજી મુનિ જણાવે છે કે દ્રૌપદીને અંગે જિન પૂજા વિષે જે હકીકત સૂત્રોમાં જોવામાં આવી છે તે કેટલીક વધારે પડતી અને સંબંધ વિનાની છે. તેઓશ્રીએ લખ્યું છે કે અમારા આગ્રાના ચાતુર્માસ દરમ્યાન શ્રી રણધીરવિજયના પૌત્ર–શિષ્ય શ્રી રત્નવિજયના ભંડારમાં પ્રાચીન પ્રત જોવામાં આવી. તેના ઉપરથી જણાઈ આવે છે કે અસલી પ્રતોમાં નમોથ્થુણંનો પાઠ નથી. શ્રી અભયદેવ સુરિએ ઠાણંગ આદિ નવ અંગો પર ટીકા લખી છે તેમાં તેમણે પોતાની પ્રતમાં નમોથ્થુણં રહિત પાઠ લખ્યો છે, અર્થાત્ નમોથ્થુણં કે તે સંબંધી બીજા પાઠોની ટીકા તેમણે કરી નથી. લૌકિક કુળદેવતાની પ્રતિમાના અર્ચનમાં લોકોત્તર અરિહંત ભગવાનના પ્રકરણનો સંબંધ શી રીતે યોગ્ય કહી શકાય? તે વખતે કે જ્યારે તે પૂર્વ ભવમાં કરેલા નિયાણાથી યુક્ત હતી અને કામભોગમાં અનુરક્ત હૃદયવાળી હતી એવી સ્થિતિમાં તો કામદેવની પૂજા કરવાનું સ્પષ્ટ જણાઈ આવે છે. તે વખતે કામભોગોથી વિરક્ત એવા વીતરાગ પ્રભુ અર્હંત ભગ-વાનની પૂજા કરી, એ યોગ્ય કહી શકાય નહિ. યુદ્ધમાં જનાર લડવૈયાને વીરરસ સિવાયનો મલ્હાર રાગ પણ શું આનંદ આપનાર બની શકે? ન બને. તેમ લગ્નના સમયે તો

અર્હન્ત ભગવાનની પૂજા કરતાં કામદેવની પૂજા કરવાનો પ્રસંગ યોગ્ય લાગે છે. આ સમયે દ્રૌપદી પૂર્વભવમાં કરેલા નિયાણાની ફળ પ્રાપ્તિના અભાવને લીધે સમ્યક્ત્વથી રહિત હતી. અને એવી સ્થિતિમાં ઇચ્છિત ફળ પ્રાપ્તિ માટે તેને કામ-દેવની પૂજા કરવાની ઈચ્છા થાય કે તેનાથી વિરૂદ્ધ ફળ આપનાર જિન ભગવાનની પૂજા કરવાની ઇચ્છા થાય ? આ રીતે વિચાર કરતાં પણ લાગે છે કે દ્રૌપદીએ જિન-પ્રતિમાનું પૂજન કર્યું નથી. વળી આણંદ આદિ દશ શ્રાવકો તથા તુંગીયા નગરીના શંખ પોખલીજી શ્રાવક આદિના અધિકારોમાં તેમણે ઘરોમાં પૌષધશાળા બનાવી હતી તેમ વાત આવે છે પણ ઘરે દેહરાસર બનાવી જિન પ્રતિમાનું પૂજન કર્યાની કોઈ વાત મળતી નથી. જો જિન પ્રતિમા હોત તો શ્રાવકોએ તેની પૂજા કરી હોત પણ એવી કોઇ વાત છે નહિ. માટે દ્રૌપદીએ જિન પ્રતિમાનું પૂજન કર્યું નથી પણ કામદેવનું પૂજન કર્યું છે.

કામદેવની પૂજા કરીને દ્રૌપદી ઘણી ચતુર દાસીઓથી વીંટળાઈને પોતાના અંતે-ઉરમાંથી બહાર નીકળીને જ્યાં બહારના સભામંડપમાં ચાર ઘંટવાળો અશ્વરથ હતો ત્યાં આવી અને પોતાની ધાવમાતાની સાથે રથમાં બેઠી. દ્રૌપદીના રથનો સારથી તેનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન બન્યો. તે રથ કાંપિલ્યપુર નગરની મધ્યમાં થઇને જ્યાં સ્વયંવર મંડપ હતો ત્યાં આવ્યો. બધા રાજાઓ મંડપના મુખ્ય દરવાજા તરફ મીટ માંડીને બેઠા છે. હમણાં દ્રૌપદી આ દિશામાંથી આવશે. સૌના દિલમાં પરણવાના કોડ છે. તલસાટ છે કે દ્રૌપદી કોને પરણશે ? કારણ કે સૌને સંસાર પ્રત્યેનો રાગ છે. રથને થોભાવીને દ્રૌપદી નીચે ઉતરી સ્વયંવર મંડપમાં દાખલ થઈ. પછી તેણે વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓને બંને હાથ જોડી વિનયપૂર્વક વંદન નમસ્કાર કર્યા. જ્યાં દ્રૌપદી મંડપમાં દાખલ થઈ ત્યાં બધા રાજાઓની દૃષ્ટિ તેના ઉપર પડી. બધાના મનમાં થયું કે આ તો જાણે સાક્ષાત્ દેવાંગના ન આવી હોય ! આની આગળ તો દેવાંગનાના રૂપ પણ ઝાંખા પડી જાય. સૌના મન અને તન ત્યાં દોડે છે. તે રાજકન્યા દ્રૌપદીએ એક બહુ મોટો ભારે શ્રીદામ નામનો દડો કે જેની સુંદરતાનું વર્ણન ન થઇ શકે, જેનો સ્પર્શ અત્યંત સુખકારી હતો તેમજ તે દર્શનીય હતો તે હાથમાં લીધો.

દ્રૌપદીની ધાવમાતાએ પોતાના ડાબા હાથમાં એક ચમકતો, તેજસ્વી ઉજ્જવળ અરીસો લીધો. તે અરીસો એકદમ લીસો અને સ્વચ્છ હતો. તે અરીસાનો હાથો મણીરત્નોથી જડેલો હતો. દ્રૌપદીને રાજાઓ તરફ દૃષ્ટિ ન કરવી પડે. તે અરીસામાં બધા રાજાઓનું પ્રતિબિંબ પડે. અરીસામાં સિંહ જેવા શૂરવીર જે જે રાજાઓના પ્રતિબિંબ દેખાયા તે રાજાઓને તે ધાવમાતાએ જમણા હાથથી સંકેત કરીને બતાવ્યા. બતાવતી વખતે ખૂબ વિશુદ્ધ સ્વરયુક્ત મેઘ જેવી ગંભીર મધુર વાણીમાં બોલવા લાગી અને બધા રાજાઓના માતા, પિતા તથા વંશનું વર્ણન કરવા લાગી. આ ધર્મવંત છે, બલવાન છે, પરાક્રમવંત છે, ઘણી કીર્તિવાળા છે, અનેક પ્રકારના

શાસ્ત્રોના જ્ઞાતા છે. મહામહિમાવંત છે. રૂપ, યૌવન, ગુણ, લાવણ્ય, કુળ અને શીલ વગેરે જે જાણતી હતી તેનું વર્ણન કર્યું. સૌથી પ્રથમ યાદવવંશમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણવાસુદેવનું વર્ણન કર્યું. આ કૃષ્ણવાસુદેવ ત્રણ ખંડના અધિપતિ છે. લાખો શત્રુઓના માનનું મર્દન કરવાવાળા છે. ભવસિદ્ધિક પુરૂષોમાં કમળ સમાન છે. તેઓ બળ, વીર્ય, રૂપ, યૌવન, ગુણ, લાવણ્ય અને કીર્તિથી દેદિપ્યમાન છે. આ રીતે તેમનું વર્ણન કર્યું. ત્યાર પછી સમુદ્રવિજય આદિ દશાર્હોનું રૂપ-ગુણ આદિનું વર્ણન કર્યું. દ્રૌપદી દર્પણમાં એકેક રાજાનું પ્રતિબિંબ જોતી જાય છે. તે જેમ જેમ આગળ વધતી જાય તેમ પાછળના રાજાઓના મુખ ફિક્કા પડવા લાગ્યા કે દ્રૌપદી હવે આપણને નહિ પરણે. દાસીએ ઉગ્રસેન રાજાનું વર્ણન કર્યું, પછી કહ્યું. બધામાં તને જે સૌભાગ્યશાળી લાગતા હોય અને તને જે ગમતા હોય તેને તું પતિના રૂપમાં સ્વીકારી લે. આ રાજકન્યા દ્રૌપદી હજારો રાજાઓનું વર્ણન સાંભળતી, હજારો રાજાઓ વચ્ચેથી પસાર થઈને, પોતાના પૂર્વકૃત નિયાણાના બળથી પાંચે પાંડવોની પાસે આવી. ધાત્રી કહે, આ પાંચ પાંડવો પાંડુ રાજાના પુત્રો છે ને કુંતામાતાના અંગજાત છે. હજુ ધાત્રીએ પાંડવોના રૂપ-ગુણ-લાવણ્યનું પૂરું વર્ણન પણ નથી કર્યું છતાં પાંચ પાંડવોને જોઈને દ્રૌપદીનું હૈયું હરખાઇ ગયું અને એણે પાંચ વર્ણની પુષ્પમાળા પાંચ પાંડવોના કંઠમાં આરોપી દીધી અને કહેવા લાગી. હે પાંચ પાંડવો! મનથી, વચનથી અને વરમાળા પહેરાવીને કાયાથી આપને હું વરી ચૂકી છું. આ જોઈને પાંડવો તેમજ બધા રાજાઓ સ્તબ્ધ થઇ ગયા. પાંડવો કહે દ્રૌપદી! આ શું? વરમાળા પાંચમાંથી એકને હોય. પાંચને ન હોય. દ્રૌપદી કહે, મેં આપ પાંચે ભાઈઓને જોયા ત્યારથી મારું મન આપનામાં ઠરી ગયું છે. આપ પાંચે મારા પતિ છો. હું આપને વરી ચૂકી છું. દ્રૌપદીએ પાંચ પાંડવોના કંઠમાં વરમાળા આરોપીને પાંચેને પોતાના પતિ તરીકે સ્વીકારી લીધા. હવે તેમના લગ્ન કેવી રીતે થશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર**:-કૃતબ્રહ્મ રાજાએ કનકરથકુમારનું ભવ્ય સ્વાગત કર્યું. જાન ઉતારે પહોંચી. કુમારના દિલમાં જરા પણ આનંદ નથી. ઋષિદત્ત કહે, મિત્ર કનકરથ! આ ધમાલમાં મારું કામ નહિ, વળી હું રથમાં બેઠો હતો ત્યારે લોકો મારા તરફ આંગળી ચીંધતા હતા તેથી હું તો બગીચામાં જઈને ભક્તિ કરીશ. જયારે તું લગ્ન કરીને પાછો વળ ત્યારે મને લઈ જજે. કુમાર કહે-પણ મારે તમારો આ વેષ રહેવા દેવો નથી. તમારો વેશ જોગીનો છે. સાચા જોગી કયાં છો? ઋષિદત્ત કહે. કુમાર! અત્યારે ભલે વેષ જોગીનો છે પણ ભવિષ્યમાં આત્માનો જોગી બનવાનો કામી છું. આમ કહીને તે તો બગીચામાં જઇને ધ્યાન ધરીને બેસી ગયો.

કૃતબ્રહ્મ રાજાએ જાનમાં આવેલા માણસોનો આદરસત્કાર ખૂબ સુંદર

કર્યો. પાણી માંગે ત્યાં દૂધ હાજર થાય એટલી કાળજી રાખવામાં આવી હતી. લગ્નનો દિવસ આવી ગયો. કનકરથકુમાર તોરણે ગયા. જ્યાં સાસુજી પોંખવા આવવાનો સમય થયો ત્યાં કુમાર કહે–મારો મિત્ર આવે તો જ પોંખવા દઈશ, નહિ તો નહિ. તેના માણસો કહે, તમે પળે પળે આવા ધતિંગ ન કરો. તમે પરણવા આવ્યા છો. કુમાર કહે–હું કયાં પરણવા આવ્યો છું! મને પરાણે પરણવા મોકલ્યો છે. હું તો પિતાની આજ્ઞા પાળવા આવ્યો છું. જો તમે મને સુખી કરવા ઈચ્છતા હો તો મિત્રને લઈ આવો. બધા મંત્રીઓએ વિચાર કર્યો કે જોગી નહિ આવે તો કુમાર પોંખાશે નહિ ને આપણી આબરૂ જશે. તેથી તેઓ ઋષિદત્ત યોગીને બોલાવવા ગયા. યોગી કહે–ના. હું ત્યાં આવું તો મારી આબરૂ જાય. યોગીવેશ લજવાય. મંત્રી કહે–ગમે તેમ કરો પણ આપને આવવું પડશે. કુમાર તો રૂસણા લઈને બેઠા છે. ઋષિદત્ત યોગીના મનમાં થયું કે કુમાર મારા પિતાને આપેલું વચન બરાબર પાળે છે. હું ઋષિદત્તા છું તે તો તેમને ખબર નથી છતાં ચહેરો મળતો જોઈને પણ મારા પ્રત્યે કેટલી લાગણી ને મમતા ધરાવે છે! માટે મારે જવું જોઈએ. તેથી ઋષિદત્તકુમાર આવ્યો.

**તોરણ બાંધ લિયા ચંવરીમેં, સાસુ કરે સત્કાર,**
**વિધિ સે બ્યાવ મનાવ્યો સરે, ખરચ્યા દ્રવ્ય અપાર...શ્રોતા.**

કનકરથકુમાર તોરણ પર આવ્યા. સાસુજીએ ખૂબ સત્કાર કર્યો. રૂક્મણીને પરણવાના કોડ તો સમાતા નથી. રૂક્મણીના લગ્નમાં તેના પિતાએ દાનની સરિતા વહાવી દીધી હતી. હજારો ગાયો, સુવર્ણના અલંકારો, વસ્ત્રો વગેરેનું બ્રાહ્મણોને દાન કરવામાં આવ્યું અને કન્યાને પણ બહુમૂલ્ય અલંકારો, દાસીઓ, વસ્ત્રો, સુવર્ણમુદ્રાઓ વિગેરે વિપુલ પ્રમાણમાં આપ્યા. આખી નગરીમાં કૃતબ્રહ્મ રાજાની ઉદારતાના યશોગાન ગવાવા લાગ્યા અને કનકરથની સુંદરતાના વખાણ થવા લાગ્યા. કનકરથ માયરામાં આવ્યો ત્યારે ઋષિદત્તને કહે છે, આ માયરું નથી પણ માયાનું ભોંયરું છે. હે મિત્ર! હું રૂક્મણીને પરણવા આવ્યો ન હોત તો યોગી બની જાત, ને આપણે બંને ધ્યાનમાં મસ્ત બનીને પ્રભુભક્તિ કરત.

લગ્નવિધિ વખતે કનકરથે પોતાના મિત્ર ઋષિદત્તકુમારને બાજુમાં રાખ્યો હતો. તેને ખબર નથી કે જેને પોતે મિત્ર માનીને સત્કારી રહ્યો છે તે બીજું કોઈ નહિ પણ પોતાની પ્રિય પત્ની ઋષિદત્તા છે. ઓળખે પણ કેવી રીતે? ઋષિદત્તાનું વેશ-પરિવર્તન મંત્રસિદ્ધ હતું. કૃત્રિમ ન હતું. ઋષિદત્તાને તો ખબર છે કે મારે શોકય આવી છતાં ચિત્તમાં જરા પણ ઈર્ષ્યા નથી આવતી. તેના મનમાં તો આનંદ હતો કે એકથી બે બન્યા. અને પોતાનો પતિ જો આ પત્નીના યોગથી સુખી થાય તો એનાથી બીજું શ્રેષ્ઠ શું હોઈ શકે? તે તો મનમાં આશીર્વાદ આપી રહી હતી કે રૂક્મણી

સદાય સુખી રહે. એના જીવનને કદી કોઈ પણ પ્રકારના વહેમની ચિનગારી ન અડકે. કેટલાય સમયના રૂક્ષ્મણીના કોડ પૂરા થયા તેથી તેના મનમાં આનંદ હતો. કેટલી ઉદારતા! કેટલી વિશાળતા! કનકકુમારને કંબેરી નગરીમાં ભારે સન્માન મળી રહ્યું છે. લોકોને એમ થાય છે કે વાહ! રાજાને જમાઈ કેવો સુંદર મળ્યો! કનકરથના હૈયામાં લગ્ન અંગે કોઈ ઉત્સાહ ન હતો. તેને મન તો આ સંસારનું નાટક દેખાય છે. તે માતા-પિતાની આજ્ઞા ખાતર રૂક્ષ્મણીને પરણ્યો હતો.

લગ્ન પત્યા પછી કનકરથ અને રૂક્ષ્મણી પોતાના રાજમહેલમાં ગયા. જાનનો ઉતારો બીજે સ્થળે હતો. તે રૂષિદત્તને કહે-મિત્ર! તું મારાથી બહુ દૂર ન રહીશ. મારી બૂમ સંભળાય તેટલે દૂર તું રહેજે. રાજા જમાઈને થોડો વખત રોકાઈ જવા વિનવે છે. બંધુઓ! આપે સાંભળ્યું કે રૂષિદત્તાની દુર્દશા પછી કુમારને પરણવાનો રસ નહોતો, પણ પિતાના આગ્રહથી અહીં પરણવા આવવું પડ્યું હતું, તેથી પરણ્યા પછી અહીં રહેવાનો રસ ક્યાંથી હોય? પરંતુ કુમાર દાક્ષિણ્ય ગુણવાળો છે. તેથી પિતાના દાક્ષિણ્યની જેમ હવે સસરાનું દાક્ષિણ્ય આડે આવ્યું. તેથી તરત ચાલી જવાનું માંડી વાળ્યું ને ત્યાં રોકાયો. દાક્ષિણ્યમાં પણ કુદરતી સંકેત રહેલો છે. રૂક્ષ્મણીનો પૂર્વપ્રપંચ ખુલ્લો થવાનો છે, તેથી અહીં એના પિતાને એ ભેદ ખુલ્લો થયેલો જોવા મળવાથી જે સારું પરિણામ આવે છે એ વસ્તુ દૂર દેશમાં ભેદ ખુલતા એના પિતાના મન પર કદાચ એવી અસર ન પણ થાય, એ તો કનકરથનું સસરાના દાક્ષિણ્યથી રહેવું અને સસરાની રૂબરૂમાં પોતાની કન્યા રૂક્ષ્મણીનો પ્રપંચ ખુલ્લો થયેલો જોવા મળવો. એ વસ્તુ પર સારું પરિણામ આવે છે. તેથી વડીલોનું દાક્ષિણ્ય સાચવવામાં હમેંશા ગુમાવવાનું નથી હોતું, પણ કમાવાનું હોય છે. હવે રૂક્ષ્મણી પોતાનો પ્રપંચ કેવી રીતે ખુલ્લો કરશે તે ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૧૦૦

આસો સુદ ૧૫ ને બુધવાર તા. ૩૦-૧૦-૭૪

અનંત કરૂણાના સાગર, ત્રિલોકીનાથ, ભગવંતે કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત થયા પછી જગતના જીવોને સંસાર-તાપથી તપેલા જોયા. તેમને દુઃખથી મુક્ત કરાવવા અને તેમનું સંસાર પરિભ્રમણ અટકાવવા ભગવાને સિદ્ધાંતની વાણીનું નિરૂપણ કર્યું. જે જીવાત્મા આ વીતરાગ ભગવંતની વાણીનું શ્રદ્ધાપૂર્વક પાન કરે તેના આધિ,

વ્યાધિ ને ઉપાધિના દુઃખો ટળ્યા વિના ન રહે, એવી તીર્થંકર ભગવાનની દેશના છે. પ્રભુની દેશના એક પ્રહર સુધી સતત્ ચાલે છે. જે વાણીનું પાન કરવા માટે દેવતાઓ નાટારંભ છોડીને મૃત્યુલોકમાં હાજર થઈ જાય, એવી વીતરાગ પ્રભુની વાણીનું તમને મહાત્મ્ય છે? તેનું મૂલ્યાંકન દેવો પણ કરી શકતા નથી. બળતા ઝળતા આ સંસારમાં આત્માને શીતળતા આપનારી હોય તો વીતરાગની વાણી છે. દેવાનુપ્રિયો! હું તમને પૂછું છું કે આ સંસાર તમને સુખરૂપ લાગે છે કે દુઃખરૂપ! અનાદિકાળથી જીવને સંસાર વહાલો લાગ્યો છે. તમારો વહાલસોયો દીકરો બે ત્રણ લાખ રૂપિયા કમાઈ લાવીને તમારા ચરણમાં ઢગલો કરે ત્યારે તમને કેવો ઉમળકો આવે છે? (શ્રોતામાંથી અવાજઃ-ખૂબ ઉમળકો આવે.) તો એવો ઉમળકો વીતરાગ વાણીનું શ્રવણ કરતાં કોઈ દિવસ આવ્યો છે? તમારો દીકરો અમેરિકા રહેતો હોય, તેનો ઘણા વખતે પત્ર આવ્યો. તે પત્ર વાંચતા તમારા સાડાત્રણ ક્રોડ રોમરાય પ્રફુલ્લિત બની જાય છે, તેમ વીતરાગ વાણીનો સંદેશો સાંભળતા તમારા રૂંવાડા પ્રફુલ્લિત બનવા જોઈએ. જો એવું બને તો સમજજો કે મને ધર્મ વહાલો છે. અને એમ ન બનતું હોય તો સમજવું કે હું આત્માનંદી નથી પણ પુદ્ગલાનંદી છું. આત્માનંદી આત્માને દેખે અને પુદ્ગલાનંદી પુદ્ગલને દેખે. જ્યારે આત્મા આત્માનંદી બનશે ત્યારે એને પુદ્ગલનો રાગ છૂટી જશે. તેને સંસારના પદાર્થો પ્રત્યેથી રાગભાવ ઊઠી જશે.

એક રાજાએ ચૌદ લાખ રૂપિયા ખર્ચીને ભવ્ય બંગલો બંધાવ્યો. ઘણા સમય પહેલા સોંઘવારીનો જમાનો હતો ત્યારની આ વાત છે. ત્યારના ૧૪ લાખ રૂપિયા અત્યારના ૫૪ લાખ રૂપિયા જેટલા થાય. તેમાં ખૂબ કિંમતી અને સુંદર ફર્નીચર ગોઠવી બંગલાને ખૂબ શણગાર્યો. અનાદિકાળથી જીવ પુદ્ગલના રાગમાં પડયો છે તેથી પુદ્ગલને શણગારવું ગમે છે. અનાદિથી જીવની વાસના સંસાર તરફની છે. પણ કોઈક દિવસ તો એકાંતમાં બેસીને વિચાર કરો કે હું કોણ છું? મારું સ્વરૂપ શું? હું કયાંથી આવ્યો છું ને કયાં જવાનો છું? આ બધી વળગણા મને વળગી છે કે હું તેને વળગ્યો છું? કોઈક દિવસ તો આટલું ચિંતન કરો. આ રાજાએ ગામમાં જાહેર કર્યું કે જેને મહેલ જોવા આવવું હોય તેને છૂટ છે. ગામના માણસો આવ્યા ને બહારગામના માણસો પણ આવ્યા. બધા મનુષ્યો આ મહેલની પ્રશંસા કરવા લાગ્યા. રાજા પ્રધાનને પૂછે છે પ્રધાનજી! ગામ-પરગામના ઘણા માણસો મહેલ જોવા આવી ગયા. હવે કોઈ જોવા આવનાર બાકી છે અગર કોણ નથી આવ્યું? પ્રધાન કહે. મહારાજા! ૧૪ લાખનો મહેલ જોવા ૨૪ લાખ માણસો આવે પણ આપણા નગરશેઠ ન આવે ત્યાં સુધી બધું નકામું છે.

રાજા કહે-નગરશેઠ કેમ નથી આવ્યા? પ્રધાન કહે, આપણા નગરશેઠ તો ખૂબ ધર્મિષ્ઠ પુરૂષ છે. તે પાપથી સદા ભયભીત રહે છે. જૈનધર્મના જાણકાર છે. તે ખૂબ

પ્રમાણિક, સત્યવાદી, ન્યાયસંપન્ન અને નીતિવાન છે. તે ધર્મની વાત હોય ત્યાં જલ્દી પહોંચી જાય છે. પણ પાપની કે સંસારની વાતો હોય તો તેનાથી દૂર રહે છે. બધા મહેલને વખાણે પણ આપણા નગરશેઠ મહેલ જોવા આવે નહીં, મહેલની પ્રશંસા કરે નહિ ત્યાં સુધી બરાબર ન કહેવાય. રાજાએ શેઠને બોલાવવા માણસ મોકલ્યો. ને કહ્યું–જો તમે રાજાનો મહેલ જોવા નહિ આવો તો તમારા પર કાયદો લાવવો પડશે. પહેલાના શ્રાવકો જ્યારે વ્રતો આદરતા ત્યારે એટલી છૂટ રાખતા કે રાજ્યની ખટપટ ઊભી થાય ને જવું પડે તો જવું, પણ શ્રદ્ધાથી નહિ. હવે તો શેઠને આવ્યા વિના છૂટકો નહિ, તેથી આવ્યા. રાજા કહે શેઠ ચાલો ઉપર. મારે તમને મહેલ બતાવવો છે. શેઠની ઈચ્છા ન હોવા છતાં રાજાની સાથે સાત માળ ચઢયા. પરંતુ તેમનું મન તો આત્મ ચિંતનમાં છે. કયા માળે કયો રૂમ છે તેની પણ ખબર નથી. મહેલ જોઈ લીધો પણ શેઠે બંગલાની પ્રશંસા ન કરી કે નિંદા પણ ન કરી. રાજાને તો શેઠની પાસેથી ઈલ્કાબ લેવો છે કે રાજન્! તમે મહેલ ઘણો સુંદર બનાવ્યો છે. પરંતુ શેઠ તો કંઈ બોલ્યા નહિ એટલે રાજાએ સામેથી પ્રશ્ન કર્યો–શેઠ, આ મહેલ તમને કેવો લાગ્યો? જીવ પ્રશંસામાં ને વાહ વાહમાં તણાઈ રહ્યો છે. પણ એ પ્રશંસા પતન કરાવશે. માટે જ્ઞાની કહે છે તું લોકોની વાહ વાહમાં તણાઈશ નહિ. લોકોનો ઈલ્કાબ મેળવવા કરતાં જ્ઞાનીનો ઈલ્કાબ મેળવી લે.

રાજાએ પૂછયું એટલે હવે શેઠને બોલ્યા વિના છૂટકો નહિ. તેથી કહે છે હે રાજન્! આ મહેલ મહા આરંભ સમારંભથી બંધાયેલો છે. તે મહાપાપનું કારણ છે. આપના જેવો મહા પાપ રૂપી મહેલ તો કોઈ નહિ બાંધે, આ કામ તો આપ જ કરી શકો. રાજાએ આગળના શબ્દો ન સાંભળ્યા. પાછલા શબ્દો સાંભળ્યા કે આપના જેવો મહેલ તો કોઈ નહિ બાંધે. એટલે રાજાને થયું કે શેઠે મારી પ્રશંસા કરી તેથી તે ખૂબ હરખાઈ ગયા. શેઠ તો બોલવામાં જરા પણ દંડાયા નહિ. પુદ્‌ગલના રાગીને પુદ્‌ગલની પ્રશંસા થવાથી દિલમાં અપૂર્વ આનંદ થયો. જો રાજા શેઠના વાકયના ભાવ બરાબર સમજ્યા હોત તો કંઈક વિચાર આવત કે આરંભસમારંભથી હું બચું, પાપ ઓછા કરું, પણ જેની દૃષ્ટિ જે તરફની હોય છે તેના મનમાં એ જ વાત સંભળાય છે.

પુદ્‌ગલની રાગી એવી દ્રૌપદીએ પાંચ પાંડવોના કંઠમાં વરમાળા આરોપી દીધી ને કહ્યું કે હું તમને મન–વચન અને કાયાથી વરી ચૂકી છું. આ શબ્દો સાંભળતા બધા રાજાઓ અંદરો અંદર બોલવા લાગ્યા કે અહો! આ શું? એક પતિને પાંચ પત્ની હોઈ શકે પણ એક પત્નીને પાંચ પાંચ પતિ ન હોઈ શકે. આમ વાત ચર્ચાવા લાગી ને થોડો ખળભળાટ મચી ગયો. પછી ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ પ્રમુખ ઘણા રાજાઓએ મોટા અવાજથી કહ્યું કે આ રાજકન્યા દ્રૌપદી પાંચ પાંડવોને વરી છે તે ઘણું સારું કર્યું છે. પહેલાના જમાનામાં એવું હતું કે એક મોટા માણસ ઊભા

થઈને બોલે એટલે બધા શાંત થઈ જતા. કુટુંબમાં કલેશનું કારણ બન્યું હોય ને પ્રતિષ્ઠિત માણસ આવીને કહે-બસ કરો એટલે બધું શાંત થઈ જતું. એટલી વડીલોની મર્યાદા ને વિનય વિવેક સાચવતા હતા. એ યુગ ગયો. આજે તો ઘણી જગ્યાએ પિતા પુત્રથી દબાયેલા રહેતા હોય છે. કૃષ્ણ વાસુદેવ આદિ રાજાઓએ કહ્યું એટલે ખળભળાટ તદ્દન શાંત થઈ ગયો. બધા બોલતા બંધ થઈ ગયા. પછી બધા સ્વયંવર મંડપમાંથી બહાર નીકળી ગયા ને પોતાના આવાસસ્થાને ગયા.

ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ન કુમારે તે પાંચ પાંડવોને અને રાજપુત્રી બહેન દ્રૌપદીને ચાર ઘંટવાળા અશ્વરથમાં બેસાડી પોતાનું ભવન હતું ત્યાં લઈ આવ્યા. પછી દ્રુપદ રાજાએ તેમને સોના-ચાંદીના ૧૦૮ કળશોથી સ્નાન કરાવડાવ્યું અને પછી અગ્નિની સાક્ષીમાં દ્રૌપદીનો હસ્તમેળાપ કરાવી લગ્ન કરી દીધા. નવદંપતી પરસ્પર શીલ અને સંતોષની પ્રતિજ્ઞા લેતાં કહે છે, આજથી અમે ધર્મ અને નીતિના માર્ગે એક બનીને ચાલશું. ધર્મની બાબતમાં પરસ્પર અનુકુળતા આપીશું. અને પતિ તરીકે સ્વદારા-સંતોષ તથા પત્ની તરીકે સભર્તાર સંતોષ વ્રતનું પાલન કરશું. લગ્ન વખતે દ્રુપદ રાજાએ પોતાની પુત્રી દ્રૌપદીને પ્રીતિદાનમાં આઠ ક્રોડ સોના મહોરો, આઠ ક્રોડ રૂપા મહોરો, રત્નોના બહુમૂલ્ય આભૂષણો, સોનાચાંદીના આભૂષણો, આજ્ઞામાં રહેનારી આઠ દાસીઓ, કર્કેતન વગેરે રત્ન, ચંદ્રકાંત વગેરે મણી તથા મૌક્તિક, શંખ-પદ્મરાગ વગેરે રક્ત રત્નો અને ભારે મૂલા વસ્ત્રો કરિયાવરમાં આપ્યા. પછી દ્રુપદ રાજાએ વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓને અશન-પાણી, મેવા-મુખવાસ, મિષ્ટાન્ન આદિ ચાર જાતના આહારો, અને વસ્ત્ર-ગંધમાળા વગેરેથી સત્કાર સન્માન કરીને પોતાના નગરથી વિદાય આપી.

પછી પાંડુરાજાએ વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓને હાથ જોડીને નમ્રતાપૂર્વક નમસ્કાર કરીને કહ્યું-અહો દેવાનુપ્રિયો !

"हत्थिणाउरे णयरे पंचण्हं पंडवाणं दोवइए देवीए कल्लाणकारे भविस्सइ ।"

હસ્તિનાપુર નગરમાં પાંચ પાંડવો તેમજ દ્રૌપદી દેવીનો કલ્યાણકારી ઉત્સવ થશે. તેથી તમે સૌ કૃપા કરીને મારે ત્યાં જલ્દી પધારજો. દ્રૌપદી પાંચ પાંડવોને પરણી પણ તેથી કોઈ રાજાઓને ઈર્ષ્યા નથી, ઝેર નથી. દિલમાં ખેદ નથી. દ્રૌપદીના લગ્ન થયા પછી સાસરે વળાવતી વખતે માતા-પિતા શિખામણ આપે છે. હે દીકરી ! તું હવે સાસરે જાય છે. તારો પાલવ ચોખ્ખો રાખજે એટલે તારું બ્રહ્મચર્ય ચોખ્ખું રાખજે. તું એક નહિ પણ પાંચ પતિને પરણી છે. તો પાંચેની બરાબર સેવા કરજે. તેમની આજ્ઞામાં સદા તત્પર રહેજે. તેમનું વચન ક્યારે પણ ઉથલાવીશ નહિ અને પતિના મનને જીતી લેજે. તારા પતિ સિવાય જગતમાં જે મોટા પુરૂષો છે તેને તું પિતા

સમાન માનજે અને નાનાને ભાઈ સમાન માનજે. સાસુ-સસરાની ચંદ્ર-સૂર્યની જેમ પૂજા કરજે. અને તેમની હંમેશા સેવા કરજે. તેમની આજ્ઞાને હંમેશા શિરોમાન્ય કરજે. ઉછાંછળાંપણું ક્યારે ય કરીશ નહિ. ક્રોધ-માન-માયા કે લોભથી અસત્યનું આચરણ કરીશ નહિ. તારા ઘરને બહાર વગોવીશ નહિ. તારા શ્વસુરપક્ષની ફરિયાદ લઈને અમારી પાસે આવીશ નહિ. તારા ઘરની સારી સારી અને અમને પણ લાભ થાય તેવી વાતો કરજે. તારા ઘરની વાત ભીંત બહાર જવા દઈશ નહિ. "હોઠ બહાર તે કોટ બહાર." કર્મયોગે દુઃખનો પ્રસંગ આવી જાય ત્યારે તું ક્ષમા રાખજે ને દુઃખમાં પણ સુખની દૃષ્ટિ કેળવજે. દુઃખમાં ઘરની બહાર પગ મૂકીશ નહિ. તારી ભાવના વિશાળ રાખજે. વિનય-વિવેકથી બધાનો પ્રેમ સંપાદન કરી લેજે. અમારા કુળને કલંક લાગે તેવું કાર્ય કરીશ નહિ પણ કુળને ઉજ્જવળ બનાવજે. આ રીતે માતા પિતાએ ઘણી ઘણી સુંદર હિત શિખામણ આપી. પછી પાંચ પાંડવોને કહે છે હે પાંડવો ! દ્રૌપદી હજુ નાની છે. તે એક છે ને આપ પાંચ છો. પાંચેના મન જીતતા, અને આપની આજ્ઞામાં રહેતા કોઈ દિવસ ભૂલ કરી બેસે તો આપ તેને ક્ષમા આપજો. પછી દ્રૌપદી કહે છે હે વહાલસોયા લાડીલા માતા પિતા! આપ મારી ચિંતા ન કરશો. આપના કુળને કલંક લાગે તેવું કાર્ય કદી કરીશ નહિ. આપના કુળને ઉજ્જવળ બનાવીશ. આપે જે મને સુંદર હિત શિખામણો આપી છે તે મારા હૃદયમાં હંમેશને માટે કોતરી રાખીશ. આ રીતે માતા પિતાએ શિખામણ આપીને રડતી આંખે લાડીલી દીકરીને વિદાય આપી. દ્રુપદ રાજાને એક પુત્ર અને દ્રૌપદી એક જ પુત્રી છે તેથી પુત્રીને સાસરે વળાવતાં તેમની આંખોમાં આંસુ વહેવા લાગ્યા.

"तत्तेणं से कोडुंबिय पुरिसे सद्दावेइ (२) एवं वयासी गच्छह णं तुब्भे देवाणुप्पिया हत्थिणाउरे पंचण्हं पंडवाणं पंच पासायवडिसए कारेह अब्भुग्गमुसिय वण्णओ जाव पडिरूवे।"

ત્યાર પછી પાંડુરાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું હે દેવાનુપ્રિય ! તમે હસ્તિનાપુર જઈને પાંચ પાંડવો માટે પાંચ ઉત્તમ મહેલો બનાવડાવો. જે મહેલ ઘણા ઊંચા, સેંકડો થાંભલાઓથી યુક્ત તેમજ શોભા તથા સૌંદર્યસંપન્ન હોવા જોઈએ.

હવે પાંડુરાજા પાંચ પાંડવો અને દ્રૌપદી દેવીને લઈને હસ્તિનાપુર નગરમાં જશે અને કૌટુંબિક પુરૂષો રાજાની આજ્ઞા શિરોમાન્ય કરશે, ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

પૂ. મહાસતીજીએ પોતાના મહાન ઉપકારી ગુરૂણી સ્વ. પાર્વતીબાઈ મહાસતીજીના મહાન ત્યાગ-વૈરાગ્ય ને ઉત્કૃષ્ટ ચારિત્રની વાત સુંદર રીતે રજુ કરી હતી. તે ગુરૂણીનો મ.સા ઉપર કેટલો મહાન ઉપકાર છે તેનું સુંદર વર્ણન કર્યું હતું. ને તપ-ત્યાગથી શ્રદ્ધાંજલી આપી હતી.

**ચરિત્ર**:–સસરાના કહેવાથી કનકરથ ત્યાં રોકાઈ ગયો. અહીં બન્યું છે એવું કે કનકરથને ઋષિદત્તાના શોકમાં અહીં રહેવાનો રસ નથી તેમ રૂક્ષ્મણીમાં પણ એને એટલો રસ હતો નહિ. તેથી રૂક્ષ્મણી જુએ છે કે કુમાર કંઈક ઉદાસ જેવા રહે છે. તેથી એ કુમારની વિશેષ ચાપલૂસી કરે છે. કુમાર ખૂબ સદ્‌ગુણી અને સૌજન્યવાળો છે. તેથી ઋષિદત્તાના શોકમાંથી મન વાળી લઈ રૂક્ષ્મણીના બહુ સ્નેહને ન તુચ્છકારતા પ્રેમ બતાવી એને વધાવી લે છે. એના મનમાં એમ થાય છે કે મારે મારા શોકમાં આ બિચારીને હતાશ શા માટે કરવી? શોક છે એ મારું દર્દ છે. એમાં આ નિર્દોષ રૂક્ષ્મણીને હતાશાનું દર્દ શા માટે કરવું? આપણા દર્દમાં બીજાને દર્દી કરવા એમાં સજ્જનતા નથી. સજ્જનતા એ છે કે આપણું દર્દ આપણે વેઠી લેવું પણ બીજાને શાંતિ ને શાતા આપવી. આપણું દર્દ તો આપણા કર્મે ઊભું થયું પરંતુ બીજાને શાતા આપવી એ આપણા પુરૂષાર્થની વાત હોય તો શા માટે ગુમાવવી? કર્મ એના ભાવ ભજવે. આપણે આપણું કર્તવ્ય સંભાળવું. કનકરથ આ વિચારોથી રૂક્ષ્મણીના પ્રેમ–આદરને ઝીલીને પોતાનો સ્નેહ બતાવે છે. કામરાગ નથી પીડતો પણ સામાને શાંતિ આપવાની દૃષ્ટિથી રૂક્ષ્મણી પ્રત્યે પ્રેમ બતાવે છે. કુમારની આ દૃષ્ટિ છે. રૂક્ષ્મણી એ પ્રેમમાં તણાઈ. પતિનો સારો પ્રેમ જોઈને વિચારે છે કે હવે તો પતિ ઋષિદત્તાને તદ્દન ભૂલી જઈ મારા અથાગ રૂપ અને ભારોભાર પ્રેમમાં મસ્ત બની મારા પર અથાગ પ્રેમવાળા થયા છે. માટે લાવ હવે એમને પૂર્વની યુક્તિ–પ્રયુક્તિ બતાવું કે ઋષિદત્તાને દૂર કરવામાં મેં કેટલી હોંશિયારી વાપરી? મારી હોંશિયારી જોઈને મારા પર વધુ પ્રેમવાળા બનશે. આ રૂક્ષ્મણી ભૂલી પડી કે નહિ! એને ખબર નથી કે કુમારનો પ્રેમ પરદુઃખભંજનનો છે. જ્યારે રૂક્ષ્મણી કનકરથ કુમારમાં પોતાના રૂપ અને સ્નેહનો અથાગ વિષયરાગ જોઈ રહી છે. એ જાણે કે કુમાર મારા રૂપમાં પાગલ બની ગયો એમ માની હવે એ કેવી ભૂલ કરે છે?

રૂક્ષ્મણી કુમારને એકવાર પૂછે છે સ્વામીનાથ! તમારે પહેલા વનવાસિની રૂષિદત્તાની પત્ની હતી તે કેવી હતી? મેં સાંભળેલું કે તમારું મન એનામાં એવું ઠરી ગયેલું કે જેથી તમે મને અહીં પરણવા આવવા નીકળેલા છતાં આવ્યા નહિ. આ રીતે રૂષિદત્તાની યાદ આપતાં કુમારની આંખમાં આંસુ આવી ગયા. કેમકે ગુણીયલ રૂષિદત્તાના વિરહથી તેના દિલમાં ભારે દુઃખ હતું. હવે જ્યારે રૂક્ષ્મણી એના આકર્ષણનું કારણ પૂછે છે ત્યારે એના ગુણોની પ્રશંસા કરવામાં કદાચ રૂક્ષ્મણીને એમ લાગે કે ત્યારે શું હું નિર્ગુણી છું? અને એથી એનું દિલ દુભાય. એટલે રૂષિદત્તાના માત્ર રૂપની પ્રશંસા કરતા કહે છે હે રૂક્ષ્મણી! એનું તું શું પૂછે છે? રૂષિદત્તા એવી રૂપાળી હતી કે જગતમાં કોઈ માનવી સ્ત્રી એની તોલે ન આવે. અરે! સ્વર્ગની મેનકા પણ એની રૂપસંપત્તિ આગળ હારી જાય. પરંતુ હવે જ્યારે એનો વિયોગ પડયો છે

ત્યારે ભાગ્યયેગે તું મળી ગઈ અને તું પણ મારું આકર્ષણ કરનારી છે. શું દૂધ વિના એકલી ઘેંસ પ્રેમપાત્ર નથી બનતી? બને છે. એટલે તું પણ રૂપવાન હોવાથી મારે તું ય સુખકારી પત્ની છે.

રૂક્ષ્મણીએ લાગ જોયો કે પતિને એમ મારા ઉપર રાગ તો છે પરંતુ હવે મારે ઋષિદત્તા કરતાં મારા પર પતિનો રાગ વધે તેમ કરવું. એટલે કહે છે હે સ્વામિન્! તમે ભલે મારા રૂપને સુખકારી માનો પણ તમારા કહેવા પ્રમાણે ઋષિદત્તાનું રૂપ અપ્સરા જેવું, એટલે તમારા મનને થોડું એમ રહે કે રૂક્ષ્મણી કરતાં ઋષિદત્તાનું રૂપ અથાગ છતાં આપને એક વાત કહું? કનકકુમાર એનો ઉલ્લાસ વધારવા કહે છે સુંદરી! તું સંકોચ રાખ્યા વગર કહે, રૂક્ષ્મણી કહે, મારા માટે તમે જરા પણ ઓછું ન લાવશો. ઋષિદત્તા બહુ રૂપાળી છતાં વનવગડામાં ઉછરેલી ને એવું ભણેલીગણેલી નહિ. ત્યારે હું તો શહેરમાં ઉછરીને કળા-વિજ્ઞાન વિગેરે કેટલું ય ભણેલીગણેલી છું, તેમ જ કોનો કેવો સત્કાર-આદર કરવો વિગેરે વિવેક શીખેલી છું, વળી ઋષિદત્તાને ન આવડે એવી આપની સેવા ભક્તિ, સન્માન વગેરે કરવાના મને કોડ છે. તે હું શું આપને અત્યારે કહી બતાવું? આજે તો રૂપની દૃષ્ટિએ હું એની આગળ લાચારી અનુભવું છું. એમ કહીને એણે માયાથી મોઢું વીલું કરી નાંખ્યું. કેવું સ્ત્રી ચરિત્ર!

કુમારને લાગ્યું કે રૂક્ષ્મણીના મનને ઓછું આવ્યું છે એટલે ઉદાર દિલનો એ, એને ઉત્સાહિત કરવા કહે છે હે સુંદરી! તું આમ નિસાસો શું નાંખે છે? રૂપની વિશેષતા ખાસ નથી પણ તારામાં વિનય-વિવેક ને સારું ભણતર છે, તેથી તું સુંદર સેવા કરવાના કોડ રાખે છે. તો મારે મન, રૂપ કરતાં એ ઘણું છે. એ અપેક્ષાએ કહું તો તું મને મળી એ સારું થયું. માટે હવે લાચાર ન બનીશ. કુમાર એને હતાશ ન કરવા આમ કહી રહ્યો છે. પણ એથી ઋષિદત્તા પ્રત્યેનો પ્રેમ ઓછો નથી થયો. પરંતુ રૂક્ષ્મણી માની લે છે કે પતિને મન અમુક અપેક્ષાએ હું સારી છું એટલે સત્ય હકીકત કહી દઈશ તો વાંધો નથી. એમ ભ્રમણામાં પડી પોતાનો પ્રપંચ કહેવા તૈયાર થઈ જાય છે. માણસ પોતાની કિંમત અંકાતા ફુલે છે અને એ ફુલાવામાં ગુપ્ત રાખવા જેવી વાત બોલી નાંખે છે. ચતુર માણસો સામાના પેટની વાત કઢાવવા તેની પ્રશંસા કરે છે. એ પ્રશંસા એને પચતી નથી તેથી વાત બહાર કાઢે છે. અહીં કનકરથે તો કાંઇ હોંશિયારી નથી ચલાવી. એણે તો રૂક્ષ્મણી નવી પત્ની બનેલી એટલે એનો ઉત્સાહ વધારવા કહ્યું છે, છતાં રૂક્ષ્મણી ફુલાઈ ગઇ કે કુમાર અમુક અપેક્ષાએ મને સારી કહે છે. તેથી પોતાનો પ્રપંચ કહેવા તૈયાર થઈ. રૂક્ષ્મણી પોતાનો પ્રપંચ કેવી રીતે ખુલ્લો કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

# વ્યાખ્યાન નં. ૧૦૧

આસો વદ ૩ ને શનિવાર તા. ૨-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

જ્ઞાતાજી સૂત્રમાં દ્રૌપદીનો અધિકાર ચાલે છે. પરમ પદના પરમ પિપાસુ આર્ય જંબુ સુધર્મા સ્વામીને કહે છે હે પ્રભુ! આપ જ્યારે પ્રતિપાદન કરો છો ત્યારે કહો છો કે જ્ઞાતપુત્ર શ્રમણ ભગવાન મહાવીરે આમ કહ્યું છે, એમ કહો છો તો તે ભગવાન મહાવીર કોણ હતા? તેઓ કેવું જીવન જીવ્યા હતા? તે જાણવાની ઈચ્છા કરું છું. આવી પરમ ભાવના ને પરમ સંવેગી વૈરાગ્ય જોઈને કહે છે હે આયુષ્યમાન જંબુ! એ મારા તારક ગુરૂદેવ "खेयन्ने" ખેદને જાણતા હતા. સમસ્ત જગત ખેદથી આકુળ વ્યાકુળ છે. વર્ષાઋતુમાં અતિ વર્ષાના કારણે માટી પોચી હોય છે. તેમાં અળસીયા નામના જંતુઓ ઉત્પન્ન થાય છે. તેમના સ્નાયુ પાતળા અને કોમળ હોય છે. તે માટીમાં આનંદ ભોગવતાં દોડધામ કરી રહ્યા હોય છે. પણ તેમનો આનંદ ક્યાં સુધી? વર્ષાનું સિંચન થતું હોય ત્યાં સુધી. જ્યારે તાપ પડવા લાગે ત્યારે માટીમાં પોલાણને બદલે દબાણ થાય છે. ત્યારે મૃત્યુ પામે છે. તડકો પડે તેમ તેમ માટી દબાતી જાય છે અને અળસીયાનો વિનાશ થાય છે. માટીમાં રમતા અળસીયાને ખબર ન હતી કે અમારી રમત ક્યાં સુધી? એ તો વિકલેન્દ્રિય હતા, અજ્ઞાન હતા તેથી મરણને શરણ થાય છે. તેના જીવનમાં કેટલો ખેદ હોય! તેમ જ્ઞાની કહે છે અજ્ઞાનના કારણે જીવો સંસારમાં વિષયકષાયમાં દોડી રહ્યા છે અને તેમાં આનંદ માને છે, પણ જીવનમાં આધિ-વ્યાધિ અને ઉપાધિના દુઃખ આવે ત્યારે તેમાં તરફડતા દુઃખ પામે છે. અશાંતિ અને ખેદ અનુભવે છે. હે જંબુ! મારા ગુરૂદેવ ભગવાન મહાવીર સંસારી જીવોના તે ખેદને જાણતાં હતા. ખેદ એ કર્મના કારણે છે. કર્મને ઊભા કરવાની સામગ્રી જુદી હોય છે. જ્યારે જીવ કર્મ બાંધતો હોય ત્યારે તેને સાન કે ભાન ન હોય. સદ્‌ભાવને વીસરી ગયો હોય ને પોતાના આત્મસ્વરૂપને ભૂલી ગયો હોય છે.

ઘણી વાર માત-પિતા ખૂબ ધર્મિષ્ઠ, સદાચારી ને સાત્વિક આચાર-વિચારવાળા હોય, ખાનદાન કુટુંબ હોય, છતાં આવા સારા કુટુંબમાં એવો પુત્ર જન્મે કે જે પૂર્વે એવાં કાર્યો કરીને આવ્યો હોય ને એવા કુસંસ્કાર લઈને આવ્યો હોય કે તે આઉટ લાઈન થઈ જાય છે. ભક્ષ્યાભક્ષ્યનો વિવેક પણ ન રાખે. આવા સંતાનને

જોઇને માતા-પિતાને ખેદ થાય પણ તે છોકરાને કંઈ કહી શકતા નથી. કુસંસ્કારી-આઉટલાઇનના છોકરાને જોઇને જેમ માતાપિતાને ખેદ થાય છે તેમ આપણા જગત-પિતાને જગતનું સમસ્ત વર્તન જોઇને ખેદ થાય છે. આ ભવ્ય જીવો જે ચૈતન્ય-શક્તિના ધણી, પરમ સુખના નિધાન, સિદ્ધ પદના ઉમેદવાર, મુક્તિના નમુના તેમના આવા જીવન જોઇને ખેદ થાય છે. આ વાત ઉપચારથી બતાવી. તીર્થંકર વીતરાગી હોય છે પણ જગતના જીવોની આવી સ્થિતિ અને ખેદને જાણનારા છે.

खेयन्ने નો બીજો અર્થ થાય છે ક્ષેત્રજ્ઞ : ક્ષેત્રજ્ઞ એટલે જે લોકાલોકને જાણતા હતા. જેણે ક્ષેત્રને જાણ્યું તે ક્ષેત્રમાં રહેલી વસ્તુને પણ જાણે. જેણે આધારને જાણ્યો તે આધેયને પણ જાણી લે છે. જગત ક્ષેત્ર તો જાણ્યું. તેમાં ઊગતા સુશોભિત વૃક્ષને અને સૌરભયુક્ત કુસુમાવલી જોઈ, કાંટા પણ જોયા. કંઈક તદ્‌ભવે મોક્ષગામી જીવોને જોયા, કંઇક માર્ગાનુસારી તો કંઇક બોરડી જેવા બીજાને કષ્ટ આપતા અજ્ઞાની જીવોને પણ જોયા. સુધર્માસ્વામી આગળ કહે છે મારા ભગવાન કેવા હતા? "कुसले महेसी" ભગવાન કર્મ કાપવામાં કુશળ હતા. આજે ઘણા જીવો બોલે છે કે અમે કુશળ છીએ. જ્ઞાની કહે છે તમે તમારી જાતને કુશળ માની લીધી છે, તેથી અમારે કાંઈ કહેવાની જરૂર નથી. પણ ખરેખર તું કુશળ નથી. પોતાની જાતને કુશળ માનનાર જ્યારે અકુશળતાની પરાકાષ્ટાએ પહોંચે ત્યાર વિચાર કરે છે કે હું તો દુઃખી છું. ધન્ય છે તે સંત સતીજીઓને જેઓ મહાન સુખી છે. સુખી કોણ છે? દેવલોકના ઈન્દ્રોને પણ સુખશાંતિ નથી. તેમને પણ દુઃખ છે. સિંહાસન પર બેસવા છતાં પોલીસ જેટલી શાંતિ ઈન્દ્રોને નથી. ચક્રવર્તીને પણ શાંતિ ન હોય. સુખી કોણ? જેનું ચિત્ત વૈરાગ્યથી જોડાયેલું છે. જે વસ્ત્રથી જ સાધુ નહિ પણ રાગ-દ્વેષને તજનારા છે એવા મુનિ સુખી છે. "संजोगा विप्पमुक्कस्स" જે બાહ્ય અને આભ્યંતર સંયોગોથી મૂકાયેલા છે ને વૈરાગ્યભાવે વર્યા છે તે મહાસુખી છે.

બંધુઓ! હું તમને પૂછું છું કે તમે વિત્તરાગી છો કે વિતરાગી? (શ્રોતામાંથી અવાજ:-અમે વિત્તરાગી છીએ.) વિત્ત એટલે ધન. વિતરાગી એટલે જેનામાંથી વિશેષ પ્રકારે રાગ-દ્વેષ ચાલ્યો ગયો છે, જેમણે રાગને વનવાસ દીધો છે તે વિતરાગી અને જેને ધનનો રાગ છે તે વિત્તરાગી. વિત્તરાગી સંસારના રાગી અને વિતરાગી મુક્તિના રાગી. વિતરાગી એકાંત સુખી છે. જગત સુખી નથી છતાં પોતાની જાતને સુખી માને છે. પણ જ્ઞાની કહે છે સંસારી જીવો દુઃખી છે. દુઃખને દૂર કરવાના ઉપાયોની જરૂર છે. તમારી તંદુરસ્તી સારી હોય ને ડોકટર પાસે જઈને કહો કે મને દવા આપો. તો ડોકટર તમને તપાસીને કહી દેશે કે તમારા શરીરમાં કંઈ બિમારી નથી માટે તમારે દવાની જરૂર નથી. પણ જેને બિમારી લાગુ પડી છે તેને

દવાની જરૂર છે, તો ડોકટર તેને તપાસીને તે રોગની દવા આપશે. તેમ જે સંસારથી હેરાન–પરેશાન થઇ રહ્યા છે, મહાદુઃખી છે, તેના માટે સિદ્ધાંતની વધુ આવશ્યકતા છે. નિરોગીને દવાની જરૂર નથી. તેમ જે અપ્રમાદી તથારૂપના સાધુ છે તેના માટે ઉપદેશની જરૂર રહેતી નથી. આચારંગ સૂત્રમાં પ્રભુ ફરમાવે છે કે

"उद्देसो पासगस्स नत्थि। बाले पुण निहे कामसमणुन्ने असमितदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ त्ति बेमि।"

જે તત્ત્વદ્રષ્ટા એટલે તત્ત્વને સમજવાવાળા છે તેમના માટે આ ઉપદેશ નથી. કારણ કે તે તો તત્ત્વજ્ઞ હોવાથી સમ્યગ્‌માર્ગ પર જ ચાલે છે. તેમને સત્–અસત્, કર્તવ્યનો વિવેક છે. તે સ્વયં સમજણવાળા હોવાથી સન્માર્ગ પર પ્રવૃત્તિ કરશે. ઉપદેશ તો તેમના માટે છે કે જે અજ્ઞાની છે, રાગ–દ્વેષના બંધનમાં પડેલા છે, વિષયોમાં રક્ત થઇને વિષયોનું સેવન કરે છે. પરંતુ ભોગેચ્છા શાંત નહિ થવાથી દુઃખી થઈને દુઃખના ચક્રમાં ભ્રમણ કરે છે. સૂત્રકાર 'असमितदुक्खे' આ શબ્દથી એ સમજાવે છે કે ભોગોની તૃપ્તિ ભોગોથી થઇ શકતી નથી. જે રીતે શરાબ પીવાથી શરાબીને તૃપ્તિ નથી થતી પરંતુ વિશેષ શરાબ પીવાની ઇચ્છા થાય છે તે રીતે વિષયની ઇચ્છાને શાંત કરવા માટે અજ્ઞાની જીવ વિષય ભોગોનું સેવન કરે છે તેમ તેમ તેની વિષયોની ભાવના વધતી જાય છે. આવા જે વિષય સુખના પિપાસુ અજ્ઞાની જીવો છે, જેને વિવેકનું ભાન નથી, સાચો રાહ ભૂલીને ઉન્માર્ગ પર જઇને દુઃખી થઈ રહ્યા છે તેમના માટે આ ઉપદેશ પથ પ્રદર્શક છે. જેનું અવલંબન લેવાથી જીવ દુઃખથી મુક્ત થઈ શકે છે ને સાચા સુખને પામી શકે છે. સંસારી જીવોને દુઃખી થવાનું કારણ તે ભોગોપભોગના કુશળ છે. એવા જીવોને જ્ઞાની કુશળ કહેતા નથી. કુશળ તો સાધક આત્મા છે. સુધર્માસ્વામી જંબુસ્વામીને કહે છે કે હે જંબુ! મારા પ્રભુ કુશળ હતા. કુશળ એટલે અહીં એવો અર્થ નથી કે સડકો બાંધવામાં, દગા પ્રપંચ કરી બીજાને જીતવા એવી કુશળતાની આવશ્યકતા નથી. મારા ભગવાને પરમ ચરમ શુક્લ ધ્યાન ધરી કેવળજ્ઞાન રૂપી લક્ષ્મીને વરી અદ્વિતીય કુશળતા પ્રાપ્ત કરી હતી. કોઇ મોટા સર્જન ડોકટર હોય તો સ્નાયુમાં પડેલા ચાંદા દૂર કરે પણ મારા પ્રભુએ તો આભ્યંતર સાધનો દ્વારા કુશળતાથી અંતર શત્રુને દૂર કર્યા છે. ત્રણે લોકમાં જેનો યશ ગવાયેલો છે એવા એ મહર્ષિ પુરૂષ હતા. જેમના સહારે મારી નૌકા ક્ષેમકુશળ ચાલી રહી છે. એવા પરમ ઉપકારી પ્રભુને હું કેમ છોડી શકું? જેમ લંગડા માણસને લાકડીના સહારાથી ચાલવાની મજા આવે છે પછી તે લાકડીને છોડતો નથી તેમ ભગવાન મારા માટે લાકડી સમાન આધાર ભૂત છે. એવા ભગવાને કહ્યું છે કે આ જગતમાં તમામ જીવો દુઃખી છે. વીતરાગના સંતો एगंत सुही मुणी वीतरागी। એકાંત સુખી છે.

એક મહાત્માની પાસે એક ગરીબ માણસે આવીને કહ્યું–મહાત્મા! આપ અનેક દિવ્ય શક્તિઓના ધારક છો. અને પરમ સુખી છો. તેથી મારા પર કૃપા કરીને આપ મને કોઈ એવો મંત્ર–ધાગા દોરો બતાવો કે હું પણ સુખી થઈ જાઉં, મહાત્મા કહે ભાઈ! તારે સુખી બનવું છે! જો, નદીના કિનારા પર એક પથ્થર પડયો છે તેને તું લઈ જા ને એ પથ્થરને લોખંડનો સ્પર્શ કરાવશો તો બધું લોખંડ સોનું બની જશે અને ગામના રાજા કરતાં પણ અધિક ધનવાન બની જશો, તેથી તમને સંસારનું સુખ પ્રાપ્ત થઈ જશે. સુખનો પિપાસુ તે માનવી મહાત્માની વાત સાંભળીને ખૂબ ઉત્સાહપૂર્વક નદીના કિનારે જઈ પથ્થર લઈ આવ્યો ને પૂછયું. મહાત્મા! આ શું પારસમણી છે? બંધુઓ, સંસારસુખનો પિપાસુ જીવડો એ સુખ મેળવવા જેટલા કષ્ટ સહન કરવા પડે તેટલા સહન કરવા તૈયાર થઈ જાય છે, પરંતુ આત્માના સુખ માટે જરા કષ્ટ પણ તેને મહા દુઃખદાયક લાગે છે.

મહાત્મા કહે–ભાઈ! આ પારસમણી છે. તારે જેટલી જરૂર હોય તેટલા લોખંડનું સોનું બનાવી લેવું અને સુખેથી રહેવું. આ માણસ અત્યંત આનંદિત થઈને ત્યાંથી ચાલ્યો ગયો. થોડે દૂર સુધી ગયા પછી તેના મનમાં વિચાર આવ્યો કે મહાત્માએ કેટલી સરળતાથી મને પારસમણી આપ્યો. પરંતુ આ પારસમણીથી જો અસીમ સુખ મળે છે તો તે પારસમણીને મહાત્મા પોતાની પાસે કેમ નથી રાખતા! તે તો થીગડા વાળા ભગવાં કપડાં પહેરે છે ને નાની ઝુંપડીમાં રહે છે. તો આ પારસમણીનો ઉપયોગ પોતે કેમ નથી કરતા? જો આનાથી સાચું સુખ પ્રાપ્ત થઈ શકતું હોત તો તેઓ પોતે ઈચ્છે તેટલું સોનું બનાવીને સાચું સુખ મેળવી શકે છે. પણ તેઓ તેમ નથી કરતા તેથી મને સમજાય છે કે સોના ચાંદી ધન વૈભવમાં તે સુખ નહિ મળી શકે કે જે સુખ મહાત્માની પાસે છે. આ વિચાર આવતા તે પાછો આવ્યો ને સંતની પાસે આવીને કહે મહાત્મા! આ પારસમણી મારે નથી જોઈતો.

સંત આશ્ચર્ય પામીને કહે ભાઈ કેમ! તારે સુખ પ્રાપ્તિનો મંત્ર જોઈતો હતો એના બદલે મેં તને સુખ પ્રાપ્તિ માટે અનુપમ વસ્તુ બતાવી દીધી. શું એનાથી તને સંતોષ ન થયો? મહાત્મા! એમ નથી. રસ્તે ચાલતાં મારા મનમાં વિચાર આવ્યો કે આ પારસમણીથી જો આવું સુખ મળતું હોય તો તમે તેનો ઉપયોગ કરીને સ્વયં સુખી કેમ નથી થતા! આપ મને તે વસ્તુ આપો કે જેનાથી આપ ધન–વૈભવ નહીં રાખતા હોવા છતાં સુખી છો. મહાત્મા કહે– તારી વાત સાચી છે. માણસ ખૂબ ગંભીરતાથી વિચાર કરે તો તેને જરૂર સમજાશે કે સાચું સુખ ધન વૈભવમાં નથી. માનવ, સંસારનું સુખ ગમે તેટલું મેળવી લે, અરે કેટલું સોનું ચાંદી ભેગું કરી લે તો તેમાંથી તેને સાચું અરે સ્થાયી સુખ પ્રાપ્ત થઈ શકતું નથી. માટે ભાઈ! જો તને સાચા સુખની અભિલાષા હોય તો આ સાંસારિક સુખોનો ત્યાગ કર અને મળેલા

માનવ જીવન દ્વારા અક્ષય સુખ મેળવવાનો પ્રયત્ન કર. સાચું સુખ તો આત્માના ઘરમાં રહેલું છે. બહાર ફાંફા મારવાથી નથી મળવાનું.

**મનવા જે સુખની કરે તું આશા, તને નથી મળવાનું,**
**દોડા દોડી ફોગટ કરવી તને શોભે ના મનવા......જે સુખની......**
**જે સુખ તું ઢુંઢે જગમાં એ તો આભાસ છે (૨) સાચા સુખનો તો તારા આંગણુમાં વાસ છે**
**ઓ જીવડારે......અંધારે ભટકયા કરવું તને શોભે ના. મનવા...જે....**

જે સુખ મેળવવા તું જગતમાં ભટકી રહ્યો છે એ સુખ નથી પણ સુખાભાસ છે. સાચું સુખ અંતરના આંગણામાં રહેલું છે.

ભૌતિક સુખની પિપાસુ દ્રૌપદીના પાંચ પાંડવો સાથે લગ્ન થઈ ગયા. લગ્નવિધિ બધું પત્યા પછી પાંડુરાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું. તમે હસ્તિનાપુર જઈને પાંચ પાંડવો માટે ખૂબ ઊંચા, સુશોભિત, અનેક થાંભલાઓથી યુકત, સૌંદર્ય-સંપન્ન, ઉત્તમ પ્રકારના મહેલ બનાવડાવો. રાજાની આજ્ઞા શિરોમાન્ય કરી કૌટુંબિક પુરૂષોએ હસ્તિનાપુર જઈને ખૂબ સુંદર, ઉત્તમ પાંચ મહેલો તૈયાર કરાવી દીધા. દ્રુપદ રાજા અને ચુલણી માતાએ દ્રૌપદીને ઘણીઘણી હિતશિખામણ આપી રડતી આંખે વિદાય આપી. પાંડુ રાજા પાંચ પાંડવો અને દ્રૌપદી દેવીને લઇને હાથી, ઘોડા વગેરેની ચતુરંગિણી સેનાને સાથે લઈને કંપિલપુર નગરથી નીકળીને હસ્તિનાપુર પહોંચી ગયા. પાંડુરાજાના મનમાં ઉમંગ હતો કે પાંચ પાંડવો અને દ્રૌપદીનો ઉત્સવ ઉજવવો છે તેથી તેમણે કૃષ્ણ વાસુદેવ આદિ હજારો રાજાઓને આમંત્રણ આપ્યું. પાંડુરાજાના આમંત્રણને માન આપીને કૃષ્ણ વાસુદેવ, સમુદ્રવિજય આદિ દશ દશાર્હો બધા હસ્તિનાપુર નગરમાં પધાર્યા. એટલે પાંડુરાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું : હસ્તિનાપુર નગરની બહાર બધા રાજાઓ માટે ઉતારાઓ તૈયાર કરો. તે આવાસોમાં સેંકડો સ્તંભો મૂકાવો અને ખૂબ સુંદર રીતે શણગારો. પાંડુરાજાને ત્યાં સંપત્તિની કમીના નથી. અઢળક સંપત્તિ છે. એટલે સારા પૈસા ખર્ચી રાજાઓના હોદ્દા પ્રમાણે ઉતારા તૈયાર કરાવ્યા. અને બધાનો ખૂબ સત્કાર–સન્માન કરીને આવાસોમાં ઉતારા આપ્યા. ત્યાર પછી વિપુલ પ્રમાણમાં અશનાદિ ચાર પ્રકારનો આહાર બનાવી તેમને પ્રેમપૂર્વક જમાડયા. આ રીતે સારી રીતે સ્વાગત વિધી પતી ગયા પછી પાંડુરાજાએ પાંચ પાંડવો અને દ્રૌપદીને એક પટ્ટક ઉપર બેસાડીને ચાંદી–સોનાના કળશોથી તેમને સ્નાન કરાવ્યું. સ્નાન કરાવીને કલ્યાણકારી ઉત્સવ કરાવ્યો. પછી દ્રૌપદી પોતાના સાસુ–સસરાના ચરણમાં વંદન કરવા ગઈ ત્યારે કુંતામાતાએ દ્રૌપદીને બહુમૂલ્યા–કિંમતી આભરણો, મૂલ્યવાન વસ્ત્રો તેને ભેટ આપ્યા.

ते वासुदेव पामोक्खे बहवे रायसहस्स विउलेणं असणं पुप्फ वत्थेण सक्कारेइ सम्माणेइ।

ઉત્સવ પતી ગયા પછી વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓને વિપુલ અશન–પાન

વગેરે ચતુર્વિધ આહારનું ભોજન કરાવી તેમને વસ્ત્ર, દાગીના વગેરે આપીને તેમનો ખૂબ સત્કાર સન્માન કરી બધાને સારી રીતે વિદાય આપી. પછી વાસુદેવ પ્રમુખ હજારો રાજાઓ જ્યાંથી આવ્યા હતા ત્યાં જતા રહ્યા. પાંચ પાંડવો દ્રૌપદી દેવીની સાથે ઉદાર કામભોગો ભોગવતા રહે છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે.

**ચરિત્ર : રૂક્મણી પોતાનો પ્રપંચ કહે છે :** રૂક્મણી કહે છે સ્વામી! તમે મારા વિનય–વિવેક–ભણતર જોતાં અપેક્ષાએ મને સારી માનો છો એ તમારી મોટાઈ છે, પણ તમને એ ખબર નથી કે હું તમને શી રીતે મળી? કુમાર હજુ એનું મન સાચવવા કહે છે, તું ગમે તે રીતે મળી પણ તારા જેવી ભણેલીગણેલી, હોંશિયાર ને રૂપાળી પત્ની મળ્યાથી મારે તો આનંદનો વિષય બન્યો ને? રૂક્મણી કહે, એ વાત સાચી પણ મારે તમારા જેવા ગુણવંત ગુણના ભંડાર નરરત્નને મેળવવા મહેનત કરવી પડી છે. એમાં તને શી મહેનત પડી?

**કલાકુશલ મુજ સમ કો, જગમેં લખો નાથ ધર ધ્યાન,**
**સુલશા યોગન વશકર ભેજી, તુમ નગરીકે માંય હો...શ્રોતા....**

અહીં રૂક્મણીએ લાગ જોતાં કહ્યું કે મહેનત એ કે સુલશા યોગિનીને મોકલી. અને એણે અજમાવેલો બધો પ્રપંચ કહી બતાવી કહે છે. બોલો, મને મહેનત તો પડી જ ને? રૂક્મણી પોતાનો પ્રપંચ કહી રહી હતી ત્યાં સુધી કુમારે અંદરમાં ગુસ્સો ઉછળવા છતાં બહારથી ગંભીર ભાવે એ સાંભળી લીધું. પરંતુ પૂરું જાણી લીધા પછી એ ગુણનો ભંડાર અને ગુણનો પક્ષપાતી સાંભળીને કયાં સુધી ઊભો રહે? એનું દિલ એકદમ ઉછળી ઉઠયું. આંખો ચઢી ગઈ. ને એનો તિરસ્કાર કરતાં રાડ પાડીને કહે છે–ઓ દુષ્ટા! ચંડાળણી! આટલું બધું ભયંકર અપકૃત્ય કરનારી તું? કુમારને તો ગુસ્સાનો પાર નથી એટલે આવેશથી રૂક્મણીને તિરસ્કારી રહ્યો છે. હે પાપિણી! તેં આવો પ્રપંચ કરી જોગણીને ઊભી કરી ને એની પાસે રોજ એકેક માણસને મરાવી એનાં લોહીમાંસથી બિચારી નિર્દોષ ઋષિદત્તાને ઊંઘમાં ખરડાવી? અરે અધમ પાપી! તને એ નિર્દોષ માણસોની દયા પણ ન આવી? અને એથી વધારે પ્રાણપ્રિય ગુણીયલ નિર્દોષ સતી ઋષિદત્તાની પણ દયા ન આવી? તેં એના પર મનુષ્યઘાતિનીનું કલંક ચઢાવી મૃત્યુના દ્વારે પહોંચાડી!! બિચારી એ નિર્દોષ, નિરપરાધી અને નિષ્કલંક છતાં પ્રતિષ્ઠાથીય ગઈ ને પ્રાણથી પણ ગઈ. આ તારું કેટલું ગોઝારું કૃત્ય! ઓ દયાહીન હૃદયી! તેં તો આવા કામ કરીને તારા આત્મા માટે નરકના દુઃખો ઊભા કર્યા છે ને મને દુઃખના ઊંડા કૂવામાં ઉતાર્યો છે.

કુમારને નિર્દોષ ઋષિદત્તા પર વરસેલા જુલમનો ભેદ જાણી ઘણું દુઃખ થયું. તે રૂક્મણીને હજુ ઠપકો આપતા કહે છે હાય! એ ગુણનો ભંડાર ને અનુપમ રૂપવાળી બિચારી

ઋષિદત્તા સતીને તેં નામશેષ કરી નાંખી. તને ધિક્કાર હો! હે દુર્ભાગિણી! ફક્ત તારા સ્વાર્થને સાધવા માટે તેં આ શું કરી નાંખ્યું? ઓ વૈરિણી! તને આ લોકથી ને પરલોકથી વિરૂદ્ધ અત્યંત નિંદનીય કાર્ય કરતાં વિચાર ન આવ્યો કે મને આ લોકમાં કેવો અપયશ અને વિટંબણા મળશે? તેમજ પરલોકમાં ઘોર નરકાદિના કેવા ત્રાસ વરસશે? એની બીક જ ન લાગી? રાજકુમાર કનકરથ આ રીતે રૂક્મણીનો તિરસ્કાર કરી રહ્યો છે. ને નિર્દોષ ઋષિદત્તાનો રૂક્મણીના માયા પ્રપંચને લીધે ઘાત થયેલો જાણી બળતરા અનુભવી રહ્યો છે. રૂક્મણીના મોઢેથી નિશ્ચિત થઈ ગયું કે એણે ગોઠવેલા જોગણીના હત્યારા કૃત્યો હતા. રૂક્મણીએ કરેલા પ્રપંચનું કેવું ફળ આવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૧૦૨

આસો વદ ૪ ને રવિવાર તા. ૩-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

સર્વજ્ઞ, સર્વદર્શી વિતરાગ ભગવંતની અમૂલ્ય વાણી છે. આ કલિકાલમાં સાક્ષાત વિતરાગપ્રભુ આપણી પાસે પ્રત્યક્ષ નથી પરંતુ એમણે ફરમાવેલા સિદ્ધાંતો આપણી સમક્ષ પ્રત્યક્ષ છે. ભગવાન નથી પણ ભગવાનના પ્રતિનિધિ છે. તેથી ભગવાનનો માર્ગ આ કલિકાલમાં જયવંત વર્તે છે. ભગવાને કહેલા રહસ્યને સમજાવતા આત્મજ્ઞાની સંતો વર્તમાનમાં વિચરી રહ્યા છે. કોઇ જિજ્ઞાસુ આત્મા અંતરની જિજ્ઞાસા પ્રગટ કરી મોક્ષ માર્ગને સમજવા માગે તો તે પ્રાપ્ત કરી શકે. આત્માની સાધના કરવાની ભાવનાવાળો, મોક્ષપિપાસુ, જિજ્ઞાસુ આત્મા, સદ્દગુરૂની સાનિધ્યમાં આવીને પ્રશ્ન કરે છે હે પ્રભુ! સંસારના જન્મ મરણના માર્ગથી છૂટવાનો માર્ગ કયો? જેમાં અંશ માત્ર દુઃખ નથી એવો સુખનો રાજમાર્ગ કયો? અનાદિકાળથી જીવને સુખ-શાંતિ મેળવવાની ચાહના છે. તેને મેળવવા ખૂબ પ્રયત્ન કર્યો છે. પરંતુ જીવ સાચું સુખ મેળવી શકતો નથી. તો હે પ્રભુ! હું હવે એવો કયો ઉપાય સ્વીકારું કે સાચું સુખ પ્રાપ્ત કરી શકાય? ત્યારે જીજ્ઞાસાને તૃપ્ત કરાવવા માટે અંતરમાં શિષ્યની જ્ઞાન મેળવવાની તમન્ના જોઇને કયા સદ્દગુરૂ સમજાવ્યા વગર રહી શકે! મતલબ કે જરૂર સમજાવે. કારણ કે સામે ઉપાદાનની અવસ્થા જાગૃત થઈ છે. તેને યોગ્ય નિમિત્ત મળ્યા વગર ન રહે. જીજ્ઞાસુ આત્માને ધન-વૈભવથી, લક્ષ્મીથી, પુત્ર-પરિવારથી, ભૌતિક

સાધનોની સગવડતાથી શાંતિ અને સુખ ન મળ્યા, તેથી તે ગુરૂને સુખ માટે પ્રશ્ન પૂછી રહ્યો છે.

ગુરૂ શિષ્યને જવાબ આપે છે હે પ્યારા શિષ્ય! જે સુખમાં રાગ-દ્વેષના ફંદ નથી, જે સુખ મળ્યા પછી આત્માની સાથે સદા શાશ્વત રહે છે, એવા સુખનો રાજમાર્ગ ધર્મ છે. ધર્મ સિવાય આત્માને કોઈ શરણભૂત નથી. ધર્મ એ સર્વોત્કૃષ્ટ મંગલ છે. "धम्मो मंगल मुक्किट्ठं!" ધર્મ એ સૌથી ઉત્કૃષ્ટ મંગલ છે. ધર્મ બધા તત્ત્વમાં શ્રેષ્ઠ શા માટે છે? જ્ઞાની કહે છે એ સર્વ પાપનો નાશ કરી આત્માના સાચા સુખને પ્રગટ કરનાર છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩ મા અધ્યયનમાં કેશીસ્વામી ગૌતમ સ્વામીને પ્રશ્ન કરે છે. પાણીના મહા પ્રવાહમાં ઘણા પ્રાણીઓને શરણ આપનાર, સ્થિર રાખનાર દ્વીપ આપ કોને માનો છો? ત્યારે ગૌતમસ્વામીએ કહ્યું-સમુદ્રની મધ્યમાં એક મોટો દ્વીપ-બેટ છે. એ બેટ ઉપર પાણીનો પ્રવાહ જઈ શકતો નથી. પ્રભુ, એ દ્વીપ કયો છે? ત્યારે ગૌતમસ્વામીએ તેમના પ્રશ્નનો આ પ્રમાણે જવાબ આપ્યો.

जरा मरणवेगेणं, वुज्झमाणाण पाणिणं ।
धम्मो दीवो पइट्ठा य, गइ सरणमुत्तमं ॥

ઉત્ત. સૂ. અ. ૨૩ ગાથા ૬૮

જરા અને મરણ રૂપ વેગથી ડૂબતા પ્રાણીઓને માટે ધર્મ દ્વીપ એ ઉત્તમ સ્થાન અને શરણભૂત છે. મતલબ કે જન્મ-જરા-મરણના દુઃખમાંથી મુક્ત કરાવનાર કોઈ હોય તો ફક્ત ધર્મ છે. એ ધર્મનું આચરણ કરીને અનેક આત્માઓ કલ્યાણ કરી ગયા છે.

**જે ધર્મ આચરીને કરોડો તરી ગયા,**
**આવો ધરમ અમૂલો, ફરીને નહિ મળે......અવતાર માનવીનો......**

જિનેશ્વર પ્રરૂપિત ધર્મ પામીને અનેક જીવો સંસાર-સાગરને તરી ગયા છે. આવો અમૂલ્ય કિંમતી ધર્મ વારંવાર મળવાનો નથી. તમારા માનેલા સંસારના મંગલ-જેવા કે પુત્ર જન્મ, નવા ઘરનું વાસ્તુ, પુત્રના લગ્ન તથા દહીં, કંકુ, ચોખા આદિ મંગલ અમંગલ થનારા છે, પણ ધર્મ એ તો શાશ્વત મંગલ છે. જે કયારે પણ અમંગલ થતું નથી. આત્માની સાથે સદા ધર્મનો સંબંધ હોવાથી તે સર્વોત્કૃષ્ટ છે. રાગ-દ્વેષના ફંદથી નિરાળો, હર્ષ-શોકથી પર, સુખ-દુઃખથી પણ જુદો એવો જે નિત્ય ધર્મ છે તે આત્માની સાથે નિત્ય સંબંધ ધરાવતો હોવાથી સર્વોત્કૃષ્ટ છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર એ ધર્મના લક્ષણ છે. વ્યવહારે ધર્મનું સ્વરૂપ અહિંસા, સંયમ, તપ, જેનું જીવન અહિંસામય, સંયમમય અને તપોમય છે તેને ધર્મ સ્પર્શ્યો કહેવાય છે. જેનામાં ન્યાય-નીતિ નથી તેને અને ધર્મને હજારો ગાઉનું અંતર છે. અહિંસા-સંયમ-તપ

એ ત્રિવેણીના સંગમમાં જે સ્નાન કરે છે તેના ચરણમાં દેવો પણ નમસ્કાર કરે છે. સદ્‌ગુરૂનો સમાગમ, વીતરાગ વાણીનું શ્રવણ, ચિંતન, મનન કરી ધર્મને પામી વીતરાગમાર્ગને આરાધીશ તો તારી પાસે જે છે તે પ્રગટ થશે.

આપણે દ્રૌપદીની વાત ચાલે છે. પાંચે પાંડવો દ્રૌપદીની સાથે દરરોજ વારાફરતી ઉદાર કામભોગ ભોગવવા લાગ્યા. એક દિવસની વાત છે.

"तए णं से पंडूराया अन्नया कयाइँ पंचहिं पंडवेहिं कोंतीए देवीए दोवइए देवीए य सद्धिं अंतेउर परियाल सद्धिं संपरिवुडे सीहासण वरगए यावि विहरइ।"

પાંડુરાજા કોઈએક વખતે પાંચે પાંડવો, પોતાની પત્ની કુંતીદેવી અને પુત્રવધૂ દ્રૌપદીની સાથે અંતેઉરની અંદર પોતાના પરિવારની સાથે સિંહાસન ઉપર બેઠા હતા. તે સમયે પાંડુરાજાના ભવનમાં કચ્છુલ્લ નામથી પંકાયેલા નારદ આકાશમાર્ગેથી ઘણા વેગથી ઉતરીને આવ્યા. ૨૪ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ, નવ બલદેવ એ ૬૩ શ્લાકા પુરૂષો છે. તેમાં જ્યારે જ્યારે વાસુદેવ થાય ત્યારે ત્યારે નારદ થાય છે. તેમાં કચ્છુલ્લ નામના નારદ કૃષ્ણવાસુદેવના સમયમાં થયા હતા. આ નારદ દેખાવમાં અત્યંત ભદ્ર અને ઉપરથી વિનમ્ર હતા. તેમનું દર્શન આહ્‌લાદક અને પ્રીતિકારક હતું. તેમની આકૃતિ ખૂબ સુંદર હતી. તેઓ વલ્કલના કપડા પહેરતા હતા. તેમના હાથમાં દંડ અને કમંડળ હતા. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. તેઓ શુદ્ધ બ્રહ્મચારી હતા. આ નારદમાં બ્રહ્મચર્યનો અદ્‌ભૂત પ્રભાવ હતો. તેમને ચળાવવા દેવાંગના આવે તો પણ બ્રહ્મચર્યથી ચલાયમાન ન કરી શકે. રાજાના અંતેઉરમાં નિરંકુશ રીતે તેમને જવાની છૂટ હતી. ગમે તેવી રૂપવંતી કન્યાઓ જોવે તો પણ તેમના મનમાં વિકાર ઉત્પન્ન થતો ન હતો. આવા શુદ્ધ બ્રહ્મચારી હતા. આ નારદજીને માન બહુ જોઈતું તેથી તેઓ જ્યાં જાય ત્યાં સૌ તેમને માન દેતા. આદર સત્કાર કરતા.

નારદજી જેવા બ્રહ્મચારી હતા તેવા વિદ્યાના વૈભવવાળા હતા. વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ હોવાથી એ ગમે ત્યાં જઇ શકે. તેમની પાસે ૧૦ વિદ્યાઓ હતી. ૧) સંવરણી વિદ્યા:–પોતાની જાતને અદ્દશ્ય બનાવી શકાય. ૨) આવરણી વિદ્યા:–બીજાને અદ્દશ્ય કરી શકાય. ૩) અવપતની વિદ્યા:–ઉપરથી નીચે ઉતરી શકાય. ૪) ઉત્પતની વિદ્યા:–ઉર્ધ્વગમન કરી શકાય. ૫) શ્લેષણી વિદ્યા:–વજ્રલેપની જેમ ચોંટાડી દે. ૬) સંક્રમણી વિદ્યા:–બીજાના શરીરમાં પ્રવેશી શકાય. ૭) અભિયોગ વિદ્યા:–સોના-રૂપાના ઢગલા બતાવી શકાય. ૮) પ્રજ્ઞપ્તિ વિદ્યા:–અવિદિત અર્થ જાણી શકાય. ૯) ગમની વિદ્યા:–આકાશમાં ગમન કરી શકે. ૧૦) સ્તંભની વિદ્યા:–બીજાને સ્થંભાવી શકે. આવી દશ પ્રકારની વિદ્યા નારદજી પાસે હતી. આ કચ્છુલ્લ નારદજી બળદેવ, કૃષ્ણ વાસુદેવ, પ્રદ્યુમ્ન પ્રમુખ સાડા ત્રણ ક્રોડ કુમારો આદિ બધાને ખૂબ પ્રિય

કલહ–કંકાસ, વિવાદ, શોરબકોર આ બધું બહુ ગમતું હતું. આ બધાથી તેમને ખૂબ મઝા પડતી હતી. સંપનું વાતાવરણ હોય ત્યાં ગમે તે કારણથી તડ કેવી રીતે પડે તેની તેઓ તક જોતા હતા. કુતૂહલ તેમને ખૂબ ગમતું હતું. ઘણી વાર કોઈ માણુસ એકબીજાને કહીને લડાવવાના ધંધા ઊભા કરે ત્યારે બધા કહે છે કે આ નારદવેડા બહુ કરે છે.

એક વાર નારદજીના મનમાં થયું કે શ્રીમંત માણસો સારા છે કે ગરીબ માણસો! આ જોવા માટે તેમણે ભિખારીનો વેષ લીધો. ફાટેલા કપડા પહેર્યા. હાથમાં ભિક્ષાપાત્ર લઈને ભીખ માંગવા લાગ્યા. મા–બાપ એક રોટી આપો. રાત્રીનો સમય હતો. મૂશળધાર વરસાદ વરસતો હતો. કંઈક શ્રીમંત શેઠાણીઓ બહાર નીકળીને ભિખારીને કંઈક આપવાને બદલે તાડૂકવા લાગી. શું અત્યારે ચાલી નીકળ્યો છે! અહિંથી ચાલતો થઈ જા. બધા બંગલે ફરી ફરીને થાકયો પણ કોઈને સામું જોવાની ફુરસદ નથી. ચાલતા ચાલતા એક નાની ઝુંપડી પાસે આવીને ઊભો. ઝુંપડીમાં નાનો દીવો બળે છે. આ ઝુંપડીની અંદર એક દરજણ બાઈ રહે છે. તે કપડા સીવીને માંડ પોતાનું પેટ ભરે છે. આ ભિખારી રડતા રડતા ભીખ માંગી રહ્યો છે. આ સમયે ઝુંપડીમાં દરજણ બાઈનો છોકરો માંદો પડેલો તેથી તે સેવા કરી રહી હતી. તેણે આ અવાજ સાંભળ્યો. તે ઝુંપડીમાંથી બહાર આવી. મૂશળધાર વરસાદ પડતો હોવાથી ભિખારીના રૂપમાં આવેલા નારદજીના કપડા એકદમ ભીંજાઈ ગયા હતા ને તે થરથર ધ્રુજી રહ્યા હતા. આ જોઈને દરજણ બાઈને દયા આવી. તેણે ભિખારીને ઝુંપડીમાં બોલાવ્યો. ભિખારી રૂપે નારદજી અંદર આવ્યા. આ દરજણ કંઈ નથી જાણતી કે આ ભિખારીના વેશમાં નારદજી આવ્યા છે. દરજણે પોતાનું જુનું કપડું જે ઘરમાં હતું તે ભિખારીને પહેરવા આપ્યું ને કહ્યું–આ કપડા પહેરીને તમે તમારા કપડા સૂકવી નાંખો. ભિખારીએ દરજણ બાઈએ આપેલા કપડા પહેરીને પોતાના કપડા સૂકવી નાંખ્યા અને પછી દરજણે પોતાની ઝુંપડીમાં જે રોટલો ને છાશ પડયા હતા તે તેમને પ્રેમપૂર્વક જમાડયા ને પછી સૂવા માટે સામે ખાટલી પડી હતી ત્યાં સૂવા માટે કહ્યું–ભાઈ! તને આખા દિવસમાં ખૂબ થાક લાગ્યો હશે, માટે તું સૂઈ જા. નારદજી વિચાર કરે છે, શું આ બાઈની ઉત્તમ ભાવના છે! તેના દિલમાં અનુકંપાનો ધોધ વહી રહ્યો છે. આ ભિખારી રૂપે નારદજી તો ખાટલીમાં જઈને સૂઈ ગયા. દરજણને થયું કે આ માણુસના કપડા બહુ ફાટલા છે તેથી પોતાના ઘરમાંથી કપડું કાઢીને અંગરખું શીવવા બેઠી. સવાર પડી ને ભિખારી ઉઠયો એટલે દરજણે નવું શીવેલું અંગરખું ભિખારીને આપ્યું. પછી ચા પાણી કરાવ્યા. નારદજીના મનમાં થયું કે આ બાઈ ગરીબ હોવા છતાં તેનામાં કેટલી અમીરાઈ છે! શું તેની ભાવના છે! નારદજીએ વિચાર કર્યો કે આ બાઈ ખરેખર ધર્મવાળી છે. આટલી ગરીબાઈમાં તેણે મને જમવા માટે ભોજન

એ ત્રિવેણીના સંગમમાં જે સ્નાન કરે છે તેના ચરણમાં દેવો પણ નમસ્કાર કરે છે. સદ્દગુરૂનો સમાગમ, વીતરાગ વાણીનું શ્રવણ, ચિંતન, મનન કરી ધર્મને પામી વીતરાગમાર્ગને આરાધીશ તો તારી પાસે જે છે તે પ્રગટ થશે.

આપણે દ્રૌપદીની વાત ચાલે છે. પાંચે પાંડવો દ્રૌપદીની સાથે દરરોજ વારાફરતી ઉદાર કામભોગ ભોગવવા લાગ્યા. એક દિવસની વાત છે.

"तए णं से पंडूराया अन्नया कयाइँ पंचहिं पंडवेहिं कोंतीए देवीए दोवइए देवीए य सद्धिं अंतेउर परियाल सद्धिं संपरिवुडे सीहासण वरगए यावि विहरइ।"

પાંડુરાજા કોઈએક વખતે પાંચે પાંડવો, પોતાની પત્ની કુંતીદેવી અને પુત્રવધૂ દ્રૌપદીની સાથે અંતેઉરની અંદર પોતાના પરિવારની સાથે સિંહાસન ઉપર બેઠા હતા. તે સમયે પાંડુરાજાના ભવનમાં કચ્છુલ્લ નામથી પંકાયેલા નારદ આકાશમાર્ગેથી ઘણા વેગથી ઉતરીને આવ્યા. ૨૪ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ, નવ બલદેવ એ ૬૩ શ્લાકા પુરૂષો છે. તેમાં જ્યારે જ્યારે વાસુદેવ થાય ત્યારે ત્યારે નારદ થાય છે. તેમાં કચ્છુલ્લ નામના નારદ કૃષ્ણવાસુદેવના સમયમાં થયા હતા. આ નારદ દેખાવમાં અત્યંત ભદ્ર અને ઉપરથી વિનમ્ર હતા. તેમનું દર્શન આહ્લાદક અને પ્રીતિકારક હતું. તેમની આકૃતિ ખૂબ સુંદર હતી. તેઓ વલ્કલના કપડા પહેરતા હતા. તેમના હાથમાં દંડ અને કમંડળ હતા. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. તેઓ શુદ્ધ બ્રહ્મચારી હતા. આ નારદમાં બ્રહ્મચર્યનો અદ્દભૂત પ્રભાવ હતો. તેમને ચળાવવા દેવાંગના આવે તો પણ બ્રહ્મચર્યથી ચલાયમાન ન કરી શકે. રાજાના અંતેઉરમાં નિરંકુશ રીતે તેમને જવાની છૂટ હતી. ગમે તેવી રૂપવંતી કન્યાઓ જોવે તો પણ તેમના મનમાં વિકાર ઉત્પન્ન થતો ન હતો. આવા શુદ્ધ બ્રહ્મચારી હતા. આ નારદજીને માન બહુ જોઈતું તેથી તેઓ જ્યાં જાય ત્યાં સૌ તેમને માન દેતા. આદર સત્કાર કરતા.

નારદજી જેવા બ્રહ્મચારી હતા તેવા વિદ્યાના વૈભવવાળા હતા. વિદ્યાનો ઉપયોગ કરવાની શક્તિ હોવાથી એ ગમે ત્યાં જઈ શકે. તેમની પાસે ૧૦ વિદ્યાઓ હતી. ૧) સંવરણી વિદ્યાઃ–પોતાની જાતને અદશ્ય બનાવી શકાય. ૨) આવરણી વિદ્યાઃ–બીજાને અદશ્ય કરી શકાય. ૩) અવપતની વિદ્યાઃ–ઉપરથી નીચે ઉતરી શકાય. ૪) ઉત્પતની વિદ્યાઃ–ઉર્ધ્વગમન કરી શકાય. ૫) શ્લેષણી વિદ્યાઃ–વજ્રલેપની જેમ ચોંટાડી દે. ૬) સંક્રમણી વિદ્યાઃ–બીજાના શરીરમાં પ્રવેશી શકાય. ૭) અભિયોગ વિદ્યાઃ–સોના-રૂપાના ઢગલા બતાવી શકાય. ૮) પ્રજ્ઞપ્તિ વિદ્યાઃ–અવિદિત અર્થ જાણી શકાય. ૯) ગમની વિદ્યાઃ–આકાશમાં ગમન કરી શકે. ૧૦) સ્તંભની વિદ્યાઃ–બીજાને સ્થંભાવી શકે. આવી દશ પ્રકારની વિદ્યા નારદજી પાસે હતી. આ કચ્છુલ્લ નારદજી બળદેવ, કૃષ્ણ વાસુદેવ, પ્રદ્યુમ્ન પ્રમુખ સાડા ત્રણ ક્રોડ કુમારો આદિ બધાને ખૂબ પ્રિય હતા. તેથી તે યાદવોની પ્રશંસા કરતા હતા. કુતુહલ નિમિત્તે તેમને

કલહ–કંકાસ, વિવાદ, શોરબકોર આ બધું બહુ ગમતું હતું. આ બધાથી તેમને ખૂબ મઝા પડતી હતી. સંપનું વાતાવરણ હોય ત્યાં ગમે તે કારણથી તડ કેવી રીતે પડે તેની તેઓ તક જોતા હતા. કુતૂહલ તેમને ખૂબ ગમતું હતું. ઘણી વાર કોઇ માણસ એકબીજાને કહીને લડાવવાના ધંધા ઊભા કરે ત્યારે બધા કહે છે કે આ નારદવેડા બહુ કરે છે.

એક વાર નારદજીના મનમાં થયું કે શ્રીમંત માણસો સારા છે કે ગરીબ માણસો ! આ જોવા માટે તેમણે ભિખારીનો વેષ લીધો. ફાટેલા કપડા પહેર્યા. હાથમાં ભિક્ષાપાત્ર લઈને ભીખ માંગવા લાગ્યા. મા–બાપ એક રોટી આપો. રાત્રીનો સમય હતો. મૂશળધાર વરસાદ વરસતો હતો. કંઈક શ્રીમંત શેઠાણીઓ બહાર નીકળીને ભિખારીને કંઇક આપવાને બદલે તાડૂકવા લાગી. શું અત્યારે ચાલી નીકળ્યો છે ! અહિંથી ચાલતો થઇ જા. બધા બંગલે ફરી ફરીને થાકયો પણ કોઈને સામું જોવાની ફુરસદ નથી. ચાલતા ચાલતા એક નાની ઝુંપડી પાસે આવીને ઊભો. ઝુંપડીમાં નાનો દીવો બળે છે. આ ઝુંપડીની અંદર એક દરજણ બાઇ રહે છે. તે કપડા સીવીને માંડ પોતાનું પેટ ભરે છે. આ ભિખારી રડતા રડતા ભીખ માંગી રહ્યો છે. આ સમયે ઝુંપડીમાં દરજણ બાઇનો છોકરો માંદો પડેલો તેથી તે સેવા કરી રહી હતી. તેણે આ અવાજ સાંભળ્યો. તે ઝુંપડીમાંથી બહાર આવી. મૂશળધાર વરસાદ પડતો હોવાથી ભિખારીના રૂપમાં આવેલા નારદજીના કપડા એકદમ ભીંજાઈ ગયા હતા ને તે થરથર ધ્રુજી રહ્યા હતા. આ જોઇને દરજણ બાઈને દયા આવી. તેણે ભિખારીને ઝુંપડીમાં બોલાવ્યો. ભિખારી રૂપે નારદજી અંદર આવ્યા. આ દરજણ કંઈ નથી જાણતી કે આ ભિખારીના વેશમાં નારદજી આવ્યા છે. દરજણે પોતાનું જુનું કપડું જે ઘરમાં હતું તે ભિખારીને પહેરવા આપ્યું ને કહ્યું–આ કપડા પહેરીને તમે તમારા કપડા સૂકવી નાંખો. ભિખારીએ દરજણ બાઈએ આપેલા કપડા પહેરીને પોતાના કપડા સૂકવી નાંખ્યા અને પછી દરજણે પોતાની ઝુંપડીમાં જે રોટલો ને છાશ પડયા હતા તે તેમને પ્રેમપૂર્વક જમાડયા ને પછી સૂવા માટે સામે ખાટલી પડી હતી ત્યાં સૂવા માટે કહ્યું–ભાઈ! તને આખા દિવસમાં ખૂબ થાક લાગ્યો હશે, માટે તું સૂઈ જા. નારદજી વિચાર કરે છે, શું આ બાઈની ઉત્તમ ભાવના છે! તેના દિલમાં અનુકંપાનો ધોધ વહી રહ્યો છે. આ ભિખારી રૂપે નારદજી તો ખાટલીમાં જઈને સૂઇ ગયા. દરજણને થયું કે આ માણસના કપડા બહુ ફાટલા છે તેથી પોતાના ઘરમાંથી કપડું કાઢીને અંગરખું શીવવા બેઠી. સવાર પડી ને ભિખારી ઉઠયો એટલે દરજણે નવું શીવેલું અંગરખું ભિખારીને આપ્યું. પછી ચા પાણી કરાવ્યા. નારદજીના મનમાં થયું કે આ બાઈ ગરીબ હોવા છતાં તેનામાં કેટલી અમીરાઈ છે ! શું તેની ભાવના છે ! નારદજીએ વિચાર કર્યો કે આ બાઇ ખરેખર ધર્મવાળી છે. આટલી ગરીબાઈમાં તેણે મને જમવા માટે ભોજન

આપ્યું. પહેરવા કપડા આપ્યા, સૂવા ખાટલી આપી તો મારે એનો કંઈક બદલો આપવો જોઈએ. એમ વિચાર કરી બીજે દિવસે નારદજીએ જતાં જતાં દરજણબાઈને કહ્યું–આજે તમે સવારે પહેલું જે કાર્ય હાથમાં લેશો તે કામ સાંજે પૂરું થશે. આમ કહીને નારદજી ચાલતા થઈ ગયા. કપડું સીવતા બે વારનો ટુકડો વધ્યો હતો એને દરજણબાઈ ગજથી માપવા લાગી. પણ નારદજીના આશીર્વાદથી કપડું વધવા માંડયું ને આમ આખો દિવસ કપડું માપતી રહી પણ કપડું ખૂટતું જ નથી.

એટલામાં તેની પાડોશમાં રહેતી શેઠાણી પોતે કપડા સીવવા આપ્યા હતા તે લેવા આવી. તેણે જોયું કે આ દરજણ એકનું એક કપડું કયારનું ય માપી રહી છે પણ એનો છેડો આવતો નથી. આ તાકો કઈ જાતનો હશે? તેણે દરજણને પૂછયું–હું મારું સીવેલું કપડું લેવા આવી છું પણ કયારનો તમારો તાકો માપવાનો પૂરો નથી થતો તો આ કયું કાપડ છે? દરજણ કહે–શેઠાણી! મને પણ નવાઈ લાગે છે. એક જટાધારી ભિખારીની મેં રાત્રે સેવા કરી. રાત્રે તેને રોટલો ને છાશ ખાવા આપ્યા. મારી ખાટલી તેને સૂવા આપી ને પહેરવા અંગરખું આપ્યું. તે જતાં જતાં કંઈક કહી ગયા. તેમના કહેવાથી હું બે વારનો ટુકડો કયારનો માપી રહી છું પણ એનો છેડો જ આવતો નથી. એમ કરતાં કરતાં સૂર્યાસ્તનો ટાઈમ થવા આવ્યો. સૂર્યાસ્ત થયો એટલે માપવાનો તાકો પૂરો થઈ ગયો. એને ત્યાં તો કાપડનો ઢગલો થઈ ગયો. બીજાને નિઃસ્વાર્થ ભાવે સુખ આપ્યું તો પોતાને સુખ મળ્યું.

શેઠાણીને વિચાર થયો કે આવો ભિખારી મારા ઘેર આવે તો સારું. તો મને આના જેટલો લાભ મળે. તે મારે ઘેર આવ્યો હતો પણ મેં તેને કાઢી મૂકયો હતો. હવે તે ભિખારીની રાહ જોવા લાગી. સાંજ પડી અને એ જ નારદજી ભિખારી રૂપે ફરતાં ફરતાં ત્યાં નીકળ્યા. શેઠાણીએ તેને બંગલામાં બોલાવ્યા. પાડોશણ બાઈ દરજણના ઘરમાં તો બીજું કંઈ હતું નહિ એટલે રોટલો ને છાશ આપ્યા પણ આ શેઠાણીના ઘરમાં તો કેટલીય વસ્તુઓ હતી. છતાં તેને સૂકો રોટલો ને છાશ જમવા માટે આપ્યા. કપડા ઘરમાં ઘણા હોવા છતાં ફાટેલું થીગડાવાળું વસ્ત્ર આપ્યું. અને સૂવા માટે નોકરને રહેવાની જે કોટડી હતી તે આપી. સવારે જતાં જતાં નારદજીએ કહ્યું–બહેન! તમે મારી સેવા કરી છે તેના બદલામાં તમે ઘરમાં જઈને જે કામને પહેલો હાથ અડાડશો એ કામ સાંજ સુધી ચાલુ રહેશે. શેઠાણી તો રાજી રાજી થઈ ગયા. શેઠાણીના મનમાં એવી ભાવના હતી કે હું દરજણની માફક કપડું માપવા લાગીશ એટલે એ કપડું મોટો તાકો થઈ જશે. જયાં રૂમમાં દાખલ થઈ ત્યાં નોકરાણી કચરો વાળી રહી હતી. જેનો સ્વભાવ ટકટક કરવાનો છે એવા શેઠાણી નોકરાણીને મિજાજથી કહે છે, જો તો પાછળ કેટલો કચરો પડયો છે! એમ કહીને તેના હાથમાંથી ઝાડૂ લઈને શેઠાણી કચરો વાળવા મંડી પડયા. ને કહે–જો કચરો આવી રીતે કઢાય.

શેઠાણીને નારદજી કહીને ગયા છે-જે કામ હાથમાં પહેલું લેશે તે સાંજે છૂટશે. શેઠાણીના હાથમાં તો ઝાડૂ આવી ગયું. તે કચરો કાઢતી જાય ને બોલતી જાય "જો કચરો આમ કઢાય." દાસીઓ-નોકરાણીઓ બધા કહે, શેઠાણી ઝાડુ આપો. હવે અમે કચરો આ રીતે કાઢીશું. તેઓ ઘણા કરગર્યા પણ શેઠાણી તો ઝાડૂ મૂકતા જ નથી. છેવટે શેઠ જમવા આવ્યા ને કહે શેઠાણી ! આ શું કરો છો ? આપ ઝાડૂ મૂકી દો. પણ શેઠાણી તો ઝાડૂ કાઢતા જાય ને બોલતા જાય. તે બોલતા બંધ થતા નથી ને ઝાડું મૂકતા નથી. શેઠ તો આશ્ચર્ય પામી ગયા. આ શું ? આને નક્કી કોઈ વળગાડ લાગે છે. શેઠે તો ચંડીપાઠ બેસાડયા. ભૂવા, જોગીઓને બોલાવ્યા, પણ શેઠાણી તો બધાને સાવરણી બતાવે ને એક જ વાત બોલ્યા કરે, દેખ, કચરો આ રીતે કઢાય. બધા થાકી ગયા. કોઈનો ઉપાય કામ આવ્યો નહિ. નારદજીને તો ખૂબ મઝા આવી. શેઠે આખો દિવસ પ્રયત્નો કર્યા પણ કાંઈ સફળતા મળી નહિ. તેથી નિરાશ થઈ ને બેસી ગયા. એમ કરતાં સૂર્યાસ્ત થયો કે શેઠાણીના હાથમાંથી ઝાડુ છૂટી ગયું ને તે નીચે બેસી ગયા. તેણે ભિખારીએ આપેલા વચનની વાત કરી. આવો હતો નારદજીનો કુતુહલપ્રિય સ્વભાવ. એમને આવા કૌતુક કરવા ને જોવા બહુ ગમતા હતા.

આવા નારદજી આકાશગામિની વિદ્યાના બળથી જળવાટ અને સ્થળવાટના નગરોમાં, કારીગરી થતી હોય તેવા પટ્ટણોમાં, વણિક લોકો વધુ રહેતા હોય તેવા નિગમોમાં, ગોવાળો વધુ રહેતા હોય તેવા સંનિવેશમાં, અને ઋષિઓ રહે તેવા આશ્રમોમાં યથેચ્છ રીતે ફરતા ફરતા અંતરિક્ષ માર્ગે હસ્તિનાપુર નગરમાં આવેલા પાંડુરાજાના મહેલમાં પધાર્યા.

**" तए णं से पांडुराया कच्छुल्ल नारयं एज्जमाणं पासइ पासित्ता पंचहिं पंडवेहिं कुंतीए य देवीए सद्धिं आसणाओ अब्भुट्ठेइ, अब्भुट्ठित्ता कच्छुल्ल नारयं सत्तट्ठपयाइं पच्चुगच्छइ । "**

ત્યારે પાંડુરાજાએ કચ્છુલ્લ નારદને આવતા જોયા ત્યારે જોઈને તેઓ પાંચે પાંડવો અને કુંતીની સાથે પોતાના આસન ઉપરથી ઊભા થઈ ગયા. ઊભા થઈને કચ્છુલ્લ નારદના સ્વાગત માટે સાત આઠ ડગલાં તેમના સામા ગયા. સામે જઇને ત્રણ વાર તેમને વંદન નમસ્કાર કર્યા. અને પછી તેમને પોતાના કરતાં મોટા માણસોને બેસવા યોગ્ય આસન ઉપર બેસવાની વિનંતી કરી. તે નારદજી દર્ભના આસન પર બેઠા. બધાએ તેમનો ખૂબ આદર સત્કાર કર્યો. ને પર્યુપાસના કરી. પાંડુરાજા, પાંચ પાંડવો અને કુંતાજીએ નારદજીને વંદન કર્યા પણ દ્રૌપદીએ વંદન ન કર્યા, આદર-સત્કાર ન કર્યો. દ્રૌપદીના લગ્ન થયા ત્યાં સુધી તે સમ્યક્ત્વ પામેલી ન હતી. જો તે સમ્યક્ત્વ પામેલી હોત તો કામદેવની પૂજા ન કરત અને એવી માંગણી ન કરત

કે મને સારો પતિ મળે ને તે સદા મારી આજ્ઞામાં રહે. મારો સંસાર સુખી બને. આવી ભોગની માંગણી ન કરત. જો તે સમ્યક્દૃષ્ટિ હોત તો, જીનેશ્વર ભગવાનને પ્રાર્થના કરત કે હે પ્રભુ ! હું સંસારની ધુંસરીમાં જોડાવા જઉં છું, પણ સંસારમાં પડવા છતાં જળકમળના ન્યાયે રહું. તેથી આ વાત પરથી જણાઈ આવે છે કે દ્રૌપદી લગ્ન સમય સુધી સમ્યક્ત્વ પામેલી ન હતી. લગ્ન પછી નારદજી તો ઘણા સમયે આવ્યા છે. તે વચ્ચેના ટાઈમમાં સમ્યક્ત્વ પામી ગઈ છે. સમ્યક્ત્વી આત્મા મિથ્યાત્વીનો આદર સત્કાર ન કરે. તે રીતે દ્રૌપદીએ નારદજીને આવતા જોઈને તેમને અસંયત, અવિરત, અપ્રત્યાખ્યાની અને પાપકર્મા જાણીને તેમનો આદર સત્કાર ન કર્યો. પાંચ પાંડવો મોક્ષગામી જીવો છે પણ તેમણે વ્યવહાર સાચવવા નારદજીનો આદર સત્કાર કર્યો. દ્રૌપદી આ વ્યવહારને જાણતી ન હતી.

કચ્છુલ્લ નારદે જોયું કે બધાએ મારો સત્કાર કર્યો પણ દ્રૌપદી ઊભી ન થઈ ને સત્કાર પણ ન કર્યો. તેથી નારદના મનમાં સંકલ્પ થયો કે કેવી આશ્ચર્યની વાત છે ! દ્રૌપદીએ પોતાના રૂપ–લાવણ્યથી પાંડવોની સાથે ભોગાસક્ત થઈને મારો આદર-સત્કાર ન કર્યો. તેથી હવે મને એ યોગ્ય લાગે છે કે ગમે તે રીતે દ્રૌપદીનું અહિત કરું. હવે નારદજી કેવું કાર્ય કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર**:–રૂક્ષ્મણીએ પોતાની હોંશિયારી બતાવવા માટે પોતે અજમાવેલો બધો પ્રપંચ કહી બતાવ્યો, તેથી કનકરથકુમારને ખૂબ ગુસ્સો આવ્યો ને બોલ્યો–

**રે હત્યારી કિયા અકારજ, દેકર જુઠા આળ,**
**ખેંચ ખડ્ગ ઉઠયો રંડી, તુઝે કર દૂં આજ હલાલ...શ્રોતા...**

ઓ હત્યારી ! તેં આવું અધમ કાર્ય કર્યું ! બિચારી નિર્દોષ ઋષિદત્તા પર ખોટું કલંક ચઢાવી તેને મારી નંખાવી ! તેં ૧૧ નિર્દોષ માણસોના ખૂન કરાવ્યા ! ઓ રંડી ! આ જ તો તને તલવારથી મારી નાંખીશ. કનકરથ કુમારનો અવાજ સાંભળીને ઋષિદત્ત કુમાર ત્યાં આવી પહોંચ્યો ને કુંવરે ઉગામેલી તલવાર તેના હાથમાંથી ઝૂંટવી લીધી ને કહ્યું. કુમાર ! તને આ શોભતું નથી. કનકરથ કહે–મિત્ર ! તું દૂર ખસી જા. તારા હાથમાં તલવાર છે તે મારી ડોક ઉપર ચલાવી દે. રૂક્ષ્મણીનો દોષ નથી. દોષ મારો છે. એ મારા રૂપમાં મુગ્ધ બની ત્યારે તેને આ કાર્ય કરવું પડયું ને ? ઋષિદત્ત યોગીએ તલવાર નીચે મૂકી દીધી.

કનકરથ કુમારનો શોક ઓછો થવાને બદલે વધી રહ્યો છે. તેના મનમાં એમ થાય છે કે આવી નિર્દોષ ઋષિદત્તાની ઘાત થવા દીધી ! એના પિતાનું એને પાળવાનું વચન પાળ્યું નહિ ! એક મહા પવિત્ર આત્મા આ જગત પરથી મારી નિર્બળતાએ ઊડી ગયો, તો હવે મારે જીવવું નકામું છે. બસ, એમ વિચાર કરીને તરત પોતાના માણસોને

કહે છે જાઓ, તમે નદી કિનારે લાકડાની ચિતા તૈયાર કરો. હું તેમાં અગ્નિસ્નાન કરીશ. કડક ફરમાન કર્યું એટલે માણસો તો ચિઠ્ઠીના ચાકર. એમને તો જવું જ પડે ને! નદી કિનારે જઈ લાકડાની મોટી ચિતા બનાવે છે, છતાં ઋષિદત્તા હજુ કાંઈ બોલતી નથી. તેને શું પતિને બળી મરવા દેવો છે? ના, એને અવસર જોવો છે. સમય વગર કાર્યની સિદ્ધિ થતી નથી. તેનામાં કેટલી ગંભીરતા ને દૂરદર્શીપણું છે. સમય વગર બોલવું એના કરતાં ધીરજ ધરવામાં લાભ છે. સમજે છે કે મારો પતિ ઠેઠ ચિતા ઉપર બેસી જાય તો પણ એમને ત્યાંથી ઊભા કરતાં શી વાર? જરા મારા મૂળ સ્વરૂપે દર્શન આપું એટલી વાર. તેઓ મારો નાશ થયેલો માને છે તેથી એમને બળવું છે. પણ મને જીવતી દેખે એટલે એ શું મરે ખરા? ના મરે. આ ભાવનાથી તે ગંભીર બની ધીરજ ધરી બેઠી બેઠી જોયા કરે છે.

ઋષિદત્તાનું ડહાપણ તો કેટલું? પોતે સામે જોયું કે રૂક્ષ્મણીએ પોતાનો પ્રપંચ ખુલ્લો કર્યો તેથી કનકરથ રાજકુમાર તેને ધમકાવી રહ્યો છે. અરે, તલવારથી રૂક્ષ્મણીનો નાશ કરવા તૈયાર થયો છે. આટલું નજરે જોવા છતાં તે પ્રગટ થતી નથી કે પ્રગટ થઈને રૂક્ષ્મણી પર તૂટી પડીને કહેતી નથી કે ઓ નાલાયક! તેં તો મને આ રીતે ભયંકર બદનામ કરી ઠેઠ મોતની સજા સુધી પહોંચાડી! ના, એ તો વિચારે છે કે એમ તૂટી પડવામાં શો લાભ? હમણાં બીજામાં માથું મારવું નથી એટલે ધીરજ ધરીને ઊભી હતી. એને એટલો સંતોષ થયો કે મારું કલંક તો ઊતરી ગયું. પતિના મનમાં કદાચ મારા માટે હત્યારીપણાની સ્હેજ પણ શંકા હશે તો તે નીકળી ગઈ. બાકી આ એક મારા કર્મનું વાદળ આવેલું તે વીખરાઈ ગયું. મારે તો મારી જાતનું જોવાનું; રૂક્ષ્મણીની હલકાઈ જોવાનું મારે શું કામ છે? એની હલકાઈ પર તૂટી પડવાની શી જરૂર છે!

**"કનકરથ કુમારની અગ્નિસ્નાન માટેની તૈયારી":**–કનકરથ કુમાર અગ્નિસ્નાન કરવા માટે ચાલ્યો. તેના મનમાં એ કલ્પાંત છે કે હે ઋષિદત્તા! મેં મૂર્ખે તારી રક્ષા ન કરી? તું જતાં હું કેમ જીવી શકું? કુમારનો પરિવાર તેને રોકવા ઘણો પ્રયત્ન કરે છે ને કહે છે કુમાર! અમે તને અહીં પરણવા માટે લાવ્યા છીએ. અગ્નિસ્નાન કરીને તમને મૂકી જવા નથી લાવ્યા. અમે બાપુજીને શો જવાબ આપીશું? તે સમયે આવા વાહનો કે તાર ટેલીફોન ન હતા કે રાજાને ઝટ સંદેશો મોકલાવે.

આ વાતની ગામમાં જાણ થતાં આખા ગામમાં હાહાકાર વર્તી ગયો છે. રૂક્ષ્મણીના માતાપિતાને આ વાતની ખબર પડી એટલે તે ઝટપટ દોડી આવ્યા ને કનકરથના ચરણમાં પડીને કહે છે જમાઈરાજ! આપને આ ન શોભે, હજુ તો રાત્રે પરણ્યા ને સવારે અગ્નિસ્નાન કરવા તૈયાર થયા છો? નવપરિણિત રૂક્ષ્મણીનું શું થશે? કુમાર શાથી બળવા તૈયાર થયા છે એની કોઈને સાચી ખબર નથી, પરંતુ બધાએ એમ

અનુમાન કર્યું કે કુમાર રૂક્ષ્મણીને પરણ્યો એટલે એને રુષિદત્તાનો ઘા તાજો થયો છે તેથી તે અગ્નિસ્નાન કરવા ઉઠયો છે. કુમારે કોઈને વાત કરી નથી, એટલે રાજા કહે છે કુમાર! એક અબળા જેવું આ કાયરતાનું કામ કરાય? આ તમને શોભે? હવે તમે રુષિદત્તાને ભૂલી જાઓ. પરંતુ કુમાર કેવી રીતે ભૂલી શકે? માણસની ઉત્તમતા એના મર્યા પછી વધુ યાદ આવે છે. તેથી રુષિદત્તાની એ ઉત્તમતાને કેવી રીતે ભૂલી શકે? રાજાના કહેવાથી પણ કુમાર રોકાતો નથી. છતાં રુષિદત્તા ઠંડા કલેજે બેઠી છે. શું એને પતિ પર ગુસ્સો છે? શું એને મરવા દેવો છે? ના, તો શાંત શા માટે બેઠી છે? હજુ એ સમય નથી જોતી.

કનકરથ રાજકુમારના માણસો અસહાય, અશરણ જેવા બની ગયા છે કે હાય! આ અમારા માનવંતા ગુણવાન કુમાર ચિતામાં બળી મરવા જાય છે. એમને રોકવા માટે કોઈ જ સમર્થ નથી. હવે તે માણસો કુમારને બચાવવાનો કેવો રસ્તો શોધશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૩

આસો વદ ૮ ને બુધવાર તા. ૬-૧૧-૭૪

જ્ઞાતાજી સૂત્રમાં દ્રૌપદીનો અધિકાર ચાલે છે. દ્રૌપદી સમકિતી હોવાના કારણે નારદજીને અવિરતિ, અસંયતિ, અપ્રત્યાખ્યાની જાણીને વંદન ન કર્યા. તેમની પર્યુપાસના ન કરી કે આસન પરથી ઊભી પણ ન થઈ. જે આત્મા સમ્યગ્દૃષ્ટિ છે તેને દેવ અરિહંત, ગુરૂ નિર્ગ્રંથ અને કેવળી પ્રરૂપિત ધર્મ આ ત્રણ તત્ત્વો સિવાય બીજે કયાંય શ્રદ્ધા ન હોય. સમ્યક્ત્વનો અર્થ છે નિર્મળ દૃષ્ટિ, સાચી શ્રદ્ધા અને સાચું લક્ષ્ય. સમ્યક્ત્વ મુક્તિ-મહેલનું પ્રથમ સોપાન છે. જ્યાં સુધી સમ્યક્ત્વ નથી આવ્યું ત્યાં સુધી સમસ્ત જ્ઞાન અને સમસ્ત ચારિત્ર મિથ્યા છે. જેવી રીતે એકડા વિનાના મીંડાથી કોઈ સંખ્યા નથી બનતી તેમ સમ્યક્ત્વ વિના જ્ઞાન અને ચારિત્રનો કોઈ ઉપયોગ નથી. તે એકડા વિનાના મીંડાની માફક નિષ્ફળ છે. જ્ઞાન-ચારિત્રની આગળ જો સમ્યક્ત્વરૂપી એકડો થઈ જાય તો જ્ઞાન-ચારિત્રની કિંમત અનેકગણી થઈ જાય છે. તેથી તે જ્ઞાન-ચારિત્ર મોક્ષના સાધક હોય છે. મોક્ષ માટે સમ્યક્દર્શનની સૌથી પ્રથમ અપેક્ષા રહે છે. સમ્યક્દર્શનથી જ્ઞાન-ચારિત્ર સમ્યક્ બની જાય છે. ભગવાન ઉત્તરાધ્યયન સૂત્રમાં બોલ્યા છે કે:-

नादंसणीस्स नाणं नाणेण विना न हुन्ति चरणगुणा ।
अगुणीस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥ ઉત્ત. સૂ. અ. ૨૮ ગાથા ૩૦

સમ્યક્‌દર્શન વિનાનું જ્ઞાન એ સાચું જ્ઞાન નથી. જ્ઞાન વિના ચારિત્ર–ગુણની પ્રાપ્તિ થતી નથી. ચારિત્ર ગુણથી રહિત જીવની મુક્તિ નથી અને મુક્તિ વિના નિર્વાણ નથી. જીવને એકવાર સમ્યક્ત્વ સ્પર્શી જાય ને પછી વમી જાય તો પણ અર્ધપુદ્ગલ પરાવર્તનકાળે તો અવશ્ય મોક્ષમાં જાય છે. સમ્યક્ત્વપૂર્વકની અલ્પ કરણી અનંત કર્મોની નિર્જરા કરાવે છે. સમ્યક્ત્વ વગરની કરણીથી અકામ નિર્જરા થાય છે, સકામ નિર્જરા નથી થતી. એ ક્રિયા મોક્ષે લઈ જતી નથી. સમ્યક્‌દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિનું સ્વરૂપ સમજાવવા માટે જ્ઞાનીઓએ એક ન્યાય આપ્યો છે.

ઉદયસેન નામના રાજાને વીરસેન અને શૂરસેન નામના બે દીકરા હતા. બંને ખૂબ વિચક્ષણ અને હોંશિયાર હતા. વીરસેનકુમાર જન્મથી અંધ હતો. તેથી તે ગીત-કલા આદિ કલાઓ શીખ્યો. શૂરસેન ધનુર્વિદ્યા શીખ્યો ને તેમાં ખૂબ પારંગત થયો. ગામમાં તેની કીર્તિ ફેલાવા લાગી. આ સાંભળીને વીરસેને પોતાના પિતાને કહ્યું, કે મારે પણ ધનુર્વિદ્યા શીખવી છે. તેની ખૂબ ઈચ્છા હોવાથી તેને રાજાએ ધનુર્વિદ્યા શીખવાની આજ્ઞા આપી. સારા શિક્ષક અને પોતાની તીવ્ર બુદ્ધિના કારણે તે શબ્દવેધી બન્યો. એટલે જે દિશામાંથી અવાજ આવે તે દિશામાં પોતે બાણ ચલાવે. એક વખત આ રાજા પર કોઈ શત્રુ ચઢી આવ્યો ત્યારે વીરસેને પિતા પાસે યુદ્ધમાં જવાની આજ્ઞા માંગી. પિતાએ તથા નાના ભાઇએ ના પાડી. ભાઈ તું રહેવા દે. તું યુદ્ધમાં જઇને શું કરીશ ? પરંતુ વીરસેન ન માન્યો અને રાજાની આજ્ઞા લઈને તે શત્રુ સૈન્યને જીતવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જે દિશામાંથી અવાજ આવે તે દિશામાં બાણ છોડે. શત્રુસૈન્યના અવાજ ઉપરથી ચક્ષુહીન વીરસેન શબ્દવેધી બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ઘણા માણસો મરાયા. શત્રુઓનો પરાજય નજીક દેખાયો. પરંતુ ગુપ્તચરો દ્વારા શત્રુરાજાને ખબર પડી કે આ શત્રુઓનો સેનાપતિ વીરસેન આંધળો છે. આપણા સૈન્યના અવાજ ઉપરથી એ બાણો મારે છે. એ શબ્દવેધી છે. માટે હવે લડતાં કોઈએ અવાજ કરવો નહિ. ચૂપચાપ લડાઇ કરવી. શત્રુપક્ષ મૌન થઈ ગયો. હવે અવાજ વિના વીરસેન બાણ કઈ દિશામાં મારે ? તેથી શત્રુઓનું બળ વધી ગયું અને વીરસેન પકડાઈ ગયો. જ્યારે લઘુ બંધુ શૂરસેનને આ વાતની ખબર પડી ત્યારે તે પિતાની આજ્ઞા લઈને યુદ્ધમાં ગયો અને તીક્ષ્ણ બાણવર્ષા દ્વારા, પોતાના બળ, પરાક્રમથી શત્રુઓને પરાજિત કરી વીરસેનને શત્રુના પંજામાંથી છોડાવી લાવ્યો. બંને રાજાના પુત્રો શૂરવીર અને બાણવિદ્યામાં હોંશિયાર હતા પણ વીરસેન આંખ વિનાનો હતો તેથી પકડાઈ ગયો અને યુદ્ધમાં જીત મેળવી શક્યો નહિ. આ રીતે

સમ્યક્દર્શન વિના જીવ આંધળો છે. વ્રત–નિયમ કરે, કુટુંબ, ધન અને ભોગોનો ત્યાગ કરે, શારીરિક અનેક કષ્ટો સહન કરે છતાં મિથ્યાદષ્ટિ સિદ્ધિ પ્રાપ્ત કરી શકતો નથી. જે રીતે અંધ વીરસેન કુમાર શત્રુસેનાને જીતવા અસમર્થ બન્યો તેમ મિથ્યાદષ્ટિ આત્મા મોક્ષ પ્રાપ્ત કરવામાં અસમર્થ છે. કર્મરૂપી સેનાને જીતવા માટે સમ્યક્ત્વ સહિત પુરૂષાર્થ કરવો જોઈએ, કારણ કે સમ્યક્દર્શન વિના કર્મોનો ક્ષય થઈ શકતો નથી.

સમ્યક્ત્વ આત્માનો સ્વાભાવિક ધર્મ છે, પરંતુ અનાદિકાળથી દર્શન મોહનીય કર્મના કારણથી આત્માનો ગુણ ઢંકાઈ ગયો છે. જેમ વાદળા દૂર થવાથી સૂર્યનો પ્રકાશ બહાર આવે છે તે રીતે જેમ દર્શન મોહનીય કર્મ દૂર થાય તેમ સમ્યક્ત્વનો ગુણ પ્રગટ થાય છે. સંસારના લક્ષે, યશકીર્તિના લક્ષે તો જીવે ઘણું કર્યું છે; પણ એ ભૌતિક સુખોના લક્ષમાં એણે આત્મલક્ષને વેચી નાંખ્યું છે. પૌષધ, સામાયિક, તપ આદિ ધાર્મિક ક્રિયાઓ કરીને ભૌતિક સુખની ઈચ્છાઓ કરશો નહિ. પણ નિષ્કામ ભાવે કરશો તો કલ્યાણ થશે. સમ્યક્ત્વ સહિત કરેલા તપ–જ્ઞાન અને ચારિત્ર સફળ થાય છે. માટે જીવનમાં ઝડપી લેવા જેવું, કે પુરૂષાર્થ કરીને પામવા જેવું હોય તો શું છે? સમ્યક્ત્વ. એવી આત્માને ચોટ લાગે ત્યારે સમ્યક્ત્વ પામવાનો પુરૂષાર્થ કરે.

દ્રૌપદીએ નારદજીને અવિરતિ જાણીને નમસ્કાર ન કર્યા, તેથી નારદજીના મનમાં માન આવી ગયું કે પાંડવો, પાંડુરાજા, કુંતાજી બધા નમસ્કાર કરે અને દ્રૌપદી મને નમસ્કાર કેમ ન કરે? અનાદિ કાળથી જીવ માન કષાયમાં પડી ગયો છે. મહારાજા ભોજની સભામાં ધનપાળ નામના એક વિદ્વાન કવિ હતા. રાજાને એમના પ્રત્યે ખૂબ માન હતું. આ ધનપાળ કવિએ ઘણા પરિશ્રમથી બાર વર્ષની મહેનતને અંતે એક સુંદર ગ્રંથ તૈયાર કર્યો હતો. તે ગ્રંથ લઈને કવિ ભોજરાજા પાસે ગયા. અને રાજાની સાંભળવાની ઈચ્છાથી કવિએ પ્રેમપૂર્વક રાજાની પાસે પોતાનો સુંદર ગ્રંથ વાંચી બતાવ્યો. આ ગ્રંથ સાંભળીને રાજાને ખૂબ આનંદ થયો. રાજાએ કવિને અભિનંદન આપતાં કહ્યું! કવિ તમારા ગ્રંથમાં જે મુખ્ય પાત્રનું નામ છે એ નામ કાઢીને એને ઠેકાણે મારું નામ લખો તો આપ માંગો તેટલું ધન આપને આપીશ. કવિ કહે મહારાજા! મારા ગ્રંથમાંનો એક અક્ષર પણ હવે ફરવાનો નથી. હું આ ગ્રંથ લખી શક્યો હોઉં તો એ મહાપુરૂષનો પ્રતાપ છે.

આ સાંભળતા રાજાને ગુસ્સો આવ્યો. પોતાના આશ્રયમાં રહેનાર કવિ ના પાડી જ કેમ શકે? રાજા આંખ ફેરવીને ગુસ્સામાં બોલ્યા. શું તમને મારા નામની કિંમત નથી? તમારે મારી આજ્ઞા માનવી જ પડશે. જો તું તારા ગ્રંથના પાત્રનું નામ ફેરવી મારું નામ નહિ લખે તો હું તને બતાવી દઈશ. મહારાજા! અતિશય ગુસ્સે થવાનું

કાંઈ કારણ નથી. આપ હવે શું કરવા માંગો છો તે કૃપા કરીને મને જણાવો. કવિ! હું તારા ગ્રંથને બાળી નાંખીશ. સમજ પડી? આટલું બોલી રાજા સિંહાસન ઉપરથી ઊભા થઈ ગયા. કવિ પોતાની સ્થિરતા ગુમાવતા નથી. રાજા ભોજ કહે, આપના ગ્રંથમાં જ્યાં ઋષભદેવ ભગવાનનું નામ છે તે નામને બદલે રાજા ભોજનું નામ લખો. પરંતુ કવિ પોતાની શ્રદ્ધાથી ચલિત ન થયા ને નામ બદલવા તૈયાર ન થયા. એટલે રાજા ભોજે કવિના હાથમાંથી ગ્રંથ ઝૂંટવી લીધો. બંધુઓ! તમારે આવો પ્રસંગ બને તો શું કરો? રાજા તુષમાન થઈ જાય ને મોં માંગ્યું ધન મળતું હોય તો શું વિચાર કરો? ભગવાનનું નામ મારા હૈયામાં તો છે જ ને? પુસ્તકમાં નામ બદલવાથી શું? આ ધનપાળ કવિ સાધારણ સ્થિતિના હતા છતાં ધનનો લોભ ન કર્યો અને પ્રભુનું નામ ગ્રંથમાંથી ન બદલ્યું. ક્યાં મારા ભગવાન ને ક્યાં રાજા ભોજ! કેવી રીતે નામ બદલાય? રાજાએ ગ્રંથ ઝુંટવી લીધો એટલે કવિની આંખમાં આંસુ આવી ગયા ને પોતે ત્યાંથી ચાલ્યા ગયા.

ધનપાળ કવિ પોતાના ઘેર આવ્યા પરંતુ તમામ શક્તિ જાણે જતી રહી હતી. એનું હૃદય દુઃખથી ભરાઈ ગયું. લથડતા પગે આસન પર બેઠા. બાર વર્ષના સતત પરિશ્રમ પછી પોતાનું નામ રહી જાય એવો ગ્રંથ તૈયાર કર્યો હતો. રાજા એને જરૂર અગ્નિમાં બાળી મૂકશે. હવે શું થાય? હે પ્રભુ! આ દુઃખ તો સહન થાય તેવું નથી. મારી સંપત્તિ લૂંટાઈ ગઈ. હું નિરાધાર બની ગયો. કવિનું હૃદય રડી ઉઠયું ને આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. આ સમયે કવિની પુત્રી તિલકમંજરી આવી પહોંચી. તેણે પિતાને એકદમ ગમગીન ને આંખમાં આંસુ જોયા. તે બોલી: અરે પિતાજી! તમારી આંખમાં આંસુ! આ શું થયું? શું છે? આપને આટલા વર્ષોમાં કોઈ દિવસ ઉદાસ જોયા નથી કે આંખો આંસુભીની જોઈ નથી. અને આજે આ શું? કવિ કંઈ બોલી શકતા નથી. પુત્રીએ ખૂબ પૂછ્યું ત્યારે કહ્યું, બેટા! હું લૂંટાઈ ગયો, પાયમાલ થઈ ગયો. મારી બાર વર્ષની મહેનત પાણીમાં ગઈ. રાજાએ મારો ગ્રંથ ઝુંટવી લીધો. શા માટે? કવિએ દુઃખી હૃદયે બધી વાત કરી.

તિલકમંજરી કહે પિતાજી! આપને મોં માગ્યું ધન મળવાનું હતું. છતાં એ ધનને લાત મારી ભગવાનનું નામ અમર રાખ્યું અને નામ ન બદલ્યું. આ તો કેટલું સુંદર કાર્ય કર્યું? આપે ખુશી થવાની વાત કરી. તમે કંઇ ગુમાવ્યું નથી પણ ઘણું મેળવ્યું છે. એમાં રડવા જેવું શું છે? એમાં દુઃખી થવાનું કંઈ કારણ નથી. પિતાજી! આપણને અમર કીર્તિ અપાવે એવો ગ્રંથ રાજા લઈ લે અને એને બાળી મૂકે તેથી દુઃખ થાય છતાં એ દુઃખ કરતાં આપની ભગવાન પ્રત્યેની અખુટ શ્રદ્ધા જોઈને મારા દિલમાં અપૂર્વ આનંદ થયો છે. આપે ધનને લાત મારી પણ

ભગવાનને લાત મારી નથી. પિતાજી! તમે રાજાની આજ્ઞા માની નહિ ને ગૌરવ જાળવ્યું એ મને ખૂબ ગમ્યું. તમે તો ધર્મની કમાણી કરી છે. એમાં રડવાનું ન હોય! કવિ કહે એ વાત તો ખરી પણ એ ગ્રંથના દર્શન તો હવે થશે નહિ ને? પુત્રી કહે શા માટે ન થાય? કેવી રીતે થાય? આપણે એક જ પ્રત તૈયાર કરી હતી. અને તે તો રાજાએ કયારની અગ્નિને અર્પણ કરી દીધી હશે! તિલકમંજરી કહે–હું આપની ચિંતા મટાડી દઈશ. કવિ કહે–દીકરી! તું આખો ગ્રંથ લખી શકીશ? પિતાજી! કેમ ન લખી શકું? આપણે એ ગ્રંથ કેવી રીતે તૈયાર કર્યો હતો? કવિ કહે–હું તને લખાવતો હતો ને તું સુંદર અક્ષરથી ઝડપથી ઉતારી લેતી હતી. એવી રીતે આખો ગ્રંથ તૈયાર થયો હતો. બસ, પિતાજી! આપ ચિંતા ન કરો. આઠ દિવસમાં ગ્રંથ તૈયાર થઈ જશે. કવિ આ સાંભળી ખુબ આશ્ચર્ય પામી ગયા.

તિલકમંજરી કહે–આપે મને જે શિક્ષણ આપ્યું છે તે શું વ્યર્થ ગયું? જેની કીર્તિનો ડંકો ચારે બાજુ વાગી રહ્યો હોય એવા મહાકવિ ધનપાળની પુત્રી શું એવી મૂર્ખ છે કે એક વખત પોતાના હાથે ઉતારેલો ગ્રંથ એને યાદ ન આવે? બેટા! શું તને આખો ગ્રંથ મોઢે છે? આખો ગ્રંથ ફરીને લખી શકીશ? હે તાત! આપની પુત્રી ખરે વખતે પાણી નહિ બતાવે તો કયારે બતાવશે? કવિ ધનપાળને તો જાણે સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો. તિલકમંજરીએ પોતાની તીવ્ર સ્મરણશક્તિના બળે આખો ગ્રંથ અઠવાડીયામાં લખી દીધો. ધનપાળે જોયું કે સરસ્વતીના અવતાર જેવી પોતાની તેજસ્વી પુત્રી એક શબ્દની પણ ભૂલ કર્યા વગર આખો ગ્રંથ લખી શકી. તેથી પિતા અને પુત્રીને અનહદ આનંદ થયો. જાણે જીવનમાં નવજીવન મળ્યું ન હોય!

હવે આ બાજુ ધનપાળના ગયા પછી રાજાનો ગુસ્સો શાંત પડયો ને પોતાની ભૂલ સમજાઈ. કવિનું અપમાન કર્યા બદલ પસ્તાવો થયો. અગ્નિને અર્પણ કરવા લીધેલો ગ્રંથ એણે આદરપૂર્વક સુરક્ષિત સ્થાને મૂકી દીધો. પણ હવે કવિ શું કરે છે તે જાણવાની ઈચ્છાથી કંઈ બોલ્યા નહિ. પણ જયારે થોડા દિવસ પછી ખબર પડી કે કવિએ ગ્રંથની બીજી પ્રત તૈયાર કરી છે ને એમાં કવિની પુત્રી તિલકમંજરીનો મહત્વનો ફાળો છે ત્યારે રાજા માન છોડીને કવિને ઘેર ગયા. અને ગ્રંથ સહીસલામત છે એ વાત કરી. કવિ ધનપાળે રાજાનો ખૂબ સત્કાર–સન્માન કરીને કહ્યું–મહારાજા! આપની પાસે જે ગ્રંથ છે તે હવે આપના પુસ્તક ભંડારમાં રાખશો. માત્ર મેં એનું નામ ફેરવ્યું છે. એટલે એટલો ફેરફાર કરાવી લેશો. રાજાએ આનંદપૂર્વક કહ્યું–જરૂર. આપે કયું નામ પસંદ કર્યું છે? કવિ કહે–"**તિલકમંજરી.**" એ તો આપની વિદુષી પુત્રીનું નામ. હા, એ જ નામથી હવે ગ્રંથ ઓળખાશે. મારી પુત્રીની કૃપાથી જ મારું પરમધન નષ્ટ થતું બચી ગયું છે. એટલું બોલતાં

મળી. કુંવરની સેવામાં એક દાસ હતો. તે પડછાયાની માફક સાથે રહેતો. એક વાર આ નોકર કુંવરને બોલાવવા માટે નાચે છે, કૂદે છે પણ કુંવર તો કાંઈ બોલતો નથી. એટલામાં શું બન્યું ? એક મોર ટહુકયો ને મોર આઘોપાછો થાય તે પહેલાં તો એક કૂતરાએ આવીને તેના પર હુમલો કરીને મોરને બરાબર પકડયો. કુંવરની દૃષ્ટિ ત્યાં ગઈ. નોકરની દૃષ્ટિ ત્યાં નથી. આ દૃશ્ય જોતાં કુંવર કંપી ઉઠયો. તેનાથી આ દૃશ્ય જોવાયું નહિ એટલે તે એકદમ બોલી ગયો. અરે ! કુંવરનો 'અરે' કહેવાનો ભાવ એવો હતો કે હમણાં મોર મરી જશે. કુંવર નહોતો બોલતો ને અરે બોલ્યો એટલે નોકર ખુશ ખુશ થઈ ગયો. મને હવે મોં માંગ્યું ઈનામ મળશે. દાસે ઘેર આવી રાજાને વાત કરી. રાજાએ દાસની આ વાત સાંભળી કુંવરને બોલાવ્યો ને અનેક પ્રશ્નો કર્યા પણ કુંવર કાંઈ બોલતો નથી. રાજાના મનમાં થયું કે દાસ ઇનામની લાલચે જુઠું બોલતો લાગે છે. એટલે રાજાએ તેને ખૂબ માર મરાવ્યો. દાસ ચીસો ચીસ કરવા લાગ્યો. મારે ઈનામ નથી જોઇતું પણ મને આટલો માર ન મારો. આ દૃશ્ય કુંવર ન જોઈ શકયો એટલે તેના મુખમાંથી 'અરે' શબ્દ નીકળી ગયો. કુંવર અરે શબ્દ બોલ્યો એટલે સૌના દિલમાં આનંદ આનંદ થઇ ગયો. રાજાએ દાસને મારકૂટ બંધ કરાવી દીધી. કુંવર અરે શબ્દ બોલ્યો એટલે રાજાને દાસ પર વિશ્વાસ બેઠો કે ત્યારે કુંવર અરે શબ્દ બોલેલો. બધાના મનમાં થયું કે કુંવર અરે શબ્દ બોલ્યો તો હવે બીજું બોલશે.

રાજા કુંવરને બોલાવવા અનેક પ્રશ્નો પૂછે છે પણ કુંવર બોલતો નથી. છેવટે રાજા કુંવરના પગમાં પડીને કહે છે બેટા ! તું કેમ બોલતો નથી ? 'અરે' આટલો શબ્દ બોલીને કેમ અટકી જાય છે ? પછી કુંવર બોલ્યો પિતાજી ! મારા મૌનથી આપ બધા ખૂબ ચિંતાતુર છો અને મને બોલતો જોવામાં આપને આનંદ થાય છે એ હું જાણું છું, પરંતુ મારા મૌન પાછળ રહસ્ય સમાયેલું છે. ગત જન્મમાં મેં સાધુપણું લીધું હતું ત્યારે આત્મકલ્યાણ કરવા ક્રિયાઓ સાથે મૌન રાખ્યું હતું. એક દિવસ બોલવાનું મન થયું ને પછી બોલવા લાગ્યો. તેથી મારી તપશ્ચર્યા ને સાધના ધૂળમાં મળી ગઇ. ફરી જન્મતાં જ મેં નિશ્ચય કર્યો કે મારે આત્મ કલ્યાણ કરવું હોય તો અધૂરી સાધના પૂરી કરવા મૌન રાખવું. મારા આ નિર્ણયથી આપ બધાને ઘણું દુઃખ થયું છે તે બદલ ક્ષમા ચાહું છું. બોલવામાં ગુમાવાય છે પણ કંઇ મળતું નથી. હું ને નોકર ફરવા ગયેલા ત્યાં મોર પર કૂતરો એકદમ ત્રાટકયો ને તેનું મોઢું પકડયું. તે જોઇને મારાથી 'અરે' એટલું બોલાઈ ગયું. મારા દાસને ઈનામની આશા હતી તેથી તેણે આપને વાત કરી પણ ફરીને હું ન બોલ્યો તેથી દાસને જુઠ્ઠો ઠરાવી આટલો બધો માર મરાવ્યો. હું બોલ્યો તો આટલું બધું બોલવાનો સમય આવ્યો. દાસ બોલ્યો તો એને ફટકા પડયા. માટે મૌનમાં કલ્યાણ છે. આ જન્મ ભોગ માટે નથી પણ યોગ માટે છે. એમ કહીને પોતાની અધૂરી સાધના પૂર્ણ કરવા બધું છોડીને તે

નથી. કનકરથનું દિલ ઉમદા છે એટલે રૂક્ષ્મણીનું ભયંકર દુશ્ચરિત્ર ખબર પડવા છતાં એના પિતાને પણ કહેતો નથી. બધાના ખૂબ કહેવાથી યોગી કુમારની પાસે આવે છે.

**યોગીરાજ કનકરથને સમજાવે છે :** ઋષિદત્ત યોગી કુમાર પાસે આવીને કહે છે. આપે ગઈકાલે એક નિર્દોષ કુમારિકાનો હાથ પકડયો છે. શું આપ એના નવ-જીવનના પ્રથમ પ્રહરે વૈધવ્યનો ઉપહાર આપવા ઈચ્છો છો? મિત્ર! હું લાચાર છું. મને એ વાતનું ઘણું દુઃખ થાય છે. જેમ એક અપરાધ મારા હૈયાને વલોવી રહ્યો છે તેમ બીજો અપરાધ પણ મારા કલેજાને પીસી રહ્યો છે. મારા જેવા દંભી, જડ અને પશુ જેવા માનવીને જીવવાનો કોઈ અધિકાર નથી. આપની બહેન નિર્દોષ અને પવિત્ર હતી. મને એના શબ્દોમાં અખૂટ વિશ્વાસ હતો છતાં મારા પિતા સામે કોઈ વિરોધ ન કર્યો તેમ હું મારી પત્ની પાછળ તેના રક્ષણ માટે પણ ન ગયો! ઋષિદત્ત યોગી કહે છે કુમાર! શું એક મનોહર પત્નીની પાછળ મરવું યોગ્ય છે? તમે તો એક પૃથ્વીના સ્વામી છો. જયારે તમારી મૃત્યુ પામેલી ઋષિદત્તા તો સ્ત્રી કહેવાય. એની ખાતર શું તમારા જેવા પૃથ્વીપતિ મરે? એના પર તમને ગમે તેટલો પ્રેમ હોય પરંતુ તમે કયાં એની એકલીના માલિક છો? તમે તો આખી પ્રજાના માલિક એટલે તમારે તો ફક્ત એની સામે નહિ પણ આખી પ્રજા સામું જોવું જોઈએ. ઋષિદત્ત યોગી હજુ કનકરથને આગળ કેવી રીતે સમજાવશે ને અગ્નિ સ્નાનમાંથી બચાવી લેશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૪

આસો વદ ૯ને ગુરૂવાર તા. ૭-૧૧-૭૪

અનંતજ્ઞાની મહાપુરૂષોએ આત્મશાંતિનો માર્ગ બતાવેલ છે. નગરમાં દાંડી પીટાતી હોય ત્યારે આ શાની જાહેરાત છે તે જાણવા માટે જેવી ઉત્સુકતા રાખો છો તેવી જ ઉત્સુકતાથી ભગવાન મહાવીરે પીટાવેલી દાંડી પણ સાંભળો. વિશ્વવત્સલ ત્રિલોકીનાથની રોજ પ્રાર્થના કરો છો તેનો શો હેતુ છે? સમુદ્રયાત્રા કરનારને મધદરિયે પહોંચ્યા પછી વહાણને છોડવાનું કહે તો છોડી દેશે ખરો? નહિ જ. કારણ કે તમે બરાબર સમજો છો કે વહાણ છોડી દઈશ તો ડૂબી જઈશ અને સમુદ્રને પાર કરી શકીશ નહિ. સંસાર સમુદ્રને પાર કરવા માટે ભગવાનની પ્રાર્થના છે. ભક્ત ભગવાનને કહે છે, હે પ્રભુ! તારી પ્રાર્થના મારા જીવનમાંથી છૂટશે નહિ, ધનસંપત્તિ કે વિલાસ વૈભવ

ભલે છૂટી જાય, ધનસંપત્તિ વિના રહી શકીશ પણ તારા સ્મરણ વિના હું કદી રહી શકીશ નહિ. કારણ કે આ આખો લોક એકાંત દુઃખથી સળગી રહ્યો છે. આ સળગતા સંસારમાં તારું સ્મરણ જ સુખ આપનાર છે. તમને દાવાગ્નિમાંથી કોઈ બહાર કાઢે અને ઊંચકીને ભલે બહાર ફેંકી દે, તમને વાગી જાય છતાં પણ તમે તેનો ઉપકાર માનશો. શા માટે ? દાવાગ્નિમાંથી બળતા બહાર કાઢયા માટે. આંખમાં એક તણખલું પડયું હોય ને ખૂબ ખુંચતું હોય, સખ્ત વેદના થતી હોય ત્યારે તણખલું કાઢનારનો પણ ઉપકાર માનો છો. આ દ્રવ્ય દુઃખની વેદના હતી છતાં આપણે કહીએ છીએ કે એમનો ઘણો ઉપકાર છે. એમણે મારું દુઃખ મટાડયું. આ તો નિમિત્ત ને નૈમિત્તિક સંબંધ ભેગો થયો ત્યારે બધું બની શકે છે. જયારે જ્ઞાનીઓ કહે છે. જન્મ, જરા અને મરણના દાવાનળમાં લોકો બળી જળી રહ્યા છે, છતાં તેમને એ દાવાનળ દેખાતો નથી. તેનું કારણ અજ્ઞાનતા છે. અજ્ઞાનતા એટલી જોર કરી ગઈ છે કે સત્યનો ખ્યાલ આવતો નથી. જ્ઞાની કહે છે આ દાવાનળમાંથી બચવાને માટે જાગ, જાગ. આને માટે જ્ઞાનની અવશ્ય જરૂર છે.

આપણે દ્રૌપદીનો અધિકાર ચાલે છે. દ્રૌપદીએ નારદજીનો આદરસત્કાર ન કર્યો તેથી પોતાનું માન ઘવાયેલું જાણીને દ્રૌપદીનું અહિત કરવાની મનમાં ગાંઠ વાળીને પાંડુરાજાને કહીને પોતાની આકાશગામિની વિદ્યાના બળથી નારદ પૂર્વ દિશા ભણી મુખ કરીને ઉડવા લાગ્યા.

રાખનારા હતા. પ્રજાનું હમેંશા હિત ઇચ્છનારા હતા. તે પ્રજાના પિતા સમાન હતા. તેમની નગરીમાં કોઇ દુઃખી ન હતું. પ્રજા પર કોઇ ટેક્ષ કે કરવેરા ન હોતા. પ્રજા ખૂબ સુખી અને સંતોષી હતી. પદ્મનાભ રાજા પ્રજાના રક્ષક હતા પણ ભક્ષક ન હતા. એ રાજા મેરૂની જેમ અડગ, શૂરવીર અને પાપીઓને દંડ દેનારા હતા. જે રાજ્યમાં રાજા દયાળુ અને પાપીઓને દંડ દેનાર હોય છે તેની પ્રજા સુખી અને સમૃદ્ધ હોય છે. આ રાજ્યમાં કોઈ અજાણી ગરીબ વ્યક્તિ પરદેશથી આવી હોય ને રાજાને ખબર પડે તો રાજા તેને રહેવા માટે નાનું મકાન બાંધી આપતા અને ધંધો કરવા પોતાના ભંડારમાંથી મુડી પણ આપતા. આ સિવાય પોતાની પ્રજા સુખી છે કે દુઃખી તે જોવા માટે આ રાજા રાત્રે છૂપાવેશમાં નીકળતા. કોઇ દુઃખી માણસને જુએ તો બીજા દિવસે તેનું દુઃખ દૂર કરતા. આ રાજા પરદુઃખભંજન હતા. તેથી તેમની નગરીમાં કોઇ માણસ દુઃખી ન હતા. એમના રાજ્યમાં કોઈને દાન દેવું હોય તો ગરીબ, ભિખારીને શોધવા જવું પડતું. આજે આપણા દેશની શું સ્થિતિ છે! ટેકસ ને કરવેરાનો તો પાર નહિ. દાન દેનારા ઓછા ને માગનારા ઝાઝા છે. કોઈ દુઃખીની સંભાળ લેનાર નથી. આજના રાજાઓમાંથી સહાનુભૂતિ ને પરદુઃખભંજનની ભાવનાએ તો દેશવટો લીધો છે. જ્યારે આ પદ્મનાભ રાજા રાજસિંહાસન પર નહિ પરંતુ પ્રજાના હૃદય પર રાજ્ય કરતા હતા. તેમના રાજ્યમાં કોઈ ચોર, કોઈ લોભી, કોઈ વ્યભિચારી કે જુગારી ન હતા. તે પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી હતા. આનું નામ રાજા કહેવાય. પરંતુ જે રાજા પ્રજાના લોહી ચુસીને પોતાના ભંડાર ભરતા હોય અને પોતાના સુખને માટે પ્રજાના સુખની પરવા ન કરતા હોય, અન્યાય, જુલ્મ ગુજારતા હોય તે પ્રજાના રક્ષક નથી પણ ભક્ષક છે. (અહીં પૂ. મહાસતીજીએ ધારાનગરીના યાદુરાવ રાજાનું દૃષ્ટાંત આપ્યું હતું. તેનો સાર નીચે પ્રમાણે છે.)

યાદુરાવ રાજા બિમાર પડે છે. લોભીઆ, સ્વાર્થી જોષીઓએ તેમને કહ્યું કે ૯૦૯ નવદંપતિઓને ઘાણીમાં પીલાવી તેમનું લોહી એકઠું કરીને તેમાં સ્નાન કરો તો તમારો રોગ મટશે. તેથી ૯૦૯ નવદંપતિઓને રાજાએ જેલમાં પૂર્યા. ત્રણ દિવસ બાદ તેમને પીલવાના હતા. જેલના એક ચોકીદાર શેરસિંહને દયા ઉત્પન્ન થઇ ને બધાને રાતના છોડી મૂકયા ને કહ્યું. તમે જંગલમાં જતા રહો, પછી રાજાને ખબર પડે છે તેથી શેરસિંહને પીલવાનો ઓર્ડર આપે છે. શેરસિંહે પોતે ૧૮૧૮ જીવોને અભયદાન આપ્યું છે. તેથી તેને પોતાના મૃત્યુનો ડર નથી. તે આનંદપૂર્વક હસતે મુખડે પીલાવા જાય છે. જ્યાં શેરસિંહને પીલવા જાય છે ત્યાં ઘાણી ફરતી નથી ને ખબર આવે છે કે રાજાની રાણી બેભાન થઇ ગયા છે, કોઈ હિસાબે તેમને ભાન આવતું નથી. છેવટે લોકો કહે છે મહારાજા! પવિત્ર માણસને પીલવા તૈયાર થયા છો તેનું આ ફળ છે. પછી શેરસિંહ આવે છે ને રાણીને ભાનમાં લાવે છે. પછી રાજાને અભયદાનનો મહિમા

સમજાવે છે. ને બીજા જીવોનો વધ કરવાથી કેવું પરિણામ આવે છે તે સમજાવે છે. રાજાની આંખ ઉઘડી જાય છે. ને રાજા ન્યાયી, પ્રજા પ્રેમી અને અભયદાતા બની જાય છે. તમને બુદ્ધિ, બળ, કળા મળ્યાં હોય તો બીજાનું ભલું કરતાં શીખજો. પરદુઃખ-ભંજન બનજો.

આપે ઘણી વાર સાંભળ્યું છે કે પિતાના સુખ ખાતર ગાંગેયે ભીષ્મ પ્રતિજ્ઞા લીધી. યાવજ્જીવન બ્રહ્મચર્ય સ્વીકાર્યું, તેથી તેમને સૌ ભીષ્મ પિતામહ કહે છે. આવી વાત શ્રવણના જીવનમાં બની છે. શ્રવણ ગુરૂકુળમાં ભણવા ગયેલો ત્યારે તેના માતા પિતા અંધ ન હતા. પણ ઘરડા તો હતા. એટલે શ્રવણ ગુરૂને કહે છે ગુરૂદેવ! મને થોડા સમયમાં વિદ્યાભ્યાસ કરાવી દો. મારા માતા પિતા ઘરડાં છે, મારે જલ્દી એમની સેવામાં પહોંચવું છે. શ્રવણની માતા પિતા પ્રત્યેની ભક્તિ અને સેવા કરવાનો તલસાટ જોઈને બહુ અલ્પ દિવસમાં જ્ઞાન આપીને આશીર્વાદ આપીને કહ્યું, જા બેટા! હવે તારે ભણવાની જરૂર નથી. તું ખુશીથી જા ને મા-બાપની સેવા કર, એમના આશીર્વાદથી તારામાં સદ્‌વિદ્યા પ્રગટશે ને તારું નામ અમર બનશે. લોકો યાત્રા કરવા માટે તીર્થે તીર્થે ફરે છે, પણ સાચું ને પહેલું તીર્થ મા બાપ છે. **માતૃ દેવો ભવઃ પિતૃ દેવો ભવઃ!** માતા પિતા એ પ્રથમ તીર્થ છે. ગુરૂના આશીર્વાદ મેળવીને શ્રવણ ઘેર ગયો.

શ્રવણે ઘેર આવી પિતાને વંદન કરી ક્ષેમ કુશળતાના સમાચાર પૂછ્યા. પિતા કહે. કોણ? બેટા તું શ્રવણ! તું આવ્યો? મારા આંખોના તેજ ચાલ્યા ગયા છે. પછી શ્રવણ માતાને પગે પડયો. માતા દીકરાનો અવાજ ઓળખીને કહે છે. બેટા! આવ. મારા નેત્રોમાંથી રોશની ચાલી ગઈ છે. આ અભાગી માતા તારૂં મુખ જોઈ શકતી નથી. હે માતા પિતા! આપની ચર્મચક્ષુના તેજ બુઝાઈ ગયા છે. આ તો બાહ્ય આંખ ગઈ છે. તેને આપ ના રડો. આપના અંતરચક્ષુ સદા ખુલ્લાં રાખજો. અંતર-ચક્ષુથી આપને ભગવાનના દર્શન થશે. માતા-પિતા કહે, તું તો શાણો ને વિવેકી છે. માતા પિતાની ભક્તિ તારા અંતરમાં વસી ગઈ છે પણ અમે તારો વિકાસ અટકાવ્યો ને ભણતર છોડી ગુરૂકુળમાંથી તારે અમારી સેવા કરવા માટે આવવું પડયું.

શ્રવણ કહે, ઓ લાડીલા માતા પિતા! માતાપિતાની સેવા કરવી એ તો સંતા-નોનો ધર્મ છે. મારો વિકાસ તો આપની સેવા કરવાથી થશે. મારા કેટલા અહોભાગ્ય કે માતાપિતાની સેવા કરવાનું ભાગ્ય મને મળ્યું!! માતા કહે દીકરા, તેં મારી કૂંખને ઉજાળી છે. તું આંધળાની લાકડી બનીને કષ્ટો વેઠીને પણ માતા પિતાની સેવા પૂરી બજાવીશ એવો મને દૃઢ વિશ્વાસ છે. પરંતુ થોડા દિવસ સુધી આંખો સારી રહી હોત તો મને અપૂર્વ આનંદ થાત. શ્રવણ કહે માતા! તારે કંઈ જોવાનું બાકી રહી ગયું છે કે શું? હા દીકરા. મારા દીકરાની રૂપાળી વહુનું મુખ જોવાનું રહી ગયું.

થોડા દિવસ આંખની રોશની ટકી હોત તો હું તને પરણાવીને વહુ લઈ આવત. અને એના મુખને જોઈને હું શાંતિ અનુભવત. પણ એ સુખ મારા ભાગ્યમાં નહિ હોય. હે માતા! દીકરાની વહુ આવે ક્યારે? દીકરો પરણે ત્યારે ને? પણ દીકરો પરણે નહિ તો વહુ ક્યાંથી આવે? અને વહુ આવે નહિ એટલે એના મુખને જોવાનો પ્રશ્ન રહે ક્યાંથી? દીકરા: આ તું શું બોલે છે? શું તું લગ્ન કરવાનો નથી? ના. પિતાજી. મારે એવી પ્રતિજ્ઞા છે. આવી પ્રતિજ્ઞા લેવાનું કારણ શું! માતાપિતાની સેવામાં ખામી ન આવે. આ મારી પ્રતિજ્ઞા આજકાલની નથી પણ હું ઘણો નાનો હતો ત્યારથી લગ્ન નહિ કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. માતા કહે શ્રવણ! તું મનુષ્ય નથી પણ દેવ છે. હે પ્યારા માતા-પિતા! આપ એવું ન બોલો. આપ દેવ સ્વરૂપ છો. તેથી આપની તન મન ધનથી સેવા કરવાનું મેં વ્રત લીધું. મારો કહેવાનો આશય એ છે કે શ્રવણે માતા પિતા માટે કેટલું છોડયું! આનું નામ માનવતા!!

પદ્મનાભ રાજાના જીવનમાં માનવતાની મીઠી મ્હેંક હતી. શાસ્ત્રકાર બતાવે છે કે તે રાજા "महया हिमवंत वण्णओ" મહા હિમવંત પર્વતની જેમ અડોલ હતો. કોઇથી પરાભવ પામે તેવો ન હતો. તેમજ બીજા રાજાઓ કરતા વૈભવથી અને ઐશ્વર્યથી ચઢિયાતો હતો. તેનામાં ગુણો પણ અનેક હતા. તેમના રાજ્યમાં પ્રજા ખૂબ આનંદ અને સુખ પૂર્વક દિવસો પસાર કરે છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર**—રુષિદત્ત યોગી કનકરથને સમજાવતા આગળ કહે છે કે આપ મને અહીં લઈ આવ્યા ત્યારે વચન આપ્યું હતું તે યાદ છે ને? પાછા વળતાં હું તમને આશ્રમે પહોંચાડી દઇશ. તો એ વચનનું પાલન કર્યા વિના શું અહીં મને અસ્થાને મૂકીને પરલોક ચાલ્યા જવું છે! કુમાર કહે માફ કરો, હું લાચાર બન્યો છું. ગુણીયલ પત્નીના વિરહનું દુઃખ મારા માટે એટલું અસહ્ય બની ગયું છે કે મારે તમને અહીં મૂકીને મરવું પડે છે. તમને મારા માણસો તમારા આશ્રમમાં પહોંચાડી દેશે. આટલી મારી ન્યૂનતાને ક્ષમા કરજો. ઋષિદત્ત કહે, એ તો ઠીક છે. કહેવાની વસ્તુ છે. બાકી હું તો એકલો પણ જઈ શકું છું. પરંતુ કુમાર! હું તમને પૂછું કે તમે ઋષિદત્તા માટે અગ્નિસ્નાન કરવા તૈયાર થયા છો તો અગ્નિસ્નાન કરવાથી પરલોકમાં ઋષિદત્તા તમને મળશે ખરી? આપ કદાચ માનતા હો કે મને આમ કરવાથી ઋષિદત્તા મળશે તો એ માનવું તમારું ખોટું છે. તમારો આ પ્રયત્ન નકામો છે. કારણ કે જીવોની પરલોક ગતિ ભિન્ન ભિન્ન હોય છે. મરીને કોઈક ક્યાં જાય ને બીજો વળી બીજે જાય. જીવોને પરલોકની ગતિ નક્કી કરાવી આપનારા કર્મ નિરાળા હોય છે. એ કર્મ ઊભા કરનાર કૃત્ય અને દિલના ભાવ જુદા હોય છે. પછી એક

સરખી ગતિ કયાંથી થાય? તમારી પત્ની એના કૃત્યો પ્રમાણે કઈ ગતિમાં ચાલી ગઈ હોય ને તમે તમારા જીવન કૃત્યથી કઈ ગતિમાં જશો. ત્યાં તમે કયાં એને મળી શકવાના છો? તમે એને મળવા માટે મરો પણ એ મળવાની નથી. તો પછી આમ તમારો મરવાનો પ્રયત્ન શું ફોગટ નથી? માટે કુમાર! મરીને તમે એને ભેગા થવાની કલ્પના કરો છો તે ખોટી છે. ભેગા થવાનું તો હજુ તમે જીવતા હો તો કદાચ બની શકે. જીવતો નર ભદ્રા પામે. એ ન્યાયથી જીવતા હશો તો કયાંકથી એનો સમાગમ મળવા સંભવ રહે. તો તે સંભાવના તમારે આમ મરીને ખત્મ કરવી છે? કુમાર આ સમાગમનો સંભવ સાંભળી ચમકી ઉઠયો ને બોલ્યો–શું હું જીવતો રહીશ તો મને ઋષિદત્તા મળશે ખરી? યોગીરાજ! તમે મને અગ્નિસ્નાનથી બચવા માટે તો આમ નથી કહેતા ને? આમ કહીને મને શું આશાના દોરે લટકાવી રહ્યા છો? એ તો રાજેમતી ને નેમનાથ ભાગ્યશાળી કે પૂર્વ ભવોમાં જીવતા સાથે રહ્યા ને મર્યા પછી પણ સાથે થયા. બાકી મરી ગયેલા જીવો શું અહીં આવીને ભેગા થાય ખરા? તેમ જે ઋષિદત્તા મરી ગઈ છે તે શું પાછી અહીં આવીને મને જીવતી મળે ખરી?

ઋષિદત્ત યોગી કહે–આપને મારા બહેનના મૃત્યુની ચોક્કસ ખાત્રી થએલી છે? કુમાર કહે–હા. જે મારાઓ આપની બહેનની સાથે મોકલ્યા હતા તે મારાઓએ આવીને મહારાજાને વધ કર્યાની વાત કરી હતી. કુમાર! આપે એ વાત સત્ય કેમ માની લીધી? યોગીરાજ! એ વાત સત્ય છે કે ઋષિદત્તાનો વધ થયો છે. યોગીરાજ કહે-કુમાર! સંભવ છે કે મારાઓ દયા ખાઇને મારી બહેનને જીવતી મૂકીને ચાલ્યા ગયા હોય અથવા એવું પણ બને કે મારાઓ પાસેથી બીજા કોઈ વનવાસીઓ ઉઠાવી પણ ગયા હોય! કુમારને આ શબ્દોથી શંકા પડી કે ઋષિદત્તા મરી નહિ હોય! અને આ યોગીરાજે એને કયાંક જોઈ હશે, નહિતર એ ફરીથી મળવાનો યોગ કેમ સૂચવે? કુમાર યોગીરાજને નમસ્કાર કરીને કહે છે....તો તો ભગવન્! જો એમ જ હોય તો એનો અર્થ એમ લાગે છે કે ઋષિદત્તા ખરેખર મરી નથી ને આપે એને કયાંક જોઈ છે. અગર સાંભળી છે. માટે મહેરબાની કરો. તમે ગમે ત્યાં એને જીવતી જોયેલી કે સાંભળેલી હોય ત્યાંથી મને જલ્દી બતાવો. આટલી મારા પર કૃપા કરો. જીવનભર હું તમારો ઉપકાર નહિ ભૂલું. આપ બતાવો કે અત્યારે એ કયાં છે?

એક વખતના પ્રસંગમાં આ પદ્મનાભ રાજા પોતાના અંતેઉરમાં ૭૦૦ રાણીઓથી ઘેરાઈને સિંહાસને બેઠા હતા. આનંદ કિલ્લોલ કરી રહ્યા હતા અને સંસારની વાતો કરી રહ્યા હતા. સંસારી જીવોને સંસારની વાતો ગમતી હોય છે. તે વાતોમાં ખુબ રસ હોય છે. જીવને ધર્મની વાતો સાંભળતા ઊંઘ આવે અને સંસારની વાતોમાં રાતની રાતો પસાર થઈ જાય તો પણ ઊંઘ ન આવે. જ્ઞાની કહે છે તમે સંસારમાં ચાહે વહેપારની વાત કરો, રાજ્યની વાત કરો કે બીજી કોઈ વ્યવહારની વાત કરો તે બધી વિકથા છે. ભગવાને ચાર વિકથા બતાવી છે. સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા અને રાજકથા. સંસારના તમામ વ્યવહારની વાતો આ ચાર વિકથામાં આવી જાય છે. વિકથા કરવાથી જીવ નવા કર્મોનું બંધન કરે છે. અનાદિકાળથી જીવની વાસના વિકથાની છે પરંતુ હવે વિકથા છોડી ધર્મકથા કરતા શીખો. જ્ઞાની પુરૂષોએ વિકથાને સારી નથી કહી પરંતુ ધર્મકથાને સારી અને શ્રેષ્ઠ કહી છે. મહાનપુરૂષોના જીવન વાંચવા, તેમના જીવનના રહસ્યો સમજવા, એમણે જીવનમાં શું શું કર્યું, કેવી સાધના કરી ઈત્યાદિ કથા કરવી એ ધર્મકથા છે. ધર્મકથા કરવાથી જીવ કર્મોની નિર્જરા કરે છે. એ મહાન પુરૂષોના ગુણો પોતાના જીવનમાં ઉતારવા માટે એ પ્રયત્ન કરે છે, માટે કથા કરવી હોય તો ધર્મકથા કરો. ગૌતમસ્વામીએ પ્રશ્ન કર્યો....

धम्म कहाए णं भंते जीवे किं जणयइ ? धम्म कहाएणं निज्जरं जणयइ धम्म कहा ए णं पवयणं पभावेइ । पवयण पभावेणं जीवे आगमिस्सि भद्दत्ताए कम्मं निबन्धई । ઉત્ત. સૂ. અ. ૨૯

હે પ્રભુ! ધર્મકથા કરવાથી જીવને શો લાભ થાય છે? પ્રભુએ કહ્યું: ધર્મકથા કરવાથી કર્મોની નિર્જરા થાય છે. અને પ્રવચનની પ્રભાવના થાય છે. પ્રવચન પ્રભાવનાથી જીવ ભવિષ્યકાળમાં શુભ કર્મોનો બંધ કરે છે.

પદ્મનાભ રાજા રાણીઓની સાથે સંસારની વાતો કરી રહ્યા છે. ભોગમાં પડેલા ભોગની વતો કરે અને ત્યાગી પુરૂષો ત્યાગની વાતો કરે. અનંતકાળથી જીવ ભોગનો ભિખારી બનીને સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. અને ભોગની વૃત્તિઓને જીતી શકયો નથી. કામવાસનાની કારમી રિટંબણા છે. સંસારના અનંત પ્રવાસોમાં દુઃખો ભોગવ્યા અને દેવ તેમજ મનુષ્યના ભવમાં સુખો પણ ભોગવ્યા. ધર્મની આરાધનની સામગ્રીવાળા દુર્લભ અને કિંમતી માનવ ભવની પ્રાપ્તિ થવા છતાં ભૌતિક સુખની આશાને સફળ કરવા સજ્ઞાન અવસ્થા અને અજ્ઞાન અવસ્થાને પ્રાપ્ત થયેલ આત્માઓ પ્રમાદની પરવશતાથી ધર્મસાધના ન કરતાં વિષય કષાયમાં ચકચૂર બની અનેક પાપની રમતો રમે છે. આ સંસારમાં પરિભ્રમણ અને અધઃપતનનું મુખ્ય કારણ કામવાસના અને ઈન્દ્રિઓની ગુલામી છે, અનાદિકાળથી કામવાસનાઓ

માનવીને સતાવે છે તેમ કરીને તેની શક્તિ ક્ષીણ કરી જીવનનું સત્ત્વ ચુસી લે છે. ઇન્દ્રિઓની પરવશતાને કારણે ભાનભૂલેલો આત્મા અસત્ય, અસ્થિર અને અપૂર્ણ સુખ માટે તરફડીયા મારે છે.

જ્ઞાનીઓએ કામભોગને શલ્ય સમાન કહ્યા છે. "सल्लं कामा"। જેમ કોઈને પગમાં શૂળ વાગી હોય તો તે ચામડીમાં હોય ત્યાં સુધી કાઢી શકાય, પણ માંસની સાથે મળી જાય તો કાઢવી મુશ્કેલ થઈ પડે છે. ને તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે. તેમ ભોગાસક્ત ચિત્ત પણ માનવીને રાત-દિવસ શૂળની જેમ પીડા કરે છે. "विसं कामा" કામભોગ વિષ સમાન છે. મધમિશ્રિત વિષ ખાવામાં મધુર અને પરિણામે અતિ દારૂણ દુઃખ આપે છે તેમ કામભોગ આદિ ભોગવવામાં અત્યંત પ્રિય લાગે છે પણ પરિણામે તો વિષથી પણ વધુ ભયંકર છે. વિષયો કષાયની સહાયતાથી માનવ પાસે શું શું કુકર્મ કરાવતા નથી? એનાથી સંસારી જીવો જન્મથી કોઈના શીખવાડયા સિવાય પોતપોતાની શક્તિ અનુસાર વિષયોમાં આસક્ત બની જાય છે. વિષ તો તેના ખાનારને એક જ વાર મારે છે જ્યારે વિષયો તેના ભોગવટા કરનારને અરે માત્ર તેનો વિકલ્પ કરનારને પણ દુર્ગતિમાં લઈ જાય છે. રાવણ સીતાજીને ઉપાડીને લઈ ગયો. તેણે સીતાજીનો સ્પર્શ પણ કર્યો નથી. ફક્ત ઈચ્છા કરી હતી તો તેની લંકા રાખમાં રોળાઈ ગઇ અને તેનો નાશ થયો, તે સમયે દેવો પણ હાજર ન રહ્યાં. જેનું ચારિત્ર ચોખ્ખું હોય, બ્રહ્મચર્ય નિર્મળ હોય તેને દેવો સહાય કરે છે. પણ જે કામવાસનાના ગુલામ છે તેને દેવો સહાય કરતા નથી.

"कामा आसी विसोवमा।" કામભોગને આસીવિષ સર્પની ઉપમા આપી છે. આસીવિષ સર્પ દેખાવમાં સુંદર છે. તે નાચતો હોય ત્યારે આપણને પ્રિય લાગે. પણ તેની દૃષ્ટિ કે તેનો સ્પર્શ મહા ભયંકર છે. તે જીવોના પ્રાણને હરી લે છે. તેમ કામભોગો દેખાવમાં તો અતિ રમણીય લાગે છે, પણ તેનો અલ્પ સ્પર્શ પણ આત્માને મહાન અનર્થકારી છે. વિષયથી વિરકત અને શીલગુણમાં અનુરક્ત આત્માને જે અલૌકિક સુખની પ્રાપ્તિ થાય છે તે વાસ્તવમાં તો સમસ્ત દુઃખનું મૂળ છે. અજ્ઞાની, અવિવેકી જીવોને કામભોગ પ્રિય લાગે છે. પણ એ સુખ નથી પરંતુ સુખાભાસ છે. તેમાં સુખ અંશ માત્ર નથી. તેથી સંયમી, તપસ્વીઓને આત્મરમણતામાં જે અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે તેનો કરોડમો ભાગ પણ કામભોગમાંથી આનંદ પ્રાપ્ત થતો નથી.

વિષયી આત્માઓને વિષયવાસનાથી કયારે પણ શાંતિ મળતી નથી પરંતુ તેઓ તેનાથી અશાંત અને અતૃપ્ત રહે છે. તેથી જ સંયમીના આધ્યાત્મિક આનંદની સાથે આ વિષયજન્ય અતિ ક્ષુદ્ર સુખની કોઈ અંશમાં પણ તુલના થઇ શકતી નથી.

જેમ વિષ્ટાનો કીડો વિષયમાં સુખ માની તેમાં જરા પણ કંટાળતો નથી તેમ અત્યંત દુઃખદાયી વિષયોમાં સુખ માની ભોગાસક્ત માનવી જરા પણ વિષયોથી વિરાગ પામતો નથી કે જરા પણ કંટાળતો નથી. વિષયોમાં ક્ષણિક સુખ અને લાંબાકાળનું દુઃખ છે. જ્યારે સંયમમાં ક્ષણિક દુઃખ અને લાંબાકાળનું (ચિરસ્થાયી) સુખ છે. વિષયોની કલ્પિત ક્ષણિક મધુરતામાં મુગ્ધ બનીને વિકટ ભયસ્થાનોમાં મૂકાયાનું જોખમ શાણો આત્મા ન વહોરે. તે સમજે છે કે આ ભવ મને ભોગાયતન માટે નહિ પણ યોગાયતન માટે મળ્યો છે. (અહીંયા પૂ. મહાસતીજીએ જિનપાલિત અને જિનરક્ષિતનું દૃષ્ટાંત આપ્યું હતું. જેનો સાર આ પ્રમાણે છે.) જિનપાલ દેવીના પ્રલોભનમાં ન પડયો તો તે બચી ગયો ને જિનરક્ષિતનું મન ચલાયમાન થયું અને તે, દેવીના હાવભાવમાં પડી ગયો તો બુરા હાલે મૃત્યુ પામ્યો. માટે ગમે તેવા સંયોગોમાં પણ ચારિત્રથી ચલાયમાન ના થશો. જ્યારે આત્મામાં સ્વાનુભૂતિ થશે અને સમ્યક્ત્વનો રણકાર થશે ત્યારે સંસારમાં રહેવા છતાં સંસાર આંખમાં પડેલા કણાની જેમ ખૂંચશે. એવા આત્માઓ સંસારમાં રહેવું પડે તો રહે પણ તેમાં લેપાતા નથી. સંસારથી નિરાળા રહે છે.

નિરાલી નામની ૧૨ વર્ષની બાળા તેના મામાને ત્યાં મોસાળમાં રહેતી હતી. જેટલા મામા ભલા તેટલી મામી કાકર. નિરાલીને આખો દિવસ મેણાં-ટોણાં માર્યા કરે. આજે નિરાલીની માતાની પ્રથમ પુણ્યતિથિ છે. એટલે માની સ્મૃતિ તાજી થતાં માતાના મીઠા વાત્સલ્યભર્યા પ્રેમાળ સ્મરણો યાદ આવતાં નિરાલી રડી રહી હતી. નિરાલીને રડતી જોઈ મામીએ તો કટુ વચનોનો વરસાદ વરસાવવા માંડયો. ને મેણાં મારવા લાગી. તારી મા તો મરી ગઈ. તેને મૃત્યુ પામ્યા આજે એક વર્ષ થયું. તે મરી ગઈ ને આ બલા મને વળગાડતી ગઈ. ન જાણે કયારે આ પાપ છૂટશે. આમ કહેતાં કહેતાં તો મામી મૃત્યુ પામેલી માતાને પણ અપશબ્દો કહેવા લાગી. આથી નિરાલીના દિલમાં ખૂબ દુઃખ થયું. તેથી તે કહે છે કે, મામી ! તમારે મને જેટલું કહેવું હોય તેટલું કહો પણ મારી માતાને શા માટે ગાળો દો છો ? આમ બોલવા જાય ત્યાં તો મામીએ તેને બોલતી બંધ કરી દીધી. અને ધડધડ લપડાક મારવા લાગી અને ઉપરથી કહે છે. **"ચૂપ મર, ન જોઈ મા વાળી. જવું હતું ને માની સાથે."** આ શબ્દોથી તેનું હૃદય વીંધાઈ ગયું. આંસુ સારતી નિરાલી મૌન થઈ ગઈ. મામી કહે- હું બહાર જાઉં છું. આવું ત્યાં સુધીમાં ઘરનું બધું કામ તેમજ રસોઈ તૈયાર કરી રાખજે. એમ કહી મામી બહાર ફરવા ચાલી ગઈ. આ નિરાલી ખૂબ ડાહી ને સદ્ગુણી છોકરી છે. પોતાના માથે મામી દુઃખના ડુંગર ખડકાઈ જાય એટલું દુઃખ આપે છે, છતાં મામીનો દોષ જોતી નથી. પોતાના કર્મોનો દોષ દેખે છે.

જ્યારે માનવી આ પૃથ્વી પર જન્મ લે છે ત્યારે તેને ખબર નથી હોતી કે આ જીવન શું છે? આ પૃથ્વી પર તેને શું કરવાનું છે? જીવનમાં કેવા કેવા અનુભવો થશે. જીવનમાં સુખ–દુઃખ સદા તડકા છાયાની જેમ ચાલ્યા કરે છે. પાણી માંગે ત્યાં દૂધ મળે તેવી નિરાલીની આજે કઇ દશા? આજથી એક વર્ષ પૂર્વે આ જ દિવસે તેણે માતાની પ્યારી ગોદને ગુમાવી હતી. તે પ્રિયજનનીની યાદથી તેનું અંતર રડી રહ્યું હતું. અત્યારે માત્ર આંખના આંસુ એક સહાયરૂપ હતા. નિરાલી શ્રીમંત કુટુંબમાં ઉછરેલી આદર્શ માતા–પિતાના સ્નેહની સરિતામાં રમતી હતી. નિરાલી પાંચ વર્ષની થઈ ત્યાં એકાએક તેના પિતાને કેન્સર થયું. ઘણી દવાઓ કરી છતાં કોઈ ઈલાજ કામ ન આવ્યો. કેન્સર એવું દર્દ છે કે માણસને દુનિયામાંથી કેન્સલ કરે અને ધનથી પણ સાફ કરી નાંખે એટલો ખર્ચો દવામાં થાય. છેવટે કેન્સર મટયું નહિ ને પિતા કાળના જડબામાં ઝડપાઈ ગયા. પાંચ વર્ષની ઉંમરે નિરાલી પિતાનો પ્યાર ગુમાવી બેઠી. નિરાલીની માતાનું નામ નિહિતા હતું. નિહીતાને યૌવનની ડાળે ટહુકતી મૂકી પતિ પરલોક ચાલ્યા ગયા તેથી નિહિતાને માથે વીજળી તૂટી પડે એવો અસહ્ય આઘાત લાગ્યો. માતા નિહીતા અને નિરાલી બંને ખૂબ રડે છે. સગાવહાલા સૌ નિરાલીના પિતાની અંતિમ ક્રિયા કરવા અને નિહીતાને આશ્વાસન આપવા આવવા લાગ્યા. પછી સૌ સૌના સ્થાને ચાલ્યા ગયા.

નિહિતાને અત્યારે આશ્વાસન રૂપ એક નિરાલી હતી સંપત્તિ તો ઘણી હતા પણ નિરાલીના પિતાની માંદગીમાં ઘણી મિલ્કત સાફ થઈ ગઈ હતી. થોડી મુડી રહી હતી પણ એ કેટલા દહાડા ચાલે? નિહીતાના મનમાં તો પતિનો ખૂબ આઘાત છે. હજુ તો છ થી સાત વર્ષના પરણેતરમાં વિધવાપણાનું દુઃખ આવી પડયું. નિહિતા વિચાર કરે છે અહો! મેં સંયમ લીધો હોત તો મારી આ સ્થિતિ તો ન આવત ને? અત્યારે પણ સંયમ લેવાની શક્તિ છે. પણ આ નાની બાળકીની જવાબદારી છે એટલે કેવી રીતે દીક્ષા લેવાય? તેથી ફરજ સમજીને નિહિતા સંસારમાં રહે છે અને પોતાનું ને દીકરીનું પાલનપોષણ કરે છે. સારા કુળની ખાનદાન સ્ત્રીથી બહાર કામ કરવા જવાય નહિ એટલે પોતાની ઇજ્જત જળવાય તે રીતે ઘરમાં રહીને કંઈક કામ કરે છે. તે શીવણકામ શીખેલી હતી, તેથી મશીન પર બેસીને કપડાં શીવતી. જેણે જીવનમાં કયારેય એક સળી સરખી પણ ઉપાડી ન હતી, તે સમય પલ્ટાતાં શીવણકામ માટે રાતના ઉજાગરા પણ કરતી. તેથી તેનું શરીર શ્રમ નહિ વેઠી શકવાથી લથડવા લાગ્યું, છતાં નિરાલીનો બાલ્યકાળ તો સુખમાં પસાર થઈ રહ્યો હતો. માતાએ નિરાલીને પિતાની ખોટ સાલવા દીધી ન હતી. તેમ જ તેના પ્રેમનો પ્રવાહ એકધારો વહી રહ્યો હતો.

માનસિક ચિંતા, ઉજાગરા અને સતત શ્રમના કારણે નિહિતાની તબિયત બગડી. માંદગીમાં પણ તે પોતાનું કામ કર્યે જતી હતી. આરામ ન મળવાથી નિહિતા ટાઈફોઈડની બિમારીમાં સપડાઈ ગઈ. સાવ પથારીવશ થઈ ગઈ. નિહિતાની પાસે પોતાના ભાઇ ભાભી સિવાય કોઈ સગા આવતા ન હતા. નિહિતા પોતાની આંખની કીકી સમાન નિરાલી માટે જ જાણે જીવી રહી હતી! ડૉકટરોએ પણ હાથ ખંખેરી નાખ્યા હતા. નિરાલીના મામા-મામીને કોઇ સંતાન ન હતું. તેથી કહે બહેન! તુ નિરાલીની ચિંતા ન કરીશ. નિરાલીને મારા ઘેર લઇ જઈશ. તેને દીકરીની માફક સાચવીશ. નિરાલીના મામા આટલા શબ્દો બોલ્યા ત્યાં નિહિતાના પ્રાણ ચાલ્યા ગયા. નિરાલીને ૧૨ વર્ષની મૂકીને માતા પોતાના પંથે પ્રયાણ કરી ગઇ. તેની અંતિમ ક્રિયા કરીને નિરાલીને મામા-મામીને ઘેર લઈ જવામાં આવી.

મામા તો ખૂબ સરળ અને ભદ્રિક હતા. તેમને મન તો નિરાલી દીકરી સમાન હતી. પરંતુ મામીનો ત્રાસ ઘણો હતો. નિરાલી મામીની જુલમશાહીમાં જીવી રહી હતી. રાત્રે રોજ એકાંતમાં નિરાલીને તેના મામા પૂછે-બેટા, તારા મામી તને કેવી રીતે સાચવે છે, તને કંઈ દુઃખ તો નથી ને? ત્યારે નિરાલી મામીના ત્રાસની જરા પણ વાત કરતી નહિ. તે સમજતી હતી કે જો હું વાત કરીશ તો મામા-મામી વચ્ચે મારા નિમિત્તે કંકાસ ઊભો થશે. મેં પૂર્વજન્મમાં એવા પાપ કર્યા હશે કે નાનપણમાં માતા-પિતા ચાલ્યા ગયા. તો હવે એવા પાપ કયાં કરું કે મારા નિમિત્તે મામાના જીવનમાં દાવાનળ પ્રગટે. આ દૃષ્ટિથી તે કંઇ જ વાત કરતી નહિ. એટલું જ કહેતી મામા! આપની છત્રછાયામાં મને શું દુઃખ હોય! નિરાલી ખૂબ ડાહી, સમજુ અને સદ્દગુણી છોકરી હતી. આટલી નાની ઉંમરમાં તે કેટલા દુઃખોને પચાવી રહી હતી છતાં એક શબ્દ પણ ઉચ્ચારે નહિ કે મામીને દોષ દે નહિ. તેનું રૂપ પરીઓને પણ શરમાવે તેવું હતું. મુખ પર ચંદ્રની જેમ સૌમ્યતા પ્રસરેલી હતી. ત્રાસ ગુજારનાર મામી તરફ હમેંશા પ્રેમભાવથી જોતી હતી. હસતા મુખડે દુઃખ સહન કરતી હતી. તેની તીવ્ર બુદ્ધિના કારણે તે સ્કુલમાં હમેંશા પ્રથમ નંબરે પાસ થતી હતી પણ ઘરકામને લીધે મામીએ દશ ધોરણથી આગળ ન ભણવા દીધી. કાંટાઓની હારમાળાની વચ્ચે ગુલાબ સમાન બની નિરાલી જીવન જીવ્યે જતી હતી.

નિરાલીના જીવનના સુખદુઃખના ભાગીદાર કોઈ ન હતા. પરંતુ તેને એક જીગરજાન બહેનપણી મીના હતી. મીના એક શ્રીમંત શેઠની પુત્રી હતી. મીના અને નિરાલી બંને બાલસખી હતી. શાળામાં સાથે અભ્યાસ કર્યો હતો. નિરાલીને લીધે મીના ભણવામાં ખૂબ હોંશિયાર બની હતી તેથી મીનાના માતા-પિતાને પણ નિરાલી પ્રત્યે ખૂબ માન હતું. મીના હરકોઈ પ્રકારે મદદ કરવા તૈયાર રહેતી. મીનાએ કદી ઘરમાં કામ કર્યું ન હતું પણ જ્યારે તે નિરાલી પાસે આવતી ત્યારે તેના કામની ભાગીદાર બની જતી. મીના વધુ તો મામીની ગેરહાજરીમાં જ નિરાલીને મળવા

આવતી. મીના જીગરજાન સખી હતી છતાં નિરાલી કોઈ દિવસ પોતાના દુઃખની વાત તેને કરતી ન હતી.

મામીએ તો નિરાલીને માથે જુલ્મ કરવામાં બાકી ન રાખ્યો. તેના કટુ શબ્દો તો નિરાલીને છાતીમાં ગોળી વાગે તેમ વાગતા હતા. મામી કહે. અરે અભાગણી! તારો જન્મ થયો ને પિતા ગયા ને થોડા સમય બાદ માતા ગઈ. હવે અમને કાઢવા આવી છે. આવા ઘણા ન બોલવાના શબ્દો બોલે છતાં નિરાલી એક અક્ષર પણ ન ઉચ્ચારે. આવા દુઃખના દિવસો વીતાવી રહી છે. એમ કરતાં માતાની પુણ્યતિથિનો દિવસ આવી ગયો. નિરાલીએ તે દિવસે ઉપવાસ કર્યો હતો. તેની મામી ઘરનું બધું કામ સોંપીને બહાર ગઇ હતી. નિરાલી કામ કરી રહી હતી. પોતાની માતાના વાત્સલ્ય-પ્રેમની, મધુર વાણીની, ને મળેલા સુસંસ્કારોની ઝાંખી થતાં તેના તેજસ્વી મુખ પર આંસુ ઝળકી જતાં, તે આંસુ લૂછવા જતી હતી ત્યાં અચાનક મીના આવી ચઢી. નિરાલીનું હમેંશ હસતું મુખડું આજે આંસુ સારતું જોઈ આશ્ચર્યથી પૂછયું. નિરાલી! કોઈ દિવસ તારી આંખમાં આંસુ જોયા નથી ને આજે આંસુ કેમ છે? નિરાલી કહે-કાંઈ નથી. પણ મીના એમ વાત છોડે તેવી ન હતી. નિરાલીને વાત કહેવા માટે ખૂબ આગ્રહ કર્યો તેથી રડતા હૃદયે નિરાલી કહે સખી! આજે મારી માતાની પુણ્યતિથિ છે. તે માતાની મીઠી હુંફ મને યાદ આવી રહી છે. નિરાલીનું રૂદન જોઇ મીનાની આંખો આંસુથી ભરાઈ ગઈ. મીના ખૂબ સમજુ હતી. તેણે નિરાલીને આશ્વાસન આપ્યું. પછી નિરાલીને રસોઇ કામમાં મદદ કરવા લાગી. આ બંને સખીઓ રસોઈ બનાવી રહી હતી ત્યાં મામી આવી ચઢયા. મીનાને જોતાં મામીના ગુસ્સાનો પાર ન રહ્યો. હવે મામી ત્યાં શું કરશે તે વાત અવસરે લઇશું.

પદ્મનાભ રાજા ૭૦૦ રાણીઓથી વીંટળાઇને હાસ્યવિનોદ કરી રહ્યા છે ને આનંદપ્રમોદની વાતો કરી રહ્યા છે. ત્યાં શું બન્યું?

"तए णं से कच्छुल्लए नारए जेणेव अमरकंका रायहाणी जेणेव पउमनाभस्स भवणे तेणेव उवागच्छइ।"

નારદજી આકાશગામિની વિદ્યાના બળથી હસ્તિનાપુર નગરથી નીકળી લાખ જોજનનો જંબુદ્વીપ અને બે લાખ જોજનનો લવણસમુદ્ર ઓળંગીને જ્યાં અમરકંકા રાજધાની હતી, જયાં પદ્મનાભ રાજાનું ભવન હતું ત્યાં આવ્યા. હવે નારદજી ત્યાં શું કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:-"યોગીરાજનો બીજો ઉપાય:"** યોગીરાજ કહે, જો તમારે ઉતાવળ છે તો પછી અગ્નિમાં પડી બળી જવાની વિધિ નથી કરવી. એમાં બળતા વાર લાગે એટલે મંત્રશક્તિથી ત્યાં પહોંચી જાઉં છું ને જયજયનાદ સાથે આપની સામે હાજર કરું છું; પરંતુ એમાં એક વાત રહેશે કે મારાથી અહીં પાછા નહિ અવાય, કારણ કે

રુષિદત્તા અહીં પ્રગટ થશે. હવે યોગીરાજ કેવી રીતે જશે ને રુષિદત્તા કેવી રીતે મળશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૬

આસોવદ ૧૧ ને શનિવાર તા. ૯-૧૧-૭૪

અનંતજ્ઞાની મહાપુરૂષોએ આ આત્માને પોપટની ઉપમા આપી છે. કારણ કે પોપટ જે રીતે લોખંડના અથવા સોનાના પિંજરમાં કેદ પૂરાઈને રહે છે તે રીતે આ આત્માં પણ આ દેહરૂપી પિંજરમાં કેદ પૂરાયો છે. જ્યાં સુધી આ શરીરરૂપી પિંજરનો નાશ નહિ થાય ત્યાં સુધી આત્મા પિંજરના પોપટ સમાન રહેલો છે. એક કવિએ પોપટને સંબોધન કરતાં કહ્યું છે.

"ગગનગામી અરે પોપટ, પડયો તૂ પિંજરમાંહી,
નથી આ પિંજર તારું, મિથ્યા તૂ માનતો મારું,
ઊડી જા તું ગગન પંથે, તજી આ પિંજર તારું."

હે ગગનગામી પોપટ ! તું તો સ્વતંત્રતાથી આકાશમાં ઉડ્ડયન કરવાવાળું પક્ષી છે. તો પછી શા માટે આ પિંજરમાં કેદી બનીને બંધાઈ ગયો છે ! આ પિંજર એ તારું ઘર નથી. આ પિંજરને છોડીને તું આકાશમાં ઊડી જા. આ ન્યાય આપણા આત્મા માટે સમજવો છે. આત્માનો સ્વભાવ કોઈ પણ શરીર રૂપી પિંજરમાં કેદ પૂરાવાનો નથી. પરંતુ કર્મના ભારથી હળવો બનીને ઉર્ધ્વગતિ તરફ ગમન કરવાનો અને મોક્ષ તરફ અગ્રેસર બનવાનો છે. જે આત્મા અધોગતિ તરફ જાય છે તે પોતાના સ્વભાવથી વિપરીત અને અશુભ કર્મોના ભારથી ભારે બનવાથી જાય છે. જેમ તરવાના સ્વભાવવાળી તુંબડીને માટીનો લેપ લગાડવામાં આવે તો લેપના ભારથી તુંબડી તરવાને બદલે પાણીમાં ડૂબી જાય છે, તે રીતે આત્મા પર ચઢેલો કર્મોનો લેપ પણ જીવને અધોગતિમાં લઈ જાય છે. આત્મા પર ચઢવાવાળા કર્મોના લેપ આઠ પ્રકારના છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય. આ આઠ આઠ લેપ આત્મા પર ચઢે છે. અને તેથી તે અધોગતિ તરફ પ્રયાણ કરે છે.

પરંતુ એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે તુંબડી પર માટીના લેપ ચઢવાથી તે ભારે થવાથી પાણીમાં જરૂર ડૂબી જાય છે, પણ જેમ જેમ માટી ભીની થઈને માટીના થર તુંબડી પરથી નીકળી જાય છે તેમ તેમ પોતાના સ્વભાવ પ્રમાણે પાણીની

ઢગલાબંધ ચક્રવર્તીઓના નામથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી. ક્યાંય એક નામ લખવા જેટલી જગ્યા પણ નહોતી દેખાતી. છેવટે રાજા ભરતે ભૂતપૂર્વ કોઈક ચક્રવર્તીનું નામ ભૂંસી નાંખ્યું ને ત્યાં પોતાનું નામ લખ્યું. પણ અરર! આ શું થયું? એ વખતે ચક્રવર્તીની આંખમાંથી આંસુના બે ટીપા કેમ સરી પડયા? રાજાનું અંતર રડી ઉઠયું હતું. એ બોલતું હતું કે એક દિવસ આ જ રીતે મારા નામનો પણ કોઈક ચક્રવર્તી નાશ કરશે. હાય! આવા વિનાશી ચક્રીપદ ખાતર મેં યુદ્ધો ખેલીને કેટલો માનવ-સંહાર કર્યો? રાજા ભરતની આંખમાંથી સરી ગયેલાં આંસુના બે ટીપાં ભરત ક્ષેત્રની અત્યંત મૂલ્યવાન સંપત્તિ નથી તો શું? એ જ ભરત મહારાજા અરીસા ભુવનમાં ગયા અને હાથમાંથી વીંટી સરી પડતા અનિત્ય ભાવના ભાવતા પુદ્ગલની મમતા છોડી તો કેવળ જ્ઞાન પામ્યા. તેમના ગુણલા આજે ગવાય છે.

અમરકંકા રાજધાનીમાં પદ્મનાભ રાજા ૭૦૦ રાણીઓના પરિવારથી ઘેરાઈને સંસારના વાર્તાલાપ કરી રહ્યા છે. રાજા મનમાં એ વિચારી રહ્યા છે કે હું કેવો ભાગ્યશાળી છું! કે મારી ૭૦૦ રાણીઓ રૂપવંતી, સૌંદર્ય ને લાવણ્યથી યુક્ત અને મારી મનોકામના પૂરી કરનાર છે. ૭૦૦ રાણીઓ સંપીને આનંદથી રહે છે. કોઈ દિવસ જરા પણ મન ખેદ થતો નથી. આવા પ્રસંગે કચ્છુલ્લ નામના નારદ પોતાની આકાશગામિની વિદ્યાના બળથી અમરકંકા રાજધાનીમાં આવવા માટે ગતિ કરી રહ્યા છે. તેમની વિદ્યાના બળની ગતિ રોકેટ કરતાં પણ વધુ ઝડપી હોય. નારદજી મનમાં એવો વિચાર કરતા ગતિ કરી રહ્યા છે કે પાંચ પાંડવોથી પૂજાયેલી દ્રૌપદીએ મારો આદર સત્કાર કેમ ન કર્યો? હવે હું એને બતાવી દઉં. એને દુઃખમાં નાંખું. આ નારદજીને અમરકંકા રાજધાની જોવી નથી. તેના ગામ કે ઘર નથી જોવા. તેમને તો પદ્મનાભ રાજાના મહેલમાં જવું છે. નારદજી વિદ્યાના બળથી ઊડતા ઊડતા સીધા પદ્મનાભ રાજાના મહેલમાં બારી દ્વારા થઈને નીચે ઉતર્યા. રાજા પોતાની ૭૦૦ રાણીઓ સાથે આનંદ પ્રમોદ કરી રહ્યા છે ત્યાં કચ્છુલ્લ નારદને આવતા જોયા. આવતા જોઈને પોતાના આસન પરથી ઊભા થઈ ગયા. રાજા અને રાણીઓએ સાત આઠ ડગલાં સામે જઈને તેમને વંદન કર્યા. તેમનો આદર સત્કાર કર્યો અને પોતાનાથી મોટા આસન પર બેસવા વિનંતી કરી. રાજાએ નારદજીને બેસવાના આસનની આસ-પાસ પાણીનો છંટકાવ કરી વાતાવરણ મઘમઘતું બનાવી દીધું. ત્યાર પછી તે કચ્છુલ્લ નારદ પાણીના છાંટાઓથી સિંચિત દર્ભના ઉપર પાથરેલા મૂલ્યવાન આસન પર બેઠા. રાજા સમજે છે કે નારદજીને રાજી રાખવામાં મઝા છે. જો એ નારાજ થઈ જાય તો આપણું આવી જ બને. આ રીત તો તમે બધા સારી રીતે જાણો છો. આખા સંસારમાં એવું છે. સ્વાર્થીલો સંસાર છે.

## રાજી કરે રાજી રહે એનો આ સંસાર છે,
## ખોટી ખુશામતથી ભર્યો એ ઘોર નરકાગાર છે.

તમારા સંસારમાં જ્યાં સુધી બીજાને રાજી રાખશો ત્યાં સુધી સારું પણ જ્યારે રાજી ન રાખી શકયા ત્યારે એ સામું જોવા પણ આવશે નહિ. જ્ઞાની કહે છે સ્નેહ કરો, રાગ કરો તો એવો કરો કે મોક્ષ મળે. દેવ-ગુરૂ-ધર્મનો રાગ કરો. તેમના સંગમાં જવાથી કંઇક પામી શકશો. સંસાર વધશે નહિ પણ ઘટશે. પ્રભુના જાપ કરવાથી, તેમનું નામ સ્મરણ કરવાથી તમારા પાપ ધોવાઈ જશે. તમને ભવનો થાક લાગ્યો હોય તો વીતરાગની આજ્ઞા પ્રમાણે તથા ગુરૂદેવ જે આજ્ઞા આપે તે આજ્ઞા પ્રમાણે પાલન કરો. ગુરૂ આજ્ઞા એ જ મારું જીવન અને એ જ સર્વસ્વ છે. શિષ્ય જ્યારે ગુરૂને અર્પણ થઈ જાય છે ત્યારે કલ્યાણ થયા વિના રહેતું નથી. ગૌતમ સ્વામી, મેઘકુમાર આદિ પ્રભુને કેટલા અર્પણ થઈ ગયા હતા!!

દશવૈકાલિક સૂત્રની રચના માટે કહેવાય છે કે સ્વયંભૂ આચાર્યે દીક્ષા લીધી ત્યારે તેમનો પુત્ર સવા મહિનાનો હતો. આમ તો આ પુત્ર જ્યારે માતાના ગર્ભમાં આવ્યો ત્યારથી તેને વૈરાગ્ય આવ્યો હતો પણ પત્ની ગર્ભવંતી હોવાથી તેમને રોકયા ને કહ્યું- આપ જો અત્યારે દીક્ષા લેશો તો હું કલંકિત બનીશ. આપના કુટુંબની આબરૂ લજવાશે, આપનો સંયમ લજવાશે. લોકો બોલશે કે પતિએ દીક્ષા લીધી ને તેમની પત્ની આવી નીકળી! આપણા ધર્મની નિંદા થશે માટે આપ રોકાઈ જાવ. સંતાનનો જન્મ થઈ જાય પછી ખુશીથી જજો. પત્નીના કહેવાથી પતિ રોકાઈ ગયા. છેવટે પત્નીએ પુત્રને જન્મ આપ્યો. તે સવા મહિનાનો થયો એટલે પતિએ દીક્ષા લઈ લીધી અને સ્વયંભૂ મુનિ બન્યા. ધીમે ધીમે ઘણા શિષ્યોનો પરિવાર વધતાં મોટા આચાર્ય બન્યા. ઘણું જ્ઞાન મેળવ્યું. આ છોકરાનું નામ મનક હતું. તે સાત-આઠ વર્ષનો થતાં એક વાર ગેડી દડે રમતા દડો ઉછળતા એક ડોશી પર પડયો. દુનિયામાં બધા માનવ સરખા નથી હોતા. ડોશીમાને ખૂબ ગુસ્સો આવવાથી બોલવા લાગી. અરે નબાપા! તને કંઇ ભાન છે કે નહિ? બધી ગાળો મનકે સહન કરી પણ નબાપા શબ્દ સહન ન થયો. તેને ખૂબ લાગી આવ્યું. ઘેર આવી માતાને કહે- હે માતા! મારા બાપુજી કયાં ગયા છે? આ શબ્દો સાંભળતા માતા રડી પડી. માતા! તું રડ નહિ. મને સત્ય વાત કહે. શું હું નબાપો છું? માતા કહે, બેટા! તું નબાપો નથી. તું સવા મહિનાનો હતો ત્યારે તારા પિતાએ દીક્ષા લીધી છે. તો તેઓ અત્યારે કયાં છે? મનક! "भारंड पक्खी व चरे पमत्तो।" સાધુ તો ભારંડ પક્ષીની જેમ અપ્રતિબંધ વિહારી હોય છે. મને શી ખબર કે તેઓ અત્યારે કયાં છે? તેઓ ચાતુર્માસમાં એક સ્થાને સ્થિર હોય. બાકી આઠ મહિના તો તેઓ કોઇ જાતના બંધન વગર સ્વેચ્છાએ વિચરતા હોય છે. તેમનું નામ સ્વયંભૂ મુનિ છે.

મનક કહે, હું મારા બાપુજીને શોધી આવું. શોધીને તેમને ઘેર લઈ આવું. મનક શોધતો શોધતો ચાલ્યો જાય છે. જ્યાં જ્યાં સંતો હોય ત્યાં જાય. તેમની પાસે જઈ શાતા પૂછે, વંદન કરે ને પછી પૂછે-સ્વયંભૂ મુનિ અહીંયા છે? સ્વયંભૂમુનિ ન હોય તો ત્યાંથી ચાલતો થઈ જાય. છેવટે શોધતા શોધતા સ્વયંભૂ મુનિ હતા ત્યાં પહોંચી ગયો. બધાને વંદન કરી શાતા પૂછીને પૂછ્યું. સ્વયંભૂ આચાર્ય અહીં બિરાજે છે? આચાર્ય પૂછે છે તારે કોનું કામ છે? તું કોને શોધે છે? મનક કહે ગુરૂદેવ! હું સ્વયંભૂ આચાર્યની શોધમાં નીકળ્યો છું. મનક! તારે તેમનું શું કામ છે? હું સવા મહિનાનો હતો ને મારા પિતાએ મને છોડીને દીક્ષા લીધી છે, તેથી તેમની શોધમાં નીકળ્યો છું. આચાર્ય સમજી ગયા કે આ પોતાનો પુત્ર છે. તેઓ કહે, તું અહિંયા રહે તો તને તેઓ મળશે. આચાર્યના મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન ખૂબ નિર્મળ હતા. તેમણે જ્ઞાનથી જાણ્યું કે આ જીવ સુલભ બોધી છે. હળુકર્મી અને ચરમશરીરી જીવ છે. એટલે મનકને કહ્યું. તારે તારા પિતાને મળવું હોય તો અમારા જેવું બનવું પડશે. તમને ગુરૂ કહે ભાઈ! મોક્ષ જોઈતો હોય તો સંયમ લેવો પડશે. તમે શું કરશો? બોલો તો ખરા? (શ્રોતામાંથી અવાજ :- હજુ મોક્ષની ભૂખ જાગી નથી.) મનકને પિતા મેળવવાની જિજ્ઞાસા ઉપડી હતી તો સાધુ થઈ ગયો.

ગુરૂએ વિચાર કર્યો, જો હું પુત્રનો રાગ રાખીશ તો તેનું કલ્યાણ અટકી જશે. માટે રાગ ન રાખવો. મનક ગુરૂના પ્રતિબોધથી સાધુ બની ગયો. તેને ખબર નથી કે મારા ગુરૂદેવ એ જ મારા પિતા છે. ગુરૂએ જ્ઞાનમાં જાણ્યું કે મનકમુનિનું આયુષ્ય બહુ અલ્પ છે. તેથી આચારંગ નહિ શીખી શકે. આચારંગ એ સાધુની માતા છે. તેમાં સાધુના આચાર વિચારની વાત આવે છે. આ ગુરૂએ આચારંગ સૂત્રમાંથી તારવણી કરીને દશવૈકાલિક સૂત્ર બનાવ્યું. રોજ રાત્રે મનક મુનિને મુખપાઠ આપે અને ભણાવે. દિવસે બધા મુનિની વૈયાવચ્ચ કરાવે. ગુરૂ જાણે છે કે આયુષ્ય અલ્પ છે ને કર્મ ઝાઝા તોડવાના છે. વૈયાવચ્ચથી પણ અનેક કર્મો ખપી જાય છે. ભગવાનના સંતો કેવા હોય?

**એકેક મુનિવર રસના ત્યાગી, એકેક જ્ઞાન ભંડાર રે પ્રાણી,**
**એકેક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી,**
**એના ગુણનો નાવે પાર રે પ્રાણી....સાધુજીને વંદના.**

કોઈ તપસ્વી હોય, કોઈ જ્ઞાની હોય, કોઇ વૈયાવચ્ચ કરનાર હોય, એકેક ગુણ તો દરેકમાં હોય. સ્વયંભૂમુનિ મનકમુનિને દિવસે ગૌચરી-પાણી લેવા મોકલે, બધાની વૈયાવચ્ચ કરાવે. આમ તો સાધુ નવદીક્ષિત મુનિની છ માસ સુધી વૈયાવચ્ચ કરે પણ મનક મુનિનું આયુષ્ય સાવ ટૂંકું છે ને કર્મ ઝાઝા તોડવાના છે તેથી ગુરૂ કરાવી રહ્યા છે. તેમની તેમાં હિતબુદ્ધિ છે. મનકમુનિ તો ગુરૂને એકદમ અર્પણ થઈ ગયા છે.

ગુરૂની આજ્ઞા એ જ મારા પ્રાણ છે. તેમની આજ્ઞામાં મારું કલ્યાણ છે. આ જ ભાવ રાખીને સંયમનું પાલન કરી રહ્યા છે. તે કોઈ દિવસ એક શબ્દ પણ બોલતા નથી કે મારાથી આ કામ નહિ થાય.

છ મહિના પૂરા થવા આવ્યા. એક દિવસ મનક મુનિ પૂછે છે, "મને સ્વયંભૂ આચાર્યનાં દર્શન કયારે થશે?" ગુરૂ કહે–શિષ્ય! તું શા માટે ગભરાય છે? હમણાં તને તેમના દર્શન થશે. મનકમુનિ દશવૈકાલિક સુંદર અર્થ સહિત ભણ્યા હતા. તેનું મનન ચિંતન હમેંશા કર્યા કરતા. એમ કરતાં છ મહિના પૂરા થયા ને ઘાતી કર્મોનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી ગયા. જ્ઞાનથી જાણી લીધું. અહો! આ ગુરૂદેવ તે મારા પિતા છે. ગુરૂદેવનો મારા પર કેટલો બધો ઉપકાર કે મને છ મહિનામાં કલ્યાણનો પંથ બતાવી કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીને પ્રાપ્ત કરવામાં સહાયભૂત બન્યા. ત્યાં મનકમુનિનું આયુષ્ય પૂર્ણ થતાં કાળ કરી મોક્ષે પહોંચી ગયા. છ મહિનામાં આત્મસાધના સાધી લીધી.

આચાર્ય મુનિને જરા રાગ દશા આવી ગઈ. તેમનું મુખ ઉદાસ જોઈને બધા શિષ્યો પૂછે છે ગુરૂદેવ! આપની સાનિધ્યમાં કંઈક હળુકર્મી આત્માઓ પામી ગયા છે, પણ કોઈ દિવસ આપનું મુખ ઉદાસ નથી જોયું તે આજે આમ કેમ? ગુરૂદેવે તરત લગામ હાથમાં લઈ લીધી. મેં આ શું કર્યું? મારી ભૂલ થઈ ગઈ. પછી કહે, શિષ્યો! આ મનક સવામાસનો હતો ને મેં દીક્ષા લઈ લીધી. તે મને શોધવા માટે નીકળ્યો હતો. મને શોધતાં ભગવાનને શોધી લીધા. કેવો સુપાત્ર જીવ! છ મહિનામાં પોતાનું કલ્યાણ કરી લીધું. આ સાંભળી બધા સંતોને લાગી આવ્યું. અમારે તેની વૈયાવચ્ચ કરવી જોઈએ. તેના બદલે અમે તેની સેવા લીધી. મારો કહેવાનો આશય શું છે! મનક મુનિ ગુરૂને અર્પણ થઈ ગયા તો પામી ગયા.

પદ્મનાભ રાજા સમજતા હતા કે નારદજીને માન વહાલું છે. માટે એમને જોઈએ તેટલું માન મારે આપી દેવું. જેથી આપણા પર રાજી રહે. એટલે ખૂબ સત્કાર સન્માન કરી બેસવા માટે મૂલ્યવાન આસન આપ્યું. પદ્મનાભ રાજાના મનમાં પણ એ અભિમાન છે કે મારા જેવું અંતેઉર કોઈને ત્યાં નથી. હવે રાજા નારદજીને ક્ષેમકુશળના સમાચાર અને આપની પધરામણી શા કારણથી અહીં થઈ છે તે પુછશે અને નારદજી શો જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :** ઋષિદત્ત યોગીએ બધાને કહ્યું, તમે એકચિત્તે રુષભદેવ ભગવાનનું સ્મરણ કરો. હું મંત્રપ્રયોગે જાઉં છું જેથી તમારી રુષિદત્તા અહીં પ્રગટ થશે. પછી નગરના લાખો લોકો તેને જોવા માટે તત્પર બનશે. અને દેવો પણ જેના ગુણ ગાતા હશે. આમ કહી થોડે દૂર એક પડદો બંધાવી યોગી ત્યાં ગયા. અંદર જઈને રુષિદત્ત યોગીએ ઔષધિપ્રયોગથી ઊભો કરેલ પોતાનો પુરૂષપણાનો વેશ બદલી નાંખ્યો. અને યોગીના વેશની અંદર ગુપ્ત રાખેલ સ્ત્રીનો મુલાયમ વેશ પહેરી લીધો. યોગી-

વેશને અંદર ઢાંકી દીધો. જટા બાંધેલી છોડી નાંખી ને લાંબો કેશકલાપ બનાવી દીધો. હવે રુષિદત્તાને લાગે છે કે આ બધું અવસરે બની આવ્યું છે. પણ આ બધો પ્રતાપ ભગવાન રુષભદેવનો છે. અહો પ્રભુ! તેં કેવી મારી લાજ રાખી? કેવો યોગ બનાવી દીધો! આજ સુધી શીલનું અખંડ પાલન, મનમાં ચાલી રહેલી આત્માની સમાધિ અને મારા પતિને રૂક્ષ્મણીના મુખેથી વાત સાંભળતા થયેલી મારી નિષ્કલંકતાની ખાત્રી આ બધું પ્રભુ તારા અચિંત્ય પ્રભાવથી બન્યું છે. હે ત્રિલોકીનાથ! તારો કેટલો બધો ઉપકાર! શું તારા ગુણ ગાઉં? એમ પ્રભુને યાદ કરતાં તેમના ઉપકારોથી હૈયું ગદ્દગદ્દ થઈ ગયું અને એ અંતરની ભક્તિ, પ્રભુસ્મરણનો અને ચારિત્રનો એવો પ્રભાવ પડયો કે શું બન્યું?

**ઋષિદત્તાના ચારિત્રનો અને ભક્તિભાવનો પ્રતાપ** : કનકરથ રાજકુમાર, રાજા રાણી અને લોકો આંખ બંધ કરીને પ્રભુનું નામ સ્મરણ કરે છે. એટલામાં રુષિદત્તા જેવી પડદાની બહાર નીકળે છે કે એ જ વખતે એના વિશુદ્ધ સતીત્વ અને અથાગ પ્રભુશ્રદ્ધાના પ્રભાવે આકાશમાં દેવો હાજર થઈ વાજિંત્રોના મીઠા મોટા જયનાદ સાથે રુષિદત્તાના માથા પર અચેત પુષ્પની વૃષ્ટિ કરે છે. આકાશધ્વનિથી લોકો બધા ચમકી ગયા. ઊંચે જોતાં અદશ્ય જય જય નાદ અને વાજિંત્રોના અવાજને સાંભળે છે એટલે બધાની આંખ ખુલી ગઈ. સામે દેવલોકની દેવાંગના જેવી રુષિદત્તાને આવતી દેખે છે. એના માથે ઝરમર કેસરનો વરસાદ પડે છે. બધાના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેથી બધાએ ખુબ ઉત્સાહમાં આવી જઈ **"જય હો વિજય હો મહાસતી ઋષિદત્તાનો"** એવો ગર્જારવ કરી મૂકયો.

**આકાશવાણીથી રૂક્ષ્મણીના પાપ પ્રગટ** : ત્યાં આકાશવાણી થઇ, હે કૃતબ્રહ્મ રાજા! તારી પુત્રી રૂક્ષ્મણીએ કનકરથ કુમારને પરણવા સુલશા જોગણી પાસે કેવો ઘોર પ્રપંચ કરાવી આ નિર્દોષ મહાસતી તાપસપુત્રી ઋષિદત્તા ઉપર કેવું કલંક ચઢાવેલું એ તું તારી રૂક્ષ્મણીને પૂછ. આ સાંભળતાં રાજા હેબતાઈ ગયો. તરત પોતાના માણસોને રૂક્ષ્મણીપર ચોકી પહેરો રાખવા ને સુલશા યોગિનીને બોલાવવા મોકલે છે. આ સમયે રૂક્ષ્મણી પોતાના મહેલમાં ગમગીન થઈને બેઠી છે. પોતે ગુનેગાર થઈ છે, એટલે કંઇ બોલવાની તેનામાં હિંમત રહી નથી. તેના મનમાં થઈ ગયું કે મારા કરેલા ગુનાનું મારે પ્રાયશ્ચિત કરવું જોઈએ. એમ વિચાર કરી પોતાની આંગળીમાં રહેલી વિષ પાયેલી વજ્રની વીંટીની ઉપરની ખોળી ખોલવા માંડી, ઝેરવાળી વીંટી ચુસીને પોતાનો જીવન દીપક બુઝાવવા તૈયાર થઈ રહી છે. રાજાએ પોતાના માણસોને રૂક્ષ્મણીને તેમજ સુલશાને બોલાવવા મોકલ્યા. અહીં રાજકુમાર કનકરથ, રાજા આદિની સાથે ઋષિદત્તાની સામે હરખભેર લેવા માટે જાય છે. કનકરથ અને ઋષિદત્તા બંનેનું મંગળ મિલન થશે, પછી ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

# વ્યાખ્યાન નં. ૧૦૭

આસો વદ ૧૨ ને રવિવાર તા. ૧૦-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ અને બહેનો!

શાસનપતિ ત્રિલોકીનાથની પ્રાર્થના કરતાં પ્રભુ બોલે છે કે હે પ્રભુ! "ઊંડા **અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા.**" મને અંધકારમાંથી પ્રકાશની તરફ તું લઇ જા. આ દ્રવ્ય અંધકારની વાત નથી પણ ભાવ અંધકારની વાત છે. તે અંધકાર કયો? અજ્ઞાન એ ઘોર અંધકાર છે અને જ્ઞાન એ પ્રકાશ છે. એક વિદ્વાને અજ્ઞાન-અંધકારના વિષયમાં ખૂબ સુંદર સમજાવ્યું છે. અજ્ઞાન એ મનની રાત્રી છે. અને તે રાત્રીમાં તો નથી ચંદ્રનો પ્રકાશ કે નથી તારાનો પ્રકાશ. આપણો બધાનો અનુભવ છે કે આખો દિવસ સતત કાર્ય કર્યા પછી શરીર અને મન એટલું થાકી જાય છે કે રાત્રે કોઇ પણ કાર્ય કરવાનું મન નથી થતું. મન અને મસ્તિષ્ક પર પ્રમાદનું આધિપત્ય છવાઈ જાય છે. શરીર સાવ ક્રિયાહીન જેવું બની જાય છે. ફક્ત આળસમાં પડયા રહેવાનું અને ઊંઘ લઇને સમય પસાર કરવા સિવાય આત્મઉત્થાનનો કોઇ પણ પ્રયત્ન યોગ્ય રીતે થઈ શકતો નથી. આ દશા અજ્ઞાનની છે. જ્યાં સુધી મન પર એની છાયા રહે છે ત્યાં સુધી માનવીને આત્મા-પરમાત્મા, લોક-અલોક, પુણ્ય-પાપ આદિનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાની આકાંક્ષા નથી જાગતી.

બીજી વાત કરું. જે રાત્રીમાં નાનો બીજ જેટલો ચંદ્ર હોય અને તારાનો મંદ પ્રકાશ હોય તો તેટલો પ્રકાશ પણ માનવીને થોડો સહાયક બને છે. અને માર્ગભૂલેલા જીવોને માર્ગદર્શન કરાવે છે. અને અમાસની ઘોર અંધારી રાત્રીમાં કે જ્યાં એક બીજાનું મુખ પણ જોઇ શકાતું નથી એવી રાત્રીમાં સાપ-વીંછી આદિ ઝેરીલા પ્રાણીઓથી રક્ષણ પણ થઈ શકતું નથી. એવા અંધકારમાં માનવી શું કાર્ય કરી શકે? કંઇ જ નહિ. આ રીતે અજ્ઞાનના ઘોર અંધકારમાં જ્યાં ચંદ્ર અને તારાના સમાન જ્ઞાનની અલ્પ જ્યોતિ પણ નથી હોતી તે મનુષ્ય આત્મઉત્થાન માટે જરા પણ પ્રયત્ન કરી શકતો નથી. જ્યાં અજ્ઞાન છે ત્યાં આત્મમનન, આત્મચિંતન આદિ બધું હોવું અસંભવ છે. જ્ઞાનનો પ્રકાશ નહિ હોવાથી વિષય, કષાય રૂપી નાગ તેને કરડી જાય છે. એટલા માટે મહાનપુરૂષો મનુષ્યને અજ્ઞાનનો અંધકાર દૂર કરવાની વારંવાર પ્રેરણા આપે છે. અને જ્ઞાન દીપક પ્રગટાવીને તેને માર્ગ બતાવે છે.

અજ્ઞાનના કારણથી જીવને સારા-ખોટા, યોગ્ય-અયોગ્યનું ભાન નથી રહેતું. અને તેથી અમૃતના આ ખેતરમાં વિષનું બીજ વાવે છે. અને ધર્મ-આરાધના વિના

પોતાનું આખું જીવન નિરર્થક ગુમાવી દે છે. બંધુઓ! તમને થશે કે અમૃતનું ખેતર અને વિષનું બીજ એ શું હશે! આપને સમજાવું. આ માનવ શરીર એ બીજ વાવવાનું ક્ષેત્ર છે. આ દુર્લભ માનવજીવન મેળવીને જે મનુષ્ય પોતાના મનના ક્ષેત્રમાં દાન-શિયળ-તપ-ભાવ, ત્યાગ-વૈરાગ્ય આદિનું બીજ નથી વાવતા તેને મોક્ષરૂપી અમૃત ફળની પ્રાપ્તિ કેવી રીતે થઈ શકે? જે મોક્ષરૂપી ફળને પ્રાપ્ત કરે છે તેને વારંવાર જન્મ મરણનું દુઃખ સહન કરવું પડતું નથી પરંતુ અજ્ઞાની મનુષ્ય જ્ઞાનના અભાવમાં આ વાતને સમજી શકતો નથી. અને જે મનનાં ક્ષેત્રમાં અમૃતનું બીજ વાવવું જોઈએ તેમાં ક્રોધ-માન-માયા-કામ-મોહ-મત્સર આદિ જે આત્માને માટે વિષના બીજ સમાન છે તેને વાવે છે. તેનું પરિણામ એ આવે છે કે તે મોક્ષરૂપી અમૃત ફળની પ્રાપ્તિ કરવાને બદલે નરક અને તિર્યંચ ગતિરૂપ વિષફલને પ્રાપ્ત કરે છે અને વારંવાર જન્મ-મરણનું દુઃખ ભોગવે છે. અજ્ઞાનીની દૃષ્ટિ વર્તમાન કાળ પૂરતી મર્યાદિત છે. ભૂતકાળ અને ભવિષ્યકાળ તરફ તેની દૃષ્ટિ હોતી નથી. તેઓ ભવિષ્યકાળ સુધારવાને માટે ચિંતા નથી કરતા. તે તો વર્તમાનકાળને જ પોતાનું સર્વસ્વ માને છે તેથી ઇન્દ્રિઓના સંકેત પર નાચે છે. અને વિષયવાસનાના ફંદામાં ફસાઈ જાય છે. તેટલા માટે ભક્ત પ્રાર્થના કરતા બોલ્યા છે કે મને અજ્ઞાનરૂપી અંધકારમાંથી બચાવીને જ્ઞાન પ્રકાશ તરફ લઈ જાવ. અજ્ઞાનના પ્રભાવથી ઉત્પન્ન થયેલી માયાજાળ અને કર્મોના ખેલ જ્ઞાનની દિવ્યદૃષ્ટિથી નાશ થઇ જાય છે. જ્ઞાનનો આધ્યાત્મિક પ્રકાશ ફેલાતા અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય છે. જ્ઞાનનો પ્રકાશ થવાથી સગાં સંબંધીના સંબંધને અનિત્ય સમજે છે. કોઇપણ આત્માના સગા નથી. તે સગા સંસારના અલ્પ દુઃખોથી પણ છૂટકારો મેળવાવી શકતા નથી. તો પાપકર્મોથી મળવાના ભયંકર દુઃખોમાંથી મારા આત્માને કેવી રીતે બચાવી શકે? કોઇની તાકાત નથી કે આત્માને જન્મ-જરા-રોગ અને મૃત્યુના પંજામાંથી થોડા સમયને માટે પણ બચાવી શકે.

દેવાનુપ્રિયો! જ્ઞાનનો સાર એ છે કે તેની સહાયતાથી આત્મા પોતાના-નિજ સ્વરૂપને ઓળખે અને મોક્ષ મેળવવા માટે સમ્યગ્‌રૂપથી સાધના કરે. આ સંસારમાં જ્ઞાન સિવાય બીજી કોઇ પણ શક્તિ તેને ભવસાગરથી પાર ઉતારી શકતી નથી. એક શ્લોકમાં કહ્યું છે કે.

**"संसार सागरं घोरं, तर्तु मिच्छति यो नरः।**
**ज्ञान नात्रं समासाद्य, पारं याति सुखेन सः।**

જે મનુષ્ય આ ઘોર સંસાર સાગરને સુખપૂર્વક તરી જવાનું ઇચ્છે તેણે જ્ઞાનરૂપી નૌકાનો સહારો લેવો જોઇએ.

જ્ઞાન સમાન અદ્‌ભુત વસ્તુ આ સંસારમાં બીજી કોઈ નથી. કહેવાય છે કે

પામી જાય તેવો તેનો આત્મા લાગે છે. એટલે મહાસતીજી નિરાલીને નામ-ઠામ પૂછયા પછી પૂછે છે, તેં ધાર્મિક અભ્યાસ શું કર્યો છે! નિરાલી વિનયવિવેકપૂર્વક કહે છે, હું સામાયિક પ્રતિક્રમણ, છકાયના બોલ, નવતત્ત્વ, ભક્તામર એટલું શીખી છું. તને પ્રતિક્રમણના અર્થ આવડે છે? નિરાલી કહે મને બાર વ્રતના અર્થ આવડે છે. આપને ટાઈમની અનુકૂળતા હોય તો મારા પર કૃપા કરી સંથારાના અર્થ મને શીખવાડો. અર્થ સમજાવતાં (૨) બે વાગી ગયા. તે તો એમાં એવી લીન બની ગઈ કે તેને બે કલાક જાણે બે મિનિટ જેવા લાગ્યા. મહાસતીજીના મનમાં થયું કે જો આ બાળાને સિંચન મળે તો વૈરાગ્યરંગે રંગાઈ જાય તેવી છે. નિરાલીને તો ઘેર જવાનું મન પણ થતું નથી. પણ મામીના બંધનમાં એવી ફસાઈ ગઈ છે કે ઘેર જવું પડે. બે વાગે સામાયિક પાળી મહાસતીજીને વંદન કરી ઘેર ગઈ. નિરાલીને તો ઉપાશ્રયનું શાંત વાતાવરણ અને મહાસતીજીની આત્મસ્પર્શી વાતો બહુ ગમી ગઈ. પછી તો દરરોજ જલ્દીથી ઘરકામ પતાવી એક કલાકની મામી પાસેથી આજ્ઞા મેળવી ઉપાશ્રયે જવા લાગી. નિરાલીને ઉપાશ્રયે જવા માટે મામીની આજ્ઞા લેવી પડતી અને તમે તો કેટલા સ્વાધીન છો છતાં ઉપાશ્રય ગમતો નથી. ધર્મના પ્રતાપે મામીના સ્વભાવમાં સ્હેજ પરિવર્તન થયું ને નિરાલીને રોજ એક કલાક ઉપાશ્રયે જવાની છૂટી આપતી, નિરાલી તો રોજ મહાસતીજી પાસે ઘણું ઘણું સમજતી. એક સેકન્ડ પણ નકામી જવા દેતી નહિ. અને નવો અભ્યાસ કરતી. તીવ્ર (તેજસ્વી) બુદ્ધિના કારણે ધર્માભ્યાસમાં તે ખૂબ આગળ વધી અને વૈરાગ્યના ઝરણાં વહેવા લાગ્યા. તેણે મહાસતીજી પાસે જાવજીવ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈ લીધી. તેનો અંતરાત્મા જાગી ઉઠતાં ભગવાન મહાવીરના પંથે પ્રયાણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. મહાવીરના માર્ગની સાચી સમજણ આપનાર પરમ ઉપકારી મહાસતીજીનો ખૂબ આભાર માનવા લાગી.

**તમે મારા અનંત ઉપકારી.**

**ગંદા વનમાં મારા માટે પાવન કેડી તમે પાડી....ગુરૂણી! ગુરૂણી!**

**તમે મારા....**

એક દિવસ મામીને કહે છે મામી! તમારી પાસે એક વસ્તુ માંગવા આવી છું. મામી આવેશમાં આવીને કહે-તું તો ગમે તે માંગે. તને કંઈ નથી મળવાનું. મામી! ન માંગેલું માંગવા આવી છું. બોલ શું માંગવું છે? મામી! મારે દીક્ષા લેવી છે. મામી કહે-તારે તો દીક્ષા જ લેવી હોય ને! એમ કહીને જોરથી તમાચો માર્યો. નિરાલીનો અંતરનો વૈરાગ્ય હતો. તે તમાચાથી ઊતરી જાય તેવો ન હતો. આ બાળાને મામીના પંજામાંથી છૂટવું અને દીક્ષાની આજ્ઞા મેળવવી ઘણી કઠીન હતી. નિરાલી મામા પાસે ગઈ ને કહે-મામા! મારે દીક્ષા લેવી છે. તમે મારા મામીને સમજાવો ને! મામા કહે-તને સુંદર માર્ગ રૂચ્યો છે. તારા મામીને સમજાવીશ અને

હું તને દીક્ષા આપીશ. નિરાલીની વૈરાગ્યભાવના, દઢ મનોબળ અને અંતરની ઝંખના વગેરે જોતાં તેને દુઃખી ન કરતા સંયમ માર્ગે પ્રયાણ કરવા મામાએ રજા આપી. નિરાલીને તો હવે એક ક્ષણ પણ લાખેણી દેખાય છે. તેને તો સંસાર કાંટાની જેમ ખૂંચતો હતો. મામીની આજ્ઞા મળશે એ આશાના તાંતણે નિરાલી જીવન જીવ્યે જતી હતી. પરંતુ મામી તો કોઈ હિસાબે તેને દીક્ષા આપે તેમ ન હતી. તેને લોકવાયકાનો ડર હતો. તેને થયું કે લોકો વાતો કરશે કે મામીના ત્રાસથી કંટાળી છોકરીએ દીક્ષા લીધી. એટલે નિરાલીની મામીને તેના મામાએ ખૂબ સમજાવી પણ મામીએ તો ચાલબાજીથી એવા સમજાવી દીધા કે મામા પણ તેના પલ્લામાં બેસી ગયા ને બંને એક થઈ ગયા. મામીએ તો નિરાલીને ટૂંક સમયમાં પરણાવી દેવી તેવો નિશ્ચય કર્યો.

આખરે મામીએ દૂર એક ગામડામાં વસતો એક મોટી ઉંમરનો છોકરો શોધી કાઢયો કે જે સાવ અબૂધ, અજ્ઞાન અને બુદ્ધિહીન હતો, કે જે જીવનમાં કદી લાઇનસર થઈ ન શકે અને ઉપરથી બંનેના જીવન બગડે. તેવા છોકરા સાથે નિરાલીની સગાઈ કરી. નિરાલી આ વાતથી સાવ અજાણ હતી. મીના પણ મામીને કઈ રીતે સમજાવીને નિરાલીને દીક્ષાની આજ્ઞા અપાવવી તે માટે યુક્તિ શોધી રહી હતી. નિરાલીને ખબર પડી કે મામીએ મારી સગાઈ કરી એટલે તે ચોધાર આંસુએ રડે છે. અંતરની આગને આંસુના સિંચનથી બુઝાવે છે. અત્યારે તો અંતરમાં ઉઠતી આગ અને આંસુ એ બે જ સહારા હતા. મીના આ વાતથી અજાણ હતી. નિરાલી મનમાં વિચાર કરે છે અહો ! મારાં કર્મો કેવા કઠણ છે !

**મને જ્યાં જવાનું મન, ત્યાં મુજને જવા દે નહિ, મારાં કર્મો કઠણ કેવા....મારી મુક્તિ થવા દે નહિ.........**
**હું આગળ જવા માંગુ મને પાછળ હઠાવે છે, હું પાવન થવા માંગુ મને પાપી બનાવે છે (૨)**
**શું કરવું હવે મારે? કોઇ મારગ સૂઝાડે નહિ......મારા કર્મો કઠણ...**

મારે જે માર્ગે જવું છે તે માર્ગે કર્મો મને જવા દેતા નથી. જીવનને પવિત્ર બનાવવા માંગું છું પણ કર્મો મને પાપી બનાવવા લઈ જાય છે. હવે હું શું કરું? આમ પોતાના કર્મોને દોષ આપી રહી છે. છેવટે મામા મામીએ વચ્ચેના એક ગામમાં જઈ છોકરાને બોલાવી, ધર્મશાળામાં બળાત્કારે નીરાલીને પરણાવી. નીરાલીને મામા–મામીએ ધમકી આપી હતી કે તું લગ્ન નહિ કરે તો અમે કૂવામાં પડશું. એટલે મામા–મામીની ઈજ્જત ખાતર લગ્ન કરીને સાસરે ગઈ. સાસરે જવા છતાં બ્રહ્મચર્ય ખંડિત ન કરવું એવો તેનો દઢ નિશ્ચય હતો. તેનું અંતર સાસરે જવા છતાં રડી રહ્યું છે. હું કેવી કમભાગી! મારા કેવા પાપનો ઉદય કે ચારિત્રની ભાવના થવા છતાં ચારિત્ર ન લઈ શકી અને મામા–મામીએ સંસારની ફસામણમાં નાંખી દીધી.

આંખમાંથી આંસુ સરી પડે છે. કટોકટીના સમયે પોતે એની રક્ષા કે બચાવ નથી કર્યો, અરે! એની આપત્તિ પાછળ પોતે સાથે પણ ગયો નથી એની એને ખૂબ શરમ આવી જાય છે. ઋષિદત્તાની સાથે શું બોલવું એ એક પ્રશ્ન થઈ પડયો છે.

લોકો અને રાજા પણ આ દૃશ્ય જોઈને રડી પડે છે. ઋષિદત્તા મરી નહોતી ગઈ. કર્માનુસાર અને એની કુશળબુદ્ધિએ સહજ ભાવે બધું બની ગયું. પરંતુ બધાને મન તો આશ્ચર્યકારક ઘટના લાગે છે. આબેહૂબ ઋષિદત્તાને જોતાં કનકરથ કુમારનું મન પ્રફુલ્લિત બની ગયું. દિલ જરા હળવું થયું એટલે કહે છે. હે દેવી! મને માફ કરજો. મારી નબળાઈ કે મેં તમારા પર ભારે કટોકટી વખતે એક પતિ તરીકેની ફરજ હોવા છતાં મેં તમારું રક્ષણ ન કર્યું. હું આપની ક્ષમા માંગું છું. ઋષિદત્તા કહે–સ્વામી! તમારે ક્ષમા માંગવાની ન હોય. જે કાંઈ બની ગયું છે એમાં તમારો કોઈ દોષ નથી. દોષ મારા પૂર્વના કર્મોનો છે. મારા એ જાલિમ કર્મો ઊભા હોય ત્યાં મારું ય કાંઈ ન ચાલે ને એ કર્મો તમને પણ કંઈ કરવા દે નહિ. તમારી તો મારા પ્રત્યે કેટલી મોટાઇ ને શ્રદ્ધા છે કે મારી પાસે રોજ માંસના ટુકડા આંખ સામે પડેલા જોવા છતાં મારામાં હત્યારીપણાનું કલંક ઠેઠ સુધી માન્યું નહિ. આટલો બધો મારા પર તમારો વિશ્વાસ અને સદ્ભાવ. આ તમારી કેટલી બધી મોટાઇ કહેવાય! ખેર, હવે તો દેવવાણીથી દુનિયાએ પણ મારી નિષ્કલંકતા માની છે ને આપણા બંનેનો સુખદ યોગ આજે મળી ગયો છે. તેથી તમારે હવે જરાય મનમાં ઓછું લાવવાની જરૂર નથી. અનંત ઉપકાર અને પ્રભાવ ભગવાન ઋષભદેવનો છે, કે જેમના પ્રભાવે સત્યનું સર્જન થયું ને મારું કલંક ઉતર્યું. અને તમારી મારા પ્રત્યેની લાગણી કૃતાર્થ બની. આપણે તો માત્ર ભગવાનનું ને એમના ધર્મનું શરણું લેવું.

**"લોકોએ કરેલી પ્રશંસા"** :–રુષિદત્તાના કહેવાથી કુમારને આશ્વાસન મળ્યું. જ્યારે દેવોએ પુષ્પવૃષ્ટિ કરી અને રુષિદત્તા લોકોની સમક્ષ પ્રગટ થઈ ત્યારે લોકોએ જયજયનાદના શબ્દોથી એને વધાવી અને સૌ મનોમન બોલી ઉઠયા. અહો! કુમારની આ પહેલી પત્ની તો દેવસુંદરી જેવી છે. જાણે સ્વર્ગમાંથી અપ્સરા ઉતરી ન હોય! આની આગળ પેલી રૂક્મણી તો સુવર્ણની આગળ પિત્તળ જેવી લાગે છે. ભાઈ! કુમાર સાહેબનો આવી પત્ની માટે કેમ પક્ષપાત ન હોય! કોણ પુરૂષ આવી ગુણવાન, રૂપવાન ને સૌમ્ય આકૃતિવાળી રૂપસુંદરી ખાતર ન મરે! આ રીતે લોકો રુષિદત્તાની ખૂબ પ્રશંસા કરી રહ્યા છે. કુમારને પણ લાંબા સમયે રૂપ અને લાવણ્યથી ભરેલી આ પત્ની જોવા મળતાં એના પર નેત્ર ઠરી ગયા છે. રુષિદત્તા પણ કનકરથ કુમારને જોઈ રહી છે. રાજા–રાણી બધા રુષિદત્તાને જોઇ ખૂબ આનંદિત થયા છે.

**સુલશા યોગિનીએ કહેલી બધી વાત** :-રાજાના માણસોએ સુલશા યોગિનીને લાવીને રાજા આગળ ખડી કરી દીધી. સુલશા કહે મહારાજા! આપે મને કેમ યાદ કરી? જે કંઈ કામ હોય તે નિર્ભયતાથી કહો. હું અવશ્ય કરી આપીશ. મહારાજાએ કહ્યું. દેવી સુલશા! મારી દીકરી કહે છે કે આ કનકકુમાર મને પરણવા આવ્યા તેમાં સુલશાનો મોટો ઉપકાર છે. તો હે સુલશા! આપે એવું શું કર્યું કે જમાઈરાજ મારી દીકરીને પરણવા આવ્યા? આપ મંત્ર સાધનાના બળે અપૂર્વ શક્તિ ધરાવો છો. આપની સાધના અજોડ છે પરંતુ અમે આપની પાસેથી એ વાત જાણવા માંગીએ છીએ કે આપ રથમર્દનપુર નગરમાં ગયા ત્યારે આપને મારી કન્યાએ શું કહ્યું હતું? સુલશા કહે મને કુંવરીએ એટલું કહ્યું હતું કે કનકરથ કુમાર અડધે રસ્તેથી કોઈ વનવાસિની સ્ત્રી સાથે લગ્ન કરીને પાછા વળ્યા છે તો એ કનકકુમાર કોઈ પણ રીતે મને પરણવા આવે તેમ તું કર. રાજા કહે બરાબર છે. મારી પુત્રીને આપે આપની પુત્રી માનીને એનું દુઃખ દૂર કરવાનું માથે લીધું એ મોટો ઉપકાર ગણાય. પણ આપે રથમર્દનપુર નગરીમાં જઈને શું કર્યું તે તો અમને કહો. રાજાને સુલશા પાસેથી વાત કઢાવવી છે એટલે ખૂબ નમ્ર થઈને પૂછે છે! મારી કન્યાએ આપને રુપિદત્તાની હત્યા કરાવવી કે ખોટું આળ ચઢાવવું તેવું કહ્યું હતું? ના, મહારાજા! તો પછી આપે ત્યાં જઈ રુપિદત્તા પર ખોટું આળ આવે ને તેનો વધ કરવાની આજ્ઞા આપવી પડે તેવું પગલું ભર્યું? સુલશા આશ્ચર્ય પામી ગઈ. મહારાજા આવો પ્રશ્ન કેમ કરે છે! તે કહે-હું મારા પ્રયત્નમાં સફળ ન થઈ એટલે મારે આ રીતે કરવું પડયું. રાજા કહે-સુલશા! ત્યાં જઈને કેવી રીતે કાર્ય કર્યું તે આપ કૃપા કરીને મને કહેશો? સુલશાના મનમાં થયું. મહારાજા! મારી મંત્રશક્તિની વાત સાંભળવા માંગે છે એટલે તે પ્રસન્ન સ્વરે બોલી.

મહારાજા! મારી મંત્રશક્તિ અજોડ છે. હું ગમે તે રૂપ ધારણ કરી શકું છું. અદૃશ્ય બની શકું છું. ત્યાં જઈને મેં જે કાર્ય કર્યું છે તે સાંભળીને આપ મુગ્ધ થઈ જશો. જુઓ, સુલશાએ પાપ તો કર્યું છે ને તે પાપનું કાર્ય કહેવામાં પણ એને કેટલો આનંદ છે! જ્ઞાની કહે છે હસતા બાંધેલાં કર્મ રડતાં પણ ભોગવતાં પૂરા નહિ થાય. સુલશા કહે મહારાજા! હું રથમર્દન નગરમાં જઈ પાંથશાળામાં ઉતરી. ત્યાંથી અદૃશ્ય રૂપ લઈને કુંવરના મહેલમાં ગઈ. કનકરથ અને રુપિદત્તાને ઝુલે ઝુલતા ને જ્ઞાન ગોષ્ઠિ કરતાં જોયાં. પછી બીજા દિવસે રાત્રે બધાને અવસ્વાપિની નિદ્રા મૂકી રાજ-દરબારમાં જઈ એક સૈનિકનું ખૂન કરી તેના શરીરમાંથી માંસના ટુકડા લઈ રુપિદત્તાના ઓશીકા નીચે મૂકયા ને તેનું મુખ લોહીથી ખરડેલું કરી દીધું. આમ બે ચાર દિવસ કર્યું તો ખૂનની વાત બહાર આવી પણ રુપિદત્તાની પથારીમાંથી આવું નીકળે છે એવી વાત ન આવી. આખરે ત્યાંની ગણિકાનો આશરો લીધો ને રુપિદત્તાને કલંકિત કરવા

માટેની આ વાત કરી તો ગણિકા પણ માનવા તૈયાર ન થઈ. તે કહે–રુષિદત્તા તો અમારા ગામની દેવી છે. તમારી આ વાતનો કોઈ સ્વીકાર નહિ કરે. તેના માટે એક શબ્દ પણ ન બોલશો. એમ કહીને મને નીચે ઉતારી મૂકી. કનકરથકુમાર આ બધું સાંભળે છે. તેના મનમાં થયું કે અહો ! મારા ગામની ગણિકાને પણ રુષિદતા માટે આટલો વિશ્વાસ ને શ્રદ્ધા ! છેલ્લે પોતે સંન્યાસી બનીને રાજા પાસે ગઈને જઈને પોતે જે વાત કરીને રાજાને રુષિદત્તા પર રાક્ષસણીનું આળ ચઢાવી તેને મારી નાંખવાનો હુકમ આપ્યો. આ બધી વાત સાંભળીને રાજાને તો ગુસ્સાનો પાર ન રહ્યો. તે ક્રોધથી ધમધમી ઉઠયો. હવે રાજા, સુલશા યોગિનીને શી શિક્ષા કરશે ને શું બનશે તેના ભાવ અવસરે

## વ્યાખ્યાન નં. ૧૦૮

### "ધનતેરસ"

આસો વદ ૧૩ને સોમવાર તા. ૧૧–૧૧–૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંત કરૂણાના સાગર સંસારના જીવોને આત્માની ઉન્નતિનો રાહ બતાવતાં કહે છે, હે આત્મા ! જ્યાં સુધી અહંનું અવસાન નહિ થાય ત્યાં સુધી તારા આત્માનું કલ્યાણ થવાનું નથી. આત્મિક ગુણો પ્રગટ કરવા હોય, ભવભ્રમણ ટાળવું હોય તો અહંભાવને ઓગાળી નાંખ. માનવીને ધન–વૈભવ અને સત્તા મળે તો માને છે કે હું કંઈક છું. મારાથી બધું થાય છે. તો તેની તે વાત મિથ્યા છે. પણ મારાથી દુનિયામાં ઘણા મોટા જ્ઞાની પુરૂષો છે, તેમની આગળ હું કાંઈ નથી. મારામાં એવા ગુણો કયારે પ્રગટે તેવી ભાવના ભાવો અને પુરૂષાર્થ કરો. આત્મા અનંત ગુણનો સ્વામી છે. જેમ ફાનસ સળગાવ્યું પણ ચીમની ઉપર મેશ વળી હોય તો પ્રકાશ બહાર આવતો નથી. તેથી એમાં પ્રકાશ નથી, એમ નથી. ચીમની ઉપરથી મેશ સાફ કરી નાંખવામાં આવે તો તરત પ્રકાશ બહાર આવે છે તે રીતે આત્મા ઉપર પણ અહંભાવની કાળાશનું પડ જામી ગયું છે તેને દૂર નહિ કરવામાં આવે ત્યાં સુધી આત્માનો પ્રકાશ બહાર આવવાનો નથી. માટે અહંનું અવસાન કરી સરળતાનો ગુણ પ્રગટ કરો. થોડું પણ અહં હશે ત્યાં સુધી કેવળજ્ઞાન નહિ મળે. જ્ઞાનીઓ કહે છે જ્યારે અભિમાનનો પવન જોરથી ફુંકાય છે ત્યારે જ્ઞાનનો સઢ તૂટી જાય છે. અને પછી એની જીવનનાવ ઝોલે ચઢી જાય છે. અજ્ઞાનના અંધારા છવાઈ જાય છે એટલે માર્ગ પણ સૂઝતો નથી. જે

જીવમાં સંપૂર્ણ જ્ઞાન હોતું નથી એની માનકષાય સંપૂર્ણ રીતે છૂટી શકતી નથી. કારણ કે અધુરો ઘડો વધારે છલકાય છે. જ્ઞાન રૂપી સઢ જો સલામત હોય તો એ નાવ જોખમમાં આવી પડતી નથી.

પદ્મનાભ રાજાના મનમાં અભિમાનનો પવન ફૂંકાઈ રહ્યો છે. તે રાણીઓના મોહમાં મસ્ત બન્યા છે. તેમના મનમાં અભિમાન છે કે રૂપ-લાવણ્ય ને સૌંદર્યથી યુક્ત રાણીઓ કોઈને નથી. મારા જેવો સુખી કોઇ નથી એટલે નારદજીને પૂછે છે: તમે ઘણાં ગામ-નગર ફરો છો તો કોઇને ત્યાં મારા જેવું અંતેઉર જોયું? આવા માણસો પ્રશંસામાં તણાયેલા હોય છે. કોઈ તેમની પ્રશંસા કરે, વખાણ કરે તો રાજી થઈ જાય. પદ્મનાભ રાજાનો આ પ્રશ્ન સાંભળીને નારદજી હસી પડયા એટલે પદ્મનાભ રાજાના મનમાં થયું કે નારદજીને મારી વાત ગમી ગઈ લાગે છે, તેથી હસ્યા છે.

નારદજીએ કહ્યું તમે કૂપમંડુક જેવા છો. તમે કોઈ દિવસ ઘરની બહાર નીકળ્યા નથી. તમને શી ખબર હોય? પદ્મનાભ રાજા કહે છે કૂપ મંડુકનું અથવા અગડ દર્દુરકનું આખ્યાન કેવી રીતે છે? ત્યારે નારદજી કહે છે હે પદ્મનાભ રાજા સાંભળ. એક વાર સમુદ્રનો દેડકો કૂવાના દેડકાને મળવા ગયો. વાતો કરતાં કરતાં કૂવાના દેડકાએ સાગરના દેડકાને પ્રશ્ન કર્યો. તમે જેમાં રહો છો તે સમુદ્ર કેટલો મોટો છે? સમુદ્રનો દેડકો કહે, સમુદ્ર તો બહુ મોટો છે. આથી કૂવાના દેડકાએ બે હાથ લાંબા કરીને કહ્યું. તમારો સમુદ્ર આટલો મોટો છે? સમુદ્રનો દેડકો બોલ્યો. અરે, એથી ઘણો મોટો છે. કૂવાનો દેડકો પાણીમાં ચાર હાથ જેટલું ચક્કર લગાવીને કહેવા લાગ્યો તો પછી તમારો સમુદ્ર આટલો મોટો હશે? અરે, ભાઈ! આના કરતાં ઘણો મોટો છે. એમ કરતાં કૂવાનો દેડકો આખા કૂવામાં ફરી વળ્યો ને પૂછે-સમુદ્ર આટલો મોટો? સમુદ્રનો દેડકો કહે આપ કૂવાની બહાર નીકળો નહિ. આપને શું ખ્યાલ આવે કે સમુદ્ર કેટલો મોટો છે? આપ મારી સાથે ચાલો એટલે આપને ખબર પડી જશે કે સમુદ્ર કેટલો મોટો છે? કૂપ મંડૂક સમુદ્ર જોવા જાય નહિ, પછી આ સમુદ્રનો દેડકો તેને કેવી રીતે સમજાવે?

આ રીતે નારદજી પદ્મનાભ રાજાને કહી રહ્યા છે. હે પદ્મનાભ રાજા! તમે તમારા અંતેઉરની બહાર નીકળો નહિ. તમને શું ખબર પડે કે તમારા કરતાં પણ ચડીયાતું અંતેઉર અને તમારી રાણીઓ કરતાં રૂપ-લાવણ્યમાં ચડીયાતી કોણ છે? તમે આ કૂપમંડુક જેવા છો. જો આપ પૂછો છો તો હું આપને કહું છું. સાંભળો, વાત એવી છે કે:-

"जंबूद्दीवे दीवे भारहेवासे हत्थिणाउरे दुवयस्स रण्णो धूया चूलणीए देवीए अत्तया पंडुस्स सुण्हा पंचण्हं पंडवाणं भारिया दोवई देवी रूवेण य जाव उक्किट्ठ सरीरा"

તમારા ઘાતકીખંડ દ્વીપને ઓળંગીને પછી બે લાખ જોજનનો લવણ સમુદ્ર ઓળંગીને જંબુદ્વીપ નામનો દ્વીપ છે. તે જંબુદ્વીપના ભારતદેશમાં હસ્તિનાપુર નામે નગરમાં દ્રુપદ રાજાની પુત્રી ચુલણી દેવીની અંગજાતક પુત્રી દ્રૌપદી છે તેના પાંડુ-રાજાના પાંચ પુત્રો પાંચ પાંડવોની સાથે લગ્ન થયા છે. તે દ્રૌપદીનું લાવણ્ય, સૌંદર્ય એટલું બધું છે કે તમારા આ અંતેઉરની ૭૦૦ રાણીઓના રૂપ તેના છેદાયેલા અંગુઠાના સોમા (૧૦૦ મા) ભાગની તોલે પણ ના આવી શકે. એવું તેનું અથાગ રૂપ, કાંતિ અને સૌંદર્ય છે. આ બધું હું વિચારપૂર્વક કહી રહ્યો છું. દ્રૌપદી જેવી નારી કોઇ પણ નથી. આપે પૂછયું, માટે મેં કહ્યું. એને તેં જોઈ નથી ત્યાં સુધી તું તારા અંતેઉરના વખાણ કર્યા કરે છે. નારદજીએ ચિનગારી મૂકી દીધી. તેમણે જોયું કે રાજાનું મુખ પડી ગયું છે. મારી સોગઠી બરાબર લાગી ગઈ છે. તેને દ્રૌપદીની વાત બરાબર યાદ રહી ગઈ છે. એને હવે દ્રૌપદી સિવાયની બીજી કોઈ વાત ગમવાની નથી. આમ જાણીને પદ્મનાભ રાજા પાસે જવાની રજા માંગી. રાજાની રજા લઈને ત્યાંથી રવાના થયા અને ઉત્પતની વિદ્યાના પ્રભાવથી આકાશને ઓળંગતા જતા રહ્યા.

પદ્મનાભ રાજાએ આ વાત બરાબર યાદ રાખી. જેના હ્રદયમાં ભોગનો અગ્નિ પ્રગટયો હોય તેને આવી વાત બહુ યાદ રહી જાય. પદ્મનાભ રાજાએ દ્રૌપદીને જોઈ ન હતી. પણ કચ્છુલ્લ નારદ પાસેથી આ વાત સાંભળીને દ્રૌપદીના રૂપ, યૌવન અને લાવણ્યથી મૂર્છિત થઈ ગયા. જેમ રૂપમાં પાગલ બનેલું પતંગીયું અગ્નિમાં ઝંપલાવે છે તેમ રૂપનો પાગલ પદ્મનાભ રાજા દ્રૌપદીને મેળવવા માટે તૈયાર થયો. તેને ખબર નથી કે આનું પરિણામ શું આવશે? તેની બદનામી થવાની હશે એટલે તેને આવી મતિ સૂઝી. જો પદ્મનાભ રાજાને પોતાની રાણીઓ સિવાય પરસ્ત્રીનો ત્યાગ હોત તો આવી દશા ન થાત! તો તો તે નારદજીને આવો પ્રશ્ન જ ન પૂછત. હવે તો રાજાને પોતાના વૈભવો અને ૭૦૦ રાણીઓના રૂપ ફીક્કા લાગવા માંડયા. જે રાણીઓ અત્યાર સુધી તેને રૂપવાન, ગુણવાન, સૌંદર્યવાન અને પોતાને બરાબર અનુકૂળ લાગતી હતી, તેમનું મુખ હવે ઝાંખું દેખાવા લાગ્યું. તેને તો એક દ્રૌપદીની રટ લાગી. દ્રૌપદીને મેળવવા માટે તેણે દેવની સાધના કરવાનો વિચાર કર્યો. કારણ કે બે લાખ જોજનનો લવણ સમુદ્ર ઓળંગીને હસ્તિનાપુર જવાની તેનામાં શક્તિ ન હતી.

સતિ શિરોમણી દ્રૌપદીને પોતાની બનાવવાની દુષ્ટ ભાવનાથી પદ્મનાભ રાજા જયાં પૌષધશાળા હતી ત્યાં ગયા. પૌષધશાળાને સાફ કરી દર્ભનો સંથારો કરીને પૂર્વસંગતિ દેવને બોલાવવા માટે અઠ્ઠમ તપ કર્યો. પોતાનો ખૂબ સ્નેહી હોય અને મરતી વખતે તેની પાસે વચન માંગ્યું હોય કે તું દેવ થાય તો હું જ્યારે બોલાવું ત્યારે આવીને મને સહાયક બનજે. આ રીતે વચને બંધાયો હોય તો બોલાવે ત્યારે દેવને આવવું પડે. આ રીતે અહીં પદ્મનાભ રાજાએ પૂર્વસંગતિ નામના દેવને

બોલાવવા માટે અઠ્ઠમતપ કર્યો. આ અઠ્ઠમ તેને નિર્જરાનો હેતુ નથી, પણ પાપનો હેતુ છે. કારણ કે રાજાનું લક્ષ દ્રૌપદીને મેળવવાનું અને તેની સાથે સંસારી સુખ ભોગવવાનું છે. તેના મનમાં એ ભાવ થયા છે કે મારા અંતેઉરમાં ૭૦૦ રાણીઓ ભલે રહી પણ દ્રૌપદી વિના મારું અંતેઉર ન શોભે. તેથી દ્રૌપદીને મેળવવા માટે અઠ્ઠમતપ કર્યો હતો. ભગવાન મહાવીરના નિર્વાણ મહોત્સવ નિમિત્તે આપ બધા અઠ્ઠમ કરશો. તે કર્મની નિર્જરાનું કારણ છે. પૌદ્દગલિક સુખ માટે રાજાને પોતાનું ચિત્ત એકાગ્ર કરવું પડયું તો શાશ્વત સુખ મેળવવા માટે તો ચિત્તની કેટલી એકાગ્રતા જોઈશે! બાહ્ય વિદ્યા–વસ્તુ મેળવવા માટે તો જીવ કેટલું સહન કરે છે!

શુપર્ણખાના પુત્ર શંબૂકે તેના મામા રાવણને ત્યાં એક વખત સૂર્યહંસ નામનું ખડ્ગ જોયું. તે જોઈને તેને એવું ખડ્ગ પ્રાપ્ત કરવાની ખૂબ ઈચ્છા થઈ. એટલે તેણે ઘેર આવી માતાપિતાને વાત કરી કે મારે આવું ખડ્ગ પ્રાપ્ત કરવું છે. શુપર્ણખાએ તેમજ શંબૂકના પિતા ખરે કહ્યું :– બેટા! તારા મામા તો પ્રતિ વાસુદેવ છે. એમને એ ખડ્ગ સ્હેજે પ્રાપ્ત થયું છે. પણ તારે એને પ્રાપ્ત કરવા માટે બાર વર્ષ સુધી સાધના કરવી પડશે. બાર વર્ષ સુધી એકાસણા કરી ઊંધા મસ્તકે લટકવું પડશે. માટે આપણે એની શી જરૂર છે? પણ શંબૂક ન માન્યો ને સૂર્યહંસ ખડ્ગની પ્રાપ્તિ માટે સાધના કરવા જંગલમાં ચાલ્યો ગયો. ખૂબ ગીચ ઝાડીમાં જઈને ઊંધા મસ્તકે લટકીને સાધના શરૂ કરી દીધી. દરરોજ એની માતા શૂપર્ણખા એને જમાડવા માટે જંગલમાં જતી હતી. શંબૂક જંગલમાં રહેતો હતો. આ રીતે શંબૂક સૂર્યહંસ ખડ્ગ પ્રાપ્ત કરવા માટે સાધના કરતો હતો.

જ્યારે માણસને કોઈપણ કાર્ય કરવાની લગની લાગે છે ત્યારે તેમાં તેને થાક લાગતો નથી. સૂર્યહંસ ખડ્ગ પ્રાપ્ત કરવા માટે શંબૂક ઊંધા મસ્તકે કેવી સાધના કરે છે! તે પણ મહિના બે મહિના નહિ પણ બાર વર્ષો સુધી એકધારી સાધના કરવાની. ત્યાં જરા પણ થાક કે કંટાળો આવે છે? આજે અમારી બહેનો કલાક-દોઢ કલાક સુધી ઊભા ઊભા રસોઈ કરતી થઈ ગઈ છે. ત્યાં જરાય થાક લાગે છે? ના. પણ જો ઊભા ઊભા પ્રતિક્રમણ કરવાનું કહીએ તો કહેશે કે અમારા પગ દુઃખી જાય. જીવને જ્યાં રસ છે ત્યાં થાક નથી લાગતો. શંબૂકની બાર વર્ષની સાધના પૂરી થવા આવી હતી. આ બાજુ દશરથ રાજાની આજ્ઞા થતાં રામ વનવાસ આવતાં તેમની સાથે લક્ષ્મણ ને સીતાજી પણ આવ્યા છે. વનમાં પર્ણકૂટી બાંધીને આનંદથી રહેતા હતા. શંબૂકની સાધનાનો છેલ્લો દિવસ હતો. તેની સાધનાથી સૂર્યહંસ ખડ્ગ આવીને પડયું હતું. તે ખૂબ ચમકતું તેજસ્વી દેખાતું હતું. તે દિવસે કુદરતી રીતે લક્ષ્મણજી ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા ને અચાનક તેમની દૃષ્ટિ પેલા ખડ્ગ ઉપર પડી. ત્યારે લક્ષ્મણજીને થયું કે આ શું ઝગમગ થાય છે? લાવને જોઉં, શું છે? એને લેવા માટે

હાથ લંબાવ્યો. લક્ષ્મણજી વાસુદેવ હતા એટલે હાથ લંબાવતાની સાથે ખડ્ગ તેના હાથમાં આવી ગયું. જેના માટે શંબૂક બાર બાર વર્ષોથી સાધના કરી રહ્યો હતો તે મળી ગયું લક્ષ્મણજીને. આ પણ ભાગ્યની વાત છે. લક્ષ્મણજીના હાથમાં ખડ્ગ આવ્યું એટલે મનમાં વિચાર થયો કે આવું તેજસ્વી ખડ્ગ છે પણ કેવું ચાલે છે તે જોઉં તો ખરો. એટલે એમણે ખડ્ગ હાથમાં લઇ પાસે રહેલી ઝાડી ઉપર ઝાટકો માર્યો. તે ઝાડી પર શંબૂક ઊંધા મસ્તકે સાધના કરી રહ્યો હતો. તે લક્ષ્મણજીને ખબર નહિ. એટલે ઝાટકો મારતાં ઝાડી સાથે શંબૂકનું માથું કપાઇ ગયું. ખડ્ગ લોહીવાળું જોયું ત્યાં લક્ષ્મણનું કાળજું ચીરાઈ ગયું. જોયું તો ઊંચે પગ ટીંગાય છે ને માથું નીચે પડયું છે. એટલે સમજી ગયા કે નક્કી આ ખડ્ગ માટે કોઈ પુરૂષે આ સાધના કરી હશે! અને સાધનાની પૂર્ણાહૂતિ થવા આવી હશે માટે આ ખડ્ગ અહીં આવીને પડયું હશે. અહો! જેને મેળવવા આટલી સાધના કરી તે જ હથિયારે તેના પ્રાણ લીધા. અરરર.... મેં પાપીએ આ શું કર્યું? હું અહીં કયાંથી આવ્યો? ખૂબ પશ્ચાતાપ થયો. આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યા. તેની પાસે જઇને તપાસ કરવા લાગ્યો કે આ કોણ છે? આ ભાગી જાય તેવો ન હતો.

એટલામાં શૂર્પણખા ભોજન લઈને શંબૂકને જમાડવા માટે આવી પહોંચી. ત્યાં પોતાના પુત્રને મરેલો જોઇને ખૂબ કલ્પાંત કરતી બોલવા લાગી. મારા પુત્રને કોણે માર્યો? ત્યારે લક્ષ્મણે કહ્યું- બહેન! અજાણતા મારા હાથે તારા પુત્રનું મૃત્યુ થયું છે. મેં તારો મોટો અપરાધ કર્યો છે. તું મને માફ કર. પણ શૂર્પણખાનો ક્રોધ વધતો ગયો. તરત ઘેર આવી પોતાના પતિ તથા દિયરને કહેવા લાગી. ધિક્કાર છે તમારા રાજપદને! તમારા રાજ્યમાં કેવું અંધેર ચાલે છે? તમારા રાજ્યમાં મારા એકના એક નિર્દોષ પુત્રને લક્ષ્મણે મારી નાંખ્યો. એમ કહીને કરૂણ સ્વરે રડવા લાગી. તેથી તેના પતિ તથા બબ્બે દિયર એ ત્રણે ભાઇઓ હથિયાર લઈને લક્ષ્મણની સામે લડવા માટે આવ્યા. લક્ષ્મણ તો વાસુદેવ હતા એટલે ખૂબ પરાક્રમી હતા. એટલે પોતાના પરાક્રમથી ત્રણે ભાઈઓને મારી નાંખ્યા. આ સમયે શૂર્પણખા સૂનમૂન બેસી રહી. ત્યાં તેની આંખ લક્ષ્મણજીના ઉપર પડી. લક્ષ્મણનું દેવ જેવું રૂપ જોઈને તે મુગ્ધ બની. અહો, શું આનું રૂપ છે! રૂપમાં મુગ્ધ બનેલી શૂર્પણખા બોલી હે પ્રાણપતિ! આ શબ્દ સાંભળતા લક્ષ્મણને દિલમાં વજ્ર જેવો ઘા લાગ્યો હોય તેમ લાગ્યું. લક્ષ્મણ કહે- તમે આ શું બોલી રહ્યા છો? હું તો તમારા પતિને, પુત્રને અને દિયરને મારનારો દુશ્મન છું. દુશ્મન પ્રત્યે તમને આવા ભાવ આવે છે? શૂર્પણખા ઘડીભર પહેલા જેને દુશ્મન દેખતી હતી તે દુશ્મનને ભૂલી ગઈ ને તેના મોહમાં પડી ગઈ. લક્ષ્મણજી કહે–બહેન! તમે તો મારા માતા અને ભાભી સમાન છો. શૂર્પણખા રાવણ પાસે આવીને કહે છે, તારા અંતેઉરમાં મંદોદરી ભાભી ગમે તેટલા રૂપાળા હોય પણ

રામની પત્ની સીતા જેવા નહિ. સીતા હોય તો તારું અંતેઉર શોભી ઉઠે. રાવણ વિષયાસક્ત ને અભિમાની હતો. બસ હવે જાઉં ને સીતાને લઈ આવું. સીતા વન-વગડામાં ન શોભે, એ તો મારા અંતેઉરમાં શોભે. તરત રાવણ ઉપડયો ને યુક્તિ-પ્રયુક્તિથી સીતાને ઉપાડી આવ્યો.

તે રીતે દ્રૌપદીની પ્રશંસા સાંભળી વિષયમાં અંધ બનેલા પદ્મનાભ રાજાને દ્રૌપદી મેળવવાની તમન્ના જાગી. તેથી તે અઠ્ઠમ તપ કરીને દેવની આરાધનામાં મશગૂલ–એકતાર બની ગયો હતો. આરાધના કરતાં દેવનું આસન ચલાયમાન થયું. દેવે ઉપયોગ મૂકીને જોઈ લીધું કે પોતાને કોણ યાદ કરે છે? એ જોઈને ક્ષણમાત્રમાં ઘાતકીખંડ દ્વીપના દક્ષિણાર્ધ ભરતક્ષેત્રની અમરકંકા નગરીમાં આવેલી પૌષધશાળામાં પદ્મનાભ રાજા પાસે આવી પહોંચ્યો. દેવની શક્તિ તો ઘણી છે. એક ચપટી વગાડો ત્યાં જંબુદ્વીપને ફરતા સાત આંટા મારી શકે. દેવે આવીને પદ્મનાભ રાજાને પૂછ્યું-હે દેવાનુપ્રિય! તમે મને કેમ યાદ કર્યો? ત્યારે પદ્મનાભ રાજાએ કહ્યું હે દેવાનુપ્રિય! જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નગરમાં પાંચ પાંડવોની પત્ની દ્રૌપદી છે તે બધી રીતે રૂપ-ગુણ-સૌંદર્યમાં સુશોભિત શરીરવાળી છે. તો મારી ઈચ્છા એવી છે કે તે દ્રૌપદીને તમે અહીં લઇ આવો. પદ્મનાભ રાજાની આ વાત સાંભળીને પૂર્વ ભવના મિત્રદેવે કહ્યું. આપે મને અહીં ખોટું કાર્ય કરવા બોલાવ્યો. આપ આ સિવાયનું રાજ્યનું કે બીજું કોઈ કાર્ય મને સોંપો તો હું જલ્દી કરી દઉં. આપને આવી મતિ કેમ સૂઝી? મને તો લાગે છે કે આમાં આપની બદનામી થવાની છે. પણ કંઈ સારું થવાનું નથી. માટે આપ આ વાત છોડી દો. દ્રૌપદી પાંચ પાંડવો સિવાય બીજા કોઇ પુરૂષને મનથી પણ ઈચ્છતી નથી. તેનું ચારિત્ર એટલું નિર્મળ છે કે દેવની પણ તાકાત નથી કે તેને ચળાવી શકે! વળી દ્રૌપદીની સાથે આ જાતનું આચરણ પહેલાં થયું નથી, થવાનું નથી ને ભવિષ્યકાળમાં થશે નહિ. માટે આપ આ વાતને છોડી દો. અને આ સિવાયનું બીજું કંઈ પણ કામ મને સોંપો. હે રાજન્! ૭૦૦ રાણીઓથી સંતોષ ના થયો ને એક દ્રૌપદીથી સંતોષ થઈ જશે એમ માને છે! તારી વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઈ લાગે છે. દ્રૌપદીનું શિયળ ખંડિત કરવા ત્રણ કાળમાં કોઈ શક્તિ-માન નથી માટે તું આવી હઠ છોડી દે. હજુ આગળ દેવ પદ્મનાભ રાજાને કેવી રીતે સમજાવશે છતાં રાજા માનશે નહિ ને તેનું પરિણામ શું આવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર "સુલશા યોગિનીને મળેલી દુષ્કૃત્યની શિક્ષા":**

સુલશાની વાત સાંભળી કૃતબ્રહ્મ રાજાને ખુબ ગુસ્સો આવ્યો. આવી દેવી સમાન ગુણિયલ રુપિદત્તાને આ પાપણીએ ગોઝારા કાર્યો કરી મડાકલેશમાં નાંખ્યા અને તેના પર ખોટા કલંક ચઢાવ્યા. ચંડાળોને બોલાવી હુકમ કર્યો. જાવ, આ પાપણીને ક્ષમણાં મારી નાખો. રુપિદત્તા કહે બાપુજી! આપ અમારા નિમિત્તે વધની શિક્ષા ન આપો. તેનો

દોષ નથી. દોષ મારા કર્મનો છે. રુષિદત્તાએ સુલશાને કહ્યું. તું ભવિષ્યમાં મંત્રવિદ્યાનો આવો દુરુપયોગ ન કરવાની ખાત્રી આપ. સુલશા કહે આપે મારી આંખો ખોલાવી છે. હું પ્રતિજ્ઞા કરું છું કે હવેથી કદી પણ મારી મંત્રવિદ્યાનો દુરુપયોગ નહિ કરું.

**સુલશા પર કોપિત હો રાજા, પકડાઈ તત્કાલ,**
**કાન, નાક છેદન કર કાઢી, પુરસે બુરે હવાલ હો...શ્રોતા...**

રુષિદત્તાના કહેવાથી રાજાએ સુલશાને વધની શિક્ષા બંધ કરાવી દીધી ને માણસોને હુકમ કર્યો કે આને હમણાં ને હમણાં લઈ જઈ તેના કાન નાક કાપી નાંખો. મોઢું કાળું કરો ને ગધેડે ચઢાવી આખા નગરમાં ફેરવી જંગલમાં કાઢી મૂકો. માણસો એ પ્રમાણે કરીને જ્યારે એને ગધેડા પર બેસાડી નગરમાં ફેરવી રહ્યા છે ત્યારે એ જોઈને લોકોને પણ ખુબ ગુસ્સો આવ્યો છે. કારણ કે આકાશવાણીથી સૌને સુલશાના દુશ્ચરિત્રની ખબર પડી ગઈ છે. તેથી કોઈ એને પથ્થર મારે, કોઈ સોટી મારે, કોઈ એના પર કાંકરા નાંખે છે. કોઈ એની પાસે જઈને મુઠ્ઠી મારે છે. નગરમાં પગલે પગલે આ દુઃખ ને તિરસ્કાર વેઠતાં જોગણીને કેટલું દુઃખ થતું હશે? જોગણી એના દુષ્કૃત્યનું ફળ ભોગવી રહી છે. પામર જીવને આવા દુષ્કૃત્ય કરતી વખતે ખબર કયાં રહે છે કે મારે પછી આવી કોઈ સજા ભોગવવાની આવશે ત્યારે એ સહન કેમ થશે? સુલશા જોગણીને જે અત્યારે ઘોર ત્રાસ અને વિટંબણા ભોગવવી પડે એ શું એનાથી સહન થાય છે? ના. સુલશા યોગિનીને ગામમાં ફેરવી ગામ બહાર લઈ જાય છે.

હવે રાજા કનકરથકુમાર અને રુષિદત્તાને મોટા હાથીના હોદ્દે બેસાડી ઉત્સવપૂર્વક નગરમાં પ્રવેશ કરાવે છે. મહેલમાં લઈ જઈને રુષિદત્તાને મહાન કિંમતી વસ્ત્રો અને ઝવેરાતના આભૂષણોથી એને આગ્રહપૂર્વક સત્કારે છે. રુષિદત્તાને તો પોતાના માથેથી ખોટું કલંક ઊતર્યું અને ગુણિયલ પતિની પુનઃ પ્રાપ્તિ થઈ એ મોટો અલંકાર લાગે છે. એટલે બાહ્ય બીજા દાગીનાની એને જરૂર લાગતી નથી. પરંતુ રાજાના અતિ આગ્રહે એ સ્વીકારવા પડે છે. રૂક્ષ્મણીની માતાએ રૂષિદત્તાને હૈયાસરસી ચાંપી લીધી ત્યારે રૂષિદત્તા પણ તેમને પોતાના ઉપકારી માતા-પિતા ગણી તેમના ચરણોમાં નમી પડી.

હવે કૃતબ્રહ્મ રાજા રૂક્ષ્મણીના મહેલે જઈ એને બોલાવીને આક્રોશમાં આવીને ન કહેવાના વચનો કહેવા લાગ્યા. ઓ દુષ્ટા દીકરી! તેં આ ધંધા કર્યા? આપણા કુળને કલંકિત કર્યું? આવી સારી મહાન કન્યા રૂષિદત્તાને જોગણી પાસે હત્યારી ઠરાવી? કનકરથકુમારને પરણવા માટે આ રાક્ષસી પ્રપંચભર્યો અધમાધમ રસ્તો લીધો? ઓ નાલાયક! કુળખંપણ! તું પણ જોગણીના જેવી સજાને લાયક અને દેશવટો દેવાને યોગ્ય છે. શું સમજે છે તું તારા મનમાં? હમણા તારા નાક–કાન કપાવી, મોઢું કાળું કરી ગધેડે ચડાવીને આખા નગરમાં ફેરવાવું છું, ને જંગલમાં કાઢી મૂકાવુ

છું. રૂક્ષ્મણી પિતાની વાત સાંભળતા થરથર ધ્રુજવા લાગી. તેનાં ગાત્રો ઢીલા થઈ ગયા. હમણા જ પિતા માણસોને બોલાવીને મને સોંપી દેશે. એ ભયમાં તરત ઊઠીને પિતાના ચરણમાં પડીને કહે છે બાપુજી ! મને માફ કરો. હવે રૂક્ષ્મણી પોતાના પાપનો પસ્તાવો કેવી રીતે કરશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૦૯

### " કાળીચૌદશ "

આસો વદ ૧૪ ને મંગળવાર તા. ૧૨-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

સર્વજ્ઞ મહાપુરૂષોએ કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત કર્યા પછી જે વાણી પ્રરૂપી તેનું નામ સિદ્ધાંત. સિદ્ધાંતની અંદર આદર્શ મહાપુરૂષોના નામ સુવર્ણાક્ષરે લખાયા છે. એ મહાપુરૂષોનું જીવન કેટલું મહાન અને આદર્શ હતું ! શ્રાવકના ૨૧ ગુણમાંથી એક પણ ગુણ અપનાવ્યો હશે તો જીવન આદર્શ થઈ જશે. આનંદ શ્રાવક જે સમયે સમકિત પામ્યા ન હતા ત્યારે પણ તેમનું જીવન કેટલું આદર્શ હતું ! પરમ આદર્શ જીવન જીવવા માટે આગમમાં દૃષ્ટિ નાંખો. જૈન દર્શન નિશ્ચય અને વ્યવહાર બંનેને સ્વીકારે છે. જો માનવ બીજાને ઉપદેશ કરતો હોય ને પોતાના જીવનમાં આચરણ નહિ કરતો હોય તો તે ઉપદેશ શા કામનો ? માટે એવું જીવન જીવો કે મૃત્યુ પાછળ પણ સુવાસ મ્હેંકતી રહે.

તમારા જીવનનું ધ્યેય શું હોવું જોઈએ ? હે ભગવાન ! હું આરંભ પરિગ્રહ ક્યારે છાંડીશ ? હું પંચમહાવ્રતધારી ક્યારે બનીશ ? આલોયણા કરી સંથારો ક્યારે કરીશ ? કેમ આવું જ વિચારો છો ને ? કે પછી શ્રીમંત ક્યારે બનીશ ? સંતાનોનો પિતા ક્યારે બનીશ ? એવું ઈચ્છો છો ? હાથી જીવતાં લાખનો ને મર્યા પછી સવા લાખનો કહેવાય. તેમ તમે પણ સવાયા બનીને જજો. માનવજીવન મોક્ષમાં જવાનો કિંમતી કિમિયો છે. માનવજીવન માત્ર પેટ ભરવા માટે કે અનીતિ, અધર્મ કરવા માટે નથી મળ્યું પણ પરમ આદર્શ જીવન જીવવા માટે મળ્યું છે. આજીવિકા પૂરતું અનિવાર્ય સંયોગોમાં કાર્ય કરવું પડે પણ અસંતોષ ન રહેવો જોઈએ. માટે પેટ ભરો પણ પેટી ન ભરો. માનવી પેટ ભરવા નહિ પણ પેટી ભરવા માટે દોડાદોડ કરી રહેલ છે.

ભગવતી સૂત્રમાં પ્રશ્ન છે કે પરિગ્રહની લોલુપતાનું ફળ શું ? જ્ઞાની કહે છે તે

દુર્ગતિનું કારણ છે. જ્ઞાનીઓએ પરિગ્રહને માંસના લોચાની ઉપમા આપી છે. પરિગ્રહની લોલુપતા કેવી છે?

**ત્રણે લોકનું રાજ્ય મળે જો એહને, તો પણ તેને મન સંતોષ ન થાય જો,**
**સર્વ પદાર્થો મર્યાદાવાળા કહ્યા, તૃષ્ણા કહી છે અનંત દુઃખદાયક જો...**

તૃષ્ણાનો ખાડો સૌથી ઊંડો અને મોટો છે. પેટનો ખાડો અર્ધાશેર અનાજથી ભરાઈ જાય પણ તૃષ્ણાનો ખાડો મેરૂ પર્વત પણ ન પૂરી શકે. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે:-

**ઢગ સુવર્ણ રૂપાના, હો કૈલાસ સમા ભલે,**
**ન છીપે લુબ્ધની તૃષ્ણા, નભ જેવી અનંત જે.**

કૈલાસ પર્વત જેટલા સોના-રૂપાના અસંખ્ય ઢગલાથી પણ લોભી માણસને સંતોષ થતો નથી. તૃષ્ણા આકાશ જેટલી અનંત છે. એ અનંતનો અંત લાવવા માટે સંતોષના ઘરમાં આવવું જોઈશે.

આપણે દ્રૌપદીનો અધિકાર ચાલે છે. જ્યારે જીવને વિષય-ભોગની વાસના જાગે છે ત્યારે બ્રહ્મચર્યના મહાન ગુણને ચૂકે છે. વિવેક ભૂલે છે. પોતે પોતાના રસ્તેથી પતન થાય છે. આ સંસારમાં ઘણા મોટા મોટા શુરવીર પુરૂષો છે જે મદોન્મત્ત હાથીના ગંડસ્થલને છેદી શકે છે અને એથી પણ વધુ વીર પુરૂષ વિકરાળ સિંહનો પણ વધ કરી શકે છે. પરંતુ કામવાસનાને છેદવાવાળા સંસારમાં વિરલ છે. જે યોદ્ધા પોતાને શક્તિશાળી અને અજેય માને છે તેઓ પણ સ્ત્રીના મોહથી કાયર બનેલા દેખાય છે. કામ પર વિજય મેળવવાવાળો જ આ સંસારમાં સાચો વીર છે. જે વિષયસુખથી પરાઙ્‌મુખ છે, જે આત્મામાં વૈરાગ્યની જ્યોત ઝળકી રહી છે તેના માટે બધી ક્રિયાઓ મોક્ષ માર્ગ તરફ પ્રયાણ કરાવનારી છે. આ વાતને સમજવા માટે સ્થૂલિભદ્ર મુનિનું દૃષ્ટાંત ઉપયોગી છે. આપણે બોલીએ છીએઃ-

मंगलं भगवान वीरो, मंगलं गौतम प्रभु।
मंगलं स्थूलि भद्राद्यां, जैन धर्मोऽस्तु मंगलं॥

સૌથી પ્રથમ હે વીર ભગવાન! તું મંગલ સ્વરૂપ છે. તને ભજનારો મંગલમય બની જાય છે. બીજા નંબરે ગૌતમ સ્વામી મંગલમય છે. અને ત્રીજા નંબરે સ્થૂલિભદ્રનું નામ આવ્યું અને પછી જૈન ધર્મ મંગલ છે. તમને વિચાર થાય છે કે સ્થૂલિભદ્રમુનિનું નામ કેમ આવ્યું? કોશા જેવી અનુપમ લાવણ્યવાન વેશ્યાના વિલાસગૃહમાં ચાતુર્માસ રહેવા છતાં સ્થૂલિભદ્રમુનિ નિર્વિકાર રહ્યા. વેશ્યાને ત્યાં કેવું વિલાસપૂર્ણ વાતાવરણ! જ્યાં વિવિધ રસોથી યુક્ત સ્વાદિષ્ટ ભોજન મળતું હતું,

વેશ્યાનું ઘર એ કર્મબંધનનું જ સ્થાન કહેવાય. છતાં એટલા વિલાસવર્ધક અને વિકારોત્તેજક વાતાવરણમાં રહીને જેમણે કામવાસના પર વિજય પ્રાપ્ત કર્યો, ત્યાં રહીને મુનિએ પોતાના અખંડ સચ્ચારિત્રની છાપ કોશા વેશ્યા પર પાડી. એકબાજુ વિલાસનું આકર્ષક વાતાવરણ ને બીજી તરફ મુનિની અડોલતા! તેમાં મુનિ જીતી ગયા. અને કોશાને સાચું સમજાવી પોતાના ચારિત્રના પ્રભાવથી તેને સન્માર્ગે લાવી સાચી શ્રાવિકા બનાવી દીધી. આવા સ્થૂલિભદ્ર મુનિ મંગલ સ્વરૂપ છે. તેમનું નામ યાદ કરી વિષયોથી પાછા વળી જીવનમાં બ્રહ્મચર્યની જ્યોતિ જગાવો. તમે બેસતા વર્ષે કંઈક નવી પ્રેઝન્ટ લેશો ને દેશો. એ પ્રેઝન્ટથી જીવનું કલ્યાણ નહિ થાય કે સાથે નહિ આવે. પણ અમારી પાસેથી બ્રહ્મચર્યની પ્રેઝન્ટ લેતા જાવ તો તમારો આત્મા દેદિપ્યમાન બનશે. આ પ્રેઝન્ટ પરભવમાં પણ સાથે આવશે, માટે આપ નિર્ણય કરી લેજો કે મારે આ પ્રેઝન્ટ તો લેવી જ છે.

આપણે વાત ચાલે છે પદ્મનાભ રાજાની. તેના દિલમાં વિષય વિકારની આગ ભભૂકી ઊઠી હતી. એટલે તેને મનગમતી ૭૦૦ રાણીઓ હોવા છતાં સંતોષ ન થયો ને મનમાં માન્યું કે દ્રૌપદી તો મારા અંતેઉરમાં જ શોભવી જોઈએ. દ્રૌપદી મને મળે તો હું વધુ સુખી થઈશ. ઘુવડ તો દિવસે અંધ હોય છે પણ કામાંધ મનુષ્ય તો રાત–દિવસ સદાય આંધળો છે. આ પદ્મનાભ રાજાએ દ્રૌપદીને મેળવવા માટે પૌષધશાળામાં જઈને અઠ્ઠમ પૌષધ કર્યો. અઠ્ઠમમાં અખંડ જાપ કર્યો. સૂતો પણ નથી. શેના માટે? દ્રૌપદીને મેળવવા માટે. પોતાના પૂર્વ સંગતિ મિત્રદેવની આરાધના કરી. ત્યાં દેવનું આસન ચલાયમાન થવાથી ઉપયોગ મૂકીને જોઈને દેવ આવ્યો. બંધુઓ! આજે ઘણા માણસો કહે છે અમે અઠ્ઠમ તો ઘણી વાર કરીએ છીએ પણ અમારે તો દેવ આવતા નથી. હજુ ચિત્તની સ્થિરતા કયાં છે? એ તો કેટલી સ્થિરતા જોઈએ!

ઠાણાંગજીને ત્રીજે ઠાણે બતાવ્યું છે કે દેવ ત્રણ કારણથી આવે. તેમાં આ એક કારણ છે. ગુરૂ–શિષ્ય હોય. શિષ્યને ગુરૂ પ્રત્યે ને ગુરૂને શિષ્ય પ્રત્યે અથાગ પ્રેમ હોય તેવા શિષ્યને અંતિમ સમયે ગુરૂએ સુંદર સાધના કરાવી હોય ને અંતિમ સમય સુધાર્યો હોય તો તે સમયે ગુરૂ શિષ્યને કહે, તું અહીંથી દેવગતિમાં જઈશ. તો તું મને વચન આપ કે હું જ્યારે તારું સ્મરણ કરું ત્યારે તારે મારી પાસે હાજર થવું અને હું જે પૂછું તેનો જવાબ આપવો. આવી રીતે વચને બંધાયેલો વૈમાનિક દેવ પણ ગુરૂના ઉપકારનો બદલો વાળવા અહીંયા આવે. અને ગુરૂ જે પૂછે તેનો તેને જવાબ આપવો પડે. એટલે અત્યારે પણ દેવો ન આવે એવું નથી.

પદ્મનાભ રાજા પાસે પૂર્વસંગતિ દેવ આવી પહોંચ્યો. દેવની શક્તિ તો અજબગજબની છે. ગઈ કાલે મેં કહ્યું હતું કે એક ચપટી વગાડો એટલા સમયમાં દેવ જંબુદ્વીપને ફરતા સાત આંટા મારી આવે. બીજી વાત. દેવ મેરૂ પર્વતની ચુલિકા પર

ઊભો રહે અને દેવી મેરૂ પર્વતના તળિયે ઊભી રહે. દેવ એટલે ઊંચેથી કોઈ પણ વસ્તુ નીચે ફેંકે તો દેવી તેના હાથમાં ઝીલી લે. આટલી શક્તિ દેવની છે. આટલી ગજબ શક્તિવાળા દેવો પણ બ્રહ્મચારી અને ધર્મી પુરૂષોને નમસ્કાર કરે છે. અને ભાવના ભાવે છે કે આવો ધર્મ અમે કયારે પામીએ ને આત્માની સાધના કરીએ!

**આવો અવસર અમને કયારે આવશે ?**
**કયારે પામીશું આર્ય નર અવતાર જો !**
**સર્વ દુઃખોના અંત કરવાનું સ્થાન જ્યાં,**
**જૈન શાસનમાં લેશું સંયમભાર જો....આવો...**

સમકિતી દેવની તો આ જ ઝંખના હોય છે કે કયારે મનુષ્ય જન્મ પામી સંયમ લઈ આત્મસાધના કરીએ.

દેવે આવીને પદ્મનાભ રાજાને પૂછયું, આપે મને શા માટે યાદ કર્યો ? આપે કયા પ્રયોજનથી મને બોલાવ્યો ? આપને જે કામ હોય તે કહો. ત્યારે પદ્મનાભ રાજાએ કહ્યું. જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં હસ્તિનાપુર નગરમાં પાંચ પાંડવોની પત્ની દ્રૌપદી છે તેને લઈ આવો ને મારા અંતેઉરને શોભાવો. ઉત્તમ કામ હોય તો દેવને કરવાનું ગમે પણ આવું હલકું કામ કરવાનું ન ગમે. બ્રહ્મચારી સ્ત્રીઓનો સ્પર્શ પણ દેવો ન કરે. દેવ કહે દ્રૌપદી તો સતી સ્ત્રી છે. તે સતી સ્ત્રીને સંતાપવાનું કામ મને સોંપ્યું ? હું તારા વચનથી તારું જે કાર્ય હોય તે કરવા આવ્યો, તો તેં મને આવું કામ સોંપ્યું ! હું તારા બોલાવવાથી આવ્યો છું, પણ તને આ કાર્ય નથી શોભતું. દ્રૌપદી ત્રણ કાળમાં તારી થવાની નથી. તે પોતાના પ્રાણનું બલિદાન આપશે પરંતુ મનથી પણ એ તને નહિ ઇચ્છે. દેવે ઘણું સમજાવ્યો ને કહ્યું. ભલે આજે તારા વચનથી બંધાયેલો હોવાથી આવ્યો છું એટલે તારું કામ કરીશ પણ તું સમજી લેજે કે આજથી મારો ને તારો સંબંધ પૂરો થયો છે. અમે તો સતી સ્ત્રીના શિયળના રક્ષણ માટે આવીએ પણ ભક્ષણ માટે ન આવીએ. હે રાજા ! તારી આવી હઠ તું છોડી દે. પણ રાજાએ પોતાની હઠ છોડી નહિ ને દેવને કહ્યું. દ્રૌપદી માને કે ન માને એ તમારે જોવાનું નથી. તમારે મારી ઉપાસનાને આધીન બનીને દ્રૌપદીને લાવી આપવી પડશે.

છેવટે પદ્મનાભ રાજાના કહેવાથી નાખુશ મને દેવ દ્રૌપદીને લેવા રવાના થયો. તેની ગજબ શક્તિ દ્વારા તે લવણ સમુદ્રને ઓળંગીને હસ્તિનાપુરમાં પહોંચી ગયો.

"तेणं कालेणं तेणं समएणं हत्थिणाउरे जुहिट्ठिले राया दोवईए सद्धिं उप्पिं आगास तलंसि सुह पसुत्ते यावि होत्था।"

તે કાળ અને તે સમયમાં હસ્તિનાપુર નગરમાં રાત્રીના સમયે દ્રૌપદી અને યુધિષ્ઠિર રાજા બંને અગાશીમાં સૂતેલા હતા, દેવે આવીને જોયું કે દ્રૌપદી ભરનિંદમાં

સૂતી છે. આ સતી ત્રણ કાળમાં પોતાનું શિયળ ખંડન કરવાની નથી. આ બન્યું નથી ને બનવાનું પણ નથી. દેવના મનમાં દુઃખ છે કે હવે શું કરું? પદ્મનાભ રાજાએ મને આવું કામ સોંપ્યું. કામ કર્યા વગર છૂટકો નથી. તેથી દ્રૌપદીને અવસ્વાપિની નિદ્રા મૂકીને ત્યાંથી ઉઠાવીને પોતાની દેવગતિથી લવણ સમુદ્રની વચ્ચે થઈને તે જ્યાં અમર કંકા નગરી છે ત્યાં આવી ગયો. જે દેવ એક ચપટી વગાડે એટલામાં જંબૂદ્વીપને સાત આંટા મારી આવે. તેને હસ્તિનાપુરથી અમરકંકા પહોંચતા વાર કેટલી? દેવ દ્રૌપદીને લઈ આવ્યો પણ રાજાના અંતેઉરમાં મૂકવા ન ગયો, કારણ કે સત્યની પાછળ દેવો છે પણ આ કામ ન છૂટકે કરવું પડ્યું તેથી જ્યાં પદ્મનાભ રાજાનું કામવન હતું તેમાં અશોકવાટિકા હતી ત્યાં સાચવીને દ્રૌપદીને મૂકી દીધી. દ્રૌપદી હજુ ઊંઘમાં છે. તેને કંઈ ખબર નથી. દ્રૌપદીને મૂકીને દેવે અવસ્વાપિની નિદ્રા ઉઠાવી લીધી. પછી પદ્મનાભ રાજાની પાસે જઈને કહ્યું કે હે દેવાનુપ્રિય! હસ્તિનાપુર નગરથી દ્રૌપદી દેવીને હું અહીં લઈ આવ્યો છું, તે તમારી અશોકવાટિકામાં છે. આમ કહીને દેવ જે દિશા તરફથી પ્રગટ થયો હતો તે દિશા તરફ પાછો જતો રહ્યો. હવે દ્રૌપદી જાગશે અને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:-રૂક્ષ્મણીનો પશ્ચાતાપ:**-પિતાજી! માફ કરો. આપ કહો છો એવી હું દુષ્ટા છું, પાપિણી છું. નાલાયક છું. આના ફળ નરકગતિમાં તો મને કેવા ય મળશે! પણ બાપુજી! અહીં તો મને માફી આપો. મને જીવવાની તક આપો જેથી કરેલાં પાપોનું પ્રાયશ્ચિત કરું ને પછી જીવનમાં સારાં કાર્યો કરીશ પણ આવું કાર્ય ક્યારેય નહિ કરું. હું તમારી ગાય છું, મને બચાવો. વિષયરસમાં આંધળી બની તેથી મેં ગોઝારા કૃત્યો કરાવ્યા. પરંતુ કુમાર અને ઋષિદત્તાની મહાનતાએ મારી એ મસ્તી ઉતારી નાંખી. પિતાજી, આપના ચરણમાં પડીને કરગરું છું. મને માફ કરો. આ સજા ન કરો ને સારું જીવન જીવવા દો. રૂક્ષ્મણીનો પશ્ચાતાપ સાંભળી રાજાના મનમાં થયું કે આણે વિષયાંધતામાં કૃત્ય તો ભયંકર કરી નાંખ્યું. ગમે તેમ તોય ખાનદાન કુળની દીકરી છે એટલે હવે એને સાચો પશ્ચાતાપ થયો છે અને જીવન સારું જીવવા ઇચ્છે છે. તો એને તક આપવી જોઈએ. એટલે રાજા કહે છે હે દીકરી! જો તું જીવન સારું જીવવા ઇચ્છે છે એટલે તને સજા માફ કરું છું, પરંતુ ધ્યાન રાખજે. હવે કુમારના સંબંધની આશા રાખીશ નહિ. હું એમને એ માટે જરા પણ સમજાવવાનો નથી. તારે અહીંયા મહેલમાં પૂરાઈને જીંદગી ગાળવાની છે. હવે જો ફરીને આવી ભૂલ કરીશ કે ઋષિદત્તાની આડે આવીશ તો આથી વધુ શિક્ષા કરીશ. પિતા છે પણ દીકરીની ખોટી દયા નથી લાવતા. રાજાએ ઋષિદત્તાની જે વિશેષતા જોઇ છે એનો ગુણ-ખજાનો તથા એના દેવતાઇ સન્માન જોયા છે એવી ગુણની ખાણ ઋષિદત્તા પ્રત્યે દીકરીનું ગોઝારૂં કૃત્ય જાણ્યું છે, પછી દીકરીની દયા કેવી રીતે આવે!

જો રાજાએ તેને આવી ભયંકર સજાનું કહ્યું ન હોત ને રૂક્ષ્મણીને એમ રાખી હોત તો રૂક્ષ્મણી સુંદર જીવન જીવવાની કબૂલાત કયાં કરવાની હતી! વળી રાજા જો ભારે સજાની બીક ન આપે તો ભવિષ્યને માટે રૂક્ષ્મણી સાવધાન રહેવાની તકેદારી શી રીતે રાખે? માટે આ રાજાની નિર્દયતા ન કહેવાય. સાચી દયા છે. ભય વિના પ્રીત નહિ. અકાર્યની ભારે સજાનો માથે ભય હોય તો વિષય–લોલુપી જીવો અકાર્ય કરતાં અટકે.

રાજાને ઋષિદત્તા અને કનકરથ કુમાર માટે ખૂબ માન થયું છે. તેમને દીકરી કરતા પણ આ બંને પ્રત્યે ખૂબ વાત્સલ્ય ઉછળે છે. કનકરથ અને રુષિદત્તા રાજા પાસે પોતાના ગામમાં જવાની આજ્ઞા માંગે છે ને કહે છે. હવે આપ અમને આજ્ઞા આપો. ત્યારે રાજા કહે, કુમાર! એમ કાંઈ એકદમ અમને દુઃખિત મૂકીને જવાય! મારી દીકરીના દુઃશ્ચરિત્રથી હું ખૂબ દુઃખી થયો છું. તેમાં તમે પણ જતા રહો તો મારાં દુઃખમાં વધારો થશે. માટે આપ હમણાં અહીં રોકાઈ જાઓ. તમે મારા દીકરી-જમાઈ છો. આવા દેવ દેવી જેવા દીકરી જમાઇની સેવા કરીને મારા પાપ ધોવા દો. કુમારના મનમાં થયું કે જો હું હમણાં અહીંથી જઇશ તો રાજાના મનમાં કદાચ એમ થશે કે આને રીસ ચઢી છે. ખરેખર મને તો રાજા પ્રત્યે કંઇ રીસ છે જ નહિ. દીકરા દીકરી કુલાંગાર પાકે એમાં મા–બાપ શું કરે? બાપનો શો ગુનો કે મારે એમના પર રીસ રાખવી? રાજા તો બિચારા દીકરીના પાપથી દુઃખી છે. એમાં જો એ મારી રીસ સમજે તો વધુ દુઃખી થાય. માટે મારે રોકાઈને એમના મનને આનંદિત પ્રફૂલ્લિત કરવું. આમ વિચાર કરીને રાજાના આગ્રહથી ત્યાં રોકાઈ જાય છે. રાજા સાથે ખૂબ આનંદિત મનથી વાતો કરે છે. તત્ત્વ ગોષ્ઠિ કરે છે. બીજી બાજુ રુષિદત્તા પર આવેલા મહાન દુઃખને મન પર લઇ એના પ્રત્યે વિશેષ ગુણાનુરાગ દેખાડી એનું મન વધારે છે.

એક દિવસ કુમાર ઋષિદત્તાને કહે છે દેવી! તમારા મિલનથી મારા દિલમાં અવર્ણનીય આનંદ થયો છે. તારું મંગળ મિલન થતાં બધું સારું થયું, પરંતુ મારા મિત્ર જતા રહ્યા એ મોટી ખોટ પડી. એ ગયા તે ગયા. ફરીને પાછા આવ્યા નહિ. ખરેખર! એમના જવાથી આ પૃથ્વી અંધકારમય બની ગઇ, કારણ કે એ ઘણા પરોપકારી અને ગુણનો અખૂટ ખજાનો હતા. જગતને માટે એ દીવા જેવા હતા. એમને જોઈને જગતને પરોપકાર અને ગુણસંપદાની પ્રેરણાનો પ્રકાશ મળતો હતો. આજે એ જવાથી જગતને અંધારું થયું છે. કનકકુમાર તો એમ સમજે છે કે પેલા યોગીરાજ વિદ્યાના બળથી ઋષિદત્તાને અહીં તો લઇ આવ્યા, પરંતુ પોતે અદૃશ્ય થઈ ગયા. કુમારને સ્વપ્ને પણ ખ્યાલ નથી કે યોગીરાજ ખરેખર કોણ હતા? પરંતુ હવે એને એમના વિયોગનું દુઃખ લાગે છે. તેથી ઋષિદત્તાને પૂછી રહ્યા છે. ઋષિદત્તા

કહે–નાથ! યોગીરાજ બીજી કોઈ વ્યક્તિ ન હતી પણ હું પોતે જ હતી. આ સ્ત્રીપણા-માંથી પુરૂષપણે રહી શકવા પાછળ માંત્રિક વનસ્પતિનો પ્રભાવ કામ કરી રહ્યો હતો. મને આપના પિતાએ કલંકિત કરી મારી નાંખવા મારાઓ સાથે વનમાં મોકલી. મારા પર શસ્ત્રો ઉગામવા જતા હતા. એ શસ્ત્રો જોતાં જ ગભરાટમાં મને મૂર્છા આવી ગઈ. હું એકદમ નીચે પડી ગઈ ને સદ્‌ભાગ્યે મારાઓ મને મરેલી સમજીને છોડીને ચાલ્યા ગયા. ભાનમાં આવતા મેં પરિસ્થિતિ કલ્પી લીધી. હું પછી પારધીના હાથમાં ફસાણી. ત્યાંથી છુટીને શિકારીના હાથમાં ફસાણી. પરંતુ નવકારમંત્રના અખંડ સ્મરણના બળે મારું બ્રહ્મચર્ય સાચવી શકી. પછી ચાલતા ચાલતા મૂળ આશ્રમે પહોંચી ગઈ. શીલની રક્ષાર્થે વનસ્પતિના ઉપયોગથી પુરૂષવેષે એક યોગી તરીકે ભગવાન ઋષભદેવનું નામ–સ્મરણ કરતી ત્યાં રહી. પછી તો તમે આવ્યા ને શું બન્યું તે આપ જાણો છો. કનકરથ આ સાંભળતા સ્તબ્ધ થઈ જાય છે કે અહો! ત્યારે આ પોતે જ યોગીરાજ! યોગીરાજમાં જે વિશેષતાઓ, ગુણો જોયા તે ખરેખર ઋષિદત્તામાં ભરેલા છે. તો શું હું આટલું બધું ઉચ્ચકોટીનું નારી રત્ન પામ્યો છું! કુમાર કહે–અહો! તમે પોતે જ યોગીરાજ! તો તો તમારા જેવા મને જીવનસાથી મળવાથી મારા ભાગ્યની અવધિ નથી. ખરેખર હું તો ધન્ય બની ગયો છું. તમે ન હોત તો મારા પ્રાણ કયાં બચવાના હતા? તમારા જેવા મહાન ગુણભંડાર સાથે હોય પછી શું કમીના રહે? કુમારનું હૃદય ઋષિદત્તાનો આભાર માની રહ્યું છે. એની આંખમાંથી અશ્રુઓ સરી પડે છે. અહો ઋષિદત્તા! તેં યોગીરાજના વેશમાં કેટલી કમાલ કરી! કેવી અસાધારણ ધીરજ અને કુનેહ દાખવી! ઋષિદત્તાના જીવનમાંથી ઘણી ઘણી પ્રેરણા મળે છે. જેને માનને છોડીને નમ્રતા સાથે સારૂં શીખવાની તમન્ના છે એને તો ઘણું ઘણું શીખવા મળે એમ છે. એટલી એનામાં વિશેષતાઓ હતી. અને હજુ પણ આપ આગળ સાંભળશો કે તેના જીવનમાંથી વિશેષ પ્રેરણા કેવા અદ્‌ભૂત ગુણની મળે છે. તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૧૧૦

### "દિવાળી"

આસો વદ અમાસ ને બુધવાર તા. ૧૩–૧૧–૭૪

શાસન સમ્રાટ, પરમ પિતા ભગવાન મહાવીરનો આપણા પર મહાન ઉપકાર છે. વર્તમાન અવસર્પિણી કાળની અપેક્ષાએ આપણા ભારતવર્ષમાં જૈન ધર્મનું પ્રવર્તન કરનાર ૨૪ તીર્થંકર પરમાત્મા થયા છે. આપણે આ ભગવાનને તીર્થંકર કેમ કહીએ છીએ? તેઓ દીક્ષા લીધા પછી ચાર ઘાતી કર્મોનો ક્ષય કર્યો

બાદ તીર્થની સ્થાપના કરે છે. તેથી આપણે તેમને તીર્થંકર ભગવાન કહીએ છીએ. ૨૪ તીર્થંકરોમાં અસંખ્ય વર્ષો અગાઉ થયેલા પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવપ્રભુ હતા. અને ૨૫૦૦ વર્ષ અગાઉ થયેલ ચોવીસમા તીર્થંકર ભગવાન મહાવીર પ્રભુ હતા. આજે આસો વદિ અમાસના દિવાળીના દિવસે તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીર પ્રભુનાં નિર્વાણ કલ્યાણકને ૨૫૦૦ વર્ષો પૂર્ણ થાય છે. તીર્થંકર પ્રભુના પાંચ કલ્યાણક થાય છે. સૌથી પ્રથમ ભગવાન મહાવીર દશમા દેવલોકથી ચવીને દેવાનંદા માતાની કુક્ષીમાં આવ્યા તે ચ્યવન કલ્યાણક. ભિક્ષુક કુળમાં પ્રભુ ઉત્પન્ન ન થાય ને થયા તેથી તેમને દેવે દેવાનંદાની કુક્ષીમાંથી ત્રિશલામાતાની કુક્ષીમાં મૂકયા. તીર્થંકર ભગવાન માતાના ગર્ભમાં આવીને ઉત્પન્ન થાય તે સમયે માતા તેજસ્વી ચૌદ સ્વપ્નો દેખે. ચક્રવર્તીની માતા આ જ ચૌદ સ્વપ્ન દેખે પણ ઝાંખા જુએ. તીર્થંકરની માતાની કુક્ષીને રત્નકુક્ષી કહેવામાં આવે છે. કારણ કે એ રત્ન જેવા તેજસ્વી વીરપુરૂષને જન્મ દેનારી માતા છે. તીર્થંકર ગર્ભમાંથી ત્રણ જ્ઞાન લઈને આવે છે. આવા તીર્થંકર પ્રભુનો જન્મ થાય એ બીજું કલ્યાણક છે. ભગવાનનો જન્મ મૃત્યુલોકમાં થાય ને અજવાળા ત્રણે લોકમાં થાય. નરકમાં સાતમી નરકમાં જ્યાં અંધકાર ને અંધકાર છે એવી નરકમાં ને બધી નરકમાં અજવાળા પથરાઇ જાય. બે ઘડી સુધી બધા નારકીઓને મારકૂટ બંધ થઇ જાય. ને અપૂર્વ શાંતિનો અનુભવ કરે. તીર્થંકરના જન્મનો પ્રભાવ પણ કેટલો? ગત જન્મમાં કેટલી આરાધના કરી હશે? ભગવાનના જન્મ કલ્યાણકથી કંઇક દેવો ને નારકી સમકિત પામી જાય. તે તીર્થંકર થવાના આગલા ત્રીજા ભવમાં એવું જબ્બર આંદોલન ઉપાડીને આવ્યા છે કે "સવી જીવ કરું શાસનરસી" બધાને ધર્મ પમાડું એવો વેગ ઉપડયો હોય છે તે તીર્થંકર નામ કર્મ બાંધે છે. આપણું એવું આંદોલન ઉપડે તો જીવ અનેક કર્મો ખપાવી દે. પ્રભુનો જન્મમહોત્સવ ઈન્દ્રાદિ દેવોએ મેરૂ પર્વત પર અસંખ્ય દેવદેવીઓ સાથે ઉલ્લાસપૂર્વક ઉજવ્યો હતો. જન્મ બાદ પ્રભુનું ગુણ નિષ્પન્ન નામ વર્ધમાન કુમાર પાડયું. અને તેમનું પરાક્રમ જોઇને દેવોએ તેમનું "**મહાવીર**" નામ આપ્યું. ભગવાન વૈરાગ્ય રંગે રંગાયેલા હોવા છતાં ભોગાવલી કર્મના કારણે રાજકુમારી યશોદા સાથે તેમના લગ્ન થયા. તેમને એક પ્રિયદર્શના નામે પુત્રી હતી, નંદીવર્ધન ભાઈ હતા અને સુદર્શના બહેન હતી. તેમજ કાકા વગેરેનો કુટુંબ પરિવાર હતો.

ત્રીસ વર્ષની ભરયૌવન અવસ્થામાં આપણા ભગવાન મહાવીરે સમસ્ત સંસારના સુખોને ઠોકર મારી આત્માની સંપૂર્ણ સાધના માટે સંયમ લીધો. દીક્ષા લીધી ત્યારે તેમણે પંચમુષ્ઠિ લોચ કર્યો. તે વાળ ઈન્દ્ર મહારાજે વજ્ર હીરાના થાળમાં ઝીલ્યા. પછી અનંત સિદ્ધોને નમસ્કાર કરી નવકોટીએ સર્વથા પાપના પચ્ચખાણ કર્યા. દીક્ષા લીધી ત્યારે ચોથું મનઃપર્યાય જ્ઞાન ઉત્પન્ન થયું. જે જ્ઞાનથી અઢીદ્વીપમાં રહેલા

સંજ્ઞી મનુષ્યોના મનના ભાવને જાણી શકે. ભગવાને સંયમ લીધા પછી આત્મસિદ્ધિ માટે તપ અને સંયમની સાધનામાં જીવન ઝુકાવી દીધું. તે ભગવાન મહાવીર અહિંસાના અવતાર અને ક્ષમાના સાક્ષાત્ મૂર્તિમાન પૂંજ હતા. **"શિવમસ્તુ સર્વ જગતઃ"** એ આપણા ભગવાન મહાવીરનો જીવનમંત્ર હતો. અધમાધમ અનેક પાપી આત્માઓને પોતાની મધુર વાણીથી પવિત્રતાના પંથે લઇ જનાર હતા. પોતાના ચરણમાં ઉગ્ર ડંખ મારનાર, ભયંકર દૃષ્ટિવિષ ચંડકૌશિક સર્પના તેઓ ઉદ્ધારક હતા. પોતાની કાયા ઉપર અજ્ઞાન ભાવે ભયંકર ઉપદ્રવ કરનાર દેવદાનવો તેમજ ગોવાળીયા સરખા માનવો ઉપર પણ તેઓના અંતરમાં અપાર કરૂણા હતી.

**ઉપસર્ગ પરિષહના પહાડોએ પડતા, ક્ષમા સાગરના જાણે અવતાર....મહાવીરના મહાવીરના ચરણોમાં વંદન હજાર, સત્ય અહિંસાના જેના હથિયાર, દિવ્ય...**

ઉપસર્ગના પહાડો તૂટી પડયા છતાં ભગવાન તો ક્ષમાના સાગર! ઉપસર્ગ દેનાર પ્રત્યે જરા પણ રોષ નહિ. ભગવાન મહાવીરની સાધનાના ૧૨ાા વર્ષ ને ૧૫ દિવસ દરમ્યાન દિવસે કે રાત્રે ઊભા ઊભા અથવા ગોદોહિકાસને ધ્યાનસ્થ દશામાં વિચરતા હતા. એક સાથે છ માસ, ચાર માસ, પાંચ માસ ને પચ્ચીસ દિવસ, એક એક માસ, પંદર પંદર દિવસના નિર્જળ ઉપવાસની ઉગ્ર તપશ્ચર્યા ચાલુ હોવા છતાં અનુપમ આત્મિક બળના કારણે હમેંશા તેઓ અપ્રમત્તભાવ, આત્મજાગૃતિમાં લીન રહેતા. નિંદા કરનાર અને પ્રશંસા કરનાર બંને પ્રત્યે સમાનભાવ રાખતા. ઈન્દ્રાદિ દેવો તેમની સેવામાં હાજર હોવા છતાં પોતાના આત્મબળ ઉપર જ આપણા મહાવીર પ્રભુ કર્મની સામે ઝઝુમ્યા. દેવોની સહાય જરા પણ લીધી નહિ. ભગવાનને આહારને બદલે પ્રહાર ને પાણીના બદલે માર મળ્યા. કટુ શબ્દોના વરસાદ વરસ્યા તેમજ તેમની સાધનાથી ડગાવવા તેમને કેટલાય પ્રલોભનો આવ્યા પણ સાધનાના એ અડગ યોગી કોઈથી ડગ્યા નહિ. કોઈમાં લલચાયા નહિ. પણ આત્મયોગની એવી પ્રખર ધુણી ધખાવી કે જેમાં સર્વ વાસનાઓ બળીને ભસ્મીભૂત થઈ ગઈ. સાડા બાર વર્ષની અદ્દભુત સાધનાના ફળસ્વરૂપે બિહાર પ્રાંતની ઋજુવાલિકા નદીના કિનારે શાલવૃક્ષની નીચે ધ્યાનસ્થ દશામાં વર્તતા ભગવાનને સચરાચર વિશ્વના ત્રણે કાળના ભાવોને યથાર્થ જાણનાર કેવળજ્ઞાન પ્રગટયું. હવે ભગવાન તીર્થંકર બન્યા.

અસંખ્ય દેવ દેવીઓ, લાખો કરોડો માનવો તેમજ પશુપક્ષીઓની પર્ષદામાં સર્વ જીવો સમજી શકે તેવી ભાષામાં નિરંતર ધર્મદેશનાનો પ્રવાહ શરૂ થયો. ભગવાનના વચનામૃતોએ હજારો માનવીના હૈયા નિર્મળ બનાવ્યાં. પોતાના સર્વશાસ્ત્રના પારંગત ઈન્દ્રભૂતિ, અગ્નિભૂતિ આદિ અનેક પંડિતો પોતાનું જીવન ભગવાનના ચરણે અર્પણ કરી ભગવંતના ગણધર અને શિષ્યો બન્યા. ચંદનબાળા વગેરે સંખ્યાબંધ

સ્ત્રીઓએ ભગવાનની વાણીનું પાન કર્યા પછી સંયમી જીવન ગ્રહણ કર્યું. હજારો નર નારીઓએ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ધર્મ પ્રધાન જીવન જીવી શકાય તે માટે મર્યાદિત અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહની મર્યાદાની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી. ભગવાનની વાણી શ્રવણ કરવાથી શ્રેણિક મહારાજા તથા તે સમયના અનેક રાજા મહારાજાઓ, મંત્રીશ્વરો ભગવાનના પરમ ભકત બન્યા.

ભગવાનના કુલ ૪૨ ચાતુર્માસ થયા. તેમાં પહેલું ચાતુર્માસ અસ્થિ ગામમાં, બીજું વાણિજ્ય ગામમાં, દશ ચંપાપુરીમાં, ત્રણ વિશાલા નગરીમાં, ચૌદ રાજગૃહીમાં બે ભદ્રિકા નગરીમાં, એક આલંભિકા નગરીમાં, એક શ્રાવસ્તિ નગરીમાં, એક અનાર્ય દેશમાં ને છેલ્લું ચાતુર્માસ પાવાપુરીમાં કર્યું. ભગવાન ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા પાવાપુરી નગરીમાં પધાર્યા હતા ત્યારે હસ્તિપાળ રાજાએ પોતાના કુટુંબ પરિવાર સહિત પ્રભુના ચરણમાં પડીને વિનંતી કરી હતી કે

**થેં અબકો ચોમાસો સ્વામીજી અઠે કરોજી,**
**થેં પાવાપુરીસે પગ આઘો મતિ ધરોજી, અઠે કરો,**
**અઠે કરો, અઠે કરોજી, થેં ચરમ ચોમાસો સ્વામીજી અઠે કરોજી.**
**હસ્તિપાળ રાજા વિનવે કરજોડ, પૂરો પ્રભુજી મારા મનના કોડ.**
**શીશ નમાવી ઊભા જોડી હાથ, કરૂણા સાગર કરજો કૃપા નાથ...થેં અબકો**

હે પ્રભુ! આપ છેલ્લું ચાતુર્માસ પાવાપુરીમાં કરો. આપ પાવાપુરીથી દૂર ન જશો. બંધુઓ! તમને એમ થશે કે રાજાને કયાંથી ખબર પડી ગઇ કે પ્રભુનું આ છેલ્લું ચાતુર્માસ છે. તો ગોશાલકે જ્યારે ભગવાન ઉપર તેજુલેશ્યા છોડીને કહ્યું હતું કે તું મારા તપ-તેજથી પરાભવ પામીને પિત્ત જ્વરના રોગથી પીડાઇને છ મહિનામાં મરણ પામીશ. ત્યારે કરૂણાસાગર ભગવાને કહ્યું કે હું તો હજુ સોળ વર્ષ સુધી આ પૃથ્વી ઉપર ગંધહસ્તિની જેમ વિદ્યમાન વિચરવાનો છું, પણ તું આજથી સાતમા દિવસે તારી તેજુ લેશ્યાથી પરાભવ પામીને પિત્ત જ્વરની પીડા ભોગવીને મરણ પામીશ. ગોશાલકે ભગવાન પર તેજુ લેશ્યા છોડી તે તેજુ લેશ્યા ભગવાનને આંટા મારીને પાછી ગોશાલકના શરીરમાં પ્રવેશી ગઈ. અને સાતમા દિવસે તેનું મૃત્યુ થયું. અંતિમ સમયે ખૂબ પશ્ચાતાપ કર્યો તેથી ગતિ સુધરી ગઈ. ભગવાને ગોશાલકને કહ્યું કે હું ગંધહસ્તિની જેમ સોળ વર્ષ વિચરવાનો છું ત્યારે રાજાઓએ આ વાત ધ્યાનમાં રાખી લીધી. તે વાતની હસ્તિપાળ રાજાને ખબર પડી ગઈ. તે દિવસ સમય ગણતાં સમજી ગયા કે ભગવાનનું આ ચરમ ચાતુર્માસ છે. જેમ એક નાનું બાળક માતા આગળ કરગરે છે તેમ હસ્તિપાળ રાજા, તેમની રાણીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રભુને વિનંતિ કરે છે હે પ્રભુ! મારી

શાળા નિર્દોષ અને સૂઝતી છે. આપ કૃપા કરીને આ ચાતુર્માસ અહીં પધારજો. આગળના શ્રાવકો અને રાજાઓ પોતાના અમુક સ્થાન નિર્દોષ રાખતા. એ સમજતા હતા કે કોઈક વખત આપણા ભાગ્ય હોય તો આપણને સંતના પગલા કરાવવાનો મહાન લાભ મળે. આજે માનવી મોટા મોટા મકાનો બંધાવે છે પણ એક નાનકડી પૌષધ-શાળા ઘરમાં રાખે છે? બધા રૂમ બાંધ્યા પણ આત્મચિંતન કરવાનો એક રૂમ અલગ રાખ્યો હોય તો સંસારના કાર્યમાંથી અકળાયા મૂંઝાયા હો તો ત્યાં જઈને આત્મ-ચિંતન કરો તો બધો ઉકળાટ શાંત થઈ જાય.

ભગવાને હસ્તિપાળ રાજાની વિનંતી સ્વીકારી, છેલ્લું ચાતુર્માસ પાવાપુરીમાં કર્યું. ધન્ય છે પાવાપુરીની પવિત્ર ભૂમિના હસ્તિપાળ રાજાને કે છેલ્લું ચાતુર્માસ પ્રભુને પાવાપુરીમાં કરાવ્યું. સંત-સતીજી, શ્રાવક-શ્રાવિકા ભગવાનની વહેતી જ્ઞાન-ગંગાના નીરના ઘુંટડા પી રહ્યા છે. ભગવાનનો વિરહકાળ જાણીને નવમલ્લી અને નવલચ્છી એ અઢાર દેશના રાજાઓ પ્રભુની પાસે આવ્યા. એ અઢાર દેશના રાજાઓની મંડળી હતી. જ્યારે ધર્મનું કોઈ મહાન કાર્ય કરવાનું હોય, અગર ધર્મ ઉપર આફત આવે એવું લાગે ત્યારે બધા રાજાઓ ભેગા થઈને કામ કરતા. ભગવાન મોક્ષે પધારવાના છે, એ વાત એકબીજાને બધાએ ખબર આપી દીધેલી. એટલે ધનતેરસને દિવસે સાંજના બધા પ્રભુની પાસે હાજર થઈ ગયા અને ભગવાનની પાસે છઠ્ઠ પૌષધ લગાવીને બેસી ગયા. પ્રભુનો પરિવાર પણ સાથે છે. દરેકના મનમાં એવી ભાવના હતી કે બસ, હવે આપણા ભગવાન મોક્ષમાં જશે પછી અમૃતના ઘુંટડા કોણ પીવડાવશે! આપણા ત્રિલોકીનાથ પ્રભુ આપણને છોડીને ચાલ્યા જશે! જ્ઞાનગંગાના નીર ક્યાં પીવા મળશે? માટે જેટલો લાભ લેવાય તેટલો લઈ લઈએ. અઢાર દેશના રાજાઓ છઠ્ઠ પૌષધ કરીને બેસી ગયા; તો શું એમને તમારી જેમ દિવાળીનું કામ નહિ હોય? એમને ઘણું કામ હતું છતાં છોડીને લાભ લેવા આવ્યા હતા. હસ્તિપાળ રાજાને પણ છઠ્ઠ હતો. ભગવાન મહાવીર સ્વામીએ દીક્ષા લીધી ત્યારે છઠ્ઠ હતો. કેવળજ્ઞાન પ્રાપ્ત થયું ત્યારે છઠ્ઠ હતો અને નિર્વાણ સમયે પણ સ્હેજે છઠ્ઠ થઈ ગયો હતો. આપ બધાએ પણ ભગવાન મહાવીર પ્રભુના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ નિમિત્તે, અઠ્ઠમ તથા છઠ્ઠની ઘણી મોટી સંખ્યામાં આરાધના કરી છે. અઢાર દેશના રાજાઓ તથા બધાના મનમાં આઘાત છે. અહો! આપણા પરમ પિતા હવે ચાલ્યા જશે! હે પ્રભુ! શું તારું અલૌકિક તેજ છે! તારું મુખ જોતાં અમારા હૃદયનો ઉકળાટ શાંત થાય છે. આવો તેજસ્વી દીપક હવે બૂઝાઈ જશે! ભગવાને સોળ પ્રહર સુધી ઉત્તરાધ્યયન સૂત્ર અને વિપાક સૂત્રની અખંડ દેશનાનો એકધારો પ્રવાહ વહાવ્યો.

આ સમયે ઈન્દ્ર આવીને ભગવાનના ચરણમાં પડ્યો ને કરગરીને કહેવા લાગ્યો. હે જગત ઉદ્ધારક! આપ પૃથ્વી ઉપર હશો તો અમારા જેવા જીવોનો ઉદ્ધાર કરશો.

કેમ બને છે? સ્ત્રી તો સ્વભાવે વક્ર, કુટીલ, ક્ષુદ્ર, સ્વાર્થી હોય, ત્યારે આ તો કલ્પ-વૃક્ષની વેલડી જેવી સર્વનું હિત કરનારી છે. કયાં દોષોના ભંડાર સમાન સ્ત્રીપણું ને કયાં આનામાં સ્ત્રીપણું હોવા છતાં પુરૂષને પણ દુર્લભ એવું સ્વચ્છ સ્ફટિક સમાન દિલ અને સર્વહિતકર સ્વભાવ! કુમાર કહે–રુષિદત્તા! આ તમે શું માંગી રહ્યા છો? કોના માટે માંગી રહ્યા છો? જેણે તમારું કાસળ કાઢી નાંખવાનું કહેલું અને જેણે મને શોકની આગમાં બળતો કરેલો, એને તમે સાથે લેવાની વાત કરો છો? ફરીથી તમારે એના તરફથી આપત્તિ વહોરવી છે? ઋષિદત્તા કહે–સ્વામી! એવી શંકા ન કરો. એણે બિચારીએ પહેલા આપણને ઓળખેલા નહિ. એટલે એ ભૂલાવામાં પડી. પણ હવે તો એને આપણી ઓળખાણ થઈ ગઈ. તેથી હવે ભૂલ નહિ કરે ને કદાચ ભૂલ કરશે તો સુધારવાવાળી હું બેઠી છું. ગમે તેમ તોય એ ખાનદાન કુટુંબની કન્યા છે. એકવાર કરેલી ભૂલમાં પછાડ ખાઈ લીધી તેની એને શિક્ષા મળી ગઇ. એ શું હવે ભૂલ કરે? હવે આપણે આપણા દુઃખને યાદ રાખીને ગાંઠ વાળવાની ન હોય. બાંધેલી ગાંઠ છોડીને એને ક્ષમા આપવાની ઉદારતા કરવામાં આપણી આત્માની પરિણુતિ સુધરે છે. તેમાં આપણું ભલું સમાયેલું છે. કદાચ કર્મ સંયોગે કાંઈક બને તો પણ પરિણુતિ સુધારવાનો ઊભો કરેલો લાભ તો આત્માના ચોપડામાં લખાઈ ગયેલો તે નિષ્ફળ નહિ જાય. રુષિદત્તાનું કેવું સુંદર જીવન ગણિત!

હજુ આગળ ઋષિદત્તા કહે છે સ્વામી! ગઈ ગુજરી વાત ભૂલી જવાની. કયારે પણ યાદ કરવાની નહિ. આપણા ગામમાં જઇને પણ આ વાત ચર્ચવાની નહિ. અમારા બંને વચ્ચે તલમાત્ર જેટલું અંતર ન હોવું જોઇએ. ઋષિદત્તા કેટલી ડાહી, શાણી છોકરી છે! તે તો શું બોલે છે! રૂક્ષ્મણીનો ઉત્તમ પ્રતાપ કે જેના નિમિત્તથી હું તદ્દન નિષ્કલંકિત ઠરી. દેવોએ મારા પર પુષ્પવૃષ્ટિ કરી. દેવોએ મારી પૂજા કરી. આ બધો કોનો પ્રભાવ! જો રૂક્ષ્મણી મળી ન હોત તો સતીનું સતીત્વ પ્રગટ થાત નહિ ને શિયળનો મહિમા વધત નહિ. ઋષિદત્તાની સમજાવટ પર કુમાર મુગ્ધ થઈ જાય છે. ને કહે છે દેવી! તમારું વચન પ્રમાણુ છે, તમે માંગો છો તો મારાથી ના પડાય નહિ. પરંતુ તમારા લાભનું તમે કાંઈ માંગ્યું નથી. ઋષિદત્તા કહે–આ મારે ઓછો લાભ કયાં છે! બાહ્ય વસ્તુ તો આજે છે ને કાલે નથી. તેમાં એ કાંઈ આત્માનું ભલું કરતી નથી. આંતરિક લાભની વસ્તુ તો આત્માની એક મુડી બની જાય છે. રૂક્ષ્મણી પર દયા કરવામાં લાભ છે કે એના આત્માને સમાધિ મળે. દુર્ધ્યાન અટકે ને પછી ઉન્નતિના રાહે ચઢવા ઉલ્લસિત થાય. દિલમાં જો અસમાધિની આગ સળગતી હોય તો ઉન્નતિનો માર્ગ કયાંથી સૂઝે? એટલે રૂક્ષ્મણી આપની કૃપા પામીને સ્વસ્થ ચિત્તવાળી બને ને આત્મહિત સાધે. કનકકુમાર કહે–દેવી! તમારી વાત ઘણી સુંદર છે. તમે મને ખરું તત્ત્વજ્ઞાન આપ્યું. હવે તમે એના પિતા પાસે જઈ વાત કરીને એને બોલાવી

લાવો, મારી પૂર્ણ ખુશી છે. હવે ઋષિદત્તા રૂક્ષ્મણીના પિતા પાસે જશે ને કેવી રીતે રૂક્ષ્મણીને બોલાવી લાવશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૧

કારતક સુદ ૨ ને શુક્રવાર તા. ૧૫–૧૧–૭૪

શાસ્ત્રકાર ભગવાન ત્રિલોકી નાથની વાણીમાં અપૂર્વ ભાવો અને રહસ્યો સમાયેલા છે. ભગવાનની વાણી આપત્તિને ભેદનારી, સંપત્તિને આપનારી, મનવાંછિત સુખો આપનારી, શાંતિ કરનારી, ભાવ ચિંતામણી અને ભાવ કલ્પવૃક્ષ સમાન છે. અનંત પુદ્ગલ પરાવર્તન વહી ગયા, અનંત કાલચક્ર વહી ગયા, છતાં જીવને હજુ વીતરાગ-વાણીમાં શ્રદ્ધા આવી નથી. જેને આ વાણીમાં શ્રદ્ધા થાય તેનું કલ્યાણ થઈ જાય. મહા પુણ્યનો ઉદય થાય ત્યારે આ વીતરાગ–પ્રણીત વાણી તમને સાંભળવા મળે છે. પણ તેમાં શ્રદ્ધા થવી અને વીર્યનું ફોરવવું એ બે વસ્તુ પુરૂષાર્થથી પ્રાપ્ત થાય છે. ભગવાનની વાણી સાંભળવામાં કેટલો લાભ છે.

अस्मिन्नपार भववारि निधौ मुनीश !, मन्ये न मे श्रवण गोचरतां गतोऽसि ।
आकर्णिते तु तव गोत्रपवित्र मन्त्रे, किंवा विपद्विषधरी सविधं समेति ॥

કલ્યાણમંદિર શ્લોક–૩૫

કલ્યાણમંદિર સ્તોત્રમાં આચાર્ય, પ્રભુની સ્તુતિ કરતાં બોલે છે હે પ્રભુ! તારી વાણી મારા કાનમાં પડી જ નથી. એ તમારી વાણીનો પવિત્ર મંત્ર મારા દિલમાં પ્રવેશ્યો હોત તો વિપત્તિ રૂપી ભયંકર ઝેરી નાગણ મારી સામે આવત નહિ. તેના ભયથી મુક્ત થવું છે પણ કેવી રીતે થવાય? મને તારી વાણીમાં હજુ જોઈએ તેવી શ્રદ્ધા થઈ નથી. શ્રદ્ધા થઈ હોત તો આ ભવ–ભ્રમણ કયારનું ય ટળી ગયું હોત.

બંધુઓ! સમુદ્રમાંથી રત્નો મેળવવા હોય તો મરજીવા થઈને સમુદ્રમાં પડે છે. ને તળિયે પહોંચે છે ત્યારે રત્નો મેળવી શકે છે. પણ કિનારે ઊભા ઊભા રત્નો મળતા નથી. આ નાશવંત રત્નો છે છતાં જીવને કેટલો પુરુષાર્થ કરવો પડે છે! જ્યારે આપણે તો શાશ્વત મોક્ષના મોતી મેળવવા છે તો જીવને કેટલો પુરુષાર્થ કરવો પડશે! અત્યાર સુધી જીવ અવળો પુરુષાર્થ કરી રહ્યો છે. હવે સવળો પુરુષાર્થ કરવાની જરૂર છે.

પદ્મનાભ રાજાએ પુરુષાર્થ કર્યો. અઠ્ઠમ પૌષધ કર્યો. પણ શા માટે? દ્રૌપદીને મેળવવા માટે. જો તેણે આત્મલક્ષે અઠ્ઠમ કર્યો હોત તો કર્મની નિર્જરા થાત. પણ આ

અઠ્ઠમ કર્યો તેમાં તો વિષય વાસનાનું ઝેર ભળેલું હતું. તેથી કર્મ તોડવાને બદલે નવાં કર્મ બાંધે છે. તેણે તો હીરો આપીને કાચનો ટુકડો ખરીદયો. તેને ૭૦૦ રાણીઓ હતી, છતાં વિષયવાસનાને ન જીતી શકયો અને દ્રૌપદીને મેળવવા તૈયાર થયો. તેથી દેવને બોલાવ્યો. દેવે સમજાવવામાં બાકી ન રાખ્યું, છતાં પદ્મનાભ રાજા ન સમજ્યા. જે જીવ વિષયોની પાછળ ભટકતો હોય તેને જ્યાં સુધી કર્મની જોરદાર થપ્પડ ન વાગે ત્યાં સુધી ઠેકાણે આવતો નથી. પદ્મનાભ રાજાએ ભૂલ કરી પણ દેવના સમજાવ્યા પછી સમજી ગયા હોત તો પણ બાજી સુધરી જાત. છદ્મસ્થ માણસ ભૂલને પાત્ર છે.

ભૂલ કરી બેસે પણ તેને સમજાવનાર સારા મળી જાય તો શાન ઠેકાણે આવી જાય ને ભૂલ સુધરી જાય.

એક વખતના પ્રસંગમાં માતા-પિતા તથા છોકરાએ-ત્રણે જણાએ દીક્ષા લીધી. છોકરો નવ વર્ષનો હતો, પિતા પોતાના છોકરાને જ્ઞાન ભણાવવામાં મસ્ત અને છોકરો જ્ઞાન ભણવામાં પણ તરબોળ. આ છોકરો ફક્ત જ્ઞાન ભણ્યા કરે. સંયમી જીવનની ગૌચરી આદિ બીજી કોઈ ક્રિયા કરાવે નહિ. ધીમે ધીમે છોકરો ૧૮ વર્ષનો થયો ને ભણીગણીને ખૂબ હોંશિયાર થઈ ગયો. તે સમયે ગુરૂ એવા પિતા કાળધર્મ પામ્યા. આ છોકરો પોતે સમજી ગયો કે હવે મારે ગૌચરી જવું જોઇએ. એટલે બીજા સંતોને કહે-હું આપની સાથે ગૌચરી આવીશ. પહેલા પ્રહરે સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કરીને બે સંતો ત્રીજા પ્રહરે ગૌચરી નીકળ્યા. એક સંત એક ઘરમાં ગયા ને આ બાલમુનિ બીજા ઘરમાં ગૌચરી ગયા. આ મુનિ કોઈ દિવસ ગયા નથી એટલે ગામના, માર્ગના તથા શ્રાવકોના ઘરથી અજાણ હતા. તેથી આ મુનિ ગૌચરી કરીને બહાર નીકળ્યા પણ પંથના અજાણ્યા હોવાથી માર્ગ ભૂલી ગયા. એટલે પોતાના સાથીદાર સંતની રાહ જોવા ઊભા રહ્યા. હમણાં તેઓ આવશે એમ માનીને રાહ જોઇને ઊભા છે ત્યાં શું બન્યું :-

ઉપર ઝરૂખામાં ઉભેલી નવોઢાની દૃષ્ટિ આ મુનિ ઉપર પડી. અને રૂપરૂપના અંબાર સમાન મુનિને જોઇને દાસીને કહે છે, જા, નીચે ઊભેલા યુવાન મુનિને ગૌચરી માટે બોલાવી લાવ. દાસી નીચે આવી. મુનિને કહે-આપ ઉપર ગૌચરી વહોરવા પધારો. ધરતી ખૂબ તપી ગઈ હતી. તેમજ જૈનનું ઘર માનીને મુનિ ઉપર ગૌચરી લેવા ગયા. ઈન્દ્રની અપ્સરા જેવી સ્ત્રી હાથમાં મોદકના થાળ ભરીને લઈ આવી મુનિએ પાત્ર ધર્યું. મુનિ ના કહેતા રહ્યા ને તે યુવતીએ તો મોદકની થાળી ખાલી કરી નાંખી. મુનિ ગૌચરી લઇને જવા તૈયાર થયા ત્યાં તે સ્ત્રી મુનિની દેવ જેવી કાયા જોઇને કામવાસનામાં પ્રજવલિત બનેલી ભાન ગુમાવી બેઠી ને મુનિના માર્ગને રોકીને આડે ઊભી રહી. પછી પૂછે છે, આપની યુવાન વય છે, સુકોમળ મખમલ જેવી કાયા છે,

તો ભોગની વયમાં યોગ કેમ લીધો ? મુનિ કહે, આત્માનું કલ્યાણ કરવા. આત્માનું પરમ સુખ મેળવવા માટે. જે સુખ કયારે પણ લૂંટાય નહિ.

શેઠાણી કહે એ સુખ તો મળશે ત્યારે મળશે. આપ અહીંથી મરીને દીક્ષાના ફળ તરીકે સ્વર્ગમાં જશો. ત્યાં જે હવેલી, ધનના ઢગલા અને દેવાંગનાઓ છે તેવી અપ્સરા સમાન હું છું. આટલી બધી ખૂબસુરત દાસીઓ અને સ્વર્ગમાં પણ નથી મળતાં એવા અમૃત જેવા ફળો ને પકવાનો આ બધાનો સ્વીકાર કરી લો ને સ્વર્ગમાં જતી વખતે અવશ્ય છોડવાનો આ સાધુવેષ અત્યારે છોડી દો. આપને વગર મહેનતે કંઈ પણ તપશ્ચર્યા કર્યા વગર દેવાંગના જેવી હું આપને અર્પણ થાઉં છું. આપ જરા પણ આનાકાની કર્યા વગર મારો સ્વીકાર કરો. જ્ઞાની ભગવંતો ફરમાવે છે કે જ્ઞાની-ધ્યાની, તપસ્વી મહામુનિરાજો પણ સંયમ ભ્રષ્ટ બનીને સ્ત્રી રૂપ અગ્નિ પાસે માખણના પિંડાની માફક ઓગળી જાય છે. ખરેખર, આ સંસાર સમુદ્ર તરવો જરા પણ મુશ્કેલ નથી પણ વચમાં હજારો નદીઓના ઝડપી પ્રવાહોના વેગને પણ થકવી નાંખે તેવા નારી રૂપી નદીઓના સમાગમ આડા આવતા ન હોય તો સંસાર સમુદ્ર તરવો સહેલો છે.

યુવતીના વચનબાણોની મુનિ પર ખૂબ અસર થઈ ગઈ. આ મુનિ હતા? અરણિક મુનિ. ઉત્તમ માતાપિતાના સંતાન. અરણિક મુનિ નારીના રૂપ, કોમળ વાકયો ને હાવભાવમાં ફસાઈ ગયા. ક્ષણવારમાં સાધુનો વેશ ઉતારીને યુવતીના સ્નેહપાશમાં બંધાઇ ગયા. ક્ષણવાર પહેલાના મહાયોગી ક્ષણવારમાં મહાભોગી બની ગયા. મોક્ષ-નગરના માર્ગ ઉપર નિર્ભય રીતે પ્રયાણ કરી રહેલા એક મહાત્મા ભયંકર વિકારના ખાડામાં ગબડી પડયા. ભૂલથી પણ સ્ત્રીજાતિનો સ્પર્શ થઇ જાય તો આલોચના લેનાર મુનિ નારીના મોહમાં ફસાઈ ગયા. સ્ફટિક જેવા ઉજ્જવલ આત્માઓને પણ કોલસા જેવા કાળા વિચારો કરાવનાર મોહનીય કર્મને લાખો વાર ધિક્કાર! અરણીકમુનિ તો હવેલીના સ્વર્ગીય સુખોમાં ખોવાઈ ગયા.

આ બાજુ ગૌચરી ગયેલા મુનિરાજો આવી ગયા. એક અરણિક મુનિ નથી આવ્યા. તેથી બધા મુનિઓને ખૂબ ચિંતા થઈ. બધાએ ઘણી શોધખોળ કરી પણ કયાંય પત્તો ન લાગ્યો. કારણ કે ખોવાયેલી વસ્તુ કદાચ જડે પણ પોતાની જાતે છૂપાઇ ગયેલી વસ્તુ કેવી રીતે જડે ? અરણિક મુનિ ખોવાયાના સમાચાર ફેલાતા (૨) તેની જન્મ-દાત્રી ભદ્રામાતા મહાસતીએ જાણ્યા. જાણીને ખૂબ આઘાત લાગ્યો. અરર! શું મારો અરણિક ખોવાઈ ગયો ? મારો દીકરો સંયમથી ભ્રષ્ટ થાય એવો નથી. એવું ખોટું કામ કરે તો મારી કુખ લાજે. શું કોઈએ એને મારી નાંખ્યો હશે ! એને એકસી-ડન્ટ થયો હશે ! પાછો વિચાર થયો. જૈન મુનિને મારવાની બુદ્ધિ કોને થાય ? કોઈ એને મારે નહિં, પણ જરૂર તેના રૂપ અને લાવણ્યને ચોરનાર કોઈક ભેટી ગયું હોય

એમ બનવા યોગ્ય છે. માટે હું જાઉં. તેને ગમે ત્યાંથી શોધી કાઢીશ. આ સતીજી પોતાના વડીલ સતીજીઓને કહીને પોતાના પુત્ર મુનિને શોધવા માટે નીકળ્યા ને અરણિક મુનિ ન મળે ત્યાં સુધી અન્નપાણીનો ત્યાગ કર્યો. "**મારો અરણિક કોઈએ જોયો છે? મને મારો અરણિક બતાવો.**" આમ બોલતી ચારે બાજુ ઘૂમવા લાગી. તેના હૃદયમાં એક તો પુત્ર પ્રત્યેનો માતૃપ્રેમ ઉછળી રહ્યો છે. ને બીજું મનમાં એ ભાવના છે કે મારો પુત્ર સંયમથી ભ્રષ્ટ ન થવો જોઈએ. અરણિક મુનિની માતાની તપવાળી કાયા હતી ને તેમાં અન્નપાણીનો ત્યાગ કર્યો એટલે શરીર સાવ કૃશ અને ફિક્કું પડી ગયું હતું. ભૂખી તરસી પુત્રની પાછળ પાગલ બની ગઈ. લોકો તેને ગાંડી માનીને કાંકરા મારે, તેની ઠેકડી ઉડાવે પણ એનું લક્ષ તો એક છે મારો અરણિક કોઈ બતાવો. ક્ષણના પણ વિલંબ વગર પોકારો કરે છે. એમાં પોતે ભાન ગુમાવી. પોતાની ક્રિયાઓ બધી ભૂલાઈ ગઈ. અરણિક કયાં ગયો! અરણિક! એમ પોકારો કરે છે.

**માતા કરે છે પોકાર, મારો ક્યાં છે નાનો બાળ,**
**કોઈ બતાવો મારો એ અરણિક કુમાર........**

માતા ફરતી ફરતી જ્યાં અરણિક મુનિ ખોવાઈ ગયા છે તે ગામમાં આવી ચઢી. શેરીઓમાં ને બજારોમાં ઘૂમે છે. વાયુવેગે શહેરમાં વાત ફેલાઈ ગઈ કે ભદ્રા સાધ્વી બજારોમાં, શેરીઓમાં ને ગલીઓમાં ઘૂમ્યા કરે છે. જે સામા મળે તેને પૂછે છે ભાઈ! તમે મારા અરણિકને જોયો છે? એ જૈન સાધુ થયો છે. ઓ બહેન! મારા અરણિકને શોધી આપો ને? મેં આહાર લીધો નથી ને અરણિક મળે નહિ ત્યાં સુધી લેવાની પણ નથી. આમ ક્ષણવાર સાવધાન ને ક્ષણવાર બેભાન થઈને રડે છે. 'અરણિક.... અરણિક' આ શબ્દને મંત્રની માફક રટી રહી છે. આમ ફરતી ફરતી જ્યાં અરણિક મુનિ છે તે મહેલ આગળ આવી પહોંચી. "અરણિક.......અરણિક" એવા શબ્દો સાંભળી તે યુવતી અરણિકને કહે છે જુઓ તો ખરા. કોઈ એક ગાંડા જેવી વૃદ્ધા, ધોળા વાળવાળી જેણે સફેદ કપડાં પહેરેલા છે તે સાવ ફાટી જવા આવ્યા છે એવી ડોશી ગાંડાની જેમ બરાડા પાડે છે ને અરણિક....અરણિક કરે છે.

**અરણિક અરણિક બૂમ સાંભળી, જુએ છે તે ગોખની બહાર,**
**આવે ગોખમાં કુમાર, દેખે માતાનો દેદાર...કોઈ બતાવો......**

અરણિકે ગોખે આવીને જોયું. અહો! આ તો મારી ભદ્રામાતા! તે કેમ રડે છે? તેમની આવી સ્થિતિ કેમ થઈ હશે? ત્યાં ફરીને કરૂણ અવાજ કાને અથડાયો. મારો અરણિક! તું કયાં ગયો? કોણ તને ચોરી ગયું? દીકરા, તું નહિ જડે તો હું કેવી રીતે જીવીશ? આ શબ્દો સાંભળી અરણિકના મનમાં વિચાર થયો. અહો! સાધ્વીજી થવા છતાં માતાનો રાગ મારા માટે કેટલો છે! હું ખોવાઈ ગયો છું એમ માનીને

મને શોધવા નીકળી છે. ભૂખ–તૃષા અને શ્રમથી તેનું શરીર કેટલું નબળું થઈ ગયું છે! હું પામર ભોગનો કીડો માતાને મહાન દુઃખનું કારણ બન્યો છું. અરણિક આટલા ભૌતિક સુખોમાં પડયો હતો છતાં માતાની દશા જોઈ આંખો આંસુથી છલકાઈ ગઈ. દિલમાં ઘણો આઘાત લાગ્યો ને સુંદરીને કહ્યા વિના સીધા પગથીયા ઉતરી ગયો, આવીને સાધ્વી માતા ભદ્રા દેવીના ચરણમાં પડયો ને બોલ્યો. માતા! હું તારો અરણિક છું. આ શબ્દ સાંભળી માતાનું મગજ ઠેકાણે આવી ગયું. તે પૂછે છે અરણિક! તું ગૃહસ્થના વેશમાં? તારો મુનિવેશ કયાં ગયો? તને કોણે લૂંટી લીધો? તારી આવી દશા કેમ? ખાનદાન માતા–પિતાના દીકરાને આ શોભે? તારા માટે મેં આવી કલ્પના જ કરી ન હોય! સંયમનો વેશ છોડીને સ્ત્રીના રંગરાગમાં પડી ગયો? તું મારો દિકરો થવાને લાયક નથી. તેં આ શું કર્યું? તું આવો બનીશ તો પાણીમાં ભડકા સમાન ગણાય. આ તો ચાર દિવસનું ચાંદરણું. હમણાં અસ્ત થઈ જશે. જેના માતા પિતાએ દીક્ષા લીધી હોય તેના સંતાન આવા હોય? દેવાંગનાઓના ભોગમાં બુડી ગયેલા ઈન્દ્રો પણ છેવટે મૃત્યુ પામ્યા છે. હજારો રૂપવતીઓના રાગમાં રાચનારા રાજાધિરાજો પણ કાળના કોળિયા થઈ ગયા છે. ભોગ ભોગવવાથી તૃપ્તિ કદી થઈ નથી ને થવાની નથી, પણ તે મહાકર્મો બંધાવે છે. હજુ તું ચેતી જા. માતાની આજ્ઞા માનતો હોય તો આ કારમા કુકર્મ છોડી સન્માર્ગ ઉપર આવીજા. તને હું આવા આચરણવાળો જોવા ઈચ્છતી નથી. તું જો સાધુનો વેશ પહેરીશ તો જ હું આહાર–પાણી વાપરીશ. નહિતર મારું જીવન ભયયુકત સમજજે.

**દીકરાનો પશ્ચાતાપ ને વિચારોનો પલટો**–અરણિકને મનમાં ખૂબ આઘાત લાગે છે. તે વિચાર કરે છે જેણે કેટલા દુઃખો વેઠીને મને સુખ આપ્યું તે ઉપકારી માતાની આવી દશા! તે મારા કારણે પાગલ જેવી બની ગઈ. છોકરાઓ તેને કાંકરા મારે, તેની ઠેકડી કરે, તેને ગાંડી કહે, આ બધું આ દુષ્ટ દીકરાના પાપે જ ને! મને હજારો વાર ધિક્કાર! કયાં મારું અધમ જીવન અને કયાં પુત્રના ભાવિ કલ્યાણની ભાવનાવાળી મારી માતાનું જીવન!! અરણિક કહે–માતા! મારી બહુ મોટી ભૂલ થઈ ગઈ છે. આ કમભાગી, અધમ પાપી દીકરાના પાપે તારું જીવન કેટલું દુઃખદ બની ગયું! માતા, મને માફ કર. એમ કહી ચરણમાં પડી ખૂબ રડયો. 'તારું શરીર તો હાડકાનો માળો થઈ ગયું છે.' પુત્રને જોઈને માતાને મૂર્છા આવી ગઇ. તે ભોંય પડી ગઈ ને રડવા લાગી. પછી કહે અરણિક, ભૂલ થઈ ગઈ એ થઇ ગઈ. હવે તારે શું કરવું છે? માતા! હવે મારાથી મેરૂ પર્વત જેવા આ પાંચ મહાવ્રત ઉપાડી શકાશે નહિ. તલવારની ધાર પર ચાલવું સહેલું છે. રેતીના લાડવા જમવા સહેલા છે, પણ આ મહાવ્રતો આચરવા ખૂબ કઠીન છે. માતા! હું કામભોગનો ગુલામ નથી. પડવાઈ થયો છું, પણ ક્ષણવારમાં બધું છોડી શકું તેમ છું, પરંતુ મારાથી ગૌચરી નહિ

થાય. સાધ્વી માતા કહે છે અરણિક ! તું ગૌચરી માટે જ અટકે છે ? અત્યારે વારની ધાર જેવા લાગતા મહાવ્રતો ભાવિમાં મહાન સુખ આપનારા છે. અને ભોગવાતા વિષય સુખો કિંપાકના ફળોની માફક દુર્ગતિ અપાવનારા છે. જો ત ગૌચરી કરવાની શકિત ન હોય તો સંથારો કરી લેજે પણ એકવાર તું આ દુર છોડી દે. ચાલ ગુરૂની પાસે. ફરીને દીક્ષા લઈ કરેલી ભૂલનું પ્રાયશ્ચિત કરી સંથારો કાયાને વોસરાવી દે પણ ચારિત્રને વોસરાવીશ નહિ.

**માતૃપ્રેમની પ્રતિભાઃ**–માતૃ પ્રેમે અને માતાના મીઠા વચનોએ પુત્રને જ દીધો. માતાની એ લગની હતી કે મારો પુત્ર દુર્ગતિમાં ન જવો જોઈએ. તેનું સંયમી હોવું જોઈએ. એ લગનીએ પુત્ર જાગી ગયો. ગુરૂ પાસે લઈ જઈ આલો કરાવી ફરીને દીક્ષા અપાવી. પછી અરણિક મુનિએ નગર બહાર જઈ પથ્થરની પર સંથારો કરી કાયાને વોસરાવી દીધી. મરીને વૈમાનિક દેવ થયા. અરણિક ભૂલ્યા પણ સાચું સમજાવનાર માતા મળી ગઈ તો ભૂલ સુધારી દીધી.

પદ્મનાભ રાજાને દેવે ઘણું સમજાવ્યા. જો તે સમજી ગયા હોત તો ભૂલ સુ જાત. પણ ન સમજ્યા અને દેવ મારફત દ્રૌપદીનું અપહરણ કરાવ્યું. દેવે લા અશોકવાટિકામાં મૂકી દીધી. પછી પદ્મનાભ રાજાની પાસે આવીને કહ્યું કે મેં હસ્તિ પુરથી દ્રૌપદી દેવીને લાવીને અશોકવાટિકામાં મૂકી છે. હવે તમે જાણો ને તમારું ક જાણે. તે દેવ પદ્મનાભ રાજાનો પૂર્વ ભવનો જીગરજાન મિત્ર હતો. જો રાજાએ સારું કામ સોંપ્યું હોત તો કહેત કે રાજા ! ફરીને આપને મારી જરૂર પડે બોલાવજો પણ અઘટિત કાર્ય રાજાએ સોંપ્યું તેથી ખિન્ન મનવાળો થઈને ચાલ ગયો. સારું કાર્ય કરવામાં દેવને ઉમંગ આવે, ત્યાં હોંશે હોંશે જાય. દેવે ક દ્રૌપદીને લાવીને અશોકવાટિકામાં મૂકી છે એટલે રાજાને ખૂબ આનંદ થયો. ભોગ કીડા ભોગના કાર્યમાં આનંદ માને. તેને ૭૦૦ રાણીઓ ઓછી પડી તો તેણે દ્રૌપદી અપહરણ કરાવ્યું !

## દ્રૌપદી જાગીને જોતાં વિચારમાં પડી

" तए णं सा दोवई देवी तओ मुहुत्तं तरस्स पडिबुद्धा समाणी तं भवणं असोग वणियं च अपच्चजाणमाणी एवं वयासी–नो खलु अम्हं एसे सए भवणे णो खलु एस अम्हं सगा असोगवणिया "

દેવના ગયા પછી દ્રૌપદી દેવી એક મુહૂર્તે જાગી. અને ચારે બાજુ જોવા લાગી તેને આ બધું નવું જ દેખાયું. તે ભવન અને અશોકવાટિકાને અપરિચિત જાણીને મનમાં વિચાર કરવા લાગી કે આ મારું ભવન નથી. આ મારી અશોકવાટિકા નથી હું તો ધર્મરાજાની સાથે અગાસીમાં સૂતી હતી ત્યાંથી આ અજ્ઞાત પ્રદેશમાં ક્યાંથ

રુષિદત્તાની આ હૃદયની તત્ત્વવાણી સાંભળી રાજા ગદ્‌ગદ્ થઇ ગયા. અહો ! આનું કેવું સુંદર તત્વજ્ઞાન ! ઘોર અપરાધીને પણ એના અપરાધ ભૂલી વહાલથી અપનાવી લેવાની કેટલી બધી જબર જસ્ત ઉદારતા ! પોતાના પર જુલ્મ કરનારી રૂક્ષ્મણી પર આટલી બધી ઉદારતા ! આ વિચારતા રાજાની આંખમાં આંસુ આવી ગયા. તે રુષિદત્તાને કહે છે અહો તમારા બંનેનું દિલ કેટલું વિશાળ ! તમે તો મને જીવનનો પાઠ શીખવાડયો છે. ધન્ય ભાગ્ય મારા કે આવા દીકરી જમાઇ મને મળ્યા ! જાઓ. ખુશીથી રૂક્ષ્મણીને લઈ જાઓ. એમ કહી રાજાએ રૂક્ષ્મણીને બોલાવી. રૂક્ષ્મણી તો બિચારી પગથીયા ઉતરતા ધ્રુજે છે. મારું મુખ શું બતાવું ? રાજાએ ઋષિદત્તાએ કહેલી બધી વાત રૂક્ષ્મણીને સંભળાવી. રૂક્ષ્મણી પણ એ તત્વવિજ્ઞાન અને રુષિદત્તાની આટલી બધી ઉદારતા જોઈ સ્તબ્ધ બની ગઈ. મા–જણી મોટી બહેન ગણી તેને વળગી પડી. મોટી બહેન ! મારા જેવી અધમાધમ પર આટલી બધી દયા ! મારા પાપ તો એટલા નીચ અને નરકગામી છે કે આપ મારા સામું પણ ન જુઓ, એની જગ્યાએ મને સાથે રાખવાની મહાન દયા કરો છો, આપનો કેટલો ઉપકાર માનું ! એમ બોલતા આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. રુષિદત્તા એને ઉઠાડીને હૈયા સમી ચાંપીને કહે છે, મારી બહેન ! તું મનમાં કંઇ લાવીશ નહિ. ગઇ ગુજરી ભૂલીજા. નવેસરથી મહાન જીવન જીવવાનો સંકલ્પ કર. આપણે હજુ જીવંત છીએ, અને મહાન બનવા માટે જીવતા છીએ, એ તું ધ્યાનમાં રાખજે. બહેન રૂક્ષ્મણી ! તું પિતાજીના ચરણમાં પડી એમનો ઉપકાર માન કે તને ઉચ્ચ સંસ્કારો આપી મહાન બનવાની તક આપે છે. રૂક્ષ્મણી પિતાના પગમાં પડી ઉપકાર માને છે. રાજા આશીર્વાદ આપે છે કે તારું ભાગ્ય ઘણું સુંદર છે. તને આવા ઉદાર પતિ કનકરથ અને આવી મોટી બહેન સમાન રુષિદત્તા મળી છે. એમની કૃપાથી ઉત્તમ જીવન જીવ અને મહાન બન.

રૂક્ષ્મણીને લઈને રુષિદત્તા પોતાના મહેલમાં આવી. રૂક્ષ્મણી, કનકરથ કુમારના પગમાં પડી, ચોધાર આંસુ સારતી ક્ષમા માંગે છે. અને ખૂબ ઉપકાર માને છે કે મારા જેવી અધમ–પાપણી ઉપર આટલી બધી દયા ! કુમાર કહે, આ બધો પ્રતાપ આ તારી બહેનનો છે. જે વનમાં ઉછેરેલી હોવા છતાં શહેરના માણસને પણ ઓળંગી જાય એવા વિનય, વિવેક અને ઉદારતા આદિ મહાન ગુણો ભરેલા છે. એનાં ગુણો તારા જીવનમાં અપનાવી તું આદર્શ જીવન જીવજે. રુષિદત્તાની આવી મહાન વિચારશ્રેણીથી આખું વાતાવરણ પલટાઈ ગયું. રૂક્ષ્મણી આનંદથી રહે છે. પણ હજુ તેના દિલમાંથી કરેલાં પાપનો ખટકારો નથી જતો.

હવે કનકકુમાર પોતાના દેશમાં જવાની રાજા પાસે આજ્ઞા માંગે છે. રાજાને તો જવા દેવાનું મન થતું નથી, છતાં ન છૂટકે રજા આપે છે. રાજાએ પોતાની દીકરીને પરણાવી છે. સાથે જમાઈ કનકરથ અને રુષિદત્તાની મહાનતા જોઈ તેમના જીવન

શક્તિ પ્રાપ્ત થઇ નથી. મનુષ્યનું જ અહોભાગ્ય છે કે તેને વિચારવાની અને સમજવાની અનુપમ શક્તિ પ્રાપ્ત થઈ છે. એકેન્દ્રિય વિગેરે પ્રાણી અકામ નિર્જરાના કારણે બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચૌરેન્દ્રિય અને પંચેન્દ્રિય બને છે, અને પછી પ્રગતિના પંથ પર આવે છે. પરંતુ તેની આ પ્રગતિ વિચારણાપૂર્વકની નથી. પ્રગતિ માટે શું કરવું જોઇએ તે સમજ્યા વગર અકામ નિર્જરા અથવા ભવિતવ્યતાના બળ પર તે આગળ વધે છે. પરંતુ માનવમાં વિચારવાની શક્તિ અદ્દભૂત છે. જેના કારણે તે સમજી, વિચારી, ચિંતન, મનન કરી પોતાની પ્રગતિનો માર્ગ હાંસલ કરી શકે છે. કહ્યું છે કે બુદ્ધિનું ફળ તત્ત્વ ચિંતન કરવું તે છે. દેહનું ફળ વ્રત પ્રત્યાખ્યાન, શીલની સાધના કરવી અને સંયમનું પાલન કરવું. લક્ષ્મીનું ફળ દાન છે. વાણીનું ફળ સત્ય અને મધુર વચન બોલવું તે છે. પરંતુ તેના બદલે માનવ પોતાની અદ્દભૂત શક્તિનો ઉપયોગ ક્યાં અને કેવી રીતે કરી રહયો છે એ બધું વિચારવાનો વિષય છે.

આ યાદ રાખવું જોઈએ કે માનવને મળેલી આ અદ્દભૂત શક્તિ વરદાનરૂપ થઈ શકે છે ને શ્રાપરૂપ પણ થઈ શકે છે. એ કલ્પવૃક્ષની જેમ હિતકર થઈ શકે છે અને વિષવૃક્ષની જેમ અહિતકર પણ થઈ શકે છે. તે તારણહાર પણ બની શકે છે, ને મારનાર પણ બની શકે છે. રક્ષણ પણ કરી શકે છે ને ભક્ષણ પણ કરી શકે છે. આપણામાં શક્તિ સારી કે ખરાબ નથી પરંતુ તેનો સદુપયોગ અને દુરુપયોગ હિતકારક અથવા દુઃખદાયી બની શકે છે. અગ્નિથી પ્રકાશ મળી શકે છે ને વિનાશ પણ થઈ શકે છે. પાણી સંસારને નંદનવનની જેમ લીલોછમ કરી દે છે અને ઘણી રેલ આવે તો પ્રલય પણ મચાવી દે છે. મારો કહેવાનો આશય એ છે કે શક્તિઓ આશીર્વાદરૂપ બની શકે છે ને અભિશાપ રૂપ પણ બની શકે છે. તેનો ઉપયોગ વિવેકથી કરવામાં આવે તે વરદાન છે અને જો અવિવેકથી કરવામાં આવે તો શ્રાપ છે.

**દ્રૌપદી અશોક વાટિકામાં :**—પદ્દમનાભ રાજા ભાન ભૂલ્યો ને પોતાની શક્તિનો દુરુપયોગ કર્યો. અઠ્ઠમ તપ કરીને દેવને બોલાવ્યો. પણ દેવને બોલાવીને કામ કેવું સોંપ્યું? સારું કામ ન સોંપ્યું પણ વિષય ભોગના ગુલામે દ્રૌપદીનું અપહરણ કરીને પોતાને ત્યાં લઈ આવવાનું કામ સોંપ્યું. દેવે દ્રૌપદીને લાવીને અશોકવાટિકામાં મૂકી દીધી. દ્રૌપદી જાગ્યા પછી જુએ છે કે અહો, આ પ્રદેશ, આ વન, આ માણસો બધું અપરિચિત લાગે છે. નક્કી કોઈ દેવ કે કોઈ મોટા રાજા મને ઉપાડીને લઈ આવ્યા લાગે છે. આ વિચારથી આંખોમાંથી આંસુ સારતી નીચી નજર કરીને બેઠી છે. પદ્દમનાભ રાજાને દેવે સમાચાર આપ્યા કે મેં દ્રૌપદીને લાવીને અશોકવાટિકામાં મૂકી દીધી છે. હવે તમે જાણો. આ સમાચાર સાંભળીને દ્રૌપદીને જોવાને આતુર બનેલા પદ્દમનાભ રાજા પોતે કેમ સુશોભિત દેખાય, દ્રૌપદીને પોતે કેમ પ્રિય બની જાય, તે દૃષ્ટિથી તેણે સ્નાન કર્યું, સુગંધી તેલોથી વિલેપન કર્યું, સુંદર વસ્ત્રાભૂષણો પહેરી

બરાબર ઠાઠમાઠથી તૈયાર થયા અને પોતાની ૭૦૦ રાણીઓના પરિવાર સાથે જ્યાં દ્રૌપદી બેઠી છે ત્યાં આવ્યા. આ રાજાને પોતાનો મહિમા બતાવવો છે કે હું જેવો તેવો નથી. હું ૭૦૦ રાણીઓનો સ્વામી છું. તે રાણીઓ પણ રૂપ, સૌન્દર્ય અને લાવણ્યથી યુક્ત છે. આમ પોતાની વિશેષતા બતાવવી હતી તેથી રાણીઓને સાથે લઈને દ્રૌપદી પાસે ગયો. મોહમાં ઘેલા બનેલા માનવી મોહના નાટક ભજવતા હોય છે. રાજાએ જોયું કે દ્રૌપદી આંસુ સારતી રડી રહી છે. તેની કોમળ કાયા કરમાઈ ગઈ છે. શરીર શોષાઈ જવા લાગ્યું છે. આંસુ સારતી એકદમ ઉદાસ થઈને બેઠી છે. સતી સ્ત્રીઓને તો કોઈ પુરૂષને જોવાનું મન પણ ન હોય. તેની દૃષ્ટિ ક્યાંય આડી અવળી ફરતી ન હોય. તેને પોતાને રહેવા ઝુંપડી હોય ને ખાવા ફક્ત રાબ મળતી હોય તો તેમાં આનંદ માને પણ શીલનો ભંગ થતાં મહાન સુખો મળતાં હોય તો તેને દાવાનળ જેવા લાગે. તેને પોતાના શિયળનું રક્ષણ થતાં સુખ મળે તો ગમે. તેને મન તો સૌથી મોટું સુખ બ્રહ્મચર્ય છે. શીલ આગળ બીજા સુખો તુચ્છ લાગે. દ્રૌપદી નીચી દૃષ્ટિ રાખી રડી રહી છે ત્યાં પદ્મનાભ રાજા ૭૦૦ રાણીઓ સહિત ત્યાં આવ્યા. રાજાએ વિચાર ન કર્યો કે દેવ મને શું કહી ગયો છે? કયા શબ્દોથી મને શિક્ષા દઈ ગયો છે? મારું શું થશે? ખરેખર કામના ભોગીના વિનય-વિવેક નષ્ટ થઈ જાય છે અને મોક્ષગામી જીવમાં વિનય વિવેક ભરપૂર ભર્યા હોય છે,

**મોહનો નશો** : પદ્મનાભ રાજાએ દ્રૌપદીને ઉદાસ, આંસુ સારતી, આર્તધ્યાન કરતી જોઈને કહ્યું. હે દેવાનુપ્રિયા! તમે શા માટે રડો છો? કેમ ઝૂરો છો? તમને ખબર નહીં હોય કે કોણ તમને અહીં લઈ આવ્યું છે? સાંભળો. હું તમારા માટે તલસતો હતો, તમને મેળવવાનો જિજ્ઞાસુ હતો. તેથી આપને મેળવવા મેં મારા પૂર્વ-ભવના મિત્રદેવની આરાધના કરી અને મેં તેને કહ્યું કે હસ્તિનાપુર નગરમાં પાંચ પાંડવોની પત્ની દ્રૌપદી છે તે મને લાવી આપો. તેથી તે દેવ આપના બંગલામાંથી ઉપાડીને અહીં લઈ આવ્યો છે. હે દેવી! મારે ત્યાં અપાર વૈભવ-વિલાસ અને મહાન સુખ છે. મારી સાથે આવેલી ૭૦૦ રાણીઓનો હું સ્વામી છું. હું પત્ની વગરનો છું. એમ નથી. આ ૭૦૦ રાણીઓની શિરોમણી પટરાણી બનાવવા માટે મેં દેવ પાસે તમારૂં અપહરણ કરાવ્યું છે. તેમાં મારી બધી રાણીઓ સંમત છે. ખરેખર તમારા રૂપ, ગુણ અને લાવણ્યની મેં જેટલી પ્રશંસા સાંભળી હતી તેના કરતાં અનંત ગણું આપનું રૂપ, લાવણ્ય અને કાંતિ છે. મારી રાણીઓ તો તમારા રૂપના નખના હજારમા ભાગે પણ ન આવે. આ કામીને બોલતાં એટલો વિચાર પણ નથી થતો કે હું ૭૦૦ રાણીઓ માટે આવું બોલી રહ્યો છું પણ દ્રૌપદી મને નહિ સ્વીકારે તો મારી શી દશા થશે? અહો! રુપની પાછળ કેટલો પાગલ! જેમ રૂપમાં મુગ્ધ બની પતંગિયું અગ્નિમાં ઝંપલાવે છે અને અંતે મરણને શરણ થઈ જાય છે. તેમ આ રાજા રૂપમાં મુગ્ધ

બની ગયો છે પણ તેને ખબર નથી કે સતી સ્ત્રીને સંતાપતા પરિણામ શું આવશે? કારણ કે મોહાંધ બન્યો છે. મોહ જીવને ગાંડો બનાવે છે.

આટલું કહેવા છતાં દ્રૌપદી ઊંચી નજર પણ કરતી નથી. ત્યારે આગળ રાજા શું કહે છે હે દેવી! આપને ખબર નહિ હોય કે હું કોણ છું? હું અમરકંકા રાજધાનીનો પદ્મનાભ નામનો રાજા છું. આપને ત્યાં જે સુખ છે તેના કરતાં મારા રાજ્યમાં અધિક સુખ છે. તમે ઝુંપડીમાંથી બંગલામાં આવ્યા છો પણ બંગલામાંથી ઝુંપડીમાં નથી આવ્યા. એ ચોક્કસ સમજજો. તમે તો મહાસુખમાં આવ્યા છો. હવે શા માટે રડો છો? ઝૂરો છો? મારા અંતપુરમાં દેવોના જેવા ઉપભોગો તમને મળશે. જેના તમે સ્વપ્નમાં પણ દર્શન ન કર્યા હોય તેવી ઉત્કૃષ્ટ ભોગ સામગ્રી હું તમને આપીશ. તમે જેમ કહેશો તેમ હું કરીશ. તમારો દાસ થઈને રહીશ. કામના ભિખારીઓ કોની આગળ શું બોલે છે એનું એમને ભાન નથી હોતું. તે સુમાર્ગ અને કુમાર્ગનો પણ વિચાર કરી શકતા નથી.

પદ્મનાભ રાજાએ દ્રૌપદી આગળ મોહનું પ્રદર્શન રજુ કર્યું. દ્રૌપદી ખૂબ ડાહી અને સતી સ્ત્રી છે. તે રાજાના બધા વચનો સાંભળી વિચાર કરવા લાગી કે હું સાવ અજાણ્યા દેશમાં આવી છું. અહીં કોઈ મારું ઓળખીતું નથી. આ રાજા તો મારા રૂપમાં ભ્રમરની જેમ પાગલ બન્યો છે. હવે મારે એને કેવી રીતે સમજાવવો? શું કરવું? રાજાના હાવભાવ જોઈને ચતુર દ્રૌપદી સમજી ગઈ કે આ રાજા આગળ હાલ મારું કાંઇ બળ ચાલશે નહિ. માટે અત્યારે તો ગમે તે રીતે સમજાવીને તેને દૂર કરવો જોઈએ. સતી સ્ત્રીઓ કે ડાહ્યા પુરૂષો સમય આવ્યે બુદ્ધિનો બરાબર ઉપયોગ કરે. વાણીમાં વિવેક રાખે ને પોતાનું કામ બરાબર સાધી લે.

**રાજાનો વૈરાગ્ય :** એક રાજા હતા ને તેમને ચાર પુત્રો હતા. તેમાં બે પુત્રો પરદેશ ગયા હતા. રાજાને વૈરાગ્યભાવ આવવાથી મોટા દીકરાને રાજ્ય આપ્યું. બીજા દીકરાને હિસ્સો આપ્યો અને જે બે દીકરા હાજર ન હતા તે બંનેનો હિસ્સો રાખી મૂકયો. અને રાજાએ દીક્ષા લઇ લીધી. પરદેશ ગયેલા બંને પુત્રો આવી ગયા ને મોટાભાઈએ તેમને તેમનો હિસ્સો આપવા માંડયો ત્યારે તે સ્વમાની કુમારોએ તે વાતનો ઇન્કાર કર્યો ને કહ્યું. પિતાજીએ અમારી આવવાની રાહ પણ ન જોઇ અને દીક્ષા લઈને ચાલ્યા ગયા. તે બંને છોકરા ગયા પિતા પાસે. તેમને ખબર નથી કે પિતાએ જેનો ત્યાગ કર્યો તેનો રાગ ના કરે. એટલે કહે પિતાજી! તમે સંયમ લીધો પણ અમારા માટે શું કર્યું? દીક્ષિત પિતાજી કહે–તમારા માટે હિસ્સો રાખ્યો છે. તે તમને તમારા ભાઈ આપશે. નહિ પિતાજી, અમારે તો આપના હાથે હિસ્સો લેવો છે. એટલા હિસ્સામાં અમારું પૂરૂં કેવી રીતે થાય? મુનિ કહે–ભાઇ! તમને રાજ્ય

મળી જાય તો પણ તૃષ્ણા પુરી થાય તેમ નથી. કારણ કે વસ્તુ અસંખ્યાત છે ને તૃષ્ણા અનંતી છે. તૃષ્ણાનું ખપ્પર કયારે પણ ભરાતું નથી.

**તૃષ્ણાનું ખપ્પર કેવું છે?** એક ગામમાં એક માણસને રાત્રે સ્વપ્ન આવ્યું, સ્વપ્નમાં તેને ખૂબ તૃષા લાગી. પાણી પાણી કરતો તે નદીએ ગયો. એ તૃષા છીપાવવા તે ગંગા, જમના, સરસ્વતી વગેરે મોટી મોટી નદીઓના પાણી પી ગયો. પછી નાની નદીઓના અને તળાવોના બધા પાણી પીધા. તો ય તેની તૃષા શાંત ન થઈ. પછી બધા ઘરોમાં પેસી જઈને બધા માટલાના પાણી પી ગયો તો ય તરસ્યો ને તરસ્યો રહ્યો, પછી ખાબોચિયાના પાણી પીધા. છતાં એની તૃષા તો એની એ જ રહી. છેવટે વિચાર કરતાં કરતાં એની નજરમાં તળાવની માટીના ભીના ઢેફા આવ્યા. ત્યારે આનંદની ચીચીયારીઓ પાડીને એ સ્વપ્નમાં મનોમન બોલ્યો–"**બસ, બસ, માટીના ઢેફાં ચુસી લઈશ તો તરત મારી તૃષા શાંત થઈ જશે,**" કુમારો! હવે હું આપને પૂછું છું કે ગંગા, જમના, સરસ્વતી તથા સાગરના પાણી પી જવાથી જેની તૃષા શાંત ન થઈ એ ભીની માટીના ઢેફાં ચુસવાથી શાંત થશે ખરી? બંને કુમારો કહે ના, ના ગુરૂદેવ, ગંગા જમનાનાં પાણી પીને ય જેની તૃષા શાંત ન થઇ તે શું હવે ભીની માટીના ઢેફાં ચુસવાથી શાંત થતી હશે ખરી? ગુરૂદેવ! આ તો ખરેખર મૂર્ખાઈભર્યો વિચાર છે.

ગુરૂ કહે કુમારો! સમજો. કોઈની તૃષ્ણા પૂરી થતી નથી. જેમ પેલો માણસ સાગર પી ગયો તેમ તમે સાગર જેટલું ભેગું કરી લો અને તમને રાજ્ય મળી જાય તો પણ તૃષ્ણા પૂરી થવાની નથી. તમારા પૂર્વ જન્મોમાં તમે ચક્રવર્તીના અને ઈન્દ્રોના મહાન સુખી જીવનને પણ પૂર્વના પુણ્યયોગે પામ્યા હશો. દેવાંગનાઓના દેહ–સુખ પણ સ્પર્શ્યા હશે. ઉત્તમોત્તમ સ્વાદિષ્ટ ભોજનો પણ જમ્યા છો. આમ છતાં તમારી અતૃપ્ત વાસનાઓ કદી શાંત પડી નથી. પણ વધુ ને વધુ પ્રજ્વળી છે. ધગધગતા લોખંડના ગોળા ઉપર પાણીના ટીપા ગોળાને શું ઠારી શકે? 'ચમ' કરતા બિચારા પોતે જ નષ્ટ થઈ જાય છે. કુમારો! આ મૃત્યુલોકની નાનકડી ધરતીની સત્તાના સિંહાસને બેસવાથી શું તમારી એ અતૃપ્ત વાસનાઓ શમી જશે? મહાકરૂણાથી અમીભરી વાણીમાં મુનિએ ઉપદેશ આપ્યો. કુમારો ત્યાં પ્રતિબોધ પામી ગયા ને દીક્ષા લઈ આત્મકલ્યાણ કર્યું. આ ગુરૂએ બરાબર સમય જોઈને કુમારોને વાત કરી તો કુમારોનું પણ કલ્યાણ કર્યું. માટે સમય જોઇને વિવેકપૂર્વક વાણી બોલાય તો કલ્યાણનો હેતુ બને.

પદ્મનાભ રાજાએ દ્રૌપદી પાસે ભોગની માંગણી કરી અને કહ્યું–હું તારો દાસ બનીને રહીશ. આ સમયે દ્રૌપદી બુદ્ધિપૂર્વક વિચાર કરીને મીઠી ભાષામાં કહે છે,

"जंबुद्दीवे भारहेवासे बारवइए णयरीए कण्णे णामं वासुदेवे मम पिय भाउए परिवसइ। तं जइणं से छण्हं मासाणं मम कूवं णो हव्वमागच्छइ।"

"**દ્રૌપદીએ કરેલી વાત**":-હે દેવાનુપ્રિય ! સાંભળો. જંબુદ્વીપમાં ભારત-વર્ષમાં દ્વારકા નગરીમાં કૃષ્ણ વાસુદેવ-મારા પ્રિયપતિના ભાઇ રહે છે. તેઓ છ મહિનાની અંદર મારી તપાસ કરતાં કરતાં અહીં નહિ આવી શકે તો ત્યાર પછી તમે જેમ કહો છો તેમ મારે શું કરવું તેનો આપને યોગ્ય જવાબ આપીશ.

દ્રૌપદીએ પોતાના પતિ પાંચ પાંડવોને યાદ કરતા પહેલાં કૃષ્ણવાસુદેવને યાદ કર્યા. કારણ કે તે સમજે છે કે અહીં આવવામાં પાંચ પાંડવો કરતાં કૃષ્ણવાસુદેવનું કામ છે. એટલે તેણે કહ્યું, મારા પતિના પ્રિય ભાઈ કૃષ્ણવાસુદેવ જરૂર મને શોધવા આવશે. મારી વહારે આવશે અને જરૂરથી મારું રક્ષણ કરશે. કૃષ્ણવાસુદેવ અને પાંચ પાંડવો મામા ફોઈના ભાઈ થાય છે. દ્રૌપદીને દઢ વિશ્વાસ છે કે કૃષ્ણવાસુદેવ મારી વહારે આવ્યા વિના નહિ રહે. તેથી દ્રૌપદીએ આ રીતે કહ્યું ને સાથે કહ્યું કે મારે છ મહિનાનું વ્રત છે માટે મારું વ્રત પૂરું થઇ જવા દો, પછી હું તમારી વાતનો જવાબ આપીશ. પણ ત્યાં સુધીમાં આપે મારું નામ દેવાનું નહિ કે મારા સામે દૃષ્ટિ પણ કરવાની નહિ. છ માસ પૂરા થયા પછી આપની આજ્ઞા પ્રમાણે શું જવાબ આપવો તે કહીશ.

દ્રૌપદીના વચનો સાંભળીને પદ્મનાભ રાજા એક શબ્દ પણ ન બોલ્યા. પણ મનમાં વિચાર કર્યો કે છ માસની મુદત તો એક ચપટી વગાડતાં ચાલી જશે, પછી તો દ્રૌપદી મારી જ છે ને ! માટે મારે તેનો નિયમ તોડાવવો નથી. વ્રત ખંડિત કરાવવું નથી. બીજું બે લાખ જોજનનો લવણસમુદ્ર ઓળંગીને દ્રૌપદીને બચાવવા અહીં કોણ આવી શકવાનું છે ! કોની તાકાત છે કે લવણસમુદ્ર ઓળંગીને મારી રાજધાનીમાં આવી શકે ? એટલે દ્રૌપદીને કહે છે, છ મહિના સુધી તમારા વ્રતમાં જરા પણ આંચ નહિ આવવા દઉં. પછી પદ્મનાભ રાજાએ દ્રૌપદીને રહેવા માટે અલગ બંગલો કાઢી આપ્યો. દ્રૌપદીને વિશ્વાસ છે કે કૃષ્ણવાસુદેવ જરૂર મારું રક્ષણ કરશે ને કદાચ નહિ આવે તો શીલ રક્ષા માટે છ મહિના પછી પ્રાણ ગુમાવવા પડે તો તૈયાર છું. શીલ-રક્ષા માટે કરેલો આપઘાત પણ આરાધક મૃત્યુ ગણાય છે. કારણ કે શીલવ્રત સાચવવા માટે આ કામ કર્યું કહેવાય. દ્રૌપદી વિચાર કરે છે આ રાજા મારા રૂપ પાછળ પાગલ બન્યો છે તો છ મહિનામાં મારાં રૂપ-લાવણ્ય, એવા બનાવી દઉં કે તેને જોવા પણ ન ગમે અને શરીરને હાડપિંજર જેવું બનાવી દઉં.

"**દ્રૌપદીની તપ-આરાધના**"-તેથી દ્રૌપદીએ નિર્ણય કર્યો કે મારે છઠ્ઠ છઠ્ઠના પારણાં કરવા. પારણાને દિવસે આયંબીલમાં તમારી જેમ વીસ વીસ વાનગીઓ

નહિ પણ મીઠા વગરનો ફક્ત એક રોટલો. તે ચોળીને પાણીમાં નાંખીને ખાઈ જવાનો. આવો દ્રૌપદીએ નિર્ણય કર્યો. હવે પદ્મનાભ રાજા દ્રૌપદીના મહેલમાં દૃષ્ટિ કરવા પણ જતો નથી. તે દ્રૌપદી પાછળ અંધ બન્યો છે પણ આપેલું વચન બરાબર પાળે છે. દ્રૌપદીને પ્રસન્ન કરવા તેમના અંતેઉરમાં રાજાનો સંપૂર્ણ ઓર્ડર છે કે દ્રૌપદી માટે રોજ નવી નવી વાનગીઓ બનાવવી ને એને જમાડવી. તેથી મેવા-મીઠાઈ અને વસ્ત્રાભૂષણો મોકલતો હતો. એ ભોજનના થાળ દ્રૌપદી પાસે જાય પણ દ્રૌપદી પાસેથી પાછા આવે છે. દ્રૌપદી કહે બસ, મારે તો મીઠા વગરનો એક રોટલો જોઈએ છે. તે સિવાય બીજું કંઈ જોઈતું નથી. દ્રૌપદી છઠ્ઠ છઠ્ઠના પારણા કરી રહી છે. અમુક સમય ધ્યાન કરે છે, મનન-ચિંતન કરે છે ને પોતાના દિવસો ધર્મધ્યાનમાં પસાર કરે છે.

આ બાજુ શું બન્યું? એક અંતર્મુહૂર્ત પછી ધર્મરાજા પોતાની શય્યામાં જાગ્યા. જાગીને જોયું તો દ્રૌપદીને ન જોઈ. દ્રૌપદી જાગે તો પણ રૂમ છોડીને જતી ન હતી. હું જાગું ત્યારે મારી સેવામાં હાજર જ હોય, તે આજે ક્યાં ગઈ હશે? શરીરના કારણે કદાચ ગઈ હશે તો હમણાં આવશે. એમ માની બે ઘડી રાહ જોઈ પણ દ્રૌપદી ન આવી. એટલે ધર્મરાજાના મનમાં થયું કે હજુ દ્રૌપદી કેમ ન આવી? એટલે પોતે શય્યા ઉપરથી ઊભા થઈને પોતાના સાત માળના મહેલમાં તપાસ કરશે અને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર** :-કનકરથકુમાર ઋષિદત્તા અને રૂક્ષ્મણીને લઈને પોતાના દેશ જવા તૈયાર થયા છે. ત્યારે રૂક્ષ્મણીના માતા-પિતા તેને હિત શિખામણ આપે છે. હે વહાલસોયી દીકરી! કનકરથકુમાર તારું મુખ પણ જોવાના ન હતા તેના બદલે આજે તને પ્રેમથી સ્વીકારીને સાથે લઈ જાય છે. આ બધો પ્રતાપ ઋષિદત્તાનો છે. માટે તું ઋષિદત્તાને વડીલ બહેન ગણી તેનું માન સાચવજે. તેનું વેણ ક્યારે પણ ઉથાપીશ નહિ. કુળની આબરૂ વધે તેવું કાર્ય કરજે પણ કુળને કલંક લાગે એવું પગલું ક્યારે પણ ભરીશ નહિ. તું ઋષિદત્તાનો મહાન ઉપકાર માનજે, તેની આજ્ઞામાં રહેજે. કદાચ કોઈ દિવસ ઊંચા સાદે બે શબ્દ કહે તો તું સહન કરી લેજે પણ તેના સામું બોલીશ નહિ.

**લજ્જા ક્ષમા નમ્રતા રાખજે, મિષ્ટ વચન સુખદાય,**
**કષ્ટ પડે કુલ રીત તજે મત, દેવ ધાર અરિહંત હો...શ્રોતા...**

હમેંશા બધાની સાથે મીઠા વચન બોલજે. જીવનમાં ક્ષમા ને નમ્રતાના ગુણોને છોડીશ નહિ, કદાચ કર્મ સંયોગે કષ્ટ પડે તો કોઈને દોષ આપીશ નહિ ને દેવ અરિહંત, ગુરૂ નિગ્રંથ ને કેવળી પ્રરૂપિત ધર્મની આરાધના કરજે, સાસુ સસરાને માતા-પિતા સમાન ગણજે. તારે જેઠ કે નણંદ તો છે નહિ. હોય તો તેમને ભાઈ-બહેન સમાન માનજે. સાસુ સસરાને હમેંશા પગે લાગજે, તેમની સેવા કરજે, તું

તો જૈન ધર્મી છે એટલે ટાઈમ મળે તો સિદ્ધાંતનું વાંચન કરજે. જેથી આ ભવ ને પરભવ બંને ભવ સુધરી જાય. વિનય ને નમ્રતાનો ગુણ કેળવજે, જેથી તારો કોઈ દુશ્મન નહિ રહે. આ રીતે માતા પિતાએ દીકરીને ઘણી ઘણી હિત શિખામણ આપી. પછી કનકરથકુમારને કહે છે–કહેતાં જીભ ઉપડતી નથી, છતાં કહે છે જમાઈરાજ! આપ ખૂબ વિચક્ષણ છો. મારી દીકરી કદાચ ભૂલ કરી બેસે, છોરૂ કછોરૂ થાય તો આપ તેને ક્ષમા આપજો. ગઈ ગુજરી વાત બધી ભૂલી જજો.

પછી ઋષિદત્તાને કહે છે દીકરી! તને તો કાંઈ જ કહેવાનું નથી. પણ કદાચ રૂક્ષ્મણી ભૂલ કરે તો મોટી બહેન થઈને તું તેની ભૂલને ક્ષમા આપજે. તેનો તિરસ્કાર ન કરશો. ઋષિદત્તા કહે પિતાજી! આપ ચિંતા ન કરશો. રૂક્ષ્મણી મારી નાની બહેન છે. અમે હમેંશા દૂધ સાકરની જેમ રહીશું. મારો જેટલો હક્ક છે તેટલો રૂક્ષ્મણીનો હક્ક છે. પછી આંખમાં આંસુ સારતા રૂક્ષ્મણીને કહે છે બેટા! તું એવું કાર્ય કરજે કે જે કાર્યથી કુળ કલંકિત થયું છે તે બધા ભૂલી જાય અને કુળની આબરૂ–શોભા વધે તે ખાસ ધ્યાન રાખજે. રૂક્ષ્મણી કહે પિતાજી! હવે હું કદી પણ આવી ભૂલ નહિ કરું. હું કુસંગે ચઢીશ નહિ. ઋષિદત્તાને માતા સમાન ગણીને તેનું માન સાચવીશ. આપની બધી શિખામણ મારા હૃદયમાં કોતરાઈ ગઈ છે. કનકરથ કહે માતા પિતા! હવે આપ નિરાંતે રહેજો. આપની દીકરીની જરા પણ ચિંતા કરશો નહિ. આપે તેને મારા હાથમાં સોંપી એટલે તેના રક્ષણની જવાબદારી હવે મારી છે. કનકરથ અને ઋષિદત્તાના પ્રેમાળ વચનોથી રાજા રાણીને ખૂબ સંતોષ થયો. તેમનું હૈયું હરખાઈ ગયું. રાજાએ ખૂબ કરિયાવર કર્યો. અને તેમના રક્ષણ માટે મોટો રસાલો સાથે આપ્યો. છેલ્લે આંખમાં આંસુ સારતા દીકરી જમાઈને વિદાય આપી. કનકરથ અને ઋષિદત્તાના નામ તેમની ગુણસમૃદ્ધિના કારણે લોકના અને રાજાના દિલમાં કોતરાઈ ગયા છે.

કનકરથ કુમારે પોતાના રસાલા સાથે રથમર્દનપુર નગર તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં આવતા ગામમાં કોઈ સાધુ સાધ્વીનો યોગ્ય મળી જાય તો તેમના દર્શન કરી પછી આગળ વધે છે. ચાલતાં ચાલતાં ઋષિદત્તાનું વન આવ્યું. વન જોતાં કનકકુમાર નાચી ઉઠયો. અહો! વન તેં તો મને હસાવ્યો ને તેં મને રડાવ્યો. પહેલી વાર આ વનમાં આવ્યો ત્યારે ઋષિદત્તા મળી તેથી મને અપૂર્વ આનંદ હતો. ફરી વાર આ વનમાં આવ્યો ત્યારે ઋષિદત્તા નહિ હોવાથી તેની યાદ આવતા રડાવ્યો. તે ઋષિદત્તાને કહે છે: આ વનમાં જો હું તારી ઓરડી સુધી પહોંચ્યો ન હોતતો તને કયાં જોવત! ને તું મને કેવી રીતે મળત? તું મિત્રના રૂપમાં મળ્યો તેથી મને ઘણો આનંદ હતો. આ વખતે આવ્યો ત્યારે ઋષિદત્તા અને રૂક્ષ્મણી બંને સાથે છે. આ વન પવિત્ર તીર્થભૂમિ જેવું છે, માટે એક દિવસ અહીં પડાવ નાંખીએ. તેઓ તે વનમાં એક દિવસ રહ્યા.

પછી ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. હવે તેઓ પોતાના ગામમાં કેવી રીતે પહોંચશે ને રાજા તેમનું ભવ્ય સ્વાગત કેવી રીતે કરશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૩

કારતક સુદ ૫ ને સોમવાર તા. ૧૮-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

આજે જ્ઞાનપંચમીનો પવિત્ર દિવસ છે. ભગવાન દશવૈકાલિક સૂત્રમાં બોલ્યા છે કે "पढमं नाणं तओ दया।" જીવે જ્ઞાન પ્રાપ્ત કર્યું હશે તો તેને જીવ અજીવનું ભાન થશે. જીવ અજીવનું ભાન થશે તો જીવોની દયા પાળી શકશે. પણ જેનામાં જ્ઞાન નથી તે દયા કોની પાળશે ? હજારો સૂર્યના પ્રકાશ કરતાં જ્ઞાનનો સૂર્ય મહા તેજસ્વી છે. સૂર્યનો પ્રકાશ તો દિવસે હોય છે જ્યારે જ્ઞાન તો રાત્રે અને દિવસે સદાકાળ પ્રકાશ આપે છે. જ્ઞાનથી અજ્ઞાનનો અંધકાર દૂર થાય છે. વિભાવમાં જતા આત્માને સ્વભાવમાં સ્થિર કરનાર હોય તો જ્ઞાન છે. જ્ઞાન એ આત્માનો સ્વાભાવિક ગુણ છે. તમારું કોલેજનું જ્ઞાન, વહેપારનું જ્ઞાન અહીં રહી જશે પણ આત્માનું જ્ઞાન તો પરભવમાં પણ સાથે જાય છે. જ્ઞાન મિથ્યાત્વને હટાવે છે. દ્રવ્ય અંધકાર જેટલું આત્માનું અહિત નથી કરતો તેટલો આત્મામાં રહેલ ભાવ અંધકાર રૂપી અજ્ઞાન આત્માનું અહિત કરનાર છે. જ્ઞાન વિના વસ્તુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતું નથી. જેના અજ્ઞાનનો અંધકાર નષ્ટ નથી થયો તેવા આત્માઓ પોતાનું અહિત કરનાર છે. પોતાનો અજ્ઞાનાત્મા-અશુભાત્મા પોતાનું અહિત કરનાર છે. આખી જીંદગી અશુભ કર્મો કરવામાં જ વીતાવી દે છે. જ્યારે અંતકાળ નજીક આવે છે ત્યારે એને પસ્તાવો થાય છે. જીવનપર્યંત કરેલાં પાપો એને યાદ આવે છે, અહો પ્રભુ ! મેં જીવનમાં કંઈ જ સત્કાર્ય ન કર્યું. સાચા મુક્તાફળને મૂકી કલ્ચરને મોહ્યો, મણી મેળવવા જતાં ફણીધરને પણ ભેટયો. ન ખાવાનું ખાધું પણ ગમ ન ખાધી. મોટી મોટી ડીગ્રીઓ મેળવી પણ મનુષ્યભવની ઊંચામાં ઊંચી ડીગ્રી પ્રાપ્ત ન કરી. આ મનુષ્યભવમાં મારે શું કરવાનું છે તેનું ભાન ન રાખ્યું. આખી જિંદગી પરાયા દોષો જોયા પણ સ્વદોષ ન જોયા. પાછળનો પસ્તાવો શા કામનો ? છતાં જ્ઞાની કહે છે જેટલું આયુષ્ય બાકી છે તેટલામાં તમે બગડેલ બાજીને સુધારી લો.

ભગવાન મહાવીરનો આપણને પવિત્ર સંદેશ છે કે આત્માઓ ! તમે માનવભવ પ્રાપ્ત કરીને તમારા અંતરમાં જ્ઞાનનો દીપક પ્રગટાવો. જ્ઞાનનો દીપક પ્રગટાવી

આપણા આધ્યાત્મિક જીવનનો માર્ગ સરળ બનાવવાનો છે, કારણ કે જ્ઞાનરૂપી મશાલ નહિ હોય તો જીવનની અંધારી રાત્રીમાં તમે આગળ વધી શકશો નહિ. અજ્ઞાન અંધકાર સ્વરૂપ છે. જ્યારે જ્ઞાન પ્રકાશ સ્વરૂપ છે. તમે પ્રકાશ કરવા માટે ફાનસ સળગાવો છો તો તેમાં ફાનસ, વાટ, કેરોસીન, દિવાસળી બધું જોઈએ. લાઈટ કરવા માટે ગ્લોબ, બટન, પાવર વિગેરેની જરૂર પડે છે ત્યારે તમને પ્રકાશ મળે છે. જ્યારે જ્ઞાન એવો પ્રકાશ છે કે એને તેલની કે વાટની આવશ્યકતા નથી. જ્ઞાન સ્વતઃ પ્રકાશમાન છે એને અન્ય પ્રકાશની જરૂર નથી. જ્ઞાનનો પ્રકાશ તો સૂર્યના પ્રકાશ કરતાં પણ શ્રેષ્ઠ છે. સૂર્ય તો આંખવાળાને જ પ્રકાશ આપે છે, જ્યારે જ્ઞાન આંખવાળાને જ નહિ પણ આંખ વગરનાને પણ પ્રકાશ આપે છે. જ્ઞાનના અભાવે આત્મા અનંતકાળથી દુઃખમય સંસારમાં ભમી રહ્યો છે. એને સ્વપ્નમાં પણ સુખના દર્શન થતા નથી. ભગવાન કહે છે.

जावन्तऽविज्जा पुरिसा, सव्वे ते दुक्खसंभवा ।
लुप्पन्ति बहुसो मूढा, संसारम्मि अणन्तए ॥ ઉત્ત. સૂ. અ. ૬ ગા. ૧

અજ્ઞાન એ સર્વ દુઃખોનું મૂળ છે. અજ્ઞાની માણસને સત્ અસત્નો વિવેક હોતો નથી. એટલે તે જન્મમરણથી નિવૃત્ત થઈ શકતો નથી અને અનંત સંસારમાં પરિભ્રમણ કરે છે. બંધુઓ! આધ્યાત્મિક ક્ષેત્રમાં કહો કે વ્યાવહારિક ક્ષેત્રમાં કહો, પણ જ્ઞાન તો અવશ્ય જરૂરી છે. તમે કોઇ પણ જાતનો વહેપાર કરો તો એના વિષયનું જ્ઞાન તો જોઈએ જ ને! કાપડનો વહેપાર કરવો હોય તો કાપડના વિષયને લગતું જે જે જ્ઞાન હોય તે મેળવવું જોઇએ. કરીયાણાનો વહેપાર કરવો હોય તો તેનું જ્ઞાન મેળવવું જરૂરી છે. તેમ જ્યાં સુધી દેહના ધર્મનું અને આત્માના ધર્મનું તમને જ્ઞાન નહિ હોય ત્યાં સુધી સાધનાનો સ્વાદિષ્ટ રસ ક્યાંથી ચાખી શકશો? આ આત્માએ અજ્ઞાનમાં અનંત જન્મો વીતાવ્યા. તેણે એવા ભવો કર્યા કે જ્યાં પાપ કરવાની સીમા ન રાખી. પાપ પણ અજ્ઞાનથી જન્મે છે. અજ્ઞાનથી આત્મા વસ્તુને વિપરીત રૂપે દેખે છે. પણ જ્યારે એના જીવનમાં જ્ઞાનનો દિપક પ્રગટશે ત્યારે એ જ વસ્તુ એને સવળી દેખાશે.

णाणस्स सव्वस्स पगासणाए, अन्नाण मोहस्स विवज्जणाए ।

અજ્ઞાન અને મોહને દૂર કરવા માટે તેમજ સંપૂર્ણ જ્ઞાનના પ્રકાશ માટે વીતરાગ પ્રભુની દેશના પ્રકાશિત થઈ છે. અજ્ઞાન એ અંધારી રાત છે. જેમાં હીરા અને કાંકરા સરખા દેખાય છે. એટલે હીરાની પિછાણ ન હોવાથી કાંકરો માનીને ફેંકી દે છે. તેમ અજ્ઞાન સત્ય વસ્તુનું ભાન થવા દેતું નથી. જ્યાં સુધી જીવનમાં અજ્ઞાન અને મોહનો અંધકાર છે ત્યાં સુધી જ્ઞાનનો પ્રકાશ પ્રવેશી શકશે નહિ. જ્ઞાન દ્વારા આત્મામાં

સ્વ-પરનો વિવેક જાગે છે. સાચો જ્ઞાની કદી પરાયા દોષ જોતો નથી. શ્રેણિક રાજાએ દીક્ષા લીધી ન હતી. ફક્ત સમ્યક્ત્વ સ્પર્શ્યું હતું. સમકિતની કેટલી તાકાત છે! કોણિકે તેમને પાંજરામાં પૂર્યા તો પણ સ્વદોષ જોયા પણ પુત્રના દોષ ન જોયા. જીવ તેં કર્મ કર્યા છે તો તારે ભોગવવા પડે એમાં શી નવાઈ છે! આ પ્રભાવ સમ્યક્ જ્ઞાનદર્શનનો છે. જૈનકુળમાં જન્મેલા શ્રાવકને સામાયિક, પ્રતિક્રમણ, છકાયના બોલ અને નવતત્ત્વ એટલું જ્ઞાન તો અવશ્ય હોવું જોઈએ. જ્ઞાન મેળવવા માટે વીતરાગ-વાણી પર શ્રદ્ધા રાખવી જોઈએ.

જ્ઞાતાજી સૂત્રમાં શ્રદ્ધા માટે ન્યાય આપીને સમજાવ્યું છે. બે મિત્રોએ મોરના ઇંડા ખરીદ્યા, બંને મિત્રોને ઇંડામાંથી મોર બનાવવો છે. મોરને નાચતો જોવો છે. તેનામાં કળા ખીલવવી છે. ઇંડામાં મોર થવાની સત્તા પડેલી છે, તેથી શ્રદ્ધા છે કે ઇંડામાંથી મોર થશે. બંને મિત્રમાં એક શ્રદ્ધાળુ છે ને બીજો શંકાશીલ છે. શ્રદ્ધાળુ મિત્ર રોજ ઈંડાને પોષણ બરાબર આપે છે, કારણ કે તેને શ્રદ્ધા છે કે ઇંડામાંથી મોર થવાનો છે. તે મોટો થશે, કળા કરશે અને નાચશે. બીજો શંકાશીલ મિત્ર છે. તેના મનમાં એમ થાય છે કે આટલા ઇંડામાંથી કંઈ મોટો મોર બનતો હશે! એટલે એ રોજ ઇંડુ ખખડાવે. મોર થયો કે નહિ? વારંવાર ખખડાવવાથી ઈંડુ મોર ન બન્યું પણ મરી ગયું. ગોટલીમાંથી આંબો બનતાં સમય જોઈએ. ધીરજ જોઈએ. બીજા મિત્રને વિશ્વાસ હતો કે સમય પરિપક્વ થશે એટલે ઈંડામાંથી મોર બહાર આવશે. સમય જતાં મોર બહાર આવ્યો. મોરને તાલીમ આપી, કળા કરતા અને નાચતા શીખવ્યો. શ્રદ્ધા રાખી તો તે મોર મેળવી શક્યો અને બીજો શંકાશીલ બન્યો તો મોરને ગુમાવી બેઠો. નાનકડી આ વાત સાધનાનો ગૂઢ મર્મ સમજાવે છે કે સાધકે સાધનામાં, સાધ્યમાં અતૂટ વિશ્વાસ રાખવો. વીતરાગ વાણીનું શ્રવણ, મનન કે અધ્યયન કરીએ ત્યારે અખૂટ જીવંત શ્રદ્ધાથી, આત્મવિશ્વાસના રણકારપૂર્વક કરવું જોઈએ. જ્ઞાન ભણવામાં પણ શ્રદ્ધા હોવી જોઈએ. જેના જ્ઞાનચક્ષુ ખુલી ગયાં, કેવળજ્ઞાન પામી ગયા, તે તો લોકાલોકનું સ્વરૂપ જાણી–દેખી શકે છે. પછી તેને ચર્મચક્ષુની જરૂર રહેતી નથી.

આપણે મૂળ વાત પર આવીએ. દ્રૌપદીએ પદ્મનાભ રાજાના પંજામાંથી છૂટવા સુકોમળ પુષ્પલત્તાની જેમ તે લાડકોડથી ઉછરેલી હોવા છતાં તેણે છ માસમાં આત્મ-સાધના કરી લેવાનો નિશ્ચય કર્યો. સતી સ્ત્રીઓ દેહનું બલિદાન દઈ દે, પણ ચારિત્રને જવા દે નહિ. આ બાજુ ધર્મરાજાએ દ્રૌપદીને ન જોઈ તેથી પોતાના આખા મહેલમાં તપાસ કરી, પણ ક્યાંય પત્તો ન પડયો તેની ઉધરસ, છીંક, બગાસાનો કે પગનો અવાજ પણ ક્યાંય સંભળાયો નહિ. એટલે જ્યાં પાંડુ રાજા (પિતા) હતા ત્યાં ગયા.

ધર્મરાજા ધારે તો તે ગામમાં શોધ કરાવી શકે તેમ હતા, પણ તે સમયે પુત્રો વિનયવાન હતા. કોઈ કામ સ્વયં ઈચ્છાથી કરતા ન હતા. એવા ધર્મરાજા પોતાના પિતા પાંડુ રાજા પાસે આવીને કહે છે હે તાત ! ઓ પિતાજી ! જ્યારે હું મહેલની અગાશીમાં સૂતો હતો ત્યારે મારી પાસેથી ન જાણે દ્રૌપદી દેવીનું કોઈ દેવે, કોઈ દાનવે, ગંધર્વ, કિન્નર, કિંપુરિષ હરણ કરીને લઇ ગયો લાગે છે ! દ્રૌપદી પોતે તો એકલી કયાંય બહાર જાય તેવી સ્ત્રી નથી. અથવા તો દ્રૌપદીને કોઈએ કૂવામાં કે ખાડામાં નાંખી દીધી લાગે છે. એટલા માટે હે પિતાજી ! હું ચારે બાજુ બધી રીતે દ્રૌપદીની શોધ કરવા ઈચ્છું છું.

પાંડુ રાજા કહે. યુધિષ્ઠિર ! તું ચિંતા ન કર. હું હમણાં જ તપાસ કરાવું છું. અને દ્રૌપદીનો પત્તો મેળવી આપું છું. તેમને આવો તો વિકલ્પ કયાંથી આવે કે દ્રૌપદીને આ ખંડ છોડીને બીજા ખંડમાં કોઈ લઈ ગયું છે ! એટલે પાંડુરાજાએ કૌટું-બિક પુરૂષોને બોલાવીને કહ્યું. હે દેવાનુપ્રિયો ! તમે લોકો હસ્તિનાપુર નગરમાં જ્યાં ત્રણ રસ્તા, ચાર રસ્તા ભેગા થાય છે તેવા મોટા માર્ગો પર જઈને મોટા અવાજથી ઉદ્‌ઘોષણા કરો, જાહેરાત કરો કે હે દેવાનુપ્રિયો ! સાંભળો. મહેલની અગાશીમાં યુધિષ્ઠિર રાજા અને દ્રૌપદી સુખે સૂતા હતા ત્યારે દ્રૌપદી દેવીનું કોઇક દાનવ યાવત ગંધર્વે અપહરણ કર્યું છે. અપહરણ કરીને તેને કયાંક મૂકી દીધી છે કે કોઈક કૂવામાં અથવા ખાડામાં નાંખી દીધી છે. તો કોઈએ તેને જોઇ હોય, સાંભળી હોય તો સમાચાર આપો અને બધા તેની શોધ કરવા લાગો. જે દ્રૌપદીનો પત્તો મેળવી આપશે ને દ્રૌપદી અમારા હાથમાં સોંપશે તેને રાજા વિપુલ ધન આપશે, તે આપ્યા વગર નહિ રહે. તમે વનવગડા, કૂવા, તળાવ, વાવ, સરોવર, પહાડ, બગીચા બધે તપાસ કરજો. જેને તરતા આવડતું હોય તે નદીમાં, સમુદ્રમાં પડીને તપાસ કરજો. કોઈ દુષ્ટે કદાચ નદીમાં નાંખી દીધી હોય ! પ્રજા આ ઢંઢેરો સાંભળીને ચમકી ગઈ. અમારા મહારાજા કેટલા પવિત્ર છે ! તેમના દીકરા ધર્મરાજા છે તેમને દ્રૌપદી રાણી છે. દ્રૌપદી સતી સ્ત્રી છે. પરપુરૂષ તેનો સ્પર્શ ન કરી શકે એવી પવિત્ર મહા-સતી છે. તેને કોણ ઉપાડીને લઈ ગયું હશે ? આખી પ્રજા દ્રૌપદીની શોધમાં નીકળી. વનવગડા, જંગલો, કૂવા, તળાવ, પર્વતો, સરોવરો બધું જોઈ લીધું પણ દ્રૌપદીનો કયાંય પત્તો ન લાગ્યો તેથી પાંડુરાજા અને પાંચ પાંડવોના હાજા ગગડી ગયા. એક તો સતી દ્રૌપદીનો પત્તો ન લાગ્યો તેથી મનમાં દુઃખ છે. બીજું મનમાં એમ છે કે લોકો કહેશે કે પાંચ પાંચ પતિ હોવા છતાં એક દ્રૌપદીને ન સાચવી શકયા. કહેવત છે કે **"પડયા પર પાટુ ને દાઝયા પર ડામ."** એટલે હવે આપણે બીજા કોઈની સહાય [લ]ઈએ. અત્યારે કોની સહાય લેવી જરૂરી છે કે જેથી આપણું કામ સફળ થાય. જેનું [કા]મ જે કરે, એમ વિચાર કરી પાંડુરાજાએ કુંતીદેવીને બોલાવીને કહ્યું–

"गच्छह णं तुमं देवाणुप्पिया। बारवइं नयरिं कण्णस्स वासुदेवस्स एयमट्ठं निवेदेहि, कण्हेणं परं लोवईए मग्गणगवेसणं करेज्जा अन्नहा न नज्जई।"

હે દેવાનુપ્રિયા! દ્રૌપદીનો કયાંય પત્તો પડતો નથી. માટે તમારા ભત્રીજા કૃષ્ણ વાસુદેવ છે તેમની પાસે જાઓ. કૃષ્ણ વાસુદેવ અને પાંચ પાંડવો ઘણા દૂર રહેતા હતા. કૃષ્ણ વાસુદેવ સૌરાષ્ટ્રમાં આવેલી દ્વારકા નગરીમાં રહેતા હતા અને પાંડવો કુરૂદેશમાં આવેલા હસ્તિનાપુર નગરમાં રહેતા હતા. બંનેની નગરી વચ્ચે ઘણું અંતર હતું. તે સમયે પ્લેનો, ટ્રેઈનો કે બસો ન હતી. પણ હાથી-ઘોડા-રથ-સાંઢણી આદિ હતા. હવે કુંતાદેવી કૃષ્ણ વાસુદેવ પાસે જવા માટે શું શું તૈયારીઓ કરશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:-"કનકરથ કુમારનું ભવ્ય સ્વાગત":**-કનકરથ કુમાર ચાલતાં ચાલતાં મોટા રસાલા સાથે પોતાના નગરના ઉદ્યાનમાં આવી પહોંચ્યો. આગળથી માણસોએ જઈને એના પિતા હેમરથ રાજાને કુમાર પધારવાની વધામણી આપી. તેથી રાજાએ આખું ગામ શણગાર્યું. જનતાએ પોતાના ઘર પર તોરણો બાંધ્યા. રાજા એનું વાજતે ગાજતે ખૂબ સ્વાગત કરે છે. કુમાર પરણવા ગયો ત્યારે તો સાથે ગણતરીના માણસો હતા. એની જગ્યાએ મોટા લહાવ લશ્કરની સાથે કુમારને આવતો જોઈ રાજા હર્ષઘેલો બની જાય છે. કુમાર અને એની બંને પત્નીઓ હાથીના હોદ્દા પર બેસીને આવી રહ્યા છે. સામૈયું મોટું ચઢયું છે. માનવમહેરામણ ઉમટયો છે. અટારીએ અટારીએ ચઢી ચઢીને લોકો સામૈયું જોવે છે. એમાં ખાસ કરીને કુમાર અને એની પત્નીઓને જોવા માટે મન તલપાપડ બન્યા છે. તે જોતાં બધા ચકિત થઈ જાય છે. સૌના મનમાં થાય છે કે કુમાર ગયો હતો એક રૂક્ષ્મણીને પરણવા ને પરણીને લાવ્યો છે બે કન્યાઓ. બંનેમાં ઋષિદત્તા કઈ ને રૂક્ષ્મણી કઈ, તે કોઈ ઓળખી શકતું નથી. કારણ કે ઋષિદત્તા પરણીને આવ્યા પછી તે ખાસ બહાર નીકળી નથી એટલે લોકોએ એને જોઈ પણ નથી તેથી કયાંથી ઓળખી શકે?

**દો નારીકા જુલુસ દેખી, મુખ મુખ કરે વખાણ,**
**આયા મહલમેં યાચક જનકી, પૂરણ કરી જગીશ હો...શ્રોતા...**

કનકકુમારને તથા તેની બંને પત્નીઓને જોઈને લોકો બોલે છે. આ તો મૃત્યુલોકના વાસી છે કે દેવલોકના? શું છે? આમ જનતા વિચાર કરે છે. ઋષિદત્તા મોટી એટલે આગળ છે ને રૂક્ષ્મણી પાછળ છે. લોકો બોલે છે અહો! બંને પત્નીમાં જે આગળ છે તે રૂપરૂપનો અવતાર ને મહાન પ્રભાવશાળી દેખાય છે. લોકોનો અપૂર્વ ઉત્સાહ અને સ્વાગત વધામણાપૂર્વક નગરમાં લહાવ-લશ્કરની સાથે ફરીને કુમાર તોરણે આવી પહોંચે છે. રાજાએ તેના માનમાં યાચકોને ખૂબ દાન દીધું.

કંઈક લોકોએ જેણે ઋષિદત્તાને જોઇ હશે તેઓ બોલ્યા કે આ તો સતી ઋષિદત્તા છે. પણ ઋષિદત્તા કયાંથી હોય ? રાજાએ તેને વધ કરાવી નાંખ્યો છે. એક ઋષિદત્તા ગઈ ને બીજી ઋષિદત્તા આવી. સૌ તેને ધારીધારીને નિહાળે છે. કુમાર તેમજ રુષિદત્તા અને રૂક્ષ્મણી સાસુ સસરાના ચરણમાં પડે છે. રાજા આ ગુપ્ત ભેદ સમજી શકતા નથી. એટલે પ્રધાન કહે મહારાજા ! રુષિદત્તાને કરેલી ભૂલનો આજે પ્રાયશ્ચિતનો દિન છે. પ્રધાન જ્યાં આમ બોલ્યો ત્યાં રાજા સમજી ગયા કે રુષિદત્તા પાછી આવી લાગે છે. બરાબર સમય જોઇને રુષિદત્તા ઊભી થઈને પ્રભુને પ્રાર્થના કરતાં મનમાં બોલી : હે જૈન શાસનના શિયળના દેવો ! શિયળનો પ્રભાવ અને મહિમા બતાવવા સસરાના દિલમાં આપ સત્ય વાત બેસાડજો. આમ જ્યાં રુષિદત્તાએ પ્રભુ-સ્મરણ કર્યું ત્યાં આકાશવાણી થઈ. "**ઋષિદત્તાનો જય હો વિજય હો.**" આ સાંભળી રાજા ચમક થઇ ગયા. રુષિદત્તા પર અચેત પુષ્પની વૃષ્ટિ થઈ. પછી અવાજ આવ્યો. હે રાજન્ ! તેં સતીને ખોટી કલંકિત કરી છે. આજે તેનું કલંક ધોવાઇ ગયું છે. તું સતીની માફી માંગ. અગ્નિ પરીક્ષામાંથી સોનું પાસ થઈને બહાર આવ્યું છે. પછી સુલશાએ રચેલી આખી માયાજાળ કહી સંભળાવી ને કહ્યું–તમારા પુત્રને અગ્નિસ્નાન કરતાં બચાવનાર હોય તો આ રુષિદત્તા છે. શિયળનો મહિમા ખૂબ વધારે છે ને રુષિદત્તાના ખૂબ ગુણગાન ગવાય છે. રાજાને ખૂબ પસ્તાવો થયો. શું મેં આટલી મોટી ભૂલ કરી ? મારાઓને તેને મારવા મોકલ્યા હતા. તેમણે આવીને કહ્યું હતું કે અમે એને મારી નાંખી છે. આ શું બન્યું ? રાજા ઊઠીને રુષિદત્તાના ચરણમાં પડવા જાય છે. રુષિદત્તા કહે પિતાજી ! આપને ચરણમાં પડવાનું ન હોય. આપનો જરા પણ દોષ નથી. દોષ મારા કર્મનો છે. એમ કહીને પોતાની બધી વાત કરે છે. આ રીતે હું અહીંથી આપના મહેલમાંથી અઠ્ઠમ તપ ને નવકારમંત્રનું સ્મરણ કરતી કરતી ગઇ હતી. મારાઓને જોતાં હું પડી ગઇ. પછી શું બન્યું તે ખબર નથી પણ જયારે ભાનમાં આવી ત્યારે મેં કોઈને ન જોયા. પોતાની બધી વાત કરી ને સાથે કહ્યું, આ બધો પ્રભાવ શુદ્ધ શીયળ સહિત અઠ્ઠમતપનો, રુષભદેવ પ્રભુનો તથા નવકારમંત્રના જાપનો છે. તેણે નવકારમંત્રનો મહિમા વધાર્યો. રુષિદત્તાની વાત સાંભળી જેઓ રુષિદત્તાને કલંકિત કરવામાં ને તેનો વધ કરવામાં હા જી હા ભણ્યા હતા તે બધાના મુખ કાળા મેશ જેવા થઈ ગયા. બધા તેના ચરણમાં પડી માફી માગવા લાગ્યા.

**રૂક્ષ્મણીનો સસરા આગળ પાપનો એકરારઃ**–રૂક્ષ્મણી સમય જોઇને ઊઠીને સસરાના પગમાં પડીને કહે છે પિતાજી ! રુષિદત્તા બહેન તો તદ્દન નિર્દોષ હતા. તે નિર્દોષતાના પ્રભાવે મૃત્યુ પામેલા નહિ. માત્ર મૂર્છિત થઈને નીચે પડેલા છતાં મારાઓ એમને મરેલા સમજીને છોડીને ચાલ્યા આવેલા, એટલે જીવંત જ હોય ને !

તે બધા પાપની કરાવનારી, કાળા કામ કરનારી હું છું. મેં મારા સ્વાર્થ ખાતર કનકકુમાર મને પરણવા આવે તે દૃષ્ટિથી રુષિદત્તા બહેન વનવાસી બની જાય ને મને ત્યાં સ્થાન મળી જાય તે માટે સુલશાયોગિની દ્વારા કરાવેલ પ્રપંચથી લઇને પોતાની અને કુમાર પાસેથી જાણેલી બધી હકીકત કહી સંભળાવી. પોતાના પાપનો એકરાર કર્યો. જો પોતે પોતાની કંઈ વાત કરી ન હોત તો લોકો કંઈ જાણવાના ન હતા કે રૂક્ષ્મણીએ આવા કામ કર્યા છે. રૂક્ષ્મણીએ કહ્યું– જો હું આપના ઘરમાં સ્થાન પામી હોઉં ને કનકકુમારે મને અપનાવી હોય તો મોટો પ્રતાપ મારી બહેન રુષિદત્તાનો છે. મારા પાપ તો મને નરકગતિમાં લઈ જાય તેવા છે. પરંતુ એ પાપની માફી આપી રુષિદત્તા બહેન મને સાથે લઈ આવ્યા છે. હું તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. આ વાત સાંભળીને રાજા કયાં ઊભા રહે! કારણ કે આમાં તો રુષિદત્તાનું ધૈર્યથી યોગીરાજ બનવું, કુમારનું એના તરફ આકર્ષાવું. રૂક્ષ્મણી સાથેના લગ્ન બાદ રૂક્ષ્મણીએ પતિ આગળ ખુલ્લા કરેલા પ્રપંચ અને તેથી રુષિદત્તાના વિયોગે કુમાર ચિતામાં બળવા તૈયાર થયો. રુષિદત્તા પ્રગટ થવા પર દેવોએ કરેલી પુષ્પવૃષ્ટિ, આકાશવાણીથી સુલશા અને રૂક્ષ્મણીના પ્રપંચનો ભેદ ખુલ્લો થયો, રૂક્ષ્મણીનો એના પિતા તરફથી થયેલો તિરસ્કાર ને જોગણીને કરેલી શિક્ષા, ઋષિદત્તાએ રૂક્ષ્મણીને અપનાવી લેવાની કરેલી ઉદારતા, વગેરે ઘણી અવનવી વાતો રાજાને સાંભળવા મળી. એમાં ખાસ કરીને ઋષિદત્તાનું મહાસતીત્વ, મહાગુણ-સંપત્તિ, નિર્દોષતા ને દેવ સન્માન જાણી રાજાને ઋષિદત્તા પ્રત્યે બહુમાન થયું. અને સાથે પોતે એને કલંકિત જાહેર કરી, કરેલા મૃત્યુદંડ સુધીની ભયંકર ભૂલપર ભારે ખેદ થયો. તે તરત ઊઠીને ઋષિદત્તાની ક્ષમા માંગે છે.

ઋષિદત્તા કહે પિતાજી! આપને ક્ષમા માંગવાની ન હોય. આપે મારું કંઈ બગાડયું નથી. મારું તો મારા કર્મે બગાડેલું. મારા કોઈ એવા પૂર્વ જન્મના દુષ્કૃત્ય હશે કે જેથી આવું બની ગયું. આપે ક્ષમા માંગવાની હોય નહિ. આપે તો મને આશીર્વાદ આપવા જોઈએ. રાજા કહે–વહુ બેટા! વાત સાચી છે. પણ મેં ઉતાવળાપણાથી જે સાહસ કર્યું અને તમને ખોટા બેઆબરૂ કર્યા અને મૃત્યુદંડ સુધીની શિક્ષા કરી એ મારી ભયંકર ભૂલ હતી. તમે તમારા મહાન ગુણોની સમૃદ્ધિ અને સતીત્વપણાથી ઝળકી રહ્યા છો. એથી; અને કુમારને ચિતામાં પડી બળી જતો અટકાવી જીવતદાન આપ્યું તેથી તમારા જેવા પુત્રવધૂ મને મળવા પર હું મહાગૌરવ અનુભવું છું. તમે અખંડ સૌભાગ્યવંતા રહી મહાસુખસમૃદ્ધિ અને ઉન્નતિને પામો એ મારા અંતરના આશીર્વાદ છે. રૂક્ષ્મણી કહે પિતાજી! મને પણ આશીર્વાદ આપો કે જેથી મારું જીવન પણ ઋષિદત્તા બહેન જેવું પવિત્ર અને ઉજ્જવળ બને. તેમના ગુણની સુવાસ મારા અંતરમાં ખીલી ઉઠે. રાજા એને પણ કહે છે હે ભાગ્યવતી! તમારી પણ ઉત્તમતા

કેવી કે તમે જાતે તમારું પાપ પ્રકાશિત કર્યું તેમજ હવે નવા નામથી સુંદર જીવન જીવવાનો ઉલ્લાસ ધરાવો છો તેથી મારા દિલમાં ખૂબ આનંદ થયો છે. તમે પણ અખંડ સૌભાગ્ય સાથે મહાસુખસમૃદ્ધિ ભોગવતા મહાન ઉન્નતિને પામો એમ હું હૃદયથી ઇચ્છું છું. રુષિદત્તા અને રૂકમણી બંને, :રાજાને 'આપનો મહાન ઉપકાર' કહી આશીર્વાદ ઝીલી રાજાને વંદન કરે છે. બધા આનંદથી રહે છે. હવે ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૪

કારતક સુદ ૬ ને મંગળવાર તા. ૧૯-૧૧-૭૪

અનંત કરૂણાનિધી, શાસનપતિ, ત્રિલોકીનાથ ભગવાને જગતના જીવોને કલ્યાણનો રાહ બતાવતાં ટકોર કરીને ભરનિદ્રામાંથી જાગૃત કર્યા. અને શાસ્ત્ર-સિદ્ધાંત રૂપ વાણીની દિવ્ય વીણા વગાડી. દ્વાદશાંગી સૂત્રમાં જ્ઞાતાજી સૂત્રના સોળમા અધ્યયનના ભાવ ચાલે છે. પાંડુરાજાએ કૌટુંબિક પુરૂષોને બોલાવીને આખા હસ્તિનાપુર નગરમાં તળાવ, નદી, પહાડ, પર્વત વગેરે સ્થળોએ દ્રૌપદીની શોધ કરાવી પણ કયાંય દ્રૌપદીનું નામ સંભળાતું નથી. કયાંય પત્તો પડતો નથી. પાંડુ રાજાએ દ્રૌપદીની શોધ કરી લાવે તેને વિપુલ ધન આપવાનું જાહેર કર્યું છે. રાજાએ ઈનામ આપવાનું જાહેર ન કર્યું હોત તો પણ પ્રજા દ્રૌપદીની શોધમાં લાગી જાત, કારણકે પાંડુરાજા પોતે ખૂબ પ્રેમાળ અને પ્રજાપ્રેમી છે. પ્રજાના દુઃખે દુઃખી અને સુખે સુખી રહેવાવાળા છે. તે પ્રજાનું પુત્રવંત્ પાલન કરે છે. તેથી પ્રજાને રાજા પ્રત્યે ખૂબ માન છે. રાજા દુઃખી તો પ્રજા પણ દુઃખી છે. તેથી સૌ કોઇ દ્રૌપદીની શોધમાં લાગી ગયા. તમારા સંસાર વ્યવહારમાં પણ જે શેઠ ખૂબ પ્રેમાળ હોય, માયાળુ હોય ને ઉદાર હોય, નોકર પ્રત્યે પ્રેમની લાગણીથી જોતા હોય તેવા શેઠનું જો માથું કે આંખ દુઃખે તો તે નોકરની આંખમાંથી આંસુ પડશે. આવા શેઠને નોકર ભગવાન સમાન માને છે. પ્રેમથી સામાના દિલ જીતી શકાય છે પણ સત્તાથી નહિ. તેમ અહીં પાંડુરાજા પવિત્ર છે. તેમના પાંચ પાંડવો પણ પવિત્ર છે. એટલે પ્રજાને તેમના પ્રત્યે ખૂબ માન છે. તેમાં દ્રૌપદીનો પત્તો પડતો નથી એટલે સૌના મન ઉદાસ થઈ ગયા છે. રાજા, પાંડવો, કુંતામાતા અને પરિવારના તેમજ હસ્તિનાપુર નગરીની આખી પ્રજાના દિલ દ્રવી ગયા છે. તમારો નાનો બાળક ખોવાઇ ગયો હોય તો તમને ખાવું પીવું ગમતું નથી, તો આ તો પાંચ પાંડવોની પત્ની સતી દ્રૌપદી ગુમ થઈ છે પછી તેમને ઘરમાં કેમ ગમે?

જ્યારે બાલ મુનિ ગજસુકુમારની વાત વાંચીએ છીએ ત્યારે આપણા રૂંવાડા ખડા થઈ જાય છે. દીક્ષા લઇને તેમણે પ્રભુ પાસે તરત શી આજ્ઞા માંગી? હે મારા નાથ! હું સાધનાના સોપાને તો ચઢયો પણ હવે મારું જલ્દી આત્મકલ્યાણ કેમ થાય, જલ્દીમાં જલ્દી હું મોક્ષને પ્રાપ્ત કરું એવી મારી ભાવના છે. તો આપ આજ્ઞા આપો તો હું બારમી પડિમા વહન કરવા જાઉં. બારમી પડિમા એ મને શીઘ્ર ગતિએ કલ્યાણ કરવામાં સહાયક બનશે. કયાં નાનો ખેલતો કૂદતો ખાતો પીતો બાલુડો ને એની કેવી જિજ્ઞાસા ઉપડી! આટલા નાના બાલુડામાં મોક્ષે જવાની આટલી તમન્ના! સંસાર ઝેર જેવો લાગ્યો એટલે દીક્ષા લીધી. સંયમ લીધો એટલે મોક્ષની કેડીએ તો ચઢયો. કેડી તો હાથમાં આવી ગઈ પણ મોટર કે ગાડીના વેગથી જવું નથી, પણ પ્લેનની ગતિએ જવું છે તેથી પુરૂષાર્થ ઉપાડયો તો એક દિવસમાં મોક્ષ-મંઝીલે પહોંચી ગયા. ધીમી ગતિએ ચાલનારો પણ જો સ્થાન નહિ છોડે તો એક વાર પામી જશે. એ સ્થાન છૂટી ગયું તો નરક નિગોદમાં કયાંય ફેંકાઈ જશો. માટે આ મનુષ્ય-ભવ પામ્યા પછી એવી કરણી કરી લો કે મોક્ષનો ઈલ્કાબ મળી જાય.

પાંડુરાજાના કહેવાથી કુંતાજી હાથીપર બેસીને દ્વારકા નગરી જવા રવાના થયા. દ્રૌપદીના સમાચાર નથી મળ્યા તેથી મન ખેદમય છે. એ ખેદ દૂર કયારે થાય? દ્રૌપદીના સમાચાર મળે ત્યારે. જેમ કુંતાજીને દ્રૌપદી ન મળવાથી ખેદ છે તે રીતે જો આત્માને **"ભવ ખેદ અંતર દયા."** ભવભ્રમણનો ખેદ ઊભો થાય કે અહો પ્રભુ! હું કયાં સુધી ભટકીશ? કયાં સુધી આ ગતિઓમાં ઘૂમ્યા કરીશ? મહાન મોંઘો માનવભવ પામ્યા પછી મારું ભટકવાપણું બંધ ન થાય તો પછી આ માનવભવ મને ફરીફરીને નહિ મળે. જેમ મોટર ચલાવનાર ડ્રાઈવીંગમાં પાસ થઇ જાય તો તેને તેનું લાયસન્સ મળે છે. પણ પછી જો તે એમ વિચાર કરે કે મને લાયસન્સ મળી ગયું છે એમ માનીને જોઇએ તે રીતે સંચાલન ન કરે અને બેફામ રીતે મોટર ચલાવી રસ્તામાં ભયંકર એકસીડન્ટ સર્જી દે તો તેનું લાયસન્સ પાછું ખેંચી લેવામાં આવે છે, તેથી તેને ડીસમીસ કરવામાં આવે છે. ફરીને તેને એ લાયસન્સ મળતું નથી. તે રીતે કર્મભૂમિના મનુષ્ય સંજ્ઞી પંચેન્દ્રિયનો પર્યાપ્તો, વીતરાગ ભગવાનનું શાસન એ મોક્ષે જવાનું લાયસન્સ મળ્યું છે. પરવાનો મળ્યો છે. જો તેમાં વફાદાર નહીં રહો તો એ લાયસન્સ પાછું ખેંચાઇ જશે. ને નરક-તિર્યંચ ગતિના દુઃખો ભોગવવા જવું પડશે. માટે જીવનની ઘડીઓ સમજણપૂર્વક આરાધનામાં વીતાવો. આત્મા ભાન ભૂલે છે ત્યારે કર્મ બાંધે છે. ભૂલેલો આત્મા કાજળથી પણ કાળો છે. માટે જ્ઞાની કહે છે, ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ જીવનમાંથી દૂર જાય પછી કાજળ જેવો આત્મા શ્વેત બની જાય છે.

કુંતાદેવીને દ્રૌપદીની ભાળ મેળવવી છે એટલે વેગથી જઈ રહયા છે. તમારો

કુંતાફોઈ હસ્તિનાપુર નગરથી આપની પાસે આવવા નીકળ્યા છે. તે આપના બગીચામાં ઉતર્યા છે. અને આપના દર્શનની ખૂબ ઝંખના છે. વિનય–વિવેકથી માણસ બીજાને પ્રિય થઈ પડે છે. વેરી પણ મિત્ર બની જાય છે. આજે તો વિનય–વિવેકને દેશવટો દઈ દીધો છે. જ્ઞાની કહે છે વિનયથી વૈરી પણ વશ થાય છે.

કૃષ્ણ મહારાજાએ કૌટુંબિક પુરૂષો દ્વારા કુંતાફોઈ આવ્યા છે એ શબ્દ સાંભળતા તેમનું હૈયું આનંદથી નાચી ઉઠયું. પોતે સિંહાસન પરથી ઊભા થઈ ગયા. તેમણે છોકરાઓને ન કહ્યું કે તમે જાવ ફોઈ આવ્યા છે તો તેમને તેડી આવો. તમારા ફોઈ આવે ત્યારે તમે શું કરો છો? બોલો તો ખરા? તમે છોકરાઓને મોકલી દો કે તમે પોતે જાવ? ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવ સિંહાસનેથી ઉભા થઈ ગયા. હજુ પોતે જાણતા નથી કે કુંતાફોઈ શા માટે આવ્યા છે? છતાં તરત ઊભા થઈ ગયા, અને હાથી પર સવાર થઈને ઘોડા, હાથી, રથ અને પાયદળની સાથે દ્વારકા નગરીના મધ્યમધ્ય ભાગમાં થઈને જ્યાં કુંતાદેવી હતા ત્યાં આવ્યા. દૂરથી કૃષ્ણ વાસુદેવને એટલે પોતાના ભત્રીજાને આવતા જોઈને જેમ પુત્રને જોઈને માતાનું હૈયું ઉછળે તેમ કુંતાજીનું હૈયું આનંદથી ઉછળવા લાગ્યું. દ્રૌપદીની વિરહ–વેદનાથી દિલ બળી રહ્યું છે પણ કૃષ્ણ વાસુદેવને જોતાં જેમ દાહજ્વરના રોગીને ચંદન ચોપડતા શાતા વળે, ઠંડક વળે તેમ કુંતાજીના દિલમાં ઠંડક વળી. શાતા વળી. કારણ કે તે સમજે છે કે દ્રૌપદીનો પત્તો મેળવવાનો ભાર હવે પોતાના પર નહિ રહે. કૃષ્ણજી હાથીપરથી નીચે ઉતરી ફોઈ ભત્રીજા અરસપરસ પ્રેમથી ભેટી પડયા અને આવા મોટા ત્રિખંડ અધિપતિ હોવા છતાં કુંતાજીના ચરણમાં નમી પડયા ને કહે. ફોઈ પધારો. તે આપણી જેમ ઉતાવળીયા ન હતા. તે સમયે કંઈ જ ન પૂછયું કે ફોઈ તમે શા કારણથી આવ્યા છો? કુંતાજી પણ ન બોલ્યા કે ભાઈ! હું આ કારણથી આવી છું. બંને ખૂબ ધૈર્યવાળા હતા. કુંતાજીને પગે લાગીને તેમની સાથે હાથી ઉપર સવાર થયા અને પ્રેમપૂર્વક, આદર પૂર્વક પોતાના મહેલે લઈ ગયા. ખૂબ સ્વાગત સત્કાર કર્યો. આગતા સ્વાગતા પૂરેપૂરી બજાવી. પછી કુંતાજીએ સ્નાન કર્યું. સ્નાન કર્યા પછી પોતે, ભત્રીજો કૃષ્ણવાસુદેવ અને ભત્રીજા વહુઓ બધા સાથે જમવા બેઠા. ફોઈને પ્રેમપૂર્વક જમાડયા. ત્યાં સુધી કૃષ્ણજી પૂછતા નથી કે ફોઈ આપને શા કારણથી અહિં આવવાનું બન્યું છે? ખાઈ પી બધા સુખેથી સ્વસ્થ થઈને બેસી ગયા. હવે કૃષ્ણ વાસુદેવ કુંતાજીને શું પૂછશે ને કૃષ્ણ વાસુદેવ તેનો શું જવાબ આપશે તે ભાવ અવસરે કહેવાશે.

**'ચરિત્ર:' "હેમરથ રાજાની વૈરાગ્ય ભાવના:"** કનકરથ કુમાર, ઋષિદત્તા અને રૂક્મણી બધા આનંદથી રહે છે. હેમરથ રાજા વિચાર કરે છે અહો! સંસારની અવનવી વિચિત્ર ઘટનાઓ કેવી ઓચિંતી આવે છે! કેવા કલ્પના બહારના પ્રસંગો ઊભા કરે! આ સંસાર! ત્યારે જીવે શું જોઈને આવા ચિત્રવિચિત્ર પ્રસંગ સર્જનારા

સંસારના ભરોસે રહેવું ! આમાં આત્માનું શું હિત થાય ? સંસારની ગડમથલ તો જગતના અનંતાનંત જીવો કરી રહ્યા છે. એમાં એમનું શું ભલું થાય ? આ સંસારની કેવી દુર્ઘટનાઓ ! એમાં જીવની કેવી પામર, કંગાળ અને પરાધીન દશા ! છતાં હું શા માટે હજુ સુધી આવા વિષમ સંસારને વળગી રહ્યો છું ? રાજાનું મન વિષયો, રાજપાટ વગેરેમાં દુબળું પડે છે. માનવીને પૈસા જાય, તેનું શરીર માંદુ પડે કે કુટુંબીઓ આજ્ઞા વિરૂદ્ધ ચાલતા હોય ત્યારે એ દુબળો પડે છે. બધે દુબળો પડે પણ વિષયોની વેઠ અનંતાકાળથી કરવી પડી તે અહીં પણ એ વેઠ કરવાની ! એમાં દુબળો પડતો નથી. રાજા હેમરથ એમાં દુબળા પડે છે. રાજા શુભ વિચાર કરી રહ્યા છે. ત્યાં શું બને છે ?

**ધર્મઘોષ સુરીશ્વર આયા, સંગ શતપંચ,**
**તીન કાલકે જ્ઞાતા, તપ સંયમ કે ગુણકર ટંચ હો...શ્રોતા....**

ત્યાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાનથી યુક્ત એવા ધર્મઘોષ નામના આચાર્ય પોતાના પરિવાર સાથે પધાર્યા. વનપાલકે રાજાને ગુરૂ પધાર્યાની મંગલ વધામણી આપી. રાજા પરિવાર સહિત સંતના દર્શનાર્થે ગયા. ધર્મઘોષ મુનિએ સંસારની અસારતાનું સ્વરૂપ સમજાવ્યું અને કહ્યું. માતા-પિતા-પુત્ર-પત્ની આદિ સંબંધો જીવે અનંતી વાર બાંધ્યા છે. પરંતુ કેવળી પ્રરૂપિત ધર્મનું આચરણ જીવે કર્યું નથી. તેથી ચતુર્ગતિ સંસારમાં ભમી રહ્યો છે. આપણું જીવન ક્ષણભંગુર છે. કયારે આ જીવન પૂરું થઈ જશે તેની ખબર નથી. માટે દુર્લભ માનવભવમાં બને તેટલી વહેલી તકે આત્મસાધના કરી લેવી જોઈએ. ધર્મઘોષ મુનિનો વૈરાગ્યભર્યો ઉપદેશ સાંભળીને રાજાનો વૈરાગ્ય દઢ થયો ને સંયમ લેવાનો નિર્ણય કર્યો. તેથી રાજા, કનકરથ કુમારને બોલાવીને કહે છે હે પુત્ર ! હવે મારી ઉંમર થઈ. સંસારમાં આમ ને આમ અનંતોકાળ વીતાવ્યો. આ જીવનના વર્ષોના વર્ષો પણ ગોઝારા વિષયોની વેઠમાં ચાલ્યા ગયા. હવે હું મારા આત્માનું કલ્યાણ કરવા સંસાર ત્યાગ કરી સંયમ-માર્ગે જઈશ. માટે હવે તું રાજ્ય સ્વીકારી લે જેથી મારા માથેથી એનો ભાર ઉતરી જાય. કનકકુમાર કહે પિતાજી ! આપ આ શું કહો છો ? આપના વિના મારે જીવવું શી રીતે ? આપ મારા માથે છો એટલે હું નિશ્ચિંત છું. રાજા કહે-હે ભાગ્યવાન પુત્ર ! હું કયાં સુધી રહેવાનો હતો ? જન્મેલાને મૃત્યુ તો આવવાનું નિશ્ચિત છે. જીંદગીના છેડા સુધી રાજપાટ સંભાળું તો મારા આત્માનું કયારે સંભાળું ? તું જાણે છે કે સંસાર પાપભર્યો છે. એવું જીવન જીવીને પછી મરીને કયાં જવાનું છે ? તું તારી નિશ્ચિંતતા જુએ છે પણ મારી પરલોકની ચિંતા કેમ નથી કરતો ? માટે હવે મને મારા આત્માનું સાધવા દે. એમ કહીને રાજાએ કનકરથને સમજાવ્યો. કુમારમાં

આપે છે. કળાઓના શિક્ષણ આપે છે. રુષિદત્તા સિંહરથને પોતાની માયા થવા દેતી જ નથી કે જેથી ત્યાગ માર્ગે જવું હોય તો સહેલાઈથી જઈ શકાય. રૂક્મણીના હાથેથી સુંદર સંસ્કારથી ઘડાતો સિંહરથ મોટો થાય છે. હવે કનકરથ રાજાને કેવું નિમિત્ત મળતાં વૈરાગ્યભાવ ઉત્પન્ન થશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૫

### "કુંતાજીનું દ્વારકામાં આગમન"

કારતક સુદ ૮ ને ગુરૂવાર તા. ૨૧-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો !

અનંતજ્ઞાની મહાન પુરૂષોએ માનવભવની વિશેષતા સમજાવી છે. કારણ કે તે મોક્ષે જવામાં સાધનભૂત છે. જેમ સમુદ્રને અનુભવી મનુષ્ય, રત્નનો નિધી સમજે છે ત્યારે અજ્ઞાની દાળ શાકમાં નાંખવાના મીઠાના નિધી તરીકે ઓળખે છે. તેવી રીતે જ્ઞાની માનવભવને મોક્ષનું સાધન માને છે ને અજ્ઞાની વિષયકષાયની વૃદ્ધિનું સાધન માને છે. આ મનુષ્ય જન્મમાંથી મોક્ષનું મોતી ગ્રહણ કરો છો કે મીઠાના ગાંગડા સમાન વિષયભોગને ગ્રહણ કરો છો ? તે તમારે પોતે વિચારવાનું છે. આ મનુષ્ય-દ્વીપ મોક્ષદ્વીપ બની શકે છે ને સંસારદ્વીપ પણ બની શકે છે. કોઈ માણસ રત્ન-જડિત સુવર્ણની થાળીમાં કચરો ભરે તો તમે તેને શું કહેશો ? (શ્રોતામાંથી અવાજ :-

**મેરૂ ડગે, ધરતી ધ્રૂજે, સૂર્ય કરે અંધકાર,**
**સત્પુરૂષ બોલ્યા ફરે ન ત્રણ કાળ.**

કદાચ મેરૂ પર્વત ડોલાયમાન થાય, સૂર્ય અંધકાર કરે પણ કૃષ્ણજી જે બોલ્યા તે વચન કદી ના ફરે. મહાન પુરૂષોની જીભાન એક હોય છે. તેમનો દેહ છૂટી જાય તો ભલે પણ આપેલું વચન કદી પણ ન જાય.

કૃષ્ણ વાસુદેવે કહ્યું- ફોઈ! આપ ચિંતા ન કરો. હું ગમે ત્યાંથી દ્રૌપદીને શોધી લાવીશ. આજે આપની દશા કેવી છે? તમે પેટ ભરીને બેઠા પછી કોણ ભૂખ્યા છે તેને યાદ પણ ન કરો. કંઈક જીવો એવા પણ છે કે જે દુઃખીના દુઃખની ચિંતા કરતા હોય છે. એક વખતના પ્રસંગમાં લુહાણો અને વણિક બંને ગાઢ મિત્રો હતા. તે બંને ધંધામાં ભાગીદાર હતા. સમય જતાં બંને ધંધામાંથી જુદા થયા. પુણ્ય તો સૌ સૌનું સ્વતંત્ર છે. લુહાણાનો ભાગ્યોદય જાગ્યો તે શ્રીમંત બની ગયો ને ઘણું ધન કમાયો. વણિક મિત્રનો પાપનો ઉદય તેથી તે ગરીબ બની ગયો. એટલી બધી ગરીબ સ્થિતિ આવી ગઈ કે હાટડી કેમ ચલાવવી તે પણ મૂંઝવણ થઈ. લુહાણા મિત્રને ખબર પડી કે મારો વણિક મિત્ર સાવ ગરીબ થઈ ગયો છે એટલે તેણે વણિક મિત્રને એક હજાર રૂપિયા આપ્યા ને કહ્યું-ભાઈ! તું આમાંથી ધંધો ચલાવ. મારે તે પૈસાના વ્યાજની જરૂર નથી. તું વહેપારમાં કમાય તો આપી જજે. માથે બોજો ના રાખીશ. આ વણિકનો એવો પાપનો ઉદય કે જે હોય તે બધું ચાલ્યું જાય અને ધંધામાં ખોટ ને ખોટ આવતી જાય છે.

મિત્ર! તારા ભલા માટે કહું છું. મારો દીકરો તને નહિ છોડે. તને હેરાન કરશે. માટે તું સમજી જા. તારા ઘરમાં કોઈ પણ એવી વસ્તુ હોય તેને વેચીને પણ ૧૦૦ રૂ. ભરપાઈ કરી દે. પરંતુ આ લોભીઓ વાણીયો ન માન્યો. આ લુહાણો તો દુનિયા છોડીને ચાલ્યો ગયો.

છોકરાના હાથમાં બધો ધંધો આવી ગયો. તેને ખબર હતી કે વણિક મારા પિતાજીનો મિત્ર છે. મારા પિતા તેમને પૈસા ધીરતા હતા. ખાતાં તપાસતાં ચોપડામાં તે વણિકની ૨૦,૦૦૦ રૂ. ની ઉઘરાણી નીકળી. તે તો ગયો વાણિયા પાસે. જઈને કહે, મારા બાપુજીએ આપને ૨૦,૦૦૦ રૂ. ધીરેલા છે. તો આપ મને આપો. મારે તેનું વ્યાજ નથી જોઈતું પણ મૂળ મુડી તો આપી દો. વાણિયો કહે મારી પાસે કંઈ નથી. હું કેવી રીતે આપું? છોકરો કહે ગમે તેમ કરો પણ તમારે એ પૈસા આપવા જોઈએ. હું વીસ હજારમાંથી ઓગણીસ હજાર પણ નહિ કરું. આપ નહિ આપો તો હું દાવો માંડીશ. વાણિયા પાસે પૈસા નથી. કયાંથી લાવીને આપે! તેના મિત્રે ઘણું સમજાવ્યો હતો. છેવટે ૧૦૦ રૂ. આપતા બધી રકમ માંડી વાળવાની કહી હતી છતાં ન માન્યો તો એ સ્થિતિ આવી કે લુહાણાના છોકરાએ દાવો કર્યો. અને ઘર પર તેમજ બધી વસ્તુઓ પર જપ્તી આવી. ઘરમાં ભંગાર તેમજ બીજી વસ્તુઓ થઈને પાંચ હજારની મુડી હતી તે લઈ ગયા. ઘરબારનું લીલામ કરી નાંખ્યું ને લેણું વસુલ કર્યું. પોતે દુઃખી દુઃખી થઈ ગયો.

ભગવાન પણ આપણને આ ન્યાય આપીને સમજાવે છે કે અનંતકાળથી રખડતો રઝળતો આત્મા અનંત કર્મના દેવા ઉપાર્જન કરીને આવ્યો છે. તે દેવામાંથી મુક્ત થવા માટે મહાપુરૂષો કહે છે, સર્વથા શ્રેષ્ઠ ૧૦,૦૦૦ રૂ. સમાન સંયમ છે. સંયમ દ્વારા ઉત્કૃષ્ટ સાધના કરી મોક્ષે જવું. તેટલું ન કરી શકો તો દેશવિરતિમાં આવો. બાર વ્રત અંગીકાર કરો. બાર વ્રતમાં ન આવી શકો તો ચોથા બ્રહ્મચર્ય વ્રતમાં આવો. સમકિત પામો. બોલો, આ તો કરી શકશો ને કે પેલા વાણિયાની માફક બધી જ ના? ઘણી વાર એવું બને છે કે અઠ્ઠમ, છઠ્ઠ, ઉપવાસ, આયંબિલ, એકટાણું કરવાનું કહીએ ત્યારે કહો કે અમારાથી બને નહિ. હા, નહિ થાય તો તમારાથી ઉણોદરી તો થશે ને? બોલો, છેવટે એક સામાયિક તો થશે ને? કેમ બોલતા નથી? (શ્રોતામાંથી અવાજ: ટાઇમ નથી, બની શકતું નથી.) યાદ રાખજો. અહીં તમને ટાઇમ નથી, બનતું નથી પણ કર્મરાજા છોડશે નહિ. જેમ વાણિયાને લુહાર મિત્રે ઘણું ઘણું સમજાવ્યો છતાં તેણે ૧૦૦ રૂ. પણ આપવાની હા ન પાડી. પરિણામ શું આવ્યું? તે તમે સાંભળ્યું ને! તેના મૃત્યુ પછી તેનો દીકરો જપ્તી લઈને આવ્યો. અને તેનું બધું લૂંટી લીધું. અને છેવટે દુઃખી થયો. તે જ રીતે કર્મ રૂપી લેણીયાત જીવ ઉપર જપ્તી લઈને આવશે અને તે વખતે બાંધેલાં કર્મના પરિણામમાં મનુષ્ય દેહમાંથી નીકળી કર્મ પ્રમાણે

દુર્ગતિમાં ક્યાંય જશે. આપે સાંભળ્યું છે ને કે નરકમાં કેવું દુઃખ છે? ત્યાં પરમાધામીઓ પીસી નાંખે છે, ચીરી નાંખે છે, કાપે છે, મારે છે, ઝૂડે છે, વીંધે છે, વેરે છે, ત્યાં કોઈ છોડાવવા આવશે નહિ. માટે હવે સમજો. જો લુહાણાની વાત સાંભળી વાણીયો સમજી ગયો હોત તો ઘર બહાર નીકળવાનો વખત ન આવત. તેમ સંતની વાત સાંભળી તમે જો આત્મ સાધનામાં જોડાઈ કાંઇ કરતા રહેશો તો દુર્ગતિમાં નહિ જવું પડે. માટે સમય નથી એમ બોલતાં ભૂલી જાવ. અને આત્મ સાધના માટે સમય લેતા શીખો.

કૃષ્ણ મહારાજાએ, રૂક્મણી આદિ પટરાણીઓ, પૌત્ર, પૌત્રીઓએ-બધાએ કુંતા ફોઈનો ખૂબ સત્કાર, સન્માન કરી બધો વ્યવહાર સાચવી ફોઇને કંઇ ને કંઈ આપ્યું ને પ્રેમથી વિદાયગીરી આપી. પછી કુંતાજી જે દિશામાંથી આવ્યા હતા તે દિશા તરફ રવાના થયા. કુંતાજીના ગયા બાદ શ્રી કૃષ્ણે પોતાના કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું: હે દેવાનુપ્રિયો! તમે દ્વારકા નગરીમાં ત્રણ રસ્તા, ચાર રસ્તા, મોટા માર્ગો જ્યાં ભેગા થતા હોય ત્યાં જઈને ઉદ્‌ઘોષણા કરો. ઢંઢેરો પીટાવો કે ત્રણ ખંડની અંદર જઈને તમે દ્રૌપદીની શોધ કરો. જે દ્રૌપદીની શોધ કરી લાવશે, જે તેના સમાચાર મેળવી આપશે તેને કૃષ્ણ મહારાજા મોં માંગ્યું ધન આપશે. અઢળક સંપત્તિ આપશે. જે દ્રૌપદીનો પત્તો મેળવી લાવશે એને કૃષ્ણ વાસુદેવ જરૂર બદલો આપશે. મહાન પુરૂષો કોઇ કામ મફત કરાવતા નથી. આ દ્વારકાની પ્રજા, રાજા પ્રત્યે ખૂબ ભક્તિવાળી હતી. તેમણે બદલો આપવાનું જાહેર ન કર્યું હોત તો પણ દ્રૌપદીની શોધમાં લાગી જાત. કૃષ્ણ મહારાજા પોતે પ્રજાપ્રેમી હતા. એટલે પ્રજાને રાજા પ્રત્યે માન હોય એ સ્વાભાવિક છે. દ્વારકા નગરીની પ્રજા ચારે બાજુ દ્રૌપદીની શોધ કરવા નીકળી ગઈ. વનવન ફર્યા. ગામ, નગર, નદી, તળાવ, સરોવરો બધે તપાસ કરી, પણ કયાંય દ્રૌપદીનો પત્તો ન પડયો. કયાંય દ્રૌપદીનું નામ સંભળાતું નથી. કૃષ્ણ વાસુદેવના મનમાં તો કામનો ઉમંગ હતો કે આ કામ તો હમણાં થઈ જશે. ત્રણ ખંડની બહાર તો કોઈ દ્રૌપદીને નહિ લઇ ગયું હોય ને? હમણાં તેનો પત્તો મળી જશે. પરંતુ જ્યારે માણસો સમાચાર લઈને આવ્યા કે ત્રણ ખંડમાં કયાંય દ્રૌપદીનું નામ પણ સંભળાતું નથી, તેના કંઈ સમાચાર મળ્યા નથી. આ સમાચાર સાંભળીને કૃષ્ણ મહારાજા ચમકયા. શું દ્રૌપદી ન મળી? આ સાંભળી તેઓ નિરાશ થઈ ગયા. કુંતા ફોઈને આપેલું વચન શું હું નહિ પાળી શકું? મારું ગૌરવ કેટલું? શું આમ બન્યું? પોતે આશાવાદી હતા પણ આશામાં નિરાશા મળી એટલે ખૂબ ઉદાસ થઈ ગયા. અહો! મેં તો કુંતા ફોઈને કહ્યું છે કે તમે જરા પણ ચિંતા ન કરશો. હું ગમે ત્યાંથી દ્રૌપદીનો પત્તો મેળવી આપીશ. મારું વચન કયાં? આ જગ્યાએ તમે હો તો શું કરો? આજનો માનવી કહી દે કે ત્રણ ખંડમાં શોધ કરી તો ય ન જડી તો હું શું કરું?

કૃષ્ણ મહારાજાને પોતાના માણસો પર વિશ્વાસ છે. કારણ કે તે માણસો ઉપર-ઉપરથી તપાસ કરીને આવે એવા ન હતા. પણ ઊંડેથી શોધ કરે એવા પ્રમાણિક માણસો હતા. તેવા માણસોને પણ દ્રૌપદીનો પત્તો ન પડયો તેથી કૃષ્ણ ખૂબ ચિંતાતુર બની ગયા. જેમ દ્રૌપદી ખોવાઈ ગઇ છે તેમ આપણો આત્મા ખોવાઇ ગયો છે.

**ખોવાયું ખોળવા તલસે છે જીવડો, અંધારા ઓરડામાં પ્રગટાવ્યો દીવડો,**
**ભક્તિ વિના નહિ ઉકેલ....એને ઉતારી અળગી મેલ...તારા માથે......**

ખોવાઇ ગયેલા આત્માની શોધ કરવા માટે પુરુષાર્થ કર્યો છે ખરો ? આત્મા-સંસારની માયામાં અનાદિકાળથી ખોવાઇ ગયો છે. જો આત્માને તલસાટ ઉપડે તો સંસારના રાગમાં ખોવાઇ ગયેલા આત્માને શોધ્યા વગર નહિ રહે.

દ્રૌપદીના સમાચાર ન મળવાથી કૃષ્ણ વાસુદેવ એકદમ ઉદાસ બની ગયા. અને ચિંતાતુર થઈ ગયા. અહો ! કોણ દુશ્મન નીકળ્યો કે દ્રૌપદીને હરણ કરીને લઇ ગયો કે જેનો ત્રણ ખંડમાં પણ પત્તો પડતો નથી. જેમ કૃષ્ણ વાસુદેવને દ્રૌપદી મેળવવાની ચિંતા થઈ તેમ આપણે આત્માની ચિંતા કરવાની છે. અહો પ્રભુ ! મારો મોક્ષ કયારે થશે ? મારા આત્મામાં કેવળજ્ઞાન પામવાની સત્તા પડી છે. હું સિદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરનારો છું, પણ કર્મના ઉદયે આ શરીર રૂપી પિંજરામાં પૂરાઈ ગયો છું. હે પ્રભુ ! આ પિંજરામાંથી છૂટવા સંસાર છોડીને સંયમ કયારે લઈશ ? રાજા-મહારાજાઓ, તીર્થંકર-ચક્રવર્તીઓ થયા તે બધાને રાજપાટ, વૈભવ વિલાસ એ બંધન રૂપ લાગ્યા તેથી તેને છોડીને નીકળી ગયા.

આત્માનું મૂળ સ્થાન મોક્ષ છે. મારો સ્વભાવ તો ત્રણ લોકને માથે જઇને વસવાનો છે. શરીરમાં આત્મા પૂરાયો છે એ મોટું બંધન છે. શરીર છે તો નાના મોટા રોગ થાય છે. શરીર પાછળ બધી ઉપાધિ છે. જ્યાં અશરીરી દશા પ્રાપ્ત થઇ ગઇ પછી રોગ નહિ, જન્મ-મરણ નહિ, કંઈ ઉપાધિ નહિ. જ્યાં અનંત અવ્યાબાધ આત્મિક સુખ છે. એ સુખ લેવા માટે તમારા માનેલા સુખોને છોડવા પડશે. તિજોરીમાં કિંમતી ચીજો ભરવી હશે તો અંદર ભરેલા પસ્તી રૂપી કચરાને બહાર કાઢવો પડશે, તો કિંમતી વસ્તુ ભરી શકાશે. તેમ આત્માને મોક્ષ મેળવવો છે તો જીવનમાં રાગ-દ્વેષ, વિષય-કષાય, માયા-મમતા આદિ પસ્તી રૂપી કચરાને બહાર કાઢવા પડશે તો મોક્ષના સુખ મેળવી શકશો. જેમ કૃષ્ણવાસુદેવને દ્રૌપદી મેળવવાનો તલસાટ છે એવો તલસાટ આત્મામાં ઉપડવો જોઈએ. આત્મા પોતાના મૂળ સ્થાને ન પહોંચે ત્યાં સુધી તેને ચિંતા થવી જોઇએ. જેમ કોઈ વાર તમારા પગે મંકોડો ચોંટી ગયો હોય તે ન ઉખડે તો તમે તેને પરાણે ઉખાડો છો અને મંકોડાની કેડ ભાંગી જાય છે. તેમ સંતો તમને સંસારમાંથી ઉખાડવા માટે આવે છે, જો તમે નહિ ઉખડો તો કર્મ તમારી કેડ ભાંગી નાંખશે.

કૃષ્ણવાસુદેવ દ્રૌપદી ન મળવાથી ખૂબ ચિંતાતુર બનીને પોતાની રાણીઓ સાથે અંતેઉરમાં બેઠા હતા. રાણીઓના મનમાં પણ થાય છે કે અમારા લગ્ન થયા આટલો સમય થયો, પણ કોઈ દિવસ આપણા પતિને આવી ચિંતાજનક સ્થિતિમાં જોયા નથી. આ સમયે ત્યાં શું બન્યું? આકાશમાર્ગે ગમન કરતાં કચ્છુલ્લ નારદજી ત્યાં આવી પહોંચ્યા. કૃષ્ણજી આટલા ચિંતાતુર હોવા છતાં નારદજી આવ્યા એટલે તેમનો સત્કાર સન્માન કરી બોલ્યા. પધારો નારદજી! કૃષ્ણવાસુદેવ સમજતા હતા કે જેને જે જોઈતું હોય તે આપી દેવું જોઈએ. એટલે નારદજીને માન આપીને બેસાડયા. પોતે આસન પરથી ઊભા થઈ ગયા ને નારદજીને બેસવા માટે આસન આપ્યું. પછી તેમને કુશળ સમાચાર પૂછયા. ત્યાર બાદ કૃષ્ણ વાસુદેવ નારદજીને પૂછે છે–

**बहूणि गामागर जाव अणुपविससि तं अत्थि आइं ते कहिं वि दोवईए देवीए सुत्ती वा जाव उवलद्धा ?**

અહો નારદજી! તમે ઘણાં ગામ, નગર વગેરે સ્થાનોમાં ફરો છો. ઘણાં ઘરોમાં આવજા કરો છો. તમને અંતેઉરમાં જવાની છૂટ છે. તો આપ કહો. કોઇ પણ સ્થાને આપે દ્રૌપદી દેવીને જોઈ છે? અગર દ્રૌપદીનું નામ સાંભળ્યું છે? તેના તમને કોઈ પણ જાતના સમાચાર મળ્યા છે? તેનું કોઇ પણ જાતનું ચિહ્ન તમને મળ્યું છે ખરું? આ પ્રમાણે કૃષ્ણવાસુદેવે નારદજીને પૂછયું. હવે નારદજી તેનો શો જવાબ આપશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર–વિખરાતા વાદળા જોઈને રાજાની તત્ત્વ-વિચારણા:–**

કનકરથ રાજા, તેમની બે રાણીઓ અને પુત્ર સિંહરથ બધા આનંદથી રહે છે. એક વાર એવું બન્યું કે રાજા કનકરથ ઋષિદત્તા સાથે મહેલના ઝરૂખામાં બેઠા છે. ત્યાં શું દ્રશ્ય જોવે છે?

**વાદળ આવે ને સામે પવન ફૂંકાય ત્યાં, સામું જુવે ત્યાં તો**
**પાછું કંઇએ દેખાય ના,**
**એવી છે આ સંસારી માયા, શું રહીને કરવાના....એ તરવાના....**

એકાએક આકાશમાં વાદળા ચઢી આવ્યા. અને આકાશને સાવ ઢાંકી દીધું. પરંતુ થોડી વારમાં પવન એવો આવ્યો કે એણે બધા વાદળાને વેર વિખેર કરી નાંખ્યા. આ દ્રશ્ય જોઈને રાજા વિચારમાં પડી ગયા કે આ શું? હમણાં વાદળાની ઘનઘોર ઘટા ને ક્ષણવારમાં વાદળા વેરવિખેર! સંસારમાં આયુષ્ય, સંપત્તિ અને પરિવારની ય શી દશા? આજે કે હમણાં એ બધા આવી મળેલાં દેખાય છે ને જોત-જોતામાં ઊડી જાય છે. છતાં જીવ શું જોઈને એના પર આટલી શ્રદ્ધા રાખીને બેસી રહેતો હશે? રાજાનું મન સંસાર પરથી ઉઠી ગયું ને મન વૈરાગ્યવાસિત બન્યું.

સંસાર તરફ ઉદાસીનતા થવા લાગી. ઋષિદત્તા પૂછે છે. આપ ગમગીન કેમ છો? આપનું મુખ કરમાયેલું કેમ દેખાય છે? ઋષિદત્તા! તેં વાદળની ઘનઘોર ઘટા જોઇને? એ કેવી એકાએક વિખરાઈ ગઈ? ઋષિદત્તા કહે–હા. પવનનો ઝપાટો એટલે વાદળાને વિખેરી નાંખે ને! પરંતુ ઘટા ચઢી ત્યારે કલ્પના હતી કે આવું બનશે? આપણી કલ્પના બહારનું તો જગતમાં ઘણું બને છે. કનકરથ રાજા કહે–દેવી! તો પછી આપણું જીવન પણ એવું જ છે ને? આપણા જીવન પર કલ્પના બહાર યમરાજનું આક્રમણ આવી શકે ને? આપણે માનીએ કે હજુ આપણે જીવવાનું છે. આવું માનવા છતાં અચાનક ન ધાર્યું–ન કલ્પ્યું મૃત્યુ આવીને ઊભું રહે ને! ઋષિદત્તા કહે, સાચી વાત છે. એમ પણ બને. રાજા કહે, વાદળાં વિખરાતા વાર નથી લાગતી. તેમ યુવાની ચાલી જશે ને વૃદ્ધાવસ્થા આવશે. આત્મસાધના કરવા માટે યુવાની એ અણમૂલી તક છે. જીવન જીવવું તે અણધાર્યા મૃત્યુની તૈયારી વિના જીવવું કે તૈયારી રાખીને જીવવું? ડહાપણ કે વિશેષતા શેમાં? આત્મસાધના માટે હવે તો કાલના વિશ્વાસે કેમ બેસી રહેવાય?

ઋષિદત્તા સરળ સ્વભાવની હતી. એ કહે, આપણું ડહાપણ તો તૈયારી રાખીને જીવવામાં. મૃત્યુ આવ્યું ત્યારે મનને ખેદ ન થાય કે હાય, આ કયાં આવ્યું? ઋષિદત્તા એટલું નથી બોલતી કે હે સ્વામી! મેં તો અત્યાર સુધી દુઃખો ભોગવ્યા છે. હવે સુખની ઘડી આવી છે માટે આપ હમણાં આ વાત ન કરો. એવો વિકલ્પ પણ નહિ. તે પણ એમ જ કહે છે કે આપણું જીવન એકાએક–અણધાર્યું પડી જવાનું છે માટે તે પહેલાં આપણા જીવનને સર્વથા પાપરહિત બનાવી દઇએ. સંસારમાં રહીને પાપથી નહિ બચાય. સંસારમાં તો ડગલે ને પગલે છકાયના જીવોની હિંસાનું પાપ થયા કરે છે. સંસારની દરેક ક્રિયા આશ્રવની છે. માટે આપણે સંયમ લઈએ તો સર્વથા પાપથી છૂટાય. સંયમી જીવનમાં તો કોઈ પાપ નહિ કરવાના. તપ–સંવરના ભરચક સુકૃત્યો કરવાના, પછી મૃત્યુ અણધાર્યું આવે તો પણ શી ચિંતા? આનું નામ મૃત્યુની સાચી તૈયારી કહેવાય. આ રીતે કનકરથ રાજા અને ઋષિદત્તા ધર્મચર્ચા કરી રહ્યા છે ત્યાં વનપાલકે આવીને સમાચાર આપ્યા કે

**ધર્મ વિજય મુનિ આયે બાગમેં, કર વંદન સુન બાની,**
**પૂર્વભવકી પૂછન લાગી, તબ ઋષિદત્તા રાની હો......શ્રોતા......**

કુસુમાકર ઉદ્યાનમાં આચાર્ય ધર્મવિજયમુનિ સપરિવાર પધાર્યા છે. આ સાંભળીને કનકકુમાર તથા ઋષિદત્તાને ખૂબ આનંદ થયો. વધામણી દેનાર વનપાલકને ખૂબ દાન આપી સંતુષ્ટ કર્યો. અને પછી પોતે, ઋષિદત્તા, રૂક્મણી અને પરિવાર સહિત ઉદ્યાનમાં ગયા. આચાર્ય મહારાજને વંદન–નમસ્કાર કરીને બેઠા. મુનિએ ઉપદેશ આપ્યો. તેમની વાણીમાં એટલી તેજસ્વીતા અને પવિત્રતા હતી કે સાંભળનારનું હૈયું પીગળ્યા

પ્રેય તત્ત્વની સાધનામાં પાંચ દોષો રહેલા છે. ૧) તે પરાધીન છે. ૨) વિનાશક છે. ૩) વિષમ છે. ૪) બાધા સહિત છે. ૫) તે બંધનના હેતુ રૂપ છે. જ્યારે શ્રેય તત્ત્વ સ્વાધીન છે, શાશ્વત છે, અવિષમ, નિરાબાધ અને મુક્તિના હેતુરૂપ છે.

**પરાધીનઃ**-ધન-વૈભવ મેળવવા એ સ્વાધીનતાની વાત નથી. મનુષ્યના પુણ્યનો ઉદય હોય તો લક્ષ્મી રેલમછેલ થઈ જાય છે. આજે આપણે નજરે જોઈએ છીએ કે કંઈક માનવી સવારથી સાંજ સુધી કાળીમજુરી કરતા હોય છે, છતાં ધન જોઈએ તેટલું મળતું નથી, કારણ કે પાપનો ઉદય છે. પુણ્યના ઉદયમાં ઓછી મહેનતે ઝાઝી લક્ષ્મી મળી જાય છે. એટલે પ્રેય તત્ત્વ પરાધીન છે. જ્યારે ક્ષમા, શાંતિ, ઉદારતા આદિ ગુણો કેળવવા એ સ્વાધીન છે. કોઈ માનવી એમ ઈચ્છા કરે કે મારે આજે આટલા પૈસા મેળવવા છે તો તે નહિ મેળવી શકે. પણ કોઈ માણસ એમ ધારે કે મારે આજે ૧૨ કલાક ક્ષમા રાખવી છે, તો તે રાખી શકે છે. એટલે શ્રેયમાં સ્વાધીનતા અને પ્રેયમાં પરાધીનતા છે.

પ્રેયમાં બીજો દોષ છે વિનાશીપણાનો. ધન-વૈભવ, બંગલા આદિ પ્રેય વસ્તુઓનું બાહ્ય સુખ વિનાશી છે. ક્ષણભંગુર છે. જ્યારે મૈત્રી, પ્રમોદ, કરૂણા, માધ્યસ્થ ભાવના, ક્ષમા, શાંતિ, પરોપકાર વગેરે શ્રેય વસ્તુઓનું આત્મિક સુખ અવિનાશી છે, શાશ્વત છે.

પ્રેયનો ત્રીજો દોષ :-પ્રેયનું સુખ બાધાવાળું છે. જયારે શ્રેયનું સુખ નિરાબાધ છે. પ્રેયના સુખને વિષમિશ્રિત મોદકની ઉપમા આપી છે. વિષમિશ્રિત મોદક કોઈ ખાય નહિ. ખાય તો જીવ-કાયા જુદા કરે, તેમ સંસારના સુખમાં રાચવા જેવું નથી. એ સુખ પાછળ ઘણા કાળનું દુઃખ રહેલું છે. જો વધુ પડતું ખવાઈ જાય તો અપચાનો ભય, નાટક સિનેમા વધુ જોવે તો નેત્ર રોગનો ભય રહે છે. ભોગમાં રોગનો ભય છે. ત્યારે શ્રેયના સુખમાં બાધા નથી. અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય આદિ નિરાબાધ છે.

પ્રેયનું સુખ ધન આદિ મેળવવા, બીજાના હક્ક ઉપર તરાપ મારવી પડે છે. અન્યાય, અનીતિ આદિ પાપ કરવા પડે છે. તેથી તેમાં વિષમતા રહેલી છે. મૈત્રી, પ્રમોદ, કરૂણા આદિ ભાવનાનું પાલન કરનાર, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ આદિની સાધના કરનાર શ્રેયના પંથીને કોઈની પાસેથી કંઇ છીનવી લેવાનું મન થતું નથી. તેથી તે અવિષમ છે.

પ્રેયની પ્રાપ્તિ બંધનનો હેતુ છે અને શ્રેયની પ્રાપ્તિ મુક્તિનો હેતુ છે. પ્રેયપંથી બંધનથી વધુ જકડાતો જાય જ્યારે શ્રેયપંથી મુક્તિના માર્ગમાં પ્રગતિ સાધતો જાય છે. પ્રેયસાધકના તમામ આત્મગુણો નાશ પામે છે. ત્યારે શ્રેયના માર્ગે તેનો વિકાસ થાય છે.

પ્રેય સાધકો સંસારમાં અશાંતિ ઉત્પન્ન કરે છે ત્યારે શ્રેય-સાધકો વિશ્વમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપે છે. પ્રેયની સાધના એટલે અર્થ અને કામની સાધના અને શ્રેયની સાધના એટલે મોક્ષ અને ધર્મની સાધના, શ્રેયના માર્ગે કષ્ટો તો ઘણાં આવે છે. ઈસુ ખ્રિસ્તને શ્રેયના માર્ગે જતાં શુળી પર ચઢવું પડયું. ભગવાન મહાવીરના કાનમાં ખીલા ભોંકાયા, સંગમે ભગવાનને છ છ માસ સુધી ઉપસર્ગો આપ્યા, ગજસુકુમારના માથે અંગારા મૂકાયા, મીરાંબાઈ તથા સોક્રેટીસને ઝેરના પ્યાલા પીવા પડ્યા. આ રીતે શ્રેય માર્ગે વિઘ્નો આવે, પણ આ માર્ગનો સાધક વિઘ્નોથી ડરી જતો નથી કે ગભરાતો નથી પણ સમભાવના સાગરમાં ઝૂલી આગે કદમ બઢાયે જાય છે. શ્રેયના માર્ગે કષ્ટ વેઠવા પાછળ મહાન સુખ રહેલું છે. પ્રેયના પંથે પણ વિઘ્નો આવે છે. રાવણ અને કંસને પ્રેયની સાધના કરવા જતાં જીંદગી ગુમાવવી પડી. આમ કષ્ટ તો બંને માર્ગે આવે છે, પણ પ્રેયના માર્ગે કષ્ટ વેઠતાં પણ અંતે દુઃખ છે. જ્યારે શ્રેયના માર્ગે અંતે સુખ છે. શ્રેયસાધક કષ્ટ સહન કરીને કંઈક મેળવે છે. ત્યારે પ્રેય-સાધક સહન કરીને ગુમાવે છે. પ્રેયથી મળતું સુખ ક્ષણિક અને આખરે દુઃખરૂપ છે. જ્યારે શ્રેયનો માર્ગ શાશ્વત સુખ આપનાર છે. માટે પ્રેયનો માર્ગ તજી શ્રેયનો માર્ગ ગ્રહણ કરો.

ઉજ્જૈનીમાં વિક્રમરાજા રાજ્ય કરતા હતા. તે સમયની એક વાત છે. તે નગરમાં એક વૈભવશાળી શેઠ રહેતા હતા. તે સંસારમાં રહેવા છતાં જળકમળના ન્યાયે અલિપ્ત રહેતા હતા. તેમનું લક્ષ શ્રેય તત્ત્વ પર વધું હતું. તેમને ચાર દીકરા હતા. તેઓને પણ એ શ્રેયનો માર્ગ બતાવતા અને કહેતા: આ માર્ગ સાચો છે અને જીવનમાં સુખ આપનાર છે. પુત્રો પણ ખૂબ સંસ્કારી, સુશીલ અને પિતાની આજ્ઞાને માનવાવાળા હતા. એક વખત શેઠને અશાતા વેદનીય કર્મનો ઉદય થયો ને શેઠ બિમાર પડ્યા. તેમના મનમાં થયું કે હું હવે બહુ જીવીશ નહિ. માટે જતાં જતાં પુત્રોને સારી શિખામણ આપતો જાઉં. એમ વિચારી ચારે પુત્રોને બોલાવીને કહ્યું. હે વહાલસોયા પુત્રો! તમે બધા સંસ્કારી છો. સંપીને રહો તેવા છો, બધામાં એકતા છે. કદાચ પારકા ઘરની આવતા સંપ ન રહે અને જુદા થવું પડે તો બધી સંપત્તિ ચારે સરખા ભાગે વહેંચી લેશો. મારા પલંગના પાયા નીચે ચાર ડબ્બા દાટેલા છે. તે દરેક પર નામ લખેલું છે. જુદા થવાનું થાય ત્યારે દરેક પોતાના નામનો ડબ્બો લઇ લેજો, શેઠ સમાધિપૂર્વક મરણ પામ્યા.

ચારે ભાઈઓમાં એકતા ખૂબ હતી. પણ પછી સ્ત્રીઓના કલેશથી જુદા થયા. અને પલંગ નીચેથી ડબ્બા લઈ લીધા. સૌને જોવાની ખૂબ આતુરતા હતી કે ડબ્બામાં શું હશે? સૌથી પહેલાં મોટા ભાઇએ ડબ્બો ખોલ્યો તો તેમાંથી કોલસા નીકળ્યા. તેણે વિચાર કર્યો કે પિતાએ તો મારા માટે ધન ભર્યું હશે પણ મારા નસીબમાં

નહિ હોય એટલે કોલસા થઈ ગયા. બીજા ભાઈએ ડબ્બો ખોલ્યો તો તેમાંથી માટી નીકળી. તેણે પણ એમ જ વિચાર્યું કે મારા ભાગ્યમાં નહિ હોય એટલે માટી થઈ ગઈ હશે. ત્રીજા ભાઈએ ડબ્બો ખોલ્યો તો હાડકા નીકળ્યા અને ચોથાએ ડબ્બો ખોલ્યો તો ઘાસના તણખલા નીકળ્યા. બધા સમજી ગયા કે આપણું ભાગ્ય નથી બદલાયું. ભાગ્ય ચારે ભાઈનું બદલાઈ જાય ! ના, ચારે ડબ્બામાં આવી વસ્તુઓ ભરી છે માટે તેમાં કંઈક રહસ્ય હશે. પિતાને ગાળો ન દીધી કે કંઇ નહિ ને તમે અમને આવું આપી ગયા. આજે જો ડબ્બામાં આવી વસ્તુ નીકળે તો પુત્ર શું કરે ? (શ્રોતામાંથી અવાજ :–ગાળો દે.)

આ પુત્રો એવા ન હતા. ખૂબ સંસ્કાર પામેલા હતા. ચારે ભાઈઓ ભેગા થયા ને વિચાર કરવા લાગ્યા. આમાં શું તત્ત્વ ભર્યું છે ? વિચાર કરતાં વિવેક જાગ્યો. પિતાજીએ આપણને ભૌતિક વસ્તુ નહિ પણ શિખામણ રૂપી મુડી આ ડબ્બાઓમાં આપી છે. પહેલા ડબ્બામાં કોલસા ભર્યા છે–તેનો અર્થ એ છે કે કોલસાને ગમે તેટલ સાબુ લઈને ધોવો તો પણ તેમાંથી કાળાશ જવાની નથી અને કોલસો ઉજળો થવાનો નથી.

**કોલસો નદીએ ન્હાય તોયે ના ઉજળો રે,**
**જેવી જેની જાત છે તેવી તેની ભાત છે.**

તે રીતે તમે સંસારના ભૌતિક સુખમાંથી સાચું સુખ મેળવવા માંગો છો, તો ગમે તેટલા પ્રયત્ન કરો તો પણ તેમાંથી સુખ મળવાનું નથી. માટે ધનાદિની પાછળ જિંદગીને ગુમાવશો નહિ. આ લક્ષ્મીનો મોહ કરવા જેવો નથી. કેવો સુંદર વિચાર કર્યો !

બીજા ડબ્બામાંથી માટી નીકળી તેમાં પિતાજીએ એ સંકેત કર્યો છે કે આ કાયા અંતે માટીમાં મળી જવાની છે. હિંદુ હશે તો મૃતશરીરને અગ્નિસંસ્કાર કરશે ને રાખ થશે. અને મુસ્લિમ હશે તો દાટી દેશે તો તેની માટી થશે.

**ખાખમેં ખપી જાના, બંદા માટીસે મિલ જાના,**
**તમે થોડા કરો અભિમાન, એક દિન પવનસે ઉડ જાના...**

શરીરની રાખ થઈને અંતે ઊડી જશે. માટે શરીરનો બહુ રાગ ન રાખીશ. શરીરના લાલનપાલનમાં બહુ સમય ન વીતાવતાં બને તેટલો સમય આત્મસાધનામાં લગાડજો. જ્યાં સુધી શરીરને ઘડપણ આવ્યું નથી, ઈન્દ્રિઓની હાની થઈ નથી, અને રોગે હુમલો કર્યો નથી ત્યાં સુધી શરીર દ્વારા આત્મસાધના કરી લેજે.

ત્રીજા ડબ્બામાં હાડકાં છે, તેમાં પિતાજીનો એ સંકેત છે કે આપણું શરીર મુઠ્ઠીભર હાડકાનું બનેલું છે. હાડકા સાવ નિરર્થક છે. કોઈ ઉપયોગમાં આવતા નથી. આખરે તેની રાખ થવાની છે, માટે કોઈ પણ જાતનું અભિમાન કરશો નહિ. રાવણ

સીતાજીને ઉપાડી ગયો, પણ મંદોદરીએ સમજાવ્યો ત્યારે સમજી ગયો હોત અને સીતાને પાછી સોંપી હોત તો એકબીજાને ભાઈ જેવો સંબંધ બંધાત, પણ અભિમાને ચઢેલો રાવણ ન સમજ્યો તો પોતે રોળાઈ ગયો ને આખી લંકા પણ રોળાઈ ગઈ. માટે કોઈ વસ્તુનું અભિમાન ન કરશો.

ચોથા ડબ્બામાં ઘાસના તણખલા છે. તેમાં પિતાજીનો એ સંદેશ છે કે આપણી જીંદગી તણખલા જેવી છે. આ ધન-વૈભવ પણ તણખલા જેવા તુચ્છ છે. ક્ષણિક છે. માટે પ્રેયનો માર્ગ છોડી શ્રેયના માર્ગે જવું જોઈએ, કારણ કે પ્રેયનું સુખ ક્ષણિક છે. ભગવાન બોલ્યા છે કે "खणमित्त सुक्खा बहुकालदुक्खा।" ક્ષણ માત્રનું સુખ અને ઘણા કાળનું દુઃખ પ્રેયમાં રહેલું છે, માટે શ્રેયનો માર્ગ પસંદ કરજો.

પદ્મનાભ રાજા શ્રેયનો માર્ગ ભૂલી ગયો છે. તેથી દેવ પાસે સતી દ્રૌપદીનું અપહરણ કરાવ્યું. દ્રૌપદી છઠ્ઠ-છઠ્ઠના પારણે આયંબીલ કરે છે. તેને પદ્મનાભ રાજા પ્રત્યે જરા પણ દ્વેષ નથી. એ સમજે છે કે મારા કર્મોએ જ મારું હરણ કરાવ્યું છે. આ બાજુ કૃષ્ણ વાસુદેવે કચ્છુલ્લ નારદજીને પૂછયું કે તમે ઘણા ગામ-નગર-ઘરોમાં ફરો છો, તો કોઈ ઠેકાણે દ્રૌપદીને જોઈ છે? અથવા દ્રૌપદીનું નામ સાંભળ્યું છે? ત્યારે નારદજી કહે છે હે દેવાનુપ્રિય! સાંભળો. હું એક વાર ધાતકીખંડ દ્વીપમાં પૂર્વદિશા તરફના દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમાં અમરકંકા રાજધાનીમાં ગયો હતો. ત્યાં પદ્મનાભ રાજાના મહેલમાં દ્રૌપદી જેવી એક નારી જોઈ હતી. પણ હું તેને બરાબર ઓળખી શકયો નહિ કે તેનાથી પરિચિત પણ થઈ શકયો નહિ. તેથી ચોક્કસ ખબર નથી કે એ દ્રૌપદી જ હતી કે બીજી કોઈ સ્ત્રી હતી? નારદજીની આ વાત સાંભળીને કૃષ્ણ વાસુદેવે તેમને કહ્યું, હે દેવાનુપ્રિય! હે નારદજી! एवं पुव्व कम्मं। સૌ પહેલા તમે જ આ કામ કર્યું છે. આ કાવત્રુ બીજા કોઈનું નહિ પણ તમારું જ લાગે છે. નારદજીએ કૃષ્ણની આ વાત સાંભળી એટલે મનમાં થયું કે મને આટલું તો સંભળાવી દીધું. જો હવે વધુ રોકાઈશ તો વધુ સાંભળવું પડશે. એટલે અહીંથી ચાલ્યા જવું એ શ્રેષ્ઠ છે.

બીજી વાત નારદજી સમજતા હતા કે સતી દ્રૌપદીનું શિયળ લૂંટાવું ન જોઈએ. નારદજીને તો દ્રૌપદીને કષ્ટમાં નાંખવી હતી, તેથી કષ્ટમાં નાંખી દીધી. તેમને પણ વિશ્વાસ હતો કે દ્રૌપદી કાયા કુરબાન કરશે પણ શિયળથી ચલિત નહિ થાય. દ્રૌપદીએ પ્રતિજ્ઞા કરી છે કે છ મહિનામાં જો કૃષ્ણ વાસુદેવ મારી વહારે નહિ આવે તો પછી હું મારા પ્રાણ છોડી દઈશ. એટલે કૃષ્ણવાસુદેવ ન જાય તો દ્રૌપદી પોતાનો દેહ ત્યાગ કરે, તો શું કરું? તેથી તેઓ કૃષ્ણજી પાસે આવ્યા અને આ ચિનગારી મૂકીને પોતાની ઉત્પતની વિદ્યા વડે જે દિશામાંથી આવ્યા હતા તે દિશા તરફ ચાલ્યા ગયા. હજુ દ્રૌપદી મળી નથી, જોઈ નથી, ફક્ત દ્રૌપદીના સમાચાર સાંભળ્યા

છે. ત્યાં તેમના રોમેરોમમાં આનંદ થઇ ગયો. તેમને નારદજી પર વિશ્વાસ હતો કે નારદજી ત્રણ કાળમાં કયારે પણ અસત્ય ન બોલે. દ્રૌપદીનો પત્તો લાગ્યો ને સમાચાર મળ્યા કે આ જગ્યાએ છે. ત્યાં તેમની પોણા ભાગની ચિંતા ઓછી થઈ ગઈ. ઘાતકીખંડમાં કેવી રીતે જઈશ તે તેમને ચિંતા નથી. તેમને વિશ્વાસ છે કે ભલે તેને ભરતખંડ છોડીને કોઈ લઈ ગયું, પણ મારી તાકાત છે કે હું ત્યાં જઇશ ને દ્રૌપદીને લાવીશ.

કૃષ્ણ વાસુદેવને દ્રૌપદીનો પત્તો પડયો, તો હવે માર્ગ જડયો. તેમ આપણો આત્મા અનંતકાળથી ભટકયો છે. બીજી ગતિઓમાં જૈન ધર્મ પામ્યો ન હતો. અને મોક્ષનો પત્તો પડયો નહોતો. નારકીમાં, દેવમાં ગયો તો ત્યાં કોઇ કોઇ જીવ સમકિત પામે પણ મોક્ષનો રસ્તો ત્યાંથી નથી મળતો. આ મનુષ્ય જન્મમાં વીતરાગ શાસન, જૈન ધર્મ મળ્યો અને સદ્ગુરૂઓએ મોક્ષનો રસ્તો બતાવ્યો. તો હવે તમને આનંદ થવો જોઈએ અને સમ્યક્ પુરૂષાર્થ ઉપાડવો જોઈએ.

નારદજીના ગયા પછી કૃષ્ણવાસુદેવે દૂતને બોલાવીને કહ્યું : હે દેવાનુપ્રિય ! તમે હસ્તિનાપુરનગરમાં જઇને પાંડુરાજાને કહો કે દ્રૌપદીનો પત્તો પડી ગયો છે. તે ઘાતકીખંડના દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમાં આવેલી અમરકંકા રાજધાનીમાં પદ્મનાભ રાજાના મહેલમાં છે. તેવા સમાચાર મળ્યા છે. ત્યાં જઈને આપણે દ્રૌપદીને મેળવવાની છે. તો આપ પાંચે પાંડવોના પાંચ રથ તૈયાર કરાવી પાંચ પાંડવો ચતુરંગી સેના લઇને લવણ સમુદ્રના પૂર્વ કિનારા પર પહોંચીને મારી રાહ જોવે, તેમ કહેશો. દ્રૌપદીનો પત્તો પડયો તેથી શું કંઈ કામ થઈ ગયું ને દ્રૌપદી મળી ગઈ? દ્રૌપદીને મેળવવા પુરુષાર્થ કરવાનો છે. તેમ તમને સદ્ગુરૂઓ દ્વારા મોક્ષનો પત્તો પડી ગયો પણ પત્તો પડી ગયાથી કંઇ મોક્ષ મળી જશે ? તે માટે તો સમ્યક્ પુરૂષાર્થ કરવો પડશે. દૂતે જઈને કૃષ્ણવાસુદેવે આપેલા સમાચાર પાંડુ રાજાને આપ્યા. પછી તરત પાંચ પાંડવો પોતપોતાના રથ લઈને ચતુરંગી સેના સાથે ત્યાંથી પ્રયાણ કરીને લવણસમુદ્રના કિનારે પહોંચીને કૃષ્ણવાસુદેવની રાહ જોતા રોકાઈ ગયા.

**કૃષ્ણ વાસુદેવની તૈયારી**:–ત્યારપછી કૃષ્ણ વાસુદેવે કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું, તમે સુધર્મા સભામાં જઇને સાંનાહિકી ભેરી વગાડો. ભેરીનો અવાજ સાંભળીને સમુદ્રવિજય વગેરે દશ દશાર્હો યાવત્ ૫૬ હજાર બળવાન પુરૂષો કવચો વગેરેથી સજ્જ થઈને હાથી–ઘોડા ઉપર બેસીને કૃષ્ણ વાસુદેવ પાસે આવ્યા. કૃષ્ણવાસુદેવને કોઈને કહેવા જવું પડયું નથી કે તમે તૈયાર થઇને આવજો. ફક્ત ભેરીના અવાજે સૌ તૈયાર થઈને આવી ગયા. પ્રજા રાજાની આજ્ઞામાં કેટલી ઓતપ્રોત છે ! મહાપુરૂષોના બોલ ઝીલવામાં, તેમની આજ્ઞા પાલન કરવામાં માણસો પોતાનું

અહોભાગ્ય માને છે. તમારો દીકરો તમારી વાત સાંભળવા આજે તૈયાર નથી. આજ્ઞાનું પાલન કરવું એ બંધન રૂપ લાગે છે. કહો તો ખરા કે તમારા સંસારમાં ક્યાં સુખ છે! સમુદ્રવિજય આદિ બધાએ કૃષ્ણવાસુદેવ પાસે આવી બંને હાથ જોડી નમ્ર ભાવે નમસ્કાર કરતાં જયવિજય શબ્દોથી વધાવ્યા. પછી પૂછે છે આપની શી આજ્ઞા છે? જે કાર્ય હોય તે કરવા તૈયાર છીએ. કેટલો વિનય, વિવેક, નમ્રતા છે!

કૃષ્ણ વાસુદેવ હાથી ઉપર બેસી પોતાના પરિવાર સહિત દ્વારકા નગરીથી નીકળીને લવણસમુદ્રના પૂર્વ કિનારે પહોંચી ગયા. બે લાખ જોજનનો લવણસમુદ્ર ઓળંગીને અમરકંકામાં જવું એ સહેલું કામ નથી. પાંચ પાંડવો તેમની રાહ જોઈને ઊભા હતા. તેઓ કહે છે, ધન્ય છે ભાઈ કૃષ્ણને! જો આ ભાઈ આપણને ન મળ્યા હોત તો આપણે શું કરત? બે લાખ યોજનનો લવણસમુદ્ર ઓળંગીને જાત કેવી રીતે? કૃષ્ણ પોતે વાસુદેવ હોવા છતાં લવણસમુદ્રને ઓળંગવા માટે શું કર્યું? ત્યાં બધાને રહેવા તંબુઓ બાંધ્યા. તેમાંથી એક તંબુની પૌષધશાળા જેવી બનાવી, કૃષ્ણજી અઠ્ઠમ કરીને દેવની આરાધના કરવા માટે તે પૌષધશાળામાં દાખલ થયા. અને તેઓએ લવણસમુદ્રના અધિષ્ઠાયી સુસ્થિત દેવનું સ્મરણ કર્યું. પૂર્વ દિશા તરફ મુખ રાખી સુસ્થિત દેવનો જાપ કરવા લાગ્યા. કૃષ્ણવાસુદેવનો આ અઠ્ઠમ સંસાર તરવા માટે કે કર્મની નિર્જરા માટે કે રાજ્યસુખ માટે નથી, પણ સતી દ્રૌપદીના શિયળના રક્ષણ માટે જવું છે તેથી અઠ્ઠમ કર્યો છે. ત્રણે દિવસ અઠ્ઠમ પૌષધસહિત એકાગ્ર ચિત્તે જાપ જપે છે. જરા પણ ચિત્તની ચંચળતા નથી. આવી એકાગ્રતા આપણા જીવનમાં ધર્મ સાધનામાં હોવી જોઈએ. કૃષ્ણવાસુદેવનો અઠ્ઠમ પૂરો થયો. ત્યાં લવણસુસ્થિત દેવનું આસન ડોલવા લાગ્યું. દેવે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું કે પોતાને કૃષ્ણવાસુદેવ યાદ કરે છે. તેથી તે તરત પૌષધશાળામાં હાજર થયો. આ છે અઠ્ઠમનો પ્રભાવ!

સુસ્થિત દેવે આવીને કહ્યું. હે કૃષ્ણ મહારાજા! આપે મને કેમ યાદ કર્યો? બોલો, મારા લાયક શું કામકાજ છે? કૃષ્ણવાસુદેવ કહે–હું આપની પાસે એક માંગણી કરું છું. ખુશીથી માંગો. કૃષ્ણ કહે–પાંચ પાંડવોની પત્ની દ્રૌપદી દેવીને હરણ કરીને કોઈ ધાતકી ખંડના દક્ષિણાર્ધ ભરતમાં, અમરકંકામાં પદ્મનાભ રાજાના મહેલમાં લઈ ગયું છે, તો અમારે ત્યાં દ્રૌપદીને લેવા જવી છે, માટે મારા અને પાંચ પાંડવોના પાંચ એમ છ એ રથોને પસાર થવા માટે લવણસમુદ્રમાં માર્ગ આપો. ત્યારે તે દેવે કહ્યું : તમારે જવાની અને આટલી મહેનત લેવાની શી જરૂર છે? પદ્મનાભ રાજાના પૂર્વસંગતિ દેવે જેમ દ્રૌપદીનું હરણ કર્યું છે તે રીતે હું પણ દ્રૌપદીને હસ્તિનાપુરમાં લાવી શકું તેમ છું. દેવને લાવતા વાર કેટલી? દેવ તમને આવું કહે તો તમે હા કહો કે નહિ? (શ્રોતામાંથી અવાજ:–અમે તો હા કહીએ,

પંચાત મટી જાય.) દેવ કહે છે, જો તમારી આજ્ઞા હોય તો નગર, સૈનિક અને વાહન સહિત પદ્મનાભ રાજાને લવણસમુદ્રમાં ડૂબાડી શકું તેમ છું. કૃષ્ણવાસુદેવ કહે–ના, એવું કંઇ કરવું નથી. આપની શક્તિનો ઉપયોગ વધુ લેવો નથી. મહાનપુરૂષો મોટા ભાગે કોઇ જીવને દુઃખ થાય તેવું ન કરે. એટલે કૃષ્ણવાસુદેવે ના પાડી અને કહ્યું–અમે અમરકંકા જઈને પદ્મનાભ રાજાને દ્રૌપદી પાછી સોંપવા સમજાવશું. જો નહિ સમજે તો લડાઇ કરીશું ને દ્રૌપદીને મેળવશું. તેથી એ ફરી વાર સ્ત્રીઓને ઉપાડવાનું ભૂલી જાય ને બીજા રાજાઓ પણ આવું કરતા હોય તો સમજી જાય. અમે તેમને બતાવી દેશું કે સતી સ્ત્રીઓની વહારે એક નહિ પણ સેંકડો માણસો અને દેવો હાજર છે. માટે અમે જાતે જઇને દ્રૌપદીને લઇ આવશું. તમે તો ફક્ત અમારા છ એ રથો માટે લવણસમુદ્રમાં માર્ગ આપો. દેવ કહે– 'તથાસ્તુ'. ભલે એ પ્રમાણે હોય. એમ કહીને દેવ અદૃશ્ય થઈ ગયા. હવે કૃષ્ણવાસુદેવ અને પાંચ પાંડવો અમરકંકામાં જશે ને કેવી રીતે દ્રૌપદીને મેળવશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર:–ઋષિદત્તાનો પ્રશ્નઃ**–દેશના પૂરી થયા પછી ઋષિદત્તા હાથ જોડી વંદન કરી આચાર્ય મહારાજને પ્રશ્ન કરે છે.

હે ગુરૂદેવ! પૂર્વ જન્મમાં મેં એવું શું કર્મ કરેલું કે જેથી આ ભવે મારા માથે રાક્ષસીપણાનું કલંક ચઢયું? ધર્મવિજય આચાર્ય વિશિષ્ટ જ્ઞાની છે એટલે ઋષિદત્તાએ પૂર્વજન્મની વાત પૂછી છે. આવા જ્ઞાની ગુરૂ મળ્યા પછી શા માટે ન પૂછે? પરંતુ એણે શા માટે આ પ્રશ્ન કર્યો? ફક્ત જાણવા માટે નહિ પરંતુ એમાં ચોક્કસ ભૂલ જાણવા મળે તો હવે ફરીને એ ભૂલના શલ્ય અને એ સંસ્કારના મૂળને મૂળમાંથી દૂર કરવા પ્રયત્ન કરાય. જ્ઞાન આટલા માટે મેળવવાનું છે કે જ્ઞાનથી આપણી ભૂલો જાણીને ભૂલના મૂળ શલ્ય અને સંસ્કારને ઉખેડી નાંખવા ભગીરથ પુરૂષાર્થ શરૂ કરી દઈએ. ઋષિદત્તાને પોતાના પૂર્વભવની ભૂલ આટલા માટે જાણવી છે.

**ઋષિદત્તાનો પૂર્વભવઃ**–જ્ઞાની આચાર્ય મહારાજ ઋષિદત્તાને અહીં રાક્ષસી તરીકેનું કલંક પૂર્વના કયા કર્મથી ચઢયું એ બતાવવા એનો પૂર્વભવ કહે છે.

**ઈસી ભરતમેં નગર ગંગપુર, ગંગદેવ નૃપાળ,**
**ગંગારાનીકી એક પુત્રી, ગંગસેન સુખમાલ હો......શ્રોતા......**

આ ભરત ક્ષેત્રના ભૂષણરૂપ ગંગાપુર નામનું એક નગર હતું. એમાં ગંગદત્ત રાજા રાજ્ય કરતા હતા. એમની સુશીલ રાણી ગંગાથી ગંગસેના નામની એક પુત્રી થઈ. રાજપુત્રી રાજશાહી સુખોમાં ખૂબ લાલનપાલનથી ઉછરી રહી છે. તે રાજપુત્રી ગંગસેના યુવાન અવસ્થાએ પહોંચતા તેના માતાપિતા તેના માટે કોઈ સારા રાજકુમારની શોધ કરવા માટે વિચારે છે, પરંતુ ત્યાં શું બન્યું? એ ગંગાપુર નગરમાં એક વાર

ચંદ્રયશા નામે મહાન ગુણીયલ, પ્રભાવશાળી મહાસતીજી પોતાના પરિવાર સહિત પધાર્યા. એમની ગુણીયલતા, વિદ્વતા તથા તપ, સંયમાદિ સાધનાનું વર્ણન સાંભળી ગંગસેનાને ઉત્કંઠા થઈ કે લાવ અત્યારે એમના દર્શને જાઉં. તેથી તેની માતાને કહે છે હે માતા! આપણા નગરમાં એક વિદુષી, મહાગુણીયલ સાધ્વીજી શ્રી ચંદ્રયશા નામે પધાર્યા છે તો હું એમના દર્શન કરવા જાઉં?

ગંગારાણી સુશીલ અને ધર્મની ભાવનાવાળી છે. પુત્રીની આ વાત સાંભળી તેના દિલમાં આનંદ થયો. અહો! આવી યુવાની દિવાની, વિષયના ઉન્માદ જગાડે એના બદલે આવી ધર્મભાવના થાય છે! કેટલું સરસ! એની માંગણીનો સહર્ષ સ્વીકાર કરતાં કહે છે. વહાલી પુત્રી! તું ભાગ્યશાળી કે યુવાનીમાં તને આવી ભાવના થાય છે! જા, ખુશીથી, તું મહાસતીજીના દર્શન કરવા જા. એમ પ્રોત્સાહન આપી સખીઓ, દાસીઓ અને નોકરો સાથે જવાની ગોઠવણ કરી આપે છે. ગંગસેના ખૂબ આનંદ ને ઉત્સાહથી ચંદ્રયશા સાધ્વીજીને વંદન કરવા ગઈ. જઈને તેમને તથા અન્ય સતીજીઓને વંદન કરીને ચંદ્રયશા સાધ્વીજીની પાસે બેસે છે. હવે ગંગસેના ચંદ્રયશા સાધ્વીજીને કેવા પ્રશ્નો પૂછશે ને સતીજી શા જવાબ આપશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૭

કારતક સુદ ૧૦ ને શનિવાર તા. ૨૩-૧૧-૭૪

સુજ્ઞ બંધુઓ, સુશીલ માતાઓ ને બહેનો!

કરૂણાસાગર, ત્રિલોકીનાથ, ભવ્ય જીવોના ઉદ્ધારક એવા વીતરાગ પ્રભુ મોહ તથા પ્રમાદની ગાઢ નિદ્રામાં સૂતેલા જીવોને ઉપદેશ આપે છે. અને જગાડવા માટે પ્રયત્ન કરીને કહી રહ્યા છે.

ઊંઘે મત પંથીજન! સંસાર હૈ અટવીવન,
કાયારૂપી નગરમેં રહે કામ ચોર હૈ,
જીવ હૈ બટાઉ યામેં આયકર વાસ કિયો,
ઠગિનિ હૈ પાંચયાંકો મુલકમેં સોર હૈ
જ્ઞાનાદિક ગુણરૂપ રતન અમોલ ધર્મ,
ઊંઘે તો લે જાય લૂટ મિથ્યાત્મ ઘોર હૈ

જે રીતે રાત્રીએ કોઈના ઘરના દરવાજા ખુલ્લા હોય તો તરત ચોકીદાર તેને બૂમ પાડીને દરવાજા બંધ કરવાની અને સજાગ રહેવાની ચેતવણી આપે છે. તે રીતે જ્ઞાની પુરૂષો ચેતવણી આપે છે કે દેવાનુપ્રિય ! મોહનિદ્રામાં આ રીતે બેભાન થઈને સૂઈશ નહિ. રાગ–દ્વેષ–કષાય, મદ આદિ અનેક ચોર તારા આંતર્માનસના ખુલ્લા દરવાજા તરફ તાકીતાકીને ઊભા છે. જો તું અસાવધાન રહીશ તો બરાબર મોકો મેળવીને એ દુષ્ટ લુંટારા તારું આત્મિક ધન ચોરી જશે. આત્મિક ધન બધું ચોરાઈ ગયા પછી કઈ પૂંજીના સહારાથી તારી આ વિરાટ યાત્રાને પૂરી કરીશ ? માટે હવે ઊંઘમાંથી જાગૃત થા. આપણે બધા આ સંસારના મુસાફીર છીએ. મુસાફરી કરતા કરતા આ માનવ શરીરરૂપી ધર્મશાળામાં આવીને સ્થિર થયા છીએ. પરંતુ આ ધર્મશાળા પણ સ્થિર નથી. એક દિવસ તો તેને છોડીને જવું પડશે. જતા પહેલાં અધવચ રસ્તામાં આ દુર્ગુણરૂપી લૂંટારા આત્મિક ધનને લૂંટી લે, તો ખાલી હાથે આ મહાયાત્રા કેવી રીતે પૂરી થશે ?

આ સંસાર એક ભયાનક અટવી છે. અનંતકાળથી એમાં ભટકતા ઘણા પુણ્યોદયે જીવે માનવ શરીરરૂપી નગરને પ્રાપ્ત કર્યું છે. જ્યાં થોડો ઘણો આરામ મળ્યો. જો કે એનું જવાનું સ્થાન મોક્ષધામ હજુ ઘણું દૂર છે અને આત્માને ત્યાં પહોંચવાની અભિલાષા છે. પરંતુ મહાયાત્રા કરતો કરતો આવેલો હોવાથી થાકી જવાથી આ સુવિધાજનક પડાવપર આવીને સૂઈ ગયો છે. એવો સૂતો છે કે પ્રમાદના કારણથી ઉઠવાનું નામ નથી લેતો. માનવી એ ભૂલી ગયો છે કે આ કાયા નગરીમાં કામ–ક્રોધ-લોભ અને વિષયભોગ આદિ અનેક ઠગારા છે. જે પ્રતિક્ષણ આત્મધન લૂંટવા માટે આજુબાજુ ઘૂમી રહ્યા છે. અરે, બીજાનું તો શું કહેવું, પરંતુ સ્વયં તેની પાંચ ઈન્દ્રિઓ પણ તે ઠગની સાથે ભેગી થઇને ઠગારી બની ગઈ છે. એની શક્તિ તો ઘણી છે.

આપણે જોઈએ છીએ કે જે મિથ્યાત્વના અંધારામાં મોહ નિદ્રાને વશ થઈને સજાગ નથી રહેતો, તેનું સમ્યફ્દર્શન, સમ્યફ્જ્ઞાન અને સમ્યફ્ચારિત્રરૂપી અમૂલ્ય ધન, કષાય આદિ ઠગ અને વાસનારૂપી ઠગારીઓ ચોરી લે છે. તેનું પરિણામ એ આવે છે કે મનુષ્ય, મોક્ષ મંઝીલે પહોંચાડનારી પૂંજીને ગુમાવી બેસે છે અને સંસારરૂપ અટવીમાં પરિભ્રમણ કરે છે. માટે જ્ઞાની પુરૂષો કેટલા મીઠા અને કોમળ શબ્દોથી જગાડે છે. હે આત્મા ! હવે તારી નિદ્રામાંથી તું જાગ. તમારા સદ્ગુરૂ એક ચોકીદાર સમાન તમારા આત્મધનની રક્ષા કરી રહ્યા છે. તથા પ્રમાદરૂપી નિદ્રાથી સજાગ બનાવી રહ્યા છે. તમે તેમની શિક્ષાને ગ્રહણ કરીને જાગૃત બનો. પ્રાતઃકાળ થઈ ગયો છે તેથી તમારા આત્મધનની રક્ષા કરીને જ્ઞાનરૂપી પ્રકાશમાં સાવધાનીથી આગળ કદમ ભરો.

બંધુઓ ! પૂર્વોપાર્જિત પુણ્યના ફળસ્વરૂપ તમને આ મનુષ્યજન્મ મળી ગયો.

હવે પ્રમાદ ન કરશો. જ્ઞાન, ધ્યાન, તપ, સંયમની તરફ આગળ વધો. સંસારના કાર્યો તો પાણી વલોવવા જેવા છે. જે કાર્યો કરવાથી તમને કંઈ લાભ નહિ થાય. પરલોકને માટે પૂંજી એકત્રિત નહિ કરી શકો. ધન-વૈભવ બધું અહીં રહી જશે. જો તમે પરલોકની યાત્રા માટે કંઈ પણ ભેગું કરવા ઈચ્છતા હો તો શુભ કર્મોનો સંચય કરો. તે શુભ કર્મોનો સંચય ધર્મની આરાધના કરવાથી થશે. આ જડ દ્રવ્ય ભેગું કરવાથી નહિ થાય. ધન-દોલત આદિથી આત્માનું જરા પણ કલ્યાણ થવું અસંભવિત છે. છતાં પણ અજ્ઞાની જીવ આ માયા, મમતા અને મોહમાં મસ્ત બનીને પોતાનું જીવન વ્યતીત કરે છે.

આપણો અધિકાર ત્યાં સુધી આવ્યો છે કે કૃષ્ણ વાસુદેવે લવણસમુદ્રના અધિષ્ઠાયી સુસ્થિત દેવ પાસે લવણસમુદ્રમાં છ રથ ચાલે તેટલો માર્ગ કરી આપવા કહ્યું. દેવ તથાસ્તુ કહીને ચાલ્યો ગયો. હવે કૃષ્ણ વાસુદેવે પોતાની ચતુરંગી સેનાને તથા પાંડવોની સેનાને પાછી વાળી અને પોતે તથા પાંચ પાંડવોએ રથમાં બેસીને લવણ સમુદ્રમાં મુસાફરી શરૂ કરી. જેમ રોડપર રથ ચાલતા હોય તેમ લવણ સમુદ્રની વચ્ચે થઈને પસાર થવા લાગ્યા. પસાર થતા થતા તેઓએ આખો લવણસમુદ્ર ઓળંગી દીધો. અને જ્યાં અમરકંકા રાજધાની અને તેમાં પણ જ્યાં અગ્રોદ્યાન હતું, ત્યાં પહોંચી ગયા. અને પોતાના રથને ત્યાં ઊભા રાખ્યા. પાંચ પાંડવો અને કૃષ્ણ વાસુદેવ એ છ જણા છે. સૈન્યને સાથે લાવ્યા નથી. કૃષ્ણ વાસુદેવ મહા બળવાન પુરૂષ છે. તે સમજે છે કે એક દ્રૌપદીને લાવવી તેમાં સૈન્ય આદિની શી જરૂર છે? અમે છ જણા બસ છીએ. કૃષ્ણ વાસુદેવમાં અર્ધચક્રીનું બળ છે. કૃષ્ણ વાસુદેવે રથને થોભાવ્યા પછી પોતાના દારૂક સારથીને બોલાવીને કહ્યું : હે દેવાનુપ્રિય! તમે અમરકંકા રાજધાનીમાં જાવ. ત્યાં જઈને પહેલા દૂતનો સંદેશો આપજે. તેમનો વિનયવિવેક સાચવી જયવિજય શબ્દોથી વધાવજે. આટલું કર્યા પછી પદ્મનાભ રાજાના સિંહાસનને ડાબા પગથી ઠોકર મારજે અને ભાલાની અણીએ લેખ આપીને કપાળમાં ત્રણ ભ્રકુટી ચઢાવીને એકદમ લાલચોળ થઈ ક્રોધના આવેશમાં આવીને તેને આ પ્રમાણે કહેજે....અરે ઓ! પદ્મનાભ!

"अपत्थिय पत्थिया! दुरंतपंत लक्खणा! हीणपुन्ना! चाउद्दसासिरिहिरिधि कित्ति परिवज्जिया।"

દ્રૌપદી દેવી ત્રિખંડ અધિપતિ કૃષ્ણ વાસુદેવની બહેન અને પાંચ પાંડવોની પત્ની છે કે જેને તેં હરણ કરાવીને અહીં મંગાવી છે. તેં આ મોટી ભૂલ કરી છે. ભયંકર ગુનો કર્યો છે. તારું મોતનું નગારું વાગી રહ્યું છે. દ્રૌપદીનું રક્ષણ કરવા માટે કૃષ્ણ વાસુદેવ અને પાંચ પાંડવો અમરકંકા રાજધાનીના ઉદ્યાનમાં આવ્યા છે. હવે જો તું તારું હિત ઈચ્છતો હોય તો હરણ કરાવીને તારે ત્યાં રાખેલી દ્રૌપદીને તું કૃષ્ણ વાસુદેવની પાસે જઈને જલ્દી સોંપી દે અને તેમના ચરણમાં પડી તારી ભૂલની માફી માંગ, તો તું જીવતો રહીશ અને તને કંઈ આંચ આવશે નહિ. અને જો દ્રૌપદીને પાછી ન સોંપવી હોય તો યુદ્ધ કરવા માટે સજ્જ થઈને બહારના મેદાનમાં આવી જા. અમે તને બતાવી દઈશું. કૃષ્ણ વાસુદેવ પાંચ પાંડવોની સાથે દ્રૌપદી દેવીને લેવા માટે અત્યારે આવી ગયા છે. તે દ્રૌપદીને લીધા વિના પાછા ફરવાના નથી. એટલે યુદ્ધ કરીને લોહીની નદીઓ વહેવડાવવી તેના કરતાં તમે જાતે જઈને દ્રૌપદીને સોંપી આવો, તો તમારો ગુનો માફ થઈ જશે. અને તમારી આબરૂ જળવાઈ રહેશે.

આ પ્રમાણે પોતાના સ્વામીના વચન સાંભળીને દારૂકના દિલમાં પણ હર્ષ સમાતો નથી. તે નમાલો કે રેંજીપેંજી ન હતો. તે પણ શૂરવીર હતો. તેવા દારૂક સારથીએ હૃષ્ટ તુષ્ટ થઈને કૃષ્ણ વાસુદેવનો સંદેશો સાંભળ્યો અને તેમની આજ્ઞા શિરોમાન્ય કરીને અમરકંકા રાજધાનીમાં દાખલ થઈને જ્યાં પદ્મનાભ રાજા સિંહાસને બેઠા હતા ત્યાં ગયો. જઈને પહેલા વિનયપૂર્વક બે હાથ જોડીને નમસ્કાર કરી જયવિજય શબ્દોથી રાજાને વધાવ્યા. પછી તેણે આ પ્રમાણે કહ્યું, હે મહારાજા ! આ તો મારી પ્રવૃત્તિ છે. દૂતની ફરજ બજાવતાં મેં વિનયોપચાર માટે નમસ્કાર કર્યો છે. તથા જયવિજય શબ્દોથી આપને વધાવ્યા છે. પરંતુ મારા સ્વામીએ તેમના મુખથી તમારા માટે જે કંઈ આજ્ઞા આપી છે તે કંઈક બીજી જ છે. અને તે આ પ્રમાણે છે. એમ કહીને એકદમ ક્રોધમાં લાલચોળ થઈ ગયો અને ડાબા પગથી રાજાના સિંહાસનને ઠોકર મારીને તેણે રાજાને ભાલાના અગ્રભાગથી લેખ આપીને કપાળમાં ત્રણ ભ્રકુટી ચઢાવી. રોષથી આંખો લાલ કરીને કહ્યું. અરે મૃત્યુની પ્રાર્થના કરવાવાળા ! હીન પુણ્યવાળા ! મોતને નોતરનારા ! ભાન ભૂલેલા ! તું નહીં જાણતો હોય કે મેં દ્રૌપદીને હરણ કરીને મંગાવી છે તે કોણ છે ? સાંભળ.

હું દ્વારકા નગરીના મહારાજા કૃષ્ણ વાસુદેવનો દારૂક નામે સારથી છું. સતી દ્રૌપદી કૃષ્ણ વાસુદેવની બહેન છે. પાંચ પાંડવોની પત્ની છે અને દ્રુપદ રાજાની પુત્રી છે. સતીનું રક્ષણ કરવા સારી દુનિયા તૈયાર છે. તે દ્રૌપદીને લેવા માટે કૃષ્ણ વાસુદેવ તથા પાંચ પાંડવો આપના ઉદ્યાનમાં આવ્યા છે. જો તમે તમારું હિત ઈચ્છતા હો તો ઉદ્યાનમાં આવીને દ્રૌપદી દેવીને કૃષ્ણ વાસુદેવને સોંપી જજો. અને ભૂલની માફી માંગજો. અને દ્રૌપદીને ન સોંપવી હોય તો યુદ્ધ કરવા

તૈયાર થજો. વિષય લંપટ જીવો, વિષય એ વિષથી પણ ભયંકર છે તેમ જાણતા નથી. દારૂક સારથીએ પદ્મનાભના સિંહાસનને ડાબા પગથી ઠોકર મારી તેમજ ઘણા ભારે શબ્દો કહ્યા તેથી તેમને થયું કે ભરસભામાં મારું આવું ઘોર અપમાન કર્યું! તેથી દૂતના વચનો સાંભળીને પદ્મનાભ રાજાની ભ્રકુટી ચઢી ગઈ અને ક્રોધથી લાલચોળ થઈને બોલ્યો–શ્રી કૃષ્ણવાસુદેવથી જે થાય તે ભલે કરી લે. પણ કોઈપણ સ્થિતિમાં હું દ્રૌપદીને પાછી સોંપવાનો નથી. વિષનું પાન કરનારાઓ વિવિધ પ્રયોગથી બચી જાય છે. જ્યારે વિષયો તો જીવનું ભવોભવમાં અહિત કરે છે. પદ્મનાભ રાજાએ કોઈ દિવસ કૃષ્ણ વાસુદેવનું નામ સાંભળ્યું નથી. તેને ખબર ન હતી કે કૃષ્ણ વાસુદેવનું બળ કેટલું છે. દશ લાખ સુભટોને એકી સાથે યુદ્ધમાં હરાવવાનું સામર્થ્ય કૃષ્ણ વાસુદેવમાં છે. એ તેને ખબર ન હતી. એને તો અભિમાનનો પારો ચઢયો હતો. જ્ઞાની કહે છે અહંકાર એ અલંકાર નહિ પણ વિકાર છે.

પદ્મનાભ રાજાએ દારૂક સારથીનું અપમાન કરીને કહ્યું, કે કૃષ્ણવાસુદેવને કહી દેજો કે એના માટે હું અત્યારે યુદ્ધ કરવા તૈયાર છું. આ પ્રમાણે કહીને દારૂક સારથીને કહ્યું–રાજ્યનીતિ–શાસ્ત્રોમાં દૂતને અવધ્ય કહેવામાં આવ્યો છે એટલે તને જતો કરું છું. રાજ્યમાં રાજાને દૂત પર ગમે તેવો ક્રોધ આવે તો પણ તે દૂતને કાંઈ કહી શકે નહિ કે મારી શકે નહિ. તેનો ક્રોધ તેને કાબૂમાં રાખવો પડે, કારણ કે તે સમજે છે કે દૂત એ તો ચિઠ્ઠીનો ચાકર છે. પદ્મનાભ રાજાએ દૂતનું સત્કાર સન્માન કર્યા વગર પાછલા બારણેથી બહાર કાઢી મૂકયો. રાજ્યના નિયમ પ્રમાણે કોઈપણ દૂત સંદેશો લઈને આવે તેનું રાજાએ સત્કાર–સન્માન કરવું જોઈએ. અને મુખ્ય બારણેથી તેને જવા માટે માર્ગ આપવો જોઈએ. પરંતુ પદ્મનાભ રાજાએ તો ગુસ્સાના આવેશમાં દારૂક સારથીને સત્કાર સન્માન કર્યા વગર પાછલા બારણેથી કાઢી મૂકયો. માણસને ક્રોધ આવે ત્યારે વિનય વિવેક ભલાઈ જાય છે.

મુનિ ! આપનું રૂપ અથાગ છે, આપ સૌમ્ય પ્રકૃતિના છો, અને ભોગ ભોગવવાની ઉંમર તમારી છે, છતાં તે છોડીને આપે સંયમ શા માટે લીધો ? તે રીતે અહીં ગંગસેના ચંદ્રયશા સાધ્વીજીને પૂછે છે, મહાસતીજી ! દેવાંગનાને શરમાવે એવું આપનું રૂપ છે. આપનું લલાટ તેજથી ઝગારા મારી રહ્યું છે. નયનોમાંથી અમી વરસી રહી છે. અને હજુ યુવાન અવસ્થા છે, છતાં આપે દુષ્કર સંયમ-માર્ગ કેમ ગ્રહણ કર્યો ? ચંદ્રયશા સાધ્વીજી કહે. સંયમ ન લઈએ તો જીવનમાં બીજું શું કરવાનું ? સંસારી સુખમાં પડેલી ગંગસેના કહે છે, કેમ વલી શું કરવાનું ? આખી દુનિયા જેમ રંગરાગમાં મ્હાલી રહી છે તેમ રંગરાગમાં મ્હાલવાનું અને આનંદ કરવાનો. આ ભવમાં જે સુખના સાધનો મળ્યા છે તે પછી કોને ખબર કે બીજા ભવમાં મળશે ! મહાસતીજી કહે-સંસારના સુખની મોજ લૂંટ્યા પછી સરવાળામાં શું ? ગંગસેના કહે, જે બધાનું થશે તે આપણું થશે. મૃત્યુ આવે એટલે જીવનની પૂર્ણાહૂતિ થશે. પછી આ રંગરાગ શું મળશે ખરા ? માટે "हत्थागया इमे कामा।" હાથમાં આવેલા કામભોગો શા માટે ન ભોગવી લેવા ? ચંદ્રયશા સાધ્વીજી કહે, દેવાનુપ્રિયા ? આપ એમ ન બોલો. હજુ આપણા માટે પરલોક છે. આપણે એટલે આ કાયા નહિ પણ આત્મા છીએ. આ જીવનમાં તો આ એક કાયાના મુકામમાં આવીને વસ્યા. મૃત્યુ પછી પાછા બીજા કોઈ મુકામે ચાલ્યા જઈશું ! રાજકુમારી કહે, પણ દેહ અને આત્મા જુદા હોય એવું કયાં દેખાય છે ! સાધ્વીજી એને સમજાવતાં કહે છે હે ભાગ્યવતી ! આત્મા છે ત્યાં સુધી શરીરને વેદના થાય છે. જ્યારે આત્મા ચાલ્યો જાય છે ને કલેવર પડયું રહે છે ત્યારે તેને અગ્નિમાં બાળી નાંખે છે, છતાં કંઈ વેદન થતું નથી, માટે આત્મા છે. આ રીતે ઘણી દલીલોથી મહાસતીજીએ સમજાવ્યું. તેથી ગંગસેનાને શ્રદ્ધા થઈ કે આત્મા દેહથી કોઈ જુદી વસ્તુ છે, અને એ જ જુની જુની કાયા મૂકી નવી નવી કાયામાં કેદ પૂરાતો આવ્યો છે. રાજપુત્રી ગંગસેના આત્માની શ્રદ્ધાવાળી બની ને જન્મ-જરા-મરણના ભયથી ભયભીત બનીને એમાંથી છૂટવા ઇચ્છે છે ને ગુરૂણીને કહે છે. હે મૈયા ભગવતી ! તો પછી આ જન્મ-મરણની જંજાળમાંથી કેવી રીતે છૂટાય ?

**મોક્ષનો ઉપાય** :-ચન્દ્રયશા સાધ્વીજી કહે-બહેન ! એ માટે તો સર્વપ્રથમ સર્વ પાપથી મુક્ત થવું જોઈએ. અને સર્વથા હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહ આ પાંચ પાપોથી મુક્ત થવાથી જીવ જન્મ-મરણની જંજાળમાંથી છૂટી શકે છે અને મોક્ષને મેળવે છે. બહેન ! તને મારા રૂપ પર આકર્ષણ થયું છે, એ રૂપ અને આ તેજ બ્રહ્મચર્યનું છે. બ્રહ્મચર્યના તેજ આગળ સર્વ તેજ ઝાંખા છે. ચંદ્રનો પ્રકાશ કેટલો ? તેમ સંયમ ને બ્રહ્મચર્યના પ્રકાશ આગળ બીજા તેજ ઝાંખા છે. બ્રહ્મચર્ય એ મહાન વ્રત છે.

**ચંદ્રયશા સાધ્વીજીને, દીયા ગંગસેના ઉપદેશ,**
**ભરયૌવનમેં શીલવ્રત લે, તજા ભોગ જંજાલ હો...શ્રોતા...**

સાધ્વીજીનો મહાન ઉપદેશ સાંભળીને ગંગસેનાએ ત્યાં ને ત્યાં આજીવન બ્રહ્મચર્ય-વ્રતની પ્રતિજ્ઞા લઈ લીધી. ગુરૂણીનો ઉપકાર માનતા એણે કહ્યું-ગુરૂણી દેવ! આપે તો આજે દિવ્ય પ્રકાશ આપ્યો છે. અનંત અનંત કાળથી મીંચાઈ ગયેલી આંખને ખોલી નાંખી. આપનો તો મારા પર અનંતો ઉપકાર છે. આપે તો આત્માનું વર્ચસ્વ ઓળખાવી વાસના-વિકારો પર અંકુશ મૂકી દેવાની મહાન ચાવી બતાવી દીધી. આત્માનું અથાગ બળ મારામાં પ્રકાશિત કર્યું. આ રીતે ખૂબ ખૂબ ઉપકાર માનતી ગંગસેના મહાસતીજીના ચરણમાં પડી વંદન કરીને રાજમહેલમાં પાછી ફરી. તેના દિલમાં વૈરાગ્યની જ્યોત ઝળહળી ઊઠી છે, એનું મન સંસાર પરથી ઊઠી ગયું છે. ઘેર આવી માતાપિતાને પગે પડીને કહે છે હે માતાપિતા! હવે મને સંસારમાં જરાય રસ નથી, હું ચંદ્રયશા મહાસતીજી પાસે ગઈ હતી. તેમણે મને આત્મતત્ત્વની સુંદર સમજ આપી. તેમના વૈરાગ્ય ભર્યા ઉપદેશથી મારું મન વૈરાગ્યથી રંગાઈ ગયું છે. મારા દિલમાં વૈરાગ્યના કિરણો પ્રગટી ઉઠ્યા છે.

**માતા પિતા પાસે માંગેલી આજ્ઞા**:-ગંગસેના કહે છે હે માતા પિતા! મારો મહાન ભાગ્યોદય કે આપના ઘરમાં જન્મીને મને આજે ગુરૂણીનો યોગ અને તત્ત્વનો પ્રકાશ મળ્યો. હવે મારે આ વિષ જેવો સંસાર નથી જોઈતો. મારે સંયમ લેવો છે તેથી મારા પર કૃપા કરી આપ મને સંયમની આજ્ઞા આપો. માતા પિતા કહે-ઓ વહાલસોયી દીકરી! તું રાજશાહી સુખમાં ઉછરી છે. સંયમી જીવન ઘણો કઠીન માર્ગ છે. તારાથી સંયમના કષ્ટો કેમ વેઠાશે? સંયમી જીવનમાં ઘેર ઘેર ગૌચરી જવું પડશે. ટાઢા-ઊના ભોજન મળશે. માથાના કેશ ભાજી-પાલાની જેમ ચુંટવા પડશે. માટે તું ખૂબ વિચાર કરજે. હજુ તારી યુવાની છે. યુવાનીમાં સંયમ પાળવો મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવું કઠીન છે. અમારો કંઈ સ્વાર્થ નથી. અમારે તો આમે ય તું સંસારમાં રહેત તો લગ્ન કરીને પારકે ઘેર વળાવવી પડત. અમારે તો તું પરણીને કયાંક જાય કે સંયમ લઈને મહાસતીજી સાથે જાય એ બંને સરખું છે. પરંતુ ત્યાગી જીવનમાં કઠોર વ્રત પાલન કરવાનું છે. માટે તું વિચાર કરજે. તારાથી બરાબર પાળી શકાશે કે નહિ?

ગંગસેના કહે-હે લાડીલા માતાપિતા! આપની વાત સત્ય છે. પરંતુ આ જીવે નરક-તિર્યંચ ગતિમાં જે ભયંકર દુઃખો વેઠ્યા છે તેની આગળ સંયમના દુઃખ મને કંઈ દેખાતા નથી. આ ભવમાં જો રાજશાહી સુખને નહિ છોડું તો ફરીને એવા દુઃખો ભોગવવા જવું પડશે. માટે મારો દૃઢ નિર્ણય છે કે મારે સંયમ લેવો છે. ભૂલા પડેલા માનવીને ખ્યાલ આવે કે હું જંગલમાં ભૂલો પડી ગયો છું, મારો માર્ગ બદલાઈ ગયો

છે. જંગલમાં આંખ ખૂલ્યા પછી પણ જો નગરનો માર્ગ ન લેવો હોય અને જંગલમાં ભટકતા રહેવું હોય તો આંખ ખૂલ્યાનો અર્થ શું ? હવે મને સ્પષ્ટ સમજાઈ ગયું છે કે રાજશાહી સુખો એ સુખો નથી. એ તો ખરજવાની ખણુજને ચળવા જેવું છે. ખૂબ તરસ લાગે ને દરિયાના પાણી પીવા મળે તો ઊલટી તરસ વધે. તેમ આ સુખના ભોગવટા જીવની તૃષ્ણા વધારનારા છે. માટે એવા સુખ હવે મારે નથી જોઈતા. હે માતા ! આ સંસારનું કયું સુખ એવું છે કે જે ભોગવીને જીવને કાયમી શાંતિ મળતી હોય ! કે તેની તૃષ્ણાનો નાશ થતો હોય ! તૃષ્ણાનો નાશ તો ત્યાગના માર્ગે જવાથી થાય છે. તૃષ્ણાની શાંતિ ત્યાગથી થાય છે. ભોગથી નહિ. આ સંસારના સુખો પરિણામમાં ભયંકર દુઃખને આપનારા છે, માટે હવે મારે એ સુખો નથી જોઈતા. હું તો એવા સુખને ઈચ્છું છું કે જે સુખ કયારે પણ આવ્યા પછી જાય નહિ. અને એ સુખની પાછળ દુઃખની છાયા પણ ન હોય. તે સુખ સંયમ માર્ગથી મળવાનું છે. માટે આપ હવે મને સંયમ-માર્ગે વળાવો. હું આપનો મહાન ઉપકાર માનીશ. રાજા-રાણીને લાગ્યું કે દીકરીનો વૈરાગ્ય સમજણપૂર્વકનો છે. માટે હવે અમારે આજ્ઞા આપવી જોઈએ. હવે રાજા રાણી ગંગસેનાનો દીક્ષા-મહોત્સવ કેવી રીતે ઉજવશે તેના ભાવ અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન નં. ૧૧૮

કારતક સુદ ૧૧ ને શનિવાર તા. ૨૪-૧૧-૭૪

અનંત કરૂણાનિધી, શાસન સમ્રાટ વીર ભગવાનના મુખમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. જ્ઞાનીપુરૂષ આ જગતના માનવોમાં સાચા નરરત્ન છે. તે યથાર્થ તત્ત્વને પોતાના કેવળજ્ઞાન દ્વારા જાણીને જનકલ્યાણને માટે ઉપદેશ આપે છે. તીર્થંકર ભગવાન તથા કેવળીઓ જે કંઈ કહે છે તેમાં જનકલ્યાણના સાત્વિક હેતુ સિવાય બીજો કોઈ હેતુ નથી હોતો. તેથી તેમના ઉપદેશોને પચાવવાની અને તે અનુસાર આચરણ કરવાની શક્તિ પેદા કરવી જોઈએ.

જ્ઞાની પુરૂષો કહે છે, માનવભવ અત્યંત દુર્લભ છે. અને તેની એકેક ક્ષણ પણ અમૂલ્ય છે. કોઈ પણ મનુષ્ય વિદ્વાન હોય કે મૂર્ખ હોય, ધનવાન હોય કે નિર્ધન હોય, વીર હો યા કાયર અથવા બળવાન હો યા નિર્બળ, કોઈ સદાકાળને માટે જીવિત રહી શકતા નથી. એટલા માટે દરેક વ્યક્તિએ વિચાર કરવો જોઈએ કે પોતાના અલ્પ અને નશ્વર જીવનનો સદુપયોગ કેવી રીતે કરવો જોઈએ ? જે વ્યક્તિ સમજદાર અને વિવેકવાન છે તે સમજી શકે છે કે જીવનનો સદુપયોગ વિશાળ પરિવાર હોવાથી અને તેની મમતામાં ગૃદ્ધ થવાથી નથી થતો. કરોડો રૂપિયા

મેળવવાથી, ભોગવિલાસના અગણિત સાધનો વસાવવાથી પણ નથી થતો. વિચાર કરવાની વાત છે કે શું માનવીને પ્રચુર ભોગસામગ્રી મળી જાય છતાં તૃપ્તિ થાય છે ખરી? ક્યારે પણ નથી થતી. જે રીતે અગ્નિમાં નિરંતર આહુતિ નાંખતા રહેવાથી અગ્નિ શાંત નથી થતી પણ વધુ પ્રજ્વલિત થાય છે. તે રીતે અનંત ભોગ-સામગ્રી મળવા છતાં પણ મનુષ્યની ભોગલાલસા સદા અતૃપ્ત રહે છે. ધનની લાલસા અથવા સ્ત્રી, પુત્ર, ભાઈ, ભગિની, માતા-પિતા આદિ સાંસારિક સંબંધીઓ પ્રત્યેનો મોહ મનુષ્યને આંધળો બનાવી દે છે. અને તેને સંસારથી મુક્ત થવાની ઇચ્છા પર પાણી ફેરવી દે છે. જે માનવને આ સંસાર ચક્રથી છૂટવાનો ખટકારો થયો છે તેણે આત્માનો વિવેક જગાડવો પડશે. સંસારના તમામ પદાર્થો પ્રત્યેની આસક્તિનો ત્યાગ કરવો પડશે. તેણે એ વિચારવું જોઈશે કે આ જીવન ધર્મસાધનાને માટે છે. પણ સંસારમાં લુબ્ધ બનીને આત્મનાશને માટે નથી. સંસારમાં આસક્ત રહેવાથી આત્માનું કલ્યાણ ક્યારે પણ થવાનું નથી. એટલા માટે મહાપુરૂષો અને સંત-સતીજીઓ આભ્યંતર અને બાહ્યપરિગ્રહનો ત્યાગ કરીને ધર્મનો આશ્રય લે છે. અને સંસારથી વિરક્ત થઈને આત્મસાધના કરે છે. અને સંસારમાં રચ્યાપચ્યા જીવોને ઉપદેશ આપે છે.

આ માનવજીવન અમૂલ્ય અને દુર્લભ છે. તેથી દરેક આત્મકલ્યાણના ઇચ્છુક માનવે મંગલમય ધર્મને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવો જોઈએ. ધર્મની અમર જ્યોતિ આ સંસાર રૂપી અરણ્યમાં ભટકતા જીવોને સાચો માર્ગ બતાવી શકે છે. તેમ જ તેને અનંત સુખ અને શાશ્વત શાંતિરૂપી અમરપથની પ્રાપ્તિ કરાવી શકે છે. ધર્મનું શરણું ગ્રહણ કરવાથી આત્માનું કલ્યાણ અને મંગલ થઈ જશે. માટે ભગવાન બોલ્યા છે કે "धम्मो मंगल मुक्किट्ठं।" ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. મંગલનો અર્થ એ છે કે જે આત્માની બુરાઈઓ અને પાપોનો નાશ કરે અને સુખ-શાંતિ અર્પણ કરે. ધર્મ તે આપી શકે છે. એટલા માટે તે મંગલમય છે. બીજા શબ્દોમાં કહીએ જે પ્રાણીઓને માટે મંગલમય છે, તેનું નામ ધર્મ છે. અહિંસા, સંયમ અને તપરૂપી ધર્મની આરાધના કરવાથી માનવનું મંગલ થાય છે તથા તેના આત્માનું કલ્યાણ થઈ શકે છે. એટલું જ નહિ પણ એવા ધર્મનું આરાધન કરવાવાળાને દેવ પણ નમસ્કાર કરે છે. પરંતુ આજના યુગમાં ધર્મ ઉપેક્ષાની વસ્તુ બની ગયો છે. જેના જીવનમાં ધર્મ નથી તે સંસારના પદાર્થોમાં આસક્ત થઈને રાત-દિવસ તેમાં રચ્યો પચ્યો રહે છે.

હવે દૂતે જઈને કૃષ્ણ વાસુદેવને બધા સમાચાર આપ્યા. ત્યાર પછી પદ્મનાભ રાજાએ પોતાના સેના-નાયકને બોલાવીને લડાઈની તૈયારીઓ કરવા કહ્યું અને કહ્યું કે તમે જલ્દીથી પ્રધાન હસ્તિરત્નને બરાબર સજ્જ કરો. રાજાની આજ્ઞા થવાથી શ્વેત હસ્તિરત્નને ચમકતા નિર્મળવેશથી સુશોભિત કરી ઘંટ, આભરણો વગેરેથી શણગારી પદ્મનાભ રાજા પાસે લઈ ગયા. પદ્મનાભ રાજાએ બખ્તર પહેર્યું તેમજ બીજા

શસ્ત્રોથી સજ્જ થઈને તે પોતાના લડાઈમાં જવાના હસ્તિરત્ન ઉપર સવાર થઈ પોતાની ચતુરંગી સેનાને લઈને જ્યાં કૃષ્ણ વાસુદેવ છે તે તરફ જવા તૈયાર થયા. તેના મનમાં અભિમાન છે કે અહો! મારું સૈન્ય કેટલું વિશાળ છે! સામા પક્ષમાં તો પાંચ પાંડવો ને છઠ્ઠા કૃષ્ણવાસુદેવ એ છ જણા છે. મારા આટલા મોટા સૈન્ય સામે છ જણાનું શું ગજું? તેમની તાકાત છે કે મને હરાવીને દ્રૌપદીને લઈ જઈ શકે? એ છ જણાને તો હું ચપટીમાં ચોળી નાંખીશ. આ છ જણા મારા સૈન્ય સામે ટકી શકશે નહિ. પદ્મનાભ રાજાને કયાં ખબર છે કે :

**"બાકર બચ્ચા લાખ લાખે બિચારા, સિંહણ બચ્ચું એક એકે હજારા."**

બકરીના લાખ બચ્ચા હોય તો પણ બિચારા છે. એમની તાકાત છે કે સિંહણના બચ્ચાની સામે ઊભા રહી શકે? તેમ ભલે મારૂં સૈન્ય ગમે તેટલું મોટું હોય પણ કૃષ્ણ વાસુદેવના બળ આગળ તો કાંઈ જ નથી. તે કૃષ્ણ વાસુદેવના બળથી, શક્તિથી અપરિચિત છે. કોઈ દિવસ નામ પણ સાંભળ્યું નથી. તેથી તેના બળનું તેને અભિમાન છે. જ્ઞાની કહે છે ગમે તેવો બળવાન હોય પણ પરસ્ત્રી લંપટ હોય તેના જેવો પાપી કોઈ નથી. અને તે યુદ્ધમાં વિજય મેળવી શકતો નથી. નેપોલિયન બોનાપાર્ટે બધા યુદ્ધમાં વિજય મેળવ્યો પણ એક વખત હાર ખાધી તેનું કારણ એ છે કે લડાઈમાં જતી વખતે તેને સ્ત્રીનો વિચાર આવ્યો. મનમાં વિકાર ઉત્પન્ન થયો તેથી તે જીત મેળવી શકયો નહિ. ફક્ત એક વિચારના કારણે તેનો પરાજય થયો. તો જે સતી સ્ત્રીનું ચારિત્ર લૂંટવા તૈયાર થાય તેનો વિજય તો થાય જ કયાંથી?

પદ્મનાભ રાજા પોતાના સૈન્ય સહિત યુદ્ધ કરવા માટે કૃષ્ણ વાસુદેવ તરફ આવી રહ્યા છે. કૃષ્ણ વાસુદેવે દૂરથી પદ્મનાભ રાજાને હસ્તીરત્ન પર બેસીને યુદ્ધ કરવા માટે સજ્જ થઈને આવતા જોયા. તેની સાથે મોટું લશ્કર છે. તેમને જોઈને કૃષ્ણ વાસુદેવે પાંચ પાંડવોને બોલાવીને કહ્યું. પદ્મનાભ રાજા પોતાના સૈન્ય સહિત યુદ્ધ કરવા આપણી તરફ આવી રહ્યા છે. તે હવે નજીકમાં આવતા દેખાય છે. તો હે વત્સ!

किण्णं तुब्भे पउमनाभेणं सद्धिं जुज्झिहिइ उदाहु पेच्छिहिहि ?

શું તમે પદ્મનાભ રાજાની સાથે યુદ્ધમાં ઉતરશો કે ફક્ત યુદ્ધને જોશો? લડાઈ કરવા જવાનું છે તો તમારાથી સામનો થઈ શકશે? તમારે લડવા જવું છે? દ્રૌપદી પાંચ પાંડવોની પત્ની છે તેથી કૃષ્ણ વાસુદેવ તેમને જવાનું કહે છે એમ નથી, પણ તેમના એ ભાવ છે કે એક વાર તેમની ઈચ્છા હોય તો પરાક્રમ બતાવીને જીત મેળવી આવે તો તેમને વધુ આનંદ આવે. ત્યારે પાંડવોએ કહ્યું હે મહારાજા! અમે યુદ્ધમાં જઈશું. અમે તેમનો સામનો કરીશું. તમે અમારા યુદ્ધને જોજો. પાંચ પાંડવો યુદ્ધમાં જવા માટે બખ્તર પહેરી શસ્ત્રો લઈને પોતપોતાના રથ પર સવાર થઈ ગયા. તેમની

પાસે સૈન્ય નથી એટલે બીજી તૈયારી તો કરવાની નથી. પોતે તૈયાર થઈ ગયા અને પદ્મનાભ રાજા તરફ રવાના થયા.

પદ્મનાભ રાજાના મનમાં એ ફાંકો છે કે કૃષ્ણનો દૂત મને કહી ગયો છે કે ઓ હીણ પુણ્યા! મૃત્યુને નોતરનારા! કાળી ચૌદશના નહિ જન્મેલા! તો હવે હું તેમને બતાવી દઉં કે હું હીણ પુણ્યવાળો છું, હું મૃત્યુને નોતરનારો છું કે તું મૃત્યુને નોતરનારો અને હીણપુણ્યવાળો છે! પાંચ પાંડવોને રથમાં બેસીને આવતા જોઈને પદ્મનાભ રાજા વિચાર કરે છે કે આ તો ફક્ત પાંચ જણા છે. તેમની શી તાકાત કે શું બળ છે કે તેઓ અમારી સામે ટકી શકે? પાંડવોએ પદ્મનાભ રાજાની પાસે જઈને કહ્યું. આજે કાં તો અમે નહિ અને કાં તો પદ્મનાભ નહિ. કહેવાય છે કે શુકન કરતાં શબ્દો આકરા. પાંડવો આ શબ્દો બોલ્યા એ હારસૂચક શબ્દો હતા. તેમણે જો કહેવું હતું તો એમ કહેવું હતું કે ગમે તેમ કરીશું પણ અમે દ્રૌપદીને લઈને જંપીશું. દ્રૌપદીને લીધા વિના પીછે હઠ કરવાના નથી. પરંતુ પાંચ પાંડવો આમ ન બોલતાં બોલી ગયા કે કાં તો અમે નહિ કાં તો તમે નહિ. જેના મનમાં જેવા વિચાર હોય તેવું તેને ફળ મળે.

એક વખત બે ખેડૂત ખેતરમાં જઈ રહ્યા હતા. રસ્તામાં તેમને એક જૈન મુનિ મળ્યા. મુનિના મસ્તકે લોચ કરેલો હતો. એક ખેડૂતે આ મુનિને જોઈને એમ વિચાર કર્યો કે આ મુંડીયો મને સામો મળ્યો એટલે મારું ખેતર મુંડીયા જેવું થશે. બીજા ખેડૂતે વિચાર કર્યો અહો! હું કેવો ભાગ્યશાળી! મને આવા પવિત્ર સંત મળ્યા. કેવા પ્રભાવશાળી સંત છે! મુખ પર કરૂણાનો ધોધ વરસી રહ્યો છે. લલાટે ચારિત્રના તેજ ઝળકે છે. આજે તો મારું કામ થઈ ગયું. બંનેના ખેતર લગોલગ છે. પણ જેના મનમાં મુનિને જોઈને સારા વિચાર આવ્યા હતા તેના ખેતરમાં પુષ્કળ પાક થયો અને ઘણું કમાયો. બીજા ખેડૂતે મુનિને મુંડિયા માન્યા હતા તો તેનું ખેતર મુંડિયા જેવું થયું. એટલે ખાસ પાક થયો નહિ. આમાં દોષ મુનિનો નથી પણ પોતાની ખરાબ વૃત્તિનો છે.

પાંડવોએ પદ્મનાભ રાજાને આ શબ્દો કહ્યા પછી તરત પદ્મનાભના સૈન્ય સાથે પાંડવોનું ભયંકર યુદ્ધ થયું, પરંતુ યુદ્ધ કરતાં પહેલા બોલાયેલા શબ્દો પાંડવોને આડે આવ્યા. પદ્મનાભ રાજાએ બાણોની વર્ષા શરૂ કરી અને પાંડવોના રથ પાછા પડવા લાગ્યા. પદ્મનાભે પાંચે પાંડવોના રથની ધ્વજાઓ ઉડાડી દીધી. પછી પાંડવો એક દિશામાંથી બીજી દિશા તરફ જઇ શકે નહિ તેમ તેઓએ રસ્તો રોકી દીધો તેથી ભયના માર્યા એક દિશામાંથી બીજી દિશા તરફ ભાગ્યા. પાંડવો હવે થાકી ગયા. બલ, વીર્ય અને શક્તિ વગરના થઈ ગયા ને કૃષ્ણ વાસુદેવ પાસે ગયા. ત્યારે કૃષ્ણ વાસુદેવે પૂછયું: અહો દેવાનુપ્રિય! તમે પદ્મનાભ સાથે કેવી રીતે યુદ્ધ કર્યું! ત્યારે પાંડવોએ

કહ્યું. આપની આજ્ઞાથી બખ્તર પહેરીને રથ પર આરૂઢ થઈને પદ્મનાભ રાજાની પાસે ગયા ત્યાં જઈ ને અમે તેમને એવું કહ્યું કે કાં તો અમે નહિ અથવા કાં તો પદ્મનાભ નહિ. એમ કહીને યુદ્ધ શરૂ કર્યું. પદ્મનાભ રાજાએ અમારા રથોની ધ્વજા નીચી પાડી દીધી. યુદ્ધમાં અમે હારી ગયા છીએ. ત્યાંથી ભાગતા અમે આપની પાસે આવ્યા છીએ. આ સાંભળીને કૃષ્ણ વાસુદેવે કહ્યું.

"एवं वयंता अम्हे णो पउमनाभे राय त्ति कट्टु पउमनाभेणं सद्धिं संपलग्गं ताओ णं तुब्भे णो पउमनाभे, हयमहियपवर जाव पडिसेहन्ते।"

હે પાંડવો! યુદ્ધમાં જતી વખતે તમે એમ કહેતા હતા કે અમે જ વિજય પ્રાપ્ત કરીશું. પદ્મનાભ રાજા વિજય પ્રાપ્ત નહિ કરે. આ પ્રમાણે વિચાર કરીને તમે પદ્મનાભ રાજાની સાથે યુદ્ધની શરૂઆત કરી હતી. આ સ્થિતિમાં તો તમારો વિજય થવો જોઈએ. તમે નમાલા કે ઢીલાપોચા નથી પણ શક્તિશાળી, પરાક્રમી, શૂરવીર છો. પાછા પડો તેમ નથી. પદ્મનાભ રાજાની જીત ન થવી જોઈએ. તમે તેના રાજ્ય-ચિન્હની–ધ્વજાને નષ્ટ કરી યુદ્ધ ક્ષેત્રમાંથી તેને ભગાડી દેત. પણ તમારી મનની ઈચ્છા સફળ થઈ શકી નહિ. પદ્મનાભ રાજા પાસે યુદ્ધ શરૂ કરતા બોલાયેલા વચનોએ જ તમને પરાજય અપાવ્યો છે. હવે તમે જુઓ. હું યુદ્ધના મેદાનમાં દુશ્મન સામે ઝઝૂમવા જાઉં છું. આમાં તો અવશ્ય મને વિજય પ્રાપ્ત થશે. પણ પદ્મનાભ રાજા વિજય પ્રાપ્ત નહિ કરે. એમ કહીને કૃષ્ણ વાસુદેવ રથ ઉપર સવાર થઈને પદ્મનાથ રાજાની પાસે ગયા.

પદ્મનાભ રાજાના મનમાં આનંદ છે કે હવે હું જીતી ગયો. મારો વિજય થયો ને પાંચ પાંડવો હારી ગયા. કૃષ્ણ વાસુદેવને જોઈને તે મનમાં ફુલાય છે, હરખાય છે કે, અહો! પાંચ પાંડવો તો હારી ગયા. હવે આ એકની શી તાકાત છે કે તે મારી સાથે બાથ ભીડી શકે ને દ્રૌપદીને લઈ જાય! તેને તો હું ચપટીમાં ચોળી નાંખીશ. પદ્મનાભને કયાં ખબર છે કે હું તેને ચપટીમાં ચોળી નાંખીશ કે હું ચપટીમાં ચોળાઈ જઈશ? કૃષ્ણ વાસુદેવ એક છે ને સામે ઊભેલું સૈન્ય વિશાળ છે. પદ્મનાભ રાજાનો સૈન્ય–સાગર છલકાઈ રહ્યો છે. તેમની સન્મુખ જઈને કૃષ્ણ વાસુદેવે પોતાનો પંચજન્ય સફેદ શંખ કે જે તેમની સેના માટે હર્ષોત્પાદક અને શત્રુઓની સેના માટે સંહાર-રૂપ હતો તે શંખને જોરથી વગાડયો. આ શંખનો અવાજ સાંભળતાં જ પદ્મનાભ રાજાની ત્રીજા ભાગની સેના હારી ગઈ અને દશેદિશામાં ભાગવા લાગી. કંઈક સૈનિકો તો મરી ગયા. તેઓ આ શંખની ગર્જના સહન કરી શકયા નહિ. જ્યારે હીરોશીમા પર બોંબ પડયો ત્યારે જ્યાં પડયો ત્યાં તો માનવો સાફ થઈ ગયા પણ બોંબના અવાજથી પણ કેટલાય માણસો સાફ થઈ ગયા. આ તો સામાન્ય માનવીનો બનાવેલો બોંબ હતો જ્યારે અહીં તો વાસુદેવનું બળ છે. ત્યાર પછી વાસુદેવે પોતાનું સારંગ-

હું જીવવાનો નથી. મારું મૃત્યુ સામે આવીને ઊભું છે. હવે બચવાનો શો રસ્તો? અત્યારે તો તેને બીજો કોઈ આધાર રહ્યો નથી. પદ્મનાભ રાજા ખૂબ મૂંઝાયા છે. મરણનો ભય લાગ્યો છે. હવે તેમાંથી બચવાનો શો રસ્તો શોધશે ને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર :–ગંગસેનાનો ભવ્ય દીક્ષામહોત્સવ :–**

ગંગસેનાના દૃઢ વૈરાગ્યભર્યો જવાબ સાંભળીને માતા–પિતાએ દીક્ષાની આજ્ઞા આપી અને ખૂબ ઠાઠમાઠથી તેનો દીક્ષામહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું. પુત્રીનો લગ્નોત્સવ કરે તો કયાં ખર્ચો નથી લાગતો? આ તો આત્મકલ્યાણના માર્ગે જઇ રહી છે. લગ્નોત્સવનો ખર્ચ પાપરૂપ છે જ્યારે આ તો આત્મકલ્યાણના ઉત્સવ નિમિત્તનો ખર્ચ, એ તો ધર્મખર્ચ કહેવાય. પુણ્યનું કાર્ય કહેવાય. આ ખર્ચેલા પૈસા લેખે લાગે છે. જે આવું સમજે છે તે દીક્ષામહોત્સવના ખર્ચમાં શી કમીના રાખે? તેથી ગંગસેના પાસે ખૂબ દાન દેવરાવ્યું. જૈન શાસનની પ્રભાવના કરી. આવા રાજવૈભવ છોડી રાજકુમારી દીક્ષા લે છે, આથી ઘણાના હૈયા હચમચી ગયા. ગંગસેનાએ દીક્ષા લીધી ત્યારે હજારો નરનારીઓની આંખો આંસુથી ભીંજાઈ ગઈ હતી. જૈનશાસનનો દીક્ષામહોત્સવ જૈનેતરો પર છાપ પાડે છે. તેમાં વળી રાજશાહી સુખો છોડીને ચારિત્ર લેતા જુએ એટલે તો હૈયે ચમકારો થાય. ગંગસેના દીક્ષા લઈને સુકોમળ શરીર હોવા છતાં તપશ્ચર્યા કરી રહી છે. ત્યાગ કરે છે ને સંયમના કષ્ટો પણ હસતા ચહેરે સહન કરે છે. ચારિત્ર પાળી રહી છે. જ્ઞાની આચાર્ય કહે છે, હવે શું બન્યું તે સાંભળો :–

**રુષિદત્તાની પૂર્વભવની ભૂલ કઈ? :** તે સમયે સંગમ નામની છોકરીએ તાપસીની દીક્ષા લીધેલી. પરંતુ દીક્ષા લીધા પછી જૈન દર્શનનું જ્ઞાન મેળવવા ચંદ્રયશા સાધ્વીજીની પાસે આવીને રહી. તેની જ્ઞાન મેળવવાની તમન્ના ખૂબ હતી. તેથી બધા સાધ્વીઓ સાથે એકમેક થઇને રહે છે. તે તાપસી હતી એટલે તે તેના ગૌચરી પાણી અલગ લાવીને કરે છે. જેમ જેમ જ્ઞાન ભણતી ગઈ તેમ તેમ તેને જૈન દર્શન પર અખૂટ શ્રદ્ધા વધતી ગઈ. પછી પરિણામ એ આવ્યું કે તેનો વેશ તાપસીનો રહ્યો પરંતુ ભગવાને બતાવેલા સંયમ માર્ગનું યથાતથ્ય પાલન કરવા લાગી અને તેણે નિયમ કર્યો કે મારે જાવજીવ સુધી નીવી કરવી.

**સંગમ નામા એક તાપસી, નીવી કરત હમેંશ,**
**સુખ સુખ મહિમા ફૈલી જિનકી, થેં સુણ કીન્હા દ્વેષ. હો શ્રોતા.**

સંગમ નામની તાપસી મહાન તપની આરાધના કરી રહી છે. સંસારના સંગથી તદ્દન ન્યારી રહે છે. સંસારના કોઈ સંગ એને મૂંઝવતા નથી. સંગરહિત જીવન જીવી

નિઃશંક ભાવે તપ તપી રહી છે. આવી જોરદાર તપશ્ચર્યા દ્વારા કાયાનો કસ ખેંચી રહી છે. તેણે એક જ ગણતરી રાખી છે કે તપ દ્વારા કાયાનો જેટલો કસ ખેંચાય તેટલો આત્મામાં કસ પૂરાય છે. જડ પુદ્ગલ ઘસાવાની સાથે આત્માનાં ઓજસ, વર્ચસ્વ અને સ્વતંત્રતા વધે છે.

આ તાપસી ખૂબ તપ કરી રહી છે, એટલે બધી સાધ્વીઓ તેની પ્રશંસા કરે છે. પણ અહીં ઋષિદત્તાનો જીવ ગંગસેના સાધ્વી ભૂલી પડે છે. એ સંયમ તપની આરાધના કરે છે, પરંતુ તાપસીની કીર્તિ ખૂબ ફેલાવા લાગી. આખા ગામમાં તેના ગુણ ગવાવા લાગ્યા. શું આ તાપસીનો મહાન તપ છે ! કેટલા શુદ્ધ ભાવે તપ કરી આત્માને તપાવી રહ્યા છે. સૌ તેમના વંદન કરવા આવવા લાગ્યા ને લળીલળીને વંદન કરતા બોલે છે, ધન્ય છે આપને ! આપે સંયમી જીવન તપદ્વારા દેદિપ્યમાન બનાવ્યું છે. આ બધી પ્રશંસા સાંભળીને ગંગસેનાના મનમાં ઇર્ષ્યાની આગ ભભૂકી ઉઠી. આ વળી આટલી બધી શાની પંકાય ? મારી નહિ એટલી આ તાપસીની પ્રશંસા કેમ થાય ? માન મને મળવું જોઈએ પણ અમારાથી ઉતરતી તાપસીને માન શાનું મળવું જોઈએ ? એવી ઈર્ષ્યા આવી ગઈ. જ્ઞાની કહે છે. મન સારું રાખીએ તો સારું, નહિતર એ બહુ ખરાબ ચીજ છે. મનમાં એક ખરાબ વિચાર આવ્યો તો પછી તે ફાલી ફુલી મોટો થતો જાય છે. અને પરિણામે એ વિચાર-વાણી અને વર્તનમાં પણ ઉતરી જાય છે. ઇર્ષ્યાથી મન સુધરે કે બગડે ? ઇર્ષ્યાનો ભાવ કષાયના ઘરનો કે ઉપશમના ઘરનો ? બીજાના ગુણાનુરાગના ઘરનો કે એના પ્રત્યે દ્વેષના ઘરનો ? ઈર્ષ્યા એ ભાવ સારો કહેવાય નહિ. તેથી મન સારું ન થાય. પણ બગડે. પરંતુ ગંગસેનાને એ ક્યાં જોવું છે કે લેવા દેવા વિના મારા હાથે મારું મન બગાડી રહી છું. તાપસીની પ્રશંસા કરનારા તો કરવાના છે. મારે શા માટે બળવું જોઇએ ? આ કંઈ વિચાર ન કર્યો તેથી બગડેલું મન જંપ્યું નહિ. મનમાં થયું કે આ તાપસીને એવું કાંઈક કરું કે બીજાઓ એની પ્રશંસા કરતા બંધ થઇ જાય. મનની ઇર્ષ્યા હવે વાણીમાં ઉતરી. ગંગસેના તાપસીને નીચી પાડવા હવે તેના પર કેવું કલંક ચઢાવશે ને શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૧૯

કારતક સુદ ૧૨ ને સોમવાર તા. ૨૫-૧૧-૭૪

જો તમારે આત્મામાં જ્ઞાનનું દર્શન કરવું હોય તો તમારે ત્રણ વાત બરાબર

સમજવા જેવી છે. તે ત્રણે વાત તમને સંસારમાં લાગુ પડે છે. તમારે કયાંથી ખસવું? કેવી રીતે જીવવું અને કેવી રીતે મુક્ત થવું? સમજીને સરકવું તેનું નામ સંસાર. જાણીને જીવવું તેનું નામ જીવન. મૂકાઈને મુક્ત થઈ જવું તેનું નામ મોક્ષ. આ સંસારમાં તમે કયારે ડાહ્યા કહેવાઓ? સંસારમાં રહેવા છતાં ધીમે ધીમે સરકતા જાવ. (શ્રોતામાંથી અવાજ:–કેવી રીતે સરકી શકાય?) સાંભળો. તમે કોઈક જગ્યાએ જતા હો, તમારી પાસે થોડી માલમિલ્કત હોય અને તમને ચાર પાંચ ગુંડાઓએ ઘેરી લીધા. આવા સમયે તમે ભાગવા જાવ તો તે તમને છરી મારે તેવી સ્થિતિ છે, ત્યારે તમે શું કરો? ધીમે ધીમે સરકી જવાનો ઉપાય શોધો કે નહિ? (શ્રોતામાંથી અવાજ:–શોધીએ.) આ જ રીતે આ સંસારમાં પણ એ જ કામ કરવાનું છે. સંસારના સકંજામાં આવી ગયા છો, હવે તમે ભાગવા જાવ તો બધા સગાં તમને ઘેરી લે. તમને છોડે તેમ નથી. તમને નહિ જવા દેવા માટે વળગી રહ્યા છે. આથી તમે ખૂબ ખુશ થવાના! અરે મનમાં મલકાવ કે હું કેવો ભાગ્યશાળી છું! મને કેટલા બધા રોકનારા છે? હું ગમે તેટલું કરું તો પણ છૂટી શકું નહિ. મારા પ્રત્યે બધાનો પ્રેમ છે. જે છૂટયા તેને આવું રોકનાર કોઈ હશે નહિ. આમ તમે માનો છો ને? શું ભલા માણસ! આ તમારી બુદ્ધિ છે! તીર્થંકરો, ચક્રવર્તીઓ અને રાજા મહારાજાઓ સંયમના માર્ગે આવીને જ સિદ્ધિને વર્યા છે. તમારા કરતાં તેમને રોકનારા સેંકડો માણસો હતા. પણ તેઓ તમારી જેમ સંસારના ગુલામ ન હતા. પણ બહાદુર હતા એટલે છોડીને નીકળી ગયા. પણ તમે કેમ નીકળી શકતા નથી? કોણે તમને રોકયા છે? તે વાત તમારે થોડી સમજવા જેવી છે. તમને તમારા પત્ની અને ઘરના માણસો જે રોકે છે તેમાં તેમનો સ્વાર્થ છે. તે સમજે છે કે આવો વગર પગારનો નોકર રળી-રળી બધાને માટે ચિંતા કરતો હોય તેવો કયાંથી મળે? ઘરડા થાવ ત્યારે જીવનની છેલ્લી ઘડી સુધી દુકાને બેસો છો અને છોકરાના છોકરા રમાડતાં રાજી થાવ છો ને! પાછા મનમાં માનો છો કે હું ન હોત તો આ છોકરાઓનું કોણ કરત? પણ મોહના નશામાં પડેલાને ખબર નથી કે તું જો ચિંતામાં ઉપડીશ તો તારું કોણ કરશે? પણ જીવે સમજવું જોઈએ કે આ બધું સાચવ્યા કરીશ, મેળવ્યા કરીશ, લગ્ન આદિ પ્રસંગોમાં હાજરી આપ્યા કરીશ તો મારું જીવન આમ ને આમ પૂરું થઈ જશે. આ દુનિયા તમને એમ કહેશે કે આ બહુ વ્યવહાર કુશળ છે. બહુ ઓળખાણવાળો છે, પણ આત્માની ઓળખ વિના બધી ઓળખ નકામી છે. આત્માની ઓળખ કરવા માટે આ માનવજન્મ મળ્યો છે.

જેને આત્માની ઓળખાણ નથી એવા પદ્મનાભ રાજા દ્રૌપદીને મેળવવા કૃષ્ણ-વાસુદેવની સામે યુદ્ધમાં ઉતર્યા. પણ કૃષ્ણવાસુદેવના શંખના અવાજથી ને ધનુષ્યના ટંકારથી પદ્મનાભ રાજાની સેનાનો ત્રીજો ભાગ મરાયો. કંઈક નાસી ગયા. તેથી

પદ્મનાભ રાજા પોતાના મહેલમાં જઇને છૂપાઈ ગયો ને કિલ્લાના દરવાજા બંધ કરાવી દીધા. કૃષ્ણ વાસુદેવ ભડવીર પુરૂષ હતા. તે દરવાજા બંધ જોઈને પાછા ફરે તેવા ન હતા. તેમનો તો દૃઢ નિશ્ચય છે કે પદ્મનાભ રાજા તો ચોરી કરીને દ્રૌપદીને લઈ ગયો છે. પણ મારે ચોરી કરીને દ્રૌપદીને નથી લેવી. સામી છાતીએ તેની સામે લડી તેને હરાવીને હું દ્રૌપદીને મેળવીશ. એમ વિચાર કરીને તેમણે વૈક્રેય સમુદ્દ્ઘાત કરીને એક વિશાળકાય નૃસિંહનું રૂપ ધારણ કર્યું. પછી મોટી ભયંકર સિંહ ગર્જના કરી. પોતાનો પંજો ધરતી પર પછાડ્યો. તેથી અમરકંકાના ગઢના કાંગરા ખરવા લાગ્યા. અટારીઓ, મકાનોના ધાબા તૂટી પડ્યા. અને ઘણા મકાનો પડીને સાવ જમીનદોસ્ત થઇ ગયા. તેના ભંડારોમાં જે ધન હતું તે પણ નદીની ભરતીના પાણીની જેમ ઉછળીને બહાર પડવા લાગ્યું. કૃષ્ણ વાસુદેવે પડકાર કર્યો. હે પદ્મનાભ! હવે તું ક્યાં સંતાઇ ગયો છે? બહાર નીકળ ને આવ મારી સામે. પદ્મનાભ રાજા તો આ બધું જોઈને ધ્રૂજી ગયો. બસ, હવે મારું આવી બન્યું. હવે જીવવાની આશા નથી. ક્યાં સંતાઇ જાઉં? લોખંડની કોઠીમાં પૂરાઇ જાઉં તો પણ આ કૃષ્ણ વાસુદેવ તોડી નાંખે તેમ છે. તેની ગર્જનાએ આટલી નવાજૂની કરી નાંખી! આ તો કોઈ અજબગજબનો બળીયો પુરુષ આવ્યો લાગે છે. હવે મારે બચવું હોય તો ક્યાં જાઉં? કોનું શરણું લઉં તો હું બચી શકું?

કૃષ્ણ મહારાજાએ જે શંખ ફૂંક્યો હતો તેનો અવાજ ગામના લોકોએ સાંભળ્યો તે રીતે દ્રૌપદીએ પણ સાંભળ્યો હતો. શંખનો અવાજ સાંભળીને તે એકદમ તેજસ્વી ને સ્વસ્થ બની ગઈ. અહો! મારો ભાઈ મારું રક્ષણ કરવા આવી ગયો. તે આનંદમાં આવી ગઈ. પદ્મનાભ રાજા ખૂબ ભયભીત થઈ ગયો. તેને થયું કે હવે હું સતી દ્રૌપદીના શરણે જાઉં તો બચી જઇશ. એમ નિશ્ચય કરી લપાતો-છૂપાતો, ગભરાતો-ગભરાતો દ્રૌપદીના મહેલે ગયો. તેની ૭૦૦ રાણીઓ પાસે ન ગયો. દ્રૌપદીના ચરણમાં પડી ધ્રુજતા ધ્રુજતા કહે છે, સતી તું મારુ રક્ષણ કર. દ્રૌપદી કહે છે.

"किण्णं तुमं देवाणुप्पिया! न जाणासि कण्हस्स वासुदेवस्स उत्तमपुरिस्स विप्पयं करेमाणे ममं इह हव्वमाणेसि।"

હે દેવાનુપ્રિય! શું તમે ઉત્તમ પુરૂષ કૃષ્ણ વાસુદેવને ઓળખતા નથી? તમને ખબર નથી કે દ્રૌપદી કોની બહેન છે? કદાચ તમે ન જાણતા હોય, કારણકે તમે ઘાતકી ખંડમાં વસ્યા છો ને મારો ભાઈ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં વસે છે. પરંતુ તમે જ્યારે મારું દેવ પાસે સાહારણ કરીને અહીં લઇ આવ્યા ત્યારે મેં આપને કહ્યું હતું કે મારા ભાઈ કૃષ્ણ વાસુદેવ ખૂબ બળવાન પુરૂષ છે. માટે આપ આ વાત છોડી દો. ૬૩ શલાકા પુરૂષમાં કૃષ્ણ વાસુદેવનો નંબર લાગ્યો છે. આપ એમની સામે નહિ ફાવો, છતાં આપ

ન માન્યા, ત્યારે આપ ન સમજયા, પણ જ્યારે તેમના દૂતે આવીને આપને કહ્યું ત્યારે જો સમજ્યા હોત ને મને પાછી સોંપી હોત તો આ દશા ન આવત. હવે જો તમને મૃત્યુનો ભય લાગ્યો હોય ને સુખે જીવન જીવવું હોય તો તમે અહીંથી વિલંબ રહિત જાવ. જઈને સ્નાન કરો. સ્નાન કરીને સ્ત્રીનો વેશ પહેરો અને પાણીથી ભીંજાયેલી સાડી પગ સુધી ઢળકતી પહેરો. પગનો અંગુઠો પણ ખુલ્લો ન રહેવો જોઈએ. આ વેષ પહેરીને તમે એકલા જતા નહિ. પણ અંતેઉરની ૭૦૦ રાણીઓને સાથે લઈને જજો. વળી સાવ ખાલી હાથે કૃષ્ણ વાસુદેવ પાસે ન જશો પણ તમારા ભંડારમાં જે કિંમતી રત્નો હોય તે સાથે લેજો. સૌથી મોખરે મને રાખજો. પછી તમે અને તમારી પાછળ ૭૦૦ રાણીઓ ગીતો ગાતી ગાતી આવે. આ રીતે તમે કૃષ્ણ વાસુદેવ પાસે જજો. કૃષ્ણ વાસુદેવ કોઈ દિવસ સ્ત્રીને હાથનો સ્પર્શ કરતા નથી. કૃષ્ણ વાસુદેવ પાસે જઈ તેમના ચરણમાં પડજો અને કહેજો કે દ્રૌપદીનું હરણ કરાવીને મેં ગંભીર ભૂલ કરી છે. આપને હું ઓળખી શકયો નહિ. માટે મને માફ કરો. ક્ષમા આપો. હે દેવાનુંપ્રિય! ઉત્તમ પુરૂષો તેમની સામે નમ્ર બનેલા માણસો પ્રત્યે એકદમ વાત્સલ્ય-ભાવ-વાળા થઈ જાય છે. ફક્ત નમસ્કાર કરવાથી જ તેઓ પ્રસન્ન થઈ જાય છે. આ પ્રમાણે તમે કરશો તો બચી જશો. આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. પદ્મનાભ રાજા કાંઈ જેવો તેવો ન હતો. એ પરાક્રમી, શક્તિશાળી પુરૂષ હતા પણ કૃષ્ણ વાસુદેવના બળ આગળ તેમનું બળ શા વિસાતમાં? રાજાને મરણનો ભય લાગ્યો છે. દરેક જીવને મરણ અપ્રિય છે.

"तए णं से पउमनाभे दोवइए देवीए एयमट्ठं पडिसुणेइ पडिसुणित्ता ण्हाए जाव सरणं उवेह।"

દ્રૌપદી દેવીના કહેવાથી પદ્મનાભ રાજાએ સ્નાન કરી સ્ત્રીના ભીનાં કપડા પહેર્યા. દ્રૌપદીને આગળ કરી પછી પોતે હાથમાં કિંમતી રત્નોની ભેટ લઈને ચાલ્યો. પાછળ તેની ૭૦૦ રાણીઓ ગીતો ગાતી જતી હતી. આ રીતે કરવામાં તેની રાણીઓ આગળ તેની કિંમત કેટલી રહી.! એમ ચાલતાં તે કૃષ્ણ વાસુદેવ પાસે પહોંચી ગયો. અને તેના ચરણમાં નમી પડયો. અને કહેવા લાગ્યો. હે ઉત્તમ પુરૂષ! મેં આપને જાણ્યા નહિ. પીછાણ્યા નહિ, ઓળખ્યા નહિ. હવે આપની ઋદ્ધિ મેં જોઈ લીધી છે. આપનું બળ-પરાક્રમ પણ મેં જોઈ લીધું છે. મેં દ્રૌપદીનું અપહરણ કરાવ્યું તે ભયંકર મોટી ભૂલ કરી. મારા અપરાધ બદલ હું નમ્ર બનીને આપની પાસે વારંવાર ક્ષમા માગું છું. આપ મારા ગુનાની માફી આપો. મને ક્ષમા આપો. આપે દૂતને મોકલ્યો ત્યારે જો સમજી ગયો હોત તો અબળા બનવાનો પ્રસંગ ન આવત. "*णं जाव णाहं भुज्जो (२) एवं करणाए।*" હે દેવાનુપ્રિય! હવે ફરીને

હું કદાપિ આવું કાર્ય નહિ કરું. આપ મને ઉદાર દિલે મારા ગુનાની માફી આપો. આ પ્રમાણે કહીને બંને હાથ જોડીને કૃષ્ણ વાસુદેવના ચરણમાં પડી ગયો અને પોતાના હાથથી દ્રૌપદીને કૃષ્ણ-વાસુદેવને સુપ્રત કરી દીધી. અને કહ્યું : હવે આપ સતીને સંભાળજો. હવે કયારે પણ હું કોઈ પણ સતીને કષ્ટમાં નાંખીશ નહિ.

પદ્મનાભ રાજાના વચનો સાંભળી કૃષ્ણ-વાસુદેવે કહ્યું, અરે એ પદ્મનાભ! મરણના અભિલાષી! અકાળે મૃત્યુને ઈચ્છનારા! તને ખબર નહોતી કે દ્રૌપદી મારી બહેન છે. તેનું તેં અપહરણ કરાવ્યું! ભાઈ થાવ તો આવા ખમીરવાળા થજો. બહેન રોતી આવે તો ભાઈનું હૃદય વલોવાઈ જાય ને દિલ દ્રવી જાય. અહો! મારા જીવતાં મારી બહેનની આંખમાં આંસુ હોય! હું જીવતો છું ત્યાં સુધી બહેનનો વાળ કોઈ વાંકો કરી શકશે નહિ. પહેલાના જમાનામાં દીકરો માતાની આંખમાં આંસુ જોવે તો તેના દિલમાં આઘાત લાગે. મારા જીવતાં માતાની આંખમાં આંસુ! આજે કેવો જમાનો આવ્યો છે? પત્ની રડતી હોય તો પતિ કહે દેવી! મારા દેખતાં તારી આંખમાં આંસુ કેમ? દેવ દેવી પાછળ પાગલ બન્યો છે. માતાના આંસુ લૂછવાનું ભૂલી ગયો છે. માતાની આંખમાં આંસુ દેખે તો તેને કંઈ ન થાય. માતાના ઉપકારને સાવ વિસરી ગયા છે. દીકરો માતાને લાત મારશે તોય કહેશે કે મારો દીકરો! આજે છોકરાઓ ભાન ભૂલી ગયા છે. દેવીના આંસુ દેખે છે પણ માતાના આંસુ નથી જોતા.

કૃષ્ણ-વાસુદેવને દ્રૌપદી સોંપી દીધા પછી કૃષ્ણ-વાસુદેવે કહ્યું કે પદ્મનાભ! તેં ભયંકર મોટી ભૂલ કરી છે પરંતુ જ્યારે તું આ સ્થિતિમાં મારી પાસે આવ્યો છે, તો હવે તને મારા તરફથી અભય છે. કોઇ જાતનો ભય રાખીશ નહિ. કારણ કે સ્ત્રી વેષ ધારણ કરનાર પર હું હાથ ઉપાડતો નથી. હવે ધ્યાન રાખજે કે કોઈ પરસ્ત્રી સામે તારે દૃષ્ટિ કરવી નહિ કે આંગળી ચીંધવી નહિ. પદ્મનાભ રાજાએ તે કબુલ કર્યું. પછી સ્ત્રીનો વેષ ઉતારી પુરૂષનો વેષ પહેરી લીધો. પછી કૃષ્ણ વાસુદેવે તેને વિદાય કર્યો. ત્યારબાદ કૃષ્ણ વાસુદેવ દ્રૌપદીને લઈને રથ પર સવાર થઇને જ્યાં પાંડવો હતા ત્યાં આવીને તેમણે પોતાના હાથથી દ્રૌપદીને પાંડવોને સોંપી દીધી. પછી કૃષ્ણ વાસુદેવનો રથ અને પાંચ પાંડવોના પાંચ રથ એમ છ રથ લવણ સમુદ્રના કિનારા તરફ રવાના થયા. દ્રૌપદીને પાંડવોના રથમાં બેસાડી છે. જે દિશામાંથી તેઓ આવ્યા છે તે દિશામાં લવણ સમુદ્રને પાર કરીને જવાનું છે. હવે પાંચ પાંડવો, સતી દ્રૌપદી અને કૃષ્ણ વાસુદેવ એમના છ રથો લવણ સમુદ્રના કિનારે પહોંચશે અને ત્યાં શું બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

**ચરિત્ર : ગંગસેનાએ સંગમ તાપસી પર ચઢાવેલું આળ :**

સંગમ તાપસીની પ્રશંસા ગંગસેનાથી સહન ન થઈ, એટલે તાપસીના ગુણ

ગાતી સાધ્વીઓને ગંગસેના કહે છે અરે, તમે આની પ્રશંસા શું કરો છો? આને તમે ઓળખતા નથી?

**રાત્રે માંસ ખાતી રાક્ષસી, ધરી દોષકી રેશ,**
**ખુશ હો કર્મ નિકાચિત બાંધ્યા, રંજન કિયા લગાર હો...શ્રોતા.**

આ તો દંભી તાપસી દિવસે રોજ નીવીના પચ્ચખાણ લે છે ને રાત્રે રોજ માંસ ખાય છે. બંધુઓ, જેની સાધુ સ્વપ્નમાં પણ ચિંતવણા ન કરે, સાધુપણામાં ન કલ્પે અને સંયમી જીવનને ન શોભે એવું ખોટું આળ ચઢાવ્યું. આ વાત એક કાનેથી બીજા કાને પહોંચતા આખા ગામમાં ફેલાઇ ગઈ. સારી વાત ફેલાતા વાર લાગે પણ ખરાબ વાત તો જલ્દી ફેલાઈ જાય છે. વાત ફેલાઈ ગઈ એટલે લોકો તાપસીની નિંદા કરવા લાગ્યા. સંગમ તાપસી નીવી માટે ભિક્ષા લેવા જાય તો તેને કોઈ ગૌચરી વહોરાવવા પણ તૈયાર ન થાય. તે જ્યાં જાય ત્યાં બધા એમ બોલે કે આ રાક્ષસણી છે. કોઈ ઘરમાં પેસવા ન દે. આ તાપસીને ઊભા રહેવાનું સ્થાન ન રહ્યું.

અહીં આચાર્ય મહારાજ ઋષિદત્તાને કહી રહ્યા છે હે ઋષિદત્તા! તેં આ અસત્ આરોપ ચઢાવવાથી અને તાપસીની નિંદા થતી સાંભળીને ખૂબ હરખાવાથી નાનોસૂનો કર્મબંધ નહિ પણ મોટો કર્મબંધ ઉપરાજ્યો. નિકાચિત કર્મ બાંધ્યું. આ કર્મ એવું બાંધ્યું કે તારા ઉપશમ ભાવને નષ્ટ કરી નાંખે. ગંગસેનાને સુંદર સંયમ-પાલન કરવાથી ઉપશમ ભાવની મહાન કમાણી થઈ હતી. પણ ભયંકર અસત્ આળ ચઢાવવામાં દ્વેષ ભાવ આવ્યો તેથી ઉપશમ ભાવને સાફ કરી નાખ્યો. આ આરોપ કંઈ અજાણ્યે નથી ચઢાવ્યો. જાણી જોઈને ચઢાવ્યો છે. એટલે એ ભયંકર આરોપની પાછળ મનમાં ભયંકર ઇર્ષ્યા હતી. એ ઈર્ષ્યા, મેળવેલા ઉપશમ ભાવને ક્યાંથી ટકવા દે?

સંગમ તાપસી તો પ્રશમ-ઉપશમ ભાવમાં ઝૂલતી હતી. અમૃતરસની વાવડી જેવી એને પોતાના ઉપરના આળથી જરા પણ દ્વેષ આવ્યો નહિ. એને તો એક જ વિચાર આવ્યો હતો કે મારો પ્રશમ-ઉપશમ ભાવ બરાબર છે. એ જ અંતે મારી ખરી ચીજ છે. ખરી મૂડી છે. એને હું શા માટે ન સાચવું? બીજાના શબ્દ કે પ્રવૃત્તિ સામે મારે જોવાનું શું કામ? એ ગમે તેમ કહે કે કરે એ કાંઈ મારા આત્માને ચોંટતું નથી. મારે મારી મૂડી બગાડવી નથી. બસ, આ વિચાર ઉપર તાપસીએ બહારનો જરા પણ સંગ ના રાખ્યો. એ તો નિઃસંગપણે ભવભંગની ભાવના તરફ દોડી રહી હતી. ગંગસેના એક સાધ્વી હતા ત્યારે સંગમ તાપસી હોવા છતાં એ ગંગસેના કરતાં કેટલી આગળ વધી ગઈ. કહેવત છે ને કે બુદ્ધિ કોઈના બાપની નહિ. એમ ઉપશમ-ભાવ, ક્ષમા એ કોઈ બાહ્ય ઘરની વસ્તુ નથી. જે એની જરૂર રાખે એની એ ચીજ છે. સંગમ તાપસીને પોતાના પર રાક્ષસણી-માંસ ભક્ષિણીનું આળ ચઢાવનારી ગંગસેના સાધ્વી પ્રત્યે જરા પણ રોષ ન થયો. આચાર્ય મહારાજ ઋષિદત્તાને કહી રહ્યા છે.

દેવાનુપ્રિયા! કર્મ બાંધતી વખતે તે બીજ જેટલું હોય છે પણ ઉદયમાં આવે ત્યારે મોટું વડ જેટલું થઈ જાય છે. તેં સંગમ તાપસી પર ખોટું આળ ચઢાવ્યું, પણ અંતિમ સમય સુધી ગુરૂ આગળ પ્રાયશ્ચિત કર્યું નહિ. તારે ગુરૂ સમક્ષ કહેવાની જરૂર હતી કે ગુરૂણીદેવ! મેં બહુ મોટી ભૂલ કરી છે. સંગમ તાપસીને ખોટું આળ ચઢાવ્યું છે. હું ખોટી છું ને તે સાચી છે. પણ તેં પ્રાયશ્ચિત ન કર્યું તેથી ભવોભવ રખડાવે એવાં ઘોર પાપ બાંધ્યાં. ત્યાંથી કાળ કરીને ભવસાગરમાં ભમવા લાગી.

બંધુઓ! ગંગસેના સાધ્વીએ સંગમ તાપસીની પ્રશંસામાં મન જવા દીધું તો ચિત્તમાં એને બળતરા ઊભી થઈ ને? જો એણે તપમાં અનુમોદના કરી હોત તો આત્મહિતના લાભમાં ઉતરત, પણ એ ગજું કે શક્તિ ન હતી, તેથી બળતરા ઊભી થઈ. પણ એને એટલેથી અટકી જવાની જરૂર હતી. જો એણે એટલો વિચાર કર્યો હોત કે જ્યાં મારું તુચ્છ, નિઃસત્વ, તામસી મન બળે છે એને મારે શી લેવાદેવા? જગત છે. એમાં બધું ય ચાલે. બધે મારું મન કેટલું જવા દઈશ? મને મારૂં સંભાળવા દે. તો તેનું આટલું ભવવનમાં ભટકવાનું ન થાત. પરંતુ તેને આવા ઉચ્ચ વિચારો ન આવ્યા. બળતરા ઊભી થતા તાપસીને રાત્રે માંસ ખાનારી રાક્ષસી તરીકેનું ભયંકર આળ ચઢાવ્યું. એનું પ્રાયશ્ચિત નહિ કરવાથી, ઘોર પાપ બાંધ્યાં. અને એ કર્મોએ તેને ભવોમાં ભટકતી કરી.

**ગંગસેના પછીના ભવ:** ઋષિદત્તાને આચાર્ય ભગવંત તેનો પૂર્વ ભવ કહી રહ્યા છે કે અનેક દુઃખદ ભવોમાં ભટકતી, મહાદુઃખો વેઠતી તેં ઘણા ભવો કર્યા. ત્યાં પરાધીનપણે કર્મનો ઘણો માર ખાતાં ખાતાં ઘણી અકામનિર્જરા થવાથી તું રાજપુત્રી થઈ. ગંગસેનાના ભવમાં કરેલી તપ સંયમની સારી સાધનાના સંસ્કાર ઉદયમાં આવવાથી રાજપુત્રી હોવા છતાં તું વીતરાગ ભગવાનની ઉપાસિકા બની અને ખૂબ તપ કરવા લાગી. એક ગંભીર ભૂલના કારણે ધર્મનો આરાધક આત્મા પણ કેવો ગબડે છે! એ ગંગસેનાના દુઃખદ ભવોની પરંપરા પરથી સમજવા મળે છે. જૈન દર્શન નિષ્પક્ષપાતી–ગુણગ્રાહી દર્શન છે. જૈનધર્મને પામેલી ગંગસેના ઈર્ષ્યામાં તણાઈ અને ભૂલી તો એમ જ બતાવ્યું અને તાપસી હોવા છતાં તેનામાં ગુણની કેટલી વિશેષતા હતી તો વિશેષતા બતાવી. આ ચરિત્ર પરથી આપણે એ સમજવું છે કે ગંગસેના જૈન સાધ્વી હોવા છતાં ઈર્ષ્યા અને આરોપના કારણથી ભવોમાં ભટકી; તો પછી આપણે એવા કોઈ દુષ્કૃત્ય તો કરતા નથી ને? જો દુષ્કૃત્ય કરતા હોઈશું તો પછી ભવવનમાં કેટલા ભમશું?

રાજપુત્રી ઘોર તપ કરવા લાગી. પૂર્વનો કરેલો ધર્મ નકામો ન ગયો. માટે શ્રદ્ધા રાખીને ધર્મ કર્યા કરો. એ નકામો નહિ જાય. જ્ઞાની ગુરૂદેવ કહે છે હે ઋષિદત્તા! તેં રાજપુત્રીના ભવમાં કઠોર તપશ્ચર્યા કરી પરંતુ સ્ત્રી–સ્વભાવને વશ થઇને તું

માયા કપટમાં પડી ગઈ અને તેથી મરીને બીજા ઈશાન દેવલોકના ઈન્દ્રની ઈન્દ્રાણી બની. તપ કરવાથી દેવલોક મળ્યું, પરંતુ સોનાની થાળીમાં લોઢાની મેખની જેમ માયાકપટ કરવાથી સ્ત્રીપણું મળ્યું. માટે ધર્મ કરવો તો વિશુદ્ધ કરવો અને જીવન પવિત્ર અને સ્પૃહા વિનાનું જીવવું જોઈએ. ત્યાંથી તું મરીને અહીં હરિષેણ રાજાની રાણી પ્રીતિમતીની પુત્રી ઋષિદત્તા તરીકે જન્મ પામી. ૮ દિવસની તને મૂકીને તારી માતા મૃત્યુ પામી. પિતાએ તને ઉછેરીને મોટી કરી. અને કનકકુમાર સાથે પરણાવી. એમાં ઘણા કાળ પહેલા તાપસી પર ચઢાવેલા રાક્ષસીપણાના આરોપના પાપકર્મો ભોગવતાં શેષ ભાગ બાકી રહ્યો તે અહીં ઉદયમાં આવ્યો. તેથી તારા પર અહીં રાક્ષસી તરીકેનું ભયંકર આળ ચઢયું. બસ, તારા કલંકનું આ કારણ છે. બાંધેલાં કર્મો જીવને ભોગવ્યા વગર છૂટકો નથી.

**"ઋષિદત્તાને જાતિસ્મરણ જ્ઞાન"** :–પોતાની કર્મકહાણી સાંભળીને ઋષિદત્તાને જાતિસ્મરણ જ્ઞાન થયું.

**સુણ હુઆ જાતિસ્મરણ સતીકો, સચ્ચા કિયા ઈન્સાફ,**
**દેઈ પુત્રકો રાજ્ય દંપતી, લિયા યોગ ઘર ખંત હો...શ્રોતા૦...**

જાતિસ્મરણ જ્ઞાન થવાથી પોતાના આત્માના પૂર્વભવ યાદ આવવાથી પોતાના પ્રત્યે તેને તિરસ્કાર થયો. અહો ! આવું ગોઝારું કૃત્ય કરનારી હું ! એના મનને એમ થયું કે આટલું થોડું પણ કર્મ રહી ગયેલું જેણે આ ભવમાં આટલો ભાવ ભજવ્યો, તો પછી આત્માના ખજાનાની અંદર તો બીજા કેટલાય આવાં કર્મો પડયા હશે તો પછી શું એ ભવિષ્યમાં ભોગવવા માટે ઊભા રાખવા ? તો હું આ ભવમાં શા માટે તપથી એનો નાશ ન કરું ? જ્ઞાનીઓ કહે છે પૂર્વ જન્મમાં કરેલા કર્મો કાં તો ભોગવીને અથવા તો તપ કરીને ખપાવી શકાય છે. આવા શુદ્ધ વિચારો આવતાં તેનાં વૈરાગ્યની જ્યોતિ વધુ ઝળહળી ઊઠી. ત્યાગની ભાવનામાં વધારો થવા લાગ્યો. ઋષિદત્તાને જાતિસ્મરણ જ્ઞાન થતાં પોતે કરેલી ભયંકર ભૂલ યાદ આવતાં જાણે અત્યારે સાક્ષાત્ અનુભવતી હોય એમ નજર સામે દેખાવા લાગ્યું. એક ભૂલની કેટલી શિક્ષા ! એ વિચારતાં તેનું હૃદય કંપવા લાગ્યું. અને વૈરાગ્યના કિરણો વધુ પ્રકાશિત બન્યા. રાજા કનકરથ પહેલેથી તત્ત્વ–દૃષ્ટિવાળા હતા. એમાં આ સાંભળવા મળ્યું. એક ભૂલ પાછળ અનેક ભવોમાં કારમા દુઃખ ભોગવ્યા તેથી રાજાનો વૈરાગ્ય ઝળહળી ઊઠયો.

બંધુઓ ! આ ચરિત્ર સાંભળતા વિચાર કરો કે મારા પૂર્વજન્મમાં આવું કાંઈ બન્યું હશે કે નહિ ? જેમ કનકરથે ઋષિદત્તાનું સાંભળ્યું કે પૂર્વની ભૂલના કર્મો થોડા બાકી રહી જવાથી ઋષિદત્તાને માથે કલંક ચઢયું તો વૈરાગ્ય ભાવ ઝળહળી ઉઠયો. તો હવે તમને કનકરથ રાજાની જેમ વૈરાગ્ય ભાવ આવે છે કે નહિ ? જો વૈરાગ્ય ન આવતો હોય તો વિચારવું જોઈએ કે મને કેમ વૈરાગ્યભાવ નથી આવતો ? વૈરાગ્ય ઉત્પન્ન

કરે તેવા વિશિષ્ટ પ્રસંગ જોવા-સાંભળવા મળે છતાં વૈરાગ્ય ન જાગે એ આત્માનો ભવાભિનંદીપણાનો મહાન રોગ છે. સંસારના સુખો પ્રત્યે નફરત થાય, ગ્લાનિ થાય એ વૈરાગ્ય છે. એ આત્માનું આરોગ્ય છે. કનકરથના જીવનમાંથી એ જાણવા મળે છે કે તેના જીવનમાં સંસારમાં રહેવા છતાં મોહદષ્ટિને બદલે તત્ત્વદષ્ટિ વધતી હતી. એમાં ઋષિદત્તાના પૂર્વભવની હકીકત જાણવા મળી. તેથી મોકો મળતાં વૈરાગ્ય વધુ ખીલી ઊઠયો. તેથી બંને ગુરૂદેવને કહે છે ગુરૂદેવ! એક જન્મના દુષ્કૃત્યથી બાંધેલા કર્મે અનેક ભવોમાં ભટકવું પડયું, અને જાલિમ દુઃખો ભોગવવા પડયા. તો હવે અમારી ઈચ્છા જન્મોજન્મના કર્મો તોડવાની છે તો અમારે શું કરવું? ગુરૂદેવ કહે, તો તમે સંયમ લઈને તપની સાધનામાં જોડાઈ જાવ. હવે ક્ષણ માત્રનો પ્રમાદ કરશો નહિ.

असारे ऽमुत्र संसारे सारेय हि तपः क्रिया।
विलम्बो युज्यते नात्र जीविते स्वल्पके सति॥

આ અસાર સંસારમાં તપ ક્રિયા એ સારભુત છે. કારણ કે પુરાણા કર્મોને બાળવાનું એ અમૂલ્ય સાધન છે. આમાં હવે વિલંબ કરવા જેવો નથી. કારણ કે આયુષ્ય બહુ અલ્પ છે અને કર્મો તોડવાના ઘણાં જન્મોના છે.

રાજા કનકરથ અને રાણી ઋષિદત્તાએ ગુરૂવચન તરત સ્વીકારી લીધું. અને પોતાના પુત્ર સિંહરથને રાજ્યગાદી સોંપી સારા પ્રમાણમાં દાન દઈ શાસન-પ્રભાવના કરી સંયમ માર્ગ સ્વીકારી લીધો. સંયમ લઈને બંને આત્માઓ અઘોર તપની સાધના કરવા લાગ્યા. જ્યાં શીતળનાથ ભગવાનનો જન્મ થયો હતો તે ભદ્દીલપુર નગરમાં કનકરથ રાજા અને ઋષિદત્તા બંનેએ તપ રૂપી અગ્નિમાં કર્મસમૂહને બાળી નાંખ્યા ને કેવળ જ્ઞાનની જ્યોત પ્રગટાવી દીધી. અને પછી અનેક જીવોને પ્રતિબોધ પમાડી ચાર અઘાતી કર્મોનો ક્ષય કરી મોક્ષમાં પહોંચી ગયા.

બંધુઓ! આ પવિત્ર સતીના ચરિત્રમાંથી આપે ઘણું જ ગ્રહણ કર્યું હશે, તેમ હું માનું છું. ગમે તેટલા સંકટ આવ્યા છતાં પોતાના શિયળ માટે કેટલી અડગ રહી! તેમજ આવા ભયંકર કષ્ટ વેઠવા છતાં કર્મના દોષ જોયા પણ પરના દોષ ન જોયા. જે રૂક્મણીએ ભયંકર કલંક ચઢાવવાનું કાવત્રુ રચાવ્યું તે જ રૂક્મણી પ્રત્યે પણ કેટલી ક્ષમા! તેના ભવિષ્યના સુખ માટે પોતાનું કેટલું બલિદાન આપ્યું! સારાંશ એ છે કે કષ્ટ વેઠીને પણ બીજાનું ભલું ઈચ્છયું તેમજ સત્યનો, શીલનો ને ધર્મનો જયજયકાર કરાવ્યો. આપ સૌ કોઈ ભાઈ બહેનો ઋષિદત્તા અને કનકરથ જેવું પવિત્ર જીવન જીવવાની કળા શીખો, તે જ અભ્યર્થના.

# વ્યાખ્યાન નં. ૧૨૦

કારતક સુદ ૧૩-૧૪ મંગળવાર તા. ૨૬-૧૧-૭૪

કરૂણાસાગર, આપણા પરમ ઉપકારી પ્રભુએ કર્મની બેખડો તોડવા માટે એ જ ફરમાવ્યું છે કે હે આત્માઓ! જે આત્માની કર્માધીન અવસ્થા છે તે સંસાર છે અને કર્મરહિત અવસ્થા તે મોક્ષ. આપણો આત્મા કર્મની ઘેરાયેલો છે. આ બધી સામગ્રી કર્મજન્ય છે. કર્મો શત્રુ છે કે મિત્ર? (શ્રોતામાંથી અવાજ-શત્રુ) શત્રુએ બિછાવેલ સામગ્રીને આનંદપૂર્વક સાવચેતી રાખ્યા વિના જો ભોગવવામાં પડયા હો તો તમે મૂર્ખ ખરા કે નહિ? માનો કોઈ તમારો કટ્ટો દુશ્મન છે, તેણે અવસર જોઈને તમને ચા પીવા બોલાવ્યા. તમે ગયા અને ટેબલપર બેઠા, પણ તમને સ્હેજ ગંધ આવી કે ચામાં ઝેર નાંખ્યું છે તો તમે શું કરો? પેટમાં દુઃખે છે એમ કહીને ઊભા થઈ જાવ કે નહિ? (શ્રોતામાંથી અવાજ: થઈ જઈએ.) આ જ રીતે કર્મ રૂપી શત્રુએ જાળ બિછાવી છે એવું તમને જ્ઞાનીઓ દ્વારા જાણવા મળ્યું, તો તમારાથી બેસી રહેવાય ખરું? હા. એક વાત છે. તમે કર્મને શત્રુ માનો છો કે નહિ? ભગવાને તો એને શત્રુ કહયા છે. અમે પણ શત્રુરૂપે જાણીએ છીએ. તમે સાધુઓ પાસે આવ્યા ત્યારે તમને જાણવા મળ્યું કે કર્મ એ શત્રુ છે, છતાં તમારા બાળકને તમે એમ કહો છો કે આ આપણો દુશ્મન છે પણ કર્મ આપણા શત્રુ છે એ વાત કોઇ દિવસ કહી છે? તમારો કોઈ સ્નેહી હોય અને તેની સાથે કોઈ જતું હોય. તેને ખબર નથી કે આ મારો શત્રુ છે પણ તમને ખબર છે તો તમે ચેતાવ્યા વગર રહો ખરા?

આ જ રીતે અનંત જ્ઞાનીઓ પ્રત્યે જો તમને વિશ્વાસ થતો હોય તો ભગવાને એ જ કહ્યું છે કે કર્મ શત્રુથી ચેતો પણ આ થાય કયારે? તમારામાં શ્રદ્ધા આવે ત્યારે ને? શ્રદ્ધા આવે તો મિથ્યાત્વ જાય. આ મિથ્યાત્વે સત્યાસત્યને સમજવા દીધું નથી. અને તેણે અનંત જ્ઞાનીઓના વચનથી અલગ કરાવ્યા છે. અને તે કારણે જેનો રાગ કરવા જેવો હતો તે કર્યો નથી પણ પર એવા શરીરનો તેમજ પર પુદ્ગલનો રાગ કર્યો છે. પણ યાદ રાખજો કે આ શરીરને ગમે તેટલું સાચવશો તો પણ એક દિવસ તમારે છોડવાનું જ છે. આ રીતે જે જે તમને મળ્યું છે તે બધું તમારી ઇચ્છા હશે કે નહિ હોય પણ છોડવાનું છે. નહીં તો એ તમને છોડશે. શરીર કે લક્ષ્મી એકે રાખ્યા રહેવાના નથી. આજે તમે જુઓ છો ને કે આજનો લાખોપતિ આવતી કાલનો ભિખારી બને છે. આજનો નિરોગી કાયાવાળો કાલે ભયંકર રોગમાં સપડાય છે. બોલો, આનો મોહ રાખવા જેવો છે? શરીર બગડયું કે તમે હો હા કરી મૂકો. પણ શરીર

ટકશે તેની તમને ખાત્રી છે? ના, તે પછી જયાં સુધી શરીર સારું છે ત્યાં સુધી આત્મા નિર્મળ બને તેવું કંઈક કરી લે, નહીં તે આ દુનિયાની સામગ્રી ખાલી હાથ-તાલી દઈને ચાલી જશે.

યાદ રાખજો. કર્મ સત્તાનું જોર ભયંકર છે. આત્મા કર્મશત્રુની જાળમાં ફસાયેલો છે. દુનિયાનો જેલર તો કદાચ લાંચ રૂશ્વત લે અને તેની પાસે કાયદા વિરૂદ્ધ કરાવવું હોય તો કરાવી લેવાય. પણ આ જેલર એવો છે કે ન લાંચ લે, ન પ્રાર્થના સેવે. આ જેલમાં તો એવી રીતે વર્તવું જોઈએ કે જેલમાંથી છૂટાય. જેલમાંથી છૂટવાનો રસ્તો છે પણ તમને જેલ જેલરૂપે કયાં લાગે છે? પોતાને દર્દી નહિ માનનારો દવા ખાય કે દવાને ઢોળી દે? પોતાને દર્દી નહિ માનનારો વૈદ કે ડોકટર દવા આપવા આવે અને ગાળ ન દે તો તેની મહેરબાની ગણાય. આ રીતે કર્મસત્તાનું બંધન ડંખે છે? તેને કાઢવા માટે વિચાર થાય છે? આ મનુષ્યભવ આદિ સામગ્રી પુણ્યોદયે મળી છે. આનો એવો ઉપયોગ કરવો જોઈએ કે કર્મબંધન તૂટી જાય.

પદ્મનાભ રાજાએ દ્રૌપદીને કૃષ્ણ વાસુદેવને સોંપી દીધી. પછી પોતે પોતાના અંતેઉર સહિત પોતાના મહેલમાં ચાલ્યો ગયો. ત્યાંથી કૃષ્ણ વાસુદેવ દ્રૌપદીને સાથે લઈને રથમાં બેસી જયાં પાંડવો હતા ત્યાં આવીને પાંડવોને સોંપી દીધી. પછી છ એ રથ તૈયાર કર્યા. દેવની સહાયથી લવણ સમુદ્રની વચ્ચે થઈને જંબુદ્વીપના ભરત-ક્ષેત્રમાં જઈ રહ્યા છે.

तेणं कालेणं तेणं समएणं धायइसंडे दीवे पुरत्थिमद्धे भारहे वासे चंपा णामं णयरी होत्था, पुण्णभद्दे चेइए तत्थ णं चंपाए नयरीए कविले णामं वासुदेवे राया होत्था, महिया हिमवंतसवण्णओ।

તે કાળ અને તે સમયે પૂર્વાર્ધ ધાતકીખંડ દ્વીપના ભરત ક્ષેત્રમાં ચંપા નામની નગરી હતી. તેમાં પૂર્ણભદ્ર નામે ઉદ્યાન હતું. તે ચંપા નગરીમાં કપિલ વાસુદેવ રાજ્ય કરતા હતા. તેઓ મહા હિમવંત જેવા બળવાન હતા. તેમને હિમવંત કેમ કહ્યા? જેમ મેરૂ પર્વતને કોઈ ગમે તે રીતે હચમચાવવા જાય, અરે પ્રલય કાળના પવન વાય તો મેરૂ પર્વતને તો શું પણ તેના શિખરને પણ કોઈ ડોલાવવા સમર્થ નથી. એમ આ કપિલ વાસુદેવ મહાબળવાન હતા. કોઈનાથી હારે તેવા ન હતા. કપિલ વાસુદેવ કૃષ્ણ વાસુદેવ જેવા જ બળીયા અને મહાહિમવંત પર્વત જેવા છે. તે પણ સુંદર ન્યાય નીતિથી રાજ્ય ચલાવે છે. તે સમયે ત્યાં શું બન્યું?

"तेणं कालेणं तेणं समएणं मुणि सुव्वए अरहा चंपाए पुण्णभद्दे उज्जाणे समोसढे।"

તે સમયે મુનિસુવ્રત તીર્થંકર ભગવાન ચંપા નગરીના પૂર્ણભદ્ર ઉદ્યાનમાં પધાર્યા હતા. કપિલ વાસુદેવ તથા આખી પ્રજા ધર્મ સાંભળવા ગઈ. ત્રણ ખંડના અધિપતિ

હોવા છતાં ધર્મને ભૂલતા ન હતા. તે વનપાલકને કહી રાખતા હતા કે ભગવાન જ્યારે આપણા ગામમાં પધારે ત્યારે તરત મને સમાચાર આપજે. એ માટે એમના દિલમાં તલસાટ હતો. કપિલ વાસુદેવ એક ચિત્તે પ્રભુની દેશના સાંભળી રહ્યા છે. તે તેમાં તરબોળ બની ગયા છે. ખરેખર સંત સમાગમ એ કોઈ અલૌકિક ચીજ છે.

**સ્ટીમર અને સંત** := ધાતુનો ટુકડો પાણીમાં મૂકશો તો ડૂબી જશે. પરંતુ એજ ધાતુની સેંકડો ટન વજનની સ્ટીમર તો તરશે. તે તરીને બીજાને તારશે પણ ખરી. કારણ કે તે ધાતુ ઘડતર પામેલી છે. એના ઘડવૈયાઓએ ઘણના ઘા અને અન્ય ઉપાયો વડે તેની મધ્યમાં અવકાશ ઊભો કર્યો હોય છે. આ અવકાશને કારણે એ પોતે તરી શકે છે ને અન્યને પણ તારી શકે છે. સાગરમાં તરવા માટે જેમ ધાતુ ઘડતર માંગે છે તેમ ભવસાગરને તરવા માટે જીવન પણ ઘડતર માંગે છે. જેમ ધાતુ કારખાનામાં ઘણના ઘા સહીને ઘડાયા પછી પોતે તરીને બીજાને તારે તેવી સ્ટીમર બની ગઈ. તેવી રીતે સત્સંગ અને વીતરાગવાણીના વચનામૃતોથી આત્મા અનાસકત ભાવ કેળવે તો ઘડતર પામેલું જીવન સંત સમાન બની જાય છે. અને તે સંત સ્વાર્થ-વૃત્તિના અભાવ રૂપ અવકાશના કારણે પોતે તરે છે ને બીજાને તારે છે. આવા સંતના સમાગમથી જીવન તેજસ્વી બની શકે છે.

કપિલ વાસુદેવ મુનિસુવ્રત ભગવાનની દેશના એકતાર થઈને સાંભળે છે. ધર્મોપદેશ સાંભળતા તેમણે કૃષ્ણ વાસુદેવના શંખનો ધ્વનિ સાંભળ્યો. ત્યારે તે કપિલ વાસુદેવના મનમાં આ જાતનો આધ્યાત્મિક સંકલ્પ ઉત્પન્ન થયો કે શું ઘાતકીખંડ નામના દ્વીપમાં વિદ્યમાન ભરતક્ષેત્રમાં બીજો કોઈ વાસુદેવ ઉત્પન્ન થયો છે? કારણ કે તેમના શંખનો આ ધ્વનિ મારાથી વગાડવામાં આવેલા શંખના ધ્વનિ જેવો જ છે. મારા જેવો શંખ કોણે વગાડયો? મારા જેવો બળીયો કોણ આવ્યો? મનમાં આવો સંકલ્પ થયો છતાં દેશના સાંભળતા ઊઠીને તરત ચાલવા ન માંડયું, પણ બેસી રહ્યા. ભગવાને કપિલ વાસુદેવના મનના અધ્યવસાય જાણી લીધા ને કહ્યું–તારા મનમાં આ જાતના અધ્યવસાય ઉત્પન્ન થયા છે, પણ હે કપિલ વાસુદેવ! તું ગભરાઈશ નહિ. આ તારાથી નબળો નથી પણ તારા જેવો જ બળીયો છે. તું ઘાતકી ખંડનો વાસુદેવ છે અને એ જંબુદ્વીપનો વાસુદેવ છે. તેમનું અહીં આવવાનું શું કારણ બન્યું તે સાંભળ.

કપિલ વાસુદેવના મનમાં થયું કે અહો! અનાયાસે જંબુદ્વીપના વાસુદેવ મારા ખંડમાં પધાર્યા હોય તો તે મારા મહેમાન કહેવાય, મારે તેમનું સ્વાગત–સન્માન કરવું જોઈએ. કેશી સ્વામી અને ગૌતમ સ્વામી બંને ભેગા થવાના હતા, ત્યારે ગૌતમ સ્વામીને આવતા જોઈને કેશી સ્વામીના શિષ્યોએ કહ્યું કે ગૌતમસ્વામી આપની પાસે આવી રહ્યા છે. આ સાંભળીને કેશીસ્વામી તરત પોતાના આસન પરથી ઊભા થઈ ગયા ને ગૌતમસ્વામીની સામે ગયા. હું મોટો છું એવું અભિમાન નહોતું. બંને

ભેગા થયા ત્યારે શાસ્ત્રકાર બોલે છે કે તેઓ કેવા દેખાતા હતા ? "चंद सूर समप्पभा।" ચંદ્ર અને સૂર્યની કાંતિ સમાન તેજસ્વી દેખાતા હતા. આ રીતે કપિલ વાસુદેવને કૃષ્ણ વાસુદેવને મળવાનું મન થયું.

મુનિસુવ્રત ભગવાન કહે છે હે કપિલ વાસુદેવ ! એક જ ક્ષેત્રમાં, એક જ યુગમાં, એક જ સમયમાં, બે અરિહંત પ્રભુ, બે ચક્રવર્તી, બે વાસુદેવ અને બે બલદેવ ઉત્પન્ન થયા હોય, ઉત્પન્ન થઈ રહ્યા હોય, અને ભવિષ્યમાં ઉત્પન્ન થવાના હોય તેવી વાત સંભવી શકે તેમ નથી. પણ અહીં તો શું બન્યું છે ? સાંભળો. જંબુદ્વીપના ભરત-ક્ષેત્રમાં વિદ્યમાન હસ્તિનાપુર નગરમાં પાંડુરાજાના પાંચ પુત્રો પાંચ પાંડવો છે. તે પાંચ પાંડવોની પત્ની સતી દ્રૌપદી છે. તેમાં ધર્મરાજા દ્રૌપદી સાથે અગાશીમાં સૂતા હતા. પદ્મનાભ રાજા દ્રૌપદીના રૂપ–લાવણ્યની વાતો સાંભળી તેના પર મુગ્ધ થઈ ગયો તેથી તેણે પૂર્વભવના મિત્રદેવને બોલાવી દેવ દ્વારા તેનું અપહરણ કરાવ્યું છે. તે દ્રૌપદી અહીં પદ્મનાભ રાજાના બીજા મહેલમાં રહી છઠ્ઠના પારણે આયંબીલ કરે છે. તેણે પદ્મનાભ રાજાને કહ્યું છે કે મારે છ માસની પ્રતિજ્ઞા છે. દ્રૌપદીના પતિ પાંચ પાંડવો અને કૃષ્ણ વાસુદેવ દ્રૌપદીની વહારે આવ્યા છે. ઈત્યાદિ બનેલી અથથી ઇતિ સુધી હકીકત કહી સંભળાવી અને કહ્યું. પદ્મનાભ રાજાની સાથે યુદ્ધ કરતાં કૃષ્ણ વાસુદેવે જે શંખ ધ્વનિ કર્યો તે તમારા શંખ ધ્વનિ જેવો ઈષ્ટકારી, પ્રિયકારી છે. કૃષ્ણ વાસુદેવે શંખનો ધ્વનિ કર્યા પછી નૃસિંહનું રૂપ ધારણ કરી એક પંજો જમીન સાથે પછાડ્યો. ત્યાં નગરમાં કેટલાય મકાનો જમીનદોસ્ત થઇ ગયા. કંઈક અગાશીઓ તૂટી પડી, કોટ કાંગરા તૂટી પડયા, ખેદાનમેદાન થઈ ગયું અને શંખના ધ્વનિથી તેમજ સારંગ ધનુષ્યના ટંકારથી બધી સેના ભાગાભાગ થઈ ગઈ ને પદ્મનાભ રાજા પોતાના મહેલમાં જઈને સંતાઇ ગયો. છેવટે ખૂબ ગભરાઇ ગયો એટલે તે દ્રૌપદીના શરણમાં ગયો. તે સમજે છે કે જેનું બ્રહ્મચર્ય શુદ્ધ છે તે જ બીજાનું રક્ષણ કરી શકે છે. તેથી સતીની પાસે ગયો. સતી દ્રૌપદી પવિત્ર સતી છે. તેણે વૈરનો બદલો વૈરથી ન લીધો. તે કર્મના અટલ સિદ્ધાંતને તથા મૈત્રીભાવને સમજનારી હતી, એટલે એણે પદ્મનાભ રાજાને રક્ષણ માટે રસ્તો બતાવ્યો કે તમે સ્નાન કરી સ્ત્રીનો ભીનો પોષાક પહેરી મને આગળ કરી તમારી ૭૦૦ રાણીઓને સાથે લઈ જઈને મને પાછી સોંપી દો. સતીના કહેવાથી આ રીતે પદ્મનાભ રાજા કૃષ્ણ વાસુદેવ પાસે ગયો. તેમના ચરણમાં પડી માફી માંગી દ્રૌપદીને પાછી સોંપી દીધી. પછી કૃષ્ણ વાસુદેવનો રથ અને પાંચ પાંડવોના રથ લવણ સમુદ્રમાંથી પસાર થઈ રહ્યા છે.

આ બધી વાત ભગવાનના મુખેથી સાંભળીને કપિલ વાસુદેવે ભગવાનને વંદન નમસ્કાર કરીને કહ્યું, હે પ્રભુ !

गच्छामि णं अहं भंते ! कण्ह वासुदेव उत्तमपुरिसं सरिस पुरिस पासामि। હું જાઉં છું

અને જઈને મારા સમાન ઉત્તમ પુરૂષ કૃષ્ણુ વાસુદેવ કે જેઓ વાસુદેવપદને શોભાવે છે તેમને મળું છું અને તેમનો સત્કાર કરું છું. ત્યારે મુનિસુવ્રત પ્રભુ કહે છે હે દેવાનુપ્રિય! એક તીર્થંકર બીજા તીર્થંકરને મળે, ચક્રવર્તી ચક્રવર્તીને મળે, બળદેવ બળદેવને મળે, અને વાસુદેવ વાસુદેવને મળે એવું ભૂતકાળમાં બન્યું નથી, વર્તમાનકાળમાં બનતું નથી ને ભવિષ્યકાળમાં બનશે નહિ. બળીયા બળીયા પુરૂષો ભેગા ન થઈ શકે. બહુ થાય તો લવણુસમુદ્રની વચ્ચેથી પસાર થતા કૃષ્ણુ વાસુદેવના રથની સફેદ અને પીળી ધ્વજાઓને જોઈ શકશો. કપિલ વાસુદેવને કૃષ્ણુ વાસુદેવને મળવાનો દિલમાં કેટલો તલસાટ છે? અહો! તેઓ મારા ખંડમાં મહેમાન બનીને આવ્યા ને હું તેમને મળી ન શકયો કે તેમનું સત્કાર–સન્માન પણ ન કરી શકયો? જે રીતે કપિલ વાસુદેવને કૃષ્ણુ વાસુદેવને મળવાનો તલસાટ હતો તેમ આપણા આત્માને શેનો તલસાટ હોવો જોઈએ? કયારે મોક્ષગતિને મેળવું? આવો તલસાટ આત્મામાં ઉપડશે ત્યારે તે આત્મા સંસારમાં રહેતો હશે, વહેપાર ધંધા કરતો હશે છતાં તે તેનાથી અલિપ્ત રહેશે. તે પાપભીરૂ હશે. તેના દિલમાં એ ભાવ થશે કે કયારે અરિહંત ભગવાનનો ઉપાસક બની કયારે અરિહંત પદને પામું!

કપિલ વાસુદેવ રથમાં બેસીને લવણુસમુદ્રના કિનારે આવ્યા. જોયું તો કૃષ્ણુવાસુદેવ અને પાંચ પાંડવો એ છ ના રથ લવણુસમુદ્રને ઓળંગી રહ્યા છે. કૃષ્ણુવાસુદેવના રથની ધોળી અને પીળી ધ્વજાઓના અગ્રભાગને જોઇને મનમાં બોલવા લાગ્યા કે આ મારા સમાન ઉત્તમ પુરૂષ કૃષ્ણુ વાસુદેવ લવણુસમુદ્રની વચ્ચે થઇને પસાર થઈ રહ્યા છે. આમ બોલીને તેમણે પોતાનો પાંચજન્ય શંખ વગાડયો. કૃષ્ણુ વાસુદેવે કપિલ વાસુદેવના શંખનો અવાજ સાંભળ્યો ત્યારે તેમના મનમાં થયું કે આ મારા જેવો બળીયો પુરૂષ લાગે છે. હું જંબુદ્વીપનો વાસુદેવ છું. તે ધાતકીખંડનો વાસુદેવ છે એમ વિચારીને તેમણે શંખ વગાડયો. આ રીતે તે બંને વાસુદેવ પ્રત્યક્ષ રીતે નહિ પણ શંખના ધ્વનિથી પરસ્પર મળ્યા. કપિલ વાસુદેવે શંખના ધ્વનિમાં એ સંકેત કર્યો કે હે કૃષ્ણુ વાસુદેવ! આપ તો અમારા મહેમાન કહેવાઓ. મારે આપનું સ્વાગત–સન્માન કરવું છે માટે આપ પાછા વળો ને અમારું સ્વાગત સ્વીકારો. ત્રણ ખંડના અધિપતિ હોવા છતાં કેટલો વિનય–વિવેક સાચવે છે! આજે તો વિનયને દેશનિકાલ કરી દીધો છે. સંતાનો માતાપિતાનો વિનય–વિવેક પણ જાળવી શકતા નથી, કપિલ વાસુદેવે કહ્યું, આપ પાછા વળો ને મને પાવન કરો. ને મારું બહુમાન સ્વીકારો. ત્યારે વાસુદેવે શંખના સ્વરમાં સ્વર મિલાવીને કહ્યું–હું આપનું સ્વાગત, બહુમાન જરૂર સ્વીકારત પણ અત્યારે અમારે મોડું થયું છે. તેથી પાછો વળી શકું તેમ નથી. આપ દુઃખ ન લગાડતા. આપની સત્કાર–સન્માનની ભાવના માટે હું આપનો આભારી છું. બે વાસુદેવના શંખનાદ પણ ત્રણ કાળમાં મળે નહિ. આ બંને વાસુદેવના સામસામા શંખનાદો થયા તે આ જગતમાં મોટું આશ્ચર્ય બની

ગયું. આ ચોવીશીમાં ૧૦ આશ્ચર્યકારક ઘટનાઓ બની છે તેમાં આ પણ એક આશ્ચર્ય બની ગયું છે.

ત્યાંથી કપિલ વાસુદેવ પાછા ફરી અમરકંકા રાજધાનીમાં આવ્યા. તે નગરીના મહેલો પડી ભાંગ્યા છે. ધજાઓ નષ્ટ થઈ ગઈ છે. કંઈક મહેલની અટારીઓ પડી ગઈ છે. કોટ અને કાંગરા તૂટી પડયા છે. બધું અસ્તવ્યસ્ત થઈ ગયું છે. અને નગરી ખેદાનમેદાન થઇ ગઈ છે. આ બધું જોઈને ત્રણ ખંડના અધિપતિ કપિલ વાસુદેવ પદ્મનાભ રાજા પાસે ગયા. પદ્મનાભ રાજાએ તેમનું સન્માન કર્યું. પછી કપિલ વાસુદેવે પૂછયું–હે પદ્મનાભ રાજા ! एसा अमरकंका संभग्गा जाव सन्निवइया ? અહો દેવાનુપ્રિય ! કયા કારણથી આ અમરકંકા નગરીની ધ્વજાઓ તૂટી ગઈ છે ? અને આખી નગરી ખેદાનમેદાન થઇ ગઈ છે ? આ નગરીમાં શું બન્યું છે ? હવે આ પદ્મનાભ રાજાએ શો જવાબ આપ્યો તે સાંભળો. પદ્મનાભ રાજાએ કહ્યું–અહો દેવાનુપ્રિય ! જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાંથી કૃષ્ણ વાસુદેવ અને પાંચ પાંડવો આપનું રાજ્ય છીનવી લેવા માટે આવ્યા હતા. મેં તેમની સાથે ખૂબ યુદ્ધ કર્યું. આ રીતે પોતાનું પરાક્રમ બતાવવાની જ્યાં વાત કરે છે ત્યાં કપિલ વાસુદેવ બોલ્યા–ઓ દંભી અને માયાવી ! ખોટા ઠગ ! મિથ્યા ભાષણ કરનાર ! અરે, અકાળે મૃત્યુને ઈચ્છનાર ! તું બધું ભૂલી ગયો ? ભીનો ભીનો પોષાક પહેરી તારી ૭૦૦ રાણીઓ તારી પાછળ ગીતો ગાતી હતી એવી રીતે તારો વરઘોડો નીકળ્યો હતો અને લાચાર બનીને કૃષ્ણ વાસુદેવની પાસે તેં સ્ત્રી વેશે જઇ ચરણમાં પડી માફી માંગી હતી, તે બધું શું ભૂલી ગયો ? કૃષ્ણ વાસુદેવે નૃસિંહનું રૂપ લઈને એક પંજો ધરતી પર પછાડયો ને આખી નગરી ખેદાનમેદાન કરી દીધી અને તું તો બીકણ બિલાડી જેવો બનીને મહેલમાં સંતાઈ ગયો હતો. કપિલ વાસુદેવ તો બધી વાત મુનિસુવ્રત ભગવાન પાસેથી સાંભળીને આવ્યા હતા. આ તો પદ્મનાભ રાજા શું કહે છે એ જાણવા માટે પૂછતા હતા. પદ્મનાભ રાજાએ કેટલી માયાવી વાત ઊભી કરી દીધી ? તેમના મનમાં એમ કે મારી વાત કોઈ જાણતું નથી. પણ એને કયાં ખબર છે કે ચંપાનગરીથી આ કપિલ વાસુદેવ કેવળી ભગવાનના મુખેથી બધી વાત સાંભળીને આવ્યા છે. આગળ કપિલ વાસુદેવ કહે છે હે પદ્મનાભ ! તને કૃષ્ણ વાસુદેવે કહ્યું હતું કે મૃત્યુની પ્રાર્થના કરનારા, અકાળે મૃત્યુને નોતરનારા ! હીણપુણ્યા ! આ બધા શબ્દો કહ્યા હતા તે તું ભૂલી ગયો ! એ તો કૃષ્ણ વાસુદેવની દયા કે તને છવતો મૂકયો. દ્રૌપદીની અમીદૃષ્ટિ કે તને મૃત્યુના ભયથી બચવાનો રસ્તો બતાવ્યો. તારી ૭૦૦ રાણીઓ હતી તે તને ઓછી પડી કે તેં જંબુદ્વીપના ભરતક્ષેત્રના હસ્તિનાપુર નગરમાંથી મિત્ર દેવ પાસે દ્રૌપદીનું અપહરણ કરાવ્યું ! હે પદ્મનાભ ! તું શું નહોતો જાણતો કે મારા જેવા ઉત્તમ પુરૂષ કૃષ્ણ–વાસુદેવની સાથે તેં શત્રુતા કરી ? આ પ્રમાણે કહીને તેઓ ખૂબ ક્રોધથી લાલચોળ થઇ

ગયા. પદ્મનાભ રાજા કાળોમેશ જેવો થઈ ગયો. કપિલ વાસુદેવે પદ્મનાભ રાજાને પદભ્રષ્ટ કરી રાજસિંહાસનેથી ઉઠાડી મૂકયો અને તેને દેશનિકાલ કરવામાં આવ્યો. અને પદ્મનાભના પુત્ર સુનાભનો ખૂબ ઉત્સાહપૂર્વક રાજ્યાભિષેક કર્યો. પદ્મનાભ રાજાના પાપનો ઉદય જાગ્યો. તેનું પાપ પ્રગટ થયું. આ સમયે તેનો મિત્રદેવ પણ સહાય કરવા ન આવ્યો. આ વાત અહીં રહી ગઈ. હવે કૃષ્ણુ વાસુદેવ અને પાંચ પાંડવો એ છ ના રથ લવણસમુદ્રમાં ચાલી રહ્યા છે. તેઓ કેવી રીતે જંબુદ્વીપમાં પહોંચશે ને શું નવા-જુની બનાવ બનશે તેના ભાવ અવસરે કહેવાશે.

## વ્યાખ્યાન નં. ૧૨૧

કારતક સુદ પુનમ ને ગુરૂવાર તા. ૨૮-૧૧-૭૪

અનંત જ્ઞાનીઓ કહી ગયા છે કે આત્માને પ્રગતિના પંથે લઈ જવા માટે ધર્મની જરૂર છે. પરભવના સુખ માટે પણ ધર્મની જરૂર છે. ખાવું, પીવું અને મોજ મઝા ઉડાવવી તે પ્રગતિનો માર્ગ નથી. પણ ધર્મારાધના કરી મોક્ષમાં જવાનો પુરૂષાર્થ કરવો તે પ્રગતિનો માર્ગ છે. પરંતુ જીવનો જેટલો પુરુષાર્થ સંસાર તરફનો છે તેટલો મોક્ષ તરફનો નથી. સંસારના દરેક કાર્યો હેય છે, જ્યારે આત્મલક્ષે કરવામાં આવતા દરેક કાર્યો ઉપાદેય છે. માટે સંસારના પદાર્થો પ્રત્યેથી મમતા ઘટાડો, રાગ છોડો અને આત્મલક્ષી બનો. આત્માએ ઘણું મેળવ્યું અને ઘણું ભોગવ્યું, છતાં હજુ તૃપ્તિ થઈ નથી. જીવ સંતોષના ઘરમાં આવતો નથી. માનવી, સંતોષના ઘરમાં આવે તો સુખે રહી શકે. બાકી અતૃપ્તિની આગ તો ભડકે બળી રહી છે. તે કયારે પણ શાંત થઈ શકતી નથી.

"संतोष तो हि प्रबलं च सौख्यं!" સંતોષ રૂપી પાણી અતૃપ્તિની આગને શાંત કરી શકે છે. "जहा लाहो तहा लोहो, लाहा लोहो पवड्ढइ।" જેમ લાભ મળે તેમ લોભ વધતો જાય છે. (અહીં પૂ મહાસતીજીએ લોભી શેઠનું દૃષ્ટાંત આપ્યું હતું. તૃષ્ણા કેટલી ખરાબ છે તેના ઉપર સુંદર વાત રજુ કરી હતી.)

આપણે મૂળ વાત પર આવીએ. કૃષ્ણુ વાસુદેવ જ્યારે લવણસમુદ્રની વચ્ચેથી પસાર થઈને ગંગા નદી પાસે આવ્યા ત્યારે તેમણે પાંડવોને કહ્યું–હે દેવાનુપ્રિયો! ગંગા નદી જેનો ૬૨ા જોજનનો પટ છે તે ગંગા નદીને નૌકા દ્વારા તરી જાઓ. આપ તે મોટી નૌકામાં પાંચે રથો સહિત બેસી જજો અને ગંગા નદીને પાર કરી જજો. અને ત્યાં પહોંચ્યા પછી મને તે નૌકા પાછી મોકલજો, જેથી હું તેમાં બેસીને લવણસમુદ્રના કિનારે આવી જઈશ. તમે જાવ અને હું

લવણુસમુદ્રને ઓળંગતી વખતે–બંને વખતે સહાયક બન્યો છે. તેનો ઉપકાર માનું. એમ કહીને પાંચ પાંડવોને મોકલ્યા. અને કૃષ્ણુ વાસુદેવે લવણુસમુદ્રના અધિષ્ઠાતા સુસ્થિતદેવને બોલાવી તેનો ખૂબ ઉપકાર માન્યો. ઉપકારીના ઉપકારને ભૂલવો ન જોઈએ. કૃષ્ણુવાસુદેવે દેવનો ઉપકાર માનીને કહ્યું–અહો દેવ! આપે અમને સહાય ન કરી હોત તો અમે બે લાખ જોજનનો લવણુસમુદ્ર કેવી રીતે ઓળંગી શકત? આપનો અમારા પર મહાન ઉપકાર છે. દેવ તો પછી ચાલ્યો ગયો. ગુણી માણસો હમેંશા બીજાના ગુણ દેખે છે. જ્ઞાની કહે છે ગુણુનો ગુણાકાર કરવો, બુરાઈની બાદ બાકી કરવી, ભૂલનો ભાગાકાર અને સદ્‌ગુણુનો સરવાળો કરવો.

કૃષ્ણુ વાસુદેવની આજ્ઞાથી પાંડવોના રથ, આગળ ચાલતા થયા. અને જ્યાં ગંગા નદી હતી ત્યાં આવ્યા. કિનારે મોટી એકાર્થિક નૌકા પડી હતી તેમાં પાંચ પાંડવો દ્રૌપદી સહિત પાંચે રથને લઈને અંદર બેસી ગયા. કૃષ્ણુવાસુદેવે પાંડવોને ખૂબ ભલામણુ કરી છે કે આપ સાચવીને નૌકામાં જજો. પવન પ્રતિકૂળ હોય તો ખૂબ ધ્યાન રાખજો. અને આપ સહીસલામત કિનારે પહોંચ્યા પછી મને નૌકા પાછી મોકલાવજો. આ રીતે ઘણી ભલામણુ કરી હતી. પવન અનુકૂળ હતો તેથી નૌકા સડસડાટ ચાલી જાય છે. પાંચે પાડવો તથા દ્રૌપદી ક્ષેમકુશળ ગંગાનદી પાર ઊતરી ગયા. ક્યારેક ડાહ્યા પુરૂષો પણુ ભાન ભૂલે છે ત્યારે તેમની બુદ્ધિ બગડે છે.

ગંગા નદીના કિનારે પહોંચ્યા પછી પાંચે પાંડવોના મનમાં કુવિચાર જાગ્યો. તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે કૃષ્ણુ વાસુદેવનું બળ–તાકાત અને શક્તિ કેટલી છે! તેઓ મોટી ગંગા નદીને બે ભુજા વડે તરવામાં સમર્થ છે કે નહિ? આપણે તેમની શક્તિનું માપ કાઢીએ. એમ વિચાર કરીને તેમણે તે એકાર્થિક નૌકાને કૃષ્ણુ વાસુદેવને આવવા માટે પાછી મોકલી નહિં અને ત્યાં જ છૂપાવી દઈને, કૃષ્ણુ વાસુદેવની રાહ જોતા ઊભા રહ્યા. પાંડવોને આવો કુવિચાર આવ્યો. તેમણે દ્રૌપદીને મેળવી ત્યારે કૃષ્ણુ વાસુદેવનું પરાક્રમ નહોતું જોયું કે તેમની શક્તિનું માપ કાઢવા તૈયાર થયા!

દ્રૌપદીએ પાંડવોને ખૂબ સમજાવ્યા ને કહ્યું. કૃષ્ણુવાસુદેવના બળનો તો હજુ આપે તાજો દાખલો જોયો છે. આ રીતે કરવામાં તમે તમારા વિનાશને નોતરી રહ્યા છો. તમે મને મેળવવા પદ્‌મનાભ રાજા સામે યુદ્ધમાં ઊતર્યા. ત્યાંથી આપ પરાજય પામીને કેવા ભાગ્યા હતા! જો કૃષ્ણુ વાસુદેવ ન હોત તો હું તમારા ઘેર પાછી આવી શકત નહિ. એ કૃષ્ણુવાસુદેવે નૃસિંહનું રૂપ લઈ એક પંજે પછાડી અમરકંકા નગરી ખેદાનમેદાન કરી નાંખી ત્યારે તમે તેમનું બળ નહોતું જોયું કે આજે તેમની શક્તિનું માપ કાઢવા તૈયાર થયા છો! તમારે અકાળે મૃત્યુ નોતરવું હોય તો આ વાત કરજો. કૃષ્ણુ વાસુદેવ આપણા રક્ષણુદાતા છે. મહાન ઉપકારી છે. તેમને સતાવશો અને જો તેમનો પ્રકોપ થશે તો આપણને ઊભા રહેવાનો વખત નહિ રહે. આવા વાસુદેવની શક્તિનું માપ કાઢવા ઊઠયા એટલે આપ તેની મશ્કરી કરી રહ્યા છો, ઉપકારીના ઉપકારને

ભૂલીને અપકાર કરવા તૈયાર થયા છો. આ રીતે દ્રૌપદીએ પાંડવોને ઘણું સમજાવ્યા છતાં પાંચે પાંડવો ન માન્યા. અને નૌકાને ન મોકલતા છૂપાવી દીધી. અને કૃષ્ણ વાસુદેવની રાહ જોતા ઊભા રહ્યા.

કૃષ્ણ વાસુદેવ લવણ સમુદ્રના અધિપતિ સુસ્થિત દેવને મળી તેમનો મહાન ઉપકાર માની જ્યાં ગંગા નદી હતી ત્યાં આવ્યા. ચારે બાજુ નાવની તપાસ કરી પરંતુ કોઈ સ્થાને નૌકા ન મળી. નૌકા ન મળવાથી તેમના દિલમાં આઘાત લાગ્યો. નૌકા આવી નથી તેમજ જતી દેખાતી પણ નથી. શું હોડી ડૂબી ગઈ હશે? પાંડવો ગંગા નદીને પાર નહીં કરી શકયા હોય! પાંડવોનું શું થયું હશે? મેં કુંતાફોઈને કહ્યું છે કે ફોઈ! તમે જરા પણ ચિંતા ના કરશો. હું ગમે ત્યાંથી દ્રૌપદીને લાવી આપીશ. દ્રૌપદી તો મેળવી. હસતાં મુખડે હું દ્રૌપદીને લેવા ગયો હતો તેના બદલે શું બધાને ગુમાવીને જઈશ? હું કુંતાફોઈને શો જવાબ આપીશ? આ રીતે દિલમાં ખૂબ આઘાત છે. પાંડવો પ્રત્યે ખૂબ લાગણી છે. પાંડવો ખૂબ ડાહ્યા ને પ્રભાવશાળી છે, તેથી તેમના દિલમાં આવો વિચાર તો આવે જ કયાંથી? કે મારું બળ જોવા નૌકા નથી મોકલી. કૃષ્ણ વાસુદેવને આ સાથે એ આશ્ચર્ય પણ થયું કે હોડી ડૂબી ગઈ હશે તો પાંડવો સામા કિનારે કેવી રીતે પહોંચ્યા હશે? શું સાડીબાસઠ જોજનનો ગંગાનો પટ તેઓ પોતાના બળથી તરી ગયા હશે! હવે શું કરવું?

વાસુદેવનું બળ છે. નૌકા ન મળવાથી તેમણે એક હાથમાં ઘોડા અને સારથી સહિત રથ લીધો અને બીજા હાથથી ૬૨॥ યોજનના વિસ્તારવાળી ગંગા નદીને પાર કરવા લાગ્યા. બે ભુજાબળથી તરવાનું હોય તો થાક ઓછો લાગે, પણ આ તો એક હાથમાં ઘોડો અને સારથી સહિત રથ લીધો ને એક ભુજાબળથી તરે છે. તેથી તરતા તરતા જ્યારે નદીના મધ્ય ભાગમાં આવ્યા ત્યારે તેઓ એકદમ થાકી ગયા. આખા શરીરે પરસેવા વળી ગયા. ત્યારે તેમના મનમાં એવો વિચાર આવ્યો કે અહો! પાંચ પાંડવો કેટલા બળવાન છે કે જેઓ આટલી મોટી ગંગા નદીને બે ભુજાબળથી તરી ગયા!! તે સમજે છે કે નૌકા પાછી આવી નહિ તેથી ડૂબી ગઈ લાગે છે. સાથે કૃષ્ણ વાસુદેવને એક નવાઈ જેવી વાત એ લાગે છે કે આટલા પરાક્રમી હોવા છતાં પદ્મનાભ રાજાને કેમ હરાવી શકયા નહિ! આ તો વાસુદેવ છે. કૃષ્ણ વાસુદેવના મનનો અધ્યવસાય જાણીને ગંગાદેવીએ ત્યાં નદીની મધ્યમાં એક મહેલ બનાવી દીધો. કૃષ્ણ વાસુદેવે ત્યાં રથને નીચે મૂકયો ને બે ઘડી વિશ્રામ લીધો. આરામ લઈને ફરીથી ઘોડા અને સારથી સહિત એક હાથમાં રથને ઉપાડીને એક ભુજાથી ગંગા નદી તરવા લાગ્યા. ને તરતા તરતા ગંગા નદી પાર ઉતરી ગયા ને કિનારે પહોંચી ગયા. કિનારે પાંચ પાંડવો ઊભા હતા. પાંડવોને જોઈને કૃષ્ણ વાસુદેવનો હર્ષ સમાતો નથી. તેમના મનમાં થયું કે હવે હસતા મુખડે કુંતાફોઈ પાસે જઈને

કરવા લઈ આવ્યા છે ? પાંડવોએ ઘણી મોટી ભૂલ કરી છે. આપ એમની ભૂલને માફ કરો. મેં એમને ઘણું સમજાવ્યા છતાં ન સમજ્યા ને અકાળે કુબુદ્ધિ થઈ. આપને મહાન કષ્ટમાં નાંખ્યા. આ ગુનો નાનોસુનો નથી પણ મહાન ગુનો કર્યો છે. આપ અમારા વડીલ છો. આ બાળકની ભૂલ સમજી માફી આપો. આપનો ક્રોધ શાંત કરો. દ્રૌપદી પગમાં પડી ખૂબ કરગરી ત્યારે કૃષ્ણવાસુદેવે કહ્યું–બહેન ! પાંડવોના વચનને ભૂલી શકું તેમ નથી. મેં જે લોહદંડ હાથમાં લીધો છે તે મારો ક્રોધ ઉતર્યા વિના નીચે મૂકાશે નહિ. દ્રૌપદીએ પાંડવોને રથમાંથી નીચે ઉતાર્યા. અને શ્રીકૃષ્ણે ક્રોધથી ઉઠાવેલો લોહદંડ પાંચે રથ પર માર્યો ને રથના ચુરેચુરા કરી નાંખ્યા. અને કહ્યું, તમે મારા બળ, વીર્ય અને પરાક્રમને ઓળખી શકયા નહિ અને નાવને સંતાડી દઈને મારી મશ્કરી કરી તેથી હું તમને દેશનિકાલ કરું છું. હવે તમે મારી હદમાં કોઇ જગ્યાએ રહેશો નહિ. આ પ્રમાણે કહીને કૃષ્ણવાસુદેવે તે સ્થળે રથમર્દન નામે નગર વસાવ્યું. પછી શ્રીકૃષ્ણ વાસુદેવે પોતાનો રથ લઇને દ્વારકા નગરી તરફ પ્રયાણ કર્યું.

પાંચ પાંડવો પાસે રથ તો છે નહિ. તેઓ પગે ચાલતા ચાલતાં હસ્તિનાપુર નગરમાં પહોંચ્યા. જનતાને ખબર પડી કે પાંચ પાંડવો સતી દ્રૌપદીને લઇને આવ્યા છે એટલે પ્રજા તેમનું વધામણું કરવા અને સ્વાગત કરવા હર્ષઘેલી બની. સૌના દિલમાં હર્ષ છે પણ પાંચ પાંડવો અને દ્રૌપદીનું મુખ ઉદાસ છે. પ્રજા વિચાર કરે છે કે પાંડવો દ્રૌપદીને મેળવીને આવ્યા છે તેથી તેમના દિલમાં આનંદ હોવો જોઇએ. તેના બદલે તેમના મુખ પર શોક છવાયેલો લાગે છે. નક્કી કંઈ કારણ હશે ! પાંચ પાંડવો પિતા પાસે પહોંચી ગયા. જઈને પાંડુરાજા તથા કુંતામાતાના ચરણમાં પડયા. અને પિતાજીને કહ્યું કે પિતાજી ! સાંભળો. કૃષ્ણવાસદેવે અમને અત્યારે આ દેશથી બહાર જવાની આજ્ઞા આપી છે. કુંતાજી કહે ! હે વહાલસોયા પુત્રો ! મારો ભત્રીજો એવો નથી કે વગર વાંકે દેશ છોડી જવાની આજ્ઞા આપે. શું આપ તેમના કંઈ વાંક ગુનામાં આવ્યા હતા ? પાંડવોએ પોતે હસ્તિનાપુર નગરથી નીકળ્યા ત્યારથી ગંગા નદી પાર કરી ત્યાં સુધીની બધી વાત કરી. અને પછી પોતે કૃષ્ણ વાસુદેવનું બળ જોવા માટે નૌકા ન મોકલતા છૂપાવી દીધી તે બધી વાત જેવી બની હતી તેવી કહી. સ્હેજ પણ છૂપાવ્યું નહિ. કહેતાં કહેતાં પાંચે પાંડવો તથા દ્રૌપદી ચોધાર આંસુએ રડવા લાગ્યા. હે માતા–પિતા ! દ્રૌપદીએ અમને ખૂબ સમજાવ્યા પણ અકાળે અમારી મતિ બદલાઈ. પાંડુરાજાએ કહ્યું હે પુત્રો ! તમે બહુ મોટી ભૂલ કરી છે. તમે લોકોએ કૃષ્ણવાસુદેવનું બૂરું કરીને સારું કર્યું નથી. તેમને અણગમતું કાર્ય તમે કર્યું છે. કૃષ્ણ વાસુદેવ ત્રણ ખંડના અધિપતિ છે. ત્રણ ખંડ છોડીને તમે કયાં અને કેવી રીતે જશો ?

આમ કહીને પાંડુરાજાએ કુંતાજીને બોલાવીને કહ્યું : દ્વારકા નગરીમાં કૃષ્ણ વાસુદેવ પાસે જલ્દીથી પહોંચી જાવ અને તેમને કહો કે તમે પાંડવોને દેશનિકાલ

કર્યા છે. તમે દક્ષિણાર્ધ ભરતક્ષેત્રના ત્રણ ખંડના અધિપતિ છો, જ્યારે બધા દેશો તમારા છે. તો તમે બતાવો કે પાંડવો ક્યાં જઈને રહે ? પાંડુ રાજાની આજ્ઞાથી જે રીતે પહેલા કુંતાજી હાથીપર બેસીને દ્વારકા નગરી ગયા હતા તે રીતે ગયા અને દ્વારકા નગરીના બહારના ઉદ્યાનમાં ઉતર્યા. કૃષ્ણવાસુદેવને સમાચાર મોકલાવ્યા કે તમારા કુંતાફોઇ આવ્યા છે. સમાચાર સાંભળીને તરત જ કૃષ્ણ વાસુદેવ આસન પરથી ઊભા થઈ ગયા અને પોતાના પરિવાર તેમ જ હાથી વગેરે લઇને તેમનું સ્વાગત કરવા માટે ગયા. તેમના સ્વાગતમાં જરા પણ ખામી ન રાખી. પ્રેમથી તેમનું સત્કાર–સન્માન કર્યું. કુંતાજીએ પછી સ્નાન કર્યું. બધાએ તેમને પ્રેમથી જમાડયા. પછી આરામ લઇને ઊઠયા બાદ કૃષ્ણજીએ પૂછયું. હે ફોઈ ! આપને આટલે દૂર સુધી આવવાનું શું પ્રયોજન બન્યું ? આ ભત્રીજાનું શું કામ પડયું ? મારા લાયક જે સેવા હોય તે ફરમાવો. કુંતાજી કહે દીકરા ! વાત એવી છે કે કહેતાં દિલ દ્રવી જાય છે. આંખમાં આંસુ છલકાઇ જાય છે. પાંડવોએ તારું બળ જોવા નૌકા છૂપાવી દીધી તે ઉપકારીના ઉપકારને ભૂલી ગયા. તમે તેમના રથના ભુક્કા કરી તેમને દેશનિકાલની આજ્ઞા કરી. તો આ વિષે મારે આપને પૂછવું છે કે આપ ત્રણ ખંડના અધિપતિ છો. તો તમે જ અમને બતાવો કે પાંડવો હસ્તિનાપુર છોડીને કઇ દિશા કે વિદિશા તરફ જાય ? આ સાંભળીને કૃષ્ણ વાસુદેવે કહ્યું હે ફોઇ ! જેમ દેવના વચન ન બદલાય તેમ વાસુદેવ, ચક્રવર્તી, બળદેવ આ બધા ઉત્તમ પુરૂષો જે કંઈ પણ કહે છે તે એક જ વાર કહે છે, તેમાં કોઇ જાતનો ફેરફાર થઈ શકતો નથી. એટલા માટે પાંચે પાંડવો દક્ષિણ સમુદ્ર તરફ જાય અને ત્યાં પાંડુમથુરા નગરી વસાવીને રહે અને મને મુખ ન બતાવે. આ પ્રમાણે કહીને કુંતાફોઈનું સત્કાર સન્માન કરીને ત્યાંથી વિદાય કર્યા. હવે કુંતાજી હસ્તિનાપુર નગર પહોંચીને પાંડવોને વાત કરશે ને પાંડવો કેવી રીતે નગર વસાવીને રહેશે તેના ભાવ અવસરે કહેવાશે. (લોંકાશાહે જૈન શાસન માટે શું શું કાર્ય કર્યું છે, તેમને જૈન ધર્મ માટે કેટલી શ્રદ્ધા હતી તેમજ સાચા સાધુ કોને કહેવાય વગેરે લોંકાશાહના જીવનમાંથી સુંદર વર્ણન કર્યું હતું.)

આજે ચાતુર્માસ–પૂર્ણાહૂતિનો દિવસ છે. આ પાંચ માસના ચાતુર્માસના દિવસોમાં આપે તપ ત્યાગની આરાધના સારી રીતે કરીને આનંદમંગલપૂર્વક ચાતુર્માસમાં સંપૂર્ણ રીતે સહકાર આપ્યો છે. આપના શ્રી સંઘના દરેક ભાઈબહેનોને અમારા નવ મહાસતીજી વતી કાંઈ મન દુઃખ થયું હોય, વ્યાખ્યાનમાં આપને જાગૃત કરવા મીઠા ભાવથી કોઈક દિવસ કડક શબ્દો બોલાઈ ગયા હોય ને આપના દિલમાં દુઃખ થયું હોય તો અમારા નવે મહાસતીજી વતી આપ સૌની પાસે અંતઃકરણ પૂર્વક ક્ષમા યાચું છું. આપ સૌ જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપની આરાધનામાં ખૂબ આગળ વધજો.

આપના આત્માના ઉદ્યાનમાં જ્ઞાન-દર્શન-ચારિત્રના ફુલડાં ખીલવીને એ બગીચો રમણીય બનાવશો. અને આ અમૂલ્ય માનવ ભવમાં જીવને એક ધર્મ સંસાર-સમુદ્રથી તારનાર છે. જો મોક્ષ મેળવવો હોય તો વીતરાગ વાણીમાં શ્રદ્ધા લાવજો અને સચોટ શ્રદ્ધા થાય પછી આચરણમાં ઉતારશો. આ ધર્મનો રંગ જો હાડહાડની મિજ્જામાં લાગી જાય તો આત્માનું કલ્યાણ થયા વિના ન રહે. અંતમાં આપ સર્વેની પાસે ક્ષમા માગી વિરમું છું. (પૂ. મહાસતીજીએ ક્ષમાયાચના કરી ત્યારે સર્વ ભાઈ બહેનોની આંખો આંસુથી છલકાઈ ગઈ હતી.)

## "ક્ષમાપના વખતે પ્રમુખ શ્રી ગંભીરભાઈનું પ્રવચન"

પ્રખર વ્યાખ્યાતા, બા. બ્ર. વિદુષી પૂ. શ્રી શારદાબાઈ મહાસતીજીએ આપણી વિનંતીને માન આપી માટુંગા ચાતુર્માસ પધારી આપણા પર ઘણો મોટો ઉપકાર કર્યો છે, તે બદલ આપણે તેમના ખૂબ ઋણી છીએ. પૂ. મહાસતીજીમાં ઘણી જ વિદ્વતા છે, સરળતા છે અને તેમની વાણીમાં કોઈ અપૂર્વ ઓજસ છે. આકર્ષક ભાવવાહી શૈલીથી હૃદયસ્પર્શી પ્રવચન ફરમાવે છે તે હું પાંચ માસના અનુભવથી જાણી શકયો છું. તેમના મધુર પ્રવચનોએ માટુંગાની જનતા ઉપર ખૂબ પ્રભાવ પાડયો છે. મારા કંઈક જૈન બંધુઓ ઉપાશ્રયે આવતા ન હતા તેઓ ઉપાશ્રયે આવતા થઈ ગયા છે. પૂ. મહાસતીજીનો પ્રભાવ તેમની વાણી અને તેમની સરળતા કોઈ અદ્ભૂત છે.

પૂ. મહાસતીજીની સાનિધ્યમાં પાંચ પાંચ મહિના કયાં પસાર થઈ ગયા તેની ખબર પણ ન પડી. પૂ. મહાસતીજીની વાણીના મીઠા શબ્દો કાનમાં ગુંજ્યા કરે છે. તેમના ચાતુર્માસના સ્મરણો જનતાના હૃદયપટ પરથી ભૂલાતા નથી. પરમ દિવસે મહાસતીજી માટુંગાનો ઉપાશ્રય છોડી દેશે. તેમને વિદાય આપતાં હૈયું કામ કરતું નથી. પૂ. મહાસતીજીએ શ્રી સંઘ પાસે ક્ષમાપના કરી છે તેમ હું પણ માટુંગા શ્રી સંઘવતી નવે મહાસતીજીની ક્ષમા માંગું છું. અમારી સેવામાં, ભાવ ભક્તિમાં કાંઈ ખામી રહી ગઈ હોય તો ફરી ફરીને હું શ્રી સંઘવતી ક્ષમા માંગુ છું. (ગંભીરભાઈએ જ્યારે મહાસતીજી પાસે ક્ષમા માંગી ત્યારે શ્રી સંઘના ભાઈ બહેનોની આંખમાં આંસુની ધાર વહી રહી હતી.) છેલ્લે ગંભીરભાઈએ પૂ. મહાસતીજીનો ખૂબ ખૂબ આભાર માની ફરી ફરીને મહાસતીજીને માટુંગા ક્ષેત્રને આવો લાભ આપવા વિનંતી કરી હતી ને કહ્યું હતું કે તમે ભલે બધે જાવ, પણ માટુંગાને ભૂલશો નહિ અને ફરી ફરીને વહેલા ચાતુર્માસ પધારજો.

ૐ શાંતિ

# વ્યાખ્યાન નં. ૧૨૨

કારતક વદ એકમ ને શુક્રવાર તા. ૨૯-૧૧-૭૪

શાસનસમ્રાટ, વીર ભગવાન, ત્રિલોકીનાથના મુખકમળમાંથી ઝરેલી શાશ્વતી વાણી તેનું નામ સિદ્ધાંત. વીર પ્રભુની વાણી સાંભળતાં જેમ મેઘ ગાજે ને મોર નાચે તેમ ભવ્ય જીવોના હૈયાં નાચી ઊઠે છે.

આપણે જ્ઞાતાજી સૂત્રનો દ્રૌપદીનો અધિકાર ચાલે છે. કારતક સુદ પુનમ અને વદ એકમ સૂત્ર બોલવાની અસજઝાય છે. કુંતાજી કૃષ્ણ વાસુદેવ પાસેથી નીકળી હાથી ઉપર બેસી હસ્તિનાપુર પહોંચી ગયા. પછી કૃષ્ણ વાસુદેવે જે વાત કરી હતી તે પાંડુરાજાને કરી. પછી પાંડુરાજાએ પાંચ પાંડવોને બોલાવીને કહ્યું કે કૃષ્ણ વાસુદેવની આજ્ઞા છે કે તમે અહીંથી દક્ષિણ દિશા તરફ સમુદ્રના કિનારા પર જાઓ અને ત્યાં જઈને પાંડુ-મથુરાનગરી વસાવો. તમારી ભૂલથી તમારે હસ્તિનાપુર નગરનું આટલું મોટું રાજ્ય છોડવાનો પ્રસંગ આવ્યો છે. તમારી કરેલી ભૂલ તમને નડી રહી છે. કૃષ્ણ વાસુદેવે પાંડવોને દેશ-નિકાલની આજ્ઞા આપી, પણ તેમનામાં સજ્જનતા હતી, તેમણે એમ નહોતું કહ્યું કે તમે પહેર્યા કપડે ચાલ્યા જાઓ. તેઓ સમજતા હતા કે નગરી વસાવવાનું હું કહુ છું તો તે માટે બધી વસ્તુઓ જોઈશે, એટલે કૃષ્ણ વાસુદેવની આજ્ઞાથી પાંડુરાજાની આજ્ઞા સ્વીકારીને (તેઓ) ઘોડા, હાથી, રથ અને પાયદળવાળી ચતુરંગિણી સેનાની સાથે રડતી આંખે પાંડવો તથા દ્રૌપદી હસ્તિનાપુર નગરની બહાર નીકળ્યા. પાંડવોએ ભૂલ કરી પણ તેમનામાં સજ્જનતા હતી એટલે વિચાર કરે છે કે આપણે બહુ મોટી ભૂલ કરી છે. આપણી ભૂલથી આપણને દેશનિકાલની સજા થઈ છે. તેમાં કૃષ્ણ વાસુદેવનો જરા પણ વાંક નથી. તે કૃષ્ણ વાસુદેવનું વાંકું ન બોલ્યા. તેમના દોષ ન જોયા પણ આપણે આવી ભૂલ કરી છે તે ભૂલનો ભોગવટો મળ્યો છે એમ સ્વદોષ જોયા, પાંડવો પોતાની ચતુરંગી સેના સહિત જ્યાં દક્ષિણ દિશાના સમુદ્રનો કિનારો હતો ત્યાં પહોંચ્યા. ત્યાં પહોંચીને તેમણે પાંડુ-મથુરાનગરી વસાવી. ગમે તે રીતે નગરી વસાવીને રહે પણ આ જાતનું એક લંછન તો લાગ્યું ને પાંડવોને કૃષ્ણજીએ દેશનિકાલ કર્યા ત્યારે આ નગરી વસાવી હતી. પાંચ પાંડવો અને દ્રૌપદી આનંદથી રહે છે ને ધર્મધ્યાન કરે છે. જે કર્મનો દોષ જોવે છે તે વિપત્તિમાં આર્તધ્યાન રૌદ્રધ્યાન નથી કરતા. તે સમજે છે કે કરેલાં કર્મો ભોગવ્યા વગર છૂટકો નથી. આ દેશનિકાલ તો સારો છે પણ જો આત્મા દેવ-ગુરૂ ધર્મની અશાતના કરશે તો એવો દેશનિકાલ થઈ જશે કે અનંતકાળે જીવ ધર્મ નહિ પામે એવા સ્થાનોમાં પટકાઈ જશે.

દ્રૌપદી પાંડવોની સાથે વિપુલ કામભોગો ભોગવતી રહેવા લાગી. સંસારના સુખ ભોગવતાં ભોગવતાં દ્રૌપદી સગર્ભા થઈ. જ્યારે ગર્ભમાં પુણ્યવાન જીવ આવીને ઉત્પન્ન થાય છે ત્યારે માતાને ઉપવાસ, આયંબીલ વિગેરે કરવાનું તેમજ ધર્મધ્યાન કરવાનું મન થાય છે અને કુપાત્ર જીવ આવે ત્યારે માતા ધર્મધ્યાન કરતી હોય તો પણ તે અટકી જાય છે. નવ માસ અને સાડા સાત દિવસનો ગર્ભકાળ પૂરો થતાં દ્રૌપદીએ પુત્રને જન્મ આપ્યો. તેનું શરીર ખૂબ સુકોમળ છે. માતા–પિતાએ વિચાર કર્યો કે આ પુત્ર અમારા પાંચે પાંડવોનો છે અને દ્રૌપદીથી આ ઉત્પન્ન થયો છે માટે આ પુત્રનું નામ પાંડુસેન કુમાર રાખીએ. આમ વિચાર કરી તેનું નામ પાંડુસેનકુમાર રાખ્યું. બીજના ચંદ્રની માફક કુમાર વધતો જાય છે. ધીમે ધીમે પાંચ વર્ષનો થયો. પછી વિદ્યાભ્યાસ કરવા માટે કલાચાર્યની પાસે મોકલ્યો. તે પાંડુસેનકુમાર ૭૨ કલાઓમાં નિષ્ણાત બની ગયો. યોગ્ય ઉંમરે પહોંચ્યો ત્યારે તેને યુવરાજની પદવી આપી તેનાં લગ્ન કર્યા.

એક વખતના સમયમાં ભગવાન નેમનાથ પ્રભુના સ્થવિર મુનિઓ ગ્રામાનુગ્રામ વિચરતા વિચરતા પાંડુ–મથુરા નગરીમાં પધાર્યા. મુનિઓમાં કોઈ વય–સ્થવિર છે. કોઈ ચારિત્ર સ્થવિર છે. માટીના વાસણમાં પાણી નાંખવાથી તે વધુ શિતળતાને પામે છે તેમ ભગવાનના આ સ્થવિર મુનિઓમાં જ્ઞાન બરાબર પચ્યું હતું. તેથી બધા મુનિઓ શિતળ અને શાંત હતા. પાંચ પાંડવો અને દ્રૌપદીના અથાગ પુણ્યનો ઉદય કે આ અજાણી ભૂમિમાં મુનિઓ પધાર્યા. મોક્ષગામી જીવો છે. ભગવાને સાચા સાધકને લાકડાની નૌકાની ઉપમા આપી છે. લાકડાની નૌકા પોતે તરે ને બીજાને તારે, તેમ નિગ્રંથ મુનિઓ પોતે તરે ને બીજાને તારે છે. પુંઠાની નૌકા ગમે તેટલી સુંદર બનાવેલી હોય, તેમાં બેસવાની સીટો હોય, બધી વ્યવસ્થા સુંદર રીતે કરી હોય, છતાં એ નૌકા સામા કિનારે નહિ પહોંચાડે પણ બરાબર મધદરિયે ડૂબાડી દેશે, તેમ જે મુનિઓ સાધુના આચાર–વિચારથી ભ્રષ્ટ થયેલા છે, મન ફાવે તેમ વર્તી રહ્યા છે તેવા આત્માઓ પોતે ડૂબે છે ને બીજાને ડૂબાડે છે. પણ સાચા સંત પોતે તરે ને બીજાને તારે. મુનિઓ પધાર્યાના સમાચાર સાંભળીને પાંચે પાંડવોના હૈયા હરખાઈ ગયા. હસ્તિનાપુર છોડયા પછી તેમના માટે આ ખૂબ આનંદનો વિષય હતો. સંસારની દૃષ્ટિએ પુત્રનો જન્મ થયો એ તેમને મન આનંદનો વિષય કહેવાય, પણ એ આનંદને ઢાંકી દે તેવો આનંદ પાંડવોને મુનિ પધાર્યાના સમાચાર મળતાં થયો. પાંચ પાંડવો અને નગરની જનતા ધર્મોપદેશ સાંભળવા ગઈ. એક વખતના ઉપદેશે પાંડવોનો આત્મા જાગી ઉઠયો. તેમનામાં વૈરાગ્યનો પ્રકાશ થયો. તેમને શ્રદ્ધા થઈ ગઈ કે સંયમ વગર ત્રણ કાળમાં સિદ્ધિ થવાની નથી. તેમને સંયમ લેવાની અભિલાષા જાગી. મોક્ષ-તત્ત્વની રૂચી થઈ. એકવાર દેશના સાંભળીને પાંડવો જાગી ગયા અને અમે તમને

પાંચ પાંચ મહિનાથી વીતરાગવાણીનું પાન કરાવીએ છીએ છતાં માટુંગાના એકે શ્રાવકને દીક્ષા લેવાનું મન થાય છે? દેશના પૂરી થયા પછી પાંડવો કહે છે, અમે અમારી પત્ની દ્રૌપદીને પૂછીને તેમજ પાંડુસેન કુમારનો રાજ્યાભિષેક કરી આપની પાસે સંયમ લેવા ઈચ્છીએ છીએ. ત્યારે મુનિઓએ કહ્યું : અહો દેવાનુપ્રિય! તમને જેમ સુખ ઉપજે તેમ કરો. પણ સારા કાર્યમાં જરા પણ વિલંબ કે પ્રમાદ કરશો નહિ.

વીતરાગ વાણી સાંભળી પાંડવો ઘેર આવ્યા, પણ હવે તેમના જીવનમાં ઘણો ફરક પડી ગયો હતો. જેમ કોઈ માણસને ખૂબ તાવ આવે પછી તેની જીભમાંથી સ્વાદ ઊડી જાય છે તેમ હવે પાંડવોને સંસાર પરથી સ્વાદ ઊઠી ગયો. હસ્તિનાપુર નગર છોડતાં દુઃખ થયું હતું પણ હવે પાંડુ મથુરા નગરી આનંદથી સ્વઈચ્છાએ છોડવા તૈયાર થયા. પાંચે પાંડવો દ્રૌપદીને કહે છે હે દેવી! ગુરૂદેવની વાણી સાંભળીને અમને સંયમ લેવાનું મન થયું છે. તારી આજ્ઞા મળે તો પાંડુસેન કુમારનો રાજ્યાભિષેક કરી અમે સંયમ લેવા ઈચ્છીએ છીએ. આ સમાચાર સાંભળતા દ્રૌપદીને ખૂબ આનંદ થયો. તેનું મુખ ફિક્કું ન પડી ગયું. તે આજના જેવી દ્રૌપદી નહોતી. તેનું હૈયું હર્ષથી નાચી ઊઠયું. અહો! ધન્ય ઘડી, ધન્ય ભાગ્ય કે આપને સંયમનો માર્ગ ગમ્યો છે. આપ જો દીક્ષા લેવા ઈચ્છો છો તો તમારા વિના આ સંસારમાં મારા માટે બીજો કયો આધાર છે? આજ સુધી સંસારમાં તમારી સાથે રહી છું તો ત્યાગમાર્ગમાં પણ સાથે જ આવીશ. અને આપણે મોક્ષ માર્ગનો પ્રવાસ ખેડીશું. શું તે સમયના હળુકર્મી આત્માઓ! એક વાર દેશના સાંભળે ને ત્યાગ-માર્ગે ચાલી નીકળે. તે સમયે કેવો રંગ જામતો હશે!

પાંચે પાંડવોએ પાંડુસેન કુમારનો રાજ્યાભિષેક કરીને તેને રાજસિંહાસને બેસાડી દીધો. રાજા બનેલા પાંડુસેન કુમારે કૌટુંબિક પુરૂષોને બોલાવીને કહ્યું : હે દેવાનુપ્રિયો! દીક્ષા લેતી વખતે ઉપયોગમાં આવનારી બધી વસ્તુઓ તેમજ પુરૂષ-સહસ્રવાહિની-પાલખી લઈ આવો. પાંડુરાજાની આજ્ઞા સ્વીકારીને તરત બધી વસ્તુઓ હાજર કરી. ખૂબ ધન ખર્ચી દીક્ષા મહોત્સવ ખૂબ સુંદર રીતે ઉજવી ધર્મનો ફેલાવો કર્યો. અને ઘણા ઠાઠમાઠથી ભવ્ય દીક્ષા મહોત્સવ ઉજવ્યો. પછી પાંડુસેન કુમારને કહ્યું કે તું સંસારમાં રહે, તો પણ અલિપ્ત ભાવથી રહેજે. પાંડવોએ તથા દ્રૌપદીએ સ્થવિર મુનિઓ પાસે દીક્ષા લીધી અને પછી દ્રૌપદીને સુવ્રતા નામના સાધ્વીજીને સોંપી દીધી. દીક્ષા લીધા પછી પાંચે પાંડવોએ ચૌદ પૂર્વનું જ્ઞાન મેળવ્યું અને પુરાણાં કર્મોને ખપાવવા માટે તેમણે છઠ્ઠથી શરૂ કરીને માસખમણ સુધીની તપશ્ચર્યાઓ ચાલુ કરી. દ્રૌપદી સતીજીએ ગુરૂણીની સાનિધ્યમાં રહી ૧૧ અંગનું જ્ઞાન મેળવ્યું. અને ઘણાં વર્ષો સુધી છઠ્ઠ, અઠ્ઠમ, પાંચ, છ ઉપવાસ આદિ તપશ્ચર્યાથી પોતાના આત્માને ભાવિત કરતાં વિચરે છે. પાંચ પાંડવો અને દ્રૌપદી દીક્ષા લઈને આરાધનામાં ઊતરી ગયા.

ત્યાર પછી તે સ્થવિર ભગવંતો બહારના જનપદમાં વિહાર કરવા લાગ્યા. તે સમયે અર્હંત પ્રભુ નેમનાથ ભગવાન વિહાર કરતાં કરતાં સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા. જનતાના મુખેથી સૌરાષ્ટ્રમાં પ્રભુ પધાર્યાના સમાચાર સાંભળી પાંડવોના મનમાં નેમનાથ પ્રભુના દર્શનની જિજ્ઞાસા જાગી. પાંડવોને કૃષ્ણવાસુદેવે હદપાર કર્યા હતા

તેથી પાંડવોએ લવણસમુદ્રના દક્ષિણ કિનારે આ પાંડુ મથુરા નગરી વસાવી. ત્યાં દીક્ષા લીધી હતી. ક્યાં એ છેડો ને ક્યાં સૌરાષ્ટ્રનો છેડો! એટલે દીક્ષા લીધા પછી ઘણો સમય વીતી ગયો. પાંડવોને નેમનાથ ભગવાનના દર્શનનો તલસાટ જાગ્યો છે. એટલે પોતાના સ્થવિર ગુરૂ પાસે જઈને વંદન કરીને વિનયપૂર્વક કહે છે, ગુરૂદેવ! ભગવાન સૌરાષ્ટ્ર દેશમાં પધાર્યા છે તો અમારે તેમના વંદન કરવા માટે જવું છે. જો આપ આજ્ઞા આપો તો અમે જઈએ. સ્થવિર મુનિએ સુપાત્ર શિષ્યોને જોઇને આજ્ઞા આપી. ગુરૂની આજ્ઞા લઈને તે પાંચે પાંડવ (મુનિઓ) ત્યાંથી નીકળ્યા. નીકળીને પાંચે પાંડવોએ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી આપણને અર્હંત ભગવાન નેમનાથના દર્શન ન થાય ત્યાં સુધી માસખમણના પારણે માસખમણ કરવા. આવી કઠીન પ્રતિજ્ઞા લઇને ઝડપી વિહાર કરી રહ્યા છે. ભગવાન નેમનાથના દર્શનની પાંડવોને ખૂબ ઝંખના છે. તેમને દર્શનની લગની લાગી છે.

**લગની લાગી છે કે અગની જાગી છે, તારા મિલનની પ્રભુ,**
**પલેપલ ઝંખ્યા કરું તને કે........લગની લાગી છે........**

છેક પાંડુ મથુરા નગરીથી સૌરાષ્ટ્રમાં પહોંચવું છે. એટલે ઝડપી વિહાર કરે છે. માસખમણના તપ ચાલે છે. આ તપ કરીને બેસી રહેવાનું નથી પણ રોજ ને રોજ ઝડપી વિહાર કરવાના છે. જેમ પાંડવોને નેમનાથ પ્રભુના દર્શનનો તલસાટ ઉપડયો છે તેમ એક વાર આત્માને મોક્ષ માટેનો તલસાટ ઉપડે ને પુરુષાર્થ કરે તો જરૂર મેળવી શકે. પરંતુ હજુ જેટલો આત્માને સંસારી સુખ મેળવવાનો તલસાટ છે તેટલો મોક્ષ તરફનો નથી. પાંચે અણગારો વિહાર કરતાં કરતાં હસ્તિ કલ્પ નગરમાં સહસ્રામવન–ઉદ્યાનમાં પધાર્યા. તેમને માસખમણના પારણાનો દિન છે. એટલે પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય, બીજા પ્રહરે ધ્યાન કરીને ત્રીજા પ્રહરે યુધિષ્ઠિર મુનિ સિવાયના ચારે મુનિઓ ગૌચરી માટે નીકળ્યા. પાંચ પાંડવોમાં યુધિષ્ઠિર મુનિ મોટા છે એટલે અત્યારે તેઓ ગુરૂપદે છે. ચારે મુનિઓ ઊંચ–નીચ અને મધ્યમકુળમાં ગૌચરીની ગવેષણા કરતા ફરી રહ્યા છે. ત્યાં લોકોના મુખેથી સમાચાર સાંભળ્યા કે ભગવાન નેમનાથ પ્રભુ એક માસના સંથારા સહિત ૫૩૬ અણગારોની સાથે સિદ્ધ, બુદ્ધ, મુક્ત થઈને મોક્ષપદને પામ્યા છે. આ સમાચાર સાંભળી મુનિઓએ વિચાર કર્યો કે હવે આપણને ગૌચરી લેવી કલ્પતી નથી. એમ વિચાર કરી તે ચારે મુનિઓ પાછા વળી ગયા. આવીને ઇરિયાવહી પડિક્કમી અને લાવેલા આહારને યુધિષ્ઠિર અણગારની સામે મૂકીને કહ્યું હે ગુરૂદેવ! આપણને જેમના દર્શનની તીવ્ર તમન્ના હતી, તલસાટ હતો તેવા નેમનાથ ભગવાન સિદ્ધ-બુદ્ધ થઇને મોક્ષે પહોંચી ગયા. આપણે કેવા કમભાગી કે આપણને પ્રભુના દર્શન ન થયા. અહો! જેના દર્શન કરી આપણા જીવનને શુદ્ધ બનાવવું હતું, નેત્ર પાવન કરવા હતા, આત્મકલ્યાણ કરવું હતું, જ્ઞાનામૃતના મીઠા ઘુંટડા પીવા હતા એવા પ્રભુ તો મોક્ષે પહોંચી ગયા. એવી જનતાના મુખેથી વાત સાંભળીને અમે પાછા આવ્યા છીએ. આ સમાચાર સાંભળતાં જેમ વિજળીનો કરંટ લાગે એવો દિલમાં ભયંકર આઘાત લાગ્યો. લાવેલા આહારને પરઠવી

દીધો ને વિચાર કર્યો કે આપણે તો ભગવાન નેમનાથના દર્શન માટે નીકળ્યા ત્યારે અભિગ્રહ કર્યો છે કે ભગવાન નેમનાથના દર્શન ન થાય ત્યાં સુધી આપણે માસખમણના પારણે માસખમણ કરવા. આપણો અભિગ્રહ પૂરો ન થયો માટે હવે આપણા માટે એ જ યોગ્ય છે કે શત્રુંજય પર્વત ઉપર જઈ સંથારો કરીએ. આ રીતે નિર્ણય કરી પાંચે મુનિઓએ શત્રુંજય પર્વત ઉપર જઈ આલોવી, પડિક્કમી, નિંદી, નિશલ્ય થઈને ચારે આહારના પચ્ચખાણ કરી અનશન વ્રત સ્વીકારી લીધું. પહેલા ૩૦ ઉપવાસ તો હતા. પારણું હજુ કર્યું નથી ને સંથારા કરી દીધા. શી ગુરૂલગની! શો ગુરૂ દર્શનનો તલસાટ! સંથારો કરી જ્ઞાન ધ્યાનમાં મસ્ત રહે છે. એમના હૈયામાં અરિહંત–અરિહંતના પોકારો થઈ રહ્યા છે. જેને દેહ વહાલો નથી પણ ગુરૂ અને ધર્મ વહાલા છે એવા પાંડવોનો સંથારો બે માસ ચાલ્યો. પહેલાના ૩૦ દિવસના ઉપવાસ હતા અને બે માસની સંલેખણા ચાલી એટલે કુલ ૯૦ દિવસના ઉપવાસ થયા.

પાંડવોએ જે લક્ષથી સંયમ લીધો હતો. સંસારને છોડી સમસ્ત સુખોને લાત મારી ઘરથી બહાર નીકળી ગયા હતા. અને દીક્ષા લેતા નિર્ણય કર્યો હતો કે ગમે તેવા ઉપસર્ગોના ઉલ્કાપાત મચે તો પણ કાયાને વોસરાવવા તૈયાર છીએ. આવા ધ્યેયથી જેમણે દીક્ષા લીધી હતી તે ધ્યેય તેમનું સફળ થયું. બે માસનો સંથારો પૂરો થતાં ઘાતી અઘાતી કર્મોને ખપાવી સિદ્ધપદને પામી ગયા. ભગવાનના દર્શન કરવા નીકળ્યા હતા તો દર્શન કરવાને બદલે એમના જેવા બની ગયા. દર્શન કરવાને બદલે દર્શન દેનાર બની ગયા. પોતાનું આત્મકલ્યાણ કરી ગયા. દ્રૌપદી, ઘણાં વર્ષો સુધી સંયમનું પાલન કરી એક માસની સંલેખણા કરી પાંચમા દેવલોકમાં ૧૦ સાગરની સ્થિતિએ દેવપણે ઉત્પન્ન થઈ. દેવલોકની ભવસ્થિતિ પૂરી કરીને મહાવિદેહક્ષેત્રમાં જન્મ લઈ ત્યાં સંયમ લઈ સિદ્ધ-બુદ્ધ થઈ પોતાના સમસ્ત દુઃખોનો અંત કરશે. દરેક ભાઈ બહેનોની ખૂબ ભાવના હતી કે મહાસતીજી! આપ અધિકાર પૂરો કરો. તેથી ટૂંકમાં કહી અધિકાર પૂરો કર્યો. આપ સૌએ દ્રૌપદીનો નાગેશ્રી બ્રાહ્મણીના ભવથી લઈને દ્રૌપદીનો સંપૂર્ણ અધિકાર સાંભળ્યો છે. આ અધિકારમાંથી ઘણું ઘણું જાણવાનું ને શીખવાનું મળે છે. નાગેશ્રી માસખમણના તપસ્વી મુનિને ઉકરડા માની કડવી તુંબીનું શાક વહોરાવી મુનિની પ્રાણઘાતક બની તો તેને નારકીમાં, તિર્યંચમાં કેવા ભયંકર દુઃખો સહન કરવા પડયા. માટે કર્મ બાંધતાં પાછા હઠજો.

આજે ચાતુર્માસ પૂર્ણ થાય છે. આપ આરાધનાના ઉદ્યાનમાં ખૂબ સારી રીતે જોડાજો. એ બગીચો ખીલેલો રાખવા જો તમે પોતે માળી બનશો ને વીતરાગવાણી રૂપી પાણીનું સિંચન કરશો તો જરૂર બગીચો ખીલી ઉઠશે. અને ધર્મક્ષેત્રમાં આગળ પ્રગતિ કરજો તે જ શુભભાવના સહિત વિરમું છું. ફરીફરીને આપ સૌના દિલમાં કાંઈ મન દુઃખ થયું હોય તો બધા સતીજીઓ વતી ક્ષમા યાચી વ્યાખ્યાન બંધ કરું છું.

અધિકાર પૂરો કરવાની દૃષ્ટિથી ઘણો જ ટૂંકાવી નાંખ્યો છે. તા. ક. પૂ. મહાસતીજીએ વ્યાખ્યાન દરરોજ વિસ્તારપૂર્વક ફરમાવ્યા છે, પણ પુસ્તક ઘણું જ મોટું થઈ જવાથી કાંઈક બબ્બે વ્યાખ્યાનનો સાર ભેગો કરી એકેક વ્યાખ્યાનમાં લખ્યો છે.

## સમાપ્ત

# અગાઉથી નોંધાયેલ પુસ્તકના ગ્રાહકોની યાદી

| પુસ્તકોની સંખ્યા | નામ |
|---|---|
| ૧૫૧ | શ્રી મણીલાલ શામજી વીરાણી |
| ૧૦૧ | શ્રી શીવ (જૈન ભુવન) પ્રાર્થના મંડળ |
| ૧૦૧ | શ્રી સુભદ્રાબેન દલપતરામ ઝવેરી |
| ૫૧ | શ્રી ગીરજાશંકર ખીમચંદ શેઠ |
| ૫૧ | શ્રી ચુનીલાલ મુળજી મોટાણી |
| ૫૧ | શ્રી સુશીલાબેન રમણીકલાલ રાજમલ મહેતા |
| ૫૧ | શ્રી સુભદ્રાબેન રસીકલાલ ઝવેરી |
| ૫૧ | શ્રી તારાબેન ચીમનલાલ શાહ |
| ૫૧ | શ્રી ચીમનલાલ હીરાચંદભાઈ |
| ૫૦ | શ્રી લાઠીયા શીવલાલભાઈ |
| ૫૦ | શ્રી નેમચંદભાઈ એન. શાહ |
| ૪૦ | શ્રી પાનાચંદ ડુંગરશી તુરખીયા |
| ૨૫ | શ્રી તારાચંદ દીપચંદ અવલાણી |
| ૨૫ | શ્રી ધરમચંદ દેવચંદ પોપટાણી |
| ૨૫ | શ્રી મેઘજી વેલજી |
| ૨૫ | શ્રી કોકીલાબેન પ્રભુદાસ |
| ૩૧ | શ્રી રમણીકલાલ નારણદાસ |
| ૨૦ | શ્રી રસીકલાલ ચત્રભુજ મોદી |
| ૨૦ | શ્રી લક્ષ્મીચંદ મેઘજી |
| ૨૦ | શ્રી રવિચંદ સુખલાલ શાહ |
| ૨૦ | શ્રી વર્ધમાન સ્થા. જૈન શ્રાવકસંઘ, દાદર |
| ૧૫ | શ્રી કુસુમબહેન કાંતિલાલ |
| ૧૫ | શ્રી નિલાબેન વિનુભાઈ દેસાઈ |
| ૧૫ | શ્રી શીવજી લાલજી |
| ૧૫ | શ્રી છબીલદાસ હરજીવનદાસ |
| ૧૧ | શ્રી જયંતીલાલ કપુરચંદ મહેતા |
| ૧૧ | શ્રી ચંદ્રકાન્ત તારાચંદ બદાણી |
| ૧૧ | શ્રી પુરૂષોત્તમ ડુંગરશી દોશી |
| ૧૧ | શ્રી વિનયચંદ્ર હરજીવનદાસ શાહ |
| ૧૧ | શ્રી જેઠાલાલ વીજપાળ શાહ |
| ૧૧ | શ્રી બાલાચંદ શાકરચંદ |
| ૧૧ | શ્રી મફતલાલ ચુનીલાલ ઝવેરી ખંભાતવાળા |
| ૧૧ | શ્રી ગીરધરલાલ ત્રીકમજી |
| ૧૧ | શ્રી નાનાલાલ કાળીદાસ |
| ૧૧ | હેમરાજ રામજી સાવલા |
| ૧૧ | શ્રી ચીમનલાલ છોટાલાલ ખંભાતવાળા |
| ૧૧ | શ્રી વાડીલાલ ફુલચંદ પટેલ ,, |
| ૧૧ | શ્રી જેઠાલાલ નીમચંદ શાહ ,, |
| ૧૧ | શ્રી વર્ધમાનસ્થા જૈન શ્રાવકસંઘ થાણા |
| ૧૧ | શ્રી નાગરદાસ માણેકલાલ લખતરવાળા |
| ૧૧ | શ્રી વાડીલાલ છગનલાલ |
| ૧૧ | શ્રી શાંતિલાલ ચુનીલાલ |
| ૧૦ | શ્રી ભોગીલાલ નારણદાસ |
| ૧૦ | શ્રી મનુભાઈ નેણશી પારેખ |
| ૧૦ | શ્રી નાનાલાલ દેવચંદ પોપટાણી |
| ૧૦ | શ્રી કંચનબેન પાનાચંદ તુરખીયા |
| ૧૦ | શ્રી કીર્તિકુમાર પાનાચંદ તુરખીયા |
| ૧૦ | શ્રી નિશીતકુમાર પાનાચંદ તુરખીયા |
| ૧૦ | શ્રી શીવલાલ ગુલાબચંદ શેઠ |
| ૧૦ | શ્રી નટવરલાલ હરખચંદ શાહ |
| ૧૦ | શ્રી લાલજી પ્રેમજી |
| ૧૦ | શ્રી ટોકરશી વેલજી |
| ૧૦ | શ્રી ચીમનલાલ હીરાચંદ |
| ૧૦ | શ્રી ચારૂલતાબેન ચીમનલાલ દોશી |
| ૧૦ | શ્રી સ્થા. જૈન મોટા સંઘ, રાજકોટ |
| ૧૦ | શ્રી સોમચંદ જેઠાભાઈ |
| ૭ | શ્રી ગુલાબચંદ હીરાચંદ સંઘાણી |

૬ શ્રી ચીમનલાલ રતીલાલ મહેતા
૬ શ્રી પ્રેમજી રામજી કું.
૫ શ્રી જાદવજી વસનજી શાહ
૫ શ્રી ગાંગજી દેવજી
૫ શ્રી લલીતાબેન સુમનલાલ શેઠ
૫ શ્રી માણેકલાલ ડાહ્યાલાલ મહેતા
૫ શ્રી ચંપકલાલ મણીલાલ અજમેરા
૫ શ્રી વીજપાર રાઘવજી ખીરાણી
૫ શ્રી છબીલદાસ ચત્રભુજ સંઘવી
૫ શ્રી વ્રજલાલ કાનજીભાઈ સંઘવી
૫ શ્રી અમીચંદ ઓઘડભાઈ સંઘવી
૫ શ્રી છોટાલાલ દેવકરણ
૫ શ્રી પ્રાણલાલ બાલાચંદ
૫ શ્રી રંજનબેન ચંદુલાલ શાહ
૫ શ્રી ચંદુલાલ લક્ષ્મીચંદ શાહ
૫ શ્રી જયશ્રીબેન દીલીપકુમાર શાહ
૫ શ્રી સ્વરૂપચંદ મોતીચંદ પટેલ
૫ શ્રી કીર્તિલાલ કચરાભાઈ ભણશાલી
૫ શ્રી ફોરવર્ડ સ્ટુડીયો
૫ શ્રી લક્ષ્મીચંદ ભાઈલાલ શાહ
૫ શ્રી જયંતીલાલ તારાચંદ ઘાટકોપર
૫ શ્રી રમણીકલાલ ભાઈલાલ શાહ
૫ શ્રી જયન્તીલાલ ભાઈલાલ શાહ
૫ શ્રી લલીતચંદ્ર ભાઈલાલ શાહ
૫ શ્રી વિક્રમકુમાર ભાઈલાલ શાહ
૫ શ્રી વિનયચંદ હિંમતલાલ દોશી
૫ શ્રી રસીકલાલ ભાઈલાલ શાહ

૫ શ્રી શાંતિલાલ ચુનીલાલ ખંભાતવાળા
૫ શ્રી ભાઈલાલ જાદવજી શાહ
૫ શ્રી મણિલાલ અમરચંદ પારેખ
૫ શ્રી અંબાલાલ કાનજી થાણા
૫ શ્રી નવિનચંદ્ર રામજી ગાલા
૫ શ્રી વીજપાળ દેવસી
૫ શ્રી જેસિંગભાઇ ત્રીકમજી દડીયા
૫ શ્રી અમુલખ હીમજીભાઈ ગાંધી
૫ શ્રી ખીમજી કાંથડ થાણા
૫ શ્રી રતનશી વેરશી થાણા
૫ શ્રી રાયસી ભુરાલાલ જેસડા-કચ્છ
૫ શ્રી પ્રેમજી દેવસી
૫ શ્રી વેરસી મોમાયા રવ-કચ્છ
૫ શ્રી ચંપકલાલ છોટાલાલ ખંભાતવાળા
૫ શ્રી હરકીશન કાનજી પટેલ
૫ શ્રી જયંતીલાલ વલ્લભદાસ ઘાટલીયા
૫ શ્રી અમુલખ કીકાભાઈ
૫ શ્રી મણીલાલ પોચાભાઈ
૫ શ્રી પન્નાલાલ કરમચંદ મારૂ
૫ શ્રી જગજીવનદાસ રતનશી બગડીયા
૫ શ્રી પુંજાલાલ ભાઈચંદ સંઘવી, ખંભાત
૫ શ્રી ભોગીલાલ ચીમનલાલ ,,
૫ શ્રી ફુલાભાઈ ભગવાનદાસ ,,
૫ શ્રી જાદવજી મોહનલાલ શાહ, અમદાવાદ
૫ શ્રી છબલલાલ છગનલાલ સંઘવી ,,
૭ શ્રી હરિલાલ અનુપચંદ શાહ ખંભાત

# શુદ્ધિપત્રક

| વ્યાખ્યાન નંબર | પાના | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૬ | બાહ્યદોષોનું | આત્માના દોષોનું |
| ૧ | ૧ | ૩૦ | અજીત | અજીવ |
| ૧ | ૬ | ૧૦ | पीओ | पिओ |
| ૨ | ૧૩ | ૮ | આગ્યા | આવ્યા |
| ૨ | ૧૩ | ૨૪ | કથન | હાથ |
| ૨ | ૧૩ | ૨૭ | चंचा | चंवा |
| ૨ | ૧૪ | ૧૧ | દુષમ | સુષમ દુષમ |
| ૩ | ૨૪ | ૪ | વેરી | કાપી |
| ૩ | ૨૪ | ૨૫ | કથં | કયાં |
| ૩ | ૨૫ | ૯ | બગીચમાં | બગીચામાં |
| ૩ | ૨૬ | ૨૦ | ધર્મ | ઘર |
| ૩ | ૨૬ | ૩૧ | પ્રલટાયુ | પલટાયું |
| ૫ | ૪૪ | ૧૨ | महष्मयाणिं | महब्भयाणि |
| ૬ | ૪૬ | ૨૯ | ચાલરો | ચાલ્યો |
| ૬ | ૪૭ | ૩-૪ | કુંડી | હુંડી |
| ૭ | ૫૬ | ૨૪ | અર્ધદગ્ય | અર્ધદગ્ધ |
| ૭ | ૫૭ | ૨૭ | ગચા | ગયા |
| ૮ | ૬૦ | ૧૨ | इच्छनिरोहं | इच्छानिरोहं |
| ૮ | ૬૧ | ૭ | હિસા | હિંસા |
| ૮ | ૬૫ | ૬ | चहत्तणं | चउत्ताणं |
| ૯ | ૬૯ | ૧૫ | વિત | વિત્ત |
| ૯ | ૭૨ | ૧૧ | પઠયું | પડયું |
| ૧૦ | ૮૨ | ૧૧ | કામમાંથી | કણમાંથી |
| ૧૦ | ૮૫ | ૧ | પસા | પૈસા |
| ૧૦ | ૮૭ | ૨૬ | શેડાણીના | શેઠાણીના |
| ૧૦ | ૮૭ | ૮ | સાંકળી | સાંકળ |
| ૧૧ | ૮૯ | ૧૫ | ખાવી | નાંખવી |
| ૧૩ | ૧૦૫ | ૧૭ | पर्यायेसु | पर्यायेपु |
| ૧૩ | ૧૦૮ | ૩૧ | સંતાય | સંતાપ |
| ૧૩ | ૧૧૦ | ૧૨ | એમી | એમાં |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | ૧૨૦ | ૧૬-૧૭ | सुहि | सुही |
| ૧૫ | ૧૨૫ | ૧ | आईचेसु | आइच्चेसु |
| ૧૫ | ૧૨૯ | ૧૫ | निज्जिरियं | निज्जिण्णं |
| ૧૬ | ૧૪૦ | ૧૫ | દાનનો | દાવનો |
| ૧૭ | ૧૪૬ | ૨૬ | આ સંમત | અસંમત |
| ૧૮ | ૧૫૭ | ૬ | વર્તમાન | વર્ધમાન |
| ૧૮ | ૧૫૯ | ૭ | વાદ | વાર |
| ૧૯ | ૧૬૭ | ૭ | ભગવાન | મુનિ |
| ૨૦ | ૧૭૬ | ૭ | ધર્મરૂપી | ધર્મરૂચી |
| ૨૧ | ૧૭૯ | ૨૩ | ससमय | ससमयण्ण |
| ૨૨ | ૧૮૫ | ૧૩ | કાળ કરે તો તેના ભુક્કા ઊડી જાય | કાળ કરે તો અનુત્તર વિમાનમાં જાય. |
| ૨૨ | ૧૮૬ | ૨૯ | મુનિની | મુનિને |
| ૨૨ | ૧૮૮ | ૧૫-૧૬ | लालुत्ति | लाभुत्ति, अलाभुत्ति |
| ૨૨ | ૧૯૩ | ૪ | संबुज्झह | सबुज्झह किं न बुज्झह |
| ૨૮ | ૨૨૭ | ૧૪ | હર | કર |
| ૨૯ | ૨૪૦ | ૫-૧૦ | हुं | हं |
| ૩૨ | ૨૫૫ | ૧ | વચ્યુ | બચ્યુ |
| ૩૨ | ૨૫૫ | ૧ | હાં | કાં |
| ૩૬ | ૨૮૮ | ૧૭ | પાપાઢિ | પાપઢિં |
| ૪૧ | ૩૩૬ | ૨૯ | જીવનની | જીવની |
| ૪૨ | ૩૩૯ | ૧ | પડશે | પડશે |
| ૪૩ | ૩૫૧ | ૮ | કેળવવાન | કેળવવાની |
| ૪૩ | ૩૫૬ | ૮ | ચાદ | ચાર |
| ૪૪ | ૩૬૦ | ૧૭ | સંપત્તિ | સંતપ્ત |
| ૪૪ | ૩૬૪ | ૨૮ | दुच्छन्ता | दुच्छन्तो |
| ૪૫ | ૩૮૦ | ૧૧ | મમ્મણ | મમ્મણનો જીવ |
| ૪૮ | ૪૦૬ | ૫ | ત્યારે | ત્યારે. |
| ૪૯ | ૪૦૯ | ૨૧ | निःशंकियं | निःशंक |
| ૫૦ | ૪૧૭ | ૧૯ | વિપરોની | વિપરોમાં |
| ૫૪ | ૪૪૯ | ૧ | બીજીઇક | બીજી કઈ |

| | | | | |
|---|---|---|---|---|
| | ૪૪૯ | ૨૮ | અને | તો |
| ૫૫ | ૪૬૫ | ૧૩ | તાપસેની | તાપસે |
| ૫૬ | ૪૭૦ | ૨૨-૨૩-૨૪ | દમાવવું | દમાવું |
| ૫૬ | ૪૭૧ | ૮ | કપાવવું | કપાવું |
| ૫૯ | ૪૯૦ | ૮ | અને જ્યાં | ત્યાં |
| ૫૯ | ૪૯૦ | ૬ | આવવી | આવતી |
| ૬૨ | ૫૧૩ | ૧૮ | જળે | જળો |
| ૬૪ | ૫૩૨ | ૯ | ઉરરથી | ઉદરથી |
| ૬૮ | ૫૬૫ | ૨૧ | સને | અને |
| ૭૨ | ૬૦૩ | ૧૪ | તો | તો જન્મ છે ત્યાં |
| ૭૨ | ૬૦૪ | ૨૫ | જીવનની | જીવની |
| ૭૪ | ૬૨૯ | ૩ | એડ | એક |
| ૭૫ | ૬૩૫ | ૧૬ | થોઢા | થોડા |
| ૭૬ | ૬૪૨ | ૨૫ | અન્ય | અલ્પ |
| ૭૯ | ૬૬૫ | ૨૧ | गिइपडणं | गिरिपडणं |
| ૮૦ | ૬૭૮ | ૩ | सद्दावए | सद्दावेइ |
| | | | सद्दावा | सद्दावित्ता |
| ૮૨ | ૬૯૨ | ૧૩ | થયો | ગયો |
| ૮૪ | ૭૦૫ | ૧૨ | ગૌર અંવ | ગૌરવ |
| ૮૫ | ૭૦૮ | ૩૦ | दंसणरहिया | दंसणरहिया न सिज्झन्ति |
| ૮૬ | ૭૧૪ | ૨૩ | વિશિષ્ઠતા | વિશિષ્ટતા |
| ૮૭ | ૭૨૪ | ૨ | રજ્ઞણ | રક્ષણ |
| ૯૧ | ૭૪૯ | ૪ | બાપુજી ! | બાપજી ! |
| ૯૬ | ૭૮૫ | ૨૨ | આપણે | આપને |
| ૯૬ | ૭૯૨ | ૧૫ | हुवए | दुवए |
| ૯૮ | ૮૦૭ | ૭ | રૂપિયાનો | રૂપિયાનો ખર્ચ કરવા છતાં |
| ૧૦૯ | ૮૮૧ | ૨ | જેમચે | જેમણે |
| ૧૧૧ | ૮૯૫ | ૧૫ | મુનિ હતા ? | મુનિ કોણ હતા ? |
| ૧૧૨ | ૯૦૧ | ૧૨ | મટે | માટે |
| ૧૧૬ | ૯૩૧ | ૧૦ | શ્રેયના માર્ગે જવું | શ્રેયના માર્ગે જવું કે પ્રેયના? |
| ૧૨૦ | ૯૬૨ | ૫ | કર્મની | કર્મથી |